## એક અભિપ્રાય

આ પુસ્તક આકાશનો પ્રથમ પરિચય કરનારને માટે લખાયેલું છે અને એ બાબત ધ્યાનમાં રાખીને લેખકોએ વિષયને આકર્ષક અને રસિક બનાવવાનો પ્રયત્ન કર્યો છે અને તે સફળ થયો છે એમ હું માનું છું અને તેટલા વધુ લોકોને આ વિદ્યા તરફ આકર્ષવાનો માર્ગ આજ છે એટલે લેખકોએ પોતાના વિષયને લોકપ્રિય બનાવવાની સાચી ચાવી મેળવી છે.

આ વિષયમાં ગુજરાતીમાં બે-ચાર જ પુસ્તકો છે, એ આપણા સાહિત્યની દરિદ્રતા છે. આ દરિદ્રતા દૂર કરવા જેટલા સારાં પુસ્તકો લખાય તેટલું સારું. આ પુસ્તકે એ વિષયમાં કીમતી ઉમેરો કર્યો છે

પુસ્તક ઘણું સરસ થયું છે અને તે લખવા માટે હું લેખકોને ખરા દિલથી ધન્યવાદ આપું છું, અને ગુજરાતને આગ્રહપૂર્વક ભલામણ કરું છું કે આ પુસ્તકનો બની શકે તેટલો અભ્યાસ અને ઉપયોગ કરીને લેખકોએ લીધેલા અત્યંત પરિશ્રમને સફળ બનાવે

હરિહર ભટ્ટ



અમારું

## નવું સરનામું નોંધી લેજો

છેલ્લા ચારેક વર્ષ થયા અમારી ઓફિસ 'જન્મભૂમિ' બિલ્ડીંગમાં ૧૩૮, મેડોઝ સ્ટ્રીટમાં હતી, અને નવી શરૂ થયેલી અમારી બીજી વેચાણશાખાની ઓફિસ નવી હનુમાન ગલીને નાકે કાલબાદેવી રોડ ઉપર હતી.

તા. ૧લી ડીસેંબર '૪૪થી વ્યવસ્થાની સરળતા ખાતર બંને ઓફિસો અમે એક કરીએ છીએ.

અમારા ગ્રાહકોએ હવેથી બધો જ પત્રવહેવાર નીચેના સરનામે કરવો:

**ભારતી સાહિત્ય સંઘ**

ભીમરાજ [illegible]
નવી હનુમાન [illegible] પોસ્ટ ઓફિસ
કાલબાદેવી રોડ
મુંબઈ-૨



અમારી

### પ્રકાશન પ્રવૃત્તિઓ :

- અંજલી ગ્રંથમાળા
- આરોગ્ય ગ્રંથમાળા
- અરુણ પુસ્તકમાળા
- ચિંતન ગ્રંથાવલિ
- વિવેચન ગ્રંથાવલિ
- કાવ્ય ગ્રંથાવલિ
- પક્ષી-પરિચય ગ્રંથાવલિ
- કિશોર ગ્રંથાવલિ

ઊર્મિ અને નવરચના

: લવાજમ :

દેશમાં રૂ. ૬-૦-૦
પરદેશમાં રૂ. ૯-૦-૦

દસ આના મોકલી નમુનાની છૂટક નકલ મંગાવો

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૪ ● 'નવરચના' વર્ષ ૯ ● અંક ૧૦

જાન્યુઆરી ૧૯૪૫

૧૪૨૫૯

અનુક્રમ



ભારતી સાહિત્ય સંઘ
મુંબઇ ૨ અને અમદાવાદ-૧

નિઝામ મરકાર



જામસાહેબ



ઇંદોરના મહારાજા



## 'અમને બીજાને સોંપો નહિ'

'રિયાસતો સાથેના તાજના સંબંધો અને રિયાસતો સંબંધી તાજની સત્તાઓ સંબંધ ધરાવતા રાજ્યની સંમતિ વિના કોઈ ત્રીજી કે અન્ય સત્તાને સોંપી શકાશે નહિ તેમ સોંપવી પણ જોઇએ નહિ આથી આ સભા તાજના પ્રતિનિધિને રાજવીઓમાં ઊભા થયેલા ભય અને શંકાઓ તરફ નામદાર શહેનશાહની સરકારનું ધ્યાન ખેંચે છે'

[ નરેન્દ્રમંડળની બેઠકમાં રજૂ થનાર હતો તે ઠરાવમાંથી ]

# આ રાજવીઓ ! જેમણે સરકારમાન્ય નરેન્દ્રમંડળમાંથી

જે સલાહ હિંદના ગાંધી વીસ વીસ વર્ષથી રાજાઓને શબ્દોમાં આપી છે 'ભાવી હિંદમાં હિસ્સો જોઈતો

## 'પહેલાં ઘરઆંગણું સુધારો'

'જાગીરદારોને તેમની જાગીરમાં જ રહી તેના વહીવટમાં જાતે રસ લેવા તેમજ વસ્તીને મદદ કરવા આપ નામદારે ફરમાન કાઢ્યું છે, તેના કરતાં બીજી કોઈ પણ સલાહ વધારે ડહાપણની ન ગણાય કારણ કે આ યુગમાં અધિકાર ભોગવતી કોઈ પણ વ્યક્તિ પોતે જેમનાથી કમાઈ મેળવે છે તેને અર્થે કંઈ સેવા જમા કર્યા સિવાય એ ટકી રાખવાની આશા રાખી શકે નહિ



'યુદ્ધ બાદ હિંદના ભાવી સુધારાઓની શક્યતા બાબત બોલવા માટે આ યોગ્ય સ્થળ કે સમય નથી પણ એ તો સ્પષ્ટ જ છે કે હિંદી રજવાડાઓને ભાવી હિંદ રાજ્યતંત્રમાં યોગ્ય હિસ્સો જોઈતો હોય તો તેમણે પોતાના પ્રદેશમાં ચોખ્ખી અને ચેતનવંતી બંધારણીય સરકારો વિકસાવવી પડશે'

'તમારા રાજ્યના વિધવિધ ખાતાની સાથે મળીને કામ કરવા સલાહકાર સમિતિઓ સ્થાપવામાં આવી છે અને તેમણે કામ કરવું શરૂ કર્યું છે, તે જાણી મને આનંદ થાય છે'

દના હાકેમ

[ નિઝામ હૈદ્રાબાદમાં વાયસરૉયે તાજેતરમાં આપેલું ભાષણ ]



બિકાનેરના મહારાજા

ત્રાવણકોરના મહારાજા



માયસોરના મહારાજા



જોધપુરના મહારાજા



## ‘શરતો માન્ય રાખો’

‘આ શંકાઓ તાજની સાથેના દેશી રાજ્યોના સંબંધો ફેરવવાની તાજેતરની વલણને લીધે ઉદ્‌ભવી છે. તાજના પ્રતિનિધિએ સમાધાનની શરતો અને ફરજો માન્ય રાખવી જોઇએ. રાજ્યની સંમતિ વિના પગલાં લઈ શાહી જાહેરાત છતાંયે આ સંબંધે વિષે શંકા ઉદ્‌ભવી છે. એવી શાહી જાહેરાતની ખાતરી તરફ અમે તમારું ધ્યાન દોરવા વિનતિ કરીએ છીએ.’

[ નરેન્દ્રમંડળની બેઠકમાં રજુ થનાર હતો તે ઠરાવમાંથી ]

# રાજીનામું દઈ બ્રિટિશરાજ સાથે રૂસણું લીધું છે !

આપી રહ્યા છે તે આજ હિંદના: બ્રિટીશ હાકેમે શાહીવાદી

હોય તો રાજાઓ ! તમારા ઘરઆંગણાં સુધારો ’



જયપુરના મહારાજા

## ‘પ્રજાને અવગણવાના દિવસો વીત્યા છે’

‘હું રાજાઓને વિનવું છું કે કાળબળને પિછાનો, સમય ઓળખો, અને તેને વરતીને ચાલવા લાગો. જુલમો વર્તાવીને તમો કદાચ ચાર દિવસને સારુ સફળતા મેળવશો, પણ પ્રજા અવાજને તમે કદાપિ કચડી શકવાના નથી હું તો એમ માનું છું કે ચક્રવર્તી સત્તાએ પણ પોતાનાં ક્ષોભ અને અતિસાવચેતી છોડવાં રહ્યાં છે. જો રાજાઓ પ્રત્યે તેમની ફરજ રહેલી છે, તો એ રાજાઓની પ્રજાઓ પ્રત્યે પણ અલબત્ત, તેમની તેટલી જ ફરજ રહેલી છે. પ્રજાને અવગણવાના દિવસો વીત્યા છે.

હું રાજાઓનો સાચો મિત્ર હોવાનો દાવો કરું છું. મારો એ દાવો રાજાઓ સ્વીકારે એમ હું ઇચ્છું છું. એવા મિત્ર તરીકે હું રાજાઓને કહેવા ઈચ્છું છું કે યુગધર્મને ઓળખવાનો રસ્તો તો એ છે કે તલવારનું બળ સાવ નિરૂપયોગી છે એ સમજવું.’

[ ‘હરિજનબંધુ’માં રાજાઓને ઉદ્દેશીને લખેલા લેખમાંથી ]



હિંદના તારણહાર

થોડીવારે જ એ જુવાન પાછો આવી ઊભો રહ્યો. અને બ્રાહ્મણને જગત જીવવા જેવું જણાયુ. ત્યાં તો ઇતબારનાં ઊંડા મૂળને ય હચમચાવી નાખે તેવા બોલ ખોડીઆના મોંમાંથી પડ્યા.

'મારાજ ! એ તો તારે ખેતરે ગયો જણાય છે. ઘેર નથી.'

'વારુ, જા ખેતરે.'

એ શબ્દો નીસર્યા અને તે સાથે જ કેદીએ પગ ઉપાડ્યા.

બ્રાહ્મણનો પ્રાણ જાણે જુગાર ખેલતો હતો ! હોડમાં મૂકવાનું કશું જ બાકી રાખ્યું નહિ. ખોડીઆને હાથે પોતે પણ જીવતા રહી શકે તેમ નહોતુ.

થોડી જ વારે ડાકુ પાછો આવ્યો ને બોલ્યો 'ખેતરેથી નાસી ગયો છે.'

'વારુ.'

'હવે શું કરવું ! ચાલો પાછા બોરસદ જઈએ.'

રાતના બે થયા હશે. મહારાજે ગણતરી કરી. પાંચેક બજ્યાને સુમારે ચાલીને અંધારામાં પહોંચી શકાશે. હવે તો પોતે જ ખોડીઆને કહ્યુ.

'તું થાકી ગયો હોઈશ. સુઈ રહીએ.'

'કયાં ?'

'તુ તારે ઘેર જઈને સૂઈ રહે, હું...ધાંયજાને ઘેર સુઉં છું. તુ વ'હેલો આવજે.'

'સારું.'

ધાંયજાને ઘેર બ્રાહ્મણને એ ત્રણેક કલાક જે નિદ્રા આવી તે રોજના કરતાં જુદી નહોતી., ઘસ-ઘસાટ ઊંઘતા હતા. સ્વપ્ન વિનાની ઊંઘ હતી. ઇતબારનું ઓશીકું હતું. સૂતી વેળા હૃદયમા અમૃત સિંચનારો કદાચ આવો કોઈ ભાવ હશે, કે ખોડીઆનાં છૈયાંને, બૈરીને, પોતે અત્યારે સુખની એક રાત આપી છે-જે પાછી કોણ જાણે કેટલાં વર્ષો લગી મળશે નહિ.

પ્રભાતનાં કિરણો ફૂટે તે પૂર્વે, અંધારું ભેદાણું નહોતું ત્યારથી ઊભો ઊભો બોરસદનો બ્રાહ્મણ ફોજદાર બારણું ઉઘાડું રાખીને રાહ જોતો હતો. એના તકદીરની ત્રાજુડી તે દિવસના ભગવાન સવિતાને હાથ હતી. જેવા એણે બેઉ જણાને દૂરથી જોયા તેવા તો એણે જાણે ભળભાંખળામાં પણ ભગવાન દિવાકરને દીઠા. કૌતુક તો એ હતું કે આવનારા બે હતા તેમાંથી માર્ગમાં પાછા ત્રણ બની ગયા હતા. પણ ત્રીજો ખોડીઓ કાવીઠાવાળો નહોતો, શંકરીઓ હતો. શંકરીઓ પણ એ પ્રભાતે પોતાને ગામથી, રજુ થવા આવી પહોંચ્યો હતો. ખોડીઆનો એ શાગરીદ હતો.

કેદી હેમખેમ પાછો મળ્યો એનો હર્ષ એક ફોજદાર શું કરીને બતાવી શકે ? લાગણીને દાખવવાનું વાહન એની પાસે બીજું કશુ નહિ હતું. ઘરમાં જઈને એણે ઘરવાળાંને હર્ષ-ભેર કહ્યું કે–

'ચા મૂકો ઝટ, ચા !' ફોજદારે ઘરમાં જઈ ચા કરાવી.

એ બન્ને કેદીઓને પાસે બેસીને પાઈ, પોતે પણ સાથે પીધી. જાણે પોતે કૃતકૃત્ય બની ગયો. પછી બેઉને લૉકઅપમા લીધા.

'એને મારપીટ ના કરશો.' મહારાજે લૉકઅપ સુધી જઈ પાછા વળતાં ફોજદાર પાસેથી ખાતરી લીધી, અને કેદીઓને કહ્યું, 'હું ધારું છું કે તમને ત્રણ વર્ષથી વધુ ટીપ હું નહિ પડવા દઉં.'

---

(૬)

'યાદ રાખો સરકારના હાથ લાંબા છે. સરકાર પાસે તોપો ને બંદુકો છે—'

ભાષણ પૂરજોશમાં ચાલે છે. ગામડાને ચોરે ઠાકરડાઓની ઠઠ બેઠી છે. કાછડા વાળેલા, માથે ફાળીઆં બાંધેલા, ડાઘા જેવા ઠાકરડા બેઠા બેઠા ચુપચાપ સાંભળી રહેલ છે–'યાદ રાખો ! યાદ રાખો યાદ રાખો !' એક મોટા પોલીસ-સાહેબના પ્રવચનના શબ્દો કોરડા વિંઝાતા હોય તેમ વિંઝાય છે—

'યાદ રાખો !, એ ડાકુઓને સાથ દેનારા તમે છો, તમે બધા છો, તમે ગામેગામના ધારાળાઓ—'

'અને એમાં ઉમેરો સાહેબ ! આપના પોલીસો.'

એવો એક અવાજ—રોષભર્યો, દર્દભર્યો, પણ ઝીણો એક અવાજ વચ્ચેથી ઊઠે છે: અને ભાષણકર્તા અધિકારી કેમ જાણે ખુદ શહેનશાહનું અપમાન થયું હોય તેમ તાડૂકે છે–

'કોણ છે એ બોલનાર ?'

'હું છું.' કહેતો એક ઊંચો દુબળો આદમી શ્રોતાઓની વચ્ચેથી ઊભો થાય છે. એણે પોતડી, બંડી ને ધોળી ટોપી પહેરી છે.

'ઓહો ! તમે અહીં છો કે ?' ભાષણકર્તા સાહેબ એને ઓળખે છે, તુરત એનો અવાજ કુમાશ ધારણ કરે છે, અને પછીના ભાષણનો રંગ ફિક્કો પડે છે. લાંબુ ચાલવાની નેમ-વાળું એ ભાષણ ઝટપટ આટોપાઈ જાય છે સાહેબ રવાના થાય છે, સભા વિખરાઈ જાય છે. લાંબું કર-વામાં સ્વાદ રહ્યો નથી, રાંધી આણેલુ ભોજન બેસ્વાદ બને છે.

સાહેબ ચાલ્યા ગયા, એ સારું થયું. નહિ તો એ પોતડીઆળા માણસ પાસેથી સાહેબને કેટલીક એવી વાતો સાંભળવા મળત, કે જે સાંભળવા પોતે તૈયાર નહોતા.

સાહેબે બોલાવેલ સભાના ખબર મહારાજને ગામડાંમાં મળ્યા હતા. ત્યાંથી પોતે રાતે આ ગામમાં આવીને શાંતિથી શ્રોતાજનો વચ્ચે બેસી ગયા હતા. કાવીઠાવાળા ખોડીઆએ પરગણામાં સળગાવેલી હોળી વચ્ચે મળેલી આ સભા હતી. એ હોળીની આંચ ઉપર હાંડલીની માફક આ બ્રાહ્મણનું હૈયું સડસડતું હતું. ખોડીઓ હાથતાળી દઇને ગયો હતો, માણસાઈમાંથી ગયો હતો, અને એ માણસાઇનો માર્ગ ચુકાવનારી પરગણાની પોલીસ હતી. એ દિલદર્દે મહારાજની જીભેથી સભામાં આટલા અપવાદરૂપ ઊના શબ્દો કઢાવ્યા હતા.

ખોડીઆને હાથમાં લેવાનો સમય તો, આ ભાષણકર્તા સાહેબે એને પોતાની બગલમાં લીધો તે દિવસથી, ચાલ્યો ગયો હતો. હવે તો ખોડીઆની લૂંટોથી ત્રાહિ ત્રાહિ પોકારતી વસ્તીને એ ત્રાસથી કેમ છોડાવવી એ જ પ્રશ્ન હતો. સાહેબે દમદાટીથી કામ લેવા ધાર્યું હતું. આખી કોમને ગુનેગાર ગણી ગાળો દીધી. હતી ત્યાં આ બ્રાહ્મણે પોતાના ધર્મને છાજતો માર્ગ ગ્રહણ કર્યો.

યજમાનોની ન્યાત ભેળી કરીને એણે કહ્યું: 'આપણી ન્યાતમાં આ કેમ જ ચાલવા દેવાય? ખોડીઆનો બોપ આપણે જ બંધ કરાવવો જોઇએ.'

ન્યાતે નક્કી કર્યું, કે કાવીઠાવાળાઓ આ એમના માણસનો ત્રાસ અટકાવે, નીકર આખું કાવીઠા ન્યાત બહાર મેલાય.

કાવીઠાવાળાઓને સદેશો પહોંચ્યો. ખોડીઆનો પક્ષ કરનાર ત્યાં કોઈ નહોતું. ખોડીઓ પેટમાં ખૂતેલ છુરી શો ખટકતો હતો. પણ એ છુરી હાથ આવતી નહોતી.

એકવાર કાવીઠા ગામમાં ભજનની સપ્તાહ બેઠી. એવા પવિત્ર સમારંભમાં પાટણવાડીઆઓને માટે બેઠક ન હોય. એક છોકરો અંદર દાખલ થવા ગયો, પણ એને જવાબ મળ્યો 'ભાગી જા મારા હાળા! જો આવ્યો છે સપ્તાહમાં બેસવા.'

કાઢી મૂકેલ પાટણવાડીઓ છોકરો બહાર બેઠો બેઠો કાંઇક સપ્તાહમાં ચાલી રહેલાં ભજનો સાંભળે છે, અને વિશેષ કરીને તો બહાર જે મિઠાઈ ફરસાણ વગેરેની હાટડીઓ ઊઘડી હતી તેમાં ગોઠવાયેલા ખાદ્ય પદાર્થોના ઢગલા પર દૃષ્ટિ ફેરવીને જીભે છૂટતાં પાણીને હોઠ પર ચોપડયા કરે છે. મોંમાં પાણી વધતું ચાલ્યું અને છોકરો એના ઘૂંટડા ગળા હેઠ ઉતારતો બેઠો છે.

પણ છોકરાની જીભ લબરક લબરક તો ખરેખરી હવે થવા લાગી. મિઠાઇની એક દુકાને એક ઢેઢ ગરાક આવ્યો, અને એણે 'ઑડર' આપ્યો : 'અઢી શેર લાડવા તોળો.'

ત્રાજવામાં જોખાઇને લાડવાનો ઢગલો ઢેઢની ખોઇમાં પડયો, અને છોકરાને મન થયું—કુતરો બનીને, ભમરી બનીને, અરે, છેવટે માખી બનીને પણ લાડવાનો આસ્વાદ લેવાનું.

લાડવાની ખોઈ વાળીને ઢેઢે કહ્યું : બીડીનો એક જૂડો આપો.'

અઢીશેર લાડવા અને જૂડો એક બીડી લઇને ઢેઢ જેવો ચાલી નીકળ્યો તેવો જ પાટણવાડીઓ છોકરાના મોંનો સંચો બંધ પડીને મગજનો સંચો ચાલુ થયો. માળો! આ ઢેઢ—અને અઢી શેર લાડવા લ્યે! સામટા અઢી શેર! અને બીડીનો આખો જૂડો! આણે હાળાએ આટલા પૈસા કયાંથી કાઢયા? આખા કાવીઠા ગામમાં કોઈ આવો તાલેવાન તો જોયો નથી, ને આ એક ઢેઢ!—

છોકરાની ઓપરીએ છોકરાના પગની નળીઓમાં કશોક સંદેશો પહોંચાડી દીધો, અને છોકરાએ દોટ મૂકી, પોતાને ઘેર પહોંચ્યો, બાપને કહે કે 'એઈ બાપા! એક ઢેઢ, અઢી શેર લાડવા અને જૂડો એક બીડી લઈ ને ઓ જાય! નક્કી પેલો ઓ......'

'છાનો મર મારા હાળા!' બાપ છોકરાને ખોડીઆનું નામ પુરું કરતો અટકાવીને પોતાના ફળીઆને લીંબડે ચડયો. દૂર દૂર નજર માંડી, દીઠો—

ખોઈ વાળેલો ઢેઢ આઘેના એક ખેતરમાં, નીંઘલેલી ઊંચી જુવારનાં ઝૂંડમાં દાખલ થાય છે, ઘાટી જુવારની અંદર, સરપ શો ચાલ્યો જાય છે!

'દોડો, દોડો, ખોડીઓ.' પાટણવાડીઓ લીંબડેથી સડેડાટ ઊતરીને વાસ વચ્ચે બૂમો પાડતો દોડયો. એની રીડયે બીજા જોડાયા. એમાં એક હતો, ખોડીઆના સગા કાકાનો દીકરો.

પોલીસ થાણે થઇને તેઓ દોડયા. થાણે ખબર કરતા ગયા. થાણામાં એક જ પોલીસ હતો. એણે યે દોટ તો ઘણી કાઢી, પણ બાપડો ભારે ડીલનો હતો. થોડુંક દોડીને પોલીસ હાંફી ગયો.

થોડીવારે જ એ જુવાન પાછો આવી ઊભો રહ્યો. અને બ્રાહ્મણને જગત જીવવા જેવું જણાયું. ત્યાં તો ઇતબારનાં ઊંડા મૂળને ય હચમચાવી નાખે તેવા બોલ ખોડીઆના મોંમાંથી પડયા.

'મારાજ ! એ તો તારે ખેતરે ગયો જણાય છે. ઘેર નથી.'

'વારૂ, જા ખેતરે.'

એ શબ્દો નીસર્યા અને તે સાથે જ કેદીએ પગ ઉપાડયા.

બ્રાહ્મણનો પ્રાણ જાણે જુગાર ખેલતો હતો ! હોડમાં મૂકવાનું કશું જ બાકી રાખ્યું નહિ. ખોડીઆને હાર્યે પોતે પણ જીવતા રહી શકે તેમ નહોતુ.

થોડી જ વારે ડાકુ પાછો આવ્યો ને બોલ્યો 'ખેતરેથી નાસી ગયો છે.'

'વારૂ.'

'હવે શું કરવું ! ચાલો પાછા બોરસદ જઈએ.'

રાતના બે થયા હશે. મહારાજે ગણતરી કરી. પાંચેક બજ્યાને સુમારે ચાલીને અંધારામાં પહોંચી શકાશે. હવે તો પોતે જ ખોડીઆને કહ્યું.

'તું થાકી ગયો હોઈશ. સુઈ રહીએ.'

'ક્યાં ?'

'તું તારે ઘેર જઈને સુઈ રહે, હું...થાંભજાને ઘેર સુઉં છું. તું વે'લો આવજે.'

'સારૂં.'

થાંભજાને ઘેર બ્રાહ્મણને એ ત્રણેક કલાક જે નિદ્રા આવી તે રોજના કરતાં જુદી નહોતી.. ઘસ-ઘસાટ ઊંઘતા હતા, સ્વપ્ન વિનાની હતી. ઈતબારનું ઓશીકું હતું. .. વેળા હૃદયમાં અમૃત સિંચનારો કદાચ આવો કોઈ ભાવ હશે, કે ખોડીઆનાં ઉંચાંને, બૈરીને, પોતે અત્યારે સુખની એક રાત આપી છે–જે પાછી કોણ જાણે કેટલાં વર્ષો લગી મળશે નહિ.

પ્રભાતનાં કિરણો ફૂટે તે પૂર્વે, અંધારૂં ભેદાણું નહોતું ત્યારથી ઊભો ઊભો બોરસદનો બ્રાહ્મણ ફોજદાર બારણું ઉઘાડું રાખીને રાહ જોતો હતો. એના તકદીરની ત્રાજુડી તે દિવસના ભગવાન સવિતાને હાથ હતી. જેવા એણે બેઉ જણાને દૂરથી જોયા તેવા તો એણે જાણે ભળભાંખડામાં પણ ભગવાન દિવાકરને દીઠા. કૌતુક તો એ હતું કે આવનારા બે હતા તેમાંથી માર્ગમાં પાછા ત્રણ બની ગયા હતા. પણ ત્રીજો ખોડીઓ કાવીઠાવાળો નહોતો, શંકરીઓ હતો. શંકરીઓ પણ એ પ્રભાતે પોતાને ગામથી, રજુ થવા આવી પહોંચ્યો હતો. ખોડીઆનો એ શાગરીદ હતો.

કેદી હેમખેમ પાછો મળ્યો એનો હર્ષ એક ફોજદાર શું કરીને બતાવી શકે ? લાગણીને દાખવવાનું વાહન એની પાસે બીજું કશુ નહિ હતું. ઘરમાં જઈને એણે ઘરવાળાંને હર્ષ-ભેર કહ્યું કે–

'ચા મૂકો ઝટ, ચા !' ફોજદારે ઘરમાં જઈ ચા કરાવી.

એ બન્ને કેદીઓને પાસે બેસીને પાઈ, પોતે પણ સાથે પીધી. જાણે પોતે કૃતકૃત્ય બની ગયો. પછી બેઉને લૉકઅપમાં લીધા.

'એને મારપીટ ના કરશો.' મહારાજે લૉકઅપ સુધી જઈ પાછા વળતાં ફોજદાર પાસેથી બાતરી લીધી, અને કેદીઓને કહ્યું, 'હું ધારૂં છું કે તમને ત્રણ વર્ષથી વધુ ટીપ હું નહિ પડવા દઉં.'

(૬)

'યાદ રાખો સરકારના હાથ લાંબા છે. સરકાર પાસે તોપો ને બંદુકો છે—'

ભાષણ પૂરજોશમાં ચાલે છે. ગામડાને ચોરે ઠાકરડાઓની ઠઠ બેઠી છે. કાછડા વાળેલા, માથે ફાળીઆં બાંધેલા, ડાઘા જેવા ઠાકરડા બેઠા બેઠા ચુપચાપ સાંભળી રહેલ છે–'યાદ રાખો ! યાદ રાખો યાદ રાખો !' એક મોટા પોલીસ-સાહેબના પ્રવચનના શબ્દો કોરડા વિંઝાતા હોય તેમ વિંઝાય છે—

'યાદ રાખો !, એ ડાકુઓને સાથ દેનારા તમે છો, તમે બધા છો, તમે ગામેગામના ધારાળાઓ—'

'અને એમાં ઉમેરો સાહેબ ! આપના પોલીસો.'

એવો એક અવાજ—રોષભર્યો, દર્દભર્યો, પણ ઝીણો એક અવાજ વચ્ચેથી ઊઠે છે : અને ભાષણકર્તા અધિકારી કેમ જાણે ખુદ શહેનશાહનું અપમાન થયું હોય તેમ તાડૂકે છે–'કોણ છે એ બોલનાર ?'

'હું છું.' કહેતો એક ઊંચો દુબળો આદમી શ્રોતાઓની વચ્ચેથી ઊભો થાય છે. એણે પોતડી, બંડી ને ધોળી ટોપી પહેરી છે.

'ઓહો ! તમે અહીં છો કે ?' ભાષણકર્તા સાહેબ એને ઓળખે છે, તુરત એનો અવાજ કુમાશ ધારણ કરે છે, અને પછીના ભાષણનો રંગ ફિક્કો પડે છે. લાંબુ ચાલવાની નેમ-વાળું એ ભાષણ ઝટપટ આટોપાઈ જાય છે. સાહેબ રવાના થાય છે, સભા વિખરાઈ જાય છે. લાંબુ કર-વામાં સ્વાદ રહ્યો નથી, રાંધી આણેલ ભોજન બેસ્વાદ બને છે.

સાહેબ ચાલ્યા ગયા, એ સારું થયું. નહિ તો એ પોતડીઆળા માણસ પાસેથી સાહેબને કેટલીક એવી વાતો સાંભળવા મળત, કે જે સાંભળવા પોતે તૈયાર નહોતા.

સાહેબે બોલાવેલ સભાના ખબર મહારાજને ગામડાંમાં મળ્યા હતા. ત્યાંથી પોતે રાતે આ ગામમાં આવીને શાંતિથી શ્રોતાજનોની વચ્ચે બેસી ગયા હતા. કાવીઠાવાળા ખોડીઆએ પરગણામાં સળગાવેલી હોળી વચ્ચે મળેલી આ સભા હતી. એ હોળીની આંચ ઉપર હાંડલીની માફક આ બ્રાહ્મણનું હૈયું સડસડતું હતું. ખોડીઓ હાથતાળી દઈને ગયો હતો, માણસાઈમાંથી ગયો હતો, અને એ માણસાઈનો માર્ગ ચુકાવનારી પરગણાની પોલીસ હતી. એ દિલદર્દે મહારાજની જીભેથી સભામાં આટલા અપવાદરૂપ ઊના શબ્દો કઢાવ્યા હતા.

ખોડીઆને હાથમાં લેવાનો સમય તો, આ ભાષણકર્તા સાહેબે એને પોતાની બગલમાં લીધો તે દિવસથી, ચાલ્યો ગયો હતો. હવે તો ખોડીઆની લૂંટોથી ત્રાહિ ત્રાહિ પોકારતી વસ્તીને એ ત્રાસથી કેમ છોડાવવી એ જ પ્રશ્ન હતો. સાહેબે દમદાટીથી કામ લેવા ધાર્યું હતું. આખી કોમને ગુનેગાર ગણી ગાળો દીધી હતી ત્યાં આ બ્રાહ્મણે પોતાના ધર્મને છાજતો માર્ગ ગ્રહણ કર્યો.

યજમાનોની ન્યાત ભેળી કરીને એણે કહ્યું: 'આપણી ન્યાતમાં આ કેમ જ ચાલવા દેવાય? ખોડીઆનો ખોપ આપણે જ બંધ કરાવવો જોઇએ.'

ન્યાતે નક્કી કર્યું, કે કાવીઠાવાળાઓ આ એમના માણસનો ત્રાસ અટકાવે, નીકર આખું કાવીઠા ન્યાત બહાર મેલાય.

કાવીઠાવાળાઓને સંદેશો પહોંચ્યો. ખોડીઆનો પક્ષ કરનાર ત્યાં કોઈ નહોતું. ખોડીઓ પેટમાં ખૂતેલ છુરી શો ખટકતો હતો. પણ એ છુરી હાથ આવતી નહોતી.

એકવાર કાવીઠા ગામમાં ભજનની સપ્તાહ બેઠી. એવા પવિત્ર સમારંભમાં પાટણવાડીઆઓને માટે બેઠક ન હોય. એક છોકરો અંદર દાખલ થવા ગયો, પણ એને જવાબ મળ્યો 'ભાગી જા મારા હાળા! જો આવ્યો છે સપ્તાહમાં બેસવા.'

કાઢી મૂકેલ પાટણવાડીઓ છોકરો બહાર બેઠો બેઠો કાંઇક સપ્તાહમાં ચાલી રહેલાં ભજનો સાંભળે છે, અને વિશેષ કરીને તો બહાર જે મિઠાઈ ફરસાણ વગેરેની હાટડીઓ ઊઘડી હતી તેમાં ગોઠવાયેલા ખાદ્ય પદાર્થોના ઢગલા પર દૃષ્ટિ ઠેરવીને જીભે છૂટતાં પાણીને હોઠ પર ચોપડયા કરે છે. મોંમાં પાણી વધતું ચાલ્યું અને છોકરો એના ઘૂંટડા ગળા હેઠ ઉતારતો બેઠો છે.

પણ છોકરાની જીભ લબરક લબરક તો ખરેખરી હવે થવા લાગી. મિઠાઇની એક દુકાને એક ઢેઢ ગરાક આવ્યો, અને એણે 'ઑડર' આપ્યો : 'અઢી શેર લાડવા તોળો.'

ત્રાજવામાં જોખાઇને લાડવાનો ઢગલો ઢેઢની ખોઇમાં પડયો, અને છોકરાને મન થયું—કુતરો બનીને, ભમરી બનીને, અરે, છેવટે માંખી બનીને પણ લાડવાનો આસ્વાદ લેવાનું.

લાડવાની ખોઈ વાળીને ઢેઢે કહ્યું: બીડીનો એક જૂડો આપો.'

અઢીશેર લાડવા અને જૂડો એક બીડી લઇને ઢેઢ જેવો ચાલી નીકળ્યો તેવો જ પાટણવાડીઆ છોકરાના મોંનો સંચો બંધ પડીને મગજનો સંચો ચાલુ થયો. માળો! આ ઢેઢ—અને અઢી શેર લાડવા લ્યે! સામટા અઢી શેર! અને બીડીનો આખો જૂડો! આણે હાળાએ આટલા પૈસા કયાંથી કાઢયા? આ'આ કાવીઠા ગામમાં કોઈ આવો તાલેવાન તો જોયો નથી, ને આ એક ઢેઢ!—

છોકરાની ખોપરીએ છોકરાના પગની નળીઓમાં કશોક સંદેશો પહોંચાડી દીધો, અને છોકરાએ દોટ મૂકી, પોતાને ઘેર પહોંચ્યો, બાપને કહે કે 'એઈ બાપા! એક ઢેઢ, અઢી શેર લાડવા અને જૂડો એક બીડી લઈને ઓ જાય! નક્કી પેલો ઓ......'

'છાનો મર મારા હાળા!' બાપ છોકરાને ખોડીઆનું નામ પુરું કરતો અટકાવીને પોતાના ફળીઆને લીંબડે ચડયો. દૂર દૂર નજર માંડી, દીઠો—

ખોઈ વાળેલો ઢેઢ આઘેના એક ખેતરમાં, નીંઘલેલી ઊંચી જુવારનાં ઝૂંડમાં દાખલ થાય છે, ઘાટી જુવારની અંદર, સરપ શો ચાલ્યો જાય છે!

'દોડો, દોડો, ખોડીઓ.' પાટણવાડીઓ લીંબડેથી સડેડાટ ઊતરીને વાસ વચ્ચે બૂમો પાડતો દોડયો. એની રીડયે બીજા જોડાયા. એમાં એક હતો, ખોડીઆના સગા કાકાનો દીકરો.

પોલીસ થાણે થઇને તેઓ દોડયા. થાણે ખબર કરતા ગયા. થાણામાં એક જ પોલીસ હતો. એણે યે દોટ તો ઘણી કાઢી, પણ બાપડો ભારે ડીલનો હતો. થોડુંક દોડીને પોલીસ હાંફી ગયો.

પાટણુવાડીઆ શિકારી શ્વાન જેવા દોડયા જુવારના જુડમા પહોંચ્યા ચોર ચેત્યો નાઠો હાથમા કારતૂસથી ફોડવાની બંદૂક હતી

તો પણ પિઠો લેનારા પાછા ન વળ્યા દોડયા દોડયા દોડયા દોઢ ગાઉ સુધી—સતે કપુરા ગામની સીમમા આગળ ખોડીઓ પાછળ સગા કાકાનો દીકરો તેની પાછળ બીજા ન્યાતીલા

ખોડીઆને એક ઝાડની ઓથ મળી ગઈ બૂડી થઇ ! એથે ઊભીને ખોડીએ બંદૂક તાકી હમણા છૂટશે પાછળ પડેલાઓમાના હરકોઇ એકના પ્રાણ લઇને પંપકશે

તોયે પાટણુવાડીઆ દોડયા — અને સૌની મોખરે દોડતો હતો સગા કાકાનો દીકરો

પણ ખોડીઆના હાથમા બંદૂકની નાળ્ય નોંધેની જ રહી ગઈ છે ભડાકો થતો નથી ધૂમાડાની શેડ નીકળતી નથી

'હા જુવાનો ! દોડો ! બંદૂક તો છે પણ કારતૂસ નથી લાગતા '

સગા કાકાનો દીકરો પહોંચી ગયો બથ લઇ ગયો બેઉ જણા બથોબથ આવી ગયા બેઉના જુનફા ફરકે છે, મોં પર લોહીના ટશીઆ ફૂટે છે, પગ પૃથ્વીને ખુંદે છે જીવ પર આવેના વર લડે છે ડાકુને પ્રાણ બચાવી ભાગવુ છે કાકાના દીકરાને કાવીઠા ગામની આબરૂને બચાવવી છે એ ખુન્નસનો મુકાબલો છે, ઘડીઓ ગણા છે પારખાની પલેપન જાય છે

ખોડીઓ બથ છોડાવી ગયો હોત—

ત્યાં તો બાકીના આવી ગયા ખોડીઆની લીના ખલાસ થઈ એને ઝાલીને પોલીસ થાણે લાવ્યા, સોંપ્યો કાવીઠા ગામે શ્વાસ હેઠો મેલ્યો, ન્યાતમા મો બતાવવાપણુ રહ્યુ અને મહારાજ આવશે એટલે ઊજળા મો લઈને એમની આગળ ઊભા રહેવાનુ આશ્વાસન સાપડ્યુ

મહારાજ દોડતા આવ્યા પણ ઊજળા મોને બદલે સુનકાર ચહેરા નિહાળવાને માટે અને પાટણુવાડીઆની બાઇઓની આંખોમાથી વહેતી આસુની ધારાઓ જોવાને માટે

ભાદરણુ પરગણાના કોશીંદ્રા ગામમા એમને ખોડીઓ પકડાયો તેની આખી હકીકત મળી હતી પણ પોલીસે તો કાવીઠાના બીજા કેટલાય ગામ–મુખીઓનેય પકડી પેટલાદ ભેળા કર્યા હતા !

' શી વાત બની છે ? પૂછપરછ કરી

' કશી ખબર નથી લોકોએ બાધા બનીને કહ્યુ 'બસ પકડી જ ગયા છે ખુદ ખોડીઆને કબજે કરનારા, મરણુના મોમા ઓરાવાવાળા એને ઝાલી ગયા છે' કહી કહીને બૈરીઓ રડવા લાગી એમની કાખમા નાનાં છૈયા હતા

અને મહારાજે તેમના મનની અણુકથી એક વાત પણ ઉકેલી 'આવી ખબર હોત તો એને પકડાવત જ શા માટે ? પકડાવીએ તો જ આ વપત્ય પડે ના રડયો ચરી ખાતો હત તો પોલીસ કોનુ કાંઈ ઝાલત ? ડાકુને તો સતાડયે જ સારાવાટ છે ના '

મહારાજને શ્વાસ હેઠો મેલવાનોય સમય ન રહ્યો એ ચાલતા પેટલાદ પહોંચ્યા માણુસાઈના દીવા ફરી પાછા ઓલવાઈ જવાની એમને બીક લાગી હતી

' શુ છે તે બીજાઓને પકડી આણ્યા છે કે ?' એમણે સર ફોજદારને પુછ્યુ,

' એમના પર આરોપ છે, '

' શાનો ? '

' ખોડીએ ત્રણ દાડા પર એક બાઇને લૂટેલી તેનો માલ સતાડયાનો '

એમ ! કોણ શાહેદ મળ્યો છે ?

' ખોડીઓ પોતે જ '

' હા ' હા ! શુ કહે છે ખોડીઓ ?'

' કબુલ કરે છે કે ફલાણા ફલાણાને ઘેર લૂટનો માલ આપેલ છે'

પગથી માથા લગી ઝાળ લાગી જાય એવી એ વાત હતી ખોડીઓ— ડાકાઇટીઓ કરનારો ખોડીઓ પકડાયો, અને જેઓ એને ઝાલી દેનારા છે તેમને જ એ સંડોવે છે ! સતવાદી હરિશ્ચંદ્રની સાક્ષી સાંપડી છે પોલીસને ! પણ મહારાજે અંતરની આગના ફાકડા ભરી જઇને સર ફોજદારને એટલુ જ કહ્યુ—

' ખોડીઆને પકડવાવાળાઓ જ આ લોકો છે એ જાણો છો ? '

'ના, પકડનાર તો અમારો પોલીસ છે '

'રાખો રે રાખો, એ જાડીઓ તો ખેતરવા દોડીને હારી ગયો હતો પકડનારા જેઓ છે તેમને જ તમે પકડયા છે ને તે પણ એ ખોડીઆને કહ્યે ' કા એમને ઝટ છોડી દો, નહિતર હુ પહોંચુ છુ વડોદરે, પોલીસ કમીસ્નર પાસે કાંઈ આ ધર્મની હદ ખરી કે નહિ ? '

છોડાવીને તમામને પાછા કાવીઠા લાવ્યા

[ ૭ ]

સાબરમતી જેલમા ૧૯૨૮ના એક દિવસ પ્રભાતે એક કેદી–ચક્કરમા કેદીઓને માટે ખાવાનુ આવ્યુ બીજા તમામને બાજરીના રોટલા અને દાળ વહેંચી દીધા પછી વીશીવાળો એક નવા આવેલા કેદી કને આવ્યો અને એને બાજરાના નહિ પણ ઘઉના રોટલા આપ્યા કેદીએ પૂછ્યુ ' કેમ મને ઘઉના ?

' ખાવને તમતારે. '

' પણ સમજ તો પાડ !'

' તમારે સારૂ મોકલ્યા છે.'

' કોણે ?'

' શંકરિયા મુકાદમે.'

શંકરીઓ ! હાં હાં, યાદ આવ્યું. બોરસદમાં તે દિવસ ખોડીઆ દેદાદરાવાળા સાથે શરણે થયેલો તે શંકરીઓ.

' શી રીતે મોકલ્યા ? '

'કંઇ ચોરી કરીને નથી મોકલ્યા.' વીશીવાળાએ ચોખ કર્યો.

' ત્યારે ?'

' પોતાને મળતા ઘઉંના રોટલા તમને મોકલ્યા છે.' જેલોમાં મુકાદમ બન્યા બાદ કેદીઓને ઘઉંના રોટલા અપાય છે.

' અને મારા બાજરાના ક્યાં ?'

' તમારા એણે ખાવા રાખી લીધા છે. '

' કારણ ? '

' એ કહે છે કે અમારા મહારાજ આવ્યા છે, તેમને ઘઉંના વધુ ફાવશે. '

' વારૂ, જા તું તારે–'

ખાઈ પરવારેલા બધા કેદીઓએ જોયું કે બોરસદ તાલુકેથી આવેલા આ નવા કેદીએ કશું ખાધું નથી, ઘઉંના રોટલા એમણે કોરે મૂકી રાખ્યા છે.

એ હતા મહારાજ રવિશંકર.

સાંજની વીશી આવી, એમાં પણ આ કેદીને માટે ઘઉંના આવ્યા. કહે કે શંકરીએ મુકાદમે મોકલ્યા છે, અને તમારા જુવારના એણે રાખી લીધા છે.

તે સાંજનો ટંક પણ મહારાજે વગર ખાધે કાઢ્યો. વાત ચણભણ ચણભણ થતી જેલમાંના બીજા દૂરના ચક્કરમાં શંકરીઆ મુકાદમને પડી. એ ઘણો દિલગીર થયો. ચોરી છૂપીથી છેવટે એ મહારાજને મળવા આવી પહોંચ્યો. પગે લાગીને પૂછ્યું:

'ચ્યમ મારા રોટલા ન ખાધા ?' એણે ઝઘડો જ શરૂ કર્યો.

'મારાથી એ ના ખવાય, શંકર ! એ જેલના કાનૂનની વિરૂદ્ધ છે.'

જેલના કાનૂન ! શંકરીઆને જેલના કાનૂનની શી પડી હતી ! આત્માનો કાનૂન એક જ એને મન સાચો હતો—પાંચ વર્ષ પર કોઇકના રોટલા લૂંટતો હતો ત્યારે પણ, અને અત્યારે પોતાના રોટલા આપતો હતો ત્યારે પણ. એ આત્માના પ્રેમના કાનૂનની પોતાને આવડી તેવી ઘણી ઘણી ભાંગીતૂટી વાતો શંકરીઆએ મહારાજને કહી, અને મહારાજે એને સામાજિક નીતિના મુદ્દા સમજાવ્યા. ઘણી જીકર પછી શંકરીઆનું દિલ સમાધાન પામ્યું ને એણે કહ્યું, 'વારૂ ત્યારે, હવે ઘઉંના રોટલા નહિ મોકલું. '

' હેં શંકર ! ' મહારાજે જ્યારે આ કહ્યું ત્યારે એનું મોં પડી ગયું અને મૃદુ અવાજ ગરીબડો બની ગયો : ' મારે ખોડીઆ (દેદાદરાવાળા) ને મળવું છે.'

' એને મોકલીશ. એને ય મળવા બહુ મન છે.'

વળતે દિવસ મહારાજને એક કેદીએ ખબર દીધા. 'તમે આપણા ચકરની ખાળે જાવને.'

'કાં ? '

'ત્યાં એક જણ તમને મળવા તેડાવે છે. એ બહાર ઊભેલ છે. ખાળેથી વાતો થશે.'

'કોણ છે ? '

'ખોડીઓ કરીને કેદી છે.'

'એને કહેજે કે હું ચોરીછૂપીથી ખાળ વાટે વાતો કરવા નથી આવવાનો.'

વળતે દિવસે મહારાજ ચક્કી પીસી રહ્યા, નહાવા જતા હતા, આખું શરીર લોટ લોટ હતું. તે વખતે એક કેદી દોડતો આવીને એના પગમાં પડી ગયો. એને મહારાજે ઊભો કરીને નિહાળ્યો: ખોડીઓ હતો, પાંચ વરસ પહેલાં જે જુવાનને બોરસદની લૉકઅપનાં બારણાંના સળીઆ આડો દીઠેલો, તે આજે પણ એની એ જ નિર્મળી રતાશે ચહેરો હસાવતો ઊભો હતો. માતા પુત્રને નિરખી રહે તે ભાવે મરક મરક થતે મુખડે મહારાજ એને નિરખી રહ્યા હતા.

પછી પોતે ખોડીઆને બન્ને હાથ મૂકીને ક્ષમા માગતા હોય તેવે સ્વરે કહ્યું: 'તને માઠું લાગ્યું હશે, ખરૂં ?

'શાથી ?'

' આ એમ કે મેં તમને બેઉને ત્રણ ત્રણ વર્ષની જ સજા પડે એવું કરી આલવાની આશા આપેલી...'

' અરે રાખો રાખો હવે ! ' ખોડીઓ વચ્ચે જ બોલી ઊઠ્યો : ' અમે તો પણ પૂછીએ તમારા, કે પેલો કાવીઠાવાળો ખોડીઓ બતરીશ વર્ષમાં ટિપઇ ગયો, અને અમે બેઉ તમારા પરતાપે જ સાત સાત વર્ષમાં નીકળી ગયા. એ વરસ પછી તો બાપજી ! અમે લીલા લહેરથી ઘેર પહોંચી જશું. તમે જ અમને ઉગાર્યા, નીકર કોને ખબર છે અમે ફાંસીએ લટકયા હોત, મને કાંઇ દઃખ નથી.'

માણસાઈના દીવાની નવજ્યોતનું મહારાજને આ બોલમાં દર્શન થયું.

છૂટો પડીને ખોડીઓ હરખાતો હરખાતો પોતાના ચક્કરમાં ચાલ્યો ગયો.

# અર્થશાસ્ત્રની પરિભાષા

શ્રી. વિઠ્ઠલદાસ કોઠારી

ગયા બે અંકમાં થઇને External Economics સુધીના અર્થશાસ્ત્રના શબ્દોની પરિભાષા આપવામાં આવી હતી. તેનાથી આગળનો હપ્તો નીચે આપવામાં આવ્યો છે

### Free trade ખુલ્લો વેપાર

દેશદેશ વચ્ચે હરીફાઈના ધોરણ અનુસાર અબાધિત વેપાર ચાલે તેને 'અનિયન્ત્રિત કે ખુલ્લો વેપાર' કહેવાય અને દેશના ઉદ્યોગોને સંરક્ષણ આપવાના ઈરાદાથી, દેશમાંથી જતા આવતા માલ ઉપર જકાત નાખીને, અથવા બીજી રીતે હરીફાઈથી થતા વેપારને નિયન્ત્રિત કરવામાં આવે તેને 'નિયન્ત્રિત કે **સંરક્ષિત વેપાર**' (Protection) કહેવાય.

બ્રિટિશ સામ્રાજ્યમાં આવેલા દેશો સામ્રાજ્ય બહારના દેશોના માલ ઉપર જે જકાત નાખતા હોય તે કરતાં સામ્રાજ્ય અંદરના દેશોના માલ ઉપર ઓછી જકાત નાખે, એટલે આયાત અને નિકાસમાં સામ્રાજ્યના માલને પસંદગી આપે, તેને '**શાહી પસંદગી**' (Imperial preference) કહેવાય.

સરકારના કાયદાની મદદ સિવાય, પોતાના દેશમાં પેદા થતા માલને ઉત્તેજન આપવું, એટલે કે સંરક્ષણના તત્વનો પોતાની મેળે પ્રચાર કરવો તેને આપણે '**સ્વદેશી**' કહીએ છીએ.

કોઇ દેશ કે સંસ્થા, પોતાના ઉદ્યોગોને ઉત્તેજન આપવાના ઈરાદાથી, પરંતુ ખાસ કરીને સામા પક્ષને આર્થિક દંડ દેવાના ઉદ્દેશથી તેનો માલ ખરીદવાનું બંધ કરે તેને '**બહિષ્કાર**' *(Boycott)* કહે છે.

### Government Intervention સરકારી નિયમન

ઉદ્યોગો ચલાવવાના ધોરણ સંબંધમાં સરકાર તરફથી કેટલાક નિયમો નક્કી કરવામાં આવે, એટલે કે કારીગરોના પગાર, રહેઠાણો, રજાઓ, અકસ્માતો વગેરેને અંગે અમુક થવું જોઇએ એમ સરકાર ફરમાવે તેને 'સરકારી નિયમન' કહી શકાય. કોઈ વખત ઉદ્યોગો સંબંધી ઝઘડાઓનો નિકાલ કરાવવા માટે સરકાર વચ્ચે પડે છે તેને પણ 'સરકારી નિયમન' કહેવાય.

### Guilds મહાજન

માલની પેદાશ, ભાવ તથા તે ઉદ્યોગની ખીલવણી વગેરેને લગતાં ધારાધોરણો નક્કી કરવા માટે અને તે અનુસાર અમલ કરાવવા માટે જુદા જુદા ધંધાદારીઓનો જે મંડળો હોય છે તેને '**મહાજન**' કહે છે.

### Home charges વિલાયતનું ભરણું

લંડનની હિન્દી કચેરીના ખર્ચ માટે તથા હિંદમાંથી નિવૃત્ત થઇને ગયેલા ગોરા અમલદારોનાં પેન્શન, પરદેશમાં કરેલા કરજનું વ્યાજ વગેરે માટે હિંદી સરકારને દર વરસે ઇગ્લેન્ડ જે રકમ મોકલવી પડે છે તેને '**વિલાયતનું ભરણું**' કે સાલિયાણું' કહી શકાય.

### Income આવક

મિલ્કતમાંથી કે આત્મપરિશ્રમથી થતા ઉપાર્જનને 'આવક' કહે છે. મિલ્કતમાંથી થતી આવકને '**મિલ્કતી આવક**' (Funded income), પોતાની મહેનતથી થયેલી આવકને '**ઉપાર્જિત આવક**' (Unfunded income) અને પોતાની મહેનત વગર સામાજિક ફેરફારોને લીધે આવકમાં વધારો થાય તેને '**અનુપાર્જિત આવક**' કહેવાય. જેમકે રેલવેની, રસ્તાઓની સગવડ વધવાથી જમીન અને ઘરોની કિંમત વધે અને તેમાંથી થતી આવક વધે તે 'અનુપાર્જિત આવક' ગણાય.

### *Individualism* વ્યક્તિવાદ

આર્થિક વ્યવસ્થામાં અંગત હિત અને વ્યક્તિગત સ્વાતંત્ર્યની દૃષ્ટિને જ પ્રધાનપદ આપવામાં આવે તેને 'વ્યક્તિવાદ' કહી શકાય. અને આવી રીતે પોતાના જ હિતનો ખ્યાલ રાખીને વર્તવાની વ્યક્તિને છૂટ આપવાની પદ્ધતિને '**સ્વૈર પદ્ધતિ**' (Laissez faire), તથા એ જ પદ્ધતિ અનુસાર સમાજરચના થવી જોઈએ એમ માનવું એને '**સ્વૈરવાદ**' (Anarchism) કહી શકાય. સ્વૈરવાદીઓનો ખાસ વિરોધ રાજ્યના શાસન સામે હોવાથી તેમના મતને 'અશાસનવાદ' પણ કહી શકાય. કેટલાક તેને 'અરાજકતાવાદ' પણ કહે છે. પણ અરાજકતા એટલે અંધાધૂંધી નહિ. સ્વૈરવાદી સમાજમાં અંધાધૂંધી નહિ હોય પણ દરેક વ્યક્તિ પોતાના સમાજના માણસો સાથે પરસ્પર સમજુતીથી બરાબર વર્તશે, રાજ્યના કાયદાનું નિયમન હશે માટે સીધો ચાલશે એમ નહિ, એમ સ્વૈરવાદીઓનું માનવું છે.

### Index Numbers ભાવનો આંક

જે આંકડાઓ ઉપરથી વસ્તુઓના ભાવમાં બજારમાં થયેલી વધઘટ દર્શાવવામાં આવે છે તેને 'ભાવનો આંક' કહી શકાય. આ આંક કોઈ સામાન્ય વર્ષને ભાવના પાયા તરીકે લઇને, (૧૦૦ ગણીને) તે વખતના ભાવમાં પછીથી કેટલી વધઘટ થઈ તે ટકામાં

દર્શાવવામાં આવે છે. જેમકે ૧૯૩૫માં વસ્તુઓના ભાવ ૧૦૦ બરાબર ગણીએ તો તે વખતના ભાવોને હિસાબે ૧૯૪૪ના જૂનમાં અમદાવાદમાં ચીજોના ભાવ ૨૮૯ થયા હતા. જુદી જુદી દરેક ચીજના ભાવની વધઘટ આ રીતે દર્શાવી શકાય છે.

## Interest વ્યાજ

મૂડીના વપરાશના બદલામાં, મૂળ રકમ ઉપરાંત જે વધારો લેવામાં આવે છે તેને 'વ્યાજ' કહે છે.

મૂડી એ બચત (saving) નું પરિણામ છે અને બચત કરકસર (Abstinence) થી થઈ શકે છે. માણસ પોતાની આવકનો તાત્કાલિક ઉપયોગ ન કરતાં ભવિષ્ય ઉપર તેનો ઉપયોગ મુલતવી રાખે અને તાત્કાલિક ખર્ચ ઉપર કાબૂ રાખી ચાલુ ખર્ચને મર્યાદિત કરે, તો તે ભવિષ્યને માટે બચાવી શકે છે. તે 'કરકસર'ના બદલામાં તેને વ્યાજ મળે છે એમ કહેવાય છે.

દેશની મુખ્ય બૅન્ક જે વ્યાજના દરથી ઉત્તમ શાખ ઉપર, માલની હૂંડી ઉપર અગર સરકારી લોનનાં કાગળિયાં–જામીનગીરી–(Securities) ઉપર નાણાં ધીરે તેને **'બૅન્કનો દર'** (Bank rate) કહે છે. આવો જ શરાફી બજારનો **'શરાફી દર'** હોય છે. આ બન્ને દરમાં થોડો ફેર હોય છે.

જે દરથી બૅન્ક અગર શરાફ, અમુક મુદત પછી પાકનાર હૂંડી કે વેપારી બિલ જેવાં કાગળિયાં ઉપર વ્યાજની કસર કાપીને અગાઉથી નાણાં આપે છે તેને **'વટાવનો દર'** (Discount rate) કહે છે.

## Labour મહેનત

માલની ઉત્પત્તિ માટે જે શારીરિક કે માનસિક મહેનત કરવામાં આવે છે તેને 'મહેનત' કહે છે. તેને કેટલાક 'શ્રમ કે મજૂરી' પણ કહે છે. પરંતુ હદ કરતાં વધારે મહેનત માટે 'શ્રમ' શબ્દ વપરાતો હોવાથી અને શારીરિક મહેનત માટે 'મજૂરી' શબ્દ વપરાતો હોવાથી બધી જાતની મહેનત માટે 'મહેનત' શબ્દ પસંદ કરવા જેવો છે. તે જ પ્રમાણે મહેનત કરનાર માટે 'મજૂર' કે 'શ્રમજીવી' શબ્દ વાપરવાને બદલે 'કામદાર' (Labourer) શબ્દ પસંદ કરવા જેવો છે.

જે મહેનત માટે અગાઉથી તૈયારીની જરૂર હોય તેવી મહેનતને 'કુશળ મહેનત અગર **કારીગરી'** (Skilled labour) અને જેને માટે શારીરિક શક્તિ સિવાય બીજી તૈયારીની ખાસ જરૂર ન હોય તેવી મહેનતને 'સાદી મહેનત અગર **મજૂરી'** (Unskilled labour) કહી શકાય.

જે મહેનત ધનની ઉત્પત્તિમાં મદદરૂપ થાય અથવા નવું ધન પેદા કરવામાં સીધી કે આડકતરી રીતે મદદ કરે તેને **'ઉત્પાદક મહેનત'** (Productive labour) અને જેની અસર તેથી ઊલટી થાય અથવા ઉત્પાદક ન હોય તેને **'અનુત્પાદક મહેનત'** (Unproductive labour) કહે છે.

કાર્યદક્ષતાની દૃષ્ટિએ એક કામના જુદા જુદા ભાગ જુદા જુદા માણસો વચ્ચે વહેંચી નાખવામાં આવે તેને **'કાર્યવિભાગ'** (Division of labour), અને તે કાર્યવિભાગનું તત્ત્વ જુદાં જુદાં રાષ્ટ્રો, દેશો, કે પ્રદેશોને લાગુ પાડવામાં આવે તેને **'પ્રાદેશિક કે રાષ્ટ્રીય કાર્યવિભાગ'** (International or territorial or Geographical division of labour) કહે છે.

ભારે વજન ઉપાડવા માટે કે કોઈ કામ કરવા માટે ઘણા માણસો ભેગા થાય તે **'સાદો** કાર્યવિભાગ' (simple) કહેવાય અને એક ક્રિયાના ઘણા પેટા વિભાગો કરી નાખવામાં આવે તેને **'સૂક્ષ્મ** કાર્યવિભાગ' (complex) કહેવાય. દા. ત. ટાંકણીના કારખાનામાં કોઈ તાર કાપે, કોઈ ટાંકણીનું માથું બનાવે, કોઈ અણી કાઢે, કોઈ પોલીશ કરે, કોઈ ગોઠવે વગેરે.

સૂક્ષ્મ કાર્યવિભાગ યંત્રને લીધે થાય છે અને તેને લીધે કારખાનાં ઊભાં થાય છે. તેથી એક જગ્યાએ ઘણા કામદારોને કામ કરવા એકઠા થવું પડે છે. તેને **'કામદારોનું કેન્દ્રીકરણ'** (Concentration or Combination of labour) થયું કહેવાય. તે જ પ્રમાણે મૂડી અને ઉદ્યોગ મૂડીભર માણસોના હાથમાં એકત્ર થાય તેને **'મૂડીનું કેન્દ્રીકરણ'** (Concentration of Capital) થયું કહેવાય.

## Labour–Co-partnership કામદારોની ભાગીદારી

ઉદ્યોગમાં કામદારો ફક્ત પગાર લેનાર તરીકે નહિ, પરંતુ ભાગીદાર તરીકે કામ કરે અને નફાતોટામાં ભાગીદાર થાય તેને કામદારોની 'ભાગીદારી પદ્ધતિ' કહી શકાય. અને જે પદ્ધતિમાં જ્યારે જ્યારે નફો થાય ત્યારે કામદારોને નફામાં ભાગ આપવામાં આવે; પણ ખોટ જાય

ત્યારે ભાગીદાર તરીકે ખોટમાં ભાગીદાર ગણવામાં ન આવે તેને **'નફાની ભાગીદારી પદ્ધતિ'** (*Profit-sharing*) કહી શકાય.

## Land જમીન

જેની છતનો આધાર કુદરત ઉપર છે તેવી ખાણો, નદીઓ, ખેતરો વગેરે કુદરત તરફથી મળતી વસ્તુઓને સંપત્તિશાસ્ત્રમાં **'જમીન'** કહે છે. કેટલાક તેને **'કુદરત'** (Nature) પણ કહે છે.

જે જમીનમાંથી પેદાશના ખર્ચના પ્રમાણમાં બજારભાવે ખર્ચ પૂરતું જ મળી રહે તે જમીનને **કાંઠાપરની** કે સીમાન્ત જમીન' (Land on the margin of cultivation) કહેવાય. અને જેટલા એકર જમીનની પેદાશમાંથી ખેતીનું ખર્ચ કાઢતાં, ચાલુ રિવાજ મુજબ કુટુંબનું ભરણપોષણ થઈ શકે તેટલું મળી રહે, તેટલી જમીનને **'નિર્વાહ પૂરતી જમીન** કે ખેતીનું એકમ' (Economic holding) કહેવાય. કુટુંબના ખર્ચનું પ્રમાણ રૂઢિ અને પ્રદેશને અનુસરી વત્તુંઓછું હોઈ શકે છે.

## Liability જવાબદારી

કોઈ મંડળના દેવામાં, તે મંડળનો સભ્ય જેટલે અંશે ભાગીદાર થતો હોય તેટલી તે સભ્યની 'જવાબદારી' ગણાય. તે સભ્યનો મંડળમાં જેટલો હિસ્સો–શેર (Share) હોય તેટલા પ્રમાણમાં જ તેની જવાબદારી ગણાતી હોય તો તેને 'નિયત જવાબદારી' (Limited) કહે છે. અને દરેક સભ્ય મંડળના બધા દેવા માટે જવાબદાર ગણાતો હોય તો તેને 'અનિયત કે સંપૂર્ણ જવાબદારી' (Unlimited liability) કહે છે.

નિયત જવાબદારીમાં કોઈ સભ્યના જો સો રૂપિયાના શેર મંડળમાં હોય તો સો રૂપિયાના શેરના ભાગે જેટલી જવાબદારી આવે તેટલી જ એની જવાબદારી ગણાય. પરંતુ અનિયત જવાબદારીમાં શેર સોના હોય કે બસોના હોય તે જોવાતું નથી. પણ આખા મંડળની જે કુલ જવાબદારી હોય તેટલી બધી જવાબદારી દરેક સભ્યની ગણાય છે. ગામડાંની સહકારી મંડળીઓ ઘણું ખરું અનિયત જવાબદારીને ધોરણે કામ કરે છે. ભાગીદારીની દુકાનો અને પેઢીઓ પણ એ જ ધોરણે કામ કરે છે. ત્યારે શેરોની મંડળીઓ અને લિમિટેડ પેઢીઓ અને કંપનીઓ .. જવાબદારીને ધોરણે કામ કરે છે.

## Medium of Exchange વિનિમયનું વાહન

જે વડે સર્વ માલનો વિનિમય થઈ શકે છે તેને 'વિનિમયનું વાહન' કહે છે. જેમકે નાણું. દરેક વસ્તુનો વિનિમય નાણા દ્વારા કરવામાં આવે છે એટલે તે 'વિનિમયનું વાહન' ગણાય.

## Mercantilists વેપારવાદી

જે મતવાદીઓ સંરક્ષણ પદ્ધતિ (Protection)થી અને ખાસ કરીને આયાત કરતાં નિકાસ વધારીને પરદેશથી ધન ખેંચી લાવીને, દેશની સંપત્તિ વધારવાના મતના હતા તેમને **'વેપારવાદીઓ'** કહેવામાં આવે છે.

## Middle-man દલાલ; વેપારી

જે માણસો માલની સીધી ઉત્પત્તિ નથી કરતા પણ ફક્ત માલનો વિનિમય કરવામાં મદદ કરે છે, એટલે માલ ઉત્પન્ન કરનાર અને વાપરનાર વચ્ચે વ્યવહાર ચલાવે છે, તેમને આડતિયા કે દલાલ કે વેપારી કહી શકાય. દુકાનદાર, વેપારીઓ, ફેરીઆઓ અને દલાલો આ વર્ગમાં આવે છે.

## Money નાણું

જે વસ્તુ વિનિમયના વાહન તરીકે વપરાય છે અને જેના વડે સઘળી વસ્તુઓનો વિનિમય થઈ શકે છે તેને 'નાણું' કહે છે. સરકાર જે નાણું દેશના મુખ્ય નાણા તરીકે નક્કી કરે અને જેની બજારમાં કે ખાનગી વ્યવહારમાં ગમે તેટલા પ્રમાણમાં આપ–લે થઈ શકતી હોય, એટલે કે જેની આપ–લેની મર્યાદા ન હોય તેવા નાણાને **'મુખ્ય નાણું'** (Legal Tender; Standard Money) કહે છે.

જે નાણાનો અમુક રકમ સુધી જ ઉપયોગ થઈ શકતો હોય, એટલે કે જેની આપ–લે માટે કાયદાની નક્કી કરેલી મર્યાદા હોય તેને **'ઉપનાણું'** (subsidiary money) કહે છે. અને જેનું ચલણી મૂલ્ય (Nominal or face value) તેની મૂળ ધાતુની કિંમત કરતાં વધારે હોય તેને **'સંકેત નાણું'** (Token money) કહે છે. આપણો રૂપિયો એ મુખ્ય નાણું છે. પણ તેમાંની ધાતુની કિંમત સોળ આના જેટલી નથી. એટલે તે 'સંકેત નાણું' છે. આની, બે આની, પાવલી વગેરે પરચૂરણ વ્યવહાર માટે કાઢવામાં આવતા સિક્કાઓ એ 'ઉપનાણું' છે.

—ચાલુ

# આરોગ્યવિભાગ

: સંપાદક :

**શ્રી. રમણુલાલ એન્જિનીઅર**

(૧) નિસર્ગોપચાર અને રોગનિદાન
**શ્રી. અશ્વઘોષ**

(૨) કેલોગ અને લીંઠલ્હાર
**શ્રી. રમણુલાલ એન્જીનિઅર**

(૩) ઈન્ફલ્યુએન્ઝાનો પ્રતિકાર
**અનુ : શ્રી. મનુભાઇ**

હવેથી દરેક અંકમાં સ્વતંત્ર એવો આરોગ્યવિભાગ આપવામાં આવશે. જેમાં એ એ વિષયના લેખકોના લેખો, ઉપરાંત અવારનવાર વૈદકશાસ્ત્રના લેખકોનો જીવનપરિચય અપાશે. સંપાદનનું કાર્ય શ્રી. રમણુલાલ એન્જિનીઅરે સંભાળી લીધું છે.

---

એલોપથીક નિદાન કરતાં હોમિયોપથીક નિદાને અવંશ્ય પ્રગતિ કરી છે.

એનામાં એલોપથીક નિદાનના બધા જ ગુણો હોવા ઉપરાંત એલોપથીક નિદાનના ઘણા દોષો નથી.

હોમિયોપથી એ નિદાનાનંદની પ્રાપ્તિનું શાસ્ત્ર નથી, પણ રોગનિવારણની અદ્ભૂત કલા છે. એટલે સાચા હોમિયોપથો રોગનિદાન અવશ્ય કરે છે, પણ એમનું સમગ્ર લક્ષ્ય ઉપચારનિદાન કરી દર્દીને સાજો કરવાની દિશામાં હોય છે.

ઉપચારનિદાન એ હોમિયોપથીની વિશિષ્ટતા છે, એને લીધે સારવારની આજુ બાજુ દરદીઓ નથી ગોઠવાતા, પણ દરદીની આજુબાજુ સારવાર ગોઠવાય છે. હોમિયોપથીનો સારવારના વ્યક્તિકરણનો (Individualization) મહાન ગુણ, દેશી વૈદો, એલોપથો અને સરળ નિસર્ગોપચારકોએ શીખવા જેવો છે.

નિસર્ગોપચારની પેઠે હોમિયોપથીમાં પણ દર્દીના દર્દનું સાચું નિદાન ન થયું હોય તો પણ સફળ સારવાર કરી શકાય છે. હોમિયોપથ દર્દીને જુએ છે, તપાસે છે અને એનાં લક્ષણોને સંકલિત કરી એની બિમારીનું એક ચિત્ર પોતાના મનમાં ખડું કરે છે. અને એને માટે બંધબેસતો ઉપચાર શોધી કાઢી એના રોગને નિર્મૂળ કરે છે. આ રીતે ઉગ્ર રોગોમાં રોગનિદાન પાછળ કિંમતી સમય બગડતો નથી, તેમજ હઠીલા રોગોમાં પણ વ્યર્થ ફાંફામાંથી દાક્તર અને નિરર્થક ખર્ચમાંથી દરદી બચી જાય છે. આ રીતે હોમિયોપથીએ આજ સુધી અનિદાનીત રોગોના હજારો કેસો સારા કર્યા છે.

હોમિયોપથીક ઔષધો કેવળ રોગનિવારક ઔષધો નથી, પણ સાથે સાથે રોગનિદાનક ઔષધો પણ છે, એવો મત હમણાં હમણાં કેટલાક હોમિયોપથીએ પ્રચલિત કરવા માંડયો છે. ઈગ્લેંડનો જાણીતો હોમિયોપથી જે. એલીસ બારકર આ મતનો પ્રખર પ્રણેતા છે. પોતાના દરદીના શરીરમાં ક્ષય કે સિફીલીસ જેવા રોગોનાં ગુપ્ત બીજ છે કે નહિ એ નક્કી કરવા માટે 'નોઝોડસ'નો ઊંચી પોટન્સી (મુખ્યત્વે ૨૦૦)માં એ ઉપયોગ કરે છે.

આ પદ્ધત્તિ દેખીતી રીતે 'ટયુબરક્યુલીનમેટેસ્ટ' કે 'શીકટેસ્ટ' જેવી અધકચરી અને રોગવર્ધક એલોપથીક પદ્ધત્તિઓ કરતાં ઘણી ચઢીયાતી પદ્ધતિ છે.

જો વિવેકપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો મારે એની વિરુદ્ધમાં કશું જ કહેવાનું નથી.

હોમિયોપથીક રોગનિદાન પાછળ ફિલ્સુફી છે. જીવન, આરોગ્ય, રોગ અને મટાડ વિષે હોમિયોપથી પાસે સ્પષ્ટ ખ્યાલો છે

હોમિયોપથી રોગના કારણો ઉપર પણ પ્રકાશ પાડે છે. હાનમેને રજુ કરેલાં સોરા, સાઇકોસીસ અને સિફીલીસ એ ત્રણ રોગતત્વો ઉપરાંત એના અનુયાયીઓએ બીજાં કેટલાક રોગતત્વો ઉમેર્યાં છે, જે મૂળભુત તત્વો સેંકડો રોગોના રૂપમાં દેખાતી રોગતાસૃષ્ટિ માટે જવાબદાર છે.

હોમિયોપથીમાં રોગનિદાનનો ક્રમ યોગ્ય રીતે ગોઠવાયો છે, એ કારણશાસ્ત્રથી શરૂ થઇ વ્યાધિ-વિકૃતિશાસ્ત્ર આગળ પૂરો થાય છે.

ઇગ્લેંડનો મહાન હોમિયોપથ ડૉ. જોન. એચ. ક્લાર્ક એમ. ડી. કહે છે :

'દરેક હોમિયોપથે ચતુર્વિધ નિદાન કરવું જોઈએ.' 'રોગનું નિદાન, રોગતત્વનું નિદાન, શરીરસંધારણનું નિદાન અને ઉપચાર નિદાન.'

ચિકિત્સાશાસ્ત્રનું મહત્વ નિદાનશાસ્ત્ર કરતાં વિશેષ છે. એ સત્ય હોમિયોપથીએ સ્વીકાર્યું છે.

આમ હોવા છતાંય શુદ્ધ હોમિયોપથી એ માણસ જાત પાસે એકઠા થયેલા વૈદકીય જ્ઞાનને હિસાબે એક પછાત પદ્ધત્તિ છે. હોમિયોપથોનો મોટો ભાગ એલોપથી કરતાં એક ડગલું આગળ વધીને જીવન અને જગતનું છેવટનું સત્ય જડયું હોય એમ સંતોષ માની બેઠો છે.

ગણ્યાગાંઠયા હોમિયોપથો જ ચાલુ ચીલો કાપીને પોતાના ધંધાબંધુઓથી આગળ વધ્યા છે. વીસમીસદીમાં જગતના સર્વશ્રેષ્ઠ નેત્રનિદાનશાસ્ત્રી ડૉ. હેન્રી લેન, એમ. ડી. પોતે એક હોમિયોપેથ હતા.

અધૂરાપણું એ એકલો જ હોમિયોપથીક નિદાનનો દોષ નથી.

અનેક દાખલાઓમાં એવું બને છે કે સારા સારા હોમિયોપેથો પણ પોતાના દરદીના ઉપચારનું નિદાન સફળતાપૂર્વક કરી શકતા નથી. અને જ્યાંસુધી યોગ્ય નિદાન ન થાય ત્યાંસુધી કેસ બગડતો જાય છે. જેમ એલોપથના દરદીના દરદનું નિદાન ન થવાથી એ કેસ કથળતો જઇ દરદી કમોતે મરે છે, એની એ જ દશા સફળ ઉપચારનિદાન ન થવાથી હોમિયોપથના દરદીની થાય છે.

હઠીલા રોગમાં પણ જો સફળ ઉપચારનિદાન ન થાય તો હોમિયોપથનાં

# નિસર્ગોપચાર અને રોગનિદાન

[ લખાંક : બીજો ]

નસીબમાં ફાંફાં જ મારવાનાં રહે છે. અલબત્ત, એ ફાંફાં એલોપથનાં ફાંફાં જેટલાં આરોગ્યઘાતક હોતાં નથી. એટલું આપણે લક્ષ્યમાં રાખવું ઘટે.

## નિસર્ગોપચાર અને રોગનિદાન

હવે આપણે સરળ નિસર્ગોપચારમાં માનનારાં આપણા મિત્રો તરફ વળીને એમને પૂછીએ: 'ભાઇ! તમારે આ રોગનિદાનની બાબતમાં શું કહેવું છે?'

તેઓ જવાબ આપે છે: 'જાણતવ્યં' તોબી મરતવ્યં અને નહિ જાણતવ્યં તો બી મરતવ્યં તો ઠાલી માથાકુટ કીમ કરતવ્યં?'

'પાંચ હજાર વર્ષના પ્રખર પુરુષાર્થ પછી આ દેશી–વિદેશી દવાવાદીઓ જો રોગને રીતસર સમજી શકતા ન હોય કે તેની સાચી સારવાર આપી શકતા ન હોય તો આ વ્યર્થ ધમાચકડીનો અર્થ શો છે? ઘાંચીના બળદની પેઠે એક ઝેરી કુંડાળામાં ચક્કર ચક્કર ફરવામાં અમને લેશ માત્ર રસ નથી.'

'અમે તો એક સીધી અને સાચી વાત સમજીએ. રોગ એક છેઃ મળસંચય. ઉપાય એક જ છેઃ મલોત્સર્ગ. અમારી પાસે આવનાર દરદીને ટાઇફોઇડ થયો છે, એમ જો તમે કહેતા હશો તો પણ અમે પેક આપીશું. અને મેનિન્જાઇટીસ થયો છે, એમ તમે કહેશો તો પણ અમે પેક આપીશું અને તમે ફાંફા મારતા હશો ત્યાં સુધીમાં તો અમે અમારા દરદીને સારો કરી નાખીશું.'

'જ્યારે એલોપથો પોતાની એક 'રામબાણ' દવાથી એક રોગ પણ સાચી રીતે મટાડી શકતા નથી, ત્યારે અમે એક ઉપવાસ જેવા કુદરતી ઇલાજથી સેંકડો હળવા અને હઠીલા રોગો સફળતાપૂર્વક મટાડી શકીએ છીએ, પછી એમનું નિદાન કર્યું હોય કે ના કર્યું હોય, એ ખરું હોય કે ખોટું હોય એ અમારે મન મહત્વનો પ્રશ્ન નથી.'

સરળ નિસર્ગોપચારકોના આ દૃષ્ટિબિંદુની તરફેણમાં ઘણું કહેવા જેવું છે.

મારા અનુભવમાં આવેલા બે કેસો સરખામણી માટે રજુ કરું છું.

પહેલો કેસ મારા એક મિત્રનો છે. દિવસ પોતાની માલીકીની ડેરીમાથી એ સવારમાં મારે ત્યાં આવ્યો. એણે કહ્યું કે, ગઈ રાત્રે મને તાવ આવ્યો હતો, અત્યારે પણ બેચેની છે, હું તમારે ત્યાં રહેવા માગું છું. મેં કહ્યું 'ભલે.'

થોડા વખતમાં તાવ શરૂ થયો, અને એ ઘેનમાં પડી ગયો. મેં તુરત જ એને એક પેક આપ્યો પેક કાઢી નાખ્યા પછી એ જાગ્યો, અને એણે પોતાના ઓળખીતા એક દાક્તરને બોલાવવાનું કહ્યું.

થોડીક વાતચીત કર્યા પછી એ ફરી પાછો બેભાન થઇ ગયો. વચમાં અવાર નવાર એ બહુ જોરથી બૂમો પાડતો કે મારી ડોકી બહુ સખત દુઃખે છે, માથામાં સણકા મારે છે, હાડકાં કળે છે." ઉલટી કરવા માટે એ બેત્રણ વખત જાગ્યો, એક વખત તો એણે ખૂબ જોરથી નાના બાળકની પેઠે રડવા માંડયું. એના જેવા મજબુત મનના માણસને આ રીતે બાળકની પેઠે રડતો જોવાનું દશ્ય મારે માટે નવાઇભર્યું હતું. મેં પૂછ્યું: 'આમ કેમ?'

એણે જવાબ આપ્યો, 'ધરાસણામાં ખાધેલા લાઠીમારને લઈને જ્યારે જ્યારે આકાશમાં વાદળાં દેખાય છે ત્યારે ત્યારે મારાં હાડકાં ખૂબ કળે છે, પણ કોણ જાણે કેમ આજે તો દુઃખની અવધી જ થઇ ગઇ છે.'

પરિસ્થિતિનું ગાંભીર્ય હું સમજ્યો. એને મેનિન્જાઇટીસ હશે, એવો મને સંશય પણ ગયો, કારણ કે તે વખતે મેનિન્જાઈટીસનો રોગચાળો ચાલુ હતો.

મારી સામે એક મુશ્કેલ પ્રશ્ન એ ખડો થયો કે આ નાજુક પરિસ્થિતિમાં મારી ફરજ શી? દરદી મારો પ્રિય મિત્ર હતો. એને એલોપથીમાં અને તેમાં ય એના અમુક દાક્તર ઉપર અચળ શ્રદ્ધા હતી. એના સગાસંબંધી દૂર હતાં. મારે નિર્ણય તત્કાળ કરવાનો હતો.

મને લાગ્યું કે શાસ્ત્રીય દૃષ્ટિએ નિસર્ગોપચારની સારવાર ગમે એટલી ચઢીઆતી હોય, તો પણ નૈતિક દૃષ્ટિએ અત્યારે મારી ફરજ એને એની શ્રદ્ધા મુજબની સારવાર આપવાની હતી.

દાક્તરની દવા શરૂ થઇ

જેમ જેમ દિવસ વધવા માંડયો, તેમ તેમ લક્ષણો ભયંકર સ્વરૂપ પકડતાં ચાલ્યાં. દાક્તરને બોલાવવા હું ફરી પાછો સાંજના ગયો. ભરચક પ્રેક્ટિસવાળા દાક્તર બહાર ગયા હોવાથી મને મળ્યા નહિ મોડી રાત્રે ફરીને જઇને હું દાક્તરને બોલાવી આવ્યો. કેસ તપાસી દાક્તરે વધુ જવાબદારી લેવાની ના પાડી. એણે અમને તુરત જ પાસેની જાહેર હોસ્પિટલમાં દર્દીને ખસેડવાની સલાહ આપી.

દર્દીને અમે ત્યાં લઇ ગયા. તુરત જ નિદાન નક્કી કરવા માટે આસુરી ઉપાયો શરૂ થયા. એ જાગ્યો અને એણે વેદનાથી ચીસો પાડવા માંડી. એની કરુણ ચીસો રાત્રિના શાંત અંધકારને ચેરી રહી મારા હૈયામાં કોઇ ન સમજાય એવી ભયંકર બીક પેસી ગઇ.

બીજે દિવસે અમે એને જ્યારે જોવાં ગયા ત્યારે મેનિન્જાઇટીસનું નિદાન નક્કી થઇ ગયું હતું. સારવાર શરૂ કરી દેવામાં આવી હતી.

ચાર દિવસ પછી એ ગુજરી ગયો. દાક્તરોએ એમ અભિપ્રાય આપ્યો કે જંતુઓએ હુમલો શરૂ કર્યો, અને તાવ શરૂ થયો, એ બેની વચમાં દિવસનું અંતર ચાલી ગયું, એટલે જંતુઓએ ખૂબ ખાનાખરાબી કરી મૂકી. જો વહેલું નિદાન થયું હોત તો દરદી બચી જાત!

પ્રશ્ન માત્ર એટલો જ રહે છે કે વહેલું નિદાન કરવું શી રીતે? દરદીના શરીરના અંદરના ભાગમાં જંતુઓ છૂપો ઉત્પાત મચાવતા હોય છે વિષે તત્કાળ માહિતી મેળવવાનો એલોપથી પાસે એકે રસ્તો છે?

હવે આની સાથે નીચેનો કેસ સરખાવી જુઓ:

હું મારા એક સગા સાથે રહેતો હતો. એક દિવસ બપોરના અમે બન્ને લૉજમાંથી જમી આવ્યા પછી થોડીવાર પછી એમને ટાઢ ચઢવાની શરૂઆત થઇ. એ બહાર આવી તડકામાં બેઠા થોડીવાર પછી તાવ ચઢયો એટલે પથારીમાં ઓઢીને સૂઇ ગયા. મેં મેલેરિયાનો વાવર ચાલુ હોવાથી મેલેરિયા માની લીધો સાંજના બહાર એક

સભામાં જઈ આવ્યા પછી મેં જોયું તો એમને અતિશય ઊંચો તાવ હતો.

ખોરાક બંધ કરવામાં આવ્યો અને પેક શરૂ કરવામાં આવ્યા.

બીજે દિવસે સવારે જાગ્યા બાદ એમણે એમ ફરિયાદ કરી કે મને બધે પીળું પીળું દેખાય છે. આંખોમાં પણ પીળાશ હતી. રોગની આ ભૂમિકાએ કમળાનું નિદાન થઈ શકે. બપોરના તાવના જોરથી દર્દી બેભાન થઈ જવાથી મેં બે દાક્તર મિત્રોને મદદ માટે બોલાવ્યા. એમાંથી એકે એમ શંકા ઉઠાવી કે આ ખોરાકના ઝેરનો કેસ કદાચ હોઈ શકે.

એ બાબતમાં મારો જવાબ એ હતો કે જો ઝેર એમને લાગુ પડે તો હું શી રીતે મુક્ત રહું ? તેમ જ વીશીમાં જમનારા બીજા કોઈને કશી તકલીફ થયાના સમાચાર નથી. નિદાન નક્કી ન થયા છતાં સારવાર એની એ જ ચાલુ રહી.

સાંજના દર્દીને ઝાડા અને ઉલટી શરૂ થઇ ગયાં. બન્નેમાં કાળું લોહી પડતું હતું. આ સ્થિતિમાં બ્લેક વૉટર ફીવરને મળતાં લક્ષણો હતાં.

ત્રીજે દિવસે ઉલટી બંધ થઇ પણ ઝાડામાં લોહી પડવાનું ચાલુ રહ્યું. સવારમાં મરડાને મળતાં લક્ષણો હતાં. બપોરના સ્થિતિ વધુ ભયંકર થઇ. લોહી ક્યાંથી આવે છે એ નક્કી કર્યા સિવાય ચોક્કસ નિદાન ન થઇ શકે એમ મારા એલોપથીક મિત્રે અભિપ્રાય આપ્યો. પણ લક્ષણો જોતાં કોલાઈટીસ હોવાનો એમણે તર્ક કર્યો. વધુ ખાત્રી માટે અમે દર્દીને ચાના પાણીનો એનિમા આપ્યો. જો લોહી મોટા આંતરડામાંથી આવતું હોય તો આ એનિમાથી બંધ થઈ જવું જોઇએ. પણ એ મુજબ ન થવાથી અને બીજાં લક્ષણો અનુકૂળ હોવાથી ગેસ્ટ્રાયટીસનું નિદાન થયું. છતાં ય સારવાર તો એની એ જ રહી.

ચોથે દિવસે પરિસ્થિતિમાં કાંઇ ફેર માલમ ન પડયો.

પાંચમે દિવસે બપોરે કેસ વિશેષ કથળ્યો. દર્દીને ઝાડામાં પુષ્કળ લોહી પડવા માંડયું, અને સાથે સાથે નાક, કાન, મોં અને ગુદાઓમાંથી લોહી આવવા લાગ્યું. તાવ ૧૦૨ થી ૧૦૩ હતો અને નાડી એકદમ ધીમી પડી ૫૦ થઇ ગઇ. મારી મુંઝવણ વધી. હું મારા મિત્રને ઘેર તુરત જ ગયો. અને ઘટતી નાડીનું કારણ શોધવા માટે અમે, બન્ને જણે વૈદકીય સાહિત્ય ઉથલાવવા માંડયું. હર્બર્ટ ફ્રેન્ચના ગ્રંથ 'Index of Symptoms'ના આધારે અમે સાચું નિદાન નક્કી કરી શકયા. દર્દીને પીળો તાવ થયો હતો. એટલું સમજતામાં જ બધાં લક્ષણોનું રહસ્ય આપોઆપ સમજાઇ ગયું. હું ઘેર ગયો. અને હિંમતથી સારવાર આગળ ચાલુ રાખી.

છઠે દિવસે બપોરથી કેસ સુધરતો ચાલ્યો. અને ત્યારપછી એક અઠવાડિયામાં કોઇ ખાસ બનાવ સિવાય પૂર્વવત આરોગ્ય મળ્યું.

આ કેસ અનેક દૃષ્ટિબિંદુઓથી ખૂબ રસપ્રદ છે. આ કેસમાં ચાર દિવસમાં આઠ નિદાન કર્યા. છતાંય સારવાર તો એક અને અચૂક સીધી અને સચોટ રહી. રોગ ગમે તે હોય પણ નિસર્ગોપચારની સારવારનું લક્ષ એક જ હોય છે, અને તે 'મળત્યાગ મારફતે મટાડ.' એલોપથીમાં તો આઠ સારવારો ફરી ગઈ હોત અને પારણામમાં મોટે ભાગે મોત મળ્યું હોત.

બીજો પ્રશ્ન એ થશે કે પીળા તાવનો કેસ હિંદુસ્તાનમાં શી રીતે થયો ? જંતુશાસ્ત્ર એનો જવાબ નહિ આપી શકે. માઇક્રોઝીમાના સિદ્ધાંતથી જ એ પ્રશ્નનો ઉત્તર મળી જશે.

સાતમે દિવસે ઉતરતો તાવ સામયિકતાનો નિયમ સિદ્ધ કરે છે.

હોમિયોપથીની દાષ્ટએ જો આ કેસનું પૃથક્કરણ કરવામાં આવે તો પણ ઘણો નવો પ્રકાશ પડે.

જે રીતે સરળ નિસર્ગોપચાર નિદાન વગર ઉગ્ર રોગોની સફળ સારવાર કરે છે. તે જ રીતે હઠીલા રોગોમાં પણ એની નિદાન રહિત સારવારે ઠીક ઠીક સફળતા મેળવી છે.

સરળ નિસર્ગોપચારની તરફેણમાં આટલું કહ્યા પછી એના કેટલાક દોષો બતાવવા પણ જરૂરી છે. મારા મત મુજબ નિદાનરહિત ચિકિત્સા ઉગ્ર રોગોમાં જેટલી સફળતા મેળવે છે તેટલી સફળતા હઠીલા રોગોમાં મળતી નથી. આ પદ્ધતિનું બીજું ભયસ્થાન એ છે કે સરળ નિસર્ગોપચારના સ્થાપકો અમેરિકામાં તો મોટે ભાગે એલોપથી હતા. નિદાનના એમના જ્ઞાનને લઇને તેઓ નિસર્ગોપચારની સારવારની માત્રાનું નિયમન કરી શકતા. એમના અનુયાયીઓમાં એવા અનેક લેભાગુ લોકો નીકળ્યા કે જે લોકોએ એમના નિદાનશાસ્ત્રના ઘોર અજ્ઞાનને લઇને દર્દીના જીવનકેન્દ્રોની સ્થિતિની તપાસ કર્યા સિવાય અનેક આકરી સારવારો આપી માઠાં પરિણામો મેળવ્યાં. ઘણાં કહેવાતા નિસર્ગોપચારકો દર્દીનું હૃદય નબળું છે કે બળવાન છે તે જાણ્યા સિવાય એમને વરાળસ્નાન જેવી આકરી સારવારો આંખો મીંચીને આપે છે. પરિણામે કેટલાક દર્દીઓ મરી જવા સુધીના પણ પ્રસંગો બન્યા છે.

નિદાનનો સદંતર ત્યાગ કરવાથી જે અનેક માઠા પરિણામો આવે છે તેનો આ એક જ દાખલો છે.

## વૈજ્ઞાનિક નિસર્ગોપચારનું દૃષ્ટિબિંદુ

મુંઝાયલો વાંચક કહેશે કે, તો પછી કરવું શું ? નિદાનનો સ્વીકાર કરીએ તો પણ પણ અટકળબાજી અને અસ્વીકાર કરીએ તો ઊંટવૈદુ તો પછી ત્રીજો રસ્તો કયો ? આ તો ચુલામાંથી નીકળીને ઓલામાં પડવા જેવું થાય છે.

એનો જવાબ એ છે કે આ ગૂંચવણભરેલા પ્રશ્નનો ઉકેલ વૈજ્ઞાનિક નિસર્ગોપચારમાં છે માત્ર નિસર્ગોપચારમાં જ નિદાનશાસ્ત્રને સંપૂર્ણ બનાવી વૈદકમાં એને એનું યોગ્ય સ્થાન આપવામાં આવ્યું છે.

આ પદ્ધતિના દૃષ્ટિબિંદુથી નિદાનશાસ્ત્ર એ એક આવશ્યક શાસ્ત્ર છે, એટલા માટે એ ચાલુ નિદાનની પદ્ધતિઓના સઘળા દોષો દૂર કરી એમનો સમન્વય કરી એક નવીન પ્રકારનું નિદાનશાસ્ત્ર નિર્માણ કરે છે.

આ પદ્ધતિ મુજબ નિદાન નીચેના કારણોસર આ આવશ્યક છે:

(૧) રોગનાં કારણો શોધવા માટે નેત્રનિદાન, કરોડનિદાન, હોમિયોપથી જેવી

પદ્ધતિઓ, સી. એચ. કોલીઅંની પદ્ધતિ વગેરે રોગના કારણો ઉપર પ્રકાશ પાડતી હોવાથી રોગનિવારણમાં અસાધારણ સરળતા થાય છે.

(૨) રોગનિવારણની, અનેક વિશ્વાસપાત્ર પદ્ધતિઓ અસ્તિત્વ ધરાવે છે. એમાંથી કઈ પદ્ધતિ અમુક કેસમાં બંધબેસતી આવશે એ નક્કી કરવામાં રોગનિદાન ખૂબ મદદરૂપ થાય છે.

દાખલા તરીકે ઇન્ફલ્યુએન્ઝામાં ઉપવાસ, ટાઈફોઈડમાં જલોપચાર, મરડામાં સફરજન અને રીકેટસમાં સૂર્યસ્નાન લગભગ રામબાણ ઇલાજો છે. એ જ રીતે હોમિયોપથીમાં પણ ઘણા સરળ રોગો માટે બહુ ઓછા અથવા કેટલીકવાર તો એક જ અકસીર ઇલાજ અસ્તિત્વમાં હોય છે. પણ આ ઇલાજોના સફળ ઉપયોગનો આધાર યોગ્યનિદાન ઉપર રહે છે.

(૩) એક કેસમાં કેટલી પ્રગતિ થઇ રહી છે તે નક્કી કરવા માટે રોગનિદાન ઉપયોગી છે, જેમકે :—મધુમેહના દર્દીનો પેશાબ તપાસાતો હોય તો સારવારથી ખાંડ કેવી ક્રમેક્રમે ઘટતી જાય છે તેનો ખ્યાલ આવે તે જ રીતે પાંડુરોગમાં સારવારથી લોહીનું ચિત્ર કઇ રીતે સુધરે છે તેનો નિદાન ખ્યાલ આપે છે.

(૪) ચિકિત્સાની પરીક્ષા માટે પણ નિદાન આવશ્યક છે. એક વખત ચોક્કસ નિદાન થઇ ગયા પછી સારવારની લાંબાવ સમજવામાં ઘણી સરળતા થઇ જાય છે.

(૫) જુદી જુદી ચિકિત્સા પદ્ધતિઓની તુલના માટે રોગનિદાનની કલા આવશ્યક છે. આજે પણ રોગશાસ્ત્રના અને કારણશાસ્ત્રના અજ્ઞાનને લઇને અસંખ્ય નિરુપયોગી, નુકસાનકારક અને વહેમી ઇલાજો અતિશય લોકપ્રિય છે. રોગશાસ્ત્રના અજ્ઞાનને લઇને ઓગણીસમી સદી સુધી એલોપથી અને વીસમી સદી સુધી આયુર્વેદ અને ધન્વંતરિમાં અનેક તુચ્છ દવાઓને અસાધારણ ગૌરવયુક્ત સ્થાન આપવામાં આવેલું હતું અને છે.

(૬) વખતસર કરવામાં આવતું નિદાન અનેક રોગોને અટકાવે છે, અથવા તો શરૂઆતના રોગોને ઓછી મહેનતે અને ઓછા ખર્ચે મટાડે છે. ક્ષય અને કેન્સર એ આ સિદ્ધાંતના દેખીતા દાખલા છે.

(૭) સૌથી છેલ્લો છતાં ય સૌથી મહત્વનો મુદ્દો એ છે કે આરોગ્ય નિયમિત જાળવી રાખવામાં અમુક અમુક વખતે થતી શારીરિક તપાસ બહુ જ મદદરૂપ છે

'રોગની પેઠે રોગનિદાન એ પણ એક ક્રિયા (Process) છે. કર્મ (Point) નથી. એટલે દરેક દાખલામાં તત્ક્ષણ રોગનિદાનની આશા રાખવી એ મુર્ખાઈ છે. નાડી જોઇને રોગ માત્રનું તત્કાળ નિદાન કરી નાખવાની શક્તિ વૈદોમાં હજી પણ મૂર્ખ લોકો આરોપે છે.

ઉગ્રરોગો ગતિપ્રધાન (Dynamic) હોય છે. એની અંદર માંદગી, મટાડ અને નિદાન એ ત્રણે ક્રિયાઓ એક બીજા સાથે અત્યંત સંકળાયેલી હોય છે, લગભગ એક જ હોય છે એમ કહીએ તો પણ ચાલે. ડૉ. લીંડલાર કહે છે કે "મટાડ એ જ નિદાનની સર્વશ્રેષ્ઠ પદ્ધતિ છે.' એટલા માટે નિસર્ગોપચારમાં ઉપવાસનો રોગનિવારણ અને રોગપરીક્ષણ માટે ઉપયોગ થઇ રહ્યો છે. હઠીલા રોગો સ્થિતિપ્રધાન (Static) હોય છે. એટલે આ રોગોમાં રોગ, નિદાન અને ચિકિત્સા એ ત્રણે એક બીજાથી જુદાં પડી જાય છે એટલા માટે જ હઠીલા રોગોમાં નિદાનનાં કૃત્રિમ મનુષ્યકૃત-સાધનોની આવશ્યકતા રહે છે.

## આદર્શ નિદાનની આવશ્યકતાઓ

(૧) આપણા દેશમાં એવી એક મધ્યસ્થ સંસ્થા હોવી જોઇએ કે જેમાં દરેક પ્રકારનાં નિદાનના નિષ્ણાતો સહકારથી કામ કરે અને ગુંચવણ ભરેલા કેસો ઉપર પ્રકાશ ફેંકી સારવારને સફળ બનાવે. દરેક પ્રાંતમાં આ સંસ્થાની શાખાઓ અને ઉપશાખાઓ હોવી જોઇએ જનરલ પ્રેક્ટીશનરોનો આ સંસ્થા સાથે ગાઢ સહકાર હોવો જોઇએ.

(૨) ઉગ્ર રોગોમાં પ્રથમ ચિકિત્સા, પછી પરીક્ષા; હઠીલા રોગોમાં પ્રથમ પરીક્ષા પછી ચિકિત્સા એ સિદ્ધાંતનું ચુસ્ત પાલન થવું જોઇએ.

(૩) એલોપથી, હોમિયોપથી, સરળ નિસર્ગોપચાર અને માનસોપચારનાં નિદાનોનો સમન્વય કરી વધુ પ્રગતિ માટે સતત પ્રયાસ કરવો જોઇએ.

(૪) દવાઓ, રસીઓ, ઇન્જેકશનો અને દ્વારા થતા નિદાનનો ત્યાગ કરવો જોઇએ. જ્યાં એ શક્ય ન હોય ત્યાં નિસર્ગોપચારકોએ પૂરતો પ્રયાસ કરી નવાં "ટેકનીકો" સર્જવા જોઇએ.

(૫) આજે એલોપથીમાં નિદાનશાસ્ત્ર બહુ આગળ વધી જવાથી અને ચિકિત્સાશાસ્ત્ર પાછળ રહી જવાથી કનિષ્ઠ શાસ્ત્રે શ્રેષ્ઠશાસ્ત્ર ઉપર આક્રમણ કર્યું છે.

વૈજ્ઞાનિક નિસર્ગોપચારની દ્રષ્ટિએ નિદાનશાસ્ત્રે ચિકિત્સાશાસ્ત્ર પર આક્રમણ ન કરવું જોઇએ.

(૬) રોગનિદાન ઊંડું અને વ્યાપક બન્ને જોઇએ.

(૭) અવિશ્વાસપાત્ર અને નિરુપયોગી નિદાનોની નિર્દય કતલ કરવી જોઇએ

(૮) કેવળ રોગનિદાનથી રોગનું નિરાકરણ નહિ થાય સાથે સાથે કારણનિદાન, રોગતત્વનિદાન, વ્યક્તિનિદાન, વાતાવરણ નિદાન અને ઉપચારનિદાન ઉપર પૂરતું મહત્વ અપાવું જોઈએ.

કોઈએ એવો ભ્રમ ના સેવવો જોઇએ કે આ નવિન નિદાનપદ્ધતિ બધી નિદાન પદ્ધતિઓનો મનસ્વી શત્રુ મેળો હશે, ઉલટ પક્ષે એમાં દરેક પદ્ધતિનો કચોકચરો ગાળી નાખીને બાકી રહેલા કંચનનો સંચય હશે

વીસમી સદીના બે વૈદકશાસ્ત્રીઓ:

# કેલોગ અને લીંડલ્હાર

રમણલાલ એન્જિનીઅર

નિસર્ગોપચારનું શાસ્ત્ર માનવજીવન જેટલું જૂનું હોવા છતાં અર્વાચીન નિસર્ગોપચાર એ મોટે ભાગે પશ્ચિમની સંસ્કૃતિની પેદાશ છે. અર્વાચીન નિસર્ગોપચારની શરૂઆત જળવૈદકના જનક વિન્સેન્ટ પ્રીસનીટ્ઝથી થાય છે. ૧૯મી સદીના અંધારા અને અંધાધુંધી ભર્યા વૈદકમાં પ્રીસનીટ્ઝે સ્વયં પ્રજ્ઞાથી નવો યુગ પ્રવર્તાવ્યો. એલોપથીથી કંટાળેલા અને છતાંય એનાં કરતાં વિશેષ સારું શાસ્ત્ર ન શોધી શકતા સેંકડો દાકતરો–ને પ્રીસનીટ્ઝે નવો પ્રકાશ આપ્યો. અમેરિકામાં ટ્રોલ, ગ્રેહામ, જેકસન અને કેલોગે આ નવો પ્રકાશ ઝીલ્યો. પ્રીસનીટ્ઝના અનેક યુરોપિયન શિષ્યોમાં વીએનાનો ડૉકટર વીન્ટરનીડ્ઝ એ એક હતો. વીન્ટરનીડ્ઝે પ્રીસનીટ્ઝ પાસે રહી જલોપચારનો અભ્યાસ કર્યો. ત્યારબાદ તેણે વીએનામાં એક જલોપચારનું ક્લનિક ખોલ્યું. પણ સાથે સાથે એણે દવાઓ અને વાઢકાપની સારવાર ચાલુ રાખી. એલોપથીનો ત્યાગ કરીને નિસર્ગોપચાર સ્વીકારવાને બદલે વીન્ટરનીડ્ઝે નિસર્ગોપચારને સ્વીકારીને એલોપથીને સમૃદ્ધ કરી.

ડૉ. કેલોગે યુરોપ આવીને નિસર્ગોપચારનો અભ્યાસ કર્યો, પણ એની પ્રેરણાનું કેન્દ્ર તો ડૉ. વીન્ટરનીડ્ઝ રહ્યા. એટલે એમણે દવાદારૂ અને વાઢકાપનો ત્યાગ કરવાને બદલે આ બન્ને સારવારોનું કાર્યક્ષેત્ર મર્યાદિત કર્યું. અને આહાર–ઉપચાર, જલોપચાર, મસાજ અને વિદ્યુતોપચારનું કાર્યક્ષેત્ર વિસ્તાર્યું.

ડૉ. કેલોગના સદ્‌ભાગ્યે એમની નિમણૂંક બેટલક્રીક સેનિટેરિયમ જેવી વિશ્વવિખ્યાત, ધનાઢ્ય અને સમૃદ્ધ સંસ્થાના વડા તરીકે થઇ. આ સંસ્થાને સાધન તરીકે વાપરીને ડૉ. કેલોગે પોતાના જીવનદર્શનને વિસ્તૃત કર્યું. પોતાની માન્યતાઓ સિદ્ધ કરવા માટે.

એમણે લાખો પ્રયોગો કર્યા અને હજારો દરદીઓ ઉપર પોતાની નવી સરજેલી પદ્ધતિનો અનુભવ લીધો.

ડૉ. કેલોગ એક મહાન શિક્ષક અને સુધારક છે. એલોપથીનો ત્યાગ કે તિરસ્કાર કર્યા સિવાય એ પદ્ધતિને સુધારવાનું વિકટ કામ એમણે અમુક અંશે સફળતા પૂર્વક પાર પાડ્યું. કેલોગનો અભ્યાસ પ્રચંડ છે. આહારશાસ્ત્ર, જલોપચાર અને તમાકુ વિષેના એના દળદાર ગ્રંથો કેલોગને એક મહાન અભ્યાસી તરીકે નિર્વિવાદપણે સિદ્ધ કરે છે. કેલોગે જ્યારે પ્રેકટીસ શરૂ કરી ત્યારે એલોપથીના માત્ર બે જ વિભાગ હતા. ઔષધોપચાર અને શસ્ત્રોપચાર. આજે એની જીવનસંધ્યાએ અમેરિકામાં એલોપથીના ત્રણ વિભાગ ગણાય છે. ઔષધોપચાર–શસ્ત્રોપચાર અને શારીરતાંત્રિક ઉપચાર (Physio Therapy). આ ફેરફાર માટે મુખ્યત્વે કેલોગ જેવા અગ્રગામીઓ જવાબદાર છે. એલોપથી જેવી જડ અને રૂઢિચુસ્ત પદ્ધતિમાં આવડો મોટો સુધારો લાવવો એ કાંઈ નાનીસુની સિદ્ધિ ન ગણાય.

એલોપથીમાં પોતાના વિચારો ઘુસાડવા માટે કેલોગે કેટલાક ખૂબીબંધ ઇલાજો અખત્યાર કર્યા છે. એ પોતાની કારકીર્દિના આંખરથી અંત સુધી ચુસ્ત એલોપથ રહ્યા. એલોપથોને કોઇ પણ નવો વિચાર આપતી વખતે એ વિચાર નવો છે એવું એણે લાગવા દીધું નહિ. ઉલટપક્ષે જુનાં વૈદકીય ગ્રંથોમાંથી અસંખ્ય પ્રમાણો આપીને પોતાનો વિચાર પ્રાચીન અને પ્રતિષ્ઠિત છે એમ સિદ્ધ કર્યું. આપણે ત્યાં જેમ કેટલોક આર્યસમાજીઓને દરેક અર્વાચીન અને અદ્યતન શોધ વેદમાંથી જડી આવે છે તેમ કેલોગથી નિસર્ગોપચારની દરેક નવી શોધ એલોપથીના જરી પુરાણા પુસ્તકોમાંથી મળી આવતી! કેલોગ એ પ્રગતિશીલ સુધારક છે પણ એનાં સુધારનો એ એલોપથીની ચાર દીવાલોમાં જ મર્યાદિત રાખે છે. સૌથી વધારે પ્રગતિશીલ એલોપથીની સાથે એ કૂચકદમ મીલાવે છે પણ એમના કરતાં એક ડગલું પણ આગળ વધવા એ તૈયાર નથી.

એ જલોપચાર વિષે લખે છે ત્યારે એના અર્વાચીન પ્રતિનિધિઓ સમાન નિસર્ગોપચારકોને ઉતારી પાડી આ આખું ય શાસ્ત્ર એલોપથીના અનાદી અંગો છે એવો ખ્યાલ દાકતરોમાં ફેલાવીને એ વિરોધને બુઠ્ઠો કરી મૂકે છે.

વૈદકના જે વિવાદાસ્પદ પ્રશ્નો છે એને વિષે એ ઇરાદાપૂર્વક સંપૂર્ણ મૌન સેવીને પોતાના ધંધાદારી બંધુઓમાં કોઇપણ જાતની કડવાશ ઊભી કરતા નથી. બળિયાની રસી અને સીરમો, સિરીલીસની ૬૦૬થી સારવાર, દવાઓનો આંધળો ઉપયોગ; દાકતરોની નિદાનોની ભૂલો અને એવાં અનેક મહત્વના પ્રશ્નો ઉપર એ બહુ ખૂબી પૂર્વક ભેદી મૌન સેવે છે. અને પોતાના હજારો પાનાનાં

## ડૉ. કેલોગ

[જીવનપરિચય]

દળદાર ગ્રંથોમાં એક લીટી સરખી લખતા નથી.

પોતે એક સુધારક હોવા છતાં જે સુધારકો એલોપથીના ઉઘાડા શત્રુઓ છે તેમને નવગજના નમસ્કાર કરીને તે બિલકુલ ભળતા નથી. નિસર્ગોપચારકોની કોઇપણ જાહેર સભામાં ડો. કેલોગે કયારે ય હાજરી આપી હોય એવું સાંભળ્યું નથી

નવા સુધારાઓ જૂના એલોપથીના પુસ્તકોમાં છે એવું એનું પ્રતિપાદન, વિવાદાસ્પદ પ્રશ્નો પરત્વેનું એનુ મૌન નિસર્ગોપચારકોનો તિરસ્કાર, જુનવાણી એલોપથો પ્રત્યે આદર તેમજ પ્રગતિશીલ તત્ત્વો પ્રત્યે મેળ રાખવાને લઇને કેલોગે એલોપથોમાં ઊંચું સ્થાન મેળવ્યું છે અને અનેક ઝંઝાવાતોમાં બે પેઢી સુધી એ સ્થાન એમણે સાચવી રાખ્યું છે. જર્મન નિસર્ગોપચારકોની જલોપચારની સાદી પદ્ધતિને તેણે યાંત્રીક રૂપ આપ્યું. પરિણામ એ આવ્યું કે દરદી પોતે પોતાની મેળે સારવાર લઇ શકે એ અશકય બન્યું.

નિસર્ગોપચાર સામે એલોપથોને જે અનેક વાંધાઓ અને વિરોધો હતા તેમાંનો એક વાંધો એ હતો કે આ પદ્ધતિ દરદીને સ્વાવલંબી બનાવે છે અને પરિણામે દાક્તરોની કમાણી ડૂબાડે છે. પરંતુ કેલોગે જલોપચારને યાંત્રિક સ્વરૂપ આપ્યું ત્યારે આ વિરોધ હવામાં પીગળી ગયો. કારણ કે સેનિટેરિયમની સારવારની નવી પદ્ધતિ હેઠળ જલોપચાર એ દાક્તરોની કમાણી ડૂબાડવાને બદલે વધારવાનું સાધન બન્યો. આને આ રીતે કેલોગે નિસર્ગોપચારમાં ઘટતા ફેરફારો કરી પોતાની પદ્ધતિમાં એને વણી, એની સામેનો વિરોધ હળવો નાખ્યો. એલોપથીક ધંધાના મુરબ્બીઓ કેલોગની આ બાલીશ અને નિરુપદ્રવી પ્રવૃત્તિ તરફ કટાક્ષ, રમૂજ અને મહેરબાનીના મિશ્રિત ભાવથી જોતા. ઉલટપક્ષે ઉગતા દાક્તરો કેલોગ તરફ અહોભાવથી જોતાં. ધીમે ધીમે કાળબળે અમેરિકાના એલોપથીક સંપ્રદાયમાં કેલોગનું સ્થાન સ્થિર થયુ, ઊંચું આવતું ગયું અને છેવટે કેલોગ એક રાષ્ટ્રીય મટીને આંતરરાષ્ટ્રીય વૈદકીય વિભૂતિનું સ્થાન પ્રાપ્ત કરી શકયા.

કેલોગે બેટલક્રીક જેવા સંપૂર્ણ સગવડોવાળા સમૃદ્ધ અને આધુનિક આરોગ્યભવનમાં આજ સુધીમાં બે લાખ ઉપરાંત દરદીઓની સારવાર કરી છે. અને આ અનુભવ ઉપરથી એક સ્વાસ્થ્ય સંરક્ષણ અને રોગનિવારણની સરસ પદ્ધત્તિ સર્જી છે. સ્વાસ્થ્ય સંરક્ષણની પોતાની પદ્ધત્તિને એણે બેટલક્રીક સિસ્ટમ ઓફ હેલ્થ-ટ્રેનીંગ એવું નામ આપ્યું છે. અને સાત નાનાં પુસ્તકોમાં એ પદ્ધત્તિની રૂપરેખા રજુ કરી છે. કેલોગની આરોગ્ય પદ્ધતિમાં આહારશાસ્ત્રમાં માંસાહારનો ત્યાગ તેમજ ચા, કોફી, કોકો, દારૂ અને તમાકુનો નિષેધ, મરી મસાલા અને ખાંડનું અલ્પ પ્રમાણ, શુદ્ધ ખોરાકનો આગ્રહ અને તમામ આવશ્યક તત્ત્વો મળે તેની તકેદારી એ મુખ્ય મુદ્દાઓ છે. કસરતોમાં એ શરીર શુદ્ધિને અનુસરે છે અને ખુલ્લી હવાવાળું વનજીવન પસંદ કરે છે. સૂર્યસ્નાન, હવાસ્નાન, તેમ જ ચામડી અને કોઠાની સફાઈ એ કેલોગની આરોગ્ય પદ્ધત્તિના મુખ્ય તત્ત્વો છે.

કેલોગની રોગનિવારણની પદ્ધત્તિ પણ મોટે ભાગે આ જ પદ્ધત્તિઓ પર આધાર રાખે છે. ઉગ્ર રોગોમાં એ ફળાહાર અને બીજા સુપાચ્ય ખોરાકો આપે છે, તેમ જ જલોપચાર ઉપર ખૂબ ભાર મૂકે છે. હઠીલા રોગોની સારવાર એ આહારશુદ્ધિ, મસાજ, જલોપચાર, વિદ્યુતોપચાર અને વ્યસન ત્યાગથી કરે છે.

કેલોગની આ સારવારની પદ્ધત્તિએ રૂઢિચુસ્ત એલોપથીક સારવારને મુકાબલે ઘણાં સારાં પરિણામો આપ્યાં છે, અને ઠેર ઠેર પ્રગતિશીલ એલોપથીએ આ પદ્ધત્તિઓનું અનુકરણ કર્યું છે. આપણે ત્યાં 'ઓરીએન્ટલ વોચમેન'' નામનું જે આરોગ્ય વિષયક માસિક નીકળે છે તે મોટે ભાગે થોડા ફેરફારો સાથેની કેલોગની જ રોગનિવારણ અને આરોગ્ય પ્રાપ્તિની પદ્ધત્તિ રજુ કરે છે

કેલોગની પ્રતિભા અનેકમુખી છે એ એક સમર્થ ડૉકટર, સર્જન અને નિસર્ગોપચારક છે. એ એક અભ્યાસી લેખક છે. હજારો પાનાનાં પુસ્તકો લખીને અર્વાચીન વૈદકને સમૃદ્ધ કર્યું છે. આહારશાસ્ત્રનો એમનો અભ્યાસ ઊંડો છે. અને બેટલક્રીક ફૂડ કંપનીના સલાહકાર તરીકે એમણે અનેક આરોગ્ય પોષક ખોરાકનું સર્જન કર્યું છે. તેઓ એક સારા તંત્રી તરીકે પણ જાણીતા છે. અને 'ગૂડહેલ્થ' માસિકનું તંત્રીપદ આજ સુધી સારી રીતે સાચવી શકયા છે.

વ્યવસ્થાપક તરીકેની એમની શક્તિઓ પણ માન ઉપજાવે તેવી છે. વર્ષો સુધી કોઈપણ જાતના બખેડા સિવાય બેટલક્રીક સેનિટેરિયમનું તંત્ર એમણે સુવ્યવસ્થા અને શાંતિથી એક ધારું ચલાવ્યું છે સારો વારસો અને નિયમિત રહેણીકરણીને પ્રતાપે એ આજે ૯૨ વર્ષની ઉંમરે પણ એક જુવાન જેવા જોમ અને સ્ફૂર્તિ ધરાવે છે.

વીસમી સદીના એક મહાન વૈદકીય સુધારક તરીકે આપની પેઢીઓ પણ એમને સારી રીતે યાદ કરશે.

## મહાન નિસર્ગોપચારક : ડૉ. લીન્ડલ્હાર

ડૉ. લીન્ડલ્હાર એ વીસમી સદીની એક મહાન વૈદ્યકીય વિભૂતિ છે એલોપથીનું નવસર્જન કર્યું તેમ લીન્ડલ્હારે નિસર્ગોપચારનું નવસર્જન કર્યું છે.

પુરુષાર્થની પ્રતિમા સમા ડૉ. લીન્ડલ્હારનું જીવન અદ્દભુત અને રંગદર્શી છે. ચાલીશ વરસની ઉંમર સુધી ડૉ. લીન્ડલ્હાર એક વ્યાપારી હતા. જીવન અને આરોગ્યના તમામ કાયદાઓનો ભંગ કરીને તે એશઆરામ અને સ્વચ્છંદી જીવન જીવતા હતા. પરિણામે એ નિત્ય દર્દી બન્યા. તેમને મધુમેહનો અસાધ્ય વ્યાધિ લાગુ પડયો. દાકતરોએ એમને માટે હાથ ધોઈ નાખ્યા અને મૂર્તિમંત મૃત્યુ એમની સમક્ષ નાચવા માંડયું.

નિરાશાની એવી ઘોર પળોમાં એમના એક મિત્રે એમના હાથમાં લૂઈ કૂહનેનું પુસ્તક 'અભિનવ ચિકિત્સકશાસ્ત્ર' મૂક્યું. ડૂબતો માણસ તણખલું પકડે તેમ લીન્ડલ્હારે પુસ્તક વાંચવા માંડયું. જેમ જેમ પુસ્તક વાંચતા ગયા તેમ તેમ એમની અંધારી ચિત્તસૃષ્ટિ ઉપર કોઈ દિવ્ય પ્રકાશ પથરાતો ગયો. જીવનમાં પહેલી જ વાર એમને સમજાયું કે મનની પેઠે શરીરની પણ નીતિ છે અને જન્મ, જીવન અને મરણ; રોગ, આરોગ્ય અને ચિકિત્સા આ બધા બનાવો કેવળ અકસ્માતો નથી પણ ઇશ્વરના અટળ નિયમોને આધીન થઇને બનતી ઘટનાઓ છે. કુદરતના સનાતન નિયમો શોધવા, સમજવા અને અમલમાં મૂકવા એ દરેક સાચા ચિકિત્સકનું કર્તવ્ય છે.

અભિનવ ચિકિત્સાશાસ્ત્રના વાંચને લીન્ડલ્હારના જીવન ઉપર અદ્દભુત અસર કરી. આ પુસ્તકના અભ્યાસથી એમની કલ્પના સળગી ઊઠી. પૂર્વજન્મના સંસ્કારો જાગૃત થયા અને વેપારી લીન્ડલ્હારનું ડૉ. લીન્ડલ્હારમાં પરિવર્તન થયું. દિવસ અને રાત એક શ્વાસે, મુગ્ધાભાવે એમણે પુસ્તક વાંચ્યા જ કર્યું. બીજી બાજુ પુસ્તકના આદેશો અમલમાં મૂકવાની પણ તેમણે શરૂઆત કરી દીધી. પરિણામે ધીમે ધીમે પણ ચોક્કસ રીતે એમણે આરોગ્યના માર્ગ ઉપર આગેકૂચ શરૂ કરી દીધી. આરોગ્યક્રાન્તિ આવતી અને જતી. અને દરેક ક્રાન્તિ આરોગ્યને એકએક ડગલું આગળ ધપાવતી. લીન્ડલ્હારના પત્ની બ્રાઈટ્સ ડીઝીઝથી પીડાતાં હતાં. દાકતરોએ એ કેસ અસાધ્ય ગણી કાઢયો હતો. વીમા કંપનીઓએ વીમો લેવાની ના પાડી હતી લીન્ડલ્હારે જ્યારે જ્યારે એમ કહ્યું કે નિસર્ગોપચારથી પોતાની પત્ની નીરોગી થશે, ત્યારે વીમા કંપનીના અનુભવી વૃદ્ધ દાકતરે અનુકંપાયુક્ત હાસ્ય કર્યું હતું. લીન્ડલ્હારે સામેથી આગાહી કરી હતી કે યાદ રાખજો, ટૂંક વખતમાં આનો આ કેસ તમારી વીમા કંપનીએ સ્વીકારવો પડશે.

નિસર્ગોપચારની સારવારથી તબિયતમાં સારા પ્રમાણમાં સુધારો થયા પછી વધુ સુધારા માટે લીન્ડલ્હાર દંપતીએ યૂરોપ જવાનું નક્કી કર્યું. શરૂઆતમાં ટૂંક સમય માટે રહેવાનો વિચાર હતો પણ જેમ જેમ નિસર્ગોપચારમાં ઊંડા ઉતરતા ગયા તેમ તેમ તેમનો આ પદ્ધતિ માટેનો ઉત્સાહ વધતો ચાલ્યો. તે પરિણામે જર્મનીમાં બે વરસ રહ્યાં અને એ સમય દરમિયાન એક બાજુ નિસર્ગોપચારની સારવાર લીધી અને બીજી બાજુ જુદા જુદા નિષ્ણાતો પાસે રહી નિસર્ગોપચારની અનેક શાખા પ્રશાખાઓનો અભ્યાસ કર્યો. જર્મનીમાં એ જ્યારે એક આરોગ્યભવનમાં હતા ત્યારે ત્યાંના એક દાકતરે એમની આંખો તપાસી કહ્યું કે એમના મધુમેહનું કારણ એમના દેહમાં છૂપાયેલું આયોડીનનું વિષ એ છે. આ સાંભળીને લીન્ડલ્હારને ખૂબ નવાઇ લાગી. સ્મરણશક્તિને સારી રીતે કસી જોતાં એમને યાદ આવ્યું કે બાલ્યાવસ્થામાં એમના ગળાના કાકડા તેમ જ બીજી ગ્રંથિઓ અવારનવાર સૂજી જતાં, અને એને માટે એનો ઘરવૈદ્ય જે એક એલોપથી દાકતર હતો તે ગળાની અંદર અને બહાર આયોડીનના કૂચડા લગાવતો. માણસને શરીરમાં એક વિષ ત્રીસ બત્રીસ વરસ સુધી સુષુપ્ત રીતે પડયું રહે અને અનુકૂળ સંજોગો મળતાં અસાધ્ય વ્યાધિ ઉત્પન્ન કરે એ વાત પહેલી નજરે તો પરીકથા જેવી લાગે પણ એ હકીકત સાચી છે એમ નેત્રનિદાનથી નિર્વિવાદ રીતે પૂરવાર થયું હતું. આ પ્રસંગથી લીન્ડલ્હારને નેત્રનિદાનના વિજ્ઞાનમાં રસ જાગ્યો અને એમણે એ શાસ્ત્રનો પદ્ધત્તિસર અભ્યાસ શરૂ કર્યો. ત્યારપછી બે દસકાની બહોળી પ્રેકટીસ બાદ એમણે જગતને આ વિષયનું એક અભૂતપૂર્વ પુસ્તક આપ્યું.

લીન્ડાલ્હાર જ્યારે જર્મનીમાં હતા ત્યારે જ એમને એમ લાગ્યું કે જર્મનીમાં જે આરોગ્યભવનો છે તેમાંના મોટાભાગનાં આરોગ્યભવનો પોતાના એકાંગીપણાને લઈને નિસર્ગોપચારને સાચો ન્યાય આપી શકતાં નથી. કેટલાક આરોગ્યભવનો અમુક પદ્ધત્તિઓ ઉપર ખૂબ ભાર મૂકે છે, પણ એટલી જ મહત્વની બીજી પદ્ધત્તિઓની ઉપેક્ષા
બીજી બાજુ બીજા

ભવનો પેલા આરોગ્યભવનોથી ઉપેક્ષીત થયેલી પદ્ધત્તિઓનો સ્વીકાર અને પ્રચાર કરે છે તો સાથે સાથે એમણે સ્વીકારેલી પદ્ધત્તિઓનો અનાદર કરે છે.

નિસર્ગોપચારના આદર્શ આરોગ્યભવનોમાં આ સ્થિતિ ન હોવી જોઈએ એવો એમણે ત્યાં ને ત્યાં નિશ્ચય કર્યો, જર્મનીમાં રહીને આરોગ્ય મેળવ્યા બાદ એ અમેરિકા પાછા ફર્યા.

જ્યારે એ અમેરિકા આવ્યા ત્યારે એમનામાં નવદિક્ષિતનુ અપાર જોમ હતું. અને પોતાના વિચારો આચારમાં ઉતારવા માટે એ અધીરા બન્યા હતા. જે કંપનીએ એમના પત્નીનો વીમો સ્વીકારવાની ના પાડી હતી તે જ વીમા કંપનીએ એમનાં પત્નીનો વીમો સહર્ષ સ્વીકાર્યો.

લીન્ડલ્હારે પોતાનો વેપાર સંકેલી લીધો અને ઉતરતી ઉંમરે વૈદ્યકનો અભ્યાસ કરવાનું નક્કી કર્યું. આપણા દેશમાં મોટા ભાગના માણસો જે ઉંમરે નિવૃત્ત થવાનો નિર્ણય કરે તે ઉંમરે લીન્ડલ્હારે એલોપથીનો અભ્યાસ શરૂ કર્યો. અને એ પદ્ધત્તિનો અભ્યાસક્રમ પૂરો કરી એની એમ. ડી–ની ઉપાધિ મેળવી. બીજી બાજુ હોમિયોપથી અને ઓસ્ટિયોપથીનો પણ અભ્યાસ કરી એની પણ ઉપાધિઓ મેળવી.

આ રીતે એલોપથી, હોમિયોપથી, ઇલેક્ટ્રીક મેડીસીન, ઓસ્ટિયોપથી અને નિસર્ગોપચાર એ પાંચેય વૈદકીય પદ્ધત્તિઓનો સંપૂર્ણ અભ્યાસ કર્યા બાદ એમણે ઈ. સ. ૧૯૦૦માં પોતાની પ્રેક્ટીસ શરૂ કરી. ધીમે ધીમે એમની પ્રેક્ટીસ જામવા લાગી. એમનું કામ વધવા માંડયુ. એમની આજુબાજુ મદદનીશોનું મોટું મંડળ જામ્યું. એકલે હાથે શરૂ કરેલો આ સંસ્કારસ્રોત ધીમે-ધીમે એક મહાનદમાં ફેરવાઈ ગયો. ૧૯૨૦ની સાલમાં લીન્ડલ્હારના હાથ નીચે ૨૦૦ ડૉક્ટરો, નર્સો અને ટેકનીશિયનો કામ કરતા હતા.

ડૉ. લીન્ડલ્હારના સમય સુધી વૈદક જુદી જુદી પથીઓને નામે ઓળખાતા વાડામા વહેંચાયેલું હતું. દરેક પદ્ધતિના પ્રેક્ટીશનરો પોતાની પદ્ધતિ વિષે સંપૂર્ણ અજ્ઞાન ધરાવતા હતા પરસ્પર રાગદ્વેષ અને તિરસ્કારનો પાર ન હતો. સામાનું દ્દષ્ટિબિંદુ સમજવા માટે જોઈતી બુદ્ધિ, શક્તિ, ફુરસદ કે ખેલદીલી બહુ ઓછા માણસો પાસે હતાં. લીન્ડલ્હારને આ અંધાધુંધીમાથી માર્ગ કાઢવાનો હતો. એમની તીક્ષ્ણ બુદ્ધિએ એ જોઈ લીધું કે કોઇ પદ્ધત્તિ સંપૂર્ણ નથી. દરેકમાં ગુણ અને દોષ છે. દરેક પદ્ધત્તિનું યોગ્ય પૃથક્કરણ કરી દોષો દૂર કરી ગુણો સ્વીકારી એક પદ્ધત્તિ સર્જવાનું કામ આવસ્યક હતું છતાંય યોગ્ય પુરુષના અભાવે તે આજસુધી હાથ ધરાયુ ન હતું આ મહાભારત કામ પાર પાડી વૈદકની એકતા સિદ્ધ કરવાનું દુર્ઘટ કામ લીન્ડલ્હારે માથે લીધું. એમની સંસ્થામાં એલોપથો, હોમિયોપથો, ઇલેક્ટ્રીક ડૉક્ટરો, ઓસ્ટિયોપથો, કાયરોપ્રેકટરો, આહારનિષ્ણાતો અને નિસર્ગોપચારકો કોઇ પણ જાતના પૂર્વગ્રહો કે દ્વેષ સિવાય એક ધ્યેયની ઉપાસના માટે એકદીલી ખેલદીલી અને બંધુભાવથી કામ કરતા હતા. એ સૌનો આદર્શ એક જ હતો. વૈદકના ક્ષેત્રમાં સત્ય શોધવું અને માનવજાતનુ દુ:ખનિવારણ કરવુ. આ દ્દષ્ટિબિંદુ નજર સામે રાખીને એક પછી એક સિદ્ધાંતો અને સારવારો તપાસવામાં આવતાં અને વિચાર અને આચારની દ્દષ્ટિએ એમની યોગ્યાયોગ્યતા નક્કી કરવામાં આવતી. નકામી પદ્ધતિઓનો ત્યાગ કરવામાં આવતો, ઉપયોગી પદ્ધતિઓ સ્વીકારવામાં આવતી. અધુરી પદ્ધતિઓ સુધારવામાં આવતી બાલ્યાવસ્થામાં રહેલી પદ્ધત્તિઓ વિકસાવવામાં આવતી. એક પણ દિવસ અટક્યા સિવાય આચાર અને વિચારની શોધ અને શુદ્ધિની આ ક્રિયા નિરંતર ચાલ્યા કરતી અને એમાંથી એક અદ્દભુત વૈદક જન્મી રહ્યું હતુ.

ડૉ. લીન્ડલ્હારનુ વાચન સર્વસંગ્રહની કક્ષાએ પહોંચે એટલું વિશાળ હતુ. વૈદકના ક્ષેત્રના પોતાના તમામ પુરોગામીઓના લખાણોનો એમણે અભ્યાસ કર્યો હતો. અને સાથે સાથે એમના સિદ્ધાંતો અને સારવારો વિષે એમણે દિવસ રાત ચિંતન કર્યું હતું. ડૉ. લીન્ડલ્હારનું માનસ છેક છેલ્લી ઘડી સુધી નવયુવાન હતુ. દરેક નવા વિચારને આવકારવા, સ્વીકારવા, જોવા, તપાસવા અને કસવા માટે એ હરહંમેશ તૈયાર રહેતા.

ડૉ. લીન્ડલ્હાર એ દરેક સદીમાં એક જ પાકે એવા પ્રતિભાશાળી ચિકિત્સક હતા. એ મહાન વૈજ્ઞાનિક હતા. મહાન ફિલસુફ હતા. મહાન કલાકાર હતા નિસર્ગોપચારનું અને સાથે સાથે વૈદકને, નવનિર્માણ કરવાનો એમનો પ્રયોગ જગત ભરમાં એક અને અદ્વિતિય રહ્યો છે. આવડા મોટા પાયા પર જુદી જુદી પદ્ધત્તિઓનો સમન્વય કરવાનો પ્રયત્ન જગતમાં બીજે ક્યાંય થયેલો જાણ્યામાં નથી.

ડૉ. લીન્ડલ્હાર મહાન લેખક પણ હતા. નિસર્ગોપચારની ફિલસુફી અને

ચિકિત્સાને લગતાં એમનાં બે ગ્રંથો એ તો એમની પ્રતિભાના અમર સર્જનો છે. 'ઓરગેનોન' અને 'અભિનવ ચિકિત્સાશાસ્ત્ર' પછી વૈદકના ઇતિહાસમાં જો કોઈ બે શક પ્રવર્તક પુસ્તકો લખાયાં હોય તો તે આ છે. કુશળ વિવેચકોનો એવો અભિપ્રાય છે કે હાનમેન પછી જો કોઈ સર્વગ્રાહી બુદ્ધિવાળો ચિકિત્સક થયો હોય તો તે ડૉ. લીન્ડલ્હાર છે.

ડૉ. લીન્ડલ્હારની પ્રવૃત્તિ પણ અનેક મુખી હતી. વૈજ્ઞાનિક, તત્વજ્ઞાની, કલાકાર, નિદાનશાસ્ત્રી, આહારશાસ્ત્રી, લેખક, તંત્રી, વક્તા, પ્રચારક, આરોગ્યભવનના સંચાલક, સમન્વયકાર અને વેપારી તરીકે દરેક ક્ષેત્રમાં લીન્ડલ્હારે ઓછીવત્તી સફળતા મેળવી હતી.

પા સદી સુધી પ્રેકટીસ કરીને તેમણે એંશી હજાર ઉપરાંત દરદીઓ સારા કર્યા હતા. ઉગ્રરોગોમાં એમણે સત્તર વર્ષની પ્રેકટીસમાં માત્ર ત્રણ કેસ ગુમાવ્યા હતા. વીસ વર્ષ સુધી એપેન્ડીસાઇટીસના હજારો કેસો દવા, છરી કે મરણ સિવાય સારા કર્યા હતા. હઠીલા રોગોમાં એમની સિદ્ધિઓ એથી પણ વિશેષ અદ્ભુત હતી. એમને હાથે એવા અનેક વિકટ કેસો સારા થયા હતા કે જે બીજી કોઈ પદ્ધતિથી કદી સારા થઈ શકતા નહિ. એમની સંસ્થામાં ઉગ્રરોગોનું મરણ-પ્રમાણ વધુમાં વધુ હતું. એમણે સર કરેલાં નિદાન અને ચિકિત્સાના શિખરોએ એમની પહેલાં કે એમની પછી કોઈ ચિકિત્સક પહોંચ્યું નથી. એનાં ઘણાં અનુગામીઓએ એમની પદ્ધતિ સુધારવાને બદલે માત્ર બગાડવાનું જ કામ કર્યું છે.

કેલૉગ અને લીંડલ્હાર બન્ને અગ્રગામીઓ છે. દરેક ચિકિત્સકે પોતપોતાના ક્ષેત્રમાં જ્યારે કામ શરૂ કર્યું ત્યારે તેઓ પોતાના સહગામીઓથી એક સદી આગળ હતા.

એક જ જમાનામાં અને એક જ દેશમાં બન્ને જન્મ્યા, જીવ્યા અને ઉગ્યા હોવાથી આપણને એમની સરખામણી કરવાનું સ્વાભાવિક રીતે જ મન થાય છે.

સિદ્ધાંતોની બાબતમાં બન્ને વચ્ચે ભારે અને મૌલિક તફાવતો છે. દરેક એલોપથની પેઠે કેલૉગને ફીલ્સુફી તરફ ઓછામાં ઓછો આદર છે. આરોગ્ય જાળવવા અને રોગ મટાડવા માટે '*નવાણું ટકા પરિશ્રમ અને એક ટકો પ્રેરણા' એ સૂત્રમાં કેલૉગ માનતા હોય એમ જણાય છે. સેંકડો પાનાના એમના લખાણમાં રોગ, આરોગ્ય અને મટાડ વિષે માત્ર ગણતરીની લીંટીઓ જોવાની મળે છે. એલોપથીના સિદ્ધાંતો સર્વાંશે સ્વીકારી લઇ એની સાથે એ નિસર્ગોપચારની સારવારોનો મેળ બેસાડવા મથે છે. બીજી બાજુ લીંડલ્હાર જેટલો ભાર ઉપર મુકે છે તેટલો જ ભાર આચાર વિચાર ઉપર મૂકે છે અને બન્ને વચ્ચેના સુમેળની પણ એમને એટલી જ જરૂર જણાય છે.

કેલૉગ જંતુવાદમાં માને છે, છતાંય જંતુઓના નાશ માટે જંતુનાશકો કરતાં જલોપચાર ઉપર વિશેષ આધારે રાખે છે।

લીંડલ્હાર પોતાનો જલોપચાર જીવનશક્તિ અને રોગ દ્રવ્યની ફીલ્સુફી નજર સામે રાખીને યોજે છે.

*Ninty-nine percent perspiration and one percent Inspiration.

સિદ્ધાંતોને મુકાબલે સારવારોની બાબતોમાં કેલૉગમાં ઘણો વિસ્તાર છે. 'New Dietetics' 'નૂતન આહારશાસ્ત્ર'નો પ્રમાણ ભૂત મહાગ્રંથ છે. આરોગ્યમય આહાર માટે એ ગ્રંથ ઠીક ઠીક માર્ગદર્શન આપે છે. પણ જ્યાં આહાર-ચિકીત્સાનો વિષય આવે છે, ત્યાં કેલૉગના સાધનો પરિમિત દેખાય છે. દુગ્ધોપચાર, સ્ક્રોથ-ચિકિત્સા ફળાહાર, મિતાહાર વગેરેનો કેલૉગ મોટે ભાગે પોતાના પૂર્વગ્રહોને અંગે ત્યાગ કરે છે.

જલોપચાર માટે "Rational Hydrotherapy" એ નામનો કેલૉગે એક દળદાર ગ્રંથ લખ્યો છે, પણ એ પુસ્તકમાં ય જેટલો વિસ્તાર છે એટલું ઉંડાણ નથી પ્રીસનીટ્ઝ, સ્ક્રોથ, કનાઇપ અને બીજા જર્મન જલોપચારકોને કેલૉગ પોતાના એલોપથીક અંહકારમાં તિરસ્કારે છે. એમને ટેઢીવૈદ્યો કહીને હલકા પાડે છે. પરીણામે એક સદીના સતત પુરુષાર્થના ફળરૂપ જર્મન જલોપચારની કેટલીક મહામુલી સિદ્ધિઓથી એ વંચિત રહે છે. અને એની પદ્ધતિ અનેક ઠેકાણે બેડોળ ઊંટવૈદાનું સ્વરૂપ ધારણ કરે છે.

આનું કારણ એ છે કે રોગ અને આરોગ્યની ફિલ્સુફીમાં ઊંડા ઉતર્યા સિવાય કેલૉગ પાણીનો એક દવા તરીકે જ અભ્યાસ કરે છે. માનવદેહ અને એના ધર્મો ઉપર થતી પાણીની અસરો નોંધે છે, અને છેવટે તો ઉગ્ર રોગોમાં અમુક અંશે એ કેવળ રોગદમન માટે જ પાણીનો ઉપયોગ કરે છે.

નિસર્ગોપચારના આદ્યપુરુષોને ટેઢીવૈદ્ય કહીને નીંદનાર કેલૉગ પોતાને બુદ્ધિવૈદ્ય (Ratioal Healer)ના

સોહામણા નામથી ઓળખાવે છે. પણ લીંડલ્હારે રચેલા વિચારમિનારને શાખરેથી જોતાં આપણને કેલોગ પોતે જ એક વામણા ટેકીવૈદ્ય દેખાય છે.

જર્મન જલોપચારકોએ એક સદીના અનુભવ પછી બરફ અને વરાળ જેવા અંતિમ ઉપાયોનો ત્યાગ કરી રોગનિવારણ માટે જલો-પચારને વધુ અસરકારક બનાવ્યો જ્યારે કેલોગ આ જરીપુરાણા ઉપા-યોને છોડવા માગતા નથી.

જલોપચાર માટે કેલોગે લખેલા સેંકડો પાનાઓ સામે લીંડલ્હારે માંડ ૧૦૦ પાના જેટલુ લખાણ કર્યું હશે. પણ એની સંગીતતા અને ઊંડાણે એ લખાણને અભ્યાસિઓની નજરમા બહુ જ મહત્વનુ સ્થાન આપ્યુ છે. પુરટેસમાઇલ્સ જેવો સૂક્ષ્મ વિવેચક પણ લીંડલ્હારના પુસ્તકને સર્વશ્રેષ્ઠ પુસ્તક તરીકે વર્ણવે છે.

જર્મન નિસર્ગોપચારમાંથી લીંડ-લ્હારે પોતાનો જલોપચાર લીધો છે. પણ એક સાચા કલાકારની પેઠે એમણે એનું જાડધરાપણુ દૂર કરી એને અસરકારક અને શાતિદાયક બનાવ્યો છે. નેત્રનિદાને લીંડલ્હારને વરાળસ્નાન ગરમ હવાનું સ્નાન અને વીજળીક સ્નાનોના ગંભીર ગેરલાભો બતાવ્યા. એના તાત્કાળિક લાભો હોવા છતાં સતત ઉપયોગથી એ સ્નાનો ચામડીને નિર્બળ બનાવે છે એટલે લીંડલ્હારે હઠીલા રોગની સારવારમાથી આ પ્રયોગો બાતલ કર્યા. એની માંદગી એ જ મટાડ છે એ સિદ્ધાતમાં એમને સંપૂર્ણ શ્રદ્ધા હોવાથી એમણે બરફ જેવા રોગદમન કરનારા પ્રયોગો ચેતવણીના સૂર ઉચ્ચાર્યા ઝેરી દવાઓ કરતાંય બરફ વિશેષ નુકશાન-કારક છે એ એમણે પોતાના અનુભવ ઉપરથી પ્રતિપાદીત કર્યું છે.

ઉપવાસ માટે કેલોગનો પૂર્વગ્રહ જાણીતો છે ઉપવાસને એ માનવભક્ષી કેનીબાલોની પ્રવૃત્તિ સાથે સરખાવે છે! કારણ કે ઉપવાસી પોતાના જ માંસ ઉપર જીવે છે! ઉપવાસની નિષ્ફળતાઓ એ બહુ ઉત્સાહપૂર્વક ટાકે છે, પણ કેલોગની સારવાર નિષ્ફળ નીવડયા પછી આપ્ટન સિંકલેર અને બીજા અનેક લોકોએ ઉપવાસથી આરોગ્ય મેળવ્યુ છે એ હકીકતને એ બહુ જ સગવડપૂર્વક ભૂલી જાય છે. લંઘનોપચારનો જનક ડૉ. ડયૂઈ અકાળે મરણ પામ્યો એનું કારણ કેલોગની ટૂંકી બુદ્ધિને એનો ઉપવાસ પ્રેમ લાગે છે! પણ એ ભૂલી જાય છે કે મેકફેડન ઉપવાસનો હિમાયતી હોવા છતાં ૭૫ મેં વરસે અપૂર્વ આરોગ્ય ભોગવે છે, અને ઉપવાસના હિમાયતી ડૉ. ઓલ્ડફીલ્ડ ૧૦૫ વર-સની ઉમ્મરે પણ હજી જ્વલંત આરોગ્ય ભોગવે છે. એ જ રીતે ટીલ્ડને પણ ૯૪ વર્ષની ઉંમરે દેહ ત્યાગ કર્યો હતો.

હોમિયોપથી, નેત્રનિદાન, ઓસ્ટીઓ વગેરે વિષે કેલોગને ઝાઝી ગતાગમ નથી. આરોગ્યક્રાન્તિના નિયમનો એ ઝનુનપૂર્વક વિરોધ કરે છે, અને એ નિયમ પુરવાર કરતા હજારો કેસોના ઇતિહાસો તરફ આંખો મીંચી દે છે.

કેલોગે રચેલી આ વૈજ્ઞાનિક ચોક્કસ અને વિસ્તૃત છતાંય એકાગી, છીછરી અને ફાટાબાજ પદ્ધતિનું પરિણામ એ આવ્યુ કે રૂઢીચૂસ્ત એલોપથીને મુકાબલે કેલોગે અદભૂત પરિણામો બતાવ્યા, પણ સંપૂર્ણ મટાડની દૃષ્ટિને કેલોગને કરૂણ નિષ્ફળતા મળી. એને પોતાના જલો-પચારના પુસ્તકમાં કબૂલ કરવું પડયુ કે હઠીલો રોગ કદી મૂળમાંથી મટી શકતો નથી.

બીજી બાજુ લીંડલ્હારની નિદાન અને ચિકિત્સાની પદ્ધતિ એટલી સુબદ્ધ, સુવ્યવસ્થિત અને સુંદર છે કે એમાં કયા સુધારો કરવો એની સુઝ પડતી નથી રોગ શુ છે એને વિષે ઊંડી અને સાચી સમજ હોવાથી જ લીંડલ્હાર એને મૂળમાંથી ખોદી નાખી શકે છે. કેલોગના અનેક નિષ્ફળ કેસો લીંડલ્હારે સુધાર્યા છે. આ યુગનું એવુ એક પણ વૈદકીય બળ નથી કે જેને લિંડલ્હારની સર્વ-ગ્રાહી બુદ્ધિએ પચાવ્યું ના હોય, અને મૂળ કરતાં વિશેષ સારુ સર્જન કરી માનવજાતને આપ્યું ના હોય.

દરેક દૃષ્ટિએ જોતાં લીન્ડલ્હાર કેલોગ કરતા મહાન હોવા છતાં, કેલોગે રચેલી સ્થુલ સૃષ્ટિ લીંડલ્હારની સ્થુલ સૃષ્ટિ કરતા ઘણી મોટી છે. કેલોગે લીંડલ્હાર કરતા વધુ લખ્યુ છે, વધુ દરદીઓની મારવાર કરી છે. વધુ પૈસા કમાયા છે ને વધૂ પૈસા ખર્ચ્યા છે અને વૈદકીય દુનિયામાં વધુ પ્રતિષ્ઠા મેળવી છે—એ એક વિધિની વિચિત્રતા નથી શુ?

કેલોગના સુધારા એમના જીવન-કાળ દરમ્યાન જ એલોપથીએ ઓછે-વત્તે અંશે કબુલ કર્યા છે એમના જીવતાં જ એ કર્મવીરનું અવતાર-કૃત્ય પુરૂં થયુ છે. લીંડલ્હારના મર-ણને ૨૦ વર્ષ થયા હોવા છતાં, હજી એમનું અવતારકૃત્ય પુરેપુરી રીતે હજી શરૂ થયુ નથી બન્નેની મહત્તાની ચાવી આ સાદી હકીકતમાં છે.

# ઇન્ફ્લ્યુએન્ઝાનો પ્રતિકાર

**લે : રેસ્મસ આલ્સાકેર એમ. ડી.**
**અનુ : મનુભાઇ ભ. શેઠ**

'ધી ન્યુયોર્ક હેરોલ્ડ ટ્રીબ્યુન' ૧૭મી ઓક્ટોબરે આંટલાંટીક શહેરમાં મળેલી અમેરીકન જાહેર આરોગ્યમંડળની (American Public Health Association) એક સભાની ખબર આપે છે. આ સંસ્થા દેશના સર્વ ભાગમાં જનતાના સેવકો તરીકે કામ કરતા દાક્તરોની બનેલી છે. એ લોકોએ છૂટથી ભવિષ્ય ભાખ્યું હતું કે ૧૯૪૧–૪૨ની ઠંડીની ઋતુ દરમિયાન ફરીથી ઇન્ફ્લ્યુએન્ઝાનો રોગચાળો દેશમાં ફાટી નીકળશે. ન્યુમોનીઆની માફક ઇન્ફ્લ્યુએન્ઝાના પ્રકારના વર્ગીકરણ કરીને, તેનો અભ્યાસ કરીને તેમણે આ રોગના ઉપદ્રવને પહોંચી વળવા માટેની પદ્ધતિની અસ્પષ્ટ રૂપરેખા દોરી હતી.

તમારામાંથી જેઓ દવાવાદના કહેવાતા વિકાસથી માહીતગાર છે તેઓ જાણે છે કે ન્યુમોનીઆના પ્રકારોનું વર્ગીકરણ કરવામાં આવ્યું છે અને એ દરેક આગળ પડતા પ્રકાર માટે તેને લગતી એક રસી શોધવામાં આવી છે.

અમારા જેવા કેટલાક ચિકિત્સકો કે જેઓ નિસર્ગોપચારના ક્ષેત્રમાં કાર્ય કરે છે તેવાઓને આ બધું પરીકથા જેવું લાગે છે. મારા શરૂઆતના ધંધાદારી વર્ષો દરમ્યાન મેં ન્યુમોનીઆના દરેક પ્રકારના દર્દીઓની શરૂઆતની સારવાર તેમને ભરપુર હવા ઉજાસવાળા ઓરડામાં રાખીને, પગ ગરમ રાખીને, છાતી ઉપરના વસ્ત્રોમાં માત્ર એક સુતરાઉ બંડી પહેરાવીને જ કરી હતી. આખા શરીરે જલ્દીથી સ્પંજ બાથ (Sponge bath) આપતો. હુંફાળા પાણીનો એનીમા આપતો અને જ્યાં સુધી દર્દીના ફેફસાં શુદ્ધ ન થાય ત્યાં સુધી ખોરાકમાં માત્ર પાણી અને લીંબુનો રસ જ માત્ર આપતો. દર્દીને કપાળ ઉપર ઠંડા પાણીના પોતાં જો આરામદાયક લાગે તો મૂકતો. વેવલા અને રડતા ચહેરાવાળા મનુષ્યોને દર્દીના ઓરડામાંથી દૂર રાખવા સિવાય અને ઉપર જણાવેલા ઉપચારો સિવાય બીજી કોઈ સારવાર મેં કરી નથી. છતાં આ ઉપચારો જેઓને કર્યાં હતાં તેઓએ સામાન્ય રીતે પોતાનું આરોગ્ય પાછું સંપાદન કર્યું છે અને પાછળથી કાંઈ પણ માઠી અસર કે ગુંચવાડો ઉભો થયો નથી.

આપણી સર્વોત્કૃષ્ટ હોસ્પિટલોમાં ન્યુમોનીઆનું વર્ગીકરણ કરીને દર્દીઓને રસી અપાતી હોવા છતાં સારા પ્રમાણમાં મરણ પ્રમાણ રહેતું હોય, તો આવી રસી વગેરેની સારવાર મને નિરૂપયોગી અને મૂર્ખાઈ ભરેલી લાગે એમાં કાંઈ નવાઈ જેવું છે?

**શું ઇન્ફ્લ્યુએન્ઝાથી ડરવું જોઇએ?**

જરાય નહિ. જો આપણે આપણા શરીરને આંતરિક અને બાહ્ય રીતે સ્વચ્છ અને ઝેરી પદાર્થોથી મૂક્ત રાખીએ તો તંદુરસ્તી માત્ર એ રોગનો સૌથી મોટો પ્રતિકાર છે.

પણ આરોગ્ય–તંદુરસ્તી એટલે શું? આરોગ્યની પ્રાથમિક કસોટી એટલે શરીરનું છાતી પેટ સાથળ વગેરે પર ચરબીના વધારે પડતા લપેટા વગરનું ધારાતુસર વજન. ચરબીથી ફૂલેલા ગલેફા વગરની ચહેરાની તંદુરસ્ત મુદ્રા, આરોગ્ય એટલે નિર્મળ આંખો, શુદ્ધ ત્વચા, કૃત્રિમ રંગો લગાડયા વગરની સોહામણા ગુલાબી ઓષ્ઠ–સંપુટ, સવારના ઊઠતી વખતની ગુલાબી, ભીની જીભ, કઠણ ગાંઠો કે થર વગરના, દુર્ગંધ રહીત મળોત્સર્ગની રોજ નિયમિત અને પૂરી ક્રિયા કરતાં આંતરડાઓ સંપૂર્ણ સ્વાસ્થ્ય એટલે આરામ ભરી નિદ્રાને અંતે સવારમાં દિવસના આખા કાર્યક્રમને પહોંચી વળવા માટે અનુભવાતી સંપૂર્ણ તાજગી. હા, ખરે જ તંદુરસ્ત શરીર એટલે એવું શરીર કે જે જરાય દુઃખ અસ્વસ્થતા કે બેચેની ન અનુભવતું હોય. આરોગ્યનો અર્થ એ કે આપણે આપણા શરીરની અસ્મિતાથી તદ્દન અભાન હોઇએ, સિવાય કે જ્યારે આપણે એનો ઉપયોગ કરીએ અથવા જ્યારે આપણે એને ચામડીથી આંતરડા સુધી સાફ કરીએ.

સારી તંદુરસ્તીનો અર્થ એવો તો નથી જ થતો કે એક દર્દી રોગી હાલતમાં હોવા છતાં દાક્તરને આવીને દંભી બની એમ કહે 'હું સંપૂર્ણ સુખાકારી ભોગવું છું પણ મને પાયોરીઆ છે, માથું દુઃખે છે, રક્તશીરાઓ કઠણ થઇ ગઇ છે અને લોહીનું દબાણ જ માત્ર વિશેષ છે. બાકી આમ તો બધી જ રીતે હું તંદુરસ્ત છું." હા મારી પાસે તો આવા અનેક દર્દીઓ આવું કહેતા આવે છે!

**ઇન્ફ્લ્યુએન્ઝા જેવા દરદને છક્કડ ખવરાવવા તમારે શું કરવું જોઇએ?**

તમારી બધી કુટેવો છોડી દો અને એ ઠેકાણે સારી ટેવો પાડો. મારા બહોળા અને લાંબા ધંધાદારી અનુભવ દરમ્યાન જે હજારો દર્દીઓ મારી પાસે મદદ માટે આવ્યા છે તેમાંનો એક પણ કુટેવોથી મૂક્ત નહોતો. એમાંના લગભગ દરેકને ચા, કોફી, તમાકુ કે દારૂનું વ્યસન હતું જ. લગભગ દરેક જીવનશક્તિ હણાએલો

ખોરાક લેતો હતો. વ્યાયામ તરફ દુર્લક્ષ્ય અને આળસાઇ સેવતો હતો કે જેથી તેનું શરીર અકાળે વૃદ્ધ અને જડ બની જતું. એમાંનો નેવું ટકા વર્ગ તો ઓછેવત્તે અંશે, સાધારણ કબજિઆતથી માંડીને ઘર ઘાલી બેઠેલા લાંબા કાળના બંધકોષથી પીડાતો હતો. ત્યારે પ્રશ્ન એમ થાય છે કે ઉપર વર્ણવેલી રોગી પરિસ્થિતિમાંથી અથવા તો રોગ ઉત્પન્ન કરતી કુટેવોમાંથી કઈ રીતે દુર રહેવુ અને એવી આરોગ્ય ઉત્પાદક કઈ સારી ટેવો પાડવી જેથી ઇન્ફ્લ્યુએન્ઝા જેવા રોગોનો ભય નાબુદ થાય. આ રહી એની રૂપરેખા :

(૧) પુરતા પ્રમાણમા પાણી પીઓ, એવી રીતે કે જેથી દર કલાકે શરીરનો એક એક કોષ ધોવાય. જો તમારા શરીરનુ કદ નાનું હોય અને વજન સોએક રતલ જેટલું જ હોય તો રોજ પુરા પાંચ ગ્લાસ (આઠ આંઉસના) પાણી પીઓ. જો ૧૮૦ રતલ જેટલુ વજન હોય તો નવેક ગ્લાસ પાણી પીઓ. બીજી રીતે કહું તો દરેક વીસ રતલ વજને એક ગ્લાસ પાણી પીઓ. આ ટેવથી શરીરનો જમા થતો કચરો અટકે છે અને કબજીઆત દુર રાખવામાં અને મટવામાં પણ મદદ મળે છે.

(૨) ચા, કોફી દારૂ કે તમાકુમાંથી કોઇના પણ નિયમિત વ્યસની હો તો આ લાકડી ઝેરી ટેવોને ઓછી કરવાની શરૂઆત કરો. યુવાન વર્ગને જો શુદ્ધ નૈસર્ગિક જીવન જીવે તો, આવી ઉત્તેજક વસ્તુની જરૂર રહેતી નથી. આ પ્રકારના બધા ખોરાક શરીરને ઝેરી બનાવે છે યાદ રાખો કે નશા-. બંધી વસ્તુઓ ઝેર સમાન જ મારા દાક્તરના ધંધા દરમ્યાન મેં યુવાન વર્ગને આ ઝેરી વસ્તુઓ કે જેની ટેવ જડ ઘાલી બેસે છે તે છોડી દેવા પ્રેર્યા છે. પણ વૃદ્ધ વર્ગ પાસેથી નાસ્તા વખતની એક કપ કોફી કે દારૂનો એકાદ ગ્લાસ છોડાવવા પ્રયત્ન કર્યો નથી. ભલે આમાથી એક અથવા વધારે વસ્તુનો ઉપભોગ તમે કરતા હો પણ આ વસ્તુઓ જરૂરથી તમારા શરીરમાં ઝેર દાખલ કરે છે. એ બરોબર ધ્યાનમાં રાખીને જ એ કેફ કેટલા પ્રમાણમા લેવો એ નક્કી કરીને એની ઇચ્છા સેવજો.

(૩) જો બંધકોષથી પીડાતા હો તો એ ગંદી ટેવથી મુક્ત થાવ. જરૂરીઆત લાગે તો રોજ એનીમા લો અને ખૂબ પાણી પીઓ યોગ્ય વસ્તુઓ ભોજનમાં લો અને પેટની કસરત ખાસ કરો. આમાંથી સૌથી સરળ કસરત ઘુંટણને પેટમાં દબાવવાની છે

રોજ જરૂરી અને યોગ્ય કસરત પ્રત્યે અભીરૂચી ન હોય તો રોજ બેએક માઈલ ચાલો. આટલું તો ઓછામાં ઓછું કરો જ તે ઉપરાંત પાંચથી દસ મિનિટ પેટની અને પીઠની એવી કસરત કરો કે જે પેટની દીવાલને સંકોચે અને શિથિલ કરે.

બેઠાડુ જિંદગી એ મૃત્યુનો છડીદાર છે.

આ એક કસરત શરીરની રક્તશીરાઓની સુસ્તીને દૂર કરે છે. :—ખુલ્લી બારી પાસે પગ સમાન્તર રાખી, બન્ને બાજુએ હાથ ઝુલતા રાખી ઉભા રહો. પેટમાં પોલાણ જેવું બનાવીને પેડુની દિવાલો પાંસળીઓ નીચે અને કરોડની નજદિક ખેંચતા હો એમ કરો વિસામો લ્યો અને બારથી પંદર વખત એ મુજબ કરો. તમારી ઇચ્છા હોય તો વિસામો લેતી વખતે અંદર ઊંડો શ્વાસ લ્યો અને પેડુ ઉપર નીચે લેતી વખતે બહાર ઊંડો શ્વાસ કાઢો ઘણા વખતથી તમે શારિરીક સુસ્તી સેવતા હશો તો શરૂઆતમાં જરા ચક્કર આવશે પણ પ્રયત્ન ચાલુ રાખશો.

નાસ્તા સાથે ખટમધુરા ફળો અથવા ફળોના રસ સારા પ્રમાણમાં લ્યો. જમ્યા પછી મુખવાસ માટે પણ ફળો જ લ્યો. કાચા શાકભાજીનો પણ ભોજનમાં સારા પ્રમાણમાં ઉપયોગ કરો. સવાર સાંજ ભોજનમાં પણ રાંધેલા શાકભાજી સારા પ્રમાણમાં લ્યો. તમારા ભોજનનો ૩/૪ ભાગ કાચા તથા રાંધેલા શાકભાજી અને ફળોનો હોવો જોઇએ.

જે લોકોનું શારીરિક વલણ સળેખમ તરફ ન હોય તેને દૂધ સંરક્ષક ખોરાક તરીકે કામ આપશે. પણ જેને શરદી સળેખમ અવારનવાર થતા હોય તેને માટે દૂધ મલાઈ પનીર વગેરે રોગકર્તા છે. ચોખા ઘઉં જવ વગેરે અનાજ ચોખા પાલીસ વગરના (એક છડના છોતરાં સાથેના) વાપરવા. સફાઈ કરેલો ચળકતો ધુલ્લુ કાઢેલો સફેદ આટો ન ન વાપરો.

લોકો ભલે એવું અર્ધસત્ય ઉચ્ચારતા હોય કે એમાં પ્રજીવક બ, (Thiamin Chloride) છે. કોઇપણ ખાટા પદાર્થ અથવા પીણું કે, જેમાં સફેદ ચળકતી સાકર વાપરવામાં આવી હોય તે ન ખાશો. ગળપણ માટે મધ, ગોળ, બુરૂ અથવા કાળી દ્રાક્ષ અંજીર ખજુર વગેરે જીવન શક્તિવાળા પદાર્થો લેશો. સફેદ ચળકતી ખાંડનો ઉપયોગ બંધ કરતાં એટલું ધ્યાનમાં રાખજો કે સ્ટોર્સમાં વેચાતા ફ્રુટના ટીનના પેક ડબાઓ પણ આમાં આવી જાય છે કારણકે એ ફળો લાંબો વખત સુધી બગડે

નહિ. એ માટે એને સફેદ ખાંડની ચાસણીમાં રાખવામાં આવે છે. કબું-દીતવાળા ખોરાકનો અત્યાહાર ન કરશો. બટાટા અથવા શકરીઆ જેવા શાકોને છાલ કાઢયા વગર રાંધો. જેથી અંદરના ચૈતન્ય તત્ત્વોનો નાશ ન થાય. નત્રિલ પુરતા પ્રમાણમાં લ્યો પણ તેનો અતી ઉપયોગ ન કરશો. વૈજ્ઞાનિકોએ એવી શોધ કરી છે કે વનસ્પતિના નત્રિલ કરતાં પ્રાણી જ નત્રિલમાં જીવનશક્તિ અર્પનાર સત્વ વધારે હોય છે એથી દુધ, પનીર ઈંડા જેમાં શારીરિક સુખાકારી માટે જરૂરી એવાં એમીનો એસીડ્સ છે, તેનો ખોરાકમાં સમાવેશ કરો. જીવનનાં સર્જન માટે જીવન અર્પવું પડે છે. તંદુરસ્ત, જીવન-શક્તિથી સભર શરીર બાંધવા અને ટકાવવા માટે ખોરાક પણ તેવો જ પુષ્ટિદાયક અને જીવનશક્તિથી ભરપુર લેવાની જરૂર છે.

છેલ્લે ખોરાક માટે આ સાવચેતીની જરૂર છે: ખોરાક ધીમે ધીમે ખાવો અને ખૂબ ચર્વણ કરવું. મિતાહારી બનો. જે જીવવા માટે ખાય તે નિરોગી દીર્ઘાયુષ ભોગવે છે પણ જે ખાવા માટે જ જીવે છે અને ઇંદ્રિયોના સંતોષ ખાતર વિવેક બુદ્ધિ વાપર્યા વગર અકરાંતિયા વેડા સેવે છે, તેને માટે જીવનમાં એક એવી ભૂમિકા આવે છે જ્યારે એનો જીવનમાંથી સાવ આનંદ ઊડી જાય છે.

છેલ્લે અને કદાચ સૌથી મહત્વની વાત એ છે કે જીવનનો હિંમતથી સામનો કરો. કોઇ પણ અનિશ્ચિત પરિણામ માટે તયાર રહો આશાવાદી અને શ્રદ્ધાવાન માનસ કેળવો. જીવનનો તડકો છાંયડો ખુશમીજાશથી અને મક્કમતાથી માણો. આ પ્રકારનું આશાવાદી, શ્રદ્ધાભર્યું અને હિંમતવાન માનસીક વલણ સુંદર આરોગ્ય માટે સહાયકારી છે કારણકે એ જ્ઞાનતંતુઓને શાંત અને સ્વસ્થ રાખે છે. પાચનક્રિયાને પુષ્ટિ આપે છે, ખોરાકની સમીકરણક્રિયા તથા મળોત્સર્ગની ક્રિયાને મદદ આપે છે. મારા ધારવા મુજબ તો આ જાતનું માનસીક વલણ એ તંદુરસ્તી માટેનું આપણા હાથમાં રહેલું એક અમોઘ શસ્ત્ર છે.

### ૧૯૧૮માં ઇન્ફ્લ્યુએન્ઝાનો પ્રતિકાર

જે લોકો ૪૦ કે તે ઉપરની વયના હશે - તેમને ૧૯૧૮માં થએલો ઇન્ફ્લ્યુએન્ઝાનો રોગચાળો યાદ હશે. મને તો જરૂર યાદ છે કારણ કે હું તે વખતે મારો તબિબિ ધંધો મીસોરીના સેંટ લુઇ શહેરમાં ચલાવતો હતો. ત્યાંના નાગરીકો તો તે વખતે આ ઉપદ્રવના ભોગ થએલા હતા જ પણ મારી લાગણી વિશેષ તો એથી ઉશ્કેરાઈ, કે બાજુઓના જીલ્લાઓમાં જે નિરોગી તંદુરસ્ત છોકરાઓ જેફરસન બેરેકસમાં આવ્યા હતા, તેમને રસી મૂકીને રોગી બનાવ્યા, અને એ ઇન્ફ્લ્યુએન્ઝામાં સપડાઈને માંખોની માફક મરી પરવાર્યા.

પણ મારું કામકાજ તે વખતે જોરમાં ચાલતું હતું અને મને એટલે બધે ઠેકાણેથી આમંત્રણ આવતાં હતાં કે બધે પહોંચી વળવાનો સમય પણ નહોતો મળતો. આથી જે લોકો મને ઓળખતા હતા અને મારામાં વિશ્વાસ હતો તેમને હું આ મુજબની સુચનાઓ આપતો:

પાણી અને લીંબુના રસ સિવાય બીજો કોઈ પણ ખોરાક ન લેશો. ચમચી ભાર પણ દૂધ કે કાંઈ પેટમાં ન જવા દેશો. પી શકાય તેટલું પાણી પીઓ અને સાથે બે લીંબુનો રસ પણ લો. આ વાત લક્ષ્યમાં રાખો કે દર્દીને દિવસમાં એક વખત બસ્તી આપવામાં આવે અને સ્પંજ બાથ (Sponge Bath)થી એનું શરીર સંપૂર્ણ સ્વચ્છ રાખવામાં આવે. એના હાથપગ ગરમ રાખવામાં આવે અને એને તાજી હવા છૂટથી મળે. જરૂર લાગે તો આરામ મળે તે પુરતું એના કપાળ ઉપર ઠંડા પાણીનાં પોતા, અથવા ગળા ઉપર આઇસ બેગ રાખવી.

જ્યાં સુધી દર્દીને સંપૂર્ણ આરામ ન થાય, દુઃખ કે દર્દ ન મટે અને પ્રસન્ન સ્મિત મોં ઉપર ન આવે ત્યાં સુધી એને બીછાનામાં જ પડી રહેવા દેવો. આટલો આરામ પ્રાપ્ત થયા પછી ત્રણ દિવસ સુધી માત્ર એને તાજા ફળોનો રસ જ આપવો. ત્યારપછી આસ્તે આસ્તે ખોરાક શરૂ કરવો. આ પ્રકારની સારવારનું પરીણામ એ આવ્યું છે કે કોઈ પણ દર્દીને બે અઠવાડીઆથી વધારે કામ ઉપરથી ગેરહાજર રહેવું પડયું નથી.

રોગચાળા દરમ્યાન એવા જ દર્દીને ત્યાં હું જાતે જઈ શકયો હતો કે જેઓ દાકતરની ફી પણ ન આપી શકે એટલા ગરીબ હતા. એ લોકો એટલા અજ્ઞાન પણ હતાં કે ટેલીફોન ઉપર આપેલી મારી સુચનાઓ સમજી કે પાળી શકતા પણ નહોતાં. એમાંના એક કુટુંબમાં તો મારા ઉપર શ્રદ્ધા હોવા છતાંય ખુલ્લી હવાથી શરદી અને તાવ વધવાનો એમને ખુબ ડર રહેતો. પહેલાં પ્રથમ તો મેં શયનગૃહના બારીબારણાં મોકળાં ઉઘાડાં કરી ઓરડીમાં પ્રસરેલી બદબો દૂર કીધી, અને ધમકી આપી કે બારીબારણા ખુલ્લાં નહિ રાખો તો હું પાછો નહિ આવું. દર્દી ઘણી ભયંકર

## મુખડા ક્યા દેખો દર્પનમેં !




'આજની નારી ફેશનની પૂતળી બને અથવા તો પુરુષની સ્વચ્છંદતાની નકલ કરતી ફરે એ વાત સમાજને માટે અશોભનિય છે નારીનો ગર્વ અને ગૌરવ તો ગૃહલક્ષ્મીના રૂપમા જ હોઈ શકે એથી જ સ્ત્રી-પુરુષ બનેનું શ્રેય થવાનું છે.'

–શ્રી. સંપૂર્ણાનંદજી

હાલતમાં હનો પણ જીવ્યો અને તંદુરસ્તી પાછી મેળવી શક્યો.

મેં બીજા દાક્તરો કે જેઓએ મારી માફક જ ઉપચારો અજમાવ્યા હતા તેમની સાથે મારી નોધ સરખાવી જોઈ અને તેમણે મને જણાવ્યુ કે એક પણ પ્રાણઘાતક કે ગુંચવાડાભર્યો કીસ્સો બન્યો નહોતો

હવે તમે ઇન્ફ્લ્યુએન્ઝાની સારવાર જાણતા થયા છો

તમારી યાદદાસ્ત તીવ્ર હોય તો તમને ખબર હશે ઇન્ફ્લ્યુએન્ઝાના એ ઉપદ્રવ વખતે કેવી રીતે હજારોની સંખ્યામાં લોકો નાશ પામ્યા. હું તો માત્ર દર અઠવાડીએ દાક્તરોના જ થતા મરણની સંખ્યા જર્નલ ઓફ ધી અમેરીકન મેડીકલ એસોસીએશનમાં વાંચીને ધ્રૂજી ઉઠતો.

વર્ષો પછી હું એક આરોગ્ય ધંધાદારી ઉપરી તરીકે હતો. દેખરેખ રાખવા ઉપરાંત પણ દર અઠવાડીએ હું એક ભાષણ આપતો. અને એક ભાષણમાં મેં સમજાવ્યુ કે ઉપર જણાવેલી સંપૂર્ણ આરોગ્યની ભૂમિકા ઉપર જે મનુષ્ય હોય છે તેને રોગના જંતુઓથી રોગ લાગુ પડતો નથી ભાષણને અંતે એક મુરબ્બીએ એક જણને કહ્યુ: 'હું શરત મારું છું કે એક નાનો ગંદો રોગનો જંતુ ડૉ. આલ્સકેરના શરીરમાં પ્રવેશે તો આપણા સર્વની માફક એ પણ જરૂર રોગના ભોગ થઇ પડે.' મારા બીજા ભાષણ વખતે મેં આ વાક્ય ઉચ્ચારકના નામ જણાવ્યા વગર સભામાં ટાંક્યું. સાથે સાથે મારો ૧૯૧૮ના ઇન્ફ્લ્યુએન્ઝાના રોગચાળાનો અનુભવ પણ કહ્યો. એ વખતે બીજા દવાવાદના દાકતરોની માફક મેં રોગના જંતુથી બચવા મોં ઉપર બુરખો (mask) નહોતો ઓઢ્યો. હું જે કુટુંબમાં રહેતો ત્યાં બધાને રોગ થતો હતો અને હું દર્દીઓના આખો વખત નજદિકના સંસર્ગમાં હોવા છતાં પણ મને રોગની જરા પણ અસર થઈ નહોતી.

ઇન્ફ્લ્યુએન્ઝા એ રોગ જંતુથી ઉત્પન્ન થતો રોગ નથી. એ તો રોગના સુક્ષ્મ વિષના ચેપી ફેલાવાને લીધે થાય છે પણ તમે જો તમારી જાતની પુરેપુરી કાળજી લ્યો તો એવા ચેપી રોગો પણ તમને કાંઇ હરકત ન કરે. છતા ય જો રોગ થયો તો તેનો સાચો ઉપચાર લેવો જોઇએ હું આ લાંબા વખતના અવલોકનમાંથી જ જાણી શક્યો છું કારણ કે મારા ઓરીના કોઇ પણ દર્દીએ ગંભીર માંદગી અનુભવી નથી. મેં તેમની પાસેથી રોગી અવસ્થા દરમ્યાન ફળોના રસ અને પાણી સિવાયનો બધો ખોરાક બંધ કર્યો છે. આંતરડા સાફ રાખ્યા છે અને આરામ આપ્યો છે. ઓરી એ ચેપી રોગ છે અને એટલો જલ્દીથી ફેલાય છે કે તંદુરસ્ત માણસને પણ લાગુ પડે છે. પણ યોગ્ય સાવચેતી લેવાથી નુકસાન થતું નથી, માત્ર સાધારણ માંદગી જ અનુભવાય છે. અલબત્ત, એ નાના બચ્ચાઓને જ થાય છે પણ કોઇક વખત મોટાઓ પણ ભોગ થઇ પડે છે.

યાદ રાખો કે સારું આરોગ્ય એ જ રોગનું મારણ છે. અને એ તંદુરસ્તિનો આધાર સ્વચ્છ નિર્મળ લોહી ઉપર જ છે. આવું લોહી તો જ પ્રાપ્ત કરી શકાય જો માણસ યોગ્ય અને સાચો ખોરાક લે, પુરતા પ્રમાણમાં પાણી પીએ, આંતરડા સ્વચ્છ રાખે, શારિરીક ચપળતા જાળવે અને રચનાત્મક વિચારો સેવે જેથી મન પણ તંદુરસ્તિ બાંધવામાં મદદરૂપ થાય.

['Health Culture' 1942 માંથી].

# સાહિત્યમાં પ્રતિબંધ

પ્રા. વિજયરાય ક. વૈદ્ય

**આ** પ્રશ્ન ખરી રીતે સર્વ પ્રકારના વાણીસ્વાતંત્ર્યનો છે, એટલે અહીં સાહિત્ય શબ્દને "સઘળું વિચારપાત્ર લખાણ" એના સર્વસામાન્ય અર્થમાં જ સમજીશું. વળી, સાહિત્ય પર પ્રતિબન્ધ ક્યારે મુકાય તેમ જ કઇ દૃષ્ટિએ મુકાય, એ વાતની સ્પષ્ટતા પણ શરૂઆતમાં જ કરી લેવી જોઇએ. આપણે જાણીએ છીએ તેમ, એ પ્રતિબંધ કેટલીક વાર આગવું નિયંત્રણ પણ બને છે; જેમ કે, કોઈક સમાચાર, નિવેદન વગેરે પ્રકારનું લખાણ છાપવાની મનાઈ ચાલુ રાજ્યસત્તા તરફથી કરવામાં આવે; અથવા તો, સત્તરમા સૈકાના ઈંગ્લંડમાં હતું તેમ, હરકોઈ પ્રકારનું પ્રકાશન છાપનારે એ છાપ્યા પહેલાં સરકારી અમલદાર પાસે પસાર કરાવવું પડે (આગળ જતાં જોઇશું તેમ, સાહિત્યવિકાસને પ્રાણઘાતક એ કાયદાનો પ્રબળ ને સક્રિય વિરોધ મહાકવિ તેવા જ મહાન વિચારક મિલ્ટને કર્યો હતો).

પ્રતિબંધ આમ પહેલેથી મુકાય એ વાણીસ્વાતંત્ર્ય પર જો વધારે ગંભીર અંકુશ છે, તો પ્રકાશન પછી મુકાય એ પણ ઓછો હાનિકારક નથી. પરન્તુ આ મુદ્દાનો વધુ વિચાર પછી થઈ શકશે. અહીં તો એટલું જ સમજી લઈએ કે (૧) છાપ્યા અગાઉ લેવી પડતી પરવાનગી એટલે 'લાઇસેન્સિંગ' અથવા એક કે બીજા પ્રકારની 'સેન્સોરશિપ'; અને, (૨) પ્રકાશિત સાહિત્યના પ્રચારની મનાઈ એટલે 'પ્રોહિબિટિંગ'—એમ સમયદૃષ્ટિએ આ પ્રતિબન્ધ બે જાતનો હોઈ શકે છે.

સમય સિવાયની જે બીજી દૃષ્ટિ, તે કારણની. સાહિત્ય પર મુકાતો પ્રતિબન્ધ મુખ્યત્વે ત્રણમાંથી એક કારણે મુકાતો કે મુકાવાનો હોય છે; રાજકીય, ધાર્મિક કે નીતિ–શુદ્ધિ માટેનું સામાજિક કારણ. આ કારણો અહીં વીગતે વિચારવાનું તો નહિ બને પણ એટલું કહી શકાય કે આ હરેક પ્રકારના દાખલામાં મનાઈ કરનાર અમુક સત્તાધારીઓ હોય છે અને તેનાં પરિણામ વેઠનાર અમુક એક અથવા વધુ પ્રજાજન હોય છે. રાજ્યતંત્ર ધર્મસંઘ કે સમાજની એ સત્તા કવચિત્ ન્યાય, સત્યકથન, સાર્વજનીન શાન્તિરક્ષા, લેખનસ્વાતંત્ર્ય કે સામાજિક શુદ્ધિ માટે વપરાતી હોય છે (જેમકે કોંગ્રેસ–સરકારે રદ કરેલા અમુક પ્રતિબન્ધ; હમણાં થોડા વખત પર 'વીર સાવરકર'ના કર્તાની તરફેણમાં અપાયલો નિર્ણય વગેરે) એ ખરું, પરન્તુ ઘણે ભાગે તો, 'સત્યાર્થ–પ્રકાશ' તથા 'વીર નર્મદ' સામેના પ્રતિબંધો સાબિત કરે છે તેમ, સત્તાધારીઓનાં આવાં કૃત્યો લેખકના વિચાર તેમજ એની વાણીના સ્વાતંત્ર્યને ખરી રીતે નાગરિક તરીકેના એના પ્રાથમિક અધિકારને રુંધવાના પ્રયાસો સિવાય બીજું કશું હોતા નથી.

૨

અર્વાચીન જગતમાં ઉદારમતવાદ અને વાણીસ્વાતંત્ર્યનો આદિ આચાર્ય જોન મિલ્ટન, આ વિષયના તેના ('એરીઓપેજિટિકા' નામે પુસ્તકમાંના) વિચારોનું સારદોહન આ રીતે આપી શકાય:

૧. વિચારશક્તિ સ્વયંમુક્ત છે અને માનવજીવનમાં એ મુક્તપણે જ વિચરવી જોઇએ. આ કારણે, માનવને છૂટ હોવી ઘટે, તે જે કાંઇ પ્રકટ કરવા ચાહે તેની.

૨. પ્રકટ થયા પહેલાંના 'નિયંત્રણનું' પરિણામ તો એવું પણ આવે કે સારાં પુસ્તકો પ્રજાને મળી જ ન શકે, એ જાણે અણજન્મ્યાં મરે; અને છતાં, દુષ્ટતાયુક્ત જે નઠારાં હોય તેના પ્રકાશનની અસરકારક રૂકાવટ થઇ શકે નહિ, કેમ કે એ તો છાની રીતે છાપવાનાં, ફેલાવાનાં.

૩. આમ બનવાથી, વારંવાર, ખરા જ્ઞાનનો પ્રચાર ભયમાં આવી પડે અને જ્ઞાનપ્રકાશ તથા સત્યકથનનું સ્થાન નિ:સંદેહ, અજ્ઞાન તથા વિકૃત વિચાર સરણીઓ છીનવી લે.

૪. "સુગ્રન્થ તો છે મહાઅનુભવોનું કીમતી આબે હયાત, જીવન પારના જીવનને ખિલવવાના સદુદ્દેશથી સુગન્ધિત, એ માટે જ સંગૃહીત." એને અવરોધી શકાય જ કેમ?

૫. સંસ્કારી વાચકવર્ગ પર આપણે એટલો વિશ્વાસ રાખી શકીએ કે તે નમાલા પુસ્તકોને આખરે ભૂલી જ જશે અને જે મહાન તથા સારાં હશે તેનું કાળજીથી જતન કરી રાખશે.

આ પરથી જોઈ શકાશે કે વિચારકો તથા લેખકોનું સહજ સિદ્ધ સ્વાતંત્ર્ય અખંડિત રહે, કોઈ ગેરલાયક સરકારી અમલદારે નાખેલા આગવા પ્રતિબન્ધને પરિણામે ઉચ્ચ ભાવનાઓ ને વિચારોનું પ્રવર્તન જગતમાં અશક્ય બની જાય નહિ એ માટે હતો મિલ્ટનનો ન્યાય્ય અને પ્રબળ પક્ષવાદ. વળી, આ પણ લક્ષમાં રહેવું ઘટે કે એ રજૂ થએલો તો એ સમયની એના દેશની અમુક ધાર્મિક પરિસ્થિતિને અંગે, પરન્તુ એ ઉદાત્ત ચિન્તકનું ચિન્તન તો એટલી ઊંચી કોટિનું છે કે હરકોઇ દેશકાળના ધર્મ તેમ ધર્મેતર વિષયના વાણીસ્વાતંત્ર્ય માટેનો સાગરગર્જન સમો ઉદ્ઘોષ, પાર્લામેંટ સમક્ષના ભાષણરૂપે યોજાયેલી તેની એ કૃતિમાંથી આપણને સંભળાય

## 'સાપને ઘરે સાપ પરોણા'



આંધળા વિજયમાં મદોન્મસ્ત બનેલી બે સાથીસત્તા

છે. આ વાત વધારે પ્રતીતિજનક રીતે તો એ 'અમર પત્રિકા'[1]ના વાચનથી જ સમજાય તેવી છે.

### ૩

વિચારક નામને પાત્ર હરેક સત્ત્વશીલને સત્યશોધક મનુષ્યને પોતાના પ્રાણરૂપ કોઈક સત્યનું દર્શન થયુ હોય છે. તે વ્યક્તિ જ્યારે એ સત્ય બોલી કે લખીને પ્રકટ કરે છે, ત્યારે તેના ભાષણ કે લખાણમાંનું સત્ય જગતના સ્થાપિત હિતસંબન્ધોને અણગમતું થાય છે. આ પ્રકારના માણસો સત્યવક્તાનું કહેવું એમનાં મનમાંના પુર્વગ્રહ, વિચાર પ્રમાદ–કોઈ વાર દંભ પણ–જેવાં કારણે કાં તો સાચી વાત જોઈ શકતા નથી અથવા જોવા છતાં એને સ્વીકારીને અમલમાં મૂકવાની સ્વાર્થરહિતતા કે હિંમત એમનામાં હોતી નથી. આમ હોવાથી, તેઓ સત્યના નિર્ભય કહેનારને પોતાના કે પારકાના સત્તા બળે મૂંગો કરવાની મથામણમાં પડે છે.

એવી મથામણના મૂળમાં સત્તાધારીને સત્તા ખોવાનો ભય હોય છે, જેનો અર્થ એ કે સત્તાનો પાયો જ કાચો છે. એ પાકો હોય, એનું ચણતર જો સત્યના અચલ ખડક પર થયું હોય, તો તો એને જુલમી વર્તન સૂઝે જ શાનું? સત્ય પ્રતિષ્ઠ સત્તા તો–પછી તે ધર્મની હોય કે રાજ્યની, સમાજ તરીકે સમાજની કે કોઈ મોટી શિક્ષણ સંસ્થાની–પોતાના પ્રદેશમાં પહેલેથી જ અસત્યની બરદાસ્ત ન કરે અથવા એ પેસી ગયું હોય, તો એની સામેની સત્યમૂલક ટીકામાંનું તથ્ય નિર્મળ હૃદયે સ્વીકારીને પોતાની તથા પોતાના તંત્રની સુધારણા સત્વર કરે. પરંતુ મનુષ્યસ્વભાવની વ્યાપક નિર્બળતાને કારણે આ સિદ્ધાન્ત બહુધા પળાતો જોવામાં આવતો નથી.

આ ચર્ચા હમણાંના આપણા સાહિત્ય તથા શિક્ષણના પ્રદેશમાંના એક કાંઈક ઉગ્ર બનેલા વિવાદને લાગુ પાડીએ તો કહી શકાય કે 'વીર નર્મદ' એ વિખ્યાત લઘુચરિત્રમાંની અમુક અમુક લીટીઓ પર મુંબાઈ યુનિવર્સિટીએ જે પ્રતિબન્ધ મૂકયો છે તે, 'યુનિવર્સિટી' નામને પાત્ર મહાસંસ્થાને છાજે તેવો નથી. એ પ્રતિબન્ધ મુકાયો છે તો ધાર્મિકતાને નામે, પણ એમાં ખરો મુદ્દો એટલો જ છે કે નર્મદ યુગના અમુક સંપ્રદાયના મહારાજની જાહેરમાં–બલ્કે હાઈકોર્ટમાં–સાબિત થએલી અનીતિમત્તા વિશેનું ઇતિહાસસિદ્ધ સત્ય ઉપયોગમાં લેવા એ યુગ વિશેની કોઈ પણ વાઙ્મયિક રચના કરનાર સ્વતંત્ર છે અને રહેવો જોઈએ. આ પ્રકારનો પ્રશ્ન પ્રજાના સાંસ્કારિક જીવનમાં ઊભો થાય ત્યારે પ્રજાના શિષ્ટ ગણાય તેવા યુનિવર્સિટીના નેતાઓની ખરી ફરજ તો એ જ છે કે (આ દાખલામાં સાંપ્રદાયિક પરિભાષાને અંગે થએલા ગુંચવાડાનો યોગ્ય તે ખુલાસો ન્યાયપક્ષે કરીને) ચરિત્રકાર તરીકે ઇતિહાસનું સત્ય એ જેવું છે તેવું કહી બતાવનારની પડખે ઊભા રહેવું. એમ કરવાને બદલે, એક પંથના ધર્મઘેલા માણસોથી દોરવાઈ જઈને કૉલેજ–પ્રોફેસરોની સ્વતંત્રતાને પણ કુંઠિત કરતા પરિપત્રરૂપી જે ફિરટઓટ–શાઈ પરાક્રમ યુનિવર્સિટીએ કર્યું છે તે એને કેટલું શોભે છે એ તેણે તેમ જ સર્વ સુજ્ઞ વાચકોએ વિચારી લેવું.

૧. 'પત્રિકા' કેમ કે વગર પરવાનગીએ કશું જ નહિ છાપવા કે પ્રકટ કરવા સંબન્ધી કાયદા સામેના પ્રચારકામ તરીકે–'પેમ્ફ્લેટ' તરીકે–એ લખાયલી ને એ કાયદાનો ભંગ કરી પરવાનગી વિના જ બહાર પાડવામાં આવી હતી.

આપણી આસપાસના માનવસ્વભાવને સહજ એવા સારામાઠા ભાવોનું પ્રતિબિંબ પાડતી રસપ્રદ ટૂંકી વાર્તા—

# વર પધરાવો સાવધાન !

ઉમેદભાઇ મણિયાર

થાળી અને વેલણ એક ખૂણામાં તૈયાર મૂકી રાખેલાં હતાં. પતાસાં ખરીદવાની રકમ પણ મનમાં નક્કી કરી રાખી હતી. વધામણીની અધીરાઈથી રાહ જોતો, ભીંતને અઢેલી ઉઘાડે શરીરે એ બેઠો હતો, પણ નજર તો પાછળના ઓરડા તરફ જ ભળતી હતી.

એટલામાં વિધવા બેનને હળવેથી ઓરડાનું બારણું ઉઘાડી આવતાં જોઈ. એક સરખી તાકી રહેલી દૃષ્ટિથી જાણે બહેનની જીભને કોઈ સમાચાર આપવા મોઢાં બહાર ખેંચતો હોય એમ બેનના મોં સામે જોઈ રહ્યો. બેને નજીક આવી કહ્યું, 'છોકરી' અને જરા પણ થોભ્યા વિના ત્યાંથી, કાગળ ફેંકી ટપાલી ચાલ્યો જાય, તેમ ચાલી ગઈ.

ભીંતને અઢેલી બેઠેલા કૃપાશંકર બેનને આવતી જોઈ, વધામણીની આશાએ ટટ્ટાર થયા હતા તે સમાચાર સાંભળતા પાછા ભીંતને ટેકે શરીરને ટેકવી બેઠાં અને એક ઊંડો નિસાસો નાખી કપાળે હાથ ફેરવતાં બોલ્યો, 'શું નસીબ છે ! ત્રીજી છોકરી ! એક મોટી, બીજી મૂંગી મનફરેલી, ત્યાં આ ત્રીજી ! વાહ નસીબ, વાહ !'

વળી કપાળે હાથની આંગળી વતી ટકોરો કરી ઊંડો નિસાસો નાખી બોલ્યો 'હે શિવભોળા તારો આશરો છે !' અને બહાર ઊભા રહી બેનને સાદ કરી બજારે જવાનું કહી ત્યાંથી ગયો.

પાછળના અંધારા ઓરડામાંથી નવા જન્મેલાં બાળકનો ઉંઆં ઉંઆં રડવાનો અવાજ આવતો હતો. જગતમાં 'ભલે પધાર્યાં' કહી એનું ભલે કોઇએ સ્વાગત ન કર્યું, છતાં ય એક માતાએ વહાલ ભર્યો હાથ માથે ફેરવી એને પોતાની નજીક ખેંચી હૂંફમાં લીધી. અને રડતી છોકરીએ આયુષ્યમાં લખાવી લાવેલ રોટલાની પહેલી કોર ભાંગી.

શ્રીમંતોને ત્યાં પણ પુત્રીનો જન્મ સૌને ગમગીન કરી મૂકે છે, તો નિર્ધન કૃપાશંકર કપાળે હાથ પછાડે એમાં શી નવાઇ છે ! દરબારની નોકરી કરી કૃપાશંકર મહિને પચીશ રૂપિયા લાવતો, એમાં વિધવા-બેન, પત્ની, પોતે અને બે છોકરીઓ તેમાંય એક તો મૂંગી ને મનફરેલી, તેમાં આ ત્રીજી ! કૃપાશંકરના પિતા પણ ગરીબાઇની ભીંસમાંથી પસાર થયા હતા, પણ યજમાનવૃત્તિ કરી છોકરા માટે એક ખોરડું મૂકી ગયા હતા એમાં કૃપાશંકર અને એનું કુટુંબ રહેતું હતું. નિયમસરની નોકરી ઉપરાંત સવારમાં જ 'નારાયણ પ્રસન્ન' કરવા કૃપાશંકર નીકળી પડતો અને ઘઉં બાજરાનો લોટ, ચોખા, દાળ જે કાંઇ મળે એ લઈ આવતો.

આમ જિંદગીનાં ચાલીશ તો પૂરાં કર્યાં. 'હવે કાઢી કાઢીને કેટલાં કાઢવાનાં છે ?' અને અંદાજ બાંધતા જાણે હવે બહુ બહુ તો એક દાયકો ખેંચવો પડશે એ જ મોટું આશ્વાસન હોય એમ ઘેર આવી બધી વાત જ ભુલી જઈ છોકરાં જોડે થોડું રમે છે, હસે છે, બોલે છે. કાં તો અરીસામાં કે પાણીની ડોલમાં પોતાનું મોં જોઇ કોઈ વખત હસ્યા કરે તો વળી રડયા કરે, કોઇ વખતે રાત્રે પથારીમાં નિર્જીવ વસ્તુની માફક બેસી રહેલી હોય અથવા તો પોતાના વાળને દાંત વતી કાપી નાના નાના ટુકડા કરી કાપતી હોય પણ કૃપાશંકર ક્રૂર બની એના પર હાથ કોઇ વખત સરખો પણ ઉઠાવતો નહોતો. સૌથી મોટી છોકરી સવિતાને પરણાવી બે વર્ષ પહેલાં જ સાસરે વળાવી હતી. આ મૂંગીનો તો મૃત્યુ સિવાય કોઈ હાથ ઝાલે તેમ નથી. અને નિરાધાર વિધવા બેનને જિંદગી ભર નિભાવ્યે જ છુટકો. ત્રીજી અને છેલ્લી લલિતાનો વિચાર કરતાં કૃપાશંકર મનમાં બોલ્યો, 'બસ એ મારી લાડકીને સારો વર મળી જાય તો શંકરભોળાનો મોટો ઉપકાર ?' પુત્રની આશાને નિરાશ કરી લલિતા આવી હતી, એ જાણે બધું ભૂલી ગયો હોય એમ કૃપાશંકર વિશેષ નાની લલિતા પર વહાલ અને લાડ રાખતો હતો.

લલિતાનો જન્મ થયો ત્યારે જેણે પિતાની આશાને નષ્ટ કરી હતી, જે માતાને એણે છાને ખૂણે રોવરાવી હતી, જાણે બધાનો બદલો વાળી દેતી હોય એમ એ નાની લલિતાએ પોતાની નમણી સુંદરતાથી એ ગરીબ ઘરને ઉજાળું કરી દીધું હતું. કૃપાશંકરની એ લાડકી હતી અને નાની હતી ત્યારે બથમાં બચીઓ ભરી કૃપાશંકર કહેતો, 'એ તો મારો દીકરો છે ?'

અને સાચ્ચે જ દીકરા જેવા હેતથી એને ઉછેરી હતી અને ગુજરાતી ઉપરાંત અંગ્રેજી બે ચોપડી સુધી ભણાવી. આગળ ભણતર પણ એની માએ જ કહ્યું, 'હવે છોકરી મોટી થઈ. એકલી બહાર નીકળે તો લોકો વાત કરે.' નાતનાં માણસો કૃપાશંકરની 'છોડીએ' અંગ્રેજી નિશાળે

જતા શરૂ કર્યું ત્યારના બોલવા લાગ્યાં હતાં, 'કૃપાશંકર તો શું છોકરીને ભણાવી મડમ બનાવવાનો છે કે શું?'

રાંક બ્રાહ્મણના ઘરમાં આ રત્ન જેવી છોકરી જોઈ, એનું સૌંદર્ય જોઈ, નાનપણથી એને માટે લગ્ન માટે ઘણા કહેણ આવતાં, પણ કૃપાશંકર ઉત્તર દેતો 'હમણાં એને ભણાવવી છે,' જો કે છેલ્લા બે વરસથી લલિતા માટે સારા વરની શોધમાં પોતે હતો જ.

ગામના નાતીલા બ્રાહ્મણોના ઘરો ઉપર એની નજર ફરી વળી. કોઈ ઘર સારું છે તો વર સારો નથી. ક્યાંક છોકરો ઠીક છે તો માબાપ વઢકણાં કજિયાળાં તરીકે નામચીન છે. ન્યાતના ઉમરલાયક છોકરાઓનું જાણે મનમાં લિસ્ટ બનાવી એક પછી એક એને કસોટીમાંથી પસાર કરતો હોય અને કોઇ કસોટીમાંથી પસાર ન થાય એટલે એના નામ પર છેકો મારી એક પછી એક બધાં નામ તપાસી જતો. કોઈ ગુજરાતી બે ચોપડી પણ ભણ્યો નથી અને ખભે ખડિયો નાખી ભિક્ષા માગી પેટ ભરે છે. કોઇ પટાવાળાની કે એવી કોઈ હલકી નોકરી કરી બાર પંદર કમાતો હતો. કોઈ મંદિરમાં પુજારી તરીકે કામ કરતો હતો, અને કેટલાક જુવાનો તો કેવળ આખલાની પેઠે રસ્તા પર રખડવાનો ધંધો લઇ બેઠા હતા! આમાં સારામાં સારો એક, અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતો હતો કૃપાશંકરની નજર એના ઉપર ઠરી. લલિતાની ભણવે જોડી જેવો લાગ્યો, પણ ઉંમરમાં થોડો લલિતા કરતાં નાનો હતો. એટલે કૃપાશંકરે ત્યાં જ વાત માંડી વાળી. એની પત્નીએ કહ્યું, 'કરી ને! નાનો છે તે શું થયું! ...ને વધતાં વાર લાગે છે? નાના મોટા કરતાં રહી જશું, પછી નાતમાં છે ય કોણ?'

કૃપાશંકર બોલ્યો, 'કરી નાખીએ એ ઠીક છે, પણ ઉંમર તો જોવી જોઈએ કે નહિ? છોકરો લલિતા કરતાં ચાર મહિના જ મોટો છે, એ ચાલે?' અને જરા હસતા હસતાં રસિકતાથી ઉમેર્યું: 'મારા અને તારા વચ્ચે ય છ વરસનો ફેર હતો કે નહિ?...તો પછી?'

પત્નીએ શરમાઇને આંખ ઢાળી દીધી.

શહેરની છોકરીઓની સરખામણીમાં તો લલિતા ફરાક પહેરવા જેવડી જ લેખાય, પણ એનો જન્મ એક નાના ગામમાં ગરીબ બ્રાહ્મણને ત્યાં થયો હતો એટલે ચૌદ વર્ષની ઉંમરે પણ ન્યાતની સ્ત્રીઓની નજરે એ સાંઢ જેવડી મોટી લાગતી હતી. અત્યારસુધી એકલી કૂવે પાણી ભરવા જતી, પણ હવે એની બા સિવાય એકલી પાણી ભરવા કે દેવદર્શને પણ જતી નહિ, અને જતી ત્યારે પણ મોટાં બૈરાંઓની જેમ સાડી પહેરીને જ. એના લગ્ન બાબત કૃપાશંકર કરતાં કૃપાશંકરની પત્નીને વધારે ચિંતા રહેતી હતી. ઉંમરલાયક સમજુ છોકરીને કાન તો હતા; પોતે માતાપિતાને એક બોજારૂપ છે એવો જાણે ભાવ એના મોં પર પથરાયેલો જ પડી રહેતો. કોઈ વખતે ન્યાતીલાઓની દૂષીલી, ઝેરીલી વાતો સાંભળી છાતીમાં નહોતી વખતે રોષ લેતી એ આંસુઓ નહાવાના પાણી સાથે બોખાળમાં સમાઈ જતાં. પોતાના છોકરા માટે એને મેળવવા નિષ્ફળ નીવડેલા ઘરની સ્ત્રીઓ કોઈ વાર કલંક જેવી કડવી વાતો ફેલાવતી એ સાંભળીને રાત્રે પથારીમાં પડી પડી રડતી, એ આંસુઓથી ભીની થયેલી પથારી સવારે સુકાઈ જતી.

પિતા કહેતા, 'એ બધી ચિંતા કરવાવાળો હું બેઠો છું ને? તમે શા માટે નાહક ચિંતા કરો છો?' લલિતા માટે વર મેળવવા કૃપાશંકરે ઘણી જગ્યાએ વાત કરી રાખી હતી. બહારગામ ખબર કહાવી. બેત્રણ ઓળખીતાઓને બહારગામ કાગળ લખી સારા મુરતીઆ ધ્યાનમાં હોય તો લખવા કહ્યું એમ કરતાં છ મહિના નીકળી ગયાં. ગામમાં વધુ જોસથી વાતો થવા લાગી. પત્નીએ એક દિવસ ગળગળા થઈ જતાં કહ્યું, 'હવે તો લલિતાનું કાંઈક નક્કી કરો!'

કૃપાશંકરને લાગ્યુ કે હવે છોકરી બહુ મોટી થઇ ગઈ છે, અને સારો વર મેળવવાની આશામાં આજકાલ કરતાં ઘણું મોડું થઈ ગયું છે. ત્યાં એક દિવસ બહારગામથી આવેલા દૂરના એક સગાએ કૃપાશંકરને સૂચના આપી કે દ્વારકામાં બ્રાહ્મણના ઘણાં ઘર છે, છોકરા પણ ઘણા ભણેલાગણેલા છે. કોઇને કોઇ લાયક છોકરો જરૂર મળી જશે. એટલે પત્નીને બધી વાત કરી, નોકરીમાંથી ચાર દિવસની રજા લઈ, બીજે દિવસે કૃપાશંકર દ્વારકા ગયો.

દ્વારકામાં પોતાની ન્યાતના એક ઓળખીતાઓને ઘેર ઉતર્યો. એમની જ મદદથી ન્યાતીલાઓના ઘરના એક-પછીએક મુરતીઆઓ જોવા લાગ્યો. દ્વારકામાંથી પોતાની જ્ઞાતિના પંચના મુખ્ય માણસને જઈ મળ્યો અને બધી વાત કરી. એમણે કૃપાશંકરને ઘણી મદદ કરી અને જાતે સાથે જઈ બેચાર ઘરે લઈ ગયા. પણ કૃપાશંકરનું મન ક્યાંય બેસતું નહોતું પંચના મુખી પણ એના પર ચીડાયા અને મનમાં

બબડયા, 'બહુ ચપચપ કરે છે તે કો'ક દિવસ એવો માર ખાઈ જવાનો છે તે જિંદગીભર યાદ કરશે!'

ચાર દિવસની રજા પણ પૂરી થઈ. ચાર દિવસના થાકથી અને અરધી-પરધી ઊંઘથી કૃપાશંકરના આખા શરીરે કળતર થતી હતી. હાડકાં પણ જાણે દુખવા આવ્યા. એના યજમાન પણ એને ચાર દિવસ ઘરમાં રાખી કંટાળ્યા અને આખરે કંટાળી મુરતીઆ માટે એક છેલ્લું ઘર બતાવ્યું. ઉત્કંઠાથી એ અને કૃપાશંકર બન્ને ત્યાં ગયા અને છોકરો જોતાં જ કૃપાશંકરના શરીરનો બધો થાક ઉતરી ગયો! ત્યાં બેસી, સગાંવહાલાં, કુટુંબના માણસોની સંખ્યા, આર્થિક સ્થિતિ છોકરાની ઉમર, ભણતર વગેરેની વિગતથી પૂછપરછ કરી. લલિતાને ત્યાં જ આપવી એમ મનમાં ગોઠવતી કૃપાશંકરની આંખમાં ઝળઝળિયાં આવી ગયા! ખેસના છેડાથી આંખ લૂછતાં મનમાં બોલ્યો, 'આટલું તપ કર્યું એનું મારી લલિતાને આજે ફળ મળ્યું! મોડું તે પણ સારા સારું છે!'

એ સાંજે વાગ્દાન આપી, કૃપાશંકર પોતાના ગામ જવા ગાડીએ બેઠા.

ઘરનાં આંગણાંમાં હજી કૃપાશંકર દાખલ ન થયો ત્યાં એની પત્નીની નજર પડી અને ચાલ ઉપરથી જ જાણી લીધું કે ખાલી હાથે પાછા ફર્યા હોય એવું લાગતું નથી હાથમાંની એક નાની પેટી ઓરડા વચ્ચે જ મૂકી દઇ, નહાવાનું, ખાવાનું કે કોટ ઉતારવાનું સુદ્ધાં એક બાજુ રાખી આવતાંવેંત હિંડોળાખાટ પર બેસી કૃપાશંકરે એકશ્વાસે પત્નીને બધી વાત કહી દીધી. બધી વાત ઉત્સુકતાથી સાંભળી પત્નીએ પૂછયું, 'છોકરો તો તમે જોયો ને? કેવો છે?'

હૈયાનો હર્ષ હૈયામાં સમાતો ન હોય ને હોઠે ફૂટી નીકળતો હોય એમ હસતાં હસતાં કૃપાશંકરે કહ્યું, 'અરે! છોકરો તો જાણે રાજાનો કુંવર છે! આપણી લલિતા જેવો જ વાને ઉજળો દૂધ જેવો, આંખ, કાન, મોં બધું ય નમણું ખાસ્સો મજાનો મારા જેવડો ઊંચો છે. કૃપાશંકરે નીચેથી હાથ ઊંચો કરી પોતાના માથે અડાડી એની ઊંચાઇનો ખ્યાલ આપ્યો હાથ પકડી હાથ હલાવીને બોલ્યો, 'અરે! તું જોઇશ તો ગાંડી થઈ જઇશ!'

પત્નીએ છેલ્લે છેલ્લે પૂછયું, 'ઘરબાર, સગાંવહાલા!'

'અરે, બધું એક નંબર છે! ચાલ, મારું નાવાનું પાણી કાઢ.' કહી હીંચકા પરથી ઉઠતાં, કોટ ઉતારતા ઉતારતા લલિતાને સાદ કર્યો, 'અરે દિકરા લલિતા, ક્યાં ગઈ, કયાં ગઇ મારી લલી?'

લલિતા પાછળ ઊભી રહી કદાચ ઘણુંખરું સાંભળ્યું હશે એથી શરમાતી આંગળીઓના નખ તપાસતી પિતા પાસે આવી ઊભી રહી. ત્યારે કૃપાશંકરને લગ્ન બાબત તો પુત્રીને કાંઇ કહેવાનું હતું જ નહિ, પણ પોતે ખુશ છે એની નિશાની રૂપે પૂછયું, 'કેમ દિકરી, રસોઇ તૈયાર છે ને?'

લલિતાએ કહ્યું, 'હા, બાપુ.'

સારો દિવસ જોઈ ચાંદલા કરવાનું નક્કી થયું. દ્વારકાથી લલિતાની સાસુ, બે નણંદો અને બીજી બે સ્ત્રીઓ આવી સૂપડું ભરાય એટલા દાગીના વહુને ચડાવી ગયાં.

લગ્ન માટે જેટલી કૃપાશંકરને ઉતાવળ હતી તેટલી જ વરપક્ષને હતી. એટલે લગ્ન વૈશાખમા જ કરી નાખવાનું ઠરાવ્યું. કૃપાશંકરને ત્યાં પાપડ, સેવ વગેરે લગ્નની તૈયારીઓ થવા લાગી. કંકોત્રિઓ છાપવા નાખી દીધી. દ્વારકાથી જાન આવવાની હતી, એના માટે ઉતારાની સગવડ પણ કરી મૂકી. ઘેર દરજી બેસાડી કપડાં સીવડાવી લીધાં. લગ્નને હવે બે દિવસની જ વાર હતી. કૃપાશંકર કંદોઇને મિઠાઇની વરદી આપી આવ્યો અને માંડવો બાંધનાર જોડે પણ ઠરાવી આવ્યો. છેલ્લું છેલ્લું આ લગ્ન છે તે ઢોલ નગારાંની જોડો ઉપરાંત બેન્ડવાજાંનું પણ નક્કી કરતો આવ્યો. 'મારી લલિતા દીકરો પરણે છે! આજ બેન્ડવાજાં નહિ વગડાવું તો કયારે વગડાવીશ!' કહી પત્નીને બેન્ડવાજાંની વાત કહેતાં કહેતાં કોઈ વિરોધ કરે ત્યાર પહેલાં જ પોતાનો બચાવ કરવા માંડયો.

સવારે સાડાછમાં મંડપ રોપવાનું મુહૂર્ત થઈ ગયું. બપોરે દ્વારકાથી જાન આવવાની છે. ઉતારે જઈ ફરી એકવાર કૃપાશંકર બધી વ્યવસ્થા જોઈ આવ્યો અને ખાત્રી કરી લીધી કે સગવડમાં કાંઈ ખાત્રી રહેતી નહોતી.

બપોર થતાં ટ્રેન ઉપર વરરાજા અને જાનને લેવા ચાર માણસો મોકલ્યા અને ઘેર જઇ જાન માટે ભોજનની વ્યવસ્થા જોવામાં રોકાયો.

ટ્રેન આવી હારતોરા હાથમં લઈ માણસો તૈયાર થઇ ગયા. વરરાજાને કોઈ દિવસ જોયેલા નથી. કોઈ એમના સગાવહાલાંને પણ ઓળખતું નથી, પણ વરરાજા કાંઈ એમ ઢાંકયા રહેવાના હતા?

ગાડી ઊભી કે માણસોએ ગાડીની બન્ને બાજુ દોડાદોડ કરી મૂકી, પણ વરરાજા કે જાનને [illegible] જોયાં નહિ
ત્યાં છેલ્લા ડબ્બ
રેશમી ડગલે

માણુસને ઉતરતા એક માણસે જોયો એટને હારતોરા લઈ બધા ત્યા દોડ્યા એક જણે વરરાજાના ગળામા હાર પહેરાવતા ખાત્રી કરવા પૂછ્યુ 'કૃપાશંકરભાઈને ત્યા ને ?'

વરરાજાની સાથેના એક વૃદ્ધે કહ્યુ 'ના, ત્રિકમનાથભાઈને ત્યા'

બધા ભોઠા પડી ગયા ત્રિકમનાથવાળા લોકો, એટલામા હારતોરા લઈ વરરાજાને લેવા આવ્યા અને જાનને લઈ ગયા આ માણસોએ બીજી તરફ તપાસ કરવા નજર અને પગ દોડાવ્યા આખરે સ્ટેશન ખાલી થતા આવ્યું ત્યારે બધા કૃપાશંકરને ખબર આપવા ગયા, ખબર સાભળી કૃપાશંકર દિઙ્મૂઢ બની ગયો લલિતા સાભળી કે જાણી ન જાય એવી રીતે પત્નીને અંદરના ખંડમાં લઈ જઈ આ વાત કરી પત્ની વાત સાભળી રડવા લાગી અને ડૂસકા વચ્ચે બોલી 'હું તો કહેતી હતી, અજાણ્યામા આપણુ કામ નહિ ! હાય હાય ! હવે શુ થાશે ?'

આ વાત સહેજ પણ બહાર ન પડે એવી કડક સુચના આપી કૃપાશંકર તારે ઓફિસે ઉપડ્યો અને ત્યા જઈ વરના પિતાને, કેમ ન આવ્યા એ બાબત અરજંટ તાર કર્યો અને અરજંટ તારથી વળતો જવાબ આપવા લખ્યુ

મોડી રાત્રે તારનો જવાબ આવ્યો કે વર અને જાન લગ્નને દિવસે જ સાજે આવશે લગ્નને દિવસે સાજે જ આવે એ વિચિત્ર તો લાગ્યુ પણ વરરાજાની પરીક્ષા હશે કે કોલેજમાથી વધુ રજા મળે એમ નહિ હોય એવુ કાઈ ખાસ કારણુ હશે એમ મન મનાવી કૃપાશંકરે મો પરની ગમગીનતા ફેકી દીધી ફરી આખા ઘરમાં આનદનુ વાતાવરણુ ફેલાઈ ગયુ

લગ્નના દિવસની શરુઆત ધામધુમથી થઈ લગ્નનુ ચોઘડિયુ રાત્રે નવથી સાડાદસ સુધીનુ છે સાજે જાન આવશે આ વખતે વધુ સાવચેતી માટે પોતે દિકરીનો બાપ રહ્યો તે સ્ટેશને જઈ ન શકે એટલે બીજા માણસો સામે પોતાની પત્નીના ભાઈને પણ હારતોરા લઈ સ્ટેશને મોકલ્યો

બરાબર વખતસર ગાડી આવી એક ડબ્બામાથી રેશમી ડગલો, સાફો અને આખે કાળા ચશ્મા પહેરેલા વરરાજા અને જાનના પાચસાત માણસો ઉતર્યા આ વખતે ગળામા હાર પહેરાવતા પહેલા જ પૂરી ખાત્રી કરી લેવા પૂછ્યું, 'કૃપાશંકરભાઈને ત્યા કે ?' વરરાજાએ ડોકુ ધુણાવી હા કહી કૃપાશંકરનો સાળો વરરાજાના કાળા ચશ્મા તરફ વારે વારે જોતો હતો પરણવા આવતા માણસે અપશુકનિયાળ કાળા રગના ચશ્મા શા માટે પહેર્યા હશે ?

ઘેર જઈ કૃપાશંકરને વાત કરી ત્યારે કૃપાશંકર કામની ધમાલમાં હતો એટલે 'હશે એ તો, રસ્તામા ધૂળખૂળ ન ઊડે એ સારુ હશે' એમ કહી એ વાતને કાન આગળથી કાઢી નાખી, પણ વળી વિચાર આવતા જરા ચોક્યો, કાળા ચશ્મા શા માટે પહેરે ? અને તે ય પ્લેટફારમ ઉપર ઊભા ઊભા કાળા ચશ્માની શી જરૂર ? મેં છોકરાને જોયેલો ત્યારે તો એને કાળા ધોળા કાઈ ચશ્મા જ નહોતા ?'

હશે, કાઈ ખાસ કારણુ હશે,' કહી ફરી વાતને મનમાથી ખખેરી નાખી કામમા પડ્યો

સાજના આઠથી ઢોલત્રાસા બેન્ડવાજાવાળાઓને હાજર રહેવા કૃપાશંકરે કહેલુ એટલે એ લોકોએ ત્યારથી આવી એવી ત્રમઝટ ગડગડાટી કરી મૂકી કે શેરીના તમામ છોકરાઓ ત્યા આવીને ખડા થઈ ગયા મંડપમા, દરવાજામા, ફળિમા પેટ્રોમેક્ષની બત્તિઓ ઝળહળે છે સાડા આઠ થયા, નવ થયા, સવા નવ થયા કન્યાને નવડાવી પાનેતર પહેરાવી, કપાળે કંકુની લિયળ કાઢી તૈયાર રાખી સગાવહાલા મહેમાનો મંડપમા આવી બેઠા બ્રાહ્મણો આવી ગયા અગ્નિ બળતો હતો ચોરી બધાતી હતી કૃપાશંકરની પત્ની અધીરી બની ગઈ કૃપાશંકર ડેલાના દરવાજે જઈ ઊભો ત્યાં દૂરથી બેંડવાજાંનો ટેડકુ અવાજ આવ્યો ધીમે ધીમે મોખરે ચાલતા જાનના માણસો શેરીમાં દાખલ થયા પાછળ ઘોડા પર સાફો બાધી વરરાજા બેઠેલા દેખાયા કૃપાશંકરનો જીવ હેઠો બેઠો ! મોટેથી સાદ પાડી પત્નીને કહ્યુ, 'એ વરરાજા આવે છે !'

અરધી વેતના સોનેરી પટ્ટાવાળી રેશમી બાધણી પહેરી કૃપાશંકરની પત્ની હાથમા કંકુ, ચોખા કળશ વગેરે લઈ બારણા વચ્ચે બાજઠ પાસે આવી વરરાજાને પોખવા ઊભી રહી

જાન નજીક આવી થોડે દૂર ઊભી રહી કોઈએ હાથનો ટેકો આપી વરરાજાને ઘોડા પરથી નીચે ઉતાર્યા કૃપાશંકરના ડેલામાં ગીત ગાતી સ્ત્રીઓ અંદરઅંદર કાઈક બોલતી હતી, 'અરે, જુઓ તો, આ શુ ? વરરાજાએ કાળા ચશ્મા પહેર્યા છે !'

બીજીએ જીભ કરડી કહ્યુ 'ઈ તો મોટુ અપશુકન ગણાય !'

ત્યા, વરરાજા વધુ નજીક આવતાં વરરાજા તરફ આગળી ચીંધી બીજીઓને બતાવતા કહ્યુ 'અરે, જુઓ તો રાધાબેન, આ વરરાજા આમ ખૂધા કેમ ચાલે છે ?'

લગ્નના ગીતો ગાવાનો અવાજ મંદ મંદ થતાં છેક અટકી જવા જેવો થઈ ગયો. સ્ત્રીઓ એકમેકના કાનમાં કાંઇ ગૂસપૂસ વાતો કરવા મંડી 'અરે, જુઓ તો દિવાળીબેન, આ વરરાજા તો......આ વરરાજાની ઉમરે કેટલી લાગે છે?' ચારે બાજુ ગડબડ મચી રહી.

વરરાજા ડેલાના દરવાજાના તોરણ નીચે બાજઠ પર આવી ઉભા. કૃપાશંકરની પત્નીની આંખમાંથી આંસુ આવવા લાગ્યાં. વરરાજા તરફ જોઇ કૃપાશંકર સામે કરુણ દૃષ્ટિએ જોયું. કૃપાશંકર બેબાકળો, ગભરાયેલો, દિઙ્મુઢ, આંખો ફાડી વરરાજાના મોં તરફ ધારીધારીને જોવા લાગ્યો. તરત જ એ આગળ ધસી આવ્યો અને પત્નીનો કળશવાળો હાથ, પોંખવા જતી હતી એટલામાં રોકી વરરાજાની બરાબર સામે આવી ગર્જના કરતો મોટેથી બોલ્યો, 'આ તમારાં ચશ્મા કાઢી નાખો!' ધમાલમાં કળશ નીચે પડી ગયો અને પાણીના છાંટા ઊંચે સુધી ઊડયા. વરપક્ષના બે વડીલો આગળ ધસી આવ્યા અને ઝગડો કરવાની ધમકી આપતા મોટા અવાજે બોલ્યા. 'એ ચશ્મા નહિ નીકળે. સમજ્યા? વરરાજાનું તોરણ નીચે અપમાન કરવા માગો છો?'

સ્ત્રીઓ પુરુષો મંડપની બેઠક છોડી ત્યાં દોડી આવ્યાં. ક્રોધથી કંપતા અવાજે કૃપાશંકરે કહ્યું, 'જ્યાંસુધી ચશ્મા નહિ ઉતરે ત્યાંસુધી વર પોંખાશે નહિ!'

એટલામાં વરપક્ષવાળા બે પાંચ મજબૂત શરીરવાળા માણસો કૃપાશંકરને ડરાવી નાખવા, બાંયો ઊંચી કરતા એના પર ધસી આવ્યા. અને કોઈ એવું બાવડું, હાથ, માથું, ઝાડની જેમ હલાવી નાખીને મોટા મોટા ધાંટા પાડીને કૃપાશંકરને ધમકાવવા લાગ્યા, 'તોરણ નીચે વરરાજાનું અપમાન કરવા માગો છો?'

કૃપાશંકરની વહુની આંખમાંથી આંસુઓ ટપટપ પડતાં હતાં. રુદનથી ફાટેલા અવાજે બોલી, 'આ તો કોઈ બીજો જ માણસ છે! આ મારી લલિતાનો વર ન હોય!'

બાજુમાં ઊભેલી મોટી દીકરી સવિતાએ રડતાં રડતાં સાક્ષી પૂરી, 'આ તો ચાલીશ પિસ્તાલીશ વરસનો કોઈ માણસ છે!'

ન્યાતના વૃદ્ધો, મુખીઓ, નજીકની દૂરની સગાઇ ધરાવતા વડીલો કૃપાશંકરની આસપાસ ઘેરી વળ્યા, ને બોલ્યા, 'તોરણે આવેલો વરરાજા ગમે તેવો હોય પણ પાછો ન કઢાય! એમાં આપણું જ નાક કપાય!' જ્ઞાતિના પંચના મુખ્ય માણસે પણ કૃપાશંકરને સમજાવતાં કહ્યું, 'હવે થયું તે થયું! જેવું છોકરીનું નસીબ! પણ હવે જો વરને તોરણેથી પાછો કાઢયો તો નાક કપાઇ જશે ને ફરી તારી દીકરીનો હાથ કોઈ નહિ પકડે! માટે ચાલ, ડાહ્યો થા, કહે તારી વહુને કે વરરાજાને પોંખી લ્યે.' અને કૃપાશંકરના મોઢામાંથી શબ્દ પણ નીકળે ત્યાર પહેલાં પોતે જ આજ્ઞા દઇ દીધી, 'અરે વહુ વરરાજાને! નાક કપાઇ જશે. જોઉં, મૂરત જાય છે!'

કૃપાશંકરની પત્નીએ કૃપાશંકર સામે જોયું. કૃપાશંકર કાંઈ બોલ્યો નહિ. વળી જ્ઞાતિના એક વૃદ્ધે કહ્યું, 'અરે એના સામે શું જુઓ છો, પોંખો વરરાજાને!'

એક ઘટામાંથી ફરી કળશ ભરી કૃપાશંકરની વહુએ પોંખતાં પહેલાં કૃપાશંકર સામે જોયું. કૃપાશંકર વિચાર કરવાની બધી શક્તિઓ હરાઇ ગઈ હોય એમ ઊભો હતો. ફરી એક વૃદ્ધે કહ્યું 'નાક કપાશે તો ફરી કોઈ છોકરીનો હાથ નહિ પકડે' કૃપાશંકરની વહુએ આંસુધારાને કળશના પાણીમાં મિલાવી દઈ વરરાજાને પોંખ્યો.

વરરાજા મંડપમાં આવ્યા. બ્રાહ્મણોએ મંત્રોચ્ચાર કર્યો અને બોલ્યા, 'વર પધરાવો, સાવધાન! વર પધરાવો, સાવધાન! વર પધરાવો, સાવધાન!'

આ સાવધાન શબ્દ જાણે ખાસ હથોડો મારી ભાર આપવા માટે બોલતા હોય એમ ફરી સાવધાન ઉપર ભાર મૂકી બ્રાહ્મણોએ વરરાજા તરફ જોયું. જાણે સૂચન કરતા હોય, 'સાવધાન, ખબરદાર! તમે શોધી લાવેલા તે આ વર નહિ. આ તો બીજો જ છે! ઘરડો છે, કદાચ એક આંખે કાંણો છે કે......સાવધાન!'

કૃપાશંકર ત્યાંથી ગાંડાની જેમ ઊઠયો ને હવામાં હાથ વીંઝતો ઘરમાં દાખલ થયો. ઘરના બારણામાં પગ મૂકતાં જ ધાટો પાડીને બોલ્યો, 'બધા નીકળી જાવ! બધા બહાર જાવ, ઓરડાની બહાર જાવ!' અને પછી ઘર સિવાયના બધાં માણસોને, કોઇને, કોઇનો હાથ પકડીને, કોઇને ધક્કો મારીને ઘરની બહાર કાઢયા અને કહ્યું, 'જાવ, બધાં માંડવામાં જઇને બેસો.' ધડાધડ ઘરના આગળના ઓરડાના બારણાં બંધ કરી દીધાં, અને વળી યાદ આવતાં મોટી છોકરી સવિતાને કહ્યું 'જા તું ત્યાં માંડવામાં જઇને બેસ.'

મંડપમાં વરરાજાના બાજઠ પાસે અગ્નિ બળ્યા કરતો હતો. બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરે છે. સાથે બહાર બેન્ડવાજાં ઢોલત્રાંસાનો પણ ઘોંઘાટ

મચ્યો છે—ઉલ્લે ઉલ્લે જાણે બક્ષીસની આશાએ એ સારી ચીજ વગાડી લેતા હોય. સ્ત્રીઓ અને પુરુષો ગૂસપુસ ગૂસપુસ કરાઇને એકબીજાના કાનમાં વાતો કરે છે. આખું વાતાવરણ તંગ છે. જરૂર પડે તો લડવાની પણ તૈયારી છે એમ બતાવતા ચાર અલમસ્ત આખલા જેવા માણસો વરરાજાની પીઠ પાછળ ઊભા રહી એનું રક્ષણ કરે છે. બ્રાહ્મણોએ ફરી મન્ત્રોચ્ચાર કર્યો ને બોલ્યા, 'કન્યા પધરાવો, સાવધાન ! કન્યા પધરાવો, સાવધાન !'

મંડપની બહાર ઘર તરફ નજર ઠારી ઊંચી ગરદને બધા જોઇ બેસી રહ્યા. કન્યા હજી ન આવી ! બ્રાહ્મણોએ ફરી મન્ત્રોચ્ચાર કર્યો, કન્યા પધરાવો, સાવધાન !'

હજી કન્યા ન પધરાવી એ જોઇ વર પક્ષના બે વડીલો ગરમ થઇ ગયા. વરને પોંખ્યો તો ખરો પણ હવે પરણાવશે જ નહિ એવી જાણે ગંધ આવી હોય એમ કન્યાપક્ષના વડીલો પાસે જઇ ધમકી આપવા લાગ્યા, 'કેમ કન્યા લાવવામાં આટલી બધી વાર થાય છે? અમે તો શું કાળી-વાધરી છીએ કે આમ વાટ જોઇ બેસી રહીએ. !'

વરરાજા બાજઠ ઉપર અસ્વસ્થતાથી કાળા ચશ્માંમાંથી એક આંખે જેટલું દેખાય એટલું જોવા પ્રયત્ન કરતો હતા. મનમાં વિચાર આવ્યો, 'પોંખ્યો તો ખરો, પણ કન્યા...... કન્યા પોતે જ પરણવાની ના પાડશે તો ?' વળી વિચાર આવ્યો એમ પરણવાની ના પાડે તો બાપ બળજબરીથી પરણાવી દે. ત્યાં બીજો વિચાર આવ્યો. 'ધારો કે કન્યા પોતે જ...ઝેર ખાઇ મરી જાય !'

મંડપની અંદર ઊંચી નીચી થતી અધીરી સ્ત્રીઓ પણ અંદર અંદર બોલી, 'આટલી વાર થઈ તે છોકરી ક્યાંક કૂવેખૂવે જઇને પડે !'

ફરીવાર બ્રાહ્મણોએ મંત્રોચ્ચાર કર્યો, 'કન્યા પધરાવો, સાવધાન !'

વરપક્ષના બધા પુરુષો ઊભા થઈ ગયા અને આ આખા માંડવાને ભાંગી ચુરેચુરા કરી આગ લગાવી દેશે એવા જુસ્સાથી આગળ વધ્યા. કન્યા પક્ષના વડીલોએ એમને શાંત પાડયા. એમાંથી જ્ઞાતિ પંચનો મુખી સૌને શાંત પાડી બોલ્યો, 'તમે જરા શાંત પડો, શાંતિ રાખો ! હું હમણાં અંદર જઈ કન્યાને બોલાવી લાવું છું.'

એમ કહી એ કૃપાશંકરના ઘર તરફ વળ્યો. બ્રાહ્મણોએ ફરી સાદ કર્યો, 'કન્યા પધરાવો, સાવધાન !' અને પોતે પણ કન્યા આવવાની આશા છોડી દીધી હોય એમ એક વખત બોલી શાંત રહ્યા.

જ્ઞાતિપંચના મુખી હરખાતા હરખાતા એટલામાં પાછા વળ્યા ને બે હાથ લાંબા કરી બધાને બેસી જવા કહી બોલ્યા, 'લ્યો, શાંતિ રાખો આ કૃપાશંકરને બોલાવી લાવ્યો; લ્યો, આ કન્યા આવી !'

સૌ ઊંચા થઇ જોયું કૃપાશંકરની આંખોમા આંસુ છે. મોઢા પર ક્રોધ છે. એમની પત્ની તો મૂર્છામાં બેભાન થઈ ઘરમાં પડી હતી.

લાલ બાંધણીની ચુંદડીમાં છાતી સુધી ઘુમટો તાણી ધીમે પગલે કન્યા આવતી જોઇ ફરી બ્રાહ્મણોએ મંત્રોચ્ચાર કર્યો, 'કન્યા પધરાવો સાવધાન !' વરરાજા ટટ્ટાર થયા. અગ્નિમાં ઘી નાખી બ્રાહ્મણોએ અગ્નિને જગાડયો.

કન્યાના મામાએ કન્યાનો હાથ પકડી ચોરીના ચાર આંટા ફેરવ્યા. કન્યા બાજઠ ઉપર બેઠી બેઠી ઊંચી નીચી થવા લાગી. એના રડવાનો આછો આછો અવાજ પણ નીકળવા લાગ્યો. કૃપાશંકરે કહ્યું, 'વિધિ જલદી પૂરો કરો.' કૃપાશંકરની પત્ની હજીય ઘરમા બેભાન અવસ્થામાં પડી હતી. એને બદલે મોટી છોકરી સવિતાએ વિધિ કરી વરકન્યાને વિદાય દીધી. કૃપાશંકરની આંખોમાંથી પાણી થાલ્યાં જાય છે, અને કન્યા જતાં જોઈ જાણે દીકરી મરી ગઈ હોય એમ 'વોય મા રે !' કહી મોટેથી પોક મૂકી રડી પડયો.

મોઢા પર વિજયના સ્મિતની ધજા ફરકાવતા વરરાજા અને જાનના અલમસ્ત માણસો ચાલ્યા ગયા. કન્યાપક્ષના વૃદ્ધોએ અંદર અંદર સંતોષ વ્યક્ત કર્યો, 'ઠીક સમાધાનથી કામ પતી ગયુ, નહિ તો કૃપાશંકરનું નાક કપાઈ જાત !' સૌ મોડી રાત્રે વિખેરાયા અને નિરાંતે ઊંઘી ગયા !

રાતના સાડાત્રણ ચારનો સુમાર છે લગ્નની ધમાલ પછી બધે સુમસામ જેવી શાંતિ લાગે છે. રસ્તા પર, પડોશમાં, બધે અખંડ શાંતિ છે. કૃપાશંકર ડેલાનું બારણું બંધ કરી ઘરમાં ગયો હજી એકલા એના ઘરનો દીવો બળતો હતો એની પત્નીની મૂર્છા ઉતરી પણ નબળાઇને લઇને પથારીમા આંખ મીંચીને પડી હતી. કૃપાશંકરને ઊંઘ આવતી નથી એ હિંડોળાખાટ પર સુનમુન બેઠા એટલામાં ડેલાના કમાડ ઉપર સાંકળ ખખડાવવાનો, મુઠ્ઠીઓ વતી બારણાં ઠોકવાનો અને પુરુષોના મોટા કર્કશ ઘાંટાનો મોટો અવાજ આવ્યો. અવાજ વધતો ગયો, પણ કૃપાશંકર ખાટ ઉપરથી ઊઠયો નહિ ફરી પાછો અવાજ આવ્યો, 'ઉઘાડ બારણું;

બારણું ઉઘાડ, સાલા હામીચ ! બદ-
માશ ! ધુતારો, હરામી, બારણું ઉઘાડ !'

કૃપાશંકર શાંતિથી ઊભો થયો. એક હાથમાં ફાનસ લીધું, બીજા હાથમાં લાકડી લીધી.

ફરી અવાજ આવ્યો, 'ઉઘાડ બારણું, હામીચ, સુવ્વર, ભંગીના પેટના...ઉઘાડ બારણું નહિ તો બારણું ભાંગી નાખશું !'

વેગ જરા પણ વધાર્યા વિના, જમણા હાથમાં મજબૂત રીતે લાકડી પકડી, ફાનસ જમીન પર મૂકી, કૃપાશંકરે ધીમેથી કમાડ ખોલ્યાં અને લાકડી ઉગામી, બારણું ખોલતા વેંત જ બોલ્યો, 'આઘે ઊભા રહેજો જે કહેવું હોય ઈ આઘા ઊભા રહી કહી દીઓ !'

બારણાં પાસેના થોડાક માણસો પાછાં હઠી ગયાં, અને દૂરથી એક માણસ બોલ્યો, 'બ્રાહ્મણના પેટનો થઈ સાલા હામીચી કરી ! સાલા, દગલબાજી કરી, સાલા આ મૂંગીને ગાંડીને પરણાવી દીધી !' બીજો ક્રોધે ભર્યા અવાજે બોલ્યો, 'બ્રાહ્મણના પેટનો જ નહિ, સાલો એકતું કહી બીજી કન્યા પરણાવી દીધી !'

ક્રોધમાં એક જણે પાનેતરમાં વીંટાળેલી થરથર કાંપતી છોકરીને આગળ કરી દરવાજામાં ધક્કો મારી કૃપાશંકર તરફ ફેંકી ને બોલ્યો, 'લે, રાખ તારી છોકરી ને !'

અને અનેક ગાળોનું થુંક ઉડાડતાં જાનૈયાઓ ચાલ્યા ગયા.

કૃપાશંકરે લાકડી નીચે મૂકી, રડતી છોકરીને ઊભી કરી, બથમાં લીધી. કપાળે બચી ભરતાં, રડતાં રડતાં કહ્યું, 'આવ, મારી દીકરી આવ ! તેં તો મને મરતો બચાવ્યો છે, મારી મા !'

# મૃત્યુ માણું–

**કૌલક**

તે સૌ ચાલી દૂરદૂરે ગયા રે,–
સાથે બેસી સોગઠાં ખેલનારા,
ને પીઠામાં એક પ્યાલે પીનારા–
સાથી તે સૌ આજ છે દૃષ્ટિપારે.

ને આ મારું જીવનસહરા મસ્ત વંટોળ માંહે,
આવી હાવાં વિજન રણમાં કોણ રે બાત સાહે !
હૈયું નાનું ભડભડ બળે લૂ તણા ઉગ્ર દાહે,
હાવાં હું શું કરી શકું અહીં–આજ એકાંત રાહે !

ને રાત્રિએ શરબત સમી ચાંદનીમાં,
આવી કોકે પુલકિત ભર્યાં પાય ધીમાં :
ને ત્યાં જાગ્યો સ્વર ત્રિભુવને નૃત્યતાલે,
તે નૃત્યો ને સ્વર દૂર થયા તે જ કાળે.

હું એકાકી—સાથમાં છે અનંત
સંધ્યા પેલી દિવ્યરંગી વસંત,
ને કાંઠા તે ગામકેરી નદીના–
હૈયું ભોળું–નેત્ર આ નિત્ય ભીનાં.

એ સૌ આજે હજી મુજ સહે—જિંદગીમાં કમીના.

હૈયા ભોળા !–આવશે સાંજ ટાણું,
વાશે ત્યારે મૃત્યુનું રમ્ય વ્હાણું,
ગાજે તારું ત્યાર તું છેલ્લું ગાણું–

કે જેથી હું તટ પર ત્યહીં ચેહમાં મૃત્યુ માણું.



# દયારામનો તંબૂર જોઈને—

શ્રી. ઉમાશંકર જોષી

'છબી રતનને દેજો, તંબુરો રણછોડને–'<br>
બોલી, દેહ કવિ. છોડે, ન તે છોડતી સોડને.<br>
ગયો ડભોઇનો આત્મા, ગયો સદ્‌ભક્ત વૈષ્ણવી;<br>
ગયો ગુર્જરીનો કંઠ, ઊર્મિમત્ત ગયો કવિ.<br>
કિંતુ આ બેઠી છે તેનું શું શું રતનનું ગયું?<br>
–'છબી રતનને દેજો, તંબૂરો...'

જોઈ–સાંભર્યું

હૃદયદ્રાવી એ દશ્ય ને શબ્દો અંતકાલના<br>
કાને ગુંજી રહ્યા–જોઈ પ્રદર્શને કલા તણા<br>
દયારામ કવિનો ત્યાં મૂકેલો ક્યાંક તંબુર.<br>
સૂતા શાંત સમાધિમાં કવિપ્રેરિત સૌ સુર. ૧૦<br>
કોક ફાલ્ગુનીસન્ધ્યાએ વસંતાનિલસ્પર્શથી<br>
કૂદી ઊઠી ગીતધૂને નાચેલો કવિ હર્ષથી.<br>
તંબૂરો રહી ગયો હાથે, તારે નર્તતી અંગુલી,<br>
કવિચૈતન્ય ઊભરી હોઠે સરસ્વતી છલી.<br>
હશે નાચી રહી ગીતોની અનાયાસલાસિકા,<br>
ચમકાવી સ્મિતોત્ફુલ્લ ચારુ ચૈત્રની ચંદ્રિકા.<br>
ને જ્યાં આષાઢી આધારે વિરહે રજની સૂઝી,<br>
આત્મા વલોવીને જાગ્યો હશે નાદ તુંહિ તુંહિ.<br>
શરચ્ચંદ્રે લહે જ્યારે રસથી ગગનાંગણ,<br>
આ જ તંબૂરને તારે નાચ્યો રાસેશ્વરીગણ. ૨૦<br>
કદી શિશિરની લાંબી ઉષ્માહીન નિશા વિષે<br>
બન્યા એ તાર સૌ મૂક, જેમ આજે અહીં દિસે.<br>
કોઇ જોતું નથી ને–ત્યાં જોયું મેં આમતેમ ને<br>
ચુકાવી આંખ ઊભેલા રક્ષકોની, સરી કને<br>
કંપતી અંગુલિએ તે તાર છેડ્યા ફરીફરી

. . .

—જેમ કો સંગ્રહસ્થાને મૂર્તિઓ એકએકથી<br>
ભવ્ય રૂપભરી સોહે ને વચ્ચે સ્વૈર સંચરે<br>
સુધા રૂપરસે દંશ્યો, થંભી ત્યાં સહસા અરે<br>
મૂર્તિ વીનસ્–દ–મેલોની સામે, મુગ્ધ અરાકશો<br>
ઊભે, પ્રસારી ગભરુ કર, ને કરી ના કશો ૩૦<br>
વિચાર, સ્તબ્ધ સૌ મૂર્ત વીરોનાં ભૂલી લોચન<br>
અંગુલિટેરવે સ્પર્શે વિશ્વોન્માદી અહો સ્તન.<br>
અને તે હાથમાં લેના અરેરે! રૂપ ના'વતુ,<br>
આ તો પ્રતિકૃતિ, ને ના અહીંથી ઊપડ્યું હતું<br>
ટાંકણું તે મહાશિલ્પી તણું, તો યે કંઈ કળ્યો<br>
રૂપમૂર્છિત તે શિલ્પીચિત્તમાં કોતરાયલો<br>
સ્ત્રીના સૌન્દર્યરસનો સ્વચ્છ આરસઊભરો,<br>
ટેરવે ટેરવે થૈ જે પ્રવેશી શોણિતે સર્યો.–

. . .

સહસા ચોંકીને મારા સ્વરવિહ્વલ માનસે<br>
કર્ણોને કહ્યું: વીણી લો, ઝણકાર શમી જશે. ૪૦<br>
ને ત્યાં તારની આછી તે ઝણણાટી ધીરેધીરે<br>
આછેરી થતી, ના થંભી તે પ્રદર્શનમંદિરે,<br>
વટાવી ગુંબજો ઘેરા ગૂઢ પ્રાક્તનકાલના<br>
શમી અંતે જતી ઉરગુંબજે કોઇ સ્ત્રી તણા.

રેવાના શાંત ગંભીર નીરતીરે મળ્યો મહા<br>
મેળો યાત્રાળુનો, સન્ધ્યારનાને તે અર્ચતો અહા<br>
સરિદ્વરા રુદ્રકન્યા નર્મદા નિત્યશર્મદા.<br>
રેવાનાં તટતીર્થે તો કવિને જવુ સર્વદા.<br>
આજ શિષ્યોથી વીંટાઈ જમાવી સાન્ધ્ય કાલના<br>
રમ્ઝટો મંજિરાંની ને નિનાદો કરતાલના. ૫૦<br>
એકતારા પરે ઝૂકી પોતે હિલવલોવતાં<br>
ગદ્‌ગદ્ કંઠે પદો ગાતાં અશ્રુઓ નિગળ્યાં હતાં.<br>
ડોલી'તી મેદની સારી, મોડેથી વિખરી, અને<br>
છેલ્લા પોતે રહ્યા, દીધું મોકલી શિષ્યવૃંદને.<br>
કર્યું નમન રેવાને સ્મિતે ગલિત ચિત્તથી,<br>
ડગો ઘર ભણી માંડ્યાં, ચાલ્યા રહેજ હશે મથી.<br>
દયાર્દ્ર દગ થંભી ગૈ ને 'જો! જો! રણછોડ તો!<br>
શું છે?' બોલ્યા. જુએ છે ને શિષ્ય જ્યાં માર્ગ મોડતો:<br>
તટના શાન્ત એકાન્તે વાળીને બેઠી સોડિયું<br>
વિધવા,–સમાજના જીર્ણ વૃક્ષનું શુષ્ક છોડિયું. ૬૦<br>
નિરાધાર નિરાલંબ,–વર્તે બ્રહ્મદશા મહીં!<br>
'ચાલો, ઘેર!'–કવિ બોલે 'ઘેર!' ત્યાં ગજવી રહી<br>
પડઘો પાડીને રેવાતટની દૂર ભેખડો.<br>
'આજ્ઞા છે વત્સ! રેવાની, છો રાજી થતી!' ત્યાં પડ્યો<br>
કાને શબ્દ, 'મને કહો છો? હું તો રતન!' સાંભળી<br>
દૂબળો ઓશિયાળો એ સાદ હૈયું ગયું ગળી.<br>
'સિંધુ તો દે, હવે રેવા માંડી રતન અર્પવા.<br>
રેવાની બલિહારી છે! રણછોડ!' પછી જવા<br>
ઊપડી મંડળી ઘેર, ચાલે છે કવિ મોખરે.<br>
મોડી રાતે ય પુરમાં થયો સંચાર તો ખરે. ૭૦<br>
રાજમાર્ગે હાટના સૌ થંભોને આંખ ઊઘડી,<br>
માળિયાં જાળિયાં સૌ તે કરે જોવા પડાપડી<br>
કવિ દઢ પદે ચાલે આંખે ના ઓસર્યાં અમી,<br>
વંટોળ લોકલૂલીના ઊઠ્યા એવા ગયા શમી.

થતાં જ પડખે આડે, સ્વપ્નમાં—અર્ધ સ્વપ્નમાં
તરંગો ઊઠવા લાગ્યા રેવાકલ્લોલની સમા:
—પ્રભાતે જિન્દગી કેરા એ જ રેવા તણે તટ,
ફોડયા'તા કાંકરીચાળે પનિહારી તણા ઘટ.
અને નાનપણે એવાં કૈં અળવીતરાં કર્યાં,
ઝાલી પાલવને ઊભો રહ્યો નેત્રે રસે ભર્યાં. ૮૦
લૈ હથોડી ધસી આવ્યો મુગ્ધાનો વર, ત્યાં છળી
એ જ રેવા તણાં નીરે ઝૂકાવી કાયહોડલી.
તજ્યું ચાણોદ, કર્નાળીઘાટે રેવા—અમી જડયું,
લાવણીલલકારે ત્યાં કાવ્યસાભાગ્ય ઊઘડયું.
રેવાનાં પયપાને તે અનાથ શિશુ ઊછર્યો,
પછી ગુર્જરી ગંગાએ ગંગાનો કોડિલો કર્યો.
દોડયો વત્સ, યથા મત્સ્ય જળ બ્હાર, જઈ પડયો
ગંગાનાં સલિલે, વિશ્વનાથને ચરણે ઢળ્યો.
પછી કૈં કૈં દીઠાં તીર્થો, 'પૃથ્વી પ્રદક્ષિણા' કરી,
દીઠી સિંધુ—દ્વારકા જ્યાં રામેશ્વર અને પુરી, ૯૦
સર્વત્ર સિંધુકલ્લોલે રેવાની લ્હેરખી સ્ફુરી,
વ્યોમસાગરમાં યે તે રેવાલહરી અંકુરી.
તટના સૂત્રમાં ગૂંથી તીર્થરત્નોની માલિકા,
રમે ભારતના વૃક્ષે કોડિલી વિન્ધ્યબાલિકા.
તીર્થસારસની હારો ગૂંથાઇ ગીતબ્હેણુથી,
પૃથ્વીહૈયે ઊડે એ તો રેવા સ્વપ્નશી રહેલતી.
જલે રેવા, સ્થલે રેવા, નભે રેવા વને જને,
માતા રેવા, પિતા રેવા, રેવા ભગિની બંધુ ને.
બપોરા જિન્દગી કેરા નમતાં, ચારુહાસિની
વત્સલા એ જ તે રેવા બની શું સહવાસિની !— ૧૦૦
પછી ના કોઈએ જોયું, સેવા રતનની ગ્રહી,
(આ તે છે જિન્દગી કેવી ઢાંકયાં સૌ ધીકતાં અહીં !)
ના ખપે હાથનું એના કાંઈ, તો યે સુતપંતી
સંભાળે સારવારે, ને કૈં કૈં સેવા સમર્પતી.
હતા વડ સમા પોતે, તે કાસાર સમી બની,
જિન્દગી એમ સામીપ્યે—દૂરત્વે સલા શી બની !
પૂછો તો ભોળી એ કહેશેઃ લડયાં ઝૂંઝ્યાં રિસામણે,
હું શું જાણું દીઠું શુંએ મારામાં એવું એમણે ?
ન જાણે તો ય તે એની સદા આંખ રહી હસી,
ન જાણે કાવ્યની ગૂંચો, કેવી તો ય થતી ખુશી ? ૧૧૦
ઝૂંગી ઝૂંગી સુણી ગીતો કીર્તનો ભજનો પદો
કોની પ્રાણકળી ખીલી, વિસારી સહુ આપદો !
કવિના શબ્દથી નાચે સૌ રાસેશ્વરીમંડલ,
કવિને નચવે કોની ઉરશ્રી મત્તમંગલ ?
દીપી ઊઠયો કવિકંઠ કોના હૃદયતંતુના
ગુંજનધ્વનિમાં, યાત્રી બન્યો માર્ગે અનંતના ?

પડયો એ મૂકીને હૈયાસાજ, રે કોકદિ ખરે
ઉપાડયા કવિએ ડેરા જવા વૈકુંઠમંદિરે.
'છબી રતનની દેજો !'—કહ્યું ! એ ઉર તો છવિ
વજ્રથી કોતરાઈ છે યાવચ્ચંદ્રધરારવિ. ૧૨૦
ભલે દીધો ભલા ભાવે તંબૂરો રણછોડને;
દીધી રતન કોને, જે છોડે ના હજી સોડને ?
આજે એ વિધવા સાચી—જે પુનર્વિધવા—બની,
બ્યથામથિત ઊંડેથી ઉરતંતુ રહ્યા રણી.
તંતુઝંકાર એ વ્હેતા અનંતે અણુઆથમ્યા.
—જોઉં છું તો પહોંચ્યો હું મુકામે !—સ્વર ના શમ્યા.
કાળને હાથ તંબૂરો : હૈયાતંતુથી ભૈરવી
ગુંજે ગુર્જરકુંજે, ત્યાં ડોલે શી કવિની છવિ !

[મે ૫, ૧૯૪૪]

●

## 'વીર નર્મદ'

મુંબઈ યુનિવર્સીટીએ, કોલેજના ગુજરાતી અભ્યાસ-
ક્રમ માટે નિયત થયેલ 'વીર નર્મદ' નામના પુસ્તકમાંથી
જે બે ફકરાઓ રદ કર્યા છે તે નીચે મુજબના છે :

'આ એક બાજુ વૈષ્ણવ મંદિરમાં આચાર્યજી મહાપ્રભુ
સ્વયં કૃષ્ણ ભગવાન બનીને પારણામાં ઝુલી રહ્યા છે ને ભાવિક
સ્ત્રીઓ તેમને હીંચોળી રહી છે. શરત્પૂર્ણિમાને દિવસે તેઓ
પોતે કૃષ્ણજીનું રૂપ ધારણ કરી જોબનવંતી સ્ત્રીઓ સાથે રાસ-
લીલા ખેલી રહ્યા છે, જરકની જામો ને મોરમુગટ પહેરી વેણુનાદ
કરી મુંબઈ નગરીની નારીઓને વિહ્વલ બનાવી રહ્યા છે, ને
દિવાળીના દિવસોમાં પ્રભુને સ્થાને પોતે જ પોતાના પુત્રપરિવાર
સહિત સિંહાસને બિરાજી અન્નકૂટની સ્વાદિષ્ટ વાનીઓ જુવાન
ભાટિયાણીઓને હાથે આરોગી રહ્યા છે.' (પૃ ૮)

'ગોસાંઈજી મહારાજની અનીતિની ચર્ચા ચાલી ને તે
ચર્ચાના ગ્રંથો ને ન્યુસપેપરના આર્ટિકલો ગોસાંઈજી મહારાજના
સેવકોમાં ઊલટથી વંચાયા હતા ને છેવટ કોર્ટમાં કામ ચડેથી
ગોસાંઈના પંથની ફજેતી થઈ ગઈ હતી. ગુજરાતના ઘણા
વડીલ વૈષ્ણવોની ખાતરી થઇ છે કે તે પંથમાં ખોપાણું છે ને
ગોસાંઈજી ગુરુઓ અનીતિમાન છે (પૃ. ૧૧૩)

# કુરાનની વાણી

ચૂનીલાલ કુ બારોટ બા વિ

## [ ૧ ]

### બિસ્મિલ્લા અર્રેહમાન અર્રહીમ[1]

(૧) (સર્વ) સ્તુતિ આલમ માત્રના પરવરદિગાર[2] એવા અલ્લાની, (૨) જે રહેમાન અને રહીમ છે, (૩) (અને) કયામતના[3] દિનનો માલિક છે (૪) અમે તારી ઇબાદત[4] કરીએ છીએ, અને તારી મદદ માગીએ છીએ (૫) તુ અમને સીધે રસ્તે દોર—(૬) તારા કૃપાપાત્રોને રસ્તે, (૭) જેના પર તારી અવકૃપા ઊતરી છે, અગર જે આડે માર્ગે ગયેલા છે એમને રસ્તે નહિ[5]

---

૧ હિંદુઓના **શ્રી गणेशाय नम** જેવુ આ મુસલમાનોનુ મંગલાચરણનુ વાક્ય છે 'રહેમાન અને રહીમ એવા અલ્લાના નામથી' એ શબ્દાર્થ છે અને એવા અલ્લાની મદદ માગુ છુ અથવા તો એવા અલ્લાની મદદથી પ્રારંભ કરુ છુ એ એનો ભાવાર્થ છે

રહેમાન એટલે પરમકૃપાળુ. મનુષ્ય જન્મે એ પહેલા જ અલ્લા એના જીવન અને જીવનકલ્યાણ માટે જરૂરી એવી બધી વસ્તુઓ સર્જી મૂકે છે એ જ એની પરમ કૃપા

રહીમ એટલે દયાળુ જન્મ્યા પછી વારવાર અલ્લા દયા કરે એ ગુણ વર્ણવવા આ શબ્દ વપરાય છે

૨ મૂળ શબ્દ 'રબ્બુલ આલમીન' છે 'આલમીન' એટલે આલમો–દુનિયાઓ પ્રાણી માત્રનો, મનુષ્યોનો, ભૂતપ્રેતનો, ફિરસ્તાઓને–ટૂકમા આલોક પરલોક સર્વલોકનો અગર તો સૃષ્ટિ માત્રનો આમા સમાવેશ થાય છે રબ્બ એ અબ્બ–અબ્બા પિતા જેવો શબ્દ છે એ સર્જક અને પાલણહારના અર્થાત્, બ્રહ્મા અને વિષ્ણુ બંનેના ગુણ એકસાથે બતાવે છે

૩ મૂળ શબ્દ અહીં 'યૌમિદ્દીન' છે 'કર્મના ફળનો સમય' એ એનો અર્થ છે મૌ મહમદઅલી પોતના ઉર્દૂ તરજુમા આને 'જઝા નો અર્થાત્ 'બદલાનો વખત' અને મૌ અબુલ કલામ આઝાદ આને 'જઝા તથા સઝાનો' એટલે કે કર્મના સારાંમાઠા ફળ જ્યારે અપાશે એ વખત' એવો અર્થ કરે છે મૌ મહમદઅલી કહે છે કે પ્રતિપળ આ બદલો અપાયા જ કરે છે પરંતુ ગુજરાતી અને અંગ્રેજી તરજુમાઓમા સામાન્ય રીતે આનો 'કયામતને દિન' એવો જ અર્થ કરાયલો છે

૪ ઉર્દૂ અનુવાદોમા અને અંગ્રેજીમાં પિકથોલના તરજુમામાં તારી જ ઇબાદત કરીએ છીએ અર્થાત્ તને જ ભજીએ છીએ' એવુ લખેલુ છે 'તારી' શબ્દ પર ભાર મૂકીને વાચવાથી આનુ સૂચન થઇ રહેશે 'જ' એ ધ્વનિ માત્રથી જ મૂળમા સૂચવાય છે પિકથોલ પણ એને કૌંસમા જ મૂકે છે

૫ કુરાનમાના સાત કડીઓના આ આદિપ્રકરણને 'અલ ફાતિહા' એટલે કે પ્રાવેશિક પ્રકરણ' કહેવાય છે એ કુરાનની

## [ ૨ ]

### બિસ્મિલ્લા અર્રેહમાન અર્રહીમ

### મૂળભૂત સિદ્ધાંતો

(૨) આ એ (ઇલાહી)[1] કિતાબ છે પરહેઝગારો જેઓ (૩) ગૈબ યાને અદ્દષ્ટમા ઈમાન રાખનારા અને નમાઝને ન ચૂકનારા છે, અને અમે[2] જે આપ્યુ છે તેમાથી ધર્મ કરનારા છે (૪) તથા તને અને તારી પૂર્વે (બીજાઓને) અમે[2] જે પ્રકટ કર્યું છે તેમા ઈમાન ધરાવનારા છે એમનો એ ભોમિયો છે એ વિષે કોઈ શક નથી આખેરત[3] પર એમને આકીન છે (૫) એમને પોતાના માલિકની દોરવણી છે અને કામયાબ યાને સફળ થનારા છે તે એ જ (૬) કાફરો–નાસ્તિકો તો માનવાના જ નથી તું એમને ચેતવે કે ન ચેતવે એ એમને મન સરખુ જ છે (૭) એમના દિલો પર અને કાનો પર અલ્લાએ ડાટા દીધા છે અને એમની આખોની આડે પડદા જડાયેલા છે એમને માટે ઘોર સજા (નિર્માણ થયેલી) છે.

### દભી લોકોનો ફેજ

(૮) કેટલાક લોકો એવા છે કે જે મોઢેથી એમ કહે છે કે અમે અલ્લા અને આખેરત[4]ના દિવસમા

---

શૈલી મહત્વની સૂરા છે ને નમાઝમા, અવારનવાર કાર્યપ્રસંગે તેમજ હરહમેશના જીવનમા મુસલમાનો એનો વારવાર પાઠ કરે છે આ આદિપ્રાર્થનાને 'સક્ષિપ્ત કુરાન' અને 'કુરાનનુ સત્વ' કહેવામા આવે છે. ખુદ પેગબર સાહેબે એને 'ઉમ્મુલ કુરાન' એટલે 'કુરાનનો પાયો' કહેલો છે એ એનું મહત્વ બતાવવા પૂરતું છે

પાઠની અનુકૂળતા માટે એનો પદ્યાનુવાદ નીચે મુજબ

સ્તુતિ માત્ર હે અલ્લા ! તને જગદીશને<br>
કલ્યાણકારીને કૃપાળુ ઈશને.<br>
તુ જ સ્વામી કર્મફલના સમયનો,<br>
તારી જ ભક્તિ ને મદદ માગુ અમો<br>
તું દોર અમને રાહ સીધા પર સદા,<br>
તારા કૃપાપાત્રો વળ્યા પથે સદા,<br>
જેના ઉપર તુજ અવકૃપા છે ઊતરી<br>
જેવા કુમાર્ગે છે ગયા લોકો નકી<br>
તે લોકના રાહે નહિ રસ્તે નહિ,<br>
તે લોકના પથે નહિ વિપથે નહિ

૧ અલ્લાની, ઈશ્વરપ્રેરિત

૨ અલ્લાએ

૩ મહમ્મદ સાહેબ અને બીજા જે જે પેગબરો એમની પૂર્વે થઇ ગયા એમને

૪ એટલે કે મરણ બાદ આખરે જે થવાનું છે એને વિષે મરણ એ જીવનનો અંત નથી મરણ પછી પણ જીવન છે, એ ઈસ્લામનો પાયાનો એક મૂળભૂત સિદ્ધાંત છે

ઇમાન ધરાવનારા છીએ, પણ હૃદયમાં તો એનું નામનિશાન નથી. (૯) એઓ અલ્લાને અને આસ્તિકોને છેતરવા માગે છે, (પણ) એઓ પોતાની જાતને જ છેતરે છે તે એ સમાજતા નથી. (૧૦) એમના હૃદયમાં રોગ પેઠેલો છે; એટલે અલ્લાએ એમાં વધારો કર્યો છે.[5] એમને દુઃખદાયક સજા થવાની છે, કારણ એઓ જૂઠું બોલ્યા છે.

### અલ્લા અજોડ છે, એને જ ભજો

(૨૧) મનુષ્યો ! તમને અને તમારા પૂર્વજોને પેદા કરનાર એવા તમારા પરવરદિગારની ઇબાદત કરો જેથી બુરાઈથી તમે બચી શકો. (૨૨) એણે પૃથ્વીને તમારી પથારી બનાવી છે અને આકાશનો ચંદરવો બાંધ્યો છે; એ વાદળમાંથી વરસાદ પાડે છે અને એના વડે તમારા ગુજારા માટે ફળફળાદિ પેદા કરે છે. માટે (આ બધું) જાણતાં છતાં અલ્લાની હારમાં કોઈને ઊભા ન કરો.

### શંકા લાવનારાઓને પડકાર

(૨૩) અમારા બંદાને-સેવકને અમે જે પ્રકટ કર્યું છે[6] એને વિષે તમને શંકા હોય તો એના જેવી એક સૂરા[7] બનાવી લાવો અને સાચા હો તો અલ્લા સિવાયના તમારા મદદગારોને તમારી મદદે બોલાવો. (૨૪) પણ તમે જો એમ ન કરો—અને તમે એ હરગીઝ નથી કરી શકવાના—તો માનવી અને પહાણા[8] જેનું બળતણ છે એવી જહન્નમની આગથી ચેતતા રહો, કાફરો માટે એ તૈયાર કરવામાં આવી છે.

૫. અહીં માન્યતા એવી છે કે પાપીને વધારે ને વધારે પાપ કરતો કરવો એ પણ એને યોગ્ય નસીયત આપવાનો એક ઇલાહી તરીકો છે.

૬. મૂળ અરબીનો શબ્દાર્થ 'ઉતાર્યું છે' એવો છે. પણ આ સારગ્રંથમાં અંગ્રેજી Revealed ને જ અનુસરીને સર્વત્ર 'પ્રકટ' શબ્દ વાપરવાથી જે અર્થ પ્રકટ થશે એમ માનેલું છે 'અમે' અલ્લા વાચક છે અને બંદો એ મહમ્મદ સાહેબનો વાચક છે.

૭ સૂરા ( ગ'માં ઉકાર ) એટલે પ્રકરણ. કુરાન અલ્લાએ આપેલી કિતાબ છે એ વિશે શંકા રાખવાનું કારણ નથી, કારણ એમાંના એક પણ પ્રકરણ જેવું લખાણ બીજો કોઇ લખી શકે એમ નથી એવું વક્તવ્ય છે ભાષાની સુંદરતા, પ્રસન્નતા અને અસરકારકતા ત્રણે દૃષ્ટિએ કુરાનનું અરબી અજોડ ગણાય છે

૮ મૂર્તિઓ. નરકમાં જે અગ્નિ ભભૂકી રહ્યો છે એનું બળ પણ કાફરો અને મૂર્તિઓ છે.

### કરબલાની કુરબાની

જુઝએ કા રોઝ થા ચારો દો પહેર ઢલતી થી,
પ્યાસે હુસૈન કે ગલેપે છૂરી ચલતી થી.'



'દૂલા કાસમ રણમે જાના ન થા,
રણમેં જાના ન થા, શાદી મેં સર કટાના ન થા,
દૂલા કાસમ રણમેં જાના ન થા... ...'

(૨૫) જેઓ મોમિનો યાને, આસ્તિકો છે અને સદ્કર્મના કરનારા છે એમને ખુશખબર આપ કે તમારે માટે એવા બાગબગીચા (બનાવેલા) છે કે જેમાં સરિતાઓ સરે છે[9] એના ફળફળાદિનો કોઈ ભાગ તમને આપવામાં આવશે ત્યારે તમે કહેશો, 'અમને પહેલાં આ જ આપવામાં આવ્યું હતું.' ત્યાં તમને એને મળતું જ અપાશે અને પવિત્ર જોડીદાર મળશે, અને ત્યાં તમારો કાયમ નિવાસ થશે[10]

૯. મૂળના શબ્દાર્થ પ્રમાણે તો બાગની નીચે થઇને આ નદીઓ વહે છે એમ કહેવું જોઈએ.

૧૦. નદીઓ, નહેરો બાગ, બગીચા, ફળ, ફૂલ અને હુરીઓ યાને દિવ્ય અપ્સરાઓ એ જ હિંદુઓના સ્વર્ગની જેમ મુસ્લિમોના

(૨૮) તમે શી રીતે અલ્લાનો ઇનકાર કરો છો? તમ નિર્જીવોને એણે સજીવન કર્યા છે. ફરી તમારું મૃત્યુ થશે અને ફરી પાછા તમને સજીવન કરવામાં આવશે ત્યારે તમને એની આગળ પાછા લઈ જવામાં આવશે.

(૬૨) મોમિનો, યહૂદીઓ, ખ્રિસ્તીઓ, સાબીઓ,[૧૧] જે જે લોકો અલ્લા અને આખેરતના દિનમાં ઈમાન ધરાવનારા છે અને નેક કામોના કરવાવાળા છે એમને પ્રભુ ખચીત બદલો આપશે. એમણે કશી ધાસ્તી રાખવાની નથી એઓ દુઃખી નથી (જ) થવાનો.

## ખુદાની મહેર ખુદાના જ હાથમાં છે

(૧૦૫) તમારા પરવરદિગાર તરફથી તમને કાંઈ પણ ખેરિયત મળે યા તમારી ઉપર ઈશ્વરકૃપા ઊતરે એ અહૂલે કિતાબ[૧૨] પૈકી જેઓ કાફરો છે એમને અને દેવદેવલાંને માનનારાઓને નથી ગમતું. પરંતુ પોતાની કૃપા કોના પર ઉતારવી અને કોના પર નહિ એ અલ્લા ખાસ પોતે જ નક્કી કરે છે. એ બડો મહેરબાન છે.

## ફેરફારનો સિદ્ધાંત

(૧૦૬) જે આયત અર્થાત્ સંદેશ અમે રદ કરીએ છીએ અથવા ભુલાઈ જાય એવું કરીએ છીએ એના કરતાં કાંતો અમે બીજો વધારે સારો આપીએ છીએ, અગર તો એના જેવો જ (પણ) બીજો લાવીએ છીએ.[૧૩]

## આકીનમાંથી ચળશો મા!

(૧૦૯) સત્ય સમજાયા છતાં અહલે કિતાબ પૈકી ઘણા ઈર્ષાને લીધે તમને તમારા આકીનમાંથી ચળાવી દઈ પાછા હતા એવા કરી દેવા ઇચ્છે છે. તમે દરગુજર કરો, અને એમને ક્ષમા આપો જેથી કરીને[૧૪] અલ્લાને જે કરવું હોય તે કરે. કારણ, [૧૫] અલ્લા વસ્તુ માત્ર પર સત્તા ધરાવે છે. (૧૧૦) (તમે તમારી) નમાઝ-પ્રાર્થના[૧૬] ચાલુ રાખો અને જકાત[૧૭] ભરો તમે તમારે માટે આગળથી જે કાંઈ સારું કરી મોકલશો તે તમને અલ્લા પાસેથી મળશે. કારણ, તમે શું કરો છો એ અલ્લા જુએ છે. (૧૧૧) એઓ કહે છે, 'બહેશ્તના

---

બહેશ્તનાં સામાન્ય લક્ષણો છે એમ છતાં બહેશ્ત એ કેવળ ભોગભૂમિ નથી એટલે क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति પ્રમાણે પુણ્ય પરવારતાં બહેશ્તમાંથી પાછું પૃથ્વી પર આવવાપણું નથી. બહેશ્ત અલ્લાની સમીપમાં રહીને અલ્લાની બંદગી કરવાનું કાયમનું નિવાસ-સ્થાન છે. જેને એકવાર એ મળે છે એ સંસાર તરી ગયો છે. એવી ઇસ્લામની માન્યતા છે.

મૌલવી મહમદઅલીના કહેવા પ્રમાણે તો ત્યાં ઉત્તરોત્તર બંદગીમાં આગળ વધવાનું છે એટલે કે આધ્યાત્મિક વિકાસ સાધવાનો છે. અને એ સાચું છે કે ઇંદ્રને પુત્રો થયા છે એમ જન્નતનશીન થયેલા કોઈપણ ઈસ્લામી પુરુષને ત્યાં પુત્ર થયાની ક્યાંય વાત જ નથી. ઓલિયાનું વિશેષણ પવિત્ર આ દૃષ્ટિએ સૂચક છે.

'અમને પહેલાં આ જ આપવાનું કહેવામાં આવ્યું હતું' ઇ.નો એક અર્થ એવો કરવામાં આવે છે બહેશ્તમાં જે ફળફળાદિ છે એ દુનિયામાંથી જનારે દુનિયામાં એવાં જોયાં હોય એને મળતાં જ છે. અર્થાત્ જે કાંઈ સ્વર્ગમાં છે એ સંસારની સુધરેલી આવૃત્તિ છે જ્યારે બીજો અર્થ એવો કરવામાં આવે છે કે બહેશ્તમાં તમને શું શું મળશે એ વિશે જે વચન આપવામાં આવ્યું હતું એ પ્રમાણે જ અહીં બધું છે અર્થાત્ કરશો એવું પામશો એ સાચું છે.

૧૧. ઊભિદૂનની એક અર્ધ ખ્રિસ્તી જાતિ. સંત જૉન બાપ્ટિસ્ટના ખ્રિસ્તીઓના નામથી ઓળખાતા ખ્રિસ્તીઓને એ ઘણું મળતા આવે છે. —એનસાઇક્લોપિડીયા બ્રિટાનિકા

૧૨. 'અહલેકિતાબ' એટલે જેમને ખુદા તરફથી કિતાબ યાને ધર્મગ્રંથ આપવામાં આવ્યો છે સામાન્ય રીતે યહૂદીઓ, ખ્રિસ્તીઓ અને કેટલાકને મતે સાબીઓનો એમાં સમાવેશ થાય છે. અને ઈસ્લામના તત્કાલીન ટીકાકારો અને વિરોધીઓ આ બે ધર્મના અનુયાયીઓ પૈકીના જ હતા એટલે અહીં એમનો જ ઉલ્લેખ છે એમ મુસ્લિમો માને છે. પણ જે લોકોના ધર્મનો આધાર અમુક પ્રેરિત મનાતા ધર્મગ્રંથ પર ગણાય છે એમનો એમાં વિશાળ સમાવેશ કરી શકાય.

૧૩. આ આયતનો આધાર લઇને એવો દાવો કરવામાં આવે છે કે કુરાનની અમુક આયતો પાછળથી રદ કરવામાં આવેલી છે. ઓછામાં ઓછી પાંચ આયતો વિષે એમ કહેવાય છે અને વધારેમાં વધારેની સંખ્યા તો સેંકડોની થાય છે. મૌ. મહમદઅલી કહે છે કે આ કથનની સચ્ચાઇ માટે, એક જ સાચો આધાર હોઇ શકે, ને તે એ કે ખુદ મહમદસાહેબે જ કહ્યું હોય કે અમુક આયત રદ કરેલી છે પણ એવો કોઇ આધાર તો છે નહિ ને અહીં આગળપાછળનો સંબંધ જોતાં, એવો જ અર્થ થાય છે કે યહૂદી લોકો જે એવી દલીલ કરતા હતા કે પૂર્વે જે ધર્મગ્રંથો અપાયેલા છે એ જો અલ્લાના જ અપાયેલા છે તો પછી આ નવા ગ્રંથની (કુરાનની) શી જરૂર છે? એ અલ્લા આપે જ શું કરવા? એનો જ આમાં જવાબ છે

૧૪. પાઠાંતર—જ્યાંસુધી અલ્લા પોતાનો આદેશ ન આપે.

૧૫. પાઠાંતરઃ—અવશ્ય

૧૬ નમાઝ અરબી શબ્દ નથી, ફારસી છે મૂળમાં 'સલાત' શબ્દ છે અને એનો મૂળાર્થ 'યાચના' જ છે પણ ઇસલામમાં સલાતનું સ્વરૂપ નક્કી થઇ ગયું છે. જેને હિંદમાં મુસલમાનો નમાઝ કહે છે. આ નક્કી સ્વરૂપની વિગતવાર માહિતી માટે જુઓ 'પ્રસ્થાન' પૂ. ૧૮ અં. ૪ (વિ. સં. ૧૯૯૦)' ઈસ્લામ' નામક લેખ

૧૭. કમાણીનો જે ધનભાગ ધર્મના કામમાં ખર્ચવા માટે આપવાનું મસ્લામી મઝહબ પ્રમાણે ફરજિયાત છે એને જકાત કહેવામાં આવે છે.

બગીચામાં યહૂદીઓ અને ઈસાઈઓ સિવાય કોઈને નહિ પેસવા દેવામાં આવે.' આ એમના મનની ઈચ્છા (માત્ર) છે. એમને કહો કે તમારી વાતમાં કાંઈ માલ નથી; હોય તો તમારી સાબિતી રજૂ કરો. (૧૧૨) જે કોઈ પૂર્ણપણે અલ્લાનું શરણું સ્વીકારે છે અને (બીજાનું) ભલું કરનારા છે એમને એનો બદલો એમના પરવરદિગાર પાસેથી મળી રહે છે. એમને કશી ધાસ્તી નથી. એ દુઃખી થવાના નથી (જ).[૧૮]

## ઇસ્લામની પ્રાચીનતા

(૧૩૫) એઓ કહે છે, 'યહૂદી કે ખ્રિસ્તી થઇ જાઓ. તમે સાચે રસ્તે ચડશો.' એમને કહો, 'ના. અમે નેકદિલ ઈબ્રાહીમના મઝહબ પ્રમાણે ચાલીએ છીએ, એ દેવદેવલામાં માનવાવાળા નહોતા' (૧૩૬) એમને કહો, 'અમે અલ્લામાં આકીન રાખનારા અને અમને જે પ્રકટ કરવામાં આવ્યું છે તેમાં માનવાવાળા છીએ. ઈબ્રાહીમને, ઇસ્માઈલને ઇસાહકને, યાકૂબને અને એમની ઓલાદને જે પ્રકટ કરવામાં આવ્યું છે અને (બીજા) પયગંબરોને પોતાના પરવરદિગાર તરફથી જે મળેલું છે એમાં અમે ઈમાન ધરાવીએ છીએ. અને એમનામાં અમે કોઈ ભેદ કરતા નથી. અમે અલ્લાને શરણે છીએ.

## દીક્ષા તો અલ્લાની જ

(૧૩૮) અલ્લાની દીક્ષા (લો.) એના કરતાં વધારે સારો દીક્ષા દેનારો બીજો કોણ છે? અમે એની બંદગી કરનારા છીએ. (૧૩૯) એમને કહો, 'અમારી જોડે અલ્લા વિષે તકરાર કરો છો? એ અમારો ને તમારો બંનેનો પરવરદિગાર છે. અમારાં કર્મ અમારે માટે ને તમારાં તમારે માટે. અમે એને (અલ્લા વિષેની અમારી માન્યતાઓને) વિષે પ્રમાણિક છીએ.

## ધીરજ અને પ્રાર્થના

(૧૫૩) ઓ આસ્તિકો! ધીરજપૂર્વક અને નમાઝ મારફત મદદ માગો. ખચીત અલ્લા ધીરાનો છે. (૧૫૪) અલ્લાના રાહમાં જે કામ આવે છે એમને મરેલા ન કહેશો. (તેઓ તો) જીવતા છે; માત્ર તમે તે સમજતા નથી. (૧૫૫) ભય, ભૂખ, જાનમાલ કે પાકના નુકસાન પૈકી કોઈને કોઈથી અમે જરૂર તમારી કસોટી કરીશું. અને ધીરવીરોને ખુશખબર આપોઃ (૧૫૭) મુસીબતની વેળાએ જે એમ કહે છે કે, 'અવશ્ય અમે અલ્લાના બંદા છીએ, અને એની પાસે પાછા જવાના છીએ એમના પર માલિકના આશીર્વાદ છે, અને માલિકની રહેમ છે. અને સાચી દોરવણીના મેળવનારા એઓ જ છે.'

## શું ખાવું ને શું ન ખાવું?

(૧૬૮) ઓ મનુષ્યો! પૃથ્વી ઉપરની વસ્તુઓમાંથી જે હલાલ અને સારી છે એનું જ ભોજન કરો. શયતાનને પગલે ચાલશો મા! ખચીત એ તો તમારો ખુલ્લો દુશ્મન છે.

(૧૭૩) મુડદાલ માંસ, લોહી, અને સુવરનું ગોશ્ત, તથા જેના પર અલ્લા સિવાય અન્ય કોઈનું નામ બોલાયું છે (બિસ્મિલ્લા નહિ એવા)[૧૯] એ ચાર (પ્રકારના) ખોરાકને અલ્લા તરફથી તમારે માટે હરામ જાહેર કરવામાં આવ્યા છે. પરંતુ લાચારીને કારણે, અનિચ્છા છતાં, અને જરૂરિયાત પૂરતો જ જો કોઇને એનો ઉપયોગ કરવો જ પડે તો એનું પાપ નહિ લાગે. ખચીત અલ્લા ક્ષમા કરવાવાળો રહેમદિલ છે.

## સાચા પરહેઝગાર કોણ?

(૧૭૭) તમે તમારું મોં મશરીક[૨૦] તરફ ફેરવો છો કે મધરિબ[૨૧] તરફ એમાં નેકી નથી સમાઈ. નેકી તો અલ્લામાં, કયામતમાં, ફિરસ્તાઓમાં અને કુરાનમાં તેમ જ પયગંબરોમાં આકીન રાખવામાં અને પ્રભુપ્રેમથી પ્રેરાઇને પોતાની માલમિલકત અને ધનદોલત પોતાપોતાનાં નજીકનાં સગાંસાગવાંઓના, યતીમોના,[૨૨] ગરીબગુરબાંઓના, મુસાફરોના અને ફકીરોના લાભાર્થે તેમ જ ગુલામોની, અગર (યુદ્ધ) કેદીઓની મુક્તિ માટે ખરચવામાં તેમજ ગરીબોનો દાનભાગ અલગ કાઢવામાં, યાને જકાત ભરવામાં, તથા હરહમેશ નમાઝ પઢવામાં છે. જેઓ આપ્યું વચન પાળવામાં કદી આળસ કરતા નથી, અને જેવો મુસીબતની વેળાએ અને યુદ્ધમાં હિંમત હારતા નથી એઓ જ પરહેઝગાર કે સાચા સ્વધર્મી છે, અને એઓ જ (બુરાઈઓ સામે) આત્માની રક્ષા કરી જાણનારા છે. —અપૂર્ણ

---

૧૮. સરખાવો :

नहि कल्याणकृत् कश्चित्
दुर्गतिं गच्छति —ગીતા.

અર્થાત્ : કલ્યાણના કામ કરનારની કદી દુર્ગતિ થતી નથી.

૧૯. સરખાવો :

यदश्नासि...तत्कुरुष्व मदर्पणम् —ગીતા.

અર્થાત : જે ખાય તે મને અર્પણ કર.

૨૦. પૂર્વ. ૨૧. પશ્ચિમ. ૨૨. અનાથો.

ગાંધીજીના માર્ગદર્શન મુજબનો

# ખાદીની નવરચના

દિલખુશ દિવાનજી

૧૯૪૨-૪૩ની પ્રચંડ લોકક્રાંતિએ દેશમાં ભારે પરિવર્તનો પ્રગટાવેલા છે, જેના પરિણામો હજી ઇતિહાસને પાને ચઢ્યા નથી. ગાંધીજી તો તરત જ જેલમાં પહોંચી ગયા હતા એટલે આગાખાન મહેલમાં એમને એ લોકક્રાંતિની પ્રચંડ ચળવળનો શાંતિથી અભ્યાસ કરવાનો પુષ્કળ સમય મળ્યો હતો. એમના એ ચિંતનોમા રેંટિયાને સૌથી પ્રધાનસ્થાન મળ્યુ હતુ. ૧૯૪૨-૪૩ની લોકક્રાંતિની જવાળાઓમાં રેંટિયો, ખાદી સંઘના ઉત્પત્તિ-કેન્દ્રો–ખાદીભંડારો પણ લપડાઈ ચૂક્યા હતા. એ હકીકતે પૂ. બાપુને સંઘની ૨૫ વર્ષની સમગ્ર કારકિર્દી પર ખૂબ વિચાર કરતા કરી મૂકયા. સપ્ટેંબરની શરૂઆતમાં સેવાગ્રામમાં સંઘની બેઠક મળી ત્યારે પૂ. બાપુએ બે વર્ષના એમના મનોમંથનો ખાદી કાર્યકર્તાઓ આગળ ઠાલવ્યા હતા. એ સભામાં જવાનું અને પૂ બાપુને સાંભળવાનું જેમને સદ્‌ભાગ્ય મળેલું તેમને પુરો ખ્યાલ આવ્યો કે પૂ બાપુના હૃદયમાં રેંટિયો કેટલું બધું ભવ્ય અને સર્વોપરી સ્થાન ભોગવે છે.

રેંટિયામાં, સંઘની ખાદી પ્રવૃત્તિમાં જે આશાઓ–જે શક્તિ એમણે નિહાળેલી તે ફળી નથી એવા દુઃખદ ઉદ્‌ગાર તે વખતે કાઢેલા. 'ચર્ખાસંઘને બિનરાજદ્વારી માનેલ એને સરકારનો જુલમ સ્પર્શી નહિ શકે એવું માનેલું. સરકારી જુલમને પરિણામે સંઘ પોતાનું કર્તવ્ય નહિ છોડે એવી આશા રાખી પરંતુ એ આશા ફળી નથી'

બિહાર, યુક્તપ્રાંતોના ખાદીભંડારો અને ઉત્પત્તિકેન્દ્રો પર જે ભારે આફત આવી પડી એથી ગાંધીજીને ભારે દુઃખ થયું. દુઃખ એટલા માટે થયુ કે સંઘની સમગ્ર પ્રવૃત્તિ એવી રીતે ગોઠવાયેલી રહી કે એક ઝપાટામાં સરકાર એને ચૂંથી શકી. અહિંસા અને સર્વોદયની વિકેન્દ્રીત ઉદ્યોગ વ્યવસ્થા પર રચાયેલી આપણી ચર્ખાસંઘની પ્રવૃત્તિમાં પણ કેન્દ્રીભૂત ઉદ્યોગ વ્યવસ્થાના જડ અને વ્યાપારી તત્વો સારા પ્રમાણમાં ઘૂસી ગયા હતા. એટલે જ સરકારની જુલ્મનીતિ આગળ એ કેન્દ્રીભુત વ્યવસ્થાના પરાવલંબી ચક્રો ખોરવાઈ ગયા. શહેરોમાં બહુ મોગ દેખાવો પર રચાયેલી વિશાળ ભંડારો–એમને માટે જ વિશેષતઃ ગામડાના ઉત્પત્તિકેન્દ્રોમાં તૈયાર થતી ખાદી–એ ખાદીના ક્રય–વિક્રયમાં રેલ્વેપોષ્ટના કેન્દ્રીભૂત વાહનોના લેવાતા પરાવલંબી આક્ષેપો એ બધાની નાણાં વ્યવસ્થા માટે શરૂ થયેલી બેંક ચેક–ની એટલી જ આંટીઘૂંટી વાળી કેન્દ્રીભૂત વ્યવસ્થા–એ, બધા લક્ષણો કોઈક કેન્દ્રીભૂત વ્યાપારી પેઢીના જ જણાયા; અને તેથી ૧૯૪૨-૪૩ની લોકક્રાંતિમાં એ પરાવલંબી વ્યવસ્થા ખોરવાઈ ગઈ. 'સંઘ દ્વારા ગામેગામ અને ઘરે ઘર રેંટિયાનો ગુંજારવ કરવાનો મનોરથ હતો એમ કરીને અહિંસાને સમાજની ભૂમિકા તરીકે રેંટિયાની સ્થાપના કરવી હતી. પરંતુ છેલ્લા બે વર્ષોના અનુભવે કબુલ કરવું પડે છે કે એ આદર્શ આપણે સિદ્ધ ન કરી શકયા' ૨૫-૨૬ વર્ષ પહેલાં ગાંધીજીએ હિન્દુસ્તાનની પ્રજા આગળ અને મહાસભાના સર્વ આંદોલનો માટે રેંટિયાને અહિંસાના પ્રતિક તરીકે 'રજુ કરેલો.'

'હિન્દુસ્તાનને જો અહિંસાને માર્ગેજ જીવવુ હોય તો રેંટિયા વિના ચાલે એમ નથી. એ શ્રદ્ધામાંથી ચર્ખા સંઘનો જન્મ થયો છે' ચર્ખાસંઘે ૨૫-૨૬ વર્ષોમાં જે કાર્ય કર્યું–જે ૩-૩ાા લાખ ગરીબ કારીગરોને લાખો રૂપિયાની મજુરી ચૂકવી, આખા હિંદમાં ખાદીના સંદેશાને ફેલાવી એને સ્વતંત્રતાના પોશાક તરીકે પ્રતિષ્ઠા આપવામાં અને એવી ખાદીને બધે સુલભ બનાવવામા સંઘે જે વ્યાપાર કુશળતા બતાવી એ માટે તો ગાંધીજીએ સેવાગ્રામમાં ભેગા થયેલા ખાદી કાર્યકર્તાઓને અભિનંદન આપેલા. પરંતુ એ બધી ધાંધલોમાં રેંટિયામાં રહેલી અહિંસાની સંઘે બહુ જ ઓછી કાળજી રાખી એ ગાંધીજી માટે ભારે સંતાપ પરિતાપનો વિષય થઇ પડયો. વર્ષોના અનુભવે એમણે જોઈ લીધુ કે રેંટિયામાં સ્વરાજ છે એ એમની શ્રદ્ધાને કાર્યવંતી કરવામાં સંઘ નિષ્ફળ જ નીવડ્યો. જો રેંટિયો ગરીબોના ભૂખમરામાં રાહત જ હોય–ખાદી જો એ કેવળ હાથે કાંતેલ હાથે વણેલ કપડાનું ચિંથરૂં જ હોય–તો એમાં તો એમને કશો રસ જ નથી. 'રેંટિયામાં અહિંસાની શક્તિ નથી એવું તમે માનો તો મને એવાં રેંટિયામાં રસ નથી. એમાં મારી શક્તિ વાપરું તો તે વ્યર્થ છે' સેવાગ્રામમા એમણે જે હૃદયજ્વાલા અમારા બધા આગળ ઠાલવી તેમાં રેંટિયામાં રહેલી અહિંસા પર એમણે બધો ભાર મૂકયો 'રેંટિયો અહિંસાનો પ્રતિક છે એજ એમના બધાયે પ્રવચનો ધ્રુવપદ હતુ.

'હિન્દુસ્તાનની સેવાના માર્ગો ઘણા હશે. મને તો રેંટિયાનો જ માર્ગ ગમે છે, કારણ કે રેંટિયામાં મેં અહિંસા નિહાળી છે. અગાઉનો રેંટિયો અમારા કંગાલિયતની સંજ્ઞા હતી, ભિખારી-પણાની નિશાની હતી. એ તો વેઠની ચીજ હતી. એવા રેંટિયામાં હું આજે અહિંસાની પ્રતિષ્ઠા કરી રહ્યો છું આ બહુ કઠિન વાત છે–માયા તો મને આવા રેંટિયાની લાગી છે. એ જ શ્રદ્ધા મને ઉંચે ને ઉંચે લઈ જાય છે. આથી જ રેંટિયો મને ચમત્કારિક વસ્તુ લાગે છે. રેંટિયામાં મારો વિશ્વાસ આથી જ વધતો જાય છે. એની આસપાસ ઘણી યે ફૂલગુંથણી કરી શકું છું. તમને એ બતાવીને હું તમને બધાને રોવડાવી શકું છું. હું એમ કરતા રોયો છું. એ શ્રદ્ધાથી મેં રેંટિયો ૨૫ વર્ષથી ચલાવ્યો છે અને આજે પણ ખુશીથી, શોખથી હું તે ચલાવી રહ્યો છું.'

ગાંધીજીએ સેવાગ્રામમાં રેંટિયા અને ખાદીની નવરચના વિષે અને સંઘના તંત્ર પરિવર્તન વિષે જે કાર્ય પ્રવૃત્તિઓ રજુ કરી તેની ભૂમિકામાં રેંટિયામાં રહેલી અહિં-સાની શક્તિ વિષેની એમની શ્રદ્ધા હતી. એમને દીવા જેવું સ્પષ્ટ લાગ્યું કે જો સંઘ વ્યાપારી અને કેન્દ્રીભૂત ઢંગ પર જ ચાલુ રહેશે–ખાદી અને રેંટિયો જો ગરીબોની કેવળ આર્થિક રાહતની (Dole) દૃષ્ટિએ જ ચાલશે તો એથી નથી પ્રજાનું કલ્યાણ થવાનું નથી દેશને સ્વતંત્રતા મળવાની–એવા વ્યાપારી ચર્ખાસંઘથી અહિં-સાની સર્વોદયની સમાજરચના તો કદિ સિદ્ધ થવાની જ નથી. આટલી વસ્તુ સ્પષ્ટ કરી એમણે સપ્ટેંબરની સેવાસંઘની સભામાં સંઘના આખા યે કાર્યમાં ક્રાંતિકારક ઉથલપાથલ કરનારા બહુ મહત્ત્વના ફેરફારો સૂચવ્યા–એમણે તો એ ફેરફારોને એટલા બધા મહત્ત્વના ગણ્યા કે જો સંઘ એ પ્રકારના પરિ-વર્તનો પોતાની નીતિમાં કરવા તૈયાર ન થાય તો સંઘમાં એમને ગમે નહિ. સંઘની કાર્યનીતિના પરિવર્તનોના મુદ્દા નીચે પ્રમાણે છે. :

૧. રેંટિયાની કલ્પનાની જડ ગામ-ડાઓમાં છે. સંઘની પૂર્ણ કામના એ ગામડાઓમાં વિભક્ત થવી જોઇએ.

૨. સંઘના કાર્યવાહકોએ આ ધ્યેય ખ્યાલમાં રાખીને એની કાર્યપદ્ધત્તિમાં યોગ્ય ફેરફારો કરવા જોઇએ.

(અ) સંઘના મૂખ્ય કાર્યકર્તાઓ ગામડામાં બેસી જાય. અને સંઘ એમને રેંટિયામાં રહેલી અહિંસાના પ્રયોગો કરવા પૂર્ણ છૂટ આપે.

(આ) આ માટે ખાદીની ઉત્પ-ત્તિના અને ખાદીના વેચાણકેન્દ્રો મર્યાદિત થવા જોઇએ. એના બધાયે વ્યવહારોમાં વિકેન્દ્રીકરણ થવું જોઇએ. ગામડાઓમાં ખાદીની ઉત્પત્તિ સ્વાવ-લંબની દૃષ્ટિએ જ વિશેષત: થવી જોઇએ. કાંતનાર, પીંજનાર વગેરે કારીગર વર્ગે ખાદી જ પહેરવાનો આગ્રહ રાખવો જોઇએ અને ખાદી પહેરનાર વર્ગ (ખાસ કરીને શહેરના ખાદીધારીઓએ) પોતાને જોઇતી ખાદી માટે થોડું તો કાંતવું જ જોઇએ.

(ઇ) ખાદી ઉત્પત્તિ તેમજ વેચાણમાં રોકાયેલા ખાદી કાર્યકરોએ રેંટિ-યામાં રહેલી અહિંસાની શક્તિનો સાક્ષાત્કાર કરવા પ્રત્યે જ વધુ ધ્યાન આપવું જોઇએ. ખાદી ઉત્પત્તિ કર-નારા જે ખાદીસેવકો ગામડામાં જઈને બેઠા હોય તેમણે ખાદી ઉત્પત્તિના વહીવટ અને વેપારી કાર્યની જવાબદારી વધુને વધુ પ્રમાણમાં ઉત્પન્ન કરનાર કારીગરો પર જ નાખવી જોઈએ–એ જાતની જવાબ-દારી સંભાળવાની તાલિમ એમને આપવી જોઇએ. ગામડાના ખાદી સેવકોએ એમનો ઘણો વખત આ ગ્રામવાસીઓના સર્વાંગી વિકાસની પ્રવૃત્તિઓ ચલાવવામાં આપવો જોઈએ. મહાસભાના ચાદ રચનાત્મક કાર્યક્રમને રેંટિયાની આસપાસ ગૂંથી લઈ તેને આગળ ધપાવવામાં જ એ ખાદીસેવકોએ ગ્રામ સ્વ-રાજ્ય સેવકો જેવું કામ ઉપાડી લેવું જોઈએ. એ જ પ્રમાણે શહેરોમાં જે કંઈ ખાદી વેચાણનું કામ કર-વામાં ખાદીભંડારો રોકાયેલા હોય એમણે પણ એમના ગ્રાહકોમાં ખાદીમાં રહેલી અહિંસાનું શિક્ષણ આપવાના પ્રયાસો કરવા જોઈએ. ખાદી વાપરનાઓએ હવે સમજી લેવું જોઇએ કે વિશુદ્ધ ખાદી કંઈ કેવળ હાથે કાંતેલ હાથે વણેલ કાપડ નથી–એ તો એવી ખાદી છે જેમાં સત્ય અને અહિંસાના તાણાવાણા વણાયેલા છે.

(૩) આવી જાતના મહત્ત્વના ફેરફારો કરી ખાદીની નવરચના કરી શકે એવા સાચા ખાદી કાર્યકતા અથવા ગ્રામસ્વરાજ્ય વિદ્યાલયને તાલિમ માટે ચરખા સંઘે અત્યારના ખાદી વિદ્યાપકોના કાર્યક્ષેત્રને તેમજ અભ્યાસક્રમને વ્યાપક અને વિશાળ કરવા પડશે.

(૪) રેંટિયા ખાદીનું આવું સર્વ-ગ્રાહી કાર્ય ચલાવવા માટે તેમજ એને વખતોવખત માર્ગદર્શન આપવા સારું કેવળ ચર્ખા સંઘની સમિતિ પુરતી નથી. ગ્રામઉદ્યોગ સંઘ, અને હરિજન સેવક સંઘ હિન્દુસ્તાની તાલિમ સંઘ, અને ગોસેવાસંઘના મુખ્ય સંચાલકોની એક સંયોજીત સમિતિએ એવી ખાદીના આ વ્યાપક કાર્ય પર દેખરેખ રાખવી પડશે.

ખાદીની નવરચના અંગે આ બધા પરિવર્તનો થઈ રહ્યાં છે નવે-બરની ૧, ૨, ૬, ૭, તારીખે સેવા-ગ્રામમાં મળેલી ચર્ખાસંઘની કાઉન્સીલે આ બધા પરિવર્તનોને ઓછાવત્તા પ્રમાણમાં સ્વીકારી લીધા છે. એ દિશામાં સંઘની આખીએ પ્રવૃત્તિનો કાયાપલટો થવાના ગણેશ મંડાઈ ચૂકયા છે.



યુરોપમાં વિસમી સદીના કાળમાં રાજદ્રોહી 'બળવાખોરો'ને ગાડાના પૈડામાં બાંધી કચડી નાખવામાં આવતા.

# સ્વ. રાજનારાયણ મિશ્ર

'મેરે હાથ ખોલ દિયે જાય તાકિ મેં સ્વંય ફાસી કે તખ્તે પર ચઢ સકૂ'—ફાસી પર લટકાવાને થોડી મિનિટ અગાઉ રાજનારાયણે પોતાની ઇચ્છા વ્યક્ત કરી, અને તે મુજબ તેમના હાથનો ગાળો ઢીલો કરવામા આવ્યો તુરત તેઓ ફાસીના માચડે સ્વયં ચડી ગયા. ચડતાં ચડતા દ્દઢ સ્વરે રાષ્ટ્રીયવંદના કરી, અંતિમ સૂત્ર ઉચ્ચાર્યું: 'ઇન્કીલાબ ઝીંદાબાદ.'

ગઇ તા. ૯મી એ વહેલી સવારે લખનૌ જીલ્લાની જેલના બારણા ખૂલ્યા બારણા બહાર સજળ નયને ઊભેલી યુવતીને તેના ૨૩ વર્ષના પતિનું શબ સોપાયુ. શબના મોઢા ઉપર છેલ્લી વારની જુવાનીની લાલ સુરખી ઊડી રહી હતી ૨૦ વર્ષની આ યુવતી, બે બાળકોની માતા, જે સવાર પહેલા સૌભાગ્યવંતી હતી, તે અત્યારે કરુણા-મૂર્તિ સમી વિધવા બની હતી. એ વિધવા તે રાજનારાયણ મિશ્રની પત્ની વિદ્યાદેવી.

'૪૨મી ઑગસ્ટના રક્તવર્ણા દિવસો આવ્યા. ભીખમપુર ગામમાં ગોળીબાર થયો. પરિણામે તહસીલદારનુ મૃત્યુ થયુ. નવ જણા પકડાયા. લખીમપુરની સેશન્સ કોર્ટે આઠ જણાને જુદી જુદી સજા કરી, રાજનારાયણ મિશ્રને ફાસીની સજા મળી. હાઇકોર્ટમા અપીલ થઈ, પણ મૃત્યુદંડની સજા કાયમ રહી. પ્રિવિકાઉન્સિલ સુધી અરજી ગઇ પણ સજા તો કાયમ જ રહી. યુક્ત પ્રાંતમા ફાંસીએ લટકાનાર સૌથી પ્રથમ કોંગ્રેસી તે શ્રી. રાજનારાયણ મિશ્ર.

ફાસીને આગલે દિવસે, તા. ૮મીએ વિદ્યાદેવી તેના બે નાના બાળકોને લઇને લખનૌ જેલમાં તેના પતિની મુલાકાતે આવી. જે આવતી કાલે જ મૃત્યુ-દંડને પામનાર હતો, જેનો આત્મા આવતી કાલે જ વિલય થનાર હતો, તે પોતાના પતિને જોતાં વિદ્યાદેવીના મનમાં શું ને શુ થયુ હશે, ચિરવિદાય કેવી વસમી બની હશે, તે તો જેલની ચાર દિવાલો જ કહી શકે. પણ આસુ સારતી પત્નીને જોઈ રાજનારાયણ બોલી ઊઠયો: 'રડ મા, હું ફરીથી આ જ દેશમા જન્મ-લઇશ અને આ જ રીતે...'

છૂટા પડતા વખતનુ દૃશ્ય પણ ભારે હ્રદયદ્રાવક હતું. નાના બાળકે તેના, પિતાને પ્રણામ કર્યા.

રાજનારાયણ મિશ્રના ત્રણ ભાઇઓ ૩૨ વર્ષની, ૨૭ વર્ષની અને ૨૩ વર્ષની એમ જુદી જુદી, '૪૨ ઑગસ્ટ પછી સજાઓ ભોગવી રહ્યા છે. એમાંના મોટા ભાઇને ફતેહગઢની જેલમાથી નાના ભાઈ-રાજનારાયણને મળવા લખનૌની જેલમાં લાવવામાં આવેલા. પણ પાસેની જ જેલમા ૩૨ વર્ષની સજા ભોગવી રહેલા, મિશ્રના સૌથી મોટાભાઇને મળવાનો પ્રસંગ મળ્યો જ નહિ.

ફાસી વખતે લખનૌની જેલના દરવાજા બહાર સગા-સંબંધીઓ સ્થાનિક કોંગ્રેસવાદીઓ હાજર હતા, બીજા હાજર હતા તે પાચ ખટારામાં ભરાઇને આવેલા પોલીસો

લગભગ સવારના આઠ વાગે શબ વિદ્યાદેવીને સોંપાયા બાદ, તેને ત્રીરંગી ઝંડામા લપેટી લેવામા આવ્યુ. શ્રદ્ધાંજલીના ફૂલોથી શબ ઢંકાઈ ગયુ હતું. મોટરમાં નાખી તેને કાનપુર લઇ જવામાં આવ્યુ. બપોરે ગંગાને કિનારે અગ્નિસંસ્કાર કરવામા આવ્યો. ગંગાના નિર ઉપર થઇને પાવકજ્વાળાનો ધૂપ આકાશે ચડતો હતો.

કાનપુરની ઘણી દુકાનો બંધ રહી. કાન્યકુબ્જ આયુર્વેદ વિદ્યાલયના વિદ્યાર્થીઓએ તે દિવસે શાળા છોડી. શોક અને સમવેદનાનો ઠરાવ કર્યો. લખનૌ વિશ્વવિદ્યાલયના બારણા બંધ થયા. હડતાળ પડી. મરનારના પરિવાર માટે ધન-સંગ્રહ કરવાનો નિશ્ચય થયો.

રાજનારાયણનો જન્મ ૧૯૭૬માં વસંતપંચમીએ થયો હતો તેમના માતુશ્રી સ્વ. તુળસીબાઇએ, મિશ્ર જ્યારે બે વર્ષના બાળક હતા ત્યારે કોઇ ભારે અપમાન અસહ્ય થઇ જવાથી ગળાફાસો લઈ જીવનનો અંત આણ્યો હતો.

ફાંસીએ લટકવાના છેલ્લા દિવસો દરમ્યાન રાજનારાયણનું ૬ પાઉંડ વજન વધી ગયું હતુ.

[ 'હિંદુસ્તાન ટાઇમ્સ' અને હિંદી 'સમાચાર'માંથી ]

# રજવાડી હિંદનો પરાજય

મગનભાઇ દેસાઇ
[ ગુજરાત વિદ્યાપીઠ ]

## ખંડ ૧

## લાલ રંગોળીનો ઝપાટો

'પીટ (ઇંગ્લૅન્ડનો વડોપ્રધાન) એ વિચારમાં તલ્લીન હતો કે, નેપોલિયનની સત્તા સામે યુરોપને એકત્રિત કરવું. વેલેસ્લી એ વિચારમાં તલ્લીન હતો કે, ફ્રેન્ચ લોકો કદાચ હિંદ ઉપર ચડાઈ કરે, તો તેમની સામે ઇંગ્લૅન્ડની સર્વોપરી સત્તા તળે હિંદને એકત્રિત કરવું.

'સર્વસાધારણ દુશ્મન સામેના યુદ્ધને માટે લશ્કરબળ જમાવવા સારુ પીટ યુરોપનાં રાજ્યોને મદદરૂપે ધન આપતો: હિંદની પરિસ્થિતિને ગોઠે એ સારુ વેલેસ્લીએ પીટની આ નીતિમાં ઘટતો ફેરફાર કર્યો. દેશી રાજાઓને ધનની મદદ આપવી અને તેમનાં કાચાં લશ્કરને તૈયાર રાખવાં, એ નકામો ખર્ચ થાત. તેથી કરીને તેણે તે રાજાઓ પાસેથી ધન લીધું, જે વડે તેમના જ મુલકોમાં બ્રિટિશ લશ્કર રાખી શકાય. પીટની નીતિનું આવું યુક્તિબાજ રૂપાંતર કરી લઈને, ઇંગ્લૅન્ડની સર્વોપરી સત્તા તળે હિંદને તે એકત્રિત કરવામાં ફાવ્યો.'

—રમેશચંદ્ર દત્ત કૃત 'ઇંગ્લૅન્ડ & ઇંડિયા'— ૧૯–૨૦

### ૧
### લૉર્ડ વેલેસ્લી
### [ ૧૭૯૮--૧૮૦૫ ]

'હિંદ ઉપર 'પૅક્સ બ્રિટાનિકા'–બ્રિટિશ ઢબની શાંતિ બેસાડવા આપણે મથ્યા......ગવર્નર–જનરલ એ ઉદ્દેશ પાછળ ડંજીદ પકડીને લાગ્યો. અને દેખીતી રીતે જોતાં તેને પૂરેપૂરું ભાન નહોતું કે, પેશવા અને બીજા મરાઠા સરદારો પોતાની સ્વતંત્રતા જતી કરી બ્રિટિશ સત્તાના માત્ર ખંડિયા જ બની રહે, એમ પોતે તેમની પાસે માગતો હતો.'

—વિન્સેન્ટ સ્મિથનો ઇતિહાસ પા. ૫૯૬

પંજાબના શીખ રાજા રણજિતસિંહને એક જણ હિંદનો નકશો સામે રાખીને અંગ્રેજોનો રાજ્યવિસ્તાર સમજાવતો હતો. પ્રાંતે પ્રાંતે તે અંગ્રેજી રાજ્ય બતાવતો હતો. શાંતિથી સાંભળતા રણજિતસિંહે એને ટૂંકમાં જવાબ આપ્યો, 'અરે ભલા માણસ, એ બધી માથાકૂટ રહેવા દે. થોડા વખતમાં આખો નકશો જ લાલરંગી થઈ રહેશે !' હિંદના નકશા ઉપર એ લાલ રંગોળી ફેરવવાનો પ્રારંભ લૉર્ડ વેલેસ્લી કરે છે, એમ કહેવું જોઇએ. આ કામની શરૂઆત ક્લાઇવ હેસ્ટિંગ્ઝે કરી કહેવાય, પરંતુ તે ખમચાતે ખમચાતે. અને તેમને માથે વિલાયતની કંપનીના સંચાલકોના ઠપકારૂપી તલવાર ઝઝૂમતી હતી. દેશ પાછા ફર્યા પછી તેમના ઉપર પાર્લમેન્ટે, તેમાં થયેલી ભૂલો માટે, કામ ચલાવ્યું. લૉર્ડ વેલેસ્લીને આવી કોઇ બીક નહોતી; એવી બીક તે રાખતો પણ નહિ. એટલું જ નહિ, કંપનીના સંચાલકોને તે બહુ ગણકારતોય નહિ અને તુમાખીથી જવાબ આપી તુચ્છકાર જેવું પણ કરતો. જેમ કે, તેની આક્રમણકારી નીતિને લઇને યુદ્ધનો ખરચો વધ્યો ગયો ત્યારે વિલાયતથી સંચાલકો કાંઈક ઠપકાના બોલ લખતા. જવાબમાં વેલેસ્લી તેમને એવું લખીને બેઠા, ઉડાવતો કે, "તમારી ન્યાયબુદ્ધિ અને ઉદારતાની સામાન્ય નામના એવી ધારણા તો ન જ કરવા દે કે, અમારી નીતિની ન્યાયિતાને ધુત્કારી કાઢો પણ અમારા વિજયનાં ફળ ભોગવો, અથવા તો યુદ્ધની જરૂર કે તેની નીતિને ઇન્કારો ને શાંતિનાં ફળ ભોગવવા માગો." ('England & India'–રમેશચંદ્ર દત્ત. પા. ૨૨) અને ખરેખર, તેઓ કરતા પણ એવું જ–'લડાઇ તેઓ નાપસંદ કરતા, પણ જીતો થાય તે રાખી લેતા !'

પણ, વેલેસ્લી તેઓને ગાંઠી જઇને વર્તતો તેનું ખરું કારણ એ હતું કે, તેને ત્યારના બ્રિટિશ વડાપ્રધાનની દોસ્તી હોઇ એની તેને ભારે મોટી ઓથ હતી, અને તે બેઉ એક જ રીતે ઇંગ્લૅન્ડના આ કાળમાં વર્તવામાં માનતા હતા. આ કાળ એટલે ફ્રાન્સ અને ઇંગ્લૅન્ડ વચ્ચે, પોતાના વર્ચસ્વની સ્થાપના માટે, યુરોપમાં જીવલેણ હરીફાઇ બેઉ માનતા હતા કે, ધમધડાકાથી બ્રિટિશ પ્રતિષ્ઠા અને સત્તા તથા સામ્રાજ્ય વધારવાં જોઇએ.* પીટે તે કામ યુરોપમાં કર્યું, વેલેસ્લીએ તે હિંદમાં કર્યું. આ વડોપ્રધાન ૧૭૮૪નો નિયમન ધારો કરનાર પીટ જ હતો; ત્યારથી વચ્ચે થોડોક વખત બાદ જતાં ઠેઠ ૧૮૦૫ સુધી એ માણસ તે પદે રહ્યો. ત્યાં સુધી વેલેસ્લીને પણ કંપનીનો કોઈ માણસ કાંઇ પૂછી શક્યો નહિ. પ્રધાનપદેથી ૧૮૦૫માં પીટનાં પગલાં ટળ્યાં ત્યારે જ કંપની વેલેસ્લીને તેને આપખુદ પદેથી પાછો બોલાવી શકી.

ઇંગ્લૅન્ડ તરફથી આવી નિરાંત લઈને આવેલો ગવર્નર–જનરલ સ્વભાવે પણ અનુરૂપ જ હતો. એ નિરાંતનો તેણે પૂરો લાભ ઉઠાવી, તેવી જ ઉગ્ર આપખુદીથી પોતાનું કામ હિંદમાં ઉપાડ્યું. તે ભારે દોરદમામ અને ભપકો રાખવામાં માનનારો હતો. કલકત્તામાં પોતાના રાજવી મોભાને છાજે એવો મોટો અલગ મહેલ પોતાને માટે બંધાવ્યો. અને તે મહેલને પગથિયે સામાન્ય ગોરા લોકને ચડવા દેતો નહિ, તો દેશી લોકોનો તો ત્યાં હિસાબ જ શો ! એક પત્રમાં તેણે લખ્યું છે:

'......અહીં મારા ખાનગી વર્તનમાં ધરમૂળથી સુધારો કરવાનું કામ ઉપાડવાનો મેં ઠરાવ કર્યો છે. એ ન કરવામાં આવે તો થોડા જ વખતમાં, કલકત્તામાં વસવાટ કરીને રહેલા ગોરાઓ આપણું રાજ્ય ઉથલાવી ન પાડે તોય તેનો કાબૂ તો હાથ કરી જ લે. મારો મિજાજ અને મારું વર્તન હવે બધાને બરોબર સમજાઇ ગયાં છે. હું એટલે એક આખી જબરદસ્ત રાજસત્તા, એ તરત સમજ્યા વગર કોઇ માણસ મારી સામે વર્તન જ ન કરી શકે.'

([illegible])

* જુઓ લાયલનો ઇતિહાસ પા ૨૪૪

આ પ્રકારની અકડાઈ અને દોરદમામ તથા સપાટો હવે હિંદના રાજક્ષેત્ર ઉપર વિલાયતથી ઊતરી આવે છે. હિંદના રાજ-શાહી વાતાવરણમાં પછીથી એ બધું બેસતું જ લાગે છે, અને આજ સુધી અંગ્રેજ હાકેમ એવો જ દોરદમામ ને રોફ રાખી વર્તે છે. ૧૭૧૧માં કલકત્તા કોઠીનો પ્રમુખ બંગાળના નવાબને 'નમ્રમાં નમ્ર આરજુથી' અને 'આપની તહેનાતમાં આખું આયુ અર્પી' ચરણે ધરીને વાત કરે છે. અને બે જ વર્ષ બાદ તે એક અરજીમાં પોતાને માટે લખે છે—'ક્ષુદ્રમાં ક્ષુદ્ર રજ સમાન, જોન રસેલ (આજ્ઞા અનુસાર જમીન પર મસ્તક ઘસીને)...' (થોમ્પસન-ગેરેટ—પા. ૫૪-૫)

ક્યાં તે દહાડા અને ક્યાં ૧૭૯૮માં વેલેસ્લીનો આ દોરદમામ! એ ઇતિહાસકારે એના આ મિજાજી સ્વભાવને, હિંદના તેની પછી લગભગ એક સૈકા બાદ આવેલા રાજવી લૉર્ડ કર્ઝન જોડે સરખાવ્યો છે. એટલું હવે સ્પષ્ટ સમજવું જોઈએ કે, વેલેસ્લી આવ્યાની સાથે કંપનીની વેપારી રૂખ તો ગઈ જ, અને તે હવે હિંદનો એક બાદશાહ બનીને જ વર્તવા લાગે છે.

સર જૉન શોર પછી નવા ગવ. જનરલ તરીકે કંપનીએ કૉર્નવૉલિસને મોકલવા વિચાર્યું હતું, ને તેની ખબર હિંદમાં આપવામાંય આવી હતી. આથી મદ્રાસનો ગવર્નર ગ.જ. બનવાની આશા રાખતો હતો તે નિરાશ થઈ ચૂક્યો હતો. છેવટે ય એ તો નિરાશ જ રહ્યો, કેમ કે કૉર્નવૉલિસને આયર્લેન્ડમાં મોકલ્યો ને તેની જગાએ વેલેસ્લીને હિંદમાં મોકલવાનું કર્યું. ને ૧૭૯૭ના અંત ભાગમાં તે હિંદ નીકળ્યો. ૧૭૯૮ના એપ્રિલમાં તે મદ્રાસ ઊતર્યો ને મે માસમાં બંગાળ પહોંચી પદ પર બેસી ગયો.

આ કામને માટે તે ઠીક તૈયાર પણ હતો. ૧૭૯૩થી તે કંપનીના સંચાલક મંડળનો સભ્ય હતો. ઉપરાંત ઓર્મે કૃત હિંદનો અંગ્રેજ ઇતિહાસ તેણે વાંચ્યો હતો, એટલે કે, નામચીન ક્લાઇવ હેસ્ટિંગ્ઝનાં પરાક્રમોનું તેણે પાન કર્યું હતું, અને દેશી રજવાડાંના વર્તન વિષે જાણકાર બન્યો હતો. છેવટે હિંદ આવતાં, પીટ સાથે પોતાની નીતિ અંગે તેણે ગુફતગો પણ કરી લીધી હતી તથા બાકી હતું તે, રસ્તામાં ગુડ હોપ ભૂશિરે થોડા દહાડા તે રોકાયો તે દરમિયાન, ત્યાં તેને હિંદમાંથી કામ કરીને પાછા જતા કેટલાક ગોરા અમલદારો મળ્યા, તેમની પાસેથી તાજી નવાજૂની પણ જાણી લીધી હતી. ટૂંકમાં, કાંઈક કરી દેખાડવા તલસી રહેલો આ ચુમાળીસર્યો જુવાન ગ.જ. પોતાના કામની મુખ્ય રૂપરેખા વિચારી લઈને હિંદ આવે છે, એમ સમજવું જોઈએ. અને આવતાંવેંત તે અનુસાર એણે કામ પણ ઉપાડ્યું.

આ કામનો પ્રકાર ચોખ્ખો આક્રમણકારી અને ઉદ્દંડ હતો, એ તે કાળનો હિંદનો રાજકીય નકશો જોતાં જણાય છે. ૧૭૯૭માં હિંદની રાજકીય સ્થિતિ અંગ્રેજોને માટે એવી નહોતી કે જેમાં તેમણે હાથ ઉપાડીને કશું કરવું પડે. ઇતિહાસકાર થૉર્નટન કહે છે (પુ. ૩. પા. ૨)—'આ વખતે હિંદમાં બ્રિટિશ સરકારની સ્થિતિ લૉર્ડ ટેઇનમાઉથે (એટલે કે સર જૉન શોરે) જે 'માનનીય' કહીને વર્ણવી છે તે અચોક્કસ કથન નથી. કંપનીનું રાજ્ય એકજૂથ નહોતું, છતાં સારું મોટું વિસ્તૃત હતું. પોતાના રાજ્ય બહાર તેમનો અમુક પ્રભાવ હતો.' પૂર્વ હિંદની સ્થિતિ તો ચોક્કસપણે ગોઠવાઈ હતી એમ ગણાય. કૉર્નવૉલિસે વળી દક્ષિણ હિંદમાં ટીપુ ઉપર હાથ નાંખી, તે ભાગની ત્રણે દેશી સત્તાઓને સરખી નબળી કરી હતી. તેણે અંગ્રેજોના પક્ષમાં બળ-તુલા બરોબર સરખી રાખી હતી. નિઝામ, ટીપુ, કે મરાઠામાંથી એકે એકલું કંપની સામે થાય એમ નહોતું તે પૂરતી કંપનીની સદ્ધરતા વધી જ ગણાય એ વાત ખરી છે, ટીપુ કૉર્નવૉલિસે કરેલા તેના અપમાનથી ધૂંધવાયો રહેતો ને અંગ્રેજોનો કટ્ટર વિરોધી હતો; તેમ જ બીજી દેશી સત્તાઓ પણ કાંઈ અંગ્રેજ કંપની પર પ્રેમ રાખીને વર્તે એમ તો ઓછું જ હોવું જોઈએ! આ વસ્તુને કહી બતાવીને અંગ્રેજ ઇતિહાસકારો એમ સૂચવવા માગે છે કે, વેલેસ્લીએ જે આક્રમણ-નીતિ આરંભી તેનો બચાવ આ વસ્તુસ્થિતિમાં છે. જેમ કે થૉર્નટન કહે છે કે, દશા એવી હતી કે એક દેશી રાજા જો અંગ્રેજ ઉપર તૂટે તો બીજા પણ તેના પર તૂટી પડે એમ હતું; એ રીતે અંગ્રેજોને ભીતિનાં કારણ હતાં જ. (જુઓ પુ. ૨, પા. ૩) આ પ્રકારનું ભીતિ-કારણ તો રાજ્યો માટે હમેશ રહે છે; આજે પણ જૂની મુલક નાશની ભીતિ મટીને વેપારનાશની ભીતિ આધુનિક રાજ્યો બતાવે છે. પણ તેથી કરીને કંઈ યુદ્ધ વાજબી ઠરતું નથી; અને છતાં જો ચડવામાં આવે તો તે આક્રમક નથી એમ ન મનાય. દરેક યુદ્ધને, તે સ્વરક્ષાનું છે, એ બતાવવા માટે યુક્તિ યોજવી જોઈએ, એ રાજનીતિવ્યવહાર ભલે બતાવવો પડે. બાકી તે કાળના ઇતિહાસકાર મિલે ચોખ્ખું કહી દીધું છે કે, 'જે યુદ્ધમાં કૂદી પડવા ગ.જ. આતુર હતો એ સ્વરક્ષા સારુ હતું, એમ બતાવવું અશક્ય છે.' (જુઓ મિલનો ઇતિહાસ પા. ૪૧૩) અને અર્વાચીન ઇતિહાસકાર મ્યૂર કહે છે, ભારે જોખમની સ્થિતિ હતી એ ખરું. 'અને એની સામે તેણે કરેલું બધું સ્વરક્ષાનું હતું એમ ગણાવી શકાય. પરંતુ તેમ કરવું એ સાવ પ્રામાણિક નહિ થાય' (રામ્સે મ્યૂર—પા. ૨૦૧)

વેલેસ્લી આવ્યો ત્યારે દક્ષિણનાં રાજ્યો અરસપરસ લડીને લોથ પડ્યાં હતાં. એ આત્મઘાતક લડાઈમાં અંગ્રેજો તટસ્થ રહ્યા, તેમાં તેમને ખાસ નુકસાન ન ગયું, બલ્કે સદ્ધરતાને ને શ્વાસ ખાવા મળ્યો, એ ઉઘાડું છે.

આ કાળમાં યુરોપના રાજકારણમાં રાજ્યો વચ્ચે પરસ્પર બળ-તુલા સમ-ધારણ કરીને વર્તવાની નીતિ પ્રતિષ્ઠિત હતી. કૉર્નવૉલિસે તે જ નીતિથી વર્તીને દક્ષિણ હિંદમાં અંગ્રેજ હિતને સંભાળવા તાક્યું' હતું. કોણ કહી શકે કે તેમાં તે નહોતો ફાવ્યો? પણ વેલેસ્લી સ્વભાવે આ નીતિ વિરુદ્ધ હતો. તેણે તેથી જુદા વર્તવાને માટે હિંદમાં ફ્રેન્ચોના પ્રભાવની બીકનું કારણ ખડું કરી, યુદ્ધ આદરવા ઠરાવ્યું. મિલ તેના ઇતિહાસમાં બધી તરફની ઝીણી તપાસ કરીને સ્પષ્ટ ફેંસલો આપે છે કે, ટીપુ જોડે લડવાનો ઠરાવ વેલેસ્લીએ બે જ દિવસમાં કરી પાડ્યો. ૧૮ જૂને, ૧૭૯૮ તેને ખબર પડી કે ટીપુ ફ્રેન્ચો જોડે સંધિ કરે છે, અને ૨૦ મી જૂને તેને પરાસ્ત કરવાનું નક્કી કર્યું". પણ "૧૭૯૩માં સંધિ

ઈંગ્લેન્ડ વચ્ચે યુદ્ધ શરૂ થયું ત્યારથી અત્યાર સુધીમાં, ફ્રેન્ચો હિંદ ઉપર ચડી આવવાની વકી આ વખતે અગાઉ કરતાં પણ વધારે હતી, એવું માનવાને કશું સયુક્તિક કારણ એની પાસે નહોતું, એમ ખાતરીપૂર્વક કહી શકાય.” (મિલ III. પા. ૪૧૨)

અલબત્ત, ફ્રાન્સ ઈંગ્લેન્ડ યુરોપમાં લડતાં હતાં; પરંતુ ફ્રેન્ચો હિંદમાં કાંઈ કરી શકે એમ હતું જ નહિ, કેમ કે ૧૭૯૩માં તે યુદ્ધ શરૂ થતાં જ કોર્નવૉલીસે તેમનાં બધાં થાણાં દાબી દીધાં હતાં.

કે નહોતો વેલેસ્લીને લડાઇ માંડવાનો હુકમ : ૧૭૮૪નો પીટનો કાયદો સાફ ના પાડતો હતો. તેમાં સાફ કહ્યું હતું કે, અંગ્રેજોએ પોતાનું છે તેટલું સંભાળવા ઉપરાંત કશું આક્રમણ કરવું ન જોઇએ.

પરંતુ પીટ વેલેસ્લી એ બે દોસ્તો એ નીતિવાળા નહોતા. તેઓ તો યુરોપમાં ચાલતા નેપોલિયન સામેના જંગના માનસથી રંગાયા હતા. હિંદમાં પ્રબળ બની બેસવાનો જે સુયોગ તે વખતની પરિસ્થિતિમાં હતો, તેને વેલેસ્લી જેવો ઉદ્દામ માણસ જતો કરે એમ નહોતું. તેને માટે એણે બહાનું જ યોજવાનું હતું, અને કલકત્તા ઉતરતાંવેત ફ્રેન્ચ હાઉ તેણે ઊભો કર્યો, અને અંગ્રેજોના કટ્ટર શત્રુ ટીપુને તોડી પાડવા લાગલો જ ઠરાવ કરી તૈયારીઓ કરવા હુકમ કાઢ્યા. અને તરત તેનો અમલ એણે ન કર્યો તે એટલા જ માટે કે, મદ્રાસ સરકારે સફળ યુદ્ધ માટે કેટલીક જરૂરી પૂર્વ-વ્યવસ્થાઓનો અભાવ બતાવ્યો. આમ વખત મળ્યો તેનો લાભ લઇ વેલેસ્લીએ વિચાર્યું કે, વખત છે તો નિઝામ મરાઠાઓમાંથી કોઈ ટીપુને મળી ન જાય એની પૂર્વ-ખાતરી કરી લેવી સારી.

આમ આ આઠ વર્ષના ઉદ્દામ આક્રમણ કાળના વહીવટનો પ્રારંભ કેમ કરવો તેની લીટી ગોઠવાઇ ગઇ,* અને વેલેસ્લીએ પોતાનું કામ શરૂ કર્યું. એવું કુલ-કપટ તેણે એ ચલાવ્યું કે, એમ વર્તનારા કલાઈવ, હેસ્ટિંગ્ઝ, ને ડલહાઉસી જે બીજા ત્રણ હાકેમો ઇતિહાસમાં થયા, તે ત્રણેને વેલેસ્લી આંટી જાય છે!

આ કામને માટે તેણે જે બહાનું બતાવ્યું તે હવે જોઇએ.

## ૨

## ફ્રેન્ચ હાઉ

‘અંગ્રેજ નૌકાસૈન્ય દરિયા પર સંપૂર્ણ આધિપત્ય ધરાવતું હતું; અને આપણા શત્રુઓ (ફ્રેન્ચો) રોજ રોતા હતા કે તેઓ પોતાના એકેય બંદરેથી સહીસલામત રીતે, એક પણ વહાણ મોકલી શકતા નથી, કેમ કે બધી બાજુથી બ્રિટિશ નૌકાસૈન્યે તેમને ઘેર્યા છે.—આ વાત આપણે જાણીએ છીએ’

—(જુલાઇ, ૧૭૯૮માં કલકત્તાના ગોરાની સભામાં એડવોકેટ-જનરલે કરેલા ભાષણમાંથી) મિલ ૩–૪૧૪ પાને જુઓ

“આ વખતે અને ત્યાર બાદ ઘણાં વર્ષો સુધી, અંગ્રેજ મુત્સદ્દીઓની કલ્પનામાં પાછળથી રશિયા જે સ્થાન લે છે, તે ફ્રાન્સે સ્થાન લીધેલું હતું.”

–વિલિયમ હંટર ધી ઈંડિયન એમ્પાયર પા. ૨૯૬

યુરોપમાં ફ્રેન્ચ ને અંગ્રેજો લડે કે હિંદમાં તેમના આડતિયાઓ અત્યાર સુધી લડતા આવ્યા હતા. યુરોપના ગોરા રાષ્ટ્રોની તે કાળની સાઠમારીનો એ લગભગ અણલખી કાયદો જ હતો. તેથી અંગ્રેજો ને ફ્રેન્ચો અરસપરસ શંકાળુ ને અણવિશ્વાસુ બની ગયા હતા એ તો ઉઘાડું છે. ૧૭૯૩માં બે પ્રજાઓ યુરોપમાં યુદ્ધે ચડી કે તરત કોર્નવૉલીસે હાકેમપદેથી જતાં જતાં પણ ફ્રેંચ થાણાં કબજે કરી લીધાં ને તેમના તરફની નિરાંત કરી લીધી. સર જૉન શોર તેની પછી તે પદે આવ્યો, તેણે તે બાબત પછી વિશેષ કાંઇ કર્યું નહિ, કેમ કે કરવાની કશી જરૂર નહોતી. ૧૭૮૪ના તટસ્થ નીતિના કાયદાને જો કોઈ ગ. જ. એ માન આપ્યું હોય તો તે જ હતો. નિઝામ ઉપર મરાઠાઓ તૂટી પડ્યા છતાં શોરે તેને મદદ ન કરી, એ કદાચ આ નીતિના વિચારે.

વેલેસ્લીને શોરનું આ પગલું જરાય ગમતું નહોતું. તેને તો શોર જેવો ‘અકુલીન, ગ્રામ્ય વર્તનવાળો” સામાન્ય દરજ્જાનો નકામો નબળો ને “ડરપોક તથા એદી” માણસ ગ. જ. બન્યો એ જ ગમતું નહોતું. તેણે એક સ્થાને લખ્યું છે કે, એ માણસે તો ગ. જ.નો મોભો, માનમરતબો, ને વૈયક્તિક વટ તથા ‘હોદ્દો જ ખરાબ કરી નાખ્યો (જુઓ થોમ્સન-ગૅરેટ પા ૧૯૮) આ બધો ‘બગાડ’ દૂર કરવો જોઇએ એ એની મુખ્ય વાસના હતી; અને એ પૂરી કરવા માટે યુરોપમાં ચાલતા ફ્રેન્ચ-અંગ્રેજ યુદ્ધનો લાગ એણે ઠીક ઝડપી લીધો.

અઢારમા સૈકામાં ફ્રાન્સમાં રાજા અને તેના ઉમરાવો તથા ધર્મગુરુઓ સામે તેની આમ-પ્રજા વરસોથી લડતી હતી. તેમાંથી તે દેશમાં, સ્વતંત્રતા–સમતા–બંધુતાના માનવસ્વાતંત્ર્યવાદી વિચારો કરનારા પુરુષો જાગ્યા. તેમની શિખવણી તળે તૈયાર થઈ ફ્રેન્ચ પ્રજા ક્રાંતિને માર્ગે વળી, તે એટલે સુધી કે, ૧૭૯૩માં તેણે રાજા લુઇનું ખૂન કરી રાજ ઉથલાવી પાડ્યું અને પ્રજાસત્તાક જાહેર કર્યું, તથા પોતાની પ્રિય સિદ્ધાંત-ત્રિપુટીને યુરોપમાં જોરશોરથી ફેલાવવા માંડી.

ઈંગ્લેન્ડનો વડોપ્રધાન પીટ અને તેનો પક્ષ આ ક્રાંતિ સામે હતા તેમને બીક હતી કે તેના છાંટા જો પોતાના દેશને ઊડે તો ઊથલપાથલ થાય, કે જેવી બીક ઇંગ્લૅન્ડના રાજ્યમુત્સદ્દીઓને ૧૯૧૭-૮ બાદની રશિયન ક્રાંતિ વિષે પણ આજ સુધી રહી છે. બર્ક નામના એક પ્રખ્યાત લેખકે આ પક્ષને સમર્થતી ચોપડી લખી ફ્રેન્ચ ક્રાંતિ સામે ઇંગ્લેન્ડમાં જેહાદ ઉઠવી. એનો પડઘો આખી પ્રજા ઉપર પડ્યો, અને પિટે ઈ. સ. ૧૭૯૩માં પ્રજાસત્તાક ફ્રાન્સ સામે યુદ્ધ આદર્યું; અને બીજી બાજૂથી પોતાના દેશમાં પ્રજાના પ્રાથમિક નાગરિક હકો ઉપર દમનનીતિના કાયદા લાદવાની શરૂઆત કરી.

આ જ અરસામાં મહાન ફ્રેન્ચ યુદ્ધવીર નેપોલિયન આગળ આવ્યો ને તેણે ફ્રેન્ચ પ્રજાનું નેતૃત્વ લઇને અંગ્રેજ તથા આખા યુરોપને પોતાની સામે પડકાર્યો

---

*W. હંટર તેના ‘The Indian Empire’(પા.૨૯૬)માં સ્પષ્ટ જણાવે છે–

‘ખુદ નેપોલિયનની દોરવણી તળે હિંદ પર ફ્રેન્ચોની ચડાઇની સંભાવના ધૂળ ભેગી કરવી એ વેલેસ્લીની પરદેશ સાથેની (એટલે કે હિંદના રાજા નવાબો સાથેની) નીતિનો નિયામક વિચાર હતો.’

પીટે આ પડકાર ઝીલી લીધો યુરોપમા ઈંગ્લન્ડનું વર્ચસ્વ ન ઘટવુ જોઇએ એને માટે એણે કામ લીધુ અને નેપોલિયનને હફાવી પરાસ્ત કરવાની લાંબી રાજનીતિ રચી તેની સામે મોટી ઝુંબેશ ઉઠાવી આ ઝુંબેશ ઠેઠ ૧૮૦૨ સુધી ચાલી, વચ્ચે થોડીક બધ રહી પછી ૧૮૦૩મા ફરી શરૂ થઇ અખરે તેનો અત ૧૮૧૫મા અગ્રેજોના વિજયથી આવ્યો એટલે આ બે દાયકા એ બે દેશ વચ્ચે સતત યુદ્ધના ગયા તેમા એમણે પોતાનું બળ વધારવા પેટ ભરીને સરસાઈ કરી સ્વભાવિક રીતે તેનો પડઘો હિંદના અગ્રેજ રાજકારણ ઉપર પણ પડયો

વેલેસ્લીને ફ્રેન્ચ ક્રાંતિ અને ફ્રેન્ચો સામે હાડહડતો ક્રોધ હતો હિંદના દેશી રાજાઓ ઉપર તૂટી પડવાને માટે, તેઓ ફ્રેન્ચોને પોતાની સેનામા રાખે છે, એટલુ બહાનુ તે મિજાજી માણસને બસ લાગ્યુ એટલે, હિંદમા પહોચતા અગાઉ જ કદાચ એણે નક્કી કરી દીધુ લાગે છે કે, ફ્રેન્ચોને તે સ્થાનોએથી કાઢવા જોઇએ પછી ભલે દેશી રાજાઓ જોડેની સ્થિતિ ગમે તેવી હોય એ વિચાર પણ આ નિશ્ચયમાથી તેને રોકી રાખી ન શકે કે, દેશી રાજાઓ સર્વસત્તાધીશ હાકેમો છે તેમને ફ્રેન્ચો કાઢી મૂકવાનુ કહેવુ એ લગભગ યુદ્ધનુ કે ખંડિયા બનવાનુ જ કહેણ છે

[જુઓ મિલ પુ૦ ૩-૪૦૪]

ફ્રેન્ચોને દેશી રજવાડામાથી કઢાવવાની સદી લાગતી આ વાત હિંદના ત્યારના વાતાવરણમા ભારે મોટી ક્રાંતિકારક થઇ પડી એમા નવાઈ નથી કેમ કે, તે રસ્તે અને તે નિમિત્તે વેલેસ્લીએ શોરની તટસ્થતા-નીતિને તોડી નાખી એટલુ જ નહિ તેને તેમા એવો હાથો મળી ગયો કે જે દ્વારા તેણે હિંદના બધા મુખ્ય રાજવીઓને એકેએક પડકારવાનો લાગ જોયો, અને તેમાથી હિંદને કાયમને માટે અગ્રેજ કાબૂમા કરી લેવાની એક વ્યાપક રાજનીતિ આદરવાની આબાદ યોજના ઘડી કાઢી આ રાજનીતિને 'સહાયકારી સેના પદ્ધતિ કહેવામા આવે છે

એની શોધ વેલેસ્લીને નામે સામાન્યત ચડાવાય છે પરંતુ ખરુ જોતા તે પદ્ધતિ હિંદના રાજકારણમા નવી જ શોધ ન ગણાય તે પદ્ધતિના બીજ ડુપ્લેએ નિઝામ-દરબારમા શરૂ કરેલી રાજનીતિમા જોવા મળે છે, અને તેનો કેટલોક ઉપયોગ ક્લાઇવ હેસ્ટિંગ્ઝે કર્યો હતો વેલેસ્લીને ભાગે એટલુ જાય છે કે એ બધા પ્રયોગોમાથી તે હિંદનો કબજો કરી લેવાની એક વ્યાપક પદ્ધતિ યોજી લઇ તેનો અમલ શરૂ કરે છે, અને તે એવી સફળ નીવડે છે કે, આજ સુધી તે નીતિના મૂળતત્ત્વો હિંદની અગ્રેજ સામ્રાજ્યશાહીમા કાયમ છે[1] આ નીતિ તે હિંદના દેશી રાજ્યો ઉપર કાબૂ મેળવી અગ્રેજોને દેશની સાર્વભૌમ સત્તા બનાવવી તે કેવી રીતે તે સમજવા માટે એ નીતિના મુખ્ય તત્ત્વો જોવા જોઈએ

## ૩

## સહાયકારી સેના-પદ્ધતિ

" આજ સુધી આ પદ્ધતિ ચાલુ છે, તેનો પાયો આમ નખાયો હતો, અને વેલેસ્લીએ જાતે ૧૮૦૪માં ( તેનો ખરીતો તેણે વિલાયત ૧૩-૭-૧૮૦૪ મોકલેલો તેમા ) લખ્યુ કે, ' હવે બ્રિટિશ સરકાર અને હિંદના મુખ્ય રાજ્યો વચ્ચે એક સામાન્ય સબધનું જોડાણ કાયમ કરવામા આવ્યુ છે, એ એવા સિદ્ધાંતો પ્રમાણે કે, તેમને લઇને બ્રિટિશ સરકાર જોડે સબધ સાચવવો એ દરેક રાજ્યના હિતમા હોય એમ બને છે , અને તે સિદ્ધાતો દરેક રાજ્યને બ્રિટિશ સત્તાની સામાન્ય છત્રછાયા તળે પોતાના નક્કી રાજ્યની હદમા પોતાની ઇલાયદી હકૂમત વગર બાધાએ ચલાવવાની ખાતરી કરી આપે છે, આ પહેલાની પદ્ધતિ એવી હતી કે તે આપણી સમાન બધા રાજ્યો છે એમ ગણીને ચાલતી, તે પદ્ધતિ ઉવટે છોડી દેવામા આવી, અને આપણી રાજકીય તથા લશ્કરી સર્વોપરિતા ચોખ્ખી સ્વીકારવામા આવી "

—કેમ્બ્રિજ ઇતિહાસ, પુ ૫-૫૭૦

" સાદા શબ્દોમા કહીએ તો, લૉર્ડ વેલેસ્લી કે જેને એશિયવાસીઓમા અજાપ મહાકાક્ષા હોવી એ અસહ્ય લાગતું તેણે ક્યારનુ નક્કી કરી દીધું હતું કે, તે કાળે જે જે રાજ્યો જોડે અગ્રેજ સરકારને કાઇ પણ સબધ હોય તેવા બધા ઉપર બ્રિટિશરક્ષાતત્ર વિસ્તારવુ, અને તે એવો આગ્રહ રખાવીને કે, દરેક રાજાએ પોતાનું લશ્કર ઘટાડવુ જોઇએ અને બહારના આક્રમણ સામે બચાવને સારુ તથા અદરની સુરક્ષિતતા માટે મુખ્યત્વે બ્રિટિશ સર્વસત્તાધીશતાના સર્વોપરી લશ્કરી બળ ઉપર આધાર રાખવો જોઇએ "

સર આલ્ફ્રેડ લાયલ પા ૨૪૬

કર્ણાટક અને નિઝામ-રાજમા ગોરા વેપારીઓએ કેવી રીતે અને શા સારુ પગપેસારો કર્યો તે આપણે જોઇ ગયા છીએ તે વખતે તેઓ કોઈ દેશી રાજાનું પડખુ સેવી, તેને મદદ કરવાને મિષે પોતાનું કામ સાધતા હતા એથી કરીને આપોઆપ તેઓ ત્યારની પોતની પ્રાથમિક દશામા રાજાને મોટો માનતા અને તેને છાજે એવો દરજ્જો સ્વીકારીને ચાલતા હતા.

બગાળમા તેમણે આ નીતિ જરા આગળ વધારી ત્યા અગ્રેજો પોતે થઇને નવાબ સિરાજુદ્દૌલા સાથે લડ્યા, માત્ર સિરાજની નવાબીના ઉઠાઉગીર અને નિમકહરામી પ્રતિસ્પર્ધીને એ ઠારૂપે લઇ લીધો, અને તેને પણ ધીમે ધીમે નામનો નવાબ કરી મૂકી ઉવટે તેના વરાજને નાબૂદ કરી, તે વિશાળ મુલક કબજે કરી લીધો અગ્રેજ ઘૂસણ-નીતિનો આ બીજો તબક્કો થયો, તેમા દેશના હકદાર રાજા સાથે લગભગ બરાબરીને નાતે કામ લેવામા આવે છે

અવધના નવાબ તથા તાંજોરના હિંદુ રાજાની બાબતમા વળી એક ત્રીજો પ્રકાર જોવા મળે છે આ બેઉ હાકેમોને અગ્રે

1. કેમ્બ્રિજ ઇતિહાસ કહે છે – '૧૮૧૮થી ૧૮૫૭નો સમય એટલા માટે મહત્ત્વનો છે કે, તે દરમિયાન દેશી રાજ્યો સાથેનો આપણો સબધ ઉવટે વ્યવહારમા લગભગ એ પાયા ઉપર મુકાયો કે જે હજી કાયમ છે આ નીતિ લૉર્ડ વેલેસ્લીએ શરૂ કરી, પણ તેની પછીના કૅર્નવોલીસ, બાર્લો ને મિન્ટોએ છોડી હતી, તે પાછી લૉર્ડ હેસ્ટિંગ્ઝે જારી કરી ને તેનો તર્કશુદ્ધ જે આખરી અત આવવો ઘટે, તેટલે તેને પહોચાડી ..'

( પુ૦ ૫, પા ૫૭૦ )

લેએ પોતાના હાથમાં લીધા, અને જ્યારે જરૂર પડે ત્યારે, તેમને ઝૂડી ખાવાને માટે 'રૂપિયાનાં ઝાડ' તરીકે સાબૂત રાખી મૂક્યા. એક પછી એક પગથિયે આગળ વધવામાં ખર્ચ પેટે, આ ઢબે આવક ઠીક મળી રહેતી.

અવધ પ્રાંતમાં વળી વિશેષ નવો પ્રકાર ખીલતો જોવા મળે છે. આ પ્રાંત બંગાળાની બ્રિટિશ હદને લાગીને શરૂ થાય છે. એટલે બંગાળા ઉપર ચડાઇ સામે વચ્ચે ઊંટરૂપે પણ તે અચ્છું કામ દઇ શકે, એવી ગણતરી કરવામાં આવી. તેથી ત્યાં અવધના જ નવાબને ખર્ચે ને તેના રક્ષણમાં મદદ કરવાને નામે, પણ અંગ્રેજના તાબામાં રહેતું, એવું કંપનીનું લશ્કર રાખવાની શરૂઆત કોર્નવૉલીસે કરી જોકે, આવી ગોઠવણ છતાં, કાગળ ઉપર, અવધનો નવાબ સ્વતંત્ર સત્તાધીશ લેખાતો હતો! અંગ્રેજ ઘૂસણનીતિના આ ત્રીજા પ્રકારમાં એક ડગલું આગળ ભરાયું—રાજાને ઊતરતો માનવામાં આવ્યો, અંગ્રેજ સત્તા ઉપરીવટથી કામ કરતી થઇ.

આ ત્રણ પ્રકારોમાં કર્ણાટકની યુક્તિ અનુભવે નકામી નીવડી હતી. નવાબ કેવો બિનજવાબદાર બન્યો હતો એ આપણે જોયું. પણ નવાબ એવો થાય એમાં અંગ્રેજ નીતિને વાંધો નહોતો. બલ્કે, આ આખી નીતિમાં જ એ મુખ્ય તત્ત્વ રહેલું હતું કે, દેશી રાજા અંગ્રેજ–અવલંબી બની બિનજવાબદાર બનતો જાય ને રાજ્યનું સાચું કામ કંપનીને સોંપી, રાજા તરીકે તે ઊતરતો જાય; માત્ર તેની કોઈ રીતના છાંટા કંપનીને ન લાગવા જોઈએ. તેને તેથી જો લાભ હોય તો દેશી રાજાઓ આમ નકામા બનતા જાય તે કદાચ ઇષ્ટાપત્તિ જ હતી, એમ અંગ્રેજ રાજનીતિ પરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

કર્ણાટકનો નવાબ ભ્રષ્ટ થવાની સાથે કંપનીનું તંત્ર પણ ભ્રષ્ટ થયું ને તેને સાચવવા મદ્રાસ સરકારને ને મધ્યસ્થ કલકત્તા સરકારના ગ.જ.ને કેવા ઉજાગરા કરવા પડતા હતા, એ અગાઉના ઇતિહાસમાં આપણે જોઇ ગયા છીએ. આમાં વાંક અંગ્રેજ લોભી અમલદારોનો જ હતો. એ વળી જુદી વાત. પરંતુ કર્ણાટકની પદ્ધતિ—એટલે કે નવાબને નામનો રાજા રાખી મૂકવો ને વેપારી રાજ્યતંત્ર ચલાવ્યે જવું—એ રદબાતલ નીવડી હતી.

બંગાળમાં તેથી જ કદાચ, નવાબને નામનો રાખવાથી શરૂ કરવા છતાં, અંતે તેને ઉઠાડી કાઢયો ને બંગાળ ખાલસા કરવામાં આવ્યું, ને ત્યાં અંગ્રેજોને સૂઝયું એવું પોતાનું તંત્ર ગોઠવી પ્રાંતનો પાકો કબજો કરી લેવામાં આવ્યો. આવી ખાલસા–પદ્ધતિ સીધી રીત હતી, ને આગળ ઉપર આપણે જોઇશું કે, કંપની સરકાર તે જોરથી અખત્યાર કરે છે. વેલેસ્લીના વખતમાં એ રીતે કામ લેવાનો લાગ નહોતો; કદાચ તે ઉતાવળિયા ને કવખતની નીવડત. એટલે એમ તેવી સીધી છતાં, વેલેસ્લી એ રીત મુખ્યત્વે અખતિયાર કરી શકે એમ નહોતું. તોય કર્ણાટક અને તાંજોરમાં બંગાળ પેઠે છેવટે તે રીતે વર્તે છે ખરો.

બાકી રહી અવધ–પદ્ધતિ, કે જેની અસ્પષ્ટ શરૂઆત કોર્નવૉલીસે કરી દીધી હતી એટલે કે, પારકે ખરચે પોતાના લશ્કરને તે રાજાના રાજ્યમાં જ ગોઠવીને, તે દ્વારા તેને જ કબજામાં રાખવો. આમાં કંપનીના સંચાલકોની વેપારી નફા–નુકસાન–બુદ્ધિનુંય ઉતારણ હતું, ને રાજકારણીઓની મહાકાંક્ષાને પણ પૂરું સ્થાન મળતું હતું.

અવધમાં મૂકેલા લશ્કરના ખરચની રકમ નવાબ વખતસર આપે ન આપે, તે સારુ તેની પાસેથી તેના રાજ્યનો અમુક ટુકડો જ તે પેટે લઈ રાખ્યો હતો. આથી ઉઘરાણી કરવાની પણ નિરાંત થઇ ગઇ! આ વસ્તુ તે પદ્ધતિનો વળી વિશેષ 'ગુણ' હતો! બરોબર આને જ મળતી પદ્ધતિ દુપ્લેએ નિઝામરાજમાં ઘૂસીને મૂકીને, ઉત્તર સરકારનો મુલક તેના ખર્ચ પેટે પોતે લેવા ધારા, અખત્યાર કરી હતી. આમ આ અવધ–પદ્ધતિ તે વખતે સૌને ફાવે એવી હતી ને વેલેસ્લીએ તેને વધુ અનુકૂળ ગણી વધાવી લીધી, ને તેને વેગ આપવા ફ્રેન્ચ હઉને આગળ કર્યો.

દેશી રાજ્યોમાં ફ્રેન્ચોને લશ્કરમાં રાખવામાં આવતા હતા, એ પ્રથા અગાઉથી ચાલતી આવી હતી. તેમને ત્યાંથી હઠાવવા જોઇએ ને તેમને બદલે અંગ્રેજોને રાખવા જોઇએ, એને વેલેસ્લીએ અવધ–પદ્ધતિના અમલને માટેનું નિમિત્ત બનાવ્યું. અને એ એણે એક નિયમ તરીકે એવું તો ઘપાવ્યું કે, તેને ઈતિહાસમાં ખાસ નામ આપવામાં આવ્યું—'સહાયકારી સેના પદ્ધતિ.'

આ પદ્ધતિ અનુસાર અંગ્રેજ કંપની દેશી રાજા જોડે સંધિ કરે; તેમાં પોતે તે રાજાના રાજ્યના હકો સલામત રાખે અને અંદર બહારથી ભય સામે રક્ષણ કરવાનું માથે લે; એ કરવાને સારુ તે પોતાનું લશ્કર, પોતાના અધિકાર નીચે તે રાજાના રાજ્યમાં રાખે— તે રાજા રાખવા દે; દેશી રાજાએ તેવા રાખેલા સહાયકારી સૈન્યનો ચાલુ ખરચ વેઠવો જોઇએ, એટલે કે, ખરચની રકમ જેટલી આવકવાળો (સંધિ થાય તે કાળને હિસાબે આવક ગણવાની એ તો ઉઘાડું છે,) મુલક તે રાજાએ પોતાના રાજ્યમાંથી કંપનીને સોંપી દેવો જોઈએ. જો ખાસ પ્રસંગ ઊભો થાય ને લશ્કરને કાંઈ કામગીરી કરવી પડે, તો તે વિશેષ ખર્ચ રાજાએ મજરે આપવો જોઇએ. અને સામેથી રાજાએ કંપનીને ખાતરી આપવી જોઈએ કે અંગ્રેજ સિવાય બીજા કોઇ ગોરા પરદેશીને તે નહિ રોકે; પોતાનાં પડોશી રાજ્યો જોડે લડાલડ નહિ કરે, ને તેમની સાથે જે કાંઇ સંબંધ બાંધે તે કંપનીને પૂછીને બાંધશે; એટલે, કે, ટૂંકમાં પોતાનું રાજ્ય સંભાળીને અંગ્રેજ સહાયકારી સેનાની છત્રછાયા તળે તેણે સુખનું રાજ્ય ભોગવ્યા કરવું જોઈએ.

આ નીતિથી દેશી રાજાઓ પર નૈતિક અને આધ્યાત્મિક કેવાં કેવાં માઠાં પરિણામો આવે, અને ખરેખર આવ્યાં છે, તે આજે તો પ્રત્યક્ષ જોઇએ છીએ, એટલે અહીં ગણાવવાની જરૂર નથી પણ કંપની સરકારની દૃષ્ટિએ આ કેવી આબાદ યુક્તિ હતી તે જોઇએ. તેનાથી અંગ્રેજોનો હાથ સર્વોપરી થાય એ તો ઉઘાડું છે. ઉપરાંત, હિંદના પરાયા મુલકમાં હમેશા ડરીને રહેવાનું કંપનીના ગોરાઓને માટે મટી જાય, કેમ કે તે ચક્રવર્તી બને. દરેક રજવાડામાં લશ્કરી છાવણી જોડે અંગ્રેજ રેસિડેન્ટ રહે, તે એ રજવાડા પર હમેશ જાગતી નજર રાખે, એટલે રાજા આપો-

મને જણાતો નથી, કદ રૂપમાં ફેરફાર ખરો, એટલું જ. પણ એમ તો માણસ જાતમાં યે કયો મોટો ફરક જણાય છે? નટવરભાઇ પાસે દુનિયાભરના સિક્કા છે. પણ આવા સિક્કાનો સંઘરો કરવો એ ગુનો ગણાતો નથી. એક જ દેશના, એટલે કે હિન્દુસ્તાનના એક જ જાતના સિક્કા સંઘરો તો ગુનો. પણ નોટો કે નોટો આપી સોનુ કે શેર એમ મોટા પ્રમાણમાં દોલત એકઠી કરો તો ગુનો નહિ. નાના સિક્કા સંઘરો તો ગુનો, પણ લાખો કે કરોડો રૂપિયા એકઠા કરો તો ગુનો નહિ.

મૂળ વાત એ કે સંઘરો કરતાં આવડવું જોઇએ. એમ તો હિટલરે ઘણાં દેશો સંઘર્યા, પણ એને ભારે પડી ગયું. અમેરિકાએ કેટલા બધા ટાપુ આજ દિન સુધી સંઘરી જ રાખ્યા હતા ને! બ્રિટને હિન્દને કેવી કુનેહ અને કાળજીથી સંઘરી જ રાખ્યુ છે. સંઘરો કરવાની પણ એક કળા છે. ગમે તે માણુસ ગમે તેનો સંઘરો નથી કરી શકતો. કેટલાકથી બે તો શું પણ પોતાની એકની એક બૈરી પણ સંઘરી શકાતી નથી. કંઇક નાસી ગઇ, અને વળી નાસીને એક હોય તે પર બીજી થઇને બેઠી. એકને ન આવડયું તે બીજાને આવડયું.

કહેવત છે કે સંઘર્યો સાપ પણ કામનો. સાંપ સંઘરવો શું કામ લાગતો હશે એ તો મદારી જાણે. અને વળી જો એ દૂધ પાઇને ઉછેરેલો સાપ હોય તો તો જુઓ મજા. પણ સાપ સંઘરવો સારો નહિ હોય, છતાં સાપની કાંચળી સંઘરવી સારી છે.

[1] કાંચળી કરતાં એ વધારે ઉપયોગી જૂના કપડામાં રાખવાથી તે બગડતા નથી. આ રીતે જુઓ તો સંઘરો કરવો પણ જરૂરી છે, અને સંઘરો ન કરવો પણ ઠીક છે. એટલે સરકારે સંઘરો કરો અને સંઘરો ન કરો, એવી બે પ્રકારની જાહેરાત કરી છે. અનાજ, સિક્કા, કાપડ વગેરેનો સંઘરો ન કરવો. સિક્કાનો ન કરવો પણ રૂપિયાનો કરવો, પણ તે રૂપિયા સિક્કા ન હોવા જોઇએ. આ ભેદ બહુ કાળજીપુર્વક ધ્યાનમાં રાખવાની જરૂર છે.

સંઘરો ન કરો એમ તો કોઇ કહેતું નથી. નહિ તો સરકારી કે સૌ કોઇ સંગ્રહસ્થાનો ગુનામાં આવી જાય. એમાં જાતજાતના સિક્કા જાતજાતના અનાજના દાણા, જાતજાતના કિનખાબી રેશમી ભારે સુતરાઉ કાપડ, સંઘરેલું હોય છે અને મોટે ભાગે આવા સંગ્રહસ્થાનો સરકાર ચલાવે છે. અરે, તાજેતરમાં લડાઇ વખતે લંડનમાં જાતજાતની સરકારો સંઘરવામાં આવી છે. સત્તા નહિ, સરકાર ખરી. એથી કંઇ એ ગુનો નથી થતો. સંગ્રહસ્થાન જેવા જ કેટલાક કુટુંબો પણ હોય છે. ધણી સારો, વહુ વિચિત્ર, સાસુ કજિયાખોર, સસરો માથેપડુ, દિયેર ગલેપડુ, જેઠ લેભાગુ નણંદ આખાખાઉ અને બાળબચ્ચા ઘરણુંપેલા. કયાંક વહુ સારી અને વર વહી ગયેલો. સંગ્રહસ્થાનના જ સેંપલ!

મગજની ડાખળી આડી કે લુલી હોય એવાને માટે તો ઉન્માદાલય છે, ત્યાં એનો સંઘરો થાય, પણ સગી આંખે જોએલો એક ઉમરેઠી કુટુંબનો કિસ્સો તમે વિચારો, અને પછી કહો કે એવાઓનો ક્યાં સંઘરો કરવો? માંદો મરણ પથારી પર હતો, સગાભાઇને તાર કરી તુરતો તરજ બોલાવવામાં આવ્યો. ભાઈ દરવાજે દાખલ થતાં આજાર ગુજરી ગયો. જાણે આવનાર ભાઈથી બીને એ દુનિયામાંથી નાઠો! વિધવાબાઈ હજી આંસુ સારે એટલામાં ખુણામાંથી મા નીકળી, ચાવીના ઝૂડા પર ઝડો ઉચકયો. આવનાર ભાઈએ બેમાંથી એકેયનો પ્રશ્ન લીધા વિના તટસ્થ દાવો રજુ કર્યો. રોકકળ અને કૂટવાવિધિ મોકૂફ રહી. વાતમાંથી મેણા ચાલ્યા, અને મેણામાંથી નિંદા ગંધાઈ, અને એ ગંદકીમાંથી ગાળાગાળી પાંગરી, ભાષણો ચાલ્યા, ટંટો વધતાં મામલો તદ્દન હાથથી ગયો. મરનારનો જીવ ચાલ્યો ગયો, પણ મડદુ તો હજી હયાત હતું ને. કોઇની મજાલ નહિ કે અબદેહને બાંધવા લઇ શકે, અંતે પોલિસે લાશ ઉપડાવી, અને બ્રાહ્મણનું કાર્ય કર્યું. આવી વ્યક્તિઓનો સંઘરો કોઇ દેશ કરવા તૈયાર થશે ખરો? છતાં આપણા તળ ગુજરાતમાં આવા કોઠા અડી બેઠા છે. એ ગુનામાં પણ ન આવી શકે.

સરકાર પૈસાનો સંઘરો કરવા કહે છે, કે આગળ ઉપર વાપરવા કામ આવે. એ વાત ખરી છે કે આજનું પાપ કાલે કરવું. વધુ પડતાં પૈસાથી મોટે ભાગે પાપ સંઘરાય છે અને એ સંઘરો પણ અંતે તો સડે જ છે. એટલે કે માણુસ જાતે જ સડે છે. સડે છે અને પડે છે, અને છેવટે મોતને મારગે ચઢે છે.

સંઘરો તો એક જ વસ્તુનો થાય, અને તે પુણ્યનો. અને તેમ કરવા માટે સંઘરાયલી દોલત, જણસ, વસ્તુ, બધું જ છોડવું પડે અને તે આ જમાનામાં કોણ છોડે?

# લાલ ઝંડી

બતાવનાર :
'સાંધાવાળો'



સમાજની આગગાડી પૂરપાટ ધસી જતી હોય અને એવે વખતે એના માર્ગમાં આગળ ક્યાંક ખરાબા કે જોખમ જેવું આવતું હોય, ત્યારે લાલબત્તી કે લાલ ઝંડી ધરીને એને ચેતવનાર સાંધાવાળાઓની બહુ મોટી જરૂર છે. પશ્ચિમની અને પૂર્વની સંસ્કૃતિ અને જીવનપ્રણાલિના સંકરના આપણા અત્યારના યુગમાં વ્યક્તિની મનોદશા અને પરિણામે સામાજિક વૃત્તિવલણો અને આચાર એવું નિત્ય-નવું પરિવર્તન પામતાં જાય છે કે સરવાળે એનાથી લાભ કે હાનિ, અને ગાડી ખરાબામાં તો નથી જતી, એની સ્વસ્થ વિચારણા કરવી ય કોઈને સૂઝે નહિ. પણ સમાજહિતચિંતકોએ એવી સ્વસ્થ વિચારણા કર્યા કરતા રહેવાની જરૂર હવે મોટી બનીને ઊભી છે. એ જરૂર સંતોષવાનું કાર્ય તો સમાજના સંસ્કારનેતાઓને સોંપી, અહીં તો એકબે બાબત ધ્યાન પર લાવવા લાલ ઝંડી બતાવવાનું કર્યું છે.

એ છે સ્ત્રીઓ અને ઘર સંબંધમાં સ્ત્રીઓ અને ઘર? હા; ઘર જ સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર, અને ગણો તો રાજ્યક્ષેત્ર, વર્ષોથી મનાયું છે. પુરુષ બહારનો રાજા, પણ ઘરની રાણી, ગૃહની સ્વામિની, તો ગૃહિણી જ. **गृहिणी गृहमुच्यते** જેવું વચન પણ આ કહેવા માટે જ યોજાયું છે. પુરુષ અને સ્ત્રીની શક્તિ, શક્તિમર્યાદા, વૃત્તિ, સ્વભાવ આદિની પ્રકૃતિએ આંકેલી હદ પ્રમાણે જ એ બંનેના કાર્યક્ષેત્રની આ પ્રકારની વહેંચણી કે વ્યવસ્થા સહજબુદ્ધિથી ને હૈયાઉકલતથી સમાજે પરાપૂર્વથી યોજી છે–ઘર પ્રત્યે એક પ્રકારનું મમત્વ અને એવા મમત્વભર્યું વળગણ સ્ત્રીને હોય જ છે, જેમ બનવું ઉપરની વિચારણા મુજબ સ્વાભાવિક પણ છે.

પણ પશ્ચિમી જીવનપ્રણાલિ, વિચારો અને સંસ્કારોની અસરને પરિણામે આપણે ત્યાં સ્ત્રીને ઘર પોતાની ગુલામીનું પ્રતીક લાગી, ઘર બહાર આવવાનું અને એ રીતે પોતાની વ્યક્તિસ્વતંત્રતા દાખવવા ને માણવાનું મન થયું છે. સમાન હક, વ્યક્તિસ્વાતંત્ર્ય, પુરુષજાતિની જુગજૂની જોહુકમી સામે બળવો, પુરુષ જેટલી કાર્યશક્તિ અને પુરુષને તેના જ ક્ષેત્રમાં જઈ હંફાવવા–હરાવવાની સ્ત્રીમાં રહેલી કહેવાતી શક્તિ–આ ને આની નાતનાં સૂત્રો ને દલીલો ને વિચારો વહેતા મૂકી, સ્ત્રીનું જેને બહુ પેટમાં બળ્યું એવા, શુભનિષ્ઠ પણ અધીરા સમાજ-સુધારકોએ અને નવમતવાદી પ્રગતિ-વાંછુ વિચારકોએ પણ સ્ત્રીના આ વલણને પોષણ ને જોર આપ્યું છે. પરિણામે, સ્ત્રી આજે ઘરની બહાર આવી છે, ને આવતી થઈ છે.

પણ આની સામે કે વિરુદ્ધ અહીં અત્યારે કશું કહેવું નથી. અહીં આંગળી ચીંધવી છે આધુનિક સ્ત્રીત્વના આ વલણે ભર્યા વાતાવરણની એક ન [illegible] અસરના વધતા જતા [illegible] તની નગ્ન. એ છે પેલી

સમજણ કે દૃષ્ટિ સ્પષ્ટ મનોવલણો વાળી નહિ, પણ તે વિનાની જ, માત્ર બહાર ફરવાના જ શોખથી પ્રેરાયેલી, ઘરને બને તેટલી વધુ વાર ઘર છોડી જવાની વૃત્તિ પૂરી કેળવણી અને ઉપલી સમજ જેમને નથી, તેમ પૂરા જૂના સંસ્કારથી જે નવા તરફ આગળ વધે છે, એવા ન પૂરા આધુનિક, ન પૂરા જૂનવાણી, એવા અધકચરી મનોદશા વાળા સ્ત્રીવર્ગનું આ વલણ છે અને તે વધતું જતું દેખાય છે આ લાલ ઝંડી એની સામે છે પણ ચર્ચા કરતાં એક બે દાખલા જ આપી દેવાથી આ વધુ સ્પષ્ટ થશે

અમારી પાડોશમાં રહેતા ચંદ્રા બેન, ઉમર વર્ષ ૨૬, ભણેલા તો છે ચાર ગુજરાતી અને બે અંગ્રેજી ધોરણ સુધી, પણ કપડાંલત્તામાં ને દેખાવમાં ટાપટીપ રાખે છે કૉલેજ-કન્યાઓ અને સીનેમાનટીઓના જેવી. એનો તો જાણે કશો વાંધો નહિ. પામતી પહોંચતી સ્થિતિ હોય તો ભલે સૌ શોખ કરે. પણ એમના વિશે ખાસ કહેવાની વાત છે તે તો એ કે એમને રોજ ઘરની બહાર બે ત્રણ કલાકનો સમય ગાળવા જોઈએ જ... ખરીદીને મિષે, સીનેમા જોવાને બહાને અને કંઈ નહિ તો સગાં-સંબંધીને કે કોઈ બહેનપણીને મળવા માટે, પણ ઘરમાંથી બહાર નીકળ્યા વગર એમને ચેન ન પડે. બહાર જાય તે વેળા પોતાની ત્રણેક વરસની બેબીને એ ઘેર જ મૂકતાં જવાનાં, નોકર છોકરાને અને પતિ ઘેર હોય તો તેને ભળાવીને. બાળક પર, અને ઘરમાંની ચીજવસ્તુઓની ગોઠવણ ને સફાઈ પર પરિણામે ફક્ત મહેર-બાનીની રહે જ તેઓ ધ્યાન આપે છે, નોકર પણ આ બધું જોઈને બાં થઈ શકાય તેટલો બેદર-કાર રહે છે, અને નાનીમોટી ચીજો કેટલીક વાર ગુમાવે પણ છે, પણ એની ખબર એનાં શેઠાણીને તો પડવાની જ નહિ એ ભાને એ તો નિશ્ચિન્ત હોય છે.

ચંદ્રાબેને નાનપણમાં મોસાળકાતમાં ગોયંમાને સારી પેઠે પૂજ્યાં હશે એટલે એણે એમને ' કંથ દીધો છે કલાગરો', જેથી આ બધું નિરાંતે નભી જાય છે. નાના બાળકને એની મા કદી પોતાથી વિખૂટું પાડવા ચાહે નહિ એમ સામાન્ય રીતે આપણે માનીએ છીએ. પણ ચંદ્રાબેને એકવાર પોતાની બેબીને એ અહીં ' કંટાળો ' આપતી હતી તેથી, પોતાની બા પાસે સચવાવા મોકલી દીધી હતી અને ત્રણ મહિના ત્યાં રાખી હતી.

બીજો દાખલો સાથે નોકરી કરતા એક મિત્રના ઘરનો છે. પતિ પાંત્રીસની ને પત્ની ત્રીસની ઉમરનાં છે. તેમને ત્રણ બાળકો છે. એ રહે છે તેનાથી થોડે જ દૂર એમના શ્રીમંત વેપારી સગા રહે છે. જેની વાત થાય છે એ ઘરનાં ગૃહિણી પેલા સગાનાં પત્ની ને એનો ને પુત્રીઓના બહોળા સમૂહના સહવાસનાં એટલાં બધાં શોખીન છે કે એમનો ય પગ આગલા દાખલાનાં નાયિકાની માફક ઘરમાં બહુ ઓછો વખત ટકે છે. રસોઈ કરવા પૂરતાં અને રાત્રે સૂવા પૂરતાં ઘેર રહે, જે અનિવાર્ય જ; પણ પછી તો દિવસમાં દસ વાર પેલે ઘેર આંટાફેરા મારી આવે નહિ અને તે લોકોની જોડે બહાર ફરવા નીકળી પડે નહિ તો એમને ખાધુ પચે નહિ. અહીં તેમના પતિ પણ તેમને સાથ આપે છે. એટલે કે, નોકરી બજાવી આવ્યા બાદ તેઓ પણ પેલે ઘેર જઈ બેસે છે. અહીં પણ આગલા દાખલાની માફક કહેવાઈ હોય તો તે બાળકોની છે. બાળકોને એમનાં માબાપની હાજરી ને સહવાસ ને કાળજીભરી દેખરેખ કે શિક્ષણનો લાભ ઓછો મળે છે.

એમાં કેળવણીને દોષ દેવો નકામો છે; કારણ ઉપરના બેઉ દાખલામાં એવી ઊંચી કેળવણી છે નહિ. તે વ્યક્તિઓની જ બહિર્મુખ વૃત્તિનું એને પરિણામ ગણાય એમ પણ નથી, કારણ આ વલણ જરા વધુ પ્રમાણમાં ફેલાતુ જતું પણ દેખાય છે. ત્યારે આ આ ઘર પ્રત્યેનું સ્ત્રીનું એના ઘર સાથે ઘરેલુ મનાય તેવું વળગણ કેમ ઘટતું જાય છે? ઘર તેમને જોઈએ છે તે આનંદ નહિ આપતું હોય તેથી એમ થતું હશે? કે ઘરમાં ગોંધાઈ રહેવું તે વ્યક્તિત્વની ગુંગળામણ, અને રસોઈ તથા ઘર-કામમાં ગુંથાઈ રહેવું તે નિત્યની ગુલામીની ઉપાસના, ગણાતી હશે? કે કદી બહાર નહિ નીકળેલી નારીએ ઘરના ઉંબર બહાર પગ મુકયો ને જે નવી દુનિયા જોઈ તેનું આકર્ષણ એને દિલે ચોંટી ગયું માનવું?

ગમે તેમ હો, એક વાત તો સ્પષ્ટ છે. તે એ કે આ પ્રકારની મનોવૃત્તિ વાળાએ પરણીને લગ્નબંધન ન સ્વીકારવું જોઈએ. જો પરણાયું તો તો ઘર અને બાળકોની ઉપાધિ આવ-વાની જ, અને એ બંને પ્રત્યે એ પછી જો બેદરકાર રહે તો તો એ જવાબદારી અદા ન કર્યાનો અક્ષમ્ય અપરાધ જ ગણાય.

પણ સાંધાવાળાએ બહુ બોલવું ન જોઈએ સમાજહિતચિંતકોનું તેમની ગંભીર વિચારણા માટે આ હકીકત તરફ ધ્યાન દોરવાનું જ—લાલ ઝંડી બતાવવાનું જ—અત્ર પ્રયોજન હતું. આશા છે કે આ પ્રશ્નની સવિવેક ચર્ચા તેઓ ઉપાડી લેશે.

# ચૌબોલા રાણી

[ રાજસ્થાની લોકકથા ]

ઉજેણી નગરીમાં રાજા ભોજ રાજ કરે. નગરીને નવ દરવાજા, ચોરાસી ચૌટા અને છત્રીસ પોળ. એમાં ચાર વરણ રહે. છત્રીસ જાતના લોક વસે. કરોડપતિ વેપારી અને પંડિત પુરાણી રહે.



આવી ઉજેણી નગરીમાં રાજા ભોજ રાજ કરે. છત્રીસ પટાવત રાજાની સેવા કરે. રાજા ભોજને ચાર ભાઈબંધ. આગિયો વેતાલ, કવડિયો જુવારી, માણિકદે મદવાણુ અને ખાપરો ચોર.

એક વખત ચારે ભાઈબંધ રાજા ભોજને ઘરે આવ્યા. રાજાએ એમને માનપાન દીધાં. ભલીભાંતે આગતાસ્વાગતા કરી. ઘણાં સન્માન દઈને રાજા ભોજે કહ્યું: 'ભાઈબંધો, હું ચૌદ વિદ્યાનો જાણકાર, પણ પંદરમી વિદ્યા ન આવડે. મને પંદરમી વિદ્યા કોઠે આવે એવું કાંઈક કરો.'

એટલે ચારે ભાઈબંધોએ કહ્યું : 'હે રાજા! એ માટે અમે વારોહીદેવી પાસે જઈએ છીએ એનાં પૂજાઆવાહન કરીને અમે તેની આરાધના કરશું. પણ હે મહારાજ! એક કામ તમારે કરવાનું છે. તમને રાણીજી પર ભારે હેત છે. એટલે રાણીજી કોઈ વાત તમને પૂછે તો ના પાડશો નહિ. અને ના પાડો તો પછી એ વાત કહેશો નહિ. ના પાડી દીધા પછી એ વાત કરશો તો તમારું મરણ છે.'

રાજા કહે: 'હું વાત કરીશ જ શાનો?'

એક દિવસે રાજા ભોજ જમવા બેઠા છે. પાસે બેઠાં રાણીજી પંખો ઢાળી માખીઓ ઉડાડી રહ્યાં છે. આસપાસ આરસપાણની પાકી છો પાથરેલી છે. ત્યાં એક કીડી ચોખાનો દાણો લઈ ચાલી જાય છે. તેને સામી બીજી કીડી મળી. બીજી કીડી એની પાસેથી ચોખાનો દાણો પડાવવા લાગી. પહેલી કીડી કહે છે : 'મારી પાસેથી ચોખાનો દાણો શું કામ પડાવે છે? રાજા ભોજના થાળમાં ઘણુંયે દાણા પડયા છે. જઈને લઈ લે ને!'

બીજી કીડી કહે છે: મારે ઘેર મહેમાન આવ્યા છે. તારો દાણો યે મને લઈ જવા દે.'

રાજા ભોજ બધાં પશુપંખીની બોલી જાણે. તે બેઠા બેઠા આ બે કીડીની વાત સાંભળે છે. બન્નેની વડછડ સાંભળીને તેને હસવું આવી ગયું. તેને હસતો જોઈને રાણીએ પૂછયું: 'હે મહારાજ! તમે શા કારણે હસ્યા?'

રાજાએ ખાવાના ધ્યાનમાં કહ્યું : 'એ તો અમસ્થો જ. કાંઈ કારણ નથી.'

રાણીએ રઢ લઈને કહ્યું: 'ના મહારાજ! કેમ દાંત કાઢ્યા એ કહો તો જ હા, નહિ તો ના.'

રાજા મનમાં વિચાર કરે છે. એને ચારે ભાઈબંધની વાત યાદ આવી ગઈ. એને થયું કે વાતની ના પાડી તો હવે કેમ કહેવાય? જો કહું તો તો મરણ થાય.

પણ રાણીજી તો રઢ લઈને બેસી ગયાં. દાતણપાણી કરતાં નથી. ને રાજાને થયું કે રાણીજી નહિ માને. એટલે તેણે કહ્યું કે ચાલો ગંગા કાંઠે જઈને વાત કરીશ. રાજાને મનમાં એમ છે કે વાત કીધા પછી મરણ થવાનું છે. એટલે ગંગા કાંઠે મરું તો સદ્‌ગતિ પામું રાણીજીને લઈને રાજા ગંગા કાંઠે ઊપડયા.

ગંગાજીને કાંઠે સિંહકર નામે શહેર. શહેરની બહાર આવીને રાજાએ પડાવ નાખ્યો. શહેરની બહાર પાંચ ગાઉ પર એક નદી. એ નદી પાસે જંગલમાં રાજાએ ઉતારો કર્યો છે.

એક દિવસ સવારના પહોરમાં રાજા નદીની શોભા જોતો જોતો જંગલમાં ચાલ્યો જાય છે. ચાલતો ચાલતો જંગલમાં એક કૂવા પાસે આવ્યો. જુએ છે તો કૂવામાં કંટોલાંની વેલ ઊતરી છે અને વેલ માથે કંટોલાં ફાલીફૂલી રહ્યાં છે. કૂવાની પાસે ઘેટાંબકરાંનું એક વાઘ ચરે. વાઘમાંથી એક બકરી બોકડાને કહી રહી છે : 'આ કૂવામાંથી કંટોલાં લાવી દે તો તને પરણું.'

બોકડો કહે : 'કૂવામાં કંટોલાં લેવાં જાઉં તો મરી જ જાઉં ને? હું રાજા ભોજ જેવો

ગાંડો નથી. એ મૂરખો છે કે બાયડીના કહેવા પ્રમાણે મરવા જાય છે. 'સિર સાબૂત તો પઘડિયાં બહોત.'

રાજા ઊભો ઊભો આ વાત સાંભળે છે. એને વિચાર થયો કે હું ચૌદ વિદ્યાનો જાણકાર, પણ મારી પોલ એક બકરે બહાર પાડી દીધી. રાજા ઉતારે પાછો આવ્યો અને હુકમ દીધો કે હાં, ઉપાડો ડેરાતંબૂ અને ઉજ્જેણી તરફ પાછા વળો.

રાણી રાજાનું કરડું મોઢું સમજી ગઇ. એને થયું કે રાજા ફરી બેઠો છે. એટલે એણે રાજાને મેણું દીધું કે 'મહારાજ! અમને આંખેથી અળગાં કરી કયાં નવાં રાણી લાવવાં છે?'

રાજા કહે: 'શી વાત ને શી વિગત!'

રાણી કહે: 'મહારાજ! પરણો ને તમતમારે. પણ જો પરણવું જ હોય તો રાણી ચૌબોલાને પરણજો. એથી મને ય થાય કે રૂડી શોકય આવી.'

રાજાને થયું કે રાણી હદ છાંડે છે. રાજા ધૂંવાફૂંવા થઈ ગયો અને બોલ્યો: 'મનમાં તો નહતું, પણ હવે તમે કહો છો ત્યારે રાણી ચૌબોલાને પરણી લાવું ત્યારેજ ઉજ્જેણીમાં પગ મૂકું.'

આમ કહી રાજાએ ઘોડો મંગાવ્યો અને ખડિયામાં સોનામહોર ભરી, કટકને છોડી ઘોડો હાંકી મૂકયો.

હાલતાં હાલતાં રાજા એક અઘોર વનમાં આવ્યો. વનમાં જુએ છે તો એક તેલની કડાઈ ઊકળી રહી છે. નીચે અગરચંદણનાં લાકડાં બળી રહ્યાં છે. રાજાને થયું કે કાં તો આટલામાં કોઇ રાજાએ પડાવ નાખ્યો હશે અને કાં તો કોઈ યોગી તપ કરતો હશે. એ વિના અગરચંદણની ગંધ હોય નહિ.

રાજા ભોજ અગરચંદણની સુગંધ લેતો લેતો પાસે આવીને જુએ છે તો એક રાક્ષસ રાક્ષસીના ગોઠણ પર માથું મૂકીને સૂતો છે. રાક્ષસી બેઠી બેઠી પખો ઢોળે છે.

રાજાને જોઇને રાક્ષસીએ ઓઢણાનો છેડો નીચો કર્યો અને કહ્યું કે: 'હે કાળા માથાના માનવી! તું અહીં કાં આવ્યો?' હમણાં આ રાક્ષસ જાગશે ને તને ખાઈ જશે.'

રાજા ભોજ કહે: 'મારે તો ય ભલે અને જિવાડે તો ય ભલે. તારે આશરે છું.'

રાક્ષસીએ ભરીને પાણીની અંજલિ છાંટી અને રાજાને સોનામાખ બનાવીને પોતાના ચોટલામાં સંતાડી દીધો. એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ....એમ કરતાં કરતાં સાત દિવસ ગયા તોયે રાક્ષસી રાજાનો સોનામાખમાંથી છુટકારો કરતી નથી.

રાજા રાક્ષસીના ચોટલામાં બેઠો વિચાર કરે છે કે હે જીતવા! તું કેવી ભૂલ કરી બેઠો? આ કરતાં ગંગાકાંઠે રાણીને વાત કરીને મર્યો હોત તો સદ્‌ગતિ તો પામત! ત્યાં યે ન ગયો અને અહીં આવીને માખી બનીને બેઠો.

આમ વિચાર કરતાં રાજાને પોતાના ચારે ભાઈબંધ આગિયો, કવડિયો, માણેકદે અને ખાપરો—યાદ આવી ગયા. ચારે ભાઈબંધોએ કહેલું કે હે રાજા! કોઈ વખત તું ભીડમાં હો તો અમને યાદ કરજે. ગમે ત્યાં હશું ત્યાં તારી પાસે આવી પહોંચશું. રાજાએ ચારે ભાઈબંધોને યાદ કર્યા.

આ વખતે ચારે ભાઈબંધ કોઈ બાદશાહને ત્યાં ઘર ફાડવા ગયેલા. ઘર ફાડી બહુ ધનદોલત ઉપાડી લાવેલા. માલ લઇને તેઓ વારાહી દેવીની પૂજા કરી રહ્યા છે ત્યાં એમને ખબર પડી કે રાજા ભોજ કાંઈક ભીડમાં પડ્યો છે અને આપણને યાદ કરી રહ્યો છે તરત ચારે ભાઇબંધોએ ઘોડા પર છલંગ મારી અને રાજા ભોજની કોર મારી મૂકયાં.

આંખના પલકારામાં ચારે ભાઇબંધ જ્યાં રાક્ષસ રહેતો હતો ત્યાં આવી પહોંચ્યા. આવીને જુએ તો રાજા ભોજ રાક્ષસીના ચોટલામાં સોનામાખ થઈ ને બેઠો છે.

ચારે ભાઈબંધ અંદર અંદર વિચાર કરે છે કે રાજાને આમાંથી છોડાવવો કેમ? ત્યારે ખાપરે

કહ્યું કે મારી પાસે એક ઉપાય છે. મારી પાસે એક વેશ્યાની આંજણની ડાબલી છે. એ ડાબલીમાં મોહમાર આંજણ છે. એ આંજણ જેવું આ રાક્ષસીને આંજ્યું કે એ બેભાન થઇ જશે.

રાક્ષસી ઘોરતી પડી છે. હળવેક લઈને જેવું એને રજભર આંજણ આંજ્યું કે રાક્ષસી બેભાન થઇ ગઈ. તરત એના ચોટલામાં સોનામાખ થઇને પડેલા રાજાને ચારે ભાઈબંધોએ ઉપાડી લીધો અને આઘે લઇ ગયા. જેવું એના પર મંતરીને પાણી છાંટયું કે આળસ મરડીને રાજા ભોજ ઊભો થયો.

ચારે ભાઇબંધ રાજા ભોજને પૂછે છે: 'અરે હે મહારાજ ! તમે અહીં કયાંથી ? '

રાજાએ બધી વાત કહી સંભળાવી. ચારે ભાઈબંધોએ કહ્યું :

' મહારાજ ! અમે તો તમને પહેલેથી કહ્યું હતું કે રાણીજીને વાતની ના પાડશો નહિ.'

રાજા કહે : 'ભગવાનને જે કરવું હતું તે થઈ ગયું. પણ રાણીએ મેણું માર્યું છે કે ચોબોલા રાણીને પરણી આવો તો ખરા. ગમે તેમ કરીને ચોબોલા રાણીને પરણ્યા વગર છૂટકો નથી.

ચારે ભાઇબંધ કહે છે : 'રાજા ! ચોબોલા રાણીને પરણવું એ તો ભારે કઠણ કામ છે. પણ તારું કપાળ તેજ કરે છે. ચાલો, થાય એટલા ઉપાય કરી છૂટીએ.'

આમ કહીને રાજા ભોજ તથા ચારે ભાઇબંધ ત્યાંથી ચાલી નીકળ્યા. ચાલતાં ચાલતાં ચોબોલા રાણીના શહેરમાં આવી પહોંચ્યા.

ગામની બહાર એક ફાલીફૂલી ફૂલવાડી. ફૂલવાડીમાં માળીને ઘેર ઉતારો કર્યો. માળણને એક સોનામહોર કાઢી દીધી એટલે માળણ તેમના પર મરી પડવા લાગી. પાંચે જણાને ભાવતાં ભોજન જમાડયાં.

રાજા માળણને પૂછે છે કે કે : 'હે બહેન ! ચોબોલા રાણીને કેમ પરણાય ?'

માળણ કહે છે : 'ભાઇ ! ચોબોલા રાણીને વ્રત છે કે રાતના ચાર પહોરમાં ચાર વખત એને બોલાવી દે તેને એ પરણે. જો રાતમાં ન બોલાવી શકે તો સવાર થતાં જ એની પાસે ગોલાની જેમ પાણી ભરાવે.'

બધી વાત જાણી કરીને પાંચે જણા વિચાર કરવા બેઠા કે ચોબોલાને બોલાવવી કેમ ? રાજા કહે: ચોબોલાને બોલાવવી એ મારે માથે. એવી વાત કરું કે એને બોલ્યા વગર છૂટકો નહિ. પણ મને વાતનો હોંકારો દેનારું કોઇ જોઇએ.'

ચારે ભાઇબંધોએ કહ્યું: 'રાજા, તમારી વાત તો સાચી, પણ આપણે ટોળે વળીને જશું તો એને ગમશે નહિ અને એ કાંઇ બોલશે નહિ. એ એકલી હશે તો બોલી પડશે. માટે તમે એકલા એની પાસે જાઓ. અમે છીએ વીર. અમે અમારાં શરીર અલોપ કરીને ત્યાં આવી બેસશું. વાત કરીને તમારે અમને પૂછવું. અમે એવો જવાબ દેશું કે રાણી બોલ્યા વગર નહિ રહે.'

રાજા કહે : 'ભલે.'

સાંજ ઢળી અને પાંચે જણા રાણી ચોબોલાને દરબાર ચાલ્યા. રાજા તો સડેડાટ દરબારમાં ચાલ્યો ગયો. દરબારમાં અમીરઉમરાવ ઊભા હતા. તેમણે રાજાને પૂછયું : ' કેમ રાજા ચોબોલાને બોલાવવા આવ્યા છો કે ?'

રાજા કહે: 'હા, મરજી તો છે કે રાણી ચોબોલાને બોલાવી દઉં.'

અમીરઉમરાવ કહે: 'આગવા રાજાઓને પાણી ભરતાં બાર વરસ નીકળી ગયાં. જો રાતમાં ચોબોલા ન બોલી તો સવાર થતાં તમે ય એનો ભેગા જોડાઈ જશો હો ?'

રાજા કહે: 'જો મારા નસીબમાં પાણી ભરવાનુ માંડયું હશે તો ભર્યા છે ? પણ એક વાર તો એને બોલા

હામ

તરત અંદર ગાદી બિછાવી દીધી. એના પર રૂડી ચાદર પાથરી દીધી જાઇને રાજાને ગાદી પર બેસાડી દીધો.

ગાદીની સામે પડદો તાણેલો છે. પડદાની બહાર બેઠો છે. પડદાની અંદર રાણી ચૌબોલા બેઠી છે. બીજાં દાસદાસી



અને નોકર-ચાકર પાછાં વળી ગયાં. રાજા ભોજ અને ચૌબોલા રાણી વચમા પડદો રાખીને મહેલમાં એકલાં બેઠાં છે.

આ વખતે રાજાના ચારે વીર ભાઈબંધ આવી પહોંચ્યા. ચારે જણાએ માખીનાં રૂપ લઈ લીધાં. ખાપરો ચોર રાણીના નવલખા હાર માથે જાઇને બેઠો. કવડિયો જુગારી ઢોલિયાની ઈંસે બેઠો. માણેકદે મદવાણ બારી પર જાઇને બેઠો અને આગિયો વેતાળ દીવડા પર બેઠો.

રાતનો પહેલો પહોર શરૂ થયો અને રાજા ભોજે કહ્યુ: 'ઓહો! આવી રૂડી રાત અને આવો રૂડો રાજમહેલ! પણ જો રાજમહેલની રાણી જ ન બોલે તો ચાર પહોર વીતે, કેમ?'

તરત ઢોલિયાની ઈંસે માખીને રૂપે બેઠેલો કવડિયો જુવારી બોલ્યો: 'હે રાજા, સાંભળ! હું રાણી ચૌબોલાનો ઢોલિયો. કોઈ પહાડ માથે એક ઝાડ ઊગ્યું અને કોઇ કઠિયારે એને કાપ્યું. કોઈ સુથારે એમાંથી ઢોલિયો ઘડયો અને ઢોલિયાને વાણ ભર્યું. એવા ઢોલિયા માથે સાડાત્રણ મણની કાયાવાળી રાણી ચૌબોલા તપ કરે. એના ભારે ભીંસાતો હું તને વાત તો કેમ કરી શકું? પણ તું વાત કર તો હું હોંકારો દઉં.'

રાજા કહે: 'શાબાશ રે ઢોલિયા, શાબાશ! તું હોંકારો દે તો તારા જેવો વળી બીજા કોણ? હે ઢોલિયા સાંભળ—

એક હતો બ્રાહ્મણનો છોકરો. એક હતો સલાટનો છોકરો. એક હતો દરજીનો છોકરો અને એક હતો સોનીનો છોકરો. ચારે વચ્ચે ભારે ભાઈબંધી. એક વખત ચારે ભાઈબંધ પરદેશ ચાલ્યાં. ચાલતાં ચાલતાં તેઓ એક અઘોર વનમાં પહોચ્યા અને રાત પડી. ચારે જણાએ એક ઝાડ નીચે ઉતારો કર્યો. ઉતારો કરીને, ચારે જણા વિચારે છે કે આ તો જંગલનું કામ છે. રાતને વખતે પહેરો રાખીને સાવધ રહેવું જોઈએ. ચારે જણાએ વારાફરતી ચાર પહોર પહેરો ભરવાનુ નક્કી કર્યું.

પહેલે પહોરે સલાટનો છોકરો ભરતો બેઠો. ત્રણ ભાઈબંધ સૂતા છે અને આ એકલો જાગતો બેઠો છે. થોડી વાર થઈ એટલે એને વિચાર થયો કે આમ બેઠાં બેઠાં રાત કેમ વીતશે? લાવ કાંઇક કામ કરું.

જુએ છે તો સામે એક શિલા પડી છે. શિલા લાવીને સલાટ ઘડવા બેઠો અને એમાંથી કાયા-સમાણી એક પૂતળી ઘડી. પૂતળી પૂરી કરી ત્યાં એક પહોર પૂરો થયો.

બીજો પહોર શરૂ થયો અને દરજીનો છોકરો પહોરે ચડયો. દરજીનો છોકરો આસપાસ નજર ફેરવે તો અસલ અસ્ત્રી સ્વરુપ કાયાસમાણી પૂતળી ભાઈબંધે ઘડી પણ એ કાંઇ નાગીપૂગી શોભે! લાવ એને લૂગડાં પહેરાવું. દરજીને છોકરે આછાં હીરચીરમાંથી ચોળી, ઘણિયો અને ઓઢણી સીવ્યાં અને પૂતળીને પહેરાવી દીધાં. તો બીજો પહોર પૂરો થયો.

ત્રીજો પહોર શરુ થયો અને સોનીનો છોકરો પહોરે ચડયો. આસપાસ જુએ છે તો અસલ અસ્ત્રી સ્વરૂપ એક પૂતળી હીરચીરનાં લૂગડાંપહેરીને ઊભી છે. સોનીના છોકરાને થયું કે આવી રૂડી પૂતળી ને આવાં રૂડાં હીરચીર. એને માથે ઘરેણાં હોય તો કેવી શોભે? તરત એણે સોનાની પાટ કાઢી ઘરેણાં ઘડયાં અને પૂતળીને હાથેપગે, ડોકેકાને પહેરાવી દીધાં. આટલું કર્યું ત્યાં ત્રીજો પહોર પૂરો થયો.

ચોથો પહોર શરૂ થયો અને બ્રાહ્મણનો છોકરો પહેરે ચડયો. હીરનાં ચીર અને સોળ શણગાર સજેલી આવી રૂડી પૂતળી જોઈને બ્રાહ્મણને થયું : 'વાહ, વાહ! શું ઘડનારે ઘડી છે અને શું શણગારનારે શણગારી છે! એક જીવની જ ખામી છે ને? લાવ એને જીવતી કરું'

બ્રાહ્મણનો છોકરો સજીવનવિદ્યા જાણે. ભગવાનને યાદ કરીને જેવી એણે પૂતળી પર પાણીની અંજલિ છાંટી કે પૂતળીમાં જીવ આવી ગયો. પૂતળી તો હરેફરે છે અને બ્રાહ્મણ સાથે બેઠી વાતો કરે છે.

વાતો સાંભળીને બીજા ભાઈબંધ પણ જાગી ગયા. પૂતળીનાં આવાં અથોક રૂપ જોઈને અંદર અંદર બાઝવા લાગ્યા. આ કહેઃ મારી વહુ, ઓ કહેઃ મારી વહુ.

આટલી વાત કહીને રાજા ભોજે પૂછ્યુંઃ 'હે ઢોલિયા! કહે તો ખરો કે એ વહુ કોની?'

ઢોલિયો કહેઃ 'વાહ રાજા! એમાં શું પૂછ્યું? જેણે એને લૂગડાં પહેરાવી આબરૂ ઢાંકી એની વહુ.'

ઢોલિયાની વાત સાંભળીને રાણી ચૈબોલાને ઝાળઝાળ લાગી ગઈ. ઊભી થઈને એણે જે ઢોલિયાને લાત મારી કે ઢોલિયો કટકેકટકા થઈ ગયો અને તે બોલી ઊઠીઃ 'કેમ રે હલકા લાકડાના ઢોલિયા! લૂગડાં પહેરાવ્યાં એની વહુ એ શેની? લૂગડાં તો દીકરીને બાપ પહેરાવે. જેણે એને ઘરેણાં પહેરાવ્યાં એની એ વહુ.'

જેવી રાણી ચૈબોલા આટલું બોલી કે પાસે પડેલા નગારા પર રાજા ભોજે ઘાવ દીધો. નગારાનો ઘાવ સાંભળીને



રાજારાણી અને પ્રજા રાજી રાજી થઈ ગયાં. સૌએ જાણ્યું કે કોઈ રાજા રાણી ચૈબોલા પાસે આવીને બેઠો છે અને એક વાર ચૈબોલાને બોલાવી લીધી છે.

(સુધારો—આ અંકમાં ૨૪૧ થી ૨૭૨ પાનાને બદલે ૫૪૧ થી ૫૭૨ ગણવા)

સંપાદકો
ઈશ્વરલાલ દવે
લક્ષ્મીદાસ ગાંધી

યુરોપનો કબજો કરવાની આ હરીફાઈમાં કોણ જીતશે ?
એંગ્લો-અમેરિકન સામ્રાજ્યવાદ કે રશિયન સામ્યવાદ ?

ફેબ્રુઆરી
૧૯૪૫

પ્રકાશક : લક્ષ્મીદાસ પુરુષોત્તમ આધી, ભારતી સાહિત્ય સંઘ, ૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ
મુદ્રક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ, સ્વામય મુદ્રણાલય, રાણપુર (કાઠિયાવાડ)

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

● 'ઊર્મિ' વર્ષ ૧૪ ● 'નવરચના' વર્ષ ૯ ● અંક ૧૨

ફેબ્રુઆરી ૧૯૪૫


●

## અનુક્રમ



●


વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૬-૦-૦ : પરદેશમાં રૂ. ૯-૦-૦

છૂટક નકલ ૧૦ આના

ભારતી સાહિત્ય સંઘ

ભીમરાજ બિલ્ડિંગ, નવી હનુમાનગલીને નાકે,
કાલબાદેવી રસ્તો, મુંબઇ-૨
૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ




**ONE FOR ALL PURPOSES**

• • •

તમારા બચ્ચાઓની સૌંદર્યતા અને સુંવાળી ચામડી માટે ફક્ત

**કલાપી-બ્રાન્ડ** ટેલ્કમ પાવડરની જ માગણી કરો

• દરેક સ્થળે મળે છે •

★ સોલ એજન્ટ ★

# કલાપી સ્ટોર્સ

['આર્યન દુધ બ્રશ'ના સોલ એજન્ટો]

૪૬, સ્વદેશી માર્કેટ, મુંબઇ-૨

---

• ગરમ • રેશમી • જરી • સુતરાઉ-ઈત્યાદિ તમામ પ્રકારના કાપડ ઉપર,

• સાડીઓ • ચૂંદડી • છાયલો વગેરે ઉપર,

છેલ્લી ઢબની આકર્ષક ડિઝાઇનો, રંગબેરંગી અને સુઘડ છપાઇકામ માટે

# ધી ન્યુ ઈન્ડિયા ડાઈંગ એન્ડ પ્રિન્ટિંગ વર્કસ

કારખાનું - હેડ ઓફીસ :

**ધી સૂર્યોદય મિલ્સ કમ્પાઉન્ડ**

તારદેવ, મુંબઈ-૭. ફોન : ૪૨૬૦૨

| : દુકાન-૧ : | : દુકાન-૨ : |
|---|---|
| ભુલેશ્વર કબુતરખાના, મુંબઈ ૨ ફોન ૩૦૪૪૮ | ચીખલગલી, મુળજી જેઠા માર્કેટ, મુંબઇ |

તાર : " FANCYSARI "

[અમારો મુદ્રાલેખ ગ્રાહકોનો સંતોષ]

---







**ખરીજતા વાળ અટકાવી વાળને વધારે છે, સફેદ વાળ કાળા થાય છે, ટાલ મટે છે, ખોડો મટે છે, ગાઢ નિદ્રા લાવે છે. આંખ સુધારે છે મગજ તથા માથાની બીમારીઓ માટે અકસીર**

નાના મોટા દરેકને માટે ઉપયોગી

રતલી બાટલી રૂ. ૩-૮-૦; ૮ ઔંસ રૂ. ૨-૦-૦

**શ્રી રામતીર્થ યોગાશ્રમ**

# નિર્ભયતાના પ્રકાર

શ્રી. વિનોબાજી

નિર્ભયતાના ત્રણ પ્રકાર છે. સજ્ઞાન નિર્ભયતા, ઇશ્વરનિષ્ઠ નિર્ભયતા, વિવેકી નિર્ભયતા.

સજ્ઞાન નિર્ભયતા એને કહે છે જે ભિન્ન પ્રકારના ભયનો પરિચય કરીને એને જીતવાનો ઉપાય બતાવે. એને પુરુષાર્થ કરીને પણ મેળવી લેવી જોઇએ. જેને સાપોની ઓળખાણ થઇ ગઇ, આ નિર્વિષ કે સવિષ તેની ખબર પડી ગઇ, સાપ પકડવાની કલા આવડી ગઈ, કરડે તો એ પછી એનો ઇલાજ આવડી ગયો હોય એને પછી સાપની બાબતમાં વધતી–ઓછી નિર્ભયતા આવી જાય છે. પણ એની મર્યાદા સાપ સુધી રહેવાની. પણ જેને સાપોની વચ્ચે ઘૂમવાનુ કામ પડ્યું હોય, છે તેને આ બધું શીખી લેવું જોઇએ. એમાં એનું વ્યવહારિકપણું છે. એવી જ રીતે એ એનો આધ્યાત્મિક ઉપયોગ પણ છે. કારણકે આથી જે સાહસવૃત્તિ ઊભી થશે તે માણસના હાથે અસ્વાભાવિક વર્તન નહિ થવા દે. પણ આ નિર્ભયતા મર્યાદિત છે.

બીજી ઇશ્વિરનિષ્ઠા જે છે તે પૂર્ણપણે નિર્ભય કરનારી છે. પણ એ દીર્ઘ–પ્રયત્ન, પુરુષાર્થ, ભક્તિ વગેરે સાધનોની નિરંતર ઉપાસના કર્યા વિના પ્રાપ્ત નથી થઇ શકતી. એની પ્રાપ્તિ પછી કોઇ વસ્તુની જરૂરત રહેતી નથી.

એના સિવાય ત્રીજી ‘ વિવેકી ’ નિર્ભયતા છે. એ માણસને એકદમ અકારણ સાહસ કરવા નથી દેતી. અને એમ કરતાંય જો ભય ઊભો થઇ જાય તો એ વિવેકથી બુદ્ધિને શાંત કરતાં શિખવાડે છે.

આ વિવેકી નિર્ભયતા સાધકોએ પોતાના સ્વભાવમાં વણી લેવી જોઇએ. સૌને માટે આ સાધ્ય છે. માની લઇએ કે હું સંયોગવશાત્ સિંહના પંજામાં પડવાનો છું. સંભવ છે કે મારું મૃત્યુ હમણાં ન લખેલું હોય. અને જો હોય તો એ ટાળી શકાતું નથી. પણ જો હું ભયભીત થયા વિના બુદ્ધિને શાંત રાખવાનો પ્રયત્ન કરું છું તો સંભવ છે કે રક્ષાનો કોઈ માર્ગ જડી આવે. અથવા કોઇ રસ્તો ન પણ જડે તો બુદ્ધિને સાવધાન રાખવાને કારણે કદાચ અંતકાલે ઇશ્વર–સ્મરણ કરી શકાય. જો એમ થાય તો એ જીવનનું એક મોટું ભાથું બાંધ્યું ગણાશે.

આ બને બાજુની ફાયદાથી વિવેકી નિર્ભયતા સૌના પ્રયત્નનો વિષય હોવો જોઇએ

કરે તો એક આદમીને પીડ વાળીને આધે ઊભેલો નિહાળ્યો. એ કશું બોલતો નહોતો

મહારાજ બેઠા થયા, એટલે આદમીએ આગળ ચાલવા માડ્યું એ નાસતો નહોતો પણ આગળ ને આગળ જતો જતો એ જાણે કે એવું ઇચ્છતો હતો કે મહારાજ પોતાની પાછળ આવે

મહારાજ પાછળ ચાલ્યા પેલો આગળ ને પોતે પાછળ ગામ ભાગોળ આવી તે પછી એક ટેકરાળ ખેતર આવ્યું આગળ ચાલતા આદમીએ એ પછી દોટ મૂકી દૂર અંધકારમા જાણે કે ઓગળી ગયો એનો પિંડ તો દેખાતો નહોતો, પણ એક અવાજ આવ્યો

'એ-એ-એ અંઈ છે!'

શું અંઈ છે? ચોરાટ માલ ત્યા હશે? પણ ક્યા? અંઈ એટલે ક્યા? અવાજ કઈ દિશેથી આવે છે?

અંધારી રાતે, ટેકરાળ ખેતરમા, એખરાના (દારૂડીના) છોડ ખૂંદતા, પગે ઉઝરડાતા મહારાજ ચાલ્યા માન્યું કે અવાજ આવ્યો તે દિશે જ પોતે જઈ રહ્યા છે ખરેખર તો એ ઊલટી જ દિશા હતી પેલા અંધારામા ઓગળી ગયેલ માનવીએ બીજે ખેતરે પહોંચીને જોયું હા! બાપજી ભૂલા પડ્યા લાગે છે!

થોડીવારે કોઈક પાછું પાસે આવ્યું માથે લાલ કપડું સાડલારૂપે ઓઢ્યું હતું પણ એ સ્ત્રી નહોતી અવાજ મરદનો હતો 'કેમ ચ્યો કે'રો મારો સો? ઓમ આવો ઓમ

આમ આવો! પણ આમ એટલે ક્યાં? દિશાની સૂઝ પડતી નથી.

ત્યા તો ખખડાટ થયો ડબાનો ...ટ! સોનામહોરો કે રૂપિયાનો રણકાર કદી એટલો મીઠો નહોતો લાગ્યો, જેટલો આ ટીનના ડબાનો ખખડાટ લાગ્યો.

એ ડબાના ખખડાટને દોરે દોરે પોતે ત્યા પહોંચ્યા ત્યારે કોઈ માનવી નહોતું બૈરાનો વેશ કાઢીને મરદને અવાજે દોરવણી દેનાર એ માનવી ચાલ્યો ગયો હતો

બે ડબા ત્યા ખેતરમા પડ્યા હતા બેઉ ભરેલા હતા દિનભરના ભૂખ્યા બ્રાહ્મણે એક ડબો માથે અને એક હાથમા ઉઠાવ્યો. સીધા એ લુહાણાને ઘેર ગયા, જેના ઘીના ડબા ચોરાયા હતા પૂછ્યું

'આ તારા ને?

અંદર તપાસી કરીને લુહાણે કહ્યું 'આ એક મારો, આ બીજો મારો નહિ એકમા ઘી છે, બીજામા તેલ છે મારા તો બંને ઘીના હતા'

પાછા મુકામે આવીને મહારાજ ખાટલામા સૂઈ ગયા સવારે જાણ થતા જ લોકો ટોળે વળી ધર્મશાળાએ ઊભા રહ્યા

'ડબા જડ્યા! ડબા જડ્યા! હવે તો મહારાજ ખાશે!' લોકલાગણી ગુંજી ઊઠી

મહારાજે કહ્યું 'ડબા જડ્યા, પણ ન જડ્યા જેવા આ તો મને વધારે છેતર્યો!'

લોકો ડાચા વકાસી રહ્યા ડબા સોંપનારે દગો કર્યો હતો, ઉપરાત ચોર પોતે તો છતો થયો નહોતો બીજે દહાડે પણ મહારાજ અન્ન પાણીની આખડી રાખી રહ્યા લોક બેસી રહ્યું

સાંજનો સમો થયો એક છોકરો આવ્યો કહે કે 'બાપજીને મારા બાપા બોલાવે સે.'

'કોનો છોકરો છે?'

'એવા એ ગોકરનો જ તો'

'જાવ મહારાજ, જાવ!'

'હું! હું! ઊઠો, ઊઠો!'

મહારાજ ઊઠ્યા, પાછળ ટોળું ચાલ્યું. એ જોઈને પોતે કહે કે 'તો મારે નથી જવું તમે સઘળા શીદ ચાલી મળ્યા છો! મને એકલાને જવા દેવો હોય તો જવા દો'

ત્યા તો સામે ઘેરથી ગોકળે ઓસરી ઉપર ઊંચા થઈ ને હાથ હલાવી સાદ દીધો 'ઓ મહારાજ! જે આવે તેમને આવવા દો ને, મને શો વાંધો સે?'

ઘેર આવેના મહારાજને ગોકળે હાથ લાંબો રાખીને કહ્યું 'મહારાજ! તમારા સેવકે ભૂલ કરી સે!

બાહ્ય કશો પરિતાપ ન દાખવતી ગોકળની સાદેસાદી વાણી સાંભળીને થોડી વેળ ચૂપ બનેલા મહારાજે પછી કહ્યું 'ના, ના, હું તો ના કરું!

'હવે મહારાજ!' ગોકળે કહ્યું 'થતા થઈ ગયું હવે પડી મેલોને વાત!'

જાણે કોઈ બાળક બોલતો હતો!

'ત્યારે તું કેમ માન્યો?'

'તમે આટલે સુધી જશો એવી કઈ ખબર હતી મને?'

મહારાજ હસવું ખાળીને, અંતરમા હેતના ઉમળકા અનુભવતા અનુભવતા બોલ્યા 'લવાણો તો બેમાથી એક જ ડબો પોતાનો કહે છે'

સાચું કહે છે' ગોકળે કહ્યું

'તો મને ડબા ઉચકાવ્યા શા સારુ?'

'બીજો ઉપાય ન'તો'

'એમ કે'

'કાલે ફોજદાર આવેલો. મેં ચોરેલ છે એ એવો એ જાણી ગયેલો. મને એક–બે સોટીઓ મારી. રૂપિયા ચાલીસ માગ્યા. શું કરું? બેમાંથી એક ડબો રાસ ગામે જઈ વેચ્યો. તેના રૂપિયા ત્રીસ મળ્યા. રૂપિયા દસ ઉછીના લઈ ચાલીસ પૂરા કરી ફોજદારને આલ્યા. બાકી રહ્યો તે ડબો વેચીને ઉછી વારાને આપવાનો હતો. પણ તમે, મહારાજ! આવું કરી બેઠા! એટલે ઘરમાં ભેંસનું પાંચ શેર ઘી હતું તે વેચીને તેલ લાવ્યો ને બીજો ડબો ભર્યો.'

ગોકળનું મોં, આ વર્ણન કરતી વેળા, જરીક જરીક મલકતું હતું. એ પોતાનું કોઈ પાપ કે ગુનો પ્રકટ કરતો નહોતો, એ તો સ્વાભાવિક કોઈ આપવીતી વર્ણવતો હતો. જે કંઈ એણે કર્યું હતું એમાં કશું જ નવી નવાઈનું નહોતું. એણે પોતાની ચોરી વર્ણવી, ફોજદારની દુષ્ટતા વર્ણવી, રૂ. ૪૦નો જોગ કેમ કર્યો તે વર્ણવ્યું, ને ઘીને બદલે તેલનો ડબો ભર્યો તે વર્ણવ્યું–કારણકે 'તમે મહારાજ, આટલા સુધી જશો તેવું ધાર્યું ન'તું!'

મહારાજને બે દિન પૂર્વેની સાંજરે રસ્તે મળેલો ફોજદાર યાદ આવ્યો. એ વખતે એના કલેજાની નજીકમાં નજીક રૂપિયા ચાલીસની રુશવત સંઘરેલ હશે, ને છતાં એના હોઠ ઉપર શબ્દો હતા–'ગમે તેવી તોય જાત ખોટી! તમે વખાણો છો, પણ આ તો સોનાની ઝારી...''

ગોકળની વાત સાંભળનારા હસી પડ્યા. કારણકે ગુનો કરનારો કોણ, ગોકળ કે ફોજદાર, તે જ એક મોટી સમસ્યા બની ગઈ. ન હસ્યા એક મહારાજ. એને તો તાગ લેવો હતો, માનવીના મનમાં બળતા આ દીવાની દિવેટ કયા તેલમાં બોળાઈ છે તે વાતનો. એમણે પૂછ્યું:

'પણ તેં ચોરી શા સારુ કરી?'

'બયું! (બબ્બું!) શું કહેવું!' ગોકળ શરમાતો હતો.

'તું એકલો હતો, ગોકળ?'

'ના, બે જણ હતા. આ મુલકમાં તમારા આવ્યા પહેલાં હું ન'તો કરતો, પણ થતાં થઈ ગયું. એક રાતે અમે બે જણ તરાવે (તળાવે) બેઠેલા. આ લવાણો તાંથી નેકર્યો. દહેવાણ ગામે જમવા જાય. એવા એને ભાળીને મારો સંગાથી કહેવા લાગ્યો, 'ગારા સારાને દા'ડે લૂંટવું ને રાતે જમવા હેંડ્યો! મારી સારી લવાણાની જાત છે કંઈ! એવા એ આપણને લૂંટે છે. તો આપણેય એમને લૂંટી લેવા જોઈએ. જઈશું ગોકર?' મેં કહ્યું કે, 'બયું હવે, જવા દેને!' પણ પેલો કહે કે 'હવે હેંડ હેંડ.' મેં કહ્યું કે 'હેંડ તારે.' ગયા એને હાટડે. તારું (તાળું) મચરડીને ઊઘેડી નાંખ્યું, માંયથી બે ડબા ઘીના લઈ લીધા. પણ તમે આવું કરશો એ ન'તું જાણ્યું!'

મહારાજને મોંએ મલકાટ હતો, પણ રૂદિયે રુદન હતું. હશે કોઈ બાળક પણ આવું નિષ્પાપ! પણ નિષ્પાપપણું બસ નહોતું. માનવી બાળક બનીને સમાજમાં શે જીવી શકશે? બાળકને બદમાશ બનાવી દેતી યંત્રમાળ પૂરજોશમાં ચાલી રહી છે.

'ત્યારે ગોકળ!' મહારાજે કહ્યું: 'તું લવાણાના બાકીના માલની નુકસાની આલ.'

'સારું! જે કે'શો તે આલીશ.'

'દસ રૂપિયા આલીશ?'

'હોવે, એક મૈને મારી ભેંસનું ઘી વેચીને આલીશ.'

'પણ તારા વતી કબૂલે કોણ?'

ત્યાં બેઠેલા લોકો પૈકી બીજા કોઈની હિંમત નહિ ને એક ફક્ત મુસલમાન વેપારી દાજીની છાતી ચાલી. 'ગોકરના રૂ. દસ હું કબૂલું છું.'

એટલું થયું ત્યાં ઘડી દા'ડો રહ્યો. મહારાજ લુહાણાને હાટડે ગયા. એને રૂપિયા દસની વાત કબૂલ કરાવી. પછી લોકો કહે કે, 'હવે મહારાજ, ઊઠો, રસોઈ કરો.'

મહારાજ કહે, 'ના, ના, હવે તો દા'ડો આથમ્યો. ભૂખ પણ નથી.'

'તો ફરાળ કરો. ખજૂરનું ફરાળ.'

'સારું. કરું.'

પણ ખજૂર લાવવો ક્યાંથી? 'અલ્યા, ગામમાં કોઈની કને ખજૂર છે? તપાસ કરો.'

એટલી બધી વાત થયા પછી જ ધીરે રહીને પેલો લુહાણો કહે 'છે મારી પાસે.'

મહારાજ:–'વારુ! અધશેર તોળ.'

લોકો:–'ના, શેર તોળ.'

શેર ખજૂર તોળીને એ લુહાણો પૂછે છે: 'આ ચાર આના કોને નામે માંડું?'

પ્રશ્ન સાંભળતાં જ લોકોને તરવારનો ઝાટકો વાગ્યા કરતાં વિશેષ લાગ્યું. સૌનાં મોં શ્યામ બન્યાં મહારાજના મોં સામે મીટ માંડવાની કોઈને હામ ન રહી. મહારાજ ઘડીભર તો ચમકી ગયા, પણ પછી તુરત પોતાની સમધારણતા સાચવી લીધી. ફરી પાછો પેલો મુસલમાન દાજી જ બોલી ઊઠ્યો:

'ચાર આના ન હોય, છ આના માંડ મારે ખાતે ને હવે સેને ન.ર.

દસ રૂપિયા. મારી સાસરી ! તારી ખુનની હગાણી લેજે ! જોઈ જોઈ તને !'

મહારાજે લોકોના ગુસ્સાને વારી લીધો. લુહાણાને એક શબ્દ પણ ન કહ્યો. સૌ ઊઠયા. ધર્મશાળાએ આવતાં રસ્તે દાજી કહેતો હતો : 'મહારાજ, આ લવાણા છે ને, તે આપણા પક્ષના નહિ હો ! સરકારના પક્ષના. સરકારે જ એમને કહી મેલ્યું છે, કે તમ તારે લૂટજો લોકોને, તમારાં નાણાં અમે ખોટાં નહિ થવા દઈએ, એટલા સારુ તો અમે કોરટો રાખી છે ! એમ લવાણા સરકાર-પક્ષના, આપણામાં નહિ.'

સૌ હસ્યા. મહારાજે પણ મોનો આછો મલકાટ પુરાવ્યો.

પણ આ પ્રકરણ હજુ પૂરું નહોતું થયું. કઠાણાના ફોજદારને ખબર પડી. ચડી વાગવાનો એણે પોતાનો વારો સમજી લીધો. આવીને એ ખાલી ડબા કબજે લઈ ગયો અને મહારાજને કહે–

'ગુનેગારનું નામ આપો.'

'નહિ આપું.'

'ખબર છે, ગુનો થાય છે ?' બાપડાને એ એક જ મોંપાટ આવડતી હતી: 'ગુનો થાય છે.'

'છો થતો.' મહારાજે ઠંડે કલેજે જવાબ આપ્યો: 'મેં એને અભયવચન આપ્યું છે.'

ફોજદારે મહારાજ પર કેસનાં કાગળિયાં કર્યાં. આ કાગળિયાં ખેડાના અંગ્રેજ પોલીસ-ઉપરી પાસે ગયાં. એણે ફોજદારને બોલાવીને ધમકાવ્યો–

'કોના ઉપર કેસ કરે છે તે તું જાણે છે ? જે લાંઘી લાંઘીને ગુના મનાવી રહેલ છે તેના પર કેસ ! ખબરદાર આવા કેસ કર્યા છે તો !'

# 'પાછી પાની કરવી એ હવે અમને ખપતું નથી.'

સહકાર માટેની આપણી શરતોનો સ્વીકાર થયો નથી. જ્યાં સુધી આપણને સાચી સ્વતંત્રતાની ખાતરી ન મળે ત્યાં સુધી આપણાથી સહકાર થઈ શકે ખરો ? આપણા બિરાદરો જેલમાં સબડતા હોય અને ચોમેર દમનનીતિનો દોર ચાલી રહ્યો હોય ત્યારે શું આપણે સહકાર કરી શકીએ ? બેયોનેટની અણીએ શાંતિ સ્થપાયેલી કદી સાંભળી છે ? આપણા ઉપર જો વિદેશીઓનું શાસન ચાલુ જ રહેવાનું હોય તો આપણે તે શાસનના ભાગીદાર ન બનીએ તેની સંભાળ રાખવી જ રહી......

સંસ્થાનિક સ્વરાજ્ય અને સંપૂર્ણ સ્વતંત્રતાના શબ્દોની આપણે સાઠમારી કરીએ છીએ સાચી વસ્તુ તો સત્તા સર કરવી એ જ છે. પછી એને ચ્હાય તે નામ આપો હું માનું છું કે હિંદને કોઈ પણ પ્રકારના ડુમીનિયન સ્ટેટસથી ખરી સત્તા મળવાની જ નથી બ્રિટિશ સરકાર આપણા ઉપરથી વિદેશી લશ્કર અને આર્થિક અંકુશ ઉઠાવી લેવાને તૈયાર થાય એ જ સાચી સત્તાની સુપ્રતગીરીનું માપ છે. માટે ચાલો આપણે આ અગત્યની વસ્તુઓ પર લક્ષ સ્થિર કરીએ. બાકીનું બધું પાછળ પાછળ આપમેળે જ ચાલ્યું આવશે......

આપણને આદેશ આપવાનો બ્રિટિશ પાર્લમેંટનો અધિકાર મહાસભાએ કદી સ્વીકાર્યો નથી, સ્વીકારશે પણ નહિ. હિંદ હવે પળવાર પણ પરદેશી શાસનની તાબેદારી ભોગવવા તૈયાર નથી. આજે નહિ તો કાલે અમે અમારી ઇચ્છા બર લાવવાનું બળ મેળવી લઈશું. અમારી નિર્બળતા અમે પિછાણીએ છીએ, અને એથી જવાંમર્દીની ખાલી બડાઇ અમે હાંકતા નથી; પણ એ ઉપરથી બીજાઓએ–ખાસ કરીને ઇંગ્લંડે–અમારા આકરા નિશ્ચયનું બળ ઓછું આંકવાની ભૂલ કરવી જોઇતી નથી પરિણામની પૂર્ણ જવાબદારી સમેત ગરવા ગાંભીર્યથી અમે અમારો નિશ્ચય આચરણમાં મૂકવા તૈયાર છીએ. પાછી પાની કરવી એ હવે અમને ખપતું નથી. આખો વિશાળ પ્રજા-સમુદાય જ્યારે જમાનાની ઊંઘ ખંખેરી જાગૃત થઈ ઊઠે ત્યારે એની ઇચ્છાઓને ક્યાં સુધી કચરી શકાશે ? આજે કદાચ અમે નિર્બળતાને લીધે પાછા પડીશું, અને આવતીકાલે જ વિજયને કદાચ વરીએ પણ નહિ; પણ એ પછી તો દિવસે દિવસે અમારી ફતેહના નિશાન-ડંકા બજશે એ વાત નિર્વિવાદ છે......

દેશમાં ચોમેર દાવાનળો સળગ્યા છે. ઠામ ઠામ કાવતરાં-કેસો ઉપસ્થિત થયાં છે. એ મુકદ્દમાઓ તો આપણા કાયમના મહેમાન છે. પણ આજે ગુપ્ત ષડ્યંત્રોનો જમાનો ગયો છે. હવે તો આપણા દેશને પરદેશી શાસન-ધુરામાંથી મુક્ત કરવાનું ખુલ્લેખુલ્લું કાવતરું રચવાનું છે કાવતરામાં સૌ બિરાદરોને–દેશનાં તમામ નર-નારીઓને–આમંત્રણ છે. એના બદલામાં તમને દુ:ખ, યાતના, કારાગાર અને કદાચ મૃત્યુનો પણ મુકાબલો કરવો પડે. પણ એ બધું સહન કરવા છતાંયે તમને એટલો તો સંતોષ રહેશે જ કે અમે અમારા પુરાતન દેશને મુક્ત કરવા માટે અમારાથી બનતું કર્યું છે, અને આજનાં બેસુમાર બંધનોમાંથી માનવતાને મુક્ત કરવામાં થોડો ઘણો હિસ્સો આપ્યો છે......

[૧૯૩૦ની લાહોર મહાસભાના પ્રમુખપદેથી] –પં. જવાહરલાલ નેહરુ

# ' હું એકલી જ છું '

લેખક
ઉમેદભાઈ મણિયાર

જાતજાતનાં આવતાંજતાં માણસોના ઘોંઘાટથી સ્ટેશન ગાજતું હતું. ગાડી ઊપડવાને બે–અઢી કલાકની વાર હતી. પ્લૅટફૉર્મ ઉપર ગાડી આવી પણ નહોતી એટલામાં માણસો પ્લૅટફૉર્મના કાંઠા પર, કસાઈખાનાના છાપરા ઉપર બેઠેલાં ગીધની માફક, હારબંધ બેસી ગયા હતા. કેટલાક હાથમાં સામાન લઈ હાંફતાં, દોડતાં, મૂઠીમાં બીડેલી ટિકિટને એક હાથે સંભાળીને ખીસામાં મૂકતાં ઊભા રહેવાની જગા મેળવવા ધક્કામુક્કી, ગાળાગાળી અને ઘાંટા પાડતાં આવતા હતા. ચારેબાજુ નાનાંમોટાં ટ્રંકો, પેટીઓ, બિસ્તરાઓ, પોટલાંઓ, ટિફિનબારકેટો, પાણી પીવાના કુંજાઓ ખડકાઈને પડ્યાં હતાં. વચ્ચે કોઈ મોટી પૈડાંવાળી હાથગાડી લઈ મજૂર 'બાજુ! બાજુ!' કરતો બૂમ મારતો ધસી આવતો અને લોકોનું ટોળું દોડતા આવતા આખલાને રસ્તો કરી દેવા રસ્તાની બંને બાજુએ ખસી જાય એમ ખસી જતા. અમદાવાદ અને એથી આગળ જવા માટે અસલમાં રોજ બે ગાડીઓ ઊપડતી, પણ હમણાં રેલવેવાળાઓએ એક જ ગાડી કરી નાખી હતી, એટલે માણસો બીચારા પ્લૅટફૉર્મ પર ગાડી આવી પણ ન હોય ત્યાં આવીને બેસતાં. કેટલાંક તો સાંજની ગાડીની ટિકિટ મેળવવા સવારના પહોરથી ભૂખ્યાતરસ્યા સ્ટેશને આવી ટિકિટ–બારી આગળ ઊભાં રહી ધક્કામુક્કી કરી આખરે હાથના પંજાને લોહીલોહાણ કરી ટિકિટ મેળવતા.

દૂરથી ગાડી પ્લૅટફૉર્મ તરફ આવતી દેખાઈ અને લોકોનું ટોળું પગભર થઈ ગયું. પુરુષોનો લડવાનો અને ગાળાગાળીનો અવાજ, બાળકોનો ગભરાટમાં રડવાનો કર્કશ અવાજ, ધરૂરૂધરૂરૂ કરતી સામાન ભરેલી હાથ-ગાડીનો અવાજ, 'ચા ગરમ! સોડા લેમન!'...'તરેહ તરેહનાં રમકડાં!'...'ઈવનિંગ ન્યુસ, સેન્ટિનલ, બે ઘડી મોજ, જન્મભૂમિ'ના અવાજો તંગ વાતાવરણને વધુ તંગ કરી મૂકતા હતા. આટલા ઘોંઘાટમાં કોઈનું પણ મગજ કાબૂ ગુમાવી બેસે.

ગાડી પ્લૅટફૉર્મ તરફ વધુ નજીક આવી અને લોકોની ભીંસાભીંસ અને ધક્કામુક્કી ફરી શરૂ થયાં. વચ્ચે કોઈ કહેતું:

'અરે, ગાડી આવે કે તરત અંદર ઘૂસી પાટિયા પર લાંબો થઈ સૂઈ જજે!"

કોઈ વળી છેલ્લી ઘડીની સૂચના આપતું: 'એય! પહેલાં ઉપલા પાટિયા પર બિસ્તરો પાથરી દેજે!"

કોઈ સાહસિક પોલીસ–જમાદાર પાસે જઈ એના કાનમાં કાંઈક ખાનગી વાત કરતા જણાય છે: પાછળને બારણેથી બંધ ડબ્બાની અંદર સગવડ કરી આપવા માટે હાથમાં થોડું પરચૂરણ પણ દેખાડે છે.

ત્રણ–ચાર જુવાન માણસોની મધ્યમાં ઊભેલો એક તિલકધારી, શરીરની સારી સંપત્તિવાળો, ગૌર વર્ણનો, મધ્યમ વયનો માણસ શાંતપણે બાજુ પર ઊભો રહી એક મજૂરને સારી બક્ષિસ આપવાનું કહી સૂવાની સારી જગા મેળવી આપવા સોદો કરતો હતો. મજૂરને સારી બક્ષિસની ગોળગોળ વાતો પસંદ નહિ પડવાથી, સામાનને હાથ અડાડી ઊચકતાં પહેલાં એણે ચોખવટ કરી: 'એક રૂપિયો આપજો, સાહેબ! બાકી...જગા ફર્સ્ટ કલાસ અપાવીશ! હા! એમાં કહેવું નહિ પડે!"

'સારું સારું, તું જા તો ખરો!' એટલું બોલતાંમાં ગૌરદેહીને થાક અને કંટાળાનું એક પ્રચંડ બગાસું આવ્યું. એને એણે હાથની ચપટી વગાડી ભગાડી મૂક્યું અને મોટેથી ગણગણ્યો: 'હરિ ૐ! હરિ ૐ! કૃષ્ણ કૃષ્ણ!' તિલકધારી ઉતારુના દેખાવ ઉપરથી એમ લાગતું હતું કે જો એ વૈષ્ણવોની હવેલીમાં મુખિયાજી કે કામદાર નહિ હોય તો એક ચુસ્ત ધર્મપ્રિય વૈષ્ણવજન તો હશે જ.

ગાડી પ્લૅટફૉર્મ ઉપર હજી સ્થિર થઈ–ન થઈ ત્યાં લોકો ગાંડાની જેમ દોડ્યા અને એકમેકને હડસેલતાં, ધકેલતાં જેમતેમ કરી ઘેટાંબકરાંની જેમ ડબ્બાની અંદર ખડકાઈ ગયા. જેના કમનસીબે બેસવાની જગા ન મળી એ બારી પાસે ઊભા રહ્યા. કોઈને પૂરી ઊભવાની જગા નહોતી તો કોઈના સદ્‌ભાગ્યે વળી સૂવા માટે ઉપરના પાટિયા પર બિસ્તરો પાથરેલો હતો અને નીચે બારી પાસે બેસવાની જગા પણ હતી! ગાડી ઊપડવાનો વખત નજીક આવતો ગયો તેમ તેમ કોઈ રડ્યોખડ્યો ઉતારુ એક હાથે ધોતિયું પકડી, બાજા હાથમાં પાણીનો કુંજો પકડી; પાછળ ખારખાના માફક ઢસડાતી આવતી પત્નીને 'જલદી ચાલ! જલદી ચાલ!' કહેતો કોઈ ડબ્બામાં ઘૂસવા પ્રયત્ન કરતો હતો ત્યાં એકસામટા કેટલાય અવાજો એક સાથે બોલી ઊઠતા: 'જગા નથી, જગા નથી! આગળ જાઓ!'

જે ડબ્બામાં તિલકધારી ઉતારુ બેઠો હતો એ ડબ્બા પાસે અનેક ઉતારુઓ જગા મેળવવા દોડતાં હાંફતાં

કરગરતાં, દમદાટી દેતાં આવ્યા હતા, પણ બધા પાછા પડ્યા હતા—એમાં આગેવાન તરીકે તિલકધારી ઉતારુએ જ ભાગ ભજવ્યો હતો.

ગાડું વ્હિસલ કરી ત્યારે ગૌરદેહી સજ્જને એને વળાવવા આવેલા ચાર માણસોને ઉપરના પાટિયા પરથી ઊતરી ગાડીમાંથી ઊતરી જવા કહ્યું અને એ જગાએ પોતાનો બિસ્તરો લાંબો કરી પાથરી દીધો અને આવતા બગાસાંને ચપટી વગાડી ભગાડી મૂકતાં બોલ્યો 'હરિ ૐ ! હરિ ૐ ! કૃષ્ણ કૃષ્ણ !'

ગાડી ચાલી અને લોકોના મોઢાં પર કાંઈક છુટકારાનો ભાવ દેખાયો. સામસામી પાટલી પર બેઠેલા ઉતારુઓ અસલ હાડમારી, ગરદી વગેરેનો ઉલ્લેખ કરતાં ધીમેધીમે અંગત પ્રશ્નો પૂછવા ઉપર આવી ગયા.

'આપને ક્યાં જવું ?'

'આપનું શું બિઝનેસ ?'

એમ અરસપરસ વાતો ચાલતી હતી ત્યાં બાજુમાં બેઠેલા એક વૃદ્ધ ઉતારુએ ગૌરદેહી તિલકધારીને સવાલ કર્યો: 'આપને ક્યાં જવું ?'

ગૌરદેહીએ ટૂંકો જવાબ વાળ્યો: 'અમદાવાદ'

બીજા ઉતારુએ બીજો સવાલ પૂછ્યો: 'આપ શું બિઝનેસ કરો છો ?'

ગૌરદેહીએ જવાબ આપ્યો: 'મુંબઈમાં અમારી પેઢી છે.' અને 'ત્યારે તો વેપારપાણીમાં હમણાં કસ સારો હશે ?' એવા પુછાયેલા બીજા પ્રશ્નને મહાપુરુષોને છાજે એવી નમ્રતાથી હસીને ઉડાવી દીધો, અને ચપટી વગાડી ફરી બોલ્યા: 'હરિ ૐ ! હરિ ૐ !'

ગાડી થોડું આગળ ચાલી અને બધાએ કાંઈક મોકળાશ અનુભવી. એટલી વારમાં દાદર સ્ટેશન આવ્યું અને ફરી પાછાં દૂરથી પ્લૅટફૉર્મ ઉપર ટ્રંક, બિસ્તરા, ગામડા-પોટલાં લઈ જથ્થાબંધ લોકો ઊભેલા દેખાયા. આ લોકો જરૂર પાસે પડશે એ ડબ્બામાં વગર વિચાર્યે ઘૂસી જશે અને બધાનો આરામ બગાડશે. ગૌરદેહીએ પુરુષવર્ગને એક યુક્તિ સુઝાડી કે બધા પુરુષોએ બારી બહાર માથાં કાઢી બારી પાસે જ ઊભું રહેવું અને જગા શોધતા ઉતારુઓને એવું સૂચન કરવું કે એ ડબ્બામાં ઊભા રહેવાની તસુ જેટલી પણ જગા નથી ! ધાર્મિક વૃત્તિવાળા, વાતવાતમાં બગાસું આવતાં 'હરિ ૐ ! હરિ ૐ !' બોલનાર રીની સાંસારિક કુશળતા ઉપર ઘણા ઉતારુઓ થયા. યુક્તિ સફળ રીતે કામ કર્યે જતી હતી, કારણકે ઉતારુઓ ગાંડાં થયેલાં ઢોરની જેમ એકસામટા ડબ્બા તરફ ધસી આવતા હતા, પણ બધાને આ સ્થિતિમાં ઊભેલા જોઈ મૂંગામૂંગા કોઈ બીજા ડબ્બા તરફ ચાલ્યા જતા. છતાંય કોઈ અદ્ધરશ્વાસે દોડી આવી, ઝટઝટ ડબ્બાનું હેન્ડલ ખચખચાવી, અંદર ઘૂસવા પ્રયત્ન કરતું એને બારી પાસે બેઠેલા તિલકધારી સજ્જન હાથનો ધક્કો દઈ ધકેલી દેતા. કોઈ બચરવાળ બાઈ માણસ આવી ચડે અને થોડી જગા કરી આપવા કરગરે એને શાંતપણે બૈરાંઓનો ડબ્બો બતાવતા અને ફરી થોડી વારે 'હરિ ૐ ! હરિ ૐ !' કરવા મંડી પડતા.

એટલામાં એક વૃદ્ધ પુરુષ, વૃદ્ધ બાઈ અને એક છોકરી જેવી સ્ત્રી હાથમાં સામાન પકડી એ ડબ્બાના બારણા પાસે આવી બારણું ઉઘાડી અંદર પ્રવેશ કરવા પ્રયત્ન કરવા લાગ્યાં. સહેજ ઊઘડેલા બારણાને ગૌરદેહી વૈષ્ણવે આંચકો મારી બંધ કરી દીધું અને મોટા ડોળા કાઢી બોલ્યો: 'આગળ જાઓ ! જોતાં નથી, અહીં ઊભવાનીય જગા છે ?'

વૃદ્ધ પુરુષ દલીલ કરી વખત બગાડવાને બદલે આગળના ડબ્બા તરફ આગળ વધ્યો, પણ ત્યાં પણ એવો જ સત્કાર પામી તરત વીલે મોંએ પાછો ફર્યો અને ગૌરદેહીને કેવળ એક ખૂણામાં ઊભા રહેવા જેટલી જગા આપવા આજીજી કરવા લાગ્યો. ફરી ગૌરદેહી સાથે બીજા બે-ચાર ઉતારુઓએ સૂર પુરાવ્યો: 'આગળ જાઓ, આગળ જાઓ ! આગળ ઘણીબધી જગા છે. નાહક એક ડબ્બામાં શા માટે ગિરદી કરો છો ?'

વૃદ્ધ બાઈએ લાચારીથી કહ્યું: 'ક્યાં ક્યાંયે જગા છે ? બધાય એમ કીએ છે—આગળ જાઓ !'

એક ઉતારુએ ખભા ઊંચા કરી જવાબ આપ્યો: 'તો...અમે શું કરીએ ? જાઓ, સ્ટેશન-માસ્તરને જઈ ને કહો તમારા માટે નવો ડબ્બો જોડે !'

બીજાએ એથી વધુ ક્રૂર મજાક કરી: 'તો નિરાંતે કાલની ગાડીએ આવજો !'

આવા ક્રૂર ઉપહાસ સાંભળી વૃદ્ધ સ્ત્રીપુરુષને આઘાત થયો. ગાડીની બંને બાજુ દૃષ્ટિ દોડાવી, પણ ક્યાંય જગા મળે એવો સંભવ જણાયો નહિ. ગાડી ઊપડવાનો વખત થવા આવ્યો હતો.

ભિક્ષા માગતી હોય એમ કરગરતાં ફરી વૃદ્ધ બાઈએ કહ્યું: 'બાઈ માણસને એક ઊભવાની તો જગા આપો !'

તોપણ કોઈ ડગ્યું નહિ !

ગાડી ઊપડવા પહેલાંનો ઘંટ થયો. છોકરી જેવી દેખાતી સ્ત્રીએ જાણે હમણાં રડી પડશે એવા અવાજે કહ્યું: 'જરા જગા આપો ! હું એકલી જ છું.'

દરવાજાનું રક્ષણ કરતા ગૌરદેહી ઉતારુના મનમાં કોણ જાણે ઝડપભેર શું શું વિચારો પસાર થઈ ગયા. 'હું એકલી જ છું'...એક યુવાન સ્ત્રીના આ શબ્દો કાને પડતાં જાણે કાન ચમકી ઊઠ્યા. એ શબ્દોએ એક ક્ષણમાં શું અજબ પરિવર્તન આણ્યું–મોઢું ઝડપથી બદલાતા વિચારોની છાયાથી સહેજ ગંભીર બન્યું, ભમ્મર સંકોચાઈ નજીક નજીક આવી, અને અંદર દાખલ કરવા બારણું ઉઘાડી અંદર આવવા સૂચન કરી નમ્રતાથી હસીને બોલ્યો: 'તમે એકલાં જ છો ?'

છોકરી જેવી દેખાતી સ્ત્રીએ ઉપકૃત અવાજે કહ્યું: 'હા, આ તો મારાં માબાપ મને વળાવવા આવ્યાં છે.'

ત્યાં વચ્ચે વૃદ્ધ માતાએ કહ્યું: 'ભાઈ, જરા છોકરીની સંભાળ રાખજો. એના સાસરે જાય છે. એનો વર એને સ્ટેશને લેવા તો આવશે જ.'

'હા, હા. કોઈ વાતની તમે ફિકર કરશો નહિ.' એમ વૃદ્ધ બાઈને ખાતરી આપી, ગૌરદેહી ઉતારુ ફરી એ મુગ્ધ ઋણી છોકરી તરફ જોઈ કાંઈક વિચારમાં ડૂબકી મારી ગયો.

ડબ્બામાં બેઠેલા બીજા ઉતારુઓ પણ ગૌરદેહી તિલકધારી સજ્જનનું આ પરિવર્તન જોઈ નવાઈ પામ્યા. કોઈ ઉતારુ બબડ્યું પણ ખરું: 'આટલી ગરદી તો છે–બફાઈ મરીએ છીએ ! ત્યાં વળી બીજાને ક્યાં અંદર ઘાલ્યાં !'

ગૌરદેહી ઉતારુએ પોતાનો બચાવ કરી કહ્યું: 'બીચારી બાઈ એકલી છે !' અને બારી પાસેની પોતાની જગાએથી ઊઠતાં બોલ્યો: 'લો, સંકડાશ થતી હોય તો હું ઉપર ચડી જાઉં છું.' છોકરીને ઉદ્દેશી બોલ્યો: 'બેન, તમે આ મારી જગાએ બેસી જાઓ !'

એક ખૂણામાં બાજુ પર ઊભેલી યુવતી ઉપકારવશ થઈ, આભારની લાગણીનો મૂક ભાવ દર્શાવતી, એના સામે જોઈ મુગ્ધ રીતે હસી.

ગૌરદેહી ઉતારુ ખુશ થયા અને થોડી વાર પછી ઉપરની પાટલીએથી ડાળ પર બેઠેલા કાકાકૌવાના જેવા મીઠા અવાજે બોલ્યા: 'બેન, તમારે પાણીબાણી કાંઈ જોઈએ ?'

યુવતીએ શરમિંદી બની જઈ હસીને ના પાડી. પછી થોડી વારે વળી પૂછ્યું: 'તમારે કાંઈ નાસ્તો કરવો છે ?'

ત્યારે પણ યુવતીએ આભારસૂચક મધુર સ્મિત કરી ના કહી. ડબ્બામાં બેઠેલા કેટલાક ઉતારુઓ, વગર કહ્યે એકમેકની વાત સમજી ગયા હોય એમ, એકમેકની સામે જરા આંખ ઉલાળી મોં મરકાવી હસ્યા.

કલાક–દોઢ કલાક પછી એક સ્ટેશને ગાડી ઊભી રહી. ગૌરવર્ણ ઉતારુએ પાટલી પરથી નીચે ઊતરી, પ્લૅટફૉર્મ ઉપર જતા એક ચેવડાવાળા ફેરિયાને પૂછ્યું, 'અલ્યા, કયું સ્ટેશન છે આ ?'

'વસઈ.'

'કેમ, ચેવડો સારો છે ?'

જવાબમાં ફેરિયાએ ચપટી ભરી ચેવડો સામે ધર્યો અને બોલ્યો: 'ફસ કલાસ છે, સાહેબ !'

'ચાર આનાનો બાંધી આપ.'

ચેવડાનું પડીકું યુવતી તરફ ધરી હસીને એ બોલ્યો: 'તમે જરા લેશો ?'

યુવતીએ હસીને જવાબ આપ્યો: 'ના, મને નહિ જોઈએ.'

ગૌરદેહીએ હસતાં આગ્રહ કર્યો: 'જે ભાવે એ !'

યુવતીએ ના પાડી.

ગૌરદેહી ઉતારુ ફરી પોતાની ઉપરની પાટલી પર ચડી ગયો અને પડીકું ખોલી ચેવડો આરોગવા માંડ્યો. થોડો ખાઈ, બાકીનાનું પડીકું બાંધી, નીચે ઊતરી, પાણી પી, ફરી પાછો પોતાની પાટલી પર એ ચડી ગયો.

નીરવ અંધકારમાં ગાડી પાણીના રેલાની માફક ચાલી જતી હતી. મોટાભાગના ઉતારુઓ બેઠા બેઠા આંખ બંધ કરી ઊંઘતા હતા કે ઝોકાં ખાતા હતા. એક પછી એક નાનાં નાનાં સ્ટેશનો આવતાં અને જતાં હતાં–ત્યાં ગાડી થોભતી પણ નહોતી. કોઈ સ્ટેશને વળી મધ્યરાત્રિની અખંડ શાંતિમાં ઊઠી આવતો ગાડી થોભવાનો કચડડ અવાજ અને રડ્યાખડ્યા કોઈ આદમીનો 'ચાઈ, કૉફી, દૂધ ગરમ !' નો અવાજ કાને અથડાઈ, ઊંઘમાં સંભળાયો—ન સંભળાયો પસાર થઈ જતો હતો. ગાડી થોભે, ઊપડે, અને ફરી વળી ગાઢ અંધકારના પેટમાં સમાઈ જાય. સ્તબ્ધ નીરવ કાજળકાળી રાત્રિમાં ડબ્બામાં ઝાંખા ઝાંખા ટમટમ બળતા વીજળીના દીવાઓવાળી ગાડી જાણે અંધારામાં આગિયાઓની એક હાર જમીન પર થઈને ચાલી જતી હોય એવી લાગતી હતી એ ઝાંખા અજવાળામાં અપવાદ જેવો યુવક આંખો ખેંચીખેંચી કોઈ રસિક નવલકથાનાં પાનાં એક પછી એક ઉથલાવતો

હતો. બાકી બધા અડધા કે પૂરા ઊંઘતા હતા. કોઈ ઉતારુ બાજુમાં બેઠેલા ઉતારુના ખભાનું ઓશીકું બનાવી એના પર માથું ઢાળી પોઢ્યો હતો. કોઈ અર્ધજાગ્રત ઉતારુની ઉપર કોઈ ઉતારુનું નિદ્રાથી ઘેરાતુ નાગની પેઠે ડોલતુ માથું તોળાઈ રહ્યું હતું, એને એ ઝબકી જાગી જઈ ચીડમાં હાથેથી હડસેલો મારી દૂર કરી દેતો. સગવડથી બેસવાની જગા પણ નહોતી એવો કોઈ અકળાયેલો, બેઠાં બેઠાં પણ પલંગમાં પોઢ્યો હોય એવું નિદ્રાસુખ અનુભવતો હોય એમ, નાકમાંથી સુરીલા તંબૂરના રણકાર જેવું ખરજ સંગીત સંભળાવતો હતો. કોઈ પતિ-પત્ની મોટેભાગે મૂંગાં રહી, વચ્ચે આંખો ખોલી એકાદ શબ્દ બોલી લઈ, પોતે જાગે છે એની ખાતરી આપે છે. એકલી સાસરે જતી છોકરી બારી બહાર આકાશના તારાઓ સામે મીટ માંડી જોઈ રહી હતી. એના મનમાં કોણ જાણે શા તરંગો ચાલતા હશે! કોઈ નાનાસૂના સ્ટેશને ગાડી કચડક કરતી ઊભી રહેતી તો બારી બહાર ગરદન કાઢી કયું સ્ટેશન આવ્યું એ જાણવા એ પ્રયત્ન કરતી.

*

સ્તબ્ધ, નીરવ, અંધારી રાત્રીમાં વેગથી દોડતી ગાડીના પૈડાંનો '૭૭ પૈસા ૭૭ પાઈ......૭૭ પૈસા ૭૭ પાઈ ......૭૭ પૈસા ૭૭ પાઈ'નો તાલબદ્ધ અવાજ જેમ ફરીફરી ગૌરદેહી તિલકધારી ઉતારુના કાને અથડાતો હતો તેમ તેમ તેના મનમાં ગાડીનાં પૈડાંના તાલબદ્ધ અવાજ જેવો બીજો તાલબદ્ધ અવાજ પણ સંભળાતો હતો: 'હું એકલી જ છું......હું એકલી જ છું......હું એકલી જ છું.' ખાતરી કરવા એણે એ યુવતીને ફરી પૂછ્યું: 'તમે એકલાં જ છો?'

છોકરીએ કહ્યું: 'હા, હું એકલી જ છું.'

'એકલાં જ કેમ જાઓ છો?'

'મારા વરને મને તેડવા આવવા માટે રજા ન મળી.'

'તમે ક્યાં જાઓ છો?'

'મારે સાસરે.'

'પહેલી જ વાર?'

'ના, બીજી વાર.'

'કયું ગામ?'

'વડોદરા.'

'ત્યાંથી અંધારી રાત્રે એકલાં જશો?'

'ના, એ મને સ્ટેશને લેવા આવશે.'

'તમારા વર શું ક્યાંય......અમલદાર છે?'

'ના, એ નિશાળમાં માસ્તર છે.'

'એમ! તમને એકલાં મુસાફરી કરવા દેવા સામે એણે વાંધો ન લીધો?'

'ના, એમાં વાંધો શું લે? ગાડીમાં એકવાર બેઠાં પછી શું બીક હોય!'

ગૌરદેહી ઉતારુ જરા હસ્યો.

એક પછી એક નાનાં નાનાં સ્ટેશનો, કોઈ રાજાધિરાજને દૂરથી ઝૂકી પ્રણામ કરી પાછે પગલે ખસી જતા ખંડિયા રાજાઓની માફક, ગાડીના વેગની વિરુદ્ધ દિશામાં ખસી જતાં હતાં. નદી, નાળા, પુલ આવતાં ગાડી એના ઉપરથી ધમધમધમ કરતી ધીમી પડ્યા વિના દોડી જતી અને વળી એનાં પૈડાંનો '૭૭ પૈસા ૭૭ પાઈ......૭૭ પૈસા ૭૭ પાઈ......'નો તાલબદ્ધ અવાજ શરૂ થતો અને સાથે જ ગૌરદેહીના મનમાં એવો જ તાલબદ્ધ અવાજ 'હું એકલી જ છું......હું એકલી જ છું.' મનની એરણ ઉપર હથોડાની જેમ અફળાયા કરતો હતો. એ મનમાં ગણગણ્યો: તું એકલી જ છો! તારી સાથે કોઈ પુરુષ નથી... તું ગરીબ છો...તારો પતિ એક પંતુજી છે...તું એકલી જ છો......તું એકલી જ છો!

કોઈ રાક્ષસી કદના યંત્રના શરૂ થવાના અવાજની માફક એ અવાજ મોટો મોટો થઈ તીક્ષ્ણ–વધુ તીક્ષ્ણ બનતો ઊંચે ઊંચે ચડતો ગયો, અને પછી એક પ્રચંડ મોજું ધસતું આવી ઊછળી એક ખડક સાથે ફડાક કરતું અથડાય અને તૂટીને ભુક્કા થઈ જાય તેમ, ગબારાની માફક ઊંચે ને ઊંચે ચડતો એ શબ્દોનો અવાજ ફડાક કરતો નિર્ણયમાં અફળાયો...તું એકલી જ છો...તું એકલી જ છો...તો બસ હું તને ઉઠાવી જઈશ!...તું એકલી જ છો...તારી જોડે કોઈ પુરુષ નથી...કોણ તારી સહાય કરશે?...કોણ તને બચાવવા આવશે?...બસ, હું તને ઉઠાવી કોઈ અજાણી જગાએ લઈ જઈશ. કોણ તને બચાવવા આવશે?...કોણ મને રોકશે?...તું એકલી જ છો!

મનમાં વિચારોનું તોફાન ચાલ્યું. એક વિચારમાંથી બીજો, બીજામાંથી ત્રીજો–એમ, આખરે એ એક રાક્ષસી નિર્ણય ઉપર આવીને ઊભો રહ્યો. જીભેથી આમાંનો એક શબ્દે એ ન બોલ્યો. સુંદર નમણી આંખોવાળી, સફેદ સંગેમરમરના જેવી સુંવાળી ચામડીવાળી, સપ્રમાણ અવયવોથી ઘાટીલી દેહલતાવાળી, ઉન્માદક યૌવનથી છલછલતાં ગાત્રોવાળી, રૂપથી માણસની ગુપ્ત વાસના જાગ્રત કરતી, કામ

[અનુસંધાન પાન ૧૭૭ ઉપર]

'ઊર્મિ અને નવરચના'ની

ચાલુ વાર્તા



# સુરભિ

લેખક
શ્રી. પન્નાલાલ પટેલ

## [૧૫]
## ભારેલો સ્નેહ [ચાલુ]

સૂર્યકાન્ત શેઠ સોફામાં જઇબેઠા પણ કાન તો બારી બહાર પેલા દરવાજા ઉપર હોય એમ જ લાગતું હતું. કંઈક ખટખડાટ થતાં એકવાર તો એ બારી આગળ જઇને પેલા દરવાજા તરફ નજર પણ નાખી આવ્યા.

એકાએક 'પણ એ અત્યારે પોતાને મળવા શા માટે આવે છે?' એ સવાલે એમને ભૂતકાળમાંથી વર્તમાનમાં લાવી મૂક્યા. ...ત્યાં તો વળી પાછો મોટરનો અવાજ કાને પડ્યો અને એ જાણ્યે–અજાણ્યેય ઊભા થઈ ગયા ને પેલી મોટર તરફ તાકી જ રહ્યા.

આમ તો સૂર્યકાન્તે મંજુને ઘણી વાર જોઇ હતી પરંતુ આજ એમને લાગતું હતું કે એ એને વચગાળાનાં આ ત્રીસ વર્ષ પછી પહેલી જ વાર જોઇ રહ્યા છે. ઊંચેથી જોઈ રહ્યા હોય તેથી, કૂડ ખુલ્લું હતું તેથી કે પછી આભમાં ઝઝૂમી રહેલાં વાદળાંને લીધે—ગમે તેમ પણ સૂર્યકાન્ત શેઠને મોટર હાંકતી મંજુ માત્ર પાંત્રીસની લાગી. એમનાથી એક ભારે શ્વાસ લેવાઇ ગયો. બારી આગળથી હટતાં, કપડાં બદલવાનો—એટલે કે આ કફની ઉતારી નાખી બીજાં કપડાં પહેરવાનો—વિચાર આવ્યો, પરંતુ બીજી જ ક્ષણે એ પોતાના આ વિચાર ઉપર હસવા લાગ્યા...એમને સૂઝ ન પડી કે પોતે સોફામાં બેસવું, યા ટહેલવું, યા સામા જવું કે પછી એના આવ્યાની જાણ જ નથી એ રીતે...પણ કરવું શું? છાપું વાંચતાં બેસવું?

પણ અંતમાં તો આ વિચારો ઉપર વિચારવાનુંય એ જાણે ભૂલી બેઠા અને પેલો પડદો ખસેડી, બારણા બહાર નીકળી, અનિમિષ આંખે પેલી ઓસરીનાં વળાંક ઉપર તાકી રહ્યા—જાણે વીજળીના ઝબકારાએ સૂર્યકાન્તની આંખોને આંજી નાખી.

કાન્તા સુરભિના બ્લૉક તરફ વળી ગઇ હતી એટલે મંજુ એકલી જ હતી. એણે સૂર્યકાન્તના એ પહાડી કાઠા તરફ નજર નાખી. અલબત્ત, એ આંખોથી આંખો તો નહોતી જ મેળવવી, પરંતુ ઘણીવાર ખુદ પોતાની ઇન્દ્રિયો પણ વેરણ થઇ બેસે છે ને!

ભેટેલી એ ચારેય આંખોમાં આનંદના ઓઘ ઊછળ્યા, પણ બીજી જ ક્ષણે વિષાદનું કોઇ તોતિંગ મોજું ઊછળી આવ્યું અને આનંદ અને વિષાદથી સેળભેળ થઈ ઊઠેલી પેલી કીકીઓ ઉપર પોપચાંનો પડદો ઊતરી પડયો.

ક્ષોભ અને સંકોચને ન ઓળખનાર મંજુને શેઠ સામે આવતાં આવતાં જાણે સાત-પાંચ થઈ પડી.

તો પેલી બાજુ સૂર્યકાન્ત પણ જો સ્વસ્થ હોત તો આવકાર આપીને અંદર ન લઈ જાત?

મંજુને શેઠ આગળ રોકાવું જ પડ્યું. કશુંય ન સૂઝવાથી હોય કે ગમે તેમ પણ એણે હાથમાંની પર્સ ઉઘાડી, અંદરનું બીજું ખાનું ઉઘાડ્યું, એ બંધ કર્યું અને પર્સમાંથી રૂમાલ કાઢી વળી પાછી પર્સ બંધ કરી. પણ આટલી ક્ષણોમાં તો એ એટલી બધી અકળાઇ ઊઠી અને જાણે છાતી ઉપરનો કોઇ મહા શિલા જબરદસ્ત પ્રયત્ન સાથે ન ગબડાવી પાડતી હોય તેમ એણે પોતા તરફ એકી નજરે તાકી રહેલા શેઠ તરફ માથું ઊંચક્યું—સાથે સાથે કહી પણ નાખ્યું: 'કેમ, કંઇ સમાધિગ્રસ્ત તો નથી થઇ ગયા ને!'

પણ સૂર્યકાન્ત શેઠ તો હજીય જાણે સમાધિગ્રસ્ત હતા. એમણે જોરથી એક શ્વાસ લીધો અને મંજુની સામે જોઈ એક ફિક્કું હાસ્ય પણ કર્યું. પગ ઉપાડતાં એ બોલ્યા: 'આજીવન જે સમાધિ ન ફળી તે હવે આ પળ–એ પળમાં...' મંજુ સામે કે એના અંગ પર નજર દોડાવતાં વળી એમણે વાક્ય બદલ્યું: 'અને ફળે તો પણ એને સ્વીકારવા લાયક નથી રહ્યો એટલું તો હું પણ હવે કબૂલું છું.' એ સોફા આગળ થંભી ગયા.

'મંજુની જરા સરખીય ઈચ્છા ન હતી કે આ વાત આગળ વધે, છતાંય એનાથી સવાલ પુછાઈ ગયો: 'કેમ?'

સૂર્યકાન્તે ન જણાય એ રીતે શ્વાસ લીધો—હસવાનો પ્રયત્ન તો ચાલુ જ હતો—અને બાજુના મોટા આયના તરફ જોતાં કહ્યું: 'સૌથી મોટું કારણ તો આ આમાં જ દેખાય છે.' અને મંજુ સામે જોઈ આનંદમિશ્રિત રંજ સાથે કહ્યું: 'મંજુ! આજે જ તેં જીવન જીવવાની કળા હસ્તગત કરી છે, નહિ તો...આપણ બેઉ વચ્ચે માંડ પાંચ-સાત વર્ષનો ફરક હશે, છતાંય...', અને વળી પાછું એમણે આયના તરફ જોયું. 'જો ને, તું જ કે'; કોઇ કહી શકે કે એકવાર આપણે...' શેઠને કંઇ સૂઝ પડી, પણ તરત જ હાસ્ય પૂરું કર્યું. 'આપણે સમવયસ્ક હતાં!'

'એ તમારી ભૂલ છે. અત્યારેય તમે જો આ કફની કાઢી નાખો ' અનાયાસે જ મંજુના અવાજમાંથી—અરે, એના મો ઉપરથી પણ—પેલો રમૂજભર્યો ભાવ ઊડી ગયો, છતાંય મલકાવાનું તો ચાલુ જ હતુ એ આગળ બોલી 'સાથે સાથે તમારી આ માન્યતા પણ તો મને નથી લાગતુ કે—'

'એ બધુ ઊતરી રહ્યુ મંજુ !' કહેતા શેઠ સામેના પેલા નાના સોફામાં ગોઠવાયા મંજુ પણ બાજુના પેલા મોટા સોફામાં બેઠી

શેઠનુ બોલવુ તો ચાલુ જ હતુ '

' ને શા માટે હવે ?' મંજુના મો સામે તાકતા ઉમેર્યું . 'શા માટે જીવનભરની આ તપશ્ચર્યાને હવે ટૂંક સમયને માટે—' એ હસ્યા 'તને ખબર છે ? જીવ્યાની જો કોઇ પણ સાર્થકતા લાગતી હોય, આ હાથે કરેલા ભયંકર પાપો આડે જો કંઈક પણ સાન્ત્વન હોય, તો તે માત્ર આ આત્મસમર્પણ—એ સમર્પણની કલ્પના જ માત્ર—છે શા માટે એને હું હવે એક બે—પાંચ વર્ષને ખાતર જતી કરવાની ઇચ્છા પણ કરુ ?'

મંજુ શેઠના અવાજમા રહેલા દર્દ તથા એ સિકલ ઉપરથી સમજી શકતી હતી કે આ માણસના આત્માને કેટકેટલું દુ:ખ અને મંથન થઇ રહ્યુ છે. એનાથી પણ એક ભારે શ્વાસ લેવાઇ ગયો નખ ખોતરતા અને આંખોને પોતાના એ સુંદર નખ ઉપર માંડી રાખતા એ બોલી ' તમે નહિ, મે ...તોપણ હું તમારા ભોગને સમજી શકુ છું, સૂર્યકાન્ત ! પણ હવે ..' એણે પગ ઉપરથી પગ ઉતારતા સૂર્યકાન્ત શેઠ સામે જોઇ કહ્યુ 'એ બધી વાતોને યાદ કરવાથી લાભેય શું છે !'

પણ એને લાગ્યુ કે પોપચા નીચે ઢંકાયેલી અને ફળા જેવી લાગતી શેઠની આંખોમાં વિષાદ જ નહિ પણ આંસુ પણ ભરાઇ આવ્યાં છે—એટલુ જ નહિ, એમનું ચિત્તતંત્ર પણ અત્યારે પોતાના શબ્દો સાંભળે એ સ્થિતિમાં નથી, અને તેથી જ એણે જરા ઉતાવળેથી કહ્યુ : ' હું તો તમારી પાસે એક બીજા જ કામે આવી છું '

હોય તેમ કહ્યુ . 'ઘણા વખતથી મને થયા કરતુ હતુ કે હુ તને બોલાવુ—છેલ્લી વાર, ને મારા હૃદયનો બધો જ ભાર ઠાલવી નાખુ '

'તો પછી કેમ ન બોલાવી ?'

'મને ડર હતો, મંજુ, તુ કદાચ મળવા પણ નહિ આવે '

મંજુએ 'હા—ના'ના જવાબમાંથી છટકવા કહ્યુ ' એમ ?'

પરંતુ શેઠને તો આ જવાબ ખાસ જોઈતો હતો પૂછ્યુ . 'બોલ, આવત તુ ?'

મંજુ જરા જોરથી હસી 'પણ આવત કે ન આવત એનુ અત્યારે શું છે ? હું જે કામ માટે આવી છુ એની જ વાત કરો ને તમે ?'

'જહન્નમમા ગઈ એ વાત, મંજુ !' કહેતા સૂર્યકાન્ત ઠંડા થયા 'બહુ બહુ તો તારે કોઇ મિલની કે '

'ના, બીજી વાત છે ' વિચારમા પડવા જતા શેઠ માત્ર અડધી જ ક્ષણમા બોલી ઊઠયા: 'તો.. સુરભિની હશે !'

'બસ, એ જ !'

પણ મંજુએ જોયું તો શેઠના મો પર નવાઇ જેવુ કશું જ ન દેખાયુ, કે ન એમણે કંઈ સવાલ કર્યો—બલકે, રજ સાથે પોતાની વાત જ કરવા લાગ્યા. 'પણ તને મારી કોઇ ખબર છે, મંજુ ? તને ખબર છે મારા અંતરમા કેટકેટલા લાવાઓ ભર્યા છે એ ?' ક્ષણેક થંભી વળી બોલ્યા : 'તું જ વિચાર કર, મંજુ ! આટઆટલાં માણસોમાંય હૈયુ હળવુ કરવા સરખુ એક પણ માણસ ન હોય...તો—તને ખરી કે લક્ષ્મીગીરી છે, પણ તુ જ કે' કે આટલા લાંબા ગાળા દરમિયાન મે એ પ્રયત્ન નહિ કર્યો હોય ?'

શેઠની વાત સાથે એકતાન થઇ બેઠેલી મંજુએ હકારમા માથુ હલાવ્યુ.

શેઠ આગળ બોલ્યા . 'પણ તોય અંતર ના ઊઘડે એનુ મારે શુ કરવુ ? તુ માનીશ ? માણસ આશા વગર જીવી શકે, પરંતુ જે દિવસે એને લાગે કે જગતના કોઈ પણ ખૂણામા એને માટે હૈયુ ઠાલવવા સરખુ કોઈ નથી રહ્યુ તે દિવસે એનુ અર્ધુ—પર્ધુ આ જગત છોડી જ જવાનું. આ મારો પોતાનો અનુભવ છે,

મંજુને શેઠ કોઇ નિરાધાર બાળક જેવા લાગવા માંડ્યા એનાથી કહ્યા વગર ન રહેવાયુ 'તમારે જો વાત જ કરવી હતી તો મને બોલાવવી હતી ને ? અને અત્યારે તો આવી જ છુ તે કહો ને કહેવુ હોય તે !'

'એ એમ કહેવાય એવુ નથી, મંજુ' શેઠે કહ્યુ પણ એ સાથે જ એમના હૈયાનું મો હોટ-વૉટર-બેગના બૂચની પેઠે ખુલ્લુ થઈ ગયુ. 'એ બોલ્યા, 'તેં મને—મારા પ્રેમને—ઠોકર મારી એનુ મને રજ માત્ર પણ દુ:ખ નથી, પરંતુ એની પાછળ . તને ખબર છે મે શું શું કર્યું છે એ ?' કહેતા શેઠ ઊભા થયા અને મંજુને પડખે જઈને બેસી ગયા 'તને મારી કરવા—મારા ઉપર આધળી બનાવવા—મે સાધુઓનો ને ધુતારાઓનો સંગ કર્યો, મોહિની શીખવા પાછળ મે લાખોની હોળી કરી, ને આમ કરતા ભિખારી થઈ બેઠો એ તો તુ પણ જાણે છે '

મંજુને કંઇક દુ:ખ થવા લાગ્યુ . 'હા, પણ એનુ હવે શું છે ?'

'ઘણું બધું છે, મંજુ !' શેઠ એમની ધૂનમા જ હતા. 'એ પછી મને, મિત્રોના કહેવાથી હોય કે ગમે તેમ, પણ લાગ્યુ કે હું ગરીબ થઈ ગયો છુ માટે તું મારી સાથે પરણવાની ના પાડે છે માટે 'પરણેતર એક સ્ત્રી છે ' એ તો તારુ માત્ર બહાનું જ છે ' એમણે પોતાની જાત ઉપર જ પોતાની આંખોમા ક્રૂરતા ભરી 'અને તને ખબર છે—મે શુ કર્યું એ ?' ક્ષણભર તાકી રહ્યા પછી શેઠ બોલ્યા 'મે મારા આ સગા હાથે મારા ભાઈને ઝેર આપ્યુ, એની પત્નીને મારી નાખી ..ને મંજુ ! ..' એમના અવાજમા રુદન ભળ્યું 'મંજુ ! એના કુમળાં...બાળકને પણ મે ' એ રડી પડયા અને નાના બાળકની પેઠે મંજુના ખભા પર માથુ મૂકી ડૂસકે ચડ્યા

બહાર પડદા પાછળ પણ કોઈક રડતુ હોય—નાક તાણતુ હોય—તેમ મંજુને લાગ્યુ, પરંતુ કાન માંડતા આગળ કશુ બીજુ ન સંભળાયુ, બલકે એ પણ શેઠનો જ અવાજ લાગ્યો એનાથી અનાયાસે જ સૂર્યકાન્ત શેઠના લુખ્ખા ઉપર હાથ ફેરવાઇ ગયો

[illegible]

પ્રાયશ્ચિત્ત છે, સૂર્યકાન્ત ! ને એક વસ્તુ બની ગઇ પછી એનો વિચાર કરવો એ...'

સૂર્યકાન્ત શેઠે માથું ઊંચું કર્યું. એની આંખો તો આંસુથી ભરાયલી જ હતી અને અવાજમાં પણ રુદન તો જેમનું તેમ જ હતું. એ બોલ્યા: 'શું તું વિચારની વાત કરે છે, મંજુ !...તને ખબર છે– કમોતે મરેલાં પેલાં છત્ર જાણે હરદમ મારી આસપાસ ભમ્યા કરે છે ? અરે, રાતે તો એ મારી છાતી ઉપર જ ચઢી બેસે છે. અને...એ દુઃખની વાત તો કહેવા જેવી જ નથી !'...અને એમણે આવતાં હીબકાંઓને દબાવવા પ્રયત્ન કર્યો.

મંજુ જરાક આકરી થઇ : 'તમને આમ રડતાં શરમ નથી આવતી ? ઊઠો !' અને પોતે ઊભાં થઇ સૂર્યકાન્ત શેઠનો હાથ તાણતાં કહ્યું : 'જાઓ, જઇને મોં ધોઇ આવો. કોઇ નોકર–ચાકર જોશે તો... આમ બાળકની માફક રડતાં તમને શરમેય નથી આવતી ? જાઓ, મોં ધોઇ આવો !' અને એણે એમને બાથરૂમમાં ધકેલ્યા

મંજુ વળી પાછી સોફામાં બેઠી. થોડીક વાર સુધી તો એને લાગ્યા કર્યું કે સૂર્યકાન્ત શેઠે કરેલાં આ બધાં પાપ માટે એક પોતે જ જવાબદાર છે, પણ ત્યાં તો એનું પેલું અસલ ધ્યેય–જે ધ્યેયને લીધે ચાહવા છતાંય એ સૂર્યકાન્ત સાથે ન પરણી એ–એની વહારે આવ્યું અને એણે બે–અઢી દસકા પર જે જોમથી વિરોધ કર્યો હતો એ જ જોમથી અત્યારે પણ વિરોધ ઉઠાવ્યો : 'એવું કશું નથી. હું એને માટે જવાબદાર છું જ નહિ, બલકે મેં તો મારી ફરજ બજાવી છે...હું એને પહેલાંના જેટલો જ ચાહું છું, પણ સાથે સાથે મારો પેલો વિરોધ પણ ચાલુ જ છે. મારા સુખની ખાતર બીજી સ્ત્રીના–મારી બહેનના–સુખની આડે કદી નહિ આવું... તો પછી હું દોવાઉં શું ?'...અને જ્યારે સૂર્યકાન્ત મોં ધોઇ પાછા ફર્યા ત્યારે પણ એણે એમને, અલબત્ત મીઠા ઠપકા સાથે, એ જ ટકોર કરી.

'હું ધારું છું તેમ તમે તમારું આખુંય જીવન તમારા પોતાના સુખના વિચારમાં જ પૂરું કર્યું લાગે છે !'

'ને પેલું પાપ મારી પાછળ ન પડ્યું હોત તો બનવા જોગ છે; બાકી ત્યારથી તો આ પાપમાંથી કેમ કરીને છૂટું, કેમ કરવાથી એ મારો પીછો છોડે, એ જ...'

'પણ કેમ કરીને પીછો છોડે ? તમે તો પ્રાયશ્ચિત્ત કરવાને બદલે પાપનો ભાર ઊલટાના વધારતા જાઓ છો !' મંજુએ લાગણી અને દુઃખ સાથે કહ્યું.

'હું ?' સૂર્યકાન્તને નવાઇ લાગી. 'એ કેવી રીતે ?'

'તમારી બુદ્ધિ ખોટકાઇ તો નથી ગઇ ને ?' અને સૂર્યકાન્ત શેઠને 'એટલે ?' કહી ચૂપ થઇ જતા જોઇ કહ્યું: 'જે પ્રેમને ખાતર તમે આ બધાં પાપ કર્યાં એ જ પ્રેમનું તમે પાછા ગળું ઘૂંટી રહ્યા છો ! તમારી સુરભિને જ તમે...'

સૂર્યકાન્ત શેઠ 'ઊભડ્યો કાયદો કાઢીનો' એ રીતે હસી પડ્યા: 'ઓહો હો હો ! તુંય ક્યાંની વાત ક્યાં લઇ જઇને મેળવે છે !'

પણ મંજુ ગંભીર હતી: 'આ તમારી ભૂલ થાય છે–બલકે, હું તો માનું છું કે તમે જ જાણો છો ને સુરભિ એ હું છું.'

'હા ભાઇ, હા ! પણ ત્યારે તને...' પરંતુ બીજી જ ક્ષણે સૂર્યકાન્ત ગંભીર બની ગયા. એ આખીય બાબતને જુદો પલટો આપતા હોય તેમ બોલ્યા: 'તો શું તું પણ એમ માને છે કે જુદા જુદા સમાજમાં અને જુદી જુદી રીતે રહેવા ટેવાયેલાં સ્ત્રી–પુરુષ લગ્નજીવનમાં સુખી થઇ શકે છે ?'

'હા–જો સાચો પ્રેમ હોય તો.'

'આપણે કેમ જાણવું કે એ સાચો પ્રેમ છે ?'

'હું નથી માનતી કે સુરભિ જેવી બુદ્ધિશાળી છોકરી...ને જેટલા પ્રમાણમાં હું ઓળખું છું એટલા પ્રમાણમાં જાણુ પણ કંઇ ઉછાંછળી તો નથી જ લાગતો...મારું ધારવું તો એમ જ છે કે આપણે છોકરા–છોકરી ઉપર જ બધું છોડી દેવું જોઈએ, બાકી તમારા વિચારો પ્રમાણે તો દરેક માબાપ કોઈ પણ જમાનામાં વચ્ચે પડવાનાં જ.'

સૂર્યકાન્ત શેઠ હોઠમાં જરાક મલકાયા: 'તો તો સુરભિ તરફથી તું વકીલાત કરવા આવી છે એમ જ કહે ને !'

'એકલી વકીલાત જ નહિ–જરૂર પડે તો ઝઘડવા પણ આવી છું.'

'એમ !' અને સૂર્યકાન્ત શેઠ વળી રુદન કરતાંય આ સૂરતે જ્યારે રહ્યા

પાછા પ્રેમી બની બેઠા. 'કોનાં ધન્યભાગ્ય ? સુરભિનાં કે મારાં ?'

પણ મંજુએ જાણે નિર્ણય કર્યો હતો કે હવે આ પ્રશ્ન જ્યાં સુધી ન પતે ત્યાં સુધી પોતાના અંતરને પણ દબાવી જ રાખવું, અને તેથી જ તો એણે સહેજ રોષ કર્યો ને–'આમ વાત ઉડાવયો એ નહિ ચાલે.'

'હા ભાઇ, હા ! પણ વાતને ઉડાવે છે કોણ ? તું જ કે'ને–શું કરવું છે !'

'આ સવાલનો નિકાલ જો મારે જ લાવવાનો હોત તો હું તમારી પાસે...'

''ન આવત' એમ ને ?...પણ તને ખબર છે–જો મને આ બાબતની ખબર હોત તો... એ તો હું અહીં હતો નહિ ને સનત એને ઉપાડી લાવ્યો, બાકી હું હોત તો માત્ર તને અહીં લાવવાની ખાતર પણ સુરભિને ઉપડાવી મંગાવત !' કહી સૂર્યકાન્ત શેઠ મૂંછીમાંથી હસવા લાગ્યા. એ તો લક્ષ્મીગૌરી અહીં હાજર ન હતાં, નહિ તો કહેત નહિ તોપણ એમના મનમાં તો જરૂર થાત: કેટલાં વર્ષ પછી આવું હસે છે !

'હાં, તો પછી એનું કરવું છે શું ?'

'મેં તો તને કહી દીધું–જે તને ગમે તે.' સૂર્યકાન્ત શેઠનો અવાજ અને વદન એવાં લાગતાં હતાં–જાણે આજ એ મંજુ એમને ઝેર પાય તો ઝેર પીવા પણ ખુશ હતા.

મંજુને તો અત્યારે જ નહિ પરંતુ સુરભિને સાન્ત્વન આપ્યું ત્યારથી જ ખાતરી હતી કે સૂર્યકાન્ત શેઠ એના વચનને નહિ ઉથાપે, અને તેથી જ તો એ આટલાથી ખુશ ન થઇ ને–બલકે ચોખ્ખું જ કહ્યું: 'એમ નહિ, તમે તમારે હાથે જ આ પાપનું પ્રાયશ્ચિત્ત કરો.'

આ 'પાપ' શબ્દે વળી પાછા સૂર્યકાન્ત શેઠને ભડકાવ્યા–બલકે એમનું મોં પણ પડી ગયું. ગંભીર થતાં પૂછ્યું: 'પણ તું તો કહેતી હતી ને કે મારાં આગલાં પાપ પણ આનાથી ધોવાઇ જશે ?' છેલ્લા શબ્દો વખતે તો એમનું મોં સાવ લાચાર હતું.

મંજુને સૂર્યકાન્તનાં પેલાં આંસુ અને

કરી મૂકી—ખચકે સૂર્યકાન્તનો હેરાન થઇ ઊઠેલો પેલો આત્મા પણ એને તો દેખાવા લાગ્યો ક્ષણમા એને અનેક વિચાર આવી ગયા આવો ભયકર ગણાતો માણસ પણ અદરખાનેથી કેટલો દીન છે ! પાપમાથી અથવા એ કેટલા હવાતિયા મારે છે ! કેટલો રક બની જાય છે ! એ સમજી ગઇ કે સૂર્યકાન્તના મગજમાથી આ પાપનુ ભૂત કાઢવુ એ જેવી તેવી વાત નથી અને કાઢવુ તો પડશે જ પડશે પણ શી રીતે? અને આ પછી તો એ શુ હતો ને શુ થઇ બેઠા છે એ ખ્યાલે એના પથ્થર જેવા હૃદયને પણ હચમચાવી મૂક્યુ મજુએ એક ભારે શ્વાસ લેતા કહ્યુ 'તમારુ પાપ સાચે જ ભયકર છે પરતુ બીજી બાજુ ભયકરમા ભયકર પાપનો પણ ઉપાય હોય છે એ તમે '

'ના, ના, મજુ ! હુ બધીય જાતના ઉપાય કરી ચૂક્યો છુ તને ખબર છે મેં મોટા મોટા સાધુઓનો સત્સગ સાધી જોયો છે ? ભગવાનની—અરે દરેક જાતના દેવોની સેવા કરવામા પણ કશી જ કમીના નથી રાખી આ સિવાય પુન્યદાન પણ '

મજુ વચ્ચે જ બોલી ઊઠી 'તમારી એ સેવા કે પુન્યદાન કશુ જ કામ આવે એમ નથી એક જ ઉપાય છે—કહો તો દેખાડુ '

પણ સૂર્યકાન્ત શેઠ તો મજુ પાસેથી તો શુ પણ કોઇ નાચીજ માણસ—અરે, કોઇ નોકર પણ બતાવે તોપણ એ ઉપાય અજમાવવા તૈયાર હતા અને તેથી જ તો બોલી ઊઠયા ને 'તો બતાવ ને? અને મજુને ચૂપ જોઇ કહ્યુ 'ગમે તેમ હોય મજુ, પણ તારા આ સાનિધ્ય પછી મને લાગવા માડયુ છે કે જો કોઇની પાસે ઉપાય હોય કોઈ સાચો કીમિયાગર હોય, તો તે તુ જ છે ' અને મજુના હાસ્યનુ પ્રતિબિબ પાડતા હોય એ રીતે હસતા ઉમેર્યુ 'હુ મશ્કરી નથી કરતો, પણ જ્યારથી તે આ બગલામા પગ દીધો છે ત્યા થી ઘણા વર્ષ પછી જો કઇક પણ ભાર હળવો થયો હોય તો તે આજ પહેલી જ વાર બીજુ તો ઠીક પણ મજુ મારી સાથે લક્ષ્મી સિવાય બીજા કોઇએ પણ વાત કરતા ડરે છે ને છોકરા તો નહિ તો તુ જ વિચાર કર, સુરભિએ જેમ તારી જેમ જ દિલ ખોલીને વાત કરી તેમ મારી આગળ કરી હોત તો ? અરે મે તો એને એક—બે વાર પૂછ્યુ પણ હતુ, પણ એમ—કોણ જાણે કે એ તો મારી સિકલ એવી થઇ ગઇ છે કે પછી ગમે તે કારણ હોય, પણ કોઇ પણ માણસ મારી સાથે દિલ ખોલીને વાત નથી કરતુ—ત્યા સુધી કે જાણે મારા પડછાયા માત્રથી માનવીની કોમળતા અને વિશ્વાસ ન ઊડી જતા હોય ! હવે તુ જ કહે—આવી સ્થિતિમા એ તો એક હુ જ એવો છુ કે જીવી શકુ છુ, બાકી મારી જગ્યાએ બીજો કોઈ હોત તો '

મજુએ વાકય પૂરુ કર્યુ—બલકે એ અનાયાસે જ પૂરુ થઇ ગયુ 'સાચે જ મરી ગયો હોત !' અને એક ભારે શ્વાસ લઇ સોફામા ટટ્ટાર થતા સ્વગત બોલતી હોય તેમ 'આનો તો બસ,એક જ ઉપાય છે' કહી ચૂપ થઇ ગઇ

જ્યારે સૂર્યકાન્ત શેઠ તો એ ઉપાય સાભળવા એકકાન થઇ તાકી રહ્યા હતા એણે પૂછવુ પડયુ 'શો ઉપાય છે, મજુ ?'

મજુ વિચારમાથી જાગતી હોય તેમ બોલી 'એકવાર આપણે આ સુરભિનુ પતાવી દઇએ, પછી નિરાતે વાત '

સૂર્યકાન્ત શેઠ ખુશ થઇ ઊઠયા 'ભલે !' પણ બીજી જ ક્ષણે એ બોલી ઊઠયા 'પણ પછીથી તુ મને મળીશ તો ખરી ને ? કે '

મજુને આ શબ્દોથી કદાચ માઠુ લાગ્યુ હશે 'તમે મને હજુય નથી ઓળખી શક્યા, સૂર્યકાન્ત ! અને મને લાગે છે કે હુ કહીશ તો તે તમે માનશો પણ નહિ '

'એવુ તે હોય, મજુ !

મજુ એની ધૂનમા જ હતી કોઈ દિવાસ્વપ્ન જોતી હોય—તદ્રામા બોલતી હોય તેમ બોલવા લાગી 'તમારા કરતાય હુ તમને કદાચ વધારે ચાહતી હોઇશ અલબત મારી માન્યતા પોતાના સુખને ખાતર બીજાના સુખ આડે ન આવવુ તેને તો કદાચ હજુય હુ વળગી રહીશ પણ એનો અર્થ એ પણ નથી કે તમારી આ હાલતમાય હુ કઇ મદદ ન કરુ ' અને કયાકથી બારે થઇ આવેલી એ પારાવાર આખો સૂર્યકાન્ત સામે માડતા ઉમેર્યુ 'બલકે હવે તો મદદ કર્યા વગર રહી જ નથી શકવાની મને શી ખબર કે તમે ' એ આગળ ન બોલી શકી એની આખમાથી દર દર દર કરતા બોર બોર જેવા આસુ દડી પડયા

અને આ આસુએ સૂર્યકાન્ત શેઠનુ અડધુ તો શુ પણ લગભગ આખુય દિલ જાણે ધોઈ નાખ્યુ એમણે મજુના એ નાનકડા મુખને પોતાની વિશાળ છાતીમા સતાડી દીધુ . મને મજુના એ ઝૂલતા વાળ ઉપર ગુલાબજળ જેની વિસાતમા નથી એવા સ્નેહજળ સીંચાઇ રહ્યા

પાચ જ મિનિટમા મજુએ સ્વાસ્થ્ય મેળવી લીધુ, પરતુ એનો ઉભરાટ તો હજુય ચાલુ હતો, અને તેથી જ તો એ 'શા માટે સુરભિ સાથે હરીશના લગ્ન એ નથી ઈચ્છતી ?' એ સવાલ સાથે ચોખવટ પણ કરવા લાગી ને—'કારણ કે હરીશ એ તમારો પુત્ર છે.'

શેઠ તો ભડકી જ ઊઠયા

પણ મંજુએ એ તરફ દુર્લક્ષ કરતા આગળ ચલાવ્યુ 'તમને ખબર છે—હું લાલભાઇ સાથે ભલે પરણી હતી, બાકી મારા વિચારો—અરે, મારો આત્મા પણ—તમારી સાથે જ સકળાયલો હતો ' અને વળી પાછી એ જાણે દિવાસ્વપ્ન જોતી હોય તેમ ગણગણી 'લગ્નજીવનની શરૂ શરૂમા તો શરીર—સબધ વખતે પણ મારી કલ્પનામા સતત રીતે તમે જ રહ્યા છો !' અને એ ચૂપ થઈ ગઈ એની આખો તો હજુય જાણે પેલી કલ્પનાને વાગોળી રહી હતી

શેઠના આનદનો પાર ન રહ્યો એ બોલી ઊઠયા 'તો ત્યારે હુ તને સાચી વાત કહુ ? મનેય '

પણ ત્યા તો મજુ વચ્ચે જ બોલી ઊઠી 'હવે એ બધુ યાદ કરવાથી લાભેય શો ?' અને સરખી રીતે બેસતા માથાને ખુશમિજાજ રીતે હલાવતા હસીને કહ્યુ 'એકવાર આપણે સુરભિની વાત પતાવી દઈએ—તમને થશે કે શા માટે આ આટલો બધો આગ્રહ રાખે છે ? પણ કોણ જાણે કેમ એના (સુરભિ) ઉપર મને મારા હરીશ કરતાય વધારે સ્નેહ છે

'પણ તે અને કયા ..... ' અને મજુ પાસે સહેજ સરકતા કહ્યુ 'આ તો પેલા મૂર્ખાએ મારી ગેરહાજરીમા

બધો ગોટો કરી નાખ્યો, બાકી હું તો જો અહીં હોત તો એમના લગ્નના સમાચાર જાણતાં જ મારે હાથે—અરે, ધામધૂમથી પરણાવત.'

મંજુ આ વાત માનવાને તૈયાર ન હતી : 'એ ખોટી વાત ! એવું હતું તો શા માટે તમે પેલા પુરાવા મંગાવ્યા ?'

'પણ એની પાછળેય મારો હેતુ તો જો તો આ કહેવાતાં...કહેવાતાં એટલા માટે કે મને પ્રેમ માટે ગઈકાલ સુધી માન ન હતું...અલબત્ત, સુરભિની મક્કમતાએ મને થોડોઘણો વિશ્વાસ તો બેસાડ્યો હતો, પણ ત્યાં તો પેલા છોકરાએ પચાસ હજારની માગણી કરી, ને મારો પિત્તો ખસી ગયો.'

'પણ પછી તો જ્યારે નોટો બાળી મૂકવાની વાત સાંભળી ત્યારે તો ઠેકાણે આવી ગયા ને ?' કહી મંજુ હસવા લાગી.

પણ સૂર્યકાન્ત શેઠ ગંભીર હતા : 'એટલું જ નહિ મંજુ, એ છોકરાએ માત્ર એક જ વાક્યમાં મને જે પાઠ હું આટઆટલું વીત્યા છતાંય નહોતો સમજ્યો તે સમજાવી દીધો. એણે શું કહ્યું ખબર છે ?' અને મલકાતા મલકાતા બોલ્યા : 'મારો બેટો ! મેનેજરને કે'છે કે, તારા શેઠને કે'જે કે જમુને તો પૈસાની માત્ર આટલી જ કિંમત છે !' અને મંજુ સામે જોઈ પૂછ્યું: 'તું જ કે', મારે માટે એણે કેટલું સત્ય કહ્યું છે !'

મંજુને પણ આ બધી વિગતની તો ખબર ન હતી. એ આ સાંભળી ખુશ થઈ ઊઠી—બલકે શેઠની મુક્તિનો પણ એને તો એ જ એક રસ્તો લાગ્યો. કહ્યું પણ ખરું: '...અને તમારે માટે આ જ એક પ્રાયશ્ચિત્ત છે એમ નથી લાગતું ?'

એણે પેલા પુરાવા પણ નાખી આપ્યા હતા, પછી તું જ વિચાર કર—એની આવી મનોદશામાં સુરભિ પાછી જાત તો ? અરે, મને તો ખાતરી જ છે કે એ એને ઘરમાં જ ન પેસવા દેત.'

'વાત તો સાચી છે !' મંજુએ આંખો પહોળી કરતાં કહ્યું.

'એટલું જ નહિ, અત્યારે પણ એ બોલાવેલો આવશે કે કેમ એની પણ મને તો શંકા છે !' અને એ સાથે જ એમણે અવાજ કર્યો: 'બહાર કોઈ છે કે ?'

એકાદ મિનિટ પછી લક્ષ્મીગૌરી દાખલ થયાં. શેઠે હસીને જ કહ્યું: 'જરા મોટર મોકલીને જમુને તેડી મંગાવો ને !'

લક્ષ્મીગૌરીએ આની જાણે ખાતરી કરવા જ હોય તેમ 'કોને મોકલું ?' 'તમારું જ નામ લે ને ?' વગેરે સવાલ પૂછ્યા અને આનંદના અતિરેકથી પીઠ ફેરવી ગયાં.

લક્ષ્મીગૌરી માટે ભલે આ ઘણી મોટી બાબત હતી, પરંતુ આ બે પ્રિયજન માટે તો એ હવે ગૌણ જ હતી—અલબત્ત, મંજુ માટે થોડીક મહત્ત્વની ખરી, અને તેથી જ તો એણે શેઠને પૂછ્યું ને—'જમુ આવશે એટલે શું કહેશો ?'

'તું શું ધારું છે ?' કહી શેઠ મંજુ સામે મરક મરક હસી રહ્યા.

'હું શું ધારું ? કદાચ તમે જ નહિ ધાર્યું હોય ત્યાં !'

'આ તારી ભૂલ થાય છે, મંજુ ! ફક્ત કાગળિયા ઉપર ઉતારવાનું જ બાકી છે, બાકી બધું જ મેં ગોઠવી મૂક્યું છે.'

'સાંભળું તો ખરી ?'

શેઠ પોતાની ધૂનમાં હોય તેમ બોલવા લાગ્યા : 'કોણ જાણે કેમ પણ મને કાલથી એમ જ લાગવા માંડ્યું છે કે આ મારી માન્યતા હોય કે ગમે તેમ, પરંતુ ક્યારથી મેં આ નક્કી કર્યું છે ત્યારથી મારા હૈયા ઉપરથી જાણે અડધો બોજ હળવો થઇ ગયો છે.'

'એમ કે !' મંજુ ખુશ થઈ.

'ને બાકીનો અડધો તારા આ સાંનિધ્યથી !' અને મંજુને ઠપકાભરી રીતે પોતા તરફ તાકતી જોઇ ઉમેર્યું: 'સાચું કહું છું, મને નથી રહ્યો તારા શરીરનો મોહ કે નથી રહ્યો બીજો કશો. માત્ર મને તારી પાસે બેસવા મળે ને થોડીક વાતો કરવા મળે તો...તું માનીશ મારા અંતરમાં અત્યારથી જ ફફડ પડવા માંડી છે કે તું ઘડી કેરે ચાલી જશે ને વળી પાછો હું એકલો અટૂલો અને નિરાધાર બાળક જેવો...'

મંજુથી શેઠના આ શબ્દોને એમની પેલી સિકલ ન દીઠી ગઈ ! વચ્ચે જ એ બોલી: 'આમ બાળક જેવી શું વાત કરો છો ? ને ચાલી જાઇનેય...હવે તો આપણે અવારનવાર મળતાં રહીશું.'

શેઠે વચ્ચે જ પૂછ્યું: 'એક વાત કહીશ, મંજુ ! શા માટે તેં વિધવા થયા પછી પણ મને દૂર રાખ્યો ?'

વિષાદમાં ડૂબી હોય તેમ મંજુએ 'કોણ જાણે'ના અર્થમાં ડોકું હલાવ્યું.

'ને...એ તો ઠીક, પણ...આ હું અદેખાઇ નથી કરતો પણ, તેં પેલા, જેની સાથે ભૂતકાળમાં તારે કશી ઓળખાણેય ન હતી, એવા માણસ સાથે...'

મંજુએ સૂર્યકાન્ત સામે જોયું. આ વખતની એની સૂરત કરુણ હતી—જગદંબા જેવી હતી. એ બોલી: 'કારણકે મને શરીરની ભૂખ હતી, ઉપરાંત એ પણ વિધુર હતો એટલે કોઇની આડે આવવા જેવું પણ ન હતું.'

જે હૃદયથી તમે પોતે તમારી જાતને તિરસ્કારો છો એવા માણસ પ્રત્યે બીજું કોઇ માણસ ભલે એટલું ચાહતું હોય પણ એ એની સામે જોઇ પણ શી રીતે શકે ?'

'ને...હવે ?' અને આશાભરી આંખે શેઠ મંજુ સામે તાકી રહ્યા.

મંજુએ એનાં ભારે પોપચાં ઊંચાં કર્યાં. શેઠ સામે એ નયન માંડતાં જરાક મલકાઇ ને પૂછ્યું : 'તમને શું લાગે છે ?'

શેઠને તો આશા જ લાગતી હતી—અરે, મંજુના એ વદન ઉપર ચોખ્ખી દેખાતી હતી, પણ તોય મધદરિયે ડૂબકા ખાતો માનવી વહાણને જોયા છતાંય કેમ વિશ્વાસ કરે ! કેમ જાણ્યું કે એ સતત રીતે રટયા કરેલું 'કોઇ વહાણ આવી ચડે !' એ ઇચ્છા જ કલ્પનારૂપે ન દેખાતી હોય !

મંજુ પોતે જ બોલવા લાગી: 'તમે માનશો ? હું પોતે પણ આ ધંધાથી અને વિલાસથી થાકી ગઇ છું. જેમ જેમ વિલાસનાં સાધનો વધારતી જાઉં છું તેમ તેમ પેલી અતૃપ્તિ વધતી જ આવે છે.' ક્ષણેક થંભી જાણે સ્વગત બોલતી હોય તેમ એ બોલવા લાગી: 'ત્યારે બીજું કરવું પણ શું ?' અને સૂર્યકાન્ત શેઠ તરફ દયામણી નજર નાખતાં ઉમેર્યું : 'આજ પહેલી જ વાર હું તમારી આગળ કબૂલું છું કે મને પણ જીવનમાં શાન્તિ નથી. જેટલી હું બહારથી વિલાસી દેખાઉં છું એટલો જ મને જીવનનો અસંતોષ છે. જેટલી હું પેલા માણસ સાથે હણુંભણું ને હડૂકડૂં છું એટલો જ એના ઉપર મને તિરસ્કાર પણ આવે છે—પણ શું કરવું ?'

ત્યાં તો બારણા બહાર કોઇકનો પગ-સંચાર—જાણી જોઇને કરવામાં આવતો હોય એવો અવાજ—સંભળાયો સાથે જ અવાજ પણ 'કાઈ-છાપાવાળા શેઠનો ટેલિફોન છે, હજૂર !'

ક્ષણ માટે શેઠના મોં પર કંટાળો તરી આવ્યો, પરંતુ બીજી ક્ષણે જાણે કંઇ યાદ આવ્યું હોય તેમ બોલ્યા: 'લાવ જોઉં,'

નોકરે અંદર આવીને ફોન જોડી આપ્યો. શેઠ ફોન સાંભળવા લાગ્યા, જ્યારે મંજુ તો જાણે કોઇ ઊંડા વિષાદમાં ન ડૂબી ગઈ હોય તેમ જ બેસી રહી હતી—ત્યાં સુધી કે બાજુમાં વાતો કરતા શેઠનો ખુશમિજાજ અવાજ પણ એના કાન સુધી નહોતો પહોંચતો.

શેઠે રિસીવર નીચે મૂકતાં કહ્યું: 'આપણો પેલો નરોત્તમ—યાદ છે ને ? નહિ પેલું 'મશાલ' નામનું ડેલી પેપર નીકળે છે ?'

મંજુએ હકારમાં ડોકું હલાવ્યું, પરંતુ શેઠને લાગ્યું કે હજુય એના મગજમાં બરાબર નથી બેઠું, એટલે ઉમેર્યું. 'છેલ્લાં દસ વર્ષથી એ આ છાપું કાઢે છે, સારો જામી ગયો છે ! અવારનવાર મળે છે બીચારો !'

'હશે, મૂકો ને એ વાત !' મંજુ જાણે થાકી ગઈ હતી—કંટાળી ગઈ હતી, અને તેથી જ તો શેઠે 'અરે, મેં તો તને ચાનું પણ ન પૂછ્યું ' અને એમણે અવાજ કર્યો. લક્ષ્મીગૌરીને જોઈને કહ્યું : 'હું તો ઠીક જાણે, પણ તમેય આ તમારી બહેનપણીને ચા તો પાઓ...ને જુઓ !' અને સામે ફરતાં લક્ષ્મીગૌરીને કહ્યું : 'પાંચ-સાત કપ મંગાવજો, ને તમે પણ બેસો ને અહીં. નોકરને કહો ને—લઈ આવશે. આ મંજુ કેમ આવી છે એ જાણો છો ?'

લક્ષ્મીગૌરીએ ન 'હા' કે ન 'ના' એવી રીતે ડોકું હલાવ્યું. પણ શેઠને તો 'ના 'નો અર્થ જ સમજાયો : 'અરે, રામરામ ! તમને ખબર નથી ? બેસો, બેસો. એ તો તમારી સુરભિનું ઠેકાણું પાડવા આવ્યાં છે !' અને મંજુ સામે જોઇ કહ્યું : 'જ્યારથી સુરભિ—જમુને છૂટાં પાડયાં છે ત્યારથી મારી સાથે વાત પણ નથી કરતાં ને ખાવાનું તો કોણ જાણે ખાય છે કે નહિ ?'

'કેમ એટલું બધું, મોટી બેન ?' અને મંજુએ સોફાની વચમાં જગ્યા કરતા 'આવો ને ?' કહી ઉમેર્યું. 'તમે એવાં ! મારી સરખી હોય તો તો—કોઇની મગદૂર છે કે પોતાની દીકરીની આડે કોઇ આવે ?'

શેઠ ઊઠયા અને લક્ષ્મીગૌરીને હાથ ઝાલી પોતાની જગ્યાએ બેસાડતાં બોલ્યા 'હું પણ એ જ કહું છું કે તમે મારી સાથે—છેવટે કંઇ નહિ તો ઝઘડો પણ કરો.' અને બાજુના સોફામાં ગોઠવાતા ઉમેર્યું: 'અરે ! આ બીચારી છોકરી ઉપર આટઆટલું વીત્યું પણ...મને તો હતું કે કંઇક કહેશે, કંઈક ઝઘડો કરશે, પણ શામ તારી માયા ! મોંમાંથી એક અક્ષર તો કાઢે ?'

અને પછી તો લક્ષ્મીગૌરીની પણ જાણે કંઇ કેટલાંય વર્ષ 'પછી રમ ઊપડી અને આસ્તે આસ્તે છૂટી પણ થઇ. 'તમે વઢવા જેવા લાગો તો સાચું માણસેય લડે ને ?...કોઇ દિવસ ઘરમાં હસીને વાત કરી છે ? કે કોઇને કંઇ પૂછ્યુંય છે...? અરે, છોકરાંથીય કદી વાત ભરખીય કરી છો ?' તેમાં વળી મંજુ એમના પક્ષમાં હતી પછી શેઠના આનંદનો તો પાર જ શું હોય !

લગભગ આ વખતે જ પેલા નરોત્તમ શેઠ પણ આવી લાગ્યા ચા પીતાં પીતાં જ શેઠે એમની પાસેથી 'શું કામ પડ્યું ! આ બધા તો આપણાં જ માણસ છે આ મંજુ તો આપણી જૂની મિત્ર છે, ને આ તો...'કહીને વાત કઢાવી જુએ છે તો એ જ—સુરભિની નહિ તો જમુની—પણ વાત તો એ જ હતી

શેઠે હસીને કહ્યું: 'મેં જમુને બોલાવવા મોકલ્યો જ છે, હમણાં આવશે ને તમારી નજર સામે જ એનો નિકાલ પણ થઇ જશે !' આમ કહી હસવા જાય છે ત્યાં તો પેલા ડ્રાઇવરે આવીને ખબર આપ્યા કે 'જમુ શેઠ આવવાની ના પાડી.'

લક્ષ્મીગૌરીના હાથમાં જ ચાનો કપ રહી ગયો, જ્યારે મંજુએ ટેબલ ઉપર મૂકી દીધો. ઊભી થતાં એ હસીને બોલી 'હમણાં પા કલાકમાં જ હું એને બોલાવી મંગાવું છું.' અને બહાર નીકળી

બધાંયના કરતા શેઠ વહેલું સમજી ગયા કે એ સુરભિને મોકલવા જ ગઇ છે

અને મંજુ જ્યારે પાછી આવી ત્યારે પૂછતાં એવું જ નીકળ્યું.

અને બધાં—ખાસ કરીને પેલા જૂનાં મિત્રો—જૂની વાતોના ગપ્પા મારતાં સમય કાપી રહ્યાં, જ્યારે લક્ષ્મીગૌરી બહાર નીકળી ભગવાનને ભજી રહ્યાં—ભગવાન કરે ને એ (જમુ) માની જાય !

# [ ૧૬ ]

## મનામણાં

જમુએ પેલા પુરાવા—પોતાના લગ્ન-જીવનનું સ્વપ્ન—સોંપી દીધા ત્યાર પછી માત્ર અડધા કલાકમાં જ ઑફિસેથી પાછા ફરતા જનકે ટહુકો કર્યો હતો. અને એ તો પછી જમુના ઉદાસ જવાબથી કે ભારે અને વિષાદભર્યા અવાજને લીધે હોય પણ જનક એને મળવા માટે ઉપર ચઢી આવેલો.

આ પછી તો જનકને—અલબત્ત, અડધા કલાકની ઊલટતપાસ અને સમજાવટ અને ખીજ પછી—બધીય હકીકત જાણવા મળી. એણે સુરભિનો બચાવ કરતાં કહ્યું: 'એણે તારી આગળ ચોખવટ ન કરી એ ભલે, અને તું જ વિચાર, ચોખવટ કરવાનો અર્થ પણ શો હતો ? એટલે ટૂંકમાં જ 'પોતે તારાથી કંટાળી ગઇ છે' કહીને વાતનો અંત આણ્યો હશે. બાકી મને તો એ જ સાચું લાગે છે કે એના ઉપર કોઇ ભારે દબાણ લાવવામાં આવ્યું હશે—કંઈક બીક પણ ધાલી હોય !'

પણ આ તો જમુ પોતે જાણતો હતો, અને છતાંય સુરભિ સામેનો એનો રોષ કાયમ હતો. એણે જનકને પણ એ જ કહ્યું: 'ગમે તે હોય, જનક ! પણ એણે પોતાના જાનને ભોગે પણ...' અને વળી પાછો એ ધૂંધવાઇ ઊઠ્યો: 'તને ખબર છે, આમ કરીને એણે મારે માટે મોં દેખાડવા સરખું—અરે, જીવવા સરખું—પણ નથી રહેવા દીધું ? દુનિયા તો 'મેં મારા શેઠની છોકરીને લોભાવી દીધી' એમ જ કહેશે ને ?'

આ પછી તો જમુએ શરૂઆતના પ્રસંગો પણ ફરી સંભળાવ્યા અને ઉમેર્યું: 'મેં એને પહેલેથી જ કહ્યું હતું—અરે, એ પોતે પણ સારી પેઠે જાણતી હતી—કે આમાં અમારે કદાચ જાન પણ આપવા પડે.'

'પણ ધાર કે કદાચ તારો જાન બચાવવા જ એને આમ કરવું પડ્યું હોય ?'

'તો એ પણ એની મૂર્ખાઇ જ છે. આ રીતે જીવવા કરતાં તો મને મરવામાં વધારે મજા પડત.'

'હા...સ્તો ! જગતમાં એક વાર ડંકો તો વાગી જાત કે પ્રેમને ખાતર ફનાગીરીએ ગંભીર રીતે એ સમજાય એમ ન હતું, પણ જમુને તો એ વ્યંગ જ લાગ્યો.

'ડંકો તો મૂઆ પછી કોણ સાંભળવાનું હતું ? બાકી મને તો આ રીતે જીવવા કરતાં મરવામાં જ વધારે મજા પડત.'

જમુના દર્દે જનકને પણ જરા અકળાવ્યો: 'હા, પણ તો પછી તેં પેલા પુરાવા શા માટે આપી દીધા ?'

'કારણકે એ છોકરી હવે...' એકાએક જમુ છેડાઇ પડ્યો: 'કેવી ગાંડી વાત કરે છે તું ? ધાર કે ધણિયામાના હક્કની રૂએ મને એ છોકરી સોંપાય, પણ એવી છોકરીને મારે...તુંય શી વાત કરે છે ?'

'પણ હજુય તું ભૂલ કરે છે, જમુ !'

જમુનો ચહેરો જાણે સાત મોઢાનો તાવ આવ્યો હોય એવો થઇ આવ્યો. અવાજમાં આવેશનો કંપ પણ હતો: 'હું કોઇ પણ જાતની દલીલ નથી સાંભળવા માગતો. એવું હોય, ધાર કે, એણે એ લોકોનાથી ડરીને ના પાડી હોય, પણ તોય એણે મને દિલ ખોલીને કહેવું જોઇતું હતું.' એણે ઝટકા સાથે જનક સામે જોયું: 'અરે, હું મર્દ બેઠો છું ને...જોત તો ખરો કે એનો કોણ વાળ વાંકો કરી શકે છે ?...અરે, સાલાઓને...' એનું આખુંય અંગ ધ્રૂજતું હતું. 'એકેએકને હું...'

'હા ભાઇ, હા ! પણ ખેર, જે કર્યું એ ઠીક જ કર્યું. બધુંય ઠીક થઈ જશે.'

અને પછી જનકે એને કેટલીક આડીઅવળી વાતો કરીને એના મતમાં ભળીને એને શાન્ત પાડવા પ્રયત્ન કર્યો, એટલું જ નહિ, રાતના અગિયાર વાગ્યા હતા છતાંય એ એને આગ્રહ કરીને પોતાને ત્યાં લઈ ગયો. એને ખવરાવવા પણ પ્રયત્ન કર્યો અને સુવરાવ્યો પણ ત્યાં જ. અલબત્ત, આ દરમિયાન તત્ત્વજ્ઞાનની ઓથે 'આનું જ નામ 'લાઇફ', મને તો તારા જીવનની અદેખાઇ આવે છે, આવા આવા જો પ્રત્યાઘાતો ન આવે તો જીવનમાં જોયું પણ શું ?' વગેરે વાતો કરીને એ એના હૈયાને હળવું

પરંતુ બીજી બાજુ જનક આ પૈસાદાર લોકોનાં દુરાગ્રહ, ખુમારી અને ગુંડાગીરી ઉપર એટલો બધો ઊકળી ઊઠ્યો હતો કે આજ એ ઑફિસે પણ બારને બદલે અગિયાર વાગે પહોંચ્યો અને સીધો જ શેઠ પાસે પહોંચ્યો અને લાગલી જ તે દિવસના અનુસંધાનમાં લડાઇ આદરી દીધી: 'તમે ના કહેતા હતા, પણ જોયું ને ?' અને એણે જમુની તથા એને તો ખાતરી જ હતી કે સુરભિને એ લોકોએ ગમે તે ઉપાયે પણ ડરાવી તો હશે જ, એટલે એ હિસાબે આ શેઠ લોકોની ક્રૂરતા ઉપર પણ રોષ ઠાલવતાં એણે પેલા પુરાવા લઇ ગયાની બાબત વગેરે વાત કરી ઉમેર્યું: 'એ વખતે તમે જાહેરમાં મૂકવા દીધું હોત તો બીજું ગમે તે પરિણામ આવત, પરંતુ આ બે જણને જીવતે જીવ મૂઆ જેવી હાલત થઇ એવી તો ન જ થાત !'

નરોત્તમ શેઠનું મોં પણ પડી ગયું, બલકે સ્વગત બબડતા હોય તેમ બોલ્યા પણ ખરા: 'સૂર્યકાન્ત છેક આટલી હદે પહોંચ્યા...એમ ? કે પછી એમનેય ચાવવાના જુદા ને દેખાડવાના જુદા એવું છે !'

'અરે, છે શું છે જ....એટલું જ નહિ, બે દિવસમાં તો કદાચ આપણા છાપામાં તમે જ છાપશો કે ફલાણે દિવસે સૂર્યકાન્ત શેઠની દીકરીનું ફલાણા સાથે થનાર લગ્ન !'

નરોત્તમ જનકના રોષ તરફ જરાક મલકાયા અને કહ્યું: 'તમે અધીરા ના થાઓ, હજુ આપણે અંદરનો ભેદ તો પૂરો જાણતા નથી ને...હું પોતે જ શેઠને મળી લઇએ...'

'એમ નહિ, જો મળવું હોય તો પછી આજે જ મળો.'

'હા ભાઇ, હા ! પણ અત્યારે એ ક્યાં તો ઊંઘતા હશે. ઘડી પછી હું ફોન કરીને... કહો તો હું તમને પણ સાથે લઇ જઇશ. પછી છે કંઇ ?'

જનક જરાક ઝંખવાણો પડી ગયો. હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું: 'તમે એમને નહિ મળો ત્યાં સુધી વહેમ તો રહેશે જ

'તો બસ ત્યારે !' અને પછી 'આજ શાના ઉપર અગ્રલેખ લખવાના છો? એ સવાલથી શરૂઆત કરી ધંધાદારી વાત કરવા લાગ્યા.

લગભગ આ જ વખતે મંજુ તથા શેઠની મુલાકાત ચાલતી હતી, અને તેથી જ તો નરોત્તમ શેઠના ત્રીજી વારના ટેલિફોને પેલા નોકરે—'આ વળી એક પાછળ પડયો છે !' બબડીને નાછૂટકે શેઠ સુધી પહોંચાડયો ને !

પણ અહીં આવીને જુએ છે તો હવે એમને માટે (નરોત્તમને) માત્ર રાધવાને જ રાધવા સરખુ હતુ

પણ જ્યારે એમણે સાભળ્યુ કે જમુ આવવાની ના પાડે છે ત્યારે તો એ સૌ કરતા કદાચ વધારે છેડાઇ પડયા હશે એ તો કોઇએ જોયુ નહિ બાકી એમના મો પરનો ધૂધવાટ તો દેખાઇ આવે તેવો હતો જ 'આ વળી પાછો માન ખાવા જાય છે એ તો જુઓ !'

પરતુ જમુ સાચુ પૂછો તો માન ખાવા જરા પણ નહોતો ઇચ્છતો, બલ્કે સુરભિ નિર્દોષ છે, એ જ ના પાડી ગઈ તે બિન કુલ કમનનુ—નાછૂટકે જ, છે એવી ખાતરી હોવા છતાય એનુ દિલ કોણ જાણે કેમ સાવ ખાટુ થઈ ગયુ હતુ, અને તેથી જ તો જ્યારે શેઠના ડ્રાઇવરે એને 'આપને શેઠ સાહેબ બોલાવે છે' એમ કહ્યુ ત્યારે કંઇ પણ સવાલ કર્યા વગર માત્ર ના જ પાડી દીધી 'કહેજે કે આવવાની ના પાડે છે'

પણ આ પછી—ડ્રાઇવરના ચાલ્યા ગયા પછી—જમુના કાન દરવાજા ઉપર જ મડાઈ રહ્યા હતા કોણ જાણે કેમ, પણ એને કાને મોટરના અને દાદર ચઢતી સુરભિના જાણે ભણકારા જ વાગવા લાગ્યા તો બીજી બાજુ એ પોતાનુ મન પણ મનાવતો હતો એ આવી જ કેમ શકે? ગમે તેવી મારકણી ને છછેડાયેલી ગાય હોય પણ જો કસાઇના હાથમાથી છટકી શકે તો પછી એ કસાઇ શાના?

અને ત્યાથી તો એ લગ્ન-જીવનના પેલા દિવસોમા—સ્વપ્નવત્ લાગતા એ સ્વર્ગમા—સરી પડયો કોઇ વાર એને [illegible]

સુરભિને એણે રોકી લેવી જોઇતી હતી—અરે સુરભિએ પોતે પણ અદરખાનેથી તો એ જ આશા રાખી હશે તો વળી કોઈ વાર 'પોતેય જીવનના ઝેર જીરવી શકે છે અને તે પણ હસતે મોઢે' આ ખુમારી પણ તરવરવા લાગી

એકાએક એ ટહેલતા ટહેલતા થભી ગયા બારી વાટે નજર નાખે છે તો મોટર અને તેય સુરભિની ! અરે ખુદ સુરભિ જ મોટર હાકીને આવી હશે નહિ તો આગલી સીટમ થી એ પાછલી સીટ માથી તો સમશેરખા ઊતરતો હતો

પણ એ બારણુ ઉઘાડે તે પહેલા તો સુરભિ બહાર પણ કૂદી પડી અને એની (સુરભિની) નજર બારી ઉપર પહોચે તે પહેલા જમુ પણ પાછો હટી ગયા

નામરજી છતા ય જમુનુ હૈયુ નાચવા માડયુ, છતાય એણે પોતાની જાતને ઉતર વાનુ જાણે ચાલુ રાખ્યુ ટહેલતા ટહેલતા એ મનમા વિરોધ ઉઠાવી રહ્યો 'હવે શા માટે? એકવાર જગતની આગળ નાક તો કાપી નાખ્યુ, પોતાના મોઢા પર એણે કબૂલ કર્યુ કે એ એનાથી કટાળી ગઇ, પછી શુ? હુ પણ એનાથી કટાળી ગયો છુ બસ હુ'

તે પહેલા તો ઘરની ધણિયાણીની અદાથી સુરભિ દાખલ પણ થઇ ચૂકી હતી સાથે જ જમુને પોતા તરફ ફેરવા દઈ કહ્યુ 'ચાલો, હુ તમને તેડવા આવી છુ'

અને જમુએ જે પોતાની જાતને જવાબ આપવાનો હતો એ જ સુરભિને પણ આપ્યો 'હુ નથી આવવાનો'

'ને છતાય તમારે આવવુ પડશે'

'એટલે? જમુના આ શબ્દ કરતાય એ અવાજે—અરે, એ અવાજ કરતાય એની ઘૃણા વર્ષાવતી આખોએ—સુરભિના હૈયા પર જાણે છરીનુ કામ કર્યુ કોણ જાણે એ લોહી કયા અને કયે રસ્તે લોપ થઇ ગયુ, પરતુ ક્ષણ પહેલા ગુલાબની કળી જેવી લાગતી સુરભિ સાવ ફિક્કી-સફેદ કાગળના બનાવટી ફૂલ જેવી—લાગવા માડી જમુ તરફ ઉચકાયલી એ આખોમા ચોખ્ખુ વચાતુ હતુ 'શુ, આ જમુ બોલે છે?

જમુએ આ વાચ્યુ—ન વાચ્યુ એ તો એ જાણે, પણ સુરભિની આખો સામે એ મીટ ન માડી શકયો એ તો ચોક્કસ એણે પોતાની આખોને વાળી લેતા વળી ટહેલવ માડયુ

સુરભિને પણ જો ખ્યાલ આવ્યો હોત તો કબૂલવુ પડત કે એ જેટલી ઝડપથી જમુને લઈને પાછી ફરી જવાની આશા રાખતી હતી એનાથી અનેકગણો વખત એને આપવો પડશે એણે પણ વિચારની ધૂનમા હોય તેમ બાજુના પલગનો ટેકો લીધો અને પેલો કડવો ઘૂટડો સરળતાથી ઉતારી જવાની પોતાની શક્તિ ઉપર મૈં ત્ત અનુભવતી હોય તેમ વળી એણે જમુ સામે જોયુ ક્ષણેક થભી એક ભારે શ્વાસ લેતા સ્વગત બોલતી હોય એમ બોલી 'બધાયા પછી જો માત્ર કિન્નાખોરીની વૃત્તિ જ રહેતી હોય તો મને લાગે છે કે માણસમા ને હિસક પશુમા ઝાઝો તફાવત નથી ! એની આખે મા જમુ માટે ભારોભાર દિલગીરી હતી

જમુની જરા સરખી પણ ઇચ્છા ન હતી અરે સુરભિના શબ્દો તો એને સાવ સચા લાગતા હતા—ત્યા સુધી કે પોતાને દિલ ગીરી દર્શાવવી જોઇએ—માફી માગવી જોઇએ એમ પણ એને થતુ હતુ, અને છતાય એણે કહ્યુ ત્યારે બીજુ જ સુરભિ સામે એક આડી નજર દાખી લેતા કહ્યુ 'બધ પાઠ શિખડાવવા આવ્યા છો?'

'તોપણ મને હક છે !' સુરભિના બવા સંકોચાયા

'છે' નહિ, 'હતો'' કહેતા જમુ સામે ખડો થઇ ગયો

સુરભિએ પણ એ જ મક્કમતાથી જવાબ આપ્યો 'તમારા મનથી, મારા મનથી નહિ !'

'એટલે? શુ તુ એમ કેવા માગે છે કે કાલનુ તારુ આગમન એ સ્વપ્ન હતુ?' જમુની આખોમા હજુય ભારો ભાર તિરસ્કાર ભર્યો હતો

'હા !' સુરભિ નીચુ જોઇ ગઈ ને ઉમેર્યું 'કાલને માટે એ સત્ય હતુ, પણ આજ માટે તો સ્વપ્ન છે !'

'એ હશે !' કહી જમુ પાછો ટહેલવા લાગ્યો ને ઉમેર્યું 'આવા દાવપેચ શબ્દોમા સારા લાગે છે, બાકી હૈયા સાથે તો' અને સુરભિ સામે નજર નાખતા પૂરુ કર્યું 'એ તો જેની સામે રમાયા હોય એ જાણે છે !'

'કોણ કોણ છે?' જમુએ કપડાં કાઢતાં કહ્યું

'ઘણું બધાં મંજુ માસી ને પેલા 'મશાલ'ના તંત્રી ને બીજા તો બાપુજી ને બા'

'એ મા! ત્યારે તો તારા મંજુ માસી પણ છે, એમ ને?' જમુએ ખમીસ પહેરતાં પહેરતાં સુરભિ સામે તાક્યું

'હા જી! ને હરીશ પણ ત્યાં જ છે!' સુરભિએ તીરછી આંખો કરી.

'તો તો આખી જ્યુરી બેઠી લાગે છે!'

'કાન્તા સાથે રતો! લો, કોટ લો અંદર કંઈ મૂક્યું છે?'

'કાન્તા બીચારી શા માટે?'

આ 'બીચારી' શબ્દે ક્ષણ માટે સુરભિની આંખમાં અદેખાઇ આણી મૂકી પૂછ્યું પણ ખરું 'આટલા બધામાં કેમ એક કાન્તા જ તમને બીચારી લાગી, હેં?'

જમુએ આંખો દ્વારાએ જ સુરભિની અદેખાઇ માટે દિલગીરી દેખાડી, પણ બીજી જ ક્ષણે જાણે એ કશું સમજ્યો જ ન હોય તેમ બોલ્યો કારણકે એ બીચારી મા વગરની છે'

'પણ મંજુ માસી સરખી સિહણ અની માને સ્થાને છે એ તમે કદાચ નહિ જાણતા હો!'

'હા, પણ તે ઓરમાન!'

'ત્યારે, તમને પૂરી ખબર જ નથી– અરે, એ તો હવે એના સાસુ થવાના છે!'

'એમ?' જમુ કોટ પહેરતાં પહેરતાં ક્ષણભર અટકી ગયો એક ભારે શ્વાસ લેતાં એનાથી બબડી જવાયું 'બિચ્ચારી!'

'તો હરીશ પણ બીચારો બિચ્ચારો જ છે ને–ત્યાં સુધી કે એ તો હજુ પણ, ક્યાંક પહેલાં જ, મને કહેતો હતો 'તું ભલે જમુ સાથે પરણી ગઇ, બાકી તારા અંતરને તો હજુય હું ઓળખું છું!

'એટલે?'

'એટલે એમ કે 'અને અંગુલિનિર્દેશ કરતાં 'હું ચાહું છું તો એને જ!' કહી સુરભિ હસવા લાગી

જમુ પણ હસ્યો, બોલ્યો 'ત્યારે તો પણ સાચે જ બિચ્ચારો છે! અને બાજુની બારીએ લટકતા કોટમાંની ચીજો અંબલતા ઉમેર્યું 'ચાલો, બેઉ 'બિચ્ચારા' એક થયા એટલે એમાં કજીઉ થવાનો સંભવ ઘણો જ ઓછો રહે છે!'

'હા જી, ચાલો, હવે આગળ થાઓ!'

'હા, પણ' જમુ વળી અચકાયો 'તેં મને પૂરી વાત તો કરી નહિ, મારે ત્યાં આવીને કરવાનું શું છે?'

સમશેર અકળાઇ ઊઠયો હોય કે પછી બીજા કોઇ કારણથી, પરંતુ અંદર વચલા કમરા સુધી એ ધસી આવ્યો ને બોલ્યો 'અરે, કયા અભીતક—વો લોક વહાં—'

જમુને આશ્ચર્ય થયું 'ઓહો! ચાચા! અભીતક તુમ નીચું જ બૈઠે થે? આઓ ન! અંદર આઓ!'

પણ સમશેર તો હજી એની ધૂનમાં જ હતો 'ફીર કભી બૈઠેંગે, અભી તો—' અને સુરભિ સામે તાકતાં 'ચલો ન બેટી, કીતની દેર?'

સુરભિને મજાક સૂઝી મોં બગાડતાં અને ખાટના પર બેસતાં એ બોલી 'મૈં ક્યા કરું, યે આગે હો જાય ન?'

પણ સમશેર એ સમજી ગયો 'ભઇ વા! તુમ ખુદ તો ઉસકો બાતેંમેં લગાતી હો, ઔર એક ઘટા હોને આયા, માલૂમ હૈ? લો ચલો! અને પોતે પીઠ ફેરવી

સુરભિએ પલંગ નીચે ઊતરતાં જમુ સામે જોઈ ધીમેથી કહ્યું 'કેમ, હવે તો આગળ થશો ને?'

'પહેલેથી ખ્યાલ હોત કે તું પહાણું લઇને આવી છે, તો '

'એમ છે ત્યારે! સુરભિએ આંખો નચાવતાં કહ્યું અને પછી જમુ પાછળ કમાડ વાસવા વળી પીઠ ફેરવે છે તો જમુ એની તરફ મુગ્ધભાવે તાકી રહ્યો હતો, કઈક બોલવા પણ જતો હતો, પણ ત્યાં તો સુરભિએ 'ચાલો ને, ચંપલ ક્યારે પહેરશો?' અને પછી ઓસરી તરફ પડતી બારી આગળ તાળા માટે નજર નાખતાં પૂછ્યું 'તાળું ક્યાં છે?'

છેલ્લી વખતે તેં ક્યાં મૂક્યું હતું?'

સુરભિ વિચાર કરવા લાગી, ત્યાં તો ઓસરીમાંથી સમશેર બોલી ઊઠયો 'અરે, યે ક્યા દરવાજે પે લગા હૈ?

અને સુરભિએ જોયું તો આગળા ઉપર તાળું વાસેલું હતું, જ્યારે બાજુના કમાડને સમૂળગો નકૂચો જ નહોતો એકાએક એને ખ્યાલ આવ્યો કે તે દિવસે-જ્યારે એને ઉપાડી જવામાં આવી હતી ત્યારે–ચાવીઓ એની પાસે જ રહી ગઇ હતી અને એણે 'આ બારણાને તાળું જ નથી મારતા?' પૂછી જમુને 'લો, ચાલો!' કહી આગળ કર્યો

અને જમુ 'વાસનાર માણસ છે તો ને!' કહી હસતાં હસતાં આગળ થ[illegible] પણ ઓસરીમાં તો એ જરા થ[illegible] ખિસ્સામાંથી દોરે બાંધેલી બે ચાવી[illegible] આપતાં કહ્યું 'નાછૂટકે આ તાળું [illegible] લવું પડયું છે, ને આશા છે કે હવે [illegible] પણ આના જેવી સ્થિતિમાં નહિ રહે[illegible] પડે!'

સુરભિએ ચાવી લેતાં કટાક્ષભરી નજ[illegible] જમુ સામે જોયું

પણ હજુ તો એણે એ ઓસરીન[illegible] મુખ્ય દરવાજાનું તાળું પૂરું ઉઘાડયું પ[illegible] નથી ત્યાં તો નીચે કઇક ગડબડ થ[illegible] સાંભળી જમુને એણે પૂછ્યું પણ ખ[illegible] 'શું છે ત્યાં?'

'કોણ જાણે!' કહેતો જમુ દાદ[illegible] ઊતરવા લાગ્યો સુરભિએ પણ ઉતાવળ કર[illegible]

અરધે દાદરેથી જ કંપાઉન્ડનું દર[illegible] નજરે પડયું કોઇક બે માણસ એ[illegible] બીજાને વળગી રહેલા એમાંના એ[illegible] અરજણને તો સુરભિએ ઓળખી લીધે અને એ સાથે જ એના અંગમાં બીકની[illegible] અમંગળની ધ્રુજારી પસાર થઈ ગઇ પ[illegible] બીજી જ ક્ષણે એણે પેલા બીજા માણસને ક્યાંક જોયો હોવાનો ખ્યાલ આવ્યો ખ્યાલ આવતાની સાથે જ થા[illegible] આખું ને ઓળખી ગઈ 'આ તો પેલો સનતવાળો ગુંડો!' અને એણે એ લોકને છોડાવવા જતા જમુને લગભગ દોડીને પકડી લીધો 'તમે ન જતા એ તો સમશેરખાં છોડાવશે એમને '

અને સમશેરખાએ તો એ લોકને છોડા[illegible] વવાનું આદરી પણ દીધું હતું

ત્યારે જમુ મૂઝવણ સાથે જાણે સ્વગત પૂછતો હતો 'પણ આ લોકો એક તો અરજણ છે, પણ એ પેલા સાથે વઢે છે



# પુનિત ઉરણાં

લેખકો
નિરંજન વર્મા
જયમલ્લ પરમાર

• ચિત્ર નં. ૧ • • • •

(૧) મૃગશીર્ષ નક્ષત્ર (૨) આર્દ્રા (૩) બાણરજ, (૪) વ્યાધ (૫) પ્રભાસ, (૬) પુનર્વસુ, (૭) નૌકા, (૮) અગ્નિ (૯) પ્રજાપતિ (૧૦) બ્રહ્મહૃદય

આખા દિવસના કામકાજના હેડાથી થાકી ગયેલ જનસમાજને આરામ આપવા રાતરાણી આવે છે માનવી એ વખતે ઊંઘમાં પડ્યો હોય છે એના થાકી ગયેલા અંગો પર રાતરાણી તારાજડિત ગગનના વીંજણા ઢોળે છે અને માનવીને અંગેઅંગે ચેતન સીંચે છે ગાઢ અંધારામાં યે ટમક ટમક થઈ પોતાના આત્મતેજે દીપતા એ તારાગણો નિદ્રા-મોજે આળોટતા માનવી પર અગમ્ય રીતે પોતાના તેજના અમીવર્ષણ કરી જાય છે અને સવારને પહોર માનવી નવચેતનવંતો થઈને પોતાની પ્રવૃત્તિ આદરી દે છે

## તારાના અમીવર્ષણ

તારાના અમીવર્ષણ દ્વારા અજાણ્યે ચેતન ઝીલતો માનવી કદી એ ઋષિ-મુનિઓ તરફ નજર નાખવા નવરો નથી થતો અજાણપણે ચેતન ઝીલવાને બદલે પોતાની દૃષ્ટિ વાટે જ એ અદ્ભુત જીવનરસ પીતો હોય તો? 'લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોં ન ધોવા જવું' એવી કહેવત માનવી વ્યવહારમાં ઘણા કરે છે ખરો પણ જ્યારે વિશ્વનો સરજનહાર ચાંદરડાના થાળ ભરીને તેજ-છંટકાવ કરવા રાત્રે શાંત પગલીએ પધારે છે ત્યારે માનવી તો પોતાને માથે ગોદડા વધુ ને વધુ લપેટતો જાય છે અને પેલા ઘુવડની માફક આંખો મીંચી અંધકારનો આશ્રય લઈને જાણે કહેતો હોય છે કે, 'નથી જોઈતું નથી જોઈતું એ જીવનતેજ કદાચ એ જીવનતેજ અમારા જીવનની ચાલુ ઘરેડનો પાટો બદલાવી નાખશે સંકુચિત માર્ગે દોડ્યા જતા અમારા જીવનને ક્યાંક પલટાવી નાખશે પછી તો અમે જીવીએ કેવી રીતે!'

પણ બધા માનવી કાંઈ એવા અંધકારના ગોટામાં વીંટાઈને નહિ પડ્યા રહે ચાલો આપણે ઘર બહાર નીકળી આકાશ-ચંદરવાની નીચે ઊભા રહીને એ તારાગણોના દર્શન કરી લઈએ પરંતુ અહીં પણ અંધકાર દેખાય છે ને? હા અંધકાર છે ખરો, પણ જુદી જાતનો એમ તો ગોદડા-વીંટ્યા માનવીની આંખોને પણ અંધકાર વીંટળાતો હોય છે, અને અહીં સમગ્ર આકાશના ફલકને પણ અંધકાર પોતાના શ્યામલ હસ્તથી લીંપી રહ્યા છે-ફેર માત્ર એટલો છે કે પેલા ગોદડા-વીંટ્યા માનવીની આંખો શૂન્યને જ ભાળી શકે છે, જ્યારે આકાશે અંધકારની વચ્ચે તો કોટાનકોટિ તારકો વિવિધ રૂપરંગ આકૃતિઓ રચ્યા કરે છે અને માનવીની આંખો મં અજબ આકર્ષણ ઊભું કરે છે-જાણે કોઈ મહાવધામણાં દાર અંધાર-પછેડો ઓઢીને મોતીડાનો થાળ ભરી

ભૂમિરાણીને વધાવી રહ્યો છે. એક વાર માનવી એની સામે નજર નાખે પછી એ નજરને પાછી નહિ ખેંચી શકે એવી એની ચુંબક શક્તિ છે.

## મહિનાનાં વ્યક્તિત્વ

આ માસ માગશર. ભગવાન શ્રી કૃષ્ણચંદ્રે ગીતા ઉપદેશતાં પોતાનાં અનુપમ સ્વરૂપો ગણાવતાં કહ્યું છે કે **'માસાનાં માર્ગશીર્ષોऽहम्'** : મહિનાઓમાં હું માગશર છું. બધા માસમાં તેમને માગશર માસ કેમ અનુપમ લાગ્યો હશે ? એનો જવાબ તો માગશર માસની શ્યામલ રાત્રિઓ જ આપશે. બારે માસને પોતપોતાનું વ્યક્તિત્વ છે. કોઈ માસની રાત્રિઓ વાદળ–ગોટાથી ગેડી–દડૂલે રમતી હોય છે, તો કોઈ માસની રાત્રિઓ પૂર્ણિમા–ચંદ્રના ધવલ પ્રકાશે દૂધમલિયા સાળુ ફરકાવતી હોય છે; કોઈ માસની રાત્રિઓ સમગ્ર દિનનાં ધૂળવંટોળથી નિસ્તેજ મુખે બેઠી હોય છે, તો કોઈ માસની રાત્રિઓ ટાઢને ચમકારે થીજી ગઈ હોય છે.

પણ માગશર માસની રાત્રિ તો જાણે આખો સમય બેઠી અંધારાં ઘૂંટ્યા કરતી હોય છે અને જેમ જેમ એ અંધારાં ઘૂંટતી જાય છે તેમ તેમ પેલા તારાગણોનાં તેજ વિશેષ ચમકતાં જાય છે. જાણે અંધકાર અને પ્રકાશ એકબીજાનું વિરોધી સ્વરૂપ છોડી દઈને એકબીજાની સહાયે પોતાના આંતરિક સૌંદર્ય દાખવી રહ્યા છે. તેમનાં અપ-રૂપ સૌંદર્ય માનવી નીરખી શકે તે માટે વાદળાંઓએ હમણાં આકાશ–પટની રજા લઈને કોઈ અગમ્ય સ્થાન તરફ વિહાર કર્યો છે. દિવસે પવન ફૂંકાય છે અને સાંજ નમતાં ઠંડીનો ચમકાર પણ દેખાય છે. પણ વાયુ અને ઠંડી બંને તીવ્ર સ્વરૂપે દાખવતાં નથી, તેથી ઊલટાં તેમને ખોળે આવેલ માનવીને વિશેષ તાકાત આપે છે.

આવાં કોઈ પણ આવરણોથી રહિત નિરભ્ર શ્યામલ તેજભરી રાત્રિઓ શ્યામસ્વરૂપ કૃષ્ણમહારાજને ગમી જાય તો નવાઈ પણ શી ? તેથી જ તો તેમણે નહિ કહ્યું હોય ને કે **'માસાનાં માર્ગશીર્ષોऽहम्'** ! આવી રૂપાળી રાત્રિઓને સુગંધિત કરવા માટે પેલી રાતરાણી પોતાની ગુલછડીઓના ગજરા રાતને સમર્પે ખુલ્લા મૂકી દે છે અને માગશરની રાતો મધમધી ઊઠે છે–આ તો જાણે સોનામાં સુગંધ ભળી.

આવો સૌંદર્યમય માગશર માસ કૃષ્ણના સમયમાં યુધિષ્ઠિર–શક ચાલતો ત્યારે વર્ષના પ્રથમ માસ તરીકે મનાતો, એથી એનું બીજું નામ 'અગ્રહાયન' પડ્યું હતું. અગ્રહાયન એટલે વર્ષમાં મોખરે ચાલનાર માસ. પણ ત્યારબાદ કોણ જાણે ક્યારે કાર્તિક માસ આપણા વર્ષમાં પ્રથમ સ્થાન પામી ગયો અને માગશર માસે ખસીને તેને સ્થાન આપી દીધું. માગશર બીજો માસ થયો છતાં એનું સૌંદર્ય કાંઈ થોડું જ ઓછું થયું છે ? મહાપુરુષો ગમે ત્યાં બેસે, એમની તેજસ્વિતા કાંઈ ઘટે છે ?

## અંધકારનું સૌંદર્ય

માગશરની રાત્રિઓ અંધકારનું સૌંદર્ય લાવે છે. એ સૌંદર્યમાં વધારો કરે છે એ માસમાં દેખાતા તારાઓનાં નક્ષત્રમંડળો. સાંજ નમ્યા બાદ લગભગ ૯–૯ા વાગે પૂર્વ તરફ નજર નાખજો, જાણે ચારે તરફ મોતીડાંના અસંખ્ય હાર લટકી રહ્યા હોય તેમ લાગશે. કયો હાર જોવો અને કયો નહિ એની તેઓ રમ્ય મૂંઝવણ ઊભી કરી દેશે. પણ અસંખ્ય હાર વચ્ચે નવલખો હાર ધ્યાન ખેંચી લે તેમ પેલું મૃગશીર્ષ નક્ષત્ર આંખને તરત જ પકડી લેવાનું.

## મૃગશીર્ષનાં દર્શન

ક્યાં છે એ મૃગશીર્ષ નક્ષત્ર ? પૂર્વાભિમુખે ઊભા રહીને જ જરા જમણી તરફ (દક્ષિણ ભણી) નજર ફેરવશો તો ચાર મોટા તારા દેખાવાના. ઉત્તર–દક્ષિણ તરફ તેઓ લંબચોરસ આકારે આડા પડ્યા છે. ગામડાના ગરીબ માણસનો ભાંગલો–તૂટલો ખાટલો જ જોઈ લો. આપણા લોકો એને હરણી જ કહે છે અને તેમાંથી હરણનો આકાર પણ ઊભો કરી લે છે. એ લંબચોરસનો ઉત્તર તરફનો ઉગમણો તારો સહેજ આગળપડતો છે–જાણે કોઈ હરણ ચાર પગ માંડીને ઊભું છે અને ઉત્તર તરફ છલાંગ મારવા તૈયારી કરી રહ્યું છે. ઉત્તર તરફ લંબાવેલા એ પગને આર્દ્રા નક્ષત્ર કહે છે. આર્દ્રા એટલે ભીનું. એ નક્ષત્રમાં વરસાદ વરસે તો પૃથ્વી જળબંબાકાર થઈ જાય અને આખું વરસ પણ વરસાદ–ભરપૂર જાય એમ ગામડાંના લોકો માને છે. ને પરથી ભડલી–વાક્ય કહેવાયું છે કે 'જો વરસે આર્દ્રા, તો બારે માસ પાધરા.'

આ બંને નક્ષત્ર વિષે બીજું પણ એક ભડલી–વાક્ય છે કે :

> માગશર ન વાયા વાવલા,
> આદરા ન વૂઠા મેહ,
> ભડ્ડલીમનમાં નાયો એટલો,
> તજો દાર્યા એહ.

એટલે કે મૃગશીર્ષ નક્ષત્રમાં વાયુ વાય નહિ આર્દ્રા નક્ષત્રમાં વરસાદ ન પડે અને માતાપિતાને ભરયૌવનમાં જો પુત્ર ન અવતરે, તો એ ત્રણે નિરર્થક ગયા સમજવા

## ઘાઘ અને ભડલી

નક્ષત્રો વિષે આમ બોલનાર આ ભડલી છે કોણ? રખે માનતા કે એ કોઈ ટાઢા પહોરની ગપ્પી છે એના વાક્યો તો છે સદીઓ–જૂના અનુભવ–વાક્યો અને એ વાક્યો મળ્યા છે ભડલીના પિતા પેલા ઘાઘ પંડિત પાસેથી ઘાઘ પંડિત તો હતા મહાન જ્યોતિષી, પણ ધંધો કરતા ઘેટા–બકરા ચારવાનો ઘેટા–બકરા ચારતા એ દિનરાત ખેતર પહાડ અને ગાળીઓમા પડ્યા રહેતા અને વાયુ, વાદળ વીજળી વરસાદ અને આકાશી નક્ષત્રો સાથે અહર્નિશ મૈત્રી સાધ્યા કરતા વર્ષોની એ લગાતાર મૈત્રી પરથી તેમણે સૃષ્ટિના જે નિયમો જોયા તે તેમણે ભડલી પાસે મૂક્યા અને ભડલીએ તે સાદી લોકભાષામાં રજૂ કર્યા તે અનુભવ–કથો લોકોમાં ખૂબ જ પ્રચલિત છે અને તેના પરથી લોકો ચાલુ અને આવતા વર્ષના ભાવિ કળી શકે છે

આ ઘાઘ પંડિતને જ અન્ય પંડિતોએ વખાણ કરવાથી સિદ્ધરાજ જયસિંહે રુદ્રમાળનો અવિચળ પાયો નાખવા માટે શેષનાગની ફેણ પર ક્યા મેખ મારવી તે જાણવા બોલાવ્યા હતા ને? ઘાઘ પંડિતે બતાવેલી જગ્યાએ મેખ તો મારી, પણ ભરવાડ જેવા દેખાતા આ માણસના કથનમા સત્ય હશે કે નહિ તેની સિદ્ધરાજને શંકા જતા ખીલી પાછી ખેંચી લીધી અને ત્યાથી લોહીની શેડ છૂટેની એવી દંતકથા છે ને? ઘાઘ પંડિતે કહ્યુ કે એ લોહી તો શેષનાગની ફેણનું ફરીથી એ જગ્યાએ ખીલી મારી, પણ એ દરમિયાન શેષનાગે દર્દથી ફેણ ફેરવી લીધી હતી અને ખીલીને ઠેકાણે પૂછડી આવી ગઈ હતી તેથી જ મનાય છે ને કે પૂછડી પર નખાયેલા પાયાવાળો રુદ્રમાળ અવિચળ ન રહી શક્યો

ઉત્તર તરફ છલંગ મારતુ હરણ ત્યાનુ ત્યા યુગયુગથી થંભી રહ્યુ છે કા? એના પર પારાધિના બાણનો ઘા થઈ ચૂક્યો છે લંબચોરસના મધ્ય ભાગમા નજર નાખો– જાણે હરણના પેટની મધ્યમા એકસરખા તેજે ચળકતા અને સરખા અંતરે ગોઠવાયેલા ત્રણ તારાનું બાણ અગ્નિ-વાયવ્ય ખૂણામા વીંધાઈને બેસી ગયુ છે બાણ બહાર નીકળે નહિ અને હરણ ડગ માડે નહિ

આખુ આકાશ ફરી વળો, પણ હરણના પેટમા પડેલા એ બાણ જેવા સમાંતરે બેઠેલા અને સરખા પ્રકાશિત તારા તમને ક્યાયે જોવા નહિ મળે એટલે જ કદાચ આ હરણ પોતાના પેટને વીંધતા છતા આ રૂપાળા બાણને ગહન નહિ કરી રહ્યુ હોય!

એ ત્રણ તારાની પાછળ ઉત્તર–દક્ષિણ તદ્દન નાના અને ઝાંખા બીજા ત્રણ તારા પડ્યા છે એને કોઈ હરણનુ બચ્ચુ કહે છે, તો કોઈ હરણનુ પૂછડુ કહે છે એના પ્રકાશિત બાણની પાસે આ ત્રણ તારા તરફ આંખ ઝાઝો સમય નજર નહિ નાખે પણ એ ત્રણ તારાની વચ્ચે એક અદ્ભુત નિહારિકા વસેલી છે ક્યારેક નરી આંખે દેખાતી અને ક્યારેક ન દેખાતી એ નિહારિકાને જોવા માટે તો વૈજ્ઞાનિકો દૂરબીન માંડીને બેસે છે અને તેનો અભ્યાસ કર્યા કરે છે એ નિહારિકા શું છે અને તેનું મહત્ત્વ શું છે એની આગળ વાત



ચિત્ર નં. ૨
મૃગશીર્ષ નક્ષત્રમા દેખાતી અવ્યવસ્થિત નિહારિકા

હરણીના દક્ષિણ તરફ પડેલા પાછલા પગ જોયા! એમાના પશ્ચિમ તરફના તારાને 'બાણરજ' કહે છે જાણે બાણના ઘાથી હરણીનો પાછલો પગ ફરડાઈ ગયો છે અને તેની ચાલ ખોડંગતી બની ગઈ છે આ બાણરજ તારાને અંગ્રેજો રીગલ Regal કહે છે

આટઆટલા પ્રકાશિત તારાથી શોભતુ આ હરણી-મૃગશીર્ષ નક્ષત્ર આજના દિવસોમા ઉગમણા આકાશને સાંજથી અજવાળતુ ને ઓપતુ આકાશ–વન વીંઝયા કરે છે એના તરફ નજર નાખતાં જાણે એ બોલી ઊઠશે 'આમ જુઓ મારા ભણી નજર કરો' વગડાના હરણા આપણને જોઈને નાસી જાય, આ હરણ તો ઊલટું

ગોદડાંના અંધકારમાં નાસી જનારા માનવસમાજને તેજવર્ણા શબ્દોથી બોલાવ્યા કરે.

## નક્ષત્રોમાં શિરોમણિ

આકાશમાં તારામંડળ તો ઘણાંયે છે, પણ આપણું ધ્યાન ખેંચનારું, સોહામણું અને વિસ્તારવાળું આ હરણી નક્ષત્ર તો સૌનું શિરોમણિ છે. અસંખ્ય માનવ–ટોળાં વચ્ચે યે મહાપુરુષ પોતાનાં ગુણ–શક્તિ વડે જુદો તરી વળે, તેમ અનેક તારામંડળો વચ્ચે આ હરણી નક્ષત્ર જુદું તરી વળે છે મહાપુરુષને સામાન્યજનો પણ ઓળખતા હોય છે, તે રીતે ગામડાંના અભણ માણસો પણ આ હરણી નક્ષત્રને ઓળખતા હોય છે. તેઓ બીજાં નક્ષત્રો ભલે ન ઓળખતા હોય, પણ હરણી વિષે પૂછો તો તેઓ આકાશમાં એ નક્ષત્રને તરત જ ચીંધી બતાવવાના, કારણકે રાત્રે 'વાસુ' સૂવા જતી વખતે કે વહેલી પરોઢમાં પહર ચારવા જતી વખતે આ નક્ષત્ર તેમનું હમેશનું સંગાથી હોય છે. આ નક્ષત્ર નીરખીને જ તેઓ કેટલી રાત ગઈ તેનો ક્યાસ કાઢતા હોય છે—જાણે હરણી નક્ષત્ર ગામડાંના લોકોનું ઘડિયાળ બની ગયું છે. આપણાં ઘડિયાળ તો ટચૂકડાં અને સોના, રૂપા કે લોઢાનાં બનેલાં, ગામડાંના લોકોનું આ હરણી–ઘડિયાળ તો અદ્ભુત તારામણિઓનું બનાવેલું. કોનું ઘડિયાળ વિશેષ કીમતી?

આ હરણી નક્ષત્રને ગામડાંના લોકો ઓળખે છે તેનું બીજું પણ કારણ છે. આ સોહામણા નક્ષત્રની આસપાસ લોકસમાજમાં અનેક કથાઓ કંડારાઇ ગઈ છે અને હરણી નક્ષત્રના દર્શને દર્શને તેઓ એ કથાને સંભાર્યા કરે છે. કેવી છે એ કથા?

## હરણાંની કથા

કહેવાય છે કે એક વખત વનમાં ઘણાં હરણ રહેતાં હતાં. આ હરણનો શિકાર કરવા એક શિકારી સાંજને સમયે આવી પહોંચ્યો અને એક તળાવડીને કાંઠે શિવાલય પર ઝૂકી રહેલ બીલીના ઝાડ પર સંતાઈ ને બેસી ગયો. અંધારાં ઊતર્યે તળાવડીમાં હરણાં પાણી પીવા આવ્યાં અને શિકારીએ બાણ સાંધતાં પાંદડાંનો ખડખડાટ થયો. હરણાં શિકારીને જોઈ ગયાં અને બાણ મારવાની શિકારીને ના પાડી. શિકારીએ કહ્યું : 'ઘેર બાળબચ્ચાં ભૂખે મરે છે. ન મારું તો શું કરું ?' શિકારીની કંગાલિયત જોઈને હરણાંએ પોતાનાં બાળબચ્ચાંને સમાચાર આપીને સવારમાં પાછાં વળવાનું વચન આપ્યું. શિકારી રાહ જોતો બીલીના ઝાડ પર બેસી રહ્યો. હરણાંએ જઈને તેમનાં બચ્ચાંને વાત કરી. બચ્ચાં પણ કંગાલ શિકારીના કુટુંબનું પેટ ભરવા માબાપની સાથે સવારે સામે ચાલીને શિકારી પાસે હાજર થયાં. શિકારી આ પશુઓનું વચનપાલન અને પરોપકારવૃત્તિ જોઈને નમી પડ્યો, હરણાંને મૂકી દીધાં, શિવાલયમાં જઈને શિવની પૂજા કરી અને ત્યારથી હમેશને માટે શિકારીનો ધંધો છોડી દીધો.

એ દિવસ હતો મહાશિવરાત્રિનો અતિ પુણ્યકારી દિવસ. એ શુભ દિવસના અને પ્રસંગના સંભારણારૂપે આપણા જનસમાજે હરણાં અને શિકારીને આકાશમાં સ્થાપી દીધાં. હજીયે પોતાનાં આત્મતેજે પ્રકાશતાં તેઓ વર્ષોથી આકાશમાં ચમકી રહ્યાં છે અને વચનપાલન તેમ જ પરોપકારનો સંદેશો માનવજાતને દર રાત્રિએ પાઠવી રહ્યાં છે.

આ કથાનક ઉપરાંત આપણામાં એક બીજી પણ લોક–કહેવત છેઃ 'હરણને શીંગડેથી આંસુ દડ્યાં.' હરણનાં શીંગડાં કેટલાં બધાં ઊંચાં હોય છે? છતાં ઠેઠ શીંગડે જઈને આંસુ કેવી રીતે દડયાં હશે?

## હરણનાં આંસુ

કહેવાય છે કે એક વગડામાં હરણ અને હરણી રહેતાં હતાં. બંને વચ્ચે અગાધ હેત. એક દિવસ કોઈ શિકારીએ હરણીને મારી નાખી...હરણ નાસી છૂટ્યો ખરો, પણ હરણી વિનાનું જીવન એને ખારું ઝેર જેવું થઈ ગયું. વનવગડામાં આથડતાં–ભટકતાં ચારે બાજુ એની નજર સામે હરણી તરવર્યા કરે. ન ખાય, ન પીએ, ન ઊંઘે, ન બેસે–બસ રખડ્યા કરે અને હરણી હરણી ઝંખ્યા કરે. આંખમાંથી આંસુ ચાલ્યાં જાય અને બાવરાની જેમ આથડ્યા કરે.

એક દિવસ વહેલી પરોઢમાં હરણીનું નામ જપતો, આંસુ સારતો એ વાડીઓ પાસેથી ચાલ્યો જતો હતો ત્યાં એક ખેડૂતે બીજી વાડીના ખેડૂતને બૂમ મારી : 'હવે કોસ જોડશું ને? આ 'હરણી' પણ માથે આવી.'

ખેડૂતે તો પરોઢિયે આકાશમાં માથે આવેલી 'હરણી' નક્ષત્રનું નામ લીધું હતું, પણ હરણીનું નામ કાને પડતાં હરણે, પોતાની હરણીને માથે આવેલી માની, ઊંચે નજર કરી. એને હરણી તો ઊંચે ક્યાંથી દેખાય? એને બદલે આભે એના પર હસતા કેમ નેરા તારા દેખાયા. આથી હરણની છાતી ભરાઈ ગઈ અને આંખમાંથી વહેતાં આંસુ દડ દડ કરતાં શિંગે નજર કરવાથી

નમેલાં શીંગડાં પરથી નીચે દડી ગયાં. આ પરથી કહે-
વત રચાઈ કે 'હરણને શીંગડેથી આંસુ દડયાં.'

લોકકથાઓમાં જ આ મૃગશીર્ષ–હરણું આવું
પ્રાધાન્ય ભોગવે છે તેમ નથી. વેદકાલથી આપણા આર્ય-
જનોનું પણ તેણે લક્ષ્ય દોરી લીધું છે અને તેના વિષે
આર્યલોકોએ કથાઓ પણ રચી છે. ઐતરેય બ્રાહ્મણમાં
મૃગ અને વ્યાધની કથા આવે છે. પ્રજાપતિએ પોતાની
દીકરી પર કુદૃષ્ટિ કરી. આથી દેવોએ પોતાનાં સ્વરૂપો-
માંથી એક નિરાળો ભૂતવત નામે દેવ ઘડયો અને તેને
કહ્યું: 'પ્રજાપતિએ ન કરવાનું કર્યું છે, માટે તેનો વેધ
કર.' પ્રજાપતિ મૃગનું સ્વરૂપ ધારણ કરી નાસી છૂટયા,
પણ ભૂતવત શિકારીનું સ્વરૂપ લઈને તેની પાછળ પડયા
અને ત્રિકાંડ બાણ છોડી પ્રજાપતિનો વેધ કર્યો.

આ કથા પ્રમાણે મૃગશીર્ષ નક્ષત્ર તે પ્રજાપતિ, અને
તેની વચ્ચે પડેલા પેલા ત્રણ તારા તે ત્રિકાંડ બાણ.

### કાલપુરુષનું નૃત્ય

પણ આ બધા કરતાં યે મૃગશીર્ષ નક્ષત્ર વિષે ઉત્તમ
કલ્પના છે શિવસ્વરૂપની. બંગાળમા તો મૃગશીર્ષ નક્ષત્રને
"કાલપુરુષ' જ કહે છે. જે તારાઓથી લોકોએ હરણીના
રૂપની કલ્પના કરી તેમાં શિવના ભયાનક સ્વરૂપની કલ્પના
કેવી રીતે બંધબેસતી આવશે?

જેને આપણે હરણના ચાર પગ કલ્પ્યા હતા એને
તેઓ શિવનું શરીર કલ્પે છે. વચમાં પડેલા બાણને
શિવને ખભે પડેલું જનોઈ કહે છે. આગળના બે તારાની
વચ્ચે થોડાક ઝાંખા તારાનું ઝૂમખું પડયું હોય છે એને
તેઓ મસ્તક કહે છે અને શરીરની પશ્ચિમ તરફથી તારા-
ઓની જે હાર માથા સુધી ચાલી જાય છે એને તેઓ
મસ્તક પર નૃત્ય કરતાં તોળી રાખેલો હાથ કલ્પે છે.
આટલી કલ્પના કર્યા પછી પગ. કલ્પવા અઘરા નથી–
જાણે નૃત્ય કરવા થેઈ થેઈ નાચતાં આડાઅવળા જઈ
રહ્યા છે. કલ્પનાની ઘડ બેસાડવી જરા અઘરી છે, પણ
જ્યારે એ ઘડ બેસી જાય ત્યારે મસ્તક પર હાથ દઈને
પગના ધમધમાટથી આકાશને ધ્રુજાવતા ઊભા થયેલ
શિવના તાંડવ નૃત્યનો જ ખ્યાલ આપણી સમક્ષ ઊભો થાય.

આવી રીતે વેદોમાં અનેક સ્થળે મૃગશીર્ષ નક્ષત્ર
વિષે ઉલ્લેખ આવ્યા કરે છે. તે બધા ઉલ્લેખો પરથી
લોકમાન્ય તિલકે 'મૃગશીર્ષ' (Orion) નામે એક અંગ્રેજી
પુસ્તક લખીને સાબિત કરી આપ્યું છે કે વેદોનો રચના-
કાળ લગભગ ૭ હજાર વર્ષ પહેલાંનો છે અને વેદના
રચનાકાળ સમયે આર્યો ઉત્તર ધ્રુવની આસપાસ રહેતા હતા.

આ માગશર માસના દેવ ચંદ્ર કહેવાય છે. માગ-
શરના દેવ ચંદ્ર કેમ કહેવાતા હશે? ચંદ્રના રથનાં
વાહક હરણાં છે અને મૃગશીર્ષ નક્ષત્રનું કલ્પનાચિત્ર
હરણ છે તેથી? કે પેલો કાલપુરુષ શંકર પોતાના
મસ્તક પર ચંદ્ર રાખે છે અને ચંદ્રમૌલિ કહેવાય છે
તેથી, તેમને બળે ચંદ્રને આ સ્થાન મળી ગયું હશે?

### શિકારીનો આકાર

જે મૃગશીર્ષ નક્ષત્રમાંથી આર્યોએ કાલપુરુષની કલ્પના
કંડારી કાઢી તેમાંથી પાશ્ચાત્યોએ શિકારી (Orion–
The Hunter)ની કલ્પના રચી નાખી છે. શિકારીનાં
શરીર, હાથ અને પગ બરાબર શિવની પેઠે જ તેઓએ
કલ્પ્યાં છે–ફેર માત્ર આટલો કરી નાખ્યો છે: વચલા ત્રણ
તારાને આર્યોએ જનોઈ કલ્પ્યું, જેને પાશ્ચાત્યોએ શિકા-
રીનો કમરબંધ કલ્પ્યો એની નીચે લટકતા ઝાંખા ત્રણ
તારા એ શિકારીના કમરબંધ સાથે બાંધેલું ખંજર
શિવનો મસ્તક પર તોળી રાખેલો હાથ તે શિકારીએ
ઉગામેલો હાથ કલ્પ્યો છે. એના હાથમાં એક ગદા કલ્પી
છે. એનો જમણો ખભો તો આર્દ્રા નક્ષત્ર, આ આર્દ્રાને
આરબ લોકો 'બેટેલજેઉઝે' કહેતા. એનો અર્થ જ દાનવનો
ખભો થાય છે. અંગ્રેજો આ અરબ્બી નામ પરથી હજી
પણ આર્દ્રાને Betelegeuse કહે છે.

ડાબા ખભા પર તે સિંહનું ચામડું નાખીને આકાશ-
જંગલમા શિકારે નીકળ્યો છે. શિકાર કરવા જતી વખતે
એની સાથે નાનાં–મોટાં બે શિકારી કૂતરાં, એકલશીંગી
ઘોડો અને સસલું લઈને તે ઊપડયો છે શિકારી પોતાની
ગદા વૃષભ તરફ ઉગામીને દોડી રહ્યો છે. તેનાં આ બધાં
સાથીઓનાં ચિત્ર મૃગશીર્ષની આસપાસ પાશ્ચાત્યોએ રજૂ
કર્યાં છે. એની ઓળખાણ હવે પછી કરશું.

આ શિકારીએ જંગલમાં ઘણો ધમરોળ મચાવ્યો,
જંગલમાં વસતાં માનવીઓને પણ હેરાન કર્યાં, તેના
ત્રાસથી લોકો ત્રાહ ત્રાહ પોકારવા લાગ્યા. છેવટ દેવી
જ્યુનોની મનેચ્છાથી એક મહા–વીંછી પૃથ્વીમાંથી સર્જાઈને
આવી પહોંચ્યો. તેણે શિકારીને મહા ઝેરી ડંખ દીધો અને
શિકારી અવસાન પામ્યો. જેમ ત્રાસ ગુજારનારા દૈત્યો
દેવોની સાથે અમર થઈ ગયા છે, તેમ આ મહા શિકારી
પણ પાશ્ચાત્યોની કલ્પનામાં અમર થઈ ગયો અને તેને
હમેશને માટે આકાશમાં સ્થાપી દીધો. એનો અંત
આણનાર વીંછી પણ વૃશ્ચિક નક્ષત્રને નામે મહાશોભાય-
માન સ્વરૂપે આકાશમાં અમર થઈને બેઠો છે. પણ
એની ઓળખાણને હજી વાર છે.

## ઇતિહાસમાં અજવાળાં

આ શિકારીના અંગ્રેજી નામ 'ઓરાયન'ને માગશર માસના વૈદિક નામ 'અગ્રહાયન' સાથે ઘણું સામ્ય છે. 'અગ્રહાયન'માંથી 'ઓરાયન' શબ્દ અપભ્રંશ થઈ ગયો હશે એમ પંડિતોનું માનવું છે. આટલું માન્યા પછી પંડિતો કલ્પના કરે છે કે જ્યારે આર્યો મૃગશીર્ષ નક્ષત્રને અગ્રહાયન કહેતા ત્યારે ભારતવાસીઓ, ગ્રીક લોકો અને જર્મનો વગેરે સાથે જ રહેતા હશે. એ પછી તેઓ પ્રવાસે નીકળ્યા હશે અને જુદા પડયા હશે.

આપણે મૃગશીર્ષ નક્ષત્ર વિષેની લોકકથાઓ, શાસ્ત્રકથાઓ અને પાશ્ચાત્ય વાતો જાણી. એના જાણીતા તારાઓને પણ ઓળખી લીધા. પણ જે તારાને આપણે આર્દ્રા નક્ષત્રને નામે ઓળખ્યો તે તારો લાલ આંખો કરીને પોતાની વધારે ઓળખ આપવા તૈયાર થયો છે.

આર્દ્રાનો તારો ઠીક ઠીક પ્રકાશિત છે એમ આપણી આંખો આપણને કહે છે. પણ આ તારો કહે છે 'તમારી આંખો જુએ છે એટલું જ સાચું છે એમ રખે માનતા. તમારી દૃષ્ટિ ઘણી મર્યાદિત છે. તમારી દૃષ્ટિ ન દેખી શકે તેવુંયે મારામાં અને વિશ્વમાં ઘણું છે. મારું વિરાટ-સ્વરૂપ સમજીને જ વિદાય થજો હો !' આ આર્દ્રાનો તારો આકાશમાં દેખાતા દાનવ તારાઓમાંનો એક છે. તમને થશે કે દાનવ તારો એટલે જેમ દાનવનાં કદ કદી કલ્પી શકાય નહિ, તેવું જ આ તારાઓનું છે. જેમ દાનવની આંખો લાલ લાલ હોય છે તેમ આ તારાઓ પણ લાલ લાલ રંગે ચળકતા હોય છે.

### દાનવ તારા

માનવ અને માનવસમાજ તેમના બાલ્યકાળથી પોતાની દૃષ્ટિને વિસ્તારી રહ્યા છે અને મોટી મોટી ચીજોને નીરખતા જાય છે. બાળક જેમ પ્રથમ ઘર, પછી ગામ, પછી દેશ અને પછી પૃથ્વીને મહાન માનતો જાય છે તેમ માનવસમાજ પ્રથમ આ પૃથ્વીને જ મહાન માનતો. તે પછી જેમ એનું જ્ઞાન વિસ્તર્યું તેમ એને ખબર પડી કે આ પૃથ્વી તો સૂર્યમંડળની એક સામાન્ય સભ્ય જ છે. સૂર્ય જ એનાથી એટલો બધો મોટો છે કે આવી ૩૦૦ પૃથ્વીઓ એમાં સમાઈ જાય. પણ આવડા મોટા ૨૫૦ સૂર્યો સમાઈ જાય એટલો મોટો આ આર્દ્રા નક્ષત્રનો તારો છે

વળી નક્ષત્રમાં એક પારિજાત નામનો તારો છે એમાં તો વળી આપણા ૪૫૦ સૂર્યો સમાઇ જાય એવડો તે મોટો છે. સ્વાતિ નામના તારામાં આપણા ૨૫ સૂર્યો સમાઈ જાય. તેમના આવડા મોટા કદને કારણે જ તેમને દાનવ તારાઓ–Giant Stars કહેવામાં આવે છે.

આ દાનવ તારાઓ એમની વિશાળતાને કારણે જ મહત્ત્વ નથી ધરાવતા, તેઓ તો સમગ્ર તારાઓનો ઇતિહાસ શોધવામાં મદદરૂપ બન્યા છે. તેઓનું સ્વરૂપ આટલું બધું શા માટે વિરાટ છે તે તપાસતાં વૈજ્ઞાનિકોને માલૂમ પડયું છે કે આ તારાઓ હજી પ્રાથમિક દશામાં છે. હજી તેઓ બંધાતા આવે છે. તારાઓ જ્યારે પ્રાથમિક દશામાં હોય છે ત્યારે તેમનામાં બહુ ગરમી હોતી નથી. જેમ લોઢું થોડું ઘણું તપેલું હોય છે ત્યારે લાલ હોય છે, તેમ આ તારાઓ પણ લાલ રંગે દીપતા હોય છે. આથી જ તેઓ રક્ત દાનવ (Red Giants) ને નામે ઓળખાય છે.




ચિત્ર નં. ૩

ચિત્રની મધ્યે ટપકારૂપ દેખાતા સૂર્યના પ્રમાણમાં કેટલાક દાનવતારાઓનાં કદ: સૂર્ય–વ્યાસ ૮૬૫,૦૦૦ માઈલ, સ્વાતિ–વ્યાસ ૨૧,૦૦૦,૦૦૦ માઈલ, આર્દ્રા–વ્યાસ ૨૧૨,૦૦૦,૦૦૦ માઈલ, પારિજાત–વ્યાસ ૪૦૦,૦૦૦,૦૦૦ માઈલ.

### માનવીની ખોજ

જેમ 'હું કાંઈક મોટું, હું કાંઈક મોટું' વિચારને માનવી વિશ્વવિશ્વાના મહતો મહીયાન્ સ્વરૂપના એક

નમેના શીંગડા પરથી નીચે દડી ગયા આ પરથી કહે
વત રચાઈ કે 'હરણુને શીંગડેથી આસુ દડયા '

લોકકથાઓમા જ આ મૃગશીર્ષ-હરણ આવુ
પ્રાધાન્ય ભોગવે છે તેમ નથી વેદકાલથી આપણા આર્ય-
જનોનું પણ તેણે લક્ષ્ય દોરી લીધુ છે અને તેના વિષે
આર્યલોકોએ કથાઓ પણ રચી છે ઐતરેય બ્રાહ્મણમા
મૃગ અને વ્યાધની કથા આવે છે પ્રજાપતિએ પોતાની
દીકરી પર કુદૃષ્ટિ કરી આથી દેવોએ પોતાના સ્વરૂપો-
માથી એક નિરાળો ભૂતવત નામે દેવ ઘડયો અને તેને
કહ્યુ 'પ્રજાપતિએ ન કરવાનુ કર્યું છે, માટે તેનો વેધ
કર ' પ્રજાપતિ મૃગનું સ્વરૂપ ધારણ કરી નાસી છૂટયા,
પણ ભૂતવત શિકારીનુ સ્વરૂપ લઈને તેની પાછળ પડયા
અને ત્રિકાડ બાણ છોડી પ્રજાપતિનો વેધ કર્યો

આ કથા પ્રમાણે મૃગશીર્ષ નક્ષત્ર તે પ્રજાપતિ, અને
તેની વચ્ચે પડેલા પેના ત્રણ તારા તે ત્રિકાડ બાણ

## કાલપુરુષનુ નૃત્ય

પણ આ બધા કરતા યે મૃગશીર્ષ નક્ષત્ર વિષે ઉત્તમ
કલ્પના છે શિવસ્વરૂપની બગાળમા તો મૃગશીર્ષ નક્ષત્રને
"કાલપુરુષ' જ કહે છે જે તારાઓથી લોકોએ હરણીના
રૂપની કલ્પના કરી તેમા શિવના ભયાનક સ્વરૂપની કલ્પના
કેવી રીતે બધબેસતી આવશે ?

જેને આપણે હરણુના ચાર પગ કલ્પ્યા હતા એને
તેઓ શિવનુ શરીર કપે છે વચમા પડેલા બાણને
શિવને ખભે પડેલુ જનોઈ કહે છે આગળના બે તારાની
વચ્ચે થોડાક ઝાખા તારાનુ ઝૂમખુ પડયુ હોય છે એને
તેઓ મસ્તક કહે છે અને શરીરની પશ્ચિમ તરફથી તારા
ઓની જે હાર માથા સુધી ચાલી જાય છે એને તેઓ
મસ્તક પર નૃત્ય કરતા તોળી રાખેલો હાથ કલ્પે છે
આટલી કલ્પના કર્યા પછી પગ કલ્પવા અઘરા નથી–
જાણે નૃત્ય કરતા થેઈ થેઈ નાચતા આડાઅવળા જઈ
રહ્યા છે કલ્પનાની ઘડ બેસાડવી જરા અઘરી છે પણ
જ્યારે એ ઘડ બેસી જાય ત્યારે મસ્તક પર હાથ દઈને
પગના ધમધમાટથી આકાશને ધ્રુજાવવા ઊભા થયેલ
શિવના તાડવ નૃત્યનો જ ખ્યાલ આપણી સમક્ષ ઊભો થાય

આવી રીતે વેદામા અનેક સ્થળે મૃગશીર્ષ નક્ષત્ર
વિષે ઉલ્લેખ આવ્યા કરે છે તે બધા ઉલ્લેખો પરથી
લોકમાન્ય તિલકે 'મૃગશીર્ષ (Orion) નામે એક અગ્રેજી
પુસ્તક લખીને સાબિત કરી આપ્યુ છે કે વેદોનો રચના
કાળ લગભગ ૭ હજાર વર્ પહેલાનો છે અને વેદના
રચનાકાળ સમયે આર્યો ઉત્તર ધ્રુવની આસપાસ રહેતા હતા

આ માગશર માસના દેવ ચદ્ર કહેવાય છે માગ
શરના દેવ ચદ્ર કેમ કહેવાતા હશે ? ચદ્રના રથના
વાહક હરણા છે અને મૃગશીર્ષ નક્ષત્રનુ કલ્પનાચિત્ર
હરણ છે તેથી ? કે પેલો કાલપુરુષ શકર પોતાના
મસ્તક પર ચદ્ર રાખે છે અને ચદ્રમૌલિ કહેવાય છે
તેથી, તેમને બન્ને ચદ્રને આ સ્થાન મળી ગયુ હશે ?

## શિકારીના આકાર

જે મૃગશીર્ષ નક્ષત્રમાથી આર્યોએ કાલપુરુષની કપના
કડારી કાઢી તેમાથી પાશ્ચાત્યોએ શિકારી (Orion-
The Hunter)ની કલ્પના રચી નાખી છે શિકારીના
શરીર, હાથ અને પગ બરાબર શિવની પેઠે જ તેઓએ
કલ્પ્યા છે–ફેર માત્ર આટલો કરી નાખ્યો છે વચલા ત્રણ
તારાને આર્યોએ જનોઈ કલ્પ્યુ જેને પાશ્ચાત્યોએ શિકા
રીનો કમરબધ કલ્પ્યો એની નીચે લટકતા ઝાખા ત્રણ
તારા એ શિકારીના કમરબધ સાથે બાધેલુ ખજર
શિવનો મસ્તક પર તોળી રાખેલો હાથ તે શિકારીએ
ઉગામેલો હાથ કલ્પ્યો છે એના હાથમા એક ગદા કલ્પી
છે એનો જમણો ખભો તે આર્દ્રા નક્ષત્ર, આ આર્દ્રાને
આરબ લોકો બેટેલેજેઉઝે કહેતા એનો અર્થ જ દાનવનો
ખભો થાય છે અગ્રેજો આ અરબી નામ પરથી હજી
પણ આર્દ્રાને Betelegeuse કહે છે

ડાબા ખભા પર તે મિહનું ચામડુ નાખીને આકાશ
જગલમા શિકારે નીકળ્યો છે શિકાર કરવા જતી વખતે
એની સાથે નાના-મોટા બે શિકારી કૂતરા, એકશીંગી
ઘોડો અને સસલુ લઈને તે ઊપડયો છે શિકારી પોતાની
ગદા વૃષભ તરફ ઉગામીને દોડી રહ્યો છે તેના આ બધા
સાથીઓના ચિત્ર મૃગશીર્ષની આસપાસ પાશ્ચાત્યોએ રજૂ
કર્યા છે એની ઓળખાણ હવે પછી કરશુ

આ શિકારીએ જગલમા ઘણો ધમરોળ મચાવ્યો
જગલમા વસતા માનવીઓને પણ હેરાન કર્યા, તેના
ત્રાસથી લોકો ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યા છેવટ દેવી
જ્યુનોની મનેચ્છાથી એક મહા-વીંછી પૃથ્વીમાથી સર્જાઈને
આવી પહોચ્યો તેણે શિકારીને મહા ઝેરી ડખ દીધો અને
શિકારી અવસાન પામ્યો જેમ ત્રાસ ગુજારનારા દૈત્યો
દેવોની સાથે અમર થઈ ગયા છે તેમ આ મહા શિકારી
પણ પાશ્ચાત્યોની કપનામા અમર થઈ ગયો અને તેને
હમેશને માટે આકાશમા સ્થાપી દીધો એનો અત
આણનાર વીંછી પણ વૃશ્ચિક નક્ષત્રને નામે મહાશોભાય
માન સ્વરૂપે આકાશમા અમર થઈને બેઠો છે પણ
એની ઓળખાણને હજી વાર છે

## ઇતિહાસમાં અજવાળાં

આ શિકારીના અંગ્રેજી નામ 'ઓરાયન'ને માગશર માસના વૈદિક નામ 'અગ્રહાયન' સાથે ઘણું સામ્ય છે. 'અગ્રહાયન'માંથી 'ઓરાયન' શબ્દ અપભ્રંશ થઈ ગયો હશે એમ પંડિતોનું માનવું છે. આટલું માન્યા પછી પંડિતો કલ્પના કરે છે કે જ્યારે આર્યો મૃગશીર્ષ નક્ષત્રને અગ્રહાયન કહેતા ત્યારે ભારતવાસીઓ, ગ્રીક લોકો અને જર્મનો વગેરે સાથે જ રહેતા હશે. એ પછી તેઓ પ્રવાસે નીકળ્યા હશે અને જુદા પડયા હશે.

આપણે મૃગશીર્ષ નક્ષત્ર વિષેની લોકકથાઓ, શાસ્ત્રકથાઓ અને પાશ્ચાત્ય વાતો જાણી. એના જાણીતા તારાઓને પણ ઓળખી લીધા; પણ જે તારાને આપણે આર્દ્રા નક્ષત્રને નામે ઓળખ્યો તે તારો લાલ આંખો કરીને પોતાની વધારે ઓળખ આપવા તૈયાર થયો છે.

આર્દ્રાનો તારો ઠીક ઠીક પ્રકાશિત છે એમ આપણી આંખો આપણને કહે છે. પણ આ તારો કહે છે 'તમારી આંખો જુએ છે એટલું જ સાચું છે એમ રખે માનતા. તમારી દષ્ટિ ઘણી મર્યાદિત છે. તમારી દષ્ટિ ન દેખી શકે તેવુંયે મારામાં અને વિશ્વમાં ઘણું છે. મારું વિરાટ-સ્વરૂપ સમજીને જ વિદાય થજો હો!' આ આર્દ્રાનો તારો આકાશમાં દેખાતા દાનવ તારાઓમાંનો એક છે. તમને થશે કે દાનવ તારો એટલે જેમ દાનવનાં કદ કદી કલ્પી શકાય નહિ, તેવું જ આ તારાઓનું છે. જેમ દાનવની આંખો લાલ લાલ હોય છે તેમ આ તારાઓ પણ લાલ લાલ રંગે ચળકતા હોય છે.

### દાનવ તારા

માનવ અને માનવસમાજ તેમના બાલ્યકાળથી પોતાની દૃષ્ટિને વિસ્તારી રહ્યા છે અને મોટી મોટી ચીજોને નીરખતા જાય છે. બાળક જેમ પ્રથમ ઘર, પછી ગામ, પછી દેશ અને પછી પૃથ્વીને મહાન માનતો જાય છે તેમ માનવસમાજ પ્રથમ આ પૃથ્વીને જ મહાન માનતો. તે પછી જેમ એનું જ્ઞાન વિસ્તર્યું તેમ એને ખબર પડી કે આ પૃથ્વી તો સૂર્યમંડળની એક સામાન્ય સભ્ય જ છે. સૂર્ય જ એનાથી એટલો બધો મોટો છે કે આવી ૩૦૦ પૃથ્વીઓ એમાં સમાઈ જાય. પણ આવડા મોટા ૨૫૦ સૂર્યો સમાઈ જાય એટલો મોટો આ આર્દ્રા નક્ષત્રનો તારો છે.

વૃશ્ચિક નક્ષત્રમાં એક પારિજાત નામનો તારો છે એમાં તો વળી આપણા ૪૫૦ સૂર્યો સમાઇ જાય એવડો તે મોટો છે. સ્વાતિ નામના તારામાં આપણા ૨૫ સૂર્યો સમાઈ જાય. તેમના આવડા મોટા કદને કારણે જ તેમને દાનવ તારાઓ–Giant Stars કહેવામાં આવે છે.

આ દાનવ તારાઓ એમની વિશાળતાને કારણે જ મહત્ત્વ નથી ધરાવતા, તેઓ તો સમગ્ર તારાઓનો ઇતિહાસ શોધવામાં મદદરૂપ બન્યા છે. તેઓનું સ્વરૂપ આટલું બધું શા માટે વિરાટ છે તે તપાસતાં વૈજ્ઞાનિકોને માલૂમ પડયું છે કે આ તારાઓ હજી પ્રાથમિક દશામાં છે. હજી તેઓ બંધાતા આવે છે. તારાઓ જ્યારે પ્રાથમિક દશામાં હોય છે ત્યારે તેમનામાં બહુ ગરમી હોતી નથી. જેમ લોઢું થોડું ઘણું તપેલું હોય છે ત્યારે લાલ હોય છે, તેમ આ તારાઓ પણ લાલ રંગે દીપતા હોય છે. આથી જ તેઓ રક્ત દાનવ (Red Giants) ને નામે ઓળખાય છે.




ચિત્ર નં. ૩

ચિત્રની મધ્યે ટપકાસમ દેખાતા સૂર્યના પ્રમાણમાં થોડાક દાનવતારાઓનાં કદ: સૂર્ય–વ્યાસ ૮૬૫,૦૦૦ માઇલ, સ્વાતિ–વ્યાસ ૨૧,૦૦૦,૦૦૦ માઇલ, આર્દ્રા–વ્યાસ ૨૧૫,૦૦૦,૦૦૦ માઈલ, પારિજાત–વ્યાસ ૪૦૦,૦૦૦,૦૦૦ માઇલ.

### માનવીની ખોજ

જેમ 'હજી કાંઈક મોટું, હજી કાંઈક મોટું' વિચારતો માનવી વિશ્વનિયંતાના **महतो महीयान्** ર

વિભાગ જેવા આવા દાનવ તારા સુધી પહોંચી ગયો છે, તેમ આ વિશ્વ શાનું બનેલું છે તે તપાસતાં માનવી વિશ્વનિયંતાના **अणोरणीयान्** સ્વરૂપના એક વિભાગ જેવા અણુ–પરમાણુ સુધી પહોંચી ગયો છે. પરમાણુઓનાં પણ તેમણે વિભાગીકરણ કર્યાં છે અને પરમાણુ એક કેન્દ્ર( Nucleus )ની આસપાસ ભ્રમતા વીજાણુએ (Electrons)નો બનેલો છે તેમ શોધી કાઢ્યું છે. કેન્દ્રને વળગેલા આ વીજાણુઓ સારી પેઠે જગ્યા રોકી લે છે. આ વિરાટ તારાઓમાં ખાસ ગરમી હોતી નથી, તેથી કેન્દ્રથી વીજાણુઓ જુદા પડતા નથી અને તે ખૂબ વિશાળ જગા રોકી લે છે, પરિણામે આ તારાઓ આટલું બધું વિશાળ સ્વરૂપ ધારણ કરીને બેઠા છે.

પણ આ વિશાળતા તો પેલા રબરના ફુગા જેવી. ફુગામાં પણ હવા હોય છે ને? એ હવાને દુનિયાના સાગમાં સારા પંપથી બહાર કાઢી નાખીએ એવા આ તારા હળવા હોય છે અંદર ભાર જ નહિ ને! એને જોખીએ તો કેટલુંક વજન થાય? આર્દ્રાનો તારો ૨૫૦ સૂર્યોને પોતાની અંદર સમાવી દે એટલો મોટો છે, પણ એને જોખીએ તો માંડ ૫ સૂર્યો જેટલું એનું વજન થાય.

## સમાંતર સ્વરૂપી તારા

આ તારાઓ સળગતા ગોળા છે. જેમ અગ્નિના તિખારા પડ્યા પડ્યા પોતાની ગરમી છોડી છેવટ ઠંડા પડી જાય છે, તેમ આ તારાઓ પણ ગજબ વેગથી પોતાની સપાટી પરથી ગરમી છોડી રહ્યા છે. જેમ જેમ તેઓ ગરમી છોડતા જાય છે તેમ તેમ એમનો ફરવાનો વેગ વધતો જાય છે. અને ફરવાનો વેગ વધતાં તેઓ પોતાના જ ભારથી પિસાતા જાય છે, પરિણામે તેઓનું કદ નાનું બનતું જાય છે. કદ નાનું બનતાં અને વેગ વધતાં તેમની આંતરિક ગરમી પણ વધતી જાય છે અને કેન્દ્રથી વીજાણુ છૂટા પડતા જાય છે અને કદ નાનું અને નાનું બનતું જાય છે. આવા તારાઓનાં કદ, વજન અને રંગ એક સમાંતર સ્વરૂપે ફરતાં રહે છે તેથી તેમને 'સમાંતર સ્વરૂપ તારાઓ' ( Main Sequence Stars ) કહે છે. તેઓ વાદળી, સફેદ અને પીળા એમ વિવિધ રંગે શોભતા હોય છે. આપણો સૂર્ય આ વર્ગનો જ તારો છે, અને મોટા ભાગના તારાઓ આ વર્ગમાં સમાઈ જાય છે.

## વામન તારા

પણ હજુયે તારાઓનો એક ત્રીજો વર્ગ બાકી રહે છે અને વામન તારા. જેમ જેમ તારાઓનો વેગ વધતો જાય છે, તેમ તેમ એની આંતરિક ગરમી વધતી જાય છે અને કેન્દ્રથી વીજાણુઓ તૂટતા જાય છે. આવાં તૂટેલાં કેન્દ્ર અને વીજાણુઓને તારાઓનું પોતાનું વજન દબાવી દે છે અને ઠાસી ઠાંસીને થોડાક જ વિસ્તારમા સમાવી દે છે. એમાંથી એકાદ મૂઠી ભરો તોયે સેંકડો ટન એનું વજન થઈ જાય! પકડતા હાથ અને કલ્પતાં મન તૂટી જાય એવી જ વાત છે ને! આવા તારાઓ ગજબ ગરમીને કારણે અત્યંત તપાવેલા લોઢાની માફક તદ્દન સફેદ રંગના બની જાય છે અને ઠાંસાને ભરાઈ જવાને કારણે તેમને સફેદ વામન (White Dwarfs) કહેવામાં આવે છે. ક્રમની દૃષ્ટિએ જોઈએ તો પેલા દાનવ તારા લાલગુલાબી ગાલે શોભતા બાળક કહેવાય, સમાંતર સ્વરૂપી તારા વિવિધરંગી યુવાન કહેવાય અને આ સફેદ વામનો લાલ લોહી ગુમાવી બેઠેલા સફેદ પૂણી જેવા બની ગયેલ બુઢ્ઢા કહેવાય! વૃદ્ધ માણસો ઘસાઈ ઘસાઈને તથા કેડેથી વળી જઈને વામન જ બની જાય છે ને?

આવા વામન તારાઓમાં વાન માનેનો તારો (Van Maane's Star) ખાસ ધ્યાન દોરી લે છે. આ તારો માંડ આપણી પૃથ્વી જેવડો છે અને સૌથી નાનો તારો એ ગણાય છે, પણ જો એનું વજન કરવામા આવે તો લાખો પૃથ્વીઓ એની પાસે નાની પડે.

કુદરતની પણ બલિહારી છે ને! એ વિરાટ પણ થઈ શકે છે અને વામન પણ થઈ શકે છે. વિરાટ થાય છે ત્યારે એનો એને બોજો હોતો નથી અને વામન થાય છે ત્યારે એ બોજહીન બની જતી નથી. દુનિયાના સામાન્ય નિયમોથી એ અવળી વર્તે છે અને નિયમોથી પોતાનાં જીવન અને પ્રવૃત્તિઓને રૂંધી રહેલા માનવીઓ પાસે નિયમરહિત જીવનનો સુંદર દાખલો રજૂ કરી જાય છે.

આ દાનવ તારાથી માંડીને વામન તારાઓ તેમનાં જીવનની એક બીજી વાત પણ કહી જાય છે. બ્રહ્મહૃદયનો તારો રાક્ષસી તારો છે. એ સૂર્ય કરતાં બારગણો મોટો છે, પણ તેની આંતરિક ગરમી સૂર્ય કરતાં માત્ર ( ૫૦ લાખ ડિગ્રી સેન્ટીગ્રેડ ) ચોથા ભાગની છે. ( સૂર્યની આંતરિક ગરમી ૨૦૦ લાખ ડિગ્રી સેન્ટીગ્રેડ છે. )

## વિનાશને પંથે

તારો દાનવ સ્વરૂપમા હોય છે ત્યારથી પોતાની ગરમી અવકાશમાં ફેંક્યા જ કરે છે–ફેંક્યા જ કરે છે. સાથે સાથે તેની આંતરિક ગુરુત્વાકર્ષણની શક્તિ તેને સંકોચે છે અને વિકસાવે છે. તે કારણે તેની ગરમી ફેંક-

વાની શક્તિમાં વધારો-ઘટાડો થયા કરે છે. પણ ગરમી ફેંકતો ફેંકતો તે છેવટે સફેદ વામનની સ્થિતિમાં પહોંચવાનો જ. આ સ્થિતિએ પહોંચતાં તેણે બહાર ફેંકેલી ગરમી સાથે તેનું વજન પણ ઘટી જવાનું અને છેવટ તેનો નાશ થવાનો.

આપણો સૂર્ય પોતે આ રીતે દરેક સેકંડે ૪૦ લાખ ટન વજન ગુમાવી રહ્યો છે. અહોહોહો ! કેટલો બધો વજન-નાશ ! સૂર્ય થોડા જ દિવસમાં વજન ગુમાવીને નાશ પામશે કે શું? ના રે ના, એવી બીક રાખશો મા. આ વજન તો એના સમગ્ર વજનની સરખામણીમાં અણુસમ છે, એટલે તેનું સમગ્ર વજન નાશ પામતાં પહેલાં કરોડો વર્ષો નીકળી જશે.

બધા તારા આવા વજન-વિનાશને જ પંથે છે. તેમના વજન-વિનાશની ગણતરી પ્રમાણે જ તેમનો નાશ થાય તેમ પણ નથી. વજનનો વિનાશ થતાં તેઓ જેમ દુર્બળ થતા જવાના તેમ તેમની ગરમી (સાથે વજન) ફેંકવાની શક્તિ પણ ઘટી જવાની. જેમ અશક્ત થયેલા વૃદ્ધ માણસો પોતાની શક્તિ ઓછામાં ઓછી વાપરીને લાંબું જીવે જાય છે, તેમ આ તારા લાંબું જીવવાના ખરા. છતાંયે વહેલોમોડો છેવટ તેમનો વિનાશ તો ખરો જ.

## આકાશનું વિભાગીકરણ

આ પ્રકરણ પૂરું કરતાં પહેલાં આપણે આકાશનું વિભાગીકરણ સમજી લઈએ.

જે આકાશની અંદર આવડાં મોટાં તારાઓ અને તારામંડળો વસેલાં છે તેને આડેધડ- આપણે જોવા બેસીએ તો અજાણ્યો માણસ મહા અટવીમાં ભૂલો પડી જાય તેમ આપણે પણ ભૂલા પડી જઈએ. એ માટે જ આપણા જ્યોતિષશાસ્ત્રીઓએ આખા આકાશને નીરખવા માટે ચોક્કસ વિભાગ કરી નાખ્યા છે.

જેમ આપણી પૃથ્વીના બે છેડા ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ છે, તેમ આકાશી ગોળાર્ધને પણ ઉત્તર અને દક્ષિણ ધ્રુવ છે. આ બંને ધ્રુવની વચ્ચે આવેલી રેખાને (મોસંબીને પેટાળમાંથી ચીરતાં બે ભાગ પડે તે રેખાને) વિષુવવૃત્ત કહેવામાં આવે છે. પણ આકાશી ફલક પરના જે ભાગ પરથી સૂર્યમહારાજ રાતદિન પોતાનો સુવર્ણરથ ખેડતાં પરિભ્રમણ કરતા દેખાય છે તેને ક્રાંતિવૃત્ત કહે છે.

આ ક્રાન્તિવૃત્તની આસપાસ મોટાં મોટાં તારામંડળો વસેલાં છે. જેમ એક શહેરથી બીજે શહેર જતા માર્ગની બંને બાજુ ગામગામડાં વસેલાં હોય છે તેવી જ રીતે આ સૂર્યમહારાજના આકાશી રાજમાર્ગ ક્રાન્તિવૃત્તને તારામંડળનાં ગામ શોભાવી રહ્યાં છે.

આ ક્રાન્તિવૃત્તના બાર ભાગ પાડવામાં આવ્યા છે અને તેને રાશિ કહેવામાં આવે છે. લાલ પાઘડી બાંધી, કપાળમાં મોટો ચાંદલો કરી, પાઘડીમાં ટીપણું ખોસી જોષી મહારાજ આંગળીનાં ટેરવાં ગણતાં-હોઠ ફફડાવતાં નામ લેતા હોય છે તે જ આ રાશિઓ : મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન. જે માર્ગનું રાશિઓએ વિભાગીકરણ કર્યું તે માર્ગનું નામ પણ રાશિઓ પરથી રાશિચક્ર પડી ગયું.

## સત્તાવીસ નક્ષત્રો

પણ આ રાશિઓ તો રામાયણ જેવડા મોટા પુસ્તકના કાંડ જેવી થઈ. જેમ કાંડના પણ અધ્યાય પાડવામાં આવે છે તેમ આ રાશિઓના પણ ભાગ પાડવામાં આવ્યા છે. આ ક્રાન્તિવૃત્તના બીજા સત્તાવીસ ભાગ પાડવામાં આવ્યા છે અને તેમને નક્ષત્ર કહેવામાં આવે છે. આવડા મોટા આકાશ-પુસ્તકને પ્રકરણો ન હોય તો વાંચનાર મૂંઝાઈ જાય ને ? આ સત્તાવીસ નક્ષત્રો ક્રાન્તિવૃત્તની આસપાસ ઉત્તર કે દક્ષિણ તરફ ગોઠવાયેલાં છે. લોકો વાતો કરતાં હોય છે કે 'હમણાં અમુક નક્ષત્ર ચાલે છે' એનો અર્થ તે નક્ષત્રમાં હમણાં સૂર્ય સંચાર કરે છે તેમ થાય. દરેક નક્ષત્રમાં સૂર્ય ૧૪ દિવસ રહે છે. જે નક્ષત્રમાં સૂર્ય હોય તે નક્ષત્ર એ દિવસોમાં આપણને ન દેખાય, કેમકે એ નક્ષત્ર પાસે સૂર્ય હોય એટલે સૂર્યના તેજથી તે ઢંકાઈ જાય.

આ દરેક નક્ષત્રને ઘેર ચંદ્ર રોજ મહેમાન થઈને ઉતારો કરે છે અને ૨૭⅓ દિવસમાં આખું ચક્કર પુરું કરી લે છે. પણ ચંદ્ર એ ચક્કર પૂરું કરે એ દરમિયાન પૃથ્વી સૂર્યની આસપાસ ફરતાં અવકાશમાં દૂર નીકળી ગઈ હોય છે. તે અંતર પૂરું કરવા બીચારા ચંદ્રને બીજા બે દિવસ દોડવું પડે છે અને ૨૯॥ દિવસમાં એના નામનો ચાંદ્રમાસ પુરો થાય છે. ચંદ્ર દરેક નક્ષત્રની આમ રોજ મુલાકાત લે છે તેથી તેને નક્ષત્રનાથ, નક્ષત્રપતિ વગેરે કહેવામાં આવે છે.

**એક જ ગોળના બે જાતના વિભાગ :** બાર રાશિઓ અને સત્તાવીસ-નક્ષત્ર. એ પ્રમાણે દરેક રાશિને ભાગે સવા બે નક્ષત્ર આવે. આપણે આ પ્રકરણમાં જેની ઓળખાણ કરી તે મૃગશીર્ષ નક્ષત્ર અર્ધું વૃષભ રાશિમાં આવે છે અને અર્ધું મિથુન રાશિમાં આવે છે. [પાછળ જુઓ

## ઉ ચા ટ

કાચી રે માટીની કાયા-કૂલડી
ખમશે આકરી ના આંચ :
અગનિ ધીરેથી ધિકાવ :
સોનલાં સાચવીને તાવ :
હો સોનાર વીરા ! કાચી રે માટીની કાયા-કૂલડી.

સાવ રે સોનાની લગડી આતમા
તપતી તાંબાવરણી કાય :
તેમાં ખદ ખદ ખદ થાય :
તારી ફૂંક ના સહેવાય
હો સોનાર વીરા ! કાચી રે માટીની કાયા-કૂલડી.

મારી ચત્યા મેલી મેં તો માળિયે
કઉં છું તારા ભલા માટ :
જીવને એટલા ઉચાટ :
વણસી જાશે તારા ઘાટ :
હો સોનાર વીરા ! કાચી રે માટીની કાયા-કૂલડી.

—બાલમુકુન્દ દવે

## પુનિત હરણાં

[ પાન ૬૪૭ થી પૂરું ]

આ સત્તાવીસ નક્ષત્રોમાં બાર નક્ષત્રોના નામ બરાબર આપણા બાર માસ જેવા છે જેમકે માગશર માસ અને મૃગશીર્ષ નક્ષત્ર, મહા માસ અને મઘા નક્ષત્ર, શ્રાવણ માસ અને શ્રવણ નક્ષત્ર. આ દરેક નક્ષત્રની આસપાસ તે તે માસની પૂર્ણિમાએ ચંદ્ર પોતાની રાવટી તાણીને આખી રાત પમાર કરે છે નક્ષત્રથી માસને મહત્ત્વ મળ્યું અને માસથી નક્ષત્રને મહત્ત્વ મળ્યું બંનેનું મહત્ત્વ વધારનાર તો પેલો નક્ષત્રનાથ ચંદ્ર જ ને ?*

*લેખકોના પ્રગટ થયેલ પુસ્તક 'ગગનને ગોખે'માંથી પહેલું પ્રકરણ પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ, પો બો ૯૭૮, મુંબઈ-૧, કિંમત ૩-૮-૦,

## સુરભિ

[ પૃષ્ઠ ૧૩૯થી પૂરું ]

જ્યારે ત્રીજી મોટર 'અરે, આવું થાય તે પહેલા જ ' અલબત્ત, લક્ષ્મીજી તો ઉપરથી ભક્તિભાવે જ તાકી રહ્યા હતા, જ્યારે સનત અને મેનેજર એ ખૂણામાં ભરાઇ 'હવે પેલો ગુંડો તો છૂટયો પણ આપણી શી દશા ?' આ સવાલ ઉપર વિચારતા બે જણને હેઠા ઉતરતા જોઇ કોણ જાણે કેમ પણ કંઇક રાહત અનુભવતા હતા પણ પેલો પહેરાવાળો તો વળી બાજુમાં ઊભા ઊભા 'સાલાના નસીબ સીધા કે શેઠે એને છોડી દીધો, નહિ તો અરે, જમુભાઇ તો શું પણ ખુદ શેઠ, અરે ! હરીશ શેઠની માએ કહ્યું હોત તોપણ ન છોડત ..'

આમ વાતો કરતા અરજણ અને સમશેર—અરે, ખુદ શેઠનો પેલો સફેદ વાળવાળો ડ્રાઇવર પણ—પાછલી સીટમાં બેઠેલા શેઠ અને મંજુને જોઈને જાણે જૂની નહિ પણ નવી આંખે કોઈ નવું કૌતક જોઈ રહ્યા હતા.

પરંતુ જ્યાં જમુ ને સુરભિ હેઠા ઊતર્યાં ત્યારે તો નોકરવર્ગ જ નહિ, પેલો બગીચો પણ જાણે હર્ષનો માર્યો હીંચતો હતો આકાશના વાદળાંય જાણે એકમેકની ગરદને હાથ નાખી નીચે આ લોક તરફ તાકતા ઝૂકી રહ્યા હતા, એટલું જ નહિ, ધીરું ધીરું કાંઇક ગીત પણ ગાતા હતા અને ઝરમર વરસતા વરસાદમાં સુરભિ—જમુની મોટર પણ દરવાજા બહાર નીકળી શહેર બહાર નીકળી ડાબી બાજુ પરનો દરિયો એનું આદિઅનાદિનું ગીત ગાયે જતો હતો, જ્યારે કાંઠા પરની સડક પર પાણી ઉડાડતી સરી રહેલી પેલી મોટરમાંથી ઊઠતો કાંઇક ધીમો છતાંય સુરીલો, મસ્તીભર્યો છતાંય દર્દભર્યો અવાજ બહાર પડતા પાણીના ફોરા સાથે ભળી જતો હતો.

બાર બાર મહિનાનો મૂંગેરો મોરલો
આભલિયે આંખ માંડી ગહેકે જતો
'ના, હો !' 'ના, હો !' કોઇ જોબન અટૂલા
ન વર્ષામાં વેરીય એટલાં હજો...

સમાપ્ત

# અર્થશાસ્ત્રની પરિભાષા

શ્રી. વિઠ્ઠલદાસ કોઠારી

**Money નાણું** (ચાલુ)

નાણાથી જુદે જુદે વખતે ઓછોવત્તો માલ ખરીદી શકાય છે. અમુક વખતે અમુક નાણાનો જેટલો માલ મળે તેટલી નાણાની **'ખરીદશક્તિ'** (Purchasing power) કહેવાય. ૧૯૩૯ના યુદ્ધ પહેલાં એક રૂપિયાનો જેટલો માલ મળતો તેટલો ૧૯૪૪માં મળતો નથી. એટલે યુદ્ધને કારણે રૂપિયાની 'ખરીદશક્તિ' ઘટી છે. પણ કેટલાક લોકો પાસે પૈસાની રેલમછેલ થવાથી તેમની વ્યક્તિગત **'ખરીદશક્તિ'** વધી છે.

જો કોઈ એક ધાતુનો સિક્કો મુખ્ય નાણા તરીકે ચાલતો હોય તો તેને **'એક ધાતુનું ચલણ'** (Monometallism) કહે છે. દા. ત. સોનું કે રૂપું ગમે તે એક ધાતુનું મુખ્ય ચલણ હોય.

જો કોઈ બે ધાતુના સિક્કા મુખ્ય નાણા તરીકે ચાલતા હોય, એટલે કે કાયદાથી નક્કી કરેલા ધોરણ મુજબ એમાંથી ગમે તે ધાતુના નાણામાં અમર્યાદિત લેવડદેવડ થઈ શકતી હોય, તો તેને **'બે ધાતુનું ચલણ કે દ્વિચલણ'** (Bimetallism) કહે છે. દા. ત. ૧ ગીની=૧૫ રૂ. ના ધોરણે સોનું-રૂપું બંનેના સિક્કા મુખ્ય ચલણ તરીકે ચાલતા હોય.

જો દેશના આંતરિક વ્યવહાર માટે રૂપા જેવી હલકી ધાતુનું નાણું કે સંકેત નાણું (Token money) મુખ્ય નાણા તરીકે ચાલતું હોય અને ફક્ત પરદેશના વ્યવહાર માટે સોનાનાણા કે પાઉંડમાં હૂંડીઓ પૂરી પાડવાની વ્યવસ્થા હોય તો તેને **'સુવર્ણ વિનિમય પદ્ધતિ'** (Gold Exchange standard), અગર **'પાઉંડ વિનિયમ પદ્ધતિ'** (Sterling Exchange standard) કહેવાય. આપણા દેશમાં આંતરિક વ્યવહાર માટે રૂપિયાનું ચલણ છે અને પરદેશના વ્યવહાર માટે ૧ રૂ. = ૧૮ પેન્સના ભાવથી હૂંડીઓની લેવડદેવડ કરવાની વ્યવસ્થા છે. વેપારના અસાધારણ સંજોગોમાં રૂપિયાનો આ ભાવ ટકાવી રાખવા માટે લંડનમાં જે સોનાનું ભંડોળ એકઠું કરી રાખવામાં આવે છે તેને **'સુવર્ણ ભંડોળ'** (Gold standard reserve) કહી શકાય.

જો ઉપર પ્રમાણે પરદેશ સાથેના વ્યવહાર માટે સોનાની કે પાઉંડની હૂંડીઓ પૂરી પાડવાની વ્યવસ્થા હોય અને તે ઉપરાંત આંતરિક વ્યવહાર માટે નિયત કરેલી મર્યાદામાં અને સરકારે નક્કી કરેલા ભાવથી નોટો કે રૂપાનાણાને બદલે સોનું પ્રજાને આપવાની વ્યવસ્થા હોય તો તે વસ્તુતઃ **'સોનાનું ધોરણ'** (Gold Bullion standard) છે એમ કહેવાય.

જો સોનાના સિક્કા જ મુખ્ય ચલણ તરીકે વપરાતા હોય તો તેને **'સોનાનું ચલણ'** (Gold standard currency) કહેવાય.

**Nationalisation રાષ્ટ્રીયકરણ**

ઉદ્યોગોનો કાબૂ રાષ્ટ્રના હાથમાં સોંપવામાં આવે કે રાષ્ટ્ર લઈ લે તેને ઉદ્યોગોનું 'રાષ્ટ્રીયકરણ' કર્યું કહેવાય. તેમાં પ્રજાની પ્રતિનિધિ સરકાર ઉદ્યોગોની માલિકી ધરાવે અને વ્યવસ્થા કરે. તે જ પ્રમાણે જમીનનું 'રાષ્ટ્રીયકરણ' થઈ શકે.

**Over-capitalisation મૂડીનો અતિરેક**

કોઈ ઉદ્યોગમાં, જો તેમાં રોકેલી મૂડીનું બજારભાવે વ્યાજ આપવા પૂરતી આવક ન થતી હોય તો તેમાં 'મૂડીનો અતિરેક' થયો છે એમ કહેવાય.

**Over-production અતિપેદાશ**

ઉદ્યોગમાં પેદા થયેલો માલ ઓછામાં ઓછી જેટલી કિંમતથી વેચવો પરવડે તે કરતાં જો તેની ઓછી કિંમત ઊપજે, એટલે કે ચાલુ બજારભાવે વેપારીને માલ વેચવો પરવડે નહિ અને માલની છત ઘણી વધી પડે તો 'અતિપેદાશ' થઈ કહેવાય. આવી અતિપેદાશને લીધે કે બજારમાં નાણાની ઊથલપાથલ થવાથી કે એવાં બીજાં કારણોથી કોઈ વખત ઉદ્યોગમાં કટોકટીભરી સ્થિતિ ઊભી થાય છે, ઘણા ઉદ્યોગો તૂટી પડે છે અને કેટલાકને દેવાળાં કાઢવાં પડે છે: ઘણા લોકોના પૈસા ધલાઈ જાય છે. આ સ્થિતિને **'ઔદ્યોગિક કટોકટી કે ઊથલપાથલ'** (Crisis) કહેવાય. 'આર્થિક ઉત્પાત' પણ કહેવાય. કોઈ એક ઉદ્યોગમાં પણ આવી કટોકટી આવી શકે—જેમકે મિલઉદ્યોગની કટોકટી.

**Parasites બેઠાખાઉ**

જેઓ સીધી કે આડકતરી રીતે ધનની ઉત્પત્તિ કરતા નથી અને બીજાઓએ પેદા કરેલા ધન ઉપર જીવે છે તેવા લોકોને સામ્યવાદીઓ **'બેઠાખાઉ વર્ગ'** અથવા **'આયતારામો'** કહે છે.

**Peasant-proprietorship**
**ખેડૂત-માલિક પદ્ધતિ**

જે પદ્ધતિમા જમીનનો ખેડનાર પોતે જ જમીનનો માલિક હોય અને તેમાં પોતે જે સુધારાવધારા કરે તેનો લાભ તેને જ મળતો હોય તેને '**ખેડૂત-માલિક પદ્ધતિ**' કહેવાય.

**Physiocrats નિસર્ગપંથી**

અર્થશાસ્ત્રના વિચારકોમાથી જે મતવાદીઓ માણસની નૈસર્ગિક વૃત્તિઓને આર્થિક વ્યવહારમા સંપૂર્ણ સ્વતંત્રતા આપવાના મતના હતા અને જેઓ જમીન પર થતી મહેનતને જ ઉત્પાદક (productive) માનવાના મતના હતા, તેમને '**નિસર્ગપંથી**' કહે છે.

**Price કિંમત**

કોઈ પણ વસ્તુનું બ્લેદ્ધ મૂલ્ય નાણામાં આકવામાં આવે તેને તે વસ્તુની '**કિંમત**' કહે છે, અને તે વસ્તુની સામાન્ય રીતે જે કિંમત અપાતી હોય તેને તેની '**સામાન્ય કિંમત**' (Normal) કહે છે.

બજારભાવે વસ્તુની જે સામાન્ય કિંમત આકી શકાતી હોય તેને '**ખરી કિંમત**' (Real price) અને તે ઉપરાત વસ્તુ ઉધાર લેવાને લીધે કે બીજા કોઈ કારણથી વધારે કિંમત આપવી પડે અને તેથી એકંદરે જે કિંમત થાય તેને '**દેખીતી** કે નામની કિંમત' (Nominal price) કહે છે. એકની એક વસ્તુની જ્યારે જુદા જુદા માણસોને વત્તીઓછી કિંમત આપવી પડે છે ત્યારે 'દેખીતી અને ખરી કિંમત'નો ભેદ પાડી શકાય છે.

જે કિંમત કરતા વધારે કિંમતે વસ્તુની માંગ થતી ન હોય તેને 'માગની કિંમત' (Demand Price), જે કરતાં ઓછી કિંમતે વસ્તુનું વેચાણ પોસાતું ન હોય તેને 'પેદાશની કિંમત' Supply Price), અને જે કરતાં વધારે કિંમતમાં ઘટાડો થવા છતાં તેની માગણી વધતી ન હોય તેને 'તૃપ્તિની કિંમત' (Satiety Price) કહે છે. દા. ત. અમુક જાતની પેન્સિલના ચાર આના કરતાં વધારે કિંમત માગવામાં આવે તો લેનાર-વેચનારનો મેળ એમતો ન હોય અને વેચાણ થતુ ન હોય તો ચાર આના એ તે જાતની પેન્સિલની '**માંગની કિંમત**' કહેવાય; ત્રણ આનાથી ઓછી કિંમતે તે પેન્સિલ વેચવાનું વેચનારને પરવડતુ ન હોય તો ત્રણ આના એ તેની '**પેદાશની કિંમત**' (Supply Price) કહેવાય, ખરીદનાર ચાર આને જ તે વસ્તુ ખરીદવા તૈયાર હોય અને વધુ આપવા ઇચ્છતો ન હોય તો તે તેની '**અંતિમ કે સીમાન્ત કિંમત**' ( Marginal Price ) કહેવાય; અને એક આનાથી ઓછી કિંમત થવા છતાં પેન્સિલની માંગ વધતી ન હોય તો એક આનો તેની '**તૃપ્તિની કિંમત**' કહેવાય સામાન્ય રીતે કોઈ પણ વસ્તુની તૃપ્તિની હદ બજારમા જલદી આવતી નથી. અમુક પ્રમાણમાં તે વસ્તુ મળી ગયા પછી વ્યક્તિને તેવી હદ આવી જાય છે. જો કોઈ વસ્તુનો ઉપયોગ હાનિકારક હોય, ધાર્મિક માન્યતાથી વિરુદ્ધ હોય અથવા પ્રચલિત રિવાજથી વિરુદ્ધ હોય તો તેની તૃપ્તિની હદ જલદી આવે છે. દારૂ જેવી વસ્તુની કિંમત અમુક સમાજમાં ગમે તેટલી ઊતરી જાય તો તેનો ખપ વધશે નહિ, ત્યારે દૂધ જેવી વસ્તુની તૃપ્તિની હદ સમાજની દૃષ્ટિએ મોડે જ આવે.

**Production ઉત્પત્તિ**

માલની પેદાશને 'ઉત્પત્તિ' કહે છે. સંચાઓનો ઉપયોગ અને સૂક્ષ્મ કાર્યવિભાગ (Complex division of labour)ને પરિણામે એકી સાથે મોટા પ્રમાણમા (Large scale) માલ ઉત્પન્ન કરવામાં આવે તેને '**મોટા પાયા પર ઉત્પત્તિ**' અને નાનાં ઓજારો વડે હસ્તોદ્યોગ કે ગૃહોદ્યોગથી નાના પ્રમાણમાં (Small scale) માલ ઉત્પન્ન કરવામાં આવે તેને '**નાના પાયા પરની ઉત્પત્તિ**' કહે છે.

આ બંને જાતની ઉત્પાદનની પદ્ધતિને અનુક્રમે '**કેન્દ્રિત ઉત્પાદન**' (Centralised) અને '**વિકેન્દ્રિત ઉત્પાદન**' (Decentralised) પણ કહે છે.

આ રીતે મોટા પાયા પર ખેતી કરવી તેને '**વિસ્તૃત ખેતી**' (Extensive cultivation) કહેવાય અને થોડી જમીનમાં વધારે મૂડી અને મજૂરી રોકીને વધારે પાક લેવામા આવે તેને '**પ્રકૃષ્ટ ખેતી**' (Intensive) કહેવાય.

વરાળ અને વીજળીની મદદથી ચાલતા મોટા પાયા પરના કેન્દ્રિત (Centralised) ઉદ્યોગો દાખલ કરવા તેને '**ઉદ્યોગીકરણ**' (Industrialisation) કહેવાય અને ઉદ્યોગીકરણ કરવાના વિચારને '**યંત્રોદ્યોગવાદ**' (Industrialism) કહેવાય.

માલની ઉત્પત્તિ માટે શરૂઆતમાં સંચા, ઓજારો વગેરે માટે જે ખર્ચ કરવુ પડે તેને ઉદ્યોગનું '**આદ્ય ખર્ચ**' (Prime Cost) અને ઉદ્યોગ શરૂ કર્યા પછી તેને ચાલુ રાખવા જે ખર્ચ કરવું પડે તેને '**પુરવણી**

ખર્ચ" (Supplementary Cost) કહેવાય. 'આદ્ય ખર્ચ' અને 'પુરવણી ખર્ચ' મળીને એકંદરે જે ખર્ચ થાય તેને '**કુલ ખર્ચ**' કહેવાય. આ રીતે થયેલા કુલ ખર્ચને '**ઉત્પત્તિનો ખર્ચ**' (Cost of production) કહે છે. અને ઉત્પાદનના કાર્યમાં સીધી કે આડકતરી રીતે એકંદરે જે શ્રમ ખરચવામાં આવ્યો હોય તેને '**ઉત્પત્તિનો આયાસ**' (Expenses of production) કહે છે. સામાન્ય રીતે ઉત્પત્તિનો 'ખર્ચ' અને 'આયાસ' એક જ હોય છે. પરંતુ સંજોગોનુસાર તેમાં ફેર પડે છે. 'આયાસ'માં ઉત્પત્તિની ક્રિયામાં સીધી કે આડકતરી રીતે વપરાતી મૂડી, મહેનત વગેરે જેટલાં વપરાયાં હોય તેની સાચી આંકણી મૂકીને કિંમત ગણવામાં આવે છે, અને 'ખર્ચ'માં એ માલની '**ઉત્પત્તિનાં અંગ અથવા સાધનો**' (Factors of production or Co-efficients of production)ની ચાલુ બજારભાવે જે કિંમત થતી હોય તે જ ગણવામાં આવે છે.

### Profit નફો

ધંધાની એકંદર આવકમાંથી ભાડું, મહેનતાણું, વ્યાજ અને વ્યવસ્થાનો ખર્ચ (Earnings or cost of management) બાદ કરતાં વેપારી કે ધંધાદારીના જોખમ વગેરે માટે જે રકમ બચત રહે છે તેને '**નફો**' કહે છે. અને બજારની કે ઘરાકની અમુક પરિસ્થિતિનો લાભ લઈને હદ ઉપરાંત નફો કરવો તેને '**નફાખોરી**' (Profiteering) કહે છે.

### Public debt રાષ્ટ્રીય કરજ

દેશની સરકારને વાર્ષિક ખર્ચમાં ખોટ પડવાથી કે કોઈ નવું પ્રજાકીય કામ કરવાની ખાતર કે લડાઈને અંગે જે દેવું કરવું પડે છે તેને '**રાષ્ટ્રીય કરજ**' કહે છે. તેમાં જે કરજ થોડા વખત માટે કરવામાં આવે તેને '**અસ્થાયી કે કામચલાઉ કરજ**' (Fluctuating debt), અને જે તરત પાછું વાળવાના ઇરાદાથી નહિ પરંતુ કાયમ માટે કે લાંબી મુદત માટે કરવામાં આવે તેને '**સ્થાયી કે કાયમનું કરજ**' (Permanent Debt) કહે છે 'અસ્થાયી કરજ' પાછું વાળવાનો સગવડ થયે તરત જ પ્રબંધ કરવામાં આવે છે, ત્યારે સ્થાયી કરજ જો મુદતબંધી હોય તો મુદત પાકયે તેને પાછું આપવાનો પ્રબંધ કરવામાં આવે છે અને મુદતબંધી ન હોય તો સરકારની અનુકૂળતા પ્રમાણે તે ચુકવાય છે. કોઈ વખત સરકાર બજારની પરિસ્થિતિનો લાભ થઈ ભારે વ્યાજના કરજનું ઓછા વ્યાજના કરજમાં '**પરિવર્તન**' (Conversion of Debt) કરે છે અને જે લેણદાર 'પરિવર્તન' કરવા ન ઇચ્છતા હોય તેમના કરજની 'ચૂકવણી' (Redemption) કરી દે છે.

### Quantity Theory જથાનો નિયમ

નાણાંની સંખ્યામાં વધઘટ થવાને લીધે નાણાના મૂલ્યમાં, એટલે કે તે વડે વસ્તુઓ ખરીદવાની તેની શક્તિમાં (Purchasing power) વધઘટ થાય છે, તે નિયમને નાણાનો '**જથાનો નિયમ**' (Quantity Theory of Money) કહે છે.

### Public Finance નાણાશાસ્ત્ર

સરકારી આવક-ખર્ચ, કરજ અને તેને અંગેની વ્યવસ્થા વગેરેનો વિચાર કરનાર શાસ્ત્રને '**રાષ્ટ્રીય જમાખર્ચ કે નાણાશાસ્ત્ર**' કહે છે.

### Raiyatwari System રૈયતવારી પદ્ધતિ

જે જમીન—મહેસૂલની પદ્ધતિમાં અલગ અલગ ખેતરોની માપણી કરીને, ખેતરવાર મહેસૂલની રકમ નક્કી કરવાની અને ઉઘરાવવાની વ્યવસ્થા ખેડૂતની સાથે સરકાર સીધી રીતે કરે છે તેને '**રૈયતવારી પદ્ધતિ**' કહે છે; જેમાં મહેસૂલની જવાબદારી આખા ગામ ઉપર હોય છે તેને '**પટવારી કે મહાલવારી પદ્ધતિ**' (Village Community System) કહે છે; અને જેમાં ખેડનાર ખેડૂતો સાથે નહિ, પરંતુ જમીનના માલિક ગણાતા મોટા જમીનદારો સાથે સરકાર સીધો સંબંધ રાખે છે તેને '**જમીનદારી પદ્ધતિ**' (Zamindari) કહે છે.

### Rebate (Abatement) વળતર

લીધેલી રકમમાંથી જે રકમ પાછી આપવામાં આવે છે તેને '**વળતર**' કહે છે. કેટલીક કંપનીઓ જાથુની ઘરાકી બાંધવા માટે ઘરાકને બજારભાવે અમુક કામ કરી આપે છે અને તેની પાસેથી લીધેલી રકમમાંથી થોડી રકમ ઘરાકના નામે જમા રાખે છે અને અમુક વખત પછી તેને તે પાછી આપે છે. તે દરમિયાન જો ઘરાક બીજી કંપની સાથે સંબંધ બાંધે તો જમા રાખેલી રકમ પાછી આપવામાં આવતી નથી. આ પદ્ધતિને ખાસ કરીને '**વળતર પદ્ધતિ**' (Rebate System) કહે છે. સરકાર પણ કેટલીક વખત લીધેલા વેરામાંથી અમુક વેરો વળતર તરીકે પાછો આપે છે. (ચાલુ)

# કુ ★ રા ★ ન ★ ની વા ★ ણી

• ચૂનીલાલ પુ. બારોટ, ભા વિ. ]

[ ગતાંક પૃષ્ઠ ૫૭૭ થી ચાલુ

(૧૭૮) ઓ દીનને માનનારાઓ ! ખૂનનુ વેર લેવાનુ– આઝાદ સાટે આઝાદને, ગુનામ સાટે ગુનામ અને ઓરત સાટે ઓરતને કતલ[23] કરનાનુ તમને ફરમાન છે પણ જો કોઈને એના ભાઈ[24] તરફથી કાંઈ પણ રાહત કે માફી આપવામા આવે તો ( દિયત યાને બદલાના નાણા માટે) દસ્તૂર મુજબ દાવો કરાવો જોઈએ અને નેકીથી એની અદાયગી થવી જોઈએ તમારા પરવર દિગાર તરફથી તમને આટલી છૂટ અપાઈ છે ને આટલી દયા કરવામા આવી છે માટે આ (સ્પષ્ટતા) પછી જે કોઈ મર્યાદાનુ ઉલ્લંઘન કરશે તેને દુ:ખદાયક સજા કરવામા આવશે (૧૭૯) ઓ અકલમંદ આદમી ઓ ! (આ) વેરના (કાયદામા) તમારે માટે જીવન રહેલુ છે, જેથી તમને પરહેજગાર થાઓ

## વસિયતનામાની જરૂર

(૧૮૦) તમારામાથી કોઈને જ્યારે મોત નજીક દેખાય ત્યારે તમારા માબાપ અને નજદીકના સગાઓ માટે દોલત મૂકતા જવાય એવી સ્થિતિ હોય તો દસ્તૂર મુજબ વસિયત કરી દેવાનુ તમને ફરમાન છે બુરાઈઓથી બચવા માગનારાઓની આ ફરજ છે[25]

## રોજા

(૧૮૩) આપ દીનમા ઈમાન ધરાવનારાઓ ! તમારી પૂર્વના લોકોની જેમ તમને (પણ) રોજા રાખવાનુ ફરમાન છે તમારી પરહેજગારી માટે એ જરૂરી છે (૧૮૪–૧૮૫) રોજા અમુક નક્કી કરેલા દિવસોમા રાખવાના છે[26] પરંતુ તમારામાનુ કોઈ જો (એ દિવસોમા) બીમાર હોય કે મુસાફરીમા હોય તો એટલા બીજા કોઈ દિવસોમા એ રાખવાની છૂટ છે જેની સ્થિતિ હોય એમણે આ દિવસોમા એકેક ગરીબ માણસને ખવરાવવાનુ પુણ્ય પ્રાપ્ત કરવુ જોઈએ અલ્લા તમારુ સુખ ઇચ્છે છે તમને મુશ્કેલીમા મૂકવા માગતો નથી તમારે રોજાના દિવસ પૂરા કરવા જોઈએ અને તમને ખરો રસ્તો બતાવવા માટે તમારે અલ્લાની શુક્ર ગુજારી કરવી જોઈએ અને એની મોટાઈના ગુણગાન કરવા જોઈએ

(૧૮૭) રોજાની રાતે તમારી ઓરતોનો સંગ તમારે માટે હલાલ ઠરાવવામા આવ્યો છે તમે એ બીજાનો લેબાસ છો અલ્લાને ખબર હતી કે (દગ કરીને) તમો તમારા આત્માને નુકસાન પહોચાડવા માગતા હતા એટલે રહેમ કરીને તમને આટલી છૂટ આપવામા આવી છે એટલે પરસ્પર હળોમળો, અને અલ્લાએ તમારે માટે મુકરર કર્યું છે તે ચાહો પોહ ફાટે અને રાત્રિનો અંધકાર ફીટી દિવસનો ઉજાસ સ્પષ્ટ થાય ત્યા સુધી ખાઓ પીઓ ને પછી રાત પડે ત્યા સુધી રોજો રાખો અને મસ્જિદોમા રહો ત્યા સુધી એમનો (ઓરતોનો) સંગ ન કરો[27] અલ્લાએ મુકેલી મર્યાદાઓ આ છે

## દોલતનો દુરુપયોગ ન કરો

(૧૮૮) ખોટા સાધનોથી દોલતનો દુરુપયોગ ન કરો તમારી દોલતને તમારી જાત પાછળ જ ન ખર્ચી નાખશો તેમ જ તમારી દોલતનો ઉપયોગ કાજીઓ પાસે પહોચવામા અને જાણીજોઈને બીજાઓની દોલતમાથી કાંઈ ને કાંઈ પડાવી ખાવામા ન કરતા.

---

[23] ખૂન કરનાર જે હોય તેને, ફક્ત તે એકને જ દેહાતદંડ દેવો માણસ માણસ વચ્ચે ભેદ કરીને જો મરનાર ઊંચા કુળનો માણસ હોય કે આઝાદ હોય ને મારનાર ગુલામ હોય કે ઓરત હોય તો બદલામા અનેક ગુલામોની કે ઓરતોની કતલ કરવી નહિ' મૌ મહમદઅલી

મૌ અબુલકલામ આઝાદ

[24] ઇન્સાનની બિરાદરીની દૃષ્ટિએ જે ભાઈ કહેવાય તે મરનારનો વારસ મઝહબની નજરે ભાઈ એમ પણ અર્થ કરાય છે મૌ અબુલકલામ આઝાદ

[25]. કેટલાકને મતે આ આયત મન્સુખ યાને રદ કરેલી છે પણ મૌ. મહમદઅલી એમ નથી માનતા

[26] રમજાન મહિનામા કુરાન શરીફ એ મહિનામા પ્રકટ થયુ હતુ ઇસ્લામી પંચાંગનો એ નવમો મહિનો છે અને શબ્દાર્થ 'અત્યંત ગરમી'નો હોવા છતા મુસ્લિમોનુ વર્ષ ચાંદ્ર હોવાને કારણે એ જુદી જુદી ઋતુઓમા આવે છે એ ૨૯ કે ૩૦ દિવસનો હોય છે

[27] રમજાનના છેલ્લા દસ દિવસ રાતદિવસ મસ્જિદમા રહેવાની મસ્જિયાત પ્રથાનો અહીં ઉલ્લેખ છે

## યુદ્ધની મર્યાદા

(૧૯૦) તમારી જોડે જે લડે એની જોડે લડજો, પણ ખુદાને રસ્તે લડજો; અને મર્યાદાઓનું પાલન કરજો. કારણ, જેઓ એનું ઉલ્લંઘન કરે છે એમને અલ્લા ચાહતો નથી.

## હજ અને ઉમ્રા

(૧૯૬) ખુદાની ખાતર હજ અને ઉમ્રા[૨૮] અદા કરજો. પણ તમને (કોઇ) અટકાયત થાય તો આસાનીથી મળી શકે એ કુરબાની (મોકલજો). (અને) એ કુરબાની એના મુકામ પર ન પહોંચે ત્યાં સુધી માથું મુંડાવશો નહિ. તમારામાંના જે નાદુરસ્ત હોય, અથવા જેમને સિરની કોઈ બીમારી હોય તેમણે બદલા તરીકે રોજા કરવા, પુણ્યદાન કરવું, અગર તો કાંઈ કુરબાની આપવી. પછી જ્યારે તમે સલામત હો ત્યારે હજ અને ઉમ્રા બંને એક સાથે કરવાનો લાભ જે ઉઠાવે તેણે સુલભ એવો બીજો કોઈ ભોગ ધરાવવો. પણ જેમનાથી કાંઈ પણ ભોગ ન ધરાવી શકાય તેમણે હજ દરમિયાન ત્રણ દિવસના અને ઘેર આવ્યા પછી સાત મળીને કુલ દસ દિવસના રોજા કરવા. મસ્જિદુલ–હરામમાં[૨૯] જેમનું કુટુંબ હાજર નથી[૩૦] તેમને માટે આ વિધિ છે. અલ્લા પ્રત્યેની (તમારી ફરજ વિષે) સાવધાન રહો. (બૂરાઈનો) બદલો આપવામાં એ કડક છે એ જાણી લેજો. (૧૯૭) હજ સુપ્રસિદ્ધ મહિનાઓમાં કરવાની છે એટલે જેઓ હજ કરવાનું નક્કી કરે એમણે એ સમય દરમિયાન ગંદી જબાન,[૩૧] ગાળાગાળી કે તકરારોથી દૂર રહેવું. તમે જે કાંઈ નેકી કરો છો તેથી અલ્લા વાકેફ છે. ભાથું ભરો, કારણ ભાથું ભરી લેશો તો બૂરાઈમાંથી બચી જશો.[૩૨] ઓ સમજદાર આદમીઓ! અલ્લા પ્રત્યે (ની તમારી ફરજ વિષે) સાવધાન રહો. (૧૯૮) પોતાના પરવરદિગાર પાસે મદદ[૩૩] માગવામાં કાંઈ ગુનો નથી. એટલે અરફાતથી ઉતાવળે પગલે આગળ ચાલો ત્યારે મશ'રુલહરામ આગળ અલ્લાને યાદ કરો. કારણ ભુલાવામાં પડેલા એવા તમને એણે દોરવણી આપી છે. (૧૯૯) પછી એ સ્થળ જ્યાંથી બધા ઝપાટાબંધ આગળ ચાલ્યા જાય છે ત્યાંથી ઝપાટાભેર આગળ ચાલો અને અલ્લાની માફી માગો. ખચીત અલ્લા માફી આપવાવાળો અને દયાળુ છે.

(૨૦૩) અને તશરીક (ના ત્રણ દિવસો) દરમિયાન અલ્લાને યાદ કરો.[૩૪] પછીના બે દિવસોમાં જેઓ ચાલ્યા જાય એમને દોષ નહિ લાગે. બૂરાઈઓથી બચવા માગનારને માટે આ કહ્યું છે. અલ્લા પ્રત્યે(ની તમારી ફરજ વિષે) સાવધાન રહો અને એની આગળ એક દિવસ તમને બધાને એકઠા કરવામાં આવશે એ જાણી લો.

## બે મહાપાપ : કેફ અને જુગાર

(૨૧૯) નશાની ચીજો અને જુગારની રમતો વિષે એઓ તને પૂછે છે. એમને કહે, 'બંનેમાં મહાપાપ છે અને (કેટલાક) લાભો છે. પણ લાભ કરતાં પાપ વધારે છે. વળી એઓ પૂછે છે, 'અમારે પુણ્યદાનમાં કેટલું ખર્ચ કરવું?' એમને કહે, 'તમે કરી શકો એટલું'. અલ્લા આમ પોતાના પેગામ સ્પષ્ટ સમજાવે છે જેથી તમે વિચાર કરો.

## નેકાનો કાયદો

(૨૨૧) બુતપરસ્ત ઓરતો, જ્યાં સુધી (બુતપરસ્તીનો ત્યાગ કરી) મોમિન–મુસ્લિમ–ન બને ત્યાં સુધી તેમની જોડે શાદી ન કરશો. એક મોમિન બાંદી એ કોઈ પણ બુતપરસ્ત ઓરત—પછી ભલેને તે તમને મનપસંદ લાગતી હોય–કરતાં સારી છે. અને બુતપરસ્તોને મોમિન ઓરતો ન પરણાવશો—જ્યાંસુધી એઓ બુતપરસ્તીનો ત્યાગ કરીને મુસ્લિમ ન બને. બુતપરસ્ત કરતાં તો મોમિન એવો ગુલામ પણ સારો; પછી ભલેને એ તમને મન-

---

૨૮. હજ અને ઉમ્રામાં ખાસ ફરક બે જ છે. અને તે એ કે હજ (મોટી જાતરા) અમુક ઠરાવેલા વખતે જ એટલે કે સવ્વાલ, ઝિલકાદ અને ઝિલહજ્જ મહિનાના પહેલા નવ દિવસોમાં જ કરવાની હોય છે, જ્યારે ઉમ્રા (નાની જાતરા) ગમે ત્યારે થઇ શકે. અને બીજો એ કે અરફાતના મેદાનમાં રહેવાની ઉમ્રામાં જરૂર નથી. બાકી ઇહ્રામ કહેતાં બે અણસીવેલી ચાદરો સિવાય બીજાં બધાં વસ્ત્રોનો ત્યાગ કરવો, કાબાની તવાફ યાને પ્રદક્ષિણા કરવી અને સફા અને મર્વા વચ્ચે દોડવું (સૈ કરવી) એ ત્રણે વિધિઓની અનિવાર્ય આવશ્યક્તા બંનેમાં સામાન્ય છે. પૂર્ણાહુતિરૂપ મુંડનની *અનિવાર્યતા વિષે બંનેના સંબંધમાં* સરખો મતભેદ છે.

૨૯. મક્કાની પાક મસ્જિદમાં

૩૦. જે મક્કાનો રહેવાસી નથી એવો અર્થ છે.

૩૧. આ મૌ. મહમદઅલીનો પાઠ છે. મૌ. અબૂલકલામ આઝાદ અને મિ. પિકથૉલમાં 'સ્ત્રીસંપર્ક' એવો પાઠ છે.

૩૨. પાઠાંતરઃ પરહેજગારી એ સારામાં સારું ભાથું છે.

૩૩. હજ દરમિયાન વેપાર કરવાની અને રોજી મેળવવાની પરવાનગી છે એવો આનો અર્થ કરવામાં આવે છે.

૩૪. ભજન કરો—સ્મરણ અને રટણ કરો એવો અર્થ છે.

પસંદ જણાતો હોય! (કારણ) એઓ (દોજખના) દાવાનળને નોતરું આપનારા છે, જ્યારે અલ્લા બહેશ્તના બગીચાઓમાં બોલાવનાર છે. અલ્લાના પોતાના પેગામ આદમીઓ આગળ સ્પષ્ટ કરીને મૂકે છે જેથી તેઓ સાવધાન રહે.

### રજસ્રાવ અને સંભોગ

(૨૨૨) તેઓ તને ઓરતોના અડકાવ વિષે પૂછે છે. કહે: 'એ જરા નુકસાનકારક છે.[૩૫] એટલા માટે અડકાવના દિવસોમાં ઓરતોથી દૂર રહો, અને જ્યાં સુધી એઓ સ્વચ્છ ન થઈ જાય ત્યાં સુધી એમની નજીક ન જાઓ. પછી જ્યારે એઓ પોતાની જાતને પાક બનાવે ત્યારે અલ્લાના હુકમ મુજબ એમનો સંગ કરો. ખચીત જેઓ અલ્લા તરફ વધારે વળેલા રહે છે અને પાકીઝગી અખ્તિયાર કરનારા છે તેમના પર અલ્લા મહોબત રાખે છે (૨૨૩) તમારી પત્નીઓ તમારાં ક્ષેત્ર છે. તમારે ત્યાં જવું હોય ત્યારે જાઓ અને તમારી જાતનું આગળથી ભલું કરો. અલ્લા વિષે(ની તમારી ફરજ વિષે) સાવધાન રહો અને તમારે અલ્લાની આગળ ઊભા રહેવાનું છે એ સમજો. મોમિનોને ખુશખબર આપો.

### કસમની મર્યાદા

(૨૨૪) અલ્લાના કસમ ખાઈને સત્કર્મમાં, બૂરાઈઓથી બચવાના તમારા પ્રયત્નોમાં અને માણસમાણસ વચ્ચે સુલેહશાંતિની સ્થાપના કરવામાં અલ્લાને વિઘ્નરૂપ ન બનાવશો. અલ્લા સાંભળવાવાળો અને જાણવાવાળો છે. (૨૨૫) તમારા કસમોમાં જે નિરર્થક છે એને માટે અલ્લા તમારો હિસાબ નથી માગવાનો, પણ તમારા દિલમાં જે છે એનો હિસાબ એ (જરૂર) માગવાનો છે. અલ્લા માફીનો બક્ષનારો અને ક્ષમાનો કરવાવાળો છે (૨૨૬) જેઓ એવા કસમ ખાય છે કે અમે અમારી ઓરતો પાસે જઈશું નહિ એમણે ચાર મહિના સુધી રાહ જોવી. જો એ વખત દરમિયાન એઓ એવા કસમનો ત્યાગ કરે તો જરૂર અલ્લા ક્ષમા આપવાવાળો અને દયાળુ છે. (૨૨૭) પરંતુ એઓ જો તલાકના જ નિશ્ચય પર આવે તો જરૂર અલ્લા સાંભળવાવાળો અને જાણવાવાળો છે.

### તલાક

(૨૨૮) બીજું, તલાક આપવામાં આવી હોય એવી ઓરતોએ ત્રણ અડકાવ સુધી રાહ જોવી જોઈએ. જો એઓ અલ્લામાં અને આખેરતમાં ઈમાન ધરાવનાર હોય તો અલ્લાએ એમના ઉદરમાં જે સર્જ્યું હોય એ છુપાવવું એમને લાજમ નથી. દરમિયાન એમના ખાવિંદોને સમાધાન કરવું હોય તો તેમ કરવાને એઓ વધારે સારી રીતે હકદાર છે. ઇન્સાફની રીતે ઓરતોને શૌહરોને એમના પર છે એવા જ અધિકાર છે—જો કે મર્દો ઓરતોથી સહેજસાજ ચડિયાતા છે. અલ્લા બળવાન અને જ્ઞાનવાન છે. (૨૨૯) તલાક બે વાર અપાય તે પછી[૩૬] કાં તો એમને (ઓરતોને) સારી રીતે સાથે રાખવી જોઈએ કે કાં તો સારી સલુકાઈથી જવા દેવી જોઈએ. (એમ કરતાં) અપાયેલામાંથી કશું પણ પાછું લઈ લેવું તમારે માટે હરામ છે—સિવાય કે બંનેને એમ લાગે કે અમે અલ્લાની મરજાદામાં રહી શકીશું નહિ પણ તમને જો ડર હોય કે અલ્લાની મર્યાદાઓમાં રહેવું એમનાથી બની શકવાનું નથી તો પોતાની આઝાદી મેળવવા એઓ (ઓરતો) જે કાંઈ આપી દે એમાં કોઈને કાંઈ દોષ નથી.[૩૭] આ અલ્લાએ મૂકેલી મર્યાદાઓ છે જે કોઈ એને ઓળંગે છે એ જુલમ કરવાવાળા છે. (૨૩૦) એટલે જો એને (ઓરતને) ત્રીજી વાર તલાક અપાય તો જ્યાંસુધી બીજાની જોડે એ નેકા ન પઢે ત્યાંસુધી પહેલા પતિને માટે એ હરામ છે. એટલે બીજાની જોડે નેકા પઢી લીધા પછી એને એ જો તલાક આપે, ને એમને લાગે કે પહેલા ધણી જોડે નેકા પઢ્યા પછી અલ્લાએ

---

૩૫ પાઠાંતર : ખોટું

૩૬ બે વાર તલાક બોલાય ત્યાં સુધી એ હંગામી છે અને સમાધાનને અવકાશ છે પણ ત્રણવાર બોલાય એટલે એ સંપૂર્ણ બને છે અને એ જ સ્ત્રીની જોડે ફરી ઘર કરવું હોય તો તે ૨૩૦મી આયત મુજબ જ થઈ શકે છે મૌ. મહમદઅલી કહે છે કે તલાક બાબતના આ બધા બંધનો બરાબર ધ્યાનમાં રાખવામાં આવે તો તલાકનો પ્રસંગ ક્વચિત જ આવે મહમ્મદ સાહેબનું એક યાદગાર કથન એવું છે કે અલ્લાએ આદમીને જેની રજા આપી છે એ બધામાં તલાક એ અલ્લાને મન સૌથી વધુ હકીર યાને ધિક્કારવા જોગ છે. પેગંબર સાહેબે પોતાના અંગત જીવનમાં આ છૂટનો કદી ઉપયોગ કર્યો નથી મૌ. મહમદઅલી અને મૌ. અબુલકલામ આઝાદ સાહેબ એમ પણ માને છે કે ત્રણ વાર તલાક બોલવાની છે તે એકી સાથે પણ બોલી નાખવાની રજા નથી જ. ત્રણે વચ્ચે પૂરતો ગાળો પાડવો જ જોઈએ

૩૭ આવી તલાકને 'ખુલા' કહેવાય છે સ્ત્રીઓને પણ છૂટા છેડા મેળવવા હોય તો તે આ રીતે મેળવવાનો હક છે એમ આથી સમજાય છે

મૂકેલી મર્યાદાઓ અમે જાળવી શકીશું, તો (એની જોડે) નેકા પઢવામાં કાંઈ ગુનો નથી.[૩૮] જેઓ જાણે છે એમને માટે અલ્લાએ આ મર્યાદાઓ સ્પષ્ટ કરી છે. (૨૩૧) બીજું તમો ઓરતોને તલાક આપો અને રાહ જોવાની (ઇદ્દતની) મુદત સુધી એઓ રાહ જોઈ રહે ત્યારે એમને કાં તો સારી રીતે ઘરમાં રાખો અથવા ઉદારતાથી એમને છૂટી કરો. પણ પજવણી કરવા માટે એમને કબજામાં રાખી મૂકશો નહિ. એમ કરશો તો મર્યાદાનો ભંગ કર્યો ગણાશે. જેઓ એવું વર્તન કરે છે એઓ ખરેખર પોતાના જાન પર જુલમ કરનારા છે. અલ્લાના (પાક) પયગામોને મશ્કરી ન સમજશો....અલ્લા પ્રત્યે(ની ફરજ વિષે) સાવધાન રહો. અને જાણી લો કે એ સર્વજ્ઞ છે.

(૨૩૬) સ્પર્શ કર્યા પહેલાં જ [૩૯] અથવા એમનો મહ્રભાગ[૪૦] ઠરાવ્યા પહેલાં જ તમે તમારી ઓરતોને તલાક આપો તો એમાં કાંઈ દોષ નથી. પરંતુ એમના ભરણપોષણની વ્યવસ્થા તમારે દસ્તૂર મુજબ કરી આપવી—દોલતમંદોએ પોતાની દોલત પ્રમાણે, અને ગરીબોએ પોતાના ગજા પ્રમાણે. નેકીથી ચાલનારાઓની આ ફરજ છે. (૨૩૭) એમનો મહ્રભાગ નક્કી થઈ ગયો હોય ને સ્પર્શ કર્યા પહેલાં જ તમે એમને તલાક આપો તો નિયત કરેલ મહ્રનો અર્ધો ભાગ આપવો— સિવાય કે એઓ જ એ જતો કરે અથવા તમે—લગ્ન-ગ્રંથિના કબજેદાર પોતે (તમારો અધભાગ) જતો કરો. તમે તે જતો કરો એ નેકીની વધારે નજદીક છે. બીજું આમનસામન ભેટ[૪૧] મોકલવાનું તો ભૂલશો જ નહિ. ખચીત તમે શું કરો છો એ અલ્લા જુએ જ છે.

—અપૂર્ણ

૩૮ આવી રીતે પણ એકના એક ધણી જોડે બેથી વધારે વાર નેકા ન પઢાય એવી મર્યાદા છે —મૌ. મહમદઅલી

૩૯ લગ્નના હક મુજબ સંભોગ કર્યા પહેલાં.

૪૦ મહ્ર એટલે નેકાના બદલામાં ઓરતને એના શૌહર તરફથી જે રૂપિયા કે જણસો કે ધનભાગ અપાય તે. આપણે એને પલ્લું કહી શકીએ.

૪૧ માયાળુતા દાખવવાનુ—પિકથૉલ.

## નવ કદીય—

ભલે મારી નૌકા જીવનદરિયે દૂર સરતી
અકેલી, છો સાથી નવ સમીપમાં હો કદીય વા
ન એની કંઇ ચિંતા.

પરંતુ કો સાથી–મળી જઇ મને માર્ગ સૂચવી,
મૂકી નૌકા મારી •મધઉદધિએ દૂર સરકી
જતો ચાલ્યો છાનો–નવ કદીય તે આપીશ મને.

લલિત ગિ. ભટ્ટ

# આરોગ્યવિભાગ

સં. રમણલાલ એન્જિનિયર



## [૧] નિસર્ગોપચાર અને રોગનિદાન [લેખાંક ત્રીજો]

લેખક 'અશ્વઘોષ'

ગયા અંકમા રોગનિદાન માટે જે યોજના રજૂ કરવામા આવી એની સામે સૌથી પહેલો વાંધો તો એ રજૂ કરવામા આવશે કે આજે એલોપથિક નિદાનપદ્ધતિ અતિશય ખર્ચાળ છે, લોકો એના ખર્ચાળપણાથી ત્રાસી ગયા છે, એટલા માટે જ નિદાનની જરૂર ન પડે એવી સસ્તી અને સરળ પદ્ધતિઓ શોધે છે અને આયુર્વેદ, હોમિયોપથી, બાયો-કેમિસ્ટ્રી કે નિસર્ગોપચાર તરફ વળે છે

હવે જો એ પદ્ધતિમા પણ વિશેષ નવી પદ્ધતિઓ ઉમેરવામા આવે તો નિદાન છે એથી પણ વિશેષ ખર્ચાળ થશે અને લોકો નિસર્ગોપચારનો ત્યાગ કરશે.

આ પ્રશ્નનો જવાબ એ છે કે આજે એલોપથિક નિદાનપદ્ધતિ નીચેના કારણોસર ખર્ચાળ છે —

(૧) દરેક કેસમા ચિકિત્સા કરતા નિદાન ઉપર વધુ ભાર દેવામા આવે છે

(૨) નિદાન સાચુ થયા પછી પણ ચિકિત્સા આધળી હોવાથી નિદાન પાછળ થયેલો ખર્ચ ફૂટી પડે છે, નિદાન પાછળ થયેલા ખર્ચનો દરદીને બિલકુલ બદલો મળતો નથી

(૩) એલોપથિક પદ્ધતિમા રોગના કારણો ઉપર ધ્યાન આપવામા આવતુ નથી વિગતો અને લક્ષણો નક્કી કરવામા થયેલુ ખર્ચ ડાક્તરને માર્ગદર્શન કે દરદીને રોગ શાંતિ આપતુ નથી

(૪) એલોપથીમા નિદાનની પદ્ધતિઓ મર્યાદિત હોવાથી, અમુક કેસમા અમુક નિદાનથી કઈ જ મદદ ન મળી હોય, તો-પણ વિશેષ સારા જ્ઞાનને અભાવે ડાક્તર વારવાર એ જ નિદાનપદ્ધતિની હિમાયત કર્યા કરે છે છેવટે દરદીની ધીરજ કે ધન ખૂટે એટલે એ ડાક્તરનો ત્યાગ કરે છે

હુ એવા એક વાઈ (Epilepsy) કેસ જાણુ છુ કે જેનુ કારણ નક્કી માટે બીજી અનેક જાતની તપાસની સાથે સાથે દરદીના શરીરના સાધેસાધાના વારવાર એક્સ-રે લેવામા આવ્યા હતા ૮૦૦ ઉપરાંત એક્સ-રે લેવા છતા પરિણામ શૂન્ય આવ્યુ હતુ

હવે આ જ કેસમા જો નેત્રનિદાન જેવી પદ્ધતિઓનો ઉપયોગ કરવામા આવ્યો હોત તો દરદીના વાલીઓ બેહદ ખર્ચ પારાવાર ત્રાસ, ચિંતા, અનિશ્ચિતતા અને નિરર્થક દોડધામમાથી બચી ગયા હોત

(૫) નિદાનની અનેક સસ્તી પદ્ધતિઓ જેનો આજ સુધી એલોપથિક પદ્ધતિએ સ્વીકાર કર્યો નથી, એમનો જો એલોપથિક નિદાન સાથે સમન્વય કરવામા આવે તો આવા સમન્વયથી એલોપથિક નિદાન સમૃદ્ધ અને ચોક્કસ બને અને ચોક્કસ થવાથી સ્વાભાવિક રીતે જ સસ્તુ બને

આપણે એ હકીકત ભૂલવી ન જોઈએ કે દરેક નવી વસ્તુ ખર્ચાળ હોય છે એ જેમ જેમ જૂની થતી જાય તેમ તેમ એ સસ્તી બનતી જાય છે વૈદકનો ઇતિહાસ વારવાર આ સિદ્ધાતને સમર્થન આપે છે એક્સ-રેના શરૂઆતના ખર્ચાળપણા સાથે એનુ અત્યારનુ ખર્ચ સરખાવવાથી આ વાત બરાબર સમજાશે. આવતી પેઢીને આજે જે એક્સ-રેના ફોટાના દસ રૂપિયા બેસે છે તે એક રૂપિયામા મળે તો લેશ માત્ર નવાઈ પામવાનુ કારણ નથી પેનિસીલીન નામની તાજી જ શોધાયલી દવા શરૂઆતમા એક ગ્રામ ૨૦,૦૦૦ રૂપિયામા મળતી ટૂંક સમયમા જ સમૂહ-પેદાશને લીધે આજે એક ગ્રામ ૨૦૦ રૂપિયામા મળે છે પાંચ કે દસ વર્ષ પછી આ દવા બજારમા બે આને ગ્રામ મળે એ કલ્પના બિલકુલ અજુગતી નથી

એટલે નિદાન કે ચિકિત્સાના ક્ષેત્રમા આપણો પહેલો પ્રશ્ન એ ન હોવો જોઈએ કે આ સારવાર સસ્તી છે કે મોંઘી છે, ઊલટપક્ષે આપણો પ્રશ્ન એ હોવો જોઈએ કે આ પદ્ધતિ નિર્દોષ, સાચી અને કાર્ય-સાધક છે કે કેમ? જો પદ્ધતિ સાચી હોય તો એને સસ્તી કરવાનુ કામ સાવ સહેલુ છે કોઈ પણ પદ્ધતિનો મોટા પાયા ઉપર ઉપયોગ કરવાથી એને સસ્તી કરવાના ઉપાયો આપોઆપ જડી આવે છે

'નિસર્ગોપચારમા નિદાનની લેશમાત્ર આવશ્યકતા નથી અને નિદાન સિવાય ગમે તેવા ગભીર, હઠીલા અને અટપટા કેસો અચૂક સારા કરી શકાય છે' આ પ્રકારનો ખ્યાલ આપણા દેશમા અનેક લોકોને હોય છે આ ખ્યાલના બહોળા પ્રચાર માટે મોટે ભાગે લેભાગુ અને છીછરા નિસર્ગોપચારકો જવાબદાર છે કોઈ પણ સફળ કે સિદ્ધહસ્ત નિસર્ગોપચારકે આવો દાવો આજ સુધી કર્યો નથી ઊલટપક્ષે દરેક સિદ્ધહસ્ત નિસર્ગોપચારક પાસે પોતાની માનીની એવી નિદાનપદ્ધતિ હોય છે દાખલા તરીકે આપણે આપણા જમાનાના સાત જાણીતા વૈદકીય સુધારકો લઈએ-મિસિસ એડી, શેલ્ટન, લુઇ કુહને બર્નેટ, શુસ્લર, સુસ્ટેસ માઇક્સ અને લિન્ડલહાર. એ દરેકે પોતપોતાની રીતે અર્વાચીન વૈદકના દોષો સુધારવાના પ્રયત્નો કર્યા છે દરેકને પોતપોતાની અનોખી નિદાનની પદ્ધતિ છે દરેકને પોતપોતાની સ્વતંત્ર ચિકિત્સા છે

મિસિસ એડી "ક્રિશ્ચિયન સાયન્સ" નામના સંપ્રદાયની સ્થાપક છે, આ સંપ્રદાયના શિક્ષણ મુજબ રોગ એ ભ્રમિત મનની ભૂલ છે વાસ્તવિક રીતે રોગ, દુઃખ કે અનિષ્ટનુ અસ્તિત્વ જ નથી માનવી રોગરહિત અને પરિપૂર્ણ છે રોગ એ ભ્રમ હોવાથી એની સારવાર આપોઆપ અનાવશ્યક બને છે આ સંપ્રદાયના અનુયાયીઓ દવાદારૂ કે વાઢકાપમા માનતા નથી, તેમ જ નિસર્ગોપચાર કે બીજી કોઈ પદ્ધતિની સારવાર લેતા નથી એ લોકો બાઈબલ વાંચે છે અને પ્રાર્થના દ્વારા શ્રદ્ધા કેળવે છે. આ સંપ્રદાયના અમેરિકામા મોટામોટા મઠો છે અને કરોડોની મિલકતો છે તેમ જ અનેક માસિકો એ લોકો ચલાવે છે અમેરિકાનુ જાણીતુ છાપું

"ક્રિશ્ચિયન સાયન્સ મૉનિટર" મૂળ આ સંપ્રદાયનું હતું. પોતાનાં ધારાધોરણમાં આ સંપ્રદાયના અગ્રેસરો મધ્યકાલીન ધર્માચાર્યો જેટલા જ રૂઢિચુસ્ત છે. એમના સંપ્રદાયનો કોઇ પણ માણસ જો કોઈ પણ પ્રકારની વૈદકીય સારવાર લે તો તેને તુર્ત જ ન્યાત બહાર કરવામાં આવે છે. આ લોકોનો એવો દાવો છે કે એમની પદ્ધતિથી શરદી-સળેખમથી માંડીને કેન્સર સુધીના રોગો મટયા છે. દર મહિને એમનાં માસિકોમાં રોગશાન્તિના અનેક વૃત્તાંતો છપાય છે. અલબત્ત, એમનાં માસિકો માત્ર એમની પદ્ધતિની સફળતાઓ છાપે છે, નિષ્ફળતાઓ છાપતાં નથી. એમની સફળતાની ચાવી કુદરત, સમય, શ્રદ્ધા અને દવાનિષેધમાં રહેલી છે, નિષ્ફળતાનું કારણ શારીરિક ઇલાજોની ઉપેક્ષા એ છે.

મિસિસ એડીના અનુયાયીઓ રોગનિદાન કરતા નથી એ વાત સાવ સાચી છે. સાથેસાથે એ લોકો રોગચિકિત્સા કરતા નથી એ વાત પણ એટલી જ સાચી છે.

શેલ્ટન એ એક મશહૂર અમેરિકન આરોગ્ય-શિક્ષક છે. એ રોગનિદાનનો જબરદસ્ત વિરોધી છે. સાથેસાથે એ રોગચિકિત્સાનો પણ પ્રખર શત્રુ છે. એલોપથીથી માંડીને નેચરોપથી સુધીની એક પણ પદ્ધતિ ઉપર એને લેશમાત્ર વિશ્વાસ નથી. એ એમ માને છે કે રોગી માણસને રોગી રાખનાર જો કંઈ હોય તો તે કુદરતી કે અકુદરતી ચિકિત્સા જ છે. રોગમાત્રનું કારણ રહેણીકરણીની કુટેવો છે. એ કુટેવોનું સ્થાન સારી ટેવોને આપતાં જ આરોગ્યનો ઉદય થવા માંડશે અને રોગનો અસ્ત થવા માંડશે.

ઉગ્ર રોગોમાં શેલ્ટન દર્દીની કોઈ પણ જાતની કુદરતી કે અકુદરતી સારવાર કરતો નથી. એ પોતાની પદ્ધતિને ચિકિત્સાનિષેધ (The no-treatment system)ના નામથી ઓળખાવે છે. હઠીલા રોગોમાં એ દર્દીની રહેણીકરણી સુધારી એને આરોગ્ય મેળવવાની અને જાળવવાની ક્રિયા શીખવે છે. એ પોતાની સંસ્થાને ક્લિનિક કે હૉસ્પિટલના નામથી નથી ઓળખાવતો, પણ શેલ્ટન્સ હેલ્થ સ્કૂલ (એટલે શેલ્ટનની આરોગ્યશાળા)ના નામથી ઓળખાવે છે.

શેલ્ટન જેવો નિદાનનિષેધનો હિમાયતી છે તેવો જ ચિકિત્સાનિષેધનો હિમાયતી છે. નિદાન અને ચિકિત્સા એ બંનેના નિષેધમાં એ મિસિસ એડીને મળતો હોવા છતાં એ બંનેના વિચારોમાં ભારે અંતર છે. શેલ્ટન રોગની વાસ્તવિકતા સ્વીકારે છે, પણ સાથેસાથે એ ઠસાવે છે કે આરોગ્યની વાસ્તવિક્તા એ રોગની વાસ્તવિક્તા કરતાં મોટી છે. એ કસરત, ખોરાક, ઉપવાસ, સૂર્યસ્નાન વગેરે શારીરિક ઈલાજો દ્વારા આરોગ્યપ્રાપ્તમાં માને છે અને પ્રસંગોપાત બીજા ઉપચારોની સાથેસાથે માનસોપચારનો પણ પરિહાસ કરતાં ચૂકતો નથી.

આ બંને સુધારકો નિદાન કે ચિકિત્સા બેમાંથી એક્કેમાં માનતાં નથી. હવે આપણે બંનેમાં માનવાવાળા સુધારકો તરફ વળીએ.

લૂઈ કુહને એ ઓગણીસમી સદીનો એક સુવિખ્યાત જર્મન નિસર્ગોપચારક થઈ ગયો. કુહનેની અગાઉના જર્મન નિસર્ગોપચારકોએ દવાનિષેધ અને જલોપચારની ખૂબ હિમાયત કરી હતી, પણ નિસર્ગોપચારનું તત્ત્વજ્ઞાન સર્જ્યું નહોતું. એ કામ કુહનેએ સફળતાપૂર્વક પાર પાડયું. એણે રોગોની એકતાના સિદ્ધાંતનો જોરશોરથી ખૂબ પ્રચાર કર્યો. એના પુસ્તક 'અભિનવ ચિકિત્સાશાસ્ત્ર'ની જર્મનભાષામાં સો ઉપરાંત આવૃત્તિઓ થઈ ગઇ. દુનિયાની અનેક ભાષાઓમાં એનું ભાષાન્તર થયું, અને એની લાખો નકલો ખપી ગઇ. જુસ્ટ, ગાંધીજી, શર્મા, લિંડલહાર અને બીજા અનેક જાણીતા નિસર્ગોપચારકોના વિચારો પર કુહનેએ કાયમી છાપ પાડી છે.

કુહને રોગોની એકતામાં માનતો. એનો ઉપદેશ એ હતો કે: 'રોગ એક છે–મળસંચય, એટલે ઈલાજ પણ એક જ છે–મલોત્સર્ગ.' કુહને મળસંચયને રોગ તરીકે માનતો હોવાથી એણે શરીરમાં કેટલા પ્રમાણમાં મળસંચય છે તે પારખવા માટે મુખ-નિદાનનું શાસ્ત્ર રચ્યું. આ શાસ્ત્રની મદદથી કુહને મળસંચયનું પ્રમાણ નક્કી કરતો, રોગ કઇ સ્થિતિમાં છે એ કહેતો, અને રોગની સાધ્યાસાધ્યતા વિષે અગાઉથી ચોક્કસ અભિપ્રાય આપતો. કુહને પછી માત્ર ડૉ. રાઇનહોલ્ડે એની પદ્ધતિનું અનુસરણ કર્યું. ત્યારબાદ એની નિદાનપદ્ધતિ નિસર્ગોપચારમાંથી સદંતર ભૂંસાઇ ગઇ.

કુહનેની ચિકિત્સાપદ્ધતિ સાવ સાદી હતી, પણ એ નિદાનરહિત નહોતી એ ખાસ ખ્યાલમાં રાખવું ઘટે છે.

હાનમૅનના સંપ્રદાયમાંથી એનાથી જુદા પડેલા ચિકિત્સકોમાં ડૉ. શુસ્લરનું નામ બહુ જાણીતું છે. એણે બાયો-કેમિસ્ટ્રી નામની સરળ ચિકિત્સાપદ્ધતિ રચી છે. 'રોગ હજાર પણ દવા બાર' એ લોકપ્રિય સૂત્રથી આમપ્રજા આ પદ્ધતિને ઓળખે છે. શુસ્લરનો સિદ્ધાંત એ છે કે માનવદેહ બાર ક્ષારોથી બનેલો છે. આ ક્ષારોમાં ગમે તે કારણસર ન્યૂનતા થવાથી રોગ-ઉત્પન્ન થાય છે. ખૂટતો ક્ષાર ખોળી કાઢી એને પૂરો પાડવાથી આ ન્યૂનતા દૂર થઇ રોગ મટી જાય છે. ખૂટતા ક્ષારો નક્કી કરવા માટે શુસ્લરે રસનાનિદાન રચ્યું છે. જીભ, સ્વાદ અને ઉત્સર્ગોનાં રૂપ, રસ, રંગ અને ગંધ ઉપરથી શુસ્લરના અનુયાયીઓ ખૂટતા ક્ષારો નક્કી કરી, દરદીને એ આપી, એનું દર્દ મટાડવા પ્રયાસ કરે છે.

શુસ્લરની ચિકિત્સા સરળ છે, એનું નિદાન પણ સરળ છે.

બર્નેટ ઓગણીસમી સદીનો એક મહાન અંગ્રેજ હોમિયોપથ થઈ ગયો. એલોપથીથી કંટાળીને બીજી પદ્ધતિઓ વિષે શોધખોળ કરતાં એને હોમિયોપથી વિષે માહીતી મળી. હોમિયોપથીનો સંપૂર્ણ અભ્યાસ કરી એ ટૂંક વખતમાં જ એક સિદ્ધહસ્ત હોમિયોપથ થયો. ત્યારબાદ હોમિયોપથીના દોષો સુધારી બર્નેટે એ પદ્ધતિનું નવવિધાન કર્યું.

બર્નેટ પોતાનું નિદાન નીચેના ચાર મુદ્દા ઉપર કરતો: (૧) દરદીનો ભૂતકાળીન ઇતિહાસ તેમ જ તેના કુટુંબનો ઈતિહાસ, (૨) શારીરિક તપાસ દ્વારા શરીરનિદાન (Physical Diagnosis), (૩) ત્વચાનિદાન (૪) લક્ષણનિદાન. છેલ્લા પ્રકારનું નિદાન, એ રૂઢિચુસ્ત હોમિયોપથિક ઢબે કરતો. ત્વચાનિદાન એ બર્નેટની ખાસ વિશિષ્ટતા હતી. મેં આજ સુધી વાંચેલા કોઈ લેખકમાં આ નિદાન વિષે ઉલ્લેખ નથી. ત્વચાનિદાન એ બર્નેટનાં સૂક્ષ્મ

અવલોકન અને તીવ્ર પૃથક્કરણ-શક્તિના ફળરૂપ એક નવીન પ્રકારનું નિદાન હતું એની સહાયથી ચામડીના રોગોના સ્થાન પરથી અંદરનો કયો અવયવ બગડયો છે તે બર્નેટ કહી શકતો એનો સિદ્ધાંત એ હતો કે શરીરના દરેક 'જીવનકેન્દ્રને ચામડીના ચોક્કસ ભાગ સાથે ગાઢ સબંધ હોય છે, એટલે જીવનકેન્દ્રમા ખરાબી થતા બહાર એની સાથે સંકળાયેલા ચામડીના ભાગમા પણ રોગ દેખા દે છે એ રોગને જો ઝેરી દવાઓ લોશનો, પાઉડરો કે મલમોથી દાબી દેવામા આવે તો તે ચામડી પરથી ચાલ્યો જઈ પાવાને જેની સાથે સબંધ હોય તે જીવનકેન્દ્રમા ભરાઇ એને ખરાબ કરી નાખે છે

બર્નેટ મહાન વૈદ્યકીય કલાકાર હતો. રોગનિવારણ અને આરોગ્યના સર્જન માટે એણે એક મૌલિક ચિકિત્સાપદ્ધતિ સર્જી હતી એક રીતે એની કાર્યપદ્ધતિ રૌંન્જનથી ઊંચી હતી એ પોતાના તમામ મટાડેલા દરદીની રજેરજીકરણીમા લેશમાત્ર ફેરફાર કર્યા સિવાય સિદ્ધ કરી શકતો ક્ષય, કેન્સર અને જીવનકેન્દ્રોના અસાધ્ય વ્યાધિઓ મટાડવામા બર્નેટે અભૂતપૂર્વ સિદ્ધિઓ મેળવી હતી બર્નેટના જમાનામા ઍક્સ-રેની શોધ થઈ નહોતી સર્જરીનો એ જબરો વિરોધી હતો એટલે એણે પોતાની તમામ સિદ્ધિઓ કેવળ ઔષધો પચારથી મેળવી હતી આજે વિજ્ઞાન આગળ બધું આગળ વધી ગયુ હોવા છતા બર્નેટની સિદ્ધિઓની નકલ સરખી આધુનિક દાક્તરો કરી શકતા નથી એ જ એની મહત્તાનો મોટામા મોટો પુરાવો છે

ઔષધો વિષેનુ બર્નેટનુ જ્ઞાન અગાધ હતુ યોગ્ય રોગ પર યોગ્ય ઔષધની પસંદગીમા તો એ એક સિદ્ધહસ્ત કલાકાર હતો એલોપથી, હોમિયોપથી આઇસોપથી, બાયો-કેમિસ્ટ્રી હર્બાલીઝમ અને ઑર્ગન રેમીડીઝના ઔષધો વાપરવાની કલા ઉપર એનુ આશ્ચર્યજનક પ્રભુત્વ હતુ

સૌથી પહેલા એ પોતાની નિદાન પદ્ધતિથી કેસનુ પૃથક્કરણ કરતો બીજ ગણિતમા જેમ એક સયુક્ત રકમના વિભાગ પાડી નાખવામા આવે છે તેમ એ પોતાના સૂચનગ્રહણરેખા કેસના કારણોની તારવણી કરતો રોગ મનો અપૂરા મટેલા કે નહિ મટેલા રોગો દવાઓના કે રસીઓના વિષપ્રયોગો બગડેલા જીવન કેન્દ્રો અને બીજા કારણોની કાળજીપૂર્વક નોધ કરી એ વારાફરતી એક પછી એક કારણ નાબૂદ કરતો બધા કારણો દૂર થઈ જતા દરદી આપોઆપ સારો થઈ જતો

એની ચિકિત્સા-પદ્ધતિ એ મોટે ભાગે પેરાસેલ્સસ હાનમન અને પાસ્તરના સિદ્ધાંતોના સમન્વયમાથી ઉદ્ભવી હતી આમ હોવા છતાય એ પદ્ધતિ ઉપર બર્નેટની મૌલિકતાની મહોર તો હતી જ

દરેક સુધારકને સહન કરવી પડતી મુશ્કેલીઓ બર્નેટને પણ સહન કરવી પડી હતી રૂઢિચુસ્ત હોમિયોપથાએ એની નવી પદ્ધતિનો ખૂબ વિરોધ કર્યો હતો પણ કાળક્રમે બર્નેટની શોધો સર્વમાન્ય થઇ ડૉ ક્લાર્ક બર્નેટનો અંગત મિત્ર હતો અને એણે બર્નેટની ઔષધો સબંધીની શોધખોળોને પોતાના મહાગ્રથ 'એ ડિક્શનરી ઑફ પ્રૅક્ટિકલ મટીરિયા મેડિકા'મા વણી લીધી હતી બર્નેટે પોતાનો અનુભવ ૩૦ પુસ્તકો મારફતે માણસજાત આગળ મૂક્યા છે છતાય એના ઉદ્યમી જીવનને અગે એ પોતાનું ઘણુ જ્ઞાન પુસ્તકોમા મૂકી શક્યો નહિ અને એ જ્ઞાન એના મરણ સાથે જ નાશ પામ્યુ અર્વાચીન ચિકિત્સકોમા શ્રી જે એલિસ બારકર બર્નેટની પરંપરા જીવતી રાખવાનો પ્રયાસ કરી રહ્યો છે

બર્નેટનુ નિદાન મૂલગ્રાહી હતુ એની ચિકિત્સા અટપટી છતાય સચોટ હતી

યુસ્ટેસ માઇલ્સ ઇંગ્લંડનો એક મહાન આહારશાસ્ત્રી અને આરોગ્યશાસ્ત્રી થઇ ગયો એણે આહારશાસ્ત્રના દીર્ઘ અભ્યાસ પછી અનેક નવા ખોરાકો સર્જ્યા અને આરોગ્ય મેળવવાની એક મૌલિક પદ્ધતિ રચી

એ દરદીઓની સારવાર પણ કરતો ૩૦ ૦૦૦ ઉપરાંત હઠીલા રોગોના કેસો એણે સારા કર્યા હતા એ પોતાના નિદાન માટે જુદા જુદા વૈજ્ઞાનિક યંત્રો ઉપર આધાર રાખતો એ ઉપરાંત એ પોતાના દરદીઓના જીવનરસો અને ઉત્સર્ગો સી એચ કૉલિગ્ઝને તપાસવા આપતો કૉલિગ્ઝ મળ મૂત્ર અને લોહીની પરીક્ષાનો દુનિયાનો મોટામા મોટો નિષ્ણાત હતો કૉલિગ્ઝની રક્તપરીક્ષાએ આહાર વિષયક વિચારોમા જબરજસ્ત ક્રાન્તિ આણી કૉલિગ્ઝની રક્તપરીક્ષાએ આહારવિષયક વિચારોમા જબરજસ્ત ક્રાન્તિ આણી ફળો છાશ અને ચૂના જેવી ચીજો જેને આજ સુધી નિસર્ગોપચારકો અમૃત માનતા એ ઝેરનુ કામ પણ કરી શકે છે તે સૌથી પહેલવહેલુ કૉલિગ્ઝે વૈજ્ઞાનિક રીતે સિદ્ધ કર્યુ કૉલિગ્ઝની પરીક્ષાએ માઇલ્સને નવી દૃષ્ટિ આપી એ દૃષ્ટિને આધારે એણે દરદીઓની આહારયોજના કરી

એ પોતાના હઠીલા રોગના દરદીઓ પાસે માંસ છાશ ખાંડ મેંદો, ફળ, ચા કૉફી કોકો તમાકુ દારૂ અને દવાઓનો ત્યાગ કરાવતો, શાક, ભાજી અને કેટલાક વિશિષ્ટ ખોરાકોનુ સેવન કરાવતો આ ઉપરાંત રેકી રીતે દરદીની રહેણીકરણીમાં સુધારો કર્યા બાદ એવા પરિણામો મેળવી શક્યો હતો માઇલ્સના વિચારોનો સ્વીકાર હજી એલોપથોએ કે નિસર્ગોપચારકોએ નથી પણ ભવિષ્યમા એ વિચારોને સંપ્રદાયના ચિકિત્સકોને સ્વીકાર કરવો એટલી સંગીનતા એની વિચારસરણીમાં

માઇલ્સની મૌલિક ચિકિત્સાની કૉલિગ્ઝની નૂતન નિદાનપદ્ધતિમા

ડૉ લિંડલ્હાર એક મહાન અર્વાચીન નિસર્ગોપચારક થઇ ગયા વૈજ્ઞાનિક ઉપચારના એ પિતા મનાય છે

નિદાનપદ્ધતિ એ અનેક નિદાનપદ્ધતિઓનું સુભગ સમિશ્રણ જેવી હતી જડ્રૂતિ રસાયનિક નિદાન, સ્વપ્નનિદાન (ફ્રોઇડની પદ્ધતિ) વિદ્યુતનિદાન (અબ્રામની પદ્ધતિ) રોગનિદાન, ઍક્સ-રેનું નિદાન નિદાન અને નેત્રનિદાન તેમ જ ઇતિહાસ આટલી પદ્ધતિઓ વડે એમના દરદીના દરદનુ રહસ્ય મથતા

એમની ચિકિત્સાપદ્ધતિ એ નિસર્ગોપચારના સઘળા ઉપચારોના સમન્વયમાથી ઉદ્ભવી હતી. લિંડલ્હારનુ જ્ઞાન અગાધ હતુ પુરોગામીઓના ગ્રંથોનો એમનો અભ્યાસ પણ કમનસીબે લિંડલ્હારે બર્નેટ કુપર કે માઇલ્સ વાચ્યા નહોતા જો એમ અંગ્રેજ લેખકો વાચ્યા હોત તો નિદાન અને ચિકિત્સાની પદ્ધતિ એ કરતા પણ વિશેષ સંપૂર્ણ

સુંદર થાત. નેત્રનિદાન એ લિંડલ્હાર-ની વિશેષતા હતી, અને એના એ જગત-ભરના એક અગ્રગણ્ય નિષ્ણાત મનાતા. નેત્રનિદાને એમને દવાઓ, રસીઓ, વાઢકાપ અને રોગદમનની ભયંકરતા એના નગ્ન સ્વરૂપમાં બતાવી આપી, એટલે પોતાની ચિકિત્સાપદ્ધતિમાંથી એમણે આ સારવારોનો સદંતર બહિષ્કાર કર્યો.

લિંડલ્હારની બુદ્ધિ સારગ્રાહી અને ...ર્વગ્રાહી હતી. એમનું નિદાન જેટલું ...ડું હતું એટલી જ એમની ચિકિત્સા ...ચોટ હતી. જુદી જુદી જાતનાં નિદાનો ...ગ ઉપર કેવી રીતે પ્રકાશ ફેંકે છે, અને ...ને કઇ કઈ ચિકિત્સાપદ્ધતિઓ સાથે ...બંધ છે એ જાણવું રસપ્રદ થઈ પડશે.

**દરદીનો અને એના કુટુંબનો ...તિહાસ:** દરદીની વર્તમાન સ્થિતિ સાથે ...ના ભૂતકાળનો સબંધ નક્કી કરે છે. ...સાનાં રોગલક્ષણો, બાલ્યાવસ્થાના ...ધિઓ, અધૂરા મટેલા કે નહિ મટેલા ...ો, રોગદમનો, વિષપ્રયોગો, વાઢકાપો, ...ે નબળાં જીવનકેન્દ્રો ઉપર પ્રકાશ ફેંકે છે. ...જુદા જુદા સંપ્રદાયના ચિકિત્સકો ...પોતાની સમજણ મુજબ ચિકિત્સામાં ...હકીકતનો ઉપયોગ કરે છે.

**...શારીરિક નિદાન :** આંખ, કાન, ... અને યંત્રોની મદદથી થાય છે. ...થી હૃદય, ફેફસાં, લિવર, બરોળ, આંત-...ઈની સ્થિતિ વિષે માહિતી મળે છે.

**...લક્ષણનિદાન :** દરદીની ફરિયાદો ...ે એનાં લક્ષણો નક્કી કરી, એના ... યોગ્ય વર્ગીકરણ કરી, એનું નામ ...માં આવે છે.

**...તુનિદાન :** કહેવાતા જંતુજન્ય ...ાં વર્ગીકરણ માટે ઉપયોગી છે.

**...સાયનિક નિદાન :** મૂત્રપરીક્ષા, ...ક્ષા, રક્તપરીક્ષા વગેરે માટે ઉપ-...ે. પેશાબમાં જતાં સાકર, એલ્બ્યુ-...ોસ્ફેટ્સ વગેરે આનાથી નક્કી કરી ...ે.

**...સૂક્ષ્મદર્શક નિદાન :** માઈક્રોસ્કોપ ...સૂક્ષ્મદર્શકયંત્રની શોધે વૈદકના ...એક નવી જ સૃષ્ટિ ઉઘાડી. લોહી, ...પેશાબ, ગળફા, પરુ, વીર્ય ઇત્યાદિ ...માં આ પદ્ધતિ બહુ જ ઉપયોગી ... છે.

**અકસ-રે નિદાન :** આ નિદાનથી હોજરીનાં કે આંતરડાંનાં ચાંદાં, ફેફસાંમાં ક્ષયનાં ચાંદાં, પ્લુરસી, ગાંઠો, કેન્સર, ભાંગેલાં હાડકાં, હળી પડેલ હોજરી કે આંતરડાં, એપેન્ડિસાયટીસ, શરીરમાં દાખલ થયેલા વિજાતીય પદાર્થો, જેવા કે બંદૂકની ગોળી, સોયો, લોખંડના ટુકડા, રબરની નળી વગેરે વિષે આવશ્યક માહિતી મળી રહે છે.

નિદાનની આટલી પદ્ધતિઓ જૂના વૈદક અને નવા વૈદક બંનેએ સ્વીકારેલી છે...એલોપથી, વૈજ્ઞાનિક હોમિયોપથી અને વૈજ્ઞાનિક નિસર્ગોપચારકો એ ત્રણે પ્રકારના ચિકિત્સકો આ સઘળી પદ્ધતિઓનો ઉપ-યોગ કરે છે.

હવે એલોપથોને જે પદ્ધતિઓ વિષે કશી જ માહિતી નથી, અથવા તો જે પદ્ધતિઓ એમની કોલેજોમાં શીખવવામાં આવતી નથી તે નીચે મુજબ છે.

**નાડીનિદાન :** આ પદ્ધતિનો ઉપ-યોગ કેટલાક કુશળ આયુર્વેદિક વૈદ્યો કરે છે. સિદ્ધહસ્ત વૈદ્યો ઘણી વખત આશ્ચર્ય-જનક ચોકસાઈથી આ પદ્ધતિથી નિદાન કરી શકે છે, છતાંય આ પદ્ધતિ કલાની ભૂમિકામાં છે, વિજ્ઞાનની ભૂમિકામાં નથી. તેમજ આ પદ્ધતિને નામે લેભાગુ વૈદો ઘણું ધતિંગ પણ ચલાવે છે.

**જ્યોતિર્નિદાન :** જ્યોતિષ દ્વારા નિદાન એ એક વિસ્મૃત પણ ઉપયોગી કલા છે. કુશળ જોષીઓ કુંડળી કે હાથ ઉપરથી રોગનિદાન, ભવિષ્યનિદાન અને આયુષ્યમર્યાદા બહુ જ ચોકસાઇપૂર્વક કહી શકે છે. નાડીનિદાનની પેઠે જ્યોતિર્નિ-દાન એ પણ વિજ્ઞાનની ભૂમિકા ઉપર ન આવેલી કલા છે. આજે આ પ્રકારનું નિદાન મોટેભાગે લેભાગુ માણસોના હાથમાં છે. આ પદ્ધતિનો જો વ્યવસ્થિત વિકાસ કરવામાં આવે તો ચાલુ નિદાન-પદ્ધતિઓને એ બહુ જ મદદરૂપ થાય.

**હોમિયોપથિક નિદાન :** જુદા જુદા દરદીઓનાં શરીરબંધારણ તેમ જ તેમનાં શરીર, મન અને સ્વભાવની ખામીઓ અને ખૂબીઓ સમજવામાં આ પદ્ધતિ બહુ જ ઉપયોગી છે.

**ત્વચાનિદાન :** બર્નેટે શોધેલી આ પદ્ધતિ વધુ અભ્યાસ અને વિકાસ માગી લે છે.

**જિહ્વાનિદાન :** શુસ્લરની ચિકિત્સામાં આ પદ્ધતિ ઉપયોગી છે.

**સ્વપ્નનિદાન અને માનસનિદાન:** યુગો થયાં સ્વપ્નો સાથે અનેક પ્રકારના ધાર્મિક વહેમો, ભ્રમો, અને અર્ધદગ્ધ ખ્યાલો સંકળાયલા હતા.

સ્વપ્નનિદાનને વૈજ્ઞાનિક પાયા ઉપર મૂકવાનું માન અર્વાચીનોમાં ફ્રોઇડને ઘટે છે. એનું માનસનિદાન મનોવિશ્લેષણશાસ્ત્ર ઉપર રચાયું છે. એ શાસ્ત્રની મદદથી દાક્તર દરદીના ભૂતકાળમાં પ્રવેશ કરે છે, અને બાલ્યાવસ્થાના કટુ અને કઠોર અનુભવોને પરિણામે દરદીને કયા કયા આઘાતો લાગ્યા છે એ નક્કી કરી, અણ-ગમતા અનુભવોનું વિસર્જન કરી, મનને નીરોગી કરે છે. ફ્રોઇડ પહેલાં એક સદી ઉપર હાનમેને પણ સ્વપ્નનિદાન શીખવ્યું હતું અને એના ફલાંજો સૂચવ્યા હતા. ઘણા કેસોમાં ફ્રોઇડની પદ્ધતિને બદલે હાનમેનની સ્વપ્નનિદાનની પદ્ધતિ બહુ જ સરતી હોય છે એ યાદ રાખવું ઘટે છે.

**વર્ણનિદાન :** આ પદ્ધતિ ડૉ. વ્હા-ઈટની છે. જુદા જુદા રંગોની મદદથી આ પદ્ધતિમાં નિદાન કરવામાં આવે છે.

**વિદ્યુતનિદાન :** ડૉ. અબ્રામની આ પદ્ધતિ રોગબીજો અને રોગનું પરિબળ જાણવા માટે ઉપયોગી છે.

**મુખનિદાન :** લુઇ કુહનેની આ પદ્ધતિ વિજાતીય દ્રવ્યનો સંચય જાણવા માટે જરૂરી છે.

**આધારનિદાન :** આ પદ્ધતિમાં પણ ચહેરા અને માથા ઉપરથી શરીરનાં જુદાં જુદાં જીવનતંત્રોનું બળ માપવામાં આવે છે.

**કરોડનિદાન :** ઓસ્ટિયોપથોએ શોધેલી આ પદ્ધતિ દ્વારા કરોડમાં શું વિકૃ-તિઓ છે અને એનો રોગ સાથે શું સંબંધ છે એ જાણી શકાય છે.

**ડૉ. કિલ્નરની પદ્ધતિ :** મહાપુરુષો-નાં ચિત્રો જો આપણે જોઇએ તો એમ-નાં મુખની આજુબાજુ તેજોવર્તુલ જોવામાં આવે છે. રામ-કૃષ્ણથી માંડીને મોગલ શહેનશાહો સુધીનાં ચિત્રો લઈએ તો

દરેક ચિત્રની આજુબાજુ આવુ તેજો વર્તુલ હોય છે માનવદેહમાથી નીકળતો પ્રકાશ સતત આજુબાજુ પ્રસરે છે એવી પ્રાચીનોની માન્યતા હતી અર્વાચીનોમા લડનના ડો કિલ્નરે આ હકીકત વૈજ્ઞાનિક રીતે સિદ્ધ કરી છે એણે શોધેલા ફોટો ગ્રાફીથી માનવદેહમાથી પ્રસરતો પ્રકાશ જોઈ શકાય છે ધારો કે કોઈ દરદીનુ લિવર બગડ્યુ છે, તો આ ઢબે પાડવામા આવેલા ફોટામા લિવરના પ્રદેશની આજુ બાજુ પ્રકાશ નહિ હોય બાકીના આખા શરીરમાથી તેજ-કિરણો નીકળતા હશે એટલે ફોટો જોઇને કહી શકાય કે દરદીને લિવરનો કોઈ વ્યાધિ છે

**કોલિંગ્ઝની પદ્ધતિ** માઈક્રોસ્કોપ અને રસાયનો દ્વારા લોહી, મળ અને મૂત્ર તપાસવાની આ એક અદ્ભુત નવી પદ્ધતિ છે એલોપથિક પદ્ધતિ જ્યાથી અટકી જાય છે ત્યાથી આ પદ્ધતિ શરૂ થાય છે કોલિંગ્ઝની પદ્ધતિને મુકાબલે એલોપથીના સર્વશ્રેષ્ઠ નિદાનશાસ્ત્રીઓનુ નિદાન નાના છોકરાની રમત જેવુ લાગે છે

**નેત્રનિદાન** શરીરના દરેકેદરેક અવયવ અને જીવનકેન્દ્રનુ આખમા પ્રતિબિબ પડે છે આ પદ્ધતિથી શરીરનુ આરોગ્ય કે અનારોગ્ય ઝેરી દવાઓ, રસીઓ ને રસાયણોનો શરીરમા સચય વાઢકાપના દુષ્પરિણામો, રોગદમનની ક્ષયકરતા અને બીજી અનેક બાબતો ઉપર અજબ પ્રકાશ પડે છે આ પદ્ધતિ વિષે એક વિગતવાર લેખ ભવિષ્યમા ‘ઊર્મિ’મા આવશે કમનસીબે આ પદ્ધતિનો એક પણ જાણકાર હિંદભરમા નથી

આટલી પદ્ધતિઓમા તમામ નિદાનશાસ્ત્ર પરિપૂર્ણ થતુ નથી, તેમજ આજે જે જે પદ્ધતિઓ અસ્તિત્વમા છે તે બધીના જ્ઞાનનો સરવાળો કર્યા પછી પણ પારાવાર જાણવાનુ હજી બાકી જ રહે છે

છેવટમા મારે વાચકને બે ચેતવણીઓ આપવાની રહે છે

પહેલી ચેતવણી એ છે કે આજે અસખ્ય અભણ અને ભણેલા માણસોને ભ્રમ હોય છે કે નિદાન ચોક્કસ રીતે થઈ ગયુ એટલે બેડો પાર સાચી હકીકત તો એ છે કે નિદાન સાચુ હોય છતાય ચિકિત્સા ખોટી હોઇ શકે સાચુ નિદાન એ એક અધૂરી ક્રિયા છે, પણ સાચી ચિકિત્સા એ તો એના કરતા અનેકગણી અટપટી અને અઘરી પ્રક્રિયા છે નિદાન નકશો છે, ચિકિત્સા મકાન છે નકશો ચીતરવાના અને મકાન બાધવાના પરિશ્રમની સરખામણી કરો એટલે નિદાન અને ચિકિત્સા પાછળ કેટલો પરિશ્રમ જોઈશે એનો બરાબર ખ્યાલ આવી જશે

બીજી હકીકત એ છે કે નિદાન હમેશા દરદીને કે દાક્તરને સાચી દિશામા દોરે છે એમ પણ નથી નિદાન જો અધૂરુ, છીછરુ કે ભ્રામક હોય તો એ દરદીને ખોટી દિશામા પણ દોરવે

લક્ષણનિદાન લાક્ષણિક સારવાર તરફ, જતુનિદાન જતુનાશકો, રસીઓ અને રસાયનો તરફ, રસાયણિક નિદાન ઝેરી દવાઓ અને રસાયણિક ઇલાજો તરફ, નાડીનિદાન આયુર્વેદિક સારવાર તરફ, જ્યોતિર્નિદાન માદળિયા, માનતા અને પ્રારબ્ધવાદ તરફ, ઍક્સ રે નિદાન ઍક્સ રે થેરાપી અને સર્જરી તરફ જ્યારે જ્યારે દરદીને અને દાક્તરને દોરવે છે ત્યારે ત્યારે એ ઘણાખરા દાખલામા દરદીનુ અહિત કરે છે

એ જ રીતે હોમિયોપથિક નિદાન હોમિયોપથિક ઔષધો તરફ, વર્ણનિદાન વર્ણોપચાર તરફ, કરોડનિદાન ઑસ્ટિયોપથી તરફ, વિદ્યુતનિદાન વિદ્યુતોપચાર તરફ, સ્વપ્નનિદાન મનોવિશ્લેષણ તરફ, જિહ્વાનિદાન બાયો-કેમિસ્ટ્રી તરફ અને મુખ્ય મલોત્સર્ગ તરફ દરદીને કે દાક્તરને છે ત્યારે ત્યારે એ દરદીનુ અહિત કરતા હોય તોપણ એનુ અશ્રદ્ધ કરે છે એમા બિલકુલ શકા નથી

નિદાનશાસ્ત્ર અને ચિકિત્સાશાસ્ત્ર સમદૃષ્ટિના અને સમન્વયલક્ષી હોવા જો

આદર્શ ચિકિત્સાપદ્ધતિએ નિદાન સલાહ સ્વીકારવી જોઇએ-એની દાસી નહિ

વેદાતીઓ કહે છે કે યથા દૃષ્ટિ સૃષ્ટિ ' વૈદકના ક્ષેત્રમા આ સૂત્રની શ ડગલે અને પગલે જોવાની મળે છે નિદાન તેવી ચિકિત્સા નિદાન છીછરુ તો ચિકિત્સા છીછરી હોવાની નિ અધૂરુ હોય તો ચિકિત્સા અધૂરી રહે નિદાન સપૂર્ણ હોય તો ચિકિત્સા શ થવાની નિદાન અનિશ્ચિત હોય ત્યા ચિકિત્સા આધળી હોવાની નિદાન અને ચિકિત્સા બને વચ્ચે પરસ્પર ગાઢ અને અન્યોન્ય સબધ છે

નિસર્ગોપચારના દરેક પ્રેમીએ એ વાત ભૂલવી ન જોઇએ કે

‘નિદાન વિનાનો નિસર્ગોપચાર એ આધળો નિસર્ગોપચાર છે’

સંપૂર્ણ

## [૨] ઉગ્ર રોગો અને હઠીલા રોગો

રમણલાલ એન્જિ

નૈસર્ગિક રોગશાસ્ત્ર મુજબ રોગોનુ જો વર્ગીકરણ કરવુ હોય તો તમામ રોગોને બે વિભાગમા વહેચી શકાય ઉગ્ર અને હઠીલા

વધુ વિગતથી નીચે મુજબ વર્ગીકરણ કરી શકાય

૧ રોગબીજ, ૨ અતિ-ઉગ્ર રોગો, ૩ ઉગ્ર રોગો, ૪ અર્ધ-ઉગ્ર રોગો, ૫ સાદા હઠીલા રોગો, ૬ જીર્ણ-હઠીલા રોગો, ૭ સહારક રોગો

સાતે ભૂમિકાઓ એક જ રોગની ક્રમશ વિકાસ પામતી ભૂમિકાઓ છે, જુદા જુદા રોગો નથી

દરેક વ્યક્તિને વારસામા ઓછેવત્તે અશે રોગબીજો મળે છે અનૈસર્ગિક અને આરોગ્યઘાતક જીવનથી

બીજ પરિપુષ્ટ થાય છે. શરીરમાં વિજાતીય દ્રવ્યનો સંચય વધતો જાય છે. એ સંચય અમુક હદ સુધી થાય એટલે એના વિસર્જન માટે કુદરત ઉગ્ર રોગો ઊભા કરે છે.

ઉગ્ર રોગો એ જીવનશક્તિનો આત્મ–રક્ષણનો પ્રયાસ છે. માંદગી મારફતે શરીરશુદ્ધિ કરીને જીવનશક્તિ શરીરને બચાવવાનો પ્રયત્ન કરે છે. જો આ પ્રયાસો અજ્ઞાનથી કે ઊંધી સમજણથી દવાઓ, રસીઓ, બરફ કે વાઢકાપથી દાબી દેવામાં આવે તો રોગ ઉગ્ર મટીને અર્ધ–ઉગ્ર (Sub-acute) થાય છે. આ સ્થિતિમાં પણ રોગદમન ચાલુ રાખવામાં આવે તો અર્ધ–ઉગ્ર રોગ હઠીલા રોગમાં ફેરવાઈ જાય છે. હઠીલો રોગ લાંબો સમય ચાલે તેમ જ ઉપેક્ષા કે દમનનો ભોગ બને તો તેનું રૂપાંતર સંહારક અથવા અસાધ્ય રોગમાં થાય છે—એટલે દરદીનો દરદમાંથી છુટકારો માત્ર મૃત્યુથી જ થાય છે.

એલોપથીની સારવાર ઉગ્ર રોગને હઠીલા રોગમાં અને હઠીલા રોગને સંહારક રોગમાં ફેરવે છે, જ્યારે નિસર્ગોપચારની સારવાર એનાથી ઊલટી રીતે કામ કરી સંહારક રોગને હઠીલા રોગમાં અને હઠીલા રોગને ઉગ્ર રોગમાં ફેરવી રોગીને રોગમુક્ત કરે છે.

ઉગ્ર રોગો અને હઠીલા રોગો એ બંને પરસ્પરવિરોધી રોગસમૂહો છે. સ્વરૂપ, નિદાન અને ચિકિત્સાની દૃષ્ટિએ બંને વચ્ચે મૌલિક તફાવતો છે. આ વસ્તુ નીચે સામસામે મૂકેલાં સ્વરૂપોથી સમજાશે.

## સ્વ રૂ પ

### ઉગ્ર રોગો

**૧ ઉગ્ર રોગો પ્રકૃતિના રોગો છે.**

જીવ, જંતુ, પશુ, પંખી અને માનવી સૌ કોઈ ઉગ્ર રોગોથી પીડાય છે. ઉગ્ર રોગના રોગચાળામાં નબળાં પ્રાણીઓ નાશ પામે છે, બળવાન પ્રાણીઓ જીવતાં રહે છે.

**૨. ઉગ્ર રોગ એ શરીરના ઉર્ધ્વગમનની ક્રિયા છે. ઉગ્ર રોગ એટલે શરીરનો પુનર્જન્મ**

ઉગ્ર રોગ મારફતે કુદરત દરદીએ વારસામાં મેળવેલાં તેમ જ પોતે એકઠાં કરેલાં ઝેરોનો નિકાલ કરે છે. ઉગ્ર રોગમાં મલોત્સર્ગ ઉપરાંત નિર્બળ, નિર્જીવ અને રોગી કોષોનો નાશ થાય છે. માંદગી પછીની રહેણીકરણી જો યોગ્ય હોય તો શરીર નવેસરથી સુંદર રીતે બંધાય છે.

ટાઇફૉઈડ કે બળિયાનો જો સખત અને સફળ હુમલો આવી જાય તો ત્યારપછી દરદી વર્ષો સુધી સુંદર આરોગ્ય ભોગવે છે, ઊલટપક્ષે આ રોગોને દાબી દેવાનો પ્રયત્ન કરવામાં આવે તો દરદી મરી જાય છે, અપંગ થાય છે કે જીવનભર હઠીલા રોગોથી પીડાયા જ કરે છે. અયોગ્ય ખાનપાન, એદાડુ જિંદગી, ખોટી બેઠક, છીછરા શ્વાસોચ્છ્વાસ, વસ્ત્રોની અતિશયતા, શારીરિક અને સામાજિક ગંદકી, ચિંતા, ભય અને ઉદ્વેગ, પ્રાણરોધક કેળવણી, અશ્લીલ નાટક, સિનેમા અને સાહિત્ય, પ્રેમશૂન્ય લગ્નો, જાતીય વિષમતાઓ, આર્થિક ભીંસ, સામાજિક કુરૂઢિઓ, અનારોગ્ય ધરો, ગીચ શહેરો, આરોગ્યઘાતક ઉદ્યોગો, જીવલેણ હરીફાઈ, પાશવી યુદ્ધો, લોકપ્રિય વ્યસનો, આધ્યાત્મિક કંગાલિયત, અને દવાઓ, રસીઓ તેમ જ

### હઠીલા રોગો

**૧ હઠીલા રોગો સંસ્કૃતિની વિકૃતિઓ છે.**

હઠીલા રોગો માટે મોટે ભાગે સંસ્કૃતિ જવાબદાર છે. શહેર કરતાં ગામડાંની પ્રજા, સંસ્કૃત કરતાં જંગલી પ્રજાઓ, પાળેલાં કરતાં વનપશુઓ વધુ નીરોગી હોય છે.

**૨ હઠીલો રોગ એ શરીરના અધ:પતનની ક્રિયા છે. હઠીલો રોગ એટલે ધીમું મોત**

ઉપેક્ષાથી કે રોગદમનથી હઠીલો રોગ કદી મટતો નથી. ઊલટપક્ષે ધીમેધીમે પણ ચોક્કસ રીતે દરદીની સ્થિતિ બગડતી જઈ એ સંહારક રોગનો શિકાર બને છે

વાઢકાપ મારફતે થતું રોગદમન હઠીલા રોગોને ઊભા કરે છે, તેમ જ તેમને કાયમ ટકાવી રાખે છે.

**૩ ઉગ્ર રોગો મુદતબંધી હોય છે.**

ઉગ્ર રોગોની મુદત એક દિવસથી ૭ અઠવાડિયા સુધીની હોય છે. નિસર્ગોપચારની સારવાર હેઠળ અત્યંત વિરલ દાખલાઓમાં રોગ ૭ અઠવાડિયાંથી આગળ જાય છે. ઊલટપક્ષે ઍલોપથિક સારવાર હેઠળ ટાઇફોઇડ ૩ મહિના ચાલે કે સંધિવા ૧૨ મહિના ચાલે એ અસાધારણ અનુભવ નથી.

ઉગ્ર રોગો મુદતબંધી હોય છે એનો અર્થ એવો ન સમજવો જોઈએ કે બધી સારવારો હેઠળ આ રોગો સારા થતાં એકસરખો સમય લાગે છે. ઉગ્ર રોગનો કોઈ પણ કેસ ઍલોપથિક સારવારને મુકાબલે ટૂંકી મુદતના સમયમાં નિસર્ગોપચારની સારવાર હેઠળ સારો થાય છે.

મેલેરિયા અને ખસ જેવા રોગો આ નિયમના અપવાદો છે

**૪ ઉગ્ર રોગો પ્રાણઘાતક હોય છે.**

અયોગ્ય સારવાર કે ઉપેક્ષાને અંગે ઉગ્ર રોગ કેટલીક વાર પ્રાણઘાતક નીવડે છે. ઉગ્ર રોગના અનેક ભયોમાં જીવનનો નાશ એ એક મોટો ભય છે. પણ આ ભય આપણા અજ્ઞાનને અંગે બહુ મોટો દેખાય છે. યોગ્ય સારવાર હેઠળ ઉગ્ર રોગોની પ્રાણઘાતકતા ઓછામાં ઓછી થઈ જાય છે.

**૫ ઉગ્ર રોગો સાધ્ય હોય છે.**

ઉગ્ર રોગોનો લોકોને બહુ જ ભય હોય છે, છતાંય એ એક સાચી હકીકત છે કે, નિસર્ગોપચારના નિષ્ણાત માટે ઉગ્ર રોગો મટાડવાનું કામ સાવ સહેલું છે. એ રોગો પોતે જ મટાઉ હોવાથી સહજસાધ્ય હોય છે

ઉગ્ર રોગોના લગભગ બધા જ કેસો નિસર્ગોપચારની સારવાર હેઠળ સારા થઈ જાય છે.

**૩ હઠીલા રોગોને મુદત હોતી નથી**

દમ, ક્ષય, મીઠી-પેશાબ, સિફિલીસ, કેન્સર, કબજિયાત, ગાંડપણ અને લકવા જેવા હઠીલા રોગોના મોટા ભાગના કેસો યોગ્ય સારવાર સિવાય પોતાની મેળે સારા થતા નથી.

આવા રોગોથી ૧૦, ૨૦ કે ૩૦ વર્ષથી પીડાતા દરદીઓ ઠેરઠેર જોવાના મળે છે નથી એમના દરદનો છેડો દેખાતો કે નથી એમની સારવારનો અંત આવતો.

દરેક નિયમની પેઠે આ નિયમને પણ અપવાદ હોય છે. રડ્યાખડ્યા દરદીઓ કોઈ પણ જાતની સારવાર સિવાય સારા થાય છે, પણ ૯૦% ઉપરાંત દરદીઓ માટે ઉપરનો નિયમ સાચો છે.

**૪. હઠીલા રોગો આરોગ્યઘાતક હોય છે.**

ઉગ્ર રોગની પેઠે હઠીલા રોગમાં તત્કાળ મરણનો બિલકુલ ભય હોતો નથી. ઊલટપક્ષે હઠીલો રોગ જેમ જેમ જામતો જાય છે, તેમ તેમ તન્દુરસ્તીનો ધીમો પણ ચોક્કસ નાશ કરતો જાય છે.

**૫ હઠીલા રોગો કષ્ટસાધ્ય હોય છે**

હઠીલા રોગો પ્રાણઘાતક ન હોવાથી લોકો એની મોટે ભાગે ઉપેક્ષા સેવે છે, કે પછી પેટન્ટ દવાઓ કે ઘરગથ્થુ ઉપચારોથી એ મટાડવાનો પ્રયાસ કરે છે.

પણ ખરી રીતે આ રોગો ઍલોપથિક સારવાર હેઠળ અસાધ્ય હોય છે, અને નિસર્ગોપચારની સારવાર હેઠળ પણ મહામુશ્કેલીએ મટે છે.

નિસર્ગોપચારની સારવાર હેઠળ એમને મટતા ૬ થી ૧૨ મહિના લાગે છે.

એક પ્રખ્યાત ચિકિત્સકે કહ્યું છે કે 'જ્યારે આપણે ઉગ્ર રોગની સારવાર કરીએ છીએ ત્યારે માત્ર દરદીની સારવારમાં આપણે પેઢીઓનાં પાપો ધોવાનાં હોય છે !'

હઠીલા રોગોના ઘણાખરા કેસો નિસર્ગોપચારની સારવાર હેઠળ ઓછેવત્તે અંશે સારા થાય છે, પણ સંખ્યાબંધ કેસોમાં નિસર્ગોપચારની સારવાર પણ નિષ્ફળ નીવડે છે. હઠીલા રોગનો દરેકે દરેક કેસ મટાડે એવી સારવાર હજી સુધી શોધાવાની બાકી છે.

**૬. ઉગ્ર રોગો ગતિપ્રધાન હોય છે.**

ઉગ્ર રોગોમાં એક પછી એક લક્ષણો બહુ જ ઝડપથી દેખા દે છે, તેમ જ લક્ષણો અદૃશ્ય પણ એટલી જ ઝડપથી થાય છે. બિહામણાં લક્ષણો અને ઝડપી મટાડને અંગે દાક્તર દરદીનો વિશ્વાસ જલદી જીતી લે છે.

**૭ ઉગ્ર રોગો સામાજિક રોગો હોય છે.**

ઉગ્ર રોગોનો ફેલાવો સમાજની ગરીબી, ગંદકી અને અજ્ઞાનને લીધે થાય છે. યુરોપ-અમેરિકામાં વીસમી સદીમાં સંસ્કૃતિની આગેકૂચને અંગે સેનિટેશન સુધરવાથી મેલેરિયા, પીળો તાવ, બળિયા, કૉલેરા, પ્લેગ, ટાઇફસ, ટાઇફૉઇડ એન્થ્રેક્સ, હડકવા અને એવા જ બીજા રોગો કાં તો નામશેષ થઈ ગયા છે, કે પછી એમનું પ્રમાણ અત્યંત ઘટી ગયું છે. ભૂતકાળમાં આ રોગોએ સામ્રાજ્યોનો નાશ કર્યો હતો, પ્રજાઓને પીંખી નાખી હતી, અને યુદ્ધોનાં ભાવિ ફેરવી નાખ્યાં હતાં. આજે અબજોના ખર્ચ પછી પશ્ચિમની પ્રજાઓએ, આ રોગો ઉપર વિજય મેળવ્યો છે.

યુદ્ધ પછીનાં પચાસ વર્ષમાં યુરોપ-અમેરિકાની પેઠે એશિયા અને આફ્રિકામાંથી પણ આ રોગો નેસ્તનાબૂદ થઈ જશે એમ માનવામાં બિલકુલ વાંધો નથી.

**૮ ઉગ્ર રોગો સરળ હોય છે.**

ઉગ્ર રોગ એ શરીરશુદ્ધિની અને શરીરના પુનર્જીવનની ક્રિયા હોઈ, કુદરત પોતે જ મોટા ભાગનું કામ પાર પાડતી હોવાથી, આ રોગોની ક્રિયા સરળ છે.

**૯ ઉગ્ર રોગો એ મટાડનાં જુદાં જુદાં સ્વરૂપો છે.**

માંદગી એ જ મટાડ છે. અન્નમાર્ગ મારફતે જ્યારે મલોત્સર્ગ થાય છે ત્યારે તેને કૉલેરા, ટાઇફૉઇડ, કોલાયટીસ, ગૅસટ્રાયટીસ ઇ૦ નામોથી ઓળખવામાં આવે છે. ચામડી મારફતે થતો મલોત્સર્ગ ઓરી અછબડા, બળિયા ને ખસને નામે ઓળખાય છે. ફેફસાં અને શ્વાસનળી મારફતે થતી શરીરશુદ્ધિ ઇન્ફ્લ્યુએન્ઝા, ન્યુમોનિયા, બ્રોંકાયટીસ ઇ૦ નામોથી ઓળખાય છે. દરેક ઉગ્ર રોગની પશ્ચાદ્ભૂમિકામાં હઠીલો રોગ અવશ્ય હોય છે.

**૧૦ ઉગ્ર રોગો કાયદાથી નાબૂદ થઇ શકશે.**

હવા-અજવાળાવાળાં ઘરો, ઓછી વસ્તીવાળાં શહેરો, ખાનપાનમાં સેળભેળનો પ્રતિબંધ, મળમૂત્રનો ઝડપી નિકાલ, સામાજિક સ્વચ્છતા અને આર્થિક ઉન્નતિ દ્વારા ઉગ્ર રોગો કાં તો નાબૂદ થઈ શકશે કે પછી એમનું પ્રમાણ અતિશય ઓછું કરી શકાશે.

**૬. હઠીલા રોગો સ્થિતિપ્રધાન હોય છે.**

હઠીલા રોગો બહુ જ ધીમેધીમે વિકાસ પામે છે, તેમ જ ધીમેધીમે મટે છે. ધીમી મટાડક્રિયાથી કંટાળીને દરદી વારંવાર દવાઓ, દાક્તરો અને સારવારો બદલે છે, પણ સરવાળે પરિણામ શૂન્ય આવીને ઊભું રહે છે.

**૭. હઠીલા રોગો વ્યક્તિગત રોગો હોય છે.**

ઉગ્ર રોગો ઘટવાથી, તેમ જ બાળમરણનું પ્રમાણ ઘટવાથી પશ્ચિમના દેશોમાં આયુષ્યપ્રમાણ ખૂબ વધ્યું, પણ આરોગ્યપ્રમાણ વધ્યું નથી. ઊલટપક્ષે ઉગ્ર રોગોના ઘટાડાની સાથેસાથે જ હઠીલા રોગોમાં વધારો થવા માંડયો છે. હઠીલા રોગોનું મૂળ વ્યક્તિની આરોગ્ય-વિઘાતક રહેણીકરણીમાં હોય છે. એ રહેણીકરણી સુધારવા વ્યક્તિ તૈયાર ન હોય ત્યાં સુધી હઠીલા રોગો મટી શકે નહિ.

**૮. હઠીલા રોગો જટિલ હોય છે.**

હઠીલા રોગો અનેક કારણોને અંગે થાય છે. કોઈ ને કોઈ નડતરને અંગે કુદરત હઠીલા રોગમાં શરીરને સુવ્યવસ્થિત કરવાના કામમાં નિષ્ફળ નીવડે છે.

**૯. હઠીલા રોગો એ જ સાચા રોગો છે.**

આ હકીકત ન સમજવાને લઈને હઠીલા રોગની ઉપેક્ષા થાય છે, અને એને મટાડવાના કુદરતના પ્રયત્નોનું દમન થાય છે. હઠીલો રોગ એ હજારો વર્ષોથી એક અણઉકલ્યો કોયડો છે. એની ઉપર વિજય મેળવવામાં વૈજ્ઞાનિક નિસર્ગોપચારે વધુમાં વધુ સફળતા મેળવી છે, પણ સંપૂર્ણ સફળતા તો મેળવી નથી જ. માંદગી એ હઠીલા રોગને મટાડવાનો સાચો રસ્તો છે, માટે નિસર્ગોપચારકો આરોગ્યક્રાન્તિને આવકાર આપે છે.

**૧૦. હઠીલા રોગો કેળવણીથી નાબૂદ થશે.**

હઠીલા રોગો નાબૂદ કરવા માટે પ્રજાનો સહકાર, રાજ્યનો ઉત્સાહ અને બાળકોની કેળવણીની જરૂર રહેશે.

યોગ્ય ખાનપાન, શાસ્ત્રીય વ્યાયામ, ઊંડા શ્વાસોચ્છ્વાસ, વ્યક્તિગત સ્વચ્છતા, માનસિક શાંતિ, નિર્મળ સાહિત્યનું સેવન ને દરેક રીતે સુવ્યવસ્થિત જીવન ટેવમાં ફેરવાઈ જશે ત્યારે હઠીલા રોગના પ્રશ્નનો ઉકેલ આવશે. [ અપૂર્ણ

[૩] સ્વાદિષ્ટ, પુષ્ટિકારક અને પ્રજીવનકોથી ભરપૂર

# કેળાં

લેખક
ભૂપતરાય મો. દવે

## કેળાં વિષે આટલું યાદ રાખો

કાચાં કેળાં ન ખાશો કારણકે પચવામાં એ ભારે છે.

કેળાં ખાઈને ઉપર દહીં, છાશ કે પાણી ન પીવું. ભૂલેચૂકે પાણી પીશો તો એ કબજિયાત કરશે અને પેટમાં દુખવા આવશે.

અકરાંતિયા થઈને કેળાં ન ખાશો. વધારેપડતાં કેળાં ખાવાથી હોજરી બગડે છે–સાથે સાથે શરીર-સ્વાસ્થ્ય નબળું પડે છે.

કેળાંમાં ઘી અને ખાંડ નાખીને ખાવાથી પચવામાં ભારે પડે છે.

કફ-શરદી થઇ હોય ત્યારે કેળાં ન ખાશો. પાકી ગયેલ કેળાં ખાતી વખતે ખૂબ ચાવી ચાવીને ગળા નીચે ઉતારો. ઉતાવળ કરશો નહિ.

તમારી પ્રકૃતિને માફક આવે તો ખોરાક તરીકે એકાદ કેળાથી શરૂઆત કરો. સાનુકૂળ ન થાય તો પાથી અર્ધું કેળું લ્યો.

કેળાં ખાધા પછી ઈલાયચી જરૂર ખાઓ, જેથી કોઈ પણ પ્રકારે કેળાં નુકસાનકારક નહિ નીવડે.

ટૂંકામાં, કેળું સર્વોત્તમ અને સસ્તું ફળ છે. સ્વાદિષ્ટ, રક્તવર્ધક, પુષ્ટિકારક અને પ્રજીવનકોથી ભરપૂર ખાદ્ય છે. તેની સુગંધ અને મધુરતા આપણને આકર્ષે છે. માટે સૌએ કેળાંનો વિવેકપૂર્વક ભોજનમાં ઉપયોગ કરવો.

હિંદુસ્તાનમા પાકતાં સઘળાં ફળોમાં કેળાંનું સ્થાન પ્રથમ હરોળમાં આવે છે લોકપ્રિયતામાં પણ કેળું ઊતરે તેમ નથી. ઘઉંનું જે સ્થાન ખોરાકની વસ્તુઓમાં છે તે સ્થાન ઉષ્ણકટિબંધવાળા પ્રદેશોમાં કેળાંનું છે. સામાન્ય રીતે કેળાં લગભગ બધી ઋતુઓમાં પૂરતા પ્રમાણમાં મળી શકે છે. આમ હોવા છતાં બીજાં ની માફક કેળાંની કિંમત આપણે આંકી નથી. શિયાળામાં ખાસ કરીને તાજાં ફળો મેળવવા આપણે ફાંફાં મારીએ છીએ છતાં મનને સંતોષ આપી શકીએ તેવાં ફળ મળતાં નથી. આ સમયે તાજાં ફળો તરીકે કેળાંનો ઉપયોગ સામાન્ય ખર્ચે કરી શકાય. પોષક તત્ત્વોની ગણતરીએ અને ગરમી આપનાર તરીકે બહુ ઓછાં ફળો છે કેળાંમાં દર પાઉંડે લગભગ ચારસો કેલોરી ગરમી શરીરને મળી શકે છે. એક મોટા કેળામાં લગભગ સો કેલોરી ગરમી મળે છે.

### પાકેલા કેળામાં નીચેનાં પોષક તત્ત્વો છે.

| પોષક તત્ત્વો | સેંકડે ટકા |
|---|---|
| પાણી | ૭૫.૩ |
| પ્રોટિન | ૧.૩ |
| ચરબી | ૦.૬ |
| ક્ષાર | ૦.૮ |
| મેંડળ | ૩.૨ |
| અપકવ રેસા | ૦.૬ |

આ ઉપરાંત કાર્બો-હાઈડ્રેટ્સ (કાર્બોદિત) સેંકડે ૨૨ ટકા છે.

### પ્રજીવનકો (વિટામિન)

'એ', 'બી', 'સી', 'ડી', 'ઈ' અને 'જી' નામના પ્રજીવનકો છે. તેમાં 'એ' અને 'સી' પ્રજીવનકો મોટા પ્રમાણમાં છે. 'બી', 'ડી', 'ઇ' અને 'જી' પ્રજીવનકો સામાન્ય પ્રમાણમા છે.

### ખનીજ ક્ષારો

કેલ્શયમ (ચૂનો), ક્લોરીન, ત્રાંબું, લોહ, મેગ્નેશ્યમ, મેંગેનીઝ, ફોસ્ફરસ, પોટાશ્યમ, ગંધક, સોડિયમ, સિલકા આ બધા ખનીજ ક્ષારો વધતા-ઓછા પ્રમાણમાં કુદરતી પાકેલ કેળાંમાં છે.

### કેળાંની છાલની મહત્તા

પાકેલાં ફળોમા જીવાત સહેજે પડી જાય છે. જંતુઓને રોકવાનો ગુણ બહુ જ ઓછાં ફળોની છાલમાં હોય છે. તેમા કેળાંની છાલમા જંતુઓ પ્રવેશી શકતા નથી. આ વાત વૈજ્ઞાનિકોએ અનેક પ્રયોગો કરીને સાબિત કરી છે. ખરેખર કેળાંની છાલની આ મહત્તા અદ્ભુત છે. કેળાંની છાલ કેળાં માટે સંરક્ષક ઢાલ છે.

કેળાંમાં અનેક જાત છે તેમાં લીલી છાલનાં અને લાલ છાલના કેળાં ઉત્તમ પ્રકારનાં ગણાય છે. ખાવામાં આ બે જ જાતનો લોકો ઉપયોગ કરે છે. લાલ કેળાંનું વાવેતર ઓછા પ્રમાણમાં છે એટલે મોંઘાં મળે છે.

### લોહી વધારનાર

પાકેલ કેળાંમાં નૈસર્ગિક રીતે સમાયેલા ખનીજ ક્ષારો-જેવાં કે ત્રાંબું, લોહ અને મેંગેનીઝ હોવાથી લોહીને વધારે છે. આ ત્રણેય ખનીજ ક્ષારો હેમોગ્લોબીનની બનાવટમાં સહાયરૂપ છે.

પાકાં કેળાંમાં રહેલી સાકર પચવામાં હળવી છે. આથી બાળકથી માંડી વૃદ્ધ સુધી

સૌ કોઈ કેળાંનો ખોરાકમાં ઉપયોગ કરે તો નુકસાનકારક નથી.

### હાડ બાંધવાનો ગુણ

સારી રીતે પાકી ગયેલ કેળાં નબળાં બાળકોને તેમ જ મોટી ઉંમરના અશક્ત માણસોને દરરોજ ખોરાકમાં એક થી બે આપવામાં આવે તો તેઓમાં શક્તિ વધે. એ સહેલાઈથી પચી જાય છે, ઉપરાંત ઝાડાની કબજિયાત મટે છે, શરીરમાં ચૂનાની ઊણપ હોય તો એ પૂરી કરે છે. એટલે કેળાંમાં ચૂનાનું ચેતનમય તત્ત્વ પણ ઠીક ઠીક છે.

સ્ત્રીઓ માટે પણ કેળાં ખૂબ જ ગુણકારી છે. સગર્ભાવસ્થામાં એક થી બે કેળાં દરરોજ લેવામાં આવે તો ગર્ભમાં રહેલા બાળકના શરીરઘડતરમાં એ મદદરૂપ થાય.

વારંવાર આવતી સુવાવડથી સ્ત્રીઓનાં દાંત અને શરીર નબળાં પડે છે. આ પ્રકારનો ઘસારો કેળાંથી દૂર થઇ શકે છે.

### લોહીવા અને પ્રદર માટે

સ્ત્રીઓમાં સેંકડે ૮૦ ટકા પ્રદરની બીમારી દેખાય છે. આ રોગ મટાડવામાં કેળાં ખૂબ જ મદદરૂપ થાય છે.

લોહીવા પણ સ્ત્રીઓ માટેનું ત્રાસદાયક દર્દ છે. આ રોગથી શરીરનાં હાડ ધોવાઇ જાય છે. ઘી અને કેળાંનો છૂંદો કરીને ખાવાથી લોહીવા મટી જાય છે.

લાલ રંગનાં કેળાં અથવા લીલી છાલનાં પાકેલ કેળાં દર્દો મટાડવામાં ઉત્તમ ગણાય છે.

### હોજરીનાં દર્દોમાં

વધુ પડતા ભોજનથી ઘણી વખત હોજરીમાં ખટાશ (Acidity) ઉત્પન્ન થાય છે. લાંબો વખત સુધી આ ખટાશ રહેવાથી હોજરીમાં ચાંદાં પડે છે, બળતરા થાય છે, ખાટા ઓડકાર આવે છે, પેટ ભારે લાગે છે. પરિણામે ચેન પડતું નથી. આ પ્રકારના રોગમાં પાકી ગયેલાં કેળાં પ્રમાણસર લેવાથી ખટાશ દૂર થાય છે. ખટાશ દૂર થવાનું કારણ એ છે કે કેલ્શ્યમ (ચૂનો) અને મેગ્નેશ્યમનું પ્રમાણ ફોસ્ફરસ કરતાં વધારે છે. કેળાં ખાધા પછી તેની અસર અલ્કલમય બને છે. ક્ષારવાળા ખાવાના પદાર્થોમાં કેળાં પ્રથમ પંક્તિમાં આવે છે.

### કેળાંમાં જીવંત મંડજ (Starch)

શરીરના સ્નાયુઓનો આધાર મંડજ (Starch) પર છે. મજૂર લોકો કામ કરતાં થાકી જાય છે, તેઓના સાથળના અને પિંડીના સ્નાયુઓમાં દર્દ થાય છે ત્યારે તેઓને બીજા ખોરાક કરતાં મંડજ ખોરાકની ખાસ જરૂર હોય છે. આ વખતે તેઓના ખોરાકમાં કેળાંને ખૂબ મહત્ત્વ આપવું જોઈએ. બીજા મંડજ ખોરાક કરતાં કેળાંમાં રહેલું જીવંત મંડજ (Starch) વધારે તાકાતવાળું છે, કારણ કે કેળાંમાં રહેલું મંડજ સહેલાઇથી પચી જાય છે. કસરત કરનારાઓએ પણ પોતાના ભોજનમાં કેળાં માફકસર લેવાં જોઈએ, જેથી શરીર ચેતનવંત બને છે.

### કબજિયાત અને કેળાં

આપણે ત્યાં કેળાં વિષે અનેક પ્રકારના ભ્રમ છે. લોકો કહે છે કે કેળાં ખાવાથી ભાર રહે છે. કેળાં ભોજનમાં લઇએ તો કબજિયાત થાય છે. તેમાં બીમાર માણસને અને બાળકોને કેળાં ભૂલેચૂકે આપણે આપતા નથી. આ પ્રકારના બીજા અનેક દોષો આપણે કેળાંમાં જોઈએ છીએ. ખરેખર આ બધા ભ્રમો સાચા નથી. લેખકના સ્વાનુભવની વાત છે. આજ સુધીમાં ઘણા રોગી દર્દીઓને સારી પેઠે પાકી ગયેલાં કેળાં દરરોજ ત્રણ ત્રણ કલાકને અંતરે એક એક કેળું આપવાથી લાંબા વખતની કબજિયાત મટી છે. ઉપરાંત આંતરડાંનાં દર્દોમાં પણ સારી અસર ઉપજાવે છે. સામાન્ય સ્થિતિવાળા દર્દીને બીજાં ફળોનું ખર્ચ પરવડતું નથી, તેવાને અમે લીલી છાલનાં કેળાં, જેનો આકાર ગોળ હોય છે, જેના ઉપર કાળી ટીપકીઓ પડી ગઈ હોય અને ખૂબ જ પાકીને છાલ કાળી થઇ ગઈ હોય તેવાં કેળાં ખોરાકમાં નાસ્તામાં આપીએ છીએ. પરિણામ સુંદર આવે છે અને દર્દી તાજગી અને તાકાત મેળવે છે.

### નાનાં બાળકો માટે

અમેરિકામાં આઠ-બાર મહિનાનાં બાળકોને ખૂબ જ પાકી ગયેલાં કેળાંને દૂધમાં ઘૂંટીને પિવરાવે છે. આ પ્રયોગથી બાળકોનું સ્વાસ્થ્ય સુધરે છે—હૃષ્ટપુષ્ટ બને છે.

### દૂધ અને કેળાં

દૂધ અને કેળાં એ એક પ્રકારનો સંપૂર્ણ ખોરાક છે. ઘણા લોકોને એકલું દૂધ પીવાથી ઉબકા આવે છે—માફક નથી આવતું. તેવા લોકોએ દૂધમાં કેળાં અને ઈલાયચી મેળવીને લેવાથી સ્વાદિષ્ટ ભોજન બને છે.

વિદ્યાર્થીઓ અભ્યાસ કરીને થાકી ગયા હોય ત્યારે બપોરને વખતે એકાદ પાકેલ કેળું નાસ્તામાં લે તો તેઓનો માનસિક થાક ઊતરી જાય છે અને સ્ફૂર્તિ આવે છે.

### વસ્તુ ગળી જાય ત્યારે

ઘણી વખત નાનાં બાળકો રમત રમતી વખતે મોંમાં પૈસો, એક આનો, કાચની ગોળી વગેરે રાખીને કૂદાકૂદ કરતાં હોય છે તે વખતે બાળક શરતચૂકથી મોંમાં રાખેલ ચીજ-વસ્તુ ગળી જાય છે અને હોજરીમાં એ પહોંચી જાય છે. આ સમયે બાળકનાં માબાપ ગભરાય છે કે હવે કેવી રીતે ગળી ગયેલ વસ્તુ બાળકના પેટમાંથી બહાર કાઢવી ? આ સમયે કોઈ પણ પ્રકારના ગભરાટ વગર બાળકને પાકી ગયેલ બે-ત્રણ કેળાં ખવરાવવાં. વળી પાછાં બે કલાકે બે કેળાં ખાવા આપવાં. આમ એકાદ ડઝન અથવા અર્ધો ડઝન કેળાં ખાવાથી બાળકના પેટમાંહેની ગળી ગયેલ વસ્તુ પાંચ-છ કલાકે દસ્ત વાટે બહાર આવશે. આ પ્રયોગ એક નહિ પણ અનેક વખત થઈ ચૂક્યો છે. લેખકના સ્વાનુભવની વાત છે. ટાંચણી જેવી ઝીણી અને ધારદાર વસ્તુ જો ગળી જવાય તોપણ કેળાં ખવરાવવાથી મળ વાટે એ બહાર નીકળી જાય છે. એવા અનેક કિસ્સાઓ નજરે જોયા છે.

કોઈ પણ વસ્તુ ગળી જવાય ત્યારે જુલાબ અથવા એનીમા આપવો નહિ, પણ ઉપર મુજબ કેળાંનો પ્રયોગ અજમાવવો, જેથી ચોક્કસ સફળતા મળશે જ.

### મધુ-પ્રમેહના દર્દમાં

મધુપ્રમેહના દર્દીઓ માટે કેળાં આશીર્વાદરૂપ છે. શરીરમાં આલ્બ્યુમીનનું પ્રમાણ ઘટી ગયું હોય ત્યારે કેળાંના ખોરાકની ખાસ આવશ્યકતા છે. ડૉક્ટરો પણ કેળાંની મહત્તા સ્વીકારે છે અને મધુપ્રમેહના દરદવાળા દર્દીને કેળાં ખાવાની ભલામણ કરે છે.

### ચરબી વધારનાર

સુકલકડી જેવું શરીર હોય તેવા લોકોએ કેળાંનો છૂટથી ઉપયોગ ખોરાકમાં કરવો, જેથી લાંબે વખતે શરીરમાં ચરબી વધશે.

સ્થૂલ શરીરવાળાએ બની શકે ત્યાં સુધી કેળાં બહુ ઓછા પ્રમાણમાં લેવાં. ચરબી ઓછી કરવા માટે સ્ટાર્ચવાળા પદાર્થો જેવા કે માખણ, ભાત, ઘી, મલાઈ, વગેરે ન લેવા જોઈએ.




રાજસ્થાની લોકકથા

## ચૌબોલારાણી

ગતાંકથી સંપૂર્ણ

આટલામાં પહેલો પહોર પૂરો થયો. બીજો પહોર શરૂ થયો કે રાજા ભોજ બોલ્યો: 'ઓહો! આવો રૂડો રાજમહેલ અને આવી રૂડી રાત! હજી રાતના ત્રણ પહોર બાકી. પણ રાજમહેલની રાણી જ ન બોલે તો રાત કેમ વીતે?'

તરત ઝારી પાસે બેઠેલા માણેકદે મહવાણે જવાબ દીધો: 'હે રાજા, સાંભળ! હું રાણી ચૌબોલાની ઝારી. કોઈ સોનારે સોનું ખોદ્યું અને કોઇ સોનીએ ઝારી ઘડી. એ ઝારીમાં પાણી ભર્યું. પાણીને ભારે વાત તો કેમ કરું? પણ તું વાત કર તો હોંકારો દઉં!'

રાજાએ કહ્યું. 'શાબાશ રે ઝારી, શાબાશ! તું વાતનો હોંકારો દે તો તારા જેવું બીજું કોઈ નહિ.'

ઝારી હોંકારો દેવા લાગી અને રાજા ભોજે વાત માંડી:

એક હતો બ્રાહ્મણ. બ્રાહ્મણની મોટી દીકરી કુંવારી. બ્રાહ્મણે દીકરીનું સગપણ કરવા ચાર દિશાએ ચાર ગોર મોકલ્યા. ચારે ગોરે ચાર ઠેકાણે સગપણ કર્યાં અને લગ્ન માટે એક જ મુરત આપીને પાછા ફર્યા. મુરત થતાં એક જ દિવસે ચાર જાન આવીને ઊભી રહી. બ્રાહ્મણ બીચારો વિચાર કરે છે કે દીકરી એક ને જાન ચાર—હવે કરવું શું?

બાપને મૂંઝવણમાં પડેલો જોઈને દીકરીએ કહ્યુ: 'પિતાજી! તમે મૂંઝાઓ મા. હું જ મારી મેળે નિવેડો લાવી દઇશ. તમે તમારે ચારે જાનને ઉતારા આપી દો.'

બ્રાહ્મણે ચારે જાનને ઉતારા આપી દીધા. ચારે મુરતિયાને કેસરિયા વાઘા પહેરીને માંડવે આવવા કહી દીધું.

આ બાજુ બ્રાહ્મણની દીકરીએ ચાર ગડી અગરચંદરણનાં લાકડાં મંગાવ્યાં. માંડવા વચ્ચે એ લાકડાંની ચિતા બનાવી અને પોતે માથે જઈને બેઠી. મંગળફેરા ફરવાનો વખત થયો કે ચારે મુરતિયા આવીને ઊભા રહ્યા. બ્રાહ્મણની દીકરીએ ચિતા પર બેઠાં બેઠાં કહ્યુ: 'જેને મારી સાથે પરણવું હોય તે અહીં આવી જાય.'

ત્રણ મુરતિયા તો ઊભા રહ્યા, પણ એક મુરતિયો ઘોડેથી ઊતરીને ચિતા પર આવીને બેસી ગયો. તરત બ્રાહ્મણની દીકરીએ એની સાથે હાથ મેળવ્યા અને ચિતાને આગ ચાંપી દીધી. ભડભડ કરતી ચિતા બળવા લાગી અને ઘડી-વારમાં બંને જણાં ભસમ થઇ ગયાં.

આ પછી બીજા ત્રણ મુરતિયા પણ ઘોડેથી ઊતરી ગયા અને સાધુ થઈને ચાલી નીકળ્યા. એમાંથી એક સાધુ બ્રાહ્મણની દીકરીનાં ફૂલ ભેગાં

કરીને ગંગાજી પધરાવવા ગયો, બીજો પરદેશ ચાલ્યો ગયો અને ત્રીજો ભભૂત લગાવીને ચિતાને ઠેકાણે મસાણ સેવવા બેસી ગયો.

જે સાધુ પરદેશ ગયો તે ચાલતો ચાલતો એક જંતરમંતર જાણનાર જોગીનો ચેલો થઇ ગયો. જોગીએ એને ભગવી કંથા અને મેખળા દઇ દીધાં. કંથા તથા મેખળા પહેરી ચેલો રોજ ભીખ માગી આવે અને ગુરુ—ચેલો ભેગા બેસીને ખાય. પણ મેખળામાં એક લાકડું. જેવો ચેલો સૂએ કે એને કેડમાં લાગે અને ઊંઘ આવે નહિ.

એણે એક દિવસ ગુરુને પૂછ્યું : ' મહારાજ! મેખળામાં આ લાકડી છે તે કેડમાં વાગ્યા કરે છે. આજ્ઞા આપો તો કાઢી નાખું. '

ગુરુ કહેઃ 'બેટા, એ લાકડી તો ભારે ગુણ-વાળી છે. નાખી દઇશ મા. '

ચેલો કહેઃ 'બાબા ! લાકડીનો ગુણ શું છે એ કહો તો રાખું. નહિ તો નાખી દઉં. '

ગુરુ કહેઃ 'આ લાકડીમાં એવો ગુણ છે કે મૂઆ માણસનાં હાડકાં પર એ ફેરવતાં માણસ સજીવન થઇ જાય. '

ચેલાને થયું કે લાવ ને ત્યારે મારી પરણવા-વાળીને જ જીવતી કરું. આમ વિચારીને તે ત્યાંથી ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં ત્રણ–ચાર મહિને એ મસાણમાં આવી પહોંચ્યો. મસાણ સેવનાર સાધુને તેણે મેખળાના ગુણની વાત કરી. પણ મસાણમાં ફૂલ ન મળે. બધાં ફૂલ વીણીને ત્રીજો સુરતિયો ગંગાજીમાં પધરાવવા લઇ ગયેલો.

બંને ભેગા મળીને ગંગાકાંઠે ઊપડયા. જે ઘાટ માથે ત્રીજે સુરતિયે ફૂલ પધરાવેલાં ત્યાં લાકડી ફેરવતાં બ્રાહ્મણની દીકરી અને તેની સાથે બળી મરનાર સુરતિયો—બંને સજીવન થઇને બેઠાં થયાં.

પણ સુરતિયા ચાર અને વહુ એક. ચારે જણા અંદરોઅંદર બાઝવા લાગ્યા. આ કહે : મારી વહુ, ઓ કહે : મારી વહુ.

આગળ વાત કરીને રાજા ભોજે પૂછ્યું : ' હે ઝારી ! તું વાત તો કર કે આમાં એ વહુ કોની ?'

ઝારીએ જવાબ દીધો કેઃ 'હે રાજા ! એમાં કઇ મોટી વાત પૂછી ? એ તો જેણે મસાણ સેવ્યું એની વહુ.'

તરત રાણી ચૌબોલા કાળઝાળ થઈ ઊઠી. તેણે ધડ દેઈને મારી ઝારી ઢાળી–ફોડી નાખી અને બોલી ઊઠી : 'જા રે ઝારી ! મસાણ સેવનારની એ વહુ શેની ? એ તો જે એની સાથે બળી મર્યો એની વહુ.'

તરત રાજા ભોજે નગારે ઘાવ દીધો. બે વાર રાણી ચૌબોલા બોલી અને રાતના બે પહોર પૂરા થયા.

ત્રીજો પહોર શરૂ થયો અને રાજા બોલ્યો : ' ઓહો ! આવો રૂડો રાજમહેલ અને આવી રૂડી રાત ! હજી બે પહોર રાત બાકી. પણ જો રાજ-મહેલની રાણી જ પોતે ન બોલે તો રાત કેમ વીતે ?'

તરત દીવડા પર બેઠેલા આગિયા વેતાલે જવાબ દીધો : ' સાંભળ, હે રાજા ! હું રાણી ચૌબોલાનો દીવડો. કોઇ લુહારે લોઢું ટીપી દીવડો ઘડયો અને કોઇ ઘાંચીની ઘાણીનું અંદર તેલ નાખ્યું. એમાં રૂની વાટ મૂકી. વાટ ઝળઝળ બળે અને હું વાત તો કેમ કરી શકું ? પણ તું વાત કર તો હોંકારો દઉં.'

રાજા ભોજ કહે છે : ' શાબાશ રે શાબાશ, દીવડા ! તું હોંકારો દે તો યે મારે બસ છે. ' આમ કહીને રાજા ભોજે વાત માંડી :

એક હતી રાજકુંવરી, એક હતો વજીરનો છોકરો અને એક હતો બ્રાહ્મણનો છોકરો. ત્રણે વચ્ચે ભાઈબંધી. વજીરનો છોકરો ભણીગણીને બાજંદો થયો, પણ બ્રાહ્મણનો છોકરો સૂરખ એટલે ઠોઠનો ઠોઠ રહ્યો. બધાં એને સૂરખો કહીને

જ બોલાવે. રાજકુંવરી અને વજીરના છોકરા વચ્ચે હેત બંધાયાં.

આમ કરતાં કરતાં તેઓ જુવાન થયાં અને હેત વધતું ચાલ્યું. પણ રાજા કાંઈ કુંવરીને વજીરના છોકરા સાથે પરણાવે નહિ. આથી એક દિવસ રાજકુંવરીએ વજીરના છોકરાને વાત કરી: 'તું મને અહીંથી ઉપાડી જા તો પરદેશ ચાલ્યાં જઈએ. ત્યાં જઈને પરણી લેશું.'

વજીરનો છોકરો કહેઃ 'ભલે, હું ઘેર જઈને તૈયાર થઈ ને આવું છું. પણ ત્યાં સુધીમાં તું રાજાજીની ઘોડારમાંથી જયવિજય નામના બે ઘોડા લાવી, મરદનો વેશ પહેરી–કરી, શહેર બહાર બગીચામાં આવી પહોંચજે. બગીચે પહોંચી જા ત્યારે પેલા મૂરખા સાથે સંદેશો કહાવજે એટલે ખરચી લઈને હું યે આવી પહોંચીશ.'

રાજકુંવરી કહેઃ 'ભલે.'

તરત રાજકુંવરી રાજમહેલમાં ગઈ. સ્રીનો પોશાક ઉતારી મરદનો વેશ પહેરી લીધો. એક ખડિયામાં સોનામહોર ભરી લીધી અને એક દાસીને લઈ ને એ ઘોડારમાં ગઈ. રાતના અંધારાં થયાં કે ઘોડારમાંથી જયવિજય નામના ઘોડાને છોડીને એક પર અસવાર થઈ બગીચે પહોંચી ગઈ.

મૂરખો ત્યાં ઊભો હતો. રાજકુમારીએ એને કહ્યું કેઃ 'જા, વજીરના છોકરાને કહે કે જલદી આવી પહોંચે.'

મૂરખો દોડયો જાય છે. રાતનો વખત છે. દેવી શારદા ફરવા નીકળ્યાં છે. દોડતો દોડતો મૂરખો દેવી શારદા સાથે ભટકાયો. તરત એનું બાવડું ઝાલીને મૂરખો કહે : 'તું છો કોણ? ડેણ છો કે ડાકણ?'

દેવી શારદા કહે : 'હું ડેણે ય નથી ને ડાકણે ય નથી. હું તો દેવી શારદા છું.'

માતા શારદાનો હાથ છોડી મૂરખે પાણો લીધો અને માથું કૂટવા લાગ્યો. દેવી શારદાએ 'હાં....હાં....' કહેતાં હાથ ઝાલ્યો. પણ મૂરખો કહેઃ 'મારો બ્રાહ્મણને ઘેર અવતાર પણ હું કહેવાઉં મૂરખો. મારામાં વિદ્યાનો છાંટો ન મળે. આ તે કાંઈ અવતાર છે? કાં તો મને વિદ્યા દે અને કાં તો લોહી કાઢી તારે માથે છાંટવા દે.'

દેવી શારદા કહે : 'તારુ મોં ઉઘાડ.' મૂરખે મોઢું ઉઘાડયું. દેવી શારદાએ એમાં ચપટી ધૂળ નાખી. ધૂળ નાખતાંવેંત મૂરખાને અઢારે કોઠે વિદ્યાના દીવડા ઝગી ઊઠયા અને મૂરખો 'થઈ, થાવી અને થાશે'નો જાણકાર થઈ ગયો.

મૂરખાને હૈયે ઉકલત બેસી ગઈ. હવે એને ખબર પડી ગઈ કે આજ તો રાજકુંવરી અને વજીરનો છોકરો ભાગી જવાનાં છે એટલે મને મોકલ્યો છે. મૂરખો સીધો વજીર પાસે ગયો અને બધી વાત કહી સંભળાવી. વજીરને થયું : 'અરર! ખબર ન પડી હોત તો છોકરો મને મરવા જેવું જ કરત ને?'

વજીરે ઘરમાં જઈ ને પોતાના છોકરાને બાંધી દીધો. તે પછી મૂરખાને પોતાના છોકરાનાં લૂગડાં પહેરાવી, હથિયાર–પડિયાર બંધાવી, ખડિયામાં સોનામહોરો ભરી દીધી અને કહ્યું : 'આ બધું લઈ જા અને તું તારે રાજકુંવરી સાથે ભાગી છૂટ.'

મૂરખો વજીરના છોકરાનાં લૂગડાંમાં મૂગો મૂગો રાજકુંવરી પાસે આવી ઊભો. રાજકુંવરીએ માન્યુ કે વજીરનો છોકરો આવી પહોંચ્યો છે, એટલે એક ઘોડા પર પોતે અસવાર થઈ અને બીજા ઘોડા પર મૂરખો અસવાર થઈ ગયો. ઘોડે ચડીને એડી મારી કે હણુણુણુ કરતાં ઘોડા હાલી નીકળ્યા.

હાલતાં હાલતાં સવાર પડી. હજી બગબગું છે. અંધારામાં સાથીને રાજકુંવરીએ પૂછ્યું : 'અરે વજીરના કુંવર! આપણે ચાર પહોર મારગ કાપ્યો તો યે તું કાં કાંઈ બોલ–ચાલ નહિ? એવી તે શી ચિંતા થાય છે?'

મૂરખો કહે : 'કેવો વજીરનો છોકરો અને શું કાંઇ ? હું તો મૂરખો છું. વજીરના છોકરાને તો એના બાપે ઘેર બાંધી રાખ્યો છે.'

બધી વાત જાણીને રાજકુંવરીને પેટમાં ફાળ પડી. પણ હવે કરે શું ? એક વાર ભાગ્યા પછી ઘેર કયે મોઢે જાય ? ઘેર ઊભું પણ કોણ રહેવા દે ? એણે મનમાં વિચાર કર્યો કે હવે તો આ મૂરખા સાથે જ પનારાં પાડવા દે. જે એની ગતિ એ મારી ગતિ.

રાજકુંવરીના મનની વાત જાણી મૂરખે કહ્યું : 'તું મૂંઝા મા, હું હવે પહેલાં જેવો મૂરખો નથી. દેવી શારદાના વરદાનથી હું તો 'થઈ, થાવી ને થાશે'નો જાણકાર થયો છું.'

આમ વાત કરતાં કરતાં તેઓ એક શહેરમાં જઈ પહોંચ્યાં. શહેરમાં એક મકાન ભાડે લીધું અને ત્યાં રહેવા લાગ્યાં. ત્યાં રહેતાં રહેતાં બે-ત્રણ મહિના ચાલ્યા ગયા.

એ શહેરમાં રાજા એક તળાવ ખોદાવે. તળાવ ખોદતાં ખોદતાં એમાંથી એક કંઇ કાળાંતરનો જૂનો કીર્તિસ્થંભ નીકળ્યો. કીર્તિસ્થંભ પરનું જૂનું લખાણ ઉકેલવા મોટામોટા પંડિત, પુરાણી અને શાસ્ત્રી ભેગા થયા પણ કોઈને એક આંકડો યે ઊકલે નહિ. એક વખત મૂરખો ત્યાંથી નીકળ્યો અને કીર્તિસ્થંભ પર લખેલ આંકડા કડકડાટ વાંચી ગયો. એમાં લખેલું કે આની નીચે સાત હાથ ખોદશો તો સવા કરોડ સોનાની મહોર મળશે. રાજાએ ખોદકામ કરાવ્યું તો સવા કરોડ સોનામહોર ભરેલા સાત ચરુ નીકળ્યા. રાજાએ દરબાર ભરીને મૂરખાને માન-સન્માન દીધાં અને તેનું નામ રતનપારખુ પાડી દીધું.

આ વાત વાયુવેગે દેશમાં ફેલાઈ ગઇ અને લોકો તેની પાસે રતનની પરીક્ષા કરાવવા માટે આવવા લાગ્યા. મૂરખો સાચાં—ખોટાંની બરાબર પરીક્ષા કરી આપે છે.

પણ રાજકુંવરીને મનમાં ચિંતા થવા લાગી. એને થયું કે ઘેર બેઠાં હજારો લોકો આવે છે ને કોઇને અમારી ઓળખાણ પડી જશે તો મારી આબરૂ કેમ રહેશે ? રાજકુંવરીએ એક જોગી સાધ્યો અને તેની પાસેથી એક મંતરેલી રાખડી લઇ લીધી. જે કોઇ માણસને એ રાખડી બાંધે તે પંખી થઈ જાય. એક દિવસ મૂરખો સૂતેલો ત્યાં રાજકુંવરીએ એને રાખડી બાંધી દીધી અને સૂડો બનાવી દીધો. સૂડાને પાંજરામાં પૂરી દીધો.

એક રાતે પાંજરાનું બારણું ઉઘાડું રહી ગયું અને સૂડો ઊડી નીકળ્યો. ઊડતો ઊડતો તે રાજાને મહેલે ગયો. મહેલમાં રાજાની દીકરી પંચકળી રહે. પંચકળી અખંડ કુંવારકા—વ્રત પાળે. પુરુષને નામે દાણો ન જમે. પંચકળી રોજ સવારે ચંપાની પાંચ કળીએ તોળાય.

સૂડો ઊડતો ઊડતો પંચકળીને ઓરડે જઈ બેઠો. પંચકળીએ સૂડાને પકડી લીધો. ધારીને જુએ તો સૂડાને ડોકે રાખડી બાંધેલી. જેવી રાખડી છોડી કે વીસ વર્ષનો જુવાન થઇ તે ઊભો રહ્યો. જુવાનનાં રૂપ જોઈ ને પંચકળી એના પર મોહી પડી. કહે કે: 'તમે મારા ભરથાર અને હું તમારી અસ્ત્રી.' મૂરખો કહે : 'ભલે.'

રાજકુંવરી અને મૂરખો રાતના ચારે પહોર રંગેચંગે રહે છે અને સવાર થતાં પંચકળી એને રાખડી બાંધી સૂડો બનાવી દે છે. રાજકુંવરીનાં કુંવારાં—વ્રત ખંડિત થયાં.

બીજે દિવસે માલણ ફૂલ લાવી. પણ ચંપાની પાંચ કળી મૂકતાં પંચકળીના તોલ ન થયા. ફૂલની છાબડી ભરી ભરીને નાખી તોયે પંચકળી તોળાતી નથી. માલણે જઇને રાજાને વાત કરી કે: 'હે મહારાજ ! કોણ જાણે કેમ, પણ હવે પંચકળીનો તોલ પાંચ ફૂલથી નથી થતો.'

રાજાને થયું કે અરર..! મારી દીકરી વગર પરણ્યે મારગ ભૂલી કે શું ? રાજાએ નગરની દૂતીને બોલાવી અને તપાસ કરવા કહ્યું. દૂતી

દિવસને વખતે પંચકળીના મહેલમાં સંતાઈને બેસી ગઈ. રાતનો પહેલો પહોર થયો કે પંચકળીએ મહેલનાં બારણાં બંધ કરી સૂડાની રાખડી છોડી કે તરત વીસ વર્ષનો જુવાન એમાંથી ઊભો થયો. એને જોતાં દૂતીએ 'ચોર....ચોર' એવી રાડો પાડી અને પહેરેગીર દોડયા.

પંચકળી અને મૂરખો મૂંઝાઇ ગયાં. હવે કરવું શું ? મૂરખો રાજમહેલની પાછળ પછીતેથી ઊતરી ગયો. રાજમહેલની પછીતે જ એક વેપારીનું ઘર. એના ઘરમાં ઘૂસી ગયો. જઇને વેપારીને પગે પડયો કે : ' હું રાજાનો ચોર. હવે બચું કેમ કરીને ? માર તોય ભલે, અને જિવાડય તોય ભલે. તારા હાથમાં મારો જીવ છે.'

પણ વેપારી એને સંતાડે ક્યા ? વેપારીને એક યુક્તિ સૂઝી. એના મોટા દીકરાની જુવાન દીકરી સૂતેલી. એની સાથે મૂરખાને સુવરાવી દીધો. થોડીક વાર ગઇ ત્યાં ચોરને ગોતતાં ગોતતાં રાજાના નોકર આવી પહોંચ્યા. આખું ઘર ફરી વળ્યા પણ ચોર ન જડયો. જુવાન દીકરી સૂતેલી ત્યાં તો કોણ જાય ? ચોરને ન દેખી પહેરેગીર પાછા ચાલ્યા ગયા. જઇને જાણ કરી કે ચોર તો અલોપ થઈ ગયો.

સવારે ઊઠીને વેપારીની દીકરી જુએ છે તો એની સાથે કોઈ જુવાન સૂતો છે. તરત એણે એની લાજ કાઢી અને તેના બાપને બોલાવીને કહ્યું કે જેની સાથે ચાર પહોર સૂતી એ જ મારો ધણી કહેવાય. એની સાથે મારા વિવાહ કરી દો. વેપારીએ દીકરીને મૂરખા સાથે પરણાવી દીધી. મૂરખો અહીં રહે છે અને મોજમજા કરે છે.

એક વખત મૂરખો બજારમાં ગયો. સામેથી રાજકુંવરીની દાસી ચાલી આવે. દાસીએ એને જોયો કે ઘેર જઇને રાજકુંવરીને જાણ કરી. રાજકુંવરી વેપારીને ઘેર પહોંચી અને કહેવા લાગી કે, તમે મારા ધણી અને અહીં ક્યાં આવતા રહ્યા ? રાજમાં આ ખબર ફેલાઈ ગઈ એટલે પંચકળી પણ ત્યાં આવી પહોંચી. રાજકુંવરી, પંચકળી અને વેપારીની દીકરી—ત્રણે અંદરોઅંદર લડવા લાગ્યાં. આ કહે : મારો ધણી, ઓ કહે : મારો ધણી.

આટલી વાત કહીને રાજાએ પૂછયું : ' હે દીવડા ! તું કહે તો ખરો કે મૂરખો કોનો ધણી ?'

દીવડો કહે : ' વાહ, એમા શું રાજાજી ? મૂરખો તો પ્રથમ જેને લઇને ભાગી નીકળેલો તે રાજકુંવરીનો ધણી !'

ચોબોલા ઝાળઝાળ થઈ ગઇ. ધડ દઇને એણે પાટુ મારીને દીવડો તોડી નાખ્યો અને બોલી : ' જા મારા રોયા, રાજકુંવરીનો એ ધણી શાનો ? જેણે એને ભેગો સુવરાવીને મોતમાંથી બચાવી જીવતો રાખ્યો એ વેપારીની દીકરીનો ધણી.'

તરત રાજાએ દાંડી ઉપાડી નગારે ઘાવ દીધો. ત્રણ વાર તો ચોબોલા બોલી આમ કરતાં રાતના ત્રણ પહોર પૂરા થયા.

રાતનો ચોથો પહોર શરૂ થયો અને રાજા બોલ્યો : 'અહો ! આવો રૂડો રાજમહેલ અને આવી રૂડી રાત ! પણ રાજમહેલની રાણી જ ન બોલે તો રાત વીતે કેમ ? '

રાજાને સાભળીને હારમાં બેઠેલા ખાપરાચોરે જવાબ દીધો : 'સાંભળ, હે રાજા ભોજ ! રાણી ચૌબોલાના ભરથાર !.......'

હાર આટલુ બોલ્યો–ન બોલ્યો ત્યાં તો ચોબોલાને ઝાળઝાળ અગન વ્યાપી ગઈ અને ધડ કરતો સવા કરોડનો હાર તોડીને ફગાવી દીધો. હારને તોડીને એ બોલી : ' કેમ રે બેશરમ ! રાજા ભોજ વળી ચાબોલાને ક્યારે પરણ્યો હતો કે એને એનો ભરથાર કહે છે ? '

તૂટેલા હાર પર બેઠેલો ખાપરો બોલ્યો : ' આ ચોથો પહોર થયો અને તું ચોથી વાર પણ બોલી એટલે હવે તે ભરથાર ખરો ને ? '

તરત રાજા ભોજે દાંડી ઉપાડી નગારે ઘાવ દીધો. ચારે પહોર નગારાના ઘાવ સાંભળી દાસ-દાસીઓ અને સખી–સહેલીઓ ચોબોલા પાસે દોડી આવ્યાં અને ચોબોલાને કહેવા લાગ્યાં કે : 'બહેન ! તું તો ભારે ભાગ્યશાળી ! તારું વ્રત પણ રહ્યું અને રાજા ભોજ જેવો ભરથાર મળ્યો !'

પણ ચોબોલા કહે : 'એણે તો મને રીસે બાળીને બોલાવી દીધી છે. સાચેસાચ ક્યાં બોલાવી છે ?'

બુઢ્ઢી દાસીઓએ સમજાવીને કીધું : 'હશે બાઈ ! તારા નસીબમાં જે વર માંડ્યો હતો તે તને મળ્યો. હવે હેતપ્રીતથી પરણી લે.'

તરત ચોબોલાના પિતાએ દીકરીનાં લગ્ન લીધાં. રાજા ભોજ ચાર ભાઈબંધને જાનૈયા બનાવી પરણવા આવ્યો. રાજા તોરણે આવીને ઊભો રહ્યો અને પાણીથી ભરેલા નીલકુંભની ચોરી રચી ચાર ફેરા ફરી લીધા.

સવાર પડતાં રાજા ભોજે ચોબોલાથી હારી ગયેલા બધા રાજાઓને જેલમાંથી છોડાવ્યા. સૌને રૂડાં લૂગડાં પહેરાવીને રજા આપી અને કહ્યું કે: જાઓ, સૌ સૌને ઘેર જઈ ને આનંદ કરો !'

થોડા દિવસ રોકાઈ ને રાજા ભોજ રાણી ચોબોલાને લઈને ઉજ્જેણી ઊપડ્યો. ચોબોલાના બાપે હાથી, ઘોડા, મ્યાના, દાસદાસી તથા ખૂબ ધનદોલત આપીને પહેરામણી કરી અને રાજા ચાલી નીકળ્યો.

રાજા ભોજ રાણી ચોબોલાને લઈ ઘેર આવ્યો. આવીને રાણી ભાનુમતીને કહ્યું : 'લે રાણી, ચોબોલાને વધાવી લે. તેં કહ્યું હતું ને કે ખરા હો તો રાણી ચોબોલાને પરણી આવજો ! આ ચોબોલાને પરણી આવ્યો !'

રાણી ભાનુમતી સમજી ગઈ. રાણી ચોબોલાને વધાવીને તે ભેટી પડી. તે પછી સૌએ સાથે ખાધું, પીધું ને રાજ કર્યું.

●

# ભેદ

"પિતા ગયા જીવન–ઓથના સમા;
મારે શિરે માત, બહેન, ભાઈનો
આ ભાર આવ્યો, અહીં વ્યાજખોરનો
છે બોજ માથે : ધન શુલ્ક માટે
લીધું હતું વ્યાજ દઈ – હજુ એ
છે આપવાનું...થઉં પાસ હું યદી...."
એવા વિચારો ઉર ધારતો કંઈ
કુમાર કો દીન ઊભો રહે છે
"છો પાસ" એવા શુભ શબ્દ સુણવા.

"નપાસ" એવું શ્રવણે પડે ત્યાં
"નપાસ ?"–ને આંખ થકી દડી રહે
અશ્રુ તણી એક અજસ્ર ધાર.
(શ્રીમંત એ અશ્રુ મહીં જ દીસતો !).

"નપાસ ?–ચાલો ત્યહીં તો અમારે
કૉલેજની જિંદગી માણવાને
મળ્યું વધુ વર્ષ"–કહી હસે ત્યાં
શ્રીમંતનો કોઈ કુમ

– લલિત ગિ. ભટ્ટ

# રજવાડી હિંદનો પરાજય

ખંડ ૧ ચાલુ —————————— મગનભાઈ દેસાઈ

## લાલ રંગોળીનો ઝપાટો

### ૪
### પહેલો ભોગ

'સહાયકારી સેના–પદ્ધતિના સુધારેલા રૂપને સ્વીકારી ફ્રેન્ચ સેનાપતિ તળેના પોતાના લશ્કરને વિખેરી નાખવાનુ કબૂલ કરવાનુ નિઝામને સમજાવવામા કે તેને તેવી ફરજ પાડવામા ગ જ (વેલેસ્લી) ફાવ્યો ... ચતુર મુત્સદ્દીગીરી અને તેની સાથે યુક્તિભેર રચેલા લશ્કરી વ્યૂહના દેખાવથી (નિઝામના ફ્રેન્ચ સેનાપતિ) રેમન્ડે સગઠિત કરેલા લશ્કરના શસ્ત્ર હેઠા કરાવી તેને વિખેરી નંખાવવામા આવ્યુ !'

વિન્સેન્ટ સ્મિથ–
(પા ૫૮૨)

ગવર્નર–જનરલે જે યોજના વિચારી કાઢી હતી તેને ફોક કરવા કે તેની ચૂડમાથી બચવા માટે હિંદના રજવાડાઓ માટે એક જ રસ્તો હતો, અને તે એ કે, તે સૌએ સાથે મળીને, પોત પર એક-સરખા ઝઝૂમતા અંગ્રેજ ભયનો વિચાર કરી લઈ, એકત્રિત સામનો કરવો જોઈએ હિંદના ત્યારના કાળે આ જ વસ્તુ કઠણ હતી કેટલીક દેશી સત્તાઓ, આ પ્રકારના એકત્રિત સામનાની જરૂર જોતી હોવા છતા, તેનુ સંગઠન કરી શકે એમ નહોતી અને એ જ દશા વેલેસ્લીની નવી નીતિને ફાવવા માટેનુ સૌથી જબરુ કારણ બની. તેણે એવી નીતિ અખત્યાર કરી કે જેથી સામેવાળી દેશી સત્તાઓ પુન અંગ્રેજબળ સામે એકે એકે અથડામણમા આવે–એક સાથે કે અંદરઅંદર મળીને નહિ

નબળી વાડે છીંડુ પાડવુ સહેલુ હોય છે એ ન્યાયે વેલેસ્લીએ નિઝામથી* પોતાની નવી નીતિના અમલની શરૂઆત કરી. આપણે જોયુ કે, એ નીતિ પાછળ નિમિત્ત–કારણ ફ્રેન્ચ સેનાઓને કાઢી હિંદના અંગ્રેજ કબજાને પાકો કરી લેવાનુ હતુ ફ્રેન્ચ સેના મુખ્યત્વે ત્રણ રજવાડામા હતી–નિઝામ ટીપુ અને શિંદે શિંદે મધ્ય હિંદમા દૂર હતો વળી તે એક મોટી મરાઠા–શક્તિના પ્રધાન અગરૂપ હોઈ સગઠિત ને સબળ હતો એટલે શરૂમા તેને છોડવો જોઈએ છતા તેનોય એક ઉપયોગ અંગ્રેજો કરી શકતા હતા, અને તે એ કે, તેની મારફત તેઓ મરાઠા રાજ્યમડળમા અમુક હદે ઝઘડા ચલાવ્યે રાખી શકે, કેમ કે શિંદે આ વખતે પૂનાના પેશ્વા સાથે ઝઘડતો હતો અત્યારનો–એટલે કે ૧૭૯૭ થી ૧૮૦૦–પેશ્વા એટલે સમર્થ નાના ફડનવીસ તે ને શિંદે લડે તો અંગ્રેજોને અમુક પ્રકારે જરૂર નિરાત થાય આ કાળના તે બેના ઝઘડામા અંગ્રેજ મુત્સદ્દીગીરીએ ઠીક ઠીક હાથ ચલાવ્યો, અને એ ઝઘડા કેવી ખતરનાક હદ સુધી પહોચ્યા તે એક સ્વતંત્ર પ્રકરણ માગી લે છે, જે આપણે હવે પછી જોઈશુ

શિંદે પછી રહ્યા નિઝામ અને ટીપુ–એ બે દક્ષિણની પડોશી રાજસત્તાઓ તેમા અંગ્રેજોનો ખરો શત્રુ ટીપુ હતો તેને કોર્નવોલીસ જ ખતમ કરત, તે બચી ગયો માત્ર નાના ફડણીસની જ આડને લીધે એટલે તેને પહેલી તકે ખતમ કરવાનુ કામ તે માથે લઈને જ જાણે આવ્યો હતો કોર્નવોલીસનો તે દોસ્ત હતો કંપનીએ પહેલો વિચાર તો કોર્નવોલીસને જ ફરી ૧૭૯૮મા ગ.જ.પદે મોકલવા ધારેલુ, પણ પિટે તેને આયર્લેન્ડ મોકલ્યો, એટલે મદ્રાસના ગવર્નરપદ માટે અંકિત વેલેસ્લી ગ.જ.પદે આવી ગયો

ટીપુને હરાવવા જવા પહેલા પૂર્વતૈયારીરૂપે નિઝામનો વિચાર કરવો જોઈએ. નહિ તો કદાચ તે તેની ફ્રેન્ચ સેના સાથે ટીપુની મદદમા જતો રહે એ દહેશત ગણાય જોકે, નિઝામે ટીપુ પેઠે કોઈ વાર આગળ પડીને ખાસ કશી મક્કમ પ્રીતિ બતાવી નહોતી, તેથી ટીપુ જેવી ડરામણી સત્તા તેની ન ગણાય પરતુ ઢચુપચુ દિલના માણસની પૂર્વખાતરી કરી લેવી સારી

વળી નિઝામે ૧૭૯૫મા ખરડાના યુદ્ધમા મરાઠાઓને હાથે સખ્ત હાર ખાધી હતી, એટલે પણ વેલેસ્લીને કદાચ આશા હોય કે, તે અંગ્રેજોની મદદ–યોજનાની વાત માને ગમે તે કારણ ગણો, વેલેસ્લીએ પોતાની નીતિનો પ્રારભ નિઝામથી શરૂ કર્યો

અને આ બાબતમા વેલેસ્લી નિઝામને મનપસદ કે જોઈતી સધિ કરવા નહોતો ચાહતો. એને તો પેલુ સહાયકારી લશ્કરનુ ખડિયા–ખત તેની પાસે ધરવાનુ હતુ. તે કાઈ મિત્રાચારીની સધિ નહોતી કે નિઝામ માની લેશે એમ મનાય એટલે, એ કામ સામે મોઢે તો વેલેસ્લી કરાવી શકે એમ નહોતુ જ કોઈ રીતે ચાલબાજીથી છાપો મારી, નિઝામને લાચાર કરી દેવામા આવે, તો જ બની શકે એવુ હતુ ગ.જ. તરીકે આવીને થોડા જ માસમા વેલેસ્લીએ એ માટેનો દાવ રચી લીધો હૈદરાબાદના પોતાના એલચીને તેણે છૂપી સૂચના મોકલી કે, ધીમે ધીમે કળે કળે, ફ્રેન્ચ સેનાને કાઢી મૂકવામા આવે એવી પેરવીની ભેદનીતિ રચો અને બીજી બાજુ મદ્રાસના ગવર્નરને હુકમ કર્યો કે, એકદમ હૈદરાબાદ તરફ સેના મોકલવી છે માટે ચુપચાપ તૈયાર કરી દો આવા હુકમ સામે મદ્રાસ કાઉન્સિલના કેટલાક સભ્યોએ કચવાટ કર્યો, તેમની વેલેસ્લીએ સખત ખબર લઈ નાખી ચૂપ કરી દીધા

આ યોજના મુજબ, એક બાજુથી નિઝામના અમલદારોને ફોડી લશ્કરમા ગોટાળો ઊભો કરવામા આવ્યો* આ જ

---

* હન્ટર તેના 'ઇંડિયન એમ્પાયર' (પા. ૨૯૮)મા કહે છે–'દક્ષિણની ત્રણ સૌથી નબળી જે નિઝામની સત્તા, તેને વેલેસ્લી પહેલો પહોંચ્યો'

* નિઝામનો વડો પ્રધાન જ બધુ અંગ્રેજ લશ્કર રાખવાના ને ફ્રેન્ચ લશ્કરી પક્ષને કાઢવાના મતનો હતો તેને એટલી ગરજ હતી કે, થોડુક જે અંગ્રેજી લશ્કર અગાઉનુ ત્યા હતુ તેમા અંગ્રેજો ઉમેરો કરે વેલેસ્લી તેને માટે તૈયાર થયો, અને એમ ફૂટ સધાઈ

અરસામાં નિઝામનો ફ્રેન્ચ સેનાની રેમંડ મરી ગયો. વળી પગારને કારણે નિઝામ-લશ્કરમાં બંડ જેવું છમકલું જાગ્યું. આ બધાં કારણો નિઝામ-સેનાનું બળ અસ્તવ્યસ્ત કરવામાં મદદરૂપ થઇ પડયાં. છતાં, ૧૪ હજાર જેવડી મોટી શસ્ત્રસજ્જ સેના એની હતી; પેલાં કારણો કદાચ પૂરાં ન પડે. તેથી બીજી બાજુથી મદ્રાસથી અંગ્રેજ સેના આવી પહોંચી તેને ખડકી દેવામાં આવી. નિઝામની આખી સેનાને દબાવી દઇ લાચાર કરી દેવાય એવો મોરચો તેણે રચ્યો. રેમંડ ગયા પછી આ આખી નાજુક પરિસ્થિતિને પહોંચી વળાય એવું હતું નહિ; અને માથા ઉપર અંગ્રેજ સેના તો ઊભી હતી. નિઝામ અત્યાર સુધી આ બધી પરિસ્થિતિથી હવે જાણે ઝબકીને એચિંતો જાગ્યો; કેમકે આ જે પ્રપંચ ચાલતો હતો તેની એને પૂર્વખબર જ નહોતી પડી! વેલેસ્લીનો દાવ ધાર્યો પડયો. લાચાર બની નિઝામે ફ્રેન્ચ સેના કાઢી મૂકીને અંગ્રેજ લશ્કર રાખવાના સહાયકારી કરારનામા ઉપર ૧૭૯૮ના સપ્ટેંબર ની ૧લીએ સહી કરી;* જોકે તે કરારનામામાં શરૂમાં લખ્યું તો એમ છે કે, નિઝામ બહાદુરે પોતાને ત્યાં અંગ્રેજ લશ્કર વધારવા ઇચ્છા પ્રદર્શિત કરી, તેથી........(વગેરે).

એમ માત્ર ધમકી ને પૂરી સિફતથી આવું ક્રાંતિકારી કામ પૂરું પાડવા માટે, વેલેસ્લીને વિલાયતથી ધન્યવાદ મળ્યા ને કંપનીએ તે તારીખથી ૨૦ વર્ષ સુધી તેને ૫૦૦૦ પાઉન્ડનું વર્ષાસન બાંધી આપ્યું. પછી વેલેસ્લી મક્કમ પગલે પોતાની નીતિમાં આગળ વધે એમાં નવાઇ નહોતી. નિઝામ પછી તેણે ટીપુને માત કરવાનું હાથ પર લીધું.

## ૫

## અણનમ ટીપુ સુલતાન

'ઔરંગઝેબના મરણથી માંડીને ઈ. સ. ૧૮૫૭ સુધીનાં, અંગ્રેજો અને હિંદીઓ વચ્ચેના સંબંધનાં ૧૫૦ વર્ષના ઈતિહાસમાં, હૈદર અને ટીપુ જ બે એવી વ્યક્તિઓ હતી કે જેમણે પોતાના દેશવાસીઓની વિરુદ્ધ, પરદેશીઓ સાથે સમાધાની કરવાની વાતનો સ્વીકાર કર્યો નથી!

પં. સુંદરલાલ

('ભારતમેં અંગ્રેજી રાજ્ય')

## [૬]

નિઝામને સપડાવી લીધા પછી ટીપુ પરના આક્રમણ માટે ગ. જ.નો માર્ગ ચોખ્ખો થયો. તેની જોડે ઝઘડો પાડવા માટે હવે બહાનું જ બાકી હતું; ફ્રેન્ચ હાઉ તેને માટે તૈયાર જ હતો.

આ જ અરસામાં નેપોલિયન ઇજિપ્ત તરફ આવ્યો હતો, અને હિંદમાં પણ કદાચ આવે એમ અંગ્રેજોએ માન્યું. વળી ટીપુએ મોરિશિયસના ફ્રેન્ચ ગવર્નર પાસે, અંગ્રેજો સામે, મદદ માગી અને ત્યાંથી દોઢસો માણસ આવ્યું, એવી વેલેસ્લીને ખબર પડી. એટલે એક બાજુ ટીપુ જોડે તે બાબતમાં લખાપટી શરૂ કરી, અને બીજી બાજુ મદ્રાસના ગવર્નરને લખ્યું કે, મોરિશિયસના ફ્રેન્ચ ગવર્નરે ટીપુને મદદ કરવાનું જાહેરનામું બહાર પાડયું છે એ એક ગંભીર વાત ગણાય; એમાંથી ટીપુ જોડે યુદ્ધ પણ નીપજે; માટે તમે લશ્કરી તૈયારી કરવા માંડજો.

મદ્રાસ કોઠીને આ સૂચનાથી નવાઈ લાગી. હૈદર ટીપુથી થરથરતા તે લોકોને ટીપુ જોડે નાહકનો કજિયો શું કામ વહોરવો એમ પણ લાગ્યું. વળી, હકીકતમાં મોરિશિયસથી ફ્રેન્ચો કાંઈ જ કરી શકે એમ નથી, કેમ કે ત્યાંની તરી તથા ખુશ્કી બેઉ સેના યુરોપ તરફ વાળેલી છે,—આમ પણ મદ્રાસથી ગવર્નરે લખ્યું. પણ લડવા જ માગનારને એથી શું? ઉગ્રતાથી વેલેસ્લીએ એ લોકોને ધમકાવી પાણીઢલા કરી દીધા, અને ચુપચાપ હુકમ પ્રમાણે તૈયાર થઇ જવા આજ્ઞા આપી.

બીજી બાજુ, ટીપુની જોડે ચાલુ કરેલા પત્રવ્યવહારમાં જુદો જ રંગ જોવા મળે છે. ટીપુએ કહ્યું કે, ૧૭૯૨માં અંગ્રેજો જોડે થયેલી સંધિની રૂએ આપણે દોસ્તો છીએ, ને હું દોસ્ત રહેવા માગું છું. વળી ફ્રેન્ચ લોકને હું લુચ્ચા ને નઠારા માનું છું; તથા મારા રાજમાં મોરિશિયસથી ફ્રેન્ચો આવ્યાની જે વાત કરો છો, તે તો ધંધો ખોળતા આવેલા ચાળીસેક કાળાગોરા કારીગરો જ છે.

સામેથી વેલેસ્લીએ પણ મિત્રાચારીની મીઠાશ જાળવી કેટલોક વખત લખ્યા કર્યું. આમ ૧૭૯૮ના અંત સુધી ચાલ્યું. ત્યાં સુધીમાં તેણે નિઝામ તરફનું પાસું ચોક્કસ કરી લીધું; મરાઠાઓ ટીપુની મદદમાં ખાસ કાંઇ કરી નહિ શકે એવી એને ખાતરી થઈ હતી; અને ખાસ તો એ કે, મદ્રાસ સરકારને જંગને માટે જે પૂર્વવ્યવસ્થાઓ કરવાની હતી તે બધી હવે થઈ ચૂકી હતી. એટલે ૧૭૯૨ની જૂની સંધિ પ્રમાણે તેણે નિઝામ તથા પેશવાને લખ્યું કે, ટીપુ ફ્રેન્ચોની જોડે મળીને અમારી શત્રુતા કરે છે, તો તેની સામેના યુદ્ધમાં, આપણી તે સંધિની રૂએ, તમે અમને મદદ કરો. પેશવાએ આના જવાબમાં કાંઇ મદદ તો ન ધરી; પરંતુ તે અંગ્રેજો સામે ટીપુ જોડે ન લડે તો વેલેસ્લીને એ બસ હતું. તે તેમણે પોતાના આંતરકલહથી સારી પેઠે કર્યું. અને નિઝામનું સહાયકારી લશ્કર તો અંગ્રેજોની જ હકૂમતમાં હતું, એટલે સવાલ નહોતો. આમ પેશવા અને નિઝામ બાજુની નિરાંત થઇ, એટલે તેણે પોતાનું નગ્ન રૂપ* ટીપુ આગળ પ્રગટ કરવા માંડયું.

---

* ત્યાર પછી બે વરસે આ સંધિમાં વધારે કલમો ઉમેરાઇને પૂરી ખંડિયા-સંધિ થઇ રહે છે, તેની બધી વિગતોની ચર્ચાનું લંબાણ બિનજરૂરી માનીને અહીં છોડી દેવામાં આવ્યું છે.

* વેલેસ્લી ત્યારના નૌકાસેનાધિપતિને લખે છે—'દક્ષિણનો ફ્રેન્ચ પક્ષ તૂટી ગયો છે. કોરોમંડળ ને મલબાર કિનારા પર આપણે સજ્જ થઇ યુદ્ધ માટે બરોબર તૈયાર છીએ. અને યુરોપ તથા ગુડહોપથી મોટી લશ્કરી મદદ આવી પહોંચનાર છે. આથી હિંદી દ્વીપકલ્પની પરિસ્થિતિ ઉપર આપણો કાબૂ મુખ્ય છે. ટીપુના વિચારો આપણા વિરોધી છે એની મને ખાતરી હોવાથી, આપણી સામે થવાની એની શક્તિને, યા તો પ્રત્યક્ષ લડી લઈને અથવા તો તેને દમ ભિડાવીને, ઓછી કરવાનો, અત્યારના અનુકૂલ સંજોગોનો લાભ લઇ લેવાનું મેં નક્કી કર્યું છે.' (જુઓ બસુ ગ્રંથ ૨—પા. ૩૨૮)

[૨]

શરૂમા ગ જ એ ટીપુ પાસે એટલી જ માગણી કરવા ધારી હતી કે, ટીપની કચેરીમા અંગ્રેજ રેસિડેન્ટ રહે અને તેના રાજ્યમાથી ફ્રેન્ચો* નામે કાઢી મૂકવામા આવે. પરંતુ જેમ જેમ કંપનીનુ જોર વધતુ ગયુ અને યુરોપમા નેપોલિયન પણ હારતો ગયો, તેમ તેમ ટીપુ જોડે લડવાનુ કારણ ઓછું થવાને બદલે વધ્યુ, અને તેની પાસે કરાતી માગણીઓ પણ ઉમેરાતી ગઇ। ઇજિપ્તમા નાઈલ નદીના મુખમા નેલ્સને નેપોલિયનને હરાવ્યો એટલે તેના હિંદ આવવાના ટકા ઓછા થયા છતા ટીપુ જોડની લડાઇ તો ટળી રટી એટલુ જ નહિ, તેની પાસેની માગણીની કવમોય વધી! મિલ સાફ શબ્દોમા જણાવે છે કે, જો ટીપુનો મુલક પચાવી લેવાની દાનત ન હોત, જો ફ્રેન્ચની મદદથી તેણે કરવા ધારેલી લડાઈની અંગ્રેજોની માન્યતા જ યુદ્ધનુ ખરુ કારણ હોત, તો વેલેસ્લીએ ટીપુ જોડે લડવાનુ બધ કરવુ જોઇતુ હતુ ઊલટો વેલેસ્લી તો ૧૭૯૮ના અતમા જાતે મદ્રાસ આવી ગયો ને યુદ્ધ-સંચાલનનો ભાર પોતાને માથે લઇને ત્યા બેસી ગયો

મોરિશિયસથી ટીપુએ ફ્રેન્ચ મદદ માગી એ જે અંગ્રેજોનો આક્ષેપ હતો તેનો જે ઉત્તર ટીપુએ આપેલો આપણે ઉપર જોઇ ગયા, તે વેલેસ્લીને મદ્રાસ જ મળ્યો હતો તેના જવાબમા વેલેસ્લીએ સધિની વાત કરવાને એલચી મોકલવા લખ્યુ પણ ટીપુ તરફથી તેનો જવાબ આવે તે પહેલા તો તેણે મદ્રાસ મુબઇની સેનાઓને ૧૭૯૯ના ફેબ્રુઆરીની ૩જીએ હુકમ આપી દીધો કે, ટીપુ રાજ પર કૂચ કરો ટીપુનો જવાબ ૧૦ દિવસ બાદ વેલેસ્લીને મળ્યો પરંતુ તેનો ઉત્તર વેલેસ્લીએ લશ્કરના પોતાના સેનાપતિને જ આપ્યો ને કહ્યુ કે ટીપુના મુલકમા પેસીને જ હવે એ એને આપજો।

[૩]

ટીપુ માટે હવે લડવાનુ જ રહ્યુ અંગ્રેજો જોડે લડવાની તેની કશી તૈયારીઓ તો હતી જ નહિ આપણે માલ્કમના શબ્દોમા અગાઉ જોયુ કે, એ જ વસ્તુ વેલેસ્લીને માટે સૌથી મોટુ કારણ હતી! પરંતુ શત્રુ આવ્યો જ તો પછી, સામે થયા વગર રહે નહિ એવો સ્વાભિમાની વીર ટીપુ હતો અંગ્રેજ સેનાને ખાનગી સૂચનાઓ આપી સર્વ સત્તા સાથે વેલેસ્લીએ રવાના કરી હતી ટીપુ માટે યુદ્ધ કે શરણુ જ સામે હતુ

મુબઇ અને મદ્રાસની બે સેનાઓનો પ્રવાહ હવે મૈસૂરની રાજધાની શ્રીરંગપટ્ટમ તરફ ચાલ્યો ટીપુએ વચ્ચે તેને રોકવાને માટે પ્રયત્ન કર્યો, પણ તે વ્યર્થ છેવટે તેને પોતાની રાજધાનીમા જ ઘેરાવુ પડ્યુ, અને તેની ચારે કોર બેઉ શત્રુસેનાઓ ફરી વળી ટીપુએ જોયુ કે, હવે કોઈ રીતે બચવા જેવુ રહ્યુ નથી ત્યારે તેણે અંગ્રેજ સેનાપતિને સુલેહ કરવાની શરતો આપવા કહ્યુ જવાબમા તેણે એવી અપમાનકારક શરતો મોકલી કે ટીપુએ પોતાના ઉમરાવોને કહ્યુ 'આ કાફરોના પેન્શનો ખાતા રાજાનવાબોની યાદીમા ઉમેરાઇને, તેમના દુખી આશ્રિત થઈને રહેવા કરતા એક સિપાહી પેઠે લડતા લડતા મરવુ બહેતર છે' પોતાના સુલતાનની આ કરુણ છતા બહાદુર નિશ્ચિતતા જોઈ ઉમરાવોએ કહ્યુ કે, અમે આપની સાથે મરીશુ

અંગ્રેજ સેના ઠેઠ કોટ સુધી આવી ને કેટલીક ફાટફૂટ તથા ગરબડનો લાભ લઇ તેણે તેમા બાકોરુ પાડ્યુ ત્યા હલ્લો થયાના સમાચાર મળતા જમવા બેઠેલો ટીપુ રહ્યાસહ્યા લશ્કર સાથે મહેલ બહાર નીકળ્યો, અને તેના દરવાજામા લડતો લડતો એક સામાન્ય સિપાહી જેમ પડ્યો ઘવાઇને પડેલા સુલતાનના પટાનુ સોનાનુ બકલ વગેરેથી લોભાઇ તે કાઢી લેવા એક ગોરા સૈનિકે તેના બકલ પર નજર કરી, પડયા પડયા જ તેને તેણે ઘાયલ કર્યો, પણ તેણે પોતાની બદૂકથી તેનુ માથુ વીંધી નાખ્યુ. આમ મૈસૂરનો છેલ્લો સ્વતત્ર સુલતાન પડ્યો

[૪]

ટીપુને હતા યા પછીનો ઇતિહાસ પણ એવો જ નવાઇ પમાડનારો છે તેના પુત્રોને કબજે કરી વેલોરમા રાખવામા આવ્યા અને રાજ્યનો બધો દરિયાકિનારો અંગ્રેજોએ લઇ લીધો, જેથી કદીય ફ્રેન્ચોને ઊતરવાનુ બારુ રહે નહિ રાજ્યનો એક ટુકડો નિઝામને આપ્યો પેશવા બાબી પણ અમુક લોચો નાખવાનુ રાખ્યુ, જેથી આ નવા સોદામા તેઓ બોલે નહિ પણ તેની શરતોમા અંગ્રેજોએ જે ઘૂસણ-'ખત* રાખી હતી તે કબૂલ જઈને પેશવાએ તે વાટ-વાઘણી ના પાડી એટલે તે નિઝામ અંગ્રેજોએ વહેંચી લીધો બાકીનો ભાગ જે રહ્યો તે મૈસૂરના જૂના હિંદુ રાજકુટુબને ખોળી કાઢી તેના પાંચેક વર્ષના હયાત એક છોકરાને આપ્યો એ જ આજનુ મૈસૂરનુ રાજ અને તેના રાજકુટુબનો નવો મૂળપુરુષ

આ રાજકુટુબ હૈદર સુલતાન થયા પછી ૪૦-૫૦ વર્ષમા સાવ ભિખારી થયેલી દશામા મરી આવ્યુ હતુ રકમાથી રાય બનવાનુ નસીબ ઊઘડતા, રાજાની માતાએ અંગ્રેજ સરકારનો ખૂબ આભાર માન્યો અને યાવચ્ચદ્રદિવાકરૌ પોતાની વફાદારી અને આજ્ઞાંકિતતા અંગ્રેજોને પરઠી વેલેસ્લીએ પોતાની સહાયકારી પદ્ધતિની બધી કલમો મૈસૂર રાજાની સાથેની આ ૧૭૯૯મા થયેલી સધિમા ઉતારી

મૈસૂરનુ પ્રકરણ પૂરુ કરી, ૧૮૦૦મા નિઝામ જોડે વેલેસ્લીએ ફરી નવી સધિ કરી મરાઠાઓના ભયથી ત્રાસતો નિઝામ હવે વેલેસ્લીના હાથમા જઇ પડ્યો તેણે મરાઠા સામે રક્ષણ સારુ વધુ સહાયકારી ફોજ લીધી અને તે પેટે પોતાને હૈદર ટીપુના રાજ્યમાથી બે વાર થઇને (૧૭૯૨, ૧૭૯૯મા) મળેલો બધો ભાગ અંગ્રેજોને આપી દીધો રાજ્ય વધારવુ ન

---

આ જ સબધમા, મિલ તેના ઇતિહાસમા (પા ૪૨૦) સર જોન માલ્કમનુ નીચેનુ વાક્ય ઉતારે છે, તે પણ જોવા જેવુ છે:-

'પરંતુ સુલતાનની યોજનાઓની અપકવતા એ લૉર્ડ વેલેસ્લીના મતમા તેના રાજ્ય પર તત્કાળ હલ્લો કરવાનુ સૌથી મજબૂત કારણ હતુ'

૧ *મિલ જણાવે છે કે, 'સુલતાનની નોકરીમા કુલ ૧૨૦ કરતા વધારે ફ્રેન્ચો નહોતા'

*પેશવાએ સહાયકારી લશ્કર રાખવુ, નિઝામને ચોથ માટે પજવવો નહિ વગેરે શરતો હતી

જોઈએ એવી સખત આજ્ઞા પિટના કાયદામાં હોવા છતાં, વેલેસ્લી એ ભાગ ગટાપ કરી ગયો. આ ઉપરાંત નિઝામે પોતાની પરરાજ્યો સાથેની નીતિરીતિમાં અંગ્રેજ કંપની સરકારની વચ માની લીધી. મૈસૂર પેઠે તે પણ અંગ્રેજોનો ખંડિયા જેવો રાજા બની જઇ, આજ સુધી પોતાનું રાજ્ય ટકાવી રહ્યો છે.

આમ ઈ. સ. ૧૮૦૦માં લગભગ આખું દક્ષિણ ભારત અંગ્રેજોને માટે નિષ્કંટક થઇ ગયું. ત્યારથી આજ સુધી હિંદના તે ભાગમાં ફરી અંગ્રેજોને લડવું પડયું નથી.

વેલેસ્લીના આ વિજયથી વિલાયતથી તો તેના પેર ધન્યવાદની વર્ષા થઇ. નિઝામને દબાવ્યા બદલ જે વર્ષાસન તેને મળ્યું તે આ જ વખતે જાહેર કરવામાં આવ્યું હતું. અને તેના લૉર્ડ–પદનો દરજ્જો પણ વધારવામાં આવ્યો.

જીતનાર-લશ્કર પણ ઠીક કમાયું. તેણે શ્રીરંગપટ્ટમ સીધું લૂંટી ખાધું. ટીપુના ઝનાનખાનાને પણ લૂટવામાંથી છોડયું નહિ. તેના સેનાપતિઓ મહામુશ્કેલીએ આ બેફામ લૂંટ રોકી શક્યા, અને ભયથી જીવ લઇને નાસી છૂટેલી વસ્તીને પાછી ગામમાં બોલાવી લાવ્યા.

ગ. જ.નો ભાઇ આર્થર વેલેસ્લી લડવામાં સીધી રીતે નહોતો, પણ તેને ગ. જ.એ છેવટે સેનાપતિપણું ખટાવ્યું હતું. આ લૂંટ વિષે તેણે ટૂંકમાં લખ્યું છે–'ગામનું એક ઘર આ લૂંટમાથી ભાગ્યે બચ્યું હશે. અને મને ખબર છે કે, આપણા સિપાઇ, સોલ્જરો ને નોકરચાકરો લશ્કરનાં બજારમાં કીમતીમાં કીમતી જવેરાત, સોનાની લગડીઓ વગેરે વેચતા હતા. લોકો પાછા ઘેર આવે છે, પણ દરેકની માલમત્તા તો ગઇ છે.'

(થોમ્સન–ગેરેટ પા. ૨૦૫)

[૫]

અંગ્રેજ ઇતિહાસકારોમા એક મિલ સિવાયના ઘણાખરાએ ટીપુને નિંદવામાં કશી બાકી રાખી નથી. બંગાળનો સ્વતંત્ર–મિજાજી સિરાજ અને બહાદુર ટીપુ આ બાબતમાં તેમના તરફથી સરખા હતભાગી લાગે છે. અંગ્રેજોએ ટીપુને એક ક્રૂર રાક્ષસ જેવો ચીતરી બતાવ્યો છે, અને એમ આક્ષેપ કર્યો છે કે, તે ધર્માન્ધ હતો અને નવાબ તરીકે આપખુદીથી વર્તતો. આપખુદીનો છેલ્લો આક્ષેપ તો એવો વિચિત્ર અને મૂર્ખતાભર્યો છે કે તે છોડવો જ ઠીક છે. તે કાળમાં કઇ ભૂમિમાં હાકેમો આપખુદ નહોતા? પણ દૂર શું કામ જવું? મદ્રાસ સરકારની સાચી વાતને હેબે ચડાવી તેમને ચૂપ કરી દેનાર વેલેસ્લી ક્યાં ઓછો આપખુદ કે તુમાખીદાર હતો? તે કાળે આપખુદી એ કોઈ રીતનો દોષ કહેવો એ કાલક્રમદોષ થાય; અને તે વસ્તુજ અપ્રસ્તુત ગણાવી જોઇએ.

બીજો આક્ષેપ ટીપુની ક્રૂરતાનો કરાય છે. તે કાળમાં જ વિદ્યમાન ઇતિહાસકાર મિલની જ સાક્ષી આ વિષે જોવી સચોટ નીવડશે. તે કહે છે :–

'તેની ક્રૂરતાનું અમે વધારે સાંભળ્યું છે, કારણ કે આપણા જ દેશભાઈઓ તેના ભોગ બનનારામાંના હતા. પરંતુ તે વિષે એટલું જોવું જોઈએ કે, અમુક દાખલાઓ જતા કરીએ તો, (અને તેમને વિષેના પુરાવા પણ શંકાગ્રસ્ત કરતાં વધારે સારા ન જ ગણી શકાય એવા છે.), જે ભોગવવું પડેલું તે ગમે તેટલું સખત હોવા છતાં માત્ર અતિ કઠણ કેદ જ હતી. અને અંગ્રેજોના પોતાના જ (ત્યારના) કાયદાઓ જેવી કેદ ગુજારાવતા હતા તે જો ધ્યાનમા લેવાય, તો અંગ્રેજોએ ટીપુ સામે બહુ આગળ પડીને ફરિયાદ કરવી ન ઘટે. ઘણો સંભવ છે કે, તે જ વખતે, કલકત્તા અને મદ્રાસનાં કેદખાનાંમાં, કેટલાય હતભાગી બીચારા ૧૦૦ પાઉન્ડના દેવાના ગુના માટે, ટીપુ......તેના યુદ્ધકેદીઓ પર ગુજારતો તેના કરતાં જરાય ઓછી નહિ એવી યાતનાઓમાં સબડતા હતા. અને ટીપુના કેદીઓ તો એ પ્રજાના ભાગ હતા કે જેમણે તેના પર દુઃખો આણીને ગાંડો બની જાય એટલે સુધી ઉશ્કેર્યો હતો, અને જેમને તે ઈશ્વર અને મનુષ્યના શત્રુ સમાન ગણતો હતો.

'વળી, ટીપુના ફ્રેન્ચો સાથેના પત્રવ્યવહારમાં એની દયાભાવ કે માનવતાની નોંધવા જેવી સૂચક સાબિતી જોવા મળે છે,.....તેણે મોરિશિયસના ટાપુ પર જે કાગળ મોકલેલો તેમાં ફ્રેન્ચો ને પોતાની વચ્ચે જે શરતોથી સંબંધ બાંધવાનું તે ઇચ્છતો હતો તે શરતોમાં એક ચોખ્ખી કલમ હતી, કે જેના શબ્દો નીચે પ્રમાણે હતા :—'મારી સેના કે પ્રજાસત્તાક–(ફ્રાંસ)ની સેના અંગ્રેજ કે પોર્ટુગીઝ સ્ત્રી–પુરુષોને કેદ પકડે, તેમની જોડે દયા ને માનવતાનો વર્તાવ હોવો જોઈએ, એમ હું માગું છું. અને તેમના જાનને અંગે માગું છું કે, આપણા બેઉને સહિયારે ખર્ચે તેમને, આપણાં રાજ્યોની હદથી દૂર હિંદ બહારને કોઈ સ્થાને મોકલી આપવા જોઇશે. (અલબત્ત, તેમની માલમત્તા આપણી સહિયારી ખાલસા થશે.)'

જુઓ મિલ ૩–૪૪૭–૮

હવે રાજા તરીકે ટીપુ કેવો હતો તે પણ મિલ પાસેથી જ જાણીએ. તે કહે છે: 'પોતાના રાજ્યના હાકેમ તરીકે જોતાં, પૂર્વદેશોના મોટામાં મોટા રાજાઓ જોડે તેનો મુકાબલો કરીએ તો તેમાં તે જીતે છે. પોતાના રાજકારભારમાં તે બારીક ધ્યાન આપતો. આળસ કે ભોગવિલાસ કશાથી પોતાની જાતને આડે દોરાઇ જવા દેતો નહોતો. પોતાના કામકાજની તે વ્યવસ્થિત પદ્ધતિએ ગોઠવણી કરતો; તેમાં તે મહેનતુ અને ચોક્કસ હતો; પરંતુ, વિગતોમાં ઊતરવાની તેની તીવ્ર વૃત્તિને લઇને ઘણી વાર તે નાની ગૌણ બાબતોમાં ધ્યાન ખર્ચતો કે જે તેણે મોટી વાતો માટે સાચવવું જોઇએ. વધારે સુધરેલા સમાજોના હાકેમોમાં પણ સામાન્યતઃ જે નજર નથી હોતી, તેવી નજર ટીપુમાં હતી; અને તે એ કે, જેઓ હાથથી જાતે મજૂરી કરે છે તેઓની આબાદી રાજ્યની આબાદીનું કારણ છે અને તેનો સિદ્ધાંત છે, એ તે સમજતો હતો. તેથી કરીને સમાજના વચલા વર્ગોથી આ જાતમહેનતુ વર્ગને રક્ષણ આપવું એ એણે પોતાનું કામ ગણ્યું હતું. હાથે મહેનત કરનારાને આ વર્ગો જે ત્રાસ આપે તેમાંથી તેમને બચાવવા એ કેવું અઘરું કામ છે! તેથી કરીને, એનો દેશ તેની કારકિર્દીના પહેલા ને વધુ સારા ભાગમાં* ઉત્તમ ખેતીવાળો હતો, અને તેની પ્રજા હિંદમાં સૌથી વધારે આબાદ હતી. ત્યારે અંગ્રેજો અને તેમના દેખવા પૂરતી પૂતળા-રાજાનવાબોના હાથ તળેની કર્ણાટક ને અવધની પ્રજા રણવગડો બનવા

*પછીના ભાગમાં ગરબડ કરવાનું અમુક શ્રેય કંપની સરકારની ઘૂસણનીતિને પણ મળે; એ યાદ કરવું જોઈએ.

તરફ ઝપાટાબંધ જતી હતી, અને દુનિયાના તળ ઉપર સૌથી વધુ દુખીદરિદ્રી હતી અને ખુદ બંગાળમા જોઇએ તો, તેની પરિસ્થિતિને નહિ બંધબેસતા કાયદાઓના અમલ તળે, તે પ્રાંત, ખરાબમા ખરાબ કોઇ સરકાર પ્રજા પર જેટલી ખરાબીઓ ગુજારી શકે તે બધી જ લગભગ સહતો છે'

—મિલ પા ૪૪૭

[૬]

આ જ પ્રશ્નનો એક બીજી રીતે વિચાર કરીએ ટીપુનો જે નાશ કરવાનુ કારણ તેનો ખરાબ રાજ્ય-કારભાર હતો એમ જે અંગ્રેજો કહે છે તે માનીએ, તો નિઝામનેય તે કારણ લાગુ પડવુ જોઇએ કેમકે તેનુ રાજ્ય કેવુ ખરાબ હતુ તે અંગ્રેજ ઇતિહાસકાર થોમ્સન-ગેરેટ પાસેથી જ જાણીશુ સર જોન માલ્કમે, નિઝામ કઇ રીતે મહેસૂલ ઉઘરાવતો તે જાતે જોઈને નોંધેલુ મળે છે તે કહે છે કે, દરેકે કેટલુ ભરણુ ભરવાનુ તે નક્કી હતુ, અને મેળવવા માટે દરેક જાતનો જુલમ ગુજારાતો રાય કે રંક, સ્ત્રી કે પુરુષ એકઝપાટે જેમ આવ્યુ તેમ રિબાતુ. કેટલાકની છાતી પર મોટા પથરા મુકાતા, તો કેટલાકના આંગળા સળિયાથી ડાભાતા તેમની દુખની ચીસો ને કશુય ભરી શકવાની અશક્તિની જાહેરાતથી તેમના જુલમગારો ઊલટા ખીલતા'

(પા ૨૦૭)

પરતુ, તેને વેલેસ્લી નાબૂદ નથી કરતો કારણ ઉઘાડુ છે — તે સહાયકારી યોજનામા દાખલ થઇ ગયો એટલે ટીપુનો વાક એ નહોતો કે તે ખરાબ રાજા હતો, તેનો વાક એ હતો કે તેણે અંગ્રેજોનું ખડિયા-ખત ન સ્વીકારવા જેટલી સ્વાભિમાની અડગતા બતાવી થોમ્સન-ગૅરેટ (પા-૨૦૭) કહે છે તેમ, ટીપુ અગ્રેજોને એવા તો ધિક્કારતો કે તેમને તેનો નાશ કરવાની જરૂર પડી. એક વાર મનમા આ વાત જામ્યા પછી, પેલી અગ્રેજ કહેવત પ્રમાણે, તેના કઢાય એટલા વાકા કાઢવા ને તેને શિક્ષાપાત્ર ચીતરી બતાવવો, એ જ બાકી રહે છે !

અને ટીપુનો અગ્રેજો પરનો જે દ્વેષ બતાવાય છે અને મિલ તેના ઇતિહાસમા કહે છે કે, કપનીના ગવર્નરોને ગ જનરલોએ દેશી રાજાઓ જોડે વહોરેલી લડતોમાની એક જ લડત તેના ડિરેક્ટરોને પસદ પડી હતી, ને તે ટીપુ જોડની એ બાબત પર જરા વિચાર કરવો ઘટે છે, ટીપુને અગ્રેજો સામે ગુસ્સે થવાને ને ચિડાવાને કારકે કારણ હતુ, વેપારી છતા તેઓ રાજા જેવા રાજાઓને અપમાનતા હતા ને રાજ્યોની સત્તામા માથા મારી તેની ઉચાપત કરતા હતા પણ સામેથી અગ્રેજો હૈદર ટીપુ ઉપર થોડો દ્વેષ રાખતા હતા કે? મિલ અકળાઇને તેના ઇતિહાસમા લખે છે —

'અગ્રેજોના તેના દ્વેષ બાબતમા જોતા, અગ્રેજો તેના પ્રત્યે કે ફ્રેન્ચો પ્રત્યે જે દ્વેષ ધરાવતા હતા તેને જ મળતો એ હતો. સ્વાભિમાની વ્યક્તિઓ કે સ્વાભિમાની રાષ્ટ્રોને, તેમની ભીતિને ઉશ્કેરે કે આશાઓને ઘેરે એવાં હરકોઇ લોકો પ્રત્યે સહેજે જેવી લાગણી થાય, એવી જ આ લાગણી (ટીપુની) હતી'

(પા ૪૪૯)

એક બીજી સફાઈદાર વાત પણ કરવામા આવે છે કે, ટીપુ અને બીજા હિંદી રાજાઓ મહાકાક્ષી બની માહોમાહે લડે છે, તેમને શાત રાખવા જોઇએ, તો કંપની સરકારને શાતિ મળે ! આ તો કલાડુ હાંલ્લીને હસે એવો ઘાટ થયો ! હિંદમા કહેવાતી 'શાતિ' લાવવાનો મહાકાક્ષી હવાલો વેલેસ્લીને કોણે આપ્યો ? અને એની આ મહાકાક્ષા પાસે તો બીજા સૌની ફીકી પડી જાય છે બલ્કે, દુખ માનવા જેવુ કોઇને હોય તો તે ટીપુ અને નાના ફડણીસને છે કે, એવી મહાકાક્ષા રાખવાનો જેમને હક હતો ને ધર્મ પણ હતો, તેમનુ કાઈ ચાલ્યુ નહિ અને આજે હિંદી લોક તો એમ કહે કે, અંગ્રેજ વેપારીઓની મો-માથા વગરની તુમાખીને હિંદના ત્યારના હાકેમોએ સીધી કેમ ન કરી, ને અદરેઅદર લડી મૂઆ ? ટીપુ જોડે લડીને વેલેસ્લીએ પોતાની હલ્લાખોર નીતિને અને બેફામ મહત્વાકાક્ષા તથા આપખુદ વર્તનને એવુ ઉઘાડુ પાડ્યુ છે કે, તે કશાથી ઢાકી ન શકાય તે તેમા ફાવ્યો તેથી જ તે બચ્યો નહિ તો હેસ્ટિંગ્ઝ કરતાય ભૂડા હાલ તેના થાત એમા શક નથી એ ફાવ્યો તેથી જ પછીના ઇતિહાસકારો ખોટા બચાવ યોજે છે અને એ ફાવ્યો એટલે પછીના વેલેસ્લીના કામો એથીય વધારે બેફામ બનતા જાય છે, તે વિષે હવે પછી (ચાલુ)

અનુસંધાન પાન ૬૨૮થી

## 'હું એકલી જ છું'

લે. ઉમેદભાઈ મણિયાર

અને મદિરા જેવી માદક; તરત જન્મેલા બાળક જેવી નિરાધાર, આ અંધારી રાત્રે એકલી સાસરે જતી એ સૌંદર્યવતી યુવાન સ્ત્રીનું રૂપ અને યૌવન જાણે એણે આંખોથી પીવા માંડયું.

યુવતીનું અસ્વસ્થ બેચેન મોં જોઈ એણે પૂછયું: 'તમે ગભરાઓ છો ?'

'ના, ના ! હું...હું...ગભરાતી નથી !'

'તમે ગભરાશો નહિ ! હું તમને મૂકી જઈશ. હું પણ વડોદરા ઊતરવાનો છું.'

'એ મને લેવા આવવાના છે.'

ક્ષણવારમાં ગૌરદેહીએ મનમાં બાજી ગોઠવી લીધી અને જાળ બિછાવી દીધી.

એ બાજુ પાણીને પોતાની ધારથી કાપી કોઈ સ્ટીમર જેમ પોતાનો રસ્તો કરે તેમ ગાડી પોતાનાં નેત્રના તલ-વારની ધાર જેવા તીખા તેજપ્રવાહથી આ ગાઢ અંધ-કારને બંને બાજુથી ચીરતી માર્ગ કરતી આગળ ને આગળ ધસ્યે જતી હતી. છછ પૈસા છછ પાઈ...છછ પૈસા છછ પાઈ...નાળું કે પુલ આવે ત્યાં ધમધમ ધમધમ...વળી પાછું છછ પૈસા છછ પાઈ...છછ પૈસા છછ પાઈ.

ગૌરદેહી ઉતારુ જાળ બિછાવી શિકાર કયારે આવે અને સપડાય એની રાહ જોવામાં અધીર બન્યો. એણે જાળ આવી અદ્દભુત રીતે ગોઠવી હતી. હવે પછી જે કોઈ નાનું, સૂનમૂન અને બહુ જ ઓછા ઉતારુઓવાળું એકાંત નિર્જન સ્ટેશન આવે ત્યાં આ યુવતીને ફોસલાવી ભોળવી ઉતારી પાડવી. બધા ઊંઘી ગયા છે. એક મિનિટમાં ગાડી ઊપડી જશે. પછી એને એ સ્ટેશન બહાર લઈ જશે અને કોઈ નિર્જન જંગલમાં લઈ જઈ એ યુવતીનો ધરાઈ ધરાઈને ઉપભોગ કરશે. થોડા દિવસ વાસના તૃપ્ત થશે ત્યાં સુધી એને રાખશે અને પછી કેળાની છાલની જેમ, ચુસાયેલા ગોટલાની જેમ, ફાટેલા જોડાની જેમ ફેંકી દેશે— કદાચ સીધી ચાલશે તો બહુ બહુ તો એના ગામ સુધી પહોંચતી કરી આવશે.

એટલામાં એક સ્ટેશન આવ્યું અને ગાડી ઊભી રહી. બારી બહાર ડોકું કાઢી એણે જોયું તો ધ્રાસલેટના દીવાનું એક ફાનસ બળતું હતું. ભાગ્યે જ બે ઉતારુ ઊતર્યા કે બે ચડયા. બે–પાંચ પારસલો અને એક ટપાલનો નાનો થેલો ઉતાર્યાં. એકાદ–બે માણસો નીચે આંટા મારતા હતા. સ્ટેશનને પ્લેટફોર્મ પણ નહોતું. ખરેખર ! ઘણું જ નાનું એકાંત સૂમસામ સ્ટેશન હતું. દૂર નજર કરી તો વસ્તીને બદલે ગાઢ ઝાડોનું જંગલ ઝાંખું ઝાંખું દેખાયું.

એકસામટો અત્યંત ગભરાઈ ઊઠ્યો હોય એવો દેખાવ કરી એ ઉતાવળે બોલ્યો: 'ચાલો ચાલો ચાલો ! આ તો આપણું સ્ટેશન આવ્યું ! ચાલો, ઉતાવળ કરો ! ગાડી હમણાં ચાલવા માંડશે ! ઊતરો, ઝટ ઊતરી જાઓ !'

બેબાકળી ગભરાયેલી યુવતીએ ગૌરદેહીના હાથમાં પોતાનો થોડો સામાન આપ્યો. ગૌરદેહી ઝટ બારણું ખોલી ઊતરી પડયો અને બોલ્યો : 'હાં...જોજો હોં ! પગ સંભાળીને મૂકજો...પ્લેટફોર્મ નથી !'

યુવતી ગાડીના પાટિયા ઉપર જ નવાઈ પામી થંભી ગઈ: 'પ્લેટફોર્મ નથી ? વડોદરા સ્ટેશને તો પ્લેટફોર્મ હોય છે.'

'આજે ગાડી બીજી બાજુ ઊભી રહી છે. તમે વાતો પછી કરજો, જલદી ઊતરી જાવ......ગાડી ચાલે છે ! લાવો તમારો હાથ.'

યુવતી એના હાથનો ટેકો લઈ નીચે ઊતરી.

ગાર્ડે વ્હિસલ મારી અને ગાડી સ્ટેશન છોડી ચાલવા લાગી.

યુવતીએ આંખો ફેરવી આસપાસ જોયું, પછી ગભ-રાયેલા ગૂંગળાતા અવાજે બોલી: 'કેમ કોઈ દેખાતું નથી ?'

ગૌરદેહીએ કહ્યું: 'આજ ગાડી જરા બીજા પાટા પર ઊભી રાખી છે. ચાલો, બહારની બાજુએથી મોટું સ્ટેશન ને પ્લેટફોર્મ દેખાશે.'

યુવતીએ હાથમાં ટ્રંક લઈ જવા માટે પગ ઉપાડયો, પણ તરત જ ટ્રંક હેઠો મૂકી દઈ રડી પડી અને બોલી: 'ના, આ વડોદરા નથી !' ચકળવકળ આંખો ફેરવી બોલી : 'એ કયાં છે ?'

દૂર અંધારામાંથી કોઈ સ્ત્રી અને પુરુષનો અવાજ સાંભળી સ્ટેશન–માસ્તર અને હાથમાં ફાનસ લઈ સાંધા-વાળો દૂરથી આવતા દેખાયા. લોકો ભેગા થશે અને બધી વાતનો ગોટાળો થશે એ બીકે એણે યુવતીને દમ ભરાવતો હોય એમ ગરમ અવાજે કહ્યું: 'ચાલો, જલદી ચાલો ! તમે નાહકનાં ગભરાઓ નહિ ! હું તમને તમારે ઘેર મૂકી જઈશ.'

પણ યુવતી ભયભીત, બેબાકળી, કસાઈખાનામાં આવી પડેલી નિરાધાર વાછડીની જેમ એની મોટીમોટી આંખોથી ચારે બાજુ ભયભીત દૃષ્ટિ નાખી બોલી: 'ના,

આ વડોદરા નથી!......તમે મને અહીંયાં શા માટે ઉતારી?...તમે મને ફસાવવા માગો છો...એ ક્યાં છે?'

સ્ટેશન–માસ્તર અને સાંધાવાળાને વધુ નજીક આવેલા જોઈ, એ લોકો આવે અને વાત જાણી જાય ત્યાર-પહેલા આ યુવતીને સ્ટેશન બહાર લઈ જવી–પછી બધુ જોયું જશે એમ વિચાર કરી, ગૌરદેહીએ યુવતીને બહાર ખેંચી જવા એનો હાથ પકડ્યો.

યુવતીએ મોટેથી ચીસ પાડી.

સ્ટેશન–માસ્તર અને સાંધાવાળો દોડી આવ્યા. સાંધાવાળાએ ફાનસ ઊંચું કરી પુરુષ અને સ્ત્રીનાં મોં પર પ્રકાશ ફેંક્યો સ્ત્રીને રડતી, પાંદડાની માફક થરથર કાંપતી જોઈ સ્ટેશન–માસ્તરે પુરુષને પૂછ્યુ: 'કોણ છો તમે?... આ બાઈ કોણ છે?'

સાંધાવાળાએ પૂછ્યું: 'ક્યાં જવુ છે તમારે?'

આ ધાંધલ જો લાંબી ચાલશે તો બધી બાજી ધૂળમાં મળી જશે, કરી કમાણી ધૂળભેગી થશે, હાથ આવેલો શિકાર હાથમાંથી છટકી જશે, એ બીકે ગૌરદેહીએ પોતાનાં કોટ–ખમીસની બાંય ઊંચી ચડાવી સાંધાવાળા તરફ ઉગ્રતાથી ધસી જઈ કહ્યુ: 'અરે, ક્યાં જવુ છે, અમે કોણ છીએ, એ પૂછનારો તુ કોણ?'

સ્ટેશન–માસ્તરે એના ખભાને આંચકો મારી હલાવી કહ્યું: 'એય મિસ્ટર! સીધેસીધું બતાવી દો, તમે કોણ છો? અને...કહી દીઓ, આ બાઈ કોણ છે? નહિ તો હમણાં પોલીસને બોલાવુ છુ!'

વેળાસર આ યુવતીને લઈ નાસી નહિ જાય તો હોઠે આવેલો આ રૂપ અને યૌવનનો પ્યાલો પાછો ઢોળાઈ ધૂળમાં ઢોળાઈ જશે. પોલીસ કે બીજા માણસો એકઠા થાય તે પહેલા સ્ટેશન–માસ્તરને જ ખોખરો કરી નાખી પલાયન કરી જવુ એમ મનમાં નક્કી કરી એણે એના હાથમાં પકડેલી લોઢાની બૅગ ઊંચકી ઊંચી કરી સ્ટેશન–માસ્તરના માથામાં મારી સાંધાવાળાએ ભયંકર કકળાટ કરી મૂક્યો: 'બચાવો, કોઈ આવો.....પોલીસ... પોલીસ.....ખૂન....ખૂન!' અને સાંધાવાળાએ એકસામટા ધસી જઈ એનું મોટું વજનદાર ફાનસ ઉપાડીને ગૌરદેહીના માથામાં માર્યું.

એને ચક્કર આવ્યા. એનું માથું ચકર ચકર ભમવા લાગ્યું. આંખો ખુલ્લી રાખવા પ્રયત્ન કરતો હતો છતાંય પાંપણો ચોંટી ગઈ હોય એમ બંધ થઈ ગઈ. ભમરડાની માફક બે–ચાર તમ્મરના આંટા ખાઈ એ જમીન પર પડ્યો અને ધુફાંગ કરતું એનું માથું એક પથરા જોડે અફળાયું અને લોહીની ધારનો ભીનો પ્રવાહ એનાં કપડાંને......

ધુફાંગ કરતો અવાજ થયો. ગાડીમા બેઠેલા અર્ધજાગ્રત અને જાગતા ઉતારુઓ ચમકી ગયા. જે જાગતા હતા એણે એ ધુફાંગનો અવાજ આવ્યો ત્યાં ઉપરની પાટલી તરફ જોયું તો ગૌરદેહી ઊતારુનું માથું ધુફાંગ કરતુ માથા પાસેની કોઈ ઉતારુએ મૂકેલી લોઢાની પેટી જોડે અથડાયું હતુ ગૌરદેહી ઉતારુ લોઢાની ટ્રંક વાગતાં ઝબકીને જાગી ગયો અને માથું પંપાળતો બોલતો હતો: '.. હરિ ૐ! હરિ ૐ... ! કૃષ્ણ કૃષ્ણ...! શું ભયંકર સ્વપ્ન!'

માથા પરથી ધૂળ ખંખેરી નાખતો હોય એમ જાણે સ્વપ્ન ખંખેરી નાખવા એણે પોતાનુ માથું ખૂબ જોરથી ધુણાવ્યું બંધ ડબ્બાની ગરમીથી અને બરાબર માથા પર જ સળગતા વીજળીના દીવાની ગરમીથી આખે શરીરે કપડાં પસીનાથી રેબઝેબ થઈ ગયા હતાં. ઊઠી, રૂમાલેથી કપાળનો પસીનો લૂછતાં લૂછતાં એ બોલ્યો: 'દુષ્ટોએ જરૂર ચેવડામાં લસણ નાખ્યું હોવુ જોઈએ, નહિ તો આવું ભયંકર સ્વપ્ન આવે?'

એકાએક યાદ આવ્યું. બારી પાસેની પોતાની અસલની બેઠક ઉપર બેઠેલી એ છોકરીને એ પૂછે તો ખરો કે એને કાંઈ અગવડ તો નથી ને! એ બેઠક તરફ જોયું, પણ ત્યાં તો એ છોકરી હતી નહિ!

મનમાં અનેક વિચારો આવ્યા. પવન બહુ આવતો હશે એટલે જગા બદલી બીજે ક્યાંક બેઠી હશે? પાટલી પર બધે જોયું પણ યુવતી દેખાઈ નહિ. મનમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો. બીચારીનાં વૃદ્ધ માતાપિતા એને મારી સંભાળમાં મૂકી ગયાં હતાં! પોતાની ગફલતમાં ને ઊંઘમાં એ ક્યાંક ખોટે સ્ટેશને તો નહિ ઊતરી ગઈ હોય?

આખરે પાટિયા પરથી નીચે ઊતરી એક ઊતારુને પૂછ્યું: 'અહીં બાઈ બેઠી હતી એ ક્યાં ગઈ?'

'એ બાઈ તો વડોદરા સ્ટેશને ક્યારનીય ઊતરી ગઈ!'

ગૌરવર્ણ તિલકધારી ઉતારુ નિસાસો નાખી હોઠ ફફડાવી ગણગણ્યો 'હરિ ૐ! હરિ ૐ! કૃષ્ણ કૃષ્ણ!... કેવાં ભયંકર સ્વપ્નો આવે છે! દુષ્ટોએ જરૂર ચેવડામાં લસણ નાખ્યું હશે!'

બાજુમાં બેઠેલા ઉતારુએ પૂછ્યુ 'શું કહ્યું?'

'કાંઈ નહિ, ભાઈ! એમ પૂછ્યું–અમદાવાદ કેટલુ દૂર છે?'

# અમદાવાદનું ઇતિહાસ સંમેલન

પ્રો. અનંતરાય રાવળ

નાતાલ દરમિયાન અમદાવાદમાં ગુજરાતનું ઇતિહાસ સંમેલન ભરાઈ ગયું. એ સંમેલન એકથી વધુ દૃષ્ટિએ વિશિષ્ટ ગણાય. એક તો એ કે એ વિષયનું એ પહેલું સ્વતંત્ર સંમેલન હતું. કેટલાંક વરસથી ગુજરાતી સાહિત્ય પરિષદનાં અધિવેશનો વેળા ઈતિહાસનો વિભાગ રખાય છે, પણ ઇતિહાસચર્ચા સારુ અલાયદી કોઈ-પરિષદ કે સંમેલનની યોજના આપણે ત્યાં આજ સુધી થયેલી જ નહિ. સંમેલનપ્રમુખે પોતાના વ્યાખ્યાનના આરંભમાં આ સંમેલનને ‘અભિનવ’ એવું વિશેષણ લગાડેલું તે કદાચ એની આ વિશિષ્ટતા ચીંધી બતાવવા માટે જ હશે. બીજી નોંધપાત્ર વાત એ કે આ સંમેલનની યોજક અને વ્યવસ્થાપક હોવાનું માન એવી સાહિત્યસંસ્થાને ભાગે જાય છે, જેણે વર્ષો પહેલાં ગુજરાતી સાહિત્ય પરિષદની અને હમણાં થોડાં વરસ પર રંગભૂમિ પરિષદ બોલાવવાની વ્યવસ્થા કરી હતી. રંગભૂમિ પરિષદ પછી ગુજરાત સાહિત્ય સભાએ આ ઇતિહાસ સંમેલન યોજી પોતાની યશકલગીમાં એક પીંછું વધુ ઉમેર્યું છે. એકવાર મળેલાં એ રંગભૂમિ પરિષદ અને આ ઇતિહાસ સંમેલન અમુક નિયમિત ગાળે મળતી નિશ્ચિત તંત્રવાળી કાયમી સંસ્થાઓ બને તો એ બંનેની જનેતા ગુજરાત સાહિત્ય સભા હતી એ ખાસ યાદ રાખવું પડશે. ત્રીજી વિશિષ્ટતા આ સંમેલનની એ હતી કે ઇતિહાસના આપણા અલ્પસંખ્ય અભ્યાસીઓમાં અગ્રણી એવા મુનિ જિનવિજયજી અને રા. દુર્ગાશંકર શાસ્ત્રીને અનુક્રમે પ્રમુખ અને ઉપપ્રમુખ બનાવી યોગ્ય સન્માન તેણે આપ્યું છે. (જોકે આવું સન્માન એમને પહેલી વાર મળે છે એમ નથી. ગુજરાતી સાહિત્ય પરિષદના બારમા અને તેરમા સંમેલનોએ એ બંને ઇતિહાસપ્રેમીઓને ઇતિહાસવિભાગના પ્રમુખ ચૂંટી સન્માન્યા તો છે જ.) સંમેલનના પ્રમુખ અને ઉપપ્રમુખ બંને મુંબઇના ભારતીય વિદ્યાભવન સાથે જોડાયેલા એવા, અને સંમેલનના ઉદ્‌ઘાટક પણ રા. કનૈયાલાલ મુનશી, એ તો એક અકસ્માત જ, પણ એ હકીકતનેય આ સંમેલનની ચોથી વિશિષ્ટતા ગણવી હોય તો હરકત નથી.

સંમેલનનું ઉદ્‌ઘાટન કર્યું રા. કનૈયાલાલ મુનશીએ. એ માનભર્યા કાર્ય માટે એમનો અધિકાર અથવા યોગ્યતા પોતાના ગુજરાત અને તેનાં સંસ્કૃતિ, સાહિત્ય અને ઇતિહાસ માટેના પ્રેમથી, ગુર્જરાતમાંના પ્રાચીન આર્યોના પોતે કરેલ અભ્યાસથી, The Glory That Was Gurjardesa' એ પુસ્તકના સંપાદનથી, અને ભારતીય દૃષ્ટિએ ભારતનો સળંગ બૃહદ્ ઇતિહાસ પ્રગટ કરવાની બીરલા–આશ્રિત યોજનાના મુખ્ય નિયામક તરીકે પોતે આરંભેલા કાર્યથી, એમણે પોતે જ સિદ્ધ કરી આપેલ છે. પોતાના મંગલ પ્રવચનમાં એમણે કહ્યું કે સમયની તેમ પ્રદેશની દૃષ્ટિએ આપણે ઇતિહાસના ખંડ પાડી નાખીએ ભલે, પણ એ તો સગવડની જ દૃષ્ટિએ, બાકી સાચો અને સંપૂર્ણ ઇતિહાસ તો એક અને અખંડ જ છે. એટલું જ નહિ, જ્ઞાનવિજ્ઞાનનાં જે જે શાખાઓ અને શાસ્ત્રો વડે માનવીએ પોતાનો માહિતીસંચય વધાર્યો અને વિકસાવ્યો છે તે સર્વની મદદ પણ ઇતિહાસને અપેક્ષિત છે, અને એ રીતે ઈતિહાસ સર્વદેશી માનવકથા બની જતાં, હરેક ક્ષેત્રના અભ્યાસીનું એમાં સ્થાન છે.

સ્વાગતપ્રમુખ મૌલવી સૈયદ અબુઝફર નદવીએ ઉર્દૂમાં આપેલા પોતાના ભાષણમાં પ્રાચીન અમદાવાદની આબાદી, રાજમહેલો, બાગો, ટપાલવ્યવસ્થા, વૉટરવર્ક્સ, સડકો, મુસાફરખાનાં, ઝૂલતા મિનારા જેવી અજાયબીઓ ઇત્યાદિ બાબતો વિષે માહિતી આપી હતી. સંમેલનપ્રમુખ મુનિ જિનવિજયજીએ પોતાના વ્યાખ્યાનમાં કાળભગવાનનું વર્તમાન તાંડવ, પોતાના ઇતિહાસ–પ્રેમનો ઇતિહાસ, ઈતિહાસ–સંશોધન માટે ગુજરાતમાં થયેલા અને કરવા જોઇતા પ્રયાસો, ઇતિહાસ સંશોધન મંદિરની સ્થાપનાની અગત્ય, ઇતિહાસના અભ્યાસનું મહત્ત્વ, પરદેશીઓએ લખેલા હિંદના ઇતિહાસ, અને ભારતીય દૃષ્ટિએ સંપૂર્ણ સુવિસ્તૃત ભારતીય ઇતિહાસના આલેખનની હિસ્ટરી કૉંગ્રેસની, રાજેન્દ્રબાબુવાળી અને ભારતીય વિદ્યાભવનના તંત્ર નીચે અમલી બનનાર મુનશીવાળી બીરલાશ્રિત યોજનાઓ વિષે ઘટતા ઉદ્‌ગાર કાઢ્યા હતા. પણ એમના વ્યાખ્યાનનું ઉત્તમાંગ, તો હતો એનો ઉત્તરાર્ધ, જેમાં ‘ખરી રીતે ઇતિહાસ એ તો રાષ્ટ્રનું, આત્મસ્મરણ અને આત્માવલોકન છે’ કહી, ‘ધાર્મિક અંધશ્રદ્ધા, સામાજિક રૂઢિમૂઢતા અને સાંપ્રદાયિક દૃષ્ટિદુષ્ટતાના નિવારણનો ઉપાય એકમાત્ર યથાર્થ ઈતિહાસજ્ઞાનનો સાર્વત્રિક પ્રચાર જ છે’ એમ સૂચવી, સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે—જેમ સ્વાતંત્ર્યના રક્ષણ માટે પણ, તેમ—‘દેશના વાસ્તવિક ઇતિહાસનું સર્વાંગીણ સંશોધન અને સંકલન’ કરવાની જરૂર એમણે ઉપદેશી હતી. ઇતિહાસના ક્ષેત્રમાં કરવાનાં કામોમાં (૧) ભંડારોનાં પુસ્તકો, (૨) દેવમંદિરોની પ્રતિમાઓ ને તે પરના લેખો, (૩) જુદી જુદી જાતો અને (૪) મુખ્ય નગરો ને ગ્રામોના ઈતિહાસ સંકલિત કરવા તરફ ધ્યાન દોરી, ઈતિહાસ–લેખનનાં અધિકાર અને પદ્ધતિ વિષે તેમણે જે થોડુંક કહ્યું તે આ ઉત્તરાર્ધના અંતમાં.

‘ઇતિહાસવિમર્શ’ નામક વ્યાખ્યાનમાં ઉપપ્રમુખ રા. દુર્ગાશંકર શાસ્ત્રીએ ઇતિહાસનું રસકેન્દ્ર અને દૃષ્ટિ રાજાલક્ષી મટી પ્રજાલક્ષી બનેલ હોવા છતાં કાલગણના—જેને એમણે ઇતિહાસનું અસ્થિપિંજર કહેલ છે—ની સહાય તો કોઇ ને કોઇ સ્વરૂપમાં ઇતિહાસને લેવી પડે છે એ પ્રથમ ચર્ચ્યું હતું. પછી તેમણે આદર્યો ઈતિહાસવિમર્શ, જે કરવામાં ઐતિ-

કથાકારો હતા એટલે એમનાથી ઐતિહાસિક નવલકથાલેખકો વડે લેવાતી છૂટની વાતો વિશેષ થઇ ગઇ, એવા નવલકથાલેખકોની કેટલીક મર્યાદાઓ કે એમને માથે રહેલાં નિયંત્રણો વિષે ઓછું, નહિ જેવું, બોલાયું. રા. ચુનીલાલ શાહનો આમા અપવાદ ગણવો જોઇએ. એમણે ઇતિહાસ સાથે લીધેલી છૂટ એક પ્રકારનો રસાઘાત કરે છે એમ કહી પ્રસિદ્ધ ઉપલબ્ધ ઇતિહાસની વફાદારીની તરફદારી કરી હતી. રા. પાઠકે પણ નવલકથામાંનું વાતાવરણ ઇતિહાસને પૂરું વફાદાર રહેવાની આવશ્યકતા પર ખાસ ભાર મૂકયો હતો. પ્રો. કામદારે પણ ઐતિહાસિક પાત્રોની વિકૃતિ સામે વિરોધ વ્યક્ત કર્યો હતો. આમ થયાથી, ચર્ચામાં થોડી સમતુલા આવી હતી. મુનિ જિનવિજયજીએ ચર્ચાને અન્તે ચાના મેજ પર નાનકડી મંડળી આગળ ઐતિહાસિક નવલકથાલેખકોને ઇતિહાસની ઉપેક્ષા કરવા માટે ચીમકી આપી હતી, એને પણ અહીં જ સંભારી લેવી ઘટે.

સંમેલને યોજેલી શિક્ષકસભામાં શિક્ષકવર્ગે સારી સંખ્યામાં હાજરી આપી હતી. એના આવાહક રા. રતિલાલ ત્રિવેદીએ ઇતિહાસનું સ્વરૂપ વિચારી વર્તમાન કેળવણીવ્યવસ્થામાં અપાતા ને આપવા જોઇતા ઈતિહાસશિક્ષણની વાત કરી તે પછી 'સ્નેહરશ્મિ', 'ધૂમકેતુ' આદિ વક્તાઓએ પ્રવર્તમાન ઇતિહાસશિક્ષણની ખામીઓ અને તે પૂરવા નવી સૂચનાઓ રજૂ કરી હતી. ચર્ચાને અંતે રજૂ કરવાનો ઠરાવ સંમેલનના અન્ય ઠરાવો જોડે સગવડને ખાતર મુકાયો હતો. શિક્ષકસભાના એ ઠરાવમાં માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓને હિંદનો પ્રાચીન ઇતિહાસ ઉપરાંત માનવપ્રગતિનો સમગ્રદર્શી ઇતિહાસ શીખવવાની વ્યવસ્થા કરવાની સરકારી કેળવણીખાતાને તેમ જ યુનિવર્સિટીને તેમ જ શાળાસંચાલકોને ભલામણ અને વિનંતિ કરવામાં આવી છે. એના અમલ માટે થોડા જ સમયમાં હવા તૈયાર થાય એવી સૌની ઇચ્છા હશે.

સંમેલનને અંતે ગુજરાત ઈતિહાસ સંશોધક મંડળ જેવું કંઇ સ્થાપવામાં આવશે યા એવો ઠરાવ આવશે એવી કેટલાકની અટકળ હતી. એ તો સાચી ન પડી, પણ સંમેલને કેટલાક ઠરાવો પસાર ક્યાં. એ ઠરાવોમાં, મંદિરો, શિલાલેખો, મૂર્તિઓ, કરારનામાં, જૂનાં દાનપત્રો, ખતપત્રો, સિક્કા ઇત્યાદિ ઇતિહાસસહાયક સામગ્રીની જાળવણી સંબંધી, તેમ જ બધાં દેશી રાજ્યોને પોતપોતાના પ્રદેશ પૂરતાં પુરાતત્ત્વખાતાં શરૂ કરવા તેમ બીજી રીતે આ પ્રવૃત્તિને મદદ અને પોષણ આપવાની વિનંતિ સંબંધી, થયેલા ઠરાવ તો આવે વખતે કરવા જેવા ને કામના હતા. પણ મુખ્ય ઠરાવ તો અમદાવાદમાં એક સંગ્રહસ્થાન સ્થાપવા સંબંધી હતો તેને જ ગણવો જોઈએ. એને ઠરાવસમૂહમાં પ્રથમપહેલું સ્થાન આપવામાં આવેલું તે પણ આ જ દૃષ્ટિથી હશે. મુંબઇ, વડોદરા અને રાજકોટને (તેમ ભાવનગર, જૂનાગઢ, વળા જેવાં સંસ્થાનોને પોતાનાં નાનકડાં પણ) સંગ્રહસ્થાનો છે. એ જોતાં ગુજરાત સમસ્તની રાજધાની અને વળી ધનકુબેરોનું નગર એક સારા સંગ્રહસ્થાન વિનાનું હોય એ સ્થિતિ શરમજનક તથા ખેદજનક પણ છે. સંગ્રહસ્થાનની લોકશિક્ષણાત્મક અસર અને સેવા વિષે કંઇ જ બોલવાલખવાની જરૂર રહેતી નથી. અમદાવાદ મ્યુનિસિપાલિટીના જૂના ઠરાવ અને તેના અમલની દિશામાં અત્યાર સુધીમાં મંદપણે ભરાયેલાં પગલાંને ઉતાવળાં બનાવવાનું, તેમ જ અત્યારે ચરેલી ધનભરતીમાંથી અમુક દાનપ્રવાહ એને માટે વાળી લાવવાનું, સુકાર્ય આ ઠરાવ જન્માવે તો એને અમલી બનતાં વાર નહિ લાગે. સાંભળ્યું છે કે સંમેલન પછી એ દિશામાં પ્રવૃત્તિ આરંભાઇ ચૂકી છે, અને સારી એવી રકમ એ હેતુને માટે એકઠી થવામાં છે. એ વધુ સફળ થાય તો ઇતિહાસ સંમેલનનો સૌથી વધુ કાર્યપરિણામી ઠરાવ કે સેવા એ જ ગણાશે.

સંમેલનનું મુખ્ય આકર્ષણ તો હતું પ્રદર્શન. એનું ઉદ્‌ઘાટન એને માટે સર્વથા યોગ્ય એવા રા. ગીરજાશંકર આચાર્યને હાથે કરાવવામાં આવેલું સંમેલનની બેઠકના આગલા દિવસે, અને ત્યારથી એને ખુલ્લું રાખેલું પૂરા એક અઠવાડિયા સુધી. પ્રદર્શનના ઉદ્‌ઘાટન વેળા રા. ગીરજાશંકર આચાર્યે (૧) લેખો–શિલા અને તામ્રપટ ઉપરના, (૨) મુદ્રા, સિક્કા ઇ૦, (૩) સ્થાપત્યનમૂના ને ભગ્ન અવશેષો, અને (૪) દુહા, રાસ, દંતકથા ઇ૦ લોકસાહિત્ય—એમ ઐતિહાસિક સામગ્રીને ચાર વિભાગમાં વહેંચી, પ્રાચીનથી અર્વાચીન સમય સુધીના ગુજરાતના ઇતિહાસને માટે એ ચારે વિભાગની સામગ્રીનું સંશોધન અને સંયોજન જરૂરી કહી, તેને માટે જિલ્લાવાર પેટા અને પ્રાંતિક સમિતિઓની રચનાની ભલામણ કરી, તેમની દ્વારા એકઠી થયેલ એવી સામગ્રીની સાચવણી માટે અમદાવાદ જેવા પાટનગરમાં એક મોટા સંગ્રહસ્થાનની સ્થાપનાની અનિવાર્ય અગત્ય સમજાવી, તેને અંગે કેટલીક વ્યવહારુ સૂચનાઓ કરી હતી.

રાજ્યના સંશોધનખાતાએ એકઠી કરેલી ઐતિહાસિક સામગ્રી મોકલવાનો માગેલો સહકાર, ગુજરાત—કાઠિયાવાડનાં બધાં તો નહિ પણ રાજપીપળા, ભાવનગર, કચ્છ, વળા જેવાં રાજ્યો તરફથી સારો મળેલો. ઉપરાંત, સારાભાઇ નવાબ, મુનિ પુણ્યવિજયજી, સર ચિનુભાઇ, આણંદજી કલ્યાણજીની પેઢી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તથા રા. મંજુલાલ મજમુદારના સંગ્રહો પણ પ્રદર્શનાર્થે રજૂ થયા હતા. પ્રદર્શનસમિતિના પ્રમુખ હતા રા. રવિશંકર રાવળ, એટલે એની ગોઠવણી ઈ. બાબતોમાં કશું કહેવાપણું હતું નહિ. પ્રદર્શનમાં દર્શનીય વસ્તુઓ ઘણી હતી. પ્રાગૈતિહાસિક કાળથી શરૂ કરી ગુજરાતના ઈતિહાસની રૂપરેખા આપતા તેના ઉત્સાહી તદ્‌વિદ રા. અમૃતલાલ પંડ્યાયોજિત અને ચિત્રકલાસંઘ–ચિત્રિત નકશા; નર્મદાપ્રદેશમાંથી મળેલાં પાષાણયુગનાં હથિયારો; ઓળખાણ સાથે મુકાયેલા પ્રાચીન–મધ્યકાલીન સિક્કાઓ; રા. મંજુલાલ મજમુદારના સંગ્રહમાંનાં ચિત્રો, પીંછી, હરતાલ, હિંગળોક, કાંબી, ફાંટિયું, જૂજવળ, સોનારૂપાની શાહી ઈત્યાદિ પ્રાચીન લેખનકળાની પુણ્યવિજયજીસંરક્ષિત સામગ્રી; મુગલ સમયનાં આદર, ગાલીચા ને માનપત્રો; અખંડ તેમ જ ખંડિત મૂર્તિઓ; ચિત્રિત, અચિત્રિત, કાગળની તેમ તાડપત્રની અનેક હસ્તપ્રતો; સુવર્ણાક્ષરી પ્રતના નમૂના; અજિતનાથના દેરાસરનો

હાસિક બનાવોના નિયામક કાર્યકારણનિયમો વિષે પરદેશી ચિંતકોએ કરેલી વિચારણાની સમીક્ષા કરતાં સ્વ આચાર્ય આનંદશંકર ધ્રુવના 'ઇતિહાસનું તત્ત્વચિંતન' એ લેખનો તેમણે ઘણો ઉપયોગ કર્યો હતો પણ એમના વ્યાખ્યાનમાં મહત્ત્વનો ભાગ તો ગણાય એમણે ઇતિહાસના તત્ત્વની કરેલી ચર્ચાનો એનો અર્ક એમના જ શબ્દોમાં આ 'ઇતિહાસ તત્ત્વત સર્વાંશે શાસ્ત્રરૂપ (Science) છે ઇતિહાસ જો શાસ્ત્ર જ છે તો એમાંય સ્વવિષયનું યથાર્થ નિરૂપણ એ જ ઇતિહાસકારોનું લક્ષ્ય હોવું જોઇએ ઇતિહાસ કાવ્ય પેઠે આકર્ષક શૈલીથી શોભાવવા જતાં એનું સત્યૈકપક્ષી શાસ્ત્રપણું વણસી જાય છે પણ ઇતિહાસને શૈલીના આકર્ષણનું ભય એ તો ગૌણ ભય છે પણ મુખ્ય ભય તો શાસ્ત્રદૃષ્ટિના ત્યાગમાં રહેલું છે શાસ્ત્રદૃષ્ટિ સત્ય-સંપૂર્ણ સત્ય-ને જોનારી અને એ સિવાય બીજું ન જોનારી બુદ્ધિની દૃષ્ટિ છે ' સામાજિક, ધાર્મિક કે રાજકીય પ્રવાહોના પ્રવાહપતિતોને નહિ, પણ એના તટ-સ્થો અને ગીતોક્ત જ્ઞાનીના જેવા રાગદ્વેષ કે ગ્રહોથી મુક્ત વિગતજ્વર અનાસક્તોને જ, એ દૃષ્ટિ લભ્ય છે એ એમનું વક્તવ્ય પ્રમુખના વ્યાખ્યાનમાંના અંતિમ પ્રતિપાદનને સ્વતંત્ર રીતે મળતું આવતું હતું

સંમેલનના કાર્યમાં મુખ્ય ત્રણ (૧) 'ઐતિહાસિક નવલકથા અને ઇતિહાસ' પર ચર્ચા, (૨) ઇતિહાસશિક્ષણ વિષે શિક્ષકસભાની ચર્ચા, અને (૩) સંમેલને પસાર કરેલા ઠરાવો એમાં પ્રથમ લઇએ *ઐતિહાસિક નવલકથાવિષયક ચર્ચા*

તત્ત્વત વિવેચનક્ષેત્રીય એવી આ ચર્ચાને ઇતિહાસ સંમેલનમાં સ્થાન અપાયું તેમાં કંઇ ખોટું થયું નથી ઐતિહાસિક નવલકથાના વાચનારા ને લખનારા વધ્યા છે સામાન્ય વાચકવર્ગ તો એમાં નિરૂપાયેલા ઇતિહાસને સાચો ઇતિહાસ માની લે એ પરિસ્થિતિમાં ઐતિહાસિક નવલકથા અને ઇતિહાસ એ બે વચ્ચેની ભેદરેખા સ્પષ્ટ રીતે દોરી બતાવાય એ તો જરૂરનું છે સંમેલન યોજકોએ એ ચર્ચામાં ઐતિહાસિક નવલકથા-લેખકોને ખાસ નોતરી એને સંમેલનનું એક રસિક અને આકર્ષક અંગ બનાવવી ધારી હતી તે મુરાદ સફળ પણ થઈ એમ કહેવું હોય તો કહેવાય શ્રી મેઘાણી શ્રી ચુનીલાલ શાહ, 'ધૂમકેતુ' શ્રી મુનશી અને શ્રી પાઠક એ ચેળા બોલેલા જુદાં જુદાં વ્યક્તિત્વ અને વક્તૃત્વશૈલીવાળા ચાર ઐતિહાસિક નવલકારોને પોતા સમક્ષ ઉપસ્થિત થતા જોઈને અને બોલતા સાંભળીને શ્રોતાઓને અવશ્ય રસ ઘણો પડ્યો પણ ઇતિહાસ અને નવલકથાના સંબંધમાંથી ફૂટતા સૈદ્ધાંતિક તેમ જ વ્યવહારુ પ્રશ્નોની ઝીણવટભરી શાસ્ત્રીય છણાવટ કે ચર્ચા સાંભળ્યાનો સંતોષ અભ્યાસીઓ લઈ ગયા નહિ હોય ધૂમકેતુ અને મુનશીએ રંગમાં આવી શ્રોતાવર્ગની તાળીઓના તાલ સાથે પોતાની અને પોતાની ઐતિહાસિક નવલો વિષે વાતો કરતાં જઈ પોતપોતાનું એ સંબંધી વલણ અવશ્ય ભાર પૂર્વક રજૂ કર્યું સર્જક વિવેચક અને ત્યારે પોતાનું કર્યું કારવ્યું ... ભૂમિકાએ તેને લઇ જઈ, સમજાવવાનો અથવા વાજબી ... નો જાણ્યેઅજાણ્યે પ્રયાસ કરે તેવું અહીં પણ થયેલું ... એ ઐતિહાસિક નવલમાં ઇતિહાસની અગત્ય ખીચડીમાં મીઠા જેટલી કહી, અને મુનશીએ તો ઇતિહાસ વિજ્ઞાન શાનો એ તો એના લેખકની રુચિ, કલ્પના, સંસ્કારાદિનું સર્જન, મતલબ કે કલા જ છે એમ કહી, ઐતિહાસિક નવલકથા પણ તેવી કલા હોવાને કારણે, એ બે એક જ કક્ષાની કલા છે એટલે સુધી કહ્યું

આ બેઉ અભિપ્રાયો અભ્યાસીઓની પૂરી સંમતિ મેળવી શકે એવા નથી ઐતિહાસિક નવલકથા જો ઐતિહાસિક જ છે તો ખીચડીના દાળચોખા જેટલું સ્થાન કે મહત્ત્વ તેમાં ઇતિહાસનું હોય, અને જેના રસાયન વડે કથાનિર્દિષ્ટ દેશકાળ અને પાત્રપ્રસંગાદિ સજીવ બનાવીને ખડા કરી શકાય છે તે કલ્પનાનું સ્થાન પાણીમાં રંધાયેલા ચોખાદાળને સ્વાદુ બનાવનાર મીઠા જેવું ગણાવું ઘટે ઐતિહાસિક નવલકથા સર્જક વાઙ્મય પ્રકાર હોવાને કારણે લેખકના કલાકલ્પનાને તેમાં અનવકાશ હોય જ નહિ, પણ એ કલ્પના અંદરના દેશકાળને તેની બાહ્ય વિગતોના ચેતન સાથે તેના આત્મા (spirit) સહિત સજીવ કરવા પૂરતી જ કામની હોઈ એક રીતે નિયંત્રિત છે એ વધુ પડતી થઈ જાય તો વધુ પડતા મીઠાની માફક નવલકથાની ખીચડીને એ બેસ્વાદ બનાવી દે સાચું યુગચિત્ર દોરવા માટે એ યુગની ઇતિહાસસામગ્રીથીય ઐતિહાસિક નવલકારની કલ્પનાને બંધાવું પડે છે નિરંકુશ કલ્પનાવિહાર તેમાં નભે નહિ

'ઇતિહાસ એ કલા છે' એ શ્રી મુનશીનો વાદ નવો નથી *ઇતિહાસ વિજ્ઞાન કે કલા* એની બંને પક્ષના પક્ષકારોએ પશ્ચિમમાં ઘણી ચર્ચા આજ સુધીમાં કરી છે એ બધી ચર્ચા જોયાજાણ્યા પછી આટલું તો સ્પષ્ટ જ છે કે ઇતિહાસ પ્રથમ તો વિજ્ઞાન જ છે અને કલા હોય તો તે પછી છે એની સામગ્રીના તોલન-સંશોધન અને બનાવોના કાર્યકારણ નિયમોના શોધન માટે તો ઇતિહાસને વિજ્ઞાનની શાસ્ત્રીય પદ્ધતિએ જ કામ કરવું પડે છે એમાં ઇતિહાસકારના અંગત વલણો કે પૂર્વગ્રહો કે સ્વાર્થ એના નિર્ણયોને અને ઇતિહાસલેખનને દોરતા ને દૂષિત કરતા નથી એમ નથી, પણ એ તો સંપૂર્ણ બિનઅંગત (objective) ભૂમિકાને પહોંચવાની માનવીની અશક્તિ બતાવે છે એથી કંઇ ઇતિહાસને લખનારની દયા પર છોડી શાસ્ત્રના સ્થાનેથી ઉતારી પાડવાને કશું જ કારણ મળતું નથી કલાને ઇતિહાસમાં સ્થાન નથી એમ નથી, પણ એને એમાં આવવાનો જે અધિકાર હોય તે ઇતિહાસની રજૂઆત કે લેખનમાં જ પણ સંમેલનના ઉપપ્રમુખે વાજબી રીતે બતાવ્યું છે કે શૈલીનો મોહ એ તો ઇતિહાસનું ભયસ્થાન છે ઉપપ્રમુખ તેમ જ પ્રમુખ બંનેના ભાષણો પણ મુનશીના વાદથી સ્પષ્ટ રીતે વિરુદ્ધ જઈ ઇતિહાસને વિજ્ઞાનની ભૂમિકાએ બેસારી શાસ્ત્રપદ જ આપનારાં છે એ આપણે આગળ જોયું

ખરી વાત એ છે કે જેમ કવિઓ કેટલીક છૂટ (Poetic licence) કેટલીક વાર લે છે, તેમ ઐતિહાસિક નવલકથાલેખકો પણ એવી કેટલીક છૂટ લેતા હોય છે પણ એવી કેટલીક વાર સહી જવાય તેવી છૂટના निरंकुशा कवय કહેવા જેવા સિદ્ધાંત બનાવાય નહિ આ ચર્ચામાં ચર્ચાકારો પોતે નવલ

કથાકારો હતા એટલે એમનાથી ઐતિહાસિક નવલકથાલેખકો વડે લેવાતી છૂટની વાતો વિશેષ થઇ ગઇ, એવા નવલકથાલેખકોની કેટલીક મર્યાદાઓ કે એમને માથે રહેલાં નિયંત્રણો વિષે ઓછું, નહિ જેવું, બોલાયું. રા. ચુનીલાલ શાહનો આમા અપવાદ ગણવો જોઇએ. એમણે ઇતિહાસ સાથે લીધેલી છૂટ એક પ્રકારનો રસાઘાત કરે છે એમ કહી પ્રસિદ્ધ ઉપલબ્ધ ઇતિહાસની વફાદારીની તરફદારી કરી હતી. રા. પાઠકે પણ નવલકથામાંનું વાતાવરણ ઇતિહાસને પૂરું વફાદાર રહેવાની આવશ્યકતા પર ખાસ ભાર મૂકયો હતો. પ્રો. કામદારે પણ ઐતિહાસિક પાત્રોની વિકૃતિ સામે વિરોધ વ્યક્ત કર્યો હતો. આમ થયાથી, ચર્ચામાં થોડી સમતુલા આવી હતી. મુનિ જિનવિજયજીએ ચર્ચાને અન્તે ચાના મેજ પર નાનકડી મંડળી આગળ ઐતિહાસિક નવલકથાલેખકોને ઇતિહાસની ઉપેક્ષા કરવા માટે ચીમકી આપી હતી, એને પણ અહીં જ સંભારી લેવી ઘટે.

સંમેલને યોજેલી શિક્ષકસભામાં શિક્ષકવર્ગે સારી સંખ્યામાં હાજરી આપી હતી. એના આવાહક રા. રતિલાલ ત્રિવેદીએ ઇતિહાસનું સ્વરૂપ વિચારી વર્તમાન કેળવણીવ્યવસ્થામાં અપાતા ને આપવા જોઇતા ઈતિહાસશિક્ષણની વાત કરી તે પછી 'સ્નેહરશ્મિ', 'ધૂમકેતુ' આદિ વકતાઓએ પ્રવર્તમાન ઇતિહાસશિક્ષણની ખામીઓ અને તે પૂરવા નવી સૂચનાઓ રજૂ કરી હતી. ચર્ચાને અંતે રજૂ કરવાનો ઠરાવ સંમેલનના અન્ય ઠરાવો જોડે સગવડને ખાતર મુકાયો હતો. શિક્ષકસભાના એ ઠરાવમાં માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓને હિંદનો પ્રાચીન ઇતિહાસ ઉપરાંત માનવપ્રગતિનો સમગ્રદર્શી ઇતિહાસ શીખવવાની વ્યવસ્થા કરવાની સરકારી કેળવણીખાતાને તેમ જ યુનિવર્સિટીને તેમ જ શાળાસંચાલકોને ભલામણ અને વિનંતિ કરવામાં આવી છે. એના અમલ માટે થોડા જ સમયમાં હવા તૈયાર થાય એવી સૌની ઇચ્છા હશે.

સંમેલનને અંતે ગુજરાત ઈતિહાસ સંશોધક મંડળ જેવું કંઇ સ્થાપવામાં આવશે યા એવો ઠરાવ આવશે એવી કેટલાકની અટકળ હતી. એ તો સાચી ન પડી, પણ સંમેલને કેટલાક ઠરાવો પસાર કર્યા. એ ઠરાવોમાં, મંદિરો, શિલાલેખો, મૂર્તિઓ, કરારનામાં, જૂનાં દાનપત્રો, ખતપત્રો, સિક્કા ઇત્યાદિ ઇતિહાસસહાયક સામગ્રીની જાળવણી સંબંધી, તેમ જ બધાં દેશી રાજ્યોને પોતપોતાના પ્રદેશ પૂરતાં પુરાતત્ત્વખાતાં શરૂ કરવા તેમ બીજી રીતે આ પ્રવૃત્તિને મદદ અને પોષણ આપવાની વિનંતિ સંબંધી, થયેલા ઠરાવ તો આવે વખતે કરવા જેવા ને કામના હતા. પણ મુખ્ય ઠરાવ તો અમદાવાદમાં એક સંગ્રહસ્થાન સ્થાપવા સંબંધી હતો તેને જ ગણવો જોઇએ. એને ઠરાવસમૂહમાં પ્રથમપહેલું સ્થાન આપવામાં આવેલું તે પણ આ જ દૃષ્ટિથી હશે. મુંબઇ, વડોદરા અને રાજકોટને (તેમ ભાવનગર, જૂનાગઢ, વળા જેવાં સંસ્થાનોને પોતાનાં નાનકડાં પણ) સંગ્રહસ્થાનો છે. એ જોતાં ગુજરાત સમસ્તની રાજધાની અને વળી ધનકુબેરોનું નગર એક સારા સંગ્રહસ્થાન વિનાનું હોય એ સ્થિતિ શરમજનક તથા ખેદજનક પણ છે. સંગ્રહસ્થાનની લોકશિક્ષણાત્મક અસર અને સેવા વિષે કંઇ જ બોલવાલખવાની જરૂર રહેતી નથી. અમદાવાદ મ્યુનિસિપાલિટીના જૂના ઠરાવ અને તેના અમલની દિશામાં અત્યાર સુધીમાં મંદપણે ભરાયેલાં પગલાંને ઉતાવળાં બનાવવાનું, તેમ જ અત્યારે ચડેલી ધનભરતીમાંથી અમુક દાનપ્રવાહ એને માટે વાળી લાવવાનું, સુકાર્ય આ ઠરાવ જન્માવે તો એને અમલી બનતાં વાર નહિ લાગે. સાંભળ્યું છે કે સંમેલન પછી એ દિશામાં પ્રવૃત્તિ આરંભાઇ ચૂકી છે, અને સારી એવી રકમ એ હેતુને માટે એકઠી થવામાં છે. એ વધુ સફળ થાય તો ઇતિહાસ સંમેલનનો સૌથી વધુ કાર્યપરિણામી ઠરાવ કે સેવા એ જ ગણાશે.

સંમેલનનું મુખ્ય આકર્ષણ તો હતું પ્રદર્શન. એનું ઉદ્‌ઘાટન એને માટે સર્વથા યોગ્ય એવા રા. ગીરજાશંકર આચાર્યને હાથે કરાવવામાં આવેલું સંમેલનની બેઠકના આગલા દિવસે, અને ત્યારથી એને ખુલ્લું રાખેલું પૂરા એક અઠવાડિયા સુધી. પ્રદર્શનના ઉદ્‌ઘાટન વેળા રા. ગીરજાશંકર આચાર્યે (૧) લેખો–શિલા અને તામ્રપટ ઉપરના, (૨) મુદ્રા, સિક્કા ઇ૦, (૩) સ્થાપત્યનમૂના ને ભગ્ન અવશેષો, અને (૪) દુહા, રાસ, દંતકથા ઇ૦ લોકસાહિત્ય—એમ ઐતિહાસિક સામગ્રીને ચાર વિભાગમાં વહેંચી, પ્રાચીનથી અર્વાચીન સમય સુધીના ગુજરાતના ઇતિહાસને માટે એ ચારે વિભાગની સામગ્રીનું સંશોધન અને સંયોજન જરૂરી કહી, તેને માટે જિલ્લાવાર પેટા અને પ્રાંતિક સમિતિઓની રચનાની ભલામણ કરી, તેમની દ્વારા એકઠી થયેલ એવી સામગ્રીની સાચવણી માટે અમદાવાદ જેવા પાટનગરમાં એક મોટા સંગ્રહસ્થાનની સ્થાપનાની અનિવાર્ય અગત્ય સમજાવી, તેને અંગે કેટલીક વ્યવહારુ સૂચનાઓ કરી હતી.

રાજ્યના સંશોધનખાતાએ એકઠી કરેલી ઐતિહાસિક સામગ્રી મોકલવાનો માગેલો સહકાર, ગુજરાત—કાઠિયાવાડનાં બધાં તો નહિ પણ રાજપીપળા, ભાવનગર, કચ્છ, વળા જેવાં રાજ્યો તરફથી સારો મળેલો. ઉપરાંત, સારાભાઇ નવાબ, મુનિ પુણ્યવિજયજી, સર ચિનુભાઇ, આણંદજી કલ્યાણજીની પેઢી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તથા રા. મંજુલાલ મજમુદારના સંગ્રહો પણ પ્રદર્શનાર્થે રજૂ થયા હતા. પ્રદર્શનસમિતિના પ્રમુખ હતા રા. રવિશંકર રાવળ, એટલે એની ગોઠવણી ઈ. બાબતોમાં કશું કહેવાપણું હતું નહિ. પ્રદર્શનમાં દર્શનીય વસ્તુઓ ઘણી હતી. પ્રાગૈતિહાસિક કાળથી શરૂ કરી ગુજરાતના ઈતિહાસની રૂપરેખા આપતા તેના ઉત્સાહી તદ્‌વિદ રા. અમૃતલાલ પંડ્યાયોજિત અને ચિત્રકલાસંઘ–ચિત્રિત નકશા; નર્મદાપ્રદેશમાંથી મળેલાં પાષાણયુગનાં હથિયારો; ઓળખાણ સાથે મુકાયેલા પ્રાચીન–મધ્યકાલીન સિક્કાઓ; રા. મંજુલાલ મજમુદારના સંગ્રહમાંના ચિત્રો, ધૂટો, હરતાલ, હિંગળોક, કાંબી, ફાંટિયું, જૂજવળ, સોનારૂપાની શાહી ઈત્યાદિ પ્રાચીન લેખનકળાની પુણ્યવિજયજીસંરક્ષિત સામગ્રી; મુગલ સમયનાં આદર, ગાલીચા ને માનપત્રો; અખંડ તેમ મૂર્તિઓ; ચિત્રિત, [illegible], કાગળની તેમ તાડપત્ર હસ્તપ્રતો; સુવર્ણ [illegible] નૂના; અજિતનાથના

લાકડાનો નારીકુંજર, અને અમદાવાદના બજારો, ધર્મો, ઇત્યાદિ વિષે ચિત્રો દ્વારા માહિતી આપતું, સં. ૧૮૫૩મા અમદાવાદના જૈનસંઘે મારવાડમા આચાર્ય વિજયલક્ષ્મીસૂરિને મોકલેલી સાંવત્સરિક ક્ષમાપનાનું ૩૭ ફીટ લાંબુ સચિત્ર વિજ્ઞપ્તિપત્ર આટલાનો ઉલ્લેખ તો અવશ્ય કરવો જ ઘટે ગુજરાતની ચિત્રકળા, મૂર્તિકળા, તામ્રપત્રો, સિક્કા, ખતપત્રો, ઈ૦ ઐતિહાસિક સામગ્રીનો નાનકડો પટ પર પણ સારો ખ્યાલ આપે એવુ તો આ પ્રદર્શન બનેલુ જ એમ કહેવું જોઈએ

પ્રદર્શનના ઉદ્‌ઘાટન વખતે શ્રી સારાભાઈ નવાબે આપેલો જૈનાશ્રિત કલાનો પરિચય પણ ખાસ ઉલ્લેખ માગે તેવો છે. ઈ. સ.ના ૧૧માથી ૧૫મા સૈકા સુધીના કાળમા ભારતીય ચિત્રકલાને સજીવ રાખનાર જૈનાશ્રિત ચિત્રકલા, આબુ અને ભિન્નમાલની વચ્ચેના પ્રદેશમાના અનેક જિનમંદિરોનુ શિલ્પસ્થાપત્ય, જિનમંદિરોમાના ધાતુશિલ્પ, તાડપત્ર, કપડુ, લાકડુ ને કાગળ પર ઊતરેલી ચિત્રકલા, એ સર્વ બાબતો વિષે એમણે માહિતી આપી હતી

ઇતિહાસ સંમેલનમા સ્થાનિક સાહિત્યરસિકો અને શિક્ષિત જનતાએ સારી સંખ્યામા હાજરી આપેલી મુનશીદંપતી, પ્રો કામદાર, શ્રી મેઘાણી, પ્રો મંજુલાલ મજમુદાર, ભાવનગર દીવાન શ્રી પટ્ટણી જેવી જાણીતી વ્યક્તિઓએ પણ હાજરી આપેલી શ્રોતા ને પ્રેક્ષકનો વર્ગ પણ બહોળો હતો પ્રદર્શનનો લાભ પણ સારો લેવાયેલો ટૂંકમા, સંમેલનયોજકોને અને ખાસ કરીને ગુજરાત સાહિત્ય સભાના ત્રણે ઉત્સાહી મંત્રીઓને, પોતાના ઉત્સાહ અને શ્રમની સાર્થકતાનો સંતોષ મળે એવો બધો દેખાવ બન્યો હતો

આમ ગુજરાતનુ ઇતિહાસ સંમેલન મળ્યુ ને વિખરાયુ એનુ ફળ ? કોઇ પણ શુભ પ્રવૃત્તિ સરવાળે નકામી જતી નથી અન્ય કોઇ પણ પ્રાંત કરતા આપણા ઇતિહાસની સાધનસામગ્રી વિપુલ પ્રમાણમા હસ્તલભ્ય છતા, 'આપણા પ્રાંતમા આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરી શકે એવો એક પણ ઇતિહાસ કે પુરાવિદ્ વિદ્વાન આજે હયાત નથી' એ જિનવિજયજીના તેમ આપણા સૌ ગુજરાતપ્રેમીઓના અફસોસની વાત જરાતરા સુધરવા તરફ જશે, ગુજરાતનુ પાટનગર વહેલુ સંગ્રહસ્થાનવંતુ બનશે, તો તે આવા સંમેલનોએ જગાડેલ સળવળાટ ને પ્રેરેલી પ્રવૃત્તિઓ દ્વારા જ એવુ જ્યારે થાય ત્યારે, પણ એવા સંતોષકર ભાવિની દિશામા આ ઇતિહાસ સંમેલનને મિષે એક ડગલુ આગળ લઇ જવા માટે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા ગુજરાતના ધન્યવાદને પાત્ર તો બની જ છે ઇચ્છવાનુ એટલુ જ કે રંગભૂમિ પરિષદ તેમ જ આ ઇતિહાસ સંમેલન જેવી પ્રવૃત્તિઓ એકલી સંમેલનારંભી જ મટી કાર્યપરિણામી પણ બને એને માટેય એ સતત જાગૃત રહે, અને એની આવી પ્રવૃત્તિઓમા સમભાવી ગુજરાત સદા તેને મદદ કર્યા કરી તેની પીઠ થાબડતુ રહે

# ગ્રંથસમીક્ષા

**આદિવચનો અને બીજાં વ્યાખ્યાનો—ભાગ બીજો**
લેખક, કનૈયાલાલ મા મુનશી, ગુજરાતી સાહિત્ય પરિષદ્ પ્રકાશન, પ્રાપ્તિસ્થાન ભારતીય વિદ્યાભવન, મુંબઇ, મૂલ્ય ૩॥ રૂપિયા

પરિષદ સાહિત્યમાળાના પાંચમા પુષ્પ તરીકે પ્રગટ થયેલ આ પુસ્તક તેના નામેરી આગલા પુસ્તકનો બીજો ભાગ અને અનુગામી વ્યાખ્યાનસંગ્રહ છે એના ત્રણમાથી પહેલા ખંડમા સાહિત્ય સંસદના પ્રમુખસ્થાનેથી તેની વાર્ષિક સભાઓ વેળા ઈ સ ૧૯૩૧ થી ૧૯૪૨ ના વર્ષો દરમિયાન અપાયેલા છ, બીજામા સાહિત્ય પરિષદની વ્યાસપીઠ પરથી અપાયેલા ચાર, અને ત્રીજામા જુદે જુદે સ્થળે અને પ્રસંગે અપાયેલા ચાર મળી કુલ ચૌદ વ્યાખ્યાનો સંગ્રહાયા છે

એનુ ખરુ સ્વરૂપ મુનશીના શબ્દો જ બરાબર સમજાવી દે છે 'ર જુદે જુદે પ્રસંગે વંચાયેલા આ લેખોને કોઈ ભાષણ કે નિબંધ ન સમજે આ તો મારા તત્કાલ અભ્યાસનુ પરિણામ છે એમા મારા વિચારો ને પ્રેરણા સમાયા છે ને એ જીવન વિષેના, સાહિત્ય વિષેના ગુજરાત, ગુજરાતી સાહિત્ય, ગુજરાતની અસ્મિતા, ગુજરાતના સંસ્કાર ને કેળવણી વિષેના મારા ઘણાખરા મંતવ્યો અને મનોમંથનો આ વ્યાખ્યાનોમા શબ્દદેહ પામ્યા છે'

પુસ્તકનુ વાચન આપણને કહી આપે છે કે એ મંતવ્યો આવે છે પ્રધાનપણે એક ગુજરાતપ્રેમી ભારતભક્ત સાહિત્યકાર પાસેથી 'ગુજરાત જૂનુ ને નવુ', 'ગુજરાત અને તેનુ સાહિત્ય', 'હેમચંદ્રને અંજલિ', 'કેળવણીનો આદર્શ', 'ભટ્ટ પ્રેમાનંદ' અને 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' એટલા વ્યાખ્યાનોમા મુનશીનો ગુજરાતપ્રેમ બુલંદ લલકાર ગજાવે છે' અને 'જ્યારે ગુજરાત પ્રાંતિક નિર્બળતાનો ખ્યાલ વિસારી, 'ગુજરાતીતા'ના વૈભવમા, પ્રતાપી સાહિત્ય અને જીવનના ગર્વમા, વિશિષ્ટ સંસ્કૃતિ ને સ્વસ્થ રાજ્યતંત્રના ઉલ્લાસમા રાષ્ટ્રરૂપે બહાર પડશે' એ એમના શબ્દો[૧] ગુજરાત માટેની ભાવના ને અભિલાષાને ઠીક સાકાર કરી આપે છે હેમચંદ્રાચાર્ય અને પ્રેમાનંદ મુનશી પાસેથી સરસ અંજલિઓ પામે છે તે તેઓ ગુજરાતની વિશિષ્ટ વિભૂતિઓ છે તે માટે ગુજરાત માટે સ્વતંત્ર યુનિવર્સિટીની જરૂરની સૂચના તથા ગુજરાત અને ભારતની ભક્તિ વધારવાની વિદ્યાર્થી જુવાનોને સલાહ પણ મુનશી પાસે અપાવડાવી છે[૨] એમના આ ગુજરાતપ્રેમે જ

ગુજરાતની અસ્મિતાના પૂજારી છતા મુનશી પ્રાંતિક સંકુચિતતાના પુરસ્કર્તા બન્યા નથી ગુજરાતમા બંગાળ અને મહારાષ્ટ્ર જેવી પ્રતીય દૃષ્ટિ નથી એને માટે મુનશીને અફસોસ નથી થતો એ તો કહે છે કે વ્યાપાર ને વિચારના સતત વિનિમયને પ્રતાપે ગુજરાત સ્વસ્થાનસંકોચથી પર છે ને એ તો સારુ છે[૩] એટલુ જ નહિ, એ તો એથી આગળ જઇને એમ પણ કહે છે કે ગુજરાતીતા રાષ્ટ્રભાવનાની વિરોધી નથી.

---

૧ 'ભટ્ટ પ્રેમાનંદ'.

૨ 'કેળવણીનો આદર્શ',

૩ 'ગુજરાત—જૂનુ ને નવુ',

અહીં આવે છે એમની ભારતભક્તિ. એ સ્પષ્ટોચ્ચાર પામે છે એમના, 'સ્વદેશભક્તિ એ ગુજરાતીતાનું પ્રથમ ને અનિવાર્ય અંગ છે', 'ભારતની ભક્તિને જે પ્રાંતીયતામાં સ્થાન નથી તે શુષ્ક ને ભયંકર વિચ્છેદક ભાવના છે' એવા ઉદ્ગારોમાં.૪ 'હિંદનું ઇતિહાસ–સાહિત્ય' એ વ્યાખ્યાનમાં પરદેશીઓએ લખેલા હિંદના ઇતિહાસ સામે રોષ વ્યક્ત કરી હિંદી રાષ્ટ્રીય દૃષ્ટિએ લખવાના ભારતીય ઇતિહાસની એમણે વાત કરી છે તેનું મૂળ પણ એમનો દેશપ્રેમ જ છે. રાષ્ટ્રભાષા અને ભારતીય સાહિત્યની વાત પણ એથી જ પ્રેરાઇને એ કરે છે. 'સ્વપ્નસિદ્ધિની શોધમાં' એ સંસદ્વ્યાખ્યાનમાં રાષ્ટ્રમુક્તિની લડત લડતા આપણા રાષ્ટ્રપ્રાણને એમણે સોત્સાહ જે અંજલિ આપી છે તેય એમની ભારતભક્તિનું પરિણામ.

એ છેલ્લા ઉલ્લેખેલા વ્યાખ્યાનમા મુનશીએ ગાંધીજીને જે અર્ઘ્ય આપ્યો છે એ ખરી રીતે ગાંધીજી એ વ્યક્તિમાં પ્રગટ થયેલા આર્યાવર્તના સંસ્કારને અંજલિ છે. મુનશીની ભારતભક્તિ ભારતની આર્યસંસ્કૃતિની જ ભક્તિ બની ગઈ છે. અહિંસા, સત્ય, તપ આદિથી એક વ્યક્તિની માફક દેશ આખાએ યોગની સાધના માંડયાનું મુનશીને ઇ. સ. ૧૯૩૦ની રાષ્ટ્રીય લડતમાં દેખાયું. એ એમના આર્યાવર્તના સંસ્કારોના પ્રેમી હૃદયને ગમી ગયું. આર્યસંસ્કારની એમની ભક્તિ જેમ એમની અન્ય કૃતિઓમાં વ્યક્ત થાય છે, તેમ આ પુસ્તકમાં પણ 'સ્વપ્નસિદ્ધિની શોધમાં', 'જ્યારે અસ્પૃશ્યતા નહોતી ત્યારે', 'ગુજરાત જૂનું ને નવું', 'આત્મવાન પ્રજા', 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' એ વ્યાખ્યાનોમાં ઠેરઠેર બોલી ઊઠે છે. ગીતા અને યોગસૂત્રોના એમના અભ્યાસે જન્માવેલી અને દૃઢાવેલી આ આર્યસંસ્કારની ભક્તિ જ મુનશી પાસે બોલાવે છે કે 'સંસ્કૃતિનું મૂળ તો...આર્યોએ જેમાં જીવનસાફલ્ય માન્યું, એવા દિક્કાલથી પર એવાં સનાતન મૂલ્યોમાં છે; જીવન શું છે, એનો હેતુ અને ધ્યેય શાં છે, આ અનાદિ પ્રશ્નોનો નિર્ણય જે જે ભાવનાઓ વડે આર્યોએ કર્યો તેમાં છે.'૫ આધુનિક વિનાશકતા, યુદ્ધ, દુઃખ, અશાંતિ એ સર્વનું મૂળ પાશ્ચાત્ય સંસ્કૃતિ અને વિજ્ઞાનને ગણી, એના ઉપાય તરીકે માનવના ગૌરવની રક્ષા ને પૂજાને સૂચવતાં, 'મનુષ્યત્વ આ કર્યું અને પેલું કર્યું એમ સંતોષ લેવામાં નથી; માનવી થવામાં છે. કરવું એના કરતાં થવું, એમાં જ એનો મોક્ષ છે'૬ એમ મુનશી જે કહે છે તેની પાછળ આર્યદૃષ્ટિ જ ઊભી છે. જુલમત્રસ્ત જગતને આશ્વાસન માટે આર્ય આદર્શની ભેટ મુનશી ધરે છે૭ તે પણ આ દૃષ્ટિનો પ્રતાપ. સંસ્કૃત ભાષાને માટે મુનશીને જે આદર છે તેનું મૂળ પણ અહીં છે. સંસ્કૃતના મહત્ત્વ વિષે, કલ્પનાવિલાસ અને વિચારની ભાષા માટે સંસ્કૃતની ઉપાસનાની જરૂર વિષે, એમણે 'ભારતીય સાહિત્ય ને ભાષા' એ વ્યાખ્યાનમાં વાજબી રીતે કેટલુંક કહ્યું છે, પણ તે તો સાહિત્યિક દૃષ્ટિએ છે. આર્યસંસ્કારની વાહક વાણી તરીકે સંસ્કૃતની ઉપાસના કરવા જે શબ્દોમાં એ કહે છે તે અહીં તો ખાસ નોંધપાત્ર છે: 'એ આપણી જીવતી જાગતી સરસ્વતી છે, આર્યસંસ્કારની સંજીવની ને અધમોદ્ધારિણી મૂર્તિ છે. જો સંસ્કૃતની સેવા નહિ કરો તો જે શક્તિથી તમે છ હજાર વર્ષ જીવતા રહ્યા એ નહિ ટકી રહે.' ('ગુજરાતી ભાષા અને સાહિત્ય')

પણ પુસ્તકનાં ચૌદમાંથી અર્ધોઅર્ધ વ્યાખ્યાનો સાહિત્યવિષયક છે. એ હકીકત આપણે ભૂલી જતા હોઈએ તો તરત જ સંભારી આપનારી છે કે આ પુસ્તકના કર્તા સૌપ્રથમ તો છે સાહિત્યનો જ જીવ. 'ગુજરાતી ભાષા અને સાહિત્ય'ના અન્તમાં મુનશીએ સમજાવેલું સાહિત્યનું ગૌરવ, ભાષાછટા, દૃષ્ટિ અને અભ્યાસ દાખવતા 'ભટ પ્રેમાનંદ' એ વ્યાખ્યાનમાં આપણા એ અજોડ આખ્યાનકવિની વિશિષ્ટતાઓ તથા મર્યાદાઓના દર્શન સાથે તેની સર્જકતાને તેમણે આપેલી ઉત્સાહપૂર્ણ અંજલિ, 'ભારતીય સાહિત્ય અને ભાષા'માં સર્જન અને સાહિત્યના લાભાર્થે સંસ્કૃતની ઉપાસના કરવાની તેમણે આપેલી આગ્રહી સલાહ, અને ભારતીય ભાષા તથા સાહિત્યની વિચારણા કરતાં સાહિત્યના સર્જન (Production) માટે પ્રાંતિક માતૃભાષાની અને તેના પ્રસાર (Distribution) માટે રાષ્ટ્રભાષાની તેમણે સૂચવેલી કામગીરી કે સરહદ સાહિત્યરસિકોનું ધ્યાન ખેંચવા ઉપરાંત તેમની સંમતિ પણ જીતી જશે.

પણ મુનશી ખરા તો ખીલ્યા છે લાઠી, અમદાવાદ અને કરાચીનાં ત્રણ પરિષદ્દાશ્રયી વ્યાખ્યાનો–અનુક્રમે, 'ઐતિહાસિક પાત્રો અને તેમનું નિરૂપણ', 'સાહિત્યનાં તત્ત્વો-ચલ અને અચલ', અને 'ગુજરાત અને તેનું સાહિત્ય'–માં. તત્રસ્થ મુનશીકૃત સાહિત્યતત્ત્વચર્ચા સાહિત્યના સૌ ગંભીર અભ્યાસીઓનું લક્ષ ખેંચે તેવી છે, તે તેમાંના મુનશીવિશિષ્ટ પ્રતિપાદનને લીધે, તેમ જ તેમનાં સર્જનો કઇ દૃષ્ટિથી પ્રેરાયેલાં છે એનો પરિચય આપતી સામગ્રી એમાં ઘણી છે એ કારણે. પહેલા વ્યાખ્યાનમાં એમણે ઇતિહાસને વિજ્ઞાન નહિ પણ કલા ગણી, 'સર્જકતાનું રહસ્ય સાહિત્યકારના સ્વાનુભવમાં છે, પાત્રો કે પ્રસંગોના ખરાપણામાં નથી' એ સર્જનાત્મક સાહિત્યની કસોટીને જ ઇતિહાસની કસોટી કહી, ઇતિહાસ અને એનો ઉપયોગ કરનારાં કથા, લોકકથા ને નવલકથા જેવાં સાહિત્યસ્વરૂપોની કસોટી સ્વાનુભવસિદ્ધ એકતાનતાજન્ય સરસતાથી જ કરવી ઘટે એમ પ્રતિપાદી, પોતાની નવલોનાં ઐતિહાસિક પાત્રોનું ચિત્રણ આ દૃષ્ટિથી પ્રેરાયેલ છે એમ જાહેર કરી, નાટ્યાત્મકતાથી સજીવ પાત્રનિરૂપણ કેમ થાય તેનો કીમિયો બતાવ્યો છે. બીજા વ્યાખ્યાનમાં, સમકાલીનોની સામાન્ય રસિકતા પોષે એવાં અને સાહિત્યનો દેહ જ ઘડતાં સાહિત્યનાં ચલ તત્ત્વોથી સાહિત્યને માત્ર કથન નહિ પણ અમર શિષ્ટ સર્વકાલીન શુદ્ધ સાહિત્ય બનાવનાર સાહિત્યના પ્રાણરૂપ અચલ તત્ત્વોને જુદાં પાડીને વીગતે ચર્ચ્યાં છે. એ અચલ તત્ત્વોમાં એમણે ગણાવ્યાં છે એને, લેખકના સ્વાનુભવ (=એની માન્યતા) ને, અને એને વ્યક્ત કરતી વાણીમાં શબ્દની સૂચકતા અને કથનની સરસતા

૪. 'ગુજરાતી ભાષા અને સાહિત્ય'; 'ગુજરાત અને તેનું સાહિત્ય'માં પણ એક સ્થળે આ જ વિચાર રજૂ કર્યો છે.

૫. 'ગુજરાત–જૂનું અને નવું.'

૬. 'નૈતિક વિશ્વવ્યવસ્થા'; ૭. 'જ્યારે અસ્પૃશ્યતા નહોતી ત્યારે.'

અને સચોટતાને આ તર્ત અભ્યાસપ્રાપ્ત નથી, શુદ્ધ સાહિત્ય સામુદાયિક પેદાશ બની શકે નહિ. 'એ તો વ્યક્તિઓની વિશિષ્ટતા છે,' એમ છેવટે જણાવ્યુ છે ત્રીજા કરાવીવ્યાખ્યાનમા સાહિત્યમા વ્યક્તિત્વના આ મહત્ત્વની ચર્ચા લબાવી સાહિત્યમા 'બધી સરસતા સમૃદ્ધ ને વિવિધ રંગી વ્યક્તિત્વમાથી જન્મે છે અને તેના વિકાસથી ખીલે છે' એવો સિદ્ધાન્ત સ્થાપી, સાહિત્યમા પરોક્ષ વ્યક્તિત્વ—નિરૂપણ પર ભાર મૂકી, ગુજરાની સાહિત્યમા એ કેવુ ક થયુ છે તે પ્રથમ બતાવ્યુ છે ત્યાર પછી, આત્મોક્તિના સાહિત્યમા વ્યક્તિત્વ દર્શન કેમ કરાવાય તે અને સાહિત્યકારની કલ્પના ને સર્જકતા તેના પાત્રસર્જનમા કેવુ કામ કરી તેના સ્વાનુભવને સરસતા આપે છે તે ચર્ચ્યું છે અને છેવટે, 'વિ-કાસ પામેલુ વ્યક્તિત્વ અને સકલ્પજન્ય સમુદાય સાથે રહી શકે છે' એમ સિદ્ધ કરતા ગાંધીવાદની નોધ લઇ, સાહિત્યમા એની પ્રવર્તમાન અસર વર્ણવી, એ અસરના પરિણામ પ્રત્યે લાલ બત્તી ધરી મુનશીએ વ્યક્તિત્વવાદનો વાવટો ઊચો રાખ્યો છે

અહીં એક વાત ધ્યાન ખેચે છે તે એ કે મુનશીના કેટલાક પ્રિય સિદ્ધાન્તો આ વ્યાખ્યાનોમા, જેમ અન્યત્ર તેમ, ફરી ફરી પુનરુચ્ચાર પામતા જણાય છે દાખલા તરીકે, ભૂત સાહિત્યની પ્રેરણામાથી પ્રગટતા (૧) ઐતિહાસિક કલ્પના, (૨) કાલ્પનિક ઇતિહાસ, અને (૩) પ્રણાલિકાસર્જિત ઇતિહાસના દૃષ્ટિબિદુઓની 'ભટ પ્રેમાનદ' લેખના પૂર્વાર્ધમાંની ચર્ચા 'ઐતિહાસિક પાત્રો અને તેમનુ નિરૂપણ'ના જેવી જ છે ને તેની સાથે ભળી જાય તેવી છે સ્વાનુભવસિદ્ધ એકતાનતાજન્ય સરસતા ને તે દ્વારા નાટ્યાત્મક નિરૂપણથી સાધવાના સજીવ પાત્રચિત્રણની વાત 'ઐતિહાસિક પાત્રો'વાળા વ્યાખ્યાનની માફક 'સાહિત્યના તત્ત્વો—ચલ અને અચલ'મા પણ આવે છે ભાવનાત્મક અપૂર્વતા અને કથનની સરસ-તાનો 'થોડા રસદર્શનો' એ એમના પુસ્તક માંનો સિદ્ધાત સાહિત્યના ચલ અચલ તત્ત્વોની ચર્ચામા પાછો ઉઠાય છે વ્યક્તિ ત્વની ચર્ચા એ વ્યાખ્યાનમા છે તેમ 'ગુજરાત અને તેનુ સાહિત્ય' એ કરાચી નમા પણ આવી છે, અને ત્યા તો વિષય બની બેઠી છે.

મુનશીના આ બધા સાહિત્યિક મતવ્યો જરાય વાધાવિરોધ વિના સર્વસ્વીકાર પામે એવા નથી આ મતવ્યો જે વેળા બહાર પડેલા તે વખતે એના પર આપણે ત્યા કેટલીક ચર્ચા થયેલી એવી ચર્ચાને અત્ર સભારવાનુ કે ઉખેળવાનુ હવે પ્રયોજન નથી સક્ષેપમા જ સૂચવવુ હોય તો કહે વાય કે ઇતિહાસને કલાપદ અપાતુ ઘણાને નહિ રુચે, તેમ વળી ઐતિહાસિક નવલકારને બધન સ્વાભાવિકતાનુ જ એ મુનશીના મતવ્યની સામે ઇતિહાસાવલબી નવલમા પ્રસિદ્ધિવિરોધ રસક્ષતિકર થાય એમ જરૂર કહેવામા આવશે ઉપરાત, સ્વાનુભવસિદ્ધ એકતાનતા કલાકૃતિમા જરૂરી, ને તેથી સમકાલીન માનવતા ઐતિહાસિક નવલ કથામા આવ્યા વિના રહે નહિ, એ નિર્ણયની વિરુદ્ધ રજૂ કરાશે આ હકીકત, કે ગતકાલીન યુગચિત્રમા લેખકની સમકાલીન માનવતાનો પ્રવેશ નિરૂપિત વાતાવરણની ઐતિહાસિકતાને બાધક નીવડે છે મુનશીની જ ઐતિહાસિક નવલોમાના ઐતિહાસિક પાત્રો અર્વાચીન માનસવાળા હોય છે તેની સામે થતી ફરિયાદનુ મૂળ અહીં છે 'મહાભારતનુ પાત્રાલેખન ઇલિયડ જેવુ સરસ નથી' (પૃ ૧૬૫) એ મુનશીનો અભિપ્રાય પણ મહાભારતના પાત્રોનો માનસશાસ્ત્રીય તેમ જ સાહિત્યકીય દૃષ્ટિએ સાચો અને ઊડો અભ્યાસ કરનારને સાચો નહિ લાગે

ખરી વાત એ છે કે ઘણીવાર લેખકોના સિદ્ધાન્તો પોતાના સર્જનને સમજાવવાના સભાન કે અભાન હેતુથી ઘડાતા હોય છે તેવુ આ ઐતિહાસિક પાત્રોના નિરૂપણના મુનશીના સિદ્ધાન્તમા થયુ છે એ સિદ્ધાન્ત એમના સર્જ-નને બરાબર સમજાવી સાચો ઠરાવી દેવા મથે છે સાહિત્યમા વ્યક્તિત્વ, સ્વાનુભવ ને કથનની સરસતા પર ભાર મૂકવા પાછળ પણ આ જ વૃત્તિ કામ કરતી જણાય છે, જોકે એ સિદ્ધાન્તો સામે વાધો લેવા જેવુ ઘણુ ઓછુ નીકળે છે આખરે તો, શુદ્ધ સાહિત્ય સાહિત્યકારના દર્શનસવેદનાદિની અને કલ્પનાની અનુભૂતિ પર અને તેમના પ્રતિભા કલા આદિની સહાયથી થતી ભાષા-ભિવ્યક્તિ પર જ અવલબે છે એ વાત મુદ્દે સાચી છે વાધો હોય તો તે એની ભાષાનો છે જાણે મુનશી પ્રથમ અગ્રેજીમા વિચારતા હોય અને પછી તેનું ગુજરાતી લખતા હોય એવી અટકળ કરાવે એવુ એમનુ આલેખન ઘણે સ્થળે બની ગયુ જણાય છે 'કથન' અગ્રેજી વિવેચન–સિદ્ધા તના પુસ્તકોમા Expression અને Communication જેવા શબ્દો વાર-વાર આવે છે તેનો ગુજરાતી પર્યાય લાગે છે તેવી જ રીતે 'સ્વાનુભવ' એ Experienceનો, અને 'એકતાનતા' એ (Monotonyનો નહિ, પણ) Unityનો પર્યાય લાગે છે 'કથવાના આનદ માટે જ જે કથન રચાયુ અને કથનની સરસતા સાધવા જે કથન લખાય તે શુદ્ધ સાહિત્ય' (પૃ. ૧૯૩) એ વાક્યને બદલે 'અન્યહેતુ નિરપેક્ષ રસાનદ આપે તે શુદ્ધ સાહિત્ય' એમ ન લખાયુ હોત?

આવી મુનશીની સાહિત્યભાવના મુખ્ય ત્વે પુસ્તકના બીજા ખડના પરિષદ્વ્યા ખ્યાનોમા રજૂ થઇ છે ત્રીજા પ્રાસંગિક ભાષણોના વિભાગમા હિંદના ચાલુ કેળવણી અને ઇતિહાસ—પુસ્તકોની ટીકા અને એ બન્નેનો મુનશીને ઇષ્ટ આદર્શ જાણવા મળે છે પુસ્તકના પહેલા ખડમાના સંસદ્-વ્યાખ્યાનોમા કર્તાએ દેશના પ્રવૃત્તિપ્રવાહો અને વર્તમાન યુગઘટનાઓ સાથે પોતે કેવા કદમ મિલાવી ચાલે છે, તેના અનુભાવ ઝીલતા રહે છે, અને પ્રગતિશીલ રહે છે એ જાણે બતાવવાનુ કર્યું છે હિંદની રાષ્ટ્રીય લડતો, અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિ, ભારત માટે એક રાષ્ટ્રભાષા ને લિપિની પ્રવૃત્તિ, વર્તમાન વિશ્વયુદ્ધે જન્મા વેલી અશાંતિ—એ બધા આ ગુજરાતી સાહિત્યકારનુ ધ્યાન ખેચતા રહેલા છે એ જાણે આપણને એ શીખવી રહ્યા છે કે સાહિત્યકારે પોતાના એકદંડિયા મહેલમા જ પુરાઇ ન રહેવા પોતાની આસપાસના જગતની પ્રત્યે ને તેમા ધમાધુમ કરી રહેવા વિચારબળો તથા પ્રવૃત્તિપ્રવાહોની પ્રત્યે પૂરા સજાગ રહી પોતાની સ્વાનુભૂતિ અને સવેદનક્ષેત્રને વ્યાપક બનાવવાની જરૂર છે

પુસ્તકમા તત્કાલ અભ્યાસ અને અંગત વલણો તથા દૃષ્ટિની રજૂઆત છે એમ કર્તાએ ભલે કહ્યુ, પુસ્તક રસિક ને બોધક તો અવશ્ય બન્યુ છે જ

પ્રકાશક : લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી, ભારતી સાહિત્ય સંઘ, ૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ
મુદ્રક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ, સ્વાશ્રય મુદ્રણાલય, રાણપુર (કાઠિયાવાડ)

## નવા વર્ષે

સસારના અને સંગ્રામના કારમા સંજોગો વચ્ચે ઊર્મિ-નવરચનાનું વધુ એક વર્ષ પૂરું થાય છે. અનેક મુસીબતો વચ્ચે પણ 'ઊર્મિ-નવરચના'ને સમૃદ્ધ કરવાના અમે પ્રયત્નો કર્યા છે. અને આજે જ્યારે એકી સાથે બાર અંકો ઉપર નજર નાખીએ છીએ ત્યારે એક પ્રકારનો સંતોષ અનુભવીએ છીએ.

વિચાર, વિવેક અને રૂચિનું ધોરણ બધા લેખકોએ ઊંચું રાખીને 'ઊર્મિ-નવરચના'ને નવપલ્લવિત કર્યું છે. ગુજરાતના ઘણાખરા સાક્ષરો અને વિદ્વાનોના સહકારથી ઊર્મિ-નવરચનાને આજે અમે આ કક્ષાએ મૂકી શકયા છીએ.

આ અંકથી અમે શ્રી. ઝવેરચંદ મેઘાણીના સાહિત્ય સંસ્મરણો શરૂ કરીએ છીએ. એક નવલકથા જેટલો જ રસ વાંચકો અનુભવશે એવો અમને વિશ્વાસ છે.

ગ્રાહકોએ અને વાંચકવર્ગે અમને જે સહકાર આપેલ છે તેનો અમને પુરતો સંતોષ છે.

સંપાદકો

ઊર્મિ-નવરચના

તા. ક.

પ્રકાશનનું કાર્ય સંભાળતા ભાઈશ્રી લક્ષ્મીદાસ ગાંધીની માંદગીને કારણે આ અંક મોડો બહાર પડ્યો છે. પરંતુ હવે પછીનો અંક એપ્રિલ મહિનાની પહેલી તારીખે સમયસર બહાર પડશે.

આ વખતે રહી ગયેલ શ્રી. ઝવેરચંદ્ર મેઘાણીની 'શ્રી રવિશંકર મહારાજનો લોકસંપર્ક'વાળી લેખમાળાનો ચાલુ હપ્તો હવે પછીના અંકમાં આવશે

સંપાદકો

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૪ • 'નવરચના' વર્ષ ૯ • અંક ૧૨

માર્ચ ૧૯૪૫

### અનુક્રમ



વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૬-૦-૦ : પરદેશમાં રૂ. ૯-૦-૦

છૂટક નકલ ૧૦ આના

ભારતી સાહિત્ય સંઘ

ભીમરાજ બિલ્ડિંગ, નવી હનુમાનગલીને નાકે, કાલબાદેવી રસ્તો, મુંબઇ-૨

૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ-૬

# ટાંચણ-પોથીનાં થોડાં પાનાં

ઝવેરચંદ મેઘાણી

લોકસાહિત્યને ખેડતાં ખેડતાં આજ ચોવીસેક વરસની અવધ થઈ. પત્રકારત્વને ધંધાર્થી ખીલે બંધાયાં બંધાયાં, ગળે પડેલી રસીએ જેટલે કુંડાળે ભમવા દીધો તેટલો જ પ્રદેશ ખેડી શકાયો. એકધારું અને અવિચ્છિન્ન એ ખેડાણ થઈ શક્યું હોત તો વધુ વાવેતર ન કરી શકાયું હોત! લોકપ્રદેશ જેટલો જોયો તેથી દસ વીસ ગણો જોઈ ન શકાયો હોત! ચારણોને, બારોટોને, વાતડાહ્યાં અન્ય માણસોને, રાસડા ગાનારી ને કથાઓ કહેનારી માતાઓને, બહેનોને, તુરીઓને, ભજનિકોને, દરબારોને, મુસદ્દીઓને, પોલીસ નોકરીઆતોને, ઘાંચીને, મોચીને, માળીને, મીરને, રબારીને, હજામને, ઢેડને મળાયું તેના કરતાં પચાસ ગણી વધુ સંખ્યામાં મળાયું હોત તો આજે ભરાયાં છે તેના કરતાં કેટલાં વિશેષ પાનાં, મારી ટાંચણ-પોથીઓનાં ભરાયાં હોત!

❧

ટાંચણની પોથીઓ આજે મારી સામે પડી છે. કેટલાં પાનાં હશે? બે ત્રણ હજાર તો જરૂર હશે. એ પાનાં કોઈ કોઈ વાર ઊથલાવું છું, અને ચોવીસ વર્ષોના આ પ્રદેશનાં પરિભ્રમણોનું પુનરાવર્તન અનુભવાય છે. એક દળદાર પોથીના પહેલા પાના પર—

> માગશરે મારગડે રમતાં
> ભેળાં બેસી ભોજનિયાં જમતાં
> હરિને હવે નથી ગમતાં રે
> ભરમ્યા ભૂદર શું ના'વ્યા!

એમ માગશર, પોષ, માહ, અને—

> ફાગણ માસે ફેર ફરે હોળી,
> નારી પેરે ચરણાં ને ચોળી,
> કેસુડાં બહુ રે છાંટયાં ઝબોળી–ભરમ્યા.

એવી લોકવિરહિણીની આખી બારમાસી કોણે ને ક્યારે લખાવી? નામ નથી, તારીખ નથી, સંશોધનની શાસ્ત્રીય પદ્ધતિ શી છે તે હું જાણતો નહોતો. પણ હૈયાની કોરે ટાંકેલ છે નામ ઠામ ને તારીખ. એ તો રાણપુર ગામના, હરિજનવાસના ઢેઢ ધૂડાનું ગાયેલું.

❧

ધૂડો અમદાવાદ રળતો. હોળીએ ને ગોકળઆઠમે ઘેરે આવતો. કાને બહેરો, બોલવે દબાતા સાદવાળો, પચાસેક વર્ષનો શ્વેતવસ્ત્રધારી ધૂડો, એ બેય તહેવારે ઢેઢવાડાનાં નરનારીઓને ઘેલાં કરતો. કડતાલ બજવતો ને છલાંગો મારતો ધૂડો, વિશાળ કૂંડાળે ગવરાવતો. એના રાસડા ગરબા ઝીલતી સ્ત્રી-પુરુષોની મિશ્રમંડળી ધૂડાના કરતાં બેવડી ઝુકાઝુક મચવીને ગાતી ઘૂમતી. કોઈ કોઈ વાર ધૂડો ખડીઓ લઈને આવી ઓશીસે ઊભો રહેતો, લખતાં લખતાં માથું ઊંચું ન કરું ત્યાંસુધી ચૂપચાપ ઊભો રહેતો, નજર કરું એટલે માગતો: 'રુશનાઈ આપો!' 'કાગળ આપો!'—

❧

ક્યાં છે આજે એ ધૂડો? છેલ્લે છેલ્લે દીઠે બે ત્રણ વર્ષો વહી ગયાં. અંધાપો આવી ગયો હતો. રુશનાઈ માગી તે આપી હતી કે નહિ? 'હમણા કામમાં છું, હમણાં જાવ, પછી આવજો', એમ કહીને વળાવ્યો હતો શું? પાછો આવ્યો જ નથી. ક્યાં છે? તપાસ પણ કરાવી નથી. જીવે છે કે નહિ? હરિજનવાસ તો પડોશમાં જ છે, તો યે વાવડ લીધા નથી? ધુડે તો ગીતો ઘણાં આપેલાં.

પાનાં ફરે છે, ધૂડે આપેલ હાલરડાં અને 'માતાનો વડલો' વાળું ગીત પાછળ જાય છે, અને એની પડખોપડખ એક ઊલટી જ જીવનગતિને યાદ કરાવતું પાનું ઊઘડી પડે છે. લખ્યું છે–'ભૂચર મોરી'. મારી 'સમરાંગણ' નામની મોટી વાર્તાનો જે મધપૂડો રચાયો તેનું પ્રથમ મધુબિન્દુ મૂકનાર એ કોણ હતું? નામ નથી. મિતિ કે ઠામ નથી. અન્વેષક ત્યારે અડબૂત હતો! યાદ આવે છે. યાદ આવે છે—જીજી બારોટ. એને લઈને છેક બરડા પ્રદેશથી તે કાળના અમલદાર મિત્ર ભાઈશ્રી મોહનલાલ રૂપાણી આવેલા. યાદ આવે છે મીઠું મોં, મીઠપભરી બારોટ-જબાન, હસમુખો ચહેરો. ટાંચણ આમ છે–

"જેસા વજીરની વહુ-થાન લબડે–લૂગડાં ધોવામાં અડચણ–ખંભે નાખેલ–નાગડો ધાવે પાછળ ઊભો ઊભો.

> "જામઃ—જેસા ડાડા! હી જોરાર
> કીંજે ધરજી હુંદી!
> [તૂટેલ આઉવાળી ભેંસ ગાય 'જોરાર']
> "જેસોઃ—અંજા ધા થીંદા ઇ
> અગીઆં ન્યારજા."
> (એના ઘા આગળ નિહાળજો.)

❧

પછી તો દુહા ટાંકેલ છે. ઉપલું ટાંચણ જે માર્મિકતાથી ભરેલ છે તેને વાંચકો નહિ સમજે. પણ મારી નજરે તો એ બનાવ હજી યે બની રહેલો, ચાલુ સ્થિતિમાં, એક સોરઠી નદીને આરે, દેખાયા કરે છે. મારી 'સમરાંગણ'ની આખી ય વાર્તામાં એ એક જ પ્રસંગે બળ પૂર્યું... સૌરાષ્ટ્રમાં શહેનશાહ અકબરશાહની

ફરી પાછું 'ભૂચર મોરી' અને એજ વીરભદ્ર નાગડા વજીરનો, એના સમર-મૃત્યુને બિરદાવતો દુહો-

**ભલીયું વજી ભલા**
**નાગડા ! નર ન નીપજે.**
**જોયો જેમાના,**
**કાં કુંમર કુંતા તણું.**

ભલી ભોમકા વગર, કુળવાન માતાની કૂંખ વગર સાચો નર ન નીપજે. હે નાગડા ! મેં તો એવા બે જ જોયા. કાં એક જેમાના પેટે તું જન્મ્યો, ને કાં એક કુંતા માતની કૂંખે ભીમ પાક્યો.

વાહ વા ! માતાની યશોગાથા મળી, અને એ નાગડાની જનેતાનું નામ મળ્યું. જેમાબાઈ એ નામ પુસ્તક લખતી વેળા મને ન જડ્યું સાંભર્યું. સમરાંગણની આખી કથા એ જનેતાના નામ વગર રહી ગઈ. કેવી ગફલત ! નોંધપોથીઓ પૂરી વાંચી નહોતો ગયો.

વળી પાછાં દુહા-ચરણોઃ—

**'ચંદણ પડ્યું ચોકમાં**
**'ઇંધણ મૂલ વેચાય.'**

* * *

**'ધોળી વસ હર કથા કરે**
**ડીંગ બરને ગામ !'**

આ તે કઈ કડેકાણે પડી ગયેલ વ્યક્તિનો ઉલ્લેખ હશે? વારતા ગુમાવી લાગે છે. પાછા ખંડિત ચરણો-

**'મોતી થઇ ગ્યાં ઝેર'**

* * *

**'મોતી મીઠાનાં ગાંગડા,**
**'નરસાં લાગે નીર;**
**'મનહર કોઇ મળે નહિ.**
**'સાંસો પડ્યો શરીર.'**

જવા દો. પણ આ વળી શું ?

**'પાડાની જીભ જેવી કટાર.'**

કટારીને ઉપમા કેવી ફક્કડ આપી. પણ એ કટાર ધારણ કરનારા પાત્રનો જડતો નથી. તુરત નીચે—

**પાડા જેવા હોઠ-એવા**

એની નીચે વળી આ વિનોદોક્તિ—

**'હસલો માળી**
**'એને ને અફિયો ને જાળી**
**'મામદ વોરો**
**'એને ને સો ને દોરો.**
**'વલી વાંઢો**
**'એને ને ઢોર ને કાંઢો.'**

* * *

**'જાણે પૂળા જેવી મૂછયું'**

* * *

**'સહહહ નીસાસો નાખ્યો.**

* * *

**'પરશુ છાબડા માથે આવ્યો.'**

કોઈક વારતાના જ વેરણ છેરણ હાડકાં લાગે છે. વારતાને મેં ગુમાવી છે.

પાનાં ફરે છે, ગીતો વહે છે, પેન્સીલનો વેગ અને અક્ષરોના મરોડ એવો ભાસ કરાવે છે, કે જાણે દોડતી ટ્રેનમાં ગીતો ટપકાવ્યાં હશે. પ્રવાસે તો દર શુક્રવારે પરોઢની ટ્રેનમાં ચડી જતો. એવું એક પરોઢ-ચાર વાગ્યાનો સમય સાંભરી આવે છે. અંધારિયું હતું. સ્ટેશને ઊભો હતો. ગાડી આવી. અને ઘેરથી પાછળ રવ. ......દોડતી આવી. 'આ લ્યો ઘડીઆળઃ ભૂલીને આવ્યા છો!'

પૂછ્યું. અરે, આ ભયાનક અંધકારમાં તું છેક ઘેરથી આવી શી રીતે? કહે, ચાલતી, દોડતી ! રાણપુરના ઘરથી સ્ટેશન સુધીનો મારગ, તે વેળાએ તો આજે છે તેથીય ભેંકાર હતો. ફાળ ખાતો ગાડીએ ચડયો હતો. તાજી પરણેતર, મુંબઈ શહેરની સુકુમારી, એક બાળક, બન્નેને ફફડતાં મૂકીને, નીરસ નીરવ ધૂડિયા વાતાવરણમાં ધકેલી દઈને, દર અઠવાડીએ ચાલી નીકળતો.

પાનું ફરે છે ટપકાવ્યો છે 'પાંચાળનો પ્રવાસ.' યાદ છે, અમૃતલાલભાઈ શેઠ સાથેનો એ મોટરમાં શરૂ કરેલો પ્રવાસ. લોકલ બોર્ડમાં શેઠ હતા પ્રેસીડેન્ટ. પોતાની સાથે મને પણ પાંચાળ જોવા લીધો વર્ણન પણ મેં મોટરીયું જ માંડયું છે—

આણીઆળી, કેરીઆ, ધારપીપળા સાંગણપુર, લોયા, નાગડકા, ચોરવીરા, ભડલા, નોલી, સાંગોઇ, ગંગાજળ, ગોરૈયા...ગામ પછી ગામ. અને એ ગ્રામોનાં નામો સામે ટૂંકી નોંધો છે—

—'ગરાસીઆ. વિલાસી, નિરૂદ્યમી'
—કાઠીઓ ગરીબ, વિનયશીલ.
—કાઠીઓ તોફાની,-વસ્તીને સતાપનારા
—નિશાળની જગ્યા પણ ન આપે
—...વગેરે કાઠી-દાયરા, બદમાશ-સ્ત્રી-ઓને પાણીનો ત્રાસ, કહોરો બાહલ નિશાળ સારી.
—કાઠી સારા, પાણીનું દુઃખ
—ઊજળી દાઢીવાળા સતજુગીઆ કાઠી, વીસામણ ભગતનો પીપળો પનીહારીઓ કહે કે 'પાણી આંઈ કેમ ખૂટે? આંઈ તો વીસામણ ભગતનો પીપળો છે, ખબર છે?'

ચોરી નામના ગામનો પ્રસંગ, જેમા હીંગોળગઢેથી જસદણ દરબાર સાહેબ પણ અમારી માથે થયા હતા, તેનું ટાંચણ રમભર્યું છે—

"અમરાભાઇ તથા તેના બાપ રૂખડભાઈ, ભાળીઆ જાતી રખાવટ ઢીલ ઉપર લોહી હિલોળા લ્યે' હાથેબેડ કરે જસદણ દરબાર સાહેબ માટે ચા—

'અમરા, પેલો તું પી, પછી હું પીઉં, પછી બાપો પીએ'

સમજાય છે? બાપદીકરાએ પોતે પકાવેલી ચાનું આખું તપેલું ત્યાં આણ્યું, પહેલું છાલિયું બુઢ્ઢા કાઠીએ પોતાના જોધાર પુત્રને પાયું, પછી પોતે પીધું, ને પછી જસદણ દરબાર સાહેબને કપ ભરીને આપ્યો.

કારણ?

કારણમાં કરુણતા રહી છે. ગાદીના ધણીઓને ઝેર દેવાના, તે કપિણ કાળનો, આ આજ સુધી

ચાલ્યા આવતા રાજવળાંના રિવાજમાં પડયો છે. આજે પણ ઠેર ઠેર મેં જોયું છે, કે રાજવી જ્યારે પરોણો હોય ત્યારે યજમાન રાજવી એ પરોણાની સાથે પોતાના જોબનજોદ્ધ પુત્રને જમવા બેસારે. પહેલો કોળીઓ એ યજમાન–પુત્રને આરોગવાનો હોય.

❧

મનના મધપૂડાનાં છિદ્રો પછી છિદ્રો આવી વિલક્ષણ અસલવટો વડે પુરાતાં જાય છે, સોરઠી મધ્યયુગી જીવનનું જે વાતાવરણ મારે મારી કથાઓમાં સર્જાવવાનું હોય તેની પરિપુષ્ટિ આમ થતી આવેલી. અને મદભરી સોરઠીઆણીમાં જૂનાં પાત્રોની વર્તમાનમાં થઇ રહેલી અવદશાનો ચિતાર પણ ગામડે ગામડે મળી રહેતો— જેના બળે હું અવાસ્તવની આસમાનીમાંથી ઊગરી ગયો છું.

'મોટા માત્રા ગામઃ ૫૦ હાથ ઊંડો કૂવોઃ તળીએ વીરડા જેટલું પાણીઃ કેડયે રાંઢવું બાંધીને કાંઠેથી એક નાની છોકરી અંદર ઊતરી છેઃ એ ત્યાં તળીએ ઊભી ઊભી ડોલ ભરે છે. આ ડોલ ઉપરથી સિંચાય છે, કાંઠે પનીહારીનાં બેડાં એ ડોલે ડોલે ભરાય છે. કૂવાને કઠેડો નથી.'

આજ એ વાતને અઢારેક વર્ષ થયાં હશે. આવું આછુંપાતળું ટાંચણ પણ એ કઠેડા વગરના એકાકી કૂવાને તળીએ તબકતા ચાંદરડા જેટલા એ પાણીને તળીએ ઊભી ડોલો ભરી દેતી એ છોકરીને અને વેદનામૂર્તિ, મૂંગી, ગંભીર કાઠીઆણીઓને મનના વેરાન વચ્ચે તાદશ કરી આપે છે. અને—

**કાઠીઆણી કડય પાતળી**
**હલકે માથે હેલ્ય;**
**બરડા હંદી બજારમાં**
**ઢળકતી આવે ઢેલ્ય.**
**ઓદરથી ઉરે સરસ,**
**નાકનેણનો તાલ;**
**ગૂઢે વસ્તરે ગોરિયાં,**
**પડે જેવો પાંચાળ.**

એવી એવી મેં એકઠી કરેલી આ કંકુવરણી ભોમકાની સૌંદર્ય–ખ્યાતિનાં ચાંદૂડિયાં પાડતો, વર્તમાન પાંચાલ નજરે તરે છે.

❧

ગામવાર ટુંકાં ટાંચણ છોડી દઉં છું, એ ડુંગરીઆ ગઢકિલ્લાનાં અવશેષોને યાદ રાખવા માટે મેં કોઈ અજ્ઞાતનામ ચિત્રકારની અદાથી દોરેલાં ચિત્રોને નિરખતો આગળ વધું છું,– ભીમોરાનો ગઢ ચીતર્યો છે, નિનામાના ગઢને એક નદીકાંઠે ઊભો કર્યો છે, ઊંચી ભેખડ પર ઊભેલું અમારા સ્વ. કાઠી મિત્ર દરબાર શ્રી કાંથડ ખાચરનું. રેશમીઉં આ કળાકારની પેન્સીલને લીટીડે ખડું થયું છે, ઢાંગનાથ મહાદેવની એક દેરીને એક ડુંગરના પેટાળમાં ધજા સહિત દેખાડી છે. પ્રશ્ન ફક્ત એટલે જ રહે છે કે મેં આલેખેલું એ તે ડુંગરનું પેટાળ છે કે કોઈ સ્ત્રીનું ઝંટિયે ઝૂલતું માથું છે, એ તો સોવીએટ કલાકારોની જ કદરનો વિષય છે. ભવિષ્યમાં કોઈ ભક્ત મારી આ હસ્તપ્રતને પણ મોરકો નહિ લઈ જાય?

ખેર! આ બાબત, હું આજે બનાવી રહ્યો છું તેવી તદ્દન પરિહાસની નથી. આ આકૃતિમાં મેં ઢાંગનાથ મંદિરેથી ગામ તરફ લંબાતી જતી એક ધારની ટોચે સિલસિલાબંધ ઊભેલા પથ્થરો બતાવીને ઉપર લખ્યું છે, 'પોઠીઆ!'

મને યાદ છે. માર્ગે દોડી જતી અમારી મોટરમાં સ્વ. કાંથડભાઈએ અને અમૃતલાલભાઈએ મોં મલકાવીને મને પૂછ્યું હતું, 'જુઓ તો ખરા, તમને અહીં આસપાસ કંઇ રહસ્ય દેખાય છે?' બેઉ હસે, મને ગતાગમ ન પડે, પછી અ. ભાઈ કહે, તારી રસધારની કથામાં તેં જ લખ્યું તે ભૂલી ગયો? રાજાને ત્રૂઠેલ શિવજીના આ પોઠીઆ નથી જોતો!—

❧

આકારે પોઠીઆ નથી, ધારની ટોચે ટોચે કુદરતે સીધી કાળી શિલાઓ ખોડી દીધી છે. લોકકલ્પનાએ એ પથ્થરની લંગારમાં અન્ન લાદેલ પોઠીઆની વણઝાર કલ્પી. શંભુની આ અન્નપોઠ કયાં ચાલી જાય છે? કાળાસર ગામમાં. ગામ ક્ષુધાર્ત હતું. બાર વરસનો દુકાળ પડેલો. ગામધણીએ પોતાના કોઠાર ખોલી છેલ્લા દાણા સુધી વસ્તીને નભાવી. ભંડાર ખૂટી ગયા. પ્રજાનો પ્રતિપાલ લાજી ઊઠયો. 'મોં શું બતાવવું!' બીજો માર્ગ હતો પણ કયાં? આત્મવિલોપન એજ એનો આખરી રાજધર્મ હતો. એણે મહાદેવ સન્મુખ જઈને ખડ્ગ ખેંચ્યું. 'હે નાથ! આ લે આ મસ્તક–કમળ.' શંભુએ માકાર કર્યો. 'જા બાપ! ઘોડો ગામ ભણી વહેતો મૂક. પાછળ જોતો નહિ.' લોકપાલના ઘોડાની પાછળ અન્નની પોઠ ચાલી. અનંત લંગાર ચાલી આવે છે. ગામડું અનાજે ધ્રપધ્રપી ઊઠે છે. બહુ થયું. લોકપાલે પાછળ જોયું. બાકીના પોઠીઆ પાખાણ બન્યા. ઊભા છે હજુ–થંભીને ઊભા છે. 'પાછળ જોતો નહિ!' એ બોલના પડઘા પડે છે. પાછળ જોતો નહિ! શ્રદ્ધા–આત્મશ્રદ્ધા હારતો નહિ હે મર્ત્યલોકના માનવી! પાછળ જોતો નહિ. દૃષ્ટિ માંડજે ભાવિના ધ્રુવતારકે.

❧

લોકવાર્તાની રચના આ પ્રાકૃતિક પાષાણ–દૃશ્ય ઉપરથી થઇ હશે? લોકમાનસ કેવા પ્રકારનું વાર્તાકાર છે? જે કંઈ નિહાળે છે તેને કેવી રીતે જીવનમાં ઘટાવી કાઢે છે! લોકકલ્યાણનાં સ્તોત્રો કેવી ચોટદાર કલામાં ઉતારી આપે છે! અત્યારે, લોકોના રોટલા પર ચાલી રહેલી રાજસત્તા

ઓની લૂટાલૂટને ટાણે પાચાળના ઠાગનાથ મહાદેવની પાષાણ-ધાર પરંતુ આ પથ્થરકાવ્ય વિશિષ્ટ અર્થ ધરે છે!

❧

ઊઘડો પાના! અને ચોબારીના ખડિયેરો પરનું ટાચણ ઉકેલાવો—

ચોબારી-મૂળ ટૂંપદ શહેર

૧-પંચમુખી વાવ વનકુડ જેવી. પણ ભાંગી. પગ પર પગ ચડાવીને શેષશાયીની મૂર્તિ

૨-ગણેશવાવ ગણેશની ઊભી મૂર્તિઓ ને હનુમાન

૩-કુવો. ભોયરાવ ળો બે ચરાનો સબંધ ગામમા ભોયરૂ દટાઈ ગયુ છે

૪-તળાવ-કિનારે બે દેરા તળાવ પર પૂલ પુલ પરથી જતા અંદર દેરૂ શેષશાયી ભગવાન એનો કેડ સુધી પણી આવે એટલે તળાવની ઓગન (Water outlet) ઊઘડી જાય અદ્ભુત દેરૂ શૈલી ઘાટનુ

૫-ગામમા એકલદડીઆ મહેલનો અવશેષ પડખેના જ ઘરમા કુઈમા કોઇ રબારણ યુવતી ભેડેલા ફૂલવતીનુ સ્મરણ

❧

ફૂલવતી-અનંત ચાવડાની દીકરી શાલિવાહનનો 'રીસાળુ' કુમાર રિસાઈને આ જંગલમા આવ્યો અનંત ચાવડાએ એને કન્યા ફૂલવતી પરણાવી પણ ફૂલવતી આઠ-નવ જ વર્ષની કુંવર એને બેસાડે (પોતાના ઘોડા પર પોતાની પાછળ) બેસારીને લઈ ચાહતા એકલદડીઆ મહેલમા રાખી પાજે પેપે દૂધ ટાવે ને ઉછેરે યૌવનકાળે પરણીશ યુવતી બની વિકાર કચ્છનો હડીઓ વણઝારો ઘોડેસવાર થઇને નીકળ્યો ઓચિંતા નેમ થયો હીંડોળે હીંચકે હીંચકતા હીંચકતા તરુણની પિચકારી લગાવેલ પિચકારી ઘુમ્મટમા પડી. સાંજ પડે એટલે હડીઓ પાછો ચાલ્યો જાય પોતાના ડેરા હતા ત્યા સાંજે રીસાળુ કુવર ઘેર આવ્યો ઘોડાને પરસેવા ઘોડાની લાદ દેખી ડાણ દીધી પિચકારીના છાંટા જોયા પૂછ્યુ-કોણે તરુણની પિચકારી ઘુમ્મટે છાંટી!

... ફૂલવતી—

—કરી બતાવ

ન કરી શકી (હીંડોળે હીંચકતી હોય ક્રતી પાનની પિચકારી ઘુમ્મટ પર ન પહોંચાડી શકી)

બીજે દિવસે ઘોડાના તાજા સગડ જોયા રીસાળુએ જઇને હડીઆને માર્યો એનુ કલેજુ લાવી રંધાવ્યુ પોતે કોળીઆ ભરાવ્યા પૂછ્યુ કેવુ મીઠુ!

'બહુ જ'

'જીવતા મીઠુ તે મર્યા પછી યે મીઠુ લાગે હો?' ફૂલવતી ચાલી ગઇ

❧

ટૂંકા ટાચણમાથી યે આખી કરુણ કથા ઊપસી આવે છે એકલદડીઆના ખડેરો મે નોંધમા તાણેલા છે તે મોજૂદ છે એટલો જ જો એ એકલદડીઓ હોય તો તો એમા નથી કોઈ હીંડોળો બાંધવાની જગ્યા નથી હડીઆ-ફૂલવતીની પ્રેમલીલાને પ્રકટવાનુ ઠેકાણુ કદાચ એ તો મૂળ મહાલયનો અવશેષ માત્ર હશે રૂદ્રમહાલયનું એક તોરણુ આજે જેમ છે તેમ જ સંભવ છે કે મૂળ પ્રેમાલય નષ્ટ થયુ છે એથી વધુ સંભવ છે કે કોઈક લોકવાર્તાકારે ત્યા બેઠા બેઠા વાર્તા કલ્પી કાઢી છે ને સ્થાન તો ઘણું કરીને ઓટુ જ બન્યુ છે

આમ આ પાષાણી અવશેષો પર તો બુદ્ધિ માત્ર એક હાસ્ય વેરીને પાછી વળી જાય છે પણ એવુ હાસ્ય આ ટાચણ કરેલી વાર્તાના અવશેષ પર વેરી શકાતુ નથી રીસાળુ ફૂલવતી અને હડીઓ વણઝારો એ ત્રણ પાત્રો આ પૃથ્વી પર કદી હો વા ન હો મારૂં મન તો એમનુ સનાતન અસ્તિત્વ સ્વીકારી બેઠુ છે નાની એવી બાલિકાનું કળી-જીવન એના પરણ્યા પતિના કોઇક એકલ ગૃહમંદિરમા પુરાયુ હશે, દિનો પછી દિનોના નહાણા વાતા હશે કળીને ખીલવતા ખીલવતા વર્ષો વિદાય લેતા હશે પરણ્યો એની પરિપૂર્ણ પુષ્પિતાવસ્થાની વાટ જોતો હશે

એની મંજૂરીને કંપનામા ખડી કરૂ છુ કાચી કળીને અંતરની ધીરીધીરી ઉષ્મા આપતો એ દિવસો ખેંચતો હશે તો શુ એને ખબર નહિ રહી હોય ને જોબન ફૂલવતીમા સળવળી ઊઠ્યુ હતું! એકનવાસી યૌવના પિયુને પોતાના ઉર ની વાત મુખેથી શુ કહી નહિ શકી હોય? કે શુ એ આઠ વર્ષના વચગાળામા સ્ત્રીનો હૃદયભાવ જુદે રસ્તે વળ્યો હશે! પોતાના પાલક પોષક પ્રત્યે વલ્લભની નહિ પણ વડીલની લાગણી પોષાયે ગઈ હશે? એ લાગણીને વશ બનેલુ કન્યા-હૃદય પોતાનો જોબનકાળ બેઠા પછી યે ટંકાર કરી નહિ શકતુ હોય તેથી જ શુ રીસાળુએ 'વાર છે! હજુ વાર છે!' એવી ભ્રમણા સેવે રાખી હશે?

બન્ને અસહાય હશે બન્ને નિરપરાધી હશે તુ મારી પરણેતર છે હુ તારો કંથ છુ તારા જોબનના પ્રથમ મલાર-સ્વરની જ વાટ જોઉ છુ એવી ચોખવટ નહિ કરનારો રીસાળુ કોઈક સુહાગી પન પર પહોંચીને નિજ સુંદરીને વિસ્મયના પ્રેમ પછેડામા લપેટી લેવાની ધીરગંભીર પ્રતીક્ષા કરતો હશે અને બીજી બાજુએ ઘનપલ્લવ અટવીની નિતાંત એકલતા વચ્ચે ઊછરતી કિશોરી પોતાને રોજ પ્રભાતે એકલદડીઆમા મૂકીને સંસારની ગડમથલમા ચાલ્યા જતા આ એકાકી માનવીનુ આશ્ચર્ય હારી બેઠી હશે યૌવન છાનુંમાનું આવીને રોમેરોમે લપાઈ ગયુ હશે-અને એકલદડીઆની નીચે થઈને નીકળ્યે હશે હડીઓ વણઝારો

વણઝારો શબ્દ જેવો લાગે છે તેવો સાદો ને નીરસ નથી એકલદડીઆને જરૂખે બેઠેલી ફૂલવતીના પ્રથમ યૌવનને જેણે મઘમઘાવી દીધુ

તે હડીઆની પોતાની જુવાની કેવી હશે! મારા ટાંચણની અંદર જ એની સાહેદી પડી છે. તાંબુલ: તાંબુલની પિચકારી: હીંડોળાખાટેથી મારી ને છેક ઘુમ્મટને રંગી રહેલી પિચકારી: એ ઘણું ભાખી આપે છે. વનમાં એની પોઠોના પડાવ: કસ્તુરી, તેજાના અને અત્તરો મોતીડાંના એના વણઝાર–ભાર:

ને આખરે એનું કલેજું! રિસાળુએ ઠાર મારીને કાઢી આણેલું એ કલેજું ફૂલવંતીના પેટમાં પહોંચ્યું.

પ્રેમ જે વેર વાળે છે, તેનો છે કોઈ જોટો આ જગત પર?



આ કલેજું રાંધીને ખવરાવવાની વાત લોકસાહિત્યમાં એકથી વધુ ઠેકાણે કેમ આવતી હશે? એક લોકગીત છે. રાણી પાણી ભરવા સંચરેલી છે. નવાણકાંઠે મોરલો બેઠો છે—

**'પાણીડાં ભરે ને મોર**
**ઢોળી ઢોળી નાખે રે.'**

રાણીને મોરલાની માયા લાગે છે. રાજાને જાણ થાય છે. પ્રણયી પંખી પ્રત્યે દ્વેષ જન્મે છે. રાજા શિકારે ચડે છે. રાણી વીનવે છે—

**'મારજો તે મારજો રાજ!**
**'હરણ ને હળીઆરાં રાજ!**
**'એક નો મારજો રે વનનો મોરલો.**

પણ રાજા તો મોરલાને જ મારે છે. એનું માંસ લાવે છે. રાણી પાસે રંધાવે છે. રોતાં ને રહકતાં રાણી રાંધે છે, પણ જમતી નથી.

નીરસ બનેલી રાણીને પછી રાજા બહુ બહુ મનાવે છે, કે રાણીજી! જમો. હું ટોડલે મોરલો કોતરાવું, તમારા અલંકારો પર મોરલો આલેખાવું: પણ, ના, ના, ઊડી ગયેલો જીવન–રસ પાછો વળતો નથી. નર્મદ લખે છે કે એમના સમયમાં આ ગીત સૂરતની સુંદરીઓ ટીપના તીણા સ્વરે ગાતી ત્યારે સૂરત ડોલી હાલતું.

આ મોરલો તે પંખી સમજવો? કે કોઈ પ્રણયી માનવ–મયૂર?



ચાલો કલમ! આમ થોભતી રહીશ તો પાનાં ક્યારે પૂરાં થશે? ફૂલવંતી તો ચાલી ગઈ રિસાળુ કુમારે એને જીવતી જવા દીધી! ક્યાં ગઈ?' ક્યાં રઝળી હશે? જોબનના એ નિચોડ કઈ ભૂમિમાં છંટાયા હશે?

બેઠી હતી—એક રબારણ યુવતી. મારે મન તો એ ફૂલવંતી જ બેઠી હતી. એકલદંડીઆની છાયામાં એ બેઠી હતી. એનું મોં આજે યાદ નથી. રબારણોનાં દૂધમલ રૂપ આજે રોળાતાં રોળાતાં પણ કાઠિયાવાડને ભીંજવે છે.



જેવી ફૂલવંતી, તેવી જ ફૂલમાળ: ફૂલમાળ એ તો પાંચાળની કાંઠી ઘોડી. એ પાંચાળ–પુત્રીઓની પિછાન વગર લોકસાહિત્યનો પટ ખેડાય નહિ. નવું પાનું એના ટૂંકા કીર્તિલેખે અંકિત છે—

**ઘોડાં**

'કાંથડભાઇના પિતા દાદાભાઇની લખી જાતની ઘોડી: ગામતરામાં દરબારને વાય આવે: તુરત લખી બેસી જાય: દરબારને ભોંય પર સુવાડી દે: આસપાસ કુંડાળું ફર્યા જ કરે.'

'ચાંગી ચોટીલાની: ફુલમાળ રાતડકાની. લખી ને કેસર ભીમોરાની.'

'નાજા ખાચર: ચોટીલાના અને ચોરવાણના ડુંગર વચ્ચે જમની સાથે લડાઈ કરી. ઘોડી ગોળીએ વિંધાણી. આંતરડાં લબડતાં આવે. કુંઢડાના વોંકળા સુધી લઈ આવી. નીચે ઊતર્યાં ત્યારે પડી.'

પ્રતાપ રાણાનો ચિતોડીઓ ચેતક ઇતિહાસ–પાને ઉજ્જ્વળ છે. સોરઠમાં વોંકળે વોંકળે ચેતક–જનેતાઓના આવા મૂંગા કીર્તિલેખ લોકમુખે ઊભા છે. ભીમોરાની લડાઈની વાર્તા તો મેં લખ્યાને પણ એ વખતે ચાર વર્ષ થયાં હતાં. આ પ્રવાસમાં એનો એક બાકી રહી ગયેલો સોનાનો ટુકડો સાંપડ્યો. ટાંચણ બોલે છે કે—

"ભીમોરાની લડાઈ વખતે જસદણનો શેલો ખાચર મરાઠા બાબારાવની ફોજને લઈને આવેલ છે. નાજો ખાચર ભીમોરાના ગઢની અંદર આઠ દિવસ અન્નજળ વગરના બેઠા પછી, કેસરીઆંની છેલ્લી પળે પોતાની કેસર ઘોડીઓને ગૂડવાનો હુકમ આપે છે. આઠને ગુડી નાખી. એક નવમી વધ કરવા ટાણે હણહણે છે. નાજા ખાચરે કહ્યું કે બસ, કાળા ખુમાણ! એનો જીવ મેળો પડયો છે. દુશ્મન પાસે જવા એ રાજી છે. સરક ફાંસીયું ગળે વીંટીને છોડી ઘો.'



મારો ય નાનકડો અનુભવ કહું. ૧૯૨૮ના રેલસંકટમાં સૌરાષ્ટ્ર સેવા સમિતિ તરફથી મદદ વહેંચવા મને આ પાંચાલ સોંપાયો. કામ પૂરું કરીને રેશમીએથી સ્વ. કાંથડભાઈની ઘોડી લઈ ચોટીલેથી ગાડી પકડવા ચાલ્યા. ખબર હતી, ને પ્રવાસમાં અનુભવો પણ થયા હતા, કે ચોમાસે પાંચાળની ભોંયમાં 'ફોડાં' પડી જાય છે. આ 'ફોડાં' દગલબાજ હોય છે. ઉપરથી ધરતી સૂકી હોય છે, પણ અંદર પગ દીધે પૃથ્વીમાં ગારદ બનાય છે. ચેતજો! પણ રાંગમાં જ્યારે તેજીલી ઘોડી હોય છે ત્યારે માણસની–તેમાં ય પાછી જુવાન માણસની આંખ્યું ઓડે જાય છે. પાંચાળના રેલમછેલા લીલા ડુંગરા, પહાડ જેવડી કદાવર અને પાણીના રેલા જેવી તરવરતી રાંગમાં ઘોડી, જુવાનીનો મદ, મીઠી ફોરમ છાંટતી ધરતી, અને રંગે રમાડતું આકાશ: એમાં ભાન ન રહ્યું. ઘોડીને પણ મારગ સોપારી રડતી જાય તેવો ટાકરીઓ લાગતો હતો. એકાએક એક

ક્યાંક ઘોડીને જાણે ધરતીએ ગળવા માંડી ભાન આવે તે પૂર્વે તો ઘોડી સાથળ સુધી અંદર ઊતરી ગઈ ને પાછળ આવતા ઘોડીસવાર સાથીને બૂમ પાડી 'હરિભાઈ, મુવા! તમે દૂર રહેજો, ફોડું!'

સાંભળેલું કે આ ફોડાં એકાદ પલઘડીમાં જ માણસને ગળી જાય છે, ને માથે થોડી વાર ફક્ત બડબડીઆં જ બોલીને બેય ખલાસ થાય છે, કોઈ નિશાની પણ રહેતી નથી. મેં મારો બેય ખલાસ માન્યો–

પણ એ તો એ પાંચાળી કાઠી-ઘોડકીનું જ ગજું કે સાથળ લગી ખૂત્યા પછી ય પાછી બહાર નીકળે! મને નવો અવતાર આપનાર એ પાંચાળી ઘોડી હતી. ને એને ગળે પડતી મારા પંજાની થબડાટીનો પોતાની બંકી ગરદન વડે જ મુંગો પ્રત્યુપકારભાવ પ્રકટ કરતી, કાનસોરીનાં ડાબા-જમણાં ઘુમટા કાઢયે જતી એ ઘોડી હ્રદયને પાલે આજ બાંધેલ છે.

❦

ઘોડાંનાં બે શીલ હતાં. ઓલાદનું ઓઢણું હતું. એની વચ્ચે જીવનારા માનવીને બે શીલ પ્રાણ સાટે હતાં. એ માનવી નહોતાં પ્રાગૈતિહાસિક, નહોતાં પ્રાચીન, નહોતાં મધ્યયુગી. એ તો જીવતાં અર્વાચીનતાને ટીંબે પાતું ફરે છે, ને પાંચાળના એક 'લખમણ જતિ'ના બિરદ-દુહા ટપકાવેલા જોઉં છું. બીમોરાનો ઓઢો ખાચર નાડીનો સાબૂત આદમી **नाऽहं जानामि केयुरं, नाऽहं जानामि कंकणं, नूपुरं चैव जानामि, नित्यं पादाभिवंदनात्** ॥ એવો ભોજાઈ જાનકીના પગ સિવાયના કોઈ અંગને ન ઓળખનારો લક્ષ્મણ સંસારી છતાંયે લોકજીભે જતિ વદાયો. ને એ જતિ-બિરદ સાચા શીલવંતાઓને ચડતાં આવ્યાં છે. 'એની તો નાડી ઘોયે આડા ભાગે' એ લોક-કહેણી એવા શીલવંતા માટે યોજાય છે. ઓઢા ખાચરની નાડી ઘોઈને સગભાનિ પાતા આડા ગર્ભ સવળા બનતા તેની બિરદાવળના ટપકાવેલા દુહા છે.

"હે નાડી હમીરરા!
વૈદક હોઉ વદા,
"પીધે પાવરશ!
આડાં ભાંગે ઓઢીઆ!
"સુંદરને બાળક સમે,
*કસર દિયે કરતાર!*
"એનો, હો ઉગાર,
આવત નાડી ઓઢીઆ.
"તરિયા અન્ન નીંદર તજણ,
જગભલ બે ખટ જુગ;
ભમરો વિંધણ ભૂપ!
તોં ઓળખીઓ ઓઢીઆ!

(હે ઓઢા! તને મેં ઓળખ્યો. તું તો ત્રિયા અન્ન અને નિદ્રા ત્યજનાર છે. રાવણ ભમરો થઈને ઇંદ્રના વિમાનમાં સંતાયો તેને પોતાના અભિશુદ્ધ શીલને કારણે જ વીંધી શકનાર લક્ષ્મણ તુલ્ય તું છે)

ખટ જતિ ભાંખે ખલક,
નવખંડ નાજહરા!
એમાં ગોરખ ગરઢેરા!
તું આડીદર ઓઢીઆ!

(હે ઓઢા! દુનિયા છ જતિઓ ગણાવે છે. તેમાં તું ગોરખ જતિ જેવો છે હે ગરઢેરા!)

❦

કાઠી ગામધણીને 'ગરઢેરા' કહેવાય છે. મેટ્રીકના અભ્યાસક્રમમાં મારી વારતાઓ મુકાય છે. તેની ઉપર નોટ-બુકો પ્રગટ કરનારાઓ સોરઠી તળપદા પ્રયોગોની સમજણ વગર 'ગરઢેરા'ને 'ઘરડા' તરીકે વયસૂચક ગણાવે છે. આ બાપડાઓનો શો દોષ કાઢું! અમારા ખુદ સંશોધકો જ સોરઠી ભાષાને ઓળખતા નથી. 'નાજહરા' એટલે નાજાનો પૌત્ર થાય. 'હરા' પ્રત્યય ખુબ પ્રચલિત, એ જ રીતે 'નાજાઉત' એટલે નાજાનો સુત (દીકરો). એ 'ઉત' પણ ચાલુ વપરાશમાં છે. છતાં એની ગતાગમ નથી હોતી. માત્ર શબ્દો પ્રત્યયોના પરિચયથી પણ લોકસાહિત્ય સંશોધન શુદ્ધ બનતું નથી. લોકજીવનનો ઝીણો પરિચય ન હોય તો નીચેનો દુહો તુંબડીમાં કાંકરા જેવો—

'બોળાને બેસારે ખલક,
મેપત ખોળામાંય;
'ખંડપત ખુશી થાય,
અણુઆરેથી ઓઢીઆ!

બોળો એટલે ભવાયો. સ્ત્રીનો વેશ લઈને આ ભવાયો મરદ ઇનામ મેળવવા માટે પ્રેક્ષકો પૈકીના સારા સારા પુરુષોના ખોળામાં બેસી પ્રણય-ચેષ્ટા કરે, અને એથી ફિદા થતા મેપં (મહીપતિઓ-દરબારો) મોજમાં આવે છે. એ દૃશ્ય મેં નાનપણમાં ભર ઈમાં જોયું છે. મુંડાભૂખ પુરુષ સ્ત્રીવેશની આવી ચેષ્ટાઓ પર પા બીજા દરબારો લટ્ટુ બની જાય તેવા કાળમાં હે ઓઢા!—

પદમણીએ પાવરના ધણી!
(તું) રીઝયો ને કળરૂપ
ભોળવાઈ ગ્યો'તો, ભૂપ!
એકલશીંગી ઓઢીઆ

❦

'પાવરના ધણી'—ન સમજ કે પાવર નામનો કોઈ પ્રદેશ કાઠિયાવાડમાં છે. ના, પાવર તો પુરાણ કાળમાં માળવા તરફનો કોઈ પ્રદેશ હતો, અસલ કાઠીઓના પુર્વજો પાદરમાં રાજ કરતા. એટલે પણ એ સંબોધન સર્વ કોઈ કાઠિ માટે પ્રચલિત છે.

એમ ટીપે ટીપે, ટુકડે ટુક સમસ્ત જીવન, ભાષા, વાણી, રીતો, રસમો પશુઓ, પરં પહેરવેશો, સંસ્કારો, ભૌગોલિક

સ્થાન્તરો ઈત્યાદિનું સમગ્રતાએ એડાણ કરતો કરતો હું લોકસાહિત્યમાં પલોટાયો છું. અને લોકસાહિત્ય કે હરકોઇ સાહિત્ય, સર્વ કોઈ સાહિત્યમાં પલોટાવાની એ જ એક રીત છે. બિન્દુએ બિન્દુએ મધુસંચય વગર અને પોતાની અંદરના રસ વડે એ વન–મધુનું નૂતન રસાયણ નીપજાવ્યા વગર મધપુડો બનતો નથી.



પાનું ફરે છે–મીંયાણા બહારવટીઆ વાલા નામોરીની મેં સો. બ. ભાગ ૧માં લખેલી કથાના કિસ્સા પૂરા પાડનાર માણસનો પતો મળે છે. એ આદમી આ પ્રવાસમાં ભેટયો હતો. સ્વ. દરબાર કાંથડ ખાચરની રાજપરાની ખળાવાડમાં એ હવાલદાર હતો. પડછંદ, સીધો સોટા સરીખો, ધાટી સફેદ દાઢી, જબાને મુંગો, કરડી પણ ગંભીર આંખોઃ ઓળખાવ્યો ત્યારે જ ખબર પડી, કે વાલા નામોરી અને મોર સંધવાણીના બહારવટામાં જાતે જોડાનાર એ મીંયાણો હતો. એણે મને પેટ દીધું, સમસ્ત બહારવટાની કથા કહી, પોતે એ પ્રત્યેક કિસ્સાનો સાક્ષી જ માત્ર નહિ પણ સક્રિય પાત્ર હતો. ચારણ ભાટો અને કથાકારો જ મને ઉટાંગ વાતો કહી ગયા છે એ માન્યતા ખોટી છે. ઘટનાનાં જીવતાં પાત્રો મને સાંપડયાં છે. તેમની વિશ્વસનીયતાને મેં ચકાસી જોઈ છે. તેમણે સારૂં ખુરૂં બેઉ દિલ ખોલીને સંભળાવ્યું છે. તેમણે તો પોતાને વિશે પ્રચલિત કેટલીક અતિ શોભાસ્પદ ભભકભરી વાતોનો પણ સરલ ઇન્કાર કર્યો છે.

એ વૃદ્ધ મીંયાણાના છેલ્લા શબ્દો–કલ્યાણકારી શબ્દો–ટાંચણમાંથી અહીં ઉતારીને હું તેને સલામો દઉં છું—

'વાલો મોરઃ ઘડૂલો વાનઃ સામાન્ય કદનોઃ શરીરે મજબૂતઃ સ્વભાવ બહુ સાદો શાંતઃ કોઈ ગાળ દ્યે તો પણ બોલે નહિઃ કોઇ દી ' હસે નહિઃ કોઇ દસ વેણ બોલે ત્યારે પોતે એક બોલેઃ સાંજ પડયે બંદુકને લોબાન કરેઃ એની હાજરીમાં ભુંડું બોલાય નહિ.'

આ બહારવટીઓ ! આ મીંયાણો ! આવા શીલવંતા કેવે કમોતે ગયા ! આમ કેમ થયું ? પરચક્રને પ્રતાપે જ તો. બહાદુરોને બદમાસો કરી ટાળ્યા.



ખેર ! સલામો દઈ ને જ આગળ ચાલું છું. પાંચાળના બહારવટીઆની પડખોપડખ મારી નોંધપોથીમાં પાંચાળના પીરાણાં–સંતજનોની શ્રેણી બેઠી છે—

" આપો રતો–નાની મોલડી
" આપો જાદરો–સોનગઢ,
" આપો મેપો–થાન
" આપો ઝાલો રબારી–મેસરીયું
વાંકાનેર તાબે

આપો ગોરખો–જાદરાનો પુત્રઃ આપો વણવીર વંથળી પાસે વર્ધા ગામનો કાઠીઃ આપો–ઢાંગો દલડી પાસેનો કુંભાર."

બીજાનાં ચરિત્રો તો ' સોરઠી સંતો'માં આપ્યાં છે. પણ ઢાંગા—વણવીરને મેં ગુમાવ્યા છે. એનું ટાંચણ મારે હૈયે, સ્વ. ચારણ મિત્ર ગગુભાઈ નીલા સનાળીવાળાએ જે જૂજ કરાવેલું તે યાદ કરૂં છું.—

'બેઉ લોકસંતો એકબીજાને મળ્યા નથી. એક દિવસ કુંભાર ભક્ત ઢાંગો ગધાડાંના લગડાં પર ચલમો ભરીને વેચતા વેચતા વણથળી પંથકમાં જાય છે–પણ વણવીર ભગતને ઘેર પહોંચે તો ભગત નથી. ઘરની કાઠીઆણી પરોણાને કુંભાર જાણી કશો આદર સત્કાર કરતાં નથી. સંત પાછા વળે છે. વણવીરને સંદેશો કહેવરાવતા જાય છેઃ કે 'ભગત ! ખોરડું તો મોટું, પણ થાંભલી જાહલ !' વણવીર એ સંદેશાનો ભેદ પામી જઇને સ્રીનો ત્યાગ કરે છે. બીજી લાવે છે. ઢાંગાને કહેવરાવે છે કે 'થાંભલી બદલાવી છે. ઘર જોઈ જજો–'

'ઢાંગા ભગત ફરીવાર આવે છે. નવાં કાઠીઆણીનો સત્કાર પામે છે. વણવીર તો ઘેર નથી. રાતે મહેમાનનો ને પોતાનો, બેઉ ખાટલા ભક્ત–પત્ની પડખોપડખ ઢળાવે છે. મોડી રાત સુધી જ્ઞાનભક્તિની ગોષ્ટિ કરીને બેઉ ઊંઘી જાય છે. ઊંઘમાંથી ઢાંગા ભગત એકાએક ઝબકી ઊઠે છે. જુએ છે તો પોતાનો હાથ યજમાન–પત્નીની છાતી પર પડેલો ! હાથનો પંજો કાપીને, ત્યાં મૂકી પોતે રાતોરાત છાનામાના જતા રહે છે. સંદેશો કહેતા જાય છે કે 'તારા ચોરને સોંપતો આવ્યો છું.'



આવી નાનકડી હૈયા–નોંધ મને આ લોકસંતોની આંતર્ગત, અરસપરસના આચારવિચારની એક નિગૂઢ પરંપરા તરફ લઈ જાય છે. હું આ દિવસોમાં સમસ્ત ભજનસાહિત્યમાં ને ભક્તપ્રણાલિકામાં ઊંડો ઊતરી રહ્યો છું. આ મહેમાન–યજમાનની, પુરુષ ને સ્રીની, પાસે પાસે પથારી શું ! પરોણાગતની આવી પ્રણાલિકાનું રહસ્ય શું ! એ પછીથી ચર્ચીશું.



અત્યારે તો ઊઘડો 'સજણાં'નાં ટાંચણ–પાનાં ! સજણને (સ્વજનને) સાચાં ખોટાં પરખી કાઢો–કોઈ ' વિજોગણ ચૂડ ' નામની સ્રીકવિનાં આ ખંડિત છતાં પૂર્ણ અર્થવાહક પ્રેમ–પદોમાંથીઃ—

સજણાં

( દુહા–છકડીઆ )

૧

સજણ એવાં કીજિયે
જેવી લટીયર કેળ;
દૂધમાં સાકર ભેળીયે
કેવેક લિયે મેળ.

કેવોક લિયે મેળ તે
સળી ભરી ચાખિયે',
વાલાં સજણાંને
પાડોશમાં રાખિયે'.

ચંપે તે મરવે વિંટાણી નાગરવેલ, સજણ એવાં કીજિયે', જેવી લટિયર કેળ.

સ્વજનની શોધ કરનાર સંસારી ! તને ચૂડ વિજોગણ નામની કોઇક જામ્મી, કોઈક દાઝેલી, કોઇક સ્વાનુભવી લોકનારી પ્રણય કરવાની જુક્તિ બતાવે છે. સ્વજન એવું શોધજે, કે જે ઝુકેલી લુંબઝુંબ કેળ જેવું હોય– દૂધમાં સાકરની જેવી મિલાવટ, તેવી તારા ને એના બેઉના પ્રેમની મિલાવટ કરજે, ને પછી, પ્રથમ તો જરાક, લગરીક, સળી બોળીને જ ચાખી જોજે, કે બેઉએ કેવોક મેળ લીધો છે, ઘૂંટડે કે કોરે ગટગટાવવાની ઉતાવળ કરીશ ના પ્રેમી ! સળી ભરીને જ પરીક્ષા કરજે એના સ્વાદની.

❧

સજણ એવાં કીજિયે
જેના તંબોળવરણા હોઠ;
છેટેથી લાગે સોહામણાં,
જાણે કાઠા ઘઉંનો લોટ.
કાઠા ઘઉંનો લોટ તે ચાલણીએ ચાળીયે
તેમાં દૂધ સાકર લૈ લાડવા વળાવીયે'.
કરવી લડાઇ ને પાડવો કોટ,
ચૂડ કે' સજણ એવાં કીજિયે'
જેના તંબોળવરણા હોઠ
અને સ્વજન કેવાં ન કરવાં ?–

❧

બે બે બોલાં સજણાં નવ કીજિયે'
જેનો સો ઠેકાણે હોય સાસ,
ખૂટલ સજણાંને કાંઉ ખવરાવિયે',
જેના પંડયમાં પીતળનો પાસ.
પંડયમાં પીતળનો પાસ
તે સોનીએ જે મુકાવિયે'
હૈયે ને હળવાં થાયે'

ચુડ કે, બેબોલાં સાજણ
નવ કીજિયે'
જેના સો સો ઠેકણે સાસ.

❧

'બેબોલા સજણા, જેનો સો સો ઠેકાણે શ્વાસ'—અનિશ્ચલ, ચંચળ, બેવફા, એકને છેતરી અનેક સાથે પ્રીતિ કરનાર, એવા પ્રેમિકને માટે તો આ લોકવાણીનો પ્રયોગ—'જેના સો સો ઠેકાણે સાસ'–તમને તાકતદાર નથી લાગતો ? આપણી ભાષાને ચોટદાર બનાવતો નથી દેખાતો ? અરે હજુ વિશેષ સાભળો, જુઠાં પ્રેમીજનની પિછાન—

❧

પતળેલ સજણાંની પ્રીતું ન કરિયે',
જેનો બદલેલ હોય બાપ;
ચેરો થાય આપણી નાતમાં
અને ઉલટો કરે સંતાપ.
'ઉલટો કરે સંતાપ તે સહીયે'
ને રાજા દંડ લયે તે દઇએ'.
પીવાડ્યું દૂધ ને ઉછેર્યો સાપ,
ચુડ કે, પતળેલ સજણાંની પ્રીતું
ન કરિયે'
જેનો બદલેલ હોય બાપ.

લોક–પ્રેમિક પોતાના અંતર્યામીને સમજ આપે છે, મૃદુતાથી, વિવેકથી, વહાલપથી —

૫

સાંભળ માયલા સાજણા !
કુડો 'ને કળજગ જાય;
એકથી લગાડીએ' પ્રીતડી
તો લાલચ બીજે થાય.
લાલચ બીજે જાય તે ખોટી
સાચી પ્રીત ઘરની અસ્રીથી મોટી
વંશ વધે, વાલપ ઊપજે,
ને કયુ પોતાનું થાય;
ચુડ કે.' સાંભળ માયલા સાજણા !
કુડો ને કળજગ જાય.

પતિવ્રતની કે પત્નીવ્રતની ધાર્મિક 'માયલા સજણા'ને વફાઈ શીખવે છે કવિતા: 'વંશ વધે, વાલપ ઊપજે, ને કહ્યું પોતાનું થાય,' તેને કાજે ઘરની નાર પ્રત્યે એકનિષ્ઠ પ્રબોધાય છે. ને સૌંદર્યની મૂર્તિ આલેખાય છે—

❧

સાજણ નીકળ્યાં બજારમાં
પેરી ઝાંઝરની જોડ;
ઉરે બિરાજે આભલાં
હૈયે ટંકાવેલ મોર.
હૈયે ટંકાવેલ મોર તે ઝળકું કરે,
વાલાં સાજણનાં નેણલાં ઢળકું કરે.
ગલામનાં ફૂલ હોય રાતાં ચોળ
ચુડ કે' સજણ નીકળ્યાં બજારમાં
પેરી ઝાંઝરની જોડ.

❧

લોકવાણીમા આલેખાયેલ રૂપ કદી પણ Static–ગતિવિહીન–દીઠું છે ? નહિ, ગતિ તો રૂપનો પ્રાણ છે. અને 'ઉરે બિરાજે આભલાં, હૈયે ટંકાવેલ મોર'–એ દૃશ્ય તમે દીઠું છે ? કાચના ચાંદલા ભરેલું કાપડું, એમા યે પાછું મોરાકૃતિનું હીરાભરત છાતી માથે એ મોરલા ઝળકું કરે ને નયણાંનાં ભમ્મર ઢળકું કરે ! વાહ રે સોરઠી સજણાં.

❧

એવાં સ્વજનની પ્રણયઝૂરતી ઘરા પણ નથી વિસરાઈ—

સાજણ સેજે દૂબળા
લોક જાણે ઘર ભૂખ !
સમદર જેવડી સાકણ્ય,
અને ડુંગર જેવડાં દુ ખ.
ડુંગર જેવડાં દુ ખ તે કેને દાખિયે !
રદાની વાતું અમે રદામાં રાખિયે'.
પીપળ પાન ગુગળાં... ... ...
ચૂડ કે' સાજણ સેજે દૂબળાં,
લોક જાણે ઘર ભૂખ.

ગુપ્ત અંતસ્તાપની ગોઠડી કહી નાખી અને આખરે તો સજણ, ઘડી બ ઘડીના મીટ–મેળાપ કરીને વહાણે ચડી ગયાં—

# વિવેચક કાકાસાહેબ

લેખિકા : હીરાબેન ક. મહેતા

આપણા વિવેચનસાહિત્યમાં ગાંધીયુગના પ્રતિનિધિ–વિવેચક પોતાની અનેક રિદ્ધિસિદ્ધિ સહિત પ્રવેશ કરતા જણાય છે. પાછળ ફરતાં દેખાશે કે ક્યાં સાક્ષરયુગના વિવેચકોની પૂર્ણ સાહિત્યિક[1] અને અભ્યાસનિષ્ઠ સાક્ષરી વિવેચનશૈલી, અને ક્યાં આપણા આ ગાંધીયુગના લેખકની પૂર્ણ જીવનગામી, જીવનમર્મી, જીવનધર્મી અને જીવનનિષ્ઠ એવી ચિંતનપૂત સરળશિષ્ટ શૈલી ! આ બંને શૈલીના મૂળગત ભેદો પાછળ તે તે યુગબળોના ભેદ પણ રહેલા જણાય છે. આત્મવિકાસ અને જીવનશુદ્ધિ એ જ જેની સાહિત્ય–પ્રવૃત્તિનાં વિશિષ્ટ અને ઉદ્દિષ્ટ વા પ્રેરક અને નિયામક બળ છે, એવા આ લેખકની ઋજુ અને રમ્યરસિક લેખનશૈલીને આપણા સમસ્ત નિબંધસાહિત્યની એક નવીન જ સંભાવિતતા લેખવી જોઈએ.

આવા જીવનનિષ્ઠાના ઉપાસક વિવેચકનું વિવેચન જોવા માંડતાં પહેલાં તેમની આ પરથી ઉદ્‌ભવતી કેટલીક વિશિષ્ટતાઓ પર ધ્યાન દોરવું આવશ્યક છે; જેથી કરીને આ વિશિષ્ટતાએ તેમના વિવેચનને કઈ રીતે કેવો ઝોક આપેલ છે, તેનું આકલન સુકર થઇ પડે.

એક તો આપણે જોયું તેમ એમની વિવેચનાનાં ઊગમ અને અનુસંધાન જીવન સાથે છે. અને તેથી કલાસર્જનથી માંડીને તે કલાની રસનિષ્પત્તિ લગીના તમામ સિદ્ધાંતો કેન્દ્રસ્થ થયેલા જીવનનિષ્ઠાના મુખ્ય સિદ્ધાંત ભણી જાય છે, વા ત્યાંથી જન્મે છે કે તેથી પુષ્ટ થાય છે. તેમની કલાની પ્રત્યેક ચર્ચા એ મુખ્ય સિદ્ધાંતને અનુલક્ષીને થયેલ હોય છે. તેથી દરેક પ્રસંગે કલાચર્ચા કરતાંકરતાં, તેને જીવનદૃષ્ટિના મુખ્ય સિદ્ધાંત સાથે લેખક લાગુ કરી તાળો મેળવી જુએ છે, એવું જણાયા વિના નહિ રહે.

આ જ શ્રી. કાકાસાહેબની કલામીમાંસાની શક્તિ અને શક્તિ-મર્યાદા બંને છે. તેમની શક્તિ તે કલામીમાંસાને વધુ વિશાલગ્રાહી અને અનેકદૃષ્ટિયુક્ત બનાવે છે; અને કેળવણીકાર ઉપદેશકનું દૃષ્ટિબિન્દુ બક્ષે છે. અને કલામીમાંસાની શક્તિમર્યાદા પણ તેમાંથી જ ઊઠીને ખડી થાય છે. લેખક કલા વિષે કલાદૃષ્ટિએ મીમાંસા કરતાં થોડેક સુધી આવી, એકદમ કલા અને જીવન, અને કલાકાર કે જીવન અને જગતની ચર્ચા ઉપર ચઢી જાય છે. અને તેમની કલાની ચર્ચા એમ અટકી પડે છે;[2] અથવા તો કલા અને જીવન-કલાને સેળભેળ કરીને તેનો ગોટાળો કરે છે;[3] અથવા કલાની ખાસ સર્જનાત્મક કલા તરીકેની ચર્ચા કરતાંકરતાં, તત્કાળ કલા શબ્દનો વિશાળ અર્થ કરી, તે વ્યાપક વિચાર હેઠળ જીવનકલા, પ્રકૃતિકલા, લલિતકલા, હુન્નરકલા વ.નો સમાવેશ કરી દે છે.[4] આમ, કલા અને જીવનની સેળભેળ, કે કલા પર જીવન–મંતવ્યોનું વખતકવખત આક્રમણ કે તેમાં બીજી બાબતોનો નાહક સમાવેશ થતો દેખાય છે. એનો અર્થ એમ નથી કે લેખક કલા–શુદ્ધ કલાચર્ચાને સમજતા નથી; પણ તેનું કારણ એક તો એ છે કે, અત્યારનું વિવેચન જાણે કલાને જીવનથી પણ વધારે ગણી કાઢે છે, એ મતનો સામનો કરવો જોઇએ એ શ્રી. કાલેલકરને પોતાની ફરજ લાગે છે. અને તેથી જરા વિવેચનસામાન્યની વાત થઈ કે એક–બે વાક્યમાં એમનાં જીવનસંબંધી સૂત્રો, જેવાં કે જીવનની પણ કલા છે, કલા જીવનનિષ્ઠ હોવી જોઇએ, કલા પણ જીવનોન્નતિનુ સાધન માત્ર છે, એ કે એવું કાંઇ આવી જ પડવાનું. બીજું એ છે કે શ્રી. કાકાસાહેબ કેળવણીકાર ઉપદેશક હોઈ, ઉપદેશ વારંવાર કરવો જોઇએ એ સૂત્રને જાણેઅજાણે અવલંબીને પોતાનાં જીવનસંબંધી મંતવ્યોને છૂટે હાથે વિવેચનામાં વેરે છે.

આ કારણથી ઘણી વેળા કલામીમાંસાની શાસ્ત્રીય અને સળંગસૂત્ર વ્યવસ્થા જળવાતી નથી. જોકે લેખકની કલાનિષ્ઠ અને સળંગસૂત્ર ચર્ચાની પ્રતિજ્ઞા કે દાવો ક્યાંયે નથી, છતાં એમનો ઉપાડ કે અંતર્ગત ચર્ચા ઘણીયે વેળા કલાની દૃષ્ટિએ થતી ચર્ચાની હોય છે. એટલું જ નહિ, તેમના નિરૂપણમાં પણ તેઓ કેટલેક સ્થળે ઠીક ઠીક પારિભાષિક શબ્દો પણ વાપરે છે. એ દૃષ્ટિએ જોતાં પણ તેમની જીવનવિચારણાની શૈલી, પારિભાષિક શૈલીનું ગૌરવગાંભીર્ય અને તજ્જન્ય લાઘવને શિથિલ કરી નાખે છે. અને આ અતિપ્રિય વિચારણા વચ્ચે આવી કલાશાસ્ત્રની દૃષ્ટિએ સળંગ વિવેચનસરણીને ફાવવા જ દેતી નથી. આથી તેમનું

---

૧. બંગાળી અને મરાઠીમાં ચલણી થયેલ આ શબ્દ શુદ્ધ સંસ્કૃતદૃષ્ટિએ ખોટો છે; પણ આપણા સાહિત્યમાંય એ ચલણી થતો જાય છે, અને આ લેખક પણ વાપરતા હોય છે.

૨. જુઓ જી. આ. પૃ. ૪૨૭ અને એવા બીજા કેટલેય પ્રસંગો.

૩. જુઓ પૃ. ૪૦૯ (જીવનનો આનંદ) "કલામાં અનેક વસ્તુઓની આવશ્યકતા હોય તોપણ **મૃદૂનિ કુસુમાદપિ** એવું હૃદયનું આર્જવ એ મુખ્ય હોવું જોઇએ. એ જ જીવવાની કલા છે. એ જ્યાં ન હોય ત્યાં વિષયનો વિલાસ જ છે–પછી એને ગમે તેટલું સુંદર રૂપાળું નામ આપો."

કલામાં હૃદયનું આર્જવ આવશ્યક છે, પણ એથી એ જીવવાની કલા થઇ ગઈ ? એ સાચું કે કલામાં તેમ જ જીવવાની કલામાં આર્જવ આવશ્યક છે. પણ તેથી એમ સિદ્ધ કરી દેવાય નહિ કે કલા અને જીવનકલા એક જ છે. લેખક કલા સાથે જીવનનું અનુસંધાન કરી આપવા માટે–તેનું સાયુજ્ય સિદ્ધ કરવા માટે–કહો કે જીવનકલામાં જ કલાનો સમાવેશ કરી દેવા માટે, આ પ્રમાણે જીવન અને કલાની ભેળસેળ કરે છે.

૪. જુઓ જી. આ. પૃ. ૪૯૭ "કલાની હિમાયત કરતી વખતે કલાનો જે વ્યાપક અર્થ કરવામાં આવે છે તેને જ એ લોકો વળગી રહે તો તો કશો જ વાંધો નથી. કેમકે કલા એટલે જીવન-કલા, સર્વધર્મોનો સમન્વય, આદર્શ જીવનની સહજ સુવાસ; એની સામે શું કહેવાનું હોય ?" તથા, જુઓ જી. આ.

સંવેદનની એવી સમાધિસ્થિતિ અનુભવી રહે તે પછી તેમા માનસનુ વ્યવહાર સાથે અનુસંધાન થાય છે એ વેળા ભાવ સંવેદન અને વ્યવહારજગત બંને વચ્ચેનુ અફાટ અંતર તે અનુભવે છે; ત્યારે કલાકાર વ્યવહારજગતમા રહી પેલા એકવાર અનુભવેલ ભાવસંવેદનને કલ્પના દ્વારા સંસ્મરીને, ફરીવાર અનુભવીને-શ્રી કાકાસાહેબના આગલા અવતરણના શબ્દમા-નવુ નિર્મિતિ કરે છે, અને તે તેનુ કલાસર્જન બને છે આને બીજી રીતે એમ કહી શકાય કે ભાવનાનુ અને વ્યવહારનુ તે અંતર ટાળે છે, માટે જ તે કલા છે

કવિ વર્ડ્ઝવર્થનો કલાસર્જનનો સિદ્ધાંત કે કાવ્ય એ emotions recollected in tranquility છે, એ ઉપર્યુક્ત સિદ્ધાંતનુ જ, પણ કેવુ કાચુ સ્વરૂપ છે તે આ ઉપરથી જણાશે

ઉપર્યુક્ત અવતરણને અંતે તેઓ કહે છે કે ભાવનાસંવેદ્ય આપી જન્મતો આ આનંદ કલાકાર સર્જન દ્વારા વ્યક્ત કરી ભાવકને ઇન્દ્રિયો દ્વારા અનુભવાવે છે રમણભાઈએ પણ કલાની આવી જ વ્યાખ્યા આપી કહેલુ છે કે 'ઇન્દ્રિયગમ્ય રૂપમા ભાવના પ્રકટ કરવી એ કલાનુ કામ છે" જોકે, શ્રી કાકાસાહેબ કહે છે કે વ્યવહારમા ઇન્દ્રિયોના આનંદ વિષયજન્ય હોય છે, ત્યારે કલાનુભવમા તે ભાવનાજન્ય હોય છે અને તેમા પણ ખાસ કરીને અને અમુક જ ઇન્દ્રિયોનો ઉપયોગ કલાર્થે થાય છે[૩૨] આ ભાવનાજન્ય આનંદ સાત્ત્વિક પ્રકારનો છે[૩૩] અને માટે જ તે બીજાઓ સાથે ઉપભોગ કરવાની ઇચ્છા થાય છે અને એ ઇચ્છામાથી જ કલાસર્જનવ્યાપાર ઉદ્ભવે છે તેથી કરીને શ્રી કાકાસાહેબે ભૂખ અને કામવાસનાના આનંદને કલાનો મુખ્ય વિષય ન બનાવવો જોઈએ એમ કહ્યુ છે (જી આ પૃ ૫૦૪)[૩૪]

---

૩૨ (૧) "કલાત્મક આનંદની ઇન્દ્રિયો બે કલારસિક મન, નેત્ર ને કર્ણ દ્વારા જ તે આનંદ ભોગવી શકે છે આ બે ઇન્દ્રિયો જ હૃદયની ઉન્નતિ કરનારી છે અને તેથી જ માણસે તેમનો દુરુપયોગ કદી પણ કરવો જોઈએ નહિ" જી આ પૃ ૫૦

(૨) . કલાપૂજનમા બધી જ ઇન્દ્રિયો સરખી લાયકાત ધરાવતી નથી. શ્રવણ અને નયન એ બેની સૂક્ષ્મ છતા જબરી શક્તિ અલિપ્તપણે કામ કરી શકે એમ છે એ બેની વિલાસિતા અટકાવી એમને કલાગ્રહણની દીક્ષા આપી શકાય છે ભોગપરાઙ્મુખ કરી એમને કેવળ સૌન્દર્યપૂજક કરી શકાય છે" જી આ પૃ ૪૧૯

૩૩ (૧) "તટસ્થ આનંદનો ઉપભોગ બીજાઓની સાથે લેવાની ઇચ્છા થાય છે તેથી તે સાત્ત્વિક છે ઇન્દ્રિયો દ્વારા તેનો ઉપભોગ લેવાય છે છતા તે વિષયાનંદ નથી" જી આ પૃ ૪૯

(૨) ભોજનરસ અને કામવિકાર લોકયાત્રા માટે ગમે તેટલા આવશ્યક હોય તોયે એમા તટસ્થ આનંદ હોતો નથી અલિપ્ત પણે, અનાસક્તપણે જે આનંદ અનુભવી શકાય તે જ કલાનો વિષય થઈ શકે છે" જી આ પૃ ૪૨૧

૩૪ શ્રી પાઠકે પણ 'કાવ્યની શક્તિ'મા આ જ કહેલુ છે પૃ ૨૩-૨૫.

કારણકે "કલાનો પ્રયત્ન ઇન્દ્રિયાતીત આનંદને વિષયવાસનાના સંસર્ગથી દૂષિત ન કરતા તેને શુદ્ધ સ્વરૂપમા અનુભવવાનો હોય છે (જી આ પૃ ૪૭૮)[૩૫] આ કારણે તેમા 'તાદાત્મ્ય અને તાટસ્થ્ય' (જી આ પૃ ૪૦-૫૦) હોવાથી તેને લેખકે સર્વાત્મૈક્યભાવવાળો આનંદ લેખ્યો છે તેથી જ અન્ય સ્થળે લેખકે કહ્યુ છે કે "કલાનો વ્યાપાર ઇન્દ્રિયગોચર હોય છે પણ એનો આનંદ તો વિષયાતીત હોવો જોઈએ' (જી આ પૃ ૪૧૮ તથા પૃ ૪૨૧)

કલાકારની આ સિસૃક્ષાવૃત્તિ વિષે લેખકે આ પ્રમાણે વિચાર કરેલો છે

"Art as creative necessity એટલે કે માણસમા **एकोऽहम् बहुस्याम्** ની જે અદમ્ય વૃત્તિ છે તેના સંતોષ ખાતર માણસ જ્યારે હૃદયના ગૂઢ અને ઉત્કટ ભાવોને વ્યક્ત રૂપ આપવા પ્રેરાય છે ત્યારે એના મનમા જે પ્રયોજન હોય છે તેની વધારે મીમાંસા થવાની જરૂર છે[૩૬]

પોતાના અનુભવને સર્વગમ્ય કરવાની જે કલાકારની આ વૃત્તિ છે, તેનુ મૂળ આ પ્રમાણે માનસશાસ્ત્રીય ગણી આ મુદ્દાને છેડીને લેખકે એ સ્થળે તો અછડતો મૂકી દીધેલ છે[૩૭]

પણ આ આખી સર્જનપ્રક્રિયાની આવશક્તિ તો આખરે કલાકારની કલાદૃષ્ટિને-કવિત્વદૃષ્ટિને લેખીને લેખક કહે છે, " જે વિશિષ્ટ જાતની શક્તિ કેળવેલી હોય તો જ્યા અસંખ્ય લોકોને આનંદપ્રતીતિ થતી નહોતી ત્યાં આનંદ ગ્રહણ કરવાની શક્તિ અથવા ક્ષમતા અર્પી શકીએ છીએ એને જ કલાદૃષ્ટિ કહે છે "[૩૮]

---

૩૫ આ જ મતવ્યનુ સરખાપણુ જુઓ આ વિ પૃ ૧૬૫ (આનંદશંકરનો મત) અને પૃ ૨૬૫ (શ્રી પાઠકનો મત)

૩૬ જી આ માથી 'કલા એક જીવનદર્શન-પૃ ૫૧૬

૩૭ શબ્દફેરથી જોકે વધુ સ્પષ્ટતાથી તેમણે બીજે સ્થળે આ ને આ બાબતની કંઈક મીમાંસા કરેલી છે

"સાહિત્યની પ્રવૃત્તિ હમેશા સમાજસેવાને અંગે જ થાય છે એમ નથી માનસિક આનંદ, સમાધાન, મૂઝવણ અથવા વ્યથા પ્રગટ કરવાની, શબ્દબદ્ધ કરવાની માણસમા જે સહજ વૃત્તિ છે તેમાથી સાહિત્યનો ઉદ્ગમ છે, સાહિત્યની પ્રવૃત્તિ મુખ્યત્વે પોતાના લાગણીપ્રધાન મનન અથવા ઉદ્ગારને બીજામા સંક્રાન્ત કરવાની ઇચ્છાથી થાય છે તેથી સાહિત્ય એ મુખ્યત્વે સામાજિક વસ્તુ છે એમ કહી શકાય -જી આ પૃ ૯

આ દૃષ્ટિએ જ આ લેખમા મૂકેલી સાહિત્યની પહેલી વ્યાખ્યા તેમણે ઘડેલી છે જેમા ઉપર કહેલી સાહિત્યની લાગણી 'સંક્રાન્ત કરવાની શક્તિને તેમણે ત્યા ચેપ' લગાડવાની શક્તિ તરીકે વર્ણવી છે અને પોતાને વિષે જ્યા એમણે એમ કહેલુ છે કે "હુ તો સંસ્કારો પાડી ચેપ લગાડવામા જ માનુ છુ અને "શાસ્ત્રીય વિવેચન કરવાનો મારો દાવો છે જ નહિ" ત્યા આગળ લેખક અજાણપણે પણ પોતાની સાહિત્યકાર લેખેની શક્તિને જ આગળ કરે છે

૩૮ જી. આ માથી 'આનંદના ઝરણા-પૃ ૬

આ સ્થળે શ્રી. કાકાસાહેબની કલાકારની આખી સર્જનપ્રક્રિયા સંબંધી તમામ ચર્ચાનો અંત આવે છે. હવે આપણે વિવિધ કલાઓ વિષેની તેમની મીમાંસા આરંભીએ

અમૂર્ત ભાવોને વિવિધ ઉપાદાનો દ્વારા મૂર્ત કરતી જુદી જુદી કલાઓની વિશિષ્ટતા તથા પરસ્પરની સરખામણી વ. થોડેક અંશે તેમણે કરેલાં છે અને વાણી જેનું ઉપાદાન છે તેવા સમસ્ત સાહિત્યની–વાઙ્મયની, કે વાઙ્મયનું ઉત્તમાંગ છે એવી કવિતા-કલા વિષેની સ્વરૂપચર્ચા પણ અન્ય કલાઓને અનુલક્ષીને કરેલ છે. આ કલાચર્ચા પાછળ તેમની જીવનદૃષ્ટિ તો છે જ.

'સાહિત્ય, સંગીત અને કલા ત્રણેય એકબીજાના પરમ મિત્ર છે, એકકુટુંબી છે.' (જી. આ. પૃ. ૪૮૯) એમ કહીને પણ સાહિત્યને તેમણે ગુરુપદે સ્થાપ્યું છે. 'માટે સાહિત્યે મોટા-ભાઈની ફરજ સમજી સંગીત અને કલાને પોતાની સાથે રાખવાં જોઇએ.' (જી. ભા. પૃ. ૧૨).

'સાહિત્ય એ કલાનો જ એક ભાગ છે' એમ કહી સાહિ-ત્યની કવિતાકલાનું વિશિષ્ટ સ્વરૂપ કવિ માટે નિર્દેશતાં, શ્રી. કાકાસાહેબ કહે છે કે :

'જો એ કવિ હોય તો શબ્દ મારફતે જે કંઈ વ્યક્ત થઈ શકે તેની મદદથી એ અવ્યક્ત આનંદને મૂર્ત રૂપ આપવાને એ મથે છે. શબ્દરચના તાલબદ્ધ કરી, શબ્દોની સૂચનશક્તિની પરમાવધિનો ઉપયોગ કરી અશકય કાર્ય એ શકય કરી બતાવે છે. અસંખ્ય લોકોએ મૂંગાની પેઠે જે અનુભવ મેળવ્યો હતો, પણ જે તેઓ વ્યક્ત કરી શકતા નહોતા, તેને વાચા અર્પણ કરી અને અનુભવને બોલતો કર્યો' (જી. આ. પૃ. ૪૨૫).

કવિતાને આવશ્યક વાણીના ઉપાદાનની વિશિષ્ટતા અને તે દ્વારા ભાવસંક્રમણ એ આ અવતરણનો માયનો છે. પણ કવિતા-કલા વિષે અન્યત્ર રજૂ કરેલા સિદ્ધાંતમાંના એક મુદ્દાનું સ્પષ્ટી-કરણ આવશ્યક છે, અને તે એ કે કવિની કવિતાકલા છંદોબદ્ધ શબ્દરચનામાં રહેલી સૂચનશક્તિ દ્વારા ભાવનિરૂપણ કરે છે. એટલે જ કવિતાકલાને ચિત્રકલા સાથે સરખાવતાં, શ્રી. કાકાસાહેબે એ કલાનું ભેદદર્શન પણ આ જ દૃષ્ટિએ કરેલું છે કે 'શબ્દોમાં અંકનકલા નથી, પણ સૂચનકલા છે.' (જી. આ. પૃ. ૪૯) શ્રી. કાકાસાહેબ 'સમભાવ' લેખમા કહે છે કે સાહિત્ય પાસે અંકન-કલા નથી અને સૂચનકલા છે તેથી તે શબ્દો દ્વારા સૌન્દર્ય કેવું હશે તે સૂચવે છે. પણ તેને એક મુશ્કેલી એ નડે છે કે જ્યારે તેને ચિત્રાત્મક દૃશ્યો રજૂ કરવાનાં હોય છે ત્યારે અંકનકલાની જે જે આલેખનખૂબીઓ છે તે તે વ્યક્ત કરી શકતી નથી. તે બાબત 'અવ્યક્ત સૌંદર્ય'ના લેખમાં તેઓ જણાવે છે:

'કોઇ પણ દર્શનમાં આકૃતિ, ગતિ, માર્દવ યા કાઠિન્ય, રંગ અને કાન્તિનું જ વર્ણન આવવાનું. એની બહારનું કેટલુંય સૌંદર્ય આપણે પ્રતિદિન નજરે જોઈએ છીએ પણ પૃથક્કરણ કરી તેની જુદી જુદી છટાઓ માટે સર્વમાન્ય સંજ્ઞાઓ–ભાષાઓ નક્કી કરેલી ન હોવાથી તેનું વર્ણન આપણે શબ્દમાં કરી શકતા નથી. મૂંગાને એકાદ સુંદર સ્વપ્નું આવે તો તે બીજાને શી રીતે જણાવે? તેને તે પોતાની અંદર જ જીરવવું રહ્યું,

**गूंगेको स्वपनो भया समुझ समुझ पछताय.'**

જી. આ. પૃ. ૨૩.

લેખકે અહીં સાહિત્યકલાની મર્યાદા આંકી છે અને તે યથાર્થ પણ છે. છતાં કહેવું જોઇએ કે સાહિત્યની સૂચનશક્તિ, એ કલાની બધી મર્યાદાનો ખંગ વાળી દે છે. શ્રી. પાઠકે 'કાવ્યની શક્તિ' લેખમાં આ બાબતને ચર્ચતાં કહ્યું છે કે ચિત્ર-કલા અંકનકલા દ્વારા જે કાર્ય સાધે છે, તે સાહિત્યકલા પોતાની જાતજાતની ભાવદર્શી ભંગીઓ દ્વારા સાધે છે. (આ. વિ. સા. પૃ. ૨૬૨–૬૪). એમાં જ સાહિત્યકલાની અન્ય કલા જોડેની સમાનતા, મર્યાદા અને વિશિષ્ટતા રહેલી છે.

લેખક
ફિરોઝ એ. સરકાર

# પરીઓની વાતો

## 'મા!'

ઝેનબની પીઠ પાછળથી મી...ઠો અવાજ આવ્યો. તેની આંખોમાં સ્નેહ ચમક્યો. હોઠ પર સ્મિત ફરક્યું. પોતાનું ગૂંથવાનું ચાલુ રાખીને પાછળ જોયા વગર એટલી જ મીઠાશથી તે બોલી:

'આવ દીકરા !'

'ના, મા ! તું બા'ર આવ. કંઈ બતાવું !'

'તું મને રોજરોજ પરેશાન કરે છે, હુસેન ! ઘણો ખરાબ છોકરો છે !'

કહી ગૂંથવાનું બાજુએ મૂકી ઝેનબ ઊઠી ને બહારના ઓરડામાં ગઈ.

'શું—?'

ઝેનબને પુરું બોલવાની જરૂર જ ન પડી. તેણે જોયું કે હુસેન નીચે રસ્તા પરથી આજે પાછો કુરકુરિયાને ઊંચકી લાવ્યો હતો. ઘૂંટણ આગળથી તેની ઇજાર ફાટી ગઈ હતી. હાથ ને મોં પણ ધૂળથી ખરડાયેલાં હતા.

'હુસેન ! પાછું આજે તોફાન કીધું ને, દીકરા ? તને કેટકેટલી વાર મેં કહ્યું કે આપણા ઘરમાં કૂતરાઓ ના લવાય, છતાં કેમ માનતો નથી ? બસ, જે જીદ પકડે છે તે છોડતો જ નથી. પરમદિવસે મોટાંબુએ* ધમકાવ્યો તે ભૂલી ગયો ? ને આ ઇજાર કેમ કરતાં ફાટી ? તારાં મોં ને હાથ તો જો !'

'પડી ગયો 'તો, મા !'

'કેમ કરતા પડી ગયો ? કંઈ લાગ્યું છે—જોઉં !'

હુસેન કુરકુરિયું લાવ્યો છે એ વાત ભૂલી ઝેનબ તેને જોવા મંડી પડી.

'કોણ આવ્યું છે, ભોભી+ ?

...છે !'

નીચે વાડામાં કૂવા આગળ નોકરાણી સાથે કપડાં ધોવડાવતાં ઝેનબનાં સાસુ સુગરાબુએ પૂછ્યું. સુગરાબુ ઘણાં ધર્મચુસ્ત હતાં. ઘરમાં કૂતરાં-બિલાડાં લાવવાની તેમને ઘણી જ ચીડ હતી, અને એ જ વાંકે પરમદિવસે તેમણે હુસેનને ખૂબ લેવડાવ્યો હતો. છતાં હુસેન એમ કંઈ પાછો હઠે એવો હતો ? 'આજે કૂતરું ઘરમાં લાવવું' તો તે લાવવાનો જ ! 'આજે મીઠાઈ ખાવી' તો તે ખાવાનો જ ! 'આજે માને સતાવવી' તો તે સતાવવાનો જ ! મનમાં ઊઠેલા તરંગો પૂરા ન કરે તે બીજો—હુસેન નહિ જ !

'જી હા, સાસુ હુસેન છે.'

ઝેનબે જવાબ આપ્યો.

'એને જરા નીચે મોકલો તો. દહીંની તપેલી લઈ ને જ મોકલજો.'

'જી વારુ ! જા, જલદી જા. લે આ ઇજાર બદલી નાખ. મૂક, એ કૂતરાને નીચે મૂક નહિ તો આજે તો માર જ ખાઈ બેસશે.'

હુસેને સસ્મિત કુરકુરિયાને નીચે મૂક્યું. ઝેનબે તેને મોં-હાથ લૂછી, ઇજાર બદલાવી, દહીંની તપેલી આપી નીચે મોકલ્યો અને સાસુને ખબર ન પડે તેમ ચુપકીથી નીચે જઈ કુરકુરિયાને બહાર મૂકી દીધું અને પછી ઉપર આવી હાથ ધોઈ ફરી પોતાના ગૂંથણકામમાં પડી ગઈ.

*

ઝેનબને હુસેન નવ-નવ વરસ આંસુ પાડ્યા બાદ મળ્યો હતો !

હુસેનના આવ્યા પહેલાંનાં એ નવ વરસ ઝેનબે કેવી રીતે પૂરાં કર્યાં હતાં તે તેનું એકલીનું મન જાણતું હતું. એક બાજુથી લોકો તેને ફોલી ખાતાં હતાં ને બીજી બાજુથી સાસુનાં આકરાં ટોણાં તેના કલેજામાં તીર ભોંકી દેતાં ! એકનું મહેણું તેના કુમળા હૈયા પર કાતિલ તલવારના ઘાનું કામ કરતું-બીજાનો કટાક્ષ નિમકનું !

આડોશીપાડોશી ઝેનબને સતતી સતાવીને આનંદ માનતાં. તેઓ તેની છાતીમાં ધારદાર ખંજર ભોંકી દેતાં. લોહી-ટપકતા એ જખમમાં તેઓ મીઠું ભરી દેતાં. અને પછી-! પછી ઝેનબની બેચેની, દર્દ અને તરફડાટ જોઈ જોઈ ને અંદરથી અતિ આનંદ પામતાં અને ઉપરથી ડાચું મોં કરીને દિલાસાના બે શબ્દો કહેતાં- અને છતાં ખૂબ ગર્વ લઈ પોતાને ઇન્સાન કહેવડાવતાં !

આવા ઝેરીલા વાતાવરણમાં પણ ઝેનબ જીવતી રહી શકી. એકના આધારે. તેને જિવાડનાર તેનો પતિ અકબરઅલી જ હતો. અકબરઅલીની પ્રેમાળ વાણી, તેનો પ્યાર, તેની મીઠી હૂંફ ઝેનબનાં દુઃખદર્દોને ભુલાવી, તેના શરીરમાં પ્રસરી ગયેલા વિષને પીયૂષ બનાવી તેને જીવતદાન આપી રહ્યાં હતાં. અકબરઅલીના અણુએ અણુમાં ઝેનબ હતી. બીજું લગ્ન કરવા માટે આગ્રહ કરતી પોતાની માને ત્રણ-ત્રણ વાર ચોખ્ખી ને સાફ સાફ ના પાડીને અકબરઅલી ઝેનબનો જ રહ્યો.

ઝેનબને હમલ રહેવાને પાંચેક મહિના થયા હશે ને આ વખતે અકબરઅલીને માથે પોતાના શેઠની પેઢી પર હોંગકોંગ જવાનું આવી પડ્યું લગ્ન પછી હજારો વાવાઝોડાં ને ભૂકંપોનો સામનો કરીને નવ-નવ વરસે જ્યારે અકબરઅલી બાપ થવાનો હતો ત્યારે પોતાનું એ કીમતી રત્ન જોયા વગર જ ભવિષ્યનો વિચાર કરીને હોંગકોંગ ઊપડી ગયો-તેને જવું જ પડ્યું!

વહુ જ્યારે પોતાને ઘેરથી નાના હુસેનને ગોદડીમાં લઈ ને સાસરે આવી

* મોટાંબુ—દાદી + ભોભી—ભાભી

ત્યારથી સુગરાબુ બદલાઇ ગયાં. નવ વરસ પહેલાં નવવધૂ પરણીને ઘેર આવી ત્યારે પણ આવો હર્ષ તેમણે નહોતો અનુભવ્યો. હવે સુગરાબુને લાગવા માંડ્યું કે ઝેનબ જેવી વહુ દુનિયામાં મળવી મુશ્કેલ નહિ—અશક્ય છે!

અને એમ કરતાં કરતાં સાત વરસ થઇ ગયાં. દરેક પત્રમાં ઝેનબ હુસેનનાં તોફાનો અને કાલી કાલી વાતો સ્નેહપૂર્વક અકબરઅલીને લખી મોકલતી, અને જલદી જલદી આવી જવાની વિનંતિ કરતી.

અને હવે ઝેનબનો વરસોનો વિયોગ ફક્ત ત્રણ જ મહિનામાં પૂરો થવાનો હતો.

*

રાત્રે જમ્યા પછી સાસુવહુ—સુગરાબુ ને ઝેનબ—વાતે વળગ્યાં. ઝેનબનો દેર અબ્બાસ મૅટ્રિકની પરીક્ષાની તૈયારી કરવા જમીને તરત જ પોતાના ટેબલ આગળ બેસી ગયો. નાનો હુસેન તેની પાસે આમતેમ એકાદ ચોપડી ઉપાડી લેવાના ઇરાદાથી ફર્યા કરતો હતો, અને જરા તક મળતાં ચોપડીઓ પર તરાપ મારતો. અબ્બાસ તે ઝૂંટવી લેતો, ડોળ કાઢતો ને પાછો વાંચવા લાગતો.

પાન ઉપર ચૂનો લગાડતાં લગાડતાં ઝેનબે ધીમેથી પૂછ્યું:

'સાસુ, હુસેનનું થોડું ખમીસનું કપડું લઉં? એનાં ખમીસ ખલાસ થવા આવ્યાં છે. મજાનું તો એક પણ નથી.'

'હા, હા. લઈ આવજો ને, બેણી! થોડી ઇજારનું પણ મજાનું કપડું લાવજો, શું? અકબર આવશે ત્યારે છોકરો શું આમ જ ફરશે?'

ઝેનબની આંખોમાં ચમકારો આવ્યો ને ગયો. સુગરાબુના હોઠો પર પણ હાસ્ય હતું. કોઇ ને પુત્રને મળવાની ખુશી હતી, કોઇને પતિને. આખું ઘર આનંદ—મદિરા પીને મસ્ત હતું.

પાનનું બીડું બનાવી ઝેનબે સાસુને આપ્યું. સુગરાબુએ ઘણા સંતોષની સાથે તે લીધું ને મોંમાં મૂક્યું. ઝેનબ પોતાને માટે પાન બનાવવા લાગી.

'બેબી! અકબરને જવાને નહિ નહિ તોપણ સાત વરસ થયાં હશે, નહિ?'

'જી હા, સાસુ. એપ્રિલની ૧૯ મીએ બરોબર સાત વરસ પૂરાં થશે.' સોપારીની છીલ કરતાં કરતાં ઝેનબે જવાબ આપ્યો.

'યા અલ્લા! સાત-સાત વરસ થઈ ગયાં? કેવો થઈ ગયો હશે મારો અકબર! ચાલો, હવે તો ખુદા પાછાં બધાંને ત્રણ મહિનામાં મેળવી દેશે. હુસેનને જોઈને તે દીવાનો દીવાનો થઈ જશે!'

ઝેનબના હૈયાના તાર ઝણઝણી ઊઠ્યા 'દરેક કાગળમાં હુસેન માટે કંઈનું કંઈ લખે જ છે—હુસેનમાં એનો જીવ ઘણો જ લાગી રહ્યો છે.'

'કેમ ના લાગે, બેબી!'

ઝેનબે પાનનું બીડું મોંમાં મૂક્યું ને ડબરો બંધ કરી બાજુએ મૂક્યો, ત્યાં તો જોરથી હુસેનના રડવાનો અવાજ આવ્યો. ઝડપથી ઊઠીને ઝેનબ બાજુના રૂમમાં ગઈ. અબ્બાસના ટેબલ આગળ ઊભો ઊભો આંખો પર હાથ મૂકીને હુસેન રડી રહ્યો હતો.

'શું થયું?'

'જુઓને બેબી! એટલી વારથી મારી ચોપડીઓને છેડ્યા કરે છે. ક્યારનો મને સતાવે છે. દસ વાર કહ્યું તોપણ માનતો જ નથી ને!'

'મા...મા...! કાકાજીએ માર્યું ...હાં...હાં...'

રડતાં રડતાં હુસેને ફરિયાદ કરી. સ્નેહથી ઝેનબે તેને ઊંચકી લીધો. ગાલ પર ચુંબન કરતાં કહ્યું:

'કાકાજીની પરીક્ષા છે ને, દીકરા! શું કામ તું સતાવે છે? ચાલ, ઉપર જઈને સૂઈ જઈએ.'

કહી ઝેનબ સાસુની રજા લઇ ઉપર પોતાના ઓરડામાં ગઈ. હુસેનને રાત્રે પહેરીને સૂવાનાં કપડાં પહેરાવી પલંગ ઉપર સુવાડ્યો અને પોતે તેની પાસે પલંગ ઉપર બેઠી બેઠી થાબડવા લાગી. હજુ હુસેન ધીમાં ધીમાં ડૂસકાં ખાઈ રહ્યો હતો,—ને પલંગ પર પડ્યો પડ્યો પડખાં ફેરવી રહ્યો હતો. ઝેનબ લાડથી તેના શરીર પર ધીમે ધીમે હાથ ફેરવી તેને સુવાડવાનો પ્રયત્ન કરી રહી હતી. ફરી પાછું હુસેને એક ધીમું ડૂસકું ભર્યું.

'ના, દીકરા! ચાલ, હવે સૂઈ જા. એમાં આટલું બધું રડવાનું શું? કાકાજી તને રોજ ચૉકલેટ નથી અપાવતા? શા માટે સતાવતો 'તો? મારો ડાહ્યો દીકરો હોય તો સૂઇ જા.' કહી ઝેનબ પ્યારથી એને થાબડવા લાગી.

'મા!'

'શું છે?'

'ઊંઘ નથી આવતી.'

'જો, આમ આંખ બંધ કરીને સૂઇ 'રે, હમણાં આવી જશે.'

'અહં!'

'તો પેલું ગીત ગાઉં?'

'હં!'

ઝેનબે ધીમે અવાજે એક ગીત શરૂ કર્યું. બે-ચાર શબ્દો પણ તેણે ભાગ્યે જ ગાયા હશે ત્યાં તો હુસેન બોલી ઊઠ્યો:

'આ નહિ, મા આ નહિ. આ તો તું રોજ રોજ ગાય છે. કંઈ બીજું...નવું.'

'મને બીજું તો એકે નથી આવડતું, ભાઈ!'

'હઅૂ......હંઅૂ......'

ફરી હુસેને રડવાનું હથિયાર ઉપાડયું. 'ગાંડા છોકરા રડે. મારો હુસુ કંઈ ગાંડો છે? ના રે બા! એ તો હીરા જેવો દીકરો છે. રડવાનું નહિ હં ભાઈ!'

'તા...રે ગા ને!'

'વાત માંડું?'

'હા, હા. વાત, વાત, મા, વાત!'

ને ઝેનબે વાત માંડી:

'એક હતી પરી: ચાંદા જેવી. તે......'

કાકા અબ્બાસનો તમાચો ને ડુસકા ભૂલીને હુસેન એકધ્યાને વાત સાંભળી રહ્યો. ઝેનબે વાત પૂરી કરી ત્યારે હુસેને સવાલો શરૂ કર્યા·

'મા, ખરે જ પરીઓના એવા મોટા મોટા સોનાના મહેલો હોય? ત્યાં ફૂલો પણ આપણી માફક બોલે? તે કેમ? હીરા–માણેકના રસ્તા હોય એટલે શું, મા? કબૂતર–ચકલી માફક આપણને ઊડવાનું મળે? આ... હા! તો તો કેવી મજા પડે! હું તો ઊડયા જ કરું. ને તું કામ માટે બોલાવે તો આવું પણ નહિ–ને તને ખૂબ ખૂબ સતાવું!'

ઝેનબે તેના બધા પ્રશ્નોના તે ખુશ થાય એ રીતે ઉત્તરો વાળ્યા, ને હુસેન સૂઈ ગયો. તે રાત્રે તો તેનાં સ્વપ્નોમાં પરીઓ ને તેના મહેલો જ આવ્યાં કર્યા.

*

બે–અઢી મહિનાથી હુસેનને પરીઓની વાતોનો ચસકો લાગી ગયો હતો પોતાના સ્વભાવ પ્રમાણે રોજ રાત્રે સૂતી વખતે પરીઓની વાતોની હઠ પકડતો અને જ્યાં સુધી પોતાની જીદ પૂરી ન થાય ત્યાં સુધી રડતો. [illegible] લાચાર બનતી, હારતી ને વાતો કરતી. હવે [illegible] તે પણ ટેવાઈ ગઈ હતી. રોજ રોજ નવી નવી પરીઓની વાતો ઉપજાવી કાઢતી ને કહેતી.

'મા! ચાવ, વાત કે'ને!'

રાત્રે સૂતાં સૂતાં હુસેને નાદરી હુકમ છોડયો, અને એ હુકમ ઉથાપવાની તાકાત ઝેનબમાં નહોતી.

'આજે 'રાજાબાદશાહ'ની કહું?' પરીઓની વાતોના શોખીન પુત્રને ચીડવવા લાડમાં માએ કહ્યું.

'ના મા, પરીઓની. ગઈકાલે પરીઓની રાણીએ મને સ્વપ્નમાં કહ્યું હતું કે આજે તારી મા તને ઘણી જ સારી અમારી વાત કહેશે. મા, ગઈકાલે તો હું તેઓની સાથે ખૂબ રમ્યો, ખૂબ મજા કીધી આ...હા! શી મજા! શો આનંદ!'

અને હુસેન ગઈકાલનું પોતાનું સ્વપ્નજગત યાદ કરી રહ્યો. ઝેનબ શાંત ચિત્તે તેની પાસે બેસી તેની પીઠ થાબડતી રહી ઓરડામાં નીરવ શાંતિ પ્રસરી રહી દીવાલ પર ટાંગેલા ઘડિયાળનો ટક...ટક...અવાજ સ્પષ્ટ સંભળાતો રહ્યો. ઝાંખા પ્રકાશથી પ્રકાશિત થયેલો તે ઓરડો અદ્ભુત લાગી રહ્યો હતો. હુસેનનાં સ્વપ્નોની વિચારમાળા તૂટી. 'મા! ચાલની! વાત કે'ની!'

અને ઝેનબે વાત માંડી અડધા કલાકે પૂરી કરી. હુસેને આંખમાં ઊંઘ સાથે પણ પૂછપરછ શરૂ કરી:

'મા, બિલોરી બંગલાઓમાં રહેવાની તેમને તો ખૂબ મજા પડતી હશે ને? આ ઘર તો મને નથી ગમતું. ત્યાં તો રાજા, રાણી ને તેમનાં છોકરાં પણ બધાની સાથે રમે! અરે, હા. બરાબર ગઈકાલે જ મારા સ્વપ્નામાં પરીરાણી મારી સાથે રમતી'તી ને! કેવી મજાની હતી! આ...હા! હમે કેવી મજા કીધી'તી! મા, ત્યાં એવડાં મોટાં મીઠાં ફળો પાકે ને આપણે ત્યાં કેમ નહિ? નદીમાં સોનારૂપાની મચ્છી હોય તો પકડવાની તો શી ગમ્મત પડે! હું તો ઘેર જ ન આવું, પકડયા જ કરું—મચ્છી પકડયા જ કરું! ત્યાં ફૂલો હમેશાં કેમ તાજાં રહેતાં હશે? કાકાજી તો સવારે લાવે ને સાંજે તો ખલાસ! હમેશાં જેની સુગંધ રહે એવાં ફૂલ કેમ નહિ લાવતા હોય! કાલે હું કાકાજીને કહીશ, હં મા! તું પણ કહીશ ને કે લાવે? પરીઓ બોલે તો તેમના મોંમાંથી ફૂલો પડે! આહા! તે કેવું લાગતું હશે! ત્યાં રાત જ ન પડે! ત્યારે તો ખૂબ મજા પડે! બસ, રમવાનું, રમવાનું ને રમવાનું જ! આ રાત તો મને નથી ગમતી–કાળી કાળી! બીક લાગે એવી! મા, ત્યાં મોતીઓનો વરસાદ તો કેમ કરીને પડતો હશે! મોતીની માળા બનાવી ડોકમાં પહેરવાની કેવી મજા પડે! આહા! ત્યાં કેવો આનંદ છે!'

ઝેનબે તેને જવાબો આપ્યા, અને હુસેની સૂઈ ગયો. ઝેનબ પણ તેને પોતાના પાસામાં પ્રેમપૂર્વક દાબી સૂઈ ગઈ.

આજે રાત્રે જ્યારે ઝેનબે વાત પૂરી કરી ત્યારે હુસેને કહ્યું:

'મા!'

'કેમ દીકરા?'

'ગઈકાલે મને પાછું સ્વપ્નું આવ્યું'તું!'

'શું આવ્યું'તું, દીકરા?' સસ્મિત ઝેનબે પૂછયું

'હું પરીઓની સાથે મહેલોમાં રમું છું. તેમની સાથે ઊડું છું. હમેશાં તાજાં રહે એવાં ફૂલોની માળા બનાવી પહેરું છું. ખૂબ ખૂબ મજા કરું છું. પરીઓને હું ખૂબ ગમું છું. મને પણ પરીઓ ખૂબ ગમે છે.'

'મારો હુસેન દીકરો તો બધાંને ગમે તેવો છે ને!'

'મા, હું જ્યારે પાછો આવવા લાગ્યો ત્યારે પરીઓ ખૂબ રડી—ખૂબ રડી. ત્યાં જ મને રહી જવા કહ્યું. પરીરાણીએ કહ્યું કે તું અહીં જ ચાલ્યો આવ. ખૂબ મજા પડશે. ખૂબ રમીશું. અહીં રાત નથી. અહીં મોટાંઓની બીક નથી અને છે ફક્ત રમવાનું, કૂદવાનું ને બસ મજા, મજા!'

'ગાંડો! ચાલ, હવે સૂઈ જા.'

'ના, મા. મને ત્યાં જવું છે. ત્યાં જવાનું મને ઘણું જ મન થાય છે. હું મા, ત્યાં કેમ કરીને જવાય?'

'ત્યાં આપણાથી ન જવાય, ભાઈ!'

'જવાય, જવાય! તું રસ્તો બતાવ ને!'

'ના દીકરા, ના. ત્યાં કંઈ જવાય?'

'જવાય, જવાય. પરીરાણીએ મને કહ્યું છે ને! બસ, તું રસ્તો બતાવ, મા!'

અને હુસેને જીદ પકડી. પરંતુ તે રાત્રે તો ભગીરથ પ્રયત્ને ઝેનબે તેને સમજાવ્યો અને સુવાડયો. છતાં હુસેનના મનમાંથી ત્યાં જવાની વાત ન ખસી તે ન જ ખસી.

*

'બધા આવી ગયા?' બધા પર નજર નાખી હુસેને પૂછ્યું.

'હા, આજે ઝોસેબ નથી આવવાનો. મને ના કહી છે.' યૂસુફે જવાબ વાળ્યો.

'ચાલો ત્યારે, પાડો પાર્ટી.' ગિલ્લી પર દંડો ઠોકતાં ઠોકતાં હુસેને કહ્યું અને બે ભાગોમાં છોકરાઓ વહેંચાઈ ગયા. ગિલ્લીદંડા રમવાનું શરૂ કર્યું. હુસેનની ટોળીએ દાવ લેવો શરૂ કર્યો. તેની ટોળીમાંથી બે ત્રણ જણનો દાવ પૂરો થયો એટલે પછી તાહેરનો વારો આવ્યો. તેણે દાવ લેવો શરૂ કર્યો અને પહેલો જ ફટકો એટલો [illegible] માર્યો કે બાજુના ઘરના છાપરામાં જઈને ગિલ્લી ભરાઈ ગઈ. બધાએ મળીને કાઢવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો. બીજી ગિલ્લી હતી નહિ એટલે હવે શું કરવું તેના વિચારમાં સૌ પડયા.

'ચાલો, ઝોસેબના ઓટલા પર બેસીએ ને વાતો કરીએ' જાફરે સૂચવ્યું.

'હા, હા. ચાલો, મજા પડશે.' ચાર-છ જણે સંમતિ બતાવી અને બધા છોકરાઓ ઝોસેબના ઓટલા પર આવી બેઠા.

'પહેલું શરૂ કોણ કરે?' દંડાને દીવાલ પર ઠોકતાં તાહેરે પૂછ્યું.

જાફરે યૂસુફ તરફ દૃષ્ટિ કરી પૂછ્યું:

'યૂસુફ, તું શરૂ ન કરે?'

'ના. ગયે વખતે તો મેં કીધી હતી. આ વખતે ઝોસેબનો વારો છે.'

'પણ તે આવ્યો છે ક્યાં?'

'તો એના પછી કોણ છે?'

'હુસેન.'

'ચાલ હુસેન દોસ્ત, આજે તું ચાલવા દે.'

'પરીઓની વાત કહું?'

'ના ના, યાર! એમાં શું મજા પડશે?'

'અરે! ખૂબ મજા પડશે. સાંભળ તો ખરો! મારા ભાઈ પણ કોઈ કોઈ વખતે કહે છે ને કે દોસ્ત કે'!'

'હા હા, યાર! ચલાવ, ચલાવ!' બધાએ મરજી બતાવી.

ગઈકાલે મા પાસેથી સાંભળેલી વાત હુસેને પોતાની આવડત પ્રમાણે કહી. બધાને ખૂબ રસ પડયો. વાત પૂરી કરી હુસેને પૂછ્યું:

'શું આપણાથી ત્યાં ન જવાય?'

'કોણે કહ્યું ન જવાય?' રુઆબભેર આબીદે પૂછ્યું.

'મારી મા તો ના કહે છે.' આશાની આંખે આબીદ તરફ જોઈ હુસેને કહ્યું.

'અરે, તારી માને શું ખબર? મારા દાદા કહે છે ને કે તળાવની નીચેથી પરીઓના દેશમાં બરોબર જવાય.'

'ખોટી વાત! મારા કાકા તો કહેતા હતા કે વાવમાંથી ત્યાં જવાય.'

'હા...હા...હા...!' જાફર ખડખડાટ હસી પડયો.

'કેમ? કેમ?' બે-ત્રણ જણ બોલી ઊઠયા.

'તમે બધા ખોટા છો.' કોઈ ગહન પ્રશ્નનો ખરો ઉત્તર આપી રહ્યો હોય એવા અભિમાન સાથે જાફરે કહ્યું. 'મારા દાદાજીએ એક દિવસ કહ્યું હતું કે જૂના કૂવાની નીચેથી પરીઓના દેશમાં અચૂક જવાય, સમજ્યા?' અને જંગ જીતી આવેલા હૈદરઅલીની અદાથી તેણે પોતાના સાથીઓ પર ગર્વભેર નજર નાખી.

'હા દોસ્ત, ખરી વાત. મારી મા પણ એ જ કહેતી'તી!'

'હા, યાર હા! જાફર ખરું કહે છે. મારા મોટાભાઈ પણ એક દિવસ એમ જ કહેતા'તા. મારા મોટાભાઈ તો બી. એ. પાસ છે.'

અને ધીરે ધીરે બધા જ એ વાત પર એકમત થયા.

'પણ મારી મા ના કેમ કહેતી હશે?' હુસેને પૂછ્યું.

'તેનું કારણ છે.' મહાજ્ઞાનીઓના શબ્દોમાં જેવો રણકાર હોય છે તેવા જ સાદે જાફરે કહ્યું.

'શું?'

'ત્યાં આપણા જેવા છોકરાઓ જ જઈ શકે. જોકે મુશ્કેલી તો બહુ પડે, પણ જવાય ખરું. પણ મોટાંઓથી તો ત્યાં જવાય જ નહિ. એટલે જ એ લોકો આપણને ખરી વાત નથી કહેતાં.'

'બરાબર છે ! બરાબર છે !' યૂસુફે ખાતરી આપી.

'આપણે ત્યાં જઈએ, આનંદ કરીએ, અને એમ લોકો રહી જાય ને ?' કોઈ તોફાની બોલ્યું.

'અને પછી એ લોકોનું કામ કોણ કરે ?'

બધા હસ્યા. વધુ વાત ચાલે તે પહેલાં બાજુની મસ્જિદમાંથી અઝાન આવતી સાંભળી સૌ છોકરાઓ પોતપોતાના ઘર તરફ જવાને છૂટા પડ્યા. જતાં જતાં હુસેન સિવાય બધાનાં મગજમાંથી પરીઓની વાતો અને ત્યાં જવાની તરકીબો ભુલાઈ ગઈ હતી. પણ હુસેન જુદી માટીનો બનેલો હતો. એની ધૂન સાધારણ નહોતી. એક વસ્તુને પકડ્યા પછી છોડી દેવાની ટેવ તેના લોહીમાં નહોતી. એ તો એ જ વિચારમાં ઘેર આવ્યો.

ઘેર આવીને સીધો દાદી પાસે જઈને શાંત ઊભો રહ્યો. નમાઝ પઢી તરત જ સુગરાબુએ પૂછ્યું :

'કેમ દીકરા ? કેમ આમ ઊભો છે ?'

'મોટાંબુ, તમે એક દિવસે કહ્યું હતું કે નીચે વાડામાં આપણે ત્યાં જે કૂવો છે તે ઘણો જૂનો છે...'

'હા દીકરા, તેનું શું ?'

'ના, કંઈ નહિ !' કહી તરત જ તે બહાર જમવા બેસવાના ઓરડામાં ચાલ્યો ગયો અને શાંત થઈને એક ખૂણામાં બેસી રહ્યો.

રાત્રે બધાં જમવા બેઠાં. હુસેન પણ ચુપચાપ જમવા બેઠો. એક શબ્દ પણ તે નહોતો બોલતો. આવી અદ્દભુત શાંતિ તેણે સાત સાત વરસોમાં આજે જ બતાવી હતી. બધાં અચંબ થયાં. બે-ત્રણ વાર કારણ પૂછ્યું, અને પછી હસીને બધાં રહ્યાં.

[illegible]

પહેરીને પોતાની પથારીમાં પડ્યો. ઝેનબ પણ તેની પાસે બેઠી. આજે હુસેનની વર્તણૂકથી ઝેનબ પણ ઘણી અજબ થઈ હતી. બારીમાંથી શીતળ મૃદુ ચાંદની પલંગ ઉપર ઢોળાઈ રહી હતી. તેનો મીઠો કોમળ પ્રકાશ થોડો હુસેનના મો પર ને થોડો ઝેનબના હાથ પર પડી રહ્યો હતો. એ દિવ્ય પ્રકાશથી રોશન થયેલી તે જગ્યા અલૌકિક લાગતી હતી. હુસેન શાંત થઈ આંખો બંધ કરી પડી રહ્યો. પુત્રને આજે શાંત જોઈ માએ જ પૂછ્યું : 'કેમ હુસુ ! આજે પરીઓની વાત નથી સાંભળવી ?'

'ના !'

ઝેનબના આશ્ચર્યનો પાર ન રહ્યો.

'કેમ ?'

'ઊંઘ બહુ આવે છે.'

'આજે વધુ દોડાદોડી કરી હશે, કેમ ?'

હુસેન અબોલ રહ્યો. ઝેનબ પણ કપડાં બદલી રાતની બત્તી કરી પથારીમાં પડી. પોતે ગૂંથેલી નવી શીટને નવા નવા ઓઢણા ને ઘાઘરા પર ટાંકી, તે પહેરી, પખવાડિયાની અંદર આવનાર પતિની પાસે જવાના નાજુક વિચારોમાં ને વિચારોમાં ઝેનબ ઊંઘી ગઈ.

ઘડિયાળમાં એકનો ટકોરો પડ્યો.

ધીમેથી હુસેન બેઠો થયો. માના મો પર નમીને જોયું. તે ભરઊંઘમાં પડી હતી. ધીરેથી, જરા જેટલો પણ અવાજ કર્યા વગર, તે ઊઠ્યો અને બિલ્લી-પગે નીચે વાડામાં ગયો, ને કૂવાની પાળ આગળ આવી ઊભા રહીને નીચે કૂવામાં જોયું. અંધકારમાં તેને કશું જ દેખાયું નહિ.

બાજુના ઘરની દીવાલ પર પડતી ચાંદનીનો થોડો પ્રકાશ વાડામાં પડી રહ્યો હતો—બાકી અંધકાર અને શાંતિ.

હુસેન કૂવાની પાળ ઉપર બેઠો. તેની આંખો આગળ સુંદર પરીઓ, તેમના મહેલો અને એવી એવી કલ્પનાએ પેદા કરેલી હજારો વસ્તુઓ તરવરી ઊઠી. તેના મોં પર હાસ્ય ફરકી ગયું. તેણે આજુબાજુ જોયું, ઉપર જોયું અને પછી પાછી કૂવામાં દૃષ્ટિ નાખી. અંધકારને-લીધે તે તેની ઊંડાઈ કે તેમાનું કશું જ ન જોઈ શક્યો, પરન્તુ એકાએક કૂવામાં તેને એક દરવાજો નજરે પડ્યો હોય એવો ભાસ થયો. તે ખૂલ્યો એમ લાગ્યું ને દરવાજામાંથી ગઈકાલની સ્વપ્નની પરીરાણી બહાર આવી અને બંને હાથે હુસેનને બોલાવવા લાગી

હુસેનના હોઠ પર મીઠું સ્મિત ફરકી ગયું :

'મા તો ના કહેતી'તી ને ? આ રહ્યો દરવાજો !'

અને હુસેને કૂવાની અંદર ઝંપલાવ્યું. એક ભયંકર અવાજ થયો. રાત્રીની શાંતિ ચિરાઈ ગઈ !

સુગરાબુ અને અબ્બાસ ઊંઘમાં એકદમ ઝબકી ઊઠ્યાં.

'બોલી ! એ શું થયું ?' સુગરાબુએ બૂમ પાડી.

અને તે જ વખતે ઉપરથી હાંફતાં હાંફતાં આવીને ઝેનબે કહ્યું :

'સાસુ, સાસુ ! ઉપર હુસેન નથી !'

'શું !'

ને બધાં નીચે વાડામાં દોડ્યાં.

આજુબાજુવાળાઓની મદદ લઈ કાકા અબ્બાસે જ્યારે નવ-નવ વરસના અનુપાત પછી મળેલા પાણીદાર મોતીને કૂવાના પાણીમાંથી નિર્જીવ બહાર કાઢ્યું ત્યારે ઝેનબના હૈયામાંથી કારમી ચીસ નીકળી પડી. એનો દેહ બેભાન બની ધરની ઉપર ઢળી પડ્યો

અંધારી રાતના તારાઓ મૂંગા મૂંગા ફક્ત ચમકતા હતા.

# કુરાનની વાણી

[ગતાંક પૃષ્ઠ ૬૫૫થી ચાલુ]

ચૂનીલાલ પુ. બારોટ
મા. વિ.

## વિધવાઓના ભરણપોષણની જોગવાઈ કરો

(૨૪૦) તમારામાંના જેઓ પોતાની પાછળ વિધવાઓ મૂકી જવાના હોય એમણે એમને માટે વસિયત કરતા જવું કે જેથી એમને ઘર બહાર કાઢી મૂકવામાં ન આવે, અને એમનું એક વર્ષ સુધી પોષણ થાય. પછી પોતાની મેળે એઓ ઘર છોડી જાય, અને પોતાની મરજીથી કાયદા મુજબનું કોઈ પણ કૃત્ય કરે તો તેને માટે તમે જવાબદાર નથી. (૨૪૧) તલાક આપી દીધી હોય એવી બીબીઓ માટે (પણ) ભરણપોષણની જોગવાઈ રિવાજ મુજબ (કરવી જ જોઈએ.) બૂરાઈથી બચવા માગનારની એ ફરજ છે. (૨૪૨) અલ્લા પોતાના પયગામો આમ સ્પષ્ટ કરે છે જેથી તમે સમજો.

### અલ્લા

(૨૫૫) અલ્લાથી બીજો કોઈ અલ્લા નથી—શાશ્વત અને સ્વોપજીવી, કે જેનાથી બધા જીવે છે. ઝોકાંનું એના પર જોર નથી, અને નિદ્રા એ લેતો નથી. આસમાનોમાં અને જમીનમાં જે કાંઈ હયાતી ધરાવે છે એ એનું છે. એની ઇજાજત વિના એની આગળ સિફારસ કરનાર કોણ છે? એમની આગળ છે અને પાછળ છે એ બધું એ જાણે છે, જ્યારે એના ઇલ્મેકમાલ[૪૨]માંથી એની મહેરબાની હોય એથી જરા પણ વધારે એઓ સમજી શકનાર નથી. એના તખ્તમાં[૪૩] આસમાન અને જમીનનો સમાવેશ થાય છે. અને બેમાંથી એકેની હિફાજત કરતાં એને થાક લાગતો નથી. એ આલા અને અઝીમ છે. (૨૫૬) મજહબ કોઈ જબરદસ્તીની બાબત નથી. ખરો માર્ગ ખોટાથી સાફ સાફ અલગ કરી ચુકાયો છે એટલે (હવે) જે કોઈ તાઘૂતના[૪૪] ઇન્કાર કરનાર અને અલ્લાને માનનાર છે એના હાથમાં પકડી બેસવાનું એવું એક મજબૂતમાં મજબૂત સાધન આવી ગયું છે કે જે ભાંગી જવાનું નથી જ. અલ્લા સાંભળવાવાળો અને જાણવાવાળો છે. (૨૫૭) અલ્લા મોમિનોનો વલી છે. એ એમને તમસમાંથી જ્યોતિમાં લઈ જાય છે, (જ્યારે) જેઓ કાફરો છે એમનો વલી શયતાન છે કે જે એમને જ્યોતિમાંથી તમસમાં લઈ જાય છે. એઓ નરકાગ્નિના વાસી છે અને ત્યાં જ રહેવાના છે.[૪૫]

### સવાબ : પુણ્યદાન

(૨૬૧) અલ્લાના રાહમાં ખર્ચાતી માલમિલકત પેલા અનાજના દાણા જેવી છે, કે જેમાંથી ઊગતા છોડ ને સાત–સાત કણસલાં બેસે છે, અને દરેક કણસલામાં સો–સો દાણા થાય છે. (૨૬૨) એઓ અલ્લાના રાહમાં પોતાની મિલકત ખર્ચ્યા પછી કાંઈ ખોદાખોદ કે ગોદાગોદ

૪૨. [illegible] જ્ઞાન.

૪૩. મૌ. મહમદઅલી મૂળના 'કુર્સી' શબ્દનો અર્થ ખુરસી કે તખ્ત નહિ કરતાં જ્ઞાન કરે છે; અને એ અર્થ માટે પણ સારા જેવા એક ભાષ્યકારનો આધાર છે. એ પ્રમાણે એનું જ્ઞાન આકાશ અને પૃથ્વી બંને સુધી વિસ્તરે છે–વિશ્વવ્યાપી છે, એવો અર્થ થાય.

૪૪. અલ્લાથી અન્ય જે કોઈને સંસારમાં લોકો માને છે કે ભજે છે તે તમામનો–જેમકે શયતાન, મૂર્તિઓ, દેવદેવીઓ વગેરેનો સમાવેશ આ શબ્દમાં થાય છે.

૪૫. આ આયતો 'આયતુલ કુર્સી'ના નામથી પ્રસિદ્ધ છે. હઝરત પેગંબર સાહેબની એક હદીસ કહે છે કે 'દરેક નમાઝ પછી જે આદમી આનો પાઠ કરે છે તેને જન્નતમાં દાખલ થવામાં અટકાયત ફક્ત જિંદગીની જ છે.' સૂતી વખતે આનો પાઠ કરવાથી ખુદા પોતાની, પોતાના કુટુંબકબીલાની અને આડોશીપાડોશીની રક્ષા કરે છે એવી પણ માન્યતા છે.

નીચેનો પદ્યાનુવાદ આના પાઠમાં મદદ કરશે એવી આશા છે.

અલ્લા વિના કોઈ ન અલ્લા અન્ય છે,
એ સ્વોપજીવી શાશ્વત જીવંત છે;
નિદ્રાતણું એના ઉપર કૈં રાજ્ય ના,
નિદ્રાતણો આરામ એ લેતો જ ના;
રે પૃથ્વી ને આકાશમાં અસ્તિત્વ છે,
તે સર્વ એનું, સર્વ એનું સત્ય છે;
એની રજા વિણ કોણ છે એવો પુરુષ,
એની સમીપ વકીલ થાયે જે પુરુષ?
એ પૂર્વ–ઉત્તર સર્વ જાણણહાર છે,
ના ઇલ્મ એનો વિણ રજા કો જાણશે.
છે તખ્ત એનું પૃથ્વી ને આકાશ પે,
ને જ્ઞાન એનું વિશ્વભર પર વિસ્તરે;
કો વિશ્વરક્ષામાં ન એને થાક છે,
એ તો મહાન ખુદા સદા સર્વોચ્ચ છે;
મજહબ જબરદસ્તી તણી બાબત નથી,
કીધેલ છે સુસ્પષ્ટ પંથ–કુપંથથી.
શયતાનને નહિ માનનારા લોકના,
અલ્લા તણા ભક્તો બનેલા લોકના,
હાથે હવે સુકાન દૃઢ આવી ગયું,
ને ભાગવાનું એ ન છે હાવાં રહ્યું,
સુણનાર જાણણહાર માથે છે ખુદા,
એની મદદથી નાવના છો નાખુદા,
પાલણહાર તો અસ્તિકતણો છે છે પ્રભુ,
તમસમાંથી જ્યોતિમાં દોરે પ્રભુ,
શયતાન પાલણહાર છે નાસ્તિકતણો
એ તો તમસમાં જ્યોતિમાંથી દોરતો,
છે નાસ્તિકો નરકાગ્નિના વાસી જ છે,
નરકાગ્નિના વાસી વળી રહેનાર છે.

કરતા નથી (નિઃસ્વાર્થ દાન કરે છે ને ભૂલી જાય છે)
તેમને ખુદા તરફથી એમનો બદલો મળશે. એમને કશું
ડરવાનું કે સંતાપવાનું નથી. (૨૬૩) દાન કરવું ને પછી
ગોદાગોદ કરવી એના કરતાં બહેતર છે કે બે માયાળુ
બોલ કહેવા ને માફી માગી લેવી....(૨૬૪) ઓ મોમિનો !
અલ્લાને અને કયામતને નહિ માનવાવાળા બીજાની
આગળ દેખાડો કરવા પોતાની મિલકત પુણ્યદાનમાં ખર્ચે
છે. (એઓની જેમ) પાછળથી ગોદાગોદ ને ખોદાખોદ[૪૬]
કરીને તમારું દાન નિરર્થક કરી મૂકશો મા ! એવું કર-
નાર તો જેના પર માટી પડી હોય એવા સુંવાળા ખડક
જેવા છે. વરસાદ(નું ઝાપટું) આવતાં જેમ એ માટી ધોવા-
ઈને સાફ થઈ જાય છે એમ આવા લોકોની (સવાબની)
કમાણી ધોવાઈ જાય છે, જે માનતા જ નથી એમને
અલ્લા દોરવતા નથી. (૨૬૫) અલ્લા પોતાના પર પ્રસન્ન
થાય એટલા માટે, અને આત્માના કલ્યાણ માટે જેઓ
પોતાની દોલત ખર્ચે છે એઓની ખેતી ઊંચાણ પ્રદેશ-
પરની બાગાયત ખેતી જેવી છે. એના પર ભારે વરસાદ
પડતાં એમાં બમણાં ફળ ઊતરે છે, પણ જો એવો
વરસાદ ન પડે તો હળવાથી[૪૭] (પણ એનું કામ) ચાલી
રહે છે. તમે શું કરો છો એ અલ્લા જુએ (જ) છે.
(૨૬૬) (ધારો કે) તમારી પાસે ખજૂર અને અંગૂરનો એવો
બાગીચો હોય કે જેની નીચે ઝરણાં ઝરતાં હોય અને
જેમાં હર તરેહનાં ફળફળાદિ થતાં હોય. તમારી અવસ્થા
થઈ હોય, અને બાળકો નાનાંનાનાં હોય, અને પછી
એકાએક વા-વંટોળ આવે ને લાય લાગે, અને એ બગીચો
બળીને ખાખ થઈ જાય. તો તમારામાંના કોઈ ને પણ
શું એ પસંદ પડશે ? અલ્લા આવી રીતે પોતાના પયગામ
તમારી આગળ સ્પષ્ટ કરે છે, જેથી તમે વિચાર કરો. (૨૬૭)
આસ્તિકો ! તમારી કમાણીની સારી વસ્તુઓ અને પૃથ્વી-
માંથી તમારે માટે હું જે ઉપજાવું છું એમાંથી ('પરાર્થે')
ખર્ચ કરો. જે વસ્તુઓ ખરાબ હોય અને જે તમે પોતે
પણ ઉઘાડી આંખે લો નહિ એવી વસ્તુઓની ખેરાત
કરવાનો ઇરાદો ના રાખશો. અલ્લા ગની અને હમીદ[૪૮]
છે એમ જાણજો. (૨૬૮) શયતાન તમને ગરીબાઈનો
ડર બતાવે છે અને બખીલાઇ કરવાનું કહે છે, જ્યારે
અલ્લા પોતા તરફથી તમને ક્ષમા અને પુષ્કળતાનાં વચન
આપે છે. અલ્લા બડો આપવાવાળો અને જાણવાવાળો
છે. (૨૬૯) સન્મતિ કોને આપવી ને કોને નહિ એ અલ્લાની
મરજીની વાત છે. જેને સન્મતિ[૪૯] અપાઈ છે એને મહા
મોટી ચીજ મળી ગઈ છે. સમજુ માણસો જ આ સમજે છે.

## ગુપ્ત ખેરાતની મહત્તા

(૨૭૧) તમે જો જાહેર ખેરાત કરો તો એ સારું
છે, પણ ગરીબો માટે તમે જો ગુપ્ત ખેરાત કરો તો એ
તમારે માટે વધારે સારું છે. એથી તમારાં કેટલાંક દુષ્કર્મોનું
નિવારણ થશે. તમે શું કરો છો એ અલ્લાથી અજાણ્યું
નથી. (૨૭૨) એમને (લોકોને) સીધે રસ્તે ચડાવવા એ
(ઓ મહમ્મદ !) તારી[૫૦] જવાબદારી નથી, (અલ્લાની
સદ્બુદ્ધિ
છે.) જેના પર પ્રસન્ન થાય છે એને અલ્લા સદ્બુદ્ધિ
આપે છે. (એમને કહે.) તમે જે કાંઈ સારી ચીજની
ખેરાત કરો છો એ તમારા પોતાના ભલા માટે છે. તમારે
આવું જે કાંઈ કરવાનું છે એ અલ્લાને પ્રસન્ન કરવા
કરવાનું છે. અલ્લા તમને એનો પુરો બદલો આપશે.
તમને અન્યાય નહિ જ કરવામાં આવે. (૨૭૩) અલ્લાના
રાહમાં (ચાલતાં) ભીડમાં આવી પડ્યા હોય એવા
મોહતાજોમાં ખેરાત કરવાની છે. એઓ દેશમાં આમતેમ
ભ્રમણ કરી શકતા નથી. (એઓ) ભીખ માગતા નથી
એથી નાવાકેફ માણસો એમને દોલતમંદ માની લે છે.
તમે એમને એમની નિશાનીઓ પરથી ઓળખી શકશો.
એઓ ભીખ માટે કોઈની પાસે કાકલૂદી કરતા નથી.
તમે જે કાંઈ સારી ખેરાત કરશો એ અલ્લાથી
અજાણ્યું નથી એની ખાતરી રાખજો.

(૨૭૪) જેઓ દિનરાત ગુપ્ત રીતે અને પ્રકટ રીતે
પોતાની મિલકત (પરાર્થે) ખર્ચે છે એમને એમના
પરવરદિગાર તરફથી એનો બદલો અપાશે. એમને કશું
ડરવાનું નથી કે કશું સંતાપવાનું નથી.

## વ્યાજખોરી અને લેણદેણનો કાયદો

(૨૭૫) જેઓ વ્યાજખોર છે એનો ઉદ્ધાર શક્ય
નથી—સિવાય કે શયતાને (પોતાના) સ્પર્શથી જેને પતિત

૪૬. અહીં અંગ્રેજી તરજુમાઓમાં Reproach અને
Injury અથવા Mischief એવા શબ્દો આવે છે અને ઉર્દૂમાં
'અહેસાન ચડાવીને અથવા દુઃખ દઈને' એમ આવે છે.

૪૭. પાઠાંતર : ઝાકળથી.

૪૮. ગનીમહમ્મદ અને હમીદ એવાં નામો ગુજરાતમાં
પ્રચલિત છે એ જોઈને મૂળ શબ્દો અહીં કાયમ રાખ્યા છે. તર-
જુમા પ્રમાણે કરીએ તો અલ્લાને કોઈ વાતની કમી નથી,
અને એની જેટલી સ્તુતિ કરીએ એટલી ઓછી છે એવો અર્થ થાય.

૪૯ મૂળમાં હિકમત શબ્દ, પણ ગુજરાતીમાં આ શબ્દ
'કરામત'ના અર્થમાં જ વપરાય છે. સદસદ્વિવેક, દાનાઈ એ
પણ એનો અર્થ છે. વળી આધ્યાત્મિક જ્ઞાન એવો પણ એનો
અર્થ થઈ શકે છે. પૂર્વાપરસંબંધ જોતાં અહીં સન્મતિથી મૂળાર્થ
સૂચવાશે એમ માનેલું છે.

૫૦ મૌલાના મહમદઅલી જ ફક્ત પોતાના અંગ્રેજી અનુ-
વાદમાં અહીં 'તમે' શબ્દ વાપરે છે. એ પાઠ માન્ય કરીએ
તો કૌંસમાંના શબ્દોની જરૂર રહેશે નહિ.

કર્યાં છે એમનો ઉદ્ધાર થાય છે એ રીતે. કારણ તેઓ કહે છે, 'વેપાર કેવળ વ્યાજખોરી જેવી જ વસ્તુ છે ને ? (ના. એમ નથી) વેપારને અલ્લાએ હલાલ કર્યો છે, જ્યારે વ્યાજને હરામ કહ્યું છે. પોતાના પરવરદિગારની આ નસીહત જેના દિલમાં વસે ને સૂદખોરી બંધ કરી દે એને માટે જે થઈ ચૂક્યું તે થઈ ચૂક્યું. જમા કરેલું સૂદ[51] એ ભલે રાખે. એનો મામલો અલ્લાના હાથમાં છે. પણ જે કોઈ ફરી પાછા એ ધંધો હાથ ધરશે એ દોજખની આગના ભોક્તા થશે. (અને) ચિરકાલ ત્યાંના રહેનારા થશે. (૨૭૮–૨૭૯) અય ઈમાનના ધરાવનારાઓ ! ઈમાનદાર હો તો અલ્લા પ્રત્યે (ની તમારી ફરજ વિષે) સાવધાન રહો, અને સૂદબાકી જતી કરો. જો એમ નહિ કરો તો અલ્લા અને એના રસૂલની સામે લડાઈ કરવા માટે ખબરદાર રહો. તમે તોબા કરી લો તો તમારી મૂડી તમારી છે, પણ તમે દેણદારને દુઃખ દો, કે એ તમને ખોટમાં ઉતારે—એ બેમાંનું એકકે નહિ બને. (૨૮૦) કરજદાર જો તંગદસ્ત હોય તો એની હાલતમાં સુધારો થાય ત્યાં સુધી તમારો દાવો મુલતવી રાખો; જોકે ખેરાત તરીકે એ જતો કરો તો તો વળી વધારે સારું–તમે સમજ્યા હો તો ! (૨૮૨) અય મોમિનો ! અમુક મુકરર વખત માટે તમે જ્યારે કરજ યાને લેણદેણનો વહેવાર કરો ત્યારે એનું લખાણ કરો—અદલ ઇન્સાફથી લખે એવા લહિયા મારફત. અલ્લાએ આપેલી આવડત મુજબ લખી આપવાની (કોઈ) લહિયાએ ના ન પાડવી જોઈએ દેણદારે લખાવવું અને પોતાનો પરવરદિગાર એવા અલ્લા પ્રત્યે (ની પોતાની ફરજ વિષે) સાવધાન રહેવું અને મીનમેખ ઘટાડો નહિ કરવો. પણ જો એ અક્કલહોશિયારીમાં ન હોય અથવા (બાળપણ કે બુઢાપાને લીધે) જઇફ યાને અશક્ત હોય તો એણે (દેણદારે) જાતે નહિ લખાવતાં દિલી ઇન્સાફ મુજબ પોતાના વાલીને લખાવવા દેવું. તમારામાંથી બે–ત્રણ મર્દોને ગવાહ તરીકે બોલાવવા. પણ જો બે મર્દ ન મળે તો તમારી પસંદગીનાં એક મર્દ અને બે ઓરતોને ગવાહ રાખો; જેથી બેમાંનું એક જણ ભૂલી જાય તો બીજું એને યાદ કરાવી આપે (બીજું) ગવાહ યાને સાક્ષી તરીકે જેને બોલાવવામાં આવે તેમણે ના ન પાડવી, અને નાનું મોટું ગમે એવું કરજ હોય પણ એ અદા કરવાના સમયની વિગત સાથે એનું લખાણ કરવાની બાબતમાં કાહિલી ન કરવી (કારણ) અલ્લાની નજરમાં આ બહુ ઇન્સાફની વાત છે અને પુરાવાની મજબૂતીની બાબતમાં (જેથી) સૌથી વધારે ખાતરી મળી રહે એવી બાબત છે. નગદ માલનું હાથોહાથ સાટું કરવાનું હોય તો વાત જુદી છે એનું લખાણ ન કરો તો કાંઈ દોષ નથી. પણ સાટામાં પણ સાક્ષીઓ રાખવા. લહિયાને કે ગવાહને જો કોઈએ નુકસાન કર્યું છે તો ખબરદાર ! એ ગુનો ગણાશે. અલ્લા પ્રત્યે (ની તમારી ફરજ વિષે) સાવધાન રહો. અલ્લા સર્વજ્ઞ છે. (૨૮૩) તમે જો મુસાફરીમાં હો ને લહિયો ન મળી શકે તો (કાંઈ) અનામત લેવી. પણ જો આપસઆપસમાં ઇતબારથી વહેવાર કરવામાં આવે તો એને ખોટો ન કરવો જોઈએ, અલ્લા પ્રત્યે (ની તમારી ફરજ વિષે) સાવધાન રહેવું જોઈએ, અને પુરાવાને છુપાવવો ન જોઈએ. જે કોઈ એને છુપાવે છે એનું દિલ જરૂર ગુનેગાર છે, પાપી છે. તમે જે કાંઈ કરો છો એમાંનું કશું અલ્લાથી અજાણ્યું નથી.

### એક પ્રાર્થના

(૨૮૫) પોતાના પરવરદિગાર તરફથી જે પ્રકટ કરવામાં આવ્યું છે એમાં રસૂલ ઈમાન ધરાવે છે. મોમિનો (પણ) એમ કહે છે. એઓ અલ્લામાં, એના ફિરસ્તાઓમાં, એની કિતાબોમાં અને એના રસૂલોમાં આસ્થા રાખે છે અમે[52] એના રસૂલોમાં કોઈ ભેદભાવ રાખતા નથી. એઓ કહે છે: 'અય પરવરદિગાર ! અમે સાંભળીએ છીએ અને માનીએ છીએ–ફરમાનબરદારી કરીએ છીએ. (અમે) તારી ક્ષમા (યાચીએ છીએ.) તારી પાસે અમારે અંતે ખડા થવાનું છે. (૨૮૬) ગજા ઉપરાંતની કોઈ ફરજ અલ્લા કોઈ જીવ પર લાદતો નથી. સારુંમાઠું જે એ કરે છે એ જ એ ભરે છે, ને ભોગવે છે. ઓ અમારા પરવરદિગાર ! અમે જો કશું ભૂલી જઈએ કે કોઈ ભૂલ કરીએ તો અમને સજા કરીશ મા ! ઓ અમારા માલિક ! અમારી પૂર્વેના લોકો પર જે બોજો તેં નાખ્યો હતો એવો અમારે માથે નાખીશ મા ! ઓ અમારા પ્રભુ ! જે સહન કરવાની અમારી તાકાત ન હોય એ અમારા પર લાદીશ મા ! અમને માફ કર અને અમારી હિફાજત કર. અમારા પર દયા કર ! તું અમારો મૌલા છે. માટે કાફર લોકો સામે અમારી મદદમાં રહે.[53] [ચાલુ]

---

૫૧. વ્યાજ.

૫૨. અહીં 'અમે' ને બદલે 'અને' હોત વા એઓ કહે છે એ વાક્ય હોત તો વાક્ય વધારે સુસંબદ્ધ દેખાત. પણ મૂળમાં છે એ જ બધાને ભાષાંતરકારોને રાખવું પડ્યું છે.

૫૩. આ બે આયતો વિષે એક હદીસમાં એમ કહ્યું છે કે 'ખુદાએ હજરત પેગંબરને કહ્યું કે મારા અર્શમાં જે જે ખજાના છે તેમાંથી મેં તને એક આપ્યો છે અને તે કુરાનની પહેલી સુરા અને 'સૂરતુલબકરા' (બીજા પ્રકરણ)ની છેલ્લી બે આયતો.

—શેખ મહમ્મદ ઈસ્પહાની

# મ. ન. દ્વિ.નું જીવનચરિત્ર

લેખક : અંબુભાઈ પુરાણી

૧૮૫૭ના બળવા પછી કંપની-સરકાર પાસેથી બ્રિટિશ પાર્લમેંટે હિંદની રાજ્યવ્યવસ્થા હાથી ત્યારપછીની એક-બે પેઢીઓનો સમય ખૂબ શાંતિનો અને સુ-વ્યવસ્થાની સંસ્થાઓની સ્થાપનાનો હતો એ શાંતિ અને સલામતીથી પ્રજાના મધ્યમવર્ગમાં ઘણો સંતોષ ફેલાયો હતો, એટલું જ નહિ પરંતુ સરકારી અને આગળ પડતી જાતોમાં અને કુટુંબોમાં નવી રાજ્યવ્યવસ્થામાં ઊંચા હોદ્દાઓ મેળવવાની મહત્ત્વાકાંક્ષાઓ પણ જાગી હતી યુનિવર્સિટીની સંસ્થા અક્ષરજ્ઞાનના અને પાશ્ચાત્ય સંસ્કારિતાના પ્રચાર માટે સ્થાપન થઈ હતી તેનો લાભ લેવાની વૃત્તિ અને એ લાભ લઈને સારી સારી નોકરીઓ મેળવવાની તથા વકીલાત જેવા માનભર્યા અને સફળ ધંધાઓમાં પ્રવેશ કરવાની મહેચ્છા પણ જાગ્રત થઈ હતી સારી સરકારી નોકરી વડે સમાજમાં પ્રતિષ્ઠા જામતી એટલે પોતાના બાળકોને એવી નોકરી મળે એવી હોંશ ઘણાં માબાપો સેવતા

પરંતુ કેળવણીનો પ્રચાર-ખાસ કરીને અંગ્રેજી કેળવણી આપનારી સંસ્થાઓની ગણતરી વડે માપતા-ઘણો ઓછો હતો કૉલેજ તો ફક્ત મુંબઈમાં જ હતી અને હાઈસ્કૂલો ગુજરાતના દરેક જિલ્લાના મુખ્ય શહેરમાં સ્થાપન થઈ હતી, જેમાં વિદ્યાર્થીઓની સંખ્યા બહુ મોટી ન હતી એટલે હાઈસ્કૂલ લગી જે થોડા વિદ્યાર્થીઓ જઈ શકતા તેમાંથી મૅટ્રિક સુધી પહોંચનારની સંખ્યા આજની પેઠે હજારોની નહિ પણ સેંકડોની પણ ભાગ્યે થતી અને મૅટ્રિકમાં પસાર થનારાઓમાંથી મુંબઈ જેટલે તે વખતે ઘણે દૂર ગણાતા શહેરમાં કેવળ ભણવા ખાતર જનારાઓની સંખ્યા ઘણી ઓછી હતી બધા પાસ થનારાઓના કુટુંબની આર્થિક સ્થિતિ પણ એવી નહિ કે છોકરાને મુંબઈ રાખવાનો ખર્ચ વેઠી શકે, અને જેઓ ખર્ચ કરી શકે તેવા હોય તેઓને એ નવા ભણતરની એટલી બધી કિંમત લાગેલી નહિ મુંબઈ જવું એક રીતે સાહસ ગણાતું

એ જમાનામાં નાતની અસર વ્યક્તિના વર્તનમાં આજે થાય છે તેના કરતાં ઘણી વધારે હતી, કારણકે નાતની સંસ્થા આજે છે તે કરતા તે જમાનામાં ઘણી વધારે બળવાન હતી મણિલાલ સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા એ તે જમાનાનું નાતનું વાતાવરણ માનસિક વિશાળતાને કે ઉચ્ચ સાહસિકતાને પોષે એવું ન હતું નાતના ગોળ બંધાઈ જવાને પરિણામે કન્યા-વ્યવહારમાં પરસ્પર પણ સંકુચિતતા પ્રવર્તતી હતી આજે પણ કન્યાવિક્રયનો એક પ્રકાર ગણી શકાય એવો સાટાનો રિવાજ સાઠોદરા નાતમાં પ્રચલિત છે કન્યાઓની અછતને કારણે અને અમુક ગોળ બહાર કન્યા ન આપવી એવી સંકુચિતતાને પરિણામે એકેક કન્યા માટે પંદર પંદર હજાર રૂપિયા કન્યાપક્ષને આપવા પડે છે અને તેમાં પણ ભાઈ-ભાઈ, કાકા-ભત્રીજા અને સગા-સગા એક જ કન્યા માટે પાપડી કરે અને કરેઓ વચ્ચેનો વિખવાદ આ કારણે પેઢીએ પેઢીએ ઉગ્ર થતો આને કેટલાક કુટુંબો કન્યાની અછતને કારણે ભીડમાં આવીને જરૂર પ્રમાણે નાતના તડોની અદલાબદલી કરતા અને એ કારણે પણ વેરઝેર વધતા. ગૃહસ્થ અને બ્રાહ્મણ ઉપરાંત ‘બામણ’ વગેરે પક્ષો સાઠોદરા નાતમાં હતા, અને મણિલાલના લગ્નની નિષ્ફળતામાં આ સામાજિક કારણ પણ બીજાં કારણોમાંનુ એક હતું

મણિલાલના માનસિક બંધારણમાં ભાગ ભજવનાર વાતાવરણ તરીકે આપણે તે જમાનાની બે પરસ્પર-વિરોધી સામાજિક પ્રવૃત્તિઓની નોંધ લેવી જોઈએ એમાંની એક આપણી પ્રાચીન જીવનવ્યવસ્થામાં સામાજિક અને ધાર્મિક સુધારા દાખલ કરવા મથતી હતી, બીજી પ્રાચીનતાને વળગી રહી જૂના સામાજિક અને ધાર્મિક રૂઢીરિવાજોને ટકાવી રાખવા મથતી હતી પહેલી પ્રવૃત્તિની પ્રેરણા પશ્ચિમનું અનુકરણ કરવાની વૃત્તિમાંથી ઉદ્ભવી હતી અને એમાં ઉચ્છેદકવૃત્તિ તથા પરછંદાનુવર્તીત્વ વધારે હતા બીજીમાં પ્રાચીન સંસ્કૃતિના ઉત્તમ નીવડેલા મૌલિક સિદ્ધાંતમાં શ્રદ્ધા હતી, તો સાથે સાથે સામાજિક અને ધાર્મિક પુનર્ઘટના કરવાની દૃષ્ટિ કે હિંમતનો છેક અભાવ જણાતો હતો. પરિણામે જડતા, રૂઢિનું દાસત્વ અને ચાલુ અસંદ થઈ પડેલી સ્થિતિને નભાવી લેવાનું માનસ અને આચારવિચાર વચ્ચે આસમાન-જમીન જેટલું અંતર તથા શાસ્ત્રવિહીન ક્રિયાકાંડ ઉપર ભારે ઝોક અને મધ્યયુગના ચાલુ થયેલા રિવાજોનું દાસત્વ દેખાઈ આવતું હતું. એ નવીન યુગની મૂર્તિસમા નર્મદના જીવનમાં આપણને આ બંને વૃત્તિઓ અને પ્રવૃત્તિઓ સ્પષ્ટપણે વિભક્ત કાલખંડોમાં દેખાય છે આ સુધારક અને સંરક્ષક વૃત્તિઓના આવિર્ભાવમાં ગુજરાતની નાગર નાતે સારો ફાળો આપ્યો છે સુરત અને અમદાવાદના નાગરોમાંથી સુધારાનો ઝંડો ફરકાવનાર વ્યક્તિઓ નીકળી હતી, તો નડિયાદ એકલામાંથી સુધારાનો વિરોધ કરનાર, આર્યજીવનના આદર્શોમાં ગૌરવ લેનાર, પ્રાચીન શાસ્ત્રોના ક્રિયાકાંડ-તત્ત્વજ્ઞાન વગેરેનું સમર્થન કરનાર વ્યક્તિઓ પણ નાગર નાતમાંથી સંખ્યાબંધ બહાર પડી હતી પ્રાચીન ધર્મભાવના પ્રત્યે મણિલાલમાં પ્રથમ આકર્ષણ ઉત્પન્ન કરનાર એમના માસ્તર ભીખારામ દીક્ષિત સુરતના નાગર બ્રાહ્મણ હતા એ હકીકત પણ નોંધવા જેવી ગણાય તે જમાનાના અગ્રણીઓના સામાજિક જીવનમાં વ્યાપેલો આ મનો તીવ્ર વિરોધ મણિલાલ, ગોવર્ધનરામ વગેરે જાગતા વિચારકો અને લેખકોના જીવન ઉપર પણ અસર કર્યા વિના રહ્યો ન હતો એને પરિણામે મણિલાલનું મન આર્યદર્શન અને જીવનપ્રણાલીનો અભ્યાસ કરવા તથા સાહિત્યમાં તેને રજૂ કરવા તરફ વળ્યું

આચાર્ય આનંદશંકર એમના સાક્ષર-જયંતીના વ્યાખ્યાન ‘મણિલાલ અને સુધારો’માં કહે છે કે મણિલાલે પ્રથમ તાત્ત્વિક દૃષ્ટિ સુધારાના માનસમાં દાખલ કરી મણિલાલના દાદા બાલકૃષ્ણ દવેના ત્રણમાંના સૌથી નાના પુત્ર નભુભાઈ તે મણિલાલના પિતા

થાય. એમને વારસામાં આપીકું ઘર, ચારપાંચ હજાર રોકડ, હજારેકના દાગીના અને બે હજારની ઉઘરાણી ભાઈલાલ દવે તરફથી મળ્યાં. એ સ્થિતિ એ જમાનામાં—અને આજે પણ—ઘણી સારી ગણાય. મણિલાલના પિતા નભુભાઈ દવે આપકર્મી ન હતા, છતાં એમણે બાપદાદાનો પૈસાની ધીરધારનો બેઠો અને સ્થિર મનોવૃત્તિને પોષનારો ધંધો સંભાળપૂર્વક ચાલુ રાખ્યો જણાય છે. નભુભાઇ ઓછે વ્યાજે પૈસા લઈને વધારે વ્યાજે બીજાઓને ધીરતા. આ પ્રકારનો વ્યવસાય કરનાર વર્ગમાં ઉચ્ચ સંસ્કારિતા ભાગ્યે જોવામાં આવતી. આમ તે જમાનાને હિસાબે એમનું કુટુંબ આગળપડતું કહી શકાય તેવું ન હતું. તે જમાનામાં સંસ્કૃત કે ફારસી કે ઉભય સાહિત્યનો પરિચય સંસ્કારિતા માટે આવશ્યક ગણાતો. વળી આગળપડતા મુત્સદ્દીઓને ઉત્પન્ન કરનારી નાગર નાતના છતાં મણિલાલના કુટુંબને તે કક્ષામાં મૂકી શકાય તેવું ન હતું. એટલે શાસ્ત્રાભ્યાસ કે અમલદારી એ બંને ધોરણે જોતાં એમનું કુટુંબ સામાન્ય જ હતું. ઊલટું મણિલાલની આગળની બે પેઢીઓમાં તો સંકુચિત માનસ વધારે આગળપડતું હશે એમ લાગે છે. વ્યાજવટું, ધીરધાર, યજમાનવૃત્તિ વગેરે વ્યવસાયો ઘણીવાર માણસના માનસને સંકુચિત બનાવે છે. એટલે સંવત ૧૯૧૪ના ભાદ્ર માસની કૃષ્ણ ૪ને દિવસે પ્રાતઃકાળે જ્યારે મણિલાલનો જન્મ તેમના મોસાળમાં થયો ત્યારે તેમના પિતા તરફથી સૂક્ષ્મ વારસામાં સાહસ, નિર્ભીક ઉચ્ચ સંસ્કારિતા તેમને મળે એવા સંજોગો હતા નહિ. વળી આજકાલનાં કેળવાયલાં માતાપિતા પોતાનાં બાળકોને કેળવણી આપવા કે તેમનું ચારિત્ર્ય ઘડવા માટે જે ચીવટ રાખે છે તેવી તે જમાનામાં નભુભાઈના વર્ગના લોકો રાખવાનું સમજતા નહિ. નિદાન નભુભાઇ માટે મણિલાલ પોતાના આત્મવૃત્તાંતમાં લખે છે. "મારી સંભાળ લેનાર કોઇ ન હતું. મારા પિતાને નવી કેળવણીની રૂઢિની બિલકુલ ખબર નહિ એટલે એમના તરફથી મદદ-ન હતી, તેમ તેમનો મને ભણાવવાનો આગ્રહ પણ ન હતો. ફક્ત મોટો થતાં સુધી સ્કૂલમાં રાખી પછી પોતાને ધંધે વળગાડવો એમ તેમની મરજી હતી." બાપ તરફથી આ સ્થિતિ હતી તો મા તરફ મણિલાલના દાદા ગામડામાં વેપાર કરતા હતા. વળી ગામડામાં રહેવાને પરિણામે વહાલ અને ઉદારતા એ કુટુંબમા નભુભાઇના કુટુંબ કરતાં વધારે પ્રમાણમાં જળવાઈ રહ્યાં લાગે છે. મણિલાલ પોતાના આત્મવૃત્તાંતમાં પિતાના કે માતાના વહાલનો ઉલ્લેખ કરતા નથી. જ્યારે બાની મા—દાદી—નો ઉલ્લેખ કરે છે ત્યારે તેમના "હેતને" વીસરી શકતા નથી. મામા—મામીઓનું પણ હેત હતું એમ તે જણાવે છે, કારણકે તેઓ મણિલાલને "હાથમાં ને હાથમાં રાખતાં." આમ બંને પક્ષે આર્થિક સ્થિતિ સારી હોવાથી મણિલાલનું પાલનપોષણ બહુ સારી રીતે થતું તથા એમનાં દાદીમા જ્યાં સુધી જીવતાં હતાં, એટલે કે મણિલાલની ઉંમર ૧૩–૧૪ વર્ષની થઇ, ત્યાં સુધી મોસાળ-પક્ષમાં એમના પર "હેતનો ને લાડનો વરસાદ વરસતો," એટલે મણિલાલ ઘણુંખરું મોસાળમાં જ રહેતા.

## ભણતરનો આરંભ

મણિલાલ ચાર વર્ષની ઉંમરે દયાશંકર પંડયાની ગામઠી નિશાળે બેસીને થોડું લખતાંવાંચતાં શીખ્યા. પછી સાત વર્ષની ઉંમરે તેમને જનોઇ દેવામાં આવ્યું. ત્યારપછી મણિલાલને સરકારી નિશાળે ભણવા માટે મૂકવામાં આવ્યા. ત્યાં ગણિતનો વિષય મણિલાલને આવડતો ન હોવાથી એમને 'ગેરહાજર રહેવાનું મન' થતું. ઘરમાં માબાપની ભણતર ઉપર દેખરેખ હતી નહિ, એટલે તેમના તરફથી સહાય, દોરવણી કે સહાનુભૂતિ મળતાં નહિ. આમ ગુજરાતી પાચ ચોપડીઓ પૂરી કરીને અંગ્રેજી નિશાળમાં જવાનું થયું ત્યારે ભણાવવા માટે 'ઘરેથી રડી–કકળીને રજા મેળવી' એમ મણિલાલ નોંધે છે. એ નવા અંગ્રેજી અભ્યાસના આરંભમાં મણિલાલને ભણવામાં રસ પડયો હોય એમ જણાતું નથી, છતાં દેખાદેખીથી સરખી ઉંમરના વિદ્યાર્થીઓ જોડે ભણવાની આકાંક્ષા તો તેમનામાં હતી જ. ત્રીજા વર્ગમાં એમની નાતના ઝવેરલાલ લલ્લુભાઈ માસ્તર હતા. તેમણે કદાચ મણિલાલની તીક્ષ્ણ બુદ્ધિ જોઈને કે પોતાની નાતનો છોકરો હતો એ કારણે મણિલાલને મમતાપૂર્વક ભણાવવા માંડયું, અને વધારે અગત્યનું તો એ કે તેના ભણતર પર મમતાભરી દેખરેખ રાખવા માંડી. મણિલાલને ત્યારપછી ભણવામાં ઉત્સાહ આવ્યો અને એ વર્ગમાં તે પહેલે નંબરે પાસ થયા અને ઇનામ પણ મળ્યું. મણિલાલ પોતે પણ કબૂલ કરે છે કે 'ત્યારપછી મને ભણવામાં ખરો રસ પડવા માંડયો.'

બીજા ધોરણમાં (ત્રીજા વર્ગમાં) પહેલે નંબરે પાસ થવાથી હેડમાસ્તરે ખુશ થઇને મણિલાલને ત્રીજા ધોરણમાં ન મૂકતાં ચોથામાં ચડાવ્યા. પણ ચોથા ધોરણમાં ભૂમિતિ વગેરે નવા નવા વિષયો તૈયાર કરવાના હતા અને ઝવેરલાલની પેઠે પ્રોત્સાહન આપનાર કોઇ નહિ હોવાથી મણિલાલ કલાસના માસ્તર મારફત હેડમાસ્તરને મળ્યા અને પોતાને ત્રીજા ધોરણમાં ઉતારી પાડવાની માગણી કરી. હેડમાસ્તરે એ માગણી સાંભળી હસીને કહ્યું, 'તું વિચિત્ર છોકરો જણાય છે! ભલે, તારી એમ મરજી હોય તો નીચલા ધોરણમાં બેસ.' આમ એ વિચિત્ર માગણીનો સ્વીકાર થયો અને મણિલાલનો અભ્યાસ સારો ચાલવા માંડયો.

ચોથા ધોરણમાં ગયા પછી મણિલાલને ગણિત, સંસ્કૃત વગેરે વિષયો આવડતા નહિ. એટલું જ નહિ પરંતુ એ વિષયો પર મણિલાલને ઘણો અણગમો હતો. તેમાંયે ભાવિમાં સારી રીતે જેમાં નિષ્ણાત થયા તે સંસ્કૃતમાં તો કંટાળો એટલો બધો હતો, કે કલાસમાં એ વિષયનો આરંભ થાય કે કોઇ બહાનું કાઢીને મણિલાલ બહાર જતા રહેતા. પાંચમા ધોરણમાં પણ બીજા વિષયોનો અભ્યાસ એકંદરે સારો હતો, પરંતુ ગણિત, સંસ્કૃત વગેરે તો કાચા જ રહ્યા. છઠ્ઠા ધોરણમાં પણ પાંચમા જેવો જ અભ્યાસ ચાલ્યો, પણ મણિલાલના સદ્ભાગ્યે એમનામાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરનાર અને સંસ્કૃતનો કંટાળો દૂર કરાવનાર સુરતના નાગર બ્રાહ્મણ છબીલારામ દોલતરામ દીક્ષિત તેમના શિક્ષક તરીકે આવ્યા. આ 'પૂજ્ય પુરુષ' પ્રાચીનતાના સાચા પૂજારી હતા અને શાસ્ત્રોક્ત વિધિ, કર્મકાંડ વગેરે ઉપર ભારે શ્રદ્ધાવાળા હતા. આ સમયે મણિલાલના પિતરાઇ કાકા રતિશંકર, જેઓ સાંસ્કૃતના પ્રખ્યાત શાસ્ત્રી હતા, તેમની પાસે છબીલારામ

દીક્ષિત સસ્કૃત વ્યાકરણના ગ્રથ 'સિદ્ધાત કૌમુદી'નો અભ્યાસ કરતા હતા લાબા અને અગ્રેજીમા આપેલા ક્લિષ્ટ નિયમોને બદલે સંસ્કૃત સુત્રો યાદ રાખવાથી સંસ્કૃત વ્યાકરણ શીખવામા અસાધારણ સરળતા થઇ જાય છે એના પ્રત્યે તેમણે મણિલાલનુ ધ્યાન ખેચ્યુ અને પોતાની સાથે રતિશકર શાસ્ત્રીને ત્યા 'લઘુ કૌમુદી'નો અભ્યાસ કરવા લઈ જવા લાગ્યા મણિલાલને સૂત્રો ભણવામા આનદ પડયો અને તેની સાથે સાથે ભૂમિતિ પણ આવડી ગઈ

આ વખતે નભુભાઈ તરફથી અભ્યાસ બધ કરવાનો આગ્રહ પણ થવા લાગ્યો એક તો જૂના માનસવાળા વડીલોને નવી કેળવણીની કિમત નહિ, તેમા વળી મણિલાલ પોતાના પિતાની મરજી કોઇ રીતે સાચવતા નહિ—એટલે કે એમના પિતાની ઇચ્છા પ્રમાણે દેવપૂજા કરવાનુ કે શાકદૂધ લઈ આવવાનુ તથા બ્રાહ્મણ તરીકે શ્રાદ્ધ-સવત્સરી જમવાનુ કે દક્ષિણા લેવા જવાનુ મણિલાલથી બનતુ નહિ એનુ મુખ્ય કારણ એ હતુ કે એમ કરવા જતા નિશાળનુ લેસન ચડે યા તો નિશાળમા મોડુ થાય આ સમય વિષે મણિલાલ લખે છે "મારા પુસ્તક, નિશાળ અને નવરાઈ મળે તો બાલાશકરનુ ઘર એ વિના બીજુ હુ. સમજતો નહિ" આગળ ભણવાનુ અનિશ્ચિત જાણીને મણિલાલે ફર્સ્ટ ક્લાસ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ લઇ રાખ્યુ પરતુ માબાપનો વિરોધ છતા મણિલાલે પોતે અભ્યાસ કરવાની ઉચ્ચાભિલાષા મનમા દૃઢ કરી લીધી જણાય છે એમા વળી તે વખતના હેડમાસ્તર દોરાબજી એદલજી ગીમી જેવાનો સંપર્ક સાતમા ધોરણમા થવાથી પોતાના આગળ ભણવાના નિર્ણયને પ્રોત્સાહન મળ્યુ હેડમાસ્તર ગીમી એમના શિષ્યવર્ગમા પૂજ્ય ભાવ, માન અને અંગત સબધની લાગણી ઉત્પન્ન કરી શકતા તેઓ અગ્રેજીમા નિપુણ હતા, તથા એમની નિયમિતપણાની કાળજી સુવિદિત હતી હેડમાસ્તર ગીમીની મણિલાલના ઉપર સારી મમતા હતી, જે તેમણે છેવટ સુધી કાયમ રાખી હતી એમણી દોરવણી અને મદદથી મણિલાલે ઘણા અગ્રેજી પુસ્તકો વાચ્યા અને ટોડ્સ સ્ટુડન્ટ્સ ગાઈડને પોતાની ટેક્સ-બુક બનાવી આ વખતે ભાષા સબધી તમામ વિષયોનો—અને ઇતિહાસ ભૂગોળનો પણ—મણિલાલને ઘણો શોખ લાગ્યો એ વિષયોમા વર્ગમા તે આગળપડતા વિદ્યાર્થી તરીકે સ્થાપન પણ થઈ ગયા મૅટ્રિક્યુલેશનની પરીક્ષા માટે જવાનો સમય આવ્યો છબીલારામનો આગ્રહ સસ્કૃત લેવરાવવા માટે જારી હતો અને વિદ્યાર્થી પાછળ તેઓ મહેનત પણ ઓછી કરતા ન હતા સંસ્કૃત કાચુ હતુ તે છતા તે જ લેવાનુ નક્કી કરીને મૅટ્રિક્યુલેશન માટે બેસવાનુ નક્કી કર્યું પરિણામે ૧૮૭૫ની મૅટ્રિકની પરીક્ષામા આનદશકરના શબ્દોમા 'આગળ જતા યુરોપ-અમેરિકા સુધી પ્રસિદ્ધ થનાર સંસ્કૃતનો પ્રોફેસર' સસ્કૃતમા નપાસ થયો એમના સહાધ્યાયી છગનલાલ હરિલાલ પડયા પણ જ વિષયમા નિષ્ફળ નીવડ્યા, પરતુ નાપાસ થયાનો શોક કરવાનુ કે નિરુત્સાહ થવાનુ મૂકીને બીજા જ દિવસથી શાળામા જઈને અભ્યાસ ફરી શરૂ કર્યો આ વર્ષે હેડમાસ્તર ગીમી અને છબીલારામ દીક્ષિત બને શિક્ષકો બદલાઈ ગયા, પરતુ ગીમી માસ્તરે સ્વાશ્રયનો માર્ગ બતાવેલો હોવાથી મણિલાલ નિયમિતપણે પોતાનુ વાચનકાર્ય કર્યે જતા અને વખતની વ્યવસ્થા એવી રાખતા કે જ્યારે જુએ ત્યારે મિત્રોની રમત ગમતમા તૈયાર રહેતા ૧૮૭૬ની આખરમા મણિલાલ મૅટ્રિકમા પસાર થયા, અને અહીં નડિયાદનુ વિદ્યાર્થીજીવન અને મણિલાલના જીવનનુ એક પ્રકરણ પણ પૂરુ થયુ ગણાય

પરતુ ૧૮૭૬ સુધીનુ મણિલાલનુ જીવન કેવળ ભણતરમા જ સમાઈ જતુ નથી, એટલે આ સમય દરમિયાન બીજી બે-ત્રણ પ્રધાન પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરવો જરૂરી બને છે એમ કરતા એમના ૧૮૭૬ સુધીના નડિયાદમા ગાળેલા હાઈસ્કૂલના જીવન નથી આગળના વર્ષોની કેટલાક પ્રવૃત્તિઓ આપણે અવલોકવી પડશે, એટલે ૧૮૭૬ની આગળના ત્રણેક વર્ષોની પ્રવૃત્તિ વિધ વિધ દિશામા જોઇશુ

મણિલાલ ૪ થા ધોરણમા હતા અને તેમનુ વય ૧૩-૧૪ વર્ષનું હતુ તે દરમિયાન એમનુ લગ્ન મહાલક્ષ્મી ઉર્ફે ડૂલી નામની ચાર વર્ષની કન્યા જોડે થયુ હતુ નભુભાઇને ચાર-પાચ હજાર રૂપિયા કન્યાના માબાપને આપવા પડયા. મણિલાલના સાસરિયા સુણાવના કણબીઓનુ ગોરપદુ કરતા હતા અને તેમની આર્થિક સ્થિતિ સારી ન હતી એમ પણ જણાય છે મણિલાલ પોતાને એક અન્ય કન્યા સારા કુળની અને સુશીલ મળવાના સભવ વિષે લખે છે અને તે મળી હોત તો લગ્ન વધારે સફળ નીવડત એમ ૧૮૮૭મા નોધે છે, પરતુ એ પણ એક પ્રકારના અનુમાનથી વધારે સમર્થ દલીલ દેખાતી નથી આ વિષે વિશેષ આગળ કહેવુ પ્રાપ્ત થશે

નડિયાદના વિદ્યાર્થીજીવન દરમિયાન બીજી બે બાબતો ધ્યાન ખેચે તેવી છે (૧) કુસોબત અને તેના પરિણામો (૨) મડળી કરવાનો શોખ અને તે દ્વારા સાહિત્ય પ્રવૃત્તિના અકુર જેમા મણિલાલના બાળમિત્રમડળની પ્રવૃત્તિનો પણ સમાવેશ થઇ જાય છે

મણિલાલ ત્રીજા અને ચોથા ધોરણમા હતા ત્યારે એમને પાછળથી ક્લાત કવિ તરીકે પ્રખ્યાત થયેલા બાલાશકર ઉલ્લાસરામ કથરિયાની બાળમૈત્રિ ઘણી ગાઢ થયેલી, પણ બાલાશકરનુ રહેવાનુ નડિયાદમા સ્થાયી ન હતુ એટલે બીજા 'કામચલાઉ સ્નેહીઓ' મણિલાલને આવી મળેલા તેમાના કેટલાક એમની જ્ઞાતિના પણ હતા આ મિત્રો તોફાન કરવામા આગળપડતા અને ભણવાગણવામા પાછળ રહેનારા હતા મારામારી પણ કરતા અને કુછદમા ફસેલા હતા એમાના કેટલાકનો પરિચય મણિલાલને છેક પોતાના મોસાળમા રહેતા હતા ત્યારનો જૂનો હતો મણિલાલનુ જે આત્મવૃત્તાંત 'વસત'મા (વર્ષ ૨૯ અ ૪) પ્રગટ થયુ છે તેમા આ ભાગ આ આનદશકરે ગાળી નાખ્યો છે એટલે એ સોબતીઓના કુછદ અને ખરાબ ગમ્મત અને રીતિની આપણને ચોક્કસ માહિતી મળી શકતી નથી પરતુ આજુબાજુના સબધ ઉપરથી એટલુ તો સ્પષ્ટ લાગે છે કે એ કુછદ અને ખરાબ રીતિ અને ગમત જાતિવિષયના હતા બાળ-

વયના મણિલાલને એવાં વિપરીત કૃત્યોમાં પ્રીતિ ન હતી એટલું જ નહિ પરંતુ "તિરસ્કાર હતો." (આ. વૃ.) આવા મિત્રોની અસર મણિલાલ પર થઇ હોય એ તો સમજી શકાય તેવું છે—જોકે પોતાના આત્મવૃતાંતમાં મણિલાલ લખે છે કે "હું આ વ્યસનમાં પડી ગયો નહિ, પણ એક પરિણામ ઘણું જ શોકકારક થયું. મારી જવાન મનોવૃત્તિઓ ઘણી જ ઉશ્કેરાઇ ગઇ." આ પ્રમાણે મેટ્રિક સુધી એટલે કે ચાર પાંચ વર્ષ કુસોબત ચાલુ રહી લાગે છે, અને મણિલાલને આગળ ભણવામાં જે રસ લાગી ગયો તે ન લાગ્યો હોત અને એ મહેચ્છા જેમ કુટુંબ વિરુદ્ધ થઇને સ્વપ્રયત્ને તેમણે જીવંત રાખી, તેમ આ કુછંદી સોબતમાં પડી જવાને લીધે ન રાખી હોત તો તેમનું જીવન કોઇ પણ પ્રકારની વિશિષ્ટતા વગરનું જ પસાર થાત. એટલે દુર્વ્યસની કુછંદી મિત્રોને લઇને અભ્યાસમાં જે વિઘ્ન આવ્યું એમાં મણિલાલનો ભણવાનો ઉચ્ચાશય અને આગ્રહ અને આગ્રહ મુખ્યત્વે કારણભૂત છે. મણિલાલ પોતાના આત્મવૃત્તાંતમાં આ હકીકત એટલા માટે નોંધે છે કે જેથી માબાપો પોતાના બાળકોને આવી કુસોબતથી બચાવે, કારણ કે "દરેક ગામમાં અને દરેક શાળામાં" આવાં કુછંદતાળાં બાળકો ઘણાં હોય છે અને તેઓ બીજાને બગાડે છે.

ધીમે ધીમે આ તોફાની મંડળ માંહોમાંહેની તકરારને લઇને વેરાઇ ગયું અને મણિલાલ તેની અસરમાંથી છઠ્ઠા ધોરણમાં મુક્ત પણ થયા. એમ થવાનું મુખ્ય કારણ તેમના પૂર્વસ્નેહી બાલાશંકરનું નડિયાદ રહેવાનું થયું તે હતું. મણિલાલના સહાધ્યાયીઓમાં બાલાશંકર, નાનાસાહેબ દેસાઇ, છગનલાલ હરિલાલ, કેશવલાલ ગંગાશંકર, સોમાલાલ ઝવેરલાલ, ચતુરભાઈ શંકરભાઈ પટેલ, મોહનલાલ પ્રસાદરામ વગેરે હતા. એમાંના ઘણાખરા હાઇસ્કૂલના અભ્યાસમાંથી મણિલાલની પાછળ પડી ગયા લાગે છે. ઉપર જણાવ્યું તે પ્રમાણે જવાન વૃત્તિઓ ઉશ્કેરાઈ જવાને પરિણામે મણિલાલને હાઈસ્કૂલના અભ્યાસ દરમિયાન ચાંદીનો વ્યાધિ થયો લાગે છે. (જુઓ પરિશિષ્ટ મ. ચ. સા. ૭-૧૨-૧૮૭૭નો કેશવલાલ ગંગાશંકરનો પત્ર) અને નવાઈ તો એ લાગે છે કે એ પ્રકારના વ્યાધિ કેવળ કુછંદી છોકરાઓને જ નહિ પરંતુ એમની સોબતને પ્રતાપે મણિલાલ, બાલાશંકર જેવા સારા છોકરાઓને પણ થયા હતા. ૧૫-૧-૧૮૭૬ના પત્રમાં બાલાશંકર મણિલાલને લખે છે કે: "મને પરમિયો મટયો નથી. હું દવા ખાઉં છું." ત્યાર પછી ૧૦-૨-૧૮૭૭માં જણાવે છે કે એ વ્યાધિ "સાવ મટી ગયો છે." આ બાબત અહીં આટલી વિગતમાં આપવાની અગત્ય એ છે કે બાલ્યાવસ્થાની કુસોબતનાં પરિણામો પણ આ બાળકોને આજીવન ભોગવવાં પડયાં લાગે છે. પણ એ વિષે વિશેષ આગળ.

સદ્‌ભાગ્યે કેવળ કુસોબતમાં જ નડિયાદના અભ્યાસનો કાળ વીત્યો ન હતો. સુસોબતની ઉચ્ચગામી પ્રવૃત્તિઓ પણ હતી. તે સમયે યુવાનોમાં પોતપોતાના આદર્શોને પ્રતિબિંબિત કરનાર મંડળો રચવાની વૃત્તિ હતી. કવિ નર્મદની યુવાવસ્થામાં "બુદ્ધિવર્ધક" સભા હતી, તેમ આ વિદ્યાર્થીઓ તરફથી "સ્વસુધારક મંડળી" બાલાશંકરના ઘરમાં એમના પિતા ઉલ્લાસરામે અભ્યાસ માટે કાઢી આપેલા ભાગમાં મળતી. એમાં સ્વરચિત કવિતાઓ વંચાતી અને ભાષણો થતાં, જ્ઞાતિ-સુધારાના પ્રશ્નો પણ ચર્ચાતા. આપણે આ યુવકમંડળની પ્રવૃત્તિને તથા બાલાશંકરની મ. ન. દ્વિ. જોડેની મૈત્રીને જુદી પાડી શકીશું નહિ—બંને એકબીજાના ભાગ તરીકે જ હતાં—અને બંનેના જીવનનું અવિભાજ્ય અંગ હોવાથી સાથે જ જોઈશું. બાલાશંકરને નાનપણમાં સુરત તરફ ફરતાં "કોઇએ કવિતા રચવાનો શોખ લગાડ્યો" એ છંદ એમણે મણિલાલ વગેરે અન્ય મિત્રોને પણ લગાડયો. સહાધ્યાયીઓમાં મોહનલાલ પ્રસાદરામ, મણિલાલ અને બાલાશંકર એ ત્રણ જણા "કાવ્યનાં પુસ્તકો સાથે જ વાંચતા, સમજતા અને ટાંચિયાં મેળવીને કાવ્ય રચતા." (આ. વૃ. પા. ૧૨૭) નર્મદ અને દલપત એ બેમાં કયો કવિ ચડે એ તે જમાનાનો એક ઉત્તેજક વાદવિવાદ આ ઊગતા સાહિત્યસેવકોના મંડળ સુધી પહોંચ્યો હતો. નર્મદને માટે આગળ જતાં પક્ષપાત ધરાવનાર અને દલપતના માનસિક બંધારણથી સર્વથા નિકટ આ યુવકોની રસિક ટોળી એવા નિર્ણય પર આવી હતી કે દલપતરામ ચડે! એમણે દલપતનાં કાવ્યોનો અભ્યાસ કર્યો—જોકે નર્મદ, દયારામ પણ વિસરાયા ન હતા, અને કાલિદાસનાં નાટકોના તરજુમા પણ વાંચ્યા હતા. આ સર્વેમાં બાલાશંકરને કવિતા કરવાનો શોખ ખૂબ લાગ્યો.

પરંતુ એ મંડળમાં એકસંપ રહ્યો નહિ. મણિલાલ નોંધે છે કે...દોરાબજી ગીમી નામના વિદ્યાર્થીના કરતુકને લીધે એમનું અને બાલાશંકરનુ મન ઊંચું થયું, અને તેનાં કારણમાં બાલાશંકરની પ્રકૃતિની ખામી પણ જણાવે છે. "બાલાશંકર પ્રકૃતિનો ઉદાર, પ્રેમી અને નિખાલસ દિલનો માણસ છે. અમારા મંડળમાં દૈવયોગ એવો થયો કે જેમ તેમ કરી સર્વેએ બાલાશંકરની પરમપ્રીતિ સંપાદન કરવી.' બાલાશંકરના ભાણેજ સ્વ. નર્મદાશંકર મહેતા પણ નોંધે છે કે 'બાલાશંકરમાં વૈસવી વૃત્તિઓ દાખલ થવા પામી હતી અને આ છંદને લીધે મને લાગે છે કે મણિલાલે આ મંડળમાંથી ધીમે ધીમે ખસી જવા માંડયું અને તેમણે ૧૫ વર્ષની ઉમરે 'પ્રાર્થનાસમાજ મંડળ' સ્થાપી.' ગાવાનો શોખ એ જ આ મંડળ રચનાનો હેતુ હતો. છોકરાઓની માંહોમાંહેની ઈર્ષાને લીધે મણિલાલ અને બાલાશંકરના એમની દૃષ્ટિએ 'પરાકાષ્ટાને પામેલા પ્રેમમાં ભંગ પડયો. એમની સમાજમાં અમદાવાદની પ્રાર્થના સમાજની ચોપડીઓ ભેગી મણિલાલની અને બાલાશંકરની બનાવેલી કવિતાઓ પણ ગવાતી. મણિલાલ કહે છે કે 'આ અરસામાં કવિતા રચવા અને સમજવામાં અમો સર્વેએ ઘણો અનુભવ મેળવ્યો ને એકંદર આ સમયની જે છાપ મારા મન ઉપર પડી તેણે મારી આખી જિંદગી ઉપર ઘણી જાણવાજોગ અસર કરી.'

વિદ્યાર્થી-અવસ્થામાં રિસાવું પાછું મનાવું વગેરે એક રીતે સ્વાભાવિક હોય છે. દોરાબજી ગીમીની ઈર્ષા કે નિંદા આ બાળ-ઝઘડાનું કારણ હોય તોપણ, તે માત્ર કે સબળ તો ન હતું

એમ લાગે છે મણિલાલ નોંધે છે કે 'બાલાશંકરનો અને મારો સ્નેહ પરાકાષ્ઠાને પામ્યો હતો અને અમારા અન્યોન્યના માબાપને પણ પોતાના દીકરા સમાન થઈ ગયા હતા અને અમારા બંનેના ઘર વચ્ચે વ્યવહારપક્ષે પણ ઘણા ઘણા પાસેના સગાને હોય તેવા નિકટ સબંધો બંધાઈ ગયા હતા.' એટલે મણિલાલ અને બાલાશંકરનો સબંધ ઘણો ગાઢ બન્યો હતો. બાબત એમ બની લાગે છે કે બાલાશંકરે પોતાની 'વિશાળ પ્રેમવૃત્તિથી' પોતાની પત્ની મણિલક્ષ્મીને મણિલાલની અને પોતાની વાતચીતમાં દાખલ કરી મણિલાલના ઉપર વિશ્વાસ અને પ્રેમ દર્શાવ્યો. આ વિશ્વાસ, ઉદારતા અને પ્રેમનો આનંદ મણિલાલના ૧૮૮૭માં લખાયલા શબ્દોમાં પણ પ્રતીત થાય છે. મણિલાલની અનિશ્ચિત સ્મૃતિ પ્રમાણે આ ઘટના ૧૮૭૬ની આખરમાં બની, પરંતુ બાલાશંકરના એક પત્ર ઉપરથી એમ લાગે છે કે કદાચ તે ૧૮૭૫ની આખરમાં હશે. કારણકે ૧૫-૧-૧૮૭૬ના પત્રમાં બાલાશંકર પોતાને થયેલ રંજ દૂર થયો છે એમ જણાવે છે. બાલાશંકરનું મન ઊંચું થયું જાણીને મણિલાલે તેને વારંવાર પૂછ્યું ત્યારે તે મસ્તકવિએ વ્રજભાષામાં લખ્યું—

सुना थे रसिकलाल, लाल न भुलाल यानि ।
तुम जैसे मितको न लाइक कहात है ॥
(आ. वृ)

ઘટનાનો સ્પષ્ટ ઉલ્લેખ ન મળવાથી વિગત જાણી શકાતી નથી, પરંતુ મણિલાલે પોતાનો ગુન્હો કબૂલ કર્યો પણ તેથી બાલાશંકરનું મન સંતોષાયું નથી. જોકે તેણે 'ઉદાર દિલથી માફી બક્ષી' (આ. વૃ) બહારનો આ મેળ અંતરને એકદમ પૂર્વવત સાધી શક્યો નહિ. હું માનું છું કે આ બાબતનો ઇશારો જેમાં છે એવું ઉપર જણાવેલા બાલાશંકરના ૧૫-૧-૧૮૭૬ના પત્રમાં લાક્ષણિક કવિત મળી આવે છે. 'મારી બાબતમાં કાંઈ પણ તરેહનો શક રાખીશ નહિ. હું તારો, તારો, હજારવાર તારો છું'—

यों यह सीस नमैं न तुंहि पद तौं कर लैके
असासे बिदारौं
यो यह नैनन देखत प्रेमसे (ताकों) तौं असाद्दार
छूरीसे निकारौं
यो यह चित्त रहैं न, तुंही तुंही तुंही पुनितौं
हुतभुक्के प्रजारौं
'बाल' कहे नभुलालके लाल सुशीले तिहारो
तिहारा तिहारो ॥

વાચનારે યાદ રાખવાનું છે કે આ વખતે મણિલાલ અને બાલાશંકર બંનેની ઉમર ૧૬ વર્ષની હતી. મસ્તકવિ બાલની કવિતાના વિકાસનું કાંઈક માપ આવા પ્રયત્નો ઉપર બાલાશંકર પરથી કાઢી શકીએ.

મણિલાલનો પ્રથમ કાવ્યસંગ્રહ 'શિક્ષા શતક'* આ વખતે બહાર પડ્યો હતો. એ વિષે મણિલાલ આ. વૃ.માં લખે છે 'હું પોતે સામાન્ય કવિતાઓ બનાવતો તે ભેગી કરીને મેં એક નાની ચોપડી 'શિક્ષા શતક'ને નામે ૧૮૭૬માં પ્રસિદ્ધ કરી. તેની ઉપર તે વેળે વિદ્વાનોનો એમ અભિપ્રાય થયો કે આનું બાલવય જોતા જો મહેનત કરે તો સારો કવિ નીવડે એવું આ કાવ્ય છે.' બાલાશંકર મેટ્રીકમાં પસાર થયા નહિ અને મણિલાલ આગળ કૉલેજમાં ગયા. તે પૂર્વેનો વિદ્યાર્થી જીવનનો આ નાનો નકશો જણાતો અધૂરો **તેમને પોતાને માટે કેટલો તો મોટો અને હું ખટાવેક હતો** તેનો કાંઈક ખ્યાલ છેક ૧૮૮૭માં મણિલાલ પોતાના આ. વૃ.માં જે શબ્દોમાં તે નોંધે છે તે ઉપરથી પણ આપણને આવે તેમ છે—'સ્નેહીઓથી દૂર થઈ મનમાં મૂંઝાતા ફરવું તે પીડા વિકટ છે. તેમાં પણ આપણા પ્રતિસ્પર્ધીને આપણી જ જગો પર જોવો એ મહાવેધક છે. ઇશ્વરે દેખીને દાઝવાના કષ્ટથી તો મને મેટ્રીક્યુલેશનમાં પસાર કરી મૂક્ત કર્યો, કેમકે તે પછી હું મુંબાઈ ગયો.'

એના પડઘા છેક ૧૮૭૯ સુધી પત્રોમાં પડતા જણાય છે. ૧૦-૨-૧૮૭૭ના પત્રમાં બાલાશંકર લખે છે કે પોતે હરિશ્ચંદ્ર આખ્યાન લખવામાં ગુંથાએલા છે—૨૭ જુન ૧૮૭૮ના પત્રમાં લખે છે —

દેખી પત્ર તિહારમેં મુદિત ભયો તન મન
ઘન બાદર નિરખિ બિરહિ, બહિં ધ્યાત રસમન
મનુમેં મોહી ધ્યાઈ પ્રિત, ગિન્યો દીલ કો જાન
હમ અતિ આદર સે ગ્રહિ જિન્યો હમારો પ્રાન

• • •

એમાં મણિલાલનો મુંબઈથી પત્ર મળ્યો તે બાબતનો આનંદ અને પરસ્પર પ્રેમની ઘનિષ્ટતા બાલાશંકરે દર્શાવી છે તે ઉપરથી મણિલાલના પત્રનું વસ્તુ કાંઈક અંશે અનુમાની શકાય છે. એ જ પત્રમાં આગળ બાલાશંકર લખે છે—'હું કાંઈ એવો પુરુષ નથી કે પાછલું સુખ યાદ ન આવે. મારા કહ્યા પ્રમાણે સઘળો વહેમ હતો તથા તે જ કહો વેરી બહાનાવટાં કરતો હતે તેનો હવે પ્રેમાળવૃત્તિથી નાશ થયો એ સઘળું તને માલમ પડ્યું તથા તે પ્રમાણે હવેથી નહિ થાય તેમ તારો દૃઢ નિશ્ચય જોઈ હું પૂર્ણ ખુશીમાનું છું.'—૭ જુલાઈ ૧૮૭૮ના પત્રમાં લખે છે—'આ કામ વડે પત્ર મોડો લખાયો છે. તારી ટેવ પ્રમાણે આડાઅવળા તર્કવિતર્ક કરીશ નહિ. દૃઢ રહેજે—'

ત્યારપછીના વર્ષનો પત્રવ્યવહાર મળ્યો નથી. પરંતુ જુન ૨૭ અને જુલાઈ ૭ વચ્ચે પત્ર લખવામાં જે મિત્રને 'મોડું' થઈ ગયું લાગે તે ઉપરથી એમની વચ્ચે પત્રવ્યવહાર કેટલો થયો હશે તેની કલ્પના આપણે સહજ કરી શકીશું. ૨૨-૨-૧૮૭૯

---

* ૧૪-૭-૧૮૭૬નો અંબાલાલ ઝવેરલાલનો પત્ર છે. તેમાં 'આપે રચેલી ચોપડી, નામે 'શિક્ષાશતક' તે જાણીને ખૂબ ખુશી થયો.

ના પત્રમાં બાલાશંકર લખે છે-'તેં મને શિખામણ લખી છે તેથી હું તારો આભારી છું. મને એ બાબતનું ખોટું લાગ્યું નથી પણ ઉલટો શિખામણ દેનારો મિત્ર મળ્યો છે તે જાણી ખુશ થયો છું.' અર્થાત મણિલાલની શિખામણ પણ આ સમવયસ્ક મિત્રને મન મૂલ્યવાન હતી; અને બીજી રીતે ઉચ્છૃંખલ વૃત્તિનો આ મનસ્વી કવિ મૈત્રિના કોમળ પાશની અવગણના કરતો નહિ એ જેટલું સ્પષ્ટ છે તેટલું મણિલાલનું એના હૃદયમાં તે સમયે જે સ્થાન હતું તે પણ આ પત્રો પરથી જોઈ શકાય છે. બાલાશંકર વગેરે મિત્રોને ઉત્તર રૂપે દુર્ભાગ્યે આ પત્રવ્યવહારમાં મણિલાલની લખેલી કવિતાઓ મળી શકી નથી. બાળાશંકરના બ્રાહ્મજીવનને એટલું બધું અસ્થિરતા દશા વિકારો અને ઉત્પાતમાંથી પસાર થવું પડયું હતું કે એ પત્રો એમના ઘેર સલામત હોય અને મળી આવે તો એક આશ્ચર્ય જ ગણાય. મણિલાલે બાળાશંકરના ઉત્તરના પત્રોમાં કવિતાઓ લખેલી તેનો પુરાવો એક વગર તારીખના બાળાશંકરે લખેલા પત્રમાં મળી આવે છે-'તારો પત્ર કાલ રો મળ્યો. તેથી તથા તેની અંદરની કવિતાઓથી ઘણો આનંદ થયો.'

૪-૩-૧૮૭૯ના પત્રમાં બાળાશંકરનું લખેલું નીચેનું કવિત મળે છે:—

"प्रेम पारावार प्रेमी जनसो लगाइ वली
प्रिय पित नीतनीत नई नई ठानेगो ॥
मधुर मधुर वचनन हुं सो बात करी
देखो पियु रवकी झेलाझेल सरसानेगो ॥
मीतकी विपत सहगामी अवगामी नहि
तेसो सुभंनामी मही मांही कोन आनेगो ॥
देखिये पवित्र मित्र मित्रताकी एसी रीति
मित्र विन कौन गति मित्र हू की जानेगो ॥

તારા પત્રની કવિતાઓ ઘણી સારી હતી ને મને ઘણી પસંદ પડી છે.'

મોહનલાલ પ્રસાદરામના પત્રોમાં પણ મણિલાલની વિવેચકશક્તિ ઉપર વિશ્વાસ કેટલો હતો તે જણાય છે—૪-૧૨-૧૮૭૮ના એક પત્રમાં જણાવે છે, 'મારી કવિતામાં મેં 'યોગીની અને સ્ત્રીની તુલના' કરી છે તે વિષે મણિલાલનો અભિપ્રાય માગે છે. તથા ૨૭-૨-૧૮૮૦ના પત્રમાં મો. પ્ર. લખે છે-'તહારો હુમણાંનો પત્ર તથા પહેલાં એક જેમાં કવિતા લખી હતી તે બન્ને પહોંચ્યા છે.'

૧૮૭૯ના ઉપર ટાંકેલા પત્રમાં મૈત્રીના પ્રેમની મસ્તીની આપણને ઝાંખી થાય છે. એ પત્રમાં જ આગળ બાળાશંકર લખે છે-'મેં હૃદ્વ સંદેશ' નામનું એક શતક લખવા વિચાર ધાર્યો છે. તેમાંની પ્રથમ કવિતાઓ લખી મોકલી છે. તે જો નભે એવું હોય તો લખજે ને ના નભે એવું હોય તો મિથ્યાકામ ન કરૂં. માટે નિષ્પક્ષપાત વિચાર લખી જણાવજે—' વળી ૨૬-૩-૧૮૭૯માં લખે છે પ્રેમલા જુના લોકો વિષે 'તારો નિષ્પક્ષપાત અભિપ્રાય જણાવજે. જો કાંઇ ઠીક હોય તો પુરૂં કરૂં. નહિ તો નકામી મહેનત ન લઉં—'

પરસ્પર ગાઢ મૈત્રિ સાથે મણિલાલની વિવેચન શક્તિ ઉપર એમના સમકાલીન એક સાચા કવિનો કેટલો વિશ્વાસ હતો તે પણ આપણને આ બન્ને બીજા પત્રો ઉપરથી જાણવા મળે છે. સમકાલીનોમાં પોતપોતાની કૃતિઓનાં વિવેચન નિખાલસતાથી આમંત્રવામાં આવે તો આજે પણ મને લાગે છે કે આપણા સાહિત્યને ઘણો લાભ થાય.

૯-૯-૧૮૭૯ના પત્રમાં પણ મનના વિચ્છેદના દર્દનો પડઘો મણિલાલના પત્રમાં પડેલો હોવો જોઇએ, જેનો ઉત્તર આપતાં બાલાશંકર લખે છે 'તારા બીજા કાગળની પ્રેમભરી ઉબાળાની વાણી વધારે ચિત્તાકર્ષક છે.'-અમોને તું હેત ઉતાર્યાનો ઠપકો આપે છે પરંતુ તારે નક્કી જાણવું કે તેમ હવે થનાર નથી.'

●

# નાર આર્યભોમની

ગુલામની ગુલામ હું
નાર આર્યભોમની
પિંજરે પુરુષનાં
દેવકીસમી સહું
ઉરે છ મૂક વેદના,
સહુ અનેક યાતના.
હાર્દમાં ઊઠેલ મુક્તિગીત ગાઈ ના શકું!
અનંત વ્યોમમાં વિહાર હું નહિ કરી શકું!
પુરુષહેમપિંજરે હવે
સહી શકું નહિ વધુ
બંધનો પ્રચુર તોડીને ૧૦
ઊડી જઇશ મુક્તવ્યોમમાં!
મુક્તિગીત ગાઈ ગાઇ
સ્વતંત્ર માતભોમની કરીશ!
સ્ત્રી વિના નહિ કદી ય મુક્તિગીત ગુંજતા!

સુપેન્દ્ર ઠા. વકીલ

# વાસરિકા

પ્રા. વિજયરાય વૈદ્ય

## એન્ટોનિયન પુનરુજ્જીવન-૧

૮-૨-૪૪: આશરે બે વર્ષ પરનું આ પૃષ્ઠોમાંનું મથાળું 'એન્ટોનિયન સ્ખલન' ને એમાંની દુઃખદ ખબર વાચકોને યાદ હશે: શ્રી રમણ મહર્ષિના એકલક્ષી અનુયાયીએ પોતાનાં પુસ્તકોમાંની અધ્યાત્મવિષયક વિચારસરણીનો કરેલો ઇનકાર એમાં સાંભળેલી વાત પરથી નોંધેલો. ધારેલું કુદરતી રીતે જ કે એ ઇનકાર કાયમી હશે. આથી, હમણાં અઠવાડિયા પર ઇંગ્લંડના એક પ્રખ્યાત સાપ્તાહિકના ત્રેંતાળીશી ઑગસ્ટના એક અંકમાં વાંચેલી આ જા. ખ.એ સુખદ ચમકનો અનુભવ કરાવ્યો: Dr. Paul Brunton's Magnum opus; THE WISDOM OF THE OVERSELF: the source of Intuition & inspiration... ત્યારે, પેલી વાતને તો હવે ગપ ગણવી ને? આ અધિકારયુક્ત સાધકે ચોત્રીસની સાલમાં મને સ્પષ્ટ, સંપ્રજ્ઞાત રીતે પહેલી જ વાર ધ સીક્રેટ પાથ એ નાનકડા ને ખૂબ સરસ, વ્યવહારક્ષમ અધ્યાત્મમાર્ગ તરફ આંગળી ચીંધનાર પુસ્તકના સમર્થ કર્તાએ—એમની આશ-ઉલ્લાસભરી કૃતિઓ માત્ર પત્રકારી કુતૂહલથી એટલે એમાંના સમર્થ આત્મચિન્તનમાં તથા સંવેદન નિરૂપણમાં ખરી રીતે માન્યા વિના રચેલી, એ વાતને હવે તો એમના કોઈક હિતશત્રુએ ચલાવેલી ગપ જ ગણવી જોઈએ ,..આ પ્રસંગે, અગાઉ સાંભળેલું યાદ આવે છે કે આ સદાઈ પહેલાં બે ત્રણ 'વર્ષે' પ્રગટેલ મિસરદેશ (ઇજિપ્ત) વિષયક એમના પુસ્તકમાં વર્ણવ્યું છે કે પોતાના પિરામિડ-પ્રવેશના અનુભવોમાંનો એક આવો હતો:- અગોચર સૃષ્ટિનાં સત્વોએ ત્યાં પ્રકટ થઈ તેમને કહેલું (વૈખરી વાણીમાં તો એ ન હોય; વક્તવ્ય જે સૂક્ષ્મ વાણીપ્રકારોમાં સંક્રાન્ત થઈ શકે છે તેમાંની એ મધ્યમા હશે, કેમ કે પશ્યન્તી તથા પરા વાણી તો અનુક્રમે ઉચ્ચતર ને ઉચ્ચતમ ભૂમિકાની.) કે આધુનિક પાશ્ચાત્ય પ્રજાઓ જો વેળાસર નહિ ચેતે તો, અતોનાત વિનાશરૂપ જે ગતિ અસલ જમાનામાં પ્રાચીન લેમુરિયન (હિંદી મહાસાગરને સ્થળે હતો તે ખંડની) પ્રજાની થઈ, જે ગતિ અસલુસલ જમાનાઓમાં (પેલા સુપ્રસિદ્ધ ખતપત્ર કે સનદ કે હકનામા એટલાન્ટિક ચાર્ટરવાળા મહાસાગરને સ્થાને ચિરથાવર હતો તે) મહાન ખંડ ઍટલાન્ટિસની પ્રજાની થઈ, તે આ યુરૂ-અમેરિકનોની થવાની છે. પણ મિકાતમાં હોઈ શકે તેવા સૌથી મદોન્મત્ત માતંગો કરતાં પણ અધિક મદોન્મત્ત એ પ્રજાઓને એવી ચેતવણીની થોડી જ કનવાર હતી? એટલે તેમના રાજકીય ને આર્થિક ક્ષેત્રોનાં, કેટલાક હવે 'બૌદ્ધિક' વિશેષણે ઓળખાવાના ક્ષેત્રના પણ, નેતા-ખેતાઓ અને એમની વા-વંટોળી પ્રચારખોરીને વિવશ લોકસમુદાયો '૩૯ના ઉત્તરાર્ધમાં જાણે હોંસેહોંસે બન્યા હથિયાર અદૃશ્ય પ્રાણુમય સૃષ્ટિનાં મહાબલિષ્ઠ આસુરી બળોનાં; અને એનાં ફળ, કૌરવના સ્વાદને પણ મીઠાસાકર કહેવરાવે તેવાં ફળ, આજે સાડાચાર વરસથી ચોવીસે કલાક ચાખે છે અને આપણને બૉમ્બ (કે બૉમ?) થી માંડી સડેલા અનાજને સ્વરૂપે ચખાડે છે.

## 'શતાંક'ને મલ્લિનાથનો ટેકો (જૂ.ન.શબ્દો: ૨)-૨

૯-૨-૪૪: ઉક્તવિષયક ગતાંકગત મમ ટીકાવિષયે સન્ત ઝેવિયર્સ-મહાશાલાના સંસ્કૃતજ્ઞ ગુર્જરીના પ્રાધ્યાપક શ્રી ગૌરીપ્રસાદ ચુ. ઝાલા અધ-આમ પત્રમાં લખે છે.

'એકસોમો એક જ અંક'-એમ વિવક્ષિત હોય ત્યારે 'શતકમાંક'નો પ્રયોગ તો રાજમાર્ગ જેવો છે. પણ તે જ અર્થમાં 'શતાંક'નો પ્રયોગ પણ 'સાચો' છે. તે માટે કુમારસંભવમાં (૫: ૫૭) **त्रिभाग** શબ્દ છે તેનું વિવરણ કરતા મલ્લિનાથ જણાવે છે કે **त्रिभाग** એટલે ત્રણ ભાગ અથવા ત્રીજો ભાગ (**तृतीयो भाग:**) અને ઉમેરે છે કે (સંસ્કૃતમાં અત્રવત્) એટલે શબ્દવૃત્તિ (સમાસાદિ)માં ક્રમવાચક લેખી શકાય: જેમ સોમો ભાગ— **शतांश:**; હજારમો ભાગ—**सहस्रांश:** ॥ (એવે વખતે મેં માત્ર આપ્ટેને આધારે શતતમાકની તરફેણ કરેલી)

મતલબ, કુમાર કે નુતન શિક્ષણના અંક પહેલાથી અંક એકસોમાં સુધીનો જે શતક તે શતકને એકમ તરીકે સમજીએ એટલે એમ કહેવાય કે એનો જે શતાંશ તે માસિકનો શતાંક,...હવે એક આનન્દકર ફરજ બજાવી લઉં: **अनुगृहीतोऽस्मि, भो झालाकुलोत्पन्न चुनीलाल सूनु गौरीप्रसादाचार्य । अनुगृहीतोऽस्मि ॥**

## ઠગારું વાસ્તવદર્શન-૩

તા. સદર: યુદ્ધનાં અસહ્ય કષ્ટે કષ્ટાતા ઇંગ્લંડના નવા કવિઓ જ્યો. વુડકૉક, રૉય મેક્ફેડન વગેરે એટલા બધા વાસ્તવદર્શી થઈ ચૂક્યા છે કે એમનાં કાવ્યોમાં કશી યે સત્ત્વશાલિતા રહી નથી, એમનાં સંવેદનોને કલ્પના પ્રભાવ ઉજ્જ્વલ કરતો નથી અને આ ઊણપ પણ તેમાં છે કે તેમનો ભાવાવેશ વિચારતત્ત્વ જોડે સંમિશ્રિત બનતો નથી (ટા. લિટ. સ પ. ૮-૧-૪૪; પૃ. ૨૧).

લોકનકાર ઉમેરે છે કે તેમની એવી મરસિયાશાઈ રચનાઓ વાંચનારનાં દિલને પણ નબળાં, નિઃસત્ત્વ બનાવી દે છે... એમાં નવાઈ પણ શી? કવિના રસાત્માનું સ્વરૂપાનુસન્ધાન પોતાની પામર જાતથી ઉચ્ચતર કોઈક સત્ત્વ સાથે ન હોય ત્યાં બીજું બને પણ શું? મુકાબલે અલ્પ શક્તિ-શાળી કે મધ્યમ કોટિનો કવિ પણ જો ખરો પ્રેરિત હોય તો દેશના ગમે તેવા સંકટગ્રસ્ત કાળે પણ તે દુઃખ-દબાયો ન બને, ક્ષુદ્ર જીવ જેમ રુદનમાં જ કર્તવ્યની ઇતિ શ્રી ન માને. પ્રજાને ટકી રહેવાનું પ્રેરણાબળ જ એની કવિતા-માંથી તો મળે. પણ તે પોતે એવી પ્રેરણાનું વાહન બને એ પહેલાં તેણે સામાન્ય અર્થના 'વાસ્તવદર્શી' મટીને જે **પરમ** વસ્તુ એની પ્રેરણાનું આદિઝરણ છે તેને ઓળખનાર, સૌથી સાચા, વાસ્તવદર્શી થવાની જરૂર છે.

## મિ. બ્રન્ટને પાડેલી ફોડ

**૪-૪-૪૪ :** તા. ૮-૨-૪૪ની ઉપલા વિષયની નોંધના અનુસન્ધાનમાં, આ...એક સ્નેહીએ થોડા દિવસ પર આપેલા માસિક **વિશ્ઝન**ના ગયા માસના અંકમાંના મિ. બ્રન્ટને પ્રસંગોપાત્ત કરેલા ખુલાસાપરથી સમજાય છે કે; (૧) પોતે શ્રી અરવિન્દ, રમણ મહર્ષિ તથા (મંગ-ળૂર પાસેનાં કાન્હનગઢવાળા) સ્વામી રામદાસને દક્ષિણ ભારતમાં વસતા મહાન યોગીઓ પોતે માને છે; (૨) વ્યક્તિ તરીકે શ્રી રમણ મહર્ષિની ઊંચી કોટિની આધ્યા-ત્મિકતા માટે પોતાને માન છે પણ તેમનાં અમુક કૃત્યો ને મન્તવ્યો વગેરેને કારણે પોતે એમની ને રમણાશ્રમની સાથેનો સંબન્ધ છોડવો પડયો છે; (૩) પોતે યોગસાધ-નાને તો ઇષ્ટ વસ્તુ માને છે, પણ કેટલેક સ્થળે યોગને નામે (એમના અનુભવ ને કથન અનુસાર) થતાં શોષણ ને દુષ્કૃત્યો, વહેમો ને વિભ્રમોથી તો તેમને ખેદ થયો છે ને એ સર્વની સામે પોતે પડયા છે. આ છેલ્લું વિધાન સ્પષ્ટ કરે છે કે મિ. બ્રન્ટન આધ્યાત્મવિષયોમાં અશ્રદ્ધાળુ થયાની વાતો ત્રણ ચાર વર્ષ પર કયા કારણે ચાલી હશે

## વેદાભ્યાસનાં દસ ટીપાં-૫

**૧૪-૪-૪૪ :** બે દિવસ પર અનાયાસે હાથમાં આવેલું ભાંડારકર ઇન્સ્ટિટયુટનું રજતપર્વ પ્રકાશન 'પ્રોગ્રેસ ઓફ ઇન્ડિક સ્ટડીઝ, ૧૯૧૭-૧૯૪૨' કાલે પાછું હાથ-માંથી ચાલ્યું જાય ત્યારપહેલાં એના વેદ વિષયક પહેલા જ લેખમાંથી આ થોડાંક ગૌણ મુખ્ય બિન્દુઓ ઝીલી લઉં છું : (૧) ૧૮૦૫માં કોલબ્રુકે કલકત્તેથી 'ઓન ધ વેદઝ, ઓર સેક્રેડ રાઇટિંગઝ ઓફ ધ હિંદુઝ' પ્રસિદ્ધ કરેલું, ને એ સાથે વેદોના-કહો કે સમગ્ર આર્યવિદ્યાના અર્વા-ચીન અભ્યાસનો યુગ આશરે દોઢસો વર્ષ પર બેઠો.

[આ ખરું; પણ બીજે કયાંક વાંચેલું તે અહીં નોંધી રાખું કે ૧૮મા સૈકામાં વોલ્ટેરે આ દિશાનો પ્રાથમિક પ્રયાસ 'એઝુર વેદમ્' (Ezur Vedam-યજુર્વેદ) લખીને કરેલો) (૨) એવા એક બીજા આદિ અન્વેષક યુજેન બર્નુફના શિષ્ય મેકસમ્યુલરની (જેમને આપણા એ જમાનાના કોઈ કોઈ સાક્ષર 'ભટ્ટ મોક્ષમૂલર' પણ કહેતા)' છ-ગ્રન્થી ઋગ્વેદઆવૃત્તિનો પ્રકાશનકાલઃ ૧૮૪૯-૭૪. (પા સદી લાગી એક જ કામ કરતાં-કેટલા આળસુ, કેટલા થાંથા હતા એ જમાનાના વિદ્વાનો! આજનો કો વિદ્વાન-ખાસ કરી એ વ્યવહારપારંગત ગુર્જર દેશનો હોય તો-તો મોટાં વિદ્વત્કાર્યો પણ હિટલરી વીજળીક વિગ્રહની ઝડપે કરી-કરાવી નાંખવાનાં શાં અનુપમ સામર્થ્ય કેળવી શકયો છે! 'ધન્ય હો ધન્ય જ વિદ્વદ્દેશ! અમારો ગુણિયલ ગુર્જર દેશ!')

(૩) વેદસંશોધન કરનાર પાશ્ચાત્ય મહાપંડિતો જે યુગમાં થયા, તે ઓલ્ડનબર્ગ, હિલ્લેબ્રાંડ ને પિશેલ કે વ્હિટની ને બ્લૂમ ફીલ્ડનો તો હતો-આ વિષયનો સુવર્ણ-યુગ, એ દેશોમાં; એમની પરંપરા ત્યાં જાળવવા હજી ત્યાં પ્રયાસ થાય છે ને એ રીતે કેટલુંક સારું કામ પણ; પરન્તુ પેલા પંડિતવરોની તો વાત જ અનેરી એમ ઘણી વાર લાગે છે. (૪) **क :** જે ગૌણ પણ ઉપયોગી ઉપનિષદો અદ્યારથી પ્રકાશિત થયાં છે તેમાંના આર્ષેય ઉપ. માં, બ્રહ્મની વ્યાખ્યા ઠરાવવા મથતી ઋષિમંડળીમાંના વસિષ્ઠની આ વ્યાખ્યા સ્વીકારાય છે કે બ્રહ્મ એટલે આત્મા-બંનેનું તાદાત્મ્ય છે. **ख :** એની જ દર્શોપનિષદ-આવૃત્તિના ભાષ્યકાર શ્રી ઉપનિષદ બ્રહ્મયોગીએ, શ્રી શંકરાચાર્યે પણ વિવરણ કર્યા વિના છોડી દીધેલા કેટલાક ખંડોનું વિવરણ કર્યું છે. [નવાઈની વાત-કે લેખના લેખકે શ્રી અરવિન્દકૃત ઈશોપનિષદ ભાષ્યને સંભાર્યું પણ નથી; હજી તો ત્રણ દિવસ પર જ એક પ્રૌઢ વયના સંસ્કારી મદ્રાસી મૅનેજરે-તે પૂર્ણયોગના સાધક નથી પણ એ વિષયના વાચન દ્વારા એમાં રસ સારા પ્રમાણમાં લે છે-સ્વેચ્છાથી મને પ્રસંગોપાત કહેલું કે શ્રી અરવિન્દનાં આગલાં પુસ્તકોમાંનું આ ભાષ્ય એમને સૌથી વધારે ગમે છે-મતભેદ છતાં, કેમકે પોતે તો ચુસ્ત શાંકરવેદાન્તી છે.] (૫) આ પણ ઉમેરવું જોઈએ કે લેખમાં આગળ ચાલતાં બે સ્થળે પૂર્ણયોગદ્રષ્ટાનાં વેદ-વિષયક લખાણોનો ઉલ્લેખ થયો જોઈએ છીએ : વેદો એ કાંઈ બાલિશ કે [illegible]-સ્વાર્થ ઉદ્‌ગારો નથી પણ

અગોચરદર્શી ('મિસ્ટિક') તથા પ્રતીકાત્મક કવિતા છે; વૈદિક તત્ત્વદર્શનમાં માનવજીવનને સર્વથા મૂલ્યવિહીન ગણ્યું છે એવી સામાન્યતઃ પ્રચલિત માન્યતા ભ્રમમૂલક છે. [ આમાંના પહેલા મુદ્દા વિશેના અંબુભાઈ પુરાણીના લેખો તો કૌમુદી-માનસીના તેમ જ 'પથિકનાં પુષ્પો'ના વાચકોના ધ્યાન બહાર નહિ જ હોય ].

(૬) સાયણ ભાષ્ય છે એ હકીકતથી તો મારા જેવા 'ઋગ્વેદવિલાસી' પણ સુજાણ, ને ધારકભાષ્યથી વિદ્વાનો સુજાણ; પણ એમાંના ઘણા આ હકીકતથી અજાણ હશે કે દક્ષિણ ભારતીય પંડિતોમાંના સ્કન્દ સ્વામીએ ઋગ્વેદ પર ભાષ્ય તથા વેંકટમાધવે દીપિકા લખેલ છે. (૭) *કાલનિર્ણયના સવાલ વિશે લેખક કહે છે કે યાકોબી* તથા ટિળકની (ઓછામાં ઓછાં દસ બાર હજાર પર ઋગ્વેદ રચાયો એ મતલબની) ખગોળશાસ્ત્રીય દલીલો હવે વિદ્વાનોમાં *ઝાઝી સંમાન્ય રહી નથી;* પણ લેખમાં ઇશારો સરખો અવિનાશચન્દ્ર દાસના (ને તેથી, ગણો તો, મારા) ૨૫ હજાર-વર્ષી સિદ્ધાન્ત માટે લાગતો નથી એ ગંભીર ગળતી તો ખરી જ. ર. ર. વાદેર નામે વિદ્વાને ૧૫ હજારથી પણ વધુ વર્ષ ": એટલે કે ખગોળી પરિભાષામાં વૃશ્ચિકયુગની પણ પહેલાંનો એ વેદને કહ્યાનું નોંધાયું છે.

(૮) કદર, વેદધર્મીઓને મૂર્છામાં નાંખી દે તેવું આ વિધાન (બીજે ક્યાંય નહિ ને એક પુરાણમાં !) વાયુ પુરાણમાં થયું છે કે વેદ પૌરુષેય છે અને એમાં માનવજીવનનું પ્રતિબિમ્બ ઝિલાયું છે. (૯) પ્રા. એસ. સી. ચક્રવર્તીના અભિપ્રાય મુજબ, ઉપનિષદોને અગોચરદર્શીપણા તથા ધાર્મિકતાથી અલગ પાડી લઈ તેમ જ ભાષ્યકાર-*આચાર્યોની જેવી [illegible] જોડવી, એવી રીતે* સમજવાં જોઈએ કે તે માત્ર મંત્રદ્રષ્ટાના સહજોપલબ્ધિરૂપ સંવેદનો નથી પણ એની સ્વાનુભૂતિ હરકોઈ વ્યક્તિ કરી શકે તથા જાતે જ પેલાં સંવેદનોનું ખરાખોટાપણું સાયન્ટિફિક' રીતે ઠરાવી શકે તેમાં સત્યોનાં ધારનાર હોઈ, ઈશ્વર તથા ઋત એ કોઈ બાહ્ય પદાર્થો નથી, એ બંને એટલે તો મનુષ્ય-વ્યક્તિનો જ આત્મા. (૧૦) લેખને અન્તે સ્પષ્ટતાથી કહેવાયલું જ્યારે વાંચ્યું કે વેદકાલીન રાજાઓનું સંબન્ધીકરણ (કોરીલેશન') પુરાણોની વંશાવલીઓ જોડે વિદ્વાનોએ કર્યું છે, ત્યારે મનમાં થયું કે મેં પૌરાણિક રાજાઓને ઋગ્વેદકાલમાં લઈ જઈ બેસાડ્યાનો એક માનનીય ગુર્જરવિદ્વાન કૃત આક્ષેપ વજૂદવાળો ક્યાંથી હોઈ શકે ?

[ પાન ૭૭૮ થી ચાલુ ]

૮

વાટ જૂની ને પગ નવો,
ચંગો ને માડુ જાય !
પકડ હૈયા ! કર પંખડી !
એનો મીટડીએ મેળો થાય.
મીટડીએ મેળો થાય તે ઘડી બ ઘડી,
વાલીડાં સાજણ ગ્યાં વા'ણે ચડી.

આમાંનાં કેટલાંક મુક્તકો ખંડિત છે ને છેલ્લો તો ફક્ત બે જ ચરણોનો અધુરો ટુકડો ટાંચણમાં છે—

"સજણ ' એવાં કીજિયેં',
જેવી ગેંડાની ઢાલ,
"ઓરથી રડયે આડી દઇએ',
તે અંગને નાવે આલ !"

આફત ટાણે ઢાલ સમુ આડું દેવા થાય, એવું સજણ શોધીએ હે મન !

ખંડિત બે ચરણોમાં પણ અર્થવ્યંજનાની કશી કચાશ રહી જતી નથી. ખંડિત છે તેનું પણ કારણ છે. ચૂડ વિજોગણનું ભામાયરણ તો છેતરામણું છે. એકાદ બે આવા પદ-નમૂના અસલમાં જે હોય છે, તે હોળીના અગ્નિની સન્મુખ પ્રતિવર્ષ મંડાતી સામસામી કાવ્યરમતમાં રજુ થાય છે. પછી તો એ જ નામાયરણને મોજુદ રાખીને, એકઠા મળેલા 'દુહાગીરો' નવી નવી શીઘ્ર રચનાઓ મુળ નમૂનાના ઘાટ મુજબ કર્યે જતા હોય છે. એમાં ટુકડા પડે છે, એ ટુકડા કંઠસ્થ થઇ તેટલા ખરા, બાકીના લુપ્ત બને છે. ચોટદાર ચરણોના રણકા લોકસ્મૃતિમાં ઘર કરી રહે છે.

નોંધપોથીનાં ૬૦-૭૦ પાનાં જ હજુ તો ફેરવી શક્યો છું. કહ્યું છે કે જો નવું જીગર વાતં [illegible] મળીને; પાને પાને ફરતાં પાછલાં ૨૦-૨૫ વર્ષના ભ્રમણ-પ્રદેશોની પુનર્યાત્રા અનુભવું છું. આજ સુધીનાં પુસ્તકોમાં જેનાં પાંખીઆં નથી મેળવ્યાં તે આ બધા ખંડિત અવશેષોને—ભાઈ ઉમાશંકર કહે છે તેમ એ લોકસાહિત્યની વર્કશોપમાં બાકી પડી રહેલા વેરણછેરણ ટુકડાઓને—આત્મકથાની નવી રીતે ઉપયોગમાં લઉં છું. નવા શોધકોને માર્ગદર્શક થાય કે ન થાય, મારા રસમાં રસ લેનારી વાચક દુનિયાને તો જરૂર મોજ આવશે.

મનમાં જામતા મધપુડાનાં છિદ્રે છિદ્રે મધુનો સંચય જે બિન્દુએ બિન્દુએ બન્યે રહ્યો છે તેનું આ બયાન, એ મારી નહિ પણ લોકસાહિત્યના શોધનની આત્મકથા છે

# રજવાડી હિંદનો પરાજય

ખંડ ૧ ચાલુ — મગનભાઈ દેસાઈ

## લાલ રંગોળીનો ઝપાટો

[ ગયા અંકમાં આપણે નિઝામ અને ટીપુને કેમ કરીને જેર કર્યાં તે જોઇ ગયા. પ્રારંભમાં આવી જબરી ફતેહથી વેલેસ્લી હવે ધમધડાકે આગળ વધે છે: —લેખક ]

### ૬

### અયોધ્યાનો વારો

'અયોધ્યાનો આ કિસ્સો અતિ ચડિયાતા બળવાનની દમદાટીના પ્રયોગ સિવાય બીજું કાંઇ હતું, એવું બતાવવાનો ઢોંગ કોઈ ગંભીર લેખકે કર્યો નથી.'

ટોમ્સન-ગેરેટ પા. ૨૩૪

કર્ણાટિક જુઓ, હૈદરાબાદ જુઓ, બંગાળ જુઓ, જે જે પ્રદેશોમાં અંગ્રેજોએ હસ્તક્ષેપ કર્યો, ત્યાં ત્યાં લોકોના તો હાલ જ થયા છે ને દેશી રાજસત્તા નામની રમકડું બની છે. આ જ વસ્તુ અયોધ્યામાં પણ બની. (જુઓ ટોમ્સન-ગેરેટ પા. ૨૩૫) બંગાળાના રક્ષણ અર્થે ઢાલ કે યુદ્ધના ઊંટરૂપે અંગ્રેજ ગવર્નર જનરલોએ અયોધ્યાના પ્રાંતને વાપર્યો હતો. હેસ્ટિંગ્ઝથી તે શોર સુધીના બધા ગ. જ.ની આ પ્રાંત પ્રત્યે એકસરખી આ પાયા પરની જ નીતિ હતી, અને તે આ જ કે, તે પ્રાંતને ખરચે ને તે પ્રાંતનાં રક્ષણને બહાને, ત્યાં જ અંગ્રેજી લશ્કર રાખવું અને તેના પ્રભાવથી ત્યાંની રાજસત્તાને પોતાના દાબમાં રાખી ધાર્યું કામ લેવું. વધતા જતા અંગ્રેજ દોરદમામના સમયમાં, વેલેસ્લીએ વળી વધુ દાબનો લાગ સાધ્યો. તેને માટે બહાનું શોધતાં વાર શી?

૧૭૯૭–૮માં ઝમાનશાહ હિંદ પર ચડી આવવાનો હતો; તે જ મિષે શોરે અયોધ્યાના નવાબ પર વળી વધારે બ્રિટિશ લશ્કર અને તેના ખર્ચનો બોજો ઝીંક્યાં હતાં. આને સારુ એણે એક નવાબને બેસાડ્યો હતો. છતાં વેલેસ્લીએ એ જ બહાનું ફરી આપી નવા નવાબ સાદતઅલી જોડે વળી વધારે લશ્કર ઠોકી બેસાડવાની વાત ઉપાડી! પરંતુ તેનો મૂળ હેતુ તો જુદો જ હતો. મિલ તેના ઇતિહાસમાં જણાવે છે કે, 'અફઘાન રાજા ઝમાનશાહની ભીતિ એ, ગ. જ.એ મનમાં ધારેલાં નવાં કામો વજીર (સાદતઅલી) આગળ ધરવાને માટે, સગવડભર્યું બહાનું થઇ પડ્યું.' એણે ધાર્યું હતું શું તે તેણે જ ૧૭૯૮માં આવીને તરત વિલાયત એક પત્રમાં લખી મોકલેલું મળે છે. તેમાં તે કહે છે કે, અયોધ્યા વિષે પોતે ચિંતા કરે છે, ને તેમાં ખાસ બે બાબત:—(૧) કંપનીને નિયમિત ખંડણી મળે તેની કાયમી કાંઇક ગોઠવણ, (૨) નવાબના લશ્કરમાં સુધારો. (કાયમી ખંડણીની ગોઠવણનો અર્થ વાચકને સ્પષ્ટ સમજાયો હશે કે, તે પેટે કંપનીને સારો એવો મુલક મળવો જોઈએ.)

તે જ વર્ષે ડિસેંબરમાં તેણે અયોધ્યાના પોતાના રેસિડેન્ટને પત્ર લખ્યો તેમાં જણાવ્યું કે, દુઆબ પ્રાંત કંપનીએ તાબે લેવો જોઇશે, અને નવાબને ખર્ચે 'આપણું લશ્કર વધારવું છે તથા નવાબી લશ્કર વિખેરી નાખવું છે.

આ ચોખ્ખા ઉદ્દેશથી તેણે પોતાની રાજરમત શરૂ કરી ને તેને માટે અફઘાન હાઉ આગળ કર્યો. દરિયાકિનારા માટે ફ્રેન્ચ હાઉ અને પશ્ચિમ સરહદ (જે આગળ વધીને વાયવ્ય સરહદ બને છે)ને માટે અફઘાન હાઉ, એકસરખી કલ્પેલી ભીતિ હતી. હિંદની પરદેશી નીતિમાં ફ્રેન્ચ હાઉ કેન્દ્ર બને છે, ને અત્યાર સુધી આવતાં તેમાં એટલો જ ઉમેરો થયો છે કે, તે ઉપરાંત તેમાં રશિયન હાઉ ઉમેરાયો છે. અને ચાલુ યુદ્ધે તો આ બધામાં વળી પાછો ફેરફાર કરી નાખ્યો છે; પણ તે અહીં છોડીએ.

ઉપર પ્રમાણેની નીતિ આંકાઇ કે તરત† ૧૭૯૯ની શરૂમાં વેલેસ્લીએ લાગ જોઈને અયોધ્યાના નવાબને પત્ર લખ્યો કે, તમારી ફોજ બરોબર શિરતમાં નથી, તેમાં તાત્કાલિક સુધારો કરવાની બહુ જરૂર છે, કેમ કે અફઘાનો ચડી આવવાનો ભય છે. અને આની ખબર પોતાના રેસિડેન્ટને આપી તેને જણાવ્યું કે, નવાબને રૂબરૂ મળીને તેનો દાણો દબાવી જુઓ કે કઇ રીતે ધાર્યો–ઘાટ ઊતરે એમ છે.

આપણે જોયું કે, આ મિષે ૧૭૯૭માં જ્યારે અફગાન ભયનું કાંઇકે કારણ હતું ત્યારે લશ્કર વધાર્યું જ હતું. અને તે વખતે કરેલી સંધિમાં એવી કલમ મૂકી હતી

---

† ટોમ્સન–ગેરેટ લખે છે, '૧૭૯૯ વર્ષ બેસતા સુધીમાં વેલેસ્લીના મને અવધ ઓહિયાં કરવાનું નક્કી કરી લીધું હતું. કમનસીબે, નવાબ ગમે તેમ કરીને પોતાની ખંડણીનાં ભારે મોટાં ભરણાંને પહોંચી વળતો, અને (ગ. જ. ને) અકળામણ થાય એટલો બધો વફાદાર હતો!' એટલે, પેલાં વરુ ને બકરાની વાતની પેઠે, જબરા ગ. જ.એ કાંઈક બીજું બહાનું કાઢવું જોઇએ. એટલે વેલેસ્લીએ તેને 'સુધારેલી પદ્ધતિ'નું રાજ ગોઠવવાને નામે અટાવવા માંડ્યો.

કે, આ ઠરાવ કાયમી છે. ૧૭૯૯ સુધી આવતાં તો ઝમાનશાહ ક્યારનો જતો રહેલો; અને લશ્કર લઈને સ્વદેશ પણ ચાલ્યું જવું પડ્યું હતું. તો પછી આ માગણી શું કામ? એટલે સ્વાભાવિક રીતે નવાબે એ વધુ ખર્ચ વેઠવા ના પાડી

પણ આ માગણી કરનાર બળિયા ગ. જ.ના 'સત્તા અને હઠ' એવાં હતા કે, તેને તો એમ જ લાગ્યુ કે, આ હુકમ નવાબે માનવો જ જોઈએ. એટલે તુમાખીખોર વેલેસ્લીએ રેસિડેન્ટને સૂચના આપી કે, વધારાનું લશ્કર સીધું લઈ જાઓ, તેનું ખર્ચ તરત માગો, ને જો ન આપી શકવાની વાત નવાબ કરે તો તેને કહો કે, તમારું જે લશ્કર છે તેને વિખેરી નાખી તેનું ખર્ચ બચાવીને અમારા લશ્કરનું ખર્ચ તમે આપો. આમ એક કાકરે બે પક્ષીનો આબાદ તકાવો તેણે સાધ્યો.

નવાબને આ ખબર પહોંચતાં તે તો આભો જ બની ગયો જવાબમા એણે કહ્યું કે, આ અપમાન વેઠવા કરતાં બહેતર એ છે કે હું રાજગાદી છોડી મારા દીકરાને સોંપું; તેની જોડે પછી તમને ફાવે તે સંધિ કરો.

લોભી વેલેસ્લી આ વાત ઉપરથી એમ લઈ પડ્યો કે, ભલે નવાબ ગાદી છોડે, કંપની તેનો મુલક ખાલસા કરી લેશે અને નવાબને પેન્શન બાંધી આપશે; અને એ પ્રમાણે નવાબને કહેવરાવ્યું. જવાબમા સહેજે એણે ચોખવટ કરી કે, રાજ્ય કંપનીને ખાલસા આપવાની વાત મેં નથી કરી; હું તો મારા પુત્રને ગાદી આપી છૂટો થવા તૈયાર છુ પછી તે જાણે ને તમે જાણો.

આ જવાબથી વેલેસ્લીએ વળી આડી જ વાત કાઢી! તે ઊલટો નવાબને જ અટાવવા લાગ્યો! પોતે કંપની સરકારનો સર્વસત્તાધીશ તે કદી સમજવામાં ભૂલ કરે? મનમાં આ ગુમાનથી વેલેસ્લી નવાબના આ ખુલાસાને લીધે ગુસ્સે થયો ને તેને કહ્યું કે, આ તો લબાડી* અપ્રમાણિકતા થઇ! અને રેસિડેન્ટને ૧૮૦૦ ની શરૂમાં હુકમ કર્યો, કે નવાબના રાજ્યમાં ઠીક પડતી જગ્યાએ આપણું વધારાનું લશ્કર ગોઠવો અને તેનો ખર્ચ એની પાસેથી લો.

નવાબે આનો વિનયથી વળી જવાબ વાળ્યો અને દલીલ કરી કે, આ વાત આપણી વચ્ચેના કોલકરારથી વિરુદ્ધ જાય છે. આ જવાબ અને દલીલ એવા સજ્જડ ને નિરુત્તર કરે એવાં હતા કે, લુચ્ચા વેલેસ્લીએ તેનો જવાબ ન આપતા અવળો જ× માર્ગ લીધો. તેણે લખ્યુ કે, આમાં તો બ્રિટિશ સરકારના માન અને ન્યાયબુદ્ધિ પર તમે શંકા કરો છો; આવું હડહડતું જૂઠાણું ને અવળાઇ તરફ હું નજર સરખી કરવાનો નથી; લશ્કર વિષે લખેલા મારા કાગળનો જવાબ આવો બેઅદબીવાળો ન હોય! અને કડક પત્ર લખી, તરત સેનાનો સ્વીકાર કરો, એવી ધમકી આપી, નહિ તો તમે કંપની સામે શત્રુતા આદરી છે એમ ગણાશે.

આ જવાબ એક હકદાર ને સ્વતંત્ર રાજવીને આપવામાં આવ્યો હતો, એનું આશ્ચર્ય અંગ્રેજ ઇતિહાસકાર મિલ પણ વ્યક્ત કર્યા વગર રહી શકતો નથી.

નવાબ માટે હવે ચારો ન રહ્યો. લાચાર બની ઇ. સ ૧૮૦૦ના ફેબ્રુઆરીમા તેણે નવી પલટણ આવવા દીધી ને પોતાનું અમુક લશ્કર કાઢી મૂકવા હુકમ કાઢ્યો.

આમ લશ્કરને વિખેરી નાખ્યું એટલે કેટલી બેકારી! તેવા લોકોમાંથી જ આગળ પીંઢારા–ઉપદ્રવ અને રાજદ્વારી અસંતોષ ઊપજે છે, તે આગળ જોઇશું આર્થર વેલેસ્લી ૧૮૦૪મા લખે છે કે:

'એક એવો દેશ કલ્પો કે જેના દરેક ગામડામાં વીસથી ત્રીસ એવા ઘોડેસવારો છે કે જેમને રાજ્યે નોકરીમાંથી કાઢી મૂક્યા છે, એટલે જેમની પાસે લૂંટફાટ વિના બીજું કશું નિર્વાહનું સાધન નથી. આ દેશમાં નથી કશો કાયદો, નથી મુલકી રાજ્યવહીવટ........'

પણ વેલેસ્લી અથવા કંપની સરકાર ઓછા જ પ્રજાના સુખ માટે હિંદમાં કામ કરતા હતાં! પણ વેલેસ્લીને આટલાથી સંતોષ નહોતો. આઠ મહિના બાદ તેણે પાછી નવી પલટણ મોકલવા વાત કરી. નવાબે કહ્યું, મારા રાજ્યની સ્થિતિ ને આવક એવા નથી કે હવે મારાથી વધુ બોજો ખમી શકાય. એ જ વાત ઉપર વેલેસ્લી આડો ફરી પડ્યો ને કહ્યું, તો તો તમારે રાજ્ય જ છોડી દેવું જોઇએ, કેમ કે તમને વહીવટ કરતાં જ નથી આવડતું, એટલે તમારે પોતે તે કંપનીને સોંપી દેવુ જોઇએ! પણ એટલે સુધી જવા તૈયાર ન હો, તો લશ્કરનો ચોખ્ખો ખર્ચ મળે (એટલે કે મહેસૂલવ્યવસ્થાનું ખર્ચ કાઢતા) તેટલા મહેસૂલવાળો રાજ્યનો ભાગ અમને સોંપી દો (આનો આંકડો મૂકી હિસાબ કરીને તે ભાગ પસંદ કરવાનો અધિકાર વેલેસ્લીનો રહે!)

૧૭૯૭ના કરાર મુજબ ૭૬ લાખ રૂપિયા કંપનીને નવાબે આપવાના હતા. વેલેસ્લીએ વધારેલા લશ્કરના ૫૪ લાખ તેમા ઉમેરાયા. કુલ ૧૩૦ લાખનું ભરણું આમ નવાબને ચોંટ્યું. તે પેટે તેનું અર્ધ ઉપર રાજ્ય ખાલસા કરે તો પતે. નવાબની પાસે પછી માંડ ૧ કરોડનો મુલક રહેતો હતો. તે વખતની અસાધારણ દશામા મહેસૂલી આવક ઘટતી જતી હતી. એટલે તેનો લાભ પણ પેલા હિસાબમાં કંપનીને જ મળે, અને આગળ ઉપર મુલકમા- સુધારો થાય, તો તેની આવક વધે એ તો વળી જુદી વાત.

નવાબે કહ્યું કે, હું નિયમિત ભરણું ભરું છું ને તમે મારું રાજ્ય ન લઇ લો. અને ૧૮૦૧માં રેસિડેન્ટે પોતે લખ્યું છે કે, નવાબ પોતાનું ભરણું બરોબર ભરે છે, પણ ગ. જ. ને તો રાજ્ય જ પડાવવું હતું. એટલે પહેલાં જેમ પાછી તેણે બ્રિટિશ આટાઈ માંડી, નવાબને અડાવવા જ માંડ્યો:–

"હવે હું સાફ સાફ કહી દઉં છું કે, અવધના મુલકી તથા ફોજી વહીવટમાં જે ચાલ ખરાબી અને અનિષ્ટો ચાલ્યા કરે

* આ સંબંધે મિલ ચોખ્ખું જણાવે 'સાચી વાત એ છે કે, પોતાની સિદ્ધિ પાછળ મંડવામાં ગ જ.ની ને લેશિયાગીને પાર નહોતો'

× મિલ કહે છે–This remonstrance which it was impossible to answer, the G. G found, in the forms of ceremony, a pretext for treating an insult, and for not answering it."

છે, કે જેનો ક્ષય તમારા અને કંપનીનાં હિતનો નાશ કરવા પર ઝઝૂમતો જ છે, તે સ્થિતિ વધુ આગળ વધે એ હવે હું નભાવી લેવા કરતાં, ગમે તે હદે જવું પડે તો જવું જોઈએ, એમ મારી ચોખ્ખી ફરજ **સમજું** છું.”

પાછો પેલી વરુ–ઘેટાની વાતનો ન્યાય વેલેસ્લીએ અજમાવ્યો. બાકી, અવધના ભલાની વાત એના મોઢામાં કેમ શોભે? મિલ વેલેસ્લીની આ આડાઇને બધી બાજુથી તપાસીને કહે છે કે, અવધના નવાબી વહીવટ કરતા બંગાળનો તેના પોતાના તાબાનો મુલ્કી તથા ફોજી વહીવટ કાંઈ સારો નહોતો, એવો પાકો પુરાવો કંપનીના જ નોકરો પાસેથી મળે છે. (જુઓ પૃ. ૬ પા. ૫૦૭)

આ બધાથી નવાબ સમજ્યો કે, આ બળિયા લોકની દાનત જ ખરાબ છે, તેઓ રાજ્ય જ ઝૂંટવવા તાકે છે. એટલે **‘सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः’**—એ ન્યાયે એણે ગ.જ.ને લખ્યું કે ઠીક, પણ પછી મારી પાસે બાકી રહેતા ભાગમાં તો હું સ્વતંત્ર રાજ્ય કરી શકીશ ને? વેલેસ્લીએ આમાંય વાંધો નાખ્યો ને કહ્યું કે, ના; કંપની તમારા આખા રાજ્યમાં જ્યાં ઠીક માને ત્યાં પોતાનું લશ્કર રાખશે! તો તો પછી નવાબને સ્ટેટ શી ને નવાબી પણ કયાં રહી! એક બાળક પણ સમજી જાય એવી આ વાત નવાબ ન સમજે?

આ તો એવી નાગી બેહૂદગી હતી કે વેલેસ્લી જેવાનેય થયું કે નવાબને સાવ દબાવીને કે નારાજ કરીને કામ લેવા કરતાં જે કરવું તે તેને સાથે લઇને અને તેટલું કરવું સારું. એટલે તેણે તેના નાના ભાઇને, કે જે તેનો ખાનગી મંત્રી હતો, તેને નવાબ પાસે મોકલ્યો. ગ. જ ના ભાઈનું વજનેય પડે ને? મંત્રીએ આવીને નવાબને બે વાત કરી:– યા તો બધો રાજવહીવટ કંપનીને સોંપી દો ને હમેશ માટે નિરાંતે નવાબ રહો. (આ કેવી રીતે બની શકે એ રામ જાણે કે વેલેસ્લી જાણે!) અને એ ન ગમે તો લશ્કરી ખર્ચ પૂરતું રાજ આપો ને બાકીના રાજમાં લશ્કર ગોઠવવા દો.

નવાબે જવાબ આપ્યો, કૃપા કરીને મને મક્કા હજ કરવા જવા દો ને પછી મારા પુત્ર જોડે તમને ઠીક લાગે તેમ કરજો. આમાં રહેલી ટીકા પણ ગ. જ.ને પાલવતી નહોતી. તેને તો નવાબ ખુશીથી કરે છે એવો ઢોંગ ગોઠવવો હતો, ને વિલાયતમાં* લખવું હતું કે, જુઓ, મેં કેવો આબાદ ઘાટ ઉતાર્યો! હવે મને તમે આથી મોટો ઉમરાવ–ઇલ્કાબ આપો!

નવાબ આખું રાજ્ય સોંપી નામનો બની આખા દેશનો અપમાનિત બનવા તૈયાર નહોતો જ. એટલે અવશ થઈ તે બીજા ઠરાવને સંમત થયો, ને ૧૮૦૧ના અંત ભાગમાં વેલેસ્લી જાતે કાશી આવ્યો અને ત્યાં બેઉ દાક્તરો મળ્યા અને અવધના ખડિયા–ખતમાં સહીસિક્કા કર્યા, અને નવાબની પ્રત્યે મીઠાશ બતાવી તેને હજ જતો રોકી લીધો.

આમ નવાબની જ સહીથી, અને તું એક સ્વતંત્ર રાજવી છે ને રહે છે અને તે તરીકે તારી જોડે કંપની સરકાર આ સંધિ કરે છે, એવા ડોળ ને દંભી લખાણથી, વેલેસ્લીએ હિંદના જ નહિ, જગતના એક અતિ ફળદ્રુપ એવા દૂઆબ પ્રાંતને પડાવી લીધો. તેના ફાયદા ગણાવતાં તે કહે છે કે, કંપનીએ બંગાળનો ઘણો લશ્કરી ખર્ચ એ રીતે અયોધ્યા ઉપર નાખ્યો અને રાજ્ય વધાર્યું તે જુદું!

આ આખું પ્રકરણ એવું ચીડ ચડે એવું છે કે, ત્યારના છિન્નભિન્ન હિંદમાં જ તે સાંખી શકાયું એમ લાગે છે. થૉમ્સન ગૅરેટ આને વિષે સાચું કહે છે કે, કંપનીનો સામ્રાજ્યવાદી ઇતિહાસ જ આ ઢબે આગળ વધ્યો છે. અંતે તેનું એ કહેવું મૂળમાં જ ઉતારી આ પ્રકરણ પૂરું કરું છું:

“The Company had long been past-masters of the art of making some vacillating Indian potentate, anxious only to evade decision, sign the order for his own execution. But that Governor after Governor should be capable of such contradictory tangles of argument, and while plainly flaunting his own vivacity of pursuit and inflexibility of will should nevertheless assert that everything was done by the victim's free will, so that his after-wrigglings were arrant treason and 'Oriental' duplicity, helps us to understand why our dealings on the imperial stage have so often been misunderstood by foreigners as hypocritical. What followed was a repetition of earlier pages in Company history.” —થોમ્સન ગૅરેટ–૨૩૨

* એણે વિલાયત પત્રમાં એમ જ લખેલું કે નવાબની સંમતિથી જ અવધનો આખો મુલક કંપની હસ્તક કરવા ધારું છું. તે ન બને તો આપણો કાબૂ તો પાકો ને કાયમી કરવો છે.

(થોમ્સન–ગૅરેટ પા. ૨૩૨)

●

ઈંગ્લંડની આટલી બધી સંસ્થાઓ લોકસત્તાવાદી છે છતાં ત્યાંની બધી જમીન મૂઠીભર લોકોના હાથમાં છે. લંડનની પાર્લમેંટ (લોકસભા) દુનિયાને આદર્શરૂપ ગણાય છે છતાં લંડનમાં જેટલાં ગરીબો રોજ ભૂખે મરે છે તેટલાં દુનિયામાં કયાંયે ભાગ્યે જ મરતાં હશે. [૧૯૨૧]

—કાકા કાલેલકર

# અર્થશાસ્ત્રની પરિભાષા

શ્રી. વિઠ્ઠલદાસ કોઠારી

### Rent સાંથ

જમીનની ફળદ્રુપતાના બદલામા જમીનના માલિકને થતી આવકને 'સાંથ અથવા ગણોત' કહે છે. તેને 'ભાડુ' કહેવુ હોય તો 'જમીન-ભાડુ' કહેવુ જોઇએ. કારણકે ભાડુ' શબ્દ ચીજો ભાડે આપવાથી થતી આવકને માટે અને ઘરના ભાડા માટે પણ વપરાય છે.

ખેડૂત જમીનદારને જે સાંથ આપે છે અને પોતે માલિક હોય તો પોતાને જે ગાથ મળે છે તેમાં ઘણી વખત ફેર હોય છે ખેડુત માલિક હોય તો, ખેતરની એકંદર ઊપજમાંથી પોતાનું મહેનતાણું અને પેદાશનું ખર્ચ બાદ કરે ત્યાર પછી જે બચત રહે તે 'ખરી સાંથ' (Economic Rent) કહેવાય આ 'ખરી સાંથ' કરતા જમીનદારની સાંથ વધુ હોવી ન જોઇએ.

કેટલીક વખત જમીનના માલિકને ખેતર ઉપરનાં મકાન અને એવા કાયમના અગાઉ થયેલ સુધરાને અંગે પણ આવક થાય છે, તેને 'સાંથરૂપી આવક' (Quasi-rent) કહી શકાય. તેવી જ રીતે સંચાઓ કે એવી સ્થાવર મિલકત, જેમા મૂડી રોકાઈ ચૂકી હોય અને જેમાંથી થતી આવકનો આધાર માગણીના વધારા-ઘટાડા ઉપર હોય, તેમાથી થતી આવકને પણ 'સાંથ-રૂપી આવક' ગણી શકાય આ શબ્દ, જે વસ્તુની જોગ-વાઈ અગર છત નિશ્ચિત હોય અને જેમાંથા થતી આવકનો આધાર બજારની માંગ ઉપર હોય અને તેથી આવકમા વધારો થતો હોય ત્યાં વપરાય છે તે ટૂંકા સમયની આવકને જ લાગુ પડે છે; એટલે કે માંગમાં વધારો થયા પછી, નવા ફેરફારો અમલમાં આવે તે ગાળામાં થતી આવકને માટે જ વપરાય છે.

### Rent of ability આવડતનો નફો

વેપારી અગર કારખાનદારને, સંચા કે મૂડી વગેરેની મદદને લીધે નહિ, પરંતુ પોતાની વિશિષ્ટ વ્યવસ્થાશક્તિ અને ખાસ આવડતને લીધે વધારે નફો થાય તેને 'આવડતનો નફો' કહેવાય.

### Representative Firm લાક્ષણિક પેઢી (કારખાનુ)

જે પેઢીમાં સામાન્ય માણસો કામ કરતા હોય, નાણા સંબધી સ્થિતિ વગેરે સામાન્ય હોય, આવક કે કામ કરવાની પદ્ધતિ પણ સામાન્ય હોય, એટલે જેમાં તે ધંધો કરતી બીજી પેઢીઓનાં સામાન્ય લક્ષણો મળી આવતા હોય તેને 'સામાન્ય અથવા લાક્ષણિક પેઢી' (કારખાનુ) કહી શકાય

### Return મળતર

મૂડી અને મજૂરીના રોકાણના બદલામાં ઉદ્યોગ-ધધામાંથી જે આવક થાય તેને 'મળતર' કહે છે. આ મળતર રોકાણના પ્રમાણમાં વધ્યે જાય તેને 'વધતુ' મળતર' (Increasing Return) અને ઘટ્યે જાય તેને 'ઘટતુ' મળતર' (Diminishing Return), અને સરખુ જ રહે તેને 'સરખુ' મળતર' (Constant Return) કહી શકાય. કોઈ ઉદ્યોગમાં પાંચ હજાર રૂપિયા રોકવાથી જેટલુ મળતર થાય, તે જ પ્રમાણમાં દસ હજાર રોકવાથી થતું હોય તો તે 'સરખુ' મળતર' કહેવાય તે જ પ્રમાણે ઘટતા અને વધતા મળતર વિષે કહી શકાય.

### Sabotage બગાડરીતિ

કેટલીક વખત કામગરો માલિકોને નુકસાન કરવાની ખાતર સંચાઓ કે માલ ઇરાદાપૂર્વક બગાડી નાખે છે. આવી રીતને 'બગાડરીતિ કે ભાંગફોડ-પદ્ધતિ' કહેવાય.

### Share શેર

ભાગીદારી (Partnership) પેઢીઓ કે કંપનીમાં, કંપનીના દેવા માટે દરેક ભાગીદાર પૂરેપૂરો જવાબદાર ગણાય છે, ત્યારે મર્યાદિત જવાબદારીવાળી કંપનીમાં (Limited Company) દરેક હિસ્સેદાર પોતાના હિસ્સા કે શેર (Share) પૂરતો જ જવાબદાર ગણાય છે તેથી કંપનીમાં જેના જેટલા શેર તેટલી તેની જવાબદારી ગણાય.

આ શેરના ત્રણ મુખ્ય પ્રકાર છેઃ (૧) સામાન્ય (Ordinary), (૨) વ્યાજધારી (Preferrential), (૩) આખરીનફાધારી (Deferred) સાધારણ શેર પર દર વરસે નક્કી થાય તે પ્રમાણે નફો (Dividend) વહેંચાય છે વ્યાજધારી શેર પર અગાઉથી નક્કી કર્યા પ્રમાણે જ વ્યાજ મળે છે, અને કોઇ વરસે વ્યાજ ન અપાયુ હોય તો કંપની જ્યારે આપી શકે ત્યારે ભેગું કરીને આપે છે. આ બને શેરવાળાને આપ્યા પછી જે વધે તે ત્રીજાવાળાને હિસ્સે જાય છે. નફો ઓછોવત્તો વહેંચાય તે અનુસાર બજારમાં તે તે શેરના ભાવમાં તેના મૂળ ભાવ કરતાં ઘટાડો (Discount) અગર વધારો (Premium) બોલાય છે.

## Sinking Fund અનામત ફંડ

સંચાઓ અને એવી સ્થાવર મિલકત, જે અમુક વખતને આંતરે સુધારવી પડતી હોય કે નવી લાવવી પડતી હોય, તેના ઘસારાની ખોટ પૂરવા માટે જે ફંડ એકઠું કરવામાં આવે છે તેને 'ઘસારા ફંડ' (Depreciation fund) કહે છે. અને વ્યાજે લીધેલી રકમ અમુક મુદત પછી પૂરેપૂરી અપાઇ રહે તે માટે જે ફંડ એકઠું કરવામાં આવે છે તેને 'અનામત ફંડ' (Sinking fund) કહે છે.

## Social Democracy સમહિતવ્યવસ્થા

જે સમાજવ્યવસ્થામાં દરેક પ્રજાજનના હક સરખી રીતે જળવાતા હોય, પ્રગતિ કરવા માટે દરેકને સરખી તક મળતી હોય, અને કોઈની પ્રગતિમાં સ્વાર્થી માણસોને આડે આવવા અવકાશ ન હોય તેવી વ્યવસ્થાને **'સમહિતવ્યવસ્થા'** કહી શકાય.

## Socialism સમાજવાદ

ન્યાયના ધોરણ પર હાલની ઔદ્યોગિક પદ્ધતિ રચવા માટે, દેશના ઉદ્યોગોની માલકી અને વ્યવસ્થા સમાજને અગર સમસ્ત પ્રજા કે રાષ્ટ્રને હસ્તક હોવાં જોઈએ એવા મતને **'સમાજવાદ'** કહે છે. આમાં રાજ્યના એક તંત્ર હેઠળ ઉદ્યોગ-વ્યવસ્થા કરવાનો ઇરાદો હોય છે, તેથી આ મતને બીજી રીતે **'સમૂહવાદ'** (Collectivism) કહેવામાં આવે છે.

કેટલાક સમાજવાદીઓ હાલની મૂડીવાદી (Capitalist) અર્થરચનામાં ધીમે ધીમે ફેરફાર કરીને, રાજકીય સત્તા હપતે હપતે મેળવીને આ સ્થિતિ લાવવા માગે છે, ત્યારે કેટલાક ક્રાન્તિથી જ તેમ થઈ શકે એમ માને છે. પહેલા મતને 'વિકાસી સમાજવાદ' (Evolutionary) કહે છે. તેને મળતો ઈંગ્લંડમાં 'ફેબિયન સમાજવાદ' (Fabian Socialism) છે. બીજા મતને 'ક્રાન્તિકારી સમાજવાદ' (Revolutionary) કહે છે. તેનો પ્રથમ ફેલાવો કાર્લ માકર્સે કર્યો, તેથી તેને 'માકર્સવાદ' (Marxism) પણ કહે છે અને તેના અનુયાયીઓએ રશિયામાં જે રીતના સમાજવાદનો પ્રચાર કર્યો તેને 'બોલ્શેવિઝમ' (Bolshevism) કહે છે.

સમાજવાદના વિચારો જુદા જુદા માણસો જુદી જુદી રીતે અમલમાં મૂકવા માગે છે, અને તેથી તેમની નિરનિરાળી વિચાર-પદ્ધતિ પ્રમાણે તેના ઘણા વિભાગો પડી ગયા છે.

ચુસ્ત ખ્રિસ્તીઓ બાઈબલના ઉપદેશ અનુસાર, ખાનગી મિલકતની પ્રથામાં ફેરફાર કર્યા સિવાય, માણસમાં આંતરિક સુધારો કરીને, સમાજમાં ઐક્ય અને શાંતિ સ્થાપવાના ઇરાદાથી, સહકાર-પ્રવૃત્તિ (co-operative movement) વગેરે દ્વારા જે પ્રચાર કરે છે તેને 'ખ્રિસ્તી સમાજવાદ' (Christian Socialism) કહે છે.

હાલની સમાજ-વ્યવસ્થા ચાલુ રાખીને, દેશના મોટા અને પાયારૂપ ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ (Nationalise) કરવાની હિલચાલને 'રાષ્ટ્રીય સમાજવાદ' (State Socialism) કહે છે.

જુદા જુદા ઉદ્યોગોનાં ઔદ્યોગિક મંડળોના એકત્ર બંધારણથી ઉદ્યોગો ચલાવવા, તે તંત્ર રાજકીય (Political) તંત્રથી બને તેટલું સ્વતંત્ર રાખવું, અને તે રીતે ઔદ્યોગિક અને રાજકીય એવાં બે તંત્રો દ્વારા દેશનો વ્યવહાર ચલાવવો એ મતને ઈંગ્લંડમા 'મહાજન સમાજવાદ' (Guild Socialism) કહે છે. આ મતના વિચારકો ક્રમે ક્રમે પોતાના ધ્યેયને પહોંચવા માગે છે. આને મળતા વિચારકો ફ્રાન્સમાં છે, પરંતુ તેઓ કામદારોની એકત્ર હડતાળ પાડીને પોતાનું ધ્યેય સિદ્ધ કરવા માગે છે અને ભવિષ્યની સમાજરચનામાં રાજતંત્રને મહત્ત્વ આપવા નથી માગતા, પણ સ્વૈરવાદ(Anarchism)ના સિદ્ધાંતોને અનુસરવા માગે છે. તેમના મતને 'ઔદ્યોગિક સંઘવાદ' (Syndicalism) કહી શકાય. તે મતના અનુયાયીઓ ઈંગ્લંડમાં પણ છે, તેમને 'ઔદ્યોગિક સંઘવાદી' (Industrial Unionists) કહે છે. તેઓ 'મહાજન સમાજવાદીઓ' (Guild Socialists)થી ઉપર બતાવ્યા પ્રમાણે જુદા પડે છે.

કાર્લ માર્ક્સ પહેલાં રોબર્ટ ઓવન, સેન્ટ સાયમન, અને ફુરીઅર જેવા વિચારકોએ જે સમાજવાદી વ્યવસ્થાની હિમાયત કરી હતી તેને 'તરંગી સમાજવાદ' (Utopian Socialism) કહેવામાં આવે છે. સાધારણ રીતે જે વિચારો ટીકાકારની દૃષ્ટિએ અવ્યવહારુ લાગે તેને 'તરંગી' (Utopian) કહેવામાં આવે છે. એ રીતે પછીના શાસ્ત્રીય (Scientific) વિચારકોની દૃષ્ટિએ અગાઉના વિચારકોના મતને 'તરંગી' ગણવામાં આવે છે.

ફક્ત કામદારવર્ગની ઉન્નતિ ધ્યાનમાં રાખીને સમાજ-રચના કરવી ન જોઇએ, પરંતુ સમાજના બધા વર્ગની ઉન્નતિ ધ્યાનમાં રાખવી જોઇએ, એ મતને 'આદર્શ સમાજવાદ' (Integral or Ideal Socialism) કહેવામાં આવે છે.

સમાજવાદીઓની પેઠે હાલની ઔદ્યોગિક રચના ઉથલાવી નાખવાને બદલે, મૂડીદારો અને કામદારો વચ્ચેનો સબંધ પરસ્પર-સહાયકારી અને સપ્રમય કરવો જોઈએ, અને વ્યક્તિસ્વાતંત્ર્ય પર થોડો ઘણો અંકુશ મૂકીને પણ સમસ્ત પ્રજાનુ હિત સાધવુ જોઈએ, એ મતને 'સંગઠનવાદ' (Solidarism) કહેવામાં આવે છે

સમાજવાદીઓના મત મુજબ ફક્ત ઉદ્યોગોની માલકી અને વ્યવસ્થા પ્રજા હસ્તક હોવા જોઈએ એમ નહિ, પણ કોઈ વસ્તુની ખાનગી માલકી મુદ્દલ ન જોઈએ અને વ્યક્તિગત વપરાશની વસ્તુઓ પણ પ્રજા હસ્તક રહેવી જોઈએ, એટલે કે, દરેક કામ સરખાપણાના સિદ્ધાન્ત મુજબ થવુ જોઈએ અને વપરાશની વસ્તુઓ દરેકને જરૂરિયાત મુજબ વહેચી આપવી જોઈએ તેમા કોઇ પ્રકારની માલકીનો હક હોય નહિ. આ મતને **'સામ્ય-વાદ'** (Communism) કહેવામા આવે છે રશિયન સમાજવાદને પણ 'સામ્યવાદ' કહેવામા આવે છે, પણ ખરી રીતે તે ઉપર દર્શાવેલો 'સમાજવાદ' કે માર્ક્સવાદ' છે. આ શબ્દોના અર્થ અવારનવાર બદલાયા કરે છે

## Statistics આંકડાશાસ્ત્ર

જનસમાજ અગર કુદરત-ને લગતી વસ્તુઓની ગણતરી અને પૃથક્કરણ કરનાર શાસ્ત્રને **'આંકડાશાસ્ત્ર'** કહે છે અંગ્રેજીમા આ શબ્દ 'આંકડા'ના અર્થમા પણ વપરાય છે

## Strike હડતાળ

અમુક વ્યક્તિઓનો સમૂહ, કોઇ પ્રસંગે વિરોધ દર્શાવવા ખાતર, કે કોઈ ઈરાદો પાર પાડવાના ઉદ્દેશથી, કે કોઇ પણ કારણસર દરરોજનું કામકાજ બંધ કરે તેને **'હડતાળ'** કહે છે તેના જવાબમાં, સામા પક્ષવાળાઓ હડતાળિયાઓને કામ નહિ આપવાની કે પગાર નહિ આપવાની વગેરે ધમકી આપીને, પોતાનુ કામ કે કારખાના બંધ કરે તેને **'કામબંધી'** (Lock-out) કહી શકાય.

## Substitution બદલી

અમુક વસ્તુ કરતાં બીજી વસ્તુની તેની કિંમતની સરખામણીમાં ઉપયોગિતા વધારે હોય, અને તેથી પ્રમાણમા વધારે ઉપયોગિતાવાળી વસ્તુ પસંદ કરવામા આવે, અથવા માલના ઉત્પાદનમાં એક વસ્તુ કરતાં બીજી વસ્તુ, તેની કિંમતના પ્રમાણમા વધારે ઉત્પાદક હોવાથી પસંદ કરવામાં આવે, એને 'બદલી' કહેવાય જેમકે દિવેલને બદલે ઘાસલેટનો વપરાશ, અગર હસ્તયંત્રને બદલે શક્તિ-યંત્રનો ઉપયોગ.

## Tax કર

સરકારી ખર્ચ માટે વ્યક્તિ કે સમુદાય પાસેથી ફરજિયાત જે હિસ્સો લેવામા આવે છે, તેને 'કર અથવા વેરો' કહે છે જે કરમા કર આપનાર માણસ ઉપર જ કરનો બોજો પડતો હોય, એટલે કે કર ખરી રીતે તેના જ ખિસ્સામાથી આવતો હોય, તેને **'સીધો** અથવો પ્રત્યક્ષ કર' (Direct) કહે છે, અને જેમાં ખરી રીતે કરનો બોજો બીજા કોઇ ઉપર પડતો હોય, એટલે કે કર ભરનાર વ્યક્તિ કરતા કરનો બોજો સહન કરનાર વ્યક્તિ જુદી હોય, તેને **'આડકતરો** અથવા પરોક્ષ કર' (Indirect) કહે છે. દા ત આવકવેરો એ પ્રત્યક્ષ કર ગણાય છે ત્યારે માલ પરની જકાત એ પરોક્ષ કર ગણાય છે.

જે કરના દરનું પ્રમાણ કર નાખવાની રકમ જેમ વધતી જાય તેમ વધતું હોય, તેને 'વર્ધમાન કર' (Progresive) અને જેમા દરનું પ્રમાણ ઘટતુ જાય તેને 'ક્ષીયમાન કર' (Regresive) કહેવાય. જેમા નાની મોટી દરેક રકમમાથી અમુક રકમ બાદ કરીને જ તે ઉપરાતની રકમ પર કર નાખવામા આવતો હોય તેને 'નિયતમાફી કર' (Degresive) કહેવાય. જેમા કરના દરનુ પ્રમાણ એકસરખુ જ હોય, પરંતુ મોટી રકમના પ્રમાણમાં, પ્રમાણસર વધારે કર લેવાતો હોય તેને 'પ્રમાણસર કર (Proportional) કહેવાય. અને જેમા નિયમસર વધતા અથવા ઘટતા પ્રમાણથી કર નાખવામા આવે તેને 'ક્રમિક કર' (Graduated) કહેવાય. દા. ત રૂ. ૧૦૦૦ની આવક ઉપર ૨ ટકા અને રૂ. ૫૦૦૦ની આવક ઉપર ૩ ટકા કર નાખવામા આવે તેને 'વર્ધમાન કર,' ૧૦૦૦ ને ૫૦૦૦માથી ૫૦૦ જેવી એકસરખી રકમ નાની મોટી બધી રકમમાથી બાદ કરીને કર નાખવામા આવે તેને 'નિયતમાફી કર', ૧૦૦૦ ને ૫૦૦૦ ઉપર બે ટકાના સરખા જ દરથી કર નાખવામાં આવે તેને 'પ્રમાણસર કર', અને ૧૦૦૦ ને ૫૦૦૦ ઉપર જે પ્રમાણ અનુસાર કર નાખવામા આવે તે જ પ્રમાણ આગળ બીજી રકમો ઉપર પણ લાગુ પાડવામા આવે તેને 'ક્રમિક કર' કહેવાય.

વાર્ષિક આવક ઉપર જે વેરો લેવામાં આવે છે તેને 'આવક-વેરો' (Income-Tax), અને વાર્ષિક પચીસ હજાર કરતા વધારે આવકવાળા પાસેથી આવક-વેરા ઉપરાત જે વેરો લેવામાં આવે છે તેને 'વિશેષ આવક-વેરો' (Super-Tax) કહે છે. આ ઉપરાત જેમને વાર્ષિક રૂ ૩૬ હજારથી વધારે નફો થયો હોય તેમની પાસેથી ઠરેલા ધોરણ પ્રમાણે 'વિશેષ નફા વેરો' (Excess Profit-Tax) લેવામા આવે છે. (ચાલુ)

# આરોગ્યવિભાગ

સં. રમણલાલ એન્જિનિયર

[૧] નિસર્ગોપચારની પ્રશ્નોત્તરમાળા [૨] ઉગ્ર રોગો અને હઠીલા રોગો [૩] સજર્યરી [૪] પેપૈયુ

## [૧] નિસર્ગોપચારની પ્રશ્નોત્તરી

લેખક
ડૉ. હેન્રી લિંડલાર એમ. ડી.

નવા શોધાયલા અને ફરીથી શોધાયલા નૈસર્ગિક નિયમો અને સત્યો અને તેમના, જીવન અને મરણ : આરોગ્ય, રોગ અને મટાડની ઘટનાઓમાં ઉપયોગ સાથે સંબંધ ધરાવતાં વિજ્ઞાનો ઉપર નિસર્ગોપચારનું તત્વજ્ઞાન રચાયું છે.

વિચારના નવા પ્રકારો સર્જતું દરેક નવું વિજ્ઞાન આવિર્ભાવની ચોક્કસ પદ્ધતિઓ અને અગાઉના ચાલુ વપરાશના શબ્દો અને વાકયોની નવી વ્યાખ્યાઓ માગી લે છે. એટલા માટે મેં કેટલાક શબ્દો અને વાકયો, જે નિસર્ગોપચારના શિક્ષણના વિશિષ્ટ અર્થો અને વિચારો રજુ કરે છે, તેમની શકય હોય એટલી ચોકસાઇથી વ્યાખ્યાઓ બાંધવાનો પ્રયત્ન કર્યો છે.

નિસર્ગોપચાર અને એને મળતા વિષયોના અભ્યાસી માટે સૌથી સારું એ છે કે એણે આ વ્યાખાઓ અને સિદ્ધાંતોનું પ્રતિપાદન જેમાં અમારા તત્વજ્ઞાનનો સારાંશ આવી જાય છે તેનો ઘનીષ્ટ અભ્યાસ કરવો જેથી તેને સમજવામાં ઘણી સરળતા થશે.

### (૧) નિસર્ગોપચાર એટલે શું?

નિસર્ગોપચાર એ કુદરતમાં રહેલા સર્જક તત્વ સાથે સંવાદી એવી, અસ્તિત્વની શારીરિક, માનસિક અને નૈતિક ભુમિકાઓ ઉપર, માનવીના જીવનવિકાસની પદ્ધતિ છે.

### (૨) કુદરતમાં સર્જક તત્ત્વ શું છે?

કુદરતમાં સર્જક તત્ત તે છે કે, જે રચના કરે છે, સુધારે છે અને સમારકામ કરે છે; તેમજ જે સંપૂર્ણ સ્વરૂપ સર્જે છે અને એ કુદરવમાં રહેલ વિનાશક તત્ત્વ જેની પ્રવૃત્તિ કુદરતમાં વિસર્જન કરે છે તેનું વિરોધી છે.

### (૩) કુદરતમાં વિનાશક તત્ત્વ શું છે?

કુદરતમાં વિનાશક તત્વ તે તત્વ છે કે જે વિદ્યમાન આકારો અને સ્વરૂપોનાં વિસર્જન અને વિનાશ કરે છે, અને

### (૪) સ્વાભાવિક અથવા કુદરતી એટલે શું?

તે સ્વાભાવિક અથવા કુદરતી છે, જે વ્યક્તિના જીવનધ્યેયો સાથે સંવાદી સંબંધ ધરાવતું હોય.

### (૫) આરોગ્ય એટલે શું?

આરોગ્ય એ માનવ વ્યક્તિત્વ રચનાર તત્ત્વો અને શક્તિઓનું, અસ્તિત્વની: શારીરિક, માનસિક અને નૈતિક ભૂમિકાઓ ઉપર, વ્યક્તિગત જીવનને અનુલક્ષીને, કુદરતના સર્જક તત્ત્વ અનુસાર, સ્વાભાવિક અને સંવાદી આંદોલન છે.

### (૬) રોગ એટલે શું?

રોગ એ માનવ વ્યક્તિત્ત્વ રચનાર તત્ત્વો અને શક્તિઓનું, અસ્તિત્ત્વની એક કે વધુ ભૂમિકાઓ ઉપર, વ્યક્તિગત જીવનને અનુલક્ષીને, કુદરતના વિનાશક તત્વ અનુસાર, અસ્વાભાવિક અથવા વિસંવાદી આંદોલન છે.

### (૭) રોગનું મુખ્ય કારણ શું છે?

માનવ જીવનતંત્રને અકસ્માત કે વાઢકાપથી થતી ઇજા, અને માનવ જીવન માટે પ્રતિકૂળ પ્રદેશ, એ કારણો બાદ કરતાં, રોગનું મુખ્ય કારણ **કુદરતના કાયદાઓનું ઉલ્લંઘન** એ છે.

### (૮) કુદરતના કાયદાઓના, ઉલ્લંઘનના, માનવીના દેહતંત્ર ઉપર કયા પરિણામો આવે છે?

કુદરતના કાયદાઓના ઉલ્લંઘનના માનવીના દેહતંત્ર ઉપર નીચે મુજબ પરિણામો આવે છે:

**૧ ઘટેલી જીવનશક્તિ**

**૨ લોહી અને લીમ્ફનું અસ્વાભાવિક બંધારણ.**

**૩. નિરૂપયોગી પદાર્થો, રોગદ્રવ્યો, અને ઝેરોનો સંચય.**

આ અવસ્થા રોગનું જ બીજું નામ છે, કારણ કે એનાથી સ્વાભાવિક દેહધર્મો (સંવાદી આંદોલનો) ધીમા પડે છે, હરકત પામે છે, અથવા તો અટકી જાય છે. અને

### (૯) ઉગ્રરોગ એટલે શું?

જેને સામાન્ય રીતે "ઉગ્ર" રોગ કહેવામાં આવે છે, તે વાસ્તવિક રીતે જીવનતંત્રમાંથી નિરુપયોગી પદાર્થ વિજાતીય દ્રવ્ય અને ઝેરોના ઉત્સર્ગ કરવાના, અને સજીવતંતુજાળોને થયેલી ઈજાનું સમારકામ કરવાના કુદરતના પ્રયત્નોનું પરિણામ છે. બીજા શબ્દોમાં કહીએ તો, **દરેક કહેવાતો ઉગ્રરોગ કુદરતના શરીરશુદ્ધિના અને રોગશાન્તના પ્રયત્નનું પરિણામ છે.**

### (૧૦) હઠીલો રોગ એટલે શું?

(અ) હઠીલો રોગ એ જીવનતંત્રની એવી અવસ્થા છે કે, જેમાં નિરુપયોગી પદાર્થો અને ઝેરોના સંચયથી ધીમા આંદોલનો (ઘટેલી જીવનશક્તિ), અને એના પરિણામરૂપ જીવનકેન્દ્રો અને અવયવોનો વિનાશ એટલી હદે પહોંચ્યા હોય કે, કુદરતનાં સર્જક અને રોગનિવારક બળો રોગી પરિસ્થિતિ સામે ઉગ્ર સુધારક પ્રયત્નો (આરોગ્યક્રાન્તિ) દ્વારા પ્રતિકાર્ય કરવાને અશક્ત હોય.

(બ) હઠીલો રોગ એ જીવનતંત્રની એવી સ્થિતિ છે કે જેમાં રોગદ્રવ્યનું વર્ચસ્વ થવાથી કુદરતનાં સર્જક બળોનું ઉગ્ર પ્રતિકાર્ય (આરોગ્યક્રાન્તિ) થઈ શકતું નથી.

(ક) હઠીલો રોગ એ જીવનતંત્રની આરોગ્યને પ્રતિકૂળ પરિસ્થિતિ સામે ઉગ્ર પ્રયત્નોથી અથવા "આરોગ્યક્રાન્તિ"થી પ્રતિકાર્ય કરવાની અશક્તિનું કુદરતી પરિણામ છે.

### (૧૧) 'આરોગ્યક્રાન્તિ' એટલે શું?

આરોગ્યક્રાન્તિ એ કુદરતનાં રોગનિવારક બળોનાં રોગી અવસ્થાઓ ઉપરના પ્રાબલ્યમાંથી પરિણમતું ઉગ્ર પ્રતિકાર્ય છે. એનું વલણ રોગનિવારણ તરફ હોય છે, અને એટલા માટે એ કુદરતના સર્જક તત્વને અનુરૂપ છે.

### (૧૨) શું બધાં ઉગ્ર પ્રતિકાર્યો આરોગ્યક્રાન્તિઓ હોય છે?

### (૧૩) 'રોગક્રાન્તિ' એટલે શું?

રોગક્રાન્તિ એ રોગી અવસ્થાઓનાં કુદરતના રોગનિવારક બળો ઉપરના પ્રાબલ્યમાંથી પરિણમતું ઉગ્ર પ્રતિકાર્ય છે. એટલા માટે એનું વલણ પ્રાણઘાતક અંત તરફ હોય છે.

### (૧૪) મટાડ એટલે શું?

મટાડ એ માનવ જીવનતંત્રની અસ્વાભાવિકમાંથી સ્વાભાવિક અવસ્થાઓ અને દેહ ધર્મો તરફ પુનર્વ્યવસ્થા છે.

### (૧૫) કઈ ચિકિત્સાની પદ્ધતિઓ કુદરતના સર્જક તત્ત્વને અનુરૂપ છે?

જે જે પદ્ધતિઓ :

૧. કુદરતના કાયદાઓ મુજબ સ્વાભાવિક વાતાવરણ સર્જે છે અને જીવન નિર્ગમનની કુદરતી ટેવો પાડે છે.

૨. જીવનબળની કરકસર કરે છે.

૩. લોહીનું કુદરતી પાયા પર બંધારણ કરે છે, એટલે કે લોહીને એના કુદરતી અંશો સાચા પ્રમાણમાં પૂરા પાડે છે.

૪. માનવદેહને કોઇ પણ રીતે ઈજા કર્યા સિવાય, નિરુપયોગી પદાર્થો અને વિષોના ઉત્સર્ગને ઉત્તેજન આપે છે.

૫. યાંત્રિક વિકૃતિઓ સુધારે છે.

૬. વ્યક્તિમાં વ્યક્તિગત જવાબદારીનું અને બુદ્ધિયુક્ત આત્મ-શ્રમ અને આત્મ-સહાયની જરૂરિયાતનું ભાન સર્વોચ્ચ હદે જાગ્રત કરે છે.

તે સઘળી પદ્ધતિઓ કુદરતના સર્જક તત્ત્વને અનુરૂપ છે.

### (૧૬) શું ઔષધો કુદરતના સર્જક તત્ત્વને અનુરૂપ છે?

ઔષધો એટલે અંશે પોતે, માનવ જીવનતંત્રને હાનિકારક કે વિનાશક નથી અને જેટલે અંશે એ તંતુબળોના ખોરાક તરીકે કામ કરે છે અને રોગદ્રવ્યોના અને વિષોના મારણ અને ઉત્સર્ગને ઉત્તેજન આપે છે તેટલે અંશે તે કુદરતના સર્જક તત્ત્વને અનુરૂપ છે.

### (૧૭) શું ઝેરી દવાઓ અને અવ્યવસ્થિત સર્જીકલ ઓપરેશનો કુદરતના સર્જક તત્ત્વને અનુરૂપ છે?

ઝેરી દવાઓ અને અવ્યવસ્થિત ઓપરેશનો

૧. તે ઉગ્રરોગો અથવા પ્રતિકાર્યો (ક્રાન્તિઓ), જે કુદરતનાં શુદ્ધિનાં અને રોગનિવારણના પ્રયત્નો છે, એમને દબાવી દે છે.

૨. તેઓ પોતે માનવજીવનને માટે નુકશાનકારક અને વિનાશક છે.

૩. આવી સારવાર એ માન્યતાને પોષણ આપે છે કે, કુદરતના કાયદાઓના અનુસરણ, અને આત્મશ્રમ અને આત્મ-સહાયનું સ્થાન દવાઓ અને સર્જીકલ ઑપરેશનો લઇ શકે છે.

### (૧૮) શું આધ્યાત્મિક ચિકિત્સા કુદરતના સર્જક તત્ત્વને અનુરૂપ છે?

આધ્યાત્મિક ચિકિત્સાની પદ્ધતિઓ કુદરતના સર્જક તત્ત્વ સાથે એટલે અંશે અનુરૂપ છે, કે જેટલે અંશે:

૧. તે કુદરતના રોગનિવારણના પ્રયત્નોની આડે આવતી નથી કે દબાવી દેતી નથી.

૨. એ આશા અને વિશ્વાસ (રોગ-નિવારક શ્રદ્ધા) જાગ્રત કરે છે. અને એ રીતે જીવનતંત્રમાં જીવનબળનો પ્રવાહ વધારે છે.

૩. એ કારણ અને પરિણામનો નિયમ શીખવે છે અને એ રીતે વ્યક્તિગત જવાબદારીનું ભાન જાગ્રત કરે છે, અને દ્રઢ કરે છે.

તેઓ કુદરતના સર્જક તત્ત્વની સાથે એટલે અંશે અનુરૂપ નથી, કે જેટલે અંશે:

૧. તે કુદરતના રોગનિવારણના પ્રયત્નોને મદદ કરવાનું ચૂકે છે, અને કુદરતના કાયદાઓની ઉપેક્ષા કરે છે, એમને ઢાંકી દે છે, અને એમનો ઇન્કાર કરે છે. તેમજ બુદ્ધિ અને સાદી સમજના આદેશોને તુચ્છકારે છે.

૨. એ રોગની ચિકિત્સામાં કુદરતનાં સર્જક બળો સાથે બુદ્ધિયુક્ત સહકાર અને આત્મ-શ્રમ અને આત્મ-સહાયને બદલે, આધ્યાત્મિક મંત્રો અને પ્રાર્થનાની ચમત્કારિક શક્તિમાં આંધળી મતાંધતાથી ભરેલી શ્રદ્ધા ઉત્પન્ન કરે છે.

### [૧૯] શું નિસર્ગોપચાર કુદરતના સર્જક તત્ત્વને અનુરૂપ છે?

નિસર્ગોપચાર કુદરતના સર્જક તત્ત્વને અનુરૂપ છે કારણકે:

૧. એ શીખવે છે કે અશક્તિ અને રોગનું મુખ્ય કારણ કુદરતના કાયદાઓનો ભંગ એ છે.

૨. એ વ્યક્તિને કુદરતી કાયદાઓના અભ્યાસ માટે જાગ્રત કરે છે અને આ કાયદાઓના કડક પાલનની જરૂરિયાત સિદ્ધ કરે છે.

૩. એ વ્યક્તિને એના પોતાના આરોગ્યની સ્થિતિ માટેની, અને એનાં સંતાનોની આનુવંશિક સ્થિતિ, વિશેષ લક્ષણો અને વલણો માટેની, વ્યક્તિગત જવાબદારીનું ભાન દ્રઢ કરે છે.

૪. એ આત્મ-શ્રમ અને આત્મ-સહાયને ઉત્તેજન આપે છે.

૫. એ વાતાવરણને અને જીવનની ટેવોને કુદરતના કાયદાઓને અનુકૂળ કરે છે.

૬. એ કુદરતના શુદ્ધિના અને રોગ-નિવારણના પ્રયત્નોને એવાં સાદાં કુદરતી સાધનો અને ચિકિત્સાની પદ્ધતિઓથી મદદ કરે છે કે જે જીવન અને આરોગ્ય માટે કોઈ રીતે નુકશાનકારક કે વિનાશક ના હોય, અને જે દરેક માણસને પરવડી શકે.

### (૨૦) નૈસર્ગિક જીવનનિર્ગમન અને નૈસર્ગિક ચિકિત્સાની પદ્ધતિઓ કઇ કઇ છે?

૧. **પ્રકૃતિ પ્રતિ પુનરાગમન.** સ્વાભાવિક અને કુદરતી પાયા ઉપર ખાન, પાન, શ્વાસોચ્છ્વાસ, સ્નાન, વસ્ત્રપરિધાન, કામ, આરામ, ચિંતન, નૈતિકજીવન અને જાતિય અને સામાજિક પ્રવૃત્તિઓ ઇ.નું નિયમન

૨. **પંચ મહાભૂતાત્મક ઉપચારો.** જેવા કે પાણી, પવન, પ્રકાશ, પૃથ્વી, આકર્ષણ-શક્તિ, વિદ્યુત ઇ.

૩. **રસાયણિક ઉપચારો.** આહારની શાસ્ત્રીય પસંદગી અને મેળવણી, હોમિયોપથિક ઔષધો, સાદા વનૌષધિઓના અર્કો, અને જીવનરસાયણિક ઉપચારો.

૪. **યાંત્રિક ઉપચારો.** સુધારક કસરતો, મસાજ, પ્રાણવિનિમય ચિકિત્સા, રચનાત્મક દોષનિવારણ અને આકસ્મિક કેસોમાં સર્જરી.

૫. માનસિક અને આધ્યાત્મિક

# [२] ઉગ્ર રોગો અને હઠીલા રોગો

લેખક
રમણલાલ એન્જિનિયર

## નિદાન

| ઉગ્ર રોગો | હઠીલા રોગો |
|---|---|
| **૧૧. ઉગ્ર રોગોનું નિદાન સરળ હોય છે.** | **૧૧. હઠીલા રોગોનું નિદાન જટીલ હોય છે.** |
| નિદાનની બાબતમાં ઉગ્ર રોગોમાં ઝાઝી મુશ્કેલી નડતી નથી. ઘણી વખત તો દાક્તર અને દરદી બન્ને સાથેસાથે જ મેલેરીઆ, ઇન્ફ્લુએન્ઝા, ઓરી, અછબડા, બળીયા કે કમળાનું નિદાન કરે છે. દાક્તર જડબાતોડ નામ આપે છે તો દરદી સાદું નામ વાપરે છે, પણ નિદાન તો એક જ હોય છે. | હઠીલા રોગોનું નિદાન એટલું બધું મુશ્કેલ છે કે સામાન્ય વૈદ દાક્તરો તો એમાં અસંખ્ય ભૂલો કરે છે જ, પણ જગતની વિજ્ઞાનનાં છેલ્લામાં છેલ્લાં સાધનો ધરાવતી હોસ્પીટલોમાં માત્ર ૫૦% જેટલાં નિદાનો તદ્દન ખોટાં હોય છે. એ એક જાણીતી હકીકત છે કે ઇંગ્લેંડની હોસ્પીટલોમાં દરદીને દાખલ કરતી વખતે જે નિદાનો કરવામાં આવે છે તેમાંથી ¾ નિદાનો દરદી જ્યારે હોસ્પીટલ છોડે છે ત્યારે ફરી ગયાં હોય છે, આ તો જીવતા દરદીઓની વાત થઈ. શવછેદનથી મરેલા દરદીઓમાં તો અર્ધ ઉપરાંત નિદાનો તદ્દન ખોટાં માલમ પડે છે. |
| નિદાન સરળ હોવાથી એનાં સાધનો ઓછાં જોઇએ છે અને ખર્ચ ઝાઝું થતું નથી. | હઠીલા રોગનું નિદાન મુશ્કેલ હોવાથી, એમાં અસાધારણ કૌશલ્ય, વિશેષજ્ઞોની મદદ, વિપુલ સાધનો અને ભારે ખર્ચની આવશ્યક્તા રહે છે. |
| **૧૨. નિદાનની ભુલોથી ઝાઝું નુકશાન થતુ નથી** | **૧૨. નિદાનની ભૂલોથી નિષ્ફળતાઓનું પ્રમાણ વધે છે.** |
| ઉગ્ર રોગો મોટેભાગે મલોત્સર્ગની ક્રિયાઓ હોવાથી નિદાનની ગફલતોથી દરદીને ઝાઝું નુકશાન થતું નથી. એની મુદત પૂરી થતાં એ દર્દ આપોઆપ સારું થઇ જાય છે. | હઠીલા રોગોમાં સાચું નિદાન ન થવાથી દાક્તરની નિષ્ફળતાઓનું પ્રમાણ વધે છે.<br>દરદીના સમય, શક્તિ અને પૈસાની બેહદ બરબાદી થાય છે. હઠીલા રોગ ઉપેક્ષાથી સારો થવાનો સંભવ બહુ ઓછો હોય છે. |
| **૧૩. 'પ્રથમ ચિકિત્સા પછી પરીક્ષા' એ સૂત્રને ઉગ્રરોગમાં અનુસરવું જોઇએ.** | **૧૩. "પ્રથમ પરીક્ષા પછી ચિકિત્સા" એ સૂત્રને હઠીલા રોગમાં અનુસરવું જોઇએ.** |
| ઉગ્ર રોગમાં દરેક કલાક કીમતી કલાક હોય છે. નિદાન પાછળ વેડફાતો સમય દરદીની જિંદગી પરનું જોખમ વધારી મૂકે છે.<br>નિદાન નક્કી કર્યા સિવાય જલોપચાર શરૂ કરી દેવાથી મલોત્સર્ગની ક્રિયાને વેગ મળે છે, અને ઉગ્ર રોગ સર્જક મર્યાદાઓ ઓળંગી જતો નથી.<br>નિદાનરહિત ચિકિત્સાને ધીક્કારનારા એલોપથો પણ હવે આ સૂત્રમાં માનતા થયા છે.<br>ડિપ્થેરીયા કે ધનુરવા જેવા રોગોમાં એ નિદાન માટે થોભ્યા સિવાય જ આશરે આશરે સારવાર શરૂ કરી દે છે. | હઠીલા રોગમાં સમયની કિંમત હોતી નથી—દર્દી વર્ષોથી પીડાતો હોય છે. એટલે સૌથી પહેલી જરૂર એના કેસને સાચી રીતે સમજવાની છે.<br>સૌથી પહેલાં કેસ સાધ્ય છે કે અસાધ્ય છે એ નક્કી થવું જોઇએ. સાધ્ય કેસ હોય તો એનું સ્વરૂપ, કારણો અને ચિકિત્સા નક્કી થવાં જોઇએ. આટલું કર્યા પછી જો સારવાર શરૂ કરવામાં આવે તો નિષ્ફળતાઓનું પ્રમાણ ઓછામાં ઓછું થઇ જાય. |

# ચિકિત્સા

### ૧૪. ઉગ્ર રોગમાં કુદરતને અનુસરો.

ઉગ્ર રોગમાં રોગદ્રવ્ય ઉપર જીવનશક્તિએ આક્રમણ શરૂ કર્યું હોય છે. એવે વખતે જીવનશક્તિમાં કામમાં જો પ્રતિબંધ કરવામાં ના આવે અને થોડીક બુદ્ધિપૂર્વકની મદદ કરવામાં આવે તો કુદરત જરૂર વિજયી નીવડે છે.

### ૧૪. હઠીલા રોગમાં કલા ઉપર આધાર રાખો.

હઠીલા રોગમાં રોગદ્રવ્યનો નિકાલ કરવામાં જીવનશક્તિ નિષ્ફળ નીવડી હોય છે એવે વખતે જીવનશક્તિને કુશળતાપૂર્વક ઉત્તેજીત કરવામાં આવે તો જ એ પોતાનું કામ કરી શકે છે. જીવનશક્તિને કાર્યરત કરવા માટે એક કે વધુ, સરળ કે જટીલ કલાઓની જરૂર રહે છે.

### ૧૫. ઉગ્ર રોગમાં સારવાર નિષ્ક્રિય હોવી જોઇએ.

આરામ, ઉપવાસ, શુદ્ધ હવા, ગરમી અને સ્વચ્છતા. આ પાંચ તત્વો મોટા ભાગના ઉગ્ર રોગોના કેસો સારા કરવા માટે પૂરતાં છે. ગંભીર કેસોમાં જલોપચાર, હોમીયોપથી વગેરેની મદદની જરૂર રહે છે.

આ ઉપરથી જણાય છે કે ઉગ્ર રોગો પોતે જ મટાડ હોવાથી એની સાથે કામ લેવાનો સૌથી સારો રસ્તો An Intelligent doing nothing બુદ્ધિપૂર્વકનો ચિકિત્સાનિષેધ એ છે.

### ૧૫. હઠીલા રોગમાં સારવાર સક્રિય હોવી જોઇએ.

હઠીલા રોગોમાં ખાન, પાન, કસરત, શ્વાસોચ્છવાસ, માનસોપચાર, હોમિયોપથી, વર્ણોપચાર, જલોપચાર વગેરે જુદી જુદી પદ્ધતિઓ ઉપર આધાર રાખવાનો હોય છે. આ દરેક પદ્ધતિ શાસ્ત્ર અને કલા બન્ને છે.

આ કલાઓ અમલમાં મૂકવા સતત અને સક્રિય સારવારની જરૂર રહે છે.

### ૧૬. ઉગ્ર રોગની સારવાર સરળ હોય છે.

નિસર્ગોપચારે ઉગ્ર રોગની સારવાર એટલી તો સરળ કરી મૂકી છે કે ૯૦% જેટલા કેસો કોઈપણ બુદ્ધિશાળી માણસ ચિકિત્સકની મદદ સિવાય સારાં કરી શકે છે. માત્ર જલોપચાર અમુક પ્રેક્ટિસ માગી લે છે.

### ૧૬ હઠીલા રોગની સારવા જટીલ હોય છે.

હઠીલા રોગોની સારવાર સરળ કરવા માટે જર્મનીમાં જુસ્ટ, કુહને, કનાઈપ, ખીલ્ઝ વગેરેએ અને અમેરિકામાં શેલ્ટન, ટીલ્ડન, હે, અને એક્સેકેરે પ્રયત્નો કર્યા છે, પણ એ લોકો અમુક હદ સુધી જ સફળ થયા છે વધુમાં વધુ સફળતા લિંડલારને મળી છે. પણ એમની સારવાર જટીલ છે.

હઠીલા રોગની સર્વમાન્ય સરળ અને સફળ સારવાર હજી સુધી શોધાઈ નથી.

### ૧૭ "પ્રથમ શુદ્ધિ પછી 'શક્તિ'" એ સૂત્રને ઉગ્ર રોગમાં અનુસરો.

ઉગ્ર રોગમાં કુદરતની શરીર સફાઇની ક્રિયાને સહાય કરવાથી રોગ ટૂંકો થઇ જાય છે. પછીથી દરદીની શક્તિ વધારવાના ઈલાજો લઈ શકાય છે.

એલોપથીની મોટામાં મોટી ભૂલ ઉગ્ર રોગમાં દરદીની શક્તિ ટકાવવાના ફાંફા મારવામાં છે.

શરીર સાફ કરવામાં જો આપણે કુદરતને મદદ કરીએ છીએ તો શક્તિ બહુ ઝડપથી ભરાઈ જાય છે.

આરામ પછી કસરત, ઉપવાસ પછી આહાર અને ગરમ પછી ઠંડા પાણીના ઉપયોગથી ઉગ્ર રોગમાંથી ઊઠેલો દરદી સશક્ત બને છે. હોમિયોપથી પણ 'બેલાડોના' જેવા ઉગ્ર ઉપચારો પછી 'કેલકર કાર્બ'

### ૧૭ "પ્રથમ શક્તિ પછી શુદ્ધિ" એ સૂત્રને હઠીલા રોગમાં અનુસરો

હઠીલા રોગની સારવારમાં ઘણા નિસર્ગોપચારકો નિષ્ફળ નીવડે છે, કારણકે તેઓ દરદી પોતાની પાસે આવતાં જ ઉપવાસ વગેરે આકરા શરીરશુદ્ધિના ઇલાજો અજમાવે છે.

પણ સાચી હકીકત એ હોય છે કે હઠીલા રોગમાં જે અશુદ્ધિ હોય છે, તેના મૂળમાં જ અશક્તિ હોય છે. ઉપવાસથી ઊલટી અશક્તિ વધે છે, એટલે દરદી સાજો થવાને બદલે ઊલટો વિશેષ પીડાય છે.

એટલા માટે હઠીલા રોગની સૌથી સારી સારવાર એ છે કે, આહારશુદ્ધિ, કસરત, શ્વાસોચ્છાસ, જલોપચાર વગેરે સારવારોથી સૌથી પહેલાં જીવનશક્તિ વધારવી.

જેવા શારીરિક ઉપચારો વાપરે છે. વર્ણોપચારમાં પણ જ્યારે રોગને બંધબેસતો રંગ નિષ્ફળ નિવડે છે. ત્યારે જન્મતારીખ ઉપરથી શારીરિક રંગ શોધી કાઢી તે વાપરવાથી સફળતા મળે છે. એટલે બધી રોગનિવારક કલાઓમાં શુદ્ધિ પછી શક્તિનો સિદ્ધાંત અમલમાં મૂકવામાં આવે છે.

### ૧૮ ઉગ્ર રોગો ઝડપથી મટે છે.

છેલ્લા સો વર્ષોના હજારો નિસર્ગોપચારકોનો એ અનુભવ છે કે બીજી કોઈ પણ પદ્ધતિને મુકાબલે નિસર્ગોપચારથી ઉગ્ર રોગો ઘણી જ ઝડપથી મટી જાય છે.

૭ અઠવાડિયાથી કોઈ પણ કેસ વિશેષ લંબાતો જ નથી.

ખસ, મેલેરીયા અને સીફીલીસ જેવા દરદોને આ નિયમના અપવાદ તરીકે લેખવા જોઈએ. મેલેરીયા યોગ્ય સારવાર હેઠળ વધુમાં વધુ ૨ મહિના પહોંચે છે. ખસ થોડા દિવસોથી થોડા અઠવાડિયા કે મહિના પહોંચે છે. સીફીલીસ સારો થતાં ૭ મહિના જોઈએ છે.

આટલી બધી ઝડપથી આ રોગો મટતા હોવા છતાં નિસર્ગોપચારની સારવાર હેઠળ એ વધુમાં વધુ શુદ્ધિનું કામ કરે છે.

### ૧૯. ઉગ્ર રોગની સારવાર માટે સૌથી સારી જગા ઘર એ છે.

ઉગ્ર રોગની જો પહેલેથી સાચી સારવાર થાય તો કેસ ઘરમાં જરૂર સારો થઈ શકે. આવશ્યક જણાય ત્યારે નિસર્ગોપચારકની અવારનવાર મદદ લેવાય. સારવાર સરળ હોવાથી દરદીને બીજે ખસેડવાની જરૂર નથી.

જીવનશક્તિ વધતાં જ એ શરીરમાંના રોગદ્રવ્ય ઉપર આક્રમણ કરશે, એટલે આરોગ્યક્રાન્તિ (healing crisis) દેખા દેશે. આવે વખતે શુદ્ધિ કરનારી ક્રિયાઓ કરવાથી રોગનિવારણનું કામ ઝડપી ને અસરકારક બનશે.

આરોગ્યક્રાન્તિ વિષે હોમિયોપથી અને નિસર્ગોપચારના સાહિત્યમાં સેંકડો ઉલ્લેખો છે. પણ એમાં પણ કાલચક્રનો નિયમ અથવા સપ્તનિયમ કામ કરે છે એ હકીકત ડૉ. લીંડલારે સ્વાનુભવથી શોધી કાઢી.

આ નિયમ મુજબ આરોગ્યક્રાન્તિ ૬, ૧૩, ૨૦ અથવા ૨૭મા અઠવાડિયામાં એટલે દર સાત અઠવાડિયાને અંતરે આવે છે.

હઠીલા રોગમાં એક અથવા વધુ આરોગ્યક્રાન્તિઓ રોગના ઊંડાણ અથવા પ્રાબલ્ય મુજબ આવે છે.

### ૧૮. હઠીલા રોગો ધીમે ધીમે મટે છે.

લોકોની એ એક કાયમની ફરિયાદ હોય છે કે "રોગ મટાડવામાં નિસર્ગોપચાર એ બહુ ધીમી પદ્ધતિ છે." આ ફરિયાદ અજ્ઞાનમૂલક ફરિયાદ છે. કારણ કે નિસર્ગોપચારમાં ઉગ્રરોગોને મુકાબલે હઠીલા રોગો ધીમે ધીમે મટે છે એ હકીકત સાચી છે. પણ એનો અર્થ એ નથી કે બીજી કોઈ પણ પદ્ધતિને મુકાબલે નિસર્ગોપચાર એ ધીમી પદ્ધતિ છે. સાચી હકીકત એ છે કે બીજી કોઈ પણ પદ્ધતિથી હઠીલો રોગ મટતો જ નથી. એ કાં તો દબાઈ જાય છે કે પછી દરદીને થોડીઘણી રાહત મળે છે. રોગને મૂળમાંથી મટાડનાર તો નિસર્ગોપચાર એ એકલી જ પદ્ધતિ છે. આ સત્ય જો સમજવામાં આવે તો એ જણાશે કે નિસર્ગોપચાર એ ઝડપીમાં ઝડપી પદ્ધતિ છે.

રોલીયરના એક ક્ષયના કેસની સારવાર ૧૨ વરસ ચાલી હતી. બર્નેટનો એક ગાંઠનો કેસ ૭ વર્ષ ચાલ્યો હતો. પણ આવા કેસો અપવાદરૂપ ગણવા જોઇએ. હાનમેન હઠીલો રોગ મટતાં ૨ થી ૩ વર્ષ જોઇએ એમ માને છે. પણ જો નિસર્ગોપચારનું સાધનસંપન્ન આરોગ્યભવન હોય તો સામાન્ય કેસને ૬ મહિના અને અસામાન્ય કેસને ૧૨ મહિનાથી ૨ વરસ જેટલો સમય લાગે.

### ૧૯. હઠીલા રોગની સારવાર માટે સૌથી સારી જગા આરોગ્યભવન એ છે.

હઠીલા રોગનાં નિદાન અને ચિકિત્સા બન્ને જટીલ હોવાથી તેમજ દરદીને જાતી દેખરેખ હેઠળ નવી આરોગ્યપોષક ટેવો પાડવાની હોવાથી દરદીને આરોગ્યભવનમાં જ રાખવો જોઇએ. હઠીલા રોગની સારવાર

## ૨૦ ઉગ્ર રોગની સારવાર સસ્તી છે.

ઉગ્ર રોગમા નિસર્ગોપચારકની વીઝીટ સિવાય બીજુ કોઈ જ ખર્ચ હોતું નથી અને જો પહેલેથી કાળજી રાખી હોય તો ઓછામા ઓછી વીઝીટની જરૂર રહે છે ડૉ લીંડલાર પોતાના એક ટાઇફોઇડ–મેલેરીયાના કેસ વિષે કહે છે કે એ કેસ ૯ અઠવાડિયા ચાલ્યો, એ દરમિયાન માત્ર બે જ વીઝીટની જરૂર પડી બાકીની સારવાર ટેલિફોનની સૂચનાઓથી અમલમા મૂકવામા આવી અપવાદજનક કેસો આરોગ્યભવનમા મૂકાય તો પણ એક મહિનાની સારવારના વધુમા વધુ ૩૦૦ રૂા જેટલા થઇ શકે

## ૨૧ ઉગ્રરોગની ચિકિત્સાનું મધ્યબિંદુ 'સ્વાશ્રય એ છે

દરદી જો સમજી જાય કે ઉગ્ર રોગ મને મારી નાખવા નથી આવ્યો પણ બચાવવા આવ્યો છે, અને એની સાથે હૃદયપૂર્વકનો સહકાર કરે તો ચિકિત્સકની જરૂર ઓછામાં ઓછી થઇ જાય છે ઉગ્ર રોગમા દરેક દરદી જાતે ડાક્તર બની શકે છે

માટે અમીર સાધનો પણ દરેક માણસ વસાવી શકે નહિ

આરોગ્યભવનમા રહેવાથી સગાવહાલા અને મિત્રોના ત્રાસમાથી દરદી છૂટે છે વાતાવરણનો ફેરફાર થાય છે અને પોતાના જેવા જ અસાધ્ય દરદીઓ સાજા થતા જોઇને દરદીને આશા, હિમ્મત અને ઉત્સાહ આવે છે

## ૨૦ હઠીલા રોગની સારવાર મોંઘી છે

હઠીલા રોગના એક સામાન્ય કેસની સારવાર ૬ મહિના ચાલે અને ખર્ચ દરરોજનું ૫ થી ૧૦ રૂા આવે તો ૧૦૦૦થી ૨૦૦૦ રૂા જેટલુ ખર્ચ આવે

પહેલી નજરે આ ખર્ચ મોટુ લાગે તો પણ સારવાર પછી દરદીની સુધરનારી તબિયત અને કમાવાની શક્તિમા થએલો વધારો જો આપણે ધ્યાનમા લઇએ તો એ વ્યાજબી લાગશે

આજે અનેક આશાસ્પદ અને બુદ્ધિશાળી વ્યક્તિઓના જીવન હઠીલા રોગને કારણે બરબાદ થયા હોય છે એ જો ખ્યાલમા રાખવામા આવે તો પહેલી નજરે મોંઘી લાગતી સારવાર સરવાળે સોંઘી જ માલમ પડશે.

રોગ મટયા પછી દરદી જો નૈસર્ગિક જીવન ગાળે તો એને ફરીથી રોગમા ફસાવાનો સંભવ ઓછો રહેશે

## ૨૧ હઠીલા રોગની ચિકિત્સાનું મધ્યબિંદુ "પરસ્પરાશ્રય એ છે

હઠીલા રોગની સારવારમા સરળ નિસર્ગોપચારકોએ 'સ્વાશ્રય'નો સિદ્ધાત દાખલ કરવાનો પ્રયાસ કર્યો અને તેઓ અમુક અંશે ફાવ્યા બીજી પક્ષે એલોપથી, હોમિયોપથી, ઓસ્ટીયોપથી વગેરે પદ્ધતિઓએ 'પરાશ્રય નો સિદ્ધાત અપનાવ્યો દરદીને અંધારામા રાખી એની ઉપર તેઓ પોતાની કલા અજમાવવા લાગ્યા તેઓ પણ અમુક અંશે સફળ થયા.

વૈજ્ઞાનિક નિસર્ગોપચારે આ બન્ને સિદ્ધાતોનો સમન્વય કર્યો ચિકિત્સકે કલાકાર અને શિક્ષક બન્ને થવુ અને દરદીએ કલાપાત્ર અને શિષ્ય બન્ને થવુ આમ કરવાથી વધુમા વધુ કાયમી સફળતા મળશે જો દરેક દરદીને પોતાનો ડાક્તર કરશો તો અનેક લોકો ભગડા વાળશે બાળક ગાડા ગમાર અને અજ્ઞાન લોકો પોતે પોતના ડાક્તર થઈ શકે નહિ જો દરેક ડાક્તર પોતાનો કસબ છાનો રાખશે તો દરદી કાયમ ડાક્તરનો ગુલામ રહેશે એટલા માટે આ બન્ને સિદ્ધાતોનો સમન્વય આવશ્યક છે

**૨૨. ઉગ્ર રોગોની સમૂહ સારવાર શક્ય છે.**

ઉગ્ર રોગો એ સામાજિક રોગો હોવાથી એમની સમૂહ સારવાર શક્ય છે. માનો કે ઈન્ફ્લ્યુએન્ઝાનો રોગચાળો ચાલતો હોય તો લોકોને આરામ, ઉપવાસ અને શુદ્ધ-હવાની સલાહ આપવાથી અને પેટ સાફ કરવા માટે નિર્દોષ ઔષધો વહેંચવાથી, અથવા જરૂરી હોમિયોપથિક ઔષધો આપવાથી એક ચિકિત્સક સેંકડો દરદીઓની સારવાર કરી શકે. (જુઓ "ઊર્મિ"ના જાન્યુઆરીના અંકમાં છપાયલો ઈન્ફ્લ્યુએન્ઝા વિશેનો લેખ.)

આ રોગોનો પ્રતિબંધ અને પ્રતિકાર મોટા પાયા ઉપર સહેલાઇથી થઈ શકે છે.

**૨૩. હઠીલા રોગોની સમૂહ સારવાર શકય નથી. વ્યક્તિગત સારવાર શકય છે..**

ઈન્ફ્લ્યુએન્ઝાની બાબતમાં જેમ સમૂહ-સારવાર શકય છે તેમ ભાગ્યે જ કોઈ હઠીલા રોગ માટે સમૂહ સારવાર શકય હોય. હઠીલા રોગનો દરેક દરદી એ એક સ્વતંત્ર સૃષ્ટી છે-નવો પ્રશ્ન છે, અને એની સાચી મરામત માટે યોગ્ય કલાકારની આવશ્યકતા રહે છે સમૂહ કાર્યથી પણ હઠીલા રોગમાં સફળતા મળી શકે પણ તે માત્ર અમુક હદ સુધી. સંપૂર્ણ સફળતા સારવારના વ્યક્તિકરણ સિવાય શકય નથી.

કેન્સર જેવા રોગનો એક માત્ર રામબાણ ઈલાજ એલોપથી એક સદીથી શોધી રહ્યા છે. આ શોધ એ એક મહામોટી મૂર્ખતા છે, એવો બર્નેટ જેવા સફળ કેન્સર-ચિકિત્સકોનો મત છે. કારણ કે દરેક કેસમાં કારણ અને નિવારણ સાવ જુદાં જુદાં હોય છે.

સંપૂર્ણ

# [૩] સર્જરી

લેખક
ડૉ. હેન્રી લિંડલહાર

બેશુદ્ધિ લાવનાર દવાઓના શોધકોની માનવજાતના સર્વશ્રેષ્ઠ પરોપકારી પુરુષોમા ગણતરી થાય છે, કારણ કે એમ માનવામા આવે છે કે ઇથર, ક્લોરોફોર્મ, કોકેન, અને એવાંજ બીજાં મજ્જાતંતુઓને જડ કરી નાખનાર દ્રવ્યોએ માનવીના વેદનારાશિમાં ઘણો ઘટાડો કર્યો છે. છતાય આ માન્યતા સાચી હોવા સંબધી હું શંકા ધરાવુ છુ.

જડતાપ્રેરક દ્રવ્યોએ સર્જરીને ટેકનિકલ રીતે સહેલી કરી નાખી, અને ચીરાઓથી સીધેસીધી થતી વેદનાને નિર્મૂળ કરી દીધી પણ બીજી બાજુ આ પીડાશામક દવાઓની અદ્ભુત અસરોએ **અવિચારી અને ઓપરેશનોને એટલી હદે ઉત્તેજન આપ્યુ કે આજે કરવામાં આવતાં બધાંજ સર્જીકલ ઓપરેશનોમાંથી ઓછામાં ઓછાં ૯/૧૦ ઓપરેશનો અનાવશ્યક હોય છે.** ઘણાખરા દાખલાઓમાં આવા અણસમજણભર્યા અંગોપાગોના નાશનું પરિણામ જીવનભરની નબળાઈ અને વ્યથા એ હોય છે. પહેલાના જમાનામા ન ટાળી શકાય એવા જ ઓપરેશનો જડતાપ્રેરક દ્રવ્યોની મદદ આજની દીર્ઘવેદનાને મુકાબલે ઘણી ઓછી ગણી શકાય.

આ ઉપરથી એમ ન સમજશો કે, માનવીના દર્દોની સારવારમા સર્જરીના ઉપયોગનો હું આખો મીચીને વિરોધ કરું છું. પ્રસંગોપાત એક ઓપરેશન એ જિંદગી બચાવવા માટે સંપૂર્ણરીતે આવશ્યક હોઇ શકે.

ઇજાના કેસોમા જેવા કે જખમો અથવા ભાગેલા હાડકાઓ, પ્રસુતિના કેટલાક ગુંચવાડાઓમા અને કેવળ યાંત્રિક સ્વરૂપ ધરાવતા બીજા વિકારોમા, સર્જરીની જરૂર પડે છે.

આવા સઘળા કેસોમા, બીજી કોઇ પણ રીતે ટાળી ન શકાય એવી ઘણી વેદના પીડાશામક દવાઓથી અટકાવી શકાય છે. પણ અનાવશ્યક ઓપરેશનોના ભોગ બનેલ લોકોની દીર્ઘવેદના અવલોકવાની જે કોઇને તક મળી હશે, તેઓ એ વિધાનમાં શંકા નહિ ઉઠાવે કે પીડાશામક દવાઓ એ એવી બેધારી તલવાર છે કે જેણે રૂઝવ્યા હોય એના કરતા ઘણા વધુ જખમ કર્યાં છે.

ઘણા ચિકિત્સકોએ ઓછી કે વધુ સ્પષ્ટતાથી સાર્થકતા અને અનર્થકતા સ્વીકારી છે. જુની ઢબની દવાબાજીથી અસંતુષ્ટ થઇને અને ઘૃણા પામીને તેઓ સર્જરી તરફ એવી ખાત્રીથી વળ્યા છે કે સર્જરી એ રોગો મટાડવાની **ચોક્કસ વૈજ્ઞાનિક પદ્ધતિ** છે તેઓ એમ માનવા લાગે છે કે રોગી અવયવને મટાડવાનો સચોટ માર્ગ એને છરીથી દૂર કરવો એ છે.-આ વિચારણા નિશાળના છોકરાઓ માટે સરસ છે, પણ વિજ્ઞાનપુરુષોને બિલકુલ શોભતી નથી.

હું પોતે તો એ સમજી શકતો નથી કે, એક અવયવનો ઉચ્છેદ કરીને, મદ્યાર્કમા સાચવી રાખી સર્જનોના નમૂનાનાં કબાટ શોભાવવાથી એ અવયવને રોગમુક્ત શી રીતે કરી શકાય?

## સારું શું છે-વિનાશ કે રોગ નિવારણ?

'પણ' સર્જન સામો જવાબ દે છે કે: 'અમે અવયવો જ્યાંસુધી નિરુપયોગી ના થઇ જાય ત્યાંસુધી એને શરીરમાંથી દૂર કરતા નથી' અથવા તો એ એમ કહે છે કે: 'આ કે તે અવયવનું પ્રયોજન શું છે એ અમે [illegible] એ [illegible] અમે

કદી નહિ જણાય ' જો ઘડીયાળ બનાવનાર એક સ્પ્રીંગ, ચક્કર કે બેલેન્સ, બિનજરૂરી રીતે ઘડીયાળમા મૂકે એને માટે તમે કેવો અભિપ્રાય ધરાવશો ? આપણે જાણીએ છીએ કે ઘડીયાળનો દરેક ઝીણો ભાગ પણ મહત્વનો છે અને આખા યત્રની સમતુલા બગાડયા સિવાય એક પણ સ્પ્રીંગ, ચક્કર કે બેલેન્સ ખસેડી શકાતા નથી તો આપણે શુ એમ માની લેવુ કે જે મહાન કલાકારે માનવીને નામે ઓળખાતા આ અદ્ભૂત યત્રની રચના કરી, એણે આપણા શરીરમાં જ્યારે જુદા જુદા અવયવો મૂકયા, ત્યારે પોતે શુ કરી રહ્યો છે એનુ એને ભાન નહોતુ ? આપણે શુ એમ માની લેવુ કે શરીરના ભાગો ઘડીયાળની સ્પ્રીગો અને બેલેન્સો કરતા ઓછા મહત્વના છે ?

થોડા સમય ઉપર જ સર્જનો એવો દાવો કરતા હતા કે ગળામા આવેલી થાયરોઇડ ગ્રથિ ખરાબ પરિણામો સિવાય ખસેડી શકાય છે એ કયા કાર્યો કરતી હતી, તેને વિષે તેમને ખબર નહે તી—એટલા માટે એનુ કાઇ મોટુ મહત્વ હોઈ શકે નહિ પણ એમણે એ શોધી કાઢ્યુ કે આવી રીતે જેની ઉપર ઓપરેશન થયુ હતુ એવી દરેક વ્યક્તિનુ ઓપરેશન બાદ ટૂક સમયમા જ મરણ થયુ ત્યારબાદ એવો દાવો કરવામા આવ્યો કે બરોળનો ઉચ્છેદ થઈ શકે છે ફરી પાછુ એ શોધવામા આવ્યુ કે આ ચાલાકીભર્યા અને 'સફળ' ઓપરેશન પછી દરદીનુ અચૂક મરણ થતુ. અવારનવાર આપણે છાપાઓમા હોજરીઓ, ગુરદાઓ, મગજના ભાગો વગેરેના હિમ્મતભર્યા અને સફળ ઉચ્છેદો વિષે વાચીએ છીએ, પણ આ સર્જીકલ હાથચાલાકીના શિકારોનુ ભગવાન ભલુ કરે ! એમની ભયાનક યાતનાઓ અને કષ્ટદાયક મૃત્યુની નોધ કદી પણ લેવામા આવતી નથી

સોજો આવેલ ભાગ કે અવયવ એ સામાન્ય રીતે કેવળ રોગનુ લક્ષણ હોય છે સોજો, કોષવૃદ્ધિ કે ગાઠ પેદા કરનાર [illegible] તો લોહીના દરેક ટીપામા હોય [1] કોઈ વિનાશક દવાવિષ હોય શકે, જેનાથી અસ્વસ્થતા ઊભી થાય રોગી ઉત્સર્ગોના દમનથી કે સુજેલા ભાગોને કાપી કાઢવાથી, સ્થાનિક લક્ષણોની પાછળ કાર્ય કરી રહેલા કારણોનુ નિવારણ થતુ નથી

કુ રત સામાન્ય રીતે સહેલામા સહેલો રસ્તો શોધે છે જો તમે એનો નિરોધ કરશો, તો સભવ એ રહેશે કે પછીની પરિસ્થિતિ પહેલાની પરિસ્થિતિ કરતા ઘણી ભૂડી બનશે આ પદ્ધતિ વહેતા પાણીને પાળથી અટકાવી દેવા જેવી નિરર્થક પદ્ધતિ છે અમુક સમય માટે તમે પ્રવાહને અટકાવી શકશો પણ ટૂક સમયમા જ પ્રવાહ તમારી પાળની સપાટી લગોલગ આવી જશે, એટલે તમારે પાળ ઊચી કરવી પડશે આ પ્રમાણે વારવાર થશે અને છેવટે ચઢતુ પૂર આજુબાજુના ખેતરો પર ફરી વળી વિનાશ વર્તાવશે અને છેવટે કૃત્રિમ પાળને તોડી ફોડી નાખી એની આગળની દરેક વસ્તુને તાણી જશે

દરરોજનો અનુભવ એ સાબિત કરે છે કે આગળનુ લખાણુ એ કેવળ વૈદિયા સિદ્ધાતો નથી કે એક ઉમદા ધંધાની બદનામી નથી સર્જનોના દાવાઓ વાસ્તવિક હકીકતોથી સિદ્ધ થઈ શકતા નથી

છેલ્લા સત્તર વર્ષો દરમિયાન, આરોગ્ય ભવનમા તેમજ ગૃહપ્રેકિટસમા અમારી સારવાર હેઠળ એવા હજારો દરદીઓ આવ્યા છે કે જેમના કૌટુબિક ચિકિત્સકોએ એમ જાહેર કર્યું હતુ કે એમની જિંદગી બચાવવા માટે એમણે ઢીલ વિના તુરત જ છરીનો આશ્રય લેવો જોઇએ બહુ જ થોડા અપવાદો બાદ કરતા આ લોકોને ઝેરી દવા, સડાનિરોધક કે છરીના ઉપયોગ સિવાય સાજા કરવામા આવ્યા હતા

અનેક સ્ત્રીઓ જેઓની સામે વર્ષો પહેલા બીજકોષો દૂર કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો, તેઓ આજે નિરોગી બાળકોની સુખી માતાઓ છે અમારા અનેક જુના દર્દીઓ જેમની જુના વૈદ્યકના ચિકિત્સકોએ ઉગ્ર અને હઠીલા એપેન્ડીસાઈટીસ માટે સારવાર કરી હતી અને એ ત્રાસદાયક અવયવનો નિકાલ કરી નાખવા માટે બહુ જ ભારપૂર્વક સલાહ આપવામા આવી છે, અને પોતાના વર્મીફોર્મ એપેન્ડીકસો ધરાવે છે છેલ્લા સત્તર વર્ષો દરમિયાન મે એપેન્ડીસાઇટીસના સેકડો કેસોની સારવાર કરી છે અને હજી સુધી અમે એક પણ કેસ ગુમાવ્યો નથી, અને એક પણ દર્દી ઉપર આપરેશન કરવામા આવ્યું નથી.

બીજા દર્દીઓ સામે ગુરદા, પિત્તાશય અને મૂત્રાશયની પથરી, તતુમય અને બીજ ગાઠો તરતી ગુરદાઓ, હોજરીની પીડાઓ આતરડા અને ગર્ભાશયની અવ્યવસ્થાઓ તેમજ અનેક બાળકોના કાકડાઓ અને નાકના મસાઓ માટે ઓપરેશનોનો ભય ઉપસ્થિત થયો હતો એક વખતના આ બધા સર્જીકલ' કેસો છરીમાથી છટકી ગયા છે, અને કુદરતે એમને આપેલા તમામ અવયવો સાચવી રાખીને, એમના શરીરો અખડ રાખીને, તેઓ આનદપૂર્વક જીવી રહ્યા છે

એક રોગી અવયવનો નિકાલ કરવા કરતા એને મટાડવો એ શું વધુ સારૂં નથી ? નિસર્ગોપચાર એ દરરોજ સિદ્ધ કરે છે કે વધુ સારો રસ્તો એ સાથેસાથે વધુ સહેલો રસ્તો છે

હજારો સ્ત્રી–પુરુષો જેમના કોઈ સ્થાનિક વિકારો જે નૈસર્ગિક ચિકિત્સાની પદ્ધતિઓથી સહેલાઇથી મટાડી શકાયા હોત, એમની ઉપર ઓપરેશન કરવાથી, આ પ્રકારના અક્ષમ્ય અગવિનાશને કારણે, જીવનભર યતનાઓ લાચારીપૂર્વક વેઠી રહ્યા છે

ઘણા જે રીતસર દુ ખથી પીડાતા ના હોય, તો પણ તેઓ બીનજરૂરી રીતે જાતિયતા ગુમાવી બેઠા છે, અને બીજી રીતે જીવનની સ્વાભાવિક ક્રિયાઓ કરવા માટે અને કુદરતી આનદો ભોગવવા માટે અશક્ત બની ગયા છે અમારા અવલોકન હેઠળ આવતા બધા કેસોમા આ પ્રકારના કેસો અત્યત દયાજનક હોય છે

જ્યારે અમે જાણીએ છીએ કે અમારા સલાહપ્રાર્થિક ઉપર મોટુ આપરેશન થયુ છે, ત્યારે અમારી આશાનુ વાયુમાપક અત્યત નીચે ઊતરી જાય છે ઘણા અનુભવથી અમે એ જાણીએ છીએ કે માનવ જીવનતત્રના અગો ` પરિણામ સાથે

[1] લોાબકો કઠમાળના, ખસના, પ્રમે

વિસ્ફોટકના મરડાના અથવા કોઈ

આવા દરદીઓમાં લગભગ હમેશાં સાજા થવાની શક્તિનો અભાવ હોય છે.

જે શરીરમાંથી મહત્ત્વના અંગો કે અવયવો હરાઇ ગયા હોય છે, તે કાયમને માટે સમતુલા ગુમાવી બેસે છે. એની દશા સ્પ્રીંગ કે ચક્કર કાઢી લીધેલા ઘડીયાળ જેવી હોય છે. એ ચાલે ખરૂં, પણ કદી તદ્દન સીધી રીતે નહિ. એ અતિ નાજુક બની જાય છે, અને કોઇ પણ પ્રતિકૂળ અસર હેઠળ સહેલાઈથી સમતોલપણું ગુમાવી બેસે છે.

## માનવદેહ—એક એકમ

અમને એ હકીકતનો વધુ ને વધુ સાક્ષાત્કાર થતો જાય છે કે માનવદેહ એ એક સમજાતિય અને સંવાદી સમગ્રતા છે. એના બીજા ભાગોને અને ઘણીવાર તો આખા જીવનતંત્રને ઇજા પહોચાડ્યા સિવાય આપણે એના એક ભાગને ઈજા પહોંચાડી શકતા નથી. અગાઉ જણાવ્યા મુજબ જીવન-કેન્દ્રોમાં છરી ચલાવવી એટલે મગજમાં છરી ચલાવવી. આવા ઓપરેશનો મજ્જા-તંતુઓના તંત્રોના કાર્યો ઉપર બહુ જ ઊંડી અસર નીપજાવે છે.

વિયેનાના એક ચિકિત્સકે એક બહુ જ રસિક પુસ્તક લખ્યું છે, જેમા એ બતાવે છે કે નાકની અંદરની અંતરત્વચા શરીરના દૂરના અંગો અને અવયવો સાથે ગાઢ સંબંધ અને સહાનુભૂતિ ધરાવે છે. એણે નાકમાં એવી એક નાની જગ્યા શોધી કાઢી કે જેનો સંબંધ ફેફસાં સાથે છે. આ પ્રદેશમાં વિજળીક સોયથી ક્ષોભ ઉત્પન્ન કરવાથી એ દમના દરદીઓમાં દમના હુમલાઓ લાવી શકયો. એ જ ભાગને જડ કરી નાખવાથી કફ અને અને દમના સખત હુમલાઓને એ તત્કાળ અટકાવી શકયો. નાકની બખોલનો બીજો એક પ્રદેશ જનન અવયવો સાથે સંબંધ ધરાવે છે. એ ડોકટરે એમ સાબિત કર્યું કે આ પ્રદેશને લગાડવામા આવતા વિજળીક ક્ષોભથી ગર્ભપાતો કરી શકાય છે અને નાકમાંના એ જ પ્રદેશને જડ કરી નાખવાથી ગર્ભાશયના રક્તસ્રાવો અટકાવી શકાય છે.

## ઝોન થેરાપી

બીનજરૂરી સર્જીકલ વાઢકાપો સામે મારી ચેતવણીઓને જેવામાં બેહદ સમર્થન ઝોન થેરાપીની નવી પદ્ધતિમાંથી મળી રહે છે. આની અંદર પણ વિજ્ઞાન ચોંકાવનારી રીતે મજ્જાતંતુઓના તંત્રના જુદા જુદા ભાગોનું પરસ્પરાવલંબન સિદ્ધ કરે છે. એ એમ બતાવે છે કે શરીરના દૂરના ભાગોમાં થતાં ક્ષોભ અને દુઃખો આંગળીઓ ઉપરના કેટલાંક કેન્દ્રો દબાવવાથી દૂર કરી શકાય છે, અથવા તો હળવાં થઇ શકે છે.

આ અને બીજી અનેક અનુભવસિદ્ધ હકીકતો માનવજીવનતંત્રની એકતા ઉપર અદ્‌ભૂત પ્રકાશ ફેંકે છે: એના આખા યે યંત્રમા વિકાર કર્યા વિના તમે એના એક ભાગને ઇજા કરી શકશો નહિ.

સર્જિકલ ઓપરેશનોના ભુંડાં પશ્ચાત પરિણામો હંમેશાં એકદમ દેખા દેતાં નથી. ઉલટપક્ષે ઘણીવાર સર્જિકલ ચિકિત્સા પછી દેખીતા સુધારાનો સમય આવી જાય છે. ત્રાસદાયક સ્થાનિક લક્ષણો અદ્રશ્ય થયાં હોય છે અને વાઢકાપનાં પશ્ચાત પરિણામોને દેખા દેવા માટે સમય મળ્યો હોતો નથી. પણ વહેલાં કે મોડાં જુનાં લક્ષણો ઉગ્રરૂપમા પાછા દેખાય છે, અથવા તો નવા ગૂંચવાડાઓનો સમૂહ ઉદ્‌ભવે છે આવે વખતે દર્દીને એમ સમજાવી દેવામાં આવે છે કે પહેલું ઓપરેશન સંપૂર્ણરીતે સફળ થયું હતું. અને આ પાછળથી ઉદ્‌ભવેલી મુશ્કેલીઓને અગાઉની તકલીફો સાથે કંઇજ લેવાદેવા નથી. પણ એતો કોઈ તદ્દન નવી જ પીડા છે. અથવા તો એને એમ ખાત્રી આપવામાં આવે છે કે પહેલું ઓપરેશન જેટલું જવું જોઇએ એટલું ઊંડું ગયું નહિ. પીડાના સ્થાન ઉપર પહોચવામા એ નિષ્ફળ ગયું એટલા માટે એ ફરી પાછું કરવાની જરૂર રહેશે.

અને આ રીતે આનંદપૂર્વક અંગોચ્છેદનું કાર્ય ચાલ્યા જ કરે છે. શરીરમાં આવેલા રોગવિષો એક પછી એક સોજાના કેન્દ્રો ઉત્પન્ન કરે છે. આ કેન્દ્રોનો સર્જન તત્કાળ નિકાલ કરે છે, પણ સાચો રોગ જે વિસ્ફોટક, ખસ કે કંઠમાળનો દોષ, યુરીકએસીડ કે ઓકઝેલીક એસીડ ઝેરી એલ્કેલોઇડો અને ટોમેનો હોય છે તે શરીરના દરેક કોષ અને લોહીના દરેક ટીપાને અસર પહોંચાડતો હોય છે એ સર્જનની છરીને ભૂલથાપ આપે છે, અને નવાં ચાંદા, ગુમડાંઓ, સોજાઓ વગેરે સર્જે છે, જેટલી ઝડપથી જુની ફરિયાદો દૂર થાય છે એટલી જ ઝડપથી નવી સર્જાય છે.

જેમણે અગાઉનાં પ્રકરણોનો કાળજી પૂર્વક અભ્યાસ કર્યો હશે તેઓ આ હકીકતો સહેલાઈથી સમજી શકશે તેઓ એ જોઈ શકશે કે ઉગ્ર અને અર્ધ ઉગ્ર ફરિયાદ કુદરતના શરીરશુદ્ધિના અને રોગશાંતિના પ્રયત્નો દર્શાવે છે અને દવા કે છરીથી થતું સ્થાનિક દમન કુદરતની સુધારક અને શુદ્ધિકારક પ્રવૃત્તિઓને હઠીલારોગમા ફેરવી નાખવાનું જ કામ કરે છે.

જ્યારથી મેં આ વિષય ઉપર વ્યાખાનો આપવાનું અને લખવાનું શરૂ કર્યું ત્યારથી મેં આ ચેતવણીઓ અને એમ.ચ ખાસ કરીને જનન અવયવો ઉપર થતી વાઢકાપની વિરુદ્ધ ચેતવણી ઉચ્ચારી હતી. થોડા વર્ષો અગાઉ વૈદ્યક પુરુષોએ નિસર્ગોપચારના બીજા ઉપદેશોની સાથોસાથ આ ચેતવણીઓને પણ એક ઉમદા ધંધા ઉપરના નિર્મૂળ, અનર્થક, અને કિન્નાખોર હુમલાઓ તરીકે વખોડી કાઢી હોત. પણ જુઓ ! વચલા ગાળામાં સર્જીકલ વિજ્ઞાનને જ પોતાના ભૂતકાળના દુરાચારોની ખાત્રી થઇ છે. સર્જનો જ હવે કબુલ કરે છે કે બીજાશયોને કાપી કાઢવાં એટલે 'મગજમાં ચીરો મૂકવો,' અને જે સ્ત્રીઓના આ અવયવો હરાઈ ગયા છે, તેઓ જ્ઞાન-તંતુઓની નિર્બળતા અને ગાંડપણની ભોગ બને છે.

અકસ્માતથી જ એ શોધી કઢાયું કે બીજાશયોને કાપી કાઢવાથી મજ્જાતંતુ તંત્ર, મન અને ઊર્મિતંત્ર ઉપર નીપજતાં ભયંકર પશ્ચાત પરિણામોને, જો ટાળવાં હોય તો એ અવયવોનો એક નાનો ભાગ, જે વઢાણા કરત વધુ મોટો ના હોય તેને સાચવી રાખવો જોઈએ. આ હકીકતનો હવે દરેક અદ્યતન સર્જન સ્વીકાર કરે છે. આનાથી બીજાશયો અને બીજી નલિકારહિત ગ્રંથિઓના સ્રાવોનું શરીરની વ્યવસ્થામાં જે અત્યંત મહત્ત્વ છે, તે સમજાય છે. આ અવયવોના નાનકડા ભાગના સ્રાવો માનવવ્યક્તિત્વની ત્રિગુણ ભૂમિકાઓ ઉપર જો આવી બળવાન અસર નીપજાવતા હોય તો તેમનો વિનાશ કરવાને

બદલે પુનરુત્થાન શા માટે ન કરવું ? આ સહેલાઈથી શક્ય છે એ અમે જેમને માટે ઓપરેશન સૂચવાયું હોય એવા સેંકડો સર્જીકલ કેસોમા સિદ્ધ કર્યું છે

સાચા ચિકિત્સકની સર્વોત્તમ કળા સંરક્ષણ અને પુનરુત્થાનમા છે, અંગોચ્છેદ કે વિનાશમા નથી

સર્જીકલ વિરુદ્ધ નૈસર્ગિક ચિકિત્સાની આ ચર્ચા સાથે સબંધ ધરાવતો એક પ્રશ્ન આપણે વિચારીએ એપેન્ડિસાઇટીસ વિષેના એલોપેથિક ખ્યાલ અને સારવારનો આપણે વિગતમા વિચાર કરીએ અને ત્યારપછી નિસર્ગોપચારનું દૃષ્ટિબિંદુ અને ચિકિત્સા જોઈએ

[ એપેન્ડિસાઈટીસ આવતે અંકે ]

# [૪] પોપૈયું

લેખક
ભૂપતરાય મો. દવે

થોડા વરસ પહેલા પોપૈયું ગુજરાતના અમુક પ્રદેશમા પાકતું હતું પણ છેલ્લા ૨૦ થી ૨૫ વરસ થયા કાઠીઆવાડમા તેનું વાવેતર મોટા પ્રમાણમા વધી ગયું છે પરિણામે પોપૈયાની મોસમ વખતે એ ખૂબ જ સસ્તા ભાવે મળે છે સામાન્ય રીતે પૈસાદાર વર્ગ મોસબી, સંતરા સફરજન, દાડમ વગેરે મોંઘા ફળો શોખની ખાતર ખાય છે આમ હોવા છતા તેઓનું શરીરસ્વાસ્થ્ય નબળું રહ્યા કરે છે જ્યારે સામાન્ય સ્થિતિવાળા માણસોને મોંઘા ફળના દર્શન દુર્લભ હોય છે સામાન્ય સ્થિતિવાળા માણસો કિંમતી ફળને બદલે ગાજર, ટમેટા મૂળા કાંદા શેરડી પોપૈયુ વગેરે ખાઈને પોતાની શારીરિક તંદુરસ્તી જાળવી રાખે છે

પોપૈયું સર્વત્ર જાણીતું સસ્તું અને સહેલાઈથી પ્રાપ્ત થઈ શકે તેવું મધુર ખાદ્ય ફળ છે લોકો તેનો વિવિધ રીતે ખોરાક તરીકે ઉપયોગ કરે છે ઘણી વખત મીઠાં અને સ્વાદિષ્ટ લાગતા ફળો આપણે ખાઈએ છીએ પણ તેના ગુણદોષથી અજાણ હોવાથી કયું ફળ કેટલા પ્રમાણમા લેવું એનો નિર્ણય આપણે કરી શકતા નથી પરિણામે વધુ પડતા સેવનથી લાભને બદલે નુકશાન થાય છે સામાન્ય નિયમ છે કે પોતાની પ્રકૃતિને અનુકુળ આવે તે ફળ પ્રમાણસર આહારમા લેવાથી રક્તશુદ્ધિ થાય છે શરીર નીરોગી બને છે

પોપૈયું સ્વાદિષ્ટ અને દસ્ત સાફ લાવનારૂ છે ઝુંપડામા રહેનાર માણસો માટે મેવા ફળની ગરજ સારે છે એમા અનેક પ્રકારના ગુણો ક્ષારો પ્રજીવનકો (વિટામિન) નૈસર્ગિક રીતે સમાયેલા છે તેમજ વિવિધ રોગોમા દવાની ગરજ પુરી પાડે છે

પાકી ગયેલ પોપૈયામા નીચેના પોષક તત્ત્વો આવેલા છે

| પોષક તત્ત્વો | સેંકડે ટકા |
|---|---|
| પાણી | ૮૮ ૬ |
| | ૦ ૫ |
| ચરબી | નથી |
| ક્ષાર | ૯ ૫ |
| કાર્બો-હાઇડ્રેટ્સ (કાર્બોદિત) | ૦ ૦૧ |

### પ્રજીવનકો (વિટામિન)

'એ' અને 'સી' નામના પ્રજીવનકો (વિટામિન) સારા પ્રમાણમા છે ઉપરાંત 'બી' અને 'ડી' બહુજ સામાન્ય છે

એ પ્રજીવનક (વિટામિન)નું પ્રમાણ સૌથી વધારે છે સામાન્ય રીતે માખણમા એ પ્રજીવનક છે તેના કરતા અર્ધા પ્રમાણમા એ પ્રજીવનક પાકી ગયેલ પોપૈયામા છે આ બધા પછી એમા પેપ્સીન નામનું તત્ત્વ છે પેપ્સીનના ખમીરમા એસીડ અને આલ્કલ બન્ને ગુણ છે પેપ્સીનની ખાસ અસર પાચનક્રિયા પર થાય છે ખરાબ થઈ ગયેલ પાચન ક્રિયાને સતેજ કરવામા પેપ્સીન ખુબ જ મદદરૂપ બને છે

### ખનીજ ક્ષારો

કેલ્સ્યમ (ચૂનો) લોહ, ફોસ્ફરસ વગેરે એમા રહેલા છે આ ઉપરાંત કાચા પોપૈયામાથી સફેદ દૂધ જેવો ચીકણો ઘાટો પદાર્થ મળી આવે છે એ પદાર્થને ચીક અથવા છીર નામ આપવામા આવેલ છે આ પદાર્થમા પપૈન નામનું કિંમતી તત્ત્વ છે

### પપૈનની મહત્તા

કાચા પોપૈયામા છેદ પાડવાથી સફેદ દૂધ જેવો સફેદ પદાર્થ નીકળે છે આ દૂધને કાચના સ્વચ્છ વાસણમા ભરીને સૂર્યના પ્રકાશમા સુકવીને એક કિંમતી પપૈન ઔષધ તૈયાર થાય છે આ કિંમતી તત્ત્વો જમ્યા પહેલા ૨ થી ૩ રતી લેવાથી મંદાગ્નિમા સુંદર અસર કરે છે પરિણામે ખાધેલ ખોરાક બરાબર પચે છે રક્ત અને શક્તિ વધે છે

### પપૈન અને પાંડુરોગ

પપૈનના નિયમિત સેવનથી પાંડુરોગ મટી જાય છે બરોળ વધી ગઇ હોય તો તેના પર પપૈન સારી અસર કરે છે અને જતા જતા તે બરાબર કામ કરતી થાય છે

### પોપૈયાના ગુણ

પોપૈયુ સ્વાદમા મધુર અને સહેજ તુરૂ લાગે છે આ સ્વાદને લીધે કેટલાક લોકો પોપૈયાના છૂટથી ઉપયોગ કરતા નથી. સ્વાદને બહુ મહત્ત્વ ન આપીએ તો પોપૈયુ પિત્તનાશક શરીરને પોષણ આપનારૂ અને આરોગ્ય બક્ષનારૂ ગરમ ફળ છે

### પોપૈયુ ઔષધ તરીકે

આજના જમાનામા ઘણાખરા માણસો રોગી દેખાય છે તેનું મુખ્ય કારણ હલકો ખોરાક અને કૃત્રિમ રહેણીકરણી છે હોટલમા રસ્તામા ફેરીઆના પાસેથી ભેળ પુરી દહીં વડા ચેવડો ભજીઆ વગેરે ફરસાણો ખાઈને માણસ પોતાની તંદુરસ્તી ગુમાવી બેસે છે આવા હલકા અને તળેલા પદાર્થોથી લીવર (યકૃત) જઠર આતરડા વગેરે અવયવો સહેજે ખરાબ થાય એ સૌના અનુભવની વાત છે આ બગડેલા લીવર (યકૃત) તેમજ પાચક અવયવોને દવા વગર સ્વચ્છ-ક્રિયાશીલ બનાવવા માટે પાકેલ પોપૈયુ આશીર્વાદ રૂપ છે

લીવર (યકૃત) અને બરોળ બગડી ગયેલ દર્દીએ પાકેલ પોપૈયાનું સવાર-સાંજ સેવન કરવુ જેથી ૨-૩ મહિનામા લીવર, અને બરોળ ક્રિયાશીલ થશે.

### કબજીયાત પર અસર

કબજીયાત આજનું મુખ્ય દર્દ છે સેંકડે ૯૫ ટકા માણસો સખત કબજીયાતથી પીડાય છે કબજીયાત મટાડવા માટે લોકો તરેહતરેહની જુલાબની ટીકડીઓ ફાકીઓ વગેરે લીધા કરે છે પરિણામે થોડો દસ્ત આવે છે અને આતરડાને વધુ ને વધુ નબળા બનાવે છે

દવા અને જુલાબથી કંટાળેલ કબજીયાતવાળા દર્દીઓને નિયમિત પોપૈયુ

ખવરાવવાથી કબજીયાત મટે છે એ લેખકના સ્વાનુભવની વાત છે. પોપૈયું નિયમિત લેવાથી દસ્ત બરાબર ન આવે તો રાત્રે પોપૈયું ખાધા પછી અર્ધા કલાકે નવશેકું દૂધ એકાદ પ્યાલો (કપ) લેવું જેથી સવારે દસ્ત આવશે. લાંબા સમયની કબજીયાત હોય તો ધીરજ અને શ્રદ્ધાપૂર્વક આ પ્રયોગ અજમાવવો.

### દમના દર્દી માટે

દમ થવાના અનેક કારણોમાં પેટ ગંદુ હોય છે. ખાધેલ ખોરાક પચેલો નથી હતો પરિણામે કફનું પ્રમાણ વધવા માંડે છે. ખોરાકમાં ફેરફાર કરવામાં આવે તો કફનું પ્રમાણ ચોક્સ ઘટે છે.

દમના દર્દી માટે પોપૈયાનો ખોરાક ખુબ જ અનુકૂળ આવે છે. દમના દર્દીએ આહારમાં પોપૈયાનો છૂટથી ઉપયોગ કરવાનો ખાસ આગ્રહ રાખવો. પોપૈયું કફઘ્ન છે કફ ઓછો કરે છે. હોજરી અને આંતરડા સાફ રાખે છે. શરદી–સળેખમવાળાએ પોપૈયું જરૂર ખાવું. ગેસના દર્દીને પણ પોપૈયું ફાયદાકારક છે. બાળકોના પેટમાં કૃમિ પેદા થયા હોય તો પોપૈયું ખાવાથી નાબુદ થાય છે અને શરીર હૃષ્ટપુષ્ટ બને છે.

કબજીયાત ગેસ, મંદાગ્નિ, બરોલ, લીવર, હૃદયના, મગજના, દમના, શ્વાસનળીના-વગેરે દર્દીઓએ સવારના નાસ્તામાં પાકેલ પોપૈયાને પસંદગી આપવી. પરિણામ સુંદર આવશે.

### મુખ સૌંદર્ય વધારે છે

મુખ ઉપર ખીલ, કાળા ડાઘ, કરચલીઓ, વગેરે હોવાથી મુખના સૌંદર્યને ઝાંખું પાડે છે ખાસ કરીને યુવાનીમાં પ્રવેશતા યુવક-યુવતીઓના મુખ ઉપર ખીલ દેખાતા હોય છે તેઓ ખીલથી બચવા માટે લોશન, ક્રિમ, પાવડર વગેરેના અખતરા કરતા હોય છે છતાં તેઓને નિષ્ફળતા મળે છે. નિષ્ફળ થયેલાઓએ પાકેલા પોપૈયાની ચીર મુખ ઉપર ધીરે ધીરે ઘસવાથી લાભદાયક બનશે, આ ચીરને ઘસ્યા પછી દસેક મિનિટ સુધી મોંને પાણીથી સાફ ન કરશો દસ મિનિટ બાદ કરવાથી ખીલ મટશે, મુખનું સૌંદર્ય વધશે. એકાદ મહિનો પ્રયોગ સવાર–સાંજ કરવો તેલ, ક્રિમ અથવા બીજો ચીકણો પદાર્થ ખીલવાળા ભાગને ન લાગે તે ખાસ જરૂરી છે, બાકી સામાન્ય ચાંદા, કરચલીવાળાએ તલના તેલનો આછો હાથ મોં ઉપર ફેરવવો જેથી ચામડીનું જીવન–સૌંદર્ય ફુટી નીકળશે.

### બહેનોને માટે

સહેરમાં બહેનોને ઘરકામ ઓછું હોવાથી, આરામમય જીવન ગુજારવાથી અનેક પ્રકારના રોગો તેમના શરીરમાં ફુટી નીકળે છે ખાસ કરીને ઋતુ અનિયમિતપણે અને ઓછું આવતું હોય છે. આવા દરદમાં પાકેલ પોપૈયું સવારે અને સાંજે પાથી અધોશેર થોડા દિવસો દરરોજ લેવાથી ઋતુ પુરતા પ્રમાણમાં અને નિયમિતપણે આવશે. કષ્ટદાયક ઋતુ આવતું હોય તો પણ પોપૈયું ખાવાથી એ પીડામાંથી મુક્તિ મળે છે,

### પોપૈયું ખાવાની રીત :

પાકેલ પોપૈયાના વચ્ચમાંથી બે ભાગ કરવા, પછી બી કાઢી નાખવા. ત્યારબાદ ચમચા વડે ગર્ભને ધીરે ધીરે ઉખાડીને ખાવો. પોપૈયું બરાબર પાકી ગયું હશે તો છાલ ઉપરથી ગર્ભ આપોઆપ ઉખડશે કાચું હશે તો ગર્ભ નહિ ઉખડે. પોપયું ખાતી વખતે છાલ ફેંકી દેવી.

### બીજી રીત

પાકેલ પોપૈયાની ચપ્પા–છરી વડે દસ–બાર ચીરો કરો. તે દરેકની છાલ ઉતારો. પછી તેના બારીક ટુકડા કરો અને ચમચાથી અથવા હાથથી મોંમા મુકો. પછી સ્વાદ પૂર્વક ખુબ ચાવી ચાવીને ગળે ઉતારો પાકેલ પોપૈયું સ્વાદિષ્ટ લાગે છે એટલે આહાર કરતી વખતે ઝડપથી જમવું નહિ. ઉતાવળે જમવાથી મોંમાંથી સ્રાવ થતા રસો પ્રમાણમાં છૂટશે નહિ.

પોપૈયાના ભોજન પછી તરત પાણી ન પીતા. થોડો સમય જવા દેવો જેથી ગુણ બરાબર કરશે.

### કેરી અને પોપૈયું

કેટલીક લોજમાં કેરીના રસનું ભોજન કેરીના રસની સાથે પાકેલ પોપૈયાનો કપડાથી ગાળી નાખેલ રસ મેળવવામાં આવે છે કેરીનો રસ અને પોપૈયાનાં રસનું મળતાપણું હોવાથી ભોજન લેનાર લોકોને બિલકુલ ખબર પડતી નથી. આ પોપૈયાની ખાસ મહત્તા ગણાય.

પોપૈયું સ્નિગ્ધ, વીર્યવર્ધક, રેચક, હૃદયને પુષ્ટિ આપનારું, અનેક દર્દોમાં ઔષધ જેવું કામ આપનાર મિષ્ટ ફળ છે. આપણે સૌએ પોપૈયાની કિંમત વધારે ને વધારે આંકવી જોઈએ.

### ખાસ મહત્ત્વની સુચનાઓ

પોપૈયું પ્રકૃતિ મુજબ સહેજ ગરમ હોવાથી નીચે મુજબના દર્દીઓએ નહિ લેવું જોઇએ.

સગર્ભાવસ્થામાં પોપૈયું નુકશાનકારક છે. ભૂલેચૂકે લેવાઈ જાય તો તરત શરીર સ્વાસ્થ્ય પર માઠી અસર કરે છે.

વધારે પડતું ઋતુ (અતિઆર્તવ) આવતું હોય તો પોપૈયું ન લેશો.

કસુવાવડ પછી પોપૈયું ખાવાની ભૂલ ન કરશો. હરસવાળાએ પોપૈયું ન લેવું.

સુવાવડ પછી થોડા દિવસોમાં પોપૈયું ન લેવાય તેની કાળજી રાખવી. પ્રમેહ તણખીયાના દર્દથી પીડાતા દર્દીએ પોપૈયું ન લેવું.

નસકોરી ફુટવી–નાકમાંથી વારંવાર લોહી પડતું હોય તેવા રોગવાળાએ પોપૈયું ખોરાકમાં ન લેવું.

વારંવાર આંખો દુખવા આવતી હોય તેવા આંખના દર્દીને પોપૈયું ખૂબ હાનિકારક છે.

શરીરમાં ખોટી ગરમી રહેતી હોય, જેને લીધે ઉષ્ણતા વધારે પડતી દેખાય છે, અંગ તપેલું લાગે છે. આંખો બળે છે. પેશાબમાં પીળો રંગ આવે છે, આ પ્રકારની શારીરિક સ્થિતિ રહેતી હોય તો પોપૈયું ન લઇ શકાય.

લોહીવાથી પીડાતી બહેનોએ પોપૈયું ન લેવું.

દસ્તમાં લોહી પડતું હોય તેવા દર્દીએ પોપૈયાનો સ્વાદ ત્યાજ્ય કરવો જરૂરી છે.

કાચું પોપૈયું કદી ન ખાવું, કારણ કે

# હિંદુ કાયદાનો ખરડો

## [ઉડતી નજરે]

શ્રી. પ્રભુદાસ બાલાભાઈ પટવારી બી. એ. એલ. એલ. બી. એડવોકેટ

આપણા દેશમાં જે કુરિવાજો જડ ઘાલી બેઠા છે તે આપણી રાષ્ટ્રીય નિર્બળતાનું મૂળ છે અને આપણા સમાજના અધઃપતનનું કારણ છે. આ કુરિવાજોના સમર્થ રૂપે જે કાયદાઓ અસ્તિત્વ ધરાવી રહ્યા છે તેમાં તાત્કાલિક સુધારણા કરવાની અત્યંત આવશ્યકતા છે. વળી સમાજના ઉત્કર્ષની આડે આવતી દરેક ક્ષતિને દૂર કરવા તાત્કાલિક પ્રયત્ન કરવામાં કાયદો પણ સમાજના ઘડતરનું એક અગત્યનું અંગ હોઈ, સમાજની સંસ્કૃતિ અને પ્રગતિશીલતાઓ સાચવી, તેમાં પણ સમય અને સંજોગોને અનુકૂળ પરિવર્તન અને વિકાસની જરૂર હોય છે.

આજના હિંદુ કાયદામાં અનેક ત્રુટીઓ અને મુશ્કેલીઓ ઊભી છે જેમાં સુધારણા કરવાના અનેક આંદોલનોના પરિણામે હમણાં કાયદામાં ફેરફાર અંગેના ચક્રો ગતિમાન થયા છે. પ્રજામતને બહુ વખત અવગણી શકાય તેમ ન હોવાથી સરકારે પણ બે હાઈકોર્ટ જડજો અને કાયદાના નિષ્ણાત પ્રોફેસરની બનેલી એક હિંદુ કાયદા સમિતિની નીમણુંક કરી છે. આ સમિતિ છેલ્લા ત્રણેક વર્ષથી આ દિશામાં મહત્વનું કામકાજ કરી રહી છે. સમિતિએ પ્રજામતનો અભ્યાસ કરી કયા ફેરફારોની આવશ્યકતા છે તે જોઈ વિચારી હિંદુ કાયદાનો એક કામચલાઉ ખરડો તૈયાર કર્યો છે આ સમિતિ ટૂંક સમયમાં હિંદના મુખ્ય શહેરોના પ્રવાસે નીકળવાની છે. અનેક વ્યક્તિઓ તથા સંસ્થાઓના કાર્યકર્તાઓનો મૌખિક પુરાવો લઈ દરેક દૃષ્ટિબિંદુનો અભ્યાસ કરવા પ્રયત્ન કરશે અને ત્યારબાદ ધારાસભામાં મુકવા માટે છેવટના કાયદાના ખરડા અંગેનું નિવેદન સરકારને સુપ્રત કરશે.

આજનો હિંદુ કાયદો શ્રુતિ, સ્મૃતિ રીતરિવાજો અને આ બધાના આધાર પર અપાએલા કોર્ટોના ચુકાદાઓ તથા વખતો વખત થયેલા અમુક ધારાઓનો બનેલો છે આ નવા ખરડામાં કાયદાના જુદા જુદા ભાગોનું એકીકરણ કરી હિંદુ કાયદાને એક સમગ્ર ધારાનું (code) રૂપ અપાયું છે. હિંદુધર્મના ઉદાર તત્વે એ ભિન્નભિન્ન આચારો ચલાવી લીધા છે. દેશના જુદા જુદા ભાગમાં જુદી જુદી પ્રથા અને પદ્ધતિઓ હોય તે ઇષ્ટ નથી. હિંદુ કાયદાનો ખરડો દેશના બધાય ભાગો માટે એક જાતનો જ કાયદો અને નિયમો રજુ કરે છે.

આ ખરડામાં બીજી મહત્વની વસ્તુ વારસાહક્ક અંગે છે. અત્યારસુધી હિંદુ કાયદામાં પુરૂષ વારસદારની હાજરીમાં સ્ત્રીને અને વિશેષતઃ પુત્રની હયાતીમાં પુત્રીને વારસદાર તરીકે સ્થાન નથી આ કાયદાથી પુત્રીને વારસાના હક્કો પ્રાપ્ત થાય છે. પુત્રની હિંદુ કુટુંબ અંગેની હાલની વિશિષ્ટ જવાબદારીઓ લક્ષમાં લઈ પુત્રીનો હિસ્સો પુત્રના હિસ્સા કરતાં અડધો રાખવામાં આવેલ છે.

પુત્રીને વારસદાર બનાવવાનો પ્રશ્ન આજે ખૂબ વિવાદાસ્પદ છે. તેમાંની ઘણી દલીલોમાં બહુ વજુદ નથી, પરંતુ એક બે દલીલો વિચાર માગે છે એક પક્ષ એમ કહે છે કે હિંદ ખેતીપ્રધાન દેશ હોઈ પુત્રીના વારસાહક્કથી અનેક કુટુંબોની જમીનના ટૂકડા થશે અને પરિણામે દેશને ખૂબ નુકસાન થશે.

હિંદમાં આજે પણ જમીનની જે ટૂકડાબાજી ચાલી રહી છે તે પણ અનિષ્ટ હોઈ બીજી વિશેષ થવા દેવી તે ખરેખર દેશને માટે મોટા ભય સમાન ગણાય; પરંતુ તેવી પરિસ્થિતિને સમગ્ર રીતે અટકાવવા યોગ્ય અને અનુકૂળ પગલાં લેવાં જોઈએ. ફક્ત પુત્રીના વારસદાર બનવાથી એમાં અડચણ ઊભી થશે - એમ કહેવું તે વ્યાજબી નથી.

ઘણા એમ દલીલ કરે છે કે પુત્રીનો હિસ્સો જુદો પડાવી તેના કબજે લઈ જવા પુત્રીનો પતિ અત્યંત ઉત્સુક રહેશે અને તેથી કુટુંબમાં વિક્ષેપ અને કુસંપ ખૂબ વધી પડશે આવા અમુક બનાવો બનવાનો સંભવ છે. સંધીકાળમાં ગેરલાભ લેનારાઓ જરૂર નીકળી પડશે. પરંતુ પિતાના જીવન સુધી કોઈનો મિલકતમાં હિસ્સો માગવાનો અધિકાર નથી અને જે જે કિસ્સાઓમાં યોગ્ય જણાય ત્યાં ત્યાં પિતા વીલથી કે બીજી રીતે વ્યવસ્થા

શકે છે. દિવસે દિવસે સ્ત્રી કેળવણી પામી નિર્ભય અને સ્વાશ્રયી બનતી જશે એટલે બહુ મુશ્કેલી નહિ રહે પરંતુ આવા કારણે પુત્રીને વારસામાંથી દૂર રાખવી તે યોગ્ય નથી.

બીજી એક દલીલ એ છે કે દીકરાને દેવું આપવાનું રહેશે જ્યારે દીકરી તો મિલ્કત લઈ સાસરે ચાલી જશે, તે દેવું આપવા ઓછી તૈયાર થશે? આ દલીલ અર્થ વગરની છે. કાયદામાં ગુજરનારની મિલ્કત હોય તેમાંથી જ વારસદારોએ દેવું ચૂકવવાનું હોય છે. ધારો કે પિતા પોતાની પાછળ ફક્ત દેવું મૂકીને જ મૃત્યુ પામે આવા પ્રસંગે પુત્રને માથે પિતાની મિલ્કતના અભાવે દેવાની કાયદેસર જવાબદારી નથી. તે જ પ્રમાણે નવા સુધારામાં પણ મિલ્કત હોય તો પહેલાં દેવું પતાવ્યા બાદ જ વહેંચણી કરવાની છે. મિલ્કત ન હોય અને ફક્ત દેવું જ હોય ત્યાં કોઈને કાંઈ જવાબદારી નથી. પુત્ર હોય કે પુત્રી

ખરડામાં બીજી મહત્વની કલમો પછી તે લગ્નના કાયદા અંગેની છે. આજે ઘણાનાં લગ્નજીવન ખૂબ દુઃખી છે. જ્યાં જ્યાં કાયદાથી વિકટ પરિસ્થિતિ પ્રવર્તી રહી છે ત્યાં હવે રસ્તો કાઢ્યા વગર ચાલી શકે તેમ નથી.

લગ્નવિધિ અંગે નવા કાયદામાં બન્ને પ્રકારની વિચારસરણીને સ્થાન અપાયું છે જેમને વૈદિક વિધિનું પાલન કરવું હોય અને જેમને ધાર્મિક કે પરંપરાગતના રિવાજ અનુસાર લગ્નગ્રંથીમાં જોડાવું હોય તેમને માટે સંસ્કાર લગ્નની યોજના મૂકવામાં આવી છે. આજના કાયદામાં અને તેમાં એટલો ફેર છે કે હવેથી એક પત્નીની હયાતીમાં કોઈ પણ વ્યક્તિ લગ્ન કરી શકશે નહિ; પછી તે સંસ્કાર લગ્ન કરે કે સિવિલ લગ્ન કરે. સોળ વર્ષની ઉંમરની અંદરની કન્યા હોય તો લગ્ન અંગે તેના પિતા કે વાલીની સમ્મતિ આવશ્યક છે. સિવિલ લગ્ન હાલના સ્પેશીયલ મેરેજ એકટના લગ્નની બરોબર છે બન્નેના નિયમોમાં ઘણું સામ્ય છે જેને વિધિ ન પસંદ હોય તેઓ રજીસ્ટાર સમક્ષ જઈ સોગંદનામા પર સહી કરી લગ્ન કરી શકે છે.

વળી આ ખરડામાં, હાલના પરિણિત યુગલો કે જેમને પોતાના લગ્નના કાયદેસરપણા વિશે શંકા હોય અગર વિધિ અનુસાર પરણેલાં હોવાં છતાં જેમને સિવિલ લગ્ન કરવાની ઈચ્છા હોય તેઓને માટે સિવિલ લગ્ન

લગ્ન વિચ્છેદ અંગે અમુક કલમો કાયદામાં મૂકાઈ છે. અમુક સંજોગોમાં લગ્ન વિચ્છેદની છૂટ હોવી જોઈએ એમાં આજે કોઈથી ના નહિ પડાય. ઘણાની એવી માન્યતા છે કે યુરોપ અમેરીકામાં જે અનિયંત્રિત લગ્નવિચ્છેદ થઈ રહ્યા છે તેવી દશા આપણા સમાજની થશે. પરંતુ ત્યાં તો નજીવા અને ક્ષુલ્લક કારણસર પણ લગ્નવિચ્છેદ મેળવી શકાય છે. જ્યારે આ ખરડામાં લગ્નવિચ્છેદ માટનાં જે પ્રસંગો મૂકવામાં આવ્યા છે તે ખૂબ મર્યાદિત છે તેનું સ્વરૂપ જોતાં રૂઢીચુસ્ત માનસ પણ તેનો વિરોધ કરે કે કેમ તે સવાલ રહેશે. નીચે દર્શાવેલા કોઈ પણ એક કારણ ઉપરથી કોર્ટ મારફત લગ્નવિચ્છેદ મેળવી શકશે.

(૧) સાત વર્ષથી ઓછી નહિ એવી મુદતથી ભ્રાંતચિત્ત થયેલ હોય.

(૨) ઉપર જેટલી મુદતથી રક્તપિત્ત હોય.

(૩) યોગ્ય કારણ વિના ઉપર જેટલી મુદતથી ત્યાગ કર્યો હોય.

(૪) ધર્મપરિવર્તન કરેલ હોય.

(૫) ઉપર જેટલી મુદતથી જાતીય રોગથી પીડાતા હોય.

(૬) પતિએ રખાત રાખી હોય અગર પત્ની કોઈની રખાત બની હોય.

લગ્ન તદ્દન નિરર્થક ઠરાવવા માટેનાં કારણોમાં એક પત્ની કે પતિની હયાતીમાં બીજું લગ્ન કર્યું હોય, લગ્ન અને કેસ કરતી વખતે સામાવાળા ક્લીબ હોય, પ્રતિબંધિત સગાં તરીકે હોય અગર લગ્ન વખતે ગાંડપણ કે અબુદ્ધ અવસ્થા હોય તે છે.

ઉપરના સંજોગોમાં ય રસ્તો કાઢવો જ જોઈએ એમ દરેક ન્યાયી વ્યક્તિ કબુલ કરશે ઉલટું અમુક પરિસ્થિતિને હજુ લગ્નવિચ્છેદમાંથી બાકી રાખવામાં આવી છે. પતિનુ નિર્દય અને ક્રૂરતાભર્યું વર્તન હોય કે જેથી પત્નીને સાથે રહેવાનું અશક્ય બની ગયું હોય ત્યાં લગ્નવિચ્છેદ કરવાની છૂટ રહેવી જોઈએ. વળી સાત વર્ષની મુદત ખૂબ જ લાંબી છે અને એને બદલે ત્રણ વર્ષની મુદત મૂકવી જોઈએ એવો ઘણાનો આગ્રહ છે.

કેટલાક એમ ધારે છે કે છૂટાછેડામાં ભોગવવાનું આવશે હિંદની મહિલાઓને માથે. પુરુષ સ્ત્રીને છૂટાછેડા

કરી શકી છે? કેટકેટલી જિંદગીઓ એ રૂપેરી પરદા પર જીવી છે?

એ તો એમ માને છે જ કે કલાકાર કપાતાં જ રહે છે. અને એનો દરેક કટકો કલામય બનવો જોઈએ. ગરીબ કન્યા તરીકે એ શોભી રહે ને ચળકાટની રાણી તરીકે પણ એ ચમકી શકે.

જુઓ! એ પડખું ફરે છે. એની વેણીનાં ફૂલ ખરી પડે છે. વેણીની અંદર રહી ગએલી રૂપેરી ઝીણી દોરી પર તારાનું કિરણ. બજાણીઆ એક દોરડા પર ચાલે એમ ચાલવા લાગ્યું છે.

કેમ એ નિશ્વાસ નાખે છે? નિંદરમા નિશ્વાસ નાખે છે? ના, ના, તમારો એ ભ્રમ છે. કદાચ નિશ્વાસ નાખતી પણ હોય. સપનું એને સતાવી રહ્યું હોય.

સેટમા એક વાર એ કેમ બરફ જેવી ઠંડી થઇ ગઇ હતી?

એ આખું દૃશ્ય લગ્નનું હતુ. માંડવાનું હતું. હસ્તમિલાપનું હતું ફેરા ફરવાનું હતુ. ઘુંઘટની અંદર એનું મુખ ઢાંકવાનું હતુ. અને એ ઘુંઘટમાથી પણ એને નજર નાખી લેવાની અદા કરવાની હતી!

દૃશ્ય આગળ ચાલતું હતું. સાસરે જતી દીકરીને વળાવતાં મા રોતી હતી. એ હવે સાસરીઆં આનંદમાં હતાં. પિયરનાં માણસોની આંખો ભીની હતી.

આ દૃશ્ય શીદને અટકાવવું પડ્યું? નદીના મનમાં મુંઝારો થઈ ગયો. થોડી ક્ષણોનો આરામ એણે માગી લીધો. એ માટે માફી માગી.

શા માટે? એ નદીના હોઠ તો મૂંગાજ રહ્યા. એ કોઈ પુરુષના જીવનમાં લગ્ન કરી ભેરવઈ જવા માગતી હતી? કે એ દૃશ્ય પ્રમાણે જ પરણી હતી ને એનું લગ્ન જીવન સળગી ગયુ હતું? કે એની બનાવટી માતાનું આંસુ એને એની ખરી માની આંખ પર લઈ ગયું હતું ને એ આંખમાં એ દીકરીએ આંસુ જોયા હતાં?

એ માબૂખી હતી? એટલે નદી આવાં અવાર-નવાર સેટનાં લગ્ન કરતી હતી? એ લગ્ન પછીના દિવસો પણ નદીએ રૂપેરી પરદા પર જ માણ્યા હતા

રૂપેરી પરદા પર પરણીને એ સાસરે આવી ત્યારે પહેલી રાતે પતિની રાહ જોતાં જોતાં એ થાકી ગઈ, સેજ પરનાં ફૂલ સાથે એ રમવા લાગી એ બધી ક્ષણો એ નદીને તો કેમેરાની સામે રાખી દેવાની હતી.

એની વ્યથામાંથી કેમેરા લાગ પડાવતો હતો. એને

નદીના કદમ સેટમાં જતા ને નદી સજીવન થતી. એના પગ સેટની બહાર જતા અને એ અંધારામાં ગૂમ થઇ જતી.

એની નજરથી નદીએ સામ્રાજ્યોના પાયા હલાવી દીધા હતા, બહાદુરોની વચ્ચે તલવાર ઊછળી હતી કારણકે નદીએ એની આંખ બન્ને પર ચલાવી હતી.

રૂપેરી પરદાની વાર્તાની અંદર એ દિલો ભાંગી નાખ્યાં હતાં, અનેકનાં દિલો દુરસ્ત કરી આપ્યાં હતાં.

જિંદગીનો ખંડ અને કલાનો ખંડ એ બેમાંથી એને માટે કલાનો ખંડજ ઊઘાડવામાં આવ્યો હતો. જિંદગીના ખંડમાં તો બીજી ઘણી સ્ત્રીઓ હતી. એમાં એને જગ્યા મળવી મુશ્કેલ હતી.

અરિસાની સામે મુખ રાખી એ સજાવટ કરતા ત્યારે એની નજર એની બારીમાંથી આકાશ પર જતી. આકાશ પર ત્યારે સંધ્યાનો રગ લાગેલો દેખાતો. એની હોઠસળીને જરા ઉંચી કરી એ જાણે એ સળીને સધ્યામાં બોળતી અને એના હોઠ પર એ રગ છૂંદતી.

કલમબાજ એની કલમ શાહીમાં બોળે ને પછી કલમ શબ્દો સજીવન કરે એ રીતે નદી હોઠસળીથી હોઠ રંગતી અને એ હોઠ પરથી શબ્દો ઊતરતા, સેટમાં એ શબ્દો ઊતરતા ને એ શબ્દો પછી ખાનગી રહી શકતા નહિ.

જુઓ! એ પડખું ફરી રહી છે. કલાની સરહદ જેવી એની પથારી તમને નથી લાગતી?

અત્યારે જંપી ગએલી આ નદી જાગીને પરદા પર મોહક દર્દ મૂકી જશે અને અજંપાને જગાડી દેશે.

બારીમાંથી તારા દેખાય છે. પણ હવે તો સવારનો પવન આવવા લાગ્યો.

એને જંપવા દો. એ મહાન ભૂમિકા ભજવી પથારીમાં પડી છે.

નદીને તમારે ઓળખવી હોય તો તમે માનવી બનીને એના પર વિચાર કરજો.

તમે એને રૂપેરી પરદાથી ઉકેલતા રહો તો વધુ સારું. એ જ નદીનું જીવન છે, બાકી એનું જીવન એ તો બનાવટ છે. અને બનાવટી કહી તમે નદીનું નામ ફેંકી દેશો નહિ.

બનાવટ હોય તોય એ એનું ખાનગી જીવન છે. એની અંદર નજર ખંતાડવાનો તમને શો અધિકાર છે?

# શ્રી. સુમિત્રાનન્દન પન્તને

## ઉમાશંકર જોશી

[ શ્રી. પન્ત એક અગ્રણી હિંદી કવિ છે. હિમાલયની તળેટી પરના વતની છે. ]

છંદ : ખંડકવિત. 'દાખે દલપતરામ દાખે' એમ વારંવાર બોલવાથી લય પકડાશે.

હમારા તો વિદા હિ મિલન !
હાં ! મિલન હિ વિદા !'
કરોમાં ગૂંથાયાં ઋજુ મન
ગૂંથે અલ્વિદા
દીપકલ્પ—પ્લેટફૉર્મ પરે
હાંફે દિલ્હીમેલ.
ઉતારુનું કીડિયારું ચોમેર ઊભરે;
જામી સદાની તે ઠેલાઠેલ.
વચ્ચે દ્રય હૃદયે રચ્યો દ્વીપ.
ઊભા ક્ષણ આપણ સમીપ,
ઊર્મિમૂક, અંગુલિવાચાલ;
રક્તસ્પંદ પૂરી રહે તાલ.
અચાનક છોડી હાથ, મૂકી
ખભા પર, પૂછ્યું તેં: 'શા હાલ ?'
'રંગહીન રંગભૂમિ સૂકી'—
ચોમેર મેં ફેરવ્યો ત્યાં હાથ,
કહું: 'છે ને પૂરતી તો લૂખી ?'
'અહીં શું ? બધે જ !'—દીધો સાથ
કપરી એ વાતે યે તેં હસી
આછું; એક કપાળે ઊપસી
લસી રેખા, હાસ્યનો તો છેદ
ઉડાડ્યો એણે ઉઘાડી ભેદઃ—
હિમાદ્રિની પૃથુ પગથારે
પ્રકૃતિપારણું ભલે તારે,
અમે કવિતા શિશુ જે કાલાં
તેના ભલે ગાય અહીં હાલા
ભીમરવ ભૂંગળાં ભેંકાર;
તુહિન વાદળની ત્યાં હાર,
અહીં ભલે અંધ ધૂમ્રલેખા
આથડે આકાશે જીર્ણ રેખા;
જુએ ત્યાં તું બેસી સુતમુન
પતંગિયાં—'પવનકુસુમ';
અહીં ભલે અમે શ્યામમુખ
ભૂંગળાં ગણીએ ભૂડાંભૂખ;
—હૃદયે શું તારે શું અમારે
ધૂણી ધખે ઉલ્બણ અંગારે,
એક જ ભારત અવધૂત
ખોખરું હસે, શું મૃત્યુદૂત
કાપાલિક અમૃત લૈ ઠાલે
પાત્રે, ભગ્ન નિજને કપાલે !
વટાવીને સ્વપ્ન સીમાપ્રાન્ત
નિરાશા વિસ્તરે, અનાક્રાન્ત
વીર્યભર્યા મહાપુરુષાર્થે;
ગુંગળાવું ચોમેરથી સ્વાર્થે
ફેલાવેલા દુઃશ્વાસોના વિષે;
મૃત્યુ જીવે જીવનને મિષે.



'એઈ ! કૅપ્સ્ટન એક પૅકેટ !'
'એટલી ભલે હો મારી ભેટ !...
કૅવેન્ડર એ પૅકેટ...ભલા,
દિલ્હી સુધી ચાલે શું આટલાં ?...
ઓર બે !' 'ના, આંખ ઠીક નથી.'
વાતે વળ્યા વળી, અણકથી
કથા ઊભરાઇ ક્ષણ ચાર,
ઊભો નહિ વચ્ચે ઉપચાર:
તારે મુખે ફરકે ન થેંક્સ,
મારે મુખે લાગણીની બેંક્સ
તણી આછી આર્જવજલ્પના,
તારે સ્મિતે સૌહાર્દ કલ્પના
સોહે સ્વચ્છ શોભન સાકાર.



ચલો ! હવે ગાડીની ન વાર.

ઘડી અધઘડીનાં મિલને
મિલન–અમિલન દિલને
ઊતર્યાં અનુભવમાં નેક.
હશે દેશ ખૂણે ખૂણે કૈંક
કવિજન, સારો દિન ગાય
તો યે જેની કથા રહી જાય
અણગાઈ. અગાધ આરતે
ગાતા હશે આજ સૌ ભારતે
અન્નહીન એહાલ બંગાળ,
વિરાટ તાંડવે નૃ–કંકાલ
ચગ્યા ચારોમેર, વચ્ચે બસુ[1]
ગાવા કરે, પ્રાણ તસુતસુ
ટૂંપાતા વતનના સૌ જુએ
અર્ધભૂખ્યા કર્ણાટ બાજુએ
ઐન્દ્ર[2]ની બજે છે મન્દ્ર વીણા,
શેરીમાને પ્રસિદ્ધ પ્રવીણા,
પુટ્ટપ્પા[3]ની સમાધિ અઘોર
વીણી રહી શબરીનાં બોર.
ગાયાં કરે કવિજન, કટુ
અનુભવોમાં યે ભાવપટુ.
નજરુલ[4]ની નજર તો દેખે,
આવતો દુકાળ એણે પેખ્યો.
પચાશેયે ધરે જો ખામોશ,
તો તે ભલા શાનો પછી જોશ[5] ?
દિલ્લા સાથે રામ પંજવાણી[6]
રણકાવે સિંધુતીરે વાણી.
કોડીલો ગાતો કુસુમાગ્રજ,[7]
હાથે હંસવાહિનીનો ધ્વજ.



ગાયે ગાનમત્ત કવિકુલ,
અંતર્ગૂઢ વેદના વ્યાકુલ
જીર્ણ શાખા પ્રશાખાઓ રૂક્ષ,
ફેલાવી ભારત વટવૃક્ષ
ઊભો ટગુમગુ, વડવાઈ
દૃઢમૂલ ધરામાં રોપાઈ
તે બધીને નમણે ઝૂલણે,
કવિકંઠ કિલ્લોલરમણે
ચઢ્યો, નવજીવનની આશા
ગાઈ રહે. અરે હશે શા શા
આરોહાવરોહ દુરાદૂરે
પ્રગટેલા પ્રાણભર્યા સૂરે ?
ન જાને ! જાણું કે જીર્ણતરુ
થશે નહિ નષ્ટ.



થયુ શરુ
નવવૈતાલિકો ! નવ ગાન,
કરો પૂરું પ્રોલ્લસિતપ્રાણ.
ભલે હો વેરાન ઘડી આજ,
શાની ફેંધામણ ? શાની લાજ ?
બેદિલી કે ખુશદિલી શેની ?
આપણે શો દિન, શેની રેણી ?
કાલિદાસકાલે યે નિશ્ચિત
ધરા ન્હોતી પુષ્પ આચ્છાદિત
શકહૂણદલ તણા ઘેરા,
હશે ભૂખમરાના યે ડેરા.
પણે અન્ય દેશે અનિરુદ્ધ
કંઠ ગાજે કવિઓનો, યુદ્ધ–
મોંખરેથી: માનવનું મન
મુક્ત બને, લણે શાંતિધન.
તદર્થે લખે તે રક્તગાથા:
મનુમુક્તિ માટે અમ માથા.
પ્રત્યેક ત્યાં બોમ્બ જ્યારે ફૂટે
સાથે મનસંકડાશો તૂટે,
એવી એને ઉમદા ઉમેદ
છોડી તોડી સર્વ મનુભેદ,
સંસ્કૃતિ પ્રગટે સુપ્રસન્ન,
કોઈ ઝૂંટવે ન કોનું અન્ન,
–માનવભાવિ એ ભવ્ય 'તણા
કંઠ બની, બનો યે પ્રેરણા'.
આજે ભવ્ય ઇતિહાસ માગે,
એટલુ આવ્યુ છે અમ ભાગે
બજાવી જવાનું યુગકર્મ,
દેશધૂલિ પ્રેરે કવિધર્મ.
ધરણીનું સુકાયુ છે અમી,
કરવી તે આર્દ્ર હૈયા ઝમી
ભારતના અવાક ગભરુ
શોભે; એની વેદનાનો ચરુ

ઊકળતો તળિયે જ છેક
સમસમી રહ્યો; મૌનટેક
અપમાને લાદેલી છોડાવી,
કવિકુલ ! તારે હાથ ચાવી,
ઉઘાડી ભારતનું અફાટ
જર્જર હૃદયનું કપાટ
ઊંડે રહ્યો આત્મ સમસમે
કરી દો પ્રગટ તેને તમે.
હાથે લઈ દુર્ભિક્ષડમરુ,
ગાઓઃ મરે યુગ પેટભરુ:
ગાઓઃ ગયો યુગ પેટભરુ.



ઊંડી એક ચીસ તીણી પાડી,
ચમકી ઊઠી ત્યાં સ્હેજ ગાડી,
ચમકાવી ઊતારૂનાં દલ
રૂંધી ક્ષણુ જનકોલાહલ.
પછી સરી રહી ધીરેધીરે,
ગઈ.



આજે સ્મૃતિને સમીરે
તરી રહે બારી બ્હાર રાખી
મુખ, તેં નજર આમ નાખી,
રચેલ સુકોમલ અંજલિ.

ગઈ ગાડી: ગઈ હશે ગળી
અહીંની સ્મૃતિ યે બધી તારી,
કેલેન્ડર જેટલી યે મારી
આપી નહિ હશે એણે, કોઈ
સ્ટેશને કે જંકશને જોઈ
ભૂખ્યોદુખ્યો ભિખારી કો વૃદ્ધ
કે કો તુમાખીખોર સમૃદ્ધ,
નેત્ર અનુકંપા વિસ્ફારિત
થતાં નવસ્વપ્ને જાગરિત,
હશે મારી સ્મૃતિ ક્યાંક સરી
પડી અધવચે; હવે ફરી
ક્યારે થશે મળવું નિરાંતે,
આવા જગે દમ શો એ વાતે ?
B. B. સાથે E. I. નો ટ્રક
થઈ જાય, ધડી નિધડક
તેમ સાથે સાથે આપણે યે
મનોયાત્રા કરી કંઈ બે યે.
રહી ચિત્તે, સ્ફુરે તે સર્વદા—
તારી મૃદુ અંજલિની અદા.
સંપુટે એ હતો એક તારો,
બીજે હાથ હતો ન શું મારો ?
સંપુટે મિલન અને વિદા,
કવિ, અભિવદા !

(૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭ : અનુક્રમે બંગાળી, કન્નડ, કન્નડ બંગાળી, ઉર્દૂ, સિંધી, મરાઠીના કવિઓ. શ્રી. પુટ્ટપ્પા વિષે થોડુંક ઉમેરું: પ્રત્યક્ષ અમે ગયા માસની ૨૭મીએ બેંગલોરમાં મળ્યા. બરોબર એ જ દિવસે એમણે એમના ૨૫ હજાર પંક્તિના રામાયણની નાન્દી, કાવ્ય પછીથી જે રીતે વિકસ્યું તેને અનુરૂપ થવા, ફરીથી તૈયાર કરી હતી. નાન્દી મને સંભળાવીને એમણે ઉદ્‌ગાર કર્યો: કન્નડ પ્રેમીઓમાં અફવા તો છે કે હું દસ વરસથી રામાયણ લખી રહ્યો છું, પણ એ શું છે એની કોઇને કશી ખબર નથી. કેવું આશ્ચર્ય કે બરોબર આજે જ ગુજરાતનો એક માણસ આવે છે ને પ્રથમ એને હું નાન્દી સંભળાવું છું !...આ તો નમૂનો છે. અનેક કવિજનો—કોઈ સુજ્ઞાત, કોઇ અજ્ઞાત—દેશને ખૂણે ખૂણે આપણા દેશના મહાન હૃદયને વ્યક્ત કરવા પોતપોતાની રીતે મથી રહ્યા હશે.

છંદ વિષે આરંભમાં નોંધ કરી જ છે. બંગાળીનો દશાક્ષરી પયાર મારા ધ્યાન ઉપર આવ્યો છે: તે પણ કવિતકુલનો જ છે. આ કૃતિને. લય ઉપર સૂચવેલી રીતે પકડવો ઠીક પડશે.—ઉ૦)

# 'અભિમાની'

ઝવેરચંદ મેઘાણી

મારા વકીલાતના કામને અંગે એ ગાડું પર ટીંબરવા ગામે ગયેલો પણ અસીલ ઘેરે નહોતા ધરમધક્કો થયો એવો ખેદ લઈને હું ટીંબરવાથી શહેરમાં પાછો વળતો હતો નીકળતાં નીકળતાં વળી સાધારણ યાદ આવી ગયું કે અહીં વાસુદેવ રહે છે મહાત્માજીએ કહ્યું તે મારી બાબતમાં પણ બેશક મહાત્માજીની બાબતથી જુદી રીતે સાચું જ છે કે '૪૨ તે '૪૪ નથી એટલે ૪૨ના ઓગસ્ટ–સપ્ટેમ્બરમાં હું જે વાસુદેવને રાષ્ટ્રવીર કહી વર્તમાનપત્રમાં એની બિરદાવલિના બયાનો મોકલતો હતો (બેશક એ કોઈ છાપા છાપતા નહોતા) તે વાસુદેવને તે જેલમાંથી છૂટયા પછી હું મળ્યો પણ નહોતો તેમ નહોતી ત્રિવેણી વિશે કશી માહિતી સાંભળ્યું હતું કે વાસુદેવ અને ત્રિવેણી બેઉ એકબીજાને માથે પછાડ્યા જેવાં અભિમાની હતાં ખાવા ભને ધાન ન હોય છતાં બારે બાર ગામનો એવા માણસોની દુનિયામાં ક્યાં ખોટ છે!

યાદ આવ્યો ત્યારે તો હવે એને ફળીએ થતો જાઉં, નહિ તો ભૂંડો દેખાઈશ એમ વિચારીને ટપાવાળાને પાદર જઈ ગાડી થોભવવા કહ્યું ને હું વાસુદેવને ફળીએ ફક્ત ડોકિયું કરવા ચાલ્યો મનમાં એમ તો ખરું કે એ જો ન જ ભેટે અને બાલબચ્ચાંને કેમ છે એટલું પૂછીને જ ચાલ્યા આવવાથી પતી જાય તો ઠીક કારણ કે ત્રિવેણી ભારી અભિમાની છે એટલે આદરમાન ન આપે ને વખતે મોઢું પણ તોડી લ્યે!

શેરીમાં જ વાસુદેવ ભેગો પડ્યો દરબાર દીપુભાની ડેલીએ બેઠો હતો ત્યાંથી કૂદકો મારીને કેમ જાણે મારા પર હુમલો કરતો હોય એમ મને ભેગો પડ્યો એનું જોર, એનું જોમ એના મોં પરની લાલી એના શરીરની સ્ફૂર્તિ બધાં જ અગાઉ હતાં તેવાં જોઈને મને કોણ જાણે કેમ પણ કાંઈક બેચેની થઈ આવી આવી બેચેની આપણે જે ધારી મૂક્યું હોય તેનાથી વસ્તુસ્થિતિ ઊલટી નીકળી પડે છે ત્યારે થવી સ્વાભાવિક છે જે ઘરને રાતમાં આગ લાગી હોય તેને આપણે સવારે ભસ્મીભૂત ખંડિયેર જોવાની ધારણા રાખી હોય પણ કોઈક વખતસર એ આગ ઓલવીને ઘરને હેમખેમ રાખ્યું હોય તો કોણ જાણે પણ એક પ્રકારની નિરાશા થાય છે એમ પોલીસનો મરણતોલ માર ખાઈને મૂર્છિત બનેલો વાસુદેવ એ જીવતો રહ્યો તો છો રહ્યો પણ કાંઈક ખખડી તો ગયો જ હોવો જોઈએ એવી જે કલ્પના મેં કરેલી તે ખોટી પડી

એ કહે 'ચાલો' મેં કહ્યું ગાડી બહાર ઊભાડીને ડોકિયું કરવા જ આવ્યો છું

'પણ ડોકિયું તો કરી લેશો ને' એમ કહીને એણે સામેની દરબારી ડેલીમાંથી એક માણસને પાદર ગાડી પાછી વાળવા મોકલ્યો

'તમે વળી એ ડેલીએ ક્યાંથી! મેં ઠપકો ને અચંબો એકઠાં કરીને મારગ ઓળંગતાં કહ્યું દીપુભા તો તમારા વિરોધી છે ને!'

'વિરોધી તો શું મારા ભૈ!' વાસુદેવ વાતને રોળીટોળી નાખતો મારો હાથ ઝાલી પોતાની ડેલીમાં પ્રવેશતો પ્રવેશતો બોલ્યો સૌ પોતાનાં હિતો માટે લડે મારા દાદાને દીધેલ જમીન એ અમને તો ન જ ભોગવવા દે ને! એમાં વિરોધ શો?'

વાસુદેવની આ ચાલાકી મને ગમી નહિ મેં કહ્યું પણ મારે કાને તો એટલે સુધી વાત આવેલી કે તમે જેલમાં હતા ત્યારે રાતમાં દીપુભાની ડેલીએથી જ આખું ગામ સાંભળે તેમ બોલાતું કે આ ભાગીઓ પોલીસે આટલું આટલું માર્યો તોય જીવતો કેમ રહ્યો! મરી કેમ ન ગયો?'

'તમને ત્યારે તો આ ખબર છે ને શું?' વાસુદેવ મને ફળીઆમાં બેત્રણ ઢોરોની વચ્ચેથી દોરી જતાં જતાં રાત્રિના પ્રથમ અંધકાર વચ્ચે બોલ્યો

એનો ચહેરો એ બોલવા ટાણે હું જોઈ ન શક્યો પણ એ હમણાં કંઈક પ્રહાર કરશે એવી મને બીક લાગી હમણાં જાણે મને ઝાલશે કે ખબર હતી ત્યારે તમે કેમ ત્રિવેણીની સારસંભાળ સુદ્ધાં ન લીધી! પરંતુ ના વાસુદેવ મનની મોટપથી આવું ન બોલ્યો તે કરતાં તો મારી સામે એવું બોલવાની હિંમત જ ન કરી શક્યો એમ હું માની લઉં છું કારણ કે એ કરેંગે મરેંગે વાળી જમાતનો માણસ ટાણું આવ્યે ઘા ભૂલે એવો મહાનુભાવ હોય એમ માનવા હું તૈયાર નથી હોય તોયે શું! એ જે કંઈ હોય મુદ્દાની બાબત તો હું એને શું માનું છું તે છે

વારુ એણે તો ફળીમાં પેસતાંની વાર જ ચાર

ખંધોલા પર તેમજ ઝૂલતા પગના પોંચા પર ચડાવતે ચડાવતે ઉમેર્યું કે

'ત્રિવેણી આખી રાત રોજ આંહીં ડેલીને દરવાજે જ જાગતી બેસી રહેતી. કારણ કે દરબારી માણસો ખોરડે ચડીને અંદર આવશે એવી એને બીક હતી. એક વાર તો એ લોકો બંદૂક લઈ ખોરડે ચડેલા પણ ખરા, બંદૂકનો ભડાકો પણ કરેલો, ને આણે પડકારા પાડ્યા એટલે જ ઘર બચ્યું.'

'આણે' એ શબ્દ બોલતાં બોલતાં વાસુદેવે અંધારી પરશાળમાં સરકીને પાછા રસોડામાં ચાલ્યા જતા એક ભર્યા ભર્યા માનવદેહના સંચરાટ તરફ મેં ચીંધાડ્યું

ત્રિવેણીને મેં બે ત્રણ વારથી વિશેષ જોઈ નહોતી, પણ અભિમાની છે એમ જાણ્યું હતું. મને એવી તુંડ-મિજાજી સ્ત્રીની પ્રશસ્તિ ન રૂચી. ફાનસ એક જ હતું ને તે રસોડામાં તબકતું હતું. એટલે પરશાળમાં ફરકી ગયેલ સ્ત્રીનું છેલ્લાં ત્રણ વર્ષથી તોબરો ચડેલ મોં મને જોવા ન મળ્યું, તથાપિ એ નક્કી કોઈક મીંઢા સ્વભાવની માનિની હોવી જોઈએ. ઠીક, એ તો જમતી વખત જોઈ શકાશે એમ ગણતરી રાખીને મેં ખાટ પર ઝૂલતાં ઝૂલતાં વાત ચલાવી—

'કેટલાં છોકરાં તમારે ?'

'પાંચ.'

'પાંચેને લઈ ને અહીં જ શીદ પડ્યાં રહ્યાં ત્રિવેણી ?'

આટલું બોલતાં તો બોલાયું પણ તુરત ફાળ પડી. હમણાં જાણે પરખાવશે કે 'તો શું તમારે ત્યાં આવીને પડે ?' વાસુદેવની '૪૨ ઑગસ્ટ પૂર્વે'ની તિખાશ તો જાણીતી હતી તેમાં ય એણે ગજવેલી સભાઓ, પોલીસનો ખાધેલો માર, વીરતાની એને કંઠે પડેલી સૂતરની વરમાળો અને બે વર્ષનો જેલવાસ, એટલાં એટલાં વાનાં એની તિખાશમાં શું બાકી રહેવા દે ?—ત્યાં તો એણે સલુકાઈથી જવાબ વાળ્યો :

'અહીંથી તો એને મારા પકડાયાને વળતે જ દહાડે કાઢેલાં.'

'કોણે ?'

'મારા કાકાએ.'

'શું કહે છે !'

'ન કાઢે તો કરે ય શું બિચારા !' વાસુદેવની આ ઉદારતાથી હું જરા લેવાઈ ગયો; 'આ તો એમની જગ્યા: લીધેલો: કાકા મોટું મન રાખીને મને રહેવા આપતા, પણ કાકાને તો મેં ગૃહસંસાર માંડીને કોચવેલા.'

'કોચવેલા ?'

'હા જ તો. નાગનાથની જગ્યા જેવા ધીકતા ધર્મા-લયનો મને બ્રહ્મચારી બનાવવાની ગણતરીએ તો એમણે મને ભણાવ્યો ગણાવ્યો, અને મેં એક તો ઘરસંસાર માંડ્યો, ઉપરાંત પાછો આ બધા ધરમવિરોધી કામમાં પડ્યો. કાકાની ઉમેદો તો પડી ભાંગી, ને ઉપર જાતે અમારા ઘર માટે ઘસાતું બોલાયું. તે છતાં કાકાએ મને અહીં રહેવા દીધો.'

'પણ આ ઘરમાં શું બળ્યું છે !' મેં સંધ્યાના છેલ્લા ઉજાસમાં ટીંબરવા ગામના ખંડેર–ઢગલા જોયેલા અને તેની વચ્ચે ખંડેર બનવાની ઝડપી ઉમેદવારી કરી રહેલું આ વાસુદેવનું ખોરડું પણ નિહાળી લીધેલું એટલે કહ્યું.

'ગમે તેમ પણ વિસામો છે, કાકાનો ગરાસ છે, ને સરકાર શંકાથી કે દબાણ લાવવા માટે મારા ગુના માટે એમનું બધું આંચકી લ્યે એવી એમને બીક લાગી હશે.'

'આ બધું એણે તમને જેલ જતાં પહેલાં કહેલું ?'

'ના, શરમાયા હશે. પણ ત્રિવેણીને તો વળતે જ દહાડે સવારમાં આવી ખાલી કરાવ્યું. એ તો એણે તુરત ખાલી કરી આપ્યું હતું.'

સાંભળેલું સાચું પડયું. ત્રિવેણી બહુ ઘમંડી હોવી જ જોઇએ.

'કાકાને કંઈ સમજાવ્યું પણ નહિ ?'

'ના ના, એ એવી નથી. કાકાએ તો ટંકબપોરની યે રાહ જોવા ચોખ્ખી ના કહી. તુરત ત્રિવેણી ગામમાં જઇને ગાડું ભાડે કરી આવી, પિયર ચાલી ગઇ ઘરવકરી અને છોકરાં સાથે.'

'અમને તો કોઇને આ ખબર જ નથી. અમને કોઇકને ખબર પડી હોત તો...'

બોલતા સું તો મારાથી બોલાઈ ગયું, પણ તુરત જ હું ડર્યો. હમણાં જાણે વાઘણ રસોડામાંથી બહાર ધસી આવી મોં તોડી લેશે કે તમે બધા ખબર લેવ. કેમ ન આવ્યા !'

ત્યાં તો સારુ થયું કે વાસુદેવનો નાનો છોકરો રસોડામાંથી થાળી લઇ બહાર નીકળ્યો અને વેલણ વતી

'વગાડ મા ભાનુ!' વાસુદેવે એને વાર્યો. છોકરે અટકી જઈને તોતલી બોલીમાં પૂછ્યુ: 'ન વદાલુ' કાકા! મેમાનને ન ઢમે એટલે?'

'હા, એટલે.'

વાસુદેવના એ શબ્દોમાં તો કેવળ અર્થહીન હકાર હતો. પણ નાના બાળકના બોલ મારે માટે ઊંડા અર્થના સૂચક બન્યા. આ લોકો જાણે જગતનાં ગુનેગારો હતાં. એનું બાળક પણ કોઇને બીજાને ન ગમે તે ન કરવાની સંભાળ રાખવાનું શીખ્યું હતુ.

વાસુદેવે આગળ ચલાવ્યુ: 'મને પણ જેલમાં ઘણે મહિને ખબર પડી હતી. મને ફાળ પણ પડી હતી. ત્રિવેણીને માટે આ પહેલી વારનો અનુભવ હતો મને ચિંતા હતી કે એ મારા કામને, મેં લીધેલ પગલાને અને દેશને–દેશનેતાઓને ધિ‌ક્કારવા લાગશે.'

'ઠીક પણ,' મેં કહ્યુ: 'એ બધાં ઠેકાણાસર એને મોસાળ પહોંચી ગયાં એટલું સારું થયુ.'

'ના,' વાસુદેવ હસ્યો: 'બે જ મહિને એ તો કચ્ચાબચ્ચાંને પાઝા લઈ અહીં આવીને પડેલી.'

'કાં?'

'જરા અભિમાની છે ખરી ને. ભાઈ–ભોજાઈની ઓશિયાળી ન બની શકી જેલમાં પહેલી મુલાકાતે આવી ત્યારે કહ્યું કે આવા કાળમાં તો સસરાને આંગણે જ શોભું.'

''એટલે શું પાછાં તારા કાકાને ઘેર......'

'અરે હોય! રામ રામ કરો. એમ તો બડી અભિમાની છે. આ ગામને જ એણે એના સસરાનું ઘર માન્યું. અહીં આવીને એક કોઢિયું ભાડે રાખીને પડી.'

'નિર્વાહનું સાધન તો પિયરથી લાવ્યાં હશે.'

'ના રે ના; એમ તો એ ભારી અભિમાની છે. ચાર કમાતલ ભાઈઓ છે, પણ એક રૂપિયો યે હાથમાં પકડવાની ના પાડીને ચાલી આવી. અહીં એક ઓળખીતા રબારી હતા તેની ભેંસ વેચાતી લીધી ને દૂધ ઘી વેચવા લાગી.'

એ જ વખતે ડેલીમાં કોઈક મનુષ્યો પેઠાં. મને તો અંધારામાં ઓળખાયાં નહિ, પણ વાસુદેવ જાણે ગંધ પારખી લેતો હોય તેમ બોલ્યો, 'એ આવો સાંકુબા! બાપુબા! ભેંસ દોવાઈ ગઈ છે. આવો.'

બે કાળા ઓળા પરશાળ પર ચડયા, રસોડે ગયા, પાછા વળ્યા, ડેલી બહાર નીકળી ગયા, ત્યારે વાસુદેવે અહીં ચોમેર. દા'ડે તો દૂધ લેવા આવી શકે નહિ, પુરાં વસ્રો પહેરવા ન મળે, બીજે ક્યાંઈ દૂધ લેવા જઈ શકે નહિ, એટલે આવે ટાણે અહીં આવીને ખરીદી જાય અધશેર પાશેર, છોકરાને વાળુ કરાવવા.'

કહેતો કહેતો વાસુદેવ ઊઠયો, પાવડી જેવુ કાંઇક લીધું. અને બે ભેસો તથા એક ગાય પાસેથી એમનાં છાણના પોદળા ધસડી દૂર કરીને પાછો આવીને બેઠો. ત્યાં બીજો અવાજ ડેલીમાં આવ્યો; વાસુદેવભાઇ! દાદા! દૂધ હશે?',

મને પણ આ પરિચિત બોલના લહેકા લાગ્યા: શબ્દો ન સંભળાયા હોય તો એમ લાગે કે 'એ બા! મને શિરામણ દઈ જાવને!'

'એ હા, હા, આવો રૂડી ફુઈ! અંદર હાલ્યાં આવો, છે દૂધ.'

રૂડી ફુઈ અંદર આવી, પરશાળ નીચે ઊભી રહી. રસોડેથી ત્રિવેણીએ આવીને અંધારામાં એક અધશેરની ટબુડી ભરીને-અદ્ધરથી ધાર કરી, ત્યારે અવાજ ચોખું બોલી ઊઠયો કે દૂધ લેવા આવનારના હાથમાં ટીનનું ડબલુ હતું.

'પહેલાં તો–' વાસુદેવના હવેના બોલમાં કવિતાની મીઠાશ હતી: 'પહેલાં તો ત્રિવેણી આ ઢેઢભંગીઆઓને ડેલી બહાર ઊભાં રાખતી. મને પણ હું અંત્યજ-વાસમાંથી આવતો ત્યારે છાટ નાખ્યા વગર ઊંબરે ચડવા ન દેતી. કોણ જાણે શું થયું છે કે મારા જેલમાં રહેવા દરમિયાન એ હવે તેમને પણ આ રીતે દૂધ વેચતી બની ગઈ છે. કહે છે કે આપણું દૂધ લેવા કોઈ નહોતું આવતું ત્યારે આ રંડવાળ્ય ગરાસણીઓ ને આ ઝાંપડાઓએ જ આપણી ઘરાકી ટકાવી રાખી. આનંદ છે ભાઈ! લીલાલેર છે. જેલમાંથી આવ્યા પછી જોયુ તો એણે એકનાં ત્રણ દૂઝાણાં કરી નાખેલ–કહે કે ત્રણસોક રૂા નુ કરજ વહોર્યું છે પણ લેણદાર સારા છે. એક તો કાસમ પિંજારો છે ને બીજો ખોડો રબારી છે. બેમાથી એકેય ઉતાવળ કરતા નથી. દૂધ ઘી વેચી વેચીને ત્રિવેણી કરજ ભરે જાય છે. છોકરાં પણ દૂધછાશનો ઠીક ઠીક મારો રાખે છે.'

એમ કહીને એણે ખાટલા પર ઊંઘમાં ઢળી ગયેલા ચારે છોકરાંનાં શરીર પર હાથ ફેરવ્યો.

રસોડામાંનું ફાનસ બહાર આવ્યું હતુ. તેને અજવાળે મેં ત્રિવેણીને અમારા તરફ પીઠ વાળીને બેઠેલી નિહાળી

'તમારા કાકા તો પછી મોં દેખાડવા નહિ આવ્યા હોય.' મેં પૂછ્યું.

'ના, મને જેલને બારણે લેવા આવેલા ને!'

'પછી?'

'પછી શું? મેં એને કહ્યું કે કાકા તમે આમ કેમ કર્યું? એમણે કબૂલ કર્યું કે પોતે બીકને વશ બની ગયેલા તે સાચી વાત છે. પણ એણે માફી માગી, અમને પાછાં આજ ઘર રહેવા કાઢી આપ્યું. મેં કહ્યું કે ખેર! મને એનું કાંઈ નથી.'

'પણ આટલું બધું બન્યું–આટલા મિત્રો સ્નેહીઓ હતાં, તેમનામાંથી તો કોઈને કહેવું હતું તમારી વહુએ!'

'હા, એની સામે મિત્રોસ્નેહીઓની એ જ ફરિયાદ રહી છે. એમાંનાં એને તો ઊંડો ધોખો રહી ગયો છે. એક તો રજની બહેન, ને બીજા હેમન્તભાઈ, રજની બહેન તો તમે જાણો છો કે મારા પર પોલીસનો માર પડયો ને હું બેભાન બન્યો ત્યારે સરકારનો લેશ પણ ડર રાખ્યા વગર મને ઝોળીમાં નખાવી એમને બંગલે લઈ ગયાં હતાં અને ત્રણ દિવસ ત્રણ રાત મારે ઓશીકેથી ખસ્યા વગર મારી સારવાર કરી મને શુદ્ધિમાં લાવ્યે રહ્યાં હતાં. હેમંતભાઈને આ ત્રિવેણીએ આજ પાંચ વર્ષોથી પોતાના સગા ભાઈ માનેલા છે. એ બેઉના કાગળો મને જેલમાં મળ્યા હતા. હેમન્તભાઈએ લખ્યું હતું કે હું દૂર દેશાવરથી ટીંબરવે મારે ઘેર રજા પર આવી ત્રણ દિવસ રહ્યો છતાં ત્રિવેણી મને મોં દેખાડવા પણ ન આવી એટલી બધી અભિમાની! ને રજનીબહેને પણ મને જણાવ્યું કે ત્રિવેણી અહીં મારી પાસે ડોકાઈ પણ નથી, નહિતર અમે શું એને મદદ ન કરત!'

'તો પછી તમારે ત્રિવેણીને કહેવું જોઈતું હતું ને!'

'મેં એને મુલાકાતમાં કહ્યું જ હતું.'

'શું?'

'કે શાબાસ?'

'શું શાબાસ!'

'એણે ચાર છોકરાં વચ્ચે દટાઈ ગયેલીએ, મારાં [ભ]ાઈ સંબંધી પાસે ન હાથ લંબાવ્યો, ન ઓશિયાળું [મ]ોં બતાવ્યું.'

આ સાંભળી હું છોભીલો પડ્યો.

વાસુદેવના તે પછીના શબ્દો મારી અકળામણને [વ]ધારનારા હતા: '૪૨ના ઓગસ્ટની દરરોજ રાતની સભાઓમાં મારી વીરઘોષણા થતી. હું તો તે દિવસોમાં ઘેર પણ નહોતો આવતો. રખે કદાચ આ રડશે ને મને પોચો પાડી દેશે એ બીકે! હું મારથી મૂર્છિત બન્યો તે વખતે મને ઝોળીમાં લઈ જતો જોનારે કોઈકે આને અહીં આવીને કહ્યું કે વાસુદેવ તો ખલાસ થયો. બસ તે એક જ વાર, આ ટીંબરવેથી રાજકોટ સુધી બે ગાઉ મોં ઢાંકી કૂટતી કૂટતી આવી હતી. પણ મને જીવતો જોઈને પાછી વળી ગયેલી. પછી મને ઓચીંતો પકડી ગયા એટલે એનો ને મારો મેળો થયો નહોતો. પણ મેં મૂર્છા વળી ત્યારે કહેલું છાનુંમાનું, કે આ બધા વીરઘોષ-જયઘોષથી ભરમાતી નહિ.'

'અરેરે!' મેં મનમાં પ્રસન્નતા અનુભવીને અને મોં પર સંતાપ લાવીને કહ્યું: 'ત્યારે તો તમે પણ અમારી માફક ધરાઇ ગયા.'

'શાનાથી?' એ ચમક્યો.

'ફરેંગે મરેંગેથી.'

'એટલે?'

'એટલે શું '૩૯–૩૨માં અમે પણ 'ચડજા બચ્ચા સૂલી પરઃ ઝુગ ઝુગ હોતી હૈ!' એવી ચડાવણ વિદ્યાના ભોગ બનીને ઝંપલાવ્યું હતું. બહાર આવ્યા ત્યારે કોઇએ ભાવ ન પૂછયો, અંદર હતા ત્યારે ય કોઇએ પૂછ્યું નહિ કે ઘેર શી સ્થિતિ છે–નફરત આવી ગઈ ભાઈ! આ એની જ નફરત આવી ગઇ, અને ચડી ગયા ધંધા-પાણીએ. એમ તમે પણ—''

'ભૂલો છો મોટાભાઇ!' વાસુદેવ જરા પણ ઉતાવળ ન હોય તેવી અદાથી મને પૂરેપૂરું બોલવા દઇને પછી ટાઢાબોળ સ્વરે સંભળાવ્યું: 'ત્રિવેણીએ હવે તો મને વધુ છૂટો કર્યો છે. હવે તો એ કહે છે કે છોકરાંનું બહાનું બતાવીને ઘેર બેસતા નહિ. આ તમને કરું છું તે વાત માટે પણ એ તમે નહિ હો ત્યારે મારી ધુડ કાઢી નાખશે; કહેશે કે શું જોઇ ને બીજાનો ધોખો કરો છો? હું છું જ–સાડીસાત વાર અભિમાની છું. હું કોઈ ઠેકાણે પોસાઉં નહિ. ને દેશનું કામ એ કાંઈ કોઇના ગગાની જાન નહોતી જોડી, તે આના ને તેના ધોખા કર્યા કરો છો.' તમે જ કહો, હવે આમાં મને નફરત શાથી આવે? ઉલટાના રસના ઘુંટડા આવે છે યાર! ઉલટાની ભૂખ ઊઘડી છે કામ કરવાની.'

વાસુદેવને વધુ કાંઈ આવું બોલતો રોકવાની ગણતરીથી મેં વચ્ચે વાત નાખી. 'લે! હું તને એક વા

કરતાં ભૂલી ગયો છું. મારે અત્યારે દૂધ ને રોટલા સિવાય કશું જ ખાવું નથી હો કે ! ફક્ત દૂધ ને રોટલો.'

'વારુ !' કહેતો એ ત્રિવેણી પાસે જઈ, કાંઈક વાતો કરી પાછો આવીને કહે, 'એ ભારી અભિમાની છે. મહેમાનને રોટલો આપે તેવી નથી. લાપસી, દાળ, ભાત ને શાક ક્યારની રાંધીને બેઠી છે. રોટલો પણ તમારે ખાવો હશે તો તૈયાર છે. પણ એ તો છેલ્લે મળી શકશે.'

ભારી અભિમાની !

મારે લાપસી—અને તેમાં ધરાઉ ઘીની ઊંધી વાળેલી વાટકી—આરોગ્યા વિના છૂટકો ન રહ્યો. જમતા જમતાં મેં ત્રિવેણીને નિહાળી શકાય તેટલી નિહાળી બેશક અભિમાનના તો મોં પર થરો ચડેલા. બોલતી નહોતી. સામાન્ય જે કંઈ શબ્દો બોલી તેના ઉચ્ચાર તદ્દન ગ્રામ્ય હતા. એક પણ પુસ્તક કે લેખ એણે વાંચ્યો હોય તેવો સંભવ નહોતો. ગર્વભરી ચાલ, પ્રત્યેક હાવભાવ ને ચેષ્ટામાં ગર્વ ગર્વ ને ગર્વ :

ગર્વ કે સમતા ? અભિમાન કે આત્મતૃપ્તિ ? ખરો કે ગરવુ મૌન ?—સમસ્યાને ઉકેલવા યત્ન કરતો હું આખી રાત પથારીમાં જાગતો રહ્યો. વાસુદેવ મારી પાસેના જ બિછાનામાં ઘસઘસાટ ઊંઘતો હતો. મેં મારી જાગ્રતાવસ્થામાં એ ઘુડીઆ ઓરડામાંથી એકાદ વાર એક ધાવણા બાળકનો રડવાનો અવાજ સાંભળ્યો હશે. તે સિવાય એ પાંચ બાળક અને છઠ્ઠી માતાની રાત્રિ નિસ્પંદ અને નીરવ હતી. ને મારા મનમાં ભજનની એક કડી ગુંજતી હતી—

'ખુંદી રે ખમે માતા પૃથમી ને
'વાઢી તો ખમે રે વનરાઈ;
'કઠણ વચન ઓલ્યાં સાધુડાં ખમે,
'નીર તો સાયરમાં રે સમાય !
'જી રે લાખા ! ભગતીનો મારગ
બોત રે કઠણ છે હો જી !

વળતા દિવસનું પ્રભાત: અભિમાનિનીને નખશીખ નિહાળી. દાતણ ને લોટા મૂકી ગઈ, દૂધના વાટકા હાથોહાથ દઈ ગઈ, વિદાય લેતી વેળાએ એને, એની ખુશામદ કરતો હોઉં અથવા તો એના આભારમાં ભાવ-ભીનો બની ગયો હોઉં તેવી અદાથી 'જે ! જે !' કરી હાથ જોડયા. તેની સામે કોઈ શિષ્ટતા બતાવ્યા વગર એ નીચાં નમેલાં લોચને અને મોટા કંકુચાંદલાનું કોઈ સ્ફટિકના ચોકમાં મંડળ પૂરેલ હોય એવા ચોખા ચળક લલાટે ઊભી થઈ રહી. હું ન ભૂલતો હોઉં તો તેના મોં પર થઈને એક અતિ આછી પાતળી સ્મિત લહરી ફરકીને ચાલી ગઈ. પણ ત્યારથી આજ સુધી એ એક જ શબ્દ મને સતાવી રહેલ છે.'

અભિમાની !

# સંજાબ

લેખિકા પર્લ બક
અનુ. કાન્તિલાલ શાહ

"બહેન, આ દેશી (નેટીવ) દરજીઓ પાસેથી કામ લેવાની જુની અને સારી રીત તો એમની પ્રત્યે જરા સખત થવું એ છે "

પોસ્ટમાસ્તરના પત્ની મીસીસ લો તેના ઘરની પહોળી ઓશરીમા સુંવાળી—આરામ ખુરશીમાં મુશ્કેલીથી પોતાના ભારે શરીરને ગોઠવતા ગોઠવતા બોલ્યા એમના મુખ ઉપર લાલી દેખાતી હતી, એ કાંઈ સાચી તંદુરસ્તીની લાલી ન હતી પણ આ ચીની બંદરગાહમાં દસ વરસ સુધી ગાળેલાં આરામપ્રદ જીવન, વધારે પડતા ખોરાક અને કસરતના અભાવના પરિણામરૂપ કૃત્રિમ લાલી હતી. આ જાતના બેઠાડુ જીવનને પરિણામે તેના શરીર પર જ નહિ પણ ચહેરા ઉપર પણ મેદના થર જામ્યા હતા. અત્યારે વાત કરતા - કરતા તેમના સખત રેખાઓવાળા માંસલ મુખ ઉપર ફરીને જરા વધારે રતાશ તરી આવી. એની બાજુમા એક ચીની નોકર ઊભો હતો તેણે ધીમા અને નમ્ર અવાજે હમણા જ જણાવ્યું હતું, "

'બાઇ સાહેબ, દરજી આવી ગયો છે'

એમને ઘેર મહેમાન બનીને આવેલી મીસીસ ન્યુમેન નામની યુવતી તેની સામે મૂક આશ્ચર્ય અને માનભરી દૃષ્ટિએ નિહાળી રહી.

'મને પણ તમારી પેઠે એમની પાસેથી સખત હાથે કામ લેતા આવડતું હોત તો કેવું સારું થાત, મીસીસ લો !' નાના ટેબલ ઉપર પડેલા એક તાડના પંખાને લઇ તેની વતી પવન નાખતા નાખતા તેણે જવાબ આપ્યો અને પછી કેમ જાણે ફરિયાદ કરતી હોય તેમ શોકપૂર્ણ અવાજે પોતાનો બળાપો કાઢવા લાગી.

'કેટલીક વાર તો મને એમ થઇ જાય છે કે આ નવા કપડાની જંજાળમાં પડવું એજ નકામું છે પછી તમને

અમે તેટલું સસ્તું લાગતું હોય તો પણ એ નકામું જ. અહીં કાપડ તો ઘણું જ સસ્તું મળે છે. ખાસ કરીને અહીંનું દેશી રેશમી કાપડ, પણ મુશ્કેલી જ સીવડાવવાની છે ને? અને આ મારો દરજી ખાત્રીપૂર્વક કહે છે કે બાઇસાહેબ ત્રણ જ દિવસમાં કપડાં સીવી કરી ઇસ્ત્રી બીસ્ત્રી બનાવી બધું કમ્પલેટ કરી દઉં, પછી છે કાંઇ! પણ ત્રણ દિવસ તો કયાંય બાજુએ રહી જાય. અઠવાડિયા બે અઠવાડિયા સુધી મોઢું જ દેખાડે નહિ ને! રોબર્ટ કહે છે કે આ કપડામાં હું કેટલો બવો વરવો લાગું છું. આ કપડા પહેરીને જાઉં તો શેરીના કુતરા પાછળ પડે. આવા કપડાં તો ગુજરીમાં વેચવા ગયા હોય તો ત્યાંથી યે પાછા આવે. ત્યાંએ એને ખરીદનાર કોઈ ન મળે. પણ હું એને માંડ માંડ સમજાવીને કહું છું 'અહીં દેશી દરજી શોધવો કેટલો આકરો છે, એની પાસે કામ કરાવવામાં કેવી હેરાનગતિ ભોગવવી પડે છે એનો તમને ખ્યાલ હોત તો ખબર પડત—અને એ બધું થયા પછી તેમની વેતરવાની કઢંગી રીત. બાપ રે બાયોને તો સાવ બગાડી જ નાખે છે. હું તો તોબા તોબા પોકારી ગઈ છું, તેનો અવાજ મંદ પડવા લાગ્યો અને છેવટે સાવ ખલાસ થઇ જતાં તેણે એક લાંબો નિસાસો મૂકયો. આ અકળામણમાંથી બચવા માટે હાથમાં રાખેલા પંખાને વધારે ઝડપથી હલાવવા લાગી અને મોં ઉપરનો પરસેવો રૂમાલ વતી લૂછવા લાગી. 'જો જો હો, હમણાં કંઈ બોલતા નહિ અને હું શું કરું છું તે મૂંગા મૂંગા ધ્યાનપૂર્વક જો જો' મીસીસ લોએ અધિકાર ભર્યા સ્વરે કહ્યું.

એના ઘેરા અને ઘાટા અવાજમાં એક પ્રકારની દઢતા હતી અને તેની ગોળ, સખત અને ભૂરી આંખો, જથ્થાબંધ ઊગેલા બરછટ વાળવાળી ભમરો નીચે થોડી વધુ પાસે પાસે ગોઠવાયેલી હતી. આ ભૂખરી આંખોને તેણે જમીન ઉપર નજર માંડી સહેજ ડોકું નમાવીને શણગારના પુતળાની જેમ યંત્રવત્ ઊભેલા નોકર તરફ ફેરવી અને એ અભણ ચીનો જેવી અંગરેજી

'બોય! દરજીને કહે કે આ બાજુ આવે.'

'જી, બાઈસાહેબ,' કરતાકને નોકરે સલામ ભરી ને ઝડપથી ચાલ્યો ગયો.

થોડીવારમાં જ ઘર પછવાડેથી મોટા હોલમાં થઈને ઉઘાડા બારણામાંથી 'ઠબ ઠબ' કરતાં હળવા, ધીમાં પણ સ્થિર પગલાંનો અવાજ સંભળાયો ને બીજી જ ક્ષણે નોકરની પાછળ પાછળ દરજી આવીને ઊભો રહ્યો.

દરજી ઊંચા બાંધાનો શાંત મુખમુદ્રાવાળો આધેડ વયનો માણસ હતો. ચીની નોકર કરતાંયે વધારે ઊંચો હતો. અત્યારે પણ તેના મુખ ઉપર સંપૂર્ણ શાંતિ અને ગંભીરતા છવાયેલી હતી. તેણે આછા આસમાની રંગનો સ્વચ્છ સુઘડ ઝભ્ભો પહેર્યો હતો. ઝભ્ભાને જો કે કોણી પાસે થીગડાં દીધા હતાં છતાં બહુ જ સુઘડ અને સ્વચ્છ લાગતો હતો. તેની બગલમાં સફેદ કપડામાં વીંટાયેલું એક બંડલ હતું. તેણે બન્ને ગોરી સ્ત્રીઓને નમન કર્યું. પલોંઠી વાળીને નીચે બેઠો ને બગલમાંથી બંડલ કાઢી જમીન ઉપર મૂકી તેની ગાંઠ છોડવા લાગ્યો.

બંડલ છોડયું તો અંદરથી કોઇ અમેરિકન કંપનીની એક ઘસાઇને જીર્ણ થઈ ગયેલી મેલી ફેશનબુક અને બીજો સફેદ રંગના રેશમ ઉપર આસમાની રંગના બુટાવાળો અરધો પરધો સીવેલો ગાઉન નીકળ્યાં. આ પોષાકને તેણે બહુ જ સંભાળથી ઝટકાર્યો. ને મીસીસ લોને બતાવવા માટે પોતાના હાથમાં તેને પકડી રાખ્યો. એના વિશાળ માપ ઉપરથી જ એ તેને માટે જ બનાવ્યો હોય એમ જણાઈ આવતું હતું. તેણે જરાયે ઉત્સાહ બતાવ્યા સિવાય ઉપરથી નીચે સુધી એક ઠંડી નજર નાખી અને સીલાઇની વિગતોના વાંક ઘોંક શોધવા માગતી હોય તેમ બધું ઝીણવટપૂર્વક તપાસવા લાગી.

એકાએક તે મોટેથી બૂમ પાડી ઊઠી. 'આ કોલર વળી કયાંથી નીકળ્યો! મેં તો તને સંજાબ મૂકવાનું કહ્યું હતું. ......જો આની ફેશન.' ચોપડીના પાના ઝડપથી ફેરવવા લાગી અને મેદવાળી જાડી સ્ત્રીઓના પોષાક માટેના વિભાગ ખોલી એમાંથી એક

'જો આ બાઈએ પહેર્યાં છે બરાબર તેવો જ પોષાક બનાવવાનો હતો. એવી જ ફેશન કરવાની હતી. એના બદલે પહોળા કોલર શેના બનાવી દીધા છે? ના. ના. આ જરાય નહિ ચાલે. મુદ્દલ નહિ. લઈ જા, પાછું લઇ જા.'

દરજીના શાંત અને ધૈર્યવાન મુખ ઉપર પરસેવાના ટીપાં બહાર આવી ગયાં.

'જી. મેમસાહેબ' તે બહુ જ નરમ અને શક અવાજે અચકાતા અચકાતાં બોલ્યો. પછી તેણે પોતાના બન્ને હોઠ સહેજ દબાવીને ભેગા કર્યા ને પ્રયત્નપૂર્વક સરખો શ્વાસ લઇ બધી હિંમત એકઠી કરી જવાબ દેવાનું શરૂ કર્યું, 'મેમ સાહેબ તમે પહેલાં સંજાબ મૂકવાની વાત કરી હતી એ સાચું પણ પછી કહ્યું ના સંજાબ નથી મૂકાવવી પરમ દિવસે જ તમે કહ્યું હતું કે મોટા પટાનો કોલર મૂકાવવો છે અને સંજાબ બહુ જાડી થઇ જાય. એટલે એ નથી મૂકાવવી.'

દરજી ગોરી સ્ત્રી તરફ વિનવણી કરતો હોય તેમ જોઇ રહ્યો. પણ મીસીસ લોએ તેને પોતનો વીંટી પહેરેલો માંસલ હાથ ઊંચો કરી ધુત્કારી કાઢયો અને ખુરશી ઉપર ડીલ લંબાવી આગળ પાછળ તેને ઝુલાવવા લાગી. પછી અવાજ ખૂબ મોટો કરીને તાડૂકી ઊઠી:

'ના, ના, તું જુઠું બોલે છે દરજી.' તેણે સખ્તાઈથી કહ્યું. 'હું શું બોલી હતી તે મને યાદ છે. મારે પહોળા કોલર કરાવવા છે એવું ક્યારેય હું બોલી નથી. કદી નહિ. કોઇ પણ સદ્ગૃહસ્થની સ્ત્રી અત્યારે પહોળા કોલરના કપડાં પહેરતી નથી. એ ફેશન હવે ચાલતી નથી. અને તું શાને એવી જુનવાણી ફેશનની વાત કર્યે રાખે છે?

'જી. સરકાર' દરજી બોલી ઊઠયો, પછી કંઈક સૂઝ આવતાં મુખ ઉપર થોડો ઉત્સાહ ધારણ કરીને એ બોલ્યો. 'કાંઈ વાંધો નહિ મેમસાહેબ. થોડું વધારે કપડું આપો તો હું એ સુધારી આપીશ ને કોલરને બદલે સંજાબ મૂકી આપીશ...... કાંઈ વાંધો નહિ.'

પણ મીસીસ લોને એમ સહેલાઈથી શાંત

'હા હા, બોલે છે કાંઈ વાંધો નથી, પણ કોને? તારે કાંઈ વાંધો નથી પણ અમારે તો છે ને! તેં મારું આખું બધું કપડું બગાડી નાખ્યું મારે એ મફત આવ્યું હશે કાં? તે મારા ઘણા બધા પૈસા વેડફાવી દઈ નુકસાન કર્યું ને ઉપર જતા કે છે કે વાંધો નથી' તે વળી પાછી ખુરશીને આગળ પાછળ ઝોક આપીને ઝુલાવવા લાગી ને પંખાને જોરથી હલાવી પવન ખાવા માડી તેના ગાલની રતાશ વધુને વધુ ઘેરી થતી ગઇ પછી મહેમાન તરફ ફરીને બોલી. હું તો આ પોષાક ઉપર કેડિનસની મદાર બાંધીને બેઠી હતી મીની, અને હવે જોઇ લે આ નઠિયાળો પોષાક! હું પરમ દિવસે રાજપ્રતિનિધિની ગાર્ડન-પાર્ટી થવાની છે ત્યાં આ પોષાક પહેરીને જવાની હતી, મે તેને ફરી ફરીને સજાગ મૂકવાનું કહ્યું હતું ને તેને બ લે મૂક્યા છે ભૂંડાભૂખ જેવા કોલર!

'હા હા મને ખબર છે ને! હજી હમણાં જ તો હું તમને આ લોકોની વાત કરતી હતી, ત્યાં તો બધું નજરો નજર ફરીને બન્યું મીસીસ ન્યુમેન થાકેલા, કંટાળા ભરેલા, અને ચીડિયા સ્વરે બોલી 'હવે તમે શું કરશો? ગાર્ડન પાર્ટીમા જશો શી રીતે? એ જ હું તો જાણવા માગું છું'

'એ તો વળી ગમે તેમ કરીને હું વ્યવસ્થા કરી લઈશ' મીસીસ લો ભયંકર ગુસ્સો પ્રદર્શિત કરીને બોલી.

થોડા વખત સુધી તેણે દરજીની સામું પણ જોયું નહિ કેમ જાણે એ ત્યાં ઊભો જ ન હોય તેમ તેની હાજરીને ધ્યાનમાં લીધા સિવાય પોતાના સુંદર બગીચા તરફ જોઇ રહી ગરમ તાપમાં આસમાની કુરતું પહેરેલો મજુર સપ્ટેમ્બર માસના તડકામાં ચળકતા રંગીન ફૂલોની કિનાર ઉપર પલોઠી વાળીને બેઠો હતો લીલા ઘાસથી છવાયેલા ચોરસ મેદાનની આસપાસ થઈને એક રેતી પાથરેલો સાંકડો રસ્તો જતો હતો તે કંઈ બોલી નહિ તેમ તેમ દરજી વધારે ને વધારે અસ્વસ્થ થતો ગયો અને એ જ અવસ્થામાં હાથમાં ...ક પકડીને ઊભો રહ્યો. તેના મુખની ...બાજુએથી પરસેવાના રેલા ચાલ્યા ...ા તેણે પોતાના હોઠ જરા ભીના કર્યા

'મેમસાબ એક વખત અજમાયશ તો કરી જુઓ માત્ર એક જ વખત'

'ના ના એ બની શકે તેમ નથી કેમ જાણે સજ્જડ તમાચો મારતી હોય એમ મીસીસ લોએ કડકાઈથી જવાબ આપ્યા શું કામ હું અજમાયશ કરું, બધું તો બગાડી નાખ્યું છે. સીવાઇ જ ખોટી કરી છે કોલર ખોટો કર્યો છે શેને માટે પ્રયત્ન કરું'

હજીયે તે પ્રકાશમાં ચળકતા બગીચા તરફ જોઈ જ રહી.

'તમે કયો એવી ચીપ મૂકી દઉં' દરજી ઉત્સુકતાથી સમજાવતો હોય તેમ વિનય ભાવે કહેવા લાગ્યો 'બરાબર તમે કહી હતી તેવી જ તમારે કયે વખતે જરૂર પડશે? ક્યારે તમારે જોઈએ તે કહો

'મારે કાલે જ જોઈએ છે' ગોરી સ્ત્રીએ કઠોર અને ઊંચા સ્વરે કહ્યું 'જો તું એ પ્રમાણે વખતસર નહિ લાવે તો હું તને પૈસા નહિ આપું સમજ્યો ને? જ્યારે આવે છે ત્યારે પૂછે કે ક્યારે જોઈએ છે, ક્યારે જોઈએ છે પણ કદીયે વખતસર લાવ્યો તો નથી'

'ભલે પણ આ વખતે બરાબર વખતસર કરી દઇશ દરજીએ શાંતિથી જવાબ આપ્યો હવે તે ઝડપથી અને સુઘડતાથી કપડાની ઘડી પાડી તેને સંકેલવા મંડી ગયો હતો તેના પાતળા હાથ ચોકસાઇપૂર્વક અને કલામય રીતે ફરતા હતા 'બસ ત્યારે મેમસાબ હું એ કામ પણ જાણું છું સજાગ મૂકી કરી બધું જ પૂરું કરી આવતી કાલે બહુ જ સરસ રીતે સીવેલું કપડું તૈયાર કરીને આપના હાથમાં મૂકી દઇશ'

તે બહુ જ સુંદર રીતે મેઠો અને અધ સીવેલા કપડાની ગડી વાળી એ ન ચોળાય તેમ જ બીજી કોઇ વસ્તુ ન દબાઇ જાય તેનું બરાબર ધ્યાન રાખી ખૂબ જ સફાઈ અને સફાઈથી તેણે કપડાની પોટલી બાંધી ને પછી ઊભો થયો હવે તેને કશું જ કામ હતું નહિ, છતાં ચાનીક અપેક્ષા રાખતો હોય તેમ તે ત્યાંથી ખસ્યો નહિ. એના મુખ ઉપર આજીજીની કાકલુદીની વેદના તરી આવી કેમ જાણે તેનો સમગ્ર

તેના ઉપસી ગયેલા જડબા શાંત ચહેરા ઉપર અને દબાયેલા હોઠ ઉપર એ વિનંતિના શબ્દો સ્ફેહે આરૂઢ થઇ ગયા. ફરીને તેના મુખ ઉપર પરસેવાના રેલા ચાલવા માડ્યા મીસીસ લો જેવી પત્થર હૃદયની બાઈ પણ એની મૂંઝવણ એનું દબાયેલું મુખ અને આજીજી કરતા હૃદયની અસ્પષ્ટ અસર અનુભવવા લાગી પોતાની ઝુલતી ખુરશીની ગતિને રોકીને તેણે ઊંચે નજર કરી

'કેમ શું છે? તીક્ષ્ણ અવાજે પૂછ્યું 'કાંઇ વધારે કહેવું છે?'

દરજીએ સુકાયેલ હોઠને છેલ્લ વતી ફરી ભીના કર્યા પછી કેમ જાણે કોઈને કાનમાં કહેતો હોય એવા અસ્પષ્ટ અવાજે ખચકાતા ખચકાતા બોલ્યો 'મેમ સાબ આ જરાક હું હું કાંઈ નહિ- થોડા પૈસા આપશો? વધારે નહિ એકાદ બે ડોલર. જેટલા તેની ભયંકર નજર આગળ એનો અવાજ ધીરે ધીરે મંદ પડી ગયો' મારા ભાઇના દીકરાની આજે ઘડીયો ગણાય છે ને પાછળથી એક ઓરત ને ત્રણ દીકરા મૂકતે જાય છે પણ પૈસામાં તો રાતી પાઇ નહિ અરે તેના કફનનું કપડું લેવા માટે પણ પૈસા નથી તેની માંદગી ઘણી ગંભીર છે

મીસીસ લોએ પોતાને મળવા આવેલ સખી તરફ નજર કરીને દરજીની માગણી તે તાજુબીથી જોઇ જ રહી ને બોલી 'લે આ જબરો છે ને? કહેતી દરજીની માગણી પ્રત્યે દિગ બનીને જોઇ જ રહી

મીસીસ ન્યુમેને તેની નજર ઝીલીને જવાબ આપ્યા હું નહોતી કહેતી? આ લોકોનું દુઃખ જ એ છે કામ થોડું ને માથા ફૂટ ઝાઝી અને છેતરવાનો તે કાંઈ ઢંગ પડો છે? કપડા સાવ બગાડવા ને જ્યારે ને ત્યારે લાવો પૈસા બીજી વાત જ નહિ'

મીસીસ લોએ પોતાના ચળકતા ડોળા દરજી તરફ ફેરવ્યા તે ઊંચે તો જોતો જ નહોતો પણ વારંવાર સુકાતા જતા હોઠને છાનામાના જીભનો સ્પર્શ કરી કોઇ ન દેખે તેમ જરા ભીના બનાવી લેતો હતો તે એ... તેના તરફ ડોળા ઘૂર... કાવી તા... પ્રતિ...

હું એ મુજબ પોશાક સંજાબ લગાવીને સીવી કરીને તૈયાર આપ. પછી હું તને પૈસા આપીશ, જો પોષાક પૂરેપૂરો નહિ સેવાય જાય તો તને પૈસા મળશે નહિ. બોલ બરાબર છે ને!'

'જી મેમસાહેબ,' તેના મુખ ઉપરથી આશાના તમામ ચિહ્ન હવે અદૃશ્ય થઈ ગયા હતાં. કાકલુદીનું વાતાવરણ પણ નાબુદ થઈ ગયું હતું. ઠરી નિરાશાનો દેખાવ તેના મુખ ઉપર પડદાની પેઠે છવાઇ ગયો હતો. 'મેમ સાહેબ આવતી કાલે બાર વાગે હું પોષાક સીવી કરીને પૂરો કરી નાખીશ.' કહીને તે ચાલવા લાગ્યો.

'જો એ હવે કહ્યા પ્રમાણે વખતસર થઇ જવું જોઇએ. મોડું ન થાય' જતાં જતાં મીસીસ લોએ તેને જોરથી બૂમ પાડીને સંભળાવ્યું અને ઓરડામાં અદૃશ્ય થઇ જતી તેની આકૃતિ તરફ તિરસ્કારયુક્ત નજરે જોઈ રહી. પછી પોતાની સખી તરફ ફરીને તે બોલી અને તેને સમજ પાડવા લાગી. "મેં આવતી કાલનું કહ્યું છે ત્યારે માંડમાંડ પરમ દિવસે તૈયાર થશે." પછી કંઇક યાદ આવતાં જ ખુરશીમાંથી સહેજ આગળ આવી જોરથી ઘંટડીનું બટન દબાવ્યું. તુરત જ નોકર આવ્યો. 'છોકરા જરા સંભાળ રાખજે. જો પેલો દરજી આવ્યો છે તે કોઈ વસ્તુ લઇ ન જાય."

તેનો મોટો અવાજ આખા ઘરમાં વ્યાપી રહ્યો અને તેને પરિણામે હોલના છેડા ઉપર હજીયે દેખાતું દરજીનું શરીર વીજળીનો આંચકો લાગ્યો હોય એમ થોડું ટટ્ટાર થઈ ગયું ને પછી તુરત જ અદૃશ્ય થઇ ગયુ.

આ લોકોની કાંઈ ખબર જ પડે નહિ મીસીસ લોએ કહ્યું. એમને પૈસાની અનિવાર્ય જરૂર છે એ વાત સાચી છે કે જોડી કાઢેલી એ કળવું જ મુશ્કેલ જો તેમને ખરેખર પૈસાની જરૂર હોય—પણ એમને તો હમેશા પૈસાની જરૂર હોય જ છે. મેં તો મારી જિંદગીમાં આવા લોકો કદી જોયા નથી. મને તો લાગે છે તેઓ ખૂબ કમાતા હોવા જોઇએ. આ આખા બંદરમાં પરદેસી લોકોના કપડા તેઓ જ સીવે છે. પણ આ દરજી મોટા ભાગના બીજા દરજીઓ કરતાં પણ ખરાબ છે. હજી તો પૂરું કામ થયું ન હોય ત્યાં જ તેને પૈસાની જરૂર ઊભી થઇ જાય છે! આ પહેલાં ત્રણ વખત તે મારી પાસે આવી ગયો અને ત્રણે વખત તેને કંઇ ને કંઈ જુદું જુદું બહાનું બતાવવાનું હોય. એક વખત કહ્યું કે એક બાળકના મરવાની ઘડીઓ ગણાય છે. બીજી વખત આવું જ કંઇક બહાનું બતાવેલું. જેટલી જેટલી વાર આવે છે તેટલી તેટલી વાર આવું જ કંઈક બહાનું કાઢી પૈસા માગે છે. પણ હું એનો એક શબ્દ પણ સાચો માનતી નથી. સાવ ધતીંગ, ગુલબાંગ બીજું શું? જોતા હશે બીડી કે અફીણ અફીણ પીવા અથવા તો જુગાર રમવા. ને કહે છે ફલાણો મરવા પડ્યો છે તેને માટે જોઈએ છીએ. તેઓ બધા જ જુગાર ખેલતા હોય છે. એના એક પણ શબ્દમાં કદી વિશ્વાસ રાખી શકાય એવું નથી. રાખવો જોઈએ પણ નહિ.

'બરાબર છે. હું બધું જાણું છું...' મીસીસ ન્યુમેન એક નિસાસો નાખીને બોલી અને પછી જવા માટે ઊભી થઇ. એની પાછળ મીસીસ લો પણ ઊઠી.

'ટૂંકામાં આ લોકો સાથે આપણે સખત થઇને કામ લેવું જોઇએ. જરા દયા બતાવવા ગયાં કે મુવા સમજવાં' ફરીને તે બોલી.

આ વિશાળ અને શ્વેત વિદેશી—ભવનની બહાર તડકાથી તપી ગયેલી શેરીમાં દરજી મૂગો મૂગો અને ઝડપભેર ચાલ્યો જતો હતો, તેણે મેમસાહેબ પાસે થોડા પૈસાની માગણી કરી હતી પણ છેવટ સુધી આપ્યા જ નહિ, તે ના પાડશે તેની બીક છતાં બધી જ હિંમત એકઠી કરીને જ્યારે તેણે માગણી કરી તો પણ તેણે ધસીને ના પાડી. કપડું અરધા કરતાં યે વધારે તો સીવાઈ ગયું હતું. એક માત્ર સંજાબ મૂકવો જ બાકી હતો બે દિવસ પહેલાં જ તેણે તેને આ કપડું સીવવા આપ્યું હતું અને એથી તેને આનંદ થયો હતો. કારણ કે એ કાપડ પોતાના ભત્રીજા માટે થોડા પૈસા અપાવે એમ હતું. ભગવાને એ દરજીના તો ત્રણે ત્રણ સંતાનો લઈ લીધા હતાં એટલે આ ભત્રીજાને જ તે પોતાના પુત્રસમ ગણતો હતો. એવા ભત્રીજાને તેની માંદગીના સમયમાં ઉપયોગી થઇ પડે એવા પૈસા આ કાપડની સીલાઈમાંથી મળવાના હતા પોતાના બાળકોને તો એક પછી એક તેણે મરતાં જોયાં હતાં અને એમાનું એક પણ બાકી નહોતું રહ્યું એના નિસંતાન જીવનમાં રસ પૂરવા જેવો આ એક ભત્રીજો બાકી રહ્યો હતો.

એથી તે પોતાના ગુજરી ગયેલા નાના ભાઇના આ છોકરાને વધારે આસક્તિથી વળગી રહ્યો હતો. આ ભત્રીજો જુવાન હતો અને લુહારની કોઢમાં કામ કરતો હતો. એને ઘેર પણ ત્રણ નાના બાળકો હતા. આવો હષ્ટપુષ્ટ બદનવાળો જુવાન માણસ—કોણ ધારી શકે કે મોત આવીને તેનો આ રીતે કોળિયો કરી જવાનો હશે?

પણ વિધાતાના લેખ કોઈ મિથ્યા કરી શક્યું છે? બે મહિના પહેલાં એક દિવસ તે લોઢાના એક મોટા તપીને લાલચોળ થઈ ગયેલા કટકાને ટીપીને તેમાંથી હળની કોશ બનાવતો હતો ત્યારે એ લોઢું સાણસાની પકડમાંથી છટકયું ને તેના પગના પંજાથી માંડી ઘુંટણ સુધી પડયું ને હાડકા સુધીનું ચામડું માંસ બધું ચરડ ચરડ કરતું ચીરાઈને બળી ગયું. ને ઓછામાં પૂરું તેના ઉઘાડા પગ પર પડયું હતું કારણ કે ઉનાળાનો વખત હોવાથી અને લુહારની નાની કોઢમાં સખત ગરમી લાગવાથી તેણે માત્ર એક પાતળો સુતરાઉ પાયજામો પહેર્યો હતો અને એના પણ પાયસા વાળીને ઠેઠ સાથળ સુધી ચડાવી દીધા હતા.

પછી તો ઘણી ય દવા કરી જાતજાતના તેલ અને મલમપટ્ટા લગાવ્યા પણ એનાથી કાંઇ બળી ગયેલા માંસની જગાએ જીવંત માંસ થોડું આવી શકે અને આવા જીવલેણ ઘા ઉપર કયો મલમપટ્ટો કામ કરી શકે. ઓછામાં પૂરું ઉનાળાનો વખત, જ્યારે માખીઓનું સામ્રાજ્ય ચારે તરફ જામેલું હોય છે. એમાં વળી તો ઉઘાડો ને ઊંડો જખમ. પછી તો માખીઓના લુરખાના લુરખા જ બાઝે ને! આખો પગ સુઝીને થાંભલો થઇ ગયો હતો. અને આ ગરમીના વખતમાં સુદ નોમને દિવસે જુવાન એના આખરના શ્વાસ ગણતો

પથારીમા પડ્યો હતો તેની કેડથી તે પગ સુધી કાચુ પ્લાસ્ટર લગાવવામા આવ્યુ હતુ પણ એ કંઈ કાર કરી શક્યુ નહિ એ બધુ હવે નકામુ હતુ

આજે સવારે દરજી જ્યારે પોતાના ભત્રીજાને જોવા આવ્યો ત્યારે તેને પોતાને પણ આ વાતની ખબર પડી ગઇ હતી તેણે ત્યા સ્પષ્ટ રીતે મોતના ઓળા ઉતરતા દીઠા ભત્રીજાની જુવાન વહુ એના ઘરના ઉબરામા બેઠી બેઠી રડતી હતી, અને તેના બે મોટા છોકરાઓ ગભીરતાથી એની સામુ તાકીને જોઇ રહ્યા હતા તેમને પણ એટલુ બધુ દુખ થતુ હતુ કે રમવા કરવાનુ પણ આજ તેમને ગમતુ નહોતુ ત્રીજી નાની બાળકી હતી અને તેણે તેને છાતીએ વળગાડી હતી પણ છેલ્લા બે દિવસથી રડવાને પરિણામે તેની છાતીનુ દૂધ સુકાયુ હતુ અને જે થોડુઘણુ બચ્યુ હતુ એમા પણ દુખને લીધે ઝેર ચડી ગયુ હતુ એથી બાળકે ધાવણની ઊલટી કરી નાખી અને પેટની અદર અસુખ થવાથી તે રડવા લાગી.

દરજી ઘર પાસેના જ એક ખાચામા વળ્યો ને દિવાલના બારણામા થઈને એક વાડામા આવ્યો અહીં નાગાપુગા છોકરાઓ બૂમો પાડતા હતા તકરાર કરતા હતા અને રમતા રમતા ગુલશોર મચાવતા હતા એના માથા ઉપર વાસની વળગણીઓ લટકતી હતી અને એના ઉપર સાબુ વગર અને બહુ જ ઓછા પાણીમા ધોયેલા લથરવથર લુગડાઓ સુકવવા નાખ્યા હતા આ વાડાની આસપાસના દરેક ઘરમા એક એક કુટુબ રહેતુ હતુ અને દરેક કુટુબ પોતપોતાનો કચરો પુંજો એઠવાડ વગેરે અહીં જ ફેકતુ હતુ એથી ઉનાળાના સખત તાપના દિવસો હોવા છતા અને બધુ વરસાદ પડયાને એકાદ મહિનાથી યે વધારે થઇ જવા છતા અહીં જમીન ઉપર ગારો કીચડ જામ્યા હતા અને એમા થઈને ગદા પાણીનો એક પ્રવાહ વહી રહ્યો હતો પેશાબની એક ભયકર અને તીવ્ર બદબો હવામા ભળી ગઇ હતી.

પણ તેણે આ બધુ જોયુ નહિ તે આ જાતના જ આ ત્રણ વાડામા થઈને આગળ વધ્યો અને જમણી બાજુના ઘરના ઉઘાડા બારણા તરફ ફરી બારી વગરના અધારા ઓરડામા દાખલ થયો અહીં એક બીજા પ્રકારની દુર્ગંધ આવતી હતી એ સડી ગયેલા કોહાઇ ગયેલા માસની દુર્ગંધ હતી અદર પ્રવેશ કરતા જ પડદો નાખેલા પથારી પાસેથી સ્ત્રીના રડવાનો અવાજ તેણે સાભળ્યો એટલે તે પથારી પાસે ગયો. તેના મુખ ઉપરના ભાવ પેલી ગોરી સ્ત્રીનુ મકાન છોડયુ ત્યારે હતા એવા જ હતા એમા હજી કશો જ ફેરફાર થયો નહોતો જુવાન વહુએ તે આવ્યો છતા ઊંચુ જોયુ નહિ તે તો પથારી પાસે ઢીચણ વાળીને ઢગલો થઇ બેઠી હતી અને તેનુ મુખ આસુથી ભીંજાતુ હતુ તેના લાબા કાળા વાળનો અબોડો છૂટી ગયો હતો ને વાળ ખભા ઉપર પથરાઇને છેક જમીન સુધી લટકતા હતા ફરી ફરીને શોક કરતી હતી, રડતી હતી ડૂસકા ભરતી બબડતી બોલતી હતી.

"હાય રે સ્વામી! મને એકલી મૂકીને કયા ચાલ્યા જશો નાથ!'

નાનુ બાળક એની પાસે જ બેઠુ હતુ એનો અવાજ પણ રડી રડીને થાકી જવાથી મદ થઇ ગયો હતો છતા યે થોડી થોડી વારે એ બહુ જ ધીમા અવાજે રડતુ હતુ મોટા બાળકો તેમની માતાની અડોઅડ બેઠા હતા અને પોતાના નાનકડા હાથ વતી માતાના કોટનો છેડો જોરથી મૂઠી વાળીને પકડી રાખ્યો હતો તેઓ પણ ખૂબ રડતા હતા છતા અત્યારે તેઓ રડી રડીને શાત થઇ ગયા હતા અને પોતાના કાકાને જોવા તેમણે આસુથી ધોવાયેલા શોકપૂર્ણ મુખ ઊંચા કર્યાં

પણ દરજીએ એમના તરફ પણ હમણા કશુ ધ્યાન આપ્યુ નહિ તેણે પથારી ઉપરના શણના પડદાની અદર જોયુ અને ધીમેથી કહ્યુ

'બેટા, હજીયે પ્રાણ છૂટતા નથી?

મરનાર માણસ માડ માડ આખ ઊંચી કરીને કાકા સામે ફેરવી શક્યો તેનુ આખુ શરીર સૂજી ગયુ હતુ, તેના હાથ, ખુલ્લુ બદન ગરદન અને ચહેરો બધુંય ભયકર રીતે સૂજી ગયુ હતુ, પણ તેના બળીને કાળા થઇ ગયેલા જેવા સૂજી ગયેલા પગ આગળ તે આ બધુ કશી જ વિસાતમા નહોતુ એ પગ તો એટલે હદ સુધી સોજીને ચાબખો થઇ ગયો હતો કે એ પગ શરીર સાથે જડાયેલો છે એમ લાગવાને બદલે પગ સાથે શરીર જડાયુ છે એમ લાગતુ હતુ તેની ચમકતી આખો તેણે પોતાના કાકા ઉપર સ્થિર કરી તેણે પોતાના સૂજી ગયેલા હોઠ વાળી મુખ ઉઘાડ્યુ ને ઘણા લાબા વખતે ને એકાગ્રતાના જબરદસ્ત પ્રયત્ન પછી તેણે ઘોઘરા અવાજે ધીમેથી કાનમા કહ્યુ,

આ છોકરાવ

દરજીના મુખ ઉપર ભયકર વેદના અકિત થઇ ગઇ અચાનક કેમ જાણે આચકો લાગ્યો હોય એમ તેને થયુ પછી તે પથારીની કોર ઉપર બેઠો અને લાગણી-ભર્યા સ્વરે બોલ્યો '

તારે છોકરાવની ચિંતા કરવાની જરૂર નથી બેટા સમના રાજા ને ભગવાનનું નામ લઇને અતકાળે શાતિથી જજે છોકરાઓ તો હવે મારા ઘરમા મારી સભાળ નીચે જ રહેશે તારી વહુને અમે બન્ને અમારી દીકરી હોય એમ રાખશુ અને તારા છોકરાઓને અમારો પૌત્રો અને પૌત્રી ગણશુ અને તુ પોતે જ મારા સગા ભાઇનો દીકરો નથી? એ તો બિચારા પહેલેથી જ ઊપડી ગયા હવે રહેવામા તો બાકી હુ જ ને?'

તે શાતિથી રડવા લાગ્યો એના મુખ ઉપર પડેલી રેખાઓથી જોઇ શકાતુ હતુ કે તે અત્યાર સુધી દબાવી નાખેલા ભાવનુ પરિણામ હતુ કારણ કે અત્યારે તે રડતો હતો છતા તેના મુખ ઉપર કોઈ જાતના ફેરફાર થતા નહોતા આખમાથી નીકળતો સતત અશ્રુપ્રવાહ ગાલ ઉપર થઈને વહી જતો હતો

ઘણા લાબા વખત પછી મરનાર આદમીને આખરનુ જે કઇ કહેવાનુ હતુ તે કહેવા માટે કેમ જાણે પોતાની જાતને બેભાન અવસ્થામાંથી પરાણે બહાર ખેંચતો હોય તેમ ગળામાંથી મહામુશ્કેલીથી તેના તૂટક તૂટક શબ્દો બહાર આવ્યા

'તમે પણ—ખૂબ ગરીબ છો

પણ કાકાએ મરનાર ભત્રીજાની આગળ વાંકા વળી તેનું મુખ તેના કાન પાસે લઇ જઇને ત્વરિત જવાબ આપ્યો. કારણ કે તેની આંખોના ડોળા ફાટતા જતા હતા અને સૂજીને વધારે ને વધારે મોટાં થતાં એ સાંભળી શકશે કે કેમ એ વિષે તેને શંકા હતી એટલે જલદી જલદી બોલ્યો.

'જો હવે છેલ્લી ઘડીએ ચિંતા કરવાનું મૂકી દે. તારા આત્માને શાંતિ આપ. ઈશ્વરની કૃપાથી મને ઘણું કામ મળી રહે છે. આ ગોરી સ્ત્રીઓને હમેશાં નિતનવા પોષાક જોતા હોય છે. પોસ્ટ માસ્તરની વહુને, માટે મેં હમણાં જ એક પોષાક સીવ્યો છે. તે લગભગ પૂરો થવા આવ્યો છે, માત્ર સંજાબ મૂકવાનો બાકી છે. એ પૂરો થઈ જાય એટલે મને રોકડા પૈસા તે આપવાનાં છે, ને એને પૂરતો સંતોષ ગયો તો બીજું સીવવાનું પણ આપશે. અમે જરાય દુઃખમાં નહિ રહીએ. પૈસા તો બરાબર મળી રહેશે. એટલે હવે તું એની ચિંતા જરાય કરતો નહિ...'

પણ જવાન આદમીએ કશો જવાબ વાળ્યો નહિ. તે મૃત્યુની ચિરનિદ્રામાં હમેશને માટે પોઢી ગયો હતો. ત્યાંથી ફરીને તેને જગાડી શકાય તેમ નહોતું.

છતાંયે ઉનાળાનો આખો દિવસ તેનો શ્વાસ ટચુ ટચુ કરતો ચાલતો રહ્યો. દરજી માત્ર એક વખત પોતાનું બંડલ ખુણામાં મૂકવા અને પોતાનો ઝભ્ભો કાઢી નાખવા ઊભો થયો ને પછી મરનાર આદમીની પાસે આવીને બેઠો. જ્યાં સુધી શ્વાસ ચાલ્યો ત્યાં સુધી કલાકો સુધી તે ત્યાંથી ખસ્યો નહિ, એમને એમ બેઠો જ રહ્યો. સ્ત્રી તો હૃદય હલાવી નાખે એવું રૂદન કરવા લાગી, એના હુસકાં એનો વલોપાત એની બૂમો તો ચાલુ જ રહી પણ આખરે તેની શક્તિ પણ ખલાસ થઇ ગઇ. તે રડી રડીને થાકી ને પથારીની પાંગતે પોતાનું શરીર અઢેલી આંખો મીંચી અવારનવાર હુસકાં ભરતી બેઠી. પણ છોકરાંઓ તો હવે આ સ્થિતિથી ટેવાઈ ગયાં હતાં તે હવે તો પોતાના બાપની મરણોન્મુખ સ્થિતિથી પણ ટેવાઇ ગયાં ને આ એકધારાપણામાંથી બચવા માટે બહાર આંગણામાં રમવા દોડી ગયાં. એકએ વખત બહારથી કોઈ દયાળુ પાડોશણ બાઇ આવી ગઈ, પૂછપરછ કરી ને છેલ્લી વખત આવી મા પાસેથી નાના બચુડિયાને ઊંચકી લીધો ને તેને બહાર લઇ જઇ પોતાની ધાવણથી છલકાતી છાતીએ વળગાડી દિલાસો આપવા લાગી. બહારથી તેનો દયા મિશ્રિત આનંદી અવાજ સંભળાતો હતો.

'થયું, એની ઘડી આવી ગઈ છે. તેનું શરીર કોહવા માંડ્યું છે. કેમ જાણે મહિનાએકથી મરી ગયો હોય એવું વાસ મારે છે.'

આમ ઉનાળાનો લાંબો દિવસ આખરે પૂરો થવા લાગ્યો અને સંધ્યાટાણું થયું ત્યારે જુવાનનો શ્વાસ અટકી ગયો અને તેનું પ્રાણ પંખેરું ઊડી ગયું.

એ પછી જ દરજી પોતાની જગાએથી ઊભો થયો તેણે ઊઠીને પોતાનો ઝભ્ભો પહેર્યો. હાથમાં બંડલ લીધું અને પછી સંકોડાઇને બેઠેલી સ્ત્રીને કહ્યું.

'થઈ રહ્યું. આતમરામ ખોળિયું છોડીને ચાલ્યો ગયો. તારી પાસે પૈસા બૈસા કંઇ છે કે નહિ ?'

પછી જુવાન વહુ પણ ઊભી થઇ ને પોતાના મુખ ઉપર આવતા વાળને અવળા ઓળી તેની સામે ચિંતાની નજરે જોવા લાગી. હજીયે તે ઘણી જુવાન હોય એમ એના ચહેરા ઉપરથી જોઇ શકાતું હતું. વીસથી વધારે વરસ નહિ થયાં હોય. સાવ સામાન્ય બાઈ ચીની નગરની કોઈ પણ શેરીઓમાં કોઈ પણ વખતે જોવા મળે એવી સીધી સાદી સ્ત્રી, બહુ રૂપાળી નહિ તેમ બહુ કદરૂપી નહિ એવી. સામાન્ય પ્રસંગે થોડી ગંદી અને કુવડ લાગે અને અત્યારે તો ઘણા દિવસથી નહાઇ નહોતી એટલે કંઇક વધારે ગંદી લાગતી હતી. તેનો ગોળ ચહેરો સુકાઇ ગયેલો જણાતો હતો. અને તેની આંખો ઉપરથી સહેજે દેખાતું કે તે કોઈ પણ જાતની ઊંડી સમજણ વિનાની સામાન્ય સ્ત્રી છે. તેની દૃષ્ટિ વર્તમાન જીવન કરતાં આગળ પહોંચી જ નહોતી. આજના જેવી મહાન આફત કોઇ દિવસ ઊતરી આવશે તેનો તેને ખ્યાલ જ આવ્યો નહોતો. એથી અત્યારે તે દરજી તરફ ચિંતાતુર અને ઓશીયાળી નજરે જોઈ રહી

'અમારી પાસે તો કાંઈ બચ્યું કર્યું નથી.' મેં તો એમના કપડાં, મારા શિયાળા માટેના ગરમ કપડાં, ટેબલ, નાના સ્ટુલ વગેરે બધું એક પછી એક ગીરો મૂકીને અત્યાર સુધી ચલાવ્યું છે. હવે બાકી રહ્યા માત્ર એ સુતા છે તે પાટ.'

દરજીના મુખ ઉપર નિરાશાના ભાવ વધારે ઊંડા થતા ગયા અને ઘેરા રંગ ધારણ કરવા લાગ્યા. 'તમને કયાંયથી ઉછીના પાછીના પણ થોડા પૈસા મળી શકે તેમ છે ?' તેણે પૂછ્યું.

બાઈએ માથું ધુણાવ્યું. 'હું આ વાડામાં જે લોકો રહે છે એ સિવાય કોઇને ઓળખતી નથી. અને એમની બિચારાના પાસે છે શું તે મને આપે ? અને પોતાની ખરી સ્થિતિનું ભાન થતાં જ તે ભયંકર બીકની મારી થથરી ઊઠી ને તીવ્ર સ્વરે રડતી રડતી બોલી, 'કાકા હવે એક તમારા સિવાય આ ભર્યા જગતમાં અમારે કોઇ રહ્યું નથી.'

'જાણું છું.' તે સહજ રીતે બોલ્યો. ફરી એક વાર તેણે પથારી તરફ જોયું ને કહ્યું, 'તેના ઉપર કપડું ઢાંકી દો, એના શરીર ઉપર માખીઓ બેસે છે.

એ પછી તે વાડાઓમાં થઇને ઝડપથી પસાર થતો ગયો અને જેવો તે આંગણા પાસેથી નીકળ્યો કે તુરત જ પેલી પાડોશણ બાઈ જે હજીયે બાળકને તેડીને ઊભી હતી તેણે પૂછ્યું. 'કેમ કાં જીવ ગયો કે નહિ?'

'હા. હમણાં ગયો.' દરજીએ જવાબ આપ્યો. અને ખડકીમાંથી બહાર નીકળીને શેરીમાં ગયો. એ પછી પશ્ચિમ તરફ વાંકા વળીને પોતાના ઘરભણી ચાલ્યો.

આખા ઉનાળા દરમિયાન એજ દિવસે સૌથી વધારે ગરમી પડી હોય એમ તેને લાગ્યું. સામાન્ય રીતે શુદ નોમને દિવસે ગરમી તો હોય જ છે. અને કેટલીય વાર આ રીતે છેક પાનખર સુધી ઉનાળાની બાળી નાખે એવી ગરમ લુ ચાલુ રહેતી હોય છે. સાંજ પડી છતાં વાતાવરણ હજી એવું ને એવુ ગરમ હતું. હવામાં જરાય ઠંડક આવી નહોતી અને શહેર ઉપર તોફાની વાદળાંઓના થર ઉપર થર ચઢતા જતાં હતાં. શેરીઓમાં માણસો ઉઘાડે ડીલે ફરતા હતા અને સ્ત્રીઓ આછામા આછો પોષાક પહેરીને ઘરની બહાર વાંસના નાનાં નાના બાંકડા ઉપર બેસી જતી. કેટલાક તો

ઓરડીઓમા સાદડીઓ કે શેતરંજી બીછાવીને ચત્તીપાટ પડીને હવા ખાતી પડી હતી બાળકોના રડવાના અવાજ ઠેર ઠેર સભળાતા હતા અને માતાઓ પખા વતી નાના બચ્ચાઓને હવા નાખતી હતી સતત પખો નાખવાથી તેમના હાથ થાકી ગયા હતા અને ગતિ પણ ધીમી પડી ગઈ હતી રાતના અધકારનો ડર પણ તેમને સતાવતો હતો

આ ટોળા વચ્ચે થઈને દરજી ઝડપથી પસાર થઇ ગયો તેનુ માથુ નમેલુ જ હતુ અને નજર ભોય તરફ જ હતી અત્યારે તે ખૂબ ખૂબ થાકી ગયો હતો અને જો કે આખો દિવસ તેણે કઇ ખાધુ ન હતુ, છતા હજી ભૂખ્યો થયો નહોતો તે હવે વાડામા આવેલી પોતાની ઓરડીએ પહેચ્યો હતો ત્યારે પણ તે ખાઈ શક્યો નહિ અરે તેની મુરખ ઓરત જે પોતાના એક પણ બાળકને બચાવી શકી નહોતી તે ઓરીમાથી શ્વાસભેર હસડપસડ ટગા ઘસડની આવી અને તેને ખાવા માટે ટેબલ ઉપર ચોખાની ઠડી રાબ મૂકી ત્યારે પણ તેણે ખાધુ નહિ–ખાઈ શક્યો નહિ તેના કપડામા હજી પેલી ભયકર દુર્ગંધ ભરાઇ ગઇ હતી. તેના નાકમા પણ હજી તે પેસી ગઇ હતી અચાનક તેને રેશમી પોષાક યાદ આવી ગયો ધારો કે પેલી મેમસાહેબને આ કપડામાથી દુર્ગંધની ખબર પડી જશે તો! તે એકદમ કૂદીને ઊભો થયો બટન ખોલ્યુ ને આખો પોષાક ઝાટકી નાખ્યો, અને પછી કાળજી-પૂર્વક તેને ઉલટો કરી તેણે ખાટલા પાસે પડેલા એક જીર્ણ થઇ ગયેલા લાકડાના એ ઠા ઉપર ખુલ્લી હવા ખાવા રાખી મૂક્યુ.

પણ ત્યા યે વધારે વખત લટકાવી શકાય તેમ નહોતુ એને ઉતાવળ હતી ગમે તેમ એ પૂરુ કરીને પૈસા મેળવ્યા વિના છૂટકો ન હતો તેણે એકદમ પોતાનો ઝભ્ભો, નીચેનુ ખમીસ અને બુટ મોજા વગેરે ઝડપથી ઉતારી નાખ્યા, અને ખુલતો પાયજામો પહેરીને એ કામે બેઠો આટલી બધી ગરમીમા પોતાનો પરસેવો આ સુદર પોષાક ઉપર પડીને બગાડી નાખે નહિ એની કાળજી રાખવાની હતી, એ માટે તે એક ભૂખરો રુમાલ માથા ફરતો વીંટ્યો આ રુમાલ કપાળ ઉપરથી પરસેવાના ટીપાને અદ્ધરથી જ ચૂસી લઇ પોષાક ઉપર પડતા અટકાવતો હતો એક બીજો જુના કપડાનો ટુકડો લઈ તેને એક ટેબલ ઉપર મૂક્યો જ્યારે જ્યારે હાથ ઉપર પરસેવો વળી જતો ત્યારે તે વખતો વખત આ ટુકડા વતી તેને લૂછી નાખતો

તે ઝડપથી સીવ્યે જતો હતો જો કે પોષાક જરાય ન બગડે એની કાળજી રાખી જેટલી ઝડપથી સીવી શકાય તેટલી ઝડપ તેણે રાખી હતી અથી વધારે ઝડપ કરવા જતા પોષાક ખરાબ થાય અને તે નારાજ થાય એનો ડર હતો આમ સોયાની ગતિ પૂરપાટ દોડયે જતી હતી અને તેની સાથે જ તેના મગજમા પોતે હવે શું કરી શકે તેમ છે તેના વિચારો દોડયે જતા હતા ગયે વરસે તો એની પાસે એક ઉમેદવાર હતો પણ વખત એવો ખરાબ આવ્યો કે એનુ ખર્ચ પણ તેને ભારે પડવા લાગ્યુ એટલે તેને રજા આપવી પડી એટલે અત્યારે હવે જે કરવુ હોય તે માત્ર પોતાના દસ આગળા વતી જ કરવાનુ હતુ જો કે એમા બહુ ખોટ ગઇ હોય એમ ન હતુ કારણ કે એ છોકરાથી સીવવામા ઘણી ભૂલો રહી જતી હતી અને તેની ગ્રાહક સ્ત્રીઓ તુરત જ તેને કપડા આપતી અને કહેતી, મેરાઈ આ કામ તમે જાતે જ કરજો છોકરાને ન આપતા છોકરાઓ અમારા કિંમતી કપડા બગાડી નાખે છે ત્યારે હવે તેને પોતાના ઉપર જ બધો ભરોસો રાખવાનો રહ્યો

તેના મનમા વિચાર આવ્યો ધારો કે મેમસાહેબને એક બીજો રેશમી પોષાક તૈયાર કરાવવાનો હોય તો પોતે એકલે પડે એ કામ કરી શકશે? ત્રણ દિવસમા સીવી કરીને એને આપી શકશે? જો એમ થાય તો પોતાને બીજા પચ ડોલર મળે આમ બન્ને પોષાકના મળીને દસ ડોલર મળે એ રીતે દસ ડોલર રોકડા આપીને અને બાકીના પાછળથી આપવાનુ કબુલીને પોતે કફન મેળવી શકશે

પણ ધારો કે એની પાસે તેને આપવા માટે કામ નહિ હોય તો? તો પછી પોતે શુ કરશે? પછી તો એક જ માર્ગ બાકી રહે અને તે ધીરધાર કરનાર વ્યાજખોર પાસે જવાનુ આનો તેને ખ્યાલ હતો છતા ત્યા જવાની એની હિંમત જ ચાલતી નહોતી એક વખત વ્યાજખોર પાસે ગયા કે પછી ખલાસ. કારણ કે, વ્યાજની ગતિ વાઘની તરાપ કરતા યે વધારે ઝડપી, વધારે કનિષ્ઠ થોડા જ મહિનામા ઉછીના લીધા હોય એના કરતા બમણી ને ત્રણગણી રકમ થઇ જાય જ્યારે કફન મળશે અને એના શબને દાટવાની અતિમ ક્રિયા થઈ જશે પછી તે વિધવા વહુને અને તેના ત્રણ બાળકોને પોતાને ત્યા લઈ આવશે. કારણ એ બધાને માટે આશ્રયનુ સ્થાન આ ઓરડી જ હતી બાળકોના વિચારથી એના હૃદયમા થોડી ઉષ્મા આવી. પણ એ બધાના પેટ ભરવા પડશે એ વિચારનો ડર લાગતા જ હૃદયની ઉષ્મા ઓસરી ગઇ અને તે સાવ ઠડોગાર બની ગયા

ગમે તેમ કરીને પોતે વધારે કામ મેળવવુ જ જોઇએ બેશક પોતે મહેનત કરશે તો જરૂર વધારે કામ મળશે જ બનતા લગી તો પોસ્ટ માસ્તરના વહુની પાસે જ કામ હશે જરૂર એને બીજો રેશમી ગાઉન બનાવવાનો હશે.

પણ ધારો કે એની પાસેથી નવુ કામ ન જ મળ્યુ તો? તો શુ કરવુ? તો તો પછી કરજ કર્યા સિવાય બીજો રસ્તો જ નહિ ને? કરજનો વિચાર આવતા જ તે ધ્રુજી ગયો કરજ કરવાની તેની હિંમત જ નહોતી વ્યાજને તો ઘોડા પણ આંબે નહિ અને થોડા મહિનામા જ વ્યાજની રકમ મુદ્દલ કરતા ય બમણી વધી થઇ જાય એ વાત તે સારી પેઠે સમજતો હતો વળી અંત્યેષ્ટિ ક્રિયા પછી વહુને તથા બાળકોને તો ઘેર લઇ આવવાના હતા અને એ બધાનો આ નાનકડી ઓરડીમા જ સમાસ કરવાનો હતો, બાળકોનો ખ્યાલ આવતા જ તેના હૃદયમા જરા ઉષ્મા પ્રગટી પરંતુ એમના પોષણના સવાલનો ખ્યાલ આવતા જ તે થથી ગયો

હવે એને ગમે તેમ કરીને વિશેષ કામ મેળવ્યા વિના છૂટકો ન હતો તેણે આશાના કોટકિલ્લા ચણવા મડ્યા. કામ તો મળી જ રહેશે એમા શકા નથી કાલે પોસ્ટ માસ્તરના પત્ની જ બીજો પોષાક નો ઓર્ડર આપશે કાઇ વાધો નથી. આવા મોટા મહેલમા આવાસ કર્યા છે, મોટા બગીચો છે ને આવા મોટા મહેલમા નિવાસ કરે છે ઘણા શ્રીમત છે મને જરૂર કામ આપશે. નહિ તો આટલી બધી છૂટથી અને શ્રીમ

લાઈથી એ રહી શી રીતે શકે? કેવું મોટું આલેશાન મકાન અને ફરતો સુંદર ફૂલ-બાગ! પૈસાદાર વિના એમાં બીજાનું ગજું નહિ કે રહી શકે. અને પૈસાદારને તો વધારે પોષાક સીવડાવવાના હોય જ ને!

અધરાત થઇ તો પણ તેનું કામ પૂરું થયું નહિ. સૌથી અઘરું કામ તો હજી હવે કરવાનું હતું, પેલો સંજાબ મૂકવાનું. તેણે એકદમ પોતાની ફેશનબુક કાઢી અને નાના ઘાસલેટના દીવાના ઝાંખા અજવાળામાં તે પાના ઉથલાવી જોવા લાગ્યો. આખરે સંજાબ વાળું પાનું આવ્યું. આ રહી મો... ટી બધી પહોળા પટાની સંજાબ, પાસે પાસે પ્લેટ બીડેલી હતી, તેણે થાકથી ધ્રૂજતા હાથે નાની નાની ગડીઓ વાળી પ્લેટ બીડયા. બાજુમાં તેની પત્ની ફરડ ફરડ નસકોરાં બોલાવતી ઊંઘતી હતી, એને કોઇ જગાડી શકે એમ ન હતું. અને જેનાથી તે કાળજીપૂર્વક ગોઠવેલી સંજાબ સીવતો હતો એ સંચાનો ઘર્રર્ર ઘર્રર્ર અવાજ પણ તેને જગાડવા અસમર્થ હતો. ભોર થયું ત્યારે માત્ર કિનાર જ બાકી રહી હતી અને તે કામ તો હાથથી જ કરવાનું હતું. એ પછી કોલસા સળગાવી ઈસ્ત્રી તૈયાર કરી તેના ઉપર છેલ્લો હાથ મારી લેવાનો હતો. આખી રાતના ઉજાગરા સતત શ્રમ, અને થાકને લઇને તેની આંખો દુઃખવા આવી હતી, જરા ભારે લાગતી હતી. એને થયું થોડું ઊંઘી લઉં ને પછી અધુરું રહેલું કામ પૂરું કરી નાખું આમ વિચાર કરી તેણે પોષાક ફરીને લાકડાના ફરમા ઉપર ટાંક્યો ને પછી પોતાની સ્ત્રીની બાજુમાં સૂતો અને બીજી જ પળે તે ઘસઘસાટ ઊંઘી ગયો.

પણ લાંબો વખત તે સૂઈ શક્યો નહિ. સાત વાગે તે ઊઠયો. ને ફરીને કામે ચડયો. તેણે લગભગ બપોર થવા આવ્યા ત્યાં સુધી કામ કર્યું. રાતનો ભૂખ્યો હોવાથી વચ્ચે માત્ર કોળીયો ભાત ખાવા માટે ઊઠયો એટલું જ. બાકીનો બધો વખત કામ જ કર્યા કર્યું. આખરે તેનું કામ પૂરું થયું. પોતે ધારેલું એના કરતાં આ કામે વધારે વખત લઈ લીધો હતો. તેણે સૂરજ સામું જોયું ને મનમાં ગણતરી કરી

બપોર સુધીમાં તો જરૂર પહોંચી જવાશે, થોડી ઉતાવળ કરવી પડશે ખરી. એને ગુસ્સે કરવી નહિ પોસાય. ટાંકણે જ ગુસ્સે થાય તો બીજાં કામ કદાચ ન આપે અને ગમે તેમ કરીને બીજું કામ મેળવ્યા વિના છૂટકો જ નથી. આજે સાંજ સુધી ને રાતોરાત જાગીને કામ કરું તો કદાચ એમ પૂરું કરી નાખું. એકાએક તેને કંઈક વિચાર આવ્યો ને પેલા પોષાકને ચિંતાપૂર્વક સુંઘી જોયો. એમાં થોડી વાસ હતી. એને ચિંતા થઈ કે મેમસાહેબને આ વાસની ખબર પડશે તો?

પણ સદ્ભાગ્યે તેને ખબર પડી નહિ તે ઓશરીમાં પડેલી પેલી નવી જાતની ઝુલતી ખુરશીમાં બેઠી હતી. તે પોષાક તરફ દોષ કાઢવાના હેતુથી ઝીણવટભરી નજરે જોઇ રહી.

'બધું જ બરાબર પૂરું થઇ ગયું છે?' તેણે મોટો અને કર્કશ અવાજ કાઢી પોતાની વિચિત્ર ઢબે એકાએક પૂછ્યું.

"જી. મેમસાબ." તેણે નમ્રતાથી જવાબ આપ્યો.

"સારું ત્યારે હું જઇને પહેરી જોઉં."

પછી તે પોતાના ઓરડામાં ગઈ. અને પેલો રાહ જોતો શ્વાસ થંભાવી ઉભો રહ્યો વળી પાછી ચિંતા થઈ. કદાચ છે ને હજી તેમાં થોડી વાસ તો નહિ રહી ગઇ હોય? પણ એટલામાં તે પોષાક પહેરીને આવી. તેના મુખ ઉપર અત્યંત હર્ષનો તો નહિ પણ સંતોષનો ભાવ દેખાતો હતો.

'કેટલા પૈસા?'

એકાએક તેણે પૂછ્યું. પેલો દરજી જરા અચકાયો 'પાં...ચ ડોલર મેમસા'બ.' ને પછી તેની ગુસ્સાભરી આંખ તરફ જોઈને તેણે ઉમેર્યું 'રેશમી કપડું તૈયાર સીવવાના પાંચ ડોલર મેમસા'બ. ગમે તે દરજીને પૂછી જોજો સૌ પાંચ ડોલર લ્યે છે'

'એટલું બધું તે હતું હશે' તેણે કહ્યું 'ને પાછું તેં તો મારું કપડું બગાડયું. છતાંયે બબડતા બબડતા તેણે તેને પૈસા તો પૂરા આપવા માંડયા ને દરજીએ તેના હાથનો સ્પર્શ ન થાય એની કાળજીભરી સંભાળ રાખીને તેની પાસેથી પૈસા લઈ લીધા.

'આભાર મેમસાહેબ.' તે નમ્રતાથી બોલ્યો ને ઉભડક બેસી બંડલ બાંધવા લાગ્યો તેની આંગળીયો ધ્રૂજતી હતી.

તેના મનમાં મંથન ચાલતું હતું. 'કામ અત્યારે જ માગવું જોઇએ. પણ માગું ય શી રીતે? કદાચ માગું ને ના પાડે તો? આખરે તેણે તમામ હિંમત એકઠી કરી ને તેની આંખ સામે જોયાં ... માંડયાં સિવાય અતિશય નમ્રભાવે પૂછવાનું સાહસ કરી નાખ્યુ.

'મેમ સાહેબ, બીજું કંઇ કામ આપશો? આપને વધારે કપડાં સીવડાવવાના હશે જ.'

તેના જવાબની રાહ જોતો બગીચા તરફ નજર ખોડીને તે ઊભો રહ્યો. પણ તે નવો પોષાક બદલાવવા માટે ફરીને ઘરમાં જઈ પહોંચી હતી. ત્યાંથી જ ઊભા ઊભા તેણે બેદરકારીથી જવાબ આપ્યો.

'ના. ના, હવે આપવાના નથી. તું અમને બહુ જ હેરાન કરે છે. મારાં કપડાં બગાડી નાખે છે. બીજા ઘણા બધા દરજીઓ તો તારા કરતાં વધારે સસ્તા દરે કપડાં સીવી આપે છે, ને હેરાનગતિ પણ ઓછી?'

બીજે દિવસે ગાર્ડનપાર્ટીમાં તે મીસીસ ન્યુમેનને મળી. આરામ ખુરસીમાં બેઠી બેઠી ક્રીકેટની રમત રમતા ઊજળા દૂધ જેવા પોષાક પહેરીને પુરુષો લોન ઉપર ક્રીકેટની રમત રમવાની તૈયારી કરતા હતા તેમને જોઈ રહી હતી. મીસીસ ન્યુમેનની ઝાંખી ભૂરી આંખો આ નવો પોષાક જોઈને થોડી ચમકી.

'આખરે તમે તમારો નવો પોષાક લીધે રહ્યા' તેણે ઓસરતા ઉત્સાહથી કહ્યું.

'તમને ખરેખર આટલા થોડા વખતમાં જ મળશે એમ મેં ધાર્યું નહોતુ અને સંજાબેય સરસ મૂકી છે ખરૂં.'

મીસીસ લોએ પોતાની વિશાળ છાતી ઉપર ગર્વભરી નજર કરી તો સુંદર પ્લેટ બીડેલી અને સંપૂર્ણ રીતે ઇસ્ત્રી કરેલી સંજાબ શોભતી હતી. તેણે જવાબ આપ્યો. 'હા ઘણીજ સુંદર છે. સારું કર્યું મેં તેને કોલરને બદલે સંજાબ મૂકવાનું કહ્યું. અને કેટલું બધું સસ્તું. બહેન આટલી બધી સંજાબ સહિત આખા ગાઉનની સીલાઇના માત્ર પાંચજ ડોલર. એટલે કે અમેરિકાના બે ડોલર. અને બીજું મેં તેને કહ્યું હતું કે બરાબર બાર વાગ્યે વખતસર તારે સીવી કરીને આપી જવું જોઇશે એ મુજબ તે બરાબર બાર વાગેં આવીને આપી ગયો. મેં કહ્યું હતું તેમજ બન્યું ને—માત્ર આ દેશી દરજીઓ સાથે જરા સખત હાથે કામ લેવું જોઇએ

# ગ્રંથ સમીક્ષા

અ. મ. રા.

## પરિભ્રમણ

[લેખક ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક, ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ–મુંબઈ, કિંમત, ત્રણ રૂપિયા ]

ઈ. સ ૧૯૨૫ પછી લખયેલા રા મેઘાણીના વિવેચનાત્મક લખાણોનો આ પહેલો સંગ્રહ છે ત્રૈમાસિક કૌમુદી'મા લખાયેલો 'ત્રણ બંગાળી શાયરો ' પરના લેખો સિવાય આ ગ્રંથમાની બાકીની બધી સામગ્રી 'જન્મભૂમિ', એ ધણી મોજ' અને ફૂલછાબ'ના સાહિત્યના પાના પર આવી ચૂકેલી સામગ્રી છે આ રીતે આ ગ્રંથની સામગ્રીને પત્રકારી સાહિત્યચર્ચા કે વિવેચન નામ અપાય 'પત્રકારી અહીં દોષવાચક વિશેષણ નથી બહુજનભોગ્યતા સાહિત્યને જે સંપડાવે તેને હીણાય તો કેમ જ ? જનસામાન્યને ગમ્ય થઈ ગમી જાય અને એની રુચિને તથા દૃષ્ટિને દોરે ઘડે એવી પત્રકારી સાહિત્યચર્ચા આપણે ત્યા કોઇએ સૌથી સરસ રીતે કરી હોય તો તે મેઘાણીએ જ

ગ્રંથમા 'પરિભ્રમણ', 'પરદેશની (? નો) પરિમલ' અને 'આંદોલનો' એ ત્રણ મથાળા વગે ર્ ૮ થએલી નોંધો આવી પત્રકારી સાહિત્યચર્ચ'ની છે, તેમાય પ્રથમ વિભાગની નોંધોમાથી ન ૭ થી ૧૦ અને છેલ્લી બે સાહિત્યવિષયક નથી (અને તે કાપે સાહિત્યવિવેચનાત્મક બનાવવા ધારેલા આ પુસ્તકમા તેમનુ કામ નહોતુ ), પણ બાકીની વ્યાપક દૃષ્ટિએ સાહિત્યવિષયક છે બીજા વિભાગની નોંધોમા પરદેશી સાહિત્યકારો અને કથાકારોની રેખા–છટા, એ કેમ લખતા, શાથી એમને પ્રેરણા મળતી, એમના માનસ, એમની જીવનભાવનાઓ ઇત્યાદિ વિગતો સાહિત્યરસિકોની કુતૂહલ સિ ખાતર પી સાઈ છે 'આંદોલનો' પ્રગતિવાદ અને જીવન તથા સબધી અન્ય ચર્ચાસ્પદ બાબુ ઓની છણાવટ છે આ બધા લેખો નોંધો છે, અને બધામા એકસરખી સર્વકાલીન ઉપયોગિતા નથી તેમ છતા સાહિત્યકારોને સલાહ, સૂચના, પ્રેરણા, ટકોર આદિ એમ થી ઠીક મળે છે, અને તાત્ત્વિક ચર્ચા જ્યા થએલી છે ત્યા અશેષ નિરૂપણવાળી શાસ્ત્રીયતા બહુ નથી પણ સ્વમતોચ્ચાર જેવી વિશેષ બની છે તો પણ સાહિત્યકાર મેઘાણીનો એમના માનસ, રુચિતંત્ર સાહિત્યભાવના, વાચન, કલાદૃષ્ટિ, સવેદનવૃત્તિ અને કેટલાક સાહિત્યકીય મતવ્યો સાથે જે પરિચય એનાથી વાચકોને મળી જાય છે, એ બસ નથી ?

પુસ્તકમા વધુ અભ્યાસપૂર્ણ લાગશે 'ત્રણ બંગાળી શાયરો' અને સાત ગુજરાતી વાર્તાઓ એ બે વિભાગ, પરદેશની પરિમલ'મા જેમ પરદેશી સાહિત્ય–કલાકારોનો, તેમ આમાથી પહેલામા દ્વિજેન્દ્રનાથ ટાગોર, દેશબધુ દાસ અને દ્વિજેન્દ્રલાલ રાય એ ત્રણ બંગાળી કવિઓનો ગુજરાતી વાચકોને તેઓ એમના પ્રત્યે આકર્ષાય એવી રસિક રીતે જે પરિચય મેઘાણીએ કરાવ્યો છે તે એમને એક સારા પરિચાયક (Introducer) સિદ્ધ કરે છે એ ત્રણે બંગાળી કવિઓની યશસ્વી કૃતિઓનુ રસદર્શન પણ સાથોસાથ એમણે કરાવ્યુ છે 'સાત ગુજરાતી વાર્તાઓ' એ વિભાગમા બહારથી લાવેલા કે વાચેલા વાતો કે તેણે પ્રેરેલા વિચારોનુ મેઘાણી પીરસણુ નથી કરતા, પણ સાત ગુજરાતી નવલકથાઓની સમીક્ષા કરે છે, એ સાત નવલકથાઓ 'અજિતા', 'પરાજય', ચૌલાદેવી', 'કર્ણાવતી' (એ ચારે ધૂમકેતુ ની), 'જય સોમનાથ' (મુનશી)' 'રૂપગર્વિની' (શ્રીકાન્ત દલાલ અને 'વળામણા' (પન્નાલાલ પટેલ) જેવી મહત્ત્વની કૃતિઓ એ લેખો દોડતી કલમે લખાયેલા રસ દર્શી અવલોકનો છે પણ રસદર્શી એટલે ગુણદર્શી જ નહિ પુસ્તકો વાચ્યા પછી પડેલી છાપની રજુઆત છે વિવેચક એ'રે કેળવાયેલો વાચક (Trained reader), અને મેઘાણી એવા પુસ્તકોની ખૂબીઓ અને ખામીઓ જેવી પોતાને સમજાઈ તેવુ પોતાની વિશિષ્ટ રીતે સામાન્ય વાચકને ખ્યાલમા રાખી તેને સારુ તેમણે કથન કર્યુ છે, એમા એમનો અભ્યાસ અને મતસ્વતત્રતા પ દેખાય છે

એવી મતસ્વતત્રતા તો એમણે ખરી દેખાડી છે 'આંદોલનો' વિભાગમા 'સાહિત્યના કહેવાતા પ્રગતિવાદની એમણે વિચારશુધ્ધ્ય' જે ઉલટ તપાસ કરી છે, અને બેડીઓ નવી અને જુની' એ નોંધમા (જે વખતે પ્રત્યાઘાતી ની ગાળ ખાઈ બેસત એ વખતે) સાહિત્યકારની અનન્ય પરતત્રતાનો એમણે જે સાવેશ બુલદ લલકાર ગજાવ્યો છે તેમા અન્ય લેખકોના ઉતારા કરવાની મધુકરવૃત્તિ મેઘાણીમા છે ને તે આખા પુસ્તકમા દેખાય છે, છતા સાહિત્ય સબધમા તેમના પોતાનાય સ્વતત્ર વિચારવલણો ને મતવ્યો છે. દલપતને વિદ્યાર્થીઓ પાસેથી ભૂંચવી લીધો તે મોટુ પાપ આપણે કર્યું છે, પ્રચારે પણ કળા તો બનવુ જ પડશે, સાહિત્ય વ્યવસાય બનતા એ સાહિત્યને નીચે જ ઘસડી જશે એ બીક ખોટી છે, જીવતા માનવીઓને જેવા ને તેવા ચીતરવા એ કલાકારનુ કામ નહિ, કલ દૃષ્ટિને જીવનદૃષ્ટિથી નિરાળી ન જ પાડી શકાય–કળા વિચારોની શત્રુ નથી —આવા આવા તેમના અભિપ્રાયો સ્પષ્ટ ભાષામા લખાયેલા આ પુસ્તકમા નજરે પડે છે

પુસ્તકમાના લખાણોની લખાવટ સહી અને હળવી છે મેઘાણીના હમેશના સરળ રસાળ અને પ્રવાહી ગદ્ય અને લાક્ષણિક શૈલી । પાડિત્યપ્રદર્શનથી નિરાળા હોઈ સામાન્ય વાચકને પોતા તરફ અને એમ સાહિત્યચર્ચા પ્રત્યે અભિમુખ કરવાના એમના પ્રયોજનને સિદ્ધ કરવામા ઘણો ફાળો આપશે બેડીઓ જૂની અને નવી' (પૃ ૨૩૯–૨૪૪) શૈલીની ને ગદ્યની દૃષ્ટિએ ખાસ જોવા જેવો લેખ છે

× × ×

## આલોચના

(લેખક, રામનારાયણ વિ પાઠક, પ્રકાશક, ઉપર મુજબ, મૂલ્ય, સાડાત્રણ રૂપિયા)

તેના વિદ્વાન કર્તાનો આ ત્રીજો વિવેચનસંગ્રહ છે જેને સગ્રહમા સામેલ કર

છતાં અન્ય દૃષ્ટિએ સંગ્રહમાં જેનું ઔચિત્ય શંકાસ્પદ છે એવા 'પ્રાર્થના' અને 'એક વ્યાખ્યાન' એ બે લેખોને તેમ જ પ્રસંગોપાત કરેલી છૂટક સાહિત્ય ચર્ચાને રજૂ કરતા સાત લઘુલેખોને બાદ કરીએ તો, આ સંગ્રહમાંના બાકીના બધા લેખો કોઈ ને કોઈ પુસ્તકના ઉપોદ્‌ઘાત, પ્રવેશક, અવલોકન કે અધ્યયન તરીકે લખાયેલા છે. એવી રા. પાઠકની આલોચના વિષય બનેલ કૃતિઓમાં 'કુમાર સંભવ'નો સમશ્લોકી અનુવાદ, 'હૃદયરંગ', 'ચંદ્રદૂત', 'પાંખડી', 'બે નાટકો', 'પૂર્વાલાપ', 'વિશ્વગીતા' અને 'સ્વાધ્યાય' એ આઠ ગુજરાતી પુસ્તકો છે, 'નલવિલાસ' એ સંસ્કૃત નાટક છે, અને 'થેયૂસ', 'ચુંબન અને બીજી વાતો' તથા ચેખોવની વાર્તાઓ એ વિદેશી કૃતિઓના અનુવાદો છે

બધામાં ખરા અભ્યાસપૂર્ણ અને વિવેચક પાઠકનું સામર્થ્ય દેખાડનાર લેખો તો બે: 'પૂર્વાલાપ' અને 'વિશ્વગીતા' પરના. આદરભાવથી છતાં વિવેચકપણામાં ક્ષતિ ન આવે એ રીતે, તેમના બાહ્યાભ્યન્તર જીવનના પ્રકાશમાં કાન્તની કાવ્યપ્રવૃત્તિને અને કવિગુણોને ઊંડાણ અને રસદૃષ્ટિ સાથે વિસ્તારથી સમજાવતા આગલા અભ્યાસલેખે તો કાન્તની અને ગુજરાની કવિતાની સારી સેવા કરી છે. વર્તમાન ગુજરાતની-કાન્તભક્તિમાં 'પૂર્વાલાપ'ની બીજી અને ત્રીજી આવૃત્તિમાં તેના ઉપોદ્‌ઘાત તરીકે મૂકાયેલા એ લેખનો ઐતિહાસિક ફાળો છે એ જાણીતું છે. આ સંગ્રહમાં એને પુનર્મુદ્રિત કરતાં કર્તાએ એ લેખની સાથે બે પરિશિષ્ટો જોડયાં છે, તેમાંનું 'ચક્રવાકમિથુન' સંબધી તો જૂનું છે, પણ 'વસંતવિજય' વિષયક છે તે નવું લખેલું છે. એ કાવ્યના કરુણનું રહસ્ય જ્ઞાનવાન માનવીની જગતના કોઈ ગૂઢ અંધ બલ આગળ થતી હારમાં રહેલું છે એવા પોતાના જૂના મતને સ્વ. આનંદશંકર ધ્રુવનું એ કાવ્યનું રસવિવેચન વાંચ્યા પછી બદલીને પાઠકે એ પરિશિષ્ટમાં રજૂ કર્યું છે. એ નવે મતે, દાંપત્યપ્રેમ તો કાન્તને ઈષ્ટ, અને તેથી પંડુને એના ઉપભોગ સાથે મૃત્યુ પણ આવે એ હકીકતમાં જ એનો કરુણરસ છે. કાન્તનાં બીજાં કાવ્યોના અંતર્ગત હાર્દ સાથે સુસંગત લાગતું આ દૃષ્ટિબિંદુ, બીજ લાઘવની દૃષ્ટિએ કહી શકાય કે, 'વસંતવિજય'ના કર્તાનું ઇંગિત હતું. દુર્નિવાર નિયતિબલ (Fate)ની નૃશંસતા, જેને તેની આગળ અસહાય જેવાં માનવીઓના જીવનની દુર્ઘટના (Tragedy) માટે ગ્રીક વિષાદિકાકારોથી માંડી થોમસ હાર્ડિ સુધીના લેખકોએ મુખ્યત્વે જવાબદાર ગણેલ છે, તેના કરતૂક પ્રત્યે કવિનો અવ્યક્ત સક્રોધ નિસાસો 'વસંતવિજય'માં સંભળાય છે. નિયતિની એ નૃશંસતાનો મુદ્દો પાઠકના આગલા મતમાં હતો, તેમ અહીં પણ સ્વીકારાયો તો છે જ, માત્ર એનો ભાર બીજે ઠેકાણે મૂકાયો છે એટલું જ. આ જ કારણે, એમનો આગલો મત પણ કાવ્ય જોતાં સાવ નિરવકાશ નહોતો એમ કહી શકાય તેમ છે. 'વિશ્વગીતા' પરનું પાઠકનું વિવેચન કવિ ન્હાનાલાલના 'જયા અને જયન્ત' નાટક પરના સ્વ. નરસિંહરાવના વિવેચનની યાદ આપે છે. આ વિવેચન એ વિવેચનથી ટૂંકું છતાં એ જ પદ્ધતિનું અને નાના પટ પર પણ એના જ ગુણદોષવાળું છે, ઊંડાણ અને અભ્યાસવાળું તો એ છે જ. કવિની એ નાટકાભાસી કૃતિની અંક ને પ્રવેશવાર તેમાં ઝીણવટભરી પરીક્ષા કરવામાં આવી છે, અને કવિકથિત ભાવએકતા તપાસી જોવામાં આવી છે. કોઈ કોઇ ઠેકાણે મતભેદને એની અંદર અવકાશ છે, પણ તે આવા ટૂંકા અવલોકનમાં બતાવવાનું શક્ય નથી.

બાકીના પુસ્તકો સંબંધી લેખોમાં જે હેતુથી તે લખાયા છે તે જોતાં કૃતિપરિચય અને કર્તાપરિચય તો હોય જ એ સ્વાભાવિક છે. પણ તે ઉપરાંત, 'કુમારસંભવ' જેવા લેખમાં કાલિદાસની ઉત્તમતા અને તેના ભાષાન્તરની મુશ્કેલીઓ. 'હૃદયરંગ'માં ભક્તિ હાસ્યમાં કેમ વ્યક્ત થાય છે, તે. 'પાંખડી'માં મુક્તકનાં લક્ષણો અને સાહિત્ય' 'ચુંબન અને બીજી વાતો'માં ચોરેલી કે રૂપાન્તરેલી વિદેશી વાર્તાઓથી રસવૃત્તિ બગડે છે કેમ ને તે સંબંધમાં શું કરવું ઘટે, એવા એવા મુદ્દાઓ કર્તા યથાપ્રસંગ છેડતા અને પોતે પૂરી ચર્ચા ન કરે તોય તે વિશે પોતાનું મંતવ્ય સ્પષ્ટ રીતે રજૂ કરતા ગયા છે 'બે નાટકો' અને 'નલવિલાસ' જેવી કૃતિઓની સમીક્ષા વધુ લાંબી થઇ છે, તેનું કારણ આગલામાં રોમન સ્વરાજ્યની વિગતોનો સાર અને બીજામાં નાટકનો અંક અંકવાર સાર ઘણી જગ્યા રોકે છે તે છે 'બાલાશંકર કંથારિયાનાં કાવ્યો'વાળા લેખમાં સનમ ને તેને માટેના દર્દના કવનની પાછળની ભાવના લંબાણથી ચર્ચી, બાલાશંકરની કવિતાનો રસદર્શી પરિચય ઘણા ઉતારાઓ સાથે કરાવી, એ કવિની કવિતાના શબ્દવિકૃતિ અનૌચિત્ય અને બેપરવાઇ જેવા દોષો ચીંધી બતાવી, એકંદરે એ કવિતા ઉપેક્ષાયોગ્ય નથી એમ પ્રતિપાદન કર્યું છે.

સાહિત્યચર્ચાના સાત લઘુલેખોના વિષયો કાવ્યમાં અત્યુક્તિ, ઐતિહાસિક નવલકથા, ચિત્રકલા ને ભાષા કાવ્યની ગેયતા અને અગેયતા અને પ્રગતિવાદ છે. એની સંક્ષિપ્ત મુદ્દાસર ચર્ચામાં દલીલોના ટેકા સાથે પોતાનું અંગત મંતવ્ય પાઠક પ્રશસ્ય વિશદતાથી રજૂ કરી જાય છે. કાવ્યમાં લાગણી કે અસર ઉપજાવવા માટે કરેલા અતિશયના આલેખનમાં વાચકના હૃદયસ્વાસ્થ્ય માટે હલકો અભિપ્રાય રહેલો છે; વાતાવરણની વાસ્તવિકતા ને વફાદારી એ ઐતિહાસિક નવલના લેખક પર પહેલું ને મોટું અનુલ્લંઘ્ય નિયમન છે; બધું સાહિત્ય પ્રગતિશાલી કે પ્રત્યાઘાતી જ હોય એમ નથી, બંનેથી ઉદાસીન સારું સાહિત્ય હોઈ શકે; વિવેચના એ જ સાહિત્યને શુદ્ધ રાખનાર બળ છે, અને તેને કોઈ વાદથી વક્ર કરવાની જરૂર નથી: આવા એમના કેટલાક અભિપ્રાય વાચકો સંભારી રાખશે.

સંગ્રહમાંના લેખો એમનું સંસ્કૃત, ગુજરાતી અને પરદેશી સાહિત્યનું પરિશીલન બતાવે છે. એમનું વિવેચન સ્વસ્થ અને રુચિ ઊંચી છે. સંગ્રહના બધા લેખો એકસરખી કક્ષાના નથી. તેમ છતાં, એમની રુચિ (Taste), રસદૃષ્ટિ અને વિવેચનશક્તિ નિમિત્તભેદે જુદે જુદે પ્રકારે ને જુદા જુદા પ્રમાણમાં એક સાથે કે છૂટી છૂટી વ્યક્ત થયા કરે છે, અને પુસ્તકસમગ્રના વાચનને અંતે અભ્યાસી વાચકને તેની ઓળખ તો મળી રહે છે

# શિવશંકર

ઉમેદભાઈ મણિયાર

'ઊઠો, જરા આ ઓરડામા ઝાડુ કાઢી નાખો!'

કપાળે રૂપિયા જેવડો મોટો ચાંલ્લો અને એવડો ચાંદલો પ્રમાણસર લાગે એટલા જ કદના મોઢાવાળી પત્નીએ શિવશંકરને ઝાડુ કાઢવા ઊભો કર્યો

જે સ્ત્રીનો પતિ ઝાડુ કાઢવા ઉપરાંત વાસણ માંજવામા, છોકરા સાચવવા વગેરે ઘરની જવાબદારીમા પણ સ્ત્રીનો બોજો હળવો કરી દીએ એ અક્ષરેઅક્ષર સૌભાગ્ય વતી સાચી એ વાતની જાહેરાત કરવા માટે જ કદાચ શિવશંકરની પત્નીએ પોતાના સૌભાગ્યનુ કદ સૂચવવા કપાળે રૂપિયાના કદનો ચાંલ્લો કરવાનો રોજનો રિવાજ રાખ્યો હશે.

હાથીને ઇશ્વરે અતિ મોટુ મોઢુ આપ્યુ છે પણ આંખો એટલા કદની નથી આપી અને તેમાય જીભ તો બિલકુલ આપી જ નહિ ઈશ્વરના હાથે પ્રમાણ સાચવવાની એક વાર ચૂક થઇ ગઇ એ ફરી ન થાય એની કાળજી રાખી હોય એમ ઈશ્વરે શિવશંકરની પત્નીને જેટલુ મોટુ મોઢુ આપ્યુ હતુ, તેટલી જ મોટી, હુંગળીના દડા જેવડી આંખો આપી હતી અને તેટલી જ મોટી જીભ આપી હતી એ જીભની છરી આખો દિવસ અને અડધી રાત કોઇને કોઇ ઉપર ફર્યા જ કરતી—મોટે ભાગે શિવશંકર હાજર હોય તો એ લાભ બીજાને ન મળે

ઝાડુ કાઢી રહ્યા પછી શિવશંકર નિરાંત મળી એમ ધારી પલાંઠી વાળી એક ખૂણામા હજી હમણા જ બેઠો ત્યા પત્નીએ રસોડામાથી જીભ ચલાવી, 'જાઓ, બેઠા શું? નળમાથી એક બાલદી પાણી ભરી આવો જાણતા નથી, નળ હમણા વહ્યા જશે?'

રસોડામાથી બાલદી લઇ શિવશંકર નળ ઉપર પાણી લેવા ગયો ત્યા વચ્ચેની ઓરડીવાળા બંસીલાલ બારણામા જ ઊભા હતા એ બોલ્યા, 'કેમ, આવોને, શિકશંકર'

શિવશંકર કાંઇક કાંઇક શરમાતા, પણ તરત જ શરમથી ઝાંખા પડી ગયેલા મોને ... ફિક્કાઇ લગાવી ઉજળુ મો કરી 'હમણા આવુ જરા આટલુ આ કામ પતાવીને.'

કાંઠા સુધી ભરેલી અને વચ્ચે છલકાતી પાણીની મોટી બાલદી ઊંચકી ઘેર લઈ જતા શિવશંકરની કમર ઉપરનો શરીરનો કકડો ડાબી બાજુએ નમી પડયો

રસોડામા જઇ બાલદી પાણિયારે ચડાવી શિવશંકર પત્ની તરફ જોઈ હસ્યો કોઇ જાતનો આનંદ થયો તે માટે નહિ, પણ કદાચ પોતાને હસતો જોઇ વિવેક ખાતર પણ સામેથી પત્ની હસશે તો પોતાની મહેનતનો બદલો મળી જાય એવી આશાથી પણ પત્ની ઊંચુ જોયા વિના સગડી પર તપતી લોઢી ઉપર એક પછી એક રોટલી મૂકતી ઉતારતી હતી

'આ છોકરી આગ્યારની રડે છે એ સંભળાતુ નથી? જરા એને લઈને ચાલીમા ફેરવો!'

રસોડામા પાણીની બાલદી મૂકી બહારના ઓરડામા આવતો હતો ત્યા પત્નીના શબ્દો શિવશંકરના વાંસામા જ અથડાયા પણ શબ્દો સાંભળી કંટાળાના ભાવને બદલે મોઢા પર આનંદનો ભાવ દેખાયો ઝટ રડતી છોકરીને ઘોડિયામાથી બહાર કાઢી શિવશંકર બંસીલાલની ઓરડી તરફ ગયો

આજ તો ખુદ પત્નીએ પોતાના મોએ છોકરીને ચાલીમા જઇ ફેરવવાનુ કહ્યુ હતુ એટલે આજ શિવશંકરને કોઇ જાતનો ડર હતો નહિ એક મિત્ર જેમ બીજા મિત્રને મળવા આવ્યો હોય એમ માનભરી રીતે શિવશંકર આસન નાખી, છોકરીને ખોળામા સુવાડી, બંસીલાલ સામે બેઠો

વીશીમ થી બંસીલાલનો ખાવાનો ડબ્બો આવી ગયો હતો એ ડબ્બો ખોલતા બંસીલાલે જિંદગીનો અસંતોષ જાહેર કર્યો, 'શિવશંકરભાઈ, હવે તો બંગડી વિનાના મરદાની હાથે પિરસેલુ કે રાંધેલુ ખાવુ જરાય ભાવતુ નથી—ખરુ કહું છુ!'

હાથપગ ગરદન ચારે દિશાએ ફરી શકે એવા કચકડાના જાપાની બાબાની જેમ શિવશંકરની ગરદન બોલનારની દિશા તરફ મરડાઈ અને સાથે એનો એક ગાલ સ્મિતથી ઉપસી આવ્યો અને જે બોલ્યો 'સાહેબ ઘરમા એ બંગડીઓવાળા હાથ નથી તો નિરાંતે આટલુ ખાવાય પામો છો! પછી જાણે સો વાતની એક વાત સંક્ષેપમા કહેતો હોય એમ બોલ્યો, 'બસ એટલામા સમજી જાઓને, મારા સાહેબ!'

વાકયા પૂરુ કરી શિવશંકરે એક ઊંડો નિસાસો નાખ્યો સામાન્ય રીતે શિવશંકર આમ જાહેરમા અને આટલા મોટા સાદે આવા અભિપ્રાયો આપવાની હિંમત કરતો નહિ કઈ ઘડીએ બાજુમ થી એની પત્ની ધસી આવી એને ઘેર લઇ જશે એ કઈ કહી શકાય નહિ અને લોકોના દેખતા એને ધમકાવી ફજેતી કરશે 'બસ કામ નહિ કાજ નહિ! બેઠા પારકી આમ આખાની પંચાત કરવા!' વૈરીની તીખી નજરની ચાબુક ખાતો શિવશંકર ત્યાથી ઊઠી એકાદ રડતા બાળકને હીંચકો નાખી ઊંઘાડી દેવાના હોદ્દા ઉપર ચડી જતો! પણ આ જ તો એ બીક નહોતી

યુવાન પાઉશા બંસીલાલ બી એ પાસ કરી નોકરીની શોધમા અહીં આવ્યો હતો ઘરમા સાડી પહેરે એવુ કેઇ હતુ નહિ અરધા જગતની અન્નપૂર્ણા માતા વીશીમાથી હમણા જ ખાવાનો ડબ્બો આવ્યો હતો એના ખાનાઓ છૂટા કરી, વધારાના થાળી વાટકા માંજવાની અળશે, ડબ્બામા જ જમતો હતો શિવશંકર સામે દાળનો ડબ્બો ધરી કહ્યુ આ દાળ હજી મેં મા નાખી નથી, પણ કહો તો કહી દઉં કે એનો સ્વાદ કેવો આવશે! પછી શાક, રોટલી વગેરે તરફ આંગળી ચીંધી બોલ્યો 'આ એકેએક ચીજનો સ્વાદ મોમા નાખ્યા પહેલા જ કહી શકુ છુ—હવે તો સાચ્ચે જ કંટાળો આવે છે! અને પછી શિવશંકર તરફ જોઈ જાણે અફસોસ થી બોલતો હોય એમ બોલ્યો ખરુ કહુ છુ બંગડી વિનાના હાથે પિરસેલુ કે રાંધેલુ હવે તો જરાય ભાવતુ નથી!

શિવશંકરે પોતાનુ નિત્યનુ શાંત સ્વરૂપ છોડી કાંઇક ગરમ થઈ જવાબ આપ્યો એટલે એને વધુ છંછેડવા જુવાન પાઉશાએ કહ્યુ, 'સ્રી વિનાનુ ઘર તે ઘર નથી અરણ્ય છે' પછી ડાબા હાથનો લટકો કરી

લલકારવા મંડયો, 'શયનમાં રંભા, ભોજનમાં માતા, કામમાં દાસી...વાહવાહ! આપણા લોકોએ સ્ત્રીની શી ભવ્ય કલ્પના કરી છે!'

શાંત પડી રહેલા નાગને જાણે કોઇએ કાંકરી મારી છંછેડયો હોય એમ શિવશંકર છંછેડાયો પણ તરત જ પોતાની જાતને દાબી શાંત કરી આટલો મમરો મૂકયો, 'હું તો આટલું સમજું તમે ચોવીસ કલાક મારા ઘરમાં આવીને રહો અને પછી મને તમે કહ્યું એ બીજે દિવસે કહેજો સ્ત્રી ઢીંકણામાં પૂછડી છે ને આમાં આમ છે... પછી, હું તમે જે કહેશો એ અક્ષરેઅક્ષર માની લઇશ!' ભયથી કાંપતા દેવોની સમક્ષ કલાસપતિ મહાદેવે ધનુષ ફેંકી દિગમૂઢ દેવોને એ ધનુષ ઉચકવાનો જાણે પડકાર કર્યો હોય એવી અદાથી આ ખૂલ્લી ચેલેન્જ ફેંકી શિવશંકર બંસીલાલ તરફ જોઇ રહ્યો.

બંસીલાલ નીચું જોઈ જરા હસતો હતો, એટલે શિવશંકરે કહ્યું, 'એ બધું તમારી-પોથીમાં જ રહેવા દો ને સાહેબ!'

'વિલાયતી ઢબ પ્રમાણે ભોજન વખતે સંગીત હોય છે. શિવશંકરનું આ સંગીત ચાલે છે તો છો ચાલે એમ મનમાં વિચાર આવતાં, ચામડા જેવી રોટલી, ને પાણી જેવી દાળ ખાવામાં પણ બંસીને આજ કાંઈક લિજ્જત આવી.

બિનઅનુભવી પાડોશીને અનુભવની એક જ વાત કહી મૂંગો કરી દીધો એમ મનમાં હરખાતાં શિવશંકરે આગળ ચલાવ્યું. 'તમે વાંઢાઓને સ્ત્રીઓ વિષે અભિપ્રાય આપવાનો હક્ક જ શું છે? ન પરણ્યા હો ત્યાં સુધી સ્ત્રી દેવી કે રૂપના ભંડાર જેવી પરી લાગવાની, પણ મારું વચન યાદ રાખજો કે તમે પરણ્યા એટલે સ્ત્રી કાંઇ તમારી નથી બની જતી. પરણ્યા પછી ય એ એની માની દીકરી, ભાઇની બેન જ રહે છે. છોકરાં પછી એ છોકરાંની મા, પણ કેવળ તમારી પત્ની તો નહિ જ! તમે કહેશો 'મારી પત્ની. મારી પત્ની' પણ એ તો જ્યારે જુઓ ત્યારે 'મારી મા મને આમ અને મારા બાપુ આમ' એ તમને પરણી એટલે એ કાંઇ તમારી થઇ ગઇ? એ ભ્રમમાં રહેશો જ નહિ, અને ભ્રમ હોય તો કાઢી નાખજો! તમારા પ્રેમને તો જાણે તમે એના હાથમાં ખોટો રૂપિયો આપ્યો હોય એમ શંકાથી જોયા કરશો–જાણે સોળ આની રૂપિયો તો પિયરમાં જ મૂકી આવી હોય! એનાં સાચાં સગાં તો એનાં ભાઈ ને બેનઃ આપણે તો જાણે ભાજીમૂળાના મેળમાં! માટે, મહેરબાન સ્ત્રીઓના અંગત અનુભવ વિના સ્ત્રીઓ વિશે બહુ વાતો ન કરવી–ડુંગર અને સ્ત્રી બન્ને, દૂરથી જ-રળિયામણાં!'

જાણે કોઇ દિવ્ય પ્રેરણાથી આવેશમાં આવી જઈ એના મોઢામાંથી શબ્દોનો ખરખર પ્રવાહ નીકળ્યે જ જતો હતો. આવા ઉગ્ર સ્વરૂપમાં જોઈ ઘડીભર જોનારને થાય કે શિવશંકરે જીવનના ઠીકઠીક રંગ જોયા હશે.

નાનું બાળક પણ હવામાં હાથ ઊંચો કરે ને પારેવડાંઓ જેમ બી જઇ ફફડાટ કરે એમ બાજુમાંથી કોઇ લાલ લુગડાનો છેડો ફરફર થતો જોયો ત્યાં શિવશંકરનું પ્રાણ–પારેવડું ફડફડી ઊઠયું. મનમાં બીક લાગી 'કદાચ ખૂણામાં છાની ઊભીઊભી પત્ની બધું સાંભળતી તો નહિ હોય?'

શિવશંકરે બારણા તરફ ગભરાએલી નજર ફેંકી, પણ કાંઇ નક્કી ન થયું એટલે ઊઠીને ખાત્રી કરી આવ્યો. એ તો કોઇ બીજી જ પાડોશીની બાઈ. હાશ! શિવશંકરનું પ્રાણ પારેવડું પાછું આવ્યું. એક ઘડીમાં શબ્દોનો ધોધ સુકાઇ ગયો એ તો ઠીક, ગભરાટમાં મોં પણ સફેદ છાસ જેવું થઈ ગયું. પ્રેરણા, જુસ્સો બધું અલોપ થઇ ગયું. બંસીએ બધી વાત જાણી જઇ જો પૂછયું હોત કે 'કેમ શિવશંકર, બૈરીથી આટલા કેમ ડરો છો?' તો શિવશંકર જરૂર સિંહની ભાષામાં કહેત, અરે, ડરતો તો એના બાપથી ય નથી! એ તો આંખ ન બતાવીએ ત્યા સુધી નાહક બોલી ઘરમાં કોણ કજિયો ઘાલે!'

ખોળામાં સુવાડેલ છોકરીએ રડવાનું આદર્યું અને મૂઠીઓ ભીડી ચીસાચીસ કરી મૂકી. જાણે કોઇ એને કાચીને કાચી કાપી ન નાખતું હોય! બંસીના જમવાના ડબ્બામાંથી એક બટકું રોટલીનું લઈ છોકરીએ રડવા માટે જેવું નવેસરથી મોં ફાડયું કે તરત એણે રોટલીનુ બટકું અંદર મૂકી દઈ હુચો મારી દીધો ને એને રડતી બંધ કરી. પછી ખોળાનો હીંચકો નાંખી એને શાન્ત પાડી દીધી. છોકરી શાન્ત રહે તો જે થોડી વાર નિરાંતે પાડોશીના ઘરમાં બેસવા મળે એટલો જ શિવશંકરનો આશય હતો.

છોકરી શાન્ત પડી ઊંઘવા જેવી થઇ એટલે શિવશંકરે આગલી વાતનો તાંતણો ફરી ઉપાડયો, 'મને આ કારતકે પાંત્રીસમું બેસશે પણ જુઓ આ મારા ડાચાં સામું!' એમ કહી પોતે પોતાના મોઢાંને બે આંગળીઓ વતી દબાવી બંસીના જોવા માટે મોં આગળ ધર્યું, બંસીએ કોઇક સહાનુભૂતિ જેવો ભાવ મોં પર બતાવ્યો. એથી શિવશંકરના જીવને ઠીક લાગ્યું એટલે જરા વધારે ઉત્સાહથી બોલ્યો 'આ ડાચાં ઉપર દેખાય છે કયાંયે લોહીનો છાંટો?' અને પોતાને કહેવું હતું એ સચોટ રીતે પુરવાર થઇ ગયું હોય એમ બોલ્યો, 'બસ ત્યારે!' બારણા તરફ ફરી એક નજર ફેંકી બોલ્યો, 'આમ ને આમ ઘરની હાયવોયમાં આ કાયા ઘસી નાખી મેં શું કાંદો કાઢયો? બંસીભાઈ, એ... નથી પરણ્યાને એ જ સારું છે!'

બંસી કાંઇક બોલવા જતો હતો એને અટકાવી શિવશંકરે કહ્યુ, 'હું જાણું છું તમારે શું કહેવું છે એ! તો ય હું તો કહું છું કે જો તમારે ઘરમાં પગવાળી બેસવું હોય અને મળ્યો એ કોળિયો શાન્તિથી પેટમાં નાખવો હોય તો પરણવાનું નામ ન લેતા!' બંસીને પોતા તરફ આંખો નચાવતો હસતો જોયો એટલે ઉમેર્યું, 'હા, કોઇ લાયક મળી તો વળી વાત જુદી! પણ આપણો તો અંગત અનુભવ—ફરી બારણા તરફ એક નજર નાખી જોઇ લીધા પછી પૂરું કર્યું. 'આપણો અનુભવ તો બહુ–કડવો છે!'

બંસી જમી પરવારી-સોપારી કાતરતો ખુરશી પર જઇને બેઠો અને થોડી સોપારી મોંમાં મૂકતાં બોલ્યો, 'તમે ન પરણવાની સલાહ આપો છો એ તો જાણે ઠીક છે, પણ તમે પોતે જ તો પછી કેમ પરણ્યા?'

શિવશંકર પાસે જાણે જવાબ હાજર જ હોય એમ તરત બોલ્યો, 'આ અમે પર-

એનો ઢગલો કરી દેવા છતાં ઉપરાંત ઘરમાં ઝાડું મારવું, કપડાં ધોવાં, છોકરાની દોરી તાણવાની, કોઇ વખતે વાસણ પણ માંજવા છતાં પોતાના ઘરમાં પોતાનું માત્ર એક નોકર જેટલું પણ નથી એવો વિચાર આવતાં શિવશંકરના આંખના પાટા આજ એકાએક ખૂલી ગયા. બળદ હઠીલો બને પછી ગમે એટલી મારઝુડ કરો, હજાર ગાળો દો, લાત મારો, મૂક્કા મારો તો પણ એક ડગલું ખસે નહિ એમ શિવશંકર આજ બળદ જેવો હઠીલો બની ગયો. અને મનમાં એણે પ્રતિજ્ઞા કરી. 'હું એને બતાવી દઈશ કે હું પણ કાંઇક છું! પાડોશીઓ પણ મારી કેવી મશ્કરી કરે છે! બસ, આમને આમ હવે નહિ ચાલે!'

ત્રંબક દૂધ લઇ આવ્યો, રસોડામાંથી પ્રાઈમસનો ધમકારો સંભળાયો. પ્રાઈમસના ધમકારામાંય સ્પષ્ટ સંભળાય એવો અવાજ શિવશંકરના કાને અફળાયો. 'ચહા તો પીશોને કે......થાકી ગયા છો!'

પત્નીનો કટાક્ષ તીખા તીરની જેમ શિવશંકરના માથામાં જઇ ભોંકાયો. શિવશંકર લાચાર બની ક્રોધમાં સમસમી રહ્યો. ત્યાં અવાજ ફરીથી આવ્યો, 'કબાટમાંથી પ્યાલા રકાબી કાઢો ને જરા નળ પર જઇ વીંછળી આવો!'

શિવશંકરને એવી તો દાઝ ચડી કે સીધો રસોડામાં જઇ એની પત્નીને ઊભા-ઊભ એક મહત્ત્વનો પ્રશ્ન પૂછી લીએ કે 'ભલા આ ઘરનો માલિક કોણ-તું કે હું?'

સ્વામીત્વનો પ્રશ્ન એક બાજુ રહ્યો, પણ શિવશંકરે જો પત્ની પાસેથી એક આટલા સાદા પ્રશ્નનો પણ જવાબ મેળવી લીધો હોત કે પોતે અને એ-એ બેમાંથી સ્ત્રી કોણ અને પુરુષ કોણ, તો પણ અનેક બાબતોની ઘણી સરળતા થઈ જાત. ક્રોધમાં બળવા છતાં અત્યારે તો શિવશંકર રસોડાને બદલે પાણીના નળ તરફ વળ્યો અને ચૂપચૂપ પ્યાલા રકાબી સાફ કરી પત્નીના પગ પાસે મૂકી આવ્યો.

ખુરશી પર બેઠેલા સાળાને આ જોઇને કે સાંભળીને કાંઈ નવાઇ નહિ લાગેલી, કારણ વર્ષો થયા એ સ્પષ્ટ સમજતો હતો કે એની ડાહી સમજુ બેન જો આ ઘરમાં ન હોત તો આ અભાગી શિવશંકર તો ક્યારનો ઢોરની જેમ રઝળીરવડીને ભૂંડે હાલ થઈ ગયો હોત.

અભરાઈ ઉપરથી ખાંડની બરણી આપવા આવવા માટે પત્નીએ શિવશંકરને અંદરથી બૂમ મારી ત્યારે શિવશંકરને ઘડીભર પત્નીને સાફસાફ સંભળાવી દેવા મન થયું. 'મને કાંઈ નોકર ચાકર સમજી કે શું?' પણ સમય આવતાં એ બધાનો સામટો જ હિસાબ ચૂકતે કરી આપશે એ જ ઠીક લાગ્યું, ત્યાર પછી બહારના કબાટમાંથી, ભાઈ માટે તૈયાર થતા દૂધમાં નાખવા ઈલાયચી જોઇતી હતી એ માટે પત્નીએ કહ્યું ત્યારે ભાઇ પોતે ઊઠી આપવા જતો હતો એને કહ્યું 'એ તો આપશે... તમે તારે બેસોને!' ઇલાયચીની બાટલી પણ શિવશંકર મૂગે મોઢે આપી આવ્યો. શિવશંકરના હૃદયમાં કેવાં કેવાં નિઃશબ્દ તોફાનો ઉછળતાં હતાં એ પત્ની જાણતી નહોતી. શિવશંકરના બન્ને હોઠ જોરથી એકબીજા પર ભીડાયા એના પરથી એની પત્નીને આંખ હોત તો જોઇ શકત કે શિવશંકરે કંઇક કરી બતાવવાની પ્રતિજ્ઞાને વધારે દૃઢ કરી.

ચાહ અને દૂધ તૈયાર થયાં. બધા બાળકો સાથે શિવશંકરને પણ ચાહનો પોણો ભરેલો નાનો પિત્તળનો પ્યાલો મળ્યો અને સાળાને જરમનનો ઈલાયચીની સુગંધથી મઘમઘતો છલકલનો પ્યાલો શિવશંકરના હાથે જ અપાયો ત્યારે ફરી શિવશંકર નિશ્વાસ નાખી પ્રતિજ્ઞા સુદૃઢ કરતો મનમાં બબડ્યો, 'બસ, આમ હવે નહિ ચાલે! એને બતાવી આપું કે હું પણ કંઇક છું!'

ક્રોધ હોવા છતાંય શિવશંકરે પોણો પ્યાલો ચા પેટમાં નાખી લીધો.

પત્નીના વિશાળ વ્યક્તિત્વથી ભરેલા ઘરમાં શિવશંકર માટે એક ખોબા જેટલીય જગા નહોતી કે જ્યાં ઊભી પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે એમ એ સાબીત કરી શકે. શિવશંકર એટલે, પાડોશીઓની નજરે, શ્રી. શિવશંકર નહિ, પણ કલાગૌરી-બાઇનો વર જ હતો. પાડોશીઓ ગુપ્ત રીતે એની હાંસી કરતાં. શા માટે? પાડોશના બાયલાઓ પોતાની પત્નીને રોજ રાત્રે વાંકે, વગર વાંકે મારતા એની ચીસો દરેક ઘરવાળા સાંભળતાં છતાંય, જે થાય છે એમાં કાંઇ અયોગ્ય કે અકુદરતી થાય છે એમ કોઇને લાગતું નહિ અને કોઇ એની સહાય કરવા પણ દોડતું નહિ સ્ત્રીઓ પતિના હાથનો માર ખાય એમાં શાસ્ત્રનો ખુદ મનુસ્મૃતિનો ટેકો છે. શિવશંકરે પોતાની પત્નીને કોઈ દિવસ મારી નથી એ તો જાણે જાણીતી વાત છે, પણ એને હુંકારે પણ બોલાવી નથી છતાં આ તે કયાંનો ન્યાય કે સ્ત્રી સામેથી પુરુષ ઉપર જુલમ ગુજારે છે અને લોકો ઉપરથી એની હસી કરે છે! શું શિવશંકર કમાતો નથી? શું શિવશંકર કાણો છે, બોબડો છે, કમઅક્કલ છે, કદરૂપો છે? છતાંય પત્નીનાં વચનો મૂગે મોઢે સહન કરી લીધાં, એમાં પાડોશીઓ એની ઠેકડી કરે છે અને એનો જ દોષ કાઢે છે કે શરુઆતથી ધાક ન બેસાડી એટલે આમ થઇ ગયું!

'થયું તે થયું! પણ હવે ધાક બેસાડવી જ જોઇશે. શાંખણીને એવો પરચો બતાવું કે મારા પગે આવીને પડે!' શિવશંકરે ભયંકર પ્રતિજ્ઞા કરી.

એ રાત્રે શિવશંકરને બહુ મોડેથી ઊંઘ આવી, પણ ઊંઘી જતાં પહેલાં એણે આખરી નિર્ણય કરી લીધો હતો.

વહેલી સવારે ઊઠી, નાહી, ધોઇ, રેશમી પીતાંબર અને શરીર ઉપર 'શિવ શિવ' અક્ષરો છાપેલી શિવનામી પહેરવાને બદલે સફેદ ધોતિયું, પહેરણ અને ડગલો ઘાલી એ ઘર બહાર નીકળ્યો. એની પત્નીએ આ વિચિત્ર ઢંગ જોઇ નવાઇ લાગવાથી કઠોર અવાજે પૂછ્યું, 'આ લુગડાં પહેરીને ક્યાં ચાલ્યા?' અને એકસરખા તિરસ્કારથી જોઇ રહી.

શિવશંકરે ઉતાવળે જોડામાં પગ નાખતાં અસાધારણ શક્તિથી જવાબ આપ્યો' 'બહાર કામે જવું છે.'

ઘર બહાર નીકળતાં પત્નીના અનેક વાક્યબાણો એની પીઠ પરથી, વજ્ર જેવી લોખંડી ઠરેલી છાતી ઉપરથી એકેએક બાણ પાછા પડે એમ પાછાં પડ્યા! કેસરિયાં કરી સમરાંગણમાં જતાં યોદ્ધાની માફક શિવશંકરે પાછું વાળી પત્ની સામે જોયું પણ નહિ.

સૈનિકના નિયમિત તાલબદ્ધ પડતા શિવશંકરના પગલામા અને એની ગતિમા નિર્ણયની અસાધારણ દૃઢતા દેખાઈ આવતી હતી, ડાબી કે જમણી બાજુ નજર કર્યા વિના, કોઈને નમસ્કાર કે જય જય કરવા થોભ્યા વિના બંદૂકમાથી છૂટેલી ગોળીની માફક સીધો ગામની સાર્વજનિક લાયબ્રેરીમા જઈને ઊભો

લાયબ્રેરીમા શિવશંકરે નવા જૂનાનો બે ભાવ રાખ્યા વિના બે પાચ વર્તમાન પત્રોના પાના ઉથલાવવા માડયા એક એક પાનુ બહુ જ કાળજીથી જોયુ, ધારેલુ કામ ન પડ્યુ હોય એમ એક ખૂણામા પડેલા પર પડેલા, જેના પર ધૂળનુ કુદરતી ઢાકણ ઢાકેલુ હતુ એવા છેલ્લા અઠવાડિયાના જૂના અંકો એક એક પછી ઉતારી બારીકાઈથી જોવા લાગ્યો ઘણા છાપાઓ ઉથલાવ્યા, પછી આખરે એક પાનાને પણ ખોવાઈ ન જાય કે ઊડી ન જાય એ બીકે એક હાથેથી દબાવી રાખી, બીજે હાથે ખિસ્સામાથી પેન્સીલ અને કાગળ કાઢી છાપામા કઈ જોઈ જોઈ લખી લીધુ અને ત્યાથી સડસડાટ ચાલી નીકળ્યો

લાયબ્રેરીના કંપાઉન્ડના લોખંડી દરવાજામાથી શિવશંકર માથુ નમાવી બહાર નીકળવા જતો હતો ત્યા સામેથી એક ઓળખીતો આવ્યો અને સહજ સ્વાભાવિક રોજિંદો પ્રશ્ન પૂછયો 'કેમ, છાપામા છે કાઈ આજ નવિન ?'

શિવશંકરને મનમા થયુ કે કહે 'હા, આજ નવિન તો છે, પણ હજી છાપામા આવ્યુ નથી !' પણ 'ખાસ કઈ નથી' એવે અર્થવિનાનો ને છતાય ડહાપણ ભર્યો લાગે એવો ગોળગોળ જવાબ આપી પગથોભ કર્યા વિના શિવશંકર ચાલતો થયો રસ્તે ચાલતા શિવશંકરને એ ઓળખીતાના અજ્ઞાન ઉપર હસવુ આવ્યુ 'મને પૂછે છે, શું નવિન છે ! સવારના પહોરમા જાણે છાપુ વાચવા આવવા ને હું નવરો હોઉં !

રસ્તામા પોસ્ટઓફિસ તરફ વળી શિવશંકરે એક પરબિડિયુ લીધુ, અને ડગલાના બારીક કપડાના બહારના ભાગમાથી દેખાય નહિ એવી રીતે સતાડી ખિસ્સામા મૂક્યું.

—ચાલુ

★

# નેપચ્યુન ઍસ્યુરન્સ કંપની લી૦

નો

# ઇતિહાસ

[ ૧૯૩૦માં મુંબઇમાં આ કંપની સ્થાપિત થયેલી. નાનામાં નાનામાંથી મોટામાં મોટી સંસ્થા થઇ શકે છે, એનો જ્વલંત દાખલો નેપચ્યુન કંપની છે. પંદર વર્ષો સુધી, જિંદગીનાં વિમાનું કામ કરી, લગભગ અર્ધો કરોડની એસેટ સાથે, કંપનીએ હાલમાં જ જીંદગીનાં વિમા ઉપરાંત, આગ, અકસ્માત અને જનરલ વિમાનું કામ શરૂ કર્યા છે. આ પ્રસંગે કંપનીના પ્રમુખ શ્રીયુત અમૃતલાલ કાલીદાસની વ્યવસ્થા નીચે એક ભવ્ય મેળાવડો યોજવામાં આવ્યો હતો, તેમનાં પ્રમુખ, મુંબઇના જાણીતા શાહસોદાગર અને વેપારી શ્રીયુત પ્રાણુલાલ દેવકરણ નાનજી હતાં. એ વખતે કંપનીના મેનેજીંગ ડીરેકટર શ્રી. મનસુખલાલ મહેતાએ કંપનીનાં પંદર વર્ષોના કામકાજનો ઇતિહાસ આપ્યો હતો, જે વિમા જગતમાં સૌનું ધ્યાન ખેંચે તેવો છે. ]

પ્રમુખ સાહેબ અમૃતલાલ શેઠ અને સદ્‌ગૃહસ્થો !

લગભગ પંદર વર્ષો સુધી જિંદગીના વિમાના ક્ષેત્રમાં કામકાજ કર્યા પછી જ્યારે આગ, મોટર અને જનરલ વિમાનું કામકાજ શરૂ કરે છે તે પ્રસંગે મને તમારી સૌની સમક્ષ આજે બોલવાની તક મળી છે. તે માટે મને બહુ આનંદ થાય છે.

પંદર વર્ષો પહેલાં મારા રહેઠાણનાં એક નાના ઓરડામાં, અમે બંને ભાઈઓ, અમારા મિત્રો અને સંબંધીઓની મદદ અને સલાહથી આ કંપની શરૂ કરેલી. કંપનીની મૂડીમાં, કંપનીને રજીસ્ટર કરાવવા સંબંધમાં જોઇતા ખર્ચ પૂરતી મૂડી હતી, પણ મહાન વૃક્ષની શરૂઆત જેમ માત્ર નાના છોડવાથી જ થાય છે અને મોટામાં મોટા મકાનની શરૂઆત તો માત્ર ઇંટ અને ચુનાથી જ થાય છે તેમ અમને ખાત્રી હતી કે ખંત અને હિંમતથી જો કામ ચાલુ રાખવામાં આવશે તો નાની કંપની પણ એક દિવસ મોટી સંસ્થા થઈ શકશે.

૧૯૩૦માં આ કંપનીની સ્થાપના થઈ અને તે વખતે અત્યારે છે એટલી બધી કંપનીઓ ન હતી, તો પણ તે વખતની બીજી કંપનીઓ સાથે સરખાવતાં આ કંપની અમને તદ્દન સામાન્ય અને નાની લાગતી હતી. જિંદગીનો વીમો અને તેને લગતું કામકાજ વ્યાજબી રીતે જોઈએ તો ઊંચામાં ઊંચા સેવાના ક્ષેત્રનું કામ સારે છે. વિમાની ખરી જરૂરિયાત ગરીબ અને મધ્યમ વર્ગના લોકોને છે, એ ખ્યાલમાં રાખીને આ વર્ગના લોકો વિમાનો લાભ લઇ શકે તેવા ઉદ્દેશથી ઘડીઆળથી જિંદગીના વિમાની યોજનાઓ આ કંપનીએ સૌથી પ્રથમ દાખલ કરી. ઘડીઆળની મદદ વડે હંમેશના માત્ર એક આનાથી માંડી કોઇ પણ રકમ બચાવી, વિમાની પોલીસી લઈ શકાય એવી આ યોજના હતી. આ યોજના ટુંક વખતમાં એટલી બધી લોકપ્રિય બની કે કંપનીનાં લગભગ ૨૦૦૦ ઘડીઆળો હિંદનાં દરેક ભાગમાં ગયા, અને સામાન્ય માણસથી માંડીને ધનાઢયવર્ગના લોકોએ પણ આ રીતે આ કંપનીમાં પોતાની પોલીસીઓ લીધી. આ ઉપરાંત, ૧૦૦૦ રૂ. સુધીની રકમનો વિમો ડોકટરી તપાસ વગર કેટલીક સાવચેતીઓ સાથે લેવાની પદ્ધતિ સૌથી પ્રથમ આ કંપનીએ શરૂ કરી. હિંદના લાખો ગામડાઓમાં, ડોકટરની સગવડતા અશકય છે, અને આવા ગામડાઓના માણસોને વિમાનો લાભ આપવા માટે આમ કરવું જરૂરી હતું. જનસમુહને હંમેશા કાંઇક નવું, આકર્ષક અને સહેલી રીતે સિદ્ધ થઈ શકે તેવું તે જોઈએ છીએ, અને આ કંપનીએ આવી જાતની જે વિમાની યોજનાઓ અને સગવડતાઓ કરી આપી, તેના લઇને કંપનીને કામકાજ માટે વિશાળ ક્ષેત્ર મળ્યાં, અને કંપની લોકપ્રિય બની શકી. લોકપ્રિયતાની સાબિતી કંપનીના પ્રથમ વર્ષનાં ખરચનાં આંકડાઓમાંથી જ જોઈ શકાય તેવું છે. નવી કંપનીઓને જ્યારે ઓછામાં ઓછો સોથી સવાસો ટકાનો ખરચો આવે છે ત્યારે આ કંપનીનું પ્રથમ વર્ષના ખર્ચનું પ્રમાણ માત્ર ૮૦ ટકાની જ આસપાસ હતું.

૧૯૩૫માં કંપનીએ તેના કામની પ્રથમ આંકણી કરાવી. અને આ રીતે મેળવેલા કામકાજના પરિણામે

ગૃહસ્થો, મેં તમને અગાઉ કહ્યું છે કે આ કંપ-
નીના મહાન સદ્‌ભાગ્યે તેને જ્યારે જ્યારે જેવા જેવા
ગૃહસ્થોની સેવાની જરૂર જણાયેલી ત્યારે ત્યારે કુદરતે
તેના ફિરસ્તાઓના માફક એવા ગૃહસ્થોની મદદ આપો-
આપ મેળવી આપેલ છે.

કંપનીના બેર્ડનાં ડીરેક્ટરોએ, ડીરેક્ટરના બોર્ડના
પ્રમુખ તરીકેનો બોજો શેઠ માણેકલાલના પર નાખવા
નક્કી કર્યું, પરંતુ તેમની વેપારી અને ચકોર દૃષ્ટિએ
સર પ્રધાનની જગ્યને શોભાવી શકે તેવા ગૃહસ્થ જોઈતા
હોય તો શેઠ અમૃતલાલ કાલીદાસને આપવા તેમના
તરફથી સૂચના થઈ. સેવા એ જ ધર્મ એ સૂત્ર જેણે
માત્ર બોલવાને નહિ પણ કાર્યથી પૂરવાર કરી આપ્યુ છે
એવા અમુભાઈ શેઠ જેવા પ્રતાપી પુરુષ કંપનીના ડીરે-
કટરનાં બોર્ડના પ્રમુખ થાય એથી વધારે કંપનીનું
ભવિષ્ય શું રુડું હોઈ શકે? નેપચ્યુનને ઘડીઆળવાળી
વિમા કંપનીથી અમુભાઈ શેઠ પીછાનતા હતા, પણ
પછી તો શેઠ માણેકલાલે અને મેં એક જૈન તરીકેનો
અમારો તેની પરનો દાવો રજુ કર્યો અને એ દાવો
મંજુર થયો. ૧૯૪૩નું વર્ષ આ કંપની માટે એક
અનોખી રીતે નોંધાશે, કારણકે શેઠ અમુભાઈએ આ
કંપનીનું સુકાન સંભાળ્યા પછી, બે વર્ષ કરતા જ ઓછા
ગાળામા કંપનીએ જે પ્રગતિ સાધી છે તે કેમ જાણે
કંપનીનો કાયાપલટ થઈ ગયો હોય તેના જેવી છે.
પારસમણિ લોખંડને અડે તો તેનું સોનુ થઈ જાય તેમ શેઠ
અમુભાઈની સેવાથી કંપનીની બાબતમાં પણ બન્યું છે.

ગૃહસ્થો, મારે હવે ઘણું જ થોડું કહેવાનું છે, કારણ
કે હવે પછીનો ઈતિહાસ તો અમુભાઈ શેઠ જ આપને
કહેશે. તેમની તિક્ષ્ણ બુદ્ધિ અને વિશાળ અનુભવે ટુંક
વખતમા જ જોઈ લીધુ કે આ કંપનીને જેટલી વધારવી
હોય તેટલી વધારવાનું શકય બને તેવુ છે. આમ કરવા
માટે કંપનીના મૂળભૂત બંધારણમાં મહાન ફેરફારો
કરવા જરૂરી હતુ. કંપનીએ અમુક ખાનગી માણસોની
માત્ર સંસ્થા ન રહેવી જોઈએ, પણ એનું બંધારણ
વિશાળ અને ઊંચી દૃષ્ટિએ ઘડાવુ જોઈએ, અને આ
શકય બને તો જ કંપનીની મૂડી વધારી તેને આ દેશની
અગ્રગણ્ય વિમા કંપનીઓની હારમાં મૂકવાનું તેમણે
બીડું ઝડપ્યું. સ્ટોક એક્સ્ચેન્જના ઉપપ્રમુખ તરીકે અને
અર્ધી સદી સુધી શેર બજારનાં મેળવેલા એમના
હિસાબે. આ કંપનીની મૂડી વધારવી એ
તેમને મન એક તદ્દન નજીવું કાર્ય હતું. મુંબઈનાં કદી
ન ભુલાય તેવા ધડાકાને વખતે, જ્યારે શેરબજારમાં
વિમ કંપનીઓના શેરોના ભાવમા કૂદકે અને ભૂસકે
ગાબડા પડતા હતા, ત્યારે મત્ર નામના કમીશનથી
શ્રીયુત જીવનલાલ પ્રતાપશી શેઠ અને શ્રીયુત અમૃતલાલ
શેઠે આ કંપનીના ૫૦૦૦૦ શેરો, ૫ ટકાના પ્રિમિયમથી
જાહેર પ્રજાને આપવા અન્ડર રાઈટ કર્યા અને એ રીતે
કંપની નવા ઇસ્યુ કરેલા ૮૯૦૦૦ શેરો પર રૂ. ૮૯,૦૦૦
પ્રિમિયમ તરીકે મેળવવા શક્તિમાન થઈ આ સેવાના
જેટલા વખાણ કરીએ તેટલા ઓછા છે, પણ સેવા એ
તો અમુભાઈ શેઠનો પ્રાણ છે, એટલે એમના મનથી
એણે કદી આવા કાર્યો કરી આપવામાં અભિમાન અગર
તો મોટાઈ માન્યા જ નથી.

અને આ રીતે શ્રીયુત અમુભાઈ શેઠની દોરવણી
નીચે કંપની હવે વિમાના નવા ક્ષેત્રમાં દાખલ થઈ છે,
કંપની પાસે જુનું ઓરગેનાઈઝેશન છે, પંદર વર્ષનો
અનુભવ છે, અને જાહેર પ્રજાનાં સહકારથી નાનામાંથી
આજે આ મોટી સંસ્થા થઈ છે, તેને તેમનો કાયમ
માટે ટેકો અને મદદ મળ્યા જ કરશે એમાં મને કશી
શંકા નથી. સહકાર વિના ગઢળતા મેળવવી એ
વિમા કંપની માટે અશકય છે, અને હું અંતઃકરણપૂર્વક
આજસુધી અપાયેલા સહકાર માટે આભાર માની,
એજ સહકાર ચાલુ રાખવા અપીલ કરી, આ કંપનીને
તમારી પોતાની કંપની તરીકે માનવા વિનંતિ કરુ છું.

કંપનીની આજ સુધીની સફળતામા મુખ્ય ભાગ,
જે જે પ્રસંગે જેવા જેવા જરૂરી હતા તેવા પ્રમુખો
અને ડીરેક્ટરો મળ્યાં છે તેઓને આભારી છે, પણ તે
ઉપરાંત કંપનીની સફળતાનો ફાળો, કંપનીનાં સ્ટાફનાં
મેમ્બરો, બ્રાન્ચ મેનેજરો, એજન્ટો અને કંપનીના
શુભેચ્છકો જેમણે પોતાના કાર્યમાં હમેશાં કંપનીનું હિત
પ્રથમ જોયું છે તેમને ફાળે જાય છે. આવી કંપનીના
મુખ્ય અધિકાર તરીકે, વહી ગયેલા પંદર વર્ષો પર દૃષ્ટિ
નાખું છું ત્યારે કેટકેટલાનો હું ઋણી બન્યો છું તેનું
મને ભાન થાય છે અને ઈશ્વર પાસે હું નમ્ર પ્રાર્થના
કરું છું કે આ બધાઓએ મારામાં મૂકેલા વિશ્વાસને
મને લાયક બનાવજે.

ગૃહસ્થો, છેવટમાં આજના મેળાવડામાં તમો સૌએ
પધારી કંપનીને જે માન આપ્યું છે તે માટે તમો સૌને
ઉપકાર માની હું બેસી જવાની રજા લઉં છું.



એપ્રિલ
૧૯૪૫

સમાજ
સાહિત્ય
અને
સંસ્કારનું
માસિક

## ન વા વ ર્ષ ના આ રં ભે

## આપ સૌનો આભાર માનીએ છીએ

[ ગયે વર્ષે અમને સહકાર આપવા બદલ આપ સૌનો આભાર માનીએ છીએ, અને એવો જ સહકાર ચાલુ રાખવાની નમ્ર વિનંતિ સાથે આજથી નવા વર્ષમાં પ્રવેશ કરીએ છીએ. ]

અનંતરાય રાવળ
'અશ્વઘોષ'
'અશ્વિનીકુમાર'
'ઇક્બાલેસરી'
'ઈ. ન.'
ઈશ્વર પેટલીકર
ઉપેન્દ્ર છ. પંડ્યા
ઉમાશંકર જોષી
ઉમેદભાઈ મણિયાર
અંબાલાલ પુરાણી
કાકાસાહેબ કાલેલકર
કાન્તિલાલ શાહ
'કોલક'
'કંગાલ'
ગણેશ
'ચકોર'

ચૂનીલાલ પુ. બારોટ
ચંદ્રભાઈ કા. ભટ્ટ
છોટાલાલ મા. કામદાર
જયમલ્લ પરમાર
જિતુભાઈ પ્ર. મહેતા
ઝવેરચંદ મેઘાણી
તારાચંદ રવાણી
ત્રિભુવન વ્યાસ
દિલખુશ બ. દીવાનજી
દુર્ગેશ શુક્લ
ધીરજલાલ પરીખ
'ધૂમકેતુ'
નવલરામ ત્રિવેદી
નાથાલાલ દવે
નિરંજન વર્મા
'પતીલ'

પન્નાલાલ પટેલ
પુષ્કર ચંદરવાકર
પૂજાલાલ
પ્રભુદાસ પટવારી
પ્રહ્લાદ પારેખ
ફિરોઝ એ. સરકાર
બાલમુકુન્દ દવે
ભૂપતરાય મો. દવે
ભૂપેન્દ્ર ઉપાધ્યાય
ભૂપેન્દ્ર દા. વકીલ
મગનભાઈ પ્ર. દેસાઈ
મનુભાઈ ભ. શેઠ
મૂળશંકર મો. ભટ્ટ
રમણલાલ એન્જિનિયર
રમણીક અરાલવાળા
રામનારાયણ વિ. પાઠક

લલિત ગિ. ભટ્ટ
વિજયરાય ક. વૈદ્ય
વિઠ્ઠલદાસ કોઠારી
'વિદ્યાધરી'
વિનોદ કોઠારી
વિશ્વનાથ મ. ભટ્ટ
વ્રજલાલ વ્યાસ
'સત્યમ્'
'સાંધાવાળો'
'સ્નેહુ'
'સુન્દરમ્'
'સવાઈ જ્યોતીન્દ્ર'
'સૌજન્ય'
સ્વામી આનંદ
હરજીવન સોમૈયા
હરિહર શાસ્ત્રી
હીરાબેન ર. મહેતા

ઈશ્વરલાલ દવે
લક્ષ્મીદાસ ગાંધી
સંપાદકો

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

• 'ઊર્મિ' વર્ષ ૧૫ • 'નવરચના' વર્ષ ૧૦ • અંક ૧

એપ્રિલ ૧૯૪૫


અનુક્રમ




વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૬–૦–૦ : પરદેશમાં રૂ. ૯–૦–૦

છૂટક નકલ ૧૦ આના

ભારતી સાહિત્ય સંઘ

ભીમરાજ બિલ્ડિંગ, નવી હનુમાનગલીને નાકે, કાલબાદેવી રસ્તો, મુંબઇ-૨

૧૬, શ્રીમાળી સોસાયટી, ...




ONE FOR ALL PURPOSES

• • •

તમારા બચ્ચાઓની સૌંદર્યતા અને સુંવાળી ચામડી માટે ફક્ત

**કલાપી-બોરેટેડ**

ટેલ્કમ પાવડરની જ માગણી કરો

• દરેક સ્થળે મળે છે •

★ સોલ એજન્ટ ★

## કલાપી સ્ટોર્સ

['આર્યન ટુથ બ્રશ'ના સોલ એજન્ટો]

૪૬, સ્વદેશી મારકેટ, મુંબઇ-૨

---

આપે વાંચી?

સ્વરમાધુર્યની સામ્રાજ્ઞી

## કુમારી જ્યુથિકા

ના

જીવન-કવનની પુસ્તિકા

કિં રૂ. ચાર. પોસ્ટેજ આઠ આના

આપની ફાઉન્ટન પેનના રક્ષણ માટે

**'કિસ્મત શાહી'** વાપરો

ગામેગામ એજન્ટો જોઇએ છે

કંટ્રોલ ભાવે ગૂંથવાની ઊન પણ

## ભારત એજન્સી

સ્ટેશનરી કટલરી, પરફ્યુમરી, રમતો વગેરેના

૧૫૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ

(સંચાલક . મગનલાલ વલ્લભદાસ નાણ



# પહેલાં ઝાપટાં

° શ્રી. ઝવેરચંદ મેઘાણી

ટાંચણ-પોથીનાં થોડાં પાનાં

ગતાંકથી ચાલુ

'સુજણા'નાં પ્રેમ-મૌક્તિકો : અને એની પડખે-
પડખ રામ-સીતાનાં વિરહ-મૌક્તિકો : મથાળે લખેલ
'જેઠીરામના છકડિયા' : છકડિયા એટલે ૭ ૭
પંક્તિના ટુકડા—

૧

મોર વણ સૂનો ગરવો, સીતા વણ સૂના રામ;
હંસલા વન્ય સરોવર સૂનું, ગુણિયલ વન્ય સૂનું ગામ
ગુણિયલ વિણ સૂનું ગામ તે હરિ !
મનખો પદારથ નૈ આવે ફરી.
ગઇ સીતા ને રામચંદર રો ના !
જેઠો રામનો કે' ગરના ડુંગર મોર વિણ સૂના.

પતિ-પત્ની વચ્ચે આવો વિજોગ પાડનાર રાવણને
જેઠો રામનો' શો માર્મિક ઠપકો આપે છે—

૨

લોઢું મ ગળ્ય લંકાના રાજા ! જીરવ્યું કેમ જાશે !
ઘણુ પડશે માયલા ઘટમાં, પછી ઉમ્મર ઓછી થાશે.
ઉમ્મર ઓછી થાય તે સૈ,
ચૌદ ચોકડીનું રાજ જાશે લૈ !
મેલ્ય મારગ ને ખોલ દરવાજા;
જેઠો રામનો કે', લોઢું મ ગળ્ય લંકાના રાજા !

'લોઢું મ ગળ્ય !' આવડા મોટા કુકર્મને માટે લોઢું
ગળવાની ઉપમા બરાબર બંધબેસતી બની છે, ખરું ?

આ જેઠો કવિ બીચારો કોઢથી પીડાતો હોવો જોઈએ—

જેઠાને પગે જાનવો, કાયામાં નીકળ્યો કોઢ:
સાડા ત્રણ મણની સામટી, માથે વળી ગયો લોઢ.
લોઢ વળ્યો કેર્યાં કયાં !
દાતાર પીર જમિયલની કચેરી ત્યાં.

જેઠો ગિરનાર દાતારને ડુંગરે કોઢનો રોગ હરનારા
જમિયલને શરણે જાય છે. લોકકવિ જેઠાને કોમ-
કોમના ભેદ નથી—

ગરવે જાચી તો ગણુ થાય, લાગે જમની બે;
હિન્દુ મુસલમાની હાલી નીકળ્યાં, દાતાર દર્શન દે.
દાતાર દર્શન દે તે વડી,
હિલોળા દઇયેં ગરવે ચડી.
સખર દાતારની, નીચે ગૌમુખી ગંગા વ્હે,
રામનો કે' ગરવે જાચી તો ગણુ થાય, લાગે જમની બે.

દાતારની ટેકરીનું ઇસ્લામ-શિખર : અને ગૌમુખી-
ગંગાનું હિન્દુ તીર્થોદક : એ વચ્ચે કવિ જેઠો સુમેળ જુએ છે.

કોઢ માટે કવિ જેઠાએ પ્રથમ તો વિધાતાને
ખખડાવી—

વિધાતા વેરી થઈ, મારા અવળા લખ્યા લેખ;
સરા ન માની સંસારની, ને ઊલટા કીધા અલેખ,
ઊલટા કીધા અલેખ તે લેવા
ભવેસરની બજારે હાલોળા દેવા
......મનની મનમાં રઇ.
જેઠો રામનો કે' વિધાતા વેરી થઇ.

પણ જેઠો તો દાર્શનિક છે ને ! સમાધાન-માર્ગી છે.
તુરત બીજે વિચારે—

વિધાત બચાડી કયા કરે, જેવાં તમારાં કરમ,
કાં તો માર્યા મોરલા, કાં તો હેર્યાં હરણ.
હરણ હેર્યાં તે હરિહરિ
ગૌહત્યા બ્રાહ્મણની નડી.
કીધીયું કમાણીયું, સ્યિા સેવો !
જેઠો રામનો કે' વિધાતાને દોષ શેનો દેવો !

હે જીવ ! તમે જ કુકર્મ કીધાં છે. મોરલા માર્યા
એ મોટું કુકર્મ: સ્ત્રીઓનાં હેરણાં હેરવાં—હરણ કરી
જવાં—એ પણ ઘોર પાતક: એ કરેલી કમાણીને હવે તો
રહ્યા રહ્યા સેવી લ્યો, હે જીવ !

આ બધા છકડિયા કોઈક એક જ માણસે ઉત-
રાવ્યા લાગે છે. શાહી, કલમ ને લખાવટ એકધારી
છે. લખાવનાર યાદ આવતો નથી. યાદદાસ્ત પણ
અવળચંડી જ છે ના ! ખોખરી એવી 'સુંદરી'—
(સારંગી)ને ખોળામાં લઈને અંત્યજ તૂરી નથુ બેસતો,
અને એ રાબડાં છોકરાંમાંથી એકને ધવરાવતી ધવરાવતી
નથુની ચૂંચી આંખોવાળી લઘરવઘર વહુ બેસતી. બેય
જણાં ખરજ અને પંચમ સૂરવાળાં ગળાં મેળવીને
કાર્યાલયના નાનકડા ચોકની હરિયાળી પર—

લાવો લાવો રે બાદરખાં મિયાં હિન્દવાણી
એને આવતાં મેં તો જાણી લાઈ હિન્દવાણી

એક લાંબી પરીકથાના સ્થંભો છે આ (દાદાજીની વાતો' વાર્તા પહેલી : મનસાગરો) એ વાતાએ કહેનાર માણસની મુખાકૃતિ, હાવભાવ, નીચું જોઈને અધમીંચેલી આંખે અવાહબદ્ધ વાર્તા કરવાની બાળહૃદરંજક છટા, વાર્તા કહેતાં કહેતા પરિપૂર્ણ આત્મવિસ્મૃતિ: એક વાર કહે, બે વાર કહે, ગમે તેટલી વાર કહે—એક શબ્દ પણ ખડે નહિ, એવી તો કહેને આવે. અવાજ ઊંચોનીચો થાય નાહે, એકધારો સ્વર અનાડમ્બરી છટાથી વહ્યા કરે. નહિ વચ્ચે કોઈ વ્યસનની આદત, નહિ આડીઅવળી વાત કરવી, નહિ પળનો પણ પોરો. આ વાર્તાઓની જ બનેલી એની દુનિયા હતી. સાચી જીવનસૃષ્ટિમાં જાણે એ શ્વાસ લેતો જ નહોતો. ચાય રાણપુરમાં ધોળાફૂલ વચ્ચે મળે, ચાય પાંચાળમા ચોમાસે ભિંજાયેલો લદબદ વચ્ચે ભેટે—અણિયાળીનો જોઠો રાવળ એનો એ જ હતો—એકરંગીયો હતો વિક્રમની વાતો, મનસાગરા અને બંધમાગરાની વાતો, એ બધી અલગારી વાતો જ એનું સમગ્ર જગત હતુ એની પાસેથી કરી કાઢેલા ટાચણ-માથી દાદાજીની વાતો લખી, ને આજે અઢાર-વીસ વર્ષે, છેક જર્જરિત બની ગયેલા ન્યુસપ્રિન્ટનાં પતાકડાં પર એની પાસેથી ટપકાવેલા વાર્તા-મુદ્દાઓને બેસારી બેમારી, હમણાં 'રંગ છે બારોટ!'ની વાતો લખી-છપાવી રહ્યો છુ. અણિયાળીનો જોઠો રાવળ મરી ગયો. કાઠીઓનો વહી વંચો હતો. આ પરીકથાઓમા જે પ્રાસંગિક વર્ણન-છટા જુઓ છો તે તેની છે.

પણ પાના ફરે છે, અને જોઠા રાવળની જીભથી દડદડ ગયું તેમ તેમ એ ઝડપ કરીને ઉતારેલું એક ચરિત્ર સૃષ્ટિવર્ણન નીકળી પડે છે—

ચોવાળો કાછ
નવલખો હાલાર
સાત હજાર ગુજરાત
બાણુ લખ માળવો
નવ સરકુંના ધણી
નવ ખંડ ધરતી
... કરોડ પાદર આ પૃથ્વીને માથે
...—તેના માણસો વાનુમુખા
...—તેના સુહાનમુખા (શ્વાનમુખા)

અડકળ પરબત' ધૂણાગર, હેમાળો, અદિયાગર, રેવતાચળ.
અદિયાગર પરબત ઉપર સુરજનારાયણ માળા ફેરવે છે. ...
સોટરી લાંબ (શિખર) છે માટે કહેવાય છે કે—'હે સોટરીના લાલ!'
મેરુ પરબતને સાત ટુક છે: હમવત (હેમન્ત), અધમાર, ઉત્તમેર, સત્ર, ઊંચક, માળવ

પેલે ટુકે બ્રહ્મા વસ્યા
બીજે ટુકે અઠાસી ઋષિ વસ્યા
ત્રીજે ટુકે ચત્રવચત્ર મેળા વસ્યા
ચોથે ટુકે ચંદરમા વસ્યા
પાચમે ટુકે બુધવાસી વસ્યા
છઠ્ઠે ટુકે સૂરજ વસ્યા
સાતમે ટુકે નારાણ વસ્યા

મેરુ કેટલોક લોઢાનો, કેટલોક ત્રાંબાનો, કેટલોક સોનાનો

❦

પૂછશો કદાચ, કે આવું આવું તને શા ખપમા આવ્યુ? કશા જ નહિ. છતાં હુ તો ટપકાવતો ગયો, લોકવિદ્યાના જાણકારને સંશોધક કદી બોલતો રોકવો નહિ, એને બોલ્યે જવા જ દેવો—એનુ બોલ્યુ ઊચકયે જવું. એ બધું એનુ 'સેટિંગ' છે. એને જે કંઈ કંઠસ્થ છે તે સમગ્રપણે એક અને અવિભાજ્ય વસ્તુ છે એવું કથન જો તમે વચ્ચે કયાંય તોડી પાડો તો એ રંગભૂમિના તખ્તા પર પોતાનો પાઠ ભૂલી ગયેલા નટની અવદશાને પામશે. એનું કથન તે તો આનંદનો ઝરો છે. ઝરાને ઝરવા જ દેજો એનો એકનો જ નહિ, તમારો સંશોધકનો પણ એ શ્રેયનો પ્રશ્ન છે. એના સમગ્ર કથનમા ઝબકોળાયા વગર સંશોધકના મગજનુ વાતાવરણ બંધાશે નહિ. જે મન-સૃષ્ટિમાં—કલ્પનાસૃષ્ટિમા એ વાર્તાકાર તમારી નાવને હંકારી જાય ત્યાં તમે એને ટોક્યા કે ડોકયા વગર જવા દેજો. તમારી જાતને એના વાણીતરંગો પર વહેતી મૂકજો.

❦

જોઠા રાવળનું વાણી-વહેન સાદ્યંત અણરૂંધ્યુ રાખ્યું તેને પ્રતાપે જ એને હુ સમગ્રતાએ પામી શકયો. આજે આટલે વર્ષે પણ અમુક કથયિતાઓ સાથેનો મારો કલ્પનાસંપર્ક જીવન્ત છે, એ મૂએલા છતાં તેમના જગતમા હુ શ્વાસ લઈ રહ્યો હોઉં તેટલો ઓતપ્રોત છુ, તેનું કારણ એ કે મે તેમને સમગ્રપણે સ્વીકાર્યા હતા.

❦

...રીના રણાગણમા મૂકનાર
...ારની આ નોંધ એની

એવુ કોઈ મુસ્લિમ દરબારને રીઝવવાને માટેનું ગીત પણ ગાતા, (જે ગીતે મને 'આવો આવો રે બહાદુર ઓ બહેન હિંદવાણી' એવા 'વેણીનાં ફૂલ'વાળા રાષ્ટ્ર-ગીતનો ઝૂલતો-મલપતો ઢાળ આપ્યો) અને બીજે છેડે સંત દાસી જીવણના ભજનો પણ ગાતા આ રઘુ નથુએ ગયેલુ એ ભજન—

મુને માર્યા નેણાના બાણ રે
વાલ્યમની વાતુંમા
વાલ્યમ! તારી વાતુમા
હાંકી મેલ્યા હૂંડી વા'ણુ રે
શામળા! તારી શોભાના.

૧

જીવણ કે' પાચ તત્વ ને ત્રણ ગુણનુ
તેનુ હરિએ બનાવ્યુ વા'ણ,
મરજીવા પૈને માથે બેઠા,
એવા હરિએ હોકાર્યા હૂંડી વા'ણ રે
વાલ્યમની વાતુમા

૨

જીવણ કે' શદ ચડાવી કર્યું સાબદુ
મુને આવી મળ્યા સરાણ;
વાસું ભરીને વા'લે ઘા કર્યો
મારે ઝળહળ ઊગ્યા રવિભાણુ રે
વાલ્યમની વાતુમા.

૩

જીવણ કે' ગુરુ કાયામા ગોતજો
મારા વાલ્યમના શા કરુ વખાણ,
દસમે દરવાજે ડેરી બિરાજે
રાખો ધોળી ધજાના પરમાણ રે
વાલ્યમની વાતુમા.

૪

જીવણ કે' ગુરુ મળ્યા ને ગુરુગમ જડયો,
મુને મટી ગઇ તાણાવાણ્ય,
દાસી જીવણ સત ભીમના ચરણા,
પ્યાલા પાયાના પરમાણ રે
વાલ્યમની વાતુમા

તે પછી નથુના ગાયેલ બીજાં ભજનોનો આખો ચોસર માંડેલો છે. ત્યારે પડેલાં બીજમાથી અઢાર-વીસ વર્ષે આજ આબો ઊગે છે. લોકસાહિત્યનો સંસ્કાર એકલી શૌર્યની વાતોએ, એકલા દુહાએ, એકલા પ્રેમ-શૃંગારના છકડિયાએ નહિ પણ ભજનો વડે પણ સર્વ-દેશીય વારિસિંચનથી પોષાતો હતો. આજે ફળ બેઠાં છે. ભજન-વાણી ભીતરમાં પચી જઈને પછી અત્યારે બહાર પડવા લાગી છે.

નથુ અને એની સૂચીપુ, પાપણુ વગરની અખ્ખુ વાળી વહુ, બે છોકરાં, ખોખરી સુંદરી, ખરજ અને પચમ સ્વરોની એ જોડવી અત્યારે કયા છે? જીવતા છે કે મૂઆં?

એ તો હતો ભટકતો પરિવાર. નાના નાના ઠાકોરોની ડેલીઓ પર જ એ કુટુંબ નભતું હતું. વર્ષોથી એ વધેલી હજામતવાળો નથુ નજરે નથી પડયો એની 'સુંદરી' કોઈને વારસામા દઈ ગયો નહિ હોય? પરંપરાઓ આમ જ તૂટે છે. એક જાય છે, તેની જગ્યા લેવા બીજો આવતો નથી.



'તેતર-'ઓતરાતી દીવાલો'મા હોલાની વાત છે એને મળતી સોરઠમા તેતરની વાત છે

બેન ઊઠ! બેન ઊઠ!
તવ તેતવા! તવ તેતલા!
તવ તેતવા.'

ટાચણુ આટલુ જ છે. છતા આખો પ્રસગ યાદ છેઃ કોઈ કોઈ સ્મૃતિને એક પાતળું ટેકણુ પણ બસ થઈ રહે છે, જ્યારે બીજાં કોઈ સ્મરણોને સ્થિર રાખવા મટે મોટો થાભલો પણ નિરર્થક બને છે. કાકા કાલેલકરની કારાવાસની આત્મકથા 'ઓતરાતી દીવાલો' વાંચતો હઈશ. 'કવડા'ની મહારાષ્ટ્રી લોકકથા આવીઃ કવડો ખેડુ હતો. સીતા નામે બહેન હતી બહેનને કવડાની બાયડી બહુ સતાવતી. એક દિવસ કવડો તાજા પાકના થોડા પોહે (પૌંવા) ઘેર લાવ્યો. બાયડીને કહે કે સાફ કરીને રાખ, ખાવા છે, ખાના આવે ત્યારે 'પોહે' લાવેલો તેના કરતાં ઘણા ઓછા જોયા. ખિજાયો. પૂછ્યું: કોણે ઓછા કર્યા? બાયડી કહે કે તમારી બેન સીતાએ ખાંડયા છે, તે ખાઈ ગઈ લાગે છે ભાઈ સીતા પર ખિજાયો સીતા હેબતાઈ ગઈ, બોલી શકી નહિ, એટલે નિર્દોષ ખીજેલા ખેડુએ બહેનને ખેડનું ઓજાર ફટકારી મારી નાખી. પછી 'પોહે' ખાવા બેઠો. બહુ મીઠા લાગ્યા. ભાન આવ્યું કે સીતાએ તો 'પોહે' પ્રેમથી ભાઈને ખાતર ખૂબ સાફ કર્યા હતા. પસ્તાયેલો ભાઈ બહેનના પ્રાણહીન શરીર પાસે જઈ બોલવા લાગ્યો—

ઊઠ સીતે!
ઊઠ સીતે!
પોહે ગોડ-ગોડ
કવડા પોર પોર!

(અર્થ—ઊઠ સીતા! ઊઠ બેન સીતા! આ પૌંઆ તો

ગળ્યા ગળ્યા છે, ને આ તારો ભાઈ કવડો જ બાળક છે–બેવકૂફ છે. તે આવી છોકરવાદી કરી બેઠો છે. ઊઠ સીતા ! ઊઠ સીતા !)

પણ સીતા તો શેની ઊઠે ? મરી ગઈ હતી. પછી ભાઈ કવડો પણ મરી ગયો. મરીને કવડો (કપોત) પક્ષી સરજાયો. આજે પણ કપોત જે સ્વરોચ્ચાર કરે છે તેમાં લોકસંસ્કાર આ શબ્દો સાંભળે છે:

ઊઠ સીતે;
ઊઠ સીતે;
પોઢે ગોડ ગોડ
કવડા પોર પોર

'ઓતરાતી દીવાલો'માંથી આ કિસ્સો વાંચીને હું ઊછળી પડયો હતો. કાઠિયાવાડી લોકસાહિત્યની કોઈ પણ કૃતિને મળતી આવતી અન્ય પ્રદેશોની નાની મોટી કોઈ પણ વસ્તુ મળતાં, ન વર્ણવી શકાય તેવો આનંદ થતો. પોતાના પ્રિયજનની અણસાર અજાણ્યા ચહેરાઓ પર એકાએક પકડી પાડતાં જે ગુપ્ત માર્મિક આનંદ આજે પણ અનુભવાય છે, તેવા જ પ્રકારનો આ સામ્યદર્શનનો આનંદ મને સતત લોકસાહિત્યના ઈતર-પ્રાંતીય પરિચયમાંથી મળતો રહે છે. અમારા સ્ટાફ પર ભાઈ હરગોવિંદ પંડયાની જીભને ટેરવે, કોઈ પણ પ્રસંગને હળવો બનાવી દેનારી લોકકથા, ટુચકો, કહેતી, ઉખાણું હમેશાં હાજર હોય. એમણે આ મહારાષ્ટ્રી હોલાના ઘુઘવાટ સાથે સંકળાયેલી કવડા–સીતાની વાત સાંભળતાંની વાર જ કાઠિયાવાડી તેતર–બોલીમાંથી ઉદ્ભવેલ લોકકથા કહી સંભળાવેલી–

ખેડુત હતો. નવા પાકના તલ લાવ્યો. વહુને કહે કે ખાંડી રાખો, આજ તો તલવટ ખાવો છે. રાતે ઘેર જઈ ખાવા બેસતાં તલ ઓછા થયા દીઠા. વહુ કહે તમારી બેન ખાંડતાં ખાંડતાં બુકડાવી ગઈ. વગર વિચાર્યે બહેનને મારી નાખી. પછી તલ ભરી જોયા તો બરાબર થયા. બહેનના શબ પાસે બેસી ભાઈ ઢંઢોળવા લાગ્યો–

ઊઠ બેન ! ઊઠ બેન !
તલ તેટલા
તલ તેટલા
તલ તેટલા

ઊઠ બેન, તલ તો તેટલા ને તેટલા જ છે. બહેન ન ઊઠી. ભાઈ મરીને તેતર સરજાયો. તેતરના અવતારમાં વિણજંપ્યો એ બોલ્યા જ કરે છે—

તલ તેટલા !
તલ તેટલા !
તલ તેટલા !

મહારાષ્ટ્રી સભાજનોની સામે હું આ બેઉ ટુચકા ટાંકી બતાવતાં થાકતો નથી. એવા સામ્ય ધરાવતા ટુચકાઓએ મારી રસેન્દ્રિયને હમેશાં પુષ્ટ કર્યા કરી છે.

❦

| | |
|---|---|
| રાજા રાજ ને પરજા સુખી<br>ખાતો ખાય ને ભરતો ભરે<br>જાણને લાખ<br>ને અજાણને સવાલાખ. | રાજાના રાજ્યનું વર્ણન |
| સિત્તેર ખાન ને બોંતેર ઉમરાવ<br>ખખા દોતિયા<br>મેતા મસુદ્દી<br>કારભારી ચોપદાર | રાજસભાનું વર્ણન |

હોયલા ટીંબા જેવું : સૂવરનાં ટોળાંએ ઉજ્જડ કરેલ ફૂલવાડી
સૂવરે વિચાર કર્યો : ઘેંશનાં હાંડલાં શું ફોડવાં ?
બાર ચોકું અડતાલીસ ગાઉમાં ફડાકા મારી રહ્યું છે : (વન)
રૂંઝયું કુંઝયું વખત છે : (સાંજ)
સવા પારોર અફીણનું બંધાણ : (રાજાની સ્થિતિ)
ઘોડાને—
હે દેવમુનિ ! તારી કાનસૂરીએ ચોકહું રાખું છું.
એક બીજા ઘોડાની ગંધ આવી.
ઘોડે હાવળ મારી.

| | |
|---|---|
| ખરલમાં નાખો તો ખસરક ધુટાક<br>ગરણીમાં નાખો તો તરબક તરબક<br>બાપ પીએ તો બેટાને ચડે<br>બેટો પીએ તો બાપને ચડે<br>એમાંથી અંજળિ ભરીને<br>હાથીના માવતને આપે<br>તો રડયુંખડયું ફોરું જમીં ઉપર પડે<br>તો સાત પાતાળ ફાડીને શેષનાગને માથે ઠરે | અફીણનો કસુંબો |

પાણી પીધું ત્યાં બત્રીસ કોઠે દીવા થયા
જૂઈનાં ફૂલ જેવા ચોખા
પાણી મોર્ય મોજડી ઉતાર મા : (ટાણું આવ્યા વિના ઉતાવળો ન થા)
છ ઘાત :—
૧—ચડલાની ૪૮ મણની ઢાળ
૨—સોનાનો વેઢ : તંબોળિયો નાગ
૩—ડુંગર બે સામસામા ભટકાય
૪—સામૈયાનો ઘોડો
આવે રોઢું
હેઠ રાજા ને ઉપર ઘોડું
૫—શે'રનો દરવાજો પડે
૬—રાતે તંબોળિયો નાગ

એક લાંબી પરીકથાના રચંભો છે આ. (દાદાજીની વાતો: વાર્તા પહેલી : મનસાગરો ) એ વાર્તાઓ કહેનાર માણસની મુખાકૃતિ, હાવભાવ, નીચું જોઈને અધમીંચેલી આંખે પ્રવાહબદ્ધ વાર્તા કરવાની બાળશ્રદ્ધરંજક છટા, વાર્તા કહેતાં કહેતાં પરિપૂર્ણ આત્મવિસ્મૃતિ: એક વાર કહે, બે વાર કહે, ગમે તેટલી વાર કહે–એક શબ્દ પણ ખડે નહિ, એવી તો કંઠને અગ્રે: અવાજ ઊંચોનીચો થાય નહિ, એકધારો સ્વર અનાડમ્બરી છટાથી વહ્યા કરે. નહિ વચ્ચે કોઈ વ્યસનની આદત, નહિ આડીઅવળી વાત કરવી, નહિ પળનો પણ પોરો. આ વાર્તાઓની જ બનેલી એની દુનિયા હતી. સાચી જીવનસૃષ્ટિમાં જાણે એ શ્વાસ લેતો જ નહોતો. ચાય રાણપુરમાં ધોળાંફૂલ વસ્ત્રે મળે, ચાય પાંચાળમાં ચોમાસે ભિંજાયેલો લદબદ વસ્ત્રે ભેટે–અણિયાળીનો જેઠો રાવળ એનો એ જ હતો–એકરંગીલો હતો. વિક્રમની વાતો, મનસાગરા અને બપસાગરાની વાતો, એ બધી અલગારી વાતો જ એનું સમગ્ર જગત હતું. એની પાસેથી કરી કાઢેલાં ટાંચણ-માંથી દાદાજીની વાતો લખી, ને આજે અઢાર–વીસ વર્ષે, છેક જર્જરિત બની ગયેલાં ન્યુસપ્રિન્ટનાં પતાકડાં પર એની પાસેથી ટપકાવેલા વાર્તા–મુદ્દાઓને બેસારી બેસારી, હમણાં ' રંગ છે બારોટ !'ની વાતો લખી–છપાવી રહ્યો છું. અણિયાળીનો જેઠો રાવળ મરી ગયો. કાઠીઓનો વહી-વંચો હતો. આ પરીકથાઓમાં જે પ્રાસંગિક વર્ણન-છટા જુઓ છો તે તેની છે.

પણ પાનાં ફરે છે, અને જેઠા રાવળની જીભથી ટપકતુ ગયું તેમ તેમ એ ઝડપ કરીને ઉતારેલું એક વિચિત્ર સૃષ્ટિવર્ણન નીકળી પડે છે–

ચોવ્યાળો કાછ
નવલખો હાલાર
સાત હજાર ગુજરાત
બાણુ લખ માળવો
નવ સરકુંના ધણી
નવ ખડ ધરતી

છન્નુ કરોડ પાદર આ પૃથ્વીને માથે
અરબસ્તાણ—તેના માણસો વાનુમુખા
ફરગાણ—તેના સુહાનમુખાં (શ્વાનમુખા)
મુગલાણ—તેના વાનરમુખા
હબસાણ—તેના સુવરમુખા

નીર સમુદ્ર, ખીર સમુદ્ર, વેલાચળ સમુદ્ર, ખારા સમુદ્ર, મીઠા સમુદ્ર, ઘોરંગબા સમુદ્ર, દધિ સમુદ્ર
એટલા સમદર છે આ પૃથ્વીને માથે.

અઠકળ પરબત: ધ્રૂણાગર, હેમાળો, અદિયાગર, રૈવતાચળ
અદિયાગર પરબત ઉપર સૂરજનારાણ માળા ફેરવે છે. ત્યાં બેટડી લય (ભેખડ) છે માટે કહેવાય છે કે–'હે બેટડીના ભાણ !'

મેરુ પરબતને સાત ટુંક છે: હમવત (હેમન્ત), ગધમાર, ઉજ્જમેર, સત્ર, ઊચ્ચક, માળવ.

પે'લે ટુંકે બ્રહ્મા વસ્યા
બીજે ટુંકે અઠાશી ઋષિ વસ્યા
ત્રીજે ટુંકે ચત્રવચત્ર મેળા વસ્યા
ચોથે ટુંકે ચંદરમા વસ્યા
પાંચમે ટુંકે વૃધવાસી વસ્યા
છઠ્ઠે ટુંકે સૂરજ વસ્યા
સાતમે ટુંકે નારાણ વસ્યા

મેરુ કેટલોક લોઢાનો, કેટલોક ત્રાંબાનો, કેટલોક સોનાનો.

❧

પૂછશો કદાચ, કે આવું આવું તને શા ખપમાં આવ્યુ ? કશા જ નહિ. છતાં હું તો ટપકાવતો ગયો, લોકવિદ્યાના જાણકારને સંશોધકે કદી બોલતો રોકવો નહિ, એને બોલ્યે જવા જ દેવો–એનુ બોલ્યું ઊચકયે જવું. એ બધું એનું 'સેટિંગ' છે. એને જે કંઈ કંઠસ્થ છે તે સમગ્રપણે એક અને અવિભાજ્ય વસ્તુ છે. એનું કથન જો તમે વચ્ચે કયાંય તોડી પાડો તો એ રંગભૂમિના તખ્તા પર પોતાનો પાઠ ભૂલી ગયેલા નટની અવદશાને પામશે. એનું કથન તે તો આનંદનો ઝરો છે. ઝરાને ઝરવા જ દેજો. એનો એકનો જ નહિ, તમારો સંશોધકનો પણ એ શ્રેયનો પ્રશ્ન છે. એના સમગ્ર કથનમાં ઝબકોળાયા વગર સંશોધકના મગજનું વાતાવરણ બંધાશે નહિ. જો મનઃસૃષ્ટિમાં–કલ્પનાસૃષ્ટિમાં એ વાર્તાકાર તમારી નાવને હંકારી જાય ત્યાં તમે એને ટોક્યા કે ટોકયા વગર જવા દેજો. તમારી જાતને એના વાણીતરંગો પર વહેતી મૂકજો.

❧

જેઠા રાવળનું વાણી-વહેન સાદ્યંત અણરૂંધ્યુ રાખ્યું તેને પ્રતાપે જ એને હુ સમગ્રતાએ પામી શકયો. આજે આટલે વર્ષે પણ અમુક કથયિતાઓ સાથેનો મારો કલ્પનાસંપર્ક જીવન્ત છે, એ મૂએલા છતાં તેમના જગતમા હું શ્વાસ લઈ રહ્યો હોઉં તેટલો ઓતપ્રોત છું, તેનું કારણ એ કે મેં તેમને સમગ્રપણે સ્વીકાર્યા હતા.

❧

ત્રીજી વાર મને ભૂચર–મોરીના રણાંગણમાં મુકનાર એ-જેઠો રાવળ હતો. ત્રીજી વારની આ નોંધ એની કરાવેલી છે—

'સવાશેર પાણી રૂધરમાં તણાય એવી લડાઈ ચાલશે.

'જેસા વજીરની ઘરવાળી જેમાબાઇ: એનો દીકરો નાગડો : પવર (પયોધર) વાંસે નાખ્યાં'તાં : વાંસે ઊભો ઊભો ધાવે.

'આ જોળાળીનો–ગાડરના પેટનો ઊભો ઊભો ધાવે છે તે કેવોક થાશે?'

'એની આગળે ખબર.'

* * *

નાગડાનાં કાંડાં પડી ગયાં, ચામડાં ચડી ગયાં

નાગડો પડેલો. હાથીના પેટમાં હાથ.

'આ કોણ ?'

'જોળાળીનો ! બીજાના ઘાના સાંધા મળે, એના સાંધા ન મળે.'

જોઈ શકશો કે 'સમરાંગણ'ના સર્જન પાછળ આ જીજી બારોટે અને જેઠા રાવળે કહેલા ફક્ત એક જ પ્રસંગનું કેટલું તીવ્ર સંવેદન અને કલ્પન ચાલ્યા કર્યું છે. જેઠા રાવળે કહેલા આ બે પ્રસંગો એક કરુણ શૌર્યકથાનાં બે સમતોલ પલ્લાં છે : પહેલો પ્રસંગ માની પીઠે ઊભો રહીને માએ પાછળ નાખેલાં પવરને ધાવતા બાળની એના બાપને જ મોંએ રાજા જામે કરેલ હાંસીનો: ને બીજો પ્રસંગ મુગલ–ફોજ સામેના રણાંગણમાં પડેલા એ જ બાળના જોબન–જોદ્ધ દેહની દશા દેખાડતો: એ દેહ પડયો હતો : એના કાંડાં–વિહોણા હાથની ઠૂંઠી અણીઓ એક મૂએલ હાથીના પેટમાં પેસેલી હતી, કારણકે એણે અંબાડીઓ સુધી પહોંચીને સેનાપતિઓને હણતાં હણતાં કાંડાં કપાઈ ગયા પછી પણ ઠૂંઠા હાથે ઠોંસા લગાવીને હાથીઓને માર્યા હતા–પછી એ પટકાયો હતો. યુદ્ધલીલા ખતમ થયા બાદ વિજેતા મુગલપતિ રણભૂમિ પર નિરીક્ષણ કરવા નીકળે છે–ને હાથીના કલેવરને હાથનાં ઠૂંઠાં વડે ભેદનારો આ મહાવીર કોણ એવું વિસ્મય અનુભવે છે, ત્યારે જાણકાર જવાબ વાળે છે કે 'આ જોળાળીનો.' રાજા જામે કરેલી હાંસીનો જવાબ એ બાળકે છેલ્લી વેળા આપ્યો–મશ્કરી કરનાર જ્યાંથી જીવ લઈને ઘરભેળો થઈ ગયો હતો, તે જ જુદ્ધમાં, મશ્કરી કરનાર રાજાએ જ નોતરેલા જુદ્ધમાં, મશ્કરીનું પાત્ર બનેલ માડીનો પુત્ર માના ધાવણનો હિસાબ આપતો પડયો હતો.

સમરાંગણ ! તને હું નહિ ભૂલી શકું. એ ઘોર ઘટનામાંથી ફક્ત આ બે જ પ્રસંગોની જાળવણી કરનારા સોરઠી વાર્તાકારોમાં કલાદૃષ્ટિ ખરેખર ~~ઊંચા પ્રકારની~~ હોવી જોઈએ.

સમસ્યાઓનો તે કેટલો બધો શોખ આ સોરઠીજનોને ! બાળઉખાણાંમાં સમસ્યા, વાર્તાઓમાં સમસ્યા, લગ્નગીતોમાં સમસ્યા, વાતવાતમાં કોયડો નાખવો ને કોયડો છોડવો ! ટાંચણ-પોથીના નવા પાનામાં જેઠા રાવળે જ ઉતરાવેલ આ સમસ્યા–ગીત છે:

૧

ચડી નાર પુરુષ પર અભેરૂપ ધરવા સરસ,
બરાબર સમાધિ કરી બેઠી;
માનવી કારીગર લોક એને મળ્યાં;
હુકમથી ઉતારી માંડ હેઠી.

૨

ઉતારી હેઠ ત્યાં સત ચડીયું અતિ
અગનમાં બળવા કરી આશા;
બળીને અગનથી નીકળી બારણે;
રૂપ જોઇ જોગેશ્વર તરત રાચ્યા.

૩

સ્વરૂપે ઠીક ને વળી નગન છે સદા
બન્ને સર ઉપરે છત્ર ભારી;
રાતદન હુતાશણ આ'ર કરતી રહે
નામ કો' કાળુભા ! કવણ નારી ?

કોઈક ચારણ કાળુભા ઠાકોરને સમસ્યા પૂછે છે કે, પુરુષ પર ચડીને અભય રૂપ ધરવા સમાધિ ધરીને બેઠેલી, પછી કારીગરે માંડ નીચે ઉતારેલી, પછી સત ચડવાથી અગ્નિમાં બળવા બેઠેલી, બળીને બહાર નીકળેલી, પોતાના રૂપથી જોગંદરોને મોહાવનારી, સદા નગ્ન, શિર પર છત્ર ધરનારી, અને રાતદિન હુતાશનનો જ આહાર કરનારી એ નારી કોણ ?

—એ નારી તે ચલમ ! ચાકડારૂપ પુરુષ પર ચડી, નીંભાડાના અગ્નિમાં બેઠી, સુંદરી જેવી ગૌરાંગી બની, જોગીઓએ પીવા લીધી, એનો આહાર પણ સદા અગ્નિ જ છે.

વાત મૂળ એમ થઈ. કુંભારના ઘર પાસેથી દાયરો નીકળ્યો હશે, ચાકડા પરથી ચલમ ઊતરતાં જોઈ કાળુભા નામના ઠાકોરે સોબતીઓને કહ્યું, કે કોઈ શીઘ્ર-રચના કરી આપે આ વિષય પર ?–પાદપૂર્તિરૂપે અને મુશાયરાઓમાં ગજલ-રચનારૂપે કરી રહ્યા છીએ તે આ ગ્રામ–દાયરામાં પણ સમસ્યારૂપે થયું હતું–થાય છે. આ કૃતિ તો કંઈ જૂની નથી.

હમણાં હમણાં એક બાબતનું રટણ ઊપડયું છે—

'ચાલો પૂતળી ! ઘરે જયેં'

'તમે રાંધો અમે ખાયેં.'

રાજા અને પૂતળીની વાર્તા ગોતું છું જે મળે તેને પૂછું છું–રાજા અને પૂતળીની વાર્તા આવડે છે? એમાં આવું આવું આવે છે–

'ચાલો પૂતળી ઘરે જાયે
'તમે રાંધો અમે ખાયે '

ફુવાભાઈને પૂછ્યું એ પણ ડોકું ધુણાવીને વાર્તા મંગલા રાજાની માફક સામા આટલું જ બોલે છે–

ચાલો પૂતળી! ઘરે જાયે
તમે રાંધો અમે ખાયે

મેરુભાને પૂછું છું તો કહે છે 'હા! કયાંઈક સાંભળેલી તો ખરી પણ આજ કાંઈ યાદ નથી'

મેં એ વાર્તા ગુમાવી છે જેઠા રાવળ પાસેથી કરેલા ટાંચણમાં તૂટક ફક્ત આટલું જ છે–

'દિલ ૫ ડું મેલ્યું
'ચાલો પૂતળી ઘેરે જાયે
તમે રાંધો અમે ખાયે '

'પદમ શેઠની હંસાવળી એની પાની જોઇને પૂતળી ઘડી–
'મારો રાજા રૂંધાણો છે.
નાગનું માથું પરજે પરેજ.
'મણિ ધોવા વાવમાં ચાલ્યા ત્યાં તો પાણી ઊતર્યું'

ઊંડા ઊંડા ભણકારા વાગે છે રાજા જંગલમાં કોઈ વાવની અંદર પાણી પીવા જતા, ત્યાં ગોખમાં કંડારેલી એક પૂતળી પર ઘેલો બનીને ઝૂરતો હતો પૂતળીનું સૌંદર્ય મોહક હતું કારણકે પદમ શેઠની પરદેનશીન પુત્રી હંસાવળીના પગની ફક્ત પાની જોઈને તે પરથી શિલ્પીએ પૂતળી સરજાવી હતી પૂતળી–ઘેલા રાજાને મનાવવામાં નિષ્ફળ ગયેલો પ્રધાન મનસાગરો એ પૂતળીની માનવપ્રતિકૃતિની શોધે ચડે છે મણિધર સાપને મારી મણિ લઈ વાવમાં ઊતરે છે ત્યાં તો વાવનાં નીર મણિને પ્રતાપે ઊંડાં ને ઊંડાં ઊતરે છે

પણ પછી શું?

પછી એ વાવને તળિયે શું કોઈ મહેલાત આવતી હશે? ત્યાં કોઈ સુંદરી સાંપડી હશે? વાર્તા ગુમાવી!

❧

મેરોનું બાપોદર ગામ.
બાપ કચરો મેર. દીકરો નથુ ને એની વહુ
વહુ ગાર-ગોરમટી કરે
પાડોશીને ઇર્ષા આવે
પિયરિયે જઈને સરાવ્યું બહુ કામ કરાવે છે!
સાતમઆઠમ–વહુ પિયર જાય.
પોતાની સાસુને 'પૂછ, નથુને જરૂર મોકલજે હો. નીકર
રી સતમ ને સધરે
સાસરાને 'મામા, નથુને મોકલજે હો!'
પિયરે ગઈ—માવતરે ના પાડી (પાછી મોકલવાની)
સાસરાને બોલાવી લખણું કરાવી લીધું

રસધારના વાચકોને યાદ આવી જશે 'ઓળીપો'–ચોથા ખંડમાની વાર્તા એ વાર્તાના આટલા જ અસ્થિ મારી ટાંચણપોથીમાંથી મળે છે પણ એ અસ્થિ કેવળ એકલી 'ઓળીપો'ની વાર્તાના નથી, એ તો મારા ૭–સાત વર્ષના શૈશવથી માંડીને ૨૮–૩૦ના યૌવન સુધીના, રાજકોટથી ગોધરા સુધીના, જીવન–પટને અજવાળતું એક ટાંચણ છે

ગોધરા–ઠક્કરબાપાએ જેસાવાડા ગામે ભીલોને માટે રામજીમંદિર ચણાવ્યું તેની ઉદ્ઘાટનક્રિયા હતી મને તેડાવેલો જેસાવાડાથી વળતા ગોધરે મને ત્યાંની સાહિત્ય સભા તરફથી ઉતારવામાં આવ્યો ગોધરાની સાહિત્યસભા એટલે તો બીચારા એક ભાઈ–'બાળક' નામના માસિકના તંત્રી (નામ ભૂલી ગયો છું) સૂર્યાસ્ત સમયે મને ટ્રેનમાંથી ઉતારી, એક ગાડીમાં બેસારી કહે કે તમારો ઉતારો ડેપ્યુટી પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને ઘેર છે હેબતાયો –મનમાં એક એવો સંસ્કાર પડી ગયેલો કે નિમંત્રણ ભલે સંસ્થાનું હોય, ઊતરું હમેશાં નોતરનાર વ્યક્તિને ઘેર–ગરીબ શ્રીમંત ગમે તે હો ભૂખ કેવળ એના ઘરનો પરોણો થઈને એના કુટુંબપરિવારનો આત્મીય બનીને રહેવાની એને બદલે આ પોલીસના સાહેબને ઘેર! હશે જીવ! બીજે સગવડ નહિ હોય ને કાં પોલીસના સાહેબે જાપ્તો રાખવાની બીજી કશી પંચાત ન પડે તે સારુ પોતાની નજર સામે રાખવા ધારેલ હશે!

સાહેબને બંગલે પહોંચ્યું ત્યાં તો આનંદ અને આશ્ચર્ય રાહ જોતાં હતાં એ ઘર પોલીસના સાહેબનું હતું તે કરતાં વધુ તો મારા વર્ષોના આત્મજનોનું હતું મારા જમાદાર પિતાના મોટાભાઈ જેવા ઉપરી ફોજદાર ભટ્ટ સાહેબ ત્રિપુરાશંકર, એમના પત્ની મણિબા, વઢવાણ કેમ્પની સડક પર એપ્રિલના ધોમ બપોરટાણે નિશાળેથી કજિયો કરતા કરતા પાછા ફરતા જેના ગોદણાની નીચે દબાઈને પૃથ્વી પર પડ્યા પડ્યા જેના મેં બાબરકા બેચી તોબા પોકરાવેલી જે મારો સમવયસ્ક બાળગોઠિયો બાબુભાઈ (આજે કરાચીમાં ડૉ કૅપ્ટન સી પી ભટ્ટ છે તે જ)–અને એ બધા જ મને ચકિત કરીને ભેગી પડવા ઊભા હતા એમની અંદર હતા વિધવા કુમુદબહેન

યાદદાસ્ત આગળ ને આગળ જાય છે–

રાજકોટની પોલીસ–લાઇનની એક ઓરડી ત્યાં એક માંદા મહેમાન કોડવિત્તરની બાટલી મહેમાનની ચાકરી કરતા કુમુદબહેન સાતેક વર્ષની મારી વયનું આ

સ્મરણ છે. મહેમાન ગુજરી ગયા. જમાદાર ત્રિપુરાશંકર ભટ્ટની મોટી, રૂપાળી, મર્માળી, મીઠાબોલી, જોબનવંતી પુત્રી કુમુદબહેન રંડાણી. તે દિવસનાં જે કુમુદબહેન હતાં તે જ હતાં બગસરા–ફોજદાર ત્રિપુરાશંકરને ઘેર રહેતાં કુંમુદબહેન, ને તે જ હતાં ગોધરાના પોલીસ–ઉપરી સાહેબનો બંગલો અજવાળતાં કુમુદબહેન : તેવીસ–ચોવીસ વર્ષનો આખો સ્મરણપ્રદેશ એ એકનાં એક ગરવાં, હેતાળવાં, હસમુખાં, વાતડાહ્યાં, પ્રસન્ન અને પ્રશાંત કુમુદબહેનના લાવણ્યે લળકી રહ્યો છે.

ઘણાં વર્ષે મળ્યાં. એ સૌની જીભે 'ઝવેરચંદ' નહિ પણ 'ઝવો' સંબોધન જ અણબદલ્યું રહ્યું હતું. (આજે પણ કરાચીના કૅપ્ટન ડૉક્ટરના કાગળો 'વહાલા ઝવા !'થી શરૂ થાય છે.)

સાહિત્યસભાનો મારો સમારંભ પતી ગયો. મોડી રાતે ઘેર આવ્યા, પણ ઊંઘ કોને આવે? મેં ઘણું ઘણું ગાઈ સંભળાવ્યું, અને રાણાવાવમાં વર્ષો સુધી કાકાને ઘેર રહેલાં કુમુદબહેને મને ઉપર ટાંચણ કર્યું છે તે વાત કહી. એમના સ્વાનુભવની એ વાત–વાર્તા નહિ, પણ બનેલો કિસ્સો. એમણે મારી કલ્પનાને નથુની વહુ આપી. એનું ફક્ત નામ 'રૂપી' મેં પાડયું. 'ઓળીપો' મારી એક સારી કૃતિ ગણાય છે. એ જો સારી બની શકી હોય તો તેનું કારણ એની પાર્શ્વભૂ છે. એ પાર્શ્વભૂ છે કુમુદબહેન. કુમુદબહેનને બદલે કોઈ ચારણે–રાવળે કહી હોત તો એને મારામાંથી આવું શિલ્પવિધાન નયે મળ્યું હોત. ટૂંકી ને ટચ વાતમાં કુમુદબહેને પોતાનું વૈધવ્યકરુણ માધુર્ય મૂકી આપ્યું. રાતના ત્રણેક વાગે હું કુમુદબહેને કહ્યા તે ઓળીપાના બોલ લઈને સૂતો. ને હવે તો કુમુદબહેન આ સંસાર છોડી ગયાં છે, પણ રસધાર ભાગ ચોથાની વાર્તા 'ઓળીપો' અને ટાંચણ–પોથીનું આ કાળી શાહીએ લખેલ ટૂંકું પાનું પરલોકવાસી કુમુદબહેનની ને મારી-વચ્ચેની મિલન-કડી બની રહેશે.



વળતા પ્રભાતે પહેલવાન બાલુભાઈ પોતાના ઢિંગુજી 'ઝવા'ને કનેલાવ જોવા લઈ ગયા. 'કનેલાવ' એ 'કનેલ તળાવ'નું લોકજીભે સંક્ષિપ્ત કરેલું નામ છે. માનવીના કંઠ પર રહેતી વાણીની મજા જ આ હતી: લાઘવ એનો ગુણ હતો, લપસિંદર એને પરવડે નહિ. માટે કનેલાવ : અને બીજું રામતળાવ...ત્રીજો રાણીમાતાનો સ્થંભ : એ સ્થંભને વળગેલી લોકવાર્તાને મેં પણ ગુમાવી હોત, જો આ ટાંચણ-સ્થંભ ન ટેકવી લીધો હોત તો—

પતાઇ રાવળના પિત્રાઇ રામદેવ–કનળદેવની ભૂમિ : બંને જોડકા ભાઈ ! રામદેવ પાટવી. નાનેરા કનળને કહે–

'ભાઇ ! તારું નામ પણ રાખવા કાંઇક કરીએ.'

કનલ તળાવ કરાવ્યું.

રામદેવની રાણી : ઈર્ષ્યા આવી ! કનલદેવનું નામ લોકોમાં રટાય અને આપણું કેમ નહિ ?

બળાવો તળાવ—એનાથી સવાયું.

પણ પાણી ન આવે.

એક ફકીર રહે કાંઠે. પોતાની મઢી ખસેડી નહિ. તેથી અનિયમિત આકાર.

પાણી ચાલ્યું જાય. ફકીરે તુંબડી મૂકી.

પાણી જ્યાં ચાલ્યું જતું હતું ત્યાં જઇ તુંબડી અટકી. ત્યાં ઢોરો કર્યો. ધૂળ વળાવી.

તોય પાણી ન રહે.

રાજા દેવી પાસે ગયો. મરવા તૈયાર. દેવીએ (પાછળથી) હાથ ઝાલ્યો : રૂપરૂપના અંબાર.

'મોઢા આગળ આવો
'મારા ઘરમાં બેસો.'

'જા, હું પાસેના રાજાને ઘેર અવતરીશ.'

મૃગયા (રમવા ગયો.) : ખબર પડી : એક મહિનાની છોકરી: માગું નાખ્યું.

દોઢ મહિનાની કુંવરીને માતાએ તેડીને ફેરા ફેરવ્યા.

રાજા ને બાળક (પતિ ને પત્ની) એકાંતે વાતો કરે.

બે દીકરા.

હાથીના બોળિયામાં દેવીએ પોતાની શક્તિ મૂકી. હાથી છૂટયો. કુંવરોને મારી નાખવા તૈયાર.

રાજા અને દેવી ગોખે.

રાજા—અરે, તમે બેઠાં છો ને દીકરા મરશે ?

રાણી—પાછળથી પસ્તાશો નહિ ને ? હું તો હમણાં બચાવું.

હાથ લાંબા કરીને લઈ લીધા. માણસો શ્રીફળ લઈને દોડ્યાં.

બસ ! હવે હું છતી થઈ ગઈ. હવે ન રહું. અને આઠ પહોર પછી આંહીં યુદ્ધ: હું શક્તિ : મારો ચૂડલો માગે નહિ: પતાઈ રાવળને રોળીને પાદશા' આવે છે.

મારા નામનો સ્થંભ કરાવ.

આ સ્થંભની પેલી બાજુ મારું ખપ્પર—ત્યાં કોઇ આવશો નહિ.

પાદશા' આવ્યો: મર્યો.

બાઈ રાણીમાતાના સ્થંભને બાઝેલ આ લોકકથામાં પ્રચલિત એવાં પાંચ તત્ત્વો ભેગાં થયાં છે : તળાવને કાંઠે ફકીરની કે વેશ્યાની ઝૂંપડી હોવી—એ ખસે નહિ : પતાઇ રાવળની પેઠે એ ગોધરા–પતિએ પણ રૂપ દેખી દેવીને પકડયાં : દેવીએ જન્મ લઈ બાળરૂપે લગ્ન સ્વીકાર્યું: લાંબા હાથ કરીને હાથીના હુમલામાંથી બાળ બચાવ્યાં : છતાં થઈ જતાં દેવી ચાલ્યાં ગયાં.

## ૧૪. કુંવારી ધરતી પર પહેલા ઝાપટા

આજ સુધીની સાંભળેલી કથાઓમાં દેવી માતૃપદના અધિકારી હતા, અને મા કાળકાની માફક એમના સૌંદર્યને વાંછનારો શાપિત બનતો આ અને હરપાળ મકવાણાની કથામાં દેવીને પોતાનો હાથ પકડનારનો પ્રણય સ્વીકારતા દેખું છું ગ્રીસ દેશની સૌંદર્યદેવી જેવી કોઈ દેવસુંદરી હશે ? કે ઓઢાને પરણનાર હોયલ જેવી અપ્સરા હશે ? નાના બાળ સાથેના લગ્ન, એ પણ આગમવાણીના વિખ્યાત સોરઠીસંત દેવાયત પંડિતની વાર્તામાં નિહાળેલ છે

ગોખેથી હાથ લંબાવી હાથીની ઝપટમાંથી કુંવરોને ઝાલ્યા તે તો ઝાલા વંશની આદિજનની હરપાળ મકવાણાના ઘરવાળી 'શક્તિ'ની લોકકથામાં આવે છે

ગોધરાની વાતમાં અધિકતા તો એક કે દેવીએ માનવીસું પ્રણય જોડ્યો મને આ તત્ત્વ ગમે છે કાયમી અને કડક માતૃપદ, ગંભીરસ્વરૂપપદ પવિત્ર ભગિનીપદ—એ દેવીઓને પણ અળખે પડી જાય તો નવાઈ ન પામીએ એય આખરે તો સ્ત્રીઓ છે પ્રણયની ઝંખના એમની પ્રકૃતિમાં હોવી જોઈએ સ્વર્ગના ઊર્મિવિહીન અને કેવળ એક અવિરામ આનંદ જ કરી જાણતા જડસુ દેવતા પુરુષોનો દેવીઓને કંટાળો આવે, દેવીઓને વિધવિધ ઊર્મિઆવેશોથી ધબકારા મારતું, પ્રણયપ્રાપ્તિ માટે તલસી શકતું, અને તે કાજે મરવાય તત્પર, વિરહમાં ઝૂરતું અને સંયોગમાં રસોર્મિથી ભીંજાતું એવું મરતલોકનું માનવી ગમે, એ સ્વાભાવિક છે

ગોધરાની માનસયાત્રાની વિદાય લેતો, આજે વેર વિખેર પડેલાં એ ભટ્ટ સાહેબના પુત્રપુત્રીઓને સ્મરણમાં એકઠા કરતો, અને તેમાંના જગત છોડી ગયેલાઓમાંથી રૂપી મેરાણીનું કથાનક તેમ જ આકૃતિનું 'મૉડેલ' પૂરું પાડતા કુમુદબહેનને અંજલિ આપતો હું પાનું ફેરવું છું ત્યાં તો કુંવારી ધરતી પર પહેલા મેઘઝાપટા પડે તેવી મીઠપથી તે કાળે મનોભૂ પર વરસેલા નાનકડા બે લોકગીતો નજરે ચડે છે—

'મોર બોલે ને ઢેલડ રિસાણી,
તમે શાના લીધા છે વાદ !
એકવાર બોલો ને ! ઢેલડ રિસાણી

✦ ✦ ✦

લીંબુની મારી હું તો ને મરું રે વાલમા !
લીંબુડું ઝૂલે છે બાગમાં
તારા મેણાની મારી મરી જઉં, મારા વાલમા !
લીંબુડું ઝૂલે છે બાગમાં

સ્નેહી ભાઈશ્રી ઉમાશંકર

પ્રિ તમે મને ચૂનીલાલ મડિયાની વાર્તાઓનો સંગ્રહ તો ઘણા વખતથી આપી રાખ્યો હતો, પણ મારા સ્વભાવના દોષને લઈને તે મેં હમણાં જ વાંચ્યો વાંચતા અને વાંચી રહ્યા પછી મને એમ થયું કે આ તો વહેલા જ અને નિરાંતે વાંચવા જેવું હતું—એક વાર નહિ પણ અનેકવાર આ ધૂધવતા પૂરમાં તણાવા જેવું હતું, અને એ તાણની તથા તણાવાની શી મઝા અને મસ્તી છે તે જણાવવા જેવું હતું પણ તમે કેવા કે મને આ વાર્તાઓની અતિશયતા જણાવી જ નહિ ! હું તો મડિયાને ઓળખતો ન હતો, બે–ત્રણ વાર નજરે જોયા હશે પણ એમ એને દેખે તો વાર્તાઓ વાંચી આમુખ લખવાનું મન થાય એવા એ ભાઈ નથી ! અને છતાં એક જ વાર વાંચી જતા મેં 'અપૂર્વતા'ની લાગણી અનુભવી ! અને છેવટે તમારો વાંક કાઢવાની જ ઇચ્છા થઈ કે તમે મને પહેલાથી કંઈ કેમ કહ્યું નહિ ? અસ્તુ

આ વાર્તાઓ વાંચતા મને જે આનંદ થયો છે અને વાર્તાકાર તરીકે આ જુવાનડાની પ્રતિભાનો જે ભાસ થયો છે એ કેવી રીતે વર્ણવવા એ ખરેખર પ્રશ્ન થઈ પડ્યો છે વિવેચનશાસ્ત્રની પરિભાષામાં લખવાનો હવે મને કંટાળો આવે છે, નહિ કે શાસ્ત્રીય ચોકસાઈનો મને અણગમો છે પણ તમે જાણો છો કે કાવ્યસાહિત્યનો વિષય જ કાંઈ એવો છે કે તેના દરેક પદાર્થમાં uniqueness હોય છે—જો તે સાચો કાવ્યપદાર્થ હોય તો—અને એ અનન્યતા પરિભાષાના 'સામાન્ય'માં પકડવી મુશ્કેલ પડે છે ગુજરાતી વાર્તાસાહિત્યમાં ધધવતા પૂરની જે અનન્યતા મને ભાસી છે તે તેમાં વિવેચનશાસ્ત્રે પૃથક્કૃત કરેલા ઘટકો નથી એ નથી ઉ ત વસ્તુસંકલન—તો કે એની કડીઓ બરાબર સંકળાયેલી છે, પાત્રપ્રકૃતિનું નિરૂપણ—તો કે આ જુવાનડામાં ન માની શકાય એટલું સાચું અને મર્મગ્રાહી વસ્તુસંકલન અને પાત્રનિરૂપણનો સમવાય—તો કે ખરેખર નૈયાયિક અર્થમાં સમવાય—મૃત્તિકા અને ઘટ જેવો, દેશકાળની ભૂમિકા અને કુદરતના વર્ણન—તો કે સુરેખ છતાં અલગ નહિ પડી જતાં અને વસ્તુ તથા પાત્ર સાથે એવા સમવેત થઈ જતાં કે વાર્તાઓ જાણે ધરતીમાંથી ફૂટી નીકળતી અને આબોહવામાં લહેરાતી વનરાજી જીવનનિરૂપણ—મુંબઈની વિલ્સન કૉલેજનું કે અમદાવાદનું કે આગગાડીના ડબ્બાઓનું કે સોરઠના ઠકરાતી ગામેતું—તો કે દર્પણમાં પ્રતિબિંબિત થતું હોય એવું, શૈલી—તો કે ઔચિત્યના ભાનવાળી—ભાષાસામર્થ્ય, તો કે શિષ્ટતાની જડ ફૂટ વિનાનું અને છતાંયે અશિષ્ટતામાં ક્યારેક જ લપસી જતું—ગુજરાતીનું કેટલું વૈવિધ્ય અને બળ છે તેનું દર્શન કરાવતું—ઈત્યાદિ ઇત્યાદિ આ દરેક મથાળા નીચે આ વાર્તાઓમાંથી ઉદાહરણો

શ્રી. રસિકલાલ છો. પરીખ

# 'લાગણિયું' અને રસનિષ્પત્તિ

ન્યતા, વાર્તાસંગ્રહની અનન્યતા અને એમાંથી ફલિત થતી કવિપ્રતિભાની અનન્યતાનો મારા ચિત્તમાં જે ભાસ થયો છે તેનો યોગ્ય ખ્યાલ આપી શકાય એ વિષે હું સાશંક છું–કદાપિ વિવેચનમાત્રની આ મર્યાદા હોય !–અને તેથી આ વાર્તાઓનો પ્રત્યક્ષ પરિચય કરી મેં જેમ આનંદ મેળવ્યો છે તેમ બીજા વાચકોને પણ હું ભલામણ કરું કે 'આ વાર્તાઓ જરા વાંચો તો ખરા, તમને અપૂર્વ લહેજત આવશે–સિવાય કે તમારું રુચિતંત્ર મારાથી સર્વથા ભિન્ન હોય.'

કાવ્યસાહિત્ય ભૂતકાળમાં બહુધા પદ્યમાં ઊતરેલું હોવાથી તેના ગદ્યપ્રકારોમાં તેનું રસનિષ્પાદક સ્વરૂપ જાણે કે ભુલાઇ જતું હોય તેમ લાગે છે; તેની અપેક્ષા સર્જકો કે વિવેચકો રાખતા હોય એમ લાગતું નથી–વીસરી જતા હોય એમ તો લાગે છે; તેના બોધનિષ્પાદક સ્વરૂપમાં જ વ્યગ્ર થઇ જતા દેખાય છે–પછી તે બોધ પ્રાચીન સંસ્કૃતિના નિઃસાસાનો હોય કે અર્વાચીન સામ્યવાદના નિશાનડંકાનો હોય ! પણ વાર્તા અને કથા તથા નાટક રસનિષ્પાદક કાવ્યપ્રકારો છે એ માન્યતામાં હું કેળવાયેલો છું એટલે રસનિષ્પત્તિ સુધી નહિ પહોંચતું આપણું ઘણું વાર્તા–કથાસાહિત્ય બીજી રીતે આકર્ષક હોવા છતાં કાવ્યપ્રકારમાંથી ખસી જતું લાગે છે. પણ ઘૂઘવતાં પૂરે મને કહી દીધું કે કાવ્યના બીજા કોઇ પણ પ્રકારથી ઊતરે નહિ એવું રસનિષ્પાદન વાર્તા કરી શકે છે; વાર્તા એ કાવ્યપ્રકાર છે. 'ઘૂઘવતાં પૂર'માં સાચું કાવ્ય છે.

પણ રસનિષ્પાદન એટલે 'લાગણિયું' (આ લાગણીનું કાઠિયાવાડી બહુવચન નથી) તેમ તો નહિ સમજો ! 'લાગણિયું' એ તો છેતરપિંડી છે, જેના નિકૃષ્ટ દાખલા સિનેમા અને ટોકીનાં મોટા ભાગનાં નિદર્શનોમાં હોય છે; અને એટલાં સ્થૂલ નહિ પણ એટલા જ આભાસવાળાં ઘણાં વાર્તા અને કથા તથા નાટકોમાં હોય છે. આ ભેદનો અનુભવ તો સ્પષ્ટ હોય છે, પણ તેનો વિવેક કરી બતાવવો કઠિન છે. લાગણીના સ્વરૂપમાં જ કંઈ એવું છે કે તે વસ્તુથી જાગે છે એની માફક એના આભાસથી પણ જાગી જાય છે. લાગણીની આ વિલક્ષણતા ઉપર જ કદાચિત્ કલાસૃષ્ટિ નિર્ભર હશે એમ કહેવાનું મન થઈ જાય, પણ એ બરાબર નથી. કારણ કે વિધાતાની સૃષ્ટિમાં પણ વસ્તુ અને આભાસથી લાગણી જાગે છે. છતાં 'પ્રજ્ઞા'થી જેમ તેનું ભેદજ્ઞાન કેળવી શકાય છે અને કયારે લાગણીએ આપણને છેતર્યા અને ક્યારે સાચે માર્ગે દોર્યા એ અનુભવજ્ઞાન થાય છે, તેમ કલામાં–કાવ્યમાં પણ 'સત્' અને 'આભાસ'નો અનુભવ થઈ જાય છે. આ ભેદનાં પૂરાં કારણો આંપવાં તો શકય નથી–વિધાતાની સૃષ્ટિના અનુભવમાં પણ ક્યાં આપી શકાય છે ?–છતાં એમ કહી શકાય કે લાગણીને જાગરિત કરનારી સામગ્રીનાં સ્વરૂપ અને સંબંધ ઉપર એનો આધાર હોય છે. ભટ્ટ તોતે કહ્યું છે કે 'દર્શનાત્' અને 'વર્ણનાત્' કવિ કવિ થાય છે. કવિની દર્શનશક્તિ વર્ણનસામગ્રી પૂરી પાડે છે. હવે માણસ સાહિત્યનો અભ્યાસ કરી વર્ણનશક્તિ કેળવી શકે છે, અને અનુકરણબુદ્ધિથી પોતાની રુચિ પ્રમાણે બીજું સાહિત્ય લખી શકે છે. આવા સાહિત્યમાં કવિની બુદ્ધિનું તારતમ્ય આવી જાય છે; બીજાની મદદથી કેળવાતું અને અનુકરણશક્તિ હોવી એ દોષ નથી. પણ હકીકત એમ લાગે છે કે કવિના આખા ચિત્તવિકાસ પ્રમાણેનું એનું જીવનદર્શન હોય છે–અને તે જીવનદર્શન વ્યક્ત થવા મથતું હોય છે. અને એમ પણ બને કે તેનું દર્શન અનન્યતાવાળું હોય તો તેનું વર્ણન 'સ્ખલદ્ગતિ' પણ બને–એટલે એ બીજાઓમાં રસનિષ્પત્તિ કરવા સમર્થ ન બને, સર્વથા નિષ્ફળ જાય એમ તો લાગતું નથી પણ સમર્થ ન બને–જેમ સર્વસુલભ અનુભવ સર્વસુગમ ભાષામાં સરળતાથી સમર્થ બને ! અને છતાં કવિના સમગ્ર વિકાસ ઉપર આધાર રાખતા દર્શનની ઉચ્ચાવચતા ઉપરજ સદ્લાગણી–સદ્ભાવ–સદ્રસ અને આભાસલાગણી–આભાસભાવ–કે આભાસરસનો ભેદ અવલંબે છે. ક્ષુલ્લક પ્રકૃતિનો કવિ ક્ષુલ્લક દર્શનથી વર્ણનકુશલતા દ્વારા લોકપ્રિય બની શકે અને હવે જ્યારે સાહિત્ય એ સુભાગ્યે ધંધો થઇ પડયો છે–મમ્મટના ભારે શબ્દોમાં કહીએ તો કાવ્ય હવે અર્થપ્રયોજન પણ સાધી શકે એમ છે, ભલે ને હેમચંદ્ર જેવો સાધુ ના પાડે–ત્યારે તો એમાંથી સારા પૈસા પણ પેદા કરી શકે. તમે જાણો જ છો કે ટોકીવાળાઓનાં તો લાખે લેખાં છે; જ્યારે પ્રકાશકો તો કહે છે કે અમને વાર્તાઓ, કથાઓ–નાટકો નહિ–અને 'ધરમ'ના ગ્રંથો લખી આપો. આમ છતાં કાવ્યમાં 'લાગણિયુ' અને રસાનુભવના ભેદનું જ મૂલ્ય છે—એ પરખથી જ કાવ્યને મૂલવવાનું છે. કલ્ચર્ડ મોતી મોતી જેવાં દેખાય અને કામિનીઓ તે પહેરે એટલે કાંઈ સાચું મોતી એ સાચું મોતી ન રહે અને ઝવેરી એ ન પારખે ? લાગણીપ્રધાન અને વિચારપ્રધાનનો કાવ્યવિવેચનમાં આપણે ત્યાં જે વિવાદ ચાલે છે તે મને અપ્રસ્તુત–અસ્થાને–લાગે છે, કારણકે કવિદર્શનમાં વિચાર અને લાગણી એટલાં 'સમવેત' છે કે વર્ણનમાં–અથવા આપણને અત્યારે વધારે પ્રિય એવો શબ્દ વાપરીએ તો 'સર્જન'માં–એ બંને જેટલાં 'સમવેત' એટલું જ એમાં 'કાવ્યત્વ' હોય છે. રસાનુભવ રસ–સામગ્રીમય જ રહે છે.

મને લાગે છે કે આટલું પિંજણ કર્યા પછી પણ 'લાગણિયુ' અને રસનિષ્પાદન વચ્ચેનો તફાવત હું સ્પષ્ટ કરી શકયો નથી. છતાં સહૃદયના અનુભવને કરવાની છેવટની અપીલ કરું તે પહેલાં થોડોક વધારે પ્રયત્ન કરી જોઉં. અભિનવ ગુપ્તપાદાચાર્ય વગેરેએ સંવેદનમાં જે સાત વિઘ્નો કહેલાં છે તે તમે જાણતા હશો. તેમાં 'પ્રતિપત્તિમાં અયોગ્યતાને લઈને સંભાવના વિરહ,' 'પ્રતીતિ ઉપાય વૈકલ્ય'ના કારણથી 'સ્ફુટત્વનો અભાવ' અપ્રધાનતા અને સંશયયોગને યાદ કરો; અને એ પણ યાદ કરો કે વિભાવઆદિને 'વિઘ્નાપસારક' કહ્યા છે. આ બધાનો ભાવાર્થ એવો લાગે છે કે વિભાવાદિ સામગ્રીનું કામ વિઘ્નો દૂર કરી રસપ્રતીતિને જમાવવાનું છે. અમુક પ્રતિપત્તિ—Conviction—એ રસપ્રતીતિમાં આવશ્યક લાગે છે. અને તેથી કવિની પ્રતિભા Conviction આપે એવી સામગ્રી જોવામાં અને રજૂ કરવામાં રહેલી છે. બાકીનાઓનો આધાર ભાવકની સહૃદયતા ઉપર છે. કવિ ચિંતનની ખામીથી કાચો સમજણવાળો સામગ્રી રજૂ કરતો

હોય ત્યારે પણ વર્ણનની કુશળતાથી લાગણીનો આભાસ રજૂ કરી શકે છે. ઉ.ત. ગરીબાઇનાં વર્ણનો આજના સાહિત્યમાં અને વિરહાતુર પ્રેમીઓનાં વર્ણનો જૂના સાહિત્યમાં–સસ્તાં stock-in-trade જેવાં–લાગણીઓ ધરીખમ ઊપજાવી જાય, પણ લાગણી જાગે–ન જાગે એટલામાં જ દૃષ્ટિશૂન્ય-ચિંતનશૂન્ય સામગ્રી વિપરીત પરિણામ લાવે છે. આ ઉપરથી realism કે એવા કોઈ મતની હિમાયત કરતો નથી. એરિસ્ટોટલની મદદ લઉં. એ કહે છે કે કવિનો ધર્મ, બની શકે એવી કોઇ ચીજ વર્ણવવાનો છે–બની ગયું છે એવું કાઇ નહિ, પણ સંભવિત અથવા નિયત તરીકે જે નિઃશંક લાગે એવુ કાઇ બતાવવાનો છે. The poet's function is to describe not the thing that has happened but a kind of thing that might happen i. e. what is possible as being probable or necessary આ તફાવતમા એરિસ્ટોટલ ઇતિહાસ અને કવિતાનો એક તફાવત જુએ છે—One describes the thing that has been and the other a kind of thing that might be સામગ્રીને *possible as probable or necessary* બતાવવામાં જ, રસની પ્રાગવસ્થામા નિર્વિઘ્નતા સિદ્ધ કરવામા જ, રસનિષ્પાદનની મહત્તા રહેલી છે.

આ વાર્તાસંગ્રહમાં ઘુઘવતાં પૂરના જેવી લાગણીઓનું પૂર છે, પણ તેને આ જુવાનડો એટલી સમર્થ સામગ્રીથી જગાવે છે કે 'લાગણિયા'ની છેતરપિંડીનો ક્વચિત્ જ આભાસ થાય છે. આ કારણથી 'ઘૂઘવતા પૂર'ની વાર્તાઓ મને કવિતા લાગે છે.

'ઘૂઘવતાં પૂર'ની વાર્તાઓ મને કવિતા લાગી છે, કારણકે તેમાં તરબોળ કરી નાખે અગર મસ્ત કરી નાખે એવું રસ–પીણું છે. પ્રકૃતિથી મને 'લાગણિયું' ગમતુ નથી એટલે આ 'વિવેચન' કરવું મને પ્રસ્તુત લાગ્યું. 'ઘૂઘવતા પૂર'ની બધી વાર્તાઓ એકસરખો 'પરિતોષ' આપતી નથી; અને છતાં આ સંગ્રહમાંની એક પણ વાર્તા નકામી છે એમ હું કહી શકતો નથી. દરેકમા કંઇ ને કંઇ સુભગ વિશેષતા છે એ વિશેષતા વ્યંજનાકૌશલ્યથી વ્યક્ત થતી લાગે છે. એમા વસ્તુ, પાત્ર અને વાતાવરણની સામગ્રી એટલા ઔચિત્યવાળી છે કે તે પોતાનું લક્ષ્ય સમર્થ રીતે સિદ્ધ કરે છે. પણ આ કેવળ કૌશલની રમત નથી. કવિનું ભાવનાતંત્ર આ સામગ્રીનું પ્રેરક બળ છે અને તેથી જ ભાવકમા તે ભાવનાતંત્રીના તાર અનુરૂપ ઝણઝણાવી રસમાં મસ્ત કરી નાખે છે એવું 'ભાવનાતંત્ર પણ ફેદાર છે, ઊંડી સમજણમાંથી ઘડાયું લાગે છે: ભલા, આ છોકરામાં આટલી સમજણ ક્યાંથી આવી–ગુજરાતના પ્રૌઢ વાર્તાકારોમા પણ જે શોધી જડતી નથી, કે પછી ઉમાશંકર! આ કંઇ ભેદ છે? જે હોય તે, પણ આ વાર્તાઓ લખનારને વિધાતાએ લોકવેધક દૃષ્ટિ આપી છે, જે 'લોકવૃત્ત'ની ઘટનાઓને અજબ રીતે પકડી પાડે છે. આ લેખક મુદ્દલ ભોળો નથી, જુવાન માટે એ સારું લક્ષણ નથી, કોણ શુ છે એ બરાબર જાણે છે, અને છતાં એને કોઇના ઉપર દ્વેષ હોય તેમ લાગતું નથી. (વાર્તાકારોમાં મને ચેખોવ એવો લાગ્યો છે, પણ ચેખોવમાં ઘૂઘવતાં પૂરનું તોફાન નથી. એના ચરિત્રવાહો તો વિધાતાની નિરપેક્ષતાથી વહ્યા કરે છે!) વળી આ વાર્તાસંગ્રહમા દરેક વાર્તા 'વૃત્ત'મા 'પાત્ર'માં અને 'લક્ષ્ય'મા એકબીજાથી એવી જુદી પડે છે કે તેનું વર્ગીકરણ કરી વિવેચન કરવું મુશ્કેલ પડી જાય! વળી આ લેખકમાં, જે જમાનામાં એ તરબોળ છે તે જોતાં, બીજી વિલક્ષણતા એ લાગે કે એની વાર્તાઓમા કોઇ 'ઇઝમ' દેખાતું નથી! દુનિયાને આનંદ આપવાને બદલે સુધારવા નીકળેલા કવિઓના જમાનામાં એ આશ્ચર્ય જેવું લાગે છે.

આ વાર્તાઓનો ભારેખમ આમુખ લખવો હોય કે દોષો બતાવતું વ્યવસ્થિત વિવેચન કરવુ હોય તો મારે બે–ત્રણ વાર આ સંગ્રહ વાચવો જોઇએ–જે હું જરૂર કરવાનો છું– અને તેના ઉપર વિચાર કરવા અને લખવા પૂરતો સમય લેવો જોઈએ–જે પ્રકાશકો આપી શકે તેમ નથી એટલે આ સંગ્રહના પ્રથમ વાચને મારા ઉપર જે છાપ પડી છે તેની અસંબદ્ધ છાયા આ કાગળમાં તમને લખી જણાવુ છુ—એનો તમારે જે ઉપયોગ કરવો હોય તે કરજો.

કલાકૃતિઓમાં સરખામણી કરવી એ કલાક્ષેત્રના બહારનો મનોવ્યાપાર છે એ ક્રોચેનો મત મને સાચો લાગે છે. એટલે આ વાર્તાસંગ્રહમાં શ્રેષ્ઠ વાર્તા કઈ એ પ્રશ્નનો જવાબ હું ન આપું છતાં 'કમાઉ દીકરો' અને 'વાની મારી કોયલ'માં કવિ–શક્તિનો વિજય જોઈ 'વાહ વાહ' તો બોલાઈ જવાય છે!

છતા એક ચેતવણી આ લેખકને મોકલજો–તે કોઈ મુરબ્બી–પણાની નહિ, સલાહની નહિ, પણ સાવધાન રહેવાની–ગુજરાતી પ્રકૃતિથી. આપણા સાહિત્યમા એવા અનેક દાખલાઓ છે કે એક વાર પ્રતિષ્ઠા મળી ગયા પછી લેખકો દીર્ઘ રાખે છે. શક્તિ ઓસરી જવા છતાં લખવાનો મોહ ન છૂટતો હોવાથી અથવા સિનિસિઝમથી–ગમે તે કારણ હોય પણ–પોતાની કલા તરફ વફાદારીની ઊણપ અને વહેલાંરું સફળતાનુ નિશાન એ ખરેખર શક્તિવાળા લેખકોની શક્તિને પણ આવરી દે છે! એટલે હું તો ઇચ્છું છું કે વિવેચકો આ લેખકને સારી પેઠે દબડાવે અને એના મિજાજને ઠેકાણે રાખે!

અને છતાં એવો ઉદ્ગાર કાઢવાનું મન થઈ આવે છે કે 'આનંદો ગુજરાત! કે ગુર્જરીમા 'ઘૂઘવતા પૂર' જેવાં વાર્તાપૂર આવે છે!'*

લિ રસિકલાલના જયજય

---

*શ્રી. ચૂનિલાલ મડિયાના આગામી વાર્તાસંગ્રહ 'ઘૂઘવતાં પૂર'નો શ્રી. રસિકલાલ છો. પરીખે લખેલો પ્રવેશક.

લેખક ઘણે વખતે સ્વૈરવિહાર કરે છે

# એક બચાવનામું

લેખક
રામનારાયણ વિ. પાઠક

નામદાર ન્યાયાધીશ સાહેબ અને જૂરીના સભ્ય સાહેબો,

કેટલાંક વરસ ઉપર સદ્‌ગત રમણભાઈનો "વગર ગુનાની સજાઓ" કે એવા કોઈ નામનો લેખ વાંચેલો. તેમાં વાત એવી છે કે એક માણસનો કાગળ સાતેક ઠેકાણે ફરી ફરીને તેને મળે છે, અને તેમાં ગામેગામના ટપાલીના શેરા છે. તેમાંનો એક કંઈક એવો છે કે માલિક દેવાદાર છે ને નાસતો ફરે છે. મારા પ્રોસિક્યુટર કહે છે કે હું પહેલાં મુંબઈ હતો અને ત્યાંથી અમદાવાદ આવ્યો છું. કેમ જાણે તમારા તહોમતથી ડરીને નાસતો હોઉં! અમદાવાદ રહું છું છતાં કેટલીય વાર મુંબઈ આવ્યો છું, વેકેશનો લગભગ બધાં મુંબઈ ગાળું છું, હજી ગાળવા તૈયાર છું—જો મુંબઈમાં ક્યાંય રહેવાની જગા આપતા હો તો! પણ હમેશાં પ્રોસિક્યુશનનો કેસ જ્યારે નબળો હોય છે ત્યારે તે આવી નજીવી ચીજો જ ભેગી કરે છે. હું ચોક્કસ માનું છું, અને આપ નામદાર અને જૂરીના સભ્ય સાહેબોને અચૂક ખાતરી થશે, કે પ્રોસિક્યુટરની પાસે કેસ જ નહોતો, અને હજી પણ નથી જ. આટલાં આટલાં વરસ વિચાર કર્યા પછી પણ, જુઓને, કેવાં તહોમત મૂકે છે! કહે છે, હું લગભગ ૬૦ વરસનો થયો છું અને હજી લખું છું!! આ તો ભાઈ, નવી જાતનો મુદ્દતનો કાયદો સાંભળ્યો! બર્નાર્ડ શૉ એંસી વરસનો થયો ને લખે છે, અને મને તો હજી સાઠ પણ નથી થયાં! અને મેં તો કેટલું મોડું લખવા માંડ્યું છે તેનું કેમ કંઈ કહેતા નથી? બધા લખે છે તેટલાં વરસો હું પણ માગું કે નહિ? જમદૂત આવશે તો તેને પણ કહીશ, કે હદ! મારાં લખવાનાં વરસો પૂરાં કરવા દે. અને લખું છું તે ક્યાં પ્રોસિક્યુટર પાસે શાહી-કાગળ માગવા જાઉં છું! પૂછો પેપર-કંટ્રોલરને પણ, કાગળ સંબંધી મારી અરજી પણ આવી છે? અને સાચો લખનારો કાગળની અપેક્ષા રાખતો નથી. આપ નામદાર જાણો છો, અંગ્રેજીમાં કહેવાય છે, એ લીટીની વચ્ચે વાંચવું અને એ જ સાચું વાંચવું ગણાય છે. તેમ સાચો લેખક તો પોતાના નસીબની પોથીની લીટીઓ વચ્ચે લખે છે, નસીબ ભોગવતો ભોગવતો, છઠ્ઠીના લેખની ગૂઢ લિપિ ઉકેલતો જાય છે, અને તેની લીટીઓની વચ્ચે, માર્જિનમાં, આસપાસ, બધેય લખતો જાય છે. અને એ લખે છે, પોતાના લોહીથી, નામદાર!—એને કોઈ જ રોકી શકનાર નથી.

બીજું તહોમત એવું છે, કે હું જમાનાને અનુરૂપ પાત્રો દોરતો નથી. દાખલા તરીકે ખેમીનું પાત્ર. મને નથી સમજાતું કે એ સ્પષ્ટ શા માટે કહેતા નથી કે ખેમી વિધવા થયા પછી ફરી પરણતી નથી તેનો વાંધો છે. એ જ વાંધો હોય તો મારે કહેવાનું કે એણે જે ભંગિયાને નાતરું કરવાની ના પાડી, એ કશો વાંધો કાઢતો નથી, અને પ્રોસિક્યુટર સાહેબ શા માટે વાંધો કાઢે છે! પણ કદાચ પ્રોસિક્યુટર સાહેબ સુધારક હશે, અને વિધવા-પુનર્લગ્ન ઇચ્છતા હશે; તો મારે પૂછવાનું કે ખેમી ફરી પરણી હોત તો તેના દાખલાથી પુનર્લગ્ન-નિષેધક નાતો વિધવા-વિવાહ કરવા મંડી પડત? અથવા ઊલટી રીતે, ખેમીનો દાખલો લઈ ધારાસભામાં કોઈએ વિધવા-વિવાહનો વિરોધ કરેલો છે? ઊલટું, ખેમીનું પાત્ર એમ બતાવે છે, કે જે ઊંચી કોમો વિધવા-વિવાહ ન કરવામાં મોટાઈ સમજે છે તેના કરતાં વધારે સાચી મોટાઈ તો મારી ખેમીમાં છે. વિધવા-વિવાહ ન કરવામાં મોટાઈ હોય તો પ્રથમ એની છૂટ આપો, ને પછી ખેમીની પેઠે તેણે વિધવા રહેવાનો સ્વયંનિર્ણય કરવા દો!

એ પછીનું તહોમત એવું છે કે હું અનેક તખલ્લુસો ધારણ કરું છું. આમાં પ્રોસિક્યુટરને શો વાંધો આવી ગયો તે મને સમજાતું નથી. એને લીધે એમણે ભૂલથી બધાં તખલ્લુસોનાં નામથી નોતરાં આપ્યાં ને દરેકનો લાભ લઈ હું એમને ઘેર ત્રણ-ચાર વાર જમી આવ્યો એવું બન્યું છે? અરે, મને એક દિવસે એ

નોતરાં આપે તોપણ હું બે વાર જમી શકું એમ નથી! ખાવાની બાબત મહાત્માજી કહે છે તેમ ગંદી છે, જાહેરમાં બોલવા જેવી નથી, એવો મત નામદાર કોર્ટ નહિ જ ધરાવતી હોય એમ હું માનું છું. છતાં તેનો પૂર્વ-દાખલો જોઈતો હોય તો શ્રી 'ધૂમકેતુ'નો છે, જેમણે ઇતિહાસ ઉપર બોલતાં વર્તમાનમાં પોતે દોઢ જ રોટલી ખાય છે એમ જાહેરમાં કહ્યું છે. તો હું કહું છું, હું તો એક જ વાર જમું છું. હજીયે રેશનિંગ નીચે ગુનો ગણાવ્યો હોત તો કંઈક સમજાય એવું છે, કે જુદા જુદા નામોથી સીધાં લઈ આપીને કાળું બજાર ઊભું કરે છે; પણ આ તો કહે છે, કે પ્રેમની કવિતા સિવાય કોઈ કવિતાના લેખકને છૂપા રહેવા હક નથી. પ્રેમ જો સાબિત કરી આપું તો બિનગુનેગાર થઈ શકું. અરે હા, ભાઈ, હા! મારે પ્રેમ છે, અને તે એકની જ સાથે નહિ, પણ એક સાથે અનેકની સાથે, અને તેથી જ તખલ્લુસો ધારણ કરેલાં! ગુજરાતમાં જેટલા વિવેચકો છે તેમની સાથે મારે પ્રેમ છે; અને એમની ખાતર નામ છૂપું રાખેલું. અને આ પ્રોસિક્યુટરે હું કવિતા લખું છું એવી વાત બહાર મૂકવાથી, વિવેચકો તરફથી મને જે નુકસાન થાય તેને માટે હવે હું તેમને જવાબદાર ગણીશ. આ કવિતાઓ મારી છે એમ વિવેચકો જાણશે એટલે મને જોઈને— સાંભળો! શું કહું છું?—મને જોઈને, નહિ કે મારી કવિતા જોઈને, એ કહેવા માંડવાના: એનું કાવ્ય સુંદર ન હોઈ શકે, એ જુવાન નથી એટલે એની પ્રેમની કવિતામાં તીવ્રતા ન હોઈ શકે, એ સ્વૈરવિહારી છે એટલે એની કવિતામાં ગંભીરતા ન હોઈ શકે. હું જે જે છું, અને જે જે નથી, એ સર્વને લીધે મારી કવિતામાં કશું જ ન હોય એમ કહેવાના! મારે લીધે એ કવિતામાં કશું ન હોય, અને એ કવિતાને લીધે મારામાં કશું ન હોય! આ રીતે, બધા વિવેચકો તરફના મારા સાચા પ્રેમમાં, પ્રોસિક્યુટરે મહાન વિઘ્ન નાખ્યું છે.

પ્રોસિક્યુટર: નામદાર! આ તહોમતદાર શબ્દોનો અનર્થ કરવામાં બડો હોશિયાર જણાય છે! મેં તો પ્રિયતમાના કાવ્યો માટે કહેલું, ત્યારે આ તો બધા વિવેચકોની વાત કરે છે! બધા વિવેચકોને કોઈ પણ અર્થમાં પ્રિયતમા એવું જ કહી શકાય?

હા નામદાર! એક અર્થમાં 'પ્રિયતમા' કહી શકાય, કારણકે અહીં વિવેચક એટલે વિવેચકની બુદ્ધિ યાને પ્રજ્ઞા, પ્રતિભા, વગેરે અભિપ્રેત છે. સર્જકને બદલે સર્જકતા વિવેચકમાં છે એમ કોઈ વિવેચક કહે તો અત્યારે એ સ્ત્રીલિંગી નામની ખાતર એ પણ સ્વીકારવા તૈયાર છું. અરે, આ બધી સ્ત્રીલિંગી શક્તિઓ દરેક વિવેચકમાં છે, અને તેનો હું આશક છું, એમ સ્વીકારવા તૈયાર છું.

હવે તહોમત આવે છે તે એવું આવે છે કે હું સ્વૈરવિહાર પહેલાં લખતો, અને હવે કેમ લખતો નથી? મેં, નામદાર, કહેલું કે પ્રોસિક્યુશન પાસે કેસ જ નથી, તે આ ઉપરથી તરત જ જણાઈ આવશે. પહેલાં કહે છે, કે સાઠ વરસે શા માટે લખું છું, અને હવે કહે છે, કેમ લખતા નથી? થોડી વાર પહેલાં મારી અર્થ કરવાની શક્તિ પર આક્ષેપ કરતા હતા, પણ એમની જ અર્થ સમજવાની શક્તિ તો જુઓ, નામદાર! સ્વૈરવિહાર તો એની મોજે ચાલે—એ તો સ્વૈર છે, એ કેમ નથી લખતો એમ પુછાય? આવું તે તહોમત હોય? આવો તે પ્રશ્ન હોય? અને જ્યાં પ્રશ્ન જ નથી, જ્યાં તહોમત અર્થહીન હોય, ત્યાં તેનો જવાબ બિલકુલ હોઈ જ શકે નહિ, અથવા ગમે તે બાબત એનો જવાબ ગણાય. બીજું લખું છું માટે સ્વૈરવિહાર નથી લખતો એમ કહી શકું, કશું નથી લખતો માટે સ્વૈરવિહાર નથી લખતો એમ પણ કહી શકું, અલેખનમાં સ્વૈરવિહાર કરું છું માટે નથી લખતો એમ પણ કહી શકું. પણ વિશેષ નથી કહેતો, નામદાર! પ્રોસિક્યુટર સાહેબ સમજતા નથી એ આપ જોઈ શકશો.

પ્રોસિક્યુશને સાહિત્યમાં મૂકી શકાય એટલાં બધાં તહોમતો મારા પર મૂક્યાં છે. મારી વિવેચનપ્રવૃત્તિ વિશે એવું તહોમત છે કે હું ખંડનાત્મક વિવેચનો કરું છું! નામદાર કોર્ટને મારી વિનંતિ છે કે મેં જો ખંડનાત્મક વિવેચન કરેલું હોય તો મારા વિવેચનથી ખંડિત થયેલી કૃતિઓ રજૂ કરે! એ બધાં ખંડિત કલેવરો, ખંડિત મૂર્તિઓ, ખંડિત ખંડેરો, કોર્ટ આગળ આવીને હાજર થઈને કહે કે આ અમારા પગ ખંડિત કર્યા છે અને અમે ચાલી શકતાં નથી; આ અમારા હાથ ખંડિત કર્યા છે અને અમે સામો ઘા કરી શકતાં નથી; આ અમારું નાક ખંડિત કર્યું છે અને અમને પતિએ તજી દીધી છે—કે જે કહેવું હોય તે કહે. એમ હાજર ન કરી શકે, તો ખંડિત થયેલું અંગ મુદ્દામાલ તરીકે કોર્ટ આગળ રજૂ કરે. પ્રોસિક્યુટરે આ સંબંધમાં કહ્યું કે એવી કૃતિઓ રજૂ

કરી કોર્ટનો વખત લેવા માગતો નથી. પણ ખરી વાત એ છે કે એવા દાખલા છે જ નહિ. હા, એમ બન્યું છે, કે કોઈ કોઈ કૃતિ જન્મે છે ત્યારથી જ આંધળી હોય છે, કોઈ પાંગળી હોય છે, કોઈ લૂલી હોય છે, કોઈ ઠૂંઠી હોય છે, કોઈ જન્મથી જ શ્વાસ લેતી હોતી નથી. પણ એ તો એના સર્જકની ખૂબી છે! સર્જક તો ઈશ્વરની સૃષ્ટિથી સ્વતંત્ર છે. ઈશ્વર જીવતી અંગોપાંગવાળી કૃતિઓ પેદા કરે માટે શું સર્જક પણ એમ કરે? ઈશ્વરનું અનુકરણ કરે? એને ગમે તેવી ખંડિત કૃતિઓ કરવાનો હક છે. અને એવું હોય છે ત્યારે એવી કૃતિઓની હું એ રીતે પ્રશસ્તિ કરું છું. પણ હું જાતે કદી કશાને ખંડિત કરતો નથી, મારી પાસે તો હથિયાર પણ નથી, અને હોય તો હું વાપરી શકું એમ પણ નથી. મારા વિવેચન વિષે બીજી ટીકા એવી છે કે મારી વક્રદૃષ્ટ છે. સાહેબ, આપ નામદાર અને આ જૂરીના સભ્ય સાહેબો અત્યાર સુધી મારા સામું જોતા આવ્યા છે. આટલા વખત દરમિયાન કયારેય પણ મારી દૃષ્ટિને આપે વક્ર દીઠી છે? પણ આ મારી દૃષ્ટિ વિષેનો પૂર્વગ્રહ વર્તમાનપત્રોમાં છપાતા મારા બ્લોક ઉપરથી ઊભો થયેલો છે. કોઈએ કેવળ દ્વેષથી મને આડું જોવરાવી મારો વાંકી દૃષ્ટિવાળો ફોટો પાડી લીધો છે. પ્રોસિક્યુટરનું ખરું કામ તો એ છે કે એ ફોટોગ્રાફરને પકડી એને યોગ્ય નસિયત કરવી. પણ એ થઈ શકે તે પહેલાં, નામદાર, આપે બધાં વર્તમાનપત્રોને મારો એવો બ્લોક છાપવા સામે મનાઈ-હુકમ આપવો જોઈએ, અને એવો બ્લોક છપાયો હોય તેવા સર્વ લેખો મને સોંપી દેવા જોઈએ, અને એ સર્વ વર્તમાનપત્રોને મારો સારો ફોટો પાડી માફીના ઉલ્લેખ સાથે છાપવાની ફરજ પાડવી જોઈએ. મને ઘરડો કહી મારી કવિતાને અન્યાય કરે છે, તેમ જ મારા ફોટા ઉપરથી મારા વિવેચનને અન્યાય કરે છે.

છેલ્લું તહોમત છે, હું એમના જ શબ્દો ઉતારું છું કે, "જે વિષયને સાધારણ રીતે શિષ્ટ સમાજ ચર્ચવો ત્યાજ્ય ગણે છે, તેવા વિષય તેમણે વાર્તામાં છણવા માંડ્યા છે." નામદાર! આ તહોમત લાવવાની પાછળ એક જ હેતુ હોય છે, અને તે એ કે, એવું તહોમત મૂકીને પોતે શિષ્ટ છે એમ ગણાવું. હું પૂછું છું, શિષ્ટ કોણ છે? આ કોર્ટમાં આપ ન્યાયાધીશ સાહેબ અને જૂરીના સભ્ય સાહેબો સિવાય શિષ્ટ કોણ છે? આપે તો કદી આવી ફરિયાદ કરી મારા જાણવામાં નથી! અલબત્ત, એમ બને કે મારી વાર્તા જેવી નાચીજ વસ્તુઓ આપ વાંચવા જાઓ નહિ, પણ તો એ જ એ વાર્તા અશ્લીલ નથી એનો પુરાવો નથી શું? મારી વાર્તા ખરેખર અશ્લીલ હોય, તો હજારો માણસોએ અને આપે પણ એ ન વાંચી હોય એવું બને? અશ્લીલ વાર્તાઓનું એક લક્ષણ એ હોય છે કે તેની ઘરાકી એકદમ વધે છે. મારી વાર્તાનું વેચાણ જુઓ, તેની ઘરાકી જુઓ—હા, પ્રોસિક્યુટર સાહેબે તહોમત મૂક્યું તે પછી તેની નકલો ખપી હોય તો હોય, પણ તે પહેલાં તો તેની એવી કોઈ ખપત નથી થઈ, જેથી એની અશ્લીલતા સંભવિત જણાય. અને આ તહોમતનો એક બીજો પણ હેતુ સંભવે છે. આ વાર્તામાં શિષ્ટ ગણાતા કેટલાક લોકોની ટીકા છે. એ ટીકા સાચી છે તે તરફ લોકોનું ધ્યાન ન જાય એટલા માટે એ અશ્લીલ છે એવી ચર્ચા એ શિષ્ટ લોકોએ ઊભી કરી હોય, અને છેલ્લી એક વાત—ટૂંકમાં જ, ખરો દોષ છે તે તો અશ્લીલતાનો મોહ ઉપજાવવો, તે તરફ વાચકને આકર્ષવો એ છે. મેં જે કંઈ કહ્યું તે તો મને જ્યાં જ્યાં અશ્લીલ વસ્તુ બતાવવાની જરૂર જણાઈ ત્યાં તે અશ્લીલ છે એમ કહ્યું છે, તે તરફ તિરસ્કાર ઉત્પન્ન કર્યો છે, કદી મોહ નહિ. કોઈનું આંગણું ગંદું કરીએ અને કોઈને તેનું ગંદું આંગણું સાફ કરવા કહીએ, એ બેમાં જેટલો ભેદ છે તેટલો ભેદ અશ્લીલતાનો મોહ અને અશ્લીલ તરફ જુગુપ્સા ઉત્પન્ન કરવી એ બે વચ્ચે છે.

અંતે પ્રોસિક્યુટર સાહેબે મારા વિષે અનેક વસ્તુઓ કહીને છેવટે કહેલ છે કે પાઠક મોટો સમર્થ પંડિત છે. એમણે મમ્મટના કાવ્યપ્રકાશના મતો પચાવ્યા છે, અને એ બૌદ્ધિક વ્યાપારો કરે છે! નામદાર, આ ગુનો હું કબૂલ કરું છું, માત્ર એટલું જ કે, એને માટે સજા કરવાની જરૂર નથી, કારણકે મમ્મટનો અભ્યાસ કરવાની અને બૌદ્ધિક વ્યાપાર કરવાની સજા, આપ ન કરી શકો તેવી અને તેટલી, મને થઈ ચૂકેલી છે. મેં મમ્મટનો અભ્યાસ કર્યો તેથી લોકો કહે છે કે હું કાવ્ય સમજવાને અનધિકારી છું. હું હમણાં પિંગળ લખું છું એટલે જરૂર મને કહેશે કે એને કવિતા સમજતાં આવડતી નથી, એ માત્ર કવિતાનું હાડપિંજર સમજી શકે, અને કદી કવિતા કરી તો ન જ શકે. નામદાર, હું કંઈ પણ કહું છું તે શું છે તે જોવાને બદલે, લોકો એના ઉપરથી હું શું ન કરી શકું એના જ તર્કો કરે છે! શરૂઆતમાં પ્રોસિક્યુટરે મેં જિંદગીમાં મોડું લખવાનું શરૂ કર્યું તેને ગુનો ગણાવ્યો

હતો. એ ગુનો તો નથી જ, પણ મારા અત્યાર સુધીના અનુભવ પરથી મને એટલી તો ખાતરી થાય છે કે મેં કંઈ પણ ન લખ્યું હોત તો હું એક પણ ખોડ વિનાનો આદર્શ સજ્જન હોત. હજી જેમ જેમ કંઈ પણ લખતો જઈશ તેમ તેમ મારા પર અશક્તિના નવા નવા આરોપો જ આવવાના છે! હવે કોઈ એમ પણ કહે તો નવાઈ નહિ, કે પાઠક વિવેચક છે માટે કવિ નથી, અને કવિ છે માટે વિવેચક નથી; પિંગલશાસ્ત્રકર્તા છે માટે સર્જક નથી અને સર્જક છે માટે શાસ્ત્રકર્તા નથી; અને છેવટે એમ પણ કહે કે પાઠક પુરુષ છે માટે સ્ત્રી તરફ પ્રેમ રાખી શકતો નથી, ઘરડો છે માટે બાળક પર પ્રેમ રાખી શકતો નથી, વિદ્વાન છે માટે અજ્ઞાનીને ભણાવી શકતો નથી, તેનામાં બુદ્ધિ છે માટે લાગણી નથી, લાગણી છે માટે બુદ્ધિ નથી, અને એમ પણ કહે કે, તેને લખવામાં રસ છે માટે જીવનમાં રસ નથી, અને જીવે છે માટે તેના લખાણમાં રસ નથી, કે એવું કંઈ!—તો નવાઈ નહિ. મને લાગે છે કે જીવવું એટલે જ તહોમતદાર થવું, આત્મહત્યાનું પાપ લેખકને માથે આ રીતે ઊતરવું હશે. નામવર અને જ્યૂરીના સભ્ય સાહેબો! કોઈના ઉપર તહોમત મૂકવું એ એટલો સહેલો, સુલભ, સર્વોત્કર્ષક અને સર્વવ્યાપક આનંદ છે, કે આ તહોમતનામું સાંભળીને ન્યાય આપવાને બદલે મારા પર નવાં તહોમતો મૂકવાનું આપને પણ મન ન થઈ જાય તો મારાં સદ્‌ભાગ્ય! *

---

* ઓલ ઇન્ડિયા રેડિયોના શ્રી રા. વિ. પાઠક સામેના કોર્ટ-માર્શલના તહોમતનામાના જવાબમાં.

ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી.

ભારતીય ઇતિહાસનું વિહંગાવલોકન

# પ્રાચીન હિંદના વ્યાપારમાર્ગો

શ્રી. દિલખુશ દીવાનજી

ગયે વખતે તમને આપણા પ્રાચીન વેપાર વિષે થોડી વિગતો લખી હતી. એ વેપારના તે વખતના માર્ગો કયા હતા તે જાણી લેવાની જરૂર છે. એ માર્ગો હતા:

(૧) ઈરાનના અખાતને ઉત્તરને છેડે જઈ જમીન ઉપર યુફ્રેટીસ નદીને કિનારે કિનારે એશિયા–માઇનરમાં થઈને જતો રસ્તો.

(૨) રાતા સમુદ્રને ઉત્તર કિનારે ઊતરી, જમીનમાર્ગે મિસર દેશમાં થઈને ભૂમધ્ય સમુદ્ર પર આવવાનો રસ્તો.

(૩) હિંદુસ્તાનની ઉત્તરેથી નીકળી મધ્ય એશિયા ઑક્સસ નદીને, કાંઠે કાંઠે કાસ્પિયન સમુદ્ર પર આવી કાળા સમુદ્ર પર જતો રસ્તો. કાસ્પિયન સમુદ્રની ઉત્તરે અને દક્ષિણે એ માર્ગના ફાંટા જતા હતા ને બંને કાળા સમુદ્ર પર મળતા.

(૪) દરિયામાર્ગનો વેપાર ભૂમધ્ય સમુદ્ર, અરબી સમુદ્ર અને ઇરાની અખાતમાં થઈને થતો.

હવે આ માર્ગો વ્યાપાર કરવાનાં માર્ગદ્વારો હતાં. એ દ્વારા હિંદનો દુનિયાના બીજા પ્રદેશો સાથે ધમધોકાર વેપાર ચાલતો. આ બધા વ્યાપાર અંગે આપણી પ્રજાને પરદેશોમાં વસવું પડતું. આજે જેમ આફ્રિકા, ન્યુઝીલૅન્ડ વગેરે દેશોમાં આપણા ભાઈઓ જાય છે તેમ તે વખતે તો બીજા દેશોમાં આપણા સ્વતંત્ર દેશની મોટી મોટી વસાહતો હતી. આપણા લોકો પરદેશમાં વસતા અને ત્યાંના લોકો સાથે ભળી જતા. એ વસાહતોની વિગતો આ પ્રમાણે છે

| | |
|---|---|
| (૧) દક્ષિણ ચીન | (૪) બોર્નિયો |
| (૨) જાવા | (૫) બાલી |
| | (૬) જાપાન |
| (૩) સુમાત્રા | (૭) ઈરાન |

આગળનાં શહેરો

આ બધો વેપાર આપણાં જ બાંધેલાં વહાણોમાં થતો હતો. એટલે તે વખતે આપણા વહાણવટાનો ધંધો ખૂબ જ વિકસેલો હતો.

## આપણી વ્યાપારનીતિના મુદ્દાઓ

ગયે વખતે મેં તમને હિંદના પ્રાચીન વ્યાપાર અંગે થોડી વાતો લખેલી. એ પ્રશ્નને હવે સંકેલી લેવા માગું છું. તમને આટલા પત્રો પરથી ખ્યાલ આવ્યો હશે કે આપણો વ્યાપાર અગાઉ કેટલો વિશાળ હતો. પરંતુ વ્યાપારની વિશાળતા અને તેનો વિકાસ એ કંઈ બહુ મોટી વાત નથી. આપણા પ્રાચીન વ્યાપારની ખૂબી એ હતી કે તે મેલો અને લોભી તેમ જ પારકાને પીડા કરનારો વેપાર ન હતો. આજે આખી દુનિયાના સુધરેલા દેશો વચ્ચે બહુ જ મોટા પ્રમાણમાં વેપાર ચાલે છે, પરંતુ તમને ખબર છે કે એ બધો આંતરરાષ્ટ્રીય વેપાર બહુ મેલો, અપ્રમાણિક, લોભી અને પારકાને ત્રાસ આપનારો છે. પ્રત્યેક દેશ યંત્રયુગના મોહમાં સપડાયેલો છે અને પોતાના દેશની ઔદ્યોગિક સમૃદ્ધિ એકદમ વધારવા માગે છે. પછી દેશમાં ન ખપે એટલો માલ થોકબંધ ઉત્પન્ન કરે છે. એ માલ ખપાવવા નબળા દેશોમાં બજારો તે શોધે છે અને તેમ કરવા એ દેશો પર પોતાનું સામ્રાજ્ય સ્થાપી તેને પરાધીન બનાવે છે. આ જ કારણે હિંદ બ્રિટનનું ગુલામ બન્યું. ઇટલી એબિસીનિયાને ગળી

ગયું. જર્મની આખા યુરોપને ભરખી રહ્યું છે. જાપાન ચીનને પાયમાલ કરી રહ્યું છે. સાથી-રાજ્યો પણ નાના પ્રદેશોના સંરક્ષણને બહાને પોતાનું વર્ચસ્વ જમાવી રહ્યાં છે. ગમે તેટલી કરોડોની સમૃદ્ધિ મળતી હોય કે આખી દુનિયાનું સામ્રાજ્ય મળતું હોય પરંતુ એ વેપાર ગોઝારો છે. આપણા ઋષિમુનિઓએ જે વ્યાપારવ્યવસાયનાં ચક્રો રચેલાં તેમાં આજના વ્યાપારની મલિનતા અને ત્રાસ ક્યાંયે દેખાતાં નહિ. આપણા પ્રાચીન વ્યાપારમાં આટલાં તત્ત્વો સમાયેલાં હતાં. તમે એ બરાબર સમજી જજો ને વિચારજો કે આપણા દેશમાં કેટલી સુંદર આર્થિક રચના પ્રવર્તતી હતી.

(૧) પ્રથમ તો વેપારીઓમાં પરસ્પર બહુ ઊંચી જાતની પ્રમાણિકતા જળવાતી. મોટા વેપાર પુષ્કળ થતા—એટલે, સહીસિક્કા નાની નાની બાબતોમાંથી જે લેવાય છે એવું લાખો રૂપિયાની લેવડદેવડમાં પણ તે વખતે ન હતું. આજે તો એવી જ માન્યતા છે કે વેપારીને અને સત્ય અથવા પ્રમાણિકતાને બને જ નહિ, અસલ વેપારમાં સચ્ચાઈ ખૂબ હતી—તેનાં પ્રમાણપત્રો ઠેઠ ૧૫મી ૧૬મી સદીમાં આવેલા પરદેશી મુસાફરોએ આપેલાં છે.

(૨) બીજું સુંદર તત્ત્વ અસલનાં વેપારમાં એ હતું કે આપણે પારકા દેશોમાં આપણો માલ ખપાવવા જતા તેમાં લૂંટફાટની કે પારકાને ત્રાસ આપવાની નીતિ બિલકુલ ન હતી. પરદેશોના ધંધા—ઉદ્યોગ તોડી પાડી આપણો માલ ખપાવવાનાં હવાતિયાં આપણે મારતા નહિ. આપણા પરદેશના વેપાર પાછળ રાજ્યનો બળાત્કાર કે જોહુકમી નહોતાં. હિંદના પ્રાચીન ઇતિહાસમાં એક પણ એવો દાખલો નથી કે વેપાર માટે આપણા કોઈ રાજ્યે પારકા દેશને ગુલામ બનાવેલો. આથી જ આપણે લાખો રૂપિયાનો આંતરરાષ્ટ્રીય વેપાર ખેડેલો છતાં દૂરના પ્રદેશોની પ્રજાના ઇતિહાસમાં એવું નથી લખાયું કે હિંદે તેમની પ્રજાને પાયમાલ કરી.

(૩) આપણી અર્થરચના એવી હતી કે ગ્રામઉદ્યોગમાંથી પ્રજાના ઉપયોગ જેટલી વસ્તુઓ બનતા ઉપરાંતની વધારાની વસ્તુઓની જ નિકાસ થતી. આથી પરદેશો સાથેનો સંબંધ મીઠો રહેતો.

(૪) આપણા અસલના વેપારમાં વેપારીઓ એકબીજાને હેરાન કરી પોતાનો જ સ્વાર્થ સાધવામાં મશગૂલ રહેતા નહિ. આજે તો એવું બને છે કે મોટરકારની એક કંપની બીજી હરીફ કંપની ઊભી થાય તેને તોડવાના જ ધંધા કરે.

(૫) વેપારી પેઢીઓમાં બહુ ઉત્તમ પ્રકારનું સંગઠન હતું. પ્રાચીન સાહિત્યમાં આવા વ્યાપારી સંઘોના પુષ્કળ ઉલ્લેખો મળી આવે છે. વેપારીઓમાં પરસ્પર ઈર્ષા તો હતી જ નહિ, પરંતુ સહિયારા ભંડોળ પર વેપારો ચલતા. દરેક માણસ એ સર્વસામાન્ય ભંડોળમાં પોતાનો યોગ્ય ફાળો આપતો. સંયુક્ત રકમ મંડળનું ભંડોળ બનતી. દરેક ભાગીદાર સંયુક્ત ભંડોળવાળી મંડળીને જે ફાળો આપે તેના પ્રમાણમાં નફોતોટો થાય. વધુ કૌશલ્ય બતાવનારને વધુ આપવાની પ્રથા પણ જણાતી. કાયદાએ આ મંડળોનો સ્વીકાર કરેલો. અસલ વીમા-કંપની ન હતી પરંતુ વેપારીઓનાં વહાણ ડૂબી જાય કે કંઈ અકસ્માત નડે તો પરસ્પર ખોટ ભોગવી લેતા. એટલે સંયુક્ત સંગઠનની ભાવનામાં રહેલી સેવાવૃત્તિ એ જ મોટી વીમાની પેઢી ગણાતી. આ ઉપરથી તમને ખ્યાલ આવશે કે વ્યાપારના શાસ્ત્રમાં પણ આપણા ઋષિમુનિઓએ કેવી અજબ વ્યવસ્થા કરી છે! તે કેટલા બધા ધર્મયુક્ત હતા! અને છતાં કેટલો વિશાળ વેપાર ખેડતા!

### આંતરરાષ્ટ્રીય સંબંધો

ગયે વખતે મેં હિંદની પ્રાચીન સમૃદ્ધિના પ્રકરણને સંકેલી લેવાનો પ્રયાસ કરેલો. આજે એ અંગેની કેટલીક બહુ જાણવા જેવી માહિતી તમોને આપી દઉં. હિંદની પ્રાચીન સંસ્કૃતિ બધી રીતે ખીલી ઊઠી હતી એ હવે તમે જોઈ ગયા હશો. આજે ગાંધીજી ગ્રામોદ્યોગ ને રેંટિયાની વાતો કરી રહ્યા છે ત્યારે પશ્ચિમની સંસ્કૃતિમાં રંગાયેલા વિરોધીઓ એની ટીકા કરે છે કે આજના આંતરરાષ્ટ્રીય અને યંત્રવાદી યુગમાં રેંટિયો સ દેશ હિંદને એકલવાયું અને અળગું બનાવી દેશે. આવા વિરોધીઓએ સમજી લેવાની જરૂર છે કે હિંદનાં લાખો ગામડાંઓમાં જ્યારે ખાદીની પૂર્ણ જાહોજલાલી ખીલી ઊઠી હતી ત્યારે હિંદનો આંતરરાષ્ટ્રીય સંબંધ પણ પૂર્ણ વિકાસ પામ્યો હતો. તે વખતના આપણા આંતરરાષ્ટ્રીય વ્યાપારની વિગતો પરથી તમને આનો થોડોક ખ્યાલ આવ્યો હશે. આજે એ આંતરરાષ્ટ્રીય સંબંધનાં બીજાં ઉપયોગી સાધનો વિષે તમને લખવા ઇચ્છું છું.

વ્યાપાર સિવાય આપણા આંતરરાષ્ટ્રીય સંબંધના પ્રકાર નીચે પ્રમાણે હતા:

(૧) સંસ્થાનો—આપણા પૂર્વજો જ્યારે પરદેશમાં જઈ વસતા ત્યારે સ્વતંત્ર રીતે ત્યાં પોતાની વસાહતો સ્થાપી શકતા અને ત્યાંની પ્રજા સાથે હળીમળીને રહેતા. એ જ પ્રમાણે કેટલાયે પરદેશીઓનું આવું સ્થાન હિંદ બની રહેતું.

[ અનુસંધાન પાન ૨૬ ]

# મ. ન. દ્વિ.નું જીવનચરિત્ર

લેખક . અંબુભાઇ પુરાણી

[ ગયા અંકે આ જીવનચરિત્રનો એક હપતો આપવામા આવેલો,
આ અંકમા આ બીજો હપતો આપવામા આવે છે —સં.]

**મ**ણિલાલે બી એ નો અભ્યાસ આરંભ્યો તે દરમિયાન વચમા એકવાર એમના વડસાસુનુ મૃત્યુ થવાથી નડિયાદ એમને આવવુ થયેલુ આ સમય દરમિયાન બાલાશંકરના મનની અવસ્થા ઘણી જ અસ્થિર થઈ ગયેલી જણાઈ, તેથી મણિલાલને ઘણી દિલગીરી થઇ બાલાશંકરે મુબઈ આવવાની ઇચ્છા બતાવતા મણિલાલે સર્વ રીતે મદદ આપવાની કબૂલાત આપી પછી થોડે દિવસે બાલાશંકર મુબઇ ગયા ઉમ્નાસરામે મણિલાલને બાલાશંકરની સભાળ લેવાની સૂચના કરી હતી પરતુ બનેને એકબીજા માટે એટલી લાગણી હતી કે મણિલાલ ફરજના ભાવથી પણ એ કાર્ય કરવા માગતા હતા બને જણા બાલાશંકરે રાખેના ઘરમા બે માસ સુધી રહ્યા બાલાશંકરનુ દર્દ એક જાતનો monamania હતે, અને કેશવલાલ નામના એમના ગામના ઉસ્તાદની હાજરીમા એ રોગ શમી જતો આ માનસિક નિર્બળતાના વ્યાધિ દરમિયાન બાલાશંકરે મણિલાલની ખૂબ અવગણના કરી લાગે છે એ બધી પજવણી મણિલાલે ફરજના ભાનથી સહન કરી એમા પોતાથી થયલ ગુનાનુ પરિમાર્જન કરવાની વૃત્તિ પણ ખરી બાલાશંકર કેશવલાલને મૂકીને નડિયાદ જવા ના પાડે અને બાલાશંકરના પિતા-માતા નડિયાદ કલ્પા । કર્યા કરે એવી સ્થિતિ ઉત્પન્ન થઈ આખરે મણિલાલ સમજાવીને બાલાશંકરને નડિયાદ લઈ ગયા અને વેકેશન પછી પાછા મુબઈ આવ્યા બાલાશંકરના મનની અસ્થિર અવસ્થામા આત્મહત્યા કરવાના એક-બે પ્રયત્નો પણ કરેલા એમ મોહનલાલ પ્ર ના પત્ર ઉપરથી જણાય છે ( મ થ સા ર )

આ બાબતના રિસામણા-મનામણામાથી એક-બે મુદ્દાઓ મણિલાલ અને બાલાશંકરના જીવન વિષે સ્પષ્ટપણે ફલિત થાય છે એક તો એ કે બુદ્ધિના વિકાસ ઉપરાત ઉત્કટ તીવ્ર લાગણી પ્રધાન હૃદયના ભાવેની અભિવ્યક્તિ કરવામા સહાયભૂત એવા અંગત પ્રેમ-મૈત્રિના સબધો માટેની તૃષા બનેમા છે-નાનપણથી જાગ્રત હતી એમની પ્રકૃતિના આ અંશો એ બનેના જીવનમા ઘણો અગત્યનો ભાગ ભજવ્યા છે, અને બનેના જીવનના કેટલાક જાહેર જનતાને ન સમજાય એવા અંશોની સમજૂતીએ શરૂ-આતથી સબળપણે જાગ્રત એમની પ્રવૃત્તિમાથી મળી રહે છે બીજો મુદ્દો મડળ કરવાની પ્રવૃત્તિને પરિણામે સમગ્ર મડળમા જામેલુ એક પ્રકારનુ સાહિત્ય સર્જનનુ પોષક વાતાવરણ અને તેમા પણ મણિલાલ અને બાલાશંકરની ૧૬ વર્ષની વયે સારી વિકાસભૂમિકાને પહોચેલી કાવ્યપ્રવૃત્તિ ગણાય બનેમા પ્રતિભા કાર્ય કરતી જણાય છે-બાલાશંકરમા સવિશેષપણે કાવ્યના ક્ષેત્રમા. આજે ૧૬ વર્ષની ઉમરે કેટલાક વિદ્યાર્થીઓ માતૃભાષામા શુદ્ધ લખાણ પણ ભાગ્યે કરી શકે છે ત્યારે મણિલાલ બાલાશંકર બને કવિ તરીકે પોતાના પ્રથમ પ્રકાશનો કરીને સાહિત્યજગતમા પ્રવેશ કરી ચૂકયા હતા ૧૬ વર્ષની ઉમરે મણિલાલે લખેલુ શિક્ષાશતક બાલાશંકરને અર્પણ કરેલુ હતુ ઉદાહરણ તરીકે, વાચનારે ઉદ્ધવસંદેશની શિખરિણીઓ વાચતા બાલાશંકરના કવિત જેવા અને આ શોખથી ઉપાડેલી પ્રવૃત્તિ માટે બાલાશંકરે તથા મણિલાલે ખૂબ પરિશ્રમ કર્યો હોવો જોઈએ, કેમકે ગુજરાતી કવિતા કરવા ઉપરાત વ્રજ તથા સસ્કૃત ભાષાનો બનેએ સારો ગણાય એવો પરિચય કરેલો જણાય છે એટલુ જ નહિ પરતુ એટલી નાની વયે પણ બાલાશંકર પરપ્રાતીય ભાષામા કવિતા બનાવી શકતા એ ઓછુ જોરવારપદ નથી

મેટ્રિક પસાર થયા પછી મણિલાલની આગળ અને તેમના માબાપની આગળ હવે શુ કરવુ એ મોટો પ્રશ્ન ઉપસ્થિત થયો અહીં પણ મેટ્રિક સુધી ભણવાનુ ચાલુ રાખવામા જેમ મણિલાલની સ્વાશ્રયવૃત્તિ મુખ્ય વે જવાબદાર હતી તેમ આગળ કોલેજમા ભણવા જવાનો નિર્ણય કરવામા પણ મણિલાલની મહેચ્છા જ મૂળ કારણ બની એમના પિતાને તે નવી કેળવણીના લાભનુ કે ઉપયોગિતાનુ જ્ઞાન ન હતુ મુબઇ વળી પાછુ દૂર પણ ગણાતુ મુબઇનો ખર્ચ પણ વધારે તથા અધૂરામા પૂરુ એમની જ્ઞાતિનો કોઈ મુબઈ ભણવા ગયેલો છોકરો મરી ગયો એટલે વહેમ પણ ભરાયો આ પ્રકારનુ વાતાવરણ હતુ તેમા તેમના પિતાએ તો ખર્ચની જ વાત આગળ કરીને આખી વાતનો અંત લાવવા પ્રયાસ કર્યો અને ૧૦-૧૫ની નોકરી માટે જોગવાઇ પણ કરવા માડી મણિલાલે પણ નોકરી માટે અરજીઓ કરી જોઇ, પણ કાંઈ સફળતા મળી નહિ અને મનમા તો મુબઇ જઈને નસીબ અજમાવવાનો નિશ્ચય થઇ ગયેલો હોવાથી શુ કરવુ તેની ગડમથલ ચાલતી હતી એવામા સદ્ભાગ્યે સરકારી ગેઝેટમા તે જ વર્ષથી શરૂ થયેલી 'કાહાનદાસ મછારામ સ્કૉલરશીપ' મેટ્રિકમા મણિલાલ બીજે નબરે પસાર થવાથી તેમને મળી હતી એ વાત લખેલી હતી પણ એ લેવા માટે પૂનાની ઇજનેર કોલેજમા ભણવુ ફરજિયાત હતુ ગણિત કાચુ અને વળી તેના પર અણગમો હોવાથી મણિલાલનો વિચાર પૂને જવાનો ન હતો છતા મુબઇ તો જવુ જ એવો નિશ્ચય કર્યો અને મણિલાલને સ્કૉલરશીપ મળી એટલે એમના પિતાને પણ ભણવામા કઇ લાભ દેખાયો તે જમાનામા પાસ થનારા વિદ્યાર્થીઓની કેટલી ઓછી કિંમત હતી તે પણ આ બનાવ ઉપરથી જણાય છે એલ્ફિન્સ્ટન કોલેજમા પણ સ્કૉલરશીપો મળે છે એમ સાભળીને મણિલાલે

મુંબઇ રવાના થવાનો વિચાર કર્યો, અને સ્વાશ્રય ઉપર મણિલાલનો કેટલો મદાર હતો તે પણ એ વાતથી સ્પષ્ટ થાય છે કે સારી સ્થિતિમાં હોવા છતાં પિતા જો આર્થિક મદદ ન આપે અને સ્કૉલરશીપ ઉપરાંતનો ખર્ચ ગમે ત્યાંથી લાવવો પડે !

૧૮૭૭માં મણિલાલ મુંબઇ જઇને એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા અને ત્યાં રૂ. ૧૦)ની સ્કૉલરશીપ મળી પણ ખરી. 'કાહાનદાસ મંછારામ સ્કૉલરશીપ'નું રાજીનામું મોકલવું પડયું, અને છતાં મણિલાલે 'પ્રાગમલજી સ્કૉલરશીપ' માસિક ૧૫) પણ વર્ષ ચાલે એવી ગુમાવી. કોઈને બે સ્કૉલરશીપ સામટી ન મળે એ યુનિવર્સિટી-નિયમને આધારે મણિલાલને પહેલી રૂ. ૨૦)ની મળી જાહેર થઇ એટલે 'પ્રાગમલજી સ્કૉલરશીપ' ગઈ. પૂને જવાનું માંડી વાળ્યું એટલે એ એક વર્ષની સ્કૉલરશીપ પણ જતી કરવી પડી અને પેલી 'પ્રાગમલજી સ્કૉલરશીપ' રૂ. ૧૫) ત્રણ વર્ષ ચાલનારી તે મળી નહિ. આમ મણિલાલને એક રીતે અન્યાય અને નુકસાન બંને થયાં ! પણ સ્કૉલરશીપ ઉપરાંતનો ખર્ચ એમના પિતાએ આપવાનું કબૂલ કર્યું અને મણિલાલે ઘર છોડીને કૉલેજની 'નવી દુનિયામાં પ્રવેશ કર્યો'–(આ. વૃ.)

મણિલાલના જીવન પર તેની જે અસર થઈ તે સમજવા માટે તે જમાના–એટલે ૧૮૭૫ થી ૧૮૮૦ સુધીના કૉલેજના વાતાવરણ–નો કાંઈક ખ્યાલ મનમાં સ્પષ્ટ કરવાની આવશ્યકતા છે. ૧૯૦૫થી આપણી વેગપૂર્વક થયેલી પ્રજાકીય જાગૃતિ તે તો મુદ્દલે હતી નહિ.

સામાજિક સુધારાનો તે જમાનો હતો. હિંદીઓને રાજકીય શાન્તિ અને સમસ્ત હિંદમાં એકસરખું કાર્ય કરનાર વ્યવસ્થિત રાજતંત્ર મળ્યું તથા મૅકોલેના ઉદ્દેશો પાર પાડવા રચાયલી કેળવણીની સંસ્થાઓનો આરંભ થયો. તેની પહેલી અસર કેળવાયલા લોકોના માનસ પર એ થઇ કે તેમણે હિંદની સર્વ પ્રકારની ખામીઓનાં મૂળ હિંદનાં ધર્મ, તત્ત્વજ્ઞાન અને સમાજરચનામાં જોવા માંડયાં, વધારામાં યુરોપના બાહ્યજીવનનું અનુકરણ કરવામાં એક પ્રકારની મોટાઈ પણ તેમણે લેવા માંડી, અને તેમ કરવાથી આપણે યુરોપના ગુણો પ્રાપ્ત કરીશું એવી કંઈ આશા પણ તેમના મનમાં ખરી. આ બધાંમાં ભુલાઈ એ ગયું કે કોઈ પણ વ્યક્તિ કે કોઇ પણ પ્રજા પોતાના ભૂતકાળનાં દૃઢ થયેલાં મૂળોનો ઉચ્છેદ કરીને મહાન બની શકતી નથી. છડેચોક સામાજિક રિવાજોનો ભંગ કરવો, હિંદુધર્મમાં અને આચારમાં નિષિદ્ધ ગણાતી માન્યતાઓ અને આચારનું ઉલ્લંઘન કરવા ખાતર ભંગ કરવો, વગેરે ઉદ્દામ અનુકરણવૃત્તિથી પ્રેરાયેલી સુધારક પ્રવૃત્તિઓ તે જમાનામાં પ્રચલિત હતી. જનસમાજ તો રૂઢિવશ હોઇ તમોગુણની અક્રિયતામાં પડયો હતો. જાગેલા કેળવાયેલા લોકોમાં એ ઉદ્દામ વિનાશક પ્રવૃત્તિ પ્રગટી હતી. કૉલેજના જીવનમાં એ વૃત્તિનો પડઘો વધારે ઉગ્રરૂપે પડતો હતો એમ મણિલાલે આત્મવૃત્તાંતમાં કહેલી નોંધ ઉપરથી જણાય છે. મુંબઇની એલ્ફિન્સ્ટન કૉલેજની રેસિડન્સીમાં રહેનાર ૪૦ એક ગુજરાતી વિદ્યાર્થીઓ ઘરની સારી સ્થિતિવાળાં કુટુંબોમાંથી આવેલા હોવા જોઇએ. તેઓના આચાર-વિચારમાં હિંદીપણાનો કે પોતાના ધર્મ કે આચારનો અંશ દેખાતો ન હતો. શૌચનો કોઇ બાહ્યાચાર પળાતો નહિ. કૉલેજની રેસિડન્સીમાં રહી ભણતા ગુજરાતી વિદ્યાર્થીઓમાં માંસ, મદિરાનો ઉપયોગ તથા વ્યભિચાર–એટલે કે રંડીબાજી–સારા પ્રમાણમાં પ્રચલિત હોય એમ જણાય છે. આચાર નહિ પામનાર ઘણા વચ્ચે એક આચાર પામનાર વિદ્યાર્થીએ દૃઢ રહેવું હોય તો એનામાં ભારે આત્મબળ જોઇએ. મણિલાલની ત્રિકાળસંધ્યા છબીલલાલના અને એમના પિતાના આગ્રહને લીધે ચાલુ થઈ હતી તે પણ મુંબઇમાં કરી શકાય એવું વાતાવરણ ન હતું, એટલે મણિલાલે સંધ્યા કરવાનું, અબોટિયું પહેરી જમવાનું વગેરે બાહ્યાચાર માંડી વાળ્યો.

નડિયાદ જેવા રૂઢિપ્રધાન વાતાવરણમાંથી આવેલા મણિલાલને એ બધાથી આઘાત થયો હોય એ તો સ્પષ્ટ છે. પરંતુ ઘણાખરા જુવાનો એવા પ્રથમ આઘાતોથી ટેવાઇ જઇને પછીથી તે વાતાવરણને અનુકૂળ થઈ જાય છે એ સામાન્ય અનુભવ છે. મણિલાલની બાબતમાં તેવું બન્યું નહિ એમાં મણિલાલનું વ્યક્તિત્વ કારણભૂત હતું. ધીમે ધીમે એમના મનમાં જીવનના સત્યનો નિર્ણય કરવાનો સંકલ્પ થયો. આ કૉલેજનો સમય એ રીતે મણિલાલના જીવનનો મંથનકાળ હતો. એ આંતરમંથનને પરિણામે અભેદમાર્ગને તેમણે જીવનના સર્વ પ્રશ્નોના ઉકેલનાર પરમ મંત્ર તરીકે સ્વીકાર્યો હતો.

ધોયેલું ધોતિયું પહેરીને કોઇ પણ બ્રાહ્મણની બનાવેલી રસોઈ જમવાનો નિયમ મણિલાલે રાખ્યો અને નળેથી લોટો પાણી ભરી લઈને તે પાણી જ પીવાનું રાખ્યું. આ રંગીલા વાતાવરણનો ચિતાર તેની પછીની પેઢીમાં જે વિદ્યાર્થીઓ આવ્યા તેમનાથી તદ્દન જુદો જ પડી આવે છે. પણ યાદ રાખવાનું એ છે કે સદ્‌ભાગ્યે તે વખતે મુંબઈની બહાર કૉલેજો હતી જ નહિ અને મુંબઈમાં ભણનારા છોકરાઓમાં રેસિડન્સીમાં–છાત્રાલયમાં–રહીને ભણનારા ઘણા જ થોડા હતા. જેમ જેમ કૉલેજો બહારગામોમાં થતી ગઇ તથા કેળવાયેલા માણસોમાં તુલનાશક્તિ વધારે સતેજ થતી ગઈ તેમ તેમ વધારે ને વધારે રાષ્ટ્રીયતત્ત્વ વિદ્યાર્થીઓના વાતાવરણમાં પણ વ્યક્ત થવા લાગ્યું. એમનો ધર્મ પ્રત્યેનો પક્ષપાત પણ એક રીતે રાષ્ટ્રીયતાનો જ દ્યોતક થવા લાગ્યો. પાછળના જૂના માનસવાળા વિદ્યાર્થીઓને મન ધર્મ સર્વ પ્રવૃત્તિઓના મૂળરૂપ હતો, જ્યારે પાછળથી આવનાર રાષ્ટ્રભાવનાવાળા વિદ્યાર્થીઓને મન હિંદનો ધર્મ કે હિંદનું તત્ત્વજ્ઞાન રાષ્ટ્રીય હોવાને લીધે વધારે સ્વીકાર્ય અને ગૌરવનો વિષય હતાં–આ રીતે આ બેનાં માનસ જુદાં પડી આવે છે.

તે વખતે મુંબઇમાં ભણનાર વિદ્યાર્થીઓમાં મણિલાલ બહુ જ નાની ઉંમરના હતા એટલે એમની જોડેનો મૅટ્રિકમાં પાસ થયેલો વિદ્યાર્થી છગનલાલ લલ્લુભાઇ કૉલેજના છાત્રાલયમાં રહેતો હતો તેના આશ્રયે મણિલાલ રહેવા લાગ્યા. તે વખતના અભ્યાસક્રમમાં મૅટ્રિક પછી ત્રણ વર્ષમાં બી. એ. થવાની વ્યવસ્થા હતી. પ્રથમ વર્ષમાં એમને વડોદરા રાજ્યમાં પાછળથી સારી નોકરીએ ચડેલા યુસુફઅલી જમાદારની મૈત્રિ થઈ. એ માણસ, મણિલાલ કહે છે કે, છાત્રાલયના રંગીલા વાતાવરણમાં અપવાદરૂપ હતો.

મણિલાલની 'જુવાન મનોવૃત્તિઓ' નડિયાદની સોબતથી ઉશ્કેરાઈ ગઈ હતી તે વિષે આગળ કહેવાયું છે. તેમને મુંબઇમાં

સારો લાગ મળ્યા કારણકે દેખરેખ રાખનાર વડીલનો અભાવ "૧૮ વર્ષનું યુવાવસ્થાનું ઉચ્છૃંખલ શરીર ને જેવી જોઇએ તેવી સોબતની સુલભતા, માબાપ તરફ વિદ્યોપાર્જન નિમિત્તે માગીએ તેટલું દ્રવ્ય મળવાનો સંભવ" એવા સંજોગોમા દૂષિત ન થાય એવા તો કોઇ "હજારે એક-બે પ્રભુની કૃપાના પાત્ર હોય તો હોય!" એમ મણિલાલ આ રંગીલા વાતાવરણનો ભાગ પણ આત્મવૃત્તાંતમા નોંધે છે આ પ્રલોભનને વશ થવાના પ્રસંગો કૉલેજના છાત્રાલયમા રહેવાનું થયું તે દરમિયાન પાંચેક વાર બનેલા જણાય છે, અને તેમા બે વખત ચાંદીનું દર્દ મણિલાલને (ચેપથી) લાગુ થયું હતું બંને વખત તે દવા કરવાથી મટી ગયું લાગ્યું આ નૈતિક નિર્બળતાને પરિણામે મણિલાલને જીવનભરનો વ્યાધિ લાગુ થયો જણાય છે

પરંતુ વિચક્ષણ બુદ્ધિ, પોતાની સ્કૉલરશીપ ચાલુ રહે એની કાળજી, તથા પોતાને મળેલ કીર્તિ પણ ઝાંખી ન પડે એવી મહત્ત્વાકાંક્ષા હોવાથી મણિલાલ કૉલેજના છાત્રાલયમા રહેતા હતા તે દરમિયાન ૧૩-૧૪ કલાક નિયમિત ટાઈમટેબલ બનાવી અભ્યાસ કરતા આમ કરવાથી મણિલાલને સ્કૉલરશીપ મળવાની ચાલુ રહી હતી, અને પિતા પાસેથી ખર્ચની આખી રકમ લેવાની ફરજ કદી પડી ન હતી ગણિતનો વિષય કાચો હતો તોપણ સંસ્કૃત, અંગ્રેજી વગેરેમા ઓછું કામ કરવું પડતું હોવાથી એમા વિશેષ કામ કરીને પરીક્ષાઓ પસાર કરવામા હરકત આવતી નહિ મણિલાલની વાચવાની પદ્ધતિ પણ જુદી હતી સવારે વહેલા ઊઠીને એ વાચતા, દરેક વિષયને હસ્તામલકવત્ કર્યા વિના મણિલાલને જપ વળતો નહિ, અને વગર સમજીને ગોખી મારવાનું તેમનાથી બનતું નહિ એટલે મણિલાલ એક જ વિષયના જુદાં જુદાં પુસ્તકોનો અભ્યાસ કરતા એ રીતે પુનરાવર્તન થવાથી વિષયનું સ્વરૂપ મનમા સ્પષ્ટ થઇ જતું કૉલેજના અધ્યાપકો પૈકી ડૉ રામકૃષ્ણ ભાંડારકર અને પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થને મણિલાલ આભારભરી સ્મરણાંજલિ અર્પે છે

છેલ્લી બી એ ની પરીક્ષા વખતે ઉત્કટના વિજયનો સમય જાણી મણિલાલે ખૂબ પરિશ્રમ કર્યો હતો અને પરીક્ષા સંતોષકારક રીતે આપી સ્વાશ્રયના પરિણામ વિષે મણિલાલને એટલો વિશ્વાસ હતો કે પોતે પાસ તો થશે જ, એટલે તારને બંધે કાગળ લખવાનું સૂચવ્યું, અને તેમા પોતાને કયો ક્લાસ મળે છે તે તથા ઇતિહાસ અને અર્થશાસ્ત્રનું ઈનામ પણ મળે તે લખી જણાવવા કહ્યું ધાર્યા પ્રમાણે મણિલાલ બીજા વર્ગમા આવ્યા અને ઇનામ પણ મળ્યું આખી પરીક્ષામા મણિલાલ બીજે નંબરે પસાર થયા હતા અને ૩૦ માર્ક ખૂટવાને લીધે પ્રથમ વર્ગમા આવતા અટકી ગયા પરિણામે કૉલેજમા ફેલો તરીકે નિમાયા અને ૨૦ રૂપિયાની સ્કૉલરશીપ હજી ચાર મહિના ચાલે એમ હોવાથી પોતાને મળેલા માનનો ઉપભોગ કરવા મણિલાલ ૧૮૭૪મા પાસ થયા પછી મુંબઇ ગયા

પરંતુ પરીક્ષા પસાર કરવી એક રીતે મણિલાલના જીવનમા મહત્ત્વનો બનાવ હતો. તોપણ તેના કરતા વધારે ઊંડું આત્મમંથન અનુભવવાનો આ કૉલેજના જીવનનો કાળ હતો એમ જણાય છે યુરોપિયન સુધારો, નીતિ, રીતિ તથા ઈશ્વર-મોક્ષ વગેરે વિચારોના પરસ્પર સંઘટ્ટમા મણિલાલનું મન પડી ગયું માનવજીવનનું અંતિમ કર્તવ્ય જીવનને ખળભળાવતા આવા તમામ પ્રશ્નોનો નિર્ણય કરવામા, જીવનના અંતિમ મૂલ્યો તારવવામા અને તેમને બુદ્ધિ વડે સપ્રમાણ કરવામા રહેલું છે એવો નિર્ણય મણિલાલે કર્યો, અને ધર્મ, નીતિ, સુધારો વગેરે વિષયોનો અભ્યાસ આરંભ્યો. યુરોપની ફિલસૂફીના અભ્યાસથી મણિલાલને સંતોષ થયો નહિ એટલે તેમણે આર્યદર્શનના ગ્રંથો મૂળ સંસ્કૃતમા વાચવાનું શરૂ કરીને કૉલેજની પેઠે જ પરીક્ષા પસાર કર્યા પછી પણ અભ્યાસનો ભારે પરિશ્રમ ચાલુ રાખ્યો. સાથે સાથે સાહિત્ય-સર્જનની પ્રવૃત્તિ પણ આરંભી આ સમગ્ર મનોમંથનને પરિણામે મણિલાલની બુદ્ધિએ આર્યતત્ત્વજ્ઞાનમા શાંકરમતપ્રતિપાદિત અદ્વૈત દર્શનને સ્વીકાર્યું પરંતુ એ સ્વીકાર કેવળ શુષ્ક બુદ્ધિનો ન હતો સમગ્ર જીવનના અટપટા કોયડાઓના ઉકેલ તરીકે મણિલાલે તેને પોતાના જીવનના સંદેશ તરીકે આપવાનો પણ પ્રયત્ન કર્યો છે પોતાના એ જીવનસંદેશને "અભેદમાર્ગ" એવું નવું અભિધાન પણ એમણે આપ્યું અને પોતાની જાતને એ અભેદમાર્ગના એક "પ્રવાસી તરીકે વર્ણવવામા આનંદ માન્યો

આમ મણિલાલનો આર્યદર્શન માટેનો પક્ષપાત અંધ રૂઢિના દાસત્વનું પરિણામ ન હતો, તથા કેટલાક માને છે તેમ, શરૂઆતથી જ બંધાયેલા પૂર્વગ્રહના પરિપાકરૂપ ન હતો, પરંતુ નાસ્તિકતા અને આસ્તિકતા વચ્ચે પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય સંસ્કારની વચ્ચે આત્મામા જાગેલા મંથનના પરિણામરૂપ હતો એ ખાસ નોંધવા જેવું છે—કેમકે એટલો એ જીવંત નિર્ણય ન હોત તો જીવનમા અને સાહિત્યમા જે પ્રાણનું મોજું તેમણે ઉત્પન્ન કર્યું તે કદી ઉત્પન્ન કરી શકત નહિ આ મુદ્દાના સમર્થનમા વાચનારે મણિલાલે ઘણા વર્ષો પછી 'થિયૉસૉફિસ્ટ'મા "The Saving of another Hindu Soul'ના શીર્ષક તળે લખેલો લેખ જોવો

મણિલાલના કૉલેજના જીવન દરમિયાન વેકેશનોમા નડિયાદ આવવાનું થતું ત્યા હાઈસ્કૂલના બાલાશંકર વગેરે મિત્રોની સાહિત્યાંકુરોને પોષક મૈત્રિ તથા મંડળી ચલાવવાની પ્રવૃત્તિ ચાલુ રહેતી. કૉલેજમાથી પણ જૂના હાઇસ્કૂલના મિત્રો સાથે કવિતા વિષે વિચારોની અને પોતપોતાની બનાવેલી કવિતાઓની પત્ર દ્વારા આપલે થતી

મણિલાલ તીવ્ર લાગણીવાળા હતા, અને વિરોધમા અને પ્રેમમા બંનેમા હતા, તેનો પુરાવો નાનપણના હાઈસ્કૂલના જીવનથી જ આપણે જોયો કૉલેજના અભ્યાસ દરમિયાન પણ એ ગુણ આપણને દેખાય છે દક્ષિણી વિદ્યાર્થીના લક્ષમા ન જવાને કારણે ગુજરાતી સહાધ્યાયીઓ અને કેટલાક નિકટના મિત્રોએ મણિલાલની વિરુદ્ધ અરજી કરીને તેમને કૉલેજમાંથી પણ કઢાવવાનો પ્રયત્ન કરેલો એ વિદ્યાર્થીઓના રાગદ્વેષને લઇને ઊભા થયેલા ઝઘડામા જે વિકટ પરિસ્થિતિ થઈ તેમા પણ મણિલાલ દૃઢ રહી શક્યા હતા અને મિત્રો અને વિરોધીઓને ઓળખી વર્તન કરતા

બી. એ. પાસ થયા પછી તુર્તમાં યુસૂફઅલ્લી જમાદારનું લગ્ન ૧૮૮૦માં થયેલું તે પ્રસંગે મણિલાલને આગ્રહભર્યું આમંત્રણ થયું હતું. તે સમયના હિંદુ અને મુસલમાનો વચ્ચે કેવો મીઠાશભર્યો સંબંધ હતો તેનું એ સૂચક હોવા ઉપરાંત મણિલાલ અને યુસૂફઅલ્લી વચ્ચે કૉલેજમાં જે સાચી મૈત્રિ હતી તેનું પણ એ સૂચક છે. એ બંનેની મૈત્રિ જીવનભર અખંડ ચાલુ રહેલી જણાય છે.

તે જ પ્રમાણે તુલસીદાસ લક્ષ્મીદાસ પટેલ પણ મણિલાલના બી. એ. ના વર્ષના સહાધ્યાયી અને મિત્ર હતા.

અંબાલાલ સાકરલાલ દેસાઇના નાના ભાઈ માણેકલાલ સા. દેસાઇ, જેઓ પાછળથી વડોદરા રાજ્યમાં અધિકારી થયા હતા, તેમને અને મણિલાલને બી. એ. ના છેલ્લા વર્ષ દરમિયાન કાવ્યસંબંધી ચર્ચા પત્ર દ્વારા થયેલી હતી એમ જણાય છે. મણિલાલે જેમ બાલાશંકર, મોહનલાલ પ્રસાદરામ વગેરેને હાઇસ્કૂલના અને કૉલેજના પ્રથમ વર્ષ દરમિયાન કવિતાઓ પત્રમાં લખેલી તેમ કૉલેજના છેવટના વર્ષ દરમિયાન માણેકલાલ દેસાઇને પણ કવિતાઓ મોકલેલી જણાય છે. કવિતાનો વિષય શૃંગાર જણાય છે. એને વિષે ટીકા કરતા માણેકલાલ દેસાઇ જણાવે છે: "On the whole your comparison are borrowed from the classical poets and very beautiful they are—very many times they are nicely expressed—sometimes are indeed beautiful."

આવી બે-ત્રણ કવિતાઓ મા. દેસાઇને મોકલાઇ હતી એટલું તો પત્રો ઉપરથી જણાય છે. પરંતુ બીજી એ પ્રકારની વધારે પણ લખાઇ હોવી જ જોઇએ, જેની સાબિતી આજે મળવી દુર્લભ થઇ પડી છે.

રા. કેશવ હર્ષદ ધ્રુવે ૧૮૭૯માં આસરે ૨૦ વર્ષની ઉમરે બી એ. ના છેલ્લા વર્ષમાં કેટલાક કાગળો લખેલા તેના અવતરણો આપવા જેવાં છે. પત્રની સહી કરતાં 'બેવડો દરદી તારો કેશવ હ. ધ્રુવ' એ પ્રમાણે શારીરિક દર્દનું અને વિરહનુ સૂચન કરેલ છે. (પત્ર ૨૩-૮-૧૮૭૯ મ. અ. આ.) વળી મણિલાલનો પત્ર મળતાં ઉત્તરમાં ૧૮-૯-૧૮૭૯ ના રોજ લખે છે તે આ પ્રમાણે છે :—

('તમસૈયાં સારી રાત રે, સેજે સૈયાના જઈ હો'-એ રાગ)

મળીયો તુજ પત્ર પ્રભાત રે, રાગી મિત્ર શું ઉદિત થયો,
અનુરાગી મિત્ર શું ઉદિત થયો.
બડભાગી મિત્ર શું ઉદિત થયો.
મળીયો— ધ્રુવ.
ચેતમ ક(ટો)ળતાં અખ (દગ) ચકવાનું જો કું નતે રળિયાતરે
રાગી૦—મળીયો.
ચિંતા ઘન ઘણુ કરત નિરાશા દળ્યો કરત દુઃખદવપાતરે-
રાગી૦—મળીયો.
કવિતાલહરીથી ડોલતું ચિત્તકમળ પામ્યું સુપ્રભાત રે-
-રાગી૦—મળીયો.
પ્રેમપ્રભા પ્રસરી સઘળે તન ફૂલે હર્ષે ફૂલવત ગાત રે
રાગી૦—મળીયો.

('ફૂલી અલબેલી આવ્યો વહાલો ફૂલી અલબેલી' એ રાગ.)

ઉમંગી ઉરહેલી આનંદની ઉમંગી ઉરહેલી-ધ્રુવ.
ઉરમાં ન માય રોમેરોમે ને નેનથી રહી રેલી—આનંદની
રસમસ પત્ર નવપલ્લવ બની વહાલતણી વેલી ,,
વિધિના વિરહશરના ઘા રૂઝાયા કાવ્યસુધારેલી ,,
આંતરલોચન તાંડવલાસ્યથી આજ શીખ્યા કેલી ,,
* * *
અંજન આ શું અપૂર્વ કરી આંખ આંધી થઈ મેલી ,,
* * *
હૃદયે શી શાંતા થઇ પીતાં રસમસ મેલી

(દોહરો)

મૂર્તિ અવાચક મૃત કરા (મને) દર્શાવે દુરબીન;
આબેહૂબ તો પત્રિકા, મિત્રતણી રસલીન.

(કવિત)

દૂરદર્શન ને સૂક્ષ્મદર્શન નલિકાયંત્ર
વિચિત્ર શિલ્પકળા ભવ્ય ભારી છે.
શબ્દવાહક ને ગિરાગ્રાહી સઉ જોયા સંચ
ઇન્દ્રિય એકેક તે જ જ્યાં ત્યાં જેણે ઠારી છે.
મને માયાવીનો મંત્ર ધારી જેનો રચ્યો તંત્ર,
પત્રમંત્ર તુલ્ય ક્યાં ત દશેન્દ્રિયહારી જે
અગમ્ય અપૂર્વ તારી હર્ષ ઉપજાવનારી
જેમાં કો આશ્ચર્યકારી કારીગરી ન્યારી છે!

(ગીતિ)

નિઃશબ્દ નાદથી જે રહી અદર્શ ઉરરકત નયન નચવે;
નટપુરના નરમણિ હે! પ્રભાવ કેશવ તારો શું જ કવે?

તમારા બંને નિઃસીમ સુખદ પત્ર પહોંચ્યા છે. તેમાંથી મન પ્રફુલ્લિત થયું છે. આવા આવા અપૂર્વ લાભ આપનાર પત્રની પ્રેમોદાર દિલદાર દોસ્ત પાસે કેમ યાચના ન કરું? "લાભે સૌ લેવાય."

ત્યારપછી પણ મહિના પછી જ્યારે મણિલાલ બી. એ. માં પાસ થયા તે પ્રસંગે લખેલો કેશવ હર્ષદ ધ્રુવનો એક જ પત્ર મળી શકયો છે :— (૧૨-૧૨-૧૮૭૯)

(દેખા કાન્હા હમારા મુરલી બજાવે, બ્રિન્દાબિનમેં બાજે બંસરી)

હો મુબારક, મુબારક, મુબારક, મુબારક,
ધ્વનિ ધન્ય ધવલ ધીર મધુરી—હો મુબારક૦
કામિ વિરંચિ કદર્થિત ગિરની
સ્થિતિ આજ સદાશ્રયે સુધરી-હો મુબારક૦
મિત્રપ્રતાપે, અનાથા, પુનઃ જય
પામી, વિદ્યા વિસારેથી વિધુરી
સત્કાર આજ ઉચિત પામી ભૂપર
સુરતા જણાયે પ્રગટ પૂરી—હો મુબારક૦
આનામાં બંધુપણાના કલેમાં
વાણી કહે મુબારક રસભરી—હો મુબારક૦

હરિલાલ ને બાપાજી મને (આવી સ્થિતિમાં) ઘેર આવવા લખે છે. આ વખતે મારે શું કરવું તે મને મિત્ર તરીકે લખી જણાવજો'

સારો લાભ મળ્યો કારણકે દેખરેખ રાખનાર વડીલનો અભાવ "૧૯ વર્ષનું યુવાવસ્થાનું ઉચ્છૃંખલ શરીર ને જેવી જોઇએ તેવી સોબતની સુલભતા, માબાપ તરફ વિદ્યોપાર્જન નિમિત્તે મળીએ તેટલું દ્રવ્ય મળવાનો સંભવ" એવા સંજોગોમાં દૂષિત ન થાય એવા તો કોઇ "હજારે એક-બે પ્રભુની કૃપાના પાત્ર હોય તો હોય !" એમ મણિલાલ આ રંગીલા વાતાવરણનો ભાગ પણ આત્મવૃત્તાંતમા નોંધે છે. આ પ્રલોભનને વશ થવાના પ્રસંગો કોલેજના છાત્રાલયમા રહેવાનું થયુ તે દરમિયાન પાંચેક વાર બનેલા જણાય છે, અને તેમા બે વખત ચાંદીનું દર્દ મણિલાલને (ચેપથી) લાગુ થયું હતું. બંને વખત તે દવા કરવાથી મટી ગયું લાગ્યુ. આ નૈતિક નિર્બળતાને પરિણામે મણિલાલને જીવનભરનો વ્યાધિ લાગુ થયો જણાય છે.

પરંતુ વિચક્ષણ બુદ્ધિ, પોતાની સ્કોલરશીપ ચાલુ રહે એની કાળજી, તથા પોતાને મળેલ કીર્તિ પણ ઝાંખી ન પડે એવી મહત્ત્વાકાંક્ષા હોવાથી મણિલાલ કોલેજના છાત્રાલયમા રહેતા હતા તે દરમિયાન ૧૩-૧૪ કલાક નિયમિત ટાઇમટેબલ બનાવી અભ્યાસ કરતા આમ કરવાથી મણિલાલને સ્કોલરશીપ મળવાની ચાલુ રહી હતી, અને પિતા પાસેથી ખર્ચની આખી રકમ લેવાની ફરજ કદી પડી ન હતી. ગણિતનો વિષય કાચો હતો તોપણ સંસ્કૃત, અંગ્રેજી વગેરેમા ઓછુ કામ કરવુ પડતું હોવાથી એમાં વિશેષ કામ કરીને પરીક્ષાઓ પસાર કરવામા હરકત આવતી નહિ. મણિલાલની વાચવાની પદ્ધતિ પણ જુદી હતી. સવારે વહેલા ઊઠીને એ વાચતા, દરેક વિષયને હસ્તામલકવત્ કર્યા વિના મણિલાલને જંપ વળતો નહિ, અને વગર સમજીને ગોખી મારવાનું તેમનાથી બનતું નહિ એટલે મણિલાલ એક જ વિષયના જુદાં જુદાં પુસ્તકોનો અભ્યાસ કરતા. એ રીતે પુનરાવર્તન થવાથી વિષયનુ સ્વરૂપ મનમા સ્પષ્ટ થઇ જતું કોલેજના અધ્યાપકો પૈકી ડૉ. રામકૃષ્ણ ભાંડારકર અને પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થને મણિલાલ આભારભરી સ્મરણાંજલિ અર્પે છે. છેલ્લી બી એ ની પરીક્ષા વખતે છેવટના વિજયનો સમય જાણી મણિલાલે ખૂબ પરિશ્રમ કર્યો હતો અને પરીક્ષા સંતોષકારક રીતે આપી. સ્વાશ્રયના પરિણામ વિષે મણિલાલને એટલો વિશ્વાસ હતો કે પોતે પાસ તો થશે જ, એટલે તારને બદલે કાગળ લખવાનું સૂચવ્યુ, અને તેમા પોતાને કયો ક્લાસ મળે છે તે તથા ઇતિહાસ અને અર્થશાસ્ત્રનું ઇનામ પણ મળે તે લખી જણાવવા કહ્યું ધાર્યા પ્રમાણે મણિલાલ બીજા વર્ગમા આવ્યા અને ઇનામ પણ મળ્યું. આખી પરીક્ષામા મણિલાલ બીજે નંબરે પસાર થયા હતા અને ૩૦ માર્ક ખૂટવાને લીધે પ્રથમ વર્ગમા આવતા અટકી ગયા. પરિણામે કોલેજમાં ફેલો તરીકે નિમાયા અને ૨૦ રૂપિયાની સ્કોલરશીપ હજી ચાર મહિના ચાલે એમ હોવાથી પોતાને મળેલા માનનો ઉપભોગ કરવા મણિલાલ ૧૮૭૪માં પાસ થયા પછી મુંબઇ ગયા.

પરંતુ પરીક્ષા પસાર કરવી એક રીતે મણિલાલના જીવનમાં મહત્ત્વનો બનાવ હતો. તોપણ તેના કરતાં વધારે ઊંડું આત્મમંથન અનુભવવાનો આ કોલેજના જીવનનો કાળ હતો એમ જણાય છે. યુરોપિયન સુધારો, નીતિ, રીતિ તથા ઈશ્વર-મોક્ષ વગેરે વિચારોના પરસ્પર સંઘર્ષમાં મણિલાલનું મન પડી ગયું. માનવજીવનનું અંતિમ કર્તવ્ય જીવનને ખળભળાવતા આવા તમામ પ્રશ્નોનો નિર્ણય કરવામા, જીવનના અંતિમ મૂલ્યો તારવવામાં અને તેમને બુદ્ધિ વડે સપ્રમાણ કરવામાં રહેલું છે એવો નિર્ણય મણિલાલે કર્યો, અને ધર્મ, નીતિ, સુધારો વગેરે વિષયોનો અભ્યાસ આરંભ્યો. યુરોપની ફિલસૂફીના અભ્યાસથી મણિલાલને સંતોષ થયો નહિ એટલે તેમણે આર્યદર્શનના ગ્રંથો મૂળ સંસ્કૃતમાં વાંચવાનું શરૂ કરીને કોલેજની પેઠે જ પરીક્ષા પસાર કર્યા પછી પણ અભ્યાસનો ભારે પરિશ્રમ ચાલુ રાખ્યો. સાથે સાથે સાહિત્ય-સર્જનની પ્રવૃત્તિ પણ આરંભી. આ સમગ્ર મનોમંથનને પરિણામે મણિલાલની બુદ્ધિએ આર્યતત્ત્વજ્ઞાનમાં શાંકરમતપ્રતિપાદિત અદ્વૈતદર્શનને સ્વીકાર્યું. પરંતુ એ સ્વીકાર કેવળ શુષ્ક બુદ્ધિનો ન હતો. સમગ્ર જીવનના અટપટા કોયડાઓના ઉકેલ તરીકે મણિલાલે તેને પોતાના જીવનના સંદેશ તરીકે આપવાનો પણ પ્રયત્ન કર્યો છે. પોતાના એ જીવનસંદેશને "અભેદમાર્ગ" એવું નવુ અભિધાન પણ એમણે આપ્યુ અને પોતાની જાતને એ અભેદમાર્ગના એક "પ્રવાસી" તરીકે વર્ણવવામા આનંદ માન્યો.

આમ મણિલાલનો આર્યદર્શન માટેનો પક્ષપાત અંધ રૂઢિના દાસત્વનું પરિણામ ન હતો, તથા કેટલાક માને છે તેમ, શરૂઆતથી જ બંધાયેલા પૂર્વગ્રહના પરિપાકરૂપ ન હતો, પરંતુ નાસ્તિકતા અને આસ્તિકતા વચ્ચે પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય સંસ્કારની વચ્ચે આત્મામાં જાગેલા મંથનના પરિણામરૂપ હતો એ ખાસ નોંધવા જેવું છે—કેમકે એટલો એ જીવંત નિર્ણય ન હોત તો જીવનમાં અને સાહિત્યમા જે પ્રાણનું મોજું તેમણે ઉત્પન્ન કર્યું તે કદી ઉત્પન્ન કરી શકત નહિ. આ મુદ્દાના સમર્થનમાં વાચનારે, મણિલાલે ઘણાં વર્ષો પછી 'થિયોસૉફિસ્ટ'માં "The Saving of another Hindu Soul"ના શીર્ષક તળે લખેલો લેખ જોવો.

મણિલાલના કોલેજના જીવન દરમિયાન વેકેશનોમાં નડિયાદ આવવાનું થતું ત્યા હાઇસ્કૂલના બાલાશંકર વગેરે મિત્રોની સાહિત્યાંકુરોને પોષક મૈત્રિ તથા મંડળી ચલાવવાની પ્રવૃત્તિ ચાલુ રહેતી, કોલેજમાંથી પણ જૂના હાઇસ્કૂલના મિત્રો સાથે કવિતા વિષે વિચારોની અને પોતપોતાની બનાવેલી કવિતાઓની પત્ર દ્વારા આપ લે થતી.

મણિલાલ તીવ્ર લાગણીવાળા હતા, અને વિરોધમા અને પ્રેમમાં બંનેમા હતા, તેનો પુરાવો નાનપણના હાઇસ્કૂલના જીવનથી જ આપણે જોયો કોલેજના અભ્યાસ દરમિયાન પણ એ ગુણ આપણને દેખાય છે. દક્ષિણી વિદ્યાર્થીના લગ્નમા ન જવાને કારણે ગુજરાતી સહાધ્યાયીઓ અને કેટલાક નિકટના મિત્રોએ મણિલાલની વિરુદ્ધ અરજી કરીને તેમને કોલેજમાથી પણ કઢાવવાનો પ્રયત્ન કરેલો. એ વિદ્યાર્થીઓના રાગદ્વેષને લઇને ઊભા થયેલા ઝઘડામાં જે વિકટ પરિસ્થિતિ થઈ તેમાં પણ મણિલાલ દૃઢ રહી શક્યા હતા અને મિત્રો અને વિરોધીઓને ઓળખી વર્તન કરતા

બી. એ. પાસ થયા પછી તુર્તમાં યુસુફઅલ્લી જમાદારનું લગ્ન ૧૮૮૦માં થયેલું તે પ્રસંગે મણિલાલને આગ્રહભર્યું આમંત્રણ થયું હતું. તે સમયના હિંદુ અને મુસલમાનો વચ્ચે કેવો મીઠાશભર્યો સંબંધ હતો તેનું એ સૂચક હોવા ઉપરાંત મણિલાલ અને યુસુફઅલ્લી વચ્ચે કોલેજમાં જે સાચી મૈત્રિ હતી તેનું પણ એ સૂચક છે. એ બંનેની મૈત્રિ જીવનભર અખંડ ચાલુ રહેલી જણાય છે.

તે જ પ્રમાણે તુલસીદાસ લક્ષ્મીદાસ પટેલ પણ મણિલાલના બી. એ. ના વર્ષના સહાધ્યાયી અને મિત્ર હતા.

અંબાલાલ સાકરલાલ દેસાઇના નાના ભાઈ માણેકલાલ સા. દેસાઇ, જેઓ પાછળથી વડોદરા રાજ્યમાં અધિકારી થયા હતા, તેમને અને મણિલાલને બી. એ. ના છેલ્લા વર્ષ દરમિયાન કાવ્યસંબંધી ચર્ચા પત્ર દ્વારા થયેલી હતી એમ જણાય છે. મણિલાલે જેમ બાલાશંકર, મોહનલાલ પ્રસાદરામ વગેરેને હાઇસ્કૂલના અને કોલેજના પ્રથમ વર્ષ દરમિયાન કવિતાઓ પત્રમાં લખેલી તેમ કોલેજના છેવટનાં વર્ષ દરમિયાન માણેકલાલ દેસાઇને પણ કવિતાઓ મોકલેલી જણાય છે. કવિતાનો વિષય શૃંગાર જણાય છે. એને વિષે ટીકા કરતા માણેકલાલ દેસાઇ જણાવે છે: "On the whole your comparison are borrowed from the classical poets and very beautiful they are-very many times they are nicely expressed-sometimes are indeed beautiful."

આવી બે-ત્રણ કવિતાઓ મા. દેસાઇને મોકલાઇ હતી એટલું તો પત્રો ઉપરથી જણાય છે. પરંતુ બીજી એ પ્રકારની વધારે પણ લખાઇ હોવી જ જોઇએ, જેની સાબિતી આજે મળવી દુર્લભ થઇ પડી છે.

રા. કેશવ હર્ષદ ધ્રુવે ૧૮૭૯માં આસરે ૨૦ વર્ષની ઉમરે બી એ. ના છેલ્લા વર્ષમાં કેટલાક કાગળો લખેલા તેના અવતરણો આપવા જેવાં છે. પત્રની સહી કરતાં 'એવડો દરદી તારો કેશવ હ. ધ્રુવ' એ પ્રમાણે શારીરિક દર્દનું અને વિરહનુ સૂચન કરેલ છે. (પત્ર ૨૩–૮–૧૮૭૯ મ. અ. આ.) વળી મણિલાલનો પત્ર. મળતાં ઉત્તરમાં ૧૮–૯–૧૮૭૯ ના રોજ લખે છે તે આ પ્રમાણે છે :—

('તમસૈયાં સારી રાત રે, સેજે સૈયાના જઈ હો'-એ રાગ)

મળીયો તુજ પત્ર પ્રભાત રે, રાગી મિત્ર શું ઉદિત થયો,
અનુરાગી મિત્ર શું ઉદિત થયો,
બડભાગી મિત્ર શું ઉદિત થયો.
મળીયો— ધ્રુવ.
ચેતમ ક(ટ)ળતાં અખ (દગ) ચકવાનું જોડું નતેં રળિયાતરે
રાગી૦—મળીયો.
ચિંતા ઘન ઘણ કરત નિરાશા દર્યો કરત દુઃખદવપાતરે-
રાગી૦—મળીયો.
કવિતાલહરીથી ડોલતું ચિત્તકમળ પામ્યું સુપ્રભાત રે-
-રાગી૦—મળીયો.
પ્રેમપ્રભા પ્રસરી સઘળે તન ફૂલે હર્ષે ફૂલવત ગાત રે
રાગી૦—મળીયો.

('ફૂલી-અલબેલી આવ્યો વહાલો ફૂલી અલબેલી' એ રાગ.)

ઉમંગી ઉરહેલી આનંદની ઉમંગી ઉરહેલી–ધ્રુવ.
ઉરમાં ન માય રોમેરોમે ને નેનથી રહી રેલી–આનંદની
રસભસ પત્ર નવપલ્લવ બની વહાલતણી વેલી ,,
વિધિના વિરહશરના ઘા રૂઝાયા અવ્યસુધારેલી ,,
આંતરલોચન તાંડવલાસ્યથી આજ શીખ્યા કેલી ,,
* * *
અંજન આ શું અપૂર્વ કરી આંખ આંધી થઈ મેલી ,,
* * *
હૃદયે શી શાંતા થઇ પીતાં રસભસ મેલી

(દોહરો)

મૂર્તિ અવાચક મૃત કરા (મને) દર્શાવે દુરબીન;
આબેહૂબ તો પત્રિકા, મિત્રતણી રસલીન.

(કવિત)

દૂરદર્શન ને સૂક્ષ્મદર્શન નલિકાયંત્ર
વિચિત્ર શિલ્પકળા ભવ્ય ભારી છે.
શબ્દવાહક ને ગિરાગ્રાહી સઉ જોયા સંચ
ઇન્દ્રિય એકેક તે જ જ્યાં ત્યાં જેણે ઠારી છે.
મને માયાવીનો મંત્ર ધારી જેનો રચ્યો તંત્ર,
પત્રમંત્ર તુલ્ય ક્યાં ત દશેન્દ્રિયહારી જે
અગમ્ય અપૂર્વ તારી હર્ષ ઉપજાવનારી
જેમાં કો આશ્ચર્યકારી કારીગરી ન્યારી છે!

(ગીતિ)

નિઃશબ્દ નાદથી જે રહી અદર્શ ઉરરકત નયન નચવે;
નટપુરના નરમણિ હે! પ્રભાવ કેશવ તારો શું જ કવે!

તમારા બંને નિઃસીમ સુખદ પત્ર પહોંચ્યા છે. તેમાંથી મન પ્રફુલ્લિત થયું છે. આવા આવા અપૂર્વ લાભ આપનાર પત્રની પ્રેમોદાર દિલદાર દોસ્ત પાસે કેમ યાચના ન કરું? "લાભે સૌ લેવાય."

ત્યારપછી પણ મહિના પછી જ્યારે મણિલાલ બી. એ. માં પાસ થયા તે પ્રસંગે લખેલો કેશવ હર્ષદ ધ્રુવનો એક જ પત્ર મળી શકયો છે :— (૧૨–૧૨–૧૮૭૯)

(દેખા કાન્હા હમારા મુરલી બજાવે, બ્રિન્દાબિનમેં બાજે બંસરી)

હો મુબારક, મુબારક, મુબારક, મુબારક,
ધ્વનિ ધન્ય ધવલ ધીર મધુરી–હો મુબારક૦
કામિ વિરંચિ કદર્થિત ગિરની
સ્થિતિ આજ સદાશ્રયે સુધરી-હો મુબારક૦
મિત્રપ્રતાપે, અનાથા, પુનઃ જય
પામી, વિદ્યા વિસારેથી વિધુરી
સત્કાર આજ ઉચિત પામી ભૂપર
સુરતા જણાયે પ્રગટ પૂરી—હો મુબારક૦
આનંદમાં બંધુપણાના હેતેમાં
વાણી કહે મુબારક રસલરી—હો મુબારક૦

હરિલાલ ને બાપાજી મને (આવી સ્થિતિમાં) ઘેર આવવા લખે છે. આ વખતે મારે શું કરવું તે મને મિત્ર તરીકે લખી જણાવજો'

છેલ્લો પત્ર ૧૯-૩-૧૮૮૦ સુધીનો મળ્યો છે ત્યારપછી એ બન્ને સાક્ષરો વચ્ચે પ્રેમાનંદનાં નાટકો વિષેનો જ પત્ર હયાત છે, જે છપાયો છે.

છગનલાલ હરિલાલ પંડ્યા (કાદંબરીનું ભાષાંતર કરનાર) અને મણિલાલ સહાધ્યાયી હતા. મૅટ્રિકમા તે એક વર્ષ પાછળ પડી ગયાં, પરંતુ બન્નેની મૈત્રી સારી રહી જણાય છે. મણિલાલના બી.એ.માં પાસ થયાનાં અભિનંદન સાથે જ પત્રમા ઇતિહાસ અને અર્થશાસ્ત્રની મણિલાલની નોટ્સ માટે માગણી કરતાં લખે છે:—

"Now like to secure a charter of monopoly for these note-books of yours-not all but those about History & Political Economy."

આ ઉપરથી વિદ્યાર્થી તરીકે મણિલાલનું સ્થાન કેટલું ઉચ્ચ અને માનભર્યું હતું તેનો આપણને ખ્યાલ આવે છે

કૉલેજમાથી ઉજ્જવળ કારકીર્દિ સહિત પસાર થયા એટલે મણિલાલને માથે નોકરી શોધવાની જરૂરિયાત આવી.

કૉલેજના અભ્યાસ દરમિયાન મણિલાલના પત્નીનો અને એમનો સંબધ વધારે નિકટનો થાય એવા સામાજિક પ્રસગો રૂઢિ પ્રમાણે ગોઠવાયા જણાય છે. મણિલાલ જ્યારે વૅકેશનમા જતા ત્યારે ખાસ કરીને એવા પ્રસગો રચાતા. મણિલાલનું વય ૨૦-૨૧ વર્ષનું અને એમની પત્નીનું ૧૧-૧૨ વર્ષનું વય હતું. આ પ્રસંગ દરમિયાન બનેલી ઘટનાઓને મણિલાલ અપશકુન ગણવા પ્રેરાય છે તે પણ કંઇક અશે સકારણ લાગે છે. મણિલાલને પત્નીથી સંતોષ થયો જણાતો નથી. ભણતરમાં, સામાન્ય સંસ્કારિતામા અને મણિલાલના મનમાં જાગેલી પરમ પ્રેમસ્નાનની તૃષા સંતોષવામાં એમનાં પત્ની સફળ થાય એવા સંજોગોમા જ હતાં નહિ એમ લાગે છે. હાઇસ્કૂલ અને કૉલેજમાં મણિલાલની ઉશ્કેરાયેલી જુવાન વૃત્તિઓએ એમને "દૂષિત" તો કર્યા જ હતા, એટલે મણિલાલને એમની પત્નીથી સંતોષ ન થવાનાં અન્ય કારણોમાં એ પણ ગણવું જોઈએ. તેમાં મણિલાલનાં સાસરિયાં ખૂબ કંકાસિયાં અને દ્રવ્યમંદૂકવૃત્તિ જેવી અતિ સકુચિત વૃત્તિવાળાં જણાય છે, એટલે બન્ને વેવાઇઓ વચ્ચે ઝઘડા થવાના પ્રસગો વારંવાર બન્યા જ કરતા અને મણિલાલ બી એ.માં ગયા ત્યારે કૌટુમ્બિક ઝઘડામાં એમને ભાગ લેવો પડયો હતો, જેથી બન્ને કુટુંબ વચ્ચે વધારે ઉગ્ર વિરોધ શરૂ થયો બી. એ. પાસ થયા પછી મણિલાલનાં પત્નીને બીજીવાર મણિલાલને ઘેર વળાવી તેને બીજે જ દિવસે મણિલાલની સાસુ એને પાછી લઇ ગઇ. આ બનાવથી મણિલાલનું મન તદ્દન ફરી ગયું. મણિલાલે પોતાની પત્નીને કબજે રાખી એને સાસરે જવા-આવવાનો વહેવાર બંધ કર્યો, બે-ત્રણ માસ એ પ્રમાણે ચાલ્યા પછીથી એકવાર પિયેર જવા દેવામાં આવતાં મણિલાલનાં સાસરિયાંએ એને પોતાને ત્યાં રાખી લીધી અને નાતમાં મણિલાલ વિરુદ્ધ વાતો ફેલાવવા માડી (ચાલુ)

# પ્રાચીન હિંદના વ્યાપારમાર્ગો [૧૧થી પૂરું]

આ રીતે પરદેશો સાથેનો આપણો વ્યવહાર સરળ અને સંપીલો રહેતો. આપણે કાંઈ અલગ અને એકલવાયા પડી ન જતા.

(૨) જ્ઞાનપ્રચાર–આપણા પંડિતો અને વિદ્વાનો પરદેશોમાં જ્ઞાનપ્રચાર માટે વારંવાર જતા, તેમ જ ત્યાંના વિદ્વાનો પણ અહીં આવતા.

(૩) જરૂર પડતાં આપણાં લશ્કરો પણ પરદેશોમાં જતાં. એક વખતે ચીનમાં આપણું ખાદીધારી લશ્કર પહોંચી ગયું હતું અને ચીનમાંથી પાંડવો સામે લડવા અહીં જતુ લશ્કર આવેલું.

(૪) ધર્મપ્રચાર માટે આપણા ધાર્મિક પુરુષો પરદેશ સૌથી વધારે ખેડતા. આપણા ધર્મોના અને મંદિરોના અવશેષો પરદેશોમાં આજે પણ મળી આવે છે.

અમેરિકાના મેક્સિકો પ્રદેશમાં ગણેશની–ગણપતિની મૂર્તિ જડી આવી છે. જ્યારે યુરોપની પ્રજા પ્રથમ અમેરિકામાં કોલંબસની શોધ પછી ગઈ ત્યારે ત્યાંના કેટલાક પ્રદેશોમાં હિંદુ ધર્મના રિવાજો પ્રચલિત હતા. એક જ ચીન પ્રદેશમા ૬ઠ્ઠા સૈકાની શરૂઆતમા ૩૦૦૦ હિંદુ સાધુઓ અને ૧૯૦૦ કુટુંબો રહેતાં હતાં. રામ-વનવાસ પછી વસિષ્ઠ ઋષિ ચીનમાં રહેવા ગયા હતા. ગોબીના રણ નીચે ઘણાં શહેરો, ગામો, મંદિરો અને મઠો હયાત છે. ડચ રાજ્યમાં સંસ્કૃત ભાષાનું શિક્ષણ અપાતું.

(૫) આપણું નૌકાબળ અપ્રતીમ હતું અને આપણા ખલાસીઓ આંતરરાષ્ટ્રીય વ્યવહાર અને સબંધની જબરી સાંકળો હતી ઈ. પૂ ૬ઠ્ઠા સૈકામા કેટલાક સાહસિક ખલાસીઓ બાલ્ટિક સમુદ્રમાં ગયા હતા. ત્યાં તોફાન થતાં તેઓ જર્મનીમાં ઊતર્યા હતા.

(૬) આપણા પંડિતો માટે પરદેશમાં ખૂબ માન હતું. હર્ષ રાજા તરફથી ચીનમાં આપણા એલચીઓ ગયા હતા. ભાસ્કરાચાર્ય રોમમાં ભણાવવા ગયા હતા.

અરબસ્તાન તથા ઈરાનમાં હિંદના ઘણા પંડિતો રહેતા. એ ગ્રંથો લખતા. ઈ. સ ના પ્રથમ સૈકામાં રોમન બાદશાહો હિંદના જોશીઓ રાખતા. હિંદુ તથા બુદ્ધ પ્રચારકો ગ્રીસમાં ગયા અને ત્યાંની ભૂમિતિ, શિલ્પકલા, ખગોળવિદ્યા શીખી લાવ્યા હતા. ભરૂચનો વતની શ્રીમાન આચાર્ય રોમમાં બળી મૂઓ હતો. ત્યાં તેની કબર છે. યવનાચાર્ય અરબસ્તાનમાં બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યો હતો અને એલેક્ઝાંડરની વિદ્યાપીઠમાં તેણે શિક્ષણ લીધું હતું અને જોશીવિદ્યા પર ઘણાં પુસ્તકો લખ્યાં હતાં.

આમ આપણો આંતરરાષ્ટ્રીય સંબંધ પ્રાચીનકાળમાં પૂર્ણ કળાએ ખીલ્યો હતો.

લેખક
ચૂનીલાલ મડિયા

# મેના-પોપટ

ઓછવલાલ બહુ રસિયો જીવ નથી એ વાત સાચી, છતાં સાવ સોગિયામાં ખપે એટલી હદ સુધી તે અરસિક ન કહી શકાય. ભલે તે મોકળે મને પૈસા ન વાવરે, પણ તે છેક મૂંજી નથી એ તો લલિતાનેય કબૂલ કરવું પડ્યું હતું. ભલે તેઓ નાકને નેવે મૂકીને પેલાં 'સોસાયટીમાં વસનારાંઓની જેમ સજોડે નહોતાં રખડતાં, છતાં ઓછવલાલની ઑફિસમાં રજા હોય ત્યારે વાર–પરબે વિકટોરિયા ગાર્ડનમાં કે કાંકરિયે લટાર લગાવી આવતાં. હા, તેઓ દર રવિવારના સિનેમા–શૉમાં ન જઈ શકતાં, પણ મહિને એકાદ વખત તો એ મોજ માણવાનું ન જ ચૂકતાં.

ઓછવલાલનો મ્યુનિસિપાલિટી તરફથી મળતો પંચાવનનો પગાર ખમી શકે ત્યાં સુધી એ બંને જીવડાં એના ઉપર અમનચમન કરી છૂટતાં. છેલ્લો પગાર–વધારો મળ્યો તેના બીજા જ દિવસથી લલિતાએ વણની પોળમાંથી ખાલી કરીને સોસાયટીમાં વસતી સહીપણીઓ સાથે રહેવા જવાનો કજિયો કર્યો–હા, સાચે જ, નાનાં છોકરાંની જેમ કજિયો જ કર્યો.

ઓછવલાલને ઑફિસે પહોંચવા માટે રાબેતા મુજબ સાડા દસે રોટલી'ન્ ઊતરી ત્યારે તેનાં કારણમાં લલિતાએ લોટનો પિંડો તાંસમાં પછાડતાં જણાવ્યું:

'આ અંધારિયા રસોડામાં ચૂલો ફૂંકીફૂંકીને મરી જાઉં છું તોય તાપ ક્યાં થાય છે?'

વળતે દિવસે ઓછવલાલે ઑફિસે જતી વખતે રાબેતા મુજબ ધોયેલ ટોપીની ખોજ માટે ડામચિયો ઊંચો કરીને ગાદલાંની બેવડ વચ્ચે હાથ ફેરવતાં એક માકડ સિવાય કંઈ હાથ ન આવ્યું ત્યારે લલિતાએ કહ્યું:

'આંહીં શું કાંઈ આપણા બાપનો સુવાંગ નળ છે કે ગમે તે ટાણે ગમે તેટલાં કપડાં ધોઈને તૈયાર–અસ્તરી કરીને રાખી શકીએ? સોસાયટીમાં રહેનારાંઓને તો ચોવીસે કલાક ટાંકી ચાલુ.'

અને તે દિવસે ઓછવલાલે નાહી રહ્યા પછી ધોતિયું બદલતી વખતે ફરિયાદ કરી:

'આ ધોતિયું હજી લીલું કાં?'

ત્યારે લલિતાએ તો ચટ્ટ સુણાવી દીધું:

'આંહીં અંધારી ઓલકીમાં સૂરજનો તડકોય બહુ આવે ને; એટલે તમારાં બધાંય લૂગડાં તરત સુકાઈ જાય કેમ?'

આવી સ્થિતિમાં ઓછવલાલને જ્યારે મોંઘવારી—ભથ્થું મળ્યું ત્યારે એની ખુશાલીમાં જ્યારે એણે સિનેમા જોવાની દરખાસ્ત લલિતા આગળ મૂકી ત્યારે તો લલિતાએ સત્યભામાનેય શરમાવે એવાં રૂસણાં લીધાં.

'જાવ, મારે તમારાં ઈ નાટક–સિનેમા નથી જોવાં. એક તો રહેવું આવી ગંધારી પોળમાં...ને જોવા જાવું સિનેમા–ઈ શોભતું હશે ક્યાંય?'

ઓછવલાલને માટે આ રૂસણાં અસહ્ય હતાં. સિનેમા જોવા જવાનું જે રહસ્ય હતું એ તો લલિતાને સાથે લઈને જવામાં હતું, બાકી ત્યાં બે વાંભના ધોળા કળીચૂનો છાંટેલ પડદા ઉપર બીજું શું બળ્યું હતું?

એ ઘડીએ જ ઓછવલાલે પોળ ખાલી કરી સોસાયટીમાં જવાનું નક્કી કરી નાખ્યું, અને વળતા રવિવારનો આખા દિવસનો ભોગ મકાન–ખોજમાં આપીને પરાને છેડે આવેલી સોસાયટીના એક બંગલાના આઉટ–હાઉસની એક ઓરડી અને એક રસોડું હાથ કર્યાં, અને વળતે રવિવારે તો એ મારવાડાં બોલાવીને સરસામાન પણ ફેરવી નાખ્યો.

હવે લલિતાને કંઈક ટાઢક થઈ. 'અમે પણ માણસ છીએ, સોસાયટીમાં રહી શકીએ છીએ, શાકપાંદડું લેવા માણેકચોકની માર્કીટમાં આખડવા નથી જવું પડતું, પણ લારીવાળાઓ અહીં બંગલાના કમ્પાઉંડમાં આવી જે જોઈએ તે આપી જાય છે. ચોવીસે કલાક ટાંકીના નળ ચાલુ રહે છે. હટાણું કરવા માટે હાથમાં થેલી લઈ બસમાં બેસીને અમદાવાદ જઈએ છીએ. અહીં ખુલ્લી હવા છે, પોળની ગંદકી નથી, પોળનો ઘોંઘાટ નથી, મિલનાં કબૂતર, સીટી, કોલસા–ભૂકી કશું જ નથી. અહીં તો બસ, બાગ-બગીચા, પવન–પાણી, સુખ–શાન્તિ...'

ઓછવલાલને પણ ઘડીભર તો લાગ્યું કે સાચું જીવન તો મારાં વાલીડાં આ સોસાયટીમાં વસનારાંઓ જ માણી રહ્યાં છે. પોતે આટલાં બધાં વર્ષ પોળમાં પડ્યો રહ્યો એ બદલ એને થોડો પસ્તાવો પણ થયો.

સોસાયટીમાં આવીને ઓછવલાલ મહિના મહિનાને આંતરે માંડ બે–ત્રણ વખત લલિતાને લઈને સિનેમા જોવા જઈ શક્યો, પણ આ નૂતન જીવનની મોજ હજી પૂરેપૂરી માણે એ પહેલાં જ લલિતાને સુવાવડ માટે એને પિયર વળાવવી પડી.

અને મબલખ માણસોથી ભરેલા આ બંગલાઓ વચ્ચે ઓછવલાલ એકલો અને અટૂલો થઈ પડ્યો.

વિશ્વકર્મા અઠવાડિયા–ના, સાતવારિયા–ના સાત દિવસમાંથી જે છ દિવસ સુધી સૃષ્ટિનિર્માણમાં વ્યાપચ્યા રહ્યા એટલા દિવસ તો ઓછવલાલ પણ તેની ઑફિસમાં વીજળીનાં બિલ ચીતરવામાંથી નવરો ન થતો, પણ છ

દિવસ સૃષ્ટિ-સર્જન કરીને સાતમે દિવસે વિસામો ખાનાર સૃષ્ટિનિયંતાને ક્યાં ખબર હતી કે એ સાતમો દિવસ–રજાનો દિવસ—લલિતાવિહોણા ઓછવલાલને અકારો થઈ પડશે ?

રવિવારે સોસાયટીના બંગલાઓમાં જીવનની નવી તાજગી આવતી. સોમથી શનિ સુધી અગિયારથી પાંચ વાગ્યાનો ઑફિસવટો વેઠીને પતિદેવો પાછા પધાર્યા હોવાથી, વનવાસેથી રામના પુનરૂઆગમને અયોધ્યાવાસીઓનાં હૃદયમાં ઊપજ્યો હશે એટલો આનંદ ગૃહિણીઓનાં હૃદયમાં ઊપજ્યો.

આવા ભર્યાભર્યા આનંદ-મંગળ વાતાવરણમાં ઓછવલાલે તો ઠેઠ કાઠિયાવાડને ખૂણે પડેલી લલિતાને યાદ કરીને જીવ જ બાળવાનો કે બીજું કાંઈ? ને એને યાદ કર્યેય હમણાં તો ક્યાં ટાઢક વળે એમ હતી ? હજી પરમદિવસના પત્રમાં જ સમાચાર હતા કે આ વખતે કોણ જાણે કેમ, પણ તબિયત સારી નથી રહેતી. જે થાય તે ખરું.

સોસાયટીનો બંગલો સાવ નિર્જન હતો એમ તો કેમ કહી શકાય ? માણસો તો છૂટાંછવાયાં આવતાં જ. સવારના પહોરમાં ઓછવલાલ સૂર્યવંશીની ફરજ બજાવતો પથારીમાં હોય ત્યાં જ દૂધવાળી બારણું ખખડાવતી. પછી શાક-પાંદડું, બીજું ત્રીજું... વેચવાની ચીજો ક્યાં ઓછી છે તે વેચનારાં ઓછાં હોય ?

પણ એ રવિવારે બંગલામાં રોજિંદા આગંતુકો ઉપરાંત એક જુદી જ–નવી જ, નીરનિરાળી-વ્યક્તિએ પ્રવેશ કર્યો.

ઓછવલાલને એના પ્રવેશથી આશ્ચર્ય થવાને બદલે કુતૂહલ થયું, કારણ કે એ વ્યક્તિ શેરીઓ વાળવાને બદલે હાથમાં છાલિયું લઈને બટકું કે રોટલો માગવા...હા, એ વખતે એ મહિના દિવસની હાજરીને અંતે હાથમાં સાવરણો લઈને પગાર લેવા આવતી ત્યારે પગારપત્રની સામેના પહોંચના ખાનામાં સહીને બદલે અંગૂઠાની છાપ આપતી.

એ અંગૂઠાઓની કે એની છાપોની ઓછવલાલને કાંઈ નવી નવાઈ નહોતી, દર મહિને પગાર ચૂકવવાને દહાડે આવી અંગૂઠા-છાપો લઈ લઈને તો એને એ અભ્યાસ પડવા આવી હતી. પણ અંગૂઠે અંગૂઠેય ફેર હશે ને ? તારાની જ્યોતિમાં ચાંદ જેવો એ અંગૂઠો ઓછવલાલે જુદો ન તારવી કાઢ્યો હોત તોય થોડો છૂપો રહી શક્યો હોત ?

અટાણે ઓછવલાલને ઓચિંતો જ એ અંગૂઠો યાદ આવી ગયો. હા, એ જ આખા પત્રકને આવરી લેતો માખણના પિંડા જેવો ગોરો હાથ, એની માથે ચીતરેલાં મેના-પોપટની જોડ...

હાલતાં ને ચાલતાં મનોવ્યાપારનાં સરવાળા-બાદબાકી કરવાની ઓછવલાલને ટેવ હતી જ નહિ. એ બધી પીડા તો કવિઓને-મનોવિશ્લેષણના શોધકોને સોંપી. અમુક ક્ષણે નાકના ટેરવા સામે જે પરિસ્થિતિ આવીને ખડી થાય તેને ઝાઝી લપ્પનછપ્પન વિના સ્વીકારી લેવી-એને અનુરૂપ થઈ જવું-એ ઓછવલાલની આદત કહો તો આદત-ખાસિયત કહો તો ખાસિયત-હતી.

રખે માની લેતા, કે અત્યારે ઓછવલાલ પિયર મોકલેલી પત્નીને વીસરી ગયો હતો ! આવો હળાહળ આરોપ આપણે તો ઠીક, પણ લલિતાય ભૂલેચૂકે કરી બેસે, તોપણ ઓછવલાલ એ કદી કબૂલે જ નહિ. બત્તીસના માપની ટોપીમાં સમાયેલા તેમના મગજમાં ગામડાના પાઘડીપને બાંધેલા એકઢાળિયા ઓરડા જેવો પાધરો ચોસરો પટ નહોતો, પણ મુંબઈમાં ખૂણેખાંચરે મળતી ખોબા જેટલી જગ્યાના કૂબામાં કરવામાં આવતી આડી, અવળી અને ઊભી ખોલીઓની કસબી કરામતો હતી. આવી ખોલીઓમાંની એકમાં ઓછવલાલે લલિતાની પુનિત નહિ પણ પવિત્ર યાદને સંઘરીને માથે તાળું વાસી રાખ્યું હતું. આવી એક ખોલીમાં તેણે આ અંગૂઠા અને મેના-પોપટના ચિતરામણને પણ સંઘરી રાખ્યાં હતાં.

અને રેડિયો સાંભળવા બેઠેલો માણસ ધારે ત્યારે ગમે તે જગ્યા ઉપર કાંટો લઈ જઈને બીજાં કેન્દ્રો વિસારે પાડી, એ અમુક જ કેન્દ્ર ઉપર એકાગ્ર થઈ, એનો પૂરેપૂરો રસાસ્વાદ કરી શકે છે, તેમ ઓછવલાલે અત્યારે તેના બધા જ માનસ-ગોખલાના ટોડલાઓ ઉપર સૂપડાં-ચાળણી જે હાથ આવ્યાં તે ઢાંકી દીધાં અને માત્ર આ મેના-પોપટની જ સ્મૃતિ ઉપર એકાગ્ર થઈ એમાંથી ફોરતી મીઠી મહેક માણી રહ્યો.

દિવસોને જતાં વાર લાગે છે ? છ મહિનાથી સૂમસામ પડ્યા રહેલા ઘરમાંથી એક મંગળ દિવસે ઉંવાં ઉંવાં અવાજ આવ્યો: લલિતાના આગમનથી અજાણ એવા પડોશીઓના કાન લલિતાનાં મીઠાંમધ હાલાંઓએ ચમકાવ્યા. ખાલીખમ્મ પડ્યો રહેતો ઓરડો જાણે કે હાંસોહાંસ જીવિતોથી ભરાઈ ગયો હોય એવું ઓછવલાલ અને લલિતા બંને અનુભવી રહ્યાં.

હજીય ઓછવલાલને એ કંટાળાભરી નોકરી તો કરવી પડે છે, પણ,એ માટે અગિયાર બજે બસ પકડવા જતી વેળા તેના પગમાં પહેલાં કરતાં નવું જોમ આવ્યું છે. લલિતાને

પણ સાડા દસને ટકોરે પહેલી રોટલી ભોઠીમાં નાખવી પડે છે, ઓચ્છવલાલની ટોપીને ગડી કરીને ગાદલાંની એવડમાં મૂકવાની ક્રિયા પણ ચાલુ જ છે—છતાં એ બધી પ્રક્રિયાઓમાં એને કોઈ દિવસ નહોતો તેટલો આંતરરસ ઉત્પન્ન થયો છે. ઘણીય વાર બંને જણાંનો ઘેલછામાં ખપે એવો હરખ જોઈને તેમને પોતાને જ પરસ્પર ક્ષણિક ક્ષોભ ઊપજી આવે છે. પણ તેનાં નાજુક કારણોના ઊંડાણમાં ઊતરવાને બદલે સામેના પારણામાં કાલું કાલું બોલવા મથતા અને આમતેમ હાથ-પગ ઉછાળતા દૃશ્ય તરફ જોઈને તેઓ આછેરું હસી લ્યે છે.

સુવાવડ કરીને આવ્યા પછી લલિતાને, ન-જાને કેમ, પણ સિનેમાઓ માટે પહેલાં જેટલો હરખ કે ઉત્સાહ ન રહ્યો. પણ ઓચ્છવલાલને એ હરખ કે ઉત્સાહમાં મંદી લાવવાનું કોઈ જ કારણ નહોતું.

'આ રવિવારે તો તારે આવવું જ પડશે.'

'પણ હું તે આ મારા સિનેમાનું કરું કે ત્યાં.....' ખોળામાં રમતા છોકરાને બતાવીને લલિતાએ ટાળવા કરી જોયું.

'પણ 'શકુન્તલા' જેવું સરસ પિક્ચર તું ન જુએ એ ચાલે?'

'જોઈ હવે તમારી શકુન્તલા! ગમે તેવી તોય છેવટે તો મેનકાની જ દીકરી કે બીજા કોઈની?'

'પૌરાણિક નર્તકીઓનું તું આમ અપમાન કરે છે?' ઓચ્છવલાલની અંદર રહેલો—આખા અમદાવાદને પીડી રહેલો 'સંસ્કારવાંછુ' આત્મા પોકારી ઊઠ્યો.

છેવટે સાંજના સાડા પાંચના શૉમાં ઓચ્છવલાલ અને લલિતાએ સવા બેની ખુરસીઓમાં જોડાજોડ બેઠક લીધી ત્યારે આખાય છબીઘરની આંખો પલક માટે એમની તરફ ફરી ગઈ.

લલિતા તો અનિચ્છાએ અહીં આવી હતી, છતાં એ ચિત્રની શરૂઆતથી જ સાપના જેટલી નહિ તો-પણ એક સીધી—સાદી સ્ત્રી થઈ શકે તેટલી મંત્રમુગ્ધ થઈ ગઈ. ઓચ્છવલાલ માટે વસ્તુસ્થિતિ સાવ ઊલટી જ નીવડી. ચિત્રનાં શરૂનાં દશ્યોથી જ ઓચ્છવલાલની અસ્વસ્થતા વધવા માંડી. પરદા ઉપરનાં દૃશ્યો તેનાં માનસ—ગોખલાઓનાં વાસેલાં તાળાં ખખડાવી રહ્યાં હતાં. મહિનાઓ પહેલાંના એક રવિવારે સોસાયટીના બંગલાની અસહ્ય એકાંતમાં આવી ચડેલ એક ચિરપરિચિત આગંતુક અને એની મુખમુદ્રા...એના સણકા આવી આવીને ઓચ્છવલાલના મગજમાં સબકારા બોલાવવા લાગ્યા.

છતમાં ફરતા વીજ—પંખાઓની હવા વચ્ચે પણ ઓચ્છવલાલને જાણે કે ગૂંગળામણ જેવું લાગ્યું. ઇન્ટરવલ પડતાં પહેલાં તો એ બે વખત કશાક બહાને બહાર પણ જઈ આવ્યો.

લલિતાએ પછી તો ટકોર પણ કરી: 'મોટે ઉપાડે આટલું ખરચ કરીને આંહીં મને ઉપાડી આવ્યા, ને તમે તો પૂરું જોતાય નથી! વારે ઘડીએ બારણે શું ડાબલો દાટ્યો છે?'

ચિત્ર પૂરું થયે ઓચ્છવલાલે જે છુટકારો અનુભવ્યો એ બદલ તો એણે છબીઘરના એકેકેએક સંચાલકનો અહેસાન માન્યો હશે.

ભદ્રમાં થઈને લોકલબોર્ડના મેદાન તરફ જતાં તેનું ચિત્તતંત્ર જે સરવાળા—બાદબાકી કરી રહ્યું હતું, તેમાં એક નવી આફતે આવીને ઉમેરો કર્યો.

લલિતામાં મૂળથી જ દયાની લાગણી વધુ. લૂલાં—લંગડાં કે આંધળાં—પાંગળાંને જુએ કે તુરત પાઈપૈસો ફેંકે. કિલ્લાની તોતિંગ દીવાલની ઓથે મેલાઘાણ સાડલામાં વીંટાઈને એક જુવાન સ્ત્રી નાનકડા બાળકને છાતી ઉપર બેસાડીને ચત્તીપાટ પડી હતી. ઉપર બણબણતી માખીઓને કેમ જાણે ઉડાડતી હોય એમ એક હાથ વારાફરતી બાળકના માથા ઉપર અને પોતાની આંખ ઉપર અડાડીને બાકીનું બોલવાનું બધું ચહેરા પરના સ્નાયુઓના સિફતભર્યા સંકોચન—પ્રસરણ દ્વારા વ્યક્ત કરી, અજબ આર્દ્રતાપૂર્વક ભીખ માગી રહી હતી.

આ મૌન યાચનાએ લલિતાના સંવેદનશીલ ચિત્તતંત્રના મર્મસ્થાને સ્પર્શ કર્યો. દૃશ્ય જોઈને એના પગમાં મણ-મણ વજનની હેડ પડી ગઈ.

પણ બન્યું હતું એવું કે એ બાઈ પોતાની નિઃસહાયતાની અરજ લલિતા કરતાંય ઓચ્છવલાલને કરવા માગતી હતી.

લલિતા ખોટકાને ઊભી, પછી ઓચ્છવલાલને ધીમા પડયા વિના છૂટકો હતો? નછૂટકે પણ પેલાં મા—છોરુ ઉપર એની નજર પડી, અને એ દાઝ્યો. લગભગ કબજાવિહોણા એના શરીર પર અહીંતહીં છૂંદણાં જોતાં, અને હાથ ઉપર પેલાં ચિરપરિચિત મેના—પોપટ જોતાં તો એની આંખે મેઘધનુષના રંગો આવી ગયા.

'ચાલ ચાલ, લલિતા! તું પણ નવરી બનીને બજાર વચ્ચે જ ઊભી રહે છે!'

'પણ એનો છોકરો તો જુઓ, કેવો મજાનો...!'

'તું પગ ઉપાડીશ? આ તે શું, બજાર વચ્ચારે......'ઓચ્છવલાલનો મિજાજ ગયો.

'છોકરાની નમણાશ તો જુઓ,... આપણા બાબા જેવું જ નાક...'

'પૈસો છે છુટો કે 'કાંટા-મા'જનનું કુપન આપું?' ઓછવલાલે ભીનું સંકેલાયા ખિસ્સામાંથી એક કુપન કાઢીને લલિતાને આપ્યું તેને આજના ચિત્રનું એક દશ્ય યાદ આવી ગયું. અપ્સરાઓમાંની એક મહર્ષિ પાસે આવીને એક બાળક બનાવે છે, અને મહર્ષિ......

ઓછવલાલની અસ્વસ્થતાનો પાર નહોતો.

'એ જો, આ બસ ઊપડી હો!' દોડતાં જઈને દૂરથી તેણે બૂમ પાડી

લલિતા તો હજી ચંદ રોજ પહેલાં જ, સાતમે મહિને દેશમાં ઉત્સવ થયો ત્યારે ભર્યાં હતાં એવાં જ સ્થિર શાન્ત ધીમાં પગલે બસ તરફ રવાના થઈ-પણ સાથે સાથે પેલા બાળકના ચહેરાની નમણાશ ઝીલતી ગઈ.

ઘેર પહોંચ્યા પછી પણ લલિતાએ મૂળ વાત સાંધી.

'ઓલી બાઈનો છોકરો આપણા બાબા જેવો જ નથી લાગતો?...'

ઓછવલાલ રોમેરોમ સળગતો હતો, તેમાં લલિતાના એક પછી એક ટાઢા ડામ ચંપાતા હતા.

'એનું નાક, એની આંખ, વાંકડિયા વાળ...તમારા જેવા જ....ને ચિબુક તો આપણા બાબાનું જ જોઈ લ્યો—જાણે કે બેય એકસોદિયાં જ!'

હવે ઓછવલાલે સ્વેચ્છાથી જ સિનેમાઓ જોવાં ઓછાં કરી નાખ્યાં છે, અને જ્યારે જ્યારે જોવા જાય છે ત્યારે ભદ્રના દરવાજાનો રસ્તો છાંડીને લાલ દરવાજે થઈને આવે છે.

આ એક રામેના-અર્થ લલિતા હજીય નથી સમજી શકી.

## નવો જમાનો

'ઊર્મિ અને નવરચના'ના જાન્યુ '૪૫ના અંકમાં પાન ૫૮૯ પર 'લાવ ઝડી'ના શીર્ષકથી શ્રી 'સાંધાવાળા'એ રજૂ કરેલ કિસ્સા બાબત હું એક વાચક તરીકે નીચે મુજબ ઉત્તર આપી શકું.

રજૂ કરેલ કિસ્સા જેવા અનેક કિસ્સા સમાજમાં બનતા રહે છે 'અધૂરો ઘડો છલકાય ઘણો' જેવી ઉક્તિનું જ આ પરિણામ: 'સુધારા'નો અર્થ સમજ્યા સિવાય જેઓ 'સુધારક' બનવા મથે છે એમનામાં આવું વર્તન સહજ દેખાઈ આવે છે

બાળકોની બાબતમાં તો હજી આપણે કશું જ નથી કર્યું, એ વિષે તો ઘણું કરવાનું બાકી છે આપણા સમાજમાં બાળકો તો 'પડે-આખડે ને મોટા થાય'ના ન્યાયે જ ઊછરી રહ્યા છે, દેખરેખ અને સંભાળ રાખવાનો દાવો કરનાર વડીલ બાળકની એટલી દેખરેખ રાખે છે કે બીચારાં જાણે બિનવુનિગાર કેદી! આવાં બાળકનું ભવિષ્ય માયકાંગલું ને નિષ્ફળ જ નીવડે

આપણે તો બાળકને જન્મ આપવામાં જ હોશિયાર, અને એ હોશિયારી પાછળ બે કારણ-તે આ: આપણે મોટા થઈએ, એટલે કે કામ કરવાને અશક્ત બનીએ, ત્યારે તેઓ આપણને કમાઈને ખવરાવે; અને બીજું, આપણે મરી જઈએ ત્યારે આપણે સ્વર્ગમાં પહોંચીએ તેની કાળજી રાખે—ન પહોંચ્યા હોઈએ તો પહોંચાડે!

કેવળ આ બે ઉદ્દેશથી જ ઊછરતાં બાળકોની માવજતની માબાપને કશી જ પડી નથી.

સ્વતંત્રતા ને સુધારાને આપણા અર્ધદગ્ધોએ ખૂબ જ ઊલટા અર્થમાં અનુસરવું શરૂ કર્યું છે, પરિણામે સમાજ આવા કિસ્સાઓનો સર્જક બન્યો છે આ બાબતમા હુંય એક કિસ્સો રજૂ કરું:

એક બેનની આ કથા છે એ માને છે કે ઘૂમટો તાણવો એ જુનવાણી પ્રથા છે, તેને ફગાવી દેવી જોઈએ આ તો હુંય માનું છું. પણ આ બેન ઉઘાડે માથે ને ઉઘાડી છાતીએ મકાન આખામાં ફેરા મારતાં ફર્યાં કરે છે, અને સ્વતંત્રતાનો અર્થ એમણે ગમે તેની સાથે છૂટથી બોલવું એવો કર્યો છે. એટલે ધાણીવાળા પાસે જઈ તેઓ ધાણા સાથે વાતો કરી મુઠ્ઠી તલ મફત ખાઈ આવે છે, અને નળે વાસણ માંજતા ઘાટીઓ વચ્ચે જઈ વાસણની સ્વચ્છતા પર અસ્વચ્છ ભાષામાં લાંબુ વ્યાખ્યાન આપે છે, અને આ સુધારાની ધૂનમાં ઉઠમણાથી માંડી આથમણા સુધી આ વાતો ને રખડપટ્ટીને પરિણામે બીચારા પતિદેવને તેઓ રોજ કાં તો કાચું ને કાં તો બળી ગયેલું ભોજન પીરસે છે, અને પતિ ચૂં કે ચાં કરે તો પ્રાઈમસ સળગાવી બળી મરવાની ધમકી આપે છે.

શ્રી 'સાંધાવાળા'ના કિસ્સાની સાથે હું પણ આ કિસ્સો 'સમાજહિતચિંતકો'ના ધ્યાન પર લાવવા રજૂ કરું છું.

'સાંધાવાળા'એ 'જવાબદારી'ની વાત રજૂ કરી, પણ આવા સુધારાપ્રિયાઓ તો 'જવાબદારી'ને પણ ગુલામી માનતા હોઈ બિનજવાબદારીમાં 'સ્વતંત્રતા'નો આત્મસંતોષ અનુભવે છે આટલું કહ્યા પછી વિશેષ કહેવાનું અત્રે મારા માટે બાકી રહેતું નથી.

દર્શિમન

# વિવેચક કાકાસાહેબ

લેખિકા : હીરાબેન ક. મહેતા બી. એ.

[ ૨ ]

સાહિત્ય માટે આટલું કહી તેમણે સાહિત્ય અને સંગીતની કલા લેખે તુલના પણ કરેલી છે પણ તે પહેલાં સંગીતનો કલાવિશેષ લેખે તેમનો અભિપ્રાય જોઇએ. વચમાં કહી દઇશું કે આ લેખકે સંગીત વિષે ખાસ કરીને 'જીવનનો આનંદ'માં 'જીવનનું સંગીત', 'સંગીતકારોનું જીવન', 'લોકસંગીત', 'લોકસંગીતનું ક્ષેમ' વ. નિબંધો લખેલા છે. તે ઉપરાંત ૧૨ મી સાહિત્ય પરિષદ નિમિત્તેના લેખમાં ને 'જીવનભારતી' પુસ્તકમાં છૂટંછવાયું પણ સંગીત વિષે એમણે વિવેચન કરેલું છે.

તેઓ કહે છે કે 'સંગીત તો ભાવનાની ભાષા છે, જીવનનો ઉદ્‌ગાર છે. સાચું સંગીત જીવનનું પ્રતિબિંબ જ હોય છે અને આગળ જઇને તે જીવનનું માર્ગદર્શક પણ બની શકે છે.' (જી. આ. પૃ. ૪૪૮) અહીં સંગીતની કલાની દૃષ્ટિએ પણ જીવનલક્ષી વ્યાખ્યા બાંધેલી છે, અને એ જ વાત ફરી પાછી તેમણે એ જ 'જીવનનું સંગીત' લેખમાં કહેલી છે.૩૯

તેમણે એ જ લેખમાં સંગીતકલામાં નૃત્ય વગેરે બીજી કલાઓને સમાવતાં કહેલું છે કે, 'સંગીત એટલે એકલું ગાયન નહિ. ગાયન, વાદન, નર્તન અને હાવભાવ એ બધાંનો સંગીતમાં સમાવેશ થાય છે.' શાસ્ત્રકારોએ સંગીતમાં આ ત્રણેનો સમાવેશ કરેલો છે એમ તેમણે ૧૨ મી સાહિત્ય પરિષદ્‌વાળા લેખમાં કહેલું છે. તેથી આગળ જઈ, સંગીતના સંગીત તરીકેના અર્થમાંથી લેખક પોતાને સ્વાભાવિક એવા સિદ્ધાંતથી જીવન અને જગતના સમગ્ર સંવાદિત્વને સંગીત તરીકે ઓળખાવે છે.

સંગીત ભાવનાની ભાષા છે એ ધ્યાનમાં રાખી તેના તજ્જ્ઞ દ્વારા સંગીતની અભિવ્યક્તિ કઇ રીતે થઈ શકે અને તેની અસર કરવાની શક્તિ કેવી અસાધારણ છે તે સંબંધી કહે છે :

'જો એ સંગીતજ્ઞ હોય તો શબ્દોની મદદથી અથવા શબ્દોની મદદ વગર કેવળ ભિન્ન ભિન્ન આલાપ અને તાલ દ્વારા એવી તો એક નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે કે એની સાથે હૃદયતંત્રના ગૂઢ તારો ગૂંજી ઊઠે છે, અને વિષયાનંદ કે વિષાદાનંદથી માંડીને બ્રહ્માનંદ સુધીના કેટલાયે અનુભૂત પણ અવ્યક્ત આનંદને તે વ્યક્ત કરે છે. નીતિશાસ્ત્રની કોરી સાધનાથી જીવન પર જે અસર થઈ શકી ન હતી, જે અનાસક્તિ કેળવાઈ શકી ન હતી, જે વિશ્વપ્રેમ અશક્ય જેવો લાગતો હતો, તે બધું સંગીતના એ અદ્‌ભુત કીમિયાથી માણસમાં આવવા લાગ્યું.' (જી. આ. પૃ. ૪૨૫–૨૬)

અર્થાત્, લેખકનું મંતવ્ય એ છે કે, સંગીત અને નીતિશાસ્ત્ર ઉભયનું પ્રયોજન બ્રહ્માનંદ હોવા છતાં નીરસ નીતિશાસ્ત્રથી સંગીતનું વિશેષ એ કે તે ચિત્તને રસાર્દ્ર કરી તેને સદ્ય જ સત્યતત્ત્વાભિમુખ કરે છે. 'ગાનાનંદ અને બ્રહ્માનંદ વચ્ચે ભારે ફરક ન જ હોય.' (જી આ ૪_૬)

'શાસ્ત્રીય સંગીત ઘડાયું એના પહેલાં લોકસંગીતનો ઉગમ છે...લોકસંગીત એ શુદ્ધ સોનું છે. તેને ટીપીને અને ઓપ ચઢાવીને આચાર્યોએ શાસ્ત્રીય સંગીતનાં ઘરેણાં બનાવ્યાં છે.' (જી. આ. ૪૫૦–૫૧) અર્થાત્ એમને મતે શાસ્ત્રીય સંગીતનો જન્મ અને પોષણ બંને લોકસંગીતને આભારી છે. એમણે એ જ મતનું એ જ દૃષ્ટાન્તથી પુનઃકથન 'લોકસંગીત' લેખમાં કરેલું છે. (જી. આ. પૃ. ૪૬૫) આપણી પ્રાચીન પરંપરાનુસાર લોકસંગીત તે દેશી સંગીત અને શાસ્ત્રીય સંગીત તે માર્ગી સંગીતને નામે ઓળખાય છે આ બધા ઉપરથી તેઓ સૂચના કરે છે કે લોકસંગીત જેમ લોકજીવનમાંથી જન્મ્યું તેમ શાસ્ત્રીય સંગીતની નવનિર્મિતિ પણ તેવી જ રીતે થવી જોઈએ. ભૂતકાળના સંગીતના વારસા સાથે આપણા વર્તમાન લોકજીવનમાં ઊંડા ઊતરી તત્કાળ ને ભવિષ્યકાળને વ્યક્ત કરી શકે તેવા જ સંગીતજ્ઞે નવી સંગીતરચના કરવી જોઇએ. વળી તેઓ કહે છે કે 'જ્યારે સંગીતના રાગોનું માનસશાસ્ત્ર આપણે ખીલવીશું ત્યારે જ નવાનવા અદ્‌ભુત રાગોના અવતાર થશે.' (જી. આ. પૃ ૫૩૮).

સંગીતને કલાવિશેષ લેખે જોઈ લીધા બાદ હવે આપણે સાહિત્યસંગીતની તુલનાના મુદ્દા ઉપર આવીએ.

'વાણી એ વિચારનું અને ભાવનું પરોક્ષ વાહન છે, સંગીત અને કલા એ પ્રત્યક્ષ વાહન છે–લગભગ કહી શકાય કે સાર્વભૌમ વાહન છે.' (જી આ. પૃ. ૪૭૩)

સાહિત્યનું ઉપાદાન વાણી એ ભાવનું પરોક્ષ વાહન બને છે તે એ રીતે કે વાણીની પાછળ રહેલો અર્થ બુદ્ધિ દ્વારા અવગત થયા પછી ભાવકને લાગણી પ્રેરે છે. એટલા પ્રમાણમાં વાણી અને બુદ્ધિ(Intellect)જન્ય તાત્પર્યબોધનો વ્યાપાર, એ ભાવ અને ભાવકની વચ્ચે આવી જાય છે. જ્યારે સંગીત અને બીજી અમુક કલા (લેખકે કઇ ચોક્કસ કલા તેનું નામ પાડયું નથી)નાં ઉપાદાન એવાં હોય છે કે ભાવગ્રહણપરત્વે તેની સીધી જ અસર થતી હોય છે. એ કારણથી તેની અસર તત્કાળ અને અનેકાંશે સાર્વભૌમ હોય છે નરસિંહરાવે સાહિત્યસંગીતસંબંધી આ જ દૃષ્ટિથી કરેલો વિવેક વિવર્તલીલામાં જણાય છે.૪૦ અને આની સામે અન્ય કલાઓમાં ભાષાની સરસાઇ સંબંધીનો અભિપ્રાય–જે એક રીતે એક જ ઢાલની બીજી બાજુ જેવો

---

૩૯ '.....સંગીત એ ભાવનાની નૈસર્ગિક ભાષા છે. જેવું જીવન તેવી ભાવના. જેવી ભાવનાઓ તેવું સંગીત.' જી. આ. પૃ ૪૫૬.

૪૦. 'કવિતાની શક્તિ અનન્તતાના તત્ત્વની ઝાંખી કરાવવાની નથી અથવા અલ્પ છે, એમ નથી; છતાં સંગીત એ સિદ્ધિ અન્ય પ્રકારે અને અન્ય સામર્થ્યથી કરે છે એ સામર્થ્યનું બીજ શું છે? અર્થવતી વાણીની અલ્પશક્તિ, હેમાં રહેલી વિક્ષેપશક્તિ. એ જ હેનું બીજ છે. સંગીત–શુદ્ધ સંગીત–શ્રવણ ઉપર પડતાં શબ્દાર્થ તરફ આપણા મનને રોકવાનો પ્રસંગ ઉત્પન્ન થતો નથી.' વિવર્તલીલા–પૃ. ૬૩. વળી પૃ. ૧૪, ૬૦–૬૬, ૩૪

અભિપ્રાય છે—નર્મદથી માંડીને તે આપણા વિવેચનના હાલ વિવેચકોએ રજૂ કરેલો મળી આવશે ૪૧

પણ શ્રી કાલેલકરના આ સિદ્ધાંતનું જ આલેખન વધારે શાસ્ત્રીયસુઘડ રીતે રામે રોવાએ કર્યું છે અને તેમાં તેમણે કવિતા અને સંગીતનો વિવેક અને તેની શક્તિ વિષે નીચે પ્રમાણે કહ્યું છે

'સંગીત તેની શુદ્ધ અપીલ લઈને એકદમ સીધું જઈને આપણા માર્ગમાં પ્રવેશ કરે છે સાહિત્ય બુદ્ધિ અને વિચારમાંથી ગળાતો ગળાતો પોતાનો સંદેશો આપણા શ્રોતાના મન સુધી પહોંચાડે છે આથી સાહિત્યની અપીલ સંગીતની પેઠે વ્યાપક હોઈ શકે નહિ એ ખરું, પણ ઊલટપક્ષે એ વધારે સ્થાયી હોય છે એ પણ ભૂલવું ન જોઈએ ' (તીર્થસલિલ પૃ ૩૬)

અત્રે સાહિત્યસંગીતની વિશિષ્ટ શક્તિઓ પરથી તેની મૂલવણી પણ કરી આપેલી છે, પણ મહાકવિવિવેચક ટાગોરે તેમના 'ભાષા અને છંદ' કાવ્યમાં કવિત્વમય પ્રકારે ભાષાની સરખામણીએ સંગીતનું વર્ચસ્વ સ્થાપેલું છે ૪૨

આમ સંગીત અને સાહિત્ય પરસ્પરની વિશિષ્ટતા સમજ્યા બાદ હવે આપણે શ્રી. કાકાસાહેબનો તેને વિષેનો એક મુદ્દો જોઈ લઈએ કવિતા અને સંગીત એ બે સ્વતંત્ર કલા છતાં પરસ્પર વચ્ચે વિખવાદ ન હોવો જોઈએ એ સંબંધી સમજાવતા તેઓ કહે છે

'કાવ્ય અને સંગીત વચ્ચે અત્યંત નિકટ સંબંધ છે જોકે કાવ્ય અને સંગીત બંને એકબીજાના આશ્રિત નથી કાવ્ય સ્વતંત્ર રીતે રહી શકે છે, સંગીત પણ કાવ્યની મદદ વગર પોતાની ભાવગમ્ય વાણી બોલી શકે છે સંગીત એ સ્વતંત્ર ભાષા છે એનું વ્યાકરણ જુદું છે એના ભાવ સ્પષ્ટ હોય છે શબ્દો કરતાં સંગીતના આલાપ વધારે વ્યાપક અને વધારે અસરકારક હોય છે પણ, સંગીત ભાષાનિરપેક્ષ ભલે હોય પણ કાવ્ય અને સંગીત વચ્ચે વિસંવાદ કોઈ પણ સંસ્કારી રસિક માણસ સહન ન જ કરી શકે ' (જી આ પૃ ૪૫૧)

અને આ આખી ચર્ચા સમાપ્ત કરતાં પહેલાં ધ્યાનમાં રાખી લઈએ કે શ્રી કાકાસાહેબે સંગીતની જીવનરક્ષા કાજે સ્વરલેખન-પદ્ધતિને અત્યાવશ્યક લેખી છે

શ્રી કાકાસાહેબ ચિત્રકલાની વિશિષ્ટ શક્તિને આમ વર્ણવે છે

'જો એ ચિત્રકાર હોય તો વર્ણ અને આકૃતિની અથવા કેવળ રેખાની જમાવટથી એ એવો તો ભાવ પેદા કરે છે કે જાણે રેખાની જ સૃષ્ટિમાં આપણે વિચરતા હોઈએ એવું સમાધાન પ્રાપ્ત થાય છે પ્રતિભાશાળી ચિત્રકાર બ્રહ્મદેવની આ દુનિયામાંથી બની શકે એટલું ઓછું લઈને તેની ધરતી પર તદ્દન સ્વતંત્ર સૃષ્ટિ ખડી કરે છે ' (જી આ પૃ ૪૨૬)

ચિત્રકલા વર્ણ (રંગ), રેખા અને આકૃતિની સહાય્ય વડે પ્રકૃતિ કે માનવસૃષ્ટિને આપણી સમક્ષ મૂર્ત કરે છે, પણ તે કેવળ પ્રકૃતિનું યથાતથ-આબેહૂબ-ચિત્રણ કરતું નથી જે કાર્ય તો છાયાચિત્રકાર (Photographer) પણ કરી શકે ત્યારે!

'પણ ચિત્રકારનું કાર્ય તો એથી વેગળું જ હોય છે તે કુદરતનું સૌંદર્ય આંખથી નહિ પણ હૃદયથી કેમ જોવું તે શીખવે છે દરેક સૃષ્ટિદ્રષ્ટા તે-અપરસૃષ્ટિ સરજે છે તેણે સર્જેલી આ નવીન સૃષ્ટિનો જીવનમાં અંતર્ભાવ થવા છતાં, તે સાવ જુદી જ દેખાવા માંડે છે, અને નિત્યના અનુભવેલા જીવન ઉપર કોઈ જુદો જ અલૌકિક પ્રકાશ નાખે છે ચિત્રકારની પ્રતિભા આખી બહિર્ વિશ્વને હૃદયસ્રોતમાં તરબોળ કરીને રસસ્નિગ્ધ બનાવે છે, અને તેથી જ ચિત્રકાર રસિકો માટે તીર્થરૂપ બની જાય છે' (જી આ. પૃ ૨૪-૨૫)

ચિત્ર દ્વારા આવી અદ્‌ભુત સૃષ્ટિ ખડી કરવા માટે કલાકારની સાધના તે શ્રી કાકાસાહેબના શબ્દમાં આ પ્રકારે હોવી જોઈએ

'ચિત્રકલા એ કેવળ હાથનો વિષય નથી હાથ બરાબર કેળવાય, સાથે નજર કેળવાય, અને સૌંદર્યનું હૃદય સમજવા જેટલી રસિકતા તેમ જ કલ્પનાશક્તિ પણ કેળવાય ત્યારે ચિત્રકલાની તૈયારી થઈ ગણાય' (જી આ પૃ ૪૩૩)

ચિત્રકલાના આ જ મંતવ્યને ટૂંકમાં વર્ણવતા લેખક કહે છે 'કલાના બે ભાગ છે પીંછી અને ભાવના' પીંછી દ્વારા અંકનકલાનું હસ્તકૌશલ ઉપરાંત ભાવના કેળવવા માટે શ્રી. કાકાસાહેબ પ્રકૃતિસૌન્દર્યનું નિરીક્ષણ તથા પશુપક્ષીસૃષ્ટિ અને ખાસ કરીને માનવસૃષ્ટિ વગેરેની રેખા, ભાવો અને ખૂબીઓનું નિરીક્ષણ અને તેનું રહસ્યદર્શન કેળવવાની શક્તિ કલાકાર માટે સૂચવે છે

તે ઉપરાંત પ્રત્યેક કલાના ઉપાદાનના અંતર્ગત શક્તિ અને મર્યાદાને કલાકારે વિચારી લેવા જોઈએ, અને કયા પ્રસંગો ચિત્રકલાને અનુકૂળ વા પ્રતિકૂળ તેનો ખ્યાલ કરી લેવો જોઈએ એમ કરવાથી ચિત્રકાર એ મર્યાદિત ઉપાદાનની સામગ્રી પાસેથી વધુમાં વધુ કામ કાઢી લેશે ટૂંકમાં, 'એ મર્યાદાનું ક્ષેત્ર ઘટાડતા જવું અને શક્તિનું ક્ષેત્ર અકલ્પિત રીતે વધારતા જવું એમાં જ કલાકારના સામર્થ્ય અને વૈભવ રહેલા છે' (જી આ પૃ ૪૩૪.)

ચિત્રકલા માટેના આ સિદ્ધાંતને વસ્તુત કલામાત્રનો સર્વસામાન્ય સિદ્ધાંત ગણવાનો છે તેવો જ અન્ય ચિત્રકલાને લાગુ પાડેલો એવો સર્વસામાન્ય સિદ્ધાંત શ્રી કાકાસાહેબ એક વાર્તા દ્વારા સુણાવે છે

'વિશ્વપતિના વૈભવમાં નૃપતિનો મહેલ' વાર્તામાંના ચિત્રકારે નૃપતિના મહેલનું સ્વતંત્ર દર્શન કરતાં તેનું વિગતપૂર્ણ આલેખન

---

૪૧ આ વિ સા પૃ ૧૧-૧૨ (નર્મદનો મત), પૃ ૯૧ (રમણભાઈનો મત)

૪૨ 'માણસની ભાષા ચારે કોરથી અર્થ વડે બંધાયેલી છે, અને તે માણસની આસપાસ ફર્યા કરે છે

'આખો વખત રાતદિવસ માનવના પ્રયોજનમાં રહીને તેનો પ્રાણ ક્ષીણ થઈ જાય છે, તેનો સ્પષ્ટ અર્થ ભાવના ચરણમાં બેડી પહેરાવે છે

'સંગીતની પેઠે સ્વતંત્ર રીતે અર્થભારહીન સપ્તસૂરની સમપાંખો ફેલાવીને તે ધરતી છોડીને એકદમ ઊંચે અનંત ગગનમાં ઊડી શકતી નથી '

કર્યું; પણ આખી સૃષ્ટિના સમગ્રઅખંડદર્શન(Perspective)માં તેનું કેવું સુંદર છતાં કેવડુંનાનું અમથું સ્થાન છે તે ઔચિત્યદૃષ્ટિ-યથાર્થપણાની દૃષ્ટિ-ચિત્રકાર ચૂકેલ નથી. અર્થાત્ કલામાત્રનો એ સિદ્ધાંત કે તેમાં વિષયનું સવિગત આલેખન ઉપરાંત સર્વદેશીય વ્યાપક રહસ્ય પણ સૂચિત થવું જોઇએ. આથી લેખક એક સ્થળે ભારતીય કલાનું બહુમાન કરતાં કહે છે કે, તેના ઝીણામાં ઝીણા ખૂણામાં વિગતપૂર્ણ લાલિત્ય–લાવણ્ય હોય છે; અને સમસ્ત કૃતિ જોતાં 'વિશાળતા સાથે કોમળતા અને પ્રમાણબદ્ધતા' પણ હોય છે અર્થાત્ તેમાં રહેલો 'પિંડબ્રહ્માંડન્યાય' એ જ ઉત્તમ કલાનો નિયમ છે. આનંદશંકરે પણ એ જ નિયમનું સમર્થન કરેલું છે (આ. વિ. પૃ. ૧૭૯)

આમ 'ચિત્રકલા મારફતે આપણે જીવનનાં અનેક ગૂઢ રહસ્યોનું દર્શન કરી શકીએ છીએ.' (જી. આ. પૃ. ૪૨૪) માટે સાહિત્યકલાની માફક 'ચિત્રકલામાં નવ રસના ભિન્ન ભિન્ન પ્રસંગો ચીતરાય છે. રેખાઓની સબળતા દ્વારા અને વર્ણોના સાહચર્યથી રસો વ્યક્ત કરાય છે.' (જી. ભા. પૃ. ૮૯).

ચિત્રકલા અને સાહિત્યકલા પરસ્પરને કેવો ઘરોબો –ઘરવટ–છે તેનો સંબંધ શ્રી. કાકાસાહેબ આ પ્રમાણે સ્થાપે છે:

'ચિત્રકલા ને સાહિત્ય પરસ્પર સ્વતંત્ર છે, છતાં પરસ્પર પોષક છે; તેથી સાહિત્ય દ્વારા ચિત્રશક્તિ ખૂબ કેળવાય છે; એ જાણી સાહિત્યના ઉત્કૃષ્ટ નમૂનાઓનો અભ્યાસ ઉત્કૃષ્ટ ચિત્રોના અભ્યાસ જેટલો જ થવો જોઇએ.' (જી. આ. પૃ. ૪૩૫)

ચિત્રકલા પછી બીજી દૃશ્યાત્મક કલા તે શિલ્પને વિષે માત્ર અલ્પ વિવેચના જ તેમણે કરેલી છે, જેમાં તેમણે કહેલું છે કે મૂર્તિકાર મીણ, માટી, કાષ્ટ, પાષાણ અને ધાતુના નિરાકાર લોચામાંથી ભાવમય આકૃતિઓ–મૂર્તિઓ રચે છે. જે ભાવો–આકૃતિઓ આપણા માનસમાં આવી આવી છટકી જાય છે તેને મૂર્ત અને સ્થાયી રૂપ આકૃતિ દ્વારા આપવાનું કાર્ય શિલ્પીનું છે.

અને સ્થાપત્ય એ કેવા પ્રકારની હુન્નરકલા છે તેનું સ્વરૂપ સમજાવવા તેઓ જણાવે છે:

'જેમ નાટકમાં અનેક સાહિત્યકલાઓનું સ્નેહસંમેલન થાય છે અથવા જેમ વૃંદગાયનમાં જાતજાતનાં વાજિંત્રોનું અનુરાગ-સંમેલન થાય છે, તેમ જ સ્થાપત્ય અથવા જીવનકલામાં અનેક કલાઓનું અખંડ સંમેલન અથવા કુટુંબ ગોઠવી શકાય છે, અને તેથી આપણા જીવનની હાજતો, આપણી રહેણીકરણી, આપણું સામાજિક જીવન અને સામાજિક આનંદ એ બધી વસ્તુઓનો વિચાર કરી આપણે આપણી ભવનકલા ખીલવવી રહી.' (જી. આ. પૃ. ૫૩૦)

આ કલાને જીવનના વ્યવહાર સાથે સંબંધ છે તેથી તેને હુન્નરકલા ગણી લેખકે ઉપર્યુકત અવતરણમાં વ્યવહારુ સૂચના કરેલી છે તે એ કે જીવનની હાજતો પર તે કલા ધ્યાન આપતી હોવી જોઇએ અને અનેક નાની મોટી લલિતકલાને તે પોષતી હોય તો જ 'કલાવિધાનનો પરસ્પરસંવાદી સંગમ ઉત્પન્ન' કરનાર તે બની શકે. તો જ અનેક જમાના લગી ટકી રહે અને પોતાના જમાનાને રજૂ કરી શકે.

આપણે જોયું કે સ્થાપત્યકલામાં અનેક નાની મોટી કલાનો સંગમ થાય છે. પણ તેથીયે આગળ જઈ શ્રી. કાકાસાહેબ કલાસમગ્ર માટે એક સૂચન રજૂ કરે છે:

'એક એક કલા સરસ રીતે ખીલવવા સાથે જુદી જુદી કલાઓને પરણાવવાની પણ જરૂર છે. ચિત્રકારના સાત રંગ અને ગાયકોના સપ્તસ્વર વચ્ચેનો સંબંધ શોધી કાઢી પછી જેમ સારીગમની સ્વરવાટિકાઓ અને અલંકારો ગવાય છે તેમ સપ્તવર્ણનાં નવીનવી ઢબનાં ઇન્દ્રધનુષો તૈયાર કરવાં જોઇએ. કુદરતમાં ફળ, ફૂલ, પાંદડાં, જીવડાં અને પતંગિયાંના વિધવિધ રંગો જોઈ એ ઉપરથી નવા નવા રાગો પણ ગોઠવવા જોઇએ.' (જી. આ. પૃ. ૫૩૮).

આ પ્રકારની સૂચના કેટલે અંશે કારગત નીવડે તે તો ચિત્રકાર અને સંગીતજ્ઞો અખતરાથી નક્કી કરવાનું રહ્યું. સંગીતના આરોહઅવરોહને વર્ણ અને આકારમાં નિરૂપી શકાય એવો કોઇ સૂક્ષ્મ સંબંધ પકડી શકાય કે કેમ તે તો કોણ જાણે? *એવો એક પ્રયત્ન (Phantasia સિનેમામાં) જોયો છે,* પણ તે પોતાની રીતે હોવા છતાં સફળ ભાગ્યે જ ગણી શકાય. શ્રી. કાકાસાહેબે જે સૂચન કરેલું છે તેને મળતું શ્રી. નરસિંહરાવે એક કાર્ય કરેલું છે. તેમણે જુદા પ્રયોજનાર્થે પણ, સપ્તવર્ણોને સપ્તસ્વરો સાથે સરખાવી જોયા છે એટલું અહીં સંભારવું બસ છે. (વિવર્તલીલા પૃ. ૮૬–૮૭)

અહીં સાહિત્ય અને અન્ય કલાઓની ચર્ચા પૂરી થાય છે, તો કલા ને શાસ્ત્રોનો સંબંધ શ્રી. કાકાસાહેબની દૃષ્ટિથી વિચારીએ:

યુરોપમાં ૧૮–૧૯ મી સદીમાં વિજ્ઞાન અને કલા વચ્ચે અણબનાવ લેખાતો. તેમાં વિજ્ઞાન કલાને અને કલા વિજ્ઞાનને વિઘ્નકારક લેખતા. લેખક કહે છે કે હવે તો વિજ્ઞાનની મોટી શોધોથી સાબિત થઇ ચૂક્યું છે કે કલ્પના અને કલાદૃષ્ટિ વિના વિજ્ઞાનશોધનો પણ શક્ય નથી. આમ બંને પરસ્પરોપકારક છે તેથી, 'કલાનું ક્ષેત્ર ખીલવવામાં વિજ્ઞાનની મદદ નાનીસૂની નથી, અને કલાની કલ્પનાશક્તિની મદદ વડે જ વિજ્ઞાન ખીલી શકે એ પણ હવે જોવાયું છે.' (જી. આ. પૃ. ૫૧૨)

આમ છતાં કલા એ કલા છે અને વિજ્ઞાનશાસ્ત્ર ગમે તેટલું વિશેષજ્ઞ હોય તોપણ એકમાર્ગી છે, એ સ્વીકારી લઈ તેઓ જણાવે છે: 'શાસ્ત્રમાત્ર એકાંગી હોય છે. જીવન અને કલા સર્વાંગસંપૂર્ણ થવાની યોગ્યતા ધરાવે છે.' (જી. આ. પૃ. ૫૧૩) શ્રી. આનન્દશંકરે પણ આ જ રીતે, શાસ્ત્ર ખંડશઃ દર્શન કરે છે. ત્યારે કલા અખંડ દર્શન કરાવે છે, એમ કહ્યું છે. (આ. વિ. સા. પૃ. ૧૭૨)

બીજું, કલા એક જ ઝબકારે તત્ત્વનું સમગ્ર દર્શન કરાવે છે, ત્યારે વિજ્ઞાન જે કાર્ય સાધે છે તેમાં તેને પૃથક્કરણપદ્ધતિ અને તર્કપદ્ધતિ સ્વીકારવી અનિવાર્ય થઇ પડે છે. કલાની સરખામણીમાં વિજ્ઞાનની આ બે કાર્યપદ્ધતિ સંબંધી શ્રી. કાકાસાહેબનાં બે અવતરણો જોઇએ:

(૧) 'પૃથક્કરણ કર્યા વગર શાસ્ત્રોનું ભેજું ચાલતું જ નથી. અખંડ જીવનનો, એકસામટો જો કોઈ વિચાર કરતું હોય તો એ કાં તો કવિ કરે છે અથવા નવલકથાકાર.' (જી. સા. પૃ. ૨૧૯)

(૨) 'સમાજશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને સૌંદર્યશાસ્ત્ર એના અન્તિમ સિદ્ધાંતોને તર્કની ગૂંથણીમાંથી બચાવી પોતાની અપૂર્વ પ્રતિભાથી પ્રાણિત કરી કવિઓ જીવન જેવી એક સંપૂર્ણ અને સજીવ કૃતિ નિર્માણ કરે છે. (જી. ભા. પૃ. ૨૪૯).

આવાં શાસ્ત્રમાંથી પણ એક, જેની સાથે કલાનો સંબંધ ઘણા જૂના સમયથી રૂઢ થયેલો છે, તે તત્ત્વજ્ઞાન વિષે પણ લેખકના મુખ્ય મંતવ્યો જોઇએ:

તો આપણે જોયું કે શાસ્ત્ર તરીકે તત્ત્વજ્ઞાન અને કલામા રહેલા કલ્પનાના સમાન તત્ત્વને ધ્યાનમા લઈ તેમનો સંબંધ શ્રી. કાકાસાહેબે સ્થાપ્યો. હવે દરેકનું સંબંધી તરીકે છતાં વ્યક્તિગત સ્વતંત્ર સ્વરૂપ તપાસીએ. 'જીવનચર્યા' પુસ્તકની 'સમીક્ષા'માં કલાકાર અને તત્ત્વજ્ઞાનીને શ્રી. કાલેલકરે નીચે પ્રમાણે ઓળખાવ્યા છે:

'કવિ શાસ્ત્રશુદ્ધ વિચાર કરવાને બંધાયેલો નથી, કવિને તે તે ક્ષણે જે કંઇ સત્ય અથવા સત્યકલ્પ જણાય તે તેવા જ રૂપમાં તે પ્રગટ કરવાનો. આ દૃષ્ટિએ કવિના ઉદ્‌ગારો એ તત્ત્વજ્ઞાનનો કાચો માલ છે.' (જી. ચ. પૃ. ૬)

અને તત્ત્વજ્ઞાની માટે કહે છે કે :

'તત્ત્વજ્ઞાનીઓ એક જાતના કવિઓ જ હોય છે. એમનામા પણ કલ્પનાની, બુદ્ધિની અને તત્ત્વદર્શનની ઝમક તો હોવી જ જોઇએ. પણ તત્ત્વજ્ઞાનીએ બીજા એક-બે બંધનો સ્વીકારેલાં હોય છે. એ જે બોલે છે તેની અંદર પરસ્પર મેળ હોવો જોઇએ, તર્કશુદ્ધિ હોવી જોઇએ, સાંગોપાંગ વિવેચનની પૂર્ણતા હોવી જોઈએ. એ જે કંઈ વિધાનો કરે તેમાંથી ઊઠતા સવાલોનો ઉકેલ એની પાસે હોવો જોઈએ.' (જી ચ. પૃ. ૮)

આમ તત્ત્વજ્ઞાન અને કલા બન્ને સંબંધી છતા ભિન્ન પદ્ધતિ સ્વરૂપના છે; તેથી 'સત્ય અને કલ્પના' લેખમાં તેમણે કહ્યું છે કે સત્ય અને કલ્પના બંને અનુક્રમે તત્ત્વજ્ઞાન અને કવિતાના મહદંશો છે ('પ્રસ્થાન'-વર્ષ ૧૫, અંક ૮) આ પદ્ધતિભેદ છતાં તે સમાજજીવનમા તો કેવાં ભળી એકરૂપ થઈ ગયા છે તે વિષે તેઓ કહે છે :

'સામાન્ય રીતે તત્ત્વજ્ઞાન એ નીરસ વિષય ગણાય છે અને કલા રસમય શું-રસરૂપ ગણાય છે. સાચું જોતાં દરેક કલાની પાછળ તત્ત્વજ્ઞાન હોય છે, અને તત્ત્વજ્ઞાન જ્યારે જીવનમાં પ્રવેશ કરે છે ત્યારે જીવનના આનંદ સાથે ભળી જઇને એ કલાનું રૂપ ધારણ કરે છે. સુંદર ગાયનની પાછળ જેમ ભાવપૂર્ણ છંદ અને તાલબદ્ધતા હોય જ છે તેમ કલાની પાછળ તત્ત્વજ્ઞાન પણ હોય છે. ભિન્નભિન્ન સમાજોમાં કલા ભિન્નભિન્ન હોય છે એનું કારણ પણ તે તે સમાજનો જીવનનો આદર્શ અથવા પુરુષાર્થની કલ્પના ભિન્ન હોય છે તે છે' (જી. આ. પૃ. ૪૮૩)

જીવનને અંગે, સમાજને અંગે, કલા અને તત્ત્વજ્ઞાન વચ્ચેનો અવિભક્ત સંબંધ આમ સ્થાપતાં તેઓ સૂત્રરૂપે એક વાક્ય

છે 'જેવું તત્ત્વજ્ઞાન, જેવો સામાજિક પુરુષાર્થનો આદર્શ, જ રહેણી અને તેવી જ કલા.' (જી. આ. ૪૦૫)

આ જ સંબંધને આગળ વિસ્તારતાં શ્રી. કાકાસાહેબ આપણા તત્ત્વજ્ઞાનની વિચારસરણીમાથી ત્રણ પ્રકારની કલાઓ ઘટાવે છે. 'આપણું તત્ત્વજ્ઞાન આત્મપરાયણ છે' એમ કહીને આત્માની ત્રણ દશાઓ-(૧) 'બહિરાત્મા', (૨) 'અંતરાત્મા' અને (૩) 'પરમાત્મા'માથી અનુક્રમે (૧) યથાર્થદર્શી (Realistic), (૨) આદર્શદર્શી (Idealistic) અને (૩) પરબ્રહ્મને વ્યક્ત કરતી, એમ ત્રણ કલાઓ ગણાવી છે.

'કલાનું ક્ષેત્ર' એ લેખમા શ્રી કાકાસાહેબ કલા અને તત્ત્વજ્ઞાનને પોતાની ફિલસૂફીમાં જુદી રીતે ઘટાવી બતાવે છે. પરબ્રહ્મના ત્રણ પાસા તે सत्यम्, शिवम् અને सुन्दरम् છે તેમાથી 'सत्यम्' જ્ઞાનરૂપ અને 'सुन्दरम्' અભિરુચિને વ્યક્ત કરે છે. અને 'સત્ય અને કલ્પના'ના લેખમાં જેમ કહ્યું છે તેમ ઉમેરે છે કે 'કલ્પનાના ક્ષેત્રમા અભિરુચિ અથવા કલા સર્વોપરિ છે. તત્ત્વજિજ્ઞાસાના ક્ષેત્રમાં સત્ય સર્વોપરી છે.' (જી. આ. ૪૮૧)

આમ બન્નેના મૂળભૂત ભેદને લીધે એકનું કાર્ય બીજું પોતાની પદ્ધતિ વડે ન જ સાધી શકે. એટલે કે કલાની સાધના તત્ત્વજ્ઞાનની સત્યની ખોજ માટે આ પ્રકારે ઊણી પડે.

'કલા મારફતે પરમતત્ત્વની પ્રાપ્તિ થશે જ એમ તો કોઇ ખાતરીથી કહી ન શકે. કલાની સાધના પૂરી થયા પછી કલાતીત અને નિષ્કલ એવા પરમતત્ત્વને પામવા માટે જુદી સાધના કરવાની રહેતી હશે, અને એ સાધના સિદ્ધ થયા પછી જ સત્યનારાયણનું દર્શન થતું હશે. નરી કલા તત્ત્વજ્ઞાનનું સ્થાન કોઇ કાળે ન લઈ શકે. એને માટે તો સત્યનિષ્ઠાની સ્વતંત્ર અને તર્કકર્કશ સાધનાની જરૂર છે. સૌન્દર્યદર્શન સત્યશોધનની ગરજ ન સારી શકે.' (જી. આ ૪૯૫).

આ સંબંધમાં એક બીજું અવતરણ પણ ધ્યાનમાં લઇએ:

'સત્યની શોધ અને કલાની પ્રતીતિ એ બન્ને વ્યાપાર જુદા છે તત્ત્વનો ગઢ જીતવાના આ વેગળાવેગળા હુમલાઓ છે. બંને પાછળની વૃત્તિઓ જુદી હોઈ એમની ફલપ્રાપ્તિ પણ જુદી જુદી છે. કલારસિક પોતાની લાગણીઓને કોમળ, ઉત્કટ અને શીઘ્રચેતન બનાવી દે છે, જ્યારે સત્યશોધક પોતાની વૃત્તિ અને લાગણીઓને કાબૂમાં રાખી-બલ્કે, એમનો સંયમ કરી-પોતાની જિજ્ઞાસા તીવ્ર બનાવી બુદ્ધિને એકાગ્ર અન્તર્મુખ અને પારગામી બનાવે છે. મૂળ સાધનામાં જ આટલો ફેર છે. સત્યશોધકને જે, જડે તેટલાથી કલાદર્શીને સંતોષ ન થાય, અને કલાદર્શી જ્યા વિરામ પામે ત્યાંથી જ સત્યશોધક આરંભ કરે. કલાનું દર્શન એ વીજળીના ઝબકારા જેવું હોય છે, જ્યારે સત્યનું શોધન વિજ્ઞાનશાસ્ત્રીના પ્રયોગ જેટલું ઊંડું હોય છે' (જી આ. ૪૯૫-૯૬)

કલાથી પણ તત્ત્વજ્ઞાન આગળ ડગલું ભરી તત્ત્વનું શોધન કરે છે અને તેથી તેમા ઊંડાણ પણ હોય એમ શ્રી કાકાસાહેબ કહે છે, ત્યાં તત્ત્વજ્ઞાન જીવનના પરમરહસ્યને આંબવામાં કલાથી વિશેષ ગતિની, અર્થાત્ પ્રગતિની, શક્તિ ધરાવે છે એ સૂચવાય છે; અને ત્યા આગળ કલા એ જીવનશોધનનું

સાધનસર્વસ્વ નથી એ એમનો મુખ્ય સિદ્ધાંત સમર્થિત થાય છે. પણ, આગળ આપણે જોઇ ગયા કે શ્રી. કાકાસાહેબે નીરસ નીતિશાસ્ત્ર કરતાં સંગીતકલાની અસર બલવત્તર ગણી છે, તેની સાથે આ કથન વિરોધી નથી. એ બંને વિધાનો ભેગાં સમજતાં એમ નિષ્પન્ન થાય છે કે સંગીતની અસર જીવનમાં જ્યાં સુધી જાય છે ત્યાં એ સુંદર રસાળ હોય છે, પણ તે અમુક હદ સુધી જ પહોંચી શકે છે. પણ તેથી આગળ જવાનું બાકી રહે છે, અને ત્યાં તત્ત્વજ્ઞાન જ દોરી શકે છે. અર્થાત્, કલા એક જ ઝબકારે જે દર્શન કરાવે છે તેને તત્ત્વજ્ઞાન બુદ્ધિથી સ્થિર–વ્યવસ્થિત કરી આપે છે, અને અંતે તો જીવનસાધના દ્વારા જ પરમ સત્ય સિદ્ધ કરવાનું રહે છે. આ જીવનસાધનાનો તત્ત્વજ્ઞાનમાં સમાવેશ કરીએ તો જ તત્ત્વજ્ઞાનને પરમ સાધન ગણી શકાય. જેવી રીતે શ્રી. કાકાસાહેબ જીવનકલાને પરમકલા ગણે છે, તેવી જ રીતે જેમાં જીવનસાધના અંતર્ગત થઈ છે એવા તત્ત્વજ્ઞાનને પરમતત્ત્વજ્ઞાન કહીએ તો એ પરમકલા અને પરમતત્ત્વજ્ઞાન એક અને અનન્ય થઈ રહે; પણ જીવનકલાને એક કલા નહિ ગણનારાઓ અને તત્ત્વજ્ઞાનમાં સાધનાનો સમાવેશ નહિ કરનારાઓ આ જ સત્યને માટે એમ કહે કે કલા અને તત્ત્વજ્ઞાન બંને જીવનસાધનાની મુખ્ય પાંખો છે.

અત્યાર લગી સાહિત્યને કેન્દ્રસ્થાને રાખી તેનાં પરિપોષક અને સંબંધક એવી અન્યકલા ને તત્ત્વજ્ઞાનને શ્રી. કાકાસાહેબ વિચારી જોયાં. પણ હવે એક એવું શાસ્ત્ર–કેળવણીશાસ્ત્ર–આવે છે, જે તેમના સાહિત્યવિવેચન ઉપર સરસાઈ ભોગવી જાય છે. લેખકના કેળવણીના પાયાભૂત સિદ્ધાંતો ટોલ્સ્ટોય અને ગાંધીજીમાંથી ઘડાયેલા જણાય છે, અને તે સિદ્ધાંતો તેમણે 'જીવનનો આનંદ', 'જીવનભારતી'માં સ્ફુટ઼ાવાયા અને 'જીવનવિકાસ'માં વિશેષ રીતે દર્શાવેલા છે.

આપણે અહીં પ્રથમ તેમની કેળવણીની વ્યાખ્યા જોઈએ. ટોલ્સટોયની લોકશિક્ષક લેખે પિછાન કરાવતા આ લેખક કેળવણીની વ્યાખ્યા મૂકે છે કે 'કેળવણી એટલે દુનિયાનું સર્વસામાન્ય જ્ઞાન–જગત વિષેની કલ્પના, જીવનતત્ત્વ અને મનુષ્યજીવનનો ઉદ્દેશ એટલે કે પુરુષાર્થ, એ વિષે જે કંઇ નિર્ણયો થયા હોય તે વિદ્યાર્થીઓને આપી એમને દુનિયાના પ્રવાહમાં ડૂબવાને બદલે તરતા કરવા એ જ છે.' (જી. ભા. પૃ. ૪૬૨–૬૩)

અહીં કેળવણીનો અર્થ વિદ્યાર્થીઓને જીવનસાધના માટે તૈયાર કરવા એ જ થાય છે. અર્થાત્, એમની જીવનની અને કેળવણીની એક જ ફિલસૂફી છે. એ ઉપરથી નિષ્પન્ન થાય છે કે લેખકે જીવનની દૃષ્ટિએ કલાનું જે મૂલ્યાંકન કર્યું એ જ મૂલ્યાંકન કેળવણીમાં પણ થાય. એમણે કલાને જીવનનો 'ઓપ' કહ્યો, તો કેળવણીમાં પણ તેને શણગાર કહે છે:

'સાહિત્ય એ કેળવણીનો શણગાર છે–આત્મા નથી. છતાં શુદ્ધ સાહિત્ય દ્વારા કેળવણીને કીમતી મદદ થઈ શકે છે. લેહણીની શુદ્ધિ, વ્યાકરણની શુદ્ધિ, ઉચ્ચારણની શુદ્ધિ–આ ત્રણે ચારિત્ર્યશુદ્ધિ જેટલાં જ મહત્ત્વનાં છે.' (જી. વિ. પૃ. ૨૮૯)

સાહિત્યને કેળવણીનો શણગાર ગણવા છતાં તેનું મહત્ત્વ કેળવણી માટે સ્વીકારે છે તેમ અનેક સ્થળે જણાય છે, પણ કેળવણી માટે તેનું અનન્ય સ્થાન શ્રી. કાકાસાહેબને ખટકે છે:

–'સાહિત્યપ્રધાન કેળવણીથી બુદ્ધિ ખીલે જ છે એમ આપણે માનીએ છીએ, પણ તે માન્યતા પાછળ કંઇક ભ્રમ રહેલો છે. કેવળ સાહિત્યપ્રધાન કેળવણી ઉછીના વિચારોનો તૈયાર માલ પૂરો પાડે છે. તેથી ઘણા લોકો ઘણા વિચારો ધરાવે છે, સ્વતંત્ર વિચાર બહુ જ થોડા લોકો કરે છે. એ વિચારોની કેળવણી નથી, પણ વિચારનો વળગાડ છે. એ શક્તિ નથી, પણ બોજો છે. ઔદ્યોગિક જીવનની કસોટી પર માન્યતાઓ અને વિચારો રોજ કસાય તો વિચારમય ધાર્મિક જીવન સાચેસાચું કેળવાય. (જી. વિ. પૃ. ૯.)

હુન્નરકલા અને ઉદ્યોગ જે ઊંડાણ પ્રેરી કેળવણી આપી શકે છે, તેની સરખામણીએ સાહિત્યપ્રધાન કેળવણી છીછરી અને નિષ્ક્રિય નીવડે છે. અને, ખરાબ અર્થમાં 'ઓપ' શબ્દ વાપરીએ તો, કેવળ ઉપરનો–બહારનો ઓપ જ–ચળકાટ જ આપે છે.

આમ છતાં, તેઓ કહે છે કે આપણી 'અત્યાર સુધીની કેળવણી સાહિત્યપ્રધાન હતી.' (જી. વિ. પૃ. ૮૩). આમ ભૂતકાળમાં અને હજીયે સાહિત્ય દ્વારા કેળવણીનું જે મહત્ત્વ રહ્યું તે આ કારણે :

'સાહિત્યની ખીલવણી ધર્મપ્રચારને અર્થે અને કેળવણીના સાધન તરીકે થઈ હોવાથી સાહિત્ય સાથે સામાન્ય અને વિશેષ સંસ્કારિતાને અવકાશ રહ્યો.' (જી. આ. પૃ. ૪૯૦)

આમ ધર્મ અને કેળવણીનું પોતે વાહન બનીને સાહિત્યકલા વિશેષ શિષ્ટસંસ્કારી થતી ગઇ, અને તેમતેમ તેને વિશેષ સ્થાન મળતું ગયું, અને એનું પરિણામ એ આવ્યું કે:

'આજની કેળવણીમા વધારેમા વધારે ફાળો સાહિત્યનો છે, અને તેથી સાહિત્ય વિના પણ કેળવણી સંભવે છે એ કોઇને સાચું નથી લાગતુ. કેળવણીના રાજ્યમાં સાહિત્યનુ પ્રધાનપણું ઘણું ચાલ્યું, હવે એ પ્રધાનને નિવૃત્તિ આપી, બીજાં સાધનોનું મંત્રીમંડળ અધિકારરૂઢ થવું જોઈએ.' (જી. વિ. પ્રસ્તાવના પૃ. ૧૧)

આ બીજાં સાધનો તે કયાં ? તો, લેખક આગળ કહે છે કે, ગણિત, વ્યાકરણ, વિજ્ઞાન, ભૂગોળ વ. દ્વારા બુદ્ધિની ખીલવણી થાય છે. અને આગળ જોઇ ગયા તેમ હસ્તકૌશલ્ય અને ઉદ્યોગ દ્વારા ચારિત્ર્ય, બુદ્ધિ વગેરે નક્કર બને છે. એટલે આજની સપૂર્ણ કેળવણી તો એ હોઇ શકે કે:

'કેળવણીમાં આજ સુધી ચાલતું આવ્યું છે તેમ સાહિત્યને પ્રધાનસ્થાને રાખવાનું જ નથી: સાહિત્યની કિંમત ગમે તેટલી હોય તોય એના કરતાં વધારે કીમતી બીજી વસ્તુઓ છે. ઈંદ્રિયોનો વિકાસ અને ખાસ કરીને કર્મેન્દ્રિયોની કુશળતા અને વ્યવહારોપયોગી સુવ્યવસ્થિત માહિની એ જ કેળવણીનો મુખ્ય ભાગ છે. એની સાથે ચારિત્ર્યને દૃઢ કરનાર ટેવો અને જીવનના રહસ્યનું અને કર્તવ્યનું આકલન ઉમેરીએ

એટલે કેળવણી લગભગ પૂરી થઈ ગઈ સાહિત્યનો શણગાર ઉપયોગી છે, આવશ્યક છે, પણ એ કાંઈ કેળવણીનું સર્વસ્વ નથી

'... કેળવણીમાં સાહિત્યની મદદ અસાધારણ છે પણ એણે કેળવણીનું આખું ક્ષેત્ર અથવા આટલું બધું ક્ષેત્ર વ્યાપી ન નાખવું જોઈએ' (જી વિ ૧૦૮-૯)

આમ હુન્નર વ ના અનુભવથી અને વિજ્ઞાન વ ના નક્કર જ્ઞાનથી તથા કલાના શણગારથી કેળવણી પ્રપૂર્ણ બને છે આ જ દૃષ્ટિથી એક બીજે સ્થળે (જી વિ પૃ ૨૪૭) તેમણે એમ કહ્યું છે કે ઉદ્યોગ અને ચારિત્ર્યવિકાસની ભોંય પર સાહિત્ય કે ઈતર કલાને મૂકીએ તો બસ છે

'સાહિત્ય દ્વારા કેળવણી'ના લેખમાં શ્રી કાકાસાહેબ કહે છે કે સાહિત્યે જીવનને અનેક રીતે આલેખ્યું છે એ કબૂલ છે, પણ આજના સાહિત્ય વિષે એક ઘસાતી વાત કહેવી જોઈએ કે, છતાં સાહિત્ય દહાડે દહાડે ભેળવાળનાર થતું જાય છે' (જી વિ પૃ ૯૮) એ કારણે કોઈને શરૂઆતની કેળવણી [illegible] હવે લઈ શકીશું નહિ તેને બદલે વ્યવહારુ, કાર્યકારી અને કાર્યસાધક પદ્ધતિઓનો અમલ કરવો જોઈએ

પણ આ તો કેળવણીના ઉપકારક અંગ તરીકે સાહિત્યની વાત થઈ એ શ્રી કાકાસાહેબના આ વિષયપરત્વેના ચિંતનની એક દિશા અને બીજી દિશા એ કે બંનેને સ્વતંત્ર સ્વરૂપે જોતાં સાહિત્યનો મહાન ઉપકાર કેળવણીએ સ્વીકારવો જ રહ્યો

'સાહિત્યે કેળવણીને અત્યાર સુધી ભારે મદદ કરી છે, અને હજીયે કરશે કેળવણીના ઉપાસકો સાહિત્યની સીધી સેવા વખતે ન કરી શકે, પણ સાહિત્યના પરિચયમાં તો તેમણે રહેવું જ પડે, કેમકે બંને પરસ્પરપોષક છે—તે એટલે સુધી કે બંને એક જ છે એમ કેટલાકને લાગે, અથવા બંને વચ્ચે સાધ્યસાધનનો સંબંધ છે એવી માન્યતા રૂઢ થઈ ગઈ છે' (જી ભા પૃ ૪૫)

આ આખી ચર્ચાનું સમાપન કરવા માટે શ્રી કાકાસાહેબના ઉપર્યુક્ત અવતરણના જેવું જ દૃષ્ટિબિન્દુ બા. આનંદશંકરે 'કેળવણી અને સાહિત્ય'ના લેખમાં રજૂ કર્યું છે તે અત્રે મૂકીશું તેમણે કેળવણી ને સાહિત્યનો ગાઢ સંબંધ અને પરસ્પરપોષકત્વ સકારણ વિચારી તેમની સહચર્ચાનું ઔચિત્ય આમ સ્વીકાર્યું છે

'કેળવણી અને સાહિત્ય ઉભયને એકત્ર ચર્ચવામાં હું ધારું છું કે બહુ ઔચિત્ય છે, કારણકે કેળવણીના વિસ્તાર અને સુધારા વગર સાહિત્ય ઊંચા તત્ત્વોથી પોષાવાનું નથી, અને સાહિત્યરૂપે ફળ્યા વિના તથા સાહિત્યથી સંસ્કાર પામ્યા વિના કેળવણી આપણા જીવનમાં એક જીવત અને દૈવીશક્તિરૂપે સિદ્ધ થવાની નથી' (કાવ્યતત્ત્વવિચાર)

હવે શ્રી કાકાસાહેબના કેળવણીને લગતા સાહિત્યસંબંધેના તમામ મંતવ્યોનો તાગ આવે છે પણ એક શંકા ઉપસ્થિત થવાનો સંભવ રહે છે, અત્રે, તેમની કલામીમાંસાની વિચારણામાં, કેળવણીની મીમાંસાને સ્થાન હોઈ શકે ખરું? અલબત્ત, ઉપરના અવતરણમાં શ્રી આનંદશંકરની અણધારી પુષ્ટિ તો જાણે આવી જ મળે છે, પણ તે ઉપરાંત અમુક દૃષ્ટિથી તેનું સ્થાન ઉચિત જણાય છે

સાહિત્યનું વિવેચન સાહિત્યનો રસોપભોગ કરાવે છે અને એમ કરવા માટે તે સાહિત્ય સમજતાં અને તેના ગુણદોષ જોતાં પણ શીખવે છે આ બધો વ્યાપાર કેળવણીનું પણ અંગ છે એ રીતે વિવેચનને કેળવણી સાથે પણ સંબંધ છે તેથી વિવેચનને અંગે કેળવણીની ચર્ચા અસ્થાને જ નથી પણ, શ્રી કાકાસાહેબની વિવેચના સમજવા તો તેમનું કેળવણીનું દૃષ્ટિબિન્દુ અને તેમની દૃષ્ટિએ સાહિત્ય અને કેળવણીનો સંબંધ જોવો વિશેષ કરીને આવશ્યક છે, કારણકે તેમની જીવનદૃષ્ટિમાં વિવેચન એ કેળવણીનું જ એક અંગ છે, સાહિત્ય એ કેળવણીનું એક સાધન છે, અને એક કેળવણીકાર તરીકે જ તેમણે વિવેચન કરેલું છે

—ચાલુ




## ઈસર અને કાનીસર

ફરીદકોટમાં બે વેપારી રહે. એક હિંદુ અને બીજો મુસલમાન. હિંદુનું નામ ઈસર અને મુસલમાનનું નામ કાનીસર. બંને ભાગીદારીમાં વેપાર કરે અને લાખોની કમાણી કરે.

પણ ભગવાનને ગમ્યું તે થોડાંક વરસ પછી વેપાર ખોટમાં જવા લાગ્યો અને છ મહિનામાં તો બેય જણા ધાનધાન અને પાનપાન થઈ ગયા. દુકાન બંધ કરવી પડી, ઘરની ઘરવખરી વેચી નાખવી પડી, તોયે ધાનને ને દાંતને વેર થઇ ગયાં.

એક દિવસ કાનીસરને ઘેર ખાવા દાણોયે ન રહ્યો એટલે તે ઇસરને ઘેર આવીને ઊભો રહ્યો. કહે: 'ભાઇબંધ, રોટલા વિના છોકરાં રાડો નાખે છે. મૂઠી દાણા આપ.'

ઈસર કહે: 'ભાઇ, મારા ઘરમાંયે ચપટી દાણા નથી, તો મૂઠી દાણા કેમ આપું? મારા હાલ પણ તારા કરતાં કયાં સારા છે?'

પણ ઇસરના ઘરમાં એક પિત્તળની થાળી બાકી રહેલી. રખે ભાગીદાર કાનીસરની નજરે પડી જાય તેથી ઇસરે એના પર રાખ ચોપડી રાખેલી. કાનીસરની નજર એ કાળી ઠીબકા જેવી થાળી પર પડી. થોડી વારે ઇસરના છોકરાએ પાણી પીતાં કોગળો કર્યો ત્યાં પાણીનો એક છાંટો એ થાળી પર પડયો. છાંટો પડયો એ ઠેકાણે ચણાના દાણા જેટલું પિત્તળ દેખાઈ ગયું. કાનીસરને થયું કે આ થાળી હાથ પડી જાય તો બે–ચાર દિવસના દાણા મળી જાય. મનમાં આ વાત રાખીને એ ઘેર ગયો.

ઇસરે કાનીસરની નજર જોઈ લીધી. એને થયું કે કાનીસર આ થાળી ચોરવા આજે રાતે પહોંચવો જોઇએ. સાંજ પડતાં તેણે એની સ્ત્રીને બોલાવી અને થાળી શીંકે મુકાવી દીધી. થાળીમાં છલોછલ પાણી ભર્યું અને શીંકાની નીચે જ પોતાના ખાટલા ઢાળ્યા–કદાચ રાતે ઊંઘ આવી જાય તો યે કાનીસર થાળી લેવા જાય કે પાણી પડે અને પોતે જાણી જાય.

રાત પડી અને ઈસર એની સ્ત્રી સાથે કયાંય સુધી વાતો કરતો જાગતો રહ્યો. કાનીસર ઈસરના ઘર પાછળ આવીને બેસી ગયો. ધીમે ધીમે કરતાં મધરાત થઈ અને ઇસરની આંખો ઝોલે ગઈ. થોડી વારમાં વાતો બંધ થઈ એટલે કાનીસર સમજયો કે ઈસર હવે ઊંઘી ગયો છે તરત એ ઘરમાં ઘૂસ્યો.

ઘરમાં આવીને ચારે તરફ નજર કરે તો કયાંયે થાળી મળે નહિ. જોતાં જોતાં એની નજર ઊંચે શીંકા માથે પડી કે થાળી દેખાઇ ગઈ

શીંકા નીચે જ ખાટલા ઢાળેલા. પણ આજે હતો પૂનેમનો દિવસ ભાંગલા-તૂટલા છાપરામાંથી ચાંદાનું તેજ થાળી માથે પડે અને પાણીનું પ્રતિબિંબ પાડે કાનીસર ઈસરની કરામત સમજી ગયો.

તરત એ ચૂલા પાસે ગયો અને બે મૂઠા રાખના ભરી લીધા ઊંચો થઈને ધીમે ધીમે તે રાખ થાળીમાં નાખવા લાગ્યો. રાખ પડતી ગઈ તેમ તેમ પાણી શોષાતું ગયું. થોડી વારે બધું પાણી શોષાઈ ગયું કે હળવેકથી થાળી ઉતારી લીધી અને બગલમાં મારીને ઘર બહાર સરકી ગયો.

હવે એને વિચાર થયો કે થાળી ઘેર લઈ જાઉં તો કાલ ઈસર ઘેર આવે અને તેની નજરે પડે-લાવ ક્યાંક સંતાડતો જ જાઉં. બે-ચાર દિવસ પછી ઉપાડી જઈશ અને વેચી મારીશ.

આમ વિચારીને તે ગામ બહાર ગયો અને એક તળાવને ખૂણે કાદવમાં થાળી ઘાલી દીધી. થાળીનું નિશાન રાખવા તેની પડખે એક ચેયો ખોસી દીધો. મધરાતમાં આટલું કામ પતાવી ઘેર જઈને એ ઘસઘસાટ ઊંઘી ગયો.

સવાર થઈ અને ઈસર જાગીને જુએ તો શીંકામાં થાળી ન મળે એને થયું કે કાનીસર પહોંચી ગયો લાગે છે. તરત એ કાનીસરને ઘેર પહોંચ્યો. કાનીસર ઊઠીને હજી બગાસાં ખાતો હતો ઇસર એની સાથે આડીઅવળી વાતોએ ચડયો અને ઘરમાં આમતેમ નજર ફેરવવા લાગ્યો, પણ ક્યાંયે થાળીનું નિશાન દેખાયું નહિ. એને થયું કે થાળી ઘરમાં તો મૂકી નથી-ક્યાંક બહાર સંતાડી લાગે છે.

બપોર થયા કે ઇસર તળાવે નાહવા ગયો. નાહતાં નાહતાં નજર કરે તો એક ખૂણે ચેયો ઝૂલ્યા કરે. એને થયું કે અહીં વળી ચેયો ક્યાંથી? પાંચ વરસથી અહીં નાહું છું પણ કદી ચેયો ભાળ્યો નથી. તરત એ ચેયા પાસે ગયો તો તળિયું ઊંચું-નીચું દેખાયું. ડૂબકી મારીને કાદવમાં હાથ ભરાવ્યા ત્યાં તો હાથમાં થાળી આવી ગઈ. કાનીસરની ચાતુરી પર હસતો હસતો થાળી બગલમાં મારીને ઈસર ઘેર આવતો રહ્યો.

બીજે દિવસે કાનીસર તળાવે ગયો. જઈને જુએ તો ચેયો આડો વળી ગયેલો. તરત એના મનમાં ફાળ પડી. ડૂબકી મારીને તળાવમાં જોવા લાગ્યો, પણ થાળી ન મળે. એને થયું કે ઈસર પહોંચી ગયો લાગે છે. એના વિના બીજાનાં કામ નહિ.

તળાવેથી નિરાશ મોં લઈને એ સીધો ઈસરને ઘેર ગયો. કાનીસરનું મોં જોઈને ઈસર હસી પડયો. કાનીસર પણ હસી પડયો. હસતાં હસતાં બંને જણ વિચારવા બેઠા કે આમ અંદરોઅંદર ચાતુરી કર્યે પેટ નહિ ભરાય ચાલો, ક્યાંક બહારગામ જઈએ અને તકદીર અજમાવી જોઈએ. જૂના ચોપડા બગલમાં મારીને બંને પરદેશ ઊપડયા.

ચાલતાં ચાલતાં બંને લાહોરને પાદરથી નીકળ્યા. જુએ તો મસાણમાં કોઈનું મડદું બળે છે અને હજારો માણસ આભડવા આવ્યા છે. તપાસ કરતાં ખબર પડી કે લાહોરના કરોડાધિપતિ શેઠ ભાનુશાનું મરણ થયું છે. ભાનુશા ભારે નેક વેપારી. દેશમાં એના નામનો ડંકો વાગે.

ભાનુશાને બાળીને માણસો પાછા વળ્યા કે બેય જણા મસાણમાં પહોંચ્યા. સાંજ પડી કે જ્યાં ભાનુશાને બાળેલ તેની નીચે ઊંડો ઊંડો ખાડો ખોદ્યો અને ખાડામાં કાનીસર સંતાઈ ગયો. ઉપર સરખી જમીન કરીને, ચોપડામાં આડાંઅવળાં ખાતાં નાખી ઇસર ભાનુશાને ઘેર પહોંચ્યો. જઈને એના મોટા દીકરા ધનુશાને કહે: 'હું ફરીદકોટના ઈસર-કાનીસરની પેઢીનો ભાગીદાર ઇસર. તમારા બાપા એક વાર અમારી પાસેથી લાખ રૂપિયા લઇ ગયા છે. લાવો લાખ રૂપિયા. વ્યાજની તો વાત નથી કરતો.'

ધનુશા કહે: 'અમારી સાત પેઢીથી અમે કરોડાધીશ અને મારા બાપા તમારી પાસેથી લાખ રૂપિયા લઈ જાય શું કામ ?'

ઈસર કહે: 'ભાઇ, વેળાવેળાની છાંયડી છે. ભાનુશાને કયારે જરૂર પડી હશે તે કોને ખબર ! જુઓ આ ચોપડા. ચોપડા બોલે છે.'

ધનુશા હા–ના કરવા લાગ્યો એટલે ઈસર કહે: 'ચોપડા પડે પાટ્યમાં. તમને તમારા બાપા પર વિશ્વાસ છે ને ? એના જેવા નેક આદમી તો મસાણે હોંકારો દે. મસાણે ચાલો અને જો એ પોતે જ હોંકારો દે તો લાખ રૂપિયા આપજો. નહિ તો મારા ચોપડા અહીં જ બાળી ચાલતો થાઉં.'

ધનુશાને આ વાત બરાબર લાગી. પંચને લઇને બધા રાતોરાત મસાણે પહોંચ્યા. મસાણે જઈને ઈસરે બૂમ નાખી: 'હે ભાનુશા, તું તો નેક અને પાક વેપારી. સાંભળ અને જવાબ દે. તેં જો ફરીદકોટવાળા ઈસર–કાનીસરની પેઢીએથી લાખ રૂપિયા લીધા હોય તો સાક્ષી પૂરજે અને તારા નેકદિલની ખાતરી આપજે.'

ઇસરે મસાણ માથે ઊભા રહીને આમ ત્રણ વાર રાડ દીધી કે અંદરથી ઘોઘરો અવાજ કરીને કાનીસર બોલ્યો : 'દીકરા ધનુશા, એક વાર ભીડ પડતાં હું ઈસર–કાનીસરની પેઢીએથી લાખ રૂપિયા લઈ આવ્યો છું. આબરૂ સાચવવા ચોપડે રૂપિયા નથી નાખ્યા. પણ એ લાખ રૂપિયા દૂધે ધોઇને ઈસર–કાનીસરને આપી દેજે. નહિ તો મારો જીવ અવગતે જશે.'

ધનુશાને વિશ્વાસ બેસી ગયો. પંચ પણ ભાનુશાના નેક દિલનાં વખાણ કરતું પાછું વળ્યું. રાતોરાત ધનુશાએ ઈસરને લાખ રૂપિયા ગણી દીધા, વધારામાં આટલાં વરસનું ગણીને પાઈએ પાઈનું વ્યાજ પણ ચૂકતે કરી દીધું. લાખ રૂપિયા ઉપાડવા માટે ઇસરને એક ઘોડો પણ છોડી દીધો.

ઘોડે રૂપિયા નાખીને ઈસર ઘર તરફ ચાલતો થયો. એને થયું કે ભલે કાનીસર પડયો મસાણમાં. હમણાં રૂપિયા લઇ ઘર ભેગો થાઉં અને એકલો લક્ષાધિપતિ થઇ જાઉં. આમ વિચારી તેણે ઘર તરફ મારી મૂકયાં.

અહીં મસાણમાં કાનીસર બેઠો ઇસરની વાટ જુએ છે. ધીમે ધીમે કરતાં મધરાત થઇ તોયે ઇસર ન આવ્યો એટલે ખાડો તોડીને એ બહાર નીકળ્યો અને ગામમાં આવ્યો. જુએ તો મધરાતમાં પણ લોકોનાં ટોળાં ઠેરઠેર ભાનુશાના નેકદિલનાં વખાણ કરતાં ઊભાં છે. ભાનુશાને ઘેર જતાં ખબર પડી કે ધનુશાએ ઈસરને રાતોરાત લાખ રૂપિયા ગણી દીધા છે. કાનીસર સમજી ગયો કે ઇસર લાખ રૂપિયા લઇને એકલો ઘર તરફ ઊપડયો લાગે છે. તરત એ ઉઘાડે પગે ઇસરની પાછળ દોડયો.

દોડતાં દોડતાં સવાર થઇ, ત્યાં એની નજર મારગ માથે એક જોડા પર પડી. જુએ તો જોડા પર સોનેરી જરિયાની ગૂંથી છે અને ફેરફૂદડીઓ ટાંકી છે. સવારના આછા અજવાળામાંયે જોડા ચળકારા મારે છે. કાનીસરને થયું કે આવો મજાનો જોડો ઈસર લીધા વગર રહે નહિ. પણ એક જોડો જાણીને લીધો નથી લાગતો. કરવા દે એ જોડાની કરામત.

તરત એણે એ જોડો ઉપાડી લીધો અને આડાઅવળા ડુંગરા–ટેકરા વટાવી ઇસરની આગળ થઈ ગયો. રસ્તામાં પેલો જોડો મૂકીને એકાદ ઝાડ પાછળ સંતાઈ ગયો.

થોડી વાર થઈ કે ઘોડો હાંકતો ઈસર ત્યાંથી નીકળ્યો. જુએ તો થોડીક વાર પહેલાં જ રસ્તા પર સોનેરી જોડો જોયેલો તેની જોડ અહીં પડી છે. તેને થયું કે એક જોડો જાણીને નકામો જ મેં પેલો જોડો મૂકી દીધો ને ? આ રહી એની જોડ. લાવ પેલો જોડો લઈ આવું. આમ વિચારી તરત એણે આ જોડો ઉપાડી લીધો અને પાસેને ઝાડે ઘોડો બાંધી પેલો જોડો લેવા પાછો વળ્યો.

ઘોડો બાંધીને ઈસર દસ-વીસ ડગલાં ગયો કે કાનીસર ઘોડો છોડીને ચાલતો થયો. દોડાદોડ એ ઘેર પહોંચ્યો. ઘોડો છોડી એને વગડામાં તગડી મૂક્યો અને પોતાની સ્ત્રીને બોલાવી રૂપિયા ઘરમાં ઉપાડી ગયો. ઘરમાં ખાડો ખોદી રૂપિયા દાટી દીધા અને ખબર ન પડે માટે આખા ઘરમાં ગાર કરી દીધી. પોતે ઘેર હોય તો વળી જવાબ દેવો પડે એમ વિચારીને કાનીસર વગડામાં જઇને સંતાઇ ગયો.

પેલી બાજુ ઈસર પાછો વળીને જુએ તો પેલો જોડો ન મળે. આડુઅવળું ખૂબ જોયું પણ જોડો ન દેખાયો, એટલે દોડાદોડ પાછો વળ્યો. પેલા ઝાડ પાસે આવીને જુએ તો ઘોડો ન મળે. એના પેટમાં ફાળ પડી. એને થયું કે કાનીસર પહોંચી ગયો લાગે છે.

મૂઠીઓ વાળીને એ ઘર તરફ દોડયો. સીધો કાનીસરને ઘેર ગયો. જુએ તો કાનીસર ન મળે. કાનીસરની વહુ સાથે વાતો કરતાં આડીઅવળી નજર કરે તો ઘરમાં નવી ગાર દેખાઇ. એને થયું કે ઘરમાં ખાવા ધાન નથી અને કાનીસરની વહુ અમસ્થી ગાર કરે નહિ. ઘરમાં જ રૂપિયા સંતાડીને કાનીસર સંતાઈ ગયો લાગે છે.

રાત પડી એટલે ઈસરની વહુએ માંદી પડયાનો ઢોંગ કર્યો. થોડી વારમાં તો એ ખાટલામાં પડી કાળી ચીસો નાખવા લાગી. ચીસો સાંભળીને આડોશીપાડોશી જોવા આવ્યાં. થોડી વારે કાનીસરની વહુને પણ ખબર પડી એટલે તે પણ ઇસરની વહુને જોવા આવી. કાનીસરની વહુ આવીને ખાટલા પાસે બેઠી એટલે ઇસરની વહુ તેની સાથે વાતોએ વળગી.

આ લાગ જોઇને ઇસર કાનીસરને ઘેર દોડયો. કાનીસરની વહુની ગેરહાજરીમાં ઘરમાંથી રૂપિયા ખોદી કાઢયા અને પોટલું બાંધીને પોતાના ઘર પાછળ આવીને ઊભો રહ્યો. કાનીસરની વહુ મોડી રાતે ઘેર પાછી ફરી કે ઇસર પોતાના ઘરમાં આવતો રહ્યો. જૂના ઘરમાં એક ભંડકિયામાં રૂપિયા દાટી દીધા અને ઉપર ગાર કરી લીધી. તરત એ ગામ બહાર ચાલ્યો ગયો અને સીમમાં એક ઊંડા કૂવાની બખોલમાં સંતાઇ ગયો. એની વહુને કહી દીધું કે રોજ મને અહીં ખાવાનું પહોંચાડજે.

આ બાજુ વહેલી પરોઢે તદ્દન અંધારામાં કાનીસર ઘેર પાછો આવ્યો અને રૂપિયા કાઢવા બેઠો. ખાડો ખોદીને અંદર જુએ તો કાંઇ ન મળે. એને થયું કે ઈસર પહોંચ્યો લાગે છે. સવારે જઇને જુએ તો ઇસર એને ઘેર ન મળે. એને થયુ કે રૂપિયા સંતાડીને ઇસર કયાંક છુપાઇ ગયો લાગે છે. છાનોમાનો એ પાછો વળ્યો અને ઈસરના ઘર તરફ નજર રાખીને બેસી ગયો.

બપોર થયા કે ઇસરની વહુ ભાત બાંધીને ગામ બહાર ઊપડી. કાનીસર સંતાતો સંતાતો એની પાછળ ઊપડયો. ચાલતાં ચાલતાં ઈસરની વહુ એક કૂવા પાસે ઊભી રહી. કાનીસર એક ઝાડ પાછળ સંતાઇને જોવા લાગ્યો.

આડુંઅવળું જોઇને ઇસરની વહુએ એક દોરડું કાઢ્યું, ભાત દોરડે બાંધીને કૂવામાં ઉતાર્યું. થોડી વાર થઈ એટલે દોરડું પાછુ ખેંચી લીધું. કાનીસર જુએ તો ભાત ખાલી. એને થયું કે ઈસર અહીં સંતાઇ ગયો લાગે છે અને અંદર બેઠો ભાત ખાતો લાગે છે. આવતીકાલે વાત.

બીજે દિવસે ઈસરની વહુ ભાત લઇને નીકળે તે પહેલાં કાનીસર ગામ બહાર ઊપડયો. ભાતમાં જૂની જારના રોટલા અને ખાટી છાશ બાંધી લીધાં. કૂવે આવીને ભાત દોરડે બાંધીને અંદર ઉતાર્યું. ઇસરે ભાત છોડીને જેવું રોટલાનું બટકું મોઢામાં મૂક્યું કે જૂની જારની ગંધથી મોઢું ગંધાઈ ઊઠયું. મોઢું સારું કરવા જેવો એણે છાશનો ઘૂંટડો ભર્યો કે ખટાશથી એનું માથું ધમધમી

ઊઠ્યું. થૂ....થૂ....થૂ.... કરતાં એણે છાશ–બટકું થૂંકી નાખ્યાં અને કૂવામાં બેઠાં રાડ નાખી: ' શંખણી! આ તે તું કેવો રોટલો અને છાશ લાવી છે ? '

કૂવાકાંઠે ઊભેલો કાનીસર અસલ ઈસરની વહુ જેવો અવાજ કરીને બોલ્યો: 'પણ એમાં મારો કાંઈ વાંકગુનો ? ઘરમાં હોય એ લાવીને હું તો હાજર કરું ને ?'

અંદરથી ઇસર કહે : ' પણ હવે આપણે ક્યાં ખોટ છે ? જૂના ઘરને ખૂણે ભંડકિયામાં રૂપિયા દાટયા છે તેમાંથી જોઇએ એટલા રૂપિયા કાઢીને બધું વેચાતું લઈ આવ ને ? નકામી લોભ શું કામ કરે છે ! '

કાનીસર પાછો ઇસરની વહુ જેવો અવાજ કરીને બોલ્યો: ' મેં જાણ્યું કે એ રૂપિયા હમણાં નહિ કાઢવા હોય. જોજે, કાલ શીરોપૂરી કરીને લાવું છું કે નહિ ? '

આમ કહીને કાનીસર ઘર તરફ ઊપડયો. બપોર થતાં જેવી ઇસરની વહુ ભાત લઈને ગામ બહાર ઊપડી કે તે ઈસરને ઘેર પહોંચ્યો અને જૂના ઘરના ભંડકિયામાંથી રૂપિયા ખોદી આવ્યો. આ વખતે એણે રૂપિયા ઘરમાં દાટવાને બદલે ગામ બહાર એક વાડીમાં દાટી દીધા અને પોતે વગડામાં સંતાઈ ગયો.

પેલી બાજુ ઈસરની વહુ કૂવે જઈ ને ઊભી રહી અને દોરડું બાંધીને કૂવામાં ભાત ઉતાર્યું. થોડીક જ વારમાં ભાત પાછું આવેલું જોઈને અંદરથી ઈસર બોલ્યો: ' એટલી વારમાં ફરીથી રાંધીને પાછી આવી ? '

ઇસરની વહુ કાંઈ ન સમજવાથી બોલી: 'કોણ આવી હતી અને શું વાત કરો છો ?'

ઇસર કહે: 'તું થોડી વાર પહેલાં જૂની જારના રોટલા અને ખાટી છાશ લઇને નહિ આવેલી ?'

વહુ કહે: 'ના રે ના, હું તો રાંધીને આ પહેલી જ વાર ચાલી આવું છું. તમે તે કોની વાત કરો છો ?'

ઇસર સમજી ગયો કે કાનીસર પહોંચ્યો લાગે છે. તરત એ કૂવાની બહાર નીકળ્યો અને દોડતો દોડતો ઘેર ગયો. જઇને જૂના ઘરના ભંડકિયામાં જુએ તો રૂપિયા ન મળે. સીધો એ કાનીસરને ઘેર ગયો તો કાનીસર પણ ન મળે. નિરાશ થઇને એ ઘેર ગયો અને કાનીસરની તપાસ કરવા લાગ્યો. ધીમે ધીમે કરતાં આઠ–દસ દિવસ ગયા તોયે કાનીસરનો પત્તો ન લાગ્યો. એને થયું કે આ વખતે કાનીસર બરાબર સંતાઈ ગયો લાગે છે. મરવાનો ઢોંગ કર્યા વગર એ પાછો નહિ આવે.

તેણે થોડીક વાતો તેની વહુને કરી અને મરી ગયાનો ઢોંગ કરીને ફળિયામાં સૂતો. એની વહુ રોવા–કકળવા લાગી અને આસપાસથી માણસો ભેગાં થયાં. ઇસરની વહુને નિરાધાર જાણી આડોશીપાડોશી ઇસરને બાળવા ઊપડયા. રોતાં રોતાં ઈસરની વહુએ કહ્યું કે: 'મરતાં મરતાં એ કહેતા ગયા છે કે વેપાર કરતાં મને કપાસમાં ફાયદો થયેલો માટે કપાસની સાંઠીઓનો એક ભર બહકી મને મધરાતે બાળજો.'

લોકોને થયું કે બીચારાની આટલી આશા પૂરી પાડીએ. સાંઠીઓનો ભર લાવી, એમાં અર્ધે ભાગે ઇસરને મૂકયો અને મધરાતે સાંઠીઓની ચિતાને આગ મૂકી. આગ બરાબર લાગતાં પહેલાં ધુમાડાના ગોટ ચડ્યા કે મધરાતના અંધારામાં આ ધુમાડાના ગોટમાં થઇને ઈસર ભરમાંથી બહાર નીકળી ગયો અને છટકીને ઘેર આવતો રહ્યો. સાંઠીઓનો ભર સળગી ગયો કે લોકો આભડીને ઘેર ગયા.

ઇસરના મરણના સમાચાર કાનીસરને મળ્યા. પણ એ સમજી ગયો કે આમાં ઇસરની કાંઈક કરામત લાગે છે. જુવાનજોધ ઇસર આમ

અમથો અમથો મરી શેનો જાય ? મને બહાર કાઢવાની પેરવી લાગે છે. પણ હું યે બહાર નીકળી મરવાનો ઢાંગ કરી દેખાડું અને રૂપિયા લઇ પરદેશ ભાગી જઉં. એ પછી ત્યાં અમનચેનથી જિંદગી ગુજારુ.

આમ વિચારી કાનીસર ઘેર આવ્યો અને માંદગીનો ઢાંગ કરી ખાટલે સૂતો. એના ખબર-અંતર પૂછવા લોકો આવવા લાગ્યાં. સાતમે દિવસે જાણે મરી ગયો હોય તેવો દેખાવ કરીને કાનીસર સૂઇ ગયો. તરત એની વહુ રોવા લાગી અને આડોશીપાડોશી ભેગા થઇ ગયાં, કાનીસરના મડદાને જનાજામાં મૂકયું અને કબ્રસ્તાનમાં દાટવા ચાલ્યા. રોતાંરોતાં કાનીસરની વહુએ કહ્યું : 'મરતાં મરતાં એ કહેતા ગયા છે કે જીવતાં હું નાની ઓરડીમાં રહેવા પાગ્યો છું, માટે મરી ગયા પછી મને દસ હાથ ઊંડા અને દસ હાથ પહોળા ખાડામાં દાટજો કે મારાં અંગ ન અકડાય.'

લોકોને થયું કે લાવો બીચારાની આટલી આશા પૂરી કરીએ. કબ્રસ્તાનમાં જઇને દસ હાથ ઊંડો અને દસ હાથ પહોળો ખાડો ખોદી અંદર કાનીસરનું શબ મૂકયું અને ઉપર દસ કબર લાવીને ઢાંકી દીધી.

ઇસરની વહુએ કાનીસરના આ બધા સમાચાર ધણીને દીધા એટલે ઈસર સમજ્યો કે આમાં કાનીસરની કાંઇક કરામત લાગે છે. એ પણ વેશ-બદલો કરીને કબ્રસ્તાનમાં પહોંચ્યો અને એક ઝાડે ચઢીને સંતાઈ ગયો.

કાનીસરને દાટીને લોકો પાછા વળ્યા અને રાતનાં અંધારાં થયાં કે ઈસર ઝાડેથી ઊતરીને કાનીસરની કબર પાસે આવ્યો. કબર ખોદીને કાની-સરનુ શબ બહાર કાઢયુ. કાનીસર ચુપચાપ હળવાં હળવા શ્વાસ લેતો શબની જેમ જ પડયો છે

બરાબર આ જ વખતે ત્યાથી સાત ચોર નીકળ્યા. એમના પગનો અવાજ થવા લાગ્યો કે ઇસર કાનીસરનું શબ મૂકીને પડખેને ઝાડે ચડી ગયો. ચોર બરાબર કાનીસરના શબ પાસેથી નીકળ્યા. અંધારામાં એક ચોરનો પગ શબ સાથે ભટકાયો કે બધા ઊભા રહી ગયા. જુએ તો પાસે દસ હાથ ઊંડો અને દસ હાથ પહોળો ખાડો છે અને પડખે જરાયે સડ્યા વિનાનું શબ પડયું છે.

ચોરો અંદરોઅંદર વાત કરવા લાગ્યા : 'આ શબ તો કોઇ પાક મૌલવીનું લાગે છે. જુઓને, રોજ રાતે એ બહાર નીકળતું લાગે છે અને સવારે પાછું સંતાઇ જતું લાગે છે. શબને જરાયે સડો પણ લાગ્યો છે ?'

આમ વિચારી સાતે ચોરે શબને સલામ કર્યાં અને છ ચોર બોલ્યા : 'હે મૌલવી સાહેબ, જો આજે અમને સારી ચોરી મળશે તો તમારા મોઢામાં સાકર મૂકશું'

સાતમો ચોર કાણિયો હતો. એને મનમાં શંકા ગઈ કે મૌલવી હોય તોયે મૂઆ પછી પાછા શેના આવે ? એટલે તે બોલ્યોઃ 'હે મૌલવી સાહેબ, હું તમારા મોઢામાં પાણી મૂકીશ.'

આમ કહી સાતે ચોર ગામમાં ઊપડયા. જઇને એક શાહ સોદાગરનું ઘર ફાડ્યું અને સોનામહોરોના સાત પોટલા બાંધીને ભાગી છૂટયા. ભાગતાં ભાગતાં કબ્રસ્તાનમાં આવ્યા અને આજની ચોરી મૌલવી સાહેબના શુકનથી જ થઇ એમ માનીને પોટલાં પાસે મૂકી છ ચોરે કાનીસરના મોઢામાં સાકર મૂકી. એ પછી કાણિયે ચોરે મોઢામાં પાણી નાખ્યું. ઈસર ઝાડે બેઠો બેઠો આ બધું જોયા કરે.

પણ સાકર અને પાણી ભેગાં થતાં સાકરનો રસ થયો અને કાનીસરના ગળામાં ભરાયો. તરત ગળામાં સળવળાટ થયો અને કાનીસર ખોં....ખોં.... કરતો ઉધરસ ખાવા લાગ્યો. શબને વળી ઉધરસ શાની, એમ વિચારતા ચોર ચમકયા, ત્યાં તો આ લાગ જોઇને ઝાડેથી ઇસરે બૂમ મારીઃ 'મૌલવી સાહેબ! પાછળનાને પડતા મૂકજો અને આ નાને ઝાલજો '

આ તો જન! ખાધા કે ખાશે—એમ ચીસો પાડતા ચોરો મૂઠીઓ વાળીને ભાગી છૂટયા. પોટલાં લેવાની તો કોની હિંમત રહે?

ચોરોને ભાગી ગયેલા જોઇને ઈસર હેઠો ઊતર્યો અને કાનીસર પાસે આવીને કહેઃ 'એલા, હવે તો ઊઠ, આ સાત પોટલાં સોનામહોર આવી. લાખ રૂપિયા તારા અને સાત પોટલાંમાંથી લાખ કાપીને તારો–મારો અરધોઅરધ ભાગ.'

તરત કાનીસર ઊભો થયો. પોટલાં ઉપાડીને પાસેના રોજામાં ઘૂસી ગયા અને સોનામહોરો વહેંચવા લાગ્યા. વહેંચતાં વહેંચતાં એક સોનામહોર વધી. ઇસર કહે: 'આ સોનામહોર મારી.' કાનીસર કહેઃ 'એ સોનામહોર મારી.' આમ કહેતાં અંદરોઅંદર ઝઘડી પડયા.

પેલી બાજુ અરધોક ગાઉ જઇને ચોર ઊભા રહ્યા. કાણિયો કહેઃ 'ઊભા રહો, હું પાછો જઈને જોતો આવું.' છાનોમાનો કાણિયો ચોર રોજાને બારણે આવીને જુએ તો અંદર ઇસર–કાનીસર એક મહોરે માટે ઝઘડ્યા કરે. અચાનક ઇસરની નજર પેલા કાણિયા ચોર માથે પડી. તરત એણે એને માથે ઝોંટ મારી પાઘડી પડાવી લીધી અને બોલ્યોઃ 'લે ભાઈ, તને સોનામહોરને બદલે આ પાઘડી. હવે તો સૌને એક એક સોનામહોર થઇ ગઇ ને?'

પાઘડી ખેંચાતાં કાણિયો મૂઠીઓ વાળીને ભાગ્યો અને દોડાદોડ આવીને છ ચોરોને કહેઃ 'ભાગો રે ભાગો! ત્યાં તો આપણી સોનામહોર એકને ભાગે એક આવે એટલાં બધાં જન ભેગાં થયાં છે. અહીં આવશે તો આપણને મારી ખાશે.'

ચોરો ફરી પાછા મૂઠીઓ વાળીને ભાગી છૂટયા. આ બાજુ ઇસરની કરામત જોઇ કાનીસરે બાકીની મહોર ઇસરને આપી દીધી અને બંને જણા સોનામહોરનાં પોટલાં બાંધી ઘેર આવ્યા.

બીજે દિવસથી ફરી પાછી બાગમાં દુકાન શરૂ કરી અને નસીબ પલટતાં લાખોની કમાણી વહેતી થઇ. એ પછી બંનેએ સુખેથી ખાધું, પીધું ને મોજ કરી.

# વાસરિકા

પ્રા. વિજયરાય ક. વૈદ્ય

## સવિતા એટલે સૂર્ય નહિ : ૧

૧-૫-૪૪ : યાસ્ક નૈસાયણથી માંડી આજના સમર્થ વિદ્વાનો સુધીના ઋગ્વેદના અભ્યાસીઓની જાણે ભૂલ ભાંગતું 'સવિતર્ ઓર ઓરોરા બોરીઆલિસ' પરમની રાતે અનાયાસે હાથમાં આવેલું તે કાલે જોઈ ગયો. એના યુવાન વયે વિદેહ થયેલા ને પેરિસ યુનિ.ના ડી. એસ સી. તેથી મૂળે તો ભૌતિક વિજ્ઞાનના અભ્યાસી, ડૉ. વાઈ. વેંકટરામય્યાનું મન્તવ્ય એવું છે કે ઋગ્વેદનાં અમુક (૧, ૩૫; ૨, ૩૮; ૪, ૫૩; ૭, ૩૮ તથા ૪૫ અને બીજાં થોડાં) સૂક્તોમાં જે વર્ણનો સવિતાદેવનાં આવે છે તે ખરી રીતે સૂર્યને બરાબર લાગુ પડતાં નથી પણ ધ્રુવપ્રદેશોની (વિશેષે કરી ઉત્તરધ્રુવની) છમાસિક રાત્રિઓ દરમિયાન આકાશમાં જે સુભવ્ય ને અદ્ભુત પ્રકાશલીલા, જે 'ઓરોરા બોરીઆલિસ' યાને અતિ ઉત્તરની ઉષા પ્રકૃતિ રચતી હોય છે તેને વીગતવાર બંધબેસતાં આવે છે. ઉત્તરધ્રુવની એ ઉષાનાં એવાં અલૌકિક દૃશ્યોનાં જે વર્ણન સ્વ. ડૉ. નાન્સેનકૃત 'ફાર્થેસ્ટ નોર્થ'માં, 'ફોર્સીસ આફ નેચર' 'નોર્ધર્ન લાઈટ્સ' બ્રિટાનિકા–વિશ્વકોશ વગેરેમાં અપાયાં છે તેની સાથે સવિતાદેવનું સૂક્તોમાંનું બહુવિધ સ્વરૂપ કેટલું બધું મળતું આવે છે એ પણ એ સાહસવીરો ને સંશોધકોનાં પુસ્તકમાંથી ઉતારા આપી દર્શાવવામાં આવ્યું છે; 'સવિતર્'ની વ્યાખ્યા સૂર્ય તરીકે કરવા જતાં સાયણાચાર્યને નડેલી, સફળતથી પાર નહિ કરી શકાયલી, મુશ્કેલીઓ પણ બંને દેવોના તાત્ત્વિક અસામ્યની સમજ આપી સૂચવાઈ છે; અને, આ સિદ્ધાંત પરથી અનિવાર્યપણે દોરાય તે અનુમાન પણ રજૂ થયું છે કે જો આખી આર્યજાતિ નહિ તો તેમનાં કેટલાંક જૂથ તો આદિકાલે ઉત્તરધ્રુવમાં જ વસતાં હોવાં જોઈએ, ત્યાં તેમણે નીરખેલાં 'ઓરોરા બોરીઆલિસ'નાં ઉક્ત દૃશ્યોમાં જ સવિતા–સૂક્તોનું મૂળ છે એમ કહી શકાય. વિશેષમાં આટલું કે સુધન્વા આંગિરસના પુત્રો ઋભુઓ વગેરે વિષેના ઉલ્લેખો (૧, ૧૧૦; ૭, ૫૨; ૧૦, ૧૪૯) વાંચીએ છીએ તે પરથી એમ માનવું પણ વાસ્તવિક છે કે હિમપ્રલયને પરિણામે એ જૂથો સપ્તસિન્ધુમાં ઊતરી આવ્યા પછી ઘણી પેઢીઓ બાદ પણ સવિતાદેવ વિષેની શ્રુતપરંપરા

તેમ જ, પ્રકાશવર્ષિત મહિમાથી આકર્ષાઈ ને આર્યોમાંના અધિક સાહસિક ને શ્રદ્ધાળુ વીરો ઉત્તરધ્રુવનો સુદીર્ઘ ને વિકટ માર્ગ લેતા, પ્રેરક ને પાવનકારી સવિતૃદર્શન ત્યાં કરી પાછા હેમખેમ સપ્તસિન્ધુમાં આવી જતા, એ ધન્યભાગી સંપૂજ્ય યાત્રિકોને 'હિરણ્યસ્તૂપ' એવું બિરુદ ધરાવાતું અને તેઓ જે વાસ કરતા તે 'હિરણ્યસ્તૂપ-વર્ત'ના નામે ઓળખાતો...( દક્ષિણધ્રુવની પૂર્વોક્ત પ્રકાશ-લીલા; Aurora Australis).

## જૂના-નવા શબ્દો : ૭

૩૦-૬-૪૪ : રૂપરેખા લખતાં મ. ન. દ્વિ.નું પ્રાણ-વિનિમય જોતો હતો ત્યારે જ એમાં એક સ્થળે 'સિમ્પથી' માટે 'અનુવૃત્તિ' પહેલી જ વાર નજરે પડેલ, ને આ શબ્દ હવે તો 'રીસ્પોન્સ' માટે ચાલુ કરવાનો છે એટલે એ 'સિમ્પથી' માટે પ્રચલિત ન થયો એ સારું જ થયું એમ લાગ્યું હતું...આજે તંત્રનિર્વહણ ( 'એડિટિંગ' માટે આ બરાબર ? ને જો હા, તો પ્રચલિતપણાને કેટલો અપાત્ર !) અંગે પારિભાષિક કોષ ઉથલાવતાં, ઉપરના જેવી જ નકામી શોધ થઈ ગઈ કે મણિલાલે જ ચેતનશાસ્ત્રમાં 'એક્સ્પ્રેશન ઓફ ઇમોશન'નું ગુજરાતી 'ઊર્મિનો અનુભાવ' કર્યું છે. પણ, આપણે તથા ભવિષ્યના વિદ્વાનો માટે તો, 'એક્સ્પ્રેશન' એટલે 'આવિર્ભાવ' કે 'અભિવ્યક્તિ' અને 'રીસ્પોન્સ' માટે તો પ્રા. વિ. ર. ત્રિ.—સંયોજિત 'અનુભાવ' ( કે 'અનુવૃત્તિ'). એ જ સંયોજકનો, 'રીએક્શન'ના સૂક્ષ્મ, માનસિક સ્વરૂપ માટે 'પ્રતિભાવ' તો ધ્યાનમાં છે જ ને ? માટે, એવા સંદર્ભમાં હવેથી કઠોર 'પ્રત્યાઘાત' ન વાપરતા, કૃપયા.

## 'વિશ્વદર્શન'નું પુનર્દર્શન : ૮

૧૭-૬-૪૪ : 'વિ. દ.' ની અવલોકન-નોંધ તો લખી, પણ હમણાં એનાં પાનાં ફેરવતાં હજી થોડુંક એમાં ઉમેરવાજોગ લાગ્યું તે : (૧) ૨૫ મે ને ૪૪૬ મે પાને ખાસ રસિક માહિતી છે–દેશોનાં રાષ્ટ્રીય નામ ને રાષ્ટ્રીય સંજ્ઞાઓ; ખ્રિસ્તી પંચાંગના મહિનાનાં નામોની ઉત્પત્તિ કેમ થઈ તે-આમાં, જાન્યુઆરી જાનુસ નામે દ્વિમુખી દેવના નામ પરથી હોવાનો વિશેષ સંભવ એ માટે છે કે એ મહિનો ગયા ને આવતા સાંધેલા એમ બને વર્ષો તરફ મોં કરીને રહેલો છે ને આ અનુમાન ખરું હોય તો (દર્શનકાર કહે છે તેમ) તે માત્ર પ્રવેશ-દ્વારનો દેવ હોવાથી એ જ માસને એ નામ મળ્યું એ કારણ પૂરતું સંગીન કે પ્રતીતિજનક લાગતું નથી. (૨) પૃ ૯૧ : ત્યાં પહેલી જ વાર વાંચ્યું કે ફ્રેંચ મહાન કવિ 'પ્રુસલિ ધોમ' નામે છે; ને એમ જ હોય તો વિ. હ્યુગો, બોદલેર વગેરેને ક્યાં બેસાડવા, એક જ સર્વોત્તમ કવિને સ્થાને પ્રુ. ધો.ને સ્થાપ્યા પછી ? બીજું, એવા ભારતીય એકેક કવિ ભાષાવાર ગણાવ્યા, તેમાં મરાઠી, તામિલ તેલુગુના કવિશ્રેષ્ઠો કેમ નહિ આપ્યા હોય ?...બીજાં દસેક સ્થાન વિષે ક્ષખવાની નિશાનીઓ કરી રાખી છે, પણ તેનો તાત્કાલિક ઉપયોગ અશક્ય છે, કેમકે આ ગંજાવર ગ્રન્થથી (જેમ બીજા કેટલાકથી, અનિચ્છાએ) અહીં ભાવનગરમાં જ વિદાય લેવાની છે. એ સૌને આવતીકાલે મારા છેક સુરત લગીના સહપ્રવાસી બનાવું તો સામાન એટલો વધી જાય કે ડબ્બાના અમારા ખાનામાં મારી આ નાનકડી કાયાને સમાવવાની જગ્યા પણ મુસાફરીના ઘેટાં-બકરાં-કાળમાં ન મળે, કદાચ.

## વિવેચકો આ વિચારે : ૯

૧૯-૬-૪૪ : જરા જૂના પણ ઉપયોગી એક લેખમાંથી ( ન્યુ. સ્ટે. નેશન: ૧૪-૮-૪૩) :

૧. The critic is also a reader, but some steps advanced in understanding. At his best he is apparently not far behind the writer the writer he is criticising; at his worst, a man in the street looking up at a sky-scraper and pretending to see into the top-room.

૨. If the extravert critic fancies himself as a judge, the introvert is an actor who finds satisfaction in stepping into the shoes of genius. That is his act of criticism, as the other's is in passing judgment.

૩. To critics : sneer and moan, but never invent an enthusiasm you haven't felt. Half the boredom of reading comes from readers trying to like what critics have pretended to admire.

– G. W. Stonier

ગતાંકથી સંપૂર્ણ

# શિવશંકર

ઉમેદભાઈ મણિયાર

ઘેર પહોંચતાં પત્ની આગલા ઓરડાના આખા દરવાજાને ભરી દેતી વચ્ચે જ ઊભી હતી. શિવશંકર તરફ ડોળા કાઢી બોલી: 'આટલા વહેલા ક્યાં વાઘ મારવા ગયા'તા ?...શું વાઘ મારી આવ્યા ?' નટરાજ ઉદયશંકરની અભિનયકળાને પણ ઈર્ષ્યા આવે એવી રીતે એક હાથ પોતાની વિશાળ કમ્મર ઉપર ટેકવી, બીજા હાથે પ્રશ્નાર્થની મુદ્રા કરી, તિરસ્કાર અને ઘૃણા વરસાવતી આંખોથી શિવશંકરને કાચો ને કાચો કાપી નાખતી હોય એમ જોતી બારણાની વચ્ચોવચ્ચ રસ્તો રોકી ઊભી.

'લે, વચ્ચેથી ખસી જા ! મને અંદર જવા દે !' કહી શિવશંકરે પત્નીને ખસી જવાનો હાથેથી અભિનય કર્યો, પરંતુ પત્નીએ હઠ કરી હોત તો હાથેથી દૂર ખસેડવાની હિંમત તો ન જ ચાલત.

ઊભરાઈ જતી દાળની રક્ષા કરવા પત્ની અંદરના રસોડામાં ગઇ ત્યાંથી એણે પતિને પોતાની ગેરહાજરીનાં કારણો રજૂ કરવાની એક વધુ તક આપી.

'યજમાનને ત્યાં ગયો'તો—ઘરના પાયાનું વહેલું મુરત હતું.' કહી શિવશંકર વધુ પૂછપરછ વિના છટકી ગયો.

રાત્રે જમી-કરી સૌ પરવાર્યાં. પથારીઓ થઇ ગઇ. શિવશંકર પત્નીની સૂઇ જવાની રાહ જોતો હતો. એને એક યુક્તિ સૂઝી. પત્ની પથારીમાં પડી એટલે શિવશંકરે કહ્યું: 'મને ઊંઘ નથી આવતી, હું થોડો વખત ગીતા વાંચું છું.'

ઘરનું દિવેલ બાળી પતિમાં ગીતા વાંચવાની ધાર્મિકતા એકાએક ક્યાંથી ફૂટી નીકળી એ વિષે પત્નીને મનમાં નવાઈ લાગી પત્નીએ સંભળાવ્યું: 'ઊંઘ ન આવતી હોય તો જાઓ, સડકના દીવે જઇ વાંચો ! ઘરનું દિવેલ બાળી વાંચવાનું નથી !'

શિવશંકર ગીતાનું મોટું પુસ્તક લઇ, પહેરણ પહેરી, ઘરનાં બારણાં બંધ કરી, બહાર નીકળ્યો. નજર કરી તો બસીના ઘરનો દીવો હજી બળતો હતો. બસી નવલકથા વાંચતો આરામખુરસીમાં પડયો હતો. શિવશંકરને અણધાર્યો આવ્યો જોઇ નવાઇ પામ્યો. શિવશંકર પણ ચોપડી ખોલી એના સામેની ખુરસી પર બેઠો.

શિવશંકરે થોડીવાર ગીતાનાં પાનાંઓ પરના આંકડા ઉકેલવા પ્રયત્ન કર્યો, પણ પછી ધીરજ ન રહેતાં પુસ્તક અંદરથી કોરા કાગળનો કકડો કાઢયો અને બસીને કહ્યું: 'જરા......તમારી પેન આપશો ? ......યાદ આવ્યું કે એક કાગળ લખવાનો ઘણા દિવસથી રહી જાય છે !'

પેન આપી બસી વાંચવામાં પડયો. શિવશંકરે કાગળના કકડા પર કંઇક હિંદીમાં લખવું શરૂ કર્યું. ભાંગ્યાતૂટયા હિંદીમાં લખ્યું કે: પોતાનું નામ શિવશંકર છે. જાતે બ્રાહ્મણ છે. ત્રણ બાળકો છે. બધી રીતે સુખી છે. પરંતુ પત્ની તરફથી રોજનો જુલમ અને ત્રાસ છે. માટે યોગી-મહાત્મા એનો કાંઈ રસ્તો કરી આપે તો મોટો ઉપકાર થશે. અંદર પાંચ રૂપિયાની નોટ બીડી છે. એમાંથી 'સ્ત્રી-વશીકરણભસ્મ' મોકલવા કૃપા કરવી. વશીકરણ તાવીજ ન મોકલવું, કારણકે પત્નીના હાથે કે ગળે એ તાવીજ બાંધી શકાય એટલે નજીક જઇ શકાય એવો સંભવ નથી. ઘણી પીડા છે. ઘણો જુલમ છે. બહુ દુઃખ છે ને ત્રાસ છે. માટે સ્ત્રીવશીકરણમંત્ર તથા ભસ્મ વળતી ટપાલે મોકલવા નમ્ર અરજ છે.'

કાગળ લખી, બે-ચાર વખત વાંચી જોયો. પછી ગીતાનાં પાનાંઓ વચ્ચે સંતાડેલું આજ સવારે પોસ્ટઑફિસેથી ખરીદેલું પરબીડિયું કાઢી કાગળ અંદર બીડયો. કમ્મર ઉપર ધોતિયામાં ચડાવેલ એક કાગળનો કકડો હળવેથી બહાર કાઢયો. એમાં હિમાલયવાળા યોગી મહદાનંદ મહારાજનું આજે સવારે ઉતારેલું સરનામું હતું. વશીકરણમંત્રની જાહેરખબર શિવશંકર ઘણા વખતથી છાપાંઓમાં જોતો અને વાંચતો. બે-ચાર સમદુઃખિયા ઓળખીતાઓએ પણ એ અદ્‌ભુત વશીકરણનાં વખાણ કર્યાં હતાં. ઘણાને એથી જિંદગીભરનું સુખ થઈ ગયેલું એવું પણ ઘણાને મોઢે સાંભળેલું. અત્યાર સુધી પત્નીનો ત્રાસ સહન કર્યો, કારણકે શિવશંકરને આશા હતી કે પત્નીને એક દિવસ પોતાની ભૂલ સમજાશે. પણ આ તો વાત દિવસે દિવસે બગડતી હતી. લોકોમાં એની આબરૂ ખરાબ થતી હતી. પાડોશીઓ પણ હાંસી કરતા હતા. બસીએ પણ તે દિવસે નહિ કહેલું કે વશ રાખતાં આવડતું હોય તો સ્ત્રીઓ ધણી સામે ચૂં કે ચાં ન કરી શકે. ત્યારથી જ શિવશંકરે પ્રતિજ્ઞા કરી હતી કે પોતાની સ્ત્રીનું હવે એ આગળની જેમ નહિ ચાલવા દે. એના મનમાં આ અદ્‌ભુત વશીકરણમંત્ર વિષે વિચારો આવ્યા. મિત્રોને મોઢે વખાણ સાંભળ્યાં હતાં, જાહેરખબરો જોઇ હતી, પણ સંન્યાસીનું નામ, સરનામું વગેરે વિગતોની ખબર નહોતી. માટે જ વહેલી સવારે વાચનાલયમાં જઈ અનેક છાપાંઓ ફેંદી કાગળના કકડા ઉપર આ સરનામું લખી લાવ્યો હતો.

કાગળમાં જોઈ જોઈ શિવશંકરે કવર ઉપર સરનામું કર્યું અને મોડી રાત્રે ટપાલની પેટીમાં કાગળ નાખી શિવશંકર પોતાને ઘરે સૂવા ગયો.

સવારે કટાક્ષમાં પત્નીએ પૂછ્યું: 'ગીતામાંથી શું વાંચ્યું ?' ત્યારે શિવશંકરે તરત જ કહ્યું: 'પંદરમો અધ્યાય-પુરુષોત્તમ માહાત્મ્ય !' જાણે કે પોતે પણ હવે પુરુષ તરીકેનું પોતાનું માહાત્મ્ય ટૂંક સમયમાં પત્નીને બતાવી દેશે એનું એમાં સૂચન કરતો હોય !

હિમાલયવાળા યોગી મહદાનંદ મહારાજના જવાબની રાહ જોવામાં શિવશંકરે અનેક દિવસો ચિંતામાં અને અપેક્ષામાં વિતાવ્યા. રોજ ગલ્લીના નાકે, પત્નીને ખબર ન પડે એવી રીતે, એ જઇ ઊભો રહેતો અને પોસ્ટમૅનની રાહ જોતો. આખરે એક દિવસે પોસ્ટમૅને જેની ઝંખના કરતો હતો એ પરબીડિયું આપ્યું.

વિનંતિ પ્રમાણે વશીકરણભસ્મ જ આવી હતી એ જોઇ શિવશંકરને આનંદ થયો, પણ આ ભસ્મ પણ પત્નીને કાંઇ

યુક્તિ વિના ખવડાવી દેવી એ સહેલ વાત નહોતી. શિવશંકરે યુક્તિઓનો વિચાર કર્યો અને જેમ જેમ વિચાર કરતો ગયો તેમ તેમ ઉદાસ થતો ગયો બે દિવસ એ ભસ્મની પડીકી કમ્મર પાસે ધોતિયામાં ચડાવી સાથે ને સાથે ફેરવી

એક દિવસે બપોરે એની પત્નીએ સૂઈ ઊઠી શિવશંકરને કહ્યું 'જરા પીવાનું પાણી દીઓ તો !'

શિવશંકરને લાગ્યું સુવર્ણતક હાથ આવી છે હસતે મોઢે શિવશંકર રસોડામાં ગયો ગોળામ થી પાણીનો પ્યાલો ભર્યો બારણા તરફ એક નજર નાખી ઝટ દઈ ધોતિયાની બેવડમાંથી ભસ્મ કાઢી પાણીના પ્યાલામાં મિલાવી દીધી અને હસતે મોઢે બહાર આવી ઊંઘભરી આંખોવાળી પત્નીને એ પાણી પિવડાવી દીધું !

આનંદમાં અને વિજયમાં શિવશંકરને થયું કે શિવના જેવું આજે એ પણ નૃત્ય કરે કામ કેટલું ખૂબીથી અને સરળતાથી પતી ગયું ! દૈવી સહાયતા વિના કામની આટલી સરળતા પ્રાપ્ત ન જ થાય એવો શિવશંકરને વિશ્વાસ આવ્યો હિમાલયવાળા યોગી મહદાનંદ મહારાજના ચમત્કારના આ પહેલા પરચાનો સાક્ષાત્કાર કરતો મનમાં એને વારંવાર પ્રણામ કરવા લાગ્યો

પત્નીના પરિવર્તનની બાબતમાં અધીરા બની જવાની શિવશંકરે ભૂલ ન કરી રોગ જેમ હઠીલો તેમ એની ચિકિત્સા પણ અઘરી, અને એનું નિવારણ તો એથી પણ અઘરું અને લાંબું આજે બીજ વાવી કાલે ફળની આશા રાખે એ મૂર્ખ કહેવાય સ્ત્રીઓના સ્વભાવ ફેરવવા એ કંઈ એરંડિયાના જુલાબ જેવી સહેલી વાત નથી કે રાત્રે સૂતી વખતે જુલાબ લીધો ને સવારે ઊઠતા દસ્ત લાગી જાય ! ચૌદ–પંદર વર્ષનો હઠીલો રોગ એકાદ દિવસમાં નાશ નહિ પામે એ સમજવા જેટલું ડહાપણ શિવશંકરમાં હતું તેથી જ એક પછી એક અનેક દિવસો શિવશંકર, આગળની જેમ, મૂંગે મોઢે પત્ની જેમ કહે તેમ કરતો છોકરીની દોરી તાણવાનું કહે તો દોરી તાણતો, ઝાડુ મારવાનું કહે તો એ કરતો, મન થાવે તો વાસણ માંજી આપતો, કારણકે એને વિશ્વાસ હતો કે ભસ્મની અસર થશે કે તરત પત્ની એના પગે આવી પડશે હવે તો 'બહુત ગઈ ઔર થોડી રહી' જેવું છે, ધૈર્ય અને સહન શીલતાથી જો બાર–પંદર દિવસ વિતાવી દે તો એની પત્નીના સ્વભાવમાં એવું અજબ પરિવર્તન દેખાશે કે પછી કાયમ માટે પત્ની એની ગુલામ થઈ રહેશે આ સુખની કલ્પનાથી શિવશંકરના બેસી ગયેલા ડાચા ઉપર સુખ અને સંતોષનું સ્મિત ફરી વળ્યું.

રોજ શિવશંકરે પત્ની તરફ જોઈ અભ્યાસથી નિરીક્ષણ કરવા માંડ્યું કાંઈક ફેરફાર થતા હોય એમ લાગે છે !

બીજે દિવસે નિરીક્ષણ કર્યું 'આગળ કરતા સ્વભાવમાં નરમ પડી ગઈ હોય એમ નથી લાગતું ?

બે દિવસ રહીને એનો સાળો ઘેર આવ્યો ત્યારે સાળો પણ એની જોડે સારી રીતે વર્ત્યો હતો

હવે, શિવશંકરની પત્ની પહેલા જેમ શિવશંકરને બધા દેખતા ક્યાં ધુત્કારી કાઢે છે ?

હવે નોકરની માફક શિવશંકરને બધું ઘરનું કામ એકલે હાથે કરવું પડતું હતું એમ એની પત્ની મદદ કરવા નથી આવતી ? ઝાડુ કાઢતો હોય તો કહે રહેવા દો, એ તો હું હમણાં કાઢી નાખીશ !

વઢવાનું, હાંસી કરવાનું, હુકમ કરવાનું પણ ઓછું થયું છે

છેલ્લા ચાર દિવસ થયા શિવશંકરને સાંજે જમવા વખતે દૂધ પણ આપવામાં આવે છે એ કાંઈ ઓછું આશ્ચર્યકારક પરિવર્તન કહેવાય ? ગળાને દૂધનું ટીપુંયે સ્પર્શ્યાને વર્ષો થયા હશે, વાતવાતમાં 'જાઓ, ભેંસ ખરીદી આવો–દૂધનો બહુ ચસકો હોય તો !' કહેનારી પત્ની છેલ્લા ચાર દિવસ થયા શિવશંકરને જમવા વખતે દૂધનો ભરેલો વાટકો આપે છે શિવશંકર રાજીખુશીથી થોડું ઓછું કરવા જાય તો પત્ની હસતા હસતા કહે છે ,'કાઢો મા, કાઢો મા દૂધ હજી ઘણુંય છે તપેલીમાં !' શિવશંકર કોઈ દિવસ આજ્ઞાંકિત નોકરની જેમ ઊંઘતા બાળકને ઊંઘતું બાળક પણ જાગી જાય એવા બેસાસૂર અવાજે હાલરડાં ગાઈ સુવાડતો ત્યારે ઘણીવાર પત્ની રસોડામાંથી આવી પ્રેમપૂર્વક એના હાથમાંથી દોરી લઈ લેતી અને કહેતી 'લાવો, હું એને સુવાડું છું, તમે તમારે બહાર જરા ફરવું હોય તો ફરો.'

શિવશંકરનું પ્રફુલ્લ મન આખા જગતમાં સુખ-સુખ અનુભવવા લાગ્યું હિમાલયવાળા યોગી મહદાનંદ મહારાજના પ્રતાપે આ બધું સુખ થયું, માટે ત્યાં રૂબરૂ જઈ ઋણ સ્વીકારી આવવું કે કૃતજ્ઞતા અને પૂજ્યભાવની નિશાની તરીકે બીજા પાંચ રૂપિયાની નોટ બીડી આભારનો કાગળ લખવો એ નક્કી ન કરી શક્યો શિવશંકરના બેસેલા ગાલમાં, ઉદાસ ચહેરામાં, મનમાં, બોલવાચાલવામાં કોઈ અજબ ચેતન આવ્યું દરેક પાડોશીએ પણ એ ફેરફારો જોયા અને પ્રશંસામાં અને આશ્ચર્યમાં મોંમાં આંગળી ઘાલી ગયા !

શિવશંકરની પ્રતિજ્ઞા પરિપૂર્ણ રીતે સફળ થઈ, યોગીમહારાજનો વશીકરણ મંત્ર સફળ થયો અને શિવશંકરના અંધારા જીવનમાં સુખનો સૂર્ય પહેલી વાર ઊગ્યો હવે એની પત્ની એની સાથે આદર્શ પત્ની માફક માનમર્યાદા અને વિવેકથી વર્તતી હતી બે દિવસ પહેલા સાળો આવ્યો હતો ત્યારે સાળાને દૂધ આપ્યું એવી રીતે શિવશંકરને પણ જમનના પ્યાલામાં પત્નીએ હસતે મોઢે દૂધ આપ્યું હતું શિવશંકરને હવે પાડોશી બસીલાલના કહેવાનું તાત્પર્ય સમજાયું કે સ્ત્રીને વશ રાખતા આવડતું હોય તો સ્ત્રીની મગદૂર નથી કે મોઢામાંથી એક હરફ કાઢી શકે સમદુખિયા મિત્રોને શિવશંકરે જઈ સ્ત્રી વશીકરણભસ્મની વાત કરી અને હિમાલયવાળા મહદાનંદ મહારાજનું સરનામું આપ્યું, અને કહ્યું 'નાહકના શા માટે દુખી થાઓ છો ? એક પાંચ રૂપિયા ખરચી ભસ્મ મંગાવો, મારું કહ્યું માનો, જિંદગીભરનું મારા જેવું સુખ થઈ જશે !'

કેટલાક મિત્રોએ તે જ દિવસે પૈસા બીડી ભસ્મ મંગાવવા કાગળ લખી નાખ્યા.

એક રાત્રે શિવશંકરને ત્યાં જમવાનું સારું બનાવ્યું હતું કેરી દાળ, ભાત, ઓસામણ, પૂરી અને સાથે બટાકાનું શાક પણ હતું. બાજુમાં દૂધનો વાટકો

ભરેલો પડયો હતો. શિવશંકરે જમતાં જમતાં દૂધ પૂરું કર્યું ત્યારે વાટકો લઈ પત્નીએ કહ્યું: 'લાવો, બીજું દૂધ આપું. થોડું વધ્યું છે. નકામું એટલા સારુ મેળવવું ક્યાં વળી !' ત્યારે અચાનક શિવશંકરને પેલું ભેંસ ખરીદી આવવાવાળું પત્નીનું વાકય યાદ આવ્યું, અને સાથે સાથે વર્તમાનકાળ અને ભૂતકાળ વચ્ચે કેટલું અજબ પરિવર્તન થયું છે એનો સચોટ ખ્યાલ પણ આવ્યો. હવે તો પત્નીનો જાણે આ બીજો અવતાર હોય એવું લાગ્યું. સ્વભાવમાં–બોલવામાં કેટલો જબ્બર ફેરફાર ! પ્રસન્નવદને શિવશંકરે દૂધનો બીજો વાટકો પેટમાં ઠલવી દીધો.

રાતના દસ થયા. ટપોટપ પાડોશીની બત્તીઓ ઓલાવા લાગી. શિવશંકરના ઘરમાં સૂવાની તૈયારીઓ થતી હતી. પથારી થઈ ગઇ એટલે શિવશંકર માથે ચાદર ખેંચી, આંખ મીંચી, સૂઇ જવાની તૈયારી કરતો હતો...ત્યાં એની પત્ની પથારીની ધાર પાસે આવીને બેઠી. શિવશંકરે મનમાં હિમાલયવાળા યોગીને પ્રણામ કર્યા અને ધન્યવાદ આપતાં મનમાં બોલ્યો: 'ધન્ય મહાત્મા ! આપના પ્રતાપે આ કેવી પાંસરી–દોર થઇ ગઇ છે !'

શિવશંકરે મોઢા પરથી ચાદર ખસેડી નાખી અને પથારીમાં પડયા પડયા જ પત્ની સામે સ્મિત કર્યું.

સહેજ હસતાં હસતાં હાથની આંગળીઓના નખ જોતાં જોતાં પત્નીએ શિવશંકરને કહ્યું: 'તમને એક વાત કરવાની છે.'

એક વાતનું નામ સાંભળી શિવશંકરનું હૃદય ધડકવા લાગ્યું. ફડાક કરતો એ પથારીમાં બેઠો થઇ ગયો. બને એટલી સ્વસ્થતા રાખી બોલ્યો, 'હા, બોલ ને !'

પત્નીએ પથારી તરફ ખસતાં લાડભર્યા અવાજે કહ્યું: 'તમારે મારું એક વચન રાખવું પડશે.'

પ્રેમથી પત્નીનો હાથ પોતાના હાથમાં લેતાં શિવશંકર બોલ્યો: 'અરે, તારું વચન જિંદગીમાં ઉથાપ્યું છે ?...તારા કરતાં કાંઇ વધારે છે ?'

લજ્જાથી પત્નીએ ભોંય તરફ નજર ઢાળી. ધીમે ધીમે શિવશંકરનું સ્મિત લૂખું થવા માંડયું. હાથમાં નહિ જેવો કંપ પણ દેખાયો. હૃદયના ધબકારા, જોસથી ચાલતા પંપની માફક, વધી પડયા. શિવશંકરને ડર પેઠો: 'જરૂર કોઇ આફતનું વાદળું મારા માથા પર ધસી આવે છે !' છતાં બહારથી હસતી સૂરત રાખી, થોડા વિલંબ પછી, ફરી પત્નીનો હાથ પંપાળતાં પૂછ્યું: 'બોલ, શું કહેતી હતી ?'

પત્નીએ માથાના વાળની નીચે લટકતી લટ ફરી માથાના વાળમાં ગોઠવતાં અચકાતાં કહ્યું: 'તમારી બેનની દીકરી છે ને ?'

શિવશંકર અધીરાઇથી વચ્ચે બોલી ઊઠયો: 'હા, હા !'

પત્નીએ કહ્યું: 'તમારી બેન એને પરણાવવાની ઉતાવળ કરે છે...'

શિવશંકરના મનનો બોજો કાંઇક હળવો થયો હોય એમ બોલ્યો: 'ઉતાવળ કરે એમાં શું વળે ! લાયક છોકરો તો મળવો જોઇએ ને ?'

પત્નીએ શિવશંકર સામે જરા હસીને કહ્યું: 'મારું એક વચન રાખો. મારા ભાઈ વેરે તમારાં બેનની દીકરી અપાવો.'

શિવશંકર વીજળીનો તાર અડી ગયો હોય એમ પત્ની પાસેથી દૂર ખસી બેઠો અને બોલ્યો: 'ના, એ નહિ બને !'

જવાબ સાંભળી પત્નીનું મોં પડી ગયું. પછી કાંઇક ચિંતાતુર બની ગયેલી દેખાઇ. પણ છેવટે આજીજીપૂર્વક ગળગળા અવાજે બોલી: 'ના, તમારે મારું આટલું વચન રાખવું જ પડશે !'

શિવશંકર કડક મુદ્રા ધારણ કરી મક્કમતાથી બોલ્યો: 'ના, એ નહિ જ બને !'

ફરીથી પત્નીનું મોઢું પડી ગયું. ઘવાયેલા અભિમાનથી શિવશંકરને સામો સવાલ કર્યો: 'પણ એનું કાંઈ કારણ ? શા માટે એ નહિ બની શકે ?'

મહાદેવ જેવો ભોળો, મહાદેવના પોઠિયા જેવો સહનશીલ શિવશંકર, એકસામટો સાક્ષાત્ મહાદેવનું રુદ્ર–સ્વરૂપ ધારણ કરી ઝનૂનથી બોલ્યો: 'એ નહિ બને ! કસાઈવાડે ગાય મોકલવા ઇચ્છા થશે ત્યારે મારી બહેનની દીકરી તારા ભાઇ વેરે આપવાનું કહીશ ! તારો ભાઈ શું કમાય છે ? ભણ્યો છે, ગણ્યો છે ? ફૂલફટાકિયાની જેમ આખો દી ગામમાં પાન ચાવતો, સિગારેટ ફૂંકતો ભટક્યા કરે છે ! અને તારી માનો સ્વભાવ......'

'ખબરદાર છે, જો મારી મા સામે એક અક્ષરે બોલ્યા તો !' કહી પત્ની વાઘણ જેવી શિવશંકર ઉપર તૂટી પડી. 'મારો ભાઈ આવો છે ને તેવો છે, મારી માનો સ્વભાવ આવો છે ને તેવો છે...કાંઇ બોલતાં શરમાઓ છો કે નહિ ! લજ્જાઓ, જરા લજ્જાઓ ! બોલ્યા, લ્યો ! તારો ભાઈ આવો છે ! અરે, કહું છું તમારી બેનની દીકરી સાત અવતાર તપ કરશે ને, તોય મારા ભાઈ જેવો વર પામશે નહિ ! અરે, એના નસીબમાં વળી રતન જેવો ભાઇ ક્યાંથી હોય !' રહીસહી બધી આશા નષ્ટ થઈ હોય અને હવે બગાડવામાં કાંઈ વાંધો નથી એમ વિચારી એ બોલી: 'નાખો ચૂલામાં તમારી બેનની દીકરીને ! કોને જોઇએ છે ! આ તો જરા જેટલી વાત કરી ત્યાં તો માથે ચડી બેઠા વળી ! એને તો હજાર માગાં આવે છે ! કોણ ભૂખ તમારી બેનની દીકરી લેવાનું હતું !'

સાક્ષાત્ જગદંબા મા ભવાનીએ કાળકા માતાનું ભયંકર રૂપ ધારણ કર્યું હોય એમ એના મોઢામાંથી લટકતી લાલચોળ જીભ, એની અંગારા જેવી તગતગતી આંખો, ખપ્પર જેવું એનું ઉઘાડું મોઢું અને તીક્ષ્ણ તલવાર જેવા હવામાં ઉઠાવેલા હાથવાળી પત્નીને જોઈ શિવશંકરને જાણે સાક્ષાત્ કાળકા માતાના મંદિરે દર્શન કરવા ગયો હોય એવો ભાવ થયો, અને એનું ભયંકર રૂપ જોઈ થરથરવા લાગ્યો.

ઊઠતાં ઊઠતાં એની પત્નીએ પડકાર કર્યો: 'જોઉં છું, આ ઘરમાં તમે કેવી રીતે રહો છો !'

શિવશંકરના હાથપગ ઠંડા હિમ થઇ ગયા. બોલવા જતાં જીભ તાળવે ચોંટતી હતી. હૃદય જાણે હમણાં ફૂદકો મારી શરીર બહાર નીકળી જશે ! મોઢામાંથી એક અક્ષરે બોલ્યા વિના માથે ચાદર ઓઢી શિવશંકર સૂઇ ગયો.

સવાર પડી ત્યાં સુધી શિવશંકરના મોં પર ચાદર ઢાંકેલી જ હતી એટલે કહેવું મુશ્કેલ હતું કે તે જાગતો હતો કે ઊંઘતો હતો. સવારનું આછું આછું તેજ આવવા લાગ્યું. લોકોનો દાતણ કરવાનો અવાજ આવવા લાગ્યો ત્યારે શિવશંકરની પત્નીએ શિવશંકરનું ઓઢવાનું ખેંચી લઈ બૂમ મારી: 'ઊઠો, ઊઠો! બ્રાહ્મણનો અવતાર લઇ અત્યાર સુધી પડ્યા પડ્યા ઘોરો છો તે લજ્જાતાય નથી!' અને શિવશંકર પથારીમાથી ઊઠી ઊભો થાય ત્યાર પહેલાં ગોદડી પણ ખેંચી લીધી

શિવશંકર ઊઠયો અને દાતણ લેવા પાણિયારા તરફ ગયો. દાતણ ન દેખાયું એટલે થોડીવાર એમ જ ઊભા રહી પત્નીને !નરમાશથી પૂછ્યું: 'દાતણ નથી?'

પત્નીએ તિરસ્કારમા સામો સવાલ કર્યો: 'દાતણ કાલે તમે લાવ્યા'તા તે હોય?'

શિવશંકરે મૂગા મૂગા મીઠું ઘસી લીધું. મીઠું ઘસી મો સાફ કરી જો ઘરમા ઊભો રહેશે તો પત્ની કહેશે 'આડો આવે છે, એ બીકે બહાર ચાલીના કઠેડા પાસે ઊભો રહ્યો. ત્યાં પત્નીએ અંદરથી કહ્યું: 'આ છોકરીને નળ ઉપર લઇ જાઓ—મોચાની દીવીની જેમ ઊભા શું છો!'

કામ પતાવી શિવશંકર નાહીધોઈ એક સાદડી પર ચાની રાહ જોતો ચુપચુપ બેઠો. ઘણો વખત થયો છતાંય ચાની તૈયારી ન જોઈ એટલે એનાથી પુછાઈ ગયું: 'ચા હજી નથી મૂકી?'

પત્નીએ જમીન ઉપર એક વાસણ પછાડતાં કહ્યું: 'ચા કેવી! ગૌશાળામાં જઈ ગૌમૂતર પીઓ! પેટ સાફ થશે!'

હિમાલયવાળા યોગી મહદાનંદ મહારાજનું મનમાં સ્મરણ કરતો શિવશંકર ચુપચુપ ત્યાંથી ઊઠી ગયો, અને પાડોશી બસીલાલના ઘરમાં આવી બેઠો.

બસી પ્રાઈમસ ઉપર ચા બનાવતો હતો. શિવશંકરના ભાગનો એક પ્યાલો નાખતાં હસતાં હસતાં બોલ્યો: 'હવે તો બંગડીઓ વિનાના હાથે બનાવેલી ચા પણ, ...વશંકરભાઈ, પીવી ગમતી નથી!' ત્યારે ...વશંકર ચૂપ જ રહ્યો.

# કવિ અને કવિતા

( મુક્તધારા )

સ્મરણ છે કવિતા હું આવ્યો હતો દ્વાર તારે
ગાવા મારી વીણામહીં વિશ્વતણું ગાન
મનોરાજ્યે ગૂંથી ગૂંથી સ્વપ્ન કૈંક મનોહારી
ધરવાને તારી કને કલ્પનાનો પ્રાણ

સવારના ધૂમરમા આમ્રપલ્લવીની ડાળે
કોકિલાઓ ગાય જેવું મધુ-મધુરંગ
વીણાતારે એનાં બધાં કૂજનની હેલી ગૂંથી
વહાવી મેં ગીતતણી ધારાઓ અખંડ!

અને પછી વસંતના અભિરામ-મંડપેથી
લાવ્યો હું તો બહુરંગી પુષ્પતણું ગાન
સુગંધની અંજલિથી ઉરઉર ભરી દેતી
અનિલની લહરીનું લાવ્યો મૃદુ તાન!

અહો! પછી કલ્પનાના ચરણો તો ભમી વળ્યા
ધનિકોના ભવનો ને મંદિર-આવાસ
મંદારનાં ફૂલ જેવી ઊઘડતી યૌવનાઓ
સ્વૈર બની કરતી'તી આનંદવિહાર!

કુબેરપતિઓ કૈંક સુવર્ણની પાટ બેસી
માનવતા ખોઇ કરી જ્ઞાનચક્ષુ બંધ
વિચારતા: કેમ કરી ભરવા રે આ ભંડારો
ખૂટે નહિ જેથી મણિભવનોના બંધ;

આનંદના તેશરેશે પ્રફુલ્લિત વિહરતી
કલ્પના જ્યાં મુગ્ધ બની પૃથિવીને અંક
ઝીલી એને ભાવનાની અંજલિમાં ધરી દીધી
તારા પદપંકજમાં, ભલે કહે રંક

ત્યારે તારી આખમાંથી અશ્રુબિન્દુ ખરી પડ્યા
ઊભી થઈ હોઠ પરે લાવી ધીમું સ્મિત
બોલી ધીમે 'કવિ બેસી અંધારામાં ગાય શાને
જલાવી દે તારે ઉરે તેજનો પ્રદીપ

તારી મૃદુ કલ્પનાના પાય ચૂમે સુવર્ણને
વૈભવમાં કરે એનો સ્વૈર એ વિહાર
વસંતના મનોહર મંડપેથી ફૂલ લાવી
ગૂંથે કવિ ભાવનાના નવનવહાર!

તારાં ચિતરામણોમાં પ્રફુલ્લતા પાથરીને
છુપાવે તું જીવનનું કચરાળુ અંગ
જૂઠા તારા ગીતમહીં સત્યતણી છટા પૂરી
કવિ, શાને ગાય કહે જગતના દંભ?

જોને તારા પદે પદે જીવનની કેડીઓમાં
રહાય તારી રડી રહી માનવતા રંક
જગતના અંધારા કો ખૂણામહીં સડી રહી
કોઇ કૈંક માનવીની ભાવના અખંડ!
પૂરી તારા ચેતનના કણ એના જીવનમાં
તારા ગીતે ગૂંથી લેને એના ઉર-સ્પંદ!

અરે! ક્યારે કોંઇ દિન નૂતનતા ઊઘડશે
પૂરી એના પ્રભાતમાં આઝાદીના રંગ
ત્યારે એની જનતાની મુક્તસ્વર બંસરીમાં
તારા ગીતતણો પ્રાણ ગુંજશે અખંડ!'

સુરેશ ગાંધી

# કવિ

દિન ને રાત્રિના ઊણા સંગમે ઊઘડી રહ્યું
ઝળઝળું રંગો કેરી કવિતા ટપકાવતું; ૨
ધરતીને આલિંગીને સ્નેહની શેષ મૂકવા
કસૂંબી વ્યોમના ખંડો ક્ષિતિજે ચોંટી રહ્યા. ૪

પ્રભાતના આગમને શરૂ થયો
આ પંખીઓના વસવાટમાંથી
પ્રવાહ જે ત્યાં પુરુષાર્થ કેરો
વિવર્તને આંગણ જે ભમીભમી
સંતાન કાજે કણ સંઘરીને
સંધ્યા તણા સંગીત–નૃત્ય–સાદે
માળા સમીપે વળતાં કરી રહે
લળી લળીને કલ–શોર ઘેરો. ૧૨

ગામને સીમાડે ઊભો યુવાન ઘેલછાભર્યો,
હોલાની ગોદમાં બેસી હોલીએ પ્રશ્ન એ કર્યો: ૧૪

'આ કોણ ઊભો જુલફાં ઝુલાવતો
ક્ષિતિજ સામે અનિમેષ જોતો
ક્ષણે ક્ષણે વેધક દૃષ્ટિ ફેંકતો
ઘેલો અને બેપરવા યુવાન કો?' ૧૮

માદાના અજ્ઞાન સામે જ્ઞાનનું સ્મિત ફેંકતો
ગાંભીર્યની રેખાઓથી ઓપતો નર એ વદેઃ ૨૦

'રે, આટલું યે નહિ ભાન શું હજી?
એને કહે લોક બધાં કવિ અહીં;
હૈયે ઊગે જે કંઈ કલ્પનાઓ
એને લખી મૂર્ત સ્વરૂપ આપતો. ૨૪

'એ શૂન્યમાંથી કવિતા જગાડે,
બુદ્ધિપ્રભાના ચમકાર દાખવે
ને માનવીનાં ઉર–તંતુ–વાદ્યે
એ કામઠી કાવ્ય તણી રમાડે. ૨૮

'આખ્યાન ને કીર્તનથી શરૂ કરી
એ પ્રકૃતિનાં વન આથડી રહ્યો,
પૌરુષ ને શૌર્ય વિષે લખી લખી
વૈધવ્યને કાજળ–દેશ ઊતર્યો; ૩૨

'ને પ્રેમની પોચટ પાંપણોને
પંપાળવા નિત્ય કવિ લખ્યે ગયો,
ને ઈશ્કનાં જોડકણાં રચીને
એ ઘાણીના બેલ સમો ફર્યે ગયો. ૩૬

'ત્યાં સંભળાયાં સહસા કરાલ
કંકાલનાં ક્રંદન–આર્તનાદ;
ને કલ્પનાગોખ થકી નીચે એ
પાછો પળે વાસ્તવભોમ પ્રત્યે. ૪૦

'સ્વાતંત્ર્યની રાષ્ટ્રીય ઝાલરી સુણી
સ્વદેશ ને પીડિત કાજ જાણે
જીવી રહ્યો સાર્થક જિંદગી ને
આકર્ષતો એ યુગવન્દના મીઠી. ૪૪

'કિન્તુ હવે આ કવિતાબ્ધિ કેરો
જુવાળ એ ઓસરતો જણાય;
લખી રહ્યા શું કવિઓ બધાય,
ખૂટી ગયા શું વિષયો હશે વા? ૪૮

'જરા તણા આગમને ઠરી રહે
ઊર્મિભર્યા યૌવન–ઓઘ જેમ;
શૈથિલ્ય જ્યારે ઊતરે શરીરે,
ઉષ્મા સહુયે ત્યમ લ્યે વિદાય; ૫૨

'ને એમ આજે કવિકુંજમાંહીં
શૈથિલ્ય કેરા જડતા જગાવતા
સંતોષઘેરાં સ્મિતને સુકાવતા
સુણાય પાછા ભણકાર આંહીં. ૫૬

'આજે ફરી શાસ્ત્રીયતા તણાં એ
થોથાં મહીં શું પ્રતિભા સમાય?
ચર્ચા તણા કાનનમાં ઘૂમીને
વાડા મહીં શું કવિતા પુરાય? ૬૦

'પ્રવૃત્તિ ને પ્રગતિના પથને મૂકીને
વાડા મહીં કવિજનો ક્યમ ગૂંચવાય?
છતાંય ના, નહિ થવું જરીયે નિરાશ,
ભાવિ તણી ન ત્યજવી પળવાર આશ. ૬૪

'વળી ફરીથી કવિ નિંદ ત્યાગશે,
સુષુપ્તિના સ્વપ્ન થકી ઊઠીને
વિરાટનાં ઉડ્ડયનો નહિ એ
આરંભશે ગૌરવ નોતરીને. ૬૮

'એવી મહાસૃષ્ટિ તણો નિવાસી
યુવાન પેલો ક્ષિતિજે નિહાળી
ભરેલ એ ભાવિ તણાં અગાધ
શોધી રહ્યો ત્યાં નવલાં વિધાન. ૭૨

'કે'વાય છે કે કવિ ત્યાં પહોંચે
જ્યાં ના જવાતું રવિદેવથીયે;
છતાંય એને રહી છે લલાટે
લખાયલી નિર્ધનતા યુગેયુગે. ૭૬

'વિશ્વના ઊડનારાને ભૂખનો ભય હોય ના,
ઊર્મિમાં રાચવું એને દ્રવ્યની લેશ ના તમા;
નિષ્ક્રિયતા નિવૃત્તિની રાખવી નહિ પાલવે,
ઉર્ધ્વતાના નિશાને એ નિત્યયૌવન પામશે.' ૮૦

ક્રાન્તિ વડોદરિયો

# દિવ્યરમ્યા પરિસ્થિતિ

[ અનુષ્ટુપ ]

દૂરથી આવતો દીઠો જસુને શાકને લઈ,
'અલ્યા ! શું શાક લાવ્યો છે ?' ત્વરાથી પૂછિયુ જઈ.
'બટેટાં–રીંગણાં' બોલી જસુએ ઝોળી ઠાલવી
સુણીને મુખની મુદ્રા મારી જોવા સમી બની.
ફાટયાં નેત્ર રહ્યાં કોપે, અંગે કંપ અનુભવ્યો
રીસથી ધૂંધવાતા મેં જસુનો કાન આમળ્યો !
'એલા તને કહ્યુ છે મેં અનેકાનેક વાર કે :
બટેટાં–રીંગણાં કેરું મને ના શાક ભાવતુ !
આખી આ શાકપીઠે શુ આ બે વીણુ બીજું કશું
જડયું ના શાક બીજું કે મઝા મારી બગાડવા
બટેટાં–રીંગણાં લાવ્યો ? શું મારો જીવ બાળવા !!'
રીસમાં તરછોડીને હસ્ત મારો વદ્યો જસુ :
'સસ્તુ' ને સહુને ભાવે એવું તે શાક કઇ રીતે
લાવવું કેમ, ક્યાંથી ? એ મને તો ગમ ના પડે !
મોટાભાઈ તમે જાજો કાલથી શાકપીઠ ને
લાવજો તમને ભાવે એવું શાક, નહિ પછી
તમારા સહુની મારે સ્વસ્તિઓ નિત્ય સુણવી !
મારી સેવા તમારા જો કોઈને દિલ ના વસી
–ઠપકા, ગાળ, નાખુશી, દાદાથી તે બચુ સુધી–
ભાઈની પટલાઈ સૌ મારે તો શીદ વહોરવી ?'
ક્રોધમાં ફગવી ઝોળી જસુ ચાલી ગયો પછી
રીસ ને નિરાશામાં મુદ્રા મ્લાન બની રહી.
જતાં તેના શમ્યો મારો ક્રોધ ને સત્ય વસ્તુની
થઇ ઝાંખી શું કે મારે ઉરે દીપ્તિ ફરી વળી !
મુખમુદ્રા થઈ સ્વસ્થ કંપારી અંગ વિરમી–૨૫
જસુની કોપમૂર્તિ ત્યાં મારી સન્મુખ થૈ ખડી !
વિષાદમાં થઇ લીન ચિંતને સહસા ચડયો,
જસુને કંઈ કીધાના પશ્ચાત્તાપે મને દહ્યો.

'સસ્તુ' ને સહુને ભાવે એવું તે શાક કઇ રીતે
લાવવું કેમ ને કયાંથી–મને તો ગમ ના પડે !'
ના રે, ના ! વાંક એનો શું ? બીચારા જસુનો અહીં
'એકથી કરવા રાજી સામટાં' એ બને કયહીં ?
બોખલાં દાદી ને દાદા ભાજી કેરાં ઉપાસકો
ઊછળે 'જનમારે આ લાવવા દાંત કયાં નવા ?
તારી આ ચાવવા કુબી' કુબીનું નામ જ્યાં પડે !
'રોજ રોજ લયાવે છે બટેટાં' એમ બાપુજી
કાઢતા રીસ, કારેલાં લાવે તો સૌ શિશુંજનો–
જીતુ–બાબો કરી થૂ...થૂ પજવે લાવનારને !
ગુવાર, ચીભડાં જોયા ગમે ના મોટીબેનને
રીંગણાં થીજવી દે છે મારા કાવ્યવહેણને !
ભીંડાને મૂકતાં મુખે સુધાની મુખલાગણી
વળાંકા વક્ર લે, ને બા બિચારી સર્વની પછી
જમતી, નસીબે એને કદી શાક વધે–ઘટે
ભાવાભાવ તણો તેથી તેને પ્રશ્ન કશે નડે ?
ટમેટાં, તૂરિયાં, દૂધી, સૂરણે થાય બાકળાં
રોજ, ને સામસામે રે' મંડાઇ જેમ આખલા !
–આવાં ભિન્નરુચિને કહો જસુએ કેમ રંજવાં ? ?
સહુને રંજવાની જો હોત અહીં એક ચીજ તો
દુનિયામાં દગાબાજી, પ્રપંચો, હિંસ્ર અસ્ત્રને
વૈર ને સ્વાર્થસત્તા કે લક્ષ્મીના ક્ષુદ્ર લોભને–૫૦
પળયે ટકવાનું શું હત સ્થાન જ ? ગાંધીને
ઈશુ કે અન્ય સંતોને ક્રૂર ઘોર નિયંત્રણો
સહવાં પળયે કો દી આવતે ?......

એકને સુખો
મળે જે વસ્તુથી, દુઃખી બને છે અન્ય તે જથી.

એકના જ દુઃખે બીજો સુખી ને અન્યના સુખે
બને છે અન્ય કો દુઃખી–એવો આ ક્રમ વિશ્વનો ?
એકી સાથે અને પાછાં સહુનાં એક વસ્તુથી
રંજવાં ચિત્ત એવી કો દિવ્યરમ્યા પરિસ્થિતિ
તણી આજે પ્રતીક્ષામાં હજી તો દિન ગાળવા !–૬૦

'શશિન્' ઓઝા

'ઊર્મિ' અને નવરચના'

આ રો ગ્ય વિ ભા ગ
· સંપાદક ·
શ્રી.રમણલાલ એન્જિનિયર

'Where there is no knowledge, ignorance calls itself science.'
– *Shaw*

* * *

The 'Science of medicine' is founded on conjecture and improved by murder.
– *Sir Astley Cooper*

'જ્યાં જ્ઞાન નથી હોતું ત્યાં અજ્ઞાન પોતાને વિજ્ઞાનને નામે ઓળખાવે છે.'
– શૉ

'વૈદકશાસ્ત્ર' અટકળ ઉપર રચાયું છે અને એમાં ખુનામરકીથી સુધારોવધારો થાય છે.
– સર એસ્ટલી કૂપર
[સુવિખ્યાત અંગ્રેજ સર્જન]

# દવાવાદ અને ઉગ્ર રોગો

લેખક : નિસર્ગોપચારક

હવે આપણે આપણને મળેલા જ્ઞાનની દૃષ્ટિએ એલોપથીની પરીક્ષા અને પૃથક્કરણ કરીએ.

એને માટે આપણે સૌથી પહેલાં બે ભ્રમોમાંથી મુક્ત થઇ જવું જોઈએ. પહેલો ભ્રમ એ છે કે દવાવાદ એ વિજ્ઞાન છે. બીજો ભ્રમ એ છે કે દવાવાદીઓ વૈજ્ઞાનિકો છે. આ બે ભ્રમોના મૂળમાં કોઈ સત્ય હકીકત નથી પણ માત્ર એ સમૂહ–હિપ્નોટિઝમનું (Mass-Hypnotism) પરિણામ છે.

એલોપથી વિજ્ઞાન છે એમ માનવાને માટે આપણી પાસે કયું સંગીન કારણ છે?

આજે દુનિયામાં એનો સૌથી વિશેષ ફેલાવો છે એટલા માટે એ વિજ્ઞાન છે? ડૉકટરો એક અગમ્ય પરિભાષામાં પરસ્પર તેમ જ પોતાના દર્દીઓ સાથે પ્રલાપ કરે છે એટલા માટે એ વિજ્ઞાન છે? ડૉકટરો વૈજ્ઞાનિક હથિયારો વાપરે છે એટલા માટે વિજ્ઞાન છે? દવાવાદીઓ અનેક કૂતરાં–બિલાડાં–દેડકાં વગેરે જનાવરોને ચીરેચૂંથે છે એટલા માટે એ વિજ્ઞાન છે? તેઓના ઉગ્ર રોગના મોટાભાગના દર્દીઓ સારા થાય છે એટલા માટે વિજ્ઞાન છે?

જગતભરમાં આજે દવાવાદ ફેલાયો છે એટલા માટે એને વિજ્ઞાન કહી શકાય નહિ. એક વખત આખી માનવજાત એમ માનતી કે પૃથ્વી સપાટ છે, એ જમાનામાં સૌ કોઇ આ માન્યતાને સાચી માન્યતા માનતા. આજે આપણે જાણીએ છીએ કે એ એક ખોટી માન્યતા હતી. માનવજ્ઞાનના ઇતિહાસ તરફ દૃષ્ટિપાત કરતાં જૂઠી માન્યતાઓ, ખોટા વહેમો, નિર્મૂળ પાખંડો અને અજ્ઞાનમૂલક ભ્રમોના ભંગારનો એક જબરજસ્ત ઉકરડો આપણી નજરે પડે છે. આ ઉકરડામાં આપણી એલોપથી નહિ જાય એમ કયો માણસ ખાતરીપૂર્વક કહી શકશે?

જગતભરમાં આજે જે દવાવાદનું સામ્રાજ્ય હોય તો તેનું કારણ મૂડીવાદ છે. હિંદુસ્તાનમાં એલોપથી સર્વોપરી હોય તો તેનું કારણ અંગ્રેજી રાજ્ય છે. જો પાણિપતની લડાઇમાં મરાઠાઓ જીત્યા હોત તો એલોપથીની ગાદી ઉપર આયુર્વેદ બેઠું હોત. જો ૧૮૫૭નો બળવો સફળ થયો હોત તો આજે એલોપથીને જેટલું સન્માન અપાય છે તેટલું જ સન્માન આયુર્વેદ અને યુનાની પદ્ધતિ–એ બંને પદ્ધતિને મળતું હોત. જો ગયા મહાયુદ્ધમાં કૈસર જીત્યો હોત તો હિંદુસ્તાનમાં હોમિયોપથી અને નિસર્ગોપચારના પ્રચારને અતિશય વેગ મળત. '૨૦ની સાલમાં જો એક વર્ષમાં સ્વરાજ્ય મળ્યું હોત કે '૩૦ની સાલની વિશ્વવ્યાપી આર્થિક મંદી મૂડીવાદ માટે પ્રાણઘાતક નીવડી હોત તો પણ આજના કરતાં પરિસ્થિતિ જુદી હોત. ચાલુ મહાયુદ્ધનું પરિણામ ગમે તે આવે, તોપણ એના અંત પછી જગતની જે પુનર્રચના થશે તેમાં ચાલુ વૈદકીય પદ્ધતિઓને જો જીવવું હોય, તો પોતાની પુનર્રચના કર્યા સિવાય છૂટકો નથી.

ડૉકટરો અગમ્ય પરિભાષામાં પરસ્પર વાતચીત કરતા હોય એટલા ઉપરથી તેઓ વૈજ્ઞાનિકો ઠરી શકે નહિ. હોમિયોપથી, આયુર્વેદ, ઑસ્ટિયોપથી અને નિસર્ગોપચારને પણ પોતપોતાની સ્વતંત્ર પરિભાષા છે, અને આ પદ્ધતિઓથી અજાણ માણસ માટે આ પરિભાષા એલોપથીક પરિભાષાની પેઠે અગમ્ય હોય એ સ્વાભાવિક છે. કેવળ વૈદકમાં જ નહિ, પણ દરેક ધંધાને પોતાની સ્વતંત્ર પરિભાષા હોય છે. દા. ત. વકીલો પોતાના કામકાજને અંગે અસીલ, ઇસમ, ઓરત, વાદી, પ્રતિવાદી, ફરિયાદી, દાવો અને ડિક્રી જેવા શબ્દો વાપરે છે એ કાયદાબાજીથી અજાણ એવા ભલાભોળા માણસ માટે એલોપથીની પરિભાષા જેટલા જ અગમ્ય છે. અગમ્ય પરિભાષાને અંગે જો એલોપથીને વિજ્ઞાન કહીએ તો બીજી પદ્ધતિઓને પણ વિજ્ઞાનને નામે શા માટે ન ઓળખવી? અઘરી પરિભાષા વાપરનાર દરેક ધંધાર્થીને શા માટે વૈજ્ઞાનિક ન કહેવો?

ડૉકટરો થરમૉમિટર, સ્ટૅથોસ્કોપ અને સ્પેક્યુલમ જેવાં વૈજ્ઞાનિક હથિયારો વાપરે છે એટલા માટે એમને વૈજ્ઞાનિક કહેવાથી આપણે નવા ગૂંચવાડા ઊભા કરીશું. આ હથિયારો વાપરવાનો ઈજારો એકલો એલોપથીએ રાખ્યો નથી. આ હથિયારો એમના જેટલી જ કુશળતાથી હોમિયોપથો અને નિસર્ગોપચારકો પણ વાપરે છે.

દાક્તરોના ઉગ્ર રોગોના મોટા ભાગના દર્દીઓ સારા થાય છે એ હકીકત અમે વિનાસંકોચે સહર્ષ કબૂલ કરીએ છીએ, પણ સાથે સાથે એ જણાવવાની રજા લઈએ છીએ કે દાક્તરોના દર્દીઓ જેટલા પ્રમાણમાં સારા થાય છે તેટલા જ, બલકે એથી વિશેષ પ્રમાણમાં, વૈદો, હકીમો, હોમિયોપથો અને નિસર્ગોપચારકોના દર્દીઓ પણ સારા થાય છે–એટલું જ નહિ, પણ જે બીચારા કહેવાતા અજ્ઞાન લોકો ભૂવા કે જતિના શરણે જાય છે તેમનામાંથી પણ મોટાભાગના કેસો પ્રાણઘાતક નીવડતા નથી એ એક જગજાહેર બીના છે. બર્નાડ શૉ કહે છે કે દાક્તરો પોતાના દરજીઓ કરતાં વિશેષ વૈજ્ઞાનિક હોતા નથી એનું કારણ કદાચ એમ હશે કે દાકતરો જેટલા દર્દીઓને

સારા કરી શકે છે તેટલા જ દર્દીઓને તેમનાં કપડા સીવનારા દરજીઓ કે એમને કપડાં પૂરાં પાડનાર દોશી વાણિયાઓ, જોશીઓ, ઝોશીઓ અને ભૂવાઓ પણ સાજા કરી શકે.

પરિસ્થિતિ આવી હોવા છતાં દાક્તર જો વૈજ્ઞાનિક હોય તો ભૂવો વૈજ્ઞાનિક શા માટે નહિ ?

દાક્તર દવાથી, ફકીર દુવાથી, ભૂવો ધૂણવાથી, જંતુઘ્ન રસીથી અને સર્જન કુરસીથી રોગો મટાડે છે, એટલું જ નહિ પણ વૈદની પરપડી, હકીમની ચાકૂતી, હોમિયોપેથનો હળવો ડોઝ, નેચરોપથનાં વિધિનિષેધ, માતાની બાધા, પીરની માનતા, જોષીનું તાવીજ, જતિનો જંત્ર, હિપ્નોટિસ્ટનો મંત્ર, હાડવૈદની હીકમત, હજામનો લેપ અને ઊંટવૈદનો ઇલમ પણ રોગો મટાડે છે.

દાક્તરો અને સર્જનો, હકીમો અને હિપ્નોટિસ્ટો, ભૂવાઓ અને ભગતો અનાદિ કાળથી રોગ મટાડતા આવ્યા છે અને આજે પણ તેઓ મટાડી રહ્યા છે.

એટલું જ નહિ, પણ કાન આમળવાથી કે અંગૂઠો મસળવાથી પણ એટલા જ રોગો મટાડી શકાય છે. દવા પર આસ્થા રાખવાથી જેટલા કેસો સુધરી શકે છે તેટલા જ કેસો ડૂટી ઉપર સતત નજર વાળવાથી પણ સારા થઇ જાય છે. રોગ મટાડવા માટે શરીરશાસ્ત્રના અભ્યાસની જરૂર નથી, માત્ર માનસશાસ્ત્રના અભ્યાસની જરૂર છે, કારણકે મોટા ભાગના શાણા ચિકિત્સકો એ સારી રીતે સમજતા હોય છે કે દર્દીને અને મરજીને એ બન્નેને કદી અક્કલ હોતી નથી, અને જો એક માણસ એકી સાથે દરજી અને ગરજી બન્ને બને તો તે એ સંજોગો હેઠળ ગમે તેવી વિચિત્ર રીતે બહુ સરળતાથી વર્તશે

જેટલા દર્દીઓ દવાથી સાજા થાય છે એટલા જ દર્દીઓ પ્રાર્થનાથી પણ સારા થાય છે. બધા ! નિષ્ફળ નીવડયા પછી એક અર્વાચીન દાક્તરની દવાથી આરગઝેબની દીકરીનો રોગ મટયો એ જેમ એક ઐતિહાસિક સત્ય છે, તેમ બધા ઉપાયો નીવડયા પછી બાબરની પ્રાર્થનાથી હુમાયુનો રોગ મટી ગયો એ બીજું ઐતિહાસિક સત્ય છે. તો પછી દવા "સાયન્સ" શા માટે અને પ્રાર્થના વહેમ શી રીતે ?

દવાવાદ વિજ્ઞાન છે એમ માનવા માટે કોઇ નક્કર ભૂમિકા છે ખરી ?

વિજ્ઞાન કેવું ન હોવું જોઈએ એનો એલોપથી એ એક આદર્શ નમૂનો છે. ધુરંધર દાક્તરોએ વારંવાર કહ્યા કર્યું છે કે વૈદામાં વિજ્ઞાન હતું નહિ, છે નહિ, અને આવશે પણ નહિ; છતાં વૈદું વિજ્ઞાન છે એ ભ્રમ હજી ચાલ્યા જ કરે છે.

આજે અસ્તિત્વ ધરાવતી સઘળી ચિકિત્સા-પદ્ધતિઓમાં એલોપથી એ એક અત્યંત અવૈજ્ઞાનિકમાં અવૈજ્ઞાનિક, પ્રાથમિકમાં પ્રાથમિક અને કઢંગામાં કઢંગી અને જંગલીમાં જંગલી ચિકિત્સાની પદ્ધતિ છે. એલોપથી એ જ એક ચિકિત્સાની પદ્ધતિ છે, કે જેણે અહીંતહીં નજીવા અપવાદો બાદ કરતા છેલ્લાં ૩૦૦૦ વર્ષ થયા કશી જ પ્રગતિ કરી નથી જો થોડાક સ્પેસિફિકોથી અહીંતહીં થોડુંઘણું મરણપ્રમાણ ઘટયું હોય તો એણે જ ઉત્પન્ન કરેલા દવારોગોથી બીજી બાજુએ એથી વિશેષ મરણપ્રમાણ વધ્યું છે. પયગંબર મુસાના જમાનામા ઇજિપ્શ્યન વૈદું જે રીતે ચાલતું એ જ રીતે આજે એલોપથીની પ્રૅક્ટિસ ચાલી રહી છે. ઇજિપ્તના ધર્મગુરુઓ અને ભૂવા-વૈદો છોડવાઓ, સૂકવેલા કરોળિયાઓ, સાપની આંખો, ચામાચીડિયાનું લોહી ને એવા જ બીજા અત્યંત આહ્લાદજનક ઉપાયો એક પ્રિસ્ક્રિપ્શનમાં એકઠા કરીને પોતાના દર્દીઓને પાતા. આજના પ્રિસ્ક્રિપ્શન આ અધિલટપુ પ્રિસ્ક્રિપ્શન કરતાં જરાયે વધારે સચોટ નથી એ જમાનાના ઇજિપ્શ્યન ભૂવાઓની સારવાર અને આજના કહેવાતા વૈજ્ઞાનિક દાક્તરોની સારવાર વચ્ચે તાત્ત્વિક દૃષ્ટિએ કશો જ તફાવત નથી.

એક મહાન અજ્ઞાનચક્રમાં એલોપથી પ્રચંડ વેગથી ઘૂમી રહી છે. એની ગાડીગતિ અને આધળી દોડધામમાં અજ્ઞાન લોકોને પ્રગતિ દેખાય છે.

પ્રગતિ ક્યાં છે ?

૩૦૦૦ વર્ષ ઉપર લોકોને બળિયાની જેટલી બીક હતી તેટલી જ બીક આજે છે. ૧૦૦૦ વર્ષ ઉપર હડકવા જેટલે પ્રાણઘાતક હતો એટલો જ પ્રાણઘાતક આજે છે. ૧૫૦ વર્ષ ઉપર મરડા વિષે જેટલું અજ્ઞાન હતું એટલું જ અજ્ઞાન આજે છે. ૧૦૦ વર્ષ ઉપર ઓરીથી જેટલા બાળકો મરતાં એટલાં જ બાળકો આજે મરે છે.

પ્રગતિ દેખાતી હોય તો તે મૃગજળ છે. પ્રગતિ ક્યાંય નથી

દર સાલ દાક્તરો ગઇ સાલની ભૂલોને કાળજીપૂર્વક ઘૂંટે છે. દરેક દસકે દવાવાદીઓ ગયા દસકાની બેવકૂફીઓની નકલ કરે છે. દર પેઢીએ ગઇ પેઢીના વહેમોની નવી આવૃત્તિ થાય છે. દર સદીએ ગઈ સદીનાં પાખંડોની પુનર્ઘોષણા થાય છે

જે માણસ વૈદકના વિષયમાં ઊંડો ઊતર્યો નથી તેને ભૂવા અને દાક્તર વચ્ચે યુગોનું અંતર દેખાય છે. નિસર્ગોપચારની દૃષ્ટિએ તો દાક્તર એ ભૂવાની સુધારેલી-વધારેલી આવૃત્તિ છે. હજી રોગ અને આરોગ્ય વિષેના ખ્યાલોમા ભૂવા કરતાં દાક્તર ઝાઝું આગળ વધ્યો નથી.

માણસ માંદો પડે છે એટલે ભૂવો ધારે છે કે એને ભૂત, પ્રેત, પિશાચ, ડાકિની, શાકિની, ચિડોતરી, જીન, ઝંડ કે વેતાળ વળગ્યો હશે. દાક્તર માને છે કે દર્દીને જર્મ, બેક્ટેરિયા, સ્ટ્રેપ્ટોકોકાઈ, સ્ટેફિલોકોકાઈ, કોલન બૅસિલાઈ ઈત્યાદિ લેટિન-નામધારી અદૃશ્ય ભૂતો વળગ્યાં છે. ભૂવો, લોબાન, ગૂગળ કે અગરબત્તીનો સુગંધિત ધૂપ કરે છે, જ્યારે દાક્તર તો ગંધકની ધૂણી કરાવે છે. ભૂવો મંતરેલું પાણી કે ગુલાબજળ છાંટે છે, દાક્તર ફિનાઇલ, કારબોલિક ઍસિડ કે લાયસોલનો ઉપયોગ કરે છે. ભૂવો ડાકલું વગાડીને ભૂતને ભડકાવીને ભગાડી મૂકવાનો પ્રયાસ કરે છે, જ્યારે દાક્તર દવાઓના દારૂગોળાથી, રસીઓના બોંબમારાથી અને ઇન્જેકશનની તોપોથી જંતુભૂતો ઉપર વારંવાર ઝનૂની હુમલા કરે છે.

માંદગીની પાછળ કાર્ય કરી

**રહેલા વિશ્વનિયમથી બંને એક-સરખા અજ્ઞાન છે.**

હવે આપણે એક ઉગ્ર રોગના કેસમાં એલોપથીની સારવાર કઇ રીતે અપાય છે એનું જરા વિગતવાર પૃથક્કરણ કરીએ. એને માટે કોઈ ગરીબ માણસનો દાખલો સંપૂર્ણ રીતે સંતોષકારક કહી શકાય નહિ, કારણકે દર્દીની આર્થિક સ્થિતિને લઇને એલોપથીને પોતાનો ઇલમ અજમાવવા માટે બહુ જ સાંકડું ક્ષેત્ર મળે છે.

આપણે એક શ્રીમંત માણસને ત્યાં જવું પડશે. ત્યાં આગળ ડાહ્યા દાકતરો, રૂપાળી નર્સો, કીમતી દવાઓ અને અદ્યતન સાધનોથી શું સિદ્ધ થઇ શકે છે એ જોવાનું અને જાણવાનું મળશે.

શેઠના ચિરંજીવી માંદા પડે છે. એક-બે દિવસથી માથું દુઃખતું હતું. આજે તાવ આવ્યો છે. તાવ આવતાંની જ સાથે ડૉક્ટરને બોલાવવા માટે મોટર દોડાવી છે.

લાખો લોકો માંદા પડે છે અને નામનીજ સારવારથી સાજા થાય છે, તો પછી આ કેસમાં તાવ આવ્યો-ન આવ્યો એટલામાં તો આટલી બધી દોડધામ શા માટે ?

તમે કારણ ન સમજ્યા ? આપણે વૈજ્ઞાનિક યુગમાં જીવીએ છીએ. આપણે આપણા વડવાઓ જેટલા જંગલી કે મૂર્ખ નથી. આપણા વડવાઓ વહેમી અને અંધશ્રદ્ધાળુ હતા. આપણે દરેક બાબત વિષે બુદ્ધિપૂર્વક વિચાર કરીએ છીએ. તેઓ ગમે તેવા વૈદની દવા ખાતા, આપણે વૈજ્ઞાનિક દાકતરની વૈજ્ઞાનિક દવાને વૈજ્ઞાનિક રીતે પીએ છીએ. તેઓ મરવાના થતા ત્યારે કાશીએ જતા, આપણે મરવા માટે યુરોપની હોસ્પિટલોમાં જઇએ છીએ. તેઓ આપઘાત કરવા માટે ભૈરવજપ ખાતા કે કાશીએ જઇને માથે કરવત મુકાવતા, જેથી આવતા જન્મમાં દરેક રીતે સુખી થવાય; આપણે એટલા મૂર્ખ ન હોવાથી આ જ જન્મમાં દરેક રીતે સુખી થવા હોસ્પિટલમાં જઈને કાકડા કે આંતરડાં ઉપર કરવત મુકાવીએ છીએ અને જરૂર પડે તો આ પુણ્યકાર્ય માટે અને વિજ્ઞાનના વિકાસ માટે આપણો જીવ રાજી-ખુશીથી કાઢી આપીએ છીએ.

આ વૈજ્ઞાનિક જમાનો છે. એમાં વૈજ્ઞાનિક દાક્તર જોઈએ.

દાક્તર આવે છે. દર્દીને જુએ છે ચોમેરથી તપાસે છે. થરમોમિટરથી તાવ, સ્ટેથોસ્કોપથી છાતીની સ્થિતિ, હાથથી નાડી, વાતચીતથી બીજાં લક્ષણો જાણી લીધા પછી એ પોતાનો ભ્રમ જાહેર કરે છે કે દર્દીને વળગાડ છે. કયા જંતુનો વળગાડ છે એ ખોળી કાઢવા માટે વિજ્ઞાનને હજી ઘણી મહેનત કરવી પડશે.

ત્યાં સુધીમાં એ દર્દીનું મન મનાવવા માટે ખોટિઓટી દવા આપે છે અને દર કલાકે દૂધનો એક પ્યાલો આપવાનો હુકમ છોડી એ રસ્તે પડે છે.

શરીરશાસ્ત્રનું સાદું સત્ય તો એમ કહે છે કે ઉગ્ર રોગમાં અન્ન અપાય નહિ. ઉગ્ર રોગમાં હોજરીમાં પાચક રસો ઝરતા અટકી ગયા હોય છે. આખું યે જીવનતંત્ર મહાવેગથી મલોત્સર્ગ કરી રહ્યું હોય છે. ખોરાકને હજમ કરવા માટે શરીર પાસે ફાજલ શક્તિ હોતી નથી.

તાવમાં ભૂખ અદૃશ્ય બને છે. કુદરત બધી રુચિ ખેંચી લઇને અન્નમાર્ગના પ્રવેશદ્વાર માં ઉપર પાટિયું ડોકી દે છે કે: **'રસ્તો બંધ છે. આગળ સફાઇ અને સમારકામ ચાલી રહ્યાં છે.'**

કુદરતની આ દેખીતી ચેતવણીની ઉપરવટ થઈને દાક્તર જો હોજરીમાં ખોરાકને ઠેલે તો હોજરીમાં સતત રહેતા જંતુઓ એ ખોરાકને સડાવવા માંડે છે. એમાંથી બળવાન અને ગંભીર ઝેરો ઉત્પન્ન થાય છે. એને પરિણામે દર્દીનું લોહી ઝેરી બની જાય છે. આવે વખતે દર્દીને બચાવવા માટે કુદરત કાં તો ઝાડા કે ઊલટી શરૂ કરી દે છે. આ બે પ્રયત્નોની સફળતા ઉપર લોહીને ઝેરી બનતું અટકાવવાનો આધાર રહેલો છે.

ઊલટી શરૂ થતાં જ દાક્તરને ફરી પાછો બોલાવવામાં આવે છે. પોતાની શામક દવાઓથી એ દર્દીની જીવનશક્તિ ઉપર તૂટી પડે છે. પરિણામે કુદરત હારે છે—દાક્તર જીતે છે.

દાક્તરોને એમ ભણાવવામાં આવે છે કે માંદા માણસને ખોરાક ખવડાવવો જ જોઇએ. જો તે ખાશે નહિ તો મરી જશે. માંદો માણસ પોતાનો ખોરાક પચાવી શકશે કે નહિ એ પ્રશ્ન એની દૃષ્ટિએ તુચ્છ છે. એને ખાવું જ જોઇએ, ખૂબ ખાવું જોઇએ અને કોઇ પણ હિસાબે ખાવું જોઇએ, એ પ્રશ્ન એની નજરે મુખ્ય છે. ડિપ્થેરિયા જેવા કેટલાક રોગોમાં જ્યારે દર્દી ખાઈ શકવાની સ્થિતિમાં હોતો નથી ત્યારે, અથવા તો ઊલટી કોઈ પણ રીતે અટકે નહિ ત્યારે દર્દીને ગુદા મારફતે ખોરાક અપાય છે. મળદ્વારથી અપાતો ખોરાક એ આપણે શરીરશાસ્ત્રના પાચન અને અભિશોષણના જેટલા જેટલા નિયમો જાણીએ છીએ એ દરેક નિયમનું છડેચોક ભયંકર ઉલ્લંઘન કરે છે. કોઠો એ ખોરાકનાં પાચન અને અભિશોષણ માટે નિમાયો જ નથી, તેમ જ પહેલેથી પચેલા ખોરાક જેવી કોઈ વસ્તુ નથી સામાન્ય રીતે અને ખાસ કરીને ઉગ્ર રોગમાં કોઠો એ જમણ લેવા માટે એક ગંદામાં ગંદી જગ્યા છે.

પોતાની દવાથી દર્દી જ્યારે ઓકતો અટકે છે અને ખોરાક ખાઈ શકે છે ત્યારે દાકતરની ખુશાલીનો પાર રહેતો નથી. એ બતાવે છે કે શરીરશાસ્ત્રનાં સનાતન સત્યોની તેઓ કેટલી પ્રબળ અવગણના કરી રહ્યા છે.

બીજી વખત જ્યારે દાક્તર કંઇ ચોક્કસ નિદાન કરી શકતો નથી ત્યારે એ દર્દીને ક્વિનાઇન આપે છે. ક્વિનાઈન દાકતરની કામદુઘા છે. હજારો અનિશ્ચિત રોગો ઉપર જે લાખો અનિશ્ચિત દવાઓ છે તેમાં ક્વિનાઇન જેવી રઢીખડી રામબાણ દવાઓ દૈનિક અનુભવને લઇને દાકતરની પ્રેમપાત્ર બને તો તેમાં નવાઈ જેવું કશું જ નથી. અનેક દાકતરો ક્વિનાઈન પાછળ ગાંડાતૂર હોય છે અને જ્યાં આવે ત્યાં છૂટથી ક્વિનાઇનનો મારો ચલાવે છે. જેણે કદી ક્વિનાઇન ન વાપર્યું હોય એવો દાક્તર ધોળે દિવસે દીવો લઈને ખોળવા છતાં મળી શકે કે કેમ એ એક પ્રશ્ન છે.

ક્વિનાઇન કારગત નીવડતું નથી

એટલે હવે દાક્તરને બીજી અટકળ બાંધવી રહી ક્વિનાઇન ન ખાવું એટલે મેલેરિયા નથી એમ નક્કી થઇ ગયું તો હવે બીજો કયો રોગ હશે? આપણો દાક્તર વળી એટલો ડાહ્યો છે કે ક્વિનાઇન નિષ્ફળ જતા બીજી દવા શોધવા નીકળ્યો છે ઘણા દાક્તરો કોઈ અણપારખ્યા તાવનો દરદી જ્યા સુધી મરે નહિ ત્યા સુધી ક્વિનાઈનનો કેડો મૂકતા નથી

રોગ કયો છે એ હજી નક્કી થયું નથી પણ અટકળ અને અખતરાના આધારે એ આગળ વધે છે આ જમાનામા પૈસાદાર લોકોની ઘણા અદેખાઇ કરે છે, પણ કેટલીક બાબતોમા તો આ કમનસીબ વર્ગની દયા ખાવા જેવું હોય છે માણસ પાસે જેમ વધુ પૈસા હોય તેમ એ માંદગી વખતે વધુ દાક્તરો બોલાવે છે વધુ દાક્તરો એટલે વધુ દવાઓ અને વધુ દવાઓ એટલે વધુ ભયકર પરિણામો

આપણો દાક્તર રોગને પારખી શકતો નથી એટલે સગાવહાલા ગભરાઇ જઇને એને રોગનિદાનમા સહાય કરવા માટે બીજા વધુ વિદ્વાન દાક્ટરોને બોલાવે છે

વધારે દાક્તરો એકઠા થઈને વધુ ગૂચવાય છે એ દર્દીને વિશેષ ઝેર પાવાનું નક્કી કરે છે

એલોપથીક દાક્તરની સારવાર એ સપૂર્ણ પણે ટેકી વૈદુ છે **એલોપથને હાથે લખાતું દરેક પ્રિસ્ક્રિપ્શન એ એક અખતરો છે** જ્યારે એ પાચથી વીસ દવાઓનો એક પ્રિસ્ક્રિપ્શનમા ગોટાળો કરે છે ત્યારે એ કોઈ કુદરતના સનાતન નિયમથી દોરવાતો નથી એ માત્ર પોતાના આગલા અનુભવથી દોરવાઇને એક ઢગ ધડા વિનાનું મિશ્રણ કરી પોતાના દર્દીને પાઈ દે છે આ પ્રકારની અટકળ અને અખતરાની હરીફાઇ હરહમેશ નિષ્ફળ નીવડે છે આવે વખતે દવાથી, થાકેલો દાક્તર રસીનો આશરો લે છે

એલોપથી શબ્દ બે ગ્રીક શબ્દો ઉપરથી આવ્યો છે Allos બીજુ, અને Pathos દર્દ અર્થાત્ એલોપથીનો 'બીજુ દર્દ' એવો અર્થ થાય છે

---

દવાઓ અથવા ઝેરો રોગો ઉત્પન્ન કરે છે એ એક જગજાહેર હકીકત છે તો પછી દાક્તરો દવાઓ શા માટે વાપરે છે?

એલોપથીના દાક્તરો સારી રીતે જાણે છે કે તેમની પાસે રોગ અને આરોગ્ય વિષેના સનાતન નિયમોનુ જરૂરી જ્ઞાન નથી એટલા માટે **એક કુદરતી રોગને મટાડવા માટે તેઓ તેનાથી વિરુદ્ધનો એવો બીજો દવારોગ પેદા કરે છે** એટલા માટે તેઓ દર્દીને ઝેરી રગડાઓના ભયાનક ડોઝો આપે છે, અથવા તો રોગી જનાવરોના લોહીમાથી બનાવેલી ગદી રસીઓના ઈન્જેક્શન આપે છે આ પ્રકારની અકુદરતી અને અવૈજ્ઞાનિક પદ્ધતિથી બનાવટી રીતે ઊભા કરેલા દવારોગથી તેઓ એક કુદરતી રોગને મટાડવાની આશા સેવે છે।

ઝેરના નિકાલ માટે એનાથી જૂદા એવા બીજા અનેક ઝેરો આપવા એ એલોપથીક સિદ્ધાત છે જો બબાવાળાઓ આ એલોપથીક સિદ્ધાત મુજબ કામ કરે તો છાપરામા લાગેલી આગ ઓલવવા માટે બોયરુ સળગાવે વેપારી જો આ સિદ્ધાતને અનુસરે તો જૂના દેવાના નિકાલ માટે એનાથી મોટુ દેવુ કરે અને જો સેનાપતિ આ સિદ્ધાતને અમલમા મૂકે તો દુશ્મન સામે લડતા પોતાના જ લશ્કર ઉપર પાછળથી મારો ચલાવે.

પણ આ રીતે વર્તનાર બબાવાળાને બબાખાનામાથી કાઢીને પાગલખાનામા પૂરવામા આવે, વેપારીનુ નામ દેવાળિયાની યાદીમા જાય, અને સેનાપતિને ગોળીથી ઠાર કરવામા આવે–છતાય એક કૃત્રિમ રીતે તૈયાર કરેલા દવારોગથી કુદરતી રોગને મગાડવાનો બુદ્ધિશૂન્ય પ્રયત્ન એ એલોપથીનો વૈજ્ઞાનિક ચિકિત્સાનો ખ્યાલ છે અને આ પ્રકારનુ હડહડતુ ઊટવૈદુ અમલમા મૂકનારા લોકો આ વીસમીસદીમા વૈનાનિકોને નામે ઓળખાય છે।

ડૉ આર ટી ટ્રૉલ કહે છે કે 'રાસાયનિક દવાઓ આપવી એનો અર્થ એ થયો છે કે દર્દીની પરિસ્થિતિમા વધુ ગૂચવાળ ઉત્પન્ન કરી એને વધુ બગાડવી, કારણકે આ દવાઓથી રોગ હમેશા વધુ વકે છે એક અશુદ્ધિથી બીજી અશુદ્ધિને નિકાલ લાવી શકાય? કુદરત એક બે કરતા વિશેષ સહેલાઈથી બે કે ત્ર બોજાઓ દૂર કરી શકે? ભાગ્યે જ એ બને એક માણસ અશુદ્ધિઓથી મરે છે એટલા માટે એને ઝેર દેવુ એ અર્થ એ થયો કે ભૂતને ભગાડવા મ સેતાનને આમત્રણ આપવુ ઝેરી દવા આપવી એટલે કુદરતના કાયદાઓ ઉલ્લઘન કરવુ, શરીરમા વધારે ગરબડ ઊભી કરવી અને શત્રુને સહાય કરવી ખરેખર, આવુ વાહિયાત દવાવાદી તત્ત્વજ્ઞાન છે'

ડા ટ્રૉલના જમાના પછી એલોપથી આગળ વધી છે, અને એલોપથોએ જીવન શક્તિ ઉપર અત્યાચાર કરવા માટે અનેક જાલીમ ઉપચારો શોધી કાઢયા છે ઇન્જેક્શન એ એમાનો એક છે

આ જમાનામા પ્રિસ્ક્રિપ્શનનો મહિમા ઘટયો છે, અને ઇન્જેક્શનનો મહિમા વધ્યો છે વિષપાનનુ સ્થાન વિષદશે લીધુ છે માનવદેહમા ઝેર દાખલ કરવા માટેના સૌ ઉપચારોમા ઇન્જેક્શન એ એક ભયકરમા ભયકર ઉપચાર છે, એટલા માટે જ એ અસામાન્ય ઝડપથી રોગલક્ષણો દબાવી દે છે દર્દીની સ્થિતિ દિવસે દિવસે ભેદ ભરેલી થતી જાય છે દાક્તરો ચોક્કસ નિર્ણય કરી શકતા નથી કોઇ ઇન્ફ્લુએન્ઝા ધારે છે કોઈ ન્યુમોનિયા માને છે કોઇ મેનિન્જાઇટિસનો તર્ક રજૂ કરે છે ત્રીજા તર્કનું સત્ય તપાસવા માટે દર્દીનો બરડો કોચી કરોડનુ પ્રવાહી કાઢી તેની તપાસ કરવામા આવે છે આ અખતરામા દર્દી મરતો મરતો બચે છે

સતત તાવ ચાલુ રહે છે, દિવસો ઉપર દિવસો જાય છે, છેવટે ટાઈફોઈડનો નિર્ણય થાય છે

પણ નિર્ણયની સારવાર ઉપર લેશ માત્ર અસર થતી નથી, કારણકે ટાઇ ફોઇડનો જતુ મારવા માટે દવાવાદીઓ પાસે દવા નથી

રોગ પરખાય કે ન પરખાય, પણ દર્દીનુ શુ થશે એ કોઇ ક્યારેય કહી શકતુ નથી

જે દાક્તર પોતાના તાવથી તરફડતા દર્દીને ખોરાક ખવરાવે છે, દવાઓ પિવરાવે છે અને સડેલી રસીઓનાં ઇન્જેક્શનો આપે છે એનો દર્દી પોતાની માંદગીના આદિથી અંત સુધી એક ભયંકર અનિશ્ચિતતા હેઠળ જીવી રહ્યો છે, એ કમનસીબ દર્દીને માથે મૂર્તિમંત મોત ભમી રહ્યું છે, અને એ એને કઈ ક્ષણે ભરખી જશે એનો લેશમાત્ર ભરોસો નથી. એ દાકતરને લવલેશ ભાન નથી કે આવતી વિઝિટ વખતે એ પોતાના દર્દીને કઇ દશામાં જોશે.

દૂધનો પહેલો પ્યાલો પાયા પછી, દવાનો પહેલો ડોઝ આપ્યા પછી, કે રસીનું પહેલું ઈન્જેક્શન માર્યા પછી ૨૪ કલાક પછી એ એમ કહી નહિ શકે કે કયું લક્ષણ ખોરાકને લઇને છે, કયું લક્ષણ દવાથી છે, કયું લક્ષણ રસીથી છે અને કયું લક્ષણ મૂળ રોગને લઇને છે. દવાનો પહેલો ડોઝ આપતાં જ દર્દીનો સાચો કુદરતી રોગ ઢંકાઇ જાય છે, રોગનો ક્રમ ફેરવાઇ જાય છે, અને કુદરતી રોગનું સ્થાન જુદો બનાવટી રોગ લે છે.

ખોરાક, દવાઓ અને રસીઓ રોગનાં લક્ષણોને ઢાંકી દે છે, અને પોતાનાં નવાં સ્વતંત્ર લક્ષણો ઊભાં કરે છે. આ લક્ષણો મૂળ રોગનાં હશે એમ માની લઇને એમને દબાવવા માટે દાકતરો નવી દવાઓ ફરમાવે છે, અને આ રીતે ગોટાળો વધુ ને વધુ ગૂંચવાતો જાય છે.

આ ગોટાળાને લઇને ડાહ્યામાં ડાહ્યા દાકતરો સારવારની બાબતમાં થપ્પડ ખાઇ જાય છે.

આવે વખતે જો તમે દાકતરને પૂછો કે: 'દાકતર! તમને કેસ કેવો લાગે છે?' તો એ વાસી જવાબ આપે છે કે: 'જો ગૂંચવાડા ઊભા ન થાય અથવા તો કોઈ અણધાર્યો પલટો ન આવે તો દર્દી સારો થવાનો સંભવ છે.' અનેક વખત 'કેસ સુધરે છે' એમ જાહેર ર્ક્યા પછી પણ એના દર્દીઓ મૂઆ હોય છે એટલે એ અનુભવથી એટલો તો ડાહ્યો બન્યો જ હોય છે કે કદી સ્પષ્ટ જવાબ આપવામાં કે માંદગીની મુદત આંકવામાં મઝા નથી.

ટાઈફોઈડ માટે કોઇ રામબાણ દવા નથી, છતાંય દાકતરો દર્દીઓને દવા આપે છે. શા માટે? રોગલક્ષણો સામે લડાઈ કરવા માટે!

રોગલક્ષણો એ શરીરને સાજું કરવાના જીવનશક્તિના પ્રયત્નો છે. એમને ડામી દેવા માટે આખી ઍલોપથીક સારવાર યોજાઈ હોય છે.

રોગનું પહેલું લક્ષણ દુઃખ. દુઃખ દબાવનારી દવાઓનો દાકતર પાસે તોટો નથી.

મનુષ્યજાતિ દુઃખમાંથી ક્ષણિક રાહત મેળવવા માટે જે દવાઓ વાપરે છે એને માટે એને ભયંકર કિંમત આપવી પડે છે. આ જગતમાં એવી એક પણ દવા નથી કે જે દુઃખને દૂર કરે, અને સાથે સાથે બધી જીવનક્રિયાઓને શિથિલ ન કરે, તેમ જ દર્દીની ચેપની સામે લડવાની શક્તિને હણી ન નાખે.

રોગનું બીજું લક્ષણ સોજો.

સોજો એ સ્થાનિક તાવ છે. દરેક પ્રકારનો સોજો સંરક્ષક, આવશ્યક અને રોગનાશક છે. સજીવ શરીર દાહક દ્રવ્યો, જીવલેણ ઝેરો, વિજાતીય વસ્તુઓ અને ચેપી પદાર્થોના નાશ તેમ જ નિકાલ માટે આ માર્ગ લે છે. સોજાની સામે લડવાની જરૂર નથી. સોજો એ પોતે જ શરીરની એના શત્રુઓ સામેની લડાઈ છે.

કુદરત હમેશાં સોજો એક જગ્યાએ લાવે છે, પણ જો જીવનશક્તિ ઓછી હોય તો એ સ્થાનિકમાંથી સામાન્ય થઇને બધે ફેલાય છે. ખાસ કરીને દવાવાદી ઘાલમેલ—જે દર્દીની જીવનશક્તિ ઘટાડે છે, અને રોગનાં કારણ કે કારણોમાં ઉમેરો કરે છે—એ આવા ગૂંચવાડાઓ માટે જવાબદાર છે.

એક સેનાપતિ જાહેર કરે છે કે: 'કિલ્લો દુશ્મનો સામે ટકવાનો, અને લડાઈ જીતવાનો સઘળો આધાર આપણા ખાધાખોરાકીના કોઠાર ઉપર છે, અને ત્યારપછી એ ને એ સેનાપતિ પોતાના કોઠારમાં આગ મુકાવે તો આપણે એને કેવો કહીશું? જીવનશક્તિના શત્રુઓને સહાય કરતી દાક્તરી સારવાર આ સેનાપતિના વર્તન કરતાં લેશમાત્ર સારી નથી.

દર્દીને અત્યારે જરૂર આરામ, શાંતિ, ઉપવાસ, જલોપચાર, વિશુદ્ધ હવા, મસાજ અને મલોત્સર્ગને મદદ કરનાર નિર્દોષ તત્ત્વોની છે.

એને બદલે એને શું મળે છે? દર્દીને જ્યારે આરામ અને શાંતિની વધુમાં વધુ જરૂર હોય છે ત્યારે એને વારંવાર છાશ પાવામાં આવે છે, ઈન્જેક્શનો ખોસાય છે, બળાત્કારે ખોરાક ભીંસાય છે, બરફ ઘસાય છે, નાડી અને ટેમ્પરેચરના તાળા મેળવાય છે, અને એની વારંવાર અર્થરહિત તપાસ થાય છે. આ પ્રકારના નિરર્થક ધાંધલથી અને ચાલુ ઘોંચપરોણાથી બીચારો દર્દી હેરાનપરેશાન થઇ જાય છે, અને એની આજુબાજુ ભય, ભ્રમ અને અનિશ્ચિતતાનું એક ભેદી વાતાવરણ ખડું થાય છે.

ઉગ્ર રોગોમાં ઉપવાસ એ પ્રકૃતિનું સનાતન ફરમાન છે. માંદો ઘોડો કે કૂતરો ખાવાનું બંધ કરે છે, માંદો વનમાનવ ઉપવાસ કરે છે, પણ "વિજ્ઞાન"ને નામે ઓળખાતા અજ્ઞાનથી દાક્તર એટલો ભ્રમિત થઇ ગયો હોય છે કે દર્દી ઉપવાસ જેવી અવૈજ્ઞાનિક પદ્ધતિથી જીવે એના કરતાં કેલોરીવાદ જેવી વૈજ્ઞાનિક પદ્ધતિથી મરે તે એ વધારે પસંદ કરે છે એણે માત્ર એક જ ગધ્ધાપૂછ પકડયું હોય છે કે સાંજ પડયે માણસના પેટમાં આટલી કેલોરી કોઇ પણ હિસાબે જવી જ જોઈએ. એટલા માટે એ દર્દીને ભાવે કે ન ભાવે, પચે કે ન પચે, તોપણ એની હોજરીમાં દૂધ, માંસરસો, ઈંડાંનો મદો, મરઘીનો સેરવો, પેટન્ટ ખોરાકો અને ગ્લુકોસ, ઝીંકયે રાખે છે. આ રીતે જ્યારે દર્દીના અન્નમાર્ગને વધુમાં વધુ આરામની જરૂર હોય છે ત્યારે તેને આ પ્રકારની ભયાનક અન્નભીંસણથી એક ગંધાતી ગટરમાં ફેરવી નાખવામાં આવે છે.

માંદગીમાં જલોપચાર એ શું છે એની આ દેશના દવાવાદીઓને કે એમના વિલાયતી ગુરુઓને હજી ગતાગમ પડી નથી. જીવનશક્તિ શું છે એ જ જે લોકો સમજે નહિ તેમને જલોપચારની જરૂર શી રીતે સમજાય?

એ જ રીતે સ્વચ્છ હવા, મસાજ

અને મલોત્સર્જની ઓછીવત્તી ઉપેક્ષા કરવામા આવે છે

જતુવાદે દાક્તરી માનસનો એવો તો જબરજસ્ત કબજો લીધો હોય છે કે તેઓ માદગીના કારણરૂપે મવસચયને જોઇ શકતા નથી, અને એટવા માટે જ એમને મલોત્સર્ગનુ મહત્ત્વ સમજાતુ નથી

આ પ્રકારની અવળચડી અને સ્વચ્છદી સારવારનુ આખરી પરિણામ શુ આવે છે?

આ સારવારથી કુદરની રોગ વિકૃત બને છે એના લક્ષણોનો ગુણાકાર થાય છે એની મુદત લબાય છે એના ગૂચ વાડા વધતા જાય છે અને આખરે એ રોગ પ્રાણઘાતક નીવડે છે કે પછી એક હઠીલા અને ચીકણા રોગમા ફેરવાઇ જાય છે

પણ આ 'સાયન્ટિફિક સારવાર છે એ સપૂર્ણ છે એવી રાજ્યે એની ઉપર મહોર મારી આપી છે વિજ્ઞાને એને સ્વીકારી છે દર સાલ લાખો લોકોની આ જ. બે સારવાર થાય છે તેઓ એની હેઠળ જ જીવે છે કે મરે છે આ સારવાર માર્કંડેયને મરણતોલ કરવા માટે, અને એક બળવાન, જગલી અને નીરોગી બગાળી વાઘને મારી નાખવા માટે પૂરતી છે છતાય આ સારવારમાથી પણ મોટા ભાગના દરદીઓ જીવતા છૂટે છે એ માનવદેહની જીવનશક્તિનો અને એની જિજીવિષાનો એક મહાન ચમત્કાર છે।

ઉગ્ર રોગોનુ સાચુ સ્વરૂપ સમજવા માટેથી લોપથીક રોગશાસ્ત્રના ગ્રથો વિશ્વાસ પાત્ર ભોમિયાનુ સ્થાન કદી લઈ શકે તેમ નથી, કારણકે એલોપથીના ચિકિત્સાશાસ્ત્રમા જુદાજુદા રોગોના જે જે પ્રકારના વર્ણનો છે, એ વર્ણનો કુદરતી **રોગોનાં નથી, પણ સારવારથી બગાડેલા કૃત્રિમ રોગોનાં છે. જો તમારે એવા રોગો ઉત્પન્ન કરવા હોય તો તેને માટે તમારે દર્દીને એલોપથીક સારવાર આપવી જોઇએ**

એલોપથીક અનભીસણ એલોપથીક દવાઓ અને ઈન્જેક્શનો, એલોપથીક રસીઓ, એલોપથીક રોગદમન અને એલોપથીક સિવાય એલોપથીક રોગશાસ્ત્ર થઈ શકે જ નહિ

કેટલા એલોપથીક દાક્તરોએ પોતાના દર્દીને દવા, ખોરાક કે સારવાર આપ્યા સિવાય એનો રોગ કુદરતી રીતે જ કેવો ક્રમ લે છે તેની કાળજીપૂર્વક તપાસ કરી હોય? આવો દાક્તર લાખમાથી એક પણ મળી આવવો મુશ્કેલ છે

દાક્તરને કુદરતમા—જીવનશક્તિમા લેશ માત્ર વિશ્વાસ હોતો નથી પોતાની દખલ સિવાય જીવનશક્તિ રોગ ઉપર વિજય મેળવી શકે એમ છે એ સાદી હકીકત એના મગજમા ઊતરી શકતી જ નથી 'માદગી એ શરીરશુદ્ધિની ક્રિયા છે' એ વિશ્વનિયમ એને એના પ્રોફેસરોએ ભૂલેચૂકે પણ ભણાવ્યો હોતો નથી, કારણકે બીચારા પ્રોફેસરોને પણ આ નિયમ વિષે કશુ ભાન હોતુ નથી

માણસ માદો પડતા જ દાક્તરનુ મગજ ભમી જાય છે એને એ વિશ્વાસ રહેતો નથી કે જે જીવનશક્તિએ તદુરસ્તી દરમિયાન શરીરનુ રક્ષણ કર્યું હોય છે, તે જ જીવનશક્તિ માદગી દરમિયાન પણ એનુ રક્ષણ અવશ્ય કરશે એને એવો ભ્રમ થાય છે કે દર્દીને જતુઓ વળગ્યા છે, અને જો હુ વેળાસર એ જીવડાને મારવા માટે દર્દીને ઝેર નહિ પાઉ તો એ ભૂતો મારા દર્દીને અચૂક ભરખી જશે!

ટાઇફોઇડ એ બહુ જ સાદો તાવ છે જો શરૂઆતથી જ એની યોગ્ય સારવાર થાય તો એ ૧, ૨ અથવા તો ૩ અઠવાડિયામા તો અદૃશ્ય થઇ જાય છે નિસર્ગોપચારની સારવાર હેઠળ મોટાભાગના દર્દીઓ ૧ થી ૨ અઠવાડિયામા અચૂક સારા થાય છે

પણ આ ને આ જ રોગ જો એલોપથીક અખતરાખોરીનો ભોગ બને તો એની મુદત ૪, ૬, ૮ અથવા ૧૨ અઠવાડિયા સુધી પહોચે છે, ઘણા કેસો પ્રાણઘાતક નીવડે છે અને જે બચે એમાથી મોટાભાગનાને કોઇ ગભીર ખોડ રહી જાય છે કે હઠીલો રોગ થઈ જાય છે

ચાલો! હવે આપણે આપણા શેઠના છોકરાના કેસ તરફ વળીએ

અઠવાડિયા ઉપર અઠવાડિયા જાય છે પણ દર્દીના કેસનો કોઈ નિર્ણયાત્મક અત આવતો નથી દર્દીના જીવનબળો રોગ, અજ્ઞાન અને અત્યાચાર સામે આકરી લડાઈ લડી રહ્યા છે

વળી એક વધુ અઠવાડિયુ પસાર થાય છે

હવે દર્દીનો કેસ સુધરે છે એવી બધા ઉપર છાપ પડે છે તાવ નમતો જાય છે, 'રોગ'નુ જોર નરમ પડે છે 'બડખોગ' લક્ષણો તાબે થતા લાગે છે ત્રણ-ચાર દિવસ જાય છે સૌ શુભ પરિણામની આશા રાખીને બેઠા હોય છે

અને એક દિવસ અચાનક દર્દીની સ્થિતિમા **'અણધાર્યો પલટો'** આવે છે ફરી પાછા સઘળા રોગલક્ષણો એમની અસલ ભયકરતા સાથે દેખા દે છે સાથે સાથે નવા ગૂચવાડા માલમ પડે છે

આ અતિ-વૈજ્ઞાનિક સારવાર હેઠળ મુકાયેલા લોકો એક દિવસ તદ્દન સારા થઈ જવાની અણી ઉપર હોય છે, અને બીજે દિવસે કોણ જાણે ક્યાથી **'અણધાર્યો પલટો'** કોઇ ગેબી રીતે આવે છે।

પ્રેસિડન્ટ હાર્ડિંગના દાક્તરોએ જાહેર કર્યું કે એ હવે બધા જોખમમાથી મુક્ત થઇ ગયો છે, અને હવે ઝડપથી સાજો થઈ રહ્યો છે આ નિવેદન બહાર પડયા પછી એ તુરત જ મરી ગયો!

આ 'અણધાર્યા પલટાઓ' અને 'ગેબી ગૂચવાડાઓ' મોટે ભાગે દાક્તર જ ઊભા કરે છે બિનજરૂરી ખોરાક, ઝેરી દવાઓ, આકરા ઇન્જેક્શનો, વિજાતીય રસીઓ અને આધળી અખતરાખોરીથી જ આ ગૂચવાડાઓ ઊભા થાય છે આ દુનિયા શરૂ થઇ ત્યારથી આજ સુધી નોધાયલા મરણોમા મોટા ભાગના મરણો અકાળ મરણો હતા, અને એમને માટે દવાવાદની ગોઝારી સારવાર જ જવાબદાર હતી દવાવાદે દર્દીઓનુ જે નખ્ખોદ વાળ્યુ છે એની સાથે કોઇ રોગચાળાનો સહાર સરખાવી શકાય એમ છે જ નહિ

એક સુવિખ્યાત અંગ્રેજ દાક્તર કહે છે કે 'વૈદક એક જગલી ધતિંગ છે અમારી દવાઓ માનવીના દેહ ઉપર ઢગધડા વિનાની અસરો કરે છે, છતાય એક બાબત માટે

તો અમને ખાતરી છે, અને તે એ કે, તોપ, તલવાર, મરકી અને દુષ્કાળની સામટી ખુવારી કરતાંયે વધારે માણસોના જાન દવાઓએ લીધા છે.'

આપણા દર્દીના કેસમાં રોગ ફરી પાછો વકર્યો, એટલે એને શું હશે એ બાબતસર દાકતરોમાં ફરી પાછો મતભેદ પડે છે. વધુ દાકતરો બોલાવતાં મતભેદ વધુ ઉગ્ર બને છે દાક્તરો ઘુવડ જેવાં મોઢાં કરી અંદરઅંદર ઘુસપુસ કર્યા કરે છે. દર્દીનાં સગાંવહાલાની વ્યાકુળતા વધે છે.

આ અસામાન્ય કેસ નથી. **ઘણા ગંભીર કેસોમાં દાકતરો એકમત થઇ શકતા જ નથી.** તમે જરા દર્દીની ભયંકર સ્થિતિનો ખ્યાલ તો કરો. **કંઇક કરવું જોઇએ અને છતાંય કશું જ કરી શકાતું નથી.**

**અસંખ્ય કેસોમાં દર્દી મરી જાય ત્યાં સુધી દાકતરને ખબર પડતી નથી કે એને શું રોગ છે.**

આ સ્થિતિમાં એને અખતરા કરવાના રહ્યા. જો દર્દી જીવે તો એનું નસીબ અને મરે તો દાકતરને એની ડિગ્રી અચૂક બચાવે છે. ગરીબ દર્દીઓના કેસોમાં ગૂંચવાડા થાય તો દાક્તર બધો દોષ દર્દીને માથે ઢોળી પાડે છે. એ એમ કહે છે કે દર્દીએ અમારું કહ્યું માન્યું નહિ. જો માન્યું હોત તો આ અવદશા થાત નહિ

પણ શ્રીમંત કુટુંબોમાં એમ હોતું નથી. ત્યાં દાક્તરોની ચોકી ચોવીસે કલાક હોય છે. ત્યાં દાક્તર દેવ છે. એનું દરેક ફરમાન લશ્કરી ચોકસાઇથી પાર પાડવામાં આવે છે. એના હુકમ સિવાય કોઇ હવા સરખી શ્વાસમાં લઇ શકતું નથી.

આપણા કેસમાં ગૂંચવાડા થયેલા જોઈને દાક્તર તાજુબીમાં ડૂબી જાય છે. એને એ સમજાતું નથી કે આટલી 'સાયન્ટિફિક' સારવાર આપવા છતાં, આ કેસમાં ગૂંચવાડા શાથી થયા ?

ભલા દાક્તર ! તું તાજુબ શા માટે થાય છે ? તું શેઠના છોકરાને બદલે ગીર-માંથી એક સાજોતાજો સિંહ પકડી લાવ્યો હોત, અને એની ઉપર તેં તારો ઇલમ અજમાવવા માંડયો હોત, તો તેના શરીરમાં પણ અત્યાર સુધીમાં અનેક ગૂંચવાડા થઈ ગયા હોત અને એના હૃદય ઉપર પણ અચૂક સોજો આવી ગયો હોત.

હૃદય ઉપર સોજો આવ્યો છે, એની ગતિ વધી ગઇ છે...હવે એને ઠીક કરવા માટે દાક્તર ડીજીટેલીસનો આશ્રય લે છે. ડીજીટેલીસ એ એક એવું બળવાન વિષ છે કે જેની અસર હેઠળ હૃદય ધીમે ધીમે પણ બળથી ધબકે છે. એ હૃદયને જલદી નબળું પાડી દઇને થકવી નાખે છે.

જ્યારે એક માણસ એના જીવન માટે લડી રહ્યો છે, અને એની સફળતાનો આધાર એની જીવનશક્તિ–લડવાની શક્તિ– ઉપર છે, ત્યારે એની આજુબાજુના માણસોની સૌથી પહેલી ફરજ એ છે કે, **એનો સાજા થવાનો સંભવ ઘટે એવું કશું જ ન કરવું જોઇએ.** દાક્તરે તો એ ખાસ કરીને જોવું જોઇએ કે કોઇ અનાડી સગાંવહાલાં એને કશું નુકસાન ન કરી બેસે.

મોટા ભાગના માંદા માણસોની માવજત માટે બુદ્ધિપૂર્વકનો ચિકિત્સાનિષેધ (An Intelligent Doing Nothing) એ એક સલામતમાં સલામત યોજના છે. દર્દી જેમ વધુ માંદો થાય તેમ તેને કશું જ ન કરવાની જરૂર વધે છે. પણ રિવાજ એવો છે કે દર્દી જેમ વધુ બીમાર બને તેમ તેની વધુ સારવાર કરવી જોઇએ. જેમ જીવનશક્તિ ઘટે છે તેમ વધુ સારવાર અપાય છે, અને જેમ વધુ સારવાર અપાય છે તેમ જીવનશક્તિ વધુ નીચે ઊતરે છે. આ રીતે એક જબ્બર ઝેરી કૂંડાળું રચાય છે, જેમાંથી બહુ ઓછા માણસો છટકે છે, અને તે પણ આશા અને સારવાર છોડી દીધા પછી.

દર્દીઓની એ મોટામાં મોટી કમનસીબી છે કે એમના દાક્તરો એક ભયંકર ભ્રમમાં કુટાયા કરે છે કે, એમણે દર્દીને માટે **કંઇક કરવું જોઈએ.** જ્યાં સુધી તેઓ એ કંઇક કરી રહ્યા હોય છે ત્યાં સુધી એ કંઇકની શું અસર થાય છે એ જોવા કે જાણવાની એમને જરૂર કે ફુરસદ નથી.

કેસ જેમ જેમ બગડવા માંડે તેમ તેમ જુગારીની ઝડપથી દાકતરોમાં ઇન્જેકશનો આપવાની હરીફાઈ શરૂ થાય છે.

જ્યારે આ ઇન્જેકશનો નિષ્ફળ નીવડે છે ત્યારે તેઓ તેમની પાસેનું છેલ્લું હથિયાર રક્તદાન (Blood Transfusion) અજમાવે છે. છેલ્લામાં છેલ્લી આ દાકતરી શોધના ગુણદોષ ચર્ચવાનું આ સ્થળ નથી. પણ એટલું જણાવવું બસ થઈ પડશે કે રક્તદાનનું "ટેકનિક" હજી અત્યંત અટપટું છે. સામાન્ય દાકતરના હાથમાં આ હથિયાર વાંદરાના હાથમાં નિસરણી જેવું છે. અને નિષ્ણાતને હાથે આ સારવાર અપાય તોપણ મોટા ભાગના કેસોમાં એ નિષ્ફળ નીવડે છે. વડોદરાનરેશ સ્વ. સયાજીરાવના કેસમાં પાંચથી વધુ વખત રક્તદાન અપાયા છતાં એમનો બુઝાતો જીવનદીપ એનાથી સતેજ થઈ શકયો નહિ. આ દેશમાં તેમ જ પરદેશમાં આને મળતા ઘણા કેસો જોવામાં આવ્યા છે.

રક્તદાન એ અમુક સંજોગો હેઠળ અને અમુક કેસોમાં કદાચ ઉપયોગી હોઈ શકે, પણ આજે શ્રીમંતવર્ગ માટે એનો જે બેફામ ઉપયોગ થઈ રહ્યો છે એની પાછળ દાકતરના બિલનો સરવાળો મોટો કરવા સિવાય બીજો કોઈ ઉદ્દેશ જણાતો નથી.

ઘડીભર દલીલ ખાતર એ કબૂલ કરી લઈએ કે રક્તદાનથી દરેકેદરેક દર્દીને અપૂર્વ લાભ થાય છે, તો પછી પણ એ પ્રશ્ન તો ઊભો જ રહે છે કે **'દર્દીને રક્તદાનની જરૂર પડે એટલી હદ સુધી એનો કેસ કોણે બગાડયો ?** અને એનો જવાબ સાદો છે–**દાક્તરે.**

આ જ પ્રકારના રોગોમાં અને કેસોમાં નિસર્ગોપચારકોને રક્તદાનની જરૂર પડતી નથી, અને છતાંય એમનું મરણપ્રમાણ તો બહુ અલ્પ છે !

દરજીઓની પેઠે દાકતરોની ફેશનો પણ પલટાયા કરતી હોય છે. ઓગણીસમી સદીના દાકતરો રક્તપાત પાછળ ગાંડા હતા, વીસમી સદીના દાકતરો રક્તદાન પાછળ પાગલ બન્યા છે.

આપણા દર્દીના કેસમાં લાંબી મંત્રણા

પછી રક્તદાનનો વિચાર પડતો મૂકવામા આવે છે, કારણકે એના "હૃદયની સ્થિતિ' રક્તદાન માટે અનુકૂળ નથી

દર્દીને શ્વાસ ઊપડ્યો છે એટલે ઓક્સિજન સીલીંડર, અને બીજા તિલસ્માતી ઈલાજો માટે હુકમ છૂટે છે

પણ હવે ઘણુ મોડુ થઇ ગયુ છે સતત અત્યાચારોથી તૂટી ગયેલી જીવનશક્તિ ઓક્સિજનથી પગભર થઇ શકતી નથી એક છેવટનો મહાપ્રબળ પ્રયત્ન કરી દર્દીની હારેલી જીવનશક્તિ કાયમને માટે વિરામ પામી જાય છે

બીચારો દર્દી પૈસાદાર હોવાનુ પાપ કરવા માટે કમોતે મરે છે

દાકતરો કહે છે કે "વિજ્ઞાન જે કાઇ કરી શકે તે બધા ઉપાયો અમે તમારા પુત્રની જિદગી બચાવવા માટે કરી ચૂક્યા છીએ '

અને આ રીતે વિજ્ઞાનને નામે થતા મનુષ્યવધની એક અખડ પરપરા ચાલુ રહે છે

પણ આપણે દાકતરોને દોષ દેવો ન જોઈએ એમને માટે તો આપણે એટલુ જ કહી શકીએ કે 'પ્રભુ ! પિતા ! એમને તુ ક્ષમા કરજે પોતે શુ કરી રહ્યા છે એનુ એમને ભાન નથી.' તેઓ બીચારા તેમના દર્દીઓ જેટલા જ રોગ અને આરોગ્યના સાચા સ્વરૂપ વિષે અજ્ઞાન હોય છે કોઈ દાક્તર પોતાના દર્દીને ઇરાદાપૂર્વક મારી નાખતો નથી જે આકળા અને આસુરી ઉપાયોથી તેઓ પોતાના દર્દીઓને હલાલ કરતા હોય છે તેજ ઉપાયોથી વખત આવ્યે પોતાના જ બૈરી-છોકરાને હણી નાખે છે

તેમને તેમના ગુરુઓએ શીખવ્યુ હોય છે કે કુદરત મૂર્ખ છે એને રોગ ઉત્પન્ન કરતા આવડે છે, પણ મટાડતા આવડતો નથી, ઝેર પીવાથી જ માદો માણસ સાજો થાય છે, રસીઓ રોગોને મટાડે છે અને ચીરવુ ને ફાડવુ એ જ મોટામા મોટી ચિકિત્સા છે વળી એમના મગજમા એવુ ભૂસુ ભરવામાં આવ્યુ હોય છે કે માદા માણસે પોતાની તાકાત ટકાવવા માટે ખૂબ જોઈએ સીધી રીતે ન ખાય તો બળાત્કારે ઠાસવુ જોઇએ આગળથી ન લે તો પાછળથી ઠેલવુ જોઇએ ઝાડા ઊલટીથી ખોરાક કાઢી નાખે તો દવાઓથી એના દેહને દપવો જોઇએ

જીવનશક્તિને જ શરીરનો શત્રુ માની લઇને એ એની ઉપર ચોમેરથી જલદ ઝેરો વડે નિરતર પ્રહારો કરે છે એ પ્રહારો વડે જ જ્યારે જીવન ઓલવવા માંડે ત્યારે એ ગભરાય છે, અને બુઝાતા જીવનને પ્રદીપ્ત કરવા માટે એ આઘળો થઈને ઇન્જેક્શનો ઉપર ઇન્જેક્શનો મારે છે

કુદરતી રોગને એ દવારોગથી મટાડવાનો પ્રયત્ન કરે છે, અને સાદા કેસને પોતાની અવળચડી સારવારથી ગૂચવે છે ત્યારપછી પોતે જ બગાડેલા કેસમા જ્યારે પોતાને કશી સમજણ ન પડે ત્યારે એ પોતાનાથી મોટા ગોટાળાબાજને બોલાવે છે એ અનેથ ગૂચવાય ત્યારે એમનાથી પણ મોટા ગોટાળાનિષ્ણાતને આમત્રણ આપે છે અને આ સૌ ગોટાળાશાસ્ત્રીઓ "એકઠા થઇને દર્દી " સાયન્ટિફિક " રીતે સ્મશાન ભેગો થાય એની સપૂર્ણ કાળજી રાખે છે

દર્દીની પહેલેથી છેલ્લે સુધી તેઓ બહુ જ સભાળપૂર્વક સારવાર કરે છે આ પ્રકારના કેસોની જે રીતે સારવાર કરવાનુ તેમને શીખવવામા આવ્યુ હોય છે તેજ રીતે તેઓ સારવાર કરે છે 'સાયન્સ' તરીકે જેના તરફ પૂજ્યભાવથી જોવાને તેઓ ટેવાયા હોય છે તેના આદેશોને તેઓ વફાદારીપૂર્વક માથે ચઢાવે છે 'વિજ્ઞાન'ની વેદી ઉપર પોતાની બુદ્ધિની એમણે કોલેજમા જ કુરબાની કરી દીધી હોય છે દર્દીની જિદગી બચાવવા માટે તેઓ સખ્ત અને આકરી જહેમત ઉઠાવે છે વિષપાનથી માંડીને રક્તદાન સુધીના જેટલા જેટલા અખતરા એમને આવડતા હોય છે તેટલા તેટલા તેઓ અજમાવી છૂટે છે

સરકસના તાલીમ આપીને તૈયાર કરેલા જાનવરોની પેઠે તેમને શીખવેલો ખેલ તેઓ પહેલેથી છેલ્લે સુધી એક પણ ભૂલ વિના બરાબર કરી બતાવે છે

## આરોગ્ય-કંડિકા

**આં**ખો બગડવાના અનેક કારણો હોય છે, તેમા મુખ્ય કરીને કબજિયાત સર્વે રોગનુ મૂળ છે કબજિયાતને દૂર કરવામા આવે તો લોહી શુદ્ધ થાય, પરિણામે આખોને ચોખ્ખુ લોહી મળે અને આંખોનુ તેજ વધે છે

ખોરાકમા પૂરતા પ્રમાણમા ક્ષારો અને પ્રજીવનક (વિટામિન) લેવામા આવે તો શરીર નીરોગી બને છે ઘણી વખત ખામીવાળા ખોરાકને લીધે શરીર-સ્વાસ્થ્ય બગડે છે અને તેની પહેલી ખરાબ અસર આખો ઉપર દેખાય છે આખોમા ઝાખપ, ચશ્માનો વધતો નંબર, આખો વારવાર ઊડી આવવી, વગેરે સત્વહીન ખોરાકને આભારી છે

*આખોની તદુરસ્તી જાળવવા માટે પ્રજીવનક (વિટામિન) 'અ'નુ ખૂબ જ* મહત્વ ગણાય છે સામાન્ય રીતે ગાજર, લીલા વટાણા, તાદળજો, કોબીજ, પાલખ, બટેટા, પાકા ટમેટા, બીટ, લીલી ડુગળી, ડાડીની ભાજી, લેટ્યુસ (સેલેડ), ઘી, દૂધ, માખણ, તાજી છાશ કેળા, કેરી, મોસબી, લીંબુ, સતરા, પોપૈયુ, અનનસ, દ્રાક્ષ વગેરેમા સારા પ્રમાણમા પ્રજીવનક 'અ' મળે છે આખોનુ તેજ વધારવા માટે ઉપર મુજબનો ખોરાક લેવો જોઇએ.

આ ઉપરાત યોગના કેટલાક હળવા આસનો શક્તિ મુજબ કરવા જેથી કબજિયાત મટે છે શીર્ષાસન અને સર્વાંગાસનથી આખોને ચોખ્ખુ લોહી પૂરતા પ્રમાણમા મળે છે નેતી (નાકેથી પાણી ચડાવવુ અને મોમાથી બહાર કાઢવુ) ક્રિયાથી આખોનો પ્રકાશ વધે છે આ બધા પછી આખોની વિવિધ પ્રકારની કસરતો કરવાનુ ભૂલવુ ન જોઈએ આખોની કસરત કર્યા પછી હસ્તાવરણ (પામીંગ) કરવુ આ કસરતોથી આખોના ચશ્માનો નબર ઘટે છે—આખો બળવાન બને છે

ભૂપતરાય મો. દવે

# કુરાનની વાણી

ગતાંક પૃ. ૭૨૩થી ચાલુ

ચૂનીલાલ બારોટ
ભા. વિ.

## [ ૩ ]

## બિસ્મિલ્લા અર્રેહમાન અર્રહીમ

### સદાચાર અને ક્ષમા

(૧૩૪)[1] જેઓ સુખમાં તેમ જ દુઃખમાં (પરાર્થે) ખર્ચ કરે છે,[2] તથા જેઓ પોતાના ગુસ્સાને રોકવાવાળા અને લોકોને દરગુજર કરનારા છે એમને (બીજાઓનું) ભલું કરનારને અલ્લા ચાહે છે. (૧૩૫) અને જેઓ પોતાનાથી થયેલાં બદકામો બદલ અથવા ખુદ પર ગુજારેલા જુલમો બદલ અલ્લાને યાદ કરે છે, અને ખતાની માફી માગે છે, અને જાણીજોઈને દુષ્કર્મોમાં દટાઈ રહેતા નથી એમને અલ્લા માફી બક્ષે છે. અલ્લાથી બડો માફી આપવાવાળો બીજો કોણ છે ? (૧૩૬) પરવરદિગાર એમને માફી બક્ષે છે (એટલું જ નહિ) જેમાં થઇને સરિતાઓ સરે છે એવા બાગબગીચાઓની એનાયત કરે છે. પ્રયત્નવાન સારામાં સારું વળતર પામે છે.

### વીરોનો વારસો

(૧૪૪) મુહમ્મદ માત્ર રસૂલ છે, એથી વિશેષ કશું નથી. એની પૂર્વે રસૂલો આવ્યા છે ને ગયા છે,[3] એટલે જો એનું અવસાન થાય અથવા એ કામ આવે તો શું તમે પીઠ બતાવશો ? જેઓ એમ કરશે એ કોઈ પણ પ્રકારે અલ્લાને સહેજ પણ નુકસાન પહોંચાડી શકવાના નથી. જેઓ અહેસાનને યાદ રાખનારા છે એમને અલ્લા બદલો આપશે. ( ૧૪૫ ) અલ્લાની રજા વિના કોઇ મરતું નથી, જિંદગીની હદ મુકરર છે. જેમને આ દુનિયાનો ફાયદો જોઈએ છે એમને અમે એ આપીશું, અને જેમને આખેરતનો ફાયદો જોઇએ છે એમને અમે એ આપીશું શુક્ર ગુજારનારને અમે બદલો આપીશું (જ). (૧૪૬) જેમની જોડે ખુદાના અનેકાનેક બંદા હતા એવા કેટકેટલા નબીઓને લડાઈઓ લડવી પડી છે. અલ્લાના રાહમાં ઝૂઝતાં એમના પર જે આવી પડયું એથી એઓ (કદી) હિંમત હાર્યાં નથી, કે નબળા પડયા નથી, કે નથી એમણે દાંતે તરણાં લીધાં. અલ્લા તો ધીરાનો ચાહનારો છે. (૧૪૭) એમણે માત્ર એ જ કહ્યું છે કે 'હે અમારા પરવરદિગાર ! અમારી કસુરો દરગુજર કરો, અને અમારા કામમાં અમારાથી થઈ ગયેલી જાસ્તીઓની[4] અમને માફી આપો. અમારા કદમ મજબૂત કરો અને કાફિરો સામે અમને મદદ કરો. (૧૪૮) એટલે અલ્લાએ એમને આ દુનિયાનો ફાયદો તેમ જ આખેરતનો (એથી પણ) બહેતર એવો ફાયદો—બંને ફાયદા આપ્યા છે. જેઓ ( બીજાઓનું ) કલ્યાણ કરનારા છે એમને અલ્લા ચાહે છે.

### અલ્લા જ સાચો મદદગાર

(૧૬૦) જો અલ્લા તમારી મદદમાં ઊભો રહે તો તમને હરાવનાર કોઇ નથી. અને એ જો તમને છોડી ગયો તો પછી એવો કોણ છે કે જે તમારી વહાર કરી શકે ? મોમિનોએ અલ્લા ઉપર (જ) યાકીન રાખવું જોઈએ.

## [ ૪ ]

## બિસ્મિલ્લા અર્રેહમાન અર્રહીમ

### અનાથોની સેવા

(૧) અય પ્રજાજનો ! તમારા ખુદા પ્રત્યે (ની તમારી ફરજ વિષે) સાવધાન રહો. એક જ પ્રાણીમાંથી એણે તમને અને તમારી જોડીને પેદા કરી છે અને એ બેમાંથી અનેક આદમીઓ અને ઓરતોનો વિસ્તાર કર્યો છે. જેના નામથી તમે એકબીજા પાસેથી (તમારા હક) માગો છો એ અલ્લા પ્રત્યે(ની) અને સગાઇ-સંબંધની ગ્રંથિઓ[1] પ્રત્યે(ની તમારી ફરજ વિષે) સાવધાન રહો. બેશક અલ્લા તમારા પર નજર રાખી રહ્યો છે. (૨) યતીમોને એમની મિલકત આપી દેજો, અને (એમની) સારી (વસ્તુઓ)ને સ્થાને ખરાબ ઓઠવી દેશો મા. એમની મિલકત વાપરી ખાઇને તમારી મિલકત વધારવા જશો મા. ખચીત એમ કરવું એ મોટો ગુનો છે. (૩) તમને જો એમ લાગે કે હું યતીમો તરફ અદલો-ઇન્સાફથી વર્તી નહિ શકું તો સારી જણાય એવી ઓરતો જોડે નેકા પઢી લેજો—બે જોડે, ત્રણ જોડે કે (બહુ બહુ તો) ચાર જોડે. પણ તમને જો લાગે કે એમ કરવાથી એમની (એ ઓરતોની) જોડે અદલો-ઈન્સાફથી (સમાન) વર્તન નહિ ચલાવી શકું તો માત્ર એક જ જોડે, અથવા જમણા હાથ કબજામાં હોય[2] એમની જોડે જ (નેકા પઢો) એ

---

૧. મૌ. મહમદઅલીના લખવા મુજબ આ સુરાની આયતોનો ક્રમાંક અહીં આપ્યો છે એના કરતાં એક ઓછો હોવો જોઈએ. પણ પાઠકોની સરળતા ખાતર બહુમતીને અનુસરવાનું અહીં ઉચિત માન્યું છે.

૨. દાનધર્મ ચૂકતા નથી.

૩. હજરત મુહમ્મદ સાહેબનો દેહ પડયો ત્યારે આ આયત યાદ કરી બતાવીને હજરત અબુબકે ત્યાં ટોળે વળેલા અનુયાયીઓના ઝનૂનને શાંત કર્યું હતું, અને લોકો પર ચમત્કારિક અસર કરી હતી. કારણ એમના આગમન પૂર્વે હજરત ઉમરે તો એટલે સુધી ધમકી આપી હતી કે જે કોઈ એમ કહેશે કે 'મુહમ્મદ સાહેબ ગુજરી ગયા છે એમનું ડોકું હું ધડથી જુદું કરી નાખીશ.

૪ મર્યાદાભંગ. મિ. પિકથોલમાં ' એળે ગયેલા પ્રયત્નો' એવો પાઠ છે.

૧. પાઠાંતર : ગર્ભાશયો. આ પ્રમાણે જનેતા પ્રત્યેની ફરજો વિષે સાવધાન રહો એવો અર્થ થાય. સરખાવો : **मातृदेवो भव**.

' સગાંવહાલાંને જે તરછોડે છે એને ખુદા (પણ) તરછોડી દે છે ' એવી એક હદીસ પણ છે.

૨. કેદી કે ગુલામ. 'જમણા હાથના કબજામાં હોય ?' એ શબ્દપ્રયોગ હમેશાં લડાઈમાં પકડાયેલા માણસો અને ગુલામો

ખબરદાર છે જેથી તમે નેકીનો રાહ ન ચૂકો³ (૪) સ્ત્રીઓને એમના પઇઆ એવી બક્ષિસ સમજીને આપો કે જેના પર એમનો હક લાબદલ છે પણ જો એઓ પોતે જ એમાનો કોઇ ભાગ (રાજીખુશીથી) તમને આપી દે તો એનો મોજથી ઉપભોગ કરો ને એના સુફળના ભાગી થાઓ (૫) બીજુ, જે મિલકત અલ્લાએ તમને તમારા (કબજાના અનાથોના) ભરણપોષણના સાધન તરીકે આપી છે તે દુર્બળ બુદ્ધિશક્તિવાળાને ન આપી દેશો એના (નફામાથી) એવાઓને ખોરાકીપોશાકી આપો અને એમને બે સારા બોલ કહો (૬) વળી, અનાથો ઉમરલાયક થાય ત્યા સુધીમા એમની પરીક્ષા કરી લો એમની બુદ્ધિ જો તમને પરિપક્વ થયેલી જણાય તો એમની મિલકત એમને સુપરત કરી દો અને એઓ ઉમરલાયક થાય ત્યા સુધીમા એમની મિલકત ઉડાવી ખાવાની યા ઉડાઉપણે ખરચી નાખવાની ઉતાવળમા ન રહેશો તમે જો દોલતમદ હો તો વહીવટખર્ચ બિલકુલ લેશો જ નહિ, પણ જો ગરીબ હો તો યોગ્ય હોય તે (ભલે) લો પછી જ્યારે એમને એમની મિલકત સોપી દો ત્યારે એમની હાજરીમા શાહેદો રાખીને સોપજો અલ્લા તમારો સારામા સારો હિસાબ લેનારો છે

### વારસાહકનો કાયદો.

(૭) માબાપ અને નજીકના સગા જે માલમિલકત મૂકતા જાય એમા પુરુષોનો ભાગ છે, અને માબાપ અને નજીકના સગા જે માલમિલકત મૂકતા જાય એમા સ્ત્રીઓનો (પણ) ભાગ છે પછી એ માલમિલકત થોડી હોય કે વધારે હોય એમનો મુકરર હિસ્સો એમને મળવો (જ) જોઈએ⁴ (૮) અને ભાગ પાડતી વખતે જે સગાસાગવાં, ગરીબગુરબા અને અનાથ યતીમ હાજર હોય એમને એમાથી (કાઈ ને કાઇ) આપજો, અને એમને બે માયાળુ બોલ (પણ) કહેજો

(૧૧) (હવે) તમારી ઓલાદને આપવાના વારસા બાબત બે દીકરીઓના જેટલો એક દીકરાનો હિસ્સો હોવો જોઈએ, પણ જો બે કરતા વધારે દીકરીઓ હોય તો મરનાર મૂકી ગયેલ હોય એનો ૨/૩ ભાગ દીકરીઓને આપવો, અને જો એક જ (દીકરી) હોય તો અર્ધોઅર્ધ આપવો મરનારને જો બાળક હોય તો મરનારના માબાપને દરેકને મૂકેલી મિલકતમાથી ૧/૬ અને નિર્વંશ હોય ને માબાપ જ વારસદાર હોય તો એની માને ૧/૩ હિસ્સો મળવો જોઈએ પણ જો મરનારને ભાઈઓ હોય તો એની માને ૧/૬ હિસ્સો મળવો જોઈએ આ બધુ કરતા પહેલા મરનાર જેને જેને જે જે આપવાનુ કહી ગયેલ હોય, અગર તો જે કરજ મૂકી ગયેલ હોય એ તો આપી જ દેવુ જોઈએ તમારા માબાપ કે તમારા બાળકો, તમારે માટે ઉપયોગિતાની દૃષ્ટિએ કોણ વધારે નજીકના છે એ તમે જાણતા નથી આ વાનુ આ ફરમાન છે (અને) લાશક અલ્લા (બધુ) જાણવાવાળો અને સમજવાવાળો છે (૧૨) તમારી ઓરતો પૈકી જેને ઓલાદ ન હોય તે મૂકી જાય એમાથી વસિયત મુજબ અપાઈ ગયા પછી, અથવા કરજ હોય તો તે ચુકાયા પછી બાકી રહે તેના અર્ધા ભાગના તમે હકદાર છો પણ જો એઓ ઓલાદ મૂકીને ગુજરી જાય તો તમારો હક ¼નો છે તમે જો લાવારિસ હો તો તમારી વસિયત મુજબ અપાઈ ચૂક્યા પછી અને કરજ હોય તે ચુકાયા પછી જે બાકી રહે તેનો ¼ એમને તમારી ઓરતોને ભાગે જવો જોઈએ પણ જો તમારી પાછળ ઓલાદ હોય તો એમને (ઓરતોને) ⅛, અને જો એમ બને કે કોઇ ઈસમની (મર્દ યા ઓરતની) પાછળ ન હોય માબાપ કે ન હોય સતાન, માત્ર એનો ભાઇ કે બહેન હોય, તો વસિયત મુજબ અપાઇ ગયા પછી અને દેવુ હોય તો એ ચૂકતે કર્યા પછી જે બાકી રહે એમાથી એઓ પૈકી દરેકને ૧/૬ અને વધારે (ભાઈબહેન) હોય તો બધા વચ્ચે ૧/૩ એમ ભાગ પાડવા અલ્લાનુ આ ફરમાન છે અલ્લા (બધુ) જાણવાવાળો અને માફીનો આપવાવાળો છે

### દુરાચારીને દંડ

(૧૫) તમારા ઘરની ઓરતોમાથી જેના પર બેહયાઇનો આરોપ આવે તેમની સામે તમારામાથી કોઇ ચાર ઇસમની શાહેદી પડે ને અલ્લા એમને માટે વચ્ચે જ કાઈ રસ્તો ન કાઢે તો એમને જિદગીભર ઘરની બહાર ન જવા દેશો (૧૬) અને તમારામાથી જે બે જણ (મરદ અને ઓરત) બેહયાઇના ગુનેગાર હોય એમને કોઈ હળવી સજા કરવી પછી જો એઓ તોબા કરે અને સુધરે તો એમને જતા કરવા લાશક અલ્લા વારવાર ક્ષમા કરવાવાળો અને દયાળુ છે (૧૭) તોબા યાને પશ્ચાતાપ ફક્ત એમને માટે જ છે કે જેઓ અજ્ઞાનને કારણે ખોટુ કરી બેસે છે, પણ પછી જલદી અલ્લા તરફ વળનાર છે અલ્લા આવાઓ ઉપર જ રહેમ કરે છે અલ્લા હમેશા જાણવાવાળો અને સમજદાર છે (૧૮) જેઓ ખોટુ કર્યા જ કરે છે અને મોત આવે ત્યારે કહે છે કે 'બેશક હવે હુ તોબા કરુ છુ' એમને માટે, અથવા જિદગીભરના કાફરો માટે તોબાનો કાઇ અર્થ જ નથી એમને માટે તો અમે દર્દનાક સજા તૈયાર કરી રાખી છે (૧૯) અય મોમિનો! તમે ઓરતોનો એમની મરજી વિરુદ્ધ⁵ વારસામા કબજો લો એ તમારે માટે કાયદેસર નથી વળી એમને તમે જે બક્ષિસ આપી હોય તેમા ભાગ પડાવવા માટે એમની કનડગત કરશો

---

માટે જ કુરાનમા આવે છે આવી ઓરતોનુ ખર્ચ બહુ ઓછુ રહેતુ

³ નેકીનો રાહ ન ચુકાય એ માટે અને પોતાને આશરે પડેલા અનાથો પ્રત્યે ગેરઇન્સાફનુ કોઈ વર્તન ન થાય એ માટે, નહિ કે મોજશોખ માટે, ચાર સુધી બૈરા કરવાની અહીં છૂટ આપવામા આવી છે, અને એમા પણ વળી એક મર્યાદા મૂકી છે કે ગુજરેલા બધા બૈરા જોડે ઇન્સાફથી વર્તી શકાશે એમ લાગે તો જ

⁴ આની પૂર્વે આરબોમા સ્ત્રીઓને કે બાળકોને વારસામા ઈ પણ હક નહોતો યદ્ધમા જઈ શકે એ-પુરુષ-જ હકદાર તો

⁵ ઇસ્લામના આગમન પહેલા આરબોમા કેવા કેવા દુરાચારો હતા એ તો આ અને હવે પછીની નિષેધાત્મક આયતો પરથી જણાય છે આરબો ઓરતોને મિલકત ગણતા તે એટલે સુધી કે બાપની બૈરીઓ પણ દીકરાને વારસામા મળતી જ્યા આવુ હોય ત્યા કાસ'ર્સિઓનુ નો પૂછવુ જ શુ?

આ!–સિવાય કે જ્યારે એઓ દેખીતી બેહયાઈ કરે. એમની સાથે માયાળુતાથી વર્તો. તમે એમને નાપસંદ કરતા હો તો એમ બની શકે કે જેમાં અલ્લાએ (તમારે માટે) પુષ્કળ ભલું ભર્યું છે એને (જ) તમે નાપસંદ કરો છો. (૨૦) બીજું, તમારે એકને બદલે બીજી કરવી હોય અને તમે એમાંની એકને સોનાનો ઢગ આપી દીધો હોય તો (પણ) આપેલામાંથી કશું પાછું ન લેશો. (એની) નિંદા કરીને અને એને દેખીતો અન્યાય કરીને શું તમારે આપેલું પાછું લેવું છે ? (૨૧) એક વાર એને કાયમનો કરાર કરી દીધો અને એના સાથે બીબી તરીકે સંબંધ કર્યો પછી તમે એ શી રીતે લઈ શકો ?

### નિકાહ

(૨૨) તમારા બાપ જેની જોડે નિકાહ કરી ચૂક્યા હોય એવી ઓરતો જોડે નિકાહ ન કરો. અત્યાર પહેલાં જે થઈ ચૂક્યું તે થઈ ચૂક્યું. લાશક એ બેહયાઈનું કામ છે અને ધિક્કારવા જેવું છે અને દુરાચાર છે.

તમારી માતાઓ, દીકરીઓ અને બહેનો, ફોઇઓ અને માસીઓ, ભાઇની દીકરીઓ અને બહેનની દીકરીઓ, ધાવમાતાઓ અને એમની દીકરીઓ અથવા દૂધબહેનો, સાસુઓ, તમારી વાલીપણામાં હોય એવી આંગળિયાત દીકરીઓ, તમે જેમનો સંગ કરી ચૂક્યા હો એવી ઓરતની દીકરીઓ, (સંગ કર્યા પૂર્વે જ જેમને તલાક આપવામાં આવી હોય એવી બૈરીની આંગળિયાત દીકરી જોડે નેકાની છૂટ છે) અને તમારા પોતાના પુત્રની ઓરતો એટલી ઓરતો નેકાની બાબતમાં તમારે માટે હરામ ફરમાવવામાં આવી છે. બીજું (કોઈ પણ) બે બહેનો જોડે એકી સાથે નેકા કરવા એ પણ હરામ છે—સિવાય કે ભૂતકાળમાં એવું ક્યારનુ કરી ચૂક્યા હો. બેશક અલ્લા માફ કરવાવાળો અને દયાળુ છે. (૨૪) તમારા જમણા હાથના કબજાની હોય એ સિવાયની બધી પરણેલી ઓરતો તમારે માટે હરામ છે. અલ્લાનું આવું ફરમાન છે. આ સિવાયની કોઈ પણ ઓરત તમારે માટે કાયદેસર છે—એ શરતે કે તમે એને તમારી મિલકત મારફત ખોળો અને એમની જોડે નેકા કરો, અને નહિ કે જનાકારી. બીજું, જેમની જોડે નેકા કરવાથી તમે લાભો એમની જોડે એમને મુકરર કરેલું (પલ્લું) આપ્યા પછી ને પરસ્પર રાજીખુશીથી તમે જે કાંઇ કરો તેમાં તમને કાંઇ દોષ નથી. બેશક અલ્લા જાણવાવાળો અને સમજદાર છે. (૨૫) તમારામાંના જેમની પાસે આઝાદ મોમિન ઓરતો જોડે નેકા પઢવા જેટલી સાધનસમૃદ્ધિ ન હોય તેઓ તમારા જમણા હાથમા હોય એવી મોમિન કુમારિકાઓમાંથી પરણેતર પસંદ કરી શકો. અલ્લા તમારા આકીનને સારામાં સારી રીતે ઓળખે છે. તમે એક-બીજામાંથી (ઉત્પન્ન થયેલા) છો, એટલે કોઇ પણ પાકદામન ઓરતો જોડે એમના માલિકની પરવાનગી લઈને નેકા કરો. અને એમને પલ્લું (પણ) આપો. શાદી કર્યા બાદ એઓ જો કોઇ બેહયાઈ યા દુરાચાર કરે તો આઝાદ ઓરતોને કરવામાં આવતી સજાથી અર્ધી સજા એમને કરવી. તમારામાંના જેમને બદકામનો ડર છે એમને માટે આ (ફરમાવેલું) છે. તમે આ પરહેજી પાળો એ તમારે માટે સારું છે. અલ્લા માફ કરવાવાળો ને દયાળુ છે.

—અપૂર્ણ

# અર્થશાસ્ત્રની પરિભાષા

શ્રી. વિઠ્ઠલદાસ કોઠારી

## Tax (ચાલુ)

સરકારના કોઈ કામને લીધે મિલકતને ફાયદો મળતો હોય, તે મિલકતવાળા પાસેથી તેને થયેલા ફાયદાના પ્રમાણમાં વધારે વેરો લેવામાં આવે તેને **'સુધારણા-વેરો'** (Betterment Tax) કહે છે

જેના ઉપર કર નાખવાનો હોય તેની ગણતરી કે માપણી વગેરે કરીને કરનું ધોરણ નક્કી કરવું તેને **'કરની આંકણી કે આકારણી'** (Assessment) કહે છે. દા. ત. જમીન ઉપર કર નાખવા માટે જમીનની માપણી વગેરે કરીને. મહેસૂલની આકારણી કરવામાં આવે તે.

કર નાખવાથી થતી અસરને **'કરસંપાત'** (Incidence) અને કરનો બોજો જેના ઉપર પડતો હોય તે બોજો બીજા કોઈ ઉપર ખસેડવો તેને **'કરસંપાતની બદલી'** (Shifting of the Incidence) કહે છે. દા. ત. સિનેમા ઉપર કર નાખવાથી જે અસર થાય તેને 'કરસંપાત' અને તે કરનો બોજો માલિકો ઉપરથી ઘરાકો ઉપર કે ઘરાકો ઉપરથી માલિકો ઉપર ખસેડવામાં આવે તેને 'કરસંપાતની બદલી' કહેવાય.

કરની રકમ સાંથ, નફો વગેરે જે જાતની આવકમાંથી ખરી રીતે આવતી હોય તેને **'કરનું મૂળ'** (Source), કરનો બોજો ખરી રીતે જેના ઉપર પડતો હોય તેને **'કર વહનાર'** (Subject), અને કર જે વસ્તુ ઉપર નાખવામાં આવે તેને **'કરનું પાત્ર'** (Object) કહેવાય. દા. ત. દારૂ ઉપર કર નાખવામાં આવે તો દારૂ એ 'કરનું પાત્ર', કરનો બોજો સહન કરનાર માલિકો કે ઘરાકો એ 'કર વહનાર', અને એ કર જે જાતની આવકમાંથી વસૂલ થતો હોય તેને 'કરનું મૂળ' કહેવાય.

કર ઉઘરાવવાનું કોઈને ઊધડું સોંપી દેવામાં આવે તેને 'કરનો કે **વસૂલાતનો ઇજારો**' (Farming) કહેવાય.

## Trade Unions કામદાર સંઘો

કામ અને પગાર વગેરે સંબંધી ધંધાને લગતી બાબતો સુધારવાના હેતુથી કોઈ ધંધાના કામદારો કે ધંધાદારીઓ મંડળ ઊભું કરે તેને 'કામદાર સંઘ, મજૂર મહાજન, કે અમુક ધંધાદારી મંડળ કે **મહાજન**' કહેવામાં આવે છે.

**Trust ટ્રસ્ટ**

એક જાતના ઘણા ઉદ્યોગોનું એકીકરણ (Integration, Combination) કરીને મોટું ઔદ્યોગિક કે વેપારી મંડળ ઊભું કરવામાં આવે તેને અમેરિકામાં 'ટ્રસ્ટ' કહે છે. જર્મનીમાં આવાં મહામંડળોને 'કાર્ટેલ' કહે છે. ઉદ્યોગોનું આવું એકીકરણ બે જાતનું હોય છે. (૧) સમયોગી (Horizontal), (૨) સળંગયોગી (Vertical). દા. ત. કાપડની ઘણી મિલોનું એકીકરણ થાય તે સમોદ્યોગી એકીકરણ કહેવાય અને તે ઉદ્યોગની આગળ-પાછળ જોડાયેલા સર્વે સહવર્તી ઉદ્યોગો (જેવા) કે જિનો વગેરેનું એકીકરણ થાય તે સળંગયોગી એકીકરણ કહેવાય.

આ રીતે ઉદ્યોગોનું એકીકરણ કરીને યંત્રોનો ઉપયોગ વધારવો અને થોડા મજૂરો પાસેથી વધારે કામ લેવાની વ્યવસ્થા કરવી તેને 'યંત્રીકરણ' (Rationalisation) કહેવાય.

**Unemployment બેકારી**

ઉદ્યોગોની મંદીને લીધે કે એવા કોઈ કારણથી અમુક પ્રકારના કામ કરનારાઓની સંખ્યા જરૂર કરતાં વધારે થઈ જવાથી, જ્યારે માણસોને પોતાના ચાલુ ધોરણે કમાવા માટે અનુકૂળ કામ ન મળે તેને 'બેકારી' કહે છે. અને ચાલુ કામ કરતાં છતાં તેમાં પૂરતું કામ ન મળતું હોય અગર અમુક અમુક વખત છૂટક છૂટક કામ વગરના બેસી રહેવું પડતું હોય તેને 'અર્ધ-બેકારી' (Semi-unemployment) કહે છે.

**Utility ઉપયોગિતા**

વસ્તુની, માનવી જરૂરિયાતોને પૂરી પાડવાની શક્તિને 'ઉપયોગિતા' કહે છે. વસ્તુની વપરાશના પ્રમાણમાં ઉપયોગિતા વધતી હોય એને 'વધતી ઉપયોગિતા' (Increasing Utility) અને ઘટતી હોય તેને 'ઊતરતી ઉપયોગિતા' (Diminishing Utility) કહે છે. જેમકે કેરીના વધારે વપરાશથી ઉપયોગિતા વધે અથવા ઘટે તે

પાણી અને હવા જેવા કુદરતી ધનની ઉપયોગિતાને 'મફત કે અમૂલક ઉપયોગિતા' (Gratuitous) કહેવાય.

વસ્તુની ખરી ઉપયોગિતા (Effective Utility–મામ અને છતને ધોરણે જે ઉપયોગિતા થાય તે) અને વાપરનારનો સંતોષવિશેષ (Consumer's Surplus-સામાજિક અનુકૂળતાને લીધે કિંમતના પ્રમાણમાં વાપરનારને જે વધારાની ઉપયોગિતા મળે તે) મળીને કુલ ઉપયોગિતા (Total Utility) થાય છે.

વસ્તુની જે કિંમત કરતાં વધુ કિંમત આપતાં ખરીદનારનું મન અચકાતું હોય, એટલે કે જે કિંમત કરતાં વધુ કિંમત આપવા ખરીદનાર તૈયાર ન હોય, તેને તે ખરીદનાર પરત્વે તે વસ્તુની 'અંતિમ કે સીમાન્ત ઉપયોગિતા' (Marginal or Final Utility) કહેવાય. ખરીદનાર સમૂહમાંથી સીમાન્ત ખરીદનારની સીમાન્ત ઉપયોગિતા બરાબર બજાર કિંમત ગોઠવાય. દા. ત કોઈ જગ્યાએ જવા માટે ગાડીવાળાને આઠ આનાથી વધારે રકમ આપતાં મન અચકાતું હોય અને આઠ આનાથી વધારે તો ન જ અપાય એમ મનમાં થતું હોય તો આઠ આના એ તે વખતના ગાડીના ઉપયોગની 'અંતિમ અગર સીમાન્ત ઉપયોગિતા' (Final or Marginal Utility) કહેવાય.

**Value મૂલ્ય**

વસ્તુનો ઉપયોગ અને તેને પેદા કરવામાં પડતી મહેનત ઉપરથી, બીજી વસ્તુઓની સાથે તેનો જે ધોરણે અદલોબદલો થઈ શકે તેને તેનું 'મૂલ્ય' કહેવાય એટલે મૂલ્ય એ તે વસ્તુનું બીજી વસ્તુ સાથેનું અદલાબદલીનું પ્રમાણ છે.

વસ્તુ પાછળ થયેલા ખર્ચ મુજબ તેનું જે મૂલ્ય થાય તેને 'ખરું મૂલ્ય' (Real Value) કહેવાય. કોઈ કારણસર આ મૂલ્ય કરતાં વધારે મૂલ્ય અંકાય એને 'નામનું મૂલ્ય' (Nominal Value) અને તેનું સામાન્ય રીતે જે મૂલ્ય થતું હોય તેને 'સામાન્ય મૂલ્ય' (Normal Value) કહેવાય.

વસ્તુ પેદા કરવામાં થતા ખર્ચ ઉપરથી જે મૂલ્ય નક્કી કરવામાં આવે તેને 'વિનિમયાપેક્ષી મૂલ્ય' (Objective Value), વસ્તુના ઉપયોગ ઉપરથી જે મૂલ્ય નક્કી કરવામાં આવે તેને 'ઉપયોગાપેક્ષી મૂલ્ય' (Subjective Value) અને વસ્તુ પેદા કરવા માટે જરૂરી સામાજિક મહેનત ઉપરથી જે મૂલ્ય નક્કી કરવામાં આવે તેને 'શ્રમમૂલક મૂલ્ય' (Labour-Cost Value) કહેવાય. માર્ક્સવાદીઓ એમ માને છે કે બધી સંપત્તિ માનવી મહેનતનું જ પરિણામ છે; કારણ જમીન કુદરતી છે; તેની ખરીદમાં અને ઉદ્યોગમાં રોકાતી મૂડી એ તો કામદારોને ચૂસીને મૂડીદારોએ ભેગી કરેલી હોય છે. એટલે કે મૂડી એ તો ભૂતકાળના શ્રમનું પરિણામ છે કે જેના ઉપર, મૂડીદારો પ્રમાણમાં ઘણો ઓછો શ્રમ કરીને, મોજશોખ ભોગવે છે અને કામદારોને ચૂસવાની પરંપરા ચલાવે છે. આ રીતે કોઈ પણ વસ્તુનું મૂલ્ય 'શ્રમમૂલક' છે અને મહેનત કરનારા જ વસ્તુની

પેદાશમાંથી થતી આવકના ખરા હકદાર છે એમ તેમનું કહેવું છે. આ કથનમાંથી ફલિત એ થાય છે કે ઉત્પન્નની બધી આવક કામદારોને ન આપતાં, તેમને થોડી નિભાવ પૂરતી રકમ આપીને, બાકીની જે રકમ મૂડીદારો પોતાના ખિસ્સામાં મૂકે છે તે 'મૂલ્યનો વધારો' (Surplus Value) કહેવાય. આનો અર્થ એ થયો કે, કામદાર આઠ કે નવ કલાક કામ કરે છે ત્યારે તેના નિભાવ-ખર્ચ માટે એટલી મહેનતની જરૂર ન પડે. તેને ઓછા કલાકની મજૂરી ચૂકવીને બાકીનું વધારાના કલ કનું ઉત્પન્ન મૂડીદારો લે છે. એ રીતે જે કામ માટે કામદારને બદલો ન મળે તે 'મૂલ્યનો વધારો' મૂડીદાર લઈ લે છે એવી ઉપરના વિચારની કલ્પના છે.

### Wants જરૂરિયાતો

માણસને જે વસ્તુઓની જરૂર લાગતી હોય તેને 'જરૂરિયાતો' કહે છે. શરીર અને મનની શક્તિઓને સારી રીતે ટકાવી રાખવા જે વસ્તુઓની જરૂર લાગતી હોય તેને 'આવશ્યક જરૂરિયાતો' (Necessaries), સગવડ કે આરામની ખાતર જે વસ્તુઓની જરૂર લાગતી હોય તેને 'આરામી જરૂરિયાતો' (Comforts), સમાજના રિવાજોને અનુસરી જે વસ્તુઓની જરૂર લાગતી હોય તેને 'રિવાજી જરૂરિયાતો' (Conventional necessaries), અને જે ઉપરના ત્રણે વિભાગોમાં ન આવી શકે પરંતુ શોખની ખાતર જે વસ્તુઓનો ઉપયોગ થતો હોય તેને 'શોખની જરૂરિયાતો' (Luxuries) કહેવાય. દા. ત. ખોરાક, કપડાં અને રહેવા માટે ઘર એ આવશ્યક જરૂરિયાત કહેવાય. ગાદી-તકિયા એ આરામી જરૂરિયાત, કોલર-ટાઈ એ રિવાજી જરૂરિયાત અને ટોપી પરનાં પીછાં અથવા ફરવા માટેની મોટર એ શોખની જરૂરિયાત કહેવાય.

જે જરૂરિયાતો એકબીજા ઉપર આધાર રાખતી હોય તેને 'સાપેક્ષ જરૂરિયાતો' કહી શકાય. દા. ત. ટેબલ-ખુરશી, પ્યાલા-રકાબી.

જરૂરિયાતોનું પ્રમાણ દરેક સમાજમાં એકસરખું હોતું નથી અને તે સમયાનુસાર બદલાયા કરે છે. એ રીતે, અમુક વખતે કોઈ એક સમાજમાં જરૂરિયાતોનું જે ધોરણ સામાન્ય રીતે પ્રચલિત હોય તેને 'જીવનનું ધોરણ' (Standard of Living) કહે છે.

### Wages મહેનતાણું

કામદારોને તેમની મહેનતના બદલામાં જે રકમ આપવામાં આવે છે તેને 'મજૂરી' અથવા 'મહેનતાણું' અગર 'પગાર' કહે છે.

કામદારના નિર્વાહ માટે જેટલી રકમ જરૂરી હોય તેટલી રકમ તેને આપવામાં આવે તો તે 'નિર્વાહપૂરતું મહેનતાણું' (Living Wages) કહેવાય. આની ઓછામાં ઓછી મહેનતાણાની રકમ ઠરાવી હોય તો તેને 'અલ્પતમ મહેનતાણું' (Minimum wages) કહેવાય. આવી હદ ઘણી વખત કાયદાથી નક્કી કરવામાં આવે છે અને તે નિર્વાહપૂરતું, ઓછામાં ઓછું, નક્કી કરવાના ઈરાદાથી ઠરાવવામાં આવે છે. પરંતુ તે હદ નિર્વાહપૂરતી રકમથી વધતી-ઓછી હોઈ શકે છે.

કેટલીક વખત અમુક ટોપલીઓ ભરવાના અમુક પૈસા એ પ્રમાણે મહેનતાણું આપવામાં આવે છે અને કેટલીક વખત ટોપલીઓની જે કિંમત ઊપજે તે પ્રમાણે ઓછું-વત્તું મહેનતાણું આપવામાં આવે છે. પહેલા પ્રકારને 'કામાનુસાર મહેનતાણું' (Piece wages) અને બીજા પ્રકારને 'ક્રમિક મહેનતાણું' (Sliding scale of wages) કહેવાય.

### Wealth સંપત્તિ

જેને મેળવવા માટે કંઈ પ્રયાસ કરવો પડે, જેનો વિનિમય થઈ શકે, અને જે માણસને ઉપયોગી હોય તેવા પદાર્થોને અર્થશાસ્ત્રમાં 'સંપત્તિ' કહે છે. પ્રજા પાસે આવી જેટલી સંપત્તિ હોય તેને 'રાષ્ટ્રીય સંપત્તિ' (National wealth) કહે છે.

દર વરસે પ્રજાની એકંદર મહેનતથી આવી જે સંપતિ પેદા થાય તેને 'રાષ્ટ્રીય આવક' (National Dividend) કહે છે. આ આવકમાંથી પ્રજાશરીરનો નિર્વાહ ચાલે છે. તે આવક જેટલી વધારે અને તેની વહેંચણી જેટલી સમાન તેટલી પ્રજાની સ્થિતિ સારી ગણાય.

[ ઉપર મુજબ આશરે ત્રણસો જેટલા અર્થશાસ્ત્રના સામાન્ય શબ્દોની પરિભાષા પૂરી થાય છે. આશા છે કે અભ્યાસીઓ તે પર પોતાનાં સૂચનો 'ગૂ. વિદ્યાપીઠ, અમદાવાદ-૯' એ સરનામે મોકલાવી આપશે. બીજા કોઇ સ્વતંત્ર શબ્દો યોજ્યા હોય અને તે સ્વીકારવા જેવા હોય, અગર તો સામાન્ય પરિભાષાની દૃષ્ટિએ આમાં ઉમેરી લેવા જેવા હોય તે લખી જણાવવા ખાસ વિનંતિ છે.

આ પરિભાષા ઑક્ટોબર ૧૯૪૪થી શરૂ કરીને (ડિસેંબર ખાલી) છ હપતાથી આપવામાં આવી છે. બધા શબ્દોની કક્કાવારી ગોઠવણીનું કામ હવે અહીં ન કરતાં ઉત્સાહી વાચક ઉપર છોડવું જોઇએ, અગર છાપવાનું બને તો, તેની રાહ જોવાનું કહેવું જોઈએ.]

# અલા બલા

## ગુજરાત યુનિવર્સિટી

લેખક
સવાઈ જ્યોતીન્દ્ર

આમ તો મુબાઇ અને અમદાવાદ વચ્ચે ૨૬૬ અતર ત્રણસો એક માઈલનુ, પણ મેઘાણીની બાનીમા કહીએ તો બે નદીયુ વીફરે, અને મેઘલો હોકારો બોલાવી દીએ, અને રેલ-ભરતીની રમઝટ બોલી જાય, અને ચારે મેર બાઇ પાણી જ પાણી-જળ બબાકાર, અને પછી ઉપરથી પ્રલયના વાયરા વછૂટતા હોય અને વીજળીઓ આભલામા સતાકૂકડી રમતી હોય-ટૂકમા, ગુજરાતભરમા રેલ આવી હોય—એટલે કે નદીઓ તોફાને ચઢી હોય તો તમે મુબાઇથી અમદાવાદ કે અમદાવાદથી મુબાઇ આવી નથ શકતા

નર્મદા-તાપી તો હવે ટાઢી થઇ ગઇ છે, અને બહારવટુ રડાયુ, એટલે કે બાબર દેવા મરાણો, તે દીથી મહીસાગર પણ ટાઢી થઇ ગઈ છે પણ નાની નદીઓમા ઠીક ઠીકનુ જોર છે ભવા આણીગમ ઢાઢર અને આણીકોર મીંઢોળા, પેલી અંબિકા અને ઔરગા, અને કીમ-સાયણની અનામી નાનકી જો હેલે ચઢી છે તો રેન પાટા તો એમ ને એમ ઊભા રહી જાય, અને એની તગેના સવાઝ સલેપાટ સપાટ થઇ જાય આગગાડીની મજાલ નથી કે એકેકાર ચસી શકે

ભાઈ વિમાનની વાત તો જુદી, પણ છતે ચોમાસે મુબાઇથી કાશ્મીર જવાય યા કલકત્તા જવાય, પણ અમદાવાદ ન જવાય અઠવાડિયા કે પખવાડિયા ઉપરના પણ વ્યવહારમા ગાબડા પડયા છે અને ઉદાર દિલ ગુજરાતે એ નભાવી પણ લીધુ છે

પણ આ સાથે વિદ્યાપીઠનો શો સબધ? નવા ભણતરની આ ખૂબી છે ઉપર જણાવેલો વિષય ભૂગોળનો છે-એટલે ભણતરનો છે, અને હમણા હમણા ગુજરાત યુનિવર્સિટીની બાધણીની ઠીક ઠીક ચર્ચા પણ ચાલી છે એટલે એ સબધમા કઈ દિશાસૂચન કરવુ જરૂરી છે

પણ એમ તો મુબઇમા યુનિવર્સિટી છે જ ને! એની કોણ ના પાડે છે? પણ હવે તો ગુજરાતમા યુનિવર્સિટીની જરૂર લાગી છે આગગાડીની મુસાફરી હવે અઘરી થઈ, જમ્યા મગે નહિ, મુબાઇમા રહેવા-ગેતર વાના સસા, ખાવાના ફાફા, એવી એવી આફતોને લઇને ખુદ ગુજરાતમા જ યુનિવર્સિટી કાઢવાની જરૂરિયાત જણાઇ છે, અને એ માટે અમદાવાદમા બે-પાચ જણાઓએ ઘડબાજ શરૂ પણ કરી દીધી છે.

કોઈ પણ વસ્તુ શરૂ કરવી હોય તો સૌથી પ્રથમ તો પ્રશ્નાવલિ તૈયાર કરવી જોઈએ-એટલે કે એની જરૂરિયાત સમજાય અસલ સિદ્ધરાજે રુદ્રમાળ બધાવ્યો હતો અને સહસ્રલિંગ તળાવ ખોદાવ્યુ હતુ ત્યારે એમ જ કર્યું હતુ આખા દેશભરમા સવાલો પુછાવ્યા હતા પણ એ તો રાજા હતો પ્રજાજનો પણ એમ જ કરતા વાવ, કૂવા, ધર્મશાળાઓ, અપાસરા બધાવતા પહેલા પરગણાઓ દાનેશ્વરીઓ, સખાવતી જીવડાઓ એક જબરજસ્ત યાદી તૈયાર કરાવતા અને પ્રજામા વહેંચતા-પુછાવતા અહી ઉનાળો છે? તાપ કેટલો પડે છે? મુસાફરોને પાણીની જરૂર ખરી? એમને કેટના પ્રમાણમા તરસ લાગે છે? જણદીઠ કેટલુ પાણી વાવ-કૂવામાથી નીકળવુ જોઈએ? એ પાણી પોતે એકલા પીને ચાલ્યા જશે કે સાથેની મશક, ચરુ ઘડા, કળશિયામા ભરી સાથે લઇ જશે? કૂવાની ઊંડાઈ કેટલી હોવી જોઇએ? ઊંડો હોય તો પહોળો કેટલો અને એમાથી પાણી કાઢવા દોરડા કેવા જોઈએ? વાવ હોય તો પગથિયા કેટલા? એમા કોતરકામ રાખવુ કે નહિ? રાખવુ તો કેવુ-કયા પ્રકારનુ? એનાથી લાભ શો? લોક જુએ ખરા? જોઇને ખુશ થાય ખરા? ન જ જુએ તો ગદવાડ થાય-માટે રાખવુ જરૂરનુ છે? એમાથી એકાદી કોતરકામની સુદર વસ્તુ કોઈ વેપારી રાતે આવી ભીંત ભાગી કઢાવી વેચવા લઇ ગયો તો શુ? એ માટે ચોકી-પહેરો રાખવો ખરો? આજે નહિ ને દસ સૈકે એમાનો ભાગ તૂટી ભાગે તો, ચોરાઇ જાય તો, કોઇ નફાખોરી કરે તો, યા પરદેશીઓ આવી એ પથરાને પુલ બાધવામા ઉપયોગમા લે તો?

એવા એવા અસખ્ય સવાલો તૈયાર થતા ચોટે-ચોકે, ગામ-ચોતરે ચર્ચાતા અને પછી એમાથી સારવણી કર્યા પછી લોકોપયોગી કામ જેવા કે, વાવ ધર્મશાળા, પરબ, વિસામા, કૂવા વગેરે બધાતા

ગુજરાતમા યુનિવર્સિટીની જરૂર છે એ વિષે ચર્ચા શરૂ થઈ છે એ શુભ પગરણ છે એથી આશા સ્ફુરે છે-આશા છે જ એવી કે તે સ્ફુર્યા કરે ૧૯૨૨-૨૩ મા એ વિદ્યાપીઠના મહામાત્ર સ્વ શ્રી આનદશકર ધ્રુવે મુબાઈમા પથરાયલા વનિતા વિશ્રામના હોલમા ગુજરાત વિદ્યાપીઠ વિ[ષે] ભાષણ કર્યું હતુ અને એની જરૂરિયાત માટે ચર્ચા પણ શરૂ કરેલી નવતર આશા તો ત્યારે જ સ્ફુરી હતી ત્યારે એ બાળા હતી, આજે આશા ફક્ત ૨૦-૨૨ વર્ષની કુમારી થઇ છે અને હવે ગુજરાતમા ક્યા સોગે વર્ષે બધી છોકરીઓ પરણી જ[ાય] છે કે ચિંતા કરવી ઘટે!

ધ્રુવસાહેબે ત્યારે એક પ્રશ્ન છણ્યો હતો અભ્યાસનુ વાહન કયુ રાખવુ, એટલે કઈ ભાષા દ્વારા શિક્ષણ આપવુ? આ મહત્ત્વનો પ્રશ્ન આજે પણ એ પ્રશ્ન ઘણાને સળવળી રહ્યો છે, ઘણાને મૂઝવી રહ્યો છે અને એવા એવા અનેક પ્રશ્નો ઊભા થ[ઇ] અડવડે છે આ પણ એક શુભ ચિહ્ન આશાસ્પદ પગલુ છે

મે અગાઉ તમને રસિકભાઈની ઓ[ળખાણ] આપી હતી રસિકભાઈ તો મોન્ટેસોરી ખા ખા એટલે ભગત હમણા એ અમદાવાદ જઇ આવ્યા વેપારને એ એમ વારવાર જાય છે એમણે ઈમા એમની મડળીમા મોન્ટેસોરી સુધારી કહ્યુ મોન્ટેસોરી નહિ પણ મત્રેશ્વરી મા મોડમનુ મા—એ તો બરાબર છે, પણ મત્રેશ્વરીની યોજના મા[ટે] એમણે ઘણે ઠેકાણેથી જશ ખાટયો જશ આપણે ત્યા ક્રિકેટના ખાટે છે મારા છેલ્લા વાક્યમા કદાચને સમજણ નહિ પડી હોય મત્રેશ્વરી રસિકભાઈ કયેથી સાભળી લાવેલા આ વળી આડી વાત રસિકભાઇ રમણભાઇ રમણભાઇ યુનિવર્સિટીના બડેખા મૂળ આણદના, ત્યાથી નડિ[યાદ] ખસેલા, પછી અમદાવાદમા વસેલા ત્ય[ાથી] જોરાવરનગર, પછી ભાવનગર ગયા, ત્ય[ાથી] મુબાઇ વહ્યા, વળી રાજકોટના કહેતા હતા કે કરાચીમા પણ રહ્યા જૂનાગઢમા કોઇએ જોયા તો હતા

નોકરી શું શું નથી કરાવતી–ક્યાં ક્યાં નથી ફેરવતી ?

રમણભાઈ વિદ્વાન, રસના શોખીન, જ્ઞાનના પિપાસુ, આવડત કરતાં પણ વધારે પોતાની વિદ્વત્તાનું દાન કરતા, અને યુનિવર્સિટીને હથેળીમાં રાખતા. અંગ્રેજી જાણે, ગુજરાતીના અધિકારી, સંસ્કૃતના જાણકાર–ઘણું થયું: એટલે દેખીતી રીતે પંડિત એટલે ડૉક્ટર.

એ ડૉકટરને તમે ગમે તે સવાલ પૂછો કે તરત જવાબ–યુનિવર્સિટી સંબંધી. એ સિટી ક્યારે સ્થપાઇ, કેમ મંડાઈ, કેમ ભંડાઇ, કેમ...એની કમિટી કેટલી, એની કારવાહી, એની પદ્ધતિ, એની પરીક્ષા, એના પરીક્ષકો, નખશિખ વાતો જાણે. ડૉકટરની અદાથી અને હોશિયારીથી જવાબ આપે. કેટલીયે વાર પરીક્ષક થયેલા, પેપરો તપાસેલા, કંઈને પાસ કરેલા, સવાલપત્રકો કાઢેલાં, નવા ચીલાઓ પાડેલા, કાંઇક કરતૂકો કરેલાં, કંઈકને [illegible]ઠાં ભણાવેલાં.

તમે સરકસ જોયું છે ? એમાં દરેક [illegible]વેશમાં એકનો એક રંગલો આવે. ઉપરથી [illegible]ચકો ખાવાનો હોય કે ગોઠીમડું [illegible]વાનું હોય—એ તૈયાર.

ત્યારે ગુજરાતમાં યુનિવર્સિટી નીકળે [illegible]ને રમણભાઇનો એમાં હિસ્સો ન હોય [illegible] કેમ બને વારુ ? એમની પાસે એક [illegible]સ્તક છે. એમ તો એમની પાસે ઘણાં [illegible]સ્તકો છે, અને બીજું પણ ઘણું છે. [illegible] પુસ્તકમાં યુરોપની જાણીતી યુનિવ[illegible]ર્સિટીઓનો વહીવટ છપાયેલો છે—એમને [illegible] મોઢે.

એમણે બળાપો કર્યો છે: એમને પૂછ[illegible]ામાં કેમ ન આવ્યું ? આપણે ત્યાં દરેક [illegible]સ્તુ દરેક જણને પૂછવી જોઈએ. એ [illegible]ર્મન, નેધરલૅન્ડ, ફ્રાન્સ, ઈંગ્લંડ વગેરે [illegible]રદેશાવરની યુનિવર્સિટી વિષે જાણે છે–[illegible]ેલી ચોપડીમાંથી, છતાં એમને કોઇએ [illegible]છ્યું નહિ, એટલે બખાળા કાઢે છે. ત્યારે [illegible]ઇએ એને ગુજરાત માટે પૂછ્યું, એટલે [illegible] એના લોક, એની ભાષા, એની જરૂરિ[illegible]ાત વગેરે માટે, ત્યારે એમનું અજ્ઞાન [illegible]રા બહાર પડી ગયું. એટલે વધારે ખિજાયા. પણ રમણભાઇની યુનિવર્સિટીની કારકીર્દિ વિષે તો આપણે બીજી કોઇ વાર ચલાવવું પડશે. અત્યારે તો હું મારો હક્ક સાબિત કરવા માગું છું. રમણભાઇ દુનિયાની વિદ્યાપીઠ વિષે જાણે : હું તો કશું જાણતો નથી, પણ ગુજરાતને હું જાણું છું, એટલે એની યુનિવર્સિટી કેવી હોવી જોઇએ, તે વિષે હું પ્રજાનું ધ્યાન ખેંચવા માગું છું. મારા પર યાદી, પ્રશ્નાવલિ એવું કંઇ આવ્યું નથી. મારી જુબાની પણ લેવામાં આવશે નહિ. પરંતુ ગુજરાતને કેવા પ્રકારની યુનિવર્સિટી જોઇએ તે વિષે મેં કંઈ વિચારો કર્યા છે તે જાહેર કરવા માગું છું.

વિદ્યાપીઠ તો આપણને જોઇએ. ગુજરાતને એમ તો ઘણાંની જરૂર છે. સારા, તંદુરસ્ત, સશક્ત શરીરની પણ જરૂર તો છે જ, પણ એ વિના તો આપણે જેમ ચલવી લઇએ છીએ તેમ હમણાં ચલવી લઈએ; કારણ એની ચર્ચા પણ શરૂ નથી કરી. થોડું સશોધન થયું છે, પણ તે પૂરતું નથી. આપણા શરીરની નબળાઇ વિષે પૂરું જાણ્યા વિના આપણે એ સુધારવાના ઉપાયો શી રીતે યોજી શકીએ વારુ ? અને એ જ પ્રમાણે અત્યારે તો ધોતિયાની પણ જરૂર છે. સાડીની પણ જરૂર છે. હિંદની અરધી વસ્તી ભૂખમરો વેઠે છે અને નાગી ફરે છે એ જાણવા છતાં આજે જ આપણને ધોતિયાં-સાડીની જરૂર જણાઈ. આ પણ એક આશાસ્પદ ચિહ્ન છે.

કોણ કહેતું હતું કે ગુજરાતમાં પૂરતા પ્રમાણમાં લાયબ્રેરીઓ નથી ? પૂરતું પ્રમાણ એટલે શું ? એમ તો ગુજરાતમાં ઘણા વાંઢાઓ પણ છે, અને કેટલાકને એક કરતાં વધારે વહુઓ પણ છે. એથી કંઇ પ્રમાણ નક્કી થાય છે ? પેલા સાક્ષરતાપ્રસારકવાળાઓ કહે છે કે ગુજરાતમાં નિરક્ષર લોકો બહુ છે, તેમને ભણાવવાની જરૂર છે. આમ જરૂરિયાતોની યાદી એકઠી કરવા બેસીએ તો પાર જ ન આવે

પણ આપણે જરૂરિયાત વિચારીએ છીએ એ જ મોટી વાત–એ જ આશાસ્પદ ચિહ્ન છે. એ રીતે વિદ્યાપીઠની અત્યારે જરૂરિયાત જણાઇ છે એટલે જ મેં ગુજરાત વિદ્યાપીઠની યોજના ઘડી કાઢી છે, જે હવે સાદર કરીશ

# રજવાડી હિંદનો પરાજય

લેખક
મગનભાઈ દેસાઈ

## ખંડ ૧લો : લાલ રંગોળીનો ઝપાટો

[ ગયા અંકમાં અયોધ્યાને વેલેસ્લીએ કેમ કરીને શીશીમાં ઉતાર્યું તે જોયું, હવે આગળ જુઓ. ]

### ૭

### ફરુકાબાદ ખાલસા

વેલેસ્લી અયોધ્યા સુધી જાતે આવ્યો જ હતો તો, અયોધ્યાના કઠડામાંથી ઊપજતા બે નાના સોદા પણ ભેગાભેગી તેણે ઉકેલી લીધા.

૧, અયોધ્યાની બેગમની મિલકતના વારસા બાબતનો ઝઘડો, ૨ અયોધ્યાના નવાબના આશ્રિત ફરુકાબાદનાં નવાબના રાજ્ય બાબત બેઉમાં સાધવાનું તો એક જ હતું—કંપની બહાદુરનો નર્યો નકરો લાભ.

વારન હેસ્ટિંગ્ઝના કાળની વાત આ છે. અયોધ્યાની બેગમના નાણાં જો નવાબ –વઝીરને મળે તો અંગ્રેજોને તેણે ભરવાની રકમ પતે એમ હતું તેથી હેસ્ટિંગ્ઝે બેગમના નાણાં પર નવાબનો અધિકાર છે એવો ફેંસલો અગાઉ આપેલો, તે આપણે જોઈ આવ્યા છીએ. નવાબ એટલે કે પોતાના પૌત્રના તગાદામાંથી બચવા માટે આ બેગમે હવે એક આત્મદ્રોહી રસ્તો વિચાર્યો: તેણે વેલેસ્લીને કહ્યું કે, હું મારી મિલકત કંપનીને વારસામાં આપી જવા ચાહું છું! આમ કરવું મુસ્લિમ કાયદાથી પણ ન બને, અને રાજ્યના કાયદાથીય ન બને; તથા હેસ્ટિંગ્ઝે જે ફેંસલો આપેલો તેની પણ સામે જતું હતું. પરંતુ વેલેસ્લીએ કહ્યું કે, બેગમને આ પ્રકારે પોતાનો વારસો આપી દેવાનો અધિકાર છે!

ફરુકાબાદની નવાબી પણ આમ જ પડાવી લીધી. આ વખતે નવાબ ઉંમરલાયક થઈ ગાદી ઉપર આવવાનો હતો વેલેસ્લીએ પોતાના ભાઈને અયોધ્યામાં નાયબ ગવર્નર તરીકે, પોતાની આપખુદીથી, ઠઠાડી દીધો હતો * તેને તેણે લખ્યું કે,'અત્યારે એવો વખત છે કે જ્યારે યા તો નવાબને ગાદીએ બેસાડવો કે પછી તેનું રાજ કંપનીને ખાલસા કરવું. અને લખ્યું કે, કંપનીને ખાલસા થાય એમાં 'જે રાજકીય ને આર્થિક દૃષ્ટિએ લાભો છે તે ઉઘાડા છે.'

વેલેસ્લીના ભાઈએ આ સૂચના ઉપાડી લીધી. સગીર નવાબના વહીવટદારને બોલાવી પૂછ્યુ, નવાબ ગાદીએ આવે ત્યારે તમે શા સુધારા કરવા ધારો છો? વહીવટદાર બોલ્યો નહિ. વેલેસ્લીને તેને મોઢેથી જ ખાલસાની વાત મેળવી, તેની ઉપર ચેરી પડવુ હતું. એટલે, વહીવટદારે જ્યારે કહ્યું કે, ગવર્નર જનરલ જે સૂચવે તે કરીશ, ત્યારે પોતે બોલ્યો નહિ, ને તેને જ ફરી પૂછયા કર્યું. વહીવટદારે પછી શક્ય એટલા બે–ત્રણ માર્ગો ગણાવ્યા, જેમા ખાલસાની વાત પણ કરી. આ લાગ જોઈ તરત જ નાના વેલેસ્લીએ કહ્યું, ગવર્નર જનરલ પણ એ જ પસંદ કરે છે; તથા લાગતાવળગતા સૌને રકમો બાંધી આપશે અને તેમા તમે પણ આવશો. આમ ખાનગી સોદો થઇ ગયો.

પછી નવાબ નાના વેલેસ્લીને મળવા આવ્યો તેને નાયબ ગવર્નરે વાત કરી. પેલે બીચારે ઘણુંય કહ્યુ કે, આમ કરવા કારણ નથી ને મારી બેઆબરૂ ન કરો. તમારે જોઇએ તો મારા રાજ્યમા તમારા માણસો રાખો, જે દર વર્ષે તમને ચોકસાઈથી આપવાની રકમ પહોંચાડે. તે પણ અંગ્રેજોને નાકબૂલ હતું. છેવટે નવાબે કહ્યું, ઠીક, તમે રાજ્ય લો; તો હિસાબ કરી બચત રકમ મને કેટલી આપશો તેનો કાગળ કરો. પરંતુ ગવર્નરે તો ૧૮૦૨ના રોજ એવી સંધિ પર સહી કરાવી લીધી કે, રાજ ખાલસા થાય એને નવાબને વર્ષે ૧ લાખ ૮ હજારની બાંધી રકમ મળે.

આમ ચારે બાજુ દોઆબની વચ્ચે 'પરાયો' રહી જતો ફરુકાબાદનો ટુકડો ભેગો કરી લેવામાં આવ્યો. એટલે ૧૫ નીનું રાજ્ય બંગાળથી આગળ વધીને અત્યારના યુક્તપ્રાંત સુધી પહોંચી ગયું.

નાયબ ગવર્નરે તેની રાજવ્યવસ્થા પણ ઊભી કરી દીધી : આખા પ્રાંતમાં બંગાળ પેઠે જિલ્લાવાર કલેક્ટરો મૂકી દઇ જમાબંધી નક્કી કરી દીધી (આખા ત્રણ વર્ષની કુલ રકમ નક્કી કરી, જે પછી ફરી નક્કી કરવાની.)

નાના મોટા બીજા અનેક એવા કર ચાલુ હતા કે જે ઉઘરાવવામાં માથાફરેલ ખર્ચ પડે ને મળતર જુઓ તો નજીવું; ગવર્નરે એ બધા રદ કરી દીધા. (બંગાળામાં પણ એમ જ કર્યું હતું.) અને તેને બદલે એકસરખો જકાત-વેરો નાખ્યો.

મીઠાના વેપારીઓ રદ કરી સરકારે તે પોતાનો ઇજારો કરી દીધો. તેમાંથી સહેજે ૧૧ લાખ રૂપિયા મળશે તેણે ગણી કાઢયું.

પણ તેણે ખાસ ધ્યાન તો વેપાર વધારવા તરફ દીધું. ગંગા-જમના વાટે વેપાર ચાલી શકે એવી ખાસ ગોઠવણ કરી, અલ્લાહાબાદ સુધીનો વેપાર-માર્ગ ખેડાતો આણ્યો, એટલે તે રસ્તે પૂર્વ ને પશ્ચિમ હિંદ વચ્ચે અંગ્રેજ વેપારની સુગમતા થઇ ગઈ.

આ ઉપરાંત કોર્ટોની સ્થાપના બંગાળને ધોરણે કરી દીધી.

આમ નવા પ્રાંતને બંગાળની અંગ્રેજ કંપનીને નફો લણી આપતો કરી દેવામાં આવ્યો.

### ૮

### ખાલસા-નીતિના બીજા ભોગ

ખાલસા કરવાને રસ્તે ચડેલો વેલેસ્લી આ ઉપરાંત બીજા ત્રણ કટકા કરે છે : સુરત, તાંજોર અને કર્ણાટકનાં ?

* વેલેસ્લી સામે સકારણ આરોપ છે કે, તે પોતાના બે ભાઇઓને જ્યાં ત્યાં આગળ ને આગળ કરતો હતો. ટીપુ સામેનું યુદ્ધ જીતનાર સેનાપતિને છેવટની માન ખાટવાની ઘડીએ વેલેસ્લીએ રદ કરી પોતાના ભાઇને મૂક્યો હતો.

અયોધ્યામાંથી પડાવેલા મુલકમાં ભાઇને નાયબ ગવર્નર મૂક્યો, તેમાં કંપનીની રજા પણ ન લીધી. કંપનીએ તેનો જવાબ માગ્યો, ત્યાર પછી તે જગા રદ કરી. પણ ત્યાંસુધી ભાઇને ઠીક આનમરતબો ખાટવ્યાં

૧

મોગલ રાજ નબળું પડતાં સુરત તેના નવાબના હાથમાં હતું. અને ગુજરાતમાં મરાઠા-સત્તાની ચડતી થતાં, સુરત તેમના કાબૂ તળે ગયું અને નવાબ તેમને ચૌથ ભરતો થયો. અંગ્રેજો આ જ બંદરે કોઠી નાખીને પડયા હતા. ૧૮મા સૈકાની અવ્યવસ્થામાં, નવાબો પોતાના સ્વાર્થની સાચવણી માટે મુંબઈના અંગ્રેજ ગવર્નર તરફ મદદની નજર કરવા લાગ્યા. અને વારસાના કજિયાઓમાં કારભારું કરી દખલ દેતાં દેતાં, ૧૮મા સૈકાના મધ્ય સુધીમાં તો સુરતની નવાબી પર અંગ્રેજોનો પૂરો અખત્યાર જામી ચૂકયો હતો. એ અખત્યાર પેટે ભોગવવા પડતા ખર્ચ માટે હવે તગાદો શરૂ થયો. ૧૭૯૭ માં મુંબઈના ગવર્નરે નવાબને કહ્યું કે, તમારું અવ્યવસ્થિત લશ્કર કાઢી મૂકી ત્રણ ગોરી પલટનો રાખો અને એનું ખર્ચ આપો. પારકા રાજ્ય પર ભ્રષ્ટ નજર કરવાનો સહાયકારી (કે ગુલામકારી?) પદ્ધતિનો આ રાજમાર્ગ અંગ્રેજ કંપનીએ અહીં પણ કામમાં આણ્યો.

આ વાત ચાલતી હતી તેવામાં નવાબ મરી ગયો. એટલે તો અંગ્રેજ રાજનીતિને, નવા નવાબને ગાદી આપવી-ન આપવી, એ જ વિચારી લેવાનો લાગ મળ્યો. મુંબઈ સરકાર પોતાને ફાવતા વારસને નવાબની ગાદી પર બેસાડી મૂળને સહાયકારી લશ્કર રાખવાને ધોરણે વાત કરતી હતી; ત્યાં તો ૧૮૦૦ માં વેલેસ્લીનો ખરીતો તેના ઉપર આવ્યો કે, નવાબને પેન્શન આપી દઈ સુરત ખાલસા કરો. એમ અંગ્રેજોએ હિંદમાં પહેલી જ્યાં કોઠી નાખી તે શહેર ઓહિયાં કરી લીધું. ઇતિહાસકાર મિલ કહે છે—

'This was the most unceremonious act of dethronement, which one Eng. had yet performed; as the victim was the weakest & most obscure." (P. 530)

૨

મુંબઈ સરકાર પછી મદ્રાસ બાજુ વેલેસ્લી વળ્યો. મદ્રાસ સરકારને બે દેશી રાજાઓ જોડે હમેશ ખટખટ રહ્યા કરતી—કર્ણાટકનો નવાબ અને તાંજોરનો રાજા. કંપનીને સદ્‌ભાગ્યે બેઉ તેના હાથનાં રમકડાં જ હતાં. કર્ણાટકના નવાબ બાબત કેવી પંચાતો કંપનીને હતી, અને તેના મુલકી તથા ફોજી નોકરો કેવા વ્યાજખાઉ ને સડેલા થયા હતા, એ અગાઉ આપણે જોઈ આવ્યા છીએ. વેલેસ્લીનો ભાઈ એના એક પત્રમાં લખે છે:

(કંપનીના સખત પ્રતિબંધ છતાં, તેમના ચોખ્ખા હુકમો સામે થઈને,) "The practice of lending money to the native powers by Br. subjects......was so general & the profits so large, that no govt. had been found sufficiently strong entirely to prevent it. But the evil did not consist only in the ruin of the Nawab & his country, & in the breach of order & discipline but it established at Madras, & in the subordinate territories, a body of men in the service of the Co., or living under its protection, whose interests & objects, as relative to the Nawab, were different from those of the Co" (Muir P. 217) આ મોટો ભય હતો. એટલે કોઈ ઉપાયે આર્કટના નવાબનો તરત તોડ કાઢવો જોઈએ, એ ખાસ સૂચના વેલેસ્લીને આપીને જ વિલાયતથી મોકલ્યો હતો.

૧૭૯૯માં ટીપુ જોડે લડવા તે મદ્રાસ ઊતરી આવ્યો, કે તરત આ કામ ઉપાડયું. ૧૭૯૨માં નવાબ જોડેની સંધિમાં એક કલમ હતી કે, કંપનીને દક્ષિણમાં યુદ્ધ કરવું પડે તે વખતે કંપની કર્ણાટકનો વહીવટ પોતાને કબજે લઈ શકે. આ કલમ નીચે વેલેસ્લીએ કર્ણાટક અને તાંજોર બેઉ રાજ્યો દાબી પાડવા ધાર્યું. પણ ટીપુ જોડેની લડાઈ ધાર્યા કરતાં વહેલી પતી ગઈ, એટલે આ બહાનું રહ્યું નહિ.

વેલેસ્લીએ બીજું બહાનું કાઢયું, તમે રૂપિયા દેવા કરી તે પેટે જમીન-મહેસૂલ લખી આપો છો એથી ભારે ગોટાળો ને નુકસાન થાય છે. નવાબે જવાબ આપ્યો, આ એક રાજાનું વેણ તમે માનો કે, એવી રીતે મેં કકડો પણ જમીન કોઈને લખી નથી આપી, અને રાજાને આથી વધારે કહેવાની કે દલીલ કરવાની જરૂર ન હોય. વેલેસ્લીની આ યુક્તિ પણ ન ચાલી.

છેવટે ત્રીજી યુક્તિ કાઢી. ટીપુ હાર્યા પછી તેનાં કાગળિયાં જોતાં તેમાં ટીપુ સાથે આર્કટના માજી નવાબોએ કરેલો પત્રવ્યવહાર મળી આવ્યો. વેલેસ્લીએ આ બાબત તપાસ કરવાની ઢોંગી સૂચના તો આપી; પણ તેણે તો મનથી ઠરાવ કરી લીધો કે, આ બહાને નવાબને ઉડાડી કાઢવો. તે મદ્રાસના ગવર્નરને એક પત્રમાં આમ લખે પણ છે:

'એ તપાસ પૂરી થાય ત્યાં સુધી નવાબનું રાજ્ય ખાલસા કરવાની ઢીલ કરવાની મારી ઈચ્છા તો છે; પરંતુ દરમિયાન તમને એવી સત્તા આપવાની હું જરૂર જોઉં છું કે, એ પગલું લેવાને માટેની બધી પૂર્વતૈયારીઓ તાબડતોબ તમે કરવા માંડો, કેમકે એ પગલું હવે તો અનિવાર્ય લાગે છે.'

એટલું જ નહિ, એક જગાએ તો વેલેસ્લી સાફ કહે છે કે, આર્કટના નવાબને અંગેનાં કંપનીના સંચાલકોના આજ્ઞાપત્રોનું શું કરવું એ વિચારતો હતો, ત્યાં જ નસીબજોગે આ પત્રવ્યવહાર બહાર આવ્યો.

તપાસનું નાટક ભજવાયું. પુરાવા પૂરતા ન મળ્યા. પરંતુ જ્યાં ફેંસલો અગાઉથી નક્કી હતો ત્યાં પૂરતા—ના પૂરતા પુરાવાની વાત વ્યર્થ હતી.* મદ્રાસના ગવર્નરે લખી વાળ્યું (ઇ. સ. ૧૮૦૦) કે માજી નવાબ ને તેના દીકરાએ ટીપુ જોડે અંગ્રેજ-દ્રોહી પત્રવ્યવહાર કર્યો હતો.

* વાત એમ છે કે, એક સ્વતંત્ર રાજા તરીકે પત્રવ્યવહાર કરવાનો મહમદઅલીને અધિકાર હતો. પરંતુ હિંદમાં આ વખતે અંગ્રેજને કોઈ પૂછી શકતું નહોતું, તેથી જ આ ગોરા વેપારીઓ આ પ્રકારની ઉદ્ધત વર્તણૂક દેશી રાજાઓ પ્રત્યે રાખી શકતા હતા. (જુઓ બિવરીજનો ઇતિહાસ પુ. ૨. પા. ૭૨૦)

ઇતિહાસકાર મિલ આ તપાસ બાબત ટીકા કરતાં કહે છે—

'It is just to bewail the unhappy situation, in which the minds of Englishmen in India are placed. Acted upon

[અનુસંધાન પાન ૯૫ પર]

# બાબર દેવા

**શ્રી. રવિશંકર મહારાજનો લોકસંપર્ક-૪**

**ઝવેરચંદ મેઘાણી**

એ જુવાનને લોકો 'ભગત' કહી બોલાવતા. 'ભગત'ને ગોતવો હોય તો ભજનની મંડળીઓમાં જઈ મળવું. ભજનો થતાં હોય ત્યાં 'ભગત' અચૂકપણે પહોંચી જાય.

એક દિવસ એવો આવ્યો કે 'ભગત'ને મળવા માટે ભજનમંડળીએ નહિ પણ જેલે જવું પડે.

'કાં અલ્યા ભગત!' પેટલાદ જેલના જેલરે આ જુવાન કેદીને ખબર આપ્યા: 'તારી મુલાકાતે આવી છે તારી મા-હેતા.'

મા-દીકરાને મુલાકાતે વળગાડીને પોલીસો માંહોમાંહે વાતો કરતા હતા.

'ઓરતો તો ઘણી દીઠી, પણ આવી આ હેતા તો ભયંકર છે. આવું તો કોઈ રૂપ દીઠું નથી.'

'છોકરો તો બાપડો એની મા આગળ બચોળિયું લાગે છે. ભજનો ગાતે ગાતે લગાર વળી એણે ચોરીનો સ્વાદ લીધો, બાકી કંઈ વધુ વેતા બળી નથી લાગતી.'

'ના રે ના! પણ મા તો જુઓ! હાઉ દેખીને ફાટી પડીએ ને!'

આ દરમિયાન લોક-અપના જાડા સળિયાની પાછળ ઊભો ઊભો આ 'ભગત' પોતાની માને છેલ્લા બોલ ફક્ત આટલા જ સંભળાવીને ચૂપ રહ્યો: 'તું તારે જા હવે, ને મારે માટે કાલે સાંજે શેવો કરી રાખજે. હું શેવો ખાવા આવી પહોંચું છું.'

'તારે ઠીક પડે તે કરજે, પણ મુખીનો ત્રાસ હવે સહ્યો જતો નથી, હો બાબરિયા!'

એટલું કહીને મા ગઈ. પેટલાદની લોક-અપમાં શાંતિ છવાઇ ગઈ, અને ગાયકવાડી ગામ કણિયાના પાટીદારને ઘેરથી એક નાની ચોરી કરીને પકડાયેલો 'ભગત' તુરંગમાં બેઠો બેઠો ભજનની ટૂંકો ધીરે ધીરે ગણગણતો રહ્યો:

મા હેતા સેવનું મિષ્ટાન્ન રાંધીને જ બેઠી હતી. 'આવ્યો ભગત!' એમ કહીને એણે હાથમાં ઝટ ઝટ પીરસેલી સેવ લુશલુશ ખાઈને એ જુવાન ધારિયું લઇ, કમ્મરે છરી બાંધી બહાર નીકળી ગયો. સાંજે પાંચ વાગે એ પેટલાદની તુરંગમાંથી નાઠો હતો.

તે જ રાત્રિએ ગોરેલની બજાર વચ્ચે એ 'ભગતે' ગામના મુખીને જાનથી માર્યો. એ કયાં જઈ ભરાયો છે તેની કોઈને ભાળ લાધી નહિ. સને ૧૯૧૯નું વર્ષ, ચરોતર જેવો ધારાળાઓની કોમે ખદબદતો મુલક, મહી-વાત્રકનાં ઊંડાં કોતરાં. એમાં સાડા પાંચ ફૂટનું એક માનવપ્રાણી લપાઈ જાય તેની કોઈને નવાઈ નહોતી.

થોડા મહિના—અને એ જ ગોરેલ ગામમાં એ જ 'ભગતે' એક આદમીને, એને ઘેર જઈ, શરીરમાં તલવાર ઘોંચી દઈ, ઢસડતે ઢસડતે ભાગોળે લઈ જઈ ઠાર માર્યો. લોકોને ખબર પડી કે સગા કાકાને જ ભત્રીજે માર્યો.

એક ચોરી, તુરંગનું તૂટવું, અને બે ખૂન—એ ચાર ગુનાઓએ ચરોતરના મુલકને ચકડોળે ચડાવ્યો. જિલ્લાની અને વડોદરાની બન્ને પોલીસોની દોડધામ મચી ગઈ. તેવામાં, થોડા મહિના પછી એક દિવસે, ગામ જોગણમાં એક પાટણવાડિયો પોતાના ઘરને આંગણે બેઠો છે, ખોળામાં નાનું બાળક ખેલી રહ્યું છે, સામે ઊભી ઊભી એક બાઈ—એ બાળકની મા અને એ આદમીની ઓરત—કંઈક કામ કરે છે, તે વખતે 'વોય બાપ!' એવી બૂમ પાડતો એ બાળ રમાડતો આદમી હેબતાઈ ઊઠયો, અને ઓરત ખડકી તરફ જુએ તો એક જુવાન ઊભો છે. હાથમાં ભરેલી બંદૂક છે.

"છૈયાને લઈ લે, ફૂઈ!" બંદૂકધારી જુવાને શાંત શબ્દોમાં બાઈને સૂચના આપી.

પણ કંઈ ન સમજી. 'અરે ભગત!' એટલું કહીને

બંદૂકિયો નાસી ગયો. સગા ફૂવાને ઠાર કરનાર એ 'ભગત' બાબર દેવો હતો.

ત્રીજું ખૂન—અને બાબર દેવો બહારવટિયો જાહેર થયો. ભજનોની મંડળીઓમાં બેસનારો એક કંગાલ પાટણવાડિયો જુવાન, 'બહારવટિયો બાબર દેવો' એવા બિહામણા નામે ઓળખાવા લાગ્યો. બાબર દેવાની ટોળી બંધાઈ ગઈ. લૂંટફાટ ને ખૂનોથી આખો મુલક સપડે સોવાઈ રહ્યો. ચરોતરની ધરતીમાં ધૂંધૂંકાર ચડયો. પોલીસને બાતમી દેવાની શંકામાત્રથી પણ બાબરિયો પોતાના સગા કાકાને અને ફૂવાને ઠાર મારી ગયો, એ વાતથી માણસોનાં ગાઢ વછૂટી ગયાં. બાબરનાં માબાપને અને ત્રણ જુવાન ભાઈઓને પોલીસે પકડી વિજાપુરના ક્રિમિનલ સેટલમેન્ટમાં મૂકી દીધાં. એમની જમીન ખાલસા કરી. એમનાં તમામ મકાનો પાડી નાખ્યાં. તેમાંથી સાચાં મોતી નીકળ્યાં કહેવાય છે. બાકી રહ્યા બાબરના બે બાળકભાઈઓ. એની તપાસે ચડેલી પોલીસ પત્તો ન મેળવી શકી. એને કોઈકે છુપાવ્યા હતા.

પકડો બાબરિયાનાં સર્વ સગાંને ! એને એક બહેન છે. કયાં છે ? ઝારોળા ગામે પરણાવેલી છે. પકડો એને ! પણ એ ઝારોળે હતી નહિ. કયાં ગઈ ? રહેતે રહેતે જાણ થઈ. બાબરિયાંની ટોળી ભેગી એક ઓરત પણ લૂંટોમાં દેખાય છે એ એની ઝારોળાવાળી બહેન જ છે.

બાબરના બહારવટાને વરસેક વીત્યું હશે. બહેનને વિષે ચણભણ ચણભણ વાતો ચાલતી હશે. એ વાતો એક દિવસ ભાઈને કાને આવી પહોંચી.

'અલ્યા ભગત !' બાબરના સાથી પાટણવાડિયા જગા ઊમડે એક વાર જંગલના રહેઠાણમાં બાબરને એકલો દેખીને કહ્યું: 'તું મોટો આવો ફરછ, પણ...'

'પણ શું ?' બાબર જગાને થોથરાતો જોઈ બોલી ઊઠયો.

'કશું નહિ.'

'ના, કહે જે પેટમાં હોય તે.'

'લે ને ત્યારે કહી દઉં. પેટમાં રાખ્યે શો સાર ? તું આવો મોટો ફરછ, પણ તારી બેન તો તરકડાને જવા બેઠી છે.'

વાતની ચોખવટ થઈ. બહેન એક મુસલમાન સિપાઈ સાથે હળી ગઈ છે ! હવસ આંધળો છે. કોઈક દા'ડો સગા ભાઈનેય સોંપી દેતાં વાર નહિ લગાડે.

વાત સાચી હો કે ખોટી—બાબરને વહેમ પડી ગયો કે બહેન કોઈક દા'ડો દગો દેશે—બહેન ખૂટશે !

એક દિવસ ઝારોળાથી એક માઈલ આવેલા ગૂજા ગામના ખેતરમાં બાબર પડયો હતો. બહેન આવી. ભાઈની પાસે બેઠી. આડીઅવળી વાતો કરવા લાગી. વાતો કરતે કરતે એ બાબરની બાજુમાં પડેલી એની બંદૂક હાથમાં લઈને તપાસવા લાગી.

ભાઈના મનમાં ઘોળાતો વહેમ સજ્જડ થયો.

'એમ ન જોવાય બંદૂક...એંહ, આમ જો ! આમ જોવાય.' એમ કહેતે કહેતે બહેનના હાથમાંથી બંદૂક સેરવી લઈ ને એણે બહેનના કપાળમાં નોંધી, છોડી, બહેનની ખોપરીનાં કાચલાં થઈ ગયાં.

* * *

બ્રામણવાડાની સીમમાં બાબર ચુપચાપ બેઠો છે. કોઈકની વાટ છે. અંતરમાં અધીરાઈ છે, પણ કળાવા દેતો નથી.

આખરે આવેતુ દેખાયો.

એ હતો ગુલંદવાળો રાવળિયો—જેને બાબરે પોતાના બે નાનકડા નિરાધાર ભાઈઓ ભળાવ્યા હતા, અને એ બે બાળકોની છૂપી સાચવણના બદલામાં જેને પોતે લૂંટો કરી કરીને ખરચી પૂરી પાડતો હતો. એને દીઠો—કપાળની કરચલીઓ સાપોલિયાં જેવી સળવળી ઊઠી.

બસિયાણે ચહેરે રાવળિયો આવીને બેઠો. એના મોં પર નૂરતેજ નહોતું. એની જીભ ઊપડી નહિ. બાબરે કહ્યું:

'બસ, નાનાં છૈયાંને સોંપી દીધાં ?'

'શું કરું ભગત !' રાવળિયો પગે લાગીને બોલ્યો. 'મારા પર પોલીસ માછલાં ધોવા લાગી, મારે સોંપી દેવાં પડયાં.'

'કયાં સોંપ્યાં ? ચાલ, બતાવ જગ્યા.' આગળ રાવળિયો—પાછળ બાબર: સીમમાં એક ખેતર હતું. ખેતરમાં મોલ હતા. રાવળિયે કહ્યું: 'આ પાકમાં સંતાડેલ. આંહીંથી કાઢીને બેઉ સોંપ્યા.'

બાબરે ચોમેગ નજર કરી. સામે જ એક ઝાડ ઊભું હતું. રાવળિયાને એ ઝાડ પાસે લીધો. ઝાડ સાથે ભીંસો રાખીને ઝાડને બથ ભર બાથ ભરાવી, બેઉ હાથના પંજા ઉપરાઉપરી ગોઠવ્યા, પછી પોતે ખીસામાંથી એક લાંબો ખીલો કાઢયો. રાવળિયાની છાતી પાછળ ખીલો લગાવી પથરે પથરે ઠોકયો. ઝાડ સાથે જડી દીધો, ને પછી ઉપરાઉપરી છ ભડાકે ખતમ કર્યો.

× × ×

બાબરની પરણેલ બાયડી બહારવટે સંગાથે હતી. એ પકડાઈ અને જેલમાં ગઈ. પાછળથી બહારવટું બેઠતો

બેડતો બાબર નવી બૈરી પરણ્યો. એ પણ બહારવટે ચડી. માણસો મારવાની ફાવટ બાબરને બરાબર આવી ગઈ હતી. ભાઈઓ સેટલમેન્ટમાં નહોતા પુરાયા તે પહેલાં તો બાપુઓને પણ મળી પૂછી જતો કે 'કોઈ સતાવે છે? કોઈ ને મારવા છે?' ભાઈઓ ના કહેતા, પણ જેલ ગયેલ બેગીના ભાઈ બાબર મોતીએ બનેવીને એક એવું કામ સોંપ્યું:

'બાબર! તું જો ઘોરીભાઈનું કાસળ કાઢે ને, તો મારાથી પાછા કણુજટમાં રહેવા જવાય!'

'કાઢી નાખીએ!' કહીને બાબરે દિન ઠરાવ્યો.

ઘોરીભાઈ એક શ્રીમંત પાટીદાર હતો. કણુજટ એના સસરાનું ગામ. સસરો નાવારસ ગુજરી ગયો. જમાઈ ઘોરીભાઈ કણુજટમાં સસરાની મોટી ઇસ્કામતનો વહીવટ કરવા માટે 'ઘરજમાઈ' આવીને વસ્યો. ને એને એક ઓરતને કારણે બાબર મોતી સાથે વેર બંધાયું. એક સ્ત્રીનું દિલ પરણેલા-પમરેલા પાટણવાડિયા બાબર મોતી પર કેમ ઢળી પડયું, એ કોણ જાણે? દૈવ જાણે! કમરે ઝૂલતાં ઝૂલતી છરી બાંધનાર બાબર મોતીની સાથે એ યુવતી બાપ અને પતિ બેઉનાં ઘરોની સાયબીનો ત્યાગ કરી ચાલી નીકળી હતી બન્ને જણાં બીજે કોઈક ગામ રહેતાં હતાં. વર્ષો વહી ગયાં. ઘોરીભાઈની બીકે કણુજટ છોડી ગયેલા મોતીની પાસે વતનમાં પાછા જઈ વસવાનો એક માત્ર ઇલાજ—ઘોરીભાઈનું પોતાના બનેવીને હાથે કાસળ નીકળે તેજ હતો.

દિવસ-વેળા હતી. સસરાના ખેતરમાં ઘોરીભાઈ નિંદામણ કરાવતો મજૂરો પર પહાડ શો ઊભો હતો. એવે કોઈકે આવીને ચેતવણી આપી: 'ઘોરીભાઇ! નાસો. તમારું ખૂન કરનાર છે.'

'કોણ?' વણગભરાટે આ પડછંદ નિર્ભય પાટીદારે પૂછ્યું

'બાબર દેવો. બાબરે મોતીનો ચડાવ્યો. આ...ચાલ્યો આવે નાસો'

'માર્યા માર્યા! આવવા દે. એ કોળાં શું કરવાનાં હતાં! એ કોળાંઓ જેવાં તો મારા પેટમાં કરમિયાં છે.'

એટલું જ કહીને જવાંમર્દ પાટીદાર ત્યાં ખેતરમાં જ ઊભો રહ્યો. બાબર દેવો ધસી આવ્યો. સામસામી ગાળો વાણી...અને બાબરે બંદૂક છોડી. પહેલી ગોળી—પણ ઘોરીભાઈ એવો ને એવો ટટ્ટાર ખડો રહ્યો બીજી ગોળી, માં ચોંટી છતાં ઘોરીભાઈ પડતો નથી. છેવટે બાબરે આવીને એને બંદૂકના કુંદા વડે ધક્કો દઈ પાડયો ત્યારે એ પડયો.

* * *

માણસને મારવાની ઘાતકી તરકીબોમાં પાવરધો બની ગયેલો 'ભગત' હાહાકાર વર્તાવતો થયો. અને એની ભેળો અલિયો ભળ્યો. અલિયો બોરસદનો. એ પણ બાવીસ વર્ષનો જુવાન હતો. મુસલમાન, પણ પહેરવેશે તો ખેડુ જ. સૌની જેમ અલિયો પણ કાછડો વાળતો, માથે ફાળિયું બાંધતો. બાપ ખેડુ હતો. બાપ મૂઓ એટલે અલિયે જમીન વેચી છનાભાઈ વકીલને, પણ જમીનની જોડે એ જમીન પર ઊભેલા આંબા વિષે કંઈ ચોખવટ થયી રહી ગઈ. અલિયો જાણે છે કે આંબા તો મારા જ છે. છનાભાઈ વકીલ કહે કે ઘેલો થા નહિ

'નહિ, છનાકાકા! આ ફલાણા આંબાની કેરીઓ તો હું જ ખાવાનો છું. હું તમને કહી રાખું છું.'

'હવે જોયો ના હોય તો કેરીઓ ખાવાવાળો!'

'જોઈ લેજો ત્યારે, છનાકાકા!'

વૈશાખ મહિનો આવ્યો. આંબા લચી પડયા હતા. લૂંબાંઝૂંબાં કેરીઓ દેખીને અલિયો હોઠ ચૂસવા લાગ્યો. પણ છનાકાકા તો આંબા વેડવા લાગ્યા! અલિયો ઝાઝીવાર મોંમાં છૂટી રહેલાં પાણીને ન સહી શકયો. છનાકાકાનું ખૂન કરીને એ નાઠો. બે વર્ષ છુપો રહ્યો. પછી આવી બાબર જોડે ભળ્યો.

લૂંટોમાંથી લાગ મળે ત્યારે ત્યારે અલિયો બાબરિયાની રજા લેતો, અને એનાં પગલાં હમેશાં ...ગામની વાટે વળી જતાં એ ગામની સીમમાં એક ખેતર હતું, ખેતરમાં કૂવો હતો, કૂવા પર એન્જિનથી પંપ ચાલતો. એવી હરિયાળીવાળી એકાંતમાં એક મકાન હતું. આ મકાને અલિયાને માટે એક સ્ત્રી રાહ જોઈ રહેતી. એ હતી અલિયાની જુવાન ઓરત. એ સ્ત્રીને શરણું આપનારો આ મકાન અને ખેતરનો માલિક અલિયાની લૂંટોમાંથી માતબર બનતો હશે એવું એક અનુમાન છે.

એ આશ્રયદાતાને એક દિવસ જિલ્લાના એક હાકેમની સમક્ષ ખડા થવું પડયું. એનાં માલમિલકત જપ્ત થવાની અને એનું શરીર સળિયા પાછળ પુરાવાની ધમકી મળી.

'હા સાહેબ!' માલિકે હાથ જોડયા, 'અલિયાની વહુ જ છે. મારે ઘેર કામ કરે છે. કદાચ એ આવતો પણ હશે. હું પકડાવી આપીશ. પણ એથી તો મારા

પર બાબરિયાનું મોટું વેર ઊભું થશે. એ કરતાં બીજો રસ્તો હું બતાવું? અલિયો ખુદ બાબરિયાને જ પકડાવી આપે તો તમે અલિયાને છોડી દેશો ?

વાત સાહેબને ગળે ઊતરી. થોડા દિવસે એ સદ્‌ગૃહસ્થ મારફત છૂપી રીતે અલિયો જિલ્લાના હાકેમને સોંપાઈ ગયો.

* * *

**સોં**પાયા પછી પણ અલિયો તો ચારેક નવા સાથીદારોની ટોળી લઈ ભટકે છે, સુનંદી નવી બંદૂકો ફેરવે છે, અને એ તો નાનીમોટી લૂંટોયે કરે છે!

છતાં એને નથી ગાયકવાડી સત્તા પકડતી—નથી બીજાં દેશી રાજ્યો એને હાથ અડકાડતાં.

કૈંક વાતો વહેતી થઈ: અલિયાના નવા સાથીદારો તો પોલીસવાળા છે: એની નવી બંદૂકો તો આ કે તે લાઈસન્સદાર ગૃહસ્થોની માલિકીની છે: એને કોઈએ નથી પકડવાનો એવો કોઈક સરક્યુલર ફર્યો છે: ને એણે થોડી થોડી લૂંટો કરતા રહેવું એવી પણ કોઈક સત્તાવાળાઓ સાથે અંદરખાનેથી સમજણ છે: કારણકે એવું એ જો ન કરે તો તો બાબર ચેતી જાય! પોતે પોલીસને મળી ગયેલ છે એવી રંચ પણ શંકા બાબરને પડવી ન જોઈએ! આવી આવી વાતોએ વેગ પકડ્યો.

એક દિવસની અસૂરી વેળાએ કણુજટ ગામમાં એક રાજસ્થાની અમલદાર છૂપા વેશે દાખલ થયા, એક પાટણવાડિયાને ઘેર જઈ પહોંચ્યા, અને એના કાનમાં ફૂંક મારી: 'બાબર મોતી, ઝટ પહોંચી જા તારા બનેવી કને, ચેતવી દે, એને જિલ્લામાં પકડાવવાની તૈયારી છે.'

'કોણ પકડાવશે?'

'અલિયો.'

'સારું!' કહીને બાબર મોતી રાતોરાત ઊપડી ગયો.

અને રાજસ્થાની અધિકારી ઊંડો સંતોષ લઈને ગામ બહાર નીકળી ગયા—સંતોષ એ કે બાબરિયાને ઝાલવાનો જશ જિલ્લાવાળાને મળી રહ્યો હવે!

મતલબ કે, પ્રજાને ત્રાહિ પોકારાવી રહેલ ડાકુને કોઈએ પણ ઝટ પકડી લેવાનો નહિ, પણ બાબરને પકડવાનું માન પહેલો કોણ ખાટી જાય એવી સ્પર્ધાનો આ હવે પ્રશ્ન બન્યો.

લૂંટો કરતો, નવી બંદૂકો ફેરવતો અને નવા ચાર સાથીદારોથી રક્ષણ પામતો અલિયો પણ તે પછી એક રાતે કણુજટમાં એ જ બાબર મોતીને ઘેર પહોંચ્યો. ઘેર એ નહોતો. એની વહુ હતી. અલિયાએ પૂછ્યું : 'હેં ભાભી, ભગત હવડાં કયાં છે?'

'એ તો કશી ખબર્ય નહિ, ભૈ! હવડાં તો કશાય સમાચાર નથી.'

સ્ત્રીએ એવી તો સિફતથી કહ્યું કે અલિયાને કશો વહેમ આવ્યો નહિ. અલિયો બાબરની ગંધ બીજે ક્યાંકથી લેવા નીકળી પડ્યો.

'હવે!' ......ના ફોજદારે પૂછ્યું : 'અલિયા! હવે આ બાબરિયાને કયાં ગોતવો?'

'છે એક બીજું ઠેકાણું.'

'કોણ?'

'...નો પાટીદાર ...ભાઈ.'

'...ભાઈ! શું કહે છે? શી રીતે?'

'બાબરિયાને બંદૂક જ એણે આપી છે!'

કેવા કેવા સદ્‌ગૃહસ્થો આ ડાકુગીરીમાં ભળેલા હતા તેનો ઇતિહાસ દટાઈ ગયો છે.

'કયાં રહે છે ...ભાઈ?'

'એને ખેતરે.'

'ચાલો.'

બાબરને બંદૂક પૂરી પાડનાર એ ગૃહસ્થના રામ રમી ગયા. ઊગરવાનો એક જ ઈલાજ હતો : બાબરને પોતાને ખેતરે બોલાવી પકડાવી દેવો : એણે કબૂલ કર્યું.

એ ગૃહસ્થે સાત દિવસ સુધી બહારવટિયાને ફાંસલામાં લેવા મથામણ કરી. પણ બાબર ન આવ્યો. બાબર મોતીએ એને અલિયાની ફાંસલા—જાળથી ચેતાવી દીધો હતો.

અલિયો અને ફોજદાર પાછા બોરસદ ગયા. પોતાને સાંપડેલી ગુના કરવાની ગુપ્ત સત્તાનો હવે તો અલિયાને નશો ચડયો. નવી બંદૂકોવાળો અલિયો રમણે ચડયો. બોરસદની ભરબજારે એણે પોતાના વિરોધી એક મુસલમાનને ઠાર માર્યો અને બીજા એકનું નાક કાપ્યું.

એ છતાં અલિઓ સલામત હતો. એ તો આ ગુના બાબર દેવાને પકડાવી આપવા માટે ખેલતો હતો!

બાબર તો પકડાતો નથી. અલિયો 'થોડા ગુના કરજે' એવાં કોઈક મૂરખ સત્તાધીશના પરવાનાનો લહાવો લઈ રહેલ છે. દેશના આગેવાનો ઉઘાડેછોગે આહ્વાન

આપે છે કે આવી અલિયાશાહી વર્તાવનારને ફાંસીને માચડે લટકાવો! અલિયાને આપેલું અભયદાન ઉઘાડું પડી ગયું. અલિયાને કેંસલ કરવા વગર છૂટકો ન રહ્યો.

'અલિયા!' એક દિવસ અલિયાને ચાર નવા સાથીદારો પૈકીના એકે ચેતવણી દીધી: 'તને હવે પકડી લેશે.'

'એમ! તો પછી' 'હેડો આજ એક ઉજળી વાસ્ની લૂંટ કરી લઈએ. પછી વળી જોવાશે કે પકડાઈને શું કરવું!'

પછી છેલ્લી મોજ માણવા અલિયો ચારે મદદનીશો સાથે એક ભાગોળે વડલા તળે ગયો. પાંચેએ ભૂંસું ખાધું, દારૂ ઢીંચ્યો. સાથીદારો નશામાં લટી ગયા. એ ઊંઘતા ચારેની બંદૂકો લઈને અલિયો નાસી ગયો. ઉમરસંડાની સીમમાંથી એક ખેતર ઘેરીને પોલીસે એને હાથ કર્યો, એને ફાંસી દેવાઈ, એની લાશ બોરસદ લાવવા દીધી, ત્યાં એને દફનાવી, તે પર કબર કરી. આજ એ 'અલિયો પીર' બન્યો છે! કબર પુજાય છે!

* * *

'હું...બે!'

'બોલો...લૈ.'

'ભગત તો હવડાં કાંઠામાંથી આ પાર આપણા તાલુકામાં ઊતર્યા છે ને! તો મારે ઘેર ઈમનાં પગલાં ના કરાવો?'

...ભાઈ કહે, 'શા સારું ન કરાવું? જરૂર કરાવું.'

'તો લાવો ને! તો મારે ભગતનાં દર્શન કરવાં છે.'

'ભગત' ઉર્ફે બાબર દેવા—જે ખેડા જિલ્લો છોડીને, મહી નદી પાર કરી. હમણાં ભરૂચ જિલ્લામાં ઊતર્યો હતો, તેને પોતાને ઘેર 'પગલાં કરાવવા'ના ઈંતેજાર આ પણ એક પાટીદાર હતા. ભરૂચ જિલ્લાના પાદરા તાલુકાના માસર ગામના એ એક આગેવાન હતા. એમનું ઘર [illegible] હતું. અને 'ભગત'ની પોતાને ઘેર પધરામણી કરાવવાની જેની કને આ આગેવાને અરજ ગુજારી તે ભાઈ પણ પાટીદાર હતા. એ અને એનો ભાઈ બેઉ પાદરા તાલુકા ખાતે 'ભગત'ના ભાઈબંધો હતા. 'ભગત'ની સાથે ફરતા, ભગતને સંતાડતા, ખવરાવતા, પિવરાવતા.

એક રાત્રિએ આ ભાઈબંધે ભગતને જલાલપુરના પેલા આગેવાન પાટીદારને આંગણે આણીને પગલાં કરાવ્યાં. મકાન ઉપર મેડો હતો. મેડે પાટલે બેસારીને આગેવાને 'ભગત'ને ભોજન કરાવ્યું ને પછી સંતૃપ્ત પરોણાને પેલે અરજ કરી—

'મારું એક કામ ના કરી આલો, ભગત!

'હોવે કરી આલું.' બંદૂકધારી બાબરે કૃપા બતાવી.

'એ બદલ હું તમને, ભગત, રૂપિયા પાંચસે આલું'

'હા, કહો ત્યારે.'

'અમારા ગામના...ભાઈ મારા હરીફ આગેવાન છે, તેનો કાંટો કાઢી નાખો.'

બાબરને લાવનાર પાટીદાર મિત્ર તો આભો બન્યો. પણ બાબરે માથું હલાવ્યું. 'વારુ. એ હું કાઢી નાખું, પણ સામે મારુંયે એક કામ કરી આલવાની શરતે.'

'કહો.'

'ભટ ફોજદારે મને પકડવાનું બીડું ઝડપ્યું છે એને મારે ઠાર કરવો છે. તમારે ત્યાં એને તેડાવી દો.'

'ખરી વાત.' આગેવાન પાટીદારે સોદો વિચારીને જણાવ્યું. 'પણ મારા ઘરમાં નહિ મારવો.'

'કંઈ નહિ, તમારા ઘરમાંથી એ નીકળે તે પછી મારીશ. પણ બોલાવી તો દેશો ને?'

'હોવે, બોલાવી દઉં!'

સામસામાં બે ખૂનનો કરપીણ સોદો કરીને બાબરે રજા લીધી. રસ્તે ભાઈબંધે બાબરને ઉચકાવ્યો:

'હાળા! તું પણ મૂરખ છો ના: પેલો સામાવાળો પણ આપણને તો ખપનો છે. એને મારવાની તેં શું જોઈને કબૂલાત આપી હાળા!'

'પણ મારે ભટ ફોજદારને મારવો છે, તેનું તો પછી શું થાય?'

'તે ભટને મારવો હોય તો હીંડને, આપણે જઈને મારીએ.'

'કણે જઈને?'

'હા. થાણામાં જઈને મારીએ'

'લે...હીંડ ત્યારે.'

'હીંડો.'

ડભાસા ગામને પોલીસથાણે બેઉ ભાઈબંધો રાતોરાત ચાલ્યા. કચેરીમાં ફાનસ બળતું હતું. એક અમલદાર બેઠો બેઠો લખતો હતો. બાબરે બંદૂક ફટકારી. લખતો અમલદાર ઢળી પડ્યો. ખૂનીઓ નાઠા. પોલીસ પાછળ પડી. બંદૂકોની ધાણી ફૂટી. એક પોલીસની ગોળી બાબરના પગમાં વાગી પણ અંધકારે એની રક્ષા કરી. એને ઊંચકીને એના સાથીદારો જલાલપુરના છોટા નામના લવાણાને

પગમાંથી ગોળી કાઢી. ત્રણ મહિના સુધી બાબર ભાઈબંધ છોટા લવાણાના ઘરમાં પરદે રહ્યો. પડયાં પડયાં એને ખબર પડી કે ડબકા પોલીસ–થાણે જેને પોતે ઠાર કર્યો તે ભટ ફોજદાર નહોતો, પણ બાપડો નવાણિયો જમાદાર ટિપાઈ ગયો હતો. ભટ તો તે જ રાત્રિયે ગામડાંમાં ફેરણી પર ગયો હતો.

એ ખૂનમાં પાટીદાર મિત્ર પકડાઈને બત્રીસ વર્ષની ટીપમાં ગયો. બાબર સલામતી માણતો ભાઈબંધ છોટા લવાણાને આશરે રહ્યો. છોટાની સ્ત્રી મણિને બાબરે બહેન કરી. ત્રણ મહિને સાજો થઈને બાબર તુંડાવ ગામે ગયો. ત્યાં તુંડાવમાં પણ એનું આશ્રયસ્થાન એક મુખીનું ઘર હતું. મુખી પોતે તો હતો ભગત જેવો, પણ એના બે દીકરા 'ભગત'ની 'ભક્તિ'માં ભેરુબંધો હતા.

× × ×

બત્રીસ વર્ષની ટીપમાં ધકેલાઈ ગયેલા પેલા મિત્રના ભાઈએ એક રાતે તુંડાવ આવીને બાબરને કહ્યું: 'ભગત, મારો ભાઈ તો તારે પાપે ગયો, હવે કંઈ એ કેદમાંથી જીવતો પાછો આવે નહિ, પણ એની છોડીઓનું શું ?'

'શું કહો છ....ભઈ?'

'કહું છું કે એની છોકરીને વરાવવા–પરણાવવાનુ શું ? તું તો જાણુ છ ને, અમારે પાટીદારોને છોકરીનો વર શોધતાં કેટલો વાંકડો આપવો પડે છે ?'

'જો ભઈ !' બાબર પોરસમાં આવી ગયો. '...ભઈ ની દીકરી એ મારી જ દીકરી–હું એને પરણાવીશ. તું તારે ન્યાતમાં સારામાં સારો વર શોધી કાઢ. એકથી લાખનો ખરચો થશે તે હું આલીશ.'

આ વાત લઈને પાટીદાર કયાં ગયો ? વડોદરાના પોલીસ–કમિશનર કને. આ કંઈ પોતાના ભાઈ ની છોડીને પરણાવવાની વાત નહોતી, બાબરને પકડાવી દેવાનું કાવતરું હતું. બાબર અજિત બન્યો હતો. એનો કોઈ પત્તો નહોતો. એનાં ઠામ–ઠેકાણાંની બાતમી એક સીસવા ગામના પાટણવાડિયા પાસેથી માંડ માંડ મળી હતી. પાટણવાડિયો જબરો નિશાનબાજ હતો. ચોરીઓ કરતો કરતો કેદ પકડાઈ, એક પોલીસને ઠાર મારી, જેલમાંથી નાસી જઈ બાબરની ટોળીમાં ભળેલો, પછી એ સીસવાના સ્વજના ઘરમાંથી હાથ આવેલો. એની પાસેથી બાતમી મળી હતી કે બાબરના સાગરીત કોણ કોણ હતા. એ બાતમીને આધારે પેલા પાટીદારની ગરદન ઝાલી પોલીસ–કમિશનરે ફાંસલો ગોઠવ્યો હતો. એક કૂંડાળું કરી, વચ્ચે ઘીનો દીવો મૂકી, પછી પોલીસે એ પાટીદારને કહ્યું હતું કે, 'ઉપાડ દીવો, ને વચન આપ કે બાબરને પકડાવીશ !'

કૂંડાળું, દીવો, એ બધું પોલીસને મન તો ફારસ હતું. પણ પેલા પાટીદારને મન એ દીવો ને એ કૂંડાળું પવિત્ર હતાં. એણે દીવો ઉપાડયો હતો–પછી જ એ ભત્રીજીના લગ્નની પોલીસે રચેલી વાત લઈને બાબર પાસે ગયો હતો.

પોલીસ સાથે સંતલસ કરીને ફરી પાછો એ પાટીદાર બાબર પાસે ગયો. કહે કે 'છોડીને માટે અમે ઠેકાણું શોધી કહાડયું છે. રૂ. બે હજાર જોઈશું.'

'વારુ. લે હું છોટિયા પર બે હજારની ચિઠ્ઠી લખી આલું.'

ચિઠ્ઠી લઈને પોલીસ પાસે પહોંચેલો એ ભાઈબંધ ફરી બાબર પાસે આવ્યો. કહે કે 'છોટિયો કહેવરાવે છે કે કોઈ બીજાને રૂપિયા ના આલું, તને એકને જ હાથોહાથ આલું. અહીં આવીને લઈ જા. પણ નક્કી દને ને વખતે આવવાનું કરે, તો તે મુજબ હું રૂપિયા લાવી હાજર રાખું; કારણકે મારા ઘરમાં જોખમ નથી રાખતો. પાદરેથી શરાફના લાવીને રાખવા પડે, ને તું ના આવે તો મારે તો રૂપિયા પાછા આપી આવવા પડે. ઘરમાં જોખમ ના રખાય.'

'વારુ !' બાબરે ભાઈબંધ પાટીદારની સાથે ચોક્કસ દિવસ ને વેળા જણાવી મોકલ્યાં. એ ખબર લઈને આ ભાઈબંધ છોટિયા લુવાણા પાસે જલાલપુર શીદ જાય ! વડોદરે જ ગયો.

* * *

તે પછીને ચોકસ દિવસે વડોદરાના વિશ્વમિત્રી સ્ટેશનેથી પાદરા સુધી દોડતી સાંજની ટ્રોલી પાદરા થોભી જવાને બદલે આગળ વધી. ભોજ સ્ટેશન અને મોભા સ્ટેશનની વચ્ચે અંતરિયાળ એ ટ્રોલીનો વેગ ધીરો પડયો અને એના એક ડબામાંથી સૂર્યાસ્ત પછીના પ્રથમ અંધકારમાં સંખ્યાબંધ માણસો ઊતરી પડયા. એ ઊતરનારાઓ પૈકીનો એક આદમી પાછો બેસી જવાને બદલે સૌની જોડે ચાલવા લાગ્યો ત્યારે એને કહેવામાં આવ્યું: 'તમે શીદ આવો છો ?'

'મને પણ સાહેબ ! મહેરબાની કરીને લઈ જાવ. મને પણ જશ મળશે.'

'જશ જરૂર !' એ શબ્દોએ આ ટોળામાં એક છૂપું હાસ્ય જગાવ્યું.

'ઠીક ભલા આદમી! ચાલો.' એમ કહીને એ મંડળીને લઈને આગેવાન ખેતરો સોંસરા આગળ વધ્યા. થોડી વારે આખું મંડળ ગાયેબ બન્યું.

એ હતા વડોદરાના પોલીસ-કમિશનર અને એમના પચીસ-પચાસ જોડીદાર: પૂરેપૂરા હથિયારબંધ, ચુનંદા, ચૂંટીને લીધેલા.

ને પેલો જશ લેવાનો લાલચુ હતો રેલવેનો મરાઠો ફોજદાર—એ વગર વરધીએ જોડાયો—એને જશ મેળવવો હતો!

જલાલપર ગામમાં એ મંડળી કોઈ ન જાણે એમ ગોઠવાઇ ગઈ.

* * *

છોટિયા લવાણાના ઘરમાં એક દીવો ટમટમી રહ્યો છે. બારણાં અંદરથી બંધ છે. બારણાંની સામોસામ અંદર જે હિંડોળો છે તે રોજની માફક ધીરો ધીરો ચાલી રહ્યો છે. હીંડોળે એક માનવી બેઠું છે. તેના અંગ પર પહેરવેશ સ્ત્રીનો છે. છોટિયાની વહુ મણિનું એ હમેશનું આસન છે.

'મણિબેન!' રાત સારી પેઠે અંધારી ગઇ હતી તે વેળાએ બહારથી બારણે એક તદ્દન હળવો ટહુકો પડ્યો: 'મણિબેન! ઉઘેડો!'

બારણાં ઊઘડ્યાં. ઉઘાડનાર સ્ત્રી-વેશી પાઠ વાળીને ત્વરિત ગતિએ પાછું વળી ગયું.

ઉઘડાવનાર આવેતુ બે જણા હતા. એમાંનો એક જેણે 'મણિ! બેન! ઉઘાડ્ય!' એમ કહ્યું હતું તે બારણાંમાં પેઠો, પણ પેસતાં તુરત જ ચમકાઈ જઈ પગ પાછો બહાર લેતોક સાથીદારને કહી ઊઠ્યો: 'અલ્યા, દગો લાગે છે!'

'હવે દગો તે શાનો! હાળા! ઝટ પેસ ને!' એમ કહેતેક ને સાથીદારે પેલા 'દગો' કહેનારને અંદર ધક્કો દઈને એટલા જોરથી હડસેલ્યો કે એ આદમી બારણાંની અંદર ભૂસ દઈને પટકાઈ પડ્યો.

એ પાછો ઊઠે તે દરમિયાન તો બારણાંની બેઉ બાજુથી બે જણાઓ એના પર તૂટી પડ્યા—બથ ભરી લીધા. પડનાર એટલો જોરાવર હતો કે બાથંબાથાં મચી ગઈ—ધમાચકડી બોલી.

ત્યાં તો મેડા પરથી કોઇક ધસ્યું. એ ધસનાર ભૂસ કરતા મેડેથી પડ્યા. ત્યાં તો અંદરના બીજા ઓરડાઓમાંથી બીજા છુપાયેલા દોડ્યા. પટકાઈ પડનારો બાબર દેવો હતો. મેડી પરથી હેબતાઈને નીચે ઊતરતાં પડી જનાર વડા અધિકારી સાહેબ હતા. ઓરડે ઓરડેથી ધસી આવનાર શસ્ત્રબંધ પોલીસો હતા. સર્વમાં ગભરાટ હતો છેવટે સૌએ મળીને એક બાબરને દબાવી દીધો.

બાબરને અંદર હડસેલી દઈને બહારથી જ નાઠેલા માણસની પાછળ તબડકી થઈ. નાસતો ભાઈબંધ ચોરા પાસે થઈને નીકળ્યો. ચોરા પર ગેંડરાઈને ઊભેલા એક માણસે આ નાસતા માણસને બહારવટિયો માની તેની પાછળ દોટ મૂકી. અને પાછળ દોડતા આવેલા પોલીસે એ દોટ કાઢનાર ચોરાવાળા માણસને બહારવટિયો સમજી બંદૂક છોડી. પીઠમાં ગોળી ચોંટતાં જ એ ચોરાવાળા માણસના ત્યાં ને ત્યાં રામ રમી ગયા.

પોલીસ આવીને જુએ ત્યાં તો હાયકારો નીકળી ગયો: 'આ તો રેલવે-ફોજદાર!'

ના પાડવા છતાં જે આગ્રહપૂર્વક જશ લેવા જોડાયો હતો તે જ એ રેલવેવાળો મરાઠો ફોજદાર!

* * *

જલાલપુરની સીમમાં તે વખતે વેલડું લઈને બે આદમીઓ બેઠા હતા. ગામમાં બંદુકોની ફૂડાફૂડી બોલી તે એમણે સાંભળી. લોકોનો દેકારો સાંભળ્યો. તેઓ પામી ગયા. વેલડું જોડીને નાઠા. ગામ ઢુંડાવથી બાબરને પોતાના વેલડામાં બેસારીને આંહીં લઇ આવનાર પેલા બે ભાઈઓ—હતા, જેમનો ભગત પિતા મુખી હતો.

ઘેર જઈને એમણે ઘરમાં રાહ જોઈ બેઠેલ એક જુવાન ઓરતને કહ્યું: 'ચાલો ભાભી!'

'ક્યાં?' સ્ત્રીએ પૂછ્યું.

'કાવી.'

'કેમ?'

'બાબરભાઈએ કહ્યું છે કે એને રોકત થઇ ગઈ છે. તે તમને કાવી પહોંચતાં કરી દેવાં.'

રાતોરાત એ સ્ત્રીને—બાબરની સ્ત્રીને—એ બેઉ જણાએ ઉપાડી. પરોઢિયે બેઉ પાછા આવ્યા. તે પછી એ ઓરત ક્યાં ગઈ, કાવી પહોંચી કે નહિ, જીવતી રહી કે મૂઈ, તેનો પત્તો આજ સુધી મળ્યો નથી.

આ બે પુત્રોનો ભગત પિતા, કે જેને બાબર પકડાઈ ગયાની ખબર પડી ગઈ હતી, તે બાબરની સ્ત્રીના અદૃશ્ય થવાથી વધુ હેબતાઈ રહ્યો. અને છોકરા બંને તો પ્રભાત પડ્યા પૂર્વે વળી પાછા પલાયન થઈ ગયા.

પ્રભાત પડ્યું. પોલીસ કોટાદોટ આવી પહોંચી. જપ્તી

માટે આ ઘરમાં પેસતાં જ પોલીસે દીઠું–પિતાનું દોરડે લટકતું મુડદું. બાપે ગળાફાંસો ખાધો હતો.

* * *

'મેં બેન કહેલી મણિ શું ખૂટી ?'

બાબરની એ શંકાનું તો તુરત સમાધાન થઈ ગયું: પોલીસે છોટાને અને મણિને તો બાજુના ઘરમાં પૂરી રાખ્યાં હતાં. હિંડોળે બેસીને મણિનો પાઠ ભજવનાર–ને બારણાં ઉઘાડનાર એક પોલીસ હતો.

જેને પકડવા જતાં નખશિખ શસ્ત્રધારી પોલીસ–વડા પણ મેડેથી ગબડી પડ્યા હતા, જેના તાપથી ચમરબંધીઓનાં પણ ગાત્ર વછૂટતાં હતાં, તે બાબર દેવો ફાંસીને માંચડે ચડવા ટાણે, ૧૯૨૪માં, પોકે પોકે રોઈ પડ્યો –ઢગલો થઈને ધરતી પર બેસી ગયો, એને પકડીને ઊભો કરી લટકાવવો પડેલો !

---

* ખેડા અને ભરૂચ જીલ્લામા ૧૯૧૮થી ૨૪ સુધી ચાલેલા આ ભયાનક બહારવટાની કથા શ્રી. રવિશંકર મહારાજે કહેલી વાતોમાંથી તારવી છે. કેટલાંક પાત્રો (જીવતાં તેમજ મુએલાં) નાં નામ મેં પડતાં મૂકયાં છે.

આ બહારવટા અંગે ચોર કોટવાળને દંડે એ ન્યાયે સરકારે જીલ્લાની સમસ્ત પ્રજા પર 'હૈડીઆ વેરો' (પ્યુનીટીવ ટેક્સ) નાખેલો તેની સામે પ્રજાએ ઝુંબેશ ઉઠાવીને, ના–કરની લડત લડી ફક્ત દોઢ મહિનામાં એ રદ કરાવેલો, તેનો ઇતિહાસ એકત્ર થાય છે.

બાબરની મા હેતાએ અદાલતમાં મેજીસ્ટ્રેટને કહેલું કે 'હજુ તો એક દીપડું છૂટું મેલ્યું ત્યાં આટલા ગભરાઇ ગયા છો, તો પછી મારા પાંચ શિલંકા (સિંહના જેવી કમ્મરવાળા દીકરા) છૂટશે તે દા'ડે તમારું શું થશે !'—ઝ.

# રજવાડી હિંદનો પરાજય

[ પાન ૬૭ થી અનુસંધાન ]

પણ વેલેસ્લીએ તરત તે પર અમલ ન કરતાં વિલાયત લખી, પોતાના પાપી દિલને માટે આશ્વાસન મેળવી લીધું કે ત્યાંના તેના માલિકોને આ મુલક ખાલસા કરવાની નીતિમાં વાંધો નથી. આમ ૧૮૦૧માં વેલેસ્લી કર્ણાટક લઇ લેવા તૈયાર થયો, ત્યાં તો તેનો નવાબ મરી ગયો. એટલે વારસાનો કજિયો જગવી તેણે એવો નવાબ ગાદીએ બેસાડયો કે તેણે પોતે પોતાની નવાબી ખાલસા કરવાના અને પોતાને પેન્શન સાથે નવાબી કાયમ આપવાના વિચિત્ર કાગળ પર સહી કરી આપી. પદભ્રષ્ટ કરેલા પણ હકદાર વારસે વિલાયતમાં અરજી કરી; તેનું કાંઇ ચાલ્યું નહિ; અને બીજે વર્ષે કોઈ અગમ્ય રીતે* તે મરી ગયો. લગભગ સાથે જ તાંજોરનો, આવી જ રીતે પદભ્રષ્ટ કરાયેલો રાજા પણ મરી ગયો. અંતે તેની કથા જોઈએ.

## ૩

તાંજોરનું હિંદુ રાજ્ય મરાઠાઓનું હતું. ૧૮મા સૈકામાં જ્યારથી અંગ્રેજો ફ્રેન્ચો જોડે લડતા થયા, ત્યારથી તે રાજ્યે અંગ્રેજોનો પક્ષ કર્યો હતો. નાણાંની જરૂર પડે ત્યારે એ રાજ્યને જ ઝૂડવામાં આવતું હતું. તેની જોડે 'કાયમી મૈત્રી'ની સલાહો પણ થઇ હતી...... અંગ્રેજ કંપનીનું ભાડૂતી લશ્કર પણ ઈ. સ. ૧૭૭૩માં ત્યાં મૂકવામા આવ્યું હતું. છતાં કંપનીના કારભારીઓને એટલાથી સંતોષ નહોતો. તેથી તેમણે તાંજોરના રાજા અમરસિંગને ઉઠાડી કાઢવા પણ પેરવી કરી; પણ સર જોન શોરે એ રદ કરી. હવે વેલેસ્લી આવ્યો, તેણે એ અધૂરું કામ પૂરું કર્યું."

કંપનીના સંચાલકોએ (ઇ. સ. ૧૭૯૯ મા) એને કહેલું કે, ટીપુ જોડેના યુદ્ધને બહાને કર્ણાટક ને તાંજોર બેઉ લઇ લેજો. પણ તે યુદ્ધ ઝટ પતી જવાથી, તાંજોર માટે પણ એ બહાનાનો લાગ વીતી ગયો. ઘેટા–વરુ વચ્ચે બહાનાની ખોટ શી ? ૧૭૮૬થી રાજા તરીકે ગાદી ભોગવનાર અમરસિંગ કાયદેસર વારસ નથી એવી આબાદ શોધ ઇ. સ ૧૭૯૯માં જાહેર કરવામાં આવી ૧૭૮૬માં જેને કાયદેસર ન ગણી રદ કરેલો તેને હવે કાયદેસર જાહેર કરવામાં આવ્યો. અને તેણે નવી સંધિ કરી કે, હું તાંજોરનો રાજા મારું રાજ્ય કંપનીને સોંપું છું અને રાજા તરીકે મને પેન્શન આપવું ! વેલેસ્લીની નીતિ જ હતી કે જે કરવું તેમા તેને લગતા રાજાની સહી લેવી; અને હિંદના રાજાઓની દશા એવી હતી કે, તેઓ એવું મતું મારી આપતા ! અને આવી સંધિઓ સ્વતંત્ર રાજવીઓએ કરેલી સંધિ મનાતી. એ તો કમાલ બુદ્ધિની વાત છે.

આટલે આવતાં વેલેસ્લીના સપાટાનો પૂર્વરંગ પૂરો થાય છે. આજનાં બંગાળ, બિહાર, તથા યુ.પી.નો અયોધ્યા પ્રાંત, અને મદ્રાસ ઇલાકો એટલું તેણે રાતું રંગી લીધું. હવે બાકી રહે છે મરાઠાઓ, કે જે અંગ્રેજોની હિંદી સલ્તનત થવામાં છેલ્લા વિરોધીઓ હતા. હવે વેલેસ્લીએ તે દિશામાં પોતાનો હાથ લંબાવ્યો ભલે એ બાજુ તે પૂરી ન કરી શક્યો, પરંતુ ત્યાં ગાબડું તો પાડ્યું જ. એ કેવી રીતે તે સમજવા પાછું મરાઠા રાજ્ય–મંડળના ઘાતક આંતરકલહોનું જાણું સમજવું જોઈશે.

---

by circumstances which strongly exite them, their understandings are dragged, like those of other men, towards a conformity with their desires; & they are not guarded against the prossest illusions of self-deceit by those Salutary influences which operate upon the human mind in a more favourable situation.' (P. 545)

* "The malady, supposed a dysentry, began; and, in display of the resentments of the family, his situation was concealed from the Eng. govt., & the medical assistence of the Eng. refused till the case was desperate."—Mill P. 558–9

'ઠીક ભલા આદમી! ચાલો.' એમ કહીને એ મંડળીને લઈને આગેવાન ખેતરો સોંસરા આગળ વધ્યા. થોડી વારે આખું મંડળ ગાયેબ બન્યું.

એ હતા વડોદરાના પોલીસ-કમિશનર અને એમના પચીસ-પચાસ જોડીદાર: પૂરેપૂરા હથિયારબંધ, સુરંદા, ચૂંટીને લીધેલા.

ને પેલો જશ લેવાનો લાલચુ હતો રેલવેનો મરાઠો ફોજદાર—એ વગર વરધીએ જોડાયો—એને જશ મેળવવો હતો!

જલાલપર ગામમાં એ મંડળી કોઈ ન જાણે એમ ગોઠવાઇ ગઈ.

*　　*　　*

છોટિયા લવાણાના ઘરમાં એક દીવો ટમટમી રહ્યો છે. બારણાં અંદરથી બંધ છે. બારણાંની સામોસામ અંદર જે હિંડોળો છે તે રોજની માફક ધીરે ધીરે ચાલી રહ્યો છે. હીંડોળે એક માનવી બેઠું છે. તેના અંગ પર પહેરવેશ સ્ત્રીનો છે. છોટિયાની વહુ મણિનું એ હમેશનું આસન છે.

'મણિબોન!' રાત સારી પેઠે અંધારી ગઇ હતી તે વેળાએ બહારથી બારણે એક તદ્દન હળવો ટહુકો પડ્યો: 'મણિબોન! ઊઘેડો!'

બારણાં ઊઘડ્યાં. ઉઘાડનાર સ્ત્રી-વેશી પાઠ વાળીને ત્વરિત ગતિએ પાછું વળી ગયું.

ઉઘડાવનાર આવેલુ બે જણા હતા. એમાંનો એક જેણે 'મણિ! બોન! ઉઘાડ!' એમ કહ્યું હતું તે બારણાંમાં પેઠો, પણ પેસતાં તુરત જ ખચકાઈ જઈ પગ પાછો બહાર લેતોક સાથીદારને કહી ઊઠ્યો: 'અલ્યા, દગો લાગે છે!'

'હવે દગો તે શાનો! હાળા! ઝટ પેસ ને!' એમ કહેતેક ને સાથીદારે પેલા 'દગો' કહેનારને અંદર ધક્કો દઈને એટલા જોરથી ધકેલ્યો કે એ આદમી બારણાંની અંદર ભૂસ દઈને પટકાઈ પડ્યો.

એ પાછો ઊઠે તે દરમિયાન તો બારણાંની બેઉ બાજુથી બે જણાઓ એના પર તૂટી પડ્યા—બથ ભરી ગયા. પડનાર એટલો જોરાવર હતો કે બાથંબાથાં મચી ગઈ—ધમાચકડી બોલી.

ત્યાં તો મેડા પરથી કોઈક ધસ્યું. એ ધસનાર બૂમ કરતા મેડેથી પડ્યા. ત્યાં તો અંદરના બીજા ઓરડાઓ-માંથી બીજા છુપાયેલા દોડ્યા. પટકાઈ પડનારો બાબર દેવો હતો. મેડી પરથી હેબતાઈને નીચે ઊતરતાં પડી જનાર વડા અધિકારી સાહેબ હતા. ઓરડે ઓરડેથી ધસી આવનાર શસ્ત્રબંધ પોલીસો હતા. સર્વમાં ગભરાટ હતો છેવટે સૌએ મળીને એક બાબરને દબાવી દીધો.

બાબરને અંદર હડસેલી દઈને બહારથી જ નાઠેલા માણસની પાછળ તબડકી થઈ. નાસતો ભાઈબંધ ચોરા પાસે થઈને નીકળ્યો. ચોરા પર ગોઠવાઈ ને ઊભેલા એક માણસે આ નાસતા માણસને બહારવટિયો માની તેની પાછળ દોટ મૂકી. અને પાછળ દોડતા આવેલા પોલીસે એ દોટ કાઢનાર ચોરાવાળા માણસને બહારવટિયો સમજી બંદૂક છોડી. પીઠમાં ગોળી ચોંટતાં જ એ ચોરાવાળા માણસના ત્યાં ને ત્યાં રામ રમી ગયા.

પોલીસ આવીને જુએ ત્યાં તો હાયકારો નીકળી ગયો: 'આ તો રેલવે-ફોજદાર!'

ના પાડવા છતાં જે આગ્રહપૂર્વક જશ લેવા જોડાયો હતો તે જ એ રેલવેવાળો મરાઠો ફોજદાર!

*　　*　　*

જલાલપુરની સીમમાં તે વખતે વેલડું લઈને બે આદમીઓ બેઠા હતા. ગામમાં બંદુકોની ફડાફડી બોલી તે એમણે સાભળી. લોકોનો દેકારો સાંભળ્યો. તેઓ પામી ગયા. વેલડું જોડીને નાઠા. ગામ તુંડાવથી બાબરને પોતાના વેલડામાં બેસારીને આંહીં લઇ આવનાર પેલા બે ભાઈઓ—હતા, જેમનો ભગત પિતા મુખી હતો.

ઘેર જઈને એમણે ઘરમાં રાહ જોઈ બેઠેલ એક જુવાન ઓરતને કહ્યું: 'ચાલો ભાભી!'

'ક્યાં?' સ્ત્રીએ પૂછ્યું.

'કાવી.'

'કેમ?'

'બાબરભાઈએ કહ્યું છે કે એને રોકત થઇ ગઈ છે તે તમને કાવી પહોંચતાં કરી દેવાં.'

રાતોરાત એ સ્ત્રીને—બાબરની સ્ત્રીને—એ બેઉ જણાએ ઉપાડી. પરોઢિયે બેઉ પાછા આવ્યા. તે પછી એ ઓરત ક્યાં ગઈ, કાવી પહોંચી કે નહિ, જીવતી રહી કે મૂઈ, તેનો પત્તો આજ સુધી મળ્યો નથી.

આ બે પુત્રોનો ભગત પિતા, કે જેને બાબર પકડાઈ ગયાની ખબર પડી ગઈ હતી, તે બાબરની સ્ત્રીના અદર્શ થવાથી વધુ હેબતાઈ રહ્યો. અને છોકરા બંને તો પ્રભાત પડ્યા પૂર્વે વળી પાછા પલાયન થઈ ગયા.

પ્રભાત પડ્યું. પોલીસ દોટાદોટ આવી પહોંચી. જપ્તી

માટે આ ઘરમાં પેસતાં જ પોલીસે દીઠું–પિતાનું દોરડે લટકતું મુડદું. બાપે ગળાફાંસો ખાધો હતો.

* * *

## 'મેં બેન કહેલી મણિ શું ખૂટી?'

બાબરની એ શંકાનું તો તુરત સમાધાન થઈ ગયું: પોલીસે છોટાને અને મણિને તો બાજુના ઘરમાં પૂરી રાખ્યાં હતાં. હિંડોળે બેસીને મણિનો પાઠ ભજવનાર–ને બારણાં ઉઘાડનાર એક પોલીસ હતો.

જેને પકડવા જતાં નખશિખ શસ્ત્રધારી પોલીસ–વડા પણ મેડેથી ગબડી પડ્યા હતા, જેના તાપથી ચમરબંધીઓનાં પણ ગાત્ર વછૂટતાં હતાં, તે બાબર દેવો ફાંસીને માંચડે ચડવા ટાણે, ૧૯૨૪માં, પોકે પોકે રોઈ પડ્યો –ઢગલો થઈને ધરતી પર બેસી ગયો, એને પકડીને ઊભો કરી લટકાવવો પડેલો !

---

* ખેડા અને ભરૂચ જીલ્લામાં ૧૯૧૯થી ૨૪ સુધી ચાલેલા આ ભયાનક બહારવટાની કથા શ્રી. રવિશંકર મહારાજે કહેલી વાતોમાંથી તારવી છે. કેટલાંક પાત્રો (જીવતાં તેમજ મુએલાં) નાં નામ મેં બદલાં મૂક્યાં છે.

આ બહારવટા અંગે ચોર કોટનાળને દંડે એ ન્યાયે સરકારે જીલ્લાની સમસ્ત પ્રજા પર 'હૈડીઆ વેરો' (પ્યુનીટીવ ટેક્સ) નાખેલો તેની સામે પ્રજાએ જુંબેશ ઉઠાવીને, ના–કરની લડત લડી ફક્ત દોઢ મહિનામાં એ રદ કરાવેલો, તેનો ઇતિહાસ એકત્ર–થાય છે.

બાબરની મા હેતાએ અદાલતમાં મેજીસ્ટ્રેટને કહેલું કે 'હજુ તો એક દીપડું છૂટું મેલ્યું ત્યાં આટલા ગભરાઇ ગયા છો, તો પછી મારા પાંચ શિલંકા (સિંહના જેવા કમ્મરવાળા દીકરા) છૂટશે તે દા'ડે તમારું શું થશે !'—ઝ.

# રજવાડી હિંદનો પરાજય

[ પાન ૬૭ થી અનુસંધાન ]

પણ વેલેસ્લીએ તરત તે પર અમલ ન કરતાં વિલાયત લખી, પોતાના પાપી દિલને માટે આશ્વાસન મેળવી લીધું કે ત્યાંના તેના માલિકોને આ મુલક ખાલસા કરવાની નીતિમાં વાંધો નથી. આમ ૧૮૦૧માં વેલેસ્લી કર્ણાટક લઇ લેવા તૈયાર થયો, ત્યાં તો તેનો નવાબ મરી ગયો. એટલે વારસાનો કજિયો જગવી તેણે એવો નવાબ ગાદીએ બેસાડયો કે તેણે પોતે પોતાની નવાબી ખાલસા કરવાના અને પોતાને પેન્શન સાથે નવાબી કાયમ આપવાના વિચિત્ર કાગળ પર સહી કરી આપી. પદભ્રષ્ટ કરેલા પણ હકદાર વારસે વિલાયતમાં અરજી કરી; તેનું કાંઇ ચાલ્યું નહિ; અને બીજે વર્ષે કોઈ અગમ્ય રીતે* તે મરી ગયો. લગભગ સાથે જ તાંજોરનો, આવી જ રીતે પદભ્રષ્ટ કરાયેલો રાજા પણ મરી ગયો. અંતે તેની કથા જોઈએ.

### ૩

તાંજોરનું હિંદુ રાજ્ય મરાઠાઓનું હતું. ૧૮મા સૈકામાં જ્યારથી અંગ્રેજો ફ્રેન્ચો જોડે લડતા થયા, ત્યારથી તે રાજ્યે અંગ્રેજોનો પક્ષ કર્યો હતો. નાણાંની જરૂર પડે ત્યારે એ રાજ્યને જ ચૂસવામાં આવતું હતું. તેની જોડે 'કાયમી મૈત્રી'ની સલાહો પણ થઇ હતી..... અંગ્રેજ કંપનીનું ભાડૂતી લશ્કર પણ ઈ. સ. ૧૭૯૩માં ત્યાં મૂકવામાં આવ્યું હતું. છતાં કંપનીના કારભારીઓને એટલાથી સંતોષ નહોતો. તેથી તેમણે તાંજોરના રાજા અમરસિંગને ઉઠાડી કાઢવા પણ પેરવી કરી; પણ સર જોન શોરે એ રદ કરી. હવે વેલેસ્લી આવ્યો, તેણે એ અધૂરું કામ પૂરું કર્યું.

કંપનીના સંચાલકોએ (ઇ. સ. ૧૭૯૯ મા) એને કહેલું કે, ટીપુ જોડેના યુદ્ધને બહાને કર્ણાટક ને તાંજોર બેઉ લઇ લેજો. પણ તે યુદ્ધ ઝટ પતી જવાથી, તાંજોર માટે પણ એ બહાનાનો લાગ વીતી ગયો. વેઠા–વરુ વચ્ચે બહાનાની ખોટ શી? ૧૭૮૬થી રાજા તરીકે ગાદી ભોગવનાર અમરસિંગ કાયદેસર વારસ નથી એવી આબાદ શોધ ઇ. સ. ૧૭૯૯માં જાહેર કરવામાં આવી. ૧૭૮૬માં જેને કાયદેસર ન ગણી રદ કરેલો તેને હવે કાયદેસર જાહેર કરવામાં આવ્યો. અને તેણે નવી સંધિ કરી કે, હું તાંજોરનો રાજા મારું રાજ્ય કંપનીને સોંપું છું અને રાજા તરીકે મને પેન્શન આપવું ! વેલેસ્લીની નીતિ જ હતી કે જે કરવું તેમાં તેને લગતા રાજાની સહી લેવી; અને હિંદના રાજાઓની દશા એવી હતી કે, તેઓ એવું મતું મારી આપતા ! અને આવી સંધિઓ સ્વતંત્ર રાજવીઓએ કરેલી સંધિ મનાતી. એ તો કમાલ બુદ્ધિની વાત છે.

આટલે આવતાં વેલેસ્લીના સપાટાનો પૂર્વરંગ પૂરો થાય છે. આજનાં બંગાળ, બિહાર, તથા યુ.પી.નો અયોધ્યા પ્રાંત, અને મદ્રાસ ઇલાકો એટલું તેણે રાતું રંગી લીધું. હવે બાકી રહે છે મરાઠાઓ, કે જે અંગ્રેજોની હિંદી સલ્તનત થવામાં છેલ્લા વિરોધીઓ હતા. હવે ... દિશામાં પોતાનો હાથ લં... બાજુ તે પૂરી ન કરી શ... ગાબડું તો પાડ્યું જ. સમજવા પાછું મગ... ઘાતક આંતરકલહો જોઈશે.

---

by circumstances which strongly exite them, their understandings are dragged, like those of other men, towards a conformity with their desires; & they are not guarded against the prossest illusions of self-deceit by those Salutary influences which operate upon the human mind in a more favourable situation.' (P. 545)

* "The malady, supposed a dysentry, began; and, in display of the resentments of the family, his situation was concealed from the Eng. govt., & the medical assistence of the Eng. refused till the case was desperate."—Mill P. 558–9

અને એનુ દ્વાર ત્યજી ગયેલી પ્રિયાનુ પુનરાગમન થતા તો એને ઘોર નિરાશામાથી સનાતન પ્રકાશ સાપડતો લાગે છે એના અતરમા પરમાનદ થાય છે અને જીવનની વીતી ભૂલીને એ નાયિકાને સત્કારે છે (ખડ પમો)

સવિતા પૂર્વમા જાગે પત્ર ખીલે પ્રફુલ્લિત અને

મગન દિલ થયુ પ્રણયાબ્ધિમા

કોઇ પૂર્વના પુણ્યબળે જ તેઓ ફરી મળી શક્યા એમ નાયક કહે છે આથમેલી ચન્દ્રિકા પુન ખીલતા બિડાયેલા ઉરપોયણા પ્રિયાના પ્રેમપીયૂષવર્ષણે પુન પ્રફુલ્લી ઊઠે છે, અને 'પથ દેખાડજો પિતા' એવી પ્રાર્થના સાથે આ પ્રણયી જોડુ નવપ્રસ્થાન આદરે છે

પરતુ એમનો આ સહયોગ કેમ જાણે વિધાતાને માન્ય ન હોય' એમના આ સહજીવનની કેમ જાણે અનેય અદેખાઈ થઈ આવી હોય, તેમ ઓચિતુ જ નાયિકાનુ અવસાન થાય છે (ખડ છઠ્ઠો) અને નિષાદના શરાઘાતથી ક્રૌંચમિથુનમનુ એક વીંધાઈ મરતા જેમ વિધુર ક્રૌંચ હૈયાફાટ કલ્પાંત કરે તેમ નાયકનુ અતર પણ કલ્પાંત કરી ઊઠે છે

શાચુ તોયે ઘનતિમિરમ

શોક હૈયે ધરીને

તારા મીઠા સ્મરણ કરતે

ગૂથુ આહી રહીને

તે તો ગયુ પ્રિય સખી હતુ

પ્રેમનુ ગીત મીને

આજે તેના મધુર ધ્વનિઓ

હુ સુણાવુ જ તોને

શોકનિમગ્ન હૃદય જીવન અને મૃત્યુના ગહન રહસ્યો સમજવા અને તેમાથી શક્ય એટલુ સાત્વન મેળવવા મથે છે મૃત્યુની ભીષણતા એને ડારતી નથી એની પરમ મગ્નતા જ એ તો સારવે છે 'જગત ક્યારીમના માનવતરુને પેલો મહા કૃષિવલ મૃત્યુ અહીંથી ઊચકી સપૂર્ણ જીવન જીવવાને અનતતાના ક્યારમા રોપે છે' એ આખી કલ્પના જ કેવી અદ્ભુત અને સચોટ છે!

ચિરવિયોગજનિત વિષાદ અને વેદના તા અનુભવતા નાયક પ્રિય-સસ્મૃતિ જીવનસમીક્ષામા સરી જાય છે અને એ ચિતનમાથી એને એક નવુ જ દર્શન લાધે છે મૃત્યુ પછી મૃત્યુ ન રહેતા નવ જીવન બની રહે છે

પશ્ચિમાબ્ધિ દીસે 'સધ્યા',

પૂર્વાબ્ધિ તે જ છે ઉષા

એકના એક રગોમા

છે અસ્તોદય મંજૂષા!

ફેર છે માત્ર દૃષ્ટિનો,

દેશ-કાલાતરો તણો

આથમે તેજ ઊગે છે ક્રમ એક સ્વરૂપનો

મેઘધનુષ્યની જેમ આ પ્રેમધનુષ્ય પણ અનેક દૃષ્ટિએ મનોહર છે એમા 'સનાતન ત્રિકોણ'ની પ્રણયકથા છે વિધવિધ ભાવાવેશ અને ઊર્મિતરગો, મનોમથનો અને પ્રકૃતિદર્શનોનુ વિધવિધ વૃત્તોમા પ્રસગોચિત સબળ સચોટ આલેખન છે, દિવસોના દિવસો લગી ગુજ્યા જ કરીએ એવી કર્ણરસાયન-લલિત મજુલ પદાવલિ છે સપ્રકાશ પ્રાસાદિક બાની છે, સુકુમાર કલ્પનાના ચાદરણા તેમ જ તરલ તરગોના વેલબુટ્ટા છે, ક્યાક કવિત્વના ઝબકારા છે તો ક્યાક વળી ચિતનના ચમકારાય છે, અને આ બધને કારણે 'પ્રેમધનુષ્ય' એકદરે સુવાચ્ય કાવ્ય બની આવ્યુ છે

હા એમાની એક-બે બાબતો કોઈ પણ કવિતા-રસિયાને જરૂર ખટકવાની સૌ પ્રથમ નજરે ચડે છે દૃષ્ટિ ફેરી એધાણુ (૩૯) પ્રિયા કેરુ નખ (૪૧) એ જ છે વિશ્વમારી (૯૪) જેવા વ્યાકરણદોષો અને સહજીવનના અર્થમા સજીવન મુદિતને સ્થાને મુદ, કે રમણીયને બદલે રમણા ભાષાભૂલો જે સહજ પ્રયત્ને નિવારાય એમ છે સસ્કૃત વૃત્તોમા તત્સમ શબ્દોના ઉચ્ચાર ક્યારેક દીર્ઘને બદલે હ્રસ્વ કે હ્રસ્વને બદલે દીર્ઘ કરવા પડે છે તેય રસભગ કરતા હોઇ ખૂચે છે જરા વધારે ધ્યાનપૂર્વક વાચનારને બીજી પણ એક ત્રુટિ એમા જડી આવવાનો પૂરો સભવ છે અને તે, કથામાના અસગતીદોષ આ સળગ કાવ્યની રચનાનો જેમ છો ઇતિહાસ કવિએ પોતાના નિવેદનમા આપ્યો છે તે પરથી જાણવા મળે છે કે ૧૯૩૬થી ૧૯૪૩ના ગાળામા વખતોવખત અનેક સુધારાવધારા થતા છેક ૧૯૪૪મા 'પ્રેમધનુષ્ય' તેના અત્યારે છે તે છેવ્લા સ્વરૂપમા પ્રગટ થવા પામ્યુ છે કાવ્યરચનાની શરૂઆત કરતી વેળાએ કવિના મનમા એને 'મુગ્ધ પ્રેમનુ સળગ કરુણાત કાવ્ય બનાવવાનો સ્વપ્નેય ખ્યાલ નહિ હોય પછી જેમ જેમ ખડો લખાતા ગયા તેમ તેમ કથા-આયોજનની કઈ આછી આછી રેખાઓ ઊઠતી આવી હશે 'સજીવન' નામક બીજા ખડમા નાયક કહે છે—

'બાલ્યાવસ્થે ખેલના ખેલ કેવા!

હુ નાનો તુ બાલિકા એક નાની

બને જાતા સાથ સાથેય એવા

વાતો મીઠી બોલતા હોય શાની

વરવહુ સરખા ચાલતા ખેલતા ને- (રા

જોવા જેવુ જીવન જીવતા,

આજ તે મૂર્ત જાણે'

તો વળી 'વિરહ' નામક ત્રીજા ખડમા એ જ નાયક કહે છે—

'તેમની પ્રથમ પેલી પળે હતા આપણે બે મળ્યા અણજાણ્યા, જ્હોતી થઈ વાતચીત (૩૧)

પરતુ એથીય વધુ ગભીર અસગતીદોષ તો છે નાયક-નાયિકાના 'લગ્ન વિષેનો ત્રીજા ખડમા નાયક કહે છે— લગન તો થઈ ગયુ, મધુમ સ વીતી ગયો (૩૨) અને ત્યાગ નામક ચોથા જ ખડમા

'આકાશને મડપ ઝુમ્મરો જગે

બાધ્યો મહા ચદરવો સુશોભતો,

ચારે દિશા વસ બની ઊભેલી

હિમ દ્રિ ચોરી જગચોકમા રચી

એવા સુભવ્ય લગ્નમડપનુ વર્ણન કરી ઉમેરે

પ્રિયા તને સ્વપ્ને હતુ સુણાવ્યુ

આ, એક પેલી નવ પૂર્ણિમાએ

એમ ફેરવી તોળે અને

'નાવી ઘડી મગલ એ કદી પે-

એ વેળ પ્હેલા સખી દૂર આપણે

થયા—ગયા ભિન્ન દિશા પથે પડી (૬૦)

આમ લગ્ન ન થઇ શક્યા ને વિચ્છેદ થતા તેનો વિષાદ ગાવા બેસી જાય એ તે કેવો [illegible] તો સાધાત!

પ્રેમધનુષ્યનુ ફલક જેટલુ વિશાલ છે એટલુ જ એની કથાનુ પોત પણ જો ઘટ્ટ હોત, લોલવિલોલ કલ્પનાતરગની ભાત જેવી નયનાભિરામ છે એવુ જ રસઘન અને કવિત્વપૂર્ણ એનુ ચિતન-દર્શન પણ હોત, અને સોનાની થાળીમા લોઢાની મેખ જેવા ઉપરોક્ત દોષો જો જરા વધારે કાળજીપૂર્વક નિવારાયા હોત તો આ કૃતિ અત્યારે છે એના કરતાય અધિક મનોહર બનત અને અધિક પ્રશસાની અધિકારી થાત એટલુ તો નિ શક કહી શકાય

પ્રકાશક : લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી, ભારતી સાહિત્ય સંઘ, ૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ
મુદ્રક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ. સ્વામય મુદ્રણાલય. રાણપર ( કાઠિયાવાડ )

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

● ‘ઊર્મિ’ વર્ષ ૧૫ ● ‘નવરચના’ વર્ષ ૧૦ ● અંક ૧

**મે ૧૯૪૫**


●

અ નુ ક્ર મ

●




વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૬-૦-૦ : પરદેશમાં રૂ. ૯-૦-૦

છૂટક નકલ ૧૦ આના

ભારતી સાહિત્ય સંઘ

ભીમરાજ બિલ્ડિંગ, નવી હનુમાનગલીને નાકે, કાલબાદેવી રસ્તો, મુંબઈ-૨

૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ-૬

# સમાજ, સાહિત્ય અને સંસ્કારનું દર્શન



ઘોંડોપંત કર્વે

મુંબઇ ઇલાકાના મહાન સરકારરનામી આચાર્ય ઘોંડોપંત
કર્વેએ અમદાવાદમા આવીને
ગૂજરાત યુનિવર્સિટીના કાર્યકરોને
જે પ્રોત્સાહન પાયુ તે સવેળાનુ
છે કહેવાતા ધાર્મિક સમારંભો
પાછળ ગાંડી અને વેરની બનીને
ગુજરાતની પ્રજા આજે જ્યારે
યુદ્ધ-નફાની અઢળક કમાણીનો
દુર્વ્યય કરી રહી છે ત્યારે ગૂજ
રાતનુ નવવિધાન કરવાને માટે
અતિ આવશ્યક એવી ગૂ યુ ની
પ્રવૃત્તિને એકેક હજાર જેવી
મામૂલી રકમ દેનાર માત્ર
હજાર માણસો પણ બહાર પડતા નથી એ
આપણુ વાતાવરણ છે વાતાવરણ ઉત્સાહને ભાગી
નાખનારુ છે એવા વાતાવરણમા સ્ફૂર્તિ આણનાર
શબ્દો શ્રી કર્વેએ સભળાવ્યા છે એમણે દાતાઓનો
દોષ કાઢ્યા વગર ધનિકોને મહેણા માર્યા વગર સમગ્ર
ભાર કાર્યના શ્રદ્ધાભર્યા ત્વરિત શ્રીગણેશ પર તેમજ
કાર્યકરોના અતૂટ ઉત્સાહ પર મૂક્યો છે એમણે કહ્યુ કે–

વિશ્વવિદ્યાલય એક વાર શરૂ કરો પૈસાની રાહ
જોતા બેસી રહેવા જરૂર નથી સરકાર તેને પ્રમાણિત
કરે તેની પણ પરવા ન કરો પ્રજા તમારુ કામ જોશે
એટલે નાણા નદીની માફક વહેશે છેવટે સરકારને પણ
પ્રમાણિત કર્યે જ છૂટકો છે'

આ પ્રોત્સાહન પોકળ નથી પણ બોલ્યા પ્રમાણે
કરી બતાવનાર એક અધિકારપ્રાપ્ત ઉત્સાહમૂર્તિ કર્મ
યોગીનુ આ પ્રતીતિજન્ય કથન છે મુંબઇ યુનિ ની
પ્રતિકૂળ કેળવણીમા પિસાઇ નિરર્થક જતી નારી–
શક્તિને મુક્તિ અપાવનારી સ્રીઓચિત શિક્ષણ-પ્રણાલિ
સ્થાપવાના એટલે કે કર્વે મહિલા વિદ્યાપીઠ ખડી કર
વાના એમના પ્રથમ પ્રયાસના દિવસોને યાદ કરતાં
એમણે જણાવ્યુ કે—

'૧૯૧૧ થી ૨૦ સુધી અમારા વર્ગોમાની ઓર
ડીઓમા પાંચ પાંચ વિદ્યાર્થિનીઓથી ચલાવતા પણ

શિક્ષકોમા ભાવના હતી અ
માધ્યમિક કેળવણીથી શરૂઆત
હતી હેરાનગતીઓથી અમે હારી
ગયા

આટલા સાદા શબ્દો પણ
તો તુમુલ યુદ્ધનો
ઇતિહાસ પડયો છે, કે જે આ યુદ્ધ
પોતના શ્રોતાઓને કહ્યો નથી
હજુ હમણા જ, સ્વ વિઠ્ઠલદાસ
ઠાકરશી તરફની મળેલી મોટી રક
કે જેના પર તો કર્વે-વિદ્યાપીઠ
મદાર હતો એ જ જ્યારે એક
સુધી વાધામા ગયેલી ત્યારે આ
યશ્રી કર્વેના કાર્યકરમંડળે દાખ
ધ્યેયોપાસના એ આપણા દેશના થોડાએક ઉજ્જ્વ
પ્રકરણોમાનુ એક છે

બીજી કેટલીક કીમતી ચેતવણીઓ એમણે આ
છે કોઈ સંસ્થાની નકલ ન કરવી યુનિવર્સિટી
શિક્ષણ માટે જ હોવી જોઈએ એમા બીજા કોઇ આદ
મિશ્રણ ન હોવુ ઘટે પ્રાથમિક શિક્ષણથી શરૂઆત
છેવટ સુધીની કેળવણી મળી શકે તેવો પ્રબંધ હ
જરૂરી છે માધ્યમ પ્રાતિક ભાષાનુ જ અંગ્રેજીનો
યોગ અનુસ્નાતક વિભાગમા થાય તો વાંધો નથી,

છેવટે એમણે જે કહ્યુ છે તે આપણા આજે
લાઘવગ્રંથિથી પીડાતા પ્રાતમાનસને સચેત અને સ્
બનાવશે 'ગુજરાત પ્રાત અખિલ હિંદમા
ભર્યો ભાગ લઈ શકયો છે ગુજરાતમા ઘણુ
છે, કાર્યકરો છે, ધગશ છે'

આશા રાખીએ કે બાકીનો એક ગુણ પણ
રાતમા પ્રકટે 'આત્મશ્રદ્ધા

❧ ❧ ❧

રણજિતરામ સુવર્ણચંદ્રકના વર્ષોથી ડોળાયે
પ્રશ્ન પર પ્રજાબંધુના સાહિત્યપ્રિયે એના તા ૨૨-૪
અંકમાં 'ચોથી દિશામાંથી' એ મથાળે ત્રણ
રસિકોનો ટૂંકો પણ માર્મિક વાર્તાલાપ આપ્યો
વખતનો ચંદ્રક કોને આપવો તે બાબત પર

સભા તરફથી સભ્યોની સૂચનાઓ મગાવી છે. વાર્તાલાપ બતાવે છે કે સૂચના ફક્ત સાડાત્રણ લખાઈ આવી છે. એક સૂચના ચંદ્રક ગાંધીજીને આપવાની છે. એ બતાવે છે કે સૂચવનાર ચંદ્રક આપવાનો હેતુ જાણતા નહિ હોય. અમને લાગે છે કે આ 'હેતુ'ની હજુ સર્વગ્રાહ્ય સ્પષ્ટતા થઈ નથી. ત્રણમાંથી એક જણે શ્રી. ગોપાળદાસ પટેલનું નામ આગળ ધરીને ટકોર કરી છે કે 'મૂળે રસ-સાહિત્યના જ ભ્રમર જેવા સાહિત્યકારોને ધર્મસાહિત્ય સાથે લેવા–દેવા હોય જ નહિ. અને ગોપાળદાસે તો પ્રાચીન ધર્મગ્રંથોના બુદ્ધિગમ્ય અનુવાદો કર્યા એટલે તેમનું મૂલ્ય સમજે કોણ ! '

બીજાએ કાળજીવાળા અને શક્તિશાળી અનુવાદો કરનાર શ્રી. ચંદ્રશંકર શુક્લ અને નગીનદાસ પારેખનાં નામો યાદ કરાવ્યાં. પ્રાચીન કલાના ઉદ્ધાર માટે જુનાં ચિત્રો મેળવી છપાવનાર સારાભાઈ નવાબના નામ પર પણ એ વાર્તાલાપમાં થોડાં છાણાં થપાયાં. સા. સ. ના સભ્યોની હમણાંની કલા પાછળની 'ઘેલછા' પણ સપાટામાં લેવાઈ.

નવાં નામો પણ સૂચવાશે તેની અટકળ ચાલી. પત્રકારોમાં અમૃતલાલ શેઠ, નવલકથામાં ગુ. આચાર્ય, પ્રાચીન સાહિત્ય માટે મંજુલાલ મજમુદાર, પુરાતત્વ માટે અમૃત વસંત, ભોગીલાલ સાંડેસરા, વગેરે–એમાં સાહિત્યપ્રિયની ટકોર થઈ કે 'સૂચવનારે એટલો વિવેક વાપરવો જોઈએ કે જે જુવાન સાહિત્યકારો છે તેમની સેવાની કદર માટે હજી કંઈ મોડું થયું ન લેખાય. જેઓને માટે મોડું થઈ જવાનો સંભવ હોય તેઓની પસંદગી તરફ કોઈનું ધ્યાન આકર્ષાય.'

આ વાર્તાલાપ ર. સુ. ચં. પ્રત્યે શિષ્ટ વર્ગમાં વસી ગયેલા મહત્ત્વ તેમજ તેના પ્રદાનની સુપાત્રતા માટેના આગ્રહનું ઠીક ભાન કરાવે છે, પણ તે સાથે બીજો એક ભય પણ જન્માવે છે, કે આ ચંદ્રક પક્ષાપક્ષી અને તાણતાણનો ભોગ બનીને રુચિભંગનું નિમિત્ત બની જશે. જેમનાં નામો આમ જાહેરમાં ચુંથાય તેમની પણ દુર્દશા થાય છે. જેઓ સાહિત્યોપાસનાને સાચા ધ્યેયથી વરેલા છે તેમની નજર કોઈ ચંદ્રક નથી. ચંદ્રકની પ્રાપ્તિને તેઓ બેશક બહુમાન સમજે, પણ એ પ્રાપ્તિ જો મતભેદ, અહમહમિકા અને હરીફાઈના વાતાવરણથી ખરડાયેલી હોય તો તેમનો એથી તેજોવધ થાય. ચંદ્રક મેળવનાર અનધિકારી હોવા છતાં કેવળ બહુમતીથી જ ફાવી ગયો એવી એકાદ વર્ગમાં પણ એને માટે બંધાતી માન્યતા ચંદ્રકમાનને સદાના ડામ જેવું કરી મૂકે. માટે આ બાપડી બેગુનાહ વ્યક્તિઓને આડકતરી રીતે પણ દોષિત ન ઠરાવીએ.

આ અવદશામાંથી માર્ગ નીકળી શકે તેવું છે. અમારો મત એવો છે કે વ્યક્તિઓના કરતાં સર્વોત્તમ કૃતિને માટે ચંદ્રક–દાન થાય, દર વર્ષે લલિત સાહિત્યના ત્રણ ચાર અને લલિતેતરના ત્રણ ચાર એવા સાત આઠ વિભાગોમાંથી એક વિભાગમાં સર્વોત્કૃષ્ટ કાર્ય થયું હોય તેના પર કળશ ઢોળાય, અને એ ઉત્કૃષ્ટતાનો નિર્ણય બબ્બે કે ત્રણ (વધુ નહિ જ) એવી તજ્જ્ઞ વ્યક્તિઓની સમિતિ ઠરાવીને તેમની કનેથી મેળવાય. દરેક સમિતિને એક જ વારને માટે સ્થાપવામાં આવે.

આમ થાય તો, એક તો પ્રત્યેક વિષયમાં એકસામટાં સાતેક વર્ષની સિદ્ધિને ચકાસી શકાશે, એક જ વિભાગની કદર અને બીજાઓની અવગણના થતી અટકશે, અને મતગણતરીમાં રહેલો દોષ દૂર રખાશે. મોટામાં મોટો અનર્થ તો વ્યક્તિઓને વિનાપરાધે ચૂંથવાનો નિવારી શકાશે.



**મુંબઇનાં** ઉપનગરોમાં વીલેપારલે એક શોભીતું નામ ધરાવે છે. એ નામ એની વિશિષ્ટ સંસ્કારિતાને આભારી છે. એ સંસ્કારિતાના સર્જનમાં ત્યાંનાં વાસીઓની અન્ય અનેક મંગલ પ્રવૃત્તિઓની સાથે વીલેપારલે સાહિત્ય સભાનો મોટો હાથ છે. બેચાર સાહિત્યકારો જ્યાં મળે ત્યાં વાદ અને વિતંડા જન્મે અથવા ચાંપલાઈ ને વેવલાઇ નીપજે એવી એક માન્યતાનું વીલેપારલેએ નિરસન કર્યું છે. આ પરું હજુ તો મુઠ્ઠીભર ગુજરાતીઓનું જ નિવાસસ્થળ હતું તે કાળથી એણે સાહિત્ય સભાની સ્થાપના કરી, મુંબઇ ખાતે ધંધાર્થે આવતા સંખ્યાબંધ સાહિત્યકારોને એણે વીલેપારલેમાં વસવા આકર્ષ્યા, બહારવાસી સાહિત્યસેવીઓને માટે પણ એણે પોતાનું પ્રતિષ્ઠાવંતું વ્યાસપીઠ આપ્યું, અને એની ખાસ અધિકતા તો એ થઇ, કે એની સાહિત્યપ્રવૃત્તિ ફક્ત થોડા સાહિત્યકારોમાં જ પૂરાઇ ન જતાં સમગ્ર પરાવાસી જનતાની સાથે ગાઢ સંપર્કને પામી. સમસ્ત ગુર્જર સમૂહ જેનો ભોક્તા બની રહે એવી એક હવા એણે સરજાવી.

આવી સંસ્થા પોતાનાં સત્તાવીશ વર્ષો પૂરાં કરે તે સર્વના અભિનંદનને પાત્ર વાત છે. એની રજતપર્વણી ઉજવાઈ. એમાં નિત્યની માફક મુંબઈ–ગુજરાતનાં સંભાવિત સાહિત્યોપાસકોએ ભાગ લઈ પોતાના જુના સંબંધોને તાજા કર્યા. એના કાર્યક્રમમાં વૈવિધ્ય અને રસોલ્લાસક વાતાવરણ જન્મ્યું.

આ અવસરે એ સંસ્થાના પ્રાણ જેવા (અને એ પરાની કઇ પ્રવૃત્તિના પ્રાણ નહિ !) શ્રી ગોકુળભાઇ ભટ્ટે 'મજલ' નામની એક પુસ્તિકામાં ૨૭ વર્ષની ટૂંકી કાર્યનોંધ પીરસી છે.

સતાવીશ વર્ષની એ કાર્યવહી કોઈ પણ સાહિત્યસભાને શોભા અપાવે તેવી છે. આવી સંસ્થાઓનું પ્રધાનકાર્ય પોતાની આસપાસની સામાન્ય જનતામાં નિરોગી અને પ્રફુલ્લિતકર સાહિત્યરસ પોવવાનું છે. પ્રકાશનો એ ન કરી શકે તો ચાલે, પાંડિત્ય એ ન પ્રકટાવી શકે તોયે ફિકર નહિ; બધા કવિતા રચવા બેસી જાય એવી જરૂર નથી. તેમ બીજી બાજુ માત્ર લલિત વાણી–રસને વિલાસિતામાં પરિણમનાર ચાળે એ લોકોને ન ચડાવે તે ય ચેતવા જેવું; સાહિત્યજીવનને પણ એક–દેશીયતા અને પક્ષપાતનો સદા ભય રહે છે. લાગણીમાં ઉત્તરોત્તર સહૃદયતાનું સંવર્ધન, બુદ્ધિમાં નિત્ય વિસ્તરતા, સારાસારવિવેકનું પોષણ, અને સંઘજીવનમાં નિર્મળ સ્નેહ, નિરાડંબરી સહચાર તેમજ '**सहनाववतु सह नौ भुनक्तु सहवीर्यं करवावहै**'ની ભાવનાનું સિંચન, એ આવી સંસ્થાનાં મંગળ કર્તવ્યો છે. વી. પા. સા. સભાને આજની પર્વણીએ અભિનંદનો દેતાં એની આ પ્રકારની પ્રગતિમાં સફળતા ઇચ્છીએ છીએ.

ॐ

ગુજરાત પાસે રણજીતરામ સુવર્ણચંદ્રક છે; તે પછી મહીડા–ચંદ્રક થયો. સુરતવાસીઓએ નર્મદ–ચંદ્રકની યોજના કરી. ને છેલ્લે છેલ્લે આપણા ભાઈશ્રી યશવંત સ. પંડ્યા, જેણે પાટનગર દિલ્હીમાં ગુજરાતી સાહિત્ય સંસ્કારિતાનું આંતરપ્રાંતીય દ્વાર ઉઘાડીને તેનું અનેક અભિનંદનોને પાત્ર એવું પ્રતિહારકાર્ય કરવા માંડ્યું છે, તેના તરફથી કુમાર માસિકમાં વર્ષ દરમિયાન ઉત્કૃષ્ટ લેખો લખનાર [illegible] માટે કુમાર–ચંદ્રક યોજ્યો છે. પોતે વિવેકી [illegible]ાર હોવા છતાં, ઉત્તમતાની પોતાની પરખબુદ્ધિ


ડૉ. હરિપ્રસાદ દેસાઇ

આપણા ત્રણ સર્વમાન્ય સાહિત્યવિવેકીઓ–શ્રી. બ. ક. ઠાકોર, શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને શ્રી. સુંદરમના હાથમાં સોંપીને સાહિત્યનાં ઇનામ–ધોરણનું ગૌરવ સાચવ્યું છે. એ ત્રિપુટિએ પ્રથમ ચંદ્રક–દાનને પાત્ર ડૉ. હરિપ્રસાદ દેસાઈની રસ વિષયક લેખમાળાને ઠરાવીને પોતાની વિવેકશક્તિ પૂરવાર કરી છે. બિનધંધાર્થી સાહિત્યોપાસકોમાં ડૉ. હરિપ્રસાદનું નામ ઉજ્જવળ છે. ગુજરાતના એ એક અનોખા સંસ્કાર પ્રતિનિધિ છે. ઈતિહાસ, લોકજીવન, પ્રકૃતિ-સૌંદર્ય અને મસ્ત ગંભીર આનંદભરપુર જીવનદષ્ટિ, એ બધાંના ઉપાસક ડૉ. હરિપ્રસાદ જે કંઈ લખે છે તેની અંદર ઉલ્લાસ ઝરે છે. જગતમાં માંગલ્ય અને સૌંદર્ય કેટલું બધું સભર ભર્યું છે તે જોવું હોય, વિષાદ અને વિલાપના ભારે ચગદીમારતી સંસારદષ્ટિની પાર જઇને જો સરજનહારના હસ્તે અનંત અવિરતધારે વરસી રહેલી સુખલીલાને સમજવી હોય તો ડૉ. હરિપ્રસાદની કલમ પાસે જવા જેવું છે. પોતાના પ્રાણમાં પ્રતિદિન જે પુલક ને ઝલક પોતે અનુભવે છે તે જ ડૉ. હરિપ્રસાદ કાગળ પર ટપકાવે છે.

આ રીતે કુમાર જેવું પહેલી હરોળનું સામયિક, તેની અંદર પીરસાતી ઊંચી કક્ષાની વાચન–પ્રસાદી, યશવંત પંડ્યા જેવા હમેશાં છૂપી રીતે સાહિત્યોત્તેજન કરનારા ગુજરાત–પ્રતિનિધિની નિર્મળ નેમ, પુરસ્કરણનાં સુપાત્રને શોધનારી સાક્ષર–ત્રિપુટિ અને એવા પુરસ્કારને સાંપડેલું ડૉ. હરિપ્રસાદ જેવું સુપાત્ર, એ સર્વ અંગોનો સુમેળ સ્વીકાર્યા પછી 'જે એક વાત કરવી રહે છે તે આ એક નહિ પણ સર્વ ચંદ્રકો પરત્વે કહેવા જેવી છે. દૃષ્ટાંત એવું લીધું છે કે જેથી કથનના આશય પરત્વે ગેરસમજણ થાય નહિ. મુદ્દો આ છે, કે ચંદ્રકની પ્રતિષ્ઠાને આપણે કેટલી ને કેવી આંકીએ તો સારું ? ચંદ્રક એની વિરલતાએ કરીને વધુ શોભે કે વિપુલતાએ ? ધારો કે આ રીતે વધુ સામયિકો ચંદ્રક–દાન આપતાં બની જાય, સંસ્થાઓ પોતપોતાના ચંદ્રકો કાઢવા માંડે, વ્યક્તિઓ પણ એ માર્ગે ચાલવા લાગે તો ? વર્ષે સોએક રૂપિ-

હિસાબ મૂકનારા વધી નહિ પડે ? આવી ચંદ્રકવૃદ્ધિ અને દાતાવૃદ્ધિ એ જો સાથેસાથ સાહિત્યની પ્રગતિનાં એંધાણ બને તો તો ઠીક છે. પણ ભય બીજી દિશાએ રહે છે.

ભેટ એક વસ્તુ છે, અને સાહિત્યકિય પારિતોષક એ બીજી વસ્તુ છે. ચંદ્રક તો વળી ઘણી ઊંચી અને જોખમી બાબત છે. એ તો એક ગૌરવ–ચિહ્ન છે. ચંદ્રકોની સંખ્યા વધારવાથી સાહિત્યની પ્રગતિ વધારી શકાય એવું લાગતું નથી. પાંચ સાતને બદલે એકાદ બે જ ચંદ્રકો હોય, એના પુરસ્કરણનું ક્ષેત્ર ખૂબ વિસ્તીર્ણ હોય, અને એના વડે વિભૂષિત બનનાર વ્યક્તિનું નામ પડતાં અનેક હૃદયો એ કક્ષાએ પહોંચવાની આકાંક્ષાએ સ્પંદાયમાન બની રહે, સમસ્ત પ્રજાને મન એ ચંદ્રકાર્પણ વિધિ મહાપર્વ બની રહે, સાહિત્યના ક્ષેત્રમાં એક અનેરી ઝલક આવી પડે, એવા કોઈ આદર્શ પર આપણે ચંદ્રકને આસન આપીએ તો ઠીક નહિ ?

આ તો એક મનોમંથન છે. ચર્ચાય તે હેતુથી ધરીએ છીએ.



જગતના છેતાળીશ રાષ્ટ્રોના મળી બારસો પ્રતિનિધિઓનો મેળો અમેરિકાને આંગણે સાનફ્રાન્સીસ્કોમાં ભરાયો છે, અને ખતમ થવાની અણીપર આવેલો યૂરોપીય મહાસંગ્રામ હવે ત્રીજી વારની પુનરાવૃત્તિ ન નિહાળે તેવી નેમથી આ બારસો જણાઓ વચ્ચે વિશ્વશાંતિની રક્ષાની ઘડાઈ ચૂકેલી યોજનાને છેલ્લા ઘાટઘૂટ, નકસી, કોતરણી કરવાનું ગઈ તા. ૨૫મી ને બુધવારની સાંજથી શરૂ થઈ ગયું છે. એ વિશ્વસભામાં એક મહાપુરુષની ન પુરાય તેવી ખોટ દેખાયા વિના રહેશે નહિ. સર્વ રાષ્ટ્રોમાં હજી તો યુવાન કહેવાય એવા દેશ અમેરિકાનું ભાગ્યનિર્માણ કરતી પ્રતાપી પ્રમુખોની જે પરંપરા ચાલી આવે છે તેમાં સ્વ. પ્રમુખ રૂઝવેલ્ટ પણ એક વિભૂતિ હતા. બહારની દુનિયા સાથે પોતાને કોઈ નિસ્બત નથી એવી મનોદશાથી દોરવાઇને યૂરોપીય મહાયુદ્ધથી વેગળા ઊભવા ઇચ્છતા પોતાના દેશને એમણે યુદ્ધમાં ઉતાર્યો, તેમાં એની નેમ સમસ્ત પૃથ્વીને શાંતિ



ફ્રીસ્કો પરિષદના પ્રમુખ
**મિ. સ્ટેટીનસ**

તરફ લઈ જવાની હતી. આજે નાઝી-સત્તાના અપાર અતુલ જગત-ભીડતા સાંડસા તૂટી પડ્યા છે તે પ્રતાપ માત્ર રશિયન સૈનિકોની વીરતાના જ નથી, માત્ર બ્રિટિશ મુસદ્દીઓની કુનેહના નથી, માત્ર થોડા દેશદેશમાં લડતા 'ગેરીલા' બહારવટિયાઓના નથી, મુખ્યત્વે સ્વ. પ્રમુખ રૂઝવેલ્ટની આંતરરાષ્ટ્રીય નીતિના છે. કારણ કે એ નીતિએ જ અમેરિકાને સમસ્ત સાથીસત્તાઓનું અખૂટ શસ્ત્રાગાર બનાવ્યું. પ્રે. રૂઝવેલ્ટના હૃદયમાં હિન્દના પ્રશ્નને સ્થાન હતું તે તો સુવિદિત વાત છે. હિન્દ ખાતે પોતાના ખાસ પ્રતિનિધિઓને મોકલી તેમણે હિન્દના પ્રશ્નનો અભ્યાસ કર્યો હતો. ચર્ચિલ સાથે હિન્દી પ્રશ્નની એક કરતાં વધુ વારની ચર્ચામાં પોતે પાછા પડયા હતા. હિન્દને ખાતર બ્રિટન સાથે બગાડી બેસવા તો કોણ તૈયાર હોય ? તેમ યૂરોપ ખંડના ઊગમણા દ્વાર પર અમેરિકાને બળવાન આબાદીવાન બ્રિટનની હસ્તી જીવસાટે જરૂરની છે એ પણ દીવાજેવી વાત છે. બ્રિટનને નબળું બનાવીને સ્વ. રૂઝવેલ્ટ હિન્દની કે બીજા કોઈ બ્રિટનપીડિત પ્રદેશની મુક્તિના પ્રશ્નને પોતાનો ન બનાવી શકયા હોત એ સાચી વાત છે. પણ આજે જ્યારે એક તરફથી બ્રિટન ને બીજી તરફથી રશિયા, પોતપોતાની હરોલ રચીને સામસામા ડારવા બેસે એવો ભય છે, અથવા તો રૂઝવેલ્ટના મૃત્યુ પછી બેઉ જણાએ એશિયાને વહેંચી ખાવાના છૂપા કરારો થયા છે એવું મક્કમપણે કહેવાય છે, ત્યારે રૂઝવેલ્ટની ખોટ વધુ પ્રમાણમાં સાલશે કારણ કે ૧૯૧૮માં વર્સેલ્સના સુલેહ-જલસામાં ભલા અમેરિકન પ્રમુખ વિલ્સન જે રીતે બની ગયા હતા તે રીતનું પુનરાવર્તન પોતાના પરત્વે તો પ્રે. રૂઝવેલ્ટ ન જ થવા દેત.



**સ્વ. પ્રે. રૂઝવેલ્ટ**

સાનફ્રાન્સીસ્કોની પરિષદમાં હિન્દને મળેલું પ્રતિનિધિત્વ પોકળ છે, બ્રિટનના નીમેલા છે, તેમણે મત પણ સામ્રાજ્યની સાથે જ આપવાનો છે, તે ઉપરાંત આ પરિષદ સામે જે કાર્યક્રમ મૂકવાનું આગલા ડમ્બાર્ટન ઓક અને યાલ્ટાનાં મિલનોમાં નક્કી થયું છે તે કાર્યક્રમની અંદર હિન્દના પ્રશ્નને નિયમપૂર્વકનું કદાચ ત્યાં સ્થાન પણ નહિ હોય; તેમ છતાં અમેરિકા ખાતેના

જુસ્સાદાર હિંદીવાનોના સહકારમાં આપણાં અહીંથી ગયેલાં પ્રથમ પંક્તિનાં રાજકારણ વ્યક્તિ શ્રી વિજયા લક્ષ્મી પંડિત એમની બિનપ્રતિનિધિ 'કેપેસીટી' માં પણ ત્યાં મળેલા વિશ્વમતને ઉછાળો લેવરાવશે, અને મહાન સત્તાઓના 'ટ્રસ્ટીપણા' નીચે કે 'મેન્ડેટ' હેઠળ ચગદાઈ જવાની જેમને પૂરી દહેશત છે તેવા અનેક લઘુરાષ્ટ્રોના પ્રતિનિધિઓ સાથે આ હિંદી-વાનોનો સંપર્ક સ્થપાશે.

હિન્દના ત્રણ રાષ્ટ્રભાવી પત્રકારો પણ સાનફ્રાન્સીસ્કો પહોંચી શકયા એમાં કંઈ ખોટું નથી. સ્વાધીન હિંદ ત્યાંથી બાતલ છે. તેથી હિન્દી અખબારે ફીરકોનો બહિષ્કાર કે બેપરવાહ કરવી એ તાર્કિક વાત નથી. બેશક જેઓ ગયા છે તેમના કરતાં વધુ મહત્તા ધરાવનારા પત્રકારો ગયા હોત તો બહેતર બનત.



અજોડ ભાઇની અજોડ બેન શ્રી વિજયાલક્ષ્મી

જેના જોર પર આ જગતરક્ષાની પરિષદ મળે છે તેઓ અત્યારે અનેકવિધ સમરાંગણોમાં ઊભા છે. તેઓ વિશ્વના લાખો લડવૈયાઓ છે. તેઓ અત્યારે ચમત્કાર બતાવી રહેલ છે. અભેદ્ય અને અવિજેય ગણાતી જર્મન હરોળો, કિલ્લેબંદીઓ અને મોરચાઓને દાંડિયા વડે મોઈ ઊચકે તેમ ઊચકાવીને તેઓ બર્લિન નગર જેવા વિશ્વવિરલ કવચની કડીએ કડીઓ ભેદી રહેલ છે. જર્મનીને, જર્મન શસ્ત્રોને જર્મન સૈનિકોને, જર્મન–છાપની એકેએક કામગરીને, અવિજેય અને અલૌકિક, અખૂટ અને અમાનુષી માનનારી આપણી જનતા આગળ આજે બર્લિનના ઘેરાએ એક અવલ દરજ્જાનું



હજી ય હાકલ કરતો હિટલર

વિસ્મય ઊભું કર્યું છે. એ વિસ્મયના નિર્માતા સિપાહીઓ છે. વિશ્વનાં ઘરઘરની જનેતાઓના કાળા, ગોરા, પીળા કે રતુંબડા બચ્ચાઓ છે. આ રંગ તેમનાં જિગરોએ રાખ્યો છે.

સંગ્રામમાં આવેલા આ મહાન પરિવર્તનમાં હિન્દના પણ ૨૫ લાખ દૂધમલ દીકરાઓએ યશસ્વી ભાગ ભજવ્યો છે. તેમનાં સુખ-સગવડો ન સચવાયાની, તેમના ખોરાકની ચીજો ખરાબ હોવાની, તેમને રજાઓ મળતી ન હોવાની અને વર્ષો સુધી તેમણે જહાજોની સગવડને અભાવે ઘરનાં દર્શન કર્યાં વગર મૂંગે મોઢે સાથી સત્તાઓના વિશ્વ–મોરચાને રક્ષ્યા છે એ પ્રશ્ન મોટા ઊકળાટ સાથે હમણાં જ વડીધારાસભામાં ચર્ચાયો છે. સરકારે પણ એ ચર્ચાને બહુ કંઈ રદિયા દેવાની કોશિશ કર્યા વગર કાને ધરી છે, એટલે આશા રાખીએ કે હિન્દી સૈનિકની માવજત હવે સુધરે.

એવી કોઈક સુધારણા હિન્દની રાજકારણી સૃષ્ટિમાં થવાની આશા પ્રકટી હતી. સરહદ જેવા સમગ્ર મુસ્લીમ પ્રાંતમાં કોંગ્રેસના આગેવાનોએ હોદ્દા સ્વીકાર્યા તે ટાણે અન્ય પ્રાંતોમાં પણ મુસ્લીમ લીગની પડતી દશા, અમુક મહત્ત્વના રાજકેદીઓના છુટકારા અને ભુલાભાઈ દેસાઈનો મહાત્માજી તેમજ વાઈસરોય બન્ને સાથેનો સંપર્ક, એ સઘળું જોઈને એવું અનુમાન બંધાયેલું કે સરકાર અને કોંગ્રેસ બન્ને કશીક બાંધછોડના મિજાજમાં આવ્યા છે. તે પછી વાઈસરોયનું ઈંગ્લંડગમન અને આજ સુધી ત્યાં ખાતે ચાલી રહેતી કહેવાતી, હિન્દી વજીર સાથેની તેમની મંત્રણાઓ વિષેના તેજી–મંદીના ભાવ જેવા અહેવાલો આશાની બત્તીને તેજ કરતાં હતાં. પણ છેલ્લો વર્તમાન ઉત્સાહવર્ધક નથી. અહમદનગરના કેદખાનાને તાળું લગાવી કોંગ્રેસ–નેતાઓને છૂટા છૂટા પ્રાંતોની જેલમાં મોકલી આપ્યા તેને પણ તાત્કાલિક કેદમુક્તિનું અને ત્યારબાદ આવનારા તંત્રસ્વીકારનું ચિહ્ન ગણવામાં

[ અનુસંધાન પાન ૧૫૮ ]

# ખાંભીઓ જુહારું છું

• ઝવેરચંદ મેઘાણી

ટાંચણ-પોથીનાં થોડાં પાનાં

ગતાંકથી ચાલુ

[ આગલા બે લેખો માટે જુઓ ઊર્મિ માર્ચ-એપ્રિલના બે અંક ]

પાનું ફરે છે : પાંચ દુહા ટપકાવ્યા છે—

પરણેલને દૂવે પતિ
(તેનું) ભલું નો ભણાય.
ગામે અનિયા ગણાય,
પંચાંમાંય પાલો ભણે. ૧

પરણેલને મેલે પતિ
રાખે જઈને રખાત.
(તેની) ભૂંડી થીશે ભાત્ય,
પોકારીને પાલો ભણે. ૨

પાસેવાન ઊભે પરી,
ધરતું એવું જ ધરમ;
કરે ચૂડલા—કરમ
પરણેલી, પાલો ભણે ૩

રાનો મરન્તાં રતીક
નોય આથે અફસોસ,
સાચનો પેરે શોગ
પરણેલી, પાલો ભણે. ૪

ઊપરવાડય થા આપીએ
ખીર સાકર ખાવા;
બેશુદ્ધ કરે બાવા
પટાવીને પાલો ભણે. ૫



ડરશો નહિ. આ ભાષા અગુજરાતી નથી. ડિંગળનાં માતૃપય પીનાર ગઢવી પાલરવની આ ડિંગળી ગુજરાતી એ કોઈ ભાષા-સંશોધનનો વિષય નથી. આ તો હતી ગામડાંની જીવતી ભાષા—અને લોકહૃદયમાં રમતા ભાવો. અર્થ કરું છું—

૧ 'પરણેલી પત્નીને જે માણસ દૂભવશે તેનું, ઓ ભાઈઓ, ભલું નહિ થાય. પાલો ગઢવી કહે છે કે એ તો ગામમાં પંચની વચ્ચે અન્યાય ગણાશે.

૨ 'પરણેલીને ત્યાગીને જે પતિ રખાત રાખશે એની તો દશા જ બૂરી થશે, એવું પોકારી પોકારીને પાલરવ ગઢવી કહે છે.

૩ હે માનવી ! એવા પતિના મૃત્યુ ટાણે પાસવાન (રખાત) તો દૂર રહેશે, ચૂડાકર્મ તો પરણેલી જ કરશે.

૪ 'નાથ મરતાં અન્યને રતિમાત્ર પણ અફસોસ નહિ થાય, સાચો શોક તો પરણેલી નાર જ પહેરવાની.

૫ 'ઘરમાંથી છાનામાના જેને દૂધસાકર ખાવા આપશું એ રખાત તો આપણને ફોસલાવીને ભાન ભુલાવીને બાવા બનાવશે.'



## 'પોકારીને પાલો ભણે'—

પાંચાળનો એ પાલરવ ગઢવી પરજિયો ચારણ હતો. (પરજિયો એટલે પશુધારી, સોદાગરી કરનાર, મોટે ભાગે અકવિ, ને રાજદરબારે ન ડોકાનારો, દાન ભીખવા ન ભટકનારો, પર-પ્રશંસાનો ત્યાગી અજાચી ચારણ.) '૨૬ કે '૨૭માં પ્રથમ ભેટ્યો ત્યારે જ એ ૬૦-૬૫ વર્ષનો વૃદ્ધ હતો. દૂબળો-પાતળો, દાઢીના શ્વેત કાતરા, ઝીણી આંખો, સફેદ કપડાં, ઝાડને ગુંદર ઝરે તેમ આંખોમાંથી ઝીણાં જળ ટપકે.

કહ્યું કે 'પાલરવ ગઢવી !. તમે પોતે જ 'શામળાના દુહા' રચનારા પાલરવ ?'

'અરે બાપા ! કયા છે શામળાના દુહા ! આ જોવાને બાપા ! ઈ તો એમ ભણ્યું બાપા, કે—

ભગવંત ભલા જોગ,
(કે'નાય) ભૂંડામાં ભગવંત નૈ;
(પોતાનાં) સુ-કરતાંને સજોગ
પ્રાપેવુ પાલો ભણે.

(ભગવાન તો ભલું જ કરનાર છે. કોઈનાં બૂરામાં ભગવાન નથી. અને પોતપોતાનાં સુકૃત્યને યોગ્ય જ સૌને પ્રાપ્તિ થાય છે, એમ પાલો (પાલરવ) કહે છે.



એમ પ્રારંભ કરીને આ બુઢ્ઢા પાલરવે, હાથમાં નાનકડી લોઢાની સૂડી હતી તે ઊંચી ને નીચી, આજુ ને બાજુ ઘુમાવતાં ઘુમાવતાં, પાસાબંધી કેડિયાની ચૂડીદાર બાંયોમાં ચપોચપ પાતળિયા હાથે અભિનય કરતે કરતે, ઇશ્વરને સાક્ષાત લાડ લડાવતા કરતે કરતે, અને પોતે જે બોલી રહેલ

ત્રિકાલાબાધિત અને પાકું પ્રમાણી જોયેલું સત્ય હોય ' એવી ખાતરીના તોરમાં શામળાના દુહા અર્થાત્ ઈશ્વરને સંબોધેલાં કડીબંધ દુહા–સુભાષિતો ચાલુ કર્યાં–

'આપ્યાની તમને વગત
ઝાંઝર કીડીનાં જે;
દેવ ! ધાઉં દેતે
સુણતા નથી શામળા !'

પછી અર્થ કરે–કહ્યું એમ બાપુ, કે હે દેવ ! હે શામળા ! તમને તો કીડીના પગનો ઝાંઝર–રવ થાય તેની પણ ખબર પડે છે, તો પછી મારા પોકારને શું તમે સાંભળી શકતા નથી ? શુ પોકાર ! તો એમાં એમ છે બાપુ ! કે શામળા ! અરે શામળા !

મોયેં ન કીધી માયા !
કાંઈયે મેં કમાઈ;
ભલો થઈને ભાઈ !
સામું જોને શામળા !

કે હે શામળા ! મેં તો અગાઉ કાંઈયે કમાઈ કીધી નથી, માટે ભાઈ ! તું ભલો થઈને મારી સામે જો !

ભગવાનને 'ભાઈ' કહ્યો એક ગામડિયા ગઢવીએ: God not the Father, God not the Son, God not the Holy Ghost, but God our brother-man: એ કોઈક આધુનિક જ્ઞાનીએ કહ્યું. પાલરવ ગઢવી જ્ઞાની હતા. અને હરિન ચટ્ટોપાધ્યાયનું પદ યાદ આવે છે–

'બિન ભોજન કે ભગવાન કહાં !'

કારણકે મારી હસ્તપ્રતમાં પાલરવનો દુહો દેખું છું–

હડસેલા હજાર
પેટ સારુ ખાવા પડે;
દિયો તો અન્નદાતાર,
સૂઝે ભગતી શામળા !

અને પાલરવ જેવો એક કંગાલ, નિર્ધન, નિરાધાર વૃદ્ધ, કોઈક ઠાકોર કે ગરઢેરાની થોડીએક પ્રશસ્તિ શિષ્ટાચાર સારું કરવી પડી હશે તેની પણ ઈશ્વર સમક્ષ તોબાહ પુકારે છે–

મોટે માનવીયું તણા
ગાયા મેં તો ગણ;
પરભુ ! કરશો પણ
શી ગત મારી શામળા.'

માનવ–સ્તુતિથી શરમિંદો બનનાર લોકકવિ પૈસેટકે ભીંસાયો એટલું તો એના શામળાના દુહા જ બતાવે છે–

કરજે મન કોળે નહિ
નેણે ના'વે નીંદ;
ગળકાસાં ગોવિંદ !
પેટુંભમા શામળા '

હે શામળા ! કરજ છે તેને લીધે દિલ ખીલતું નથી. નેણે નીંદ નથી. કરજની નદીમાં ગળકાં ખાઈ રહ્યો છું.

❦

પ્રભુના પોતે કેવા ગુના કર્યા હશે–

અનીતિ અતપાત
અવડી શું કીધવ અમે ?
(કે) મટે નૈ માબાપ !
સંતાપ દલનો શામળા !'

એવી કઈ જાલીમ (ઉત્પાત) અનીતિ અમે કરી છે કે આ દિલનો સંતાપ મટતો નથી ?–પછી પોતે જ કબૂલે છે–

મેં મેલેલ મસમા
(તુંને) પરમેસર પાણો,
તે દનો ટાણો
નથી વીસરતો વિઠ્ઠલા !

હે પ્રભુ ! તને મેં તે દિવસ તારી છાતી(મસ)માં પથ્થર મૂકેલો તે ટાણું નથી વીસરતું. (ચારણી બોલીમાં નાન્યતર જાતિ નથી માટે 'ટાણું' નહિ, 'ટાણો.')

કર્યા હોય (તો) કંઈ
ગોપીવર ગુના;
મારી લે માધા
સો સો જૂતી શામળા.'

મારા જે કોઈ ગુના હોય તે માટે સો સો જૂતિઓ મને મારી લે, ને પછી હે શામળા !–

ભીલડીનાં જમ્યા ભાળ્યું
જૂઠાં બોર જ કે;
(એ) લટકું આપજે
સેવક માથે શામળા !'

શબરીનાં બોર જમવા–ટાણે જેવું પ્રેમનું લટકું કર્યું હતું તેવું લટકું–તેવું હેત મારા પર હવે આણો શામળા !'

❦

ઠપકાનાં, મહેણાંના, કાકલૂદીના, લાડના, ફોસલામણીના, એવા કેટલાય 'શામળાના દુહા' કહી જનાર પાલરવ આ જન્મની કોઈ મુસીબતના છેકનો ઉલ્લેખ તો કરતો નથી, ફક્ત મૃત્યુની જ પળની માવજત માગે છે–

આતા આવે આંધરવ
ટપ્પા અપસરનાં તાન;
(એવું) વીરા ધણનું વેમાન
સામું મૂકો શામળા '

હે શામળા ! મારી સામે વિમાન તો મોકલો, પણ અંદર ગંધર્વોનાં ગાન અને અપ્સરાઓના નાટારંભ થતા આવવા જોઈએ.

બુઢ્ઢો પાલરવ અતિ બુઢાપે ઘેરાઈને છેવટે શું વિમાને ચડીને ચાલ્યો ગયો હશે ?

છેલ્લા ભેટેલા ૩૯–૪૦માં. માળખું જ રહ્યું હતું હાડકાંનું. આવીને લજવાતા બેઠા હતા ખાંકડા ઉપર. જઈ ને ઉમળકાથી મળ્યો ત્યાં તો એક જ પલકમાં હાડકાંના માળખામાં કોણ જાણે ક્યાંયે લપાઈ રહેલો જીવ જાણે કે પોતાના જ કલેવરનું વર્ણન ટહુકી ઊઠયો—

બે ત્રે વીસું બરડવાં
(માંચ) સો–બસો સાંધા;
માંહે પોલ માધા !
એમાં સાસ ક્યાં રે' શામળા !

અર્થ– હે માધવ ! આ શરીરમાં ચાલીસ કે સાઠ નકૂચા છે. સો–બસો સાંધા છે. અંદર સર્વત્ર પોલું છે. તો એમાં શ્વાસ ક્યાં રહેતો હશે ?

આવું એ પોલું માળખું પોતાની અંદર છુપાઇ રહેલા શ્વાસનો પરિચય ચાર–પાંચ વાર કરાવી ગયું. એ તો મૂંગા દુઃખની ગૌરવવંત મૂર્તિ હતો. એણે કોઈ દિવસ પોતાના સંતાપની વાતો કરી નથી. એક વાર એનાં કુટુંબીજનો વિષે પૂછતાં જવાબ મળેલો કે, 'ઘણાંય હતાં બાપા ! પણ આજ હું વિના કોઈ ન મળે. આ હાથે તો બાપા ! મેં તેર તેર મડદાં બાળ્યાં છે.'

❦

વધુ પ્રશ્ન કરવાની હિંમત નહોતી. દુઃખોનાં કૂંડાં ને કૂંડાં (કટોરા નહિ–કૂંડાં) પી જઇને પાલરવ કવિતાના ઓડકાર કાઢતો હતો એટલું જ યાદ છે. દૂબળડે હાથે નાનકડી સૂડી ઉલાળતો ઉલાળતો લહેકાદાર વાતો કરતો એનું ચિત્ર હજુયે દિલ પર અણિશુદ્ધ છે. અરે મારી કને આવેલી એકાદ વાર્તા વિષે એને પૂછતાં એણે જે બે–ત્રણ નવાં વાકયોની નકસી કરી આપી તે પણ મારી વાર્તામાં મેં ગોઠવી દીધી છે. રસધાર ભા. ૪ માં 'અણનમ માથાં'ની વાર્તા છે. અગિયાર મિત્રો પોતાના ગામ–ગૌરવ માટે મ્લેચ્છોની મોટી ફોજ સામે લડતાં લડતાં, શાહી સૈન્યની બંદૂક–ગોળીઓ વડે વિંધાઇને કેવા બની ગયા ?—'નવરાતના ગરબા જેવા !' એ પાલરવે પૂરી પાડેલ ઉપમા. બારમો તેજરવ, ગામતરે ગયેલ ત્યાંથી મોડો આવ્યો અને અગિયારે ભાઈબંધોની ચિતામાં એણે શો જવાબ દીધો ? બારેએ સાથે જ જીવવા–મરવાના લીધેલ વ્રતને યાદ આપીને એણે માણસોને કહ્યું કે, 'એ ભાઈ ! તેં દી છોડીયું છબે નો'તી રમી, પણ મરદુએ મોતનાં કાંડાં બાંધ્યાં'તાં ? ' એ પાલરવનો વાકય–પ્રયોગ.

❦

પાંચેક વર્ષથી ડોકાયા નથી. હવે તો આશા પણ નથી. છેલ્લા મેળાપને ટાણે જ શ્વાસ કેવળ છાતીને વળગી રહ્યો હતો.

આ ટાંચણ–પોથીમાંથી આવાં મારાં સ્વજનોની સમાધોને ખોળતો ખોળતો તેમની ખાંભીઓને જુહારતો જાઉં છું. પોતાનાં મૃતપિતૃઓ–પ્રિયજનોની કબરો પર સંજવારી કાઢવાના ચીનીજનોના પવિત્ર પ્રિયકાર્ય જેવું જ આજે કરી રહ્યો છું–કબરો વાળું છું. વાળતાં વાળતાં જે કાંઈ સાહિત્યસામગ્રી હાથ આવે છે, તે આજ પર્યંત અપ્રકટ રહેલી સાહિત્યસંપત્તિ છે. અપ્રકટ છે તેને પહેલી જ વાર પ્રકટ કરું છું. બીજી કોઈ રીતે વાપરી નથી શકયો, સંકલનામાં મૂકી નથી શકયો, મૂકી હોત તો વાચકોને રસ ન પડત. આજે રસ પડે છે કારણ કે વાચકોના મનોજગતમાં હું આટલાં વર્ષોથી ભૂમિકા બાંધતો આવું છું. આજે એ ખેડાયેલ, ભીની બનેલ ભોંય પર આ બીયાં પડે છે. એટલે જ ઉગાવો થાય છે, નહિ તો શો રસ પડત આ ભેંસના ચારણી કાવ્ય–વર્ણનમાં ?—

ઘડલ એક ટપલા તણી અંગે નમણી ઘણી,
સઘર ધ્રૂન માદણામાંય સેલી;
ચડાવલ ખાખ ગોરખનાથવાળી છટા
શૈર પર ચાલી અબધૂત—ચેલી.

ફાંટ એક પ્રાકને તોળ મેંગળ ફરે,
જમીં પર પોતરી નાગ જાણી;
પતાળની પદમણી કરણ ચ્યલ પરણવા,
અમલ એરાગ ધજ મેખ આણી.

કરણની આણલ ભલી નવસાર તોય કને
મેખી, મોતીઆં કેરી માણા;
અઈણાઈ કવ્યાંની તું થન્ની આળસે
ખળક દૂધનાં સમદ–પાણા.

સુંવાડીયું સમપ્પે તું જ મેળગસતન !
ઝૂંજતી તાંબડી ચડે ગૂડે;
પટાળા દીપસંગ તણો ઝાટ્યો પટો,
અસતનું પાંદડું પરું ઊડે.

ચારણોનો શિષ્ટાચાર છે કે પોતાને ભેંસ કે ઘોડું

કાવ્ય-વર્ણનથી બિરદાવે. આવી બિરદાવણ-રીતિમાંથી જ પશુ-વર્ણનનાં સેંકડો છટાદાર કવિતો-ગીતો ચારણી સાહિત્યને સાંપડયાં છે. ઉપર ટપકાવેલું તો કૃતિ તરીકે ફિક્કું ને પિંગળ-માપથી દૂષિત છે. પ્રારંભમાં ભેંસને કાદવમાં પડીને ખૂબ ખરડાઈ ભભૂતીવંત બનનાર અવધૂત કોઈ બાખી નાથ બાવાની ચેલી તરીકે વર્ણવે છે, એક ફૂટ જેટલું આઉ ઊંચકીને હાથી સમી પૃથ્વી પર ઘૂમતી વર્ણવે છે. પણ મારો રસ તેમાં નથી, મેં આ કૃતિને પકડી તેનું કારણ એ છે કે ભેંસને તો પાતાળની પદ-મણીને પરણવા ગયેલ કરણ મહાભારતિયા સાથે સાંકળી છે. 'આ શું કથા છે?' મેં ચારણને પ્રશ્ન કર્યો હતો: જવાબમાં મને જે કહેવાયું તે મારું ટાંચણ બોલે છે—

❧

પાતાળની પદમણી કરણ પરણી આવ્યો. પણ બહુ ખૂબસૂરત એટલે કરણ નજર નહોતો ઝાલી શકતો. વીર્ય ચળી જતું. બાઇ આણું વળીને પાતાળમાં માવતરે (નાગને ઘેર) ગઇ.

(મા પૂછે છે) 'તારે ડીલે તેજ કાં નહિ?' પુત્રીનો જવાબ– 'બધી વાતે પૂરો, પણ બરદ ખડી જાય છે.'

(નાગણયે જઇ શેષનાગ પતિને પુત્રીના ઊંડા મૂંગા દુઃખની વાત કહી)

શેષનાગ કહે 'હું નિદ્રા કરું' ત્યારે મારા મોં માથે જે ફીણ વળે છે તે લઇ લ્યો, એની ગોળીયું વાળો, ને એક ભેંસ ભેળી આપો. (જમાઈ રોજ ગોળી ખાય ને માથે ભેંસનું દૂધ પીએ)

(એ રીતે શેષનાગ(અહિ)ના મોંનાં ફીણની ગોળીઓ અને ભેંસ આપીને પુત્રીને પતિઘેર પૃથ્વી પર મોકલી.)

સાથે ઢોલિયો આપ્યો. ઘણું દીધા.

આજે પણ નાગ (સાપ) કદી ઢોલિયા પર ન ચડે, કારણ કે ઢોલિયો તો દીકરીનો કહેવાય.

ઉપલા ટિપ્પણમાંથી આટલી બાબતો સારવીએ– કે પૃથ્વી પર ભેંસ નહોતી તે નાગલોકમાંથી કોઈક અ.પંપુત્રની પરણેલી નાગકન્યા લઈ આવી. અફીણ પણ એ સાથે લાવી. (અફીણ=અહિ+ફીણ. અહિ કહેતાં સર્પ, તેનાં ફીણ) આ અફીણ અને ભેંસનું દૂધ આજેય વીર્યસ્ખલનમાં વારણહાર મનાય છે. આજનાં વર્તમાન-પત્રોના હાડકાંમાં–શુદ્ધ સાહિત્યની ઉપાસના કરવા નીકળેલાં ચોખલિયાં સામયિકો-સંસ્કારપત્રોનાં માલિકોને ગુજવે પણ-કમાણીની ટંકશાળ પાડનાર 'સ્તંભન'ની દવાઓ મજાનારાઓ આ અફીણના જ આભારી છે.

❧

અમે પાણીડાં ભ્યાં'તાં રે જોબન માળીડા !

× × ×

રાજલ રે આવી વણજારાની પોઠ
આવીને આરે ઊતરિયા વણજારા હો જી

રાજલ રે મુંજલ પાણીડાની હાર
નણંદ-ભોજાઈ પાણી સાંચર્યાં વણજારા હો જી

ભોજાઈ મુંજલ પાણી ભરીને ચાલી ગઈ હશે. પાછળ રહેલી નવજોબનવંતી નણંદ રાજલ પાળે ઊભેલ વણજારાને વીનવતી હશે–

નાયક રે અમને બેડલાં ચડાવ્ય,
છેટાં પડયાં રે સૈયરુંનાં, વણજારા હો જી

રાજલ રે અરધાં ઢોળી ઢોળી નાખ,
અરધાં ભરાવું ખારેક-ટોપરાં વણજારા હો જી

કેવી પ્રણય-વેદના !—

માતા રે અમને બેડલીયાં ઊતરાવ !
માથું ફાટયું ને હૈડું ઊભટયું વણજારા હો જી

આ રાજલ વણજારા-નાયકની સાથે રાતમાં નાસી છૂટી, એકવાર માવતરને મળવા મન થયું. પોઠ પાછી ન વળી, રાજલે વખડાં ઘોળ્યાં. એ રીતે ગીત પૂરું થાય છે.

વણજારાની દુનિયા ફરી એકવાર આ ગીત વડે મનને ચક્કર ચડાવે છે. પરિભ્રમણશીલ પ્રાણ પૃથ્વીબાંધ્યા કલેવરને કહે છે કે 'હેઠય ભૂંડા ! જકડી જ રાખવો છે ને?' પેલા 'દૂઈ પાખી; બે પંખી'વાળા ટાગોરના ગીત જેવી રમૂજ અંદરખાને મચી જાય છે. અંદર બેઠાં બેઠાં બે પ્રાણપંખી બોલે છે. એક કહે છે, ચાલને નિઃસીમ આકાશને ઉડાણે ! બીજું બોલે છે, આવને રૂપાળા આ સંસારી સુવર્ણ પિંજરમાં !

❧

ત્યાં તો હુરી-રાયમલ નામનાં બે ભાગેડુ પ્રેમીઓનો રાસ આવે છે.

હુરી પાણીડા હાલી રાયમલ !
હુરી પાણીડાં હાલી.
વાંહે રાયમલ ના'વા હાલ્યો રે ઢં ચારણિયો.

સંવનન કર્યું—

વેળુમાં વીરડા ગાળ્યા રાયમલ !
વેળુમાં વીરડા ગાળ્યા
તેં તો મુને પહલીએ પાણી પાયાં રે ઢં ચારણિયો.'

નદીની રેતીમાં પાણીના વીરડા ગાળી, તેમાંથી પ્રેમિકે પ્રેયસીને પોતાની અંજલિઓ ભરી ભરી પિવરાવ્યું.

સંવનન-ક્રિયા નવી એક કલ્પના-લહર લાવે છે. અસ્તુ. ઓગણપચાસ વર્ષની વયે આવી સંવનનાલોચના, એ તો વૈશાખને મધ્યાહ્ને મલાર ગાવા જેવી વાત : હુરી-રાયમલની વાત પૂરી કરું. બેઉ ભાગ્યાં. પાછળ ભરી બંદૂકે મૂછાળા ચડ્યા. પણ પ્રેમિકે મરી જાણ્યું—

> તરવારુંનાં તોરણ રાયમલ.
> તરવારુંનાં તોરણ;
> બંધૂકુંના ચંભા રે તું ચારણિયો.
> પેલી બંધૂકે માર્યો રાયમલ
> પેલી બંધૂકે માર્યો.
> ટપકતી ઝોળીએ આવ્યો રે તું ચારણિયો.

ચાલો જીવ ! અસૂર થાય છે. સૂતેલી યાદોને સળવળાવતા શબ્દો ને સૂરો ઊપડે છે—

> પોપટ ઝુરે મારા મૈયરનો
> નણદલ ઝુરે નેવાં હેઠ મારી સૈયરું;
> પોપટ ઝુરે મારા મૈયરનો

> ભોંમાંથી નીકળ્યો ડોલરિયો દેડકો
> તારે મારે નૈ બને ડોલરિયા દેડકા !

* * *

એ સુકોમળ શબ્દ-બાગમાંથી પાર થાઉં છું અને ધગધગતી ધરા આવે છે બહારવટિયા-ગીતોની—

> ન છંડિયાં હથિયાર
> અલાલા પાંજે મરણેજો હકડી વાર

એ શબ્દોની અગન-ઝાળો લાગી છે એક પાને. બીજે પાને—

> ડુંગરે ડુંગરે કાદુડાના દાયરા
> દાયરામાં તો ઊડે દારૂડાની છોળ

નહિ નહિ. બોલ બદલી ગયા છે. કાદુ દારૂ પીએ નહિ. દાયરાને પીવા દે નહિ. સાચા બોલ તો આ છે—

> 'દારૂ-ગોળાની ઊડે ઠારમઠોર રે
> મકરાણી કાદુ !

કાદુ પીતો, પણ મોતના દારૂ : શરાબ નહિ, પણ સીસું પીતો.

* * *

> ફાંસીએ ચડતાં કંથડજી બોલિયા
> આમાંથી મને ચાર ઘડી છૂટો મેલ્ય
> બાલુભા ભુજના રાજા !
> છેતરીને છેલને નો'તો મારવો.

આ સૌર્યના સ્વરો-શબ્દો મેં ક્યાંથી પકડ્યા ? નામ-ઠામ કે તિથિ વાર નથી. પણ એક પુરાવો છે. ભાઈ રામુ ઠક્કરના હસ્તાક્ષરોમાં લખાયેલું દસ પંક્તિનું બહારવટિયા-ગીત મારી પોથીમાં છે—

> રામાવાળા ઠાકોર, રામાવાળા કાઠી, રામાવાળા દરબાર
> ડુંગરડા તારે દોયલા થિયા.

એટલે યાદ આવે છે. ભાવનગરમાં મારા મિત્ર કપિલ ઠક્કરને વૉશિંગ-ઘાટ સામેને ઘેર નાથ બાવાઓ આવ્યા હતા. તેમની પાસેથી ગવરાવી ગવરાવી લખતો હતો. જમવા બેઠો, રામુભાઈને તેટલો સમય લખવા કહ્યું હતું. બાવો રાવણહથ્થા પર ઘૂઘરિયાળી કામઠી નચાવતો આજનાં આધુનિક સંગ્રામ-સૂત્રોને પુરાતનના પેટાળમાંથી ઉઠાવીને સનાતનની જબાન પર ધરતો હતો—

> ના છંડિયાં તલવાર
> અલાલા હણે મરદુંમાં લખી લીજે નામ
> દેવોભા કે'
> સુરૂ માણેક જે, મ છંડિયાંવ તલવાર.
> જુવાનો હણે મરણે જે હકડી વાર
> દેવોભા કે'
> સુરૂભા વંકડા ! મ છંડિયાંવ હથિયાર.
> સોજીરની તમે શેરડી કીધી
> વાઘેર ભરડે વાડ, દેવોભા કે'
> સુરૂભા વંકડા ! મ છંડિયાંવ તલવાર.

ગોરા સોલ્જરોને શેરડી બનાવી યુદ્ધ રૂપી વાડમાં વાઘેરો ભરડી રહ્યા છે. ઉપમા નોંધી લેજો જરી !

પુરાતન, નૂતન અને સનાતનના સહિયારા સૂર છે આમાં. ૧૯૨૫-૨૬માં એ મને લાધ્યું. વીશ વર્ષે પણ શ્રોતાઓને કાને એ નવીનતા શમી નથી. સૌરાષ્ટ્રની પાસે સંગ્રામ-ગીતો હતાં.

આગળ વધું છું ત્યાં મને એક ગીત રોકે છે—

> જેમ સુકાય તારી જૂઈનાં ફૂલ.
> મારા વાલા જી રે !
> તેમ તારી ગોરાંદે કરમાય
> જઈને કે'જો મારા વાલાને રે !

લોકગીતોમાં જેને હું ઉત્કૃષ્ટ ઊર્મિગીતો ગણું છું તેમાંનું આ એક મને કોણે આપ્યું ? ભાવનગરનાં બહેનોએ; મારા મિત્ર કપિલ ઠક્કરના કુટુંબનાં બહેનો-મારે માટે એ ભાવનગરની ખવાસણોને ઘેર તેડાવી રાસડા લેવરાવતાં.

'જઈને કે'જો મારા વા'લાને રે !'

એ ગીત એ બહેનોના કોમળ કંઠેથી પ્રથમ વાર જાગ્યું ત્યારે મન પર મોરલી વરસી. ખવાસણોના નાનકડા નારીવૃંદે ઘરના ઓરડામાં ફૂલ-કળીશી સ્વરે કૂંડાળે ગાયું કે—

શેના લીધા મારા શ્યામ !
અમોલડા શેના લીધા રે !
હૈયામાં રે ભરી હામ !
અમોલડા શેના લીધા રે !

❦

કપિલ ઠક્કર ને હું ઇન્ટર-વર્ગમાં સામળદાસ કૉલેજના સહાધ્યાયી. પરસ્પર બોલ્યા તે પૂર્વેની છાની પ્રીત. ભાવનગરની દાણાપીઠ પાછળ ગંદી નાનભા શેરીમાં સાંકડું વસાણી ફળિયું. ત્યાંના ત્રણમેડાળા ઘરમાં હું પહેલી વાર ક્યારે ગયો તે યાદ નથી. ભાવનગરમાં એના ઘરના કાયમી મુકામે (ઘર બદલતાં ગયાં, ઉતારો એ જ રહ્યો) લોકગીતોની નવી લગની લઈને મને આવતો જોયો, લોકગીતોની ઘેલછાએ પીડાતો જોયો, ત્યારે મારા પ્રત્યેનું એ કુટુંબીજનોનું વિનોદ-મધુર હાસ્ય-હજી પણ મને શ્રવણગોચર થાય છે. એમને, ઘરનાં સર્વને, લોકગીતો એ તો જે ઘરનો શોખ હતો તે ઘરના આબાલવૃદ્ધ તમામને, મેઘાણીભાઈ લોકગીતોની લતે ચડે એ એક કૌતુક બન્યું લોકગીતો મારે માટે આહીંથી તંહીંથી તેઓ પૂંમડે પૂંમડે વીણી આપતાં.

❦

ઘરમાં પ્રભાત પડે છે, બીજે માળે ટોકરી વાગે છે, કોઈક ગાવા લાગે છે—

'તમે મારા દેવના દીધેલ છો
'તમે મારા માગી લીધેલ છો
'આવ્યા ત્યારે અમર થૈને રો !

કરુણતાથેરે કંઠે કોણ ગાય છે? કપિલભાઈ-કંચનબહેનનાં બા ગાય છે. દેવપૂજામાં ગાય છે. પુષ્પો ને ધૂપદીપના મંગલ વાતાવરણ વચ્ચે મહાયેલુ એ લોક-હાલરડું મને દેવની વૃદ્ધ પૂજારિણી મોંઘીમા પાસેથી મળ્યુ બીજે કોઈ ઠેકાણે કોઈની પાસેથી એ મેં સાંભળ્યું નથી. આજે ઓગણીસ વર્ષોથી ગુજરાતને હૃદયે મેં રમતું મૂકેલુ એ હાલરડું સ્વ. મોંઘીમાનું પૂજન-સ્તોત્ર હતું.

મોંઘીમા એટલે સદૈવ સૌભાગ્યવંતાં. પતિની મોક્ષ થઈ ગયાં એ લૌકિક અર્થમાં નથી કહેતો, પણ પતિની પૂર્ણ સહધર્મિણી: ઘરને ઉપલે માળે, ઝીણે ઝીણે કંઠે બોલતા ગંભીર ગરવા પરમાનંદ માસ્તર પોતાના રુંવાટીભર્યા ખુલ્લા પડછંદ દેહે હિંડોળે હીંચકતા હોય, થિઓસોફીકલ સોસાયટીના આ કે તે પ્રકાશનનાં પ્રૂફો સુધારવાનો 'ઢરડો' કરતા હોય, મોંઘીમા મદદ કરતાં હોય, સાંકડી આર્થિક સ્થિતિના નાનામોટા તોડ કાઢતાં હોય, કોઈ ન કળી જાય તેવી જુક્તિથી કરકસર કરતાં હોય, જમવાટાણે પાટલા પડે ત્યારે એકાદ પરોણો તો હોય ને હોય. રોટલો તો ચાર હાથે દીધો, પણ કોઈ કરતાં કોઈ દા'ડો મોં પર ઝાંખપ ધરીને નહિ, ઉચાટ કરીને નહિ. ઘરનાં નાનાં-મોટાં સર્વને મહેમાનો અને મિત્રો તો હેવામાંથે.

એવાં માતા મોંઘીમા પણ મારી આ નવી ઘેલછા પ્રત્યે ઊંડી મિષ્ટતામાં-સ્નિગ્ધતામાં ઝબોળેલુ હાસ્ય કરે. અને ઘરમાં ઘૂમતા ઘૂમતા મને ગીતો સંભળાવે એમાંનુ એક, જે ગાતા ગાતા એ ગદ્‌ગદિત બનેલાં (કંઈક તો પોતે પુત્રવધૂઓ પર કડક રહેતાં તેના આંતર્-મંથનને લીધે હશે!) તે 'ચૂડલો' મારા ટાંચણમાં છે—

### ચૂડલો

કમાડ પછવાડે માતા દેવકી ને
સાંભળે વહુની રે વાત;
અમ રે સાંભળતા વવારુ બોલિયાં
હવે કોની રાખશી લાજ !

તેડાવો ગામ ગરાસીઆ રે
લખાવો રે કાગળ !
વેગે તેડાવો વહુનો બાંધવો રે
વહુને મૈયરીએ મોકલ !

રોતી રોતી વહુ કહે છે—અરેરે ! કીડી પર આટલાં કટક લઈને શું ચડી આવ્યા છો !

કીડી ઉપર શું કટકાયુ કરો રે માતા
રાંક ઉપર શો રોષ
બાળક જાણી અમે બોલિયા રે હવે
દયા કરો મુજ દોષ

બસ, સાસુને તો સંતોષ થઈ ગયો !

દયા ચડી રે માતા દેવકીને
આપ્યા છે રુદિયાની સાથ;
જે રે લેયં તે મગાવજો રે
તમારો પિયુ તે પાટણ જાય.

જોજન કેરી સાંઢડી રે માતા
પવન-વેગે જાય !
ઊડણ દાત ન વારશો
હું ને પેરું જમણે હાથ !

પીળા પોગરનો ચૂડલો રે
મારી બાવડલી ઢકાય;
નંદ રે નારણજીએ પાઠવ્યો રે
મૂલ કરે રે મોરાર

ત્રીકમજીએ તોળાવિયો રે
વેરાવે વૈકુંઠ જાય,
સોનાની જીવીએ મઢાવિયો રે
પેરશુ રાધાને હાથ.

❦

આર્થિક ભીંસમાં પણ ઊજળાં મોં ને ઊજળી રખાવટ જારી રાખીને, ઘણાં બાળકોને, પૌત્રપૌત્રીઓને મોટાં કરી, અને એવાં 'પાણા પેરે પકવેલાં' મોટાં તેમ જ નાનાંમાંથી કેટલાંયને મસાણે વળાવીને મોંઘીમા તો ગયાં. માસ્તર સાહેબ પણ પાછળ પળ્યા. —ચાલુ

# વિવેચક કાકાસાહેબ

: લેખિકા :
હીરાબેન ક. મહેતા પી. એ.

[ ૩ ]

**આ** ઉપરથી નિષ્પન્ન થાય છે કે શ્રી. કાકાસાહેબને મને કલા પણ સપ્રયોજન છે કલાનું પ્રયોજન અનહદ આનંદ ઉપરાંત સમાજમાં નીતિ અને કલ્યાણની મંગળ-ભાવના પ્રેરવાનું છે. તેઓ કહે છે, 'સાહિ-ત્યમાં બાકી બધું હોય કે ન હોય...... ઉદ્દેશનો અભાવ તો ન જ હોવો જોઈએ.' અને તેથી, એમને વિશે શ્રી. મનશી કહે છે તે યથાર્થ છે કે:

"...He accepts the two great canons of the laters ( Mahatma Gandhi's ) cult; first, that literary art must directly tend to moral or social good, and secondly, that it must be based on facts. But Kaka's vivid imagination and love of romance flow together vigorously within the rocky banks of those two canons.

(Gujarat & its Literature)

કલા પોતાનું આ પ્રયોજન બે પ્રકારે સિદ્ધ કરતી હોય છે એક બાજુ કાવ્યા-નંદની પ્રાપ્તિ કરાવીને બીજી બાજુ એ આનંદદ્વારા જ 'દૃષ્ટિ' પ્રેરીને. શ્રી કાકા-સાહેબ પોતે કલાના રસજ્ઞ- મર્મજ્ઞ હોઇને, કલામાં નીરસ બોધપ્રચારને બદલે 'શુભ ભાવ' દ્વારા દૃષ્ટિ પ્રેરવાનું પ્રયોજન જ યોગ્ય ગણે છે.

'કવિતામાં કે ચિત્રમાં શુભ ભાવ હોય એટલું બસ નથી? બોધ પણ હોવો જ જોઈએ એ આગ્રહ શા માટે? બોધના ભારથી કલા ચગદાઈ ન જાય?' (જી. આ. વિચાર કલિકા પૃ. ૪૭૬) વળી, અન્યત્ર કહે છે કે:

'સાહિત્ય બોધ નહિ પણ દૃષ્ટિ આપે છે. સાહિત્ય માત્ર જીવનનું ઉદ્દીપન છે, રહસ્યોદ્ઘાટન છે, સાક્ષાત્કરણ છે,' (જી. આ, પૃ. ૨૫)

[illegible]

કરાવે છે એ માટે જ્યાં એમ કહ્યું છે કે કલા 'વ્યવહારનું રહસ્ય દર્શન અને એ દર્શનનું દૈવીકરણ' (જી. આ. પૃ. ૫૧૫) પ્રેરે છે, ત્યાં ઉપરની જ વાત વિવક્ષિત છે. અહીં શ્રી. કાકાસાહેબે પરોક્ષ રીતે બોધપ્રચાર અને સપ્રયોજન સાહિત્ય એ બેનો સૂક્ષ્મ ભેદ સુંદર રીતે બતાવેલો છે. બોધપ્રચાર સાહિત્ય જાણે કે નીરસ રીતે ટકટક કરે છે, પોતાનું વક્તવ્ય ભાવક ઉપર જાણે કે લાદે છે અને કલાને હાનિ કરે છે, ક્વચિત્ નષ્ટ કરે છે. જ્યારે શુદ્ધ અને ઉન્નત સાહિત્ય ભાવકના ચૈતન્યને ઉદ્દીપ્ત કરી, ઉન્નતતર કરી પોતાનું પ્રયોજન સિદ્ધ કરે છે: અહી એ પણ ઉમેરવું જોઈએ કે પ્રયોજનનો એ જે રીતે અર્થ કરે છે એ જોતાં તેમનું સાહિત્યસંબંધી આ મંતવ્ય જૂનવાણી પ્રવાહપતિત નથી પણ સ્વતંત્ર છે.

શ્રી. કાકાસાહેબે ૧૨મી પરિષદવાળા લેખમાં કલાનાં પ્રયોજનો શાં હોઇ શકે તે વિશે પૂર્વાચાર્યોએ ચર્ચેલાં જ પ્રયોજનો **'काव्यम् यशसे, अर्थकृते, व्यवहारविदे शिवेतरक्षतये'** એમ રજૂ કર્યાં છે. પહેલા બે પ્રયોજનોની સિદ્ધિ તો દેખીતી છે. એટલે એ પછીનું પ્રયો-જન જે કાવ્યદ્વારા થતું વ્યવહારજ્ઞાન, ભાવકને કઇ રીતે દૃષ્ટિ પ્રેરે, છે એ વિશે પોતાની દૃષ્ટિએ સ્ફોટ કરતાં જણાવે છે:

'જીવનનું.. ...પરમ રહસ્ય સમજવા માટે અને આદર્શ વ્યવહારકુશળતા પ્રાપ્ત કરવા માટે કલાકારની કલામય દૃષ્ટિ, એની અલૌકિક સમજ, પ્રતિભાયુક્ત સૂઝ, અને વસ્તુઓ અને પ્રસંગોના હાર્દ સુધી, આત્મા સુધી પહોંચવાની ભેદકતા, કાવ્ય-શક્તિદ્વારા જ—કળામય વૃત્તિદ્વારા જ પ્રાપ્ત થઇ શકે છે. કળાની દૃષ્ટિ જેની પાસે નથી એ દુનિયાનું રહસ્ય શું સમજવાનો હતો? એના વ્યવહારમાં શો ભલીવાર આવવાનો હતો? 'વ્યવહારવિદે' એટલે For the proper conception and realization of the function and fulfilment of life.'

અહી શ્રી, કાકાસાહેબનું વિશેષ વક્તવ્ય એ છે કે કલા મનુષ્યને ભેદક દૃષ્ટિ આપીને—અથવા વધારે ચોક્કસ રીતે કહીએ તો—દૃષ્ટિથી ભેદકતા ને સૂક્ષ્મતા અને બળ અર્પીને મનુષ્યને 'વ્યવહારને માટે વધારે લાયક બનાવે છે. અને એથી મનુષ્ય સદાચરણ માટે પ્રાયશઃ તો પ્રેરાય જ. પ્રાયશઃ કહે-વાનું કારણ એ કે કલાનુભવ વસ્તુ નિર્ણ-યમાં અત્યંત મહત્ત્વનો ભાગ ભજવે છે છતાં કાર્યપ્રવૃત્તિનો અંતિમ નિર્ણાયક તો મનુષ્ય પોતે જ છે. માટે જ, 'સદાચાર અને સુરુચિ' વિશે બોલતાં તેઓ કહે છે કે:

"કલાદ્વારા જીવનના કોમળ, લલિત, ઉદાત્ત, અદ્‌ભુત, ભવ્ય અને ચમત્કૃતિજનક પ્રસંગો ઓળખવાની શક્તિ' આપણે કેળ-વીએ છીએ. 'એમાંથી સદાચાર નીપજશે જ એની ખાતરી ન અપાય; છતાં સદાચાર એટલે કે જીવનની ભવ્યતા, આર્યતા, ઉદાત્તતા અને કૃતાર્થતા નીપજવાનાં હોય તો કલાની સંસ્કારિતા અને સમભાવિતા એમાં ખૂબ મદદ કરશે એ વિશે શંકા નથી." (જી. આ. પૃ. ૪૯૮)

શ્રી. કાકાસાહેબને મતે, ઉત્તમ સાહિત્યનો રાજમાર્ગ તે ભાવકને સમ્યગ્દૃષ્ટિ પ્રેરવી એ જ છે. 'ચાંદણ્યાતીલ સાવલ્યા' નામક મરાઠી લઘુકથા–સંગ્રહમાં તેમણે આ જ આદર્શ વ્યવહારુ દિશાએથી વિચારી વર્ણવ્યો છે. ( પૃ. ૧૯૯–૨૦૧ ) ત્યાં તેઓ કહે છે કે સમાજના તેમ જ જગતના કાલિક અને સ્થાનિક નીતિનિયમોમાં સમયાનુરૂપ ઉદાર ફેરફારો વા છોડી દેવાની દૃષ્ટિ ને કાર્ય-પ્રવૃત્તિ સાહિત્યે પ્રેરવી જોઇએ; અને સત્ય, ધર્મ વ. સનાતન નિયમોને પોષવા જોઈએ. આ ઉપરથી જણાશે કે શ્રી કાકાસાહેબનો નીતિનો આગ્રહ સમાજના બદલવા યોગ્ય નિયમોનો ખોટો પક્ષપાત કરનાર એવો પ્રગતિવિરોધી નથી. એટલું જ નહિ, નવું સાહિત્ય એ 'દૃષ્ટિ' પ્રેરવામા સાધક બને એ એમને ઇષ્ટ છે

ટૂંકમાં, છૂટેછૂટે સ્થળે અનેક વેળા તેમણે આ મંતવ્યની જીકર કરી છે તેનો સંક્ષેપ કરીએ તો, (૧) કલા [illegible]

હોવી જોઈએ (જી આ પૃ ૫૨૨) (૨) ઉન્નતકર સમભાવપ્રેરક વિગ્રહશામક અને અનેક અર્થમા સમાધાનકારિણી હોવી જોઈએ (જી આ પૃ ૫૦૮જી ભા પૃ ૬૭) (૩) વિક્રમશીલ અને સત્ત્વવર્ધક હોવી જોઈએ (જી ભા પૃ ૧૦–૧૨), (૪) લોકરંજક સાથે ઉત્સાહપ્રેરક અને ધર્મ દ્યોતક હોવી જોઈએ (જી ભા પૃ ૨૧–૨૨) (૫) શુભભાવનાતોષક (જી ભા પૃ ૧૯૮) (૬) અધ્યાત્મવિકાસક (જી આ પૃ ૫૦૪) તથા (૭) કલાનીત પરબ્રહ્મની નિર્દેશક (જી આ ૪૦૭–૦૮), એમ "મંગળ જીવનને અનુકૂળ એવી કળા આપણે ખીલવવી જોઈએ" (જી આ પૃ ૪૧૮) એક રીતે એમ કહી શકાય કે મમ્મટાદિ પૂર્વાચાર્યોએ કહેલા **શિવેતરક્ષતયે** લગીના પ્રયોજનોનો અહીં શ્રી કાકાસાહેબ સંગ્રહ અને પોતાની રીતે અર્થ બન્ને કરે છે અને માટે તેમનુ કહેવુ યથાર્થ છે કે "શુભકર સાહિત્ય એ આત્માની પ્રભૂત કળા છે કેમકે એ ચૈતન્યની પ્રેરણા છે" (જી ભા પ્રસ્તાવના પૃ ૭)

કલાનુ આ ઉપરનુ સૂત્ર શ્રી આનન્દશંકરે પણ એ જ હેતુથી જો કે વિશેષ શાસ્ત્રીય રીતે અને ફિલસૂફીથી રજૂ કર્યું છે (આ વિ પૃ ૧૫૫–૫૬) એ બિન્દુ આગળ આ બન્ને લેખકની દૃષ્ટિ કેન્દ્રિત થાય છે તે ઉપરાંત બીજા આપણે આગળ જોયુ તેમ ઉભયના સમાન કલાસિદ્ધાંતો છે, અને બન્નેએ કરેલ એ સિદ્ધાંતોની ઘટામણી અને અર્થવિસ્તારમા પણ બન્નેનુ તત્ત્વજ્ઞાનનુ એક દૃષ્ટિબિન્દુ વ્યક્ત થાય છે ઉભયમાની આ સમાનતા મોટે ભાગે ૧ પૌરસ્ત્ય ફિલસૂફી પ્રત્યેનુ વલણ અને પરિશીલન અને, ૨ પૂર્વના રસશાસ્ત્રોની ઊંડી સમજ, એ બેને આભારી છે આ જ કારણથી શ્રી કાકાસાહેબનો દૃષ્ટિકોણ, શ્રી પાઠકની સાથે અને થોડેઘણે અંશે મણિલાલ દ્વિવેદી સાથે મળતો આવે છે અને નરસિંહરાવથી અસંમત નહિ પણ કંઈક જુદા પ્રકારનો છે

આટલુ શ્રી કાકાસાહેબને મતે કલાના ભક્ષવાના પ્રયોજન વિશે હવે જોઈશુ

ઉપર્યુક્ત ચર્ચામા ઇશારો કરેલો છે કે કલા અનેક અર્થમા સમાધાનકારિણી છે ત્યા આગળ બાહ્યજીવનમા તો સમાધાન પ્રેરે છે પણ આંતરજીવનનુ ય સમાધાન કરે છે, એ વિવક્ષિત છે અને એ અલૌકિક સમાધાન જ પરમાનન્દોદ્‌ભાવક છે એથી આનન્દનુ સ્વરૂપ સમજવા માટે કલાના સમાધાન વિશે લેખકનુ નીચનુ મંતવ્ય જોઈએ

"યોગ એટલે સમાધિ–સમાધાન–સામ્યાવસ્થા–સર્વાત્મૈક્યભાવ, કલામાથી અંતે એ જ વસ્તુ નીપજવાની કલાનુ સાધ્ય અને સાધન એ યોગ છે" (જી ભા પૃ ૬૭)

અત્રત્ય આપેલા આ મિતાક્ષર સિદ્ધાન્તમા અને તેના હવે પછી આવનાર સ્વરૂપ સ્ફોટનમા, આપણા વિવેચકનો દાર્શનિક તેમજ કલાવિષયક સિદ્ધાંત કેવો એકરસ થઈ અંતે કલાના સિદ્ધાંતને પોષે છે તે જોવાનુ છે કલાનો યોગ તે 'સમાધિ' 'સર્વાત્મૈક્યભાવ' કે જેને લેખક ઇતર સ્થળે (જી આ પૃ ૫૦૮) 'વિશ્વાત્મૈક્યભાવ, સર્વાત્મૈક્યભાવ'ને નામે જ ઓળખાવે છે જેના મૂળમા કલાનો સાધારણીકરણ વ્યાપાર રહેલો છે આ સર્વાત્મૈક્યભાવનુ સ્વરૂપસ્ફોટન વિવેચક પવિત્ર વાળા લેખમા 'કળાનંદ' વિભાગમા નીચે પ્રમાણે કરે છે

'મે મારે માટે એક સૂત્ર બાંધી લીધુ છે એ વ્યાખ્યા નથી પણ કળાનુ વ્યાકરણ કહેવાય એ સૂત્રને હુ કેળવણીમા પણ ઘટ વુ છુ, જીવનશાસ્ત્રમા પણ ઘટાવુ છુ અને કળાનુ તો એ મારે મન હાર્દ જ છે દુનિયાના સુખોપભોગમા અને કળાના આનંદમા મૂળે જ ભેદ છે એ સહુ કોઈ કળાધરો સ્વીકારે છે ઇન્દ્રિય અને એમના વિષયોનો સંનિકર્ષ સુખદુઃખ બન્ને પેદા કરે છે, અને જ્યા સુખ હોય છે ત્યા પણ એ સ્થાયી અને પરિણામે રમણીય નથી હોતુ જ્યારે કળાના આનન્દનુ સ્વરૂપ જ એવુ છે કે એની આગળ સુખદુઃખ ગમે તે આવે. કળા તો એમાથી સરખો નિરપવાદ આનંદ જ લઈ શકે છે કોઈ શોકાન્તિકા (Tragedy) જોઈએ છીએ અને છતા એ શોકાન્તિકા અનેકવાર જોવાનો કે વાચવાનો રસ આપણે છોડી શકતા નથી જે દરિદ્ર અવસ્થામા એક ક્ષણ પણ રહેવાની આપણી હિંમત ન હોય એનુ જ આબેહૂબ વર્ણન જોઈ આપણામા જે સમભાવ કે પુણ્યપ્રકોપ જાગે છે, તે તો આપણને આવકારપાત્ર જ લાગે છે

આમ કેમ થતુ હશે? દુઃખમાથી જ આપણે અનુભવસમૃદ્ધ થઈએ છીએ આપણુ વ્યક્તિત્વ, આપણી Personality અથવા ગીતાની પરિભાષામા કહીએ તો આપણુ અધ્યાત્મ વધે છે સમભાવને લીધે આપણુ વ્યક્તિત્વ આપણા શરીરમાથી બહાર નીકળી ઇન્દ્રિયોનુ બંધન તોડી સંકુચિતતામાથી ઊગરી જઈ વિકાસ પામે છે અને આપણા દેહથી ભિન્ન એવી વ્યક્તિઓ, મૂર્તિઓ ઘટનાઓ, પ્રતીકો અને તત્ત્વો સાથે એકરૂપ થઈ જાય છે આ વ્યક્તિત્વનો વિકાસ એ જ આનન્દ છે' (જી આ પૃ ૫૦૩–૦૪)

જીવનને અને તેના પરમ મહત્ત્વના ક્ષેત્રો કેળવણી, યોગશાસ્ત્ર અને કલા એ ત્રણેને સ્પર્શતો, અને અધ્યાત્મવિકાસનુ અંતિમ પ્રયોજન સૂચવતો આ સિદ્ધાંત, ગીતાની પરિભાષાદ્વારા દાર્શનિક પદ્ધતિએ અને વળી કલામીમાંસાની પદ્ધતિએ ઊકેલાયો છે જેને, લેખકના પરમપ્રિય ત્રણે વિષયના પોતાની દૃષ્ટિએ કરેલા સર્વસંમાન્ય નિરાકરણનુ સંગમબિન્દુ કહી શકાય આ સિદ્ધાન્તનો સરળ માયનો આ પ્રમાણે છે એક તો, કલાનો આનંદ ઇન્દ્રિયજન્ય પણ ભાવનાજન્ય હોઈ શુદ્ધ પ્રકારનો છે બીજુ, એથી તેમા નિરૂપેલા સુખદુઃખોના પ્રસંગોને સમાન અનાસક્ત ભાવે અનુભવી શકાય છે ત્રીજુ, તેને પરિણામે મનુષ્યનુ ગીતાની પરિભાષામા (અધ્યાત્મ)–'સ્વ–ભાવ એટલે માણસની Personality' પોતાની સંકુચિત મર્યાદામાથી વિસ્તરે–વૃદ્ધિ પામે–વિકસે –ઉપબૃંહણ પામે છે જેમ ગીતાના નિષ્કામ–અનાસક્ત કર્મયોગથી મુક્તિ કહી છે તેમ આ કલાનો સર્વાત્મૈક્યભાવ અને કલાના આ નિર્મમ અનુભવને એ દૃષ્ટિએ 'કલા

શકાય; એમ શ્રી. કાકાસાહેબે આગળ જતાં કહેલું છે. (જી. આ. પૃ. ૫૧૮–૧૯) ચોથું, એ પ્રમાણે કેળવણી, જીવન, યોગ બધામાં 'આ વ્યક્તિત્વનો વિકાસ અથવા તાદાત્મ્ય એ જ આનંદનું સ્વરૂપ છે.' (જી. આ. પૃ ૫૦૫) કારણ, તેમાં લાગણીઓને કેળવ્યા છતાં તેને ગૌણ કરી ભાવનાશીલ અધ્યાત્મવિકાસને સાધી શકાય છે. કલાનુભવની આ તટસ્થતાને શ્રી. પાઠકે–ગીતાના જ શબ્દમાં–સ્થિતપ્રજ્ઞતા ગણી છે. એવા કલાનંદની મીમાંસાને બહલાવતાં હજી આગળ શ્રી. કાકાસાહેબ કહે છે:

'કાવ્યાનંદ, કલાનંદ, ગાનાનંદ...... જેટલે દરજ્જે એ ઈન્દ્રિયનિરપેક્ષ થાય છે તેટલે દરજ્જે જ તે પરમાનંદ બની જાય છે; કેમકે પછી એ સ્થાયી હોય છે, પવિત્ર હોય છે, એ આનંદમાં દુઃખ, વિષાદ, વિકૃતિ કે પશ્ચાત્તાપને અવકાશ હોતો નથી, કલાના આ શુદ્ધ આનંદમાં આસક્તિ સંભવે જ નહિ. જ્યાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય એકી સાથે આપણે કેળવી શકીએ છીએ–અનુભવી શકીએ છીએ ત્યાં જ આપણને કળાનંદ લાધે છે. મોક્ષસાધનામાં અનાસક્તિ મારફતે જેમ વ્યાપકમાં વ્યાપક તત્ત્વ જેને વિષ્ણુ અથવા પરબ્રહ્મ કહે છે તેનો સાક્ષાત્કાર થાય છે, તેમ જ આ તાટસ્થ્યયુક્ત તાદાત્મ્યની મારફતે લોકોત્તર અને વિગલિત વેદ્યાન્તર આનંદ આપણે અનુભવીએ છીએ. અને એથી જ રસકોવિદોએ એ કળાનંદને બ્રહ્માનંદનો સહોદર એટલે કે સગો ભાઈ કહ્યો છે.' (જી. આ. પૃ. ૫૦૫–૦૬)

આમ પૂર્વની ફિલસૂફી અને કલામીમાંસાનું શ્રી. કાકાસાહેબે પોતાની વેધક દૃષ્ટિ ઉમેરી આ મીમાંસા રસાયણ પ્રગટાવ્યું છે. તેમાં ગીતાના સિદ્ધાંતની અને શબ્દોની કેટલી જબરી શક્તિનો ઉપયોગ કરી લીધો છે? હવે અહીં આપણે આખી ચર્ચાના અર્કરૂપ શ્રી. કાકાસાહેબની કલાનંદની એક વ્યાખ્યા મૂકી દઈએ: 'જે સાહિત્યનિર્મિતિ કે અનુભૂતિમાં ચિત્તવૃત્તિનું વધારે ને વધારે તાદાત્મ્ય થાય છે અને તેમ છતાં નિસ્પૃહ તટસ્થપણાનો ભંગ થતો નથી તે સાહિત્ય કે કલાનો આનંદ તે કાવ્યાનંદ.' (જી. વિ.

બ્રહ્માનંદસહોદર કલાના આ પરમાનંદને શ્રી. કાકાસાહેબે અનેક પદોવડે આમ નવાજ્યો છે; (૧) 'નિરતિશય સાત્ત્વિક આનંદ' (જી. આ. પૃ. ૪૯). (૨) 'નિર્હેતુક આનંદ' (જી. આ. પૃ. ૫૨–૫૩), (૩) 'વિગલિત વેદ્યાન્તર આનંદ' (જી, આ. પૃ. ૩૮૧, ૪૭૫) (૪) 'અનાસક્ત' આનંદ (જી. આ. પૃ. ૪૧૧, ૫૦૭) (૫) 'વિષયાતીત' આનંદ (જી. આ. પૃ. ૪૧૮) (૬) 'અસાધારણ આનંદ' (જી. આ. પૃ. ૪૨૫) (૭) અહંતામમતા વિનાનો 'મહદાનંદ' (જી. આ. પૃ. ૪૭૫, ૫૦૮) (૮) 'ઇન્દ્રિયાતીત' આનંદ (જી. આ, ૪૭૮), (૯) 'આત્મનેપદી' છતાં 'પરસ્મૈપદી' એમ 'ઉભયપદી' આનંદ (જી. આ. પૃ ૫૦૬), (૧૦) 'હૃદયજન્ય, બુદ્ધિગ્રાહ્ય અને સ્વસંવેદ્ય' આનંદ (જી. ભા. ૧૬૫) આ આનંદના આલેખનમાં તેનું સ્વરૂપાલેખન જ છે. કાવ્યની 'સહૃદયતા, ઔચિત્ય, પ્રમાણબદ્ધતા' (જી. ભા. પૃ. ૧૬૬) આ આનંદને જન્માવે છે.

આટલી ચર્ચાનો સાર એટલો જ કે કળાનું મુખ્ય પ્રયોજન તે આનંદ છે: અને 'સદાચાર અને સામાજિક સામર્થ્ય' એ એનાં અયુતસિદ્ધ ઉપપ્રાપ્તિ (By-products) છે, (જી. આ. પૃ. ૫૧૯) આ આનંદ કલાનો અંતિમ અને સર્વોચ્ચ હેતુ હોઇ એ અર્થે પણ 'કલા ખાતર કલા' પણ કહી શકાય.

કલાના આ અનન્ય પ્રયોજન–આનંદનું તો લેખકે બ્રહ્માનંદસહોદર કહીને બહુમાન કર્યું અને સદાચાર વ.ને તેની ઉપપ્રાપ્તિ કહી! આ અભિપ્રાય કલા એ જીવનસાધનાનું માત્ર સાધન છે એની સાથે કોઈને અસંગત લાગે. તો તેનું સમાધાન એ છે કે કલા પોતે જીવનમાં સ્વયંઇષ્ટ હોવા છતાં એ જીવનનું પરમ ધ્યેય નથી. એ ધ્યેયનું સાધન છે.

કલાનું મુખ્ય પ્રયોજન જોઇ લીધા પછી ઉપર કહેલી ઉપપ્રાપ્તિઓ જેવી કે સદાચાર વા નીતિ, ભાવશુદ્ધિ, ધર્મ, સત્ય, નિયમ, સુરુચિ જેના વડે 'ભક્તિપૂત કળાનું' વાતાવરણ કેળવણી માટે ઉત્પન્ન થાય છે એમ શ્રી. કાકાસાહેબે કહ્યું છે, તેમનો

'કલા અને નીતિ એ પરસ્પર નિરપેક્ષ છે એમ માની શકાય. એ પરસ્પર વિભિન્ન તો છે, પણ પરસ્પર વિરોધી નથી. ઊલટું, જ્યારે એ પરસ્પર વિરોધી થાય છે ત્યારે નિશ્ચિત જાણવું કે એમાંથી એક અથવા બન્ને ભાન ભૂલ્યાં છે,...કળાને નીતિની કસોટી ઉપર કસી શકાય, અને નીતિને પણ કલાની કસોટીએ ચઢાવી શકાય." (જી. આ. ૪૮૧)

અર્થાત્ બન્ને વચ્ચે 'મેળ હોવો જ જોઈએ.' (જી. આ. પૃ. ૪૯૮) એ મેળમાં જેમ એક બાજુ સદાચારે કલા પર સાસુપણું કરવું ન જોઇએ. તેમ બીજી બાજુ નીતિ, સદભિરુચિ બધાં સાથે કળાને વિરોધ ન હોવો જોઇએ. અર્થાત્ કલા જો પોતે પોતાના શુદ્ધ સ્વરૂપે વ્યક્ત થાય–સ્વધર્મપાલન કરે, તો એને નીતિપાલન અંકુશરૂપ ન લાગે. (જી. ભા. પૃ. ૧૨) પણ, "જ્યાં નીતિનો અભાવ હોય ત્યાં સૌંદર્યનું નામનિશાન પણ રહેતું નથી." (જી. આ. પૃ. ૪૧૪૦) કારણ, કલાની નીતિનિષ્ઠા જ કલાને ઔચિત્ય અર્પે છે જેનું શ્રી. કાકાસાહેબને મતે કલામાં અગત્યનું સ્થાન છે, (જી. આ. પૃ. ૪૧૩) કારણ, ઔચિત્યથી કલાના બાહ્યાંગ ઉપરાંત અંતરંગમાં 'જીવનના સંગીતરૂપ' 'સંગતિ' સધાય છે. (જી. આ. પૃ. ૪૨૨) આ ઔચિત્યરક્ષણાર્થે એક સ્થળે તેમણે કહ્યું છે કે "કલાનો જે સર્વોચ્ચ નિયમ કે **अति सर्वत्र वर्जयेत** (જી. ભા. પૃ. ૪૪) અર્થાત્ મિતાચારીપણું છે. અને તે જ શબ્દભેદે નીતિનિષ્ઠા છે. શ્રી આનન્દશંકરનો કલા માટેનો 'મધ્યમ માર્ગ' તે આજ.

આ સદાચારયુક્ત નીતિ એ જ કલાનો ધર્મ અને કાયદો છે. બાકી, લેખક કહે છે, "સાહિત્ય ઉપર કાયદાનો અંકુશ ઓછામાં ઓછો હોવો જોઇએ એમ જ હું માનું છું." (જી. ભા. પૃ. ૧૬) અને આવી "ધર્મના એટલે કે સદાચારના પાયા-પર શ્રદ્ધાયુક્ત રચાયેલી કળા રસગંભીર હોય છે, પ્રાણપોષક હોય છે, અનંતવીર્ય અને અમિતવિક્રમ હોય છે." (જી. આ. પૃ. ૪૧૭) ટૂંકમાં, ધર્મ એટલે સદાચાર; અ ... ને

આમ કહીને સદાચારનો વિશાલ અર્થ કરી તેના પેટાળમાં તેમણે સત્ય, સદભિરુચિ, ધર્મ, નીતિ વ.નો સમાવેશ કરી દીધો છે. અને છતાં કલા સાથેના સંબંધમાં નીતિ, સત્ય, ધર્મ, નિયમ, સુરુચિ, તમામને સ્વતંત્ર રીતે જુદેજુદે સ્થળે લેખકે તપાસેલાં છે.

તેમાંથી કલામાં સત્ય વિશે–કલા અને તત્ત્વજ્ઞાન માટે કહ્યો છે એ જ–મુદ્દો 'જીવનકળા'માં મૂક્યો છે કે, "કળા ભલે અંતિમ સત્ય સુધી પહોંચી ન શકે, પણ કળાએ સત્યનો દ્રોહ તો ન જ કરવો જોઈએ" (જી. આ. પૃ. ૪૨૩) એ જ પ્રમાણે, કળા ધર્મનું સ્થાન ન લઈ શકે તોપણ ધર્મવિરોધી તો ન હોવી જોઈએ.

કલામાં શુદ્ધિ સંબંધી લેખકે કલામાં રહેલી ભાવશુદ્ધિ અને કલાનાં ઉપાદાનોની શુદ્ધિ, બન્નેને માન્યા છે. કલાનાં ઉપાદાનની શુદ્ધિમાં, સાહિત્યકળાની "ઉચ્ચાર શુદ્ધિ, જોડણીશુદ્ધિ અને વ્યાકરણશુદ્ધિ'નો તેમણે ચારિત્ર્યશુદ્ધિ જેટલું જ મહત્ત્વ આપી ઠેરઠેર આગ્રહ કરેલો છે. (જી ભા. પૃ. ૬૨૮) ને કળામાં જીવનશુદ્ધિદ્વારા ભાવશુદ્ધિને તો તે અનિવાર્ય ગણે છે. તેમણે 'સાહિત્યસેવી ગાંધીજી'માં કહ્યું છે કે 'ગંદું સાહિત્ય એ સમાજમાં ફેલાયેલો ચેપી રોગ છે. એ વિશે શંકા નથી.' (જી ભા. પૃ. ૬૨૯) અને શ્રી. કાકાસાહેબ મમ્મટના ત્રિવિધ પ્રકારના સાહિત્યને પ્રભુ, મિત્ર અથવા કાન્તા સાથે સરખાવ્યું છે તેમાંથી, આજના જમાનાને અનુસરી 'પ્રભુ'ને બદલે 'ગુરુ' મૂકી, એ ત્રણે સંબંધો જેટલી જ ઉદાત્ત પવિત્રતા સાહિત્યમાં હોવી જોઈએ, એમ 'સાહિત્યસેવા'માં કહેલું છે. (જી. ભા પૃ ૧૦) એ ને એ જ દૃષ્ટિથી પ્રેરાઈ ઠેઠ 'ચાંદરયાતીલ સાવલ્યા'માં શુદ્ધ સાહિત્યનો આદર્શ રજૂ કરતાં પણ કહ્યું છે કે નીતિનિયમને અનાદરનાર અશુદ્ધભાવી સાહિત્ય ભલે તેનું રમણીયમોહક તો ય વારાંગનાના રૂપ જેવું છે, અને સાચી રમણીયતા અશ્લીલતા સાથે કેમ રહી શકતી નથી, તે 'અશ્લીલ' શબ્દની વ્યુત્પત્તિદ્વારા તેમણે 'કવિ અને સંત' નિબં-

'......'આ શ્લોક અશ્લીલ હોવા છતાં રમ્ય છે' એવી ટીકાકારો ટીકા કરે છે। (ખરું જોતાં શ્રી એટલે રમણીયતા; અશ્રી એટલે રમણીયતાનો અભાવ. અને અશ્રી ઉપરથી જ અશ્લીલ એ વિશેષણ બન્યું છે: અશ્લીલ શબ્દ સદાચારવાદીઓએ જોડી કાઢેલ નથી. પણ તે સુરુચિવાદીઓએ—કલાકોવિદોએ બનાવેલો છે: એટલે જે અશ્રી–અશ્લીલ હોય તે રમ્ય કે રમણીય કેમ હોઈ શકે)'

(જી. ભા. પૃ. ૫૦)

અત્રે, કળાની રમ્યતા તે શુદ્ધતાવલંબી અને સુરુચિમૂલક–શિષ્ટતામૂલક છે એ વાત સહેજે એમણે કહી દીધી

પણ આ શુદ્ધિમાં રહેલી સુરુચિ જેમ એક બાજુ કલાકારને પક્ષે જોતા વ્યક્તિગત છે, તેમ બીજે પક્ષે સમાજગત છે. કલાકારને પક્ષે જોતા કલામાં શુદ્ધિનો વિચાર કરીએ તો અશ્લીલતા શરીર ઉપર નથી પણ મનના ભાવમાં છે. પોતાનું દિગંબર ચિત્ર અશ્લીલ બનાવવું અર્થાત કલાપૂત બનાવવું એ ચિત્રકારના હાથમાં છે, મૂર્તિકારના હાથમાં છે.' (જી. આ. પૃ. ૫૦૨) ત્યારે, કલાની સુરુચિના કેટલાક નીતિનિયમો સમાજગત હોઈ તેમાં જમાનાલક્ષી ને વયલક્ષી પરિવર્તન થાય છે તેનો ઉલ્લેખ લોકવાર્તાની શૈલીમાં કર્યો છે' 'દરેક જમાનાની નીતિ વિશેની કલ્પના અમુક અંશે જુદી હોય છે; શિષ્ટાચારની કલ્પના પણ ભિન્ન હોય છે. સંસ્કૃત ભાષામાં કેટલાક અત્યંત શિષ્ટ અને શુદ્ધ માનેલા વાક્યપ્રયોગો ઉચ્ચારતાં પણ આપણને શરમ આવે...જેમ દરેક જમાનાની નીતિકલ્પના ભિન્ન હોય છે તેમ બાલ્યકાળની નીતિ પણ જુદી હોય છે' (જી. ભા. પૃ. ૫૯–૬૦) અને છેક 'ચાંદરયાતીલ સાવલ્યા'માં જતાં, તેમણે કહ્યું છે કે એવા સમાજના સ્થાનિક, કાલિક અને સનાતન નીતિનિયમોને કલાકારે ધ્યાનમાં રાખવાના છે.

(પૃ ૧૯૯–૨૦૧)

ટૂંકમાં, કળાની શુદ્ધિ જન્મે છે સુરુચિથી : સુરુચિ આવે છે સમાજે નિર્ણીત કરેલા શિષ્ટતા, નીતિ, સુરુચિ વ.ના નિયમોથી અને એ નિયમો રૂપણે, કાળે અને

કળાને આ બધાં અત્યાવશ્યક છે, તે લેખકના કળાના નીતિપોષક પંચપ્રકાર દ્વારા જોઈ શકીશું: "સાહિત્ય વૈરાગ્યવૃત્તિ માટે જ વપરાય' એમ તો કોઈ કહેતું નથી. પણ પૌરુષ, પરાક્રમ, પવિત્રતા, પ્રસન્નતા અને પારમાર્થિકતા–એ પાંચ લક્ષણો તો તેમાં હોવા જ જોઈએ."

(જી ભા. પૃ. ૪૮)

આ ચર્ચાની લગોલગ જ કલામાં બોધ, ઉપદેશ–સંબંધી લેખકનાં કેટલાંક મંતવ્યો જોવા જેવાં છે.

કલામાં ઉપદેશ વણી દેવાની સાહિત્યની નિરનિરાળી પદ્ધતિ જુદાજુદા સમયમાં પ્રવર્તતી હતી એ તેમણે 'વડલા'ની પ્રસ્તાવનામાં તથા 'દૂર દૂરની લાવણ્યવતી બાળાઓ' નામક 'ખરતા તારા'ની પ્રસ્તાવનામાં કહેલું છે જે જમાનામાં મનુષ્યેતર સૃષ્ટિનાં કાવ્યોની રચના થઈ હશે, ત્યારે તેમાં સ્પષ્ટ ઉપદેશનો ઉપયોગ થતો. તેમાંથી સાહિત્યનો સમયાનુક્રમે વિકાસ થતા, તેમાં ઉપદેશ તો હતો જ પણ સૌન્દર્યપરિવેષ્ટિત. 'આમ થવાનું કારણ, સાહિત્યાભિરુચિનો વિકાસ ગણવો જોઈએ. પણ અદ્યતન અભિરુચિએ તો સાહિત્યમાં ઉપદેશનું અસ્પષ્ટ સૂચન પણ, ત્યાજ્ય ગણ્યું છે. માત્ર, યથાર્થ આલેખનજન્ય વાતાવરણથી ભાવની ઉત્કટતા, કોમળતા, સહાનુભૂતિ, સમભાવ જન્મી શકે તે જ ઉચ્ચ કલારસિકતા ગણાવા માંડી છે. લેખક આ પ્રકારની અભિરુચિને સમુચિત લેખતા હોય તે પ્રમાણે કહેતા લાગે છે કે

"સંસ્કારી સાદાઇ એયીર્ય વાળ્ય જાઈને કેવળ યથાર્થતા જ માગે, વાતાવરણનું લાલિત્ય, ચિત્તનો સમભાવ અને વૃત્તિની તલ્લીનતા એટલું જ હોય, તો બસ છે." (જી. ભા. પૃ ૧૭૦)

અને એ કારણથી 'બોધ' નિબંધમાં તેમણે આ જ વાત ભાષ્યરૂપે કહી છે કે. "...પરિસ્થિતિનું ઘટનાઓનું, અને મનુષ્યસ્વભાવનું..વાર્તામાં..'આબેહૂબ દિગ્દર્શન..યથાર્થ પરિચય એ કંઈ નાનોસૂનો બોધ નથી. કલાત્મક યથાર્થ પરિચય ધર્મનિરપેક્ષ સુપ્રતિષ્ઠ અને અમોઘ જીવન તાર-

અલબત, આ પ્રકારની રચનામાં લેખકના કૌશલની કસોટી છે. પણ છતાં એ જ ઇષ્ટ છે, કારણ લેખકે ઇતર સ્થળે વાર્તાકળાથે કહ્યું છે તેમ કળાનો 'ઉદ્દેશ બોધ નથી, મીમાંસા નથી, પણ સમભાવ છે. જેમ જેમ સમભાવ જાગતો જાય છે તેમ તેમ આપણે બધાનું હૃદયનું ઐક્ય, હૃદયનું અદ્વૈત અનુભવવા લાગીએ છીએ, એ જ વાર્તાશ્રવણની ફલશ્રુતિ છે, એ ઉપરાંતના બીજા લાભો વર્ણવાય છે તે કેવળ રોચનાર્થે છે.' (જી. ભા. પૃ. ૨૮૬)

આમ યથાર્થદર્શનથી જેટલો સમભાવ જાગૃત કરી ઇષ્ટને સૂચવી શકાય તેટલું જ; બાકી નહિ, એ બાબત સાફસાફ તેમણે 'ભારતીય સાહિત્ય પરિષદ'માં કહી છે.

'સાહિત્યને માટે સાહિત્ય' કે 'બોધને માટે સાહિત્ય' એવો એક નિરર્થક વાદ ખૂબ ચાલી રહ્યો છે. કોઈએ બરાબર જ કહ્યું છે કે સાહિત્યના ગર્ભમાં ગમે તેટલો બોધ રહ્યો હોય પણ લેખકનું કામ, દાયણનું કામ કરી એ બાળકને બહાર લાવી લોકોની આગળ ધરવાનું નથી. બોધ તો સાહિત્યના વાતાવરણમાં છૂપાયેલો રહેવાથી જ વધારેમાં વધારે પરિણામકારી નીવડે છે.' (જી. ભા. પૃ. ૬૮૦)

આ જ રૂપકથી ફરી આ જ દૃષ્ટિબિન્દુ તેમણે દૂર દૂરની લાવણ્યવતી બાળાઓ'માં મૂકેલું છે.

કલાનાં પ્રયોજનોની વ્યવસ્થામાં ઉપદેશનું સ્થાન શ્રી. કાકાસાહેબની દૃષ્ટિએ આપણે તપાસી લીધું. હવે આપણે તેમની કળાનાં આધુનિક પ્રયોજનો વિશેની મીમાંસા ટૂંકમાં જોઇએ.

આધુનિકોનું મંતવ્ય કે કલાનુભવ જીવનની જંજાળમાથી બચવા—નાસી છૂટવા —ભાગવા માટે હોય છે. આ નાસી છૂટવામાં મનુષ્યની હારણ વૃત્તિ જવાબદાર છે. તે ઉપરાંત, જીવનમાં ફળેલી ઇચ્છાની અતિતૃપ્તિ તથા પ્રતિષ્ઠામાંથી જન્મતો કંટાળો પણ કેટલેક અંશે કારણભૂત બને છે. આમ જણાવીને લેખક કહે છે કે વસ્તુતઃ 'કળા મોટે ભાગે દુઃખ ભૂલી જવા માટે કે ઢાંકવા માટે નથી હોતી, પણ જીવનનો આનંદ વ્યક્ત કરવા માટે હોય છે.' (જી. આ. પૃ. ૫૨૪) અને તેથી, આ 'Escape from into Life' ના મતને બદલે શ્રી. કાકાસાહેબ સાહિત્યનું પ્રયોજન 'Escape into Life'નું હોવું જોઇએ એમ કહે છે. એનો અર્થ એ કે, જીવનના અવસાદથી કલાનો આશ્રય લેવાને બદલે કલાકારે જીવનનો સેવાવૃત્તિદ્વારા રસ કેળવવો જોઈએ. અને એમાંથી કળાસર્જન કરવું જોઇએ.

બીજું, આજના કેટલાયે કલાકારો પોતાની તમામ વૃત્તિ અને જીવન કલા-ઉપાસનામાં જ રેડી દે છે આ પ્રકારની કલાને લેખક 'Art for Art's sake' 'કલા ખાતર કલા' ગણવા તૈયાર છે. પણ સાથેસાથે કહે છે કે એવા કલાકારોની કલા, જીવનને વફાદાર રહી પ્રમાણિકપણે ઉચ્ચ આદર્શો પ્રેરતી હોવી જોઇએ. નહિ તો 'Art for Art's sakeની પરિણતિ 'Art for Artist's sake'માં થઇ જાય છે." (જી. ભા. પૃ. ૧૨) એ દૃષ્ટિએ, લેખકની જ ઉક્તિમાં 'કળા કરતાં ઊતરતી કોટીનો આદર્શ કળાવિકાસમાં ન હોવો જોઇએ એટલો જ જો એનો અર્થ થતો હોય તો 'Art for Art's sake' કહેવાને હું તૈયાર છું.'' (જી. આ. પૃ. ૫૧૯) બાકી, 'Art for Market'e sake', 'Art for vulgarity's sake' કે 'Art for dissipation's sake'નાં પ્રયોજનો એ સૂત્રને મિષે પેસી જવાં ન જોઈએ. ટૂંકમાં, લેખક આનંદ પછી જીવનનિષ્ઠા એને જ કલાનું પ્રયોજન લેખે છે. અને તેમાં, આધુનિકોનાં સંબંધી ઈતર પ્રયોજનો 'Art as recreation,' 'Art for self realization', 'Art as creative necessity' વ. નો સમાવેશ સહેજે થઇ જતો માન્યો છે.

કલાનાં પ્રયોજનોની વાત કરતાં હમણાં જ આપણે તેમાં આવતા 'Art for Art's sake' વાદ પર પણ સહેજ નજર ફેરવીઃ તો હવે એ જ વાદના તંતુને પકડીને તેનાથી શરૂ કરી, લેખકને કલા વિશે પ્રવર્તતા ઈતર વાદો સંબંધી શું કહેવાનું છે તે જોઇએ.

ઉપર એક મુદ્દો 'કલા ખાતર કલા' વાદનો જોયો; જેમાં કલાકાર પોતાની તમામ વૃત્તિઓ અને સમસ્ત જીવનનો કલામાં વિનિયોગ કરે છે, તે અર્થમાં તેને કહેલો છે. ત્યાં આગળ લેખકે ભયસ્થાન બતાવી કહ્યું છે કે, તેથી કરીને કલા કલાકારના અહં પોષણનું સાધન બની જવાની વકી રહેલી છે. બીજું એ અનિષ્ટ પરિણામ દર્શાવ્યું છે કે તે વાદને લીધે કલા જીવન સાથેનો સીધો સંપર્ક ગૂમાવી બેસી નિઃસત્વ થતી જાય છે, (જી. ભા. પૃ. ૮) આમ અહંપર્યાપ્ત—સ્વાર્થી "**स्वात्मनि एव समाप्त महिमा**" એવી એ કલા જોતજોતામાં નિરર્ગલ સ્વાર્થી બની જાય છે, અને સ્વાર્થ સાથે સત્ત્વ ક્યારે ટક્યું છે ? " (જી. ભા. પૃ. ૧૨) આ અહંપ્રેમમાં ઘસડાઈ કલા કેવળ નર્યા કલાવિલાસમાં આળસ્યા કરી રાજદરબારમાં પડી રહેતા નટ, વિટ, ગાયક ને વિદૂષકની પેઠે પોતે હીનગૌરવ થાય છે. (જી આ. પૃ ૪૯૨). કલાનો ભૂતકાળ જોતાં આ વાદનું લેખકને મતે મોટું જોખમ તે કલા ઉપરાંત કલાસેવીનું અધમ વિલાસમાં અને વાસનાસેવનમાં અપસરણ થવાની શક્યતા છે. (જી. ભા. ૬૮૧). તેઓ કહે છે 'કલાવંતી અને ગુણિકા એ શબ્દો જ આ સ્થિતિના સાક્ષી છે, 'કળા ખાતર કળા'ના પક્ષ આગળ કેટલું જોખમ રહેલું છે એનો ખ્યાલ આ ઉપરથી આવશે.' (જી. આ. પૃ. ૫૪૦).

પ્રસ્તુત ભયસ્થાનોનો લાભ વાવટો આ વાદ પ્રત્યે ધરી, 'કળા—એક જીવનદર્શન'માં તેમણે ખાસ સાહિત્યને સલાહ આપી છે કે, સાહિત્યનો કેળવણી ને ધર્મ સાથે સંબંધ હોઈ, સંસ્કાર પ્રેરવાની પોતાની શક્તિ જવાબદારી સમજી, આ વાદની ઓથે તે થવા ઇચ્છે તો પણ તેણે અતંત્ર થવું ઘટે નહિ. (જી. આ. ૪૯૦).

અંતે, 'કલા ખાતર કલા'વાદ વા 'સાહિત્ય ખાતર સાહિત્ય' વાદનું તેમનું અર્થશોધન (Interpretation)—ઘણાંમણી, છૂટેછૂટે સ્થળે બે પુસ્તકો નજરે પડે છે. એમાંથી એક જીવનદર્શન' લેખમાં મે

મૂક્યુ છે, જેમા પ્રચાર, સુખ ધન, કીર્તિ પ્રાપ્તિથી અબાધિત અનન્યપરતત્ર, આત્મકલા, સ્થિત તેવો આ વાદનો અર્થ કરેલો છે (જી આ ૫૧૮–૧૯) તો બીજુ, સૂત્રાત્મક હોઈ અહીં ઊતારવુ સરલ પડશે

'સાહિત્ય ધન કમાવાને માટે ન હોય, કીર્તિને માટે ન હોય આ અર્થમા સાહિત્યને માટે સાહિત્ય એ સૂત્ર યથાર્થ છે દ્રવ્યનો આનદ, કીર્તિનો આનદ ઇન્દ્રિયોનુ સુખ વ નાનાભોગ પુરુષાર્થો જેમ છે તેમ સાહિત્યનો આનન્દ એ પણ સ્વતત્ર પુરુષાર્થ છે' (જી ભા ૬૮૦–૮૧)

'રહસ્યવાદ હા ધ્યેયવાદાચાચ એક પ્રકાર આહે' (સરસ્વતી મડળ-(કલ્યાણ) પૃ ૬) એમ કહી, વાસ્તવવાદ અને રહસ્યવાદ (Mysticism) વિશે લેખકે પોતાનુ ઘણુંખરુ દૃષ્ટિબિન્દુ એક મરાઠી વ્યાખ્યાનના પ્રમુખપદેથી રજૂ કરેલુ છે તે ઉપરાત તેમના ગુજરાતી લખાણમાથી પણ સાપડી આવે છે એ વ્યાખ્યાનમા તેમણે કહેલુ છે કે રહસ્યવાદી સાહિત્ય એ હિંદની ભૂમિના હાડમા વસેલુ છે જેમા આપણા જીવજગતના અગમ્યાનુભવોના પ્રસ્તરોનુ આલેખન ગૂઢ શૈલીમા થાય છે આપણા મધ્યકાલીન ભક્તિસાહિત્યમા એ હતુ અને ઉમર ખય્યામ જેવા સુરા, સાકી, જામ પ્રતીકોના વક્તવ્યદ્વારા અગમ્ય ફિલસૂફીને રજૂ કરે છે તેવી રીતે ટાગોરે પણ એવી શૈલીને અપનાવેલી છે આ રહસ્યવાદને શૂન્યવાદમા ખપાવીને ટાળી નાખીને તેને સ્થળે વાસ્તવવાદનો પુરસ્કાર કરવાની વૃત્તિ આજે ઠેરઠેર સાહિત્યમા જણાય છે વસ્તુત એ રહસ્યવાદનુ વિલોપીકરણ નહિ પણ વિશુદ્ધિકરણ જરૂરી છે, એમ શ્રી કાકાસાહેબ સૂચવે છે ' આપલ્યા હાડાત અસલેલા હા રહસ્યવાદ આપલ્યાલા વિશુદ્ધ કરતા યેઈલ, ટાળતા યેણાર નાહી, અસે માઝે મત આહે '

(સ મે પૃ ૮)

આપણે જોયુ કે આ રહસ્યવાદની સામેના ઉપાય લેખે વાસ્તવવાદને કેળવવામા આવ્યો છે પણ વસ્તુતયા, 'રહસ્યવાદ આણિ વાસ્તવવાદ હે પરસ્પર વિરોધી નસૂન પરસ્પરપૂરક આણિ નિયામક આહેત', એમ શ્રી કાકાસાહેબ કહે છે તે એ રીતે કે રહસ્યવાદ વાસ્તવિક પરિસ્થિતિમાથી જ આદર્શને વિકસાવે છે અને વાસ્તવવાદ યથાર્થલેખનજન્ય સહાનુભૂતિવડે આ રાને કૃત્રિમ થતો અટકાવે છે એથી કરીને તે ધ્યેયવાદને ઘણીવેળા કલ્પિત મનોરાજ્યોમા મહાલનાર નિષ્ક્રિય હારણ (difeatist) સાહિત્ય થતુ અટકાવે છે (જી ભા પૃ ૮૭) આમ તેઓ પરસ્પરના અકુશ જેવા છે

વળી, વાસ્તવવાદ માટે વસ્તુનુ 'યથાર્થ' સ્વરૂપ વર્ણવવુ એમા અવિવેક નથી ' ( જી ભા ૩૨૧ ) ફક્ત વાસ્તવવાદે એટલુ સભાળવાનુ કે યથાર્થ લેખનને મિ ગદવાડ ન પેસી જાય એવી યથાર્થદર્શી કળા તે કળા જ નથી [જી આ ૪૭૮] તે માટે કળાનો 'હાનોપાદાન નો–તિરસ્કાર પુરસ્કાર નો [જી ભા પૃ ૨૨૦] નિયમ અત્યત જરૂરી છે એ નિયમ લેખકના જ શબ્દોમા ઇતર સ્થળે આમ મૂકેલો છે

'સાહિત્ય એ કઇ વાસ્તવિક જીવનનો સપૂર્ણ ફોટોગ્રાફ નથી હોતો જેટલી વસ્તુ તરફ ધ્યાન ખેંચવાનુ હોય તેટલી જ વસ્તુઓ સાહિત્યમા આણવાની હોય છે ધારી વસ્તુ આગળ આણવી અને અનિષ્ટ વસ્તુઓ દબાવવી એ સાહિત્ય અને કલ નો આત્મા છે પુરસ્કાર અને તિરસ્કાર વગર કળા સભવતી જ નથી " [જી ભા ૯૧–૯૨]

અર્થાત્, એ મરાઠી વ્યાખ્યાનાનુસાર, જીવનપરિચય અને હૃદયોન્નતિ માટે અનુક્રમે વાસ્તવવાદ અને ધ્યેયવાદ ઉભય આવશ્યક છે અને એ બન્નેનો સબધ લેખકે પોતે જ ક્યાક માસિકમા ઉપમા દ્વારા વ્યક્ત કર્યાનુ યાદ છે તે પ્રમાણે–પક–પકજ સમાન છે જીવનની વાસ્તવિકતાદ્વારા ઉન્નત ધ્યેયનુ દર્શન એ જ એ ઉપમાનો ભાવાર્થ છે લેખકનુ યથાર્થદર્શી–આદર્શદર્શી કલા માટેનુ આવુ જ મતવ્ય 'કળા, જીવન અને તત્ત્વજ્ઞાન મા છે

[જી આ પૃ ૪૦૭]

આ પછી, એ જ વ્યાખ્યાનમા લેખકનો નવમતવાદ' જુઓ આ વાદની ભ્રામક અસર હેઠળ, જૂનુ એટલુ બધુ ખરાબ માની લઈ નવાને આગળ ધરવાનો અવિવેક સાહિત્યમા જણાતો જાય છે વસ્તુતયા પ્રસ્તુત વાદની ઉપયોગિતાને આ કારણે પ્રમાણી શકાય જ્ઞાન અને અનુભવવૃદ્ધિ થતા સામાજિક આદર્શની ચકાસણી સાફસૂફી ને ફેરફારની નવી યોજના આ વાદ દ્વારા કરવી જોઈએ બાકી

'નાવિન્ય ખાતર નાવિન્ય હી કેવળ એક વિદુષકી વૃત્તિ આહે ખર્યા નવમતવાદાન્ચા મુગાશી ચિકિત્સક વૃત્તિ આણી અનુભવ જાગૃતિ હવી અસતે, આણિ સમાજહિતાચ્યા દૃષ્ટિને વિચાર કરુનચ અસા સહિત્યાચા વિકાસ આણિ પ્રસાર ઝાલા પાહિજે' (સ મ પૃ ૬)

બરાબર આ જ સમાજલક્ષી દૃષ્ટિથી 'જે સાહિત્યમા પ્રગતિશીલ જીવનની પ્રેરણા અથવા પડઘો હોય તે સાહિત્ય પ્રગતિશીલ (જી ભા પૃ ૬) કહીને પ્રગતિશીલ સાહિત્યની વ્યાખ્યા આપી છે

પ્રચારકી સાહિત્ય સબધી સક્ષિપ્ત મતવ્ય આ વ્યાખ્યાનમાથી મેળવતા, કલા પોતે સક્રામક–સાસર્ગિક હોઈને એ અર્થમા તેને શ્રી કાકાસાહેબ પ્રચારક ગણવા તૈયાર છે કારણ, તેમા ચીમાદલાલોના નિર્લજ્જ ખુલ્લા બકવાટને બદલે નાજૂક સુરુચિને સ્થાન હોવુ જોઇએ (સ મ પૃ ૪) કલા પોતાનુ ઉન્નત પ્રયોજન સમજી વ્યક્ત કરે છે તે અર્થમા તે સચારક–પ્રચારક છે (જી આ. પૃ ૫૦૮) —યાજ્ઞિ



# કરોળિયાનું જાળું

લેખક : શ્રી જગદીશચંદ્ર માથુર
અનુવાદક : સુકેતુ

[ સ્ટાર ટ્રેડિંગ કં.ના મેનેજિંગ ડાયરેક્ટર શ્રી. ભોળાનાથના ઘરની ઑફિસ, જે કયારેક કયારેક દીવાનખાનાની ગરજ પણ સારે છે. ઓરડાની સજાવટ પરથી સહેજે જ ખ્યાલ આવે છે કે એનો માલિક કોઈ મોટો પગાર મેળવનાર, પણ સજાવટના શોખ વિનાનો કોઈ અમલદાર હશે. સામેની દીવાલની જમણી બાજુએ બારી ઉપર આસમાની પડદો છે. જાતજાતનાં કૅલેન્ડરો જેમ તેમ ટાંગેલાં દેખાય છે–કેમ જાણે શ્રી. ભોળાનાથ એ બધીયે કંપનીઓના ભાગીદાર ન હોય? સામે ઘડિયાળ ટક ટક કરી રહ્યું છે. આગળની બાજુએ ઑફિસ–ટેબલ છે, પણ બરોબર વચ્ચે નથી, જરા ડાબી બાજુએ છે. બે–ચાર સુંદર ખુરસીઓ પડી છે. બારી પાસે એક નાના પણ મજબૂત ટેબલ પર એક કીમતી રેડિયો–સેટ પડયો છે.

શ્રી. ભોળાનાથ ખુરસી પર બેઠા છે. એમના ડાબા હાથમાં સિગારેટ અને જમણા હાથમાં ફાઉન્ટન પેન છે. એમનું વય લગભગ પિસ્તાલીસ વર્ષનું લાગે છે. કપાળે કરચલીઓ છે અને ચહેરા પર વ્યવસાયીપણું અને અનુભવશીલતા તરી આવે છે. પાસે ઊભેલો કલાર્ક એક પછી એક કાગળો બતાવે છે ને ભોળાનાથ તે પર સહી કરતા જાય છે.]

ભોળાનાથ : બીજા કંઇ કાગળો છે? (ઘડિયાળ તરફ જોઇને) થોડીવારમાં રેડિયોમાં બજારભાવ આવશે. એ સાંભળવા પડશે ને!

કલાર્ક : જી, કાગળો તો બધા ખલાસ થયા... પણ બહાર પેલા સાહેબ બેઠા છે, આપને મળવા માટે આવ્યા છે.

ભોળાનાથ : કોણ?

કલાર્ક : પેલા મિસ્ટર ચંદ્રભાન–જેમને કંપનીની કાનપુર–શાખામાં આસિસ્ટંટ મેનેજર નીમવાનો આપ વિચાર કરો છો તે.

ભોળાનાથ : ઓહ! પેલો કૉલેજમાંથી હમણાં જ બહાર પડેલો જુવાન ને! હા, હા, જરૂર બોલાવો એને, (ઘડિયાળ જોતાં) પણ થોડી વારને માટે જ હો! માણસ સારો છે, ચપળ છે, કંપનીને જોઇએ છે તેવો જ છે, પણ દેખાય છે જરા સ્વપ્ન–સૃષ્ટિમાં રાચતો. એમ જ માનતો લાગે છે કે જીવનમાં કવિતા જરૂરી છે. હા! હા!! હા!!!! એ માટે જ એને બોલાવ્યો હતો કે જરા વાસ્તવિકતાનું ભાન કરાવી દઉં. મને પણ આનંદ આવે છે આવા જુવાનોને વાસ્તવ જગત સાથે અથડાતા જોઈને!

કલાર્ક (આ દરમિયાન ફાઇલો બંધ કરી બગલમાં દાબતો દાબતો) : તો મોકલું?

ભોળાનાથ : હા, હા, મોકલો એને.

(કલાર્ક જાય છે. ભોળાનાથ બીજી સિગારેટ સળગાવે છે અને 'ઇન્ડીયન લિસનર' હાથમાં લઈ પાનાં ફેરવે છે. ચંદ્રભાન આવે છે. ગૌરવર્ણનો સુશીલ યુવાન કોટ પેન્ટ પહેર્યાં છે. નથી એ માત્ર કલ્પનાલોકમાં વિહરનારો કવિ, કે નથી એ કોઈ છેલબટાઉ જુવાન–એ છે એક જોઇએ એવો યુવાન–નિખાલસ યુવાન. એનાં મોં પર બુદ્ધિનું તેજ ચમકી રહ્યું છે અને એનો ચહેરા પરની આશા, આકાંક્ષા અને અભિલાષા એના મૃદુ હાસ્યને આકર્ષક ને અકલંક બનાવે છે. એની આંખોમાં ઊજળું ભાવિ નાચી રહ્યું છે. ભોળાનાથ સ્મિત કરીને એના તરફ જુએ છે.

ભોળાનાથ : 'આવો આવો મિસ્ટર ચંદ્રભાન! બેસો (ચંદ્રભાન બેસે છે) સિગારેટ લેશો?

ચંદ્રભાન : આજ સુધી તો નથી પીધી.

ભોળાનાથ : એ સારું જ છે મિ. ચંદ્રભાન. પણ મારો અનુભવ છે કે સોસાયટી સિવાય કૉન્સેન્ટ્રેશન (માનસિક એકાગ્રતા) માટે પણ સિગારેટ ક્યારેક ક્યારેક જરૂરી થઇ પડે છે.

ચંદ્રભાન : જી હા, કેટલાયે મોટા માણસોને મેં સિગારેટ પીતા જોયા છે.

ભોળાનાથ : તમને પણ મોટા માણસ થવાની મહત્ત્વાકાંક્ષા છે ને?

ચંદ્રભાન : મહત્ત્વાકાંક્ષા કોને નથી હોતી? પણ હા, આપની મહેરબાની હશે તો કોઇ દિવસ જરૂર આગળ વધી શકીશ.

ભોળાનાથ : તો આગળ ધપવા માટે જરૂરી કામ તમે કરશો ને?

ચંદ્રભાન : જી હા, જરૂર પ્રયત્ન કરીશ.

ભોળાનાથ : મને તમારામાં ખૂબ આશા છે. તમારી કેરીયર અને સર્ટિફિકેટો જોતાંવેંત જ મેં તમને રાખ્યા છે. હું નવા માણસોને તક આપવા ઇચ્છું છું. એમનામાં કામ માટે ઉત્સાહ હોય છે. કાનપુર–શાખાના આસિસ્ટંટ મેનેજરનું કામ જવાબદારીવાળું કામ છે. યોગ્ય માણસ માટે એ આગળ વધવાની સરસ તક છે. ખૂબ નજીકના ભવિષ્યમાં તમે ત્યાંના મેનેજર પણ બની શકશો.

ચંદ્રભાન : હું તમારો આભારી છું, અને આશા રાખું છું કે તમારી ઉપયોગી સલાહ મને અવારનવાર મળતી રહેશે.

ભોળાનાથ : સલાહ તમને જરૂર હું આપતો રહીશ. આજે તમને એ માટે જ બોલાવ્યા છે કે બધું નક્કી કરી લેવાય તો કામ શરૂ કરી શકાય. તમારા જેવા જુવાનોને માર્ગદર્શન કરાવવામાં મને ખૂબ સંતોષ મળે છે...પણ એક શરત છે.

ચંદ્રભાન : શરત?

ભોળાનાથ : હા, શરત–અને તે એ કે જો તમે રંગીન ચશ્માં પહેરવા ટેવાઈ ગયા હો તો આજથી એને એક બાજુ મૂકી દો અને નરી આંખે દુનિયા ને દુનિયાની બધીયે વસ્તુઓ તે જેવી છે એવી જોવાની ટેવ પાડો.

ચંદ્રભાન : રંગીન ચશ્માં?

ભોળાનાથ : તમે ન સમજ્યા! તમારી અરજીમાં તમે લખ્યું છે ને કે કવિતા કરવાનો તમને શોખ છે અને એમાં તમે કંઈક ઇનામો પણ મેળવ્યાં છે!

ચંદ્રભાન કવિતા તો શુ, પણ ક્યારેક ક્યારેક ઉત્સાહ આવે ત્યારે જોડકણા જોડુ છુ ખરો

ભોળાનાથ તો સાભળો તમારે એ ઉત્સાહ હવે છોડવો પડશે જોડકણા હવે નહિ જોડાય

ચંદ્રભાન પણ મારા કામમા તો એથી જરાયે વાધો નથી આવતો—નહિ આવે. હવામા હાલતા પાદડાઓમા જો હુ કોઈ આમત્રણ સાભળુ યા ચદ્ર સાથે ગેલ કરતા વાદળો મને આકર્ષે તો એમા શુ ખોટુ છે ?

ભોળાનાથ મિ ચદ્રભાન, મારે ઠેકાણે જો બીજો કોઈ હોત તો આવી વાતો સાભળી તમને નોકરીમા તો શુ પણ પાસે બેસવાયે ન દેત.

ચદ્રભાન (ચમકી જઇને) I am sorry, Sir ! (હુ દિલગીર છુ, સાહેબ !)

ભોળાનાથ (બનાવટી સ્મિત સહ) પણ એથી હુ નારાજ નથી હું તો ઇચ્છુ છુ તમારા જેવા જુવાનોને સાચો માર્ગ દેખાડવા વાસ્તવિકતાનુ ભાન કરાવવા

એક યુગ હતો, જ્યારે હુ પણ તમારા જેવો સ્વપ્નોની દુનિયામા રાચનારો હતો પણ આજે હુ જાણી શક્યો છુ કે એ બધુ નકામુ હતુ—નકામુ છે થોથી વાતો છે જો તમે પાદડાઓનુ આમત્રણ સાભળતા જ રહેશો કે વાદળોના સૌન્દર્ય કે સંગીતના સૂર પર આકર્ષાયા જ કરશો તો બેખડે ભરાઇ જશો ને હેરાન હેરાન થઈ જશો અહી તમે નોકરી કરવા આવ્યા છો—રમત કરવા નહિ એ ધ્યાન રાખજો કવિતા પ્રેમ, સંગીત ઓહ ! ખબર છે તમે ક્યા ઊભા છો ? જીવનના દ્વાર પર છો એ ન ભૂલતા

ચદ્રભાન (કઇક દબાતો હોય તેમ) જાણુ છુ

ભોળાનાથ તો જરા કહેશો, તમે જિંદગીને શુ સમજો છો ?

ચદ્રભાન (અચકાતા અચકાતા) શુ સમજુ છુ ? હું સમજુ છુ

ભોળાનાથ કે એ એક સુદર દેવી છે—એનો પ્રેમ મેળવવા તમે એની પૂજા કરો છો—આ જ ને ?

ચદ્રભાન (મૂગો)

ભોળાનાથ હા ! હા !! હા !!! મિસ્ટર ચદ્રભાન, તમે ભૂલો છો જિંદગી તો છે એક કડક શેઠ જેવી, જેના દિલમા દયા નથી, આખમા માયા નથી જે જાણે છે એક માત્ર કામ લેતા જ વિનતિ જેને અસર નથી કરતી ગાવા કે રોવાથી જેના હૃદયમા કઇ ફેરફાર થતો નથી તમે ચમકો છો કેમ ? નવાઈ લાગે છે તમને આ સાભળીને ?

ચદ્રભાન મને મને બીક લાગે છે હુ ડરુ છુ

ભોળાનાથ ડર, હા ! હા !! હા !!! ડરો હા ખૂબ ખૂબ ડરો ડરીને જ જીવનની ગતિ સમજી શકાય છે—ડરી ડરીને, સભાળી સભાળીને પગ માડો આનદો માટે અહીં જગ્યા નથી માની લો કે જીવન એક મશીન જેવુ છે તમારુ કામ નક્કી કરેલુ છે તત્પરતાપૂર્વક જરાયે થંભ્યા વિના એ સીધા માર્ગે આગળ વધ્યે જાઓ માર્ગે પરના ફૂલોને જોઈ આનદોમા હવા ભલે મસ્તાની બને, તમે એથી બેખબર ન બનો પંખીઓ ભલે કિલકિલાટ કરે, તમે એ પર કાન જ ન માડો—મારા દોસ્ત, સમજદાર બનો, દૂરદર્શી બનો—The world belongs to the prudent

ચદ્રભાન અને દિલ ?

ભોળાનાથ દિલ તમારાથી જુદું છે જ નહિ તમે એને તમારા યત્રનો એક ભાગ બનાવી શકો છો તમારે એમ કરવુ જ પડશે Sentiment (લાગણી) દબાવવા પડશે તમારે આગળ વધવુ છે ઉત્કર્ષ સાધવો છે જે જેટલો પોતાની લાગણીઓને દબાવી શકે છે તે તેટલો આગળ વધી શકે છે માટે વિચારો—ઊર્મિઓને દબાવો

ચદ્રભાન મને વિચાર કરવાનો સમય આપો મિ ભોળાનાથ !

ભોળાનાથ મિ ચદ્રભાન, તમે જોઇએ એટલુ વિચારો, પણ મે કહ્યુ એમ કર્યા વિના તમારો છૂટકો નથી—તમે છૂટી નહિ શકો

ચદ્રભાન (જરા ગભરાઈને) અત્યારે તો હુ રજા માગુ છુ.

ભોળાનાથ (ઉન્માદ ચઢ્યો હોય તેમ) તમે છૂટી નહિ શકો જાણુ છે ચાઈ ગયુ છે એના પાતળા રેસાઓમાથી છુટકારો મેળવવો અશક્ય છે તમે તરફડશો, હાથ–પગ પછાડશો, છતા બહાર નહિ નીકળી શકો (ચદ્રભાન તરફ આખો ફેરવીને) એ અશક્ય છે

ચદ્રભાન (ગભરાઇને ઊભા થતા) માફ કરજો મને મૂઝારો થાય છે હુ જઉ છુ (ઉતાવળે જાય છે)

ભોળાનાથ (ઊડો શ્વાસ લઇને) અને હુ છુ એ જાળાનો કરોળિયો (કુચ્ચાઇ ભર્યું હાસ્ય) ખૂબ ખૂબ તરફડિયા મારીશ, બહુ બહુ જોર કરીશ, છતા મારાથી છૂટીને જઇશ ક્યા ? રાતનો જીવડો બપોરના તડકામા અથડાઇ પડ્યો છે શેકાઇ જવાનો શેકાઇ !

(રેડિયો–સેટ ચાલુ કરે છે બજાર ભાવ સભળાય છે ભોળાનાથ એક ખુરશી પર બેસી બીજીને પગ પહોળાવવા પાસે ખેંચે છે પછી આરામપૂર્વક પગ પહોળ વી અર્ધ સૂતો–અર્ધ બેઠો રેડિયો સાભળે છે થોડીવાર એકાદ બગાસુ ખાય છે

રેડિયોનો અવાજ 'હાપુડ ઘઉ તૈયાર ૩ રૂપિયા ૧૦ આના, ભાદરવો ૩ રૂપિયા ૧૦॥ આના લાયલપુર ઘઉ તૈયાર ૩ રૂપિયા ૮॥ આના

'કપાસ–બજાર ખૂલતા ૨૮૧–૨૮૧॥ હતો બધ ભાવ ભરૂચનો ૨૭૬॥

આતરરાષ્ટ્રીય પરિસ્થિતિની બજાર ભાવ ઉપર સારી અસર થઈ છે બજાર ભાવ પૂરા થયા હવે થોડી જ વારમા હિંદુસ્તાનીમા સમાચારો સભળાવવામા આવશે '

[ નાજુક વાદ્યોનો અવાજ ભોળાનાથ આ દરમિયાન એક–બે બગાસા ખાઈ ચૂક્યા છે એમની આખમા ઊઘ ભરી છે ]

' અબ આપ હિન્દુસ્તાનીમે ખબરેં સુનિયે યે ખબરે દિલ્લી, બમ્બઇ કલકત્તા, લાહોર, લખનૌ પેશાવરમે એક સાથ સુનાઇ જા રહી હૈ આજ કે બુલેટિનકી ખાસ ખાસ ખબરે યે હૈ પૂર્વી મોર્ચે પર રૂસકી ફૌજોકા એક જબરદસ્ત ધાવા અમેરિકી સમુદ્રી બેડે દ્વારા નોર્વે પર હમલે ક્રીકોરિયા. લિબિયા કે મૈદાનમે લડાઈ જોરો પર અમરિકાકે વિદેશી મુઆમલતકે વઝી–

રહા અહમ બયાન. પૂર્વી મોર્ચે પર સે લડાઈકી જો ખબરેં અબતક આઈ હૈ ઉનસે સાફ જાહિર હૈ કિ દુશ્મનકો કારી નુકસાન–

[ધીરે ધીરે ઓરડાનું વાતાવરણ બદલાતું જાય છે. રેડિયોનો સૂર ધીમો થતો જાય છે–કેમ જાણે બહુ દૂરથી કોઈ બોલતું ન હોય! થોડીવારે એ સૂર એકદમ બંધ પડી જતો લાગે છે. અને એને સ્થાને એક ધીમું પણ અદ્ભુત સંગીત સંભળાય છે. જેટલીવારમાં આ પરિવર્તન થાય છે એ દરમિયાન ભોળાનાથ એકદમ સૂઈ જાય છે. એનું માથું એક બાજુ નમી જાય છે અને થોડીવાર એનાં નસકોરાં પણ બોલે છે.

એક હળવો વાદળી પ્રકાશ એ ઓરડાને આવરી લે છે. એ ધૂંધળા પ્રકાશમાં ઓરડામાંની બધી જ વસ્તુઓ અસ્પષ્ટ અને અપરિચિત લાગે છે. જેમ જેમ એ વાદળી પ્રકાશ ગાઢ બનતો જાય છે તેમ તેમ રેડિયોના સંગીતમાં એક બીજો જ સૂર સંભળાવા લાગે છે. એ સૂર પહેલાંના સૂરથી એકદમ જુદો છે–જાણે કોઇ અન્ય લોકમાંથી ન આવતો હોય! એના શબ્દો શરૂઆતમાં અસ્પષ્ટ અને અર્થહીન લાગે છે, પણ પ્રકાશ વધતાંની સાથે જ શબ્દો પણ સ્પષ્ટ થતા આવે છે.

ભોળાનાથ એ શબ્દો સાંભળી ચમકતો નથી. એ પ્રથમ આંખો બંધ કરીને અને પછી આંખો અધખૂલી રાખીને જવાબો આપ્યે જ જાય છે. એના વર્તનમાં કોઈ અસ્થિરતા કે અસાધારણતા નથી દેખાતી. એ પણ એ અચેતન દૃશ્યનો એક અંશ જ બની ગયો હોય તેવો દેખાય છે.

એ આખુંયે પલટાયેલું દૃશ્ય એ ઓરડાને ચેતનલોકમાંથી ઉપાડી અર્ધચેતન લોકમાં પહોંચાડી દે છે, જ્યાં કોઇપણ વાત વિચિત્ર લાગતી નથી. અને બીજો કોઈ શબ્દ ન મળવાને કારણે આપણે એ સૂરને–રેડિયોમાંથી આવતા એ નવા અવાજને–'અર્ધચેતન' કહીશું.]

અર્ધચેતન : ખુશ—જીત...અને... ભોળાનાથ તું માને છે કે તેં એક વિજય મેળવ્યો. એક વધુ નાદાન જુવાનનાં સુંદર સ્વપ્નાંઓનો તેં નાશ કર્યો. સુંદરતાના મંદિરના એક વધુ ઉપાસકને તેં ભ્રષ્ટ કર્યો.

ભોળાનાથ : (બંધ નાકે, જરા નાકમાંથી નીકળતા અવાજે) તું મને કહે છે?

અર્ધચેતન : હા, હું તને કહું છું, તને આશ્ચર્ય તો નથી થતું ને!

ભોળાનાથ : મને કોઈયે વાતથી આશ્ચર્ય નથી થતું. તારે જે કહેવાનું હોય તે કહે હું તે સાંભળીશ.

અર્ધચેતન : શું ખરેખર તું મારી વાત સાંભળીશ?...તું ખોટું બોલે છે. દિવસમાં ન જાણે કેટલીયે વાર હું કેટલીયે વાત તને કહેવા માગું છું, પણ એ સાંભળવા તું કાન જ ક્યારે માંડે છે? એ દિવસે તારા બાગમાં કામિનીવૃક્ષ જ્યારે પોતાનાં ફૂલ નીચે વેરી વેરીને મખમલ જેવા ઘાસ ઉપર શ્વેત ચાદર પાથરતું હતું ત્યારે તને કાંઇક કહેવા મેં ઇચ્છા કરી હતી, પણ તેં ન સાંભળ્યું. એક બીજા દિવસે પશ્ચિમ દિશાને ઘેરતી સંધ્યાના સાળુમાં છુપાયેલ તલાવડીની આરસીમાં જોઈ મારી વાત મેં શરૂ કરેલી, પણ તેં તુરત જ મને પાછો ઠેલ્યો હતો. પેલે દિવસે પહાડની કંદરામાંથી આવતો બંસી–સૂર તને સંભળાવવા મેં ઇચ્છેલું, પણ તું હાથ છોડાવી ભાગી છૂટેલો.

ભોળાનાથ : પણ તું વિચાર તો કર. હું કામકાજવાળો માણસ, મને એ બધું સાંભળવાની ઇચ્છા અને નવરાશ ક્યાં?

અર્ધચેતન : તું ફરી જૂઠું બોલે છે. તને ઈચ્છા છે, તીવ્ર લાલસા છે, પણ તું એને દબાવે છે. ઊપડતા તોફાનને રોકવા તું કોશિશ કરે છે. સમુદ્રનાં મોજાં સામે તું બંધ બાંધે છે, અને તેં એને રોકી રાખ્યાં એ વિચારે તને ગર્વ થાય છે.

ભોળાનાથ : તું આ બધું શા માટે મને સંભળાવે છે?

અર્ધચેતન : એ કારણે કે આજે તું મારો દાસ છે–આજે તારે એ બધું સાંભળવું પડે છે–પડશે. આજે એ રોકાયેલું તોફાન બમણા વેગે ઊપડશે. એ મોજાંઓ આજે તને પોતાની ભુજાઓમાં જકડીને જ શાન્ત પડશે. તું માને છે કે કોમળકલ્પનાઓની કોમળ મૂર્તિ પર તારો વિજય થયો, પણ સાચેસાચ તો આજે તારો જબ્બર પરાજય થયો છે. કારણ આજે તારી ભાવુકતા–લાગણીઓ જાગી રહી છે.

ભોળાનાથ : તું એમ કેમ કહે છે? તેં જોયું નહિ–કેટલી સિફતથી હું એ છોકરા ચંદ્રહાસને સ્વપ્નોની ખોટી ને પોલી સૃષ્ટિમાંથી વાસ્તવિકતાની સાચી ને નક્કર ધરતી પર લઇ આવ્યો.

અર્ધચેતન : હા, હા, હા! સુંદર. ઠીક, એક વાત પૂછું. સાચેસાચું કહેજે. એ જુવાનનાં સ્વપ્નાં ભાંગતાં તને શું આનંદ મળ્યો? કેમ આનંદ આવ્યો?

ભોળાનાથ : કેમ આનંદ આવ્યો? કારણ...કારણકે હું એની આંખો ખોલી શક્યો. મેં એને અજવાળું બતાવ્યું.

અર્ધચેતન : વાહ રે પરોપકારી! ભોળાનાથ, તું ફરીને ખોટું બોલ્યો. વિચાર કર. શું આ આનંદ એ માટે નથી થતો કે એ તારા એ ભૂખ્યા આત્માની ઇચ્છા પૂરી કરે છે, જે આત્માને આજ દિવસ સુધી આનંદ માટે તેં તલસાવ્યા જ કર્યો છે! વિચાર કર!

ભોળાનાથ : આ કોણ આવી વાતો મને સંભળાવે છે? મારે નથી સાંભળવી એ વાત...નથી સાંભળવી.

અર્ધચેતન : એ હું સંભળાવું છું. હું. હું એ જ છું જે એક દિવસ તું હતો. હું તું જ છું અને એથી મારી વાત તારે સાંભળવી જ પડશે. ભોળાનાથ, તું નહિ છૂટી શકે. કરોળિયાનું જાળું ખેંચાઇ રહ્યું છે, અને તું એમાં વિવશ બની ટિંગાઇ રહ્યો છે, કીડા!

ભોળાનાથ : જૂઠું છે. જૂઠું છે આ બધું...હું સ્ટાર ટ્રેડિંગ કં.નો મેનેજિંગ ડાઈરેક્ટર, વીસ વીસ કંપનીઓનો ભાગીદાર, સ્ટીલ કોરપોરેશનનો મેમ્બર—હું ભોળાનાથ: હું એ માણસ છું જેણે ઉન્નતિ અને સફળતાનો આદર્શ સમાજને આપ્યો છે–ગરીબીની ખાઇમાંથી અમીરીના ઢગ પર હું પહોંચ્યો છું. હું સફળ છું. કર્મઠ છું. દીવાલ શો અડગ છું. નિયમસર ચાલ્યો છું. વાસ્તવિકતા જાણું છું.

અર્ધચેતન : કહેવાઇ ગયુ, ભોળાનાથ? કાળાં વાદળો પર ચૂનો ધોળી ચૂક્યો? તો હવે સાંભળ. તું પાપી છો પાપી... સમજ્યો?

ભોળાનાથ : હું પાપી?

અર્ધચેતન : હા, કારણકે આ બધું મેળવવા તેં તારો સહુથી મોટો કિંમતી ખજાનો મૂળ મેળવ્યો છે. તારા દિલમાંથી પ્રેમને તેં દેશવટો દીધો છે. સંગીતને સળગાવી દીધું છે અને સૌંદર્ય-દૃષ્ટિને આંધળી કરી મૂકી છે. અને એમ કરી તું માન્યુ છે કે એ રીતે તું તારાં ઊર્મિઝરણાંને સદાને માટે દાબી શકીશ.

ભોળાનાથ : ઊભા રહો, જરા ઊભા રહો.

અર્ધચેતન હા હા હા ! પણ તું જાણી ન શક્યો કે ઝરણું અટકતા સરોવર બની જાય છે, જે કદી ને કદી બંધને ને તોડી-ફોડીને ફરી વહેતું બને છે. રૂપ બદલે છે, વસ્તુ નહિ પાણીની પ્યાસ હવે શરાબની પ્યાસ બની છે—છતા પ્યાસ મટી નથી જે આનંદ તને એ બીચારા જુવાનને લલચાવવામા મળ્યો એ તે આનંદનું જ બગડેલું, સડેલું, વિકૃત રૂપ છે, જે એક દિવસ તને ફૂલોમા, પતંગિયાંમા, આસમાનમા હંસોની જેમ તરતાં વાદળોમા, યુવતીઓના સ્મિતમા અને પ્રેમ-ચુંબનમાં મળતો હતો.

ભોળાનાથ : ઓહ, બંધ કરો ! શું મને તારે રડાવવો જ છે ?

અર્ધચેતન : સારું થાત-જો તું રોઇ શકત. સારું થાત-જો શુષ્ક બનેલાં તારાં ઊર્મિ-વાદળો જોરથી તૂટી પડત એ શ્રાવણની વર્ષામાં એ મોર નૃત્ય કરતાં જેને આજ સુધી તેં પિંજરમાં પૂરી રાખ્યો છે. એ પપૈયો બોલત, જેની વાણી તે નકામી કરી નાંખી છે... ભોળાનાથ, સાંભળ ભોળાનાથ, આ સૂર—આ ગીતને તું ઓળખે છે ?

[ ક્યાંકથી, એ વાદળી અર્ધ પ્રકાશના કોઇ ખૂણામાથી, એક સ્ત્રીનો ગણગણવાનો ને પછી સ્પષ્ટ સુર સંભળાય છે ]

અર્ધચેતન : ઓળખે છે ?

[ એ સુર એક મધુર ગીતમાં પરિણમે છે ]

ગીત

રે મન કી કહાની આંખોંસે સુનાઓ
ખુશ્બૂ જમાની ફૂલોંકો બતાઓ.
જો ગન્ધ ન બિખરી તો
ફૂલોંને હૅંસા ભી કયોં ?
બરસાઓ ન જો ચાંદી
વહ ચાંદ ઉગા ભી કયોં ?
હૈ આજ ખુશી વાણી, મત રોક લગાઓ
રે મન કી કહાની, આંખોંસે સુનાઓ

[ ગીતના શબ્દો બંધ થઇ જાય છે, છતાં સૂર ચાલુ જ રહે છે. ભોળાનાથ વિવશ બની એ સાંભળે છે. એ કંઇક કહેવા માગે છે પણ જીભ ઊપડતી જ નથી. એ સૂરની પાર્શ્વભૂમિકામાં અર્ધચેતન ફરી બોલવું શરૂ કરે છે પણ હવે એના શબ્દો કે અવાજમાં ધિક્કાર કે ફિટકાર નહિ પણ આર્જીજી અને કરુણા છે.]

અર્ધચેતન : યાદ કર, ભોળાનાથ ! યાદ કર વીસ વર્ષ પહેલાંની વાત. જ્યારે તારામાયે દિલ હતું, તું પણ હસી-રડી શકતો હતો, ત્યારે તેં આ ગીત સાંભળ્યું હતું. સાંજે ફરવા જતી વેળા માર્ગની એક બાજુ પેલા નાનકડા ઘરમાથી આ સૂર આવતા હતા. તું એ સાંભળવા રોકાયો અને ગીત બંધ થઈ ગયું આંખો મળી અને કોણ જાણે કેટલાયે યુગોના સંદેશા કહી ગઇ. અને પછી... એ જ કલાકો સુધીની વાતો, એ જ મિલનનો આહ્લાદ, વિયોગનો વિષાદ, એ જ ઝડપી પત્રવ્યવહાર એ જ ચોરી-છૂપી ને તોફાનો !

[ભોળાનાથની આંખોમાથી આંસુ વહેતાં દેખાય છે]

રડે છે, ભોળાનાથ ? હા ! રો, રો, જુવાનીના એ આનંદો માટે તું રો, જેને તે ઉન્નતિના માર્ગમાં બળદની જેમ જોડી રાખ્યા છે—ઉન્નતિ ? હા, આ ઉન્નતિની પ્રબળ ઇચ્છા જ...... એ દિવસે તારામાં જાગી હતી. કારણ તે દિવસે તું ગરીબ હતો અને તારામાં યોગ્યતા હતી. તે વિચાર્યું પહેલાં પૈસાદાર બની જાઉં અને પછી પ્રેમ પણ કરીશ, સુંદરતાનેયે પિછાનીશ, અને તેં એ વૈભવને તિલાંજલિ આપી દીધી પ્રેમનાં ઝરણાં સુકાઇ ગયાં. જીવન એક વેરાન રણનો વિકટ ગઢ બની ગયું, જેમા આંધળો બની તું આગળ વધ્યે જ જાય છે. અને એ રણમાં (ધીમે સાદે) કમળાનાં આંસુ વરસો સુધી ટપ ટપ... ટપકતાં જ રહ્યાં—નાહક અને વ્યર્થ.

ભોળાનાથ : (કંપતા અવાજે) શું નામ કહ્યું તેં ? (બૅકગ્રાઉન્ડ મ્યુઝિક તીવ્ર બને છે)

અર્ધચેતન : ક-મ-ળા. યાદ આવ્યું ? એ ગુલાબી હોઠ, એ નાગણ શી વેણી, એ તેજસ્વી આંખો, એ કમૂતરી શી ગરદન, એ...(જેમ જેમ એ શબ્દો બોલાતાં જાય છે તેમ તેમ બૅકગ્રાઉન્ડ મ્યુઝિક વધુ ને વધુ તીવ્ર બનતું જાય છે. અને ઓરડાના ડાબા ખૂણામાથી અંધારામાંથી એક સ્વર્ગલોકની હોય તેવી મૂર્તિ એ મંદ વાદળી પ્રકાશમા દેખાય છે. પ્રથમ એ અસ્પષ્ટ લાગે છે પણ પછી ધીરે ધીરે સ્પષ્ટ થાય છે. એની આસમાની સાડી એ વાતાવરણમાથી જ સર્જાઇ હોય એમ લાગે છે. પગદીવાનો પ્રકાશ એ નારી-મૂર્તિના સૌન્દર્યને દ્વિગુણિત કરે છે. ધીરે ધીરે એ મૂર્તિ ઓરડાના એક ખૂણાથી બીજા ખૂણા તરફ જતી દેખાય છે એની આંખો ભોળાનાથ પર સ્થિર થયેલી છે. ગીતનો સૂર તીવ્ર બને છે.]

'રે મનકી કહાની, આંખોં સે સુનાઓ !' જુઓ છો, ભોળાનાથ ? એ જ સ્મિત, એ જ......

[ ભોળાનાથ જુએ છે. બોલવા ઇચ્છે છે પણ બોલી શકતો નથી. ઊઠવા ઈચ્છે છે પણ ઊઠી શકતો નથી. હવે પેલી મૂર્તિ ફરી પાછી અંધકાર તરફ જઇ રહી છે. એના સ્મિતમાં ઊંડો વિષાદ છે, ને આંખોમા આતુર આમંત્રણ છે. ગીતનો સૂર ઊંચો જઈ ફરી પાછો ધીરે ધીરે નીચો થતો જાય છે. સહસા ભોળાનાથ ભીષણ પ્રયત્ન કરતો દેખાય છે આખરે એ મોમાથી અવાજ કાઢી શકે છે—ને ચીસ પાડીને એ ઊભો થાય છે.

ભોળાનાથ : કમળા ! કમળા ! ઊભી રહે, હું પણ આવુ છું, ઊભી રહે ! ઊભી રહે !!

[ પણ સ્વપ્ન ભાગી જાય છે. ઓરડાનો વાદળી પ્રકાશ અને પેલી મૂર્તિ જાદુની જેમ પળવારમાં ગુમ થઇ જાય છે. હવે આખાયે ઓરડામાં પેલો સામાન્ય પીળો પ્રકાશ જ છે. ને પીળો પ્રકાશ અસ્તિત્વમાં આવતાની પળે જ પેલા ગીતનો સૂર અને પેલો વિચિત્ર અવાજ પણ કોણ જાણે ક્યાયે વિલીન થઈ જાય છે અને એને સ્થાને રેડિયોમાથી એ જ સમાચારોનો કાર્યક્રમ ચાલુ આવ્યા કરે છે.

રેડિયો : 'ઔર ઇસકે બાદ હમારે ફૌજી દસ્તોંને દુશ્મનકે પેંતીસ જબરદસ્ત ટૅન્કોંકો બરબાદ કર ડાલા. દુશ્મન કે જિન બમ-માર હવાઈ જહાજોંને કલ હમલા કિયા થા, ઉનમેંસે ચારમેં હમારે શિકારી હવાઇ જહાજોંને ઔર છે કો જમીનવાલી તોપોંને બરબાદ કર ડાલા. ખ્યાલ કિયા જાતા હૈ કિ દુશ્મન કો અબ તક—

[ ને ભોળાનાથ મૂઢની જેમ ઊભો છે. એની આંખો અંજાઇ જાય છે. એને કપાળે પરસેવો બાઝયો છે. એ પોતાના હાથથી આંખો મીચે છે. એકવાર, બે વાર, ને પછી માથું પકડી બેબાકળા જેવો ઊભો થાય છે. રેડિયો તરફ આશ્ચર્યની નજરે જુએ છે ને પછી એની પાસે જઈ ખૂબ નજીકથી જુએ છે ને ખિજાઈને રેડિયો બંધ કરે છે.

[હાથમાં ફાઇલ સાથે કલાર્ક આવે છે.]

ભોળાનાથ : અહીં કોઈ આવ્યું હતું, થોડીવાર પહેલાં ?

કલાર્ક : જી, હું જ આવ્યો હતો, પણ આપ સૂતા હતા તેથી પાછો ચાલ્યો ગયેલો.

ભોળાનાથ : તું આવ્યો હતો ?

કલાર્ક : જી હા. પેલા મિ. ચંદ્રભાન ફરી આવેલા, અને કહેતા હતા કે નોકરી માટે એ તૈયાર છે.

ભોળાનાથ : (આવેશમાં) એને કહી દે કે બચવું હોય તો દૂર ભાગી જાય. ખૂબ ખૂબ દૂર-સુદૂર ભાગી જાય

કલાર્ક : (ચમકીને) જી ?

ભોળાનાથ : (થોડીવાર ચારે બાજુ જોઈ ખુરસી પર બેસે છે ને પછી લાચારીની દૃષ્ટિએ કલાર્ક તરફ જુએ છે ટેબલ પર બેઉ હાથોમાં માથું મૂકી વિચાર કરે છે. એનો ભાવાવેશ હવે ચાલ્યો ગયો છે. આખરે ધીમા રોગિયલ અવાજે બોલે છે.) મિ. ચંદ્રભાનને કહી દો કે કાલે દસ વાગે ઑફિસમાં મળી જાય. કાલ વિગતથી સમજાવી દઇશ, અને (જરા અટકીને) સારું જા.

[ કલાર્ક અવિશ્વાસપૂર્વક રેડિયો તરફ જોતો બહાર જાય છે ]

ભોળાનાથ : (હાથ પર માથું મૂકી રડે છે) કરોળિયાનું જાળું—જાળું.

# એક તપાસના અનુભવો

વિઠ્ઠલદાસ કોઠારી

બે વિદ્યાર્થીઓ એક ગામમાં પ્રૌઢ-શિક્ષણનું કામ કરતા હતા. પ્રૌઢોની હાજરી ઓછી હતી. ઘણા અભણ હતા, છતાં ભણવા આવતા ન હતા. આ લોકોની સાથે અને ગામના લોકોની સાથે ભળવાના હેતુથી, તે ગામની વસ્તી કેટલી છે, કેટલા અભણ છે, બાળલગ્ન કેટલાં થાય છે, વગેરે માહિતી એકઠી કરવાનું કામ શરૂ કર્યું હતું. તેમાં એક બીજો હેતુ એ હતો કે, આંકડા ભરનાર વિદ્યાર્થીને થોડો અભ્યાસ થાય અને આંકડા કેવી રીતે તારવવા તેની ખબર પડે આ રીતે થયેલી તપાસની નોંધમાંથી થોડો અનુભવ નીચે ઉતાર્યો છે:

'અમે પહેલે દિવસે ગયા અને મુખીને મળ્યા. તેમણે કહ્યું કે 'જાઓ, જઈને નોંધી લ્યો.' અમે ફળિયે ફળિયે ફરવા લાગ્યા. શરૂઆતમાં કામ સારી રીતે ચાલ્યું, પણ બધા ઓછા જ સરખા હોય છે? એક માણસને ઘેર ગયા. માણસ બાવા જેવો હતો. એક નાની ધોતી પહેરી ખાટલામાં પડયો હતો.

ખાટલામાં પડેલા ભાઈને પૂછયું: 'તમારા ઘરમાં કેટલાં માણસ છે?'

'તમારે શું કામ છે?'

'અમારે આ ગામમાં ભણેલા કેટલા છે, અભણ કેટલા છે તે જોવું છે. જો ભણવા ઇચ્છતા હોય તો ભણાવીએ.'

'અમારે ભણવું નથી અને કહેવુંય નથી, જાઓ અહીંથી.'

એક બહેન : 'બહેનોને પણ ભણાવો છો ?'

'હા, બહેનોની ઇચ્છા હોય તો તેમને પણ ભણાવીએ.'

બહેન : 'કોણ ભણાવવા આવે ? તમે ?'

'ના, બહેનોને ભણાવવા બહેન આવે અને આપણે જેમ ટોળે વળીને વાતો કરીએ છીએ તેમ તમે તમારા કોઈના ઘરમાં બધાં ભેગાં થાવ અને તે તમોને ભણાવે.'

બહેન: 'તો ઠીક! જો ભાઈ ભણાવવા આવે તો તો ધોકો લઈને ઢગરા જ ભાંગી નાખીએ.'

'તમોને ભણાવવા ભાઈ નહિ આવે, બહેનોને ભણાવવા બહેન આવે અને ભાઈઓને ભણાવવા ભાઈ આવે. જો તમારી ભણવાની ઇચ્છા હોય તો લખાવો.'

બહેન: 'મારે તો હવે નથી ભણવું.'

'પણ નામ તો લખાવો.'

બહેન: 'નામ પણ નથી લખાવવું.'

આમ લોકો તરફથી જવાબ ન મળ્યો એટલે અમારુ કામ તે દિવસે બંધ રહ્યુ અને પાછા ફર્યા પણ માની લાત ખાધા છતા વાછરડુ ધાવવા ફરીથી જાય છે, તેમ અમે બીજી વખત ગયા અને તે જ ફળિયામા ગયા પહેલાનુ ઘર છોડી બીજા ઘરની પરસાળમા (ઓસરીમા) બેઠા ત્યા બહેનો બેઠી બેઠી નિરાશના વખતનો ગપગોળા હાંકવામા ઉપયોગ કરતી હતી તેમને નામ નોંધવા માટે પૂછ્યુ અમારા પ્રશ્નોના જવાબ મળે-ન મળે તેટલામા ત્યા ભારે ગર્જના સાથે લગભગ ૪૦ વરસનો એક માણસ આવ્યો અને જોરથી કહેવા લાગ્યો 'બહાર નીકળો ઘરમા કેમ પેસી જાવ છો? જાવ અહીંથી'

કેમ ભાઈ, શુ છે? તમે આમ ઉતાવળા કેમ થાવ છો? જરા ધીમેથી બોલો ને!

ભાઈ, તમે શા માટે અહીં આવો છો?'

'અમારે આ ગામની વસ્તી ગણવી છે અને અભણ કેટલા છે ભણતા કેટલા ઇચ્છે છે ભણેલા કેટલા છે તે જાણવુ છે જો ભણવા ઇચ્છતા હોય તો ભણાવવા માણસ આવે

'ભાઈ, જાવ! કોઈ ભણનાર નથી અત્યાર સુધી ભણ્યા વગર ચાલ્યુ અને હવે પાંચ વરસ જીવવુ તે નહિ ચાલે?

બહેન 'તમે શુ કામ આવ્યા છો?

'નામ લખવા અને ગણતરી કરવા કેમ, તમે લખાવો છો?'

બહેન 'હા લખો, ચાદરી ભેસ એક' તેટલામા બીજો માણસ 'મારો એક બળદ લખજો-સવારે ભેસે દૂધ દીધુ નથી તેને ભણાવો કે જેથી દેતી થાય

આવા જવાબો ઉપરાઉપરી મળવા લાગ્યા અને અમે તેમના જવાબોથી થાક્યા અને એક પણ કુટુંબની હકીકત ભરાઈ નહિ અમારે તે દિવસે કામ બંધ રાખવુ પડ્યુ ફરી ત્રીજી વખત ગયા આ વખતે ત્રીજા મહોલ્લામા ગયા ત્યા એક ભાઈને પત્રક ભરવા પૂછ્યુ તેણે તો કહ્યુ કે 'લડાઈમા ભરતી માટે તો નથી લઈ જવાના ને?

'ના ભરતી માટે નથી લઈ જવાના, આ તો તમારા ગામમા કેટલા અભણ છે, કેટલા ભણેલા છે, તે જોવુ છે' તેણે નામ તો લખાવ્યુ પણ મનમાથી લડાઈનુ ભૂત ખસી ગયુ ન હતુ તેથી તેણે ઉંમર લખાવવામા ગોટાળો કર્યો

તે પુરુષની ઉમર ૨૫ (૩૫ વર્ષનો લાગતો હતો) તેની સ્ત્રીની ઉમર ૨૫ (૩૦ વર્ષની હશે) તેને ત્રણ છોકરા-છોકરી‌ની ઉમર ૭ વર્ષ આ ઉપરથી તેની લખાવેલી ઉમર સાચી છે કે નહિ તેની અમને શકા થઈ

આપણામા રિવાજ છે કે સ્ત્રી પોતાના પતિનુ નામ બોલતી નથી આ રિવાજ પ્રશ્નો પૂછવામા વધારે નડે છે કેટલીક વખત તો નામ બાજુમા બેઠો હોય તેને પૂછી લેવુ પડે પરિણીત કે અપરિણીત તે પ્રશ્ન પૂછતા જવાબ ના પણ આપે, અને કહે કે તમારે તેનુ શુ કામ છે? તેવુ જ વિધવા અને વિધુરનુ છે

એક જગ્યાએ પૂછ્યુ કે 'તમે પરણેલા છો કે કુવારા?' તેણે કહ્યુ 'કેમ, તમે પરણાવવાના છો?' બાજુના કોઈએ (મજાકમા) કહ્યુ 'હા, અત્યારે લડાઈ ચાલે છે તેમા ઘણા માણસો મરી જાય છે ઘણી સ્ત્રીઓ ઘર વગરની થશે, એટલે કુવારા-વિધુર એમની સખ્યા ગણાય છે'

આવા વિચિત્ર અનુભવો થવાથી અમારુ ગણતરીનુ કામ બરાબર થયુ નહિ છેવટે એક સ્થાનિક ભાઈની મદદથી થોડા કુટુબોની હકીકત ભેગી કરી અને એ ઉપરથી આખા ગામનો અદાજ કાઢ્યો—પણ આખા ગામની ચોક્કસ હકીકત તો ન જ મળી આ અનુભવ પછી અમે પ્રૌઢ-શિક્ષણનો વર્ગ જેમ તેમ શરૂ કર્યો પણ તે પણ થોડા વખત પછી બધ કરવો પડ્યો'

જ્યાં લોકોની સહાનુભૂતિ ન હોય, ભણવાની ગરજ ન હોય ત્યા બીજુ શુ થાય? આવે ઠેકાણે વર્ગો ચલાવવા માટે તેને માટે અગાઉથી કેટલીક પ્રાથમિક તૈયારી કરવી જોઈએ આમા તેવી તૈયારી નહોતી એ લે તપાસ અને પ્રૌઢવર્ગ બન્નેનો અખતરો નિષ્ફળ ગયો હાલના વખતમા શિક્ષિત યુવકો ગમે ત્યા કામ ઉપાડે છે, તેમણે આવા અનુભવો ખ્યાલમા રાખવા જોઈએ અને કઈ પણ તપાસ કે કામ હાથ ધરતા પહેલા ત્યા પ્રાથમિક તૈયારી કરવી જોઈએ અને સ્થાનિક માણસોનો સહકાર મેળવવો જોઈએ અનુકૂળ વાતાવરણ અને સહાનુભૂતિ વગર ગામડામા કોઈ કામ થઈ શકતુ નથી, માટે ગામની સેવા કરીને ને પ્રેમ કરવા જોઈએ અગર પ્રચાર અને સ્થાનિક માણસોની મદદથી તે મેળવવા જોઈએ

લેખક STEFAN ZWEIG

# અદૃશ્ય સંગ્રહ

અનુવાદક ભૂપેન્દ્ર ઉપાધ્યાય

ડ્રેસ્ડન પછીના બીજા સ્ટેશને અમારા ડબ્બામાં એક વૃદ્ધ સજ્જન પ્રવેશ્યા, બધાને નમસ્કાર કર્યા અને બરાબર મારી સામેની બેઠક ઉપર આસન જમાવી મારા જાણે ચિરપરિચિત હોય એમ ડોકું ધુણાવ્યું. પહેલાં તો હું એને ઓળખી શક્યો નહિ, પણ જ્યારે એણે એનું નામ કહ્યું ત્યારે તરત યાદ આવ્યું કે જૂના સિક્કાઓ અને સંશોધનની વસ્તુઓના એ વેપારી હતા. લડાઈ પહેલાં એની બર્લિનની દુકાનેથી મેં કેટલાંયે જૂનાં ચિત્રો અને પુસ્તકો ખરીદેલાં. પછી તો અમે બિન-જવાબદાર વાતોએ ચઢયા, પણ વાતનો પ્રવાહ પોતાની મનગમતી દિશા તરફ વાળવાની આતુરતાએ એણે મને કહ્યું: હું અહીં શા માટે આવ્યો હતો એ મારે તમને કહેવું જોઈએ. સાડત્રીસ વર્ષના મારા ધંધામાં કદી પણ ન થયેલો એવો અનુભવ મને અહીં થયો છે.

'પૈસાનો ફુગાવો ખૂબ વધી ગયો છે એવા આ દિવસોમાં ઘર આગળ પડી રહેનારા અમારા જેવા સંશોધકોને મુસાફરીએ બહાર નીકળવું પડે એ ખૂબ વિચિત્ર કહેવાય. પૈસાની કિંમત અંગારાની માફક ધીમી થતી જાય છે એ સમયમાં કલાનો શોખ રાખવો અને એનો ધંધો કરવો એ કેટલું મુશ્કેલ છે એનો કદાચ તમને ખ્યાલ નહિ હોય. નવા ધનિકોનાં હૃદય ગૉથીક સ્થાપત્યો, જૂનાં આભૂષણો, ભરત-જરીકામ વગેરે માટે હવે તલસવા માંડયાં છે. એમને પૂરો પડે એટલો માલ પણ નથી. મારા ખમીસનો કૉલર કે મેજ પરનું લૅમ્પ, પ્રાચીન નમૂનાઓ છે એમ માની ઉઠાવી જતાં લોકોને રોકવા માટે મારે હમેશાં બાંય ચઢાવીને તૈયાર રહેવું પડે છે. વેચવા માટેનો માલ પણ મળતો નથી. હું 'માલ' કહું છું એ માટે મને માફ કરજો. તમારા જેવા માણસોને એ ત્રાસજનક લાગે, પણ બધા એવું બોલે છે એટલે, મને નથી ગમતો તોપણ, એ શબ્દ પકડી લીધો છે. ખરું પૂછો તો હું એવી મનોદશાએ પહોંચી ગયો છું કે વેનિસની એકાદ ભવ્ય પ્રાચીન મૂળ પ્રતની કિંમત એક ઓવરકોટ કરતાં ઓછી કે વધારે એ જ મારે ગણવાનું રહ્યું છે, કયુર્ઝીનોનું રેખાચિત્ર બેન્કની નોટનો મારે મન સાક્ષાત્કાર માત્ર છે.

વેચવાનો માલ ખલાસ થયો ત્યારે જૂના ગ્રાહકો વર્ષો પહેલાં મારે ત્યાંથી ખરીદેલી વસ્તુઓ વેચી દેવા તૈયાર પણ થાય એ વિચારે જૂનાં કાગળો, રસીદો વગેરે મેં ઉથલાવવા માંડયાં. આવા રેકૉડર્ઝ તો ખૂબ જૂના અને જાતે જ સંગ્રહસ્થાન માટે લાયક બની ગયા હોય એટલે કાંઈ ઉપયોગી સરનામાંઓ જડયાં નહિ. ઘણાએ તો પોતાની મિલકત હરરાજ કરી દીધી હતી અને ઘણા તો મરણ પામ્યા હતા, અને બીજા જે કોઈ બાકી હતા એમની પાસેથી કાંઈ મળવાની આશા હતી નહિ. આમ નિરાશ બની હું બધી ફાઈલો મૂકી દેવા જતો હતો ત્યાં મારા એક જૂના—સૌથી જૂના ગ્રાહકના કાગળોનો થોકડો હાથમાં આવ્યો. ઘણાં વર્ષો થયાં એણે મારે ત્યાંથી કાંઈ ખરીદ્યું ન હતું એટલે એનું નામ સ્મૃતિ બહાર રહ્યું હતું.

આખો પત્રવ્યવહાર રસિક હતો. સાઠ વર્ષ પહેલાં એનો આરંભ થયો હતો. મારા બાપ-દાદા પાસે પણ એણે ચીજો ખરીદેલી જણાતી હતી, છતાં સાડત્રીસ વર્ષમાં મેં કદી એને મારી દુકાનમાં જોયો ન હતો. એ એક જૂની ઢબનો વિચિત્ર માણસ હતો અને અમારા પરગણાના એકાદ શહેરમાં ઠેઠ હમણાં સુધી રહેતો હતો એમ પત્રો પરથી જણાયું. એના બધા પત્રો તામ્રપત્ર જેવા હતા. ઑર્ડરમાં બધી વસ્તુ લાલ શાહીથી નિર્દેશેલી હતી. ભૂલ ન થાય એ માટે બધા આંકડાઓ એણે બે વખત લખેલા હતા. જૂના રદ્દી કાગળો પર લખેલા પત્રો અને અહીંતહીંથી ભેગાં કરેલાં-વપરાઈ ગયેલાં કવરોનો એણે ઉપયોગ કરેલો હતો એ ઉપરથી પાઈ પાઈ બચાવનારો કોઈ શહેરી લાગ્યો. એ સજ્જન પત્રમાં સહી કરી નીચે પોતાનો હોદ્દો બાંધતો: 'પરગણાનો ફૉરેસ્ટર અને સ્ટયૂઅર્ડ—નિવૃત્ત; લેફ્ટનન્ટ—નિવૃત્ત: પહેલા વર્ગના આયર્ન ક્રૉસનો વિજેતા—'ફ્રાન્કોપર્સિઆ યુદ્ધ વખતમાં એણે કામ કરેલું એટલે જો એ જીવતો હોય તો કાંઈ નહિ તોય ૮૫ વર્ષથી ઓછી ઉંમરનો નહિ જ હોય એમ લાગ્યું.

છતાં પણ આ વિચિત્ર, ધૂળ પણ સંઘરનારો કંજૂસ જ્ઞાન અને ડહાપણભરેલો, જૂનાં ચિત્રો અને કોતરકામમાં રસ લેનારો જણાયો. એણે ખરીદેલી વસ્તુની યાદી બનાવી મેં શોધી કાઢયું કે સાઠ વર્ષ પહેલાં જે દિવસોમાં નજીવી કિંમતે પ્રાચીન કલાના જૂના નમૂનાઓ સહેલાઈથી ખરીદી શકાતા તે સમયે એણે ખરીદેલી

અસંખ્ય વસ્તુઓની કિંમત આજને ભાવે તો અનેક-ગણી થાય એમ હતી. વળી, એનો આખો સંગ્રહ પણ અમૂલ્ય કહી શકાય એવો લાગતો હતો. ૧૯૧૪ પછી એણે અમારી પાસેથી કાંઈ ખરીદ્યું જણાતું ન હતું, એટલે બીજાં લિલામો વગેરેમાંથી એ ખરીદતો રહ્યો હશે એમ લાગ્યું. અર્ધો સૈકા સુધી અમારે ત્યાંથી નજીવી કિંમતે ખરીદેલી વસ્તુના ભાવ તો આજે બેહદ ચઢી ગયા હતા. ધંધાની રીતો પરથી હું જાણતો હતો કે આવો મોટો સંગ્રહ દસ્તાજ પણ થયો ન હતો કે ખાનગી રીતે પણ એનું વેચાણ થયાનું જણાયું ન હતું, એટલે એ હજુ એની પાસે જ સહીસલામત હોવાની આશા હતી. આ ઉપરથી એવું અનુમાન બાંધ્યું કે એ માણસ હજુ જીવતો હોવો જોઈએ અને એમ, નહિ હોય તો એના વારસો પાસે એ સંગ્રહ હશે.

આ હકીકત એટલી રસિક નીવડી કે બીજે જ દિવસે, એટલે કે ગઈકાલે, એને ગામ જવા માટે હું ઊપડ્યો. એ ગામના નાનકડા સ્ટેશને ઊતરી, નગરની અવ્યવસ્થિત ગલીઓમાંથી પસાર થતાં, આ ગામનાં આવાં ગંદાં નાનાં ઘરોમાં અણઘડ ફર્નિચર વચ્ચે રહેતા કોઈ એક માણસ પાસે રેમ્બરાંડસનાં અમૂલ્ય ચિત્રો, ડ્યૂરેરનાં કોતરકામોવાળાં સુંદર ચિત્રો અને મોન્ટેગ્નસનો આખો સંગ્રહ રહે એ ખુબ વિચિત્ર લાગ્યું. પછી તો ટપાલ–ઑફિસમાં જઈ એ સરનામાવાળો પરગણાનો નિવૃત્ત ફોરેસ્ટ અમલદાર હજુ જીવે છે અને ગામમાં જ રહે છે એ જાણી હું આશ્ચર્યમાં ડૂબી ગયો.

ધડકતે હૃદયે મેં એનું નિવાસસ્થાન શોધી લીધું. એક કંગાળ મકાનને બીજે માળે એ રહેતો હતો. પહેલે માળે કોઈ એક વેપારી રહેતો હતો, બીજે માળે ડાબા ભાગ તરફ ટપાલખાતાના કોઈ નોકરનું બોર્ડ હતું અને જમણી બાજુની ધોળી પ્લેટ જંગલખાતાના અમલદારનું નિવાસસ્થાન દર્શાવતી હતી. મેં બારણું ઠોક્યું એટલે તરત જ એક જર્જરિત કાળાં વસ્ત્ર પહેરેલી વૃદ્ધા બહાર આવી. મેં મારું કાર્ડ આપી ફોરેસ્ટર સાહેબને હું મળી શકું કે નહિ એ પૂછ્યું. થોડીવાર મારી સામું અને પછી કાર્ડ તરફ અવિશ્વાસભર્યા આશ્ચર્યથી એ જોઈ રહી. નવી દુનિયાથી દૂર પડેલા ખૂણામાં આવેલા આ જૂના ઘરમાં કોઈ મળવા આવે એ મોટો બનાવ હતો. એણે મને નમ્રતાપૂર્વક રોકાવાનું કહ્યું અને મારું કાર્ડ લઈ અંદરના ઓરડામાં ગઈ. થોડીવાર સુધી અંદર થઈ રહેલી ધીમી બર્લિનવાળા · પેલા મોટા સંશોધક?' એવો ઉત્સાહ અને શક્તિપૂર્વક બોલાયેલો પુરુષ-અવાજ મારું ધ્યાન ખેંચી રહ્યો. 'એને અંદર બોલાવો, અંદર આવવા દો, ચાલો, એ આવ્યા તો ઘણું સારું થયું, એને મળીને મને ઘણો આનંદ થશે' એમ એણે બોલ્યા કર્યું. પેલી ડોશી બહાર આવી મને અંદર તેડી ગઈ.

મેં મારી હેટ હાથમાં લઈ અંદર પ્રવેશ કર્યો. એ નાનકડા સાદા ઓરડાની મધ્યમાં એક ઊંચો, વૃદ્ધ છતાં જોરાવર, ગાઢી મૂછોવાળો લશ્કરી પોશાકમાં સજ્જ પુરુષ ઊભો હતો. પ્રેમપૂર્વક બંને હાથ મારા તરફ એણે પહોળા કર્યા. આવી મિત્રતાભરી ચેષ્ટા અને નિષ્ઠાભર્યા પ્રેમના સ્વાભાવિક એકધારા પ્રદર્શન પછી પણ એ આગળ આવતો ન હતો એનું મને આશ્ચર્ય થયું. હું આગળ ગયો, એને સહેજ ભેટ્યો અને એના હાથ મારા હાથમાં લીધા. મેં આમ કર્યું ત્યારે પણ એના હાથો કશી પણ ગતિ વિના એણે ધરી રાખ્યા અને મારા હાથમાં હાથ મેળવવાનો કાંઈ પ્રયત્ન કર્યો નહિ, બીજી જ પળે મને સમજાઈ ગયું કે આ બુઢ્ઢા ગૃહસ્થ આંધળા છે.

અંધ માણસોની વચ્ચે મને કદી ફાવતું નથી. ઠેઠ બાળપણથી આ વૃત્તિએ મારામાં ઘર ઘાલ્યું છે. એમની સાથે કામ પાડતાં આપણે જેને લાયક નથી એવો એક જાતનો લાભ મેળવીએ છીએ. ધોળી પાંપણોની પાર જોઈ રહેલી એની આંખો સામે મેં જોયા કર્યું ત્યારે એ વિચારનું મને પૂરું ભાન હતું. આ રીતે વિચારમાં પડી રહેવાની તક એક ક્ષણ કરતાં વધારે વખત એ સજ્જને મને આપી નહિ એના હાથ જેવા મારા હાથને અડ્યા કે તરત જ એણે ઉષ્માભરી રીતે હસ્તધૂનન કર્યું, આશ્ચર્યના ઉદ્‌ગારો કાઢ્યા, અને અપૂર્વ આનંદનું હાસ્ય કરતાં એણે કહ્યું:

'અજબ યોગ થઈ ગયો! ખરેખર નસીબ કે બર્લિનના આવા મોટા માણસ મારા ગરીબ માળામાં મને મળવા આવે!...પણ તમારા જેવા કાબેલ માણસો ઘેર આવે ત્યારે અમારે સમજી જવું જોઈએ. અમારા પ્રદેશમાં એક કહેવત છે: 'લૂંટારુઓ આવે ત્યારે બારણે તાળાં વાસી દો અને ખિસ્સાં સમાલો' સમજ્યા ભાઈ! તમે અહીં કેમ આવ્યા છો તે હું જાણી ગયો. પીડા પામતા આપણા ગરીબ જર્મનીમાં વેપારની માઠી દશા બેઠી છે. કોઈ કાંઈ ખરીદતું નથી એટલે તમે મોટા વેપારી જાહેરાત માટે નીકળી પડ્યા લાગો છો. પણ મારી વાતમાં

ધાનનો કોળિયો મળી રહે છે એ જ મોટું નસીબ. આવી મોંઘવારીમાં અમારે માટે સંઘરવું તે અશક્ય થઈ ગયું છે. હવે અમારું કાંઈ કામ રહ્યું નથી.'

મેં એને કહ્યું કે આમ માની લેવામાં એની ભૂલ થાય છે. હું એને કોઈ પણ વસ્તુ વેચવા નથી આવ્યો. હું તો પાડોશના શહેરમાં આવ્યો હતો અને એ વખતે મારા જૂના ગ્રાહકને મળવાનો લાભ મેળવવા જ અહીં ઊતરી પડ્યો છું, અને વળી જર્મનીનો સૌથી મોટો ચિત્ર-સંગ્રહ જેની પાસે છે તેને મળવા જ હું આવ્યો છું. 'જર્મનીનો સૌથી મોટો સંગ્રહ' એમ કહ્યું ત્યારે આનંદની રેખાઓ એના મુખ ઉપર તરી રહી. એ ખૂબ રાજી થઈ ગયો હતો. આ વખતે પણ ઓરડાના મધ્યભાગમાં સ્તબ્ધભાવે એ ઊભો હતો, પણ એની મુખમુદ્રા પરથી એનો સંતોષ અને અભિમાન ઓસરી જતાં લાગ્યાં. પછી એક બાજુએ વળ્યો અને એની પત્નીને એણે જે દિશાએ ઊભેલી માની તે તરફ જોયું અને પછી ઉત્સાહથી ઊછળતા પણ ધીરા અને હળવા અવાજે કહ્યું: 'એ તો તમારી કૃપા છે, પણ તમે કાંઈ નકામા તો નહિ જ આવ્યા હો. તમે અહીં એવું જોશો કે જે તમે રોજ જોઈ શકો નહિ—અરે, બર્લિનમાં પણ એવું જોવા નહિ મળે. કોઈ પણ ઠેકાણે નહિ મળે એવા એ નમૂનાઓ હું તમને બતાવીશ કોઈ માણસ સાઠ-સાઠ વર્ષથી સંગ્રહ કરતો હોય તો ઉત્તમ વસ્તુઓ એને સહજસાધ્ય બની ગઈ હોય છે. ઓ ! લુઇ ! મને જરા કબાટની ચાવી આપ તો !'

આ વખતે કાંઈક વિચિત્ર બન્યું. પેલી વૃદ્ધ સ્ત્રી, જે અમારી નજીક ઊભી ઊભી શાન્ત રીતે સહાનુભૂતિપૂર્વક સાંભળતી હતી, તે જરા ત્યાંથી દૂર ગઈ અને હાથ વડે મારા પ્રત્યે કાંઈક ચેષ્ટા કરી. હું કાંઈ સમજ્યો નહિ, પણ એ એના પતિ તરફ ગઈ અને હળવેથી બંને હાથ એના ખભા ઉપર મૂકી મીઠાશથી કહ્યું: 'પણ તમે એમને પૂછ્યું પણ નથી કે એ બધું જોવાનો એમને વખત છે કે નહિ ? અત્યારે તો જમવાનો વખત થવા આવ્યો છે. જમ્યા પછી એકાદ કલાક આરામ લેવો જોઈએ. ડૉક્ટર રોજ એમ કરવાનું કહે છે. એના કરતાં તો જમ્યા પછી જ એમને આ બધું બતાવીશું બપોરની કૉફી પણ એ આપણી સાથે જ લેશે એ વખતે એના પણ અહીં આવી રહેશે. મારા કરતાં આ બધી બાબતમાં એ વધારે સમજે છે ને તમને મદદરૂપ થઈ પડશે.'

બોલી રહી કે તરત જ મારા તરફ ફરી વળી પાછી પેલી જ ચેષ્ટા કરી. હવે મને સમજ પડી કે હું એ વખતે ચિત્ર જોવાની ના કહું એમ એ ઇચ્છે છે. મેં પણ અગત્યનું કામ બનાવી કાઢ્યું અને કહ્યું: 'મને કલાકેક સુધી આ સંગ્રહ જોતાં ખૂબ મઝા આવશે, પણ ત્રણ વાગ્યા પહેલાં હું આવી શકું એમ નથી. જો આપ કહો તો હું એ સમયે આવી રહું.'

બાળક પાસેથી તેનું પ્રિય રમકડું લઈ લેતાં તે જેટલું ગુસ્સે થાય એવો ગુસ્સો લાવી એણે કહ્યું: 'ખરું છે, તમને બર્લિનગરાને તો સમયની જ મારામારી, પણ તમારે આજે તો વખત કાઢવો જ પડશે, કારણકે માત્ર એક–બે વસ્તુ જ તમારે જોવાની નથી, મારી પાસે સત્તાવીસ ફાઇલો છે, દરેક ફાઇલમાં જુદા જુદા કલાકારોની કૃતિઓ છે અને દરેક ફાઇલ અર્ધી ઉપર ભરેલી છે. સારું ત્યારે, ત્રણ વાગે આવવાનું રાખો. જલદી આવજો, નહિ તો આપણે પૂરું કરી શકીશું નહિ.'

પેલી ઘરડી ડોશી બારણા સુધી મારી સાથે આવી. એ કાંઈ ચિંતાતુર અને અસ્વસ્થ જણાતી હતી. બારણું ઝડપથી ઉઘાડી તરત જ ધીરે અવાજે કહ્યું: 'તમે આવો ત્યારે મારી દીકરી એના મેરીને સાથે બોલાવી લાવવાની તસ્દી લેશો ? એ આવશે તો ઘણું સરળ પડશે. તમે તો હોટલમાં જમવાના હશો ?' એમ કહી મેરીના ઘરનું એણે ઠેકાણું આપ્યું.

'હા, હું એને જરૂર બોલાવી લાવીશ.' કહી હું નીકળ્યો.

અને ખરેખર એક કલાક પછી જમીને જેવો હું હોટલના ઓટલા ઉપર આવ્યો ત્યારે મધ્યમવયની, સ્વચ્છ કપડાં પહેરેલી એક સ્ત્રી કોઈની વાટ જોતી ઊભી હતી. હું એની પાસે ગયો. મારું ઓળખાણ આપ્યું. એ મેરી એના હતી. મેં એને કહ્યું કે એના પિતાનો સંગ્રહ જોતાં મને ખૂબ મઝા પડશે. આ વખતે એની માતા જેવી જ મૂંઝવણ મુખ ઉપર લાવી એણે કહ્યું: 'મારે તમને થોડુંક કહેવાનું છે.' મને લાગ્યું કે એ કાંઈક મોટી મુશ્કેલીમાં આવી પડી હશે. એણે બોલવાનું શરૂ કર્યું એટલે એના મુખ ઉપર રતાશ છવાઈ ગઈ, અને ધ્રૂજતી આંગળીઓ વડે એ એના કોટના બટન સાથે રમત કરવા લાગી. છેવટે તેણે અચકાતાં અચકાતાં બોલવા માંડ્યું : 'મારી બાએ મને બધી વાત કરી છે અને તમારી પાસે મોકલી છે. તમારે અમારા ઉપર મોટી કૃપા કરવાની છે. તમે પિતાજીની સાથે ચિત્રો જોવાનો આરંભ કરો તે પહેલાં મારે તમને કાંઈક કહેવાનું છે.'

'સ્વાભાવિક રીતે જ પિતાજી તેમનો ચિત્ર-સંગ્રહ તમને બતાવશે, પણ એ સંગ્રહ અત્યારે સંપૂર્ણ નથી,

તેમાં કેટલાંયે ચિત્રો પૂરે છે.' આ વખતે તે સહેજ અટકી અને પછી જરા ઊંચું જોઈ મારી આંખો સામે તાકી મહાપ્રયત્ને બોલવા માંડયું: 'મારે તમને બધી વાત કહી દેવી જોઈએ. અત્યારનો સમય કેવો બારીક છે તે તો તમે જાણો છો, એટલે તમે આ વસ્તુ સમજી શકશો. યુદ્ધ પછી પિતાજી સંપૂર્ણ અંધ બની ગયા છે. આ પહેલાં પણ એ બરાબર જોઈ શકતા ન હતા. પરંતુ યુદ્ધના ઉશ્કેરાટથી તો તેમની દૃષ્ટિનો તદ્દન નાશ થઈ ગયો છે. સિત્તેર વર્ષની ઉંમરે પણ એ ફ્રાન્સ જવાને તૈયાર થયા હતા, પણ જ્યારે તેમણે જોયું કે ૧૮૭૦ની માફક આ વખતે લશ્કર આગળ વધતું નથી ત્યારે એ ઘણા જ ઉશ્કેરાઈ ગયા. આમાં ને આમાં જ તેમણે આંખો ગુમાવી. બીજી બધી રીતે તો એ હજુય શક્તિશાળી છે. અંધાપો આવ્યો તે પહેલાં તો લાંબી મુસાફરીઓ પણ કરતા અને શિકાર કરવા પણ જતા, પણ હવે તો ઘર બહાર નીકળવું પણ તેમને માટે મુશ્કેલ બની ગયું છે. એટલે તેમના આનંદનો વિષય માત્ર આ ચિત્ર-સંગ્રહ જ છે. દરરોજ તેની સામે નજર માંડી એ બેસી રહે છે. એમનાથી કાંઈ દેખાતું નથી છતાં રોજ બપોરે બધાં દફતરો ખોલે છે અને દરેક ચિત્રને એક પછી એક હાથમાં લઈ રસપૂર્વક નિહાળે છે. તેમને એકેએક ચિત્ર યાદ છે. બીજી કોઈ વસ્તુમાં તેમને રસ રહ્યો નથી. ચિત્રોની હરરાજીની બધી જ જાહેરખબરો અમે તેમની આગળ વાંચી બતાવીએ છીએ તેમ તેમ એમને ખૂબ હર્ષ થાય છે. પણ એમને ખબર નથી કે અત્યારે એ વધારે કિંમતનો શું અર્થ છે?

'પિતાજીને ખબર નથી કે અમે અમારી સઘળી મિલકત ગુમાવી બેઠાં છીએ અને એમનું મહિનાનું પેન્શન તો બે દિવસ ભાગ્યે જ ચાલે એટલું આવે છે. અધૂરામાં પૂરું મારી બહેનનો વર લડાઈમાં કપાઈ મૂઓ અને પાછળ ચાર છોકરાં મૂકી ગયો છે. અમારા પૈસા-ટકા વિષે પિતાજી કશું જાણતા નથી. પહેલાં તો અમે કસર કરી-કસર કર્યા કરી, પણ તેથી કાંઈ દહાડો વળ્યો નહિ. પછી તો કેટલીક વસ્તુઓ વેચી દેવી પડી. એ વખતે પણ એના પ્રિય સંગ્રહને અમે હાથ સરખો લગાડયો નહિ. જે કાંઈ ઘરેણાં હતાં તે પણ વેચી દીધાં. પણ અમારી મિલકત કાંઈ એવી મોટી હતી નહિ, કારણકે કમાણીમાંથી જે કાંઈ બચત રહેતી તે તો પિતાજી ચિત્રો અને પ્રાચીન — ખરીદવામાં ખરચી કાઢતા. પછી તો એક નહિ, શું કરવું એની સૂઝ પડતી ન હતી, અને પછી-પછી તો બાએ અને મેં થઈને એમના સંગ્રહમાંથી એક પ્રત વેચી કાઢી. પિતાજી એ માટે કદી પરવાનગી ન આપે એની અમને ખબર હતી. અમે કેવી મુસીબતમાં હતા એની એમને રજમાત્ર ખબર પડવા દીધી ન હતી. કોળિયો ધાન મેળવવામાં પડતી મુશ્કેલીની એમને લગીર પણ જાણ ન હતી. આ લડાઈમાં પણ આપણે શું ગુમાવ્યું છે એની પણ એને ખબર નથી. છાપાંમાં આવતી એવી ખબરો એની આગળ અમે કદી વાંચતાં નથી.

'જે પહેલો નમૂનો અમે વેચી કાઢયો એ અતિ મૂલ્યવાન હતો. વેપારીએ હજારો માર્ક એ માટે આપ્યા. કાંઈ નહિ તો આથી એકાદ વર્ષ નીકળી જશે એવી આશા અમે રાખતા હતા. પણ તમે જાણો છો ને કે પૈસા કેટલા જલદી પીગળી જાય છે? અમે એ નાણાં બેન્કમાં મૂકયા, પણ બે મહિનામાં એ ખલાસ થઈ ગયાં. પછી એક બીજું ચિત્ર વેચી દીધું અને એમ એક પછી બીજું એમ ચિત્ર વેચવા માંડયાં. વેપારી પણ પૈસા એટલા મોડા મોકલતો કે જ્યારે મળતા ત્યારે પૈસાની કિંમત ઘટી ગઈ હોય, એટલે હરરાજીથી ચિત્રો વેચવાનો અમે વિચાર કર્યો. પણ અંતે ખબર પડી કે હજારો માર્કસ મળ્યા છતાં અમે ખૂબ છેતરાયાં હતાં. એ પૈસા પણ લાંબો વખત ચાલ્યા નહિ. એમના સંગ્રહમાંની કાંઈ કેટલીયે અમૂલ્ય ચીજો વેચાઈ ગઈ છે અને એમાંથી અમારું જેમ તેમ ગુજરાન ચાલે એટલું અમે મેળવી શકયાં છીએ. પિતાજી આમાંનું કાંઈ જાણતા નથી.

'અને એટલા માટે તમે આવ્યા ત્યારે બા ખૂબ ગભરાઈ ઊઠી. આખીયે વસ્તુની એમને ખબર પડી ગઈ હોત, કારણકે જેમ જેમ વેચવા માટે ચિત્રો લેતાં ગયાં તેમ તેમ તે જ આકારના અને તેટલી જ જાડાઈના કોરા કાગળો અમે તે જગ્યાએ મૂકતા જતા હતાં જ્યારે પિતાજી સંગ્રહ જુએ છે અથવા હાથમાં લે છે ત્યારે એમને આ વસ્તુની ખબર પડતી નથી. મૂળ ચિત્રો જોતાં એને અંધાવસ્થા પૂર્વે જેટલો આનંદ પડતો તેટલો જ આનંદ આજે પણ આ સંગ્રહ હાથમાં ધરતાં એને પડે છે. અમારા આ નાના ગામમાં તો સંગ્રહ બતાવવા લાયક કોઈ પણ માણસ પિતાજીને મળ્યો ન હતો. સંગ્રહની એકેએક વસ્તુને એ ઉત્કટ પ્રેમથી ચાહે છે અને એમાંની એકાદ વસ્તુ વેચાઈ ગઈ છે એમ જો એ જાણે તો એમનું હૃદય ભાંગી પડે. એક સંગ્રહસ્થાનના વડા પછી તમે પહેલાં જ માણસ છો કે જેને આટલે વર્ષે એણે પોતાનો સંગ્રહ બતાવવાની ઇચ્છા કરી છે. એટલે

ઉતાવળથી એણે મારા તરફ હાથ ઊંચો કર્યો. એની આંખો અશ્રુપૂર્ણ હતી. 'હું તમને વિનંતિ કરું છું કે એના આનંદનો તમે કૃપા કરી વિનાશ નહિ કરશો. અમારા સુખનો વિનાશ નહિ કરતા. એના છેલ્લા ભ્રમને ભાંગી નાખશો નહિ. એ તમને જે કાંઈ ચીજો બતાવે એ ખરેખર છે જ એમ એને મનાવવામાં તમે અમને જરૂર મદદ કરજો સત્યનો આઘાત એ કદી સહન કરી શકે એમ નથી. અમે ખોટું કર્યું છે એ જાણીએ છીએ, પણ બીજો કોઈ ઉપાય ન હતો. માણસે જીવવું તો જોઈએ જ ને? અને કોઈ પણ ચિત્રો કરતાં પિતા વિનાનાં બહેનનાં ચાર બાળકો અતિ મૂલ્યવાન છે. અને અત્યારે તો એ પણ સુખી જ છે. દરરોજ બપોરના ત્રણેક કલાક પોતાનો અમૂલ્ય સંગ્રહ ખોલીને એ બેસે છે. દફતરોમાંથી જાણે જીવંત વ્યક્તિઓ હોય એમ પ્રેમભર્યા હળવા હાથે ચિત્રો કાઢે છે. એ બધું તમને બતાવતાં આજે એને અનહદ આનંદ થશે. કેટલાંયે વર્ષોથી એના આ સંગ્રહની એના જેટલી જ કિંમત કરી શકે એવા માણસની એ વાટ જોયા કરે છે. હું તમને વિનંતિ કરું છું કે એનો આ આનંદ તમે લૂંટી જશો નહિ.'

એણે આ બધું કેટલા સંક્ષોભથી અને લાગણીના કેટલા ઊંડાણથી કહ્યું એ હું તમને વર્ણવી શકું એમ નથી. ધંધામાં કેટલાય કરુણ પ્રસંગોમાં હું આવ્યો છું. આ નાણાંભીડના તબક્કામાં લાખ્ખોની મિલકત ગુમાવી રોટલાને સાટે રવડતા માણસોને પણ મેં જોયા છે. પણ આ પ્રસંગ તો ઠેઠ મારા હૃદયમાં ઊંડો ઊતરી ગયો છે. પછી તો એક પણ શબ્દ એને નહિ કહેવા અને એનો ભ્રમ ચાલુ રહે એ માટે બનતું બધું કરવાનું મેં વચન આપ્યું.

અમે બંને જણાં એને ઘેર ગયાં. આ સ્ત્રીએ કેટલી નજીવી કિંમતે આ વૃદ્ધ માણસનો અમૂલ્ય ખજાનો વેચી દીધો હતો એ જાણી મેં ભારે આઘાત અનુભવ્યો, અને બની શકે તે સર્વ મદદ આ કુટુંબને કરવાનો મેં નિશ્ચય કર્યો. દાદર ચઢી અમે ઉપર ગયાં કે તરત જ લાગણીભર્યા અવાજે 'અંદર આવો; અંદર આવો' એમ એ વૃદ્ધ બોલી ઊઠયા. આંધળાં માણસોને સહજ એવી કાનની તીક્ષ્ણતાથી એણે અમારો પગરવ સાંભળ્યો હશે.

'તમને એમનાં ચિત્ર બતાવવા એ એટલા બધા આતુર હતા કે બપોરે સૂઈ શકયા પણ નહિ!' એની પત્નીએ મને હસતાં હસતાં કહ્યું. પોતાની પુત્રી ઉપર એક દૃષ્ટિ નાખી એણે માપી લીધું હતું કે બધું બરાબર છે. ટેબલ ઉપર દફતરોનો એક ઢગલો વ્યવસ્થિત રીતે મૂકેલો હતો. મેં [illegible] થયો કે તરત જ એણે મને પકડીને એની નજીકની ખુરસી ઉપર બેસાડી દીધો.

'હવે આપણે શરૂ કરીશું. આપણે કેટલી બધી વસ્તુ જોવાની છે, અને તમને બર્લિનના માણસોને સમય પણ હોતો નથી. આ પહેલા દફતરમાં માસ્ટર ડયૂરેરનો સંગ્રહ છે, અને તમે જોઈ શકશો કે એ સંપૂર્ણ છે. બધાં ચિત્રો એકબીજા કરતાં કેવાં ચઢતાં છે? પણ મારે એ બધું તમને કહેવું નથી, તમારે જાતે જ એ અભિપ્રાય પર આવવું જોઈએ. જુઓ...' એણે એક ચિત્ર હાથમાં લઈને કહ્યું: 'મહાન અશ્વ.'

ચિત્રની આજુબાજુ એણે કાળજીભરી હળવી આંગળી ફેરવી–જાણે કોઈ અતિ નાજુક મીણની વસ્તુ હાથમાં પકડતો હોય એમ તેણે પીળો કોરો કાગળ હાથમાં લઈ મારી સામે ધર્યો. જ્યારે એની દૃષ્ટિવિહિન દૃષ્ટિ એ ચિત્ર સામે મંડાઈ રહી હતી ત્યારે એના મુખ ઉપર અવર્ણનીય આનંદ છવાઈ રહેલો જોયો. દૃશ્યને ઓળખી એનું પાન કરતી દૃષ્ટિમાં રહેલું તેજ જોઈ હું ચમકી ઊઠયો.

'જુઓ,' એણે કહ્યું. 'તમે કદી આવી સુંદર પ્રતિકૃતિ જોઈ છે ખરી? જુઓ, દરેક વિગત કેટલી સૂક્ષ્મ અને કેટલી તાદૃશ છે? આ કૃતિને ડ્રેસ્ડનમાંની એક કૃતિ સાથે મેં સરખાવેલી ત્યારે એ કૃતિ આની આગળ તદ્દન ઝાંખી અને સાવ સામાન્ય લાગેલી. અને એની કોર તો જુઓ.' એણે કાગળ ફેરવ્યો અને આંગળી વડે કોરા કાગળ ઉપર એક સ્થાન બતાવ્યું અને કહ્યું: 'નેગલરના સંગ્રહનો અહીં સિક્કો છે. રેમી અને એ—સદનાં પણ અહીં નામો છે. મારાં એ પૂર્વજોને બીચારાંને ખબર પણ નહિ હોય કે એમનાં આ ચિત્રો મારા ગરીબ ઘરમાં આવીને પડશે.' આ બધું જોરદાર રીતે એ ઠસાવી દેવા માગતો હતો અને મરજી ન હતી છતાં એ જોવા માટે હું તે તરફ વળતો હતો.

કોઇ પણ જાતના વહેમ વિના અર્થ વિનાના આ પતાકડા તરફ દૃષ્ટિ માંડી રહેલા આ વૃદ્ધને જોઈને મારા રૂંવાં ખડાં થઈ ગયાં. એની કલ્પનામાં અસ્તિત્વ ધરાવતી વસ્તુઓને કાગળના પતાકડા ઉપર આંગળી વડે જે નિશ્ચયપૂર્વક એ બતાવી રહ્યો હતો એમાં કાંઈક 'ભવ્ય અને ઉદાત્ત' લાગતું હતું. 'આબાદ, અજોડ...' છેવટે બોલી નાખવાનો મેં પ્રયત્ન કર્યો. 'સાચે–સાચ અતિ ભવ્ય ચિત્ર...'

અભિમાનનું તેજ એના મુખ ઉપર પથરાયું. 'પણ...આ તો કાંઈ નથી.' એણે વિજયી બની કહ્યું. 'તમે પહેલાં આ [illegible] જુઓ અથવા તો આ [illegible] રંગીન કૃતિ છે, આની જોડનું બીજું'

કે એક વૃદ્ધ આંધળા માણસને તમારું મળવા આવવું નિરર્થક ગયું નથી. મારી પત્નીની હાજરીમાં તમને વચન આપું છું કે તમારી પેઢી જેવી સદ્ધર પેઢી મારફતે જ મારા સંગ્રહની હરરાજી થવી જોઈએ એવું મારા વીલમાં હું લખી જઈશ.' આમ કહેતાં કહેતાં એ વૃદ્ધ માણસે પોતાનો જર્જરિત હાથ ફરી પાછો પોતાના સંગ્રહ ઉપર મૂકયો. 'માત્ર તમે મને આ બધાની એક સુંદર અને સંપૂર્ણ યાદી પ્રસિદ્ધ કરવાનું વચન આપો. એ જ મારું સ્મરણું-એ સિવાય બીજા કશાની મને વાંછના રહી નથી.'

એમની સ્વાભાવિક અને રોજની લાગણીમાં તરબોળ બનીને માતા-પુત્રી ત્યાં ઊભાં હતાં. પોતાના પ્રિય સંગ્રહનો શો નિકાલ કરવો એની ઇચ્છા એણે વ્યક્ત કરી એ પ્રસંગમાં પથરાઈ રહેલી કરુણ ગંભીરતા અમને સર્વને વેધી ગઈ.

બંને સ્ત્રીઓ મને વળાવવા દરવાજા સુધી આવી. એના તીણા કાનો રખે ને કાંઈ સાંભળી જશે એ બીકે એ લોકો કશું પણ બોલવા ઇચ્છતાં ન હતાં, પણ એમના ગાલ પરથી અશ્રુઓની ધારા વહી રહી હતી. મારી ભીની આંખો વડે દાદર ઊતરતી વખતે મને મારા ધંધાની શરમ આવી. સસ્તે દામે ચિત્રો ખરીદવાની એક શિકારી જેવી વૃત્તિથી હું અહીં આવ્યો હતો, પણ જે સ્મરણો હું અહીંથી લઈ જાઉં છું તે મને જે કાંઈ મળ્યું હોત એના કરતાં સહસ્રગણાં મૂલ્યવાન છે. આ આનંદવિહીન પીડાતી દુનિયામાં મેં એક વાર નિર્મળ પરમાનંદનો પ્રકાશ જોયો.

હું જેવો નીચે ઊતર્યો કે ઉપર બારી ઊઘડવાનો અને મારા નામનો અવાજ સંભળાયો. એની દૃષ્ટિવિહીન આંખો વડે કશું પણ જોઈ શકવાની શક્યતા ન હોવા છતાં, હું જે દિશાએ જઈ રહ્યો છું એમ એ માનતો હતો એ દિશા તરફ એણે જોયા કર્યું. બારીમાંથી એણે એનું શરીર એટલું બધું લંબાવ્યું કે એની સ્ત્રીને એને પકડી રાખવો પડયો. અને પછી ગજવામાંથી રૂમાલ કાઢી હલાવતાં હલાવતાં બાળકના જેવા મુક્ત આનંદભર્યા અવાજે 'આવજો ! આવજો !' એમ એણે પોકાર કર્યો. નીચે માર્ગ ઉપરથી ચાલ્યાં જતાં ઉતાવળાં ને ચિંતાથી લદાયેલાં ટોળાં ઉપરની બારીમાં ઊભેલા ધોળા વાળવાળા એ અતિ આનંદી વૃદ્ધ પુરુષનું દૃશ્ય હું કદી ભૂલી શકીશ નહિ. પેલી જૂની કહેવત કેટલી સાચી છે એનું મને સ્મરણ થાય છે-કોણે, ગ્યૂથેએ કહ્યું '? ને કે 'સંગ્રાહકો સુખી પ્રાણીઓ છે ?'*

---

# ...અને એ એક પાછો ન ફર્યો

ધનવન્ત

ખ્વાજા અહમદ અબ્બાસે એમના આટલા લાંબા પત્રકાર-જીવનમાં ને લેખક-જીવનમાં ઘણું લખ્યું છે એમાં રસ-દૃષ્ટિએ ને ઉપયોગિતાની દૃષ્ટિએ સારું ગણાય એવું પણ કેટલુંક છે. પણ હિંદી રાષ્ટ્રીય મહાસભાએ ચીન મોકલેલા તબીબી રાહત-મંડળની કથા આલેખીને એમણે જે રાષ્ટ્રસેવા, સાહિત્યસેવા ને સૌથી વધારે તો માનવતાની સેવા કરી છે તેની જોડમાં બેસે એવું એમનું કોઈ સર્જન નથી. નવલકથા ને નવલિકામાં જેવો કથારસ વહે છે એવો જ અસરકારક કથારસ આ 'અહેવાલ'મા વહે છે. એ સુંદર પુસ્તકનું વિવેચન કરવા હું નથી બેસતો પણ એ કથાને સંક્ષેપમાં ને મારા શબ્દોમાં હું અહીં ઉતારવાનો છું. આપમેળે જ એ કથાની ને ભારતીય માનવતાના આ પ્રતિનિધિમંડળની ભવ્યતાનો વાચક અનુભવ કરશે.

૧૯૩૮ના ઑગસ્ટના અંતમાં જે તબીબી રાહત-મંડળ હિંદી રાષ્ટ્રીય મહાસભાએ ચીન મોકલ્યું તેની આ પ્રેરક કથા છે. હિંદના ઇતિહાસનું આ આ પ્રકારનું પહેલું તબીબીમંડળ ન હતું. ગાંધીજીની આત્મકથા વાંચનાર જાણે છે કે બોઅરવિગ્રહમાં એમણે ઘાયલ સૈનિકોની સેવા કરવા માટે સ્વયંસેવકોની ટુકડીની આગેવાની લીધી હતી. ૧૯૧૨માં તુર્ક સૈનિકોને સહાય કરવા માટે ડો. અનસારીની આગેવાની નીચે એક તબીબી-મંડળ ગયું હતું. પણ ૧૯૩૮મા ગયેલા આ મંડળની વિશિષ્ટતા એ હતી કે એ હિંદની સૌથી મહાન રાષ્ટ્રીય સંસ્થા તરફથી જતું હતું. એની પાછળ માનવતાની ભાવના તો હતી જ, પણ રાજકીય ભાવનાયે હતી. જાપાનના આક્રમણ સામે સંરક્ષક યુદ્ધ ખેલતા ચીની રાષ્ટ્ર તરફ સહાનુભૂતિ વ્યક્ત કરીને કોંગ્રેસે ફાસીઝમની આક્રમક નીતિ સામે સક્રિય વિરોધ નોંધાવ્યો હતો. જ્યારે બ્રિટન-

દીધા આવ્યા ન હતા ત્યારે કોંગ્રેસે આ પ્રતિનિધિમંડળ મોકલીને પોતાનું સ્થાન સાચા લોકશાસનવાદની છાવણીમાં સ્થાપી દીધું હતું

આવું આ તબીબી રાહત-મંડળ ૧૯૩૮ના ઑગસ્ટના અંતમાં 'રાજપુતાના' નામના જહાજમાં ઊપડ્યું એ મંડળમાં ડૉ. બિપિનચંદ્ર રૉય અને ડૉ. જીવરાજ મહેતાની સંમતિ દ્વારા કોંગ્રેસે પસંદ કરેલા પાંચ તબીબ હતા

સાઠ વર્ષના ડૉ. ચોલકર આ મંડળમાં સૌથી વધારે વયના હતા નાગપુરના પ્રથમ એવા એ તબીબ રાષ્ટ્રવાદની ભાવનાથી ભરેલા હતા મુકરજી ને કોટનીસ તો ત્રીસ વર્ષથી પણ ઓછી વયના અપરિણીત જુવાનો હતા. ભાવનાશીલ આ જુવાનોને આ મંડળ દ્વારા શુભકાર્યમાં સહાયભૂત થવાની તક તો મળતી જ હતી, પણ એથી વધારે તો તેમને સાહસનું તત્ત્વ આકર્ષતું હતું ડૉ બી કે બસુની પસંદગી પાછળથી થઈ હતી આ મંડળની આગેવાની ડૉ. અટલે લીધી હતી

ઇતિહાસની વિચિત્રતા છે કે આ મંડળમાંના બે—અટલ ને મુકરજી—આજે જેલમાં છે ફાસીઝમ સામે રક્ષણ કરવા ચીનને સહાય કરવા જતા પોતાની જાતને જોખમમાં મૂકનાર આ બે વીરલાઓને શાહીવાદી સરકાર કારાવાસી બનાવે છે !

અને આ પાંચમાંથી એક ડૉ. દ્વારકાનાથ કોટનીસ તો ચીનમાં જ અવસાન પામ્યા અને પોતાને માદરે-વતન એ કદી પાછા ન ફરી શક્યા

એ પ્રતિનિધિમંડળની આ કથા છે

એ પ્રતિનિધિમંડળ પોતાની સાથે—

એક એમ્બ્યુલન્સનો ખટારો,

એક એમ્બ્યુલન્સની મોટર

દવા ને શસ્ત્રક્રિયાના ઓજારોની સાઠ પેટીઓ,

એક ક્ષ-કિરણોનું યંત્ર, અને

એક આખા રાષ્ટ્રના શુભેચ્છા અને આશીર્વાદ લઈને ચીન જવા મુંબઈને બંદરેથી ઊપડ્યું હતું કોંગ્રેસ તરફથી તેમને ભારત-બુલબુલ સરોજિનીદેવીએ વિદાય દીધી હતી સૌથી વધારે અંગત ... ડૉ. કોટનીસને વળાવવા આવ્યા

## માર્ગમાં

જહાજમાં બધે જ સૌની ચર્ચાનો વિષય ને સૌના આકર્ષણનું સ્થાન આ દાક્તરો હતા એ તબીબીમંડળ સરકાર તરફથી નહિ, હિંદી રાષ્ટ્રીય મહાસભાની તરફથી જતું હતું એ સૌના આશ્ચર્યની વાત હતી

કોલંબોમાં, પેનાંગમાં, સિંગાપુરમાં તેમનું ભવ્ય સ્વાગત થયું પેનાંગમાં ચીની રાષ્ટ્રગીત 'ચીલાઈ' (જાગો) તેમણે પહેલી વાર સાંભળ્યું સિંગાપોરમાં તો તેમના સ્વાગત વેળાએ 'ચીલાઈ' ને 'વંદેમાતરમ્'ના સૂરો એક સાથે ઊઠયા ને હિંદી-ચીની બિરાદરીની ભાવનાને મૂર્ત કરતા ગયા

ચૌદમી સપ્ટેમ્બરે ચૌદ દિવસની મુસાફરી પછી આ તબીબોએ 'રાજપુતાના'ની હોંગકોંગના બંદર ઉપર વિદાય લીધી ચીની સરકારના પ્રતિનિધિઓએ અને હિંદીઓએ ત્યાં તેમનું સ્વાગત કર્યું ચૌદ દિવસના સહજીવને આ વિવિધરંગી મંડળમાં બિરાદરી ઊભી કરી દીધી હતી—નહિ તો કેટકેટલો ભેદ હતો આ તબીબો વચ્ચે ! અટલ ઉદ્દામવાદી હતો ને તેણે કંઈક પ્રવાસ ખેડ્યા હતા સ્પેનની પ્રજાના આત્મરક્ષાના યુદ્ધ વેળાએ એ આંતરરાષ્ટ્રીય સ્વયંસેવક-ટુકડી જોડે ગયો હતો તેના અનુભવો વિષે બધી માહિતી જહાજમાં જ તેના સાથીઓએ લઈ લીધી હતી, ચોલકર વૃદ્ધ હતા ને આદર્શવાદી હતા સાહસપ્રિય બંગાળી મુકરજી હતો, જુવાન ને ભાવનામયો મહારાષ્ટ્રી કોટનીસ હતો ને રાજકીય દૃષ્ટિ ધરાવતો ઢાકાનો જુવાન તબીબ બસુ હતો.

સત્તરમી સપ્ટેમ્બરે આ તબીબો કેન્ટોન જવા "ફિટ્શુન" નામના નાના જહાજમાં ઊપડ્યા

### નવ—એક—આઠ

વ્યાપાર ને ઉદ્યોગથી એક કાળે ધમધમતી કેન્ટોન નગરી આ તબીબો પહોંચ્યા ત્યારે તો જાપાનના સંસ્કૃતિ-પ્રચારના દાખલારૂપ બનીને ઊભી હતી બધે જ ખંડેર ખંડેર ને ખંડેર જ નજરે પડતાં જાપાની વિમાનોએ તેનો કચ્ચરઘાણ કાઢ્યો હતો ચીની પ્રજાસત્તાકની બે રાજધાનીનો ઘોડો જ સમયમાં ગભરાટ દેખાતો ન હતો પ્રસંગને છાજતી ગંભીરતાથી ને સ્થિરતાથી સૌ પોતાનું કામ કર્યે જતા હતા

સત્તરમી સપ્ટેમ્બરે દાક્તરો કેન્ટોન પહોંચ્યા અઢારમી સપ્ટેમ્બરનો દિવસ ચીની ઇતિહાસમાં મહત્ત્વનો હતો ૧૯૩૧ના સપ્ટેમ્બરની અઢારમી તારીખે મુકડનનો બનાવ બન્યો ને ત્યારથી જ માત્ર ચીની યુદ્ધનો નહિ, આ બીજા વિશ્વયુદ્ધનો આરંભ થયો હતો એ દિવસ ચીનમાં પ્રતિવર્ષ ઊજવાય છે એ દિવસને નવ-એક-આઠનું નામ અપાયું છે—નવમા મહિનાનો અઢારમો દિવસ એ છે

તે દિવસે હિંદી તબીબોએ ચીની સ્વાધીનતા માટે શહીદ થયેલા વીર પુરુષોની કબરો ઉપર અને ચીની સ્વાતંત્ર્યના ધ્વજધારી સુન-યાટ-સેનની તસવીર ઉપર કોંગ્રેસના નામે ફૂલહાર મૂક્યા

સાંજે 'નવ-એક-આઠ' દિનની ઉજવણીમાં એક પ્રચંડ સરઘસ નીકળ્યું ચીનની પ્રજાના લોખંડી નિશ્ચયના દર્શન તબીબી-મંડળને ત્યારે થયા

કેન્ટોનના બંદર ઉપર તબીબી-મંડળનું સ્વાગત કરવા મેડમ સુન-યાટ-સેન આવ્યાં હતાં વિદાયવેળાએ સરોજિનીદેવી ને સ્વાગતવેળાએ મેડમ સુન-યાટ-સેન ! ચીનના પ્રસિદ્ધ આગેવાનોમાં તેનું સ્થાન છે ઉદ્દામવાદીઓમાં ને કમ્યુનિસ્ટોમાં તેનું બહુમાન છે તેણે પોતાની બહેનો કરતાં ને પોતાના બનેવી ચ્યાંગ-કાઇ-શેક કરતાં વધારે ઉદ્દામ માર્ગ હંમેશા પસંદ કર્યો છે કોમિન્ટાંગની મધ્યસ્થ કારોબારી સમિતિમાં એ સભ્ય છે વર્ષો સુધી તેને તેના કુટુંબીજનો જોડે સૈદ્ધાન્તિક મતભેદ હતો કોમિન્ટાંગ-કમ્યુનિસ્ટ એકતાના મૂર્ત સ્વરૂપ રૂપે આજે તેમનું તેમના કુટુંબીઓ જોડેનું જોડાણ છે

હિંદી તબીબો કેન્ટોનમાં એક અઠવાડિયું રહ્યા તે દરમિયાન તેમને ખૂબ ખૂબ માન આપવામાં આવ્યું કંઈક મેળાવડા એમના માનમાં થયા એ મેળાવડાઓમાં રાષ્ટ્રીય મહાસભા અને હિંદી સ્વાતંત્ર્ય યુદ્ધ તરફ નૈતિક સહાનુભૂતિ દર્શાવતા વચનો અપાયા આ બધા મેળાવડામાં ક્રોધી

આપેલો મેળાવડો હતો. મેડમ સુન–યાટ–સેન ત્યાં હાજર હતાં. તેમની જોડેની વાત બતાવતી હતી કે હિંદની પરિસ્થિતિ વિષેનો એમનો અભ્યાસ ઊંડો હતો. આ મેળાવડામાં એક રમૂજી બનાવ બન્યો. ચીનના લોકો દાંડી જેવા ચમચાથી જમે છે, જેમ યુરોપિયન લોકો છરી–કાંટાથી જમે છે તેમ હિંદીઓને એ ફાવતું ન હતું. એમની અણઆવડતથી હાસ્ય ઊપજ્યું હતું અને એ બીચારાને ભૂખ્યા જ ઊઠવું પડે એવું હતું મેડમ સુન–યાટ–સેન એમની મૂંઝવણ પારખી ગયાં. એમણે કહ્યું : 'ઈશ્વરે આપણને હાથ ખાવા માટે આપ્યા છે. ચાલો, આપણે તેનો ઉપયોગ કરીએ' ને તેમણે હાથથી ખાવાનું શરૂ કર્યું ને સૌએ તેમનું અનુકરણ કર્યું.

એ સપ્તાહ દરમિયાન તબીબોએ બે સ્થાનિક ઇસ્પિતાલો જોઇ. તેમને થયું કે ચીનને તો હજારો દાક્તરો ને દવાની હજારો પેટીઓની જરૂર છે.

૨૩ મી સપ્ટેંબરે આ દાક્તરોએ સવારના ચાર વાગે કેન્ટોન છોડ્યું. રેડ ક્રોસના સાત ખટારાઓનો કાફલો ત્યારે ઊપડયો હતો. હુનાન પ્રાંતના પાટનગર ચાંગશા તરફ એ જતા હતા. ચાંગશામાં કામ મળશે એવી એમને આશા હતી.

### કેન્ટોનથી હેન્કો

કેન્ટોનથી ચાંગશા એટલે આઠસો માઈલનું અંતર, અને રસ્તો પણ સારો નહિ. જાપાની બોમ્બરોનો સતત ભય. આમાં માત્ર એક જ શુભ તત્ત્વ હતું. ચીન તરફની હમદર્દીઓના થોડા સહયાત્રીઓનો આ પ્રવાસમાંડો. અતલના મંડળને પરિચય થયો.

૨૫ મી સપ્ટેંબરે આ મંડળ ચાંગશા પહોંચ્યું. માનપાનના મેળાવડાઓથી કંટાળેલા તબીબોને અહીં કામ મળ્યું. એક પ્રસિદ્ધ ચીની તબીબ ડૉ. લીમ નીચે તેમને કામ કરવાનું હતું. ડૉ. લીમની કાર્યપરસ્તી ને ધીરજને પરિણામે જ ચીનમાં લશ્કરને તબીબી રાહત આપનારી યોજના ટકી શકી છે. વિષયાંતર કરીને પણ અહીં એટલું કહી લઈએ કે ૧૯૪૨માં જ્યારે બ્રહ્મદેશમાં સાથી–પરાજય થયો ત્યારે ચીની સેના જોડે પગે ચાલીને ડાક્તર લીમ હિંદમાં આવી ગયા હતા.

જ્યારે યુદ્ધનો આરંભ થયો ત્યારે ચીનમાં ૧૦,૦૦૦ તબીબો હતા, પણ તેમાંથી તાલીમ પામેલા સાચા તબીબો તો ૨૦૦૦. બાકીના ઊંટવૈદો જ. તેમાંથી, લશ્કરને ૧૦૦૦ મળ્યા–એટલે ૨૦૦૦ સિપાહી દીઠ એક.

આ ડૉ. લીમની રાહબરી નીચે **"નંબર ૧૫ કયુરેટીવ (ઇંડિયન) યુનિટ"**માં પાંચે હિંદી તબીબોને મૂકવામાં આવ્યા. તેમની સાથે અંગ્રેજી જાણનાર પરિચારકો મુકાયા.

ચીનની તાકાતના મૂળનાં દર્શન થાય એવો એક પ્રસંગ ચાંગશામા બન્યો. ૭થી ૧૫ વર્ષની ઉંમરનાં છોકરા ને છોકરીઓની એક ટુકડી દાકતરોને મળવા આવી. ગાયન, વ્યાખ્યાન ને નાટયપ્રયોગ દ્વારા દેશભક્તિનો પ્રચાર કરતી, છ હજાર માઇલની મુસાફરી કરીને એ ટુકડી આવી હતી. તેનો આગેવાન એક ચૌદ વર્ષનો છોકરો હતો. તેણે ભાષણ આપ્યું તબીબી મંડળ મોકલવા બદલ તેણે હિંદી પ્રજાનો આભાર માન્યો. નૂતન ચીનના આ પ્રતિનિધિઓનાં દર્શન કરીને દાકતરોએ ધન્યતા અનુભવી.

ચાંગશા તો માત્ર આરામ–સ્થાન સમું જ નીવડ્યું. ૨૯મી સપ્ટેંબરે દાક્તરમંડળીને ચીનના એ કાળના યુદ્ધકાલીન પાટનગર હેન્કો જવાનું હતું. ચારસો માઇલના આ પ્રવાસે દાકતરોને યુદ્ધના ભીષણ સ્વરૂપનો અનુભવ કરાવ્યો.

યુદ્ધના મેદાનની પાસેથી એ પસાર થયા. આખા રસ્તામાં ઘાયલ થયેલા ચીની સિપાહીઓ મળતા હતા. પોતાના ગણવેશનાં ચીંથરાંના પાટા એમણે બાંધ્યા હતા. ઝાંખા, નિર્બળ ને નિસ્તેજ એવા સિપાહીઓ જાણે મૃત્યુને માર્ગે હતા. દિવસોથી તેમને ખાવાનું મળ્યું ન હતું. ખેતરમાંથી ડાંગરનાં પાંદડાં તોડી તોડીને કોઇ ચાવતા હતા, કંઈક તો રસ્તા ઉપર પડી ગયા હતા. એમને મૃત્યુમાંથી કોઈ ઉગારે એવું ન હતું. હિંદી તબીબોએ તેમના ચીનના નિવાસમાં ભીષણ કૃત્યો તો ઘણાં જોયાં. બોમ્બમારાને પરિણામે અંગેઅંગ છૂટાં પડતાં એમણે જોયાં. ભીષણ યુદ્ધમાં કત્લેઆમ જોયું...ઘણુંયે જોયું, પણ અહીં જે જોયું તેની તુલનાએ આવે એવું બીજું કંઇ એમણે ન જોયું. સંહાર, જાણે પાર વિનાની માનવતાનો સંહાર, અને તેમાં તેને સહાય કે રાહત આપનારું કોઈ નહિ!

આ વખતે તે દુશ્મન–હરોળથી સાવ નજીક હતા. એક નદી ઓળંગ્યા પછી ડૉ. બસુને પોતાનો ખટારો મળતો ન હતો. તેમણે વીજળીની ટૉર્ચની ચાંપ દાબી. તેમના કાફલાના અતિવિવેકી નાયકે તરત જ બૂમ પાડીઃ 'બેય મૂખ' ! એ બંધ કર.' જો જાપાની દળોને એ પ્રકાશ દેખાઈ જાય તો તેમની એક જ તોપ ફૂટે ને એક હજાર જાન ગુમાવવાના થાય એવી ઘડી હતી.

રાત્રે સાડાદસ વાગે આ કાફલો હેન્કોમાં પહોંચ્યો–જે નગર થોડા જ સમયમાં ખાલી થવાનું હતું. એ નગરમાં જીવન તો સામાન્ય ધોરણે જ વહેતું લાગતું હતું. મોટા શહેરની બધી ધમાલ ને તેની બધી ઝમક અહીં દેખાતાં હતાં.

હેન્કોના વસવાટ દરમિયાન દાક્તરોને મોરચા ઉપર મોકલવાની યોજના થઇ. પણ એ વાત બહાર પડી ગઈ ને છાપાંમાં આવી ગઇ. બીચારા દાકતરો નિરાશ થયા, કારણ કે મોરચો જોવાની આ તક તેમણે ગુમાવી. પણ સ્થિતપ્રજ્ઞ શા ચીનાઓ તેમને કહેતા હતાઃ 'મોરચા ઉપર ન જઇ શકાય તેની ચિંતા ના કરો; તમે મોરચા પાસે નહિ જાવ તો મોરચો તમારી પાસે આવશે.'

૧૦મી ઑક્ટોબરે હેન્કોમાં 'રાષ્ટ્રીય ક્રાંતિદિન' ઊજવાયો. પછી તો તરત જ તેમને હેન્કો છોડવાનું હતું. તે દરમિયાન હેન્કો ઉપર વિમાની મારો થયો. તેની સામે સંરક્ષક વિમાનો ઊડયાં. એ વિમાનોને નાગરિકો 'રશિયન મધમાખ' કહેતા. એ વિમાનોની ને તેનું સંચાલન કરતા રશિયન વિમાનીઓની પ્રશંસા કરતાં ચીનાઓ થાકતા જ નહિ. બધાં જ રાષ્ટ્રોમાં એક માત્ર સોવિયેટ સંઘ ચીનને ઠીક ઠીક પ્રમાણમાં લશ્કરી સરંજામની સહાય કરતો હતો એનો પુરાવો આ તબીબોને અહીં મળ્યો.

૧૪મી ઑક્ટોબરે દાકતરોએ હેન્કો છોડ્યું.

### ‘ હિંદ આઝાદ હો ’

‘ સાથીઓ ! હિંદી આઝાદીના જંગની સફળતા હું ઇચ્છું છું” ચીની લાલ સેના તરફથી હિંદી તબીબી રાહતમંડળના માનમા યોજાયેલા મેળાવડામા આવા શબ્દો દ્વારા પ્રથમ ટોસ્ટ લેવાયો હતો. એ મેળાવડામા ચીની કમ્યુનિસ્ટ પક્ષના આગેવાન નેતાઓ હાજર હતા. એ જ મેળાવડામા સોવિયેટ સંઘ ને ચીની એકતાને પણ ટોસ્ટ અપાયા હતા. જાતજાતના રાષ્ટ્ર-ગીતો ત્યા ગવાયા હતા, જેમા ‘વન્દેમાતરમ્’ ને બંગાળી ગીત ‘ચલ ચલ રે’ પણ હતા એ મેળાવડામા એક ચીની કમ્યુનિસ્ટ આગેવાને કહ્યું હતુ ‘શાહીવાદી જાપાન સામેનુ ચીનનુ આ યુદ્ધ માત્ર આત્મરક્ષા કાજે નથી, સાથે સાથે એ જગતભરની દબાયેલી જનતા માટે છે. ચીની પ્રજા ને સિપાહીઓને સહાય કરવા માટે હિંદી પ્રજાએ તબીબી રાહતમંડળ મોકલીને જે સહાનુભૂતિ બતાવી છે તે ચીન ભૂલી ન શકે આ ઋણ ચીન જરૂર ચાયે અવશ્ય પાછુ વાળશે. હિંદી સ્વાતંત્ર્યસંગ્રામને એ અવશ્ય સહાય કરશે ’

હેન્કોના વસવાટ દરમિયાન આ હિંદી દાક્તરો કમ્યુનિસ્ટોના આઠમા લશ્કર જોડે પરિચયમાં આવ્યા. કમ્યુનિઝમ વિષે તો આ દાક્તરોમા જુદા જુદા અભિપ્રાય હતા, પણ તેમના આ લશ્કર વિષે તેઓ એકમત હતા. મધ્યસ્થ સરકાર દ્વારા તેમનું આકસ્માત્નું દમન થયું હતું તોયે આજે જાપાન સાથેના યુદ્ધમાં અગ્રીમ મોરચો આ લોક સંભાળતા હતા. તેમના શૌર્ય, ત્રિદાદિલી, શિસ્ત ને રાષ્ટ્રપ્રેમ માટે એ સૌની પ્રશંસાના અધિકારી બન્યા હતા આ લશ્કર જોડે કામ કરવાની કલ્પના પણ એ કરવા માંડયા હતા.

હેન્કોમાં તેમને સૌથી વધારે મહત્ત્વનો કમ્યુનિસ્ટ આગેવાન જનરલ ચાઉ–એન–લાઇ મળ્યો. એ કસાયેલો ક્રાંતિકારી આગેવાન હતો. ચીનના ત્રણ મુખ્ય કમ્યુનિસ્ટોમાંનો તે એક હતો. મધ્યસ્થ સરકારે એક વેળાએ તેના માથા ઉપર ૮૦,૦૦૦ ડોલરનું ઇનામ જાહેર કર્યું હતુ. આજે એ જ મધ્યસ્થ સરકારનો મહત્ત્વનો અધિકારી છે ને કોમિન્ટાંગ–કમ્યુનિસ્ટ એકતાને ટકાવી રાખનાર મુખ્ય બળ ચુમાન છે.

જનરલ ચાઉને જ્યારે આપણા તબીબોએ આઠમા લશ્કર જોડે કામ કરવાની પોતાની ઇચ્છાની વાત કરી ત્યારે તે આનંદથી નાચી ઊઠયો હિંદીઓને ચાઉ ખૂબ ગમી ગયો. એમના માનના મેળાવડાઓમા જ્યારે બીજા લોકો દારૂના કેફમા લથડતા એ જોતા ત્યારે ચાઉને તેઓ આવી અફરથી સદાયે મુક્ત જોતા.

અહીં હિંદીઓ ભાગ્યે જ મળતા માત્ર બ્રિટિશ અધિકારીઓ ને પેઢીઓમા કામ કરતા થોડાક શીખ જ અહીં હતા નમ્ર ને નિરક્ષર આ લોકો અતિથિ–સત્કારમા પાછા પડે એવા ન હતા દાક્તરોને તેમણે ગુરુદ્વારમા આમંત્રણ પણ આપ્યુ, ત્યા દાક્તર અટલે ચીનના યુદ્ધના મર્મ વિષે વ્યાખ્યાન આપ્યું.

હેન્કોમા સૌથી વધારે માયાળુ વ્યક્તિ એમને જે મળી તે તો એગ્નીઝ સ્મેડલી હતી. એગ્નીઝ સ્મેડલીનું જીવન રોમાંચક છે. અમરિકી મજૂર–કુટુંબમાં જન્મેલી એ નારીએ હિંદના આઝાદી–સંગ્રામને પોતાનો ગણ્યો છે. હિંદી દાક્તરોને તો તે ‘ મિત્ર, યજમાન ને માર્ગદર્શક ’ જેવી બની. જ્યારે આઠમા લશ્કરના મેળાવડામા હિંદી આઝાદીનો ટોસ્ટ સ્વીકારવા હિંદી દાક્તરો ઊભા થયા ત્યારે તે પણ ઊભી થઇ હતી !

### હેન્કોને સલામ

હેન્કો ખાલી થાય છે !

હેન્કોથી ઇચાંગ જતાં માર્ગમાં દાક્તરોએ નવાં જ દૃશ્યો જોયાં. બિનલશ્કરી નાગરિકોને યુદ્ધને પરિણામે જે સહન કરવું પડે એ એમણે જોયું. આક્રમણ કરતાં જાપાની દળો આગળ નાસતા લાખો લોકને જોયા. આ પરિસ્થિતિમાં વહાણોની તાણ તો હોય જ. પણ જાપાનીઓ યાંગ-સેકયાંગમાં હેન્કો આગળ ન પહોંચી શકે એ હેતુથી ત્યા મોટાં જહાજો ડુબાડી દેવામાં આવ્યાં હતાં. એ રીતે એ નદીને વહાણો માટે નકામી બનાવી હતી. થોડાં જ વહાણો હતાં ને ભીડ અપરંપાર હતી.

આ ત્રાસમાંથી કાંઈક શાંતિ આપતી કેટલીક નવી મૈત્રીઓ દાક્તરોએ કરી. એમાં મુખ્ય અધ્યાપક તાઓની હતી. ‘લઘુ શિક્ષકો’ (Little Teachers) આંદોલનને નામે સુપ્રસિદ્ધ થયેલા વિદ્યાર્થી આંદોલનના એ પ્રણેતા. દસથી પંદર વર્ષનાં વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓની એ ચળવળ. પ્રચારકાર્યમા ને રાષ્ટ્રીય પુનરુત્થાનના કાર્યમા આ ચળવળે નાનોસુનો ભાગ નથી ભજવ્યો.

ચાર દિવસના પ્રવાસને અંતે દાક્તરો ઇચાંગ પહોચ્યા. છવ્વીસ દિવસ એ ત્યા રહ્યા. બે હૉસ્પિતાલમાં તેમણે કામ કર્યું પણ ત્યા તો ઇચાંગ ઉપર પણ જાપાની ભય આવી લાગ્યો અને દાક્તરોને ઇચાંગ છોડી ચુંગકીંગ જવા તૈયાર રહેવાની સૂચના પણ મળી ગઇ.

ઇચાંગમા એક સાનંદાશ્ચર્ય દાક્તરોએ અનુભવ્યું. દવાની પેટીઓ વચ્ચે એક પેટી ખોલતા તેમાથી એક ગ્રામોફોન નીકળી પડયુ ! બહાર કાઢીને એમણે એ જોયુ તો પરિચિત સહીવાળી એક ચિઠ્ઠી એમાથી નીકળી. પંડિત જવાહરલાલ નેહરુએ ઇંગ્લંડથી આ ગ્રામોફોન ખાસ મોકલ્યું હતું ! જવાહરલાલજીના પ્રેમ ને દીર્ઘદૃષ્ટિ માટે કૃતાર્થતા અનુભવતા હિંદીજનો ગળગળા થઈ ગયા હતા.

૧૬મી નવેંબરે એમણે ચુંગકીંગ પ્રતિ પ્રયાણ કર્યું.

### પ્રથમ આઘાત

### કોટનીસના કુટુંબજીવનનું કરુણ કાવ્ય

૭ દિવસની મુસાફરીને અંતે એ ચુંગકીંગ પહોચ્યા. ત્યાં તેમનું સ્વાગત નગરપતિએ, જનરલિસીમો ચ્યાંગ–કાઇ–શેકના પ્રતિનિધિએ ને શાંતિનિકેતનના ચીનાભુવનના સંચાલક અધ્યાપક તાન–યાન–શાને કર્યું. પરરાષ્ટ્રના એલચીઓના દરબારથી એમને રાખવામાં આવ્યા. એમને માટે રાખવામા આવેલા ખાસ અતિથિગૃહમાં તેમના ઉતારાની પણ વ્યવસ્થા હતી, પણ તેમણે તેનો અસ્વીકાર કર્યો.

શાંઘાઇથી ને સાગરથી દોઢ હજાર માઈલ દૂર આવેલી ચુંગકીંગ નગરી ઊંચાનની પર્વતમાળની વચ્ચોવચ્ચ છે. ચાર હજાર વર્ષથી એ સ્થળે મોટું નગર તો છે જ, પણ હેન્કો–ત્યાગના કાળ સુધી પેકીંગ ને નાનકીંગ જેવાં ઇતિહાસ–પ્રસિદ્ધ પ્રાચીન નગરોને સ્થાને એ ચીની મહારાષ્ટ્રનું પાટનગર બનવી જેવો પ્રસંગ તો [illegible]

નહિ હોય. આટલી બધી ટેકરીયો ઉપર વસેલું તો દુનિયાનું એ એકમાત્ર પાટનગર છે.

આ નગરીમાં રાજકીય જાગૃતિ ઘણી છે. સુશિક્ષિત વર્ગ ઉદ્દામવાદ તરફ ઢળતો જાય છે. પુસ્તક-વિક્રેતાઓને ત્યાં સમાજવાદી ને કમ્યુનિસ્ટ સાહિત્ય વધારે પ્રમાણમાં દેખાય છે.

દાક્તરો ચુંગકીંગમાં બે મહિના રહ્યા. ત્યાં ઘણા આગેવાનોને એ મળ્યા. એમનાં મનમાં વસવસો એક રહી ગયો ચ્યાંગ-કાઇ-શેકને ન મળી શકવાનો. એક વાર તો મુલાકાત મુકરર પણ થઇ, પણ ત્યાં દાક્તરોને યેનાન જવાની આજ્ઞા મળી ને એમને ચુંગકીંગ છોડવું પડયું.

પણ મેડમ ચ્યાંગ-કાઇ-શેકને તેઓ મળ્યા ખરા. એક મેળાવડામાં એ મુલાકાત થઇ. મેડમ ચ્યાંગ-કાઇ-શેકે હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ને તબીબી મંડળનો આભાર માન્યો.

ચુંગકીંગમાં જે પ્રથમ પંક્તિના આગેવાનને આપણા તબીબો પહેલાં મળ્યા એ ચીની પ્રમુખ લીન સેન હતા. એમણે પહેલો જ સવાલ ગાંધીજી ને જવાહરલાલના સ્વાસ્થ્ય વિષે કર્યો હતો.

ચીનનાં દુઃખદર્દોની ચિંતામાં પડેલા આ દાક્તરોનાં મનને સખત આઘાત આપનારા એક સમાચાર ચુંગકીંગવાસ દરમિયાન દાક્તરોને મળ્યા. એક સાંજે ફરીને એ પાછા આવ્યા ત્યાં ટેબલ ઉપર ટપાલનો એક થોકડો પડયો હતો. એ જોઇને પહેલી ઊર્મિ તો આનંદની જ ઉદ્ભવી. દેશના ખબર! પોતપોતાના પત્રો સૌએ ઉપાડી લીધા ને સૌ કોટનીસને ભૂલી ગયા. ત્યાં કોઈની નજર તેના તરફ પડી. એકાકી ને મૌનધારી એ ગંભીર ચહેરે બેઠો હતો. તેની આંખમાંથી અશ્રુપ્રવાહ ચાલતો હતો. ટૂંકમાં તેણે કહ્યું કે તેને તેના પિતાના અવસાનના સમાચાર મળ્યા છે.

આ કરુણ કથાની વિગતો તો તેમને પછી મળી. કોટનીસના પિતા એક મિલમાં કારકુન હતા. તબીબી તાલીમ માટે પુત્રને તેણે મુંબઇ મોકલ્યો હતો. પાંચ વર્ષ સુધી તેણે દેવું જ કર્યા કર્યું હતું. પુત્ર દાક્તર થશે ને કમાશે ને પછી બધી ચિંતા દૂર થશે એમ એ માનતા હતા. પિતા ઉપરના બોજની પુત્રને તો કંઇ ખબર ન હતી. દ્વારકાનાથે દાક્તર થઈને આ મંડળમાં જોડાવાનું નક્કી કર્યું. જેને હૈયે છલકતો રાષ્ટ્રપ્રેમ ભર્યો હતો એવા પિતાએ તેને ન રોકયો. એણે તો તેને આશીર્વાદ આપ્યા ને આવા પુત્ર માટે ગૌરવ અનુભવ્યું. પણ પુત્રના ગયા પછી આર્થિક બોજ અસહ્ય નીવડયો ને એ ન સહન થયો એટલે પિતાએ આત્મહત્યાનો માર્ગ લીધો.

કરુણતાની પરિસીમા સમી આ હકીકત છે પુત્ર ઉપર તેની જે અસર થઇ તેની કલ્પના પણ આપણે માટે અશકય છે. કોટનીસના સાથીઓએ હમદર્દી અનુભવી અને તેને માતા ને બહેન સાથે જઇને રહેવાની સલાહ આપી. પણ સામાન્ય માનવીના હૈયાને ભાંગી નાખે એવી આ ક્ષણે પોતાનું હીર પુરવાર કર્યું. એણે કંઇક આવી મતલબનો જવાબ આપ્યો : 'ના, હું પાછો ન જઈ શકું. કોંગ્રેસે મને અહીં મોકલ્યો છે ને એક વર્ષથી ઓછી મુદતમાં પાછા ન ફરવાનો કરાર આપણે સૌએ કર્યો છે. મારા પિતાએ જ્યારે પોતાના જીવનની આહુતિ આપી છે ત્યારે જે ધ્યેયને એમણે આટલું મહત્ત્વ આપ્યું તે ધ્યેય માટે મારે મારા જીવનનું બલિદાન દેવાનું જ રહે છે.'

અને જ્યારે ૨૨મી જૂન ૧૯૩૯ ને દિવસે યેનાન જવા દ્વારકાનાથ કોટનીસ એમના સાથીઓ સાથે ઊપડયા ત્યારે એ વિજયનો આનંદ અનુભવતો હતો. ત્યારે એ મૃત્યુ ભણી કદમ ઉઠાવતો હતો એમ કોણ જાણતું હશે ?

## યેનાનની લાલ છાવણીમાં

૧૯૩૯ના ફેબ્રુઆરીની ૧૨મી તારીખથી નવેંબરની ૪થી તારીખ સુધી હિંદી તબીબી મંડળ યેનાનમાં રહ્યું.

એ કાળ એમના ચીનના વસવાટમાં સૌથી વધારે મહત્ત્વનો હતો. જાપાન સામેના ચીનના હઠીલા બચાવના પાયા એમણે ત્યારે જોયા. ચીનના લોખંડી કમ્યુનિસ્ટ આગેવાનો જોડે-ને પુરાણ-પુરુષ જેની પ્રસિદ્ધિ છે એવા માઓત્સેતુંગ જોડે તેમને અંગત સંસર્ગ થયો. યુદ્ધની એરણ ઉપર ઘડાતા જનતાના સંસ્કારનો તેમણે અભ્યાસ કર્યો. આ બધો કાળ એ યેનાનની પડોશમાંની ટેકરીઓમાં ખોદેલી બખોલોમાં જ રહ્યા.

આ નવ મહિનામાં તેમનું મંડળ તૂટતું ચાલ્યું. ડૉ. ચોલકરનું સ્વાસ્થ્ય બગડયું. આ ઠંડી એ સહન ન કરી શકયા ને તેથી હિંદ પાછા ફર્યા. બે મહિના પછી મુકરજી માંદા પડયા ને શસ્ત્રક્રિયા માટે તેમને હોંગકોંગ મોકલવામાં આવ્યા. એ ત્યાં હતા તે દરમિયાન જ યુદ્ધ ફાટી નીકળ્યું. જમીન ને આકાશના માર્ગો બંધ હતા એટલે બ્રહ્મદેશના માર્ગે ચીન પાછા પહોંચવાની આશાએ તે હિંદ આવ્યા. હિંદમાં તેણે વધારે તબીબી સાધનો એકત્રિત કર્યાં. પણ રંગૂનમાં સરકારે તેમની નહિ જણાવેલા ગુના બદલ ધરપકડ કરી ને તેમને હિંદ મોકલી દીધા. તેમનાં સાધનો જપ્ત કરવામાં આવ્યાં ને તેનું શું થયું એ કોઈને ખબર નથી પડી. ચીની પ્રજાને તબીબી સહાય આપવાની કોશિશ કરનાર દાક્તરને શા માટે પકડવામાં આવ્યો એ કોઇ જાણતું નથી. ૪થી નવેંબરે યેનાનમાંથી આ મંડળ જ્યારે યુદ્ધ-મોરચા તરફ રવાના થયું ત્યારે તેમાં પાંચને બદલે ત્રણ જ દાક્તર હતા.

યેનાનમાં હતા તે દરમિયાન ત્રણ દાક્તરોને ઇસ્પિતાલોમાં કામ અપાયું અને બેને તબીબી શિક્ષણના કામમાં રોકવામાં આવ્યા.

યેનાન એ લાલ ચીનનું મુખ્ય કેન્દ્ર શહેર તો વિમાની હુમલાઓને પરિણામે નાશ પામ્યું હતું. સૌ શહેરની બહાર બખોલોમાં જ રહેતા હતા.

લાલ ચીનનો મુખ્ય આગેવાન માઓત્સેતુંગ છે. ચીની કમ્યુનિસ્ટ પક્ષનો એ મહામંત્રી છે. દાક્તરો તેને મળ્યા ત્યારે એ ફર્નિચર વિનાના એક સાદા ખંડમાં હતો. હિંદી પ્રશ્નમાં તેને ઘણો રસ હતો. કોંગ્રેસ, હિંદી કમ્યુનિસ્ટો, ગાંધીજી ને જવાહરલાલ વિષે તેણે પ્રશ્નો પૂછયા.

માઓએ દાક્તરોને પોતાની સાથે જમવા નોતર્યા.

ઑગસ્ટમાં જવાહરલાલનાં આગામી આગમનના સમાચાર તેમને મળ્યા. માઓત્સેતુંગ ને ચુ-તેહને મળવાન તેમન

ઈંતેજારી હતી માઓએ તેમને આવકારતો તાર કર્યો ને તેમની સ્વાગતની તૈયારી કરવા એક સમિતિ પણ નીમી પણ યુદ્ધ ફાટી નીકળ્યુ ને જવાહરલાલ ન આવી શક્યા તેમને હિંદ પાછા ફરવુ પડયુ

સોવિયેટ–તંત્રના કાળમા લાલ વિદ્યાપીઠના નામથી ઓળખાતી અને એકતા પછી જાપાન–વિરોધી વિદ્યાપીઠનુ નામ જેને મળેલુ એ દાક્તરોએ જોઈ એ વિદ્યાપીઠમા જાપાન સામે જંગ માટેની લશ્કરી ને રાજકીય તાલીમ આપવાનો ૭ મહિનાનો અભ્યાસક્રમ છે ચીનભરમાથી અહી વિદ્યાર્થીઓ આવે છે

યેનાનમા એ હતા ત્યા કમ્યુનિસ્ટ આગેવાન ચાઉ–એન–લાઇને અકસ્માત થયો તેનો જમણો હાથ ભાગી ગયો હતો હિંદી તબીબોને તેણે બોલાવ્યા બીજા કોઈની સારવારનો સ્વીકાર કરવાની તેમણે ના પાડી જ્યારે દાક્તરો આવ્યા ત્યારે સેનાપતિજી ડાબે હાથે લખવાનો મહાવરો પાડી રહ્યા હતા !

## યુદ્ધના મોરચા ઉપર

જ્યારે મોરચા ઉપર જવા માટેનુ ૮ મા લશ્કરના સેનાપતિ ચુ–તેહનુ તેડુ આવ્યુ ત્યારે તો ત્રણ જ દાક્તર બાકી રહ્યા હતા મોરચા ઉપર જવાની મુસાફરી જોખમભરેલી હતી દુશ્મન–હરોળો વચ્ચે થઇને પસાર થવાનુ વારવાર આવતુ હતુ કઇક યુક્તિ–પ્રયુક્તિઓ યોજીને જ આગળ જવાતુ હતુ એક વખત આગળ વધવાના માર્ગની બને બાજુ ઉપરના ગામડામા જાપાની કબજો હતો એટલે એક ગામડા ઉપર જમણી બાજુથી ને બીજા ઉપર ડાબી બાજુથી હુમલો કરી જાપાની સેનાને અવળી દિશાઓમા દોરી રાતની વેળાએ બે ગામ વચ્ચેથી તબીબી મડળને પસાર થવુ પડયુ હતુ

ચીની ગેરીલાઓના જીવન વિષે, તેમની બહાદુરી વિષે, આ પ્રવાસમા જ આ મડળને ખ્યાલ આવ્યો

આવા કાટાળા માર્ગમા થઈને દાક્તરો આખરે ૮ મા લશ્કરના વડા મથકે પહોચી ગયા એક માટીના ઝૂપડા આગળ જ્યારે હિંદી દાક્તરો આવ્યા ત્યારે તેમણે બાર ણામા વૃદ્ધાવસ્થાને આરે આવેલો એક આદમી જોયો તેના મહા, મેળ વગરના પોષાક ઉપરથી એમણે એને ચુ–તેહના ફરમાશ બજાવનાર સિપાહી તરીકે ગણી લીધો પણ ખબર કાઢતા તો એ જાપાનીઓનો કાળ સેનાપતિ ચુ–તેહ જ હતો ચીનની તાકાતના પાયામા તેની ગેરીલા–યુદ્ધ પદ્ધતિ છે એ ચુ–તેહે આપણા તબીબોને સમજાવ્યુ

૧૯૪૦ના જાન્યુઆરીની પહેલી તારીખે આપણા દાકતરોનુ સન્માન કરવા ને ચુ–તેહની ૫૬મી જન્મ–જયતી ઊજવવા સભા મળી ચુ–તેહે તેમા જોસ ભર્યું ભાષણ કર્યું એ ભાષણનો વિષય હતો 'હિંદ, ચીન ને સોવિયેટ સંઘ'

થોડા સમયમા અતલની તબિયત લથડી તેને માર્ચ મહિનામા ચુંગકીગ થઈ હિંદ આવવા નીકળી જવુ પડયુ હવે તો માત્ર કોટનીસ ને બસુ જ રહ્યા ! અને અંતે તો એ બાકી રહેલા બેને પણ વિખૂટા પડવુ પડયુ કોટનીસને કુમીંગમા એક તબીબી વિદ્યાલયમા અધ્યાપક તરીકે કામ સોપાયુ ચીની ભાષા ઉપર તેને વધારે કાબૂ હતો એટલે તેને આ કામ સોપાયુ હતુ ડૉ બસુને યેનાન પાછા ફરવાનુ હતુ

હિંદી તબીબમડળે ચીનમાના વસવાટ દરમિયાન ૨૫૦૦૦ થી વધારે દરદીઓની સારવાર કરી છે ડૉ બસુએ તો માઓત્સેતુગ ને ચુ–તેહની સારવાર પણ કરી છે

## લોકતંત્રનો આદર્શ

ડૉ બસુની બીજી પ્રવૃત્તિની નોધ અહી અસ્થાને નહિં ગણાય યેનાનમા તેમણે પૌર્વાત્ય પ્રજાઓના ફાસિસ્ટ વિરોધી સઘની સ્થાપના કરી હતી તેના પ્રમુખ જનરલ ચુ–તેહ હતા આ સંઘનુ મહત્ત્વ ધીમે ધીમે એટલુ બધુ વધી ગયુ કે વ્યવસ્થાપક–મડળમા તેને પ્રતિનિધિઓ મોકલવાની સત્તા પણ આપવામા આવી

બીજા દેશોમા પરદેશીને નાગરિક અધિકાર મેળવવામા કઇક મુશ્કેલી નડે છે, અહીં તો આ પરદેશીઓના મડળનો પણ સ્વીકાર થતો હતો આ પ્રદેશની પાર્લમેટમા પોતાના પ્રતિનિધિ તરીકે ફાસિસ્ટ–વિરોધી મડળે દાકતર બસુને ચૂટયા અને તેમનો સ્વીકાર પણ થયો બધા જ પક્ષના ને વર્ગના પ્રતિનિધિઓ તેમા બેસે છે ત્રીજા ભાગથી વધારે સખ્યા કમ્યુનિસ્ટ પક્ષના પ્રતિનિધિઓને નથી હોતી આમ રાજકીય દૃષ્ટિએ પણ સયુક્ત મોરચાને મૂર્ત કરતી આ પાર્લમેટ છે ડૉ બસુ હજી પણ એ પાર્લમેટના સભ્ય છે

૧૯૪૩ના જૂનમા બસુએ પાછા ફરવાનો નિશ્ચય કર્યો હિંદમા જ હવે તેને પોતાની જરૂર લાગતી હતી હિંદ આવીને પરિસ્થિતિનો અભ્યાસ કરીને જો બની શકે તો બીજુ તબીબ મડળ ચીન લઇ જવાની તેની ઇચ્છા હતી

ચીની મિત્રોથી જુદા પડતા તો બસુને દુખ થતુ જ હતુ, પણ તેના હૈયા ઉપર બીજો પણ ભાર હતો તેણે અને કોટનીસે હિંદ સાથે ફરવાનુ નક્કી કર્યું હતુ પણ હવે કોટનીસ તેની સાથે ન હતો કોટનીસ હવે કોઈ કાળે હિંદ પાછો નહિ ફરે કોટનીસનુ અવસાન થયુ હતુ !

## જે પાછો ન ફર્યો

કુમીંગમા કોટનીસ કામમા ખૂંપી ગયો ચીની ભાષા ઉપર તેણે સંપૂર્ણ પ્રભુત્વ મેળવ્યુ ૮ મા લશ્કરના તેના સાથીઓની વિચારણા એ ગ્રહણ કરતો થયો કામ આકરુ થતુ જતુ હતુ જાપાનીઝ લશ્કર સામેના યુદ્ધવ્યૂહમા તેમને સતત ફરતા રહેવુ પડતુ તેમની વિદ્યાપીઠ પણ ફરતી રહેતી હતી એના થાક ને શ્રમ કોટનીસના શરીર ઉપર અસર કરતા હતા

દરમિયાનમા, એક પ્રસંગ બન્યો સ્વાધીન ચીન માટેની તેની ભાવનાના પ્રતીકશો એ પ્રસગ હતો કોટનીસ એક ચીની યુવતી જોડે પ્રેમમા પડયો

તેનુ નામ કુઓ–ચીંગ–લાન હતુ ચપળ, આકર્ષક ને આનદી એ છોકરી પાચ ફૂટ ઊચી હતી જાડા કાચના ચશ્મા એ પહેરતી હતી કોટનીસ જે તબીબી વિદ્યાલયનો આચાર્ય હતો ત્યા એ અધ્યાપિકા હતી પીપીગના એક શ્રીમત કુટુબની એ હતી. તબીબી વિદ્યાલયમા તેણે અભ્યાસ કર્યો હતો યુદ્ધના આરભ પછી, કુટુબનો ત્યાગ કરીને, સેકડો માઈલ પગપાળા ચાલીને તે આઠમા લશ્કરમા જોડાઇ હતી

કોટનીસના હાથ નીચે એ કામ કરતી હતી ચીન માટે આગ્યાટનુ કરનાર આ

જુવાન હિંદી માટે તેને આકર્ષણ થાય એ સમજાય એવી વાત છે. આકર્ષણ પ્રેમમાં પરિણમ્યું. કોટનીસને ચીન જોડે બાંધનારી એક સાંકળ આમ વધી. બધી ચીની છોકરીઓ જેવી એ શરમાળ ન હતી. એ અંગ્રેજી સરસ બોલતી. કોટનીસને એ ચીન વિષે, હિંદ વિષે, દુનિયા વિષે ને પોતાને વિષે ખૂબ ખૂબ વાતો કરતી. યુદ્ધના કપરા કાળમાં લાંબા સંવનનની પછી કુટુંબની મંજૂરી મેળવવાની વાત ક્યાંથી સંભવે ? તેણે લગ્નની માગણી કરવા પહેલાં ખૂબ ખૂબ વિચાર કર્યો. ચીની લોકો વિદેશી જોડેનાં લગ્નને પસંદ કરતા નથી. આ પૂર્વગ્રહ પણ તેને આડો આવતો હતો. તેના લગ્નથી ચીની–હિંદી સંબંધ ઉપર અવળી અસર તો નહિ થાય ?

પણ જ્યારે કોટનીસે લગ્નની વાત કરી ત્યારે કોઇએ વિરોધ ન કર્યો. ગામડિયાંઓને પણ આ સમાચાર સાંભળીને આનંદ થયો. યુદ્ધને પરિણામે આ પ્રાચીન પૂર્વગ્રહો નાશ પામ્યા હતા. આમ આનંદભર્યા વાતાવરણમાં એમનું લગ્ન થયું.

ડૉ. બસુને એક પત્રમાં તેણે લખ્યું હતું: 'હું આશા રાખું જ છું કે તમે મારે માટે રાહ જોશો. નહિ જુઓ ?' અને બસુએ તેની રાહ જોઇ પણ ખરી. પણ કોટનીસ ન આવ્યો–કોટનીસ કોઇ કાળે પાછો નહિ આવે.

કોટનીસના મૃત્યુની કથા એક શુદ્ધ કરુણાંત ઘટના છે. પ્રેરણાદાયી એ કથા છે. ૧૯૪૨ના જુલાઈમાં તો તેની પત્નીને પુત્ર અવતર્યો. ૧૯૪૨ના ડિસેંબરની નવમી તારીખે ડૉ. કોટનીસનું અવસાન થયું.

દોડાદોડની ધમાલે ડૉ. કોટનીસના સ્વાસ્થ્ય ઉપર અસર કરી હતી. એક વર્ષથી વધારે વખતથી તેને વાઈનું દરદ થયું હતું. પણ તેણે આ વાતની કોઈને જાણ ન થવા દીધી–તેની પત્નીને પણ નહિ. દાકતર હતા એટલે તેને આ વાઈનું આક્રમણ આવે તે પહેલાં ખબર પડી જતી. એ બહાર ચાલ્યા જતા ને સંપૂર્ણ આરામ થાય ત્યારે જ પાછા ફરતા. પૂરતો પોષક ખોરાક ન મળે, કામનો પાર ન હોય, જોઇતી દવાઓ ન મળે, એ પરિસ્થિતિમાં રોગ કરપીણ નીવડયો.

મૃત્યુવેળાએ કોટનીસે છ માસના બાળકને હાથમાં લઇને ઊભેલી પોતાની પ્રિયતમા તરફ છેલ્લી નજર નાખી. તેના ઝૂંપડાની બહાર અફસરો ઊભા હતા. એક સાથીને ગુમાવ્યાનો શોક તેમને હૈયે હતો.

દૂર દૂરના દેશમાં તેને માત્ર આ સમાચાર સાંભળવાના હતા. તેને જન્મ આપનાર આ માતા તેના મૃત્યુનું દુઃખ અનુભવવાની હતી.

પણ તેના શોકમાં ભાગ પડાવનાર એક આખી પ્રજા હતી–ના, બે પ્રજાઓ હતી: જગતભરના કચડાયેલા લોક તેના શોકના ભાગીદાર હતા.

મેડમ સુન-યાટ-સેને હિંદ મોકલેલ સંદેશામાં કહ્યું છે તેમ–

'ડૉ. કોટનીસનું સ્મરણ માત્ર આપણી બે મહાન પ્રજાઓની પૂંજી નથી. એ તો સમગ્ર માનવતાનાં મુક્તિ ને પ્રગતિ માટે લડનાર લડવૈયાઓની હરોળમાં સ્થાન મેળવે છે. વર્તમાનકાળમાં તેને જેટલું માન મળશે તેથી ઘણું વધારે માન ભાવિમાં મળશે, કારણકે ભાવિ માટે જ તેણે જંગ ખેલ્યો છે ને મોતની ભેટ કરી છે.'*

* [ ...And one did not come Back ઉપરથી ]

# જીવન-સૌરભ

શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

**સ**ર રઘુનાથ પ્રાંજપેના રેખાચિત્રમાં વીર સાવરકરના એક પ્રસંગનો ઉલ્લેખ છે.

વીર સાવરકર ફર્ગ્યુસન કૉલેજમાં વિદ્યાર્થી હતા. સર રઘુનાથ કૉલેજના પ્રિન્સિપાલ હતા. સર રઘુનાથને આ બંડખોર વિદ્યાર્થી વિષે પૂછવામાં આવતાં તેણે જણાવ્યું કે 'તે હોશિયાર ચળવળિયા હતા. આજના મહેરઅલીની માફક તે અંગ્રેજી તથા મરાઠી સરસ બોલતા હતા. તે બી. એ. ના વર્ગમાં હતા ત્યારે મારે તેનો પચીસ રૂપિયા દંડ કરવો પડયો હતો અને કૉલેજની રેસિડન્સીમાંથી કાઢી મૂકવા પડયા હતા. મને પાછળથી ખબર પડી કે તે તિલક પાસે ગયા હતા અને તેની મદદની માગણી કરી હતી, પરંતુ કૉલેજના શિસ્તભંગ માટે તથા કૉલેજના મકાનમાં વધારેપડતી ચળવળ ચલાવવા માટે તેને ઠપકો આપ્યો.

ઘણાને યાદ હશે કે સાવરકરની સાઠમી જન્મતિથિના મહોત્સવ પ્રસંગે મુંબઈમાં સર રઘુનાથે પ્રમુખપદ લીધું હતું. ત્યારે તેમણે જણાવ્યું કે 'સમયના વહેવા સાથે સાવરકરમાં પરિવર્તન આવ્યું છે અને તે ગંભીર થયેલ છે.' સાવરકરે આ મુબારકબાદીનો અસ્વીકાર કરતાં જણાવ્યું કે 'હું તો હતો ત્યાંનો ત્યાં છું, પરંતુ શ્રી. પ્રાંજપેએ પ્રગતિ કરી છે.'

*

**હિં**દી રાષ્ટ્રીય મહાસભાની અમૃતસરની બેઠકમાં મૌલાના મહમદઅલીએ એક રાજા તથા તેના કવિની વાત કહી હતી તે વાતને આજે ૨૫ વર્ષો વીતી ગયાં છે છતાં મહાત્માજીએ ડૉ. જયકરને લખેલા પત્રથી તે વાતનું સ્મરણ થાય છે ૧૮૧૮ના ત્રીજા રેગ્યુલેશન હેઠળ લાંબા સમય સુધી કારાવાસ ભોગવીને અલીભાઈઓ બેઠકના સમયે જ છૂટા થયા હતા.

અલીભાઈઓએ જણાવ્યું હતું કે, 'અમને પકડ્યા ત્યારે દેશની જે રાજકીય પરિસ્થિતિ હતી તેમાં કશોયે ફેરફાર થયેલ ન હોવાથી અમારા વર્તનમાં પણ કશો ફેરફાર થશે નહિ, અને તેથી અમને ફરીથી પણ પકડવામાં આવે. આ પરિસ્થિતિ બતાવવા માટે મૌલાના મહમદઅલીએ નીચેની વાત કહેતાં સઘળા ખડખડાટ હસી પડયા હતા, પરંતુ વાતમાં ગંભીર અર્થ રહેલો હતો.

એક કવિ હતો. આ કવિ રાજાનો બહુ માનીતો હતો. માનીતો હોવા છતાં કવિ સ્વતંત્ર મગજનો હતો. દેશમાં ગરીબાઈ તથા અંધાધૂંધી જોઈ તેણે કવિતા રચી. આ કવિતા લોકોમાં બહુ વખણાઈ પણ રાજા તેથી છેડાઈ પડયો. રાજાએ કવિને કેદખાનામાં પૂરવાનો હુકમ કર્યો. વર્ષો સુધી કવિ કેદખાનામાં સબડયો. ત્યાં તેણે કોલસા વતી ભીંતો પર કવિતા લખવા માંડી. વર્ષો પછી રાજાએ મુશાયરો કર્યો જ્યારે બધા કવિઓ ભેગા થયા ત્યારે રાજાને અચાનક પોતાનો જેલમાં સબડતો કવિ સાંભર્યો.

રાજાએ તો તરત જ હુકમ ફરમાવ્યો કે કવિને કેદખાનામાંથી મુક્ત કરીને અહીં લાવો. કવિને મુક્તિ મળતાં સ્વાભાવિક રીતે જ આનંદ થયો. પાછળથી તેને ખબર પડી કે રાજા તેને બોલાવે છે. દરબારમાં પહોંચતાં કવિએ જોયું કે ત્યાં તો મુશાયરા માટે બધા કવિઓ ભેગા થયા છે, એટલે તેને તો આશ્ચર્ય તથા મૂંઝવણ થયાં.

કવિ રાજાને નમન કરીને તેના હુકમની રાહ જોતો ઊભો. રાજાએ કવિને જણાવ્યું કે 'મેં મુશાયરો ભર્યો છે. આખા રાજ્યના કવિઓ અત્રે આવ્યા છે. મને થયું કે મારા માનીતા કવિને મારે છોડવો. મારે તારી પાસેથી કારાવાસ દરમયાન રચાયેલ નવી કવિતા સાંભળવાની ઇચ્છા છે.' કવિ થોડીવાર તો નીચું જોઈ રહ્યો. પછી માનપૂર્વક અદબ બજાવી કોર્ટમાંથી ચાલતો થયો અને ગાંડા માણસની માફક કેદખાના તરફ દોડવા લાગ્યો. રાજાએ કવિની પાછળ પોતાના માણસોને દોડાવ્યા. તે કવિને કોર્ટમાં પાછો લાવ્યા.

રાજાએ ખૂબ જિજ્ઞાસાથી કવિને આવી અસામાન્ય તથા અપમાનકારક વર્તણૂકનુ કારણ પૂછ્યું. કવિએ નમન કરીને જવાબ આપ્યો: 'નામદાર જ્યારે મને છૂટો કરવામાં આવ્યો ત્યારે મેં આશા રાખી હતી કે આપ મને કવિ તરીકે ભૂલી ગયા હશો અને ફક્ત કેદી તરીકે જ મને યાદ કર્યો હશે, જ્યારે મને દરબારમાં બોલાવ્યો ત્યારે મેં એવી આશા રાખી હતી કે ઘણે ભાગે આપ નામદાર એક વૃદ્ધ મનુષ્ય પર દયા લાવીને મને આપનો ચોપદાર અથવા રસોઇયો નીમશો. આવી ગમે તે નોકરીમાં હું ખૂબ સુખી થયો હોત. પરતુ જ્યારે આપ નામદારે મને કવિતા વાંચવાનો હુકમ કર્યો ત્યારે મને લાગ્યું કે હું જેલમાં ગયા પછી મારા કાવ્યમાં કંઈ સુધારો થયો નહોતો. મારાં કાવ્યો વાંચીને આપ નામદારનો રોષ વહોરીને કદાચ મારું માથું ગુમાવવાનો પ્રસંગ આવે તે કરતાં હું સ્વેચ્છાથી કેદખાનાની મારી કોટડીમાં જવાનું વધારે પસંદ કરું છું.

મહાત્માજીની સ્થિતિ પણ કવિના જેવી જ છે.

*

**સા**રણગઢના રાજા રાજાબહાદુર જવાહરસિંગ એક વખત પોતાની બ્યુક મોટરમાં સવારમાં ગામડાંઓમાં ફરવા નીકળ્યા હતા ત્યારે બિલાસપુર પરગણાના એક ગામડિયાએ તેમની મોટરને ભાડૂતી ટેક્સી તથા રાજાસાહેબને

હાંકનાર માની લીધા. તેણે બજાર પાસે ગાડીને ઊભી રખાવીને સારણગઢથી તેર માઈલ દૂર આવેલ બરમખેડા લઈ જવાનું તથા તે માટે બે આના આપવા કહ્યું. પોતાની ગરીબાઈ દર્શાવીને બે આનાથી વધારે ભાડું આપવાની પોતાની અશક્તિ બતાવી અને પોતે થાકી ગયેલ હોવાથી તેટલું ચાલી શકે તેમ નથી તે પણ જણાવ્યું.

રાજાએ તો બીજા ડ્રાઇવરોની માફક તેની જ્ઞાતિ પૂછી. તે માણસે જણાવ્યું કે 'હું ગોંડ છું.' રાજાબહાદુરે કહ્યું, 'ત્યારે તો આપણે સગા નીકળ્યા !' ને તેની પાસેથી બે આના લઈ પોતાની પાસે બેસવાનું કહ્યું.

પછી તો રાજાબહાદુરે ગામ વચ્ચે થઈને મોટર લીધી. લોકો લળીલળીને નમન કરતા હતા, પણ આ મોટર હાંકનાર પોતાના ગામના રાજા છે તેવી જરા પણ શંકા ગામડિયાને આવી નહિ. આસપાસનાં ટોળાં પ્રત્યે ધ્યાન આપ્યા સિવાય ગામડિયો તો વાતોનાં ગપ્પાં મારતો હતો અને મોટરની સહેલ માણતો હતો. મોટર રાજમહેલ પાસે ઊભી રહી. રાજાસાહેબે ગામડિયાને મોટરમાંથી ઊતરી અંદર આવવાનું કહ્યું. તેને આખો મહેલ બતાવવામાં આવ્યો. પછી તેને જમાડીને ભાડા માટે એક રૂપિયો આપી વિદાય કરવામાં આવ્યો.

*

શ્રીમતી કૃષ્ણા હઠીસિંગે પોતાની આત્મકથામાં વર્ણવેલ એક પ્રસંગ નીચે આપ્યો છે:

અમારા ઘરની પાછળના ભાગમાં ઘણી ઓરડીઓ હતી. તેમાં કોલસા, લાકડાં વગેરે ચીજો ભરવામાં આવતી હતી. જ્યાં લાકડાં રાખવામાં આવતાં હતાં તે ઓરડીમાં એક મોટો સાપ રહેતો હતો. હું સમજણી થઈ ત્યારથી તે ત્યાં રહેતો હતો. તે કોઈને અડચણ કરતો નહોતો અને મોડી રાતે પણ નોકરો વિના–આનાકાનીએ ત્યાં જતા હતા. ઘણી વખત વાડીમાં અથવા પાસેની ઓરડીઓમાં તે ફરતો દેખાતો હતો. કોઈ તેનાથી ડરતું નહોતું કે તેના સંબંધી ધ્યાન રાખતું નહોતું. લોકોની માન્યતા એવી હતી કે જ્યાં સુધી તે ત્યાં અમારા કુટુંબનું રક્ષણ કરતો રહેશે ત્યાં સુધી અમારા કુટુંબને ઊની આંચ પણ નહિ આવે. અમારા ભાગ્યમાં શ્રી અને સમૃદ્ધિ જ રહેવાનાં.

૧૯૨૦માં પિતાજીએ વકીલાત છોડી તે અરસામાં એક નવા નોકરે સાંજે તેને જોયો. આ નવા નોકરને તેના ઇતિહાસની ખબર નહોતી. તે તો પૂરેપૂરો ચમકી ગયો અને બીજાઓની મદદ વડે તેને મારી નાખ્યો. અમારા બધા નોકરો તથા માતાજી પણ ભયભીત થઈ ગયાં. પણ થયું ન થયું થવાનું નહોતું. ત્યાર પછી તરત જ પરિવર્તન શરૂ થયું. અમારા મોજશોખથી ભરપૂર ઘરે સાદાઈનો સ્વાંગ સજ્યો અને જવાહર તથા પિતાજી જેલમાં ગયા. અમારા નોકરોએ આ અમારા કમભાગ્યને સર્પના મૃત્યુ સાથે સાંકળી દીધું.

*

સોવિયેટ સરકારના બધા અતિથિઓના માનમાં એક મોટું રાજ્ય–ભોજન આપવામાં આવ્યું હતું. લાંબી દાઢીવાળા તથા છાપ પડે તેવા દેખાવના બે કોમીસાર વચ્ચે મારે (કૃષ્ણા હઠીસિંગ) બેસવાનું થયું. બંને બહુ મોહક હતા ને તેઓ છટાદાર અંગ્રેજી તથા ફ્રેંચ ભાષા બોલતા હતા. ભોજન–સમારંભ લાંબો ચાલ્યો. મને તરસ લાગી હતી પણ ત્યાં પીવા જેવું કંઈ લાગ્યું નહિ. કોમીસારને પૂછવાની મારી ઇચ્છા નહોતી. આસપાસ કંઈ પીવાનું છે કે કેમ તે જોવા મેં મારી દૃષ્ટિ ચારે બાજુએ ફેરવી. દરેક રકાબી પાસે નાના પ્યાલા પડેલા મેં જોયા. તેમાં સાદું પાણી હોવાનું મને લાગ્યું. મેં તે લેવાને મારો હાથ લંબાવ્યો, પણ એક કોમીસારે મારો તથા પોતાનો ગ્લાસ ભરી દીધો. મેં તેને તે પી જતાં જોયો. મને પણ ખૂબ તરસ લાગેલ હોવાથી પીવાનું શરૂ કર્યું. હજુ તો અર્ધો પ્યાલો ન પીધો ત્યાં તો મને ગૂંગળામણ થવા લાગી. મારું ગળું બળવા લાગ્યું. આંખોમાંથી આંસુધારા થઈ. મેં ધીમેથી પ્યાલો મૂકી દઈ મારી પાસે પડેલ ખોરાકના બે ત્રણ કોળિયા ખાધા. થોડા સમય પછી મને જરા ઠીક લાગ્યું. મને પાછળથી ખબર પડી કે મેં પીધેલ વસ્તુ પ્રખ્યાત રશિયન વોડકા હતો, નહિ કે સાદું પાણી !

*

રશિયાના ઝારના હાથમાં કરોડો લોકોનું ભાવિ અવલંબતું હતું. તે વખતે મૅક્સિમ ગૉર્કીએ સ્વૈચ્છિક દેશવટો પસંદ કર્યો. વર્ષો પછી તે રશિયા પાછો ફર્યો ત્યારે આખું રશિયા ઉત્સવઘેલું બની ગયું. તેના માનમાં ઘેર ઘેર લાખો ધ્વજ ટિંગાડવામાં આવ્યા. પ્રદર્શનો ભરવામાં આવ્યાં તથા **એક જ દિવસમાં તેનાં પુસ્તકોની કેટલીયે આવૃત્તિઓ તથા લાખો નકલો ઊપડી ગઈ.** સૈકાઓની પરાધીનતા પછી કોઈ દેશ અચાનક સ્વતંત્રતા પ્રાપ્ત કરે અને ત્યાં જે આનંદ થાય તેવો જ આનંદ આ લોકકવિના પ્રત્યાગમનથી દેશમાં ફેલાઈ રહ્યો હતો. ગૉર્કીને જાણે વૃદ્ધાવસ્થામાં યૌવન પ્રાપ્ત થતું હોય તેમ લાગ્યું. ત્યારપછીનાં તેનાં ભાષણો તથા લેખો સોવિયેટની યુવાન પ્રજાને પ્રેરણાદાયક હતાં. તે જીવતો હતો ત્યારે આ પ્રજા તેને પૂજતી હતી, ને આજે પણ તેના પ્રતિ અપૂર્વ માન તથા પ્રેમની લાગણીથી જુએ છે. એક શહેરને તેનું નામ પવામાં

લેનિનને જે લોકો ફક્ત ક્રાંતિકાર તરીકે જ જાણે છે તેમને જાણીને આશ્ચર્ય થશે કે તેને કવિતા પ્રત્યે અનહદ પ્રેમ હતો તથા શ્રેષ્ઠ ગ્રંથોનો તથા સમકાલીન લેખકોનો તે અભ્યાસી હતો. તાજેતરમાં પ્રગટ થયેલ 'લેનિનનાં સ્મરણો'ના પરિશિષ્ટમાં લેનિનમાં કવિનો કેવો આત્મા રહ્યો હતો તેનું આપણને સ્પષ્ટ દર્શન થાય છે. એમ કહેવાય છે કે લેનિન એક વખત એમ બોલી ઊઠેલો કે, 'જો ક્રાંતિની આવશ્યકતા ન હોત અને લોકોના હિત માટે વિજય પ્રાપ્ત કરવાનો ન હોત તો હું ઉમર ખય્યામ વાંચીને રાચતો હોત.' એવું પણ કહેવાય છે કે મહાન સંગીત સાંભળીને તેણે કાનમાં પૂમડાં ભરી દીધાં અને કહ્યું કે, 'મારે સંગીત સાંભળવું નથી. તે મને ક્રાંતિથી દૂર લઈ જશે.' તેની પત્ની ક્રૂપ્સકયા આપણને કહે છે કે, 'તેને જેટલો કવિતાનો શોખ હતો તેટલો જ તેને સંગીતનો શોખ હતો. મારી સાથે તે નાટકશાળામાં આવતા, પુસ્તકો વાંચતા તથા ગવૈયાઓને સાંભળતા હતા. કેટલીક વાર તો ક્રાંતિકારી ગીતો તે સાથે ગાવા લાગી જતા.

*

યુદ્ધ અને દુકાળના આ સમયમાં આપણને ક્ષુધાર્તોનાં ટોળેટોળાં જોવાનાં મળે છે અને દરેક મનુષ્ય આ પ્રશ્નનો નિકાલ કરવાનો વિચાર કરી રહેલ છે ત્યારે નીચે આપેલ હિંદી વિચારક ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનો દાખલો બહુ રસદાયક તથા પ્રેરણાત્મક થઈ પડશે.

એક દિવસ વિદ્યાસાગર પોતાના અભ્યાસગૃહમાં જતા હતા ત્યાં એક ભૂખ્યો નાનો છોકરો તેમની પાસે દોડી આવ્યો અને બોલ્યો કે, 'હું ભૂખે મરું છું. મને પૈસો આપો.' વિદ્યાસાગર થોડીવાર અટકીને છોકરા સામું જોઈ રહ્યા. છેવટે તેણે પૂછ્યું, 'જો હું તને બે પૈસા આપું તો તું શું કરીશ?' છોકરો પહેલાં તો સમજ્યો કે મારી મશ્કરી કરે છે, તેથી તેણે ફરીથી એક જ પૈસાની માગણી કરી. વિદ્યાસાગરે કહ્યું, 'હું તને ખાતરીથી કહું છું કે હું તને બે પૈસા આપીશ, પરંતુ મને પહેલાં કહે કે તેનું તુ શું કરીશ?' છોકરાએ કહ્યું, 'હું તેનો ખોરાક લઈશ.' 'જો હું બે આના આપું તો?' છોકરાએ કહ્યું, 'તેમાંથી એક આનો હું મારી માને આપીશ.' 'જો હું તને ચાર આના આપું તો?' છોકરાએ ધાર્યું કે તે કંઈ આપશે નહિ અને તેથી તે ચાલ્યો જતો હતો, ત્યાં વિદ્યાસાગરે તને ચાર આના આપીશ. પરંતુ તું તેનો શું ઉપયોગ કરીશ તે મને સાચેસાચું કહે.'

છોકરાએ જવાબ આપ્યો, 'સાહેબ, હું બે આનાના ચોખા લઈશ અને તે મારી માતાને આપીશ. બીજા બે આનાની હું કેરી લઇ ને શ્રીમંતોને ચાર આનામાં વેચીશ.'

આ પરથી વિદ્યાસાગરે ખીસામાંથી રૂપિયો કાઢીને છોકરાને આપ્યો. છોકરો તો ખુશ થતો દોડી ગયો. આ રીતે આ મહાપુરુષે છોકરાની તાત્કાલિક જરૂરિયાત પૂરી પાડી એટલું જ નહિ, પરંતુ સદાને માટે તેનો દુઃખમાંથી ઉદ્ધાર કર્યો અને હંમેશની આવકનું સાધન મેળવી આપ્યુ. તાત્કાલિક જરૂરિયાત પૂરી પાડવા માટે ગમે તેમ પૈસા વેડફી નાખવા તેનું નામ 'દાન' નથી. તંગીને હંમેશ માટે દૂર કરવી તે તેનું શ્રેષ્ઠ સ્વરૂપ છે. તેમાં થોડું વધારે ખર્ચ થાય છે ખરું, પણ તેથી ઘણો વધારે ફાયદો થાય છે, પરંતુ અંતે તે રાષ્ટ્રીય સંપત્તિ નીવડે છે. આ સમયમાં પણ ભિખારીઓનો પ્રશ્ન હાથમાં લેતાં, આવી અસામાન્ય પરિસ્થિતિમા ઘણાને અલ્પ મદદ કરી તે જ પરિસ્થિતિમાં રાખવા કરતાં, થોડાને પૂરેપૂરી મદદ કરવી તે વધારે સારું છે.

*

હું એક વિદ્યાર્થીને ઓળખું છું. તે ઘેર સાબુ બનાવતાં શીખ્યો હતો. તેને એક ચૌદ-પંદર વર્ષનો ભિખારી છોકરો મળ્યો. તે પ્રમાણિક તથા ચબરાક દેખાતો હતો. તેને થોડા પૈસા આપવાને બદલે ઘેર બનાવેલ સાબુની ગોટીઓ આપી અને અમુક કિંમતે વેચીને પોતાની પાસે આવવા જણાવ્યું. એક મહિના પછી છોકરો નિશાળનાં બાળકોને ગુલાબચકરી, સોપારી, એલચી તથા સાબુ વેચીને પોતાના ગુજરાન પૂરતા પૈસા પેદા કરતો હતો. કેટલાંક બાળકોને કાંતવાનું, વણાટકામ, બાગાયત, સુતાર તથા દરજીકામ જેવા હુન્નરો શીખવી શકાય. બહુ જ થોડા સમયમાં તેઓ તેનાથી ટેવાઈ જશે અને ઉપયોગી શહેરી થઈ પડશે. હું હૈદરાબાદના એક મનુષ્યની વાત જાણું છું. તેણે ભૂખે મરતા લગભગ એકસો માણસોને ભેગા કર્યા. તેમાં મુખ્યત્વે છોકરા તથા સ્ત્રીઓ હતી. તેણે તેમને પોતાના વાડામાં આશ્રય આપ્યો ને તેમને રૂ તથા ચરખા આપ્યાં. જ્યારે હું શહેરમાંથી નીકળ્યો ત્યારે મને જણાયું કે તે એક કાંતણસંસ્થા થઈ ગઈ હતી અને સરકાર તેને મદદ આપવાનો વિચાર કરી રહી હતી. ત્યાં ગમે તે આવીને કાંતતો અને તેને કામ પ્રમાણે પૈસા મળતા હતા. દાનમાં પણ જરા જેટલી

# ગુજરાત યુનિવર્સિટીની યોજના

લે. સ્વૈ જ્યોતીન્દ્ર

**ગુજરાત યુનિવર્સિટી કેવી હોવી જોઇએ ?**

એ સંબંધી વિચાર કરતાં પહેલાં ગુજરાતના માનસનો—એના માનસિક બંધારણનો પહેલાં વિચાર કરવો જોઈએ. એ વિચારને પરિણામે ગુજરાત યુનિવર્સિટીનો મૂળ પાયો અમદાવાદમાં નખાવો જોઈએ. સરકાર પાસેથી કે મ્યુનિસિપાલિટી પાસેથી રતનપોળમાં કે એની નજીકમાં જમીન મેળવવી જોઈએ અને એ મકાનને પહેલે દરવાજે પ્રેમચંદ રાયચંદનું બાવલું મુકાવું જોઈએ.

શરૂઆતમાં આ વિદ્યાપીઠની ચાર શાખાઓ—પાલનપુરમાં, રાધનપુરમાં અને સુરત-ભરૂચમાં ખોલવામાં આવશે અને એની ગણતરી કૉલેજો તરીકે કરવામાં આવશે. અહીં—અભ્યાસ ક્રમમાં—પણ આપણી ભૂલ થાય છે.

મુંબઈ યુનિવર્સિટીની માફક જ આપણે પણ ભૂલ કરતા ચાલ્યા. મુંબઈ યુનિવર્સિટીમાં ગુજરાતીનો વિષય પહેલાં એમ. એ. માં હતો. પછી બી. એ. માં થયો. એમ છાપરું બાંધી પાયો નાખવામાં આવ્યો હતો. પણ આ રીત ખોટી છે એમ મન્ત્રેશ્વરી માતા યાને મોન્ટેસોરી મેડમ કહે છે. એટલે આપણે શરૂઆતથી જ અભ્યાસક્રમ નક્કી કરતાં ચાલીએ.

કીમ, પાલેજ, અંકલેશ્વર, ઝગડિયા, કોસંબા, મિયાંગામ વગેરે ગામોમાં રૂના અભ્યાસના વર્ગો શરૂ થશે. આ વર્ગો પ્રાથમિક શિક્ષણના ગણાશે. એમાં મુંબઈ રૂ—બજારના કેટલાક દલાલોના મહેતાજીઓ શરૂઆતમાં અધ્યાપકો તરીકે કામ કરશે. એમાં ઇશારત, અભિનય વગેરે સંજ્ઞાઓ મારફત અંકગણિત શીખવવામાં આવશે. આ નિશાળોમાંના અભ્યાસક્રમ સાથે વર્ષા-યોજના પણ મેળવી દેવામાં આવશે. એટલે ખેડૂત-વર્ગમાંથી જાણકાર ભાઈઓને બોલાવી કપાસિયા વિષે, રૂની વાવણી વિષે ઉપરટપકે જ્ઞાન આપવામાં આવશે—ઉપરટપકેનું એટલે જરૂરપૂરતું જ.

આ ઉપરાંત તેજી-મંદી અને ન્યૂયૉર્ક ફ્યુચર્સ સંબંધીનું જ્ઞાન પ્રાપ્ત થાય એ હેતુથી એક ખાસ સમિતિ મારફત ક્રમિક પાઠ્ય-પુસ્તકો યોજવામાં આવશે, તે ધોરણવાર શીખવવામાં આવશે. એમાં ધારણા, શું લાગે છે, નીચો ભાવ, સપારી, પેરિટી, વગેરે નામોની ખાસ ચોપડીઓ પ્રકટ કરવામાં આવશે.

અમદાવાદમાં સ્થપાનારા ગુજરાત વિદ્યાપીઠ સાથે આ બધી સંસ્થાઓ સંકળાયેલી રહેશે. ઉપર પ્રમાણે સુરતમાં એક ખાસ કૉલેજ કાઢવામાં આવશે અને ત્યાં આંક-ફરકનું ખાસ જ્ઞાન આપવામાં આવશે. આ ભણતરમાં ગુજરાતી યુવાનો એક્કો, દુગ્ગી, તીગ્ગી, ચોગ્ગો, પંચો, છગ્ગી સત્તી, અટ્ટી, નવ્વો અને મીંડી—એમ આંક શીખી એના રોજિંદા ફેરફાર સંબંધી જ્ઞાન સંપાદન કરી જીવન-સાગરમાં સટ્ટો ખેલવાનું ભાથું બાંધી ઝંપલાવશે અને દુનિયાભરનાં બજારો હાથ કરશે.

સુરતની આ કૉલેજ સાથે ધોરાજી, જેતપુર, ઢસા, રાજકોટ, પાલડી, કુતિયાણા, સિહોર વગેરે અનેક નાનાં શહેરોમાં આંકફરક-જ્ઞાનસંપાદક શાખાઓ ખોલવામાં આવશે અને એ ઉપર ખાસ કરીને મારવાડી તથા વોરાભાઈઓ દેખરેખ રાખશે. આ ઉપરાંત આવતીકાલના ગુજરાતી યુવાનોના ઘડતરમાં ફાળો આપવા માટે તેલીબિયાં, કપાસિયાં, અળસી, એરંડા, ભોંયસીંગ, મરી અને કંતાન વગેરે વસ્તુઓના વેપાર-સટ્ટા માટે ગામેગામ નિશાળો કાઢવામાં આવશે. એ નિશાળોમાં મુંબઈનાં જુદાં જુદાં બજારોના પ્રમુખો અથવા મંત્રીઓ વારંવાર જઈ તપાસ રાખશે. ત્યાં ઉપર જણાવેલી જણસોની નિપજ, એની નિકાસ, એની વિધવિધ જાત, એની ઐતિહાસિક માહિતી, એની ભૌગોલિક પરિસ્થિતિ, એની સામાજિક ઉપયોગિતા, એના આર્થિક લાભાલાભ વગેરે વિષયો ઉપર ખાસ ધ્યાનપૂર્વક અભ્યાસ કરાવવામાં આવશે.

ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના મુંબઈ શેરબજારના યા અમદાવાદના શેરબજારના કોઈ બાહોશ સંચાલકને હાથે થશે અને ગામેગામ કૉલેજ, નિશાળ, પ્રાથમિક વર્ગો વગેરે ઉઘાડી નિશાળિયાઓને તેજીમંદી, સટ્ટો ક્રેમ ખેલવો, વગેરે વિષયોમાં નિષ્ણાત બનાવી એ અભ્યાસ માટે નક્કી કરેલી ખાસ ડિગ્રીઓ આપવામાં આવશે.

ગુજરાતને આવા વિદ્યાપીઠની જરૂર છે. એથી બેકારી ઘટશે, લોકોને રોજી મળશે, પ્રાંતનો ધંધો-રોજગાર સારા પાયા પર ચાલશે, અને ગુજરાત જે આજે વેપારમાં—અને ખાસ કરીને સટ્ટાના વેપારમાં એટલે કે વગર મૂડીએ વેપાર કરવામાં—આગળ છે તે હજી પણ સારી પ્રગતિ કરશે.

દસ વર્ષમાં જ દુનિયામાં એવું બજાર નહિ હોય કે જે ગુજરાતીએ કબજે કર્યું નહીં હોય. આથી દેશની બરકત વધશે અને ગુજરાતની સાચી

સંસ્કારિતા અને અસ્મિતાનો સંપૂર્ણ વિકાસ સધાશે.

આ શિક્ષણમાં ક્યાય પણ રાજકીય શિક્ષણની ગંધ આવશે નહિ, એટલે કે આ ભણતરમાં વિરોધક કે બાધક હુકમો કાઢવાની આ સરકાર કે કોઈ પણ પ્રકારની સરકારને તસ્દી લેવી પડશે નહિ.

હવે, આ યોજના સંબંધી વિરોધીઓ કોણ નીકળશે તેનો વિચાર કરીએ: એના પણ ખુલાસા અત્યારથી જાહેર કરી દઈએ તો પછી વિરોધીઓ નાહકની લમણાઝીક નહિ કરે એ દેખીતુ છે. એટલે એ દિશામાં પણ પ્રથમથી પાળ બાધવી જરૂરની છે. પહેલા વિરોધી કલાકારો, સંસ્કારવાંછુઓ યા સંસ્કૃતિના ઘડવૈયાઓ નીકળશે. એમને જણાવવાનુ કે આજની શિક્ષણપદ્ધતિથી દેશ ગરીબ બન્યો છે, બેકારી વધી છે, પ્રજા નબળી થતી ચાલી છે, અને એવાં અનેક અનિષ્ટ પરિણામો નીપજ્યાં છે. એમાં સૌથી મોટું ગરીબાઈ છે–ધંધારોજગારનો અભાવ છે.

ઉપલી વિદ્યાપીઠથી દરેકને ધંધોરોજગાર મળશે, સટ્ટો ખીલશે અને વધશે,- અને ગુજરાત બહારનો પૈસો ગુજરાતમાં ઢળશે અને વધારે પ્રગતિ સધાતાં, આખી દુનિયાનાં બજારો હાથ આવતાં ગુજરાત માતબર બનશે. એની અસલની રોનક એ પ્રાપ્ત કરશે અને અઢળક સંપત્તિનો સંચય કરશે.

પછી ? — દુનિયાના કલાકારોને અહીં વસાવશે. કુમારપાળે, કહે છે કે, કાશ્મીરથી વણકરો બોલાવ્યા હતા. બીજા રાજાએ, કહે છે કે, પંડિતો વસાવ્યા હતા. આજેયે રાજાઓ કંઈનું કંઈ બહારથી તો લાવે છે જ ને. કોઈ ઘોડાઓ વસાવે છે, કોઈ મોટરો વસાવે છે–એમ તે સમયે પ્રજા એકલા ગાળમાંથી જ નહિ પણ હિંદના પ્રાંતોમાંથી ચિત્રકારો, સંગીતકારો, નૃત્યકારોને અહીં લાવી વસાવશે અને કલાની સમૃદ્ધિ એકઠી કરશે. તે જ પ્રમાણે દેશ–દેશાવરનાં ચિત્રો ખરીદી લાવશે, પૂતળાંઓ ખરીદી લાવશે, અને કલાનાં ઠેર ઠેર કેન્દ્રો સ્થપાશે.

આજે જેમ મોન્ટેમોરીને હજારો આપી આપણે આપણા પાટનગરમા રાખીએ છીએ તેમ પરદેશની વિશિષ્ટ વ્યક્તિઓને મો-માગ્યાં દામ આપી આપણે ગુજરાતમાં રાખી શકી કલાનાં ધામ તેમ જ ધર્મનાં ધામો પણ વસાવીશુ. સાધુઓને, પાદરીઓને, ઇમામોને, પંડિતોને ગુજરાતમાં કોઈ પણ કિંમતે વેચાતા લાવી શકીશુ.

પછી પેલા ડૉ. ડી. જી વ્યાસને સંગીતકળા માટે બૂમ પાડવાની નહિ રહે. પેલા ચન્દ્રવદન મહેતાને નટઘર માટે કે રંગભૂમિ માટે ટહેલો નાખવી નહિ પડે, હરભાઈને જાતીય શિક્ષણ માટે સંતાપ કરવો નહિ પડે, અને પ્રો માણેકરાવને વ્યાયામ માટે બળાપો કરવો નહિ પડે.

છેલ્લી વાત માટે જરા વધારે ખુલાસાની જરૂર છે. પૈસો આવે એટલે વ્યાયામ કેમ વધે ? હવે વિચાર કરો કે વ્યાયામ એટલે શું ? શરીર-સ્વાસ્થ્ય–અને તે શાને માટે ? બળ માટે, શક્તિ માટે, કવાયત માટે, તંદુરસ્તી માટે તંદુરસ્તી તો આપણે પૈસાથી વેચાતી લઈશુ, અને એમ જ બળ પણ પૈસાથી વેચાતુ લેવાશે. દાખલા તરીકે, ત્યારે ગુજરાતમાં સિપાઈથી માંડી સુસજ્જ લડવૈયા સુધીની આખી ફોજ આપણે સારામાં સારી રાખી શકીશુ. અસલના રાજાઓ ફ્રેંચ અને ગોરા લડવૈયા રાખી ફોજને કવાયત કરાવતા તેમ આપણે દેશ જર્મન કે એક, જે તે સમયમાં સૌથી બળવાન ફોજોને આપણે વેચાતી લઈ શકીશુ. એટલે ગુજરાતનું લશ્કર સૌથી બળવાન હશે.

આ કેમ બને એની કેટલાકને શંકા આવશે, પણ જુઓની, આજે ઇંગ્લંડ પોતાના સંરક્ષણ માટે હિંદી લશ્કર અને એ ઉપરાંત બીજા દેશોનાં લશ્કરો રાખે છે ને–અને લડાવે પણ છે. લશ્કરી સરંજામ તો આજેયે વેચાતો મળે છે. જે જોઈએ તે જાતનો અંગ્રેજો રશિયાને વેચે છે, અમેરિકનો બ્રિટનને વેચે છે, બ્રિટન હિંદને વેચે છે, એમ તો ચાલ્યા જ કરે છે. વળી કોઈ ઠેકાણે તો એવુ પણ લખવામાં આવ્યું હતું કે દુશ્મન-દેશને પણ ચાલુ લડાઈએ આડતિયાઓ લશ્કરી સરંજામ વેચે છે. એટલે ચાલુ લડાઇએ માલ વેચાય તો શાંતિના સમયમાં તો જોઈએ તેટલો લશ્કરી સામાન મળી શકે. અને એ જ પ્રમાણે માણસો પણ મળી શકે. મૂળ વાતે પાસે પૈસા હોવા જોઈએ.

આમ ગુજરાતની સર્વ રીતે પ્રગતિ થઈ શકે એ સિદ્ધ કરવા માટે ઉપર જણાવ્યા મુજબની સાચી ગુજરાત વિદ્યાપીઠની એક અત્યંત જરૂર છે. સટ્ટો એ જીવનનો મંત્ર છે, ગુજરાતનો આદર્શ છે, ધર્મની દૃષ્ટિએ જીવન જ એક જુગાર છે તો તે બરાબર ખેલી લેતાં આવડવો જોઈએ. એ માટે ગુજરાતની ભૂમિને વરદાન છે. જુગાર તો પાંડવો પણ રમ્યા હતા અને દેવો પણ રમતા હતા. એને વૈજ્ઞાનિક પદ્ધતિ ઉપર રજૂ કરવાની હવે જરૂર છે અને એ દિશામાં ગુજરાત જ પહેલ કરી શકે એમ છે.

દુનિયાભરમાં રશિયાનો અને ખાસ કરીને હિંદુસ્તાનમાં હિંદીઓ પ્રચાર કરી રહેલા છે તે જાતનો સામ્યવાદ વિસ્તરે તે પહેલાં ગુજરાત આવા પ્રકારની યુનિવર્સિટી સ્થાપી દે તો સારું, કારણ આખી દુનિયામાં સામ્યવાદ સ્થપાય તો પછી સટ્ટાને ક્યાંય સ્થાન નહિ રહે–ગુજરાતનું વ્યક્તિત્વ નહિ રહે.

આરોગ્ય વિભાગ
સંપાદક
શ્રી. રમણલાલ એન્જિનીઅર

# નિસર્ગોપાસના વિરુદ્ધ નિસર્ગોપચાર

લેખક : **રમણલાલ એન્જિનીઅર**

**મા**નવજીવનના કોઈપણ ક્ષેત્રમાં જ્યારે ગૂંચવણ, મૂંઝવણ, અને અંધાધૂંધીનો પાર રહેતો નથી ત્યારે લોકોમાં બે પ્રકારનું પ્રતિકાર્ય થાય છે. કેટલાક લોકો વર્તમાન પરિસ્થિતિથી અકળાઈને ભૂતકાળનું પુનર્સર્જન કરવા માગે છે. જ્યારે બીજા કેટલાક લોકો વર્તમાનના પ્રશ્નોનો ઉકેલ ભવિષ્યની ઉચ્ચતર વ્યવસ્થામાં જુએ છે. દરેક ક્ષેત્રમાં આ બે વિચારધારાઓના પ્રતિનિધિઓ સતત સામસામા લડયા કરતા હોય છે. બન્ને પ્રકારના લોકો સામસામા લડે એ સાવ સ્વાભાવિક છે, કારણ કે એકની ગતિ ભૂતકાળમાં છે, જ્યારે બીજાની ભવિષ્યમાં. ઘણી વખત એવું પણ બની જાય છે કે એક જ વ્યક્તિમાં આ બે પરસ્પર વિરોધી વિચારધારાઓનો સમન્વય પણ થઈ જાય છે.

એક સાદો દાખલો લઈએ. પશ્ચિમમાંથી આપણા દેશમાં મૂડીવાદ આવ્યો. આ આર્થિક પદ્ધતિમાં અનેક ગંભીર દોષો હતા આ દોષોનો ઉકેલ કરવા માટે પૂ. ગાંધીજીએ રેંટિયો સૂચવ્યો. રેંટિયાના સ્વીકારમાં ભૂતકાળ તરફ પાછા ફરવાનું હતું. સમાજવાદીઓ તરફથી ઉત્પાદનના સાધનોની સામાજિક માલિકી સૂચવવામાં આવી. એમનું ભવિષ્યદર્શન એ હતું કે મૂડીવાદનું સમાજવાદમાં રૂપાંતર થતાં જ આ આર્થિક વ્યવસ્થાના દોષો નષ્ટ થશે. બન્ને માર્ગો પરસ્પરવિરોધી છે. છતાં ય આપણે જોઈએ છીએ કે જવાહરલાલ જેવા નેતાઓમાં ગાંધીવાદ અને સમાજવાદ જેવા બન્ને પરસ્પરવિરોધી વાદોનો સમન્વય થયો છે. તેઓ વર્તમાન માટે ગાંધીવાદમાં માને છે. ભવિષ્ય માટે સમાજવાદમાં.

વૈદકના ક્ષેત્રમાં ઍલોપેથીથી અકળાયેલા લોકોએ પણ બે માર્ગ પકડયા. **નિસર્ગોપાસકોએ** ભૂતકાળનો માર્ગ પકડયો. અને **નિસર્ગોપચારકોએ** ભવિષ્યનો માર્ગ લીધો. આ રીતે બન્ને પ્રકારના લોકો પોતપોતાની રીતે વૈદકનું ગૂંચવાયેલું કોકડું ઉકેલવા મથી રહ્યા છે.

ઘણા અજ્ઞાન લોકો આ બે વિચારધારાઓ એક જ હોય એમ માનીને કાં તો એમનો પ્રચાર કરે છે કે પછી એમની ઉપર પ્રહાર કરે છે. આ બે વિચારધારાઓ વચ્ચેના સ્થૂલ અને સૂક્ષ્મ ભેદો સમજ્યા સિવાય જે લોકો એમની હિમાયત કરે છે કે પછી એમનો વિરોધ કરે છે, તેઓ અજ્ઞાનમાં ઉમેરો કરી રહ્યા છે, ગોટાળાને વધુ ગૂંથવે છે, અને અંધાધૂંધીને વધુ વ્યાપક બનાવે છે. કાર્લ માર્ક્સના સિદ્ધાંતો મહાત્મા ગાંધીજીને નામે ચઢાવી દેવામાં જેટલું અજ્ઞાન છે, તેટલું જ અજ્ઞાન નિસર્ગોપચારને નામે નિસર્ગોપાસનાનો પ્રચાર કરવામાં છે.

નિસર્ગોપાસનાના પ્રચારક તરીકે આપણે એડોલ્ફ જુસ્ટ, અને એના વિચારોને મળતા આવતા ફિલસૂફોને મૂકી શકીએ. એનું પુસ્તક "Return to Nature" નિસર્ગોપાસનાની ભગવદ્‌ગીતા છે. એનું ભાષાંતર ગુજરાતીમાં ૩–૪ લેખકોને હાથે થયું છે. વધુ પ્રચલિત ભાષાંતર સ્વ. ચમનલાલ વૈષ્ણવનું 'કુદરતમય જીવન' એ છે.

નિસર્ગોપચારના પ્રચારકો તરીકે આપણે લીંડલ્હાર, કેલોગ, માઈલ્સ, અને ઓલ્ડફીલ્ડ જેવા લેખકોને મૂકી શકીએ. આ વિચારધારાનાં સર્વશ્રેષ્ઠ પુસ્તકો બે છે. 'Philosophy of Natural Therapeutics' અને 'Practice of Natural Therapeutics.' બન્નેના લેખક ડૉ. લીંડલ્હાર છે.

નિસર્ગોપાસકોની વિચારસરણી નીચે મુજબ છે.

આ સૃષ્ટિનું જો આપણે કાળજીપૂર્વક અવલોકન કરીએ તો એ જણાશે કે આ જગતમાં જે કરોડો જાતના જીવ, જંતુ, પશુ, પંખી અને પ્રાણીઓ છે, એ સૌની જીવનચર્યામાં એક જ નિયમ પ્રવર્તે છે, અને તે આરોગ્યનો. કુદરતે પ્રાણી માત્રને ઉદાર હાથે આરોગ્ય બક્ષ્યું છે. આ મહામૂલી બક્ષીસથી જો કોઈ વંચિત રહ્યું હોય તો તે સૃષ્ટિનો શીરતાજ માનવી પોતે છે. એનું કારણ એ નથી કે માનવી એ કુદરતનું અળખામણું બાળક છે, ઉલટપક્ષે ઈશ્વરનું સર્વશ્રેષ્ઠ સર્જન હોવાથી માનવી પાસે આરોગ્ય ઉપરાંત બીજી અનેક બક્ષીસો હોવી જોઈએ. છતાંય માનવી અસંખ્ય રોગોથી પીડાઇ રહ્યો છે, એને માટે જો કોઈ જવાબદાર હોય તો તે પોતે જ છે. પ્રાણી માત્ર પોતાની પ્રેરણાધીજ કુદરતના કાયદાઓને અનુસરે છે. માનવીને ઈશ્વરે આપેલ બુદ્ધિનો દુરુપયોગ કરી એ આ નિયમોનું ઉલ્લંઘન કરી એની શિક્ષા રૂપે રોગરાશીને વહોરી લે છે.

માનવજીવનની બાલ્યાવસ્થામાં, સંસ્કૃતિના ઉષઃકાળમાં એક કાળ એવો હતો કે જ્યારે માનવી નીરોગી અને સુખી હતો. આજે નજરે પડતા ત્રિવિધ તાપોથી એ સળગતો નહોતો. વિષુવવૃતના રમણીય પ્રદેશમાં એ સ્વચ્છંદે વીહરતો. નાળિયેર અને કેળાં જેવા કોચલિયાં ને ફળો એ છૂટથી ખાતો, સમુદ્રમાં નહાતો, નગ્ન ફરતો અને નિશ્ચિંત જીવન ગાળતો. પણ ધીમે ધીમે માનવીની વસતિ વધી, જગતના બીજા ભાગોમાં એ ફેલાયો, ભૂખ એને પીડવા લાગી, અને ભૂખ્યો માણસ ગમે તે પાપ કરે એ ન્યાયે એ અનેક ભક્ષ્ય અને અભક્ષ્ય પદાર્થો ખાતાં શીખ્યો ખેતી કરતાં, વસ્ત્રો પહેરતાં, અગ્નિનો ઉપયોગ કરતાં, ઘર બાંધતાં એ શીખ્યો, અને ત્યારથી એની પીડાઓની પરંપરા શરૂ થઈ. માનવીનું તે દિવસથી થયેલું પતન આજે પણ ચાલુ છે.

રોગથી માંડીને યુદ્ધ સુધીના સઘળા અનિષ્ટોનું મૂળ એક જ છે. અને તે સંસ્કૃતિ. સંસ્કૃતિ એટલે મોટેભાગે માનવબુદ્ધિનો દુરુપયોગ અને એનું પરિણામ એ આવ્યું છે કે માનવી પશુઓ કરતાં પણ શારીરિક બળ, સ્વાસ્થ્ય, સંયમ અને સંગઠનમાં ઊતરતો થયો છે; આ મહારોગનો ઉકેલ એક જ છે અને તે કુદરત તરફ પાછા ફરો, અગ્નિથી માંડીને રેડિયો સુધીની સંસ્કૃતિની શોધોનો ત્યાગ કરો, ફળાહાર કરો, ખુલ્લામાં રહો, સાદું અને સરળ જીવન જીવો અને એ રસ્તે સાચું સુખ મેળવો. આ આદ

માણસજાત એના વર્તમાન દુઃખોમાથી મુક્ત થશે. દરેક રીતે સુખી થશે અને આર્યગ્રંથોની નંદનવનની કલ્પના તેમ જ ખ્રિસ્તી અને બીજા ધર્મોમાં રજુ કરાયેલી ઈડનના બગીચાની કલ્પના સાક્ષાત્કાર પામી આ સસારમાં સ્વર્ગ ઊતરશે

આ વિચારસરણીનો યુરોપમાં મોટા પાયા ઉપર પ્રચાર થયો; અને ખાસ કરીને જર્મનીમાં નિસર્ગોપાસકોના મોટા મોટા આશ્રમો સ્થપાયા. આ આશ્રમોમા દરેક ઉમ્મરના સ્ત્રીપુરુષો રહેતા. બધા સ્વાશ્રયી જીવન જીવતા. ફળાહાર કરતા, જમીન ઉપર સુતા, પંચમહાભૂતો સાથે સંસર્ગ રાખતા અને સપૂર્ણ નગ્નાવસ્થામાં ફરતાફરતા આ નવા ધર્મના પયગંબરો દાઢીમૂછ અને નખ વધારી કાયદાથી આવશ્યક હોય એટલાં જ વસ્ત્રો પહેરી ડેરડેર ફરતા અને ભાષણો તેમજ પર્યટનો દ્વારા પોતાના અનુયાયીઓના સૈન્યમાં ભરતી કરતા.

આ ધર્મ ત્યાં કેટલો લોકપ્રિય થયો હતો એનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે હિટલરે જ્યારે ઈ. સ ૧૯૩૮માં આ લોકોને વસ્ત્રો પહેરવાની ફરજ પાડી ત્યારે દુનિયાને ખબર પડી કે એકલા જર્મનીમાં જ દશલાખ નવસ્ત્રા નિસર્ગવાદીઓ હતા

આ વિચારસરણીના કેટલાંક અંગો ગુજરાતની પ્રજા આગળ પૂ. ગાંધીજી, મહાદેવપ્રસાદ, નાન્હી અને વૈષ્ણવ જેવા લેખકોએ રજુ કર્યા છે ખાસ કરીને આ લેખકો તરફથી ફળાહારની ખૂબ હિમાયત કરવામાં આવી છે. એને લઇને મોટાભાગના વાંચકોમા એવો ભ્રમ ઉત્પન્ન થયો છે-કે નિસર્ગોપચાર એટલે ફક્ત ફળાહાર. પણ આ ખ્યાલ બરાબર નથી એ આપણે આગળ ઉપર જોઈશું

હવે આપણે નિસર્ગોપચારકોની વિચારસરણી જોઈએ.

નિસર્ગોપાસકો જ્યારે કુદરત તરફ પાછા ફરવામાં માને છે, ત્યારે નિસર્ગોપચારકો કુદરતથી આગળ વધવામાં માને છે. જીવનની ત્રણ ભૂમિકાઓ છે. પ્રકૃતિ, સંસ્કૃતિ અને વિકૃતિ. નિસર્ગોપાસકો જ્યારે માત્ર પ્રકૃતિની પૂજા કરીને અટકી જાય છે ત્યારે નિસર્ગોપચારકો પ્રકૃતિ અને સંસ્કૃતિ, કુદરત અને કલા, ભૂતકાળ અને ભવિષ્યકાળ જેવા પરસ્પર વિરોધી છતાંય પરસ્પર પોષક અને પૂરક તત્વોનો સમન્વય કરવા મથે છે. બન્ને પદ્ધતિઓમાં માનનારા વિકૃતિના એકસરખા વિરોધી છે

સંસ્કૃતિની આજસુધી થયેલી પ્રગતિને નિસર્ગોપચારકો નિરુપયોગી માનતા નથી છતાય સંસ્કૃતિના દુષિત, વિઘાતક, અને વિનાશક તત્વોના ત્યાગ માટે તેઓ પણ નિસર્ગોપાસકો જેટલા જ ઉત્સાહી છે.

હવે આપણે જુદા જુદા મુદ્દાઓ ઉપર બન્ને પ્રકારના લોકોના દૃષ્ટિબિંદુઓમા કેટલો તફાવત છે તે જોઇએ.

નિસર્ગોપચારકોને જુસ્ટની વિચારસરણીમા ઘણા ગંભીર દોષો લાગે છે એના વિચારોમાં ઘણી બાબતો કેવળ ગૃહિત કરી લીધેલી અથવા તો કપોલ-કલ્પિત છે વૈજ્ઞાનિક રીતે કે વ્યવહારુ અનુભવની દૃષ્ટિએ સિદ્ધ થયેલા નથી

દાખલા તરીકે જ્યારે એ એમ દલીલ કરે છે કે ફળાહાર એ જ માણસ માટે ઇશ્વરનિર્મિત ખોરાક છે, અને બીજો દરેક ખોરાક અકુદરતી ને ત્યાજ્ય હોવો જોઇએ ત્યારે એ દલીલના પાયા લેખે ફળાહાર એ ઊંચા પ્રકારના વાનરોનો ખોરાક છે એ હકીકતને રજુ કરે છે. એ કહે છે કે ગોરીલા અને ઉરાગ ઉટાંગ પોતાનું બળ ફળાહારમાંથી મેળવે છે. અને આપણે જો એમનું અનુકરણ કરીએ તો આપણે પણ એવા જ બળવાન થઈએ

આ અજ્ઞાનમૂલક અને ઊર્મિલ દલીલથી દોરવાઈને જેમણે જેમણે ફળાહારનો પ્રયોગ કરી જોયો છે, તેમનો અનુભવ એવો થયો છે. કે ફળાહારથી બળ વધવાનું તો ક્યાંય રહ્યું પણ ઉલટ પક્ષે એનાથી વજન અને બળ ઘટે છે ફળાહારથી માણસ ગોરીલા જેટલું બળ મેળવશે એમ કહેવા કરતાં, ગોરીલા જેટલું જે માણસમાં બળ હોય તે જ માણસ ફળાહારમાથી પૂરતું પોષણ મેળવી શકશે, એમ કહીએ તો આપણે સત્યની વધુ નજદિક છીએ.

નિસર્ગોપચાર કહે છે કે માણસને માટે આહારશાસ્ત્ર રચવું હોય તો તે માણસના જ અભ્યાસ ઉપરથી રચો પશુપંખીઓ પાસેથી માણસ બોધપાઠ ભલે લે, પણ એમનું અંધ અનુસરણ ન કરે એ દૃષ્ટિએ જોતાં ફળાહારમાં નીચેના દોષો જણાય છે.

એ માણસ માટે સપૂર્ણ ખોરાક નથી, પ્રાણીજ તત્વોની એનામા ખોટ હોવાથી એ પૂરતું પોષણ આપી શકતો નથી

એનાથી રોગમાત્રનો નાશ થવાનો વાહિયાત છે. ફળાહારથી જેટલા લોકો રોગમુક્ત થાય છે, એટલા જ લોકો રોગી બને છે. એ આખો મીથાને દરેકને કાયમી ખોરાક તરીકે ભલામણ કરવા જેવો ખોરાક નથી

એનાથી શરીરશુદ્ધિ બહુ જ સરસ રીતે થાય છે. આ હકીકત જ બતાવે છે કે એ બેધારી તલવાર છે. બળવાન, સશક્ત, કસરતબાજ અને કામી માણસો માટે એ ઉપવાસની પેઠે જ શરીરની સફાઈનું અને વાસનાઓના નિયંત્રણનું કામ કરે છે. ઉલટપક્ષે નબળા, નાજુક બાંધાના અને ઓછી જીવનશક્તિના માણસો માટે ફળાહારની હિમાયત કરવી, અને લાંબા સમય સુધી એ ચાલુ રખાવવો, એ એક ગુનાહિત પ્રિસક્રિપ્શન છે, એવો લિન્ડલ્હાર જેવા અનુભવવૃદ્ધ ક્લિનિશિયનોનો હજારો કેસોના અવલોકન પછી બધાયલો દૃઢ અભિપ્રાય છે

ડૉ. ઑલ્ડફીલ્ડ જેવા ફળાહારના ઝનૂની હિમાયતીઓ પણ અસંખ્ય કડવામીઠા અનુભવો પછી વૈજ્ઞાનિક નિરામિષાહારમાં માનતા થયા છે ડૉ ઓલ્ડફીલ્ડના અભિપ્રાયો તરંગી નથી પણ નક્કર છે, કારણ કે આજે એમની ઉમ્મર ૧૦૮ વર્ષની છે, અને વર્ષો સુધી લેડી માર્ગરેટ ફ્રૂટેરીયન હૉસ્પિટલના વડા તરીકે લગભગ દરેક રોગ ઉપર ફળાહારનો એમણે સેંકડો કેસોમા પ્રત્યક્ષ અનુભવ લીધો છે.

પૂ૦ ગાંધીજીને સત્યાગ્રહ આશ્રમમાં પોતાના સાથીઓ ઉપર કરેલા કાચા ખોરાકના પ્રયોગોમા નિષ્ફળતા મળી હતી એ એક જગજાહેર હકીકત છે તેમ જ એમને પોતાના ફળાહારમાં પાછળથી બકરીનું દૂધ ઉમેરવું પડ્યું હતું.

જગતના અગ્રગણ્ય આહારશાસ્ત્રીઓ-

માંનો એક યુસ્ટેસ માઈલ્સ પોતાનો ક્લિનિકલ અનુભવ ટાંકતાં કહે છે કે: 'મારી પાસે એવાં અનેક બાળકો આવ્યાં છે કે જે પાંડુરોગ તેમજ બીજા અનેક રોગોથી પીડાતાં હતાં. તપાસ કરતાં એમ માલમ પડતું કે એમનાં માબાપ અગ્નિનિષેધમાં માનતા હોવાથી બાળકોને, કાચાં ફળ, કોચલિયાં, અને શાકભાજી ખવરાવતા. **આ ખોરાક સૈદ્ધાંતિક રીતે સંપૂર્ણ દેખાતો હોય તોપણ વ્યવહારુ રીતે અપૂર્ણ હતો.** કારણકે એ ખોરાકમાં બધા ચેતનક્ષારો અને પ્રજીવનકો મોજુદ હોવા છતાં, બાળકોનું નાજુક પાચનતંત્ર એ તત્વોને પચાવીને એમનો ઉપયોગ કરી શકતું નહોતું. શાકભાજીમાં બધા ક્ષારો મોજુદ હોવા છતાં, એમનું લોહી માઈક્રોસ્કોપ હેઠળ તપાસતાં એ પાડુરોગની અસરવાળું અને ચૂનાની ખામીવાળું માલમ પડતું. જ્યારે આના આ બાળકોને એજ ખોરાક રાંધીને આપવામાં આવ્યો ત્યારે એ ખોરાક પચ્યો, લોહી સમૃદ્ધ થયું અને બાળકો સંપૂર્ણ રીતે નીરોગી થયાં. લીન્ડલ્હારની પેઠે માઇલ્સ પણ કહે છે કે કાચા ખોરાકની વિવેકશુન્ય હિમાયત એ એક ક્રિમીનલ હિમાયત છે. માનવી હજારો વર્ષથી અનેક પ્રકારના ભક્ષ્ય–અભક્ષ્ય પદાર્થો ખાતો આવ્યો છે. છતાંય એનું પાચનતંત્ર માંસાહારને લેશમાત્ર અનુકૂળ થયું નથી. પણ રસોઇની બાબતમાં એમ નથી. આપણા પ્રાકૃત પૂર્વજો કરતાં આપણા દાંત અને જડબાંની શક્તિ ઘટી છે, તેમજ આખુંયે પાચન તંત્ર ઓછો શ્રમ સહન કરી શકે એવું અને ઓછું કાર્યક્ષમ બન્યું છે.

વૈજ્ઞાનિક આહારશાસ્ત્રના મૂળભૂત નિયમોમાંના બે નિયમોમાંનો એક એ છે કે:

"આખી માનવજાતના ખોરાકમાં મૂળભૂત સમાનતા હોવી જોઇએ." બીજો નિયમ એ છે કે "આહારની બાબતમાં દરેક માણસ એ એક નિયમ છે. દરેક માણસનો ખોરાક બીજાથી જુદો હોવો જોઇએ." આ બન્ને નિયમો પરસ્પરવિરોધી હોવા છતાં પરસ્પર પુરક અને એકસરખી અગત્ય ધરાવનારા છે.

નિસર્ગોપાસકો આ બન્ને નિયમોની ઓછીવત્તી ઉપેક્ષા કરે છે. માણસનો ખોરાક માનવશરીરના અભ્યાસપરથી નક્કી કરવાને બદલે તેઓ વાંદરાનો ખોરાક માણસ ઉપર ઠોકી બેસાડે છે. એટલું જ નહિ પણ બીજા નિયમનું–વ્યકિતગત વિશિષ્ઠતાના નિયમનું–તેઓ ઘોર અપમાન કરે છે.

શરીરશાસ્ત્રથી માંડીને જ્યોતિષ સુધીનાં સઘળાં શાસ્ત્રો એકી અવાજે કહે છે કે કોઈ બે માણસો સંપૂર્ણરીતે એકસરખાં હોતાં નથી. એકનો ખોરાક બીજાનું ઝેર હોઈ શકે. જે હકીકત આ શાસ્ત્રો કહે છે તેજ હકીકત આપણો બધાનો અનુભવ કહે છે.

બંગાળના દુષ્કાળ વખતે ત્યાંની પ્રજાને બાજરો પોષણ આપવાને બદલે પીડાકારક થઇ પડયો હતો. તેમજ મુંબાઇમાં અને બીજા સ્થળોએ પ્રજા ઘઉંથી ટેવાયલી હોવા છતાં ઓસ્ટ્રેલીયન અને કેનેડીયન ઘઉંથી ચૂંક અને પેટના બીજાં અનેક દર્દો થઇ આવ્યાં હતાં એવો યુદ્ધકાળનો અનુભવ છે. જ્યારે આપણે જોઈએ છીએ કે ચાલુ ખોરાકમાં નાના સરખા ફેરફારો કરતાં આટલી મુશ્કેલીઓ ઉપસ્થિત થાય છે. ત્યારે આખી માણસ જાત ફળાહાર ઉપર આવી જાય તો બધાને બધી રીતે આ ખોરાક અનુકૂળ આવે એવો ફળાહારીઓનો દાવો બિલકુલ સ્વીકારી શકાય એમ નથી.

અનાજ ખાનારાઓને જે અનુભવ થાય છે તેવો જ અનુભવ માંસાહારીઓને પણ થાય છે. માંસાહારનો ત્યાગ કરવાથી અને ત્યારબાદ અવૈજ્ઞાનિક નિરામિષાહારને અનુસરવાથી અનેક લોકોની તબિયત લથડી હોય એવો પણ અનુભવ છે. જાણીતી માનસશાસ્ત્રી શ્રી. એલીઝાબેથ ટાઉને ઘણા લાંબા સમય સુધી માંસાહારનો ત્યાગ કર્યા બાદ એ અનુભવની નિષ્ફળતા સ્વીકારી એણે ફરીથી માંસાહાર શરૂ કર્યો હતો. સરહદના ગાંધી ખાન અબદુલ ગફારખાનને આજ પ્રકારનો અનુભવ થયા વિષે વાંચ્યું હતું.

અલબત્ત આનો અર્થ એવો નથી કે લોકો અત્યારે ખાનપાનની જે ગંભીર ભૂલો કરી રહ્યા છે તે તેમણે ચાલુ રાખવી. પણ મુદ્દાનો પ્રશ્ન એ છે કે આપણે જે પ્રકારનો આહારસુધારો કરવા માગતા હોઇએ તે વ્યક્તિની વંશપરંપરાગત ટેવો, શરીર બંધારણ, સંસ્કાર અને વ્યક્તિગત વિચિત્રતાઓ અને વિશિષ્ઠતાઓ સાથે બંધ બેસતો આવવો જોઈએ. જો એ પ્રમાણે ન કરવામાં આવે અને કેવળ અંધઝનૂનથી સુધારાઓ કરવાનો પ્રયાસ કરવામાં આવે તો એ સુધારાઓ અચૂક નિષ્ફળ જવાના.

નિસર્ગોપાસકોની બીજી એક માનીતી દલીલ એ છે કે જે ખોરાક તરફ આપણને અંતઃપ્રેરણાથી જ આકર્ષણ થાય તે જ ખોરાક સાચો કુદરતી ખોરાક છે. આ દલીલ પણ અધુરા અવલોકનો ઉપર રચાયેલી છે જેમણે પોતાની અંતઃપ્રેરણા નથી ગુમાવી હોતી અને જેઓ સંપૂર્ણ રીતે નીરોગી હોય છે તેવા વાંદરાંઓ પણ ફળને પડતા મૂકીને રોટલાના ટૂકડાઓ માટે મારામારી કરે છે. એ બધાનો અનુભવ છે. જો રોટલો એ અકુદરતી ખોરાક હોત તો વાંદરો એનો સ્પર્શ પણ ન કરત કારણ કે એણે પોતાની અંતઃપ્રેણા ગુમાવી નથી. એ જ રીતે બિલાડીને દૂધનો કેટલો શોખ હોય છે એ જાણીતી હકીકત છે. દૂધના સતત સેવનથી બિલાડીને કોઇ રોગ થયેલો જાણ્યામાં નથી. આનો અર્થ તો એ છે, કે વાંદરાને જો ખેતી કરતાં, અનાજ ઉગાડતાં, દળતાં ને રાંધતાં આવડતું હોત તો એ અવશ્ય રોટલા ખાત. બિલાડીને પણ જો ગાય પાળતાં અને દોહતાં આવડતું હોત તો એ કાયમ દૂધ પીત પણ આ પ્રાણીઓ આ ખાદ્યપદાર્થોનો ઉપયોગ કરતાં નથી એની પાછળ એમની સમજણ કે ડહાપણ નથી, પણ અશકિત અને અણઆવડત છે.

હવે આ પ્રશ્નને બીજા એક દ્રષ્ટિબિંદુથી જોઈએ જ્યારે ફલાહારીઓ કેળાં, બદામ, નાળિયેર ટમાટા, અખરોટ અને કેરી જેવા ખોરાકો ખાય છે. ત્યારે તેઓ એવો ખ્યાલ સેવે છે કે પોતે કુદરતી ખોરાક ખાઈ રહ્યા છે. અને બાકીની બધી દુનિયા અકુદરતી ખોરાક ખાય છે. પણ આ ખ્યાલ પણ ખોટો ખ્યાલ છે. કારણકે આ બધાં ફળો અને કોચલિયાં પ્રકૃતિની પેદાશ નથી પણ સંસ્કૃતિની પેદાશ છે. જંગલી કેરી અને હાફુસની કેરી વચ્ચેનો તફાવત આ વસ્તુ બતાવી આપે છે જેમ માણસે પરિશ્રમ, કેળવણી અને કળાથી ઘાસમાંથી ઘઉં સર્જ્યા તેમ આજે આપણે ખાઈ શકતા . માવાદાર, સુપાચ્ય, અને સુંદર ફળો અને કોચલિયાં એ હજારો વર્ષના માનવ પરિશ્રમના ફળ છે. બીચારો આદિમાનવ તો સવારથી સાંજ

સુધી કઠોર પરિશ્રમ કરીને માડમાડ પેટ પૂરતુ મેળવતો જે ફળો એ વીણી ખાતો તે ફળો ઓછા માવાવાળા, મોટા ઠળિયાવાળા શુષ્ક અને કુપાચ્ય હતા એની સ્થિતિએ ફરી પાછા પહોચવુ એટલે જગલીપણાની પરાકાષ્ઠા ઊભી કરવી

ફળાહારના બધા હિમાયતીઓ એથી આવ જે કહે છે કે માણસ અમયદિત સમય સુધી ગમે એટલા પ્રમાણમા ફળોનુ સેવન કરે તોપણ તેને કશુ જ નુકશાન થવાનો સભવ નથી આ વિધાન વૈજ્ઞાનિક અને વ્યવહારુ બન્ને રીતે ખોટુ છે સી એચ ફોર્લીગ્ઝે રક્તપરીક્ષાથી અને યુસ્ટેસ માઇસે ક્લિનિકલ અનુભવથી એ સિદ્ધ કર્યુ છે કે અનેક કેસોમા ફળ ધીમા ઝેરની ગરજ સારી શકે છે હઠીલા રોગના અનેક અસાધ્ય દર્દીઓને ફળાહારનો ત્યાગ કરાવીને એને સ્થાને શાકભાજી દાખલ કરીને એણે સારા કર્યા છે વ્યવહારુ અનુભવ પણ આ વૈજ્ઞાનિક શોધોને ટેકો આપે છે આમલી અતિશય ખાવાથી ખસ થયાના અને દહીં, છાસ અને ટમાટાના સેવનથી સધીવા થયાના અનેક કેસો વાચકોએ જોયા હશે મે થોડા વખત ઉપર એક પારસી બાઈનો કેસ જોયો હતો એ સધીવાથી પીડાતી હતી અને માત્ર પા લીબુ કે અર્ધો પાકો ટમાટો લેતા જ એને તત્કાળ ઉગ્ર સધીવાનો હુમલો થઇ આવતો

યુસ્ટેસ માઈલ્સની આ યુગપ્રવર્તક શોધો તરફ ફળાહારીઓએ સપૂર્ણ દુર્લક્ષ્ય કર્યુ છે યુસ્ટેસ માઈલ્સે જ્યારે આ પથના કેટલાક આગેવાનોને પોતાના પ્રયોગો જોવા બોલાવ્યા ત્યારે એમણે ઘસીને ના પાડી એમને એવો ભય લગ્યા કે માઇલ્સના નવા સિદ્ધાતોની તપાસ કરવાથી એમની લાડકી શ્રદ્ધા ઉપર પ્રાણઘાતક ફટકો પડશે એટલે એમણે પ્રયોગશાળામા જોવા મળતા ફળાહારના દુષ્પરિણામો તરફ આખ આડા કાન કર્યા

આ પ્રકારની વલણને ભાગ્યે જ સત્યશોધક કે સહિષ્ણુ વલણ કહી શકાય

જે રીતે ખોરાકની બાબતમા તે જ રીતે બીજા પણ અનેક પ્રશ્નો ઉપર નિસર્ગોપાસકો અને નિસર્ગોપચારકો વચ્ચે ગભીર મતભેદો છે એ હકીકત નીચેના તુલનાત્મક કોઠા ઉપરથી સ્પષ્ટ થશે.

| નિસર્ગોપાસના | એલોપથી | નિસર્ગોપચાર |
|---|---|---|
| ૧ નિસર્ગોપાસકો કુદરતને સપૂર્ણ માને છે | ૧ એલોપથી કુદરતને મૂર્ખ માને છે | ૧ નિસર્ગોપચારકો કુદરતને અપૂર્ણ માને છે |
| ૨ નિસર્ગોપાસકો કુદરતને સપૂર્ણ માનતા હોવાથી એની **ઉપાસના** કરે છે<br>કુદરતની ઉપાસના માટે એ લોકો આશ્રમજીવન જીવે છે | ૨ એલોપથી કુદરતને મૂર્ખ માનતા હોવાથી એનો **ઉપહાસ** કરે છે તેઓ કુદરતના રોગનિવારક પ્રયત્નોને–લક્ષણોને–મૂર્ખાઈભરેલા અને હેતુશૂન્ય માની દવાઓ, રસીઓ, કિરણો અને વાઢકાપથી એનો વિરોધ કરે છે | ૨ નિસર્ગોપચારકો કુદરતને અપૂર્ણ માનતા હોવાથી એનો **ઉપયોગ** કરે છે કુદરતના રોગનિવારક પ્રયત્નોને ડહાપણભરેલા માનીને એને કવાથી–જલોપચાર ઉપવાસ, ઔષધોપચાર વગેરેથી મદદ કરે છે |
| ૩ ફળાહારને આદર્શ ખોરાક માને છે | ૩ આદર્શ ખોરાક હજી નક્કી થયો નથી | ૩ વૈજ્ઞાનિક નિરામિષાહારને આદર્શ ખોરાક માને છે |
| ૪ એમનો સુવર્ણયુગ ભૂતકાળમા છે | ૪ એમનો સુવર્ણયુગ વર્તમાનમા છે | ૪ એમનો સુવર્ણયુગ ભવિષ્યમા છે |
| ૫ મોટેભાગે પ્રકૃતિનો અભ્યાસ કરે છે | ૫ મોટેભાગે વિકૃતિનો અભ્યાસ કરે છે | ૫ પ્રકૃતિ અને સંસ્કૃતિ બન્નેનો અભ્યાસ કરે છે |
| ૬ પ્રકૃતિને સપૂર્ણ માનતા હોવાથી જીવનનિર્ગમન અને રોગનિવારણના વિજ્ઞાન, તત્વજ્ઞાન અને કલાનો અભ્યાસ અનાવશ્યક માને છે | ૬ જીવન અને ચિકિત્સાનુ વિજ્ઞાન ખૂબ વિકસાવ્યુ છે પણ તત્ત્વજ્ઞાન નીરાશાવાદી છે, અને કલા વિનાશક છે | ૬ જીવન અને ચિકિત્સાનુ વિજ્ઞાન ચોક્કસ છે તત્ત્વજ્ઞાન આશાવાદી છે અને કલા સર્જક છે |
| ૭ રોગોની એકતામા માને છે | ૭ રોગોની વિવિધતામા માને છે | ૭ બન્ને સિદ્ધાતોનો સમન્વય કરે છે |
| ૮ નિદાનની અનાવશ્યકતા | ૮ નિદાનની આવશ્યકતા ચિકિત્સા કરતા વધુ મહત્ત્વ આપે છે | ૮. ઉગ્ર રોગમા અનાવશ્યક પણ હઠીલા રોગમા આવશ્યક<br>ચિકિત્સા કરતા ઓછુ મહત્ત્વ આપે છે |
| ૯ સારવાર સાવ સરળ છે | ૯ સારવાર જટીલ છે | ૯ સરળ રોગો માટે સરળ અને જટીલ રોગો માટે જટીલ સારવાર. |
| ૧૦ રોગનિવારણમા લગભગ બધો જ આધાર કુદરત ઉપર રાખવામા આવે છે કલા સારી અને માઠી બન્નેને તિરસ્કારવામા આવે છે<br>ઉગ્રરોગોમા ચિકિત્સાનિષેધ (The no treatment system) અને હઠીલા રોગોમા રહેણીકરણી સુધારવાનો પ્રયાસ કરવામા આવે છે | ૧૦ રોગનિવારણમા કુદરત ઉપર લેશમાત્ર વિશ્વાસ રાખવામા આવતો નથી કુદરતનુ કામ વિનાશક કલાઓથી કરવાનો પ્રયાસ થાય છે<br>ઉગ્ર રોગોમા દવાઓ અને રસીઓ અને હઠીલા રોગોમા વાઢકાપ અને અખતરાઓ ઉપર વિશ્વાસ રાખવામા આવે છે | ૧૦ રોગનિવારણમા પહેલી તક કુદરતને આપવામા આવે છે કુદરતની મર્યાદા આવી જાય એટલે એની મદદ માટે સર્જનાત્મક કલાઓનો ઉપયોગ થાય છે દા૦ ત૦ આખના ચશ્માનો નબર હોય તો કુદરતી ઉપચારોથી આખો સ્વાભાવિક કરવાનો પ્રયત્ન થાય છે અમુક કેસોમા જો સપૂર્ણ સુધારો અશક્ય હોય, તો બાકીના નબર માટે ચશ્માની ભલામણ કરાય છે અથવા તો સર્જીકલ કેસોમા આહાર, ઉપવાસ, જલોપચાર ઔષધોપચાર વગેરેને પહેલી તક અપાય છે જે કેસોમા આટલુ કર્યા પછી પણ સર્જરી અનિવાર્ય જણાય ત્યા એની હિમાયત થાય છે |

# કુરાનની વાણી

ચૂનીલાલ બારોટ ભા. વિ.

## નીતિનિયમો

(૨૯) એ મોમિનો ! આપસમાં ખરાંખોટાં કરીને[૬] એક-બીજાની મિલકત ખાઇ જશો નહિ. પરસ્પર સંમતિથી વેપાર કરીને કમાણી કરો એનો વાંધો નથી. બીજું, આપસમાં ખૂન ન કરશો. ખચીત અલ્લા તમારા પર રહેમ કરવાવાળો છે (૩૦) જેઓ જાણીજોઈને અને અન્યાયી રીતે આવા ધંધા કરશે એને અલ્લા (દોજખની) આગમાં નાખશે. અલ્લા માટે આ આસાન વાત છે. (૩૧) મના કરેલી મોટી (બાબતો) તરફ તમે જો નફરતની નજરે જોશો તો અમે તમારી બૂરી (વાસનાઓ) દૂર કરીશું અને તમને ઇજ્જતની જગાએ દાખલ કરાવીશું. (૩૨) કોઇની પાસે તમારા કરતાં વધારે હોય તો તેના લાલચુ થશો નહિ. આદમીઓની કમાણી આદમીઓ ભોગવે અને ઓરતોની ઓરતો ભોગવે[૭] અલ્લાની મહેરબાની માગો. અલ્લા જરૂર બધું જાણવા વાળો છે.

(૩૪) ઓરતોની જવાબદારી આદમીઓ પર છે. સબબ અલ્લાએ કેટલાકોમાં બીજા કેટલાકોના કરતાં વધારે (શક્તિ) આપેલ છે, અને એઓ (આદમીઓએ) પોતાની મિલકતમાંથી (એમને માટે) ખર્ચ કરે છે. આથી નેક ઓરતો (આદમીના) હુકમમાં રહે છે, અને અલ્લાએ હિફાજત કરી છે એમ પોતાના ગુપ્તની હિફાજત કરનારી (પાકદામન) હોય છે. જે ઓરતો વિષે બંડખોરીની તમને દહેશત હોય એમને શિખામણ આપો, જુદી સુવાડો અને ચોદમું રતન બતાવો. એટલું કરવાથી જો એઓ આજ્ઞામાં રહે તો પછી એમની સામે બીજાં કોઈ પગલાં ભરવાની પેરવી ન કરશો. બેશક અલ્લા ઘણો આલા અને અકબર છે, (૩૫) અને જો તમારી (મિયાંબીબી) વચ્ચે અણબનાવ થવાનો ભો ઊભો થાય તો ઈન્સાફ માટે આદમી તરફથી એક અને ઓરત તરફથી એક (એમ બે જણ)ની નિમણૂંક કરો. બંનેને જો સમાધાન કરવાની ઇચ્છા હશે તો અલ્લા મેળ કરી આપશે. જરૂર અલ્લા જાણવા-વાળો અને બાખબર છે. (૩૬) અલ્લાની ઈબાદત કરજો. એની હારમાં બીજા કોઇને બેસાડશો મા. માબાપ તરફ, નજીકનાં સગાં-વહાલાંઓ તરફ, યતીમો તરફ, મિસ્કિનો તરફ, તમારાં સંબંધી પાડોશી તરફ, કેવળ સંબંધી પાડોશી તરફ, મુસાફરીનાં સંગાથીઓ તરફ, મુસાફરો તરફ અને તમારા જમણા હાથના કબજામાં હોય એવાંઓ તરફ ભલાઇ ને ભલમનસાઈ રાખજો. બેશક અલ્લા મગરૂરી અને પતરાજી કરનારને ચાહતો નથી.

(૫૯) અય ઈમાનના ધરાવનારાઓ ! અલ્લાની, રસૂલની અને તમારામાંનું જે કોઇ અધિકારની જગ્યાએ હોય એની આજ્ઞામાં રહો. કાંઇ ઝઘડો પડે તો અલ્લા અને રસૂલને પૂછો[૮]...જો તમે અલ્લા અને આખેરતમાં ઇમાન ધરાવતા હો તો. બહેતર આ છે અને આખરે આનું પરિણામ ઘણું સારું છે.

### જેહાદ

(૭૫) 'ઓ અમારા પરવરદિગાર ! જાલીમોનું આ ગામ છોડીને અમે ચાલ્યા જઇએ એવું કર, અને તારી હજૂરમાંથી અમને કોઈ રક્ષણહાર અને મદદગાર આપ ' એવો દર્દનાક પોકાર કરનાર ઓરતો અને બાલબચ્ચાઓને ખાતર, અને તમારામાંના કમજોર મર્દોને ખાતર અલ્લાના રાહમાં ન ઝૂઝવાનું તમને શું કારણ છે ? (૭૬) મોમિનો છે તે અલ્લાના રાહમાં ઝૂઝે છે અને કાફરો છે તે શયતાનના. એટલે શયતાનના સોબતીઓની સામે જંગ ખેલો. શયતાને માંડેલો જંગ જરૂર તૂટી પડવાનો છે. (૭૭) 'સબૂર કરો ! હાથ ન ઉપાડશો. બંદગી ચાલુ રાખો અને જકાત ભરો' એવું જેમને કહેવામાં આવ્યું હતું એમને જ્યારે જેહાદમાં જોડાવાનું ફરમાન કરવામાં આવ્યું ત્યારે નવાઇની વાત છે કે એમાંનો એક પક્ષ માણસનો એટલો ડર રાખે છે કે જેટલો અથવા જેથી પણ વધારે એમણે તો અલ્લાનો (જ) રાખવો જોઇએ. એઓ કહે છે, 'અય માલિક ! અમારે માટે લડવાનું તેં શું કામ કાઢયું ? અમારું મોત આટલું નજીક કેમ આણ્યું ?' આ લોકોનો તેં ખયાલ નથી કર્યો ? એમને કહે: 'આ દુનિયાની દોલત અલ્પ છે. જે (બૂરાઇથી) ચેતતા રહે છે એને માટે આખેરત બહેતર છે. તમને ત્યાં જરા પણ[૯] ગેરઇન્સાફ નહિ થાય ' (૭૮) 'જ્યાં હશો ત્યાંથી તમને મોત ઝડપી જશે –ઊંચા ઊંચા બુરજો કે મિનારાઓમાં ભરાયા હશો તોપણ.' એ લોકોને ફાયદો થાય છે તો એઓ કહે છે, 'આ અલ્લાની એનાયત છે !' અને નુકસાન થાય છે તો એઓ કહે છે, 'આ તમે કર્યું !' એમને કહે, 'બધું અલ્લા કરે છે.' જે કાંઇ એમને કહેવામાં આવે છે એને એઓ સમજવા જ નથી ચાહતા એવું એમને શું થયું છે ?'

(૮૫) નેકકામમાં જે કોઇ બીજાને સાથ આપે છે એને એના ફાયદાનો હિસ્સો મળશે, ને જે કોઈ બદકામમાં બીજાને સાથ આપશે એને એની જવાબદારીનો હિસ્સો મળશે. અલ્લા બધી બાબતો પર નજર રાખે છે.

---

૬. પાઠાંતર : અંદર અંદર ખોટો ખર્ચ કરીને તમારી દોલત વેડફી મારશો નહિ. —પિકથોલ

સેઇલ સાહેબ આનો અર્થ સમજાવતાં એમ કહે છે કે, 'વ્યાજખોરી, જબરદસ્તી, લૂંટ, જુગાર અને એવી ખુદાએ મના કરેલી વસ્તુઓમાં તમારી દોલત ખર્ચશો નહિ.'

૭. અહીં મિ. પિકથોલ કૌંસમાં ઉમેરે છે કે, 'એકબીજાની

૮. અલ્લાનો પેગામ અને રસૂલની હદીસ અથવા **એમનો** દાખલો જોઈને નિર્ણય કરો.

૯. મૂળ 'ખજૂરના **ઠળિયાના** છોડા જેટલો પણ.'

(૯૪) ઓ ઈમાનના ધરાવનારાઓ! જ્યારે અ લ્લાના રાહમા તમે જુદ્ધે ચડો ત્યારે (બરાબર) તપાસ કરજો અને જે કોઈ તમને સલામઅલૈકુમ કહે[10] એને એમ ન કહેશો કે તુ મોમિન નથી તમે શુ આ દુનિયાની દોલતની ખોજમા છો? અ લ્લા પાસે આપવાનો ફાયદો છે તે તો પાર વિનાનો છે તમે પોતે પણ પહેલા એવા[11] હતા પછી અલ્લાએ તમારા પર રહેમ કરી માટે તરતપાસ કરો લાશક તમે જે કાઇ કરો છો એની અલ્લાને ખબર છે

(૧૦૫) યકીનન અમે ત રી આગળ બાહક[12] આ કિતાબ પ્રકટ કરી છે, એટલે અલ્લાએ આપેલા હુકમ મુજબ આ દમી આદમી વચ્ચેનો ફરક તુ સમજી લેજે, અને દગાબાજોનો પક્ષકાર ન બનીશ

(૧૨૪) જે કોઈ નેકનામ કરે છે—આદમી કે ઓરત—અને ઈમાન રાખે છે એઓ (બહેશ્તના) બગીચાના વાસી થશે અને એમને તનિક પણ ગેરઈન્સાફ નહિ (જ) કરવામા આવે (૧૨૫) અને જે પૂર્ણપણે અ લ્લાનુ શરણું સ્વીકારે છે એના કરતા બહેતર મજહબ કોનો છે? (આવો માણસ બીજાના પર) અહેસાન કરનારો[13] છે અને એ નેકદિલ ઈબ્રાહીમ[14]નો ધર્મ પાળે છે અને ઇબ્રાહીમને અલ્લાએ દોસ્ત ગણેલો છે

(૧૪૮) સિવાય કે જેના પર જુલમ થયો હોય એની મારફત

---

૧૦ તમારી જોડે સુલેહથી રહેવા માગે

૧૧ કાફર ૧૨ સત્યતાથી

૧૩ પરગજુ

૧૪ ઈબ્રાહીમ અથવા અબરામ એ યહૂદીઓ, ખ્રિસ્તીઓ અને મુસ્લિમો ત્રણેનો એક મહાન મૂળપુરુષ છે કુરાનશરીફમા એમનો વારવાર ઉલ્લેખ થયેલો છે તદનુસાર એ એક આદર્શ પુરુષ થઈ ગયા એ ખુદાના બદા હતા અને એમની નેકદિલી અને સાચી બદગીથી પ્રસન્ન થઇને ખુદાએ એમને તત્કાલીન પેગબરીનુ કામ સોંપ્યુ હતુ એ કામ એમણે આદર્શ રીતે પૂરુ કર્યું હતુ અલ્લાની એકતા અને અદ્વિતીયતાનુ એમણે મડન કરેલુ અને મૂર્તિપૂજાનુ તથા સૂર્યચદ્ર અને ગ્રહાદિ આકાશીય પદાર્થોની પૂજાનુ ખડન કરેલુ, નરમેધ બધ કરાવેલો અને લોકોનો ઉદ્ધાર કરેલો આ સબધમા કુરાનશરીફમાના નીચેના ઉતારા રસિક થઈ પડશે

[ ૨૧ ]

(૫૧) અને બેશક અમે ઇબ્રાહીમમા પહેલેથી પ્રમાણિકતા મૂકેલી અમે એને સારી રીતે ઓળખતા (૫૨) જ્યારે એણે એના વાલિદને અને લોકોને કહ્યુ કે તમે આ બૂતોની પરસ્તીને વળગી રહ્યા છો પણ એ છે શુ? (૫૩) એમણે કહ્યું, 'અમે અમારા બાપદાદાને એમની પરસ્તી કરતા જોયેલા (૫૪) એણે કહ્યું, 'ખચીત તમે–તમારા વડવાઓ અને તમે બને દેખીતી ગફલતમા પડેલા છો (૫૫) એમણે કહ્યુ 'તુ અમારી પાસે સાચી વાત લઇ આવ્યો છે કે પછી ઠોકણુવિદ્યા કરનારો છે? (૫૬) એણે કહ્યુ, 'ના, તમારો પરવરદિગાર તો આસમાનો જમીનનો માલિક છે કે જેણે એમને (એ મૂર્તિઓને) અસ્તિત્વમા આણી છે હુ (તો) આ વાતની એક સાખ પૂરનારો છુ (૫૭) અને અલ્લાના કસમ ખાઈને કહુ છુ કે જ્યારે તમે અહીંથી જતા રહેશો ત્યારે હુ તમારી મૂર્તિઓની સામે પ્રયત્ન કરવા મથવાનો છુ (૫૮) એટલે એણે બધી મૂર્તિઓના ટુકડેટુકડા કરી નાખ્યા, પણ એક મુખ્ય મૂર્તિ અખડ રાખી (૫૯) એઓએ કહ્યુ, 'અમારા દેવદેવલાને આમ કરનાર કોણ મૂઓ છે? જરૂરા જરૂર એણે (તો) જુલમ કર્યો છે (૬૦) એઓએ કહ્યુ, 'ઇબ્રાહીમ નામના એક જુવાનડાને એમને વિષે બોલતો અમે [illegible] ખરો (૬૧) એઓ બોલ્યા, 'તો કરો એને હાજર [illegible]ી આખ આગળ કદાચ એઓ શાહેદી પૂરશે (૬૨) એમણે કહ્યું, 'અલ્યા ઇબ્રાહીમ! અમારા દેવલાને આ તે કર્યું છે? (૬૩) એણે કહ્યું, 'બેશક (કોઈ કરનારે જ) એ કર્યું છે એમના માની મુખ્ય (મૂર્તિ) આ (સાબૂત) છે એમને પૂછી જુઓ, જો એ જવાબ આપી શકે તો' (૬૪) પછી એઓ અદર અદર મળીને બોલ્યા, 'ખચીત તમે પોતે જ આ જુલમના કરનારા છો' (૬૫) પછી એમને નીચી મૂડી કરવાની ફરજ પડી અલબત્ત તુ જાણે જ છે કે એમને વાચા નથી (૬૬) એણે કહ્યુ, 'ત્યારે શુ તમે અલ્લા ઉપરાત એવાની ઇબાદત કરો છો કે જે તમને નથી કરી શકતા કાઈ ફાયદો કે નથી કરી શકતા કાઈ નુકસાન? (૬૭) તમને અને અલ્લા ઉપરાત તમે જેમને ભજો છો એમને ધિક્કાર હો' શુ ત્યારે તમે (હજી) સમજતા નથી? (૬૮) એમણે કહ્યુ 'એને બાળી મૂકો અને આપણુ દેવદેવીઓની વહાર કરો–તમારે જો (કાઈ પણ) કરવુ હોય તો! (૬૯) અમે કહ્યુ, 'અય આતશ! ઇબ્રાહીમને સુખરૂપ ને શાતિરૂપ થજે (૭૦) એ લોકોની ઇચ્છા એની સામે જુદ્ધ કરવાની હતી પણ અમે એમને મોટામા મોટી થાપ આપી (૭૧) અને એને તથા લોતને બચાવી લીધા ને જનસમુદાયના હિતાર્થે જે દેશ પર અમે અમારા આશીર્વાદ ઉતારેલા ત્યા (એમને ખસેડયા)

[ ૩૭ ]

(૧૦૦) એણે કહ્યું, 'ઓ મારા માલિક! મારે ઘેર સત્કર્મના કરનારા આપ' (૧૦૧) એટલે અમે એને એક ત્યાગશીલ અને સહનશક્તિ ધરાવનાર પુત્રની વધાઈ આપી (૧૦૨) જ્યારે એ મોટો થયો અને એની જોડે કામ કરતો થયો ત્યારે એણે કહ્યુ, 'ઓ દીકરા મારા! ખચીત મને (આજે) સ્વપ્નમા એવુ દેખાયુ કે મારે તારી કુરબાની કરવી જોઇએ બોલ તને શુ લાગે છે?' એણે કહ્યું ઓ મારા વાલિદ! તમને જેવુ ફરમાન થયુ હોય એવુ કરો અલ્લાને ગમશે તો મને તમે પાછો પડતો નહિ જુઓ (૧૦૩) એટલે જ્યારે એ બનેએ બદગી કરી અને એને ઊધો નાખ્યો (૧૦૪) ત્યારે અમે એને બૂમ મારીને કહ્યું, 'અલ્યા ઈબ્રાહીમ! (૧૦૫) ખરેખર તે સ્વપ્નને સાચુ પાડ્યુ છે બેશક નેકીના કરનારાને અમે આમ બદલો આપીએ છીએ (૧૦૬) જરૂરાજરૂર આ દેખીતી કસોટી છે (૧૦૭) અમે એને એક મોટી કુરબાનીથી મુક્ત કર્યો છે (૧૦૮) અને ભવિષ્યની પેઢીઓ સમક્ષ અમર કર્યો છે

કોઇને ઇજા કરે એવા હરફ જાહેરમાં બોલાય એ અલ્લા ચાહતો નથી. અલ્લા સાંભળવાવાળો અને જાણવાવાળો છે.

### વારસાહક્ક વિષે વિશેષ

(૧૭૭) એઓ તારી પાસે ફતવો માગે છે. કહે: 'જેને નથી માબાપ કે નથી બાળબચ્ચાં એવો આદમી જો ગુજરી જાય તો શું કરવું એનો ફેંસલો અલ્લા તમને આપે છે. જો કોઇ ગુજરી જાય અને એને ઓલાદ ન હોય (પણ) એક બહેન હોય તો એને એની મિલકતનો અર્ધો ભાગ આપવો. બીજું, જો એ બહેનને ઓલાદ ન હોય તો એ (ભાઈ) એનો વારસ થશે. પણ જો બે બહેનો હોય તો એની મિલક્તમાંથી એમને ૨/૩ આપવો. અને એને અનેક ભાઈબહેનો હોય તો એક ભાઈનો હિસ્સો બે બહેનોના હિસ્સાની બરાબર હોવો જોઇએ. તમારી રખેને ભૂલ થાય એટલા માટે અલ્લા (આ) તમારી આગળ સ્પષ્ટ કરી બતાવે છે. અલ્લા સર્વજ્ઞ છે.

## [ ૫ ]

## બિસ્મિલ્લાહ ઇર્રહેમાન્ ઇર્રહીમ[1]

### ખાસ ખાસ વિધિનિષેધો

(૧) અય મોમિનો ! (કરારની) ફરજો[2] અદા કરો. તમને કહેવામાં આવેલ છે એ સિવાયનાં ચોપગાં જાનવરોની તમને રજા છે. પરંતુ હજ પર જાઓ ત્યારે તમને શિકાર કરવાની મના છે અલ્લાને જે આપવા હોય તે હુકમ આપે છે. (૨) ઓ ઇમાનના ધરાવનારાઓ ! અલ્લાએ મુકરર કરેલી સંજ્ઞાઓ[3]નો, અને (રમજાનના) પાક મહિનાનો ભંગ ન કરશો. વધેરવા માટે આણવામાં આવેલાં જાનવરોને[4] અગર ગળામાં માળા પહેરાવીને આણવામાં આવેલાં બલિઓને[5] હાથ લગાડશો મા. અને બૈતુલ-હરામ[6] તરફ પોતાના પરવરદિગારની મહેરબાની માગવા અને પોતાના માલિકને રાજી કરવા જનારાને કોઈ દખલ કરશો મા ! હજની ફરજો અદા કરી ચૂકો ત્યારે શિકાર કરજો... મર્યાદાઓનું ઉલ્લંઘન ન કરશો. એકબીજાને નેકીમાં અને પાકદિલીમાં મદદગાર થજો–બૂરાઇમાં અને જુલમમાં નહિ. અલ્લા પ્રત્યે (ની તમારી ફરજો વિષે) સાવધાન રહો, કારણ અલ્લા (પાપની) સજા કરવામાં કડક છે. (૩) મુડદાલ, ડુક્કરનું લોહી–માંસ, અને અલ્લા સિવાય અન્યનું જેના પર નામ બોલાયું હોય એવાં જાનવરો[7] તેમ જ ગૂંગળાવીને અગર તો ટીબીટીપીને મારી નાખેલાં જાનવરો, પડી જવાથી, અગર શીંગડાં ખાઇને, મરી ગયાં હોય એવાં જાનવરો અગર તો જંગલી જાનવરોએ ફાડી ખાધેલાં (સિવાય કે તમે હલાલ કર્યાં હોય) હોય એવાં જાનવરો અને ઊભા કરેલા પથરાઓ (મૂર્તિઓ) પર વધેરાયેલાં જાનવરો, અને તીર વડે જે વહેંચી લેવાયું હોય એ[8] તમારે માટે અખાજ છે......જેમને ઇરાદાપૂર્વક પાપ કરવા માટે નહિ, પણ ભૂખમરાથી લાચાર થઇને (આવું) અખાજ ખાવું પડે (એમને પાપ નહિ લાગે) બેશક અલ્લા ગફૂર અર્થાત્ માફ કરવાવાળો અને રહીમ છે (૪) એમને શું ખાવાની છૂટ છે એ વિષે એઓ તને પૂછે છે. કહે, '(બધી) સારી ચીજોની તારે માટે છૂટ છે, બીજું શિકારી–પશુ પંખી, જેમને શિકાર કરવાની કેળવણી આપવામાં આવી છે......તેઓ તમારે માટે જે પકડે એ બિસ્મિલ્લા કરીને ખાવાની તમને છૂટ છે. અલ્લા પ્રત્યે (ની તમારી ફરજ વિષે) સાવધાન રહો. ખચીત અલ્લા હિસાબ લેવામાં ઝપાટો રાખનાર છે.[9]

૧. આ પ્રમાણે અત્યાર પૂર્વે છપાયેલું આ વાક્ય સુધારીને વાંચવા વિનંતિ છે.

૨. અહીં મૂળ શબ્દ 'ઉકૂદ' છે. ઇ. ડબલ્યુ. લેઈનના અરબી–ઇંગ્લિશ કોશ પ્રમાણે એમાં ઈશ્વર સાથે કે અંદરઅંદર કરેલા કરારોનો સમાવેશ થાય છે.

૩. અહીં મૂળ શબ્દ શઆરુલઅલ્લાહ છે. કુરાનશરીફમાં (૨,૧૫૮) સફા અને મરવા નામના મક્કા પાસેના બે પર્વતોને તેમ જ (૨૨,૩૬) ધરાવાયેલા બલિઓને શઆઈરુલ અલ્લાહ કહેલ છે. મૌ. મહમદઅલી કહે છે કે કુરબાનીનાં જાનવરો વિષે જુદો ઉલ્લેખ છે એટલે અહીં હજ જોડે સંકળાયેલાં સ્થાનકોનો જ ઉલ્લેખ હોય એમ લાગે છે. પહેલાં એક સામાન્ય વિધાન કરીને પછી વિગતમાં ઊતરવું એ એક સામાન્ય લેખન-પ્રથા છે ને કોઇ પણ ટીકાની પંચાતમાં ઊતરીએ તો અહીં એમ જ કર્યું જણાય છે એટલે હસનના કથન મુજબ અલ્લાએ સંજ્ઞાઓના રૂપમાં નિયત કરેલી બધી ધાર્મિક ક્રિયાઓ અને વિધિઓ એવો વ્યાપક અર્થ કરવો વાજબી લાગે છે, અરફાતના મેદાનમાં મુકામ કરવો, સફા અને મરવા વચ્ચે દોડવું, પશુની કુરબાની કરવી ઈત્યાદિ બધી વિધિઓનો આમાં સમાવેશ થશે.

મિ. પિકથોલના પાઠ પ્રમાણે અહીં 'અલ્લાનાં સ્મારકો' એવો અર્થ મૂકવો જોઇએ.

૪. ૫. અનુક્રમે અહીં મૂળમાં હદી અને કાલૈદ એવા શબ્દો છે. હદી એટલે કુરબાની માટેનું કોઈ પણ પશુ જ્યારે કાલૈદ એટલે જેના ગળામાં હાર પહેરાવીને લઈ જવાય છે એવું ખાસ પશુ. પાછલા વર્ગમાં સામાન્ય રીતે ઊંટનો ઉપયોગ કરવામાં આવે છે.

૬. મક્કાની પ્રખ્યાત મસ્જિદ–કાબા

૭. 'બિસ્મિલ્લાહ' કહ્યા સિવાય મારવામાં આવ્યાં હોય એવાં જાનવરો.

૮. એક જૂના આરબ–રિવાજનો અહીં ઉલ્લેખ છે. એ પ્રમાણે એક જાનવરને મારી નાખીને તેના માંસના દસ ભાગ પાડતા. અને એ પ્રમાણે દસ તીરો લઇને સાત પર એમાંના સાત ઇસમોનાં નામ લખતા ને ત્રણ તીર કાંઈ પણ લખ્યા વિનાનાં રાખતાં પછી એ બધાં તીરને એક કોટડીમાં મૂકતા ને કોઇ અજાણ્યા માણસને બોલાવી લઈ જુદા જુદા દસ ઈસમોને નામે એ દસે તીર મરાવતા. જે ત્રણ જણને ભાગે નામ વિનાનાં તીર આવતાં એમને પેલા જાનવરની આખી કિંમત પડતી, ને બાકીના સાતને એ તીર પર લખ્યા મળતો. આ એક જાતનો જુગાર હતો.

૯. વહેવારમાં એવા પશુ કે પંખીને 'બિસ્મિલ્લાહ' કહેવાનો કાયદો છે.

(૬) અય દીનદારો ! નમાઝ પઢવાને ઊઠો ત્યારે મો અને કોણી સુધી હાથ ધોઇ નાખો અને માથુ મસહ કરો[૧૦] ઘૂટણ સુધી બને પગ ધુઓ અને ગુસલ કરવુ પડે એમ હોય એમ કરી લો[૧૧] નાદુરસ્ત તબિયત હોય અગર મુસાફરીએ નીકળેલા હો, અગર ખરચુ જઈ આવ્યા હો, અથવા ઓરતને અડકયા હો અને પાણી મળી શકે એમ ન હોય તો ચોખ્ખી માટી[૧૨] લઇ લો અને એના વડે હાથ–મો મસહ કરો અલ્લા તમને કોઇ મુશ્કેલીમા મૂકવા માગતો નથી, લયકિન એ ચાહે છે કે તમે પાક થાઓ, જેથી કરીને એ તમારા ઉપર પોતાની પૂરી નેમત[૧૩] ઉતારે અને તમે શુક્ર કરો (૭) અલ્લાની તમારી ઉપરની નેમત યાદ કરો અને તમે જ્યારે કહેલુ કે 'અમે સાભળ્યુ છે, અમે હુકમ માથે ચડાવીએ છીએ ત્યારે અલ્લાએ જે કરારથી તમને બાધી લીધા છે એ યાદ રાખો અને અલ્લા પ્રત્યે(ની તમારી ફરજ વિષે) સાવધાન રહો બેશક અલ્લા (બધાના) દિલની વાતનો જાણણુહાર છે (૮) અય મોમિનો ! અલ્લાને ખાતર દિલના સાચા બનો અને ઈન્સાફ મુજબ (સાચી) શાહેદી પૂરો અને અમુક લોકો વિષેની નફરતથી ઉશ્કેરાઇને તમે એમની જોડે ગેરઇન્સાફથી ચાલો એવુ ન થવા દો ઇન્સાફથી ચાલો પરહેજગારીની એ નજદીક છે અને અલ્લા પ્રત્યે(ની તમારી ફરજ વિષે) સાવધાન રહો ખચીત અલ્લા તમે શુ કરો છો એ જાણે છે

## ખાસ ખાસ ગુનાઓ અને સજાઓ

(૩૨) અમે બિનિઇસરાઇલોને માટે[૧૪] ફરમાવેલુ કે જે કોઈ માણસનો જાન લે છે, સિવાય કે મનુષ્યવધનો કે દેશમા દગો કરવાના ગુના બદલ, તે જાણે મનુષ્ય માત્રનો જાન લે છે અને *જે કોઈ માણસના જાનની હિફાજત કરે છે તે જેમ જાણે માણસ* માત્રની જિદગીની હિફાજત કરે છે બેશક અમારા રસૂલો જે તે લોકોની આગળ સ્પષ્ટ દલીલો[૧૫] લઈને આવેલા, પરતુ એ પછી પણ એમાના ઘણા દેશમા માઝા મૂકીને વર્તે છે

(૩૩) જેઓ અલ્લાની અને એના રસૂલની સામે લડાઇ કરે છે અને મુલકમા ફિસાદ ફેલાવવાની કોશિશ કરે છે એમને કતલ કરો અગર વધસ્તભ પર ચડાવો, અગર સામસામી બાજુએ[૧૬] એમના હાથપગ કાપી નાખો[૧૭] અગર કેદ કરો ફક્ત આ જ સજા એમને ઘટે છે (૩૪) તમારા હાથમા આવતા પહેલા જેઓ તોબા કરે છે એઓ જ એમાથી બચી શકે માટે જાણી લો કે અલ્લા ગફૂર અને રહીમ છે

(૩૮) જે સ્ત્રી–પુરુષો ચોર હોય એમના હાથ કાપી નાખવા, દાખલો બેસે એવી અલ્લાની આ સજા એમણે વહોરી લીધેલી સજા છે અલ્લા શક્તિમાન અને સમજદાર છે (૩૯) પરતુ ખોટુ કર્યા પછી જે કોઈ એનો પસ્તાવો કરે છે અને સુધરી જાય છે એના તરફ અલ્લા જરૂર (રહેમની નજરે) જુએ છે બેશક અલ્લા ગફૂર અને રહીમ છે

## ઇસ્લામ–સશોધેલુ પરાપૂર્વથી ચાલ્યુ આવતુ સત્ય છે

(૪૪) અમે તોરાત પ્રકટ કર્યુ એમા રોશની અને હિદાયત[૧૮] છે (અલ્લાના) ફરમાનબરદાર એવા જે નબીઓ હતા એઓ, અને મજહબને જાણવાવાળા એવા બુઝુર્ગો અને ઉલ્માઓ[૧૯] એ મુજબ યહૂદીઓનો ઇન્સાફ કરતા કારણ એમને અલ્લાની (એ) કિતાબની હિફાજત કરવાની હતી, અને સાખ દેવાની હતી એટલે ઇન્સાનોથી ડરશો મા, મારાથી ડરો, અને મારી[૨૦] આયતોને નજીવા મૂલે ન મૂલવી નાખશો જે કોઇ અલ્લાએ પ્રકટ કરેલા ફરમાનો મુજબ ઈન્સાફ નથી કરતા એ કાફર છે

(૪૬) એમની પાછળ અમે એમના પગલા દબાવતા એવા મરિયમના બેટા ઇસુને મોકલ્યો[૨૧] એનુ કામ એની આગળના તૌરાતની સચ્ચાઇની સાખ પૂરવાનુ હતુ એને અમે અજીલ આપ્યુ એમા રોશની અને હિદાયતો હતા અને એની પૂર્વે અપાયેલા તૌરાતની સચ્ચાઈની સાખ હતી

(૪૮) અને અમે (હવે) તારી આગળ કિતાબ પ્રકટ કરી છે એમા સત્ય છે અને (એની પૂર્વેની) કિતાબની સચ્ચાઈની સાખ છે અને એનો નિગેહબાન છે એટલે (હવે) એની રોશની મુજબ એમના ફેસલા કરો અને તને જે સત્ય હાસિલ થયુ છે એની તરફ (પીઠ ફેરવવા)ની એ લોકોની અધમ નીચ ખાહેશોને પૂરી કરીશ મા તમારામાના હરેક માટે અમે શરિયત અને તરીકત[૨૨] મુકરર કરી આપેલ છે અલ્લાની ઇચ્છા હોત તો તમને બધાને એક કોમ–એક પ્રજા બનાવી દીધા હોત પણ એની ઇચ્છા એવી તમને બક્ષ્યુ છે એની વડે તમારી કસોટી

---

૧૦ માથા પર હળવો હાથ ફેરવી લેવો એને મસહ અથવા મસહ કહે છે—મુસ્લામી પરિભાષામા

૧૧ સ્ત્રી–સમાગમને કારણે ગુસલ એ સર્વાગસ્નાન છે

૧૨ મિ સેલ અહીં રેતી શબ્દ લખે છે ને મિ પિકથોલ 'High ground'—ઊચી જમીન—એવો શબ્દ વાપરે છે તરજુમા કરનાર હિદીઓનો આ પાઠ આપણે વધારે સમજી શકીએ એવો છે

૧૩ બક્ષિસ–કૃપા એવો અર્થ છે

૧૪ ઇસરાઈલના સતાનોને અર્થાત યહૂદીઓને બિન એટલે ફરજદ ઉદા કાસમ બિન ઉમર એટલે ઉમરનો બેટો કાસમ

૧૫ સાબિતીઓ (અલ્લાની કુલ સત્તાની)—મિ પિકથોલ

૧૬ અર્થાત જમણો પગ ને ડાબો હાથ કે જમણો હાથ ને ડાબો પગ પાઠાતર સામનો કરવા માટે

૧૭ મનુસ્મૃતિમા પણ આવી સજાઓ છે રીઢા ગઠિયાઓ માટે જ એ છે

૧૮ પ્રકાશ અને દોરવણી

૧૯ યહૂદીઓના ધર્મગુરુઓ અને ધર્મવેત્તાઓ એવા રબીઓનો અહીં ઉલ્લેખ છે—મૌ આઝાદ

૨૦ અલ્લા પોતાને માટે પહેલો પુરુષ એકવચન અને બહુવચન બને વાપરે છે

૨૧ પાઠાતર અમે ઇસા બિન મરિયમને એમના પગલામા પગ મૂકીને ચલાવ્યો મૌ આઝાદ

૨૨ શરિયત એટલે ધર્મશાસ્ત્ર અને તરીકત એટલે તરીકો–રાહ, પથ

કરવાની છે. માટે નેકીનાં કામોમાં ઝપાટો કરવા એકબીજા સાથે હરીફાઇ કરો, તમારે બધાને અલ્લા પાસે પાછા જવાનું છે. માટે[23] તમે કઇ બાબતમાં જુદા પડો છો એ અલ્લા તમને જાણવા દેશે.

### કેટલીક ચોખવટો

(૮૭) અય મોમિનો ! જે નિર્દોષ ચીજોને અલ્લાએ તમારે માટે હલાલ ગણી છે એને હરામ ગણવાના કસમ ના ખાશો; અને માઝા ના મૂકશો. ખચીત જેઓ મર્યાદાઓ ઓળંગે છે એમને અલ્લા ચાહતો નથી.

(૮૯) તમારા સોગંદોમાં જે મિથ્યા છે એને માટે અલ્લા તમને જવાબદાર નથી ગણતો, પણ ઇરાદાપૂર્વક ખાધેલા કસમોનો એ તમારી પાસે (જરૂર) હિસાબ માગવાનો. તમારા કુટુંબકબીલાને બીજા દરજ્જાનું જે ભોજન આપતા હો તેવું ભોજન દસ ગરીબગુરબાંને આપવું, અગર એમને કપડાં આપવાં, અગર એક ગુલામને આઝાદ કરવો એનું પ્રાયશ્ચિત્ત છે. જેમની પાસે એવું સાધન ન હોય તેમણે ત્રણ રોજા રાખવા...તમારા કસમની ચોકી કરો[24] અલ્લા આ પ્રમાણે પોતાના પયગામની સ્પષ્ટતા કરે છે જેથી તમે શુક્ર ગુજારો. (૯૦) ઓ દીનના માનનારાઓ ! કેફી ચીજો, જુગારના ખેલો, ઊભા કરેલા પથ્થરો (પર કુરબાની કરવી) અને તીરો (વડે પશુઓનું માંસ વહેંચવું) એ બિલકુલ નાપાક છે, શયતાનનાં કરમ છે. માટે એનાથી બચો જેથી તમે કામયાબ થાઓ. (૯૧) કેફી ચીજો વડે અને જુગારના ખેલો વડે શયતાન તમારામાં પરસ્પર દુશ્મનાવટ અને દ્વેષ ઊભો કરવા માગે છે, અને તમને અલ્લાના સ્મરણથી અને નમાઝ–બંદગીથી દૂર રાખવા માગે છે. તો તમે એને છોડશો ? (૯૨) અલ્લા અને રસૂલનો હુકમ ઉઠાવો અને સાવધાન રહો. અમારા પેગંબરની ફરજ તો ફક્ત પેગામને સ્પષ્ટ કરીને પહોંચાડવાની જ છે (૯૩) જેઓ મોમિન છે અને નેકી કરવાવાળા છે એ શું ખાય છે ને શું નહિ એનો કાંઈ દોષ નથી...જેઓ (બીજાઓનું) ભલું કરે છે એને અલ્લા ચાહે છે.

### હજ બાબત

(૯૫) અય મોમિનો ! હજ દરમિયાન શિકાર કરશો મા ! તમારામાંનો જે ઇરાદાપૂર્વક આ હુકમનો ભંગ કરશે એને બદલા તરીકે તમારામાંના બે ઈસમો ઠરાવે તે મુજબ શિકારના જાનવરને મળતું ચોપગું કુરબાની માટે કાબા લઇ આવવું પડશે, અગર તો તોબા તરીકે ગરીબોને ભોજન આપવું પડશે, અગર તો એના બદલામાં કરવા જોઈએ એટલા રોજા કરવા પડશે, જેથી ખબર પડે કે આવું કામ કરવું એ કેટલી શરમની વાત છે ! જે થઇ ગયું એ થઇ ગયું. ખુદા એ માફ કરે છે, પણ જે ફરી એવું કરશે એને અલ્લા જોઈ લેશે. અલ્લા કર્મનો બદલો આપવાવાળો અને જબરદસ્ત છે. (૯૬) દરિયાઇ (પ્રાણીઓનો) શિકાર અને એનાં ભોજન હલાલ છે. તમારે માટે અને મુસાફરો માટે એ અલ્લાએ સર્જેલું ભાથું છે. જમીન પરનાં જાનવરોના શિકારની જ્યાં સુધી તમે ઇહ્રામની[25] હાલતમાં હો ત્યાં સુધી મના છે. માટે જેની આગળ તમને એકઠા કરવામાં આવનાર છે એવા અલ્લા પ્રત્યે (ની તમારી ફરજ વિષે) સાવધાન રહો (૯૭) અલ્લાએ લોકોના ટકાવ માટે કાબાને બૈતુલહરામ (પવિત્ર ધામ) બનાવ્યું છે. હુરમતવાળા મહિના[26]ની, કુરબાનીઓની, અને ફુલની માળાવાળા જાનવરોની[27] યોજના પણ એની છે. જેથી કરીને તમે જાણો કે અલ્લા આસમાન કે જમીન પર જે કાંઇ છે એ બધું જ જાણે છે, અને બધી વસ્તુઓ જાણવાવાળો છે.

(અપૂર્ણ)

---

૨૩. પાઠાંતર : એ તમને ત્યારે ખબર આપશે કે તમારામાં ક્યાં ક્યાં ભેદ છે. મિ. પિકથોલ

૨૪. પાઠાંતર : પાલન કરો.

૨૫ હજે નીકળેલા ઈસમને જે ખાસ પવિત્ર રીતે રહેવું પડે છે એને ઈહ્રામની હાલતમાં રહેવું એમ કહેવાય છે.

૨૬. જેમાં લડાઇ વગેરે હરામ છે એવો પવિત્ર મહિનો.

૨૭. કુરબાની માટે લઈ જવાતાં ઊંટ.

•

# ચમને અદબ : ૧

**વિજયરાય ક. વૈદ્ય**

[ 'સાહિત્યનો ઉદ્યાન' એવા અર્થના આ મથાળા હેઠળ વત્તીઓછી અગત્યનાં નવાં (ને કોઇવાર જૂનાં) પુસ્તકો પર લખવા વિચાર રાખ્યો છે. એ શબ્દોથી સૂચવાતો સમગ્ર વિષય એવો છે કે આપણા શિક્ષિત વાચકોમાંથી પણ થોડા જેને નિયમસર વાંચતા હશે તેવાં અંગ્રેજી–કે બીજાં—સામયિકોમાંના વિચારોનો પરિચય, ચર્ચા વગેરે પણ આ લખાણોમાં આવી શકે. પુસ્તકો વિશે પણ ઔપચારિક રીતે અવલોકન નહિ તેટલે અંશે તેનો પરિચય, અવતરણો કે એની વિચારસરણીની ચર્ચા આવશે.—**વિ. ક. વૈ.** ]

### ૧. આ. રાધાકૃષ્ણનના બે નવા ગ્રન્થો

એ બન્નેમાંનું 'ઍજ્યુકેશન, પોલિટિક્સ ઍંડ વૉર' વધારે પ્રમાણમાં રસવિષય બને તેવું છે. જગત પણ વિશેષે કરી, હિંદ સમક્ષ જે કેટલાક મહાપ્રશ્નો આ યુગમાં આવ્યા છે તેને વિશેનાં એ કીર્તિમન્ત લેખકનાં ૨૪ વ્યાખ્યાનો તથા નિવેદનોનો એ સંગ્રહ છે. એમના સરખા વિશાલદર્શી તથા ગહન ચિન્તકનાં તત્ત્વજ્ઞાન જેવા વિષયનાં પુસ્તકોમાંની જે આધ્યાત્મિક દૃષ્ટિથી આપણે

પરિચિત છીએ તે જ ચાલુ પ્રશ્નો વિશેના એમના ચિન્તનમાં અહીં અનુભવાય છે. તર્કવાદના પ્રાધાન્યવાળા આ યુગને એવી જ બૌદ્ધકાલની સ્થિતિ સાથે સરખાવતાં તેમણે આ પુસ્તકમાં એક સ્થળે કહ્યું છે કે, ત્યારે તેમ હમણાં, ધર્મ અને સમાજમાં પરંપરાગત સત્તા નબળી પડી છે અને માનવીનો અસ્મિતાયુક્ત અહંકાર ઘણો વધી ગયો છે. આવી સ્થિતિમાં જીવનની સ્થિર પુનર્ઘટના શક્ય નથી. એ બાબતમાં સરળતા થાય માટે આપણે તર્કબુદ્ધિને પરિપૂર્ણ કરવાની જરૂર તો છે, પણ આત્માને સંસ્કારવાની જરૂર એથી પણ મોટી છે. આપણી આસપાસના આંતરબાહ્ય જીવનમાં પવન ભલે ગમે તેટલો બદલાય ને ભરતીઓટ ભલે થયા કરે પણ આપણે તો આત્મશક્તિના લંગરની અચળતાને જ આપણી કરવાની છે. "ગર્વ તથા સ્થૂલ સત્તાના જૂઠા દેવોના આપત્તિકારક આક્રમણનો ભોગ બનેલા અને સ્વાર્થપરાયણતા ને જડસુપણાથી અધોગતિ પામેલા આપણા આત્મ-નગરને આપણે નવેસર બાંધવાનું છે.' ન્યાય વિનાના આર્થિક અભ્યુદયને-એટલે કે જે અમુક નાના વર્ગનો જ હોય તેને-તેમણે રેતીમાં બાંધેલા ઘર જેવો કહ્યો છે. અને કેળવણી વિશેઃ 'જે કેળવણી તમને સારી રીતે જીવવામાં મદદ કરે નહિ, બીજાઓ સાથે હળીમળીને વર્તતાં શીખવે નહિ, તે નિષ્ફળ ગઈ છે.'

'ઇન્ડિયા એંડ ચાઇના' વિશેનું પુસ્તક ખરી રીતે મોટે ભાગે ચીન વિશે છે. તેમાં બંને દેશોના પુરાતન સબન્ધને યાદ કરી, મુખ્યત્વે ચીનની કેળવણી તથા ધર્મ વિશે લખવામાં આવ્યું છે. છેક કોન્ફ્યુશ્યસના કાળથી-ને એના પ્રભાવવાળી-ચીન દેશની કેળવણીની પદ્ધતિનાં અંગો જેમ શિક્ષણ ને અન્વેષણ ઉભય છે તેમ એ શિક્ષણપ્રથા વિદ્યાર્થીઓમાં વિનય ને સાચદિલી આણે છે અને સારી રીતભાત તથા મતસહિષ્ણુતાના ગુણો પણ ખીલવે છે.

ઇન્દ્રિયો તથા મનથી પર એવા શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર એ કોન્ફ્યુશ્યસે પ્રસારેલા ધર્મનું લક્ષણ નથી. આ ગુણ લક્ષણ તો ત્યાંના એક બીજા ફિલસૂફ લાઓ-ત્સેના ચલાવેલા તાઓ-વાદમાં છે કેમકે (કેટલીક વાર આપણે ત્યાં જેમને કુંગ-મુનિ કહેવામાં આવે છે તે) કોન્ફ્યુશ્યસનો ધર્મ સામાજિક અર્થમાં માનવધર્મ-મનુષ્યે મનુષ્યનું કલ્યાણ કરવું, સેવા કરવી એવો તથા નીતિલક્ષી છે. તાઓ-ધર્મમાં અગોચરવાદ (મિસ્ટિસિઝમ') છે. તેની પર બૌદ્ધ ધર્મની અસર પણ થઈ છે. એ 'તાઓ'માંના અહેતુક જેવા ત્યાગ, વૈરાગ્ય ને પ્રારબ્ધવાદ એ તેના દોષો છે. વ્યાખ્યાનકારે ચીનની પ્રજાને આદેશ આપ્યો છે કે ગૌતમબુદ્ધે પ્રબોધેલી ધ્યાન-સત્કર્મ-પ્રધાન ભાવના વડે તમારે દેશનું ધાર્મિક પુનરુત્થાન કરવું ઘટે.

## ૨. રવીન્દ્ર-વીણા

રવીન્દ્રનાથનાં કાવ્યોનાં છૂટક ભાષાન્તરો તો ઘણાં વર્ષથી ('સેઈ સ્વર્ગે'નું ગુજરાતી ગદ્યમાં, ૧૯૧૪માં 'બ્રહ્મક્ષત્રિય' ત્રૈમાસિકે છાપેલું) ગુજરાતીમાં થતાં રહ્યાં છે પણ એમની 'સંચયિતા' પરથી, કવિએ પોતે કરેલ હોઈ અધિકૃત કહેવા જેવા એ સંગ્રહમાંથી મુખ્યત્વે, જે ૫૧ કાવ્યો શ્રી. મેઘાણીની કલમે આ પુસ્તકમાં આપણને આપ્યાં છે, તે આ પ્રકારનું પહેલું જ પ્રકાશન છે. એ આપીને ભારતી સાહિત્ય સંઘે એક વિશિષ્ટ ને આવશ્યક સેવા-અને તે વખતના પ્રમાણમાં આકર્ષક ગણાય તેવા રૂપરંગમા-બજાવી છે.

સંયમશીલ તેવા જ દયામૂર્તિ સંન્યાસી ઉપગુપ્તની અનોખી શૃંગારરાત્રિની કથા કહેતું 'અભિસાર' કે માનવ જીવનનું કરુણ ને લાક્ષણિક રહસ્ય અપૂર્વ એક રચનામાં આલેખતું 'સોના-નાવડી' જેવાં આમાંનાં કોઈ કોઈ કાવ્યો તો અંગ્રેજીમાંથી કે બંગાળીમાંથી પણ ગદ્યમાં થયેલાં ભાષાન્તરો તરીકે આપણામાંના ઘણાને ચિરપરિચિત હતાં. અહીં એમાનાં પહેલાનું સુરેખ સંસ્કૃત વૃત્તોમાં અને બીજું તો કાંઈક અંશે રૂપાન્તર-પણ એ રીતે નવા સુહાગી અંશો પામતું-તરીકે મળતું જોઈને રવીન્દ્ર-કવિતાના સર્વ પ્રેમીઓ ઘણા આનન્દિત થશે આ પ્રકારના બીજા પણ કેટલાક સુન્દર નમૂનાનો રસાસ્વાદ આ મધુર ઝંકારવતી વીણા દ્વારા-અને તે, એનો ફરીફરીને સુભગ મોહ ઊપજે તેવો-પામીએ છીએ એ તો વિશેષ આનન્દની વાત.

ભાષાન્તરકર્તાની પ્રસ્તાવના પણ પુસ્તકનું એક ખાસ અંગ છે. તેમાં તેમણે વર્ણવેલી પોતાની કાર્યપદ્ધતિ જેઓ બરાબર સમજશે તેમણે ભાષાન્તરો સામે ટીકારૂપે[1] ભાગ્યે કાંઈ કહેવાનું રહેશે. રવિબાબુનાં નામ તથા અર્પન કેશન સમાન બને તેની સામે આપવામાં આવેલી ચેતવણી સમયસરની ગણાય. વિભૂતિની પણ વ્યક્તિપૂજા વિફલ છે માટે ગુજરાતે એ કવિવરને માત્ર પૂજ્યા કરવામાંથી ઊંચા આવીને "વાણીને પિછાનવા અથવા આત્મસાત કરવાની" મહેનત લેવી જોઈએ.

એવી મહેનત ભારે પ્રતિકૂળ, સંયોગોમાં પણ આપણા આ નૈસર્ગિક પ્રતિભાવન્ત કવિએ લીધી હોવાથી જ, એમણે તાદાત્મ્યભાવે બિંબનું પ્રતિબિંબ પાડ્યું હોવાથી, 'રવીન્દ્ર-વીણા' આપણને "કોઈ પરભોમની લાગતી નથી." આ સુખદ પરિણામ રવીન્દ્રનાથની ઊંડી માનવતા તથા અલૌકિક સર્જકતાને આભારી છે એ પણ આપણે ન ભૂલીએ.

---

૧. જેમકે (૧) સર જગદીશ બોઝ વિશેનું કાવ્ય કટાવને બદલે શાર્દૂલ કે સ્રગ્ધરામા ઉતારવું વધારે ઉચિત હતું. (૨) મધુર રચનાઓએ જમાવેલા કોમળ માનસિક વાતાવરણમા 'ડાચું' 'આગુના' 'માયલા' જેવા શબ્દપ્રયોગો ખૂંચે જ છે.

# 'મારાં સ્વજનો' [શ્રી. રવિશંકર મહારાજનો લોકસંપર્ક–૫]

ઝવેરચંદ મેઘાણી

મુખીનો કોણ જાણે શો દી ફર્યો કે એનાં પગલાં વાઘલા પાટણવાડિયાની વાડી તરફ વળ્યાં.

જતો તો હતો ધર્મજને સ્ટેશને. સગાંઓ આફ્રિકા ઊપડતાં હતાં તેમને વળાવવા જ પોતે વડદલેથી નીકળ્યો હતો, પણ મોત એને મારગમાં એ ખેતર તરફ ખેંચી ગયું.

પાટણવાડિયા ત્યાં ત્રણ હતા. એક કોસ હાંકતો હતો. બીજો પાણી વાળતો હતો. ત્રીજો બેઠો હતો. મુખીને આવતા જોઈને વાઘલે કહ્યું: 'આવો મુખી.'

'સાળા કોળા !' પાટીદાર મુખીએ નિતના સામાવાળા આ પાટણવાડિયાને કંઈ કારણ વિના ગાળથી સંબોધીને શરૂઆત કરી: 'કેમ 'લ્યા બહુ ફાટયા સો?' એ પછી કંઈ નજીવો કિસ્સો બન્યો હશે તેની યાદ આપીને ધમકી ઉપર ધમકી ઝૂડી.

વાઘલો રંકપણું રાખીને સાંભળી રહ્યો એટલે મુખીએ કહ્યું: 'લાય, થોડી શાકની શિંગો દે.'

વાઘલે શિંગો લાવી આપી તે ખોઈમાં બાંધીને મુખી સ્ટેશન તરફ ચાલ્યો. પણ એની પીઠ વળ્યા પછી આ ત્રણે જણા તપવા લાગ્યા. એક કહે, 'હાળો કણબો, લેવાદેવા વિનાની ગાળો દઈ ગયો.' બીજો કહે કે, 'હાળો એમ ને એમ જશે?' ત્રીજો કહે 'જવા તો ના દેવાય.'

એટલે વાઘલાએ કોસ પરથી ઊતરીને, બળદની રાશ નાખી દીધી અને ભાલો ઉપાડયો. ઉપાડીને એણે મુખીની પાછળ દોટ મૂકી, અને દૂરથી હાક મારી કે 'ઊભો રે,' તારી માનો કણબો મારું!' મુખીએ પાછા ફરી સામે જોયું. તત્ક્ષણે જ વાઘલાનો ભાલો મુખીના શરીરમાં પરોવાઈ ગયો.

મુખી મોંયે પટકાઈ પડયો અને વાઘલો નાઠો. બીજા બે હતા તે પણ પલાયન થઈ ગયા. મુખી લોહીલોહાણ, ભોંકાયેલે ભાલે પડયો છે તે ખબર તો વડદલાથી ધર્મજ ભણવા જતા છોકરાઓએ વડદલે જઈ પહોંચાડી ત્યારે જ સૌ આવ્યા અને મુખીના શરીરને વડદલા ભેગું કર્યું.

વડદલાના, ધર્મજના, ચોપાસના પાટીદારોમાં આ બનાવે ખળભળાટ મચાવ્યો. પોતાની કોમના મુખીને માર્યો, કોંગ્રેસની લડતમાં મુખીપણું જેણે છોડયું હતું તેવા આપભોગ આપનારને માર્યો, અને કોંગ્રેસને પડખે ઊભા રહેનાર પાટીદારોની જપ્ત થયેલી જમીનો રાખી બેસનારા પાટણવાડિયાઓના જ જાતભાઈઓએ માર્યો–જૂના કાળથી ચાલતી આવેલી અદાવતની આગમાં ઘી હોમાયું. મુખીના મરતા શરીરને માથે ...ભાઈ આવી ઊભા રહ્યા.

...ભાઈ એક પ્રચંડકાય, વિકરાળ, જોતાં ભલભલાના શરીરને સ્વેદ વળી જાય તેવા પાટીદાર આગેવાન હતા. પોલીસ–અમલદાર અને પંચની સમક્ષ મરણસમાનું આખરીનામું લખાવતા પડેલા મુખીને એણે જ્યારે મારનારા તરીકે બે જ જણનાં નામ બતાવતો સાંભળ્યો ત્યારે એણે આંખો તાણીને દાબ દીધો: 'તું તો ચાલ્યો, પણ પાછરવારાનું શું તેનો તો વિચાર કર! ચાલ લખાવ—' એમ કહીને ...ભાઈએ બે ઉપરાંત બીજા પાંચ પાટણવાડિયાઓનાં નામ 'ડાઇંગ ડેકલેરેશન'માં દાખલ કરાવ્યાં. મુખીના પ્રાણ તો એ કંઈ હા–ના કરે તે પૂર્વે જ છૂટી ગયા હતા.

વડોદરાની સેશન્સ અદાલતમાં, સચોટ પુરાવાના જોરથી અને અગ્ર દરજ્જાના ધારાશાસ્ત્રીની બાહોશીથી વડદલાના દેશભક્ત મુખીના ખૂનને માટે વડદલાના સાતેસાત આરોપીઓને સજા પડી–એકને ફાંસીની, એકને જન્મકેદની, બાકીના પાંચને પાંચ–સાત–દસ વર્ષોની.

જેને ફાંસીની ટીપ મળી તે ભાલો મારનારો વાઘલો નહોતો, એની સંગાથે મુખી તરફ જે દોડેલો તે પાટણવાડિયો પણ નહોતો, વાડીએ જે ત્રીજો હાજર હતો તે પણ નહિ.

ત્યારે એ કોણ હતો?

એ પણ નામે તો વાઘલો હતો. આ ખૂનને ને એને કોઈ નિસ્બત નહોતી. છતાં એ ફાંસીને લાયક જ હતો. કારણ કે કોંગ્રેસની લડતમાં મુખીએ આપેલ રાજીનામા–ટાણે મુખીપણું લેનારો એ વાઘલો હતો. લાગનો જ હતો. દાઢી માગતી હતી! પુરાવા સજ્જડ હતા. ધારાશાસ્ત્રી બાહોશ હતા. નિર્દોષ ખૂની ઠર્યો. રાત્રિ દિવસ બની.

જન્મટીપ પામનાર વાઘલો તે બેશક સાચો ખૂની હતો. એનું એટલેથી પત્યું. છો પત્યું. એણે લડતને ધક્કો નહોતો પહોંચાડયો.

બાકીના પાંચ–આ કામમાં નિર્દોષ હતા તેથી શું થઈ ગયું! પાટણવાડિયા હતા, [illegible]

વડદલાના પાટીદારોએ આ સજાના સુનાવણી-દિને જાહેર ઉત્સવ કર્યો

૨

...ભાઈએ જ્યારે સાંભળ્યું કે જેલમાંથી છૂટી આવેલા રવિશંકર મહારાજે વડદલામાં આવીને આ સાત કેદીઓનો મામલો હાથમાં લીધો છે અને વરિષ્ઠ અદાલતમાં અપીલ કરાવવા તજવીજ ચલાવી છે, ત્યારે એના રોષનો પાર રહ્યો નહિ. મહારાજને પોતાને ઘેર બોલાવીને પોતે દમ ભીડ્યો કે 'કોળાંને હજુ વધુ બહેકાવવા નીકળ્યા છો શું?'

મહારાજ કહે કે '...ભાઈ! શું હું એ ફાંસીએ જવા બેઠેલાનાં નિરાધાર બૈરાંછોકરાંને દાણા પણ ન પહોંચાડું? એણે શો અપરાધ કર્યો છે?'

'એ કશું હું ના જાણું રવિશંકર. વડદલામાં આવવું હોય તો સીધા આવજો ને સીધા જજો. બીજી કશી પ્રવૃત્તિ કરવી હોય તો આવશો ના અહીં હું તમને કહી મૂકું છું.'

—ને ...ભાઈ જ્યારે આવું કંઈ કહે ત્યારે એનો ભયંકર મર્મ ન સહી શકે એવો બેમાથાળો માનવી કોઈ જનેતાએ જણ્યો નહોતો. રવિશંકર મહારાજ ...ભાઈને મેડેથી નીચે ઊતર્યા. એણે જોખમનો હિસાબ મૂકતાં એક પલ પણ ન લગાડી એના મનમાં પ્રતીતિ થઈ ચૂકી હતી કે સાતમાંથી છ નિર્દોષ છે, અને ફાંસીની ટીપવાળો વાઘલો જો લટકી પડે તો તો પૃથ્વી રસાતલ જાય.

ગાંધીજી તે વખતે ગુજરાતમાં હતા. એમની પાસે જઈને મહારાજે અથ-ઇતિ હકીકત જણાવી પૂછ્યું: 'બચાવની તજવીજ કરું?'

'જરૂર.' મહાત્માજીએ જવાબ વાળ્યો.

'પણ ઘણા પાટીદારો દુઃખ માનશે.'

'એ જોખમ તો આપણે ખેડવું જ રહ્યું.'

'પણ આ સાત જણા બીજા ગુના તો કરનારા જ છે.'

'એ આપણે જોવાનું નથી. આ કિસ્સામાં જો તેઓ નિર્દોષ હોય તો તેમને છોડાવવા તે આપણો ધર્મ છે. તમે જાઓ, તજવીજ કરો, જરૂર પડશે તો હું છેલ્લે મહારાજા ગાયકવાડને દયાયાચનાનો કાગળ લખીશ.'

૩

'અત્યા એઈ બામણ!'

સ્ટેશન બહાર ઊભેલા રવિશંકર મહારાજે પોતાની પાછળથી આવો અવાજ આવતાં પછવાડે જોયું. થોડે દૂર એક હથિયારધારી ઘોડેસવાર કરડી મુખમુદ્રા કરીને ઊંચા ઘોડા પર બેઠો હતો. સાથે બે ચકચકિત ધારિયાં-વાળા અંગરક્ષકો હતા: આ તો ......ભાઈ! શું મને બોલાવે છે?—આવા શબ્દે? મહારાજને આશ્ચર્ય થયું. ત્યાં તો ઘોડેસવાર ...ભાઈએ આજ્ઞા કરી. 'અહીં આવ અહીં.'

પાસે જઈને મહારાજે કહ્યું: 'કેમ ...ભાઈ! શું કહો છો, કહો.'

'કેમ, પેલા કોળાઓને છોડાવી લાવે છે ને?'

'તજવીજ કરું છું જ...તો.'

'તાકીદ કરજે. સયાજીરાવ મહારાજની કને પણ પહોંચજે. પાછા મહારાજા વિલાયત ચાલ્યા જવાના!'

'એ પણ ગોઠવણ થઈ ગઈ છે ...ભાઈ!'

ઉપરાઉપરી આવા ઠંડા જવાબોથી ઉશ્કેરાઈ ગયેલા ...ભાઈથી પછી જ્યારે અનુચિત દમદાટી ઉચારાઇ ગઈ ત્યારે મહારાજે હસીને સંભળાવ્યું—

'જુઓ ...ભાઈ, તમારી અને મારી સ્થિતિ વચ્ચેનો ભેદ તો જુઓ! તમે હથિયારો બાંધીને ફરો છો, મારા હાથમાં તો લાકડી પણ નથી. તમે મોતથી પલપલ ડરતા આ રિવૉલ્વર, ઘોડો ને આ રક્ષકો રાખી ફરો છો, ત્યારે હું તો રાત ને દિવસ એક પણ સાથી વગરનો ચાલું છું. તમને ભય ને ફફડાટ છે, મને લેશ પણ નથી. મારી સરખામણીમાં તમારી દશા કેટલી દયાજનક છે તે તો વિચારો! અને બીજી એક વાત તમારા ધ્યાનમાં ન હોય તો ધ્યાન પર મૂકું. તમે જો ભૂલેચૂકેય મારા પર કદી હાથ ઉપાડ્યો છે ને, તો તે દા'ડે આ તમારા બે રક્ષકો શું કરશે—જાણો છો? એ કોણ છે તે તો જુઓ! પાટણવાડિયા છે. મારા છે. મારા પર હલ્લો થયે એ જોઈ નહિ રહે. એ તો મને રક્ષવા દોડશે, ...ભાઈ! વિચાર કરો, મને ન ડરાવો, તમારી નિરાધારતાને વિચારો.'

લેવાઈ ગયેલ...ભાઈ આ શબ્દોનો જવાબ આપ્યા વગર ઘોડો હંકારી ગયા, પણ આ ...ભાઈ એ તો એમના તમામ જાતભાઈઓમાં ભભૂકેલા પ્રકોપની એક પ્રતિનિધિ મૂર્તિ હતા. બીજા એક ગામમાં મહારાજ પાટીદારોના ચોરા પાસે થઈને નીકળેલા. એક પાટીદાર ખુન્નસભેર એમના પર ધસી ગયો, એના હુમલાની મહારાજે શાંતિથી બરદાસ્ત કરી. બીજાઓ વચ્ચે પડી હુમલો કરનારને ઠપકો દેતા ખેંચી ગયા ત્યારે મહારાજે કહ્યું: 'એને શીદ વારો છો? એને એનો ગુસ્સો મારા પર ઠાલવી

લેવા દો, એને મારું આચરણ અઘટિત લાગે છે, તો મને દંડવાનો એને હક્ક છે.'

બીજા અનેક સારા સારા લોકોએ કહ્યું : 'તમે ! તમે મહારાજ કેમ આમાં પડો છો ? નીકળી જાવ. આ તો કૉંગ્રેસશત્રુ પાટણવાડિયા છે; નત્યના ચોર-ડાકુ છે. આવું ભયંકર ખૂન કરનારા છે. એને શીદ બચાવવા ફરો છો ?'

મહારાજ જવાબ દેતા કે, 'તમારા કોઈ સ્વજન પર આવું સંકટ આવ્યું હોત અને આવી સજા થઈ હોત તો તમે એને છોડાવવા જાત કે નહિ? તેમ આ પણ ગમે તેવા પણ મારાં સ્વજનો છે. હું એમનો બચાવ કર્યા વિના રહી ન શકું.'

૪

વરિષ્ઠ અદાલતમાં અપીલ ચાલવાનો દિવસ ધીરે ધીરે નજીક આવતો હતો. વકીલો રોકવામાં આવ્યા હતા. બચાવના મુદ્દા પકડાતા હતા. વડોદરાના વકીલ-મંડળમાં, અધિકારી-મંડળમાં, પ્રજાનાં મંડળોમાં આ નિર્દોષો પર રચાયેલું કૌભાંડ જબરું મંથન જગાવી રહ્યું હતું. તે વખતે ગુજરાતમાં બેઠા બેઠા મહાત્માજી લડત વખતની ખાલસા જમીનો પાછી મેળવવાના પ્રયત્નો કરતા હતા. સરકાર પાસેથી એ જમીનો રાખી લેનારાઓની નામાવલિમાં છેવટે એક નામ નજરે ચડ્યું: વડદલાનો પાટણવાડયો વાઘલો.

'આ શું એ જ વાઘલો, કે જેને ફાંસીની ટીપ પડી છે ?'

'હા, એ જ.'

'ત્યારે રવિશંકર મહારાજ !' મહાદેવભાઈ બોલ્યા. 'તમે એની કને જશો ? એ રાજીખુશીથી જમીન પાછી આપે છે એવું લખાવી લાવશો ?'

'અત્યારે ! ! !' મહારાજનો શ્વાસ ઊંડો ઊતર્યો.

પાટીદારની જમીન : પાટણવાડિયે રાખેલી: રાખનારને મોતના મુખમાં ધકેલ્યો છે: ધકેલનારાઓને એ જમીન પાછી આપે એવું કહેવા અત્યારે જવું ?

'હા, અત્યારે.' કહીને મહાદેવભાઈએ મહારાજના હાથમાં એક મુસદ્દો લખીને મૂકયો, કહ્યું, 'આ કાગળ પર એ માણસની સહી લાવો. નીચે જેલ-ઉપરીનો 'મારી હાજરીમાં' એવો શેરો કરાવી લાવો.'

કસણી અતિ આકરી હતી. પગ ઊપડવા મુશ્કેલ હતાં. અગાઉ અનેક પ્રસંગે વડોદરાને માર્ગે ફાળો ભરતા હતા તે બે પગ આ મુસાફરીમાં થથરી રહ્યા. ને વડોદરાની વડી જેલની અંધારી ફાંસી-ખોલીનાં બારણાં જ્યારે ઊઘડી પડયાં ત્યારે મહારાજે પોતાની સમક્ષ જોયાં-બે માનવપ્રેતો: બે વાઘલા : દાઢાં વધેલાં, આંખો મોતના ઓળા દેખતી—જાણે આ દ્વાર ફાંસીને માચડે લઈ જવા માટે જ ઊઘડયાં છે.

'વાઘલા !' મહારાજે પોતે અપીલ કરાવી છે ને બચાવના યત્નો ચલાવી રહ્યા છે તેની વાત નહિ પણ આ વાત કરી: 'વાઘલા ! ગાંધીજીએ તને સંદેશો મોકલ્યો છે. પેલી લડતવાળી જમીન તું પાછી આપે ખરો ?'

'હોવે મહારાજ !' ફાંસીવાળો વાઘલો બોલ્યો. 'ભલે, ગાંધીજીને એ જમીન હું પાછી આલું છું. લાવો સહી કરી આલું. મારે હવે જમીનને શું કરવી છે ?'

જેલ-ઉપરીની સાક્ષીએ વાઘલે કબૂલાતનામું આપ્યું. ને પછી એણે કહ્યું: 'પણ મહારાજ ! ગાંધીજીને કહેશો ? એ અમને આશિષો ના આલે ! અમે તો હવે આ હીંડયા. અમે ગાંધીજીના દોષો કર્યા તેની તો અમને, આ જુઓને, વિના અપરાધે શિક્ષા મળી ગઈ છે. હવે એ અમને માફી આપીને અમને આશીર્વાદ ના આલે ? હેં મહારાજ ! તમે કહેશો ગાંધીજીને ?'

'વાઘલા !' મહારાજ માંડ બોલી શકયા. 'હું કહીશ; ને એ આલશે આશિષો.'

વધુ વાર મહારાજથી ત્યાં ન ઉભાયું. એમની પીઠ ફરી, એટલે ડૂબેલી ચીજ પર પાણી ફરી વળે તેમ ફાંસી-ખોલીની અંધારીનાં બારણાં બિડાઈ ગયાં.

૫

વડોદરાની વરિષ્ઠ અદાલતમાં અંતિમ નિર્ણયનો દિવસ ઊગ્યો. વકીલો સાથે મહારાજ હાજર હતા અને મહારાજની સાથે કેદીઓનાં સગાંઓ વડદલેથી આવીને બેઠાં હતાં. સાતે કેદીઓ કારાગૃહમાં હતા. તેમનો બચાવ થઈ રહ્યો છે તેની તેમને ખબર નહોતી, ખેવના નહોતી, આશા નહોતી. વાઘલો ફાંસીની ટીપવાળો, કોઈ પણ પલે આ અંધારીનું બારણું ઊઘડશે અને મોતની અનંત અંધારીનાં કમાડ પાછળ પોતે ધકેલાઈ જશે તેની રાહ જોતો; કોઈનાંયે પગલાં પ્રત્યે કાન માંડી બેઠો હતો.

અદાલતમાં સાંજ પડી. દલીલો પૂરી થઈ ગઈ. ન્યાયકર્તાઓ ઊઠીને ચેમ્બરમાં ચાલ્યા ગયા. કેદીઓનાં

સગાંઓ મહારાજની સામે મીટ માંડીને ઊભાં હતાં. મહારાજ ન્યાયમૂર્તિઓની ચેમ્બર સામે આંખો ચોડી ઊભા હતા. ક્ષણો પછી મિનિટો દોડતી હતી. ઘડિયાળના કાંટા સ્થિતપ્રજ્ઞોની અદાથી ચક્રાવો લેતા હતા. ચેમ્બર તરફથી કોઈ ફરકયુ નહિ.

આખરે મહારાજે કેદીઓનાં સગાંઓને કહ્યું: 'તમારૂ ગાડીનો વખત થઈ ગયો છે. જાવ.'

એનો અર્થ એક જ હતો: આશા નથી આંહી રહેવું નકામુ છે.

સગાંઓએ વિદાય લીધી. વણસુણ્યોયે ફેંસલો સુણી લીધો. ગાડી પકડીને તેમણે વડદલાની વાટ લીધી.

તે પછી તુરત જ વકીલે આવીને મહારાજને કહ્યું: 'ફેંસલો લખાઈ ગયો છે. સહીઓ થઈ ગઈ છે. સાતે નિર્દોષ ઠર્યા છે.'

વધુ વાટ જોયા વગર, પૂછપરછ કર્યા વગર, મહારાજે દોટ કાઢી—વડી જેલ તરફ. ઉપરીને જઈ કહે કે 'મને એ સાતેને મળવા દો.'

'પણ હજુ હુકમ આવ્યો નથી.'

'હુકમ આવશે, પણ હું રાહ જોઈ શકીશ નહિ. ભલા થઈને મળવા દો. હું એમને જલદી ખબર દઈ દઉં.'

જેલ-ઉપરીની કચેરીમાં સાતે કેદીઓ હારબંધ ઊભા રહ્યા. તેમનાં મોઢાં પર પ્રાણ નહોતા. લોહી થીજી ગયાં હતાં. આંખો માત્ર જાણે જૂઠેજૂઠું તાકી રહી હતી. દેવતા જાણે એમાં હતો જ નહિ.

સાતે મોઢાં ઉપર થોડી વાર નજર લીંપ્યા પછી, જરાકે ઉશ્કેરાટ વગર મહારાજે શાંતિમય શબ્દો સંભળાવ્યા:

'તમે સાતે જણ નિર્દોષ ઠર્યા છો.'

થોડીવાર તો સાતે શરીર ન હલ્યાં—ન ચલ્યાં કે ન બોલ્યાં, ન દૃષ્ટિ ફેરવી, ન હોઠના ખૂણા પણ હલાવ્યા. પછી સાતે જણ એકી સાથે—કોઈ યંત્રની કળ ફરે ને સાત પૂતળાં પડે તે રીતે-મહારાજના પગમાં ભૂ...સ દઈને એકસામટાં પડી ગયાં.

સાતમાંથી એકના મોંમાંથી પણ ઉચ્ચાર સરખોય સર્યો નહિ.

મહારાજ ઊઠયા. હજુ કેમ હુકમ આવી પહોંચ્યો ? હું જાઉં, લઈ આવું, એમ કરતા ફરી પાછા

સવાર મળ્યો. હાથમાં કાગળ હતો. બોલી ઊઠયો: 'મુક્તિનો હુકમ છે. જેલે લઈ જાઉં છું.'

મહારાજ ઊભા રહ્યા.

સાઈકલવાળો કહે, 'મને કંઈ રાજી નહિ કરો ?'

મહારાજનો હાથ હોંશે હોંશે પોતાની બંડીના ગજવામાં ગયો.

હાથમાં આવ્યા : ફક્ત બે પૈસા !

પહેલી જ વાર પોતાની અપરિગ્રહી વ્રતદશા એ ભિખારીને અકારી લાગી. અરેરે! આજે ગજવામાં દસ રૂપિયા હોત તોયે આપી દેત ! નીકળ્યાં ફક્ત બે કાવડિયાં.

'લે ભાઈ! વધુ તો કશું જ નથી.'

મહારાજનો એ બે કાવડિયાંવાળો હાથ હવામાં *ઝંખવાયેલો જ રહ્યો, મોં ફીકું રહ્યું, સાઈકલવાળો પેડલ* મારીને ઝડપે જેલ તરફ ચાલી નીકળ્યો. ખસિયાણો હાથ ગજવામાં પાછો ગયો. બે પૈસા પાછા પડયા ને લજ્જિત પગ પાછા જેલ તરફ વળ્યા.

૬

વળતા દિવસની બપોરવેળાએ એક પાંચેક વર્ષનો બાળક, વડદલા ગામના મારગ-કાંઠા પરના એક ખેતરમાં ઊભો હતો. એને ઘેરે, વડોદરા જઈને કાકા વગેરે હજુ સવારે જ પાછા આવ્યા હતા. તેમણે માને કોણ જાણે શીયે વાતો કરી તે મા બોર બોર જેવડાં આંસુડે રડી હતી. રુદનભર્યા ઘરમાં અકળાઈને એ બહાર નીકળ્યો હતો ત્યારે વળી કોઈએ એને કહ્યું હતું કે તારો બાપો તો હવે નહિ આવવાનો ! એને તો ભગવાનને ઘેર લઈ ગયા હશે આજે સવારે ! એવું એવું એને ન ગમ્યું તેથી એ ખેતરે આવ્યો હતો; અને ઘણું કરીને તો બાપો ભગવાનને ઘેર જતો જતો ગામ બાથેના આભમાં નીકળશે એ વિચારે વાટ જોતો ઊભો હતો. તે વખતે એણે મારગ પર પગરવ સાંભળ્યો. એની નજર ખેંચાઈ. આઠ જણા ચાલ્યા આવે છે. કોણ હશે ? નજીક આવ્યા—નજીક—હજુ નજીક—ને વધુ નજીક. છેક જ નજીક. જોયા. ઓળખ્યા. એકને તો પૂરેપૂરો ઓળખ્યો. ઓળખ્યા છતાં એ પાસે આવવાને બદલે ફાળભર્યો, આશ્ચર્યભર્યો, હર્ષભર્યો-કે શું જે જોયું તે સાચું હોઈ શકે નહિ એવી લાગણીભર્યો !—એ ગામ તરફ, ઘર તરફ, માની પાસે મૂઠીઓ વાળીને દોડયો—એકશ્વાસે દોડયો.

મહારાજ આશ્ચર્ય પામ્યા: 'પેલો છોકરો કેમ

આઠ જણમાંથી એક કહે: 'મારો છોકરો છે.'

એ કહેનારો ફાંસીની દોરીએથી પાછો વળેલો વાઘલો હતો.

ન બાપ દીકરાને બોલાવી શક્યો, ન દીકરો બાપને. હજુ ખાતરી નહોતી થઈ કે, આ નવું બન્યું તે સાચું છે.

ભાગોળે આવતાં સાતમાંથી એક બોલ્યો: 'હવે તો અહીં ભાગોળે જ મોદો (પાથરણાં–બૂંગણ) પથરાવીએ, અહીં જ બેસીને મીઠાઈ જમીએ.'

'શું છે તે!' મહારાજ બોલી ઊઠયા. 'શું એવું પરાક્રમ કરીને આયા છો' લ્યા, તે અહીં જલસો કરવો છે? ખબરદાર કોઈ બહાર પણ નીકળ્યા છો તો! હું કહું તે એક જ ઠેકાણે સાતેએ ઘર વાસીને બેઠા રહેવાનું છે. જો ચાલ્યા છે મોટા ઉત્સવ કરવા!'

મહારાજને સમજ પડી ગઈ હતી. સાતેને સાચી-ખોટી સજા કરાવીને તે દિવસ પાટીદારોએ કંસાર રાંધ્યો હતો, તેનો યથાયોગ્ય બદલો પાટણવાડિયા આજે લેવા માગતા હતા! એ ન થવા દીધું. એ બહેકાટ દબાવી દીધો. બધાને એક ઘરમાં બેસારી રાખ્યા.

૭

'ચાલો સાતે જણા મારી જોડે.'

'ક્યાં મહારાજ?'

'...ભાઈ કને.'

'ચ્યમ?'

'આપણે બધાએ એમની માફી માગવાની છે.'

સાંભળીને પાટણવાડિયા કાળા પડી ગયા. બોલ્યા:

'માફી? ઊલટાંની એમની માફી? આટઆટલી અમને વિતાવ્યા પછી ઉપર જતે માફી?'

'હા.'

'અમારાં માથાં કપાય છે.'

'છો કપાતાં. હું કહું છું ચાલો.'

'ભલે, તમે જ્યાં કહો ત્યાં આવીએ.'

સાતેને લઈને રવિશંકર મહારાજ ...ભાઈને મેડે ચડયા. મહિનાઓ વીત્યા હતા. વૈરનો અગ્નિ ઓલવવાનું ટાણું ક્યારે આવે એની પોતે રાહ જોતા હતા. બોરસદથી દરબારશ્રી ગોપાળદાસને તેડાવી હાજર રખાવ્યા હતા. મેડા પર જઈને મહારાજ ઊભા રહ્યા અને તેની જોડે જ્યારે એ જ સાત બચી આવેલા પાટણવાડિયા જોયા, એટલે ...ભાઈ મોં ફેરવીને આડું જોઈ ગયા.

'...ભાઇ!' મહારાજે કહ્યું. 'મારો કંઇ વાંક હોય તો હું તમારી માફી માગું છું. ને આ બધા પણ માફી માગે છે.'

જવાબમાં ...ભાઈએ હરફ તો ન કાઢ્યો, સામે પણ ન જોયું. થોડીવાર વાટ જોઈને આઠે જણ નીચે ઊતરી ગયા.

તે પછી એક દિવસ મહીસાગર–કાંઠાનાં કોતરોમાં રવિશંકર મહારાજ એકલા ચાલ્યા જતા હતા. એમાં છેટેથી રીડિયા થયા. 'એ ઊભા રહો, ઊભા રહો.' બે આદમી દોડયા આવે છે. મહારાજ થંભ્યા. બેઉ હથિયારબંધ પાટણવાડિયા આવી પહોંચ્યા. એમાંથી એકે પોતાના માથા પરથી ફાળિયું ભોંય પર નાખ્યું ને મહારાજને કહ્યું: 'મહારાજ, આના પર બેસો.'

'શું છે અલ્યા! કહે ને.'

'પછી કહું, એકવાર તમે આના પર બેસો. વાત કહેવી છે.'

'બોલ, શી વાત છે?' બેસતાં બેસતાં મહારાજે ઓળખ્યો. ગુનો કરીને નાસતો ફરતો જુવાન હતો. પાછળ વૉરંટ હતું.

'વાત એ છે કે અમે પેલાનું ડોકું ઉડાવી દઇશું.' જુવાન ઉશ્કેરાઈને બોલ્યો.

'કોનું ડોકું!'

'પેલા ...ભાઈનું–વડદલાવાળાનું.'

'શાથી?'

'એ ગાળો ભાંડે છે.'

'કોને?'

'તમને. મારાથી એ નહિ સહેવાય. અમારા સાંભળતાં તમને ગાળો ભાંડે છે. ડોકું ઉડાવી દઇશું.'

'લે બેસ! બેસ! ડોકું ઉડાવવાવાળો ના જોયો હોય તો! મને ગાળો ભાંડે તેમાં તારું શું ગયું? છો ભાંડતો. ને તું તો માથે ગુનો લઈને ભમી રહ્યો છે! તું મારી પાસે રજૂ થયો છે? જા, જા, ગાંડિયા! એવું કંઈ કરવાનું નથી.'

પછી મહારાજ વડદલે ...ભાઈ પાસે ગયા. કહ્યું: '...ભાઈ! એક જ વાત કહેવા આવ્યો છું. એકાંતે તું મને ભાંડવી હોય એટલી ગાળો ભાંડી લે. હું એક શબ્દ પણ નહિ બોલું. પણ તું મને બહાર ગાળો ન દેતો ભલો થઇને. આ પાટણવાડિયા ઉશ્કેરાય છે, ને તને વખતે ઈજા કરી બેસશે.'

# એ મરી ગયો ત્યારે-

લે : જિતુભાઇ પ્ર. મહેતા

[એ મરી ગયો ત્યારે એની બાજુમાં ફુવારો આછું આછું રુદન કરતો પાણીની શેડ ઉડાડતો હતો. એ મરી ગયો ત્યારે ઝુમ્મરના કાચે એના ઉપર સોનેરી કિરણોનો દુશાલો ઓઢાડી દીધો. એ મરી ગયો ત્યારે ધૂપદાનીએ ધૂપ ઉડાડીને એના દેહ આસપાસ આંટા મારી લીધા. એ મરી ગયો ત્યારે એની સાથે મોગલ જમાનો મરી ગયો. એનો જનાજો નીકળ્યો મોગલ બાદશાહ તરીકે નહિ પણ મહિને ચાલીસ રૂપિયાનો પગાર મેળવતા નોકર તરીકે. ભૂતકાળમાં જીવનારો આદમી ભૂતકાળ બનીને ચાલ્યો ગયો.]

ફુવારો અત્યારે ઊડતો નહોતો. સોટા જેવાં ઝાડ અત્યારે અવાજ કરતાં નહોતાં. આરસના બાંકડા કોઈને એના ટાઢાબોળ ખોળા પર અત્યારે રમાડતા નહોતા. નાના નાના કુંડની અંદર લાલ માછલી આંટા મારતી નહોતી. મોગલાઇ ઇમારત ઊભી હતી, માણસભૂખી મોગલાઈ ઇમારત ઊભી હતી–ફિલ્મ સ્ટુડિયોનો વિશાળ ભાગ રોકીને.

ઇતિહાસ તો એ ઇમારતમાંથી ક્યારનો ય નીકળી ગયો હતો. જતાં જતાં ઇતિહાસે એનાં ચિહ્નો પાછળ રાખી દીધાં હતાં. ભીંતો પર જડાયેલાં રતન રાખી દીધાં હતાં. છત હેઠળ ઝૂલતાં ઝુમ્મરો રાખી દીધાં હતાં.

ઝુમ્મરની અંદરની બત્તી ઓલવાઈ ત્યારે હજારો કિરણોને ખેંચી લઈને જ્યોત ચાલી જાય એમ મોગલાઇ યુગની જ્યોત ચાલી ગઇ હતી. પણ એ જ્યોતની હાંડીઓ પાછળ રહી ગઇ હતી.

સુનેરી પંખી મરી જાય પછી એની અંદર મસાલો ભરી એને રાખી મૂકવામાં આવે છે. એ મસાલાથી સચવાયેલું પંખી આંખને રોકે છે પણ મરેલ રૂપ આંખને બરાબર સમજાઈ જાય છે. પીંછાનો રંગ એ પંખી પર પડેલો રહે છે પણ મરેલો રંગ જીવનની લાલી આપી શકતો નથી.

મસાલો ભરીને સાચવી રાખવામાં આવતા પંખીની જેમ સુનેરી ભૂતકાળ આ ફિલ્મ સ્ટુડિયોની અંદર મૂકી રાખવામાં આવ્યો હતો.

અત્યારે તો એ આખો 'સેટ' નવરો પડયો હતો. ફિલ્મનું કામકાજ ચાલતું નહોતું. મોગલાઈ જમાનાનું ચિત્ર ત્યાં સજીવન થતું હતું.

નટનટીઓ એ 'સેટ'માં કામ કરી ચાલ્યાં જતાં હતાં. દિગ્દર્શકો, છબીકારો એ ઇમારત પર કારીગીરી કરી ચાલ્યા જતા હતા.

પણ એ 'સેટ'નો સાચવનારો જણ એકલો પડતો ત્યારે એને એ મોગલાઈ જમાનો વળગી પડતો. એ બગીચો, એ ફુવારો, એ બાંકડો, એ સામગ્રી એ માણસને ભૂતકાળમાં જ લઈ જતાં અને એને એમ લાગતું જ કે એ આજના જમાનામાં જીવતો નહોતો.

એનું હુલામણું નામ પણ 'બાદશાહ' હતું. સ્ટુડિયોમાં સૌ એને બાદશાહ કહી બોલાવતા. આ બાદશાહને દર મહિને ચાલીસ રૂપિયા મળતા. એના શીર પર પળિયાં આવી ગયાં હતાં. દિલ્હી, ફત્તેપુર સીક્રી, આગ્રા, જયપુર, લકનૌ–એ સ્થળોમાં જ એ બાદશાહનો જુવાનીનો કાળ ગયો હતો. એ પોતે પણ ભૂતકાળનો જ એક માનવી હતો, એને વર્તમાન સાથે જરાય બનતું નહોતું.

મોગલાઈ ઇમારતો વચ્ચે એ ઊછર્યો હતો. નાનો હતો ત્યારે ફત્તેપુર સીક્રીના પાણા પર એ બેસી રહેતો. મિનારાઓ પર એની આંખ લાગેલી રહેતી. દિલ્હીમાં એ આવ્યો ત્યારે દીવાનેખાસ અને દીવાનેઆમ એની નજર ઝૂંટવી લેતા. એ ભીંતો પર જડાયેલાં રતનની ખાલી પડેલી જગ્યા એની આંખને રોકી રાખતી.

આગ્રાનો તાજમહાલ એને સપનામાં આવતો. કુતુબમિનાર એની કલ્પનાને હલાવી નાખતો. નાનપણથી જ એ આ ઇમારત સાથે મળેલો હતો, એની લાગણી એ ઐતિહાસિક પાણાઓ પર અફળાઈ હતી. એને એમ લાગતું કે મોગલાઈ ભલે ગઈ પણ એના એકના દિલમાં તો મોગલાઈ જરૂર રોકાઈ રહી હતી.

પણ એની જિંદગી જુદી જાતની હતી. મોગલોની એ ઇમારતથી આંખ ઠરતી પણ પેટ ઠરતું નહિ એટલે એને નવીનોખી નોકરી કરવી પડતી.

એણે નોકરી કરી, વરસો લગી નોકરી કરી પણ એના મનમાં એ કોઇનો નોકર નહોતો. એ નોકર હતો, ભૂતકાળનો મોગલાઈ જમાનાનો.

એના ઉમળકાની એ ઇમારતો ઉપર કેટલીયે સાલોના તડકા છાંયા પડયા એના વાળ ધોળા થવા લાગ્યા. પણ એનો ઇમારત સાથેનો નેહ છૂટયો નહિ. એણે એ ઇમારતોની ચોકી કરવાની નોકરી કરી. વરસો લગી કરી.

એક દિવસ એક ચિત્રસંસ્થાની ટૂકડી એક ઐતિહાસિક ચિત્ર લેવા માટે એ ઇમારતોની વચ્ચે ઊતરી પડી.

મોગલ જમાનાની કથા હતી. છબી-કારે કેમેરામાં એ ઇમારતો ઝડપવા માંડી ને ત્યાં એ ચોકીદાર નજરે પડયો. તરત જ છબીકારે કહ્યું.

'આ માણસને આપણે મુંબઈ લઈ જવો જોઇએ. એ આવાં ચિત્રો માટે કામનો છે.'

એના કાનમાં એ વાત કહેવામાં આવી. એણે ના પાડી. પછી એને સમજાવવામાં આવ્યું કે મુંબઈમાં પણ એને ઇમારતની ચોકી કરવાની છે; આનાકાની પછી એ મુંબ-ઈની ફિલ્મ સ્ટુડિયોમાં આવ્યો. એણે મોગલોની ઈમારતો સંઘરનારા સેટની ચોકી કરવા માંડી અને એને સૌ બાદશાહ તરીકે ઓળખવા લાગ્યા.

નટનટીઓને નવાઇ લાગી કે બાદશાહ ખરેખર જૂના જમાનામાં જ જીવતો હતો. ઈમારતની ઇન્સાન ઉપર આટલી મોટી અસર? નટનટીઓએ ઇમારત વચ્ચે કામ કરતાં, ભૂમિકા ભજવતાં, મોગલાઈ પાથરતાં પણ તેમનામાં બાદશાહ જેટલો એ જમાના માટેનો ઉમળકો જાગતો નહોતો.

માસિક ચાળીસ રૂપિયાનો પગાર-દાર બાદશાહ પોતાના ખર્ચે લોબાન લાવતો અને ધૂપના ગોટા ઉડાડી એ એના મિજાજને ઠીક કરતો. ઝાઝું બોલવાની એને આદત નહોતી.

'સેટમાં જ્યારે કામ ચાલતું હોય ત્યારે બાદશાહ કોઇ ખૂણામાં બેસી રહેતો; ફિલ્મનું શુટીંગ પૂરું થતું અને બાદશાહના કબજામાં ઇમારત સોંપવામાં આવતી પછી એ જરા ખીલતો.

કોઇવાર એ કહેતો.

ભીંત ને પાણા, ફુવારા ને ફરસી, એની હારે આટલી મુહબ્બત? તમને એમાં કાંઈ આપણ ગમશે નહિ ?'

એમ કહી એ સેટમાં અદ્રશ્ય થઇ જતો. બાદશાહ એકલો પડતો ત્યારે એને મોગલ જમાનાનો સહવાસ મળી જતો.

ફુવારા આગળની પાળ પર એ કલાકો લગી પડી રહેતો. કોઇ વાર ત્યાં એ નિંદર પણ ખેંચી લેતો. કથા લખનારાઓએ એને ઘણી વાતો પૂછી પણ બાદશાહ કોઈ વાત બરાબર સમજાવી શકયો નહિ.

એક શાયરે બાદશાહને પૂછયું.

'તમને શેના સપનાં આવે છે?'

બાદશાહની આંખની અંદર એવી રોશની ઝબકી ને ઓલવાઈ ગઈ કે શાયરને પછી વધુ પૂછવામાં સારું ન લાગ્યો.

બાદશાહ ઉપર સૌ કોઇ ખુશ હતું; એને ફૂલનો ગજબ શોખ એટલે એને કોઈ ને કોઇ ફૂલ લાવી આપતું. બાદશાહને જ્યારે એનો મનપસંદ મોગરો મળતો ત્યારે એના ઘરની અંદર ઘોડિયું બંધાયું હોય એવો આનંદ એને થતો.

બાદશાહની સાથે રહેવા માટે કોઈને મરજી થતી પણ બાદશાહ ચોખ્ખી ના પાડતો. એને તો એકલા જ સેટમાં પડયા રહેવાનું ગમતું.

સાંજ પછી બાદશાહ એની આંખમાં સુરમો આંજતો, એના જાકી-ટના એક ખીસામાં અત્તરની શીશી રહેતી એના પરથી એ ફાંયો બના-વતો અને એના કાનમાં ફાંયો જઈ બેસતો.

'હું નોકરી કરીશ આ ઇમા-રતની, તમારી કોઇની નહિ.'

મોગલ જમાનાને રોકી રાખ-નારા નવા કોઇના 'સેટ' ઊભા કર-વામાં આવતાં. બાદશાહ એની ચોકી કર્યા જ કરતો. પણ મોગલ જમા-નાનું એ ચિત્ર પૂરું થવા આવ્યું.

છેલ્લો સેટ ઊભો કરવામાં આવ્યો, એની અંદર રોશનીની પાટોની પાટો પાથરવામાં આવી, એમાં નટનટીઓના અવાજો ગાજયા, એની અંદર સંગીત જામ્યું, એની અંદર બગીચો ખીલ્યો, એની અંદર ઝુમ્મરો ઝૂલ્યાં, એની અંદર દિગ્દર્શનની કલા ઝબકી, એની અંદર ઇતિહાસ જાગ્યો અને એ ઇતિ હાસને આટોપવાનો હુકમ થઈ ગયો.

એ છેલ્લો 'સેટ' ઉકલી ગયો. ફુવારા ખોદી નાખવામાં આવ્યા, આરસપાણને આઘું કરવામાં આવ્યું. ઝુમ્મરોને ઓરડાની અંદર સંઘરી રાખવામાં આવ્યાં. ચંદ્રમાના ગોળ ગોળાને દૂર કરવામાં આવ્યો.

બાદશાહની સામે મોગલાઈ જમા-નાનું નાટક ભજવાઇ ગયું. બીજા-ઓને એ 'નાટક' જેવું લાગ્યું; બાદ-શાહને એ ખરું જીવન લાગ્યું.

અને પછી તો સમાજિક ચિત્રનો 'સેટ' ઊભો કરવામાં આવ્યો.

સ્ટુડિયાનું આખું વાતાવરણ ફરી ગયું. આધુનિક જમાનો આવી ગયો, આજનાં નરનારીઓ ચળકી રહ્યાં.

બાદશાહને આ નરનારીઓ કેમ વિચિત્ર લાગ્યાં? પરદેશી જેવાં કેમ લાગ્યાં?બાદશાહ સમજી શકયા નહિ.

એને આધુનિક ઘરની ઈમારત 'દિલ' વિનાની લાગી. બધું સપાટ હતું. નકશી નહોતી, બાગબગીચા નહોતા, ધૂપદાની નહોતી; હતું માત્ર રાચરચીલું.

ભૂતકાળનો આ માનવી વર્ત-માનને આંખ અંદર રોકી રાખી શકયો નહિ

શરબતની પ્યાલીને બદલે 'સેટ'માં સૌ કોઈ ચહા પીતું હતું. પ્રસંગની અંદર બધાં ચહા પીતાં હતાં, શરબતની પ્યાલી અને ચહાનો કાચનો પ્યાલો–એ બેમાંથી બાદશાહને પ્યાલી જ પ્યારી લાગી.

હોઠ ભલેને ન એને અડકતા તોય પ્યાલી આંખ સાથે મધુર રમત કરી આપતી. બાદશાહને આજની સામગ્રી વધુ ને વધુ ઘાટ વિનાની લાગવા માંડી.

એને એવો વિચાર આવી ગયો કે જે ઈમારતોમાં ઘાટ નહોતો, જે સામગ્રીમાં રૂપ નહોતું, એ ઈમારત અને એ સામગ્રી વચ્ચે જીવનારાં નરનારીઓ કેવાં હશે?

બાદશાહને આધુનિક 'સેટ'ની ચોકી કરવાનું કામ મળ્યું પણ એને એ સેટ બંદીખાના જેવો લાગ્યો. એને લાગ્યું કે એના પર કોઈ કબર ચણી રહ્યું હતું.

દિવસો ગયા, 'સેટ'માં કામ ચાલતું જ રહ્યું. બાદશાહ મૂંગો મૂંગો ચોકી કરતો રહ્યો.

ફરી ત્યાં મોગલ જમાનાની કથા જાગવા માટે આવી. ફરી મોગલ જમાનાની ઈમારત ઊભી કરવામાં આવી. અને એ 'સેટ'ની ચોકી કરવા માટે ફરી બાદશાહ એની અંદર અદૃશ્ય થવા લાગ્યો.

એક દિવસ એને ખાંસી આવી, એની છાતી દુઃખવા આવી. પણ બોલવાની એને ટેવ જ નહોતી.

એક રાતે મોગલ જમાનાના સેટની અંદર બાદશાહનું મોટી ઉમ્મરને કારણે હૃદય બંધ થઈ ગયું.

એ જીવ્યો હતો મોગલાઈ ઈમારતો વચ્ચે; એ મરી ગયો મોગલાઈ

એ મરી ગયો ત્યારે એની બાજુમાં ફુવારો આખું આખું રુદન કરતો પાણીની શેડ ઉડાડતો હતો.

એ મરી ગયો ત્યારે ઘુમ્મટના કાચે બાદશાહ ઉપર સોનેરી કિરણોનો દુશાલો ઓઢાડી દીધો.

એ મરી ગયો ત્યારે ધૂપદાનીએ ધૂપ ઉડાડીને બાદશાહના દેહ આસપાસ આંટા મારી લીધા.

એ મરી ગયો ત્યારે એની સાથે મોગલ જમાનો મરી ગયો.

એનો જનાજો નીકળ્યો. મોગલ બાદશાહ તરીકે નહિ પણ મહિને ચાળીસ રૂપિયાનો પગાર મેળવતા નોકર તરીકે.

ભૂતકાળમાં જીવનારો આદમી ભૂતકાળ બનીને ચાલ્યો ગયો.

અને બીજા દિવસની રાત પડી ત્યારે એ સેટમાં ફિલ્મનું શુટીંગ શરૂ કરવામાં આવ્યું.

રોશની દોડી આવી. મોગલો ઝબક્યા.- દિગ્દર્શક એનાં પાત્રોને ઈતિહાસ સમજાવવા માંડ્યો.

એ વખતે એક ધૂપદાની બળતી હતી, એ ધૂપદાની પાસે મુખ્ય નટી બેસીને આંસુ સારતી હતી.

દિગ્દર્શકે એ નટીને કેમેરા સામે આવવાનું કહ્યું. નટીએ કહ્યું.

"હમણાં આવું છું."

ફુવારાઓને ઉડાડવાનો સાદ દેવાંમાં આવ્યો. ફુવારામાંથી વછૂટેલાં પાણી નટીના ગાલ સુધી ઊડી આવ્યાં.

નટીને લાગ્યું કે એની આંખનાં આંસુની ખબર ન પડે એ માટે બાદશાહની ઊર્મિએ આંસુનો અવતાર લઈ એના ગાલ પર એ પાણી છાંટી દીધાં. નટીની આંખનાં આંસુ ખોટાં બની ગયાં ને ફુવારાનાં પાણી સાચાં ઠરી ગયાં.

દિગ્દર્શકે મીઠો ઠપકો આપ્યો.

'તમે એ ફુવારા આગળ બેસો છો શા માટે? નાહક તમારા મુખને એ હેરાન કરે છે.'

નટીએ કેમેરાની સામે ઊભા રહી ભૂમિકા ભજવી. એને લાગ્યું કે એ સેટમાં બાદશાહ ટહેલતો હતો. મૂંગો મૂંગો. બાપ બેટીની ભાળ રાખે એવી રીતે બાદશાહની સ્મૃતિ અત્યારે જાગતી હતી.

નટી આ વિચારો કરતી હતી ત્યાં એના કાન પર અવાજ પડ્યો.

"મેરી બેટી..." કોનો એ અવાજ હતો? કે એ ખાલી ભણકાર હતો? કે કોઈ એનો પાઠ બોલતો હતો?

---

[ અનુસંધાન પાન ૧૫૨ થી ]

'જો તેઓ (મરાઠા રાજ્યમંડળ) આપસમાં એક સંપથી રહ્યા હોત, તો તેમને કદી જ ભીતિ રાખવાપણું નહોત. ...... મરાઠાઓના પોતાના જ આંતર કલહોએ, જેનાથી તે ડરતા હતા તે જ નસીબ એમને માથે આણી મૂક્યું.'

ઈ. સ. ૧૭૮૦ ના અરસામાં વૉરન હેસ્ટિંગ્ઝે* જે હુમલો મરાઠાઓ ઉપર કર્યો, તેવો જ આ બીજો હુમલો હતો ફરક માત્ર એટલો હતો કે, ત્યારના મરાઠા પાત્રો ને આજનાં જુદાં હતાં અને તેઓ વચ્ચે ત્યારના કરતાં બદતર અને હીન કંકાસ ચાલુ હતા

---

* વૉરન હેસ્ટિંગ્ઝે પોતાના બચાવમાં, પાર્લામેન્ટ આગળ, પોતાના આ પરાક્રમનું વર્ણન આપેલું તે અહીં જોવા જેવું છે.–

'મહાન ભારતીય રાજ્યમંડળના એક સભ્ય (નિઝામ)ને યોગ્ય અવસર પર (મુલક આપી) ભરપાઇ કરી લઇ મેં તેને જીતી લીધો; બીજા (સુધોજી ભોસલે) સાથે છૂપો વહેવાર રાખ્યો ને મિત્ર કરી લીધો; ત્રીજા (મહાદજી સિંદે)ને વાટાઘાટો અને આડ-કામો ઊભાં કરી અવળે પથે વાળી દીધો અને (પેશવા જોડે) સલાહ કરવામાં કુહાડીનો હાથો બનાવ્યો.'

# રજવાડી હિંદનો પરાજય

લેખક
મગનભાઈ દેસાઈ

## ખંડ ૨ જો : પેશવાઇનું પતન

[ વેલેસ્લીની ગ. જ. તરીકેની કારકિર્દીનો આ બીજો તબક્કો પહેલા જેટલો યશસ્વી નથી. તો સામેથી દેશી રાજસત્તાઓને માટે પણ તેવો નથી જ; અને એમાં ગ. જ. ની અથવા અંગ્રેજોની નકાર બાજુએથી મળતી ફાવટ તો છે જ. તે એ કે, આ કાળની પ્રબળતમ સત્તા જે પેશવાઇ, તે ખરે ટાંકણે ઊણી ઊતરે છે. આ બીજા ખંડમાં તે ઉતિહાસ શરૂ થાય છે. તેનો કાળ ઇ. સ ૧૭૯૬ થી ૧૮૦૨. તેને માટે રિયાસતકાર સર દેસાઇએ ટૂંકમાં પણ સચોટ અભિપ્રાય આપ્યો છે કે :—

' એમાં (૧૭૯૬–૧૮૦૨ નાં એ વર્ષોના ગાળામાં) ઉચ્ચ પ્રતિનું રાજકારણ કે રાજ્યની હિતવર્ધક એક પણ વાત દેખાતી નથી. બધા જ રાષ્ટ્રપુરુષોનો આપસમાં દ્વેષ અને કાવાદાવા તથા કારસ્થાનો—એની એક કંટાળો આપનારી યાદી જ માત્ર દેખાય છે.'

### ૧

### મરાઠા રાજ્યમાં દખલનીતિનો બેત

' લૉર્ડ વેલેસ્લીની એવી ઇચ્છા હતી કે, બીજા બધા મરાઠા સરદારોમાં પહેલું પેશવા પાસે મનાવવું કે, તે પોતાના રાજ્ય તથા હકૂમત તળેના ભાગોના રક્ષણનું કામ બ્રિટિશ લશ્કરને સોંપે. આ જાતની વ્યવસ્થાને તે ગવર્નર નીચેના શબ્દોમાં વર્ણવે છે:–'બ્રિટિશ વર્ચસ્વ અને લશ્કરી બળને તે રાજસત્તાનો મુખ્ય આધાર બનાવી મૂકે એવા સિદ્ધાંતો ઉપર રચાયેલો નિકટનો સંબંધ.'

—મિલનો ઇતિહાસ પા. ૫૬૨

પોતાની સહાયકારી પદ્ધતિથી કામ લેવાનું હવે મરાઠા રાજ્યો પૂરતું બાકી રહ્યું હતું. વેલેસ્લી પોતાનું ધ્યાન હવે તે બાજુ વાળે છે. ખરું જોતાં તો આ કામ તેણે હિંદમાં આવીને તરત જ શરૂ કર્યું હતું. આપણે જોયું કે, અયોધ્યા, સુરત, કર્ણાટક, મૈસૂર, હૈદ્રાબાદ વગેરે બધાં જ રાજ્યોમાં ૧૭૯૮થી જ તેણે પોતાની ગુલામકારી પદ્ધતિ સારુ વાટાઘાટો શરૂ કરી પોતાનો લાગ જોતો ગયો, તેમ તેમ તે એકેએક એ બધાં પ્રકરણો ઉકેલતો ગયો, અને જ્યાં જે જાતનો લાગ જોયો ત્યાં તેવી નીતિ રાખી. કર્ણાટક, સુરત, તાંજોરને ખાલસા કર્યાં, તો અયોધ્યાને અધમૂઉં કરી રહેવા દીધું, ને નિઝામને પરવશ ગરીબ કરી દીધો.

પેશવા મરાઠા રાજ્યમંડળનો મુખ્ય માણસ; તે જો આપણા 'સહાયકારી' ચક્રમાં આવે તો સિંદે, હોલ્કર આદિ તેના સામંતો મને કમને એમની મેળે પછી આપણા ચક્રમાં આવી જશે;—આ પ્રમાણે વેલેસ્લીની ગણતરી હતી. જો તેઓ ચક્રમાં નહિ સપડાય તો લડાઈ માંડવી પડશે, એ પણ એણે કલ્પી રાખ્યું હતું. પરંતુ વિલાયતના તેના ઉપરી અધિકારીઓને તો એણે ઠેઠ સુધી એવી જ ભ્રમણામાં રાખ્યા કે, પેશવા જોડે સહાયકારી સલાહ થશે તો તેનાથી તેના સામંતો જોડે લડવું નહિ પડે! પોતાનું ધાર્યું કરવામાં કદાચ ને વિલાયતવાળા ઉપરીઓ વાંધો કાઢે, એટલા સારુ એમને અજ્ઞાનમાં રાખી ભોળવવા જ સારા, એમ આ મનસ્વી ગવર્નર-જનરલ માનતો હશે. કદાચ, મરાઠા સત્તામાં દખલ કરવાના પોતાના અકારણ આક્રમણના પાપને અને રાજકીય ગુનાને તે એ રીતે જ ઢાંકી શકે. અસ્તુ.

પોતાની આ મુરાદ પ્રમાણે, ઈ. સ. ૧૭૯૮માં જ વેલેસ્લીએ પૂના દરબારમાં કહેણ મોકલ્યું કે, જેમ નિઝામે અમારી જોડેથી સહાયકારી લશ્કર રાખી સંધિ કરી તેમ તમે જો કરો તો સારું. તે વખતે પૂના દરબાર પોતાનું પુણ્ય એટલું પરવારી બેઠો ન હતો કે, 'સહાયકારી'ને નામે રજૂ થતી આ ગુલામકારી સલાહ તે સ્વીકારે: પૂના દરબારે વેલેસ્લીનું કહેણ ન સ્વીકાર્યું.

બીજે વરસે ટીપુને હરાવ્યા બાદ, તેના મુલકની વહેંચણીના ભાગની મધલાળ આપીને ફરી વેલેસ્લીએ પૂના પુછાવ્યું કે, તમે નિઝામ પેઠે સહાયકારી પદ્ધતિ સ્વીકારો. આ કહેતાં ગવર્નર-જનરલની નફટાઇ તો એટલે સુધી હતી કે, તે સ્વીકારવામાં તમારું હિત છે એમ એ કહેતો! આ વખતે પણ પેશવા દરબારે આ 'પરગજુ' દરખાસ્ત નાકારી, અને વેલેસ્લીના હાથ હેઠા પડયા. અને મરાઠા સત્તા પર સીધો હલ્લો તે વખતે તો તેનાથી થઇ શકે એમ નહોતું, કેમ કે તે ડરતો હતો. પરંતુ સામી બાજુએ ત્યારે પેશવાની સ્વાતંત્ર્ય-પ્રેમી ને અડગ નીતિ જોઇ તે ગાંઠ પણ વાળતો હતો કે, આગળ ઉપરના આ શત્રુને બને તેટલો જલદી નમાવવો જોઈએ: પેશવા દરબાર અંગ્રેજી સહાયકારી પદ્ધતિની ફૂટતા બરોબર પામી ગયો છે, અને ગમે ત્યારે આપણને હંફાવશે, માટે એને આ પદ્ધતિનાં ચક્કરમાં લઈ નરમ કર્યે જ છૂટકો. એટલે તે કામ હવે વેલેસ્લીની ચોખ્ખી નીતિ બની. એ કરવાનો એક જ માર્ગ હતો—કેમે કરીને મરાઠા રાજ્યમંડળનું ઐક્ય તોડવું કે તૂટવું જોઇએ; તો જ ત્યાં ફાવી શકાય. અને એની મેળે ન તૂટે તો દાવપેચ અને ફૂડકપટ ઇ. રાજમાર્ગોએ તોડવામાં કોઈ પણ પ્રકારની નાનમ કે પાપ અંગ્રેજો માનતા નથી. ઇતિહાસકાર થોમ્સન ગેરેટ સાચું કહે છે કે, ' ભેદનીતિના મહાન રોમન સામ્રાજ્યવાદી સૂત્ર પ્રમાણે આપણે હિંદમાં વર્તીએ છીએ એમ જ્યારે આક્ષેપ થાય છે, ત્યારે આપણને આજે લાગે છે. પરંતુ ૧૮મા સૈકામાં મુત્સદ્દીગીરીનો એ સાધારણ હેતુ હોતો અને એમાં કોઇને કશું ખરાબ લાગવાપણું દેખાતું નહિ.' (પા. ૨૧૪)

પરંતુ, વેલેસ્લીને સદ્ભાગ્યે, મરાઠા સત્તા આપમેળે પણ તૂટતી હતી. અને તેથી જ વેલેસ્લી તેને તોડવાના પ્રયત્નમાં ફાવી પણ શક્યો, અને હિંદની છેલ્લી રાજસત્તાને હંફાવી હિંદનું અંગ્રેજી સામ્રાજ્ય રચવાનાં દ્વાર ઉઘડયાં. ઈતિહાસકાર રોબર્ટ્સ કહે છે,

ભીંતપત્રો દ્વારા

# લોકશિક્ષણ

શ્રી. બબલભાઈ મહેતા

[ શ્રી બબલભાઈ મહેતાને ગુજરાત પોતાના એક મૂંગા સેવક તરીકે ઓળખે છે. એમણે ગામડાંની પ્રજામાં સમજ અને સંસ્કાર પ્રસરે તે માટે આવા ભીંતપત્રો ગામની બજારમાં મૂકવા શરૂ કરેલા, આ અખતરો શરૂઆતમાં તો નવીન હતો પણ એણે લોકમાનસમાં ઊંડું સ્થાન મેળવી લીધું, સાદા, મોટા અક્ષરો, કહેવાની રીત પણ એટલી જ સાદી છતા સચોટ, વાચનારને પણ પોતાનું અંતર ઊઘડતું લાગે. આવા આ ભીંતપત્રો 'ઊર્મિ–નવરચના'માં આપવાનું શરૂ કરીએ છીએ કેટલાક સાવ જ પ્રાસંગિક હોવા છતા એ રોજેરોજનો ઈતિહાસ હોઇને એ પૂરતું એનું મહત્વ ગણીને આપ્યાં છે.

સંપાદક ]

## ગાંધીજી શું ઇચ્છે છે?

થોડા દિવસ પહેલાં હું પૂજ્ય ગાંધીજીના દર્શને સેવાગ્રામ ગયો હતો. એમણે આશીર્વાદ મોકલ્યા છે. એમની તબિયત પહેલાં કરતાં કાંઇક સારી છે. પણ વૃદ્ધ વય તથા કામના અતિશય દબાણને લીધે હવે એમની તબિયત નાજુક થઈ ગઈ છે. કામનો બોજો વધતાં એમનું શરીર વારંવાર બગડી જાય છે.

પણ એમણે શું કહ્યું તે હું તમને મારી ભાષામાં જણાવું.

આ સંકટ કાળમાં સૌ હળીમળીને રહેજો. દૂબળા પાતળાને પાંખમાં લેજો. દુનિયામાં શું ચાલી રહ્યું છે એ તો તમે પણ જુઓ છો. બે ગોધાઓની લડાઈમાં ઝાડનો ખો નીકળી જાય એવી આજે પ્રજાની હાલત છે. પણ એ વાત ઉપરથી તમે ગામડાંનાં લોકો પણ પાઠ શીખજો.

અનાજ અને કાપડ તમે જાતે બનાવી લેશો તો ગામડાંમાં રહેનાર માટે ઓછામાં ઓછી આફત. કરકસર એ ચોથો ભાઈ છે. એ વાત ભૂલતા નહિ

પૈસા હાથમાં આવે તો છકી ન જશો. પૈસા તો આજે છે અને કાલે જતા રહેશે. જે મળે એનો સદુપયોગ કરતાં શીખજો.

ઇશ્વરથી ડરીને ચાલશો તો તમારે આવે છે. પણ આફતને વખતે સત્યને વળગી રહેશો તો તમારા ઉપર સત્યરૂપી પરમેશ્વરના આશીર્વાદ ઊતરશે જ.

૨૧–૨–૪૫



## રચનાત્મક કાર્ય એટલે શું?

આજ કાલ મોટે મોટે શરીર પણ ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમને આગળ ધપાવવાનાં પ્રયત્નો આદર્યા છે. આ રચનાત્મક કાર્ય એટલે શું?

રચનાત્મક કાર્યનો અર્થ એટલો જ થાય છે કે પ્રજાની શક્તિ વધે એવી રચના કરવી. એવાં કામો કરવાં કે જેથી પ્રજાના ઊદ્યોગ ધંધા ખીલે અને એ એ પૈસા વધારે કમાતી થાય. એવાં કામો કરવાં કે જેથી પ્રજાનું જ્ઞાન વધે. એવાં કામો કરવાં કે જેથી પ્રજા સ્વાશ્રયી, સુખી અને સ્વાતંત્ર્યપ્રિય બને.

પ્રજાની શક્તિને હણનારા તત્વો દૂર કરે અને શક્તિ વધારનારા તત્વો દાખલ કરે એવી વૃત્તિ અને એવું વર્તન એનું નામ જ રચનાત્મક કાર્ય.

ગાંધીજીએ ઉપર કહ્યા પોરણે આપણા દેશની નવેસરથી રચના કરવા માટે જે મહત્વના પંદર મુદ્દા નક્કી કર્યા છે, એ જ એમનો રચનાત્મક કાર્યક્રમ છે. એ મુદ્દાઓ નીચે આપ્યા છે.

૧ કોમી એકતા

૨ અસ્પૃશ્યતાનિવારણ

૪ ખાદી

૫ બીજા ગ્રામઉદ્યોગો

૬ ગ્રામ સફાઈ

૭ નયી તાલીમ અથવા પાયાની કેળવણી

૮ પ્રૌઢશિક્ષણ

૯ સ્ત્રીઓની ઉન્નતિ

૧૦ આરોગ્ય અને શૌર્યની કેળવણી

૧૧ રાષ્ટ્રભાષાનો પ્રચાર

૧૨ સ્વભાષાપ્રેમ

૧૩ આર્થિક સમાનતા

૧૪ આદિવાસીઓની ઉન્નતિ

૧૫ કિસાનો, મજૂરો ને વિદ્યાર્થીઓનું સંગઠન. ૨૫–૨–૪૫.



## હોળીકોત્સવ

હોળી–ધૂળેટીનો તહેવાર એટલે વસંતનો તહેવાર વસંત પંચમી એ વસંત ઋતુની શરૂઆત અને ધૂળેટી એ એનો અંત.

વસંત એટલે ઋતુઓનો રાજા. આ દિવસોમાં કુદરત પૂર બહારમાં ખીલે છે. આંબાઓને સુગંધી મોર આવ્યો છે. ઘઉં, કઠોળ, કપાસ તથા બીજા નવાં ધાન્યોથી ખેડૂતોની કોઠીઓ ભરાયેલી હોય છે. એથી ખેડૂત પણ આનંદમાં મસ્ત હોય છે. એ આનંદમાં આવી જઈને કુદરત સાથે મળીને ઉત્સવ ઊજવે છે. પણ એનો

ઉત્સવ કુદરત સાથે સુમેળ લેતો હોવો જોઈએ.

કુદરત જેમ સૂકું સડેલું તજી દઈ નાવિન્ય ધારણ કરે છે એમ મનુષ્યે પણ કૂડ કપટ છોડી દઈ નિર્દોષતા ધારણ કરવી રહી. મનુષ્ય દેવ પણ નથી અને દાનવ પણ નથી. એટલે એણે એનો ઉત્સવ પણ સાચા માનવ બનાય એમ ઊજવવો જોઇએ. મનુષ્યની પ્રાર્થના હંમેશ એવી રહી છે કેઃ
અસત્યોમાંથી પ્રભુ પરમ સત્યે તું લઇ જા
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તે જ્યોતે લઈ જા
મહા મૃત્યુમાંથી અમૃત સમિપે નાથ લઈ જા
તું હીણો હું છું તો તુજ દરશના દાન દઈ જા
૨૬–૨–૪૫



## દાંતમાં સળો પડયો છે

આજે શાળાના વિદ્યાર્થીઓના દાંત તપાસ્યા. ઘણા વિદ્યાર્થીઓના દાંતમાં સળો પડયો છે. જો એની તરત દરકાર ન લેવામાં આવે તો એ સળો ઊંડો ઊતરે. એમાંથી પરુ થાય, સણકા આવે અને દાંતના બીજા નવા રોગો પેદા થાય. ખોરાક સાથે પરુ પેટમાં જાય તો પેટના બીજા દર્દો થાય અને સળેલા દાંતથી બરાબર ચવાય નહિ એટલે અપચો અને એના બીજા સાથીઓ આવે. આમ વધતું જ જાય એટલે દાંતની તરત માવજત લેવાવી જોઇએ.

દાંત સારા રાખવાના ઉપાયો :—

૧ વધારે સળેલો અને પીડતો હોય એ દાંત પડાવી નાખો.

૨ દાંતની સફાઈ માટે રોજ બરાબર દાતણ થાય એની કાળજી લો.

૩ કોઇ પણ ચીજ ખાધા પછી સ્વચ્છ પાણી વડે કોગળા કરીને દાંત તથા મોઢું સાફ કરી નાખો.

૪ રોજ સવાર સાંજ ખાધા પછી મીઠાના પાણીના કોગળા કરવાનો ઘરમાં રિવાજ દાખલ કરો.
૨૮–૨–૪૫



## આનંદનાં ફૂલડાં વેરો

માણસ પાસે ધન ધાન્ય હોય પણ જો એનો અવેર ન હોય તો છતે ધન ધાન્યે એ અગવડ અને દુઃખ ભોગવતો રહે છે. એજ નિયમ સ્વચ્છતાને લાગુ પડે છે. તમારી પાસે ઉત્તમમાં ઉત્તમ ચીજ હોય પણ જો તમે એને સ્વચ્છ ન રાખો તો થોડા દિવસમાં એ બગડી જશે. અગર તો નકામી થઇ જશે. કદાચ વપરાતી રહેશે તોપણ એનો ઓપ–શોભા–કે કુશળતા તો હરાઈ ગયાં હશે.

શરીર શું, કપડાં શું; ખોરાક શું, પાણી શું; ઘર શું, ફળી શું, તળાવ શું, કુવો શું; ગામ શું કે રસ્તો શું બધું જ સાફ હોય, સ્વચ્છ હોય તો જ એમાં મઝા રહે છે. અને તો જ એનો સદ્ઉપયોગ થાય છે.

પણ આ ફેરફાર કયારે થાય ?

આપણા મનમાં ગંદકી માટે અણગમો જાગે અને સ્વચ્છતા માટે સદ્‌ભાવ જાગે ત્યારે જ, એ અંગેનો વિચાર સૂઝે છે. એ વિચારને અમલમાં લાવવા માટે પણ વ્યવસ્થિત યોજના અને ઘટતો પુરુષાર્થ કરવો પડે છે.

ગંદકી પ્રત્યે સૂગ પેદા થઈ હશે એ માણસ ગમે ત્યાં થૂંકી નહિ શકે. ગમે ત્યાં કાગળ કે કચરો ફેંકી નહિ શકે. ગમે ત્યાં દાતણ કરીને ચીરો ફેંકી નહિ શકે, ગમે ત્યાં પેશાબ કરી નહિ શકે, ગમે ત્યાં જાજરુ બેસી નહિ શકે. એટલું જ નહિ પણ કચરો કે ચીરો ફેંકવા માટે એ મુતરડીનો બંદોબસ્ત કરશે, શૌચ માટે એ જાજરુની વ્યવસ્થા ઊભી કરશે.

જ્યાં કયાંય ગંદકી કે અવ્યવસ્થા દેખાશે ત્યાં સ્વચ્છતા અને વ્યવસ્થા ઊભી કરવાનો એને વિચાર સ્ફુરશેઃ આવી વ્યક્તિઓ વધે તો આપણો સમાજ ઊજળો ઊજળો થઇ જાય. એની રસોઈમાં, એના ખાવાપીવામાં કે બીજા કોઈ પણ કામમાં એ નવીજ ભાત પાડશે. એ પોતે તો ખુશખુશાલ રહેશેજ પણ આજુબાજુ વસનારાઓમાં પણ એ આનંદનાં ફૂલડાં વેરશે.



## ખાદીની નવી દૃષ્ટિ

આ વખતની જેલમાં ગાંધીજીએ રેંટિયા અને ખાદી વિષે ખૂબ વિચાર કર્યો અને બહુ વિચારને અંતે એ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે દરેક રેંટિયો કાંતનારે કે ખાદી પહેરનારે ઊંડી સમજણપૂર્વક આ બન્ને ચીજને પકડવી જોઈએ. તો જ એનો ફાયદો થવાનો. એટલે જ હવે એમણે ખાદી પહેરનાર પાસે કસોટી મૂકી છે કે કાંતે એ ખાદી પહેરે; સૂતર આપે એને ખાદી મળે.

ગાંધીજી કહે છે કે આજની મીલની હરીફાઈમાં રેંટિયો કદી ટકી શકે નહિ એ જાણવા છતાં હું રેંટિયાને અને ખાદીને આગળ કરું છું. કેમકે આજની મીલ અને કારખાના ઊંધા અર્થશાસ્ત્રના ચીલા છે. એ અર્થશાસ્ત્ર એવું છે કે બે કલાક બેઠાડુ મહેનત કરનારને બે હજાર રૂપિયા અપાવે છે અને આઠ કલાક જીવન ઉત્પાદક શ્રમ કરનારને એ બરાબર જીવી શકે એટલુંય નથી આપવા દેતું. આજની લડાઇનું મૂળ પણ એમાં જ છે. આ

અન્યાયી અર્થશાસ્ત્ર આજના મૂડીવાદી રાજ્યતંત્ર અને સમાજરચનાનું બીજું છે. ગાંધીજી એ બીજું બદલી નાખવા માગે છે. એમને એવું રાજ્યતંત્ર અને એવી સમાજરચના ઊભા કરવાં છે કે એમાં આવો અન્યાય નભે જ નહિ. એમાં શ્રમજીવી સંતોષપૂર્વક અને સુખે જીવી શકે.

એક જગ્યાએ ધનના ઢગલા અને બીજી જગ્યાએ ટંક ખાવાના પણ વાખા, એ દશા એમને ટાળવી છે. રેંટિયો અને ખાદી આજે ભલે કષ્ટદાયક અને મોંઘાં દેખાતાં હોય પણ બધાનું ભલુ થાય એવી નવી સમાજરચના ઘડવાના એ ચીલા છે. આ રેંટિયો અને ખાદી માત્ર બહારના દેખાવ પૂરતા હશે તો એ કારગત નહિ નીવડે.

અન્યાય મટાડનારી નવી સર્વોદયની સમાજરચનાની ધૂન લાગી હોય, એ રચનામાં શોભે એવું જીવન જીવવા માગતા હોય અને એજ દૃષ્ટિએ રોજરોજ જીવનમાં સાદાઈ, પ્રેમ અને શ્રમપ્રિયતા વધારતા હોય એજ રેંટિયાને અને ખાદીને કારગત કરી શકવાના છે. તેથી જ હવે ગાંધીજી આપણે માત્ર ખાદી ખરીદીએ કે પહેરીએ એથી સંતોષ નથી અનુભવતા પણ ઉપર જણાવી સમજણ જીવનમાં ઉતારીને ખાદી પહેરીએ જાતે રેંટિયો કાંતીને ખાદી પહેરીએ, એવું ઇચ્છે છે. જો એ સમજણ આવી હશે તો આજે ગાંધીજી જાતે કાંતી કંતાવીને ખાદી પહેરવાનું શા માટે કહે છે એનું મહત્ત્વ બરાબર સમજાઈ જશે. ખાદી પહેરવા છતાં એથી વિરોધી જીવન જીવતાં હોઇશું તો વિરોધી જીવન છોડવાનું મન થશે.

ખાદી સાથે આપણું ગામ સ્વાવલંબી અને સુખી થાય એવા આપણે ત્યાંના ગ્રામ ઉદ્યોગો તથા ગૃહઉદ્યોગો ખીલવવાનું તથા એમને ઉત્તેજન આપવાનું મન થશે. ગામમાં સંપ અને ભાઈચારો વધે એવા કામો કરવાનું મન થશે.

ટૂંકમાં ખાદી એ આપણને સર્વોદયવાળા સમાજ સ્થાપવાનું કહે છે. જ્યાં કોઈ ચૂસાતું ન હોય પણ બધા હળીમળીને સમાન ભાવે ને સુખેથી રહેતા હોય. ગાંધીજી આપણને ખાદી અને રેંટિયા મારફત સાચો માનવધર્મ શીખવવા માગે છે. એ કહે છે કે દુનિયા આજે ઊંડા ખાડામાં ઊતરી રહી છે. એમાથી બચવાનો આજ એક માર્ગ છે.

૧૦–૩–૪૫

## સ્વાવલંબનમાંથી જ સ્વતંત્રતા આવે

માણસને જેટલી બીજાની જરૂર પડે એટલો એ પરતંત્ર બનવાનો. ગાંધીજી આપણને સ્વતંત્ર થવાનું કહે છે. બીજા ઉપર ઓછામાં ઓછો આધાર રાખવો પડે એવા સ્વાવલંબી બનવાનું કહે છે. એનો અર્થ એ થયો કે આપણે આપણી જરૂરિયાતો ખાસ જરૂરની હોય એ જ રાખવી. દેખાદેખીથી નવી હાજતો, નવા નવા મોજશોખો નવા નવા ખર્ચો ન વધારવા. ટૂંકમાં સાદાઈથી છતાં સુંદર રીતે, બીજાની જરૂર ન પડે એમ સ્વમાનપૂર્વક જીવતા થવું એનું નામ જ સ્વાવલંબન.

પણ જરૂરિયાતો બહુ આવશ્યક હોય એ જ રાખીએ એમ છતાં કાંઈ બધું જાતે બની શકે છે ? એ જગ્યાએ ગાંધીજી એમ કહે છે કે જે આપણાથી ન બને એવું હોય એ ગામના, એથી આગળ જઈએ તો તાલુકા કે જિલ્લાના કારીગરનું બનાવેલું વાપરીએ. પણ દૂર દૂરના પ્રાંતો અને દેશપરદેશો ઉપર આધાર રાખવો પડે તો આજે બન્યું છે એમ આપણે પરતંત્ર જ રહેવાના.

આથી જ ગાંધીજી જેમ રેંટિયાને અને ખાદીને ઉત્તેજન આપવાનું કહે છે એમ આપણે ત્યાંના કુંભારને, સુતારને, લુહારને, ચમારને, ગોલાને કે એવા જ બીજા કારીગરોને એમની બનાવેલી ચીજો ખરીદીને એમના કામધંધાને ઉત્તેજન આપવાનું કહે છે.

આપણને પણ એ ગોઉછેર, કાંતવું, ભરત ભરવું, શીવવું, ગૂંથવું, દોરડાં બનાવવા એવા એવા ઘરના ઉદ્યોગો હાથ ધરવાનું કહે છે એટલુ જ નહિ પણ આપણુ દળણું દળવાનું, આપણું ખાંડવાનું, આપણું વાશીદું વાળવાનું, આપણું આંગણું ચોકખું રાખવાનું, એ બધા કામો પણ એ જાતે જ કરી લેવાની ભલામણ કરે છે.

એમ કરીશુ તો આપણે શરીરે તંદુરસ્ત બનીશુ, બીજા કોઈના આધાર ઉપર જીવવું નહિ પડે અને બહુ પૈસા ટકાની પણ જરૂર નહિ પડે.

ટૂંકમાં ગાધીજી એવું ઇચ્છે છે કે દરેક રીતે આપણું ગામ સ્વાવલંબી બને એવું કરો. બીજાની મદદ લેવી જ પડે તો કેમ કરીને ઓછામાં ઓછી લેવી પડે એવી રીતે આપણું જીવન ગોઠવો, એવી રીતે આપણે ત્યાંના ગૃહઉદ્યોગો તથા ગ્રામ ઉદ્યોગોને ટેકો આપો.

૧૫–૩–૪૫

## રોગને થતો જ અટકાવવો હોય તો સાફ રહો

દાક્તર સાહેબનો અભિપ્રાય છે કે 'આપણા ગામમાંથી ચામડી અને

આંખના દર્દીઓ વધારે આવે છે અને એનું કારણ ગંદકી છે.'

ગંદા પાણીમાં નહાવું, ગંદા પાણી વડે વાસણ કે કપડાં ધોવાં, ગંદી શેરીઓમાં બાળકોને રમવા દેવાં આ બધાં રોગ લાવનારા સાધનો છે.

ચામડીના દર્દોમાંથી બચવું હોય તો ઉપાય શો ?

સ્વચ્છ પાણી વાપરવું.

આંગણાં તથા શેરીઓ સ્વચ્છ રાખવાં.

રોજ સ્વચ્છ પાણીથી ચોળીને નહાવું.

નહાયા પછી સ્વચ્છ કકડાથી શરીર લૂછવું.

ગરમ ચીજો ખાવી બંધ કરવી.

પેટ ખુલાસાથી આવે એવી ફાકી લેવી.

ખસ દાદરના ચેપથી દૂર રહેવું.

ખસ દાદર થયાં હોય તો એની દવા કરવી.

આંખના દર્દને પણ ઉપર કહ્યા કારણો લાગુ પડે છે.

એ કારણો દૂર કરવા.

આંખોને આરામ આપવો.

આંખ એવી હોય તો દવા કરવી.

બાળકોને ગંદી ધૂળમાંથી બચાવી લો.

૧૧–૪–૪૫



## વિશ્વાસ ક્યારે રહે ? આપેલું વચન પાળીએ ત્યારે

**આ**પણે કોઈ વચન આપતાં પહેલાં હજાર વખત વિચાર કરીએ. પણ એક વખત વચન આપ્યું પછી એ પાળવું રહ્યું. દરેક વ્યક્તિને આ નિયમ લાગુ પડે છે પણ જે ગામ-આગેવાન હોય એને વિશેષ રૂપે લાગુ પડે છે. કેમકે એના ઉપર જ ગામની શાખ બંધાય છે. અને એના આધારે જ આખા ગામનું નામ ચાલે છે.

આપણા ગામના આગેવાનોએ એકઠા મળીને ઠરાવ કર્યો હોય કે ગામમાં હોટેલ કાઢનાર પાસેથી સો રૂપિયા લેવા તો પછી નિયમ, ભેદભાવ વિના દરેકને લાગુ પડવો જોઈએ. આપણે ઠરાવ કર્યો હોય કે ઘેટાં બકરાં ખેતરમાં ન એસાડવો તો બધાએ એ પાળવો જોઇએ. જો ઠરાવમાં ફેરફાર કરવો જરૂરી હોય તો બધાએ ફરી એકઠા મળીને જ એ ફેરફાર કરવો જોઇએ. મનસ્વીરીતે કોઈ પણ ફેરફાર ફાવે ત્યારે કરીએ તો એ બરાબર નથી. એથી બીજાઓને અન્યાય પણ થાય અને ભવિષ્યનું આપણું કામ મુશ્કેલ પણ બને.

આ અંગે હું ગામના આગેવાનોનું ધ્યાન ખેંચુ છું અને ઘટતું કરવાની ભલામણ કરું છું.

> "રઘુકુલ રીતિ સદા ચલી આયી
> પ્રાણ જાય અરૂ બચન ન જાયી"
>
> તુલસી રામાયણ

૧૨–૪–૪૫



## થામણામાં વિદ્યાર્થી તાલીમ વર્ગને આમંત્રણ આપીશું ને?

**સા**માન્ય સંજોગોમાં દર વર્ષે ઉનાળાની રજાઓમાં આપણા જિલ્લામાં એક વિદ્યાર્થી તાલીમ વર્ગ નીકળે છે. આ વર્ગનો હેતુ એ હોય છે કે શાળા–કોલેજના પુસ્તકિયા જ્ઞાન ઉપરાંત વિદ્યાર્થીમાં વ્યવહારુ જ્ઞાન વધે, દેશ, દુનિયા તેમજ પોતાના જીવનના પ્રશ્નો એ સમજે તથા સારી સારી ટેવો પડે.

સામાન્ય નિયમ એવો હોય છે કે જે ગામ આ તાલીમ વર્ગને આમંત્રણ આપે ત્યાં એ વર્ગ નીકળે. આ અગાઉ ઉત્તરસંડા, બોરીઆવી, નડિયાદ અને કરમસદ મુકામે આવા વર્ગો થઈ ગયા છે.

આ વખતે આપણી ઇચ્છા એવી છે કે આપણા ગામમાં એ વર્ગને આમંત્રણ આપવું, જેથી આપણે ત્યાંના બધા વિદ્યાર્થીઓ એ વર્ગનો તેમ જ એમાં આવનારા વિદ્વાન શિક્ષણશાસ્ત્રીઓ તથા અનુભવી સેવકોનો લાભ ઉઠાવી શકે.

આ વર્ગ મેની અધવચ પંદર દિવસ માટે ચાલશે, આશરે સો વિદ્યાર્થીઓ એમાં આવશે. આ વર્ગને આપણે આમંત્રણ આપીએ તો આવનારાઓના ભોજન વગેરેની વ્યવસ્થા આપણે જ કરવાની રહે. એ વર્ગ અંગે જૂદુ રસોડું ન કરતાં આપણે ત્યાં ચાલતા આવેલા નિયમ પ્રમાણે ૩થી ૪ વિદ્યાર્થીઓને ઘર દીઠ વહેંચી લેવાનો વિચાર કરીએ છીએ. એથી આપણો ઘણો સમય તથા શક્તિ બચી જશે. ખોરાક ઘરમાં જે રોજ ખાતાં હોઇએ તે જ આપવાનો છે.

આવનાર વિદ્યાર્થીઓને આમંત્રણ આપનાર સાત ભાઈઓના નામ મારી પાસે આવી ગયાં છે. બીજા જે ભાઇઓને ઉમંગ થતો હોય તે કાલ બપોર સુધીમાં પોતાના નામ નોંધાવી જાય.

પૂરતા નામ આવી ગયા પછી હું આમંત્રણ મોકલાવીશ.

૧૨–૨–૪૫

## તાલીમ વર્ગ માટનું થામણાનું આમંત્રણ પહોંચ્યું એ પહેલાં ચાંગાએ વ્યવસ્થા કરી નાખી

તાલીમ વર્ગમાં આવનાર વિદ્યાર્થીઓને જમાડવા માટેના મારી પાસે એક જ દિવસમાં વીસ નામો આવી ગયાં છે. અને બીજા ઘણા આવવાના હતા એટલે મેં આપણું આમંત્રણ પહોંચાડયું તો ખરું.

પરંતુ એ પહેલાં ચાંગા ગામે તો આમંત્રણ આપીને વર્ગનો બધો ખર્ચ ઉઠાવી લેવા માટે રૂપિયા ૧૫૦૦ ની ગામમાંથી ઉઘરાણી પણ કરી લીધી. અનાજ વગેરેની વ્યવસ્થા પણ કરી નાખી.

વર્ગ થામણામાં આવવા દેવા માટે બહુ આગ્રહ કરવા છતાં ચાંગા ગામના આગેવાનો એકના બે ન થયા. એટલે છેવટે આ વર્ષનો તાલીમ વર્ગ તા. ૭મીથી ૨૧મી મે સુધી ચાંગામાં ઊઘડશે.

આવતા વર્ષના વર્ગ માટે આપણા ગામનું નામ આજથી નોંધી લેવામાં આવ્યું છે. આપણે એટલી ધીરજ ધરવાની અને આવતા વર્ષ માટે આજથી તૈયાર રહેવાનું.

ચાંગાના તાલીમ વર્ગમાં જોડાવા ઇચ્છતા વિદ્યાર્થીઓ એમનાં નામ મારી પાસે લખાવી જાય અને છાપેલાં પત્રકો ભરી જાય.

૧૫–૪–૪૫



## નાટાનો ઉછાળો આવ્યો છે ચેતતા રહેજો

ગઈ લડાઈ વખતે લોકો ખૂબ કમાયા હતા. એ વખતે લોકોએ કપાસમાંથી ચાંદી પકવી હતી. પણ ન દેખેલું દેખીને માણસ જેમ ગાંડો થઈ જાય છે એમ ચાંદી જોઈને કેટલાક લોકો ગાંડા થઈ ગયા. આગળ પાછળનો વિચાર કર્યા વિના એમણે નાણાં ઉડાડવા માંડયા. કોઈ છક્કા પંચા કરીને પાયમાલ થયા. તો કોઈએ મોટી મોટી હવેલીઓ બાંધીને નાણાં ખડકયાં. કોઈકે તો આવતે વર્ષે પણ આવી જ આવક થશે એવી ગણતરી કરીને વ્યાજે નાણાં લઈને નાતો જમાડી. આમ બધાએ અઢળક ખર્ચા કર્યા. પણ એકાએક ભાવ ગગડ્યા અને બધા બેસી ગયા. કેટલીક હવેલીઓ ચણાતી અધવચ અટકી પડી તો કેટલીકના દાંતા પુરવાના બાકી રહી ગયા. થોડા દિવસ પહેલાં ઊંચા થઈ થઈને ચાલતા હતા એ કયાંય ખૂણામાં સંતાઈ ગયા એમની ચાંદીમાંથી એમનેજ ચાંદીઓ પડી ગઈ.

આજે પણ એવો જ જમાનો આવ્યો છે. એ વખતે કપાસમાંથી ચાંદી પાકી હતી તો આ વખતે તમાકુમાંથી કાગળિયા આવ્યા છે.

લડાઈની ચાલ કયારે કેવી થશે એ કોઈ કહી ન શકે. પણ આવે વખતે જ માણસે વિવેક વાપરવાનો હોય છે. પૈસા મળ્યા તો એના મદમાં ઊછળી નહિ જવું જોઈએ.

જરૂરિયાત અને બિનજરૂરિયાતનો વિચાર કરવો જોઈએ.

નાટક, સિનેમા, ચાહ, સિગરેટ, ભૂસા એ જરૂરિયાતો નથી, પણ મોજ-શોખ છે. દૂધ, ઘી, ગોળ, અનાજ એ બધી જરૂરિયાતો ગણાય. ખોટી મોટાઈમાં ન તણાશો, પણ પાસે પૈસા આવ્યા જ હોય તો એને સાચવતા અને સદુપયોગ કરતા શીખજો.

૧૬–૪–૪૫

# ગ્રં થ સ મી ક્ષા

છેલ્લા છએક મહિનામાં ગુજરાતીમાં જેટલા વાર્તાસંગ્રહો છપાયા છે એટલા કોઇ સાલમાં છપાયા સાંભળ્યા નથી. એથી અનુમાન થઇ શકે કે ગુજરાતી સાહિત્યકારોના હાથે ટૂંકી વાર્તાનું ખેડાણ આ વર્ષ દરમિયાન સારા પ્રમાણમાં થયું અને જથ્થો અને ગુણ બન્ને દૃષ્ટિએ ગુજરાતી ટૂંકી વાર્તાસાહિત્ય સમૃદ્ધ બન્યું છે એમ નિઃશંકપણે કહી શકાય. ધૂમકેતુ, પાઠક, મેઘાણી જેવા જૂના જોગીઓ ટૂંકી વાર્તા ક્ષેત્રસંન્યાસ લઈ બેઠા, મોટો ભાગ તરફ વળ્યો, એટલે ટૂંકી વાર્તાનું ખેડાણ નવલોહિયા નવજુવાનોના હાથે જ થવા પામ્યું, એ પણ એક રીતે ઇષ્ટ જ છે. કારણ, કોઈ પણ સાહિત્ય પ્રકારમાં નવું લોહી ન ભળે તો જૂના જોગીઓ ભલે તેવા મહારથીઓ હોય તો પણ એ સાહિત્ય પ્રકારને કાયમને માટે પ્રગતિશીલ રાખી શકતો નથી મહારથીઓની શક્તિને પણ મર્યાદા હોય છે અને જ્યારે એ શક્તિઓ પૂર્ણવિરામ તરફ ધસતી જાય છે ત્યારે એ મહારથીઓ પોતાના હાથમાં પકડેલી મશાલ કોઈ નવલોહિયા નવજુવાનના હાથમાં સોંપી દે તો જ્યોત અખંડ રહે છે, નહિ તો પાછળ કેવળ અંધકાર જ રહે છે.

એ મુજબ ગુજરાતી ટૂંકી વાર્તામાં મુખ્યત્વે એનો લેખકવર્ગ પાશ્ચાત્ય સાહિત્યના પાણી પી મોટો થયેલો હોવાથી અખતરાઓ સારા પ્રમાણમાં થવા લાગ્યાં. તેમાં ગેરલાભ કરતાં લાભ જ થયો છે. છેલ્લા છ મહિનામાં કરસનદાસ માણેક, જયંતિ દલાલ, સ્વ. હરજીવન સોમૈયા, બકુલેશ, જયંત ખત્રી, ચૂનીલાલ મડિયા વગેરે ટૂંકી વાર્તાના મેદાનમાં પહેલો જ પ્રવેશ કરે છે, અને પન્નાલાલ પટેલ,

ગુલાબદાસ બ્રોકર, સોપાન વગેરે એ ક્ષેત્રના અનુભવીઓએ પોતાના સંગ્રહો બહાર પાડ્યા છે.

*

**લખચોરાશી**: લે. પન્નાલાલ પટેલ પ્રકાશક, ભારતી સાહિત્ય સંઘ પો. બો. ૯૭૮, મુંબઈ ૧ કિંમત રૂ. ૩-૦-૦

આ વખતની ગ્રંથસમીક્ષામાં ત્રણ ગ્રંથોમાંથી બે ટૂંકી વાર્તાના સંગ્રહો છે, જેમાંનો એક પન્નાલાલ પટેલનો—"લખચોરાસી."

પન્નાલાલ લગભગ પાંચેક સાલથી ગુજરાતી સાહિત્યમાં બહાર આવ્યા છે, એટલામાં તો એના નામે સાત પુસ્તકો ચડી ગયાં. એ એની કલાની ફળદ્રુપતાનું સૂચન છે. ખૂદ ટૂંકી વાર્તાનો હિસાબ કરીએ તોય આ એમનું ચોથું પુસ્તક છે—અને પાંચમું છપાય છે એવી જાહેરાત આ પુસ્તકમાં સામેલ કરી છે.

ટૂંકી વાર્તાના લેખક તરીકે પન્નાલાલનું મૂલ્ય કરવાનો આ સમીક્ષાનો આશય નથી. કંઇક અંશે એ કામ શ્રી રામનારાયણ પાઠકે પન્નાલાલના પહેલા જ સંગ્રહની પ્રસ્તાવનામાં કર્યું છે.

સંગ્રહના નામ તરીકે 'લખચોરાસી' નામ કેટલું મજાનું છે! 'હવે, નામમાં તે શું છે! કસ્તુરીને કોલસો કહી નાક આગળ ધરવામાં આવે તો પણ શું એની ગંધ છાની રહેવાની હતી?' એવું કહી આ વાતને ઉડાવી દઇ શકાય છે, પણ નવા જન્મેલા બાળકનું નામ શોધતાં ને પસંદ કરતાં કેટલી તકલીફ પડે છે એ જેમ અનુભવીઓથી અજાણ્યું નથી તેમ જે, કહો તેટલી વાર્તાઓ, નવલકથાઓ, કાવ્યો અને પાત્રો રચવાની શક્તિ ધરાવે છે એવા અનેક લેખકોનું ગાડું છેક 'નામ શું આપવું?' ત્યાં આવીને અટકી જાય છે; નામ કેટલું દુર્લભ અને આનંદદાયક હોઇ શકે એનો આથી ખ્યાલ આવી શકે છે. સાહિત્ય ખરીદનારની દૃષ્ટિએ જોઈએ તો પણ સારું નામ માણસને પુસ્તક ખરીદવા અને વાંચવા ઉત્સુક બનાવે છે. પન્નાલાલ નામ બાબત ખાસ ચીવટ રાખતા હોય તો નવાઇ નહિ, કારણ એનાં પુસ્તકોનાં ઘણાંખરાં નામો આકર્ષક હોય છે. કેવળ આકર્ષક જ નહિ, પણ અર્થસૂચક પણ હોય છે; એથી જ તે સાહિત્યદૃષ્ટિએ આટલી ટીકાને પાત્ર બને છે. ખરી વાત તો એમ લાગે છે કે નામમાં ને કામમાં પન્નાલાલ કાંઈ અસામાન્યતામાં માનતા હોવા જોઈએ. જેમ અખો કહે છે 'અચવ્યું હું ક્વું' એટલે કોઇનું ચાવેલું ચાવું એવો કવિ હું નહિ, તેમ પન્નાલાલના લખાણમાં ચાવેલું ચાવવાની ટેવ દેખાતી નથી. મુંબઈની વિક્ટોરિયામાં જોડાયેલો અરબી ઘોડો થોડા વખતમાં જ પોતાની અસલ ચાલની ખુમારી ભૂલી જાય છે અને કેવળ બાકીની જિંદગી ખપુપૂખપ્, ખપુપૂખપ્ કરતો વીતાવી દે છે તેમ આપણો શિક્ષિત જુવાન આપણી શાળાઓ અને કોલેજોમાં અપાતાં શિક્ષણની વિક્ટોરિયામાં જોડાઈ, સ્વતંત્ર વિચાર અને ભાષાની ખુમારી ગુમાવી બેસે છે અને કોઇનું ચાવેલું આખી જિંદગી ચાવ્યા કરે છે. પન્નાલાલને અનાયાસે આ ચિંચોડામાંથી મુક્તિ મળી ગઇ છે. એ યંત્રવત શિક્ષણમાંથી છટકી ગયા છે એ કારણસર જ કદાચ એની ભાષામાં તાજગી, અને અસામાન્યતા જોવામાં આવે છે, સામાન્ય રીતે, કોઈ પણ લેખકના લખાણનું પાનું ઉઘાડો ત્યાં 'એનું હૃદય આનંદથી નાચી ઊઠ્યું', એણે છુટકારાનો એક નિશ્વાસ નાખ્યો'. 'એના મનમાં હર્ષ માતો નહોતો', વગેરે બાવાઆદમના વખતથી વપરાતા આવતા નિઃસત્વ વાક્યપ્રયોગો જોવામાં આવશે. એનું કારણ જે શિક્ષણ પ્રથામાંથી એ પસાર થયા છે તેમાં એવી જાતની બંધિયાર ભાષા વાપરવાની રૂઢિ છે. વિશાળ વાચનનાં અનેક ફાયદાઓ તો છે જ. પણ બહુ નહિ વાંચ્યાનો પણ, કંઈ નહિ તો. એક ફાયદો છે અને તે-સ્વાવલંબન. જેણે ઓછું વાંચેલ છે એની ભાષામાં એના વાચનના ઓછા પડઘા ને પ્રતિબંબો અને ઓછા અનુકરણો. તેથી જ એની ભાષા, વિચારો તાજા, મૌલિક અને અસાધારણ હોય છે. પન્નાલાલની ભાષા આવા પ્રકારની છે એ એની પહેલી વાર્તા 'ભળેલા જીવ' વાંચનારને હવે શોધી આંગળી ચીંધી બતાવવી પડે એવી નથી. 'લખચોરાસી'માં પણ ભાષાની તાજગી, નવીનતા અને અણધાર્યો ચમકારો જોવામાં આવે છે. એટલું જ અહીં ઉમેરવું પ્રાપ્ત થાય છે કે પહેલાં બેચાર પુસ્તકોમાં એ તાજગી અને નવીનતા અનાયાસે આવતાં, પણ વિવેચકોએ એ તરફ પન્નાલાલનું ધ્યાન ખેંચ્યું કે પછી પન્નાલાલ પોતે એ વિશે સભાન થઇ ગયા—ગમે તે હોય—પણ કોઇ કોઇ જગાએ પ્રયત્નપૂર્વક ભાષા અને ખાસ કરી ઉપમાઓમાં જે પરાણે નવીનતા લાવવાનો પ્રયત્ન થયેલો જોવામાં આવે છે તેમાં આગળ જેટલી સ્વાભાવિકતા લાગતી નથી.

પન્નાલાલનું બીજું ભયસ્થાન તે ગદ્યમાં પદ્યનો તાણો વણવાનો. ગદ્યમાં પદ્ય જેવી ભાષાને અવકાશ નથી એમ નથી પણ એ જો બંધબેસતું અને સ્વાભાવિક રીતે આવી જતું હોય તો જ એ ઉપકારક નીવડે છે, નહિ તો તે ગદ્યને પણ હાનિ કરે છે અને ગોદડીના ગાભાને રેશમી થીંગડું માર્યું હોય એવું દીપે છે!

પણ આ તો થઇ સામાન્ય વાત. પન્નાલાલ વાર્તાકાર તરીકે સિદ્ધહસ્ત છે, રોજિંદી, તળપદી ભાષા ઉપર એને અસામાન્ય પ્રભુત્વ છે, આયોજનની કુશળતા છે એ વાતો નિર્વિવાદ છે અને 'લખચોરાસી' આ નિર્વિવાદ વાતોને પુષ્ટ કરે છે. એમાં ગંભીર તેમ જ હળવી શૈલીની, ગામડાની તેમ જ શહેરની, પ્રસંગની તેમ જ પાત્રોની વાર્તાઓ છે. "આકરો અમરો" અને "ધમકારો" ઉત્તમ કોટિની ટૂંકી વાર્તાઓ છે, જ્યારે હળવી શૈલીમાં "માવલાની મા તો" અને "હસનની શાદી" ઉત્તમ પ્રકારની વાર્તાઓ છે—તેમાંય "હસનની શાદી"નું આયોજન અને રજુઆત હળવી શૈલીએ થયું છે, પણ એની વસ્તુ અત્યંત કરુણ છે— જે બતાવે છે કે જીવનમાં હાસ્ય અને રુદન બે આંખ જેટલાં જ પાસે પાસે છે. આ સંગ્રહમાં એક વાર્તા ખાસ ધ્યાન ખેંચે છે તે "આંસુ નહિ, આગ"—તે સંગ્રહમાંની સર્વશ્રેષ્ઠ વાર્તા છે તે માટે નહિ, કદાચ એના કરતાં વધારે સારી વાર્તા આ સંગ્રહમાંથી મળી આવે—પણ આ વાર્તા ખાસ ધ્યાન ખેંચે છે એની નવીન પ્રગતિશીલ નિરૂપણ પદ્ધતિ માટે. આ પદ્ધતિ અને વસ્તુ પણ એવી છે કે આ ગ

[ અનુસંધાન પાન ૧૬૦ ]

૩

આજ અને નવરચના

સંપાદક
ઇશ્વરલાલ દવે

જૂન ૧૯૪૫

સમાજ સાહિત્ય અને સંસ્કારનું માસિક

છૂટક ૧૦ આના

## વૈશાખી દાવાનલ આવો !

વૈશાખી દાવાનલ આવો દિલદાર !
ચોગમ હુતાશન ચેતાવો દિલદાર !

રંકોના બાળ હજુ થોડી થોડી છાયા
ગોતી ગોતીને રહ્યાં રક્ષી નિજ કાયા !
ધરતી નાની ને જનો જાય ઉભરાયાં !

સાત સાત સૂરજ ખોલાવો દિલદાર !
પાંદ પાંદ ઝાડનાં જલાવો દિલદાર !
સહરા–બસ સહરા પથરાવો દિલદાર !
વૈશાખી દાવાનલ આવો દિલદાર !

'યુગવંદના'માંથી ઝવેરચંદ મેઘાણી



# ઊર્મિ અને નવરચના

સંપાદક
ઇશ્વરલાલ દવે

૩
જૂન
૧૯૪૫

છૂટક ૧૦ આના

સમાજ સાહિત્ય અને સંસ્કારનું માસિક


## વૈશાખી દાવાનલ આવો !

વૈશાખી દાવાનલ આવો દિલદાર !
ચોગમ હૂતાશન ચેતાવો દિલદાર !

રંકોના બાળ હજુ થોડી થોડી છાયા
ગોતી ગોતીને રહ્યાં રક્ષી નિજ કાયા !
ધરતી નાની ને જનો જાય ઉભરાયાં !

સાત સાત સૂરજ બોલાવો દિલદાર !
પાંદ પાંદ ઝાડનાં જલાવો દિલદાર !
સહરા–બસ સહરા પથરાવો દિલદાર !
વૈશાખી દાવાનલ આવો દિલદાર !

'યુગવંદના'માંથી ઝવેરચંદ મેઘાણી





જીવનની ફુલવાડી મઘમઘે છે.

બુલબુલનાગીતો આસમાનને ભરી દે છે.

આપણી સાધનાઓ

આપણી આફતો

આપણી નિષ્ફળતાઓ

આપણી ઉપાધિઓ

[illegible]

[illegible]

# આપની સેવામાં

[illegible]

સામાન્ય વાચક માટે લેખકે ખાસ તકલીફ લીધી છે પંડિતો જેને નાનો રાખે છે, કેટલાક [illegible] જેનાથી દૂર રહે છે દરેજાની વાત લાવી જેને આઘો રાખવામ આવે છે એવા સામાન્ય વાચકને લેખકે પોતાનો મિત્ર ગણ્યો છે. એના મગજમાં ઊતરે એવી રીતે, એના ઘડતર માટે એનામાં ઉમળકો જાગે એવા આશયથી લેખકે આ લખાણો લખ્યા છે.

પણ આ પુસ્તકને વધુ ઓળખાણ આપવાની જરૂર નથી.

કિંમત રૂ. ત્રણ ટપાલખર્ચ ત્રણ આના

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

● 'ઊર્મિ' વર્ષ ૧૫ ● 'નવરચના' વર્ષ ૧૦ ● અંક ૩

જુન ૧૯૪૫


## અનુક્રમ




વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૬-૦-૦ : પરદેશમાં રૂ. ૯-૦-૦

છૂટક નકલ ૧૦ આના

ભારતી સાહિત્ય સંઘ

ભીમરાજ બિલ્ડિંગ, નવી હનુમાનગલીને નાકે, કાલબાદેવી રસ્તો, મુંબઇ-૨

૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ-૬

પ્રકાશક : લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી, ભારતી સાહિત્ય સંઘ, ૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ

મુદ્રક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ. સ્વાશ્રય મુદ્રણાલય, રાણપુર (કાઠિયાવાડ)

પ્રેમોર્મિ અને વિરહોર્મિના દર્દે ઘુંટાતી જવાની છે, સરલ ને નિખાલસ હૈયા છે.

●●●

આજે જ્યારે એ આદિવાસી પ્રજાની નિરાળી જીવનપ્રણાલિઓને નષ્ટ કરી તેમને 'સુધારી' લઈ આજની યંત્ર-સંસ્કૃતિમા વટલાવવાની ઝુંબેશ પરદેશી રાજસત્તાએ અને એમના શાસનસહાયક ગોરા પાદરીઓએ જોરશોરથી આદરી દીધી છે, ત્યારે એમની વનવાસી સંસ્કારિતાનો નાશ થતો રોકવા, ને એમને એમની જ રીતે જીવન જીવવા-માણવા દેવા મથન કરતા શ્રી વેરીઅર એલ્વીન નામના એક વિદેશી માનવશાસ્ત્રી એમની વચ્ચે એમની સેવા કરતા વસે છે. એ વિદેશીની પાસે કોઈપણ પ્રજાનું સ્વત્વ ન મારી નાખવાની નિર્મળ દૃષ્ટિ છે

●●●

એ એલ્વીન સાહેબે આ આદિવાસીઓનાં, અસલ હિન્દીમિશ્રિત વન-વાણીમા ગવાતા ગીતોને એકત્ર કરી તેનો 'ફોક સોંગ્ઝ ઓફ ધ મૈકલ હિલ્સ' નામે અંગ્રેજી અનુવાદ-સંગ્રહ આપેલ છે.

એ અંગ્રેજી અનુવાદો પરથી સમશબ્દી ગદ્યમા ઉતારેલા થોડા નમૂના અહીં આપ્યા છે મુખ્યત્વે આ નમૂના પ્યાર અને વિરહની ફોરમ ઓના છે કર્મ-ગીતો, રીન અને સુવાગીતો, સૈલગીતો, દદરીઆ, લગ્નગીતો, હાલરડાં, મરશીઆ, ઉદ્યમ અને મજૂરીનાં ગીતો, આહિર (ગોવાળ) ગીતો, સામાજિક ને રાજદ્વારી ગીતો, ઉત્સવ ગીતો, એવું આ ગીતોનું વૈવિધ્ય છે

●●●

ગીતોથી તે પ્રર્ભ સરમીદી

નિતનાં મેણાંની બળી જળી,
હું વગડામાં નાસી ગઈ.
પણ વેરણ નદીએ મને રોકી પાડી

ધીમર ! ઓ ધીમર ! ઓ વીરા માછીડા !
ભલો થઈ ને મને પાર લઈ જા.

નાની દુલારી ! એક દિન અહીં ઠેરી જા
કાલે તને પાર લૈ જૈશ.

પણ દા'ડે હું ભૂખે મરી જૈશ,
ને રાતે હું ટાઢે મરી જૈશ.

દા'ડે તને સુંડલી ભરી મચ્છી જમાડીશ,
ને રાતે તને મારી જાળ ઓઢાડીશ.



સૂડલા, નંદનવનમાં આવ.
સૂડલા, ચંદન-વનમાં આવ.
સાથમાં આંબાની મંજરી લાવ.

કેમ કરી આવું ?
કેમ કરી ઊડું ?
કેમ કરી મંજરી લાવું મેનાજી ?

પગપાળો આવજે,
પાંખેથી ઊડજે,
ચાંચેથી મંજરી લાવ.
સૂડલા, નંદન-વનમાં આવ.
સૂડલા, ચંદન-વનમાં આવ.



दारपतेरा के घर छाये रे
जौनेला ते तेर खोजे जौनेला पाये रे
रे दोस

गोरीके आंगनमां पांच पेड लीम
गोरी जाथाय तो पतौनि गनत रहेव दिन
गोरी जाथई रे दोस.

ડાળે અને પાંદડે તેં ઘર છાજ્યું,
જે તેં ખોળ્યું તે તને જડી ગયું : રે દોસ્ત જડી ગયું.

ગોરીના આંગણમાં પાંચ લીંબુડી ઝૂલે છે.
ગોરી તો ચાલી; તું લીંબુડીનાં પાંદ ગણ્યા કરજે.
ગોરી તો ચાલી દોસ્ત.

❧

અંધારી રાતે
વાદળ કડેડતું'તું,
સાપ સિંકોટા દેતા'તા,
દીપડીઓ ડણુકતી'તી.

પણુ તારા પ્રેમને કાજે
મને ડર ન'તો.

તારી માયાને માટે
પ્રાણુ પણુ કાઢી આપીશ.

ઉગલો પહેરું છું
ને તારી યાદ ઊભરે છે.

સાપનો ને દીપડાનો
અંધારે મને ડર ન'તો.

❧

તમાકુના ક્યારામાં
મુરઘી એકલ ભમે છે.

તને જ્યારે દેખતો નથી
ત્યારે મારું દિલ પણુ ભમે છે.

❧

હવા વાવી અત્યારે શરૂ થઈ ચૂકી છે. એ વનવાસીઓનાં લાલચટક લોહીમાં તેમ જ કલેજાંમાં નવયુગી શ્વેત વિચાર-જંતુઓની પિચકારીઓ દેવાઇ રહી છે. તે ઘડીએ યંત્રયુગી માનવોના પ્રાણુમાં નવી લહેરો વહાવે તેવાં આ ગીતો પકડી લેવાને પાત્ર છે.

●

એલવીન લખે છે : 'આદિવાસીઓના સંગમાં અમે રહેવા ગયા તેના પહેલા જ દિવસથી એક બાબત મન પર ઠસી ગઈ છે, કે આ હિન્દી 'આદિજન'-એની ગમે તેવી આર્થિક ગરીબી અને ચાલુ કેળવણીનો અભાવ છતાં-દયાનું પાત્ર નથી, 'ઉદ્ધાર' કરવાનું પાત્ર નથી, પણુ સન્માન અને તારીફનો અધિકારી છે. એનો કવિતા-શોખ, એની તાલની સાન અને એના કલાપ્રેમ કરતાં વધુ વખાણુપાત્ર જીવનમાં કંઇ નથી. અમે માનીએ છીએ કે એને જો સાચી દોરવણી મળશે તો આ ભવ્ય વસ્તુઓથી એ શરમીંદા નહિ બને; ને જો એ ચીજોને પોતે વધુ ઉત્સાહથી વાપરશે તો અર્વાચીન હિંદની સમાજ-રચનામાં માનભર્યું આસન મેળવશે.'



આદિવાસી યુવતી

# ર ★ જ ★ ક ★ ણ

● ધમકેતુ ●

તમને આ ખબર છે? તમે જે વિચારો વ્યક્ત કરો છો એ ઘણી વખત તમારું બંધન પણ બની જાય છે? બીજાના વાદનો અનુવાદ કરવાની હોશિયારી— એ શક્તિ વિષે તમને ગમે તેટલો વિશ્વાસ હોય, છતાં જ્યારે એ પ્રચલિત વાદ, વાસી થઈ જાય, ત્યારે તમારો અનુવાદ તમને એક એવા શૂન્ય ખડક ઉપર મૂકે કે જ્યાંથી તમે જીવનનો કોઇ પણ માર્ગ સ્પષ્ટ નિહાળી ન શકો. તમારે માટે જીવનનો એક જ માર્ગ પછી રહે. બીજા કોઇ વાદનો અનુવાદ કરવાનો.

પ્રજ્ઞા—પ્રજ્ઞા આમાં રહી છે. જે કોઈ વસ્તુ જીવનમાં સ્વીકારાય તેનો સ્વીકાર કરતાં પહેલાં જીવનના તમામે તમામ અનુભવોનાં જળથી એની પરિશુદ્ધિ કરાય.

નવા નવા અનુભવો માટે જુવાની તલસે એ વસ્તુ સમજી શકાય તેવી છે; હરેક અનુભવથી એ પોતાનો આંક ફેર માંડે એ પણ સમજી શકાય તેવી વસ્તુ છે; પણ જુવાની જ્યારે પોતાના કાર્યની પ્રશંસા મેળ-વવા ઘેરઘેર ભીખવા નીકળે—ત્યારે એ આપઘાત ન સમજી શકાય તેવી પરિસ્થિતિ છે એ તે ઉગતી જુવાની છે કે આથમતી. સંધ્યા છે?

જે માણસ પોતાનું કાર્ય સમાજમાં વહેતું મૂકી—પોતે શાંતિથી, ધીરજથી, એના સ્વીકાર માટે રાહ જોઈ શકતો નથી, તે માણસ કોઈ દિવસ કાંઈ જ કરી શકતો નથી.

સ્વતંત્રતા જેવી મોહક વસ્તુ પણ ખરાબ હોઈ શકે છે. જ્યાં વસ્તુની પાછળ વ્યક્તિનો મેળ નથી, ત્યાં વસ્તુમાત્રને એમાંથી ગમે તે એક દિશામાં વળી જવાની શક્યતા રહેલી છે.

ગમે તેવા સુંદર દેખાતા વાદમાંથી, માણસ પોતે જેટલું જીરવી
વાદનું પોતાનું

પ્રચાર હેતુ માટે જ જે પોતાના વિચારોને વાપરે છે તે પણ અપંગ છે. વિચારો હોવા—એ એક વસ્તુ છે એમને વ્યક્ત કરવા એ બીજી જ વસ્તુ છે. જ્યાં સુધી એ તમારા પોતાના છે ત્યાં સુધી એ સામાજિક દૃષ્ટિએ અસ્તિત્વમાં જ નથી જ્યારે તમે એને વ્યક્ત કરો— ત્યારે કોના પાસે, કેવી પરિસ્થિતિમાં, ને કયા હેતુથી વ્યક્ત કરો છો એ મુખ્ય વિષય બની રહે છે. જ નહિ તમારા સારામાં સારા વિચારોને ખરાબ રીતે વ્યક્ત કરો તો એ તમારું કાર્ય સામાજિક ગુના જેવું ગણાવું જોઈએ. જે કોઈ પાસે કલા નથી—એણે મૌન રાખવાની કલા શીખવી જોઇએ.

* સાહિત્ય, વિજ્ઞાન અને ધર્મ—એ ત્રણેનો વારસો સમાજના દરેકે દરેક મનુષ્યની પાસે હોય, તે સમા પોતાને શ્રેષ્ઠ કહી શકે. એટલે કે એને સંદેશો આ વાનો અધિકાર હોઇ શકે.

* દુનિયા ઉપર અત્યારે જેટલા વાદ પ્રચલિત છે, એમાંથી જેણે જેણે, ભારતવર્ષ પરાધીન હોવાને કા એની સંસ્કૃતિનો ખ્યાલ મેળવવા યત્ન કર્યો નથી, દરેકે દરેક વાદને, વહેલે મોડે એની સંસ્કૃતિમ મેળવવું પણ પડશે, અને એ પ્રમાણે પોતાના બં રણમાં ફેરફાર પણ કરવો પડશે.

* જુલમથી કોઈ પણ પ્રજા હણાતી નથી: પણ હો યારી ભરેલી કુનેહથી અનેક પ્રજાઓ હણાઈ ગઇ ને હણાતી જાય છે.

* જે માણસ જીવનમાં આટલું જ ઇચ્છે—પોતાને મ સ્વભાવ સુધારવાનું—એને એટલું બધું શ્રમ ભરેલું કા જાય છે કે એને કોઈ પણ વાદના ઉત્સ
જરૂર જ રહેતી નથી. કે એ અ
અર્ધસત્યોને પૂજવાની જરૂર
પોતાનું જીવન જ એક સ

પ્રેમની ને પાણીની, એકજ રીત છે.
ઘડાની ડોકે સીંચણીયું બાંધો,
કૂવામાં ડૂબાવો,
ઊંચે સીંચીને તરસ છિપાવો.
ઊંડો ને વધુ ઊંડો
ઘડો ઊતરે ને પાણી ઉપર આણે.



લોટા વિનાનો વટેમાર્ગુ
કૂવામાં ડોકાણા કરે
ને પાણી દેખી દેખી
વધુ ને વધુ તરસ્યો થાય,
તેમ એ રૂપાળી નારી,
તારી બોલી વિદેશી છે.
ને તને સમજ પડતી નથી.



મને પાણી ન મોકલ.
હું પીઉં છું–કૂવાથી
ને એના ઘનગંભીર ઊંડા અવાજથી.



# રાષ્ટ્રનો રંગરૂટ

શહેરથી દૂર તૃણાંકુરોની
બિછાતનાં હાસ્ય પરે રડી રડી,
બેઠયો નિરાશી ઉરનો સદાયનો
ખંડેર જેવા તનનો જુવાનિયો.

સંક્રાન્તિકાળે–જલતા યુગાન્તરે,
તરી જવા સિન્ધુ અધીનતાનો
બધાય ઝૂકે લઇને તરાપાં;
મે એક ત્યારે તટ પે વિમાસતો.

દ્વત્તને જીંદગીઘૂંટ પાતો
બેફામ આ ચેતનનો જમાનો
ાખી રહ્યો એ હતસત્વ, મૂઢ,
સદાયનો સાહસથી રિસાયલો.

જે પી શકે ના સુખ સાહસોનું,
સહી શકે ના નિજ યાતનાઓ,
। શે બને વિક્રમ પૂજનારો ?
લે મલે વતહીન શું કરે ?

શહીદોની નીરખી પરંપરા
ગાથાસ્વરૂપે, સુણીને ઋતંભરા
હોમના પુણ્યપ્રકોપની ઋચા
તેને ડસી ગૈ પલ આત્મવંચના.

કરી જવા રચ ભલાઇ કોઇની
એની કને ના પુરુષાર્થ આવડો;
મનોદશા આત્મવિઘાતિની ધરી
ઊંઘી ગયો ભગ્નમનોરથી એ...

...ને સ્વપ્નોએ નીંદને છાઇ દીધી,
સાંધી એની શોચતાને ફરીથીઃ
જંજીરોથી બદ્ધ ત્યાં જન્મભોમ
આવી ઊભી લાખ ધિક્કાર દેતી.

કંપી કંપી આ જુવાને જુહાર
કીધા, જાણે લીધ મોંઘી પ્રતિજ્ઞા–
ત્યાં તો આવ્યો ખિન્ન ને રુષ્ટ સાદ,
બોલે જાણે-માવડીનો વિષાદઃ

"કપૂત કે કૂખલજામણા—અરે
નૈરાશ્યના ચુંબક શા જુવાનના
કંગાલ ને જર્જર દેહથી ઝમ્યું
મને નિરુત્સાહિત રક્ત ના ખપે.

"નાની નાની સિદ્ધિને ઉમ્બરે યે
જેનાં ના કૈં બેસણાં, અલ્પતોષી !
એને સૂઝે આજ શી સરફરોશી–
સંગ્રામના સંકુલ સંગમો પે ?"

પરોઢિયે બ્રાહ્મમુહૂર્ત ટાણે
ગલી ગલી ગુંજત શૌર્યગાણે;
બ્યૂગલોએ નિજ ફૂંક ફૂંકે
સ્વાધીનતાની કરી કામ્ય બંદગી.

સેનાની, લૈ મોખરે રાષ્ટ્રનેજો
આગે આગે જાય છે સંઘઘોષે.
સૌને હૈયે ધૂન છે એક ઘેલી
ધ્વજા રહો જિન્નત શું અડેલી !

આજે સાચા ફાગસોહા
ઘેરૈયા સૌ ...
જાગી
ને ર
સૌ ગ
સૌને ...

દહીંનાં દોણાં ભર્યાં પડયાં છે,
પણ ગમાણ સૂની છે.
ભેંસોના આંચળ સુકાણાં છે.
એ કયાં સતાઇ છે !
તાજુબ મનને પૂછું છુ,
મારી ગોરી કયાં છુપાઈ છે !



તારી સગાથે મને રહેવા દે.
તારા પ્રેમને કાજે મારાં નયણાં વહે છે.
પાસે તું ન હો ત્યારે
ઘર એ ઘર નથી રહેતું,
વન એ વન નથી રહેતું,
ટેકરીઓ પહાડો બની જાય છે.
મને સાથે લઇ જા
પ્રેમે નયણાં વહે છે.



અજાજૂડ વનરાઇ વચ્ચે
ઘટા-ઘેઘૂર વડલો સોહે.
કૂવાને કાઠે
નાજુક વાંસ સોહે
માવતર વ્હોણી આ છોકરી તો
અપર-માના ઘરમાંય સોહે.



ઓ પનિહારી ! આંબાની અધારી ઘટામાં
તારાં ઝાંઝર રૂમઝુમી ઊઠયાં.

ઓ પનિહારી ! આથમતા સૂરજમાં
તારું ત્રાંબા-બેડું ચળકી પડયુ.

તારા હોઠ ને મારું હૈયું
બન્ને તરસે સુકાય છે.

જા પનિહારી ! લચકાતી લકે
નિર્જન કૂવે પાણી ભરવા જા.

અધારાથી બીતી ના.
હું તારી સાથે ચાલું છુ.
હૈયું પિયાસી છે, પનિહારી !



કૂવાનુ પાણી
ને પ્રિયાનું પિંજર,

ઉનાળે શીતળ
ને શિયાળે તાતાં.



મલેવાની ધારેથી ઠમકતી ઠમકતી
પાણી ભરીને તું ચાલી આવે છે !
પણ સબૂર ! તારો મદ ભાંગ્યો જાણજે

મલેવાની ધારે, ખારોપાટ ચાટવા
હરણાં ટોળે વળે છે.

તું યે ઓ માલણી
કેક હરણાંનો ખારોપાટ બનીશ.

મલેવાની ધારેથી, ઠમકતી ચાલ્યે
પાણી ભરીને તુ ચાલી આવે છે !



પ્રેમની ને પાણીની, એકજ રીત છે.
ઘડાની ડોકે સીંચણીયું બાંધો,
કૂવામાં ફગાવો,
ઊંચે સીંચીને તરસ છિપાવો.

ઊંડો ને વધુ ઊંડો
ઘડો ઊતરે ને પાણી ઉપર આવે.



મને પાણી ન મોકલ.
હું બીઉં છું–કૂવાથી
ને એના ઘનગંભીર ઊંડા અવાજથી.

લોટા વિનાનો વટેમાર્ગુ
કૂવામાં ડોકાણા કરે

ને પાણી દેખી દેખી
વધુ ને વધુ તરસ્યો થાય,

તેમ એ રૂપાળી નારી,
તારી બોલી વિદેશી છે.
ને તને સમજ પડતી નથી.





# રાષ્ટ્રનો રંગરૂટ

હેરથી દૂર તૃણાંકુરોની
છાતનાં હાસ્ય પરે રડી રડી,
ઠયો નિરાશી ઉરનો સદાયનો
ખંડેર જેવા તનનો જુવાનિયો.

સંક્રાન્તિકાળે–જલતા યુગાન્તરે,
રી જવા સિન્ધુ અધીનતાનો
પાય મૂકે લઇને તરાપા;
મે એક ત્યારે તટ પે વિમાસતો.

દ્ધતને જોબનઘૂંટ પાતો
ફામ આ ચેતનનો જમાનો
ખી રહ્યો એ હતસત્વ, મૂઢ,
દાયનો સાહસથી રિસાયલો.

પી શકે ના સુખ સાહસોનું,
હી શકે ના નિજ યાતનાઓ,
શે બને વિક્રમ પૂજનારો ?
લે મલે વતહીન શું કરે ?

હાદતોની નીરખી પરંપરા
બાલવૃદ્ધે, સુણીને ઋતંભરા
હોમના પુણ્યપ્રકોપની ઋચા
ને ડસી ગૈ પલ આત્મવંચના.

કરી જવા રચ ભલાઇ કોઈની
એની કને ના પુરુષાર્થ આવડો;
મનોદશા આત્મવિઘાતિની ધરી
ઊંઘી ગયો ભગ્નમનોરથી એ...

...ને સ્વપ્નોએ નીંદને છાઇ દીધી,
સાંધી એની શોચનાને ફરીથી:
જંજીરોથી બદ્ધ ત્યાં જન્મભોમ
આવી ઊભી લાખ ધિક્કાર દેતી.

કંપી કંપી આ જુવાને જુહાર
કીધા, જાણે લીધ મોંઘી પ્રતિજ્ઞા–
ત્યાં તો આવ્યો ખિન્ન ને રુષ્ટ સાદ,
બોલે જાણે-માવડીનો વિષાદ:

"કપૂત કે કૂખલજામણા—અરે
નૈરાશ્યના ચુંબક શા જુવાનના
કંગાલ ને જર્જર દેહથી ઝમ્યું
મને નિરુત્સાહિત રક્ત ના ખપે.

"નાની નાની સિદ્ધિને ઉમ્બરે યે
જેનાં ના કૈં બેસણાં, અલ્પતોષી!
એને સૂઝે આજ શી સરફરોશી–
સંગ્રામના સંકુલ સંગમો પે ?"

પરોઢિયે બ્રાહ્મમુહૂર્ત ટાણે
ગલી ગલી ગુંજત શૌર્યગાણે;
બ્યૂગલોએ નિજ ફૂંક ફૂંકે
સ્વાધીનતાની કરી કામ્ય બંદગી.

સેનાની, લૈ મોખરે રાષ્ટ્રનેજો
આગે આગે જાય છે સંઘઘોષે.
સૌને હૈયે ધૂન છે એક ઘેલી
ધ્વજ રહો જિન્નત શું અડેલી !

આજે સાચા ફાગસોહાગ ખેલી
ઘેરૈયા સૌ ધાય સંગ્રામઘેલી;
જાગી આજે જોયું પેલા જુવાને
ને રંગાયો શૌર્યરોમાંચગાને.

સૌ ગાતા'તા ગીત આગે બઢંતા,
સૌને હૈયે જોમહેલી અખૂટ;
ચાલ્યો એમાં આજ દૌર્બલ્યહંતા
સૌની પીછે રાષ્ટ્રનો રંગરૂટ !

વેણીભાઈ જ. પુરોહિત

# ૨ ★ જ ★ ક ★ ણ

• ધૂમકેતુ •

* તમને આ ખબર છે ? તમે જે વિચારો વ્યક્ત કરો છો એ ઘણી વખત તમારું બંધન પણ બની જાય છે ? બીજાના વાદનો અનુવાદ કરવાની હોશિયારી–એ શક્તિ વિષે તમને ગમે તેટલો વિશ્વાસ હોય, છતાં જ્યારે એ પ્રચલિત વાદ, વાસી થઈ જાય, ત્યારે તમારો અનુવાદ તમને એક એવા શૂન્ય ખડક ઉપર મૂકે કે જ્યાંથી તમે જીવનનો કોઇ પણ માર્ગ સ્પષ્ટ નિહાળી ન શકો. તમારે માટે જીવનનો એક જ માર્ગ પછી રહે. બીજા કોઇ વાદનો અનુવાદ કરવાનો.

* પ્રણાલિકા–પ્રણાલિકા આમાં રહી છે. જે કોઈ વસ્તુ જીવનમાં સ્વીકારાય તેનો સ્વીકાર કરતાં પહેલાં જીવનના તમામે તમામ અનુભવોનાં જળથી એની પરિશુદ્ધિ કરાય.

* નવા નવા અનુભવો માટે જુવાની તલસે એ વસ્તુ સમજી શકાય તેવી છે, હરેક અનુભવથી એ પોતાનો આંક ફેર માંડે એ પણ સમજી શકાય તેવી વસ્તુ છે; પણ જુવાની જ્યારે પોતાના કાર્યની પ્રશંસા મેળવવા ઘેર ઘેર ભીખવા નીકળે–ત્યારે એ આપઘાત ન સમજી શકાય તેવી પરિસ્થિતિ છે એ તે ઉગતી જુવાની છે કે આથમતી, સંધ્યા છે ?

* જે માણસ પોતાનું કાર્ય સમાજમાં વહેતું મૂકી–પોતે શાંતિથી, ધીરજથી, એના સ્વીકાર માટે રાહ જોઈ શકતો નથી, તે માણસ કોઈ દિવસ કાંઈ જ કરી શકતો નથી.

* સ્વતંત્રતા જેવી મોહક વસ્તુ પણ ખરાબ હોઈ શકે છે. જ્યા વસ્તુની પાછળ વ્યક્તિનો મેળ નથી, ત્યાં વસ્તુમાત્રને બેમાંથી ગમે તે એક દિશામાં વળી જવાની શક્યતા રહેલી છે.

* ગમે તેવા સુંદર દેખાતા વાદમાંથી, માણસ પોતે જેટલું જીરવી શકે, એટલુ જ એનુ બળ છે. બાકી વાદનુ પોતાનું બળ તો એને માટે એક પ્રકારનું કેદખાનું જ સરજી આપે.

* વિચારો વ્યક્ત કરવાની કલા છે. મતાંધતા જણાય એવી રીતે જે વિચારો વ્યક્ત કરે છે તે પંગુ છે. પ્રચાર હેતુ માટે જ જે પોતાના વિચારોને વાપરે છે તે પણ અપંગ છે વિચારો હોવા–એ એક વસ્તુ છે. એમને વ્યક્ત કરવા એ બીજી જ વસ્તુ છે જ્યાં સુધી એ તમારા પોતાના છે ત્યા સુધી એ સામાજિક દૃષ્ટિએ અસ્તિત્વમાં જ નથી. જ્યારે તમે એને વ્યક્ત કરો–ત્યારે કોના પાસે, કેવી પરિસ્થિતિમાં, ને કયા હેતુથી વ્યક્ત કરો છો એ મુખ્ય વિષય બની રહે છે. એટલુ જ નહિ તમારા સારામાં સારા વિચારોને તમે ખરાબ રીતે વ્યક્ત કરો તો એ તમારું કાર્ય એક સામાજિક ગુના જેવુ ગણાવું જોઈએ. જે કોઈની પાસે કલા નથી–એણે મૌન રાખવાની કલા પણ શીખવી જોઇએ.

* સાહિત્ય, વિજ્ઞાન અને ધર્મ–એ ત્રણેનો વારસો જે સમાજના દરેક દરેક મનુષ્યની પાસે હોય, તે સમાજ પોતાને શ્રેષ્ઠ કહી શકે. એટલે કે એને સંદેશો આપવાનો અધિકાર હોઇ શકે.

* દુનિયા ઉપર અત્યારે જેટલા વાદ પ્રચલિત છે, અને એમાંથી જેણે જેણે, ભારતવર્ષ પરાધીન હોવાને કારણે એની સંસ્કૃતિનો ખ્યાલ મેળવવા યત્ન કર્યો નથી, દરેક દરેક વાદને, વહેલે મોડે એની સંસ્કૃતિમાંથી મેળવવું પણ પડશે, અને એ પ્રમાણે પોતાના બંધારણમાં ફેરફાર પણ કરવો પડશે.

* જુલમથી કોઈ પણ પ્રજા હણાતી નથી : પણ હોશિયારી ભરેલી કુનેહથી અનેક પ્રજાઓ હણાઈ ગઈ છે ને હણાતી જાય છે.

* જે માણસ જીવનમાં આટલુ જ ધ્યેય–પોતાને મળેલ સ્વભાવ સુધારવાનું–એને એટલુ બધુ શ્રમ ભરેલું કામ મળી જાય છે કે એને કોઈ પણ વાદના ઉત્સાહી લડવૈયા થવાની જરૂર જ રહેતી નથી। કે એ અતિ ઉત્સાહમાં અનેક અર્ધસત્યોને પૂજવાની જરૂર રહેતી નથી. એનું પોતાનુ જીવન જ એક સંપૂર્ણ કાર્યક્ષેત્ર બની રહે છે.

# સમાજ : સાહિત્ય : સંસ્કાર

## માસિક નોંધ

### સ્ત્રીની સમસ્યાઓ

સ્ત્રી જાતિની સમસ્યાઓનો વિચાર આપણે જ્યારથી કરવા માંડયો છે ત્યારથી એ સમસ્યાઓ વધતી ચાલી છે, અથવા એમ કહીએ તો વધુ ઉચિત થશે કે ત્યારથી એ સમસ્યાઓ એટલી બધી ઉખળવા માંડી છે કે તેનો છેડો આવતો જ નથી. ગયે મહિને સ્ત્રી બે સામસામા છેડા પરથી આપણી વિચારણામાં આવી. કેટલાક સાહિત્યકારોએ એકઠા થઇને 'સ્ત્રીઓએ કવિતા ન લખવી' એવા એક પ્રસ્તાવની ટોળટીખળભરી તપાસ કરી, અને બીજી તરફ સ્ત્રીની પ્રસૂતિ જેવા વાસ્તવલક્ષી વિષય પર શ્રી. બાપાલાલ વૈદ્ય અને શ્રી. સરોજિની મહેતાની સામયિકો દ્વારા ગંભીર અને સમતોલ ચર્ચા આવી. બંને ચર્ચાઓનાં દૃષ્ટિબિન્દુ સામસામા છેડા પર મંડાયાં છે. કવિતાની રચના અને પ્રસૂતિ!

### વાણીસર્જનો તરફ ઉદાસીન નારીજાત

પહેલાં લઇએ સાહિત્યકારોને. સ્ત્રીએ શું કરવું ને શું નહિ એ બાબત જ્યારે પુરુષોને હાથે ચર્ચાય છે ત્યારે સ્ત્રીઓ ચીડાય છે. એ ચર્ચા જ્યારે સાહિત્યકારો કરે છે ત્યારે ઉપહાસનું મરચું ભભરાવીને સ્ત્રીઓને વધુ ચીડવે છે. સાહિત્યકારો કાવ્ય કથા દ્વારા સ્ત્રીનું આલેખન અગર ભાવનારોપણ કરીને સંતોષ પકડતા હોત તો બહેતર બનત. તેઓનું કર્તવ્ય સ્ત્રીને એની સાચી દુનિયા વચ્ચે સમગ્ર દૃષ્ટિકોણથી રજુ કરીને એની અવસ્થાને અજવાળી આપવાનું છે, વિધિનિષેધો બહાર પાડવાનું નથી. સ્ત્રીએ કવિતા ન લખવી કે લખવી એ તો આપણો પ્રશ્ન પણ નથી. સ્ત્રી—ગુજરાતમાં કે અન્ય દેશ-વિદેશોમાં—મોટે ભાગે કવિતાની ભાંજગડમાં પડતી જ નથી. વાઙ્મયના વ્યવસાયથી ડાહી સ્ત્રી દૂર જ રહી છે. છૂટા છવાયા કોઇ અપવાદો હશે, ને તે પણ ઉચ્ચ કક્ષાએ પહોંચેલ સ્ત્રી સાહિત્યકારોના તો નથી. (મહાદેવી વર્માનું સ્થાન હિંદીમાં ગણનાપાત્ર છે પણ પ્રેરણામૂર્તિ તરીકે આપણે એને પિછાન્યાં નથી.) ગુજરાતમાં લીલાવતી મુનશી તો કયારનાં યે લખતાં બંધ પડયા છે અને જાહેરજીવનની ઇતર વધુ નક્કર ને વ્યવહારુ પ્રવૃત્તિઓમાં અધિક રસ લે છે. શ્રી વિનોદિનીએ પ્રારંભ કર્યો પણ પરિણિત જીવનની નક્કર ભૂમિ પર ચડતાં જ એમણે લખવું પડતું મૂકયું. શ્રી. ભારતી સારાભાઈ નવરાશે લખે છે, પણ એમાં આજીવન એકોપાસનાની ઝાંખી થતી નથી. શ્રી હંસા મહેતા ભાષાન્તરોના છંદોવ્યાયામ કરે છે. સૂરતમાંથી શ્રી. જ્યોત્સ્ના બહેન શુકલની કાવ્યલેખન પ્રવૃત્તિ ચાલુ છે પણ વર્ષો પછીય એમણે પ્રજાની કલ્પનાને પકડી લીધી નથી.

### વાસ્તવ પરની પકડ

આ જૂજ નામોનો નિર્દેશ એક વાત બતાવી આપે છે, કે સ્ત્રીને કવિતા ન લખવાના કોઈ આદેશની ગરજ જ નથી. સ્ત્રીને વિશે આશ્ચર્ય જ આ છે, કે પુરુષોમાં કવિતા પ્રેરતી છતાં એ પોતે તો જીવનના વાસ્તવ પર જ પકડ રાખી રહી છે. એની પ્રકૃતિ જ વાસ્તવલક્ષી છે. પોતાને વિષે રચાતા શિલ્પસાહિત્યથી એ રીઝતી હશે, ગલીપચી પામતી હશે, નફરત પણ અનુભવતી હશે, ગંભીર અર્થમાં તો એ પુરુષકૃતિઓને લેતી હશે કે કેમ એ શંકાસ્પદ છે. પુરુષજાતિ તરફથી મુજરા રૂપે કદાચ આ સર્જનોને સ્વીકારતી પણ હશે. એથી વધુ ગણનાની આશા રાખવા જેવું નથી. કલ્પનાના રંગોથી છલકાતી શબ્દ—છાબો વડે પુરુષ એનું દિલ બહેલાવે છે તેની એ કદર કરતી હશે. પણ એ પોતાના મગજને ભ્રમિત બનવા દેતી નહિ હોય.

### નારીએ પુરુષને ગાયો છે?

આવાં વલણો એની પરાપૂર્વથી વાસ્તવસૃષ્ટિમાં ઝકડાઇ રહેલી જીવન-સ્થિતિને આભારી હશે ખરું? ઘર, રસોડું, કરકસર, બાળઉછેર ઈત્યાદિ કારભારનું કઠોર વાસ્તવ એને કવિતાસાહિત્યની કલ્પનાપ્રચૂર ને હવાઇ દુનિયા તરફ નહિ ઢળવા દેતું હોય શું? ધારો કે આવતા વર્ષોમાં એ ઘર, રસોડું, દૂધઘીના હિસાબ, અને સંતાનોત્પત્તિ પણ ત્યાગી દઇ બહાર નીકળી જાય, તો શું સ્ત્રી કવિતા તરફ બલ્કે કલ્પનાશીલ વાણી-વ્યાપાર તરફ ઢળી પડશે? લાગતું નથી. જે કોઇ નવી જીવન—સ્થિતિમાં એ પડશે, તેમાં પણ વાસ્તવ જ એના લક્ષ્યનો વિષય રહેશે. આની

પ્રતીતિ ઉપર કહેલી અવસ્થામાં બહાર નીકળી જઈને નવા પ્રદેશમાં પ્રવેશ કરી ચૂકેલી સ્ત્રીઓનો આધુનિક સમૂહ આપશે. એમણે કવિતાકળાની લપનું શરણ લીધું નથી. ને જે અલ્પસંખ્ય સ્ત્રીઓ એ શોખ પ્રત્યે વળી છે તેમણે પણ પુરુષ શિલ્પીઓએ જેમ સ્ત્રી વિશે કર્યું છે તેમ જરીક પુરુષ વિશે કર્યું નથી. એટલે કે પુરુષને તેમણે પોતાના કલ્પનાસર્જનનો વીર કે નાયક બનાવ્યો નથી. પુરુષ પર કવિતા, કથા કે ચિત્ર આલેખનારી સ્ત્રીઓ ક્યાં છે? નરોએ નારાયણીઓ ચીતરી, નારીએ કોઈ નરસિંહ ચીતર્યો છે? પુરુષનાં પરાક્રમની, પ્રણયની, માર્દવની, શિશુ સ્નેહની, કરુણ, શૃંગાર કે વીરરસભરી સ્ત્રીસરજી મૂર્તિઓ ક્યાંઈ જોઈ છે? પોતાનાં રક્તનાં ને હૃદયના સમસ્ત કણોમાંથી સર્જાયેલ શિશુને પણ નારીએ વાણીમાં ગાયો જાણ્યો નથી. કારણ એક જ છે: નારીજાત વાસ્તવદર્શી છે. ખેડૂત જેમ પોતાની નીપજાવેલ રમ્ય હરિયાળીને કાવ્યદૃષ્ટિએ નિહાળતો નથી, તેમ સ્ત્રી પણ વ્યવહારુ દૃષ્ટિથી વંચિત બની લાલિત્યમાં રાચતી નથી.

## પ્રસૂતિમાં પ્રકૃતિ-સંકેત

બાળકની વાત આપણને પ્રસૂતિના આજે તીવ્ર બનેલા પ્રશ્ન પર લાવી ખડા કરે છે. શ્રી. બાપાલાલ વૈદ્ય પીડા વગરની પ્રસૂતિ પર પ્રસ્થાનમાં લખેલો લેખ નારીનો પ્રસૂતિનો (આજે તો બહુ વધી પડેલો) ડર દૂર કરવાની દલીલોથી ભર્યો છે 'સુવાવડનો ડર સ્ત્રીઓને સતાવી રહ્યો એ વસ્તુસ્થિતિનો સ્વીકાર કરીને તે આવી ભયભીત સ્ત્રીના શબ્દો યાદ કરતા મંથન અનુભવે છે કે 'સ્ત્રીઓને શું ખરેખર અસહ્ય કષ્ટ સુવાવડમાં થતું હશે? કુદરતનો આ કષ્ટ પાછળ કઈ હેતુ હશે! કુદરતે આવું કેમ કર્યું હશે! કાં કુદરત અન્યાયી છે ને કાં અમે ચિકિત્સકો બેવકૂફ છીએ કે એનું રહસ્ય સમજી શકતા નથી.' પછી પોતે વિચારે છે કે 'પ્રજાતંતુની અવિચ્છિન્નતા માટે ભગવાને સ્ત્રીને સરજી છે એટલે કષ્ટ સહન કરવાનું બળ, ધૈર્ય પણ તેણે તેને આપ્યું જ છે. સદીઓથી જે કષ્ટ સ્ત્રીઓ સહન કરતી આવી છે તેમાંથી સ્ત્રીનું સૌંદર્ય, કોમળ ભાવો ખીલ્યા છે. સૃષ્ટિની શૃંખલા અખૂટ રાખવાનું કાર્ય સ્ત્રીઓ જ કરે છે.'

## આગલી પાછલી યાતનાઓનું શું?

ઉપલી કાવ્યદૃષ્ટિ-સૌંદર્યદૃષ્ટિનો પ્રતિકાર કરનારો જવાબ 'પ્રસ્થાન'માં શ્રી. સરોજિની મહેતાએ વાળ્યો છે. વૈદરાજ કહે છે કે પ્રસૂતિને કષ્ટ રહિત બનાવનાર વૈજ્ઞાનિક ઇલાજો લાધ્યા પછી હવે ડર રાખવાનું કારણ નથી, તેની સામે આ સ્ત્રીપ્રતિનિધિ કહે છે કે 'સ્ત્રીઓને તો એ કષ્ટ ઉપરાંત અનેક યાતનાઓ સહન કરવાની છે. બાળકના જન્મ પહેલાંની શરીરની અસ્વસ્થ સ્થિતિ, બાળકના ઉછેરનો શ્રમ, ઉજાગરા, બાળકોના દાંત આવવા, ઓરી અછબડા, ઉંટાટિયો, એ બધાંમાં માતાને પડતી તકલીફ, એ સર્વનું માપ કોણ કાઢે?' આમ પ્રસૂતિની પીડારહિતતાનું વરદાન વિજ્ઞાન ભલે નાનાં મોટાં ગરીબ તવંગર સર્વને વખત જતાં આપી વળે, તેમ છતાં બાળકના ગર્ભાધાનથી લઈ એના શૈશવની સમાપ્તિ સુધીનાં કષ્ટોનો બોજો વધુ ભયાનક છે ને તે તો રહે જ છે, એવો સાચો ચિતાર આપતાં આ બહેન બાળકોની સંખ્યાનું નિયમન કરવું એને સાચો ઉપાય સમજે છે.

## બન્નેની સુંવાળી પળોનું જ પરિણામ

કાવ્યદૃષ્ટિની સામે રજુ થતી આ વાસ્તવદૃષ્ટિ છે. એ તત્કાલ વિચાર માગે છે. લેશ પણ ઇચ્છા વગર, પહોંચી વળવાની તૈયારી વગર, કંટાળાની અને અગવડોની વચ્ચે રમાતનાં જ 'માવઠાં' જેવાં સં- જનનો, કુદરતની બધી જ સદા અને વહાલની તમામ સગવડ છતાં પણ ફક્ત એકલી સ્ત્રીનો જ [illegible] માટે, પુરુષોનો પણ હ્રાસ કરનારાં બન્યાં છે. પ્રસૂતિકાળની ટૂંક મુદતની યાતનાનો પ્રશ્ન હળવો કરવાથી આ વર્ષો સુધીની લાંબી ને જટિલ વેદનાને અવગણી શકાશે નહિ. સ્ત્રી અને પુરુષ, બન્ને જ્યારે બાળકની ઝંખના અનુભવી રહે ને બન્નેએ જ્યારે લાંબા ગાળાના બાળસંવર્ધનની ઉમળકાભરી સજાવટ કરી કાઢી હોય, ત્યારે જ આ પ્રસંગ આવે, ત્યાં સુધી નહિ એવી કોઇ સ્થિતિ વિજ્ઞાન સિદ્ધ કરી આપશે? આજે વિજ્ઞાન એ સ્થિતિ પહોંચ્યું નથી. આજનાં સાધનોએ તો નવી ગૂંચો જન્માવી છે, જૂનીનો ઉકેલ આણ્યો નથી. આ પ્રશ્ન સ્ત્રીનો છે, સ્ત્રી હસ્તકનો છે, સ્ત્રીના અધિકારનો છે. સ્ત્રીએ હમેશાં પોતાને માટે આવે તેવી વૈજ્ઞાનિક મદદ આપમેળે ઉપજાવી લીધી છે. પણ વિજ્ઞાન સ્ત્રી-પુરુષની સુકુમાર અને તીવ્ર સંવેદનભરી જાતીય આવેશ-ક્ષણોની ક્ષમામાં

માવજત કરી ન શકે ત્યાં સુધીને માટે પોતાના જીવનના આ મર્મસ્થાનનું નિયમન સ્ત્રીએ પોતે જ યોજી લેવું રહે છે. પુરુષના આક્રમણ પાસે પોતે લાચાર છે એવું બહાનું દઇને બધો જ દોષ પુરુષના શિર પર ઢોળી નાખવો ન જોઇએ. નબળાઇની પળો પર સ્ત્રી તો લપસતી જ નથી, પુરુષ જ એને જબરદસ્તીથી પટકે છે, આવી બધી દલીલો હવે જવી જોઇએ. પોતાની ઇચ્છા કે શક્તિની વિરુદ્ધ પોતાના પર સંતાન–સંભાવના લાદનાર લેખે સ્ત્રીએ વગોવેલો પુરુષ જેટલા પ્રમાણમાં વાસ્તવિક છે તેથી સાતગણો તો સ્ત્રીએ કેવળ કલ્પેલો અને બળતરામાં ને બળતરામાં Scapegoat ચીતરેલો છે.

## આદિજાતિઓનો અભ્યાસ

મે મહિનાના કુમાર માસિકમાં 'પશ્ચિમ ખાનદેશના ભીલો' એ મથાળે શ્રી. ઠાકોરભાઈ ભાણુભાઈ નાયક નામે ગુજરાત સંશોધન મંડળના એક સ્કોલરનો ટૂંકો લેખ છે. આ પ્રદેશના ભીલોની વૈજ્ઞાનિક તપાસ કરવા એક પ્રતિનિધિમંડળ ગયેલું તેમાં આ લેખકે સામેલ રહીને જ નિરીક્ષણ કરેલું તે ટપકાવ્યું છે. ગુજરાતની અંદર અને પડોશમાં પથરાયેલી આ આદિવાસી વીર જાતિનું દેશી રાજ્યોને, સરકારને તેમ જ વ્યાજખાઉ દારૂપાઉ વ્યાપારીઓને હાથે ઉચ્છેદન ચાલી રહ્યું છે ત્યારે તેની રક્ષા માટે, તેમના જીવનસુધાર માટે અને તેમની રાજકારણી ઉન્નતિ માટે શ્રી. ઠક્કરબાપાના ભીલ સેવામંડળ વગેરે દ્વારા પ્રવૃત્તિ ચાલી રહી છે તે તો ઇષ્ટ છે જ, પણ સંસ્કૃતિની દૃષ્ટિએ એ પ્રજાનો સમતોલ સહાનુભૂતિવંતો અભ્યાસ કરનાર માણસોનું ધ્યાન હજુ ભીલો તરફ ગયું નથી. 'ભીલો અને તેમનાં ગીતો' નામે સંગ્રહ દોહદ ભીલસેવા મંડળના સેવક ભાઈ વણીકરે કરેલો તે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી બહાર પડેલો છે, પણ એમાં ભીલ પ્રજાની ઈતિહાસ દૃષ્ટિએ, માનવશાસ્ત્ર કે નૃવિદ્યાની દૃષ્ટિએ, કે ભાષાની દૃષ્ટિએ સવિસ્તર પિછાન સામે રખાઈ નથી.

## ગોંડ–બૈગાના અભ્યાસી એલ્વીન

આ પરથી સાતપુડા પ્રદેશના ગોંડ, બૈગા ઈત્યાદિ આદિવાસીઓમાં એકરસ બનીને કામ કરી રહેલા, એ લોકોના હિતસેવક તેમ જ ઊંડા અભ્યાસી અંગ્રેજ શ્રી. વેરીઅર એલ્વીન સાંભરી આવે છે. ઓકસ્ફર્ડ વિદ્યાપીઠના આ વિદ્વાન માનવવંશશાસ્ત્રમાં પ્રાવીણ્ય મેળવીને હજુ તો ૧૯૩૫ના અરસામાં જ હિંદ આવ્યા હતા. પણ અત્યારે એ બહોળી આદિવાસી પ્રજામાં પોતે આપ્તજન બની, તેમની ભાષામાં પાવરધા થઈ, તેમના સામાજિક, સાંસારિક, કૌટુમ્બિક અને છેક જાતીય જીવનમાં પણ ઊંડો પ્રવેશ પામી ચૂકેલ છે. આદિવાસીઓનાં જીવનદર્શનમાંથી એલ્વીને આપણને એમનાં ગીતોનાં ને વાર્તાઓનાં અંગ્રેજી ભાષાન્તરો તેમજ કોમોના પરિચય વિશે દસ પુસ્તકો ભરી આપેલ છે. હમણાં જ એમનાં બે પુસ્તકો (૧) ફોક–ટેઈલ્સ ઓફ મહાકોશલ (૨) ફોક–સોંગ્ઝ ઓફ ધી મૈકલ હિલ્સ બહાર પડયાં છે. 'ધ બૈગા' નામનો એમનો એ જાતિનો પરિચયગ્રંથ જેમણે જોયો હશે તેમને લાગ્યું જ હશે કે ગુજરાતમાં માનવવંશશાસ્ત્રની દૃષ્ટિએ એકાદ નાનકડી કોમનો પણ સર્વાંગી અભ્યાસ કરનાર કોઇ વ્યક્તિ હજુ નીકળી નથી. શ્રી એલ્વીને રેલ્વે-લાઇનથી સેંકડો ગાઉ દૂર પડેલા પ્રદેશમાં સ્થિરવાસ ધરીને એક દાયકાની ઉપાસના કરી તેનું આ પરિણામ છે. એ પોતે આ કરી શકયા તેનું એક કારણ મને લાગે છે કે પોતે ઓકસ્ફર્ડ યુનિ. તરફથી આ કામ લઇને અપરિણિત દશામાં જ આવ્યા ને બેસી ગયા હતા. લગ્નજીવનની જરૂરિયાતોથી ઘેરાઈ ગયા બાદ અને ભ્રમણશીલતા માટેનો જુવાનીનો તોર સંસારી જીવનની સ્થિરવાસી પ્રકૃતિની પાસે પરાજય પામ્યા પછી આવાં સાહસો બની શકતાં નથી. માટે મારી તો ગુજરાતના યુવાન સંશોધકોને ભલામણ છે કે ભીલો વગેરેના પ્રદેશોને બેપાંચ વર્ષો આપી પછી જ લગ્નજીવનમાં ગોઠવાવું. નહિ તો પછી એલ્વીનની માફક કોઇ આદિવાસી કન્યાનું જ પાણિગ્રહણ કરી લઇ ત્યાં બેસી જવું.

## સંશોધકે પ્રેમિક થવું ઘટે

પણ આપણો નગરવાસીઓનો મોટો અવગુણ એ છે કે આપણે જ્યાં જઈએ છીએ ત્યાં આપણને સુશિક્ષિત અને સુધરેલા સમજી લઈ, અન્ય આપણા જેવા 'સુધરેલા' છે કે નહિ તે ગજપટ્ટી લઈને માપવા અને અન્યને આપણા જેવા કરી લેવા (સુધારવા) ઉત્સુક હોઇએ છીએ. પરદેશીઓએ જે આપણા પરત્વે કર્યું છે તેની જ નકલ આપણે આપણી વચ્ચેના આપણે માનેલા 'જંગલીઓ' પરત્વે કરીએ છીએ. કુમારવાળા લેખના લેખક યથાર્થ લખે છે—

'આ બધાં બળોને વૈજ્ઞાનિક રીતે વિચારવાં જોઇએ. પછી જ સુધારો કરવો રહ્યો. સુધારો વિજ્ઞાનનું જ ફરજંદ હોવું જોઈએ. એમાં ગમે તે સુધારા આપણે ન આપી શકીએ. કેળવણીનો પ્રશ્ન લો. એમને કેવી કેળવણી આપીશું? વર્ષો સુધી એમને સાહિત્યિક કેળવણી અથવા વિજ્ઞાન-વિચાર શા ખપનાં?'

પર સુધારની આ ગ્રંથિથી દૂર રહેવાનું તો જ બને, કે જો આપણે એ જાતિઓની ખાસિયતો, સંસ્કારો, ગીતો, રમતો, વગેરે વિચિત્ર વાતો પર પણ પ્રેમ કેળવી શકીએ. આપણામાં એની સંસ્કાર-સામગ્રી વિશે ઉમળકો આવવો જોઇએ.

## નિશાળોમાં પાણીનો પ્રશ્ન

ફૂલછાબ સાપ્તાહિકના એક અંકમાં નિશાળોની અંદર વિદ્યાર્થીઓ માટેના પાણીના પ્રબંધની આજકાલ પ્રવર્તી રહેલ શોચનીય સ્થિતિ વિશેની મહત્ત્વની નોંધ હતી છેક ગામડાંની પ્રાથમિક શાળાઓથી માંડી અમદાવાદ મુંબઇની મહાલયો સમી હાઈસ્કૂલો કૉલેજો સુધી વિદ્યાર્થીને પીવાના પાણીની વ્યવસ્થા તપાસવા જો એક કમીશન બેસારવામાં આવે તો તેના અહેવાલથી આપણે જરૂર ચોંકી ઊઠીએ. કોઈ ઠેકાણે ભૂંડાંભૂખ માટલાં હશે કે જેમાં પાણી કદી ઠરતું જ નહિ હોય. કોઇ ઠેકાણે લોઢાની કે પિત્તળની કોઠીઓ હશે કોઈ શાળાઓમાં ચકલી વાળી સિમેન્ટની ટાંકીઓ હશે. કયાંક સીધા નળો જ હશે, તો નળો વગરનાં સ્થળોમાં તાજું ભરાવેલું પાણી જ પાવામાં આવતું હશે, કયાંક પાનારા હશે તો તેની દયા પર છોડવામાં આવેલ છોકરાં હડધૂત થતાં હશે. પાણીનાં ઠામ ફુગાયેલ હશે, પવાલા લોટા માંજેલા પણ નહિ હોય, પાણી અણગળ ગંધાતાં પણ હશે. ગામડાંની ને નાનાં શહેરોની નિશાળો હાઈસ્કૂલોમાં પાણી ભરવા પાવા માટે રખાતાં નોકરો મુખ્ય શિક્ષકોનાં ઘરકામોમાં જ રોકાઈ જતાં હોઈ પાણીનો પ્રશ્ન ઘણી ધોરી વિનાનો બનતો હોય છે. જ્યાં વિદ્યાર્થીને દરરોજ દિવસના છ કલાક ગાળવાના હોય છે અને નાસ્તા કે ચવાણાની જેમ પાણી બહારથી ખરીદી લેવાના સંજોગો હોતા નથી, તેવી આ શાળાઓમાં ચોમાસે શિયાળે પણ જો પાણીનો પ્રશ્ન એક અનિવાર્ય જરૂરિયાત તરીકે ચીવટભર્યું લક્ષ માગી લ્યે છે. તો પછી એપ્રિલના અને જુન, જુલાઈ, ઑગસ્ટના ચાર સળગતા મહિનામાં ચાલુ રહેતી લાપરવાહી એ કેટલું મોટું પાપ કહેવાય! મોટી મોટી ફી લેનારી શાળાઓ પણ આ પ્રબંધમાં દેવાળિયા દશા દાખવતી હોય છે. ગરમ અને ગંદાં પાણીમાંથી પોષાતા રોગચાળાનો ભય બાજુએ રાખીએ તો પણ નરી માનવતાને હિસાબે મૂંગાં બાળકોની ટાઢાં સ્વચ્છ પાણીની જરૂરિયાત સૌને દિલે વસવી જોઇએ. આવતા શાળા-સત્રને લક્ષમાં રાખીને આ વાત યાદ આપીએ છીએ.

## મોન્ટીસરી-પદ્ધતિનું સ્થાન

પાણીના પ્રશ્ન પરથી સીધા આપણે દેશના શિક્ષણના અંતરતમ મર્મને અડી શકીએ એવો એક પ્રસંગ બની ગયો છે. મેડમ મોન્ટીસરીના અમદાવાદ ખાતે ઊઘડેલા વર્ગનો અનુભવ મેળવ્યા પછી ગુજરાતના કેટલાક જાણીતા શિક્ષણકારો અને શિક્ષકોએ આંબલા ગ્રામદક્ષિણામૂર્તિના સંચાલક શ્રી. નાનાભાઈ ભટ્ટની મુલાકાત લઇ પ્રશ્નોત્તરી યોજી હતી. તેમાં શ્રી. મોન્ટીસરી પદ્ધતિ વિશે નાનાભાઈ એવું બોલ્યા હતા કે—

'મોન્ટીસરી પદ્ધતિનાં તત્વો મને આદરપાત્ર લાગે છે. બાળક પાસે વિષય ધરવાની શાસ્ત્રીય હથોટી, વર્ષા યોજના પ્રમાણે હાથઉદ્યોગોને ધરવામાં પણ બહુ ઉપયોગી છે. આપણાં બાળકોએ શું શીખવું અને શું ન શીખવું તે શીખવા માટે બાપુ (ગાંધીજી) પાસે જઈએ, પરંતુ જે શીખવાનું છે તે કેવી રીતે શીખવવું તે માટે મોન્ટીસરી પાસે જઈએ.'

## ડિપ્લોમાની ઘેલછા

અમદાવાદમાં યોજાયેલ મોન્ટીસરી વર્ગો વિશે એમણે જે કહ્યું તે આ વર્ગમાં જઈ આવેલા, કેટલાક કડવા અનુભવો લઈ આવેલા, પણ પોતાની અધિકારમર્યાદાને કારણે કે પછી જાહેર હિંમતને અભાવે શબ્દોચ્ચાર ન કરી શકેલા અંદરથી ધુંધવાતા શિક્ષણકારોનાં હૃદયને જબાન આપનારું અધિકારપ્રાપ્ત આત્મજનનું ઉચ્ચારણ છે—

'હું મેડમનાં તત્વોનો આદર કરું છું. તેમને વધાવું છું. એમનામાં બાળપ્રેમ ભર્યો છે. ઉપરાંત તેમની પાસે બાળકને કેળવવાની શાસ્ત્રીય કળા છે. પણ તેમની કક્ષાએ ઊભા રહીને મેડમની વાણીને સમજવાની આપણામાં કોની લાયકાત છે? એ વર્ગમાં દાખલ થયેલાં સૌ ભાઇઓ બહેનોની આવી લાયકાત હતી? ઘણાં તો માત્ર ડિપ્લોમા ખાતર જ દાખલ થયેલાં. આવાં ઓછા અધિકારવાળા, કેવળ ડિપ્લોમા ખાતર દાખલ

થયેલા ભાઈઓ મેડમને સમજ્યા જ નથી. તેઓ દેવું કરીને મેડમની ફી આપી શક્યાં છે એવું મેં જાણ્યું ત્યારે મને એમાં નરી ઘેલછા સિવાય બીજું કશું જણાતું નથી.'

## સાચા જવાબદારો

આ તો વર્ગમાં જનારાંઓની ઘેલછા, પણ અધિકારહીનોને વર્ગમાં સ્વીકારનાર મેડમ અને તેમના વર્ગના પ્રયોજકોનો દોષ વધુ ગંભીર ગણાય. એવા ગંભીર દોષમાં સહકાર આપનારા આપણા શિક્ષણવેત્તાઓ તેમજ અગ્રપદધારી શિક્ષકોમાંથી કોઈએ આવા દોષ પ્રત્યે મેડમનું કે પ્રયોજકોનું લક્ષ દોર્યું નહોતું, નૈતિક હિંમતનો એ અભાવ 'નૂતન' ગણાતા શિક્ષણમાં પણ જો આટલો મોટો હોય, તો સરકારી, દરબારી શિક્ષણખાતાંના નોકરિયાતોને ગુલામો કહેવાનો અધિકાર 'નૂતનો'ને રહેતો નથી. આવડો મોટો અનર્થ તેમણે જાણીબૂજીને કેવળ થોડા જિગરને અભાવે જ થવા દીધો છે. તેઓ એક ગંભીર સ્ખલન માટે જવાબદાર છે.

## ગામડાંમાં જનારાઓ

મોટી આશા અને હિંમત સાથે પોતે વર્ધા–પદ્ધતિને લઇ ગામડે ગયા પણ ભારે જબરી નિષ્ફળતા પામ્યા તેનો અનુભવ વર્ણવતાં નાનાભાઇએ ગામડાંની પતિત દશાનો હવાલો આપ્યો, અને એમનો આત્મા જડવો જ મુશ્કેલ થઇ પડયાનું જણાવ્યું. આનું કારણ પોતે યથાર્થ બતાવ્યું કે 'કોઇ ખેતરમાંથી આપણે દર વર્ષ અનાજ ખાઇએ પણ એના બદલામાં જો ખાતર પૂરીએ નહિ



શ્રી. નાનાભાઇ ભટ્ટ

તો તે ખેતર જતે દિવસે કેવું થાય ? આવું ગામડાંનું થયું છે. આજે તો ગામડાંના લોકો નવા આવનાર માણસની બીક સેવે છે ને અવિશ્વાસની નજરે જુએ છે. કારણ કે તેણે વર્ષો સુધી કોઈ સારા આદમીને આવ્યો જોયો નથી. જે આવ્યો છે તે ધનિક થઇને આવ્યો છે ને ધનથી જ ટકયો છે. આવનારાઓએ સૌએ ગામડાંને ભયમાં જ રાખ્યું છે અને નવો આવનાર વળી નવો ભય લાવશે એમ લોકોને લાગે છે.'

## આવતાં ન આવડયું

પોતાની પણ પોતે એવી જ દશા થયાનું વર્ણવે છે.

'મને આવતાં ન આવડયું, હું દ. મૂ.ના નિયામકપદેથી ગુજરાત–કાઠિયાવાડના સમર્થ કેળવણીકાર તરીકેની પ્રતિષ્ઠા લઇને, રાજ્યની મોટી મદદથી અહીં એરોપ્લેન ઊતરે તેમ ઊતરી પડયો હું કંઇ આંબલાની-ધરતીમાં ઊગ્યો છું? હું જો ગામડાના સાદા વાસી તરીકે આવ્યો હોત, ને પછી ધીમે ધીમે ગામના સહકારથી શાળા કાઢવા યત્ન કર્યો હોત તો એ શાળા ગામની શાળા થાત. આજ હવે મારી ભૂલને સુધારી રહ્યો છું અને ગામલોકોનો અવિશ્વાસ મોટે ભાગે દૂર થયો છે પણ ખરો.'

ગામડાંને પકડવા ગયેલા કે જનાર સર્વ કોઇને માટે આ શબ્દો 'સાવધાન !' કહેનારા છે. ઉપરથી આવીને એરોપ્લેનની પેઠે ત્રાટકી પડવું અને ગામડાંની ધરતીની અંદર બિયાં રૂપે દટાઈ જઈ નવા અંકુર રૂપે પ્રગટવું, એ બે પરિસ્થિતિ ભિન્ન છે. આ બાબતમાં ગુજરાતના ગ્રામસેવકો પૈકી ઘણાનો ઇતિહાસ ઉજ્જવળ છે. તેમણે ગામ લોકોના ભય અને અવિશ્વાસને વગર કોઈ બાહ્ય સાધને, કેવળ પોતાની સચ્ચાઈથી સ્વાભાવિક રીતે જીવી જાણીને જ દૂર કરેલ છે. માત્ર આવડતથી કે ભૂલોનો સુધારો કરવાથી પણ મૂળ સ્થિતિ નથી સુધરતી. ગ્રામજીવન સાથે નિરંતર તાદાત્મ્ય સાધવામાં સ્વાભાવિક જીવનદષ્ટિ જ મુખ્ય કામ આપે છે.

## નાદારી જ કહેવાય

પાંચ વર્ષોથી તમે અહીં બેઠા છો છતાં આ ગામમાં આટલા બધા અભણ લોકો કેમ ? એ પ્રશ્નના જવાબમાં નાનાભાઇએ જણાવ્યું કે:

'કારણ કે અહીંના લોકોને અમારી પાસે બાળકોને ભણાવવાનું મન નથી. પહેલાં અમે અહીંની શાળા ચલાવતા અને રાજ્યની શાળા પણ રાજ્યે અમને સોંપી હતી. પરંતુ સ્થાપિત હિતોવાળા ગામના અગ્રેસરો અને

અનુસંધાન પૃષ્ટ ૧૮૪

# ‘ગણજો ગોરી પીપળિયાનાં પાંદ રે!’

ટાંચણ-પોથીનાં થોડાં પાનાં : હપ્તો ચોથો

ઝવેરચંદ મેઘાણી

ઊભી ઊભી ઊગમણે દરબાર રે
કાગળિયા આવ્યા રાજના રે લોલ.

હોઠે દાસી, દીવડિયા અજવાસો રે
કાગળિયા આવ્યા રાજના રે લોલ.

* * *

કોરે મોરે લખિયું છે સો સો સલામું રે
વચાળે વેરણ ચાકરી રે લોલ.

ચાકરીએ મારા સસરાજીને મેલો રે
અલબેલો નૈ જાય ચાકરી રે લોલ.

સસરા-ઘેરે દરબારી છે રાજ રે
દરબારી પૂરાં નૈ પડે રે લોલ.

ચાકરીએ મારા જેઠજીને મેલો રે
અલબેલો નૈ જાય ચાકરી રે લોલ.

જેઠ-ઘેરે જેઠાણી તરજાત રે
ઊઠીને ઝઘડો માંડશે રે લોલ.

ચાકરીએ મારા દેવરજીને મેલો રે
અલબેલો નૈ જાય ચાકરી રે લોલ

દેર-ઘેરે દેરાણી નાનું બાળ રે
મોલુમાં એકલ નૈ રહે રે લોલ.

લીલી ઘોડી પિતળિયાં પલાણ રે
અલબેલો ચાલ્યા ચાકરી રે લોલ.

ઝાલી ઝાલી ઘોડલિયાંની વાઘું રે
અલબેલા ક્યારે આવશો રે લોલ.

ગણજે ગોરી પીપળિયાનાં પાંદ રે
એટલે તે દા'ડે આવશું રે લોલ.

ટાંચણ-પોથીએ સંઘરેલા ઉપલા અક્ષરો એક ઓચિંતાની ચિરવિદાય લઈ ગયેલા હાથના છે. એ હાથની ઉષ્માને આસ્વાદી હતી ચોવીશ વર્ષ પૂર્વેના જેઠ વદ નોમની રાત્રિયે; અલમ્.



ઉતારનાર ગયું છે, ઉતરાવનાર પણ નથી. અક્ષરો સ્વચ્છ યાદ આપે છે. જો કે અષાઢની સાંજ હતી. ભાદરકાંઠે જેતપુર ગામ, બીલખાનો દરબારી ઉતારો, માસાજી શિવલાલ ગોસળિયા એ રજવાડાના સરકાર-નીમ્યા હાકેમ. હોકો પીતા પીતા અને ઊંચા મોટા મેજ ઉપર રેંટિયો મૂકીને કાંતતા, હાકેમી કરતા—'૨૨ના રાજદ્વારી વિપ્લવયુગને ખરે મધ્યાહ્ને. ગોરા પોલીટીકલ એજન્ટોની મોટર-ગાડીઓ દરવાજે ઊભી રહેતી, છતાં શિવલાલ ગોસળિયાનું કાંતણ ચાલુ રહેતું, ખાદીનો પોશાક અણઢાંકયો ધારણ થતો. એક ચડ્ડી ને પહેરણભેર બહાર જઇ ગોરા ઉપરીઓને મળતા પણ ખરા.



એ ડાંખરા આદમીનું ઘર મારી મહોબતનું ધામ ને મારાં પરિવારનું આરોગ્યાલય. માસીજી સાંકળીબાઈએ કલેજાની કોર પરથી એની ભાણી હસ્તક ઉતરાવેલું આ કરુણ લોકગીત છે. હતાં તો માતૃસ્થાને, પ્રૌઢ ને પાકટ, છતાં મારી કને ન ગાયું.

કારણ છે. શિવલાલ ગોસળિયા જુના-નવા યુગની સંક્રાંતિ-ધારે ઊભેલા કાઠિયાવાડના રાજકોટવાસી હતા, સમકાલીનોમાં સુશિક્ષિત હતા, કરડા હતા, ચોખલિયા હતા, ને લોકગીતો જેવી અળખામણી વાણીને તો ઘરમાં ચૂપ કરનારા હતા.



કવિતા સાથે કજિયો કરી બેસે એવા ડરકામણા એ વડીલ એક વાર કહે કે સંભળાવો તો! સંકોચ પામતે પામતે મેં ગાયો—ગોપીચંદનો ગરબો:—

સોનલા વાટકડી ને રૂપલા કાંગસડી,
ગોપીચંદ રાજા બેઠા ના'વા રે ભરથરી.

* * *

નહિ રે વાદળડી ને નહિ રે વીજળડી,
ઓચિંતાં નીર કયાંથી આવ્યા રે ભરથરી.

ટપ! ટપ! ટપ! ગોપીચંદ કુંવરને નવરાવતાં જનેતાના નેણલેથી આંસુડાંની ધાર થઇ, પુત્ર ઝબકયો: મા, શીદને રોવું આવ્યું? કે બાપ—

આવી રે કાયા તારા બાપની હતી ને!
ઈ રે કાયાનાં મરતૂક હુવાં રે ભરથરી!

સાંભળીને ગોપીચંદે ભરપુર ભોગની વચ્ચેથી ઊઠીને કાયાને અમર કરનાર ભેખ લીધા વગેરે વગેરે જેમ સાંભળતા ગયા તેમ તે જવાંમર્દ અને કરડા ગોસળિયા રડતા ગયા. કહે કે ચૌદ વર્ષનો દીકરો સાતેક વર્ષ પર મુએલો તે સાંભર્યો. ચકિત બન્યા કે લોકગીતોમાં શું આવું ભેદક તત્ત્વ ભર્યું છે? મને તો આ ખબર જ નહોતી.

'અં–હં–' દીકરીઓ ત્યાં હતી તે હળવેથી, ભારે હૈયે બોલી ઊઠી : 'કેશોદ વગેરે ઠેકાણે ડિસ્ટ્રીકટમાં બાપુ જોડે જતાં ને રાતે ગામની બાઈઓ રાસડા લેતી તે સાંભળીને અમે ય એમાં ભળવા તલસી ઊઠતાં, ત્યારે તો બાપુ અમને જવા ન દેતા, કહેતા કે એ તો હલકાં માણસોનું કામ!'

શરમાઈને શિવલાલભાઈએ ભૂલનો સ્વીકાર કરેલો મને તાદૃશ સાંભરે છે. મેં કહેલું તેય યાદ છે, કે આ દોષ કરવામાં આપ કંઈ એકલા નથી, ઘણા પિતાઓ એ સંક્રાંતિ–યુગની ચાબાઈ ચાંપલાઈના ભોગ બન્યા છે અને સુધારાની શિલા તળે તેમની પત્નીઓ, પુત્રીઓની કૈંક હૃદયોર્મિઓ ચેપાઈ પણ ગઈ છે.



ચેપાયેલી એવી ઊર્મિઓ એ ઘરમાં ફરી એકવાર મહેકી ગઈ, અને કોણ જાણે કેટલાં વર્ષોના બોજ ફગાવીને માસીજી સાંકળીબાઈના યૌવનકાળનું સંઘરેલ આ ચાકરી–ગીત બહાર આવ્યું—

કોરે મોરે લખીયું છે સો સો સલામું રે
વચાળે વેરણ ચાકરી રે લોલ.

એ રાજ–ચાકરીને તેડે ચાલી નીકળવાનું આખા કુટુંબમાંથી એકલા એક વચેટ દીકરાને માથે જ મુકાયું. ને એ ચાકરીની તો જેટલાં પીપળનાં પાંદડાં તેટલી લાંબી અવધઃ એ સમજનારી વચેટ વહુએ 'અલબેલા'ને ઉગારવા બહુ ઝીકર કરી, પણ છેવટે એને જ જવું પડ્યું: ઘરના બીજા તો નાના મોટા સર્વ મરદોને માટે બહાનાં હતાં, નહોતું એક વચેટને. શું કુટુંબમાં કે શું સમાજમાં, ઘરમાં તેમજ વિશ્વમાં, વચેટને–વ્યક્તિને અને વર્ગને–જ હિસ્સે સંતાપો સરજાયા છે.

એ સૈનિકનું ગીત છે; અને આજે જગતમાં સૌથી વધુ વેધક કરુણતા લાખો સૈનિકોનાં દિલદર્દની છે. વર્તમાનને કલેજે આ 'વેરણ ચાકરી'નું ગીત એ કૉન્સ્ક્રીપ્શનનું ગીત બને છે, રોટીને કાજે ખેતી મજૂરી છોડી લશ્કરી ભરતીમાં ચાલી નીકળનારાઓનું ગીત બની રહે છે. ૭ ૭ વર્ષો સુધી જેમણે ઘરનાં દર્શન કર્યાં નથી, તેવા લાખોની ગોરીઓ પીપળનાં પાંદ ગણતી બેઠી હશે. એ પાંદ–ગણતરીનો પાર આવનાર નથી. 'વેરણ ચાકરી'ને તેડે ચાલ્યા ગયેલાઓમાંથી જે અનેકની ગોરીઓ 'અલબેલા'ને બદલે મરી પરવારેલા અલબેલાઓની વીરતાના ચાંદ ચંદ્રકોની નવાજેશ પામી રહી છે તેમનાં સર્વનાં કાળજાંની કોરે લખાયેલું આ લોકગીત છે.



એ ગીતનું ટાંચણ મારી ઉમ્મરનાં અઢાર વર્ષોનો પરદો ઊંચકે છે, અને મને સ્મરાવે છેઃ મારી લગ્ન-ચોરીનું ધામ જેતપુર, ભેખડાળી ભાદર, મારી રસધારના વીર ચાંપરાજની બારી, ટ્રેનમાંથી ઊતરી અધરાતે જઇ ઊભો રહું ત્યારે ઉઘાડી ડેલીમાં બેઠું બેઠું ધીરા વિશ્રમ્ભ–ટૌકા કરતું શિવલાલભાઇ–સાંકળીબાઇનું નિત્ય-નવરસવંતું પ્રૌઢ–જોડલું, મારા માટે ટાણું કટાણું કદી ન વિચારતો એ યુગલનો સત્કાર, શરમીંદા મહેમાનની સાંપટ સમજતી ગૃહિણીએ ડેલીએ આણીને પીરસેલ બાજરાના પાતળા રોટલા પર ઘીના દડબાનું વાળુ, અને પછી તો અણખૂટ વાત–ધારા. લેણાદેવી પણ પૂરી હતી ના! ખાદીધારી, રેંટિયો કાંતતા, પાકા સ્વમાની, અને ડાંખરા શિવલાલ ગોસળિયા વર્ષો સુધી જેમને કલેજે ખટકતા હતા, તેમણે છેવટે એની ૩૦ વર્ષની જબ્બર નોકરીને એક ઝટકે ખૂંચવી લીધી—કારણકે અમને '૩૦ ના એએક રાજકેદીઓને પોતે સાબરમતી જેલે માત્ર વ્યવહારના કામસર પાંચ મિનિટ મળવા આવ્યા હતા. જરાક દિલગીરી દેખાડે એટલી જ હાકેમોને રાહ હતી—જરા-ક જ દિલગીરી! પણ આખા શરીરમાં નાક હમેશાં 'જરાક'જ હોય છે ખરું ને! શિવલાલભાઇ નાક સથુકા જ સંસાર છોડી ગયા.



'૨૨ થી '૩૨ લગીના એક દાયકાનાં સ્મરણોને સંઘરતો એ 'ચાકરી–ગીત'નો બાંભો વટાવું છું, સ્વ. રાજકોટપતિ લાખાજીરાજનાં સ્મરણ–પાનાંને ઝડપે વટા-

વવા વિચારું છું, વિચાર અટકે છે, એ ટાંચણ–પાનાં પ્રશ્ન કરે છે : 'અમે પણ શું તારા સાહિત્યરસના છૂપાં પોષકો નથી બન્યા? '૨૬ કે '૨૭માં તું રાજકોટ પ્રજાપ્રતિનિધિ સભામાં તાવભર્યો આવ્યો હતો, ને તે ત્રણ દિવસ સુધી જે જોયું સાંભળ્યું તેમજ જાણ્યું હતું તેનું આ ટાંચણ શું તારા સાહિત્યરસનું વિઘાતક હતું ? સો–પાંચસો વર્ષો પૂર્વેના એકાદ લોકગીત, લોકવાર્તા કે ચારણ–કાવ્યના ટાંચણ પર માનસી મહેલાતો ચણનારો તું, શું એ યુગપુરુષના તે કાળે પામેલ પ્રાણવંત દર્શનમાં ઘડી બઘડીનો અખબારી પ્રતિનિધિ જ રહી શક્યો હતો શું? નજીક બેસીને તેં નિહાળ્યા હતા રાજ લાખાજીને, લોકપ્રતિનિધિ પ્રમુખની બાજુમાં જ એક સાદી સુશોભનહીન ખુરસી ઉપર બેઠેલા: સર્વ લોકસભ્યોના સમોવડ સમા, સંયમવંત જવાબો દેતા, ધીરતથી પ્રશ્નો સાંભળતા અને ઉડાઉવેડાથી અલિપ્ત; પ્રશ્ને પ્રશ્ને વિચારવા થોભતા: અને વાણીની તો વિનયમૂર્તિ : હે સાહિત્યકાર! બે સદી પૂર્વેના ઠાકોર વજેસંગ, ચારસો સાલ આગળનો અજો જામ અને તારા સમરાંગણનો વીર મુઝફ્ફર નહનૂ, એ જેટલા તારી કલ્પનામાં જીવન્ત છે તેટલા જ પ્રાણવંત આ પ્રવીણસાગરના સર્જક રાજવી–શાયર મહેરામણજીના કુલદીપક લાખાજીરાજ નહોતા શું? વાંચ–અમને ઉપર ઉપરથી તો જરા ઉકેલ !—

'ઠાકોર સાહેબ પોતે બહુ જ મહત્ત્વાભિલાષી રાજકોટને બેલ્જીઅમ કે સ્વિટ્ઝરલાંડ બનાવવું. એટલે સુધી કે અહીંથી માલ બનાવી પરદેશ કાં ન ચડાવાય!'

'વિધવાઓને માટે ગોઠવણ કરવા મ્યુનીસિપાલિટીને ખાસ સભારી આપે. ઇન્ડસ્ટ્રી નામ પાછળ તો ઘેલા ઠગાઈ જાય વાલાના જેવુ કારખાનું અહીં કાઢવાના કોડ.

'એની આગ્રહકારી યોજનાની પણ યૂ .....

લોભી નથી અને છે પણ

૧. ફીડર ગાર્ટનની ૪૦ શાળા કરો

૨ ડ્રેનેજ કરો. ભલે ૩ લાખ બેસે

૩. પગારો સારા સારી પેઠે સ્ટાફ. ફરતા વૈદો ફરતા ન્યાયાધીશો તળાવને લર ચોમાસામા સમરાવવુ, ભલે ખર્ચ થાય.

'એમનો સિદ્ધાંત–'ગ્રેટર રાજકોટ' બનાવવું'

અતિ ભલાઇ પ્રભુના ઘરનો આત્મા, જઈને જરા રડો એટલે દયા આવી જશે એ દયા કાયદાનો પણ ભંગ કરે.' '

* * *

'No favouritism કોઈ પર પક્ષપાત નહિ કશી શંકાશીલતા નહિ No secrecy : ખાનગીપણું નહિ

'ખાનગી જીવન–એકાંતમય એમનો છૂપો ઉદ્ગાર, 'I feel miserable ' પરેશાન છું ' દુખી છે, રોગી છે, ગુસ્સો ચડે છે, પણ અજબ અંકુશથી દબાવે છે ન સમજે તેને દુખ લાગે'

❦

કાગળ પર નહિ ટપકાવેલી પણ મનમાં સંઘરેલી વધુ માહિતી ઉપલા ટાંચણને અજવાળતી રહી છે. મહેલાતનો માલિક એકાકી હતો. જૂનાં રાણીજી જોડે મેળ નહિ. પ્રેમથી પરણી આણેલી પ્રિયા કલાપી–પુત્રી પ્રભુધામમાં સિધાવ્યે વર્ષો વીત્યાં હતાં. તે ઘડીથી વજ્રકછોટો વાળ્યો હતો. લોખંડી કાયામાં પૌરુષ રૂંધાઈને પીડતું હતું. પ્રકૃતિ પોતાના પરનો અત્યાચાર સહન કરતી કરતી અસહ્યતાની હદે આવી જ્યારે ત્રાહિ ત્રાહિ પોકારતી ત્યારે પછી આ પુરુષનો જાતીય દુરાવેગ રાણી પર, નોકરો પર અને ખુદ દીવાન પર પણ ક્ષણિક હિંસાનું સ્વરૂપ ધરી બેસતો. ક્ષણ પછી ક્ષમા માટે કરગરતા.

એક ડાહ્યા લોકનેતાની કને એ અંતઃકરણ ઊઘડી પડ્યું. હીરાના પરખણહાર વિવેકી સ્નેહી માર્ગ સૂચવતા, 'બાપુ, નવા લગ્ન કરશો !'

જવાબ તૈયાર હતો 'ના રે ના, ત્રણ દીકરા તો છે, બીજાં સતાનો ઉમેરાય, એટલે આ નાનકડું રાજ્ય કેટલાકને નભાવશે!'

'તો બાપુ, એકાદ રખાત . ..'

'ભાલશો મા મારી પ્રજા પોતાના લંપટ રાજાની કેવી બૂરી અસર અનુભવશે !'

'અહીં નહિ, તો મુંબઇ જેટલે વેગળે ..'

'ના, કદી નહિ પ્રજા બગડે અથવા શરમિંદી બને '

❦

આવા આવો અણટાંક્યાં સ્મરણોમાં એક તાજી જાણેલ વાત ઉમેરાય છે. કલાપી–પુત્રીનું પ્રથમ દર્શન અને મિલન મારા લોકસાહિત્યના દીક્ષા–દાતા દરબારશ્રી વાજસુરવાળાને ઘેર ગામ હડાળામાં ગોઠવાયું હતું. શિકારને બહાને જુવાન લાખાજી એક બપોરે આવી ચડ્યા. કન્યાને દીઠી, મળ્યા, જમ્યા, જમીને ઊઠ્યા એટલે એમની જ થાળી પર આવીને કલાપી–પુત્રી સ્વાભાવિકપણે જમવા બેસી ગયાં હતાં.

એ પત્નીનો ચિરવિજોગી પતિ ત્રણ દીકરાને લઈ માસિક ચાર હજાર જેટલી નાની જીવાઈની મર્યાદા સ્વીકારી

લઈ (ચોપાસ જે કાળે આંધળી-ફનાગીરી પોતાના બંધુ-રાજવીઓમાં પ્રવર્તતી હતી ત્યારે) એક આદર્શ વિધૂરનું વ્રત પાળી રહ્યો હતો. ટાંચણ બોલે છે—

નવી મોટરકારો ખરીદવાના મોહ જાણ્યા નહોતા, ઈંગ્લાંડ જઇ કુંવરોને પોતાનું એઠું પણ સાફ કરવાની ફરજ પડે તેવા છાત્ર-ઘરમાં મૂકયા હતા, રાજકોટની કન્યા-સ્કાઉટ-ગાઇડઝ સાથે ગયેલા પોતાના એક કુમારે એક લોક-કન્યા પ્રત્યે કંઇક અવિનય કરેલો તેના ખાતર કુમારને ઘોડો કરાવી પ્રજા-કન્યાને એના પર બેસારેલી......'

* * *

ટાંચણ-પાનામાંથી એટલી જ બાબતોને ઉઠાવી લઇને પાનાં ફેરવું છું. પત્રકાર-જીવને મારો માનવ-સંપર્ક તેમજ માનવ-લીલાની માહિતી લીલીછમ રાખી છે. એ જીવન-સામગ્રીની વિપુલ પ્રાપ્તિ જો ન થતી રહી હોત તો એકલી વાણીનો સંગ મને કંગાલ કરી મૂકત, વેદીઓ બનાવત. જૂની અને નવી બન્ને વાણીમાં આજે રમણ કરવું ગમે છે, વાકયો અને શબ્દો વિધવિધ ધ્વનિઓ ધારણ કરી અંતરમાં અજવાળાં પાથરી રહે છે, કારણ કે માનવ-સંપર્ક તૂટયો નથી. માત્ર વાર્તાના વીરો અને નાટકોના નાયકોથી કામ ન ચાલ્યું હોત-જીવનના મૂંગા વીરો ને નાયકો જોવા સમજવા મળ્યા છે. લાખાજીરાજ વિષેનાં ટાંચણ-પાનાંએ મને પડકારીને રોકયો તે બરાબર થયું છે. એ સ્મરણો પણ સાહિત્યનાં જ છે.

❧

સરનામું છે માત્ર—

'ઠાકુરમાર્ ઝુલી : શ્રી આશુતોષ ઘર, આશુતોષ લાયબ્રેરી: ૭૩૯/૧ કોલેજ સ્ટ્રીટ કલકતા.'

એ સરનામું સૂચવે છે કે છેક ૧૯૨૬ની સાલથી આપણા લોકસાહિત્યનો પરપ્રાંતના લોકસાહિત્યની સાથે તુલનાલક્ષી અભ્યાસ ચાલતો હતો. પરપ્રાંતના જ નહિ, પરદેશોના પણ લોકસાહિત્યનું પરિશીલન ચાલતું હતું તે વળી આ ટચૂકડું ટાંચણ બતાવે છે.

તા. ૮-૮-૨૬

સરખાવો Fair annie 62-117 'સાયબાના લગ્ન'

તે પછી પાછું ટૂંકું ટાંચણ—

શાકુંતલ : અંક ૫ અગર ૬ : ભરતને જોઇને દુષ્યંત-
**धन्यास्तदंगरजसा मलिनीभवन्ति.**

સરખાવો- ધોયો ધફોયો મારો સાદલો,
ખોળાનો ખૂંદનાર દોને રન્નાદે!

કાલિદાસના શાકુંતલમાંની એક વાત્સલ્યોક્તિની સાથે આપણા અધરણી-ગીતની એક ઉક્તિ જોડે આ સરખામણી કોણે સુઝાડી? સ્મરણ સ્પષ્ટ છે. ભાઈ છેલશંકર વ્યાસે. મુંબઈના આજના સફળ વકીલ, તત્પૂર્વેના અખબારનવેશ, સોવિયેટ પૂજક સામ્યવાદી, અને તેથી યે પૂર્વે '૨૫-'૨૬ વાળા 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિક પરના બંધુ-સહતંત્રી શ્રી છેલશંકર પ્રથમ વાર મારા ભાવનગરની શામળદાસ કોલેજમાંના સમારંભમાં 'લીપ્યું ને ગૂંપ્યું મારું આંગણું' એ લોકગીત સાંભળીને આવ્યા અને શાંકુતલનો શ્લોક મારી પાસે ધરી દીધો, પ્રસંગ કંઈ દેખાય છે તેવો નાનો નહોતો. એક કાળના એ સમભાવી સમસંવેદનશીલ સ્નેહીએ આ નાના શા પ્રસંગને મારા મનમાં લોકસાહિત્ય તથા લોકોત્તર સાહિત્યની વચ્ચે સુવર્ણની કડી જોડી આપી. રેડિયમની કણિકા જેવી આવી કોઈ કોઈ સૂચન-કણીઓ અણ-ઓલવાઈ કાયમને માટે ઝગ્યા કરે છે, પ્રકાશ આપ્યા જ કરે છે, ભમતા માણસને ચોકસ એક સૌંદર્ય-પંથ પર ચડાવી આપે છે. નાનું શું તાપણું છો ને ગાઉ બે ગાઉ છેટે ઝગતું હોય છતાં કાળામાં કાળી રાતના પથિકને ય સાચી દિશામાં રાખે છે.

❧

દિશા ખોવાઈ જાત, જો લોકસાહિત્યના કે સાહિત્યના એકાદ કોઇ પ્રદેશને નિરાળો રાખીને ભમ્યા કર્યું હોત તો. એક શાખાને પહેલાં પતાવી દઇએ, પછી જ બીજીને પકડશું, એવું વલણ સાહિત્યના સેવનમાં સલામત નથી. સાહિત્યની શાખાપ્રશાખાઓ એ તો માળાની સેર્યો છે, ચોટલાની લટો છે, પટકુળના વાણા ને તાણા છે. એ તો છે શાળવીના જેવું, કબીરિયાના જેવું કામ. માનસ-પટનો વણાટ એ સર્વ ધાગાઓની સામટી ચાલ્ય ઉપર જ અવલંબે છે. એટલે જ મારાં ટાંચણ-પાનાંમાં ઘડીક બહારવટિયાનો કિસ્સો, ઘડીક ભજન, ઘડી વળી ચારણ પાલરવના 'શામળાના દુહા', તો પાછી ઘડીક વ્રતકથાઓ ડોકાય છે.

❧

વ્રતકથાઓનાં ટાંચણનો ધોધ હવે આવે છે. પેન્સીલ અને શાહીની ગંગા-જમના ગુંથાય છે. યાદ આવે છે-અમારા કમ્પોઝીટર બારોટ હીરજીનાં બા 'ફૈબા', કપિલ ઠક્કરના બા મોંઘીબા, મારી માતા, બીજાં એક બે ડોશીઓ—દાંતવાળાં ને વગરનાં પાંચ ૭ કરચલિયાળાં

મોઢાં તરવરે છે. વૈધવ્યના કાળા વેશ, સંસારની ધમાચકડ, પાવળેપાવળે કરકસર કરીને ઘરવ્યવહાર ચાલતો રાખવાની ચીકણાશ, કૈક તુદ્રતા લઘુતાઓ, કૈક મનોવિષમ્યો, મૂર્ખાઈઓ ને મૂંઝવણો, તેની વચ્ચેથી આ ડોશીઓના દિલ 'આસવો મૂકતાં', વાણીની ક્ષીરધારાઓ વર્ષતી, જેનાં દોણાં મેં 'કંકાવટી ખંડ ૧-૨' રૂપે દોહ્યાં છે.

❦

રસોડાં, એક દાળિયાં અને પીપળાને થડે આવેલા ઓટા પરથી આ દોણાં લઈ પાછા ફરો છો, ત્યાં તો રાજદરબારી કચેરીઓ ગજવતું ગલોફાં-ફાડ ચારણી સાહિત્ય તમને ઉંબરમાં મળે છે. મોં તમારાથી બગાડાશે નહિ. આવડે ન આવડે, સમજ પડે કે ન પડે, છતાં ટપકાવી લ્યો, ચારણ આવ્યો છે. મારવાડથી સૌરાષ્ટ્ર ઊતર્યો છે, રાજસ્થાનને કોઈક શુભ અવસરેથી શીખ લઈને પાછો વળી રસ્તે રાણપુરમાં ઊતરી પડ્યો છો, નામ ઠામ કે ચહેરો મોરો આછાં આછાંયે યાદ નથી, માત્ર શાહીનું ટાંચણ બોલે છે—

ઘોર ઘોર આવે ચહું ઓર ઓર ઉમ્મટ ઘન,
મોર મોર બોલે મોર શોર હુ મચાયો રી
દોર દોર દામની પ્રકાશ દેત દેશન પર
લોર જોર ખાય ખાય આંન ઝર લાયો રી
ઈંદ ગજરાજ પે બિરાજત મમ રાજ આજ
સાજ સાજ કામ-કે સમાજ સર સહાયો રી
બિરહ બ્રેહન કો બાધો. બિપરીતકો પ્રકાશો
મીન કો મેવાસો ચત્ર માસો બન આયો રી.

ઋતુનાં ગાન 'લલકારી, ગયો. ઝમક હતી. પણ શબ્દનાં ઠેકાણાં નહિ. પાઠશુદ્ધિની પરવા કર્યાં વગર સાંભળે જ જવું પડે. ટપકાવે જ જવું પડે. અક્કલને એ ઘડી દાબડીમાં પૂરી દેવી પડે. બુદ્ધિની બત્તી જરીક વધુ તેજ કરો એટલે હાઉ-વટકીને ઊભો રહે વાર્તાકાર ! ને આ સંશોધનના માર્ગમાં તો 'બસ ત્યારે, આવજો ! સાહેબજી !' એમ કહી માણસને વળાવી ઓફીસનાં બારણાં ભીડી દેવાં થોડાં પાલવશે ? એમ કર્યું હોત તો નીચેનું ટાંચણ શે સાંપડ્યું હત એ જ અડબંગની પાસેથી ?—

આઉવો ગામનો બલુ ચાંપાવત: જોધપુર મહારાજની બરોબર ઘોડેસ્વારી કરતો : કાઢી મૂક્યો ઉદેપુર ગયો. ત્યાં એણે ... વણવિચારે માર્યો. (પણ કંઈક ખટપટ થઈ.) બલુ ચાલ્યો ગયો.

'અહીં ઉદેપુરના રાણાએ ઘોડો પાળીને તૈયાર કર્યો.' જીન, મોરા, દુમચી, લગામ, પેઘન, હેકલ, બધા શણગાર સજાવ્યા. પછી રાણાએ પૂછ્યું: 'આ ઘોડા પર અસવાર કોણ સારો લાગે?'

દરબારીઓ કહે કે બલુ.

તુરત રાણાએ ઘોડો સાજ સાથે દિલ્હી બલુ ચાંપાવતને મોકલી આપ્યો.

બલુએ કહાવ્યું: 'આ ઘોડાનો બદલો હું દેવારીના ઘાટમાં ચૂકવીશ, જીવીશ તો પણ ને મરીશ તો પણ '

(પણ બલુનો દેહ પડી ગયો પાછળથી રાણાજીને દેવારીના ઘાટમાં જોધાણનાથે ઉતારેલ શાહી ફોજ સાથે ઘોર યુદ્ધ થયું.)

બલુ સુરાપરમાંથી આવ્યો. રાણાની ફતેહ વર્તી.

❦

એનું બિરદ-કથાગીત એ ચારણે ઉતરાવ્યું હતું તેમાં પાઠશુદ્ધિ ન હોવા છતાં, એક અચ્છા મરોડદાર રાજસ્થાની મરશીઆ તરીકે હું એને પિછાની શકું છું. એમાંથી વીરતાનો તરઘાયો ઢોલ સંભળાય છે. પાઠશુદ્ધિની માટે તો કોઈક ચારણ વાચક પાસેથી વાટ જોઈશ—

આગમ કથમ જેસહર આખે,
પેહ દાખે ધ્રુવ મેર પ્રમાણ;
મોંને અસ રીઝયાં મોકલીઓ
તસ બદલો દેશું દહીવાણ !
જુગ પર વચન કહે જોધપર
પતા મૂજને ખતા પરે,
દેહેવારી કાંકળે જાગમ
બારો અસચો લાધી બરે.
પ્રવાણે ગોપાળવત ઈસી પર
રણ ચઢ ઘણાં મારથી રોધ,
ચડિયે દળ ધાટી ચીતોડા;
સાંકર બર લીજે ચીતોડ.
બિડ ખુરશાણ રાણદળ બાગાં
શત્રહાં ઘણાં બજાડે સાર;
ઇતરે યકાં અરક-રથ આયો
અસ લીલો કમધજ અસવાર.
ઘાટ નઘાટ અહાડા ઘડતાં
ઝાટ ખગાં રણથાટ ઝલુ
ભાખ્યા વચન જકા નિરભાયા
બસીઆ સુરપર પછે બલુ.

ભાવાર્થ-રીઝીને તમે મને અશ્વ મોકલ્યો, એનો બદલો, હે દેવાંશી રાણા, હું આપીશ દેવારીના કાંકળ (ઘાટ)માં. એ અશ્વનું ભાડું રાણાએ વસૂલ કરી લીધું. જોધપુરના ઘણા મહારથીઓ રણે ચડ્યા, દેવારી ઘાટ રૂંધ્યો; ખોરા-

સાની (શહેનશાહના મુસ્લીમ) સૈન્યો જોધાણનાથ લાવ્યા તેની સાથે લડીને રાણાનાં દળકટક ભાગ્યાં, શત્રુઓ માર દેવા લાગ્યા. તેટલામાં તો અર્ક (સૂર્ય)નો રથ ગગનમાંથી ઊતર્યો, ને લીલા અશ્વ પર દેહધારી અસ્વાર દેખાયો. રણાંગણમાં એણે ખડગની ઝીંક મચાવી. વચન બોલ્યો હતો તે નિભાવ્યું. ને પછી બલુ ચાંપાઉત પાછો સુરાપરે જઇ વસ્યો.



રાજસ્થાની વાતો, ચારણ-કાવ્યો, મરોડદાર દુહા, રાજસ્થાની સ્ત્રીગીતો, એનો આજે તો પરિચય વધ્યો છે. '૨૬માં નજીવો હતો. એ સમસ્ત વાણી ગંભીર છે પાર ન આવે તેટલી છે. રાજસ્થાન એ તો ગુજરાતનું સંસ્કાર-પિયર છે. આપણા ને એના એક શ્વાસ છે. પણ એક હાથ બધે પહોંચી શકતો નથી. બીજા હાથ નીકળતા નથી. યુનિવર્સિટીમાં ડીડિયારાં ઉભરાય છે. શા ખપનાં ?

અને મારવાડી ચારણ પરથી પાનાં ફરે છે. બહારવટિયા–ગીતો અને વ્રતકથાઓઃ શ્રમજીવી જનતાનું સાહિત્ય સમજી ટાંકતો ગયો છું. એક આંખમાં આંસુ ને બીજીમાં હાસ્ય ભરતાં મોંઘીબાનું સુરેખ ચિત્ર આંકતો 'લાલજી'નો ટુચકો પડ્યો છે મારા આ ટાંચણમાં.

એક હતી કણબણ ને એક હતી બામણી. બેઉ પાડોશી. કણબણ વસ્તારી, ને બામણી વિધવા.

કણબણના ઘરમાં–દીકરાના દીકરા, દીકરીની દીકરી, દુઝાણું ને વાઝાણું, ખેતર ને પાદર. પણ ઘરમમાં જીવ. સવારમાં ઊઠીને નાઇ ધોઇ લ્યે ને કામકાજ કરતી રામરામ કહેતી જાય.

એક દાડે બામણી આવી–બેન, બેન, હું જાઉં છું ગામતરે, ને મારા આ લાલજીને (બાળકૃષ્ણની મૂર્તિને) તારા ટાંકામાં બેસારતી જાઉં છું. ભલી થઇને મારા લાલજીને રોજ ઘીનો દીવો કરજે, ને સાકરની કટકી ધરાવજે.

કણબણે તો સવાર પડ્યું એટલે ટાંકા આગળ જઈને લાલજીને કહ્યું કે 'લાલિયા ! ' બેટા ! મારા છોકરા છે વઢકણ, તું તારે ખાઇ પીને ગોખલામાં ગરી જા. પછી કોઇ તારું નામ ન લ્યે બેટા.'

લાલજી નાના બાળક બની નીચે ઊતરી કણબણને કહ્યે ખાઇ પી લેતા ને પછી ટાંકામાં ચડી છાનામાના બેસી જતા.

બામણ ગામતરેથી પાછી વળી. લાલજીની મૂર્તિ પાછી લેવા આવી. પૂછયું 'કાં બેન, સાકર ધરાવતી'તીને ?

કણબણ કહે કે 'બેન ! તારો લાલજી તો બહુ ડાહ્યો. કહ્યા ભેળો રોજ હેઠે ઊતરી ખાઇ કરીને છાનોમાનો ગોખલામાં બેસી રહે.

બામણી તો સાંભળીને ઝંખવાણી પડીઃ કે બાઇ, મારી રંડવાળની મશ્કરી કરછ ?

કે બાપુ, મશ્કરી શીની ?

કે ત્યારે શું મારી મૂર્તિ ખાતી'તી ?

કે રૂડો રૂપાળો પેટ ભરી લે'તો તો બાપુ.

લે બાઈ ! ખવરાવ જોઉં ?

કે' લાલીઆ, બેટા, હેઠો ઊતર ને ખાઈ લે.

મૂર્તિ ન ઊતરી.

કણબણ ભોંઠી પડી ગઈ. 'અરે મને જુઠી પાડી : અચ્યા મહિનો મહિનો ખાછ પીછ, ને આજ મા આવી છે એટલે મરઠાછ ? ખાછ કે નહિ ? નહિ ખા તો માને ખબર શું પડે મેં ખવરાવ્યું'તું કે ભૂખ્યો રાખ્યો તો ? ખાઈ લેછ કે નીકર લાકડી લઉં ?'

ને લાલજી પ્રત્યક્ષ થયા. બાળ ભગવાને ડાહ્યા ડમરા થઈ જમી લીધું.

નાની ને મોટી આવી કથાઓ દ્વારા એક જ સત્ય ઠસાવવા આપણી સંસ્કૃતિ મથી રહી છે, કે સાચી ઇશોપાસના શ્રમજીવન છે, શ્રમીને જ દેવ ત્રૂઠે છે, નર્યા દમીને નહિ. સંસારના ભાર ઉપાડવાની વૃત્તિ હમેશાં ધન્યવાદને પામી છે. દેવને ગમે છે પાર્થિવ જીવનમાં જ રચેલાં પચેલાં સરલહૃદયી શ્રદ્ધાળુ માનવો વચ્ચેનાં બેસણાં.



આ વિચારનું જ જાણે સમર્થન કરતું હોય તેમ એક ટાંચણ–પાનું આવી મળે છે. આજે મારા ઘર પાસેની શેરીઓમાં સાંજ પડે છે ને છોકરીઓ દેદા કૂટવાની રમતો રમે છે. મોળાકત વ્રત (અલૂણા વ્રત) નજીક આવી રહ્યું છે. આ દેદા–કૂટણ શું છે ? દેદાજી તો કોઇ ક્ષત્રિય વીર થઇ ગયા છે. પણ ભેળો ભાદો ભરવાડ પણ કુટાતો લાગે છે. ટાંચણ બોલે છે કે—

ભાદો હતો ભરવાડ.

એને ઘણી ગાયો.

એક દા'ડો ભાદો ચારીને આવ્યો ગયો ઝાંપમાં. વગડામાંથી ગાયું આવીયું, ભૂરાયું થયું ભાદાને ક્ચરી નાખ્યો.

જીવ ન જાય, કારણ કે કુંવારો પરણવામાં જીવ રહી ગયો છે.

શું કરીએ ?

જા ભાદા, જીવને ગતે કરજે. જેટલી કુંવારિયું છે ઇ માતર તને કૂટશે.

ભાદાએ ગત પામીને પ્રાણ છોડયા.

આજ વર્ષોવર્ષ કુંવારી કન્યાઓ વીર દેદાને અને વાંઢા ભાદાને કૂટે છે.

'ભાદા દેદા ! વોય વોય વોયઃ
,કુસુકલા લાડા ! વોય વોય '

'કેસરીઆ લાડા ! „ „ „
'ગલાલિયા લાડા ! „ „ „
'કુંવારા લાડા ! „ „ „
'ઊપરણીના સોડે દેદા ! વાય
'કાચી કાતળિયે બાદા ! વાય'

ભાદાદેદાના બારમાસી કૂટણને તમે અશિષ્ટ કહો, જંગલી કહો, કહેવું હોય તે કહો, કૂટનારીઓ પોતે પણ હસતી હસતી, રમૂજ રૂપે કૂટતી રાચે છે. પણ આ મુખ્ય વિચાર મને છોડતો નથી, કે માનવીના જાતીય પ્રશ્નની આપણને જેવું આવડ્યું તેવે સ્વરૂપે માવજત કરવાનું આપણે ચૂક્યા નથી. કુંવારી દશામાં યુવાનનું અવસાન, એ આપણામા એના વાસના-જીવનની સમસ્યા મૂકી જતું. સમાજ એનો વિચાર કરતો.

## સમાજ : સાહિત્ય : સંસ્કાર [ પાન ૧૭૭ થી ચાલુ ]

રાજ્યના અધિકારીઓ પામી ગયા કે ગાંધીવાળાનું આગમન પોતાને આડ-ખીલીરૂપ છે, એટલે તેઓએ લોકોને જુદી જુદી રીતે ગભરાવ્યા. વર્ષો થયાં જેણે માર ખાધા કર્યો છે તે પ્રજા પાસેથી આપણે બીજા શાની આશા રાખીએ ? આ લોકોની સેવામાં આખું જીવન ખર્ચી નાખવું એ મને તો આપણી ફરજ લાગે છે.'

આ જવાબ ભાગ્યે જ સંતોષ આપી શકશે. એક નાના શા ગામની નિરક્ષરતાના નિવારણ જેવા સીધા સાદા કામની પણ સ્થાપિત હિતોવાળા અગ્રેસરો અને રાજ્યના અધિકારીઓ તરફની કાનભંભેરણી જો નિષ્ફળ બનાવી શકે, અને તે પણ નાનાભાઈ જેવા રાજ્યના પૂરા પીઠબળવાળા અને ગાંધીજીની ભારોભાર નૈતિક પ્રતિષ્ઠા-વાળા માણસને વિષે બની શકે, તો તો સ્થિતિ ઘણી ભયાનક ઠરે. તો તો પછી લોકોને ઊંચા લેવાની આશા જીવનભર માટેય ન રાખી શકાય. તો તો એવું ઠરે કે પાપ અજેય છે, અને પુણ્ય સદા લાચાર છે. સારામાં સારી પસંદગી કરીને અપનાવેલા ખોબા જેવડા ગામની, સામાન્યતઃ સરલ ગણાય છે તેવી ભાવનગરી વસ્તીમાં, પોતાને પક્ષે અનેકવિધ લાભો હોવા છતાંય, જો પાંચ વર્ષને અંતે સ્થાપિત હિતોનો અને અમલદારોનો હાથ ઉપર રહ્યાની વેળા આવે, તો તે મોટી નાદારી છે. .નં કારણો વધુ સ્વચ્છ તપાસને માગી લે છે મિશનમાં જ કંઈક ક્ષતિ હોવી જોઈએ.

### રણજિતરામ ચંદ્રક

રણજિતરામ સુવર્ણચંદ્રકના આ વર્ષના ગૌરવદાન માટે શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની વરણી થઈ છે. સર્વ કોઈના આનંદ અને સંતોષની એ વાત છે. શ્રી. વિષ્ણુપ્રસાદ સ્વ. આચાર્ય આનંદશંકર ધ્રુવની પરંપરાના ગંભીર અને કાવ્યના વિવેચક લેખે જાણીતા છે. એમનો 'વિવેચના' નામનો એક વિવેચનસંગ્રહ પાંચ-છ વર્ષો પૂર્વે પ્રસિદ્ધ થયો છે. તે સિવાયનાં તેમનાં લખાણોમાંથી ગ્રંથસ્થ થઈ શકે તેવાં જે હોય તેમનો સંગ્રહ ચંદ્રક-દાનને અવસરે પ્રકટ થશે તો તેથી પ્રસંગની સાર્થકતા વિશેષ સચવાશે. ચંદ્રકદાનના પ્રસંગો માત્ર પ્રશસ્તિઓ અને હારતોરાથી પતી ન જવા જોઈએ. મૂળ આશય અમુક અધિકારપ્રાપ્ત વ્યક્તિની કદરનો જ નહિ, તેના એકના પ્રોત્સાહનનો જ નહિ પણ જે ગુણો માટે એ વ્યક્તિને સન્માનિત કરવામાં આવે છે તે ગુણોને વ્યક્ત કરનાર તેની વાઙ્મય-કૃતિઓની સાથે જાહેર પ્રજાનો સંપર્ક સધાવવાનો હોય છે. એટલે સન્માનિત વ્યક્તિની સન્માન-પ્રાપ્ત કૃતિઓ પ્રજાને સુલભ કરી આપવી એ એક સારો માર્ગ છે.

અમુક વ્યક્તિને આ ચંદ્રક વહેલો અપાવો જોતો હતો, મોડો મોડો આપવાથી એ વ્યક્તિને આડકતરી રીતે અન્યાય થાય છે, એ વ્યક્તિ તો ચંદ્રકદાનના યોગ્ય સમયને વટાવી ક્યાંયે દૂર નીકળી ગઈ છે વગેરે વગેરે પ્રકારના ધ્વનિ નીકળે છે તે વિશે પણ ચોખવટ કરવા જરૂર છે. આમાં આગળ નીકળી જવાનો કે પાછળ રહી જવાનો કોઈ પ્રશ્ન નથી હોતો. આ ચંદ્રક ગૂજરાતમાં સૌ પહેલો હોઈ એના પ્રદાનનાં નિશ્ચિત ધોરણો નહોતાં, ક્રમે ક્રમે અર્પણકારોના મગજમાં અમુક ધોરણ આકાર લેતાં ગયાં હશે. ઉપરાંત ધોરણ તો જે કાંઈ હો, મુખ્ય નિર્ણાયક તત્ત્વ લેખે તો પ્રકાશિત ગ્રંથસ્થ કૃતિઓને જ લક્ષમાં લેવાની હોય. તદુપરાંત અમુક નવીન ક્ષેત્રની ઉપાસના, મૌલિક સર્જકતા, વ્યાપક લોકપ્રિયતા, વગેરે લક્ષણો પણ વિચાર કરવામાં અગ્રપદ રોકે તેવી બાબત છે. ચંદ્રકની ઉપસ્થિતિ વખતે વિવેચન-ગ્રંથસ્થ અથવા તો પ્રવાહી-ચંદ્રક-દાનની ચતુઃસીમામાં આવી શકે તેટલા મહત્ત્વને હજી પામ્યું નહોતું. આજે વિવેચનકારની વરણી, એમની ગ્રંથસ્થ લેખનસામગ્રી ઓછી હોવા છતાં અને એમનાં સામયિકસ્થ લખાણોનું પણ પ્રમાણ વિપુલતાને પહોંચે તેટલું ન હોવા છતાં એમની દૃષ્ટિવિશિષ્ટતાને અનુલક્ષીને થયું છે તે તો બેવડા લાભની બાબત છે. વિવેચનના વાણી પ્રકારની ચંદ્રક માટે સ્વીકૃતિ, તેમજ સ્વલ્પની પણ ગુણવત્તાનું ગૌરવ. એટલે આ ચંદ્રક કેવળ પોતાને સ્વીકારનારાઓને કૃપા બીખતો ભમે છે એવું થવુંય ન જોઈએ અને મનાવું પણ ન જોઈએ.

# મૂંગી ને બોલતી સ્મૃતિ

જિતુભાઇ પ્ર. મહેતા

મને સાંભરે છે, જીભ વિનાની મૂંગી ફિલ્મનો જમાનો. નાનો હતો ત્યારથી કચકડણી હારે પ્રિત બંધાણી હતી. કચકડું બોલતું નહોતું, તો યે છબીઘરની લાલ અને લીલી પીળી અને ભૂરી બત્તી મારી કલ્પના સળગાવી જતી. ત્યારે તો વીજળીની શક્તિ સાંકળી શકાતી નહોતી. કારણ કે શહેરમાં વીજળીનું કારખાનું બંધાણું જ નહોતું. ઓઇલ એંજીન બત્તી કરતાં, રોશની ભરતાં અને ધ્રૂજતી રોશની છબીઘરની શોભા બની રહેતી. ચિત્રો પણ ધ્રૂજતાં. એંજીનના થડકા ચિત્રના થડકા પર અસર પાડતા.

એક મૂંગું ચિત્ર જોઈને મારું બાળક હૃદય ખૂબ જ નાચી ઊઠ્યું હતું. એ ચિત્રની સળંગ કથા ત્યારે સમજાણી નહોતી અને એ મૂંગી ફિલ્મની નકલ પણ ટૂકડાઓમાં જ આવી હતી પણ એમાં એક દૃશ્ય હતું એક પક્ષી એક બાટલી લઇને ઊડે છે. એ પક્ષીની બાટલીમાં ગજબનાક ભેદ સંઘરાયો છે. પછી એ પક્ષી સંકટમાં સપડાયેલા નાયકને ઉગારે છે. નાયક એ પક્ષીના નોર પર ટીંગાઇ જાય છે અને તાળિયો મેળવી ચાલતો થાય છે. વધુ યાદ નથી પણ આ દૃશ્ય મને અદ્‌ભુત લાગતું. મારી કલ્પના એ પક્ષીના પગ સાથે ટીંગાઇ જતી.

એ વખતે દેમાર ચિત્રો હજુ ખાસ શરૂ થયાં નહોતાં. પણ કૅમેરાની તરકીબો બરાબર આવે જતી હતી. એ વખતે પરદા પર પાત્રો ચાલતા ત્યારે એમની ચાલમાંથી ઝટકા દેખાતાં. માનવીની ગતિને સ્વાભાવિક બનાવી શકયો નહોતો. પછી આવ્યો ઝીગોમાર ! આ નામનો ઉચ્ચાર આજે ય મારાં રુવાં ઊભાં કરી શકે છે. નાનપણમાં મને ઝીગોમારનાં ચિત્રો બહુ ગમતાં. એ વખતે રૂપેરી પરદા પર જે કાંઈ આવતું એ જોવા ઇચ્છા થતી પણ ઝીગોમારનાં પરાક્રમો તો ખૂબ ગમતાં. એ વખતે ગુનેગાર ચિત્રોની ચર્ચામાં પડવાનું કોઇને સૂઝ્યું નહોતું

વિનોદની સરહદ પર ફુલ્સહેડ આવ્યો. અને અમે હસી પડયા. બીજાઓ હસ્યા એટલે અમે હસ્યા. પછી તો સીરીઅલો આવી, દેમાર ચિત્રો આવ્યાં, પર્લ વ્હાઈટ આવી, એલ્મો લિંકન આવ્યો, એડી પોલો આવ્યો, ડગ્લાસ ફેરબેંકસ આવ્યો અને માસ્તર વિઠ્ઠલ પણ આવ્યો. એ પહેલાં ફાળકે દાદાનાં દેશી ચિત્રો આવ્યાં.

પહેલેથી હું પ્રેક્ષક હતો. કચકડાની કૂચ મેં બરાબર જોઈ છે અને પ્રથમ પ્રેક્ષક તરીકે એની પાસે જઇ મેં એમાંથી અર્ક મેળવ્યો છે. એ મૂંગાં ચિત્રોના કેટલાક ઝબકારા આજે ય મને ઝબકાવી જાય છે.

ચિત્રમાં ધ્વનિ આવ્યો ત્યારે તો હું ફિલ્મના ઉત્પાદન વચ્ચે જ હતો. મારા કાન સાંભળે એમ હિંદના સ્ટુડિયોમાં અવાજ આવ્યો. અવાજની સાથે સંગીત આવ્યું. એકદમ ફિલ્મ ઉત્પાદનની શકલ ફરી ગઈ.

એ ઇતિહાસ તો મોટો છે. એ સંભારણાં ઘણાં છે. પણ મને બોલતાં ચિત્રોના કેટલાક પ્રસંગો અને કેટલાંક પાત્રો આજે ય સાદ દઇ રહ્યાં છે. એકલો પડું છું ને ભણકારા વાગે છે. દેશી અને વિદેશી ચિત્રો સાંભરે છે. મને પરદેશી ફિલ્મ પ્રત્યે જરાય સૂગ નથી. કારણ કે પરદેશી ફિલ્મમાં જો કલા હોય તો એ કલા અશક્ત બની જતી નથી. મને તો રૂપેરી જમીન ગમે છે. એ રૂપેરી જમીન પર કોઇ પણ પાત્ર કોઇ પણ દેશમાંથી આવી ચડે છે.

એ રૂપેરી જમીન પર આજ સુધીમાં કેવાં કેવાં નરનારીઓ આવી ગયાં છે ! નાનાં મોટાં માનવીઓ દુનિયા સાથે નેહ કરી ચાલી ગયાં છે.

એ માનવીની નજર મારી નજર સાથે મળી જાય છે ? હા, આધુનિક નગરીના માર્ગ પર એ આદમી આથડતો હોય છે, પોલિસ એને કહેતા જ રહે છે. 'ચાલો ! આગળ જાવ–' એ આદમીને એ જ વાકયનો અર્થ સમજાતો નથી. આગળ એટલે કયાં ? એ આદમીને ઘર કયાં છે ? એ તો શહેરમાં ભટકે છે. માંડ રોટી મેળવે છે, એય રોજ નહિ. પણ શહેરની તળેટીમાં એ ઊભો રહે છે.

એ ભટકતા આદમીના ભટકતા પગ આજે ય મને સાંભરે છે. એને

ઘર નથી, શહેરના રૂડા શિલ્પ સાથેનું એ પણ શહેરનું શિલ્પ છે. પોલિસ એને ટપારતો રહે છે. 'આગળ જા. ચાલે જા.' આ વાક્ય-નો એ નિકાલ લાવી શકતો જ નથી. ઘણા શહેરીઓ આગળ જતા હતા, માર્ગ પર દોડતા હતા અને પછી? ઠરીને ઠામ કેટલા બેસતા હતા? જિંદગી ઠરીને ઠામ બેસવાને માટે હતી જ નહિ?

શહેરની બત્તીઓ વચ્ચે ઝબૂકી જતા આ માર્ગબાળને હું નહિ ભૂલું. એને માર્ગ પર રઝળવા દેજો.



અરે? એ કૂતરી? એ તો ઘરડી થઈ છે. ચોકી કરવાને બદલે એ તો આખો દિ' સૂઈ રહે છે. નેહડામાં ખાવાના વાંધા છે ત્યાં આ કૂતરીને શીદ બટકું રોટલો આપવો?

એ કૂતરી મારી સામું જુએ છે. હું એ નજર આજેય યાદ કરું છું; હું એકલો જ નહિ, એ ચિત્રનું એક પાત્ર પણ કૂતરીને માટે હેત રાખતો હોય છે. એ કૂતરીને બંદૂકથી ફૂંકી દેવાનું નક્કી થાય છે ત્યારે નેહડાનો એ માણસ બોલે છે.

'એ નાની હતી ત્યારે એણે કેવી ચોકી કરી હતી? બસ આટલેથી આવી રહ્યા? એમ તો હુંય ઘરડો થયો છું. હુંય ક્યાં એટલું કામ કરી શકું છું! તે મનેય ફૂંકી દોને! આ કૂતરીની જૂની કામગીરીની સામુંય નહિ જુઓ, એમને? પણ હું કહી દઉં. મારી સામે એને ઠાર કરશો નહિ. હું કાનમાં આંગળી નાખી જાઉં, પછી તમે એને બહાર લઈ જજો અને પછી એને ગોળીએ દેજો. મારી સામે નહિ.'

એક ઘરડી ખખડી કૂતરી માટે દિગ્દર્શક આ રીતે ઉમળકો જગાવે છે. અને એ કૂતરીને મારનારી બંદૂક ફૂટતી નથી. થોડી ક્ષણો જાય છે, એ ક્ષણો દરમિયાન કૂતરીનો એ પાળનારો એના કાનમાં આંગળાં ભરાવી સઈ જાય છે— એ દૃશ્ય આજેય મારી આંખ સામે તરે છે.

કેટલાક દિગ્દર્શકો સુંદરીઓને વિચિત્ર ગૂંથણી આપી એને ફાંસી દે છે. વિચિત્ર રૂપ આપી એને ઠાર કરે છે પણ આ દિગ્દર્શક ઘરડી કૂતરીને આ રીતે રૂપાળી લાગણીમાં ગૂંથી લ્યે છે।



કોણ બોલાવે છે? કોઈ નહિ? ઓરડો તો મૂંગો છે. એક સ્ત્રી સૂતી છે, બાજુમાં એક પુરુષ બેઠો છે, અને મીણબત્તી જલે છે.

થોડા સમય પછી પુરુષ ગીત ગાય છે, 'સો જા, રાજકુમારી સો જા.' આ ગીત આજેય મને એ ઓરડામાં લઈ જાય છે, આજેય એ ઓગળતી મીણબત્તી અને કરમાતી સુંદરી સામે મૂકી આપે છે. એ ગીત ઊર્મિનું હાલરડું બની ગયું છે.



કેટકેટલાં દૃશ્યો સાંભરે છે! આકાશમાંથી કડાકો બોલતો સાંભળું છું અને સંગીતકાર બિથોવન આકાશની એ ધ્વનિશક્તિને હરાવનારી સુરાવટ રચે છે એ સાંભળું છું.

બિથોવનના કાનના પડદા એ ક્ષણે ફરી ધ્વનિ ઝીલતા બને છે. એ પહેલાં એ કાને સાંભળવાની શક્તિ ગુમાવી હતી. સંગીતકાર કાન ગુમાવે એટલે શું?

બિથોવનની મૃત્યુની ઘડી અને શિલ્પસમી એની મુખાકૃતિ, નહિ ભૂલાય એ 'ક્લોઝપ.'

રૂપેરી જમીનને મેં મેલી કલ્પી જ નથી. એ જમીનને જેઓ મેલી કરે છે, એ મેલ દૂર કરનારાં કોઈ અજવાળાં ચાલ્યાં આવે છે. અજવાળાંનાં એ ધોધમાંથી એ મેલ તણાઈ જાય છે.

રૂપેરી જમીન પર તો જિંદગી મોરલો બની કોઈવાર નાચવા આવે છે. એના પર કલા માનવીનું રૂપ લઈ હરવા ફરવા આવે છે.



દુનિયામાં આજે શોધાઈ રહેલી વૈજ્ઞાનિક શોધોનો લાભ અને એ દ્વારા એ શોધોનો આનંદ લેવાનો હક્ક જેટલો શહેરવાસીઓનો છે એટલો જ હક્ક ગ્રામવાસીઓનો પણ છે, ગ્રામજનતાને માત્ર અન્ન અને વસ્ત્ર આપ્યાંથી જ ગ્રામોદ્ધાર નહિ થાય. ગ્રામજનતાને એવાં શિક્ષણ અને સંસ્કાર આપવા જોઈએ કે તેઓ સબળ અને સ્વાવલંબી બને અને પોતાનું શ્રેય શામાં છે એ તે સમજતા અને તે માટે પ્રયત્નશીલ બનતાં શીખે.

(બોરીવલી છાવણીમાં ઉદ્બોધન) — સર ચંદ્રશેખર રામન

# નમું નમું તસ્કરના પતિને !

### શ્રી. રવિશંકર મહારાજના લોકસંપર્ક : ૬ :

### ઝવેરચંદ મેઘાણી

ગામથી એક ગાઉને અંતરે પીરની દરગાહ હતી. આ દરગાહે તાલુકાના સર ફોજદાર પીરની મદદ લેવા આવ્યા હતા.

'ચાલ આમ આવ !' ફોજદાર સાહેબે દરગાહ પર પોતે એકઠા કરેલા શકદારો પૈકીના એકને આગળ બોલાવીને એના હાથમાં ચપટી ચોખા આપ્યા: 'ચાવવા માંડ !'

શકદારે ચોખા ચાવ્યા.

'હવે થૂકી નાખ ચોખા.'

શકદારે થૂંકેલું ચોખાનું ચાવણ બારીક નજરથી નિહાળવા માટે ફોજદાર સાહેબ અને એમના સાગરીદો જમીન પર ઝૂકી પડયા અને પછી ફોજદારે કહ્યું: 'નહિ, આ ચોર નથી. એનું ચાવણ થુંકાળું છે. તું જા ! હવે કોણ છે, બીજો? ચાલ, આ લે ચોખા, ચાવ.'

બીજાએ ચાવ્યું, થુંકાવ્યું, સાહેબે નિહાળ્યું. શિર હલાવીને સાહેબે બીજાને પણ નિર્દોષ જાહેર કર્યો.

'ચાલ હવે સોમા, તું ચાવ ચોખા, હમણાં જ પીર પોતાના ગુનેગારને પકડી આપશે.'

સોમો એક પાટણવાડિયો હતો.

ચોખાની ચપટી લેતાં સોમાનો હાથ ધ્રૂજ્યો. ચોખા મોંમાં ઓરતાં એના હોઠ કમ્પ્યા. ચાવીને એણે થૂંક્યું. એ થૂંકેલ ચાવણ પર ઝૂકેલા સર ફોજદારના મોં માથે વિજયની ઝલક આવી ગઈ. એમણે સાગરીદોને કહ્યું: 'જોયું ને? કોરે કોરું જોયું ને? વાહ બેટમજી ! પારખું કરી લીધું. બસ, હવે બીજા બધા ચાલ્યા જાય. ને તું આમ આવ સોમા.'

સોમો ધ્રૂજતો સંકોડાતો નજીક આવ્યો. એટલાં ચાર પાંચ પગલાંમાં તો સોમાએ પીર સાથે જાણે જુગજુગની વાતો કરી લીધી. અરે પીર ! તમે શું પોલીસના બાતમીદાર છો? તમે શું આવડી મોટી બનાવટ કરી શકો છો? તમે પણ આ વાઘદીપડાની જૂઠ-લીલામાં સામેલ છો? સોડ ઓઢીને સૂતા સૂતા તમે શું આવાં કામાં કરાવો છો?'

સર ફોજદારના મજબૂત પંજાના એક તમાચાએ સોમા પાટણવાડિયાને પીર સાથેની ગોષ્ટિમાંથી સભાન બનાવ્યો. ને સોમાએ વક્ર હાસ્ય કરતા ફોજદારનો કુટિલ પ્રશ્ન સાંભળ્યો: 'લાવ, ક્યાં છે ચોરીનું કાપડ !'

'કાપડ !' સોમો કશું સમજતો નહોતો.

'હા, હા, તારા બાપનું-કિનખલોડવાળા પાટીદારનું કાપડ. ચાલાકી જવા દે. ને કાપડ ઝટ કાઢી આપ—પીરના પંજામાંથી જઇશ ક્યાં હવે?'

'કાપડ—વિશે, સાહેબ ! હું કશું ય જાણતો નથી.'

'ઠીક ત્યારે, સોમાભાઇને સમજાવો હવે.' એમ ફોજદારે કહેતાં તો સોમાના શરીર પર સામટા ડંડા, ગડદા, પાટુ, તમાચા ને ઠોંસા વરસી પડયા.

પોતાના તરફથી એક નવો ઠોંસો લગાવવા ફોજદારે હાથ ઉપાડયો, એજ પલે કોઇકે એ હાથનું કાંડું ઝાલ્યું. ફોજદારે ચમકીને પાછળ જોયું. હાથ પકડીને ઊભેલ ઊંચી કાઠીના એક આદમીએ, શરીરના કદથી ઉલટા જ કદના કોમળ ધીરા સ્વરે આટલું જ કહ્યું: 'શીદ મારો છો? ના મારશો.'

'રવિશંકર મહારાજ !' ફોજદારે પોતાનું કાંડું પકડનારને જોઈ ચિડાઈ જઇને કહ્યું: 'ના શું મારે ! કંઈ સમજો તો ખરા ! કિનખલોડની ચોરી એણે જ કરી છે.

'નહિ.' રવિશંકર મહારાજે સજળ નેત્રે જણાવ્યું. 'એ સોમો ચોરી કરે નહિ.'

'પણ આમ તો જુઓ !' સર ફોજદારે પોતાને સાંપડેલા પીરના પુરાવા તરફ, એટલે કે સોમાએ થૂંકેલ ચોખાના ચાવણ તરફ આંગળી ચિંધાડી: 'જુઓ છો?'

છે?'

'હજુ પૂછો છો શું છે? એ મહારાજ! એ તદ્દન કોરું, બિલકુલ થૂંક વગરનું ચાવણુ છે. અહીં તો પીરનો હાજરાહજુર પરચો છે. ચોર હોય તેના ચાવેલ ચોખામાં થૂંક ન આવે.'

સાંભળીને મહારાજના સંતાપમાં રમૂજ ભળી. નિર્દોષ પીરને પણ જુઠી સાહેદીમાં સંડોવનાર ગાયકવાડી હિંદુ સર ફોજદાર પ્રત્યે એમને હસવું આવ્યું. એ હસવું દબાવીને પોતે કહ્યું: 'ફોજદાર સાહેબ, એ પીર, ચોખા અને થૂંકવાળું શાસ્ત્ર તો હું જાણતો નથી. પણ માણસની માણસાઈનો મને પરિચય છે. આ સોમો મારો સંપૂર્ણપણે જાણેલો છે. એને ખેતરે જ હું રહું છું. એ ચોર નો'ય. એને મારશો નહિ. નહિતર હું સીધો વડોદરે પહોંચું છું.'

'બહુ સારું ત્યારે !' એટલું કહીને ફોજદારે પીરને સલામ કરીને ચાલતી પકડી. પીર તો શરમના માર્યા સોડયમાં યે સળવળ્યા વગર પોઢી રહ્યા.

૨

સોમા પાટણવાડિયાને લઈ મહારાજ ખેતરે આવ્યા છે, ખેતર પરના સોમાના ઘરમાં જ વસે છે, અને કિનખલોડ ગામના પાટીદારની કાપડની ગાંસડીની ચોરી પર એકધારું ચિંતન ચલાવી રહેલ છે. આજે પીરાણાનો પ્રયોગ કર્યો, કાલે પોલીસ બીજી કોઈ એવી જ જંગલી તજવીજ ચલાવશે: આજે સોમાને માર્યો, કાલે કોઈ બીજા પાટણવાડિયાને પીટશે: પીરનો આસ્થાળુ ફોજદાર બદલી ગયો, ને નવો આવ્યો છે તે વળી મેલડીનું શરણુ શોધશે: શું કરું? કોને પૂછું? જે કોઈ આવે છે તે એક જ નામ ઉચ્ચારે છે: ફૂલા વાવેચાનું નામ: હરએક પાટણવાડિયાની જીભ પર પણ ફૂલોજ છે: ફૂલો ભયંકર ચોર છે. કોઈથી અજાણ્યો નથી. ફૂલો કદી પકડાતો નથી. ઘણા આવીને કહી જાય છે કે ફૂલાના ઘરની જડતી થાય તો આગલું પાછલું યે ઘણું નીકળી પડે, પણ ફૂલાના ઘરમાં જડતી કરવી એ તો કાળા નાગના ભોણમાં હાથ નાખવા જેવું. નવા આવેલ ફોજદારની મગદૂર નથી. ને મગદૂર હોય તો પણ મને એમાં શો રસ છે? મારી એમાં શી શાંતિ છે? મને જો એ ચોરી અને એ ચોરની મારી રીતે ભાળ ન લાગે તો મારું જીવ્યું ફોક છે.

'મહારાજ મારી સાથે–મારી આગળ ચાલે તો હું ફૂલાના ઘરની જડતી લઉં.' નવા ફોજદારની એવી માગણીનો મહારાજે નકાર કર્યો. ના, ના, મારી એ રીત નથી, મારો એમાં શો દા'ડો વળે? ફૂલો પોતે મારી કને પ્રગટ ન થાય ત્યાં સુધી મારી તજવીજમાં માલ શો?

ચોર તો ફૂલો જ છે: મહારાજ માને યા ન માને, ફૂલા વિના બીજાનું આ કામ નથી; એવો એક જ અવાજ મહારાજને કાને આવતો રહ્યો. ફૂલાનું જે ચિત્ર દરેક જીભ આંકી ગઈ એમાં વધુ ને વધુ કાળો રંગ ઘુંટાતો રહ્યો. લોકોની નજરમાં ફૂલો, કાળી રાતે નજરે પડે તો પણ ફાટી પડાય તેવો ચિતરાઈ ચૂક્યો. ને આ એક ફૂલો વાવેચો મોજૂદ છે ત્યાં લગી પરગણામાંથી ચોરીનાં પગરણ જવાનાં જ નથી એવી માન્યતા સૌને ઠસી ગઈ.

અપવાદરૂપે એક મહારાજ રહ્યા. ફૂલાને એમણે હજુ જોયો નહોતો. ચકાસ્યો નહોતો. ફૂલાની પાસે સામેથી ચાલીને જવાની વાત પણ ચર્ચવી વસમી હતી. ફૂલાને શી રીતે મળું? ક્યાં મળું? શું કારણ કાઢીને મળું? યોગ્ય તક જોતી હતી. કાપડની ચોરી પર ચિંતન કરતા મહારાજ મધરાત સુધી સોમાને ખેતરે બેઠા રહ્યા.

ત્રણેક દિવસ પછીની એક રાતે, સોમાએ ખેતરમાં આવી સૂતેલ મહારાજને જગાડીને કહ્યું: 'મહારાજ, આજ રાતે જડતી થવાની છે. પણ ફોજદારને સુદ્ધાં ખબર નથી કે ક્યાં કોની જડતી કરવા જવાનું છે.'

'કોની?'

'ફૂલા વાવેચાના ઘરની.'

'એણે ચોરેલ છે?'

'ના.'

'ત્યારે?'

'છતાં ચોરીનો માલ ફૂલાને જ ઘેરથી નીકળવાનો છે.'

'એ શી રીતે?' મહારાજના અંતઃકરણે આંચકો અનુભવ્યો.

'ચોરીનો માલ પ્રથમ ફૂલાના ખેતરમાં મુકાવાનો છે ને પછી તુરત જ, ફૂલાને ખબર સુદ્ધાં પડવા દીધા વગર, ફોજદારને એને ત્યાં લઈ જવાના છે.'

'એવું શા માટે?'

'એટલા માટે કે તો પછી કૂલો એણે બીજી જે ચોરીઓ કરેલ છે તેનો માલ પણ કાઢી આપે.'

'માલ કોણ મૂકી આવવાનું છે?'

'જે ચોરીનો કરનાર છે તે જ.'

'કોણ?'

'ઇચ્છલો પાટણવાડિયો.'

'વારુ.' મહારાજે ગમ ખાઈ લીધી, અને શાંતિથી પૂછ્યું. એ માલની પોટલી ક્યાં છે?'

'અમારી કને.'

'ત્યારે એ આંહીં લઈ આવ.'

'કેમ?'

'હજુ પૂછો છો? અલ્યા ફિટકાર છે તમને—કૂલો ચાય તેવો ભરાડી ચોર હોય, છતાં તેને માથે આવું તર્કટ કરવું છે? તમને શરમ નથી આવતી? લઇ આવો અહીં એ માલ.'

સોમો, ઇચ્છલો વગેરે મિંયાની મીની બની ગયા. માલ કબજે લઇને મહારાજ ફોજદાર પાસે ગયા. ઇચ્છલાનું નામ આપ્યા સિવાય આખા તર્કટની વાત કહી સંભળાવી. ફોજદાર કહે કે 'બચ્યું ત્યારે! એવી જડતી નથી કરવી. તો પછી, મહારાજ, એ કાપડ લાવોને અંઈ મારી કને?'

'કેમ?'

'તમારી ભાણેજને પહેરવા થશે.'

ફોજદારની બૈરી બોરસદ ગામની હતી, બોરસદ મહારાજનું નિવાસસ્થળ હતું, એ સંબંધે મિસીસ ફોજદાર એ રવિશંકર મહારાજનાં ભાણેજ સ્તો!

'હવે જાવ જાવ! પહેર્યો મારી ભાણેજે!'

## ૩

એટલું કહી, કાપડની પોટલી હાથ કરી લઇ, એક પાટણવાડિયાને ઘેર મૂકી, મહારાજે પાટણવાડિયાઓની પોતે જે પરિષદ રચી હતી તેની કમિટીને બોલાવી અને કહ્યું, 'કિનખલોડની આ ચોરી કરનાર આપણો ઇચ્છલો છે.'

બોલાવ્યો ઇચ્છલાને.

ઇચ્છલો મહારાજના પગમાં હાથ નાખીને કહે કે 'મહારાજ! એ કાપડાની ચોરી મેં કરી છે તે ખરું, પણ એ કિનખલોડની નહિ.'

'ત્યારે?'

'અલારસા ગામની.'

'જૂઠું. અલારસામાં કોઈ ચોરી થઇ જ નથી.' આખા પરગણામાં પાટણવાડિયો ગુનો કરે તેના ખબર પોલીસને તો પહોંચતા પહોંચે, મહારાજને તુરત પહોંચે.

'થઇ છે મહારાજ.' ઇચ્છલાએ કહ્યું: 'પણ જાહેર નથી થઈ, કારણ કે એમાં જાહેર ન કર્યા જેવી બાબત હતી.'

'સાચું કહોછ?'

'ન માનતા હો તો જાવ પૂછી આવો અલારસે.'

કાપડની પોટલી લઈને મહારાજ રાતોરાત પહેલાં કિનખલોડ પહોંચ્યા. જેનું કાપડ ચોરાયું હતું તે પાટીદારને માલ બતાવીને પૂછ્યું 'આ તમારું કાપડ?'

માલ જોઈને પાટીદારે કહ્યું: 'મારા જેવું ખરું, પણ આ મારું તો નહિ મહારાજ.'

ત્યાંથી ઊપડીને આવ્યા અલારસા ગામે. મુખીને જઇ પૂછ્યું, 'અહીં કોઈ ચોરી થઇ છે ખરી?'

'હા, એક ઘાંચીને ઘેરથી કાપડની પોટલી ગઈ છે. પણ બધું ચૂપચાપ રહ્યું છે; કારણ કે ચોરમાં મોર પડ્યા છે.'

'એટલે?'

'એટલે કે ઘાંચીએ એ પોટલી રેલ્વેમાંથી ચોરી આણેલી!'

ઇચ્છલો સત્ય બોલ્યો એ સાબિત થયું. પોટલી લઇને મહારાજ પાછા વળ્યા. ઇચ્છલાને તેડાવ્યો. પૂછ્યું, 'કહે તેં શી રીતે અલારસામાંથી ચોરી કરી?'

પોપટની પેઠે ઇચ્છલો અથ-ઇતિ પઢી ગયો: 'જાણે કે અમે તો ગયેલા વાસણા. એક પાટીદારને ફળિયે લપાઈને બેઠા. ઘરની બાઈ રાતે પેશાબ કરવા ઊઠી એની ડોકેથી સોનાનો દોરો કાઢી લઇને નાઠા. પણ હોહા થઈ પડી. અમારી પાછળ પોલીસ પડી. એક પોલીસને પછાડીને અમે નાઠા. પાછળ ચાર પોલીસ અમારા પગ દબવતા દોડ્યા આવે. અમે દોરો નાખી દઈને નાઠા. પોલીસ પાછી વળી ગઈ. પણ પછી અમે વિચાર કર્યો કે નીકળ્યા જ છીએ તો પછી ખાલી હાથે ઘેરે કેમ જવાય? અપશુકન થાય! અલારસામાં પેઠા. એક ઘાંચીનું ઘર આવ્યું. અંદર પેઠા. ત્યાં આ પોટલી એની ઘાણી પર જ તૈયાર પડેલી! લઇને નીકળી ગયા.'

પેટ—છૂટી રજેરજ વાત કહી દેનાર ઈચ્છિયો વહાલો લાગ્યો. એ પોટકી મહારાજે ઈચ્છિયાને જ આપી દીધી. અને વળતે દિવસે પોતે પાટણવાડિયા આગેવાનોની વચ્ચે જઈ બેઠા, ત્યારે સૌનો એવો આગ્રહ થયો કે આ ચોરીની વાત ગમે તે હોય છતાં એવા એ ફૂલા વાવેચાને તો દબાવવાની જરૂર જ છે. એનો ઉપાડો જબરો છે. એના ધંધા બંધ નહિ થાય ત્યાં સુધી પરગણામાં શાંતિ નથી.

૪

બોલાવ્યો ફૂલાને. પચાસ ઉપરની ઉમ્મરનો ફૂલો આગેવાનોની સામે આવ્યો, અને મહારાજને પગે હાથ મુકવા નજીક આવે તે પૂર્વે તો આગેવાનો જ એને કહી ઊઠયા: 'છેટો રહેજે મારા હાળા ! અડકીશ ના મહારાજને પગે છેટો રહેજે.'

ન્યાતના ભાઈઓએ પણ એટલો બધો અધમ ગણેલો ફૂલો આ શબ્દો સાંભળીને દૂર ઊભો થઈ રહ્યો. મહારાજે એનો કાળમીંઢ દેહ માપ્યો, એની મુખમુદ્રા ઉકેલી. એની તાકાતને તાગી. ફૂલો શાંતિથી ઊભો હતો.

'ફૂલા વાવેચા !' મહારાજે એને કહેવા માંડયું : 'કોઈ નહિ ને તમે ચોરી કરો એ કંઈ ઠીક કહેવાય ?'

'હું કયારે કરું છું ?' ફૂલે જવાબ વાળ્યો :

'કયારે કરું છું કહો છો ? પેલી...ગામની, પેલી...ના ઘરની' અને પેલી...એમ મહારાજે તો નામો દઈ દઈને ફૂલાની ચોરીઓ ગણાવવા માંડી, એટલે વચ્ચે ફૂલો બોલી ઊઠયો—

"પણ હેં મહારાજ ! તમે મારે ઘેર કે' દા'ડે આવ્યા છો ? ને કયારે મને ઉપદેશ દીધો છે ? એક વાર મારે ઘેર આવો, પછી જે કહેવું હોય તે કહો.'

ચોરની આ દલીલે મહારાજને ચૂપ બનાવ્યા અને ભારે કુતૂહલ પેદા કર્યું.

વળતે દિવસે મહારાજ ફૂલા વાવેચાને ખેતરે એનું ઘર હતું ત્યાં ગયા. એની બે બૈરીઓ હતી; તેમણે આવીને ઝડા પાથરી ઊભી રહી. એના ત્રણ દીકરા હતા તે એક પછી એક પગે લાગ્યા. એ પોતે આવીને ચૂપ બની બેઠો. પછી એણે કહ્યું:

'મહારાજ ! આ બે મોટા છોકરા તો પશુ છે. એને કંઈ બોધ નહિ કરો તો ય ચાલશે......(પશુ છે અર્થાત ચોરીની વિદ્યા ન જાણનારા ગમાર છે) પણ આ નાનો છે ને, તે મારી જોડે ફર્યો છે. એને જે કહેવું હોય તે કહો.'

ફૂલાના શબ્દોએ મહારાજના મનમાં રમૂજ પેદા કરી. એમણે પછી નિરાંતે ફૂલાને કહ્યું:—

'હેં ફૂલા વાવેચા ! મને તો આશ્ચર્ય થાય છે, કે એવું તે કયું પુણ્ય તમે કર્યું હશે કે જેને પ્રતાપે તમારે આ બે બૈરીઓ, ત્રણ દીકરા, આ દીકરાની વહુઓ, આ ખેતરાં આ ભેંસો ને આ બધી સુખસાહેબી મળી છે ?'

'મેં તો મહારાજ !' ફૂલાએ જરાયે ઢોંગાઈ વગર શુદ્ધ સાચે ભાવે જવાબ દીધો: 'મેં કોઈ પરસ્ત્રી સામે એંઠી આંખે જોયું નથી. અને મેં તો જે આંગણે આવ્યું તેને રોટલો આપ્યો છે.'

ઘડીભર તો મહારાજ સ્તબ્ધ બન્યા. પાપપુણ્યનું શાસ્ત્ર એમના અંતઃકરણમાં અટવાઈ રહ્યું. પછી એમણે કહ્યું :

'ફોજદાર કહે છે કે તમે તો ફૂલા, આજ લગીમાં બે હજાર ચોરીઓ કરી છે; તે પાપ નહિ ?'

'હશે મહારાજ !' ફૂલાએ આ બે હજારના આંકડા પર મર્મ કરતાં કહ્યું; 'ફોજદારે ગણી હશે. મેં તો કંઈ સરવાળો સાચવ્યો નથી. પણ મહારાજ ! ચોરી, કરવી એ તે કંઈ પાપ છે !'

'પાપ નહિ ?'

'ના મહારાજ, તમે જ વિચારી જુઓ. તમારે ય બે આંખો છે, મારે પણ બે આંખો છે. છતાં તમારી પોતાની મૂકેલી જે ચીજ તમે પોતે ધોળે દહાડે સૂરજના અજવાળામાં ન દેખો તે અમે ભાળીએ, અંધારામાં પણ ભાળીએ, એ શું અમસ્તું હશે ! એનું કંઈ રહસ્ય નહિ હોય ?'

'શું રહસ્ય ?'

'રહસ્ય એ, કે લક્ષ્મી અમને ધાપોકાર કરે છે.'

'હેં !' મહારાજ સતેજ બન્યા. કશીક તત્ત્વાલોચના ચાલુ થઈ લાગી.

'હા મહારાજ ! પારકા ઘરમાં પરાણે એકઠી થયેલી અને બંધાઇ ગયેલી લક્ષ્મી અમને પોકારે છે એને પહોળી થવું છે. જ્યારે એ ધાપોકાર કરે છે, ત્યારે અમને એ

આપોઆપ, આઘેથી પણ સંભળાય છે, અને ત્યારે અમારું મન અંદરથી અવાજ દે છે, કે ફૂલિયા! ઊઠ, હીંડ. અમે જઈને લક્ષ્મીને છોડાવીએ છીએ. અને એ રૂંધઈ ગયેલીને અમે પહોળી કરી નાખીએ છીએ. એમાંથી કંઈક મુખીને જાય, કંઈક ફોજદારને, કંઈક મોટા ફોજદારને; અને અમને તો બાપજી! માત્ર કાંટા ભંગામણુ રહે છે. ચોરી કરવા જતાં પગ નીચે જે કાંટા ભંગાયા હોય તેટલા પૂરતું મહેનતાણું જ અમારે ભાગે રહે છે.'

મહારાજ સડક બન્યા, અને ગંભીર ભાવે ફૂલાની સામે તાકી રહ્યા. ફૂલાએ આગળ કહેવું ચાલુ રાખ્યું—

'સાંભળો મહારાજ. એક દા'ડો રાતે હું પાર ચોરી કરવા ગયો. (પાર એટલે મહી નદીના સામા કિનારા પરને કોઈ ગામડે.) એક ઘરમાં પેસી, મજૂષ તોડી, ઘરાણાંની મેં પોટલી બાંધી. ત્યાં તો બાઇ જાગી પડી. એના મોંમાંથી ચીસ ઊઠી. મેં કેડયેથી છરો કાઢીને એને બતાવ્યો. એટલે એની ચીસ અરધેથી રૂંધાઇ ગઇ. ઊભી ઊભી એ ચૂપ થઈ ગઇ. અને તે વખતે કોણુ જાણે શું થયું પણ મહારાજ! મેં તો બાંધેલી પોટલી છોડી નાખીને એમાંથી એક પછી એક ઘરાણું લઇ લઇને બાઇની છાતી માથે ફેંકવા માંડ્યું. આખી પોટલી ખલાસ કરીને હું બહાર નીકળી ગયો. ને મેં મારી જાતને કહ્યું કે 'ફૂલિયા! મારા હહરા! એ લક્ષ્મી તો એની જ હશે. એણે પોકાર કર્યો જ નહિ હોય. તેં ખોટું સાંભળ્યું. તું ઘર ભૂલ્યો ફૂલિયા! મારા હહરા!—આમ મહારાજ, અમારા તો પગજ કહી આપે. હકની લક્ષ્મી હોય એને ત્યાં તો અમારા પગ જ ન જાય. અમને તો ઇશ્વરે મેલ કાઢવા જ સરજ્યા છે. જેમ સુતારને લુહારને અને ભંગીને સરજ્યા છે એમ અમને સરજ્યા છે. તેમ છતાં તમે કહેતા હો તો હું ચોરી છોડી દઉં.'

ફૂલાનું બોલવું પૂરું થયું ત્યારે, મહારાજ કહે છે કે, મને યજુર્વેદનો આ શ્લોક યાદ આવ્યો—

**स्तेनेभ्यो नमः। तस्करेभ्यो नमः। तस्कराणां पतये नमः।**

[ચોરોને નમન હો! તસ્કરોને નમન હો! નમન હો તસ્કરોના સ્વામીને!]

ને હું ફૂલા વાવેચાને વધુ એક શબ્દ પણ કહ્યા વિના, માત્ર મોહબ્બત બાંધીને જ ઊઠી ગયો.

ફૂલા વાવેચાની સ્મૃતિથી સ્નિગ્ધ બની જતા મહારાજ પાસેથી જાણવા મળ્યું છે કે—ફૂલાએ તે દિવસથી ચોરી છોડી દીધી. ને એનું મોત કરુણ બન્યું એની દીકરીને ઓરસદ પરણાવી હતી. જમાઇ એને મારતો હતો. એક વાર ધણીના મારથી ત્રાસીને એ બાપને ઘેર નાસી આવી. પાછળ દારૂમાં ચકચૂર જમાઈ તકરાર કરતો આવ્યો. ફૂલાએ કહ્યું: 'હાળા કોળા! મારે છે મારી દીકરીને! જા, નથી મોકલતો.'

જમાઈ કહે 'તું તારે દેજે તારી દીકરી ઢેઢને—પણ મારો છોકરો તો લાવ.'

ગાળાગાળી મચી, જમાઈએ સસરાને છુરી ઘોંચી ખૂન કર્યું અને બાપના મોતનું વેર લેવા ફૂલાનો નાનો દીકરો દેશલો બહાર પડયો. બાપનો ચોરીનો કસબ એ બરાબર શીખ્યો હતો. તે પે તે ખેડવા લાગ્યો.

સાળા બનેવી વચ્ચેનું આ વેર ટાળવાના યત્નો કરતા મહારાજે એક દિવસ દેશલાને મળવા તેડાવ્યો. નવાખલનાં કોતરાંમાં મહારાજ બેઠા છે. દેશલો આવ્યો: દારૂમાં ચકચૂર છે: કામઠા પર તીર ચડાવ્યું છે: મહારાજની સામે તાકતો તાકતો આવ્યો. આંખો લાલઘૂમ છે: આવીને મદોન્મત્ત સ્વરે પૂછે છે: 'શું છે? કહો.'

જરાકે વિચલિત થયા વગર મહારાજે કહ્યું: 'અલ્યા દેસલા! તારી આ દશા! તું દારૂ ઢીંચીને મારી કને આવે છે! ને આ તીરડામહું તાકે છે! એ અડબોત મારીને તારું આ બધું ય આંચકી લઉં તેમ છું હાં કે! પણ જા, તારી સાથે વાત શી કરવી! જા ચાલ્યો જા અહીંથી.'

વિકરાળ વાઘદીપડા જેવો દેશલો નીચું જોઈને ચાલ્યો ગયો. પછી એક લૂંટમાં એ પકડાયો. ભાદરણની જેલમાં મેડા પર મહારાજે એને મળવા બોલાવ્યો:

'કાં દેશલા! ઓળખે છે?'

દેહલે નકારમાં ડોકું ધુણાવ્યું.

'નથી ઓળખતો મને?'

'ના.'

'શાનો ઓળખે ? તે દિવસ તારે ઘેર તારા બાપા કને હું આવેલો તે વખતે તુ કેવો હતો ? પછી તે દિવસે નવાખલના કોતરમાં મને મળવા આવ્યો ત્યારે તુ શુ હતો ! ને આજે શુ છે ! આજે તો તું બહેકીને મોટો બહારવટિયો બન્યો છે, આજે તુ મને ઓળખે નહિ ! પણ 'મને વહેલો ઓળખ્યો હોતને દેશલા, તો આજે તારી આ દશા ન હોત.'

જવાબ વાળ્યા વિના કેદી દેશલો ચૂપચાપ ચાલ્યો ગયો. એને ૩૦–૩૫ વર્ષની સજા પડી. પાછા હમણા મહારાજ એને મળવા વડોદરાની મોટી જેલે ગયા. ગોવાળ મેઢાને ગોતે તેમ પોતાના યજમાનોને શોધતા શોધતાં દેશલાને શોધ્યો. દેશલો પગે લાગ્યો. પૂછ્યુ, 'અલ્યા તે દા'ડે ભાદરણની જેલમાં તો નહોતો ઓળખતો ને !'

દેશલો કહે 'મહારાજ ! મેં તો ઓળખ્યા છતા ના કહેલી.'

'શાથી ?'

'અમે ચોર લૂંટારા કોઇને પણ ઓળખવાની ના જ કહીએ. કારણ કે નહિતર એને જોખમ નડે'

ચોરીના તત્ત્વવેત્તા ફૂલા વાવેચાનો દીકરો દેશલો મહારાજને પોતાના મિત્રના પુત્ર જેવો લાગ્યો. પોતે આ જુવાનને ન ઉગારી શક્યા તેની ગ્લાનિ લઈને પોતે જેલ છોડી.

## ૧૯૪૨ પછી

મૃત્યુ પૂર્વે ત્વરિત ધબકી તૂટતી જેમ નાડી,
ઉધામા સૌ નિધનપલના એ હતા માત્ર માડી ?
ગુલામીની ઘડતરકથા દોઢ સૈકાની કાળી,
કિન્તુ આવી કદી નવ દશા માતની મૂઢ ભાળી.

ખૂંપ્યાં ઊંડાં ગરલ વસમાં પાપલાં તીર તાતાં,
ત્હારા કોટી શબવત હણ્યા પુત્ર નિઃસ્પંદ માતા !
સૈનિકોના સમર વચમા ધીર આ ધારણો શાં !
મૃત્યુઘેરી પરવશ દશાના હશે વારણો શાં ?

સ્કંધે ધારી પરવત, નથી કોઈ મારૂતિ કે જે
ઢાળે શીળા ગિરિવનતણા વાયરા પ્રાણદાતા.
શક્તિ શ્રદ્ધા અખૂટ કરીને એકડી આપમેળે
શાતા ધારી, મનપવનને વીંઝણે ઊઠવાનું–
ઊઠીને ઝૂઝવાનું, પલપલ પડતાં રક્તને લૂછવાનું,
સેનાની કોઇ ના છે, કદમ બઢવતાં પડને પૂછવાનું.

બાલમુકુન્દ દવે

## ભારત

ભારત નથી ભિખારી,
જે હીર નીચોવી નિજનુ પોષી રહ્યો જ પૃથિવી સારી,
–તે ભારત૦

ઓ ! ગુમાની જગનાં રાષ્ટ્રો, નવ એ યાચે દયા તમારી,
દીનવદન ઊભી તમ આંગણુ, કૃપા કદી ન પુકારી
–તે ભારત૦

પ્રબળ પૌરુષે, દારુણ ત્યાગે, દેશે બંધ વિદારી,
વિશ્વમુક્તિની અધિષ્ઠાત્રીનો એકાસન–અધિકારી
–તે ભારત૦

સ્વાર્થશંખલાબદ્ધ તમે દઈ ઘાવ પરસ્પર કારી,
ટેક અપગ રવડશો, ત્યારે ભારત સુધાપુવારી
–તે ભારત૦

ઉમાશંકર જોષી

# આદેશની અવગણના

ઇ. ન.

વજુ લાયબ્રેરિયન એટલે જીવંત ખુશામત જોઈ લો. સાહેબોની ખુશામત કરનારા તો ઘણા હશેઃ વજુ તો સાહેબનાં છોકરાંઓની, સાહેબના પટાવાળાઓની, અરે! સાહેબનાં કૂતરાંની પણ ખુશામત કરતો. નમતાં–ભજતાં રહેવામાં નવગુણ, એ હતી તેની જીવન ફિલસૂફી.

સાહેબનો પટાવાળો છાપું લેવા આવ્યો હોય ત્યારે વાચકો પાસેથી છાપાનાં પાનાં ભેગાં કરતાં અને પટાવાળાને બે ઘડી ખોટી કર્યા બદલ દયામણું મોઢું કરી, સલામ સાથ છાપું સોંપતાં વજુ ઓછો ઓછો થઈ જતો હોય તેમ લાગતું. 'કસૂર તો નથી કરી, છતાં કરી હોય તો મોટું મન રાખી માફ કરજો' એ જાતનો ભાવ વજુના મુખ પર તરવરી રહેતો. અને પટાવાળાને ઘડીભર લાગતું કે તેય કંઈ હોય તો હોય! વજુના અંતરમાં ભીતિ હતી કે, સાહેબને કાને પટાવાળો પણ વાંકું બોલે તો, પડતો પોદળો ધૂળ ઉપાડે, એ ન્યાયે રોટલામાં ક્યાંક નુકશાન થઈ બેસે.

વજુ બુદ્ધિશાળી હતો. લાયબ્રેરીનાં બધાં છાપાં અને ઘણાંખરાં પુસ્તકો તે વાંચી જતો : વાંચીને વિચારતો. રશિયન સામ્યવાદની માનવતાભરી વિગતો વાંચતાં એ મુગ્ધતા અનુભવતો. પણ વાસ્તવિક દુનિયાના તેના અનુભવે તેને શીખવ્યું હતું કે, પોથીમાંની વાતો પોથીમાં જ રાખવામાં મજા હતી. સમાનતા અને ન્યાયનાં સૂત્રો ભીંતો પર જ સરસ લાગતાં હતાં. એને નીચે ઉતારવામાં માલ ન હતો. એથી તો ઊલટાં તે રજોટાતાં.

એક વખત સાહેબના દીકરાને ચોપડી આપવામાં થોડી ઢીલ થઈ હશે તેમાં તો તે વર્ષે રૂ. ૧નો પગારવધારો ગુમાવવાનો પ્રસંગ આવી પડેલ. આવા પ્રસંગો ફરી ન આવે એ માટે તે બનતી તકેદારી રાખતાં શીખી ગયો હતો. પટાવાળા કે કૂતરાંને ય ખુશ કર્યે નુકશાન શું જવાનું હતું? માણસ ઘડીભર હસે એટલું જ ને! ભલે હસતાંઃ એથી કંઈ પગારવધારો ન અટકતો.

કોઈ કોઈ સાહેબને તેની વધુ પડતી નમ્રતા નાટકી લાગતી. વજુને તેઓ કહેતા પણ ખરા કે આટલા બધા લળીને સલામો ભરવાની કોઈ જરૂર નથી. પણ લળીને સલામો ભરવા માટે કોઈએ તેના પ્રત્યે ઈતરાજી દર્શાવી ન હતી : સલામ ભરવામાં ભૂલ થઈ જવા બદલ સાહેબની વક્ર દૃષ્ટિ થયાના દાખલા તે જાણતો હતો. 'નમ્યું તે પ્રભુને ય ગમ્યું'નો અનુભવ વજુ જીવનમાં હરપળે કરતો.

સલામો અને દૈન્ય વજુના સ્વભાવમાં વણાઈ ગયાં હતાં. અને એમાં તેનો દોષ પણ શું હતો? તેને એ વારસો મળ્યો હતો. લખપતિના દીકરાઓ પોતાનો વારસો નથી છોડી દેતા તો વજુએ પિતાની પાસેથી મેળવેલ જીવનકલામાં સફળતાપૂર્વક ટકી રહેવાનો વારસો શા માટે છોડી દેવો જોઈએ!

તેના પિતા શિવરામ અદાના વખતમાં એક નાતીલો સાહેબ બન્યો હતો. અદા એ નાતીલાના મુરબ્બી હતા, છતાં સાહેબનાં ઘરનાં બધાં તેમને વિદૂષક માનતા. તેમની પાઘડી ઉડાડવી, તેમના મોઢામાં આખો લાડુ ભરી દેવો, તેમની મશ્કરીઓ કરવી એ બધું સાહેબ–કુટુંબને માટે વખતકઢણીરૂપ હતું સાહેબ–કુટુંબ એને નિર્દોષ મશ્કરી માનતું.

અદા અમસ્તા તો કોઈનો તુંકારો સહે તેવા ન હતા. ટંકણખાર જેવા હતા. પણ જમાનો બદલાઈ ગયો હતો. યજમાનવૃત્તિમાં મંદી આવી હતી. ગોરબાપાનાં માન ઘટયાં હતાં. રોટીની મૂંઝવણ ઊભી થઈ હતી. અદા પૂરી સાત ચોપડી ય ભણ્યા ન હતા, એટલે માસ્તર થવાની કોઈ શક્યતા ન હતી. ભોળિયા અદા ઑફીસની કારકુનગીરીમાં કામ ન લાગે તેવો સાહેબનો અભિપ્રાય હતો.

આખરે અદા માટે લાયબ્રેરી ઉઘાડવામાં આવી. દરબારને સમજાવવામાં આવ્યું કે, ગોરા સાહેબ આવડા મોટા શહેરમાં લાયબ્રેરી ન હોવાથી નારાજ થયા છે. લાયબ્રેરી માટે વાર્ષિક રૂ. ૩૦૦ની રકમ મંજૂર થઈ. રૂ. ૧૫ના પગારે અદા એ નૂતન–પુસ્તકાલયના લાયબ્રેરિયન બન્યા અને નોકરી અપાવનાર નાતીલાના જીવનભર ઓશિયાળા બન્યા. અદા પોતાની પાઘડી ઉડાડાય તેમાં પોતાને ઘણો આનંદ આવે છે તેવો દેખાવ કરવા લાગ્યા.

લાયબ્રેરિયન એટલે છાપાં દરેક સાહેબને ઘેર નિયમિત પહોંચાડનાર વ્યક્તિ, દરેક સાહેબના ઘરનું કામકાજ ચીવટથી કરનાર, દરબારી પગાર ખાતો અને છતાં ગુલામગીરી કરતો સગવડિયો નોકર એમ બધા માનતા. અદા પણ એમ જ માનતા અને તદનુસાર જ વર્તન રાખતા.

અદા જીવનભર આવી જ રીતે લાયબ્રેરીની નોકરી કરી, સાહેબોને રીઝવીને મૃત્યુ વખતે રૂ ૨૦ના પગાર સુધી પહોંચી ગયા હતા. અદાએ બજાવેલ વફાદાર નોકરીના બદલારૂપે વજુને અદાના મૃત્યુ સમયના પગાર રૂ ૨૦થી લાયબ્રેરીમાં રાખી લેવામા આવ્યો હતો. મરતા અદાને વજુ ઠેકાણે પડ્યાની ધરપત હતી, જીવનભર કરેલ ખુશામતનો બદલો મળતો હોય તેમ લાગ્યું હતુ. સેવા નિષ્ફળ નહોતી ગઈ: ફળી હતી.

સાહેબોનાં કામ કરી નોકરી ટકાવી રાખવાનું અદા પાસેથી શિક્ષણ પામેલ વજુ યુવાન હોવાથી અદા કરતાં ય સાહેબોને વધુ વહાલો થઈ પડ્યો હતો. પેલા નાતીલા સાહેબ તો ગયા હતા : પણ સાહેબોને રીઝવવાની કળામાં વજુએ કદી ઉણપ જણુવા નહોતી દીધી. પાંચ વર્ષમાં તે રૂ ૨૫નો પગારદાર બન્યો હતો. અદાને પાંચનો પગાર વધારો મેળવતાં ભવ ગયો અને વજુએ તે પાંચ વર્ષમા સિદ્ધ કરી બતાવ્યું. વજુનો તરવરાટ અનોખો હતો. સાહેબ અને તેનાં સગાને ખુશ કરવાની એને અનેક તરકીબો મળી રહેતી.

વજુનાં સગાંઓએ કહ્યું કે તે અદાથી દોરાવા ચડે તેમ હતો: કમ ન હતો.

વજુ સાહેબોને ગમે તેટલો વહાલો હોવા છતાં તેની લાયબ્રેરી સાહેબોને વહાલી ન હતી. જ્યારે ય લાયબ્રેરીના મકાનની કશા કામ માટે જરૂર પડે ત્યારે મકાન ખાલી કરાવાતું. ચાર કબાટ, સાત ખુરશી, એક બાંકડો અને બે ટેબલ લઈને વજુ વળી બીજા મકાનમાં લાયબ્રેરી ઊભી કરતો.

લાયબ્રેરી વસી ત્યારથી ચારના ચાર જ કબાટ હતા. બધી ચોપડીઓને એ ચાર કબાટમાં જ સમાઇ જવું પડતુ. એમાં સમાવાની આનાકાની કરતાં પુસ્તકોનું શું કરવું તે વજુ બરાબર સમજતો હતો. વધારાની ચોપડીઓ વજુને ફાલતુ આવક પૂરી પાડતી. કબાટ નવા વસાવવાનો પ્રશ્ન ટાળી શકાતો ચોપડીઓ ઘટતી હોવા છતાં વજુની સલામો અને ખુશામતથી તે સહીસલામત રહી શકતો.

વજુને લાયબ્રેરી ફેરવવાના પ્રસંગો વારંવાર ઉપસ્થિત થતા. તેને લીધે પણુ ચોપડીઓ આઘીપાછી કરવાનું ફાવતું તેના પિતા શિવરામને નોકરીમાં દાખલ કર્યા એ વખતે લાયબ્રેરી માટે ખાસ નવું મકાન બંધાવવામાં આવ્યું હતું પણ એ મકાનની બીજાં કામ માટે જરૂર પડતાં, ત્યાંથી ફેરવી લાયબ્રેરી રાજ્યના ગેસ્ટહાઉસમાં લઇ જવામાં આવેલ: ત્યાંથી ગામમાં, ત્યાંથી પાછી સ્ટોરની એક નાની ઓરડીમા, એમ ફરતી ફરતી એક કાળે લાયબ્રેરી ધર્મશાળાના મકાનમા આવી પહોંચી. ધર્મશાળામાં રહેવા માટે નજીવુ ભાડું આપવુ પડતું, એટલે ગરીબગુરબા તેના ચોગાનમાં ધામા નાખતાં અને તવાયફો વગેરે ઉપરની મેડીમાં ઊતરતાં. એ મેડીની બરાબર નીચેના ઓરડામાં લાયબ્રેરી આવી.

ધર્મશાળામાં લાયબ્રેરી આવ્યા પછી વાચકોનો વર્ગ ફરી ગયો. કેટલાક વાચકો લાયબ્રેરીમાં આવતા બંધ થયા હતા. કેટલાક રંગીલા જુવાન આવતા થયા, પણ એ લોકો છાપાં પર ધ્યાન આપવાને બદલે ઉપરથી આવતા 'સારીગમ'ના સૂર પર વિશેષ ધ્યાન આપતા.

વજુને એટલી નિરાંત રહેતી હવે કોઈ છાપું બે દિવસ સુધી કોઈ સાહેબને ત્યાંથી લાવવાનું રહી જતું તો વાંધો પાડનાર કોઈ ન હતુ. રંગીલા જુવાનો દશ દિવસનું જૂનુ છાપું વાંચે કે દશ મહિનાનું એ બધું તેમને મન સરખું હતું. ઉપરથી આવતો પ્રગલ્ભ સૂર બંધ થાય ત્યારે જ તેમને પોતાના હાથમાં છાપું હોવાનું ભાન થતું.

ધર્મશાળાના સંગીતમય વાતાવરણમાં વજુનો સંગીતકાર આત્મા પણ કોળી ઊઠયો. બચપણથી તેને ગાવાનો શોખ ખરો. સાહેબનાં છોકરાંઓ સાથે જે જે નાટકો તેણે મહેફિલમાં જોયાં હશે એ બધાંનાં કોઇને કોઈ ગીત તેણે હૈયે કરી લીધાં હતાં.

ધર્મશાળામાં ફેરવાયાં પહેલાં વજુ એક વખત લાયબ્રેરીમાં 'રાજ સમી સાંજના સીધાવજો' રે, સામી સડક પર બંગલો!' ગાતો હશે તેની ટીકા દેશી રાજ્યોનો સડો સાફ કરવા બહાર પડેલ એક નીડર વર્તમાનપત્રમાં આવેલ કે 'યુવાન લાયબ્રેરિયન લાયબ્રેરીના સમયમાં શૃંગારનાં ગીતો ગાવાનું બંધ કરે તો સારું.' ત્યારથી તેણે લાયબ્રેરીમાં કદી ગણુગણુવુ પણ નહીં તેવો સંકલ્પ કરી લીધો હતો. સાહેબોની કરડી નજરથી તે જેટલો ડરતો હતો તેના કરતાં અનેકગણો ડર તેને આ જમાનાનાં ભાંડસમાં વર્તમાનપત્રોનો હતો. એને પાને નામ ચડે તો તો આવી જ બને એ હતી તેની ભીતિ.

ઘણાં વર્ષો સુધી વજુએ લાયબ્રેરીમાં ન ગાવાનો નિયમ કડક રીતે પાળ્યો પણ લાયબ્રેરી ધર્મશાળામાં આવી, વાંચવા આવનાર શોખીનો ક્યારેક તો કોઈનું ધ્યાન ન હોય તો લાયબ્રેરીને બદલે સીધા મેડી પર પણ જતા રહેતા: ઘણાખરા વાંચકો વાંચવાને બદલે ગાયનની કડીઓ ગણગણતા: ઉપરથી તો સતત સંગીતનો

ધોધ વહ્યા જ કરતો: એવા બધા સંજોગોમાં વજુનું હૈયું હાથ ન રહ્યું. તે ય નાટકનાં કોઇને કોઇ ગાયનની લીંટી લહેરથી લલકારી લેતો.

'પ્રેમ તત્વે કોઇ અજબ સનાતન વિરલ પ્રેમીજન જાણે' વજુ ગાતો અને તેના ગળાની હલકથી વાચકો ખુશ થતા. વજુને પ્રોત્સાહન મળતું અને તેનું ગળું ઓર ખીલતું. નાટકનાં ગીતોની તે આબાદ નકલ કરી બતાવતો અને લાયબ્રેરીના વાચકો મુગ્ધ બની જતા.

એક દિવસ વજુ 'પ્રેમતત્ત્વ' વાળી લીંટી ગાતો હતો, ત્યાં ઉપરની મેડી પરથી ઊતરતો એક જૈફ મુસ્લિમ તેને સાંભળવા ઊભો રહી ગયો. કંઈવારે તેણે વજુને મિઠાશથી પૂછ્યું, 'બચ્ચા, એ શું ગાય છે?'

'એક અબળા' નાટકનું એ ગીત છે.' વજુએ પોરસથી કહ્યું, 'આપને કેવું લાગ્યું?'

'શું?' મુસ્લિમે પૂછ્યું.

'ગીત.'

'ગીતમાં કંઈ દમ નથી. પણ–' કહી એ અટકયો.

'પણ શું?' વજુએ ઉત્સુકતાથી પૂછ્યું.

'તારું ગળું અફલાતુન છે. તારે સંગીત શીખવું જોઇએ.'

'સંગીત? વજુએ આશ્ચર્યપૂર્વક મોં ફાડી પૂછ્યું.

"કેમ? નવાઈ લાગે છે?'

'સંગીતનો તો હું જાણકાર છું,' વજુએ સહેજ ગર્વપૂર્વક કહ્યું, 'આપ કહો એ નાટકની તરજ ગાઈ બતાવું.'

'બચ્ચા, નાટકનાં ગીતોમાં જગતભરનું સંગીત નથી સમાઈ જતું. ખરું સંગીત તો એ દુનિયાની બહાર જ પડયું છે. એ તો વિશાળ દરિયો છે.'

'એ વળી શું?' વજુએ પૂછ્યું.

પેલો જૈફ મુસ્લિમ ઉપર રહેતી તવાયફનો સંગીતનો ઉસ્તાદ હતો. વજુના ગળાંની મધુરતાએ તેને આકર્ષ્યો હતો. વજુને પણ તેની વાત નવીન લાગી. ઉસ્તાદ પાસે શાસ્ત્રીય સંગીત શીખવાની તેણે તત્પરતા દર્શાવી, પણ ઉસ્તાદ આકરો નીકળ્યો. સૌથી પહેલો હુકમ તેણે વજુને નાટકી ગીતો કદી ન ગાવાનો કર્યો. પછી બાળકને બારાખડી શીખવે એ રીતે તેણે વજુને શાસ્ત્રીય સંગીતના મૂળભૂત સિદ્ધાંતો શીખવવા માંડયા. કયારેક રંગમાં આવી જતા ત્યારે ઉસ્તાદ વજુને એકાદ રાગનું સ્વરૂપ ખડું કરી દેખાડતો. એવે સમયે વજુ સંગીતની શક્તિ પર મુગ્ધ થઈ જતો. આવું ગાતાં આવડી જાય તો જીવન ધન્ય બની જાય એમ તેને લાગતું. સામાન્ય તવાયફનો મામુલી ઉસ્તાદ પણ જ્યારે પોતાને પ્રિય રાગ છેડી રહ્યો હોય ત્યારે જે મસ્તી અનુભવી રહેતો તે અજબ હતી! સાહેબોના મગતરાંસમા વજુને જીવનમાં આવી મસ્તી મેળવવા માટે મથવાની પ્રબળ ઇચ્છા થઈ આવતી.

વજુએ ઉસ્તાદ પાસેથી સંગીતનું જ્ઞાન મેળવી લેવાનો નિશ્ચય કરી લીધો. લાયબ્રેરી ઉઘાડીને તે સીધો ઉસ્તાદ પાસે પહોંચી જતો. દિવસનો ઘણોખરો ભાગ એ ઉસ્તાદ સાથે સંગીત–ચર્ચામાં ગાળતો. વજુ ઝડપભેર રાગરાગિણીઓ શીખી રહ્યો હતો. ભીમપલાસી તેના ગળામાં આબાદ બેસી ગયો હતો, પણ ઉસ્તાદના ગળામાં જે તાન હતી તે વજુના ગળામાં નહોતી આવતી. ઘણા પ્રયત્ન કરવા છતાં વજુ ગળું બરાબર ધ્રુજાવી શકતો નહીં.

ગળું ધ્રુજાવવા વજુએ નવો રસ્તો લીધો. શિયાળામાં વહેલી સવારે તે નદીને કાંઠે જઈ ગળા પર પાણી રેડીને ગાવાનું શરૂ કરતો. ઠંડીને અંગે ગળું ધ્રુજતું અને સંગીતમાં તાન આવતી. આ રીતે વજુ ગળાને કેળવી રહ્યો હતો, ત્યારે નદી કાંઠે રહેલાં લોકો કહેતાં: 'બાપડા વજુનું ચસકી ગયું લાગે છે. કડકડતી ઠંડીમાં નદીને કાંઠે બેસી રાગડા તાણે છે. ભગવાન એની બૈરી સામું જોઇને એને સાજો કરી દે તો સારું!'

ઉસ્તાદ રહ્યા ત્યાંસુધીમાં વજુએ શાસ્ત્રીય સંગીત પર સારો કાબુ મેળવી લીધો. પણ શાસ્ત્રીય સંગીતના શોખે તેને એક નુકશાન કર્યું. સાહેબોનાં કુટુંબીઓ પહેલાં તેનાં નાટકી ગીતો સાંભળવા ટોળે મળતાં. ઉસ્તાદને વચન આપ્યા મુજબ વજુએ નાટકી તરજો ગાવાનું બંધ કર્યું, એટલે તેનું એક મોટું આકર્ષણ તૂટી પડયું. તેનાં શાસ્ત્રીય સંગીતના તાન–પલટામાં લોકોને રસ ન હતો: લોકોને ગમતું ન ગાવાની વજુએ પ્રતિજ્ઞા લીધી હતી. ધીમે ધીમે તે ગાવા બેસતી વખતે પેલા ઉસ્તાદના જેવી મસ્તી અનુભવતો થયો હતો. લાયબ્રેરિયન વજુની પામરતાને સ્થાને સંગીતકાર વજુમાં શક્તિનું ભાન પ્રકટી રહ્યું હતું.

સાહેબ લોકોને નાખુશ ન કરવાની વજુની નીતિ હજી અટલ હતી. પિતાનો વારસો તેણે લાયબ્રેરી પૂરતો જાળવ્યો હતો. પણ ગુરુનો વારસો જાળવવા પણ તે હવે એટલો જ ઉત્સુક હતો. સંગીતના જ્ઞાનમાં તેને કોઇ ખજાનો મળી ગયો હોય તેવું લાગતું હતું. એ ખજાનો હલકાં ગાયનો ગાઇને વેડફી નાખવા તે તૈયાર ન હતો. પહેલાં નવરાશને વખતે તે સાહેબોને ઘેર

જઈ ટોળટપ્પાં લગાવતો અને ગાયનો ગાતો. એ તેણે બંધ કરી દીધું હતું. આથી તે સાહેબોની નજરમાં ન આવી શકતો એ ખરું, પણ બીજો ઉપાય શું હતો? સાહેબોને ખુશ કરવા બીજું બધું કરી શકાય. છેક ભોંય ચાટીને સલામો ભરવામાં પણ તેને વાંધો ન હતો: પણ વિદ્યાનો વ્યભિચાર? એ કેમ થઈ શકે? સંગીત તો આત્માના ઊંડાણની વાત હતી. એની મશ્કરી કેમ થવા દેવાય? મોટા સાહેબ છતા, સંગીત પૂરતા જે ગધેડા હતા તેમની સમક્ષ એ જ્ઞાન વ્યક્ત કરી સંગીતની હાંસી કેમ જ થવા દેવાય? આવી હતી વજુની વિચારસરણી! એક વજુમાં જાણે બે આત્માઓ આવીને વસ્યા હતા. એક હતો લાયબ્રેરિયન વજુ: સૌને નમતો ને ભજતો અપમાનો સહેતો અને છતાંય ખુશ થવાનો ડોળ કરતો. બીજો હતો સંગીતકાર વજુ પોતાની ધૂનમાં મસ્ત અને મગ્ન. સંગીતની પ્રતિષ્ઠાનું સ્થાપન કરવા તે ગમે તે કરવા ઉત્સુક હતો. ગમે તેની સાથે ઝઘડવા તત્પર હતો. કોઈપણ રાગનું સ્વરૂપ ખડું કરતાં તે મદભર અને મસ્ત જણાતો: સંગીતનું આધિપત્ય સ્વીકારતો કો સમર્થ અભ્યાસી જણાતો.

એક વખત કોઈ સાહેબની બદલી થતાં તેમના માનમાં મેળાવડો ગોઠવવામાં આવેલ. દરેક સાહેબને એવો કંઈક ખ્યાલ હતો કે, વજુ સારું ગાઈ જાણે છે. મેળાવડામાં તેને બોલાવ્યો હોય તો રંગ જામે સાહેબો બોલાવે અને વજુ ના કહી શકે કે? ભલેને એ સંગીતકાર થયો હોય: લાયબ્રેરિયન મટી નહોતો ગયો. અદાનો વારસો ઉસ્તાદનો વારસો મળતાં સદંતર વિસરાઈ નહોતો ગયો.

વજુને સંગીતનો શોખ થયા પછી તેણે પોતાના સાજંદાને પણ તૈયાર કર્યા હતા. લાયબ્રેરીનો લળી પડતો, કાલાવાલા કરતો સલામો ભરતો વજુ અને સંગીતની ધૂનમાં તબલચીને મૂંઝવતો, વાજીંત્રકારને ગોટવી દેતો, તાન-પલટાની રમતથી સંગીતના શોખીનોને મુગ્ધ કરી દેતો વજુ બે જુદી જ વ્યક્તિઓ હોય એમ લાગતું. પણ સાહેબના નિમંત્રણને તે નકારી શકે તેમ ન હતો. સાહેબોની મીજબાનીમાં ગાવાનું નિમંત્રણ મળે, એટલે મફત જ જવાનું હોય. હારમોનિયમ-તબલાં ઉઠાવી લાવવાની બે-ચાર આના મજૂરી પણ વજુને પદરની જ આપવાની હતી.

સાહેબો લહેરથી બીરાજ્યા હતા અને વજુએ સરસ્વતીની દુર્ગા રાગમાં પ્રાર્થના ઉપાડી.

'જય હો! જય, દેવી માનસી!
આરાધ્યે અમ હૃદય શાંતિ છે.
ધન કીર્તિ ત્યજીને ય વાંચ્છી છે.
જય હો! જય દેવી માનસી!'

આટલું ગાતાં તો વજુએ પચીસેક મિનિટ લીધી હશે. ઉસ્તાદના સંપર્કથી સંગીતની જે સાચી સમજ વજુ પામ્યો હતો તેને એ વ્યક્ત કરી રહ્યો હતો. વચમાં તેણે ગમકની તાન પણ મારી, તબલચીથી પણ 'વાહ!' બોલાઈ ગયું.

પણ સાહેબોને તો કોઈ પ્રાણી બાંબરડાં નાખતું હોય તેવું લાગ્યું. વજુની સંગીત-ખૂબીઓ તેમને સ્પર્શ્યા વિના વહી જતી હોય તેમ લાગતું હતું. કોઈએ વજુને પ્રોત્સાહન આપવા 'વાહ!' ન કહ્યું. એકાદ બે જણે બગાસાં ખાધાં: બે-પાંચ-જણે સંગીત સાંભળવાને બદલે અંદરઅંદર વાતો કરવાનું શરૂ કર્યું. થોડીવાર સંગીતની મસ્તીમાંથી જાગૃત થતાં વજુ પરિસ્થિતિ સમજ્યો અને તેણે દુર્ગાની સૂર-રેલ સમેટી લીધી.

વજુ ગાતો બંધ થયો કે તરત જ મેનેજર સાહેબે કહ્યું, 'વજુ તારા આ આ-આ-આ-ઈ-ઈ-ઈ માં કાંઈ મજા ન પડી. 'અય હકીમો' થવા દે.'

વજુ પર ધર્મસંકટ આવી પડ્યું. એક તરફ પિતાનો સાહેબોને નાખુશ ન કરવાનો હુકમ હતો; બીજી તરફ ઉસ્તાદનો નાટકી તરજથી દૂર રહેવાનો આદેશ હતો. એક તરફ ભાણામાં પાણો ફેંકવાની વાત હતી: બીજી તરફ પોતે જેને જીવનની પરમ પવિત્ર સાધના માની હતી તેનું ભયંકર અપમાન સહેવાનું હતું. વજુના અંતરમાં તુમુલ દ્વંદ્વ મચી રહ્યું.

'કાં, વજુ! થવા દે 'અય હકીમો'!' મેનેજર સાહેબે વજુને શાંત જોઈ ફરી વાર કહ્યું.

'સાહેબ, એ મને નથી આવડતું.' વજુએ દરરોજ લળતો તેથી ય વિશેષ લળીને સલામ ભરતા કહ્યું.

'ઢેઢનાં છોકરાને ય આવડે એ ગાયન તને નથી આવડતું?' સાહેબે સહેજ કરડાકીથી કહ્યું.

વજુ ચૂપ રહ્યો.

'તારે એ નથી જ ગાવું એમ કહે ને!' સાહેબે વળી કંઈવારે કહ્યું.

'જી! મારો એ વિષય નહીં, મને એવાં ગીત ન આવડે!' વજુએ બને તેટલી નરમાશ રાખીને કહ્યું.

'ઠીક તો હવે શીખી લેજે!' સાહેબે હુકમ કર્યો. બધાની હાજરીમાં તેમને વાત વાળી લેવાનું યોગ્ય લાગ્યું હશે.

વજુ શાંત રહ્યો.

વજુએ પોતાની ફરમાયશ મુજબ ન ગાયું તેનું મેનેજર સાહેબને દુ:ખ તો થયું જ. પરિણામે એ રહ્યા ત્યાંસુધી વજુને કંઈ પગારવધારો ન મળ્યો. પણ ઉસ્તાદને આપેલ વચન પાળ્યાનો વજુને સંતોષ હતો. સંગીતની મહત્તા અણિશુદ્ધ રાખ્યાનો આનંદ હતો.

# કુરાનની વાણી

ચૂનીલાલ પૂ. બારોટ ભા. વિ.

[આ અંકથી આ કુરાનની વાનગી રૂપ આ લેખમાળા અહીં જ અધૂરી છોડવામાં આવે છે. કોઈ અનુકૂળ પ્રસંગે લેખક તરફથી 'કુરાનની વાણી' આખી પુસ્તકાકારે પ્રકટ કરવાનો ઈરાદો છે. અદ્યાપિ જેટલો ભાગ પ્રકટ કરવામાં આવ્યો છે એમાં સુધારોવધારો કરવાનું જો કોઈ પણ સૂચન કરવા કોઈ તસ્દી લેશે તો લેખક સદા ઉપકૃત રહેશે. આટલા પરથી સ્પષ્ટ થયું જ હશે કે લેખકનો હેતુ આ પુસ્તક દ્વારા સારસંચયની દૃષ્ટિએ કુરાનની ખાસ ખાસ ચૂંટેલી આયતો રજૂ કરવાનો છે. ]

### અતિપ્રશ્નની કુટેવ

(૧૦૦) કહે, સારા અને બૂરા વચ્ચે (કાંઇ) બરોબરી નથી, અગરચે બૂરાની પુષ્કળતા તને રાજી કરે એવી હોય. માટે ઓ અક્લમંદ માનવીઓ ! કામયાબ થવું હોય તો અલ્લા પ્રત્યે (ની ફરજ વિષે) સાવધાન રહો. (૧૦૧) ઓ મોમિનો ! એવી ચીજો વિષે સવાલો ન પૂછશો કે જેના જવાબોથી-તમને તે આપવામાં આવે તો—તમે હેરાન થાઓ. છતાં જ્યારે કુરાન પ્રગટ થતું હોય ત્યારે પૂછશો તો એના જવાબો આપવામાં આવશે. અલ્લા એની માફી બક્ષે છે, કારણ અલ્લા ક્ષમા કરવાવાળો, અને ગફૂર છે. (૧૦૨) તમારી પૂર્વે એક ટોળાએ ખરેખર એવા સવાલો પૂછ્યા હતા અને પછી એને લીધે (જ) એઓ કાફર[૨૮] થઇ ગયા હતા.

### ભૂલભરેલી દલીલ

(૧૦૪) અને જ્યારે એમને એમ કહેવામાં આવે છે કે આવો, અલ્લાએ જે પ્રકટ કર્યું છે તેમાં અને રસૂલમાં માનતા થાઓ ત્યારે એઓ કહે છે, 'અમારા વડુઆઓને જે કરતા અને માનતા અમે જોયા છે એ અમારે માટે પૂરતું છે. કેવો જવાબ ! એમના વડુઆઓ કશું પણ જાણતા નહોતા અને સાચા રાહ પર નહોતા છતાં ![૨૯] (૧૦૫) અને મોમિનો તમે તમારા રુહની સંભાળ લો. જેઓ ખોટે રસ્તે જાય છે તેઓ તમને તમે જો સાચા રાહ પર હશો તો (કશું) નુકશાન નથી પહોંચાડવાના. અલ્લાની પાસે તમારે (બધાને) પાછા જવાનું છે. તમે શું કર્યું (એનો) હિસાબ એ તમને જણાવશે.

## [૬]

## બિસ્મિલ્લાહ્-ઇર્રહેમાન્ ઇર્રહીમ

### સરજનહારની સ્તુતિ કરો

(૧) સ્તુતિ માત્ર આસમાન અને જમીન તેમ જ અંધકાર અને પ્રકાશના સરજનહાર એવા અલ્લાને ઘટે છે, છતાં નાસ્તિકો ખુદાની જોડમાં હરીફો ઊભા કરે છે. (૨) એણે તમને માટીમાંથી પેદા કર્યા છે અને આવરદા આપ્યો છે. મુકરર કરેલી મુદતની વાત એના હાથમાં છે. [૧] છતાં તમે તકરાર [૨] કરો છો. (૩) આસમાન અને જમીનમાં પ્રભુ એ છે. તમારું ગુપ્તગુપ્ત (બધું) એ જાણે છે અને તમારી કમાણીની[૩] એને ખબર છે. (૪) છતાં એમના પરવરદિગારના પયગામોમાંથી એક એવો નથી કે જેની તરફ એઓ મોં ફેરવીને ન ઊભા રહેતા હોય ! (૫) સત્ય એમની પાસે ગયું ત્યારે ખરેખર એમણે એને પાછું ધકેલ્યું છે. એટલે એમણે કોનો ઇન્કાર કર્યો છે, કોની હાંસી ઉડાવી છે એની એમને ખબર પડશે: (૬) શું એઓ નથી વિચારતા કે તમારી જેમ જેની થાપના કરી હતી એવી કેટકેટલી પેઢીઓ અમે ઉખેડી કાઢી છે ? એઓની ઉપર અમે વાદળો પર વાદળો મોકલ્યાં છે અને ધોધમાર વરસાદ વરસાવ્યો છે, અને એમની નીચે નદીઓની નદીઓ વહેવડાવી છે, અને એમના અપરાધોને કારણે એમનો સર્વનાશ કર્યો છે, અને નવી પેઢી પેદા કરી છે.

### ચમત્કારોના માગનારાઓ વિષે

(૭) અને જો તારા[૪] પર એક કાગળ પર લખેલી કિતાબ ઉતારી હોત અને એમણે એનો સ્વહસ્તે સ્પર્શ કરી જોયો હોત તોપણ જેઓ કાફર છે એઓ (તો) એમ જ કહેત કે આમાં કાંઈ નથી. આ તો ચોખ્ખી નજરબંદી છે. (૮) એઓ કહે છે, 'એની આગળ કોઇ ફિરસ્તો કેમ નથી ઊતરી આવ્યો ?' અમે જો કોઇ ફિરસ્તાને ઉતારી મોકલ્યો[૫] હોત તો તો બેશક બધાનો ફેંસલો થઈ ગયો હોત, અને ઘડીનો (પણ) એઓ વિલંબ ન કરી શકત. (૯) અમે જો એને ફિરસ્તો બનાવત તો જરૂર માણસનો જ દેહ આપત. આથી એઓ જેવા બુદ્ધિભેદમાં સપડાયા છે, યકીનન એવા જ બુદ્ધિભેદમાં અમે એમને ફસા-

૨૮. એનો ઇન્કાર કરનારા થઇ ગયા.

૨૯. જરા ફુરસદથી તરજૂમો કરીએ તો ગડાબૂડ જહેલીયતમાં પડેલા હતા.

૧. કયામતની ૨. શંકા ૩. કરણીથી કરેલી કમાણી.

૪. મુહમ્મદ.

૫. કુરાનમાં આ શબ્દપ્રયોગનો અર્થ હંમેશાં સજા કરવાનો જ થાય છે. —મૌ. મહમદઅલી.

વતને ?[૬] (૧૦) (ફિકર નહિ) જરૂર, તારી પૂર્વના પયગંબરોને હસી કાઢવામાં આવ્યા હતા. લયકિન જેને એઓ હસી કાઢતા હતા એ જ કામયાબ થયા હતા અને હસનારાઓ જ હસાઈ ગયા હતા. (૧૧) કહે, 'પૃથ્વી (આખી) પર ફરી વળો અને જુઓ કે પેગામોને પાછા કાઢનારાઓનો શો ફેજ થયો છે?

## માલિકની મહત્તા

(૧૨) કહે, 'આસમાનોમાં અને જમીન પર જે કાંઇ છે તેની માલકી કોની છે?' કહે, 'અલ્લાની.' એણે રહેમત ફરમાવવાનું પોતાને માટે લાજમ ગણ્યું છે. એ તમને જરૂર ક્યામતને દહાડે એકઠા કરશે. એ વિષે જરા પણ શક નથી. જેઓ પોતાના રૂહને ખોઈ બેઠા છે તેઓ યકીન નથી લાવવાના. (૧૩) દિવસ અને રાતમાં રહેલા સર્વસ્વનો માલિક એ છે. એ સંભાળવાવાળો અને જાણવાવાળો છે. (૧૪) કહે, 'શું હું આસમાનોજમીનને પેદા કરનાર એવા અલ્લા સિવાય કોઈ અન્યને મારો વલી ગણું? અલ્લા (સૌને) રોજી આપવાવાળો છે, કોઇ એને આપવાવાળો નથી. કહે, 'અલ્લાનું શરણું સ્વીકારનારાઓમાં અવ્વલ થવાનું મને ફરમાન છે.' તારે હરગિઝ અનેકેશ્વરવાદી થવાનું નથી (૧૫) કહે, 'યકીનન મારા માલિકનું ફરમાન હું માથે ન ચડાવું તો મારા માથા ઉપર મને મહાદ્ દિના દહાડાની સજાનો ભય ઝઝુમતો જણાય છે. (૧૬) એ દિવસે જેના માથા પરથી એ દૂર કરવામાં આવશે એના પર અલ્લાની ખરેખર મહેરબાની થઈ હશે. આ દેખીતી વાત છે (૧૭) અલ્લા જો તને દુઃખ દેખાડે તો એના વિના તને એમાંથી ઉગારવાવાળો કોણ છે? તેમજ જો એ તારું ભલું કરે તો (બેશક) બધા પર કાબુ તો એનો જ છે ને? (૧૮) નિજના બંદાઓનો એ સર્વોપરિ છે. એ સમજવાવાળો ને જાણવાવાળો છે. (૧૯) કહે, સાક્ષી તરીકે સૌથી વજનદાર કઈ વસ્તુ છે?' કહે, 'તમારી ને મારી વચ્ચે સાહેદ અલ્લા છે. આ કુરાન મને પ્રકટ કરવામાં આવ્યું છે તે એટલા માટે કે હું એના વડે તમને અને જેને જેને એ પહોંચે એમને (સૌને) સાવધાન કરું.' 'અલ્લાની સાથે બીજા ઈશ્વરો છે એવી ખરેખર શું તું સાખ પૂરે છે?' કહે, 'હું એવી સાખ પૂરતો નથી.' કહે, 'અલ્લા તો ફક્ત એક (જ) છે, અને તમે જેને એની જોડે બેસાડો છો એ શું છે, કોણ છે, એનું મને સ્પષ્ટ જ્ઞાન છે. (૨૦) જેમને જેમને અમે કિતાબ આપી એઓ પોતાના દીકરાઓને ઓળખે એટલો એને ઓળખે છે. પોતાનો રૂહ ખોઈ બેઠા છે એઓ તો યકીન નથી જ કરવાના.

## પેગંબરોનું પીડન

(૩૨) આ દુનિયાની જિંદગી તો એક ખેલ, સિર્ફ નવરાનો

૬. ફિરસ્તાને પણ માનવીઓમાં ફરીને ઉપદેશ આપવાનો હોય તો માનવીનો દેહ જ ધારણ કરવો પડે. ને જો એમ થાય નો ચમત્કારો માગનારાની દલીલ તો ઊભી ને ઊભી જ રહે કે 'આ આપણા જેવો જ કાળા માથાનો માનવી છે.' એમ કહેવું છે.

જે મો [બુરાઈ થી] બચવા માગે છે એમને માટે આ ખેરતનું ઘર એ જ બહેતર જગા છે. ત્યારે શું તમે સમજતા નથી? (૩૩) ખરેખર અમે જાણીએ છીએ કે એ લોકોના બોલથી તને બેશક દુઃખ થાય છે. પણ એઓ ખચીત, તને જૂઠાબોલો તો નથી જ કહેતાને?[૭] પણ જેઓ જુલમના કરવાવાળા છે એઓ અલ્લાના પેગામનો ઇન્કાર કરે છે. (૩૪) તારી પૂર્વે થઈ ગયેલા પેગંબરોને ઈન્કારવામાં આવેલા (જ) છે. એમનો ઈન્કાર થવાથી એઓ ધીરજ નહોતા ખોઈ બેઠા, અમારી મદદ ન પહોંચી ત્યાં સુધી એમના પર દુઃખનો વરસાદ વરસ્યો. અલ્લાના હરફમાં [બ્રહ્માક્ષરમાં] ફેરફાર કરવાવાળો કોણ છે? કોઈ નહિ ક્યારનીય પેગંબરો વિષે કેટલીક ખબર તને મળી ચૂકી છે.

(૫૦) કહે, 'મારી પાસે ઇલાહી ખજાના છે કે હું અદૃશ્યને જાણવાવાળો છું, કે ફિરસ્તો છું એમ હું નથી કહેતો. મને પ્રકટ કરવામાં આવ્યું છે એ સિવાય હું અન્ય કશાને અનુસરતો નથી.' કહે, 'શું આંધળા અને દેખતા એકસરખા છે? શું તમે વિચાર નથી કરતા?'

## સર્જનહારની મહત્તા

(૯૬) ખચીત અલ્લા અનાજના કણને અને પથ્થરોને (પણ) મૂળ નાખતા કરવાવાળો છે, મડદામાથી જીવતાંને અને જીવતામાંથી મડદાને સર્જવાવાળો છે. એવા અલ્લાની તરફ તમે શી રીતે મોં ફેરવીને બેસી શકે છો? (૯૭) એના પ્રભાવથી પો ફાટે છે. આરામ માટે એણે રાત્રિ બનાવી છે અને હિસાબ માટે ચંદ્રસૂરજ બનાવ્યા છે. આ યોજના બળસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપની છે. (૯૮) પૃથ્વીના અને સમુદ્રના અંધકારમાં તમે ખરે રસ્તે ચાલી શકો એ માટે સિતારાઓનું સર્જન કરનાર (પણ) એ જ છે. જે લોકો જાણવાવાળા છે એમને માટે અમે પેગામો સ્પષ્ટ કરેલા છે. (૯૯) એક એકલ જીવમાથી તમારું (બધાનું) સર્જન કરનાર એ છે. તમારે માટે આરામગાહ અને સંગ્રહસ્થાન[૮] પણ એણે (બનાવેલું) છે. સમજદારો માટે અમે પેગામો સ્પષ્ટ કરેલા છે. (૧૦૦) વાદળમાંથી વરસાદ પાડનાર એ છે. એના વડે બધા (છોડને) અમે કણીઓ બેસાડીએ છીએ એમાંથી

૭. પેગંબરી પ્રાપ્ત કરી એની પૂર્વેના સમયથી મહમ્મદ સાહેબની ખ્યાતિ આરબોમાં 'અલ-અમીન' યાને પ્રમાણિક પુરુષ તરીકેની હતી.

૮. આને માટેના જે મૂળ અરબી શબ્દો છે એના જુદા જુદા લેખકો જુદા જુદા અર્થ આપે છે. તદનુસાર આરામગાહ એટલે આ જિંદગી લ્યો તો સંગ્રહસ્થાન એટલે કબર થાય અને આરામગાહ એટલે જન્નતરૂપી આખરી ધામ એવો અર્થ કરો તો સંગ્રહસ્થાન એટલે આ દુનિયાનું જીવન પણ થાય. આરામગાહ એટલે જન્નત અને સંગ્રહસ્થાન એટલે કબર એવો પણ અર્થ કરી શકાય, કારણ ઇસ્લામી માન્યતા મુજબ ક્યામતના દિવસ સુધી કબરમાં જ વાસ કરવાનો હોય છે.

લીલોતરી ઉપજાવીએ છીએ. અને એમાંથી વળી દાણાના ગંજ કરીએ છીએ, (એના વડે) ખજૂરનાં ઝાડમાંથી, એના પુંકેસરમાંથી (ખજૂરનાં) લૂમખે લૂમખાં, અને દ્રાક્ષના અને જેતૂનના તથા દાડમના એકસરખા અને વિધવિધ બગીચાઓ પ્રાપ્ત થાય છે. જ્યારે એમાં ફળ બેસે ને પાકે ત્યારે નજર કરો. યકીનન મોમિન લોકો માટે એમાં સંજ્ઞાઓ ભરેલી છે. (૧૦૧) એઓ જનને[૯] અલ્લાની-એના સર્જકની હારમાં ઊભો રાખે છે. અને જાહેલીની લીધે ખોટી રીતે અલ્લાને દીકરાઓ છે અને દીકરીઓ[૧૦] છે એવું એવું આરોપણ કરે છે. અલ્લાની તારીફ કરો. એ લોકો એનામાં જે ગુણોનું આરોપણ કરે છે, એના કરતાં એ ઘણો વધારે ઊંચો–આલા છે. (૧૦૨) આસમાનો અને જમીનના અદ્ભુત ઉત્પાદક એવા એને બીબી જ નથી તો પછી બેટો કેવો? વસ્તુ માત્ર એનું (સ્વતંત્ર) સર્જન છે, અને એ વસ્તુ માત્રને જાણવાવાળો છે. (૧૦૩) અલ્લા એક છે અને વસ્તુ માત્ર એના હાથમાં છે. (૧૦૪) દૃષ્ટિમાં એ સમાતો નથી; દૃષ્ટિ (માત્રને) એ (પોતામાં) સમાવે છે. એ (સર્વે) રહસ્યોને જાણવાવાળો જ્ઞાનપુરુષ છે (૧૦૫) તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી સ્પષ્ટ પુરાવા આવી ચૂક્યા છે એથી કરીને જે કોઈ જોશે એ એમનું પોતાનું કલ્યાણ કરશે, અને જે કોઇ અંધાપો આદરશે એ એમના પોતાના જોખમે એમ કરશે. હું (કાંઈ) રખવાળ નથી.

## મર્યાદા ન ચૂકશો

(૧૦૯) અલ્લા સિવાય અન્ય જે કોઈનું એઓ આહ્વાન્ કરે છે એને ગાળો ભાંડશો મા! તમે મર્યાદા ન સાચવો એથી રખેને એઓ જાહેલીમાં ને જાહેલીમાં અલ્લાને ગાળો ભાંડે.' 'દરેક લોકોને પોતપોતાનાં કર્મ રૂપાળાં લાગે એવું કરવામાં આવ્યું છે. છેવટે જ્યારે એઓ પોતાના પરવરદિગાર પાસે (પાછા) જશે ત્યારે એમને એમનાં કર્મ કહી બતાવવામાં આવશે. (૧૧૦) એઓ ભારેમાં ભારે સોગંદ ખાઈને કહે છે-કે અમારી આગળ નિશાની-સંજ્ઞા આવે તો અમે જરૂર માનીએ. કહે, 'નિશાનીઓ (તો) અલ્લા પાસે જ છે. જ્યારે એ આવશે ત્યારે એઓ નહિ માને એવું જ્ઞાન ધરાવવા માટે તમારી પાસે શું કારણ છે?

---

૯. અહી મૂળમાં જિન્ન શબ્દ છે. એ ઇબલિસ યાને શયતાન માટે વપરાયો છે એમ મૌ. મહમદઅલી કહે છે. આરબો એમ માનતા કે કામધંધામાં જશ મળવો કે અપજશ, લાભ થવો કે નુકસાન એ આ જન યાને જિન્નના હાથમાં છે.

૧૦. ઈશુને ખ્રિસ્તીઓ પ્રભુનો પુત્ર કહે છે એ પ્રસિદ્ધ છે. એનાથી અન્ય એવો કોઇ અલ્લા નથી. માટે એની બંદગી કરો.

## બાળહત્યા ઇત્યાદિ પાપ

(૧૪૧) જેઓ મૂર્ખપણે અને જાહેલીમાં બાળકોની હત્યા કરે છે એમનો ખરેખર કાંઈ આરો નથી. એઓ અલ્લાએ પોતાને જે આપ્યું છે એની મના કરે છે, અને અલ્લાને વિષે જુઠાણું ઊભું કરે છે. ખરેખર એઓ સાચા રાહને છોડી આડે રસ્તે ચડી ગયેલા છે.

(૧૫૨) કહે, 'આવો, તમારા પરવરદિગારે તમને જેની મના ફરમાવી છે તે બોલી જાઉં છું. અલ્લાની હારમાં કોઈને મૂકશો નહિ. તમારાં માબાપ તરફ માયાળુતાથી વર્તો. ગરીબાઇનેલીધે તમારાં બાળકોની હત્યા ન કરશો. અલ્લા એમનું અને તમારું પોષણ કરનારો બેઠો છે. બેહયાઇને છાંયડે (પણ) ઊભા રહેશો મા!—પછી તે ભલે જાહેર હોય કે છાની. બીજું અલ્લાએ મના કરી હોય એવા કોઈના જાન લેશો મા—સિવાય કે ઇન્સાફની જરૂરિયાતો પૂરી પાડવા માટે. તમને સમજ પડે એટલા માટે અલ્લાએ આ ફરમાવ્યું છે (૧૫૩) જે અનાથ યા યતીમ હોય એ પુખ્ત ઉમ્મરે ન પહોંચે ત્યાંસુધી એની મિલકતની નજીક સારામાં સારી સિવાય કોઇ અન્ય દૃષ્ટિએ જશો નહિ. ઇન્સાફ રાખજો. ને માપ કે વજન કરતાં (કોઈને) ઓછું આપશો નહિ. ગજાઉપરાંત એવું કોઈ પણ કામ અલ્લા કોઈને આપતો નથી. સગાંસબંધીની વાત હોય તો પણ બોલો ત્યારે ઇન્સાફ હોય તે જ બોલજો. અને અલ્લા જોડેના કરારનું પાલન કરજો. તમે કાળજી રાખો એટલા માટે અલ્લાએ આ ફરમાવેલું છે.

## કર્મનો બદલો

(૧૬૧) જે કોઈ એક સત્કાર્ય કરીને આવશે એને દસનો લાભ અપાશે. ને જે એક કુકર્મ કરીને આવશે એને ફક્ત એનો જ લાભ મળશે. કોઈની જોડે ગેરઇન્સાફથી વર્તવામાં નહિ આવે (૧૬૨) કહે, 'ખચીત મને તો મારા પરવરદિગારે સાચો રાહ, એક સૌથી સાચો મઝહબ અને નેકદિલ ઈબ્રાહીમનો પંથ બતાવ્યો છે ઇબ્રાહીમ બહુદેવવાદીઓમાંનો નહોતો. (૧૬૩) કહે,' બેશક મારી નમાઝબંદગી, મારી કુરબાની અને મારાં જન્મમરણ (બધું) આલમ માત્રના માલિક એવા અલ્લા માટે છે. (૧૬૪) એનો કોઈ કે સાથી સોબતી નથી. મને આ ફરમાવવામાં આવ્યું છે. અને હું મુસ્લિમોમાં (શરણાગતોમાં) આદ્ય–અવ્વલ છું. (૧૬૫) કહે, 'શું હું અન્ય એવા કોઈ પરવરદિગારની ખોજમાં રહીશ? અન્ય એવા સર્વનો (તો) એ પરવરદિગાર છે. જીવ માત્ર જે કંઈ ખોટું કરે છે તે એના પોતાને જોખમે કરે છે. ત્યાં (અલ્લાની આગળ) તો કોઇનો બોજો અન્ય કોઈ ઊંચકી શકવાનું જ નથી. તમારા માલિક પાસે તમારે પાછા જવાનુ છે. એટલે એ તમને કહેશે કે તમે કયાં જુદા પડયા.

# બહેરાં-મૂંગાં અને તેમનું શિક્ષણ

બંસીધર ગાંધી

પ્રત્યેક બાળક જન્મથી જ ભાષાના સંસ્કાર ઝીલે છે. આ સંસ્કારથી તે ધીમે ધીમે ભાષા સમજતાં શીખે છે. બે વર્ષની ઉંમરમા તો સામાન્ય બાળક ભાષાની સારી જેવી સમજણ મેળવી લે છે. જેમ જેમ ભાષાની સમજણ વધતી જાય તેમ તેમ બાળક ભાષા બોલવાનો પ્રયત્ન કરે છે. વળી એ ઉંમરે બાળકને અવાજ સાભળવામા અને સાંભળેલા અવાજની નકલ કરવામાં અદ્‌ભુત રસ પડે છે. ભાષાની સમજણ અને બોલવાની સ્વાભાવિક પ્રબળ પ્રેરણા—આ બેને પ્રતાપે બાળક બોલતાં શીખે છે. આ સમયમા મેળવેલી ભાષા તે માતૃભાષા.

શબ્દો દ્વારા વિચાર કરવાની કળા ફક્ત મનુષ્યે જ કેળવી છે. સાંભળતું બાળક ભાષા સાંભળી સાંભળીને આ કળાનો વારસો પ્રાપ્ત કરે છે. એકાદ બાળકની ભાંગી તૂટી બોલીના શબ્દ તે ફક્ત ઉચ્ચારણ જ—જડ શબ્દ નથી. એ શબ્દો તેના અર્થ વડે દર્શાવાની વસ્તુઓ, ક્રિયાઓ, લાગણીઓ એ સર્વનું સાચું પ્રતિનિધિત્વ ધરાવે છે. તેના અર્થનું બાળકને સંપૂર્ણ ભાન છે. બાળક એ ભાષા દ્વારા પોતાની જાતને વ્યક્ત કરે છે. એવી ભાષાને આપણે જીવતી ભાષા કહીએ.

જેણે જન્મથી કશું સાંભળ્યું જ નથી તેનું શું ? તેણે સાંભળ્યું નથી માટે તેણે માતૃભાષા મેળવી નથી. સામાન્ય બાળકની જેમ સાંભળીને—સાંભળેલા અવાજની નકલ કરીને તે બોલતાં શીખેલ નથી આવું બાળક તે બહેરુ-[illegible]ું. આ બાળકની જીભમાં, સ્વરતંતુ [illegible]ન્ડમાં કે તેના વાણી-યંત્ર speach mechanism માં કોઈ ખામી નથી ફક્ત ન સાભળવાથી જ તે બાળક કઈ બોલતું નથી. વસ્તુત તો તે બહેરુ જ છે.

કેટલાક બાળકો બહેરાં જન્મે છે. કેટલાંક જન્મ પછી તેમની ભાષા ફૂટે તે પહેલાં જ રોગના ભોગ બની બહેરાં થાય છે. વળી બોલતાં શીખેલા સાત આઠ વર્ષના બાળક પણ કોઈ રોગથી અકસ્માત બહેરાં થાય ત્યારે તે પણ ધીમે ધીમે શીખેલી ભાષા તેમજ બોલવાનું ભૂલતા જાય છે. બહેરાં થવાનાં કારણોમા મુખ્યત્વે સગોત્ર લગ્ન, ઓરી, ભારે તાવ, મેનીન્જાઈટીસ અને વહેતાં કાન હોય છે.

આ બધાં બહેરાં બાળકો કે જે મૂંગા જ છે તેમના શિક્ષણનો પ્રશ્ન આપણે વિચારવાનો છે.

શબ્દો દ્વારા વિચાર કરવાની કળા સૈકાઓથી મનુષ્યજાતિએ વિકસાવેલી છે. આ કળાનો અમુલ્ય વારસો બહેરાં બાળકને પણ જન્મથી જ મળેલો છે. પણ તે વારસાને ઉપયોગમાં લેવાનું સાધન તેની પાસે નથી બહેરાંના વિચારો દૃગમૂર્તિ visual immages ના જ હોય છે. મનુષ્યજાત તેની આદિ અવસ્થામાં—સ્વર વ્યંજનનાં ઉચ્ચારણ કેળવ્યા તે પહેલાં આ દૃગમૂર્તિથી જ વિચાર કરતી. અત્યારે પણ મનુષ્ય પોતાનાં સ્વપ્નમાં દૃગમૂર્તિઓની ભાષાથી—વિચારથી જ પોતાની અપૂર્ણ ઈચ્છાઓ સંતોષે છે સ્વપ્નની ભાષા જેવી અપૂર્ણ છે તેવી જ દૃગમૂર્તિઓની આ બહેરા—મૂંગાની ભાષા પણ અપૂર્ણ છે. આને પરિણામે બહેરાંનો માનસિક વિકાસ સાંભળતાં કરતાં ઘણો પાછો પડે છે.

જો કે બુદ્ધિશક્તિ તો બંનેની સરખી જ હોય છે. નાનાં બાળકો સાંભળીને જ સામાજિક બનતાં શીખે છે. સગાં વહાલાંને ત્યાં, આડોશીપાડોશીને ત્યાં તેમ જ સમાજમાં કેમ વર્તાય, શું સારું ગણાય શું નરસું ગણાય છે એ સર્વ બાળક સાંભળી સાંભળીને જ શીખે છે બહેરાં બાળકને આ બધામાં ખૂબ મુશ્કેલી નડે છે એને લોકો ગાંડુ ગણે છે. સમાન વયના બાળક સાથે તે હળીમળી શકતુ નથી. તેની પોતાની સાચી મુશ્કેલી કોઈ જાણતુ નથી. ખુદ આવા બાળકનાં માબાપને પણ ઘણી વખત પોતાના બાળકની શરમ આવે છે, તેને દૂર ને દૂર રાખવા પ્રયત્ન કરે છે. મોટી ઉંમરે આ બાળક પોતાની લાગણીઓ ઉપરનો કાબૂ ગુમાવી બેસે છે અને ગુન્હાહિત કાર્યમાં અગર તો ભીખમાં પોતાનો સમય વ્યતીત કરે છે. તેનો બોજો સમાજને જ ઉઠાવવાનો રહે છે.

બહેરાંની જિંદગી આંધળાં કરતાં વિશેષ દયાજનક હોય છે. માનસિક વિકાસમાં ભાષા અગત્યનું સ્થાન ભોગવે છે એ આપણે જોયું. અધને જે જ્ઞાન સહેજે મળે તેવું જ્ઞાન બહેરાંને મેળવતાં કેટલો સમય થાય છે અને કેટલી મહેનત પડે છે તે અનુભવી જ સમજી શકે. આમ હોવા છતા બહેરો માણુસ રોટીના પ્રશ્ન પરત્વે આંધળા કરતાં વિશેષ સુખી છે. કોઈ પણ ધધો કે કારીગરી તે સારી રીતે કરી શકે છે. તેને જોઈએ ફક્ત નિશાળ—જ્યાંથી તે ખપજોગી ભાષા અને કોઈક ધધો—કારીગરી શીખી શકે. જો આટલી જૂજ સગવડ બહેરાંને આપવામાં આવે તો તે

સમાજને કદીયે ભારરૂપ થઈ પડતો નથી. તે 'સમાજનું એક ઉપયોગી અંગ બનીને રહે છે. એટલા બહેરાંના શિક્ષણનું ખર્ચ એ એક ઉપયોગી મૂડી–રોકાણ જ ગણાય, હિંદુસ્તાનમાં તેમજ પરદેશમાં કેટલાંયે બહેરાં–મૂંગા સ્વતંત્ર કમાણી કરી રહ્યાં છે. અત્યારના વ્યાપક યુદ્ધમાં કેટલાંયે કામ એવાં છે કે જેને માટે સાંભળતાં માણસ કરતાં બહેરાં જ વધારે યોગ્ય હોય. યુરોપ તેમજ અમેરિકામાં ઘણાં બહેરાં યુદ્ધમાં ઉપયોગી ફાળો આપી રહ્યાં છે.

હિંદુસ્તાનમાં બહેરાં–મૂંગાની સંખ્યા આશરે બે લાખ ત્રીસ હજારની ગણાય. બહેરાં–મૂંગાની શાળા ફક્ત સત્તાવીસ છે અને ભણનારની સંખ્યા ભાગ્યે જ નવસોની થાય. આટલાં બધાં બહેરાં-મૂંગાને નિભાવવાનું વાર્ષિક ખર્ચ સામાન્ય સમયમાં બે કરોડ ચાલિસ લાખ રૂપિયાનું થાય. અને આવા યુદ્ધ સમયમાં કેટલું આવે તેની કલ્પના જ કરવી બસ થઈ પડે. આટલો બોજો ઉઠાવવો અને બહેરાંને પશુ જેવા રહેવાં દેવાં કે તેમને ભણાવી સમાજનું ઉપયોગી અંગ બનાવવા તે આપણે જ નક્કી કરવાનું રહે છે. જૂના જમાનામાં સ્પાર્ટા અને અન્ય દેશોમાં આ પ્રશ્નનો તોડ બિનખરચાળ રીતે લાવવામાં આવતો. બહેરાંને જીવવાનો હક્ક નહોતો. તેમને મારી નાખવામાં આવતા.

ઘણાં માબાપને પોતાનું બાળક બહેરું છે તે ખબર બહુ મોડી પડે છે. જ્યારે બાળક બોલતું નથી એમ તેમને લાગે છે ત્યારે પણ તે બહેરું છે તેમ નહિ સમજતાં બોલતું કેમ નથી તેની ચિંતામાં પડે છે. પછી તે વૈદ્ય અગર ડાકટરની સલાહ લે છે. અહીંના ડાકટરો બહેરા બાળકને બહેરું છે તેથી વિશેષ કહી શકતા નથી. બહેરું બાળક કેટલું બહેરું છે તે નક્કી કરવાનું સાધન Audiometer છે. એ સાધન તેમજ તેનો ઉપયોગ કે એવું કશું આપણા ડાકટરો સામાન્ય રીતે જાણતા નથી. સાધનના અભાવે ડાકટરી સલાહ નકામી પડે છે. પછીથી મા–બાપો, છાપાંની જાહેરખબર તરફ વળે છે. અને જાહેરખબર પ્રમાણેની બધી દવાઓ અજમાવે છે. પછીથી દોરા-ધાગા, ભૂવા તેમજ એવા પ્રયોગો ચાલે છે. ત્રણ વર્ષ ઉપર લગભગ અમદાવાદની શાળામાં ભણતાં વીસેક છોકરાંને તેમના વાલીઓએ જામનગરના નીલસ્માતી પાણીનો પ્રયોગ કરાવેલો. જો કે છેવટે તો તે બધાંને શાળાનો જ આશ્રય લેવો પડેલો. આમ જ્યારે બધી રીતે નાસીપાસ થાય છે ત્યારે જ માબાપ શાળાનું શરણું શોધે છે.

સાંભળતાં છોકરાંને ભણાવવા માબાપ જેટલી કાળજી રાખે છે અને તેને માટે જે ખર્ચ કરે છે તેના કરતાં બહેરાં બાળક માટે કાળજી કે ભણતરનું ખર્ચ ઉઠાવવા માબાપ તૈયાર નથી રહેતા. હા, કોઈ જાણીતો ડૉકટર આવે તો તેના consultationના રૂ. ૫૦ થી ૫૦૦ સુધી ખર્ચે પણ ભણતર માટે નહિ. આમ છતાં બહેરાં મૂંગા બાળકને ભણવા શિવાય કોઈ આરો નથી.

બહેરાં–મૂંગાના શિક્ષણનું કામ પણ કપરું છે, સાંભળતાં છોકરાં ભણવા આવે ત્યારે તે ભાષા જાણતા હોય છે. તેમના શિક્ષકનો તેમની સાથેનો વહેવાર એ ભાષા દ્વારા થઈ શકે છે. પણ બહેરાં બાળક માટે તેમ નથી. શિક્ષકને અને બાળકને એક-બીજાને સમજતાં કેટલોક સમય જાય છે. બીજું બહેરાંનું શિક્ષણ વ્યક્તિગતનું હોય છે એટલે એક શિક્ષક દસથી વધારે વિદ્યાર્થીને ભણાવી શકે નહિ. એટલે શિક્ષણ બહુ ખરચાળ થાય છે.

શિક્ષણના વિષયોમાં મુખ્ય તો વાણીવાચન, વાચન, વાણી, લેખન અને સામાન્ય ઘરગથ્થુ ભાષા તેમ જ કોઈક ધંધો જેવા કે દરજીકામ, સુથારીકામ, વણવાનું કામ, કોમ્પોઝીંગ ઈ.

બોલનાર માણસના મોઢા સામું જોઈ તેના હોઠ, દાંત, જીભ અને મોઢાના ભાવોના ફેરફાર ઉપરથી બોલાતી વાણીનો અર્થ પકડી લેવાની કળાને વાણી વાંચન કહે છે. બહેરાં આ શક્તિને ઘણી વિકસાવી શકે છે, મોટી ઉંમરે બહેરો થયેલો માણસ આ શક્તિ એટલી બધી વિકસાવી શકે છે કે તેની સાથે વાત કરનારને ખબર પણ ન પડે કે એ માણસ બહેરો છે. મોટી ઉંમરે બહેરા થયેલાં માટે વાણીવાચનની શાળાઓ હોય છે જ્યાં તેમને આ વિષય કેમ વિકસાવવો તે શીખવવામાં આવે છે. આવી શાળા હિંદુસ્તાનમાં નથી. જો કે બહેરાં તેમજ સાંભળનારા દરેકમાં આ શક્તિ ઓછેવત્તે અંશે હોય છે જ. બોલનારના મોઢા સામું જોઈએ તો આપણે તેની ભાષા વધારે સારી રીતે સમજી શકીએ છીએ. કારખાનાના ઘોંઘાટમાં વાણીવાચનથી જ ભાષા સમજી શકાય છે. આવે સ્થળે બહેરો કારીગર સાંભળતાનાં કરતાં વિશેષ ઝડપથી ઉપરીના હુકમો સમજી શકે છે. વાણીવાચનને અંગ્રેજીમાં Lip-

reading અગર Speech-reading કહે છે.

બહેરાં બાળકની શાળામાં જ્યારે કોઇ મુલાકાતી આવે છે ત્યારે બાળકોને બોલતાં જોઇ એમ માની લે છે કે એ છોકરા પહેલાં બોલતાં જ હશે જ્યારે તે એમ જાણે છે કે શાળામાં દાખલ થતી વખતે બધા છોકરા મૂંગા જ હોય છે અને અહીં બોલતાં શીખે છે ત્યારે તેમને બહુ નવાઈ લાગે છે. મૂંગા તે કંઈ બોલતાં શીખે ? મૂકં કરોતિ વાચાલં એ તો પોથીમાંના રીંગણા જ. આવું માનનાર દરેકને મારી ભલામણ છે કે તેમણે બહેરાં-મૂંગાની કોઈ શાળા જોવી. આપણી વાણી ફેફસામાંથી નીકળતાં ઉચ્છ્વાસ, સ્વરતંતુ (Vocal chords) જીભનાં સ્નાયુઓનાં હલનચલન તેમ જ જડબાંની ગતિ એ બધાનાં સુમેળમાંથી ઉદ્‌ભવે છે. સ્વર વ્યંજન અને Rhythm લય, એ વાણીના અંગ છે. વાણીનો અર્થ તે તેનો આત્મા છે. પ્રત્યેક સ્વર વ્યંજનમાં જીભ, દાંત, જડબું તેમ જ સ્વરતંતુની ચોક્કસ સ્થિતિ તેમ જ ક્રિયા રહેલાં છે. તે સર્વનું જ્ઞાન બહેરાં મૂંગાને આપી તેમ જ તેની પાસે આંખથી જોઇને તેની નકલ કરાવી તેને બોલતાં શીખવવાનું હોય છે. અવાજનું ભાન બહેરાંને તેની સ્પર્શેન્દ્રિયથી કરાવવામાં આવે છે. બહેરાંને વાણી-બોલતાં શીખવવાનું કામ અઘરું છે. છતાં તે પ્રયત્ન સાધ્ય છે.

આ ઉપરાંત 'શું બોલવું' તે પણ પ્રશ્ન રહે છે. ભાષાજ્ઞાન વગર બોલતાં શીખવાની કિંમત કશી નથી. એટલે ભાષાજ્ઞાન, વાંચન અને લેખન પણ સાથે જોઇએ જ.

બહેરાં-મૂંગાનું શિક્ષણ આગળ વધારવા રાજ્ય તેમ જ સમાજ શું શું કરી શકે તે જોઇએ.

૧. પ્રત્યેક પ્રાંતમાં ત્યાંની પ્રચલિત ભાષા મુજબની એકેક શાળા તે પ્રાંતમાં ઉઘાડવી જોઇએ.

૨. બહેરાં-મૂંગાનું શિક્ષણ ફરજિયાત કરવું—જોઇએ.

૩. છોકરાંના Maintenanceનું ખર્ચ તેનાં માબાપ અગર સામાજિક સંસ્થાના ફંડો દ્વારા નભે અને શિક્ષણનું ખર્ચ રાજ્ય ઉપાડે.

૪. યુનિવર્સિટીમાં B. T. ના અભ્યાસક્રમમાં (Optional) વિકલ્પ વિષય તરીકે આ શિક્ષણનો વિષય દાખલ કરવો.

૫. બહેરાં-મૂંગા છોકરાંના મોટા ભાગમાં સહેજસાજ, સાંભળવાની શક્તિ હોય છે. આ શક્તિનું માપ કાઢવા તેમ જ વીજળીના Amplifierથી તેમનાં શિક્ષણમાં અગત્યનો સુધારો થાય તે માટે એકાદ Research Institute જેવું જોઇએ.

૬. પ્રચાર તેમજ Aftercare શિક્ષિત બહેરાં-મૂંગાઓને કઈ કઈ રીતે ઉપયોગી થઈ શકાય, તેવી જાતની કોઈક સંસ્થા જોઇએ. હિંદુસ્તાનમાં આવી સંસ્થા થોડાં વર્ષથી સ્થપાઈ છે. તેનું નામ Convention of teachers of the deaf છે. પણ નાણાંના અભાવે આ સંસ્થા બહુ પ્રગતિ કરી શકી નથી.

ઓછામાં ઓછું આટલું થાય તો બહેરાં-મૂંગાનો પ્રશ્ન સરળ બને. પરદેશોમાં આ દિશામાં ઘણું થઈ રહ્યું છે. અહીં એ બાબતમાં ઘણું થઈ શકે એમ છે.

●

ઘણી વખત ટાઈફોઇડ તાવ આવવાથી બાળકોની તેમ જ મોટી ઉમરના માણસોની નસો-સ્નાયુઓ ખેંચાઈ જાય છે. પરિણામે હાથ, પગ, ગરદન ટૂંકા થઈ જાય છે અને જિંદગી ભરની ખોડ તેઓને ભોગવવી પડે છે.

આ પ્રકારના દર્દીને શાસ્ત્રીય તેલ માલિશ કરવાથી નસો, સ્નાયુઓમાં કુમાશ આવે છે. શરીરમાં ચેતન પ્રગટે છે. શાસ્ત્રીય તેલ માલિશથી જુદા જુદા રોગો ઉપર ચમત્કારિક અસર પહોંચે છે. આ ઉપરાંત અશક્ત અને નબળી શારીરિક સંપ્રકૃતિવાળા લોકો માલિશની સારવાર લે છે તો તેમનામાં નવું લોહી અને ચરબી તત્ત્વનું પ્રમાણ નૈસર્ગિક રીતે વધે છે. સાથે સાથે ખોરાકમાં સંતરા, મોસંબી, અનનસ, દાડમ જેવા રસવાળાં ફળો લેવાં જેથી શરીરમાંથી વિજાતીય દ્રવ્યો ભાગી જાય છે, અને શરીર નીરોગી-તન્દુરસ્ત બની રહે છે. ભૂપતરાય મો. દવે

# જીવન સૌરભ

## શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

ગાંધીજી પંચગનીમાં હતા ત્યારે એક ભાઈ તેમને મળવા ગયા હતા. તે વખતે ગાંધીજીના ટેબલ પરની એક વિચિત્ર વસ્તુએ તેનું ધ્યાન ખેંચ્યું.'આ કાચનું રમકડું ત્રણ વાંદરાઓનું હતું. ત્રણે વાંદરાઓ એક બીજાની તદ્દન નજીક બેઠા હતા. પહેલાએ બંને હાથ વતી પોતાનું મોઢું બંધ કર્યું હતું. બીજાએ હાથ વતી આંખો બંધ કરી હતી અને ત્રીજાએ હાથો વતી કાન બંધ કર્યા હતા. શ્રી. ચાવડાએ આ રમકડાનો અર્થ અથવા ઉપયોગ ગાંધીજીને પૂછતાં ગાંધીજી કોઈ ગંભીર પ્રશ્નનો જવાબ આપતા હોય તેમ બોલ્યા 'હા. તે મારા ગુરુ છે.'

ગાંધીજીએ એ ભાઈના ચહેરા પર ઉત્સુકતા જોતાં તરત જ કહ્યું 'આ રમકડું લાવનાર કોઈ ચીનો કે જાપાનીસ હતો, તે તો આજે મને યાદ આવતું નથી. પરંતુ મને યાદ છે ત્યાં સુધી ઘણે ભાગે કોઈ ચીનાએ તે સેવાગ્રામમાં મહાદેવને ભેટ આપ્યું હતું અને મહાદેવે તે મને આપ્યું. ચીનની પ્રાચીન સંસ્કૃતિમાં હજુએ ઘણી સારી તથા અગત્યની વસ્તુઓ જીવંત છે અને તેનું આ એક પ્રતીક છે. આ સાદું રમકડું અતિ મહત્વનો સંદેશો આપણને આપે છે. આપણા દૈનિક જીવનમાં તે અતિ ઉપયોગી છે.

પહેલા વાંદરાએ પોતાના હાથવતી પોતાનું મોઢું બંધ કર્યું છે. તે આપણને એમ કહે છે કે આપણે કોઈનું ખરાબ બોલવું ન જોઈએ અને કદી અસત્ય બોલવું ન જોઈએ.

વચલા વાંદરાએ હાથો વડે પોતાની આંખો બંધ કરી છે તે આપણને એવો સંદેશ આપે છે કે 'આપણી આંખો વડે આપણે કોઈ ખરાબ વસ્તુ જોવી નહિ.' અહીં ગાંધીજી જરા અટકયા અને પછી ધીમેથી કહ્યું 'હું જ્યારે ફરવા જાઉં છું ત્યારે મારા હાથ બીજા કોઈના ખભા પર હોય છે. હું તે માણસને કહું છું કે મારી આંખો બંધ છે. તમે મારું ધ્યાન રાખજો. અને મને અખૂટ બળ તથા શાંતિ પ્રાપ્ત થાય છે.'

'અને આ ત્રીજો વાંદરો આપણને શીખવે છે કે આપણે કોઈની ખરાબ વાત સાંભળવી ન જોઈએ. આ કેવો મહાન સંદેશ છે! કાનના દુરુપયોગથી મનને પારાવાર અશાંતિ તથા હૃદયને અક્ષમ્ય અશુદ્ધિ પ્રાપ્ત થાય છે. અને આપણે બધા આ જાણીએ છીએ.'

'આ રમકડાને હું કળાનો નમૂનો ગણું છું. માત્ર તેનું બાહ્ય સ્વરુપ સપ્રમાણ અને સુંદર છે, એટલું જ નહિ પણ તે જે સંદેશો આપે છે તે મનુષ્ય જાતિને હિતકર છે. જે કળા મનુષ્ય જાતિની કંઈ ભલીવાર કરી શકે નહિ અને તેને ઉચ્ચસ્થિતિએ લઈ ન જાય તે કળાના નામને લાયક નથી. આ વાંદરાઓને હું જાણી બુઝીને મારા ગુરુઓ કહું છું અને હું જ્યાં જાઉં છું ત્યાં મારી સાથે લઈ જાઉં છું. તેઓ પ્રતિપળે મને તેનો આદેશ આપતા હોય છે.'



મુસ્લીમ મતનું પહેલું અંગ્રેજી વર્તમાનપત્ર 'કૉમરેડ' મૌલાના મહમદઅલીએ કેવી રીતે સ્થાપ્યું તેની આ વાત છે. કલકત્તાના આગલા નગરપતિ તથા મુસ્લીમ લીગના આગેવાન એ. આર. સીદીકીના શબ્દોમાં આ પ્રસંગ વર્ણવીએ.

'૧૯૧૧ના નવા વર્ષના દિવસે મહમદઅલી તથા હું હાવરાના પ્લેટફોર્મ પર ઊતર્યા ત્યારે ઝાકળ વરસી રહી હતી. મુસ્લીમ કેળવણી પરિષદની પહેલી વાર્ષિક બેઠકમાં હાજરી આપ્યા બાદ અમે નાગપુરથી ખાસ ટ્રેનમાં અલ્લાહાબાદ ગયા હતા. નામદાર આગાખાન અમારા નેતા હતા.

તે સમયે ટેકસી 'હવા ગાડી' તરીકે ઓળખાતી હતી. તે તો અમને મળી નહિ. એટલું જ નહિ પણ અમને એ ઘોડાની ભાડૂતી ફેટનગાડી પણ મળી નહિ. વળી તે અમને કામમાં પણ ન આવત; કેમકે મહમદઅલી હજુ મૌલાના થયા નહોતા. સૂટ અને બૂટમાં સજ્જ થયેલ મહમદઅલી થોડાઘણા સામાન સાથે તો મુસાફરી જ કરતા નહોતા. કલકત્તામાં હજુ પણ મળી આવતો બે ઘોડાનો સીગરામ અમને મળ્યો. તેના છાપરા પર સામાનનો ગંજ ખડકીને તથા અંદર બે જણા બેસીને, ધીમે ધીમે અમે ૧૦૯ રિપન સ્ટ્રીટમાં પહોંચ્યા. ત્યાં જ અમારું કારખાનું તથા મહમદઅલીનું તથા કૉમરેડનું કલકત્તા નિવાસસ્થાન થવાનું હતું.

હિંદની રાજકીય ચળવળમાં મુસ્લીમ પક્ષને યોગ્ય સ્થાન મળતું ન હોવાનું જણાતાં મહમદઅલીએ પત્રકારત્વનો જોખમકારક ધંધો સ્વીકારવાનું તથા પોતાનું સર્વસ્વ હોમી દઈ માત્ર ફરજ બજાવ્યાના આનંદ સિવાય કશાની પણ આશા ન રાખવાનું નક્કી કર્યું. તે સમયે તે ગાયકવાડના નવસારી પ્રદેશના નાયબ સૂબા હતા. મહારાજાની પરવાનગીથી તે જગ્યાનું તેણે રાજીનામું આપ્યું. પટણાના ગુલામ મૌલાએ નવા સાપ્તાહિકના મેનેજર થવાનું સ્વીકાર્યું હતું. આજે તો તે આ જગતમાં નથી. તે અલીગઢના વિદ્યાર્થી હતા. તેણે જ અમારા માટે ઘર મેળવી આપ્યું હતું તથા થોડી ખુરસીઓ, ટેબલ, તથા રસોડા માટે વાસણ ખરીદ કર્યાં હતાં.

ઘર આગળની સાંકડી જગ્યામાં અમારી ગાડી આવીને ઊભી રહી ત્યાં તો ગુલામ મૌલા આંખો ચોળતા ચોળતા સીડીએથી ઊતર્યા. અમારા આવવાના ખબર તેને તારથી શા માટે આપવામાં આવ્યા નહોતા તે માટે તે સબળો સમય ફરિયાદ કરવા લાગ્યા. મહમદઅલીએ ચા તથા કંઈક નાસ્તો માગ્યા. બિચારા ગુલામ મૌલા તો મૂંઝાઈ ગયા અને પરિસ્થિતિને કેમ પહોંચી વળવું તેની તેને સમજ પડી નહિ. નાસ્તો મંગાવતા હોય તેમ તે ઊઠયા, થોડેક જઈને અટક્યા અને મારી પાસેથી પાંચ રૂપિયા ઉછીના માગ્યા. મારી પાસે તો થોડા આના જ હતા. ગુલામ મૌલા મારા કરતાં વધારે પૈસાદાર નહોતા. તો પછી અમારાં ખાવાનું શું? હું મહમદઅલી પાસે ગયો અને મને પાંચ રૂપિયા ઉછીના આપવા કહ્યું. તેના તથા અમારા બધાનાં ખિસ્સાં ખાલી કરતાં અઢી રૂપિયાથી વધારે રકમ નીકળી નહિ. પાસેની દુકાનમાંથી ચા, રોટી, માખણ તથા ઈંડા લાવવા માટે-આ રકમ પૂરતી હતી. અમે પેટભરીને નાસ્તો કર્યો અને પછી આવતી કાલનો વિચાર કરવા લાગ્યા.

❧

**સ્વ.** આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોયના જીવનની આ વાત છે.

સ્વ. આચાર્ય ગાંધીજીને મળવા ૧૯૨૮માં વર્ધા ગયા હતા. ગાંધીજીને જોતાં જ તે બૂમ પાડી ઊઠયા 'તમે દૂધ લેવાનું છોડી દીધું કેમ?' અને પછી પ્રજીવનકોની જરૂરિયાત સંબંધી કંઈ વાત કરી. ગાંધીજીએ તેમની ભૂલ સુધારતાં જવાબ આપ્યો. 'મેં દૂધનો સદંતર ત્યાગ કર્યો નથી, માત્ર થોડા સમય માટે છોડી દીધું છે. પણ 'ટૂથ પાવડર વિષે તમારા પોતાના શબ્દો તમને યાદ નથી કે અમે બેંગાલ કેમીકલ વર્કસમાં મૂર્ખાઓ માટે ટૂથ પાવડર બનાવીએ છીએ. મને તો ચાકનો ભૂક્કો જ સારો લાગે છે, તેવું જ આ વિજ્ઞાનની વાતો માટે છે. માત્ર મૂર્ખાઓ જ તેને પૂરેપૂરી માની બેસે છે. ડાહ્યા માણસો તો તે માની લેતા પહેલાં વિચાર કરે છે. આજે જ હું એક લેખ વાંચતો હતો તેમાં પ્રજીવનકોના સિદ્ધાંતને પડકાર કરવામાં આવ્યો છે.

* * *

તેમની સાદાઈ પણ હદ બહારની હતી. એક વખત, સાદામાં સાદા કપડાં પહેરીને તે કલકત્તામાં ટ્રામની રાહ જોઈને ઊભા હતા. રસ્તે થઈને જનાર એક માણસને તે ગરીબ ભિખારી જેવા લાગતા તે તેના હાથમાં પૈસો આપીને ચાલતો થઈ ગયો. મહાન રસાયણશાસ્ત્રી પેટ ભરીને હસ્યા.

* * *

એક બીજા પ્રસંગે તે કલકત્તામાં કોઈ ફંડ માટે ફાળો ઊઘરાવતા હતા. પોતાના મિત્ર એક ધનિક શેઠિયાને ત્યાં જતાં તેને રખડુ ભીખારી માની દરવાન તેની પાછળ પડયો હતો.

❧

**જ્યોર્જ** બર્નાર્ડ શૉના તાજેતરમાં બહાર પડેલ પુસ્તકમાં પોતે આનાતોલ ફ્રાંસને મળ્યા તે પ્રસંગનું વર્ણન છે. આનાતોલે શૉને પૂછ્યું, "તમે કોણ છો?" શૉએ જવાબ આપ્યો 'હું તમારા જેવો જ બુદ્ધિમાન મનુષ્ય છું.' આનાતોલે સામો જવાબ વાળ્યો 'એમ! ઠીક! એક વેશ્યાને આનંદવિક્રેતા કહેવરાવવાનો હક્ક છે."

❧

**શ્રી** ચક્રવર્તી રાજગોપાલાચારીના મનમાં એક વાત સાચી હોવાનું નક્કી થયું કે પછી તે ગમે તેટલા વિરોધનો સામનો કરી શકે છે, રાજકારણમાં પડયા પહેલાં પણ તેમની આ રીત જણાઈ આવેલ છે. તે ઈ. સ. ૧૯૦૬માં તેમને લાગ્યું કે 'અસ્પૃશ્યતા મનુષ્યકૃત છે,' તેથી તે દૂર કરવાનો તેણે નિશ્ચય કર્યો. તેને અંગે સેલમ કોલેજમાં હરિજન વિદ્યાર્થીઓને દાખલ કરાવવામાં સફળ થયા હતા.

# ચમને અદબ : ૨

પ્રા. વિજયરાય ક. વૈદ્ય

[ 'સાહિત્યનો ઉદ્યાન' એવા અર્થના આ મથાળા હેઠળ વત્તીઓછી અગત્યનાં નવાં (ને કોઈવાર જૂનાં) પુસ્તકો પર લખવા વિચાર રાખ્યો છે. એ શબ્દોથી સૂચવાતો સમગ્ર વિષય એવો છે કે આપણા શિક્ષિત વાચકોમાંથી પણ થોડા જેને નિયમસર વાંચતા હશે તેવાં અંગ્રેજી–કે બીજાં—સામયિકોમાંના વિચારોનો પરિચય, ચર્ચા વગેરે પણ આ લખાણોમાં આવી શકે. પુસ્તકો વિશે પણ ઔપચારિક રીતે અવલોકન નહિ તેટલે અંશે તેનો પરિચય, અવતરણો કે એની વિચારસરણીની ચર્ચા આવશે. —વિ. ક. વૈ. ]

### ૩. રોમેંરોલાંનું જીવનચરિત્ર

રોમાં રોલાં જેવો અર્વાચીન યુરોપી સાહિત્યકાર; ડૉ. એલેક્સ ઍરોન્સન જેવો પૂર્વ–પશ્ચિમનો તથા રવિબાબુનો અભ્યાસી એનો ચરિત્રકાર; અને 'પદ્મ પબ્લિકેશન્સ' જેવી હિંદની અગ્રણી પ્રકાશન–પેઢી પ્રસિદ્ધકર્તા: આ ત્રણેનો સુમેળ એ પ્રસ્તુત ચરિત્રની સૌથી પહેલી નજરે ચઢતી વિશેષતા છે.

લેખકે આ જીવનકથાનું ઉપનામ 'ધ સ્ટોરી ઑફ એ કૉન્શ્યંસ–એક અન્તરાત્માની કથા' એવું રાખ્યું છે એ સાર્થક હોઈ, ઉચિત જ છે, પ્રવૃત્તિશીલતા કરતાં, વિચારક તથા કલાકારની નિવૃત્તિ પ્રધાનતા જે જીવનમાં અધિક હતી, તેનો વૃત્તાન્ત બાહ્યરૂપની કાર્યસિદ્ધિ કરતાં મનોવિકાસ તથા હૃદયના ભાવોનો અધિક અંશે હોય, અન્તરાત્મા મુખ્યત્વે હોય, એ સ્વાભાવિક છે. વળી આ મહાપુરુષનું ચિત્તતંત્ર એક પક્ષે જેમ જન્મથી જ વેદનશીલ કલાકારનું હોઈ તેણે પોતાની જુવાનીનાં જીવન વિધાયક વર્ષોમાં મહાકવિ શેક્સ્પીઅર તથા સંગીતસ્વામી બીથોવનની પ્રેરણા પીધી હતી, તેમ બીજે પક્ષે ખ્રિસ્તી ધર્મનાં ઉત્તમ તત્ત્વોના કેટલાક સંસ્કારે પણ એ પોષાયું હતું. આ કારણે પણ પુસ્તકમાં નિરૂપાયેલો તેનો આન્તર વિકાસ સહજ અને રસપ્રદ જણાય છે.

રોમેંરોલાંના જીવનનું જે મુખ્ય સ્વરૂપ છે તે કરુણતાભર્યું છે. ઉપર સૂચવ્યું તેવાં પ્રેરકબળો જે વ્યક્તિનાં હોય–ને વધુમાં, એ વ્યક્તિએ એવી સંસ્કૃતિ વચ્ચે વસવાનું હોય જે મુખ્યત્વે ધન ને સત્તાની આસુરી સંપત્તિ વડે બળવાન હોય, તેના ભાગ્યમાં સતત અંતઃક્લેશ આવેલો જ હોય. આ બાબતમાં એ વિરલ ને નિર્ભય ભાવના ભક્ત આ યુગના સર્વ યુરોપી બુદ્ધિપ્રવણોના સ્વભાવસિદ્ધ પ્રતિનિધિ સમાન હતા. રોલાંની આ મનોદશા એમની મહાનવલ 'જ્હૉન ક્રિસ્ટોફર'માં સરસ રીતે પ્રતિબિંબિત થાય છે. એ સાત્ત્વિક ચિન્તક અને કલાકાર અર્વાચીન ભારતના ત્રણ ચાર ધર્માત્માઓનાં જીવન તથા કાર્યના અભ્યાસ ભણી પોતાની ઉત્તર વયમાં વળે એ કુદરતી હતું. તેમાંથી કેટલેક અંશે એમના મનનું સમાધાન થયું હોય એ સંભવિત છે. આ વિશે ચોક્કસ નિર્ણય કરવાનાં પૂરતાં સાધન નથી. ચરિત્ર ૧૯૩૯ થી અટક્યું હોઈ, ચાલુ મહાયુદ્ધ પ્રત્યેના એમના પ્રતિભાવોથી આપણે અજાણ જ રહીએ છીએ. જે ખાસ બે મુખ્ય બાબતો જાણી શકાય છે તે આ: (૧) ગયા મહાયુદ્ધે ઉઘાડી પાડેલી પાશ્ચાત્ય સંસ્કૃતિની ભયાનકતા રોમેં રોલાંએ બરાબર પ્રીછી અને પોતાની કૃતિઓમાં આલેખી હતી. (૨) એ યુદ્ધે જગતને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે આપેલી બે જીવનફિલસૂફીઓમાંની–ગાંધીજીની, લેનિનની–ઉત્તમ કઈ, એ પ્રશ્ન એમને માટે આખર લગી કદાચ એક કોયડો જ રહ્યો.

### ૪. પરિભ્રમણ

આ 'અદબ'કારની જેમ જેને પંડિતાઈ સાથે પાનું પડ્યું હશે, તેવા 'પરિભ્રમણ'ના વાચકો પહેલી નજરે તો એની પૂંઠા–પટ્ટી તથા કર્તાના નિવેદનમાં ભાસતા પાંડિત્યવિરોધથી ગભરાઈ જવાના; પણ બીજી ને ત્રીજી નજરે એમને આશ્વાસન આપશે કે જેને મરાઠીમાં 'પત્રપાંડિત્ય' કહે છે તેવું ઊંચા ગુણોવાળું પત્રકારત્વ તો આ પુસ્તકમાં ઘણે સ્થળે છે; ઉપરાંત, જેમને કહેવા હોય તો ધંધાર્થી વિદ્વાનો ને વિવેચકો કહીએ તે ઉદ્યોગી તેતરોએ સંઘરેલું

આ માનવન્તા ભોરિંગ ભોગવે છે એટલું તો પાંડિત્યનું—પ્રત્યક્ષ નહિ ત્યારે પરોક્ષ–ઋણ દેશી ને વિદેશી સાહિત્યના આ અનેકરૂપી સંસ્કાર–સંચય કે સારસંગ્રહ પર છે; એટલે પાંડિત્ય પ્રેમીઓએ તો, જે છે તે રાચવાનું છે કે અન્યથા જે અલ્પસંખ્ય જનોને લાધતું હતું તે 'પરિભ્રમણ'કારે, યુરોપી કે બંગાળી કે ગુજરાતી સાહિત્યવાડીઓમાંથી વીણી વીણી, મતનિર્લેપ દૃષ્ટિથી, વિવેકબુદ્ધિ ખોયા વિના અને ઉત્સાહભર્યા હૃદયે બહુજન સુલભ કરી આપ્યું છે.

આ છેલ્લો ગુણ એ પુસ્તકનો સૌથી મોટો ગુણ છે. વળી, ગયાં વીસપચીસ વર્ષમાં જ અને રા. ભાઈ મેઘાણી જેવા આજન્મ સાહિત્યપ્રેમીનાં જ લખાણોમાં પ્રકટી શકે તેવો વિરલ એ ગુણ છે. ગુજરાતી સિવાયનાં સાહિત્યોનો વત્તોઓછો પરિચય ૧૯૧૫–૨૦ સુધીના આગલા જમાનાઓમાં પણ આપણા વાચકોને કોઈ કોઈ વાર કરાવાતો; પણ ત્યારપછીના સમયમાં શિક્ષિતોનો સમુદાય વધવા સાથે સારા લેખકોની સંખ્યા વધી, એમની દૃષ્ટિ પણ નવાં પ્રસ્થાનો કરવા ઉત્સુક હતી, એવી દૃષ્ટિને સંતોષે તેવી સાધનસામગ્રી પણ તેમણે સફળપણે શોધી અને નવું માગતા વાચકોને નવું પણ પથ્થ, પ્રેરક અને માર્ગદર્શક એવું ઘણું બીજાં સામયિકો તેમ વર્તમાનપત્રો દ્વારા પણ આકર્ષક રીતે ને સતતપણે અપાવા લાગ્યું. એ પ્રવૃત્તિને અંગે કર્તાએ જે લેખો ને નોંધો 'કૌમુદી' 'જન્મભૂમિ' ('કલમ અને કિતાબ'), 'ફૂલછાબ' વગેરેમાં કરેલાં તેને પાંચ વિભાગમાં ગોઠવીને અહીં પ્રકટ કર્યાં છે.

પાંચ વિભાગોમાંના વચલા ત્રણ સૌથી અગત્યના છે. તેમાં, બંગાળ બહાર બીજા બે કરતાં વધારે જાણીતા દ્વિજેન્દ્રલાલ રાય ઉપરાંત રવિબાબુના મોટાભાઈ દ્વિજેન્દ્રનાથ તેમજ સ્વ દેશબન્ધુ દાસની સાહિત્યસેવા ઉપરના લેખો છે. ત્રણેમાં સર્જનલક્ષી વિવેચનનાં લક્ષણો હોઈ, બંગાળીના વિશાળ વાચનપૂર્વક લખાયલાં આપણાં ગણ્તર વિવેચનોમાંના પણ એ હોવાથી, પુસ્તકના ઉત્તમાંગ રૂપ બન્યાં છે. એની પછીના બે વિભાગોમાં, અનુક્રમે, કેટલાક પાશ્ચાત્ય સાહિત્યકારો વિશેની 'પરદેશની પરિમલ' છે અને 'ધૂમકેતુ', શ્રીકાંત દલાલ, મુનશી ને પન્નાલાલની નવલો પર રૂઢ વિવેચન પદ્ધતિથી નિરાળી જ રીતે લખવામાં આવ્યું છે. છેલ્લા વિભાગની વિશિષ્ટતા પ્રગતિવાદ વિશેની સત્યાન્વેષણ–પરાયણ નિખાલસ નોંધોમાં રહેલી છે.

પહેલું, 'વેરાનમાં', પછી, અમુક રીતે એની જેવું તો બીજી રીતે એનાથી ચઢિયાતું આ 'પરિભ્રમણ'; પરન્તુ હજી એવા જ ઓછામાંઓછા બે ત્રણ સંગ્રહોની તૈયાર લેખન સામગ્રી પ્રકાશનની વાટ જુએ છે. એના સેંકડો વાચકોની ઉત્કંઠા એને વહેલી વહેલી પ્રકાશમાં આણે એમ ઇચ્છીશું.

●

શહેરી જીવનમાં 'એનિમા'ને બહુ જ મહત્ત્વ આપવામાં આવ્યું છે. કેટલાક કુટુંબોમાં તો લગભગ દરરોજ એનિમા લેવાની ટેવ પડી છે. એનિમા વગર દસ્ત આવે જ નહિ, આ સ્થિતિ ખરેખર દુઃખદાયક છે. આવી સ્થિતિ થવાનું મુખ્ય કારણ બેઠાડુ જીવન, જોઈએ તે કરતાં વધારે પડતો ખોરાક, વ્યાયામનો અભાવ, માનસિક બોજો વગેરે.

મહિનામાં એકાદ વખત કે બે વખત એનિમા લેવાની જરૂર લાગે તો એનિમા લઈ શકાય; આથી નુકશાન નથી થતું, તેમ ટેવ પણ નથી પડતી, આ રીતે લેવાથી આંતરડા માંહેનો જુનો મળ સાફ થાય છે. કબજીયાત નથી થતી. હરસ થવાની બીક નથી રહેતી.

સાચી વાત તો એ છે કે મળશુદ્ધિ માટે જુલાબ, એનિમા, લેવા કરતા યુક્તાહાર, સાદી કસરતો, જરૂર પડે તો ટબ બાથ જેવા બીજા નૈસર્ગિક ઉપચારો લ્યો જેથી કબજિયાત આપોઆપ વિદાય લેશે.

ભૂપતરાય મો. દવે

# ચમને અદબ : ૨

પ્રા. વિજયરાય ક. વૈદ્ય

[ ‘સાહિત્યનો ઉદ્યાન’ એવા અર્થના આ મથાળા હેઠળ વત્તીઓછી અગત્યનાં નવાં (ને કોઈવાર જૂનાં) પુસ્તકો પર લખવા વિચાર રાખ્યો છે. એ શબ્દોથી સૂચવાતો સમગ્ર વિષય એવો છે કે આપણા શિક્ષિત વાચકોમાંથી પણ થોડા જેને નિયમસર વાંચતા હશે તેવાં અંગ્રેજી–કે બીજાં—સામયિકોમાંના વિચારોનો પરિચય, ચર્ચા વગેરે પણ આ લખાણોમાં આવી શકે. પુસ્તકો વિશે પણ ઔપચારિક રીતે અવલોકન નહિ તેટલે અંશે તેનો પરિચય, અવતરણો કે એની વિચારસરણીની ચર્ચા આવશે.

—વિ. ક. વૈ. ]

## ૩. રોમેં રોલાંનું જીવનચરિત્ર

રોમેં રોલાં જેવો અર્વાચીન યુરોપી સાહિત્યકાર, ડૉ. એલેક્ઝ ઍરોન્સન જેવો પૂર્વ–પશ્ચિમનો તથા રવિબાબુનો અભ્યાસી એનો ચરિત્રકાર; અને ‘પદ્મ પબ્લિકેશન્સ’ જેવી હિંદની અગ્રણી પ્રકાશન–પેઢી પ્રસિદ્ધકર્તા: આ ત્રણેનો સુમેળ એ પ્રસ્તુત ચરિત્રની સૌથી પહેલી નજરે ચઢતી વિશેષતા છે.

લેખકે આ જીવનકથાનું ઉપનામ ‘ધ સ્ટોરી ઑફ એ કૉન્શ્યંસ–એક અન્તરાત્માની કથા એવું રાખ્યું છે એ સાર્થક હોઈ, ઉચિત જ છે, પ્રવૃત્તિશીલતા કરતાં, વિચારક તથા કલાકારની નિવૃત્તિ પ્રધાનતા જે જીવનમાં અધિક હતી, તેનો વૃત્તાન્ત બાહ્યરૂપની કાર્યસિદ્ધિ કરતાં મનોવિકાસ તથા હૃદયના ભાવોનો અધિક અંશે હોય, અન્તરાત્મા મુખ્યત્વે હોય, એ સ્વાભાવિક છે. વળી આ મહાપુરુષનું ચિત્તતંત્ર એક પક્ષે જેમ જન્મથી જ વેદનશીલ કલાકારનું હોઈ તેણે પોતાની જુવાનીનાં જીવન વિધાયક વર્ષોમાં મહાકવિ શેક્સપીઅર તથા સંગીતસ્વામી બીથોવનની પ્રેરણા પીધી હતી, તેમ બીજે પક્ષે ખ્રિસ્તી ધર્મનાં ઉત્તમ તત્ત્વોના કેટલાક સંસ્કારે પણ એ પોષાયું હતું. આ કારણે પણ પુસ્તકમાં નિરૂપાયલો તેનો આન્તર વિકાસ સહજ અને રસપ્રદ જણાય છે.

રોમેં રોલાંના જીવનનું જે મુખ્ય સ્વરૂપ છે તે કરુણતાભર્યું છે. ઉપર સૂચવ્યાં તેવાં પ્રેરકબળો જે વ્યક્તિનાં હોય–ને વધુમાં, એ વ્યક્તિએ એવી સંસ્કૃતિ વચ્ચે વસવાનું હોય જે મુખ્યત્વે ધન ને સત્તાની આસુરી સંપત્તિ વડે બળવાન હોય, તેના ભાગ્યમાં સતત અંતઃક્લેશ ખાયલો જ હોય. આ બાબતમાં એ વિરલ ને નિર્ભય ભાવના ભક્ત આ યુગના સર્વ યુરોપી બુદ્ધિપ્રવણોના સ્વભાવસિદ્ધ પ્રતિનિધિ સમાન હતા. રોલાંની આ મનોદશા એમની મહાનવલ ‘જ્યોં ક્રિસ્ટૉફ’માં સરસ રીતે પ્રતિબિંબિત થાય છે. એ સાત્ત્વિક ચિન્તક અને કલાકાર અર્વાચીન ભારતના ત્રણ ચાર ધર્માત્માઓનાં જીવન તથા કાર્યના અભ્યાસ ભણી પોતાની ઉત્તર વયમાં વળે એ કુદરતી હતું. તેમાંથી કેટલેક અંશે એમના મનનું સમાધાન થયું હોય એ સંભવિત છે. આ વિશે ચોક્કસ નિર્ણય કરવાનાં પૂરતાં સાધન નથી. ચરિત્ર ૧૯૩૯ થી અટકતું હોઈ, ચાલુ મહાયુદ્ધ પ્રત્યેના એમના પ્રતિભાવોથી આપણે અજાણ જ રહીએ છીએ. જે ખાસ બે મુખ્ય બાબતો જાણી શકાય છે તે આ: (૧) ગયા મહાયુદ્ધે ઉઘાડી પાડેલી પાશ્ચાત્ય સંસ્કૃતિની ભયાનકતા રોમેં રોલાએ બરાબર પ્રીછી અને પોતાની કૃતિઓમાં આલેખી હતી. (૨) એ યુદ્ધે જગતને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે આપેલી બે જીવનફિલસૂફીઓમાંની–ગાંધીજીની, લેનિનની–ઉત્તમ કઈ, એ પ્રશ્ન એમને માટે આખર લગી કદાચ એક કોયડો જ રહ્યો.

## ૪. પરિભ્રમણ

આ ‘અદબ’કારની જેમ જેને પંડિતાઈ સાથે પાનું પડ્યું હશે, તેવા ‘પરિભ્રમણ’ના વાચકો પહેલી નજરે તો એની પૂંઠા–પટ્ટી તથા કર્તાના નિવેદનમાં ભાસતા પાંડિત્ય–વિરોધથી ગભરાઈ જવાના; પણ બીજી ને ત્રીજી નજર એમને આશ્વાસન આપશે કે જેને મરાઠીમાં ‘પત્રપાંડિત્ય’ કહે છે તેવું ઊંચા ગુણોવાળું પત્રકારત્વ તો આ પુસ્તકમાં ઘણે સ્થળે છે, ઉપરાંત, જેમને કહેવા હોય તો ધંધાર્થી વિદ્વાનો ને વિવેચકો કહીએ તે ઉદ્યોગી લેખકોએ સંચરેલું

આ માનવન્તા ભોરિંગ ભોગવે છે એટલું તો પાંડિત્યનું–પ્રત્યક્ષ નહિ ત્યારે પરોક્ષ–ઋણ દેશી ને વિદેશી સાહિત્યના આ અનેકરૂપી સંસ્કાર–સંચય કે સારસંગ્રહ પર છે; એટલે પાંડિત્ય પ્રેમીઓએ તો, જે છે તે રાચવાનું છે કે અન્યથા જે અલ્પસંખ્ય જનોને લાધતું હતું તે, 'પરિભ્રમણ'કારે, યુરોપી કે બંગાળી કે ગુજરાતી સાહિત્યવાડીઓમાંથી વીણી વીણી, મતનિર્લેપ દૃષ્ટિથી, વિવેકબુદ્ધિ ખોયા વિના અને ઉત્સાહભર્યા હૃદયે બહુજન સુલભ કરી આપ્યું છે.

આ છેલ્લો ગુણ એ પુસ્તકનો સૌથી મોટો ગુણ છે. વળી, ગયાં વીસપચીસ વર્ષમાં જ અને રા. ભાઈ મેઘાણી જેવા આજન્મ સાહિત્યપ્રેમીનાં જ લખાણોમાં પ્રકટી શકે તેવો વિરલ એ ગુણ છે. ગુજરાતી સિવાયનાં સાહિત્યોનો વત્તોઓછો પરિચય ૧૯૧૫–૨૦ સુધીના આગલા જમાનાઓમાં પણ આપણા વાચકોને કોઈ કોઈ વાર કરાવાતો; પણ ત્યારપછીના સમયમાં શિક્ષિતોનો સમુદાય વધવા સાથે સારા લેખકોની સંખ્યા વધી, એમની દૃષ્ટિ પણ નવાં પ્રસ્થાનો કરવા ઉત્સુક હતી, એવી દૃષ્ટિને સંતોષે તેવી સાધનસામગ્રી પણ તેમણે સફળપણે શોધી અને નવું માગતા વાચકોને નવું પણ પથ્ય, પ્રેરક અને માર્ગદર્શક એવું ઘણું બીજાં સામયિકો તેમ વર્તમાનપત્રો દ્વારા પણ આકર્ષક રીતે ને સતતપણે અપાવા લાગ્યું. એ પ્રવૃત્તિને અંગે કર્તાએ જે લેખો ને નોંધો 'કૌમુદી' 'જન્મભૂમિ' ('કલમ અને કિતાબ'), 'ફૂલછાબ' વગેરેમાં કરેલાં તેને પાંચ વિભાગમાં ગોઠવીને અહીં પ્રકટ કર્યાં છે.

પાંચ વિભાગોમાંના વચલા ત્રણ સૌથી અગત્યના છે. તેમાં, બંગાળ બહાર બીજા બે કરતાં વધારે જાણીતા દ્વિજેન્દ્રલાલ રાય ઉપરાંત રવિબાબુના મોટાભાઈ દ્વિજેન્દ્રનાથ તેમજ સ્વ દેશબન્ધુ દાસની સાહિત્યસેવા ઉપરના લેખો છે. ત્રણેમાં સર્જનલક્ષી વિવેચનનાં લક્ષણો હોઈ, બંગાળીના વિશાળ વાચનપૂર્વક લખાયલાં આપણાં ગણતર વિવેચનોમાંના પણ એ હોવાથી, પુસ્તકના ઉત્તમાંગ રૂપ બન્યાં છે. એની પછીના બે વિભાગોમાં, અનુક્રમે, કેટલાક પાશ્ચાત્ય સાહિત્યકારો વિશેની 'પરદેશની પરિમલ' છે અને 'ધૂમકેતુ', શ્રીકાંત દલાલ, મુનશી ને પન્નાલાલની નવલો પર રૂઢ વિવેચન પદ્ધતિથી નિરાળી જ રીતે લખવામાં આવ્યું છે. છેલ્લા વિભાગની વિશિષ્ટતા પ્રગતિવાદ વિશેની સત્યાન્વેષણ–પરાયણ નિખાલસ નોંધોમાં રહેલી છે.

પહેલું, 'વેરાનમાં', પછી, અમુક રીતે એની જેવું તો બીજી રીતે એનાથી ચઢિયાતું આ 'પરિભ્રમણ'; પરન્તુ હજી એવા જ ઓછામાંઓછા બે ત્રણ સંગ્રહોની તૈયાર લેખન સામગ્રી પ્રકાશનની વાટ જુએ છે. એના સેંકડો વાચકોની ઉત્કંઠા એને વહેલી વહેલી પ્રકાશમાં આણે એમ ઇચ્છીશું.

●

**શ**હેરી જીવનમાં 'એનિમા'ને બહુ જ મહત્વ આપવામાં આવ્યું છે. કેટલાક કુટુંબોમાં તો લગભગ દરરોજ એનિમા લેવાની ટેવ પડી છે. એનિમા વગર દસ્ત આવે જ નહિ, આ સ્થિતિ ખરેખર દુઃખદાયક છે. આવી સ્થિતિ થવાનું મુખ્ય કારણ બેઠાડુ જીવન, જોઈએ તે કરતાં વધારે પડતો ખોરાક, વ્યાયામનો અભાવ, માનસિક બોજો વગેરે.

મહિનામાં એકાદ વખત કે બે વખત એનિમા લેવાની જરૂર લાગે તો એનિમા લઈ શકાય; આથી નુકશાન નથી થતું, તેમ ટેવ પણ નથી પડતી, આ રીતે લેવાથી આંતરડા માંહેનો જુનો મળ સાફ થાય છે. કબજીયાત નથી થતી. હરસ થવાની બીક નથી રહેતી.

સાચી વાત તો એ છે કે મળશુદ્ધિ માટે જુલાબ, એનિમા, લેવા કરતા યુક્તાહાર, સાદી કસરતો, જરૂર પડે તો ટબ બાથ જેવા બીજા નૈસર્ગિક ઉપચારો લ્યો જેથી કબજિયાત આપોઆપ વિદાય લેશે.

ભૂપતરાય મો.

આરોગ્ય વિભાગ : સંપાદક : રમણલાલ એન્જિનીઅર

# નિસર્ગોપચારનાં કેટલાંક ભ્રષ્ટ સ્વરૂપો

લેખક : 'સત્યશોધક'

વર્ષો થયાં મેં નિસર્ગોપચારનો તેમ જ બીજી વૈદકીય પદ્ધતિઓનો સિદ્ધાંતની તેમ જ વ્યવહારની દૃષ્ટિએ ઊંડો અભ્યાસ કર્યો છે. આ અભ્યાસ મેં દાક્તર કે દર્દીની દૃષ્ટિથી કર્યો નથી, પણ એક તટસ્થ નિરીક્ષકની દૃષ્ટિથી કર્યો છે. હું એમ માનું છું કે જે લોકો રમત રમતા હોય તે લોકો રમતને પૂરીપૂરી તટસ્થ રીતે જોઈ શકતા નથી, પણ જેઓ પ્રેક્ષક હોય છે તેઓ રમતને તટસ્થતાથી છતાંય સમજણપૂર્વક અને રસપૂર્વક જોઈ-સમજી શકે છે.

મને ઘણા માણસો તરફથી વારંવાર પૂછવામાં આવ્યું છે કે જુદીજુદી વૈદકીય પદ્ધતિઓમાં તમે વારંવાર નિસર્ગોપચારની હિમાયત કરો છો અને કહો છો કે એ સર્વશ્રેષ્ઠ ચિકિત્સાની પદ્ધતિ છે. તમે કહો છો એ વાત જો સાચી હોય તો હિંદુસ્તાનમાં નિસર્ગોપચાર સર્વવ્યાપી શા માટે નથી થતો? આ પ્રશ્નનો જવાબ એ છે કે નિસર્ગોપચારનો ઉદ્ભવ જે પાશ્ચાત્ય દેશોમાં થયો છે ત્યાં પણ આ પદ્ધતિના ઉપાસકો લઘુમતીમાં છે એ લોકો અપાર મુશ્કેલીઓ સામે ઝઝૂમીને નિસર્ગોપચારને જીવતો રાખી રહ્યા છે. હિંદુસ્તાનમાં એમાંની મોટા ભાગની મુશ્કેલીઓ તો છે જ, પણ સાથે સાથે આપણો દેશ ગરીબ અને ગુલામ હોવાને કારણે અનેક નવી મુશ્કેલીઓ ઉપસ્થિત થઈ છે. નિસર્ગો-[illegible] હિંદુસ્તાનમાં પ્રવેશ થયે પચાસ વર્ષ વહી ગયાં છે, છતાંય આ પદ્ધતિનો હજી બિલકુલ પ્રચાર નથી એમ કહીએ તો ચાલે. અને જે કંઈ થોડોઘણો પ્રચાર છે તે સાચા નિસર્ગોપચારનો નથી પણ એના ઓઠા હેઠળ ચાલતા ઊંટવૈદાનો છે.

આપણા દેશમાં નિસર્ગોપચારની તાલીમ આપનાર એક પણ કોલેજ નથી, એક પણ જાહેર અને સમૃદ્ધ પુસ્તકાલય નથી, બધા નિસર્ગોપચારકોને સાંકળી લેતું એક પણ મંડળ નથી, કે એવો કોઈ પ્રતિભાશાળી નિસર્ગોપચારક નથી કે જેને દેશના મોટાભાગના નિસર્ગોપચારકો અનુસરતા હોય. આ દેશના મોટા ભાગના નિસર્ગોપચારકોની ગરીબાઈને કારણે મોટા ભાગના ચિકિત્સકો પાસે નથી હોતાં પૂરતા પ્રમાણમાં પુસ્તકો કે નથી હોતાં આવશ્યક ચિકિત્સાનાં સાધનો.

સામાન્ય રીતે આપણા દેશમાં નિસર્ગોપચારની બે પદ્ધતિઓ પ્રવર્તે છે: લુઈ કુહનેની અને બર્નાર મૅકફેડનની. બન્ને પદ્ધતિઓ જુનવાણી અને સંકુચિત હોવા છતાં નિસર્ગોપચારમાં આ બે લેખકો પછી થયેલી શોધખોળોનો આપણે ત્યાં ભાગ્યે જ લાભ લેવામાં આવે છે. દક્ષિણ હિંદુસ્તાનમાં કેટલાંક મંડળો કુહનેના સિદ્ધાંતોનો પ્રચાર કરી રહ્યા છે. એમાંના કેટલાક ચિકિત્સકો તો એટલા ઝનૂની હોય છે કે કુહનેમાં એનિમાનો ઉલ્લેખ ન હોવાથી તેઓ પોતાના દર્દીને કદી એનિમા સરખો આપતા નથી. બીજા કેટલાક જુસ્ટના અનુયાયીઓ ફળાહારમાં જ સમગ્ર નિસર્ગોપચારનું શાસ્ત્ર આવી ગયું છે એવો દાવો કરી રહ્યા છે. બીજા થોડાક ચિકિત્સકો ક્રોમોપથીની થોડી ઘણી પ્રેક્ટિસ કરે છે. એટલામાં એમનું બધું શાસ્ત્રજ્ઞાન પૂરું થાય છે. ઉત્તર હિંદમાં મેકફેડનની પદ્ધતિનો પ્રચાર વિશેષ છે. તેના અનુયાયીઓ રોગમાત્રને ઉપવાસ અને દુગ્ધોપચારથી ઉડાવી દેવાનો દાવો કરે છે. જેને જેને હઠીલા રોગોનો કાંઈ પણ ક્લિનિકલ અનુભવ છે તેને તેને આ દાવો વાહિયાત લાગ્યા સિવાય નહિ રહે.

એકની એક જમીનમાંથી આંબો મીઠાશ ચૂસે છે અને લીંબડો કડવાશ ચૂસે છે, એ રીતે ઘણી વખત મોન્ટેસરી પદ્ધતિથી માંડીને નિસર્ગોપચાર સુધીનાં અનેક શાસ્ત્રો જે પશ્ચિમના દેશોમાં ઉપકારક નીવડયાં છે તે શાસ્ત્રો અહીં આવતાં જ આપણી ગુલામીને અંગે અનેક પ્રકારનાં ભ્રષ્ટ અને વિકૃત સ્વરૂપો ધારણ કરી પ્રજાને અપકારક નીવડયાં છે.

છાપાના પ્રતિનિધિ તરીકે નિસર્ગોપચાર વિષે અભ્યાસ કરવા માટે હું હિંદનાં જુદાં જુદાં સ્થળોએ ફર્યો છું. અને સાચાખોટા નિસર્ગોપચારકોના સંસર્ગમાં આવ્યો છું, અને નિસર્ગોપચારમાં રસ લેનાર અનેક દર્દીઓ સાથે પ્રત્યક્ષ અને પરોક્ષ પરિચયમાં આવ્યો છું.

આપણા દેશમાં નિસર્ગોપચારનું એક મેં બહુ જ પ્રચલિત સ્વરૂપ જોયું છે, જેને હું બીજા કોઇ સારા નામને અભાવે 'જાડધરી નેચરોપથી'ના નામે ઓળખાવીશ. આ નિસર્ગોપચારના અનુયાયીઓ પોતાની સારવાર જેમ વધુ જંગલી હોય અને એનાથી દર્દીઓને જેમ વધુ ત્રાસ દઇ શકાય તેમ વધુ અભિમાન લે છે. બીચારા અજ્ઞાન દર્દીઓ, જેઓ કાયમ ચમત્કારની શોધમાં હોય છે તેમની ચમત્કાર-ભૂખ આ જંગલી પદ્ધતિથી સારી પેઠે સંતોષાય છે. આ પદ્ધતિનો એક પંજાબી હિમાયતી ગુજરાતમાં આવેલો અને એક ધનિકે એને સારવારની તમામ સગવડ કરી આપેલી હું એનું આરોગ્યભવન જોવા ગયો હતો. એ આરોગ્યભવનમાં એક ખુલ્લા મેદાનમાં કશી સગવડ સિવાયની ઝૂંપડીઓ હતી, જેમાં દર્દીઓને ઉનાળામાં પારાવાર તાપ લાગતો અને શિયાળામાં એટલી જ ટાઢ વાતી. દર્દીઓના ખોરાકમાં કોઈ પણ જાતના વિવેક સિવાય ફળનો મારો ચલાવવામાં આવતો, પેટે માટીના પાટા બંધાતા, અને થોડાક પાણીના ઢંગધડા વગરના પ્રયોગો થતા. આ સારવારમાં ન જોઈએ નિદાનની જરૂર, ન જોઈએ ચિકિત્સાની જરૂર, ન નર્સની જરૂર કે ન કંઈ નોંધો લેવાની જરૂર. હું આ પદ્ધતિના આચાર્યને મળ્યો અને એમની સારવારનું રહસ્ય પામવાનો પ્રયત્ન કર્યો. એમનું કહેવું એમ હતું કે દર્દીઓને પંચમહાભૂતના સંસર્ગમાં રાખવાથી તેમનાં તમામ રોગભૂતો ભાગી જશે. મેં કહ્યું: 'હે જ્ઞાની પુરુષ! નિસર્ગોપચાર જો આવો સસ્તો અને સહેલો હોય તો, આપની જરૂર પણ કયાં રહી? માણસ માંદો પડે એટલે એને જંગલમાં છોડી મૂકવો અને સાજો થાય એટલે ફરી પાછો પકડી લાવવો!'

આ સારવાર જાણકારોને ગમે તેટલી વાહિયાત લાગે તોપણ એણે લોકોના માનસ ઉપર એની વિચિત્રતાથી જ ભારે પ્રભાવ પાડયો હતો અને એણે અનેક કેસ બગાડયા હોવા છતાં હું એનાં ચોમેર ગુણગાન સાંભળતો હતો. આ માણસ પાંચ-સાત જગાએ રહી પોતાના જ્ઞાનથી લોકોને તારી-મારી ધૂમકેતુની પેઠે કોઈ અજાણી જગાએ અદૃશ્ય થઈ ગયો.



આ જ સારવારના બીજા એક ઉત્સાહી હિમાયતી એક જગાએ ઘર કરીને બેઠા છે. મારા કેટલાક મિત્રો અને સગાંઓ એમના હિપ્નોટિઝમમાં સપડાયાં હતાં એટલે મને એમને મળવાની ઉત્કંઠા હતી. એક દિવસ ટેલિફોન કરીને હું એમને મળવા ગયો. એમણે પોતાના પૂર્વ જીવનમાં એક ધનિકનો રોગ મટાડેલો એટલે એણે એમને સારી રકમ આપીને એક આરોગ્યભવન બંધાવી આપ્યું છે.

મેં જઇને એક બાવા જેવા લાગતા માણસને નમસ્કાર કરી પૂછયું કે ડૉકટર સાહેબ કયાં છે? એ માણસ તરફથી જ્યારે જવાબ મળ્યો કે હું પોતે જ ડૉકટર છું ત્યારે મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. બાવા, ભૂવા, અને વૈદના મિશ્રણ જેવા લાગતા આ માણસમાંથી ડૉકટર શોધી કાઢવાનું મારી બુદ્ધિ માટે તો અશકય હતું. એણે માથે વાળ વધાર્યા હતા, માવજતને અભાવે એકબીજામાં ગૂંચવાઈને દેહમંદિરના 'છજાં જાળિયાં માળિયાં'નો એ ખ્યાલ આપતા હતા. સાથે સાથે એણે દાઢી-મૂછ વધાર્યાં હતાં, એક ભગવો ઝભ્ભો પહેર્યો હતો અને ગળામાં એક માળા લટકાવી હતી. એની સાથે વાતચીત કરતાં એણે પોતાની સિદ્ધિની અપાર બડાઈઓ હાંકવા માંડી. નિસર્ગોપચારનું અને આયુર્વેદનું પોતાને જેવું જ્ઞાન છે એવું જગતભરમાં કોઈને નથી એવું એણે ખાતરીપૂર્વક કહ્યું. એ ઉપરાંત હિમાલયમાં ઘૂમીને પોતે અનેક અદ્‌ભુત વનસ્પતીઓ શોધી લાવ્યો છે અને વર્ષો સુધી ત્યાં રહીને પોતે યોગિક સાધના કરી છે એ પ્રકારની એણે મને સમજણી આપી.

મેં એને કહ્યું કે હું એક છાપાનો પ્રતિનિધિ છું અને આપની સંસ્થાનો અહેવાલ લેવા આવ્યો છું. એણે મને મળવા માટે દરરોજ અમુક સમય આપ્યો અને અમુક વખતે હૉસ્પિટલમાં આવવાની છૂટ આપી. મેં મારા નિસર્ગોપચારના જ્ઞાન મુજબ એની પદ્ધતિઓનું પૃથક્કરણ કરવાનું શરૂ કર્યું. એને માટે એના આરોગ્યભવન પાસે જ એક ઓરડી ભાડે રાખીને હું ત્યાં થોડો વખત રહ્યો. એણે પોતાની પદ્ધતિ મુખ્યત્વે મેકફેડનના ઉપદેશ ઉપર રચી હતી, પણ કેટલીક બાબતોમાં તો ગુરુ કરતાં ચેલા સવાયા હોય એ ન્યાયે એણે મેકફેડનની પદ્ધતિમાં પણ મનસ્વી ભાંગફોડ કરી હતી. મેકફેડન જ્યારે ક્ષયમાં લાંબા ઉપવાસ કરવાની ના પાડે છે ત્યારે આ ભાઈસાહેબ તો રોગમાત્રમાં મન-ફાવે એટલા ઉપવાસ કરાવતા હતા. હું જ્યારે ત્યાં હતો ત્યારે ત્યાં એક ક્ષયનો કેસ આવ્યો હતો. દર્દી એક

બાવીસ વર્ષનો જુવાન હતો. એને એકાદ વરસના અનિયમિત અને અનિયંત્રિત જીવનને અંગે ક્ષય લાગુ પડ્યો હતો. એ કેસમાં ક્ષય અત્યંત પ્રાથમિક દશામાં હતો. કોઈપણ કુશળ નિસર્ગોપચારક ચારથી છ મહિનાની સારવારમાં એ કેસમાં કાયમી મટાડ આપી શકત. આવા સાદા કેસમાં આ સંસ્થાના સંચાલક ધતિંગાચાર્યે દર્દીને ૧૫ દિવસના ઉપવાસ કરાવ્યા. આ આકરી સારવારથી એનું શરીર એકદમ ભાગી ગયું. ફેફસામાં જ્યાં પહેલાં એક નજીવો ડાઘ હતો, ત્યાં હવે એક્ષ-રેમાં રીતસર મોટું ચાંદું દેખી શકાયું. અલબત્ત, એક્ષ-રે તો આ સંસ્થામાંથી નીકળ્યા બાદ પાડવામાં આવ્યો હતો. ઉપવાસ પછી એ ભાઈને દૂધ ઉપર રાખવામાં આવ્યા. દર્દીને દૂધ પૂરતું થતું નહોતું. એનાથી એને સતત ભૂખની લાગણી રહ્યા કરતી. એ બીચારો રડતો. પણ એની આજીજી ઉપર ધ્યાન આપવાની કોઈને ફુરસદ નહોતી. દૂધથી અમુક અંશે વજન પાછું મળ્યું, પણ સર્વાંશે તો ન જ મળ્યું. પાછળના ભાગમાં દર્દીના સગાઓ ડૉકટરના હુકમથી દર્દી માટે કેરી મોકલતા, પણ એમાંનો બહુ ઓછો ભાગ દર્દી સુધી પહોંચતો, મોટો ભાગ ડૉકટરના પેટમાં જ હોમાઈ જતો. બપોરને સમયે પોતાના હાથ નીચેના એક અનાડી છોકરાને દર્દીઓ સોંપીને ડૉકટર સાહેબ શહેરમાં ફરવા નીકળી પડતા.

એક દિવસ બપોરે રડવાનો અવાજ સાંભળી હું મારી ઓરડીની બહાર નીકળ્યો. હૉસ્પિટલ તરફથી અવાજ આવતો હોવાથી હું એ બાજુ ગયો. ત્યાં જઈને જોયું તો એક મોટા ખાડામાં પેલા ક્ષયના દર્દીને દાટ્યો હતો. માત્ર એનું ડોકું બહાર હતું. ધતિંગાચાર્યનો અનાડી આસિસ્ટંટ પેલા કમનસીબ દર્દી ઉપર ઊની રેતી નાખતો હતો. દર્દી જુવાન અને કઠણ મનનો હોવા છતાં આ અત્યાચારથી છૂટા મોંએ રડતો હતો. ભરઉનાળે દર્દીને ધગધગતી રેતીમાં દાટવાનો આ ભયંકર પ્રયોગ મેં તો આ દુનિયામાં ફક્ત અહીં જ જોયો. મેં પેલા આસિસ્ટંટને કહ્યું કે આ માણસ બાવો નથી પણ નાજુક માવજત માગી લેતો દર્દી છે. અને એને બહાર કાઢો તો સારું. આસિસ્ટંટે સાફ ના પાડી મને જણાવ્યું કે 'ડાક્તર સાહેબચા હુકમ આહે.' હું લાચાર થઈને ચાલ્યો ગયો. એક કલાકે પેલા કમનસીબ દર્દીને બહાર કાઢવામાં આવ્યો. સાંજના જ્યારે હું એ ધતિંગાચાર્યને મળવા ગયો અને આ સારવારની યોગ્યાયોગ્યતા વિષે ચર્ચા કરી ત્યારે તુરત જ એમનું મગજ ફટક્યું અને મારા તરફ આંખો કાઢી 'અમારા આટલાં વર્ષ અંધારે ગયાં. તમે આવડા ડાહ્યા ક્યાંથી થયા?' એમ કહેતા હોય એવી મુખમુદ્રા કરી મને એમણે કહ્યું કે છોકરા! આવા ગહન વિષયમાં તારી ચંચં નહિ ડૂબે. માટી એ પંચમહાભૂતમાંનું એક ભૂત છે અને એનાથી રોગમાત્ર નાશ પામે છે. એમનો મિજાજ જોઈને મેં ચાલતી પકડી. ત્યારપછી દિવસે દિવસે કેસ ખરાબ થતો જતો હોવાથી દર્દીના સગાંવહાલાંએ એ ભાઈસાહેબની ઈચ્છા વિરુદ્ધ એને ત્યાંથી બહાર કાઢ્યો અને એક દવાખાનાના સ્થળે મોકલી આપ્યો ત્યારે મેં છુટકારાનો દમ ખેંચ્યો. આ ચિકિત્સકના અનાડીપણાને લીધે દર્દીના સગાંઓ બીજા પાંચ હજાર રૂપિયાના ખાડામાં ઊતર્યા અને દર્દીની જિંદગીનું એક વર્ષ બગડ્યું.

આ સંસ્થામાં બીજો એક દર્દી ગાંડપણનો હતો. દર્દીની ઉંમર બાર વર્ષની હતી. એનો બાપ શ્રીમંત હોવાથી અનેક નામાંકિત એલોપથિક ડૉકટરો પાસે ગયો હતો. બધાએ એકમતે અભિપ્રાય આપ્યો હતો કે આ કેસ અસાધ્ય છે. નિસર્ગોપચારની દૃષ્ટિએ પણ આ કેસમાં ઝાઝી આશા નહોતી. છતાંય જ્યારે આ છોકરાનો બાપ ધતિંગાચાર્ય પાસે આવ્યો ત્યારે એમણે છોકરાનો રોગ ટૂંક સમયમાં અચૂક રીતે મટાડી દેવાની ખાતરી આપી. એટલે એને ભરોસે પોતાના દીકરાને સોંપીને બાપ પરગામ ચાલ્યો ગયો. ત્યારપછી આ છોકરાની ઉપર જે કંઈ વીત્યું છે તેને વિષે તો એક પુસ્તક ભરાય એટલું લખી શકાય. એ છોકરાને એક ઓરડીમાં પૂરી રાખવામાં આવતો. એને બેદમ મારવામાં આવતો, એક ખાડામાં દાટવામાં આવતો અને ભરશિયાળે નદીનાં ઠંડા પાણીમાં બળાત્કારે નાહવાની ફરજ પાડવામાં આવતી. એ છોકરો જ્યારે ટાઢથી ધ્રૂજતો હોય ત્યારે એક લંગોટીભેર એને હૉસ્પિટલની વારંવાર પ્રદક્ષિણા કરવાની ફરજ પાડવામાં આવતી. આ વખતે છોકરો બીચારો રડતો અને એના બે નોકરો એને બે બાવડેથી પકડી બળાત્કારે દોડાવતા અને ઢસડતા. આ પ્રકારના અત્યાચારોને એ જલોપચાર, હવાસ્નાન અને કસરતના રૂપાળા નામથી ઓળખાવતો.

આખરે બે વર્ષની સારવાર-પછી કંઈ જ પરિણામ ન મળ્યું અને સેંકડો રૂપિયા ગુમાવ્યા બાદ એના બાપની સાન ઠેકાણે આવી અને એણે ધતિંગાચાર્યના હાથમાંથી પોતાના દીકરાને છોડાવ્યો અને પોતાને ઘેર લઈ ગયો.

એક દિવસ હું સવારે હોસ્પિટલમાં આવ્યો ત્યારે ધતિંગાચાર્ય પાસે પરગામથી એક દમનો દર્દી આવ્યો હતો. આવતાંવેંત દર્દી કહે છે કે, 'ડૉક્ટર સાહેબ મારો ભયંકર દમ તમે મટાડી શકશો ?' ડૉ. સાહેબે જવાબ આપ્યો, 'દમ તો શું, પણ ગમે તેવું ભયંકર દર્દ હું જોતજોતામાં મટાડી શકું છું' પછી હાથમાં સ્ટેથોસ્કોપ લઇ દર્દીના ફેફ્સાં તપાસી સ્ટેથોસ્કોપ બાજુએ મૂકે છે. પછી જીભ તપાસી એકાએક બોલી ઊઠે છે—'જુઓ, તમારી જીભમાં જ દમ ભરાઈ બેઠો છે.' મને થયું કે દમ ફેફસાંમાંથી જીભમાં કઈ રીતે ગયો હશે ! પણ હોય, મહાપુરુષોની ગતિ અકળ છે !

પછી તો દર્દીની સારવાર શરૂ થાય છે. બધાં દર્દો માટે ધતિંગાચાર્યનું ઉપવાસ એ એક અમોઘ શસ્ત્ર છે અને દરેક દર્દીની સારવારના શ્રીગણેશ એ આ પવિત્ર કાર્યથી જ કરે છે. ધતિંગાચાર્ય પોતાને ઉપવાસના જગતભરના એક મહાન નિષ્ણાત માને છે, પણ મારો અનુભવ તો એવો છે કે કેટલીક વાર, તેઓનું પ્રિસ્ક્રિપ્શન આમરણાંત ઉપવાસનું હોય છે ! આવા કેસમાં કોઈ પણ જવાબદાર નિસર્ગોપચારક ત્રણ-ચારથી વધુ ઉપવાસ ન કરાવે, પણ એમણે તો વીસ ઉપવાસ ખેંચાવ્યા. દર્દીની બીચારાની આંખો ઊંડી ઊતરી ગઈ, ટાંટિયા લથડી ગયા, અને એ કેવળ આત્મતેજથી જીવતો હોય એવો મને ભ્રમ થયો. આ વખતનો એ દર્દીનો દેખાવ બંગાળના કોઈ દુષ્કાળ-પીડિત નિરાશ્રિત જેવો થઈ ગયેલો.

જ્યારે દર્દીએ બહુ કાલાવાલા કર્યા ત્યારે આ મહાન ચિકિત્સકે એના ઉપર દયા કરી એને સંતરાં-મોસંબી-ના રસથી પારણાં કરાવ્યાં. ૧૫ દિવસ સુધી આ બીજી અગ્નિપરીક્ષા ચાલી. દર્દીની ધીરજનો છેડો આવ્યો અને ફરી એણે કાલાવાલા કર્યા ત્યારે આ મહાન ચિકિત્સક વિચારમાં પડ્યા અને દર્દીને અત્યંત ગંભીરતાથી કહ્યું: 'ભાઈ ગભરાય છે, કેમ ? હવે આજથી આપણે દૂધ શરૂ કરીશું,' ત્યારપછી મારા તરફ ફરી એમણે કહ્યું : 'દર્દીને જેવું દૂધ હું પાઈ શકું છું તેવું તો કોઈ પાઈ શકતું નથી.' મને થયું કે બર્નાર મૅકફેડનના શિષ્ય આ ધતિંગાચાર્ય છે કે ધતિંગાચાર્યના શિષ્ય બર્નાર મૅકફેડન ? શરૂઆતમાં ગાયનું દૂધ, બકરીનું દૂધ અને પાણી એ ત્રણ ચીજનું મિશ્રણ કરી આ અમૃતતુલ્ય પ્રવાહી દર્દીને પાવાની શરૂઆત કરવામાં આવી. ધીમે ધીમે દૂધમાં વધારો કરવામાં આવ્યો, સારવારની શરૂઆતથી જ દર્દીને એકાંત કેદની સજા હતી. દૂધનો પ્રયોગ શરૂ થયો એટલે આ સજાનો વધુ કડક અમલ કરવામાં આવ્યો. હોસ્પિટલના એક ખૂણાની ઓરડીમાં દર્દીને પૂરવામાં આવ્યો. એને દર કલાકે ડોકાબારીમાં હાથ નાખી નર્સ દૂધનો પ્યાલો આપી જતી. ૨૪ કલાકમાં માત્ર ૧૫ મિનિટ ડૉક્ટર સાથે વાતચીત કરવા સિવાય દર્દીને સંપૂર્ણ રીતે માનવસંપર્કથી વંચિત રાખવામાં આવ્યો. એની પત્નીને પણ એને મળવાની મનાઈ હતી-રખેને એનું મોઢું જોવાથી દૂધથી આવેલી અદ્‌ભુત શક્તિ ક્યાંક હવામાં ઊડી જાય !

દૂધનો પ્રયોગ એ રોગમાત્રનો રામબાણ ઇલાજ નથી. ઘણા દર્દીઓને દૂધ બિલકુલ માફક આવતું નથી અને એ અમૃતને બદલે ઝેરનું કામ કરે છે. એ જ પ્રમાણે આ દર્દીના કેસમાં બન્યું. દર્દી મૂળ તો દમથી નબળો થયો હતો. એમાં ઉપવાસનો અતિરેક અને એકાંત કેદ ભળ્યાં, એટલે દર્દીનાં આંતરડાં તદ્દન શિથિલ થઈ ગયાં અને એ કોઈ પણ રીતે દૂધ પચાવી શક્યો નહિ. દૂધ પેટમાં જતાં જ પારાવાર ગૅસ થવા માંડયો અને એક દિવસ તો દર્દીનું પેટ ફૂલીને ઢમઢોલ થઈ ગયું. એનું મગજ ચક્કર-ભમ્મર ફરવા માંડયું, હાથપગ પાણીપાણી થઈ ગયાં, જીભ તાળવે ચોંટવા માંડી. એણે લોચા વાળતા વચને કહ્યું: 'ડૉક્ટર સાહેબ, મારો દમ સાથે-સાથ નીકળી ગયો છે-હવે જીવ નીકળે એટલે છૂટકો !' આમ કહી એ હતાશ થઈ ગયો.

પછી ધતિંગચાર્યે કહ્યું : 'તું ગભરા નહિ. આવા તો મારી પાસે સેંકડો કેસ આવી ગયા છે. હું હમણાં જ એક અદ્‌ભુત ઇલાજ કરું છું. હું વિચારમાં પડયો કે કોણ જાણે એ શું યે કરશે ? ત્યાં તો એનિમાનું ડબલું લાવી એમણે મારો ભરમ ભાંગી નાખ્યો. દર્દીને એનિમા આપવામાં આવ્યો. પેટમાંથી પુષ્કળ ગાંઠા નીકળ્યા અને દર્દીએ કંઈક રાહત અનુભવી.

દર્દીને દૂધ માફક નહોતું આવતું એ દેખીતી વાત હતી, છતાં ય દરરોજ

સવારે જ્યારે ધતિંગાચાર્ય એને તપાસવા આવતા ત્યારે કહેતા : ‘ઓહોહો ! તારા શરીરમાં શું લોહી ભરાયું છે ! મોઢા ઉપર લાલી આવી છે. હોઠ ગુલાબી થયા છે અને આંખમાં ચમક દેખાય છે—ખરેખર દૂધ એ મૃત્યુલોકનું અમૃત છે !’ ત્યારબાદ દર્દીને વજન કરવા કાંટા ઉપર લઈ જવામાં આવતો અને અવળું મેં કરીને કાંટા ઉપર ઊભો રાખવામાં આવતો. આ યુક્તિ તો મેં આખા હિંદુસ્તાનમાં માત્ર અહીં જ જોઈ. સામાન્ય રીતે દાક્તરો દર્દીને પોતાનું વજન જાણવા દે છે, પણ આ ભાઈસાહેબ તો કોઈ પણ જાતનું પરિણામ બતાવ્યા સિવાય પાર વગરનો આડંબર કરતા હતા: એટલે એમને આવી હલકી યુક્તિઓ અમલમાં મૂકવી પડતી હતી.

સામાન્ય રીતે દૂધનો પ્રયોગ નિષ્ફળ જાય કે તુરત જ સામાન્ય સમજણવાળા નિસર્ગોપચારકો પણ બીજી સારવાર તરફ નજર દોડાવે છે, જ્યારે આ તો ‘ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું’ એ નર્મદના સિદ્ધાંતમાં માનતા હોવાથી દર્દી જીવે કે મરે તો પણ પોતાનો ખરો કે ખોટો નિર્ણય ફેરવવાનું શીખ્યા નહોતા.’

આ કેસમાં દૂધનો પ્રયોગ સંપૂર્ણ રીતે નિષ્ફળ ગયો, દર્દીનું વજન એક રતલ પણ વધ્યું નહિ, ઊલટું વજન વધવાને બદલે અશક્તિ વધવા લાગી, એટલે ધતિંગાચાર્યનો મિજાજ હાથથી ગયો. એમણે કહ્યું: ‘દૂધ તો શું—પાણી પણ પચાવી દઉં.’ પછી તો વળી એક નવા પ્રયોગની તૈયારી ચાલી. બપોરનો સમય હતો. તડકો ધોમ તપતો હતો, એક મોટું ત્રાંબાનું પીપ લેવામાં આવ્યું. એને એક લોઢાની ઘોડી ઉપર ગોઠવવામાં આવ્યું અને એમાં પાણી ભરવામાં આવ્યું. એની નીચે એક મોટો સ્ટવ ગોઠવવામાં આવ્યો, જે સામાન્ય રીતે લોઢું ગાળવાની ભઠ્ઠીમાં ઉપયોગમાં લેવામાં આવે છે. સ્ટવ ચાલુ થયો. મને થયું કે આ કરવા શું માગે છે ? પછી તો દર્દીને કોઠીમાં ગોઠવી દીધો નીચેથી સ્ટવનો મારો ચાલુ થયો મને થયું કે બટેટાં-શકરિયાં બફાતાં તો અનેક જગાએ જોયાં છે, પણ માણસને બફાતો તો અહીં જ જોવા મળ્યો ! પાણી જ્યારે ૧૦૫ ડિગ્રી જેટલું ગરમ થયું ત્યારે દર્દીના મોઢા ઉપર સાચેસાચ લાલાશ દેખાવા માંડી. દર્દીનો જીવ ગભરાવા માંડયો. માથું ભમવા માંડયું અને એણે બૂમ મારી. ‘સાહેબ, હવે મને મહેરબાની કરીને બહાર કાઢો.’ ધતિંગાચાર્યે કહ્યું: ‘હજી પ્રયોગ અધૂરો છે.’ ત્યાં તો દર્દી બેભાન થઈ ગયો. એને બહાર કાઢી ઠંડું પાણી માથા પર છાંટવામાં આવ્યું અને મહા મુશ્કેલીએ એ ભાનમાં આવ્યો. પછી પાછો એને એકાંત-કોટડીમાં ધકેલવામાં આવ્યો, ત્યાં એને છૂપી રીતે મળવા આવેલ ભાઈને એણે કહ્યું : ‘હવે મને આ દોઝખમાંથી બહાર કાઢો ! દમ તો મટવાનો હશે ત્યારે મટશે પણ અત્યારે તો મારો જીવ જઈ રહ્યો છે.’

અંતે દૂધનો પ્રયોગ અધૂરો રહ્યો. દર્દીએ રજા લીધી. ડૉક્ટરે કહ્યું : ‘તને દૂધ પીતાં ન આવડયું. આ સંસ્થામાં હજારો દર્દીઓ દૂધ પીતાં થયા છે. તારી માનસિક વિકૃતિને કારણે તને દૂધ હજમ ન થયું તું કોઠીમાં બેભાન થયો એ પણ તારી માનસિક વિકૃતિને લીધે જ, ઠીક છે, ખેર ! હવે મગજ ઠેકાણે આવે ત્યારે ફરી વાર આવજે. તારી નાડ હું પારખી ગયો છું. હવે તું બીજીવાર આવીશ ત્યારે તને અદ્‌ભુત પ્રયોગોથી સાજો કરી દઈશ.’

મુમુક્ષુની દૃષ્ટિએ જોવા આવેલો હું આ બધું જોઈને કંપી ઊઠયો. મને થયું કે નિસર્ગોપચારને નામે કેવું ઊંટવૈદું ચાલી રહ્યું છે ! અહીં મને જે જોવા મળ્યું તે અજાણ્યા માણસને નિસર્ગોપચારના શાસ્ત્ર તરફ ઘૃણા ઉપજાવે તેવું હતું.

એમનાથી છૂટા પડતી વખતે એમને મેં અનેક પ્રશ્નો પૂછયા, જેમાંના એકેયનો સંતોષકારક ઉત્તર એમના તરફથી મળ્યો નહિ.

મેં વાચક આગળ એમના બધા પ્રયોગો (!) રજૂ કર્યા , નથી—ટૂંકમાં બકરાની આંખનું ઑપરેશન કરી એને ચશ્માં પહેરાવવાથી માંડી માનવીને દેવ બનાવવા સુધીના પ્રયોગો તેઓશ્રી કરી શકે છે !

ત્યાંથી નીકળ્યા બાદ મને વિચાર આવ્યો કે આ માણસ પોતાના દર્દીઓ ઉપર આટલો બધો જુલમ કેમ કરતો હશે ? ડૉક્ટરને બદલે જેલરનો પાઠ એ કેમ ભજવે છે ? આ પ્રશ્નનો ખુલાસો મેળવવા હું એક જાણીતા માનસશાસ્ત્રી પાસે ગયો. તેઓ મનોવિશ્લેષણ શાસ્ત્રના નિષ્ણાત હતા. એમની પાસે જઈને મેં આસ અનુભવો રજૂ કર્યા. એમણે જવાબ આપ્યો કે સામાન્ય રીતે જાતીય વિકૃતિથી પીડાતા મનુષ્યો આવી રીતે બીજાઓ પર વેર લઈને પોતાની વિકૃતિ સંતોષે છે.

[ચાલુ]

# વિવિધ દર્શન

૧. માનવીની વિશિષ્ટતા
૨. ભાવિ વિશ્વશાંતિ કેવી હશે ?
૩. સલામતી શોધતું રશિયા

## માનવીની વિશિષ્ટતા

કયા લક્ષણોને આપણે માનવજાતની વિશિષ્ટતા તરીકે ઓળખીશું? પશુપંખીઓ કરતાં માણસ કઇ રીતે જુદો પડે છે ? એની વિશિષ્ટતા શામાં રહેલી છે? એની નિર્દોષતામાં કે એની ક્રૂરતામાં ? નિર્દોષતામાં હરણો અને ક્રૂરતામાં સિંહ આપણને ઘણા પાછળ પાડી દે એમ છે. કદ અને બળની દૃષ્ટિએ હાથી અને વ્હેલ માછલીઓ આપણા કરતાં ઊંચુ સ્થાન મેળવશે. ઘેટાંઓ નમ્ર હોય છે, બુલબુલનો અવાજ વધારે મીઠો છે, કાચબાની જીવનમર્યાદા લાંબી છે, માખીઓ સહકારની ભાવનામાં ચઢે એમ છે, કેટલાંક પ્રાણીઓ આપણા કરતાં વધારે ઉદ્યોગી હોવાનું જણાઇ આવ્યું છે. ખરી વાત તો એ છે કે આપણું શરીર નાજુક છે અને સારી રીતે જીવવા આડે ઘણી મુશ્કેલીઓ રહેલી છે. કેટલાએ રોગચાળાના આપણે ભોગ બનીએ છીએ. જુદીજુદી દિશાઓમાંથી તરેહતરેહની અડચણો ઊભી થતી રહે છે. હવામાન પણ એવું પ્રતિકૂળ હોય છે કે બીજાં પ્રાણીઓની ચામડીમાંથી કે વિવિધ બનાવેલા વસ્ત્રોને પરિધાન કર્યા વિના જીવી શકાતું નથી. આ ઉપરથી જોઇ શકાશે કે આપણે જે શક્તિઓ માટે મગરૂર બનીએ છીએ એ શક્તિઓ બીજા પ્રાણીઓમાં કંઇક વિશેષ રીતે રહેલી જણાય છે. તો પછી મુખ્ય ભેદ કયાં રહેલો છે ? આપણી મહત્તા શામાં છે ?

મારા મત પ્રમાણે આ મહત્તા ત્રણ વસ્તુમાં રહેલી છે.

પહેલી વસ્તુ બુદ્ધિ છે. એરિસ્ટોટલ માણસને બુદ્ધિપ્રધાન પ્રાણી તરીકે ઓળખાવે છે. બીજી રીતે કહીએ તો માણસની પાસે મગજ છે જે વડે એ સારાસારનો વિચાર કરી શકે છે, કાર્યકારણના નિયમો સમજી શકે છે, કુદરતમાં રહેલા ભેદોનો પાર પામી શકે છે, ભવિષ્ય માટે યોજનાઓ કરી શકે છે અને જીવનના હેતુઓનો વિચાર કરી શકે છે. આ વિચારણાની શક્તિ બે પ્રકારની છે. એક તો સૈદ્ધાન્તિક વિચારણા. કુતૂહલ પ્રેર્યો માણસ દોરવાય છે અને કોઇ પણ જાતના સ્વાર્થી હેતુઓ વિના એ કાંઇ જાણવાને ઇંતેજાર બને છે, જ્ઞાનને ખાતર જ્ઞાનને માટે એ ઝંખે છે. વિજ્ઞાન, ગણિત, તત્વજ્ઞાન, ઇતિહાસ—અથવા તો ભૂતકાળથી ચાલ્યો આવતો જ્ઞાનનો સમસ્ત વારસો કે જે વર્તમાનમાં આપણું માનસિક ઘડતર કરે છે—એ આવી સ્વાભાવિક ઇચ્છાનું પરિણામ છે. બીજા પ્રકારની વિચારણા વ્યાવહારિક હેતુઓની સિદ્ધિ માટે હોય છે. એણે જે કાંઇ જ્ઞાન મેળવ્યું હોય છે તેનો એ પોતાના જીવનને અનુલક્ષીને વિનિયોગ કરે છે. બે હજાર વર્ષોમાં પણ જે પલટા થયા નથી તે છેલ્લાં દોઢસો વર્ષની અંદર જ્ઞાનની મદદથી થયા છે.

બીજી વસ્તુ નીતિ છે. માણસ સિવાયના બીજાં સત્ત્વ અંશો પોતાની સ્વતંત્રતાથી વર્તે છે કારણકે એ પ્રમાણે વર્તવું એ એમની પ્રકૃતિ છે. આવી સ્વતંત્રતાથી જ વર્તવું કે એનાથી વિરોધી આચરણ કરવું એ દલીલોમાં ઊતરવું વૃથા છે. પથ્થરે ટેકરીની ઉપર જ જવું જોઇએ અને વાઘે પોતાનો શિકાર ચીરી ખાવો જોઇએ નહિ એવી અપેક્ષા આપણે રાખતા નથી, પણ જ્યારે માણસનો વિચાર કરીએ છીએ ત્યારે **"એ આવો છે"** એટલું જ માત્ર આપણે કહેતા નથી પણ **"એણે આમ કરવું જોઇએ"** એમ પણ કહીએ છીએ. માનવી સિવાય બીજા કોઇ પણ પ્રાણીનું નીતિની દૃષ્ટિએ મૂલ્ય કરી શકાય નહિ. માનવી અને કુદરતમાં રહેલા આ ભેદનું કારણ શું ? માત્ર માણસ જ સાચા ખોટાનો પાર પામી શકે છે. માણસ કાંઇ પણ કરે ત્યારે જે યોગ્ય છે તેનું આચરણ કરે અને જે અયોગ્ય છે તેનો ત્યાગ કરે એવી અપેક્ષા સર્વદા રહેલી હોય છે સાચાનું આચરણ કરવાની અને ખોટાનો ત્યાગ કરવાની એને સ્વતંત્રતા છે. નીતિની આવી સૂક્ષ્મ મર્યાદાને કારણે કુદરતના બીજાં સર્જન વચ્ચે અને માનવીની વચ્ચે મોટો ભેદ રહેલો છે. સર્જકની પ્રતિમૂર્તિરૂપ માનવીનો અમર આત્મા જ આ અનોખી નીતિભાવનાને માટે કારણરૂપ છે એમ પણ કેટલાક માને છે. માણસમાં રહેલી બુદ્ધિશક્તિને કારણે એ જ્ઞાનને ઝંખે છે અને જ્ઞાનને પ્રાપ્ત કરે છે તેવી જ રીતે આ નીતિભાવનાને કારણે માનવી શુભને ઝંખે છે અને યોગ્યને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે.

આ સિવાય બીજું કયું લક્ષણ છે કે જે માણસને બીજા પ્રાણીઓ કરતાં મહાન બનાવે છે? મારા મત પ્રમાણે માનવીની સૌન્દર્યભાવના એ ત્રીજી વિશિષ્ટતા છે. નિસર્ગમાં રહેલાં સૌન્દર્યને માનવી ગ્રહણ કરે છે અને એનું પ્રતિબિંબ પાડે છે. સૌન્દર્યને એ રેખામાં, અવાજમાં કે શિલ્પમાં મૂર્ત કરે છે. વિજ્ઞાન અને ફિલસૂફી માણસની બુદ્ધિશક્તિનું પરિણામ છે, ધર્મ અને ન્યાય એની નીતિભાવનાનું પરિણામ છે તો કલા એની સૌન્દર્યભાવનાનું પરિણામ છે. માત્ર સૌંદર્ય સર્જવાની શક્તિ જ નહિ પણ સૌન્દર્યનો મર્મ સમજવો અને એનો આસ્વાદ લેવો એ પણ જે કલાસર્જકો નથી એમને માટે સામાજિક દૃષ્ટિએ તો એવી જ મહત્ત્વની સિદ્ધિ છે. સૌન્દર્ય દૃષ્ટિ સાથે સાચા અને ખોટાને પારખવાની શક્તિનો પણ સમાવેશ થઈ જાય છે. સુખી જીવનમાં પણ સૌન્દર્ય રહેલું છે. કલા અને સાહિત્યમા રહેલું સૌન્દર્ય આપણી જીવનદૃષ્ટિ ઉપર અસર કરે છે, બીજાની લાગણીઓ પ્રત્યે સહાનુભૂતિ અને અનુકંપાથી જોવાની ઉદારતા કેળવે છે, ક્રૂરતા અને અન્યાય તરફ પુણ્યપ્રકોપ પ્રગટાવે છે, દેખાવો અને બીજા બનાવો તરફ વિવેકથી જોવાની દૃષ્ટિ આપે છે. વાંચનના આનંદ માટે આપણે વાંચીએ છીએ છતાં માત્ર આનંદ સિવાયનો સાહિત્યનો બીજો પ્રધાન હેતુ વિચારવો ઘટે. વિચાર પ્રેરે, સૌન્દર્યદૃષ્ટિને વિશેષ વ્યાપક કરે, અનુકંપા અને સહાનુભૂતિની લાગણી જન્માવે, આપણા બંધુઓ અને બીજા પ્રાણીઓ પ્રત્યે પ્રેમથી જોવાની અને તેમને સમજવાની ભાવના આપે, સામર્થ્યની વૃદ્ધિ કરે, આત્માને જાગ્રત કરી ચારિત્ર્ય ઉપર અપરોક્ષ કે પરોક્ષ અસર કરે–આ અથવા એમાંથી કોઈ પણ એક હેતુ જે કલાકૃતિ સિદ્ધ કરે તે સફળ થઈ કહેવાય.

માનવીની વિશિષ્ટતા, બુદ્ધિ, નીતિ અને સૌન્દર્યદૃષ્ટિમાં રહેલી છે. જ્ઞાન, ચારિત્ર્ય અને કલાનું મૂલ્ય માત્ર માનવી જ સમજી શકે એમ છે. આ સ્વીકારી લીધા પછી પ્રશ્ન કરીએ: કે મનુષ્યમાં રહેલી સર્વોત્કૃષ્ટ શક્તિનો આવિષ્કાર ક્યાં મળશે? એ તો દેખીતું જ છે કે કેટલાક માણસો બીજાઓ કરતાં કાંઈક વધારે માનવગુણયુક્ત હોય છે અને માનવજાતના વધારે યોગ્ય પ્રતિનિધિઓ હોય છે. તો એવા માણસોમાં આપણે કયા લક્ષણોની અપેક્ષા રાખીશું? માનવીની સર્વ વિશિષ્ટતાઓનો પૂર્ણપણે વિકાસ સાધ્યો છે એ જ મહાન છે, એટલે કે જે સૌથી બળવાન કે નિર્દય છે તે નહિ, સૌથી વધારે દૃઢનિશ્ચયી કે સત્તાશાળી છે તે નહિ, સૌથી વધારે ધનિક કે બહાદુર છે તે નહિ પણ જેનામાં બુદ્ધિ, ચારિત્ર્ય અને અભિરુચિનો સર્વસંપૂર્ણ પરિપાક થયો છે તે જ ખરેખર મહાન છે. એવી વ્યક્તિઓમાં સર્વોત્કૃષ્ટ શક્તિનો આવિષ્કાર થયેલો જોઈ શકાય છે.

[સી ઈ. એમ. જોડના For civilization નામના નિબંધમાંથી]

## ભાવિ વિશ્વશાંતિ કેવી હશે?

પેરિસ પરિષદના અહેવાલો, સુલેહની શરતો અને સાથેના ભાવિ પલટાઓ તરફ આખુંયે વિશ્વ આતુર નજરે જોઈ રહ્યું છે. આજે લગભગ સાત સાત વર્ષોનાં વહાણાંવાયાં છતાં શાંતિ ન દેખતી પ્રજાઓએ સુલેહના સમાચારો સાંભળી હાશના ઉદ્ગારો કાઢી માન્યુ હશે કે હવે ખરેખર શાંતિ આવી. પણ એ શાંતિ ખરેખર શાંતિ છે? એ પ્રશ્ન ફરીફરીને એમનાં કાળજાં ફફડાવી જાય છે. સાત સાત વર્ષ સુધીના વિનાશનું ઘોર તાંડવ એટલે શું? ધરતીને દફણ સો ફફણ કરતા એ પ્રલયવાયુની ઊની લાય ધરતીને ખૂણે ખૂણે ફરી વળી અને સાત વર્ષનો ગાળો એટલે પણ શું? યુદ્ધમાં જન્મેલો બાળક આજે શાળાએ જાય તેવડો થયો હોય, શાળાનો વિદ્યાર્થી આજે ભડબાદર જુવાન બન્યો હોય. પણ એ બાળકના જન્મદાતા માતાપિતા એ કુમળા છોડને અન્ન અને પોષણ વગર હીજરાતો જોઈ રહ્યા હોય. વસ્ત્ર વગર ફરતા એનાં ચીંથરેહાલ દિદાર જોઈ ચીરાતા કાળજાને હાથ દઈ થંભાવી રહ્યા હોય કે, હમણાં શાંતિ આવશે, હમણાં સુલેહ થશે! અને જ્યારે એ સુલેહના સમાચાર આવ્યા છતાં એમને હૈયે ધરપતને બદલે જો એ શંકાઓનાં વાદળ ઘેરાતાં હોય કે એ જ કુમળા છોડને પાણી પીવી ભડબાદર જુવાન કરવા જીવન નીચોવી, પાછો એને આવા જ એક દાવાનળમાં થોડીક વધુ લાય પ્રકટાવવાની કાઠી તરીકે હોમી દેવાનો છે તો એમને કઈ શાતાથી એ વિશ્વશાંતિની વાતોએ હૈયે ધરપત વળે?

અને ખરેજ એ પ્રશ્ન એમને એમ છોડી દઈ શકાય તેમ નથી જ. વિજયનો મદ હોય છે. એ મદમાં ને મદમાં વિજેતા ભાન ભૂલે છે. આજે જુદા જુદા ક્ષેત્રમાંથી ભાવિ વિશ્વ-

સલામતી માટે જે માર્ગો સૂચવાય છે તેમાં પેલા મદનો હુંકારતો નથી ને? એ જોવું રહ્યું.

જર્મનીનું સંપૂર્ણ નિ:શસ્ત્રીકરણ, એની વૈજ્ઞાનિક સંસ્થાઓ ઉપર અંકુશ, એની ઉત્પાદન શક્તિ ઉપર અંકુશ, એની યુદ્ધોપયોગી વસ્તુઓ ઉપર અંકુશ, એની કેળવણીની પુનર્રચના, વગેરે અનેક જાતની યોજનાઓ ઉપર યોજનાઓ અને સૂચનાઓ રજૂ થઈ રહી છે. આક્રમણકારી દેશો ઉપર વિધવિધ જાતના રાજતંત્રો ગોઠવવાની વાતો જુદે જુદે ખૂણેથી સંભળાય છે. વિશ્વની અર્થવ્યવસ્થાને પુનર્વ્યવસ્થિત કરવાની અને યુદ્ધગુનેગારો ઉપર કામ ચલાવવાની પણ એવી જ જોશભેર ચર્ચાઓ આજે એકેએક પત્રના મથાળાં રોકી રહી છે. એ બધામાંથી નીચેના સૂરો મુખ્યત્વે નીકળે છે :

૧. આક્રમણકારી રાષ્ટ્રોનું સંપૂર્ણ નિ:શસ્ત્રીકરણ, એમના ઉપર સર્વગ્રાહી અંકુશ. અને એમની આક્રમણશક્તિને પોષતા બધાં તત્ત્વોનું નિર્મૂલન

૨. ભાવિ આક્રમણને અશક્ય બનાવવા અને આગામી વિશ્વયુદ્ધના બીજને મૂળથી ડાંભવા ખડે પગે રહેતા આંતરરાષ્ટ્રીય દળની યોજના; અને

૩. અખિલ–વિશ્વ–સમવાયતંત્રની સ્થાપના.

હવે આ ત્રણે મુદ્દાઓનું સંપૂર્ણ પાલન કેટલું શક્ય છે અને વિશ્વ-સલામતી ટકાવવી કેટલી સહેલી છે એ જોઈએ.

૧. આક્રમણકારી રાષ્ટ્રોનું નિ:શસ્ત્રીકરણ એ ખરેખર નવા વિશ્વયુદ્ધના મૂળમાં ઊંડો કુહાડાનો ઘા તો છે જ. પણ વરસેલ્સે મૂકેલાં બંધનો છતાં જર્મન વિજ્ઞાને ભયંકરમાં ભયંકર શસ્ત્રોનો પરિચય દુનિયાને કરાવ્યો છે. અલબત્ત 'વર્સેલ્સ'ની એ નબળી કડીઓને પૂરી દેવા ત્યાંસુધી સૂચનાઓ કરાય છે કે જર્મનીની વૈજ્ઞાનિક સંસ્થાઓ ઉપર પણ આંતરરાષ્ટ્રીય નિરીક્ષક વિભાગે સતત ચોકી રાખવી, અને શસ્ત્રોના ઉત્પાદન ઉપરના અંકુશને સચોટ બનાવવા તેલ, રબર, મેંગેનીઝ, વગેરે યુદ્ધોપયોગી વસ્તુઓની આયાત ઉપર અંકુશ મૂકવો અને બનાવટી તેલ, રબર વગેરેના ઉત્પાદન ઉપર પણ અંકુશ મૂકવો. પરન્તુ આ યોજનાને અમલમાં મૂકવા સામે ભયસ્થાનો પણ છે જ. આજે એક સંઘમાં ભળેલા મિત્ર રાષ્ટ્રોના પરસ્પરના હિતો અથડાય તો એ અંકુશ ઢીલો બને કે કેમ? બીજું સામાન્ય ભયે જ એમને એક હરોળમાં ઊભા રાખ્યા છે. એ સામાન્ય ભય દૂર થતાં પણ એમની આ વિષય પરત્વેની એકલક્ષ્યતા એવી ને એવી સબળ રીતે કેંદ્રિત રહેશે ખરી? પહેલા વિશ્વયુદ્ધ પછી પ્રજા–સંઘમાંથી ખરી પડેલી કડીઓના ઇતિહાસનું પુનરાવર્તન થાય તો? અને ત્રીજો પ્રશ્ન એ છે કે પરતંત્ર પ્રજાઓ પણ જ્યાં મૂક્તિ માટે પ્રયાસો કરી રહી છે ત્યાં જર્મની ઉપર આ જાતના અંકુશો જ ફરીથી વેરની ઝંખના જગાડયા વગર રહેશે?

૨. બીજો પ્રશ્ન છે આંતરરાષ્ટ્રીય સંરક્ષણ દળનો. એ દળનું બંધારણ આજના મહાન ત્રણ લશ્કરોમાંથી સર્વોત્કૃષ્ટ વિભાગો તારવીને જ બને, અને એનું પ્રમાણ પણ આજની લશ્કરી પરિસ્થિતિ પ્રમાણે જ રહે. પરન્તુ એનું દબાણ ત્યારે જ સંપૂર્ણ પ્રજાસત્તાક ધોરણે રહે કે જ્યારે એના ઉપર અંકુશ રાખનારી અખિલ–વિશ્વ સમવાયતંત્રની મધ્યસ્થ સંસ્થા સંપૂર્ણ પ્રજાસત્તાક તત્ત્વોની બનેલી હોય.

૩. એટલે આપોઆપ ત્રીજા પ્રશ્નના ઉકેલમાં જ ઉપરનો પ્રશ્ન સમાઈ જાય છે, અખિલ–વિશ્વ–સમવાયતંત્ર હશે કે અખિલ–ગૌર–વિશ્વ–સમવાયતંત્ર હશે એ પ્રશ્નની અત્યારે કોઈને પડી નથી. તદુપરાંત જ્યાં જર્મનીને સાવ કચરી નાખવાની જ જરૂરત હોય ત્યાં એ અને એના બીજા આક્રમક સાથીદારોને એ સમવાયતંત્રમાં સંપૂર્ણ અને શુદ્ધ ભાવે પ્રવેશ મળે કે કેમ એ પણ એક પ્રશ્ન છે. વળી સમવાયતંત્રની સફળતાનો મુખ્ય સિદ્ધાંત એ છે કે તેના એકમોએ પોતાના સંપૂર્ણ સ્વાતંત્ર્ય ઉપર અંકુશ મૂકી મધ્યસ્થ સત્તાને અમુક સત્તા સોંપવી જોઈએ. 'બ્રિટિશ એમ્પાયર કોન્ફીડરેશન'ની યોજના પણ અમલમાં મૂકવા માટે એ જ વાંધો હતો કે બ્રિટિશ પાર્લામેન્ટ મધ્યસ્થ સત્તાની તાબેદાર બની માત્ર ઇંગ્લાંડની 'મ્યુનિસીપલ બરો' જેવી બનવા ઇચ્છતી નહોતી. તો પછી અખિલ વિશ્વ સમવાયતંત્રની મધ્યસ્થ સત્તાને સંપૂર્ણ શક્તિશાળી બનાવવા મહાન રાષ્ટ્રોમાંથી કોણ પોતાના સ્વાતંત્ર્ય ઉપર અંકુશ મૂકવા તૈયાર થશે?

એટલે આ ત્રણે મુખ્ય પ્રશ્નો ફરી ફરીને એક જ પ્રશ્ન પાસે આવીને ઊભો રહે છે કે જર્મનીનું શું કરવું?

ત્યારે જર્મનીને ફરીથી બેઠું થવાના કારણો કયા અને આ વખતે કયા કયા કારણો અને બળોથી એ બેઠું થયું હતું, એમાં જ એ રોગનું નિદાન છે.

માત્ર જર્મની નહિ પણ રશિયા, અને ઈટલી પણ ગયા યુદ્ધ પછી ક્રાંતિને માર્ગે વળ્યા હતા. યુરોપના નાના નાના રાષ્ટ્રોની પાર્લામેન્ટો પણ સંપૂર્ણ પાર્લામેન્ટ્રી તો નહોતી જ બની એનું કારણ શું? એક જ કે રાજ્યકારણ એ હવે એકલા રાજ્યપ્રકરણી પ્રશ્નોથી ચર્ચી શકાશે નહિ. એ બધા દેશો આર્થિક દૃષ્ટિએ ભાંગીને ભૂકો થઈ ગયેલા હતા. માટે એમણે જીવવું હોય તો ફરીથી બેઠું થવું રહ્યું. જેમને એ તંગી વધુ કારમી હતી એ પહેલાં જાગ્યાં, અને બાકીનાએ પણ યુદ્ધની શરૂઆતમાં નાઝીઓના પક્ષમાં ભળવું વધુ પસંદ કર્યું. તો પછી આક્રમક દેશોને કચરી નાખવા કે એમને વિશ્વની અર્થ-પુનર્રચનામાં સમભાગી બનાવવા એના જવાબમાં જ ભાવિ શાંતિનો પ્રશ્ન છે.

શોષક અને ગુલામના પ્રશ્નો જતા કરીએ તો પણ સમભાગી વિશ્વ અર્થ પુનર્રચના માટે આજના વિજેતાઓમાં કયા કયા બળો ખરા હૃદયથી ઈંતેજાર છે એ જોવું રહ્યું. એથી જ બ્રિટન અને અમેરિકા સમેત બાકીના વિશ્વ સામે રશિયાનો સામ્યવાદ હજુયે પડકાર કરતો ઊભો છે, અને તદુપરાંત શોષ્ય પ્રજાઓ ઉપર પણ એ સામ્યવાદનો ઓછાયો ગૌર સામ્યવાદ જ નથી ને, એ ચેતવણીનો સૂર પણ એટલો જ જરૂરી છે.

માટે ભાવિ વિશ્વશાંતિ ઘડવાનું કામ એ કાંઈ શાણા ન્યાયાધિશોની કોર્ટોમાં ચલાવવાનો કોઈ ગુનેગારી ખટલો નથી, યુદ્ધ એ તો એક ચેપી રોગ છે. એની ચિકિત્સા માટે વકીલી બુદ્ધિ નહિ પણ શાંત અને સાત્વિક પ્રજ્ઞાની જરૂર છે.

પી. રા. ભારદ્વાજ

## સલામતી શોધતું રશિયા

ગયા સપ્ટેમ્બરની ૧૯ મીએ થયેલા રૂસો ફિનિશ કરારો અને તાજેતરમાં થયેલા રૂમાનિયા સાથેના રશિયાના કરારોની સરખામણી કરતાં રશિયન પરદેશનીતિ અંદર રમાતા ભેદભાવ તુરત પરખાઈ આવે છે.

સોવિયેટ યુનિયન ઉપરના હિટલરના આક્રમણમાં ધરી પક્ષે સક્રિય ફાળો આપનાર એ બને રાષ્ટ્રોએ જર્મનીને આર્થિક સહાય કરી છે એટલું જ નહિ પણ આક્રમણ કરવા માટેના પુરવઠાઓ અને વિમાની મથકોની મદદ પણ એમણે જ પૂરી પાડી છે. પરંતુ એ બનેમાં જર્મન યુદ્ધ સંચાલનને વધુ વેગ આપનાર તો રૂમાનિયા જ હતું. છતાં રૂમાનિયા સાથે થયેલા કરારો ફિન્લાન્ડને હિસાબે ઘણા જ ઉદાર હાથે થયેલા છે અને એ જ પ્રમાણમાં ફિન્લાન્ડ સામેની શરતો એટલી જ કડક છે.

રૂમાનિયાએ રશિયાને બેસારેબિયા ને બુકોવીના પ્રાંતો પાછા આપ્યા અને યુદ્ધ દંડ પેટે ૩૦ કરોડ ડોલર ભરવા કબૂલ્યું છે. પરંતુ તેને થયેલા આ પ્રાદેશિક નુકશાનના બદલામાં હિટલરે હંગરીને ૧૯૪૦માં પરાણે અપાવેલો ટ્રાન્સીલ્વેનિયાનો પ્રદેશ પાછો અપાવવાનું વચન આપવામાં આવ્યું છે.

જ્યારે બીજી બાજુએ રૂસો ફિનિશ યુદ્ધની અંદર ફિન્લેન્ડે જે પ્રદેશ ગુમાવ્યો છે તે અને ઉપરાંત પેટસામોનું બંદર પણ રશિયાને આપી દેવું પડયું છે, એટલું જ નહિ પણ ઉપરિયામણમાં 'પોરક્કા'ની ભૂશિરનો પ્રદેશ અને હેલસિંકીની નૈરુત્યે આવેલો કેટલોક પ્રદેશ પણ રશિયાને આપવો પડયો છે અને એના બદલામાં રશિયનોએ માત્ર હેન્ગો નૌકા મથક"ની પોતાની અગાઉની માગણી જતી કરી છે. યુદ્ધ દંડ પેટે પણ તેને જે ૩૦ કરોડ ડોલર ભરવાના છે તે દંડ રૂમાનિયા જેવા શ્રીમંત અને વધુ વસ્તીવાળા દેશને માથે લદાયેલા દંડ જેટલો જ હોઈ પ્રમાણમાં વધુ આકરો છે. જ્યારે શરૂઆતની સુલેહની શરતો વખતે રશિયા એથી અરધી રકમ પણ સંતોષથી સ્વીકારવા તૈયાર હતું એ નોંધમાં લેવા જેવું છે.

ત્યારે રશિયાનું આવું વલણ માત્ર રૂમાનિયા તરફ ઉભરાઈ જતા પ્રેમને લઈને ઉદારતાભર્યું છે, અને ફિનિશો પ્રત્યે તેમને વધુ ઘૃણા છે એમ માનવું તો ખરેખર મૂર્ખાઈ જ કહેવાય. એટલે બીજી દૃષ્ટિએ જોતાં આ કરારો માત્ર દંડની દૃષ્ટિએ નથી થયા; એમાં સામ અને ભેદ પણ છે–દામનો પ્રશ્ન અહીં અગત્યનો નથી. બંને કરારો પાછળ રહેલું હેત્વર્થક બળ વેરનો સંતોષ માત્ર નથી, ભાવિ સલામતીની દીર્ઘ દૃષ્ટિ પણ એમાં સમાયેલી છે. અને એ ભાવિ સલામતીના પ્રશ્નને વિષે રશિયનો જરા વધુ કડક હાથે, જરૂર પડયે ઠંડે હૃદયે પણ, કામ લેવા માગતા હોય તેમ લાગે છે.

ભાવિ બાલ્કન નીતિમાં અગ્ર સહાયક તરીકે રૂમાનિયાનો ઉપયોગ કરવાના રશિયાના વિચારને આપણે એક બાજુએ મૂકીએ તો પણ જર્મન

રાષ્ટ્ર અને પોતાની વચ્ચેના ઊંટ તરીકે તો રૂમાનિયાને સાચવવું જ રહ્યું એ જાતની રશિયાની નીતિ સ્પષ્ટ માલુમ પડી આવે છે. રૂમાનિયાએ ગુમાવેલા ટ્રાન્સીલ્વેનિયાના પ્રાંતો પાછા આપવાની આશા દ્વારા રશિયા તેને સંપૂર્ણ રીતે પોતાના પક્ષમાં લઈ લેવા માગે છે એ તો નક્કી જ છે.

જ્યારે ફિન્લેન્ડ સાથેના રશિયાના સંબંધોની પરિસ્થિતિ તદ્દન **ઊલટી જ** છે. સલામતી માટેની દૃષ્ટિએ ફિન્લાન્ડની પ્રાદેશિક અગત્યતા સમજવા જેવી છે. રશિયાના પાટનગર લેનિનગ્રેડથી ફિન્લાન્ડની સરહદ બહુ જ નજીક છે. અને મુર્માન્સ્કથી આર્ચેન્જલના બંદર સુધીના દરિયાઈ માર્ગની પણ ઘણી જ નજીક ફિનિશ પ્રદેશ આવેલો છે. એથી જ ભાવિ યુદ્ધમાં સોવિયેટ પ્રદેશ ઉપરના કે તેના ઉત્તર મહાસાગરના વ્યવહારમાર્ગ ઉપરના કોઈ પણ આક્રમણ માટે થતો ફિન્લેન્ડનો ઉપયોગ અને તેટલો અટકાવવાની દૃષ્ટિએ રશિયા ફિન્લેન્ડ સાથે આ રીતે કામ લે છે.

એથી જો કદાચ તક મળી જાય તો જર્મની ફરીથી પણ યુદ્ધ જગાવશે એ માન્યતા ઉપર જ રશિયાએ એ બન્ને કિસ્સામાં આગમચેતીના પગલાં લીધાં હોય એમ લાગે છે. અને એથી એ પણ સ્પષ્ટ છે કે જર્મનીની આ વખતની શિકસ્ત તેને કાયમને માટે સાવ બેસાડી નહિ જ દે એ ધારણાથી રશિયા સદંતર મુક્ત તો નથી જ.

તો પછી વિશ્વશાંતિની સંપૂર્ણ સલામતી માટે 'ગ્રાન્ડ એલાયન્સ' ને કાયમ ટકાવી રાખવા કેટલે દરજ્જે માને છે? રશિયા એ મૈત્રીનું મહત્વ સમજી એને ગાઢ બનાવવા પ્રયત્ન કરે જ છે, એમાં શંકા નથી, પરંતુ એક જ પટારામાં પોતાની મરણમૂડી મૂકી રાખવા જેવા ડાહી માના દીકરા બનવા જેવા મૂર્ખ બનવાની પણ રશિયનોની ઇચ્છા નથી એય દીવા જેવું ચોખ્ખું છે.

બારનેટ નોવરના લેખ ઉપરથી.
અનુ. **પી. રા. ભારદ્વાજ**



**ચા**લવાની કસરત ખરેખર આરોગ્યપ્રદ છે. ચાલવું એટલે ગામ ગપાટા મારતા મારતા ધીમી ચાલે ચાલવું એમ કેટલાક લોકો માને છે. ખરી રીતે આ ગેરસમજ છે.

ચાલવાની કસરત કરનારે પોતાના શરીરને ટટ્ટાર રાખવું. છાતી સહેજ આગળ પડતી અને બંને હાથને છુટા રાખીને ચાલવાની ટેવ પાડવી ચાલતી વખતે ધીરે ધીરે ગતિ વધારવી, મહાવરો પડયા પછી ઝડપથી રાખવું આથી શરીરમાંથી ઝેરી પરસેવો છૂટવા માંડશે અને શરીર હળવું ફૂલ જેવું બનશે.

ચાલવા માટેનો સમય સવારમાં પાંચ વાગ્યાનો ઉત્તમ ગણાય. ત્યારપછી સાંજે સૂર્યના કિરણો શાંત પડે ત્યારે ચાલતી વખતે ઉઘાડા પગ રાખીને ચાલવાની ટેવ પાડવી. બગીચામાં ઉઘાડા પગે ચાલવું જેથી આંખોનું તેજ વધે છે.

ચાલવા માટે મેદાન સ્વચ્છ અને ધરતી લીલા ઘાસથી છવાયેલી હોય તો ઉત્તમ. કાંટા, કાંકરા, ખાડા ટેકરા હોય તો પગમાં ચંપલ અથવા ખુલ્લા બુટ પહેરવા. ચાલવાથી ઘણા ખરા દર્દો મટે છે. જેવાં કે કબજીયાત હરસ સ્વપ્નદોષ પડુરોગ, અપચો, દમ, ફેફસાંના બીજા દર્દો, આંતરડાના દર્દો, મૂત્રાશયના દર્દો, શરદી, સળેખમ, કલેજાના રોગો, જ્ઞાનતંતુઓના રોગો, અનિદ્રા, સંધીવા વગેરે દર્દોમાં ચાલવું ખૂબ જ લાભદાયક છે. સ્ત્રીઓના ઘણાંખરાં દર્દો ચાલવાથી સારા થાય છે. સગર્ભા સ્ત્રીઓએ ખાસ ચાલવાની કસરત કરવી જેથી પ્રસૂતિ વખતે કષ્ટ ઓછું પડે છે. ચાલવાની કસરત શક્તિની મર્યાદામાં કરવી.

શરીરને જીવન શક્તિથી ભરપુર બનાવવા માટે લોહીને સ્વચ્છ અને લાલાશવાળું કરવા માટે શરીરમાંથી ઝેરોને બહાર કાઢવા માટે રોગોમાંથી મુક્તિ થવા માટે ચાલવાની કસરત સુંદર અને ઝડપી અસર ઉપજાવે છે. છે. બાળકોથી માંડી વૃદ્ધો સુધી સૌ કોઈ ચાલવાની કસરત કરે. નૈસર્ગિક શરીરસ્વાસ્થ્ય મેળવવા અને દવાની ઝેરી નાગચૂડમાંથી મુક્તિ મેળવવાનો આ સરલ ઉપાય છે.

# રજવાડી હિંદનો પરાજય

લેખક
મગનભાઈ દેસાઈ

## ખંડ બીજો : પેશવાઇનું પતન [ ૧૭૯૬–૧૮૦૨ ]

[ એક બાજુથી વેલેસ્લીએ મરાઠા રાજસત્તામાં પોતાનો પ્રવેશ કરવાનો ખેત ગોઠવ્યો, એ આપણે ગયા અંકમાં જોઇ ગયા. તેની સામી બાજુ મરાઠા રાજસત્તાનુ તે કાળનું ખટ-પટનુ ક્ષુદ્ર જાળું હતું. આ જાળું કેવુ હીન અને અધઃપાતી હતુ તે હવે જોઈએ.]

### ૨

### પેશવાપદની હાથે કરીને વિડંબના

'સિંદે અને નાનાફડનવીસ એ બે રાષ્ટ્રપુરુષો વચ્ચે ઝઘડો થતાં, રાષ્ટ્રના સંવર્ધન માટે જરૂરી એવા બધા ગુણોનો એકીસાથે અંત આવ્યો. અને બીજા બાજીરાવની રાજ્યવિનાશક કારકિર્દીની શરૂઆત થઈ. ક્રૂર, વિશ્વાસઘાત અને વચનભંગ, કે જે રાજ્યનાશના મુખ્ય છડીદારો છે, તે ત્રિપુટી હવે મરાઠા રાજકારણમાં છડેચોક ફરવા લાગી, અને તેથી અનેક ચમત્કારી બનાવો બન્યા.'

વાસુદેવ શાસ્ત્રી ખરે.

અઢારમા સૈકાનો છેલ્લો દસકો મરાઠા રાજસત્તા માટે ભારે ગયો એ આપણે જોઈ ગયાઃ એ દસકામાં કાળે હિંદના કેટલાક મોટા મોટા રાજપુરુષોને ભરખી લીધાઃ ૧૭૯૫માં સવાઇ માધવરાવ પેશ્વા મર્યો. તે જ અગાઉ થોડા માસ પર, મરાઠા સત્તાનો સૌથી પ્રબળ સરદાર મહાદજી સિંદે મર્યો; અને તેની જ આસપાસના અરસામાં હોલ્કર-ઘરમાં પુણ્યશ્લોક અહલ્યાબાઈનો સ્વર્ગવાસ થયો, ને ત્યારપછી તુકોજી હોલ્કર થયો.

એમને સ્થાને જે નવું જુવાન વાજું આવ્યું તેમનામાં તેમના વડીલોના ગુણો ઓછા ને દોષો પૂરા હતા. મહાદજી પોતાનું પરદેશી ઢબે તૈયાર કરેલુ પ્રચંડ સૈન્ય તથા સત્તા અને તેનો મદ પોતાના પુત્ર દોલતરાવને આપી ગયો. પેશવાઈ પર પ્રભુત્વ મેળવવાની તેની વાસના મહાદજી કરતાં જાય એવી નહોતી. વૃદ્ધ નાના ફડનવીસને માટે આ એક પંચાત ચાલુ જ રહી.

અને હોલ્કર સિંદે વચ્ચેનો અણબનાવ પણ પેઢીધર ઊતર્યો એટલું જ નહિ, તેનો પ્રવેશ વધ્યો. તેની ઉપર કાબૂ રાખવાનું કામ સ્વાભાવિક રીતે પેશવાને માટે એટલે કે તેના કારભારીને માટે અઘરું— લગભગ અશક્ય બન્યું. પરંતુ આ એક સ્વતંત્ર પ્રકરણ હોઈ, અહીં તે વધુ નહિ ચર્ચીએ.

આ બે કરતાંય વધારે ખરાબ સ્થિતિ તો એ થઈ કે, પેશવાની ગાદી માટે ભારે ઝઘડો થયો; અને તેમાં, મરાઠા રાજ્યમંડળની આજ સુધી પ્રતિષ્ઠા જાળવી રાખનાર નાના ખલાસ થઈ ગયોઃ અને તેની સાથે મરાઠા મંડળ ઉપર મૂલે-કુઠાર-ઘા થયો. પહેલા મરાઠા વિગ્રહ વખતે નાનાને મરાઠા સામંતોનું ખટપટી રાજકારણ સંભાળવું પડતું હતું; પણ ખુદ પેશવા અનુકૂળ હતો. આ વખતે સામંતો બેફામ બન્યા એટલું જ નહિ, ખુદ પેશવા જ નાનાનાં મૂળિયાં કાપવાનું તાકનાર આવ્યો.

અને આ વસ્તુ નાના જાણતો હતો. સવાઈ માધવરાવને પુત્ર નહોતો. એટલે પેશવાઈનો વારસ પેલા નામીચા ઘર-શત્રુ રાઘોબાનો પુત્ર બાજીરાવ જ હતો. તે માણસ સ્વભાવે રાઘોબા જેવો જ અવિચારી અને સ્વાર્થી સત્તાલોભી હતો. નાનાને માટે એના મનમાં બહુ દ્વેષ હતો. લાગ આવ્યે તેનો વધ કરવાનો મનસૂબો જ તેણે કરેલો હતો. આ સંકુચિત લાગણીમાં એ વાત તે ભૂલી ગયો કે, નાનાનો તેજોવધ આખા મરાઠા રાજનો જ તેજોવધ નીવડે, એવી ત્યારની પરિસ્થિતિ હતી.

નાનાએ આ ઘાંટીમાંથી બચવા બાજીરાવનો હક ડુબાડવા એક તુક્કો વિચાર્યો. તેણે તેના નાના ભાઈ ચિમાજીને સ્વ. પેશવાની વિધવા પાસે દત્તક લેવડાવી, તેને પેશવાઈ આપવાની સૂચના કરી. સિંદે હોલ્કરાદિ સામંતો તેમાં સંમત થયા. એટલે નાનાએ પરશુરામ ભાઉને ચિમાજીને તેડી લાવવા મોકલ્યો. દરમિયાન બાજીરાવે બીજી જ બાજી રચી આ નાનાની યુક્તિ ઊંધી વાળી.

દોલતરાવ સિંદે તેના પિતા પછી આ કાળે જબરામાં જબરો મરાઠા સામંત હતો બાજીરાવે તેને ધન તથા જાગીરની લાલચ આપી ફોડયો કે, સિંદે બાજીરાવને પેશવા-પદ અપાવે તો બાજીરાવ તેને કરોડ રૂપિયા અને ૨૫ લાખની જાગીર આપે. એટલું જ

નહિ, તેણે એવું કર્યું કે, ચિમાજીને લેવા ગયેલા ખુદ્દ પરશુરામ ભા.ઉને જ પોતા તરફનો કરી લીધો! અને ચિમાજીને બદલે બાજીરાવને લઈ ભાઉ પૂના પહોંચ્યો. આમ ઊથલેલી બાજી જોઈ ચતુર નાનાએ તેમાં સંમત થઈ બાજીરાવને પેશવાપદે બેસાડયો તો ખરો, પરંતુ સિંદેની ગુલાંટથી તે ચેત્યો કે, મોટાઈ પર ચડેલો સિંદે છે, તેથી હવે પોતાના જાન પર પણ વાત આવે તો પેશવા બાજીરાવ તો મદદ નહીં જ કરે. માટે વેળાસર તે સાતારા જતો રહ્યો.

સિંદેએ હવે બાજીરાવ પાસે કરાર પ્રમાણેનું ધન તથા જાગીર માગ્યાં. બાજીરાવે કહ્યું, 'એ તો તમે મને જો પેશવાની ગાદીએ બેસાડયો હોત તો આપવાનું હતું. મેં તો મારી હોશિયારી લડાવી ગાદી મેળવી. છતાં તમારે લશ્કર સાથે રોકાવું પડયું, તો તેનું ખર્ચ જરૂર લો.' અને વળી કહ્યું કે, નાનાને તમે પજવશો તો તે નહીં ચાલે; કારણ કે બાજીરાવને ડર હતો કે સાતારામાં છત્રપતિ પાસે જો નાના ઊંધુંચત્તું કરે તો પેશવાઈનો પોશાક પોતાને ન મળે અને એ રીતે કિનારે આવેલું નાવ ડૂબે.

સિંદે વગેરે સરદારો હવે સમજ્યા કે, 'બાજીરાવ કેવો નાદાન અને દુષ્ટ બુદ્ધિનો છે.' તેમણે હવે વળી નવો જ પાસો નાંખ્યો: પરશુરામ ભાઉએ અને સિંદે તથા બીજાએ મળીને ઠરાવ્યું કે, નાનાની દત્તકવિધાનની યુક્તિ કામમાં લેવી ને સિંદેએ બાજીરાવને કેદ કરવો. અને એ નવા દાવનાં ચક્રો ચાલુ થયાં: ચિમાજી દત્તક લેવાયો ને બાજીરાવ સિંદેની કેદમાં પડયો! અને નાનાની જગાએ પેશવાનું કારભારું હવે પરશુરામ ભાઉને મળ્યું. આથી આગળ જઈ, સિંદે–પક્ષ નાનાને પકડી તેની મિલકત લઈ તેની સત્તા ખલાસ કરવા ચાહતો હતો; પણ તેટલે સુધીની અધમતા તો ભાઉએ ન થવા દીધી, અને ચિમાજીને પેશવા–પદે સ્થાપી પોતે કારભારું કરવા લાગ્યો.

કલ્પના કરો કે, આ બધી ધમાધમ અને ખટપટ ઈ. સ. ૧૭૯૬ના પ્રથમ પાંચ જ માસની વાત છે! તે વર્ષના બાકીના ૭ માસ પૂરા થતાં તો ચમત્કારી બાજી આખી ઊલટી થઈ જાય છે અને બાજીરાવ પાછો પેશવા અને નાના તેનો કારભારી બને છે!

## ૩

### નાનાનો છેલ્લો દાવ

'મહાડના આ કારસ્તાનનો વિચાર કરીએ તો તેનાં નીચેનાં ૭ મુખ્ય પાત્રો આંખ સામે આવે છે. સિંદે, અંગ્રેજ, હોલ્કર, ભોંસલે, નિઝામ, અને નાના, આ નામો વાંચતાં, સરકસમાં વાઘ, સિંહ, હાથી, (આસ્વલ) વગેરે જંગલી હિંસ્ર જાનવરોનું સંમેલન ભરે છે, તે યાદ આવ્યા વગર રહેતું નથી. કેમ કે, આ ૭ માંનો દરેક બાકીના પાંચ તરફ વક્ર દૃષ્ટિથી જોનાર હતો. અંગ્રેજ અને નાનાને હાડવેર, તેવું જ નિઝામ ને ભોંસલેને. અને હોલ્કર સિંદે વચ્ચે વેર તો એટલું તીવ્ર હતું કે, અગાઉ તેઓ તો રક્તપાત કરવા સુધી પહોંચી ગયા હતા. પોતા પ્રત્યે અને પરસ્પર આ પ્રકારે શત્રુતા રાખનાર લોકોને જે સૂત્રધારે એકસૂત્ર કર્યા, તે નાના ફડનવીસની બુદ્ધિમત્તાની તો શી તારીફ કરવી!'

**વાસુદેવ શાસ્ત્રી ખરે.**

પૂનામાં દત્તકવિધાન થતાં નાના સતારાથી પોતાને ગામ મેણવલી ગયો અને ત્યાંથી છેવટે તે મહાડ પહોંચ્યો. એની નજર બરોબર પૂના ભણી હતી. અને હવે મહાડ રહ્યા રહ્યા એણે અજબ બાજી રમવા માંડી. એનું લક્ષ્ય હતું સૌના લશ્કરી આધાર રૂપ દોલતરાવ સિંદે અને કારભારી પરશુરામ ભાઉને માત કરવાનું. તેને સારુ તેણે હવે બાજીરાવનો જ પક્ષ લીધો, અને જે દત્તકવિધિ પોતે જ સૂચવેલો તેની સામે ષડયંત્ર રચવા માંડયું!

અને તે એવું આબાદ રચ્યું કે, મહાડથી વગર હાલ્યે ચાલ્યે ને કોઈને શંકા ન જાય તેમ તેણે દાવ ખેલી તેઓને માત કર્યા ને બાજીરાવને પાછો પેશવા બનાવ્યો. આ શક્તિ જોઈ એક વાર તો એમ થઈ જાય છે કે, આવા શક્તિશાળી પુરુષે વેળાસર દેશના પરદેશી શત્રુ સામે ઝૂઝવામાં તેને વાપરીને, આખા દેશને કયાં એકચિત ન કર્યો? નાનાની કારકિર્દીમાં આ એક ભારે ખોડ રહી તે રહી જ. અને છેવટે પોતાના જ ઘરનાં માણસોને માત કરવા જતાં, આખું મરાઠા રાજ્ય અંગ્રેજોની સેહથી માત થયું, એ કોઈએ ન જોયું.

પૈસાની તાણમાં પડેલા સિંદેએ હવે તેની જોગવાઈ કરવા માંડી. ખરડાની સંધિ પ્રમાણે નિઝામ પાસેની બાકી કાઢી તેણે તેના પર ચડાઈ લઈ જવા પેશવાની રજા લીધી. એનો લાગ સાધી નાનાએ નિઝામને મેળવી લીધો કે, જો બાજીરાવને પેશવા અને પોતાને તેનો કારભારી બનવામાં નિઝામ મદદ કરે, તો ખરડાની સંધિમાં માગેલી ખંડણી માફ કરીશ. તેવાજ પ્રકારની લાલચ ભોંસલેને આપી

તેને પણ પોતાના વળનો કર્યો. પણ સૌથી આબાદ સોકટી તો એણે એ મારી કે, સિંદેની જોડે જ એણે એક કરાર કર્યો કે, બાજીરાવને અને પોતાને સત્તારૂઢ કરાવી પોતે ઉત્તર હિંદમાં પાછો જાય તો તેને નાના કરોડ રૂપિયા આપશે અને આ કરારની સીસીમાં સિંદેને ઊતરવા સારુ, નાનાએ અંગ્રેજોને ઉત્તરમાં સિંદેના રાજ્ય પર શહ દેવા ભરમાવ્યા! અને બાજીરાવ તો સિંદેની કેદમાં જ હતો.

છેવટે, આખું પૂરું કરવામાં પરશુરામ ભાઉ બાકી રહ્યો. તેને માટે તેણે કોલ્હાપુરના મહારાજાને કહ્યું કે, ભાઉનો મુલક-જાગીર છે તે તું જીતી લે તો મને વાંધો નથી; ને ભાઉ જો તે સારુ તને પજવે તો હું મદદ કરીશ.

અને પોતાની પૂનાની મિત્રમંડળી ત્યાં રહી રહી બંડની બાજી રમવા લાગી. એટલે સુધી કે, ભાઉના પક્ષમાં પણ છૂપી ફૂટ નાનાએ ગોઠવી દીધી. પરિણામે પૂનામાં જ બંડ અને ફિતૂરી વાતાવરણ થઈ ગયું. આથી કંટાળી ભાઉએ વિચાર કર્યો કે, બાજીરાવ પૂનામાં છે તેથી આ બખેડા ચાલે છે માટે તેને દૂર કરવો. એટલે તેને ઉત્તરમાં મોકલવામાં આવ્યો. વાટમાં બાજીરાવે પોતાના હિતમાં કામ કરતા નાના સામે જ એક ગુપ્ત કરાર સિંદે જોડે કર્યો, તે એ કે, નાનાને પોતે પદ પર આવે પછી કરાર મુજબ સિંદેએ પોતાના રાજ્યમાં ન જતાં પૂના જ બાજીરાવ જોડે રહેવું, કારણ કે બાજીરાવને નાનાનો ડર અને અવિશ્વાસ હતો તે હજી નહોતો ટળ્યો. સિંદે એમાં કબૂલ થયો. આગળ આપણે જોઈશું કે, આ કરારે પેશવાઈનું ખરેખર ઊંધું માર્યું.

નાનાનો દાવ હવે પૂરો થવા આવ્યો હતો. એક બાજુથી નિઝામ ભોંસલેની સેનાઓ પૂના ભણી કૂચ કરવા લાગી. પણ સપાટો તો સિંદેએ માર્યો કે, તેણે ચિમાજીના પક્ષકારોને જ પકડી લીધા. એમ ભાઉ વગેરે કેદમાં પડયા! પછી સિંદેએ ઉત્તર બાજૂ જતા બાજીરાવને પૂના આવવા લખ્યું, અને બીજી બાજુથી મહાડથી નાના પાછો પદ પર આવી ગયો! (૧૭૯૬–ડિસેંબર) આ આખા નાટકમાં સિંદે અને બાજીરાવનાં નખરાં જોઈને લાગ્યા વગર ન રહે કે, વિનાશ-કાળની વિપરીતતા તે આનું નામ.

## ૪

## નાના વિ સિંદે

નાના પદ પર તો આવ્યો; પણ હવે નિઝામ સિંદે ઇ.ને પરઠેલી તેની કિંમત ચૂકવવાની હતી. પૂનામાં આવતાં જ, વાતાવરણમાંથી એ પામી ગયો કે, બાજીરાવની પેશવાની દાનત સાફ નથી, તે સિંદે ભણી ઝૂકેલો છે. કિંમત ચૂકવવાની શરૂઆત સિંદેથી થઈ. સિંદેએ નાનાને કહ્યું કે, હવે મને આપવાના કહેલા કરોડ રૂપિયા આપો. નાનાએ કહ્યું, કરારમાં એમ છે કે તમે ઉત્તર તરફ જાઓ ત્યારે વચ્ચે રસ્તામાં અર્ધ કરોડ ને બાકીના તમારે ત્યાં પહોંચો ત્યારે આપવા. એટલે તમે તમારે ત્યાં જાઓ તો રૂપિયા તમારા જ છે. પણ સિંદેએ તો બાજીરાવ જોડે છૂપી સંતલસ કરી હતી કે, ઉત્તરમાં તો જવું નહિ એટલે એણે તો સીધી આખી રકમ પૂનામાં જ માગી ને લશ્કરી મિજાજ-વાળો માણસ નાના સામે ડોળા કાઢવા લાગ્યો. પણ નાનાએ દાદ ન દીધી. આ ઝઘડામાં પડી પેશવાએ નાનાને કહ્યું કે, સિંદે સારો માણસ નથી; એને કાંઈક આપીને રાજી કરવો સારો. એમ એ પ્રસંગ તો વીસેક લાખ રૂપિયા આપતા પત્યો. પણ સિંદે હવે નાનાનો દ્વેષી બન્યો; અને તે ઉદ્દંડ માણસે તેની સામે કારસ્તાન માંડયાં.

પેશવાને સિંદેએ એવું ભરાવ્યું કે, નાના આમાંથી પોતે ખાઈ જવાનો છે, ને તેણે લાંચ પણ ખાધી છે, અને ભોંસલેને મુલક મળે શાનો? હું શું ઓછો સેવક છું? નિઝામ તો ખરડાની લડ પ્રમાણે બંધાયો છે; તેમાં મને મળનારો ભાગ હું તેની પાસેથી ડોકીને લેવા સમરથ છું માટે આ કરારો તો રદ જ કરવા જોઇએ. સિંદે પછી ભોંસલે, નિઝામની માંગણીઓ નાના પાસે આવી. સિંદેએ પેશવાના કાન ભભેરવા માંડયા કે કોઈને કાંઈ આપવું ન જોઈએ; અને પેશવાએ તે મંજૂર રાખ્યું એટલે નાનાએ કારભારીપદનું રાજીનામું લખી આપી, નિવૃત્ત થઈ કાશી જવા રજા માગી અને બીજી બાજુ નિઝામ પેશવાએ જ્યારે જાણ્યું કે, સિંદે આડો પડયો છે, એટલે તેઓએ પૂના પર ચડાઈ શરૂ કરી. સિંદે નાનાને પકડી કેદ કરવા ધારતો હતો; તેથી એ કાશી છટકી જાય એ તેને નાપસંદ હતું અને સામે લશ્કરી તાલમેલ જોઈ બાજીરાવ અને સિંદે નમ્યા, ને નાનાને રોકયો તથા ભોંસલે-નિઝામને આપવાનું કહેલું તેની ચોથાઇ કાપી લઇ પોણો ભાગ આપવામાં આવ્યો. નાનાએ સિંદેને

અહમદનગર આપવાનું હતું તે પણ આપ્યું. પછી એને આશા હતી કે, હવે તે પોતાના રાજ્યમાં જશે, પણ તે તો ન હઠયો, કેમકે તેને બાજીરાવ જોડે કરાર હતો; પણ નાનાને પેશવા–સિંદે વચ્ચેના આ કરારની છેવટ સુધી ખબર ન પડી, ને એના અજ્ઞાનમાં જ એણે હવે એ બે સામે દોરીસંચાર શરૂ કર્યો. સિંદેનો લાગ ખાય તો આપણને એ પકડશે, એ નાનાને બરોબર ખબર હતી. એટલે તે ખૂબ પહેરા નીચે ને બંદોબસ્તથી રહેતો; અને પેશવા–સિંદે સામે જે જે બળો ઉશ્કેરી શકાય તે બધાં, હવે તેણે ઉશ્કેરવા માંડયાં. બાજીરાવને પોતાની ગાદી વિષે શક પડે એવી રીતે એનો ભાઈ અમૃતરાવ, નાનાની શિખવણીથી બોલવા લાગ્યો:* સિંદે સામે મહાદજીની વિધવાઓને ઉશ્કેરી.[1] નિઝામને તો સિંદે સામે બિયાબારું ખડું હતું જ; તેની ફોજ પૂના પર ચડેલી ને ચડેલી રહે એવી નાણાંકીય મદદ નાનાએ તેને પહોંચાડી. અને સૌથી મોટું તો નાનાએ એ કર્યું કે આ અરસામાં હોલ્કર–ગાદી ખાલી પડી (ઇ. સ. ૧૭૯૭માં તુકોજી મરી ગયો), તેના વારસાના કજિયામાંથી નાનાએ પોતાની પુષ્ટિ તાકી. આ આખી કાવાદાવી પરિસ્થિતિમાં નાના પાસે રાજદ્વારી કુનેહ અને ખટપટ વિદ્યા હતી તો સિંદે પાસે ફોજી બળ હતું; એમ નાનાને ફોજી બળ ખૂટતું હતું તો સિંદેને રાજદ્વારી આવડત નહોતી. આંધળા લંગડાના આવા ઘાટને લઇને અગાઉ મહાદજી ને નાના મળીને ગાડું ચલાવતા; પણ હવે તેનો વારસ દોલતરાવ નાના સામે થયેલો છે. આથી હોલ્કર ઘરના ઝઘડામાં નાનાએ ફોજી બળની પ્રાપ્તિ પણ જોઈ, અને તે ટૂંકા સ્વાર્થથી જે ઝઘડો ઉપાડયો તેમાંથી અંતે મરાઠા રાજ્યનો અંત આવ્યો. આ ઝઘડાનો આરંભ હવે જોઇએ.

## ૫

## હોલ્કર વિ. સિંદે

૧૭૯૭માં તુકોજી હોલ્કર મરણ પામ્યો. તેને બે પુત્ર કાશીરાવ અને મલ્હારરાવ; અને બે દાસીપુત્ર વિઠોજી અને જશવંતરાવ; એમ ચાર પુત્ર હતા. સ્વાભાવિક રીતે સૌથી મોટો ને હકદાર પુત્ર કાશીરાવ ગાદી ઉપર આવ્યો. પણ બીજા પુત્ર મલ્હારરાવે ગાદીમાં ભાગ માગ્યો. અને બે દાસીપુત્રો આ ભાઇના પક્ષમાં બેઠા. આ ઝઘડો પતાવવા ચારે ભાઈ પૂના પેશવા પાસે ગયા. આ વખતે પૂનામાં પેશવા આગળ સિંદેનું ચલણ હતું. આ મામલા દ્વારા તેણે ઉત્તરમાં પોતાની સત્તા વધારવાનો લાગ જોયેઃ જો હોલ્કર આપણા હાથનું રમકડું બને તો આપણું રાજ્ય વધે ને વજન પણ વધે, એમ એણે વિચાર્યું. અને તે સાધવા તેણે રમકડા જેવા બની શકનાર કાશીરાવને પોતાની કુમકમાં લઈ તેનો પક્ષ કર્યો. સામી બાજુથી નાનાએ પોતાનું કાર્ય તરત સમજી લીધુંઃ તેણે આપોઆપ મલ્હારરાવને મદદ કરવાનું વિચાર્યું, ને તેને પૈસા આપી ફોજ ઊભી કરાવી. આટલે મામલો આવતાં સિંદે આખર પર પહોંચ્યો, અને તેણે મલ્હારરાવની છાવણી પર છાપો માર્યો, અને તેની ધમાલ તથા મારામારીમાં મલ્હારરાવનું ખૂન થયું અને બે દાસીપુત્રો માંડ બચીને કોઈ રીતે નાસી છૂટયા. સિંદે હવે તેમની કેડે પડયો. વિઠોજી કોલ્હાપુરથી પકડાયો, તેને હાથીને પગે બાંધી પૂનામાં (ઇ. સ ૧૮૦૧માં) ઠાર કરવામાં આવ્યો. અને આ દૃશ્ય બાજીરાવ પેશવા પોતાના વાડાની અગાશીમાં બેઠો શાંતિથી જોતો હતો! બાકી રહ્યો જસવંતરાવ; તે ભોંસલેને ત્યાં નાગપુર નાસી ગયો હતો. ત્યાં લખીને સિંદેએ તેને કેદ કરાવ્યો. પણ તેમાંથી તે છટકીને નાઠો. અને સિંદેએ તે વખતે માન્યું કે, સાધન કે આશરા વગરનો જસવંતરાવ હવે કાંઇ કરી શકશે નહિ, મલ્હારરાવના મરણ બાદ થયેલા એના પુત્રને પણ સિંદેએ છોડયો નહિ–તેને પોતાના કબજામાં લીધો. આમ કાશીરાવના પક્ષને મદદ કરી સિંદેએ માન્યું કે, પોતાના પાસા પોબાર પડયા. પરંતુ જે નીચ ખૂનો કરીને તેણે કાશીરાવને કબજે કરી હોલ્કરની ગાદી પચાવી પાડવાની દાનત કરી, તે સામે જશવંતરાવે મનમાં ગાંઠ વાળી, અને પોતાના ભાઈ મલ્હારરાવના બાળક–પુત્રની કુમકમાં બહાર પડી, એનું વેર લેવામાં એ પડયો. દોલતરાવ જેવો જ બહાદુર યોદ્ધો

[ અનુસંધાન પૃષ્ઠ ૨૨૬ ]

* અમૃતરાવ એમ કહેવા લાગ્યો કે, હું પેશવાનો ભાઈ; પેશવાઈનું કારભારું મારું ગણાય. નાના મારા હાથ નીચે રહે. પણ આ સિંદે ઘાલમેલ કરે છે તે સુદલ ન ચાલવું જોઇએ. આથી વહેમીલો બાજીરાવ ગભરાયો. અને નાનાએ પૈસા આપી અમૃતરાવ પાસે ખાસ સેના રખાવી. આમ એક નવો હુક્કો તેણે ફેંકયો.

[1] મહાદજીની સ્ત્રી લક્ષ્મીબાઇ મુખ્ય હતી. તેને ઉશ્કેરી નાનાએ એવી વાત ચલાવી, કે, દોલતરાવને દત્તક લીધો પણ તે સારો નથી; તેને બદલે બીજાને દત્તક લેવો જોઇએ. દોલતરાવની બદચાલની વાતો પણ ચાલતી; તે પણ હવે ઉઘાડેછોક વાવા લાગી.

# 'બસ એકજ શબ્દને માટે'

અનુ. વિજયશંકર મંછારામ ભટ્ટ

ગયા શિયાળામાં હું હોટેલમાં ચાહ પીતો બેઠો હતો. સાંજના ચાર વાગ્યા હતા હંમેશ હું ત્યા જતો એટલે બધા મને ઓળખતા અને મારા તરફ માનની લાગણીથી જોતા હોવાથી હંમેશ માફક આજ મને પેપર, વાંચવા આપ્યું.

મને બેતાળા આવ્યાં છે એટલે ચશ્મા પહેરી પેપર વાચવા લાગ્યો અને લિયો ટૉલ્સ્ટૉય વિષેનો એક લેખ વાંચવામાં ગરકાવ થઈ ગયો.

જગા શાન્ત હતી, ઘરાક ઓછા હતા અને મારું ચિત્ત વાંચવામાં ઠીક પરોવાઈ ગયું હતું.

એટલામાં એક ડોસાએ મારા વાંચનમાં અન્તરાય કર્યો. એણે ખેડુતનો ઝભ્ભો પહેર્યો હતો અને લાકડાના જોડા પહેર્યા હતા. એના હાથમાં એક નાની બેગ હતી એ મારા ખભાને ધીરેથી હાથ અડકાડી બોલ્યો:

'મને એક કોપેક નહિ આપો? હું ભૂખ્યો છું.'

આના અટકચાળાપણાથી મને ગુસ્સો ચડયો. હું મારી જાતને ગરીબ ગણતો. મારે ભીખ માગવી પડતી નહિ પણ હું ભિખારી જેવો જ હતો. પેપરમાંથી ડોકું કાઢયા સિવાય મેં જવાબ આપ્યો:

'તમારા જેવા ભૂખાળવા ઘણાયે રખડે છે! હું પણ ભૂખ્યો જ છું. જાવ ધરામા પડો!'

આમ બોલી મારુ વાંચન ચાલુ રાખ્યું.

પણ વળી પાછી મારા વાંચનમાં ખલેલ પડી. ડુસકાંનો અવાજ મેં સાંભળ્યો.

મેં મારાં ચશ્મા કાઢી પેપર ઉપર મૂકી, ભિખારીના તરફ જોયું. એ વૃદ્ધ હતો, ખેડૂત જેવો જણાતો હતો, તદ્દન પાતળો હતો, શરીરમાં લોહી ન હતું અને કમ્મરેથી વળી ગયો હતો.

એ નિશ્ચલ ઊભો રહ્યો હતો અને એની બેસી ગયેલી છાતી ડૂસકાંથી ભરાઈ આવી હતી.

મને દુ:ખ થયું અને શરમ આવી. હું ગળગળો થઇ ગયો અને મુશીબતે આંસુ ખાળી શક્યો. અમારું ઘરડા માણસોનું હૃદય ઝટ ભરાઈ આવે છે! એને ધરામાં પડવાનું મેં કહ્યુ હતું તેનો હું મનમાં ને મનમાં બચાવ કરવા લાગ્યો.

મેં વિચાર્યું: 'હું યે ભૂખ્યો છુ, બેકાર છું, કુટુંબકબીલાવાળો છું.' પણ તરત જ અંતરાત્માનો અવાજ આવ્યો.

'તે છતાં યે તારે એના તરફ આવું વર્તન રાખવું યોગ્ય નથી. તેં કહ્યું તે ઘણું ખોટું કર્યું, ભાઈ વૅસીલી, તેં ઘણું ખોટું કામ કર્યું છે!'

તે ભૂખથી રડતો હતો કે મારા ઉદ્ધત જવાબથી એની મને ખબર નથી. મારા સાઠ વરસના જીવનમાં મેં સુખ થોડું જોયું છે અને હું સમજણો થયો ત્યારથી મને પણ મનુષ્યોની ઉદ્ધતાઈનો અનુભવ થયો છે અને જેવા શબ્દો મેં એને કહ્યા એવાજ મેં સાંભળ્યા છે. મને ખૂબ દુઃખ થયું અને શરમાયો.

હું બેઠો હતો, એ ઊભો હતો અને ક્ષણભર અમે બોલ્યા વિના એક-મેકના તરફ જોઈ રહ્યા. મારા બોલ ગળામાં પાછા પડતા હોય એમ મને થયું, પણ અન્તે મેં મારો ક્ષોભ શમાવી થથરતા અને ધીમા અવાજે એને કહ્યું:—

'ભાઈ તુ શા માટે રડે છે? રડ-વાથી કાંઈ સરે તેમ નથી. આવું બધું સહન કર્યે જ છૂટકો છે......'

'આ સહન થતું નથી. મેં મજૂરી મેળવવા પ્રયાસ કર્યો હતો ભીખ માગવાને હું ટેવાયલો નથી—અને કોઈ આપતું યે નથી. સાંભળો ત્યારે, મને જેલમાંથી છૂટયાં ત્રણ દિવસ થયા પણ એક પાંઉરોટી યે મને ખાવા મળી નથી અને હું ભૂખ્યો ડાંસ છું!'

વળી પાછાં એની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. મારી બેચેની વધી પડી, મને લાગ્યું કે આ માણ-સની ગ્લાનિ માત્ર ખોરાકના અભાવે નથી પણ એના મગજ ઉપર કાંઈક બોજો છે. એને આશ્વાસન આપવાના હેતુથી એની સાથે વાતે વળગવાનો મેં પ્રયત્ન કર્યો.

મેં કહ્યુ: 'આંસુ પાડવાથી કાંઈ ફાયદો થવાનો નથી. એથી ચિત્ત વધારે અશાન્ત થશે. આવો, મારી પાસે બેસો આપણે વાતો કરીએ. મને બધી હકીકત ખુલ્લે દિલે કહો.'

'તમે ક્યાંથી આવો છો?'

'હું? કુરક પ્રાન્તમાં એઓચાન્સ જીલ્લો છે, તેમાં રીબાતસ્ક તાલુકો છે અને એ તાલુકામાં બોબ્રોવકા ગામ છે. તે ગામનો હું છું.'

'અહીં તમે શી રીતે આવી ચઢયા?'

'અહીં શી રીતે આવી ચઢયો? મને અહીં હદપાર કર્યો છે.'

'પણ તે શા માટે?'

'શા માટે હદપાર કર્યો? બસ, એક જ શબ્દને માટે.'

'પણ ભાઈ, તે કયો શબ્દ હતો?'

જાણે મારાથી ગભરાતો હોય એમ તે અટકી પડયો. હું ખેડૂત છું પણ મેં શહેરીનાં કપડાં પહેર્યાં હતાં. મેં જાકીટ પહેર્યું હતું, મજબૂત જોડા પહેર્યા હતા અને હાથે મોજા ચઢાવ્યા હતા. મારી આગળ પેપર અને ચશ્મા પડયાં હતાં.

આ બધું એણે બારીકાઈથી જોયું અને શકમાં પડયો હોય તેમ મૌન રહ્યો. એને મારી દાનત વિષે શક પડેલો.

'આ સવાલો પૂછે છે તેમાં કાંઈક ભેદ હશે શું? શા માટે? અને શાથી?' એણે વિચાર્યું : 'મૂર્ખાઈના એક બોલ કરતાં ડહાપણભર્યું મૌન વધારે સારું.'

ઘેટાના દેખાવમાં વરુ હશે એમ ધારી મારા જેવા પરદેશી આગળ પોતાનો ઇતિહાસ કહેતાં એ અચકાતો હતો તે હું સમજી શકયો. હવે હું એને વાતે વળગાડવા પ્રયત્ન કરતો ન હતો. પણ ખરેખર મને નવાઈ લાગતી કે આ માણસને રાજકિય કારણોસર રાજકિય કારણ માટે જ (પકડાયલો હોવો જોઈએ) પકડીને શા માટે દેશપાર કર્યો હશે!

મેં ઘણા રાજકેદી જોયા છે અને કેટલાકની સાથે તો હું રહ્યો છું. સાધારણ રીતે એ લોક જુવાન, આગળ પડતા વિચારના, મક્કમ અને સારું ભાષણ કરી જાણે એવા હોય છે. કયાં એ અને કયાં આ બુઢ્ઢો! એ કયાંથી રાજકેદી બન્યો હશે?

મેં એને કહ્યું : 'જુઓ, તમે પાસેની ઓરડીમાં જઈ અર્ધો કલાક થોભો. જ્યારે બધા ગાડીવાળા આવી પહોંચશે ત્યારે તમારે માટે બનતું કરીશ. જાવ, રોટી અને ખીર ખવાય તેટલી મંગાવો અને ખાવ.'

'મંગાવું શી રીતે? મારી પાસે રાતી પાઈ પણ નથી!'

તમે તમારે મંગાવો અને ખાવ, પૈસા હું આપીશ.'

ડોસો ગયો. હું એકલો પડયો અને ચશ્મા પહેરી લેખ પૂરો કરવા બેઠો. પણ એટલામાં હોટેલનો બોય આવી પહોંચ્યો.

'વાસીલી સ્ટીપેનોવીચ! પેલા ડોસા માટે તમે રોટલી અને ખીરનો ઑર્ડર આપ્યો છે?'

'હા.'

'એના બાર કોપેક તમે આપશો?'

'હા.'

અર્ધા કલાકમાં, ગાડી ઉપડયા પછી સ્ટેશન ઉપરથી બધા ગાડીવાળા હોટેલમાં આવી પહોંચ્યા. હોટેલ ચીકાર થઈ ગઈ. એ બધા ચાહ પીવા અને વાળુ કરવા આવ્યા હતા, અત્યાર સુધી અહીં શાન્તિ હતી; હવે ધમાલ થઈ રહી. બધાયે ઘોંઘાટ કરી વાતો કરતા હતા. એક જણ સૈનિકની વાત કરતો હતો, બીજો રેલ્વેના ઉતારુ વિષે કહેતો હતો, ત્રીજો રસ્તાની ખરાબ હાલત વિષે ફરિયાદ કરતો હતો. એક વાતમાં બીજી, અને બીજામાં ત્રીજી એમ વાતોની પરંપરા મશ્કરી અને ગાળોના મસાલા સાથે ચાલતી હતી.

મારા સાથીઓને વિનંતિ કરવાની વાટ હું જોતો હતો. ઘણાં વરસ મેં ગાડીવાનનું કામ કર્યું હતું એટલે હું બધાને ઓળખતો અને બધા મને ઓળખતા.

અર્ધા કલાકમાં જરાજરા શાન્તિ પ્રસરવા લાગી. બધા યે ખાવામાં અને ચાહ પીવામાં નિમગ્ન હતા. એમને કહેવું શું એ વિષે મારા મનમાં મૂંઝવણ થતી હતી. પણ અન્તે એમાંનો એક મને વધારે સહૃદય જણાયો અને તેની કને વાત કરવાની મેં હિંમત કરી. એને બધા એલેખા નામે ઓળખતા પણ આજે મેં એના મોટા નામે એલેક્સી ટીટીચ કહી સંબોધ્યો.

મેં એને ડોસાની બધી વાત કહી અને સર્વની પાસે ઉઘરાણું કરી આ ગરીબ ખેડૂતનું દુઃખ ઓછું કરવામાં મદદ કરવા કહ્યું.

પાસેની ઓરડીમાંથી મેં ડોસાને બોલાવ્યો. ગાડીવાનમાંથી કોઈએ પૂછયું યે નહિ કે એ કોણ છે, કે કયાંથી આવે છે. બધા યે પોતપોતાનાં પાકીટ કાઢી પૈસાનો વરસાદ આ ડોસાના હાથમાં વરસાવ્યો.

બધા કહેઃ "ડોસા, માઠું ના લગાડતા! પણ અત્યારે વખત એવો આવ્યો છે કે લોકને મદદ વિના મરવું પડે."

ડોસાનું હૃદય ભરાઈ આવ્યું અને સઘળાને નમી નમી સલામો કરવા લાગ્યો કામ પતી ગયું. એની હથેળીમા પૈમાનો ઢગ થયો.

એ મારાથી બીશે એવી ધાસ્તી હવે મને જરા યે ન રહી. મે એને પોતાનો ઇતિહાસ કહેવાનું કહ્યું એને મારી પાસે બેસાડયો અને પૂછયું:

"તમને કયા શબ્દને માટે અહીં દેશપાર કરવામાં આવ્યા છે?"

એની શરૂઆતની ગભરામણ હવે શમી ગઈ હતી. બધા ગાડીવાનો તરફ નજર નાખી—જાણે પોતાની કથની સાંભળવા આમંત્રણ કરતો હોય તેમ—પોતાની વાત શરૂ કરી

"મારી વાત ઘણી દુઃખદ છે! તમે માનશો? માત્ર પ્રભુ જ જાણે છે મારી સત્યતાનો સાક્ષી માત્ર પ્રભુ જ છે હું બસ, એક જ શબ્દને માટે આ દુઃખ ભોગવું છું. વાત એમ બની.'

"અમારા કુરક પ્રાન્તમાં એક ચળવળ ઊભી થઈ હતી. મને ખાત્રી છે કે તમે બધા યે એ વિષે સાંભળ્યું હશે."

"હા, કેમ નહિ? એ તો બધુંયે પેપરોમાં હતું."

"ઠીક ત્યારે! પેપરોમાં નો હશે પણ વાત બધે યે પ્રસરી. આપણા ખેડૂતો તરંગર લોકને લૂંટવા લાગ્યા અને કેટલીક જગાએ એમનાં ઘર પણ બાળી નાંખવામાં આવ્યાં."

"અને ડેડી, તમે આ બધામાં ભાગ લીધેલો ખરું ને?" એલેખાએ પૂછયું.

"કોણે? મેં? ત્યાં જ વાત છે ને! ના, મેં ભાગ લીધેલો નહિ. મને એક શબ્દને માટે—બસ એક જ શબ્દને માટે હદપાર કરવામાં આવ્યો. એકવાર હું આપણા શહેરમાંથી ગાડું હાંકીને જતો હતો અને આપણા જમીનદારના મજૂરો પણ પોતાનાં ગાડાં હાંકતા મારી સાથે જ હતા. એક પછી બીજી એમ વાતોએ વળગતાં અમે ગામગપાટે ચઢયા. અમે તો વાતોમાં ગરકાવ થઈ ગયા. અમે બધા યે એકમેકને ઓળખતા"

'મીકીશ્કા! તમારા ઓબોયનના લોકોએ આપણા જમીનદારને કાઢી મૂકયો તે બહુ સરસ કર્યું. હવે એને આપણી જમીન ઉપરથી પણ હાંકી કાઢી બધું બાળી નાંખવું જોઇએ!'

મેં એટલું જ કહ્યું: 'તમારા જમીનદારને અમારા ઓબોયનના લોકોએ અમારા ભાગમાંથી કાઢી મૂકયો છે, અને તમારે તમારું ખેતર બાળવું કે કેમ તે તમારી મુનસફીની વાત છે'

'અમારી વાત ત્યાંજ પતી. પછી અમે છૂટા પડયા અને એ લોક એમને રસ્તે ગયા અને હું મારે રસ્તે ગયો.'

'ઉપલી વાતનું મને જરાયે સ્મરણ ન હતું અને હું મારા રિવાજ મુજબ ઘેર શાન્તિમાં દિવસ પસાર કરતો હતો. એ વાતને એક અઠવાડિયું વીતી ગયું હતું, સાંજનો વખત હતો, અને હું ભઠ્ઠીની બાજુમાં આડો પડયો હતો. હું ઘેનમાં પડયો હતો. એટલામાં કોઇએ બારણું ઠોકયું.

'અરે, વળી અત્યારે કોણ છે?' હું જરા ટટાર થયો. મારી મોટી દીકરી બારણું ઉઘાડવા ગઈ. મેં ડોકું ઊંચું કરી કાન સરવા કર્યાં. 'અત્યારે વળી કોણ છે?' કોઈને મારું નામ દેતાં મેં સાંભળ્યો. એણે મારું નામ તથા અટક કહી બતાવી, મારી દીકરી કહેઃ

'એ ઘેર જ છે. ભઠ્ઠીની બાજુમાં આડા પડયા છે.'

'સ્વર ઉપરથી હું ઓળખી શકયો નહિ. પણ મેં એક પોલીસવાળાને ઘરમાં ઘૂસી આવતો જોયો. મારું નામ દઈને એણે પૂછયું: 'કયાં છે!'

'હું તો બિલકુલ અવાચક થઈ ગયો. મેં વિચાર્યું. 'એને મારી શી પડી હશે વારુ?' અઠવાડિયા પહેલાંની વાતને આ સાથે સંબંધ હશે એમ મેં ધાર્યું નહિ.

'ચાલ, નીચે ઊતર! જલદી, કપડાં પહેરી લે! ઝટ ચાલ! પોલીસચોકીએ ચાલ!'

'શા માટે મને લઈ જવામાં આવે છે તે જાણવા મેં પ્રયાસ કર્યો પણ તે ઘોડાબોલો કૂતરો હતો પગપછાડી એ બરાડી ઉઠયોઃ

'થૂંક ના ઉરાડ. ઝડપથી ચાલ!'

'મેં તરત મારો આ કોટ પહેર્યો. હાથના મોજા લેવાનું ભૂલી ગયો. અમે બહાર નીકળી ચાલવા લાગ્યા. મારે પાંચ બાળકો છે. મોટામાં મોટી દીકરી સત્તર વરસની છે. મોટા દીકરાની ઉમર બાર વરસની છે. હવે ઘરનો વડો એ થયો. બીજાં બધાં નાનાં નાનાં છે. એ બધાંયે મારી પાછળ રડતાં અને કકળતાં ચાલ્યાં.'

બુઢ્ઢો શ્વાસ લેવા થોભ્યો. એની છાતી ધડકતી હતી, એના ખભા હાલ્યા કરતા હતા, એનો દેખાવ બીહામણો હતો. એણે પોતાના હાથથી આંખો ઢાંકી દીધી.

'અરે ભાઇઓ, અમારે જૂદાં પડવું તે કેટલું દુઃખદ હતું ! અરે, મારી મોટી દીકરી—પ્રભુ તેનું રક્ષણ કરો !'—અને મારો નાનો દીકરો—એની તે કાંઇ ઉમ્મર છે?—અને હું અહીં છું; એ પાંચે બાળકોને હું કયારે જોઇશ? આખીયે જિંદગી કરતાં આ વરસ મને લાંબુ લાગશે !'

'પણુ આમ બનવા શી રીતે પામ્યું ?'

'મેં સાંભળ્યું છે તે પ્રમાણે વાત આમ બની, જમીનદારના મજૂરો ઘેર ગયા અને મુકાદમને કહ્યું: 'અમે મીકીસ્કા સાથે ગાડાં હાંકતા આવતા હતા અને ઓબોયનના લોકોએ આપણા જમીનદારની ત્યાંની જમીન કેવી રીતે લીધી તે બધી હકીકત મીકીસ્કાએ કહી. વળી એણે કહ્યું: 'હવે તમારો વારો છે; તમે એને તમારી જમીન ઉપરથી હાંકી કાઢો.' મુકાદમે આ વાત જમીનદારને કહી. અમારો જમીનદાર લશ્કરમાં વડો હતો. અત્યારે પેન્શન ઉપર છે. એણે ગવર્નરને કાગળ લખ્યો. એમાં લખ્યું: 'મીકીસ્કા નામનો ખેડૂત મારું ખેતર બાળી નાખવાને મારા મજૂરોને ઉશ્કેરે છે.' એણે આમ લખ્યું પણ મારો સ્વપ્નામાંયે આવો ઇરાદો કે વિચાર ન હતો.

'પછી મને કયાં લઈ ગયા ?' પહેલાં તો મને ગાડીમાં બેસાડી પોલીસ ચોકીએ અમલદાર પાસે લઈ ગયા, મોડું ઘણું થયું હતું. મને કાચી જેલમાં રાખવામાં આવ્યો. તે સાંજરે મારી તપાસ થઇ નહિ. તે રાત મને અઠવાડિયા જેટલી લાંબી લાગી. મેં આંખનું મટકું પણ માંડયું નહિ. હું વિચારતો: 'અમલદાર મને લાંબો વખત રાખી શકશે નહિ. મારે વિષે તપાસ કરી મને પાછો ઘેર મોકલી દેશે. હવે તો ઘેર ગયા પછી નીરાંતે ઊંઘીશ.' આમ પરોઢ થયું. મે તો વાટ જોયા જ કરી. વાટ જોઇજોઈને હું કંટાળ્યો. મારો આત્મા આ શરીરમાંથી કૂદી પડશે એમ મને લાગતું, મારું હૃદય ધડક ધડક થવા લાગ્યું. વળી પાછો વિચારતો: 'કંઇક વિપરિત દેખાય છે.' પછી મારી કોટડી આગળ અવાજ થવા લાગ્યો; બારણું ઊઘડયું અને મને અમલદાર પાસે લઈ જવામાં આવ્યો. એ મારા તરફ જોઇ ડોકું હલાવી કહેઃ

'ગમે તેમ પણ આ ઘરડેઘડપણ તમને આ શું સૂઝયું ? તમારે તો જુવાનીઆઓને સાચી સલાહ આપી દોરવા જોઇએ, પણ તમેજ વળી આમાં પડયા ! પ્ર-પ્ર-પ્ર-ખરું ને ! મને તે શબ્દ આવડતો નથી.'

કોઇક બોલ્યું: 'પ્રચારકાર્યમાં.'

'હા, તે જ મને તો તે શબ્દનો અર્થ પણ આવડતો નથી. પછી એક કાગળ લઈ એ કહેઃ 'સાંભળો ! આ ગવર્નરનો હુકમ છે. આમ કહી વાંચવા લાગ્યો. મારી આંખમાં પાણી આવ્યું, મારું મગજ ભમવા લાગ્યું અને મને કશીયે ગમ પડી નહિ. હું એટલું સમજ્યો કે એમના કહેવા પ્રમાણે મેં બીજાને એનું ઘર બાળી નાખવા ઉશ્કેરેલા. બધું વાંચી રહ્યા પછી મને પૂછ્યું: તને કયા પ્રાન્તમાં મોકલીયે ?'

'હું ચૂપ રહ્યો, અને શું બોલવું તે સૂઝયું નહિ. ફરી પાછું એણે પૂછ્યું: 'કયા પ્રાન્તમાં ?.' હું લાકડાના ઠૂંઠાની માફક ઊભો રહ્યો. 'સારુ ત્યારે, હું તને તુલા મોકલી આપીશ. સાંભળે છે કે ?'

'હા સાંભળું છું; પણ સાહેબ, હું સીધો ઘેર જઈ આવું ?'

'એને લઈ જાવ !'

'મારી આગળ અને પાછળ બે સનિકો ખુલ્લી તરવાર રાખી, કોઈ રાની પશુને દોરતા હોય તેમ મને જેલમાં દોરી ગયા. ત્યાં મને પંદર દિવસ રાખી પછીથી પહેરા નીચે તુલા મોકલી દીધો. હું અહીં પહેલાં કોઈ દિવસ આવ્યો ન હતો. તમે આ વાત માનશો? છેલ્લા ત્રણ દિવસથી હું રખડું છું, પણ ભાગ્યે જ એકાદ પાંઉરોટી મળી હોય. હું તદ્દન ક્ષીણ બની ગયો છું. આ ભાગમાં મજૂરી ઝાઝી જણાતી નથી. મેં ઘણીયે મહેનત કરી પણ કાંઈ પત્તો લાગતો નથી. ભીખ માગવાને હું ટેવાયલો નથી અને કોઈ આપતુંયે નથી. પરમેશ્વર તમારું ભલું કરો. પ્રભુએ જ મને તમારી પાસે મોકલ્યો હોવો જોઈએ. મેં રોટી અને ખીર પેટભરીને ખાધાં છે અને તમે મારે માટે ઉઘરાણું કરી પૈસાનો ઢગ કર્યો છે. પ્રભુ તમને એના રાજ્યમાં નવાજશે.' આમ બોલી બુઢ્ઢો ક્રોસનું ચિહ્ન કરવા લાગ્યો અને બધાને સલામ કરવા લાગ્યો.

વળી કોઈએ પૂછ્યું : "તમારો કેસ તો ચાલ્યો હશેના ?'

"કેસ કેવો ? કેસ બેસ કાંઈ નહિ અમારા જેવાના કેસ ઝડપથી પતાવાય છે."

"ઠીક ત્યારે પછી તમને કયાં લઈ ગયા ?" મેં પૂછ્યું.

"મને તુલા આણી એકરાત જેલમાં રાખવામાં આવ્યો; પછી મને કહેવામાં આવ્યું કે દર બુધવારે પોલીસ ચોકીએ હાજરી આપવી અને બાર મહિના સુધી આ ગામની દસ માઇલની હદની બહાર જવું નહિ. પણ મારે અહીં ગુજરાન શી રીતે ચલાવવું તે કહેવાની કોઈએ તસ્દી લીધી નહિ. તેમ મારાં બાળકોનું શું થયું તે પણ મને કોઈએ જણાવ્યું નહિ. આ જગામાં વરસ કાઢી શકાશે એમ મને લાગતું નથી; અને પરદેશમાં મોત થાય તે પણ મારે માટે કમભાગ્ય છે."

'પણ ડેડી, તે માટે શું કરવું? તમે તમારે ઘેર કે બહાર ગમે ત્યાં મરણ પામો તે સરખું જ છે. આ પૃથ્વી બધેય એક જ છે. આપણે બધાય એકજ બંધનમાં છીએ. બાળકો તમારા વિના મોટાં થશે. તમે પેપરમાં વાંચતા નથી કે હજારો માણસો અત્યારે જેલમાં છે? કેટલાક સત્યને માટે, કેટલાક ચોરી વગેરે માટે, કેટલાયે ફાંસીને માંચડે ચઢયા અને કેટલાયે ગોળીબારમાં ખલાસ થયા. આ તો જાણે પ્રલયકાળ આવ્યો હોય એમ લાગે છે! ડેડી, જ્યાં સુધી આત્મા દેહમાં છે ત્યાં સુધી સહન કરો.'

આ બોલનારની તરફ બુઢ્ઢાએ ડોકું ફેરવ્યું. એની સાથે સંમત થતો હોય તેમ ખભા ઊંચા ચઢાવી બરડો વલૂરવા લાગ્યો, કારણ કે જેલવાસની વાનગી તરીકે જૂઓ એના કપડામાં ચીટકી બેઠી હતી.

'ડેડી; તમારે ખૂબ ચોળીને નહાવું જોઇએ. તમારાં કપડાં ઉકળતા પાણીમાં નાખી ધોવાં જોઇએ, નહિ તો આ તમારું લોહી પીશે.'

'હા ભાઈ ઘણા દિવસથી હું નાહ્યો નથી. ઠીક ભાઇઓ પ્રભુ જે કરે છે તે સારાને માટે જ છે! હું તમારો બધાનો ઋણી છું."

"અમારો આભાર માનવાની જરાયે જરૂર નથી! તમારે જરૂર પડે ત્યારે ફરી આવજો અમે તમને બીજું ઉધરાણું કરી આપીશું."

"ભાઇઓ, તમારું ઋણ હું ક્યારે ફેડીશ! પણ આવતી કાલે કદાચ મારું ભાગ્ય ઊઘડશે. ટ્રામવે ઉપર મને નોકરી આપવાનું કબૂલ્યું છે. મને માફ કરજો, હું જઉં છું. મારે માટે ખોટો અભિપ્રાય બાંધતા ના."

"ક્યાં જશો? અનાથાશ્રમમાં?

"ના, હું ત્યાં ગઈ કાલે સૂતો હતો. ત્યાંના લોકથી તો પ્રભુ તોબા! પ્રભુ આપણને એમનાથી દૂર રાખે! આજની રાત હું સ્ટેશન ઉપર ગાળીશ, અને કાલે ભાગ્ય અનુકૂળ હશે તો ટ્રામ્વે ઉપર દિવસના મજૂર તરીકે કામ મળી જશે.

હોટેલમાંથી અમે બન્ને સાથે નીકળ્યા. મેં એનો સાથ દબાવી વિદાય લીધી

"ભલા મિત્ર, તમારો હું ઓશીંગણ છું. તમારી સાથે મને ઘણો આરામ મળ્યો."

તેણે પોતાની ટોપી કાઢી. ક્રોસનું ચિહ્ન કર્યું અને સ્ટેશન તરફ ચાલવા લાગ્યો. હું મારે ઘેર ગયો.

મેં વિચાર્યું: "આયે માણસ છે અને એને પોતાનાં બાળકોથી કેટલાયે દૂર, ઘડપણમાં દિવસો કાઢવા પડે છે. વરસ એ બહુ લાંબો સમય છે. એ એનાં બાળકોને જોવા જીવતો રહેશે કે કેમ? એની મોટી દીકરીનું શું થશે? એ કહેતો હતો ને; 'પ્રભુ એનું સદા રક્ષણ કરો!' પણ શું કહેવાય? ગમે તે થઈ જાય. અનાથને છેતરનાર અને બેઆબરૂ કરનાર ઝટ મળી જાય છે.

[ વી એસ મોરોઝોવ નામના ટોલ્સ્ટોયના એક ગાડીવાન શિષ્યની Almyr Mand નામની વાર્તા ઉપરથી ]

---

## રજવાડી હિંદનો પરાજય

[ પાને ૨૨૧થી ચાલુ ]

તે હતો. તેણે હવે પોતાની ફોજ ઊભી કરવા માંડી* અને થોડાંક જ વર્ષોમાં સિંદેએ નહિ માનેલું તે એણે કરી બતાવ્યું; તે સિંદેની સામે લડવા તૈયાર થયો. આ ઇતિહાસ હવે પછીનો હોઈ અહીં નહિ તપાસીએ. અહીં એટલું જ કે, આમ સત્તાલોભી ને અવિચારી સિંદેને મન હવે બે જબરા શત્રુ થયા—એક નાના અને બીજો જસવંતરાવ. અને પોતાના અને મરાઠા રાજ્યના હ્રાસ પર્યંત આ ઝઘડો હોલવાયો નહિ, અને જેઓ જો એક બન્યા હોત તો હિંદની અઝદી કમાઈ શકત, તેઓએ જ તેનાં મૂળ ખોદી નાંખ્યાં, અને હિંદની ઉરલી બચેલી સ્વતંત્ર સત્તામાં ભાગલા પાડ્યા, જેનો લાભ ચતુર અંગ્રેજ કંપનીએ ખાટયો. તે સમજવા હવે છેલ્લા કમનસીબ પેશવાની કારકિર્દી આગળ જોઇશું.

---

* બે ત્રણ વર્ષ મધ્ય હિંદમાં ભટકીને જસવંતરાવે ૭૦૦૦૦ જેટલી સંખ્યાની સેના ઊભી કરી હતી! તે પરથી તે જમાનાની લોકદશાનો પણ ખ્યાલ આવી શકે. આ સેનામાં ભીલો, અફઘાનો તથા મરાઠાઓ હતા. મલ્હારરાવના પુત્રને નામે જૂના હોલકર-ઘરના સહુ સહાનુભૂતિવાળાને પણ સાથમાં લીધા.

# અલક ને શરક

એક ગામમાં કોઇ ખેડૂત રહે. ખેડૂતને બે વહુ. એક ડાહી અને બીજી ગાંડી. બેય વહુને એક એક દીકરો. ડાહીના દીકરાનું નામ અલપુ અને ગાંડીના દીકરાનું નામ શરપુ.

ડાહી આખો દિવસ ઘરનું કામ કર્યા કરે અને છોકરા સાચવ્યા કરે. ગાંડી આખો દિવસ રખડયા કરે અને જેની તેની સાથે બાઝયા કરે. એને ઉગમણું જવાનું કહે તો આથમણી નીકળે અને આથમણું જવાનું કહે તો ઉગમણી નીકળે. કહે એથી ઊંધી જ હાલે. પછી તો ડાહી સમજી ગઈ. ગાંડી પાસે કાંઇક કામ કરાવવું હોય તો એનાથી ઊંધું જ કહે. તરત ગાંડી એ કામ કરી નાખે.

એક વખત ડાહી માંદી પડી. માંદગી એવી ભયંકર નીવડી કે એને મોત નજીક દેખાયું. તરત એણે ગાંડીને તેની મરણપથારીએ બોલાવી અને સૂચના આપી : 'જો બહેન હું તો મરવા પડી છું. જીવું કે મરું એ ભગવાનને હાથ છે. પણ ધાર કે ભગવાન મને બોલાવી લે તે બે વેણ તને કહેતી જાઉં છું.

'મારા દીકરા અલપુને તો તું ઓળખે છે. એને ખેડ કરવી ગમતી નથી અને આખો દિવસ નિશાળે ચોપડાં ચૂંથ્યા કરે છે. પણ ચોપડાં ચૂંથ્યે કાંઈ પેટ ન ભરાય. એને રોજ ખેડ કરવા ખેતરે મોકલજે. જાડા મોટા રોટલા ખાવા આપજે અને થાગડથીગડ લૂગડાં પહેરાવજે.'

'અને શરપુ તો કેવો હોશિયાર છે. એને રોજ નિશાળે ભણવા મોકલજે ભણી ગણીને એ મોટો સાહેબ થશે. એને સારાં લૂગડાં પહેરાવજો અને મીઠું મીઠું ખવરાવજે.'

ગાંડી કહે : 'ભલે.'

થોડા દિવસ થયા અને ડાહી મરી ગઇ. ડાહીને દાટી આવીને ગાંડી વિચાર કરવા બેઠી : 'ડાહી મને કહેતી, ગઈ છે કે અલપુને ખેતરે મોકલજે અને શરપુને નિશાળે મોકલજે. નિશાળે તો માસ્તર માર મારે. મારા છોકરાને માર ખવરાવવાનો જ એનો ઇરાદો હશે. પણ હું એવી ગાંડી ક્યાં છું ? એના છોકરા અલપુને જ નિશાળે મોકલું અને મારા છોકરા શરપુને જ ખેતરે મોકલું.'

આમ વિચારી તરત એણે અલપુ–શરપુને બોલાવ્યા અને કહી દીધું: 'જો અલપુ, તારે આજથી બરાબર નિશાળે જવાનું છે. અને એલા શરપુ, તારે આજથી ખેડ કરવા જવાનું છે.'

આમ કહી તેણે શરપુને થાગડ થીગડ લૂગડાં પહેરાવી, જાડા મોટા રોટલાનું ભાત બાંધી ખેતરે મોકલ્યો. અને સારાં સારાં લૂગડાં પહેરાવી, ઘી ગોળ અને રોટલી આપી અલપુને નિશાળે મોકલ્યો.'

શરપુ બરાબર એની મા જેવો જ હતો. એને અને ભણવાને બારમો ચંદ્રમા. એને ભણતર છોડી ખેતરે જવાનું મળ્યું એટલે રાજી રાજી થઈ ગયો અને ઊંધું ઘાલીને ખેડ કરવા લાગ્યો.

અલપુને તો ભણવાનો શોખ હતો અને નિશાળે જવાનું મળ્યું. મન દઇને એ ભણવા લાગ્યો અને થોડાં વરસમાં ભણીગણીને તાલુકાનો તળાટી થઇ ગયો. આખો દિવસ ચોરે બેસે અને અને લેણુદેણુ પતાવે.

એક દિવસ એવું બન્યું કે ખેતર ખેડતાં સવારના પહોરમાં જ ગામમાં શરપુનું હળ ભાંગી ગયું. હળ ખભે નાખીને એ સુતાર પાસે સમું કરાવવા આવ્યો. હળ સમું કરતાં બપોર થઇ ગયા એટલે શરપુને થયું કે 'લાવને ઘેર જઇને ખાતો જાઉં. માને નકામો ભાતનો ફેરો મટે.'

ઘેર જઈને માને કહેઃ ,'મા, મા, ખાવા દે.'

મા કહેઃ 'લઈ લે તારી મેળે. એ રસોડામાં ઢાંકયું. પણ જોજે, ઉપર ડુંગળી-રોટલો પડયાં છે એ તારાં છે અને ઘી-ગોળ-રોટલી પડયાં છે એ અલપુનાં છે. ડુંગળી રોટલો ખાઈ લેજે અને ઘી-ગોળ-રોટલી રાખી મૂકજે. હમણાં અલપુયે ખાવા આવશે.'

શરપુ રસોડામાં ગયો. પણ ઘી-ગોળ-રોટલી જોઈને એના મોઢામાં પાણી આવી ગયાં. ડુંગળી-રોટલો પછાડીને એ બબડયો : 'હું આખો દિવસ ખેડ કરી તૂટી મરું છું અને મને ડુંગળી-રોટલો. અને અલપુ આખો દિવસ પગ પર પગ ચડાવી ચોરે બેઠો રહે છે એને ઘી-ગોળ-રોટલી.' આમ બબડી એ ઘી-ગોળ-રોટલી ખાઈ ગયો અને બહાર નીકળીને બોલ્યો : 'હું આજથી ખેડ કરવા નથી જવાનો. હું તો આ ચાલ્યો ચોરે. મને શું તળાટીગીરી કરતાં નહિ આવડતી હોય ? ખેડ કરવા મોકલવો હોય તો મોકલજે અલપુને.'

આમ કહી એ ચોરે ચાલ્યો અને અલપુ ઘેર ખાવા આવ્યો. મા કહે : 'બેટા ! તારાં ઘી-ગોળ-રોટલી શરપુ ખાઈ ગયો છે. આજથી એ ચોરે જશે અને તું ખેતરે જજે. હમણાં હું તને ખેતરે ભાત પહોંચાડું છું.'

અલપુ કહે : ભલે. એ તરત હળ લઈને ખેતરે હાલ્યો અને ખેતર ખેડવા લાગ્યો.

આ બાજુ શરપુ ચોરે જઈને બેઠો. ગંદા-ગોબરાં લૂગડાં પહેર્યાં છે અને ખભે પછેડી નાખી છે. થોડી વાર થઈ ત્યાં ચોરેથી ફોજદાર નીકળ્યા ફોજદાર પાસે બે-ચાર પોટલાં હતાં. એમણે ચોરા પર બેઠેલા એક ચોકીદારને કહ્યુ : 'કયાંકથી એકાદ મજૂર લઈ આવ ને ? આ પોટલાં તાલુકે લઈ જવા છે.'

ચોકીદાર કહે : 'અત્યારે તો બધા ખેડૂત ખેતરે ગયા હશે. મજૂર તો નહિ મળે.'

ત્યાં તો ફોજદારની નજર શરપુ ઉપર પડી. તરત એણે કહ્યું : 'આ બેઠો કોઇ મજૂર. મૂક પોટલાં એને માથે.

શરપુએ રાડ નાખી : 'હું શું મજૂર છું ! હું તો ગામનો જમીનદાર છું જમીનદાર.'

ફોજદાર હસી પડયો. એ કહે : 'હા, તારા દિદાર તો જમીનદાર જેવાં જ છે.' એમ કહી એણે શરપુને એવી બે લાકડી લગાવી કે શરપુ સીધોદોર ગઈ ગયો. એને માથે પોટલાં મૂકા વીને ફોજદાર તાલુકે રવાના થયા. તાલુકાનુ ગામ પાંચ-છ ગાઉ દૂર હતું. ઠેઠ ત્યાંસુધી પોટલા પહોંચાડીને શરપુ સાંજે પાછો આવ્યો ત્યારે એનાં અંગેઅંગ કળતાં હતાં અને પગ બળતા હતા,

અલપુ ખેતરેથી આવીને બેઠો બેઠો શરપુની રાહ જોતો હતો. એણે પૂછયું: 'અરે શરપુ ! અત્યાર સુધી કયાં ગયો હતો ?'

શરપુએ બધી વાત કરી. અલપુ કહેઃ 'ભાઈ, એ કામ તારું નહિ. કાલથી તું તારે ખેતરે જજે.'

શરપુ માથું ધુણાવી કહેઃ 'ના રે, આજ ન આવડયું તો કાલે આવડી જશે. હું તો ખેતરે નહિ જાઉં.'

અલપુ કહેઃ 'તો તારી મરજી. લે આ રૂપિયા. આવતી કાલે તાલુકે ભરણું ભરવાનું છે એ ભરી આવજે.' શરપુ કહેઃ ભલે.

: ૨ :

બીજે દિવસે વહેલી સવારે શરપુ નીકળી પડયો, રસ્તામાં રોટલા કરાવવા એક લૂગડામા શેર લોટ બાંધી લીધો અને લોટમાં અલપુએ આપેલા રૂપિયા મકી દીધા. ચાલતો ચાલતે

બપોરે લાલપુર નામે એક ગામે પહોંચ્યો. ગામમાં એણે એક ભઠિયારીનું ઘર ગોતી કાઢ્યું અને કહ્યું: 'લે આ લોટ. બે રોટલા ઘડી દે.'

પોટલીનો ભાર જોઇને ભઠિયારી કહે: 'આ લોટ ચાળેલો છે કે નહિ ?'

શરપુ કહે: 'ચાળેલો હોય કે ન હોય, તું તારે રોટલા ઘડી દેને.'

ભઠિયારીએ લોટ ચાળીને રૂપિયા લઇ લીધા અને રોટલા ઘડી દીધા. ખાઈ કરીને શરપુ તાલુકે જવા ઊઠયો કે એને રૂપિયા યાદ આવ્યા. એ ભઠિયારીને કહે: 'લોટમાં રૂપિયા હતા એ લાવ.'

ભઠિયારી કહે: 'મેં તો તને પૂછ્યું હતું કે લોટ ચાળેલો છે કે નહિ ? મેં રૂપિયા તો સાચવી રાખ્યા છે પણ બે–ચાર અણદીઠી–અણસાંભળી વાત કર તો રૂપિયા આપું.'

શરપુ મૂંઝાઈ ગયો. બે–ચાર અણદીઠી–અણસાંભળી વાત કેમ કરવી ? એ તો માથું ખંજવાળતો ચાલી નીકળ્યો પણ પૈસા વિના તાલુકે જઇને કરવું શું ? સાંજ સુધી આમતેમ ભટકયા કર્યો અને સાંજે ઘેર પહોંચ્યો. અલપુ એની વાટ જોઇને જ બેઠો હતો. એ આવ્યો એટલે અલપુએ પૂછ્યું : 'કાં, તાલુકે ભરણું ભરી આવ્યો ?'

શરપુ કહે : 'ભરણું ભરી આવે શું રાખ ? મેં તો રૂપિયા લોટ ભેગા બાંધેલા અને રોટલા ઘડવા લોટ ભઠિયારીને દીધેલા. રોટલા ખાઈ ભઠિયારી પાસે રૂપિયા માગ્યા તો કહે કે બે–ચાર અણદીઠી–અણસાંભળી વાત કર તો રૂપિયા આપું. મારે બે–ચાર અણદીઠી–અણસાંભળી વાત તે કેમ કરવી ? હું તો આ આવ્યો પાછો.'

અલપુ કહે : 'હું તો તને કહેતો હતો કે તને એ કામ નહિ ફાવે. જો, આપણો એક બળદ માંદો પડયો છે લે આ પૈસા. બીજો બળદ કાલ વેચાતો લઇ આવજે અને ખેડ કરવા લાગજે. હું ભઠિયારીને બે–ચાર અણદીઠી–અણસાંભળી વાત કરીને રૂપિયા પાછા લઇ આવીશ.

ચરપુને થયું કે હાશ, છૂટયા.

અલપુએ ગામમાં જઇને થોડીક પિત્તળની વીંટીઓ ખરીદી અને લોટમાં નાખી. લોટ બાંધી એ તાલુકે જવા નીકળ્યો. બરાબર બપોર થતાં લાલપુર પહોંચ્યો. પેલી ભઠિયારી પાસે જઈને કહે : 'લે આ લોટ અને રોટલા ઘડી દે.' લોટની પોટલી જોઈ ભઠિયારી કહે 'લોટ ચાળેલો છે કે નહિ ?'

અલપુ કહે: 'એની તારે શી પંચાત ! રોટલા ઘડી દે ને !'

ભઠિયારી અલપુની સામે જ લોટ ચાળવા બેઠી. જ્યાં લોટ ચાળે ત્યાં અંદરથી વીંટીઓ નીકળી પડી. વીંટીઓ એવી ચકચકે કે જાણે સોનાની જ જોઇ લો. ભઠિયારી કહે: 'અરે, આમાં તો સોનાની વીંટીઓ છે !'

અલપુ કહે: 'હા હા, હું ચાલ્યો આવતો હતો ત્યાં રસ્તામાં વડ હેઠે બેઠેલો. વડની આથમણી ડાળમાંથી આવી વીંટીઓ ખર્યા કરે છે. મેં આટલી વીંટી ઝીલી લીધી અને લોટમાં નાખી. વધારે ઉપાડીને રાખવી પણ કયાં ?

ભઠિયારી કહે 'હજીયે વીંટીઓ ત્યાં ખરતી હશે ?'

અલપુ કહે: 'હોવ્વે, આખો દિવસ ખર્યા જ કરે છે. સૂપડાંનાં સૂપડાં ભરાય એટલી પડી છે. જોઇએ એટલી લઈ લોને. કોઈ નામ જ ન લે.'

વડનું ઠેકાણું પૂછીને ભઠિયારી વડ તરફ દોડી.

થોડી વાર થઇ ત્યાં લાકડાંનો ભારો લઈને ભઠિયારો ઘેર આવ્યો. જુએ તો ભઠિયારી ઘરમાં નહિ. એણે અલપુને પૂછ્યું: 'હેં ભાઇ, મારી ભઠિયારી કયાં ગઇ છે એની તમને કાંઇ ખબર ?'

અલપુ કહેઃ 'હુંક્અ અ અ. કોઈ માણસ આ રસ્તે નીકળેલો. એ બે ત્રણ વાર બારણા પાસે આમતેમ આવેલો અને આંખના ઈશારા મારતો ગયેલો. તમારી વહુ એની પાછળ પાછળ ગયાં છે.'

સાંભળતાં જ ભઠિયારો ધૂંવાં ફૂંવાં થઇ ગયો અને બોલ્યોઃ 'એ લુચ્ચી ગઈ કયે રસ્તે ?'

અલપુએ એને મારગ બતાવ્યો એટલે ભારામાંથી બે લાકડાં તાણી એ છલાંગો મારતો ઊપડયો. થોડેક આઘે જાય ત્યાં ભઠિયારી સામે મળી. તરત ભઠિયારે એનો કાન ઝાલ્યો અને પૂછ્યુંઃ 'તું ગઇ હતી કયાં ?'

ભઠિયારી બેબાકળી થઈને કહેઃ 'આ બાજુ જરાક કામ હતું તેથી ગયેલી.'

ભઠિયારો કહેઃ 'તારે એ બાજુ શું કામ હતું ? કોઇક માણસ તારી સામે ઇશારા કરતો હતો એ ગયો કયાં ? બોલ !'

ભઠિયારી કહેઃ 'કયો માણસ વળી ?'

ભઠિયારો કહેઃ 'એક તો ઘરમાંથી કોઈકની વાંસે વાંસે ભાગી ગયેલી અને હવે ખોટું બોલે છે ?' આમ કહી એણે ધડધડ કરતાં ભઠિયારીને સોટા લગાવવા શરૂ કર્યા. ભઠિયારી હાથે પગે લાગી ત્યારે માંડ ભઠિયારે એને છોડી.

આ ભઠિયારીને એક દીકરી. હમણાં જ એ સાસરેથી પિયેર પાછી આવેલી. અલપુ એકલો પડયો એટલે છોકરીને પૂછવા લાગ્યોઃ 'હે બહેન, તારું સાસરું કયાં આવ્યું ?'

છોકરી કહેઃ 'રંગપુર.' અલપુ કહેઃ ઠીક.

બીજે દિવસે અલપુ ગામમાં ફરવા નીકળ્યો. જઈને ચોરા માથે બેઠો. થોડીકવાર થઇ ત્યાં એક મુસાફર નીકળ્યો. અલપુ કહેઃ 'ભાઇ, કયે ગામ જવું ?

મુસ કહેઃ 'રંગપુર.' –

'ભાઈ એક કામ કરજો ને ? ત્યાં અહીંના ભઠિયારાની દીકરી પરણાવી છે. એ દીકરી કાલ છાણાં વીણવા ગયેલી ત્યાં વગડામાં એને એરુ આભડી ગયો અને બિચારી મરી ગઇ. બિચારાં ભઠિયારો-ભઠિયારી કલ્પાંત કરે છે. આખા ગામન માણસ એમને છાનાં રાખવા જાય છે પણ છાન રહેતાં નથી. આમાં એમને સંદેશો મોકલવાનુ તો કયાંથી સૂઝે ? તમે રંગપુરના ભઠિયારાને આટલો સંદેશો પહોંચાડજો ને !'

મુસાફર કહે : ભલે.

ચોરેથી ઊઠીને અલપુ ભઠિયારીને ઘેર આવ્યો અને કહે : 'હમણાં એક મુસાફર અહીંથી નીકળ્યો એણે સમાચાર દીધા કે રંગપુરના ભઠિયારાનો દીકરો વગડામાં લાકડા લેવા ગયેલો ત્યાં એને વરુએ ફાડી ખાધો. બિચારાને એકનો એક દીકરો હતો અને ભઠિયારાં દીકરા વિનાનાં થઈ ગયા.'

ભઠિયારી કહે : 'અરે, એ તો અમારો જમાઇ થાય. એની મા હતી જ લોભણી. એ લોભણીએ લોભમાં ને લોભમાં મારી દીકરીનો ચૂડો ભાંગ્યો જાવા દે હમણાં ને હમણાં રંગપુર.'

આમ કહી ભઠિયારી રંગપુર તરફ ઊપડી. પેલી બાજુ મુસાફરે રંગપુર સમાચાર પહોંચાડયા તેથી છોકરીની સાસુ અહીં આવવા ઊપડેલી. અડધે રસ્તે બંને વેવાણો સામી મળી. તરત રંગપુરની ભઠિયારીએ રાડ દીધી : 'લોભણીની સરદાર ! મારી વહુને તેં એરુ કરડાવવા છાણુ વીણવા મોકલી જ કેમ ?'

એ બોલે તે પહેલાં જ લાલપુરની ભઠિયારીએ સામેથી રાડ દીધી : 'લોભણીની સરદાર ! તે મારા જમાઇને વરુ પાસે મરાવી નાખવા લાકડા લેવા મોકલ્યો જ શું કામ ?'

આમ બોલતી બોલતી બંને વેવાણો લાંબા લાંબા હાથ કરી એક બીજીને ગાળો દેવા લાગી. અને થોડીક વાર થઈ ત્યાં હાથોહાથ આવી ગઈ. ધડાધડ એક બીજીને ઢીંકા પાટુ મારવા લાગી. અને તે ચોટલા ખેંચી લૂગડાનાં ચીરા ઉડાડવા લાગી

બેયનાં લૂગડાંના ચીરા પવનમાં ઊડવા લાગ્યા અને જીંથરપીંથર વાળ ઝૂલવા લાગ્યા.

થોડીકવારે બન્ને થાકીને લોથપોથ થઇને બેસી ગઇ. ધમણ ધમતા શ્વાસે રંગપુરવાળી ભઠિયારી બોલી: 'હમણાં મારા જુવાનજોધ દીકરાને મોકલું અને તારાં હાડકાં ભંગાવું.'

લાલપુરવાળી ભઠિયારી કહે: 'હમણાં મારી દીકરીને જ રંગપુર મોકલું અને તારી ખબર લેવરાવું.'

રંગપુરવાળી કહે: 'પણ તારી દીકરીને તો એરુ ફટકાવ્યો છે ને?'

લાલપુરવાળી કહે: 'એરુ ફટકાવે તને. મારી દીકરી તો એ મજાની બેઠી. અને તારા દીકરાને તો વરુએ ફાડી ખાધો છે ને તું કોને મોકલીશ?'

રંગપુરવાળી કહે: 'વરુ ફાડી ખાય તને. મારો દીકરો તો એ જુવાનજોધ બેઠો મજા કરે.'

એકબીજીની વાત સાંભળીને બન્ને ઠરી જ ગઇ. શાંત થઈને એકબીજીએ વાતો કરી તો બધી વાતની સમજ પડી. એકબીજાની માફી માગીને રંગપુરવાળી ભઠિયારી રંગપુર ઊપડી અને લાલપુરવાળી ભઠિયારી લાલપુર આવી. આવીને અલપુને કહે: 'એલા! કેમ આવી ખોટી ખોટી વાતો કરીને અમને હેરાન કરે છે?'

અલપુ કહે: 'જુઓ બહેન! હું ખોટી ખોટી વાતો કાંઇ કરતો નથી. આ તો મને આવડે છે તેથી બે અણદીઠી વાત કરી અને બે અણસાંભળી વાત કરવાની બાકી છે. કાં તો કાલ શરપુ પાસેથી રૂપિયા લઇ લીધા છે એ પાછા આપો, નહિ તો મારે બે અણસાંભળી વાત કરવી પડશે.'

બે અણદીઠી વાત કરતાં આટલી હેરાન કરી તો હજી બે અણસાંભળી વાત કરતાં કેટલીયે હેરાન કરે–એમ ધારીને તરત ભઠિયારીએ રૂપિયા અલપુને ગણી દીધા. રૂપિયા લઇને અલપુ તાલુકે ગયો અને ભરણું ભરી આવ્યો.

[બાકી આવતે અંકે]



નાનાભાઇ ભટ્ટ, ઝવેરચંદ મેઘાણી, વિજયરાય વૈદ્ય, ઉમાશંકર જોષી, જિતુભાઈ મહેતા, ગુલાબદાસ બ્રોકર, અનંતરાય મ. રાવળ, મગનભાઇ દેસાઈ, રમણલાલ એન્જિનીઅર, નિરંજન વર્મા, જયમલ્લ પરમાર, મહેન્દ્ર મેઘાણી. હરિશ્ચંદ્ર ભટ્ટ, હીરાબેન ક. મહેતા, પી. રા. ભારદ્વાજ, છોટાલાલ કામદાર.

# ઊર્મિ અને નવરચના

સંપાદક
ઇશ્વરલાલ દવે

જુલાઇ
૧૯૪૫
અંક : ૪

છૂટક [illegible] આનાં

# સમાજ : સાહિત્ય : સંસ્કાર

## માસિક નોંધ

### હિંદી સંગીતનું સમ્યક્ દર્શન

કૌતૂકપ્રેમીઓને મન હિંદ કેવળ જોગીઓ અને જાદુઈ દોરડાંના ખેલ કરનારાઓનો દેશ છે. રાજદ્વારીઓની દૃષ્ટિમાં હિંદ અસંખ્ય કોમો, વર્ગો તેમજ ભાષાઓનું ભંગાર-ઘર છે, સાચા સંસ્કૃતિભક્તોની નજરે હિંદ કલા, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનની તપોભૂમિ છે. એ ત્રીજી જમાતના એક પરદેશીએ, 'ફેન્ટેસીઆ' નામના વિરલ ચિત્રપટમાં આ સૃષ્ટિની સર્જનલીલાને તાલ છંદબદ્ધ સંગીતની વાણીમાં રજુ કરનાર ડૉ. સ્ટોકૌસ્કી નામના પોલેન્ડવાસી સંગીતસિદ્ધે હિન્દના સંગીનો હિન્દમાં બે વાર જાતે આવી ઝીણવટથી અભ્યાસ કરી અભિપ્રાય ઉચ્ચાર્યો છે કે–

'હિન્દ ગયા પહેલા હિંદી સંગીત પર કેટલીક ચોપડીઓ વંચી હતી પણ પહેલા જ પરિચયે મને પ્રતીતિ કરાવી આપી કે હિંદી સંગીત મારા ગ્રંથ-વાચને એનો જે ખ્યાલ આપેલો તેના કરતા ઘણું વધુ ગહન અને વિશ્વસરકારિતાને માટે વધુ મહત્વનુ છે. મારો એ સગીતનો અભ્યાસ આગળ વધારવા હું ફરીવાર ત્યા ગયો, અને મને ખાતરી થઈ છે કે એ એક સગીત નથી પણ અનેક સગીત-સરકારે ની મિલાવટમાથી ઉદ્ભવેલ વસ્તુ છે. એનુ એક મહાન લક્ષણ તો મને એ લાગ્યું છે કે હિંદી સંગીત નિર્બંધ છે, અને નવા નવા ઘાટ ઘડી શકીએ તેવું મુલાયમ છે ભૂતકાળમાથી ચાલી આવતી પરંપરાને ઉચિતપણે વફાદાર રહ્યા પછી પણ એ એવું મુક્ત રહે છે કે કલાકારની તમામ કલ્પનાશક્તિને એમાં રમવાનું મોકળું મેદાન મળે છે. આ રીતે એ હમેશા સર્જનાત્મક

અને યુરોપી દેશોમા કેટલીક વાર બને છે તેમ કેવળ જે કંઈ લખાયું ને લિપિબદ્ધ બન્યું હોય તેનાં જ પુનરુચ્ચાર કર્યા કરવાં પડે તેવુ નથી રાત્રિ ને દિવસની અમુક ચોક્કસ વેળાઓએ અથવા તો વર્ષની અમુક અમુક ઋતુઓમા પ્રકટતી પલટાતી માનવમનની અવસ્થાનું જ એમા વિવિધ પ્રકારનુ ઉચ્ચારણ થાય છે, એ એની સવેદનશીલતાથી હુ મુગ્ધ બન્યો છુ

'એથી ય વધુ મનોહર તો મને આ લાગ્યું છે કે હિન્દી સંગીત એ હિન્દીજનોના એકેએક જીવન–પાસાની સાથે, ધાર્મિક માન્યતાઓની સાથે, વિશ્વલીલાની કલ્પનાની સાથે ગાઢ સંબંધ ધરાવનારું છે એ જીવનથી જુદુ નથી, પણ લોકોની સર્વ ઊર્મિઓ અને વિચારે સાથે વણાઈ ગયું છે. કેટલાક પાશ્ચાત્ય દેશોમા સંગીતને એક કલા તરીકે જીવનથી અલિપ્ત અને નિરાળું ગણવામાં આવે છે આ સ્થિતિ હિંદમા નથી. ત્યાં તો સર્વ કળાઓ અને પ્રત્યેક જીવનસ્થિતિ સંકલિત બનીને એકબીજાને અજવાળી આપે છે, અને જીવન તો વ્યાપક છે એવા એક ભવ્ય ખ્યાલનું અંગ બની રહ્યું છે'

આટલું વિશદ દર્શન કરનાર આ પાશ્ચાત્ય સંગીતસ્વામી જે છેલ્લી વાત કહે છે તે વધુ મર્મની છે.

'મને આશા છે કે ભવિષ્યમાં હિન્દનો હરએક પ્રદેશ અને પ્રત્યેક પ્રજાસમૂહ પોતપોતાના સગીતનું શુદ્ધ ભેળસેળ વગરનું નિજસ્વરૂપ સાચવી રાખશે, પણ સાથે સાથે આ લાક્ષણિક પ્રાદેશિક સગીત–સ્વરૂપોની વિભિન્નતામય લાવાની ભેળાભેળ એક એવી સગીત–વાણી સર્જાવશે કે જે સયુક્ત હિંદનું સ્વરોચ્ચારણ બનશે.'

### એક અધિકારપ્રાપ્ત નારી બોલે છે ત્યારે—

સ્ત્રીઓ અને તેની સામાજિક સ્થિતિ, એ વિષય પર અધિકારી તેમજ અનધિકારી બન્ને જાતનાં માણસો બોલ્યા કરે છે. પોપટીઆં કહેવાય તેવાં કેટલાય ચલણી વાક્યો વપરાય છે. સ્ત્રીનો પક્ષ ને પુરુષનો પક્ષ, એમ બે પક્ષો–પક્ષો જ નહિ બલ્કે સામસામી છાવણીઓ પડી ગઈ છે. આ પણ એક વિચિત્ર સમરાંગણ છે. કારણ કે બેઉ શત્રુપક્ષો વાસ્તવમાં તો ભેળાં જ, એક જ છાપરા નીચે વસે છે, ચોવીસે કલાક ધમાધને રહે છે, સાથે ખાય પીએ છે, પ્રણય કરે છે, સંતાનો ઈત્યાદિ રૂપે સ્નેહગાંઠો પણ ઊભી કરે છે. તે છતાં અંદરખાનેથી એક તુમૂલ યુદ્ધ, જેને ખુનખાર કહી શકીએ તેવો સંગ્રામ–સંહારાત્મક સંગ્રામ ચાલી રહ્યો છે આ સંહાર અને સંગ્રામનું ભાન કોઈકોઈ વાર જ્યારે સાચું અધિકારપ્રાપ્ત આત્મજન કરાવે છે ત્યારે તે વિચારમાં નાખી દે છે. અમદાવાદના વિકાસગૃહ વાળાં શ્રી પુષ્પાબહેન એવાં અધિકારસંપન્ન નારી છે. કારણ કે અંગત જીવનમાં એ ઝેરના કટોરા પી પી પચાવી ગયેલાં છે, જાહેર જીવનમાં એ સતત સ્ત્રી–રક્ષક લડવૈયા છે, બીજાઓ જ્યારે હજારમો અંશ પણ આચર્યા વગર બોલે છે ત્યારે પુષ્પાબહેનને એની ભગીરથ સાધનાએ મૌનની શોભા સજાવી છે. સ્ત્રીઓને પુસ્તકો રૂપે નહિ પણ સાપના ભારારૂપે એણે પોતાના શિરે ઉપાડેલ છે ગૃહિણી રૂપે એણે લાંબા વૈધવ્યને કુટુંબકલ્યાણમાં પરિવર્તિત કરી નાખ્યું છે. એનામાં રહેલી જાહેર સ્ત્રીરક્ષિકાએ એના સાંસારિક માર્દવને મારી કે દબાવી નથી દીધું. પતિહીના મંગલમયી, સગી જનેતા, સાવકી

માતા, ભાઇના રઝળી પડેલ કુટુંબની પાલિકા, વગેરે વિવિધ નારી–ધર્મોને ઉજાળનારી આ ગુજરાતણે જાહેર જીવનક્ષેત્રમાં સભાઓના માચડાઓ ખુરસીઓ જોયાં નથી, પણ જોઈ છે ફોજદારી અદાલતો, ગુંડાઓની જમાતો, ફસાયેલી અને ફસામણીનો વેશ કાઢી આવતી વિફરેલી સ્ત્રીઓનાં વૃંદો; અવળચંડાઇઓ, ભીરુતાઓ, ભયંકરતાઓ, કૈં કૈં જોયાં છે ને અનુભવ્યાં છે. હરીફ વટાળ–અખાડાના મુકાબલા કર્યા છે, પુરુષોની સાથે રહી કામ કર્યું છે, સહકાર્યકરોને નારીસન્માનની ઉન્નત ભાવના પોતાનાં શીલ વડે પિવાડે છે. એ તો 'એરૂમાં આથડનારી' બાઈ છે, એના હાથમાં આવેલા સ્ત્રીઓના કિસ્સાઓ જો કોઇક દિવસ લખાશે તો એનો મહાગ્રંથ બનશે; ને એ ગ્રંથમાંથી આપણે સ્ત્રીપુરુષ–સંસારની સમસ્યાઓનો અંતરતમ ઇતિહાસ મેળવી શકશું.

### સ્ત્રીસ્વાતંત્ર્યની વાતો કરનારા શિક્ષિતો

એવી અનુભવસિદ્ધ નારી જ્યારે બોલે ત્યારે એના બોલ વિચારપાત્ર બને. તાજેતરમાં એણે જબાન ખોલી હતી. ટોળાંની બનેલી સભા સામે નહિ પણ ગુજરાતના કાર્યકરો બનવાના કોડધારી થોડાક ભાઈઓ બહેનોના નાના વૃંદ પાસે–ચાંગાના ગ્રીષ્મ–વર્ગની અંદર. એ વ્યાખ્યાનો એણે આપ્યાં–એમાં એણે આપણા કાર્યકરો અને ભણેલાઓ વિશે જે કહ્યું તે પહેલું ધ્યાન ખેંચે છે.

'આપણા કાર્યકરો ખુબ સુંદર ને ભાવના ઉશ્કેરે તેવાં મોટાં વ્યાખ્યાનો આપે છે, સ્ત્રી ઉન્નતિની વાતો પણ કરે છે, પરંતુ પોતાની સ્ત્રી પોતાના ઘરની બહાર નીકળે એવો કશો ચોક્કસ ખ્યાલ કરતા નથી

'આજે સ્ત્રીસ્વાતંત્ર્યની વાતો કહેનારા ઘરે જઈ મા પાસે છણકા કરે છે, બહેનને દબડાવે છે અને સ્ત્રીને મારવા સુધી પણ જાય છે.

### ભણેલાઓએ દબાવેલી

બીજું કોઈ બોલ્યું હોત તો અત્યુક્તિ માનત, પણ પુષ્પા બહેનની વાણી નિરાધાર નહિ ગણી શકાય. ઘણું કરીને તો ભણેલાં વિષે આવું કહેનાર એ પહેલાં જ છે–

'અભણ કરતાં આ બધી બાબતોમાં આજે તો ભણેલા વધારે આગળ વધેલા છે. પહેલાં તો અભણ પુરુષોમાં સ્ત્રીઓ પોતાને પિયર જઈ શકતી, દેવમંદિરે, કે નદીએ ધાર્મિક વાર તહેવારે કે કથાકીર્તન પ્રસંગે જઇ આવતી. પરંતુ ભણેલાઓ કહે છે કે અમે એમાં માનતા નથી, તું તારા બાપને ત્યાં જાય તો મને અહીં એકલાને ગમે નહિ. આજે પુરુષ એ બધું ચલાવવા તૈયાર નથી. એ અપંગ બન્યો છે, પરિણામે સ્ત્રીને દબાયલા રહેવું પડે છે.'

આમ શા માટે? પુષ્પાબહેન કારણ બતાવે છે કે 'દાક્તર, એન્જીનીઅર વગેરે થવું હોય તો તે માટે વર્ષો સુધી અભ્યાસ કરી તાલીમ લેવી પડે છે, પણ લગ્ન જેવી જવાબદારીનો અભ્યાસ, તાલીમ મળતી નથી. એ તાલીમ લીધે જ છૂટકો છે.'

### નીચલી કોમોમાં આર્થિક સ્વાતંત્ર્ય

ભણેલી બહેનોને ગળે પુષ્પાબહેનનો ઘુંટડો ઊતરશે ખરો? લગ્નની જવાબદારીઓની કલ્પના તેમને છે ખરી? ને હોય તો યે તેઓ તાલીમ જેવી કોઈ જરૂરીઆત સમજે છે? નહિ. પુષ્પાબહેન બીજી એક સરખામણી મૂકે છે—

'આજે તો કહેવાતી ઉચ્ચ કોમો કરતાં નીચલી કોમની સ્ત્રીઓ વધુ સ્વતંત્ર છે, કારણ કે એ આર્થિક સ્વતંત્રતા ભોગવે છે–ઉપલા વર્ગની સ્ત્રીઓમાંથી એ શક્તિ ચાલી ગઈ છે. એ ફક્ત પુરુષ ઉપર જ જીવનારાં બન્યાં છે. પુરુષને માથે જ એ રીતે બધો ભાર છે'

જેને માથે બધો જ નિર્વાહભાર છે, તે પુરુષને પક્ષે પણ કંઈક કહેવા જેવું છે. નિર્વાહભારમાં ભાગ લેનારી કે આર્થિક સ્વતંત્રતાની શક્તિ ન દાખવનારી નારી એટલું તો જરૂર કરી શકે—ખોટા ખરચા ઓછા કરી શકે. કપડાંઘરેણાંની દેખાદેખી પ્રેરિત તકલાદી મોહકતાને દૂર કરી શકે.

### સ્ત્રીનું કામ હલકું ગણાય

પુષ્પાબહેન કહે છે કે 'સ્ત્રીનું કામ હલકું મનાય છે. એ કરતાં પુરુષને શરમ આવે છે.'

અરે બાપુ! સ્ત્રીકામ કરતાં ખુદ સ્ત્રીઓને જ શરમ આવે છે તેનું શું કરીશું? કરવા જેવી વાત અમને વર્ષોથી એક આ લાગી છે, કે ઘરમાં ઝાડુ કાઢવાનું, વાસણ માંજવાનું, રસોઈ કરવાનું, દળવા ભરડવાનું, એ દરેક કાર્ય છોકરા ને છોકરીઓને બેઉને બાલ્યાવસ્થાથી જ સોંપવું અને ટેવ પડાવવી. પોતાનું કામ તો હલકું છે એવો મૂર્ખ ભાવ સ્ત્રીઓના જ મનમાંથી કઢાવવા જરૂર છે. શ્રી પુષ્પાબહેને છોકરાં છોકરી બેઉને ગૃહિણી–જ્ઞાન શીખવવાનું કહ્યું છે તે બરાબર છે.

### એક પર બીજીના પ્રશ્ન

પુષ્પાબહેન 'એક ઉપર બીજી સ્ત્રી કરનાર યુવાનો'ની વાત કરે છે, પણ એક ઉપર બીજી આવનાર સ્ત્રીને કેમ ભૂલી જવાય છે? એ સ્ત્રીને સમાજ આ ઘાતકી કુકર્મ કરવાને વળતે જ દહાડે પોતાના શિર પર કેમ પ્રતિષ્ઠિત કરે છે? સ્ત્રીસમાજના મુખરૂપ મનાતા અગ્રણી નારીસમૂહમાંથી પણ આવા કિસ્સાઓ બનતાં ટાણે કળકળાટભર્યો અવાજ નીકળતો નથી ફક્ત

કાયદાને જ બદલવાનું કહેવાય છે—ત્યાં પણ પુરુષ કાયદો ઘડનાર હોઈ તેને જુડાય છે. પણ કાયદાના પ્રતિબંધથી શું વળશે? સ્ત્રીસમાજ પોતે જ જો કર્તવ્યભ્રષ્ટ બનશે તો નવા કાયદામાં યે એને તો ગડકબારીઓ મળી રહેશે.

## શિક્ષણ–સંસ્થામાં પુરુષનો ભય

કેળવાયેલા કે કેળવણી લેતા પુરુષો સ્ત્રીસમાજને કેવા ભયરૂપ બની રહ્યા છે એ બતાવતી સ્થિતિ પ્રત્યે પુષ્પાબહેન શાળા કૉલેજોમાં આંગળી ચિંધે છે. ત્યાં સાથે અભ્યાસ કરતી છોકરીઓને વર્ગ પૂરો થતા પહેલાં અથવા તો માસ્તરો પ્રોફેસરોની સાથે ચાલ્યા જવું પડે છે પણ આનું કારણ એકલા છોકરાની જ વિકૃતિ નથી. કેળવણી જો વિકૃત કરનારી છે તો તે બેઉને કરે છે. છોકરીઓ પોતાના માનમાં રહે છે ખરી? છોકરાઓની ચેષ્ટાઓની ગલીપચીથી એ પર છે ખરી? મોટી ઉમ્મર પછી મિશ્ર વર્ગોમાં ભણવા જનારી કન્યાઓમાં, ખેતરોમાં કે કારખાનામાં મિશ્ર કામગરી કરતી લોકકન્યાઓ જેટલું દૈવત કેમ નથી? મોટી વયે મિશ્ર શિક્ષણના ઔચિત્યાનૌચિત્ય વિશે પણ વેળાસર વિચાર કરવો રહે છે. પ્રકૃતિના સ્વાભાવિક પંથ પર જબરદસ્તી વાપરવા જેવું શું નથી થતું?

## કાર્યકર બહેનો ને પુરુષો

ફક્કડ એક વાત તો પુષ્પાબહેને તે પછી કહી છે.

'એક દિવસ કેટલાક કાર્યકર ભાઈઓએ મને એક જગ્યાએ બોલાવેલી; હું ત્યા ગઇ, આખો દિવસ રહી, અને મને બધા ભાઈઓ વચ્ચેજ રાખી બહેનો પાસે લઈ જ ન ગયા, બીજે દિવસે પોતે કહ્યું છતાં સ્ત્રીઓ પાસે ન લઈ ગયા' ને પુષ્પા બહેને મર્મની વાત કહી કે 'જે કાર્યકર બહેનોને બીજી બહેનો પાસે ન લઈ જવાય ને ન ઓળખાવાય તો પાછળથી તેઓ વાતે કરે કે 'એમને તો બધું ચાલે'

આ બાબતમાં પુષ્પા બહેનના દુઃખદ અનુભવની એક પૂર્વભૂમિકા અમારે રજુ કરવી પડે છે. શિક્ષિત સ્ત્રીઓ પોતે પુરુષોની સાથે જ્યાં જાય ત્યાં પુરુષોની વચ્ચે જ રહેવુ પસંદ કરે છે, ઘરોની અંદર ભરાયેલી સ્ત્રીઓ જોડે રહેવુ જમવું કે સુવું તો દૂર રહ્યું પણ બે ઘડી વાતો કરવી પણ તેમને ગમતી નથી જવું પડે તો પણ જરીક ડોકિયુ કરી આવે, ઝટ ઝટ થોડી સુધરેલી શિખામણો વેરી આવે, થોડો તેજોવધ કરી આવે, તુરત જ બહાર પુરુષ-મિત્રોની વચ્ચે આવીને બેસે, વાતો કરે, ચર્ચાએ ચડે, પધારી પણ ઘરની સ્ત્રીઓથી તો વેગળી જ કરાવે. આ દશા અમે ઠેરઠેર દીઠી છે. નવી સ્ત્રીઓને જૂના જમાનાની સ્ત્રીઓની વચ્ચે થોડી વારના ઉપદેશક બનવા ઉપરાંત બધુ કડવું ઝેર લાગે છે. અને એ ઘરનાં બૈરાંને શરમીંદી સ્થિતિમાં મૂકશે અગર તો ઘરનાં બૈરાંની પછાત દશા જોઈ જશે તો કેવું લજ્જાસ્પદ થશે એ બીકે જ પુરુષો અંદર ન લઈ જતા હોય તો એ સંભવિત છે.

## પ્રસૂતિ ટાણે તબીબી સારવાર

પ્રસૂતિની ચીસો પાડતી એક ગામડાની સ્ત્રી, સ્ત્રીદાક્તરની ત્યાં સગવડ ન હોઇને, અને પુરુષ દાકતરોને બોલાવવાની ઘરના પુરુષોની ઇચ્છા ન હોઇને બાઇ મેરી ગઈ એ કિસ્સો શ્રી પુષ્પા બહેન પંચમહાલમાંથી ટાંકે છે. એવો શરમ રાખનારો વર્ગ મોટો હશે. પણ અમારી બાજુ તો પ્રસૂતિ ટાણે દાકતરોને લઈ જાય છે, પ્રસૂતિ પુરુષ-દાકતરોને હાથે કરાવે છે—ને એક બીજી દૃષ્ટિએ જોઇએ તો તો, નૈતિક જીવનમાં નાલાયક એવી કેટલીક નર્સોના કરતાં તો પુરુષ દાકતરને હાથે પ્રસૂતિ કરાવવી એ શું ખોટું છે! નારીનું શરીર દર્દીની સ્થિતિમાં હોય ત્યારે તો એ નથી નારીનો દેહ કે નથી પુરુષનો. એ તો છે દર્દીનો દેહ મુએલી સ્ત્રીને ચિતા પર સુવાડનારા પુરુષો જ હોય છે. મૃત્યુના મોંમાં પડેલ નારીને માટે એના દેહની એબ ઢાંકવાનો પ્રશ્ન તો કનિષ્ઠ છે, નકામો છે, મૂર્ખાઈભર્યો છે. સર્વોપરિ પ્રશ્ન તો એને બચાવી લેવાનો છે—નીતિનો ને એબ-રક્ષાનો પ્રશ્ન એ હોય તો પણ સ્ત્રી દાક્તર અથવા નર્સના હાથમાં એ દેહને ચુંથાવવાથી કઈ એબ જળવાઈ જાય છે! પુષ્પાબહેનનો આ દાખલો સચોટ છે. માનવ–દેહની કટોકટ અવસ્થા ટાણે તબીબી ઉપચાર કરવામાં સ્ત્રી કે પુરુષ દાક્તરના ભેદ પાડીને બેઠા રહેવું, અમૂલો સ્ત્રીદેહ ખોઈ બેસવો, એ જેમ ઘાતકીપણાની પરાકાષ્ટા છે તેમ નરની પોતાની સ્થિતિનું જ નખોદ વાળનાર મનોદશા છે.

## સ્ત્રીને પંપાળવાનો પ્રશ્ન

શ્રી પુષ્પાબહેનનું છેવટનું કથન પણ બરાબર મર્મસ્થળને આંટે તેવું છે. જરીક કંઇક થાય તો હિસ્ટીરીઆ આવે, ચીસો નાખે, એવી સ્ત્રીસમાજની નમાલી મનોદશા પર એ પ્રહાર કરે છે. આમાં પણ જોશું તો આ પોપલાઈ ને આ વેવલાઈ શિક્ષિતોએ વધુ પ્રમાણમાં કેળવી છે, ઇરાદાપૂર્વક એક શોભા રૂપે ધારણ કરી છે—કહેવાતી સુકુમારતાના એક અંશ લેખે. વાતવાતમાં ચીસ પાડી ઊઠવું, ચીતરી ચડાવવી, સૂગ બતાવવી, ગમા અણગમાની પ્રકટ જોરદાર ચેષ્ટા કરવી, એ તો નિત્યનું દૃશ્ય બની રહ્યું છે. શ્રી પુષ્પાબહેન

આવી સ્ત્રીઓને નિર્ભય થવાનું કહે છે, અને એના પુરુષોને આગળ નીકળવા ઉદ્બોધન કરે છે કે—

'સ્ત્રીને પંપાળવાની વાત છોડવી પડશે. સ્ત્રી રડે એટલે પુરુષ હારી જાય એ બરાબર નથી. એ રડે એથી તમે ન ડરો.'

પણ જોજો હો કે ભાઈસાહેબ, પછી આ પોચટવેડાને ન ગણકારનાર પુરુષની કઠોરતા ન ગવાય.

## શ્રી. પાઠક-હીરાબહેન લગ્ન

ગુજરાતના સુપ્રસિદ્ધ સાહિત્યકાર, ચુનંદા પ્રાધ્યાપક અને જાહેર જીવનના એક સંસ્કારઅગ્રણી શ્રી. રામનારાયણ પાઠકે શ્રી હીરાબેન મહેતા નામનાં મુંબઈની કર્વે કોલેજનાં પ્રાધ્યાપિકા જોડે લગ્ન કર્યાં છે. લગ્ન એ મહદંશે વ્યક્તિગત અને અંગત વસ્તુ હોવાની માન્યતા છે, છતાં અમૂક સંજોગોમાં અને વત્તાઓછા પ્રમાણમાં દરેક સંભાવિત વ્યક્તિનું લગ્ન એ જાહેર ઘટના મનાય છે. વિચારકો તરીકે, વાણીના ઉપાસકો તરીકે અને શિક્ષકો તરીકે જે વ્યક્તિઓ સમાજનું નીતિ–નિર્માણ કરવામાં રોકાયેલા છે તેમનાં નાનાં મોટાં તમામ આચરણો સમાજને અસરકર્તા છે. શ્રી. પાઠકનું આ લગ્ન એ પ્રકારે જવાબદાર વ્યક્તિનું લગ્ન છે. માટે એની પણ જાહેર તુલના થવા સંભવ છે. છાપાંમાં જે થોડી ટીકા આવી છે તેમાં પણ પરણનાર બન્નેની વય વચ્ચેનું વૈષમ્ય નિર્દેશવામાં આવ્યું છે. એટલે સ્વસ્થ ચિત્તે આ લગ્નના સંજોગો તોળીએ તો તે ભાવિ ટીકાને માટે ઉપકારક છે.

શ્રી પાઠક અઠાવીસ વર્ષોથી વિધુર હતા. એમની રસિકતા ને સાહિત્ય–સર્જકતા જોતાં એમની વિધુરાવસ્થા એક તપ સમાન હતી. આજે ૫૮ વર્ષે ફરી પરણવું પડે છે, એ એમની માનસિક જરૂરીઆત બતાવે છે. આવા મનુષ્યને એકલતા જ્યારે મૃત્યુ જેવી બને છે ત્યારે જ એ લગ્નનું શરણ શોધે છે. ૫૦ વર્ષ પછીની નિરાધારતા ન કહી જાય તેવી વસમી હોય છે માનવ–જીવનમાં. એને મિત્ર અને સાથી જોઈએ છે. એ આધાર માગે છે.

છતાં એવી નિરાધારતાને ટાળવા જતાં પુરુષ કોઈ યુવાન નારીનો ભવ બગાડી બેસે એ તો સમાજ સહી શકે નહિ. શ્રી પાઠકે પોતાની યા તો પારકી કોમમાંથી કોઈ કન્યાને ખરીદી નથી, કોઇ માબાપને ભોળવી, ભૂલાવી, ફોસલાવી પટાવી કુમળી કન્યા આણી નથી. તેમ નથી કોઈ વિલાસ-ભૂખી યુવતીને મહેલાતો મોટરો કે તીજોરીનાં પ્રલોભને આકર્ષી આણી.

## મૈત્રીનું રૂપાન્તર

શ્રી પાઠક જેને પરણેલ છે તે હીરા બહેન એમનાં લાંબા કાળનાં મિત્ર છે. બેઉએ વર્ષો સુધી પરસ્પરને ચકાસેલ છે, બેઉનાં દિલ મળેલ છે. બેઉની વચ્ચે વયનું અંતર મોટું છે છતાં બૌદ્ધિક જીવનમાં બેઉ ગાઢ સહવાસી છે. બેઉએ નિર્બંધ સ્વેચ્છાથી પોતાનાં જીવન જોડ્યાં છે. યૌવન, રૂપ અને શરીરથી ભિન્ન એવી બીજી જીવન–સંપત્તિઓ પણ આસક્તિને જન્માવનારી હોય છે. બૌદ્ધિક અને સાહિત્યિક માર્ગનાં બે સહયાત્રિકો વધુ નિકટતા અનુભવીને લગ્નમાં પ્રવેશે તે સહજ છે. તેઓ બન્ને મિત્રો બની રહ્યાં ત્યાં સુધી કશું અનુચિત ન જોનાર સમાજ એ જ મૈત્રીના આવા નિરપવાદ રૂપાન્તરને શાને નિંદે? અમારી દૃષ્ટિએ તો બેઉએ પોતાની જવાબદારી પર સચ્ચાઇની મોહર ચાંપી છે ને સમાજને ચિંતામુક્ત કર્યો છે.

## ગુરુ–શિષ્યાનો સંબંધ-બાધ

શિષ્યા અને ગુરુ વચ્ચેની સ્નેહ-મમતા લગ્નમાં ન પરિણમવી જોઈએ એવી એક મર્યાદાને કેટલાક સંભાવિત જનો ગણાવે છે. કારણ કે નહિ તો કન્યાની શાળાઓની સલામતી નથી. આ લગ્નના સમાચારમાં એવું નિર્દેશાયું છે કે શ્રી પાઠક જ્યારે કર્વે કોલેજમાં પ્રાધ્યાપક હતા ત્યારે શ્રી હીરાબહેન વિદ્યાર્થિની હતાં. પણ એ તો નવેક વર્ષ પૂર્વેની વાત છે. બેશક મૈત્રીનાં બીજ તે કાળે રોપાયાં હશે. પણ લગ્ન તો વિદ્યાર્થી–અવસ્થા વીત્યા પછી ઘણે વર્ષે થાય છે.

સમાજના શ્રેયને અર્થે ગુરુ–શિષ્યા વચ્ચેની મર્યાદાની કડકાઈ જેટલા બને તેટલા આગ્રહથી પળાય તે જેમ એક મત છે, તેમ બીજે પક્ષે આપણે ત્યાં જ્ઞાતિઓ, ગ્રામમંડળો અને કુટુંબોની સંસ્થાઓ તૂટવાને પરિણામે લગ્નની પસંદગીનાં વર્તુલો બહુ નાનાં બન્યાં છે. ત્યારે શિક્ષણની સંસ્થાઓ આવાં વર્તુલોની ગરજ સારે છે, અને એવાં સ્થાનોમાં શિક્ષક અને શિષ્યા, બન્ને જો અવિવાહિત હોય, બૌદ્ધિક સહચારમાંથી પરિણમતી સુહૃદતામાં પ્રવેશ્યાં હોય, બીજી એકેય જાતનું વૈષમ્ય તેઓ વચ્ચે ન હોય, તો પણ શું અમૂક રૂઢિને પકડી રાખવી? એનો એક કિસ્સો યાદ આવે છે. રાષ્ટ્રીય સંસ્થા હતી. શિક્ષક યુવાન, અપરિણિત, સંસ્કારી, સ્વસ્થ સશક્ત અને સંયમી હતા, શિષ્યા પણ સર્વગુણસંપન્ન હતી. વયનું વૈષમ્ય નહોતું. લગ્નની ઇચ્છા પ્રગટી. સંકલ્પ જાહેર કર્યો. પણ સંસ્થાના સંચાલકોએ કેવળ પેલો આગ્રહ પકડ્યો. લગ્ન રઝળ્યું, શિક્ષકને બીજે પરણાવી

પતાવી લેવાયું. ત્રણુ જણાના ભમ બગડયા.

### પ્રાધ્યાપકના ગુણોની ગણના

રાજકોટની ધર્મેન્દ્રસિંહજી આર્ટ્સ કોલેજમાં પાંચ વર્ષ ભણાવીને મુંબઇની સેન્ટ ઝેવીઅર કોલેજમાં જોડાવા જતા પ્રાધ્યાપક શ્રી. મનસુખલાલ ઝવેરીને રાજકોટની પ્રજાએ રાજકોટ સાહિત્યસભાને ઉપક્રમે વિદાયમાનની સભા મેળવી અંજલિ આપી. એમની અધ્યાપનશક્તિને, નિરુપણ પદ્ધતિને, વિદ્યાર્થીઓ પરના પ્રેમને, શિસ્તપાલનની કુનેહને, ,વિદ્યાનુરક્તિને, નિર્મત્સરતાને ને સરલતાને યાદ કર્યાં.

જનતા કૃતજ્ઞ છે. પોતાનાં બાળકોને પ્રેમથી ભણાવનાર શિક્ષકોનો ગુણુ વીસરતી નથી, પણુ આજકાલ પ્રાધ્યાપકોની પેઢીમાંથી વિદ્યા અને વિદ્યાર્થીઓ પ્રત્યેનો પ્રેમ ઓસરતો ચાલ્યો છે. યુનિવર્સીટીમાં પ્રવર્તતી પક્ષાપક્ષી અને સામસામાં મંડળોની મેલી સ્પર્ધા, સ્થાનિક કોલેજોમાં પેઠેલી ખટપટો અહમહમિકાઓ, ખુદ શિક્ષકોમાં જ વિદ્યાનુરક્તિ પોષી ન શકે તેવી સાધનોની ને વાતાવરણુની કંગાલીઅત, વિદ્યાલયોની ચોફરતાં બાઝેલાં બૃહત્તર ખટપટોનાં ઝાળાં, એ બધાં શિક્ષકો–શિષ્યોના વાતાવરણુને એવું તો ગુંગળાવી રહેલ છે, કે જ્ઞાનના ગરવા રાશિ સમા પ્રાધ્યાપકો ઝાઝા દીઠામાં આવતા નથી.

### મેટ્રીક પરીક્ષાનું પરિણામ

મેટ્રીકની છેલ્લી પરીક્ષાનું પરિણામ તેત્રીશ જ ટકા આવતાં પુષ્કળ પોકાર ઊઠયો છે અને કૈક કારણો કલ્પાય છે. વસ્તુતઃ આગલાં વર્ષોમાં ચાલેલા સડા પર છેલ્લું જે નસ્તરકામ થયું, તેના પરિણામે આ વખતના પરીક્ષકો ને મોડરેટરો વધુ કડક રહ્યા જણાય છે. એમની ખોટી બીકનો પણુ ભોગ વિદ્યાર્થીઓ બન્યા લાગે છે. અને હજુ પણુ હાઇસ્કુલોની પ્રીલીમીનેરી પરીક્ષાઓમાં ચોરીનું પ્રમાણુ, લાગવગનું તત્ત્વ, શિક્ષકોનું શીખવવામાં શૈથિલ્ય અને શીખવવામાં કળાનો અભાવ ઘર ઘાલી બેઠાં છે તેને કારણે પણુ પાવરધા વિદ્યાર્થીઓનું પ્રમાણુ ઓછું રહે છે. બાકી અમુક સંખ્યાથી વધુને પાસ ન કરવા એવી કોઇ મર્યાદા મુકાયાનું તો મનાતું નથી.

### યુનિ. માં પાછા પેસવાના પ્રયાસો

પરીક્ષામાં સામસામા પોતપોતાની લાગવગવાળા વિદ્યાર્થીઓના નંબરો આપવાનો અને બીજી કેટલીક ધાલમેલો કરવાનો સડો યુનિ માં પકડાયો, કેટલાએક મોડરેટર પરીક્ષક સદાને માટે રદ્દ થયા, એક પ્રાધ્યાપકનો સરકારી ઇલ્કાબ પણુ પાછો ખેંચાયો, ને કેટલીક વ્યક્તિઓ ચાલાકી કરીને છટકી ગઈ. આ શરમજનક પ્રકરણુ પર હજુ પડદો પડયો નથી. એક બે વ્યક્તિઓના કિસ્સા તપાસ નીચે છે. તેમ છતાં રદ્દ થયેલ વ્યક્તિઓમાંથી જ નવી ચુંટણીમાં ઊભવાના, અને 'ગુજરાતી વિરુદ્ધ મહારાષ્ટ્રી'ના તૂતનો આશરો લઈ પાછા પેસવાના પ્રયત્નો ચાલે છે એ જાણી શોક થયો છે, શરમ ઉપજે છે.

### પ્રકાશનોની મફત માગણી

કસ્તુરબા ટ્રસ્ટના સંચાલકોએ પોતાને મુંબઇના સિંધીઆ હાઉસમાં એક ગ્રંથાલય કાઢ્યું છે. તેમાં વસાવવા માટે પ્રકાશકો પાસેથી સાહિત્યનાં, કલાનાં, તેમજ અન્ય શિક્ષણાત્મક પ્રકાશનોની નકલો ભેટ માગી છે અને કારણુ એવું બતાવ્યું 'છે કે દેખીતું છે કે એની કીમત આ સંસ્થા ખરચી શકે નહિ.'

શું દેખીતું છે ? આ સં. એટલે સવા કરોડની સ્વામી સંસ્થા શું ન ખરીદી શકે ? એકલાં ફક્ત પ્રક શનો જ ! બીજુ તો બધું જ ખરી શકશે ખરું ને ? લાખો રૂપિ. સાધનો વસાવશે, નહિ વસાવી શ ફક્ત પુસ્તકો, કલાકૃતિઓ, ને નકશાઓ

સૌ કોઇને મફતીઆ માલ : એક પ્રકાશનોનો જ લાગે છે તેનું કારણુ ? પ્રકાશકો તો બે પાંમાં આ સરભર કરીને ડુબતા બચ્યા છે તેર. યુદ્ધકાળમાં ભીલો કરોડો કામી છે. આ તેમની કનેથી કાપડના તાકા મફત માગતા નથી ?

આવી ઉપહાસ્ય માગણીને ક. કારો લેખકો ને પ્રકાશકોએ જાહેર રી મળીને વખોડી કાઢવી જોઇએ. દેશસેવા કરતી અનેક સંસ્થાઓ . ફથી છાપાં કે પુસ્તકો માટે હકને દ આવી પહોંચતા તગાદાને સવિ. નકાર સંભળાવી દેવો જોઇએ. તો એક બાવો માગવા નીકળેલો અ બકાલી પાસેથી રીંગણું બટાકું માગ માગતો સોનીને હાટે જઈ ચ કહે કે 'આ ઘોડા પર સોનું જ દે !' એના જેવી આ વાત છે.

### હળવે હાથે અપહરણુ

સરહદના પ્રદેશમાંથી સ્ત્રી હરણુ કરી જનારા પઠાણો વિશે સાંભળીએ છીએ. પ દેશી સોરાજ કલકત્તાના રાજમાર્ગમાંથી સ્ત્રીઓ મોટરમાં નાખી ઉઠાવ્યાના દાખલ જાહેર છે. રૂઢિચુસ્ત પછાત કોમો પતિઓ સાસરિયાંઓ પિયરવાસીઓ તેને બળજોરીથી ઘસડી ગયાના રોજ બને છે. પરંતુ કાઠિયાવા કંઇક જાગતા કહેવાતા રાજ્ય ભા નગરમાં, એના પાટનગરમાંથી, એ જ નહિ પણુ એની પોલીસ-મં લાઇનોના લત્તા વચ્ચેથી, અરે ૫૦

પોલીસો પહેરેગીરો વડે ગાજતી એના પોલીસ–ઉપરીની કચેરીને ઉંબરેથી પ્રભાતના અગિયાર વાગે એક સ્ત્રીનું હળવે હાથે અપહરણ થયાનો જે કિસ્સો બન્યો છે તે એક કરતાં વધુ દૃષ્ટિએ આપણને વિચારમાં નાખે છે.

હકીકત આમ બની છે: બહેન નિર્મળા નામે એક બાળવિધવા બ્રાહ્મણ કન્યા છે. એનાં માબાપ આફ્રિકામાં છે. મોસાળ અમદાવાદ છે. બે ભાઈઓ છે, તે પણ અહીં છે. આ બાઈ નિર્મળાએ પોરબંદરના આર્યસમાજ કન્યાગુરુકુળમાં સ્નાતિકાપદ મેળવ્યું છે. ૨૨ વર્ષનું વય છે. એને એક રાજપૂત કોમના શિક્ષિત યુવાન કાર્યકર કાનજી ચૌહાણની સાથે લગ્ન કરવું હતું. લગ્નનો નિર્ણય કરતાં પહેલાં બેઉ પરસ્પરનાં સમાગમમાં આવ્યાં છે. સર્વ વાતે આ લગ્નનો નિર્ણય મુક્ત વાતાવરણમાં ને પુખ્ત વિચાર પછી દૃઢ થયો. તેઓએ 'સીવીલ મેરેજ'ની નોંધ પણ સરકારમાં કરાવી. પછી સહેજ મોડી પણ સગાંને ખબર તો આપી, મામા અને ભાઈઓને ખબર અપાયા. તેઓ બાઈ નિર્મળાને વારવા આવ્યા, જેને ઘેર નિર્મળા રહેતી હતી તે કાઠિયાવાડના કાર્યકર વજુભાઇ શાહે બાઈ નિર્મળાના વિચારને યથાશક્તિ ચકાસ્યો. સગાં આવ્યાં તેણે પણ બાઇને સમજાવટ અને ધમકી વડે તાવી જોઈ. ને છેવટે ભાવનગર રાજ્યના બ્રાહ્મણ પોલીસ ઉપરી શ્રી છેલશંકર દવેએ પણ બાઇને પોતાની કચેરીએ તેડાવી એના સગાંની સમક્ષ ચકાસી, બાઈના ભાવ અફર છે એવું સ્વીકારી, સંતોષ પ્રદર્શિત કરી બાઇને વિદાય દીધી, પછી બાઈ કચેરીના ચોગાનમાં જાય છે કે તુરત, તૈયાર ઊભી રાખવામાં આવેલી એક મોટરગાડીમાં બેઠેલા બે જણાની મદદથી બાઇને બળજબરીથી ઉઠાવી, બાઈને રક્ષવા મથનાર વજુભાઇ શાહને ગડદાપાટુ માર મારી, બાઇને મોટરમાં નાખી તેના મામા ને ભાઇ ઉઠાવી ગયા. અને એ કામમાં એક બે પોલીસવાળાઓએ સક્રિય મદદ કરી, બાકીના ૪૦–૫૦ જણા શાંતિથી જોઇ રહ્યા, પોલીસ ઉપરીએ કચેરી બહાર આવવાની પણ તસ્દી ન લીધી ને બાઇનું અપહરણ પતી ગયા પછી 'શું થયું' 'શું થયું' એવા મૃદુ સવાલો કર્યા. આ લખાય છે ત્યારે આ બન્યાને નવ–દસ દિવસ થયા છે. અને સત્તાનાં ચક્રો, ખુદ મહારાજાના નિવાસનગરની અંદર, કેમ જાણે ઘીને ઘડે ઘી થઈ ગયું હોય તેવી અદાથી સ્થિર છે, ગતિશૂન્ય છે. જાણે બનેલું બધું જ ઉચિત છે. એક બામણીને–તે પણ રાંડીરાંડને!–પરકોમના માણસ સાથે કુંભીપાકમાં પડતી બચાવી લેવાઈ છે.

કહેવાઇ રહ્યું છે તે પ્રમાણે, આ બાઇને ઉઠાવી જવા માટે એના સગા પોલીસ ઉપરી પર ભલામણ લાવ્યા હતા તે સાચું હો કે ખોટું, આર્યસમાજની સંસ્થામાં ભણેલી એ બાઈને આનાં કરતાં કોઇ વધુ લાયકાતવાળા પુરુષ સાથે પરણતી જોવાની એક આર્યસમાજી સંસ્થાની જવાબદાર સ્ત્રીવ્યક્તિની ઇચ્છાએ આમાં ભાગ ભજવ્યો હોય કે ન હોય, છતાં કડીબંધ બની ગયેલા આ કિસ્સામાં બહાર પડેલી એક સુકુમાર બાઈ પ્રત્યેની હેવાનિયત પોતે જ શું પૂરતા તિરસ્કારને પાત્ર નથી? પોલીસની શું આ કેવળ શિથિલતા જ છે? સક્રિય મદદ નથી?



## સંડોવાયલાને નસિહત કરાવો

ને બાઇ નિર્મળા ક્યાં છે? જીવતી છે કે મુએલી? સાજીતાજી છે કે મરણતોલ? કોઇ બીજા હરીફને માટે ગોઠવાયેલું તો આ અપહરણ નથી ને? કોઈ તપાસ કેમ નથી કરતું? પોલીસને લ્યાનત આપ્યા પછી પણ કોઇ પ્રજાજનો, પ્રજાકિય સંસ્થાઓ, વ્યક્તિઓ, સ્ત્રીરક્ષકો, અનુકમ્પિતો, કોઇ કરતાં કોઇ કેમ ઉલ્કાપાત મચાવતાં નથી? બાઇ નિર્મળા ભલે સલામત હો, પણ એક ગાય, બિલાડી કે કૂતરીની પણ આના જેવી વલે કરનારા પ્રત્યે આપણી આંખોમાં જે વેદના ટપકી પડે તે વેદનાના એક ટશીઆનો પણ કેમ આ કિસ્સામાં આપણા કોઇની આંખમાં પતો નથી? વિરોધનો ફક્ત એક ઠરાવ! ને તે પણ ભાવનગરનાં મુઠ્ઠીભર માણસો કરી નાખે! બાકીના ભયથી હાજરી પણ ન આપે! ત્યાં જ શું વાત અટકી શકે? આ અપહરણમાં ભાગ લેનારાઓ, એની પ્રત્યે આંખમિંચામણાં કરનારાઓ, એનું કારસ્તાન ગોઠવી પણ આપનારાઓ, એ બધાં ભણેલાં હો કે અભણ, સત્તાસ્થાને હો કે નહિ, એને સખ્ત નસિહતે પહોંચાડવા સુધીની હદે જો ગુજરાત સમસ્તનો લોકમત જાગ્રત ન થાય તો અમને લાગે છે કે નારીસન્માન અને સ્ત્રીરક્ષાની ચાલી રહેલી વાતો થૂંકને તોલે છે.

પ્રથમ તો સૌ મળીને એ બાઇને યોગ્ય તટસ્થ સ્થાનમાં રજૂ કરાવો, પછી એના વિચારોમાં જો કોઈ ગાંધીવાળાએ વિષ રેડીને ને ભૂરકી નાખી એને ખુવાર કરવાનું પૂરવાર થાય તો તે કરનારને ખસૂસ જાહેર તિરસ્કાર આપો, એ બાઈ ક્યાં પરણે ને ક્યાં નહિ તેની અમને પરવા નથી, પણ જે કાયદાના જ રક્ષકોએ કાયદાનું રક્ષણ આપવાને બદલે એ જીવતી બાઈના શરીરને ઉઠાઉગીરી જેવી ઉગ્ર દશાને હવાલે થવા દીધું છે તેમને તો જગત સમક્ષ

નૈતિક ન્યાયના તખ્ત સામે ખડા કરવા જ જોઈએ.

### ભાવનગરમાં ઉપરાઉપરી બનાવો

નવાઈની વાત છે કે આવા કિસ્સાઓનું લીલારથાન હમણાં હમણાં ભાવનગર બન્યું છે; અને અણધારતી ભલામણો લાગવગો ને સમજાવટોનાં સ્વાંગ પહેરી ક્રામી ગમા અણગમાઓ વ્યક્તિજીવનના સ્વાતંત્ર્યમાં પણ હાથ નાખતા અને પોતાનો સિક્કો સર કરતા ઘૂમે છે. આ પૂર્વે એક હિંદુ શિક્ષિકા અને એક મુસ્લીમ વચ્ચેના લાંબાકાળથી ચાલતા અને સૌએ આંખમિંચામણાં કરી નિભાવી લીધેલા પ્રેમે જ્યારે પોતાની ગુપ્તતા છોડી, પોતાની જવાબદારીને પ્રીછી લગ્નમાં પરિણત થવા ઇચ્છ્યું હતું ત્યારે ખુદ ઇન્સાફની દેવડીએથી પણ એ કિસ્સાને પાછો વાળી રોળીટોળી નાખવામાં ભાવનગરની અમલદારશાહીએ ભાગ ભજવ્યો હતો. થોડા મહિના પૂર્વેની એક સમી સાંજે એક બહારવાળી બાઈને પણ આ રીતે જ ગાડીમાં નાખી લઈ જવા દેવામાં આવી હતી. રાજકુટુંબના એક નબીરા જોડે ગાઢ સંબંધમાં ગુંથાઈ ચૂકેલી (સર્વની જાણ હતી ને !) એક વિદેશણના મકાનમાંથી—એને પિતા સાથે સિનેમા જોતી રાખી—પ્રણયનો પત્રવ્યવહાર સેરવી લેવાયો હતો. રાજકુટુંબના એક જુદા વિભાગમાં કોઈ ઘાલમેલ થયાને કારણે વગર વોરંટ પકડાયેલ એક માણસની મૂંઝવણ આપઘાતમાં પરિણમી હતી.

### શંકાપાત્ર લાગતું હતું તો—

આવા વિશેષ કિસ્સા ટાંકી શકાય તેમ છે. એ કિસ્સામાં સંડોવાયેલ વ્યક્તિઓના ગુણદોષ વિશે બેશક ઘણું કહી શકાય. સમાજરચનાની ઉપર પડનાર અનિષ્ટ પ્રત્યાઘાતોમાંથી ઊગ- ' આવા કિસ્સા અટકે તે પણ ઇષ્ટ છે. પણ એવા કિસ્સાઓમાં કઢંગી સ્થિતિ થઈ ચૂકયા પછી માત્ર એ સ્થિતિમાંથી અમૂક વ્યક્તિઓને બચાવી લેવા ખાતર થઈને જ ઘરમેળે ગેરકાયદેસર જે કંઈ કરવાનો તરંગ ઊપડે તે સ્વચ્છંદે થઈ શકે અને એ કરવામાં આશય સારો છે માટે કાયદો ને ઇન્સાફ તો માર્યાં ફરે એવી મનોદશા પ્રવર્તી રહે છે, તે એક એવો મોટો અનર્થ છે કે જેનાં ફળ શાસિત પ્રજાને હરહમેશ ચાખવાં પડશે. 'અમૂક બાઈ બામણ છે, એનું ખવાસની સાથે લગ્ન અનુચિત છે, ને કાયદેસર એ લગ્ન રોકી શકાશે નહિ, માટે કરાવો અપહરણ, બાંધો પુણ્યના ભારા,—બામણીને બચાવી !—આવી મનોદશા સત્તાધીશોની હોય તો તે એટલી અનર્થકારી છે, કે એનાં વિષફળ દિવસે દિવસે ઉત્તરોત્તર એક પછી એક ઘણાને ભોગવવાં પડશે. આવાં લગ્નના સંકલ્પ પાછળ થોડું ઘણું ય જો શંકાસ્પદ તત્ત્વ લાગતું હોય, પરણનાર સ્ત્રી છેક મુક્ત ઇચ્છાથી નહિ પણ અવિચારીપણે અગર તો કશીક સાંપટમાં આવી ગઈ હોય તેથી પરણવા તત્પર થઈ લાગે, તો બહેતર હતું કે સત્તાધીશોએ એ બાઈને, અમદાવાદના ન્યાયકર્તાઓ અને પોલીસ બેઉ મળી કાં વિકાસગૃહમાં ને કાં આશ્રમમાં અલગ વસાવી એને એનું મન સ્વચ્છ કરવાની તક આપે છે તે રીતે કરવું જોઈતું હતું.

### છાનગપતિયાં ન કરવાં જોઈએ

વર્ણાન્તર લગ્નના, વિધવાલગ્નના અગર તો સ્નેહલગ્નના આવા કિસ્સાઓમાં પાછળથી સામાજિક ગૂંચો અને અણધાર્યા ઉત્પાતો પેદા થતા જોવાય છે તેનું એક કારણ એ પણ છે, કે લગ્ન કરનારાંઓ લાગતાવળગતા નજીકના પક્ષોને વિશ્વાસમાં લઈને પછી પગલું ભરતાં નથી; ઉપલા કિસ્સામાં જોઈએ તો અમને ખસૂસ કરીને લાગે છે કે બાઈ નિર્મળાએ અને એના ઉમેદવારે જો નિર્મળાનાં આફ્રિકાવાસી માતપિતાને પોતાના સંબંધની, સંકલ્પની, અને ... ઔચિત્યની પૂર્ણપણે જાણ ... સંમતિ મગાવી હોત તો તેઓના આશીર્વાદ મળત. કારણ કે જે માબાપે સેંકડો ગાઉ દૂર રહી પોતાની બાળકિ પુત્રીને હિંદમાં ઉચ્ચ અભ્યાસ કરવા મોકલી હશે તેમને એ પુત્રીના છિન્ન લગ્નસંસારની નવેસર રચના કરવાની પણ નેમ હોવાનો સંભવ છે. ઉપરાંત જે સંસ્થાએ આપણને માવતર તરીકે નૈતિક જવાબદારી ધારણ કરીને સંઘરેલ હોય, તે સંસ્થા પ્રત્યે પણ આપણી કમમાં કમ આટલી તો ફરજ ખરી જ, કે પોતાના લગ્નનો સંકલ્પ એ સંસ્થાને જણાવી દેવો, એ સંસ્થાની સંમતિ ન હોય તો સંસ્થાથી સ્પષ્ટપણે છૂટા પડી જવું, અને સંસ્થા દોષપાત્ર ન રહે તેવી અદાથી માબાપને જાણ કરી દેવી. સામાજિક ઉલ્કાપાતોને મચાવી મૂકે એવા આ લગ્નોની ગોઠવણ જેમ બને તેમ વિશેષ જાહેર રીતે, પ્રકાશમાં રહીને, સૌની જાણ વચ્ચે, પૂર્ણ ખામોશ અને હિંમતથી થવી જોઈએ. ને એટલું કરવાની બેમાંથી એક ઉમેદવારમાં જો હામ ન હોય તો તેટલી હામ પ્રકટે ત્યાં સુધી વાટ જોવી જોઈએ. પોતાના સંકલ્પની વિશુદ્ધિની તેમજ શાણપની સૌને પ્રતીતિ કરાવવાના યત્નને અંતે જો નિષ્ફળતા મળે તો પછી બેશક એ લગ્ન સૌનો વિરોધ વહોરીને ય કરવાનો ઉમ્મર લાયક પરણનારને અધિકાર છે પણ પૂરતા પ્રકાશિતપણાને વાંકે આવા જે નાહકના વાવટોળ ચડે છે તેથી આવું લગ્ન પોતે તો ડોળાઈ જઈ દુઃખમાં પરિણમે છે, ઉપરાંત એની સામાજિક અસરો ઘણી માઠી પડે છે.

# 'ઘોડી અને ઘોડેસ્વાર'ના શિલ્પી

ટાંચણ-પોથીનાં થોડાં પાનાં · હપ્તો પાંચમો

ઝવેરચંદ મેઘાણી

ચીતળ ગામ પાસે ચગો છે. (નાગલિયો ને ચગલિયો =પથ્થરની ઢેરી)

આ ચગા પાસેથી જે છોકરાં નીકળે તે બધાં કાંકરા નાખતાં જાય. એ રીતે પાણાનો ગંજ થયો છે.

એકવાર એક કંટ્રાક્ટરે એ પાણા ભરાવ્યા, ને એનું ઘર બાંધ્યું. બાંધેલું ઘર થર! થર! થર! કમ્પવા લાગ્યું.

એ સ્મારક વીસા ડેરનું છે. ભાવનગરના રાજ આતોભાઇ ચીતળ ઉપર કાઠીઓને જેર કરવા ચડયા ત્યારે ભગો ડેર નામનો માણસ લડેલો.

માથું પડયા પછી ધડ રાંપીથી લડયું. હાથની આંગળીઓ કપાઈ ગઈ, તો આંગળિયું ઊડી ઊડીને શત્રુઓના કપાળમાં લાગેલી.

રાંપીની પ્રાછટ બોલતી જાય—

એક ઘા ને ઢગલો.
એક ઘા ને બીજો ન માગે.
એક ઘા ને રામ રામ!
એક ઘા ને ફારગતી.



ઉપલું ટાંચણ, એ પણ પેલા ચીતળ પાસેના પાણકાના ઢગલાની પેઠે, મારા ચારણ સ્નેહી સ્વ. ગગુભાઇ નીલા સનાળીવાળાનો ચગલો છે. મને ભેટ્યા ૧૯૨૫માં; ને તે પણ હડાળા દરબારશ્રી વાજસૂરવાળાના સૌજન્યથી. ગગુભાઇ, કાઠી દરબારોની જ કચેરીઓનું કંકણ, બીજે કયાંય જાય નહિ. લોકો કહેતા કે મોટો માણસ છે. પણ હડાળાના દરબારગઢમાં મેં ગગુભાઇને સાચા ઓળખ્યા. એક દિવસમાં તો દિલ દઈ દીધું. બેસતાં, સૂતાં, ખાતાંપીતાં, હરતાં ને ફરતાં ગગુભાઈની રસના રેલતી જ રહી. વાતો કહેતાં કહેતાં, વિરામે વિરામે, 'પછી તો ઝવેરભાઈ!' એ એમનો પ્રિય ટૌકો.

ગળું જાડું, ગાવા જોગ નહિ. જાતે કદી રચતા નહોતા. વાતું કહ્યા જ કરતા મેઘની ધારાઓ છૂટે તેમ વાગ્ધારા છૂટતી. શૌર્યની, દાતારવટીની, પ્રેમની, વૈરની ખાનદાનીની, મારવાડથી માંડી સોરઠના કૂબા નેહડા લગીની વાતો કહેતા, ને કહેતા કહેતા પોતે રોમાંચિત બનતા.



દરબારશ્રી વાજસૂરવાળા તો ડહાપણના દરિયાવ. કહે કે આ ગગુભાઈમાં અને લાઠીરાજ કલાપી પાસે જે એના કાકા માણસૂરભાઇ ગઢવી હતા તેમનામાં મોટો તફાવત. ગગુભાઇ પોતાના કથનની વીર કરુણ ઊર્મિઓમાં પોતે પણ ઘસડાઈ જાય છે. એ કલાકારની ન્યૂનતા છે. માણસૂરભાઈ વાતો માંડતા ત્યારે અમને શ્રોતાઓને વિવિધ રસે ઉલ્લસિત કરતા જતા, રડાવતા, હસાવતા, શૌર્યનો પાનો ચડાવતા, છતાં પોતે તો પૂર્ણ સ્વસ્થતાથી નિરૂપણ કરે જતા. ગળામાં રૂદ્રાક્ષના પારાની મોટી એક માળા પહેરતા તેને હાથમાં ઝાલી, અકેકેક પારો ટપક ટપક પડતો મૂકતા જાય ને વાર્તાને આગળ ચલાવતા આવે. એ માળાના પારાની ગતિ સિવાય અન્ય કોઈ પણ ગતિ કે હલનચલન એ માણસૂરભાઈના વાર્તાકથનને ટાણે, કલાક બે કલાક કે ચાર કલાક થાય તે છતાં ય એના દેહમાં, અરે આંખમાં યે ચાલતી નહોતી. એવા પૂરા ને પાવરધા કલાકાર હતા માણસૂરભાઇ, કે જેના પરથી કલાપીએ 'ગોહિલ વીર હમીરજી' નામના પોતાના કાવ્યમાં 'ગઢવી'નું પાત્ર આલેખ્યું છે.



એ માણસૂરભાઇ, આ ગગુભાઈ, સનાળી ગામનું એ સમસ્ત નીલા શાખનું ચારણકુળ, એટલે કશીઆભાઈનો વસ્તાર. કશીઆભાઈ એટલે ઝુંઝાડ ચારણ-કવિ. નાનો રજપુ બાળક હતો ત્યારે નાથજી નામે એક સાધુએ પ્રસાદી રૂપે વિદ્યા આપી અને ઉર-કપાટ ઊઘડી ગયાં એવી એ ઘરની માન્યતા છે. ગગુભાઈનો ને મારો સંપર્ક પાંચ-સાત વર્ષ ટકયો. રાત્રિ અને દિવસ અમે ભેળા રહ્યા, ભેળાં ખાધાં ને પીધાં. રસધારની કૈક વાતો, કૈક ટુચકા, બહારવટિયાના કૈક કિસ્સા, એ ગગુભાઈની પ્રસાદી છે.

હું તો જોડાજોડ લોકગીતો ને ભજનો પણ ભેગાં કરતો. ઝમકદાર ડિંગળ-વાણીના ઉપાસક ચારણોને સુકુમાર સ્ત્રીગીતો, લોકગીતો પ્રત્યે જે હાંસીભર્યો અણગમો હોય છે, તે ગગુભાઈમાં ન મળે. હું કોઈક સ્ત્રીગીતને વિશે પૂછું, પોતાને આવડે નહિ, એટલે દીકરાને બોલાવે: 'કાનજી, આમ જો, ઝવેરભાઇને ફલાણું ગીત જોવે છે. હવેથી આપણે રસ્તે જે કોઇ મળે તેને, ઢેઢ મળે તો ઢેઢને ય ઊભો રાખી પૂછવું કે એલા ફલાણું ગીત

બોલ, એ બોલે એટલે આપણે લખી લેવું. સમજ્યો ને કાનજી? સમજાણું કારણ? ઢેઢ મળે તો ઢેઢને પણ પૂછવું ને આ ઝવે ભાઇને માટે ગીતો કઢાવવાં.

શેણી–વિજાણંદની વાત મેળવવા અને એ પ્રેમકથાની લીલાભૂમિ ગેરવીબાળી ગામ જોવા ગગુભાઈ મને સાથે લઇ ગયેલા ત્યાં અમે ઓજત નદીનું નાનું ઝરણ જોયું–જે ઓજતને શેણીએ વીનવેલી કે—

ચડ ટીબા, ચડ ટીબડી,
ચડ ગુંદાળી ધાર;
ઓજત! ઉછાળો લઇ
વિજાણંદ પાછો વાળ.

ગુંદાળી ધાર તો મારા બાળપણાની પરિચિત. ગુંદાળી ધાર પર એક વાર નેમડું ઊભું હશે. આજે એ ધારી–ગુંદાળી ગામડું બન્યું છે. મારીને ઘેર મહી–માખણનો ધર( કરવા માટે શહેરનો છોકરો, રજાએ રજાએ જતો. ગુંદાળી ધારની ઓથે ઊભેલો કોઠો હજુ યાદ છે. દીઠેલાં એ અર્થહીન સ્થળો શેણી-વિજાણંદની વારતા સાંપડયાં પછી પ્રણયનો મર્મ ધારણ કરીને અંતરમાં ગોઠવાઇ ગયાં છે.



ગેરવીઆળીમાં જેને ઘેર ગયા હતા તે ચારણ શેણીના બાપ–ઘરનો વંશજ હતો. એના મનથી તો 'શેણી આઈ' એ કોઇ દેવી બની ગઈ હતી. ને દેવી-સ્થાને પ્રતિષ્ઠા પામેલ 'શેણી આઇ' એ તે કદી પ્રણયિની હોઈ શકે! શેણી ને વિજાણંદની પ્રણય–ઘટનાનો તો એણે સોઈ ઝટકીને ઇન્કાર કર્યો. 'આઈ' અને પ્રણય, એ બે વચ્ચે એના મનમાં કોઈ સુસંગતિ નહોતી એમાં એને કુળપ્રતિષ્ઠાની હાનિ લાગતી હતી.

બજરાના પોંકનો દૂધમાં ડોહેલો ભૂકો એ મારું ત્યાંની રાતનું વાળુ હતું. વળતાં માર્ગે માંજેલીમાં બેઠાં બેઠાં ગગુભાઈએ એની ચિત્રાત્મક બાનીમાં, વિગતપૂર્ણ ચિતાર ખડો કરીને અંતર પર સદાને માટે છાપી નાખે તેવી શૈલીમાં જે એક કિસ્સો કહ્યો તે 'ઘોડી અને ઘોડેસ્વાર' નામની વાર્તારૂપે રસધાર ખંડ ત્રીજાનાં અગ્રપદે છે, ને મારી યાદદાસ્તમાં સાંગોપાંગ સમાઈ બેઠેલ છે. મેં જાણે નજરોનજર, સગી આંખે નિહાળેલ હોયની, તેવું છે એ શેત્રુજીના આરા પરનું દૃશ્ય: એ પૂરના ઘુઘવાટ, એ ઘોડીનો જુવાન અસ્વાર, એ માફાળા ગાડા-માંથી બાળક સોતી ઊતરતી વાયે લહેરાતાં મલીરે શોભતી કાઠીઆણી, એ ત્રાપો, ત્રાપા પર કાઠીઆણીનું બેસવું, ત્રાપાનું નદી–પૂરમાં ખેંચાવું, મધવહેને એ ત્રાપ રસી પર ચડી ચ હયો અ વનો નાગ, નિરાધાર ત્રાપાં પૂરમાં ઘસડાવું, ઘોડીના અસ્વારનું પૂરમાં ઘોડી ખાબકવું, બાઈ–બાળકને બેલાડે લઇ લેવાની બહાદુરી અને છેલ્લે ત્રીજી તળપે કાંઠા પર ચડી ગયેલી ઘોડીનું મોત: રડતા અસ્વારે ઘોડીના શબ ઉપર પોતાનો રેંટો ઢાંકયો હશે તે પણ નજરે તરવરે છે. ગગુભાઇની કથનશૈલીનો એ પ્રભાવ હતો.



સાચાં અને જૂઠાં શૌર્યને સાથે વણીને ગગુભાઈ જે બનેલા બનાવો વર્ણવતા એ પણ લાક્ષણિક હતા. ટાંચણ–પાનું એવો એક કિસ્સો સંઘરી રહ્યું છે :—

ચીતળની ગોહિલો–કાઠીઓ વચ્ચેની લડાઇ વખતે એક કાઠીનો વાળંદ હતો. નામ સૂયો ભમ. યુદ્ધની આગલી રાતે કાઠીઓ પગતમાં વાળુ કરવા બેઠા સૂયે વાળંદ તાબડી ફેરવતો દૂધ પીરસે છે કાઠીઓ એને કહે છે કે 'બાપ રૈડયને! રેડયને દૂધ! લીલાંછમ માથાં લઉને આહા છયેં, ખબર છે ને!' (લીલાં માથા લઇને મરવા આવ્યા છીએ)

'હા બાપ! લ્યો દૂધ લ્યો વધુ' એમ કહેતો સૂયો ખૂબ દૂધ પીરસે છે.

પછી લડાઇમા કાઠીઓ ભાગ્યા—

'તગડ ઘોડે રોઝ ત્રાઠા
'ફેપડો કે' જુઓ કાઠા
'નોખનોખા જાય નાઠા.'

(કાઠીઓએ ઘોડાં ધરબાણી એવાં તગડાવી મૂકયાં કે રોઝાં જેવાં અબુધ પ્રાણી પણ બીને ભાગ્યાં. કાઠીનો આગેવાન ફેપડા વાળો કહે છે કે જોઇ લેજો આ કાઠીઓ વેરવિખેર નાઠા છે)

નાસતા કાઠીઓની આડે સૂયો વાળંદ તાંબડી લઈને ઊભો રહ્યો, કહે છે કે લ્યો બાપ પીતા જાવ દૂધ! લીલુડાં માથાં લઈને આહા'તા!'

ખિજાયેલા કાઠીઓ કહે કે 'એલા તું શી ફિશિયારી મારછ! તું શું મરવાનો છો!'

કહે કે 'હા, હા, હું કાઠિયો વાળંદ છું. હું કપાઈ મરીશ.'

એમ કહી તરવાર ખેંચી જુદ્ધમા ઝીકાણો ચીતળની બજારમાં લડયો ને મુઓ.



ગગુભાઇ વિધવિધ સરદારોના દાયરામાં બેસનાર, અને સ્વભાવે સારગ્રાહી, એટલે કૈંક તુકકા કિસ્સા ભેગા કરે. કાદુ મકરાણીના બહારવટામાં શામિલ ચૌદ વર્ષના છોકરા ગુલમહમદ જમાદારની ભાળ એમણે મને આપેલી. કહેતા કે 'ઝવેરભાઇ! ગુલાબના ગોટા જેવો છોકરો હો!' ને નીકળ્યું પણ ગુલાબ જ. વાઘેરોના બહારવટામાં 'હમ નૈ હટેગા!' એવી હાકલ કરીને ઊભા રહેનાર આરબ જુવાનની વાત પણ એણે કરેલી.

વર્ણનો પણ એનાં લાક્ષણિક હતાં. સિંહને આમ વર્ણવેઃ—

'ભૂહરી લટાળો, પોણા પોણા હાથની ઝાડું, થાળી થાળી જેવડા પંજા, સાડા અગિયાર હાથ લાંબો, ગોળા જેવડું માથું, ગેંડાની ઢાલ જેવડી છાતી, કોળીમાં-આવે એવડી કડ, દોઢ વાંભનું પૂછડું, એનો ઝંડો માથે લઇને આવે ત્યારે વીશેક ભેંસુંની છાશ ફરતી હોય તેની છાતી પોણા ગાઉ માથેથી વગડતી આવે છે, ગળું ઘુમવટા ખાતું આવે છે. પોણા પોણા શેરનો પાણો મોઢા આગળ ત્રણ ત્રણ નાડાવા ચણેણાટ કરતો આવે છે, ને જેની ઘડીએ પગની ખડતાલ મારે છે તેની ઘડીએ ત્રણેક ગાડાં ધૂડ ઊડે છે. ઘે! ઘે! ઘે! કરતો ધખીને આવ્યોઃ એક લા નાખી, બીજી લા, ને ત્રીજી લાએ તો ભુક્કા!'

સાંઢિયાને વર્ણવે ત્યારે—

'જમીં પર લા બળતી જતી હોય એવા છબ્યા ન છબ્યા પગ માંડતો, ડીલને નિંડોળીને પંદરેક હાથ માથે ઝાંફ કરતો, ડોક અસ્વારના ખોળામાં નાખી દેતો, ત્રણેક ગાઉ માથે જાનો ને કણુકે, તાળવું કાઢતો આવે......'

એક વાર આ વર્ણન મેં એક બહારવટિયાની વાર્તામાં ઉત્સાહભેર વાપર્યું. વાત લઇ ગયો દરબારશ્રી વાજસુરવાળા પાસે વંચાવવા. વાંચીને એ કહે કે 'ભાઈ, બહારવટિયાનો સાંઢિયો કણુકે નહિ. એ જો અવાજ કરે તો તો થઈ રહ્યું ના! મોત જ આવે ના!

મારી સાન ઠેકાણે આવી. ભભકદાર વર્ણનને તો એના યથાસ્થાને જ મૂકી શકાય એ ભાન થયું.

❧

ગગુભાઇની વાતચીતોમાં થોકબંધ ભાવપ્રતીકોવાળાં વાકયો આવતાં તેનું હું ભણતર ભણતો. કોઈ અનુચિત કર્મ કરનારને માટે—

'અરે ભાઈ, કબરમાં કાંટા શું કામ નાખછ?' એટલે કે મૃત્યુને અગાઉથી શીદ બગાડે છે? એની સમજાવટ કરતા પાછા કિસ્સો કહે કે જુનાગઢના નવાબ મોહબ્બતખાનજી રોજ પોતાની પોતાને માટે તૈયાર રખાયેલી કબર પાસે જઇને કહેતા કે 'માઈ! મેં જબ આઉં તબ મેરી નજર રખનાં હો!'

એકલિયા બહારવટિયા માટે કહે કે 'એકલિયો તો કાઢેલી તરવાર હતો.'

કોઈક વાર્તા–પાત્ર વિશે કહે કે—

'મારા ધણીના મારનારનું માથું ન મળે ત્યાં સુધી મારે અગન્યની આંઘોળી છે.' અર્થાત ત્યાં સુધી હું અગ્નિનાં જ અંઘોળ (સ્નાન) કરતી હોઉં તેવી યાતના ભોગવીશ.

'આંહી તો ભાઈ! રાઈનો કણ સરખો છે.' એટલે કે આંહીં તો આપણે સૌ સરખા છીએ, કોઈ નાનું મોટું નથી.

❧

કેટ ચારણો મારાથી દિલ ચોરતા ને એવી આશંકા સેવતા કે આ તો આપણી વાતું લઈ જઈ આપણો ધંધો ભાંગી નાખે છે, ત્યારે ગગુભાઈ કહેતા કે 'આણે તો સ્મશાનો સજીવન કર્યાં છે. જેમનો પતો ન જડયો હોત તેવા નાના વીરનરોને પુનર્જીવન આપ્યું છે, ને ઊલટાની આપણને ય ખબર નહોતી એવી વાતો લાવીને રજુ કરી છે, વાતો માંડયા જ કરીએ, કદી ખૂટે નહિ.'

મારા ભોગ લાગ્યા તે એક વાર આ મુલાયમ માનવીને એક શ્રીમંત સ્નેહીની જાનમાં તેડી ગયો. એ સુશિક્ષિત અમીર–પુત્રે પોતે જ કહ્યું હતું કે કોઈક ચારણને લાવજો. પણ લગ્નની ધમાલ એવી તો રહી કે ગગુભાઈ ખીલ્યા નહિ. ઘણો પ્રયત્ન કર્યા છતાં જુઠ્ઠા જામી નહિ. અને ખાસ નિમંત્રાવીને તેડાવેલા આ મોભાદાર ચારણને કંઇ પુરસ્કાર આપવો તો દૂર રહ્યો, એનું રેલભાડું પણ અપાયું નહિ. હું લાજી મર્યો. ગગુભાઈ કહે 'અરે ઝવેરભાઈ, કંઇ નહિ, એ તો થયા કરે.'

તે દિવસથી ચારણ સ્નેહીઓને હું બહાર લઈ જઈ શ્રીમંતોને આશરે રજુ કરતો અટકયો છું

❧

ગગુભાઇને છેલ્લા દીઠેલા જેતપુરના એક દરબારે-ડેલીએ, મોંમાં દાતણ હતું, મળવા નક્કી કર્યું પણ ડોકાયા નહિઃ મને ઘણીઘણી વિમાસણ થઈ, કે શું કારણ હશે! પણ ખરી ખબર ઘણાં વર્ષે પડી. ૧૯૩૩માં મુંબઈ હતો ત્યાં એમના મૃત્યુની જાણ થઈ. પાછો કાઠિયાવાડ આવ્યો ત્યારે ખબર પડી કે છેલ્લે છેલ્લે કંઇક વિચારવાયુ થયો હતો, ને શંકા ઊપડેલી કે 'મને કોઇક જમવામાં ઝેર દઇ રહેલ છે!'

ગગુભાઇને વિશે મારાથી સંકોચ પામતે પામતે પણ ટકોર કરનારા કેટલાક સ્નેહીઓ મળ્યા હતા: 'કાઠી દરબારોના કેફ નશાખોરી પર ગગુભાઇની છાપ સારી નથી. દારૂમાં ચકચૂર બનતા નપાવટ દરબારોનું રંજન કરીને એ પોતે વસ્તીને પીડનકર્તા થઈ પડે તેવા ઈનામો મેળવે છે. ફલાણા દરબારનું નિકંદન નીકળી ગયું. ફલાણાને પણ સારી સલાહ ન મળી, વગેરે વગેરે.'

❧

હું જાણું છું કે આ રાજ્યાશ્રિત ચારણોમાંના કેટલાકની કથા ઠપકાને પાત્ર છે. મારા વળના બીજા કેટલાક ચારણો વિશે પણ નબળી વાતો સાંભળું છું. વ્યસનીઓ અને મૂર્ખોના આશ્રયે આ ચારણો એક નાનકડી દુનિયામાં પુરાઈ જાય છે ને અહોરાતના રાજ-સંગતે પરિણામે વિશાળ લોકજીવનનો સંપર્ક તો ગુમાવે છે પણ સાથે મુલ્યાંકનશક્તિ યે ખુએ છે. રાજાઓ પાસે બેસીને લોકોને ભોગે સુગલ કરાવતા ચારણોની પણ મને જાણ છે. વિદ્યા કેવળ વિલાસની બાંદી બની રહે છે. અધિકારશાહીની સૃષ્ટિમાં જેમને બહુ મધલાળ લાગેલી છે તેમનું પણ એમ છે, અને આ નવા જમાનાએ નવા સરજાવેલા દરબાર-વર્ગનો, એટલે કે મીલપતિ, પુંજીપતિ શેઠીઆઓનો આશરો પણ તે ચારણ ભાઈઓની મૂળ દશાનું પુનરાવર્તન જ કરાવી રહ્યો છે.

ઇલાજ શું?

વિદ્યાપોષક સંસ્થાઓ ને વ્યક્તિઓ તેમને સંઘરી શકે તેમ છે? નહિ.

કાં તો ચારણો ચારણો જ રહે ને કાં ધંધાધાપામાં પડી જાય. ચારણો રહેશે તો મૂળ જે સંજોગોમાં ખીલતા તેવા સંજોગોમાં જ, રૂપાન્તરે, તેઓને રહેવું ફાવશે.

આ ગંભીર અને ગ્લાનિકર વિચાર સાથે મારી પહેલી ટાંચણ-પોથી પૂરી કરું છું અને ગગુભાઈએ કહેલ ટુચકાનું ટાંચણ ટપકાવી તેમની સ્મૃતિને, મારી જોડેના તેમના પૂર્ણ નિઃસ્વાર્થી, પૂર્ણ સંસ્કારશીલ, શુદ્ધ સાહિત્ય-લક્ષી, મનની માયામહોબ્બતે કરી અંકિત સમાગમની સ્મૃતિને જુહારું છું—

## નવે નાકે દીવાળી

વાણિયો હતો અને પદમિયો વાળંદ હતો. બેયની બાઈડિયું પાણીશેરડે મળી.

વાળંદની બાયડીના પાણીના છાંટા વાણિયણને એડે ઊડયા. વાણિયણ કોચવાણી. બે શબ્દ સંભળાવ્યા.

સામે પદમિયાની વાળંદીઆણીએ પચાસ સંભળાવ્યા. કારણ કે પદમિયો તો દરબારી વાળંદ હતો.

વાણિયણે આવી વાણિયાને વાત કરી વાણિયો કહે કે 'ફકર્યં નહિ. આપણે તો વાણિયા વાળંદ કરતાં સાડી સાત વાર નીચા.' પણ વાણિયે વેર મનમાં સંઘર્યું. દીવાળી લગી વાટ જોઈ.

દીવાળી આવી. દીવાળીની સાંજે વાણિયો વાળ[ંદ] પાસે જઈને કહે: 'પદમાભાઈ, આપો, એક [અસ્તરો] દેશો? રાતની રાત જ કામ છે.

વાળંદનું કુતૂહલ પ્રગટ્યું. વાણિયે વિશેષ ક[હ્યું] 'પણ એવો દેજો કે એક જ લસરકે ફારગતી થઈ જાય.'

પદમિયો ન રહી શકયો. અસ્તરો દીધો, વાંસે વાણિયાને હાટે ગયો, 'શેઠ, પેટની વાત કહે[ો]: અસ્તરાની આજ રાતે શી જરૂર પડી?'

દીકરાને વાણિયો કહે 'કપુરચંદ, તું આઘો જા. વાડય સાંભળે, વાડયનો કાંટો સાંભળે.'

પછી કહે 'પદમાભાઈ, તમને જ કહું છું. આ રાતે અમે ઘરમાં બેસી, અમારાં સૌના નાક કાપશું.'

વાળંદ તો ધ્રુજી ઊઠયો: 'કાં?'

કે 'ભાઈ, દર દીવાળીએ કાપીએ છયેં.'

'હેં!'

'હા. રાતે કાપીને હડફામાં મેલી દયેં, તે સવારે નાક પાછાં આવે. પણ નવાં કેવાં આવે પદમાભાઈ કે કોઈનું નાક અખડાબખડ હોય, કોઈનું બેડલ હો[ય] કોઈનું ભોળા જેવું હોય, તો સવારે દીવાની શગ થઈ જાય. ને ઓલ્યાં જૂનાં નાક જે કાપીને હડ[ફામાં] મેલ્યાં હોય, તે સોનાનાં થઈ ગયાં હોય.'

હાંઉ, પછી કાંઈ પદમિયો મણા રાખે? દીવાળી[ની] રાતે, પોતાનું ને બાયડીનું, બેયનાં નાક કાપ્યાં. સોનાની લાલચે ઠેઠ કપાળેથી અસ્તરો ફેરવ્યો. ને [પ]... આખી રાત જાગતાં બેઠાં. નવા વરસનું પરોડ થયું. [...] પડયું. પણ નવાં નાક ન આવે, ને જુનાં કાપેલ સે[ાનાનાં] ન બને!

મોં માથે લૂગડું વીંટીને પદમો લપાતો લપાતો વાણિ[યા] પાસે ગયો. 'શેઠ, ઓરા આવજો તો! આ અમ[ારાં] નાક તો નવાં ન આવ્યાં.'

'અરર! પદમાભાઈ! તમે મને પૂછતા'તા તયેં [મને] ખબર કે તમારે પણ નવે નાકે દીવાળી કરવી હશે! મને કહેવું'તું તો ખરું! કાપતી વખત મંતર ભણવા હોય છે! મને પૂછવું તો હતું! હવે શું થાય!'

પછી વાણિયે વાણિયણને કહ્યું: હવે ફૂવાક પદમાભાઈ વાળંદની વહુ છાંટા નહિ ઉડાડે. બાકી તો વાળંદથી ઊતરતાં, અરે ઢેઢથી યે ઊતરતાં. ગમે [તે] તોય ઈ દરબારી વાળંદ! ને આપણે વાણિયાં.'



# સાચી લડાઇ તો એણે દેખાડી

મહેન્દ્ર મેઘાણી

'રખેને હું રહી જઇશ!'

પોણા ૭ ફીટના એના શરીરનું વજન માત્ર ૧૧૦ રતલ કરનાર કાંટાએ એની ઉપર મોટો ઉપકાર કર્યો હોય એવું એને અત્યારે લાગતું હતું. શ્વાસભેર ચાલ્યા જતાં એ માણસના દૂબળા દેહ ઉપર લેખન-સામગ્રીનો એક બગલથેલો આમથી તેમ અફળાતો હતો. પરસેવાનાં ટીપાં ટપકતાં હતાં. રેતીમાં પગ ખૂંચતા જતા હતા. ચારે દિશાના આકાશમાં ફરી ફરીને આંખો ચકળવકળ જોયા કરતી હતી. એના ઊના ઊના શ્વાસ જાણે બોલતા હતા: રખેને હું રહી જઈશ! રખેને હું રહી જઈશ!

ઉત્તર આફ્રિકા ઉપર અમેરિકન સેનાએ ચઢાઈ કરી હતી. વડા સેનાપતિ આઇઝનહોવરના મુખ્ય મથકે છાપાંવાળાની એક સભા બોલાવાઈ હતી. મહત્ત્વની જાહેરાતો ત્યાં થવાની હતી. સહુ સાથીઓ ત્યાં પહોંચી ગયા હતા. પાછળ રહી ગએલા આ એક છાપાવાળાનો દુબળો દેહ ઉતાવળે પહોંચવા માટે લગભગ દોડતો હતો.

ઓચિંતાના, અષાઢી ઝાપટાં જેવાં જર્મન વિમાનોનાં ધાડાં આભ ફાડીને ત્રાટક્યાં. રસ્તે જતાં માણસો દોડીને આશરો શોધી લપાઈ ગયાં. કોઈ ઝાડનાં થડની ઓથે, કોઇ ઝાંખરાંની પાછળ, કોઈ ખાડામાં. બોંબગોળાની ધડાપીટ બોલી. મશીનગનની ગોળીઓની ધાણી ફૂટી. પણ ઝાપટું વરસ્યું નહિ ત્યાં તો વહી ગયું.

'ઠીક સપાટો બોલાવ્યો હો!' એક ખાડામાં લપાઈ રહેલો પેલો છાપાવાળો ઊંચે જોતો જોતો જ બોલ્યો. 'ચાલો ત્યારે ઊપડીએ' પોતાના ખાડામાં આશરો લેનાર બીજા જણ સામે જોયા વિના જ એણે ચલાવ્યું. જવાબમાં એક સળવળાટ સરખોય થયો નહિ—નહિ હાથપગનો, નહિ જીભનો. એટલે 'ચાલને ભાઇ મોડું થશે,' બોલતાં એણે આકાશમાંથી ઉતારેલી નજર એ બીજા જણ ઉપર નાખી. લોહીના ખાબોચિયામાં એક દેહ ત્યાં પડ્યો હતો. સાથી મટીને એ શબ બન્યો હતો.

બોલનારો મૂંગો બન્યો. અખબારી-પરિષદમાં એ બાઘાની જેમ બેસી રહ્યો. એના શ્વાસ જાણે થંભી ગયા હતા. પાછા ફરીને એણે કાગળ લીધા, કલમ લીધી. અને, સેંકડો હજારોના ખર્ચે જે છાપાએ એને પોતાનો ખબરપત્રી બનાવીને દૂર દેશાવરમાં ભટકી ભટકીને નવતર સમાચારો સૌપહેલાં પહોંચાડવા માટે મોકલ્યો હતો, એ છાપાના તંત્રી ઉપર એણે કાગળ લખ્યો. સર-સેનાપતિની પત્રકાર-પરિષદમાં પોતે જઈ શક્યો નથી. અફસરો, સેનાપતિઓ અને પત્રકાર-પરિષદોમાં હવે એનો જીવ નહિ જંપે એમ એણે લખ્યું.

આઇઝનહોવરની એ પત્રકાર-પરિષદના અહેવાલ સહુ છાપાંને અમેરિકા પહોંચ્યા પણ એક છાપાના તંત્રીને તો પહોંચ્યો માત્ર પેલો કાગળ—અને સાથે હતો એક લેખ. લેખના લખનારાએ પેલા દિવસની આખી વાત કહી હતી. 'ઠીક સપાટો બોલાવ્યો હો!' વાળા પોતાના શબ્દો અને લોહીના ખાબોચિયા વિષે એણે લખ્યું હતું. પેલા સૈનિકના ખીસામાંથી નીકળેલો એનો નંબર ૧૨૦૫૭ એણે એમાં ટાંક્યો હતો. નંબર સાથેના કાગળ ઉપરનું એનું નામ અને અમેરિકાની અંદર દૂર દૂરના કોઈ ગામડામાં વસતા એ જુવાનના ખેડૂ-માબાપનું સરનામું પણ એણે ઉતાર્યું હતું. સૈનિકની માતાને એણે સલામો મોકલાવી હતી.

આ ધંધો પડતો મૂકીને સ્વદેશ પાછા વળવાના મનસૂબા દિવસો સુધી એના મનમાં ઘોળાયા કર્યા. પણ એ પ્રસંગનો પ્રથમ આઘાત જરા શમ્યો ત્યારે એના

'સાચું' પૂછો તો આજે લડાઇ એક નહિ પણ બે ચાલી રહી છે—અને એક બીજા સાથે એમને ઝાઝો સંબંધ પણ નથી. એક લડાઇ તો છે નકશાઓની, ગણત્રીઓની, મોરચાબંધીની, ઝગાઝપીની, સૈન્યોની, પલટનોની, ટુકડીઓની...... અને પછી છે બીજી લડાઈ: લોખંડી ટોપામાં મોજાં ધોતા, ખોરાક સામે ફરિયાદ કરતા, છોકરીઓ સામે સીટીઓ વગાડતા, જગતે કદી ન જોયેલા એવા પાપી કામને જેમ તેમ કરીને પૂરું કરનારા; એ હસતા હસતાં, સ્વમાનપૂર્વક, અને બહાદુરાઈથી કરનારા; થાકેલા, દિખળી, તોફાની સામાન્ય માનવીઓની: એ છે અર્ની પાઇલની લડાઇ.'

જોન સ્ટેઇનબેક
વિખ્યાત અમેરિકન લેખક

મનમાં ગાંઠ વળી કે મારે મન અમેરિકાની સાચી લડાઈ એની તોપો અને ટેન્કો, કે એનાં વિમાનો અને જહાજો-વાળી નથી. અમેરિકાની જનતાની લડાઇ તો આ છે: પોતાના ઘરબારડાં, ભાંડુડાં અને સગાંને છોડીને હજારો માઈલ દૂરના પરાયા મુલકોમાં મરી જનારા સામાન્ય અમેરિકન સૈનિકની લડાઈ. હવેથી એ લડાઇના ખબર આપવાનું એણે નક્કી કર્યું. સામાન્ય સૈનિકનાં સુખ-દુઃખની, એની બહાદુરીની, એની લાગણીઓની વાતો વિષે જ પોતે લખવાનો છે એમ એણે નિશ્ચય કર્યો.

એ આદમીનું નામ અર્ની પાઇલ. અમેરિકાના સેંકડો છાપાઓ વતી એ આ લડાઇના અનેક મોરચાઓ ઘૂમી વળ્યો હતો. મોરચા ઉપરથી એ ખબર-પત્રીએ મોકલેલા સંદેશા રોજેરોજ અમેરિકા દેશના અર્ધો–એક કરોડ વાંચકોની નજરે ચઢતા. લડાઈ–કાળની અગનઝાળ જેવી અનેક ઉપાધિઓ વચ્ચે અર્ની પાઇલના શબ્દો આંખને ઠારતા અને અંતરમાં અમી સમા ટપકતા.

રાક્ષસી તાકાતવાળાં યંત્રો વચ્ચેની આજની સાઠમારીમાં માનવી તો મગતરું બની ગયો છે. તોપો અને ટેન્કોની સામસામી અગન–પિચકારીઓ અને ધૂમાડાના ડુંગરાઓમાં માનવી જાણે ઉંદરની જેમ શોધ્યો જડતો નથી. આવી લડાઈને મોરચે અર્ની પાઇલ ગયો. મોટા મોટા સેનાપતિઓને મળીને યુદ્ધના અટપટા વ્યુહોનો અભ્યાસ એણે કર્યો નહોતો. નિષ્ણાતોની અદાથી ભાવિ મોરચાબંધી વિશે આગાહીઓ એણે કરી નહોતી. વિજય કે પરાજયનાં કારણોની આંટીઘૂંટી એને ઉકેલવી નહોતી. લડાઇમાં એને રસ નહોતો—એ લડાઈના લડવૈયામાં એને રસ હતો. વિજ્ઞાનની શોધો એટલી બધી આગળ વધી ચૂકી હોત અને સામસામા યાંત્રિક-સૈનિકો વચ્ચે જ જો તાશીરો બોલતો હોત તો અર્ની પાઇલને એ લડાઇનો સાદ કદાચ ન સંભળાત. પણ આજની લડાઇમાં તો હજુય માનવી ઉપર જ મુખ્ય આધાર છે. ચાંપ દાબવાનું કામ પણ આખરે તો માનવીની આંગળીઓને જ કરવું પડે છે. અને એ માનવીનો સાદ સાંભળીને અર્ની પાઇલ લડાઈને મોરચે જઈ પહોંચ્યો.

સિપાહીગીરીના કઠણ બખ્તર હેઠળ જઈને અર્ની પાઇલ માનવીની ચામડીને સ્પર્શી જતો: 'ઓહો ભાઈ વિલ્સન! તમે પણ આપણા ઇન્ડીઆના પ્રાંતમાંથી જ આવો છો? તમારા ગામબાજુથી તો હું બે–ત્રણવાર નીકળ્યો છું. લશ્કરમાં ભરતી થયા પહેલાં તમે શું કરતા હતા? મોટરગાડીનું સમારકામ? અરે ભલા માણસ! મારી ગાડી તમારી સીમમાં જ ખોટકાઈ પડી હતી, કેમેય કરી ચાલેજ નહિ. મને શી ખબર કે એને તમારી પાસે આવવું હશે!'

'અરે ભાઇ સ્મિથ, બહુ આનંદ થયો તમને મળીને. તમારું ઘર 'ન્યુયોર્કના ટાઇમ્સ' ચોગાનમાં સત્તાવનમે માળે હતું એ તો મને ખબર જ નહિ. તમે પહેલા છાપખાનામાં કામ કરતાં એમ કે? અને લશ્કરમાં હવે રસોયા બન્યા છો! વાહ ભાઈ વાહ! કેવી આ લડાઈ છે. માણસને તરેહ તરેહના ધંધા કરવા પડે છે.'

'તમે તો બહુ લાંબા મિસ્ટર જોન્સ! કેલિફોર્નીઆના આભ ઊંચા ઝાડ ઉપર કરવત ચલાવતાં ચલાવતાં તમારી લંબાઇ પણ વધી ગઈ હશે. અને આ છાતી ઉપરના ગજવામાં છબી કોની! તમારી વહુની? શું કહો છો, હજી પરણ્યા નથી? ત્યારે તો ઝટ હવે આ લડાઈ પૂરી થાય તો સારું. પેલી બિચારીને ક્યાં સુધી વાટ જોવડાવશો?'

'તોપો–ટેન્કોની સાફસુફી મજાની કરો છો ભાઈ ડેનિયલ! આવી ચકચકિત તોપમાં ગોળો બનીને બેસવાનું મન થાય છે મને તો. અને ટેન્ક ઉપર કોતરેલું આ નામ કોનું? રમોલા એટલે તમારી વહુ એમ જ ને? રમોલાને મારા સલામ લખજો. જરૂર હો!'

'આવો મીઠો મુરબ્બો મેં કદી ચાખ્યો નથી થોમસન તમારી માને એ માટે મારા ઝાઝાં અભિનંદન લખજો. આવો મુરબ્બો બનાવીને માએ દેશથી આટલે છેટે મોકલ્યો ! કેવી હેતાળ હશે ! એકના એક હશો ત્યારે જ ને ! દુશ્મન ઉપરના વિમાની બૉંબમારાની આ અગિયારમી સફરે ઊપડો છો ? ઊભા રહો ત્યારે મને તમારું સરનામું લખી લેવા દો. લડાઈ પૂરી થશે ત્યારે હું જરૂર મુરબ્બો ખાવા આવીશ. સલામ દોસ્ત !'



અર્ની પાઈલ

આવી આવી અનેક સૈનિકો સાથેની પોતાની વાતો અર્ની પાઇલ છાપાંઓ ઉપરના પોતાના રોજના સંદેશામાં લખતો. આખી અમેરિકન સેનાની બહાદુરીભરી વિજયકૂચ વિષે તો પ્રજાને સારી પેઠે વાંચવા મળતું. પણ એક પછી એક અમેરિકન સૈનિકને પકડીને લખેલી એની મર્દાનગીની વાત તો એકલા અર્ની પાઇલના લખાણમાં વાંચવા મળતી. કેવી કેવી મુશ્કેલીઓ એણે સહન કરી છે, ટાઢ અને તડકો વેઠયા છે, ભૂખ્યા અને તરસ્યા લાંબી મજલો કાપી છે થાકીને લોથ થયાં છતાં આખર સુધી લડવાના નિર્ણયમાં એ જરાય ડગ્યો નથી, આ બધું અર્ની પાઇલે અમેરિકન સૈનિકમાં જોયું.

જોયું અને જાતે અનુભવ્યું. કારણ કે સૈનિકોની છાવણીની ઊડતી મુલાકાતમાં બે-ચાર કલાક ગાળીને વળી પાછો કોઈ આલિશાન હોટલમાં પડયો રહેનારો ખબરપત્રી એ નહોતો. એ તો જ્યાં જતો ત્યાં સૈનિકની જ રાવટીમાં અડ્ડો જમાવતો. કોઈ સૈનિક પાસેથી જ માગી લીધેલ બિસ્તરાનો વીંટલો એની કમર ઉપર લટકતો. સૈનિકનું ખાખી ખમીસ અને પાટલૂન એ પહેરતો અને મોટે ભાગે એની સાથે એક જોડથી વધુ કપડાં ન રહેતાં. સૈનિકનો ખોરાક ને સૈનિકનાં પીણાં એણે એની નાજુક હોજરીને પ્રિય બનાવ્યાં હતાં. ટાઢ અને તડકામાં વિજયકૂચો કે પીછેહઠો વખતે પણ એ સૈનિકોની વચ્ચે જ રહેતો. લશ્કરનાં સેંકડો હજારો વાહનો ચાલ્યા જતા એમાંના કોઈ પણ એકને એ પોતાનું બનાવી લેતો. દુશ્મનની તોપોનો મારો ચાલતો કે વિમાનોમાંથી બૉંબ ફેંકાતા ત્યારે સહુ સામાન્ય સૈનિકો સાથે ભાંગલી કોઇ દીવાલની પછીતે કે કોઇ ખાડામાં મોં સંતાડીને પોતાનો બચાવ એ કરતો. દિવસોના દિવસો પાણીના અભાવે નહાયા ધોયા વિના એણે ગાળેલા. ગંધાતા કપડાંની સૂગ એણે વિસારી હતી કારણકે પોતાની આસપાસના હજારો શરીર ઉપર એવાંજ કપડાં હતાં. ઘોર જંગલમાં રાત પડે ત્યારે જમીન ઉપર જ સાપ-વીંછીના જૂથ અને મચ્છરોના ઝૂંડ વચ્ચે એ પણ એનું બિસ્તર ઉખેળતો.

રાત અને દિવસના કલાકે કલાકના સૈનિક-જીવનનો સમભાગી એ બનતો. અને નવરાશે કાગળ ઉપર ટપકાવી લેતો: કયા કયા ગામની કઇ કઇ શેરીઓમાં રહેતા, કયા કયા મા-બાપના દીકરા, કઇ કઈ બહેનોના ભાઇ, કઈ કઈ પ્રિયાના પ્રિયતમો, કઇ કઈ સૌભાગ્યવતીઓના કંથ, કયા કયા ગુલાબી ભૂલકાઓના બાપને પોતે આજે મળ્યો. સૈનિકની વીરતાની વાત સાંભળીને એની છાતી ફૂલતી. એના દુઃખ જાણીને એ રડતો, એના ટુચકાઓ સાંભળીને એ ખડખડાટ હસતો. અને પછી પોતાના સંદેશામાં એ માત્ર આટલું જ લખતો: સૈનિકની ઓળખાણ, એની વીરતાની વાત, એની બીકની વાત, એના સુખની વાત, એના શોકની વાત અને એના હાસ્યની વાત. બસ ઘરઆંગણે એ સૈનિકની વાટ જોતાં સહુ સ્વજનો આ વાંચતાં અને જાતે મોરચા ઉપર જઈને પોતાના જુવાનને મળી આવ્યાનો સંતોષ અનુભવતાં. અર્ની પાઈલની વાતે એમની છાતી ફૂલતી, એની વાતે એ રડતા અને એની વાતે એ હસતા. મોરચા ઉપર જઈને સૈનિકની મા જાણે પાછી આવી હતી અને પોતાના બેટાની વાતો કરતાં થાકતી જ નહોતી, એવી હતી અર્ની પાઇલની લેખિની.

મહાન પુરુષો, કીર્તિવાન પરાક્રમીઓ, મોટા મોટા

સેનાપતિઓ: એ બધા પાસે અર્ની પાઇલ જઈ નહોતો શકયો. ત્યાં જઈને શું વાત કરવી તેની કદાચ તેને ખબર નહિ હોય. એ તો સામાન્ય માનવીની શોધમાં હતો: ચક્રવર્તી સમ્રાટના દરબારમાં જનારી પસાયતાની માતાની આંખો પણ ભલભલા ભૂપતિઓને જોવાને બદલે પ્રથમ તો પોતાના દીકરાને જ શોધીને જંપે તેમ.

સામાન્ય માનવી માટેનાં અર્ની પાઇલનાં આ હેત લડાઈ પહેલાં પણ હતાં. આઠ વર્ષ પહેલાં એક છાપાનું તંત્રીપદ છોડીને એ દેશમાં ભટકવા નીકળી પડયો. અમેરિકાના સામાન્ય માનવીઓની મુલાકાતે એ નીકળ્યો હતો. અમેરિકાની ધરતી ખેડનારાં અને એનાં કારખાના ચલાવનારા, એના દાણાવાળા અને એના ગાંધી, એના લુહાર, એના હજામ, એના ઠગ, એના લફંગા–એમને મળવા એ નીકળ્યો. એ લોકો શું કામ કરતા હતા, શું વિચારતા હતા, શું બોલતા હતા એ એણે પોતાના છાપા ઉપર લખી મોકલવા માંડયું. જે નજરે પડયું, જે મનને ફાવ્યુ એ એણે લખ્યું: સાધુ વિશે, કૂતરા વિશે, વૈદ વિશે, બીડી વાળનારાઓ વિશે, હોટલમાં ચા પીરસતા છોકરાઓ વિશે અને પોતાની દાઢી કરી દેનાર એક હજામડી વિશે. સામાન્ય માનવીનાં યશગાન ગાવા કોઈ ચારણ જાણે નીકળ્યો હતો. સારી જિંદગી દુઃખમાં ગુજારતા અને દુઃખમાં જ મરી જતા દીન દુઃખીઆંનો કોઈ પૂજારી નીકળ્યો હતો.

રક્તપીતિયાંની એક હૉસ્પિટલમાંથી એણે પોતાની વેદના નિખાલસપણે લખી મોકલી: 'આવો સાજો નરવો અને ચોકખો હોવામાં હું એક જાતનો ગુનો કરતો હોઉં એમ મને લાગ્યું. રક્તપિત્તિયાં 'કરતાં જરાય સારા' મારે ન હોવું જોઇએ' એવું મારા આત્માને ઊંડે ઊંડેથી લાગતું હતું.'

એકવીસ વાર એ વિશાળ અમેરિકન ખંડને એક છેડાથી બીજા છેડા સુધી ખૂંદી વળ્યો. ત્રણ મોટરગાડીઓ અને ત્રણ ટાઈપરાઈટરો એણે ઘસી નાંખ્યાં. ૧૯૪૦માં બ્રિટન ઉપર જર્મન વિમાનોની વરસેલી બોંબઝડીઓ એણે જાતે અનુભવી. બ્રિટનની સામાન્ય પ્રજા એની સામે કેવી ટક્કર ઝીલતી હતી એ એણે સ્વદેશના પોતાના સામાન્ય માનવીઓને લખી મોકલ્યું. એ દરમિયાન એના હજારોની સંખ્યામાં વધતા જતા હતા.

અમેરિકા લડાઈમાં ઊતર્યું ત્યારે પણ અર્ની પાઇલને પોતાના લખાણની શૈલી બદલવાની જરૂર નહોતી. કારણ કે જે ખેડૂતો, કડિયારા અને વેપારીઓ વિશે એ લખતો આવ્યો હતો એ જ હવે હવાલદાર, નાયક કે પલટનદાર બની ગયા હતા. ઉપરના લેબાસ બદલાયા હતા પણ નીચેનો માનવી તો એનો એ જ, એનો જૂનો પિછાનદાર હતો. પહેલાં એ ભમતો અમેરિકાના ખેતરો અને ગામડાંમાં, એને બદલે હવે હતા આફ્રિકાના જંગલો અને સિસિલી કે ઇટલીના ડુંગરાઓ. રાજમાર્ગોને બદલે હતા ઊભા વગડા અને ગલીઓને સ્થાને હતી કેડીઓ.

❧

મધ્ય અમેરિકાના ઇન્ડીઆના પ્રાંતના એક ખેતરમાં અર્ની પાઇલનો જન્મ થયેલો. પરસેવો ઉતારીને પેટનો ખાડો પૂરનારા સામાન્ય માણસોની વચ્ચે એ ઊછરેલો. પોણાછ ફીટની ઊંચાઈવાળા એના ૪૪ વર્ષના દેહનું વજન માત્ર ૧૧૦ રતલ હતું. નાનપણથી જ સાવ માંદલા એના શરીર વિશે એણે લખ્યું છે કે, 'જો હું સદા માંદો જ રહેવાનો હોઉં તો પછી બીજાં બધાં કામ પડતાં મૂકીને માંદગીને જ મારા જીવનનું ધ્યેય બનાવી દઉં. તો પછી કોઈક દિવસે હું અમેરિકાનો સૌથી વધુ માંદલો માણસ બની શકીશ.'

૧૯૧૪–'૧૮ની લડાઈ પછી અર્ની પાઇલ કૉલેજમાં ભણતો. સાથે સાથે કૉલેજના છાપખાનામાં એને એક નોકરી પણ મળી હતી કાન ઉપર ટેલીફોનનાં ભૂંગળાં ચડાવીને ટાઇપરાઇટર લઇને એને બેસવાનું હતું. ટેલિફોનને બીજે છેડેથી દૂર દૂરના જે સમાચાર-સંદેશા બોલાતા જાય એ એણે ઝડપભેર ટાઈપરાઇટરથી લખી નાખવાના હતા. એમાં એક વાર કોઈ અનામી સૈનિકની કબર વિષેની એક વાત આવી. એ સાંભળીને અર્ની પાઇલ રડી પડયો. ત્યારે એણે નક્કી કર્યું કે પોતાને છાપાનો ખબરપત્રી બનવું છે.

અમેરિકાના પાટનગર વોશિંગ્ટન અને ન્યુયોર્કનાં છાપામાં એણે કામ કર્યું, પરણ્યો, હજારેકની મૂડી ભેગી કરી અને અમેરિકાને કાંઠે કાંઠે રઝળવામાં એ ખર્ચી નાખી. ફરીવાર ન્યુયોર્કનાં છાપામાં એ અને એની વહુ કામે લાગ્યા. છાપાના તંત્રીપદે પહોંચ્યો. પણ ઓફિસ કામગીરી એને ફાવી નહિ. એના ભાગ્યમાં જ રઝળપાટ લખાયો હતો.

અમેરિકન સેના ઉત્તર આફ્રિકામાં ઊતરી ત્યારે એની સાથે એ પણ ઊતર્યો. માણસને અંદરથી કોતરી નાખીને નકામો બનાવી દે એવી આફ્રિકાની લાંબી, કંટાળાભરી, થકવી નાખનારી લડાઈની નિષ્ક્રિયતા વચ્ચે રહીને એણે અમેરિકન સૈનિકની વાતો રોજે રોજ ઘેર લખી મોકલી. આફ્રિકાના વિજય પછી ભૂમધ્ય સમુદ્ર વીંધીને પહેલાં સિસિલી અને પછી ઇટલીમાં ગયેલા અમેરિકન સૈનિકની સાથે જ એ હતો.

એ અરસામાં અર્ની પાઈલનાં લખાણો ઉપરથી એની જીવનકથાને ચિત્રપટમાં ઉતારવા માટે હોલીવુડનાં સંદેશા લઈ એપિયા આવ્યા. અર્ની પાઈલે સાફ ના પાડી. બહુ સમજાવટ પછી એણે કહ્યું, 'ચિત્રપટ ભલે ઉતારો. પણ એમાં તમારે મને મોટપ નથી આપવાની. તમારે ચિત્રપટનો નાયક બનાવવાનો છે સામાન્ય અમેરિકન સૈનિકને. યશોગાન તમારે એનાં ગાવાનાં છે. પૂજા પણ એની જ કરવાની છે. મારું સ્થાન તો અંદર સામાન્ય ખબરપત્રી જેટલું જ રાખવાનું છે. વળી બીજા ખબરપત્રીઓને પણ ભાગે પડતું મહત્વ અપાવું જોઈએ.'

'કબૂલ, બીજું કાંઈ?'

'ખાસ તો કાંઇ નહિ. પણ એ ચિત્રપટની પહેલી રજુઆત કરવાની છે હું જ્યાં હોઉં ત્યાં. એટલું યાદ રાખજો.'

'કબૂલ. અર્ની પાઈલ જ્યાં હોય ત્યાં.'

તે પછી બીજો મોરચો ખુલ્યો ત્યારે એ પણ ફ્રાંસમાં પહોંચેલો. સ્વભાવે અતિશય શરમાળ એટલે એની વિખ્યાતિ એને બહુ અકળાવનારી બની હતી. સૈનિકોનાં ટોળેટોળાં એને ઘેરી વળતાં અને પોતાનું નામ એના અહેવાલમાં લખાવવા સહુ પડાપડી કરતા. એક વખત એવો હતો સૌ સૈનિકો એનું ટિખ્ખળ કરવામાં મોજ માણતા. સિપાહીગીરીની આરાધનાનો એ તપસ્યા–કાળ ઘણો આકરો હતો. જરીકવારમાં જેને શરદી લાગુ પડી જતી એવી એની સૂકલકડી કાયાને અર્ની પાઈલ હાથમાં આવે એટલાં બધાં લૂગડાં–ગોદડાંથી વીંટેલી રાખતો. એને જોઇને જ માણસને હસવું આવે. એને સતાવવા એની શાલ સંતાડવામાં આવતી, એની ઉપર ટાઢું પાણી નંખાતું, એના ચોખલિયાપણાની મજાક કરાતી. પણ ધીમે ધીમે સૈનિકોને ઘેરથી કાગળો આવતા તેમાં અર્ની પાઈલનાં લખાણના વખાણ ને એ લખાણોની કાંપલીઓ આવવા લાગી. ખાખી વેશધારીઓને સમજાવા લાગ્યું કે આ એક માણસ એવો છે કે જે એમની ગણતરી હજારોની પલટનો કે લાખોની સેનાઓ તરીકે નહિ પણ એક એક કાળા માથાના માનવી તરીકે કરે છે. અને ધીમે ધીમે સૈનિકોની લાગણી વધવા માંડી. એમણે જોયું કે એમના જીવનની તમામ હાડમારીઓને, એમના તમામ જોખમોને, અર્ની પાઇલે પોતાના જીવનમાં પણ વણી લીધી હતી–હજી સતતપણે વણ્યે જતો હતો. બીકનો માર્યો અર્ની પાઇલ કોઈ વાર ઊંઘમાં ચીસ પાડીને ઊઠતો. તે છતાં પણ એ સૈનિકોથી અળગો ન પડ્યો. દિવસોના દિવસો સુધી એ રહેતો–એમની જેમ જ રહેતો. લખવાનું સમૂળગુ બંધ રાખતો અને પછી થોડો સમય મોરચાની પાછળ જઇને ધીમે ધીમે એના મુલાયમ તાંતણા કાંતતો. એક જ લખાણ ફરી ફરીને નવેસરથી લખવાની એને આદત હતી. સૈનિકોની લાગણીઓ એ આબેહૂબ વર્ણવી શકતો કારણ કે એ પોતે પણ કોઈ અજોડ, કદી નહિ ડરનારો, કદી નહિ બીનારો માણસ નહોતો. જેવો સામાન્ય માનવી એનો સૈનિક હતો, એવો જ એ સામાન્ય હતો.

પછી જ્યારે એની કીર્તિની ટોચે એ પહોંચ્યો ત્યારે અમેરિકાનાં ૩૩૬ દૈનિકો અને ૩૬૦ અઠવાડિકોમાં એના સંદેશા નિયમિત છપાતા. એકલા એ દૈનિકોની જ રોજની સવા કરોડ નકલો વેચાતી. 'ઈંગ્લંડમાં અર્ની પાઈલ' નામના એના પહેલા પુસ્તક પછી એણે આફ્રિકાના અનુભવો વિષે બીજું પુસ્તક લખ્યું: 'આ રહી તમારી લડાઈ.' એની દસ લાખ જેટલી નકલો વેચાઇ ગઈ છે. એનું છેલ્લું પુસ્તક 'બહાદુર માનવીઓ' એણે ફ્રાન્સના દરિયા કિનારાના એક ઝાડ નીચે બેઠાં બેઠાં પૂરું કર્યું. એની પણ નવ લાખથી વધુ નકલો વેચાઇ ચૂકી છે.

પેરિસ જીતાયા પછી એક દિવસ અર્ની પાઈલ ફ્રાંસ છોડીને ચાલી નીકળ્યો: એણે લખ્યું કે 'પહેલી હરોળમાં જતાં હું હવે બહુ ડરું છું. એનાથી ટેવાઈ જવાને બદલે હું વધુને વધુ ડરતો થયો છું. આટલા વખતના અનુભવોની એકસામટી અસર મારી ઉપર થતી લાગે છે. લંડનમાં કે ઉત્તર આફ્રિકામાં માથા ઉપર વિમાન હતું ને હું બીતો એના કરતાં આજે વધારે બીઉં છું. જિંદગી બચાવવાની બધી તકો મેં જાણે વાપરી નાખી છે....ગુલાબી જુવાનીઓને ફૂંકાઈ જતા જોઈ જોઈ ને મને ત્રાસ છૂટે છે. એ આખી વસ્તુ સામે મારું મન બંડ પોકારે છે, અને આ લડાઈ શા માટે લડાઈ રહી છે એ વાત જ મારા મગજમાંથી સરી ગઈ છે. એવી હદ સુધી હું જઇ પહોંચ્યો છું કે વધુ એક પણ માનવીના મોતને લાયક એવો દુનિયાનો કોઈ આદર્શ મને લાગતો નથી.'

પાછા ફર્યો. ન્યુયોર્કમાં ઊતર્યો ત્યારે પહેરેલી જોડ સિવાય બીજાં કપડાં એની પાસે નહોતાં. સીધો પહોંચ્યો સસ્તા કપડાંની દુકાને અને પછી અમેરિકા છોડયું ત્યાં સુધી એની પાસે એ વખતે ખરીદેલાં એક જોડ કપડાં જ હતાં.

એનાં લખાણો અને પુસ્તકોમાંથી એને હજારોની કમાણી થતી હતી. પણ પૈસાને એ શું કરે? એની બિમાર પત્ની ન જીવે એવી હાલતમાં હતી એ વેળા એણે લખ્યું. 'આ હું, આટલી મારી ખ્યાતિ, અને જેનું શું કરવુ એની મને સુઝ નથી પડતી એટલી મારી દોલત—પણ એમાં મારું શું વળ્યું? જિંદગી જીવવા માટે મારી પાસે કાંઈ રહ્યું હોય એવું મને લાગતું નથી.'

વળી પાછો એ આ વર્ષના ફેબ્રુઆરી માસમાં ઊપડયો—પેસિફિકને મોરચે. સાનફ્રાન્સિસ્કો બંદરેથી વિદાય વેળા હજારેક નાવિકોના ટોળા સામે એણે ભાષણ કર્યું. જિંદગીમાં ભાગ્યે જ એણે બીજાં ભાષણ કર્યાં હશે. ખારા પાણીના સિપાહીઓ સાથે પોતે સફર કરવા જાય છે એમ એણે કહ્યું. નાનકડા એક જહાજમાં એ ઊપડયો. કારણ 'જો હું નાના જહાજમાં જાઉં તો એ જહાજનાં સુખદુઃખ હું જલદી સમજી શકું, એ કુટુંબ મેળામાં વધુ ભળી જઈ શકું એમ મને લાગે છે. વળી આ લડાઈમાં નાના નાના વહાણોને બિચારાને કોઈક જ ઓળખે છે—એમનાં ગીત તો કોઈએ ગાયાં નથી અને મારું દિલ તો એમની પાછળ જ ભમે છે. અજાણ્યાં અને નાનાં, વહાણ અને માનવી.'

પેસિફિક ઉપર ગેલ કરતો કરતો અર્ની પાઇલ પહોંચ્યો જાપાનના દરવાજા સમા ઓકીનાવા ટાપુ ઉપરના અમેરિકન સૈનિકો વચ્ચે ઓકીનાવામાં ખેલાયો એવો ખૂનખાર જંગ જાપાનીઓ સાથે આ લડાઈમાં કદી નથી ખેલાયો. લડાઈની શરૂઆતમાં ઓચિંતા ત્રાટકીને જાપાનીઓએ પર્લ હાર્બરની જે ગજબનાક ખુવારી અમેરિકન કાફલામાં કરી હતી તેની સાથે ઓકીનાવાની ખુવારીની સરખામણી થઈ છે. પર્લહાર્બરમાં ગુમાવ્યા હતાં તેટલા સંખ્યાબંધ જહાજો અને વિમાનો ઓકીનાવા ભરખી ગયું. પર્લ હાર્બર જેટલી હજારો માનવીઓની ખુવારી પણ અમેરિકનોએ અહીં વેઠી છે. પર્લ હાર્બર તો જોકે પાછું બંધાઈ ગયું છે. રાતદિવસ કામથી ધમધમતું ભવ્ય બંદર એને ફરી બનાવી શકાયું છે. અને એવી જ રીતે ઓકીનાવાની ખુવારીનો બદલો પણ કોઈ દિવસ વાળી શકાશે.

પણ ઓકીનાવામાં એક ખોટ પડી ગઈ છે તે કદી પૂરી ન પડાય એવી છેઃ જાપાનીસ બંદૂકની એક સુસવતી ગોળી આવી અને અર્ની પાઇલને વીંધતી ચાલી ગઈ છે. ખંડેખંડમાં ખડકાયેલા અમેરિકન સૈનિકો જાણે રઝળી પડયા હોય એમ લાગે છે

લડાઈથી ત્રાસીને ફ્રાંસથી ભાગી આવેલા અર્ની પાઇલને પેસિફિકની સફરે નહોતું જવું: 'વળી પાછા ત્યાં જવાના વિચારે હું કંપી રહ્યો છું. મારે ન જવું પડે એટલા માટે હું ચાહે તે દેવા તૈયાર છું.' પણ મને લાગે છે કે આમાં મારી કોઈ પસંદગી જ નથી રહી. હું એમની સાથે એટલો બધો વખત રહ્યો છું કે મારે માથે એની જવાબદારી છે, એમની પ્રત્યે મારી આટલી ફરજ હોય એમ મને લાગે છે. એમની વાતોને અવાજ દેનારો હું એકલો જ છું. એમની નજર મારી ઉપર છે. મારી જાતને હું બીજા ખબરપત્રીઓથી ચઢિયાતી નથી ગણતો. કેટલાય એવા છે કે જે મારાથી વધુ મહેનત કરે છે અને વધુ સારું લખે છે પણ મારા લખાણમાં એક ચાવી છે જે એમની પાસે નથી. એટલે મારે ફરીવાર જવું પડે છે. હું તો સપડાઈ ગયો છું.'

આજે પણ તારલાના નાનકડા ઝૂમખા વચ્ચે કોઈ આછો પાતળો તારો બનીને અર્ની પાઇલ એમનાં સુખદુઃખની વાતો સાંભળતો હશે. સૂરજચંદ્રને એ નહિ શોધતો હોય

અંધારી રાતે ખાખી કપડાંવાળું કોઈ માનવી એકલું બેઠું હોય, અને બેઠું બેઠું તારા સામે જોતુ હોય ત્યારે મને સાંભરે છે પેલી તસ્વીરો—

જેલવાસી પિતાએ મોકલેલી એ તસ્વીરો બાળપણમાં જોયેલી તે હજી ભૂલાઈ નથી. 'મા મરી જાય ત્યારે—' એ મથાળા હેઠળની એક છબીમાં હતાં કૂકડીનાં બચ્ચાં: કૂકડી મરી ગઈ છે પણ એમની માતા બનીને એમનાં પીછડાં ચટતી ઊભી છે એક બિલ્લી. બીજી તસ્વીરમાં હતાં બિલાડીનાં ધાવણાં બાળુડાં: બિલ્લી—માતા તો મરી ગઈ છે પણ એનાં બચ્ચાં ચપચપ ચપચપ ચસ, ચસ, ચસ ધાવે છે—રાતુડી એક લાંબી કૂતરીને.

એ તસ્વીરો માંહેલાં બચુડિયાં જો આજે સજીવન થાય તો કદાચ પૂછે કે,—

'અમ પશુ–પંખીનાં બાળને તો તેં બીજી મા શોધી આપી. તો પછી એક માનવીને જ તેં મા વિનાનો શીદ રાખ્યો, હે દયાળુ?'

તા. ક 'અર્ની પાઇલ જ્યાં હોય ત્યાં' જેની પ્રથમ રજુઆત કરવાની શરત હતી તે ચિત્રપટ આખી દુનિયામાં સૌ પહેલું દેખાડાયું તા. ૯મી જુને ઓકીનાવાના ટાપુ ઉપર—જ્યાં અર્ની પાઇલની કબર છે.

# 'બ...હુ...ઉ લાંબુ દેખું છું' 

ઝવેરચંદ મેઘાણી

શ્રી. રવિશંકર મહારાજનો લોકસંપર્ક : લેખાંક ૭ મો

## કળિયુગના ઋષિ

પાંચેક કાચાં ઘર એક સાથે આવેલાં હતાં. વચ્ચે પાકું મંદિર હતું. બાજુમાં એક ઘાસની ઝૂંપડી હતી.

વ્યારા ગામથી દસબાર માઈલ ચાલતા અમે જ્યારે એ રાનીપરજ મુલકના ધાટા નામના ગામે પહોંચ્યા ત્યારે વેળા બપોરી ગઈ હતી.

'આંહીં રહે છે ભગત.' મારી સાથેના રાનીપરજ ભોમિયાએ આ પાંચ ઘરનું મંદિરવાળું ઝૂમખું બતાવીને કહ્યું.

મેં ત્યાં પૂછ્યું: 'ભગત કંઈ છે?'

જવાબ મળ્યો. 'એ તો ખેતરામાં છે.'

ખેતર નજીકમાં હતું. ત્યાં ગયા. કોસ ફરતો હતો. અને એક માણસ ત્યાં લાકડી પર બેઉ હાથ ટેકવીને ઊભો હતો.

એક માત્ર પોતડી પહેરેલી, તદ્દન સૂકું શરીર, કાળો કીટોડા જેવો વર્ણ, મોંમાં દાંત ન મળે, ખૂબ ઘરડો.

'આ પોતે જ એ.' સોબતીએ ઓળખાવ્યો.

આ પોતે જ એ! મને આશ્ચર્ય થયું. ૧૯૧૧ની ઇટોલામાં મળેલી આર્યધર્મ પરિષદમાં જ્યારે સ્વામી નિત્યાનંદજી ગુરુકુળનો ફાળો કરાવતા હતા ત્યારે એક માણસે ઊઠીને જાહેર કરેલું કે 'નોંધો મારા તરફથી દર વર્ષે એકસો ને પચીસ મણ ચોખા' ત્યારે મેં નવાઇ પામીને પૂછ્યું હતું કે આવો. મોટો એ કોણ છે! જાણ્યું હતું કે એ વ્યારા તાલુકાના શુદ્ધ આદિવાસી–ગામીત છે. નામ અમરસંગ છે બાપ ભગત છે. ઘેરે અન્નક્ષેત્ર ચાલે છે.

તે પછી ૧૯૨૯માં વ્યારા તાલુકામાં દારૂનિષેધની ચળવળ માટે ફરતા હતા, ડોસનીડા ગામે સભા હતી. તેમાં એક રેશમી ફૂટકાવાળા રૂપાળા જુવાને સુંદર ભાષણ કર્યું હતું. પૂછેલું 'આ કોણ છે?' જાણવા મળેલું કે વડોદરાના કેળવણી ખાતામાં છે, રાનીપરજ ગામીત છે, અમારે એક ભગત છે તેનો પૌત્ર છે. ઘેરે અન્નક્ષેત્ર ચાલે છે.

ત્યારથી ભગતને જોવાની ઇચ્છા હતી. એ દિવસે જઇને જોયા. કાળો કીટોડા જેવો સાવ સૂકલ દેહ, એક પોતડીભેર, મોં બોખું, લાકડી પર હાથ ટેકવીને નમેલું શરીર.

મેં નમસ્કાર કર્યા. સામા એણે કર્યા. પણ મોં તો હસ્યાં જ કરે. હસવું મોં પરથી ક્ષણ પણ ખસે નહિ.

પ્રાથમિક પૂછપરછ ને પિછાન પછી મેં પૂછ્યું, 'ભગત, કેટલી ઉંમર હશે?'

'ઉંમર! હસી રહેલા એ શ્યામ, સૂકલ, બોખા મોંએ જવાબ દીધો; 'ઉંમરની તો શી ખબર! લાંબું દેખું છું; બ...હુ...ઉ લાંબું દેખું છું. સરકારનું રાજ નો'તું ત્યાર વેળાનો છું. ચાલો ઘેર જઇએ.'

ચાલતાં ચાલતાં મેં પૂછ્યું, 'દારૂ પીઓ છો?'

'ના, પણ તમારા જેવડો જુવાન હતો ત્યારે પીતો.' ને મોં હસ્યા જ કરે.

'તમારા પિતા પીતા?'

'હા, એ પીતા પણ એણે પછી છોડેલો. એક સાધુના કહેવાથી. પોતે છોડયો, પણ મને કહે કે બેટા તું પીજે! બાપે એમ 'પીજે' કહ્યું તેથી મેં છોડયો.

'બાપાએ કેમ કહ્યું કે પીજે?' મેં નવાઈ પામીને પ્રશ્ન કર્યો. ભગત કહે—

'એમ કહ્યું કારણ કે હું એનો એકનો એક દીકરો, પીતો બંધ પડું એ પોનાને ગમે નહિ. પણ તેથી જ મેં છોડયો.'

માણસના મનોવ્યાપારની આ નિગૂઢ, નિર્મળ, અને સરલ ગતિ પર વિચાર કરું છું ત્યાં ઘર આવ્યું. ને ભગતે એના અવિરત મલકાટ સાથે મને કહ્યું: આ અમારું ઘર. ડાકોરથી નાસિક જનારા સાધુઓનો આ વિસામો. ટોળેટોળાં આ માર્ગે ચાલ્યાં જાય. ને મારો બાપ તો નહિ પણ મારી મા એ સૌ સાધુઓને અહીં જમાડે. એ લપછપમાં મારો બાપ પડે નહિ. કોણ આવ્યા ને ખાઈ ગયા એ વાતથી એને કંઇ નિસબત નહિ.'

ફરી પાછું હસીને એ બોખું મોં બોલ્યું: 'એક વાર મારા બાપાને એક કાવડિયો (પૈસો) જડયો. જનમ ધરીને કદી કાવડિયો અગાઉ દીઠેલ નહિ એટલે નવાઈનો પાર ન રહ્યો હાથમાં રાખીને ફર્યા જ કરે. એમાં એક સાધુ આવી ચડયા. બાપે કાવડિયાનું શું કરવું એ મૂંઝવણમાંથી છૂટવા માટે કાવડિયો એ સાધુને આપ્યો. અને સાધુએ અમારા ઝૂંપડાના છાપરા પર હાથ લંબાવી, છાપરાંના સૂકા ઘાસમાંથી એક ચપટી ભરીને બાપાને કહ્યું: 'લે બેટા, દારૂ ન પીજે. તારુ સારું થશે, તને ધન મળશે.'

'ધન મળ્યુ ખરું?' મેં વચ્ચે ઉતાવળે પ્રશ્ન કર્યો. એણે જવાબ વાળ્યો—હસતે મોંયે:

'ના, પણ દાણા ઘણા થયા. ડાંગર ખૂબ પાકી. પછી મા મરી ગઈ, એટલે બાપા કહે કે તારી માની પાછળ એનું અન્નક્ષેત્ર તો મારે ચાલુ રાખવું જ જોઈએ. ને એણે મુઈ માનું કામ સંભાળ્યું. પછી થોડે વર્ષે બાપો મરી ગયો, એટલે મને થયું કે બાપે ચાલુ રાખેલુ માનું કામ મારે પણ ચાલુ રાખવું જોઈએ.'

થોડો વિસામો ખાઈને એણે કોઈ અદૃશ્ય ચોપડો વાંચતા હોય એવી રીતે ચલાવ્યું:—

'છપનિયો દુકાળ આવ્યો. છોકરો અમરશંગ કહે કે બાપા, દાણા સંતાડી દઈએ. મેં કહ્યું કે અરે, દાણા તે કંઈ સંતાડાય? એ કહે કે લોકો લઈ જશે. મેં કહ્યું, લઈ શીદ જાય? તો કહે કે 'ખાવા'. મેં કહ્યું કે અમરશંગ, ખાવા માટે તો દાણા છે જ. દાણાનો બીજો શો ખપ છે! ખાવા દેને જેટલા ખાવા હોય તેટલા!'

દાણા વિશેનું સાચું તત્ત્વજ્ઞાન ચર્ચતો કોઈ દાર્શનિક આ ડોસાની અંદર મને દેખાયો. મેં કહ્યું 'પછી?'

'પછી તો ખૂબ મે વરસ્યો, ડાંગરનો પાક ઊગ્યો, પણ પાકવા આડો એકાદ મહિનો રહ્યો, ને અમારું અનાજ ખૂટયું. એક દિવસ અમારા ઘરમાં ફક્ત એક જ ટંક ચાલે તેટલા વાલ રહ્યા. બીજું કંઈ ન મળે અમરશંગની વહુએ આંધણ મૂકયું. વાલ ઓરવાની ઘડીવાર હતી, તે જ વખતે છોકરાં બહારથી દોડી આવીને કહેવા લાગ્યાં, જંગલમાં ચાર ફકીર છે!' (જંગલ અમારા ઘર પાસે જ હતું.)

ફકીર છે એ સાંભળીને તુરત મેં કહ્યું, 'વહુ, વાલ ઓરશો નહિ.'

બોખું મોં હસ્યું ને પાછું ચાલુ થયું: 'વાલ હતા તે ચાર ફકીરોને આપી દીધા. એમણે એ રાંધીને ખાધા. અમે સૌ ભૂખ્યાં રહ્યાં. પણ વરસાદ વરસવા લાગ્યો. એટલે ફકીરો તો રોકાઈ ગયા. મેં અમરશંગને કહ્યું કે હવે બીજી ટંકે ફકીરોને શું આપશું? છોકરો કહે કે બાપા, ચાલો બ્યારે, ત્યાંથી આપણે દાણા ઉછીના લઈ આવીએ. મેં કહ્યું કે આપણને કોણ આપશે? છોકરો કહે કે આપશે, ચાલો.

અમારું ગાડું બ્યારાની ભાગોળે પહોંચ્યું ત્યાં એક શેઠ સામા મળ્યા, હું તો એને નહોતો ઓળખતો પણ મને એણે ઓળખ્યો અને નવાઈ બતાવી, 'અરે ભગત! તમે અહીં ક્યાંથી?' કારણ કે હું કદી અગાઉ બ્યારા જેટલે ય આવેલો નહિ. મેં કહ્યું, દાણા ઉછીના લેવા આવ્યો છું એ કહે કે જોઈએ તેટલા લઈ જાવ ને. ચાલો, તમારે દાણા જોઈએ તો કોણ નહિ આપે!

ગાડું શેઠે પોતાની દુકાને હંકાવરાવ્યું. દુકાને જઈ મેં કહ્યું, કળશી ચોખા આપો ને બીજા પાંચ મણ શકઈ (ઊંચા ચોખા) આપો.

માગ્યા તેટલા શેઠે આપ્યા. ગાડું ભર્યું ને પછી મેં છોકરાને કહ્યું, 'અમરશંગ, તું જા. હું અહીં શેઠનું કામ કરવા રોકાઈશ. તું આપણો પાક થાય ત્યારે ચોખા ભરીને પાછો આવજે ને મને લઈ જજે. અમરશંગ ગાડું હાંકીને ચાલ્યો ગયો તે પછી શેઠની નજર મારા તરફ પડી. મને બેઠેલો જોઈને શેઠે કહ્યું, 'અરે તમે કેમ રોકાયા?'

મેં કહ્યું કે, 'તમારું કામ કરવા.'

'કામ શેનું?'

'કેમ! તમારા દાણા લીધા તે પાછા આપું ત્યાં સુધી તમારે ઘેર મારે કામ કરવા રહેવું જ જોઈએ ને?'

'અરે ભગત, તમે આ શું બોલો છો? તમારી પાસે કામ કરાવાય? અને મેં તમને ક્યાં ઉછીના આપ્યા છે? તમે તો ઘણાંને દીધું છે.'

મેં કહ્યું, 'ના, મફત અનાજ ન લેવાય.' ને હું ત્યાં રહ્યો. અમરશંગ દાણા લઈને પાછો આવ્યો તે પછી જ હું ઘેર ગયો. ત્યાં લોકો કહે કે 'ભગત, તમે કાળ વરસમાં લોકોને દાણા પૂર્યા, માટે તમારી ધરમની ધજા બંધાવો.'

એટલું બોલીને ભગત મારી સામે હસીને મને પૂછે છે, 'ધરમની ધજા તે બંધાવાય? અમારા ખાતાં વધ્યું

તે અનાજે અમને શા ખપનું હતું ! એ અનાજ લોકો ના વાપરે તો તેનું શું થાય ? વધેલું અનાજ વાપરવા આલ્યું તેની તે કાંઇ ધરમની ધજા હતી હશે ? અમને તો અનાજનો કોઇ દિવસ તૂટો આવ્યો નથી.'

પછી મારી સામે જોઈને ફરી પાછા બોલ્યા–ને આ બોલતી વખતે તેમના મોં પર હાસ્ય નહોતું:

'પણ હવે તૂટો આવવા લાગ્યો છે. અમારે અમર-શંગનો છોકરો છેને, તે આમ કયાંક દૂર દૂર ભણ્વા ગયો છે.' એમ કહીને એમણે કોઈ દૂરનું અગમ્ય સ્થળ બતાવવા પોતાનો હાથ લંબાવ્યો: 'તે એકલોજ અમારા આખા કુટુંબ જેટલું ખાઈ જાય છે.'

પ્રથમ તો હું ન સમજ્યો; પણ પછી મને સમજ પડી, કે આ ભગતનો પૌત્ર કવિવર ટાગોરના શાંતિનિકેતનમાં ભણતો હતો અને ત્યાંના ભણતરના ખર્ચની જે મોટી રકમ પૂરવી પડતી હતી તેને માટે વેચી નાખવા પડતા ધરના દાણાના મોટા જથ્થાને અનુલક્ષીને ભગત આમ બોલ્યા કે, 'તે એકલો જ અમારા આખા કુટુંબ જેટલું ખાઈ જાય છે !'

આધુનિક કેળવણી ઉપરનો આ કટાક્ષ કેટલો વેધક હતો ! પણ ભગત એ કટાક્ષરૂપે નહોતા બોલ્યા. પોતાને નથી સમજાતું એવું કંઈક કુટુંબજીવનમાં બની રહ્યું છે એટલો જ એનો મર્મ હતો.

'ને હવે તો'–ભગત ફરી પાછા હસીને બોલ્યા; 'હવે તો ગાડી થઈ ગઇ એટલે ડાકોરથી નાસિક જતા સાધુઓ અહીં નથી આવતા, પણ ધગડા આવે છે—'

ધગડા એટલે પોલીસ !

'અને', ભગતે છેલ્લો બોલ ઉમેર્યો, 'અને એ પણ અહીં ખાય છે.'

અમારી વાત પૂરી થઇ અને મારે ભગતને ઘેર રાત રોકાવું પડયું, કારણ કે પોતાને ત્યાં આવનાર કોઇને પણ એ જમ્યા વિના જવા દેતા નહિ. અને હું એક ટંક આહાર લેતો હોવાથી સાંજે મારાથી જમાય તેમ નહોતું. વળતે દિવસે જમીને હું ત્યાંથી નીકળ્યો. તે ઘડીથી આજ સુધી મારા મનમાં એક વાકય ગૂંજી રહ્યું છે—

'લાંબું દેખું છું. બહુ......બહુ લાંબું દેખું છું. સરકારનું રાજ નહોતું તે પૂર્વે હું હતો.'

તે દિવસથી હું એ કાળા કઠોડા જેવા, સફલ હાડપીંજર શા, એક જ પોતડીભર રહેતા અને નિરંતર હસ્યા જ કરતા ગામીત આદિવાસીને 'કળિયુગના ઋષિ' કહી ઓળખાવું છું. થોડાં વર્ષ પર જ એ ગુજરી ગયા.

## ૨. શનિયાનો છોકરો

મહીકાંઠાના રાસ ગામમાં એકવાર મહારાજને ભાળ મળી કે શનિયાના છોકરાને હડકાયું કૂતરું કરડવાથી છોકરો લાંબા કાળના મંદવાડમાં સૂતો છે અને એ કરડ પાકી ગંધાઇ ઊઠયો છે.

મહારાજ શનિયાને ઘેર ગયા. સડી ગયેલો નાનો બાળક ગાભા પર પડયો છે. કોઇ એની કને આવી શકતું નથી. બદબો અસહ્ય બની ગઈ છે.

'શનિયા !' મહારાજે છોકરાના બાપને કહ્યું : 'હીંડ આને આણંદ દવાખાને લઇ જઇએ.'

'હું સ્યમ કરીને હીંડું બાપજી ?'

'સ્યમ વળી શું ?'

'છોકરાં દાણા વિના મરી જાય. ખેતરાંમાં કોઇ જનાર નથી.'

'તારી વઉ છે ને ?'

'ઘરમાં તો ખાટલો માંદો છે મહારાજ !'

'ખાટલો માંદો છે' એટલે કે વહુને સુવાવડ આવેલ છે.

અર્થ એ થયો કે શનિયો એકલો બીજાં છોકરાં અને બૈરીને બચાવવા માટે મજૂરી કર્યા કરે, અને છોકરાનું રોગે ગંધાઈ ગયેલ હાડપીંજર ધીરે ધીરે ખતમ થઇ છેલ્લા શ્વાસ છોડી દે એટલે છૂટકારો થાય.

'વારુ !' મહારાજે કહ્યું, 'તને દાણા અલાવી દઉં તો પછી તું આવે ?'

'તો આવું.'

અધમણ ચોખા ખરીદીને મહારાજે શનિયાના ઘરમાં નંખાવ્યા, અને પછી છોકરાના રસી વહેતા શરીરને બથમાં ઉપાડી મહારાજે ટ્રેનના એક ડબ્બામાં ચડાવ્યું. બીજાં મુસાફરો ત્યાંથી ખસી ગયાં. બદબો જીવતી નરકનો ખ્યાલ કરાવતી હતી.

ફરી પાછું હસીને એ બોખું મોં બોલ્યું: 'એક વાર મારા બાપાને એક કાવડિયો (પૈસો) જડ્યો. જનમ ધરીને કદી કાવડિયો અગાઉ દીઠેલ નહિ એટલે નવાઈનો પાર ન રહ્યો હાથમાં રાખીને ફર્યા જ કરે. એમાં એક સાધુ આવી ચડ્યા. બાપે કાવડિયાનું શું કરવું એ મૂંઝવણમાંથી છૂટવા માટે કાવડિયો એ સાધુને આપ્યો. અને સાધુએ અમારા ઝૂંપડાના છાપરા પર હાથ લંબાવી, છાપરાંના સુકલ ઘાસમાંથી એક ચપટી ભરીને બાપાને કહ્યું: 'લે બેટા, દારૂ ન પીજે. તારું સારું થશે, તને ધન મળશે.'

'ધન મળ્યું ખરું?' મેં વચ્ચે ઉતાવળે પ્રશ્ન કર્યો. એણે જવાબ વાળ્યો—હસતે મોંએ:

'ના, પણ દાણા ઘણા થયા. ડાંગર ખૂબ પાકી. પછી મા મરી ગઈ, એટલે બાપા કહે કે તારી માની પાછળ એનું અન્નક્ષેત્ર તો મારે ચાલુ રાખવું જ જોઈએ. ને એણે મુઈ માનું કામ સંભાળ્યું. પછી થોડે વર્ષે બાપો મરી ગયો, એટલે મને થયું કે બાપે ચાલુ રાખેલું માનું કામ મારે પણ ચાલુ રાખવું જોઈએ.'

થોડો વિસામો ખાઈને એણે કોઈ અદૃશ્ય ચોપડો વાંચતા હોય એવી રીતે ચલાવ્યું:—

'છપનિયો દુકાળ આવ્યો. છોકરો અમરશંગ કહે કે બાપા, દાણા સંતાડી દઈએ. મેં કહ્યું કે અરે, દાણા તે કંઈ સંતાડાય? એ કહે કે લોકો લઈ જશે. મેં કહ્યું, લઈ શીદ જાય? તો કહે કે 'ખાવા'. મેં કહ્યું કે અમરશંગ, ખાવા માટે તો દાણા છે જ. દાણાનો બીજો શો ખપ છે! ખાવા દેને જેટલા ખાવા હોય તેટલા!'

દાણા વિશેનું સાચું તત્ત્વજ્ઞાન ચર્ચતો કોઈ દાર્શનિક આ ડોસાની અંદર મને દેખાયો. મેં કહ્યું 'પછી?'

'પછી તો ખૂબ મે વરસ્યો, ડાંગરનો પાક ઊગ્યો, પણ પાકવા આડો એકાદ મહિનો રહ્યો, ને અમારું અનાજ ખૂટ્યું. એક દિવસ અમારા ઘરમાં ફક્ત એક જ ટંક ચાલે તેટલા વાલ રહ્યા. બીજું કંઈ ન મળે અમરશંગની વહુએ આંધણ મૂક્યું. વાલ ઓરવાની ઘડીવાર હતી, તે જ વખતે છોકરાં બહારથી દોડી આવીને કહેવા લાગ્યાં, જંગલમાં ચાર ફકીર છે!' (જંગલ અમારા ઘર પાસે જ હતું.)

ફકીર છે એ સાંભળીને તુરત મેં કહ્યું, 'વહુ, વાલ ઓરશો નહિ.'

બોખું મોં હસ્યું ને પાછું ચાલુ થયું: 'વાલ હતા તે ચારે ફકીરોને આપી દીધા. એમણે એ રાંધીને ખાધા. અમે સૌ ભૂખ્યાં રહ્યાં. પણ વરસાદ વરસવા લાગ્યો. એટલે ફકીરો તો રોકાઈ ગયા. મેં અમરશંગને કહ્યું કે હવે બીજી ટંકે ફકીરોને શું આપશું? છોકરો કહે કે બાપા, ચાલો વ્યારે, ત્યાંથી આપણે દાણા ઊછીના લઈ આવીએ. મેં કહ્યું કે આપણને કોણ આપશે? છોકરો કહે કે આપશે, ચાલો.

અમારું ગાડું વ્યારાની ભાગોળે પહોંચ્યું ત્યાં એક શેઠ સામા મળ્યા, હું તો એને નહોતો ઓળખતો પણ મને એણે ઓળખ્યો અને નવાઈ બતાવી, 'અરે ભગત! તમે અહીં ક્યાંથી?' કારણ કે હું કદી અગાઉ વ્યારા જેટલે ય આવેલો નહિ. મેં કહ્યું, દાણા ઊછીના લેવા આવ્યો છું એ કહે કે જોઈએ તેટલા લઈ જાવ ને. ચાલો, તમારે દાણા જોઈએ તો કોણ નહિ આપે!

ગાડું શેઠે પોતાની દુકાને હંકાવરાવ્યું. દુકાને જઈ મેં કહ્યું, કળશી ચોખા આપો ને બીજા પાંચ મણ શકઈ (ઊંચા ચોખા) આપો.

માગ્યા તેટલા શેઠે આપ્યા. ગાડું ભર્યું ને પછી મેં છોકરાને કહ્યું, 'અમરશંગ, તું જા. હું અહીં શેઠનું કામ કરવા રોકાઈશ. તું આપણો પાક થાય ત્યારે ચોખા ભરીને પાછો આવજે ને મને લઈ જજે. અમરશંગ ગાડું હાંકીને ચાલ્યો ગયો તે પછી શેઠની નજર મારા તરફ પડી. મને બેઠેલો જોઈને શેઠે કહ્યું, 'અરે તમે કેમ રોકાયા?'

મેં કહ્યું કે, 'તમારું કામ કરવા.'

'કામ શેનું?'

'કેમ! તમારા દાણા લીધા તે પાછા આપું ત્યાં સુધી તમારે ઘેર મારે કામ કરવા રહેવું જ જોઈએ ને?'

'અરે ભગત, તમે આ શું બોલો છો? તમારી પાસે કામ કરાવાય? અને મેં તમને ક્યાં ઊછીના આપ્યા છે? તમે તો ઘણાંને દીધું છે.'

મેં કહ્યું, 'ના, મફત અનાજ ન લેવાય.' ને હું ત્યાં રહ્યો. અમરશંગ દાણા લઈને પાછો આવ્યો તે પછી જ હું ઘેર ગયો. ત્યાં લોકો કહે કે 'ભગત, તમે કાળ વરસમાં લોકોને દાણા પૂર્યા. માટે તમારી ધરમની ધજા બંધાવો.'

એટલું બોલીને ભગત મારી સામે હસીને મને પૂછે છે, 'ધરમની ધજા તે બંધાવાય? અમારા ખાતાં વધ્યું

તે અનાજ અમને શા ખપનું હતું! એ અનાજ લોકો ના વાપરે તો તેનું શું થાય? વધેલું અનાજ વાપરવા આપ્યું તેની તે કાંઇ ધરમની ધજા હતી હશે? અમને તો અનાજનો કોઇ દિવસ તૂટો આવ્યો નથી.'

પછી મારી સામે જોઈને ફરી પાછા બોલ્યા—ને આ બોલતી વખતે તેમના મોં પર હાસ્ય નહોતું:

'પણ હવે તૂટો આવવા લાગ્યો છે. અમારે અમરશંગનો છોકરો છેને, તે આમ ક્યાંક દૂર દૂર ભણવા ગયો છે.' એમ કહીને એમણે કોઈ દૂરનું અગમ્ય સ્થળ બતાવવા પોતાનો હાથ લંબાવ્યો: 'તે એકલોજ અમારા આખા કુટુંબ જેટલું ખાઈ જાય છે.'

પ્રથમ તો હું ન સમજ્યો; પણ પછી મને સમજ પડી, કે આ ભગતનો પૌત્ર કવિવર ટાગોરના શાંતિનિકેતનમાં ભણતો હતો અને ત્યાંના ભણતરના ખર્ચની જે મોટી રકમ પૂરવી પડતી હતી તેને માટે વેચી નાખવા પડતા ધરના દાણાના મોટા જથ્થાને અનુલક્ષીને ભગત આમ બોલ્યા કે, 'તે એકલો જ અમારા આખા કુટુંબ જેટલું ખાઈ જાય છે!'

આધુનિક કેળવણી ઉપરનો આ કટાક્ષ કેટલો વેધક હતો! પણ ભગત એ કટાક્ષરૂપે નહોતા બોલ્યા. પોતાને નથી સમજાતું એવું કંઈક કુટુંબજીવનમાં બની રહ્યું છે એટલો જ એનો મર્મ હતો.

'ને હવે તો'—ભગત ફરી પાછા હસીને બોલ્યા; 'હવે તો ગાડી થઈ ગઇ એટલે ડાકોરથી નાસિક જતા સાધુઓ અહીં નથી આવતા, પણ ધગડા આવે છે—'

ધગડા એટલે પોલીસ!

'અને', ભગતે છેલ્લો બોલ ઉમેર્યો, 'અને એ પણ અહીં ખાય છે.'

અમારી વાત પૂરી થઇ અને મારે ભગતને ઘેર રાત રોકાવું પડયું, કારણ કે પોતાને ત્યાં આવનાર કોઇને પણ એ જમ્યા વિના જવા દેતા નહિ. અને હું એક ટંક આહાર લેતો હોવાથી સાંજે મારાથી જમાય તેમ નહોતું. વળતે દિવસે જમીને હું ત્યાંથી નીકળ્યો. તે ઘડીથી આજ સુધી મારા મનમાં એક વાક્ય ગૂંજી રહ્યું છે—

'લાંબુ દેખું છું. બહુ......બહુ લાંબુ દેખું છું. સરકારનું રાજ નહોતું તે પૂર્વે હું હતો.'

તે દિવસથી હું એ કાળા કાંટાડા જેવા, સફલ હાડપીંજર શા, એક જ પોતડીભર રહેતા અને નિરંતર હસ્યા જ કરતા ગામીત આદિવાસીને 'કળિયુગના ઋષિ' કહી ઓળખાવું છું. થોડાં વર્ષ પર જ એ ગુજરી ગયા.

## ૨. શનિયાનો છોકરો

મહીકાંઠાના રાસ ગામમાં એકવાર મહારાજને ભાળ મળી કે શનિયાના છોકરાને હડકાયું કૂતરું કરડવાથી છોકરો લાંબા કાળના મંદવાડમાં સૂતો છે અને એ કરડ પાકી ગંધાઇ ઊઠયો છે.

મહારાજ શનિયાને ઘેર ગયા. સડી ગયેલો નાનો બાળક ગાભા પર પડયો છે. કોઇ એની કને આવી શકતું નથી. બદબો અસહ્ય બની ગઈ છે.

'શનિયા!' મહારાજે છોકરાના બાપને કહ્યું: 'હીંડ આને આણંદ દવાખાને લઇ જઇએ.'

'હું ચ્યમ કરીને હીંડું બાપજી?'

'ચ્યમ વળી શું?'

'છોકરાં દાણા વિના મરી જાય. ખેતરાંમાં કોઇ જનાર નથી.'

'તારી વઉ છે ને?'

'ઘરમાં તો ખાટલો મેંદો છે મહારાજ!'

'ખાટલો મેંદો છે' એટલે કે વહુને સુવાવડ આવેલ છે.

અર્થ એ થયો કે શનિયો એકલો બીજાં છોકરાં અને બૈરીને બચાવવા માટે મજૂરી કર્યા કરે, અને છોકરાનું રોગે ગંધાઈ ગયેલ હાડપીંજર ધીરે ધીરે ખતમ થઇ છેલ્લા શ્વાસ છોડી દે એટલે છૂટકારો થાય.

'વારુ!' મહારાજે કહ્યું, 'તને દાણા અલાવી દઉં તો પછી તું આવે?'

'તો આવું.'

અધમણ ચોખા ખરીદીને મહારાજે શનિયાના ઘરમાં નંખાવ્યા, અને પછી છોકરાના રસી વહેતા શરીરને બથમાં ઉપાડી મહારાજે ટ્રેનના એક ડબામાં ચડાવ્યું. બીજા મુસાફરો ત્યાંથી ખસી ગયાં. બદબો જીવતી નરકનો ખ્યાલ કરાવતી હતી.

ચાલતી ગાડીએ છોકરાને માખીઓ ઉડાડતા મહારાજ એકલા જ સંભાળે છે. બાપનું ધ્યાન દીકરામાં નથી. રાસ ગામને પાધરે જ રેલવે દોડે છે, સ્ટેશન છે, પણ અવતાર ધરીને શનિયો કોઈ દિન આગગાડીમાં બેઠો નથી. આજે એને પહેલો જ પ્રસંગ છે. એનો આનંદ ઉછાળ મારે છે. બારીમાંથી એ ઝાડવાને પાછી દોટ કાઢતાં જોઈ જોઈ એક બાળક જેવો બની દાંત કાઢી રહ્યો છે. એકવાર તો મહારાજે 'અલ્યા શનિયા, તું આને માખો તો ઉડાડ!' એમ કહી ઠપકો આપ્યો, પણ શનિયો તે વેળા બાપ નહોતો, પતિ નહોતો, કુટુંબનો રોટી રળનાર નહોતો, બાળક બની ગયો હતો. પહેલી ને પ્રથમ વાર એણે જીવનના રોજીંદા એકસુરીલા નિષ્પ્રાણ સંગ્રામ વચ્ચે એક રોમાંચ અનુભવ્યો હતો.

આણંદ ઊતર્યા, છોકરાને ઉપાડ્યો, ઝોળીના આગલા બે છેડા શનિયાને ઊપડાવ્યા, પાછલા મહારાજે ઉપાડયા. શનિયો ભાર ઊંચકી શકતો નહોતો. મહારાજે એને કાળજીથી ઊંચકવા કહ્યું. શનિયાએ જવાબ વાળ્યો:

'આ મુઆનામાં ભાર બૌ છે તો!'

શનિયાના મોંમાંથી ટપકેલો આ વીશેક વર્ષ પૂર્વેનો બોલ આજે મહારાજની છાતીએ ચોંટી રહ્યો છે. ગંધાઈ ગયેલું નાના બાળકનું હાડપીંજર-એ ભાર એનો નહોતો. બાળકના બોજાની નહિ પણ બેટુ-બાપની નિશ્ચેતનતાની એ મર્મવાર્તાને વિધાતાએજ શનિયાના હોઠ ઉપર એક અવિસ્મરણીય અવળવાણીના રૂપમાં મૂકી દીધી હતી—

'મુઆનામાં ભાર બૌ છે તો!'

એ વાક્યે મહારાજને મૌન પકડાવ્યું.

આણંદની ઈસ્પિતાલે છોકરાને પ્રવેશ ન મળ્યો. પાછો એને ઊંચકીને વડોદરાની ગાડી પકડી. શનિયાને છોકરામાં કશો રસ રહ્યો નહોતો. એ તો સાથે જતો હતો કારણ કે મહારાજને ના કહી શકાઈ નહિ. વડોદરે સંગાથે ગયો. મહારાજની કંઈક શરમ લાગી તે ગાડીની બારીમાંથી ઝાડવાંની દોટાદોટના જલસા ચોરીછૂપીથી જોતો રહી દીકરાને માખીઓ ઉડાડવાનો કંઈક કંઈક દેખાવ કરતો ગયો. ગાડીનો વેગ એને ગમ્મત આપતો હતો–અંદર મૃતઃપ્રાય પુત્ર ભલેને પડ્યો! ગતિનાં આવાં ચક્રો પર વિહરવાની મોજ વિરલ હતી. નિત્યનું નિશ્ચેતન જીવન ઝંઝાવાત પર ઘોડેસવારી કરી રહ્યું છેઃ શનિયો મનમાં મનમાં થનગને છે.

વડોદરાની મોટી ઇસ્પિતાલે છોકરાને તપાસીને દાક્તરે મહારાજને કહ્યું. આજની એક રાત કાઢે તો જ ઉગાર છે, કાઢવા સંભવ નથી. ઝેર લોહીમાં પ્રસરી ગયું છે.

શનિયાને તો એ કશી જ ખબર નહોતી. ખબરની દરકાર પણ નહોતી. એનું દિલ તો ફરી એક વાર પાછા જતાં ગાડીના વંટોળ-વેગ પર સવારી કરવા તલસતું હતું. અને વચ્ચે વળી કોઈ કોઈ વાર 'ઘરે મોંઢો ખાટલો' (સુવાવડી બૈરી) અને અધમણ ચોખા પર છોડેલાં છોકરાં યાદ આવતાં.

છોકરાએ રાત ખેંચી કાઢી. દાક્તર કહે કે હવે ભો નથી. પાચેક દહાડે મહારાજે કહ્યું, "શનિયા! તું તારે હવે જા, તારે ખેડકામ ખોટી થાય છે. જા, હું અહીં છું. છોકરાને લઈને આવીશ.'

રાજી થયેલો શનિયો તુરત ઊભો થયો. મહારાજે ટિકિટના પૈસા આપ્યા તે લઈને પછી બધું જ જાણે બસ પતી ગયું હોય તેમ એ તો છોકરાને કશું કહ્યા વિના, એની સામુ પણ સરખી રીતે જોયા વિના દવાખાનાની ઓરડીમાંથી બહાર નીકળવા મંડ્યો.

પણ બારણાની બહાર જઈને એકાએક એ પાછો ઊભો રહ્યો, પાછો ફરીને છોકરાના ખાટલા સામે જોઈ રહ્યો

'કેમ 'લ્યા!' મહારાજે પૂછ્યું: 'કેમ ઊભો!'

શનિયો લજ્જા પામતો પામતો હસ્યો અને પછી માંડ માંડ બોલ્યો:

'જતાં દલ થતું નથી.'

'શાથી 'લ્યા?'

'આ છોકરો છેના દાદા, તે એવો એ મારાં સરવે છોકરાંથી વધુ ડાહ્યો છે.'

'શાથી?'

'એ તો એમ દાદા! કે ઘરમાં જે દા'ડે દાણા નો'ય, તે દા'ડે બાકીનાં બધાં છોકરાં ખાવાનું પામ્યા વગર રડારોળ કરી મૂકે, પણ આવો આ ભૂખ્યો ને ભૂખ્યો છાનોમાંનો પડ્યો રહે, સું કે ચાં ન કરે હો દાદા!' તેથી કરીને આવો આ મને વધુ ડાહ્યો લાગે છે તેથી

[અનુસંધાન પાન ૨૭૬]

# એક ઝાડ હેઠળ :

જિતુભાઇ પ્ર. મહેતા

મેલા કાગળ પર કોઈ કવિ કવિતા લખે છે કે નહિ એની ખાસ ખબર નથી પણ શહેરની એક મેલી દીવાલ પર એક લીલુંછમ ઝાડ કવિતાની જેમ પથરાઇ રહ્યું છે. આ ઝાડ સાવ એકલું છે. કયાંય નહિ ને એને આંહી ઊગવાનું શીદને સૂઝયું હશે ?

બગીચો છોડીને, જંગલ તજીને, સીમનો ખોળો આઘો કરીને આ બીજ આ લત્તામાં કઈ રીતે આવી પડયું હશે ? ઝાડની બાજુમાં ઘરો છે એમાં થોડી ગાનારીઓ રહે છે, ક્ષણની સનમો પણ એ ઘરોની અંદર વસે છે. એ ઘરો અંદરની કોઈ કલાકારની જેમ. આ લીલો નમણો છોડ આ પાડોશ શીદને સેવતો હશે ?

ઝાડ પાસે જીભ નથી. બીજ પાસે કોઇ ચોખવટ કરવાની શક્તિ નથી. બીજને તો જાત જાતનાં વાહનો મળી રહે છે. એકલો ભમરો જ રથ બનીને બીજને લીલા સંસાર ભણી લઇ જતો નથી.

ઊડીને પવન બીજની હવાઈગાડી બને છે. કોઇ પંખી પણ આ કામ કરે છે. ઝાડનું બીજ કયાંથી આવ્યું એની ઝાઝી પૂછપરછ ન કરીએ. કુદરત પાસે હજુ ય રહસ્યની મોટી પેટી અકબંધ પડી છે.

આવા એક લત્તાના એ ઝાડની હેઠળ એક હાથગાડી પડી છે. શહેર પર ધોધમાર વરસાદ વરસી રહ્યો છે. હાથગાડી છોડીને હાથગાડી ફેરવનારા કયાંક ચાલ્યા ગયા છે. મુંબઈ આખું જાણે ઘરની અંદર બીડાઈ ગયું છે.

હાથગાડી ઉપર એક નદીની મોટી છબી છે. એ નદીની છબી આગળથી વરસાદનાં પાણી ચાલ્યાં જાય છે. છબીઘરમાંથી નદીની ભૂમિકા જોયા પછી પ્રેક્ષકો ચાલ્યા જાય એવી અદાથી વરસાદનાં બંકાં પાણી ખુશ થતાં, ચુંબન જેવો અવાજ કરતાં ઊપડી જાય છે.

એ નદી કોણ છે ? એની બે મોટી આંખ જોનારાની આંખ સાથે સંબંધ બાંધતી દેખાય છે, મુખ એટલું સુંદર નથી. પણ જોવા જેવું છે. કાનમાં એ તસ્વીરે સોનાનાં ફૂલ પહેર્યાં છે. વાળની લટ ઊડતી દેખાય છે.

મુખ સાંભરે છે કારણ કે એ મુખ કરમાઇ ગયું છે. એ નદી મૃત્યુ પામી છે; એનું નામ છે, વત્સલા કુમઠેકર એ કેવા સંજોગોમાં મૃત્યુ પામી. એનું ખાનગી જીવન કેવું હતું એ ખાનગી આરસી પર નજર નાખવાની ઈચ્છા નથી.

અને આ દ્રશ્ય એકદમ અટકી ગયું કારણ કે નદી મરી ગઇ હતી, પણ રૂપેરી પરદા પર એ જીવતી હતી, હસતી રમતી હતી. ગીત ગાતી હતી.

વત્સલા કુમઠેકર કોઈ મહાન કલાકાર નહોતી. પણ એની પાસે ગળું હતું એ ગળાની અંદર સૂરનાં કેટલાંક એવાં કણ હતાં કે એ ઘાયલ કરી જાણે.

અત્યારે તો એની હાથગાડીને પણ બધાં છોડી ગયાં હતાં. ઉપરથી પાણી પડતું હતું. નીચેથી પાણી સરતું હતું. એ તસ્વીર કાંઈક 'વિચાર' કરતી કેમ લાગી ?

એ શું જોતી હતી ? એની જિંદગી પણ એ ડહોળાં પાણીની જેમ જ ચાલી નીકળી હતી ને ! આકાશનું મૂળ પાણી સ્વચ્છ હોય છે. પણ એ જે સ્થળ પર પડે છે એ સ્થળ પ્રમાણેનો રંગ એ પકડે છે.

એ તણાતાં પાણીની અંદર થોડાં ચોપાનિયાં તણાઈ આવ્યાં હતાં. એમાં વત્સલા કુમઠેકરનું કોઇ નામ નહોતું. કેટલાક પત્રો તરતા હતા. એ કોઈના પ્રેમપત્રો હતા ? એમાંય એ નદીનું નામ નહોતું.

પાણી ઊંચાં ચડતાં ગયાં. હાથગાડીનાં પૈડાં ડૂબી ગયાં. હવે તો નદીની તસ્વીરના કંઠ સુધી પાણી આવ્યાં. એ તસ્વીરમાં મોટું મુખ ચિતરવામાં આવ્યું હતું. ધીરે ધીરે પાણી હડપચી પરથી ઊંચે જતાં જતાં નદીની છબીના હોઠ સુધી આવી ગયાં.

એ હોઠને હવે સુધાની કોઈ જરૂર નહોતી. પછી તો એમાં નયન પણ ઢંકાયાં અને છેલ્લે તો એ નદીનું આખું મુખ પાણીમાં દટાઈ ગયું.

નદીનું ચિત્ર રૂપેરી પરદા પર ચાલતું હતું. હાથગાડી પરની નદી ડૂબી ગઈ હતી.

પાણીએ આ પ્રવાહી બુરખો ઓઢાડીને એક વાત સમજાવી દીધી. કલાકારો ક્યારેક ડૂબી જાય છે. જનતાની સ્મૃતિમાંથી ક્યારેક તેઓ અદશ્ય થઈ જાય છે.



કોણ હતી આ વત્સલા કુમઠેકર ? એની કબર મૂગી પડી છે. એને કબર મળી છે કે નહિ એનો પણ ખ્યાલ નથી. કાઠિયાવાડમાં એ કબર આવી છે.

કબર પર આપણી નજર પડે એના કરતાં કોઇ બુલબુલ એના પર ઊડી ગીત છાંટે એ વધુ સારું છે.

મને સાંભરે છે, મારા જૂના દિવસો. આજે તો એના પર પણ કબર ચણાઈ ગઇ છે. તોય સંભારણાં મર્યાં નથી. જૂનાં ઘરોની અંદર પાણીનાં ટાંકાં રાખવામાં આવે છે, એ ટાંકાં બંધ રહે છે. ચોમાસું બેસે છે, ત્યારે અગાશીમાંથી વરસાદનાં પાણીને ટાંકાંમાં સંઘરી રાખવામાં આવે છે. એ ટાંકા ભલે પાણીની કબર જેવાં હોય પણ એની હેઠળ બિલોરી કાચ જેવાં પાણી જીવતાં પડયાં છે. જ્યારે ટાંકું ઉઘાડો ત્યારે એ પાણી સીંચી શકાય છે.

જૂના દિવસોનાં એવાં સંભારણાંપાણી મેં સંઘર્યાં છે. ત્યારે હું સાગરમાં હતો—સાગર ફિલ્મ કંપનીમાં

તાજેતાજાં ખીલતાં ચિત્રો સ્ટુડિયોમાં આવ્યાં હતાં એ વખતે શ્રી. મહેબુબને

એક ચિત્ર દિગ્દર્શન માટે આપવુ એમ નક્કી થયુ હતુ શ્રી મહેબુબે શ્રી કનૈયાલાલ મુનશીની 'વેરની વસુલાત'મા તનમનના પિતાની ભૂમિકા ભજવી હતી પણ શ્રી મહેબુબમા અજબ શક્તિઓ હતી એટલે એમને દિગ્દર્શનની જવાબદારી સોપવામા આવી

એમણે પહેલુ ચિત્ર "અલહિલાલ" શરૂ કર્યું એ ચિત્રનુ કામકાજ પૂરજોશમા ચાલુ રહ્યુ શ્રી મહેબુબે તનતોડ મહેનત કરી એમના સાથી છબીકાર શ્રી ફરેદુન ઇરાનીએ પૂરેપૂરો સહકાર આપ્યો અને શ્રી ધરમસીએ ધ્વનિઆલેખન માટે મહેનત ઉઠાવી હુ પણ ત્યારે એ ઉત્સાહી મડળમા શામેલ હતો શ્રી મહેબુબ સાથે અનેક જાતની ચર્ચા કરતો, એમને આયોજનની કોઈ ચર્ચામા ભારે રસ આવતો અમે સાથે જ કામ કરતા

આજે તો શ્રી મહેબુબને હિન્દનો ફિલ્મઉદ્યોગ અને જનતા સારી રીતે ઓળખે છે છબીકાર શ્રી ફરેદુન ઇરાનીની છબીકલા મશહૂર બની છે આજે પણ આ બન્ને જણા સાથે જ કામ કરે છે

એ 'અલહિલાલ'ના પ્રસગો ઝડપવામા આવ્યા, પછી સગીત વિભાગ આટોપવામા આવ્યો એ વખતે સગીત વિભાગ આટલો વિશાળ નહોતો બન્યો આજે તો ૩૦થી ૩૫ સાજીદાઓની જરૂર પડે છે ત્યારે ત્રણથી ચાર સાજીદાઓની જરૂર પડતી

'અલહિલાલ'નુ બધુ કામકાજ પૂરુ થયુ એની ખાનગી અજમાએશ કરવામા આવી અને અમને લાગ્યુ કે છેલ્લા દૃશ્ય વખતે કોઈ સરસ ગણુ યોગ્ય ગીત ગાય તો ચિત્ર જામી જાય

ઘણી તપાસ કરવામા આવી જાત જાતના ગળા કાન પર લેવામા આવ્યા અને આખરે વત્સલા કુમઠેકરના ગળા પર પસદગી ઉતરી

આ ફિલ્મ લાઇનમા સૌથી પહેલા વત્સલા કુમઠેકરે 'અલહિલાલ'મા એમનુ ગણુ પરોવ્યુ એ હલક આજેય મારા કાન પર અફળાતી લાગે છે

અને વત્સલાના સૌથી છેલ્લા ચિત્રની જાહેરાત કરતી હાથગાડી પરનુ વત્સલાનુ મુખ આજે વરસાદના પાણીમા એકલુ રૂવી રહ્યુ હતુ એક ઝાડ હેઠળ આમ એક નવો જ ઝબકારો આવીને રસ્તે પડયો હતો

જીવતી જાગતી નટીઓ શહેરમા નીકળે છે ત્યારે એમને કોઈ રીતે એકાત મળતુ નથી એમને છુપાઈને પસાર થવુ પડે છે નહિતર ટોળુ એકઠુ થાય છે

જીવતી જાગતી નટીની વાત જવા દો એના ચિત્રવાળા પોસ્ટરો, પરદાઓ એની આસપાસ પણ જોખમ ફરતુ રહે છે કોઇ છરી ઉછળી પડે છે અને એ છરી પરદા પર ચિતરાયેલી નટીની કા તો આખો ચોરી જાય છે, કા તો એના હોઠ ચોરી જાય છે, કા તો એનુ આખુ મુખ ચોરી જાય છે

શહેરની દીવાલો પર નજર નાખશો એટલે તમને આ જોખમની વાત સહેલાઈથી સમજાશે કોઇ બદાઓ તો એવા નટીના ટૂકડાનુ ઓશીકુ બનાવે છે આવા કિસ્સા સાભળી ક્રુદ્ધ થવાની જરૂર નથી. નાખુશ થવાની બહુ જરૂર નથી

પુરુષનુ એકાત એની એકલવાયી જિદગી, એની કગાલિયત, એની કલ્પના, એનુ તરસ્યુ જિગર, એની લૂગી ગયેલી મગજની નસ સાથી માટેની એની ભૂખ, એનુ મવાલીપણુ એને આવા નટીના પરદાના ટૂકડાઓ આપી દે છે, મરેલી સુરત સમક્ષ એવો આદમી એના ઉના નિશ્વાસ ઉતારે છે કલ્પનાવધુ સાથે લગ્ન કરવા માટે માડવાની જરૂર પડતી નથી, ગોરની જરૂર પડતી નથી

હાથગાડી પરની રગીન તસ્વીરો, પોસ્ટરો પરની રગીન આકૃતિઓ દીવાલ અને પરદા પરની મુખાકૃતિઓ—એની તો એક અનોખી દુનિયા છે

એ દુનિયામા ખૂન ખરાબા થાય છે, જબરી બાઝણો થાય છે એ દુનિયાના રગ છાટવા માટે હુ તમારી આખ માટેની કોઇ બીજી વાર માગણી કરીશ

જુઓ! વરસાદ દોરી જેમ વરસતો હતો, હવે દોરડા બની જમીન પર પછડાય છે શહેરમા ઘૂમવા માટે એના પાણી ચાલી નીકળ્યા છે જવા દો એ પાણીને

એ ઝાડ, એ હાથગાડી અને એટલી જમીન બધા પર પાણી છે હવે તો મારે પણ ચાલી જ જવુ જોઈએ

## 'બ...હુ ..ઉ લાંબુ દેખુ' છુ" [પાના ૨૭૪ થી ચાલુ]

કરીને જતા જીવ મુઓ ચાલતો નથી! ખાવા ન હોય ત્યારે રડે કરે નહિ

એટલુ કહીને ફરી વાર મો મલકાવીને લજવાતો શનિયો ઊભો થઈ રહ્યો, પણ પછી પોતે કઈક અનુચિત બાબત કહી નાખી હોય એમ માનીને સ્ટેશને ચાલ્યો ગયો

વીશેક દિવસે છોકરાને સાજો નરવો લઈને મહારાજ પાછા વળ્યા રસ્તામા એણે કહ્યુ, 'અલ્યા તુ મારી જોડે રહીશ? હુ તને પેટ ભરીને ખવરાવીશ પીવરાવીશ, તને ભણાવીશ'

છોકરાએ હા પાડી

ગામની બજાર આવી, એટલે છોકરો મહારાજ કનેથી દોટ કાઢીને બાપને ભાગી પડયો, ઘેર ચાલ્યો ગયો

એને પેટ ભરીને ખાવા પીવા ને ભણવા કરતા ગરીબ બાપને ઘેર અન્ન ન હોય તે દિવસે 'ડાહ્યો' બની રહેવા, ખાવાનો કજિયો ન કરવાનુ વિશેષ પસદ પડયુ હશે

'શનિયા, તારો છોકરો તુ મને આલી દેને હુ એની સાર સભાળ રાખીશ'

'એવો એ નહિ આવે દાદા! એ કરતા એને કોઇક પાટીદારને ત્યા ચાકરીએ રાખી દો ને! એ રળતો થઈ જશે'

કગાલિયતની એ કથા મહારાજને પચાવવી પડી એ પાચનનો ઓડકાર વારવાર આ વાત રૂપે મહારાજના મુખેથી બહાર પડે છે

# સ્થળ, સમય અને પ્રણય

## ગુલાબદાસ બ્રોકર

ખુશ મિજાજી, રંગીલા, સાહિત્ય-પ્રિય, અર્ધા ગુજરાતી બની ગયેલ, જુવાન ડૉક્ટર તલપડેનું દવાખાનું મિત્રોથી ભરચક બની ગયું હતું. હસાહસી, રાડારાડી અને ઊંચા સાદે થઈ રહેલા વાદવિવાદમાં જોડાવાની તીવ્ર ઇચ્છા હોવા છતાં આખા દિવસના કામના થાકને અંગે જરા આરામ જોઇતો હોય તેવી મુખમુદ્રા ધારણ કરીને એક ખૂણામાં પડેલી ખુરશી ઉપર ડૉકટરની પત્ની અને જે ઘરનો આ દીવાનખાનું એક ભાગ હતું તે ઘરના બાકીના ભાગમાં ચાલતા પ્રસૂતિગૃહની માલિક ડૉકટર મિસિસ સુશીલા તલપડે બેઠી હતી. ઘરના બાકીના ભાગમાં સ્ત્રી બાળકોની સારી એવી સંખ્યા હશે તેની પ્રતીતિ આ બધી બૂમાબૂમ ભેદીને આવતી બાળકોની તીણી ચીસોથી થતી હતી.

વાતોનો સમુદ્ર વિષયોની મર્યાદામાં બંધાઈ રહેવા નહોતો માગતો. પ્રસૂતિની પીડાથી માંડીને કલાકારની કલ્પના સૃષ્ટિ સુધીના દરેક વિષયને છેડતો, ઓળંગતો ભીંજવતો, નવડાવતો, ગર્જના કરતો એ સમુદ્ર તો આગળ ને આગળ ધપી રહ્યો હતો.

સમય પણ આગળ ધપી રહ્યો હતો. પણ એની કશી પરવા આ મંડળીને હોય તેમ લાગતું નહોતું. ઊલટું જેમ રાત્રિ વધતી જતી હતી તેમ વાત ચગતી હતી. માત્ર ડૉકટરની પત્ની આ વાતોના રસપુરમાં તણાવા છતાં કોઇકોઈ વાર બગાસું ખાઈ લેતી.

અંતે સાડાબાર થયા. હજીયે બે કલાક સુધી ઊઠવાની તૈયારી કોઈ પણ બતાવે તેવું તેને લાગ્યું નહિ. ફરી બગાસું ખાઇને બેઠાં બેઠાં જ તેણે આળસ મરડયું ત્યાં રમેશ એના તીણા સ્વરમાં પ્રેમ વિશે કશુંક લાંબુ ચોડું બોલવા લાગ્યો કે તે સફાળી ઊભી થઇ ગઈ. હવે તો આ લોકો આખી રાત આ પારાયણ જ ઉકેલવાના ! ને પોતાને ઊઠયા સિવાય તો છૂટકો જ નહોતો.

તેને ઓરડા બહાર ચાલવાની તૈયારી કરતી જોઈ ને ડૉકટર બોલ્યોઃ

'કા સુશી, કુઠે ચાલલીસ ગ ?'

'મલા, તો આતા ઝોપ યેતે,' સુશીલા ફરી અંગ મરડતાં બોલી.

'શું ઝોપ યેતે ઝોપ યેતે કરો છો ?' રમેશે એના તીણા સ્વરે બૂમ પાડી, 'આ મહેન્દ્ર મૂર્ખા જેવી વાત કરે છે એ તો સાંભળો."

સુશીલા હસી પડી—સુંદર અને સ્વચ્છ :

'પ્રેમને અને મૂર્ખાઇને જૂનો સંબંધ છે,' અને ડૉકટર તરફ પ્રેમ-ભર્યાં નયનો સ્થિર કરીને ઉમેર્યું : "નહિ કેશવ ?"

'એમાં કશી મૂર્ખાઇ નથી, સુશી બહેન." મહેન્દ્ર ઉત્સાહથી બોલ્યો, 'આપણો રમેશ બિચારો પ્રેમમાં શું સમજે ?'

'તે તમે સમજો, કેમ ?' એમ બ્હીલાએલા મોંએ અને ધીમા સ્વરે બોલાયેલા રમેશના શબ્દો મંડળીની હાસ્યની લહેરોમાં કયાંનાં કયાં તણાઇ ગયા.

'હવે તો સાહિત્યમાં પણ પ્રેમનું ધતિંગ વિચિત્ર વેશ ધારણ કરે છે," હાસ્ય જરા શમતાં વિનોદ બોલ્યો : 'હમણાં જ મેં એક કાવ્ય વાંચ્યું હતું. કવિ મહાશય કહેતા હતા : 'સુંદર જયોત્સ્નામય રાત્રિએ પુષ્પકુંજમાં નહિ, સંધ્યા વેળાએ વ્યોમ અને ઉદધિના મિલનતટે નહિ, અહીં નહિ ત્યાં નહિ પણ શહેરના ઘોંઘાટ ગડબડાટમાં ટ્રામની રાહ જોતાં જોતાં, હે પ્રિયે ! મેં તારા પ્રત્યેનો મારો નિઃસીમ પ્રેમ વ્યક્ત કર્યો. ને એ ટ્રામનો ઘરઘરાટ, એ શહેરનો ઘોંઘાટ પણ એ પળે સંગીતમય બની ગયો. વૈશાખી બપોરનો એ સૂર્યનો તડકો જ્યોત્સ્નાથી યે વધારે આહ્લાદક બની ગયો.'

આ બધું એવી હાસ્ય ઉપજાવે એવી ઢબે વિનોદ બોલ્યો કે આખી મંડળી હાસ્યથી છલકાઈ ઊઠી. બહાર નીકળી જવા માટે દીવાનખાનાના બારણા સુધી પહોંચેલી સુશીલા પણ મંડળી તરફ મુખ ફેરવી હસતી હસતી બારણામાં જ ઊભી રહી. વિનોદ તેથી વધારે ચગ્યો;

'બાળા આજકાલના કવિઓ પણ હાલી મળ્યા છે. હોય ન હોય ત્યાંથી નવીનતા લાવો. એ સિવાય આમાં બીજું કશું દેખાય છે ? પ્રેમ વ્યક્ત કરવાને એને બાપડાને કોઈ યોગ્ય સ્થળ કે સમય ન મળ્યાં ?'

'એવું નથી હાં, વિનોદ.' મહેન્દ્ર બોલ્યો: 'ક્યાં પ્રેમ વ્યક્ત કરવો ક્યાં નહિ, ક્યાં થઈ શકે ક્યાં નહિ, શી રીતે એ થાય શી રીતે નહિ એના કંઈ નિયમો ન હોઈ શકે. લેને હું જ દાખલો દઉં.'

'દીધો તેં દાખલો,' રમેશ મોટેથી બોલ્યો. પણ કોઈએ એને ગણકાર્યો નહિ, સુશીલા સસ્મિત તેના તરફ જોઈ રહી. મહેન્દ્રે આગળ ચલાવ્યું:

'રોમાં રોલાંની જ એક વાર્તામાં આવે છે કે નાયક અને નાયિકા એક બંગલાના બગીચામાં વૃક્ષની છાયા હેઠળ બેઠાં છે. બંગલામાંથી સંગીતના કરુણ કોમળ સૂરો વહ્યા આવે છે. નાયક નાયિકાના મનમાં અનેક ભાવો અભિવ્યક્તિ માટે ઘણા સમય થયા મથામણ કરતા હોય છે પણ હજી વ્યક્ત થયા નથી. તે બન્ને બેઠાં જ છે. કશું બોલતાં નથી; નથી હલતાં કે નથી ચલતાં. સંગીત પોતાનાં પ્રલંબ સૂરોથી હૃદયભેદી નાખે છે સહસા જ એ સૂરોની અસર નીચે જ પેલાં બન્નેના હાથ એકબીજામાં પરોવાઈ જાય છે. શબ્દોનો કશો ઉચ્ચાર થતો નથી. એ કરુણ સંગીતની અસર નીચે બન્નેનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહે છે. બંને આસુંભીની આંખે એક બીજા સામુ જુવે છે. એ રીતે એમના પ્રેમની પ્રથમ અભિવ્યક્તિ થાય છે.'

વાતમાં રસ પુરાયો, રંગ પુરાયો સુશીલા પણ બે ડગલાં અંદર આવી વિનોદ જાણે જવાબ આપતો હોય તેમ બોલ્યો:

'એ રોલાં હોય કે ટાગોર હોય મને તો આવાં વિચિત્ર Situations ઊભાં કરવાના શોખ સિવાય એમાં બીજુ કશુ દેખાતું નથી.'

અત્યાર સુધી શાંત બેસી રહેલ નવનીત ઊભો થઈ જઈ બોલ્યો: 'પ્રેમની અભિવ્યક્તિ ગમે તે સમયે, ગમતે સ્થળે, અણધાર્યા સંજોગોમાં થઈ શકે એ તો હું જાણું છું—પછી એ પ્રથમ અભિવ્યક્તિ ભલે ન હોય.'

વાતોએ ફરી દિશા બદલી નવનીત પાસે કશુક કહેવાનું છે તે બધા સમજી ગયા. તલપડેએ ગંભીર બની પૂછ્યું:

'ગમે તે સ્થળે એટલે, નવનીતભાઈ?'

'ગમે તે સ્થળે એટલે અહીં આ ઘરમાં પણ', નવનીતે ઉત્તર વાળ્યો અને બધાં ખડખડાટ હસી પડ્યાં.

'નવુ કહ્યું નવનીતભાઈએ', રમેશ પાછો મોટેથી બરાડી ઊઠ્યો.

કેશવ તથા સુશીલા પ્રેમલગ્નથી પરણ્યાં હતાં એ સર્વેને સુવિદિત હતું.

'અહીં એટલે આ ઓરડામાં કે કેશવના રહેવાના બીજા ઓરડાઓમાં નહિ, પણ પેલા ઓરડામાં,' નવનીતે પ્રસૂતિના કમરા તરફ આંગળી ચીંધી કંઈક આવેશથી બોલ્યો: 'અને તે પણ કેશવ સુશીલા જેવાં સમાન્ સ્વભાવનાં પાત્રો વચ્ચે નહિ, પણ સ્વભાવથી તદ્દન ભિન્ન લાગે, જેમની વચ્ચે પ્રેમ હોવાની કલ્પના પણ ન આવે એવાં પાત્રો વચ્ચે.' પછી જરા ધીમા સાદે ઉમેર્યુ: 'અને એ અભિવ્યક્તિના દર્શને હું ધન્ય પણ બન્યો છું.'

'સુશી, ગ, બસ છીએ', ડોક્ટરે પોતાના સોફા ઉપર પોતાની બાજુમાં સુશીલા માટે જગ્યા કરી.

આતુરતાથી બધાં નવનીત સામે જોઈ રહ્યાં. નવનીત જ બોલ્યો:

'તમે બધાં તો જાણો છો ને મારી વાત કરવાની રીત? વાત કરવા બેસું તો પછી એનો અંત જ ન આવે. ને એક તો થવા આવ્યો. આ સુશીબહેનને તો ઊંઘ પણ આવે છે.'

કેશવની જોડે લપાઈને બેસતાં સુશીલા બોલી:

'હું તો હવે તમે વાત ન કરો ત્યાં સુધી અહીંથી ઊઠવાની જ નથી.'

'ના નવનીતભાઈ, એમ ન ચાલે.'

'ભલે મોડું થયું. કાલે તો રવિવાર છે.'

'તમારી રીતે જ તમે વાત કરો, કોઈને ઉતાવળ નથી'

'માંડીને વાત કરજો.'

એકી સાથે જુદા જુદા અવાજો આખા ઓરડામાં ઘૂમી વળ્યા.

'ભલે ત્યારે. તમને વાંધો ન હોય તો મને શો વાંધો છે?' નવનીત સ્મિત સહિત બોલ્યો.

અને 'માંડીને' વાત શરૂ કરી.

'પેલી તરુલતા નહિ? તમે તો ઓળખો જ છો એને?-કેટલી બોલકી ને વાતોડી છે એ? દસ મિનિટ એની સાથે વાત કરો ત્યાં તો તમે તદ્દન અપરિચિત હો છતાં જાણે દસ વર્ષથી એના પરિચયમાં હો એવું જ લાગે. ને એના પતિ? એ લીલુભાઈ સાથે તો દસ વર્ષ પરિચયમાં રહેનાર માણસ દસવીસ મિનિટ પણ એકધારી વાત કરી શકે કે કેમ એ વિશે તમને શંકા થાય. એટલા ઓછાબોલા અને ગંભીર—આનન્દમાં આવી જાય તો યે એકાદ મંદ સ્મિત જ કરી લે.

ને તરુ તો આખો દિવસ હાસ્યથી તરવરતી હોય.

અમને—તરુના મિત્રોને—આ બહુ વિચિત્ર લાગતું. પરસ્પર વિરોધી એવાં

આ બે સ્વભાવોનો લગ્નસંબંધ શી રીતે આનંદમય હોઈ શકે ? અમને પ્રશ્ન ઊઠતો. 'ન જ હોઈ શકે', સ્પષ્ટ અને શીઘ્ર ઉત્તર મળતો.

ને છતાં તરુના વર્તનમાં, વાણીમાં, આંખોમાં, હાસ્યમાં કદીયે આનન્દનો અભાવ કે અસંતોષની માત્રા ગમે તેટલું બારીકીથી નિરીક્ષણ કરીએ છતાં કયાંયે જોવા જડતી નહિ. એથી તો અમે અજબ થઈ જતાં.

તોયે તેના હૃદયનાં ઊંડાણોમાં કયાંકને કયાંક કંઈક છૂપો અસંતોષ, કંઈક ઊંડું દુઃખ તરુ સંઘરી રાખતી હશે અને તે ઊંડાણોને પોતાના હાસ્યથી ભરી દઈ અમને એનું અસ્તિત્વ પણ એ જાણવા નહિ દેતી હોય એમ અમે મનને મનાવતાં. એ વિના આ સંબંધ......માત્ર પેલી ભારતીએ એકવાર મને કહ્યું;

'તરુ લહેરી એવી છે કે એને આવું કશું જણાતું જ નહિ હોય.'

'એટલે તો એ એને વિશેષ જણાય ને, ભારતી ?' મેં પૂછયું.

'ન યે જણાય', તેણે એક અર્થભર્યા સ્મિત સહિત કહ્યું.

'એમ કેમ ?' એને એવી લાગણી જ નહિ હોય, એમ ?' મેં પૂછયું.

'લાગણી નહિ હોય એવું તો નહિ પણ એની લાગણી એટલી બુઠ્ઠી તો ખરી જ, નવનીતભાઇ,' ભારતીએ જવાબ આપ્યો : 'એને પૈસો, પતિ, આબરૂ બધું મળી ગયું એટલે આવી આવી ઊંડી લાગણીઓની પડી જ નહિ હોય, નહિતર આમ કેમ હોય ?'

'એમ ન હોય, ભારતી, કે એના પતિમાં આપણે જે ઊણપો જોઇએ છીએ એ એને ઊણપ રૂપે જ ન લાગતી હોય ? એણે પતિના હૃદયનું કંઈક એવું તત્ત્વ જોયું હોય જે આપણી નજરમાં જ ન આવતું હોય ?' મારાથી કહી જવાયું.

'તમને આવી આવી ફિલસૂફીઓ કરવાની ટેવ જ પડી છે, નવનીત ભાઈ, બાકી વાત તો મેં કહી તેમજ હોવી જોઈએ.' ભારતી મક્કમતાથી બોલી.

મને એ વાત ગળે ન ઊતરી. સાહિત્યની વાત થતી હોય ત્યારે કોઇ કોઇવાર અણધારી ઊંડી સમજ બતાવવી તરુ પોતાની જ લાગણીઓમાં આવી બુઠ્ઠી હોય તે હું ન માની શકયો.

અને એ એવી બુઠ્ઠી નથી તેની પ્રતીતિ તો અમને થોડા વખતમાં જ મળી ગઈ. ભારતી, તરુ, સુમતિ વગેરે જે શાળામાં ભણેલાં તે શાળાની ભૂતપૂર્વ વિદ્યાર્થિનીઓનો એક ઉત્સવ ગોઠવાયો હતો. ગરબા, નૃત્ય, નાટ્યપ્રયોગ વગેરે થવાનાં હતાં. ભારતી, તરુ, તથા સુમતિ પણ એ કાર્યક્રમના કોઈ એક ભાગમાં કામ કરવાનાં હતાં. અમે બધાં—ભારતી, સુમતિ, બન્નેના પતિ, તરુ તથા હું—ચર્ચગેટથી ટ્રેનમાં અંધેરી આવતાં હતાં. રસ્તામાં એવું નક્કી કર્યું કે અમારે ત્રણે પુરુષોએ એ ઉત્સવમાં સાથે જ બેસવું અને આ ત્રણે સ્ત્રીઓની જગ્યા રાખવી. તેમનું કાર્ય પૂરું થતાં તે લોકો પણ અમારી સાથે આવીને બેસે.

'નવનીતભાઈ, તમે ત્રણે જણ સાથે સાથે જ મંડળમાં આવવાના ને ?' તરુએ વાતો ચાલતી હતી ત્યાં પૂછયું.

'હા, કેમ ?' મેં પૂછયું.

'તમે બધા સાથે કયાંથી થવાના ?

'કોટમાંથી જ કેમ ? અમે ત્રણમાંથી એકની ઓફિસમાં મળીશું અને પછી સાથે સાથે જ ત્યાં આવીશું.'

'ભલે.' કહી, તરુ, કંઇક વિચારમાં પડી ગઈ હોય તેમ બેસી રહી.

'કેમ, આ બધી પૂછપરછનું કારણ શું, તરુબહેન ?' મે પુછયું.

'હું એમ કહેતી'તી કે તમે કોઈ એક જગ્યા નક્કી કરો તો લીલુભાઇ પણ ત્યાં તમને મળે અને તમારી સાથે જ આવે.' તેણે કહ્યું.

'લીલુભાઇ, આમાં આવવાના છે ?' સાશ્ચર્ય મેં પૂછયું.

'લીલુભાઈ આવા આવામાં કયારે આવે છે તે આમાં આવશે, તરુ ?' ભારતીએ મારી સાથે જ પૂછયું.

બીજાં મિત્રો પણ નવી વાત સાંભળતાં હોય તેમ કુતૂહલથી તરુ સામે જોઈ રહ્યાં, કારણ કે સિનેમા જોવાનો હોય કે મેચ જોવાનો હોય, ફરવાનું હોય કે ટ્રિપ પર જવાનું હોય, ઝાઝો ભાગ તો એ બધામાં તરુ એકલી જ જતી. લીલુભાઈ તો એમની ઓફિસેથી ઘેર પણ છેક આઠ વાગ્યા પછી જ જતા. માત્ર રજાના દિવસો બન્ને અચૂક સાથે ગાળતાં એટલું જ.

અમારું કુતૂહલ જોઈને તરુ હસી પડી. એનું હંમેશનું મીઠું કિલકિલાટ ભર્યું હાસ્ય ! પછી આંખમાં ગૌરવની ચમક ભરી બોલી;

'હું કાર્યક્રમમાં ભાગ લેવાની હોઉં ને લીલુભાઈ ન આવે એવું બને ?'

અમે બધાં શાંત બેસી રહ્યાં. થોડીવારે તરુ જ બોલી;

'તે તમે નક્કી કરો ત્યાં હું લીલુભાઇને કહું કે તમને મળે.'

અમે ત્રણે પુરુષો એક બીજા સામે જોઈ રહ્યા. આ વળી નવી આફત આવી એવો ભાવ તેમના બન્નેના ચહેરા ઉપર હું જોઈ શકયો.

આ બધામાં તરુ સાથે મારે સૌથી વિશેષ ગાઢ મૈત્રી હતી છતાં મને પણ લીલુભાઈ સાથે કલાક દોઢ કલાક ગાળવો પડશે એ વિચાર આકર્ષક ન લાગ્યો. તે પોતે બોલે નહિ એ તો ઠીક પણ એમની હાજરીથી કદાચ અમારા ત્રણેની જીભ ઉપર પણ એવું વજન પડી જાય કે અમે પણ બોલી ન શકીએ. ને એ તો બહુ થાય ત્યારે માત્ર મંદસ્મિત કરે એવા, ને અમે તો ખડખડ હસી જાણનારા–ખડખડ હસ્યા વિના ન રહી શકનારા માણસો. શી રીતે એમની સાથે આ સ્ત્રીઓ અમારી સાથે જોડાય એ પહેલાનો કલાક દોઢ કલાક ગાળવો ?'

ને અમે એમની સાથે નહિ જઈએ એમ તરુને ના એ શી રીતે કહી શકાય ?

હું કાંઈ જવાબ આપું એ વહેલાં મારી જોડે બેઠેલા ભારતીના પતિએ મારો પગ સહેજ દબાવ્યો હું એનું સૂચન સમજી ગયો. મેં તરુને કહ્યું :

'તરુબહેન, લીલુભાઈ ને બિચારાને શા માટે ત્રાસ આપો છો ? એ કદી આવું કશું જોતાં નથી ને તમારા કહેવાથી કદાચ આવે પણ એમને આનંદ તો ન થાય !'

તરુ ફરી હસી પડી. બોલી,

'આવવાનું તો એમણે જ કહ્યું છે. પણ આ આપણે સાથે મળવાનું નક્કી કર્યું એટલે મને થયું કે એ તમારી સાથે જ આવે તો સારું. એમને પણ કંપની મળે.'

'ને નહિતર શું એ એકલા આવવાના હતા, તરુબહેન ?' ભારતીના પતિએ પૂછ્યું

'હાસ્તો,' તરુએ કહ્યું.

ને મારાથી વગર વિચાર્યે બોલી જવાયું.

'તો ભલેને એ એકલાજ આવતા.'

તરુ કશું બોલ્યા વિના મારી સામે જોઈ રહી. એની આંખોમાંથી હાસ્ય એક પળમાં ઊડી ગયું. ક્રોધ એવો ભાવ એમાં એક ક્ષણમાં જ ભરાઈ બેઠો કે હું એની સામે નજર સ્થિર ન રાખી શક્યો. તેણે પણ નજર પાછી ખેંચી લીધી.

'ભલે' કહી તે બારીમાંથી બહાર જોવા લાગી.

એ એક ક્ષણમાં એની આંખમાં આવવા મથતાં બે અશ્રુબિંદુઓ મેં જોઈ લીધાં.

મને મારી ભૂલ માટે પારાવાર અફસોસ થયો. કેટલી બધી દુ:ખી કરી નાખી મેં એને ? મેં બચાવ કરવા પ્રયત્ન પણ કર્યો.

એમાં માઠું લગાડવાનું નથી. તરુબહેન, એમને કદાચ અમારો ધાંધલિયો સ્વભાવ ન ફાવે એટલા ખાતર જ મેં આમ કહ્યું, નહિતર અમને તો શો વાંધો હોય ? અમને તો ઊલટો આનંદ ન આવે ?'

આખે રસ્તે અમે પાંચેએ મળી એને ખૂબ ખૂબ આગ્રહ કર્યો અને માંડ માંડ લીલુભાઈને અમારી સાથેજ મોકલવા અમે એને સમજાવી શક્યાં. પણ તે દિવસે છેવટ સુધી તે આનંદમાં ન આવી તે તો ન જ આવી.

આરામ લેતો હોય તેમ નવનીત એક પળ મૂગો રહ્યો. એ પળમાં એણે મિત્રો સામે દૃષ્ટિ ફેરવી લીધી. બધાં તેની સામે તાકી રહ્યાં હતાં, સુશીલા પણ થોડી ક્ષણો પહેલાં સુશીલાના નયનોમાં જે સ્થાન નિદ્રાએ લીધું હતું તે હવે કુતૂહલે પૂરેપૂરું પચાવી પાડયું હતું. નવનીતે સ્મિત સહિત કહ્યું.

'હું હવે મુખ્ય પ્રસંગ ઉપર જ આવું. જો કે આટલી શાંતિથી, વાતમાં વિક્ષેપ નાખ્યા વગર, એક પ્રશ્ન પણ કર્યા વગર મારી આવી અપ્રસ્તુત લાગે એવી વાતો તમે સાંભળી છે એ માટે મારે તમારો ઉપકાર તો માનવો જ જોઇએ.'

મંડળીના દરેક સભ્યના મુખ ઉપર એક મીઠું સ્મિત ફરકી ગયું. નવનીતે વાત ચાલુ કરી.

'તે દિવસે શુક્રવાર હતો. બજારમાં કંઈક વધુ પડતી ઉથલપાથલ થઈ ગઈ હતી તેથી હું ઑફિસેથી બહુ જ મોડો, છેક રાત્રે નવ વાગે, ઘરે આવ્યો હતો. કપડાં ઉતારી જમવા બેસવાની તૈયારી કરું ત્યાં જ ટેલિફોન રણક્યો. તરુનો જ અવાજ.

'નવનીતભાઈ, ક્યાં રખડો છો ? અત્યાર સુધી લીલુભાઈ તો તમને ટેલિફોન કરી કરી થાકી ગયા.'

હું આશ્ચર્ય પામ્યો. લીલુભાઈ મને ટેલિફોન કરે ? કોઇ દિવસ નહિ ને આજે ?

'શા માટે ?' મેં કુતૂહલથી પૂછ્યું.

'હું તમારાં સુશીલાબહેનને ત્યાં આવી ગઈ છું, એ તમને ખબર કરવા માટે. પણ તમે ઘેર મળો નહિ અને એ તમે નથી એ સાંભળતાં જ ટેલિફોન મૂકી દીએ.'

'ક્યારે ત્યાં આવ્યાં છો ? તબિયત કેમ છે ?' મેં ઉત્સુકતાથી પૂછ્યું.

'દર્દ સખત થાય છે. હમણાં જ સુશીબહેન મને ટેબલ ઉપર લેવાનાં છે. મેં કહ્યું કે તમે આવ્યા હો તો હું પ્રયત્ન કરી જોઉં.'

'તમે ત્યાં એકલાં જ છો ?' મેં પૂછ્યું.

'હાસ્તો, મારે સાસુ ક્યાં છે તે

મારી સાથે આવે ?' આટલી પીડામાં પણ તરુ ખડખડાટ હસી પડી.

મને થયું, લીલુભાઈ તરુને હોસ્પિટલમાં મળી, તેના કહેવાથી મને એક બે વાર ટેલિફોન કરી, સુશીબહેનને સલામ કરી ત્યાંથી ઘેર ચાલી ગયા હશે. લીલુભાઈનો સ્વભાવ સાથે એ વસ્તુ તદ્દન સુસંગત હતી છતાં મને તેમના પર ચીડ ચડી. આવે સમયે પણ એ તરુને હોસ્પિટલમાં એકલી મૂકી ચાલી ગયા ? ત્યાં તેની પાસે રહેતાં તેમને શું થતું હતું ?

જેમ તેમ ઉતાવળે ઉતાવળે જમી હું સીધો હોસ્પિટલ પર ગયો. સુશીબહેન તો મને ઓળખતાં હતાં અને તરુ સાથેની મારી મૈત્રી જાણતાં હતાં એટલે તેમને તો કંઈ ન થાય પણ પોતે તો જરૂર નથી જાણી ચાલી ગયા અને આવા બહારના મિત્રો આવા નાજુક પ્રસંગે અહીં હોસ્પિટલમાં પોતાની પત્ની માટે બેઠા રહે એ લીલુભાઈને વિચિત્ર તો નહિ અણગમતું જ લાગે એ વિચાર મને આવ્યો તો ખરો પણ મેં એને ગણકાર્યો નહિ. એમને કંઈ થાય કે ન થાય એટલા ખાતર તરુ એની જિંદગીની મોટામાં મોટી કસોટીમાં મુકાઈ હોય ત્યારે મારે તેનું એક આશ્વાસન પણ ન બની રહેવું ? ને કોઈ આવે એ એમને ન ગમે તો પોતે જ શા માટે ત્યાં હાજર ન રહે ?

હોસ્પિટલમાં પહોંચ્યો તો દીવાનખાનું ખાલી પડયું હતું. સુશીબહેન હમણાં જ પ્રસૂતિના કમરામાં કોઈ બાઈને લઈ ગયાં હતાં અને ત્યાં કામમાં હતાં તેમ નર્સે મને ખબર આપી. સમય મળ્યે બહાર આવે તેમ તેમને કહેવડાવી હું આ સોફા ઉપર બેઠો. બાજુના કમરામાંથી તરુના ઉંહકારા અને સીસકારા કાને પડતા હતા.

દસ થવા આવ્યા હતા. આખું પરું સૂમસાર બની ગયું હતું. અંદરના ઓરડાઓમાંથી કોઈ કોઈ બાળકનો રડવાનો અવાજ અને થોડી થોડી પળોના અંતરે આવતા તરુના સીસકારા એ શાંતિનો વિચિત્ર રીતે ભંગ કરતા હતા.

મને વિચારો આવવા લાગ્યા. આ તરુ બિચારી અહીં પીસાતી હતી. તેના ઘરમાં કોઈ સ્ત્રીયે નહોતી કે આવે સમયે તેની પાસે રહી તેને આશ્વાસન આપે. લીલુભાઇ એકલા અહીં બેઠા બેઠા પણ એને આશ્વાસન રૂપ થઈ પડે પણ તેમને તો......

જેમ સમય જવા માંડયો તેમ તેમના ઉપર મારી ચીડ વધતી ગઈ. આવે સમયે પણ આ માણસને એની પત્નીની નહિ પડી હોય ?

ને એ પત્ની યે કેવી ? આટલાં વર્ષોનો અમારો ગાઢ મૈત્રી સંબંધ હતો છતાં એક દિવસ પણ એણે લીલુભાઈની વિરુદ્ધમાં એક અક્ષર સુદ્ધાં નહોતો ઉચ્ચાર્યો. સૂચન કે ઈંગિત માત્રથી પણ લીલુભાઈ વિરુદ્ધ એક ભાવ સરખો એના હૃદયમાં જાગતો હશે એવું પણ અમને એણે જાણવા નહોતું દીધું. ઊલટું કોઈ એ બાબતનું જરા જેટલું પણ સૂચન કરવા જાય તો એ એવું મુખ કરી બેસતી કે પછી એ સૂચનને લંબાવવાની સામાની ઇચ્છા પણ મરી જાય. ને ગમે એવા આનંદપ્રમોદના કાર્યક્રમો ઘડયા હોય છતાં લીલુભાઈનું માથું પણ દુઃખતું હોય તો એ બધા કાર્યક્રમોને નેવે મૂકી એમની સેવામાં જ એ બેસી જતી.

ને લીલુભાઈ તો એના જીવનના બાહ્ય આનંદોમાં ભાગ લેતા નહોતા દેખાતા એ તો ઠીક પણ એવો શાંત ગંભીર માણસ આવી તરવરતી સ્ત્રીના આંતરજીવનને પણ કેટલું રસમય કરી શકે ? તે દિવસે પેલી શાળાના કાર્યક્રમમાં તરુએ કરેલું કામ અદ્ભુત હતું. અમે બધાં–ભારતી સુદ્ધાં–એ માટે એને અભિનંદન આપતાં ધરાયાં જ નહિ ત્યારે લીલુભાઈ તો બધું સાંભળતા છતાં કશું ન બોલતા અમને કોઇને ન સમજાય તેવા સ્મિત સહિત તરુની સામે જોતા ઊભા જ રહ્યા. ને તરુ યે મુર્ખી–મુર્ખી સ્તો–એ સ્મિતમાંથી જ જાણે અમારાં બધાંનાં અભિનંદનો કરતાં વધારે ધન્યવાદ મળતો હોય તેમ એ સ્મિતની સામે એવું તો મધુરું સ્મિત કરી રહી કે જાણે અમને કોઇને જોતી સાંભળતી જ ન હોય ને ?

ત્યાં એકલા બેઠા બેઠા લીલુભાઇ પ્રત્યે મારા હૃદયમાં કડવાસ ભરાતી ચાલી–જો કે તરુ સાથેની મારી કે કોઈ પણ પુરુષની મૈત્રી સામે લીલુભાઇ કદીયે વાંધો નહોતા ઉઠાવતા કે અણગમો પણ નહોતા દાખવતા, તરુને આટલી બધી છૂટથી અમારી સાથે હરવા ફરવા દેતા તેથી તેમના પ્રત્યે મારા હૃદયમાં એક વિશિષ્ટ પ્રકારના માનની લાગણી ઘણીયે વાર ઊભી થતી. ભારતી તો તે માટે પણ એની જગતને જોવાની વિચિત્ર રીતથી કારણ બતાવતી:

'એ તો નવનીતભાઈ, લીલુભાઈને એ કંઇ યે નહિ ગમતું હોય પણ કોને કહેવા જાય ? આવી ભણેલી ગણેલી પત્ની પરણ્યા પછી તો તેરી બી ચૂપ ને મેરી બી
વિના બીજો શો ઉ :

હું એ બાબતમાં ભારતી સાથે સંમત થતો નહિ પણ આ પળે તો એ લાગણી પણ મારા મનમાંથી ભુંસાઈ ગઈ—વિચારોમાં માત્ર કડવાશ જ તરી રહી

એ વિચારો આગળ વધે તે પહેલાં 'ઓ બા રે' કરીને એક એવી ભયંકર ચીસ મારે કાને પડી કે ભયની એક કંપારી મારા મનમાંથી પસાર થઈ ગઈ. એ ચીસે સ્થગિત કરી દીધેલા મારા વિચારોનો ચરખો ફરી ચાલુ થાય તે પહેલાં તો સુશીલા બહેન એ ઓરડામાંથી બહાર નીકળ્યા અને હસતાં હસતાં મારી પાસે આવ્યાં.

'તમારી તરુબહેન તો મજબૂત મનની લાગે છે, નવનીતભાઈ, બહુ બૂમાબૂમ કરતી નથી.'

'હૃદયને બંધ કરી દે એવી આ બૂમ તો એણે હમણાં જ પાડી,' મેં કહ્યું.

'એ તો તમે બીજીઓને સાંભળી નથી નહિતર એ તો તમને ગાંડા કરી મૂકે,' સુશી બહેને કહ્યું, પછી ઉમેર્યું, 'એના પતિ હમણાં આવવા જોઈએ એ આવી જાય પછી તમે તમારે ઘેર જજો.'

'એના પતિ તો નિરાંતે સુઈ ગયા હશે,' મેં કડવાશથી કહ્યું, પછી ઠપકો આપતો હોઉં તેમ કહ્યું, 'તમે હસો છો ને મને ઘેર ક્યારે જવું તેની શીખામણ આપો છો પણ તરુને કેમ છે તે તો કહેતાં જ નથી.'

'તરુને સરસ છે, તેને પીડ પણ સરસ આવે છે. બાર સાડાબાર સુધીમાં બાળક આવી જશે તેમ હું માનું છું.'

'તેના પતિદેવને સવારે ખબર મોકલાવજો.' મેં કહ્યું.

'કેમ આમ બોલો છો, નવનીત ભાઈ? એ તો બિચારો અહીંથી જતો જ નહોતો. તરુએ માંડમાંડ સોગંદ આપીને જમવા મોકલ્યો. અને એ પણ એ શરતે ગયો કે તરુ તમને કે કોઈને અહીં બોલાવે જેથી પોતાનું કોઈ માણસ અહીં પોતા વિષે ચિંતા કરતું હાજર છે તેમ તરુને લાગે. હમણાં જ એ આવ્યા કે...'

'આવશે' એ શબ્દ સુશી બહેન બોલે એ પહેલાં તો બારણામાં લીલુભાઈએ પ્રવેશ કર્યો.

તરુએ 'મરી ગઈ રે, બા'ની તીણી ચીસથી અને દુઃખ દબાવવાના પ્રયત્ન સમા જબરજસ્ત સીસકારાથી એમનું સ્વાગત કર્યું. અમે બન્ને સ્તબ્ધ બની એ દુઃખની અનુભૂતિ કરી રહ્યા.

'ક્યારે આવ્યા?' કહી મારી જોડે એ બેઠા ત્યાં તો સુશીબહેન ફરી પાછાં અંદર ચાલી ગયાં હતાં.

'બાર સાડાબારે છૂટાછેડા થઈ જશે એમ સુશીબહેન કહે છે,' મેં એમને કહ્યું.

'હા,' કહી એ ફરી પાછા અંદરના અવાજ સાંભળી રહ્યા.

શાંત પડેલા સાગરમાં ઘુઘવાટ શરૂ થાય અને પછી તો જેમ એ તોફાને ચડતો જાય તેમ તેની ગર્જના વધતી જાય તે પ્રમાણે તરુનું દુઃખ પણ હરેક પળે વધારે ને વધારે તોફાની બની વધારે ને વધારે ગર્જના પેદા કરતું જતું હતું.

'ડૉકટર, મને બચાવો.' રોતા અવાજે એક પળે કરેલી પ્રાર્થના, તો બીજી પળે:

'ઓ મા, મા, મા' નામનો આર્તનાદ, તો થોડી પળ સંપૂર્ણ શાંતિ.

'હાશ, હવે જરા દુઃખ શમ્યું લાગે છે,' એમ મનને થાય ન થાય ત્યાં તો:

'હું નથી સહી શકતી, ડૉકટર, મને કંઈક કરી નાખોને!' એવી હૃદયભેદક આરજૂ—ડૂસકાંઓ સાથે જોડાયેલી.

પ્રસૂતિની પીડાનાં જે વર્ણનો વાંચ્યાં હતાં તેના કરતાં યે ભયંકર લાગતી એ પીડાનું જીવનમાં પહેલી વખત જ મળી રહેલું વાસ્તવિક જ્ઞાન અમને બન્નેને અસ્વસ્થ કરી મૂકતું હતું. મને યે કંઈ બોલવું સૂઝતું નહોતું. લીલુભાઈને તો સૂઝવાનો પ્રશ્ન જ ક્યાં હતો? મૂંગા મૂંગા અમે બન્ને સાંભળી રહ્યા હતા. સાડા અગિયારેક વાગ્યે સુશીબહેન ફરીથી બહાર આવ્યા. મેં ઉત્સુકતાથી પૂછ્યું:

'હજી કેટલી વાર છે, સુશીબહેન?'

લીલુભાઈ પણ એમની સામે જોઈ રહ્યા. સુશીબહેને પોતાની કલ્પના ખોટી પડી તેથી દુઃખ થતું હોય તેમ કહ્યું:

'હજી બે એક કલાક નીકળી જાય. તમે ક્યાં સુધી હેરાન થશો? છૂટાછેડા થતાં હું તરત જ તમને ટેલિફોન કરીશ.' લીલુભાઈએ એમનામાં જરા વિચિત્ર લાગે એટલા ભાવપૂર્વક મને કહ્યું.

સુશીબહેને પણ એમ જ કહ્યું. અત્યાર સુધીમાં બે ત્રણવાર તો લીલુભાઈ મને ઘેર જવાનો આગ્રહ કરી ચૂક્યા હતા. મને બગાસાં પણ આવતાં હતાં. 'હા, ના' કરતો અર્ધો એક કલાક રોકાઈને હું અંતે ઘેર ગયો. લીલુભાઈને પણ ઘેર મોકલવા સુશીબહેને પ્રયત્ન કરી જોયો. અંદરથી તરુ પણ એ જ આગ્રહ કરી રહી હતી એમ પણ કહ્યું પણ એ તો હા કે ના કહ્યા સિવાય, 'જોઉં છું' કરી ત્યાં જ બેઠા રહ્યા.

હું ત્યાંથી નીકળ્યો ત્યારે 'ભગવાન, હે ભગવાન,' ધીમે ધીમે તરુ ગણગણતી હોય એવો અવાજ આવતો હતો.

હું પણ તરુને આ કસોટીમાંથી હેમખેમ પાર પાડવા ભગવાનને પ્રાર્થના કરતો ઘેર ગયો.

બીજે દિવસે સવારના પહોરમાં હોસ્પિટલમાં મેં ટેલિફોન કર્યો. હજી કશું ઠેકાણું નહોતું પડ્યું. પ્રસૂતિ ક્યારે થાય તે કહી શકાય તેમ નહોતું. સુશીબહેનનો અવાજ પણ વ્યગ્ર અને મુંઝાયેલો હતો.

આખું મન ચિન્તાથી ભરાઈ ગયું. નાહી ધોઇને સીધો હોસ્પિટલમાં ગયો. તરુના બૂમાટા અને આક્રંદ રાત કરતાં અનેકગણાં વધી ગયાં હતાં. લીલુભાઈ એક ખૂણામાં વિચારમગ્ન દશામાં બેઠા હતા. મને જોઈ એ જરા હસ્યા. સુશીબહેનને બોલાવતાં તેમણે કહ્યું કે બધું બરોબર હતું—તરુની નાડી સરસ ચાલતી હતી, લોહીનું દબાણ એ સમયે જોઇએ એટલું જ હતું, પીડ પણ જોઇએ એટલી જોરદાર હતી પણ બાળકનું માથું જેટલું રાતે દેખાતું હતું તેથી આગળ વધતું ન હતું.

રાતોરાત ત્યાં જ બેસી રહેલા લીલુભાઇને આગ્રહ કરી મેં ઘેર મોકલ્યા પણ તે તો અર્ધા કલાકમાં જ પાછા આવ્યા. ને મારી ઑફિસમાં ખબર મોકલવાનું કહી હું ઘેર ગયો.

'બાર, એક, બે, ત્રણ દર પળે હું સુશીબહેન કે લીલુભાઇના ટેલિફોનની રાહ જોતો બેઠો હતો પણ ટેલિફોન ન જ આવ્યો. ત્રણ વાગ્યે મેં ટેલિફોન કર્યો તો જવાબ મળ્યો કે હાલત એની એ જ છે. સુશીબહેન તો કામમાંથી ટેલિફોન ઉપર પણ ન આવ્યાં.

ઑફિસ છોડી હું સીધો હોસ્પિટલ ઉપર ગયો. હું ત્યાં ગયો કે તરત જ લીલુભાઇ મને કશું ન બોલવાની ઇશારત કરી બાજુમાં લઇ ગયા કહ્યું: 'નવનીતભાઇ, હું તમારી જ રાહ જોતો હતો.'

મેં તેમની સામે જોયું. તેમનાં નેત્રોમાં વ્યગ્રતા અને ગ્લાનિ સ્પષ્ટ દેખાતાં હતાં. તે જરા દબાયેલ અવાજે બોલ્યા:

'તરુલતા હજી એમને એમ પીડાય છે, મેં ડૉકટરને સૂચના તો કરી છે પણ તમે સ્પષ્ટ કહેજો કે ગમે તે ડૉકટરની જરૂર લાગે એને તે બોલાવે પૈસા સામું જુવે નહિ.'

સુશીબહેન પણ મને આવ્યો સાંભળી બહાર આવ્યાં. રાત આખીનો ઉજાગરો અને દરદીનાં સ્વાસ્થ્ય વિશેની ચિંતા તેમની આંખોમાં તરી આવતાં હતાં. તરુની તબિયત તો સારી જ હતી પણ દસ મિનિટમાં બાળકની જે પ્રગતિ થવી જોઈએ તે બે કલાકમાં પણ નહોતી થતી તેમ તેમણે કહ્યું. લીલુભાઇનો સંદેશો મેં તેમને આપ્યો ને તેમણે કહ્યું :

'હું એ જ વિચાર કરતી હતી બાળકને Forceps (ચીપિયો) થી બહાર કાઢવું પડશે એમ લાગે છે.'

'એમાં તરુની જિંદગીને ભય કેટલો ?' લીલુભાઈ એ ભયભીત સ્વરે પૂછ્યું.

આટલાં વર્ષોમાં પહેલી વાર મેં લીલુભાઇના મોંમાંથી 'તરુલતા' ને બદલે 'તરુ' શબ્દનું ઉચ્ચારણ સાંભળ્યું.

'ભય કશો યે નહિ.' સુશીબહેને સ્મિત કર્યું. અમારા બન્નેના ચહેરા ઉપર માત્ર ભય જ છવાયેલો જોઇને તેમણે અમને હિંમતમાં લાવવા માગતાં હોય તેમ પૂછ્યું:

'તમારે તરુને મળવું છે ?'

'શકય છે ?' મેં પૂછ્યું.

'જરૂર. હું તમને હમણાં બોલાવું.' કહી તે અંદર ચાલી ગયાં.

અંદરથી 'ઓ બા,રે,' 'મરી ગઇ, રે' 'હે ભગવાન' વગેરે અવાજો કાલે રાત્રે આવતા હતા તેટલી જ ઉત્કટતાથી છતાં થાકને અંગે જરા દબાયેલા અવાજે ચાલવા ચાલુ હતા.

સુશીબહેને પછી તો જે પાંચ સાત મિનિટમાં અમને અંદર બોલાવ્યા તે દરમિયાન લીલુભાઈએ ઓચિંતાં જ મારે ખભે હાથ મૂકી અત્યંત લાગણીભર્યા અવાજે કહ્યું.

'કોઈ મહાપુરુષે કહ્યું છે કે દરેક પુરુષે પોતાની સ્ત્રીની પ્રસૂતિ વખતે તેની નજીકમાં હાજર રહેવું તો સ્ત્રી એને માટે કેટલું સહન કરે છે એનો એને ખ્યાલ આવે.'

પછી હું એમની સામે જોઉં કે એનો ઉત્તર વાળું એ પહેલાં તો સુશીબહેન અમને તરુ પાસે લઈ ગયાં.

સુવાવડના ટેબલ ઉપર તરુ સૂતી હતી. છેક ગળા સુધી તેને કપડું ઓઢાડયું હતું. ટેબલની આજુબાજુની જમીન હમણાં જ સાફ કરેલી હતી. પળ પહેલાં જ અનુભવેલા દુઃખે તરુના કપાળે, ગરદને, આખા ચહેરા ઉપર પરસેવો વળી ગયો હતો. તેના સુંદર વાળ અસ્તવ્યસ્ત દશામાં તેના મુખ આસપાસ વેરાયેલા પડયા હતા. ભર શિયાળો હતો છતાં એક નર્સ એને પંખો ઢાળતી એની બાજુમાં જ ઊભી હતી. અમે દાખલ થયા ત્યાં જ ફરી ઊપડી આવેલા દર્દને દબાવવા બન્ને હાથોથી તેણે પેટને દબાવ્યું

હતું અને તેના નેત્રોમાં ભય તથા વિહ્વળતા ભર્યાં ભર્યાં પડ્યાં હતાં.

અમે તેના ખાટલા નજીક ગયા ને તેની નજર લીલુભાઇ ઉપર પડી. તેનાં નેત્રોમાંથી ભય એ પળે જ વિદાય થઈ ગયો. ને કોઈ એવા કોમળ ભાવે ત્યાં સ્થાન લઈ લીધું કે પળ એક હું જોઈ રહ્યો. લીલુભાઈએ તેની સામે મંદ સ્મિત કર્યું.

મને તો જોયો જ ન હોય તેમ બે ત્રણ પળ સુધી તરુ લીલુભાઇ સામે જ જોઇ રહી. પછી પેટમાં અસહ્ય વ્યાધિ થતી હોય તેમ બંને હાથોથી પેટને એ દાબી રહી. પછી હોઠ સુધી આવેલી ચીસને એ માંડ-માંડ રોકી શકી એ હું જોઈ શક્યો. તેને આખે ચહેરે હમણાં જ લૂછેલાં પ્રસ્વેદ બિંદુઓ ફરી ઉભરાઇ આવ્યાં

એ હુમલો વળી જતાં એણે ફિક્કું છતાં મીઠું એવું સ્મિત કર્યું અને બોલવાને હોઠ ઉઘાડ્યા. મને થયું કે હમણા તે પોતાને થઇ રહેલા અસહ્ય દુઃખની ફરિયાદ કરશે, પોતાને થઇ રહેલ વ્યાધિનો અમને કંઇક ખ્યાલ આપવા પ્રયત્ન કરશે, તેનો અવાજ આર્દ્ર બની જશે, કંપિત બની જશે. અમારી અનુકંપાની યાચના તેનો અવાજ, તેની આંખો, તેનું અંગેઅંગ પ્રદર્શિત કરી રહેશે પણ તે બોલી ત્યારે તો લાગણીથી ભરેલા સીધા સાદા માત્ર બે જ શબ્દો-નો બનેલો એક જ પ્રશ્ન:

'તમે જમ્યા ?'

આ સમય અને સ્થળ. કેવો વિચિત્ર પ્રશ્ન ? ક્યા ઊંડાણમાંથી આવ્યો હશે એ ? માણસ પોતાનું અસહ્ય દુઃખ ભૂલી સામા માણસની નાનામાં નાની જરૂરિયાતનો ખ્યાલ આવી પરિસ્થિતિમાં ક્યા બળને અંગે કરી શક્યું હશે ? એ બળ કેટલું પ્રાણવાન હશે ? આશ્ચર્યમૂઢ બની હું તો જોઇ જ રહ્યો. લીલુભાઈ કશું બોલ્યા વિના તેની સામે જ. જોઇ હસી રહ્યા. આંખમાં ઠપકો ભરી તરુ પાછી બોલી ;

' મને બનાવીને ? સુશીબ્હેન સાથે કહેવડાવ્યું કે હું ઘેર જાઉં છું અને સવારથી અહીં જ બેઠા રહ્યા છો ને ?' પછી મારા તરફ ફરી આજીજી કરતી હોય તેમ બોલી.

' નવનીતભાઈ, તમે આમને ઘેર મોકલી દો ને ! નહિતર મને એમની ચિન્તામાં જ ઠીક નહિ થાય. '

એક પળ માટે તેનું હમેશનું નિર્દોષ છતા કિલકિલાટભર્યું હાસ્ય તેના મુખ પર ફરી વળ્યું.

બીજી જ પળે ફરી પાછી તેને પીડા ઉપડી અને લીલુભાઇએ તેના કપાળે હાથ મૂકી બહુ જ ધીમા સ્વરે 'ગભરાતી નહિ, હોં તરુ !' એમ ભાવપૂર્વક કહ્યું અને અમે એ ઓરડામાથી બહાર નીકળી ગયા.

લીલુભાઈ વિશે તમે તરુને જે પ્રશ્નો કદી યે નહોતા પૂછ્યા કે નહોતા પૂછી શક્યા તે બધાનો એક સામટો ઉત્તર એ પાંચ સાત પળોમાં જ મને મળી ગયો. શામાટે તરુ લીલુભાઇ વિશે કદી યે કશી ફરિયાદ નહોતી કરતી, ભારતી કહેતી હતી તેમ આવો 'બુઠ્ઠો' પતિ મળ્યા છતાં શામાટે તરુ હંમેશાં હાસ્યના ફુવારા જેવી જ રહેતી હતી, ભારતી કે સુમતિ તો નિરંતર તેમના પતિ સાથે જ હોવ છતાં એ બધાં સાથે એકલી ફરતી તરુ એ બન્ને કરતાં શામાટે વધારે મસ્ત વધારે તૃપ્ત દેખાતી હતી એ બધા પ્રશ્નો મારા મનમાં પ્રશ્ન રૂપે જ ન રહ્યા.

નવનીતે વાત પૂરી કરી લીધી હોય એ રીતે મિત્રો સામે જોયું. ઉતાવળો રમેશ કંઇ પ્રશ્ન પૂછવાની તૈયારી કરતો હોય તેમ તેને લાગ્યું અને રમેશ કંઇ પણ બોલે તે પહેલાં જ તે બોલ્યો:

' જુઓ, આ વાતમાં મેં એક બાબત સ્પષ્ટ નથી કરી કેમકે હું યે એ જાણતો નથી કે શામાટે તરુ જેવી તરવરતી સ્ત્રી લીલુભાઇ જેવા આવા શાંત અને બીજી દેખાઇ આવતી વિશિષ્ટતા વિનાના માણસ પ્રત્યે આવો નિ સીમ પ્રેમ ધરાવતી હતી. એ તો તરુ જાણે અને લીલુભાઈ જાણે હું વાર્તા કરતો હોઉં તો મારે જરૂર કાર્યકરણની શૃંખલા સહિત તે બતાવવું જોઇએ. પણ અહીં હું વાર્તા નથી કરતો, જીવનમાં મેં જોયેલો, અનુભવેલો અને આહ્લાદ સહિત આસ્વાદેલો એક જીવનખંડ જ હું તમને કહી બતાવું છું. આ મારી વાત કેટલી સાચી છે, માત્ર કલ્પના નથી, તેનો મારી પાસે સાક્ષી પણ છે કેશવ તો ત્યારે જેલમાં હતો એટલે એને આ બધી બાબતની કંઈ ખબર નથી પણ સુશીબ્હેન તો આ બધા મુખ્ય પ્રસંગોએ હાજર હતાં તેથી એ તમને મારી વિગતોની સચ્ચાઈ સંબંધી સાક્ષી પુરશે. બન્ને પાત્રોને મારા જેટલું એ ન ઓળખતાં હોઈ એ પ્રસંગોમાંથી મારા જેવો અનુભવ એમને ન થયો હોય એ જુદી વાત છે.'

નવનીતે વાત પૂરી કરી. અત્યાર સુધી માત્ર એક જ અવાજ ઝીલી રહેલી એ ઓરડાની શાંતિ, અનેક મુખમાંથી એક સામટા નીકળી આવતા શબ્દોના મચી રહેલા ઘોંઘાટમાં પાંચેક પળમાં શતધા વિશીર્ણ થઈ ગઈ.

# વિવેચક કાકાસાહેબ લેખાંક ૪ થો

## હીરાબેન ક. મહેતા

હવે આપણે શ્રી. કાકાસાહેબની રસ-સમીક્ષાની ચર્ચાનું આકલન કરીએ. રસસંબંધી ખાસ કરીને તેમણે લખેલો લેખ તે "રસસમીક્ષા: થોડાક વિચારો" છે. તે ઉપરાંત છૂટેછવાયે સ્થળે રસચર્ચા કરેલી છે. કાવ્યનો આત્મા તે રસ શબ્દની તેમની વ્યુત્પત્તિ જ પહેલાં જોઈએ.

"કાવ્યના આત્માને સાહિત્યકારો રસ કહે છે. મારે મન રસ શબ્દ સુ-સર ઉપરથી આવ્યો છે. (વર્ણવિપર્યયાત્) ઝારોમાં રસ સરે છે અથવા ઝરે છે; મોઢામાં રસ છૂટે છે. એ જ રીતે જ્યારે આપણું હૃદય દ્રવીને કોઈ પણ આકર્ષક વસ્તુ તરફ સ્રવે છે, સરે છે, રસે છે ત્યારે રસ પેદા થયો છે, એમ આપણે કહી શકીએ." (જી આ. પૃ. ૫૦૫).

તેમના ઉપર્યુક્ત લેખમાં તેમણે નવ-રસની રસવાર વ્યવસ્થા કરી આપી છે. જેમાં ખાસ જીવનની દૃષ્ટિએ પ્રત્યેક રસની વિશિષ્ટતા આંકતાં તાત્ત્વિક અને નૈતિક દૃષ્ટિબિન્દુ જ ધ્યાનમાં રાખેલું છે. એક રીતે એ તેમની રસના શુદ્ધતર સ્વરૂપની કલ્પના છે; જેમાં ચર્ચા કરતાં સંસ્કૃત કાવ્ય-શાસ્ત્રનો રસનો રૂઢ ક્રમ તેમણે સ્વીકાર્યો નથી, સંસ્કૃત સાહિત્યમાં લાંબી પરંપરાથી રૂઢ થયેલો રસનો ક્રમ તે શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્-ભુત અને શાંત છે. જ્યારે શ્રી કાકાસાહેબે શૃંગાર, વીર, જુગુપ્સા. કરુણ, હાસ્ય, અદ્દભુત, રૌદ્ર, ભયાનક અને શાંત, એ પ્રમાણે ક્રમવિધાન કર્યું છે. આપણે તેને અહીં ટૂંકમાં અવલોકી જઈશું.

શૃંગાર રસની ચર્ચા કરતાં તેઓ શૃંગાર અને પ્રેમનો વિવેક કરે છે. જેમાં પ્રેમને રસરાજ કહી શૃંગારને આલંબન વિભાવ-લેખે મૂકી દે છે. ત્યાં આગળ પ્રેમને વધારે સૂક્ષ્મ ભાવવાળો લેખીને તેમાં, અશરીરી એવું આત્મવિલોપન અને સેવાનું પ્રાધાન્ય ગણ્યું છે. જ્યારે શૃંગારને ભોગપ્રધાન જાણી ઉન્માદકારી ગણ્યો છે. અને તેથી શૃંગારિક ઉપભોગ વ્યવહારમાં ગમે તેટલો વાસ્તવિક હોવા છતાં તે કલાનો વિષય બની શકે નહિ, જે મતની સમાનતા શ્રી. પાઠકમાં પણ મળી આવે છે. (કાવ્યની શક્તિ) શૃંગાર પછી વીરને લઈને તેઓ વીરરસ સંબંધી સામાન્ય લોકોમાં જે ખોટા ખ્યાલો પેસી ગયા છે તેને સાફ કરી નાખવા કહે છે, "વીર રસ એ કાંઈ પ્રતિ-પક્ષીનો દ્વેષ, એના પ્રત્યે ક્રૂરતા, એની સામે અહંકારનું પ્રદર્શન એમાં સમાયેલો નથી." પણ, તેમાં અસાધારણ પ્રસંગને નિમિત્તે માણસ પોતાના શરીરને અવગણીને કસોટીમાંથી પસાર થવાનું કરે છે અને એમાં જ આત્મવિકાસની સિદ્ધિ રહેલી છે. ટૂંકમાં "વીરરસ પરમ કલ્યાણકારી સમાજહિતૈષી, ધર્મપરાયણ, આર્યવૃત્તિનો દ્યોતક છે." લેખકનું વીરરસ પ્રત્યેનું આ દૃષ્ટિબિન્દુ એ તેમનું પોતાનું છે. બીભત્સ રસના જુગુપ્સાકારક નિરૂપણ માટે તેમને ખાસ રુચિ નથી, તેથી વિશેષ ચર્ચા કરી નથી. અને સમસ્ત રસોમાં કરુણનું તો એમણે બહુમાન કર્યું છે. કરુણ રસની અસર નોંધતાં કહે છે, 'હૃદય કોમળ થાય, ઉન્નત થાય, સૂક્ષ્મવેદી થાય, કે ઉદાત્ત થાય ત્યાં કારુણ્યની છટા આવવાની જ. કારુણ્યની સમભાવના કે સમવેદના સાર્વભૌમ છે, એમાંથી વિશ્વાત્મૈક્ય સુધી આપણે પહોંચી શકીએ છીએ." આમ, સર્વાત્મૈક્યાનુભવ કે જે કલાનું સાધ્ય છે તે કરુણદ્વારા તો અત્યંત સહજ રીતે સિદ્ધ થાય છે. અને તેથી જ તે "રસસમ્રાટ" છે. આમ કહ્યા બાદ, તેઓ કરુણ રસને માટે માત્ર સ્ત્રી પુરુષના વિરહનું ક્ષેત્ર જ બસ નહિ પણ બીજા અનેક સંબંધો અને પ્રસંગોને યોગ્ય ગણે છે. તેઓ આપણા સાહિત્યમાં વિધવાના દુઃખદ્વારા નિષ્પન્ન કરેલા કરુણને નમાલો ગણે છે; અને ભવ-ભૂતિનો ઓળો ગુણવાળો કે વાલ્મીકિનો પુણ્યપ્રકોપવાળો કરુણ કે જે હૃદયને સળગાવી આમૂલાગ્ર ક્રાન્તિ પ્રેરે તેને જ સાચો ગણે છે. પછી, સંસ્કૃત સાહિત્યમાં ઉચ્ચ હાસ્યરસ તેના વિવિધ પ્રકારે જે નથી ખેડાયો તેને ખેડવાનું સૂચવે છે. અદ્દભુતની નિષ્પત્તિ—અજ્ઞાનમૂલક નહિ પણ ભવ્યતા-મૂલક હોવી જોઈએ એમ કહીને જણાવે છે કે "અદ્દભુતનું સ્વરૂપ જ એવું છે કે એની આગળ કળાનું સામાન્ય વ્યાકરણ સ્તંભિત થઇ જાય છે." ત્યાં કલાની વ્યવસ્થા અપે-ક્ષિત નથી, કારણ "ભવ્ય વસ્તુ પોતાની ભવ્યતાથી જ સર્વાંગ પરિપૂર્ણ થઈ જાય છે." ભવ્યતાની શક્તિથી અંજાઈદબાઇ જતાં જેમ અદ્દભુત નિષ્પન્ન થાય છે તેવું જ કંઇક રૌદ્ર અને ભયાનકના ઉગમમાં રહેલું છે. કોઈ શક્તિથી હૃદય દબાય તેમાંથી એક પક્ષે રૌદ્ર તો બીજે પક્ષે ભયા-નક નિષ્પન્ન થાય. આમ લેખકે ચર્ચા કરી અંતે અદ્દભુત રસમાંથી સમાધિસ્થ શાંત રસની નિષ્પત્તિ થવી સંક્ષવિત ગણી છે. શિવ અને રુદ્ર અને શાન્તા અને દુર્ગા જેમ એક જ છે તેમ અદ્દભુતમાંથી જ શાન્તનો સ્વાભાવિક ઉદય છે. અને તેથી તેઓ કહે છે, "રૌદ્ર, ભયાનક અને અદ્દભુત આ ત્રણે રસો અંતે જો શાંત રસમાં ન લઇ જાય, સમાધાન ન આપે તો એને કોઈ રસ કહે જ નહિ." કારણ, "જે સમાધાન છે તે જ કળાના ક્ષેત્રમાં શાંત રસ છે."

આપણે જોયું કે શ્રી. કાકાસાહેબ, કરુણને રસસમ્રાટ માને છે. અને તે સંબંધી 'ત્રણ કરુણ કાવ્યો' નિબંધમાં એક પ્રશ્ન પૂછે છે :

'મનુષ્ય હૃદયના વિકાસમાંથી જેટલું સાહિત્ય બધા દેશમાં તથા બધા યુગમાં તૈયાર થયું છે તેમાં ઉત્તમોત્તમ કવિત્વ તો કરુણ રસમાંથી જ ઝર્યું છે. કરુણ રસનું આટલું મહત્ત્વ કેમ છે? દુઃખની કહાણી-માંથી માણસને આટલો રસ કેમ છૂટે છે? પ્રતિકૂળ વેદના આપણને આનંદ કેમ આપી શકે છે?' (જી. ભા. પૃ. ૬૪૨)

આનો જવાબ તેમણે અન્યત્ર પોતાના એક કલાસમગ્રના સિદ્ધાન્તથી જ આપેલો ગણી શકાય ત્યા તેઓ કહે છે કે કલાનો આનદ વિષયાતીત હોવાને લીધે તેથી આપણા અધ્યાત્મનુ ઉપબૃહણ થાય છે તે તાદાત્મ્ય વડે વ્યવહારકાળના વેદના યુક્ત પ્રસગો—**प्रतिकूळ वेदनीयम् दु:खम्** !-પણ કલામા પ્રત્યક્ષ થતા, કરુણાપેલવ આનદાનુભવ કરાવે છે

અહીં કરુણ વિશેનો એક આગ્લ પત્રકારનો મત નોધવા જેવો છે —'દુ ખની લાગણી જ હમેશા વધારે સહેલાઇથી ભાવો પ્રેરી શકે છે દુ ખપ્રધાન લગ્નજીવનનુ જેટલી હદે આલેખન થયુ છે તેને મુકાબલે સુખાત લગ્ન-જીવનનુ આલેખન નહિવત્ લાગશે. એ પ્રકારની નવલો ક્યાક જવલ્લે જ જોવા મળશે ચિંતા, પરિતાપ, પીડા, વેદના આ બધા હૃદયના ઊડાણ સુધી પ્રસરી જાય તેવી તીવ્રતા પેદા કરનારા તત્ત્વો છે સુખનો નશો માત્ર ઘડીભર ખુશમિજાજ બક્ષી જાય છે મહાન લેખકોના જીવનપ્રતિ નિગાહ કરો અમર કૃતિઓ અર્પી જનારા ટાલ્સ્ટોય અને ડિકન્સ જેવા અનેક દુ ખમય સંસારનો ભોગ બનેલા દિવ્ય પ્રકૃતિના માનવીઓ હતા It is not difficult to convey sadness in writing, it is very hard indeed to convey happiness" 'વિદેશી વાઙ્મયનો પમરાટ'–પ્રજાબંધુ

તા ૨૪–૮–૪૧

કલા એ અધ્યાત્મનુ ઉપબૃહણ છે, એ સિદ્ધાત શ્રી કાકાસાહેબનો કલામીમાસામા મૌલિક ફાળો ગણી શકાય અને એ એમનુ વક્તવ્ય એમની કરુણરસની મીમાસામા સહુથી વધારે સ્ફુટ થાય છે

હવે આપણે વિવેચન સબધી આ વિવેચકનુ વલણ જોઈએ પહેલા તો તેમને વિવેચનની ચર્ચા વિશે બહુ માન કે વૃત્તિ નથી તેની પાછળ તેઓ જીવનવિવેચક છે એ જ મુખ્ય કારણ છે જીવનસમગ્રના મૂલ્યાકનથી વિવેચનશાસ્ત્ર વિશે તેમની આવી દૃષ્ટિ છે એ રીતે બીજા કોઈ સાહિત્યનિષ્ઠ વિવેચકોની સાથે સરખાવતા આ વિવેચક જુદા પડે છે તેમણે કહ્યુ છે કે કલા સુદર હોય પણ તેની શાસ્ત્રમીમાસા કે વિવેચન અસુદર અને આનદરહિત બનવાનો સભવ ખરો (જી આ પૃ ૪૧૨–૧૩) અને તેવી મીમાસા કરનાર ઘણી વેળા 'વેદિયા' જેવો બની જાય (જી આ પૃ ૪૩૫) વળી કલા એ માનવજીવનની અદરની નીપજ છે. અને અદરની નહિ પણ બહારની વસ્તુ ઉપર જ શાસ્ત્ર હોઈ શકે (જી આ પૃ ૫૧૨–૧૩) તેમ છતા વિવેચનનુ જે સ્થાન છે તે આ રીતે કે સાહિત્યનુ વિવેચન સાહિત્યની નહિ પણ કલાની–રસની દૃષ્ટિએ, અને ક્વચિત્ થી આગળ સમાજ અને જીવનની સસ્કૃતિની દૃષ્ટિએ થવી જોઈએ (જી ભા પ્રસ્તાવના પૃ ૧૨ અને પૃ ૨૭૫–૭૬) અને એ પ્રમાણે 'આપણા કાવ્યવિવેચનો સર્વ'કષ અને ઉત્કટ નથી હોતા એ ટીકા હુ જરૂર કરુ,' (જી ભા પૃ ૧૬) એમ કહે છે આગળ જતા તેઓ વાચકને અનુલક્ષીને જે કહે છે તે વિવેચક થનાર વાચકને વધુ ઉપયોગી નીવડે તેમ છે એવા સાચા વાચકે ગ્રથ 'તદાકાર'પણે વાચવો છતા એને માટે 'પ્રામાણ્યબુદ્ધિ' રાખી દબી ન પડવુ, એટલી 'તારતમ્ય બુદ્ધિ' કેળવવી અને ત્યારબાદ કોઈ પણ ગ્રથનુ 'કાલિક, દૈશિક અને વૈયક્તિક સસ્કરણ' કરવુ જોઈએ (જી ભા પૃ ૨૩) આપણુ અર્વાચીન વિવેચન આગ્લ પદ્ધતિ અનુસાર ગ્રથના 'બહિરગપરીક્ષણ'મા વિશેષ રાચી પુસ્તકનો સમયનિર્ણય, પાઠનિર્ણય વ ને મહત્ત્વનુ સ્થાન આપી દે છે તેમા ઐતિહાસિક દૃષ્ટિ રહેલી છે પણ તે ઉપરાત 'સત્યાન્વેષણની દૃષ્ટિ' વધારે જરૂરી છે (જી ભા પૃ ૨૪૧) ત્યારે આપણા સસ્કૃત વિવેચકો એથી જુદી રીતે, કૃતિના ઊડાણમા ઊતરતા પણ સમગ્રનુ વિશાળ દૃષ્ટિએ અવલોકન કરી શકતા નહિ (જી ભા પૃ ૨૪૫–૪૭) છતા 'ભારતવર્ષ'મા સનાતન રસવાળી કોઈ પ્રવૃત્તિ હોય તો તે કાવ્યશાસ્ત્રની' એમ કહી આપણા શિક્ષણમા કાવ્યશાસ્ત્રના અભ્યાસને આગળ કર્યો છે (જી ભા પૃ ૧૭૪–૭૫) છેવટે, એક વિવેચનનુ માસિક કાઢવાનુ આવશ્યકમાની સૂચવે છે કે તેમાં સર્વ પ્રકારના ગ્રથોનો ટૂક પરિચય કરાવવો અને ગુજરાતીને મુખ્ય રાખી હિંદની ઇતર ભાષાનો પરિચય કરાવવો (જી ભા પૃ ૪૧) આમ, ગુજરાતી જનસમાજની વૃત્તિને 'ઇષ્ટ વલણ' આપી શકાય તેમનો વિવેચનનો આદર્શ આ પ્રમાણે, "નમાલા અથવા હાનિકારક સાહિત્યનો પ્રખર ટીકાથી નિગ્રહ થવો જોઈએ અને જીવનદાયી તેમ જ રસપૂર્ણ સાહિત્ય ઉપર ગૌરવનો અનુગ્રહ થવો જોઇએ' (જી ભા પૃ ૧૧૧)

આટલા વિમર્શથી સ્વભાવિક રીતે આ સાહિત્યપ્રવાસીનુ દૃષ્ટિબિન્દુ સ્પષ્ટ થઈ જાય છે જો કે હજી સાચા, શુદ્ધ, ઉત્તમ, આદર્શ સાહિત્યની તેમની સંખ્યાબધ–થોકડાબધ સૂત્રાત્મક વ્યાખ્યાઓ, ઉત્તમકવિ સતકવિ લોકકવિ વ સબધી તેમના ખ્યાલો, લોકગીતો લોકસાહિત્ય લોકકથા વ પ્રત્યેની સમાજશાસ્ત્રી લેખેની તેમની અભિરુચિ, ટૂકી વાર્તા નવલકથા નાટક ઐતિહાસિક નવલકથા–નાટક (રક્ષાબધનની પ્રસ્તાવના) વ સબધી તેમના મતવ્યો, અનુવાદો બધી આ મરાઠી ગુજરાતીના ઉભયાન્વયી એલચીની સમજ, કાવ્યના અગો અલકાર શૈલી ભાવ વ સબધી છૂટક વિચારો, જીવનચરિત્ર, આત્મચરિત્ર વ.નુ વિવેચન, અને સહુથી વિશેષ પ્રમાણમા, ને લેખકને મન સહુથી મહત્ત્વના એથી ઠેરઠેર ઢગલાબધ વેરેલા જીવનલક્ષી સાહિત્યના સૂત્રો કે જેની તો આકડા દ્વારા જ રજૂઆત કરી શકાય, વ તો બાકી રહ્યા છે પણ છતા તેમના અહીં જોઈ લીધેલા સુબહુ સિદ્ધાતોમા નીતરતુ જીવનલક્ષી કલાનુ દૃષ્ટિબિન્દુ હવે આપણે માટે પૂરતુ ગોચર છે

અને હવે, શ્રી કાકાસાહેબના અનેકક્ષેત્રીય વિવેચનવિહારને જોઈ લીધા પછી, આપણે તેમની શૈલીનુ સામાન્ય નિરીક્ષણ કરીએ આ શૈલીકાર કે જેણે આપણા સાહિત્યને એક અવનવી જ વૈભવાન્વિત વક્તવ્યશૈલી ઘડી આપી છે, જે નિર્મુક્ત શૈલીના નવનવા કાવ્યમય વળોટે આપણા નિબધસાહિત્યને કમનીય કાન્તિ અને

અપૂર્વ માધુર્યભરી તાજગી બક્ષી છે. તે શૈલીનું ઘડતર પણ અનન્ય છે.

આ ગાંધીયુગના ભાષ્યકાર વિવેચકની શૈલીનું ઘડતર જોતાં, તેના ઉપર ગાંધીયુગની પ્રેરણાનું આંતરબળ ઉપરાંત અનેક બીજાં વિશિષ્ટ બળોએ પહેલ પાડેલા છે. તેને એક પછી એક જોઈએ : ગાંધીજીના નૈતિક, સામાજિક, ધાર્મિક વ. વિચારોમાં તરવરતી તેમની જીવનનિષ્ઠા સાથેનો પ્રયોજનવાદ આ લેખકે અપનાવ્યાં છે. સાથે, ગાંધીજી ઉપર ધર્મનીતિ અંગે જે ગીતાની માર્મિક અસર પડી છે, તે શ્રી. કાકાસાહેબે તેમના અનુયાયી હોઈ તેમણે અપનાવેલી છે. જે ગીતાની ફિલસૂફીના સિદ્ધાન્તો તેમણે કલાને પણ લાગુ પાડેલા આપણે જોયા છે. વળી ગાંધીજીનો કેળવણી તથા સાહિત્યાદર્શ ઘડવામાં ટોલ્સ્ટોયે ફાળો આપ્યો છે તે પણ ગાંધીજી તરફથી આ લેખકમાં ઊતરી આવેલો છે. વધારે ચોક્કસ શબ્દોમાં કહીએ તો શ્રી. કાકાસાહેબનું કલાનું જીવનલક્ષી આખું દૃષ્ટિબિન્દુ ગાંધીજીમાંથી ઊતરી આવ્યું છે.

અને ગાંધીજીની સમાજસેવક લેખેની કારકિર્દી જોતાં, તેમણે જેમ એક બાજુ જીવનાદર્શનાં અમુક જૂનાં Standards–ધોરણો સ્વીકારી લઇ એની સાથે જૂનવાણી–સનાતની પરિભાષા પણ સ્વીકારી લીધી; પણ એની રજૂઆત પોતાની રીતે પોતાનાં મૂલ્યાંકનોસહિત કરી એથી સનાતનીઓએ જે એમને પોતાના પક્ષકાર માનેલા તેમને આઘાત થયો. તો બીજી બાજુ, સુધારકોનાં ધોરણોની કસણીએ એમનાં ધોરણો વિશેષ જૂનાં ને આકરાં નીવડયાં છે. એટલે, ગાંધીજી જેમ સનાતની તેમ સુધારકે–આ ઉભય પક્ષકારોની દૃષ્ટિએ કશું ન રહ્યા છતાં–છે, તેમ શ્રી. કાકાસાહેબનો જીવનાદર્શ અને સાહિત્યાદર્શ પણ આપણાં પ્રવર્તમાન નવાંજૂનાં ધોરણે કસતાં બેમાંથી એકે પક્ષનાં નહિ પણ બન્ને પક્ષના અમુકઅમુક રીતે રહ્યા. એ રીતે તેમના વક્તવ્યમાં એક પ્રકારનો સર્જનાત્મક ઉચ્છેદ રહેલો છે.

શ્રી. કાકાસાહેબ ગાંધીજીના મુખ્ય અનુયાયી અને લગભગ અંતેવાસી જેવા ગણાય. એને લીધે અને તેની સાથે, આપણા ગાંધી સાહિત્યના પાંચ સમર્થ ગદ્યલેખકો શ્રી. સ્વામી આનંદ, સદ્. મહાદેવ દેસાઈ, નરહરિ પરીખ, જુગતરામ દવે અને શ્રી. ચન્દ્રશંકર શુક્લના સહવાસી પણ તેઓ થયા. તેથી કરીને શ્રી. કાકાસાહેબની ગુજરાતી શૈલી ઘડતરમાં ગાંધીજી સાથે આ પાંચ લેખકોનો સહવાસ અને સહાય્ય પણ આડકતરી રીતે કારણભૂત ગણાય. પણ જેમ શ્રી. કાકાસાહેબની શૈલી અમુક રીતે ગાંધીજીથી સ્વતંત્ર વિકાસ પામી, તેમ આ પાંચથી પણ સ્વતંત્ર થઈ ગઇ.

તેમણે સાદી સીધી જ્ઞાનગંભીર ચોક્કસ પરિભાષાવાળી એવી સ્વસ્થ (classical) લક્ષણોવાળી શૈલીને, ગાંધીજીની રીતે સ્વીકારી. પણ ગાંધીજીએ તેમાં તળપદા શબ્દો ભાવો મૂકી શૈલીની એકધારી રૂઢતાને તોડી; તો શ્રી. કાકાસાહેબ તો કલાકાર હોઈને તેમણે જુદીજુદી ભાષામાંથી લઇને શબ્દપ્રયોગો કર્યા; અને સંસ્કૃત ઉપરથી કેટલાય નવા સચોટ શબ્દો પ્રયોજી શૈલીને મોકળાશ અને બળ આપ્યું, તે શ્રી. કાકાસાહેબના બંગાળી ભાષાના સંબંધને લઇને તથા ટાગોરની એવી જ નવા શબ્દો બનાવવાની અદ્દ્ભુત શક્તિને આભારી જણાય છે. અને શૈલીના હાર્દપરત્વે તેના અંતર્ગત ભાવોને શ્રી. કાલેલકરે પોતાના આદર્શાનુસાર અનુપ્રાણિત કર્યો છે. તેમાં પણ આ પ્રકારનો સર્જનાત્મક ઉચ્છેદ જણાય છે. આમ ગાંધીજીની જેમ પણ પોતાની પ્રકૃતિને અનુકૂળ રીતે સુધારા વધારા સહિત તેમણે જેટલું પ્રાચીન સંસ્કૃતિમાંથી ઉપાદેય તેટલું ઉપાડી લીધું; અને તેને અદ્યતન ભાવનાનુસાર અનુપ્રાણિત કરી લોકપ્રચારાર્થે આગળ કર્યું.

આથી જણાશે કે શ્રી. ઉમાશંકરના શબ્દોમાં શ્રી. કાકાસાહેબનો 'આર્ય સંસ્કૃતિનો પરિચય' જબ્બર છે. એક બાજુ તેમણે આપણા સંસ્કૃત સાહિત્યનાં પુસ્તકો અને રસશાસ્ત્રોને અપનાવ્યાં. તેથી તેમના લેખનમાં સંસ્કૃત સાહિત્યની કલ્પનાસમૃદ્ધિ વાસો વસી. રસશાસ્ત્રે તેમને કલાનું દૃષ્ટિબિન્દુ અને પરિભાષા આપી. આ કારણે તેમના લેખોમાં સંસ્કૃત અવતરણો વારંવાર ઉદ્ધૃત કરેલા જણાય છે. તો બીજી બાજુ તેમણે પૂર્વની ફિલસૂફીધર્મનું અધ્યયન કર્યું. આ ઉપરાંત બૌદ્ધ ફિલસૂફીનું તેમનું અભિરુચિપૂર્વકનું ખાસ અધ્યયન પણ આ પ્રકારનો દૃષ્ટિકોણ ઘડવામાં ભાગીદારી કરતું ગયું. અને તે તમામને પશ્ચિમના સાહિત્ય ને તત્ત્વજ્ઞાનના અભ્યાસથી પુષ્ટિ મળી. સતત પ્રવાસીની સમાજશાસ્ત્રીય–માનસશાસ્ત્રીય નૂતન અનુભવસમૃદ્ધ દૃષ્ટિ વડે તેમણે સ્વસંસ્કૃતિનું રસાવલોકન કર્યું. આ રીતે તેમણે કરેલા ભારતદર્શનમાં લેખક પોતે કબૂલે છે કે ભગિની નિવેદિતા અને આનંદ સ્વામીના લેખોએ તેમને મદદ કરી. જો કે એમાં ય તેમની પ્રાંકડ ભારતભક્તિને જ પ્રેરક–ચાલક તત્ત્વ ગણવી જોઈએ. એમના લેખનમાં સર્વત્ર પૂર્વની સંસ્કૃતિની કે પૂર્વકાલીન વિચારોની રજૂઆત એ જ એમનો મુખ્ય આશય જણાય છે. તે એટલે લગી કે આર્યસંસ્કૃતિ પ્રત્યેનો તેમનો અગાધ પ્રેમ હોવાથી, આજની આપણી પશ્ચિમની ઔદ્યોગિક અસરથી પરિપ્લાવિત સંસ્કૃતિ દંભી છે, કૃત્રિમ છે, અને માટે ત્યાજ્ય છે એવા મતદર્શનમાં લેખક વારંવાર ઊતરી પડે છે.

આપણે જોયું તેમ સંસ્કૃત સાહિત્યના તેમના પરિચયને લીધે તેમને વિપુલ અને શિષ્ટ શબ્દભંડોળ મળી ગયો; અને બંગાળી સાહિત્યે તેને પુષ્ટ કર્યો. બંગાળી સાહિત્યની અસરને લીધે તેમની શૈલીમાં ભાવભાવિક નિર્દેશક શબ્દોની પરંપરા આવે છે. અને તેમની વાકયરચના બંગાળી સાહિત્ય જેવી અને છતાં ગુજરાતી વાચકને સ્વાભાવિક લાગે તેવી છે. આ બધા પર ટાગોરની વક્તવ્યછટાએ અલૌકિક કામ કર્યું દેખાય છે. જે બધી વક્તવ્યમોકળાશ (Freedom of expression) ટાગોરે પ્રથમ અને મુખ્યત્વે અને બાદ શરદબાબુએ બંગાળી સાહિત્યને અર્પી, જેને જોતાં આપણને થાય કે વક્તવ્યને અંગે કોઇ પણ આંગ્લ શબ્દની ખોટ જણાવા દીધા વિના ભારે આસાનીથી આપણા અને પરદેશના આયાતી સંકુલ વિચારોને પણ તેઓ કથી શકે છે

તે શ્રી કાકાસાહેબના સાચા, સચોટ અને ચિત્તહારી નવા જ શબ્દપ્રયોગે તેમની શૈલીને માધુર્ય અર્પ્યું અનેકપ્રાંતીય ભાષાઓના જાણકાર આ વિવેચક ફારસી, અરબી, મરાઠી વ શબ્દોનો ઉપયોગ પણ છૂટથી કરે છે અને પુરાણોના દૃષ્ટાન્તો ઉલ્લેખો તેમની શૈલીને ઓપ આપે છે આ પ્રમાણે ગાંધીશૈલીનું કાંઈ ખપજોગું સ્વીકારી લઈ તેમાં નવા રુધિરનું બળ તેમણે આવવા દીધું અને આર્યસંસ્કૃતિની સર્વસંભવિત સમૃદ્ધિનો લાભ પોતાની લેખનશૈલીને આપ્યો. એ દૃષ્ટિએ શ્રી ઉમાશંકરે કહેલું છે કે,

"એમની શૈલીમાં છે ત્રણ પાંચ હજાર વરસની સંસ્કૃતિની સુવાસ છે એક શબ્દ, એકાદ શબ્દયુગ્મ, કોઈ વાક્યખંડ, તો કોઈ શ્લોકાર્ધ એમના કથિતવ્યને સૈકાઓની સંસ્કૃતિના સૌરભભારે મહેકતું કરી મૂકે છે (કૌમુદી)

પણ આ સર્વને આત્મસાત્ કરી પોતાના અદ્ભુત કલ્પનાલાવણ્યમાં ઝબકોળી અભિનવરૂપે રજૂ કરતી શ્રી કાકાસાહેબની સ્વભાવસહજ કવિત્વશક્તિ તે આપણા સાહિત્યમાં એમના ગદ્યનું એક અભૂતપૂર્વ લક્ષણ છે એમની શૈલીના ઉપમા રૂપક ઉત્પ્રેક્ષા દૃષ્ટાન્ત વ અલંકારો, કલ્પનાવિહાર, નાટ્યાત્મક ભાવાત્મક આલેખન, ચિંતનરસળાટ વર્ણનવૈભવ, અરે! સૂત્રો બાની અને શબ્દજોડકાં પણ જુઓ જાણે કે એ સર્વમાં ગદ્યદેહે કવિતાનો પ્રાણ ધબકી રહ્યો છે એમના ઉપમા વ અલંકારો એવા ભાતભાતના છે કે સંસ્કૃત અલંકારશાસ્ત્રની આવડી વિસ્તારી વર્ગણીમાં ક્યાં સમાવવા તેની મૂંઝવણ થઈ પડે આ અલંકારો કલ્પનાપ્રસર છે, અને તે વ્યવહારુ જીવનમાંથી લીધેલા અનુભવનિષ્ઠ પણ છે અને આટલી અલંકારસમૃદ્ધિ છતાં તેમનું ગદ્ય બગડ્યું નથી ઃ એમની શૈલીની ઉચ્ચ રસવૃત્તિ બતાવે છે તેમનો સામાન્ય કલ્પનાવિહાર સંસ્કૃતના હીન કવિઓથી માંડીને તે સમકાલીનપૂર્વે કે લીન ઈતરભાષીય કવિઓની કલ્પનાના ઢબને અને તેથી જુદો પણ મળી આવશે તેમના ગદ્યમાં કલ્પનાની કુમાશ છે અને કલ્પનાનું ઉડ્ડયન કવિતાની ઊંચાઈ લગી આણનારું હોય છે

આથી તેમની શૈલીમાં નૂતન પ્રકારની તાજગી અને સૌંદર્ય આવે છે આ કારણોને લીધે તેમની શૈલી એટલી ભાવવાહી બને છે કે યથાપ્રસંગ તે જાતજાતના ભાવો વટોટપૂર્વક ધારણ કરે છે તે વર્ણનાત્મક છે, ચર્ચાત્મક છે અને લોકગીતની પ્રસ્તાવના જેવામાં તે નાટ્યાત્મક ચમત્કૃતિ પણ ધારણ કરી શકે છે એમના હાલતેચાલતે થતા ચિંતનરસળાટ વિશે તો પૂછવું જ શું ! તેઓ બહુશ્રુત વિદ્વાન છે, સતત પ્રવાસી છે, તેથી અનેક વિષયો-પરત્વેનો તેમનો જીવંત રસ, બહોળા જ્ઞાનાનુભવો, ચિંતનની વિશાળ પરિપાટી ભણી તેમને દોરી જાય છે, 'સાધુ ચલતા ભલા' એ ન્યાયે, સાધુના જેવા તેમની શૈલીમાં તાટસ્થ્ય, તાદાત્મ્ય, અનેક વિષયોમાં ચિંતનશીલ પરિવ્રાજકત્વ, અને શિષ્ટ, સ્વચ્છતા રહેલ છે અને શ્રી કાકાસાહેબના વિવેચનમાં જે સમાજશાસ્ત્રીય માનસશાસ્ત્રીય નિરૂપણ આવે છે, તે તેમના ચિંતનશીલ સ્વભાવને કારણે જ કહી શકાય આ ચિંતનની પાછળ આપણે ઘણી વેળા જોઈ ગયા તેમ તેમની જીવનની ફિલસૂફી પ્રેરકબળરૂપે છે, તે એટલે લગી જોયું કે કલાના ચિંતન પર પણ સવાર થઈ તેને સર કરી બેસે છે વસ્તુત વિવેચન જેવા શાસ્ત્રને ફિલસૂફીની દૃષ્ટિવાળું તલાવગાહન ઉપકારક છે, તેની ના નહિ પણ એમની જીવનનિષ્ઠાના મીમાંસક વલણથી લખાણને એક મોટો ગેરલાભ નડે છે તે એ કે પ્રાયશ તેમની કલામીમાંસાનો તદ્દન મૌલિક સિદ્ધાન્ત પણ એકદમ નજરે ન આવતા તેમાં અટવાઈ જાય છે અને આ જીવનમીમાંસા તે એમની એવડી મોટી મર્યાદા છે કે તે એમની વાણી, વિચાર, વિચારભંગી વગેરેની એક માત્ર મર્યાદા બની રહે છે અને તેમના દેખીતા વિપુલ વક્તવ્યમાં પણ પછી કશું નવીન લાગતું નથી. આપણને અમુક વેળ એ એમ લાગે જ કે હવે વિચાર આમ આવીને જીવનલક્ષ્યના પાટા ભણી ચઢી જવાનો એ કારણથી કોઈપણ વિવેચકથી ઊતરતા બીજા ન આવે એટલું બહુલ વિવેચન લખ્યા છતાં, અને અનાયાસે આપણા સાહિત્યને અનેક કલાસિદ્ધાંતો આપેલ છતાં, તેઓ સાહિત્યવિવેચક છે એ બાબત પણ ઘણાને ધ્યાનમાં નથી, ઘણાને સહજ સ્વીકાર્ય નથી તેમનું વિવેચન શાસ્ત્રીય પદ્ધતિ પર નિર્ભર રહેવાને બદલે જીવનના પદાર્થપાઠ કે બોધપાઠ આપ્યા કરે છે તેને અંગે તેમની શૈલીમાં અનેક સૂત્રો ઠામઠામ નજરે પડે છે, તે પણ, સામાન્ય સત્યને સચોટપણે રજૂ કરવાનું સમસ્ત ગાંધીશૈલીનું લક્ષણ જીવનનીતિના પ્રચારલક્ષીત્વમાંથી જ અવતરે છે અને તે વિશેષ લોકગમ્ય બને છે આ લેખક સૂત્રોરૂપે જે સામાન્ય સત્ય રજૂ કરવાની કળ વાપરે છે તે સૂત્રો કહેવતોની જેવા ઠેઠ-લીક વેળા એકપક્ષી સત્ય જેવા યા અર્ધસત્યો જેવા હોય છે તેમાંના કેટલાક સત્યો છતાં સાધારણ કે ઠિના, સત્યના ગૌરવનો આભાસ કરાવનારા અને એક કે બીજે શબ્દે વિચારનું પુનરાવર્તન પામનારા બની જાય છે બેશક, ઘણાં સૂત્રો પાણીદાર મોતી જેવાં છે, અને ઘણાં તો કવિતાની પદ્ધતિનાં જ છે આ સૂત્રો સાથે આપણી કહેવતો, રૂઢિપ્રયોગોનો પણ ઠીક ઉપયોગ છે અને તેમના અનેકઘણા જીવનકલાના પ્રસંગલક્ષી સૂચનો પણ તેમના વ્યવહારુ ચિંતનનો જ પરિપાક છે તેમની શૈલી એટલી અનુનયશીલ (Persuassive) અને રોચક છે કે તેમાં ઉચ્છેદ કે ખંડનનું તત્ત્વ હોવા છતાં તેમાં તલભારે આઘાત લાગતો નથી તેમાં ચર્ચાની કશી ટક્કર ઝીલવાની-આકરી બાધવાની વૃત્તિ નથી સામા પક્ષની ભંજન કરવાની ઉદ્દામ ધૃષ્ટતાને બદલે પોતાને ઇષ્ટ વિચારોનું ચિંતન રજૂ કરી તેને સ્વીકારસુલભરૂપમાં મૂકવાની વૃત્તિ અને કળા છે

હવે તેમની કવિત્વમય ગદ્યરીતિ જોઈએ 'જીવનભારતી'માં લેખકે પોતાને સ્વાભાવિક લેખકના વર્ગમાં મૂકેલા છે અને તેમની સમૃદ્ધિ પ્રવાહભરી ગદ્યરીતિનો પ્રસાદ જોતાં આપણે એમ જ માનીએ પણ એ સાથે આવી કવિત્વમય રીતિનું કસબકામ કરવાનો સભાન વ્યાપાર

એમના સમગ્ર લેખનના અભ્યાસથી જણાયા વિના રહેતો નથી. એટલે જ કે ગદ્યપરનું તેમનું સ્વામિત્વ એટલું જબરું છે, ભાષાના કોઇ પણ શબ્દને સરખો કરીને, શોધી-યોજીને કામમાં લેવાની તેમની શક્તિ એવી જબરી છે કે આવો કોઈ સભાન પ્રયત્ન પણ સ્વાભાવિક બની જાય છે. કેટલાય ભાવવાળી અને ચારુ શબ્દોની યોજના આપણે તેમના ગદ્યમાં જોઇએ છીએ. તેની પાછળ-અર્થ જાળવીને છતાં-થોડો ઘણો સભાન પ્રયત્ન ક્યાંક ક્યાંક હોય છે. અંગ્રેજી શબ્દોના સમાનાર્થ ગુજરાતી શબ્દો ચલણી કઇ રીતે થઇ શકે તેની તેમને સ્વાભાવિક સૂઝ છે. અનેક વેળા શબ્દો પર શ્લેષ કરવાની તેમની રીતથી પણ ઘણી વેળા શબ્દની અનવધિ શક્તિનો લાભ કથયિતવ્ય કાજે ઉઠાવેલો હોય છે. એ ઉપરાંત મરાઠી, ફારસી, અરબી વ. શબ્દો તો રમતાંરમતાં મૂકે છે. તેમની વિદ્વતા પણ આ સૌંદર્યપૂરિત શબ્દયોજનાને મદદ કરવા જાય છે. અને તેમ, શબ્દની યૌગિક, રૂઢ અને ઐતિહાસિક વ્યુત્પત્તિદ્વારા વિવેચનને વિવેચનની રીતે મંડિત કરે છે. આ બધા પ્રયોગો ભાષાને નવા છતાં અઘરા કે અપરિચિત લાગતા નથી, એટલું બધું એ એમણે આત્મસાત્ કરેલું હોય છે. એથી જ ગમે તેવું ગંભીર વક્તવ્ય પણ લોકગમ્ય ( Popular ) કરી શકયા છે. સહુથી છેલ્લું પણ ધ્યાન ખેંચે તેવું તેમની બાનીનું સુશોભનકાર તત્ત્વ તે ગદ્યમાં પણ પ્રાસબદ્ધ જોડીદાર શબ્દોનો ઠેર ઠેર પ્રયોગ.[1]

(૧) 'છતાં મરણ અને પરણ વખતે તો એ દેખા દે છે જ.' (જી. આ. પૃ. ૨૧૨)

(૨) 'પાન સાથે દાન તો હોય જ.' (જી. આ. ૨૯૮)

(૩) સાધનાને સાધક નીવડયો હશે કે બાધક? (જી, આ. ૩૮૯)

તથા કેટલાયેક જોડીયા શબ્દો: ઐહિક પારલૌકિક (જી. આ. પૃ ૩૮૧) (૨) 'મરણ-સ્મરણ' (જી. આ પૃ. ૨૫૮) (૩) 'પુરસ્કાર-તિરસ્કાર' (જી. ભા. પૃ. ૮૨) (૪) 'શાયરો-કાયરો' (૫) 'નર્મદા-શર્મદા' (૬) 'દારુણ-કરુણ' (૭) 'દુષ્ટે-રુષ્ટે' (૮) ઉત્કર્ષ-અપકર્ષ (૯) 'અનુકરણ-મરણ' (૧૦) 'અનુકરણ-પ્રતિકરણ' (૧૧) 'પાપ-શાપ'

આવા પ્રકારનો પ્રયોગ વાકયને સમતોલપણું અર્પે છે, જે વિચારના અમુક પ્રકારના સમતોલનને અંગે છે. વિચારનું આ સમતોલન કવચિત્ વસ્તુના વિરોધ કવચિત્ સાહચર્યને આભારી છે. આવાં શબ્દયુગ્મ મૂકવાને લીધે શ્રી. કાકાસાહેબના ગદ્યના વિચારની સન્નિષ્ઠા જોખમાતી નથી. જો કે આવી ચાતુરી ગદ્યને માટે ભયાવહ છે. અને ગમે તેટલી કુશળ રીતે કરેલી અને આકર્ષક છતાં તે ચાતુરી જ છે અને એને માટે વિપુલ શબ્દસંપત્તિ સાથે થોડાક સભાન પ્રયત્નની જરૂર રહે છે. કોઇ અશક્ત અગંભીર લેખકના હાથમાં એ રમત જઈ ચઢતાં બાલીશ બની જવાનો સંભવ રહે છે. પણ શ્રી. કાકાસાહેબના હાથે આ ચાતુરીએ તેમના ગદ્યના આરોહઅવરોહભર્યા સંવાદને વિશેષતઃ ખિલવ્યો છે. તેમણે એક સ્થળે લાવણ્યવર્ણનનો શ્લોક[2] ટાંકી પોતાની લાવણ્યસંબંધી વ્યાખ્યા ટાંકી કે 'લાવણ્ય એટલે નિરાગસ આરોગ્ય અને યૌવનની કાન્તિ' તે અર્થમાં તેમની પોતાની શૈલીને આપણે જરૂર લાવણ્યવતી કહી શકીએ.

આવું સૌન્દર્યકવિત્વ શ્રી. કાકાસાહેબે વિલસાવ્યું છે તે તમામ નિબંધના પ્રકારદ્વારા જ. શ્રી. કાકાસાહેબ ગુજરાતી સાહિત્યના પ્રખર નિબંધકાર લેખે ગણાવાના છે; કારણ એમણે આપણા સાહિત્યના પટ ઉપર નિબંધનો શુષ્કશુષ્ક એવો દિદાર જ, ભાત ભાતના સુંદર ઘાટો આપીને પલટી નાખ્યો છે. તેમના લગભગ તમામ પ્રકૃતિવિષયક અને કેટલાક ચિંતનાત્મક નિબંધોએ તો ઊર્મિકાવ્યોની મનોહારી કમનીયતા ધારણ કરી છે. અને જેમ હાલનાં ઊર્મિકાવ્યો ચિંતનાત્મક, નાટયાત્મક, વર્ણનાત્મક, ચિત્રાત્મક વ. સ્વરૂપો સહેલાઇથી ધારણ કરી શકે છે તેવું જ લલિત સ્વરૂપ ગદ્યમાં શ્રી. કાકાસાહેબના નિબંધે ધારણ કરેલું છે, જેમ ચાલુ કવિતાનાં કેટલાંક ઊર્મિકાવ્યો નિબંધને સીમાડે આવી વસેલાં છે તેમ તેથી ઊલટું, શ્રી. કાકાસાહેબના કેટલાય 'તાજમહાલ' જેવા નિબંધો ગદ્યરૂપ ઊર્મિકાવ્યો જ છે. આટલું હૃદયંગમ કવિત્વ બીજા કોઈ નિબંધકારે આટલી વિદ્વત્તાથી અને અનેકદેશીય દૃષ્ટિથી સિદ્ધ કર્યું નથી. નર્મદે, શાસ્ત્રીય, ગંભીર વિચારચર્ચાના વાહન લેખે નિબંધ સ્વરૂપને અપમાં આણ્યું; તે શ્રી. કાકાસાહેબ પાસે જઇ ચઢતાં, તેની અનેક ઉપયોગી શકયતાઓ પોષાઇ; અને તેમના નિબંધના રમતા, ઉત્કૃષ્ટ રૂપે, હજી લગી આપણા નિબંધ સાહિત્યે ન મેળવેલી ગંભીરતાયુક્ત રમણીયતા પ્રાપ્ત કરી છે.

તો હવે એક પ્રશ્ન જરૂર ઉપસ્થિત થવાનો સંભવ કે આવઆવડી જેમની શૈલીની રિદ્ધિસિદ્ધિ છે તે શ્રી. કાકાસાહેબે કવિતા કેમ ન લખી? એમનું લખાણ જોતાં તેમાં નિરવધિ કવિત્વસંભૃત કલ્પનાનો ખજાનો પડેલો છે; જેનો ઊછરી રહેલા અને ઊગરતાપાછરતા કવિઓએ લાભ લીધો છે, લેવાનાય છે. છતાં તેમણે કવિતાનો એક કક્કો-એક અક્ષરે સુધ્ધાં કેમ ન પાડયો?

શ્રી. ઉમાશંકરે લેખકના રુચિર ગદ્યનું "કાકાસાહેબની કવિતા"-રૂપે ગૌરવ કરતાં, આ પ્રશ્ન છેડેલો છે. અને તેનું કારણ આપતાં આમ કહેલું છે :

"કાકાસાહેબની વાણી પદ્યમાં કેમ ન વહી? આવા પ્રશ્નનો ઉત્તર આપવો દુર્ઘટ છે. પણ એક કારણ કલ્પી શકાય, કાકાસાહેબ ગુજરાતી ભાષા વાપરે છે એ જોતાં ખબર ન પડે કે ગુજરાતી તેમની માતૃભાષા નથી, છતાં ગુજરાતી એમની ભાષા નથી એ હકીકત જ ઉપરના પ્રશ્નનો ખુલાસો આપવા પૂરતી ગણવી જોઇએ." (કૌમુદી).

આ પ્રશ્ન માટે આટલું કારણ પર્યાપ્ત ગણાય? કવિતાસર્જનમાં ભાષાનું બળ વ્યક્ત થાય એવાં સર્વ સ્વરૂપોની અને ભાષાના રૂઢાર્થની આંતર સમજ બહુ અસર કરે છે, એ સાચી વાત. અને તેથી અપર ભાષાને પોતાની ભાષા બનાવી મૂકનાર લેખકને આ મુશ્કેલી તો નડે જ.

[2] मुक्ता फलेषु छायायाः
तरलत्वम् इवान्तरा
प्रतिभाति यदंगेषु
तल्लावण्यमिहाच्यते ।

પણ પ્રસ્તુત સ્થળે, શરદ્‌બાબુનાં ઘણાં પુરુષ-પાત્રોની જેમ અપરમાને પોતાની બનાવી મૂકવાનો ઇલમ શ્રી. કાકાસાહેબે સાધેલો છે. ગુજરાતી સાહિત્યના તળપદા રૂઢાર્થની માર્મિક પકડ અને સર્વાંગે ભાષાની સર્વ અર્થચ્છાયા સમજવાની શક્તિ તેમનામાં રહેલી છે. તેથી કરીને આપણા ચાલુ અને ભૂલાયેલા રૂઢિપ્રયોગો વ.ને મોટે ભાગે સાચી રીતે જ તેમણે વાપરેલા છે.

ત્યારે એમણે કવિતા ન લખી એ સ્વેચ્છાએ જ ન લખી એમ માનવું પડે. શ્રી. ઉમાશંકરે ઉપર્યુક્ત કારણ દર્શાવી, જરાક આગળ જઈ કહ્યું છે કે શ્રી. કાકાસાહેબ અસહકાર યુગના લેખક હોઈ પોતાના વિદ્યાર્થીઓને ગમ્ય થાય માટે કરીને ગુજરાતી ભાષા સ્વીકારી લીધી. અને તત્ત્વાભિમુખ દૃષ્ટિને લીધે કવિત્વ ગદ્યમાં હોય તો પદ્યની શી જરૂર, કરીને ગદ્ય પર મુસ્તાક રહ્યા. ખરે! આ જ કારણમાંથી તેમનું કવિતા ન લખવાનું મૂળ શોધી શકાય તેમ છે ગાંધીજીના મુખ્ય અનુયાયીમાંના એક શ્રી. કાકાસાહેબ છે. તેથી આ કર્મયોગના જમાનામાં અને ખાસ કરીને હિંદની આ દશામાં નિહેતુક કવિતાવિલાસ કરવા કરતાં સાહિત્યદ્વારા શિક્ષણ આપી સેવા કરવી વધારે યોગ્ય, એમ તેમની જ્ઞાનાજ્ઞાન માન્યતાને વશ થઈ કવિતાના સંવેદનશીલ હોવા છતાં તેના સર્જન ભણી ન ગયા, એમ લાગે છે બીજું, અસહકાર યુગના ભાષ્યકાર ઉપદેશક હોવાથી એ જમાનાની જનતાને પોતાનું કથયિતવ્ય પહોંચાડવા માટે ગદ્ય જ વધારે સાર્વજનિક વાહન ગણાય, જ્યારે કવિતા તો થોડી ચૂંટેલી વ્યક્તિઓના દિવાનખાના કાજેનો વાગ્વૈભવ છે જે ન પોસાય: આને લઈને પોતાની સાહિત્યકારકિર્દીનો સૂત્રપાત આદરતાં જ તેમણે સાહિત્યલેખનનું અંતર્ગત પ્રયોજન કેળવણીકારનું રાખી સાહિત્યાભિમુખ થયા. અને તેથી તેમણે ગદ્ય જ લખ્યું. બાકી, ગુજરાતી ભાષા એમની નથી, એ જ નડતર હોત તો તે મરાઠીમાં ન લખત? પણ એમણે ઇચ્છાપૂર્વક ન કર્યું, એમ તમામ લખાણની પ્રકૃતિ પરથી માનવું વિશેષ ન્યાય્ય છે વિશેષ તો, વાતચીતમાં એમણે સ્વમુખે પણ આમ જ કહેલું છે.

હવે જ્યારે શ્રી. કાકાસાહેબના સંબંધમાં ગુજરાતી તેમની પરભાષાલેખે ચર્ચા આપણે કરી છે તો તેમને એવું માન આપવા જઈને કહીએ કે આ લેખક પર-પ્રાંતીય–મરાઠી હોઈને ગુજરાતી સંપૂર્ણતઃ અપનાવી શક્યા છે વ, તો એવું પણ આ લેખકને વિશે કહેવું એ અપમાનજનક અલ્પોક્તિ છે. કારણ, કોઇપણ ગુજરાતી લેખક જેટલી જ, આપણી ભાષા તેમને અવગત થયેલી છે. એટલું જ નહિ ગુજરાતી કોઈપણ નિબંધકારથી વિશેષ એમના હાથમાં આવીને ગુજરાતી નિબંધનું રમતું સ્વરૂપ ખીલ્યું છે.

અને છેવટે, શ્રી. કાકાસાહેબ જીવન-વિવેચક છે એ જોતાં, તેઓ (૧) જીવનના વિવેચક છે, અને (૨) જીવનની દૃષ્ટિએ કલાના વિવેચક છે. ઈતર વિવેચકોએ જે કંઈ વિશિષ્ટતા વિવેચનસાહિત્યને આપી છે તે જોતાં, શ્રી. કાકાસાહેબે તેને જીવનદૃષ્ટિ બક્ષી છે, અને તેથી તેમને જીવનવિવેચક કહેવા સાર્થ છે. તેમની આ દૃષ્ટિનો વારસો, જે સમસ્ત ગાંધીયુગનો વિશેષ મંત્ર-સંદેશો આખા સાહિત્યને મળ્યો–ભવિષ્યમાં મળવાનો છે, તે વિવેચનના ક્ષેત્રમાં શ્રી કાકાસાહેબ તરફથી ખાસ મળ્યો ગણાય. તેનું અનન્ય માન એ રીતે શ્રી. કાકાસાહેબને જ નવાજવું જોઇએ

(સંપૂર્ણ)

# બિનજરૂરી આવશ્યકતાઓ

લે. શિથિલકુમાર

અકબર અને બીરબલની એક જાણીતી વાત છે; એક વખત અકબરને દુનિયામાં આંધળા કેટલાં એ જાણવાની જિજ્ઞાસા થઈ એટલે એણે બીરબલને પૂછ્યુંઃ 'બીરબલ, દુનિયામાં આંધળા કેટલા હશે?' બીરબલે બેધડક કહ્યુંઃ 'મલકે આલમ, સારી આલમ બધી આંધળી છે.' બાદશાહે આ હકીકત પૂરવાર કરી આપવાનું કહ્યું, બીરબલે તેનો સ્વીકાર કર્યો. થોડા દિવસો પછી જ્યાંથી હજારો માણસો પસાર થતા હોય એવા શહેરના મધ્યભાગમાં હાથમાં કપડું રાખી નવરત્ન દરબારનો એ હીરો જાહેર રસ્તા ઉપર કપડાં સીવતો બેઠો. એ જગ્યા પાસેથી પસાર થતા ઘણા ખરા લોકો બીરબલને પૂછતા 'કેમ પ્રધાનજી શું કરો છો?' બાદશાહની સવારી પણ ત્યાંથી પસાર થઈ ત્યારે બાદશાહે પણ પૂછ્યું 'કેમ,બીરબલ શું કરે છે?' આ બનાવ પછી બીરબલ બાદશાહને મળ્યો ત્યારે તેણે કહ્યુંઃ 'જહાંપનાહ, દરેક જણ જોઈ શકતો હતો કે હું કપડું સીવતો હતો છતાં લગભગ ઘણાએ, ખૂદ બાદશાહ સલામતે પણ મને હું શું કરું છું એમ પૂછેલું. આ પરથી આપ જોઈ શકશો કે દુનિયામાં બધા આંધળા છે.' બાદશાહ બીરબલની વાત સમજી ગયો, એની ચતુરાઇ માટે એને ઈનામ આપ્યું વગેરે.

પણ બીરબલે જે રીતે બધાને આંધળા કહ્યા એ સાચું નથી, એવું આંધળાપણું હાનિકર્તા નથી. અર્વાચીન યુગમાં પણ આવો અંધાપો એથી પણ વધારે વ્યાપક રીતે અસ્તિત્વ ધરાવે છે.

મરીનડ્રાઇવના ઉલ્લાસભર્યા સોહામણા માર્ગે જતો હતો ત્યારે એક પરિચિત ભાઈએ પૂછ્યુંઃ 'કેમ, ચાલ્યા?' હવે વાત એમ છે કે એ ભાઈ ઘણા માણસોની જેમ મારા ખાસ મિત્ર નથી, વળી, મારા જવા આવવાની પ્રવૃત્તિ સાથે એમને કશો સ્વાર્થ સંબંધ હોય એમ લાગતું નથી અને સૌથી મહત્વની વાત તો એ છે કે મને ચાલતો, જતો, એ સારી રીતે જોઈ શકે છે. પાસેનો દરિયો, દરિયા ઉપર અને બહાર પથરાઈ રહેલો સંધ્યાનો પ્રકાશ—એમાં જેટલું સત્ય છે એટલું જ સત્ય મારા જવામાં છે એનો એમને જ નહિ પણ સર્વને સારો ખ્યાલ આવી શકે એમ છે. છતાં ઉપરના પ્રશ્નના અનૌચિત્યનો ખ્યાલ સરખો કર્યા વિના 'કે...મ' પૂછી હું પણ આગળ ચાલવા માંડું છું. બીજી રીતે વિચાર કરીએ તો એ ભાઈ મને ઓળખે છે, મારી ઉમ્મરને કારણે મને એમના વડિલ થવામાં શરમ સરખી લાગે એમ નથી, મારી સામેથી પસાર થઈ મને બોલાવ્યા વિના એ ભાઇ ચાલ્યા ગયા હોત તો એમની આ વિવેકશૂન્યતા બીજાઓ આગળ મારી ટિકાને પાત્ર બની હોત. હું જતો હતો એ જાણવા છતાં આ રીતે પૂછીને એમણે એમની રીતે મારી સાથે સંપર્ક સાધ્યો. એમણે જે કાંઈ પૂછ્યું તે બિનજરૂરી હતું છતાં આવશ્યક હતું. ધારો કે કોઇ સજ્જન "કેમ છો?" એમ પૂછે. આ પ્રશ્નના શક્ય જવાબો આ હોઇ શકેઃ 'સારું છે,' 'મઝામાં' અથવા 'કેમ છો?' એમ સામુ પણ પૂછી શકાય. આ પ્રવૃત્તિની સાર્થકતા વિચારીએ તો આખીએ ક્રિયા અર્થવિહિન છે એમ કહી શકીએ. માણસ એને ઘરેથી ફરવા માટે, કામ માટે કે કંટાળામાંથી છૂટવા બહાર નીકળ્યો એનો અર્થ જ એ છે કે એની તંદુરસ્તી સાબૂત છે, એ હરીફરી શકે છે; તેમ તુરતમાં એ માંદો પડેલો પણ નહતો, વળી, થોડા દિવસ ઉપર તમને મળેલો ત્યારે પણ એ મઝામાં હતો. આ થઈ શારીરિક કુશળતાની વાત. એ રીતે ઉપરનો પ્રશ્ન પૂછી ન શકાય. માનસિક મનોદશાની વાતથી સૌ કોઈને પરિચિત થવાની છૂટ વ્યક્તિની કિંમત ઓછી કરી દે છે, એ માટે ખાસ અંગત મિત્રોનો એક સમુહ જમાવી દેવામાં આવેલો હોય છે, અને એ માટે કાંઈ પૂછવું પડતું નથી. એવું એવું તો વગર પૂછે જ જાણવા મળે છે. આ બન્ને રીતે 'કેમ છો?' પૂછવાનો આચાર અર્થવિહિન અને બિનજરૂરી છે છતાં એ રીતે પૂછ્યા વિના ચાલતું નથી. સંબંધ જાળવી રાખવા માટે, દૃઢ કરવા માટે, એક બીજાને મળવા માટે કે આજુબાજુ પથરાઈ રહેલી અજાણી માનવમેદની વચ્ચેથી મળી આવતા મિત્રો, પરિચિતો અને સ્નેહીઓ પ્રત્યે સ્નેહ દર્શાવવા માટે ટૂંકામાં ટૂંકી અને સરળ રીતો તરીકે આ પ્રથાને આપણે ઓળખાવી શકીએ. આ પ્રથાએ આપણા સમાજજીવનમાં એના મૂળ એટલાં ઊંડા ઉતારી દીધાં છે કે એની યોગ્યાયોગ્યતાનો વિચાર સરખો કરવાની કોઈને કદી આવશ્યકતા જણાઇ નથી. મારા

એક મિત્રને 'બેસો ત્યારે' કહેવાની ટેવ એટલે સુધી પડી ગઇ છે કે રસ્તે અર્ધો કલાક વાત કરી, છૂટા પડી એક બીજાની વિરોધી દિશામાં પ્રયાણ આરંભતા પહેલાં પણ એ ભાઈ 'બેસો ત્યારે' એમ કહ્યા વિના રહેવાના નહિ. આવા વચનોને સાધારણ બુદ્ધિ વિષે શંકા ઉત્પન્ન કરાવનારાં કહી શકાય ? અલબત્ત, એમના વચન પ્રમાણેનું હા' કહ્યા છતાં આચરણ કરવા જેટલું અડવાપણું મારામાં કે કોઇનામાં નહિ હોય. સંબંધ સાચવવાની અને લાગણી વ્યક્ત કરવાની આ બધી સમાજમાન્ય રીતો છે. એક બીજી રીતે પણ આ ક્રિયા બિનજરૂરી છે. જે પ્રશ્નો પૂછાય છે એની પાછળ પ્રશ્નની પાછળ હોવી જોઇતી પ્રતિષ્ઠાનો અભાવ છે. 'ચાલ્યા ?' નો જવાબ 'હા' મેળવવાની પૂછનારને જરા પડી નથી. 'કેમ છો ?' ના જવાબમાં તમે શું કહો છો એ સાંભળવાની આવશ્યકતા સ્વીકારવામાં નથી આવી; અરે, કેટલીવાર તો આપણે આંખને પલકારે કે માત્ર ડોકું હલાવીને જ આવા પ્રશ્નોના જવાબ આપી દઈએ છીએ. આમ ઘણી રીતે આ વિધિની બિનજરૂરિયાત ચર્ચી શકાય પણ એની આવશ્યકતા એથી જરા પણ ઘટતી નથી એ આપણા સમાજની એક ખૂબી કહી શકાય. આવી કોઈ પ્રથાના અસ્તિત્વ વિના આપણું જીવન કેટલું ખારું બની ગયું હોત એની કલ્પના કરી શકાય જ નહિ !

આવું જ તૂત (હમ્બગ) આપણા ટપાલવ્યવહારમાં પણ કેટલેક અંશે ચાલી રહેલું જોવામાં આવે છે. પત્ર લખતી વખતે ઘરના તો ઠીક, પણ ગામના, મહોલ્લાના ઓળખીતા પાળખીતાને યાદ કર્યાનું, તેમને યથાઘટિત પ્રણામ, વંદન, આશીર્વાદ વગેરે કહેવડાવવાની પ્રથા પ્રચલિત છે. પત્ર મેળવનાર વ્યક્તિ ઉપર આથી એટલું બધું આક્રમણ થાય છે કે સામા માણસની સર્વ ઈચ્છાઓ સંતોષવામાં પૂરા નિષ્ઠાવાન બની એવી બધી હકીકતો પાર પાડનાર થોડા જ દિવસોમાં પોતાનો સ્વભાવ છોડી દે છે. મારા એક મિત્રે કાગળ વાંચતી વખતે કલમ સાથે રાખી પત્રમાંના આવા ભાગ ઉપર હડતાળ પાડી દેવાનો મહાવરો પાડયો છે. આટલે સુધી તો આ પ્રથાની બુદ્ધિગમ્ય [illegible] શકાય એમ છે પણ "મંછી, પાલી, [illegible] યાદ કર્યાનું કહેશો" એમ [illegible] અર્થ શું ? એમાં [illegible] છે, એમ લખવાથી કયા પ્રિયજનને આનંદ આપી શકાય એમ છે ? એથી કોને કહી શકાય કે 'હું કુલાણા પર પત્ર લખું છું ત્યારે તમને હંમેશા યાદ કરું જ છું ? આટલાથી આગળ વધી જ્યારે પત્રલેખક શક્તિના પુરવઠા માટે 'મને યાદ કરનાર સૌને બોલાવશો' એમ લખી સંતોષ લેવાનો પ્રયત્ન કરે ત્યારે તો હદ થઇ ગઈ કહેવાય ! 'બેબીને મારા વતી ખૂબ કરીને (!) રમાડશો' એમ લખવામાં બેબીની બા સિવાય બીજા કોઇને વધારે આનંદ, ખૂદ બેબીને પણ થતો હોય એમ માનવાનું કશું કારણ નથી. પત્ર લખવાનું કહેવાનું કદી ચૂકાતું નથી. સામેથી મળેલા પત્રનો જવાબ પત્રમાં અપાતો હોય તો પણ 'તમારો પત્ર મળ્યો, વાંચી હકીકત જાણી...' લખવામાં લેખક તરીકેની કે માણસ તરીકેની કઈ શક્તિનો આવિષ્કાર થઈ રહ્યો છે એ કહી શકાય નહિ. પત્ર મળે એ કાંઈ આ વિજ્ઞાનયુગનું આશ્ચર્ય નથી અને પત્ર મળ્યા પછી તેનું વાંચન કરી તેમાંની હકીકત જણાવી એમાં કઈ બહાદુરી અને પરાક્રમનો પાઠ ભજવાય છે એ તો એવું લખનાર જ કહી શકે. આ સિવાય ખાનગી પત્રોમાં લખાતી કેટલીક હકીકતોનો અહીં ઉલ્લેખ થઈ શકે નહિ, પણ હમણાં જ એક ત્રિમાસિકમાં છપાયેલા એક પ્રિયતમા પરના પત્રમાં પ્રિયતમે 'વિદાય અને ચુંબનો" લખી કાગળ પત્રમાં ચાલી રહેલા તૂતો ઉપર સુવર્ણકળશ ચઢાવ્યો છે. "હરઘડીએ યાદ કરનાર તમારી અતિ માયાળુ..." એમાં હરઘડીએ જે પ્રવૃત્તિ ચાલી રહ્યાનું લખવામાં આવ્યું છે તે લખનારની પ્રગતિને ભારે જોખમમાં મૂકી દે એવો પૂરો સંભવ છે ! "તમારા પત્રનો તુરત જ જવાબ ન આપી શકયો માટે દિલગીર છું" એમ લખનાર પાસે કાગળ ન લખવામાં કયા કારણોસર મોડું થયું એના જ કારણો નથી હોતા અને સાચોસાચ એ દિલગીર થયેલો પણ નથી હોતો. આપણા જીવનમાં એટલી બધી જટિલતા વ્યાપી ગયેલી છે કે ગૌરવ લેવાના અને મહત્ત્વ પ્રગટ કરવાના પ્રસંગો ખૂબ ઓછાં થવા લાગ્યાં છે. પરિણામે આવી ખોટી તરકીબોનો ઉપયોગ કરવાનું ઘણા યોગ્ય માને છે. આ અને આવી બીજી વસ્તુઓના નિરીક્ષણ પછી કેટલીક વસ્તુઓની બિનજરૂરિયાત આપણે સમજી શકીએ પણ એની આવશ્યકતા વિરુદ્ધ એક શબ્દ માત્ર ઉચ્ચારી શકીએ નહિ.

અનેક વિરોધી દ્વંદ્વોથી છવાયેલા આપણા જીવનની પણ આ જ દશા ! બિનજરૂરી...છતાં...આવશ્યક...!

# નિસર્ગોપચારનાં કેટલાંક ભ્રષ્ટ સ્વરૂપો

લેખાંક ૨ જો

લેખક : 'સત્યશોધક'

નિસર્ગોપચારનું બીજું ભ્રષ્ટ સ્વરૂપ છે "પહેલવાની નેચરોપથી."

આ જાતના નિસર્ગોપચાર વિષે લખતાં પહેલાં ગેરસમજનો પ્રસંગ ન આવે, એટલા માટે વ્યાયામ–પ્રવૃત્તિ વિષે મારા વિચારો જણાવી લઉં.

ગુજરાતમાં છેલ્લાં પચીસેક વર્ષથી જે વ્યાયામપ્રવૃત્તિ ચાલે છે એ આપણા પ્રાંત માટે અનેક રીતે ઉપકારક છે, એને વિષે ભાગ્યે જ બે મત હોઈ શકે. અખાડાઓની પ્રવૃત્તિથી લોકો શરીરવિકાસમાં રસ લેતા થયા છે. નવી પેઢીના શરીરબંધારણમાં કસરતને લઈને ઓછોવત્તો સુધારો થયો છે. આપણી પ્રજામાંથી ભીરુતા ઘટી છે, અને ઉગતી પ્રજાના હૃદયમાં વીરતા અને સાહસનો સંચાર–થયો છે. એટલું જ નહિ પણ આ પ્રવૃત્તિને પડખે, પર્યટન, સભાઓ, અભ્યાસવર્ગો હસ્તલિખિત માસિકો, અને બીજી અનેક સંસ્કારવર્ધક તેમજ લોકસેવાની પ્રવૃત્તિઓ ફૂલીફાલી છે. આ રીતે જોતાં એનામાં કેટલાક દોષો હોવા છતાં અખાડાપ્રવૃત્તિ આપણા દેશ માટે અને આપણા પ્રાંત માટે અત્યંત ઉપયોગી અને આવશ્યક પ્રવૃત્તિ છે. હું આ પ્રવૃત્તિનો પહેલેથી છેલ્લે સુધી એક પ્રશંસક રહ્યો છું.

એટલે આ લેખમાં જે કાંઈ ટીકા થઈ છે તે અખાડા–પ્રવૃત્તિ સામે નહિ પણ સારવારની એક અણઘડ રીત સામે છે.

આપણા દેશમાં સેંકડો વર્ષો થયાં પહેલવાનો કસરત–કુસ્તી ઉપરાંત ઉપવ્યવસાય તરીકે હાડવૈદાનું અને માલીસનું કામ કરતા આવ્યા છે. એમાંથી કેટલાક પાસે તો હાડવૈદાની વિદ્યા વંશપરંપરાગત હોય છે, અને એમણે એમાં આશ્ચર્યકારક કુશળતા પ્રાપ્ત કરી હોય છે.

આ સદીમાં થોડુંઘણું ભણેલા કેટલાક પહેલવાનો, કસરતમાસ્તરો અને ડ્રીલ માસ્તરોએ માલીસ અને હાડવૈદમાં, કસરત, મલમપટ્ટા, આયુર્વેદ, ખોરાક અને વીજળીની કેટલીક અર્ધદગ્ધ સારવારો ભેળવી વૈદાની પ્રેક્ટિસ શરૂ કરી, અને આ લોકો પોતાને નિસર્ગોપચારકોને નામે ઓળખાવવા લાગ્યા.

એ લોકોએ પ્રજા આગળ આવી કંઈક વિચારસરણી રજુ કરી:

"રોગમાત્રનું મૂળ બેઠાડુ જિંદગી છે. બેઠાડુ જીવનથી શરીર ખોટું પડી જાય છે. આંતરડા શિથિલ થાય છે. પરિણામે કબજિયાત ઘર કરે છે. અને કબજિયાતથી આંતરડાનુ ઝેર શરીરમાં જાય છે, એમાંથી એકેએક રોગ થાય છે. કસરતથી શરીરમાં નવચેતન આવે છે અને પરિણામે રોગમાત્ર નાસી જાય છે."

ભોળા માણસોને ભ્રમિત કરવા માટે આ વિચારસરણી બહુ જ ઉત્તમ છે, પણ જે લોકો જાતે વિચાર કરી શકે છે, તેમને પહેલવાની નેચરોપથીનું તત્ત્વજ્ઞાન પહેલેથી છેલ્લે સુધી હાસ્યાસ્પદ લાગ્યા વિના નહિ રહે.

જો કસરત અને માલીસના અભાવથી જ રોગ થતો હોત, અને આ બન્ને ક્રિયાઓથી મટી જતો હોત તો જરૂર જગત ક્યારનુંય રોગમુક્ત થઈ ગયું હોત.

રોગનિવારણમાં પહેલવાની કઈ રીતે કામ કરે ?

માણસને ટાઈફોઈડ થયો હોય તો મલખંભ ઉપર ઉલટસુલટ ગુલાટો મારવાથી મટી જાય ? એક માણસને લકવો થઈ ગયો હોય તો લેઝીમના દાવ રમવાથી એ હરતોફરતો થઈ જાય ? નિયમિત કુસ્તી કરવાથી હઠીલો દમ મટે ખરો ? લાઠીના દાવ સારી રીતે શીખી લેવાથી સીફીલીસ કે ગોનોરિયાનું નિવારણ થાય ? દંડ બેઠકના વિવિધ પ્રકારો જાણવાથી અને આચરવાથી કેન્સર મટે અથવા તો રસોળી ઓગળી જાય ?

કોઈ પણ વિચારશીલ માણસ જોઈ શકશે કે પહેલવાની અને નિસર્ગોપચાર એ બન્નેને કશોજ સબંધ કે સ્નાનસૂતક નથી. બન્નેનાં ક્ષેત્ર જુદાં છે.

ખુદ પહેલવાનો રોગનિવારણમાં પહેલવાનીની નિરર્થકતા અને નિષ્ફળતા સમજે છે. જો એમ ના હોત તો તેઓ નિસર્ગોપચાર ઉપરાંત આયુર્વેદ અને એલોપેથીનો જે આશ્રય લે છે. તે લેતા ના હોત. કસરતથી જ રોગમાત્ર મટાડી દેતા હોત.

એક મિત્રને 'બેસો ત્યારે' કહેવાની ટેવ એટલે સુધી પડી ગઇ છે કે રસ્તે અધીં કલાક વાત કરી, છૂટા પડી એક બીજાની વિરોધી દિશામાં પ્રયાણ આરંભતા પહેલાં પણ એ ભાઈ 'બેસો ત્યારે' એમ કહ્યા વિના રહેવાના નહિ. આવા વચનોને સાધારણ બુદ્ધિ વિષે શંકા ઉત્પન્ન કરાવનારાં કહી શકાય? અલબત્ત, એમના વચન પ્રમાણેનું હા' કહ્યા છતાં આચરણ કરવા જેટલું અડવાપણું મારામાં કે કોઇનામાં નહિ હોય. સંબંધ સાચવવાની અને લાગણી વ્યક્ત કરવાની આ બધી સમાજમાન્ય રીતો છે. એક બીજી રીતે પણ આ ક્રિયા બિનજરૂરી છે. જે પ્રશ્નો પૂછાય છે એની પાછળ પ્રશ્નની પાછળ હોવી જોઇતી પ્રતિષ્ઠાનો અભાવ છે. 'ચાલ્યા?' નો જવાબ 'હા' મેળવવાની પૂછનારને જરા પડી નથી. 'કેમ છો?' ના જવાબમાં તમે શુ કહો છો એ સાંભળવાની આવશ્યકતા સ્વીકારવામા નથી આવી; અરે, કેટલીવાર તો આપણે આંખને પલકારે કે માત્ર ડોકું હલાવીને જ આવા પ્રશ્નોના જવાબ આપી દઈએ છીએ. આમ ઘણી રીતે આ વિધિની બિનજરૂરિયાત ચર્ચી શકાય પણ એની આવશ્યકતા એથી જરા પણ ઘટતી નથી એ આપણા સમાજની એક ખૂબી કહી શકાય. આવી કોઈ પ્રથ ના અસ્તિત્વ વિના આપણું જીવન કેટલું ખારું બની ગયું હોત એની કલ્પના કરી શકાય જ નહિ!

આવું જ તૂત (હમ્બગ) આપણા ટપાલવ્યવહારમાં પણ કેટલેક અંશે ચાલી રહેલું જોવામાં આવે છે. પત્ર લખતી વખતે ઘરના તો ઠીક, પણ ગામના, મહોલ્લાના ઓળખીતા પાળખીતાને યાદ કર્યાનું, તેમને યથાયોચિત પ્રણામ, વંદન, આશીર્વાદ વગેરે કહેવડાવવાની પ્રથા પ્રચલિત છે. પત્ર મેળવનાર વ્યક્તિ ઉપર આથી એટલું બધું આક્રમણ થાય છે કે સામા માણસની સર્વ ઇચ્છાઓ સંતોષવામાં પૂરા નિષ્ઠાવાન બની એવી બધી હકીકતો પાર પાડનાર થોડા જ દિવસોમાં પોતાનો સ્વભાવ છોડી દે છે. મારા એક મિત્રે કાગળ વાંચતી વખતે કલમ સાથે રાખી પત્રમાંના આવા ભાગ ઉપર હડતાળ પાડી દેવાનો મહાવરો પાડયો છે. આટલે સુધી તો આ પ્રથાની બુદ્ધિગમ્યતા સ્વીકારી શકાય એમ છે પણ "મંછી, પાલી, જમના, જશોદા વગેરેને યાદ કર્યાનું કહેશો" એમ લખવામાં આવ્યું હોય ત્યારે વગેરેનો અર્થ શું? એમાં કોનો સમાવેશ થઇ શકે એ તો પ્રશ્ન જ છે, એમ લખવાથી કયા પ્રિયજનને આનંદ આપી શકાય એમ છે? એથી કોને કહી શકાય કે 'હું ફલાણા પર પત્ર લખું છું ત્યારે તમને હંમેશા યાદ કરું જ છું? આટલાથી આગળ વધી જ્યારે પત્રલેખક શક્તિના પુરવઠા માટે 'મને યાદ કરનાર સૌને બોલાવશો' એમ લખી સંતોષ લેવાનો પ્રયત્ન કરે ત્યારે તો હદ થઇ ગઈ કહેવાય! 'બેબીને મારા વતી ખૂબ કરીને (!) રમાડશો' એમ લખવામાં બેબીની બા સિવાય બીજા કોઇને વધારે આનંદ, ખુદ બેબીને પણ થતો હોય એમ માનવાનું કશું કારણ નથી. પત્ર લખવાનું કહેવાનું કદી ચૂકાતું નથી. સામેથી મળેલા પત્રનો જવાબ પત્રમાં અપાતો હોય તો પણ 'તમારો પત્ર મળ્યો, વાંચી હકીકત જાણી...' લખવામાં લેખક તરીકેની કે માણસ તરીકેની કઈ શક્તિનો આવિષ્કાર થઈ રહ્યો છે એ કહી શકાય નહિ. પત્ર મળે એ કાંઈ આ વિજ્ઞાનયુગનું આશ્ચર્ય નથી અને પત્ર મળ્યા પછી તેનું વાંચન કરી તેમાંની હકીકત જાણવી એમાં કઈ બહાદુરી અને પરાક્રમનો પાઠ ભજવાય છે એ તો એવું લખનાર જ કહી શકે. આ સિવાય ખાનગી પત્રોમાં લખાતી કેટલીક હકીકતોનો અહીં ઉલ્લેખ થઈ શકે નહિ, પણ હમણાં જ એક ત્રિમાસિકમાં છપાયેલા એક પ્રિયતમા પરના પત્રમાં પ્રિયતમે 'વિદાય અને ચુંબનો" લખી કાગળ પત્રમાં ચાલી રહેલા તૂતો ઉપર સુવર્ણકળશ ચઢાવ્યો છે "હરઘડીએ યાદ કરનાર તમારી અતિ માયાળુ..." એમાં હરઘડીએ જે પ્રવૃત્તિ ચાલી રહ્યાનું લખવામાં આવ્યું છે તે લખનારની પ્રગતિને ભારે જોખમમાં મૂકી દે એવો પૂરો સંભવ છે! "તમારા પત્રનો તુરત જ જવાબ ન આપી શક્યો માટે દિલગીર છું" એમ લખનાર પાસે કાગળ ન લખવામાં કયા કારણોસર મોડું થયું એના જ કારણો નથી હોતા અને સાથોસાથ એ દિલગીર થયેલો પણ નથી હોતો. આપણા જીવનમાં એટલી બધી જટિલતા વ્યાપી ગયેલી છે કે ગૌરવ લેવાના અને મહત્વ પ્રગટ કરવાના પ્રસંગો ખૂબ ઓછાં થવા લાગ્યાં છે. પરિણામે આવી ખોટી તરકીબોનો ઉપયોગ કરવાનું ઘણા યોગ્ય માને છે. આ અને આવી બીજી વસ્તુઓના નિરીક્ષણ પછી કેટલીક વસ્તુઓની બિનજરૂરિયાત આપણે સમજી શકીએ પણ એની આવશ્યકતા વિરુદ્ધ એક શબ્દ માત્ર ઉચ્ચારી શકીએ નહિ.

અનેક વિરોધી દ્વંદ્વોથી છવાયેલા આપણા જીવનની પણ આ જ દશા! બિનજરૂરી...છતાં...આવશ્યક...!

આરોગ્યવિભાગ : સંપાદક : રમણલાલ એન્જિનીઅર

# નિસર્ગોપચારનાં કેટલાંક ભ્રષ્ટ સ્વરૂપો

લેખાંક ૨ જો

લેખક : 'સત્યશોધક'

નિસર્ગોપચારનું બીજું ભ્રષ્ટ સ્વરૂપ છે "પહેલવાની નેચરોપથી."

આ જાતના નિસર્ગોપચાર વિષે લખતાં પહેલાં ગેરસમજનો પ્રસંગ ન આવે, એટલા માટે વ્યાયામ-પ્રવૃત્તિ વિષે મારા વિચારો જણાવી લઉં.

ગુજરાતમાં છેલ્લાં પચીસેક વર્ષથી જે વ્યાયામપ્રવૃત્તિ ચાલે છે એ આપણા પ્રાંત માટે અનેક રીતે ઉપકારક છે, એને વિષે ભાગ્યે જ બે મત હોઈ શકે. અખાડાઓની પ્રવૃત્તિથી લોકો શરીરવિકાસમાં રસ લેતા થયા છે. નવી પેઢીના શરીરબંધારણમાં કસરતને લઈને ઓછોવત્તો સુધારો થયો છે. આપણી પ્રજામાંથી ભીરુતા ઘટી છે, અને ઉગતી પ્રજાના હૃદયમાં વીરતા અને સાહસનો સંચાર-થયો છે. એટલું જ નહિ પણ આ પ્રવૃત્તિને પડખે, પર્યટન, સભાઓ, અભ્યાસવર્ગો હસ્તલિખિત માસિકો, અને બીજી અનેક સંસ્કારવર્ધક તેમજ લોકસેવાની પ્રવૃત્તિઓ ફૂલીફાલી છે. આ રીતે જોતાં એનામાં કેટલાક દોષો હોવા છતાં અખાડાપ્રવૃત્તિ આપણા દેશ માટે અને આપણા પ્રાંત માટે અત્યંત ઉપયોગી અને આવશ્યક પ્રવૃત્તિ છે. હું આ પ્રવૃત્તિનો પહેલેથી છેલ્લે સુધી એક પ્રશંસક રહ્યો છું.

એટલે આ લેખમાં જે કાંઈ ટીકા થઈ છે તે અખાડા-પ્રવૃત્તિ સામે નહિ પણ સારવારની એક અણઘડ રીત સામે છે.

આપણા દેશમાં સેંકડો વર્ષો થયાં પહેલવાનો કસરત-કુસ્તી ઉપરાંત ઉપવ્યવસાય તરીકે હાડવૈદાનું અને માલીસનું કામ કરતા આવ્યા છે. એમાંથી કેટલાક પાસે તો હાડવૈદાની વિદ્યા વંશપરંપરાગત હોય છે, અને એમણે એમાં આશ્ચર્યકારક કુશળતા પ્રાપ્ત કરી હોય છે.

આ સદીમાં થોડુંઘણું ભણેલા કેટલાક પહેલવાનો, કસરતમાસ્તરો અને ડ્રીલ માસ્તરોએ માલીસ અને હાડવૈદમાં, કસરત, મલમપટ્ટા, આયુર્વેદ, ખોરાક અને વીજળીની કેટલીક અર્ધદગ્ધ સારવારો ભેળવી વૈદાની પ્રેક્ટિસ શરૂ કરી, અને આ લોકો પોતાને નિસર્ગોપચારકોને નામે ઓળખાવવા લાગ્યા.

એ લોકોએ પ્રજા આગળ આવી કંઈક વિચારસરણી રજુ કરી:

"રોગમાત્રનું મૂળ બેઠાડુ જિંદગી છે. બેઠાડુ જીવનથી શરીર ખોટું પડી જાય છે. આંતરડા શિથિલ થાય છે. પરિણામે કબજિયાત ઘર કરે છે. અને કબજિયાતથી આંતરડાનુ ઝેર શરીરમાં જાય છે, એમાંથી એકેએક રોગ થાય છે. કસરતથી શરીરમાં નવચેતન આવે છે અને પરિણામે રોગમાત્ર નાસી જાય છે."

ભોળા માણસોને ભ્રમિત કરવા માટે આ વિચારસરણી બહુ જ ઉત્તમ છે, પણ જે લોકો જાતે વિચાર કરી શકે છે, તેમને પહેલવાની નેચરોપથીનું તત્ત્વજ્ઞાન પહેલેથી છેલ્લે સુધી હાસ્યાસ્પદ લાગ્યા વિના નહિ રહે.

જો કસરત અને માલીસના અભાવથી જ રોગ થતો હોત, અને આ બન્ને ક્રિયાઓથી મટી જતો હોત તો જરૂર જગત ક્યારનુંય રોગમુક્ત થઈ ગયું હોત.

રોગનિવારણમાં પહેલવાની કઈ રીતે કામ કરે?

માણસને ટાઇફોઈડ થયો હોય તો મલખંભ ઉપર ઉલટસુલટ ગુલાટો મારવાથી મટી જાય? એક માણસને લકવો થઈ ગયો હોય તો લેઝીમના દાવ રમવાથી એ હરતોફરતો થઈ જાય? નિયમિત કુસ્તી કરવાથી હઠીલો દમ મટે ખરો? લાઠીના દાવ સારી રીતે શીખી લેવાથી સીફીલીસ કે ગોનોરિયાનું નિવારણ થાય? દંડ બેઠકના વિવિધ પ્રકારો જાણવાથી અને આચરવાથી કૅન્સર મટે અથવા તો રસોળી ઓગળી જાય?

કોઇ પણ વિચારશીલ માણસ જોઇ શકશે કે પહેલવાની અને નિસર્ગોપચાર એ બન્નેને કશોજ સબંધ કે સ્નાનસૂતક નથી. બન્નેનાં ક્ષેત્ર જુદાં છે.

ખુદ પહેલવાનો રોગનિવારણમાં પહેલવાનીની નિરર્થકતા અને નિષ્ફળતા સમજે છે. જો એમ ના હોત તો તેઓ નિસર્ગોપચાર ઉપરાંત આયુર્વેદ અને એલોપેથીનો જે આશ્રય લે છે. તે લેતા ના હોત. કસરતથી જ રોગમાત્ર મટાડી દેતા હોત.

એક જાણીતા પહેલવાન-નેચરોપથ પોતાના દમના દરદીઓને દૂધનાં ઇન્જેક્શનો આપે છે, બીજા કસરતની સાથે સાથે આયુર્વેદિક દવાઓ ને ભસ્મો ખવરાવે છે.

મોટા ભાગના પહેલવાનો દરદીઓને પારાવાર કસરત કરાવે છે. કસરતની અતિશયતાથી નુકશાન થઈ શકે એ કબૂલ કરવાને તેઓ તૈયાર જ હોતા નથી. કમનસીબે એલોપેથીથી થાકેલા દરદીઓ પહેલવાનો પાસે ઘણી મોટી આશાઓ સાથે જાય છે. દરદીને એમ ભ્રમ હોય છે કે પહેલવાને જેમ પોતાનું શરીર સુદૃઢ અને સુંદર બનાવ્યું હોય છે તેમ મારું શરીર પણ બનાવી દેશે. થોડા મહિનાના અનુભવ પછી એ ભરમ ભાંગી જાય છે. મોટા ભાગના દરદીઓ મોટી નિરાશા સાથે પાછા ફરે છે. ઘણાના કેસ જેટલા ખરાબ હોય છે એથી વિશેષ ચૂંથાઈ ગયા હોય છે.

એક વખત હું એક દરદીને મળ્યો હતો. એને પેટમાં વિચિત્ર પ્રકારનું દુઃખ હતું. જેના નિદાન અને ચિકિત્સા પાછળ એણે હજારો રૂપિયા ખર્ચ્યા હતા, પણ એને લેશ માત્ર લાભ થયો નહોતો. એણે એલોપેથો, વૈદો, હકીમો, હોમિયોપેથો હજામો, મંત્ર-શાસ્ત્રીઓ, અને નિસર્ગોપચારકોની સારવાર વર્ષો સુધી કરી હતી, પણ એને બિલકુલ લાભ થયો નહોતો. એ આખા હિંદુસ્તાનના નામાંકિત ચિકિત્સકો પાસે ફરી આવ્યો હતો. એણે દક્ષિણ હિંદુસ્તાનના એક પહેલવાન નેચરોપથીની ખ્યાતિ સાંભળી એ એની પાસે ગયો. એનો પ્રચંડ દેહ જોઈ એને ખાત્રી થઈ કે એનો રોગ સાવ સહેલાઈથી આ મહાપુરુષ મટાડી દેશે. લાંબો સમય સારવાર લઈ નિરાશ થઈ એ પોતાને ગામ પાછો આવ્યો. એણે મને એ પહેલવાન વિષે કહ્યું કે એ મહાશય શરીરમાં લીવર જમણી બાજુ આવ્યું કે ડાબી બાજુ એ પણ જાણતા નહોતા, *છતાંય દરેક નવા દરદીને એનો રોગ* મટાડવાની અચૂક ખાત્રી આપતા. એ માણસ આરોગ્ય-ભવનનો ડૉક્ટર થયો એને બદલે સરકસમાં રીંગમાસ્ટર થયો હોત તો વધુ દીપી નીકળત !

નિસર્ગોપચાર અને પહેલવાની વચ્ચે કેવડું મોટું અંતર છે, એ જોવું હોય તો આપણે મલ્લરાજ ગામાનો ખોરાક તપાસીએ. એમના ખોરાકમાં એ માંસ, મરઘાં, ઈંડાં, મલાઈ, માખણ, સોનાચાંદીના વરખ અને મોતીની ભસ્મનો છૂટથી ઉપયોગ કરે છે. નિસર્ગોપચારની દૃષ્ટિએ આદર્શ ખોરાક કેવો ના હોવો જોઈએ એનો આ નમૂનો છે.

મલ્લરાજ ગામાએ પોતાના શરીરસામર્થ્ય અને મલ્લવિદ્યાની કુશળતાથી હિંદનો ડંકો દેશપરદેશમાં વગાડ્યો છે, એટલા માટે દરેક હિંદીએ જરૂર મગરૂર થવું જોઈએ. પણ એમના *ખોરાકનું અનુકરણ કરવાની* આમપ્રજાને કોઈ સાચો નિસર્ગોપચારક સલાહ આપી શકશે નહિ કિશોરો અને યુવાનોને શરીરસામર્થ્યનો અત્યંત મોહ હોય છે, એટલે તેઓ સ્વાભાવિક રીતે જ બળવાન દેહમાં માનવજીવનનો સર્વશ્રેષ્ઠ વિકાસ જુએ છે. હું નાનો હતો ત્યારે મારી મોટામાં મોટી મહત્વાકાંક્ષા સરકસના ખેલાડી થવાની હતી.

પણ આ વિષયમાં સત્ય શોધવાની દૃષ્ટિએ જો આપણે જોઈએ તો જણાશે કે પહેલવાનો અને નિસર્ગોપચારકોના આદર્શો વચ્ચે ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે.

નિસર્ગોપચારના નામાંકિત અગ્રેસરો ટીલ્ડન, એલસેકર, લીંડલાર વગેરે એ અસંદિગ્ધ શબ્દોમાં પહેલવાનીને વખોડી કાઢી છે.

એમણે એ સ્પષ્ટ રીતે બતાવ્યું છે કે સ્નાયુઓ અને શરીરબળની અમર્યાદ વૃદ્ધિથી માનવીના વ્યક્તિત્વનો જીવનની દરેક ભૂમિકા ઉપર યોગ્ય વિકાસ થવાને બદલે એ વિકાસ રૂંધાઈ જઈ, માત્ર એક જ દિશામાં એ વિકાસ થાય છે.

*શરીરબળ અને સ્નાયુબળ એ જીવનબળ નથી.*

ઘણા પહેલવાનો અકાળે મરે છે. સામાન્ય માણસો જેટલા રોગોથી પીડાતા હોય છે, તે તમામ રોગોથી પહેલવાનો પણ પીડાય છે જ. રામમૂર્તિનું મરણ ગુરદાઓ ક્રમશઃ ભાંગી પડવાથી થયું હતું. પહેલવાનોની માનસિક સ્થૂળતા જાણીતી હોય છે. અતિ-વ્યાયામ ઘણી વખત જાતીય જીવનનાં વહેણ સુકવી નાખે છે. ઘણા પહેલવાનો નપુંસક હોય છે. આ હકીકત પ્રાચીન ગ્રીક લોકો સારી રીતે જાણતા. અર્વાચીનોમાં જાણીતો અમેરિકન પહેલવાન અર્લ ઈ. લીડરમેન, ખોટી રીતે કસરત કરવાથી નપુંસકતા પ્રાપ્ત થાય છે, એ હકીકત મુક્ત કંઠે સ્વીકારે છે. એજ રીતે જાણીતો અમેરીકન કામશાસ્ત્રી ડૉ. રોબીનસન એમ. ડી. પણ કહે છે કે કસરતનો અતિરેક એ એક નપુંસકતાનું મહત્ત્વનું કારણ છે.

નિસર્ગોપચારકો પહેલવાનીને મહત્ત્વ આપતા નથી એટલું જ નહિ, પણ પશ્ચિમમાં જે પહેલવાનો નિસર્ગોપચારકો બન્યા છે તેઓ પણ પહેલવાનીની હિમાયત કરતા નથી. મેકફેડન, માઈલ્સ, મુલર, હેકનેસ્મીથ અને બીજા પહેલવાનો લોકોને સાત્વિક આહાર અને હળવી કસરતોની હિમાયત કરે છે. ક્યાંય ભારે કસરતોની ભલામણ કરતા નથી, આ હકીકત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

એટલે કેટલાક જન્મથી જ બળવાન માણસો પોતાનાં શરીરોને ખુબ કેળવે, સુંદર બનાવે, હરીફાઈઓમાં ઊતરે; કુસ્તીઓ જીતે, અને શરીરવિકાસની જુદી જુદી શાખાપ્રશાખાઓ પર પ્રભુત્વ મેળવે અને એ રીતે ધંધાદારી કે એમચ્યોર પહેલવાનો થાય તેમજ દેશમાં અનેક વિદ્યાકલાઓ પેઠે મલ્લવિદ્યા પણ વિકસે એની સામે કોઈને કશો વાંધો ના હોઈ શકે. ઊલટું દરેક માણસ માટે એ આનંદનો વિષય છે.

પણ જ્યારે એમ માની લેવામાં આવે છે કે અખાડાઓ દેશભરમાં પથરાઈ જવાથી રોગમાત્રનો સમૂળગો નાશ થઈ જશે ત્યારે એમ જાહેર કરવાની ફરજ પડે છે કે રોગના સાચા સ્વરૂપના ઘોર અજ્ઞાનમાંથી આ એક ઉદ્ભવેલો ભયંકર ભ્રમ છે.

ઇંગ્લેંડનો જાણીતો પહેલવાન એડગર જે. સેકસન જે પાછળથી નિસર્ગોપચારક થયો છે, એ કહે છે કે "No amount of Physical Culture by itself can make a nation healthy." ગમે એટલા પ્રમાણમાં એકલો વ્યાયામ કરવામાં આવે તો તેનાથી એક રાષ્ટ્ર નીરોગી થઈ શકે નહિ"

બર્નાર મેકફેડનના વ્યાયામના ઉત્સાહને પરિણામે એનો પહેલો પુત્ર બે વરસનો થતા પહેલાં જ અતિ-વ્યાયામથી મરી ગયો, એ એક જાણીતી હકીકત છે. વ્યાયામની અતિશયતાથી ક્ષય થયાના દાખલાઓ તો ઠેર ઠેર જોવાના મળે છે. આપણા દેશમાં રોગનિવારણ અને આરોગ્યસંવર્ધનનું કાર્ય અખાડાઓના પ્રચારથી નહિ થાય, પણ નિસર્ગોપચારના પ્રચારથી થશે.

પહેલવાની અને નેચરોપથી એ બન્ને એક જ શાસ્ત્ર છે એ ભ્રમ પહેલામાં પહેલી તકે ભાંગવો પડશે. આ ભ્રમને લઈને જ આજે અનેક પહેલવાનો નિસર્ગોપચારને નામે ચરી ખાય છે. મેં કેટલાક ભયંકરમાં ભયંકર ઊંટવૈદ્યો પહેલવાનોમાં જ જોયા છે.

નિસર્ગોપચારકની પરીક્ષા એનાં જાડા શરીરથી ના થવી જોઈએ, પણ એની ઝીણી બુદ્ધિથી થવી જોઈએ.

*

નિસર્ગોપચારનું ત્રીજું ભ્રષ્ટ સ્વરૂપ છે, "આયુર્વેદિક નેચરોપથી."

આયુર્વેદ એ આપણા દેશનું પુરાતન વૈદકશાસ્ત્ર છે. એની પાછળ હજારો વર્ષની પરંપરા છે. લાખો ગામડાં પોતાની વૈદકીય જરૂરિયાતો માટે આયુર્વેદ ઉપર આધાર રાખે છે. કરોડો હિંદુઓ એના તરફ પૂજ્યભાવ અને અહોભાવથી જુએ છે.

આયુર્વેદમાં માનનારા વૈદ્યો બે પ્રકારના છે. આયુર્વેદ સંપૂર્ણ છે એમ માનનારા અને આયુર્વેદ અપૂર્ણ છે એમ માનનારા.

જે વૈદો આયુર્વેદને સંપૂર્ણ માને છે તેઓ એમ કહે છે કે આપણું તમામ પ્રાચીન સંસ્કૃત સાહિત્ય અપૌરુષેય છે. ત્રિકાળદર્શી ઋષિમુનિઓએ જનકલ્યાણ અર્થે ઈશ્વરી પ્રેરણા હેઠળ આ સઘળું લખાણ કર્યું છે એટલે એમાંથી એક અક્ષર પણ આઘોપાછો થઈ શકે નહિ.

પહેલા પ્રકારના વૈદોના આવા વિચારો હોવાથી તેઓ આયુર્વેદની નિષ્ઠાપૂર્વક એકોપાસના કરી રહ્યા છે.

આ લોકોના વિચારો સાથે આપણે ગમે એટલો મતભેદ હોય, તોપણ એમની પ્રમાણિકતા વિષે શંકા ઉઠાવવાનું કોઈ કારણ નથી.

આયુર્વેદને અપૂર્ણ માનનારા વૈદોમાં પણ બે પ્રકાર છે. પહેલા પ્રકારના વૈદો પ્રમાણિકતાપૂર્વક એકરાર કરે છે કે પ્રાચીન જમાનામાં હિંદુઓએ બીજાં અનેક ક્ષેત્રોની પેઠે વૈદકના ક્ષેત્રમાં અદ્ભુત પ્રગતિ કરી હતી, પણ પાછળથી આયુર્વેદમાં કંઈ જ સંશોધન થયું નથી. એટલે જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં જુના સિદ્ધાંતો, સાધનો અને સારવારોને પડનાં મૂકી નવાં તત્વો ગ્રહણ કરવામાં કંઈ જ વાંધો, દોષ કે, પાપ નથી.

આમ કહીને એ લોકો એલોપથીના અનેક તત્વો છડેચોક અપનાવી રહ્યા છે.

આ લોકો સામે પણ નિસર્ગોપચારકોને ઝાઝું કહેવાનું નથી.

પણ આયુર્વેદને અપૂર્ણ માનનારા વૈદ્યોનો જે બીજો વર્ગ છે, તેઓ દરેક પદ્ધતિમાંથી સારવારો તફડાવે છે

અને એ બધી આયુર્વેદને નામે ચઢાવી રહ્યા છે !

આજે અનેક વૈદ્યો એવા છે કે જેમને પોતાની જાતને વૈદ્ય કહેવડાવતાં શરમ આવે છે ! એટલે તેઓ પોતાની જાતને ડૉક્ટર કહેવડાવે છે. પણ શાના ડૉક્ટર ? એલોપેથીના ડૉક્ટર થવાનું કામ તો બહુ અઘરું છે, એટલે બોડી બામણીના ખેતર જેવા નિસર્ગોપચારના નધણિયાતા ક્ષેત્રમાં તેઓ ઘૂસ્યા છે, અને પોતાને નેચરોપેથી કે હોમિયોપથીના ડૉક્ટર કહેવડાવે છે.

નેચરોપેથીના ડૉક્ટર તરીકે પોતાની જાતને ઓળખાવીને તેઓ જો નિસર્ગોપચારની એકોપાસના કરતા હોય તો બહુ સારુ, પણ ઉલટપક્ષે તેઓ નિસર્ગોપચારનો નાશ કરી રહ્યા છે. 'નિસર્ગોપચાર'ના રૂપાળા નામ હેઠળ તેઓ પુસ્તકો, માસિકો અને લેખો બહાર પાડે છે, જેમાં તેઓ નિસર્ગોપચારની આડકતરી નિંદા કરીને આયુર્વેદ અને એલોપેથીનો પ્રચાર કરી રહ્યા છે.

તેઓ પ્રજાને એમ ભરમાવે છે કે અમે નિસર્ગોપચારના પારંગતો છીએ, એને વિષે અમે બધું વાંચી શીખી ચૂકયા છીએ, અને અમને એ ખાત્રી થઇ છે કે નિસર્ગોપચારમાં કંઇ જ માલ નથી. આયુર્વેદ જેવા મહાન શાસ્ત્રનું નિસર્ગોપચાર એ એક મામૂલી અંગ છે. પશ્ચિમની પ્રજાઓએ આવા ક્ષુદ્ર શાસ્ત્રને મોટું સ્વરૂપ આપીને એક ધતિંગ ચલાવ્યું છે.

આ પ્રકારના જુઠા પ્રચારના કેવળ દર્દીઓ જ ભોગ નથી બનતા પણ ડૉકટરો પણ ભોગ બને છે. થોડા વખત ઉપર મને એમ. બી સી. એસ.ની ઉપાધિ ધરાવતા એક ડૉકટર મળેલા, એમણે મને કહેલું કે હું એલોપથી ઉપરાત બીજી પદ્ધતિઓનો પણ ખુલ્લા દિલથી અભ્યાસ કરું છું, દરેક પદ્ધતિમાં કંઇ ને કંઇ સારું તત્ત્વ છે, પણ નિસર્ગોપચાર એ તો આયુર્વેદનું એક ઉપાંગજ છે. મેં જવાબ આપ્યો કે. 'નિસર્ગોપચારનું શુદ્ધ સાહિત્ય કાંઇ તમારા હાથમાં આવ્યું લાગતું નથી, તમે કોઇ લેભાગુ વૈદ્યના લખાણથી ઊંધે રસ્તે દોરવાઈ ગયા લાગો છો. ''

અને ખરેખર વૈદકના દરેક ગંભીર અભ્યાસીને નિસર્ગોપચાર એ આયુર્વેદની એક શાખા છે એવો દાવો હાસ્યાસ્પદ લાગ્યા વિના નહિ રહે.

આયુર્વેદ અને નિસર્ગોપચાર એ બન્ને શાસ્ત્રો વચ્ચે સામ્ય કરતાં વૈષમ્ય વધારે છે.

આયુર્વેદ હિંદુસ્તાનમાં જન્મેલું પ્રાચીન શાસ્ત્ર છે. નિસર્ગોપચાર એ જર્મની અને અમેરિકામાં જન્મેલું અર્વાચીન શાસ્ત્ર છે. આયુર્વેદમાં લેખક જેમ જુનો તેમ તેનું મહત્ત્વ વિશેષ ગણાય છે. નિસર્ગોપચારમાં લેખક જેમ નવો તેમ તેનું મહત્ત્વ વિશેષ મનાય છે. આયુર્વેદનું વિજ્ઞાન પ્રાચીન તત્વજ્ઞાન ઉપર રચાયું છે. નિસર્ગોપચારનું વિજ્ઞાન અર્વાચીન સંશોધનો પર આધાર રાખે છે. એકનો પાયો ત્રિદોષવાદ છે, જ્યારે બીજાનો પાયો રોગોની એકતાનો સિદ્ધાંત છે, આયુર્વેદમાં ઔષધોપચાર ઉપર મુખ્ય આધાર છે. નિસર્ગોપચારમાં રહેણીકરણીની શુદ્ધિ ઉપર મુખ્ય આધાર છે. આયુર્વેદમાં માનવા માટે શ્રદ્ધાની, જ્યારે નિસર્ગોપચારમાં માનવા માટે બુદ્ધિની જરૂર રહે છે.

સર્વજ્ઞ વૈદ્યો ભલે એવો દાવો કરતા હોય કે આયુર્વેદમાં નિસર્ગોપચાર સમાઈ જાય છે. નિસર્ગોપચારકો એ દાવો મંજૂર કરતા નથી, તેમજ નિસર્ગોપચારમાં આયુર્વેદ સમાઈ જાય છે, એમ પણ કહેતા નથી.

તેઓ તો એમ સ્પષ્ટ રીતે કહે છે કે નિસર્ગોપચારમાં આયુર્વેદને સ્થાન નથી. નિસર્ગોપચારની દૃષ્ટિએ આયુર્વેદનો ૯૦ ટકા ઉપરાંત ભાગ અતિ પ્રાચીન ( out of date ) થઈ ગયો હોવાથી એ ભાગ ત્યાજ્ય ઠરે છે. આયુર્વેદ એ આપણા પૂર્વજોનો પુરષાર્થ હોવાથી એને પૂજ્ય ભાવપૂર્વક પુરાતત્વના સંગ્રહસ્થાનમાં સાચવીને મૂકી દો. અર્વાચીન વૈદકીય પ્રશ્નોનો ઉકેલ એ પ્રાચીન શાસ્ત્રથી નહિં આવી શકે.

નિસર્ગોપચાર અને આયુર્વેદ એ બન્ને જુદાં જુદાં સ્વતંત્ર શાસ્ત્રો છે. બન્નેના સિદ્ધાંતો, સાધનો અને સારવારોની તેમજ પરિણામોની શાંત ચિત્તે તુલના કરી તમારો નિર્ણય બાંધો.

સમજણ સિવાય બન્નેનો શંભુમેળો કરવાથી માનસિક અંધાધૂંધી, શારીરિક રોગવૃદ્ધિ અને આર્થિક ખાનાખરાબી એ જ પરિણામ આવી શકે.

*

નિસર્ગોપચારનું ચોથું ભ્રષ્ટ સ્વરૂપ છે ' એલોપેથિક નેચરોપથી'. આ દેશના કેટલાક સ્વયંશિક્ષિત અને પરદેશી ઉપાધિઓવાળા નિસર્ગોપચારકો આ પ્રકારની નેચરોપથી અમલમાં મૂકી રહ્યા છે. એ લોકો

કેલોગની નકલ કરે છે, અને કેટલીક જગાએ તો એમણે કેલોગની પદ્ધતિને પણ અતિશય બગાડી મૂકી છે.

હવે વાત એ છે કે કેલોગ મૂળે તો નિસર્ગોપચારક જ નથી, પણ નિસર્ગોપચારનો ઉઘાડો શત્રુ છે. એ અત્યંત પ્રગતિશીલ એલોપેથ છે, અને એની પદ્ધતિ ઘણી જગાએ નિસર્ગોપચારને મળતી છે, એ વાત સાવ સાચી, પણ કેલોગ એ નિસર્ગોપચારનો આચાર્ય છે, એમ કહી શકાય નહિ.

આપણા દેશના કેલોગશિષ્યો ગુરુ કરતાં એક ડગલું આગળ વધ્યા, અને દવાઓ બાદ કરતાં બાકીની બધી એલોપેથી અપનાવી લીધી! તેઓ પોતાના દરદીઓને રસીઓના, ગ્લુકોસનાં અને લીવરનાં ઇન્જેકશનો આપે છે અને કહે છે કે ઇન્જેકશનો મારફતે આહારતત્વો આપવામાં કશીજ હરકત નથી! સર્જરીને પણ એમણે અપનાવી અને રોગની એલોપેથિક કારણ મીમાંસા પણ સ્વીકારી લીધી.

આપણા દેશના એક જાણીતા એલોપેથિક નેચરોપથ પાસે એક દેશનેતા સારવાર લેતા હતા. એ સંધીવાથી પીડાતા હતા એટલે એમના ચિકિત્સકે એમના તમામ નીરોગી દાંત પડાવી નાખ્યા. સારવાર પૂરી થઈ, તેઓ નીરોગી થઈ ગયા છે એમ જાહેર કરવામાં આવ્યું. ત્યારબાદ ચાર મહિના પછી એમનું અવસાન થયું.

જાણકાર માણસો નિસર્ગોપચારને નિંદવા લાગ્યા પણ મારા જેવાને પ્રશ્ન એ થાય છે કે એ દેશનેતાનું અવસાન એલોપેથીથી થયું કે નિસર્ગોપચારથી? સંધીવાથી પીડાતા માણસના સાજા દાંત તોડી નાખવાની ગુનાહિત સલાહ કોઈ પણ જવાબદાર નિસર્ગોપચારકે આજસુધી આપી નથી.

આપણા દેશના એલોપેથિક નેચરોપેથીના આચાર્યો નિસર્ગોપચારની પદ્ધતિ પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ગુમાવીને એલોપેથીની ગુલામડી કેવી રીતે થાય એ દિશામાં પોતાનો તમામ પુરુષાર્થ ખરચી રહ્યા છે.

*

પાંચમો ગોટાળો છે 'યૌગિક નેચરોપથી. છેલ્લી એક પેઢી થયાં આ દેશમાં હઠયોગનો પુનરુદ્ધાર થયો છે. એ વસ્તુ આવશ્યક હતી. એનાથી પ્રજાને લાભ થયો છે. એલોપેથી કે આયુર્વેદ કરતાં હઠયોગ અને નિસર્ગોપચાર વચ્ચે ઘણું જ સામ્ય છે. આસન, પ્રાણાયામ, નેતી, ધોતી, બસ્તી, ત્રાટક વગેરે ક્રિયાઓને મળતી ક્રિયાઓ નિસર્ગોપચારમાં પણ અસ્તિત્વ ધરાવે છે.

પણ એટલા ઉપરથી હઠયોગ અને નિસર્ગોપચાર એ બન્ને એક જ પદ્ધતિ છે, એમ ન કહી શકાય. બન્ને વચ્ચે ઘણા મૌલિક તફાવતો છે. હઠયોગનું ધ્યેય મોક્ષ છે. નિસર્ગોપચારનું ધ્યેય શારીરિક સ્વાસ્થ્ય અને અને માનસિક સમતા છે. હઠયોગથી જેવી અષ્ટ સિદ્ધિઓ મળી શકે છે, તેવી નિસર્ગોપચારથી મળી શકતી નથી. નિસર્ગોપચાર આચરવાથી માણસ દિવસો અને અઠવાડિયાં સુધી જમીનમાં દટાઈ શકતો નથી તેમજ એવી દટાવાની જરૂર પણ નિસર્ગોપચારકોને જણાતી નથી.

બીજી બાજુ નિસર્ગોપચારે નિદાન અને ચિકિત્સાના ક્ષેત્રમાં જે કેટલીક અદ્‌ભુત સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે, તેને વિષે જેમ આયુર્વેદના ગ્રંથોમાં એક પણ અક્ષર લખેલો નથી, તેમ હઠયોગના પુસ્તકોમાં પણ એક પણ અક્ષર જણાતો નથી. નિસર્ગોપચારનું ચિકિત્સાશાસ્ત્ર યૌગિક ચિકિત્સા કરતાં ઊંચી ભૂમિકા ઉપર છે, અને એની દૃષ્ટિએ શરીરશુદ્ધિના કેટલાક યૌગિક પ્રયોગો વધુ પડતા જાડધરા છે.

હકીકત આવી હોવા છતાં, ઘણા યોગીરાજો આ બન્ને પદ્ધતિઓનો સમજણ વિના શંભુમેળો કરી રહ્યા છે. જો કે આ શંભુમેળો આયુર્વેદિક કે એલોપેથિક નેચરોપેથી જેવો ભયંકર નથી એમ મારે કબૂલ કરવું જોઇએ.

આ પદ્ધતિના કેટલાક પ્રતિનિધિઓ ઘણી વખત એવા દાવાઓ કરે છે કે જે શાસ્ત્રીય માનસ ધરાવનાર કોઈ પણ વ્યક્તિ ભાગ્યે જ સ્વીકારે. દા. ત. થોડા સમય ઉપર એક યોગી મહારાજે લેખ લખ્યો હતો. જેમાં એમણે જણાવ્યું હતું કે યૌગિક આસનોથી સંતતિનિયમન થઈ શકે છે.

સંતતિનિયમન વ્યાજબી છે કે ગેરવ્યાજબી એ એક અલગ પ્રશ્ન છે. પણ જે લોકો સંતતિનિયમનનો ઉપદેશ કરતા હોય એમની એટલી તો ફરજ છે જ કે એમણે પ્રજા આગળ વિશ્વાસપાત્ર સાધનો મૂકવાં, અને અજ્ઞાન લોકોને ઊંધે રસ્તે ન દોરવવા. હવે ખાવાની દવાઓથી સંતતિનિયમન કરવા વિષેનો વૈદ્યોનો જેવો વાહિયાત દાવો છે તેવો જ વાહિયાત દાવો આસનોથી સંતતિ નિયમન કરવાનો આ યોગીરાજનો છે. બેમાંનો એક પણ દાવો વિજ્ઞાનની કસોટી ઉપર ઘડીભર પણ ટકી શકે તેમ નથી.

નિસર્ગોપચારનું છઠ્ઠું વિકૃત સ્વરૂપ છે "વિલાસી નેચરોપથી." આપણા દેશમાં જે ધનિક લોકો ઓછેવત્તે અંશે નિસર્ગોપચાર તરફ વળ્યા છે, એમાંના ઘણા લોકોએ નિસર્ગોપચારના સુખદાયક ભાગને સ્વીકારી કષ્ટકારક ભાગને તિલાંજલિ આપી છે. મસાજ, જલોપચાર અને વિદ્યુતોપચાર જેવા નિસર્ગોપચારના અંગો સ્વીકારી એમણે કસરત, આહારશુદ્ધિ, વ્યસનત્યાગ, બ્રહ્મચર્ય અને નિયમિત જીવનને ઠોકરે ઉડાવ્યાં છે. એ લોકો એમ સમજે છે કે પૈસાના જોરથી કુદરતને પણ ગુલામ બનાવી શકાય છે, પણ આ એક ચોકખો ભ્રમ છે. પોતાના નિયમોના ભંગનો બદલો લીધા સિવાય કુદરત કદી રહેતી નથી, અને જાતમહેનત સિવાય કેવળ પૈસાના જોરથી આરોગ્ય મેળવી શકાતું નથી.

દરેક સંસ્કૃતિના પતનકાળે વૈદક રોગનિવારણનો પવિત્ર ધંધો મટીને સ્થુલ વાસનાઓની તૃપ્તિનું ભ્રષ્ટ હથિયાર બન્યું છે. આયુર્વેદ અને યુનાની વૈદકના વાજીકરણ ઈલાજો અને રોમનોના સ્નાનગૃહો અને વમનગૃહો વૈદકની વિકૃતિનાં જાણીતા દાખલાઓ છે, શરીરશુદ્ધિ અને રોગનિવારણ માટે રોમનોએ સ્થાપેલાં સ્નાનગૃહો પાછળથી રોમના પતનકાળે વિલાસ અને વ્યભિચારનાં ભ્રષ્ટ ધામો બન્યાં હતાં.

આ વિના નિસર્ગોપચારનાં બીજાં પણ કેટલાંક ભ્રષ્ટ સ્વરૂપો છે, પણ આપણે તો મુખ્યમુખ્ય સ્વરૂપો ઉપર ઊડતી નજર નાખી લીધી છે.

સ્વાભાવિક રીતેજ કેટલાક વાચકો પ્રશ્ન કરશે કે તો તમે સાચો નિસર્ગોપચાર કોને કહેશો? એ પ્રશ્નનો જવાબ આટલા ટૂંકા લેખમાં આપવાનું બની શકશે નહિ. નિસર્ગોપચારને સાચી રીતે સમજવા માટે વાચકોએ જર્મન અને અમેરિકન સંપ્રદાયના નિસર્ગોપચારકોનાં લખાણોનો ઊંડો અને સતત અભ્યાસ કરવો જોઈએ તેમ જ આ બન્ને સંપ્રદાયોના સમન્વય કરવાનાં સફળ પ્રયત્નોનો પણ અભ્યાસ કરવો જોઈએ.

નિસર્ગોપચાર એ એક રોગનિવારણની અદ્ભુત કલા છે અને કલાની સાચી સાધના હમેશાં અતિશય કઠણ હોય છે.

જાડધરી નેચરોપથીના પ્રચારકો એમ માને છે કે દવાઓ અને વાઢકાપનો ત્યાગ કર્યો એટલે આપણો બેડો પાર, પણ આ એક ગંભીર ભૂલ છે. નિસર્ગોપચારનાં હથિયારો જો આડેધડ વપરાય તો તેઓ રોગશાંતિને બદલે રોગવૃદ્ધિનું કામ કરે છે. કસરતનો અભાવ અને અતિરેક, પોષણની ન્યૂનતા અને ખાઉધરાપણું, અશુદ્ધિ અને અતિ શુદ્ધિ, શરીરની અતિ સંભાળ અને અતિ બેદરકારી આ સઘળાં દ્વંદ્વો રોગને જન્મ આપે છે. આરોગ્ય તો સુવર્ણમય મધ્યમમાર્ગમાં છે. અતિશયતાઓ અને અતિરેકોનો ત્યાગ કરી સ્વાસ્થ્યના સુવર્ણમય મધ્યમ માર્ગ ઉપર ચાલવાનું કામ, અઘરું હોય તો પણ ઉપકારક અને આવશ્યક છે.

એ જ રીતે ખૂબ ખાવું, શરીર ખૂબ વધારવું, ખૂબ ઊંઘવું, બૌદ્ધિક બ્રહ્મચર્ય પાળવું અને કામ, ક્રોધ ખૂબ વધારવા એ નિસર્ગોપચાર નથી, બીજું ગમે તે હોય.

નિસર્ગોપચારને, એલોપેથી, હોમિયોપેથી, આયુર્વેદ, યુનાની કે યોગ સાથે કાંઈ બાપે માર્યાં વેર નથી. પણ આ પદ્ધતિઓનાં જે જે તત્ત્વો નિસર્ગોપચારનાં મૂળતત્ત્વો સાથે સાનુકૂળ થઈ શકે, તે જ તત્ત્વો ગ્રાહ્ય કરી શકાય. બાકી તો કોઈ પણ બે પદ્ધતિઓનો સમજણ વિના શંભુમેળો કરવાથી બન્ને પદ્ધતિઓ બગડે છે, દાક્તરનું મગજ બગડે છે અને દરદીનું શરીર, ધન અને ભવિષ્ય બગડે છે.

અને નિસર્ગોપચાર જેવા પવિત્ર ઉપચારનો વિલાસ માટે ઉપયોગ કરવો એ તો વિદ્યાનો વ્યભિચાર છે. આવો વ્યભિચાર આચરતાર દાક્તર અને દરદી બન્નેનું અંતે તો પતન જ છે.

આ લેખ વાંચી સંપાદક સાહેબે ટીકા કરી કે "નિસર્ગોપચારમાં લોકો હજી ધીમેધીમે માનતા થાય છે ત્યાં આવા લેખો લખવાથી લોકોની શ્રદ્ધા તૂટી તો નહિ પડે?"

મેં કહ્યું: 'ના. હું નિસર્ગોપચારનો પરમ ભક્ત છું. એટલા માટેજ મેં નિસર્ગોપચારને નામે ચાલતાં ધતિંગો, અને પોતાને નિસર્ગોપચારકોને નામે ઓળખાવતા લેભાગુ ઊંટવૈદો સામે લોકોને ચેતવવા આ લાલબત્તી ધરી છે. સાચા નિસર્ગોપચારને આનાથી આંચ આવવાની નથી.

આપણા દેશમાં નિસર્ગોપચાર રૂપી બાળકના દેહમાં ઘણું વિજાતીય દ્રવ્ય ભરાઈ ગયું છે. એને કાઢવા માટે એક આરોગ્યક્રાન્તિની (healing crisis) જરૂર છે. આ પ્રયત્નને વાચકો એવી આરોગ્યક્રાન્તિ રૂપે જુવે. આવી અનેક આરોગ્યક્રાન્તિઓથી નિસર્ગોપચાર શુદ્ધ અને સશક્ત થઈ નવે અવતારે આવશે એ નિર્વિવાદ છે.

# જીવન અને કવન

લે. માનવેન્દ્ર

ધીમંત,

તને શું લખું ? લાંબા સમયે લખવા માટે કલમ હાથમાં લીધી છે. મારા આદર્શો જે કોલેજજીવન દરમિયાન હતા તે આજે પણ કાયમ છે. એ બધું જ આજે પુનઃ તારી આગળ રજુ કરું છું.

મારે જીવનનો આનંદ પ્રાપ્ત કરવો છે. જીવન એના સંપૂર્ણ ઉત્કટ સ્વરુપમાં મારે ભોગવવું છે. મારે સંસ્કારી અને લબ્ધપ્રતિષ્ઠ માનવી બનવું છે. મારે એવું ચોક્કસ, પ્રખર અને નિશ્ચયી વ્યક્તિત્વ પ્રાપ્ત કરવું છે. જે એની મંજિલ જાણે છે, તે ત્યાં પહોંચવા કૃતનિશ્ચયી બને છે અને ત્યાં સફળતાપૂર્વક પહોંચે છે. સંવારે વહેલા ઊઠી, આખો દિવસ બરોબર જીવી રાતે સૂવા સમયે સંતોષપૂર્વક પથારીમાં પડી શકું—એવું મારે કરવું છે. જ્યારે કામ કરેતો હોઉં ત્યારે સખત કામ કરવું છે. રમતો હોઉં ત્યારે રમત સિવાય મારે બીજે ચિત્ત રાખવું નથી. એક જ ક્ષણે એક જ વસ્તુમાં મારું ધ્યાન એકાગ્ર થાય, મારી તમામ નિરીક્ષણ શક્તિ એમાં પરોવાય એવી શક્તિ મારે પ્રાપ્ત કરવી છે. મારે સહિષ્ણુ થવું છે. મારે આદર્શ નાગરિક બનવું છે. વિવિધ ધંધામાં પડેલી મોટી વ્યક્તિઓ મીલમાલીક, વિમા એજન્ટ, બેંકર પ્રોફેસર, કારખાનાના માલીક આસર—સાથે મારે પરિચય સાધવો છે. મારે સુંદર દેખાવડી છોકરીઓ સાથે ઓળખાણ કરવી છે. એમના કાર્યક્રમોમાં મને સદાય આમંત્રણ મળે એવી પ્રતિષ્ઠા સમાજમાં પ્રાપ્ત કરવી છે. લાગણીના સંઘર્ષમાં ચિત્ત સ્થિર રહી શકે એવી વ્યવહારુ બુદ્ધિ મારે મેળવવી છે. મારે કાર્ય સચ્ચાઈ જાળવવી છે. પરિણામનો વિચાર કર્યા વગર નીડરતાપૂર્વક સત્યનું ઉચ્ચારણ કરવું છે નવી વાતો સફળતાપૂર્વક અને સત્વર શીખી શકાય એવું બિનંગત દૃષ્ટિબિંદુ મારે ખીલવવું છે. જગતની નાનામાં નાની રમતથી માંડીને મોટી ભાષાઓ શીખવામાં મને ખૂબ જ રસ છે. ભયમુક્ત અને અને ક્રોધ વંચિત હોવા છતાં લાગણીથી સભર એવું સમભાવયુક્ત આચરણ માટે કરવું છે. લોક સાથેના વ્યવહારમાં સાદી રીતે સફળતાપૂર્વક હું કારોબાર કરી શકું એવી દક્ષતા મારે મેળવવી છે. મારે પસંદગીઓ કેળવવી છે. તો ચોક્કસ પૂર્વગ્રહોથી ય વિમુખ રહેવા માગું છું કલા, સાહિત્ય, સંગીનનો રસ મારે ખીલવવો છે. મારે વિવેચક બનવું છે. જાત માટે સાચી બિરાદરી કેળવવી છે. એને મદદ કરવાની ઇચ્છા મારા દિલમાં સતત રમ્યા જ કરે છે. મારે પ્રવૃત્તિશીલ વ્યક્તિનું જીવન જીવવું છે. એવું જીવન કે જે ગાંધીજી, સિંકલેર, ચર્ચીલ, વાલચંદ હીરાચંદ, ચાર્લી ચેપ્લીન વગેરે મહાપુરુષો વિધવિધ પ્રવૃત્તિઓ દ્વારા જીવે છે.

આવું જીવન જીવવા જેટલી મારામાં યોગ્યતા છે ખરી ? આવા જીવન માટે બે લક્ષણો આવશ્યક છે—અખૂટ શક્તિ, અને ચકોર બુદ્ધિ. બાકીના લક્ષણો તો તાલીમ કે સંસ્કાર દ્વારા મેળવી શકાય છે. મારા વિરોધી કૌટુંબિક વાતાવરણને લીધે જે સંસ્કાર મારા જીવન પર પડયા છે, તેમાંના કેટલા હું ટાળી શકું અને આવશ્યક શક્તિ કેટલે અંશે પ્રાપ્ત કરી શકું એ જ એક પ્રશ્ન છે. પાર્થિવ જગતમાં રહીને હું મારો આદર્શ કેટલે અંશે સિદ્ધ કરી શકીશ, એ આ પ્રશ્નના જવાબ ઉપર જ આધાર રાખે છે.

સુનંદના સપ્રેમ.

શ્રી. મનમથરાય,

ધીમંતની સૂચનાથી આ નાનકડો પત્ર તમને લખવા પ્રેરાયો છું. તમે માનસશાસ્ત્રી છો એટલે મારી હકીકત તુરત જ સમજી શકશો. અને ઉપયોગી સૂચનો કરી શકશો.

મારા વિપરિત કૌટુંબિક સંજોગોએ મારો અહમ્ સાવ અસ્થિર બનાવી દીધો છે. મારી જીવનશક્તિ એવી ધુંધવાયેલી રહે છે કે એ ગમે તે માર્ગે—ઘડીમાં મારા અનુકૂળ તો ઘડીમાં મારા પ્રતિકૂળ માર્ગે વહેવા માંડે છે. જીવન સાથે અનુકૂળ થવાના, સંવાદ સાધવાના મારા તમામ પ્રયત્નો આ કારણે લૂલા બની જાય છે. મારી જાતીય ક્રિયામાં ય આવી જ અસ્થિરતા છે. મારા શરીર સંબંધો જરાય સમતોલતા સાચવી શકતા નથી. હું ભિરુ છું, અભિમાની અને લોભી છું; જીવનના અન્ય સંબંધો જરાય જાળવી શકતો નથી. સંજોગો અનુકૂળ હોય ત્યારેય પ્રયત્ન કરવા છતાં પણ હું આનંદ વ્યક્ત કરી શકતો નથી. મારી લાગણી સાવ બુઠ્ઠી બની ગઈ છે. આત્મવિશ્વાસના અભાવે

સાવ અકુદરતી અસંતોષકારક જીવનમાં હું વિંટાઈ ગયો છું. મારી દૃષ્ટિ સન્મુખ જીવનની શક્યતાઓ પડી છે. એ પાંગરે, ફળવંતી બને એવી શક્તિ પણ એનામાં પડી છે છતાં અત્યારે તો સામાન્યતા, ગ્લાનિ, નિરાશા, નિષ્ફળતાના અંચળામાં જ એ ઢંકાયેલું રહે છે. એ સૂર્યપ્રકાશ જાણે કદી પામી શકશે જ નહિ.

મારા મનોરથો વિશે તો ધીમંતે તમને વાત કરી હશે એટલે એ વિશે વધારે લખતો નથી.

કાંઈક જવાબની આશા રાખું ને!

સુનંદના નમસ્તે

વાસંતી,

તને કયા શબ્દોમાં સંબોધું? પ્રિયે! તારા સંસર્ગ–સ્પર્શે જ મારામાં કેવો નૂતન પ્રેમ સંચરવા માંડયો છે! તું મને ચ્હાય છે એવી પ્રતીતિ દિલે થાય છે. અને પ્રેમના આનંદની જે ઉત્કટતા તારા દીલમાં તરવરે છે, એનો અંશ મને પણ શા માટે ન આપે? મને ય તું પ્રેમોલ્લાસનો ભોક્તા બનાવ. આ દિવ્ય લાગણીનો માત્ર પરિચય જ કરાવી સંતોષ ન માનીશ પણ જગતમાં મારા સિવાય તારે માટે અન્ય કોઈ નથી. મારું મૂલ્ય તારા માટે સૌથી વિશેષ છે. એવી પ્રતીતિ અંતરમાં કરી શકું એવું પણ કરજે. હું જ્યારે તારી પાસે હોતો નથી ત્યારે મારો અભાવ તને સાલે છે, તું મારી સતત ઝંખના કરે છે, મારું નામ રટયા કરે છે, મારા પર તારો અથાક પ્રેમ છે. એવી લાગણીનું પરામર્શ કરાવ. તારા પ્રેમની ઉત્કટતાનું એવું દર્શન કરાવ કે હું જ્યાં જાઉં ત્યાં મારા હૃદયમાં અપૂર્વ, દિવ્ય પ્રેમ ગીત સદાય ગૂંજ્યા કરે–તારા જીવનનો સાથી મહાન અને ભવ્ય આનંદ મારા હાથમાં રમે છે એવા જ્ઞાનનો આનંદ મારા હૃદયપટે સદાય ઊભર્યા કરે. મારા જીવનમાં બીજાનુંય સુખ સમાયેલું છે માટે ય જીવન હવે જીવવા યોગ્ય બન્યું છે, એવું ભાન મને કરાવ. તું જો સાચોસાચ આવું કરશે–અને તારા હૃદયની લાગણી વિષે તો જરાએ શંકા રહી નથી, તો મને જીવનનું સર્વોચ્ચ સુખ–દિવ્ય અને ઉન્નત–પ્રથમવાર જ પ્રાપ્ત થશે. મારે માટે જીવનનો અરુણોદય ત્યારે જ પ્રગટ થશે. અને તું ઇન્કાર કરશે તો એ અંધકારની હું કલ્પના પણ કરી શકતો નથી.

તારો સુનંદ

ધીમંત,

સુનંદના વ્યક્તિત્વ વિશે મારો જે ખ્યાલ છે તે એના સ્વપ્નો અને એના પૃથક્કરણ પરથી વધારે સ્પષ્ટ થશે. એના સ્વપ્નાના થોડાક નમૂના આપું. (૧) નાનો હતો ત્યારે જે નિશાળે જતો હતો એના વિશાળ મેદાનમાં હું ઘૂમતો હતો. મારો ભાઈ મોટર ચલાવતો ત્યાં આવી પહોંચ્યો. મને એણે મોટરમાં બેસાડવાની ના પાડી. મને ખૂબ ગુસ્સો આવ્યો. (૨) મારા પિતાએ આપઘાત કર્યો. (૩) જંગલી પાડાઓ આમતેમ દોડતા હતા...એક આપણને ગોળી મારી પણ એ મરી ન ગયો. (૪) મારી બહેન સાથે હું નોકરી કરતો હતો. એ મને દુઃખ આપતી હતી. મારા પર વારંવાર હુકમ ચલાવતી હતી. અમને જે પૈસા મળતા તે એ એકલી જ લઈ લેતી. (૪) એક છોકરી સાથે હું રમતો હતો. સ્વપ્નું આગળ ચાલતાં મેં જોયું તો એ મારી બહેન જ હતી. મેં એને ચુંબન કર્યું. મને એમાં ખૂબ રસ પડયો. જો કે મારી લાગણી જરાએ ઉશ્કેરાઈ નહોતી.

(૬) ગરીબાઈના કારણે મોહને આપઘાત કર્યો. મેં એને મકાનમાં અને ત્યાંથી પછી અદશ્ય થતાં જોયો. એકાએક મને લાગ્યું કે એનો શો વિચાર હશે. બીજી જ ક્ષણે મેં એ મકાનના છાપરા નીચે લોકોને એકત્ર થતા જોયા. (૭) મેં પડોશીના છોકરા વસંતરાયને હથોડા સામે રમતા અને કશાક ખપાટિયામાં ખીલા ઠોકતાં જોયો. એના હાથને નુકશાન થશે એવો મને ભય લાગ્યો. કોક અજાણ્યા રોગ સર એનું મૃત્યુ થાય છે. અને માબાપ એના મૃત્યુ પર શોક કરે છે. બીજા દાક્તરો સાથે હું ય એની સ્મશાનયાત્રામાં જાઉં છું. અને એમની સાથે મૃત્યુનું કારણ શોધવા પ્રયત્ન કરું છું......હું શરીર સંબંધ ઉપરના માતાની દેખરેખ અને અંકુશથી છૂટા રહેવાનો નિર્ણય કરું છું. મારી બહેન પણ એમ જ નક્કી કરે છે. અમે બન્ને બહાર સાથે જઈએ છીએ. કારણ કે અમારે શારીરિક સંબંધ કરવો છે.

આ એના સ્વપ્નાનાં થોડાક ઉદાહરણો છે. આનું પૃથક્કરણ કરીએ. સુનંદને એના ભાઈ તરફ છીડ છે. એ ગુસ્સે ભરાય છે. બીજા સ્વપ્નમાં એના પિતા તરફના દુશ્મનભાવ ડોકાય છે. પિતા તરફ આવો દ્વેષ એને અમુક ઇચ્છાઓ પિતાને મારી નાંખવાની પૂરી કરવા તરફ સ્વપ્નું સહાયભૂત થાય છે. ત્રીજા સ્વપ્નામાં જે જંગલી પાડાઓ આવે છે એ એની જંગલી, પ્રાથમિક વૃત્તિઓના સૂચકો છે. એને ગોળી મારવાની

વાતમાં એની ગુનાહિત અને આપઘાત કરવાની વૃત્તિનું પ્રતિબિંબ પડે છે. ચોથા સ્વપ્નામાં એ જાણે એવી રીતે વર્તે છે કે એની બહેન એને લૂંટી રહી છે. આમાં સ્ત્રી નો ભય વ્યક્ત થાય છે. પાંચમુ સ્વપ્નું બહેનગ્રંથિનો સરસ દાખલો છે એની લાગણીઓ કેમ બુઠ્ઠી થઈ છે, કે એ કેમ કશો જ ઉશ્કેરાટ અનુભવી શક્તો નથી એનું કારણ સમજી શકાય છે. એ અમુક લાગણીઓનું દમન કરે છે. અને આ દમન પછી સામાન્ય લાગણીઓના દમનમાં રૂપાંતર પામે છે. અને એ ઉદાસીનતામાં પરિણમે છે. છે. છઠ્ઠું અને સાતમું સ્વપ્નું એની નિરાશા તથા આપઘાતના કારણોનો ખ્યાલ આપે છે મોહન સુનંદની બહેન સાથે પરણવાનો હતો. આજથી ૭ વર્ષ પહેલાં પણ એની ગરીબાઈના કારણે સુનંદના ઘેરથી બધાએ ના પાડી. એની ગરીબાઈ સુનંદની ઉદાસીનતાના પ્રતિક રૂપે છે. અને સુનંદ પોતે જ મોહન છે: આ સ્વપ્ના પરથી આપણે એમ કહી શકીએ કે એની જાતીય ઇચ્છાઓ એની બહેન તરફ વળેલી છે. આ પરિસ્થિતિ નિરાશાજનક છે. આ બહેન ગ્રંથિ એની તમામ લાગણીઓ પર શાસન કરે છે. જીવનના સર્વ આનંદો, પ્રવૃત્તિઓ તરફ એને બેદરકાર બનાવે છે. છેલ્લા સ્વપ્નામાં આ હેતુ સ્પષ્ટ થાય છે. આ સ્વપ્નામાં વસંતરાય (સુનંદ પોતેજ) હસ્તદોષ–હથોડાની ક્રિયા હસ્તદોષનું પ્રતિક છે. ના તરંગમાં મહાલે છે. બાળપણમાં માબાપના વહાલના અભાવ વિશે એને ફરિયાદ હતી. સ્વપ્નામાં એ માબાપનો લાડીલો છોકરો છે અને કોક અજાણ્યા રોગ (આપઘાત) સર થયેલું મૃત્યુ માબાપને દુઃખ ઉપજાવે છે (ઇચ્છા પરિપૂર્ણતા) સ્વપ્નાનો અંત ભાગ સુનંદની હસ્તદોષ–કલ્પનાનું સાચું કારણ જણાવે છે. અને જીવનના રહસ્યનો પણ સ્ફોટ કરે છે. આ વિચાર છેદેખરેખ (નૈતિક દેખરેખ)થી દૂર થઇ બહેન સાથે રહેવાનો. એની નિરાશાજનક જાતીય પરિસ્થિતિ એને વિષાદ તરફ ઢસડી જાય છે.

એના આ વિચારોના મૂળમાં રહેલી બહેન ગ્રંથિ જો દૂર કરવામાં ન આવે તો એ આપઘાત કરવા તરફ પ્રેરાય એવો સંભવ છે. એ માટે સૌથી સરળ રસ્તો તો કોઈક સ્ત્રીમાં એ લાગણીનું આરોપણ કરે એ જ છે. તારાથી શક્ય હોય તો સુનંદને બચાવવા આવો રસ્તો અખત્યાર કરજે.

મનમંથના વંદે.

**શ્રી. મનમથરાય**

મારા આગલા કાગળથી તમે મારા માટે ચિત્રવિચિત્ર ખ્યાલો બાંધ્યા હશે. મારા અસ્થિર, વિસંવાદી, નિરાશામય જીવન વિશે મેં તમને જે લખ્યું હતું એ તો ક્ષણિક આવેશમાં આવીને જ મેં લખ્યું હતું. માણસના જીવનમાં એવા બનાવો બને છે માટે એ શુદ્ધબુદ્ધ ગૂમાવી બેસે છે. ચોમેર એને અંધકાર સિવાય લાગતું નથી. ત્યારે એ પોતાની જાતને અવનત, પતીત માની લ્યે એમાં તમને તો નવાઈ નહિ જ લાગે.

પણ આજે તો એક શુભ સમાચાર આપવા જ આ પત્ર લખું છું. મારા લગ્ન વાસંતી સાથે આ મહિનાની ચતુર્થીએ થવાના છે. ધીમંતનો આગ્રહ છે કે મારે તમને બોલાવવા. તમે આવી શકશો ? એટલો અનુગ્રહ જરૂર કરશો.

તમે જાતે જ મને જોશો એટલે તમારી કાગળ પરથી બંધાયેલી છાપ ભૂસાઈ જશે.

સુનંદ

●

કેટલાક માણસોને ખોરાકમાં વધારે પડતું મીઠું (salt) ખાવાની ટેવ પડી હોય છે. આરોગ્યની દૃષ્ટિએ વધારે પડતું મીઠું ખાવું એ ખુબ જ નૂકશાનકારક છે, કારણ કે વધારે મીઠું ખાવાથી લોહી ઝેરી બને છે. અને શરીર ક્ષીણ બને છે. જઠર, આંતરડા, કલેજું (લીવર) અને મુત્રાશય શિથિલ પડે છે અને અનેક રોગોનો જન્મ થાય છે. મીઠું પ્રમાણસર ખોરાકમાં લેવાય તો નુકશાન નથી કરતું. બ્લડપ્રેસર, (લોહીનું દબાણ) પગે સોજા આવવા, ખસ, ખરજવું, દાદર, લોહીનું બગડવું વગેરે દર્દો થાય ત્યારે મીઠા વગરની રસોઈ ઔષધોનું કામ આપે છે.

# ચમને અદબ : ૩

પ્રા. વિજયરાય ક. વૈદ્ય

[ 'સાહિત્યનો ઉદ્યાન' એવા અર્થના આ મથાળા હેઠળ વત્તીઓછી અગત્યનાં નવાં (ને કોઈવાર જૂનાં) પુસ્તકો પર લખવા વિચાર રાખ્યો છે. એ શબ્દોથી સૂચવાતો સમગ્ર વિષય એવો છે કે આપણા શિક્ષિત વાચકોમાંથી પણ થોડા જેને નિયમસર વાંચતા હશે તેવાં અંગ્રેજી–કે બીજાં—સામયિકોમાંના વિચારોનો પરિચય, ચર્ચા વગેરે પણ આ લખાણોમાં આવી શકે. પુસ્તકો વિશે પણ આપચારિક રીતે અવલોકન નહિ તેટલે અંશે તેનો પરિચય, અવતરણો કે એની વિચારસરણીની ચર્ચા આવશે. —વિ. ક. વૈ. ]

## ૫ 'ધ ડીલિવરન્સ'

'નિષ્કૃતિ' નામે શરદબાબુની એક ટૂંકી નવલનું રા. દિલીપકુમાર રાયે કરેલું અંગ્રેજી ભાષાન્તર ઉપલા નામે, ત્રિપાઠી લિમિટેડ તરફથી એમની નવી શ્રેણી નાલંદા પબ્લિકેશન્સમાં સુઘડ સ્વરૂપમાં પ્રકટ થયું છે. આધુનિક સમયના હિંદુ સંયુક્ત કુટુંબની આ વાર્તામાં આપણી એ જાણે વિલય પામતી જતી સંસ્થાનું હૂબહૂ ને વિગત-ભરપૂર ચિત્ર અપાયુ છે. કુટુંબનાં અનેક માણસોના અનેક તરેહના સ્વભાવો વિશેની, સૂક્ષ્મ જીવન-અવલોકનના ફળરૂપ, એ વિગતોમાંથી સર્જકે નાના પટ પર પણ સુંદર કલાયુક્ત આલેખન કર્યું છે. માત્ર આયોજનની નજરે, વસ્તુની ગૂંથણી સંતોષકારક લાગતી નથી એ જુદી વાત, પરંતુ આ રસપૂર્ણ રચનાનાં સૌથી આકર્ષક બે અંગ તે માનવભાવભરી સિદ્ધેશ્વરીનું તેમ જ બીજાં બે મુખ્ય સ્ત્રી પાત્રોનું આલેખન તથા લેખકની સંવાદકલા પરનું પ્રભુત્વ છે. પુરુષ પાત્રોમાં નાયક ગિરીશ એની શલ્યમનસ્કતાથી આપણું ધ્યાન ખેંચે છે તેટલું બીજા કશાથી નહિ. વાર્તાનો પરોક્ષ બોધ એવો સમજાય છે કે સંયુક્ત કુટુંબમાં વ્યક્તિઓ પોતાના મનના સાંકડાપણામાંથી મુક્તતા ('ડીલિવરન્સ') મેળવી શકે છે તે, સપાટી પર દેખાતા વત્તાઓછા સ્વાર્થીપણાના ભીતરમા પણ, મનુષ્યમાત્રના હૃદયમાં ઊંડે ઊંડે જે પ્રેમનો સ્રોત વહેતો હોય છે, તેના જ પ્રભાવે મેળવે છે.

## ૬ ૨૦મા સતકના બંગાળી કવિઓ

એમનામાથી, રવીન્દ્રનાથ સિવાયના વિશે આપણે કોઈ જાણતા નથી, તેથી ગયા માર્ચના 'ન્યુ હોરાઈઝન્સ'માંના એક લેખમાંથી નીચેનું તારવ્યુ છે.

૧૯૦૧થી શરૂ થતા આશરે બે દસકાઓની કવિતા પ્રવૃત્તિ પર બંગભંગ ને ત્યારની સ્વદેશીની હિલચાલની પ્રબળ અસર હતી. એ સમયના મુખ્ય કવિઓ એટલે, સ્વાતંત્ર્ય ને દેશભક્તિનાં ગીતો નવા નવા પદ્યપ્રયોગોમાં ગુંજનાર સત્યેન્દ્રનાથ દત્ત, રાષ્ટ્રભાવનાના એવા જ ઉછળતા ઉત્સાહમય નઝરુલ ઇસ્લામ,[1] વિશિષ્ટપણે કૌતુકપ્રિય કવિ કરુણાનિધાન બૅનરજી, ગૃહભાવો ગાનાર યતીન્દ્ર બાગચી, સ્વદેશવત્સલ કુમુદ રંજન મલ્લિક, ઇન્દ્રિયસુખોના આલ્હાદોનો કવિ મોહિતલાલ મજુમદાર, નૈરાશ્યવાદી, વક્રોક્તિપ્રિય, કાંઈક કર્કશ પદ્યોનો રચનાર ય. સેનગુપ્તા; સુગેય ને સુઘડ શબ્દાવલિમય કાવ્યોના લખનાર હેમેન્દ્ર રાય તથા સુરેશ ચક્રવર્તી.

એ સર્વ, લગભગ, પહેલુ મહાયુદ્ધ પૂરું થયા સુધીના (૧૯૧૮) કવિઓ હતા, તો આ બાજુ બે પાછલા દસકાના–એમ કહીએ કે બે મહાયુદ્ધોના વચગાળામા (૧૯૧૯–૩૯) પ્રકાશમાં આવ્યા તે-કવિઓમાં જેઓ સૌથી અગ્રિમ છે, જેમણે ઉચ્ચ કોટિનાં વિશિષ્ટતાયુક્ત સૌન્દર્ય-સર્જન કર્યા છે, તેમા પહેલું સ્થાન સુધીન્દ્ર દત્તને ઘટે છે. એમની કાવ્યમય જીવનસમીક્ષા જો સંસ્કૃત ભાષાની સમૃદ્ધિ અને ગૌરવવાળી બંગાળીમાં થઈ છે, તો વિષ્ણુ દેમાં મનોમય જીવનની વિશાળતા તથા કૌશલભર્યું આયોજન છે અને સમરસેનની ખાસ શક્તિઓ શુષ્ક વિષયો લઈને પણ શબ્દલાઘવ ને ભાષાસૌષ્ઠવના ગુણવાળાં સુનીતો ('સોનેટ્સ') રચવામાં રહેલી છે. પ્રેમેન્દ્ર મિત્ર માનવજાતિ માટેની ઊંડી લાગણી એમનાં ઊર્મિકાવ્યોમાં દર્શાવે છે. બીજા એક કવિ–સુભાષ મુખરજી–રાજ્યપ્રકરણમાંથી વસ્તુ લે છે, તેમ, અર્વાચીન જીવનને સદ્‌ભાવી ને તોપણ પ્રસંગે તીક્ષ્ણ દષ્ટિએ નિહાળનાર કવિ અમિય ચક્રવર્તી પણ બંગાળમાં છે. આ સિવાયના નોંધપાત્ર કવિજનોમાં રંગદર્શી બુદ્ધદેવ બોઝની, કીટ્સ જેવા પ્રકૃતિકવિ જીવાનન્દ દાસ તથા સ્વસ્થ કાવ્યરૂપોમાં મસ્તીનો રસ ઉપજાવનાર વિમલાપ્રસાદની અને ચમકદાર કાવ્યલેખક હેમચન્દ્ર બાગચીની પ્રતિભા પણ નવી બંગાળી કવિતાના શણગાર છે.

---

[1] આ કવિ વિશે એક સરસ લેખ બીજા એક સમકાલીન સુકવિ બુદ્ધદેવ બોઝે 'વિશ્વભારતી'મા (નવે ૪૪–જાન્યુ ૪૫) લખ્યો છે.

# બે વિચારપ્રવાહો

શ્રી નાનાભાઈ ભટ્ટ



'બે વિચારધારા'*નું આ પુસ્તક સમાજ પાસે મૂકતાં મને હર્ષ થાય છે. આપણે સૌ જાણીએ છીએ કે આજે આપણે ત્યાં બે પરસ્પરવિરોધી જણાતી વિચારસરણી ચાલી રહી છે અને આપણા રાષ્ટ્રક્ષેત્રમાં એ બે પ્રવાહોને એક કરતાં વધારે પ્રસંગોએ અથડાતા આપણે જોઈએ છીએ. આ અથડામણ કેટલે અંશે નરી ભૂલભરી છે તે આપણે આ પુસ્તકમાં સ્પષ્ટતાથી જોઈ શકીએ છીએ.

આ આખું ય પુસ્તક બંને વાદોનું સવિસ્તર નિરૂપણ કરે છે એમ નથી; આ તો એક રીતે બન્ને ય વાદોનું appreciation યા મૂલ્યાંકન છે. સમાજવાદીઓ ગાંધીજીની વિચારસરણીમાં જે જે ઊણપો જુએ છે તેનો જવાબ મારા મિત્રે ગાંધીવાદમાં આપ્યો છે અને ગાંધીજીના અનુયાયીઓ સમાજવાદમાં જે જે ઊણપો જુએ છે તેનો જવાબ એમણે સમાજવાદમાં આપ્યો છે. મારા મિત્રે આ દરેક વિચારપ્રવાહને એના પોતાના જ ગજથી માપવાનો પ્રયત્ન કર્યો છે અને તે તે વિચારપ્રવાહના મૂર્તિપૂજકોના જીવનથી માપવાનો પ્રયત્ન નથી કર્યો. એટલે જ બંને પ્રવાહોની વચ્ચે એમને વૈષમ્ય દેખાય છે તેના કરતાં સામ્ય વધારે દેખાય છે.

દુનિયાના તમામ આવા વાદો (isms)નું મૂળ તપાસીએ તો આપણને જણાશે કે જીવનના કોઈ પણ પ્રશ્નને એક ચોક્કસ એવી દૃષ્ટિથી અવલોકીએ ત્યારે જ એ વાદ ઊભો થાય છે. વાદ એટલે જ અમુક પરિસ્થિતિનો અમુક ચોક્કસ દૃષ્ટિથી થયેલો ઉકેલ. આવી ચોક્કસ દૃષ્ટિથી થયેલો ઉકેલ જેટલો વધારે ચોક્કસ હોય છે તેટલો એકદેશી પણ હોય છે એટલે આપણા નિરંતર બદલાતા જગતમાં એ સર્વદેશી થઈ શકતો નથી અને નવી પરિસ્થિતિમાં નકામો પણ થઈ પડે છે. આ રીતે દરેક વાદ અમુક દેશમાં અને અમુક કાળમાં ઊભા થયેલ પ્રશ્નનો ઉકેલ છે. ફક્ત આ રીતે જોઈએ તો ગાંધીવાદ એ આપણા દેશમાં પાકેલો અને આપણા જીવનની આબોહવાને અનુકૂળ એવો આપણા જીવનના મહાપ્રશ્નનો ઉકેલ ગણાય.

પણ ખરી રીતે ગાંધીવાદ એ વાદ નથી; એની કિંમત એના એકદેશીપણામાં નથી એટલી એના સર્વદેશીપણામાં છે. આજે આપણી નજર સામે ગરીબ અને તવંગર વચ્ચે, ભણેલા અને અભણ વચ્ચે, સ્ત્રી અને પુરુષ વચ્ચે, ગોરા અને કાળા વચ્ચે, ઉચ્ચ અને નીચ વચ્ચે, બુદ્ધિજીવી અને શ્રમજીવી વચ્ચે, સબળ અને દુર્બળ વચ્ચે જે મોટી વિષમતા દેખાય છે તે કોઈપણ રીતે જવી જ જોઈએ એ નિર્વિવાદ છે. પણ સમાજવાદ આ પરિણામ લાવવા માટે જગતનાં પીડિતોને આ વિષમતાનું ભાન કરાવી સામા પક્ષને પોતાની પીડિત દશામાં મૂકવાનો પણ પ્રયત્ન કરે અથવા તો તેમનાં ડોકાં સુદ્ધાં ઉડાવવાં હોય તો ઉડાડે; ગાંધીજી જગતના આ દેખાતા વૈષમ્યની પાછળ માનવીમાત્રમાં રહેલા ઈશ્વરી અંશને જુએ છે, તેને જોવાનું આમંત્રણ આપે છે અને પીડિતોને પોતાના આ અંશને અનુસરીને પીડનારાઓનાં ડોકાં ઉડાડવાને બદલે પોતાનાં ડોકાં ધરીને આ મહાપ્રશ્નનો ઉકેલ કેમ મળી શકે એ બતાવે છે.

અને છતાં ય સમાજવાદ જે નક્કર હકીકતો ઉપર રચાયો છે તેની કોનાથી ના પાડી શકાશે? સમાજવાદની ફિલસૂફીનાં પરિણામો આપણે સૌ નરી આંખે જોઈ શકીએ છીએ અને તેથી જ એ વાદે આપણા મનને મુગ્ધ કર્યું છે. વર્ણાશ્રમધર્મની કલ્પનાની પાછળ વ્યક્તિજીવન તેમ જ સમાજજીવનની ચોક્કસ યોજના છે; અને વધારામાં આ યોજના માત્ર બહારના સંયોગોને જ

* બે વિચારધારા: લેખક દર્શક: પ્રકાશક ગ્રામદક્ષિણામૂર્તિ–આંબલા, સોલ એજન્ટ: ભારતી સાહિત્ય સંઘ પો. બો. ૯૭૮ મુંબઈ–૧ કિંમત રૂ. ૨–૮–૦ પોસ્ટેજ ત્રણ આના.

ધ્યાનમાં લે છે એમ નથી પણ વ્યક્તિના માનસને પણ ધ્યાનમાં છે. ગાંધીજીની ફિલસૂફીનાં પરિણામો ગાંધીજી અને તેમના જેવા વિરલ દ્રષ્ટાઓ જુએ છે તેટલાં સામાન્ય દૃષ્ટિને દેખાતાં નથી.

વળી ગાંધીજીની ફિલસૂફી એ આધ્યાત્મિક છે અને સમાજવાદ એ જડવાદ છે એ વાતથી આપણે ભડકવાની જરૂર નથી. સમાજવાદ એ જડવાદ (materialism) છે પણ એ સ્વેચ્છાચારવાદ નથી; સમાજવાદ એ આત્મા–અનાત્માની પંચાતમાં પડતો જ નથી: એ તો ઇતિહાસની નક્કર હકીકતો ઉપર આજની વિજ્ઞાનની દૃષ્ટિથી જુએ છે અને તેનો ઉકેલ આપે છે. છતાં સમાજવાદ પીડિતોનાં દર્દ માટેની કરુણામાંથી જન્મ્યો છે; અને તેથી સમાજવાદની નૈતિક ભૂમિકા ઘણી ઊંચી અને ભલભલા કહેવાતા આસ્તિક ભાઈઓને શરમાવે તેવી છે. આપણા દેશમાં તો નિરીશ્વરવાદી સાંખ્યશાસ્ત્રીને પણ આપણે સન્માન્યા છે તો આ નિરીશ્વરવાદી સમાજવાદને પણ આપણે શા માટે ન સન્માનીએ? જે સમાજવાદીઓ જીવનમાં સ્વેચ્છાચાર સેવનારા હોય, જેમને જીવનનાં સનાતન મૂલ્યો ઉપર પગ મૂકીને ચાલવું જ હોય અને છતાં મોઢેથી સમાજવાદના મંત્રો ઉચ્ચારવા હોય તેઓ આ વાદના ખરા પ્રતિનિધિઓ જ નથી.

સમાજવાદનું સૌથી મોટું અંગ તેની આર્થિક યોજનાઓ છે. સમાજવાદ જનતાની તમામ જરૂરિયાતોની વ્યવસ્થિત ગણતરી કરે છે અને પછી અમુક ચોક્કસ કાળમાં તેને પહોંચી વળવાનો નિરધાર કરે છે એ આપણે જાણીએ છીએ. સમાજવાદમાંથી યોજનાનું આ તત્ત્વ ગાંધીજીના અનુયાયીઓને પણ સ્વીકારવું પડશે. પણ હું સમજું છું તે પ્રમાણે તો એ તત્ત્વ ખુદ ગાંધીજીના જીવનમાં પડ્યું છે અને હિંદુધર્મની રગમાં પડ્યું છે. મનુષ્ય માત્રે પોતાના જીવનનો પ્લાન બનાવીને જીવવું અને એ પ્લાન જીવનના કોઈ પણ એક અંગનો અનાદર કરીને ન ઘડવો પણ સર્વ અંગોનો સમન્વય કરીને ઘડવો એ હિંદુધર્મનું હાર્દ છે. એટલે જ હિંદુઋષિએ ગાયું કે: ‘सत्यान् न प्रमदितव्यम् कुशलात् न प्रमदितव्यम्’ ‘સત્યમાં પ્રમાદ ન કરવો, કુશલમાં પ્રમાદ ન કરવો.’ સમાજવાદનું આ તત્ત્વ ગાંધીવાદના ગર્ભમાં પડ્યું છે પણ તેના પર આજના કરતાં વધારે ઝોક દેવો જોઈશે.

પણ ગાંધીજીની ફિલસૂફી સમાજવાદ તેના અનુયાયીઓ પાસેથી જે ત્યાગ વગેરે માગે એ તો માગે જ છે પણ એથીયે ઘણું વધારે માગે છે. સમાજવાદીઓ રશિયામાં આજે જે વીરત્વ દેખાડી રહ્યા છે એ જ પ્રકારનું પણ અહિંસક વીરત્વ જો આપણે દેખાડી ન શકીએ; સમાજવાદીઓ રશિયામાં જે તાલાવેલીથી સમાજનું નવઘડતર ઉપાડી રહ્યા છે તે જ તાલાવેલીથી જો આપણે આપણું નવઘડતર ન ઉપાડીએ, સમાજવાદીઓ જે આગ્રહથી પોતાના દુશ્મનોને હરાવી રહ્યા છે તે જ આગ્રહથી જો આપણે આપણા પીડકોને પ્રેમથી વશ કરવા ન મથીએ તો આપણા માટે ગાંધીજીની ફિલસૂફી એ માત્ર મોઢાની વાતો છે. રશિયામાં સમાજવાદીઓની સમાજવાદમાં જે અપૂર્વ શ્રદ્ધા છે તે જ અપૂર્વ શ્રદ્ધા ગાંધીજીના અહિંસાવાદમાં આપણને હોય તો જ આપણે ગાંધીવાદને સફળ કરી શકવાના છીએ.

ગાંધીજીની ખાદી, ગાંધીજીના ગ્રામોદ્યોગો, ગાંધીજીની વર્ધાયોજના, એ બધાં ઘણાને હવાઈ લાગે છે કારણકે એમની અહિંસા હવાઈ જણાય છે. પણ ગાંધીની અહિંસા હવાઈ નથી પણ ઊલટું માનવી આજ સુધી એ અહિંસાનો પ્રયોગ જ આવડો થયો છે એ વાત આ ભાઈઓ ભૂલી જાય છે. આજે તો વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ પોકારી રહ્યા છે કે માનવજાતને જો આ પૃથ્વી પર ટકવું હશે તો તે પરસ્પરના બંધુભાવથી જ ટકી શકશે, એકબીજાનાં ગળાં કાપવાથી ટકી શકશે નહિ. જો વિજ્ઞાનશાસ્ત્રીઓની આ વાત હવાઈ ન હોય તો ગાંધીની અહિંસા હવાઈ શા માટે? પણ આજે આપણે ચોમેર દેખાતા હિંસાના વિજયથી એટલા બધા અંજાયા છીએ કે દુઃખથી છૂટવાની આપણી તાલાવેલીમાં આપણે ડૂબતો માણસ તરણું પકડે, તેમ ગમે તે સાધનને વાપરવા બહાવરા બન્યા છીએ.

ખરી રીતે તો આપણી અહિંસાની સમજ અધૂરી છે જે લોકો પોતાને વીર અને પરાક્રમી માને છે તેમને અહિંસા એક પ્રકારની નિર્વીર્યતા લાગે છે. પણ અહિંસા એ તો આજના રણક્ષેત્ર પર દેખાતા વીરોની વીરતા કરતાં ઘણી વધારે સવીર્ય છે. આજના માનસશાસ્ત્રીઓ બેધડક કહી શકે છે કે આજના સિપાહીની વીરતાના ગર્ભમાં ભય પડેલો છે જ્યારે ગાંધીજીનો અહિંસક સિપાહી

( અનુસંધાન પાન ૩૦૭ )

# આત્માનું પ્રતિબિંબ

મૂળલેખક : ઇલીન પીલીન
અનુવાદક : હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ

સંત સ્પીરીડોન ગરીબ મોચી હતો. નીચા વળીને જોડા શિવતાં, આખો દિવસ કામ કરતાં એ પરમાત્માનું ચિંતન કરતો. શાંતિમાં ધીમે ધીમે એ સૂકો રોટલો ખાવા બેસતો ત્યારે અથવા તો એને હૈયે વસેલી જગતનિયંતાની સુંદર સૃષ્ટિ તરફ નજર કરવા એ બારી બહાર ડોકિયું કરતો ત્યારે જ કંઈક આરામ એને મળતો.

શિયાળાની કડકડતી ઠંડી અથવા વસંતની સુખદ હૂંફ એને મન સરખાં જ હતાં. વૃક્ષની ફૂટતી કૂંપળો અને દેવળ નજીકના બગીચામાં સફરજનનું મ્હોરેલું વૃક્ષ જોવામાં એને આનંદ મળતો. વૃક્ષ–મંજરીની સુવાસ શાંત નાનકડો રસ્તો ભરી દઈ આ સાંકડી દુકાનમાં પણ આવતી હતી. આવા દિવસોમાં સંત સ્પીરીડોન અપૂર્વ આનંદ અને આશાથી સ્વર્ગના વિચાર કરતો અને કયારેક તો ઊભો થઈ બારી બહાર આકાશ તરફ જોઈ રહેતો.

એ વખતે તો એ યુવાન હતો. લોકોએ સંત તરીકે એની પૂજા કરવા માંડી નહોતી. પ્રભુકૃપાને પાત્ર એ પોતાને ગણતો નહિ અને જોકે એણે કદીયે પાપકર્મ આચર્યું નહોતું અને એની એક માત્ર ઇચ્છા પોતાના આત્માને એવો તપઃપૂત કરવાની હતી કે દેવળ સામે પાંગરેલા સફરજનના વૃક્ષની દીપ્તિ જેમ એ પણ ખીલી ઉઠે અને સફરજનનાં ધોળાં ફૂલો જેવી રીતે મધમાખીને મધુ આપતાં તેમ એનો આત્મા પણ બધે સદ્ગુણની સુવાસ ફેલાવે.

એ યુવાનની આધ્યાત્મિક સુંદરતાનું પ્રતિબિંબ એના દેહમાં પડતું હતું અને એથી એ સુંદર દેખાતો હતો એના મુખ ઉપર પ્રભુના તેજની દીપ્તિ હતી. અદૃશ્ય રહીને એના ભાલ પ્રદેશ ઉપરથી ગ્રીષ્મના પ્રભાતની એકાદ રજતરંગી કે ગુલાબી વાદળી ચાલી જતી હોય એવું લાગતું. પારલૌકિક ચિંતનમાં એકાગ્ર એની નીલ આંખોમાં ગગન ચંદરવાનું પ્રતિબિંબ ઝીલતાં સરોવરનું ઊંડાણ હતું.

શહેરની યુવાન લાવણ્યવતી શ્રીમંત યુવતીઓ આ જુવાનની એકાંત દુકાન આગળથી અવારનવાર જતી અને ઉત્સવોના દિવસોએ મોજડી શિવડાવવાને બહાને એનું રૂપ જોવા આવી જતી. આથી આ જુવાનનું ભક્તહૃદય ત્રાસી જતું અને જ્યારે આનંદિત યુવતીઓના શબ્દો અથવા તો એમના રેશમી કપડાંનો મધુર ધ્વનિ એ સાંભળતો ત્યારે પોતાની નિર્મળ આંખો નીચે ઢાળી દેતો અને નાનકડા રસ્તાનું વાતાવરણ ફરી પાછું શાંત થાય ત્યાં સુધી એ આંખો ઊંચી કરતો નહિ.

પ્રલોભનોથી દૂર રહેવા એની દુકાનના ઉંબર નજીક એક થાળીમાં એ રાખ ભરી રાખતો. જે કોઇ સ્ત્રી મોજડી શિવડાવવા એની પાસે આવતી તેણે આ થાળીમાં પગ મૂકવો પડતો અને એમાં પડેલાં પગલાં ઉપરથી મોજડીનું માપ એ લઇ લેતો. આમ આત્માની સ્ત્રી માટેની હરેક ભૂખ આ જુવાને ટાળી હતી જેથી કયારેય એનું આવું જીવનવ્રત તૂટે નહિ. પ્રલોભનની છાયા માત્રથી અને ઇન્દ્રિયસુખના પરિણામરૂપ શરીર માત્રને અડકવાથી એ દૂર રહેતો.

એક વખત સંત સ્પીરીડોન માચી ઉપરથી ઈટી નાની બારી બહાર નજર કરવા અને એક નાની વાદળી સાથે અદૃશ્ય થઈ રમતા દેવદૂતની લીલા જોઈ રાજી થતો હતો ત્યારે આ નાનકડી દુકાન આગળ સોનારંગી ચારોટ આવી ઊભી અને અંદરથી એક યુવાન મુસલમાન સ્ત્રીએ નીચે ઊતરી બારણું ઠોક્યું. અધખૂલ્યો બુરખો જોઈ સંત સ્પીરીડોને સહસા જમીન પર આંખો નીચી ઢાળી દીધી જેથી એ ઘૂંઘટ પટમાંથી પ્રલોભનનું આકર્ષણ એના આત્મામાં પ્રવેશે નહિ.

ધીમેથી બારણું ખોલીને આ સ્ત્રી અંદર આવી. બહાર સામ્રાજ્ય ભોગવતું વસંતનું સવાર એની સાથે આ અંધારી દુકાનમાં આવીને વસ્યું. સંત સ્પીરીડોને ફુવારાનાં જલનો મર્મર ધ્વનિ, પક્ષીઓનું કેલીકૂજન, કોઈ બાલાનું ગીત, અને યૌવનનું ઉલ્લાસભર્યું હાસ્ય સાંભળ્યું.

આ અજાણ સ્ત્રીની સાથે જીવનનો મિથ્યા આનંદ ઓરડામાં આવીને વસ્યો.

આ જુવાને ડોકું નીચું ઘાલી દીધું. શું બોલવું તે પણ એને સૂઝ્યું નહિ.

પછી આ યુવતીએ ધીમા અને પ્રેમાળ પરંતુ દૃઢ અવાજે પોતાની નવી મોજડીનું માપ લેવાનું એને કહ્યું.

'આ થાળીની રાખમાં પગ મૂકો. તમારાં પગલાં ઉપરથી હું માપ લઈશ.' સંત સ્પીરીડોને વિનયથી કહ્યું.

યુવતીનું મુક્તહાસ્ય ફેલાઈ રહ્યું. અને સંત સ્પીરીડોનને લાગ્યું કે જાણે એની નાની દુકાનના ઉંબર આગળ ઊભા રહી યુવક અને યુવતીઓનું ટોળું મીઠી સુગંધભર્યાં હજારો તાજાં ફૂલો એના ઉપર ફેંકતાં હતા. હાથો વડે એણે આંખ ઢાંકી દીધી અને એવા આર્જવભર્યા અવાજે એણે ફરીથી વિનવણી કરી કે આ યુવાનનું હૈયું પીગળતુ લાગ્યુ.

'ના' એટલું બોલી તે અટકી. અને થોડી ક્ષણ પછી ઉમેર્યું 'મારા પગનું જ માપ લો.'

એટલે સંત સ્પીરીડોને ઊઠીને પટ્ટી લીધી. અને આંખો ઊંચી કર્યા વિના પેલી અજાણી યુવતી પાસે ગયો. રેશમી ચણિયાની મોટી ઘેરને સંકેલી એણે નાજૂક પગલી માટી ઉપર મૂકી. સંત સ્પીરીડોને એને પગે પટ્ટી અડાડી. એ ક્ષણે આ ભક્ત હૃદયની ચિંતમકડી તૂટી અને આ કામમાં એકાગ્ર સ્પીરીડોને માપ જોવા આંખો ઊંચી કરી. આંખોના ખૂણામાંથી મુલાયમ કાળા મોજામાં કદલી કોમળ પગ એણે જોયા. આ જુવાનના આત્મામાં કાંઇક થઈ આવ્યું. થોડો વધુ વખત અને સંતને માટે એ ભૂલો પડવાનો.

પરંતુ ધર્મમાં એની અડગ શ્રદ્ધા ખસી નહિ. લાંબા સમયના વ્રતધારી જીવને એના મનને દૃઢ કર્યું હતું. જાગ્રત થતી લાલસાની સામે ધર્મભાવનાએ ટેકો આપ્યો; અને સ્પીરીડોને તરતજ ચામડું શિવવાનો સોયો લઈ જે આંખે પ્રલોભન આગળ નમતું મૂક્યું હતું એ આંખ એક ઝટકે દૂર કરી.

દારુણ વેદનામાંયે અધઃપાતમાંથી બચાવેલા આત્માના આનંદનો અવાજ સંત સ્પીરીડોને સાંભળ્યો; અને પરમ-આનંદની ઉત્કટતામાં ફરી પાછા વધારે કઠણ થઈને સોયા વડે બીજી આંખનેય દૂર કરી. એ આંખ ગુનેગાર નહોતી, પરંતુ જીવનશુદ્ધિની તરસ છીપાવવાને જ્યાંથી પ્રલોભન અને પાપનાં કિરણ દાખલ થતાં હોય તે આત્માની બારીઓ બંધ કરવાની ઇચ્છા આ યુવાનની હતી.

આંખો ગયા પછી સંત સ્પીરીડોન કાંઈ કામ કરી શકે એમ નહોતું. નાની દુકાન બંધ કરી એ વનમાં ગયો. ત્યાં એક મોટી નદીને કિનારે ઘાટી વનરાજી હતી. આવી સ્થિતિમાં ધીમે ધીમે એ વાંસની ચીપો તૈયાર કરતો અને સુરજની સામે બેસી ટોપલીઓ ગૂંથી ત્યાંથી જતા ખેડૂતોને આપતો, જે એને બદલામાં રોટલાનો ટૂકડો આપતાં. એની ચારે તરફ નિરવ શાંતિ અને આનંદ વેરાએલ હતાં નાની માછલીઓનો અવાજ એ સાંભળતો અને ઘણો વખત શાંતિથી કિનારે ઊભો રહેતો. મધમાખીનો ગણગણાટ અને સફેદ વૃક્ષોમાં મધુર રસ એવા શાંત આત્મમાં આનંદ રેડતાં. ટેકો લઈને એક જગાએથી એ બીજી જગાએ જતો ત્યારે એના પગ નીચે કીડી અને જીવજંતુ છૂંદાય નહિ એ માટે પ્રભુની પ્રાર્થના કરતો. અને સવાર સાંજ અને નમતી બપોરે વાતી પવનની લહેરો, વૃક્ષ વેલી અને ફૂલોની મીઠી સુવાસ એકત્ર કરી આ નયન રહિત સાધુ પાસે લાવી એના આત્માને આનંદથી પરિતૃપ્ત કરતાં.

આવી ઊંડી શાંતિમાં શતશઃ પરિશુદ્ધ થએલા સંત સ્પીરીડોનના વિચારો પ્રભુ તરફ વળતા અને સંસાર પરના પ્રભુના કૃપાકટાક્ષના લાંબા ચિંતનમાં એ પડી જતો.

ફક્ત એક વસ્તુ આ સાધુ પુરુષને હેરાન કરી નાખતી, વનમાંના પક્ષીઓનું કેલીકૂજન. સંત સ્પીરીડોન પારેવાં, ચંડોળ અને બીજાં પક્ષીઓને ઝાડની ડાળીઓ પર ઊતરતાં સાંભળતો અને એમની પ્રણય-વાર્તા એને મૂંજવતી. પથરા ભેગા કરી જંગલમાં આડાઅવળા એ ફેંકતો. હાથ ઊંચા કરી એમને દૂર ઉડાડી મૂકવા એ પ્રયત્ન કરતો. પરંતુ પક્ષીઓનું કૂજન ગુંજન અને પરસ્પરનો સંબંધ ચાલુ જ હતો. ગમે એટલા પ્રયત્નો છતાંય આ સાધુ પુરુષના માનસપટ પર પક્ષીઓની પ્રણય પ્રવૃતિનાં ચિત્રો ખડા થતાં, અને એક દિવસ આમ ત્રાસી ગએલો છતાં એ સમજ્યો કે એના આત્માને બીજી પણ આંખો હતી, અને એને દૂર કરવી એ અશક્ય હતું. ગૂંથાતી ટોપલીને ટેકે નીચા વળી વિચાર કરતાં કરતાં એને સમજાયું કે બીડાએલા આત્માની આંખો વડે એ ચિંતન કરતો તે કરતાં ખુલ્લી આંખોએ ચિંતન કરતો ત્યારે આટલી મુશ્કેલી નહોતી પડતી. એને ભારે ચિંતા થવા લાગી. આનું કારણ એને સમજાયું નહિ. એટલે એણે વિચાર્યું કે પ્રભુનો કાંઈક અપરાધ થયો હશે અને દિવસરાત એ પ્રાર્થના કરવા લાગ્યો., પણ વખત જતાં એના આત્માની શાંતિ સદંતર જતી રહી.

એક વખત ગૂંથાતી ટોપલી પૂરી થવા આવી હતી ત્યારે જે પ્રસંગે

એણે આંખો વીંધી હતી તે ભ્રષ્ટ ચિત્ર એને યાદ આવ્યું. ચણિયો સહેજ ઊંચો કરી, મુલાયમ મોજાં પહેરેલો નાજુક પગ બતાવતી સુંદર યુવતીને પોતાની સામે ઊભેલી એણે જોઈ. ભ્રષ્ટ કરતું આ ચિત્ર દૂર કરવાના એણે મિથ્યા પ્રયત્નો કર્યા. જ્યાં જ્યાં એનો આંખો વિનાનો ચહેરો ફરતો ત્યાં બધે આ સ્ત્રી દેખાતી અને એનું મુક્ત હાસ્ય સંભળાતું. સાધુપુરુષ આક્રોશ કરી પ્રભુને સહાય કરવા વિનવતો હતો. બધું ફોકટ ગયું. આ માદક દ્રશ્ય ફરી ફરીને એને ઘેરી વળતું હતું. એની નીલ આંખો ચળકતી હતી તે વખતે ય જે એણે જોયું નહોતું કે જોવાની ઇચ્છા નહોતી-તે એને જોવું પડયું. અદમ્ય વાસના એના લોહીમાં જોર કરતી હતી.

એને પ્રાર્થના કરવી હતી પરંતુ એના મ્હોંમાંથી પ્રણયભાવના શબ્દો સરીને આ શાંત વનરાજીમાં ઘૂવડની ચીસની જેમ પડઘા પાડી રહ્યા.

"મારા પ્રભુ, શા માટે તું મને દુઃખ દે છે? તને પામવાને મેં આંખો વીંધી, પરંતુ હું તો તારાથી ઘણો દૂર છું! પ્રભો, તારો ચમત્કાર બતાવ!'

અને પ્રણામ કરવાને એ ભૂમિ પર પડયો ફરી એ ઊભો થયો અને આકાશ તરફ માથુ ઊંચુ કર્યું ત્યારે ગગન ચંદરવાનું પ્રતિબિંબ ઝીલતા સરોવર જેવી ઊંડી નીલ આંખોમાં તેજ ચમકતું હતું.

---

બલ્ગેરીઅન લેખક ઇલીન પીલીનની વાર્તા 'સંત સ્પીરીડોન'નો અનુવાદ.

## બે વિચારપ્રવાહો : પાન ૩૦૪ થી ચાલુ

દુશ્મનના જુલ્મથી થડકતો નથી એટલું જ નહિ પણ એવા જુલ્મને આમંત્રણ આપીને દુશ્મનને ધરવી દેવા મથે છે. માટે જ ગાંધીજીની અહિંસા એ કોઇ નિષ્ક્રિય વસ્તુ નથી પણ સક્રિય વસ્તુ છે. આવી અહિંસા એ હિંસાનો અભાવ માત્ર નથી પણ પ્રત્યક્ષ કાર્યમાં ઊભરાતો માનવપ્રેમ છે; આ માનવપ્રેમ એ માત્ર લાગણીના વેવલાવેડા નથી પણ પોતાની મર્યાદાના પ્રદેશમાં ચાલતી હિંસાનો આકરો પ્રતીકાર છે. આવો વિશ્વપ્રેમ સમાજવાદના ગર્ભમાં પણ પડયો છે ખરો. પણ આવા વિશ્વપ્રેમની સ્થાપના કરવા માટે થોડો કાળ હિંસાનો આશરો લઈ લેવો અને વાતાવરણને સાવ સાફ કર્યા પછી વિશ્વપ્રેમ સ્થાપવો એ સમાજવાદનું પણ સ્વપ્ન છે. પણ એકવાર ઉગ્ર વિશ્વદ્વેષ કેળવ્યા પછી વિશ્વપ્રેમનું વાતાવરણ કેવી રીતે ઊભું કરી શકાય એ આપણે સૌએ જોવાનું રહ્યું. પણ સમાજવાદીઓ જો એમના દ્રષ્ટાના દર્શનને બરાબર વળગી રહેશે અને વિશ્વપ્રેમની સ્થાપના કરવાનો આગ્રહ રાખશે તો થોડા જ વખતમાં એમને એમની ભૂલ સમજાયા વિના નહિ રહે. અને તે દિવસે એ ભાઇઓ એમના આજના આગ્રહથી અહિંસાને જગતમાં સિદ્ધ કરી દેખાડે પણ ખરા.

ગાંધીજીની ફિલસૂફીની એક વાત ધ્યાન ખેંચે એવી છે. ગાંધીજી સમગ્ર જીવનને સળંગસૂત્ર જુએ છે અને એ દૃષ્ટિથી જીવનના તમામ વ્યવહારોને માપે છે. એટલે તો આ ઉમ્મરે ઘરડા હોવા છતાં એ નિરંતર જુવાન છે. એમની ફિલસૂફી પણ સર્વગ્રાહી છે. પોતાના વ્યક્તિત્વને બરાબર જાળવીને જ્યાંથી જે સારું મળે તે લેવું અને પચાવવું એ એમનો જીવનમંત્ર છે. આ જ એમની અહિંસાનું હાર્દ છે. ગાંધીજીની ફિલસૂફી પ્રમાણે વર્તનારા આપણે જો એનું આ હાર્દ સમજીએ તો સમાજવાદને પણ આપણે યથાર્થ સમજવાનો પ્રયત્ન કરશું અને એના પચાવવા જેવા હોય તે અંશોને પચાવશું. આ પ્રમાણે થશે તો જ અને ત્યારે જ આ બે વિચારપ્રવાહોનો સંઘર્ષ મટીને સંગમ થશે અને માત્ર આપણા દેશનું જ નહિ પણ આખા જગતનું કલ્યાણ થશે.*

---

* તાજેતરમાં પ્રગટ થનાર 'બે વિચારધારા' નામના પુસ્તકનો આમુખ.

# જીવન સૌરભ

## શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહને અંગે ગાંધીજીની કીર્તિ સામ્રાજ્યના ખૂણે ખૂણે પ્રસરી રહી હતી. ૧૯૧૫ના જાન્યુઆરીમા ગાંધીજી જ્યારે મુંબઈ ઊતર્યા ત્યારે તેમના માટે શાહી સ્વાગતની ગોઠવણ કરવામાં આવી હતી. મદ્રાસ તથા ઘણા તામિલો માટે ગાંધીજીના હૃદયમાં સદા માટે સ્થાન હતું. તેમની બહાદુરી તથા અવિરત ભક્તિની પ્રશંસા કરતાં તે કદી થાકતા નહિ, અને તેથી આ ગ્રામ્ય 'હેમ્પડનો'નાં સગાંવહાલાં તથા મિત્રો– દૂર દૂરના ગામડાઓમાં રહેતા ગરીબ સ્થિતિના, અજાણ્યા–ને શોધી કાઢવાનું તેમના પ્રેમને અનુરૂપ હતું. એપ્રિલ મહિનાની એક સાંજે તેમના પત્ની સાથે તે મદ્રાસ આવી પહોંચ્યા. સ્ટેશનના પ્લેટફોર્મ પર આગેવાનો તેમનું સ્વાગત કરવા હારતોરા લઈને ઊભા હતા. બહાર તેમના દર્શનની રાહ જોઈને મોટું ટોળું એકઠું થયું હતું. તે વખતે ગાંધીજી આટલાં ઓછાં કપડાં પહેરતા નહોતા. તે હાથનાં કાંતેલ સફેદ કપડાં પહેરતા હતા તથા માથે મોટી પાઘડી મૂકતા હતા, ત્રીજા વર્ગના એક ડબામાંથી બન્ને ઊતર્યા. ગામડામાંથી શહેર જોવા આવેલ ગરીબ ખેડૂતના કુટુંબની માફક તેમની પાસે લુગડાંની ગાંઠડી હતી. દૂર દેશમાં સેંકડો પરાક્રમ કરી આવેલ વીરના જેવું આ લાગતું નહોતું. ગાંધીજી શ્રી: જી. એ. નાટેસનના મહેમાન થયા હતા. શ્રી નાટેસને તેમના જીવન વિષે ઘણું વાંચ્યું હતું છતાં તેમના જીવનની સાદાઈ વિષે તેમને ચોક્કસ ખ્યાલ નહોતો. શ્રી. નાટેસને એસ્પ્લેનેડની તેમની ઓફીસના મકાનમાં ઓછામાં ઓછી જરૂરિયાત ગણી શકાય તેવી સગવડ તૈયાર કરી–બે ખાટલા, એક ગાદીવાળી ખુરશી, એક ટેબલ તથા એક ઊંચું ટેબલ. જ્યારે ગાંધીજીને આ બતાવવામાં આવ્યું ત્યારે થોડી વાર તે તાકીને જોઈ રહ્યા અને પછી ખડખડાટ હસી પડ્યા. તેણે કસ્તુરબાના ઓરડામાંથી ખાટલા, શેતરંજી તથા બધું ફર્નિચર કાઢી નાખવાનું કહ્યું., જ્યાંસુધી મોજશોખનાં સાધનો દૂર ન થાય ત્યાંસુધી તેને ઘર જેવુ લાગવાનુ નહોતુ.

*

એપ્રિલની ૨૧મી તારીખે મદ્રાસના શહેરીઓએ વિક્ટોરિયા પબ્લિક હોલમાં ડૉ. સર સુબ્રમણ્ય આયરના પ્રમુખપણા નીચે તેમને એક માનપત્ર આપ્યું. માનપત્રનો જવાબ વાળતાં ગાંધીજીએ જણાવ્યું કે 'સાહેબ, આ ભાષણમાં વપરાયેલ ભાષાના દશમા ભાગ માટે પણ અમે લાયક હોઇએ તો દક્ષિણ આફ્રિકામાં જે લોકોએ પોતાનાં જીવન અર્પણ કર્યાં છે અને તેમ કરીને તમારા પીડિત દેશભાઇઓ વતી પોતાનું કાર્ય પૂરું કર્યું છે તેમના માટે તમે કઈ ભાષા વાપરશો ? સત્તર અને અઢાર વર્ષના કુમારો નાગાપન અને નારાયણસ્વામી–જેઓએ માતૃભૂમિની આબરૂ ખાતર બધા દુઃખો, કષ્ટો તથા અપમાનો સહન કર્યાં–તેમને માટે કઈ ભાષા વાપરશો ? સત્તર વર્ષની સુકુમાર બાળા વાલ્લિયામાને મારિત્ઝબર્ગના કેદખાનામાંથી મુક્ત કરવામાં આવી ત્યારે તાવને અંગે હાડકાં તથા ચામડી જ બાકી રહ્યાં હતા અને લગભગ મહિ*નામાં મૃત્યુ પામી તેને માટે કઈ* ભાષા વાપરશો ?

*

થંબુચેટીસ્ટ્રીટમાં શ્રી. નાટેસનના ઘરમાં ગાંધીજી રહેતા હતા ત્યારે એક દિવસે તે તેમની સાથે એક પંચમ બાળકને લાવ્યા. તેમને તે નાઈકર કહેતા હતા. શ્રી. નાટેસનને અસ્પૃશ્યો પ્રત્યે સહાનુભૂતિ હોવા છતાં, તેમની સ્થિતિ સુધારવાની તેમની પ્રબળ ઇચ્છા હોવા છતાં પોતાના ઘરમાં પંચમ બાળકને રાખવા જેટલા તે તૈયાર નહોતા. પરંતુ ગાંધીજીનું વર્તન વાણીને અનુરૂપ હોવું જ જોઈએ. એટલે પોતાના કાર્યની નવીનતાથી અજાણ હોઇ તે તો છોકરાને સીધો ઘરમાં લઈ ગયા. ઘરમાં શ્રી. નાટેસનનાં માતુશ્રી પણ રહેતા હતા તેમની રીતે તે ખૂબ જ ચુસ્ત હતા. આ ઉપરાંત બીજા અંતેવાસીઓ પણ આ *આભડછેટથી અલગ જ બની ગયા.* બે જ વર્ષ પહેલાં શ્રી. નાટેસને દલિત વર્ગ પરિષદના પ્રમુખપદેથી અસ્પૃશ્યો તરફના ઉચ્ચવર્ગના વર્તનની ઝાટકણી કાઢી હતી. ગાંધીજીએ તે ભાષણ વાંચ્યું હતુ અને તેથી તેમનાં ઘરમાં બાળકને લઈ જવામાં કંઇ મુશ્કેલી નહિ આવે-તેમ તેમણે કુદરતી રીતે જ ધાર્યું હશે. શ્રી. નાટેસન મુશ્કેલ પરિસ્થિતિમાં આવી પડ્યા. એક બાજુ ગાંધીજી પ્રત્યેનો તથા પોતાના સિદ્ધાંતો

પ્રત્યેનો ભાવ અને બીજી બાજુ વૃદ્ધ માતાની લાગણી ન દુ:ખાય તે જોવા માટેની પ્રેમભરી આતુરતા ! પરિસ્થિતિ ખરેખર મૂંઝવે તેવી હતી. આ પરિસ્થિતિ જોઈને ગાંધીજીએ પોતાની શાંત રીતે તેનો ઉકેલ લાવવાનો નિર્ણય કર્યો. જ્યારે નાઈકર માંદો પડયો અને ગાંધીજી કલાકોના કલાકો સુધી દરદીની પાસે બેસીને તેની સારવાર કરવા લાગ્યા ત્યારે તે તક મળી ગઇ. ગમે તેટલા ઉપદેશ કરતાં આ મૂંગું કાર્ય વધારે અસરકારક નીવડયું અને શ્રી. નાટેસનને જણાયું કે તેમના વૃદ્ધ માતા નવી પરિસ્થિતિને અનુકૂળ થતા જ હતા.

શ્રી. નાટેસન એવા જ બીજા મહત્વના પ્રસંગનું વર્ણન આપે છે.

મહાન દેશભક્ત તથા પત્રકાર શ્રી. જી. સુબ્રમણ્ય આયરના ઘેર તેમની સાથે ગયાનું મને યાદ આવે છે. શ્રી. આયર ભયંકર દર્દથી પીડાતા હોવા છતાં દેશના માટે પોતાનાથી બનતું કરી રહ્યા હતા. ગાંધીજીના કાર્ય માટે દેશ મગરૂર હોવાનું આયરે જણાવ્યું અને દુ:ખીદિલે પોતાની અશક્તિ વ્યક્ત કરી કે ભયંકર દર્દને લઇને અશક્ત બનવાથી હું દેશના માટે જરા પણ ઉપયોગી નથી પોતાની અસહાય સ્થિતિનું વર્ણન કરતાં તે રડી પડયા. 'તમે દેશને માટે મહાન કાર્ય કર્યું છે અને તમારે દિલગીર થવાનું કારણ નથી.' એમ કહીને ગાંધીજીએ તેમને દિલાસો આપ્યો અને પોતાના કપડાના છેડાવતી એકદમ તેમનાં ઘાગં લૂછી નાખવા લાગ્યા. મને તથા મારા મિત્ર મિ. (હવે રાઈટ ઓન. ડો.) શાસ્ત્રીને આ અદ્‌ભુત દૃશ્ય જોઈને મનમાં બહુ અસર થઈ.

*

ગાંધીજીએ પોતાના બાળકોને કેવી રીતે ઉછેર્યા તે સંબંધી શ્રી. નાટેસન કહે છે કે, આધુનિક કેળવણીની ઉપયોગીતામાં ગાંધીજીને કદી વિશ્વાસ ન હોવાથી તેમણે પોતાના પુત્રોને આવા કોઈ દૂષણથી મુક્ત રાખ્યા હતા. ગાંધીજીની અનંત રોકાણો હોવા છતાં તેમણે પોતાના પુત્રોને કેળવણી આપવાનું પોતાના માથે રાખ્યું હતું. અત્યારે વર્તમાનપત્રોના જગતમાં જોખમદારી ભર્યું સ્થાન ભોગવતા દેવદાસને શાળાની કે કોલેજની કેળવણી મળી નથી. એક જ છત્ર હેઠળ મહાન પિતાની સેવા કરવી તે પોતે જ ઉદાર કેળવણી છે. તેના કિસ્સામાં તો ગમે તેમ પણ તે વાજબી ઠર્યું છે. મને યાદ છે કે ઇ. સ. ૧૯૧૮માં હિંદીનું પ્રચાર કાર્ય કરવા માટે ગાંધીજીએ દેવદાસને મારે ત્યાં રહેવા માટે મોકલ્યા હતા. મહાત્માજીએ મને લખ્યું હતું કે 'તે ગુજરાતી કુટુંબમાં રહે તેમ મારી ઇચ્છા નથી. તેણે તામિલ ભાષા શીખવાની છે તથા હિંદી શીખવવાની છે.' આ કેળવણીની ગાંધી પ્રથા છે. દેવદાસે પોતે પોતાની સંભાળ રાખવી જોઈએ. જો તે માંદા પડે તો તેમાં તેનો જ દોષ છે. એક વખત મારા ઘરમાં તે માંદા પડયાનું સાંભળીને તેમણે મને લખ્યું કે 'મેં એવી આશા રાખી હતી કે દેવદાસ માંદા પડવા જેવું અસભ્ય વર્તન ચલાવશે નહિ.'

શ્રી. નાટેસન ગાંધીજીના બીજા પુત્ર મણિલાલ (અત્યારે તો 'ઇન્ડિયન ઓપિનિયન'ના તંત્રી) સંબંધી એક બનાવનું વર્ણન કરે છે. ગાંધીજીએ સ્થાપેલ સત્યાગ્રહ આશ્રમના મણિલાલ અંતેવાસી હતા. આશ્રમવાસી તરીકે આશ્રમના નિયમો પાળવા તે બંધાયેલ હતા. હવે નિયમોમાં કંઇ પણ મિલ્કત ન રાખવાનો નિયમ હતો. આશ્રમમાં દાખલ થયા પહેલાં મણિલાલના સેવિંગ્સ બેંક ખાતામાં નાની સરખી રકમ હતી. દૂર રહેતા તેના એક ભાઇએ મણિલાલ પાસેથી થોડા પૈસા મગાવ્યા. પોતાના ભાઇને મદદ થાય અને પૈસાનો આ રીતે નિકાલ થઇ જાય તેમ બેવડા હેતુથી મણિલાલે બેંકમાંથી પૈસા ઉપાડીને તેના ભાઇને મોકલી આપ્યા. વખત જતાં પૈસાની રસીદ આશ્રમના સરનામે ગાંધીજીના હાથમાં આવી. પોતાનો જ પુત્ર આશ્રમની શિસ્ત એટલે અંશે ભૂલી જાય કે પોતાની મરજી મુજબ વાપરવા માટે ખાનગી પૈસાની માલિકી ધરાવે—આ વસ્તુ ગાંધીજીના મનથી એવો ગુનો હતો કે જેનું યોગ્ય પ્રાયશ્ચિત કરવું જ જોઇએ. મણિલાલના ખુલાસા તથા તેની માતાની વિનવણી છતાં ગાંધીજી તેને આશ્રમમાંથી કાઢી મૂકવા તૈયાર થયા.

એક રાત્રે જ્યોર્જ ટાઉનના મારા નિવાસસ્થાને આવીને મણિલાલે તેના પિતાનો પત્ર મને આપ્યો ત્યારે આ વાતની મને ખબર પડી. પત્રમાં બીજી બાબતો ઉપરાંત જણાવ્યું હતું કે મણિલાલ પાસે કડક શિસ્ત પળાવવી. તેણે પોતાનું ભોજન હાથે રાંધી લેવું અને કાંતતા શીખી જવું.

[ અનુસંધાન પાન ૩૧૨ ]

# રજવાડી હિંદનો પરાજય

લેખક :
મગનભાઈ દેસાઈ

## ખંડ બીજો (ચાલુ) પેશવાઈનું પતન [૧૭૯૬–૧૮૦૨]

**[ પેશવાઈના મુખ્ય સામંતો ને મુત્સદ્દીઓના કેવા ઢંગ હતા એ આપણે ગયા અંકમાં જોયું. હવે ખુદ પેશવાના હાલ જોઈએ ]**

### ૬
### છેલ્લો પેશવા

'મરાઠા રાજ્ય શિવાજીએ રચ્યું. તેના પુત્ર સંભાજી ને રાજારામે પોતાના પ્રાણ ખરચી તેનું રક્ષણ કર્યું. પછી બાજીરાવ આદિ પેશવાઓએ, સિંદે–હોલ્કર, ભોસલે વગેરે પરાક્રમી સરદારોની સહાયથી, તે રાજ્યને વધાર્યું અને આ વૃદ્ધિ સદાશિવરાવ ભાઉ તથા માધવરાવે પોતાનો દેહ ખર્ચી પૂર્ણ કરી આવા આ મરાઠા રાજ્યને આખરી મંઝીલે પહોંચાડનારા ગ્રહ પણ તે જ પેશવાઓના ઘરમાં પેદા થયા, તે રઘુનાથરાવ (રાઘોબા) અને તેનો પુત્ર બાજીરાવ હતા. પહેલી મંડળીએ ઇતિહાસમા જેવી કાયમી કીર્તિ મેળવી, તેવી જ કાયમી અપકીર્તિ આ બે જણે વહોરી. તેમાંય બાજીરાવની (બીજો) અપકીર્તિનો જોટો તો સમગ્ર જગતમાં ન મળે. એકસરખી ઠોકરો ખાવા છતા, અને ઘડીએ ઘડીએ પ્રત્યક્ષ અનુભવો થતાં છતા, જે પુરુષે પોતાનું વર્તન જરા પણ બદલ્યું જ નહિ; અરે! આપણે ખોટું કરીએ છીએ એવી ભાવના જ જેને જન્મભર થઈ નહિ, તે માણસની મનોરચના જ કાંઈક અજબ હોવી જોઈએ. કારણ, એવડા પરાક્રમી પુરુષોએ કમાયેલા રાજ્યને ગુમાવવા માટે આ માણસે તલવાર એક ન બતાવ્યો એટલું જ નહિ, તેણે પછીનાં પોતાની ઉંમરનાં ૩૩ વર્ષ એકસરખી પહેલા પેઠેની મોજમજા ને એશઆરામમાં ગાળ્યાં: એના જોટાનો બીજો આદમી સામાન્યપણે મળે એમ નથી

(સરદેસાઈ. પુ૦ ૩, પા. ૧–૨)

મરાઠા રાજ્યમંડળના અને હિંદ આખાના આ વિષમ કાલે બીજા બાજીરાવ જેવો તદ્દન નાલાયક માણસ પેશવા હોવો એ એક કમનસીબ જ કહેવાય. આ માણસને એક જ ધૂન હતી અને તે પેશવા થઈ મનસ્વી રીતે વર્તવાની. અને તેનું મનસ્વીપણું એક હલકટ માણસને છાજે એવું હતું. જે નાના ફડણીસનું અક્ષણ હોય તો પોતાનું ન હોય,—તેથીજ નાનાની જોડે અણબનાવ! નાનાને કોઈ જો દબાવી શકે તો તે લશ્કરી બળવાળો સિંદે,—તેથી જ સિંદે જોડે ગુપ્ત કરાર કે, તારે નાના જીવે ત્યાં સુધી મને છોડીને પૂના બહાર ન જવું. મોગલ સામ્રાજ્યના વારસ સમા મરાઠા રાજ્યમંડળના અધિપતિની ટૂંકમા આ મનોદશા!

અને પોતે મનસ્વી બનીને કરવા શું માગતો? સિંદેને પોતાની સહાયમાં રાખીને નાના ફડણીસને દબાવી કઈ કામગીરી બતાવી? શેને પોતાની કરતબગારી તે સમજ્યો? તેનો સમકાલીન ઇતિહાસકાર એલ્ફિન્સ્ટન એ વિષે લખે છે તે જ જોઈએ

'સ્નાનસંધ્યાદિ કામોમાં તેનો જેટલો વખત જાય છે તે સિવાયનો બાકીનો બધો વખત દુરાચાર અને લજવે એવાં કામોમાં જાય છે. બહારથી તે મોટ મર જાદી પોતાને બતાવે છે પરંતુ મસ્તકી મંડળી અને નિર્લજ્જ સ્ત્રીઓ વચ્ચે બેસી પહોર ઘડી આવ્યા વગર તેનો દિવસ જતો નથી. તે મંડળીમાં બીભત્સતા અને વ્યભિચારના જે અત્યંત નિંદ્ય પ્રકાર ચાલે છે તે એવા ગંદા છે કે તે વિષે બોલવા જેવું જ નથી આ મંડળીમાં આવનારી સ્ત્રીઓ બહુધા મોટા લોકોની જ હોય છે. જે સરદાર પોતાની સ્ત્રી સરકારના વાડામાં ન મોકલે તેના ઉપર શ્રીમંત સરકાર—પેશવાની અવકૃપા થાય છે."*

'પેશવાનો શનિવારવાડો આજ સુધી મરાઠા રાજકારણનું કેન્દ્ર હતો તે ઠેકાણે બીજા બાજીરાવે હવે નાચરંગ અને તમાશા શરૂ કર્યા! વારાંગનાઓના શૃંગારયુક્ત હાવભાવ જોવા અને નખરાંવાળી તેમની લાવણીઓ સાંભળવી, એનો તે માણસને અતિશય શોખ હતો'

વિચિત્ર તો એ છે કે, આવી ભ્રષ્ટતાની સાથે આ માણસ મોટો કર્મઠ વેદજ્ઞ બ્રાહ્મણ હતો! સ્નાનસંધ્યા ને દાનદક્ષિણા તથા હોમહવન આદિમાં ખૂબ ધન ઉડાવતો એટલે સુધી કે, તેનાથી રાજ્યની આવક પર અસર પડે અને તેથી તેણે તરેહ તરેહના નવા નવા કરો નાખવા માંડ્યા. એક કર તો તેણે એવો નાંખ્યો કે, હું પેશવા થયો તેથી પ્રજાને સંતોષ થવો જોઈએ; તે પેટે દરેક પોતાને ઘટે તે પ્રમાણે 'સંતોષ-વેરો' આપવો જોઈએ!

અને તે એવો તો વહેમી હતો કે, 'કશું કરવા પહેલાં મહુરત ને શુકન જોતો. 'પરંતુ આ બધું તેનું વર્તન તેનાં એશઆરામ અને ચેનબાજીની આડે નહિ આવતું,' એમ ઠંડી મશ્કરી એક પરદેશી સમકાલીન (એલ્ફિન્સ્ટન) કરે છે.

આવા પુરુષના રાજ્યમાં પ્રજાના શા હાલ થાય તે કલ્પવું સહેલું છે. વાસુદેવ શાસ્ત્રી ખરે લખે છે:—

"આ વેળાના પત્રે માં જે મુખ્ય હકીકત મળે છે તે વિષે એક ખાસ વાત એ છે કે, તેમાંના ૭૫ ટકા પત્રો લૂંટફાટના મજકૂરથી ભરેલા મળે છે. કોલ્હાપુર, સ્વ સિંદેની વિધવાઓ, સિંદે હોલ્કરની ફોજો, પઠાણ મોગલ ફોજો અને તેમના અમલદારો તથા નોકરો–બધાંનો હાથ સદા રૈયત પર જ ઉગામેલો હોતો. જે તે ખંડણી માગે, ગામ લૂટે બાળે, કતલ કરે, ઢોરઢાંકર લઈ જાય, બાળબચ્ચાં પકડી

---

*અને આ ઉપરાંત તો એવી એવી ભ્રષ્ટ વાતો સમકાલીન લોકોએ લખી છે કે જે વાંચતાં ચીતરી ચડે. મરાઠા સત્તા પડવાનું સૂક્ષ્મ કારણ પણ ત્યારે એમાંથી જ મળી આવે છે.

લઈ જાય, રૈયતનાં મુખ્ય માણસોને પકડી લશ્કર જોડે હીંડાડે, માણસોનાં મોઢાં પર મેશ ચોપડે,—આવા પ્રકારની વાતો એક નહિ, બે નહિ, બધા જ પત્રોમાં જોઈને કંટાળો આવે છે. મરાઠી રાજ્યની અવનતિ કેવી રીતે ને કેટલા ઝપાટાથી થતી જતી હતી તે આ ઉપરથી દેખાય છે.'

(સર દેસાઇ પુ. ૩. ૫૫૧)

બાજીરાવ ઇ. સ ૧૭૯૬માં પેશવા પદે આવ્યો; ૧૮૧૮માં પદભ્રષ્ટ થઇ પરદેશીઓનું પેન્શન ખાતો ઠેઠ ઈ સ ૧૮૫૧ સુધી જીવ્યો. ૨૨ વર્ષની પેશવાઈમાં તેણે એકે ચડાઇ કે લડાઈ ન કરી.* કરવામાં કર્યું તો એટલું જ કે સ્નાનસંધ્યા અને રંડીબાજી વગેરેનાં અમનચમન. ઈતિહાસકાર ખરે કહે છે: "દુર્વ્યસન એ જ એક એવો દોષ છે કે જે શ્રીમંત સરકારમાં નહોતો." આવા રાજવીઓએ જ રાષ્ટ્રનાં પતન કરાવ્યાનો ઈતિહાસ છે; અને મરાઠા રાજ્યનો નાશ પણ એ જ સનાતન શીખનો દૃષ્ટાંત છે:— અંતે પતન પૂર્વે ચારિત્ર્યની ભ્રષ્ટતા હોય જ છે. આ કાળના બે આગેવાનો—પેશવા ને સિંદે બેઉ સરખા અવિચારી અને અલ્પદૃષ્ટિ હતા * સિંદે પણ ચારિત્ર્યહીન હતો એમ ગવાતું હતું.

નાના ફડણીસ પેશવાની આ સ્વચ્છંદિતાને ય પહોંચી વળત. પણ તેને પીઠબળ દેતો અક્રામ—બળિયો સિંદે, તેને સારુ, પૂનામાંથી ટળવો જોઈએ. છેવટ સુધી—૧૮૦૦માં પોતે મરણ પામ્યો ત્યાં સુધી નાના એ ન પામી શક્યો કે, સિંદે પેશવાએ તો છૂટા ન પડવાના છૂપા કરાર કર્યા છે. અને સિંદે હજી હજી પોતાના વર્ચસ્વની આડે આવતા માનેલા નાનાનો સમૂળગો નાશ કરવામાંથી પાછો જ ન પડયો. હવે તેણે નાનાની ઉપર જ સીધો હાથ નાખ્યો.

## ૭

## નાના ફડણીસનું મરણ

'એની જોડે મરાઠા રાજ્યનું ડહાપણ અને મર્યાદા બધું જ ગયું.'

—પૂનાનો અંગ્રેજ રેસિડેન્ટ.

'૧૮મા સૈકાનો સૌથી મહાન રાજપુરુષ નાના ફડણીસ : પોતાનો રાષ્ટ્ર—મરાઠાઓ આ જોખમભર્યા દાયકાઓમાં, કંપનીના સર્વજિત ચક્ર તળે આવી જતાં બચાવનાર તે પુરુષ હતો '

—થોમ્સન-ગૅરેટ પા. ૨૧૩

સિંદે પૂનામાં રહે તો તેનું ખર્ચ તેને મળવું જોઈએ. અને તેનું જોર તેની મોટી સેના ઉપર; એટલે તેનું ખર્ચ પણ ભારે. તેથી પૈસાના તગાદા તો સિંદે કર્યા જ કરતો.

બીજી બાજુ જોતાં, કારભારું નાનાના હાથમાં; તેની ધનસત્તા પણ ભારે મોટી હતી. પેશવાએ સિંદેને આ તગાદાના જવાબમાં કહ્યું, હું નાનાને કેદ કરી તેના પક્ષનું બધું ધન લૂંટી લે યા પૂના લૂંટીને પૈસો મેળવે, તેમાં મને મુદ્દલ વાંધો નથી; પરંતુ તારે પૂના તો છોડવું નહિ. પછી અક્રામ સિંદેને શું પાછું વળીને જોવા જરૂર હતી? તેણે નાના ફડણીસને કેદ કરવાનો પેંતરો રચ્યો. આ અને હવે પછી જે કાળાં કર્મ તે કરે કરાવે છે તેમાં તેને મુખ્ય મદદ કરનાર તેના નીચ અને ક્રૂર સસરાનું નામ અહીં યાદ કરવું જોઈએ, કેમ કે હવે પછીનાં કારસ્તાનોમાં તે માણસ બાજીરાવ દોલતરાવ જોડે ત્રીજો અપજશિયો બને છે, તેનું નામ સરજેરાવ ઘાટગે. ૧૭૯૮માં આ માણસની રૂપાળી કન્યા જોડે દોલતરાવનું લગ્ન બાજીરાવે ગોઠવી આપ્યું. અને ત્યારથી સસરાએ જમાઇનો કારભારી બની જોરથી પોતાની દાદાગીરી ચલાવવાની શરૂઆત કરી: પૂના લૂંટવાના કામની આગેવાની એણે જ લીધી. અને બીજાં તો એટએટલાં ને એવાં અપકૃત્યો આ માણસને નામે ઈતિહાસમાં ચડ્યાં છે કે, વિન્સેન્ટ ટૂંકમાં કહે છે—'આ ખરાબ દહાડાઓમાં સૌથી દુષ્ટ અધમ પુરુષ હોય તો દોલતરાવનો સસરો ને કારભારી (ઘાટગે) હતો. ....મારી નાંખવાના અવનવા ને કારમા પ્રકારો યેજવામાં તથા નિરાધાર બીચારા પ્રજાજનોને લૂંટવામાં એ માણસને એક પ્રકારનો રાક્ષસી આનંદ આવતો! પ્રજાને તેણે ભારે જુલમી રીતે કચરી ને સતાવી. તે જીવ્યો પણ ઘટે તે કરતાં લાંબું—૧૮૦૯ સુધી. તે સાલમાં એક મરાઠા સરદારે તેને પોતાના ભાલાથી વીંધી નાંખ્યો, ને એમ કરીને એક એવા રાક્ષસથી જગતને છોડાવ્યું કે જેના કરતાં વધારે ખરાબ માણસોએ ભાગ્યે જ જગતને બદનામ કર્યું હશે.'

(તેનો ઈતિહાસ પા. ૫૯૭)

દોલતરાવે આ કાળમાં સરજેરાવ ને તેના જેવાઓની એક ટોળી જમાવી હતી. તેમણે વિચાર્યું કે, નાનાને જો પકડવો હોય તો વિશ્વાસઘાત વગર બીજો રસ્તો જ નથી અને, આપણા વચન ઉપર તો નાના ભરોસો નહિ જ રાખે, એ સિંદેટોળીને ખબર હતી તો શું કરવું? સિંદેની નોકરીમાં માઇકેલ ફીલોઝ નામે એક સેનાપતિ હતો. 'તેના (ગોરા) લોકનાં નેક વચન બાબત આપણા લોકમાં પ્રતિષ્ઠા હતી.' (ખરેકૃત 'નાના ફડણીસ' પા. ૨૦૪)

---

* "બીજા બધા પેશવા કરતાં વધારે—૨૨ વર્ષ બાજીરાવે કારભાર કર્યો. તેમાં વસાઈના કરાર (૧૮૦૨) પૂર્વેનાં ૬ વર્ષ જોઈએ તે કરવાને તે મુખતિયાર હતો. પણ તે દરમિયાન તેને જરાય શ્રેય આપી શકાય એવી એકે રાજકારણી વાત દેખાડી નથી શકાતી. તેણે જાતે એકે ચડાઇ ન કરી; એકે ખાનદાન જૂના સરદારનું પીઠબળ તેને મળ્યું નહિ"

(સર દેસાઈ પુ ૩, ૫૫૨)

* બાજીરાવ અને દોલતરાવ સિંદેની જોડીનું વર્ણન સ્વ ખરે આમ આપે છે:— "રૈયતનું રક્ષણ કરવાનો વિચાર દોલતરાવના ભેજામાં કદી પેઠો જ નહિ. પોતાનો નિર્વાહ કરવા સરુ રૈયતનો નાશ કરવામાં તેને કદી દયા આવી નથી. રૈયતને મારી ટીપીને તથા કચડીમચડીને એટલી દીનદૂબળી બનાવી કે, ચોરડાકુથી પોતાનું રક્ષણ કરવાની હિંમત પણ તેમનામાં બિલકુલ રહી નહિ. ક્યાં ઇ. સ ૧૭૦૦નું મહારાષ્ટ્ર અને ક્યાં ઇ. સ ૧૮૦૦નું! ફક્ત એક જ વ્યક્તિનું દોલતરાવે ભલું કર્યું ને તે બાજીરાવ...રાજ્યનો નાશ થાય તે બહેતર પણ હું જ પેશવાઈ પર આવનાર એ તેનો દુરાગ્રહ હતો. લોકોને તે જરાય જોઇતો નહોતો'

(સરદેસાઈ ૩—૫૫૨)

સિંદેએ વિચાર્યું કે, તેનો લાભ લઈ માઇકેલ મારફત દગો કરવો માઈકેલ મારફત સિંદેએ નાનાને કહાવ્યું કે, હું હવે ગ્વાલિયર જાઉં છું, મને કરાર પેટેના રૂપિયા આપો સિંદેને ઓળખી ગયેલ નાનાએ કહ્યું જરૂર તું ઊપડ, કરાર પ્રમાણે અધ-રસ્તે અને પહોંચ્યે ઠરાવેલા હપતા ચૂકવીશ ઈ સ ૧૭૯૭ના છેલ્લા દિવસે સિંદે નીકળે છે એમ ઠર્યું તે દિવસે નાના સિંદેને જે જે કરવા મળે ત્યારે કશો દગો ન થાય તેની જામીનગીરી માઇકેલે આપી ને બાઇબલ ઉપર સોગન ખાધા એમ નાના અને સિંદે મળ્યા, પછી કાંઈક ગુસપુસ કરવાને નિમિત્તે માઇકેલ અને નાના અલગ ગયા અને ત્યાં પેલા બેઈમાન ગોરાએ નાનાને કેદ કરી સિંદેને સોંપ્યો ! પૂનામા આની ખબર પહોંચતા લોકોમા હાહાકાર વર્ત્યો પણ બાજીરાવે નાનાના પક્ષના મુખિયાઓને આ વખતે ટપોટપ પકડી લઈ કેદમા નાખ્યા આમ કરીને સિંદે ને બાજીરાવે નિરાંત માની કે, નાનાનું શૂળ છેવટે ટળ્યું પછી પૂનાના ગ્રહ બેઠા ત્રણ ચાર માસમા જ નામીચા પેલા ઘાટગેએ પૂના લૂંટીને ૨-૩ કરોડ રૂપિયા મેળવ્યા અને નાનાના પક્ષના જેને તેને કનડવા લાગ્યો આ બધું એટલે સુધી ગયું કે, આવા કામોની રજા આપનાર થરથરી ગયો, ને પાપભીરુ બની સિંદેનું પાપ હવે તો જાય તો સારુ, એવી બુદ્ધિ કરવા લાગ્યો આને માટે તેણે બે સાથે અને નિઝામ જોડે કરાર કર્યા

સિંદેને આની ખબર પડી એટલે તેણે પોતાની કેદમા રાખેલા નાનાની જ જોડે કરાર કર્યો કે, તું જો પેશવાએ મારી સામે કરેલો આ કરાર રદ કરાવી આપે, તો હું તને છોડું ને ફરી પેશવાનો કારભારી થવામા મદદ કરું, આ કરવા બદલ મને ૨૫ લાખ રૂપિયા તારે આપવા પોતાના બે સામાવાળિયા અંદરઅંદર લડે ને તેમા પોતાને છૂટવાનો લાભ મળે તે કોણ જતો કરે ? નાનાએ રૂપિયા ભરી છુટકારો મેળવ્યો (ઇ સ ૧૭૯૮) સિંદેએ પેશવાને કહ્યું કે નાનાને કારભારી બનાવો પેશવા આ ઉપરથી સમજી ગયો કે, જેને જોરે નાનાની સામે હું થતો તે જ જો આમ કહે તો બીજું થાય પણ શું ? તેને જવાબમા હા કહેવી પડી નાના અને સિંદે બેઉને ઠેકાણે પાડવાની તેની યુક્તિ આમ હેઠી પડી

પણ નાનાએ ફરી કામ પર આવવાની ના પાડી પેશવાની હલકાઇ તે હવે પૂરી પામી ગયો હતો પણ બાજીરાવ નાનાને કરગરી પડયો ને પેશવાના ઘરને નામે તેને કહ્યું કે, તું કામ લે અને રાજ્યની દુર્દશા ટાળ આ અપીલની નાનાથી ના ન પાડી શકાઇ તે ફરી કારભારી થયો (નવેમ્બર ૧૭૯૮) આ જ અરસામા પછી વેલેસ્લીએ ટીપુને હરાવી બાજીરાવને સહાયકારી લશ્કર લેવા લખ્યું અને નાનાએ તેની સાફ ના પાડી

નાનાને કારભારી તો બનાવ્યો, પણ સિંદે બાજીરાવ તો એના એ જ રહ્યા સિંદે ગ્વાલિયર ભણી જાય તે બાજીરાવને ગમે નહિ, કેમ કે તે પછી કોને આધારે સ્વચ્છંદ માણે ? અને સિંદે રહે તો પૈસા જોઈએ, એટલે તેના તગાદા કર્યા જ કરે ઉપરાંત મહાદજીની વિધવાઓ જોડેનો કૌટુંબિક ટંટો એટલો તો વધી ગયો હતો કે તે પતાવવા માટે તેને નાનાનો આશરો લેવો પડયો નાનાને પોતાની કેદમાથી છોડતી વેળા જ એણે આ શરત તેની જોડે કરી હતી નાનાએ એ ઝઘડો, તે મુજબ, પતવી આપ્યો આ પણ એક સ્વતંત્ર રસિક પ્રકરણ છે, જે અહીં છોડવું જોઈએ

આ જાતના સડેલા તંત્રમા પણ નાનાએ છેવટ સુધી મરાઠા રાજ્યમંડળની સેવા કરી, છેવટ સુધી અંગ્રેજોની ચાલબાજીની એક વાત ચાલવા ન દીધી. એમ સેવા કરતો હિંદનો આ છેવટનો આઝાદ રાજપુરુષ ૧૮૦૦ના માર્ચમા મરણ પામ્યો આખી પૂના નગરી શોકમા ડૂબી ગઈ પણ તેની સાથે અંગ્રેજોના દાવ ફાવવાના દ્વાર ઊઘડયા તે ઊઘડયા

તે પ્રકરણ હવે પછી

—ચાલુ

## જીવન સૌરભ

[પાન ૩૦૯થી ચાલુ]

શ્રી. નટમન એક બીજા બનાવનું વર્ણન કરે છે

ડૉ બિસંટે અડ્યાર આવવાનું ગાંધીજીને આમંત્રણ આપ્યું હતું થિઓસોફીકલ સોસાયટીના સુંદર સ્થળમા અમારુ સ્વાગત કરવામા આવ્યું, જે માનનીય બાઇએ દેશની સેવામા પોતાનું આખું જીવન અર્પણ કરી દીધું તેને માટે ગાંધીજીને ખૂબ માન હતું ડૉ બિસંટ અમને ફર્નિચરવાળા બધા ફક્કડ ઓરડા બતાવ્યા પછી પાડોશના એક ઝૂંપડામા લઇ ગયા ત્યાં અસ્પૃશ્યોની શાળા હતી, હવે એક રીતે તો પંચમોને કેળવણીની સગવડ આપવાની ડૉ બિસંટે પહેલ કરી હતી, પરંતુ એક પ્રકારના લોકો માટે શાહી સગવડવાળા મકાનો તથા બીજાને માટે હલકા નિવાસસ્થાન તે વસ્તુ ગાંધીજી સહન ન કરી શકે તેવી હતી

ગાંધીજીને એટલું બધું તીવ્ર દુઃખ થયું કે ત્યાં રાત રહેવાનો કાર્યક્રમ બદલીને જ્યોર્જટાઉનમા પોતાના ઉતારામા પાછા ફરવાનો તેણે નિર્ણય કર્યો મે તેમને ખૂબ સમજાવ્યા અને બીજી બાબતો સાથે એમ પણ બતાવ્યું કે 'તેથી ડૉ બિસંટને ખૂબ દુઃખ થશે અને મારા પ્રત્યે તેને બહુ ખરાબ લાગશે' પરંતુ આ બધું નકામું હતું ગાંધીજી પોતાના નિર્ણયમા મક્કમ હતા. મોડી રાત્રે તે અડ્યારથી ઊપડી ગયા

❦

# સીરિયા લેબેનોન

પી. રા. ભારદ્વાજ

યુરોપે જ્યારથી ધરતીનો ખોળો ખૂંદવાની શરૂઆત કરી ત્યારથી યુરોપના મહારાજ્યોમાં ગણાતા સ્પેન પોર્ટુગાલ અને હોલાંડ ક્રમશઃ ભાંગતાં તૂટતાં વેરણછેરણ વિખરાઈ ગયા છે. અને એય ખરું છે કે વિશ્વવ્યાપી સામ્રાજ્ય સ્થપાતાં જેમ સૈકાઓ લાગે તેમ તેને ભાંગતાં પણ સૈકાઓ તો લાગે જ. પ્રજા જે વખતે બુદ્ધિ અને શક્તિનું દેવાળું કાઢે ત્યારથી માંડીને એ સામ્રાજ્યને સાવ ફડચામાં જતાં સુધીમાં વર્ષો તો જરૂર વીતી જાય છે. છતાં એની પડતીના શ્રીગણેશ તો ત્યારથી જ મંડાય છે. હોલાંડ–વલંદાઓ પછીના યુરોપીય ચક્રવર્તીપદના વારસદાર ફ્રેંચો, લુઈ ૧૪ મા અને નેપોલિયનના વખતમાં યુરોપમાં ઠેઠ સ્પેનથી માંડી રશિયાના બારણાં ખખડાવતા ધરતી ઉપર પોતાની હાક બોલાવતા એટલું જ નહિ પણ એના વ્યાપારી અને સંસ્થાનિક હિતો તે દહાડે પૃથ્વી ઉપર પગલે પગલે વેરાયેલા પડયા હતા. પણ એ ચક્રવર્તી પદ જ્યારથી બ્રિટનને સાંપડયું ત્યારથી ફ્રાંસનો અસ્તકાળ બેઠો. છતાં ભાંગ્યું તોય ભરૂચ એ ન્યાયે પહેલા વિશ્વયુદ્ધના વિજેતાઓ જ્યારે ધરતીના પટાની વહેંચણી કરવા બેઠા ત્યારે મહારાષ્ટ્રોમાંના એક તરીકે ફ્રાન્સ પણ સારો ભાગ પડાવી ગયું. સીરિયા એ ભાગમાંનો સારો એવો અને મોટો ટૂકડો હતો.

ઈતિહાસના ઉગમ કાળથી જ અનોખો ઇતિહાસ રચતો આવેલ આ દેશ પૃથ્વી પ્રવર્તી બધી સંસ્કૃતિઓના રંગથી રંગાયેલો છે. જ્યારથી એ દેશના ઈતિહાસની સાંકળ જોડી શકાય છે ત્યારથી તો એમ માલુમ પડી આવે છે કે તે પહેલ વહેલા આરમિનિયન સંસ્કૃતિની અસરમાં આવેલ. તે પછી તો તે ઈ. સ. પૂર્વે ૩૩૨માં મકદુનિયા—ગ્રીસ—ના મહાન વિજેતા સિકંદરના છત્ર નીચે આવ્યું. અને એણે ગ્રીક સંસ્કૃતિનો પ્રવાહ ઝીલ્યો.




ઊ. ન. માટે ખાસ

ઇ. સ. પૂર્વે ૬૩–૬૪માં તે રોમન સત્તાની નીચે આવ્યું અને તે વખતે રોમન સંસ્થાનોમાં તે મુખ્ય ગણાતું. પછી ઇ. સ. ૬૧૩માં તે ઇરાની સત્તા નીચે આવ્યું અને છેવટે ૧૫૬૧માં તે તુર્કીનું અંગ બની ગયું. છેલછેલ્લા મુસ્લીમ સંસ્કૃતિના આદિ સ્થાપક આરબ પ્રજાથી વસાયેલ તે પ્રદેશ આજે લેબેનોનની એમુક વસતી બાદ કરતાં સંપૂર્ણ ઈસ્લામી સંસ્કૃતિથી રંગાયેલું છે.

એક વખત તુર્કોની સત્તાના પડઘા ઠેઠ સ્પેન સુધી ગાજતા. છતાં તે કાળે પણ સીરિયા પાલેસ્ટાઈનનો પ્રદેશ યુરોપના રસનો વિષય હતો, એનું મુખ્ય કારણ એની ભૌગોલિક મહત્ત્વની અગત્યતા છે. પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો એ પૂલ છે. ભૂમધ્યમાં એનું પ્રવેશદ્વાર, સુએઝની નહેરની નિકટતા, ઇરાનના અખાત અને ત્રણ ખંડને જોડતી સંયોગિભૂમિ ઉપરનો એનો કાબુ અને તે ઉપરાંત ખનીજોનો એનો વિપુલ ભંડાર દુનિયાના મહાન સામ્રાજ્યોની નજર ખેંચતાં જ રહ્યાં છે અને હજુયે ખેંચતાં રહેશે. યુરોપ અને એશિયાને સાંકળતાં બધા જ વ્યવહાર માર્ગો–હવાઈ, તરી અને ખુશ્કી–ના મુખ્ય મથક તરીકેનું એનું સ્થાન અનાદિકાળથી જ અગત્યતા ભોગવતું આવ્યું છે અને હજીયે ભોગવતું રહેશે. ફ્રેંચોએ આ અગત્ય પિછાનેલી તો ઠેઠ ક્રિશ્ચયન યુગના ઉગમ કાળથી હિંદી અને એશિયાઈ વ્યાપારને યુરોપ સાથે સાંકળતું ફ્રાંસનું માર્સેલ્સ બંદર એ વખતે પણ સીરિયા સાથે વ્યાપારી વહેવારે સંકળાયેલું. અને જ્યારે તુર્કોએ સીરિયા પાલેસ્ટાઇનનો કબજો લીધો ત્યારે પણ યુરોપી ધર્મયુદ્ધો (crusades)માં અગ્રણી થઇ મહાલતા ફ્રાંસને કંઇ પોપ પાસેથી 'ખ્રિસ્તી દેવળના પ્રથમ સંતાન' ((The eldest daughter of the church) અને 'પૂર્વી ખ્રિસ્તીઓના સંરક્ષક' (The Proctector of the Oriental christions)ના ઇલ્કાબો મત્ર લેવાનો હેતુ તો નહોતો જ. રેશમ, ઝવેરાત, તેલના અને કપુરનો પૂર્વનો અમૂલો ખજાનો યુરોપમાં ઠાલવતો એનો વ્યવહાર માર્ગ અબાધિત રાખવા માટેના એ બધા પ્રયાસો હતા.

અને એથી જ તુર્કીની ધૂંસરીમાંથી છૂટવા મથતી સીરિયન પ્રજાને પ્રથમ પ્રેરણા આપનાર ફ્રેંચો જ હતા. પ્રથમ સીરિયન કોંગ્રેસ પેરીસમાં જ મળી હતી.

સીરિયાની રાષ્ટ્રિય અસ્મિતા જાગ્રત થઈ ૧૯૦૮મા તુર્કી ભાષા બોલતા પ્રાંતોના સંગઠનના જુવાળમાંથી ૧૯૧૩ના જુન માસમા સીરિયન કોંગ્રેસે તુર્કી પાસેથી સ્વાતંત્ર્ય મેળવવાનો નિર્ધાર કર્યો અને પરિણામે તુર્કી સત્તાએ રાજ્યતંત્રમાં કંઇક સુધારા કર્યા પણ ખરા. આ બધા સીરિયન બનાવોમા પેરીસ ઘણું જ રસ લેતું હતું અને ૧૯૧૨ના ડિસેમ્બરની ૨૧મી તારીખે તે વખતના ફ્રેંચ મુખ્ય પ્રધાન પોનીકારે ફ્રેંચ નીતિ સ્પષ્ટ કરતાં કહેલું, 'આપણા સીરિયા અને લેબેનોનના હિતો રક્ષાવા જ જોઇએ.

અને એથી જ વિશ્વયુદ્ધ પહેલાની શરૂઆતમાં જ જેવું તુર્કી યુદ્ધમાં જોડાયું કે તુરત જ ફ્રાંસે સીરિયાને પાલેસ્ટાઇનથી સ્વતંત્ર જાહેર કરી તેનો કબજો લઈ લીધો. તે વખતે યુરોપી વાતાવરણમાં ગૂંચવાયેલા કોઇએ વાંધો લીધો નહિ પણ ઠેઠ ૧૯૧૬ની મેની ૧૬મી તારીખે ગ્રેટબ્રિટન અને રશિયાએ ત્રિપક્ષી કરારો દ્વારા સીરિયન સમુદ્ર વિસ્તાર ઉપર ફ્રાંસના અબાધિત હક્કને સ્વીકાર્યાં અને અંદરના પ્રદેશની વ્યવસ્થામાં એનું વાલીપણું સ્વીકાર્યું. છેવટે યુદ્ધ પૂરું થયું ત્યારે દુનિયાની વ્યવસ્થા કરતાં મિત્રરાજ્યોમાંથી બ્રિટિશ અને ફ્રેંચ સરકારે સીરિયા અને મેસોપોટેમિયાને ક્રમશઃ સ્વાતંત્ર્ય તરફ દોરી જતા વહીવટના વચનો આપી તેની ઉપર પોતાનો અંકુશ વધાર્યો. સીરિયન સમુદ્ર પટ ઉપર ફ્રેંચોના અંકુશને મહોર મારી અંદરના પ્રદેશનો વહીવટ અમીર ફૈઝલની આરબ સત્તા નીચે રહેવા દેવામાં આવ્યો. અને સાથે સાથે એના સંરક્ષક તરીકેની કામગરી ફ્રાંસની છે, એમ સ્વીકારતાં ફ્રાંસને વાડ થઈ લેવા ગળવાની તક મળી.

પરન્તુ આ રીતની દખલગિરિ આરબો સાંખી શકયા નહિ. એમણે જેહાદ પોકારી. ૧૯૨૦ માં દમાસ્કસમાં મળેલી રાષ્ટ્રીય કોંગ્રેસ દ્વારા પરદેશીઓની દખલગિરિ વગરના સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે સીરિયાને જાહેર કર્યું, અને ફૈઝલને તેઓએ રાજા તરીકે સ્વીકાર્યો. પણ ફ્રેંચો અને બ્રિટિશરોએ ફૈઝલની સત્તાનો સ્વીકાર ન કર્યો અને ફ્રેંચોએ સીરિયાનો લશ્કરી કબજો લીધો અમીર ફૈઝલને સીરિયા છોડવું પડયું ૨૫ મી એપ્રિલ ૧૯૨૦ના રોજ મિત્રરાષ્ટ્રોની ગ્રાન્ડ-કાઉન્સીલે ફ્રાંસનો સીરિયા ઉપરનો કબજો સંપૂર્ણપણે સ્વીકારી તેને ફ્રેંચ મેન્ડેટ બનાવ્યું. તેમ છતાં આરબો ત્યારપછી જંપીને રહ્યા જ નહિ.

પરિણામે ભેદની નીતિ અજમાવતાં સીરિયાના ચાર ટૂકડા કર્યા. સીરિયા (૪૬૦૦૦ ચો. મા ૨૦૦૦,૦૦૦ વસતી. અને રાજધાની દમાસ્કસ); લેબેનોન (૩૮૦૦ ચો. મા ૭૦૦,૦૦૦ વસતી અને રાજ્યધાની બૈરૂટ); લેટાકીયા (૨૮૦૦ ચો. મા. ૩૫૦,૦૦૦ વસતી) અને જેબલડ્રુઝ (૨૪૦૦ ચો. મા ૫૦,૦૦૦ વસતી). આ ચારે રાજ્યોની એક્તા તોડી નાખવા માટે એમની વચ્ચે કોઈ પણ જાતનો રાજકીય સંબધ રહેવા દેવામાં આવ્યો નહિ. ૧૯૨૪માં તુર્કીના દબાણને વશ થઈ અને તુર્કીને ખુશ કરવા એના સમૃદ્ધમાં સમૃદ્ધ બંદર એલેકઝાંડ્રિયા (Alexandria) હાલનું હેતાય-ઉપર ફ્રેંકો-તુર્કીશ સંયુક્ત વહીવટ ચલાવવાનું સ્વીકારી; છેવટે ૧૯૩૯ માં તુર્કીને સુવાંગ સોંપ્યું.

આ રીતે અંગ પ્રત્યંગો કપાયાં છતાં સીરિયન પ્રજા પોતાની એક્તા અબાધિત રીતે જાળવી રહી. લેબેનોનની ક્રિશ્ચિયન લઘુમતીએ પણ પોતાની સલામતી ખાતર રાષ્ટ્રીય એકતાનો ભોગ કદી પણ આપ્યો નથી અને એથી ફ્રેંચોનો સીરિયાનો કબજો સુંવાળી શય્યાના કમળ જેવો તો નથી રહ્યો. સીરિયન પ્રજાએ વારે વારે ઇન્કીલાબ પોકારી છે અને ફ્રેન્ચોએ એમને તલવારની અણીએ જ દબાવી રાખ્યા છે. ૧૯૨૬ના વિપ્લવને દબાવવા એમણે દમાસ્કસ ઉપર તોપમારો પણ ચલાવેલો છેવટે ૧૯૩૬માં ફરીથી પ્રજા ઉકળી ઊઠતાં તે વખતના ફ્રેંચ વડા પ્રધાન મો બ્લૂમે સીરિયાનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય સ્વીકારતા અને બદલામાં સીરિયન પ્રજા ફ્રેંચ હિતોને રક્ષવાની બાંહેધરી આપતા કરારો થયા. તે કરારો અમલમાં આવવાના હતા ૧૯૩૯માં. પણ ત્યાં તો વિશ્વયુદ્ધ બીજું ફાટી નીકળ્યું અને ૧૯૪૦માં તો ફ્રાંસના જ ખૂદ બે ભાગલા પડી ગયા.

એ વખતે સીરિયામાનું ફ્રેંચ લશ્કર વીચી પક્ષે હતું એને દૂર કરવા આવેલા બ્રિટિશ સરસેનાપતિ અને જનરલ કેટ્રોક્ષે સીરિયન પ્રજાને ફરીથી આઝાદી આપવાની બાંહેધરી આપી હતી, અને તેને અમેરિકન અને બ્રિટિશ શાહી સરકારે કબુલ રાખી છે

આમ છતાં યુરોપી યુદ્ધ ખતમ થતાં જ, જેની પોતાની આઝાદી પણ જોખમમાં હતી અને જે માંડમાડ આજે બેઠું થયું છે તે ફ્રાંસના જનરલ દ'ગોલ આજે પાછા સીરિયાની આઝાદી ખૂંચવી લેવા માટે ચાલ રમી રહ્યા છે સીરિયામાથી પોતાનું વર્ચસ્વ જતુ કરવાનું હજી ફ્રેંચોને ગળે ઊતરતું લાગતું નથી નાઝીઓની નાગચૂડમાથી છૂટેલા ફ્રેંચો પણ પાછા એ નાઝીઓ જેવાજ નાઝી પગલાં સીરિયામાં લેવા માડે ત્યારે સર્વપ્રજાની આઝાદી માટે લડતા મિત્રરાષ્ટ્રોની 'સર્વ પ્રજા'ની વ્યાખ્યા શું હશે એ કલ્પવું મુશ્કેલ તો નથી જ.

અત્યારે તો બ્રિટને ફ્રેંચોને 'રૂક જાવ' નો અવાજ સંભળાવ્યો છે, પણ એની પાછળ ખરેખર સીરિયન પ્રજા તરફની હમદર્દી છે કે પછી એમાયે એના હિતો માટેની ઊંડી ઊંડી લાલચ કામ કરી રહી છે? ગમે તે હોય, રશિયા આજે મધ્યપૂર્વના પ્રશ્નોમાં જે રીતે રસ લઇ રહ્યું છે એ જોતાં બ્રિટને પણ મધ્યપૂર્વમાં પોતાની લાગવગ જરાયે ઓછી ન થાય એ તકેદારી રાખતાં સીરિયન પ્રજાની મૈત્રી તો જાળવવી રહીજ અને એટલું જ માત્ર હોય તો યે બ્રિટિશરોની નીતિ સમજવા માટે હાવતો ઘણું છે.

છતાં સીરિયન પ્રજાની આઝાદી આડે આવવાની કોઇને સત્તા નથી, એ તો સીરિયન પ્રજાએ બતાવ્યું છે અને બતાવી આપશે

તા. ૧૫-૬-'૪૫

ગતાંકથી ચાલુ

# અલપુ ને શરપુ

નિરંજન વર્મા : જયમલ્લ પરમાર

૩

ભરણું ભરીને ઘેર આવે ત્યાં અલપુ કહે : 'કાં શરપુ ? પછી નવો બળદ વેચાતો લઈ આવ્યો ?'

શરપુ કહે : 'નવો બળદ લઇ આવે શું ? હું તો બળદ ખરીદવા આખો દેશ રખડી વળ્યો તોયે સારો બળદ ન મળ્યો. છેવટ એક પાડો ખરીદ્યો. પાડો લઈને ખાનપુરમાંથી નીકળ્યો. તો આખા ગામના માણસો ભેગા થઈ ગયા. બધા ભેગા થઈને કહે : 'અરે પાડો તો જંગલી છે જંગલી. કાંધે હળ નાખશો કે હળના કટકા કરી નાખશે અને તમારા ફોદા કાઢી નાખશે. મને થયું કે આવો પાડો લઇને ઘેર જઈશ તો તો વળી તું ખિજાઇશ. એટલે પાડો ખાનપુર મૂકીને હું તો હાલ્યો આવ્યો.'

અલપુ શરપુ ઉપર ધૂવાંફૂવાં થઇ ગયો. કહેઃ 'ગાંડા, એક તો પૈસા પાણીમાં નાખ્યા અને ઉપર જતાં અક્કલની વાતો કરે છે ? જા, પેલો પાડો લઈ આવ ત્યારે જ ઘરમાં પગ મૂકજે. ખાનપુરમાં તો ધુતારા વસે છે. એ તને ધૂતી ગયા !'

શરપુ ખિજાતો ખિજાતો ઘર બહાર નીકળી ગયો. એમ થયું કે રોજ ને રોજ અલપુ મારા પર ખિજાયા કરે છે. એ કરતાં ક્યાંક નોકરી જ ગોત્તી લેવા દે. ઘેર પાછો આવું જ નહિને.'

આમ વિચારી એ ચાલતો થયો. ચાલતો ચાલતો એ માનપુર આવ્યો. માનપુર આવીને ગામને ચોરે બેઠો. એ ગામમાં એક મોટો જમીનદાર રહે. જમીનદાર ચોરા પાસેથી નીકળ્યો. શરપુને જોઇને કહે : 'એલા, કેમ આવ્યો છે ?'

શરપુ કહે : 'મળે તો નોકરી કરવા આવ્યો છું.'

જમીનદાર કહે : 'નોકરી તો હું આપું. પણ એક શરત.'

શરપુ કહે : 'કહો.'

જમીનદાર કહે : 'નોકરી કરતાં તું ખિજાઇ જા તો તારી એક આંખ લઉં અને હું ખિજાઇ જાઉં તો મારી આંખ દઉં. પણ ખ્યાલ રાખજે નવાણું આંખ મૂકીને ગયા છે. તું વળી એક વધારે.' શરપુ કહેઃ 'ભલે. એ શરત તો કબૂલ. કામ શું કરવાનું છે એ કહો ને !'

જમીનદાર કહેઃ 'જો કામ તો ઝાઝું નથી. રોજ છ એકર ખેતર ખેડવાં, એટલા ખેતરને ચારે ખૂણે વાડ કરી, રોજ શિકાર કરી આવવો. વળતી વખતે મારી ઘોડી માટે ઘાસ અને રાંધવા માટે લાકડાં લેતાં આવવાં. અને સાંજે મારી રસોઇ કરવી.'

શરપુ કહેઃ 'ભલે.'

બીજે દિવસે સવારમાં શરપુ બળદ લઇને ખેતરે ઊપડયો. જુએ તો ખેતર એક ટેકરીની તળેટીમાં આવેલુ. આખું ખેતર પથરાળ. તો યે શરપુ હળ હાંકવા લાગ્યો. પણ પથ્થરમાં હળ હાલે નહિ અને બળદ ડગ માંડે નહિ. અલ્લાહ તોબાએ બપોર સુધી હળ હાંકયું ત્યાં શરપુ થાકી ગયો. પાછળ નજર ફેરવે તો માંડ અર્ધું એકર ખેતર ખેડાયેલું. હજી સાડાપાંચ એકર ખેતર ખેડવાનું, ખેતરને વાડ કરવાની, ખડ વાઢવાનું અને લાકડાં લાવવાનું તો બાકી હતું. એ બધું થાય કયારે ? થાકીપાકીને વિચાર કરતો શરપુ એક ઝાડ નીચે જઈને જરા આડો પડયો કે ઊંઘ આવી ગઇ.

થોડીક વાર થઇ ત્યાં ઘેરથી ઠાણી ભતવારી ભાત લઇને આવી. શરપુને ઉઠાડીને કહેઃ 'લે આ ભાત. જમીનદાર સાહેબે ભતમાં રોટલા બાંધી દીધા છે. પણ કહ્યું છે કે ઉપરની એક પણ ગાંઠ છોડયા વિના રોટલા ખાઇ લેજે.'

શરપુ જુએ તો ભાત ઉપર ગાંઠ ઉપર ગાંઠ જકડાવીને બાંધેલી. પણ ગાંઠ છોડયા વિના ખાવું કેવી રીતે? શરપુએ કંટાળીને ભાત ખાધા વિના પાછું મોકલ્યું અને પાછો ઝાડ નીચે સૂઈ ગયો. સાંજ પડી એટલે શિકાર કર્યા વગર, ખડ કે લાકડાં લીધા વગર બળદ હાંકી ઘેર આવ્યો. શરપુ બળદ બાંધતો હતો ત્યાં જમીનદાર આવીને પૂછવા લાગ્યોઃ 'કાં, છયે એકર જમીન ખેડી નાખી?'

શરપુ કહેઃ 'ના, એટલું બધું તો કેમ ખેડાય?'

જમીનદાર પૂછે 'ત્યારે વાડ કરી?'

શરપુ કહેઃ 'ના. વખત જ પછી કયાંથી રહે?'

જમીનદાર પૂછેઃ 'ઘોડી માટે ઘાસ લાવ્યો?'

શરપુ કહે 'ના. એટલા થાક પછી ઘાસ કયાં લેવા જાઉં?'

જમીનદાર પૂછે : 'રાંધવા માટે લાકડાં લાવ્યો?'

શરપુ ખિજાઇને કહેઃ 'ના. ના, ના નથી લાવ્યો, નથી લાવ્યો.'

જમીનદાર કહેઃ 'આળસુના સરદાર! ત્યારે આખો દિવસ તેં કર્યું શું?'

શરપુ કહે: 'આટલાં બધાં કામ હું એકલે હાથે કેવી રીતે કરી શકું! તમારા બાપનો બાપ આવે તોયે એકલે હાથે આટલું કામ ન થાય.'

જમીનદાર કહે : 'એલા આટલું પૂછયું ત્યાં ખિજાઈ કાં જા?'

શરપુ કહે :. 'ખિજાઉં નહિ તો શું કરું?'

જમીનદાર કહે : 'તું ખિજાયો હો તો શરત પ્રમાણે લાવ તારી આંખ.' આમ કહી તરત જમીનદારે પોતાના નોકર બોલાવ્યા અને પકડીને શરપુને હેઠે નાખ્યો. છાતીએ ચડીને એક આંખ કાઢી લીધી અને કહ્યું : 'નીકળ ઘર બહાર. આપણી શરત તેં પાળી નહિ માટે તને રજા.'

આંખ ગુમાવી રોતો રોતો શરપુ ઘેર પાછો આવ્યો અલપુ કહે : 'અરે, પણ તું રુએ કાં! તારી આ આંખે શું થયું?'

શરપુએ માંડીને જમીનદારની બધી વાત કરી. અલપુ કહે : 'હું તો તને કહેતો હતો કે તને ઘર બહાર કામ કરવું નહિ ફાવે.'

શરપુ કહે : 'હશે, ભાઈ! મારી એક વાર ભૂલ થઈ. હવે ફરીથી ભૂલ નહિ કરું. ભલું આપણું ખેતર અને ભલી આપણી ખેડ. ખેડ મૂકીને હવે કયાંયે બહાર જાઉં જ નહિ ને!'

બીજા દિવસથી શરપુએ મન દઈને ખેડ કરવી શરૂ કરી દીધી.

૪

પણ અલપુને વિચાર થયો કે શરપુને હેરાન કરનાર પેલા ખાનપુરના ધુતારાને અને માનપુરના જમીનદારને પરચો તો દેખાડવો જોઇએ. પહેલાં ખાનપુર જવા દે.

અલપુએ એક દૂબળોપાતળો ઘોડો લીધો. અને એના પર આડાઅવળા પટ્ટા ચીતરી દીધા. પોતે જમીનદાર જેવાં સુંદર સુંદર કપડાં પહેરી લીધાં અને સાથે એક નોકર પણ લઈ લીધો. એક થેલીમાં ઘોડાનાં લીંડાં લઈ લીધાં અને

લીંડાંમાં રૂપિયા ભરાવી દીધા. નોકરને થોડીક સૂચના દઈને એ ખાનપુર ચાલ્યો.

ખાનપુર આવીને ચોરા ઉપર જ એણે ધામો નાખ્યો. એનાં કપડાંનો ભપકો, ઘોડો અને નોકર જોઈ ને ધુતારા એની આસપાસ ટોળે મળ્યા. મોટો માણસ જાણીને આગતાસ્વાગતા કરવા લાગ્યા.

બીજે દિવસે સવારે આસપાસ ધુતારા બેઠા હતા ત્યાં જ અલપુએ નોકરને કહ્યું : 'કેમરે, કાલનું કામ પતાવ્યું કે ?'

નોકર કહે : 'ના સાહેબ, હમણાં જ પતાવી લઉ.'

એમ કહીને તરત નોકરે થેલી કાઢી અને ધૂતારા દેખે તેમ લીંડાં ભાંગવા લાગ્યો. લીંડું ભાંગે ત્યાં ખનનન રૂપિયો પડતો જાય અને નોકર રૂપિયા ઉપાડતો જાય. ધુતારા બધા જોઈ રહ્યા.

એ દિવસે ઘોડાએ કરેલાં લીંડાં ધુતારાના દેખતાં જ અલપુએ લઇ લીધાં. રાત પડી એટલે એમાં રૂપિયા ભરાવી દીધા. બીજી સવારે વળી ધુતારા ભેગા થયા કે નોકર લીંડાં ભાંગવા લાગ્યો કે ખનનન ખનનન કરતા રૂપિયા પડવા લાગ્યા અને નોકર રૂપિયા ઉપાડવા લાગ્યો.

ધુતારાને થયું કે જો આ ઘોડો મળી જાય તો આખી જિંદગીનું દાળદર ફીટી જાય, ધુતારા બધા ભેગા થઇને અલપુને સમજાવવા લાગ્યા કે આ ઘોડો અમને વેચાતો આપો.

અલપુ કહેઃ 'ના ભાઇ, આ ઘોડો તો મારી જીવાદોરી છે. એ આપી દઉં તો પછી હું ખાઉં શું ?'

ધુતારા કહે : 'તમને ચાર હજાર રૂપિયા આપીએ પછી કાંઈ ?'

તો યે અલપુ હા ના કરવા લાગ્યો. ધુતારા ગામના મુખી મતાદારોને તેડી આવ્યા અને અલપુને સમજાવવા લાગ્યા. છેવટ અલપુ માન્યો અને આઠ હજાર રૂપિયામાં ઘોડો વેચાતો આપ્યો.

ધુતારા રાજી રાજી થઈ ગયા અને અલપુ આઠ હજાર રૂપિયા ખિસ્સામાં નાખીને ઘેર ઊપડયો.

રસ્તામાં એણે એક ગામમાં બે સસલાં વેચાતાં જોયાં, બેય સસલાં તેણે વેચાતાં લઇ લીધાં અને ઘેર આવ્યો. ઘેર આવીને વિચાર કરવા લાગ્યો કે બીજે જ દિવસે ધુતારાને ખબર પડી જવાની અને અહીં આવી પહોંચવાના. એમને પહોંચી વળવાની એણે તરકીબ વિચારી કાઢી.

બીજે દિવસે સવારે એણે એક સસલું ઘેર સંતાડી દીધું અને બીજું સસલું સાથે લઇને ખેતર જવા ઊપડયો. જતાં જતાં એની વહુને થોડીક સૂચના કરીને ખેતરે જઈ કૂવાકાંઠે વાટ જોતો બેઠો.

પેલી બાજુ બીજે દિવસે ધુતારા ઘોડાનાં લીંડાં ભેગાં કરી ભાંગવા બેઠા પણ ભાંગે તો અંદર કાંઈ નહિ. ધુતારા હાથમાં ડાંગો લઇને અલપુને ગામ ઊપડયા. સામે મળે તો મારી જ નાખવો એમ વાતો કરતા ચાલી નીકળ્યા.

અલપુને ઘેર આવીને રાડ દીધી : 'એલા અલપુ છે કે ?'

અલપુની વહુએ બહાર આવીને કહ્યું કે 'એ તો ખેતરે ગયા છે.' ધુતારા ખેતરે ઊપડયા કે અલપુની વહુએ સંતાડેલું સસલું બારણે બાંધી દીધું.

ધુતારા આવીને ખેતરે જુએ તો અલપુ એક ખાટલા પર સૂતો સૂતો હુક્કો ગગડાવે છે. ધુતારાને જોતાં જ એ 'અ હો હો હો, આવો, આવો, ભાઈ' કહેતો ઊભો થયો અને ધુતારાને ભેટી પડયો. ધુતારાની આગતા સ્વાગતા કરવા લાગ્યો અને કુશળ સમાચાર પૂછવા લાગ્યો. ધુતારા જરા મૂંઝાતા મૂંઝાતા બેઠા ત્યાં અલપુએ ખાટલા હેઠેથી સસલી કાઢી અને સસલીને બે ટાપલી મારીને બોલ્યો :

'જારે સસલી ઘેર ઘેર<br>
ચાર મેમાનની કરજે પેર'

આમ કહીને એણે સસલીને છૂટી મૂકી કે સસલી ભાગી છૂટી. દોડતી દોડતી ખેતરોમાં અલોપ થઈ ગઇ.

ધુતારા અલપુની આ રીતભાત જોઇને અચંબામાં પડી ગયા. તેમને થયું કે પહેલાં જોઇએ તો ખરા કે આ શું કરી રહ્યો છે. પછી એને મારશું.

બપોરે ચારે ધુતારાને લઇને અલપુ ઘેર આવ્યો. ધુતારા ઘેર આવીને જુએ તો બારણામાં જ સસલી બાંધી છે. એમને થયું કે ખેતરેથી છોડી મૂકેલી સસલી અહીં આવી લાગે છે.

તરત અલપુની વહુએ થાળીઓ પીરસી. બરાબર ચાર માણસો ધરાઈ રહે એટલું રાંધેલું. ખાઇ રહેવા આવ્યા એટલે અલપુ એની વહુને કહે: 'છ મહેમાનનું રાંધ્યું છે ને!'

અલપુની વહુ કહે: 'ના, ના. મેં તો ચારનું રાંધ્યું છે. તમે સસલી સાથે ચાર મહેમાનનું કહેવરાવેલું ને?'

'અલપુ કહે: 'મેં તો ચાર મહેમાનનું કહેવરાવેલું પણ આવતા જતા કોઈ મહેમાન આવી ચડે તો એની *તારે તૈયારી રાખવી જોઇએ ને!'

અલપુની વહુ કહે: 'પણ કહ્યા વગર કેમ ખબર પડે!'

અલપુ ત્રાડી ઊઠયો: 'કહ્યા વગર ખબર ન પડે એમ!' આમ બોલતો લાઠી લઇને ઊતરી પડયો અને વહુને ઝીંકવા લાગ્યો. થોડી વારમાં વહુ મુડદા જેવી થઈ ને નીચે જઇ પડી.

ધુતારા અલપુને સમજાવવા લાગ્યા: 'અરે ભલા માણસ, આમ આટલી વાતમાં બાયડી જેવી બાયડીને મારી નખાય!'

અલપુ કહે: 'એજ લાગની છે. રોજ મારીએ અને મરી જાય ત્યારેજ ,એ ઠેકાણે રહે છે.'

આમ કહીને તેણે ઘરમાંથી એક વાંકીચૂંકી, લાકડી કાઢી અને વહુ માથે ત્રણ વાર ફેરવતો ફેરવતો બોલ્યો:

ઊઠ રે વહુ તું ઊભી થા,
જમી કરીને રમવા જા

તરત એની વહુ ઊભી થઈ અને ખાઇ કરીને હસતી હસતી બહાર ચાલી ગઇ.

ધુતારા આ બધું જોઈ ને અચંબામાં જ પડી ગયા. એમને થયું કે આ સસલી અને લાકડી આપણી પાસે હોય તો કેવી મજા પડે! રોજ જંગલમાંથી ખાવાનું કહેવરાવવાની લપ ટળે અને આપણી બાયડીઓ પણ સીધી થઇ જાય. તેમણે અલપુ પાસે આ બનેની માગણી કરી.

અલપુ કહે: 'ના ભાઈ! એ તો નહિ જ આપું. મારે રોજ ખેતરે જવું એટલે સંદેશો મોકલવા સસલી જોઈએ જ, અને મારો સ્વભાવ રહ્યો તીખો. હાલતાં ચાલતાં ખિજાઇ જાઉં અને વહુને મારી બેસું. આ લાકડી ન હોય તો હું રાંડી જ પડું ને!'

જેમ જેમ અલપુ ના પાડતો ગયો તેમ તેમ ધુતારા સસલી અને લાકડી આપવા માટે દબાણ કરવા લાગ્યા. છેવટ માંડ માંડ અલપુએ આઠ હજાર રૂપિયામાં સસલી અને લાકડી ધુતારાને આપ્યાં. ધુતારા રાજી થતા થતા ખાનપુર પાછા આવ્યા.

બીજે જ દિવસે ચારે જણા ખેતરે ઊપડયા અને તેમની સ્ત્રીઓને કહેતા ગયા કે અમારે ખાવું હશે તો આ સસલી સાથે સંદેશો કહાવશું. સસલી કહે એટલા જણાનું જ રાંધજો. આમ કહી તેઓ ખેતર ઊપડયા.

બપોર થયા એટલે તેઓ સસલીને માથે ટાપલી મારી બોલ્યા:

જારે સસલી ઘેર ઘેર
ચાર જણાની કરજે પેર

આમ કહી સસલીને છૂટી મૂકી કે સસલી દોડતી દોડતી ખેતરમાં અલોપ થઈ ગઈ.

આ બાજુ ચારે ધુતારા ભાતની વાટ જોતા બેઠા પણ કયાંય સુધી ભાત ન આવ્યું. રોંઢો થયો અને સાંજ પડી તોયે ભાત ન આવ્યું. એટલે ખિજાતા ખિજાતા ઘેર ઊપડયાં. સ્ત્રીઓ

પાસે તો સસલી આવેલી નહિ તેથી આજે તેમને ખાવું નહિ હોય એમ ધારીને વાતોના તડાકા મારતી બેઠેલી. ધુતારાએ ઘેર આવીને જોયું તો સ્ત્રીઓ બેઠી તડાકા મારે છે. તેઓ ધુંવાપુંવા થતા બોલ્યા : 'કેમ ચાર જણાનું ભાત ન મોકલ્યું ? સસલી સાથે કહેવરાવેલું ને ? '

સ્ત્રીઓ કહે: 'સસલી ઘેર આવી છે જ ક્યાં ?'

ધુતારા ત્રાડી ઊઠયા : ' કામ કરવાની આળસે સસલીનેંય સંતાડીને બેઠી બેઠી તડાકા મારો છો કે ? આમ કહીને તરત ડાંગો કાઢી અને ધડોધડ સ્ત્રીઓને મારવા લાગ્યા. કાળી ચીસો પાડતી ચારે સ્ત્રીઓ ઘડીવારમાં મરી ગઇ.

થોડી વાર થઇ એટલે તેમણે પેલી વાંકીચૂંકી લાકડી કાઢી અને એક સ્ત્રી માથે ફેરવતાં ફેરવતાં મોટો ભાઈ બોલવા લાગ્યો—

ઊઠ રે વહુ તું ઊભી થા
જમી કરીને રમવા જા.

ફરી ફરીને એ બોલવા લાગ્યો પણ મરી ગયેલી વહુ શેની ઊભી થાય ? એ પછી વારાફરતી બીજાએ, ત્રીજાએ અને ચોથાએ પોતપોતાની વહુઓ પર લાકડી ફેરવી, પણ વહુઓ હલે કે ચલે. ચારે વહુને મરી ગયેલી જોઇને ધુતારા પોકેપોકે રડવા લાગ્યા.

એમને રોતા સાંભળીને ગામના બીજા ધુતારા ભેગા થયા, છાના રાખીને પૂછ્યું ત્યારે બધી વાતની ખબર પડી, ગામના ધુતારા ભેગા થઇને કહે, 'આ તો પેલા અલપુનાં કામ. એના ભાઇ પાસેથી આપણે પાડો પડાવી લીધો છે તેથી તેણે આપણા આ હાલ કર્યા, એ પાડો પાછો આપી આવો નહિ તો ક્યાંક આખા ગામનું એ ધનોત પનોત વાળી નાખશે.'

બિચારા ધુતારા પાડો હાંકીને અલપુને ઘેર આવ્યા અને બોલ્યા: 'ભાઈસા'બ હવેથી કોઈ દિવસ તારા ભાઈને નહિ ધુતીએ કોઈ રીતે અમારો કેડો મૂકીશ ? '

અલપુએ હસતાં હસતાં પાડો ઘેર બાંધી દીધો અને ધુતારા છાનામાના ખાનપુર રવાના થઈ ગયા,

બાકી આવતે અંકે

**એકાગ્ર દેશભક્તિ, મોતની બેપરવાઇ ભરેલી વીરતા અને ઉગ્ર ધ્યેયનિષ્ઠાને લેખકે અહીં આદરભરી સલામી આપી છે. દેશની મુક્તિઅર્થે પોતાના પ્રાણ ખરચનારાઓની ને સમર્પણની અણખૂટધારાની યશોજ્જ્વલ ગાથાને લેખકે તેજસ્વી શૈલીએ ઉતારી છે.**

'૪૨ની લોકક્રાન્તિની નવલકથા

# અણખૂટધારા :

લેખક : 'અશ્વિનીકુમાર' પ્રકાશક ફૂલછાબ કાર્યાલય ૧૯૪૫, ભેટ પુસ્તક : સોલ એજન્ટ : ભારતી સાહિત્ય સંઘ પો. બો. ૯૬૮ મુંબઇ–૧ કિંમત રૂા ત્રણ ટ. ખ. ત્રણ આના.

થોડા સમય પહેલાં, ૧૯૪૨ના ઓગસ્ટના બનાવોએ જગાડેલા રાષ્ટ્રક્ષોભ અને તેના આનુષંગિક પ્રવૃત્તિપ્રવાહો વગેરેની અસર ગુજરાતી સાહિત્યમા કેમ દેખાઈ જ નહિ એવો પ્રશ્ન ઉઠાવાયો હતો અને કેટલાક સાહિત્યકારોએ તેની ચર્ચા કરી તેનો જવાબ આપવા યત્ન કર્યો હતો. છતાં, એ પ્રવૃત્તિપ્રવાહો ને આંદોલનો સાહિત્યમા પ્રતિબિંબિત નથી થયાં અથવા તેણે કશું સાહિત્ય ઉપજાવ્યું નથી એનો સ્વીકાર જેવો ફરિયાદરૂપે પેલા પ્રશ્નની અંદર અંકિત હતો, તેવો જ એના ખુલાસાઓની અંદર ભલે હકીકત લેખે પણ વ્યક્ત તો થયો જ હતો. 'અશ્વિનીકુમાર' કૃત આ' અણખૂટધારા' જાણે એ આક્ષેપ કે ઊણપનો જવાબ આપતું હોય એવું પહેલું પુસ્તક છે.

શરૂઆત મુંબઇ–અમદાવાદને જાણીતાં થએલાં કોમી હુલ્લડથી કરી છે પણ તેમાં કેન્દ્રવર્તી પ્રસંગો અને વાતાવરણ છે મુખ્યત્વે ઇ. સ ૧૯૪૨ના ઓગસ્ટની નવમી તારીખ પછીના આપણા દેશના રાષ્ટ્રવ્યાપક પ્રજાક્ષોભનાં જ. ગાંધીજીનું 'કરેંગે યા મરેંગે' એ સૂત્ર, એ સૂત્રે જગાડેલી લડત, એ લડતે લીધેલું સ્વરૂપ ને પડેલાં વહેણો, અને એ સર્વને પ્રેરની મનોદશાને સમજવા, સમજાવવા, અને ન્યાય કરવાનો સનિષ્ઠ પ્રયાસ એમાં વરતાય છે. ગાંધીજી-બોધિત અહિંસા અને તેની પાળ તોડી ધસી આવેલી ભાંગફોડની પ્રવૃત્તિ એ બંનેનું વસ્તુસ્થિતિના ચિત્ર કે પ્રતિબિંબ તરીકે અહીં વાર્તાભાવી નિરૂપણ જ કરવામાં નથી આવ્યું, સૈદ્ધાન્તિક ભૂમિકાએ તેની તપાસણી ને ચર્ચાય કરવામા આવી છે. ગાંધીજીની પદ્ધતિએ કામ કરતા સુધીર અને શાંતિભાઇની સામે છગુ, કુસુમ, રાયમલ આદિને મૂકીને તેમનાં કાર્યો, સંવેદનો અને વાણી દ્વારા લેખકે આ સાધ્યું છે. સુધીરની છગુ અને રાયમલ સાથેની ચર્ચાઓ આ સંબંધમાં જોવા જેવી છે કથામાં આખરે છગુને એની પદ્ધતિની લડતમાં નિષ્ફળ થતો અને ઘણા સાથીઓના ભોગ પછી એકલો પડી જતો બતાવ્યો છે તેમાં વાંચનાર પર એવી છાપ પડવાનો સંભવ છે કે લેખક એની કાર્યપદ્ધતિને પોતાનો મત આપતા નથી. તેમ છતાં તેવી પ્રવૃત્તિમાં .પડેલા સર્વ (છગુ, કુસુમ, કિશોર, રાયમલ, રણજીત, મહેન્દ્ર)ની એકાગ્ર દેશભક્તિ, મોતની બેપરવાઈભરેલી વીરતા અને ઉગ્ર ધ્યેયનિષ્ઠાને આગળ કરી તેમના હેતુઓને આદરની સલામી આપવાનું પણ લેખકે કર્યું છે એ સ્પષ્ટ છે. ખરી રીતે તો આ કે તે પોતાને સૂઝ્યા તે માર્ગે દેશની મુક્તિ અર્થે પોતાની શક્તિ અને પ્રાણ ખરચનારાંઓની—એવાઓના સમર્પણની અણખૂટ ધારાની—જ લેખકને વાત કરવી હતી ને ? અને એવી વાત કરવી હતી માટે જ કેટલાંક સાચા પ્રસગોને વ્યક્તિઓ પરથી લીધેલાં લાગતાં આ કથાનાં પ્રસંગોને વ્યક્તિઓને આદર્શનો પુટ એમણે આપ્યો હશે ને ?

પુસ્તકનું સાહિત્ય સ્વરૂપ છે નવલકથાનું, અને તેની કથાશૈલીમાં લેખકે અનુકરણ કર્યું છે રવીન્દ્રનાથની 'ઘરે-બાહિરે'ની કથાશૈલીનું. કથાના ત્રણ મુખ્ય પાત્રો સુધીર, છગુ અને કુસુમને વાચકો આગળ પોતાની વાત કહેતાં અવારનવાર બતાવીને (એવી રીતે બતાવીને કે કથાતંતુ તેના સામયિક ક્રમમાં લંબાતો અને વિકસતો રહે અને વચમાં વિચ્છેદ પડે નહિ) તેમણે આ પ્રયોગ સાધ્યો છે. એ પ્રયોગ પ્રયોગ તરીકે અસફળ નથી એવું પ્રમાણપત્ર તેને આપી શકાય તેમ છે. એ પ્રયોગ લેખકને સગવડભર્યો પણ હતો. પોતાના નહિ પણ પાત્રોના એ વિચારો છે એમ બતાવવાનું અને પોતે એને માટે જવાબદાર ન હોવાનો કે તટસ્થ હોવાનો આભાસ ઉપજાવવાનું એથી બને છે. 'આભાસ ઉપજાવવાનું' શબ્દો એટલા માટે કે ખરી રીતે તો લેખકના અભિપ્રાયો ને વિચારવલણો એની કૃતિમાં છૂપા રહી શકતા જ નથી અને આપણા લેખકનું વલણ કયું છે તે હમણાં જ આપણે જોયું.

પ્રસંગોનો પ્રવાહ અસ્ખલિત વહેતો રહે છે અને લેખકની શૈલી સારા પ્રમાણમાં ચિત્રાત્મક અને પ્રવાહી છે. પરિણામે, એમાંનાં ચર્ચાતત્ત્વ કે વિચારદર્શનનાં અન્યથા વાર્તારસમાં વિઘ્નકર ખાંચોની હાજરી છતાં વાર્તા વાર્તા તરીકે પોતાનું ખેંચાણ કરી શકે છે. કથાનો અંત જાણે બાજી ઉતાવળે લપેટી લેતો લાગે છે પણ જે પરિસ્થિતિને આ પુસ્તક ચીતરવા મથ્યું છે તે પણ ક્યાં કોઇ સંતોષકારક અંતિમ પૂર્ણવિરામને પામેલ છે ?

## ગગનને ગોખે : લે. નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર : પ્રકા. ભારતી સાહિત્ય સંઘ : પો. બો. નં. ૯૯૮ મુંબઇ-૧. મૂલ્ય સાડાત્રણ રૂપિયા.

'આપણે આંગણે ઊડનારાં'ની માફક તેના ઉત્સાહી લેખકોના અભ્યાસ, વાચન અને શોખના સુંદર ફળ જેવું આ પુસ્તક આ જ નામ તળે 'ફૂલછાબ' સાપ્તાહિકમાં હપ્તેથી પ્રગટ થએલી તેમની લેખમાળાનું લગભગ ત્રણ ગણા વિસ્તાર સાથે ગ્રંથબદ્ધ સ્વરૂપ છે. આકાશદર્શનના શિખાઉ રસિયાઓને રાશિઓ, નક્ષત્રો, તારામંડળો, તારા, નિહારિકાઓ ઇત્યાદિ વિશે દર બબ્બે માસના નકશા સાથે રોચક શૈલીમાં શાસ્ત્રીય માહિતી આપવા મથતું આ પુસ્તક લોકભોગ્ય શૈલીમાં લખાયેલાં વૈજ્ઞાનિક પુસ્તકોના આપણે ત્યાંના અત્યંત અલ્પધન સાહિત્યમાં મહત્ત્વનો ઉમેરો ગણાશે.

ભૌતિક ખગોળશાસ્ત્ર આમ તો એવો રસિક વિષય છે કે તેની નરી વૈજ્ઞાનિક માહિતી પણ કંટાળો આપે નહિ. તેમાં વળી આ પુસ્તકના લેખકોએ તો વૈજ્ઞાનિક ગ્રંથોમાં આવી જતાં શુષ્કતા ને ભારેખમવેદાને પૂરેપૂરાં ગ્રંથનિકાલ કરવાની પહેલેથી લીધેલી પ્રતિજ્ઞાનો સરસ અમલ કર્યો છે. પરિણામે, લોકભોગ્યતા એ પુસ્તકનું વિશિષ્ટ લક્ષણ બની જાય છે. પુસ્તકમાં શાસ્ત્રીયતા નથી એમ નહિ, પણ લેખકોની નજર મુખ્યત્વે તેના નિરૂપણની લોકગમ્યતા પર રહી છે એટલું જ. એથી જ શાસ્ત્રીયતાનો ભાર ન લાગે માટે માહિતી બધાં પ્રકરણોમાં થોડી થોડી વહેંચી નાખી છે, અને દરેક પ્રકરણમાં ઋતુ ઋતુનાં રમ્ય વર્ણનો સાથે ભાટલીવાચક, પ્રચલિત દુહા-કહેવતો, દેશવિદેશની તારાને લગતી પુરાણકથાઓ અને લોકવાર્તાઓનો મસાલો ભરી, સમગ્ર લખાવટને ક્યારેક વર્ણનમાધુર્યથી, ક્યારેક કલ્પનાલાલિત્યથી અને ક્યારેક તત્ત્વચિંતનથી રસભરી બનાવી છે. આ વિષયને પોતાની અનોખી રીતે રજૂ કરતા કાકાસાહેબની શૈલીનું લેખકો પોતાની રીતે અનુકરણ કરવા ગયા છે એમ પણ લાગે છે. નિરૂપણને આમ રસાળ ને હળવું બનાવવા જતાં લેખકોને થોડીક માહિતીને ઝાઝા શબ્દોમાં વીંટવી પડી છે અને પરિણામે પ્રસ્તાર વિશેષ થઇ ગયો છે. દરેક પ્રકરણના આરંભમાં આવતાં ઋતુવર્ણનો જાતે સુંદર છતાં વધુ પડતી, અને આ પ્રકારના પુસ્તકમાં જેનું ઔચિત્ય શંકાસ્પદ ગણાય તેટલી, જગ્યા મેળવી ગયાં છે. છતાં એટલું સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી કે લોકભોગ્યતા ખાતર શાસ્ત્રીયતાનો અહીં ભોગ અપાયો નથી. તારા, નક્ષત્રો, રાશિઓ આદિનાં અંગ્રેજી ને અરબ્બી નામો આપ્યાં છે ને તેમને વિશે ખગોળશાસ્ત્રે અત્યાર સુધીમાં જે માહિતી ભેગી કરી છે તેનો પૂરતો લાભ પણ લેવાયો છે.

પુસ્તકમાં આપેલા નકશા પ્રત્યક્ષ આકાશદર્શન દ્વારા તારાઓનો પરિચય કરવા માગતા વાચકોને માર્ગદર્શક ને મદદગાર બનશે, અને સમગ્ર પુસ્તક ગુજરાતીઓને જીવનનો એક સાત્ત્વિક આનંદ ઉપાસવા લલચાવી તેને માટે સવડ કરી આપવાનું પુણ્ય રળશે.

## હિંદુ ધર્મ : અનુવાદક, ચંદ્રશંકર શુક્લ; પ્રકાશક, વોરા એન્ડ કંપની, મુંબઇ; સોલ એજન્ટ, એન. એમ. ઠક્કરની કંપની, મુંબઇ-૨. [ મૂલ્ય સવાચાર રૂપિયા ]

પશ્ચિમને તેની ભાષામાં હિંદુધર્મ, તત્ત્વજ્ઞાન, સમાજરચના અને સંસ્કૃતિના મૂળ તત્ત્વો સમજાવનાર શ્રોત્રિય અધ્યાપક વરસર રાધાકૃષ્ણનના અંગ્રેજી નિબંધોનો આ અનુવાદ છે જે પાંચ અંગ્રેજી લેખોનો આ અનુવાદ છે તે જુદે જુદે વખતે લખાયેલા અને રાધાકૃષ્ણનનાં જુદાં જુદાં પુસ્તકોમાં છપાયેલા છે. આમ જુદાં જુદાં સ્થળોમાંથી ચૂંટી એકઠા કરેલા નિબંધોને એક વિષયના દોરમાં તે પરોવાઈ ગૂંથાઇ જાય એવી રીતે તેનો અનુવાદગ્રંથ બનાવવામાં અનુવાદક રા. ચંદ્રશંકર શુક્લની વિશિષ્ટતા રહેલી છે. એમના 'ધર્મોનું મિલન' એ અનુવાદગ્રંથની સમીક્ષા કરતાં આ જ કોલમમાં કહેવામાં આવ્યું હતું તેમ રા. શુક્લ એકલા અનુવાદક જ નહિ પણ સાથોસાથ સંપાદક પણ બન્યા છે. રાધાકૃષ્ણનના પુસ્તકોનો એમને એમ અનુવાદ કરવા કરતાં આવી ચૂંટણી કરીને તેનો ગ્રંથ બનાવવામાં વધુ વ્યવસ્થા અને ધ્યેયની એકતા જળવાય છે.

આખા ગ્રંથમાંથી હિંદુ ધર્મ હિંદુ સમાજરચના, હિંદુ સંસ્કૃતિ અને હિંદુ તત્ત્વજ્ઞાનનો સંક્ષેપમાં પણ સારગ્રાહી પરિચય મળી રહે છે. હિંદુ ધર્મનું આધ્યાત્મિક દૃષ્ટિએ રહસ્ય સમજાવે છે આમાંના 'હિંદુ ધર્મનો પ્રાણ' અને સમાજરચનાનો પરિચય કરાવે છે બાકીના, 'હિંદુ ધર્મ' 'હિંદુ સમાજ રચના' અને 'હિંદુ સંસ્કૃતિ એ ત્રણ, નિબંધો. આ પાંચમાંના 'હિંદુ સમાજરચના' અને 'હિંદુધર્મનો પ્રાણ' એ બે લાંબા નિબંધોનો સાર પુસ્તકની સામગ્રીનો પરિચય આપી દે તેમ છે. એ બેમાંના આગલામાં વ્યક્તિ અને સમાજનો સંબંધ ચર્ચી ચાર પુરુષાર્થ, ચાર આશ્રમ અને ચાતુર્વર્ણ્યવ્યવસ્થાનો વીગતે પરિચય આપવામાં આવ્યો છે. ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાનો તો આધ્યાત્મિક-સામાજિક, નૈતિક-માનસિક, અને રૂઢિગત, એમ ત્રણ વિશિષ્ટ દૃષ્ટિબિન્દુથી ચર્ચા કરવામાં આવી છે. હિંદ સમાજરચનામાં વ્યક્તિનું ગૌરવ કેવી રીતે સમાદરાયું છે અને તેમ છતાં લોકસંગ્રહ કે સમષ્ટિના શ્રેય સાથે વ્યક્તિને કેવી રીતે જોતરવામાં આવી છે તે, કેવી રીતે તેમાં સાચું લોકશાસન રહેલું છે તે, વર્ણ પછી જાતિવ્યવસ્થા કેમ શરૂ થઇ તે, જાતિવ્યવસ્થાથી થએલ હાનિઓ, અત્યારના સ્વરૂપમાં જાતિભેદ કેમ હાનિકર્તા છે તે, કેવી રીતે, વર્ણાશ્રમની વ્યવસ્થા અંતિમ ધ્યેયની પ્રાપ્તિમાં મદદગાર છે પણ અનિવાર્ય નથી' તે—એમ ઘણું ઘણું તેમાં ચર્ચાયું છે. 'હિંદુ ધર્મનો પ્રાણ' એ નિબંધમાં હિંદુ ધર્મના વિકાસના ઇતિહાસની રૂપરેખા દોરી, ધર્મ એટલે અનુ-

બ્રહ્મ-ઈશ્વરાનુભવ એ એની વિશિષ્ટ સમજ અને વ્યવહારદક્ષતા કે કલહકાયરતાની નીપજ નહિ પણ વિશિષ્ટ દૃષ્ટિના પરિણામ રૂપ ઉદારતા ને સર્વધર્મસમભાવ સમજાવી, યોગ, જ્ઞાન, ભક્તિ, કર્મ આદિ સાધના માર્ગોનું રહસ્ય બતાવી, હિંદુ ધર્મને મૂળથી ગ્રાહ્ય એવો કર્મ અને પુનર્જન્મનો સિદ્ધાન્ત રાધાકૃષ્ણને સ્પષ્ટ કર્યો છે.

હિંદુ ધર્મ અને સમાજરચનાની વિશિષ્ટતાઓનો આમ પરિચય કરાવતી વેળા રાધાકૃષ્ણનની નજર વર્તમાન દુનિયા પર પણ હોય છે, એકલી ભૂતકાળ પર નથી હોતી, એ ખાસ ધ્યાનમાં લેવા જેવું છે. આથી વર્તમાન જગતને પથ્ય થાય તેવું ઘણું ઘણું રાધાકૃષ્ણન એમાંથી બતાવતા પણ જાય છે દાખલા તરીકે, 'હિંદુ સમાજરચના'માં બ્રાહ્મણ અને નીતિ પરત્વે બોલતા 'રાજપ્રકરણ કંઇ જીવનની શ્રેષ્ઠ પ્રવૃત્તિ નથી' એમ કહી ઇશ્વરપૂજા જેવી બની બેઠેલી રાજ્ય-રાષ્ટ્ર-પૂજા સામે એમણે વિરોધ પુકાર્યો છે. તેવી જ રીતે ક્ષત્રિય વિશે બોલતા હિંસા—અહિંસાની અને વર્તમાન યુદ્ધરીતિની ચર્ચા કરી છે, અને વૈશ્યને એ ળખાવતા વર્તમાન જગતની એકલપેટી, માનવતાદ્રોહી અને નીતિભંજક ધનલાલસાને ઉલ્લેખી વૈશ્યનો હિંદુ આદર્શ પુનઃ રજૂ કર્યો છે. 'હિંદુ-સંસ્કૃતિ' એ નિબંધમાં વર્તમાન જગતની આત્મશૂન્ય પરિસ્થિતિનું સરસ નિરૂપણ કરી, આત્મદર્શનને બધા ધર્મોના પાયા રૂપ ગણી એ બધાનો સમન્વય સાધી વિશ્વધર્મ અને વિશ્વસંસ્કૃતિ ઊભી કરવાની જરૂર બતાવી, જન્મથી જ ઉદાર એવા હિંદુ ધર્મ તરફથી જ એમાં નેતૃત્વ કે માર્ગદર્શન મળશે એવી શ્રદ્ધા રાધાકૃષ્ણને વ્યક્ત કરી છે. ભારતીય તત્ત્વદર્શનમાં આખા જગતને રુચે તેવા અંશો છે, અને દુનિયાને નવું દર્શન, નવો ધર્મ કે શાંતિનો માર્ગ તો ભારત પાસેથી જ મળશે એવી એમની શ્રદ્ધા જ નીચેનાં જેવાં વાક્યોની પ્રેરક છે :—

૧ '...સાચા ધર્મના, ન્યાયી સમાજવ્યવસ્થાના, મનુષ્યના સંસારી ને ઔદ્યોગિક, આર્થિક ને રાજકીય, રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય, સંબંધોમાં ઉદારતાની નવી ઢિલચાલના સિદ્ધાંતો હિંદુ ધર્મનાં મૂળભૂત તત્ત્વોમાંથી મળી આવે એમ છે.' (પૃ. ૨૦૭)

૨ 'હિંદુ ધર્મ એ જીવન પ્રત્યે જોવાની એક એવી દૃષ્ટિ છે જે બુદ્ધિને સંતોષે છે, હૃદયને હલાવે છે, ને સંકલ્પશક્તિને ઉત્તેજી કાર્ય કરવા પ્રેરે છે. તે ભારતવર્ષને નવી દુનિયાની સાથે મેળ ખાય એવો નવો આત્મા આપે છે (પૃ. ૨૧૮)

'ભારતવર્ષ હજુ ઘડાઇ રહ્યું છે. લોકમત દુર્ભાગ્યે ભ્રમિત, સંકોચશીલ ને છિન્નભિન્ન દશામાં છે; તેને સ્પષ્ટ દિશાદર્શન કરવામાં આવતું નથી; તે લગભગ રોગીની દશા ભોગવે છે. અને છતાં હિંદુ ધર્મ, ધર્મની સાચી ભાવના, અંતર્ગત સંવાદ ને માધુર્ય, તથા બાહ્ય બંધુતા ને સહચાર વડે, આપણા મૂઝાયેલા યુગને ખોટે રસ્તો છોડાવી ખરે રસ્તે ચડાવે છે.' (પૃ ૨૧૮)

આમાંનો છેલ્લો ઉતારો એક બીજી વાત એ પણ કહી જાય છે કે રાધાકૃષ્ણન આપણા ધર્મની વિશિષ્ટતાઓનાં ગુણગાન ગાઇ જગતને પણ તે કામ લાગશે એમ એકલા બતાવ્યા કરતા નથી, આપણી નબળાઈઓ ને ખામીઓ પણ તે નિઃસંકોચ બતાવતા જાય છે. હિંદુ ધર્મનો પ્રાણ જીવતો છે, પણ સમાજશરીર રોગી બનેલ છે, તેથી સમાજવ્યવસ્થામાં જરૂરી ફેરફારો કરવાની અગત્ય તેઓ સમજાવે છે. જાતિભેદ અને અસ્પૃશ્યતા સામેના તેમના ઉદ્‌ગાર પણ આથી જ જોવા મળે છે

આખુંય પુસ્તક વિચારસમૃદ્ધ અને વિચારસમૃદ્ધ છે, અને નકામા ભાષાવિલાસને એમાં બહુ સ્થાન નથી એ કહેવાની જરૂર રહેતી નથી

આપણે પોતે થઈને આપણી સંસ્કૃતિ કે ધર્મની વિશિષ્ટતાઓ પારખીએ નહિ, પણ આપણા જ કોઇ વિવેકાનંદ કે રામતીર્થ, કોઇ ટાગોર કે રાધાકૃષ્ણન બહારની દુનિયાને એમની ભાષામાં એ સમજાવી આવે તે પછી ને તે પરથી એ સમજીએ એવું આપણે ત્યાં અમુક પ્રમાણમાં બન્યું છે. નવી રજુઆત ને નવી વિચારણાનો લાભ પણ આથી આપણા એ પુરાણા વારસાને મળ્યો છે સૌ ભારતપ્રેમીઓએ પોતાના એ સાંસ્કારિક વારસાનો ન હોય તો પરિચય કરવા, અને પરિચય હોય તો એનું દૃઢીકરણ કરવા અથવા તેની પુનર્વિચારણા કરવા, આવા ગ્રંથો વાંચવા ને પચાવવા જોઈએ. એમ કહેવામાં આ ગ્રંથ વિશે કહેવાજોગ બધું કહેવાઈ ગયું ન ગણાય?

ને જો એમ છે તો આવાં ગ્રંથોને તેમને ઘટતા બહોળા પ્રચાર માટે ખૂબ સસ્તા બનાવવા જોઇએ. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય જેવી બહોળી પ્રચારશક્તિ ધરાવતી પ્રકાશનસંસ્થા, અનુવાદકને ચાલુ પ્રકાશકો આપતા હોય તેથીય વધુ પુરસ્કાર આપીને, પોતાની રીતે ઝાઝી પ્રતો છપાવી સાવ સસ્તી કિંમતે તેને પ્રજામાં ફેલાવી ન શકે? હિંદુ ધર્મ, સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનને બહોળા જનસમૂહના બારણા સુધી પહોંચાડવાના એ સંસ્થાના મિશનને લાયકનું જ એ કામ છે.

# ઊર્મિ અને નવરચના

ઑગસ્ટ ૧૯૪૫

અંક : ૫

સંપાદક • ઇશ્વરલાલ દવે

છૂટક ૧. ૦ આના


## ખાસ લેખો





## ઉચ્ચ શિક્ષણની સાચી સમજ

પણ આ બાળઉછેરની બાબત સમગ્ર સંસારજીવનથી નિરાળી પાડી નહિ શકાય. પ્રશ્ન આ છે, કે નવા યુગની નારી સમગ્ર જીવન પ્રત્યે કયું વલણ ધરાવવા ઇચ્છે છે? એ મૂળભૂત પ્રશ્નનો ઉલ્લેખ કલકત્તા યુનિવર્સિટીના પદવીદાન સમારંભમાં વાઇસ-ચેન્સેલર ડૉ. રાધાવિનોદ પાલે પોતાના આવકાર-પ્રવચનમાં કર્યો છે—

'નવી ગ્રેજ્યુએટ સ્ત્રીઓને પોતે પ્રથમ સ્ત્રીઓ છે ને પછી ગ્રેજ્યુએટો છે એ નહિ ભૂલવા વિનંતિ કરી તેઓએ ન ભૂલી જવું જોઇએ કે તેઓએ પુરુષ વિદ્યાર્થીના જેવો જ અભ્યાસક્રમ લીધેલ હોવા છતા અને તેમના જેવી જ પદવીઓ મેળવવા છતાં તેમનું વર્તુલ જુદુ છે. તેઓએ એમ ન સમજવું જોઈએ કે તેઓએ લીધેલુ ઉચ્ચ શિક્ષણ તેમને તેમના ગૃહવર્તુલમાની ફરજોમાથી મુક્ત કરે છે'

## શું હમેશાં સ્ત્રી જ ફસાય છે?

એક શહેરના સમાચાર પ્રકટ થયા છે—

'એક ગરીબ વાણીઆ સોનીની જુવાન સ્ત્રીને એક લુહાણો ફસાવીને ભગાડી ગયો છે, કહેવાય છે કે સોનીની સ્ત્રી પોતાની પાસે રહેલાં તમામ ઘરેણા પણ ઉપાડી ગઈ હતી.'

સ્ત્રી અને પુરુષના સાથે નાસી જવાના આવા પ્રત્યેક કિસ્સામાં 'ફસાવનાર' અને 'ભગાડી જનાર' હમેશાં પુરુષને જ કલ્પી લેવામાં આવે છે એનું શું કારણ છે? 'અપહરણ' તો તે પણ પુરુષે જ કર્યું હોય છે! અને આવાં પલાયનો પકડાઈ ગયા પછી એનાં પરિણામોમાંથી બચવાને માટે એ સંડોવાયેલી સ્ત્રીને પણ આ જ છટકબારીની સગવડ મળી રહે છે. એ એમ કહીને છુટી જાય છે કે મને તો મજકૂર પુરુષે 'ફસાવી' હતી કે 'નસાડી' હતી ભાવનગર શહેરમા બનેલા નિમંળા પ્રકરણમાં આખરે એમ જ બન્યું છે. સંકટ સમયની સાંકળ ખેંચવા ટાણે 'મને તો પુરુષે ફસાવી હતી' એવું કહેતાં સ્ત્રી અચકાતી નથી એટલુ જ નહિ પણ આપણે સૌ એ જ ચલણી સિક્કા જેવા વાક્યનો વ્યવહાર કરીએ છીએ. ઉપર આપેલા એક શહેરના સમાચારમાં તો સ્ત્રી ઘરાણાંનો દાબડો લઇને પરપુરુષ સાથે ચાલી ગઈ છે છતાં એને તો 'પુરુષે જ ફસાવી ને ભગાડી' એવું માની લેવું જરા મુશ્કેલ છે.

## રશિયનોને હિંદમાં રસ

'બેરાનીકોવ નામના એક રૂસ વિદ્વાને આપણા તુલસીકૃત રામાયણનો રશિયન ભાષામાં અનુવાદ કર્યો છે અને તે સાથે સંત તુલસીદાસજીની જીવન કથા પણ જોડી છે. મૉસ્કો નગરની પૌરસ્ત્ય અભ્યાસની 'એકેડેમી ઓફ સાયન્સ'મા મળેલી સભામાં મજકૂર ભાષાન્તરકારે એ રામાયણ-કાવ્યના છઠ્ઠા ખંડમાંથી કેટલાક ભાગો સંભળાવ્યા ત્યારે શ્રોતાઓમા ગભીર શાંતિનું વાતાવરણ છવાઇ ગયું હતુ'

આ સમાચાર સોવીએટ યુનીઅનનું એક અખબાર આપે છે. અહીંનાં સામ્યવાદી સાપ્તાહિકો પણ 'સોવીએટ દેશમાં પ્રાચીન હિંદી સાહિત્ય' એ મથાળા નીચે માહિતી આપે છે કે ૧૯૧૭ની ક્રાંતિની પૂર્વે ઘણા પ્રાચીન કાળથી આપણાં પંચતંત્ર, હિતોપદેશ, જાતક કથા... ...રત કથાસરિત્સાગર, ... પૌરસ્ત્ય... ...ન્તરો થવાં આવ્યાં છે, અને ક્રાંતિ પછી પૌરસ્ત્ય સાહિત્ય પ્રત્યેનો પ્રજા-રસ ઘણો વધી ગયો છે.

## સાહિત્યરસ પરથી ખોટાં અનુમાન

આવા સમાચારો પરથી રખે આપણે એવું અનુમાન તારવીએ કે સોવીએટ રશિયાનો હિન્દની રાજકારણી મુક્તિમાં પણ રસ વધી રહ્યો છે. આ બન્ને બાબતો એક બીજીથી અલગ છે. હિન્દની પ્રાચીન સાહિત્યવિદ્યાનો અભ્યાસ જર્મનીમાં પણ મોટું સ્થાન રોકતો હતો. ખુદ નાઝી શાસનકાળમાં પણ જર્મન વિદ્યાપીઠો હિન્દના વિદ્યાભંડોળનું પરિશીલન કરવામાં જરીકે પાછી પાની કરતી નહોતી અન્ય યુરોપી દેશોને પણ હિંદની પ્રાચીન જ્ઞાનસંપત્તિમાં સક્રિય રસ છે. બ્રિટન પણ એ બાબતમાં કોઇથી કમ નથી. એ જ રીતે આપણને હિંદમાં અન્ય પ્રજાઓની જ્ઞાનસામગ્રીમાં રસ છે. વિદ્યાજ્ઞાનનો વિનિમય તો અરસપરસ થતો જ રહે છે. દુર્ભાગ્યની વાત છે કે એક પ્રજાનો અન્ય પ્રજાના વિદ્યાસંસ્કારોમાં નીપજતો આવો ઊંડો રસ એ વિદ્યારંત પ્રજાનાં લોકોની વર્તમાન રાજકારણી અભિલાષાઓ પ્રત્યે હમદર્દી જન્માવતો નથી. સોવીયેત રશિયાને હિંદની આઝાદીની અભિલાષાઓ માટે કેટલીક ખેવના છે તે તો એક નિરાળી બાબત છે. એ જેટલી કહેવાય છે તેટલી હો તો સારી વાત છે. મુદ્દો આ છે કે હિંદ પ્રત્યેના સાહિત્યકીય કુતૂહલને કે રસને પરદેશી પ્રજાની હિંદ માટેની રાજકીય હિતસોજીની પારાશીશી ન સમજી લઈએ.

## ઈસ્લામી કાયદાઓમાં સુધાર

'ઈસ્લામી કાયદાને આધુનિક યુગની આવશ્યકતાઓ અને પરિસ્થિતિઓ સાથે બંધ બેસતો બનાવવા માટે એમાં સુધારણા કરવાની જે પ્રવૃત્તિ પેલેસ્ટાઈન દેશના ઉલેમાઓએ (ઈસ્લામી ધર્મપુરુષોએ) ઉપાડી છે, તેમાં સાથ આપવા મૌલાના અબુલ કલામ આઝાદે હિંદી મુસ્લિમોને ભલામણ કરી છે.'

આવી પ્રવૃત્તિ જો હિંદમાંના કોઈ મુસ્લિમે ઉપાડી હોત તો તે તુમુલ વિરોધનો ભોગ બન્યો હોત. કારણ કે આ દેશમાં રાજદ્વારી રૂપ ધારણ કરેલ કોમભેદની મનોદશા પ્રગતિની આડે આવી રહેલ છે. ઈસ્લામના મૂળ પ્રવર્તક એક મહાન પ્રગતિકાર હતા. એમણે ભળાવેલ સમાજ-વ્યવસ્થા સદા જડતામાં ઝકડાયેલી જ રહે એવું કલ્પવું પણ કઠિન છે. એમણે આપેલા આદેશોનું હાર્દ સમજીને તેને અનુરૂપ જીવન-સુધારણા કરવાની ઇતર મુસ્લિમ દેશોએ ફરજ માની છે. તૂર્કી તો ઘણું આગળ નીકળી ગયું છે. હિન્દની મુસ્લિમ સ્ત્રીઓનું પરદામાં સબડવું, મુસ્લિમ સખાવતોની સંકુચિત દશા, સુની શિયા વચ્ચેના વૈમનસ્યે પહોંચી ગયેલા ભેદ વગેરે અનિષ્ટોને મિટાવવા માટે અને હિંદી મુસ્લિમ સમાજને અન્યધર્મીઓ તરફ સહિષ્ણુતાની દૃષ્ટિ આપવા માટે જમાનાની જરૂરીઆતોનો સુમેળ સાધે તેવા પુનર્વિધાનની આ પ્રવૃત્તિ ઉપાડી લેનારા પેલેસ્ટાઇનના ઉલેમાઓ ખાસ અભિનંદનને પાત્ર છે. કેમકે મોટે ભાગે ધર્મગુરુઓ જ પ્રગતિને ખાળનારા હોય છે.

## માતૃભાષાને મોટું ગૌરવદાન

'મૌલાના અ. ક. આઝાદને અંગ્રેજી નથી આવડતું એમ ન માની લો. એમનું અંગ્રેજી જ્ઞાન તો ગ્રેજ્યુએટને ય ટક્કર મારે તેટલું છે. એમણે વાંચેલાં અંગ્રેજી પુસ્તકોની સંખ્યા પણ વિપુલ છે. છતાં પોતે કદી અંગ્રેજીમાં ભાષણ કરતા નથી, કદી અંગ્રેજીમાં કોઇ નિવેદન ઘડતા નથી, સુંદર માતૃભાષાનું જ શરણ લે છે, તેનું કારણ કે એમને પોતાની માતૃભાષા પર એટલો પ્રેમ છે.'

પં. જવાહરલાલે કહી એ વાત આપણને એક સખ્ત આંચકો લગાવીને આપણી નિંદમાંથી ઝબકાવે છે. આપણી પહેલાંની પેઢીના માણસોમાં અંગ્રેજી ભાષામાં વ્યવહાર કરવાનો દોષ હતો પણ તેમનું જમા પલ્લું એ હતું કે તેઓ શુદ્ધ સુંદર અંગ્રેજી લખતા બોલતા. આપણે તો આજે અંગ્રેજીને ને ગુજરાતીને બેઉને બગાડી રહ્યા છીએ અને ગુજરાતીમાં બોલતે બોલતે વાક્છટા બતાવવી હોય ત્યારે અંગ્રેજીમાં 'દીપે રાખીએ છીએ.' મૌલાના સાહેબે તો સિમલા પરિષદમાં જઈ વાઈસરૉય સાથેના વાર્તાલાપો દુભાષિયો રાખીને માતૃભાષામાં કર્યા, એટલું જ નહિ પણ પરિષદની ઊખડતી બેઠકે પોતે ઘડી લાવેલ રાષ્ટ્રપતિ તરીકેનું રાજકારણી નિવેદન પણ માતૃભાષામાં વાંચ્યું. જેઓ ન સમજી શકે તેમ હતા તેમને માટે અંગ્રેજી તરજુમાની નકલો વહેંચી દીધી. છાપેલ ભાષણ વાંચતે વાંચતે નવા ઉમેરા કર્યા તે પણ માતૃભાષામાં જ. પરદેશી રાજસત્તા તરફથી બોલાવાયેલ સત્તાવાર પરિષદમાં આવું બેધડક પગલું પહેલી જ વાર ભરાયું છે.

## આપણા દેશની વાત

'મેકસીકોની સરકારે એક આદેશપત્ર પ્રકટ કરીને ઠરાવ્યું છે કે મેકસીકોમાં આયાત થતાં તમામ પરદેશી ચિત્રો, પ્રજાની ભાષામાં ફરજિયાત 'ડબ' કરવાં પડશે, ને એ રીતે 'ડબ' કરેલાં ચિત્રો જ મેકસીકોનાં ચિત્રગૃહોમાં બતાવી શકાશે.'

'મોજમજાહ'ના તા ૨૨-૭-૪૫ ના અંકમાં આ અને આવા પ્રકારની બીજી સમાચાર-કંડિકાઓ આપીને શ્રી. ગુણવંતરાય આચાર્ય મથાળું બાંધે છે કે 'પણ આપણા દેશની તો વાત જ જવા દો!' આ ટીકા એમણે તો ચિત્રપટોના પ્રદેશ પૂરતી કરી છે, પણ ચિત્રપટ સુધી ક્યાં જવું પડે તેમ છે? આપણી રેલગાડીના ડબાઓ પર નજર કરો, રોજીંદા લાખો દેશજનો જે રેલમાં મુસાફરી કરી રહેલ છે, તે રેલ્વેઓના પર 'પહેલી, બીજી, ત્રીજી' વર્ગનો નિર્દેશ પણ અંગ્રેજીમાં! અમૂક સ્ટેશનથી અમૂક સ્ટેશન વચ્ચે દોડનાર ડબા પર પણ અંગ્રેજીમાં સૂચના! અંગ્રેજી ન જાણનારાને આંધળાં-ભીંત અને રખડતાં ઢોર જેવાં બનાવનારો જ સમસ્ત વ્યવહાર વર્તે છે. કારણ કે એ વ્યવહારનું માધ્યમ અંગ્રેજી છે. એને બદલાવવા માટે તો શું પણ ટ્રેનના પહેલા બીજા વર્ગનાં સંડાસોની જમાના જુની યુરોપી બેઠકોને બદલાવવાનું ય કોઇને યાદ નથી આવતું એ અંગ્રેજી બેઠકો પર આપણાં તાજેતર 'સેકન્ડ-કલાસીઆં' બનેલ હજારો દેશી રૂઢિનાં સ્ત્રીપુરુષો કઈ રીતે ગોઠવાતાં અને પખાલ લેતાં હશે તે તો પલ એક વિચાર કરવા જેવું છે.

## અ. હિં. રેડીઓનો કોમભેદી વર્તાવ

'ઑલ ઈન્ડીઆ રેડીઓ'એ સિમલા પરિષદ અંગેની પ્રસિદ્ધિમાં કૉંગ્રેસ-પક્ષનાં નિવેદનો-સમાચારો

## ઉચ્ચ શિક્ષણની સાચી સમજ

પણ આ બાળઉછેરની બાબત સમગ્ર સંસારજીવનથી નિરાળી પાડી નહિ શકાય. પ્રશ્ન આ છે, કે નવા યુગની નારી સમગ્ર જીવન પ્રત્યે કયું વલણ ધરાવવા ઇચ્છે છે? એ મૂળભૂત પ્રશ્નનો ઉલ્લેખ કલકત્તા યુનિવર્સિટીના પદવીદાન સમારંભમાં વાઇસ-ચેન્સેલર ડૉ. રાધાવિનોદ પાલે પોતાના આવકાર-પ્રવચનમાં કર્યો છે–

'નવી ગ્રેજ્યુએટ સ્ત્રીઓને પોતે પ્રથમ સ્ત્રીઓ છે ને પછી ગ્રેજ્યુએટો છે એ નહિ ભૂલવા વિનતિ કરી તેઓએ ન ભૂલી જવું જોઇએ કે તેઓએ પુરુષ વિદ્યાર્થીના જેવો જ અભ્યાસક્રમ લીધેલ હોવા છતાં અને તેમના જેવી જ પદવીઓ મેળવવા છતાં તેમનું વર્તુલ જુદું છે. તેઓએ એમ ન સમજવું જોઈએ કે તેઓએ લીધેલું ઉચ્ચ શિક્ષણ તેમને તેમના ગૃહવર્તુલમાંની ફરજોમાથી મુક્ત કરે છે.'

## શું હમેશાં સ્ત્રી જ ફસાય છે?

એક શહેરના સમાચાર પ્રકટ થયા છે–

'એક ગરીબ વાણીઆ સોનીની જુવાન સ્ત્રીને એક લુહાણો ફસાવીને ભગાડી ગયો છે. કહેવાય છે કે સોનીની સ્ત્રી પોતાની પાસે રહેતાં તમામ ઘરેણું પણ ઉપાડી ગઈ હતી.'

સ્ત્રી અને પુરુષના સાથે નાસી જવાના આવા પ્રત્યેક કિસ્સામાં 'ફસાવનાર' અને 'ભગાડી જનાર' હમેશાં પુરુષને જ કલ્પી લેવામાં આવે છે એનું શું કારણ છે? 'અપહરણ' તો તે પણ પુરુષે જ કર્યું હોય છે! અને આવાં પલાયનો પકડાઈ ગયા પછી એનાં પરિણામોમાંથી બચવાને માટે એ સંડોવાયેલી સ્ત્રીને પણ આ જ છટકબારીની સગવડ મળી રહે છે. એ એમ કહીને છુટી જાય છે કે મને તો મજકૂર પુરુષે 'ફસાવી' હતી કે 'નસાડી' હતી ભાવનગર શહેરમાં બનેલા નિર્મળા પ્રકરણમાં આખરે એમ જ બન્યું છે. સંકટ સમયની સાંકળ ખેંચવા ટાણે 'મને તો પુરુષે ફસાવી હતી' એવું કહેતાં સ્ત્રી અચકાતી નથી એટલું જ નહિ પણ આપણે સૌ એ જ ચલણી સિક્કા જેવા વાક્યનો વ્યવહાર કરીએ છીએ. ઉપર આપેલા એક શહેરના સમાચારમાં તો સ્ત્રી ઘરાણુંનો દાબડો લઇને પરપુરુષ સાથે ચાલી ગઈ છે છતાં એને તો 'પુરુષે જ ફસાવી ને ભગાડી' એવું માની લેવું જરા મુશ્કેલ છે.

## રશિયનોને હિંદમાં રસ

'બેરાનીકોવ નામના એક રૂસ વિદ્વાને આપણા તુલસીકૃત રામાયણનો રશિયન ભાષામાં અનુવાદ કર્યો છે અને તે સાથે સંત તુલસીદાસજીની જીવન-કથા પણ જોડી છે. મૉસ્કો નગરની પૌરસ્ત્ય અભ્યાસની 'એકેડેમી ઑફ સાયન્સ'માં મળેલી સભામાં મજકૂર ભાષાન્તરકારે એ રામાયણ-કાવ્યના છઠ્ઠા ખંડમાંથી કેટલાક ભાગો સંભળાવ્યા ત્યારે શ્રોતાઓમાં ગંભીર શાંતિનું વાતાવરણ છવાઇ ગયું હતું'

આ સમાચાર સોવીએટ યુનીઅનનું એક અખબાર આપે છે. અહીંનાં સામ્યવાદી સામાહિકો પણ 'સોવીએટ દેશમાં પ્રાચીન હિંદી સાહિત્ય' એ મથાળા નીચે માહિતી આપે છે કે ૧૯૧૭ની ક્રાંતિની પૂર્વે ઘણા પ્રાચીન કાળથી આપણાં પંચતંત્ર, હિતોપદેશ, જાતક કથાઓ, મહાભારત કથાસરિત્સાગર, નળ-દમયંતી, વગેરે પૌરસ્ત્ય ગ્રંથોનાં અસલ સંસ્કૃતમાંથી રશિયનમાં ભાષાન્તરો થયાં આવ્યાં છે, અને ક્રાંતિ પછી પૌરસ્ત્ય સાહિત્ય પ્રત્યેનો પ્રજારસ ઘણો વધી ગયો છે.

## સાહિત્યરસ પરથી ખોટાં અનુમાન

આવા સમાચારો પરથી રખે આપણે એવું અનુમાન તારવીએ કે સોવીએટ રશિયાનો હિન્દની રાજકારણી મુક્તિમાં પણ રસ વધી રહ્યો છે. આ બન્ને બાબતો એક બીજીથી અલગ છે. હિન્દની પ્રાચીન સાહિત્યવિદ્યાનો અભ્યાસ જર્મનીમાં પણ મોટું સ્થાન રોકતો હતો. ખુદ નાઝી શાસનકાળમાં પણ જર્મન વિદ્યાપીઠો હિન્દના વિદ્યાભંડોળનું પરિશીલન કરવામાં જરીકે પાછી પાની કરતી નહોતી. અન્ય યુરોપી દેશોને પણ હિંદની પ્રાચીન જ્ઞાનસંપત્તિમાં સક્રિય રસ છે. બ્રિટન પણ એ બાબતમાં કોઇથી કમ નથી. એ જ રીતે આપણને હિંદમાં અન્ય પ્રજાઓની જ્ઞાનભાભીમાં રસ છે. વિદ્યાજ્ઞાનનો વિનિમય તો અરસપરસ થતો જ રહે છે. દુર્ભાગ્યની વાત છે કે એક પ્રજાનો અન્ય પ્રજાના વિદ્યાસંસ્કારોમાં નીપજતો આવો ઊંડો રસ એ વિદ્યાવંત પ્રજાનાં લોકોની વર્તમાન રાજકારણી અભિલાષાઓ પ્રત્યે હમદર્દી જન્માવતો નથી. સોવીયેત રશિયાને હિંદની આઝાદીની અભિલાષાઓ માટે કેટલીક ખેવના છે તે તો એક નિરાળી બાબત છે. એ જેટલી કહેવાય છે તેટલી હો તો સારી વાત છે. મુદ્દો આ છે કે હિંદ પ્રત્યેના સાહિત્યકીય કુતૂહલને કે રસને પરદેશી પ્રજાની હિંદ માટેની રાજકીય દિલસોજીની પારાશીશી ન સમજી લઈએ.

## ઇસ્લામી કાયદાઓમાં સુધાર

'ઈસ્લામી કાયદાને આધુનિક યુગની આવશ્યક્તાઓ અને પરિસ્થિતિઓ સાથે બંધ બેસતો બનાવવા માટે એમાં સુધારણા કરવાની જે પ્રવૃત્તિ પેલેસ્ટાઈન દેશના ઉલેમાઓએ (ઈસ્લામી ધર્મપુરુષોએ) ઉપાડી છે, તેમાં સાથ આપવા મૌલાના અબુલ કલામ આઝાદે હિંદી મુસ્લિમોને ભલામણ કરી છે.'

આવી પ્રવૃત્તિ જો હિંદમાંના કોઈ મુસ્લિમે ઉપાડી હોત તો તે તુમુલ વિરોધનો ભોગ બન્યો હોત. કારણ કે આ દેશમાં રાજદ્વારી રૂપ ધારણ કરેલ કોમભેદની મનોદશા પ્રગતિની આડે આવી રહેલ છે. ઇસ્લામના મૂળ પ્રવર્તક એક મહાન પ્રગતિકાર હતા. એમણે ભળાવેલ સમાજ-વ્યવસ્થા સદા જડતામાં ઝકડાયેલી જ રહે એવું કલ્પવું પણ કઠિન છે. એમણે આપેલા આદેશોનું હાર્દ સમજીને તેને અનુરુપ જીવન-સુધારણા કરવાની ઇતર મુસ્લિમ દેશોએ ફરજ માની છે. તૂર્કી તો ઘણું આગળ નીકળી ગયું છે. હિન્દની મુસ્લિમ સ્ત્રીઓનું પરદામાં સબડવું, મુસ્લિમ સખાવતોની સંકુચિત દશા, સુની શિયા વચ્ચેના વૈમનસ્યે પહોંચી ગયેલા ભેદ વગેરે અનિષ્ટોને મિટાવવા માટે અને હિંદી મુસ્લિમ સમાજને અન્યધર્મીઓ તરફ સહિષ્ણુતાની દૃષ્ટિ આપવા માટે જમાનાની જરૂરીઆતોનો સુમેળ સાધે તેવા પુનર્વિધાનની આ પ્રવૃત્તિ ઉપાડી લેનારા પેલેસ્ટાઇનના ઉલેમાઓ ખાસ અભિનંદનને પાત્ર છે. કેમકે મોટે ભાગે ધર્મગુરુઓ જ પ્રગતિને ખાળનારા હોય છે.

## માતૃભાષાને મોટું ગૌરવદાન

'મૌલાના અ. ક. આઝાદને અંગ્રેજી ની આવડતું એમ ન માની લો. એમનું અંગ્રેજી જ્ઞાન તો ગ્રેજ્યુએટને ય ટક્કર મારે તેટલું છે. એમણે વાંચેલાં અંગ્રેજી પુસ્તકોની સંખ્યા પણ વિપુલ છે. છતાં પોતે કદી અંગ્રેજીમાં ભાષણ કરતા નથી, કદી અંગ્રેજીમાં કોઇ નિવેદન ઘડતા નથી, સુંદર માતૃભાષાનું જ શરણ લે છે, તેનું કારણ કે એમને પોતાની માતૃભાષા પર એટલો પ્રેમ છે.'

પં. જવાહરલાલે કહી એ વાત આપણને એક સખ્ત આંચકો લગાવીને આપણી નિંદમાંથી ઝબકાવે છે. આપણી પહેલાંની પેઢીના માણસોમાં અંગ્રેજી ભાષામાં વ્યવહાર કરવાનો દોષ હતો પણ તેમનું જમા પલ્લું એ હતું કે તેઓ શુદ્ધ સુંદર અંગ્રેજી લખતા બોલતા. આપણે તો આજે અંગ્રેજીને ને ગુજરાતીને બેઉને બગાડી રહ્યા છીએ અને ગુજરાતીમાં બોલતે બોલતે વાક્છટા બતાવવી હોય ત્યારે અંગ્રેજીમાં 'દીધે રાખીએ છીએ.' મૌલાના સાહેબે તો સિમલા પરિષદમાં જઈ વોઈસરોય સાથેના વાર્તાલાપો દુભાષિયો રાખીને માતૃભાષામાં કર્યા, એટલું જ નહિ પણ પરિષદની ઊઘડતી બેઠકે પોતે ઘડી લાવેલ રાષ્ટ્રપતિ તરીકેનું રાજકારણી નિવેદન પણ માતૃભાષામાં વાંચ્યું. જેઓ ન સમજી શકે તેમ હતા તેમને માટે અંગ્રેજી તરજુમાની નકલો વહેંચી દીધી. છાપેલ ભાષણ વાંચતે વાંચતે નવા ઉમેરા કર્યા તે પણ માતૃભાષામાં જ. પરદેશી રાજસત્તા તરફથી બોલાવાયેલ સત્તાવાર પરિષદમાં આવું બેધડક પગલું પહેલી જ વાર ભરાયું છે.

## આપણા દેશની વાત

'મેકસીકોની સરકારે એક આદેશપત્ર પ્રકટ કરીને ઠરાવ્યું છે કે મેકસીકોમાં આયાત થતાં તમામ પરદેશી ચિત્રો, પ્રજાની ભાષામાં ફરજિયાત 'ડબ' કરવાં પડશે, ને એ રીતે 'ડબ' કરેલાં ચિત્રો જ મેકસીકોનાં ચિત્રગૃહોમાં બતાવી શકાશે.'

'મોજમજાહ'ના તા ૨૨-૭-૪૫ ના અંકમાં આ અને આવા પ્રકારની બીજી સમાચાર-કંડિકાઓ આપીને શ્રી. ગુણવંતરાય આચાર્ય મથાળું બાંધે છે કે 'પણ આપણા દેશની તો વાત જ જવા દો !' આ ટીકા એમણે તો ચિત્રપટોના પ્રદેશ પૂરતી કરી છે, પણ ચિત્રપટ સુધી ક્યાં જવું પડે તેમ છે ? આપણી રેલગાડીના ડબાઓ પર નજર કરો, રોજીંદાં લાખો દેશજનો જે રેલમાં મુસાફરી કરી રહેલ છે, તે રેલ્વેઓના પર પહેલો, બીજો, ત્રીજો વર્ગનો નિર્દેશ પણ અંગ્રેજીમાં ! અમૂક સ્ટેશનથી અમૂક સ્ટેશન વચ્ચે દોડનાર ડબા પર પણ અંગ્રેજીમાં સૂચના ! અંગ્રેજી ન જાણનારાને આંધળાં-ભીંત અને રઘવાયાં ઢોર જેવાં બનાવનારો જ સમસ્ત વ્યવહાર વર્તે છે. કારણ કે એ વ્યવહારનું માધ્યમ અંગ્રેજી છે. એને બદલાવવા માટે તો શું પણ ટ્રેનના પહેલા બીજા વર્ગનાં સંડાસોની જમાના જુની યુરોપી બેઠકોને બદલાવવાનું ય કોઇને યાદ નથી આવતું એ અંગ્રેજી બેઠકો પર આપણાં તાજેતર 'સેકન્ડ-કલાસીઆં' બનેલ હજારો દેશી રૂઢિનાં સ્ત્રીપુરષો કઈ રીતે ગોઠવાતાં અને પખાલ લેતાં હશે તે તો પલ એક વિચાર કરવા જેવું છે.

## અ. હિં. રેડીઓનો કોમભેદી વર્તાવ

'ઓલ ઈન્ડીઆ રેડીઓ'એ સિમલા પરિષદ અંગેની પ્રસિદ્ધિમાં કોંગ્રેસ-પક્ષનાં નિવેદનો-સમાચારો

અને મુસ્લિમ લીગના નિવેદનો—સમાચારો વચ્ચે કોમી પક્ષપાત બુદ્ધિથી ભેદભાવવાળુ વલણ અખત્યાર કર્યું છે અને તે પ્રત્યે લોકલાગણીએ રોષ અનુભવ્યો છે એ મતલબનું હિંદુસ્તાન ટાઇમ્સના ૨–૭–૪૫ના અંકમાં લખાણુ છે'

ઓલ ઈંડીઆ રેડીઓના રેઢિયાર સચાલન બાબત તો પાર વગરની ફરિયાદો છે હિંદી–ઉર્દુ વચ્ચેના ભાષાભેદને એણે ઈરાદાપૂર્વક તીવ્ર બનાવ્યા હોવાનો પોકાર જાણીતો છે તેની સાન ઠેકાણે લાવવાનો સત્તાધિકાર તો પ્રજા પાસે નથી, છતાં એના આવા વર્તાવથી તેજોવધ અનુભવતી પ્રજા પાસે એક માર્ગ તો છે કે એના કાર્યક્રમોમા સ્વમાન તેમજ રાષ્ટ્રગૌરવની રંચ પણ લાગણી ધરાવતા માણસોએ સાથ આપવાનુ બંધ કરવુ

## સમીક્ષકોની બેજવાબદારી

ગૂજરાતી સાહિત્ય અને સંસ્કારના ઉદ્ધાર અર્થે હોવી વધુ સક્રિય તેમજ લોકજાગૃતિકર રહેનારી ઉત્સાહી ગુજરાત સાહિત્ય સભાની ૪૩–૪૪ની કાર્યવહીના મંત્રીના નિવેદનમા આ ફરિયાદ છે —

આજસુધી વિદ્વાન સમીક્ષકો એક યા બીજા કારણે મોડુ જ કરતા પણ આ વખતે ત્રણ સમીક્ષક ભાઇઓમાંથી એક સમીક્ષક ભાઈએ જ પોતાનુ કામ પૂરું કરીને આપ્યુ છે, જ્યારે બીજા બે ભાઈઓમાથી એક અમદાવાદ આવી સભા સમક્ષ પોતે કરેલી સમીક્ષામાંથી મહત્વના ભાગનું વાચન કરી ગયા અને આઠ દિવસમા તે પૂરુ મોકલાવી આપવાનો વચન આપીને ગયા તે ગયા જ, અને કેટલી યે ઉઘરાણીઓ છતા એ કામ પૂરુ ન કર્યું તે નજ કર્યું સભાએ તો તેમને પુરસ્કાર આપી પોતાનુ ઋણ પૂરું કર્યુ છે ત્રીજા સમીક્ષક ભાઇએ એમને સોપાયેલુ કામ કરવાનુ સ્વીકારી એવી ગાપચી મારી કે એઓ ક્યા છે, શુ કર્યું છે, એની માહિતી સરખી પણ સભાને આપવાનો વિવેક સરખો યે દાખવ્યો નહિ

## ઉપાય ગુ. સા સભાના હાથમા

ગુ સા સ નો આવો સતત કડવો અનુભવ આપણી બેજવાબદાર મનોદશાનુ તીવ્ર ભાન કરાવનારો છે પણ સાચો ઉપાય તો સભાના પોતાના જ હાથમા છે, જેમની પોતે વાર્ષિક સમીક્ષકો તરીકે વરણી કરે તે વ્યક્તિઓને નીમતા પહેલા પુછાવી લેવુ કે સમીક્ષાનુ કામ સ્વીકારવા તેમ જ મુદતસર કરી આપવા એ તૈયાર છે કે નહિ જવાબમાં હા આવ્યા પછી જ જાહેરાત કરવી ને પછી સમારંભ પર જે સમીક્ષક પોતાની સમીક્ષા છપાવવા માટે તૈયાર સ્થિતિમાં લખીને તૈયાર ન લાવે તેમને સમારંભમાં અધૂરું વાચન કે મુખેથી પ્રવચન કરવા ન દેવુ ઉપરાંત હવે તો ઘણા વર્ષોનો અનુભવ થયા પછી, નવી નવી વ્યક્તિઓને કેવળ ઉત્તેજન આપવાની લાગણીથી સમીક્ષા સોપવાને બદલે જુના સમીક્ષકોમાથી જેમણે સંતોષકારક કામ કરી બતાવ્યુ છે તેવાઓને પુન એ કામ સોપવુ (એવુ ફરી વાર શ્રી અનંતરાય રાવળની નિમણૂકથી નવા વર્ષ માટે થયુ છે તે ઈષ્ટ થયુ છે ) ગૂજરાતને વિશે જવાબદારીનુ ભાન ધરાવનારી વ્યક્તિઓમા બે ચારની વૃદ્ધિ કરવી એ અધકચરા અને બેજવાબદાર પચીસ–પચાસને સમીક્ષકપદની કારકાછાપ આપવા કરતા વધુ મહત્વનુ કામ છે. ગુ સા સ એ કોઈ વિવેચન–લેખનની તાલીમ આપનારી સંસ્થા નથી એ સંસ્થા તરફથી તો બહાર પડતા પ્રત્યેક બોલની સ્થિર પ્રતિષ્ઠા બંધાવી જોઇએ

## ચર્ચીલ–એમરીની સરકાર જાય છે.

બ્રિટનની ચૂંટણીનુ પરિણામ બહાર પડી ગયુ છે ઇતિહાસમા અભૂતપૂર્વ એવી ફત્તેહ મજૂર પક્ષને મળી છે ચર્ચિલના પક્ષની રેવડી દાણાદાણ થઈ ગઈ છે ખુદ ચર્ચીલ એન્થની ઈડન અને એન્ડરસન સિવાયના બીજા રૂઢિચૂસ્ત પ્રધાનો પોતાની બેઠકો ગુમાવી બેઠા છે ૧૯૪૦ થી હિંદી વજીર તરીકે નામચીન બનેલ એમેરી ઊડી ગયા છે તેમની ૩૪ વર્ષની પાર્લામેંટરી કારકીર્દિનો અંત આવ્યો છે તેમના હરીફ રજની પામદત્ત પણ મજૂર ઉમેદવાર સામે હારી ગયા છે તેમની જામીનગીરી જપ્ત થઈ છે

ચર્ચીલે વડાપ્રધાન તરીકે રાજીનામુ આપી દીધુ છે શહેનશાહે એટલિને પ્રધાનમંડળ રચવા આમંત્રણ આપ્યુ છે બ્રિટિશ મતદારો મજૂર પક્ષે કેટલી હદ સુધી ગયા છે તે તો નીચેના આંકડા જ કહે છે, પણ ચર્ચીલનો કોઈ અજાણ્યો મજૂરપક્ષી ઉમેદવાર દશ હજાર મત મેળવે તે ઘણુ સૂચક છે

મજૂર પક્ષે પોણા ચારસો ઉપરાંત બેઠકો મેળવી છે રૂઢિચુસ્ત પક્ષ બસો બેઠક પણ ન મેળવી શક્યો બાકીના પક્ષોમાંથી પંદર વીશ સભ્યો રૂઢિચૂસ્ત પક્ષને મદદ આપશે તો પચીસ ત્રીશ મજૂર પક્ષે ભળશે એમ લાગે છે

બ્રિટનના પરદેશમંત્રી તરીકે બેવીન, તથા હિંદી વજીર તરીકે લોર્ડ લીસ્ટોવેલ આવશે એમ લાગે છે

# 'બંદૂકો આવી ને બહાદુરો રડ્યાં'

### ટાંચણપોથીનાં થોડાં પાનાં : હપ્તો છઠ્ઠો

- ઝવેરચંદ મેઘાણી

૫૦૦–૬૦૦ પાનાંની એક ટાંચણ–પોથીને ૮૦–૧૦૦ પાનાંમાં વલોવી લઇને તે પછીની પોથી ઉઘાડું છું અને ચક્ષુ સમીપ ખડો થાય છે એક કદાવર આદમીઃ વાને નાગર જેવો ઊજળો, ભરાવદાર કાળી મૂછ દાઢી, અંબાઈ લીલા રંગની સુરવાળ અને પહેરણ. મુખમુદ્રા પર કુમાશ છતાં ધંધો કરડાઇનો, વ્યવસાય જોતાં ગળું ત્રાડો પાડતું હોવું જોઈએ છતાં મારી યાદદારતમાં એક મુલાયમ કંઠ સંઘરાયો છે.

એનું નામ રાણા આલા મલેક. '૨૬ની સાલ હશે. બહારવટિયાનું સંશોધન ચાલતું હોવું જોઇએ. એક દિવસ જામનગર રાજ્યના મહાલ લાલપુરથી પતું આવ્યું: 'અમારી પાસે બહારવટાની, વાઘેરોની, રાયદે બૂચડની ઘણી ઘણી પાધાદાર વાતો છે. કહો તો મોકલી આપું. હુ પોતે એજન્સી પોલીસની ઘણાં વર્ષ નોકરી કરી આવ્યો છું. ઘણા બહારવટિયાનાં ધીંગાણાંમાં કામ કર્યું છે. હાલમાં એજન્સીનું પેન્શન લઈ આંહીં રાજ્યમાં ફોજદાર છું. લી. તાબેદાર જત રાણા આલા મલેક.



સૂમને સોનાના ચરુની ખબર મળે જેમ ઝડપે દોટ કાઢે તે ઝડપે હું ટ્રેન પકડી લાલપુર પહોંચ્યો. કડકડતા શિયાળાની સવારે, ગર્જના ભેર વહેતી નદીની ભેખડ પર આવેલા એ પોલીસ–થાણામાં પહોંચ્યો અને એ કદાવર આદમીને મળ્યો. પહેલી જ વાત એ કરી કે 'તમે મારા 'તાબેદાર રાણા આલા' નહિ પણ કાકા થાઓ. શે સગપણે? એજન્સી પોલીસને સંબંધે. મારા પિતા ને તમે, બેઉ એજન્સી પોલીસની સ્થાપના પછી પહેલી ભરતીના સંબંધ-ભાઇઓ.



કાલિદાસભાઈના દીકરાને દેખી બેવડા આનંદે એ રાણાભાઈની જબાન વહેતી થઇ. ટાંચણ કે કાગળની એને જરૂર નહોતી. એને મન તો બહારવટિયાનો ઇતિહાસ એ એક જીવતું જગત હતું, એ જગતનું તે પોતે એક પાત્ર હતા. એક પણ ઠેકાણે અટક્યા કે યાદદાસ્તને તાજી કર્યા વગર, રાણાભાઈએ કડકડાટ વાતો કહેવા માંડી ને મેં ટપકાવવા માંડી. જાણે કે કોઈ છાપેલ ચોપડી વાંચતા વાંચતા પોતે લખાવે જતા હતા! નિરક્ષરતાની દુનિયામાંથી ખડો થયેલો એ જત જુવાન, એજન્સીની નોકરીમાં સોળ શેરની બંદૂકને ખભે લઇ કોન્સ્ટેબલની છેલ્લી પાયરીથી પ્રારંભ કરી છેવટે ફોજદારી સુધી પહોંચેલ તે કલમના બળથી નહિ, જવાંમર્દીના જોરથી. લખતાં તો એને શીખવું પડ્યું. ગામડાંના પોલીસ–પટેલ કરતાં વધુ વાક્યરચના આવડતી નહિ. પણ વાચા એના કંઠમાં હતી. સવાર અને સાંજની બે બેઠકોમાં એણે મારાં પાનાં ને પાનાં ભરાવી આપ્યાં.



એ પાનાંમાંથી આગલાં ઘણાં પાનાં મારી પોથીમાંથી ચાલ્યાં ગયાં છે. બાકી વીશેક વળગી રહ્યાં છે. ગયેલાં પાનાંમાંથી મેં ઘણોખરો સંભાર તો બહારવટિયાનાં વૃત્તાંતોના ત્રણે ભાગમાં ભરી લીધેલ છે, છતાં કેટલીક લાક્ષણિક વાતો ગુમાવી છે એવું લાગ્યા કરે છે. આ જતો, સંધીઓ, અને વાઘેરોનાં કથાનકો તો ઠીક, પણ એમની પ્રણાલિકાઓ, પરંપરાઓ અને આચારવિચારો, જેને હું વધુ મહત્ત્વ આપું છું, જેની પાર્શ્વભૂ પૂર્યા વગર નરી વાર્તાઓના ખુટ્ટા ફિક્કા લાગે, ને જેની પ્રાપ્તિ રાણાભાઇ જેવા માણસો જ આપણને કરાવી શકે. દાખલા તરીકે ભીમા જતની હકીકતમાં એક પ્રસંગ છે,

'ઇસવરીઆ ગામના જુવાન સંધી હાસમ બાબા ઝુણેજાને ભીમા બહારવટિયાનાં માણસોએ પકડીને મારી નાખ્યો. એનાં જ ગામને ઝાંપે એને મરેલો ખીલા માથે બેસાર્યો. કારજને દિવસે સવારે સંધીઓ ભેળા થયા ડાયરો બેઠો છે. તે વખતે મરનાર હાસમની વહુ માથા પરનું ઓઢણું ખંભે નાખીને ત્યાંથી નીકળી. મુરબ્બીઓની મરજાદ લોપનાર આ બાઇને દેખી સંધી ડાયરો તાજ્જુબ બન્યો. કોઈએ બાઇને એની બેઅદબ માટે ઠપકો આપ્યો. બાઇ બોલી કે 'હું ભીમા સિવાય કોઇ બીજાની લાજ કાઢીશ નહિ' એટલા જ શબ્દોએ સંધીઓને ચાનક ચડાવી ખડા કર્યા.

પોતાના ધણીને મારનાર પર કિન્નો લેવા માટે ઉશ્કેરવા કોઇને નામર્દો, હિચકારાઓ કે એવું કશું કહેવાને

બદલે એક રાંડેલી જુવાન ઓરતે ઓઢણું ખંભે નાખીને જ કાતિલ સંકેત કર્યો, એ મારા આજ સુધીના સંશોધનમાં એક નવીન બાબત છે. રાણાભાઇએ તો ઉપરા-ઉપર સંધીઓ, જતોના જુના કિસ્સા રેલાવવા માંડયા.

❧

એક આ વાત ટાંચણમાં અણુવપરાયેલી છે—

'ગુરગઢ ગામના મલેક રાણો તથા સધર તથા જીરણ ને ડોસલ, ચારે જણા જામનગરને રાણપર ગામે જતા હતા. રાણપરમાં બે હજાર જતો રહેતા ચાર મુખીઓ જામસાહેબના અમીર હતા. રબારી શિયો, રૂડો ગામેતી, હાજી મંગરીઓ સંધી, ફકીરો હજામ વગેરે મળી જામના રાણપરનું રક્ષણ કરતા હતા પોરબંદરથી રાણા સતાજીએ રાણપર જીતી લેવા પોતાના બે હજાર મેર, તુર્ખેવ, સૈયદ, સોઢા વગેરે મળી સાત હજારનું કટક વહેતું કરેલું. એવી સ્થિતિમાં રાણપર જતા આ ચારે ગુરગઢવાળાઓને રસ્તામાં ભોગાટ ગામ આવ્યું ત્યાં બહેન મલાબાઈએ કહ્યું કે 'રાણપર જાઓ નહિ તો સારું, કેમકે વાઘેરો ઊમટીને હાલારમાં પ્રવેશ કરી ગામ ભાંગશે—એટલે તેઓ પાછા મરડાયા ને ગાગે આવ્યા ગાગા ગામવાળાઓએ કહ્યું કે 'મલેક, ન જાવ તો સારું. વાઘેરોએ ઓડા બાંધ્યા છે.' એટલે સધર મલેકે જવાબ દીધો: 'તમે ન બોલ્યા હોત તો અમે રોકાત. પણ હવે તો જાવું જ જોશે.' ગયા. વાઘેરો ત્રીશ હતા. તેમણે તારીરો કર્યો. આ ચારેમાંથી દરેકને ચાર ચાર ગોળી લાગી. ચારે જણ ઘોડેથી ઊતરી ગયા. તરવારોની રમત ચલાવી ખપી ગયા. ઘોડીઓ ઘેર ગુરગઢ ગઈ. લાશ રણમાં પડેલી. ગુરગઢવાળાઓએ જઇને રણમાં વાઘેરો સાથે ધીંગાણું કર્યું' દુહો છે—

> ચગશર દીઠા ચાર,
> કાંઠે કિલોઇ ને,
> લીઆરો લાલ ગુલાલ
> તેં રંગ્યો સધર સુલતાનીઆ!

(કલોઈ નદીને કાંઠે મેં ચાર પાળિયા દીઠા. હે સધર મલેક! તેં લાઆરા ડુંગરને રુધિરે લાલ રંગ્યો.)

❧

'તમે ન કહ્યું હોત તો અમે રોકાત.' એ motiff આ સોરઠી જીવનમાં ખૂબ ખેલ ભજવી ગયો છે. જે ન કરવનું કહેવાય તે જ કરવાની હઠીલાઇ—આ દિશામાં જઇશ ના! આ ઓરડો ઉઘાડીશ ના! આ વાવનું પાણી પીશ ના!—ના પાડવામાં આવે તેટલા માટે એ જ કરવામાં આવે, લોકકથાઓનાં કલ્પિત વસ્તુને આગળ ધપાવવા માટે 'મોટીફ'ની આ કરામત કિસ્મત રૂપી વાર્તાકારે જીવનમાં પણ આમ જ વાપરી છે અં કરુણતાઓ નિપજાવી છે.

❧

બીજી એક બાબત, જે અગાઉ કદી કોઇની પાસે મળી નહોતી તે રાણા મલેકે કહી.. કાઠિયાવાડની હકૂમત કરવા સંખ્યાબંધ ગોરા આવ્યા પણ તેમની નૈતિક ચાલચલગત વિશે ઇતિહાસ ચૂપ રહ્યો છે. માળીઆ મિંઆણા બહારવટિયા વાલા નામોરી અને મામદજામ જે વાત રાણાભાઇએ કહી તેમાંનું ટાંચણ બોલે છે—

'મામદજામ ને અલાણો જામ બેઉ વિચાર કરે છે. અલાણો કહે કે તારી વહુ સાથે ફિટ્ઝરલાડ ચાલે છે. (ફિટ્ઝિરાલ્ડ તે વખતના એજન્ટ ટુ ધી. ગવર્નર હતા) એટલે મામદજામે પોતાની વહુને જઈ અફીણ પાયું.'

છેક ૧૯૨૬માં દૂર દૂર લાલપુર મુકામે લાધેલો આ અંશ ૧૯૩૬માં મેં આલેખેલી 'સોરઠ તારાં વહેતાં પાણી'ની વાર્તામાં કામ કરી ગયો છે. એમાં જે બે ગોરાં પાત્રો આવે છે, તેમાંથી એકમાં મેં આ ગેરચલગત મૂકી છે.

❧

રાણાભાઇએ રાયદે બૂચડ નામના બહારવટિયાની વાત કરી. બારાડી પ્રદેશનો આ ભયંકર ચારણ બહારવટિયો કૌટુમ્બિક વેરના પ્રસંગમાંથી ઊભો થયો હતો. સંધીઓની ટોળી બાંધી હતી. તેની સામે દરબારી પોલીસે કરેલા ચેકના ડુંગરવાળા ધીંગાણાનું ટાંચણ રાણાભાઇએ કરાવ્યું છે—

'બાજુ સાહેબ ને નરસી શુકલ અને જમાદાર નથુ બાવ-
ચેકના ડુંગર પર સામસામા થઇ ગયા.
'રાયદે! હાલ હવે કસુંબા પીવા.'
'હવે તો કાકા! સરધાપરમાં કસુંબા પીશું'
આખો દિ' ધિંગાણું કરીને રાયદે ઊતર્યો
જુલમ બહુ વધી પડયો.
હંફી સાહેબ નિમાણા તેના બે આસીસ્ટંટ સોટર અ
પેલી સાહેબ હતા.
હંફી ઉમ્બ્રેડ થેપડામાં પરેવા.
રાણા આલાને હુકમ કર્યો કે કોળી કચરા બનશુખનાં
તમારી પાસે રાખો.
કચરાને પકડી રાખ્યો. તે વખતે કચરાએ કહ્યું કે જો
ફાયદો થાય તો બાતમી આપું. સાહેબ પાસે લઈ જાવ
રાણા આલા સાહેબ પાસે લઇ ગયા.

ગણા મે ભીડોરાની હદમાં સોટર સાહેબ રોટલા લઈને આવ્યા. રાણા આલા વગેરે ત્યાં હતા. સગડ લઈને આવ્યા.

એક પટેલ : માથે મોરીઓ લઈને આવ્યો આવે.

અમે પૂછ્યું, 'એમાં શું છે ?'

'પાણી ભરવા જાઉં છું.'

'ક્યાં રે'વાં ?'

'વેકરી.'

'વેકરી તો ત્રણ ગાઉ આઘું—ને આંહીં પાણી લેવા.' એમ કહીને મોરીઆમાં બંદૂકનો કંદો માર્યો. અંદરથી દારૂગોળો પડયો.'

(બહારવટીયા માટે જ લઇ જતો હતો)

'ક્યાં છે હરામખોરો ? બતાવ, નહિતર મારી નાખશું.'

'હાલો બતાવું.'

કાંટયમાં લઈ ગયો.

ઊંચી ટેકરી પર ચાડીકો ઊભેલો એને અમે બંદુકે માર્યો. બધા બારવટિયા ભાગ્યા, પણ પાછા આવી એ મુએલ જુવાનની લાશ લઇને જ ગયા.

પાછળ અમારી ધસત.

બહારવટિયા ગામમાં દાખલ થવા આવ્યા. લોકો આડા પડી કહે કે 'સાહેબ અમારું ગામ બાળી નાખે.'

બહારવટિયાએ એમાનાં ત્રણ જણનાં માથાં કાપ્યાં. ગાડાં લઇને ગઢ કર્યો.

અમે આવ્યા. માથાં વાતો કરવા જાય !'

(બહારવટિયાએ કાપેલ લોકોનાં માથાં વાતો કરવા મથતાં હતાં !)

અમે ગાડાં પર ગોળી મારી, ગાડું તૂટ્યું. કોઠા પર જે જુવાનો ઉભા હતા તેમના પર અમે ગોળીઓ ચલાવી. તેઓ ઘોડહાર ઉપર ખાબક્યા. ગાડું મૂકીને બાર જણા ચડી ગયા. ત્યાંથી તેઓ ધીંગાણું કરવા લાગ્યા. અમે રબારીને ઘેર ઓડા લઈ ગયા. ત્યાંથી અમે ગોળી આંટી મુંગરીઆ જુસાને માર્યો.

છતાં બહારવટીઆ કોઠા ઉપર બેઠા બેઠા પાવા વગાડે, કારી ગાય.

છેવટે નીચે ઊતર્યાં. મુએલા મુગરીઆ જુસાની લાશ લઈ લાધી કિનખાપના રેટા ઓટાડયા લોબાન કર્યો. દફનાવીને ભાગી ગયા.

પાંચ હજાર માણસ ભેળા થઈ ગયા. આલા જમાદારે કોઠા ઉપર ચડી સળગતો પૂળો કરી અમને સમજાવ્યું કે હવે ભડાકા કરો મા.



કહેનાર પોતે જેમાં સામેલ હતા તે ધિંગાણાનું આ એણે શબ્દશઃ કરેલું વર્ણન છે. રાણાભાઇની કાવ્ય કે અલંકાર, વર્ણન કે ભભક વિહોણી, એક પોલીસ-ડાયરી જેવી કહેણી પણ પ્રાણવંત ચિત્ર આપે છે. મેં હમેશાં માન્યું છે, કે જૂના વખતના કાઠિયાવાડી પોલીસખાતાના માણસો એ આ પ્રકારનું સાહિત્ય મેળવવાનાં સારાં સાધનો છે. બહારવટિયાઓ ને ડાકુઓ સાથે હાથોહાથ ધિંગાણાં ખેલેલા, તેમનો પતો મેળવવા માથું કોરે મૂકીને ભયંકર જગ્યાઓમાં ભટકેલા, યુક્તિપ્રયુક્તિઓ ને પ્રપંચો વાપરીને તેમનાં રહેઠાણોમાં જઈ પહોંચેલા, અને છેવટે તો બધો જ જશ પોતાના ગોરા ઉપરીને જ ખાટી જવા દઈ રૂપિયા બે પાંચનાં ઈનામો અગર નજીવાં પ્રોમોશનથી સાંત્વન લેનારા આ દેશી પોલીસ નોકરોમાં કાંટીઆ વર્ણના લોકો હતા તેટલા જ પ્રમાણમાં બ્રાહ્મણો વાણીઆઓ હતા. આવાં પાત્રોનો સંપર્ક મને સારા પ્રમાણમાં થયો છે. તેઓનું એક મહત્વનું લક્ષણ એ છે કે બહારવટિયા લુંટારાની વાતોમાં પોતે સામા પક્ષને ઉતારી પાડી પોતાની જ શેખી ગાતા નથી હોતા, પણ સામા પક્ષની બહાદુરી, નેકી, ઈમાનદારી વગેરે પણ ચીતરે છે. એક જ ધરતીનાં સંતાનો દૈવગતિથી બે સામસામી છાવણીઓમાં વહેંચાઇ ગયા અને માથે આવેલી કડવી ફરજ બજાવવાની જ હતી, એ આ લોકોની વૃત્તિ હતી.



રાણાભાઈ પાસેથી મળેલ છેલ્લું ટાંચણ આપીને એમના મૃતઆત્માને સલામ દઉં છું—

ગુરગટના જમાદાર ઉમર આમદ ભેગો જુસો મનરો નોકરીમાં હતો. જમાદારે હુકમ કર્યો કે ગુરગટના આયર ભીમા કાળાની દીકરા-વહુને તેડવા ગાડું મોટે આસોટે જાય છે તેની સાથે જાવ.

વહુને તેડીને ગાડું સોનારડીને પાદર આવ્યું.

મૂળુ માણેક (વાઘેર બહારવટિયો) તે વખતે જખમી થઇને સોનારડીના ગરાસીઆને ઘેર રહેલ, પાસે પૈસા ન મળે. એટલે ખરચી મેળવવા માટે વાઘેરોએ ઓડા બાંધ્યા હતા ગાડું નીકળ્યું. પૂછ્યું,

'ક્યાંનું ગાડું ?'

'ગુરગટનું.'

'ક્યાં ગયું'તું ?'

'આસોટ'

'કોણ છે સાથે?'

'જૂસો મનરો'

એટલે મૂળુ માણેકે ગાડું લૂંટવાની ના પાડી પણ વીંધો માણેક ન માન્યો ઘણું મૂળુ માણેકે કહ્યું છતાં ખરચીને અભાવે છેવટે ગાડા સાથે ચાલ્યા માથે ધાબળા ઓઢીને બાવાઓ સાથે ભળી ગયા

રૂપમટ નજીક હતું આયરે ગાડું ઊભું જુસો મનરો દેવતા સળગાવી ચલમ ભરે છે આહિરની દીકરા-વહુના બધા ઘરાણા પોતાના હમાચામાં છે

એમાં મૂળુ માણેકે જુસાની બંદૂક ખેંચી લીધી ટપોટપ કૂચલીઓ ઉપાડી બંદૂક ભરી

જુસો મનરો કહે, 'બંદૂક શું કામ? તરવારે આવી જાવ.'

એક હાથે છરી, હમાચો બીજે હાથે વીંગ, જુસો કુદ્યો. છરીથી ત્રણને માર્યા

ગાડામાંથી વહુ કૂદી સાસરાને કહે 'પીટ્યા! જોઇ શું?'

જુસાની તરવાર વહુએ ખેંચી અને વહુ કૂદી

સસરો કહે 'અરે દીકરી! મને તરવાર દે'

કે 'ના બાપ તને ન હોય' બાઇ મંડી, બે જણને માર્યા

મૂળુ માણેક કહે 'હવે બસ'

લાશો ઉપાડીને ચાલ્યા ગયા

❧

આ ઉપલા પ્રસંગમાંથી બે મુદ્દા નોંધપાત્ર બને છે એક તો ખરે ટાણે સોરઠી ઓરત મરદાઈ દાખવવા કૂદી પડે ને બીજું, કાઠિયાવાડના કાઠીઆ લોકોને બંદૂકો પ્રત્યે નફરત ઊંડી વેળનો મામનો મચે છે અને મરવું એ જ્યારે નિશ્ચિત લાગે છે ત્યારે પણ 'આવો તરવારે!' એવો વીર-પડકાર સંભળાય છે આખરી ટાણે ગભરાટ કે શૌર્યનો સન્નિપાત નથી પણ શાંતિ અને ગૌરવ સાથે હાથોહાથની સમશેર બાજી બનાવીને પછી ખતમ થાય તેની ખ્વાહેશ છે બંદૂકો જ્યારે આ પ્રાંતે પહેલવહેલી આવી ત્યારે બહાદુરો બહુ રંજ પામ્યા હતા, અરે રોયા પણ હતા એમ કહેવાતું હું ઠેર ઠેર સાંભળું છું

❧

કારણ કે તેમનો પોરસ હમેશાં હાથોહાથની લડાઈમાં મરદાનગીનું પાણી બતાવવામાં હતો વાત સાચી પણ છે સામસામા આવીને જે મુકાબલો થતો હતો તેમાંથી પ્રેમ શૌર્યના કેટલાક ઉચ્ચ અંશો પ્રકટ થતા બંદૂકોએ એ અંશો ઓછા કર્યા લડાઈ જેમ જેમ વધુ યાંત્રિક બનતી ગઈ તેમ તેમ વ્યક્તિગત ખાનદાનીનું પ્રાકટ્ય કમતી થયું ઠંડે કલેજે માઇલોના માઈલો દૂર રહીને અગર તો આકાશમાં ચડીને ગોળા વરસાવનારાઓને માટે મુખોમુખ માનવતાનું દર્શન અને જેના પોતે ભોગ લઈ રહેલ હોય છે તેના પ્રત્યેનું ઊર્મિસંવેદન અશક્ય છે મારનાર મરનારને જોતો નથી મૂળુ માણેકની પાસે મશીનગન હોત તો એની મોટી સંખ્યા સામે એક બંદૂકવિહોણો સિપાહી ફક્ત છરીભર લડી રહેલ છે અને એક આણાત અબળા તરવાર લઈને ઊતરી પડેલ છે એથી એને જે હૈયે અહોભાવ અંકિત જે માર્દવ પ્રગટયું તે પ્રગટત નહિ અને પરેણા લીધા વગર એ પાછો ફરી જાત નહિ

ચાલુ

'દેશમાં માણસોને ખાવા ન મળતું હોય ત્યારે પેટ ભરીને ખાવાનો કોઈને અધિકાર નથી આજે વાંચ્યું કે દિલ્હીની બે ઓરતોને પહેરવા કપડું ન મળ્યું એટલે આપઘાત કરવો પડ્યો હિંદુસ્તાનમાં આટલું કાપડ થાય છે એ જાય છે, ક્યાં? કહે છે કે મિલિટરીવાળા લઈ જાય છે પણ ભલે ને એ સોલ્જરો નાગા ફરે હિંદુસ્તાનના ખૂણામાં પડેલી બહેનોને કાપડ વાસ્તે આપઘાત કરવો પડે તો હિંદુસ્તાનનું રાજ ચલાવનારાઓએ આપઘાત કરવા જેવું છે

'જો સિમલાની વાટાઘાટમાંથી કાંઈ પરિણામ ન આવે તો નિરાશ ન થવું જોઈએ અમે બહાર રહ્યા તો સરકારને આ રીતે કામ ચલાવવા નહિ દઈએ. જેલ જવું પડશે તો થોડો સામાન પાછળ રાખીને આવ્યા છીએ હવે પછીની લડત ઊંડી હશે તેને માટે જુદા રસ્તા લેવા પડશે'

સરદાર વલ્લભભાઇ પટેલ

# રજવાડી હિંદનો પરાજય

લેખક : મગનભાઇ દેસાઇ

## ખંડ બીજો (ચાલુ) પેશવાઇનું પતન [૧૭૯૬-૧૮૦૨]

[ નાના ફડણીસના જવાની સાથે મરાઠા રાજ્યમંડળમાં કોઈ નિયામક શક્તિ રહી નહિ ને કેવું અંધેર પ્રવર્ત્યું તે, અને તેનો લાગ કેમ વેલેસ્લીએ સાધી લીધો તે આ હપતામાં આપણે જોવાનું છે. ]

૮

### જસવંતરાવ વેર લે છે

નાના ફડણીસ હતો ત્યાં સુધી તે મરાઠા રાજ્યમંડળનાં ભિન્ન ભિન્ન બળોને સમતોલ રાખી પેશવાઈનું કામ ચલાવતો હતો. તે ચતુર રાજપુરુષના જવાની સાથે એ જ વર્ષની અંદર તે સમતુલા નાશ પામી અને આખી મરાઠાશાહીની સત્તા તૂટી પડી.

ખુદ પેશવા બાજીરાવથી જ આ પીડા શરૂ થઈ. નાના જવાથી તે આખો ને આખો સિંદેને હસ્તક જઈ પડયો. પણ એના વિચિત્ર સ્વભાવને આ કેમ ગમે ? એટલે, સિંદેનો પ્રભાવ કમી કરવા તેણે સિંદેના બીજા શત્રુ જસવંતરાવ હોલકર બાજુ નજર કરી. પરંતુ તેની જ સાથે સિંદેને ખુશ રાખવા કે શાથી, તે એક એવું ન કરવાનું કરી બેઠો કે જેને માટે, જો તે સમજુ હોત તો, આખી જિંદગી પસ્તાત:—આજ અરસામાં (૧૮૦૧) તેણે જસવંતરાવના ભાઈ વિઠોજીને હાથીને પગે બંધાવીને પોતાની નજર સામે મરાવી નંખાવ્યો. [ એવું તાદશ વર્ણન અંગ્રેજ ઇતિહાસકાર બિવરીજ (પા. ૭૪૪) તેના ગ્રંથમાં આપે છે, તે અહીં છોડું છું. ]

આમ કર્યા પછી જસવંતરાવ જોડે સારાસારી કેળવવાની તો વાત જ કયાં રહી ? બલ્કે આ અપકાર્યથી, જસવંતરાવ કે જે અત્યારસુધી સિંદે સામે જ ઝૂઝતો હતો તેને પૂના તરફ પણ આવવાનું જાણે બાજીરાવે નોતરું આપ્યું !

પેશવાને માત કરવાના અંગ્રેજોના દોરીસંચા પણ આ બધો વખત ચાલુ જ હતા. તેઓ પણ સિંદે પૂનામાંથી ખસે તો જ બાજીરાવ પાસે આપણો ગજ વાગે, એમ માનીને વર્તતા હતા. એટલે પૂનામાંથી સિંદે જાય તો તેઓ રાજી જ હતા.

બીજી તરફ સિંદેને પણ પુનામાં ભરાઈ રહેવું પાલવે એમ રહ્યું નહિ. જસવંતરાવ હોલકર ૧૮૦૧ સુધીમાં એટલો જબરો બની ગયો કે સિંદેને તેની શહ લાગી. નાના મરી ગયો એટલે સર્જેરાવ ઘાટગેને બાજીરાવ સોંપી પોતે હોલકરને દાબવા સારુ પોતાના રાજ્યમાં પહોંચ્યો. ઉત્તરની બે મજબૂત મરાઠા સત્તાઓ માંહોમાંહે આખડી મરવા લાગી: હોલકરે સિંદેની ઉજ્જન નગરી ઉજાડી ને લૂંટી હતી તેના બદલામાં સિંદેએ તેના ઇંદોરના એ હાલ કર્યા. છતાં જસવંતરાવ એમ પરાસ્ત થાય એવો હતો નહિ. સિંદેને આ જ વખતે તેની માતાઓ પણ પજવતી હતી. અને વળી કાશીરાવ હોલકર આ કાળમાં છટકી જઈ પોતાના ભાઈ જસવંતરાવને જઈ મળ્યો. બેઉએ હવે પોતાના પિતાની ગાદીની પૂર્ણ પ્રતિષ્ઠા સ્થાપવા ઠરાવ કર્યો.

આ જ અરસામાં પેશવા પોતાની મનસ્વી આઝાદી શોધવા સિંદેનો કાબૂ ટાળવાનાં ફાંફાં મારતો હતો. અને તેમાં, જસવંતરાવના ભાઇનું ખૂન કરવાથી, તેની પાસેથી મદદની આશા તો ગઈ જ. એટલે તેણે ન કરવાનું વળી બીજું કામ કર્યું— મદદને માટે અંગ્રેજો તરફ નજર દોડાવી. આ દેશદ્રોહી કામ કરવામાંથી હવે તેને વારનાર કોઈ રહ્યું ન હતું. ઇતિહાસકાર મિલ કહે છે, '૧૮૦૧ના અંતભાગમાં પેશવાએ બ્રિટિશ લશ્કરની મદદની વાત કરી. પણ તે એમ કહેતો હતો કે, મારી ભીડ વખતે તે સેના મારા રાજ્યમાં આવે, બાકીનો સમય તેણે કંપનીના રાજ્યમાં રહેવું જોઈએ. અને મદદના ખર્ચ પેટે તે એવો મૂલક આપવા કહેતો હતો કે જેનું મૂલ્ય ધૂળ જેવું હતું.

વેલેસ્લી આમાં ફસાય એવો ભોળો નહોતો; ગરજ સામે પક્ષે હતી તેને પેશવાની આ વાત ન ફાવી. એમાં તો પેશવા સ્વતંત્ર રહે અને અંગ્રેજોને કશો એના ઉપર કાબૂ કે લાભ તો મળે નહિ, અને લશ્કરી મદદ આપવાના સોદામાં દેશી રાજ્યો પર વર્ચસ્વ સ્થાપવું, એ તો સહાયકારી સેના પદ્ધતિનો મૂળ મુદ્દો હતો. આ વાત સ્પષ્ટ કરી એણે તેના પૂનાના એલચીને લખ્યું કે, એમ તો લશ્કર

અપાય નહિ. છતાં એ લુચ્ચા મુત્સદ્દીએ જણાવ્યું કે, જો પેશવા સારી સરખી જમીન કે રકમ આપે તો વળી જુદી વાત, લશ્કર બહાર રહે, એ માનીએ; પણ તે તો આપવા મૂકવામાં પણ રાજી કરતો નથી. ટૂંકમાં, જરાય હાથ મૂકવા દે તો આગળ પર પહોંચો પકડી શકાય, એમ તે સ્પષ્ટ લખે છે. (જુઓ મિલનો ઇતિહાસ–પા. ૫૧૬)

બાજીરાવની બુદ્ધિ આ વખતે કાંઈક ઠેકાણે હતી, કેમકે તત્કાળ તેને કશી ભીતિ નહોતી એટલે એક વરસ પછી જે પોતે કબૂલે છે તે ૧૮૦૧માં તો તેણે ન માન્યું. પણ ન તે જસવંતરાવનેય મનાવી શક્યો. બલ્કે તેણે તો સિંદેને રીઝવવા વીઠોજીને માર્યો એટલું જ નહિ, મલ્હારરાવના બાળકને કાશીરાવના છટક્યા પછી સિંદેને હવાલે કર્યો, અને જાહેરે કર્યું કે કાશીરાવને હોલ્કર ગાદીએથી પદભ્રષ્ટ કરું છું. જસવંતરાવ માટે હવે પૂના જાતે જઈને હોલ્કર–ગાદી પાછી લેવા વિના બીજો રસ્તો રહ્યો નહિ–તેણે હવે પૂના તરફ કૂચ શરૂ કરી.

### પેશવાનું પલાયન

અત્યાર સુધીના વર્ણન પરથી એટલું તો સમજાયું હશે કે, બાજીરાવને કબજામાં લેનાર માણસ પર આખા મરાઠા રાજ્યચક્રનો આધાર રહેતો. સિંદેએ નાનાને હેરાન કરી છેવટે પેશવાને પોતાને હાથ કર્યો હતો અને તેની મારફત હવે તે હોલ્કર–રાજને પૂરું કરવા તાકતો હતો. પ્રતાપી જસવંતરાવે આ બદદાનતનો સફળ સામનો ખડો કર્યો. એટલું જ નહિ, હવે તેણે બાજીરાવને પણ તેના પક્ષપાતના દોષને લઈને પડકાર્યો. તેણે બાજીરાવને કહ્યું કે, તમારે તો પોતાના બે સરદારો વચ્ચે નિષ્પક્ષ રહેવું ઘટે; બેઉને સરખા ગણી ચાલવું જોઈએ; એટલે હું એનો ફેંસલો કરાવવા પૂના આવું છું.

પૂનામાં સ્વ. નાનાના જૂના મંડળના લોકો પણ બાજીરાવના સડેલા અરાજકથી ત્રાસ્યા હતા. તેમણે પણ સલાહ કરી કે, હોલ્કર આવીને જો બાજીરાવનો કબજો લે તો કદાચ સુધરવા–વારો આવે.

અને બાજીરાવે વિઠોજીને મારીને જે અપકૃત્ય કર્યું હતું તેનું વેર લેવાનું તો ઊભું જ હતું

અંગ્રેજોને પણ આ જ ફાવતું આવે એમ હતું, કેમ કે આંતરકલહથી જ તેઓ પોતાનો પેસારો કરવામાં હવે ફાવી શકે એમ રહ્યુ હતું.

જસવંતરાવ ૧૮૦૨ના અંતભાગમાં પૂના લગોલગ પહોંચ્યો. હડપસર ગામે તેની અને પેશવા–સિંદેની ફોજોની ભેટ થઈ. સરદેસાઈ કહે છે:

'આ કઠણ સમયે બાજીરાવના બધા જ સલાહકારી તેના જ જેરા અંગચોર બન્યા હતા. આપણું પોતાનું જે થાઓ તે થાઓ, પરંતુ પૂનામાં મરાઠાશાહીની રાજધાનીમાં અંદરોઅંદર લડવાનો તમાસો જગતને દેખાડવો નથી અને રાજ્યનો બચાવ કરવો છે, એવી ભાવના એક જણમા પણ ન ઉદ્ભવી. ઊલટું, પોતાના બચાવ માટે અને રાજ્યનો નાશ કરવામાં તે કચવાયા નહિ તેઓએ બાજીરાવને કહ્યું, 'તમે આટલા ગભરાઓ છો કેમ? તમે નિરાંતે બેસો; અમે હોલ્કરની રેવડી કરી નાંખીશું.'

બે વચ્ચે ખૂબ વાટાઘાટો ચાલી. હોલ્કર સામે બાજીરાવે ભોંસલેને પણ લખ્યુ હતુ તેના માણસો પણ વાટાઘાટમા પડયા હતા. જસવંતરાવે એક જ કહ્યું, 'પેશવા સામે મારે ઝઘડો નથી, તે સ્વસ્થ રહે; માત્ર તેમની બુદ્ધિને સિંદેએ જાદુથી ગ્રસી લીધી છે તે જાદુને હું તલવારથી તોડું એટલે બસ. પેશવા પ્રત્યે બિલકુલ બેઅદબી હું કરનાર નથી.'

છેવટે લડાઈ ન જ ટળી શકી. ૧૮૦૨ની દિવાળીના સપરમા દિવસોમા જ બે મરાઠા સૈન્યોની હોળી લાગી. તેમાં પેશવા–સિંદેનું સૈન્ય હાર્યું'.

બાજીરાવે તો હોલ્કર આવે છે એ સાંભળ્યું ત્યારથી જ કોકણમાં નાસી જવું એવો મનસૂબો કરી મૂકયો હતો. હારના સમાચાર મળતાં તે હવે નાઠો. અને તે જ વખતે મનમા તેણે વિચારી પણ લીધું, અને કેટલાકે સલાહ પણ આપી ખરી, કે અંગ્રેજોની મદદ માગવી એટલે તે આડોઅવળો થઈને મુંબઈ ગયો ને છેવટે વસઈના કિલ્લામાં આવીને ભરાયો. આમ અંગ્રેજોની ઘડી પાકી અને તે તેમણે કેવી તરત ઝડપી લીધી તે જોતા પહેલાં પૂનામાં શુ થયુ તે તરફ જોતા જવું જોઈએ.

આ વાત હવે પછી ચાલુ

# સ્વરાજમંત્રી

# મહાદેવભાઇ



'૪૨ ની મુંબઇની મહાસમિતિમાં ગાંધીજી અને મહાદેવભાઇ

રાજકારણ અંગેનાં મહાદેવભાઈનાં જ્ઞાન, અભ્યાસ કે કામગીરી વિષે આપણે બધું જ જાણી લઈએ તોપણ તેથી તેમના મંત્રીપદના સ્વરૂપનો પૂરો ખ્યાલ ન મળે. રાજકીય કામગીરી એ તો તેમના સમગ્ર મંત્રીપણાનો એક અંશ જ ગણાય. ગાંધીજી કંઇ એકલા રાજપુરુષ થોડા છે? એમને તો દુનિયામાં ધર્મરાજ્ય-રામરાજ્ય સ્થાપવું છે, અને તે અર્થે જ તેમની સ્વરાજ-સાધના ચાલે છે. તે કંઇ કેવળ રાજકીય પ્રશ્નોના ઉકેલ કે રાજકીય સત્તાની પ્રાપ્તિ પૂરતી મર્યાદિત નથી. આથી તેમના મંત્રી બનનારે ખરેખર તો સ્વરાજમંત્રી જ બનવાનું રહે છે. આ રીતે મહાદેવભાઈ ગાંધીજીના કેવળ રાજમંત્રી નહિ પરંતુ ભારતવર્ષના સ્વરાજમંત્રી હતા. ગાંધીજીની પ્રવૃત્તિ તો સમગ્ર જીવનને આવરી લેનારી રહી. જીવન જેટલું વિવિધ અને વિશાળ એટલી જ વિવિધતા અને વિશાળતા એમનાં પ્રયોગો અને કાર્યોમાં પણ હોય. સત્યનો સાક્ષાત્કાર કરનાર અને સ્વરાજ સિદ્ધ કરનાર અનેક પ્રયોગો અને પ્રવૃત્તિ ગાંધીજી હાથ ધરતા હોય તે બધાંમાં તેમના મંત્રીએ પરોવાઇ જવાનું જ હોય. સત્ય અને અહિંસાને લક્ષ્યમાં રાખીને બાપુ રાજકિય પ્રશ્નોના ઉકેલ વિચારવા માંડયા તેમાંથી તેમને અસહકાર, બહિષ્કાર, સવિનયભંગ અને સત્યાગ્રહ વગેરે સાધન જડયાં. એકવાર એ બધાં નિયમ તરીકે-સિદ્ધાંત તરીકે સ્થાપિત થયાં એટલે પછી દુનિયાભરના ઇતિહાસમાં જ્યાં જ્યાંથી આને આધાર કે સમર્થન મળે એવી ઘટનાઓ તેમ જ વિચારોના અધ્યયનમાં મશગૂલ થઇ જવાનું હોય, અહિંસાની સાધના કરતાં કરતાં ગાંધીજીને રેંટિયો જડયો, તો પછી રેંટિયામાં ગૂંથાઇ જવાનું. છેક ૧૯૧૯-૨૦માં એમણે આપણા કાપડ-ઉદ્યોગનો કરુણ વિનાશ વર્ણવતાં બ્રિટિશ રાજ્યના અમલના પ્રારંભિક ઈતિહાસનું દર્શન કરાવવા 'હિંદ કેમ પાયમાલ થયું?' તેની લેખમાળા આપેલી. પોતે વણાટકામ શીખ્યા. કાંતવા-પીંજવાનું તો બહુ સુંદર જાણતા અને વસ્ત્રની બાબતમાં સ્વાવલંબી થવા નિયમિત કાંતતા. કોઈ પણ કામ એકવાર હાથમાં લીધું એટલે એમાં આરપાર નીકળી ગયે જ જંપે.

વિજ્ઞાનયુગમાં રેંટિયાની વાતને હસી કાઢનારાઓને મહાદેવભાઈ બતાવે કે દુનિયાભરમાં આજે પણ કયા કયા દેશમાં રેંટિયા ચાલે છે અને લોકજીવન પર તેની કેવી અસર છે. યુરોપના દેશોનાં ગામડાંઓમાં રેંટિયાપ્રવૃત્તિ લોકોને કેવી ઉપકારક છે, કેનિયામાં રેંટિયાનો જીર્ણોદ્ધાર કેમ થયો, વગેરે અનેક પ્રકારની રસપ્રદ માહિતી પીરસ્યા જ કરે. સત્યનિષ્ઠાથી ભરપૂર એવો સાચો 'હિંદુસ્તાનનો ઇતિહાસ' લખનાર અંગ્રેજ સજ્જન મિ હેવલ જેવા કલાપ્રેમીના અનુભવો રેંટિયાપ્રવૃત્તિના સમર્થનમાં લાવી મૂકે. ૧૨૫ વર્ષ પહેલાં મિ. કોલબ્રુકે લખેલ 'બંગાળની ખેતી' નામનું પુસ્તક જોઇ જઇને તેમાંથી ખાદીનું સચોટ સમર્થન કાઢી બતાવે. લગભગ ૬૦ વરસ પહેલાં મુક્તિફોજવાળાઓએ આવીને હિંદુસ્તાનની ભયંકર ગરીબી જોઇ તેનું પૃથક્કરણ કર્યું અને તેના નિવારણના ઉપાયો માટે સિદ્ધાન્તો નક્કી કરી એ ઉપાયોનાં ચોક્કસ લક્ષણો નિશ્ચિત કર્યાં. આવા કોઈ ઉપાય હાથ કરવા માટે તેઓ ઘણા મથ્યા, પણ પોતે જ સૂચવેલાં લક્ષણો અને સિદ્ધાંતોને આવરી લે એવો કશો ઉપાય ખોળી શકયા નહિ. ગાંધીજીનો રેંટિયો કેવી અજબ રીતે એ બધા કોયડાના જવાબરૂપ એક માત્ર સચોટ ઉપાય છે એનું પેલા અંધારામાં આથડનારાઓને મહાદેવભાઈએ ભાન કરાવ્યું.

'ખાદીમાં તો રોજના માંડ બે-ત્રણ આના મળે, એમાં તે ખાદી કયાંથી ચાલવાની હતી? એ કરતાં માણસ કારખાનામાં ન જાય?' હિંદુસ્તાનનાં ઉદ્યોગ-ધંધા, સરેરાશ આવક અને ભયંકર ગરીબાઇ વિષે ભારે અજ્ઞાન ધરાવતા વાત-ડાહ્યાઓની પાસે તો મહાદેવભાઈ જ્યારે એવી નક્કર હકીકતો લાવીને મૂકે કે હિંદુસ્તાનમાં ઘણી જગાએ-અરે, તાટા કંના કોન્ટ્રાકટરો મારફત ચાલતી કાચા લોઢાની ખાણો ખોદવામાં પણ-મજૂરોને સરેરાશ ત્રણ પૈસા મળે છે, ને તે સ્થિતિમાં હજારો મજૂરો કામ કરે છે, ત્યારે જ આંખ ઉઘડે અને એવા લાખો માણસો માટે ખાદીકામ કેવું ઉપકારક છે તેનો

ખ્યાલ આવે વળી બાપુજી જ્યારે પેટપૂરતી રોજીનો સિદ્ધાંત ખદીકામમાં દાખલ કરવાની વાત કરે અને કાર્યકરો પણ ચમકી જાય, ત્યારે ટાગ કામાં જ મૅનેજર તરીકે કામ કરતા અગ્રેજ ગૃહસ્થ મિ. ફીનન જેવાના મજૂરોની સ્થિતિ વિષે દિલ કપાવનારા વર્ણનો રજૂ કરીને પેટપૂરતી રોજીનો ગાંધીસિદ્ધાંત કેટલો અનિવાર્ય છે તે સમજાવી દે

ગાંધીજી કરોડો ગરીબોના આરોગ્યની દૃષ્ટિએ યુક્તાહારના અખતરા કરે તો વળી એને અંગેની ઢગલાબંધ માહિતી એકઠી કરવા માટે દેશ-વિદેશના આહાર શાસ્ત્રના પુસ્તકો ને સામયિકો ઉથલાવવા માંડે પ્રોટિન વિટામિનની સમજણ આપતી ને સામાન્ય માણસને રોજના આહારમા ઉપયોગી નીવડે એવું માર્ગદર્શન કરાવતી સૂચનાઓ અને લેખો આપે પછી આ દિશામા જ્યાં ક્યાંય પ્રયોગો ચાલતા હોય તેના બયાન એકઠા કરે ખબર પડે કે દક્ષિણ ભારતમા ખ્રિસ્તી મિશનરીઓ તરફથી ચાલતી કોઈ સંસ્થામા કરડ ચોખા વાપરવાને કારણે વિદ્યાર્થીઓનું વજન વધ્યું છે તો તેની માહિતી મેળવીને એનું પત્રક છાપી જ દીધું હોય-દૂધ-ઘીની અવેજીમા મૂકી શકાય એવી વસ્તુની શોધ માટે ગાંધીજી સોયાબીનના અખતરા કરવાનું નક્કી કરે તો તુરત એમા કેટલી ચરબી, પ્રોટિન, વિટામિન વગેરે છે તે બધું જાણી લ્યે, અમેરિકા વગેરે દેશોમા ક્યાં કેટલું વાવેતર સોયાબીનનું થાય છે, ત્યાંના લોકોમા એ વિષેનો રસ અને વપરાશ કેટલા વધતા જાય છે તેવી હકીકતો શોધી કાઢે વળી આપણા લોકોને એમા રસ પડવા માંડ્યો છે એવું જાણે કે તુરત તેમા કેટલા પૌષ્ટિક તત્ત્વો છે, ક્યાં ક્યાં ને કેવી જમીનમા એ ઊગી શકે, એના પાકથી જમીનને કેવી અસર થાય, એને કેવા હવાપાણી માફક આવે તથા કેટલું ખાતર જોઈએ એવી બધી હકીકતો નિષ્ણાતો પાસેથી મેળવીને પ્રગટ કરે મહાદેવભાઈ આવી આવી અનેક હકીકતો શોધી લાવે ત્યારે જ આપણને તો ખબર પડે કે સોયાબીનનો ઉપયોગ સૌથી વિશેષ ચીન અને જાપાનમા થાય છે, અને ત્યાં લોકો ચોખાની સાથે માંસની જગાએ સોયાબીન વાપરે છે

અરે, કોઈ રશિયન ચોપડીમાંથી વાંચ્યું હોય કે સૂરજમુખીના ફૂલમાંથી તેલ નીકળે છે, તો નોંધપોથીમા એ ટપકાવી લે અને કોઈ જર્મન વૈજ્ઞાનિક આશ્રમમા અતિથિ તરીકે આવી ચડ્યો હોય તો તેને પૂછીને એ સબંધી જ્ઞાન અને માહિતી એકઠા કરી લ્યે

બીડી-તમાકુ જેવા વ્યસનની વાત હોય તો એ બધી વસ્તુમા કેટલું ઝેર છે અને તેનો ઉપયોગ કરનારના દ્રવ્ય ઉપરાંત શરીર, મન અને આત્માનો કેવો વિનાશ થાય છે તેનો જગતભરના વિજ્ઞાનીઓ અને પ્રયોગવીરોએ કરેલ અવલોકન-અનુભવ વગેરેનો વિચાર મહાદેવભાઈ તૈયાર કરી આપે

આશ્રમમા સાપ નીકળે અને ગાંધીજીનું ધ્યાન એ પ્રશ્ન રોકે કે તુરત જ મહાદેવભાઈ એ વિષયના અભ્યાસમા રોકાઈ જ ગયા સમજવા પછી સાપની જાતો, ક્યાં ક્યાં સાપ ઝેરી, એના ઉપાયો કેમ લેવા વગેરે ઉપયોગી માહિતી તજ્જ્ઞો પાસેથી તેમણે એકઠી કરી લીધી જ હોય

*

ગાંધીજીએ વર્ધાયોજનાનો-પાયાની કેળવણીનો-પ્રશ્ન હાથ ધર્યો અને વળી ભણેલા લોકો ભડકી ઊઠ્યા, 'આ તો છોકરાઓને મજૂર બનાવવાનું કારખાનું થઈ જશે, આવી તે કંઈ કેળવણી હોય?' એ પ્રકારની બૂમ ઊઠવા માંડી- અંગ્રેજી અક્ષરોથી રીઝનારાઓને ત્યારે જ સંતોષ થાય ને જ્યારે યુરોપ અમેરિકાના કોઈ કેળવણીકારનું આના સમર્થનમા કંઈ અંગ્રેજી લખાણ જડે? વળી પાછા મહાદેવભાઈ કેળવણીના ધુરંધરોએ ચલાવેલા પ્રયોગો વગેરેનું સાહિત્ય અને તેને લગતા ગ્રંથો ઉથલાવવામા પડી જાય. મૅક્સિકોમા દરેક શાળા સાથે જમીનનો ટુકડો રાખીને જ-કેળવણીનું કામ ચાલે છે એવી હકીકત લાવી આપે અત્યાર સુધીની કેળવણી સાવ નિષ્ફળ ગઈ છે એવું ગાંધીજીના શબ્દોથી નહિ પરંતુ સરકારી તપાસના અહેવાલોમાંથી જ આંકડા, હકીકતો તેમજ નિષ્ફળતાના એકરાર ટાંકી ટાંકીને બતાવી આપે સ્વિટ્ઝર્લૅન્ડના ડૉ. પ્રીવા, વિલિયમ નડસન જેવા અમેરિકન અગ્રેસરના લખાણોનો પરિચય કરાવે જ્યાં ક્યાંયથી એમને કેળવણી સબંધમા ઉત્તમ ઉત્તમ લખાણ નજરે ચડે તે બધું જોઈ જાઈને તેમાંથી આવા આવા વિચાર મૌક્તિકો વંચનારને સેર ધરે

'હાથકેળવણી સિવાય મગજની કેળવણી થઈ શકે નહિ હાથ વાપરવાની શક્તિ વધે તેમ મનની શક્તિ વધે એટલું જ નહિ પરંતુ હાથ ન વાપરવાથી જ્ઞાનતંતુની શક્તિ લાંબે કાળે ધીમે ધીમે જોખમાય છે'

—અમેરિકાની ટૅમ્પલ વિદ્યાપીઠના લલિત કળાના નિયામક બૅારીસ બ્લાઇ

'પુસ્તકિયા શિક્ષણે વરસો લગી કળાનો યોગ્ય વિકાસ રોક્યો છે એ ખોટી કેળવણીથી આપણે આપણા બાળકોના મન રૂંધ્યા છે ને અવળે માર્ગે ચડાવ્યા છે સંહાર અને વિનાશ અટકાવવો હોય તો સર્જનવૃત્તિવાળા મનની જરૂર છે ને તે હાથઉદ્યોગની કેળવણીથી જ થઈ શકે'

— 'સ્કૂલ ઑફ આર્ટ્સ' નામના અમેરિકન માસિકમાંથી

યુરોપ-અમેરિકાના સુપ્રસિદ્ધ કેળવણીકારોના આવા લખાણો ઢગલાબંધ સાહિત્યમાંથી તારવી તારવીને લોકો સમક્ષ ધરતા રહે પછી 'વર્ધાયોજના ગાંધીજીની કોઈ ધૂની નિશાળ જેવી અવૈજ્ઞાનિક કેળવણી પદ્ધતિ છે' એવો પૂર્વગ્રહ કેના આધારે ટકાવી શકે? અરે, સાધારણ લોકો માટે તો બધું વાંચે ને તારણ કરે પરંતુ ઍબટ અને વૂડ જેવા સમર્થ કેળવણીકારોએ હિંદની કેળવણીવિષયક તપાસ કરીને જે વિચારો ને અભિપ્રાયો લખ્યા તે બધું વાંચી જઈને તેનું તારણ કરી લઈને ગાંધીજીની વાતનું તે કેવું સરસ સમર્થન કરે છે એ પ્રત્યે મહાસભા સરકારના કેળવણીપ્રધાનોનું લક્ષ પણ મહાદેવભાઈ જ દોરે

ગાંધીજી જેને પ્રાણપ્રશ્ન ગણે છે એવા હરિજન-પ્રશ્ન વિષે તો પૂછવું જ શું? અસ્પૃશ્યતાના પાપની સામે તો મહાદેવભાઈએ ભારે અતિ વેદનાપૂર્ણ અને નક્કર સમજાવટભરી તીક્ષ્ણ કલમ ચલાવી છે. ખ્રિસ્તી મિશનરીઓ અને ધર્માંતરના સવાલો વિષેનો તેમનો અભ્યાસ પણ એટલો જ ■ ડૉ. ■પૂના-કરાર પછી ડૉ. આંબેડકરે જે વલણ લીધું તેથી માત્ર હિંદુસ્તાનને જ નહિ પરંતુ ખુદ હરિજનોને જ સૌથી વિશેષ ગેરલાભ છે એ સમજાવવા તેમણે પોતે તો લખ્યા જ કર્યું, અને ડૉ. આંબેડકરની આંખો ઉઘાડતા, તેમના વલણને ટેકો આપનાર રાજ્યની જાતિના વિદેશવાસી અંગ્રેજ અભ્યાસીઓની કલમમાંથી જ ગાંધીજીના અભિપ્રાયનું સમર્થન કરનારા ઉતારા આપી આપીને ભેટ ધરવા માંડયાં.

એકવાર અહીંના કોઇ ખ્રિસ્તી મિશનના આરોગ્યસ્વામી નામના કોઈ પ્રચારકે, આ આખી હરિજનોદ્ધારની પ્રવૃત્તિના મૂળમાં કરોડો હરિજનો હિંદુ મટી જશે એ ડર અને રાજકિય સ્વાર્થની દૃષ્ટિ છે એવા આક્ષેપવાળો લેખ લખેલો, તો મહાદેવભાઈએ તુરત જ હિંદુસ્તાનના રાજકારણ પહેલાં પણ હરિજનોદ્ધારની આ પ્રવૃત્તિ કેમ ચાલતી હતી તેના આખા ઇતિહાસનો સુંદર ચિતાર આપી દીધો.

પણ આમ કેટલીક પ્રવૃત્તિ ગણાવવી? હિંદુ-મુસ્લિમ ઐક્ય, દારૂબંધી, ગોસેવા, માતૃભાષા-અરે, કોઇ પણ વિષય એવો નથી, ગાંધીજીએ ઉપાડેલી કે વિચારેલી મોટી કે નાની કોઇ પણ પ્રવૃત્તિ એવી નથી કે જેના અભ્યાસમાં મહાદેવભાઈ તલ્લીન બનીને રોકાઇ ગયા ન હોય. આજે એ નંદીદૂર્ગવાળા ડૉ. ફીડમૅન સાથે લાખ રૂપિયાવાળા ઇનામી રેંટિયાની ચર્ચા કરતા હોય, વળી કાલે કોઇ બૌદ્ધ સાધુ જોડે બૌદ્ધ ધર્મની ચર્ચા કરતા હોય, અત્યારે કોઇની સાથે કરડ ચોખા, સોયાબીન કે ખોળની વાત કરતા હોય તો ઘડીક પછી વળી કોઈની સાથે ગોસેવાનો પ્રશ્ન ચર્ચતા હોય, આજે પરદેશી ખગોળશાસ્ત્રી સાથે આકાશવિદ્યાની રસિક વાતો કરતા હોય તો કાલે વળી કૃત્રિમ ઉપાયનો ઉત્સાહભેર પ્રચાર કરનાર કોઈ માર્ગરેટ સેંગરને ગાંધીજીનું દૃષ્ટિબિંદુ સમજાવતા હોય. કયારેક ગ્રામસફાઈ જેવા રોજિંદા જીવનના પ્રશ્નો ચર્ચવામાં પડયા હોય તો કયારેક વળી સર ચંદ્રશેખર રમણ જેવા વિજ્ઞાનશાસ્ત્રી સાથે વિશ્વનાં ભૌતિક અને આધિભૌતિક નિયમોના સંબંધની ગહન ચર્ચાઓ પણ ચાલતી હોય—ગાંધીજીએ સમગ્ર જીવનને જોવાની દૃષ્ટિ આપી એટલે પછી જેટલો જીવનમાં રસ એટલો જ તેના કોઇ પણ પ્રશ્નમાં રસ, આથી જીવનના નાનામોટા તમામ પ્રશ્નો, જે કર્તવ્યપથે જતાં ઊઠે, તે તમામનો અભ્યાસ કરવામાં એકસરખાં જ રસ, ઉમંગ, અને તત્પરતા તેઓ બતાવી શકતા

*

આવી આવી અનેક રચનાત્મક બાબતોનાં અભ્યાસ અને લેખન સિવાય અન્ય લેખનકાર્ય પણ ક્યાં ઓછું રહેતું? મહાસભાનાં ઉત્સાહ-છલકતાં વિરાટ અધિવેશનો હોય, ગાંધી સેવા સંઘનાં સૂક્ષ્મતત્ત્વદૃષ્ટિથી ઝલકતાં વાર્ષિક સંમેલનો હોય કે મહાસભાનાં કલારંગી જંગી પ્રદર્શનો હોય—એ બધાંનો સજીવ પરિચય કોણ કરાવે? વાંચનાર જાણે પોતાની નજર સમક્ષ જોતો હોય એવાં હૂબહૂ વર્ણનો, લોકકેળવણીની દૃષ્ટિએ અપાતી પ્રદર્શનની સમજૂતી અને નવા વરસે પ્રદર્શન ભરનારને ઉપયોગી તેમ જ માર્ગદર્શક નીવડે એવી ગર્ભિત સૂચનાઓ—એ બધું મહાદેવભાઇની સર્વગ્રાહી અને ઘડાયલી કલમ જ કરી શકે. ગાંધીજીના દેશવ્યાપી પ્રવાસો અને ગોળમેજી પરિષદ વખતનો વિલાયતનો પ્રવાસ—એ બધાનાં અનેકવિધ માહિતી અને બોધપ્રદ સામગ્રીથી ભરેલાં વર્ણનો વાંચીને માણસને એમ જ થાય કે પોતે જ જાણે ગાંધીજી સાથે પ્રવાસ કરી રહ્યો છે.

સ્વરાજયજ્ઞને અર્થે ચાલતી કોઇ પણ પ્રવૃત્તિ, સંસ્થા કે ગમે તેવા નાનકડા માણસનું પુણ્યકાર્ય ભાગ્યે જ એમની સ્વરાજનિષ્ઠ દૃષ્ટિએ ચડયા પછી શબ્દાવતાર પામ્યા વિના રહ્યું હશે. દેશવિદેશની પ્રસિદ્ધ સંસ્થાઓ અને પ્રવૃત્તિના તેમના અહેવાલોથી વીસ વરસનાં 'નવજીવન' અને 'હરિજન'-પત્રોનાં પાનાં ભરચક પડયાં છે.

ગાંધીજીની પાસે દેશવિદેશનાં અનેક વિખ્યાત માણસો આવે, એ બધાંને આપણે તો કયારે જોવાના હતા? પોતપોતાના વિષય અંગેની ગાંધીજી સાથેની ચર્ચાના રસભર્યા સંવાદો અને એ અતિથિઓ તથા તેમની પ્રવૃત્તિ વિષેના ટૂંકા પરિચયોથી આપણે દુનિયાનાં કેટકેટલાં માણસો તથા પ્રવૃત્તિ વિષે તેમની મારફત જાણી શકયા છીએ! છેક ૧૯૧૯થી માંડીને આજ સુધી એમણે આપણા દેશનાં નરરત્નોનો પરિચય તો કરાવ્યો જ છે. અલીભાઇઓ, બડોદાદા, રવીન્દ્રનાથ ઠાકુર, માલવીયજી, ■ મોતીલાલજી, કૃપલાનીજી, વિનોબાજી, કાકાસાહેબ, ડૉ. મજરુલ હક સાહેબ, દેશબંધુ, લાલાજી, સુરેન્દ્રનાથ બેનર્જી, જમનાલાલજી, ઘનશ્યામદાસ બિડલા, ડૉ. રોય, ડૉ. રમણ—કેટલાંક ગણાવવાં? કોઈ એવી જાણીતી વ્યક્તિ નથી કે જેમના વિષે કાં તો એમના કોઇ મહાન કાર્યને પ્રસંગે કે અવસાન જેવા દુઃખદ પ્રસંગે આપણને સાચો પુણ્યપરિચય મહાદેવભાઈની કલમ દ્વારા ન મળ્યો હોય. સરહદના ગાંધી અને ડૉ. ખાનસાહેબને ખુદાઇ ખિદમતગાર તરીકે વિશાળ દુનિયાએ ઓળખ્યા મહાદેવભાઈની કલમ દ્વારા. મૌલાના આઝાદ સાહેબને વિષે કંઇ જાણવું હોય તોય, મહાદેવભાઈએ આલેખેલ જીવનપરિચય જોવો પડે. આવા પ્રસિદ્ધ પુરુષોને બાદ કરીએ તો કેટલાય અજ્ઞાત કર્મવીરો અને સેવકોનાં નામ અને કામથી તેમણે આપણને વાકેફ કર્યા જ કર્યા છે, નહિ તો ભેખ ધરીને ઓરિસાનાં ગામડાં ખૂંદનાર ગુજરાતના સેવક જીવરામભાઇ ને તેનાં પત્ની, કવીઠાના હરિજન-પ્રશ્ન પર કષ્ટ સહન કરનાર નાથાભાઇ, ખાનદેશ જિલ્લાના બાલુભાઈ મહેતા કે આપાસાહેબ પટવર્ધન ને તેમનો આશ્રમ, પીપરોદના રામભાઈ કે બાબલાના છોટુભાઈ, બારડોલીનાં તપસ્વિની ત્યાગી બેન મંજુબેન, મલબારના હરિજનસેવક શામજીભાઈ ને કર્ણાટકના હરિજનસેવક

હુવચાળકર આ બધા સેવકોને તેમ જ દૂર ખૂણે પડેલી તેમની પાવનકારી પ્રવૃત્તિને દેશ શી રીતે જાણી શકે અને તેમાથી ઉચિત પ્રેરણા શી રીતે મેળવી શકે? શાન્તિનિકેતનને તો દુનિયા જાણતી હોય, પણ મદુરના વિનયાશ્રમ કે મહારાષ્ટ્રના વૈશ્યવિદ્યાલયને કોણ જાણતું હોય? સતી શબાગુની લોકોદ્ધારક સંસ્થાઓ વિષે આપણા રાષ્ટ્રીય કાર્યકરોમાથી પણ કેટલાકને જ્ઞાન હશે? બંગાળની વ્રતચારી પ્રવૃત્તિ વિષે આપણે શું જાણીએ છીએ?

વળી, વિદેશી અતિથિઓને લઈએ. દીનબંધુ એન્ડ્રુઝ, પોલ રિશાર, પર્લબક કે લીન-યુ-તાંગ જેવા સુપ્રસિદ્ધ નામ તો મોટે ભાગે ઘણાખરાએ સાંભળ્યા હોય અને એમના સત્કાર્યોનો થોડોઘણો પરિચય પણ હોય, પરંતુ ઇસુ ખ્રિસ્તની તોલે આવે એવી કક્ષાના ખ્રિસ્તી સાધુપુરુષ ડૉ. સ્વિટ્ઝર કે એવી જ કક્ષાના સાધુપુરુષ ડૉ. મોડ રોઇડનનો આપણને શો પરિચય હોય? કેદમા પડ્યા પડ્યા આંતરરાષ્ટ્રીય શાંતિના સ્વપ્ના સેવનાર સ્વિટ્ઝરલૅન્ડના પુણ્યાત્મા ડૉ. સેરેસોલનું નામ પણ આપણી પાસે ક્યાથી આવ્યું? આશ્રમમા વિદેશી અતિથિઓનો કંઈ પાર છે? આજે વળી બોઅર યુદ્ધ બંધ કરાવનાર પુણ્યચરિત સતિ સાધ્વી કુમારી એમિલી હોબહાઉસ આવે કે કાલે વળી ઇંગ્લંડથી દલિતોની ભગિની મ્યુરિયલ લિસ્ટર આવે, આજે લૉર્ડ લોધિયન સેગાવના મહેમાન થઈને સૌની સાથે નીચે બેસી ભોજન કરતા હોય ને થાળી-વાટકો હાથે માંજી લેતા હોય તો વળી કાલે હિટલરનો પરિચારક કૅપ્ટન સ્ટ્રક આવી ચડ્યો હોય, કોઈવાર ડીક શેપર્ડ કે હિંદના પરમમિત્ર હોરેસ એલેક્ઝાંડર મહેમાન હોય તો કોઈ વાર ઑસ્ટ્રેલિયાથી સર બરટ્રામ સ્ટિવન્સ જેવા પણ આવી ચડ્યા હોય, ઝેકોસ્લોવેકિયાના પ્રસિદ્ધ ખગોળવેત્તા કારેલ લુયેર આવ્યા હોય ને સ્વિટ્ઝરલૅન્ડના પ્રખ્યાત પ્રાણીશાસ્ત્રી ડૉ. રેફ પણ આવ્યા હોય—આ બધાનો પરિચય અને ગાંધીજી જેવા મહાન પુરુષની સાથેની આ બધા વિખ્યાત લોકોની વાતચીત આપણને તો ક્યાથી સાંભળવા મળે? કોઈ વાર ગાંધીજીની ધર્મનિષ્ઠાથી આકર્ષાઈને તેમને ખ્રિસ્તી બનાવવાના લોભે કોઈ ચુસ્ત ખ્રિસ્તી વૃદ્ધા આવી ચડ્યા હોય તો કોઈ વાર કૃત્રિમ સાધનોથી સંતતિનિયમન કરીને જગતને દુ:ખમુક્ત કરવાના ઘેલા તરંગો સેવનાર કોઈ માર્ગરેટ સેંગર કે હાઉમાર્ટિન જેવા બહેનો આવી ચડ્યા હોય, એમની વિચારસરણીનો અને એમના દેશોની આ બાબતની સ્થિતિ તથા લોકમાનસ વિષે આપણને કોણ પરિચય કરાવે? તુર્કસ્તાનના પ્રસિદ્ધ મહિલા મૅડમ હલીદે અદીબ હનુમ, ચીનના રાષ્ટ્રવીર ચાંગ-કાઈ-શેક અને તેમના પત્ની, લોકસેવાર્થે સુખોપભોગ ત્યાગી રાજકર્તા વગેરેનું અભિમાન છોડી ગરીબોની સેવા સ્વીકારનાર એક વખતના ચીનના વિદેશમંત્રીની ભત્રીજી શ્રીમતી તિયો, શસ્ત્રયુદ્ધની પ્રચંડ વિરોધી અને જાપાનની 'નવજીવન પ્રવૃત્તિ'ની પ્રતિનિધિ શ્રેષ્ઠ મહિલા ડૉ. ટોમીકો કોરા, બૌદ્ધ સાધુ ડૉ. ફ્રી કે થોડા દિવસ આશ્રમજીવન ગાળવાની ઇચ્છાથી આવેલ કોઈ જાપાની સાધુ આ સૌ મહાન સ્ત્રીપુરુષોનો જીવનોદ્દેશ, તેમની પ્રવૃત્તિનો અને તેમના દ્વારા તેમના દેશ લોકો, રીતરિવાજ અને વિચારોનો ખ્યાલ આપણને મહાદેવભાઈની રસાળ કલમ દ્વારા મળ્યા જ કર્યો. છે આપણા દેશમા જ ચાલતી કેટલીયે પુણ્ય પ્રવૃત્તિ અને તેનું સંચાલન કરનાર પુણ્યાત્માઓને પણ આપણે ક્યાથી પૂરા ઓળખી શકીએ? સર ડેનિયલ હેમિલ્ટનની જાગીરદારીના બંગાળના સુંદરવનમાં આવેલ લગભગ ૧૫ થી ૨૦ ગામમા વર્ષો પહેલાથી લગભગ વર્ધા-પદ્ધતિ અનુસાર બાળકોને ઉદ્યોગ-પ્રધાન અને ઉદ્યોગ દ્વારા કેળવણી આપવામા આવે છે એની આપણામાથી કેટલાકને માહિતી હશે? મિસ મેરી ચેઝલી અને મિસ મેરી બાર જેવી અંગ્રેજ કુમારિકાઓ હિંદમા આવીને મધ્યપ્રાંતના ઊંડા ગરીબ ગામડામા અભણ, અજ્ઞાન અને કંગાલ લોકો વચ્ચે રેંટિયો, આરોગ્ય, સફાઈ અને શિક્ષણનું કામ લઈ લોકસેવા કરે એવી આપણી કલ્પના બહેનોને પ્રેરણા આપનારી કથાઓની આપણને કેટલી ખબર છે?

આવા અનેક સત્પુરુષોનો પરિચય સાધવાનું, નાનામોટા અતિથિઓનો સત્કાર કરવાનું, અનેક પ્રતિનિધિમંડળો અને વ્યક્તિઓની ગાંધીજી સાથેની મુલાકાતો ગોઠવવાનું, ગમે તેવા ધૂની કે જક્કી માણસો આવી ચડે તેની સાથે ધીરજ અને મીઠાશથી પતાવવાનું, રાજકારણ સિવાયની બાપુની થોકબંધ ટપાલ વાંચવાનું ને; તેમા પેટમા દુખવાથી માંડીને તત્ત્વજ્ઞાન સુધીના તમામ પ્રકારના સવાલો પુછાયા હોય તેના જવાબ પહોંચાડવાનું, અને આ બધું પોતાના રોજેરોજના મુખ્ય મહત્ત્વના કામોને આંચ ન આવવા દેવી એ રીતે કરવાનું—મહાદેવભાઈ આ બધું કેમ ઉકેલતા હશે તે સામાન્ય માણસની કલ્પનામા પણ ન ઊતરે એવું છે.

મહાદેવભાઈના કામ, ઉદ્યમ, પરિશ્રમ, ખંત, જાગ્રતિ અને અનેકવિધ શક્તિઓનું વર્ણન કરવું મુશ્કેલ છે. બાપુએ સ્વરાજની જે કલ્પના કરી અને એને મૂર્તિમંત કરવા માટે જે જે ભગીરથ કાર્યો હાથ ધર્યાં એ બધા કામ પાર પાડવા માટે બીજા અનેક સેવકોની જેમ મહાદેવભાઈએ પોતાની જાત સમર્પી દીધી અને પોતાની કર્મપરાયણતાથી સૌને ચકિત કરી દીધા.

તેમની અજબ અને વિવિધ કાર્યશક્તિ જોઈને દેશવિદેશના અનેક શક્તિધરો પણ અંજાઈ જતા હતા. તેમના અવસાન પછી એકવાર 'બાપુનું આટલું બધું કામ હવે કોણ સંભાળશે?' એવી વાતચીત ચાલતી હતી ત્યારે શ્રી દેવદાસભાઈએ કહેલું કે, 'આવડા મોટા કામને તો મહાદેવભાઈ જ પહોંચી શકે. એમની ગેરહાજરીમા અર્ધો ડઝન મંત્રીથી પણ પહોંચી વળવું કઠિન છે.'

(સાહિત્ય મંદિર ભાવનગરથી મહાદેવભાઈના જીવનપ્રશસ્તિરૂપે તા. ૧૫મી ઓગષ્ટે બહાર પડનાર જીવનપરિચયમાંથી)

# ચાર સાર

★ જેના મૂળ પ્રાચીન બૃહત્કથામંજરી, કથા-સરિત્સાગર અને જાતક કથાઓમાં છે, પણ જેનું કલાવિધાન લોકવાણીએ કરેલું છે, તેવી અદ્‌ભુતરસિક કંઠસ્થ વાર્તાઓનું 'રંગ છે બારોટ !' નામનું સવિસ્તર પ્રવેશકવાળું વાર્તા-પુસ્તક (લેખક-ઝવેરચંદ મેઘાણી પ્રકાશક-ભારતી સાહિત્ય સંઘ) આ મહિને પ્રકટ થનાર છે. તેમાંની આ એક વાર્તા છે. શુદ્ધ લોકસાહિત્યની સંશોધન-દૃષ્ટિએ આ વાર્તાઓમાં લોકવાણીનો કથન-પ્રકાર સાચવવામાં આવ્યો છે. ★

રાજાને અને મનસાગરા પ્રધાનને હતી તો આંતરે ગાંઠ્યું. એકબીજા વિના ઘડીએ જંપી ન શકે. એમાં એક દિ' રાજા બદલી બેઠો. રાજા, વાજા ને વાંદરાં, એનું કાંઈ ઠેકાણું નહિ. કોણ જાણે શો વહેમ આવ્યો ને રાજાએ મનસાગરા પ્રધાનનું મોઢું જ જોવું બંધ કર્યું. અરે રાજા ! મારા ડાહ્યા રાજા !

**"જે સું બાંધલ જીવ, તે સું મન તારવીએ નહિ.**
**મન સુકાય શરીર, તોય બીજાં ન થાયેં બાંદરા !"**

જેની જોડે જીવ બાંધ્યો હોય તેને ન તરછોડીએ. અરે આવો અણબનાવ જે દિ' હંસાની ને સાયરની વચ્ચે થયો હતો, તે દિ'—

**હંસલાં ઊંડું ઊંડું હુવાં પાંખું પસાર્યે,**
**જાણ્યું પાદર ચારો ને કોક નવાં નિહાળ્યે.**

સાયર સુકાણાં, હંસલાં ચારા વિનાનાં થઈ રહ્યાં, ને કોઈક નવાં નવાણ નિહાળવા ઊંડું ઊંડું થયાં.

ત્યારે સાયર દુભાઈને બોલ્યું કે—

**હંસલા ! પ્રીતિ કાગની, કષ્ટ પડ્યે ઊડ જાય;**
**સાચી પ્રીત શેવાળની, જળ સૂકે શરમાય.**

હે હંસા ! મને સરોવરને કષ્ટ પડ્યે ઊડી જાય તે તો કાગડાનાં કામ. સાચી પ્રીતિ શેવાળની, કે મારાં જળ સૂકે એટલે પોતે પણ કરમાઈ જાય.

ત્યારે ડાહ્યાં માણસોએ કહ્યું કે એ હંસા !

**હંસા ! સાયર મનાવીએં, કરીએં હાથાંજોડય.**
**"જેથી રૂડા લાગીએં, તેથી તાણી મ ત્રોડ !"**

હે હંસા, તું સાયરને મનાવી લે. એ તો આપણી જોડલી ગણાય. જેનાથી આપણે સારાં લાગીએ ને શોભીએ, તેનાથી દોસ્તી ન તોડાય.

**હંસા, સાયર સેવીએં, જેની જળ બરોબર પાળ,**
**ઓછો રાજા ન સેવીએં, જેનો ઉચાળો અંતરિયાળ.**

પણ હંસલો તો ગયો તે ગયો. જતાં જતાં કહેતો ગયો કે મારે તો ઘણાયે સરોવર પડ્યાં છે, કાંઈ આ એક માથે ભૂંગળું નથી ભાંગ્યું; ત્યારે સાયરે કહ્યું કે હા ભાઈ!

**હંસાને સાયર ઘણાં, પોહપ ઘણાં ભમરેશ;**
**સુમાણુસને સુમાણુસ ઘણાં, મરને જાય વિદેશ.**

પુષ્પને ભમરા પણ ઘણા મળી રહેશે. સારા માણસને સારા માણસ સાંપડી રહેશે. ભલે તું વિદેશ જાતો.

આમ પ્રધાન પણ રાત દિ' સબૂરી સાચવીને બેઠો છે. એને તો આશા છે કે કોઈક દિ' રાજાનું મન ઠેકાણે આવશે. એમાં ભગવાનને કરવું છે અને ઈશ્વરને વાત રાખવી છે તે એક દિવસ પ્રધાનને કાને આવા બોલ પડ્યા—"લ્યો રે કોઈ ચાર સાર ! એક એક સારના રૂપિયા એક એક હજાર !"

**"સમજે તો લાખના**
**"ને ન સમજે તો રાખના !"**

અરે, આ ચાર સાર કોણ વેચે છે? ઊઠીને મારગને માથે ડોકું કાઢ્યું ત્યાં તો એક ફકીર બોલતો હતો—

'લ્યો રે ભાઈ ચાર સાર: એકએકના રૂપિયા એક હજાર: સમજે તો લાખના ને ન સમજે તો રાખના !'

સાંભળીને માણસો મશ્કરી કરતાં કરતાં ચાલ્યાં જાય છે. કોઈ વળી કહેતાં જાય છે કે 'ગેલસાગરો છે, ગેલસાગરો !' ત્યાં તો મેડી માથેથી મનસાગરા પ્રધાને સાદ કર્યો, "એ સાંઈ ! આંહીં આવજો આંહીં."

મેડી માથે તેડાવીને રૂપિયા ચાર હજાર સામે મેલી દઈને કહ્યું કે "લાવો ચાર સારનો ખરડો."

ફકીરે ચાર સાર લખેલી કાગળની ચપતરી આપી તે મનસાગરે પ્રધાને વાંચી—

**"ક્રોધ વમાસણ સાર, તેના રૂપિયા હજાર**
**"જાગ્યા સો નર સાર, તેના રૂપિયા હજાર**
**"વેરીને આદરભાવ સાર, તેના રૂપિયા હજાર**
**"અસ્ત્રી વાંક માર સાર, તેના રૂપિયા હજાર."**

**"સમજે તો લાખના**
**"ને ન સમજે તો રાખના !"**

"ઠીક, જુઓ સાંઈ, આ લ્યો આ ખરડો, અને

હુલ્લયાળકર આ બધા સેવકોને તેમ જ ઊંડે ખૂણે પડેલી તેમની પાવનકારી પ્રવૃત્તિને દેશ શી રીતે જાણી શકે અને તેમાથી ઉચિત પ્રેરણા શી રીતે મેળવી શકે? શાન્તિનિકેતનને તો દુનિયા જાણતી હોય, પણ મથુરના વિનયાશ્રમ કે મહારાષ્ટ્રના વૈશ્યવિદ્યાલયને કોણ જાણતુ હોય? સતી શાબાસુની લોકોદ્ધારક સસ્થાઓ વિષે આપણા રાષ્ટ્રીય કાર્યકરોમાથી પણ કેટલાકને જ્ઞાન હશે? બગાળની ગ્રતચારી પ્રવૃત્તિ વિષે આપણે શુ જાણીએ છીએ?

વળી, વિદેશી અતિથિઓને લઈએ દીનબન્ધુ ઍન્ડ્રુઝ, પૉલ રિશાર, પર્લબક કે ચીન-યુ તામ જેવા સુપ્રસિદ્ધ નામ તો મોટે ભાગે ઘણાખરાએ સાભળ્યા હોય અને એમના સત્કાર્યનો થોડોઘણો પરિચય પણ હોય, પરતુ ઇસુ ખ્રિસ્તની તોલે આવે એવી કક્ષાના ખ્રિસ્તી સાધુપુરુષ ડૉ સ્વિટ્ઝર કે એવી જ કક્ષાના સાધુપુરુષ ડૉ મોડ રૉઇડનનો આપણને શો પરિચય હોય? કેદમા પડયા પડયા આતરરાષ્ટ્રીય શાતિના સ્વપ્ના સેવનાર સ્વિટ્ઝર્લૅન્ડના પુણ્યાત્મા ડૉ સેરેસોલનુ નામ પણ આપણી પાસે ક્યાથી આવ્યુ? આશ્રમમા વિદેશી અતિથિઓનો કઇ પાર છે? આજે વળી બોઅર યુદ્ધ બધ કરાવનાર પુણ્ય-ચરિત સતિ સાધ્વી કુમારી એમિલી હૉબ-હાઉસ આવે કે કાલે વળી ઇંગ્લડથી કવિ તોથી બ્રિનીની મ્યુરિયલ લિસ્ટર આવે, આજે લૉર્ડ લોધિયન સેગાવના મહેમાન થઈને સૌની સાથે નીચે બેસી ભોજન કરતા હોય ને થાળી-વાટકા હાથે માજી લેતા હોય તો વળી કાલે હિટલરનો પરિચારક કેપ્ટન સ્ટ્રક આવી ચડયો હોય, કોઈવાર ડીક શેપર્ડ કે હિંદના પરમમિત્ર હોરેસ એલેક્ઝાડર મહેમાન હોય તો કોઇ વાર ઑસ્ટ્રેલિયાથી સર બરટ્રામ સ્ટિવન્સ જેવા પણ આવી ચડયા હોય, ઝેકોસ્લોવેકિયાના પ્રસિદ્ધ ખગોળવેત્તા કારેલ લુપેર આવ્યા હોય ને સ્વિટ્ઝરલૅન્ડના પ્રખ્યાત પ્રાણીશાસ્ત્રી ડૉ પૈક પણ આવ્યા હોય—આ બધાનો પરિચય અને ગાધીજી જેવા મહાન પુરુષની સાથેની આ બધા વિખ્યાત લોકોની વાતચીત આપણને તો ક્યાથી સાભળવા મળે? કોઈ વાર ગાધીજીની ધર્મનિષ્ઠાથી આકર્ષાઇને તેમને ખ્રિસ્તી બનાવવાના લોભે કોઈ ચુસ્ત ખ્રિસ્તી શ્રદ્ધા આવી ચડયા હોય તો કોઇ વાર કૃત્રિમ સાધનોથી સતતિનિયમન કરીને જગતને દુ ખમુક્ત કરવાના ઘેલા તરગો સેવનાર કોઇ માર્ગારેટ સેંગર કે હાઉમાર્ટિન જેવા બહેનો આવી ચડયા હોય, એમની વિચારસરણીનો અને એમના દેશોની આ બાબતની સ્થિતિ તથા લોકમાનસ વિષે આપણને કોણ પરિચય કરાવે? તુર્કસ્તાનના પ્રસિદ્ધ મહિલા મૅડમ હલીદ અદીબ હનુમ, ચીનના રાષ્ટ્રવીર ચાગ-કાઈ-શેક અને તેમના પત્ની, લોકસેવાર્થે સુખોપભોગ ત્યાગી રાજકર્તા વગેરેનુ અભિમાન છોડી ગરીબોની સેવા સ્વીકારનાર એક વખતના ચીનના વિદેશમંત્રીની ભત્રીજી શ્રીમતી તિયો, શસ્ત્રયુદ્ધની પ્રચડ વિરોધી અને જાપાનની 'નવજીવન પ્રવૃત્તિ'ની પ્રતિનિધિ શ્રેષ્ઠ મહિલા ડૉ ટોમીડા કોરા, બૌદ્ધ સાધુ ડૉ ફાબી કે થોડા દિવસ આશ્રમજીવન ગાળવાની ઇચ્છાથી આવેલ કોઇ જાપાની સાધુ આ સૌ મહાન સ્ત્રીપુરુષોનો જીવનઉદ્દેશ, તેમની પ્રવૃત્તિનો અને તેમના દ્વારા તેમના દેશ લોકો, રીતરિવાજ અને વિચારોનો ખ્યાલ આપણને મહાદેવભાઈની રસાળ કલમ દ્વારા મળ્યા જ કર્યો છે આપણા દેશમા જ ચાલતી કેટલીયે પુણ્ય પ્રવૃત્તિ અને તેનુ સચાલન કરનાર પુણ્યાત્માઓને પણ આપણે ક્યાથી પૂરા ઓળખી શકીએ? સર ડેનિયલ હૅમિલ્ટનની જાગીરદારીના બગાળના સુદરવનમા આવેલ લગભગ ૧૫ થી ૨૦ ગામમા વર્ષો પહેલાથી લગભગ વર્ધા-પદ્ધતિ અનુસાર બાળકોને ઉદ્યોગ-પ્રધાન અને ઉદ્યોગ દ્વારા કેળવણી આપવામા આવે છે એની આપણામાથી કેટલાકને માહિતી હશે? મિસ મેરી ચેઝલી અને મિસ મેરી બાર જેવી અગ્રેજ કુમારિકાઓ હિંદમા આવીને મધ્યપ્રાતના ઊંડા ગરીબ ગામડામા અભણ, અજ્ઞાન અને કગાલ લોકો વચ્ચે રહીને, આરોગ્ય, સફાઈ અને શિક્ષણનુ કામ લઈ લોકસેવા કરે એવી આપણી સાહેલી બહેનોને પ્રેરણા આપનારી કથાઓની આપણને કેટલી ખબર છે?

આવા અનેક સત્પુરુષોનો પરિચય સાધવાનુ, નાનામોટા અતિથિઓનો સત્કાર કરવાનુ, અનેક પ્રતિનિધિમડળો અને વ્યક્તિઓની ગાધીજી સાથેની મુલાકાતો ગોઠવવાનુ, ક્યારે તેરા ખૂની કે જડી માણસો આવી ચડે તેની સાથે ધીરજ અને મીઠાશથી પતાવવાનુ, રાજકારણ સિવાયની બાપુની થોકબધ ટપાલ વાચવાનુ ને તેમા પેટમા દુખવાથી માડીને તત્ત્વજ્ઞાન સુધીના તમામ પ્રકારના સવાલો પુછાયા હોય તેના જવાબ પહોચાડવાનુ, અને આ બધુ પોતાના રોજેરોજના મુખ્ય મહત્ત્વના કામોને આચ ન આવવા દેવી એ રીતે કરવાનુ—મહાદેવભાઇ આ બધુ કેમ ઉકેલતા હશે તે સામાન્ય માણસની કલ્પનામા પણ ન ઊતરે એવુ છે

મહાદેવભાઇના કામ, ઉદ્યમ, પરિશ્રમ, ખત, જાગ્રતિ અને અનેકવિધ શક્તિઓનુ વર્ણન કરવુ મુશ્કેલ છે બાપુએ સ્વરાજની જે કલ્પના કરી અને એને મૂર્તિમત કરવા માટે જે જે ભગીરથ કાર્યો હાથ ધર્યાં એ બધા કામ પાર પાડવા માટે બીજા અનેક સેવકોની જેમ મહાદેવભાઇએ પોતાની જાત સમર્પી દીધી અને પોતાની કર્મપરાયણતાથી સૌને ચકિત કરી દીધા

તેમની અજબ અને વિવિધ કાર્યશક્તિ જોઈને દેશવિદેશના અનેક શક્તિધરો પણ અજાઈ જતા હતા તેમના અવસાન પછી એકવાર 'બાપુનુ આટલુ બધુ કામ હવે કોણ સભાળશે?' એવી વાતચીત ચાલતી હતી ત્યારે શ્રી દેવદાસભાઇએ કહેલુ કે, 'આવડા મોટા કામને તો મહાદેવભાઇ જ પહોચી શકે એમની ગેરહાજરીમા અર્ધા ડઝન મત્રીથી પણ પહોચી વળવુ કઠિન છે'

(સાહિત્ય મદિર ભાવનગરથી મહાદેવભાઈના જીવનપ્રશસ્તિરૂપે તા ૧૫મી ઓગસ્ટે બહાર પડનાર જીવનપરિચયમાથી)

# ચાર સાર

> જેના મૂળ પ્રાચીન બૃહત્કથામંજરી, કથા-સરિત્સાગર અને જાતક કથાઓમાં છે, પણ જેનું કલાવિધાન લોકવાણીએ કરેલું છે, તેવી અદ્ભુતરસિક કંઠસ્થ વાર્તાઓનું 'રંગ છે બારોટ !' નામનું સવિસ્તર પ્રવેશકવાળું વાર્તા-પુસ્તક (લેખક-ઝવેરચંદ મેઘાણી પ્રકાશક-ભારતી સાહિત્ય સંઘ) આ મહિને પ્રકટ થનાર છે. તેમાંની આ એક વાર્તા છે. શુદ્ધ લોકસાહિત્યની સંશોધન-દૃષ્ટિએ આ વાર્તાઓમાં લોકવાણીનો કથન-પ્રકાર સાચવવામાં આવ્યો છે.

રાજાને અને મનસાગરા પ્રધાનને હતી તો આંતરે ગાંઠ્યું. એકબીજા વિના જીવડો જંપી ન શકે. એમાં એક દિ' રાજા બદલી બેઠો. રાજા, વાજા ને વાંદરાં, એનું કાંઈ ઠેકાણું નહિ. કોણ જાણે શો વહેમ આવ્યો ને રાજાએ મનસાગરા પ્રધાનનું મોઢું જ જોવું બંધ કર્યું. અરે રાજા! મારા ડાહ્યા રાજા!

**"જે સું બાંધલ જીવ, તે સું મન તારવીએ નહિ.**
**મન સુકાય શરીર, તોય બીજાં ન થયેં બાંદરા !"**

જેની જોડે જીવ બાંધ્યો હોય તેને ન તરછોડીએ. અરે આવો અણબનાવ જે દિ' હંસાની ને સાયરની વચ્ચે થયો હતો, તે દિ'—

**હંસલાં ઊંડું ઊંડું હુવાં પાંખું પસારેં,**
**જાણ્યું પાદર ચારો નૈ કોક નવાં નિહાળયેં.**

સાયર સુકાણાં, હંસલાં ચારા વિનાનાં થઈ રહ્યાં, ને કોઈક નવાં નવાણ નિહાળવા ઊડું ઊડું થયાં.

ત્યારે સાયર હુલાદને બોલ્યું કે—

**હંસલા ! પ્રીતિ કાગની, કષ્ટ પડયે ઊડ જાય;**
**સાચી પ્રીત શેવાળની, જળ સૂકે શરમાય.**

હે હંસા ! મને સરોવરને કષ્ટ પડયે ઊડી જાય તે તો કાગડાનાં કામ. સાચી પ્રીતિ શેવાળની, કે મારાં જળ સૂકે એટલે પોતે પણ કરમાઈ જાય.

ત્યારે ડાહ્યાં માણસોએ કહ્યું કે એ હંસા !

**હંસા ! સાયર મનાવીંએ, કરીએ હાથાંજોડય.**
**"જેથી રૂડા લાગીએ, તેથી તાણી મ ત્રોડ !"**

હે હંસા, તું સાયરને મનાવી લે. એ તો આપણી જોડલી ગણાય. જેનાથી આપણે સારાં લાગીએ ને શોભીએ, તેનાથી દોસ્તી ન તોડાય.

**હંસા, સાયર સેવીએ, જેની જળ બરોબર પાળ,**
**ઓછો રાજા ન સેવીએ, જેનો ઉચાળો અંતરિયાળ.**

પણ હંસલો તો ગયો તે ગયો. જતાં જતાં કહેતો ગયો કે મારે તો ઘણાયે સરોવર પડ્યાં છે, કાંઈ આ એક માથે ભૂંગળું નથી ભાંગ્યું; ત્યારે સાયરે કહ્યું કે હા ભાઈ!

**હંસાને સાયર ઘણાં, પોહપ ઘણાં ભમરેશ;**
**સુમાણસને સુમાણસ ઘણાં, મરને જાય વિદેશ.**

પુષ્પને ભમરા પણ ઘણા મળી રહેશે. સારા માણસને સારા માણસ સાંપડી રહેશે. ભલે તું વિદેશ જાતો.

આમ પ્રધાન પણ રાત દિ' સબૂરી સાચવીને બેઠો છે. એને તો આશા છે કે કોઈક દિ' રાજાનું મન ઠેકાણે આવશે. એમાં ભગવાનને કરવું છે અને ઇશ્વરને વાત રાખવી છે તે એક દિવસ પ્રધાનને કાને આવા બોલ પડ્યા—"લ્યો રે કોઇ ચાર સાર ! એક એક સારના રૂપિયા એક એક હજાર !"

"સમજે તો લાખના
"ને ન સમજે તો રાખના !"

અરે, આ ચાર સાર કોણ વેચે છે? ઊઠીને મારગને માથે ડોકું કાઢ્યું ત્યાં તો એક ફકીર બોલતો હતો—

'લ્યો રે ભાઈ ચાર સાર: એકએકના રૂપિયા એક હજાર: સમજે તો લાખના ને ન સમજે તો રાખના !'

સાંભળીને માણસો મશ્કરી કરતાં કરતાં ચાલ્યાં જાય છે. કોઈ વળી કહેતાં જાય છે કે 'ગેલસાગરો છે, ગેલ-સાગરો!' ત્યાં તો મેડી માથેથી મનસાગરા પ્રધાને સાદ કર્યો, "એ સાંઈ! આંહીં આવજે આંહીં."

મેડી માથે તેડાવીને રૂપિયા ચાર હજાર સામે મેલી દઇને કહ્યું કે "લાવો ચાર સારનો ખરડો."

ફકીરે ચાર સાર લખેલી કાગળની ચપતરી આપી તે મનસાગરે પ્રધાને વાંચી—

"ક્રોધ વમાસણ સાર, તેના રૂપિયા હજાર
"જાગ્યા સો નર સાર, તેના રૂપિયા હજાર
"વેરીને આદરભાવ સાર, તેના રૂપિયા હજાર
"અસ્ત્રી વાંક માર સાર, તેના રૂપિયા હજાર."

"સમજે તો લાખના
"ને ન સમજે તો રાખના !"

"ઠીક, જુઓ સાંઈ, આ લ્યો આ ખરડો,

રાજાને મો'લે જાવ. રાજાને હાથોહાથ દેશો મા; પણ એના બારસાખે રાતને ટાણે ચોડીને ચાલ્યા આવજો."

એ સમાના બાવા ફકીર ઇમાનદાર, એટલે ઠેઠ રાજાના મો'લમાં પણ જાય આવે. કોઈ એને અટકાવે નહિ. ચાર સારવાળો ફકીર જઈને ચાર સારની ચબરખી રાજાના મહેલને બારસાખે ચોંટાડીને ચાલ્યો આવ્યો.

: ૨ :

હવે ભગવાનને વાતૈરાખ્યું છે તે એજ રાતે ગામમાં ભવાયા રમે. ચોકમાંથી ભૂંગળાં વાગવા માંડ્યાં અને ઝાંઝપખાજની ઝડી બોલી. રાજા પોતે ભવાયા જોવા ગયા છે. અને રાજાની બેન જુવાન હતી તેને પણ ભવાયા જોવાનું મન થયું એટલે એ મરદનો વેશ પહેરીને પહોંચી ભવાયા જોવા. ભેળી પોતાની બાનડીઓ, એને પણ મરદનાં લૂગડાં પહેરાવેલાં. કુંડાળાની એક કોર રાજા ઢોલિયો ઢાળીને બેઠા છે અને બીજી કોર રાજાની બેન મરદવેશે અને હથિયાર પડીઆર બાંધીને બેઠી છે. કોઇ એને ઓળખી શકે એમ નથી. જાણે કે કોઇક પરગામનો ગરાસિયો આવ્યો છે.

રમતમાં તો વેશ પછી વેશ આવવા લાગ્યા. ગણેશનો, ડાગળાનો, બ્રાહ્મણનો. અને ઝાંઝ–પખાજ માથે ઝપટ કરતા, થાપીઓ દેતા નાયક ગાવા લાગ્યા કે—

"વાવડી બેઠે રે ભગ્યો રામશામજી રે
"નાવણુ કરે રે ભગ્યો રામશામજી રે
"ભોજન કરે રે ભગ્યો રામશામજી રે

પછી વળી—

"ભલા મોરે રામા, ભલા મોરે રામા
"આજ મોરે રામા, ભલા મોરે રામા !

એમ ગાતા ને નાચતા નાચતા માથે છત્રી ઝુલાવતા પુરબીઆ બે કોર બે બાયડીઓને લઈ પડ ગજવતા આવ્યા. પછી તો કેરબાનો વેશ આવ્યો, પણ શું એના નટારંભ !

"સવર પદ ઘૂઘરકે બજત બજાય સિંધુ,
"વીછીઆ અણુવટકી ફોજ અસવારી હૈ;
'ઘૂઘર રવ ઝાંઝરકે પાખર બિછાય ઘોડે;
'ભૂજન પર બાજનકી હાલ બડી, ભારી હૈ;
'સીમ્રન પર મોરનકે નેજા જરીન સોહે,
"ધજા પતાકા આરૂ કંચન જર્યું ધારી હૈ."

એના કેરબાના વેશ માથે રાજાને મોજ આવી, ને એણે રૂપિયા એક સોની મોજ આપી, ભવાયાના નાયકોએ ભલકાર દીધો કે 'હેઈ ખરાં !'

'અરે છોડિયું ! આ તો ભાઇ આપણી રમત લઇ ગિયા !' એમ પોતાની બાંદીઓને કહેતેક રાજાની બહેને બેવડો ચડાવો કરીને રૂપિયા બસો જાહેર કર્યાં એની વાહવા બોલાણી, એટલે તે રાજાને રૂવે રૂવે અંગારા મેલાઇ ગયા. રાજાની બેન પણ પોતાને ભાઈ ઓળખી જશે એવી બીકે ઝટ ઝટ ઊઠીને રાજમો'લે ચાલી ગઈ અને મોડી રાતે એ જ મરદવેશે મા ભેળી સુઈ ગઈ. ઊંઘ બહુ આવતી હતી એટલે લૂગડાં બદલાવવાની વેળા રહી નહિ.

રાજા પણ રીસમાં ને રીસમાં ઘેર આવ્યા. મો'લમાં ઝમાળ જેવા દીવા બળી રહ્યા છે, એને અજવાળે એણે જોયું તો માની હારે કોઇક મરદ સૂતેલો ! શરીરનાં છાસઠ હજાર રૂંવાડાં સડડડ કરતાં બેઠાં થઈ ગયાં. તરવાર ખેંચીઃ હમણાં જ બેયના કટકા કરી નાખું ! જેવો બારણામાં પગ મૂકવા જાય છે એવો એનો હાથ બારસાખે ચોડેલ કાગળ માથે પડ્યો. એમાં એણે વાંચ્યું—

'ક્રોધ વિસામણ સાર
તેના રૂપિયા હજાર !

ક્રોધ આવે ત્યારે વિમાસણ કરવી, વિચાર કરવો, સબૂરી રાખવી, એવા મર્મવાળો એક હજાર રૂપિયાનો સાર !

આ શું: આ ચિઠ્ઠી આંહીં કોણે ચોડી ? કાંઈક ઊંડો ભેદ લાગે છે !

એમ ખાઇને બે પગથિયાં હેઠો ઊતરી બેસી ગયો. ફરીવાર એની નજર એ ચિઠ્ઠી ઉપર પડી. વાંચ્યું—

'જાગ્યા સો નર સાર...............

આ તો ભેદ વધે છે. મને જ કોઈક ચેતવતું લાગે છે. ઓહો ! ત્યારે તો હમણાં આપણે સૂવું નહિ. જાગતા રહેવું. મારી જાતને માટે જ કાંઈક સાર હશે. એમ વિચારીને રાજા બેઠો.

રાતના ત્રીજા પહોરે ઝાડને માથે બે પંખીડાં બેઠાં બેઠાં વાતો કરે :

કે 'હે હંસપંખી ! આ રાજાનું આયખું કેટલું ?'

કે 'હે હંસપંખણી, ત્રણ દિ'નું.'

'અરર ! ત્રણ જ દિ'નું ! પણ રાજા તો કાંઇ માંદા નથી. રૂંવાડેય કોઇ રોગ નથી.'

કે 'હે હંસી ! ત્રીજા દિ'ની રાતે આ રાજાને સરપ-ડંશ થશે.'

'સરપ-ડંશ શા માટે ?'

'આ રાજાના ઘોડાના ડામલા હેઠળ એક સરપનું બચ્ચું ખાંડું થયેલું છે. તે વેર લેવા આવશે.'

એટલી વાત કરીને પંખી ઊડી ગયાં. રાજા તો સાંભળીને પરસેવે રેબઝેબ થઈ ગયો.

સવાર પડ્યું એટલે રાજાને પહેલો સાર ફળ્યો. માદવેશે મા ભેળી સૂતેલી તે તો પોતાની બહેન જ નીકળી ! ક્રોધમાં ને ક્રોધમાં બેયના કટકા કર્યા હોત તો પાછળથી કેટલું પસ્તાવું પડત ! ત્યારે તો હવે બીજો સાર પણ સાચો પડશે. નક્કી સરપ કરડવા આવશે. પણ હવે કરવું શું ?

ફરી વાર નજર બારસાખ સામે ચોડેલ ચિઠ્ઠી ઉપર પડી : આગળ લખ્યું હતું—

**'વેરીને આદરભાવ સો સાર :......'**

હાં-હાં ! સરપ આપણો વેરી છે. વેર લેવા આવનાર છે. એને જો આદરમાન દઉં, તો નક્કી એમાં કાંઈક સાર હશે. હવે સરપ જેવા વેરીને આદરભાવ શેનો દેવો !

ત્રીજે દિ' થયો અને રાજાએ ફૂલવાડીમાંથી ઢગલાબંધ ફૂલ મગાવીને પોતાના રંગમોલમાં પથરાવ્યાં, પલંગ ઉપર ફૂલના ઉલેચ બંધાવ્યા, અને સાંજ પડી એટલે પલંગને ચારે પાયે કઢેલ દૂધનું અક્કેક કૂંડું મેલાવ્યું. પછી પોતે પલંગમાં ચડીને બેઠો. દેહ તો થરથર ધ્રૂજે છે, પણ બોલ્યા ચાર સાર ઉપર આસ્થા રાખી છે, એટલે મનને મજબૂત રાખીને બેઠો છે.

અધરાત થઈ એટલે નાગ આવ્યો. ફૂં ! ફૂં ! ફૂં ! ફેણમાંથી વરાળ નીકળે છે. રંગમોલ આખો ધગી ઊઠ્યો છે. રાજાની રાડ ફાટતી માંડ રહી ગઇ. પણ જેવો એ વાસંગી નાગ ઓરડામાં આવ્યો તેવો તો ફૂલના થર ઉપર ફડાકા મારવા લાગ્યો, અને પલંગને પહેલે પાયે ચડવા ગયો ત્યાં દૂધના કૂંડામાં જ મોઢું આવી ગયું, ચસ ચસ ચસ પોતે દૂધ પી ગયો અને પછી વિમાસ્યું : 'હવે આ પાયે ન ચડાય. મેં એનાં લૂણપાણી લીધાં.' પટ દઈને એ પાયેથી નાગ પાછો ફર્યો, કારણકે જાતવંત, દેવલોકી નાગ છે ખરો ને !—

**તવીએ પ્રથમ તંબોળ, અબે નાગ અડદીઆ;**
**ત્રીજા નાગ તલીઆ, ગણીએ ચાર ગડગડીઆ;**
**પાંચમો ધામણ પણ, ખટમો ઐયર જાણ,**
**સાતમો શીતળ શામ, આઠમો નાગ કંજુ.**
**નવમો રાજા ફૂલનાગ, કુંડળ સમ કાશ્યપરા;**
**અભરાજ કવન ઓચરે, રૂપ નવ કળ નાગરા.**

એમ આ તંબોળીઓ નાગ નહિ, અડદીઓ નહિ, તલીઓ નહિ, ગડગડીઓ નહિ, ધામણ, ઐયર કે શીતળો નહિ, કંજુ પણ નહિ, આ તો બધાય કરતાં ઊંચા નવમા કુળનો ફૂલનાગ હતો.

પાછો વળીને ફૂલના સુંવાળા ફગરમાં આળોટતો, ગેલ કરતો, ફૂલનાગ તો પલંગને બીજે પાયે પહોંચ્યો, ત્યાં ચડવા જાય તો ત્યાંય મોઢું દૂધના કૂંડામાં પડ્યું.

ત્યાં યે ફરી દૂધ પીધું. ત્યાંથી પણ પછી તો કેમ ચડાય ? એનું દૂધ પીધું ! એમ ત્રીજે પાયે, અને છેલ્લે ચોથે પાયે. પછી તો નાગે વિચાર્યું કે હવે પાયેથી તો પલંગે ન ચડાય. એનું લૂણપાણી પીધું. માટે બીજી કોઈ જુક્તિ કરવી જોઈએ.

અરે શા ભાર છે એના ! આજ જીવતો મેલું નહિ ! એમ વિચારતો ચડ્યો એ તો અદ્ધર, અને છાપરેથી ડીલ પલંગ ઉપર પડતું મૂક્યું. એટલે તો પડ્યો ફૂલના ઉલેચમાં. આવો આદરભાવ કરનારને કેમ ડસાય ? નાગ હતો ઈમાની. કારણકે એ તો નવકુળ માયલો નાગ હતો. જાતવંત હતો. વાસંગીના વંશનો દેવાંગી નાગ હતો.

પ્રસન્ન થઈ ગયો. દેવ-રૂપ ધારણ કરીને રાજાની સામે જોઈને કહે કે 'હે રાજા ! માગ માગ ! મારો કોલ છે કે તું માગીશ તે આપીશ.'

રાજાએ માગ્યું કે 'હે વાસંગીદેવ ! હું જીવ માતરની બોલી સમજું એવું વરદાન દ્યો, અને ત્રણ કાળનું ભાળું એવી જ્ઞાનની આંખો આપો.'

'અરે રાજા ! એથી તને શું ફાયદો છે ?' વાસંગી દેવને રાજાની માગણીમાં ડહાપણ ન લાગ્યું.

કે 'મહારાજ ! આપો તો ઈ જ આપો. હું જીવ માતરની બોલી સમજું અને ત્રણ કાળનું ભાળું !'

'જા ત્યારે, સમજીશ અને ભાળીશ, પણ એક શરતે.'

કે 'શું મહારાજ ?'

કે 'હે રાજા ! તારી અસ્ત્રી આગળ કોઈ દિ' એ માયલી વાત કરીશ નહિ. કરીશ તે દિ' તારો કાળ સમજજે.' એમ કહીને નાગ તો ચાલ્યા ગયા અને તે ઘડીથી જ રાજાની આંખો અને કાન બ્રહ્માંડમાં રમવા લાગ્યાં. કીડીમકોડા, પશુ–પંખી તમામની બોલી સમજે અને ગેબમાં ભાળે

: ૩ :

હવે ભગવાનને વાત રાખવી છે તે એક દિવસ જૂની રાણીનો ભાઈ મરી ગયો; એવો ભલો અને પુણ્યશાળી માણસ હતો કે એનો જીવ બહાર નીકળીને દેહને બચીઓ ભરવા લાગ્યો. નોખા પડવું ન ગમે.

નાગનું વરદાન હતું કે રાજા ત્રણે કાળનું ભાળે, એ પ્રમાણે આ કૌતુક ભાળીને રાજાને રોવું આવી ગયું.

પછી એક દિ' નવી રાણીનો ભાઈ મરી ગયો. પણ એ હતો કુકર્મી. એટલે એનો જીવ બહાર નીકળીને દેહને ગાલે ખાસડાં મારે ! એ પણ રાજાએ જોયું. અને રાજા તો હસવા લાગ્યો.

પોતાનો ભાઈ મરે અને રાજા હસે ! એનું કાંઈ કારણ ? નવી રાણીએ હઠ લીધી કે 'હે રાજા ! હસવાનું કારણ કહો.'

કે 'કહેવાય નહિ.'

'ના, બસ કહો ને કહો ! નીકર પેટ કટાર નાખીશ !'

રાજા પડ્યો વિમાસણમાં. જો કહે તો પોતાનો કાળ આવે, ને ન કહે તો રાણી મરવા તૈયાર થાય !

કહેવું જ પડશે, અને આંહીં ને આંહીં કાળ આવશે તો જીવ અવગત્યે જશે, માટે ચાલ કાશીએ જઈને કહું, એટલે મોત આવે તો યે જીવ ગત્યે તો જાય.

રાજા રાણીને કહે કે ચાલ, કાશીએ જઈને કહીશ. બેઉ હાલી નીકળ્યાં. જાતાં જાતાં બારસાખને માથે ફરીથી પાછા ચાર સાર વાંચ્યા.

'ક્રોધ વિમાસણ સો સાર........<br>
'જાગ્યા સો નર સાર...........<br>
'વેરીને આદરભાવ સો સાર........<br>
'અસ્ત્રી વાંક માર સો સાર .......

'સમજે તો લાખના,<br>
'ન સમજે તો રાખના !'

જાતાં, જાતાં, જાતાં, મારગને કાંઠે એક કૂવો આવ્યો. અને એને કાંઠે બકરો ને બકરી ચરે. બરાબર રાજા-રાણીને નીકળવું અને બકરીને બોલવું—

'અરે હે રોયા બકરા ! હું છું ભારેવગી અને મને થયું છે આ કૂવામાં ઊંડે પાણી આગળ વેલો ઊગ્યો છે તે ખાવાનું મન. માટે અંદર ઊતરીને મને એ વેલો લાવી દે તો જ હા, નીકર ના.'

ત્યારે બકરો બોલ્યો : 'રાંડ બકરી ! હું કાંઈ આ રાજા જેવો મૂરખો નથી કે તારા સારુ થઈને કૂવામાં જીવ ખોવા ઊતરું. એવા લાડ કરીશ ને, તો હું તો તને ઢીકે ઢીકે લાંબી કરી નાખીશ. ઓળખછ મને ? હું કાંઈ આ રાજા જેવો ગાલાવેલો નથી કે બાયડીના ગેલ-સાગરા લાડ પણ પૂરા કરું '

બકરી તો ચૂપ થઈ ગઈ.

રાજાને તો નાગદેવતાનું વરદાન છે, કે જીવમાત્રની બોલી સમજે. એણે આ બકરા–બકરીની વાત સાંભળી અને એ તો સડક થઈ ને ઊભો રહી ગયો. એક તો એને બકરાનું મેણું લાગ્યું, અને બીજો એને ઓલ્યા ચાર સાર માયલો ચોથો સાર સાંભર્યો. 'અસ્ત્રી વાંક માર સો સાર.'

તુરત એણે નવી રાણીને કહ્યું: 'ઊભી રે.' પાછાં વળવું છે કે મારા હાથની ધોલ ખાવી છે ? હઠ કરવી છે ? આંહીં ને આંહીં ધમારી નાખીશ, લોંડી !'

રાણીનાં તો મોતિયાં જ ત્યાં મરી ગયાં, અને એણે રાજાને કરગરીને કહ્યું: 'હવે કોઈ દિ' હઠ નહિ કરું. વળો પાછા.'

પાછા આવીને રાજાએ ચારે સાર સાચા પડેલા જોયા. એણે તપાસ કરાવી કે આ ચાર સાર મારે બાર-સાખે ચોડનાર કોણ ?

ખબર પડી કે એ તો મનસાગરો પ્રધાન હતો. રાજાએ મનસાગરાને તેડાવીને એની માફી માગી અને પછી એવા શાણા મીતરની સાથે રીસ કરવી ભૂલી ગયા. ખાધુંપીધું ને રાજ કીધું.

# બહાદૂર માનવીઓ

મહેન્દ્ર મેઘાણી

'આંખમાંથી કણું કાઢે એમ, છોકરાને લઈ લીધો !'

એ બોલનારની આંખમાં એ વખતે આંસુ નહોતાં. રડી રડીને એની આંખો સૂજી ગઇ નહોતી. બે દિવસથી કોળીઓ ધાન પણ ગળે નથી ઊતર્યું' એમ એણે કહ્યું નહોતું. કામમાં કયાંય જીવ ચોંટતો નથી એવું પણ એના વર્તન ઉપરથી દેખાયું નહિ.

ચોવીસ કલાકમાં જ્યાં માત્ર એક જતી ગાડી અને એક આવતી ગાડી સવાર–સાંજ ઊભી રહે છે, જેની બેઉ બાજુના સાત–સાત માઇલના અંતરમાં બીજું સ્ટેશન નથી અને જ્યાંથી નજીકમાં નજીકની વસ્તી પણ પોણા ગાઉ ઉપર પડેલી છે એવા સ્ટેશનનો એ સાંધાવાળો હતો. આઠદસ ગામડાંની સગવડ સાચવવા, સહુથી સરખે અંતરે પણ ઊભે વગડે ખડું કરાયેલું એ સ્ટેશન રેલ્વેના નોકરીઆતોમાં આજે પણ 'કાળાપાણી' તરીકે ઓળખાય છે. મગજમાં જેને રાઈ ભરાણી હોય, ઉપરીઓને અળખામણા બન્યા હોય, શિક્ષાપાત્ર ઠર્યા હોય, એવા નોકરીઆતોને માટે સજા ભોગવવાનું જાણે એ એક સ્થાન બન્યું છે.

એક કૂવો, બે પીપર, પાંચ લીમડા અને પાંચ સ્ટેશનના નોકરીઆતોનાં કુટુંબ ત્યાં પડયાં હોય અને બેસતા ચોમાસે જ એમની આસપાસ લીલા ઘાસની જાજમ બિછાવી દીધેલી હોય એ દશ્ય ત્યાંથી સવાર સાંજ પસાર થતા મુસાફરોને સોહામણું લાગે છે. વરસાદ વધતો જાય છે તેમ તેમ એ ચાદરમાંથી ફૂટતાં આવતાં લીલાં તરણાં પેનીસમાં, પીંડીસમા, ઘૂંટણસમાં થઈ થઈને હવામાં ડોલતાં હોય એ જોવાં કાવ્યમય લાગે છે. અને ઉનાળાની ગરમીથી ત્રાસેલાં, ધરતીમાં ઊંડાં દર કરીને મહિનાઓથી બફાતાં પડેલાં સાપ, વીંછી અને ઝાંઝરાં વર્ષાદેવીને દુવા દેતાં દેતાં એ ઠંડી લીલી જાજમ ઉપર બેફિકર અને મસ્ત બનીને મહાલતાં હોય એ તો સૃષ્ટિના એ ટૂકડાને જાણે કલ્પના-પ્રદેશમાંથી સીધો મૃત્યુલોકમાં ઉતારી લીધો હોય એવો કદાચ બનાવે છે.

એવી સુંદર કલ્પનાભોમની એક નાગણીના દંશે બે દિવસ પરજ આ સાંધાવાળાના દીકરાને આ પૃથ્વી પરથી વિદાય આપી હતી.

અડતાલીશ કલાક પહેલાં જ પોતાના અગિયાર વર્ષના કિશોરને દેન દઇ આવનાર એ માણસ નિરાંતે બેસીને સ્વર્ગસ્થનાં સંભારણાં પણ ઉખેળતો નહોતો. સિગ્નલ સાફ કરીને આવેલા એના બીજા દીકરાએ સમાચાર આપ્યા કે 'ગાડીની લેન થઇ છે' એટલે એ ઊભો થયો. મૂએલા દીકરાને ખરખરે આવેલાઓને બે વાત પણ પૂરી કરી નહિ. ઓરડીનાં છજાં નીચે ખાટલી ઊભી કરીને એ સ્ટેશન ભણી વળ્યો.

ત્રીસ ડગલાં ચાલતાં ચાલતાં વળી એણે કહ્યું, 'એમ તો છોકરો કામગરો બહુ. સિંગલ સાફ કરે, તેલ પૂરી આવે, બત્તી પેટાવવા હારે આવે. માસ્તરનાં ઠામવાસણ ઉટકતો હોઉં ત્યાં પણ ભેગો આવીને ભાણાં વીંછળે……'

પછી એ ગયો માસ્તરની ઓફિસમાં: 'છૂટી ગઇ? એલા છોકરા ગાડી છૂટી ગઈ!' કહેતો એ બહાર આવ્યો. વળી પાછો અંદર ગયો અને ખાતરી કરી કે 'છૂટી ગઇ' કે 'લેન થઇ?' બહાર આવીને ખુલાસો કર્યો, 'છૂટી તો માલગાડી છે. 'ફાસ' ગાડીની તો હજી લેન થઈ છે.'

'ત્યારે તો છોકરો તમને વા'લો બહુ હશે?' ખરખરે આવેલા બે–ત્રણમાંના ઊજળાં લૂગડાંવાળા એકે પૂછયું.

'આ બધાયમાં એક નંબરનો હતો. નાનો પણ મોટાથીય વાલો લાગે.'

'મોટો કયાં છે?'

'વઢવાણની હોટલમાં કામ કરે છે.'

ત્યાં વળી પાસિંજર આવ્યાં. અરધા ગાઉ દૂરને ગામેથી પગી આવ્યા એને પોતે કહ્યું:

'બેસો બેસો પગી, આજ તો ક્રોસિંગ અહીં છે.' એટલું પગીને કહી તુરત પોતે એક પેસેંજર બાઇને ચેતવી:

'એ બાઈ, બાપા, તમારા છોકરાને ઈ પીપરથી છેટું રાખો. યાં જ રે' છે નાગબાપા.'

પછી પગીને અને બીજા પાસિંજરને બધી વિગત સમજાવી: 'ઓલી

થાંભલી હેઠે બેઠો'તો. અહીં સામા ફોજદાર સા'બ બેઠા'તા. આનીકોર ધૂળમાં હું બેઠો'તો. ત્યાં તો દોડતો દોડતો આવ્યો કે, 'બાપા મને એરૂ કરડ્યો.' અમે તો કોઈએ દીઠોય નહિ.'

કોઈનો સાદ પડ્યો:

'નાનજી, માસ્તર બોલાવે.'

અંદર ગયો પાછો આવીને બેઠો. બાંકડાની પટી તૂટી ગઈ હતી એટલે વળી ઊભો થયો. તેર વરસનો બીજો દીકરો બીડી પીતો હતો એ એણે બાપાને આપી, એમાંથી પોતે ફૂંક લીધી અને પછી વળી, બીડીની ફૂંકમાંથી જ મળી આવ્યો હોય એવો ઉદ્‌ગાર કાઢ્યો: 'એનો કાળ જ આવી રૂપો હોય એમા આપણાથી શુ થાય?'

'બસ ઈ સાચું કીધું,' શ્રોતા-સમૂહમાંથી એકે વાત આગળ ચલાવી. આ સામે દેખાય ઈ ગામડાંમાં ઘણુંય એરૂ ઉતારે છે. પણ ઈ ટાણે ઉંધા મારગ જ સૂઝે એટલે જ એને જંકશનને દવાખાને લઈ ગ્યા ને!'

'હા બાપુ! છોકરાના નસીબમાં જ ઈ લખ્યું હશે ત્યારે જ ને! નહિ-તર ઓલો વાઘરીનો છોકરોય, ક્યાં આઘો બેઠો'તો? તોય એને મૂકીને આને જ કેમ ટસકાવ્યો?'

'છોકરાનો જ કાળ આવી રૂગો હોય ત્યાં બીજું શું થાય?' ચાલી-સેક વરસના એ બાપનો સાદ ગળ-ગળો નહોતો બન્યો. આંખમાં ઝળ-ઝળિયાં ય નહોતા આવ્યાં. મોટી એક યંત્રમાળમાં કોઈ નાનું ચક્કર જાણે ખોટકાઈ ગયું હતું અને એની વાત બીજું એક મોટું ચક્કર કરતુ હતું.

ચકર-ચકર, ચકર; ગોળ-ગોળ: ગોળ એના આંટા ફર્યે જતા હતા.

ગાડીની વેળ થઈ એટલે સૌ પાસિંજર સાબદાં થવા માંડ્યાં; ટિકિટો લેવા લૂગડાંની ગાંઠ્યો ઉખે-ળવા લાગ્યો,

પાણી પાત્રા સાંધાવાળો મને એને ઘેર લઈ ગયો. ત્યાં ઘંટી બંધ કરીને ખાટલી ઉપર બેઠી બેઠી મરેલા દીક-રાની માતા એક નાના બાળકને ધવરાવતી હતી.

મેં પૂછ્યું: 'છોકરો કાંઈ ભણેલો ખરો?'

'હા, ઈમતો નારણીઓ કાગળ વાંચી જાણે. આવડા આને ઘણોય ભણાવવો છે ક્યાંક નિશાળ હોય તો. છોકરાં કાંઈક ભણે એટલા સાટુ બદલીય માગી'તી. અને છવ્વીશમીને દિ' જાવાનો ઓડર સોત આવી ગ્યો હતો. પણ હવે તો ભણનારાને વાસે રાખીને અમારે હાલી નીકળવું પડશે.'

બકરીએ બેંકારો કર્યો એટલે એ નારણ સાંધાવાળાએ મને પૂછ્યું, 'ચા પાશો બાપુ?'

'ના, હું નથી પીતો. બકરી તમારી છે?'

'હા બાપુ, તમ સરીખાં આવે તો વળી ચાનો કપ બનાવીને પાવા થાય.'

'બીજું દૂધ ઘી ક્યાંથી ઠેઠ ગામમાંથી જ લાવો?'

'ગામમાંથી તો દાણા અને મરચાં લાવીએ. કોક દિ' વળી પાવળું તેલ લાવીએ. નકર લૂખો રોટલો ખાઇ લઇએ. ઘી-દૂધની વાત ક્યાં રહી બાપા? બાવીસ રૂપિયાના પગારમાં દાણાય માંડ માંડ પોગે છે.'

પૂછનારને ભોંઠામણ આવ્યું. વાત બદલી: 'જંકશનમાં છોકરો કેટલાક કલાક જીવ્યો?'

'બે ઈન્જકસન દીધાં અને પછી ત્રીજું દીધું ત્યાં સાસ ઊડી ગ્યો. દાક્તરે તો બિચારે મે'નત કરી. ઈન્જકસન નો'તાં તે દોડાદોડ સાઈકલ ઉપર ગામમાથી મગાવ્યાં. આંયથી ગાડીમાં જ ભેગા થઈ ગયેલા એટલે મલમ સોતે ચોપડી દીધો'તો.'

'પછી શું વળતી ગાડીમાં પાછા આવ્યા?'

'ગાડી તો ઊપડી ગઈ તી કેડે એણે પરાણ છોડ્યા. વળી ગાડીમાં તો મડું લવાય પણ નહિ ને! સધાએ ઘણું કીધું કે આંઈ જંકસનમાં જ દેન દઈ દ્યો પણ આંઈ એની મા ને છોકરાં બધાં કળેળાટ કરતા હોય ને ત્યાં દેન કેમ કરીને દઈ દેવાય?'

'પછી......?'

'પછી શુ બાપુ! દસ રૂપિયાની ઘોડાગાડી કરીને રતના સાડાબાર-એક નીકળ્યા ત્યાંથી.'

'અહીં આવીને અંધારામાં જ દેન દીધું?'

'સવાર પડી ગ્યા કેડે. મરણું થયું હોય તે બે વાનાં ય લાવવાં જોઈએ ને? ઇ મગાવ્યા ગામમાથી. અમારા નાતીલા બે ત્રણ ગામમાં રે'છે ઈ આવી ગ્યા બિચારા. પણ આ દિ' રાત હારે રેવાવાળા કેલવાળા કોઈ નો આવ્યાં ઈમના મનને ઇમ કે કોળીનો દીકરો મરી ગ્યો ઇમાં મસાણે શું જાવું? પણ કોળીનો કે બીજાનો-કોઇનો ય દીકરો ક્યાં

અમરપટો લખાવીને આવ્યો છે ? ઈ આડે ય ઓરડિયુંવાળા ટાણું થયું ને આઘાપાછા થઈ ગ્યા. એક અભલો મુસલમાન હતો ઈ વળી આવ્યો.'

'ગામનું મસાણ તો ઓલા ગરનાળા હેઠે રૂયું ઈજ ને ?'

'ઈ પોણો ગઉ થાય અને આ નાનું ગામડું જરાક ઢૂંકડું પડે એટલે મેં તો પછી આ નાને ગામડે જ દેન દીધું. ગામમાં જઈને વળી એ ગાંસડી છ.ણાં લીધાં.'

'શું બેઠું ?'

'અઢી–ત્રણ રૂપિયા તો બેઠા હશે એનાય.'

'લાકડાં કેટલાંના લીધાં ?'

'લાકડાં તો પછી નો'તાં લીધાં. એ સલેપાટ આંઈથી ઉપાડતા ગ્યા'તા ઈ ભેગાં મૂકી દીધાં.'

'બાપા, ગાડી સિંગલ માગે છે,' છોકરાએ આવીને ખબર આપ્યા.

'હાલો બાપા.'

અમે ત્યાંથી ઊઠ્યા ત્યારે પેલું ધાવતું બાળક માના ખોળામાં જ જંપી ગયું હતું. ઘંટીનો હાથો અને બાઈનો હાથ અખંડ કોઈ ફેરફુદરડી-માં એકતાન થઈ ગયા હતા: ઘંટી પાછી ફરતી થઈ હતી.

ચકર–ચકર–ચકર; ઘરૂરૂરૂ–ઘરૂરૂરૂ ઘરૂરૂરૂ; ગોળ–ગોળ–ગોળ.

ધુમાડા કાઢતી ગાડી આવી. કાળા કાળા એ ગોટાની અંદર લાલ લાલ તિખારીઓ પણ ઊડતી હશે. પણ રાખ અને મેશના ગોટેગોટાની વચ્ચે એ કયાંથી દેખાય ?

ગાડી ઊભી રહી અને છેવાડાના એક ડબ્બાનું બારણું ઊઘડયું એ તરફ નારણ સાંધાવાળાનાં મૂંગા પગલાં વળ્યાં. સર્પદંશથી મૂએલા નાનાભાઈને ખરખરે આવેલી સાસરવાસી બેન, કાખમાં છોકરું લઈને એમાંથી ઊતરી. એનું એક બચકું માથે ચડાવીને બાપ એની પાછળ ચાલ્યો. એમના પગ ઉતાવળે ઓરડી ભણી જતા હતા. ગાડી ત્યાં જ પડી રહેવાની હોય અને એને બદલે ઊપડી જનારી ઓરડીને પકડવા દોડતી હોય એમ એ બાઈની છાતી શ્વાસભરી ધબકતી હતી.

થોડી વાર તો ગાડી ઊભી રહી. ઓરડીમાંથી ઘંટીની સૂરાવળ હજી સંભળાતી હતી......ચકર–ચકર–ચકર...ઘડી એકમાં જ એ અવાજ સંભળાતો બંધ થશે અને એની જગ્યા લેશે બે–ચાર ડૂસકાં, હૈયું ભેદતી એકાદી પોક.

'બહાદુર માનવીઓ'ની મેં ચીતરેલી તસ્વીરને છેક જતાં જતાં ખંડિત થવું પડશે એવી મને દહેશત લાગી. એક જ પળ અને બધું જ ખલાસ ! આખા લેખ ઉપર પાણી ફરી વળશે !

પણ ત્યાં તો ભલી ગાડી ચાલી નીકળી. બાપ-દીકરી ઓરડીમાં પહોંચી ગયાં હતાં છતાં અને હજી ય પેલા સૂર સંભળાતા હતા:

ચકર–ચકર–ચકર; ઘરૂરૂ–ઘરૂરૂ, ઘરૂરૂ.

# મહીનાં છોરુ

ઝવેરચંદ મેઘાણી

## શ્રી. રવિશંકર મહારાજનો લોકસંપર્ક : લેખાંક ૮ મો

### ૧: 'ક્યાં પરસેવો ઉતાર્યો હતો!'

**આ**ખર દેતા વગેરેની લૂંટફાટ અંગે, એ લુટારાઓને આશરો આપનાર ખેડા જીલ્લાના લોકો જ છે એવો આક્ષેપ કરીને સરકારે જે 'પ્યુનીટીવ ટેક્સ' નાખ્યો હતો તે 'હૈડિયા વેરા'ની વાત આવી ગઈ છે.

આ અન્યાયી વેરા સામે ના-કરની લડત ઊપડી, મહીકાંઠો મહારાજ સંભાળતા હતા, રતિભાર પણ ઘર-વકરી અગર એક પણ ઢોર જપ્તીમાં ન આવી જાય એવી તકેદારી રાખતા હતા!

એક દિવસ કાણુ ગામની બજારમાં એક બારૈયો મળ્યો તેના કાનમાં એક સોનાની વાળી હતી. આ વાળી મહારાજે દેખી અને બારૈયાને પોતે ટપાર્યો:—

'કાં હેમના ઠાકોર! આ વાળી કાનમાં રાખી કેમ ફરો છો? જપ્તીવાળા જોશે તો ઉચકાવી જશે.'

'મૂઉં મહારાજ!' હેમતા બારૈયાએ મોં મલકાવીને લજ્જતથી જવાબ વાળ્યો: 'ક્યાં પરસેવો ઉતાર્યો હતો!'

'કેમ? ત્યારે વાળી ક્યાંથી આવી પડી? આકાશમાંથી વરસી?'

જવાબમાં હેમતાની જીભ પાણીના રેલા પેઠે ચાલી. ધારિયાનો ટેકો લઈને અને માથા પરનું ઓથાડું ફાળિયું જરા ઠીક કરતે કરતે એણે વાત ચલાવી.

'એ તો એમ બનેલું મહારાજ! કે એક દહાડો રાતે હું ......ને ઘેર જઈ ચડ્યો; (એણે એક નામચીન મોટા માણસનું ને કાંઠાના એક ગામનું નામ લીધું) ત્યાં એ નવી મેડીઓ ચણાવતા હતા. ચણતરકામ બંધ પડેલું જોઈને મેં પુછ્યું, 'કેમ બંગલો અધૂરો છે...સાહેબ?'

એ કહે કે 'હેમતા, તમે ઠીક ટાણાસર આવ્યા બંગલો અધૂરો છે એ પૂરો કરવાનો છે. પણ નાણાં નથી. કહો, હમણાં ક્યાંય ગયા છો કે નહિ?'

મેં કહ્યું કે 'ના, હમણાં તો સાહેબ! હું એ કામે નથી જતો.:

એટલે અવાજને લગાર તપાવીને એ સાહેબ કહે કે 'જવું પડશે. મારું મકાન અધૂરું છે, જોતા નથી?'.

હું વિચારમાં પડી ગયો. એટલામાં તો અમે બેઠા હતા ત્યાં અંદરનું બારણું ઊઘડ્યું અને એમાંથી એક ઘૈડિઓ જણ નીકળ્યો. મેં એને ઓળખ્યો એ કોન્હવાનો બામણ હતો. બહાર આવીને મને કહે છે, કે 'ક્ષત્રી છો ને?' મેં કહ્યું કે 'છીએ સ્તો!' કહેતે કહેતે મહારાજ, મને પણ શરીરમાં કાંટો આવી ગયો. બામણ કહે કે 'ક્ષત્રી હો તો પછી આવા મોળા જવાબ કેમ દો છો! હીંડો.'

મેં કહ્યું કે 'હોવે, હીંડો.' મને તો રાતે ત્યાં જમાડ્યો, ને પછી અંધારું ઘાડું થયું ત્યારવેળાએ એ બંગલાવાળા......સાહેબ અને એ કોન્હવાનો બુઢ્ઢો બામણ મને મહી પર લઈ ગયા, એક હોડી ત્યાં ઊભી હતી. એમાં અમે ત્રણે બેઠા. પાર પહોંચીને.....સાહેબે મને તથા બામણને ઉતાર્યા. બામણ મને...ગામમાં લઈ ગયો. એક સુથારનું ઘર આવ્યું. ઘર બંધ હતું, ને ચોમેર અંધારું હતું. ઘરની બહાર એક પથારી પાથરેલ ખાટલો ઢાળ્યો હતો, પણ પથારીમાં કોઈ સૂતું નહોતું. સુથાર માડી ચલગતનો હતો એટલે કંઈ બહાર ગયેલો. બામણે મને છેટેથી ખાટલો બતાવીને કહ્યું, 'જાઓ ઠાકોર, એને ઓશીકે ચાવી છે, તે લઈને ઘર ઉઘાડજો. ઘરની અંદર બારણાની ડાબી ગમ એક તાકું છે તે ખોલજો, ને અંદર જે કંઈ હોય તે લઈ લેજો. એ તાકાની ઉપર એક મજૂસ છે. તેમાંથી પણ જે મળે તે લઈ લેજે. બીજે કશેય ફાંફાં ન મારતો, જા.'

મને તો મહારાજ! આ બધું બામણના કહ્યા પ્રમાણે કરી લેતાં હોકો પીએ એટલી જ વાર લાગી. તાકામાંથી ને મજૂસમાંથી જે મળી તે ચીજોની પોટલી બાંધીને હું તો બહાર નીકળીને નદીકાંઠે આવતો રહ્યો. દીવાસળી કરી. એ નિશાની જોઈને હોડી દૂર ઊભેલી તે કાંઠા તરફ આવી. અને હજુ તો હોડી થોડે છેટે હતી ત્યાં હોડી પરથી અવાજ આવ્યો—

'કાં!—સિંહ કે શિયાર?' એ અવાજ...સાહેબનો હતો. મેં સામે જવાબ વાળ્યો કે 'સિંહ!'

એટલે સામેથી...સાહેબે ખુશી થઈ કહ્યું કે 'વારુ!

•અલ્યા માછી, જા, કાંઠેથી હેમતા ભાઇને તેડી, ઊંચકીને હોડી પર લઇ આવ.'

મને તો માછીએ આવીને લઈ લીધો. હોડી પાછી હંકારી. હોડીમાં...સાહેબે મારે માટે દારૂ ને ભૂસું તૈયાર રાખ્યાં હતાં. મને આગ્રહ કરી કરીને પુષ્કળ દારૂ પોતાને હાથે પાયો, ને ભૂંસું ખવરાવ્યું. મારી પાસે જે પોટકી હતી તેમાંનું બધું જ પોતે લઇ લીધું, અને મારી મેનતય બદલ ફક્ત એક હોકાને મઢાય તેટલું રૂપું આપ્યું. પણ હું તો પક્કો ખરો કની મહારાજ ! તે આ વાળી મેં છાનીમાની કેડયે ચઢાવી લીધેલી ! એ છે આ વાળી. હવે એ સરકારવાળા લઈ જાય તો મુઉં ! ક્યાં પરસેવો ઉતાર્યો હતો !''

એટલું બોલીને જુવાન હેમતો બારૈયો ધારિયું પાછું ખભે નાખીને મોં મલકાવતો મલકાવતો ચાલ્યો ગયો. તે મહારાજના હૃદય પર કદી ન ભુંસાય તેવા કાળા રંગે ત્રણ આકૃતિઓ આલેખતો ગયોઃ

એક બંગલાવાળા મોટા માણસની, એક બુઢ્ઢા બ્રહ્મણની, અને આ બેઉને સંઘરનારી એ કાળી રાતે વહેતી જતી મહી નદીની.

## ૨: 'રોટલો તૈયાર રાખજે.'

**જોશીકૂવા** ગામની ધરતીને જો જીભ હોત તો એ ચીસ પાડી ઊઠત. બારૈયો મોતી એ ધરતીનો પુત્ર હતો. ખેતર ખેડી ખાતો. પણ એની બૈરીનો પ્રેમ એક બીજા બારૈયા પર ઢળ્યો. એ બીજો બારૈયો જોશીકૂવાનો રાવણિયો (સરકારી પસાયતો) હતો.

મુઉં ! બૈરી બીજા સાથે પ્રેમ કરીને જ પડી રહી હોત તો મોતીને ઓછું લાગત. પણ એ તો જઈને રાવણિયાના ઘરમાં રહી.

બળ્યું ! એ બીજું ઘર જોશીકૂવા ગામના બીજા કોઈ પામાં હોત તો નજરથી દીસતી વાત બનત. મોતી બારૈયો વેઠી લેત. પણ એ રાવણિયાનું ઘર પણ મોતી રહેતો તે જ વાસમાં, અરે મોતીના ઘરની સામે આવેલું હતું.

સામે આવેલા ઘરમાં બેઠાં બેઠાં એ બન્ને જણાં પ્રેમ કર્યા કરત તો યે મોતી બારૈયો મન વાળીને રહેત. પણ વાત ઘણી આગળ વધી ગઈ. બૈરીકૂના ઘરમાંથી સીધા ખેતરે જનાર અને ખેતરેથી સીધા ઘેર આવી હાથે રોટલા શેકી ખાઇ સૂઇ રહેનાર મોતી પણ રાવણિયાથી સહેવાયો નહિ. સરકારનો સત્તાધારી હતો ખરો ને, એટલે રાવણિયો મોતીને રોજ રોજ ધમકાવતો.

રાવણિયાની ધમકીને પણ મોતી જીરવી લેત. પણ રાવણિયો ધમકાવતો તેમાં બૈરી પણ સાથ પુરાવતી એથી મોતીનો જીવ કોચવાતો હતો. ઓછામાં પૂરું એ થયું કે રાવણિયે મોતી બારૈયાને સરકારી હાજરીમાં ધલાવ્યો અને પોતાની મૂછને વળ ઘાલતો રહ્યો.

ખેર ! આ દશામાં મોતીને એકલાં રહેવું ગમ્યું નહિ. એનો જીવ આંહીંથી બહુ મુંઝાતો હતો. વળી ખેતરાંના કામને પણ એકલે હાથે પહોંચી વળાતું નહોતું. મોતીએ ફરીવાર પરણી લીધું. એના આ નવા સંસાર પર પણ રાવણિયાએ અને આગલી બૈરીએ સામે ઘેરથી માછલાં ધોવાતું ચાલુ રાખ્યું.

એક દિવસ બરાબર બપોરની વેળ થઈ ત્યારે મોતી ખેડ કરીને ઘેર આવ્યો. સાથે બે મૂળા લાવ્યો હતો તે બૈરીને આપીને કહે કે મારાથી રહેવાતું નથી એવી ભૂખ લાગી છે. તું ઝટ રોટલો કરી આલય એટલે આ મૂળા ને રોટલો ખાઉં.

'હા, બેસો, આ જ ઘડીએ રોટલો કરી આલું છું.'

એમ કહીને વહુ ચૂલો ચેતવી, કલ્યાડું (તાવડી) ચડાવી, લોટ મસળવા લાગી અને મોતી ચૂલા સામે તાકીને બેઠો છે. ત્યાં તો ગામનો એક વોરો ખેડુ દોડતો આવી બોલાવવા લાગ્યોઃ 'મોતી ! ઓ ભાઇ મોતી ! તું છે કે ઘેર ?'

'હા, કેમ શું છે લે ?' કહેતો મોતી ઓશરીમાં આવ્યો, પણ ભૂખ સહેવાતી નહોતી. આવનાર કડવો ઝેર જેવો લાગ્યો.

'ઊઠ ભાઈ, ઝટ ઊઠ ને દોડ. મારી ભેંસો નાઠી છે. મારાથી વળી શકી નથી ને હવે મારાથી આંબી શકાશે નહિ એ તો જાય છે દોટાદોટ; ને તું જો નહિ વાળી આવ તો એ જશે–કોઈકને હાથ પડી જશે. મારું સત્યાનાશ જશે. તું ભલો થઇને ઊઠ, દોડ.'

'પણ...લે !' મોતી ચિડાઇ ને બોલી ઊઠયોઃ 'મારાથી ભૂખે રહેવાતુ નથી. હું ખાધા વન્યા નહિ જઇ શકું.'

'એમ હોય કંઈ મોતી ?' વોરાને મોતીની ભૂખની કલ્પના નહોતી તેથી તે વધુ ઉતાવળો બન્યો; 'ભલો થઇને જા, મારી ભેંસો હાથથી સમૂળી જશે.'.

મોતી ઊઠયો. ભાલું લીધું. વહુને કહ્યું કે 'તું રોટલો ઘડીને મૂળા ને રોટલો તૈયાર રાખજે. હું આવું છું.'

'હો, જાઓ, વેલા આવજો'

ભાલો લઈને ભૂખ્યો મોતી દોડતો ગામ બહાર ભાગોળ વટાવી જેવો ભેંસો પાછળ પડી રહ્યો છે, તે જ વખતે સામેથી બે જણ એ ગામની શીમ બાજુએથી આવતા હતા. દોડતો મોતી એમને ઓળખવા નવરો નહોતો મળવા તો બિલકુલ ઉત્સુક નહોતો. એ તો ભેંસોના ધ્યાનમાં જ દોટ કાઢતો જતો હતો, પણ એણે સામે આવતા બે પૈકીના એક જણના મોંમાથી ગાળોની ઝડી વરસતી સાંભળી, ગાળો પણ કંઈ જેવી તેવી નહોતી, ગલીચમાં ગલીચ ગાળો હતી.

કાળા ક્ષુધાગ્નિને ન ગણકારનારા મોતીના પગ આ ગાળો સાંભળી ધીમા પડયા ગાળો દેનાર સરકારી સત્તાધીશ પેલો રાવણિયો હતો, મોતીની વહુનો યાર હતો. દારૂના કેફમાં ચકચૂર હતો.

ભૂખની આગમાં વેરનું ઘી હોમાયું અને મોતીએ આજદિન સુધી સાચવેલી સમતા તૂટી પડી. એક સપાટે ધસી જઇને મોતીએ રાવણિયાની છાતીમાં ભાલો ભોંકી દીધો.

પટકાઈ પડેલા રાવણિયાના દેહ ઉપર મોતી ઘડીવાર ઊભો રહ્યો; વિચારે ચડયોઃ 'ભારી થઈ! રોટયો ખાધો નહિ. વહુ વાટ જોતી હશે. મૂળા કેવા મીઠા જોઇને લાવ્યો હતો! એ પણ પડયા રહ્યા. ને આ વેરો તે વેરી થઈ કયાંથી અત્યારે આવી પડયો. મને શી ખબર કે આ રાવણિયો સામો આવતો હશે! મુઓ દારૂ તે કયાં જઇને પી આવ્યો હશે! ન પીધો હોત તો યે ગાળો તો દેત જ, પણ મને ભાલા સાથે દેખીને કંઈક હદમાં તો રહેત ને! અરે છેવટે કંઈ નહિ તો નાસી તો છૂટત! આ તો ભૂરી થઈ

બસ! એને માટે અન્ય માર્ગ નહોતો. એ નાસી ગયો.

ઘેર ચૂલામાં બરાબર બળતું થયું હતું. બૈરીએ પહેલો રોટલો ઘડીને કલ્યાઢામાં નાખ્યો પણ હતો. બીજાનો લોટ હજુ મમળતી હતી. તે ક્ષણે એને કોઈએ ભાગોળ બહારના બનાવની ખબર કરી. એ પણ જે સ્થિતિમાં હતી તે જ સ્થિતિમાં ઘરને સાંકળ ચડાવીને નાસી ગઈ. અજીઠા હાથ ધોવા પણ એ ઊભી ન રહી.

પોલીસે આવીને જ્યારે ઘર ઉઘાડી જોયું ત્યારે રોટલો હજુ ચૂલા પર કલ્યાઢામાં હતો, ને મૂળા કરમાગેલા પડયા હતા, રોટલો અને મૂળા ત્યાં ને ત્યાં પડયા હતા કારણ કે તેમને પગ નહોતા. તેઓ પરસ્પર મોતી બારૈયાની ભૂખ વિશે ચર્ચા કરતા કરતા જાણે કે પોલીસને જોઈ ચૂપ બની ગયા હતા.

## [૨]

બાર તેર દિવસ પછી વડોદરાના સ્ટેશન પર મહારાજ રવિશંકર એક ટ્રેનની રાહ જોતા હતા. ટ્રેન આવી. અંદરથી પોલીસ અધિકારી ઊતર્યા. મહારાજે એમને જે જે કરીને પછી પૂછયું, 'કાં, પેલાને હજુ પકડતા કેમ નથી?'

'કોને?'

'રાવણિયાનું ખૂન કરનાર જોશીકૂવાવાળાને.'

'કયાંથી પકડીએ? જડતો નથી.'

'આને ઓળખો છો?' એમ પૂછતે પૂછતે મહારાજે પોતાની જોડેનો એક આદમી બતાવ્યો.

'ના.'

'એ છે–તમને જે જડતો નથી તે જ.'

પોલીસ અધિકારીનું મોં વકાસ્યું રહ્યું નાસીને ગાયબ બનેલો, બાર દિવસથી ન પકડાઈ શકતો, આખા પોલીસખાતાને થાપ દેતો એક ધોળા દિવસનો ને ખરા બપોરનો ખૂની, વગર બેડીમધે ને વગર દોરડે, વગર ચોકીપહેરે ને વગર બંદૂકે પોતાની સામે સબૂરીભેર ઊભો હતો! ઝાંખાઝમ પડી જઇને અધિકારીએ પૂછયું:

'કયાથી શોધ્યો?'

'મેં નથી શોધ્યો.' મહારાજે કહ્યું: 'એ પોતે જ મને શોધતો આવ્યો હતો.'

'કયાં?'

'જોશીકૂવે, નવું પરું વસાવેલ છે ત્યાં મારે ઉતારે. મેં કહ્યું કે હીંડ વડોદરે, સોંપી દઉં. એ કબૂલ થયો. રાતે ને રાતે અમે હીંડી નીકળ્યા. મહી પાર કરીને આવ્યા. તમે ઘેર નહોતા એટલે સ્ટેશને સામો સોંપવા આવ્યો છું.'

'તો હવે?'

'હવે ચાલો પાછા પેટલાદ. ત્યાં સોંપીશ, અહીં નહિ.'

'વારુ, ચાલો.'

પેટલાદ લઈ જઈને વડા પોલીસ અધિકારીએ મોતીને પેટપૂર ખવરાવ્યું, ને પછી મહારાજ મોતીને છેલ્લી વારના મળ્યા. મોતી કહેઃ

'હેં મહારાજ! વકીલ કરીને બચાવ કરીએ તો કેમ?'

'તારી સામે તો બેઉ રસ્તા ખુલ્લા છે મોતી. એક મારો ને બીજો વકીલનો. મારે રસ્તે ગુનો કબુલી લેવાનું છે. એ રસ્તે તારો તદ્દન છુટકારો નથી પણ સજા એક, બે કે પાંચ વર્ષની અથવા જનમટીપની યે થાય, પણ ફાંસી ના થાય; અને વકીલને રસ્તે જતાં કાં ફાંસી મળે, અથવા તો તદ્દન નિર્દોષ ઠરી છુટાય. તું તારે ઠીક લાગે તે માર્ગ લેજે.'

એમ કહી મહારાજ ગયા. 'મોતીને મારપીટ ના કરશો' એટલું જ એ પોલીસ અધિકારીને કહી ગયા.

મોતીએ વકીલનો માર્ગ લીધો. ને એ માર્ગે એને દોઢ જ વર્ષની સજા થઈ. બચાવ એવો લાવવામાં આવ્યો કે રાવણિયો જ્યાં ઊભો હતો તે ટેકરો હતો, મોતી નીચે ઊભો હતો. રાવણિયો મોતી પર ધસી આવ્યો, ને મોતીએ પોતાના રક્ષણ માટે આડે ધરી રાખેલ ભાલો રાવણિયાની છાતીમાં પરોવાઈ ગયો.

મોતી હયાત છે. મહારાજને મોતીએ ગ્રહણ કરેલ માર્ગનું દુઃખ નથી. મોતી બચ્યો તેનો એને આનંદ છે. મહારાજના વર્ણનમાં વારંવાર એક ચિત્ર ઝલકી રહે છે: 'પોલીસે આવી ઘરમાં જોયું ત્યારે ચૂલા પર કલ્યાઢામાં રોટલો જેમનો તેમ પડ્યો હતો અને મૂળા બે કરમાઈ ગયા હતા!

## ૩ : બાબરિયાનો બાપ

**ચરોતરવાળા** પાટણવાડિયાઓનાં સગાંઓ મહી પાર સાંપરા ગામમાં રહેતા હતા. તેમણે એક દિવસ ચરોતરવાળાઓને સંદેશો મોકલ્યો: 'મહારાજ અમારે ત્યાં ના આવે?'

'ના શા માટે આવે?' એમ કહેવરાવીને ચરોતરવાળા એક વાર મહારાજને સાંપરા તેડી ગયા. ત્યાં સાંપરાવાળાઓએ પેટની વાત કહી કે 'અમારો મહીજી છે ના એક, એ મોટો ચોર છે. એને એ લત છોડાવો બાપજી!'

તેઓ મહારાજને મહીજીને ઘેર લઇ ગયા. થોડી વાર બેસી, બીજી ત્રીજી વાતો કરી મહારાજ પાછા ફર્યા. ફરી એક વાર મહારાજ મહીપારથી સાંપરે ગયા. મહીજીને ઘેર ગયા. મહીજીની બૈરી મહારાજને મળવા આવી ત્યારે એના રંગઢંગ બદલી ગયા હતા. એના શરીર પર નવાં કપડાં હતાં. એના મોં પર રૂપ ફૂટ્યું હતું. એણે પગે લાગીને કહ્યું કે 'મહારાજ, તમારો ચેલો હવે સુધર્યો છે.' પાછી ઘરમાં જઇને શરમાઇ બેઠેલા મહીજીને બહાર તેડી લાવી. પગે લાગતા મહીજીને મહારાજે પૂછ્યું, 'મહીજી, આ સાચું કહે છે?' મહીજી કહે, 'હા મહારાજ. આજ સુધી હું કૂતરો હતો. હવે પૂછો આવી આને.'

'સારું કર્યું મહીજી.'

બૈરી કહે, 'હવે તમારા ચેલાને કંઇક આલો મહારાજ.'

'શું આલું?'

'કંઇક શબ્દ આલો.'

મહારાજને થોડીવારે સમજાયું. આ લોકો મને કોઈક ચમત્કારી પુરુષ માને છે. કંઈક સિદ્ધિમંત્રની આશા કરતાં જણાય છે. પણ હું શું આપું! મારી કને શી સિદ્ધિ ને શા મંત્ર બળ્યા છે!

'ના મહારાજ!' મહીજીની બૈરીએ હઠ પકડી: 'આલો ને આલો. તમે તો પરતાપી પુરુષ છો. જે ધારો તે આલી શકો.'

છેવટે મહારાજે પોતાની પાસે એક માળા હતી તે ઉતારીને આપી કહ્યું: 'લે આ. મારા ગુરુજીની આપેલ છે. એ તું નહાઇ ધોઈ ઘીનો દીવો કરી ફેરવજે, રામનામ લેજે. એ પતિતપાવન છે.'

એ પછી દોઢ બે વર્ષે જ્યારે મહારાજ પાછા સાંપરે આવ્યા ત્યારે મહીજીને ઘેર ઊતર્યા. મહીજીની બૈરીની કપડાંલત્તાંની ભભક અને મોં પરની ચમક વધી હતી. એણે પરશાળમાં ખાટલો ઢાળી આપ્યો. બેઠેલા મહારાજને કહ્યું કે 'બાબરિયાના બાપા હમણાં જ આવે છે.'

પરશાળમાંથી ઘરનાં બારણાંની આરપાર મહારાજની દૃષ્ટિ ઘર પાછળના વાડામાં પડતી હતી. ત્યાં એમને વાડાની પાછલી વાડ પર બૈરીઓનાં લૂગડાં દેખાયાં. મોં તો દેખી શકાતાં નહોતાં. ને મહીજી પછીત પાસે જઈ કંઈક પોટકી લેતો ને પાછું દેતો હોય તેવો ભાસ થયો. આશ્ચર્ય થયું, શું હશે? મહીજી આટલી બધી વાર ત્યાં શું કરતો હશે તે આવતો જ નથી!

ઝાઝી વારે મહીજી આવ્યો. આનંદમાં જણાયો. પછી મહારાજ નાહવા માટે એના પાછલા વાડામાં ગયા ત્યાં તેમણે પારાવાર માખીઓ બણબણતી જોઇ અને એક ખૂણામાં ગંધાતી મીઠાઈના લાડવા દીઠા, નાહીને પાછા આવી બેઠા પછી મહીજીએ નિરાંતે બેઠાં બેઠાં વાત કરી:

'હવે તો બાપજી, તમારે પરતાપે લીલાલેર છે. ફૂતરાંનો ધંધો કરવો પડતો નથી. તમે આપેલી માળા ફળી છે.'

'એવું શું છે?'

'હવે તો વેપાર કરું છું.'

'શાનો?'

'લાડવાનો. બધુ સારું ચાલે છે બાપજી! રોજના રૂપિયા બે જેટલું પડી રહે છે. તમારે પરતાપે લે'ર છે.'

'લાડવાનો વેપાર! લાડવા કોણ લે છે?'

'ઘણાં લઈ જાય છે. મોટે ભાગે તો બૈરાં લે છે.'

'તું કયાં વેચે છે? હાટડી રાખી છે?'

'ના રે ના મહારાજ! હાટડી તો એટલી ના ચાલે. અહીં પાછલા વાડામાં જ વેચું છું.'

'વાડામાં બૈરીઓ શી રીતે લેવા આવે છે?'

'પાછલી વાડયેથી સ્તો. ભાગોળે કૂવે પાણી ભરવા આવે ત્યારે મારા વાડા પછવાડે વાડય પર થઈને દાણાની પોટલી અંબાવે, ને સામી લાડવા લેતી જાય. હું એ પોટલીમાં જ મીઠાઈ બાંધી દઉં.'

'ઓહો! વારુ!'

એટલું કહીને મહારાજ અટકી ગયા. ને પછી ખીચડી રાંધી ખાઇને પાછા સ્ટેશને જવા તૈયાર થયા.

'બાબરિયાના બાપા!' બૈરીએ મહીજીને કહ્યું 'તમે ય જાઓ જોડે, ને મહારાજને ટીકસ કઢાવી આલો.'

'હોવે. જઉં છું. ચાલો મહારાજ.'

'તું ટીકટ શીદ કઢાવી આપે મહીજી?' મહારાજ હજુ પણ શાંતિ સાચવી બહાર ચાલ્યા.

'મારે ઠીક છે.' એમ કહેતો મહીજી સાથે ચાલ્યો.

'ના, પાછો વળ.'

'પણ મારે સ્ટેશને કામ છે.'

'શું?'

'લાડવા લેવા છે.'

પછી લાડવાની વાત ચાલી. મહારાજે પૂછયું;

'હેં મહીજી, લાડવા લેવા કોણ આવે?'

'બધાં. પુરુષો, બૈરા, ને છોકરાં પણ.'

'તે એ ઘેર જઇને ખાય?'

'ના, છાનાંમાનાં. વાડા પછાડી જ ઓંઇ લે.'

'ઘેર લઈ જઈ કોઇને ના આલે?'

'ના રે ના. પેટનાં બાળકોને પણ નહિ.'

'શું કારણ?'

'હં-હં- કારણ ન સમજ્યા? કારણ કે દાણા તો ઘરમાંથી ચોરી કરીને પોટલીમાં લાવે ખરાંને.'

'હેં મહીજી!' મહારાજે થોડું વિરમી જઇને પછી, ગળામાં કંઈક લાકડા લોઢા જેવું સલવાઇ ગયું હોય ને એ ગળા હેઠ ઉતારવા મથતા હોય તેવી મથામણ કરતે કરતે પૂછયું: 'તારી વહુ જો એમ કરે તો?'

'શું કરે?'

'ઘરમાંથી દાણા ચોરી જઈને પછી કોઈને ત્યાંથી લાડવા લઈ તને ને બાબરિયાને મૂકી ચોરીથી ખાઈ લે તો?'

'તો તો ડાંગારી જ નાખું ને સાસરીનીને!' કહેતે કહેતે મહીજીએ પોતે પકડેલી ડાંગ ઊંચી કરી.

'ને બાબરિયો કરે તો?'

'તો એને પણ'

'ત્યારે પેલી ગામની બૈરીઓ લઈ જાય છે તેનું કેમ?'

'એ તો એની જાણે લેવા આવે છે.'

'બહુ પાપ બેસે છે, મહીજી! બહુ પાપ બેસે છે તને. આ અંધારી ને સડેલી મીઠાઈ, તેને પણ ચોરીપીઠ્ઠથી ગામલોકો ખાય, બૈરી ધણીને મૂકીને અને મા પેટના છૈયાંથી છૂપી છૂપી ખાય, એ તો મહીજી! પૃથ્વી રસાતાળ જવા જેવું. કુદરતના કાનૂન બદલી ગયા!'

મહારાજનું કાળજું વલોવાઈ ગયું. એને લાગ્યું કે આ કરતાં તો મહીજી ચોર હતો તે જ ભલો હતો. મહીજીએ કહ્યું:

'તો હું બંધ કરું. પણ એથી કશો ફેર નહિ પડે.'

'શાથી?'

'ગામમાં એક લવાણો ને એક પાટીદાર, બે જણ આવી જ રીતે મીઠાઇ વેચે છે!'

મહીજીની વાત મહારાજને સાચી લાગી. ને એના મનમાં પ્રશ્ન જાગ્યો. આ ભ્રષ્ટાચાર ગામડામાં કોણ પહેલું લઈ આવ્યું! ને આ જાહેર અનીતિ શાથી ચાલુ રહે છે? વ્યક્તિગત સાચવણની વૃત્તિએ જોર કર્યું છે તેથી સ્તો! જાહેર અનીતિનો કોઈ અવરોધ કરે નહિ, કારણ કે સૌ વિચારે છે જ વ્યક્તિગત દૃષ્ટિએ, કે 'મૂઉં! ભેંશનાં શીંગડાં ભેંશને ભારે પડશે. આપણે શું! આપણે આપણી જાતને સાચવીને રહો!'

એ મનોદશા ભયંકર છે!

આ પરિતાપ સાથે પોતે ટ્રેનમાં બેઠા.

આરોગ્યવિભાગ : સંપાદક : રમણલાલ એન્જિનીઅર

# મેલેરિયા અને નિસર્ગોપચાર

લેખક : રમણલાલ એન્જિનીઅર

એક દિવસ એક મુરબ્બી સાથે નિસર્ગોપચાર વિષે ચર્ચા ચાલી. પૂ૦ ગાંધીજીના ચુસ્ત અનુયાયી હોવા છતાં તેઓશ્રીને નિસર્ગોપચારમાં ઝાઝી શ્રદ્ધા નહોતી. એમણે નિસર્ગોપચારના દોષો વારાફરતી ગણાવવા માંડયા. કેટલાક દોષો સાચા હતા. કેટલાક મને કલ્પિત લાગ્યા.

મેં કહ્યું: "આ તો તમે હઠીલા રોગોના અનુભવો કહ્યા. હઠીલો રોગ એ તો દરેક પદ્ધતિ માટે એક વિકટ પ્રશ્ન છે, પણ નિસર્ગોપચાર એનો ખરો પ્રભાવ તો ઉગ્ર રોગોમાં જ બતાવે છે."

એમણે કહ્યું: "એ હું માનતો નથી. મેં એ જોયું છે કે જે લોકો મેલેરિયામાં ક્વીનાઇન લે છે એમનો મેલેરિયા મૂળમાંથી જાય છે. ઊલટપક્ષે જેઓ ઉપવાસ, કટીસ્નાન અને એવા જ બીજા અખતરા કરવા રહે છે, તેઓ તેમની હઠને કારણે દિવસો અને મહિનાઓ સુધી પારાવાર પીડાય છે, છેવટે ના છૂટકે ક્વીનાઇન લે છે, ત્યારે જ તેમની તબિયત કંઇક ઠેકાણે આવે છે. દવાઓના વિરોધી હોવા છતાં ગાંધીજીને પણ છેવટે ક્વીનાઇન તો કબૂલ રાખવી જ પડી છે."

મેં કહ્યું: "આ તો તમે અપવાદ ઉપરથી નિયમ સિદ્ધ કરવા નીકળ્યા."

"એટલે ?"

"એટલે એમ કે તમે મને મેલેરિયા જેવા કેટલા રોગ બતાવી શકશો કે જેમાં દેખીતી રીતે એલોપેથી નિસર્ગોપચાર કરતાં ચઢિયાતાં પરિણામ બતાવી શકતી હોય ?"

આ પ્રશ્નનો એમની પાસે જવાબ નહોતો. કોઈની પાસે પણ નથી.

થોડાક અપવાદજનક રોગોમાં કે કેસોમાં જો કોઇ પદ્ધતિ નિષ્ફળ જાય તો એટલા માટે એ આખીયે પદ્ધતિને નિંદી શકાય નહિ.

પણ પ્રશ્ન એ છે કે મેલેરિયામાં નિસર્ગોપચાર જ નિષ્ફળ જાય છે કે દરેક ચિકિત્સાની પદ્ધતિ ઓછેવત્તે અંશે નિષ્ફળ જાય છે ?

હિંદુસ્તાન માટે મેલેરિયાનો પ્રશ્ન બહુ જ અગત્યનો છે. દર સાલ દસ કરોડથી વધુ માણસો આ રોગથી પીડાય છે. અને દસ લાખથી વધુ માણસો આ રોગથી મરે છે. આ રોગથી દેશના માનવધનનો અકાળે બહુ મોટા પ્રમાણમાં નાશ થઇ રહ્યો છે એટલું જ નહિ પણ એમાંથી બચેલા માણસો લાંબા વખત સુધી આ રોગની પશ્ચાત અસરો અને અશક્તિથી પીડાય છે, જેનાથી એમની કમાવાની શક્તિ ઉપર ભારે ફટકો પડે છે, અને આ રોગની નબળાઇમાંથી જ પાંડુથી ક્ષય સુધીના અનેક નવા નવા રોગો ઉત્પન્ન થાય છે. હિંદુસ્તાનમાંથી મેલેરિયાને જો દેશપાર કરી શકાય તો રાષ્ટ્રીય આરોગ્યની દિશામાં એક બહુ જ મોટું પગલું ભર્યું ગણાય.

આ રોગ આપણા દેશમાં, તેમજ દુનિયાના બીજા અનેક દેશોમાં હજારો વર્ષોથી હોવા છતાં એનાં કારણો ઉપર પૂરતો પ્રકાશ તો છેલ્લા સો-સવાસો વર્ષમાં જ પડયો છે. છતાંય આ રોગ વિષે વૈજ્ઞાનિકો પણ હજી ઘણી બાબતો માટે પૂરતું જાણતા નથી.

ઘણા ઇતિહાસકારોનો એવો મત છે કે રોમન સામ્રાજ્યના નાશમાં મેલેરિયાએ મોટો ભાગ ભજવ્યો હતો. એ જ રીતે મેકસીકો અને મધ્ય અમેરિકામાં ઇન્કા સંસ્કૃતિના નાશમાં પણ મેલેરિયાના મચ્છરો કારણભૂત બન્યા હતા. ભૂતકાળમાં અનેક મહાપ્રજાઓ, સામ્રાજ્યો અને સંસ્કૃતિઓને આ રોગે નામશેષ કરી નાખ્યાં હોવા છતાં એને નિર્મૂળ કરવાનો ઇલાજ કોઇને હાથ લાગ્યો નહોતો. આ દેશના તેમજ અન્ય સંસ્કૃત પ્રજાઓના પ્રાચીન વૈદકીય ગ્રંથોમાં આ રોગને નિર્મૂળ કરવાનો કોઈ વિશ્વાસપાત્ર ઇલાજ હાથ આવતો નથી.

મેલેરિયાના ફેલાવાનું સાચું કારણ ઠેઠ વીસમી સદીમાં રોસ અને બીજા વૈજ્ઞાનિકોની શોધોથી છતું થયું. એણે એ સાબિત કર્યું કે મેલેરિયાથી પીડાતા દરદીના લોહીમાં પ્લાઝમોડીયમ મેલેરિયા નામના વનસ્પતિ વર્ગના પરોપજીવીઓ હોય છે. એ દરદીને એનોફેલીઝ જાતના મચ્છરની માદા કરડી એના લોહીમાંથી એ જંતુઓ લઇ, એ જ્યારે બીજા નીરોગી માણસને કરડે છે, ત્યારે એ માણસ પણ મેલેરિયાથી પીડાય છે, આ રીતે મેલેરિયાનો સર્વત્ર પ્રચાર થાય છે. આ કારણ સમજાતાં જ એ નક્કી થયું કે મેલેરિયા નાબૂદ કરવા મચ્છરો નાબૂદ કરવાં જોઈએ અને મચ્છરો

નાબૂદ કરવા માટે એમનાં ઉછેરસ્થળો, બંધિયાર પાણીના ખાબોચિયા નાબૂદ કરવાં જોઈએ એટલે યુરોપ–અમેરિકાની પ્રજાઓએ વીસમી સદીમાં અબજો રૂપિયાનો ખર્ચ અને ભગીરથ પુરુષાર્થ કરીને ઘણા મોટા પ્રદેશો મેલેરિયાથી મુક્ત કરીને માનવ વસવાટને લાયક બનાવ્યા છે. મેલેરિયા અને પીળા તાવના મચ્છરોના નાશથી જ પનામાની નહેર બંધાઈ શકી. અને પનામા અને એની આજુબાજુનો પ્રદેશ વસવા લાયક બન્યો પનામાનો પ્રદેશ સાફ કરતાં પહેલાં ત્યાં નહેર ખોદવા માટે આણેલા સેંકડો મજૂરો મેલેરિયા અને પીળા તાવનો ભોગ બનીને મરણ પામ્યા હતા આ ઉપરથી એ સમજાશે કે મેલેરિયાનો નિકાલ એ વૈદ્કીય પ્રશ્ન નથી, પણ સેનીટરી એન્જિનીઅરીંગનો પ્રશ્ન છે. કોઈપણ દેશ, પ્રાંત, શહેર કે ગામનું સેનિટેશન સુધરતાં કોલેરા, પ્લેગ, ટાઈફોઈડ, બળિયા અને એવા જ બીજા ચેપી રોગો જેમ નાબૂદ થઈ જાય છે, તેમ મેલેરિયા અને પીળો તાવ પણ નાબૂદ થઈ જાય છે.

## મેલેરિયાનો પ્રતિબંધ

મેલેરિયાનો પ્રતિબંધ બે રીતે થઈ શકે (૧) વ્યક્તિગત અને (૨) સામાજિક રીતે. વ્યક્તિગત પ્રતિબંધનો માર્ગ એ છે કે વ્યક્તિની જીવનશક્તિ વધારવી, એનું શરીર શુદ્ધ કરવું અને એના આરોગ્યનું ધોરણ ઊંચું લાવવું. આ રીતે વર્તવાથી દરેક માણસ મેલેરિયાથી મુક્ત રહેશે, એમ તો હું નહિ જ કહું પણ એમ જરૂર કહીશ કે એનાથી મેલેરિયાનો ચેપ લાગવાનો સંભવ બહુજ ઓછો રહેશે, અને ચેપ લાગશે તો પણ એ વ્યક્તિ ઝડપથી યોગ્ય સારવારની મદદથી ચેપમુક્ત થશે.

એને માટે ચોમાસાની ઋતુ પહેલાં ખોરાકમાં ફેરફારો કરવા. ખોરાક મુખ્યત્વે દૂધ, ફળ, કોચલિયાં અને શાકભાજીનો રાખવો.

શાકભાજી કાચી અને રાંધેલી બન્ને પ્રકારની લેવી. બપોરે દૂધ અને ફળ અને રાત્રે દૂધ અને શાકભાજી એ રીતે જમવું. આ રીતે ત્રણથી ચાર અઠવાડિયાં ખોરાક રાખ્યા બાદ ખોરાકમાં આખા ઘઉંના ઝીણા દળેલા લોટની ભાખરી થોડા પ્રમાણમાં ઉમેરવી. આ ક્રમમાં દરેક માણસ પોતાની પ્રકૃતિ મુજબ ફેરફાર કરી શકે છે. આ ઉપરાંત નિયમિત આસનો જેવી હળવી કસરતો કરવી, ઊંડા શ્વાસોચ્છ્વાસ લેવાં જરૂર જણાય તો એનિમાની મદદથી પણ કબજિયાત દૂર કરવી. અને હવાસ્નાન, સૂર્યસ્નાન અને ઘર્ષણસ્નાનથી ત્વચા મારફતે મલોત્સર્ગ વધારવો. નૈસર્ગિક જીવન-નિર્ગમનના બીજા નિયમો પણ કાળજીપૂર્વક અમલમાં મૂકવા.

એ ઉપરાંત શક્ય હોય તેણે મચ્છરદાનીનો ઉપયોગ કરવો. જેમની મચ્છરદાની વસાવવાની ત્રેવડ ના હોય તેમણે જૂનાં ધોતિયાં–સાલ્લા વગેરે કપડાંમાથી મચ્છરદાની બનાવી લેવી.

ઘરઆંગણે તુલસી, લીલી ચા, ડમરો વગેરે ઉગ્ર વાસવાળી વનસ્પતિઓ વાવવી.

ઘરમાં લીમડાનાં પાનનો કે અકલકરાનો ધુમાડો કરવો.

બે ભાગ ચાનું તેલ, એક ભાગ સીડારનું તેલ, બે ભાગ કપુર, અને પાંચ ભાગ પેટ્રોલનું મિશ્રણ કરી ઘરમાં છાંટવું. અલબત્ત અત્યારે તો આ ફોર્મ્યુલાનો ઉપયોગ અશક્ય છે, પણ કેવળ વાંચકની જાણ માટે અને ભવિષ્યના ઉપયોગ માટે આ રજૂ કરી છે.

મચ્છરને પીળો રંગ પસંદ નથી, એટલે સૂવાના ઓરડાનો પીળો રંગ, સૂવાનાં પીળાં વસ્ત્રો, પીળી મચ્છરદાની વગેરે પણ મચ્છરને દૂર કરવામાં મદદરૂપ નીવડે છે.

## સામાજિક ઉપાયો

સામજિક ઉપાયોને ત્રણ વિભાગમાં વહેંચી શકીએ (૧) સેનિટેશન (૨) પ્રાણીજ ઉપાયો. (૩) વનસ્પતિજન્ય ઉપાયો.

પ્રકાશ અને અંધકાર એ બન્ને જેમ એક જ જગાએ એકીસાથે રહી શકતા નથી, તેમ સ્વચ્છતા અને રોગનું પણ છે. સેનિટેશન–સામાજિક સ્વચ્છતા–સુધરતાં ઉગ્ર રોગો જેવા સામાજિક રોગો આપોઆપ નાબૂદ થાય છે, હિંદભરના મોટામોટા શહેરોમા સેનિટેશન સુધારી મેલેરિયા નાબૂદ કરવાની દિશામાં ઘણી મોટી સિદ્ધિઓ મેળવી શકાઈ છે. યુદ્ધ પછી આ સિદ્ધિઓ કસ્બાઓ અને ગામડાઓને પણ મળે એમ આપણે ઇચ્છીએ. મેલેરિયાને સેનિટેશનથી નાબૂદ કરવાનું કામ ઘણું જ ખર્ચાળ છે, પણ એક વખત નાબૂદ થયા પછી, જો પૂરતી તકેદારી રાખવામાં આવે તો બહુ જ ઓછા ખર્ચે મચ્છરમુક્તિની આ શુભ સ્થિતિ સાચવી શકાય. ગામડાંમાં જો સ્વાશ્રય, સહકાર અને સાચી સમજણ હોય તો વગર ખર્ચે પણ આ પ્રશ્નનો ઉકેલ આવે. પણ એ નથી એટલે એની વધુ ચર્ચા અપ્રસ્તુત છે.

**(૨) પ્રાણીજ ઉપાયો.** તળાવો, બંધો, નહેરો વગેરેમાં મચ્છરોનો નાશ કરતી કેટલીક જાતની માછલીઓનો ઉછેર થઇ શકે. એમાં ખાસ કરીને હેપ્લોકાઇલ્સ, બેરીલસ, ચેલા અને બખુંઝ જાતની માછલીઓ વધુ મદદરૂપ નીવડી શકે છે, "ડ્રેગનફ્લાય" નામની માખી દરેક જાતના મચ્છરોનો નાશ કરે છે.

**(૩) વનસ્પતિજન્ય ઉપાયો**

કેટલીક વનસ્પતિઓ આ રોગને દૂર કરવામાં મદદરૂપ થાય છે. એવો આપણા પૂર્વજોનો હજારો વર્ષોનો અનુભવ છે. આધુનિક વૈજ્ઞાનિક સંશોધન પણ આ અનુભવમાંનો મોટો ભાગ સાચો છે એમ સિદ્ધ કરે છે. આ બાબતમાં એક બે દાખલા તો બહુ જ જાણીતા છે.

કલકત્તાના મલીક પેલેસની આસપાસ ઇન્ફ્લુએન્ઝા અને મેલેરિયાથી લોકો બહુ માંદા પડતા હતા. એના માલિક દેવેન્દ્રનાથ મલીક વિદ્વાન હતા. એમણે બાગના મોટા ભાગમાં તુલસી અને લીલી ચા વવરાવી એ બાગ લોકોને ફરવા માટે ખુલ્લો મૂક્યો. તેથી એ ભાગમાં આ રોગો ઓછા થઈ ગયા. કલકત્તાના પ્રાણીસંગ્રહાલયમાં પણ આજ પ્રયોગ અમલમાં મૂકવામાં આવ્યો હતો.

મુંબઇમાં વિક્ટોરિયા ગાર્ડન ખીલવવાનું કામ સર જ્યોર્જ બર્ડવૂડને સોંપવામાં આવ્યું હતું. પરંતુ મેલેરિયાના ડરથી મજુરો કામ ઉપર આવતા નહિ છેવટે એક હિન્દુ એન્જિનીઅરે ત્યાં તુલસીનું વન વાવવા કહ્યું. આ સૂચનનો અમલ થતાંજ મચ્છરો દૂર થઈ ગયાં, મજૂરો કામ ઉપર આવવા લાગ્યા, અને બાગ તૈયાર થઈ ગયો.

છેલ્લાં કેટલાંક વર્ષોમાં એક નવી શોધ એ થઇ છે કે કઠોળનું વાવેતર વધારવાથી મેલેરિયા ઘટાડી શકાય છે. બંગાળમાં મેલેરિયાનું અતિશય પ્રમાણ અને પંજાબમાં એનું અલ્પ પ્રમાણ હોવાનું કારણ એક પ્રાંતમાં ચોખાનું વાવેતર છે, જ્યારે બીજા પ્રાંતમાં ઘઉં અને કઠોળનું વાવેતર છે, એમ આ સંશોધકોનું કહેવું છે.

એક ગામના ખાડાટેકરા સરખા કરવાનું કામ પ્રમાણમાં સહેલું છે, પણ મેલેરિયા નાબૂદ કરવા માટે તો ગામની આજુબાજુ બબ્બે ત્રણત્રણ માઇલ સુધી મેલેરિયાના મચ્છરો ઉછેરવાના સ્થળો નાબૂદ કરવાં જોઇએ. ઘણી વખત તો કપાયલા ઝાડના ઠૂંઠામાં વરસાદનું પાણી ભરાઈ એમાં પણ મચ્છરો ઉછરે છે. એટલે ગામની આજુબાજુથી મચ્છરો નાબૂદ કરવાનું કામ ઘણું જ મુશ્કેલ છે. આ સ્થિતિમાં જો ગામની આજુબાજુ તુલસી, ડમરો, લીલી ચાહ અને કઠોળનું મોટા પ્રમાણમાં વાવેતર કરવામાં આવે તો બહારના મચ્છરોથી ગામની વસતિને ઘણું રક્ષણ આપી શકાય.

એટલે મેલેરિયાના પ્રશ્ન ઉપર ત્રણ દિશાએથી આક્રમણ થવું જોઇએ. સેનિટેશન, પાણીની શુદ્ધિ અને વનસ્પતિઓનો ઉછેર તો જ સામાજિક રીતે આ દિશામાં સંતોષકારક પરિણામો મળે.

**બ્રહ્મદેશનો બોધપાઠ**

ઈ. સ. ૧૯૪૨માં બ્રહ્મદેશમાં શાહી સૈન્યમાં સૈનિકોને બહુ મોટા પ્રમાણમાં મેલેરિયા લાગુ પડયો. આ અનુભવથી ચોંકી જઇ સૈન્યના વડાઓએ મેલેરિયાવિરોધી ઝુંબેશ ઉઠાવી. આ ઝુંબેશનું પરિણામ એ આવ્યું કે બીજે જ વર્ષે મેલેરિયાનું પ્રમાણ અત્યંત અલ્પ થઈ ગયું.

છાવણીની આજુબાજુનાં ખાડાખાબોચિયાં પૂરી દેવામાં આવ્યાં. સેંકડો માઇલોની ગટરો પાણી વહી જવા માટે ખોદવામાં આવી. મચ્છરોના ઉછેરસ્થળો ઉપર ટનબંધી તેલ રેડાયું. હજારો ગેલન જંતુનાશકો મકાનો ઉપર છંટાયાં. મણના મણ મચ્છરપ્રતિબંધક મલમો સૈનિકોને વાપરવા માટે વહેંચવામાં આવ્યા. અત્યંત ખરાબ પ્રદેશોમાં આગગાડીઓ અને સ્ટેશનો પર વારંવાર છૂટથી જંતુનાશકો છાંટવામાં આવ્યાં. બીજા કેટલાક સ્થળોએ એ પ્રદેશ જ્યાં સુધી મચ્છરમુક્ત ના થાય ત્યાં સુધી સૈનિકોને છાવણી નાખવાની મનાઈ કરવામાં આવી. મચ્છરવિરોધી બુરખા, મોજાં, જાળીઓ અને મચ્છરદાનીઓ હજારોની સંખ્યામાં વહેંચવામાં આવ્યાં. મચ્છરરહિત તંબૂઓ તૈયાર કરવાની બાબતમાં અનેક પ્રયોગો થયા. એટલું જ નહિ પણ મચ્છરને ભગાડી મૂકનાર વધુ અસરકારક મલમો અને લોશનો શોધવા માટે શાસ્ત્રજ્ઞોએ સેંકડો પ્રયોગો કર્યા.

આ બધાંના પરિણામે યુદ્ધ પછી આમપ્રજાને મદદરૂપ નીવડે એવી મેલેરિયા અટકાવનાર કેટલીક સસ્તી અને અસરકારક શોધોનો લાભ આપણને મળશે એવી આશા રાખી શકાય.

**મેલેરિયાની ચિકિત્સા: ચાર દૃષ્ટિબિંદુઓ**

હવે આપણે મેલેરિયા લાગુ પડયા પછી એની સારવાર શી રીતે કરવી એ સંબંધી વિચાર કરીએ. એને માટે આપણે ત્યાં સારવારની

ચાર પદ્ધતિઓ ચાર દૃષ્ટિબિંદુઓ રજુ કરે છે. એ ચાર પદ્ધતિઓ (૧) આયુર્વેદ અને યુનાની (૨) એલોપેથી (૩) હોમિયોપેથી અને (૪) નિસર્ગોપચાર છે.

આયુર્વેદના પ્રેકટીશનરો મેલેરિયાને પિત્તજ્વરને નામે ઓળખે છે, અને કેટલાંક પ્રાચીન પ્રીસ્ક્રીપ્શનોથી એની સારવાર કરે છે. હવે કેટલાક વૈદ્યો ક્વીનાઇનનો દવા અને ઇન્જેકશનના રૂપમાં છૂટથી ઉપયોગ કરે છે. કેટલાક વૈદ્યો સોમલ અને કેટલાક 'રસો'નો ઉપયોગ કરે છે. રસોમાં પારો આવે છે.

મેલેરિયાના અટકાવ માટે આયુર્વેદના આદેશો મુજબ દિનચર્યા અને ઋતુચર્યા રાખવી જોઇએ એવો વૈદ્યોનો મત છે. સેનિટેશનના પ્રશ્ન ઉપર વૈદ્યોએ બિલકુલ ધ્યાન આપ્યું નથી, એમ કહીએ તો પણ ચાલે.

નિસર્ગોપચારકોને આ દૃષ્ટિબિંદુમાંથી, તેમજ આ સારવારમાંથી ઝાઝું શીખવા જેવું નથી, માત્ર થોડાંક નિર્વિષ ઔષધો ગૌણ ઉપચાર તરીકે સ્વીકારવા જેવાં ખરાં.

એલોપેથીનું દૃષ્ટિબિંદુ એ છે કે ચેપી રોગોનું મુખ્ય કારણ રોગજંતુઓ હોય છે. એટલે રોગજંતુઓના નાશમાં જ એ રોગનો નિકાલ જુએ છે. એલોપેથી બીજ ઉપર અતિશય ભાર મૂકી ક્ષેત્રની સદંતર ઉપેક્ષા કરે છે.

એમનાથી ઊલટી રીતે નિસર્ગોપચારકો અને હોમિયોપેથી બીજની ઉપેક્ષા કરી ક્ષેત્ર ઉપર વધુ ભાર મૂકે છે.

એલોપેથીમાં ક્વીનાઇનનો પ્રવેશ તો માંડ ૧૫૦ વર્ષ થયાં છે. જંતુશાસ્ત્ર સ્થપાયે ૬૦ વર્ષ અને મેલેરિયાનો જંતુ જડયે ચાળીસેક વર્ષ થયાં છે.

ક્વીનાઇનની શોધ પેરુના જંગલી લોકો પાસેથી થઈ. દક્ષિણ અમેરિકામાં સીંકોના નામનો છોડ ઊગતો. એનો યુરોપીયન વિજેતાઓએ યુરોપીયન વૈદકમાં પ્રવેશ કરાવ્યો. શરૂઆતમાં એલોપેથિક દાક્તરો તરફથી આ શોધનો પ્રખર વિરોધ થયો, અને મેલેરિયામાં ક્વીનાઇન વાપરનાર દાક્તરો નાતબહાર મૂકાવા લાગ્યા! પણ એના પરિણામોથી લોકોને આ દવા પસંદ પડી એટલે ધીમે ધીમે દાક્તરોનો વિરોધ તૂટી ગયો. ત્યારબાદ સીંકોનામાંથી ક્વીનાઇનને 'એલ્કેલોઈડ' તરીકે છૂટી પાડવામાં આવી અને હવે તો એ એલોપેથીની સહુથી માનીતી દવા થઈ જઈ રામબાણ ઈલાજોના રાજા તરીકે ઓળખાય છે!

ક્વીનાઇનની શોધ પહેલાં એલોપેથીમાં મેલેરિયાની સારવાર અનેક જાતના અગડંબગડં ઈલાજોથી થતી. ઠેઠ ઈસ્ટ ઇન્ડિયા કંપનીના સમય સુધી આપણે ત્યાં અંગ્રેજ દાક્તરો કેલોમલથી મેલેરિયાની સારવાર કરતા! ક્વીનાઇનની મેલેરિયા ઉપરની ચમત્કારિક અસર જણાતાં જ દાક્તરો અને દરદીઓ એ બન્નેની એ બહુ જ માનીતી દવા થઈ પડી. જેણે ક્વીનાઇન કદી ના વાપરી હોય તેના શરીર ઉપર તો એ જરૂર ચમત્કારિક અસર કરે જ છે!

સિંધમાં જ્યારે મીર લોકો રાજ્ય કરતા હતા, ત્યારે એક અંગ્રેજ દાક્તર ત્યાં ગયેલો. મીરને લાંબા વખતથી મેલેરિયા હતો. વૈદરાજો અને હકીમોની સારવાર સદંતર નિષ્ફળ નીવડી હતી. પેલા દાક્તરે થોડાક ગ્રેઈન ક્વીનાઇન આપી મીરનો મેલેરિયા ભગાડી દીધો. આ ચમત્કારિક દવાથી મીર એટલો બધો ખુશ થઇ ગયો કે એણે દાક્તર પાસેનો ક્વીનાઇનનો તમામ જથ્થો ખૂંચવી લીધો. એ જથ્થો તોળી જોતાં એક રતલ ક્વીનાઇન થઇ. એણે હુકમ કર્યો કે આ ફીરંગી દાક્તરને એની જાદુઈ દવાના બદલામાં ભારોભાર સોનું આપવું!! (ક્વીનાઇનનાં કાળાં બજાર આજે ખૂબ જામ્યાં હોવાં છતાં એનો આ ભાવ આજે પણ કોઈ આપતું નથી!)

થોડા સમય બાદ પેલો અંગ્રેજ દાક્તર પોતે જ મેલેરિયાથી પટકાઈ પડયો. એણે મીરને વિનંતિ કરી કે મને થોડા ગ્રેન ક્વીનાઇન આપવા કૃપા કરશો. મીરે સાફ ના પાડી. એટલે છેવટે એને બિચારાને હકીમોના કાઢા પીવા પડયા, અને માંડ મહિને બે મહિને સાજો થયો.

આ તો ગઈ સદીનો દાખલો થયો, પણ નીચેનો બનાવ તો ગયા દશકામાં જ બન્યો હતો.

પેસીફીકના એક ટાપુસમૂહમાં એક અમેરિકન દાક્તર સંયોગવશાત્ જઈ ચડયો. ત્યાંની જંગલી પ્રજાના રાજાનો પુત્ર મેલેરિયાથી પીડાતો હતો, એનો રોગ મટાડવામાં સ્થાનિક ભૂવાઓ નિષ્ફળ નીવડયા હતા. દાક્તરે એ લોકોને વિશ્વાસમાં લઈ એ છોકરાને એટેબ્રીન આપી. થોડીક ટીકડીઓથી જ એનો મેલેરિયા નાબૂદ થઈ ગયો. આ ઉપકારના બદલામાં રાજાએ દાક્તરને એક મોતી આપ્યું. એ મોતી આખી દુનિયાના મોતીઓમાં સૌથી મોટું, સુંદર અને અત્યંત કીમતી છે. આ

રીતે આ દાકતરને દુનિયાનું સૌથી વધુ કિંમતી મોતી માત્ર એટેબ્રીનની થોડીક ટીકડીઓના બદલામાં પ્રાપ્ત થયું. ક્વીનાઈનનો જે ચમત્કાર અનભિજ્ઞ લોકોને આટલા બધા આંજી નાખે છે, એની પાછળનું રહસ્ય શું છે? કયા નિયમને આધારે ક્વીનાઈન પોતાનું કાર્ય કરે છે? આ એક વૈદકનો અને વિજ્ઞાનનો હજી અણઉકલ્યો કોયડો છે. એને માટે આજસુધીમાં અનેક ખુલાસાઓ બહાર પાડવામાં આવ્યા છે, પણ કોઈ ખુલાસો તમામ મહત્વની હકીકતો સાંકળીને સાચો જવાબ આપી શકતો નથી. એલોપેથો શરૂઆતમાં ક્વીનાઈન ટકોવૈદાની (Empiricism) રીતે વાપરતા. મેલેરિયાનો જંતુ જડયા પછી તેઓ એમ કહે છે કે અમે લોહીમાંથી જંતુઓ મારી નાખવા માટે વાપરીએ છીએ. હોમિયોપેથો એનાથી સામ્યોપચારનો નિયમ સિદ્ધ કરે છે. નિસર્ગોપચારકો કહે છે કે ક્વીનાઈન રોગદમન માટે વપરાય છે. જંતુઓના વિનાશનો ખુલાસો પણ પૂરેપૂરો સંતોષકારક નથી, કારણ કે ક્વીનાઈનનું જેટલું દ્રાવણ જંતુ મારવા માટે શરીરની બહાર જોઈએ છે, એના કરતાં ઓછું દ્રાવણ શરીરની અંદર જોઈએ છે. ઉપવાસ કે જલોપચારથી ક્વીનાઈનની માત્રામાં કેટલી વધઘટ કરવાની જરૂર પડે છે, એને વિષે કોઈએ પણ આજસુધી વૈજ્ઞાનિક સંશોધન કર્યું જ નથી. એટલે ક્વીનાઈન અને મેલેરિયાના વિષયમાં હજી ઘણું સંશોધન અને છેવટનો જવાબ બાકી જ રહે છે.

પહેલે તડાકે ભારે ચમત્કાર બતાવતી ક્વીનાઈન "કોઠે પડી ગયા પછી" કેટલી બિનઅસરકારક નીવડે છે, એ એક જાણીતી હકીકત છે. આમ શા માટે બને છે એ પણ એક કોયડો છે.

ક્વીનાઈન મેલેરિયાની રામબાણ દવા છે, એ એક ભ્રમ છે. રામબાણ દવા તો તે જ કહેવાય કે જે રોગને મૂળમાંથી મટાડી દે, દરેક કેસને સરખો લાભ કરે, પાછળ કોઈપણ જાતની પશ્ચાત અસરો ના મૂકી જાય, તેમજ એક રોગ દાબી બીજો રોગ ઊભો ના કરે. આ કસોટી ઉપર ક્વીનાઈનને કસી જોતાં એ મેલેરિયાને મૂળમાંથી મટાડતી નથી. જુદા જુદા કેસમાં અણસરખા પરિણામો આપે છે, ક્વીનાઈનથી કેટલાક કેસો એકદમ સાફ થાય છે, જ્યારે બીજા કેટલાક મહિનાઓ સુધી લંબાય છે. પાછળ પારાવાર પશ્ચાત અસરો મૂકી જાય છે, અને ઉગ્ર મેલેરિયા દાબી દઈ હઠીલો મેલેરિયા તેમજ બીજા અનેક દુઃસાધ્ય વ્યાધિઓ ઊભા કરે છે.

બહોળો ક્લિનિકલ અનુભવ ધરાવનાર અને આંખો ઉઘાડી રાખી પ્રેક્ટિસ કરનાર દાકતરો ક્વીનાઈનના કેટલાક દોષો તો સમજે છે જ. એની અપૂર્ણતાઓ પૂરી કરવા માટે એટેબ્રીન અને પ્લાઝમોક્વીન જેવી દવાઓ હવે વપરાય છે. ક્વીનાઈન જો મેલેરિયાની રામબાણ દવા હોત તો દાક્તરો કેવળ એની ઉપર જ આધાર રાખત, પણ તેઓ સાથે સાથે રેચક, રવેદલ, નિદ્રલ વગેરે દવાઓ જરૂર મુજબ વાપરે છે, એ બતાવે છે કે મેલેરિયાની બધી બાજુઓને એકલી ક્વીનાઈન સફળતાપૂર્વક પહોંચી વળતી નથી.

સલ્ફા ગ્રુપની દવાઓની શોધ પછી એક એવી સલ્ફા દવા શોધવામાં આવી છે કે જે વાંદરાઓનો મેલેરિયા મટાડે છે, એવો દાવો કરવામાં આવ્યો છે. પણ વાંદરાઓમાં જે મચ્છર મેલેરિયા ફેલાવે છે, તે મચ્છર માનવીને મેલેરિયા આપનાર મચ્છર કરતાં જુદી જાતનો છે. એ ઉપરાંત એ દવા માણસો ઉપર બિલકુલ અસરકારક નીવડતી નથી.

આપણે છાપાંઓમાં વારંવાર નવાંનવાં જંતુનાશક દ્રવ્યોની ખ્યાતિ સાંભળીએ છીએ, જે અનેક રોગો સાથે મેલેરિયા પણ મટાડે છે એવો દાવો કરવામાં આવે છે. પણ આજસુધી વ્યવહારુ અનુભવે આમાંનો કોઈ દાવો સિદ્ધ કર્યો નથી, અને આજે પણ એલોપેથિક પ્રેક્ટિસમાં મેલેરિયાની ચિકિત્સાનું મધ્યબિંદુ ક્વીનાઈન છે.

લગભગ ૯૯% એલોપેથિક દાક્તરો ક્વીનાઈનના પરમ પ્રશંસકો હોય છે, અને તેઓ એમ કહે છે કે યોગ્ય માત્રામાં અધિકારી વ્યક્તિને હાથે જો આ દવા વપરાય તો એનાથી લેશ માત્ર નુકસાન થવાનો સંભવ નથી.

આ માન્યતા એક ખોટી માન્યતા છે એ આપણે આગળ ઉપર જોઈશું.

## મેલેરિયા અને હોમિયોપેથી

હોમિયોપેથીનો સ્થાપક હાનમેન ક્વીનાઈનના કાર્ય વિષે શોધ કરતાં જ હોમિયોપેથી તરફ વળ્યો, એ એક જાણવા જેવી હકીકત છે.

હાનમેને પોતાના જમાનાની વૈદકીય અંધાધૂંધીથી કંટાળી જઈને પ્રેક્ટિસ છોડી દીધી, અને ઉદરનિર્વાહ માટે અત્યંત મુશ્કેલ એવો લેખનવ્યવસાય શરૂ કર્યો. કલનની મેટીરિયા મેડીકાનું અંગ્રેજીમાંથી જર્મનમાં ભાષાંતર કરતાં કરતાં ક્વીનાઈનના કાર્ય વિષે કલને કરેલો ખુલાસો હાનમેનને ગળે ના ઊતર્યો. એ જમાનામાં જંતુઓ શોધાયા નહોતાં. ક્વીનાઈનના કાર્ય વિષે અનેક જાતના મનસ્વી તરંગો અને સિદ્ધાંતો પ્રચલિત હતા. યુરોપીયન દાક્તરોનો એક વર્ગ

કવીનાઇનવાદમાં માનતો, એટલે કે એકએક રોગ કવીનાઈનથી મટી શકે છે, એવી એમને નિશ્ચલ શ્રદ્ધા હતી ! ! કલનનો ખુલાસો અયોગ્ય લાગતાં હાનમેને પોતેજ સત્ય શું છે, એ નક્કી કરવાનો પ્રયાસ કર્યો.

તન્દુરસ્ત માણસ ઉપર કવીનાઇનની શું અસર થાય છે, એ જાણવા માટે એણે પોતે ક્રમશઃ બહુ મોટી માત્રામાં કવીનાઇન લીધી. પરિણામે એના શરીરમાં ટાઢિયા તાવનાં તમામ લક્ષણોએ દેખા દીધી. એણે કવીનાઇન બંધ કરી, એટલે લક્ષણો ધીમે ધીમે અદૃશ્ય થઈ ગયાં. ત્યારપછી એણે ફરી પાછી કવીનાઇન શરૂ કરી, એટલે ફરી પાછાં મેલેરિયાનાં લક્ષણો દેખાયાં. આવી રીતે કવીનાઇન અને બીજી દવાઓ વિષે વારંવાર પ્રયોગ કરતાં એની ખાત્રી થઈ કે દવાઓ માનદેહ ઉપર કઇ રીતે કામ કરે છે એને લગતો વિશ્વનિયમ એને જડયો છે. એ નિયમ નીચે મુજબ છે.

'જે દવા મોટી માત્રામાં લેવાથી જે પ્રકારનાં રોગલક્ષણો ઉત્પન્ન કરે એ જ દવા નાની માત્રામાં લેવાથી એ જ પ્રકારનાં રોગલક્ષણો દૂર કરે.'

આ નિયમને આધારે હોમિયોપેથીનું આખું શાસ્ત્ર રચાયું, અને હોમિયોપેથોએ ઉગ્ર અને હઠીલા રોગોમાં અભૂતપૂર્વ સફળતા મેળવી. છતાંય મેલેરિયાની ચિકિત્સાના પ્રશ્નનો હજી હોમિયોપેથો પણ સફળ ઉકેલ લાવી શકયા નથી. હાનમેને 'ઓરગેનોન'માં કવીનાઇન ઉચી 'પોટન્સી'માં વાપરવાની સલાહ આપી છે. પણ ત્યારપછીનો હોમિયોપેથોનો જ અનુભવ એ બતાવે છે કે હાનમેન આ બાબતમાં ભીંત ભૂલ્યો હતો.

મેલેરિયામાં કવીનાઇન ઉપરાંત બીજી દવાઓ ધીમે ધીમે હોમિયોપેથીના ઔષધક્રમમાં એકઠી થવા માંડી અને હવે તો હોમિયોપેથો પાસે સો ઉપરાંત ઔષધો મેલેરિયા માટે છે. મેલેરિયાના કોઇ પણ કેસમાં આ સોમાંથી ગમે તે એક ઔષધ અસરકારક નીવડે. કમનસીબે દરેક કેસમાં સાચું ઔષધ શોધવાનું કામ એટલું બધું મુશ્કેલ છે કે બહુ જ ઓછા હોમિયોપેથો કવીનાઇનની સહાય સિવાય મેલેરિયાના બધા જ કેસોની સફળ સારવાર કરી શકે છે.

કેવળ સામાન્ય હોમિયોપેથોમાં જ નહિ પણ હોમિયોપેથીના સિદ્ધહસ્ત સ્વામીઓમાં અને એના વિશ્વવિખ્યાત નેતાઓમાં કવીનાઇનના પ્રશ્ન પરત્વે ઉગ્ર મતભેદ પ્રવર્તે છે. હાનમેન, હેરીંગ, રો, ગ્રીનસે, વેલ્સ, ડનહામ ગોસલીન, બેઠસ, નેશ, કેન્ટ, લીપી અને બર્નેટ જેવા કિલનિશિયનો કવીનાઇનના કટ્ટર વિરોધીઓ છે. બીજી બાજુ હેલ, કોપકા, રોથ, બેહર, હોલકોમ્બ, એલીસ, ડગ્લાસ હુજીસ, ફીપેકસ, પુલ્ટે, અને બીજા કેટલાક એટલા જ નામાંકિત કિલનિશિયનો હોમિયોપેથીની મહત્તા સ્વીકારતા હોવા છતાં અનેક કેસોમાં કવીનાઇનની અનિવાર્યતા મુક્ત કંઠે સ્વીકારે છે.

હોમિયોપેથી હિંદુસ્તાનમાં આવી, એટલે અનેક હિંદી દરદીઓ અને દાક્તરો જૂની પદ્ધતિને ત્યાગી આ નવી પદ્ધતિ અપનાવવા લાગ્યા. હિંદુસ્તાન અને એમાં ય બંગાળા મેલેરિયાનું કાયમી રહેઠાણ હોવાથી હિંદી હોમિયોપેથોએ મેલેરિયા સંબંધી ઘણો કિંમતી અનુભવ એકઠો કર્યો.

જાણીતા બંગાળી હોમિયોપેથ ડૉ૰ મહેન્દ્રલાલ સરકાર એમ. ડી. લાંબા અનુભવ પછી કવીનાઇનના હિમાયતી થયા હતા. ઇ. સ. ૧૮૭૪માં આંતરરાષ્ટ્રીય હોમિયોપેથિક પરિષદ આગળ ભાષણ આપતાં એમણે કહ્યું છે કેઃ "હોમિયોપેથો થવાની ફિકરમાં આપણે ચિકિત્સકો થવાનું ભૂલી ના જઇએ. હાનમેનની ઉપાસના કરવાના ઉત્સાહમાં જયાંથી મળે ત્યાંથી સત્ય સ્વીકારવાનું રખેને આપણે બંધ રાખીએ." તેઓ એમ માનતા કે હું પહેલો ચિકિત્સક છું, પછી હોમિયોપેથ છું.

બીજા જાણીતા બંગાળી હોમિયોપેથ શરત્ચંદ્ર ઘોષની પુત્રી જયારે મેલેરિયાથી બિમાર હતી ત્યારે કલકત્તાના બધા જાણીતા હોમિયોપેથો પોતાની આવડત અજમાવી ચૂકયા પછી એ જયારે સારી ના થઇ ત્યારે એને યુ કવીનાઇન ૧ ગ્રેનના ડોઝમાં આપવાથી એને ઠીક થઈ ગયું.

સામાન્ય રીતે એમ જણાય છે કે હોમિયોપેથીનો અમેરિકન સંપ્રદાય કવીનાઇનની વિરુદ્ધ છે. જર્મન સંપ્રદાય તરફેણમાં છે, અને અંગ્રેજ અને હિંદી સંપ્રદાયના લેખકો બે વિભાગમાં વહેંચાઈ ગયા છે.

આ બધી ચર્ચાનો છેવટનો સાર એ છે કે જો પ્રતિભાસંપન્ન હોમિયોપેથ હોય તો એ મેલેરિયાના બધા કેસો કવીનાઇન સિવાય સારા કરી શકે. સામાન્ય હોમિયોપેથનું એ ગજું નથી.

અલબત્ત હોમિયોપેથો કવીનાઇન મોટે ભાગે હોમિયોપેથિક માત્રામાં જ વાપરે છે. એ નિષ્ફળ નીવડે, તો જ એલોપેથિક માત્રાનો આશ્રય લે છે.

એટલે હોમિયોપેથો મેલેરિયામાં કાંઇ જ કરી શકતા નથી, એ એક જેવો ખોટો મત છે, તેવો જ ખોટો મત હોમિયોપથોને કવીનાઇનની કાંઈ જ જરૂર પડતી નથી એ છે.

[ બાકીનું આવતે અંકે સંપૂર્ણ ]

# ગાડીભાડું

લે. સવાઇ જ્યોતિન્દ્ર

તમે આ બધા લેખો વાંચો છો ? અલાબલા અને એ મથાળાં હેઠળ પ્રગટ થતા ? એમાં છેલ્લા બે વખતથી સવાઇ જ્યોતિન્દ્રનું સવૈ થઈ ગયું છે એ જોયું ? મારા મનમાં કે મુદ્રારાક્ષસનું એ કારસ્તાન હશે. પણ પછી તો જાણી જોઇને જ સવાઇને સંકડાવવામાં આવ્યું હોય એમ લાગે છે ! હશે. મને એવી નાની બાબતમાં તકરાર કરવાનું ઠીક નથી લાગતું, તેમ હું નરસિંહરાવ કે નાનાલાલ નથી. યા કેશવલાલ કે બળવંતરાય નથી કે એટલા માટે મહાભારત ઊભું કરું. ભલે સવાઈને બદલે સવૈ. આ જમાનો એવો છે. જગ્યાની તાણ એટલે સંકડાશથી ચલાવવું પડે.

કાગળની તાણ અને પોસ્ટની ટિકિટની મોંઘવારી છતાં મારા ઉપર કેટલાક ભાઇઓના કાગળો આવ્યા છે. એમણે એ કાગળો C/o. ઊર્મિ કાર્યાલયમાં લખ્યા છે. મને ત્યારે ભાન થયું કે આ આપણે જે C/o લઈ બેઠા છીએ, એનો શો અર્થ ? ઊર્મિવાળાની છત્રછાયા હેઠળ, એમ જ ને ? પણ હું ઊર્મિવાળાની દેખરેખ હેઠળ યા એમના છાપરા હેઠળ, યા એમની કોઈ પણ મહેરબાનીના ભાર હેઠળ રહેતો જ નથી. એક મહેરબાની એ ખરી કે આં છાપે છે તે—એમની મનશરીમાં ન આવે તો ન યે છાપે. ખરું જોતાં 'C/o. વાળુ' મારફત જોઇએ, મારફતિયા અટક એથી જ પડી હશે.

એ ભાઇઓમાંના કેટલાકે એમ ફરિયાદ કરી છે કે આ અલાબલામાં કંઈ ટોપીકલ તો લખો. સ્વૈરવિહારવાળા પેલા રામનારાયણ કેમ વારંવાર ટોપીકલ લખતા હતા; બજ્યું, હવે તો એ સ્વૈરવિહાર પણ નથી લખતા. બજ્યું શબ્દ મારો નથી; મારા પર કાગળ લખનારનો છો. જ્યોતિન્દ્ર દવે લખે છે, ત્યારે ટોપીકલ હોય છે તો તેને કોમીકલ કરી નાખે છે, અને કોમીકલ હોય છે તેને હાથ જ લગાડતા નથી. આવું આવું ઘણું એ કાગળોમાં છે. કોઈવાર હું થાકી જઇશ, અને હાડકાની હરામખોરી કરવી હશે, ત્યારે એ કાગળોમાંથી જ કેટલુંક પ્રગટ કરીશ—અલબત્ત, એમનાં નામો છાનાં રાખીશ.

ચાલો ભલા ત્યારે હવે ટોપીકલ લખીએ. આ વખત ગાડીભાડું આપી મને પારલાવાળાઓએ ખાસ મુંબાઈ બોલાવ્યો હતો. એમનો પચ્ચીશ વર્ષનો ઉત્સવ હતો એટલે આ ગાડીભાડું આપવાની વાત મારે ગળે તરત ઊતરી. સ્ટેશન પર—અમદાવાદના સ્તો—એક મીલ માલેકના માલેતુજાર નબીરા દીકરા મળ્યા. તે કહે 'ભલા તમે સાહિત્યસેવક, ગાડીભાડું લઇને હેંડ્યા'. એમના બાબાશાઈ તબિયેતવાળા, પણ સાહિત્યમાં ખાસ કરીને અત્યંત લોકપ્રિય એવા નવલકથાના ક્ષેત્રમાં પુષ્કળ નવરાશને કારણે ખૂબજ ઝંપલાવેલું હોવાથી સ્વાભાવિક પ્રાપ્ત થયેલી સાહિત્યકીય બુદ્ધિવાળાં ધર્મપત્નિએ ઊમેર્યું' 'અને તે પણ સેકન્ડ કલાસ !'

વાત મુદ્દે એમ હતી કે જિંદગીમાં પાંચ વાર આ વરવહુની જોડી મારી સાથે અકસ્માત જ ટ્રેનમાં સાથે થઇ ગઇ હતી. પણ તે સમયે હમેશાય બબ્બે કલાક પહેલાં સ્ટેશને દોડી, બિસ્તર બિછાવી પાટીએ ગોઠવાઈ ગયા હોઈએ, અને ગાડી ઊપડવાના થોડાજ સમય પહેલાં આ વરવહુની પધરામણી થતાં અમને જોઈ,

વર : 'ઓહો ! તમે છો ? ક્યાં મુંબાઈ !"

વહુ : "અરે એ તો દર ત્રીજે દિવસે, કેમ સવાઈભાઈ !" સવાઈ ઉપર ભાઈ ઊમેરી ભાઈ ઉપર દોઢો ભાર મૂકી વહુરાણી બોલતી, અને પછી તરત મારે કંઈ તો બોલવું જ પડે, એમાં સ્વાભાવિક જ બોલાઈ જવાતું.

" તમે "

બંને સાથે જ : "અમે યે મુંબાઈ, તમારી આગળ જ સેકન્ડમાં બેઠા છીએ."

ભલભલો નાટકનો સૂત્રધાર ગમે તેટલા રીહરસલો કરાવે તોયે આ વરવહુ જે તાદાત્મ્ય સાધી એક જ અવરોહથી આ વાક્ય એકધારા સળંગ શ્વાસે બોલતાં એવું બીજે ભાગ્યે જ બનતું.

અને ત્યાં ગોઠવાયા પછી પાછા એકાદ મિનિટ મારી ખબર કાઢવા પણ આવી જતાં: મનમાં ટિકિટ ખર્ચ

માટે સંતોષાતાં; જરા ફૂલાતાં, એમાં પુરુષ કરતાં સ્ત્રી વધારે મચકાતી, હરખાતાં, પ્રફુલ્લ થતાં, અને પછી તરત જ મને ભૂલી જતાં, તે મુંબાઇના સ્ટેશને રખેને એમની સાથે ગાડીમાં એટલે કે મોટરમાં સથવારો આપવો પડે તે ઉજળી સ્હવારે સામે અથડાતાં પણ નજર ચુકાવી બહારવટિયાની પેઠે અલોપ થઈ જતાં.

આ વખત પણ અનાયાસે તો નહિ પણ મારા એક બાંધડ દોસ્તની તરકીબને લઇને આપણો બિસ્તરો–તે જ પેલા તખ્તાના પાટીઆ પર પથરાતો તે–નીચેના ગાદીઆ પાટીઆ પર પથરાઈ ચૂક્યો હતો. અને બાધ્યો પૈસો વછોડવાની આનાકાનીમાં, અને છોડવાના નિર્ણય પછી પણ, ઉપર મજલેથી ભોંય તળીએ પડવાનું કોઈ પણ હિસાબે બાર પંદર આડાઅવળા કામાટામ માપી પછી તેમ જ આડીત્રેડી રીતે ધૂંઆફૂંવા કાઢ્યા પછી પણ અશક્ય લાગતાં રેલ્વેવાળા ઉપરની ચીઢ મહારાણી મ્હારા પર ચોઢતા હતા.

હું સાહિત્યનો સેવક અને મેં ગાડીભાડું લીધું એ મારો ભયંકર ગુનો. આપવાવાળા તો મૂરખા જાણે એમનો ગનો કશો નહિ, પણ મેં ગાડીભાડું લીધું તે ભારેનો ગુનો થયો. મને યાદ છે એક શેઠ એણે પોતાના નોકરને કંઈ લાવવા મોકલ્યો. એને જવા આવવાનું બસભાડું આપ્યું હતું. એ એનો નોકર હતો. નોકર એટલે ચાકર, ચાકર એટલે સેવક. સ્વયંસેવક નહિ, શેઠસેવક સાહિત્ય-સેવક નહિ બીજા એક શેઠને ત્યાં માંદગીના પ્રસંગે મુંબઇના એક ડાક્ટરે ફી ઉપરાંત ભારેનું ગાડીભાડું લીધું હતું. અને પછી તો મારું મગજ ચાલ્યુ–દોડ્યું, કંઇ વકીલ બારસ્ટરોએ ફી ઉપરાંત સેવાના કામમાં લીધેલાં ગાડીભાડાં યાદ આવ્યાં. પેલા મુંબઈ યુનિવર્સિટીવાળાના સેનેટરોમાંના એક પંડિત મને યાદ આવ્યા. એ જ તો મને કહેતા હતા કે અમને ત્રણ ફર્સ્ટક્લાસ મળે, અને જઇએ અમે ગમે તે ક્લાસમાં, એ પે. શિક્ષણના તો સેવક જ ને. ધારાસભાના સભ્યો, મોટા ભાગના સેવકો, સરકારના સાહેબો બધા જે રીતે જેટજેટલું ગાડીભાડું લેતા તે બધા મને યાદ આવ્યા. અને જેટલા યાદ આવ્યા તે બધા મેં એમની સામે ઝીંક્યા.

ગાડીભાડું ! ગાડી ચાલે અને મારુ મગજ સળવળે. કોણ ગાડીભાડું નથી લેતું ? વાયસરોય સાહેબ નથી લેતા ? વીમા કંપનીના માલેકો, સંચાલકો, એજંટો, જાહેર-ખાતાના કાર્યકર્તાઓ, કોણ નથી લેતા ? શિક્ષકો બિચારા નથી લેતા. ભણાવવા જાય ત્યારે પગારમાં ઉમેરી પણ નથી આપતા. એ શિક્ષકો તો ગાડીભાડા વિના ચલાવી શકે, પણ યુનિવર્સિટીના સેનેટરોને પણ ફર્સ્ટ ક્લાસ જોઈએ. કારણ એમને માથે ભાર, જવાબદારી, જુમ્મે-દારી, શિક્ષકોએ શું ભણાવવું એ નક્કી કરવાનું, કેવી રીતે ભણાવવું એ નક્કી કરવાનું, ક્યારે ભણાવવું, કોને ભણાવવું, ક્યાં ભણાવવું, ભણાવ્યા પછી એની લાયકાત તપાસવી, એ માટે પરીક્ષા, એના સવાલો, તે સવાલોની શૈલી, એનું ધોરણ વગેરે અનેક વિટંબનાજનક મુદ્દાઓ એમને ચાળવાના રહ્યા. અને એ બધા માટે એમની લાયકાત નક્કી કરી એમને ચૂંટી કાઢે ગ્રેજ્યુએટો એટલે કે ગ્રેજ્યુએટોના ચૂંટાએલા ગ્રેજ્યુએટ સેવકો. તે સેવકો ગ્રેજ્યુએટોની સેવા કરવાની ધગશ સાથે બહાર પડેલા એ સેવકો ગાડીભાડું લઈ શકે.

ન લઈ શકે તે ફક્ત વિદ્યાર્થી. કારણ એનો અર્થ તે જ વિદ્યા. અર્થ એટલે પૈસો પ્રોફેસરો અર્થની નોટ્સ કાઢે છે તે નહિ અલબત્ત, એ અર્થની ચોપડી-માંથી રૂપિઆની નોટ્સ ઠીક ઠીક, ઊભી થાય છે એટલે અર્થ એટલે પૈસો તો ખરો જ. પણ ટૂંકમાં જો વિદ્યાર્થી એમ. એ. કે બી. એ. માટે પરીક્ષા આપવા જાય, તો એને ગાડીભાડું ન મળે. કદાચને સામા પૈસા પણ આપવા પડે આનું કારણ એમ છે કે પૈસો પૈસાને ખસડે છે વિદ્યાર્થી કંઈ રળતો કમાતો જીવડો નથી. પ્રોફેસરો, પ્રધ્યાપકો, પ્રાધ્યાપકો, અધ્યાપકો, પ્રીન્સીપાલો, વગેરે જેઓ શિક્ષ-ણના ક્ષેત્રમાની આવડતને લઈ ને ચુંટાઇને યુનિવર્સિટીમાં બિરાજે છે તેઓ તો કમાતી વ્યક્તિઓ છે, એટલે એમને વધારે કમાવાની જરૂર. એટલે એમને તો ગાડીભાડું જોઈએ જ અને તે પણ ફર્સ્ટક્લાસ હું તો માનું છું કે એમને સલૂનનો ખર્ચ આપવો જોઈએ. એમની સેવાના પ્રમાણમાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી તો અપાવી જોઈએ.

અમદાવાદથી ઊપડી ગાડી નડિયાદ, આણંદ, વડો-દરા, ભરૂચ દોડી જતી હતી, અને હું ગાડીભાડાનું પુરાણ ઊકેલ્યે જતો હતો.

પેલા બે વરવહુ કેમ નીંદર્યાં એની લમણાઝીક અટાણે આપણે માટે નકામી છે.

ત્યારે આપણે ટોપીકલ દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખીને આગળ ચાલવાનું છે. તેથી તો વિલેપારલાના સાહિત્ય સંમેલન વિષે હું લખવા માંગતો હતો. અને એટલામાં સાહિત્ય બાજુએ રહ્યું, અને પેલા બાઇએ ગાડીભાડાનું ડીંડવાણું કર્યું.

પણ આપણે આ સંમેલનના વિશે વિચારીએ તે પહેલાં આ યુનિવર્સિટીની વાત નીકળી છે તે જ તપાસી લઈએ. વળી આગળ ઉપર પણ યુનીવર્સિટી વિષે હું લખી ગયો છું. મેં સૂચવેલી યુનિર્વર્સિટી નીકળો કે ન નીકળો, પણ જે છે તેને કંઈ ભૂલી શકાવાનું હતું?

લગ્નસરા વખતે કંકોતરીઓનો ઢગલો કેવો ઊભરાઈ જાય છે! તેમ એપ્રિલ મહિનો આવતાં જાતજાતના ઓળખીતા ઊભરાઈ જાય છે, અને મોઢે, બારોબાર, કોઈની મારફત, ફોન કરી, ચીઠ્ઠી લખી, છેવટે કાગળ કે તાર કરીને પણ ઓળખાણ તાજી કરવામાં આવે છે. આ વખત એ અંદાજે મેટ્રિકના સવાસો, ઇન્ટરના ચાલીશ, બી. એ. ના બત્રીશ, અને એમ. એ.ના ત્રણ નંબરો મારા ઉપર આવ્યા છે. એક ભાઇ પોતે અમુક ન્યાતના હોવાથી જ મારી ઉપર નંબર મોકલવાની એમને જરૂર જણાઇ છે. બીજા ભાઇના વહુ મારી સાથે ભણતા હતા, એટલે એમના છોકરાને મારે પાસ કરાવવો જ જોઈએ એમ લખે છે. એમના વહુ મારી સાથે ભણતા હતા, પણ ત્યારે પરણવાજોગ હું નહોતો ગણાયો. બીજા એક દેશસેવક, ખાદીપહેરક, ચાલો વળી પહેરક શબ્દની મારામારીમાં ના ઊતરતા–સત્યના સંરક્ષક. અહિંસાના ઉપાસક, એકહથ્થુ સત્તાના સંચાલક, ભાવનાવાદી, ફક્ત છોકરીના વિવાહ તૂટી જાય એ બીકે કોઇ પણ ઉપાયે પાસ કરાવવા મને લખ્યું છે.

જાણે કે વિદ્યાર્થીઓને પાસ કરાવી આપવાની મારી પાસે એજન્સી ન હોય. એ ભાઈનો કાગળ વાંચવા જેવો છે.

"આમ તો રમી આપણી હોંશીઆર છે. છેલ્લા ચાર મહિનાથી તો ખાસ માસ્તર રોકર્યો હતો. અને એ બંનેએ મહેનત તો ઘણી કરી છે. પાસ તો થશે જ, પેપર પણ સારા લખ્યા છે, પણ ભાઈ આ યુનિવર્સિટીનું ભલું પૂછવું, નાપાસના પાસ કરવાની ભાંજગડમાં ક્યાંક આપણું પ.સ થએલું બચ્ચું રઝળી ન પડે, એટલા માટે તમને તસ્દી આપું છું, તમને બધે ઓળખાણ ભારી, અને એ વાતમાં કેમ કામ લેવું તે વધારે સમજો. રમીનો નંબર..."

આ નંબર જાહેર કરું તો રમી બિચારી પાસ થતી અટકી જાય. કોઇક ભાઇએ મને સલાહ આપી કે એ નંબરો યુનિવર્સિટીને મોકલી આપો. બધા સીધા દોર થઈ જશે. વાહ ભાઈ ઠીક. નંબરો મોકલાતા અટકાવવાનું કામ મારું નથી, યુનિવર્સિટીનું છે. છોકરાંઓના વર્ષ બગડે, અને મારા જેટલા સ્નેહી સગા છે તે દુશ્મન થઈ બેસે, એટલે મારો તો અવતાર જ બગડે એ ફાયદો મારે નથી લેવો.

મારી એક જૂની ઓળખીતી સ્ત્રી છે. હતી તો કન્યા, પણ પછી તરત જ સ્ત્રી થઇ બેઠી છે. મોટે ઘેર પરણી એટલે મોટી પણ થઇ પડી. માટી મોટા છે, પણ મોટાઇ વિનાનો છે, એનો મને રંજ છે, પણ ધણીઆણીને એવી કશાની પડી નથી. આમ તો સ્ત્રીઓ સ્વભાવે શરમાળ ગણાય છે, પણ આ તો શૂરી નીકળી. એની નણંદનો નંબર મોકલાવ્યો અને પેલી નણંદ વળી ભારેની ચતુર, તે એણે એની બહેનપણીઓના નંબરો પણ સાથે ભેળવ્યા. અબરાક એવી તે સાથે કાગળ પણ લખ્યો છે. એમાં લખે છે. 'હું તમને ઓળખતી નથી, પણ ભાભી કહી છે કે તમે સ્વભાવના સારા છો, એટલે આ સાથે કુમુદ, રજની, પ્રભા, હેમંતી, મનુ, રંજન, અંજન, ના નંબરો પણ મોકલ્યા છે. બનતું કરજો.'

અકસ્માત જવલ્લે જ થાય છે, પણ આ કિસ્સામાં તો એવો સરસ થયો કે એકનો એક નંબર બે વાર આવ્યો. આ નણંદની યાદીમાં હેમંતીનો નંબર તે બીજા ભાઇની યાદીમાં મકરંદનો નંબર, પહેલાં તો થયું કે યુનિવર્સિટી ભૂલો કરે છે, અને તે કબૂલ પણ કરે છે, તેમાંની આ એક એવી કંઈ ભૂલ જ હશે. પાસ થયેલાને જેણે નાપાસ જાહેર કર્યા છે, વધારે સરવાળાઓના ઓછા સરવાળા ગણ્યા છે, લખેલા જવાબપત્રકો જેણે ગુમાવી નાંખ્યા છે, તે સરસ્વતીદેવી એક જ નંબર બે વ્યક્તિને પણ આપી શકે.

આ બાબત જરા મેં ચોળીને ચીકણી કરી. ચીકાશ

ચકરી જોતાં જણાયુ કે પેલી નણંદ ભારેનો દાગીનો. એણે છોકરીઓના નામો મોકલેલા તે બધીમાં એની બહેનપણીઓ નહી, પણ બધા જ બહેનપણાઓ–યુવાનો, ના કિશોરો. એ મકરંદને એ સારી રીતે ઓળખતી. પરીક્ષામાં પાસ થયા વિના એમનો એ બેનો નંબર લાગી જ ગયો હતો–ટૂંકમાં બંનેએ પરણવાનું નક્કી કરી નાખ્યું હતુ. મને થયુ, ચાલ જીવ હવે એ બે પાસ થાય કે નાપાસ, આપણે શુ ? મને બીજો વિચાર એ પણ આવ્યો કે આટલી ચબરાક, હોશિયાર, બાધર, રસિક, અને ચતુર નણંદ પરીક્ષામાં નાપાસ થાય ખરી ! યુનિવર્સિટી શી એની પરીક્ષા લઈ શકવાની હતી !

પણ આ નંબરોનીવાતો જવા દઇએ. જૂન મહિનો આવશે અને એનો ઊભરો શમી જશે. એ તો વાર્ષિક રોગચાળો છે. ફાટી નીકળે અને શમી પણ જાય, એની દવા કેવી–એનો ઊતાર શેનો ? એ તો ચાલ્યા કરે, આપણા દેશમાં ભૂખમરો નથી ? લોકો અરધાં નાગાં નથી ફરતાં ? વિધવાઓ નથી થતી ? બેકારી નથી ? વરો એક પર બીજી નથી પરણતા ? ભણેલી નાતરે નથી જતી ? મેલેરિયા નથી ચાલુ રહેતો ? ઘણી વસ્તુઓ જડમૂળ ઘાલી વિસ્તરતી જ જાય છે. એનો વળી બળાપો શેનો ?

અને એવી વસ્તુઓ આપણે ત્યાં નાબૂદ થાય તો પછી લોકોને કામ કરવાના, સેવા અર્પવાના, ઝંડો લઇ આગળ ધસવાના, અનેક ક્ષેત્રો નહિ મળે. એટલે સ્વયંસેવકો, લોકસેવાભાવી સ્ત્રીપુરુષોની સંખ્યા વધારવા માટે ઉપરની ઘણી વસ્તુઓની આવશ્યકતા છે. અને તે નાબૂદ કરવામાં ઘણું જોખમ રહેલું છે.

આવાને આવા વિચારમાં 'રાત્રીરેવ વ્યરંસીત" એટલે કે રામ અને સીતાએ વાર્તાલાપ શરૂ કર્યો ત્યારે રાત એમને એમ ચાલી ગઇ, તોયે વાર્તાલાપ પૂરો ન થયો, એવું ભવભૂતિનું કથન છે. આ વિષય પણ એટલો જ લાંબો છે.

સવારે ત્યારે તમે પારલના સાહિત્ય સંમેલનમાં જવાના, એવો સવાલ પૂછાયો ત્યારે સ્વાભાવિક તોછડાઇને બદલે અવાજમાં આજીજીની માત્રા જરા તરવરતી જણાઇ 'તમે તો ભાઈ સાક્ષર, અમને કોઈ ત્યાં થોડાજ લઇ જાઓ,' વરવહુમાંથી વારાફરતી સવાલો પૂછાતા હતા અને સવાલો ઉપરથી લાગતું હતું કે રાતે એમણે ઠીકઠીક ચર્ચા પણ કરી હશે.

ફરીથી ઉપલો સવાલ વધૂમુખે પાછો પૂછાયો. જાણે એ ભાઈ રોજ મિલમાં જાય છે. ત્યાં મને સાથે લઇ જાય છે. યા મિલમાં શા માટે–ગમે ત્યાં જાય છે ત્યાં, હવાફેર, કાશ્મીર, દાર્જીલીંગ, ઉટાકામંડ.

સવાર સુધારવા મેં જવાબ આપ્યો, 'તે તમે પણ આવજોની, મેં ક્યાં ના પાડી છે ?'

"હા, હા તો તો હવે આવશુ–ભલે નહી સમજીયે "

. "ના, ના નાહક વિવેક ન કરો, આવજો." મે કહ્યું.

"જરૂર આવીશું–" હરખનાં ગલગલીયાં ઊભરાતાં બંને બોલી ઊઠયાં.

છૂટા પડતી વખતે મેં કહ્યું, "ત્યારે તમારી બેની ટિકિટ હું લઈ આવીશ."

"શેની ટિકિટ ?"

"સંમેલનમાં જવાની "

"તે ત્યાં જવાને ટિકિટ હોય ?" પતિએ પૂછ્યું અને ઉમેર્યું "તો તું તારે જજે, મને તો મુંબાઇમાં ઘણું કામ છે."

એમની વારે ધાતાં વહુરાણી તડૂક્યાં, "હાસ્તો, ટિકિટો તો હોય જ ને એમાંથી તો આ લોકોને ગાડીભાડું આપશે. કેમ ખરુંને સવાઈભાઈ !"

  

આત્મા અને પરમાત્માના સમ્યક્જ્ઞાનની શોધ તેજ પરમશોધ

# ચમને અદબ : ૪

આ. વિજયરાય ક. વૈદ્ય

## ૭. પરમ શોધ

'માણસ પોતાના સ્વરૂપને સમજતો થાય, તેને જાણતાં શીખતો થાય ત્યારે તેના વડે એ પરમ શોધ કરવાને શક્તિમાન બને.'

'એ' પરમ શોધ એટલે કઈ? એ શોધ એટલે વ્યક્તિના હૃદયમાં પ્રકટતું, એના પંડ સહિત સમસ્ત બ્રહ્માંડનું, સમ્યક્ જ્ઞાન પામવાની તીવ્ર ઉત્કંઠા અને એ ઉત્કંઠાથી પ્રેરાઈને તેણે આદરેલી શોધ.

એવી શોધ તેણે સૌથી પહેલી તો કયાં કરવાની છે—તો કે' એનાં પોતાના અન્તઃકરણમાં. બહાર નહિ ને અંદર જ શા માટે? આ પ્રશ્નનો ઉત્તર પણ રા. પૂજાલાલની પ્રસ્તુત નવી પુસ્તિકાના [ આ લેખની શરૂઆતનું અવતરણ પણ એમાંથી છે] અન્તભાગમાં અપાયો છેઃ માનવીના 'દિવ્ય ઊગમ'નું સ્થાન બલ્કે તત્ત્વ જે પરમાત્મા, તેનાથી વિખૂટા પડવું એ તેને માટે સૌથી મોટી વિપત્તિ હતી તેવી રીતે પૃથ્વી પર તેના જીવનનો પ્રારંભ થયો ત્યારે દિશાઓની ચોકી કરતાં અગણિત સૂક્ષ્મ આસુરી બળો માનવને તેની એ રાની, અસંસ્કૃત ને અધઃપતિત દશામાં જ રાખવા મથતાં હતાં. પછી શું બન્યું?

'એ સ્થિતિમાં જીવનના મૂળ પ્રતિ આરોહણ કરીને જવું એને [માનવને] માટે સર્વથા અશકય હતું તેથી એ મૂળ એના પોતાના અન્તરમાં પ્રગટી ઊઠયું;' એ 'ઊર્ધ્વની જ્યોતિ' ઝીલવા અસમર્થ માનવના 'અસ્તિત્વના કેન્દ્રમાં'—તેના હૃદયના ઊંડાણમાં, "એ જ્યોતિ ઝળહળી ઊઠી." ત્યાર લગી તો તે અશક્ત હતો, પરમ પ્રેમસ્વરૂપ પ્રભુની સાથે પોતાની ચેતનાનું અનુસન્ધાન કરવાને—જડ અને અલ્પ-ચેતન જેવી પ્રકૃતિથી—એના જ વડે પ્રધાનતઃ—વીંટળાયલો હોવાથી. એ સમયથી શરૂ થઈ છે માનવીની પોતાનું આદ્ય સ્વરૂપ ફરીથી ઓળખવા માંડવાની સાધના, એ અંતરિક્ષમાંથી ઊતરેલી દૈવી શક્તિની સાહાય્ય વડે. હજી એના સિદ્ધો તો મનુષ્યજાતિમાંથી ઝાઝા થયા નથી.

આથી એવું સ્વરૂપજ્ઞાન આપણે પામવાની પહેલી શરત એ છે કે આપણામાંથી સર્વ પ્રકારનો અહંભાવ જે સાત્ત્વિક અહંકાર કહેવાય છે તે પણ—ખેરવી નાંખવો. આ કાર્ય એમ ને એમ થતું નથી. એની પ્રક્રિયા એવી છે કે આપણે આપણા વ્યવહાર માત્રમાં બહિર્મુખ મટી જઈ અન્તર્મુખ બનવું જોઈએ. પરન્તુ એ અન્તર્મુખતા આપણામાં ઊંડી ઊંડીને શમી જતી, મનને આમતેમ ભમાવતી, તત્ત્વતઃ નિર્બળતાની સૂચક છે એવી વૃત્તિઓ જાણીતી હોય તો તો ઊર્ધ્વગમન માટે નકામી છે. તે આપણને આત્માભિમુખ કરનારી અન્તર્મુખતા હોય તો જ કામની. એને માટેનું પહેલું પગલું એ છે કે "આપણે આપણા સચેત સ્વરૂપમાં એક બલિષ્ઠ અને સામંજસ્યભર્યો મનનો સમન્વય ઊભો કરવો જોઈએ." સચેતથી ઊલટું જે અચેત સ્વરૂપ, તે આપણી જીવભાવવાળી એટલે કે અવિદ્યામાં જાણે લપેટાઈ રહેલી ચેતના—એમ કહીએ કે આપણી કામચલાઉ જાત, કે જે આપણી કાયમી જાત (પરમ ચેતના અર્થાત્ શુદ્ધ આત્મતત્ત્વ) નથી.

મનુષ્યમાં રહેલું એ તત્ત્વ શું છે, તેનો મધુરકાવ્યમય વાણીમાં પરિચય, ફ્રેંચ ને ઇંગ્લિશપરથી ગુજરાતીમાં ઉતરાયલી આ મૂળે, શ્રી. (માતાજીના પાંત્રીશેક વર્ષ પરના પ્રવચનરૂપ) મૂલ્યવાન પુસ્તિકા આપે છે. એનો પહેલો ભાગ તાત્ત્વિક કહી શકાય તેવો, તો બીજો જગતભરનાં દુઃખી તથા પતિતોને સંબોધીને લખાયલો છે. આ છેલ્લા કારણે તો સૌથી અધિક અંશે, 'આધ્યાત્મિક સાહિત્યમાં રત્નરૂપ' ગણાય તેવી (શ્રી અરવિન્દ-આશ્રમથી પ્રગટેલી) 'પરમશોધ' સર્વ સંસ્કારી વાચકોને આકર્ષક નીવડવી જોઈએ.

## ૮. ઇતિહાસ-પૂર્વનું ગુજરાત

પંડિતો જેને 'પ્રાગૈતિહાસકાલીન' જેવા ભારેખમ વિશેષણ વડે વર્ણવે તે ઇતિહાસકાળની પહેલાંના ગુજરાત વિશેની ઘણી રસિક માહિતી—સંકલિત તેમ જ નિરૂપણાત્મક—'ધ ગ્લોરી ધૅટ વૉઝ ગુર્જર દેશ' એ નામના ભારતીય વિદ્યાભવનના પ્રકાશનના પહેલા ભાગમાં મળે છે. એમાં, હિંદના પશ્ચિમ કાંઠા સાથેના ઉત્તરનિવાસી આર્યજાતિના સંસર્ગથી માંડીને, શ્રીકૃષ્ણના મહાપ્રયાણ સુધીની કથા, શકય તેટલાં આધારભૂત સાધનો પરથી, કહેવાઈ છે.

મોટાં સવાસોથી ય વધુ પાનાંનો આ ગ્રન્થ ત્રણ વિભાગે ને અગિયાર પ્રકરણોમાં લખાયો છે. એના લેખકોમાં, [ગુજરાતી વાચકોની દૃષ્ટિએ પ્રતિષ્ઠાના અનુક્રમે નામો લેતા] રા. કનૈયાલાલ મુનશી, ડૉ. હસમુખ ધી સાંકળિયા, પ્રા ડી. એન વાડિયા તથા ડૉ પુસાળકર છે. આમાંના પહેલાએ બીજો વિભાગ, પછીના બંનેએ [તેમ જ રા. ધનપ્રસાદ એ. મુનશીએ મળીને] પ્રાસ્તાવિક પહેલો, અને છેલ્લા વિદ્વાને ત્રીજો વિભાગ લખ્યો છે.

પહેલાં ત્રણ પ્રકરણ સ્વાભાવિક રીતે જ ગયાં હજારો વર્ષ દરમ્યાનની ગુજરાતની ભૂસ્તર રચના, સાબરમતીના તીર પ્રાન્ત વગેરેમાંનો ઘણો પુરાતન આદિ માનવ તથા અપરાન્ત, આનર્ત વગેરે આ બાજુના પ્રદેશનાં જૂનાં નામોના વિષયોને આપવામાં અપ્યાં છે. એ વિભાગમાં આ રીતે, તે તે વિષય સંબંધી અગાઉનાં તેમ જ નૂતન ['રીસંટ'] અન્વેષણોનાં ફળ–હકીકતો તથા અનુમાનો રૂપે–આપણે પહેલી જ વાર પામીએ છીએ.

પ્રાક્તન ['એન્શિયન્ટ'] આર્યોનો ગુજરાત સાથે સમાગમ, અથર્વણ આર્યો તથા વરુણ–યજનનો સંપ્રદાય, પશ્ચિમ એશિયામાંના સુમેરિયા સાથેનો આર્યજાતિનો સંપર્ક, સિંધુ તીરની સંસ્કૃતિ [મોહેન્જોદારો, હરપ્પા] અને દેશનો પશ્ચિમ કિનારો, સપ્તસિંધુના પ્રદેશમાંથી વૈદકાલીન આર્યોનાં નિષ્ક્રમણ એટલે બહાર જવાનો પ્રારંભઃ આ વિષયો વિભાગ બીજાના છે. પુસ્તકનાં સૌથી રસમય કેટલીક રીતે અદ્ભુતરસિક કહેવા જેવાં પૃષ્ઠો આ વિભાગમાં હોવાથી, એનું ઉત્તમાંગ તે ઠરે છે.

શર્યાતિ માનવ તથા એના કુળનો, ઉત્તરની આર્યજાતિમાંથી, સૌથી પહેલો સંબંધ ગુજરાત સાથે હતો. સંબન્ધ ધરાવવામાં યતિ તથા ભૃગુનાં કુળો ય ખરાં, પણ એ તેની પછીનાં. પ્રસંગોપાત અહીં એ પણ જાણીએ છીએ કે આર્યોના આદિનિવાસસ્થાન તરીકે જૂની રીતે મધ્ય એશિયા કે પૂર્વ યુરોપને નહિ પણ પંજાબ વત્તા બલુચી–અફઘાનિ–સ્તાનને સમાવનારા, એ કાળે સપ્તસિંધુ નામે ઓળખાતા પ્રદેશને માન્ય રાખવામાં આવ્યો છે. એકંદરે, વૈદિક કરતાં પૌરાણિક પ્રમાણો આદિ આર્યો વિશે લખતાં વધુ અંશે સ્વીકારાયાં છે.

એ વિભાગમાં બીજાથી ચોથા પ્રકરણોમાં, (૧) વેદકાળ પહેલાંના અથર્વણ આર્યોને ઋગ્વેદિક આર્યોથી જુદા પાડ્યા છે એ નવી વાત ખાસ વિચારવા જેવી. (૨) એક કલ્પનાશીલ ને ઇતિહાસપ્રેમી ગુજરાતીનું માનસ ઈ. સ. પૂર્વે ૩૫૦૦ થી ૪૮૩ સુધીના સપ્તસિન્ધુ, આખું પશ્ચિમહિંદ, ઇરાન તથા એશિયા માઇનરના વિસ્મયકારક સાંસ્કૃતિક સંબંધે ને પહેલી જ વાર, વિષયના વિશાળ ને બહુવિધ વાચનપૂર્વક અહીં સ્પષ્ટ કરી આપે છે.

પુસ્તકનાં છેલ્લાં ત્રણ પ્રકરણ જુદાં કારણે મહત્ત્વનાં છે. તેમાં યાદવકુળ, શ્રીકૃષ્ણની ઐતિહાસિકતા તથા એ મિનાને પડછે મહાભારતના યુદ્ધનો સમયદર્શી નજરે વિચાર કરવામાં આવ્યો છે.

   

ઘણી વખત ટાઇફોઇડ તાવ આવવાથી બાળકોના તેમજ મોટી ઉંમરના માણસોની નસો સ્નાયુઓ ખેંચાઈ જાય છે. પરિણામે હાથ, પગ, ગરદન ટૂંકા થઈ જાય છે. અને જીંદગી ભરની ખોડ તેઓને ભોગવવી પડે છે.

આ પ્રકારના દર્દીને શાસ્ત્રીય તેલ માલિશ કરવાથી નસો, સ્નાયુઓમાં કુમાશ આવે છે. શરીરમાં ચેતન પ્રગટે છે. શાસ્ત્રીય તેલ માલિશથી જુદાજુદા રોગો ઉપર ચમત્કારિક અસર પહોંચે છે. આ ઉપરાંત અશક્ત અને નબળી શારીરિક સંપત્તિવાળા લોકો–માલિશની સારવાર લે છે તો તેમનામાં નવું લોહી અને ચરબી તત્ત્વનું પ્રમાણ નૈસર્ગિક રીતે વધે છે. સાથે સાથે ખોરાકમાં સંત્રા–મોસંબી, અનનસ, દાડમ જેવા રસવાળાં ફળો લેવાં જેથી શરીરમાંથી વિજાતીય દ્રવ્યો, ભાગી જાય છે. અને શરીર નીરોગી–તન્દુરસ્ત બની રહે છે. —ભૂપતરાય દવે

# પલટાતી સીમાઓનો પ્રદેશ પોલાન્ડ

લે. પી. રા. ભારદ્વાજ




આજનાં બીજા વિશ્વયુદ્ધના હોળીના નાળિયેર બનેલા આ દેશની ભૌગોલિક અને રાજકીય પરિસ્થિતિઓમાં જે પલટાઓ વારેવારે આવ્યા છે તે પલટાઓ યુરોપના ઇતિહાસના પલટાઓની સાથે એવા તો સંકળાયેલ છે કે, જો પોલેન્ડના ઇતિહાસને યુરોપના ઇતિહાસમાંથી બાદ કરી નાખીએ તો પાછળ રહેલા યુરોપના ઇતિહાસની સાંકળો જ મેળવવી મુશ્કેલ થઈ પડે. જેમ બધી પર્વતમાળાની ગાંઠ પામીરમાં પડે છે તેમ યુરોપી આંતરરાષ્ટ્રીય શેતરંજની ગૂંચો પણ હમેશાં પોલાંડના ઇતિહાસમાં જ ગૂંચવાતી આવી છે.

અને આ રાષ્ટ્ર ચડતી અને પડતી પણ એટલી જ જોઈ છે. એકવાર લિથુઆનિયાનો સમાવેશ એની સરહદોમાં થઈ જતો ત્યારે ઉત્તરે બાલ્ટિક સમુદ્રથી માંડીને દક્ષિણે ઠેઠ કાળાસમુદ્ર અને પૂર્વમાં નીપર નદીથી શરૂ થઈ પશ્ચિમે ઓડર નદી સુધી એની સીમાઓ વિસ્તરેલી હતી. (ઈ. સ. ૧૭૪૦ની આસપાસ.) વોર્સો તે વખતે યુરોપના અગ્રણી શહેરોમાંના એક શહેર તરીકે પંકાતું અને ઓટોમન સામ્રાજ્ય જે પૂર્વનો ખજાનો કાળાસમુદ્ર અને બોસ્પરસની સામુદ્રધુની વાટે યુરોપમાં ઠાલવતું એનું યુરોપી મુખ્ય કેન્દ્ર પણ તે જ હતું.

દશમા સૈકાની પાછળ જતાં પોલાંડના ઇતિહાસની અતૂટ સાંકળ મળવી મુશ્કેલ છે. છતાં દસ સૈકાઓનો એનો ઇતિહાસ સદાયે ઝંઝાવાતથી ભરપૂર છે. ઘડીમાં ઊભું થઈ દુનિયાના બીજા રાષ્ટ્રોની સાથોસાથ સંસ્કૃતિ તરફની કૂચમાં પગલાં ભીડતું અને વળી ઘડીમાં જમીનદોસ્ત થઈ જતું પોલાંડ ખરે જ રાષ્ટ્ર તરીકેની એની ધા ઝીલવાની વજ્ર છાતીનો પરચો કરાવી આપે છે. મિઝકો પહેલાનો દાદો ઝિમોવિટ નાશ પામતા મોરેવિયન સામ્રાજ્યના છેલ્લા અવશેષ તરીકે ક્રોબેસીજાના પ્રાંત ઉપર પોતાની સત્તા ટકાવી રાખવા મથતો હતો અને તે અરસામાં જ ગ્રીક ઓર્થોડોક્સ ચર્ચના પાદરીઓ ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ પણ તે પ્રદેશમાં ફેલાવતા હતા તેટલી છૂટીછવાઈ હકીકત એ કાળદાટ્યા તવારિખના નવમા અને દશમા સૈકાના થરોમાંથી નીકળી શકે છે. ત્યારપછી મિઝકોના પુત્ર બોલેસ્લોસ ૧લાએ જર્મનોના આક્રમણને ખાળી પોલીશ ચર્ચના સ્વાતંત્ર્યને સ્થાપી પોલીશ સામ્રાજ્યનો પાયો નાખ્યો, અને ઉત્તરોત્તર પોલાંડની સીમાઓ વધારવાં જતાં બાલ્ટિકથી કાર્પેથિયન સુધી અને એલ્બથી બગનદી સુધીના એ પ્રદેશ ઉપર પ્રથમ સ્વતંત્ર હકુમત ધરાવવાનું માન પણ એને ફાળે જ જાય છે. તેના પછી બોલેસ્લાસ બીજા અને ત્રીજાએ પણ એ સત્તાને અબાધિત રીતે જાળવી, પરન્તુ બોલેસ્લાસ ત્રીજાએ પોતાની પાછળ પોલીશ સામ્રાજ્યના ટૂકડા કરી પોતાના પુત્રોને વહેંચી આપ્યા. અને એ માંહોમાંહેની તકરારોએ ફરીથી પોલાંડને વેરણ છેરણ કરી નાખ્યું. એ વખતના મોંગોલો અને પ્રશિયનોના લશ્કરી દબાણોએ પણ પોલાંડને ભાંગવામાં ઠીક ઠીક ભાગ ભજવ્યો. પરન્તુ ને વખતે પોલાંડને ભાગે ઇતિહાસની તવારિખમાંથી સાવ

ભૂંસાઈ જવાનું નિર્માયેલું ન હતું. તેથી ગ્રેટ પોલાંડનાં બ્લાડિસ્લૉસ લોકરિડ નામના ડ્યૂકે તેને મરતું બચાવ્યું. ગ્રેટ અને લીટલ પોલાંડને પાછા જોડી કાઢી તેમાંથી તેણે ફરીથી પોલાંડને સ્વતંત્ર રાષ્ટ્રને દરજ્જે ચડાવ્યું.

પરંતુ સ્થિતિસ્થાપક સરહદોને ફેલાવતાં જતાં પોલાંડની મોટી ભૂલ તો એ હતી કે જેમ જેમ પ્રશિયા પશ્ચિમ તરફ દબાણ કરતું ગયું તેમ તેમ તે પૂર્વમાં રશિયા તરફ આગળ ધપતું ગયું લિથુઆનિયાનો પોતાની સરહદમાં સમાવેશ કરી (૧૮૩૬) પોલાંડે ખરે જ એક મોટી ભૂલ કરી હતી. કારણ કે રશિયન સામ્રાજ્યના મોટા ટૂકડા તે સહેલાઈથી પચાવી શકે તેમ હતુ જ નહિ. અને એ પોતાના જ ભારથી કચડાઇ ૧૭૭૨માં પછાટ ખાઈ બેઠું. પોલાંડનાં જે પાંચ ભાગલાઓ તવારિખને પાને નોંધાયા છે તેમાંનો પહેલો ત્યારે પડ્યો.

આમાંના પહેલાં ત્રણ ભાગલાએ (૧૭૯૨, ૧૭૯૩ ૧૭૯૫.) તેને ક્રમશઃ અંગ-ઉપાંગ વગરનું બનાવી છેલ્લા ભાગલાએ તો તેનું નામોનિશાન પણ મિટાવી દીધું, એ વખતના ત્રણ વિજેતાઓ રશિયા, પ્રશિયા અને ઓસ્ટ્રિયાએ એક પછી એક અંગો કાપી લઇ તેના રાષ્ટ્રિય સ્વમાનને પણ હણી નાખ્યું હતું. લૂંટના અધિકારી એ ત્રણ રાષ્ટ્રોએ તેની જે નવી સરહદો નિર્માણ કરી હતી તે કુદરતી સરહદોને જરાયે અનુરૂપ ન હતી, તેની સામાજિક અને આર્થિક વ્યવસ્થાનો પાયો પણ સાવ નિર્મૂળ થવાની અણી ઉપર આવી ગયો હતો. જે નદીઓ પોલીશ રાષ્ટ્રની ધોરી નસની જેમ ધબકતી વહેતી હતી તે માત્ર મુડદાલ સરહદો બની ગઈ હતી.

એક કહેતી છે કે જ્યારે પોલાંડનો 'સફેદ ગરુડ' ફરકતો હોય છે ત્યારે પ્રશિયાના લાલ ગરુડે નીચે પડવું જ જોઈએ. છતાં પ્રશિયાનો લાલ ગરુડ એકસોને ચાલીશ વર્ષ સુધી યુરોપી ધરતી ઉપર હુંકાર કરતો ફરતો રહ્યો. જો પોલ પ્રજાના ખમીરમાં ગૌરવવંતા ઇતિહાસનાં અમીનું સિંચન ન હોત તો એ પ્રજા ક્યારની યે રશિયનો, પ્રશિયનો અને ઓસ્ટ્રિયનો વચ્ચે વહેંચાઈ ને એવી તો વેરણ છેરણ થઈ ગઇ હોત કે પછીથી એક રાષ્ટ્ર તરીકે પાછા ઊભા થવાનું પોલાંડ માટે શક્ય જ ન બનત પરંતુ પોલ પ્રજાએ પોતાનું રાષ્ટ્રીય સ્તત્વ ઠેઠ સુધી સાચવ્યું હતું અને ૧૯૧૮માં પાછું પોલાંડ બેઠું પણ થઈ ગયું.

તેના બે મહાન નેતાઓ પિલ્સુદસ્કી અને પડરેવ્સ્કીએ તેના રાષ્ટ્ર જીવનને ફરીથી ધમકતું કર્યું. પિલ્સુદસ્કી લશ્કરી નેતા અને કામચલાઉ પ્રમુખ હતો, જ્યારે પેડરેવ્સ્કી પાછળથી મુખ્ય પ્રધાન બન્યો. પેડરેવ્સ્કીની શક્તિ અને પ્રતિભાએ પેરિસની પીસ કોન્ફરન્સમાં પોલાન્ડને ઘણો લાભ અપાવ્યો. તે વખતની તેની મુશ્કેલીઓ પણ ઘણી હતી. એક બાજુથી બોલ્શેવીઝમ અને જર્મનીની ચારે બાજુ ભરડો લેતી ભીંસ અને બીજી બાજુથી આંતરિક વ્યવસ્થામાં લશ્કરોની ખામી અને દેશની આર્થિક તંગીની મુશ્કેલીઓ વચ્ચે પોલાંડને ફરીથી જામેલાં યુરોપી રાષ્ટ્રોની હરોળમાં મૂકવાનું હતુ.

અને એ રાગે ચડયું પણ ખરું. ત્યાર પછીના દિવસોમાં પિલ્સુદસ્કી અને પેડરેવ્સ્કીએ બે જુદા જુદા મુખ્ય નેતા તરીકે પોલાંડની રાજ્ય સત્તાના સૂત્રો ચલાવ્યા. આખરે પિલ્સુદસ્કી લશ્કરી નેતા હોવાથી લગભગ સરમુખત્યાર જેવો બની ગયો. અને તેથી ૧૯૨૦માં પેડરેવ્સ્કીને કાયમ માટે પોતાની જગ્યાનું રાજીનામુ આપી ફ્રાંસ જવું પડ્યું, અને પિલ્સુદસ્કીના હાથમાં અબાધિત સત્તા આવી.

પિલ્સુદસ્કીની પરદેશનીતિ રશિયોની તરફેણમાં તો નહોતી જ. તેથી જ્યારે રશિયા ડેનીકીન નામના કોસાક બળવાખોરોને દબાવવા રોકાએલ ત્યારે રશિયાના પછીના આક્રમણના આગામી ભયે પોલ લશ્કરે રશિયન સરહદ અંદર ત્રણસો માઇલ પેસી જઇ ૧૯૨૦ના મે માસમાં કીવ કબજે કર્યું: એ વખતે તો એમ પણ લાગતું હતું કે પોલાંડ પોતાના જુના સામ્રાજ્યના બધાં અંગોને કદાચ પાછા પડાવી લઈ પોતાની પૂર્વ સરહદને પોતાની ઇચ્છા મુજબ આંકવાની મહત્વાકાંક્ષા પાર પાડવામાં ફત્તેહમંદ પણ નીવડે.

પરંતુ રશિયન લશ્કરોએ વળતા હુમલા કરી પોલ લશ્કરને ઠેઠ પાછું વોર્સોના દરવાજામાં ઘુસાડી દીધું. અને પરિસ્થિતિ એવી તો પલટાઇ ગઇ કે રશિયનો ઉપર હાથ રાખી જે શરતો કરે તે પોલાંડને મંજૂર રાખવી પડે. એ પરિસ્થિતિમાં પોલાંડ હાર સ્વીકારી લે તો હસ્તીમાં આવ્યા પછી ચાર દિનની ચાંદની જોઈ ફરીથી ભાંગી જવાનું બને. એથી એણે લડી લીધે જ છૂટકો. પરિણામે ફ્રેંચોની દોરવણી અને મિત્ર રાજ્યોની મદદ વડે તેણે યુદ્ધ ચાલુ જ રાખ્યું અને ધીમે ધીમે રશિયનોને પાછા કઢાવ્યા

છેવટે રિગાની સંધીથી કોઈપણ પક્ષની હાર ન થઈ ગણાય તેવી શરતે સમાધાન થયું અને તેનાથી પેરિસની પીસ કોન્ફરન્સે દોરેલ સરહદ કરતાં પણ થોડી પૂર્વ તરફ વધુ સરહદ પોલાંડને મળી.

આ રીતે પૂર્વની સરહદની બાબતમાં કંઈક રીતે સફળ થયેલા પોલાંડને એક કચવાટ હતો તેની 'કોરીડોર'નો. એને સમુદ્રને પહોંચવા માટે માર્ગ જોઈતો હતો. વિસ્ચ્યુલા નદીના પ્રદેશને પોતાના પોલીશ પ્રદેશ તરીકે મૂળથી ગણાવતા આવતા પોલાંડને પોતાની કોરીડોરમાં એનો સમાવેશ થાય તેવી ઈચ્છા અને એ દ્વારા પોતાનો જળવહેવાર અબાધિત બનાવવાની ઈચ્છા પણ હતી. પરંતુ પોતાના કબજા દરમિયાન જર્મનીએ એ પ્રદેશમાં કૃત્રિમ રીતે જર્મન વસતી વધારી દઈને એ વિષયને કાયમનો ઝગડાનો વિષય બનાવી દીધેલો હતો. છતાં તે વખતે તો વિસ્ચ્યુલાની બન્ને બાજુની પચાસ માઈલની પટી પોલાંડને મળી અને તેના કિનારે આવેલું ડાન્ઝીગ બંદર 'આંતરરાષ્ટ્રીય મુક્ત શહેર' બન્યું (free city).

આ બધું હોવા છતાં પોલાંડની સરહદોને કુદરતી રક્ષણ દક્ષિણ બાજુએ કાર્પેથિયન પર્વતો સિવાય ક્યાંય નથી. તેથી ચારે બાજુ દુશ્મનોથી ઘેરાયેલા રહેવાનું તેને નસીબે લખાયેલું જ છે. પોલ લોકો તો કહે જ છે કે 'અમારે એક બાજુ શેતાન અને બીજી બાજુ અતળ મહાસાગરની વચ્ચે સદાયે કેદ ભોગવતું રહેવાનું છે.' એ સેતાન તે જર્મની અને મહાસાગર તે રશિયા. એથી જ પોલાંડના પ્રશ્નો વિષે ટીકા કરતા એક અંગ્રેજ મુત્સદીએ કહ્યું છે કે, "પોલાંડને સાહસકથાના વીર કથાનાયકનું પાત્ર ભજવવાનું છે." આ વસ્તુ બીજાઓને ઘણી જ રળિયામણી લાગશે. પણ એ પાત્ર ભજવતા નટને પૂછતાં જ ખાતરી થાય કે એ સ્થિતિ કેટલી ભયંકર છે. આ રીતે સદાયે બહારના આક્રમણના ભય નીચે રહેતાં પોલાંડને બીજો આંતરિક ભય પણ હતો.

આપણે જોઈ ગયા છીએ કે ૧૭૯૫ના પહેલા ભાગલાએ પોલાંડને નામશેષ બનાવ્યું હતું. અને એ ત્રણે ભાગો ફરીથી સંધાતાં મહાયુદ્ધ પહેલાને અંતે પોલાંડ ફરીથી ઊભું થયું. પરંતુ એ ત્રણે ભાગો પોઝૅન શહેરને કેન્દ્રમાં રાખતો જર્મન પોલાંડ વિસ્તાર, વોર્સો ફરતો રશિયન વિસ્તાર અને ઓસ્ટ્રિયન પોલાંડનો વિસ્તાર આર્થિક સમતુલા અને વસતી સમાસની દૃષ્ટિએ એટલા તો વિષમ બની ગયેલા હતા કે તેમને અંદરોઅંદર સાંકળી તેમનો વહેવાર ફરીથી ધોરણે પાડવો એટલો જ મુશ્કેલ હતો.

આ છે આજના બીજા વિશ્વયુદ્ધના પાયાના મંડાણની હકીકતો. ત્યારપછી શું થયું તે તો જનતા રોજબરોજ જાણતી આવેલી છે. આપણે એ પણ જોઈ ગયા છીએ કે પોલાંડનો પ્રશ્ન રશિયાને મન જર્મન નીતિનો અને જર્મની માટે રશિયન નીતિનો પ્રશ્ન થઈ પડ્યો છે. અને તેનો કદી અંત આવ્યો જ નથી. તેથી જ્યારે એ બન્ને વચ્ચે મૈત્રી ન હોય ત્યારે પોલાંડને એ બન્નેની દુશ્મનાવટનો ભોગ થયા વગર છૂટકો રહે જ નહિ. અને તેથી જર્મની અને રશિયા મિત્ર હોય કે દુશ્મન પણ એક બાબતમાં તો હમેશાં તે બન્ને તુરત એકમત થઈ જ જાય કે તેમની વચ્ચે પોલાંડ હોવું ન જોઈએ. અને તેથી જ્યારે જ્યારે એ બંને વચ્ચે યુદ્ધ ફાટી નીકળે ત્યારે પોલાંડ જ તેમનું રણમેદાન-બન્યા કરે અને બન્નેમાંથી જે કોઈ વિજેતા થાય તે થોડુંક પોલાન્ડને કોતરી ખાધા વગર રહે પણ નહિ. અને જ્યારે બન્ને વચ્ચે સમાધાનીની શરતો થતી હોય ત્યારે પણ તેમની નીતિ તો ક્રમશઃ પોલાંડના અંગો કાપી લઈ પચાવી જવાની જ હોય, અને તે એટલે સુધી કે પોલાંડ પાછળ કાંઈ જ ન વધે તો પણ વાંધો નહિ.

છતાં પોલાંડ આ બન્ને પડોશીઓમાંથી જર્મનીને વધુ ધિક્કારતું રહ્યું છે. તેથી જ જર્મની જ્યારે આક્રમક શક્તિનો સંચય કરતું હતું ત્યારે એને મૂળમાંથી જ દાબી દેવા માટે ૧૯૩૩માં માર્શલ પિલ્સુદસ્કીએ ફ્રાંસને જર્મની સામે યુદ્ધ પોકારવા બે વાર આહ્વાન આપેલું ૧૯૩૬માં પણ જ્યારે જર્મનીએ રહાઈનલૅન્ડનો કબજો લઈ લોકાર્નોના તહનો ભંગ કર્યો ત્યારે પણ પોલાંડે ફ્રાન્સને ફરીથી પડકાર્યું હતું કે જો ફ્રાંસ પશ્ચિમમાંથી જર્મની ઉપર ધા કરવા તૈયાર થાય તો પોલાંડ જર્મની ઉપર આક્રમણ કરવા તૈયાર જ હતું. પરન્તુ એ વખતે પશ્ચિમના પ્રદેશો માટે લોકાર્નોની સંધિ દ્વારા જર્મનીએ એક સલામતીનું એવું ક્ષેત્ર ઊભું કરેલું કે તેના ભરોસે બેફિકર રહી ફ્રેંચ વગેરે મહા સત્તાઓ જરાયે સળવળી નહિ. અને પરિણામે પૂર્વ અને અગ્નિ ખૂણાના યુરોપના મૂળ ખોદવાની તૈયારી કરવાની જર્મનીને સારી તક પણ મળી ગઈ.

ત્યારે આ બધુ હોવા છતાં એવું પણ નહોતું કે પોલાંડને ધરી પક્ષમાં ભળી જવાની તક પણ ન મળી હોય. હિટલરે એન્ટી–કોમીન્ટર્ન પેક્ટમાં ભળી જઈ રશિયા ઉપર આક્રમણ કરવા પોલાંડને બે વાર લાલચ પણ આપેલી. અને જો એ રીતે તેનું સાથી બને તો યુક્રેઈનનો અમુક ભાગ તેને પણ મળે તેમ હતો. પણ આપણે આગળ જોઈ ગયા છીએ કે પોલાંડ પોતાની સરહદોમાં પૂર્વના રશિયાના ટૂકડાઓ સાચવી શકે તેમ નથી. છતાં જો પોલાંડ ધરી પક્ષે ભળ્યું હોત તો આજની પરિસ્થિતિ જુદી હોત. કારણ કે યુદ્ધ જ્યાંથી શરૂ થયું ત્યાંથી ૫૦૦ માઈલ દૂર શરૂ થયું હોત અને તે રશિયા માટે ખતરનાક નીવડયુ હોત.

પછી તો પોલાંડનો જ સર્વનાશ થયો. એક બાજુથી જર્મનીએ આગળ વધી અને બીજી બાજુથી રશિયાએ આગળ વધી ૧૯૩૯માં પોલાંડના ચોથી વારના ભાગલા પાડી લીધા. પરન્તુ જર્મનીએ બાજીમાં પલટો મારતાં રશિયા, પોલાંડ અને બ્રિટન વચ્ચે ૧૯૪૧માં થયેલા કરારોથી રશિયાએ જર્મની સાથે થયેલા કરારોવાળા પોલાંડ ઉપરના હક્કો જતા કરી એ કરારને રદ કર્યો છતાં પાછું જ્યારે જર્મની પીછેહઠ કરવા માંડયું ત્યારે રશિયાએ ૧૯૩૯ના મોલોટોવ–રિબેનટ્રોપ લાઇનની હદ સુધીના પોલાંડ ઉપરનો દાવો કરવા માંડયો. અને ૧૯૪૩ના નવેમ્બરમાં તહેરાનમાં થયેલ કરારોની રૂએ રશિયાએ એ હક્કો ઉપર બ્રિટિશ અને અમેરિકન મહોર પણ મેળવી લીધી.

એ થયા પોલાંડના પાંચમી વારના ભાગલા. અલબત્ત એમાં ફેર માત્ર એટલો જ છે કે રિબેનટ્રોપ–મોલોટોવ લાઇનને બદલે કર્ઝન લાઇનને પોલીશ–રશિયન સરહદ તરીકે સ્વીકારવામા આવી છે. અગાઉના ભાગલામાં અને આ વખતના ભાગલામાં તફાવત પણ છે. અને તે એ કે આમાં પોલાંડને પૂર્વમાં ગુમાવેલા પ્રદેશોનું વળતર પશ્ચિમમાં મળે છે. વાસ્તવમાં પોલાંડ આખું પશ્ચિમ તરફ ખસે છે. પણ પોલાંડને માટે જેટલું પૂર્વ તરફ ખસવું અકુદરતી છે તેટલું જ પશ્ચિમ તરફ ખસવુ અકુદરતી છે. પણ આ બધામાં રશિયા ખરેખર ચાલ રમી ગયું છે. એ ચાલને ન સમજવામાં બ્રિટન અને અમેરિકા બંનેએ ભૂલ પણ ખાધી છે.

૧૯૪૩ના ફેબ્રુઆરીની ૨૨મીએ આમસભામાં બોલતાં મી ચર્ચીલે કહ્યું હતુ, 'મને કહેતાં આનંદ થાય છે કે યુરોપની અગ્રણી સત્તાઓમાં સ્વતંત્ર અને સંગઠિત પોલાંડને અસ્તિત્વમાં લાવવાનું અને ટકવવાનું માર્શલ સ્ટેલિન પણ માને છે.''

પરંતુ દુઃખની વાત એ છે કે માર્શલ સ્ટેલિન જે રીતે પોલાંડની હયાતિમાં માનતા હોય છે એ રીતની પોલાંડની હયાતિમાં પોલ લોકો સમેત બીજી યુરોપી પ્રજાઓ માનતી પણ ન હોય. એનો અર્થ એમ નથી કે માર્શલ સ્ટેલિનના શબ્દોમાં કંઇ સત્ય ન હોય. પરંતુ એમાં રાજ્યનીતિનો ભેદ હોઈ શકે પૂર્વ અને પશ્ચિમનો દષ્ટિભેદ પણ હોય શકે.

કદાચ મી. ચર્ચીલે એમ માન્યું હોય કે ''સર્વનાશે સમુત્પન્ને અર્ધં ત્યજતિ પંડિતઃ'' અને એ રીતે તેમણે અર્ધું સાચવ્યું પણ છે. પરંતુ છે. પરતુ ત્યાં જ તેની ભૂલ છે. પૂર્વ પોલાંડનો કબજો એ કંઈ રશિયન ધ્યેય માત્ર ન હોઈ શકે. એ તો કોઇ ભાવિ મહાન ધ્યેયનું સાધન માત્ર હોઈ શકે.

વળી વળતર માત્રથી વળતરનો હેતુ પણ સરતો નથી. આમસભામાં ૧૫મી ડિસેમ્બર ૧૯૪૪ ના રોજ મી. ચર્ચીલે કહ્યા મુજબ, ''પોલાંડે જર્મનોને હાથે જે સહન કર્યું છે તેનું તેને વળતર, જર્મનીને ભોગે પણ, મળવું જ જોઇએ.'' એ ખરુ હશે. પરંતુ જો પોલાંડને ભોગે એ વળતર રશિયાને જ મળતું હોય તો તેનું શુ?

આ રીતે પોલાંડના પાંચમી વારના ભાગલા પણ પોલાંડને ન્યાય આપી શકયા નથી. અને તેથી જ *યુરોપી રાજકારણની ગૂંચ હજી* ઉકલી શકી નથી. એ જ પોલાંડનો પ્રશ્ન ફરીથી રણમેદાન નહિ બનાવે તે કહેવુ એટલું જ મુશ્કેલ છે.

તા. ૧૯ : ૭ : '૪૫

★

# ભીંતપત્રો

બબલભાઇ મહેતા

[ શ્રી. બબલભાઈ મહેતાને ગુજરાત પોતાના એક મૂગા સેવક તરીકે ઓળખે છે. એમણે ગામડાંની પ્રજામાં સમજ અને સંસ્કાર પ્રસરે તે માટે આવા ભીંતપત્રો ગામની બજારમાં મૂકવા શરૂ કરેલાં, આ અખતરો શરૂઆતમાં તો નવીન હતો પણ એણે લોકમાનસમાં ઊંડું સ્થાન મેળવી લીધું સાદા, ટૂંકા અક્ષરો, કહેવાની રીત પણ એટલી જ સાદી છતાં સચોટ, વાંચનારને પણ પોતાનું અંતર ઊઘડતું લાગે. આવા આ ભીંતપત્રો 'ઊર્મિ-નવરચના'માં આપવાનું શરૂ કર્યું છે. કેટલાક સાવ જ પ્રાસંગિક હોવા છતાં એ રોજેરોજનો ઇતિહાસ હોઈને એનું મહત્ત્વ ગણીને આપ્યાં છે. —સંપાદક ]

## ૧

## બારડોલીનો પ્રવાસ

છેલ્લા વિસેક દિવસથી હું બારડોલી તાલુકામાં ફરતો હતો. વેડછી આશ્રમવાળા શ્રી. જુગતરામભાઈને તો આપણે સૌ ઓળખીએ છીએ. એ હમણાં જ જેલમાંથી છૂટીને બહાર આવ્યા. એમને ત્યાંનો આશ્રમ તો હજુ જપ્ત છે. સરકારી અમલદારોએ એ વિભાગમાં ખૂબ ત્રાસ વર્તાવેલો. આશ્રમની આજુબાજુમાં રહેતા ખેડૂત કુટુંબો એ ત્રાસથી કંટાળીને ઘર છોડીને નાસી ગયા હતા.

ચાંગાના વર્ગમાં શ્રી. જુગતરામભાઈ આવ્યા હતા. એ વખતે એમણે મને વેડછી આવવાનો ખાસ આગ્રહ કર્યો એથી મેં ત્યાં જવાનું નક્કી કર્યું હતું. એમણે ત્યાંના રાનીપરજ પ્રદેશમાં અમારો પ્રવાસ ગોઠવ્યો હતો. વરસાદના કાદવકીચડમાં પેદલ ચાલવાનો આ પ્રવાસ હતો પણ મને તો બહુ મઝા પડી.

સરકારે વેડછી આશ્રમ જપ્ત કર્યો છે પણ એ વેડછી આશ્રમના નાના નાના વિદ્યાર્થીઓ એક એક ગામ લઈને બેસી ગયા છે અને એ ગામોમાં એમણે નાના નાના આશ્રમો કાઢ્યા છે. કોઈ ગામમાં રેંટિયા અને સાળો ચાલે છે, કોઈમાં બાલવાડી ચાલે છે તો કોઈમાં નાના નાના વિદ્યાલયો ચાલે છે.

સરકારી ત્રાસથી ડઘાઈ ગયેલા લોકો ફરી પાછા ટટ્ટાર થઇ ગયા છે. હું ફરતો હતો ત્યારે અમને મળવા માટે લોકોનાં ટોળેટોળાં આવતાં. એમને ત્યાં જઇએ ત્યારે એ લોકો અમારું સ્વાગત કેવા પ્રેમથી કરતાં ! તેઓ આપણા આગેવાનોના ખબર અંતર પૂછતા, કોઈ વળી સિમલા પરિષદની વાતો પૂછતું તો કોઈ ઋણ રાહતના કાયદાની વિગતોમાં ઊતરતું.

સરકારે વેડછીનો એક આશ્રમ જપ્ત કર્યો, પણ આજે તો વેડછી આંજુબાજુ બીજા ઘણા આશ્રમો થઇ ગયા છે. નાના આશ્રમવાસીઓનો ગામ સાથેનો મીઠો સંબંધ અને ગામ લોકોનો એમના પ્રત્યેનો પ્રેમ જોઇને હું તો રાજી રાજી થઇ ગયો. મને થયું કે સારું થયું કે શ્રી. જુગતરામભાઈએ મને આ પ્રવાસ માટે બોલાવ્યો, નહિ તો રાનીપરજ પ્રદેશમાં આવું સુંદર કામ ત્યાંના જ ભાઈઓએ ઉપાડી લીધું છે એ નજરોનજર જોવાનું મને ક્યાંથી મળત ?

તા. ૫-૭-૪૫

## ૨

## કેરીઓ ખાવાની બહુ મઝા પડી કેમ ?

આ વખતે રેલ્વે બુકીંગ બંધ હોવાથી કેરીઓ બહાર નથી જઇ શકતી. એથી કેરીના ભાવ ઓછા મળ્યા. પણ બધા લોકોએ-ગરીબ ગુરબાંઓએ પણ કેરીઓ ધરાઇને ખાધી એ મને બહુ ગમ્યું. આપણે ત્યાંના વિદ્યાર્થીઓને તો કેરીઓ ખાવાની બહુ મઝા પડી લાગે છે. તમે કેરીઓ ખૂબ ખાધી છે એ હું ગામમાં આવ્યો કે તરત મને ખબર પડી ગઈ. શેરીએ શેરીએ અને આંગણે આંગણે એની નિશાનીઓ પડી હતી !

ઋતુ ઋતુનાં ફળ ખાવાં એ શરીરસ્વાસ્થ્ય માટે બહુ સારું ગણાય છે. એ પ્રમાણે તમે સૌએ કેરી ખાધી એ તો સારું જ કર્યું પણ તમે તો સાથે સાથે કેરી ખાવાનો દેખાડો બહુ કરો છો ! એ મને પસંદ ન પડ્યું. તમે રસ્તા ઉપર ગમે ત્યાં ચાલો તો પગ તળે કેરીના ગોટલા છોતરા તો આવવાના જ. જ્યાં ત્યાં માખીઓનો બણબણાટ અને ચીડ ચડે એવી ગંધ અને ગંદકી !

કેરી ખાવાની તમને કોણ ના પાડે છે ? પણ કેરીના ગોટલા તથા છોતરાને તમે ગમે ત્યાં શા માટે

ફેંકી દો છો ? એને એકાદ ખૂણામાં અલગ અલગ એકઠા કરો. છોતરાં ઢોરના ખાણમાં નંખાશે. ગોટલા સુકાયા પછી એની ગોટલી પણ ખાણમાં નંખાશે અને ગોટલાના સૂકા છોડાં પાણી ગરમ કરવામાં વપરાશે આમ કરવાથી ગંદકી થતી અટકશે. અને છાશમાં માખણ જાય છે અને ફુવડ કહેવાઇએ છીએ એ પણ નહિ બને.

તા. ૬-૭-૪૫

૩

## હમણાં સંભાળવા જેવું છે

તમે છાપામાં તો વાંચતા જ હશો કે ઘણી જગ્યાએ કોલેરાના કેસો બને છે. અનુભવીઓનું કહેવું છે અને આંકડાઓ પણ પૂરવાર કરે છે કે મોટા યુદ્ધો પછી મરકી, મહામારી આદિ રોગો ફાટી નીકળે છે. એના કારણો બીજા તો અનેક હશે પણ લોકોને ખોરાકમાં પુરતાં પોષક તત્વો નથી મળી શકતા તેથી રોગ સામે ઝૂઝવાની એમની શક્તિ ક્ષીણ થઈ જાય છે એ પણ એક કારણ છે.

ચાલુ ચોમાસામાં વરસાદ ઝાપટા-બંધ પડતો નથી પણ ઝરમર ઝરમર પડયા કરે છે અને એ રીતે થયેલા ભીના પોચારામાં ઢોર તથા હળ લાકડાંને જવા આવવાનું થાય એથી આપણી શેરીઓ અને આંગણામાં કાદવ કાદવ થઈ ગયો છે. માખીઓ પણ ખૂબ વધી ગઈ છે.

આ માખીઓ વધતી જ જાય તો ગામનું સ્વાસ્થ્ય ભયમાં મુકાય. આવે વખતે આપણે થોડી કાળજી લેવી જરૂરની છે. ઢોરનાં છાણ મુતર કે કેરીના ગોટલા છોતરા જેવો કહોવાઇને ગંધ મારતો કચરો શેરીઓમાં નાખીને ગંદકી વધારવી નહિ.

બીજું પોતપોતાના આંગણાંમાં બે ત્રણ ટોપલા ઢેખાળા કે નાળીનાં ઠીકરાં નાખી લઈએ તો આંગણાનું કચકાણ બંધ થઈ જશે.

ખરું જોતાં શેરી કે આંગણાંની આવી મરામત તો વરસાદ શરૂ થાય એ પહેલાં કરી લેવી જોઈએ.

"આગ લાગે ત્યારે જોજો કૂવો નહિ ખોદાય."

તા. ૮-૭-૪૫

૪

## પાણી સ્વચ્છ અને ગાળેલું જ પીજો

હરહંમેશ પાણી તો સ્વચ્છ અને ગાળેલું જ પીવું જોઈએ. પણ આ ચોમાસાના દિવસોમાં એ તરફ ખાસ લક્ષ આપવાની જરૂર ગણાય. કેમકે નવાં પાણી આવવાથી નવાણોનાં પાણી ડહોળાઈ જાય છે ઝાડ પાન છાણ, માટી અને જીવજંતુ ઓગળી ઓગળીને પાણીમાં ભળી ગયાં હોય છે આપણા કૂવાકાંઠે જુઓને કનડીઓના કેવા થરના થર બાઝયા છે ! એ શું પાણીમાં નહિ પડી જતી હોય ?

આવે વખતે સ્વચ્છ અને ગાળેલા પાણીનો આગ્રહ ન રાખીએ તો અનેક બિમારીઓ પેદા થાય. બિમારો માટે તો ઉકાળેલું પાણી જ સલાહભર્યું ગણાય. પાણી ગાળવાનો કકડો સ્વચ્છ અને કચરો કસતર એમાંથી ગળાઇને પાર ન આવે એવો રાખવો. કૂવાકાંઠાના કનડીના ઝેલા ત્યાંથી દૂર થાય એવું કરવું. તળાવની પાળ કે આરા ઓવારા ઉપર લોકો ઝાડે ફરવા જતાં દેખાય છે. નવા પાણી સાથે આ બધું તળાવમાં જ ખેંચાઈ આવે ને ! તમે જ વિચાર કરો કે પછી પાણી કેવું બની રહે ?

વિચાર કરી શકે એવો કોઈ માણસ તળાવની પાળો ઝાડે ફરીને બગાડે નહિ.

તા. ૧૨-૭-૪૫

૫

## સિમલા પરિષદ

ઇ. સ. ૧૯૪૨માં ૯મી ઑગષ્ટે કોન્ગ્રેસે 'ક્વિટ ઈન્ડીઆ'નો ઠરાવ કર્યો ત્યારપછી સરકારે ગાંધીજી સાથે કોન્ગ્રેસના બધા આગેવાનોને પકડીને જેલમાં પૂરી દીધા. પાછળથી શું શું બન્યું એ બધું તો તમે જાણો છો.

સરકાર કહેતી હતી કે જેલમાં પૂર્યા છે એમના ઉપર કામ ચલાવવામાં આવશે અને બધા તોફાનોની જવાબદારી ઠરાવ પસાર કરનારાઓના શિરે જાય છે.

પણ પાછળથી તબિયતને કારણે સરકારે ગાંધીજીને છોડી મૂક્યા. ગાંધીજીએ બહાર આવ્યા પછી સરકાર સાથેનો એમનો બધો પત્રવ્યવહાર બહાર પાડયો એથી સરકારની બધી બાજી પ્રજાઓ સમક્ષ ખુલ્લી પડી ગઈ.

આજે દેશનું રાજ્યતંત્ર પ્રજાના ચૂંટેલા માણસોથી નહિ પણ પગારદાર નોકરોથી ચાલે છે. આથી દેશમાં લાંચરૂશવત, કાળાં બજાર અને અનીતિનો અખાડો ખેલાયો છે. બંગાળમાં

લાખો લોકો અન્ન વિના ભૂખમરાથી મરી ગયા. આ સમાચારથી દેશ પરદેશમાં હાહાકાર વર્તી ગયો. સાનફ્રાન્સિસ્કો પરિષદમાં બ્રિટનને હિંદમાં ચાલતા અંધેર રાજ્ય માટે સંભળાવનારા મળ્યાં. હિંદી સરકાર પણ આ અંધેર રાજ્યની આફતમાંથી ઉગરવા માગતી હતી. એને જાપાન સાથે હજુ યુદ્ધ કરવાનું બાકી છે.

એટલે યુરોપનું યુદ્ધ થાળે પડતાં સરકારે નફ ઝડપી. વાઇસરૉય લૉર્ડ વેવેલ લંડન જઈ આવ્યા અને એક સાંજે જાહેરાત બહાર પાડી કે હવે બહુ થઈ ગઈ. તમારી પણ ભૂલ હતી, અમારી પણ ભૂલ હતી. ગઈ ગુજરી આપણે સૌ ભૂલી જઈએ. ચલો આપણે સમાધાન કરીએ અને તાત્કાલિક પ્રજાકીય સરકાર રચીએ. આજ સુધી નાણાખાતું અને પરદેશખાતું અમે અમારા હાથમાં રાખતા એ હવે હિંદીઓના હાથમાં આપીશું.

જેલમાં સેડવી મારવા હતા એ સરદાર વલ્લભભાઈ, અને જવાહરલાલ તો કહેતા જ રહ્યા કે ૯મી તારીખના ઠરાવમાંથી કાનોમાત્રા પણ પાછો ખેંચાશે નહિ. એ તો બ્રહ્માનું વાક્ય છે. એમ છતાં સરકારે કૉન્ગ્રેસ કારોબારીના બધા સભ્યોને છોડી મૂક્યા, અને વાઈસરૉય સાહેબે કૉંગ્રેસ તથા બીજા પક્ષોના ૨૨ આગેવાનોની સિમલામાં ગઇ તા. ૨૫મીએ એક પરિષદ બોલાવી. હવે પછીનો રાજ્ય વહિવટ કોના હાથમાં સોંપવો એની આજે આ સિમલા પરિષદમાં ચર્ચાઓ ચાલે છે.

કૉન્ગ્રેસ કારોબારી સમિતિના સભ્યોએ બહાર આવીને દેશ અને દુનિયાની પરિસ્થિતિ જોઈ લીધી. હવે પરદેશી આક્રમણનો ભય હિંદ માથે રહ્યો નથી. બીજી બાજુથી ચાલુ અમલ તળે પ્રજા રહેંસાઈ રહી છે. એના સ્વાતંત્ર્યનો જુસ્સો હણાઈ રહ્યો છે એને રાહત આપવી હોય, સ્વાતંત્ર્યનો જુસ્સો ફરી સજીવ કરવો હોય તો રાજતંત્ર પ્રજાના હાથમાં આપવું જોઈએ. જરૂર એમાં સ્વમાન તો સચવાવું જ જોઈએ. સરકારનું બદલાયેલું વલણ જોઈ ને કૉન્ગ્રેસે પરિષદમાં ભાગ લેવાનો નિર્ણય કર્યો અને ઉદારતા બતાવીને તંત્ર ફક્ત કૉંગ્રેસના હાથમાં જ નહિ પણ પ્રજાના બધા પક્ષોના હાથમાં આવે એવું વલણ દાખવ્યું ને કૉન્ગ્રેસ પ્રમુખ મૌલાના આઝાદ તથા ગાંધીજીના આ ઉદાર અને ઉમદા વલણ સાથે બધા પક્ષો સરકાર સુદ્ધાં સંમત થયાં છે. કૉન્ગ્રેસ એક રાષ્ટ્રીય સંસ્થા છે એ કૉન્ગ્રેસનો દાવો વાઇસરૉયને પણ કબૂલ રાખવો પડયો છે.

પણ આ પરિષદમાં એક મુશ્કેલી ઊભી થઈ છે. હિંદના સમસ્ત મુસ્લિમોની પ્રતિનિધિ ફક્ત મુસ્લિમ લીગજ હોવી જોઈએ એમ જનાબ ઝીણાનું કહેવું છે જ્યારે બીજા ઘણાં મુસ્લિમ પક્ષો આ વાતનો ઈન્કાર કરે છે. એમણે વાઇસરૉયને આ સામે વિરોધ બતાવતા તારો કર્યા છે કે લિગ લિગીમુસ્લિમોનું પ્રતિનિધિત્વ ધરાવી શકે, બધા મુસ્લિમોનું નહિ. વાઈસરૉય સાહેબ આ વિરોધને નકારી શકે એમ નથી. પણ જનાબ ઝીણા કહે છે કે અમે મોકલીએ એ સિવાય મુસ્લિમોનો બીજો કોઈ પ્રતિનિધિ વાઈસરૉયની કારોબારીમાં નહિ આવવો જોઈએ. આ લોચો પડયો છે. બધા પક્ષો એક મન થયા છે. ફક્ત લિગનો વાંધો ઊભો છે. નિર્ણય આપવાની સત્તા વાઈસરૉયે પોતાના હાથમાં રાખી છે. હવે એ શું નિર્ણય કરે છે એ જોવાનું રહે છે.

પંદર દિવસની મોકુફી પછી આ પરિષદ ફરી આજે મળવાની છે એ છેવટમાં નિર્ણય થઈ જશે વાઈસરૉય સાહેબની દાનત પણ પરખાઈ જશે.

તા ૧૪–૭–૪૫

❀

## ૬

## સ્વર્ગસ્થ મહાદેવભાઇનું સ્મારક

ગયા લડત વખતે રાષ્ટ્રયજ્ઞનું પહેલું બલિ સ્વ૦ મહાદેવભાઈ બન્યા. તા. ૯મી ઑગષ્ટે બધાને પકડી ગયા અને ૧૫મી ઑગષ્ટે તો એમણે આગાખાન મહેલમાં દેહત્યાગ કર્યો.

મહાદેવભાઈ એટલે પૂજ્ય ગાંધીજીના હાથ પગ. છેલ્લા પચ્ચીસ વર્ષથી એમણે પોતાની જાતને અને કુટુમ્બને ગાંધીજીના ચરણમાં અર્પણ કર્યાં હતાં.

ગાંધીજીની સેવા કરતાં કરતાં એમણે દેશની સેવા કરી, કેમકે એ એક લેખક, વિદ્વાન અને ત્યાગમૂર્તિ દેશસેવક હતા. મહાદેવભાઈ ન હોત તો ગાંધીજી વિષે આપણે આજે જાણીએ છીએ એટલું કદાચ ન જાણી શકયા હોત. તેઓ ગાંધીજીના અનન્ય ભક્ત, પ્રિય શિષ્ય, સાચાં મિત્ર અને એક પુત્ર જેવા હતા. આજે પણ મહાદેવભાઈ ની ખોટ કોઈ પૂરી શકયું નથી. એમના મરણ બાદ ગાંધીજીએ એક નાના વાક્યમાં મહાદેવભાઈ વિષે બધું કહી નાખ્યું કે 'એ તો યોગી હતો.

આવા પવિત્ર પુરુષના સ્મારક માટે ગુજરાતે ૨૫ લાખનું સ્મારકફંડ કરવાનું વિચાર્યું છે. એમાંના ૧૫ લાખ મુંબઇ આપવાનું છે અને ૧૦ લાખ ગુજરાતે એકઠા કરવાના છે.

મહાદેવભાઈ સાચા સેવક હતા એટલે ગુજરાતની સેવા કરી શકે એવા સેવકો તૈયાર કરવામાં જ આ ફંડ વાપરવું એવી આ સ્મારકની યોજના છે.

આજે ૧૫મી જુલાઈ છે આવતા મહિનાની ૧૫મી તારીખે સ્વ. મહાદેવભાઈની ત્રીજી સંવત્સરી ઉજવાશે આ એક મહિનામાં આ ફાળો ઉઘરાવી લેવાનો છે.

સ્વર્ગસ્થ પ્રત્યેનું ઋણ અદા કરવું એ દરેક ગુજરાતીની ફરજ છે. સ્વાતંત્ર્ય યજ્ઞના પ્રથમ બલિના સ્મૃતિચિન્હ તરીકે પણ આપણે એ ફાળામાં કાંઈક ને કાંઈક આપી છૂટવું જોઇએ

છાપેલી પાવતી બુકો આવી ગઈ છે. પોતાનો ફાળો આપીને સ્વ. મહાદેવભાઇની છબીવાળી અને ઠ. વિ. ઠક્કરની સહીવાળી પાવતી લેતા જજો.

આવા દરેક પ્રસંગે આપણા ગામને શોભે એ રીતે આપણે યથાશક્તિ આપણો ફાળો આપતા આવ્યા છીએ. આ વખતે પણ એ જ રીતે આપી છૂટીશું એવી મને ખાત્રી છે.

તા ૧૫-૭-૪૫

❀

૭

## સિમલા પરિષદ નિષ્ફળ કેમ ગઇ?

સિમલા પરિષદનું વાતાવરણ એટલી હદે વણાઇ ગયું હતું કે હવે એની રાહ જ બાકી રહી હતી આમંત્રણ અપાયું હતું એ બધા પક્ષોએ વાઈસરોય સાહેબે રજુ કરેલા ચારેય મુદ્દાઓનો સ્વિકાર કર્યો હતો. કારોબારીના નામો સંબંધી પણ બધા પક્ષોએ સારી ઉદારતા બતાવી ગણાય. પ્રજા પરિષદની સફળતા માટે એકીટસે રાહ જોઇ રહી હતી પણ લીગ પક્ષે એમાં લોચો નાખ્યો અને પોતાનો કક્કો જ ખરો કરાવવાનો આગ્રહ રાખ્યો. ખૂદ વાઇસરોય સાહેબ એની સાથે સંમત ન થઇ શકયા પણ આ દેખીતા અન્યાય વિરુદ્ધ ચુકાદો આપવાની એ હિંમત ન બતાવી શકયા. એમની આ નબળાઇને કારણે એમણે કારોબારીના નામો જાહેર ન કર્યાં પણ પરિષદને નિષ્ફળ ઠરાવીને પૂરી થયેલી જાહેર કરી.

દુનિયાના કોઈ દેશમાં બધા જ પક્ષો બધી બાબતોમાં એકમત થયા હોય એવો આજસુધી અનુભવ નથી. આવે વખતે કોઈ રચનાનું કાર્ય અટકાવતું નથી, પણ બહુમત જોઇને એ પ્રમાણે કામ આગળ ધપાવે છે.

આપણા દેશમાં એક જ માણસની જીદ આખા દેશનું કામ થંભાવી શકે છે આવું કેમ? આપણી સરકાર પરદેશી છે. એની નીતિ જ બન્નેને લડતા રાખીને પોતાની સત્તા કાયમ રાખવાની છે. આથી જ આપણા આગેવાનો કહે છે કે આ ત્રીજો પક્ષ જવો જોઇએ

ગમે તેમ હો પણ આ પ્રસંગથી કોંગ્રેસની આબરુ વધી છે, દેશ અને દુનિયાની સહાનુભૂતિ એના તરફ વધી છે અને એની રાષ્ટ્રીયતા ફરી એક વધુ વાર પુરવાર થઈ છે.

તા. ૧૬-૭-૪૫



'હિંસા કે અહિંસા, વધુ મહત્વની વાત તો એ છે કે કોઇ સત્તાની લાતો ખાવા કરતાં લોકોએ પોતાની હિંમત બતાવવી જોઇએ. જો બ્રિટિશ સરકાર આપણી ઉપર ફરી વાર હુમલો કરશે તો એનો સામનો થશે, અને જો કોઈ માણસ ઉપર એ હુમલો થશે એ એનો સામનો કરશે. એ સામનો કરનાર દસ હોય કે હજાર. કદાચ ઘણા એ હુમલા આગળ નમી પણ પડે. પણ આ જાતની વર્તણુકને તાબે થાય એ રાષ્ટ્ર મરેલું સમજવું. હું નથી ઇચ્છતો કે મારા દેશની પ્રજા મરેલી હોય માટે જ જો એવો હુમલો થાય તો એનો સામનો થવો જ જોઇએ.'

પંડિત જવાહરલાલ નેહરુ

# અલફુ ને શરફુ

(પંજાબની લોકકથા)

ગતાંકથી ચાલુ

નિરંજન વર્મા : જયમલ પરમાર

અલફુને થયું કે આ ધુતારાઓને તો સ્વાદ ચખાડી દીધો હવે પેલા જમીનદારની ખબર કાઢું.

તેણે જૂનાંપાનાં લૂગડાં પહેરી લીધાં અને ચાકરનો વેશ લઈને જમીનદારને ગામ આવ્યો. આવીને જમીનદારના ઘર પાસે દયામણા અવાજે બોલવા લાગ્યો : 'કોઈ નોકર રાખો રે નોકર.'

એ સાંભળીને જમીનદાર બહાર આવ્યો અને બોલ્યો : 'નોકર તો રાખું, પણ એક શરત.'

અલફુ કહે: 'કહોને ?'

જમીનદાર કહે: 'કામ કરતાં ખિજાઈ જા તો તારી આંખ લઉં અને હું ખિજાઉં તો મારી આંખ દઉં. સો જણ આંખ મૂકીને ગયા છે. તું વળી એક વધારે.'

અલફુ કહે : 'ઓહો, આમાં શું ? કામ કહોને ?'

જમીનદાર કહે : 'રોજ છ એકર ખેતર, ખેતરને ચારે ખૂણે વાડ કરવી, મારે માટે શિકાર કરી આવવો, ઘોડી માટે ઘાસ અને રાંધવા માટે લાકડાં લઈ આવવાં. સાંજે મારી રસોઇ કરવી.'

અલફુ કહે : 'કબૂલ છે સાહેબ.'

બીજે દિવસે વહેલી સવારમાં હળ અને બળદ લઈને અલફુ ખેતરે ઊપડયો. તેણે એક એક એકરમાં હળનો એક એક ચાસ પાડયો અને ખેતરને ચાર ખૂણે થોડીથોડી વાડ કરી નાખી ! એ પછી બળદને બાવળે બાંધી લંબાવીને સૂતો.

બપોર થયા કે કાણી ભતવારી ભાત લઈને આવી. ગાંઠો પર ગાંઠો બાંધેલ ભાત આપીને કહે : 'જમીનદાર સાહેબે કહ્યું છે કે ગાંઠ છોડ્યા વગર રોટલા ખાઇ લેજે.'

અલફુએ ભાત હાથમાં લીધું. ગાંઠ છોડ્યા વગર ભતાણું હેઠેથી કાપી નાખ્યું અને રોટલા કાઢી ખાવા લાગ્યો. ખાતાં ખાતાં સામે જુએ તો ભતવારી સાથે જમીનદારની વહાલી કાળવી કૂતરી આવેલી. તેણે થોડોક રોટલો સાચવી રાખ્યો.

ભતવારી પાછી ચાલી કે અલફુએ કૂતરીને રોટલો નાખ્યો. કૂતરી રોટલો ખાવા લાગી કે અલફુએ એને પકડીને બાંધી રાખી.

સાંજ પડી એટલે કૂતરીને મારી લૂગડામાં એનું માંસ બાંધ્યું. ઘોડા માટે અડખેપડખેથી કોળી જેટલું ઘાસ લઈ લીધું. રાંધવાનાં લાકડાં માટે હળના કટકા કરી, ખભે નાખીને એ ઘેર આવ્યો.

ઘેર પહોંચ્યો એટલે જમીનદાર કહે: 'છએ એકર ખેતર ખેડયાં ?'

અલફુ કહે 'હા સાહેબ.'

જમીનદાર કહે: 'ખેતરને ચારે ખૂણે વાડ કરી ?'

અલફુ કહે : 'હા સાહેબ.'

જમીનદાર કહે: 'મારે ખાવા માટે શિકાર કરતો આવ્યો.'

અલફુ કહે: 'હા સાહેબ.'

જમીનદાર કહે: 'અને ઘોડી માટે ઘાસ તથા રાંધવા માટે લાકડાં લેતો આવ્યો ?'

અલફુ કહે : 'સાહેબ.'

જમીનદાર કહે : 'મારે માટે હમણાં ને હમણાં રાંધી નાખ.'

તરત અલફુએ કૂતરીનું માંસ છોડી જમીનદાર માટે ગોસ્ત રાંધી દીધું. જમીનદાર જમવા બેઠો અને હંમેશની ટેવ મુજબ ખાતાં ખાતાં પોતાની વહાલી કૂતરીને બોલાવવા લાગ્યો : 'કાળવી, કાળવી, આવ, આવ.'

આવા પવિત્ર પુરુષના સ્મારક માટે ગુજરાતે ૨૫ લાખનુ સ્મારકફંડ કરવાનું વિચાર્યું છે. એમાંનાં ૧૫ લાખ મુંબઇ આપવાનું છે અને ૧૦ લાખ ગુજરાતે એકઠા કરવાનાં છે.

મહાદેવભાઈ સાચા સેવક હતા એટલે ગુજરાતની સેવા કરી શકે એવા સેવકો તૈયાર કરવામાં જ આ ફંડ વાપરવું એવી આ સ્મારકની યોજના છે.

આજે ૧૫મી જુલાઈ છે આવતા મહિનાની ૧૫મી તારીખે સ્વ. મહાદેવભાઈની ત્રીજી સંવત્સરી ઉજવાશે આ એક મહિનામાં આ ફાળો ઉઘરાવી લેવાનો છે.

સ્વર્ગસ્થ પ્રત્યેનું ઋણ અદા કરવું એ દરેક ગુજરાતીની ફરજ છે. સ્વાતંત્ર્ય યજ્ઞના પ્રથમ બલિના સ્મૃતિચિન્હ તરીકે પણ આપણે એ ફાળામાં કાંઈક ને કાંઈક આપી છૂટવું જોઇએ.

છાપેલી પાવતી બુકો આવી ગઈ છે. પોતાનો ફાળો આપીને સ્વ. મહાદેવભાઇની છબીવાળી અને બા. વિ. ઠક્કરની સહીવાળી પાવતી લેતા જજો.

આવા દરેક પ્રસંગે આપણા ગામને શોભે એ રીતે આપણે યથાશક્તિ આપણો ફાળો આપતા આવ્યા છીએ. આ વખતે પણ એ જ રીતે આપી છૂટીશું એવી મને ખાત્રી છે.

તા ૧૫-૭-૪૫

૭

## સિમલા પરિષદ નિષ્ફળ કેમ ગઇ ?

સિમલા પરિષદનું ચણતર એટલી હદે ચણાઇ ગયું હતું કે હવે એની ટોચ જ બાકી રહી હતી આમંત્રણ અપાયું હતું એ બધા પક્ષોએ વાઇસરોય સાહેબે રજુ કરેલા ચારેય મુદ્દાઓનો સ્વિકાર કર્યો હતો. કારોબારીના નામો સંબંધી પણ બધા પક્ષોએ સારી ઉદારતા બતાવી ગણાય. પ્રજા પરિષદની સફળતા માટે એકીટસે રાહ જોઇ રહી હતી પણ લીગ પક્ષે એમાં લોચો નાખ્યો અને પોતાનો કક્કો જ ખરો કરાવવાનો આગ્રહ રાખ્યો. ખૂદ વાઇસરોય સાહેબ એની સાથે સંમત ન થઇ શકયા પણ આ દેખીતા અન્યાય વિરુદ્ધ ચુકાદો આપવાની એ હિંમત ન બતાવી શકયા. એમની આ નબળાઇને કારણે એમણે કારોબારીના નામો જાહેર ન કર્યાં પણ પરિષદને નિષ્ફળ ઠરાવીને પૂરી થયેલી જાહેર કરી.

દુનિયાના કોઈ દેશમાં બધા જ પક્ષો બધી બાબતોમાં એકમત થયા હોય એવો આજસુધી અનુભવ નથી. આવે વખતે કોઈ રચનાનું કાર્ય અટકાવતું નથી; પણ બહુમત જોઇને એ પ્રમાણે કામ આગળ ધપાવે છે.

આપણા દેશમાં એક જ માણસની જીદ આખા દેશનું કામ થંભાવી શકે છે આવું કેમ? આપણી સરકાર પરદેશી છે. એની નીતિ જ બનેને લડતા રાખીને પોતાની સત્તા કાયમ રાખવાની છે. આથી જ આપણા આગેવાનો કહે છે કે આ ત્રીજો પક્ષ જવો જોઇએ.

ગમે તેમ હો પણ આ પ્રસંગથી કોંગ્રેસની આબરુ વધી છે, દેશ અને દુનિયાની સહાનુભૂતિ એના તરફ વધી છે અને એની રાષ્ટ્રીયતા ફરી એક વધુ વાર પૂરવાર થઈ છે.

તા. ૧૬-૭-૪૫



'હિંસા કે અહિંસા, વધુ મહત્વની વાત તો એ છે કે કોઇ સત્તાની લાતો ખાવા કરતાં લોકોએ પોતાની હિંમત બતાવવી જોઇએ. જો બ્રિટિશ સરકાર આપણી ઉપર ફરી વાર હુમલો કરશે તો એનો સામનો થશે, અને જે કોઈ માણસ ઉપર એ હુમલો થશે એ એનો સામનો કરશે. એ સામનો કરનારા દસ હોય કે હજાર. કદાચ ઘણા એ હુમલા આગળ નમી પણ પડે. પણ આ જાતની વર્તણૂકને તાબે થાય એ રાષ્ટ્ર મરેલું સમજવું. હું નથી ઇચ્છતો કે મારા દેશની પ્રજા મરેલી હોય. માટે જ જો એવો હુમલો થાય તો એનો સામનો થવો જ જોઇએ.'.

પંડિત જવાહરલાલ નેહરૂ

# અલફુ ને શરફુ

(પંજાબની લોકકથા)

ગતાંકથી ચાલુ

નિરંજન વર્મા : જયમલ પરમાર

અલફુને થયું કે આ ધુતારાઓને તો સ્વાદ ચખાડી દીધો હવે પેલા જમીનદારની ખબર કાઢું.

તેણે જૂનાંપાનાં લૂગડાં પહેરી લીધાં અને ચાકરનો વેશ લઇને જમીનદારને ગામ આવ્યો. આવીને જમીનદારના ઘર પાસે દયામણા અવાજે બોલવા લાગ્યો : 'કોઈ નોકર રાખો રે નોકર.'

એ સાંભળીને જમીનદાર બહાર આવ્યો અને બોલ્યો : 'નોકર તો રાખું, પણ એક શરત.'

અલફુ કહે: 'કહેને ?'

જમીનદાર કહે : 'કામ કરતાં ખિજાઈ જા તો તારી આંખ લઉં અને હું ખિજાઉં તો મારી આંખ દઉં. સો જણ આંખ મૂકીને ગયા છે. તું વળી એક વધારે.'

અલફુ કહે : 'ઓહો, આમાં શું ? કામ કહોને ?'

જમીનદાર કહે : 'રોજ છ એકર ખેતર, ખેતરને ચારે ખૂણે વાડ કરવી, મારે માટે શિકાર કરી આવવો, ઘોડી માટે ઘાસ અને રાંધવા માટે લાકડાં લઈ આવવાં. સાંજે મારી રસોઇ કરવી.'

અલફુ કહે : 'કબૂલ છે સાહેબ.'

બીજે દિવસે વહેલી સવારમાં હળ અને બળદ લઈને અલફુ ખેતરે ઊપડયો. તેણે એક એક એકરમાં હળનો એક એક ચાસ પાડયો અને ખેતરને ચાર ખૂણે થોડીથોડી વાડ કરી નાખી ! એ પછી બળદને બાવળે બાંધી લંબાવીને સૂતો.

બપોર થયા કે કાણી ભતવારી ભાત લઇને આવી. ગાંઠો પર ગાંઠો બાંધેલ ભાત આપીને કહે : 'જમીનદાર સાહેબે કહ્યું છે કે ગાંઠ છોડ્યા વગર રોટલા ખાઇ લેજે.'

અલફુએ ભાત હાથમાં લીધું. ગાંઠ છોડ્યા વગર ભતાણું હેઠેથી કાપી નાખ્યું અને રોટલા કાઢી ખાવા લાગ્યો. ખાતાં ખાતાં સામે જુએ તો ભતવારી સાથે જમીનદારની વહાલી કાળવી કૂતરી આવેલી. તેણે થોડોક રોટલો સાચવી રાખ્યો.

ભતવારી પાછી ચાલી કે અલફુએ કૂતરીને રોટલો નાખ્યો. કૂતરી રોટલો ખાવા લાગી કે અલફુએ એને પકડીને બાંધી રાખી.

સાંજ પડી એટલે કૂતરીને મારી લૂગડામાં એનું માંસ બાંધ્યું. ઘોડા માટે અડખેપડખેથી કોળી જેટલું ઘાસ લઈ લીધું. રાંધવાનાં લાકડાં માટે હળના કટકા કરી, ખભે નાખીને એ ઘેર આવ્યો.

ઘેર પહોંચ્યો એટલે જમીનદાર કહે: 'છએ એકર ખેતર ખેડયાં ?'

અલફુ કહે 'હા સાહેબ.'

જમીનદાર કહે : 'ખેતરને ચારે ખૂણે વાડ કરી ?'

અલફુ કહે : 'હા સાહેબ.'

જમીનદાર કહે : 'મારે ખાવા માટે શિકાર કરતો આવ્યો.'

અલફુ કહે: 'હા સાહેબ.'

જમીનદાર કહે : 'અને ઘોડી માટે ઘાસ તથા રાંધવા માટે લાકડાં લેતો આવ્યો ?'

અલફુ કહે : 'સાહેબ.'

જમીનદાર કહે : 'મારે માટે હમણાં ને હમણાં રાંધી નાખ.'

તરત અલફુએ કૂતરીનું માંસ છોડી જમીનદાર માટે ગોસ્ત રાંધી દીધું. જમીનદાર જમવા બેઠો અને હંમેશની ટેવ મુજબ ખાતાં ખાતાં પોતાની વહાલી કૂતરીને બોલાવવા લાગ્યો : 'ક. [illegible] ળવી આવ, આવ.'

અલપુ કહે. 'સાહેબ, હવે કાળવી કેમ આવે ? એને તો તમે બેઠા બેઠા ખાઓ છે. મેં એને મારીને તમારે માટે રસોઈ કરી.'

પોતાની વહાલી કૂતરીને મારી નાખેલી જોઈ ને જમીનદાર બરાડી ઊઠયોઃ 'હરામી, મારી કૂતરીને તેં મારી નાખી ?'

અલપુ કહે: 'સાહેબ, તમે ખિજાઈ ગયા કે ? આપણી શરત તૂટી.'

જમીનદાર ટાઢા પડીને કહે: 'ના, ના, હું ખિજાયો નથી, પણ કાળવીનો કાંઇ શિકાર કરાય, એમ તને કહું છું.'

અલપુ કહે : 'તમે મને કયાં ના પાડી હતી ? હવેથી કાળવીનો શિકાર નહિ કરું.'

જમીનદારે કાળવીનું ગોસ્ત ફેંકી દીધું અને અલપુને કહ્યું : 'મારે માટે થોડીક કઢી કરી નાખ પણ એમાં એક બે લવીંગ નાખવાનું ન ભૂલતો.'

તરત અલપુએ ચૂલે કઢી મૂકી અને કૂવા કાંઠે જઇને બે દેડકા પકડી આવ્યો. એક દેડકો કઢીમાં નાખ્યો અને એક દેડકો ખિસ્સામાં રાખ્યો. કઢી તૈયાર થઇ એટલે જમીનદાર જમવા બેઠો. કઢી ચાખતાં અંદર લવીંગની વાસ ન આવી એટલે જમીનદાર કહે: 'આમાં એકાદ–બે લવીંગ નાખ્યાં હતાં ?'

અલપુ કહે: 'એક લવીંગ નાખ્યું હતું. બરાબર વાસ ન આવતી હોય તો આ રહ્યું બીજું લવીંગ.'

આમ કહીને એણે ખિસ્સામાંથી દેડકો કાઢીને થાળીમાં મૂકયો. દેડકાને જોઈને જમીનદાર બરાડયો: 'હરામી, આ દેડકો તેં કઢીમાં નાખ્યો છે ?'

અલપુ કહે · 'તમે ખિજાઈ ગયા કે ? તો આપણી શરત તૂટી.'

શાંત થઈ ને જમીનદાર કહે : ' ખિજાયો તો નથી. પણ હું તને કહું છું કે કઢીમાં કાંઈ દેડકો નખાય ?'

અલપુ કહે: 'સાહેબ, - અમે તો અમારા દેશમાં આને જ લવીંગ કહીએ છીએ. તમે એને દેડકો કહેતા હશો એની મને શી ખબર ?'

જમીનદારે બોલ્યા ચાલ્યા વગર કઢી ફેંકી દીધી અને ખાધાપીધા વગર સૂઈ ગયો.

બીજે દિવસે જમીનદાર કહે: 'આજથી તારે મારે માટે રસોઇ નથી કરવાની. ખેડ કર તો ય બસ છે. બળદ લઈ ને ખેતરે ઊપડ.'

અલપુ કહે: 'પણ હળ તો નથી. એકલા બળદને ખેતરે લઇ જઇને શું કરું ?'

જમીનદાર કહે : 'તને નવુંનકોર હળ કાલે જ આપ્યું હતું ને ?'

અલપુ કહે :' એને ભાંગીને તો મેં લાકડાં કર્યાં અને કાલે રસોઈ કરી.'

તરત જમીનદાર બરાડયો· 'મૂરખા, હળ ભાંગીને એનાં લાકડાં કરાય ?'

અલપુ કહે: 'સાહેબ, ખિજાઈ ગયા કે ? તો આપણી શરત તૂટી.'

શાંત થઇને જમીનદાર કહેઃ 'ના, ના, ખિજાયો નથી. આ તો તને સમજાવતો હતો કે હળનાં કાંઈ લાકડાં કરાય?'

અલપુ કહે : 'તો પહેલેથી કહેવું હતું ને ? હવેથી ભૂલ નહિ કરું.'

જમીનદારે સુતારને ત્યાં બીજું હળ કરવા નાખ્યું. હળ તૈયાર થતાં બે દિવસ ગયા. ત્યાં સુધી અલપુએ આંટા માર્યા. ત્રીજે દિવસે હળ લઇને ખેતરે ગયો. ખેતરમાં એકરે એકરે એક ચાસ પાડી, ચાર ખૂણે બોરડીના ચાર ગાળિયા નાખી દીધા અને બળદને બાવળે બાંધીને સૂઈ ગયો.

બપોરે જમીનદાર ખેતરે આવ્યો. જુએ તો અલપુ પડયો ઘોરે છે. અલપુને જગાડીને કહે: 'એલા, મેં તને ખેતર ખેડવા મોકલ્યો છે કે ઘોરવા?'

અલપુ કહે: 'પણ સાહેબ, ખેતર ખેડી લીધા પછીયે જરા આડો ન પડું?'

જમીનદાર કહે: 'આમાં ખેતર તેં કયાં ખેડયું છે અને વાડ પણ કયાં કરી છે?'

અલપુ કહે: 'તમે કહેલું કે છયે એકર ખેડી નાખજે અને ચારે ખૂણે વાડ કરજે. જુઓ, છયે એકરમાં ચાસ છે કે નહિ? અને ચારે ખૂણે ઓરડીના ગાળિયાની વાડ કરી છે કે નહિ?'

ખિજાઈને જમીનદાર કહે: 'હરામી, મારે તારી ખેડ જોઈતી જ નથી. તારે ઘેર હમણાં ને હમણાં રવાના થા.'

અલપુ કહે: 'સાહેબ, ઘેર ખાવા હોત તો તમારી પાસે આવત જ શું કામ? તમે ખિજાઈને મને કાઢી મૂકો છો માટે લાવો તમારી આંખ એટલે ચાલતો થાઉં.'

ઠંડો પડીને જમીનદાર કહે: ' ના ભાઈ, હું કાંઇ ખિજાયો નથી. હું તો તને સમજાવતો હતો કે આમ તે કામ કરાય? '

જમીનદાર વિચારમાં પડી ગયો કે અત્યાર સુધી તો કેટલાયે નોકરોની આંખો ખેંચી કાઢી પણ આ માથાનો મળ્યો. આનાથી છૂટવુંયે કેમ? બીજે દિવસથી તેણે અલપુને ખેતરે જવાની ના પાડી દીધી. અલપુ લહેરથી આંટા મારવા લાગ્યો અને દિવસો આનંદમાં વિતાવવા લાગ્યો.

થોડા દિવસ થયા ત્યાં જમીનદાર તેની વહુને તેડી લાવવા ઘોડે ચડીને તેને સાસરે ઊપડયો. સાથે નોકર તરીકે અલપુને લઇ લીધો.

ચાલતાં ચાલતાં અર્ધે રસ્તે એક ગામે પહોંચ્યા ત્યાં રાત પડી. ગામ બહાર જ એક ઝાડ નીચે જમીનદારે પડાવ નાખ્યો. ઘોડીને ઝાડને થડે બાંધી અને જમીનદાર ઘોરવા લાગ્યો.

અલપુએ આસપાસ નજર ફેરવી ત્યાં એક વણઝારાની વણઝાર ઊતરેલી. તરત એના મનમાં એક તરકીબ ચમકી અને તે વણઝારા પાસે પહોંચ્યો. જઈને કહે: 'એક રાત માટે આંકેલો સાંઢ આપો તો મારા શેઠની નવલખી ઘોડી આપું અને સવારે સાંઢ પાછો અપાવું.' આમ કહી તેણે પોતાની તરકીબ રજૂ કરી. તરકીબ સાંભળીને વણઝારા હસી પડયા. તરત તેમણે જમીમદારની ઘોડી છોડીને સંતાડી દીધી અને તેને ઠેકાણે આંકેલો સાંઢ બાંધી દીધો.

વહેલી સવારે ઊઠીને જમીનદાર કહે, 'એલા, અલપુ, ઘોડી માથે પલાણ નાખ એટલે વહેલા વહેલા ચાલી નીકળીએ.'

અલપુએ થોડીકવારે જવાબ દીધો કે પલાણ નાખી દીધું છે જમીનદાર ઝાડ પાસે ગયો અને દોરી છોડીને જેવો ઘોડી માથે બેસવા ગયો ત્યાં તો ઓ....ક....ધા...એવો બરાડો નાખીને સાંઢે જમીનદારને હેઠો નાખ્યો અને શીંગડે ચડાવવા લાગ્યો. 'વોય બાપરે....' કહેતો માંડ માંડ ઊભો થઇને ભાગી છૂટયો અને અલપુને કહે: 'એલા અલપુ, આ તે ઘોડી છે કે સાંઢ?'

અલપુ કહે: 'રાતે તમે જ ઘોડી બાંધી હતી ને સાંઢ કયાંથી થઇ જાય? ઘોડી જ હશે.'

ત્યાં તો વણઝારા આવી પહોંચ્યા અને 'આ રહ્યો આપણો સાંઢ અને આ જ લાગે છે ચોર.' કહીને જમીનદારને મારવા કૂટવા લાગ્યા. વણઝારા જમીનદારને માર્યા કરે અને અલપુ ઊભો ઊભો હસ્યા કરે.

માંડમાંડ વણઝારાએ જમીનદારને મૂક્યો

એટલે જમીનદાર અલપુને કહે: 'એલા, તું નોકર છો તો યે મને મદદ પણ કરતો નથી?'

અલપુ કહે: 'હું તમારો કામ કરવાનો નોકર સાચો. પણ તમે કોઈનું જનાવર ચોરી આવો પછી હું શું કરું? ચોર સાથે કાંઈ ચોર થવાય છે?'

વણઝારા કહે: 'આ ચોરને કોરટમાં જ લઈ. જઈએ ત્યાં જ એ ઠેકાણે આવશે.'

જમીનદાર મૂંઝાયો. એને થયુ કે મારો નોકર અલપુ પણ વિરુદ્ધમાં સાક્ષી આપશે અને અને મને સને સજા થશે. બિચારો હાથે પગે લાગીને વણઝારાને કહે: 'ભાઈસાબ, લ્યો તમારો આ સાંઢ અને મને છોડો.'

વણઝારા કહે: 'એમ તો કેમ છોડીએ. કોરટ-ને જ બધું પતાવવા દો.'

જમીનદારે ખિસ્સામાંથી દસ રૂપિયા આપ્યા ત્યારે માંડ વણઝારા સમજ્યા અને સાંઢ હાંકીને હસતા હસતા ચાલ્યા ગયા

જમીનદાર સાસરે ચાલતો ચાલતો જાય તો તો એની આબરૂ શી રહે? આથી તે પોતાને ગામ પાછો ફર્યો અને બીજી એક ઘોડી લઈને અલપુ સાથે સાસરે ઊપડયો. સાસરાના ગામથી થોડે દૂર રહ્યો એટલે અલપુને કહે: 'તું આગ ળથી જા અને મારે માટે રસોઇ તૈયાર કરાવી રાખ.

અલપુ ઝપાટાબંધ પહોંચી ગયો અને સમા-ચાર દીધા કે 'મારા જમીનદાર હમણાં આવે છે. એમને સાંજે વહેલું વાળુ કરવાની ટેવ છે માટે હમણાં જ રાંધી રાખવાનું તેમણે કહેવરાવ્યું છે અને એક બીજી વાત હમણાં તે માંદા છે એટલે હકીમની કરી પાળે છે. શેર મીઠાની રાબ સિવાય બીજું કાંઈ રાંધશો નહિ.'

સાસુએ તો અલપુના કહેવા પ્રમાણે શેર મીઠું નાખીને રાબ તૈયાર કરી. થોડીવારે જમીનદાર આવ્યો એટલે પાટલા ઢાળીને જમવા બેસાડયો. જમીનદારને એકલી રાબ પીરસી અને પડખે અલપુને બધું ખાવા દીધું. જ્યાં જમીનદાર રાબ મોઢામાં નાખે ત્યાં તો ખારી ઊસ જેવી. આ કેમ ખવાય? પણ ન ખાય તો કયાંક સાસુને સારું ન લાગે તો? આમ વિચારી કટાણું મોં કરી જમીનદાર રાબ પીવા લાગ્યો. પડખે બેઠો બેઠો અલપુ લહેરથી મીઠા મીઠા ગોસ્તના બટકા ચડાવવા લાગ્યો.

રાત પડી અને જમીનદાર ઉતારે સૂવા ગયો, પડખે જ અલપુની પથારી હતી. પણ અધ-રાત થઈ કે જમીનદારને ઝાડા શરૂ થયા. મીઠાની રાબે બરાબર અસર કરી દીધી. જમીનદાર કહે: 'એલા અલપુ, મારે દિશાએ જવું છે. ચાલ ગામ બહાર.'

પથારીમાં પડ્યા અલપુ કહે: 'લો રાખો, અત્યારે તે ગામ બહાર જવાય? ચોકીદારો ચોર ધારીને બેસારી રાખે તો શું કરીએ? એ કરતાં એમ કરો. હું તમને એક હાંડલી આપું તેમાં અત્યારે પતાવી લો સવારે હું નાખી આવીશ.'

જમીનદારને ઝાડા થઇ ગયેલા એટલે રાહ જોવાય તેમ ન હતું તરત હાંડલી લઈને દસબાર વખત હાજત પતાવી લીધી.

વહેલી સવારમાં જમીનદાર અલપુને જગાડવા લાગ્યાં, પણ જવાબ જ કોણ આપે? જાણે જુગજુગની ઊંઘ લેગી થઈ હોય તેમ પડયો પડયો નસકોરાં બોલાવવા લાગ્યો. બીજી બાજુ અજવાળું થવા આવ્યું. ઉતારામાં આવી હાંડલી પડી રહે અને સાસરિયાં આવીને જુએ તો આબરૂ શી રહે? થાકીને જમીનદાર પોતે જ હાંડલી બગલમાં સંતાડીને ગામ બહાર નાખી દેવા ચાલી નીકળ્યો.

[ સાંધણ-પાન ૪૦૯ ]

# તુરંગમાં

આ દીવાલ......!
આ દીવાલ જેલની;
અનેક ઊખડેલની
ધૂર્તતા નિવારવા અહીં ખડી ખડી હસે:
—સિવાય જુલ્મગાર, કો હસી શકે ન હાસ્ય જે.

રાંગ આ તુરંગની
રિબાવતી, ઝુરાવતી, દમી દમી દબાવતી;
અનેક માણસોની માણસાઇને
મરી જતી નિહાળતી !

ભાવશૂન્ય ભીંત આ—
ભીંતમાં પછીત ને પછીતની પછીતમાં
સમાન્તરે સમાન્તરે અનેક કેદકોટડી.

કેદીઓ જ કેદીઓ.....
ખૂનીઓ, અનૂતીઓ, રહસ્યમૂર્તિ તસ્કરો,
વેરઝેર-વૈમનસ્યને વધારનાર, કે
ઘણા ઘણા કરી ગુના, અને ઘણા ય બેગુના
થતાં અહીં ફના ફના.....

આ બધા ય કેદીઓ
શુભ્ર સંસ્કૃતિ તણી
સૂગ સેવનાર શું છે બધા જ એદીઓ ?
નશા થકીય બેવડું છકાવનાર હે રૂઆબ !
દે જવાબ : દે જવાબ.....

ગરીબને, ગુલામને, અને, વીરત્વગર્વિલાં
ગૌરવો ય ગોંધતી, મનોરથો મૂંઝાવતી
આ જ કેદકોટડી !

દીનથી ય દીનને
હીનથી ય હીનને
ઇન્કિલાબી ફોજના સિપાઇના ખમીરને
જીવતાં ઢબૂરતી :
ઘાવને વલૂરતી :
ક્રાન્તિ ક્રાન્તિ ઝંખતા કરોડ શ્વાસ રૂંધતી
આ જ કેદકોટડી—આ દીવાલ જેલની !

રંગહીન, રાગહીન કોટ આ તુરંગનો.
વહે હવા મમત્વહીન, માનવત્વ સોરતું.
સૂનમૂન આ બધું નિહાળનાર મૌન તો
ખંધું ખંધું ડંખતું.....!
—શાંતિ યે વિષાદસિક્ત કબ્ર જેવી કારમી...!

શું કામ શાંતિ કારમી ?
કારમી ન હોય શાંતિ કબ્રની—બિહામણી ન આટલી.
કબ્રમાં ય અસ્મિતા, વિષાદ, ઔર વેદના;
પરાક્રમો ય કોઈનાં પ્રભુત્વભદ્ર કોતર્યાં.

એક એક કબ્રની
તખ્તીએ ને તખ્તીએ....
પથ્થરે ને પથ્થરે....
....થરે થરે તવારીખો લખી હશે જ કૈંક ત્યાં.
—કંઇ નહીં ને કૈંક તો હશે જ માનવત્વ ત્યાં—
સ્નેહ ઔર સ્વત્વ ત્યાં—
પૌરુષેય કૈંક તો ઝઝૂમિયું હશે જ ત્યાં....

કબ્ર એ ન કબ્ર, કિન્તુ મંઝીલો મહાનની,
મૃત્યુ એ ન મૃત્યુ, કિન્તુ તર્જ આત્મજ્ઞાનની.
કબ્રની ય ભીતે ભીતે
એક એક ઊર્મિગીત.

–ને, તુરંગ–આફતો !
જીવતા જ દાટી દેય, કબ્ર શી કરામતો !
કરે હજાર જખ્મ, ઔર જખ્મ પે મરામતો.
જીવતાં જ જોઈ લેવી કેદમાં કયામતો–
જુલ્મગાર તો ય ના વિમાસતો, વિસામતો....!

આ દીવાલની બહાર....
પાંખપાંખનો પસા....ર–
વ્યક્તિ વ્યક્તિનો વિકાસ,
માનવીય સંસ્કૃતિ તણો ઉજાસ.

ને દીવાલ-ભીતરે–
આ તુરંગ–ભીતરે !–
માનવત્વનો, અરે, હરેક સ્વત્વનો ય હ્રાસ.
–બધે ય આરપાર અંધ અંધકાર....
આ દીવાલ એક માત્ર અંતરાયઃ અંતરાલ !

આ બધાં ય બંધનો,
આ બધાં ય રૂંધનો,
કલાન્ત કૈંક ક્રન્દનો,
છન્ન છન્ન સ્પંદનો
–કે, હશે હતાશ ને પરાસ્તની ખુવારીઓ.
તો વળી અનેક બંડખોરની બહાદુરીઓ.
કેટલી ય જિન્દગી તણા પ્રદીપ
ક્ષીણ તેજસેરમાં જલ્યા કરંત....જન્મદીપ !
–અર્થહીન આત્મદીપ !

આ બધું ય જેલની
સમાન્તરે સમાન્તરે ખચેલ કોટડી મહીં
અને બીજે કયહીં નહીં.
છતાં ય આજનો સિપાઇ
જેલની સરાઇમાં,
જંગના ઉછંગમાં કે કોઇની ભલાઇમાં,
રાષ્ટ્રની દુહાઇમાં કે જીવની જુદાઇમાં–
એકરાગઃ એકરંગઃ ગાય જંગના અભંગ...
સરફરોશી રાષ્ટ્રકાજઃ–એ જ તાન ને તરંગ

સ્વતંત્રતાની પ્યાસમાં જ રાષ્ટ્રની ઉપાસના
ઉપાસતો ઉપાસતો
બહાદુરે શૂરો સિપાઇ
મૌત સાથ વસ્લ ને સિતમની સાથ સાંઇમાંઈ

આ તુરંગ આલીશાનઃ છો રહ્યો હું બંદીવાન.
જાગરૂક આત્મભાન ગાય છે સ્વતંત્રગાન.
હોઠ પે રહો સદાય....
–છોને રોમરોમ ગાય....
ભક્તિપૂત, શક્તિપૂત, મુક્તિપૂત રાષ્ટ્રગાન

તુરંગ જેવી જિન્દગી !
ખપી જજે તુરંગમાં....
કે પછી,
નિજાત્મભોગના અનારરંગમાં
હળી જજે, મળી જજે, હસી જજે–
સમર્પણોની સંગમાં..........!

વેણીભાઇ જ. પુરોહિત

# વિવિધ દર્શન

## લોકશિક્ષણ તાલીમવર્ગ

[ ખેડા જિલ્લાના ચાંગા ગામમાં શ્રી. બબલભાઇ મહેતાના સંચાલન નીચે લોકશિક્ષણ વર્ગ ઉનાળાની રજાઓમાં શરૂ થયેલો. એ વર્ગ અનેક રીતે વિશિષ્ટ પ્રકારનો બન્યો હતો. પંદર દિવસના એ વર્ગમાં જે દૃષ્ટિ રાખવામાં આવી હતી તે દૃષ્ટિ સમજાવવા પૂર્ણાહુતિના પ્રસંગે શ્રી બબલભાઇએ એક નિવેદન કરેલું. એમાંથી મહત્વનો સાર નીચે આપવામાં આવ્યો છે. સં. ]

આ વર્ગ ચલાવવા પાછળ અમારો જે હેતુ હતો તે મોટે ભાગે સર્યો છે. એ બદલ અમને ખૂબ આનંદ થાય છે: પણ સાથે સાથે અમને એ વાતનું પણ ભાન છે કે હજુ આથી તો બીજું ઘણું કરવાનું બાકી રહે છે. અમે વિદ્યાર્થીઓમાં દેશ માટે પ્રેમ પ્રગટે, એમનામાં બીજાઓ માટે ઘસાવાની ભાવના જાગે, જાતમહેનત પ્રત્યેની એમની સૂગ દૂર થાય તથા વિદ્યાર્થી દશામાં જીવન ઘડવા માટે એમને બીજી અનેક સુટેવો પડે એ હેતુથી આ વર્ગ કાઢયો હતો. આ દિશા તરફ અમે આ વર્ગમાં આવેલા વિદ્યાર્થીઓની દૃષ્ટિ તો વાળી શકયા છીએ. પણ એ સુટેવો વધારે દૃઢ થાય, એમનું જ્ઞાન ઊંડું ને વધારે સમજપૂર્વકનું થાય; ને એમની રાષ્ટ્રિય ભાવના વધારે બળવાન બને એ માટે હજુ વધારે પ્રયત્નો કરવાની જરૂર છે એમ અમને લાગ્યા જ કરે છે.

આ વર્ગમાં કુલ ૮૯ ભાઇઓ આવ્યા છે. એમાંના ૮૬ વિદ્યાર્થીઓ, એક શિક્ષક અને બે વેપાર કરનાર ભાઇઓ છે. આવેલા ભાઇઓમાંથી તાલુકા અને ગામ પ્રમાણે નીચેની સંખ્યા ગણાવી શકાય.

**કપડવંજ**

(૧) કપડવંજ ૩

૩

**નડિયાદ**

(૧) નડિયાદ ૮
(૨) પીપલગ ૧
(૩) નરસંડા ૩
(૪) ઉત્તરસંડા ૧

૧૩

**બોરસદ**

(૧) ખાચાસણ ૨
(૨) સુરકુવા ૧
(૩) રાસ ૧
(૪) ડભાસી ૧
(૫) વડદલા ૩
(૬) પોરડા ૧

૯

**માતર**

(૧) લીંબાસી ૩
(૨) ખાંધલી ૩
(૩) નવાગામ ૨
(૪) માતર ૧

૯

**મહેમદાવાદ**

(૧) મહેમદાવાદ ૪

**આણંદ**

(૧) વાસદ ૧
(૨) ઓડ ૧
(૩) ગાના ૪
(૪) ઉમરેઠ ૯
(૫) આણંદ ૧

૧૬

**વડોદરા રાજ્ય**

(૧) વડોદરા ૫
(૨) ભાદરણ ૩
(૩) સીંગરથળી ૧
(૪) બાંધાણી ૪
(૫) સોજીત્રા ૨
(૬) વસો ૧
(૭) ગાડા ૧
(૮) મહેલાવ ૧
(૯) પેટલાદ ૩
(૧૦) ચાંગા ૫

૨૬

**ઇતર**

(૧) દાહોદ ૨
(૨) આટ ૧
(૩) જાફરાબાદ ૧
(૪) મુંબઈ ૨
(૫) અમદાવાદ ૨
(૬) કણનારી ૧

૯

અભ્યાસની દૃષ્ટિએ જોઈએ તો કોલેજમાં ભણતા ૧૩ ભાઇઓ, અંગ્રેજી સાતમા ધોરણમાં ભણતા ૨૪ ભાઈઓ, અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતા ૧૪ ભાઇઓ તથા એથી નીચેના ધોરણોમાં ભણતા ૨૮ ભાઈઓ હતા. કોમ વાર ગણીએ તો પાટીદાર ૪૬, વાણિયા ૨૩, બ્રાહ્મણ ૯, કોળી પટેલ ૨, રજપુત ૨, બારોટ ૨, લુહાણા ૧, ભાવસાર ૧, બ્રહ્મક્ષત્રી ૧, સોની ૧, પાટણવાડિયા ૧.

આવેલા ૮૯ ભાઇઓમાંથી ૬ ભાઈઓ પાંચ સાત દિવસ રહીને અંગત કારણોથી છૂટા થઈને ઘેર ગયા છે. હાલમાં કુલ ૮૩ ભાઈઓ અહીં છે. આવેલા ભાઈઓમાંથી ફક્ત ૧૭ વિદ્યાર્થીઓ હોસ્ટેલ કે બોર્ડિંગમાં રહેતા અગર રહી આવેલા હોય એવા છે.

આ વર્ગમાં સામાન્ય રીતે નીચે જણાવેલી દિનચર્યા રહી છે.

૫–૩૦ વાગે ઊઠવું,
૫–૩૦ થી ૬–૧૫ શૌચ, દાતણથી પરવારવું.
૬–૧૫ થી ૬–૪૫ પ્રાર્થના, ભજન તથા ટૂંકું પ્રવચન.
૬–૪૫ થી ૭–૩૦ કવાયત.
૭–૩૦ થી ૮—૦ નાસ્તો.
૮—૦ થી ૮–૩૦ સફાઈ વગેરે શિબિરનાં કાર્યો.
૮–૩૦ થી ૯–૩૦ ગામનું કામ (ગ્રામ-સફાઈ)
૯–૩૦ થી ૧૦–૩૦ સ્નાન.
૧૦–૪૫ થી ૧૨–૩૦ બે વ્યાખ્યાન ૫૦, ૫૦ મિનિટનાં.
૧૨–૩૦ થી ૨–૩૦ ભોજન તથા આરામ.

૩–૩૦ થી ૪–૧૫ બે વ્યાખ્યાન ૫૦, ૫૦ મિનિટનાં.
૪–૨૦ થી ૫–૫૦ કાંતણ તથા વણાઈ.
૫–૫૫ થી ૭–૪૫ રમતો.
૮–૧૫ થી ૯—૦ ભોજન.
૯—૦ થી ૧૦–૩૦ પ્રાર્થના, ભજન, મનોરંજન, પ્રશ્નોત્તરી વગેરે.
૧૦ ૩૦ સૂઈ જવું.

આ દિનચર્યા પ્રમાણેનો કાર્યક્રમ મોટે ભાગે પાર પડતો. પણ રાત્રે ગામમાં જાહેર વ્યાખ્યાન રાખવામાં આવતાં ત્યારે સહેજે અમારા સૂવામાં વહેલું મોડું થઈ જતું.

પંદર દિવસમાં અમે ગામમાં ચાર જાહેર વ્યાખ્યાનો રાખ્યાં હતાં અને બે વખત બહેનોની સભા ગોઠવી હતી.

આ પંદર દિવસ દરમિયાન વર્ગમાં વિદ્યાર્થીઓને સંબોધવા માટે નીચે જણાવ્યા મહેમાનો આવ્યા હતા. અને એમણે નીચે જણાવ્યા વિષય ઉપર વિદ્યાર્થીઓ સાથે વ્યાખ્યાન તથા પ્રશ્નોત્તરીની પદ્ધતિથી વાર્તાલાપ કર્યો હતો.

| | વ્યાખ્યાતા | વિષય |
|---|---|---|
| તા. ૭ | શ્રી ગણેશ વાસુદેવ માવળંકર | વિદ્યાર્થીઓની તાલીમ એટલે ચારિત્ર્યનું ઘડતર. |
| | શ્રી રવિશંકર મહારાજ | વિદ્યાર્થીની તાલીમ એટલે સુટેવો. |
| તા. ૮ | શ્રી શિવાભાઈ ગો. પટેલ | ખાદી દ્વારા સેવા. વલ્લભ વિદ્યાલય શું છે ? |
| | શ્રી ચુનીભાઈ શાહ | દેશી રાજ્યોના પ્રશ્નો અખબારી દુનિયાનાં લાભાલાભ. |
| તા. ૯ | શ્રી સુરેન્દ્રજી | જીવનમાં ધર્મનું સ્થાન |
| | શ્રી બબલભાઈ મહેતા | ગામડાંના પ્રશ્નો વર્ધા યોજના. |
| તા. ૧૦-૧૧ | શ્રી જુગતરામ દવે | ગ્રામદૃષ્ટિ. આશ્રમજીવન. વેડછી આશ્રમ શું છે ? વિદ્યાર્થી શી શી સેવા કરી શકે ? |
| તા. ૧૨ | શ્રી ચંદ્રકાન્ત શાહ | અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો. હિંદુસ્તાનનું અર્થશાસ્ત્ર હિંદુ-મુસ્લીમ પ્રશ્ન. |
| તા. ૧૩ | શ્રી ગોવિંદરાવ શાનભાગ | આપણા સ્વાતંત્ર્યનો ઇતિહાસ. |
| | શ્રી નગીનદાસ પારેખ | રવીન્દ્રનાથ ઠાગોર અને એમના જીવનનું ઘડતર |
| તા. ૧૪ | શ્રી ઇનામદાર | સેવાદળનો ઇતિહાસ તથા સેવાદળની તાલીમની જરૂર. |
| તા. ૧૫ | બાપાલાલ વૈદ્ય | આપણું આરોગ્ય અને તે સાચવવાના ઉપાયો. |
| તા. ૧૬ | શ્રી રમણીકલાલ શાહ | વિદ્યાર્થીપ્રવૃત્તિનો ઇતિહાસ તથા એનો હેતુ. |
| તા. ૧૭ | શ્રી પરીક્ષિતલાલ મજમુદાર | આપણો હરિજનનો પ્રશ્ન |
| તા. ૧૮ | શ્રી બાબુભાઈ જસભાઈ | આપણી સ્થાનિક સંસ્થાઓ. આપણી ધારાસભાઓ. |
| | શ્રી રાવજીભાઈ મણીભાઈ પટેલ | દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી |
| તા. ૧૯ | શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક | સહકારી પ્રવૃત્તિના લાભાલાભ. કેળવણીમાં ઉદ્યોગોનું સ્થાન. |
| તા. ૨૦ | શ્રી પુષ્પાબહેન મહેતા | આપણી બહેનોના પ્રશ્નો. |
| | શ્રી વજુભાઈ શાહ | અહિંસક સમાજ રચના એટલે શું ? |
| તા. ૨૧ | શ્રી મગનભાઈ દેસાઈ | પ્રશ્નોત્તરી. |

આ ઉપરાંત રોજ સવારની પ્રાર્થના બાદ ચારિત્ર ઘડતર કરવામાં પ્રેરણા મળે તથા થઈ ગયેલા વાર્તાલાપના છેડા મેળવાઈ જાય એવી વાતો શ્રી બબલભાઈ મહેતા કહેતા.

શ્રી રતિભાઈ પટેલ, શ્રી મોહનભાઈ પટેલ તથા શ્રી પરીક્ષિતભાઈએ રોજ દોઢ કલાક સુધી કવાયત તેમજ રમતગમતની તાલીમ આપી છે.

આ વર્ગમાં રોજ ૪॥ કલાક શરીરશ્રમ પાછળ અપાતા.
૪॥ કલાક બુદ્ધિના વિષયો પાછળ અપાતા.
૧ કલાક સ્વાધ્યાય પાછળ અપાતો.
૪॥ કલાક અંગત કામ પાછળ
૧॥ કલાક ઇતર પ્રવૃત્તિઓમાં
૮ કલાક આરામ તથા ઉંઘ

આ વર્ગમાં આવેલા વિદ્યાર્થીઓમાંથી ૬૫, વિદ્યાર્થીઓ કાંતવાનું જાણતા હતા; ૨૧ ભાઈઓ નવેસરથી શીખ્યા: ૪ ભાઈઓ વણાઈ જાણતા હતા; ૨૫ નવેસરથી શીખ્યા. ૧૫ દિવસ દરમિયાન આ વિદ્યાર્થીઓએ ૬૬૬૧૮૮ વાર સુતર કાંત્યું. રોજના સરેરાશ કાંતનારની સંખ્યા ૬૪ હતી અને રોજના સરેરાશ ૬૮૧ વાર સુતર દરેક જણે કાંત્યું.

ઇતર પ્રવૃત્તિમાં ચૂંટેલા ૧૦૦ પુસ્તકોનું એક પુસ્તકાલય રાખવામાં આવ્યું હતું. એમાંથી ૫૮ પુસ્તકો વંચાયા અને ૭૭ ભાઈઓએ પુસ્તકો વાંચ્યાં.

એ ઉપરાંત સારાં સારાં પુસ્તકો વેચવા માટે પણ રાખ્યાં હતાં. કુલ રૂા. ૧૭૫-૫-૯ નાં પુસ્તકો આ પંદર દિવસ દરમિયાન વેચાયાં. એ ઉપરાંત રેંટિયા પૂણી વગેરે બીજો સરંજામ રૂા. ૮૫-૫-૬નો વેચાયો હતો.

વર્ગ દરમિયાન ગામડું નામનું એક દૈનિક નીકળતું. એમાં વિદ્યાર્થીઓને કંઇને કંઇ માર્ગદર્શન મળી રહે; સૂચન, સમાચાર મળી રહે તથા પ્રેરણા મળે એવાં લખાણો આવતાં. આ દૈનિકના કુલ ૧૨ અંક નીકળ્યા છે. અને વિદ્યાર્થીઓ એનો ઉપયોગ ઉત્સાહપૂર્વક કરતા અને કેટલાકે એમાંથી નોંધો પણ કરી લીધી છે.

આ વર્ગ દરમિયાન બે પ્રદર્શનો પણ યોજાયાં હતાં. એક ઉદ્ઘાટન પ્રસંગે ખેડા-જિલ્લાની માહિતી આપતું પ્રદર્શન તથા બીજું પૂર્ણાહુતિ પ્રસંગે આરોગ્ય અંગેના આલેખો તથા સચોટ આંકડાઓ આપતું પ્રદર્શન. આ પ્રદર્શનમાં આવેલા નમુનાઓ આપવા માટે થામણા રાષ્ટ્રિય ગ્રામશાળાના મુખ્ય શિક્ષકનો તથા નડિયાદના શ્રી નટુભાઈએ જાતે આવીને એમના નમૂનાઓ વડે આરોગ્ય પ્રદર્શન ગોઠવી આપ્યું એ બદલ એમનો અમે આભાર માનીએ છીએ.

આ વર્ગમાં કુલ ૨૮ ગીતો તથા ભજનો ગાઇ ગવડાવીને શિખવવામાં આવ્યાં. એ ઉપરાંત પ્રાર્થના તથા બીજા પ્રસંગોએ વિવિધ ગાયનો સાંભળવાની તક તો અમને મળતી જ.

અમે અહીં રહ્યા એ દરમિયાન શિબિરની સફાઇ બરાબર રહે એ માટે અમે પૂરતી કાળજી રાખતા. એમાં અમારી સગવડ તો સચવાતી જ પણ સાથે સાથે વિદ્યાર્થીઓ તથા ગામલોકોમાં પણ આ વાતનો ચેપ ફેલાય એમ અમારી ઈચ્છા હતી વિદ્યાર્થીઓ - એ જાતની સફાઈ તરફ આકર્ષાયા છે એ તો અમારા અનુભવની વાત છે. ગામલોકો એથી કેટલા આકર્ષાયા છે એ તો આજે કહી શકાય નહિ.

આ વર્ગમાંથી જતાં પહેલાં હવે પછી વિદ્યાર્થીઓ ઘેર જઈને પોતાના જીવનમાં કઇ જાતના ફેરફારો કરશે, એ વિષેના મારા ઉપર આશરે પચાસેક પત્રો આવ્યા છે એનો સાર તારવું તો નીચે જણાવેલાં વાક્યમાં આપી શકાય.

(૧) અમે વધારે સ્વચ્છતા સાચવવા પ્રયત્ન કરીશું.

(૨) અમે નિયમિત થવા પ્રયત્ન કરીશું.

(૩) અમે નિયમિત ઇતર વાચન કરીશું.

(૪) અમે ઘરના કામમાં માબાપને મદદ કરીશું.

(૫) અમે કાંઈક ને કાંઇક સેવાનાં કાર્યો કરીશું.

(૬) અમે સત્ય બોલીશું.

(૭) અમે નિયમિત કાંતીશું.

(૮) અમે નિયમિત કસરત કરીશું.

(૯) અમે અહીં આવ્યા તેથી જ દેશના આટલા બધા પ્રશ્નો સમજ્યા છીએ. આવા વર્ગમાં ન આવ્યા હોત તો અમારો ઘણો અભ્યાસ અધૂરો રહી જાત અને પસ્તાત.

(૧૦) અમે અભ્યાસ પૂરો કર્યા પછી કોઇને કોઇ ગ્રામસેવા કાર્યમાં પડીશું.

આ બધું જોતાં આવા વર્ગો વિષે આશા બેસે છે. અહીં આવેલા વિદ્યાર્થીઓએ આ પંદર દિવસમાં જે સલાહ-સંપથી અને ઉત્સાહથી વર્ગનું કામ સરળ બનાવ્યું છે એ માટે હું એમને ધન્યવાદ આપું છું પણ સાથે સાથે એ આશા રાખું છું કે જે રસ્તે એ વળ્યા છે એ રસ્તે એ આગળ અને આગળ વધતા જશે. વિદ્યાર્થીઓ એમના ચારિત્રને ઘડે, સુંદર ટેવો પાડે અને સમાજ સેવાના પ્રશ્નોનો સમભાવપૂર્વક અભ્યાસ કરે તો એમાંથી જ એ આપણા દેશના આશાસ્પદ નાગરિકો બનવાના છે. એ જે કોઇ ક્ષેત્રમાં પડશે એ ક્ષેત્રને ઉજાળી મૂકશે. એના દરેક કામમાં રાષ્ટ્રિયતાની ફોરમ આવશે. એની દરેક પ્રવૃત્તિમાં ગરીબો પ્રત્યેની દાઝ તરવરી આવશે અને પ્રસંગ આવ્યે આપણા દેશની આઝાદી મેળવવા માટે સર્વસ્વનું બલિદાન આપવામાં પણ પાછો નહિ પડે.

પણ આજ સુધીના ચાર વર્ગોના અનુભવો ઉપરથી અમે કેટલાંક તારણો કાઢયાં છે. તે આ પ્રસંગે રજુ કરીએ છીએ વિદ્યાર્થીઓમાં દેશપ્રેમ અને ગ્રામજનતા પ્રત્યેની હમદર્દી વધતાં જાય છે. એ પ્રશ્નોમાં એમને રસ પડતો થયો છે. અને કાંઈક કરવાની તમન્ના પણ જાગૃત થઈ છે. આપણા ગુજરાતમાં આ વર્ષે આટલા બધા વર્ગો નીકળ્યા છે. એ એની નિશાનીરૂપ ગણાય, પણ મને લાગે છે કે વિદ્યાર્થીઓના ચારિત્ર્યનું ખરું ઘડતર કાંઇ પાંચ પંદર દિવસના વર્ગથી ન થઇ જાય. એ માટે તો ગામેગામ સુંદર અભ્યાસગૃહો શરૂ થવાં જોઇએ અને એ અભ્યાસગૃહનું સંચાલન કરી શકે એવા ભાવનાશીલ અને અનુભવી કાર્યકર્તાઓએ એ કામ લઈને બેસી જવું જોઇએ. આખા ગામના નવજુવાન વર્ગે કયા ચીલે ચાલવું જોઇએ. એનું માર્ગદર્શન આ ગામડાંના વિદ્યાધામમાંથી મળવું જોઈએ; ગામડાંનું આવું અભ્યાસગૃહ શહેરોમાં ચાલતાં કોઇક આદર્શ છાત્રાલયની ગરજ પૂરી પાડી શકે. આ થયું કાયમનું અને બેઠું કામ. એમાંથી જ આપણે સાચા અને ચારિત્રશીલ નાગરિકો પેદા કરી શકીશું.

પણ આ કામ કાંઇ બધે જ એક સાથે શરૂ થઇ શકવાનું નથી. એનો ફેલાવો થતાં હજુ વખત લાગશે. ત્યાંસુધી આવા તાલીમવર્ગોની પણ અગત્ય છે. પણ હવે ઠેર ઠેર વર્ગો નીકળવા લાગ્યા છે. એ વખતે આ વર્ગો અંગે કાંઇક ચોક્કસ ધોરણ અને ચોક્કસ અભ્યાસક્રમો પણ નક્કી થવાની જરૂર છે.

અમારા અનુભવ ઉપરથી કહી શકું કે આવા વર્ગોમાં સંખ્યા મર્યાદિત કરી દેવી જોઇએ. આવનાર વિદ્યાર્થીઓનું ધોરણ પણ નિશ્ચિત કરી દેવું જોઇએ, અને હવે પછીના લો. શિ. વર્ગ માટે બે વરસના અભ્યાસક્રમ અંગેનું એક ખોખું પણ અમે વિચારી રાખ્યું છે. એના આધારે પહેલું વર્ષ પૂરું કર્યા પછી બીજા વર્ષમાં જઈ શકાય એવો બે વર્ષનો ક્રમિક અભ્યાસક્રમ ઘડી કાઢવાની કલ્પના છે. એ વર્ગની ખાસિયતોમાં કાંઇક આવું હશે વધારે ગ્રામાભિમુખપણું, જાતમહેનત તરફ વધારે ઝોક, રસોઈવિજ્ઞાન તથા જીવનને સ્પર્શતા બીજા પ્રશ્નોનું ઝીણવટભર્યું જ્ઞાન વગેરે - સંખ્યા ઓછી થઈ

જેથી વિદ્યાર્થીઓના જીવનમા વધારે ઓતપ્રોત થવાનો અવકાશ મળશે અને નિશ્ચિત અભ્યાસક્રમ પૂરો કરવા માટે લાયક શિક્ષકો મેળવવામા આવશે એ વર્ગમા જીવનની ખાસ તૈયારી કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓને જ આમત્રણ આપવામા આવશે, પણ આ અંગેની ચોક્કસ વિગત પાછળથી આપી શકાશે

વિદ્યાર્થીમિત્રોને તો હુ એટલુ જ કહુ છુ કે આ વર્ગમા ઘણી ખામીઓ રહી જવા પામી છે તેમ છતા તમે સૌએ તમારો સતોષ જાહેર કર્યો છે એ તમારી સાર ગ્રહણ કરવાની વૃત્તિને શોભાવે છે તમારી એ વૃત્તિને ખીલવો કેમકે એ વૃત્તિમાથી માણસ આગળ વધી શકે છે તમે અને અમે પદર દિવસ સાથે રહ્યા છીએ એ પદર દિવસનુ આપણુ સભારણુ તો કાયમ રહેશે જ હુ એટલુ ઈચ્છુ છુ કે આપણો સબધ દિનપ્રતિદિન વધારે ઘાટો બને અને તમને સૌને જણાવવાની તક લઉ છુ કે જ્યારે મારી જરૂર પડે ત્યારે બિલાશક મને મળજો અને પત્રવ્યવહારથી તો કાયમનો સબધ રાખશો જ તમે નક્કી કરેલા કેટલા કામો પાર પડે છે? એમા શુ વિઘ્નો આવે છે? એમા તમે ઉત્તરોત્તર શી પ્રગતિ કરતા જાવ છો? એ મને જણાવતા રહેશો તો મને બહુ આનદ થશે. આ વર્ગમા જેમ મૌખિક વ્યાખ્યાનો થયા છે એમ કેટલાક મૂક વ્યાખ્યાનો પણ થયા છે કેટલાક ભાઈઓએ તમારી સામે આવીને વાણીનો વિલાસ નહિ કર્યો હોય પણ એમના જીવનથી, એમની ફરજ અને સેવાના આચરણથી તમારી સામે એમણે વ્યાખ્યાનો જ આપ્યા છે તમે જો નજર રાખી હશે તો એમના મૂક વ્યાખ્યાનો સાભળ્યા હશે એ મૂક વ્યાખ્યાનકાર કેટલી ઉમરનો છે એનો પણ તમારે વિચાર નહિ કરવો એ આ ગામના છે કે પરગામના એનો પણ તમારે વિચાર ન કરવો સભવ છે કે એ તમારી સાથે બેસનારો પણ હોય

બબલભાઈ મહેતા

## છડેલા ચોખાની આપણને જરૂર છે?

હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાતોમા આજે કારમો ભૂખમરો છે, યુક્તાહારની ખામી પણ છે એ બન્ને દૃષ્ટિએ ખોરાકસુધારની વાત ગાધીજીએ હાથમા લીધી તેમા જે અનાજ ખાવામા આવે છે તેને બગાડીને ન ખાતા યોગ્ય સ્વરૂપમા ખાવામા આવે તો યુક્તાહારની દૃષ્ટિએ ઘણો ફાયદો થાય, એ દૃષ્ટિથી શરૂઆત થઈ ચોખાને છડીને ખાવાથી તેના પ્રોટિન કેલસિયમ તથા જીવનતત્ત્વ બી, બી ૨ જેવા ઉત્તમ ખાદ્યતત્ત્વો ગુમાવીએ છીએ અને તેથી રોગના ભોગ થઈએ છીએ એ જાતનો પ્રચાર લોકો આગળ કરવામા આવ્યો સામાન્ય લોકોના યુક્તાહારના અજ્ઞાનને કારણે, પૈસાપાત્રોને બીજી રીતે ખોરાકના તત્ત્વો મળી રહેતા હોવાને કારણે, હાથે ચોખા ખાડવાની માથાકૂટને કારણે, સફેદ ચોખાના દેખાવના મોહને કારણે વગેરે અનેક કારણોસર લોકોએ આ વસ્તુને અપનાવતા વાર લગાડી તેમાય વળી હાથછડના ચોખા તરફ તો લોકોનુ કઈક આકર્ષણ થયુ ખરુ પણ તદ્દન કરડ ખાવા માટે તો ભાગ્યે જ ઉત્સાહ બતાવ્યો. હાથછડના ચોખામા મીલમા છડેલા ચોખા કરતા વધારે ખાદ્યતત્ત્વો હોવાનો સભવ છે ખરો, પણ વ્યવહારમા એ ફરક બહુ નજીવો રહેવા પામે છે હાથે છડવામા પણ પ્રમાણુ તો મીલના ચોખાને જ માનવામા આવે છે મીલના ચોખા જેવા બિલકુલ સફેદ ન થાય ત્યા સુધી છડનારની આખને સતોષ નથી થતો એટલે જો કે આજે પણ હિન્દુસ્તાનમા તૈયાર થતા કુલ ચોખાના ૭૩ ટકા ચોખા હાથછડના તૈયાર થાય છે, પણ તેથી ખાદ્યતત્ત્વોની દૃષ્ટિએ બહુ ફાયદો થાય છે એમ કહી શકાય એમ નથી એ ફાયદો તો કરડ જ કરી શકે છે અને ગાધીજીએ કરડનો જ આગ્રહ રાખ્યો છે—હાથછડથી એમણે સતોષ નથી માન્યો

જ્યા સુધી ખાદ્યતત્ત્વોની દૃષ્ટિથી જ વિચાર કરવામા આવતો ત્યાસુધી લોકોએ અને સરકારે એ તરફ ઉપેક્ષાવૃત્તિ દાખવી પણ યુદ્ધને અગે કટોકટીનો મ મયો ઊભો થયો ત્યારે લોકોની–ખાસ કરીને સરકારની આખ ઊઘડી ને આ પ્રશ્ન તરફ બીજી જ દૃષ્ટિથી જોવાની શરૂઆત થઈ ખાદ્યતત્ત્વો ઉપરાત ખોરાકના જથ્થાની વાત પણ વિચારાવા લાગી ચોખાને છડવાથી ખોરાકના જથ્થાના થતા નુકશાનનો ખ્યાલ ખાદ્યતત્ત્વોના નુકસાનની સાથે સાથે થતો ખરો પણ તે ગૌણરૂપે હવે જથ્થાના નુકસાને પ્રધાન સ્થાન લેવા માડયુ બ્રહ્મદેશ જાપાનીઓના હાથમા ગયા પછી થાઇલેન્ડ ઇન્ડોચાઇના તથા બ્રહ્મદેશથી હિન્દુસ્તાનમા આયાત થતા ચોખા અટકી પડયા ને ચોખાને વિષે દેશમા ચિંતા વ્યાપી આ ખોટ કઈ રીતે પૂરી પાડવી? ખેતીદ્વારા ચોખાનુ ઉત્પાદન વધારવામા સરકારની દૃષ્ટિએ તરણોપાય દેખાવા લાગ્યો. અને તે માટે તેણે પોતાની ઢબે ખાતાઓ ખોલી પ્રચાર કરવા માડયો

હવે આપણે દેશની ચોખા વિષેની પરિસ્થિતિ તપાસી લઈએ છેલ્લા સરકારી આકડા પ્રમાણે ૧૯૩૪થી ૧૯૩૭ દરમિયાન હિન્દુસ્તાનનુ ચોખાનુ સરાસરી વાર્ષિક ઉત્પન્ન લગભગ ૨,૮૩,૭૭ ૦૦૦ ટન હતુ તેમા બહારની કુલ આયાત ૧૦ ૭૫ ૦૦૦ ટન ઉમેરાતી એમાથી બીજ, ઔદ્યોગિક ઉપયોગ, નિકાસ વગેરે માટે બાદ કરતા ખોરાક માટે ૨ ૭૨,૫૨,૦૦૦ ટન ચોખા રહેતા આ હિસાબે બહારના ચોખાની કુલ આયાત હિન્દુસ્તાનના ઉત્પાદનના ૪ ટકાથી સહેજ વધારે થઇ, અને ખોરાક માટે વપરાતા ચોખાને હિસાબે ગણીએ તો લગભગ ૮ ટકા જેટલી થઈ આ ૮ ટકાની આયાત દેખીતી રીતે અને એકાએક બધ થઈ તેથી આપણે ચોકી ગયા. પણ બીજી રીતે, કાયમ આપણે એથી ઘણા વધારે ટકા બગાડતા આવ્યા છીએ તે તરફ ગભીર રીતે કોઈનુ ધ્યાન ગયુ નથી એ નુકસાન કઇ રીતે અને કેટલુ છે તે આપણે જોઇએ

ચોખાને ત્રણ રીતે આપણે બગાડતા આવ્યા છીએ (૧) છડીને, (૨) રાધતી વખતે ધોઇને તથા ઓસામણ ફેકી દઇને, (૩) ચોખાને સઘરવા માટે યોગ્ય વ્યવસ્થાના અભાવથી મીલમા છડવામા આવે

કે હાથે છડવામાં આવે અને પદ્ધતિમાં ચોખાને ધોળા ફક કરવામાં આવે છે. સરકારી આંકડા બતાવે છે કે એ રીતે છડવામાં ચોખાનું ઓછામાં ઓછું ૮ ટકા જેટલું વજન ઓછું થઇ જાય છે. એટલે ચોખાને છડવાનું જો બંધ કરવામાં આવે ને કરડ જ ખાવામાં આવે તો બહારની આયાતનો તો સીધો જ છેદ ઊડી જાય છે. આ થયો માત્ર વજનની દૃષ્ટિએ વિચાર. બાકી ચોખાની રચના જોતાં તેનાં ઉપરનાં પડોમાં તથા અંકુરમાં પ્રોટિન, ફોસફરસ, જીવનતત્ત્વ બી,, બી ૨, વગેરે ખાદ્યતત્ત્વો કેન્દ્રિત થએલાં હોય છે ને વચલા ભાગમાં ફક્ત સ્ટાર્ચ જ રહે છે જેની પોષકદ્રવ્ય તરીકે ઓછામાં ઓછી કિંમત છે. છડવાથી આ બધાં દ્રવ્યોનું નુકશાન થાય છે તે જુદું. છડવાના ખર્ચની દૃષ્ટિએ જો વિચાર કરીએ તો બેવડી હાનિ ખુલ્લી થાય છે.

રાંધતી વખતે ચોખાને ઘસી ઘસીને બે ત્રણ પાણીમાં ધોવામાં આવે છે તથા છૂટા ભાતની ફેશનને લઇને તેને વધારે પાણીમાં રાંધી ઓસામણ કાઢી લેવામાં આવે છે. એક ગણતરી એવી છે કે જેટલું નુકસાન કરડને છડવાથી થાય છે તેથી કદાચ વધારે નુકસાન ચોખાને ધોવાથી ને ઓસામણ ફેંકી દેવાથી થાય છે ઓસામણ ફેંકવાથી થતા નુકસાનના આંકડા નીચે આપ્યા છે. ચોખામાં જેટલાં દ્રવ્યો હોય તેનો કેટલો ભાગ ઓસામણ દ્વારા નીકળી જાય છે તે એમાં બતાવ્યું છે.

**ઓસામણ ફેંકવાથી થતું નુકસાન**

| | |
|---|---|
| પ્રોટિન | ૧૦ ટકા |
| લોહ | ૭૫ ,, |
| કેલસિયમ | ૫૦ ,, |
| ફોસફરસ | ૫૦ ,, |
| સ્નિગ્ધ દ્રવ્યો | ૫૦ ,, |
| કેલોરી (ઉષ્ણતા માપ) | ૧૫ ,, |

ઓસામણનો કઢી દાળ વગેરેમાં ઉપયોગ કરવામાં આવે તો તો એકંદરે ઠીક છે પણ બધે એમ થતું નથી. આ નુકસાનમાં ૧૫ ટકા કેલોરીનું નુકસાન ગણાવ્યું છે એનો સીધો અર્થ એ છે કે ૧૫ ટકા જેટલું વજન ઓછું થાય છે.–

ત્રીજું નુકસાન ચોખાને સંઘરવામાં થાય છે. ભેજવાળી જમીનથી, કીટાણું અને ઉંદરના બગાડથી સરકારી આંકડા પ્રમાણે દર વર્ષે લગભગ ૩૧૭,૦૦૦ ટન એટલે કુલ ચોખાના ૧ ટકા ઉપરાંત ચોખા બગડે છે આનો વિશેષ વિચાર અનાજ સંગ્રહના લેખમાં કરીશું

આ ત્રણે જાતનાં નુકસાન ભેગાં કરીએ તો કુલ ચોખાના ઓછામાં ઓછ ૧૫ ટકા જેટલું નુકસાન તો જરૂર થાય. હિન્દુસ્તાનમાં સરેરાશ કુલ ૬,૦૦ ૦૦,૦૦૦ ટન અવાજ પેદા થાય છે તેમાં અર્ધા તો ચોખા જ હોય છે. એટલે ચોખાનું નુકસાન અટકે તો ખોરાકનો કેટલો મોટો બચાવ થાય એ સહેજે સમજી શકાય છે. સરકારે 'વધારે અન્ન પકવો' નો જે પ્રચાર કરવા માંડયો છે તેને પરિણામે સરકારી આંકડા પ્રમાણે દરવર્ષે લગભગ ૮૫૦,૦૦૦ ટન ચોખા વધારે પેદા થાય છે. એટલે કે કુલ વપરાતા ચોખાના લગભગ ૩ ટકા જેટલો વધારો થયો. કયો રસ્તો વધારે અસરકારક કહેવાય ? નુકસાન અટકાવવાનો કે-વધારે ચોખા પેદા કરવાનો ? અને છતાં ય સરકારે નુકસાન અટકાવવા માટે જોઈતું ધ્યાન આપ્યું નથી. છેક હમણાં હમણાં ચોખાને ઓછા છડવાની તેણે ભલામણ કરી છે. વધારે ચોખા ઉત્પન્ન કરવા તરફ તેણે જેટલું ધ્યાન આપ્યું છે તેથી ઘણું વધારે ધ્યાન ઉત્પન્ન થયેલા ચોખાનું થતું નુકસાન અટકાવવા તરફ આપવું જોઈએ. સરકાર એ કરે કે ન કરે આપણે જાગૃત થઇ જવું જોઈએ.

ઝવેરભાઇ પટેલ

## માણસને કેમ ઓળખશો ?

૧ **ચાલ ઉપરથી :** ખભા તાટ રાખીને ચાલનાર માણસ આત્મસંયમી અને નિશ્ચયી હોય છે.

૨ લાંબાં લાંબાં ડગલાં ભરનાર માણસ દીર્ઘદર્શી અને મીઠા સ્વભાવના હોય છે.

૩ ઝટ ઝટ પગલાં ભરનાર માણસ ચપળ ચાલાક પણ સંકુચિત મનના હોય છે.

૪ ઠસ્સાદાર અને ભારે પગલાં ભરનાર માણસ અભિમાની અને સ્વાર્થી હોય છે.

૫ ડોલતો અને ઝોકા લેતો .પગલાં ભરનાર માણસ સ્વભાવે સરલ હોતા નથી, પણ તેઓ જવાબદારી રાખનારા હોય છે.

૬ ખુંધ કાઢીને ચાલનાર માણસોમાં આત્મવિશ્વાસનો અભાવ હોય છે, પણ તેઓ બુદ્ધિમાન હોય છે છતાં લોકોનો પ્રેમ સંપાદન કરી શકતા નથી.

**હાથ પરથી :** હાથ મોટો હોય તો તે માણસ સ્વભાવે વિગતમાં ઊતરે પણ તેની ક્રિયામાં ઢીલ'શ હોય. હાથ ટૂંકો હોય તો તે માણસ બહુ વિચાર કર્યા વિના, કામ કરવા મંડી પડશે

આંગળીઓ : લાંબી હોય તો તે માણસ લાગણી પ્રધાન અને સંસ્કારી હોય.

આંગળીઓ ટુંકી હોય તો તે માણસ બુદ્ધિમાં જડ અને ખડતલ હોય.

આંગળીઓ નાજુક હોય તો તે માણસ પોતાનો માર્ગ કરી લે એવો હોય.

આંગળીઓ કઠણ હોય તો તે માણસ શરમાળ હોય.

આંગળીઓ સીધી હોય તો તે શક્તિશાળી હોય.

આંગળીઓ વળેલી હોય તો તે માણસ અશક્ત હોય.

આંગળીઓ એક સીધી લીટીમાં હોય તો તે માણસ કાર્યદક્ષ હોય

આંગળીઓની શરૂઆત ઊંચીનીચી હોય તો તે માણસ સ્વભાવે ચંચળ હોય.

પહેલી આંગળી ને અંગુઠા વચ્ચે છેટું વધુ હોય તો તે માણસ સ્વતંત્ર, દૃઢ અને હઠાગ્રહી હોય.

પહેલી આંગળી ને અંગુઠા વચ્ચે બહુ છેટું ન હોય તો તે માણસ જુના મતનો હોય.

**હથેળી :** જેની હથેળી પહોળી હોય તેને બહાર ફરવાનું બહુ ગમે.

જેની હથેળી સાંકડી હોય તે ઘરકુકડી સ્વભાવનો હોય

જેની હથેળી કડક હોય તે કાર્યદક્ષ હોય.

જેની હથેળી પોચી હોય તે કલ્પક હોય.

આવવા પછી કોઈ માણસ કંઈ પૂછે ત્યાર પહેલાં 'આવો' કહેનાર માણસ વ્યવહારદક્ષ કહેવાય.

તેને થોડી વાર લાગે ને પ્રશ્ન પૂછવા દે ત્યારે બોલે તે વરણી માણસ કહેવાય.

હાથના મેળ પરથી તમારા બંને હાથ જોડો અને આંગળા આંગળામાં ભરાવો. જો તમારો ડાબો અંગૂઠો ઉપર રહે તો તમારો સ્વભાવ વિચારપરાયણ છે અને જો જમણા હાથનો અંગૂઠો ઉપર રહે તો તમારો સ્વભાવ ક્રિયાપરાયણ છે એમ સમજો.

ચંદુલાલ વ્યાસ

## જાણવા જેવું ?

**પ્ર.–સમુદ્રનું તળિયું કેવું હશે ?**

ઉ.–આપણી પૃથ્વી જેવું કંઈક. તેમાં વિશાળ મેદાનોના મેદાનો પડેલાં છે ત્યારે ક્યાંક મોટા મોટા પર્વતો અને મોટી મોટી ખાઈઓ હોય છે તો કેટલીક જગ્યાએ તો સાત સાત હજાર માઈલ જેટલી લંબાઈ વાળી પર્વતમાળાઓ હોય છે. ઈ. સ. ૧૯૨૭માં જર્મન જહાજ એમડને ફિલિપાઈન્સના ટાપુઓ પાસે આવેલા પ્રશાંત મહાસાગરમાંની ખાઈની ઊંડાઈ માપેલી, તે લગભગ ૩૫૩૦૦ ફૂટની જણાઈ હતી આનો અર્થ તમે સમજો છો ? જગતમાં સર્વોચ્ચ એવા આપણા કૈલાસ શિખરને ઉચકીને એમાં નાખો અને એના ઉપર બ્રિટનના બેનનેવિસ નામના એક ઊંચામાં ઊંચા શિખરને ઉંચકીને એના ઉપર ગોઠવો તો પણ તેની ઉપર પાણીની ઊંડાઈ ૨૦૦૦ ફૂટ જેટલી રહે !

ઉપર જે પર્વતમાળાઓની વાત કરી એ પણ ૬,૫૦૦થી ૧૦,૦૦૦ ફૂટ જેટલી ઊંચાઈએ આવેલી હોય છે.

**પ્ર.–સમુદ્રના પાણીમાં બધું મીઠું, મીઠું ને મીઠું જ છે ?**

ઉ.–ના. દુનિયામાં વૈજ્ઞાનિકોએ જુદાં જુદાં ૯૦ તત્ત્વો શોધી કાઢ્યાં છે. એમાંથી અડધા ભાગ કરતાં વધારે તત્ત્વો દરિયાના પાણીમાં છે. દરિયો તો રત્નાકર–રત્નોનો ભંડાર છે. દરિયામાં કરોડોની કિંમતના મોતી, પરવાળા, સોનું મેગ્નેશિયમ, તેજાબ, અને બીજા ક્ષારો વગેરે પડેલાં છે.

અમેરિકાની એક ગણતરી પ્રમાણે દરિયાના કુલ ૨૫૦માં જેટલા ભાગ માંથી જ સાડા લાખ ટન મેગ્નેશિયમ, અગિયાર કરોડ ને સિત્તેર લાખ ટન મીઠું, નવ કરોડ ચાલીસ લાખ ટન ચરી, પાંત્રીસ કરોડ પાંચ લાખ ટન ગંધકનો તેજાબ, ત્રીસ લાખ ટન સોનું અને બ્રોમાઈડ તથા આયોડિનના ઘણા મોટા જથ્થા અલગ પાડી શકાય !

કોઈ કહેશે કે દરિયાના પાણીમાં આટલું બધું ચરી સોનું છે તો ચાલોને આપણે તે કાઢી લઈએ ને ધનવાન થઈ જઈએ પણ અફસોસની વાત એ છે કે પાણીના પ્રમાણમાં સોના ચાંદીનું પ્રમાણ એટલું ઓછું છે કે ફક્ત એટલા માટે મહેનત કરી એ મેળવવા અબજોપતિઓ માટે પણ ભિખારી બનવા જેવો જ ધંધો છે.

પણ ક્ષારોનું તત્ત્વ એટલું ઓછું નથી એ તો લગભગ ૩½ ટકા જેટલું છે ને જગતની સારી ને મોટી મોટી કંપનીઓ એમાંથી ધનવાન બનવા મથી રહી છે ને ધનવાન થઈ પણ છે.

**પ્ર.–દરિયો તો બધેજ ખારો હશે ને !**

ઉ.–ના. બધે દરિયાનું પાણી એક સરખું ખારું નથી આટલાંટિક સમુદ્ર સૌથી વધારે ખારો છે હિંદી મહાસાગરનો ખારાશની બાબતમાં બીજો નંબર છે, અને પ્રશાંતનો ત્રીજો નંબર છે. આમાં પણ ઉષ્ણ કટિબંધના ભાગોમાં સમુદ્ર સૌથી વધારે ખારો હોય છે, વિષુવવૃત્તના ભાગોમાં એથી ઓછો ખારો હોય છે, અને ધ્રુવ પ્રદેશોમાં સૌથી ઓછો ખારો હોય છે.

બીજું ખુલ્લા સાગર કરતાં મુકાબલે બંધિયાર ગણાય એવા સમુદ્રો ક્યાંક વધારે ખારા તો ક્યાંક ઓછા ખારા હોય છે. દાખલા તરીકે ઈરાનનો અખાત, કે રાતો સમુદ્ર કે ભૂમધ્ય સમુદ્ર વધારે ખારો છે, જ્યારે ઉત્તર સમુદ્ર અને બાલ્ટિક સમુદ્ર ઓછા ખારા હોય છે.

**પ્ર.–તો ક્યાંય સમુદ્રના પાણી મીઠાં હશે કે ?**

ઉ.–સાવ મીઠાં તો નહિ, પણ લગભગ મીઠાં કહેવાય એવા પાણીવાળા સમુદ્ર તો છે. દાખલા તરીકે ફિનલેંડ અને બોથ્નિયાના અખાતોના પાણી લગભગ તાજાં મીઠાં પાણી જેવાં જ છે !

**પ્ર.–દરિયાના પાણીને મીઠું ન બનાવી શકાય ?**

ઉ.–દરિયા આખા છે એમ તો કદી મીઠા ન બનાવી શકાય, પણ એના પાણીને મીઠું પી શકાય એવું બનાવવાની શોધ હમણાં હમણાં થઈ છે બાકી આધુનિક દરિયાખેડુઓમાં પણ દરિયા પર તાજા પાણી વિના તરસે મરવાના દાખલા બનેલા જ છે.

ચુનીલાલ યુ. આર.

○

## પ્રાચીના :—

ઉમાશંકર જોષી

# ગ્રં થ સ મી ક્ષા

**ગૂજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ** ઇસ્લામ યુગ, ખંડ ૧ : ભા. ૧–૨; લે. રત્નમણિરાવ ભી. જોટે; પ્રકા. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ: કીમત, ચાર રૂપિયા.

મુંબઇ સરકારના ઉત્તેજનથી ચાલતી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સંશોધન ગ્રંથમાળાનું આ નવમું પુસ્તક છે. અમદાવાદ અને ખંભાત પર પ્રમાણભૂત ઐતિહાસિક તેમજ સાંસ્કૃતિક માહિતી આપનાર ગ્રંથદ્વયના લેખક રત્નમણિરાવ જેવા આવા વિષય પર લખવાના અધિકારી ઇતિહાસવિદ્ એના કર્તા છે.

પુસ્તકનો વિષયપરિચય 'ઇસ્લામયુગ' એમ કહીને કરાવ્યો છે, પણ ખરી રીતે પુસ્તકના બેમાંથી બીજો ભાગ જ એની પાછળ રોકાયો છે, ને તોપણ પુસ્તક આખા મુસ્લીમસમયને પૂરો કરતું નથી. એ બીજા ખંડમાં થશે એમ લાગે છે. પહેલા ખંડરૂપ આ પુસ્તકમાં પહેલા ભાગમાં ઈસ્લામયુગની પૂર્વભૂમિકા જેવો પ્રાગૈતિહાસિક કાળથી તે હિંદુ ગુજરાતી સામ્રાજ્યની છેવટની પડતી સુધીનો વિહંગાવલોકની ને સારગ્રાહી ઈતિહાસ અપાયો છે, જે ઉચિત થયું છે.

ઈસ્લામયુગના તથા તેની પહેલાંના યુગના દરેક સમયનાં લેખો, મંદિરો, સ્થાપત્ય, સાહિત્ય, સાહિત્યકારો ને સંતો વિશે લેખક ઠીક માહિતી રાજકીય ઇતિહાસ જોડે આપતા ગયા છે, ને એ રીતે પુસ્તકનું નામ તેમણે સાર્થ ઠરાવ્યું છે. આપણે ત્યાંના ઈતિહાસદૃષ્ટિના દારિદ્રય માટે તેમણે પુસ્તકમાં એકથી વધુ વખત અફસોસ વ્યક્ત કર્યો છે. એ પરિસ્થિતિમાં વેદનું ઈતિહાસ પુરાણથી સમુપબૃંહણ કરવાનું કહ્યું છે તેમ, ઇતિહાસનું સાહિત્યના ઉલ્લેખો અને પરંપરાઓથી સમુપબૃંહણ કરવાની અગત્ય મોટી છે એમ તે સ્વીકારે છે, અને એવું સમુપબૃંહણ તેમણે આ પુસ્તકમાં તેમને શક્ય તેટલું કર્યું પણ છે.

પુસ્તકમાંથી કેટલીક નવી માહિતી જાણવાની મળે છે, જેવી કે, ઐતિહાસિક ગુજરાતનું પહેલું પાટનગર જૂનાગઢ હતું, વલ્લભીસમયમાં ગુજરાતમાં કાર્તિકેયની ભક્તિ પ્રચલિત હતી, સોલંકી સમય સુધી મંદિરો લાકડા ને ઈંટનાં હતાં, અથર્વવેદનો ગુજરાતની ભૂમિ સાથે સંબંધ હતો, ચાવડાઓ તે નાના ઠાકોરો ને ચોર-લૂંટારા જેવા જ હતા, વગેરે. પણ પુસ્તકનું ગૌરવ-પ્રકરણ તો છે 'ગુજરાતી સમાજનું બંધારણ' નામનું પંદરમું પ્રકરણ. ગુજરાતના સમાજબંધારણની ચર્ચા, 'સમાજ તો સનાતન છે' તેથી, પ્રાચીન સમયથી ઉપાડીને કર્તાએ ત્યાં કરી છે. ગુજરાતનો હાલનો સમાજ વેદકાલીન અસુરો, ભૃગુઓ, યદુઓ, નાગો, આભીરો, ગુર્જરો, શકો, હુણો અને જુદી જુદી નાતમાં હિંદુ જાતિમાં મેળવી દેવાયેલા મહમદ ઘોરીના લશ્કરના મુસલમાન કેદીઓ, એમ અનેક જાતિઓના મિશ્રણનું પરિણામ છે એ તેમાં સિદ્ધ કરાયું છે. ગુજરાતના નાગરોના નાગજાતિ સાથેના સંબંધની વિસ્તૃત ચર્ચા પણ ધ્યાન ખેંચે તેવી છે. જુદી જુદી જાતિઓના આવા મિશ્રણ પછી જુદા જુદા ધર્મ-સંપ્રદાયોનું થએલું મિશ્રણ વિગતે બતાવી આજના ગુજરાતી સમાજના બંધારણ પરત્વે તથા સમાજનું માનસ ઘડવામાં એની શી અસર થઇ છે તે પણ લેખકે દર્શાવ્યું છે. ગુજરાતમાં આ બેઉ પ્રકારનાં મિશ્રણને લીધે ગુજરાતીની પ્રકૃતિ સહિષ્ણુતાવાળી અને સમધારણ બની છે. તેમ જ અન્ય પ્રાંતોના લોકો કરતાં પ્રાન્તિક અસ્મિતાની દૃઢતા કે ઝનૂન તેનામાં ઓછું આવ્યું છે. આ બતાવીને લેખક અટકી ગયા નથી. મહમુદ ગઝની જેવો પરદેશી આ દેશમાં આવી હજાર દોઢહજાર માઇલ પેસી જઈ વતનીઓને લૂંટી જાય અને વતનીઓ નાસભાગ સિવાય કશું કરી શકે નહિ એનું કારણ, તેમ જ બધાંને પોતામાં સમાવી દેનાર હિંદુ સમાજ મુસલમાનો તથા ખ્રિસ્તીઓને કેમ સમાવી ન શક્યો તેનાં કારણ, સમજવા ને ચર્ચવાનો તેમણે અત્ર પ્રયાસ કર્યો છે. બીજી બાબતના કારણમાં તેમણે સહિષ્ણુતા ને વિચાર-સ્વાતંત્ર્યની અતિશયતામાંથી જન્મેલી અસહિષ્ણુતા અને સાંપ્રદાયિકતાની વિપુલતાને તેમ જ પરધર્મ ને પરસંસ્કૃતિના આક્રમણની સામેના પ્રતિકારક સંરક્ષણાત્મક વલણને ગણાવ્યું છે. મુસલમાનો તથા ખ્રિસ્તીઓની સંસ્કાર ભિન્નતાને તથા સામી સંસ્કૃતિ જોડે ન ભળવાની તેમની સ્વધર્મ આગ્રહજન્ય મનોવૃત્તિને કર્તાએ નથી ગણાવ્યાં એમ નહિ, પણ તેમણે ઉઠાવેલા પ્રશ્નનો અર્ધો જવાબ એમાં છે એ સમજીને મૂકાય તેટલો ભાર તેના પર મૂકવામાં આવ્યો નથી.

પુસ્તક આમ માહિતીપ્રદ તો ઘણું બન્યું છે. એમાં સંપાદિત, સંકલિત ને સંશોધિત માહિતી ઓછી નથી. મુગ્ધ કરે એવી શૈલી ને તે આપે તે રસાળતા લખાવટમાં નથી. પણ કર્તા ઇતિહાસકાર છે, અને ઈતિહાસ કલા તો પછી, પ્રથમ તો શાસ્ત્ર જ છે, એ સ્મરણમાં લાવીએ તો પછી કશી ફરિયાદ કરવાપણું નથી. રત્નમણિરાવનું વાચન, એમણે લીધેલો શ્રમ, અને નિરૂપિત વિષય માટેનો એમનો અનુરાગ પુસ્તકની પંક્તિઓમાં સ્વયમેવ બોલી ઊઠે છે. પાદટીપોમાં એમણે ઉલ્લેખેલા પ્રાચીન, મધ્યકાલીન ને અર્વાચીન દેશીવિદેશી ગ્રંથકારો ને તેમના ગ્રંથો એમનાં વાચન ને શ્રમની સાક્ષી પૂરે છે. ગુજરાતના ઈતિહાસ પર લખનારાઓમાં કૉમિસેરિયેટ, રસિકલાલ પરીખ અને દુર્ગાશંકર શાસ્ત્રીને તેઓ વારંવાર ટાંકે છે ને પુષ્ટિ કે મતભેદ નોંધે છે. આ છેલ્લી વાત એ પણ બતાવે છે કે રત્નમણિરાવને પોતાની સ્વતંત્ર દૃષ્ટિ પણ છે, ને ઘણી છે. બીજાના બધા નિર્ણયો એ સ્વીકારતા નથી.

**કાવ્યવિચાર :** મૂળ લેખક, સુરેન્દ્રનાથ દાસગુપ્તા; અનુ. નગીનદાસ પારેખ; પ્રકાશક, ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી ભારતીય વિદ્યાભવન, મુંબઈ; મૂલ્ય, ચાર રૂપિયા.

છે આમ છતાં, એ પાત્ર આપણી સહાનુભૂતિ નથી જીતી શકતું. એનો પ્રેમોન્માદ અને યુદ્ધોન્માદ અતિશયોક્ત, અસ્વાભાવિક ને નાટકી લાગે છે. પેલા કાશ્મીરી સરદારોને ખાતર યુદ્ધે ચડનાર પાછળથી પાછો તેમના હાથમા રમકડા જેવો બની બધી ચેષ્ટાઓ કરતો દેખાય છે તે નથી ગમતું. મતલબ કે, અહીં તેના જીવનની નાટકના અન્ત વખતની કરુણતા આપીને સહાનુકમ્પા નહિ, પણ એ તો એ જ લાગનો હતો એ ભાવ જગાડી જાય છે. પરિણામે, ઊંચાં કરુણાન્ત નાટકના નાયકની હારમાં તેને બેસાડાય તેમ નથી તેનું અન્ત પહેલાંનું પરિવર્તન યોજી કર્તાએ તેના પક્ષમાં આપણને ખેંચવા થોડો યત્ન કર્યો તો છે, પણ તે એની આગલી વર્તણુંકને ધોઇ નાખે એટલો સબળ નથી રવીન્દ્રનાથે પાછળથી આ કૃતિને રદ કર્યાનું યા કોઈ મોટી કૃતિમાં નવી રીતે વાપર્યાનું અનુવાદક જણાવે છે તે સાચું હોય તો ખુદ રવીન્દ્રનાથને પોતાની આ કૃતિની કચાશ વહેલી પરખાઇ ગઈ હશે એમ ધારવું બરાબર છે.

**વેદની વિચારધારા** : લે. રાધાકૃષ્ણન્ : અનુ ચંદ્રશંકર શુકલ પ્રકાશક વોરા એન્ડ કું. લી. મૂલ્ય ૩–૦–૦.

રાધાકૃષ્ણનના 'ઇંડિયન ફિલોસોફિ'એ નામના ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસને તેનાં પ્રકરણોના અનુવાદ દ્વારા કકડે કકડે ગુજરાતીમાં ઉતારવાના અભિલાપની અંશતઃ સિદ્ધિ બતુતું આ પુસ્તક રાધાકૃષ્ણનના એ ગ્રંથનાં બીજા અને ત્રીજા પ્રકરણનો અનુવાદ છે. અનુવાદકના આ શબ્દોમાં એનો પરિચય આવી જાય છે: 'વેદ એ ભારતીય પ્રજાનો જ નહીં પણ સમગ્ર માનવજાતિનો જૂનામાં જૂનો ગ્રન્થ છે, અને આપણાં ધર્મ ને તત્ત્વજ્ઞાનનો મૂળ આરંભ ત્યાંથી થાય છે, એટલે ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં એનો અભ્યાસ અનિવાર્ય છે. એની સૂક્ષ્મ, તટસ્થ ને રસિક સમાલોચના આ પુસ્તકમાં ગૂંથેલી છે.'

એના 'ઋગ્વેદનાં સૂકતો' નામક પ્રથમ ખંડમાં વેદનાં સાહિત્ય, સ્વરૂપ, કર્તા, સમય અને તાત્પર્ય વિષેના ભિન્ન મતો વિષે સંક્ષેપમાં માહિતી આપી, કર્તાએ વૈદિક દેવમંડળનો પરિચય આપી, "દ્યૌ—નિસર્ગપૂજાની પ્રથમ અવસ્થાનો સૂચક; (૨) વરુણ—પાછળનો અતિશય નીતિમાન ને નીતિપોષક દેવ; (૩) ઇન્દ્ર—વિજય અને સામ્રાજ્યસ્થાપનાના યુગનો સ્વાર્થી દેવ; (૪) પ્રજાપતિ—એકેશ્વરવાદી ભૂમિકાની પૂર્ણાવસ્થા કે પરાકાષ્ઠા' એવો ઋગ્વેદનાં સૂક્તોમાં વરતાતો ધર્મવિચારનો વિકાસક્રમ નિરૂપી, અનેકદેવવાદમાંથી અધિદેવવાદ અને એકેશ્વરવાદ પર થઇને અદ્વૈત બ્રહ્મની ભાવના સુધીનો વેદાંતર્ગત ધર્મવિચાર, એ બધી ભૂમિકાઓ વચ્ચેની ઝોલાં ખાતા જેવી અવસ્થાઓના પરિચય સાથે, રજૂ કર્યો છે ઋગ્વેદનાં સૂક્તોમાં પ્રગટ થએલા સૃષ્ટિવિજ્ઞાન નીતિનિયમ અને સદાચાર, અને મરણોત્તર જીવન સંબંધી વિચારોનો વ્યવસ્થિત સારગ્રાહી પરિચય ત્યારબાદ કરાવવામાં આવ્યો છે. બીજા ખંડમાં એની સામગ્રીથી બીજા વેદ કરતાં નોખા પડી જતા અથર્વવેદ વિશે અને યજ્ઞાદિ કર્મકાંડ પર ભાર મૂકી બેઠેલા યજુર્વેદ અને બ્રાહ્મણો વિશે માહિતી આપી સૃષ્ટિસર્જન, નીતિનિયમ અને મરણોત્તર જીવન સંબંધી તેની કલ્પનાઓ કે વિચારણાનો ખ્યાલ કર્તાએ આપ્યો છે.

મેકડોનલકૃત સંસ્કૃત સાહિત્યના ઈતિહાસનું મોહનલાલ દવેકૃત ગુજરાતી ભાષાન્તર, આચાર્ય આનંદશંકર લિખિત 'હિંદુ વેદધર્મ' અને ગુજરાત વિદ્યાપીઠની 'વૈદિક પાઠાવલિ' જેવા પુસ્તકોમાથી જે થોડું થોડું વેદ વિશે જાણવાનું મળે છે, એ સિવાય ગુજરાતી ભાષામાં વેદસાહિત્ય વિશે વિસ્તૃત માહિતી આપનો એકે ગ્રંથ નથી. એ સ્થિતિમાં ભાષાન્તરગ્રંથ તો ભાષાન્તરગ્રંથ પણ આવો મળે છે એ આનંદની વાત છે. આ ય વેદાન્તર્ગત ધર્મ-તત્ત્વ-વિચારને સ્પર્શે છે તેટલો તેની સાહિત્યબાજુને ઓળખાવતો નથી, તેમ છે પણ સાવ સંક્ષિપ્ત, પણ ભારતીય તત્ત્વજ્ઞાન જ એવો વિષય છે, અને આ તો ગ્રંથનાં આ તો બે પ્રકરણો જ છે એ ધ્યાનમાં લેતાં એનો ખુલાસો મળી રહે છે. ચારે વેદ, પ્રાતિશાખ્યો, બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદોના સમગ્ર સાહિત્યનો તદંતર્ગત સામગ્રીની વાનગી રજૂ કરતો વિસ્તૃત પરિચય કરાવતો ગુજરાતી ગ્રંથ તો પ્રગટ થવો બાકી જ છે.

રાધાકૃષ્ણનનાં લખાણોના આવા અનુવાદનું કામ પ્રેમપૂર્વક હાથ લઇ બેઠેલા અનુવાદક થોડા પ્રશંસાના શબ્દો માગી લે છે. મૂળ ગ્રંથનો વિષય પોતાનો પ્રિય વિષય હોય, એ વિષયને તેનું સારું નિરૂપણ કરનાર સમર્થ લેખક મળ્યો હોય, અને એ લેખકે કરેલા નિરૂપણમાં જ્યારે પોતાની પૂર્ણ સંમતિ હોય, ત્યારે અનુવાદક અનુવાદમાં પોતાનું દિલ રેડી દે છે. શ્રી. ચંદ્રશંકર શુકલ આવા અનુવાદક છે. આગલા 'હિંદુ ધર્મ'માં અનુવાદ કરવા ઉપરાંત મૂળ લેખકના લખાણનું સમર્થન કરે એવાં મૂળ શાસ્ત્રગ્રંથોનાં વચનો ખોળીને ઠેકઠેકાણે, સ્થળનિર્દેશ તથા ગુજરાતી અનુવાદ સાથે એમણે આપ્યાં છે, આ 'વેદની વિચારધારા'માં પણ રાધાકૃષ્ણનનાં ઉપરાંત પોતાનાં ટિપ્પણો એમણે આપ્યાં છે, અને આનંદશંકર ને ગાંધીજી જેવાનાં વચનો પણ સમર્થનાર્થે કયારેક કયારેક ટિપ્પણમાં એમણે આપ્યાં છે, એ એમનો શાસ્ત્રાભ્યાસ, હિંદુ ધર્મ-તત્ત્વજ્ઞાન પર પ્રીતિ, અને નિષ્ઠાભર્યો શ્રમ બતાવી આપે છે. ઘણીવાર તો એમ પણ લાગે છે કે રાધાકૃષ્ણનનું લખાણ પણ અનુવાદકને માટે એક આધાર કે ઓથ જ થએલ છે. પરિણામ એ આવ્યું છે કે આ અનુવાદો વેઠિયા કે ભાડૂતી જેવા જરાય લાગતા નથી. ભાષાની સ્વચ્છતા અને શિષ્ટતા પણ ધ્યાન ખેંચે તેવાં છે

અનુવાદક માટે અહીં કહેલું જેમ ઉપલા અવલોકનને ય લાગુ પડે છે, તેમ પુસ્તકની કિંમત અને પ્રચાર માટે ઉપલા અવલોકનમાં કરેલી સૂચના આ પુસ્તકને ય લાગુ પડતી ગણવી. આને માટે તો ખાસ એ કહેવાય કે આવાં છૂટક પ્રકરણોના અનુવાદની કિંમત લોકોને આકરી પડે. એના કરતાં સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય રાધાકૃષ્ણનના બે ભાગ વાળા આખા જ

એમનો અનુવાદ આપણા અનુવાદક પાસે વહેલેર કરાવી પાચ સાત રૂપિયાની કિંમતમા વેચે તો વધારે સારુ થાય   જ મ રા

**ભીંતપત્રો દ્વારા લોક શિક્ષણ** લેખક બબલભાઈ મહેતા પ્રકાશક પુસ્તકાલય સ સ. મડળ લી પો. બો નં. ૧૦ વડોદરા કિંમત રૂા ૧–૮–૦

ગામડામા કામ કરવા મથનાર સેવકને કઈક અંશે માર્ગદર્શક થઈ પડે એવુ આ પુસ્તક એના લેખકે એમના જીવત અનુભવના પ્રતિબિંબ જેવુ લખ્યુ છે

પ્રૌઢ શિક્ષણ માટે અને ગામડામા જ્યારે સમાચાર પત્રોનો અભાવ હોય છે ત્યારે લેખકને એમના અનુભવમાથી સૂઝેલી આ કલ્પના ખરેખર નવીન ને આકર્ષક છે

રોજ બ રોજના પ્રશ્નો એમણે સાદી, ટૂંકી ને સયમિત ભાષામા મૂક્યા છે કલમને બહેલાવવા ખાતર કે પોતાના અહ મને પોષવા એમણે આ ભીંતપત્રો નથી લખ્યા પણ દરેકને વાચતા આપણા મન ઉપર સચ્ચાઈની અસર પડે છે આવા પ્રયત્નની અસર ધીમી પણ ઊડી હોય છે એક સમગ્ર ગામડાની પ્રજાને બદલાવવાનુ કૌવત આવા પ્રયોગોના મૂળમા હોય છે

દરેક ગામની લાયબ્રેરીમા આ પુસ્તક હોવુ જોઈએ લેખકને અમે આવુ નિરોગી ને ઉપયોગી પુસ્તક આપવા માટે અભિનદન દઈએ છીએ

**અમારી ઇન્દુનુ શિક્ષણ** લેખક ના મ પટવર્ધન પ્રકાશક ઉપર પ્રમાણે કિંમત રૂા બે

શિક્ષણના ક્ષેત્રમા ૩૦ વર્ષથી વધારે અનુભવ લીધા પછી લેખકે આ પુસ્તક લખ્યુ છે બાળકના જન્મથી એનો ઉછેર કરવામા કેવી કાળજી રાખવી જોઈએ, ત્યાથી જુવાન થાય ત્યા સુધીમા કેવી શિક્ષણ ક્રમાક્રમાથી એને પચાવે પડતુ હોય છે એનુ સચોટ બયાન ને પૂરાવા [illegible] છે

આ ઉપરાંત જીવન ઉછેરના ઘણા પ્રશ્નોને એમણે આ પુસ્તકમા આવરી લીધા છે જુવાન છોકરા–છોકરીઓને જેમ કેટલીક વાતોની ઓછી કે અધૂરી ખબર હોય છે તે અંગેની માનસશાસ્ત્રિય રીતે ઝાંખી આપી છે એ ઉંમરે ભાવના લાગણી કોમળની હોય છે ને કોઈની બુદ્ધિ પ્રમાણમા અનાઇ જતું સહેજ હોય છે ત્યારે એવે ઠેકાણે જાગ્રત બુદ્ધિથી વિચાર કરવાને પ્રેરે તેવુ આ પુસ્તક છે શિક્ષકો ને વિદ્યાર્થીઓ આ પુસ્તક જરૂર જોઇ જાય

**રાષ્ટ્રભાષા વિષે વિચાર** લેખક ગાધીજી પ્રકાશક નવજીવન કાર્યાલય અમદાવાદ, કિંમત બાર આના

પૂ ગાધીજીએ રાષ્ટ્રભાષા ઉપર આજ સુધી જે છૂટુ છવાયુ લખેલુ તેને એકત્રિત કરીને આ સગ્રહમા મૂકવામા આવેલુ છે રાષ્ટ્રપ્રેમી ને રાષ્ટ્રભાષા પ્રચારકોને આ સગ્રહ ખૂબ ઉપયોગી થઇ પડશે.

**આહાર અને પોષણ** લેખક ઝવેર ભાઈ પટેલ પ્રકાશક ગુજરાત વિદ્યાપીઠ પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે કિંમત આઠ આના

પ્રાથમિક શાળાને ઉપયોગી થઇ પડે એવી દષ્ટિથી શ્રી ઝવેરભાઇએ આ પુસ્તિકા લખી છે પ્રૌઢ શિક્ષણના કામમા પણ એ ઉપયોગી થઇ પડે એવી છે

શરીરની અદરના અવયવોની કેમ સભાળ લેવી તે લેખકે આમા બતાવ્યુ છે 'બે બોલ મા પૂ. ગાધીજીએ લખ્યુ છે કે 'મને આશા છે કે આ પુસ્તિકા હજારોની સખ્યામા વચાશે અમને છે કે બાપુજીની એ આશા સફળ થશે જ   ઇ દ

**ધુધવતાં પૂર** લેખક ચુનીલાલ મડિયા, પ્રકાશક એન એમ ત્રિપાઠી લી મુંબઈ–૨ કિંમત સાડીચાર રૂપિયા

સત્તાવીસ વાર્તાઓનુ ધસમસતુ ધુધવતુ પૂર લઇને શ્રી ચુનીલાલ મડિયા સાહિત્યક્ષેત્રમા પ્રવેશ કરે છે જેમ ધૂધવતા પૂરમા નિર્મળ જળની સાથે કાપ, ઝાખરા વનસ્પતિનો કચરો અને ફૂલપાદડા ધસડાઈને આવે છે તેવુ જ આ 'ધુધવતા પૂર'મા બન્યુ છે આ વાર્તાઓનુ પૂર કથાપ્રવાહમા ખેચી જાય છે તો ક્યાક ઘુમરીઓમા ગૂંચવી પણ દે છે એવુ સાચુ કે આ પૂરમા તણાવુ ગમે છે ક્યારેક તો એમ થાય છે કે એ પૂરમા તણાયા જ કરીએ

આ વાર્તાઓની ખૂબી તો એ છે કે તે જીવનનુ દર્શન કરાવે છે માનવ સ્વભાવની વિચિત્રતા અને વિષમતા આ વાર્તાઓ આસાનીથી પ્રકટ કરે છે લેખક પ્રસંગમાથી નહિ કોઇ ઘટનામાથી નહિ પણ માનવજીવનમાથી વસ્તુ પસદ કરે છે પછી એને ભાવાત્મક સ્વરૂપમા વાર્તામા વણી લે છે. એમ કરવામા તેમની અવલોકન બાસ્ત, રુચિ શૈલી અને ચારુ ઉપમાઓ મદદે આવી પહોચે છે શ્રી મડિયા કલાના મર્મ ને બરાબર પામી ગયા છે અહી એમની વાતોમા સામાન્ય પ્રસંગ પણ કલાના સ્પર્શમા ખરો થાય છે લેખક વાર્તા કહેવા ખાતર વાર્તા કહેતા નથી પણ જીવનનુ કોઈ રહસ્ય સ્વભાવનો કોઈ અંશ કે કોઈ ગૂઢ સમસ્યાને જ્યારે તેમને વ્યક્ત કરવાની હોય છે ત્યારે જ તે વાર્તા કહે છે અહી તેમની વાર્તાઓમા જીવનનુ ઉદાત્ત ચિત્રનો પરિમલ અને અનુભૂતિ વિશદ રીતે દેખાઈ આવે છે લેખકનો અનુભવ પુરવાર ક્રુરતાને નિરૂપતો હોઈ તેમની શૈલીમા પણ સ્વસ્થતા અને પ્રાસાદિકતા આપો આપ આવી રહે છે. આ ગુણને લીધે તેમની વાર્તાઓ વાચ્યા પછી ચિત્ત પ્રસન્ન થઈ રહી રહે છે

પણ જે વાર્તાઓમા લેખકને કઇ કહેવાનુ હોતુ નથી, જ્યા તેમનુ કથયિતવ્ય જ સામાન્ય હોય છે, જ્યા વાર્તાનો વિષય જીવનમાથી નહિ પણ ઉપજાવી કાઢેલા ટુચકા જેવો હોય છે ત્યા તેમની વાતો કલાકૃતિ જેવો નહિ પણ પ્રસગચિત્ર જેવો જ આસ્વાદ કરાવે છે અને આવુ જણાયુ છે તેમ આ 'ધુધવતા પૂર'મા એવો કચરો પણ ધસડાઇ આવ્યો છે   પી પ

## અલકુ ને શરકુ

[ પાન ૩૯૧ થી ચાલુ ]

જેવો તે બહાર ગયો કે અલપુ ઊઠયો. થોડે દૂર સૂતેલા જમીનદારના સાળાને કહે: 'ઊઠો, ઊઠો, મારા જમીનદાર સાહેબ તમારાથી રિસાઇને ચાલ્યા જાય છે. કાલે તમે કોણ જાણે એમને કેવુંયે ખાવા આપ્યું કે તેમને એ ન ગમ્યું અને અત્યારે છાનામાના ચાલતા થયા છે.'

તરત જમીનદારનો સાળો તેને મનાવી લેવા પાછળ ઊપડયો. જતાં જતાં અલપુએ શિખામણ આપી: 'તેમની બગલમાં લૂગડાનું પોટલું છે. તે ખેંચીને આવતા રહેશો તો એમની મેળે પાછા આવતા રહેશે.'

સાળો એકદમ જમીનદાર પાછળ દોડયો અને જમીનદારને પકડી પાડ્યા.

જેમ સાળો જમીનદારને પાછો ખેંચવા પ્રયત્ન કરે તેમ જમીનદાર હાંડલી સંતાડી ભાગવા પ્રયત્ન કરે. છેવટ સાળાએ બગલની પોટલી ખેંચવા ઝોંટ મારી કે હાંડળી નીચે જઇ પડી અને પડતાં ભેગી ફૂટી ગઈ. અંદર ભરેલી વિષ્ટાથી જમીનદારનાં કપડાં ગંધાઈ ઊઠયાં. સાળો આ બધું જોઈને હસી પડયો. જમીનદારને તો શરમથી મરવા જેવું થયું. એ સમજી ગયો કે આ બધાં કામ અલપુનાં છે. એ અલપુ ઉપર એવો ખિજાઇ ગયો પણ અહીં શું કરે? મનમાં સમસમતો જમીનદાર ખીજ ગળી ગયો.

બીજે દિવસે સાસુએ જમીનદારને વિદાય આપી; પાલખીમાં વહુને બેસાડી, અલપુને સાથે લઈ જમીનદાર ઘોડે ચડીને પોતાને ગામ જવા નીકળ્યો. ચાલતાં ચાલતાં સાંજ પડવા આવી ત્યારે જમીનદાર તેના ગામ પાસે પહોંચવા આવ્યો. બરાબર મસાણ વટાવીને આગળ વધ્યા ત્યારે જમીનદાર પાછળ વળીને જુએ તો પાલખીવાળા ધીમે ધીમે કયાંયે દૂર ચાલ્યા આવે છે. જમીનદારે અલપુને તાકીદ આપી : 'જા,જા, હમણાં ને હમણાં તારાં બાઇજી ત્યાં હોય એવાં અહીં પહોંચાડી દે. આમ પાલખીવાળા ચાલશે તો ઘેર ક્યારે પહોંચશે?'

અલપુ દોડયો અને પાલખીવાળાને કહે: 'તમેતમારે પાલખી અહીં મૂકીને પાછા વળો. અમારા ગામમાં અજાણ્યા પાલખીવાળાને લઈ જવાનો રિવાજ નથી. હમણાં અમારા પાલખીવાળા આવીને પાલખી લઇ જશે.'

પાલખીવાળા ચાલી નીકળ્યા કે તેણે બાઈજીને બહાર કાઢયાં અને 'જો એક હરફ પણ બોલ્યાં તો મરી ગયાં સમજજો 'કહીને બાઈને પડખે વગડામાં લઈ ગયો. વગડામાં એક ઝાડને થડે બાઈને બાંધીને પોતે પાછો વળ્યો અને મસાણમાંથી એક મડદું કાઢીને પાલખીમાં મૂકી દીધું. મડદાનો એક પગ કાપીને અલપુ જમીનદર પાસે આવ્યો અને પગ આપીને કહે: 'લો આ મારા બાઇજી.'

જમીનદાર કહે: 'આ શું છે વળી?'

અલપુ કહે: 'હું તમારો નોકર. તમારી આજ્ઞા પાળું. તમે કહ્યું કે તારી બાઇજીને આ ને આ ઘડીએ ત્યાં હોય એવાં અહીં પહોંચાડી દે. મારાં બાઈજી અત્યારે ત્યાં પાલખીમાં બેઠાં છે અને અહીં પગરૂપે તમારી પાસે પણ છે.'

આ સાંભળીને જમીનદારના ગુસ્સાનો કોઇ પાર રહ્યો નહિ. એ તાડૂકયો : 'હરામી, તેં મને તો અનેક રીતે હેરાન કરીને અધો કરી નાખ્યો અને મારી વહુને તેં મારી નાખી? ભાગી જા અહીંથી.'

જમીનદાર અને અલપુની રાડો સાંભળતાં આસપાસથી માણસો એકઠા થઇ ગયાં. અલપુ કહે: જમીનદાર સાહેબ તમે મારા પર ખિજાઈ ગયા કે?'

જમીનદાર કહે: 'હા, ખિજાયો ખિજાયો, સાત વાર ખિજાયો. તારે કરવું હોય તે કરી લે.'

અલપુ કહે: 'તો આપણી શરત તૂટી. લાવો મારી આંખ.'

આમ કહેતાં જુવાનજોધ અલપુ ધક્કો મારીને ઘરડા જમીનદારની છાતી પર ચડી બેઠો. લોકો જમીનદારના ત્રાસથી હેરાન થઈ ગયેલાં એટલે કોઈ વચ્ચે પડ્યાં નહિ. અલપુએ ખિસ્સામાંથી છરો કાઢી જમીનદારની આંખ કાઢી લીધી. આંખ ખિસ્સામાં મારીને કહે: 'લો હવે તમે છૂટા. હવે ફરીથી આ શરત પ્રમાણે કોઈને હેરાન કરશો તો બીજીયે આંખ ગુમાવશો.' આમ કહીને અલપુ ચાલતો થયો.

જમીનદાર બિચારો આંખ આડા હાથ દેતો ઘેર પહોંચ્યો. કોઈ લોકોએ તેની વહુને વગડામાં બાંધેલી જોઈ ત્યાંથી છોડીને ઘેર પહોંચતી કરી. એ પછી જમીનદાર આંખ લેવા-દેવાની સરત રમવી ભૂલી ગયો.

જમીનદારની આંખ લઈને અલપુ ઘેર ગયો અને શરપુના હાથમાં મૂકીને બોલ્યો: 'લે આ જમીનદારની આંખ હવે કદી એ કોઈની આંખ લેવાની હિંમત નહિ કરે.' શરપુ તો અલપુની બધી વાતો સાંભળીને મોંમાં આંગળાં જ નાખી ગયો.

આ પછી શરપુ બરાબર ખેડ કરવા લાગ્યો અને અલપુ ચાંજે બેસીને તલાટીગીરી કરવા લાગ્યો. જીવ્યા ત્યાંસુધી બન્ને ભાઈએ હળીમળીને આનંદ કર્યો.

સંપૂર્ણ

## જય હિંદ! આઝાદ હિંદ સેનાના અગ્રણીઓ


કે. શાહનવાઝ


કે. ધીલન


કે. સેહગલ


# આજ અને નવરચના

સંપાદક
ઈશ્વરલાલ દવે

નવેમ્બર ૧૯૪૫

અંક : ૮

છૂટક ૧.૦ આના


કે. ડૉ. લક્ષ્મીબહેન



સુભાષ બોઝે રચેલ 'ઝાંસીની રાણી' નામના સ્ત્રીઓનાં દળનાં નેતા શ્રી. લક્ષ્મીબેનનાં પ્રમુખપદે રંગૂનમાં આઝાદ હિંદ સરકારની રચનાનો વાર્ષિકોત્સવ તાજેતરમાં ઊજવાયો.

અનેક વર્ષ આઝાદ રહેલ આ લોકોએ હિંદની મુક્તિની લડત બહારથી નહીં પણ દેશમાં જ રહીને કરવી એવો મક્કમ નિર્ધાર ઉપરોક્ત સભામાં ગર્જના ઉત્સાહ વચ્ચે વ્યક્ત કર્યો છે.


ભારતી સાહિત્ય સંઘ
મુંબઈ–અમદાવાદ

પ્રકાશક : તારાચંદ માણેકચંદ રવાણી ભારતી સાહિત્ય સંઘ, ૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક


# ઊર્મિ અને નવરચના


• 'ઊર્મિ' વર્ષ ૧૫ • 'નવરચના' વર્ષ ૧૦ • અંક ૮
નવેંબર ૧૯૪૫


અનુક્રમ



• સ્થળ સંકોચને કારણે 'ગ્રંથસમીક્ષા' તથા 'ક્ષયનાં કારણ અને નિવારણ' આવતે અંકે.


વાર્ષિક લવાજમ
દેશમાં રૂ. ૬-૦-૦ : પરદેશમાં રૂ. ૯-૦-૦
છૂટક નકલ ૧૦ આના

ભારતી સાહિત્ય સંઘ
ભીમરાજ બિલ્ડિંગ, નવી હનુમાનગલીને નાકે,
કાલબાદેવી રસ્તો, મુંબઇ-૨
ફરનાન્ડીઝ પૂલ નીચે : ગાંધી માર્ગ : અમદાવાદ

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

ઊર્મિ અને નવરચના : નવેમ્બર : ૧૯૪૫

## ૨૦૦૨ના પ્રભાતે

૨૦૦૨નું બેસતું વર્ષ અપૂર્વ મહત્ત્વ ધરશે. કારણ કે તે દિવસે. તા ૫-૧૧-૪૫ ના રોજ ત્રણ હિંદીવાનો પર એક ગંભીર લશ્કરી આરોપ મુકાઇને એવો મુકદ્દમો મંડાશે, કે જેની સાથે હિંદનાં શૌર્ય, સ્વાભિમાન, સ્વદેશપ્રેમ અને હિંદી શોણિતની કુરબાનીને સંબંધ છે.

* * *

શાહનવાજ, સેહગલ અને ધિલન: એક મુસ્લીમ, એક હિંદુ ને એક શીખ: સારા હિંદની કોમી એકતા અખંડતાનું જેમનામાં કુદરત-સંકેતથી પ્રતિનિધિત્વ પેદા થયું છે એવા ત્રણ યોદ્ધાઓ પર તોહમત છે 'રાજાની વિરુદ્ધ જંગ જગાવવાનું.' રાજા છે પરદેશના. આ યોદ્ધા છે સ્વદેશના.

* * *

અસલ એ ત્રણે હિંદની સરકારી ફોજના અફસરો છે. હિંદી પ્રજામતના સાફ નકાર છતાં વિરાટ હિંદી ફોજને ગોરી સત્તાઓના, પારકા હોબાળામાં હોમવામાં આવી. પૂર્વપ્રદેશોના સામ્રાજ્ય-પધારામાં ભયંકર ભંગાણ પડયું. ત્યારે ટેક ગોરા ભાગી છૂટયા- હિંદી સૈનિકો સલવાઇ રહ્યા. બર્મા, મલાયા, જાવા, હિંદી-ચીન વગેરેમાં નિરાધાર બની ગયેલી હિંદી જનતામાંથી એક રાષ્ટ્રસેના ખડી થઈ હતી તેમાં આ સરકારી સૈનિકો શામિલ થયા. પરદેશીઓની લૂંટણલીલા અને સરિયામ નધણીઆતી બેહાલી વચ્ચે આ રાષ્ટ્રસેના રક્ષણ આપતી ખડી રહી. અને હિંદની પરાધીનતા તોડવાને તેમણે શસ્ત્રો ઉઠાવ્યાં.

* * *

પછી જપાન ભાગ્યું. ગોરી સત્તાઓ ફેર ધસી આવી. વચગાળો ભયંકર અરાજ-

## અલૂણા પર્વને આંગણે

દિવાળીને આ પર્વે આપણને સૌ પહેલાં સાંભરે છે આપણા પડોશી એશિયાઈ બાંધવ ચીનાઓ. આજ અનેક વર્ષોથી આપણી દિવાળી જેના વડે ઝાકમઝોળ, રોમાંચક અને રંગપ્રકાશપ્રેરક બને છે તે ફટાકડા આપણા ચીના ભાઈઓની જ કારીગીરી અને સૌપહેલી શોધ છે. ભયંકર સંહારની સામગ્રીરૂપ સ્ફોટક પદાર્થોનો આવો રમ્ય રસાનંદપ્રેરક ઉપયોગ બીજી કોઈ પ્રજાએ કર્યો નહોતો. આગ અને લોઢામાંથી એ પ્રજાએ ફૂલો અને તારામંડળો સરજાવ્યાં ને જગતનાં બાળકોને રમાડયાં.

**

સમગ્ર દુનિયાનાં બાળકોને દારૂખાનાની નિર્દોષ રમત પૂરી પાડનારાં આ પડોશી ચીનાઓ આઠ વર્ષથી નવરાં નહોતાં. જીવ સાટેની લડાઈમાં તેઓ ઓરાઈ ગયાં હતાં. આજે હવે એ ચાલીસ કરોડને શ્વાસ ખાવાનો સમો આવ્યો છે. આપણે એમને આશિષો મોકલીએ, કે પ્રભુ તમને સુલેહ શાંતિ અને મુક્તિ આપો, કે જેથી જલદી અમારાં દિવાળી-પર્વના વર્ષોથી ચાલતા સુનકાર ઊતરે અને તમે બનાવેલા ફટાકડા-લવીંગીઆની લુંબો, ટેટા, ફૂલઝર, ભીંતીઆ તારામંડળ, ભંભોટીઆ, લીલા રાતા બપોરિયા, ચાંદલિયા ને હવાઈ જેવાં, અમારી દિવાળીનાં રાત્રિદિવસને શણગારનારાં રમકડાં અહીં આવી પહોંચે.

**

આપણી દિવાળીમાં રસ પૂરનાર મિષ્ટ વાનીઓ બનાવવી મુશ્કેલ છે. ખાંડ બલકે ગોળ પણ માંડ માંડ, મર્યાદિત અને મોંઘા મળે છે. ઘી તો સ્વપ્નસમ બન્યું છે. તલનું તેલ ઘી જેટલું જ દુર્લભ છે. શીંગનું તેલ પણ સરકારી દરબારી કાબૂ હેઠળ, એટલે અમારા જ ગામમાં વચ્ચે પા શેર અધશેર મળવાનાં સાંસાં પડયાં હતાં. આવી સ્થિતિમાં બાળકોનો અને ફક્ત વારે તહેવારે જ મીઠો કોળીઓ પામતાં ગરીબ જનોનો આપણને વિચાર આવે છે. જપાનથી દસ લાખ ટન ખાંડ વિજેતાઓએ હાથ કરી છે, તેમાંથી દસ હજાર ટન હિંદને મળશે. પણ આપણે તો માગીએ, કે જપાનનાં બાળકોનાં મોંમાંથી ઝૂંટવાયેલ હોય તો તે ખાંડ આપણા બાળકોનાં ભાણાંમાં ન જ આવશો.

**

દિવાળી આવે છે તે પૂર્વેના એ મહિના તાવ હમણાં દરવર્ષે રમખાણ મચાવે છે. મેલેરીઆ તાવે ગામડાં-શહેરોની પ્રજાને પથારીમાં ઢાળી દીધી હોય છે. અણસુણ્યા ઉગ્ર તાવની કડામાં લાખો લુંજાય છે. ખેડુતો ખેની કરી શકે નહિ, મજૂરો મજૂરી ચૂકે, નોકરીઆતોના પગારો કપાય. પંદર વર્ષ પૂર્વે જ્યાં સ્વપ્નેય નહોતા તે મેલેરીઆનાં વાહન મચ્છરોથી અત્યારે કોઈ ગામડું પણ કોરું રહ્યું નથી. હાડપીંજરો બનેલા લોકો દિવાળીને માણે શું! મેલેરીઆની બલાતને સાફ કરવાની બોમ્બીંગ-પદ્ધતિ અને સામગ્રી અમેરિકા આગળ છે. યુદ્ધમાં

# વહેતાં પાણી — માસિક નોંધ

## સંહારશસ્ત્રના શોધકને શાંતિ-પારિતોષિક

સ્ટૉકહોમ : ઑક્ટોબર તા. ૮—સ્વીડીશ એકેડેમીએ ૧૯૪૪નું રસાયણ વિદ્યાનું નોબેલ પારિતોષિક, અણુબોમ્બના શોધક ડૉ. ઑટો હાન નામના જર્મનને અર્પણ કર્યું છે. આ વિદ્વાન શોધક ૧૯૪૪ સુધી જર્મનીમાં હતો. અત્યારે એ અમેરિકામાં છે.

ઉપલા સમાચારમાં વિશ્વસંસ્કૃતિની જે ભયંકર મશ્કરી થઈ છે તે આજ સુધીના સર્વ અત્યાચારોને ટપી જાય છે. નોબેલ પારિતોષિકના અર્પણ પાછળ વિશ્વ-શાંતિની વૃદ્ધિનો હેતુ રહ્યો કહેવાય છે. સ્વ. શ્રી નોબેલ એ સ્વીડનનો નિવાસી હતો. દુનિયા પર 'ડાઇનેમાઈટ' સુરંગ-વિદ્યાની સૌપહેલી શોધ એણે કરી. એ શોધ કરવામાં એનો પુનિત હેતુ મોટી ઊંડી ખાણોને અને જંગી અભેદ્ય પહાડોને સુરંગો વડે ખોદી શકાય અને તેને પરિણામે જગત સમૃદ્ધિવાન બને, માનવ-મજૂરીનો માર્ગ સહેલ બને, પૃથ્વી પર આબાદી અને સગવડો પ્રસરે તેવો હતો. પણ એ સુરંગ-શોધ તો એના શોધકના ઉમદા આશયથી ઉલટી જ દિશામાં—માનવસંહારને સરલ બનાવવામાં, યુદ્ધો ખેલવામાં વપરાઈ. શોધકને અનુતાપ થયો, એણે પોતાની જાતને મહાપાપભાગી માની અને પ્રાયશ્ચિત્ત લેખે એણે પોતાની અબજોની આપકમાઈમાંથી આ 'નોબેલ પારિતોષિક'ની સ્થાપના કરી કહ્યું કે 'માનવજાતનું કલ્યાણ કરનારાઓને દેજો.'

આજે એ પારિતોષિક માનવસંહારનાં આગલાં સર્વ શસ્ત્રોને ટપે તેવા અણુ-બોમ્બના શોધકને અપાયાનું વાંચીએ છીએ. કબૂલ છે કે એ શોધ એ વિજ્ઞાનની અપ્રતિમ અદ્‌ભૂતતા છે. એ પણ કબૂલ રાખીએ કે મજકૂર અણુબોમ્બ-શક્તિનો સન્માર્ગે ઉપયોગ થાય તો દુનિયા નંદનવન બને. પણ અત્યારે તો એ શક્તિએ લાખો નિર્દોષ માનવીઓથી ભરેલાં બે જપાની નગરોનો ઝડપી વિનાશ કર્યો છે, અને એ શક્તિ જેના કબ્જામાં છે તે રાજસત્તાઓના ચડિયાતા સંહારક બળના ભયમાત્રથી જ લડાયક પક્ષોએ શરણાગતિ લીધી છે એ ભયની ધરતીનાં તળીઆંમાં તો સંગ્રામે ચડેલા સર્વ પક્ષોની મેલી દાનત વરૂઓ જેવી લપાઇ બેસીને કોઈ સવાયો અણુબોમ્બ શોધવાના યત્નો કરી રહેલ છે, સવાયા સંહારક બનવાની તકની જ રાહ જોવાય છે.

## આ શોધક જર્મની વતી કામ કરતો

વિડમ્બનાની અવધિ તો આ છે, કે અણુબોમ્બની આ શોધ આ જ શોધકને હસ્તક નાઝી જર્મનીમાં જ ચાલતી હતી, અને એનો દુરાશય પણ સાથી રાજ્યોનાં ગામો નગરોના છુંદા કરી નાખી શરણાગતિ સ્વીકારાવવાનો હતો. શોધ જે પલે પૂરી થાય તેજ પલે બ્રિટન અમેરિકા પર એનો પ્રયોગ ગુજરવાનો હતો. એ શોધની પરિપૂર્ણતા પ્રથમ હિટલરને હાથ ન પડી ગઇ એ તો કેવળ અકસ્માત અગર તો વિધાતાની વક્રતા હતી. એ શોધ જો ત્યાં થઇ ચૂકી હોત અને એના બળે જો હિટલર દુનિયાને હીન શરણાગતિયુક્ત 'સુલેહ' સ્વીકારવાની ફરજ પાડી શકયો હોત, તો સ્વીડીશ એકેડેમી આ શોધકને મજકૂર પારિતોષિક આપત ખરી કે ? ના, તો તો એ શોધક અત્યારે કર્પીણ દેહાન્તને જ પાત્ર રાક્ષસ ઠર્યો હોત; તો જે શોધ બિલકુલ અનૈતિક હોત તે અત્યારે નૈતિક તો ઠીક પણ પારિતોષિકને પાત્ર ઠરે છે.

આ શોધકને એની અપ્રતિમ અક્કલમંદી માટે નોબેલ પારિતોષિકના કરતાં ય સોગણું બુલંદ બીજું ચાહે તે માન, ઇનામ, ઇલકાબ, દરજ્જો, દૌલત અપાયાં હોત તો એ ઉચિત ગણાત. પણ એને અપાયું છે એક પવિત્ર પારિતોષિક. માનવ-સંસ્કૃતિની આથી મોટી ઠઠ્ઠા બીજી કોઇ કલ્પી શકાતી નથી. હિંદી વિજ્ઞાનમણિ શ્રી સી. વી. રમને આ શોધ અને તેના શોધકો પ્રત્યે તેમજ એ શોધક પર ત્રુઠમાન બનેલ 'ઍકેડમી' પ્રત્યે નફરત જાહેર કરી એના સભ્ય પણ મટી જવા ઇચ્છે છે.

## સામ્રાજ્યના ભંગી હિન્દી જુવાનો

નીચેનો બનાવ મુંબઈના બંદર પર બન્યાનું સૌને વિદિત છે.

'ઑક્ટોબરની ચોથી તારીખે 'જયોજ' નામના ૫૦૦૦ સૈનિકોને લઇ જતા જહાજ ઉપર ચડેલા ૩૦૦ વિદ્યાર્થીઓમાં અમે પણ હતા. અમને ડેક ઉપરનો દૂરનો એક ખૂણો રહેવા માટે અપાયો હતો. ખાવામાં પહેલાં સૈનિકોનો અને પછી અમારો વારો આવતો. ભોજન-ખંડમાં અમારાં વાસણો લઈને અમારે જવાનું હતું અને દસથી વધુ મિનિટ અમને ત્યાં બેસવા દેતા નહિ. અમારા ડેક ઉપરાંત આખું જહાજ જેનો ઉપયોગ કરતું હતું તે ભોજન-ખંડ અને સંડાસો સાફ કરવાનું

અને ભોજનવેળા થાળીઓ અને વાસણો ભોજન–ખંડમાં લઈ જવાનું કામ અમારે કરવું પડશે અથવા નીચે ઉતરી જવું પડશે એમ અમને ઊપડવાની આગલી રાતે કહેવામાં આવ્યું. આ બધું કામ પોતાની રાજીખુશીથી કરવાનું વિદ્યાર્થીઓએ સ્વીકાર્યું હતું. બીજી સવારે ચા–નાસ્તા વેળા માઈક્રોફોન ઉપર હુકમ થયો કે હિંદી વિદ્યાર્થીઓએ તરત જ નીચે ઊતરી જવું. પંદર જ મિનિટમાં અમારે સરસામાન પીઠ ઉપર ઉપાડીને જહાજ ખાલી કરવું પડ્યું.

'બંદરની ભોંય ઉપર અમે બેઠા હતા ત્યાં એક નૌકા–અધિકારી એક કાગળ લઈને આવ્યા અને જેને સફર કરવી હોય તેને એમાં સહી કરી દેવા કહ્યું. સંડાસો, ભોજન–ખંડ અને સૈનિકોનો ડેક સાફ કરવાની અને કપ્તાનના જે કાંઈ હુકમ થાય તેનું પાલન કરવાની કબુલાત એ કાગળમાં સહી કરનારાઓએ આપવાની હતી. સાંજના ચાર પછી ખબર આવ્યા કે બાજુમાં પડેલી 'ઓરાચાન' સ્ટીમરમાં વિદ્યાર્થીઓ માટે વ્યવસ્થા કરાઈ છે. ત્યાંની સ્થિતિ તો હજી વિશેષ ખરાબ હતી અપમાનકારક શરતો ઉપર સહી કરવાની અમે ના પાડેલી એટલે અમે ગોદીની બહાર નીકળી ગયા. અમને અમારી ટિકિટો પણ પાછી આપવામાં આવી.'

'ગોરા સૈનિકોને અપાતો એ જ ખોરાક અમને અપાતો અને એમાં મુખ્યત્વે તો ગાયનું માંસ જ હતું એ માંસ ન ખાતા હોય તેમને બીજું કાંઈક આપવાની અમારી અરજ સાંભળી પણ નહિ. એટલે ઘણાખરા ચા અને પાંઉ ઉપર જ રહેલ.'

### ભંગીકામ કદી
#### હલકું નથી

આ નિવેદન, એ ગુલામીખત પર સહી ન કરીને અહીં રહી ગયેલા ત્રણ યુવાનોનું છે. પરદેશ–પ્રયાણની આજે પ્રવર્તી રહેલી સાધન–સંકડામણ વચ્ચે સૈનિકોને વતનમાં પહોંચતા કરવાની ફરજ અગ્રપદે રહે એ બરાબર છે, સૈનિકોને અપાતી સવલતોની અંદર હિંદી નાગરિકોનો થોડો સમાવેશ કરવાની ઉદારતા પણ પ્રશસ્ય છે, અને મજૂરો નોકરો મેળવવાની મુશ્કેલી અત્યારના કાળમાં અતિ તીવ્ર છે તે ય જાણીતું છે. જહાજ પરનું બલકે હરકોઈ સ્થળ પરનું એક પણ શ્રમજીવી કાર્ય આપણે મન હલકું ગણાવું ન ઘટે. સૌ મુસાફરોની વચ્ચે સરખા દરજ્જે એ સર્વ કાર્યોની વહેંચણી કરાઈ હોત તો એ કરવાનો હિંદી વિદ્યાર્થીઓનો નકાર ઠપકાપાત્ર બની જાત. પરંતુ અહીં તો હિંદીઓ અને ચીનાઓને ગોરાઓના ગુલામો ભંગીઓ ગણતી વર્ણધમંડી દૃષ્ટિ કામ કરી ગઈ છે. સરકારની શિષ્યવૃત્તિ લઈને પ્રયાણ કરતા હિન્દી ચીની યુવાનો પ્રત્યે ઠગાઈ આચરાઈ છે અને તેજોવધ કરાયો છે.

### વિદેશપ્રયાણનો
#### આ સનેપાત

આ ગોરા વર્તાવની જૂની અને જાણીતી હલકટતા તો લાજવાબ છે, એ તો સર્વત્ર વ્યાપક છે, અને તે બાબત હિંદ લાઇલાજ છે, પણ આવી નામોશીભરી શર્તોથી ભરેલા હાથમુચરકા પર કાંડાં કાપી આપીને બીજા જહાજમાં ચડી બેસનાર વિદ્યાર્થીઓ માટે શું કહેવું! એમણે હાયવેલ દૈન્યની પાસે પેલા ગોરા કેપ્ટને બતાવેલ વર્તાવ તો કોઈ વિસાતમાં નથી. તેઓ શા માટે ગયા? કયું ભણતર ભણવાની આશાએ? દેશનું, પ્રજાનું, કોમ અને કુટુંબોનું તેમણે નાક વઢાવ્યું છે. તેઓના પર તો ગોરો કમાન થૂંકે તો પણ આશ્ચર્ય પામવા જેવું નથી ગુલામીના વધુ અક્ષરો ઘૂંટવા જવા કાયલી કૂદનારાઓને માટે એ જ ઉચિત પુરસ્કાર ગણાશે. હિન્દી માણસાઈના આવા હ્રાસને તાબે ન થતાં પાછા ઘેર ચાલ્યાં આવનારા જુવાનોને અભિનંદન છે. થોડા જ વખત પર, ઇંગ્લંડથી અહીં ખાતે સૈનિકોને લાવતાં ફોજી જહાજો પર, હીણપતભરી સ્થિતિમાં મુસાફરી કરવાની સાફ ના સંભળાવનારા હિંદી લશ્કરી અમલદારોનો ઉજળો કિસ્સો આપણી સાંભરણમાં છે. તેઓને તો વર્ષો પછી વતનમાં આવવાનું હતું. તેઓ મૃત્યુનાં ડાચાં-માંથી પાછા વળ્યા હતા. બાલબચ્ચાં અને સ્વજનોને ભેટવાની તેમની તાલાવેલી કેટલી તીવ્ર હશે! અને લશ્કરી ફરમાનનો એ અનાદર તો તેમનાં શિર ઉપર 'કોર્ટમાર્શલ'ની કૈક વિટંબનાઓ નોતરનાર હતો. તે છતાં તેમણે હિન્દી આત્મગૌરવને શોભા આપી. તીડોનાં ટોળાંની પેઠે બ્રિટન અમેરિકા તરફ ઊડી રહેલા હિંદી યુવાનોની એકંદર નૈતિક કક્ષા કેવી છે તેનું માપ કાઢવાની પારાશીશી રૂપ જો મુંબઈના બનાવને માનીએ, તો તો દેશના આગેવાનોએ સત્વર આ વિદેશપ્રયાણના સનેપાત સામે આંગળી ઉચ-કવી ઘટે.

### રાષ્ટ્રભાષાના પ્રશ્નનો
#### સ્પષ્ટ ભડકો

હિન્દી–ઉર્દુની તકરાર વિશે ગતાંકે લખાયા પછી એક મહિનામાં તો એ મુદ્દો ધુંધવાતો મટીને ભડકાનું સ્વરૂપ ધારણ કરી બેઠો છે. હિંદી સાહિત્ય સમ્મેલનથી જુદા પડેલા ગાંધીજીના પક્ષ વતી ગુજરાત વગેરે સ્થળોમાં પ્રવાસ કરતા કાકા કાલેલકર ઠેર ઠેર પ્રજાને

રાષ્ટ્રભાષા તરીકે હિન્દી-ઉર્દુના સમન્વયમાંથી જ બની શકે તેવી હિંદુસ્તાનીને અપનાવવા તેમજ દેવનાગરી અને ફારસી બેઉ લિપિઓને પણ સ્વીકારવા હિમાયત કરી રહ્યા છે, ત્યારે શ્રી. મુનશી ઉદેપુરમાં મળેલ હિન્દી સા. સંમેલનના અધ્યક્ષપદેથી એ ગાંધી—મતનો પ્રતિકાર કરી રહેલ છે. કાકા કાલેલકરના એક તાજા (નવસૌરાષ્ટ્ર તા. ૨૨–૧૦–૪૫માં છપાયેલ) ભાષણમાંથી નીચેનું અવતરણ લીધું છે—

'બે લિપિ શીખ્યા સિવાય છુટકો નથી. એક લિપિથી રાષ્ટ્રને લકવો થયો છે. એ તો બેઉ આંખો છે. એક શીખીશું તો આપણે કાણા થઈશું-કાણા કહેવાઇશું, બે લિપિથી લાભ છે. એથી આપણી શક્તિ વધે છે. મુસ્લિમો નાગરી લિપિ નહિ શીખે તો તેમને નુકસાન થશે, આપણે ઉર્દુ લિપિ નહિ શીખીશું તો આપણને નુકસાન થશે. જેટલું નવું શિખાય તેટલું શીખી લેવું જોઈએ.'

હવે ઉદેપુર હિં. સા. સં. માં શ્રી મુનશીએ કરેલી જાહેરાત જોઇએ.

'મને હિન્દી-હિન્દુસ્તાની વિના કોઇ રાષ્ટ્રભાષા શક્ય જણાતી નથી. એને સ્વભાવસિદ્ધ રાષ્ટ્રભાષા માનું છું. સદીઓથી એ મધ્યપ્રદેશની બોલચાલની ભાષા રહી છે. નાગરી હિંદી સ્વાભાવિક તથા વિકસિત રૂપ છે. ઉર્દુ એની ફારસી–આરબી શૈલીનું સ્વરૂપ છે.'

આ પછી થોડાક વ્યાવહારિક પ્રશ્નો પર શ્રી મુનશી આવે છે. હિન્દી રાષ્ટ્રભાષા બને તો મુસલમાનોનું શું ! પંજાબના હિંદુઓનું શું ? ઉર્દુનું શું ?

એનો જવાબ પોતે એવો આપે છે કે—

આ પ્રશ્ન ભાષાવિજ્ઞાનનો નથી, સાહિત્યના વિકાસનો પણ નથી, એ તો રાજનૈતિક પ્રશ્ન છે. હિંદુ મુસ્લીમ વિરોધ ટાળવાને વાસ્તે રાષ્ટ્રીય દૃષ્ટિકોણથી આ પ્રશ્નની ચર્ચા થાય છે. આજકાલ આપણા બધા પ્રશ્નો રાજકારણનાં વમળોમાં ઘુમરાવો ખાઇને ડહોળાઈ જાય છે.'

## જનતાની ભાષા શબ્દો બદલ્યે બને ?

કાકા કાલેલકરની દૃષ્ટિએ સંસ્કૃતપ્રચૂર હિન્દી અને ફારસીપ્રચૂર ઉર્દુ એ બેઉને ગાળી નાખી જનતાની ભાષા હિંદુસ્તાનનીનું ઘડતર કરવાની જરૂર જનતા–સંપર્કને કારણે દેખાય છે. પણ એવી ભાષાની નિષ્પત્તિ કેવળ 'રાહ' ને બદલે 'વાટ' શબ્દનો સરહદના ગાંધી વર્ધામાં આવી ઉપયોગ કરે તેથી, કે કોઇ ન સમજે તેવી સરસ આરબી ભાષા બોલતા મૌ. અબુલ ક. આઝાદ એની ભાષામાં સાદા શબ્દો અપનાવે તેટલા માત્રથી થશે ખરી ? કાકા કાલેલકર તો ભાષા–વિજ્ઞાની છે. એ સાહિત્યની ભાષા તો નહિ બને પણ બોલચાલની ભાષા તરીકે ય વર્ણસંકરી સ્વરૂપને પામશે. પોતાનાં ભાષણોને રાજદ્વારી વ્યાસપીઠ પરથી કેવળ તાત્કાલિક સમજાવટને ખાતર સુગમ બનાવવાં એ એક વાત છે, અને સુરમ્ય એક લોકવાણીનું સર્જન કરવું તે બીજી વાત છે. કાકા પોતે જેમનાં દૃષ્ટાંતો દઇ રહેલ છે તે તુળસીદાસ, સુરદાસ, કબીર વગેરેનાં જનભોગ્ય ભાષાસર્જનો આ મૌલાના સાહેબ કે સરહદ–ગાંધીના શબ્દપ્રયોગની રીતિએ તો હરગિજ નહોતાં થયાં.

## આ તકરાર ક્યારે ઉકલશે

મુનશી કહે છે કે—

'હિન્દી–ઉર્દૂનો પ્રશ્ન હિન્દુ–મુસલમાનોનો નથી. એ તો કાશ્મીર અને પંજાબના ઉર્દુ બોલવાવાળા હિંદુઓની મુશ્કેલીનો પણ સવાલ છે. પણ આજે એ પ્રશ્ન હિન્દુ મુસલમાનોના વિરોધનું કારણ બની ગયો છે. જ્યાં સુધી મુસ્લીમ જનતાનો આક્રમણશૂર વિભાગ હિન્દુઓ અને તેમના સંસ્કાર અને સાહિત્ય પ્રત્યે માનવૃત્તિ ધારણ કરતાં ન શીખે ત્યાં સુધી આ મુશ્કેલી કેમ ટળશે તે મારી સમજમાં નથી આવતું. જે દિવસે મુસલમાનો અને હિંદુઓ, સ્વાતંત્ર્ય, સંસ્કાર અને સાહિત્ય આદિ વિષયોમાં પરસ્પર વિશે આદરબુદ્ધિ રાખીને ભાગીદારી સ્વીકારશે તે દિવસે આ પ્રશ્ન આપોઆપ ઉકલી જશે.'

## ઉદેપૂરનો સ્પષ્ટ ઠરાવ

આમ શ્રી. મુનશી અને હિંદી સા. સં.ના અનુયાયીઓની દૃષ્ટિએ આ પ્રશ્ન જનતાની મુશ્કેલીથી નહિ પણ રાજકારણમાં જુદો ચોતરો જમાવી બેઠેલા એક વર્ગને રીઝવી લેવાની વૃત્તિથી પ્રેરિત છે. એ ગમે તે હો, ભારતીય પ્રજાના આંતરવ્યવહારને સરલ બનાવવા સારુ એક માધ્યમ રૂપ ભાષાની જરૂર છે, તેની ના નહિ પાડી શકીએ. પણ તેવી ભાષા કૃત્રિમ ઈલાજોથી નહિ નીપજે. એવી ભાષાની નિષ્પત્તિ એ તો ઊંડાં સાહિત્ય–બળોનું જ કામ છે. એ માટે આપણે ત્યાં તુલસીદાસો સુરદાસો ને કબીરો ભલે થાવ, પણ દેશનાં

અને ભોજનવેળા થાળીઓ અને વાસણો ભોજન-ખંડમા લઈ જવાનું કામ અમારે કરવુ પડશે અથવા નીચે ઉતરી જવું પડશે એમ અમને ઊપડવાની આગલી રાતે કહેવામા આવ્યું. આ બધું કામ પોતાની રાજીખુશીથી કરવાનું વિદ્યાર્થીઓએ સ્વીકાર્યું હતું. બીજી સવારે ચા-નાસ્તા વેળા માઈક્રોફોન ઉપર હુકમ થયો કે હિંદી વિદ્યાર્થીઓએ તરત જ નીચે ઊતરી જવું. પંદર જ મિનિટમાં અમારે સરસામાન પીઠ ઉપર ઉપાડીને જહાજ ખાલી કરવું પડ્યું.

'બંદરની ભોય ઉપર અમે બેઠા હતા ત્યા એક નૌકા-અધિકારી એક કાગળ લઈને આવ્યા અને જેને સફર કરવી હોય તેને એમા સહી કરી દેવા કહ્યું. સંડાસો, ભોજન-ખંડ અને સૈનિકોનો ડેક સાફ કરવાની અને કપ્તાનના જે કાંઈ હુકમ થાય તેનું પાલન કરવાની કબુલાત એ કાગળમા સહી કરનારાઓએ આપવાની હતી સાંજના ચાર પછી ખબર આવ્યા કે બાજુમા પડેલી 'ઓરાયાન' સ્ટીમરમાં વિદ્યાર્થીઓ માટે વ્યવસ્થા કરાઈ છે. ત્યાની સ્થિતિ તો હજી વિશેષ ખરાબ હતી અપમાનકારક શરતો ઉપર સહી કરવાની અમે ના પાડેલી એટલે અમે ગોદીની બહાર નીકળી ગયા. અમને અમારી ટિકિટો પણ પાછી આપવામા આવી'

'ગોરા સૈનિકોને અપાતો એ જ ખોરાક અમને અપાતો અને એમાં મુખ્યત્વે તો ગાયનું માંસ જ હતુ એ માંસ ન ખાતા હોય તેમને બીજું કાંઈક આપવાની અમારી અરજ સાંભળી પણ નહિ. એટલે ઘણાખરા ચા અને પંઉ ઉપર જ રહેલ'

## ભંગીકામ કદી
### હલકું નથી

આ નિવેદન, એ ગુલામીખત પર સહી ન કરીને અહીં રહી ગયેલા ત્રણ યુવાનોનું છે પરદેશ-પ્રયાણની આજે પ્રવર્તી રહેલી સાધન-સંકડામણ વચ્ચે સૈનિકોને વતનમાં પહોંચતા કરવાની ફરજ અગ્રપદે રહે એ બરાબર છે, સૈનિકોને અપાતી સવલતોની અંદર હિંદી નાગરિકોનો થોડો સમાવેશ કરવાની ઉદારતા પણ પ્રશસ્ય છે, અને મજૂરો નોકરો મેળવવાની મુશ્કેલી અત્યારના કાળમાં અતિ તીવ્ર છે તે પણ જાણીતું છે. જહાજ પરનું બલકે હરકોઈ સ્થળ પરનું એક પણ શ્રમજીવી કાર્ય આપણે મન હલકું ગણાવું ન ઘટે. સૌ મુસાફરોની વચ્ચે સરખા દરજ્જે એ સર્વ કાર્યોની વહેંચણી કરાઈ હોત તો એ કરવાનો હિંદી વિદ્યાર્થીઓનો નકાર ઠપકાપાત્ર બની જાત પરંતુ અહીં તો : હિંદીઓ અને ચીનાઓને ગોરાઓના ગુલામો ભંગીઓ ગણતી વર્ણધમંડી દૃષ્ટિ કામ કરી ગઈ છે. સરકારની શિષ્યવૃત્તિ લઈને પ્રયાણ કરતા હિન્દી ચીની યુવાનો પ્રત્યે કાર્ય આચરાઈ છે અને તેજોવધ કરાયો છે.

## વિદેશપ્રયાણનો
### આ સનેપાત

આ ગોરા વર્તાવની જૂની અને જાણીતી હલકટતા તો લાજવાબ છે, એ તો સર્વત્ર વ્યાપક છે, અને તે બાબત હિંદ લાઈલાજ છે, પણ આવી નામોશીભરી શર્તોથી ભરેલા હાથમુચરકા પર કાંડા કાપી આપીને બીજા જહાજમાં ચડી બેસનાર વિદ્યાર્થીઓ માટે શું કહેવુ! એમણે દાખવેલ દૈન્યની પાસે પેલા ગોરા કેપ્ટને બતાવેલ વર્તાવ તો કોઈ વિસાતમાં નથી. તેઓ શા માટે ગયા? કયું ભણતર ભણવાની આશાએ? દેશનું, પ્રજાનું, કોમ અને કુટુંબોનું તેમણે નાક વઢાવ્યું છે. તેઓના પર તો ગોરો કપ્તાન થૂંકે તો પણ આશ્ચર્ય પામવા જેવું નથી ગુલામીના વધુ અક્ષરો ઘૂંટવા જવા કાબેલી કૂટનારાઓને માટે એ જ ઉચિત પુરસ્કાર ગણાશે. હિન્દી માણસાઈના આવા હ્રાસને તાબે ન થતાં પાછા ઘેર ચાલ્યા આવનારા જુવાનોને અભિનંદન છે. થોડા જ વખત પર, ઇગ્લંડથી અહીં ખાતે સૈનિકોને લાવતાં ફોજી જહાજો પર, હીણપતભરી સ્થિતિમાં મુસાફરી કરવાની સાફ ના સંભળાવનારા હિંદી લશ્કરી અમલદારોનો ઉજળો કિસ્સો આપણી સાંભરણમાં છે. તેઓને - તો વર્ષો પછી વતનમાં આવવાનું હતું. તેઓ મૃત્યુનાં ડાચાં-માંથી પાછા વળ્યા હતા. બાલબચ્ચાં અને સ્વજનોને ભેટવાની તેમની તાલાવેલી કેટલી તીવ્ર હશે! અને લશ્કરી ફરમાનનો એ અનાદર તો તેમનાં શિર ઉપર 'કોર્ટમાર્શલ'ની કૈક વિટંબનાઓ નોતરનાર હતો. તે છતા તેમણે હિન્દી આત્મગૌરવને શોભા આપી તીડોનાં ટોળાંની પેઠે બ્રિટન અમેરિકા તરફ ઊડી રહેલા હિંદી યુવાનોની એકંદર નૈતિક કક્ષા કેવી છે તેનુ માપ કાઢવાની પારાશીશી રૂપ જો મુંબઈના બનાવને માનીએ, તો તો દેશના આગેવાનોએ સત્વર આ વિદેશપ્રયાણના સનેપાત સામે આંગળી ઉચ-કવી ઘટે.

## રાષ્ટ્રભાષાના પ્રશ્નનો
### સ્પષ્ટ ભડકો

હિન્દી-ઉર્દુની તકરાર વિશે ગતાંકે લખાયા પછી એક મહિનામાં તો એ મુદ્દો ધુંધવાતો મટીને ભડકાનું સ્વરૂપ ધારણ કરી બેઠો છે. હિંદી સાહિત્ય સમ્મેલનથી જુદા પડેલા ગાંધીજીના પક્ષ વતી ગૂજરાત વગેરે સ્થળોમા પ્રવાસ કરતા કાકા કાલેલકર ઠેર ઠેર પ્રજાને

રાષ્ટ્રભાષા તરીકે હિન્દી–ઉર્દૂના સમન્વયમાંથી જ બની શકે તેવી હિંદુસ્તાનીને અપનાવવા તેમજ દેવનાગરી અને ફારસી બેઉ લિપિઓને પણ સ્વીકારવા હિમાયત કરી રહ્યા છે, ત્યારે શ્રી. મુનશી ઉદેપુરમાં મળેલ હિન્દી સા. સંમેલનના અધ્યક્ષપદેથી એ ગાંધી—મતનો પ્રતિકાર કરી રહેલ છે. કાકા કાલેલકરના એક તાજા (નવસૌરાષ્ટ્ર તા. ૨૨–૧૦–૪૫માં છપાયેલ) ભાષણમાંથી નીચેનું અવતરણ લીધું છે–

'બે લિપિ શીખ્યા સિવાય છુટકો નથી. એક લિપિથી રાષ્ટ્રને લકવો થયો છે. એ તો બેઉ આંખો છે. એક શીખીશું તો આપણે કાણા થઈશું–કાણા કહેવાઇશું, બે લિપિથી લાભ છે. એથી આપણી શક્તિ વધે છે. મુસ્લિમો નાગરી લિપિ નહિ શીખે તો તેમને નુકસાન થશે, આપણે ઉર્દૂ લિપિ નહિ શીખીશું તો આપણને નુકસાન થશે. જેટલું નવું શિખાય તેટલું શીખી લેવું જોઈએ.'

હવે ઉદેપુર હિં. સા. સં. માં શ્રી મુનશીએ કરેલી જાહેરાત જોઇએ.

'મને હિન્દી-હિન્દુસ્તાની વિના કોઇ રાષ્ટ્રભાષા શક્ય જણાતી નથી. એને સ્વભાવસિદ્ધ રાષ્ટ્રભાષા માનું છું. સદીઓથી એ મધ્યપ્રદેશની બોલચાલની ભાષા રહી છે. નાગરી હિંદી સ્વાભાવિક તથા વિકસિત રૂપ છે. ઉર્દૂ એની ફારસી–આરબી શૈલીનું સ્વરૂપ છે.'

આ પછી થોડાક વ્યાવહારિક પ્રશ્નો પર શ્રી મુનશી આવે છે. હિન્દી રાષ્ટ્રભાષા બને તો મુસલમાનોનું શું! પંજાબના હિંદુઓનું શું? ઉર્દૂનું શું?

એનો જવાબ પોતે એવો આપે છે કે—

આ પ્રશ્ન ભાષાવિજ્ઞાનનો નથી, સાહિત્યના વિકાસનો પણ નથી, એ તો રાજનૈતિક પ્રશ્ન છે. હિંદુ મુસ્લીમ વિરોધ ટાળવાને વાસ્તે રાષ્ટ્રીય દૃષ્ટિકોણથી આ પ્રશ્નની ચર્ચા થાય છે. આજકાલ આપણા બધા પ્રશ્નો રાજકારણનાં વમળોમાં ઘુમરાતો ખાઇને ડહોળાઈ જાય છે.'

### જનતાની ભાષા
### શબ્દો બદલ્યે બને?

કાકા કાલેલકરની દૃષ્ટિએ સંસ્કૃતપ્રચૂર હિન્દી અને ફારસીપ્રચૂર ઉર્દૂ એ બેઉને ગાળી નાખી જનતાની ભાષા હિંદુસ્તાનનીનું ઘડતર કરવાની જરૂર જનતા–સંપર્કને કારણે દેખાય છે. પણ એવી ભાષાની નિષ્પત્તિ કેવળ 'રાહ' ને બદલે 'વાટ' શબ્દનો સરહદના ગાંધી વર્ધામાં આવી ઉપયોગ કરે તેથી, કે કોઇ ન સમજે તેવી સરસ આરબી ભાષા બોલતા મૌ. અબુલ ક. આઝાદ એની ભાષામાં સાદા શબ્દો અપનાવે તેટલા માત્રથી થશે ખરી? કાકા કાલેલકર તો ભાષા–વિજ્ઞાની છે. એ સાહિત્યની ભાષા તો નહિ બને પણ બોલચાલની ભાષા તરીકે મ વર્ણસંકરી સ્વરૂપને પામશે. પોતાનાં ભાષણોને રાજદ્વારી વ્યાસપીઠ પરથી કેવળ તાત્કાલિક સમજાવટને ખાતર સુગમ બનાવવાં એ એક વાત છે, અને સુરમ્ય એક લોકવાણીનું સર્જન કરવું તે બીજી વાત છે. કાકા પોતે જેમનાં દૃષ્ટાંતો દઇ રહેલ છે તે તુળસીદાસ, સુરદાસ, કબીર વગેરેનાં જનભોગ્ય ભાષાસર્જનો આ મૌલાના સાહેબ કે સરહદ-ગાંધીના શબ્દપ્રયોગની રીતિએ તો હરગિજ નહોતાં થયાં.

### આ તકરાર
### ક્યારે ઉકલશે

મુનશી કહે છે કે—

'હિન્દી–ઉર્દૂનો પ્રશ્ન હિન્દુ–મુસલમાનોનો નથી. એ તો કાશ્મીર અને પંજાબના ઉર્દૂ બોલવાવાળા હિંદુઓની મુશ્કેલીનો પણ સવાલ છે. પણ આજે એ પ્રશ્ન હિન્દુ મુસલમાનોના વિરોધનું કારણ બની ગયો છે. જ્યાં સુધી મુસ્લીમ જનતાનો આક્રમણશૂર વિભાગ હિન્દુઓ અને તેમના સંસ્કાર અને સાહિત્ય પ્રત્યે માનવૃત્તિ ધારણ કરતાં ન શીખે ત્યાં સુધી આ મુશ્કેલી કેમ ટળશે તે મારી સમજમાં નથી આવતું. જે દિવસે મુસલમાનો અને હિંદુઓ, સ્વાતંત્ર્ય, સંસ્કાર અને સાહિત્ય આદિ વિષયોમાં પરસ્પર વિશે આદરબુદ્ધિ રાખીને ભાગીદારી સ્વીકારશે તે દિવસે આ પ્રશ્ન આપોઆપ ઉકલી જશે.'

### ઉદેપૂરનો
### સ્પષ્ટ ઠરાવ

આમ શ્રી. મુનશી અને હિંદી સા. સં.ના અનુયાયીઓની દૃષ્ટિએ આ પ્રશ્ન જનતાની મુશ્કેલીથી નહિ પણ રાજકારણમાં જુદો ચોતરો જમાવી બેઠેલા એક વર્ગને રીઝવી લેવાની વૃત્તિથી પ્રેરિત છે. એ ગમે તે હો, ભારતીય પ્રજાના આંતરવ્યવહારને સરલ બનાવવા સારુ એક માધ્યમ રૂપ ભાષાની જરૂર છે, તેની ના નહિ પાડી શકીએ. પણ તેવી ભાષા કૃત્રિમ ઈલાજોથી નહિ નીપજે. એવી ભાષાની નિષ્પત્તિ એ તો ઊંડાં સાહિત્ય–બળોનું જ કામ છે. એ માટે આપણે ત્યાં તુલસીદાસો સુરદાસો ને કબીરો ભલે થાવ, પણ દેશનાં

કરોડો છોકરાં પર અશાસ્ત્રીય રીતે વધુ ભાષાભણતરના બોજા તો ન જ લદાઓ. મહાત્માજી તેર ભાષા જાણે છે, વિનોબા સાત ને કાકા કાલેલકર સત્તર જાણે છે એ વસ્તુ કરોડો બાળકોને ફરજિયાત ઉર્દૂ ભણાવવાની હિમાયતમાં દલીલરૂપે ન ટાંકી શકાય. હિંદી સા. સમેલને ઉદેપુરમાં જે ઠરાવ કરી નાખ્યો, કે 'હિંદી જ રાષ્ટ્રભાષા છે, અને ઉર્દૂ એ તો હિંદીની જ એક શૈલીમાત્ર છે, ગાંધીજીનો ખ્યાલ અવ્યવહારુ અને અસ્વીકાર્ય છે, દેવનાગરી જ રાષ્ટ્રીય લિપિની લાયકાત ધરાવે છે કેમકે શાસ્ત્રીય દૃષ્ટિએ તે સંપૂર્ણ છે ને મહેલાઈથી શીખી શકાય તેવી છે, ઉપરાંત ઉર્દૂ લિપિ શાસ્ત્રશુદ્ધ નથી' એ ઠરાવની અવગણના નહિ થઈ શકે. આંતરપ્રાંતીય વ્યવહારની જેટલે અંશે જરૂર પડશે તેટલે અંશે પ્રાંત પ્રાંત વચ્ચે આ સગવડ પુરી પાડનારાઓ જરૂર ઊભા થશે, એ વ્યવહારની યંત્રમાળ આપોઆપ ગોઠવાયા કરશે. તુલસીદાસ કબીર અને સુરદાસ તો છેક ગુજરાત કાઠિયાવાડમા પણ ઘરઆગણના જ હોય તેવા સુગમ બની રહેલ છે. એમને સમજવા માટે સમસ્ત બાળપ્રજા પર શિક્ષણની અંદર હિંદી ભાષા પેસારવી નથી પડી. આંતરપ્રાંતીય વ્યવહાર જો કેવળ રાજકારણી નહિ પણ સાસ્કૃતિક અને સાહિત્યકીય હશે તો આજે ગણાવાતી મુશ્કેલીઓ નહિ ટકી રહે.

### શ્રી. રાધાકૃષ્ણનો દૃષ્ટિએ ગોટાળો

પણ આપણે તે આંતરપ્રાંતીય વ્યવહારના મુદ્દાને આગળ ને આગળ લેતા જશું તો ક્યાં જઈ અટકશું એ કહેવાતું નથી નિહાળો આપણા પરમ શ્રદ્ધેય શ્રી સર્વપલ્લી રાધાકૃષ્ણનને. એ તો કૅરાચીમા મળેલી પત્રકાર પરિષદ પાસે એટલે સુધી કહી બેઠા છે કે—

'માતૃભાષાને શિક્ષણનુ માધ્યમ બનાવવા બાબતમા આ દેશમા ભયકર હદે ગોટાળો ચાલી રહેલ છે શિક્ષણને જો કાર્યસાધક બનાવવુ હશે, તો બેશક એ માતૃભાષાના માધ્યમ વડે જ બનશે પણ એ માધ્યમ હિન્દી કે ઉર્દૂ હોવુ જોઈએ એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે તો આપણે તર્કમા બહુ મોટો કૂદકો મારીએ છીએ હિન્દી કે ઉર્દૂ એ તો બિલકુલ આપણી માતૃભાષા નથી જે ભાષાને બાકીની દુનિયાની સાથે સંબંધ છે તેના પર આપણો સંપૂર્ણ કાબુ હોય તો પછી જ આપણાં શિક્ષણ-માધ્યમ માતૃભાષા થઈ શકે.'

એમ કહીને પોતે તો અંગ્રેજી ભાષાને જ વિશ્વભાષા ગણાવી તેની સિદ્ધિ પર ભાર મૂકે છે. ઉચ્ચ વર્ગોમા આપણા પોતાના માધ્યમ ઉપરાંત અંગ્રેજીને માધ્યમ બનાવવાની પોતાની હિમાયતને એ ચીન અને જપાન, વગેરે દેશોના દાખલાથી પુષ્ટ કરે છે. અને શ્રી રાધાકૃષ્ણનની વિચારણા સહેલાઇથી હસી કાઢવાની ભૂલ તો મહાત્માજી પણ નહિ કરે.

### એકાદ દાયકો થોભો રાખો

બન્ને પક્ષોએ જ્યા પ્રામાણિકતા અને રાષ્ટ્રના તેમજ સંસ્કૃતિના કલ્યાણની બુદ્ધિ છે, બન્ને છાવણીઓમાં પ્રખર પ્રતિભાશાળી તેમ જ સર્વગ્રાહી વૃત્તિવાળા પુરુષો છે, ત્યાં આ મંતવ્યભેદનો નતીજો શ્રી મુનશી કહે છે તે જ હોઈ શકે—

'સંમેલન અને ગાંધીજી બેઉ પોતપોતાના સ્વધર્મને પરસ્પર ઉદારતાથી અનુસરે

'હિંદીમા માનનારાઓ અને ઉર્દૂમા માનનારાઓ, બન્નેને પરસ્પરને બન્ને શૈલીઓને ટીકાટિપ્પણી વગર અને નિસંકોચ પણે ખીલવવાની છૂટ આપવી

'એથી, તે બેમાથી અમુક એક જ શૈલીનો ઉપયોગ કરવો કે બેનુ મિશ્રણ તૈયાર કરવુ એ દ્વિધા આપોઆપ મટી જશે

'ભારતની આજની સ્થિતિમા હિંદી અને ઉર્દૂ બન્નેના વિકાસનો અવસર આવ્યો છે કોઈ ને કોઈ દિવસ એ બન્ને વિકસિત શૈલીઓનુ એકીકરણ સ્વયમેવ થશે.

'આજે એ થવુ અશક્ય છે આજે ને આજે એમનો સમન્વય થઈ જાય ને હિંદુ-મુસલમાન એક ભાષા સ્વીકારે એ મને શક્ય નથી જણાતું'

અમે આટલું જ ઉમેરાએ છીએ. ઉતાવળ જ શી છે? ઘોડાની મોઢા આગળ ગાડીને મૂકવા જેવુ જે અનેક બાબતોમા થયુ છે તેમાંની આ એક છે. અને ગાડી અટકીને ઊભી છે, એકેય બાબતમા સિદ્ધ મળતી નથી. એકાદ દાયકામાં તો ભાષાનો પ્રશ્ન આંતરરાષ્ટ્રીય ભૂમિકા પર મુકાઈ જશે અને કોને ખબર છે પ. જવાહરલાલનો યુગ પૂરબહારમાં પ્રવર્તશે તો તો રોમનલિપિ પણ વિશ્વલિપિ તરીકે અપનાવાઈ જશે માટે ફારસી જેવી તદ્દન અશાસ્ત્રીય જગતની સર્વ લિપિઓથી ઊંધી ચાલતી લિપિનો બોજ ભણતરમાંથી કાંઈ નહિ તો એક દાયકો દૂર રહી શકે છે.

### કૃપાનિધાનોને
### નકારતા હરિજનો

કોંગ્રેસ હરિજન સેવક સમિતિના આશરા હેઠળ મુંબઈના કોંગ્રેસ-ગૃહમાં હરિજન બાળકોને ઇનામો વહેંચવાનો એક મેળાવડો હતો. તેની અંદર હરિજન યુવાનો યુવતીઓનાં નીચે મુજબ કેટલાંક ભાષણો થયાં—

'જુવાન હરિજન શ્રી. છોટુભાઈ કહે છે કે સામાન્ય નજરે ચડી શકી છે તેથી તો ઘણા વધુ વેગે હરિજન-જાગૃતિ આવી પડી છે. મહેરબાનીની કે મુરબ્બીવટની રાહે અસ્પૃશ્યતાની સુધારણા કરવાનો વર્તાવ હવે નહિ ચાલે, હરિજનોદ્ધાર પ્રવૃત્તિની મુખ્ય નેમ ખુદ હરિજનોમાંથી જ કાર્યકરો ખડા કરવાની અને તેમના જ હાથમાં પ્રવૃત્તિનો દોર સોંપી દેવાની હોવી જોઇએ. ને હવે તો જે જે વીશીઓ, લૉજ, કે રેસ્ટોરામાં હરિજનોને પ્રવેશ ન મળે તેની સામે સત્યાગ્રહ કરવો જોઇએ.'

વાત તો સાવ સાચી છે કે અસ્પૃશ્યોમાં પોતાનામાં જ પોતાની પ્રગતિનું સંચાલન કરવાની શક્તિ આવવી જોઈએ. મુંબઈનાં ભોજનગૃહોમાં અસ્પૃશ્યોને મનાઈ હોવાનું અમે જાણતા નથી. તેમને કોઈએ દાખલ થતા રોકયા હોવાના કોઈ ખબર બહાર આવ્યા નથી. પણ સત્યાગ્રહની જેહમતમાં ઊતરીને છાણે વીંછી ચઢાવવા કરતાં, એટલે કે 'અમે 'હરિજનો છીએ માટે અમને પ્રવેશ આપો જ આપો' એવી ધાંધલ કરવા કરતાં, આજે જો કોઈ ભોજનગૃહવાળા સામેથી જ 'તું હરિજન છો?' એવું ન પૂછતા હોય તો તો શાંત એકીકરણની જે ક્રિયા ચાલી રહી છે તે બહેતર નથી?

પછી એક કૉલેજમાં ભણતી હરિજન વિદ્યાર્થીનીએ જે કહ્યું તે વધુ વિચારણીય છે—

'આ મિઠાઈઓ અને થોડાં કપડાંના ટુકડા અમને વહેંચવામાં આવે છે તેનો હું વિરોધ કરું છું. આથી તો હરિજનોમાં વધી રહેલો આપબળનો જુસ્સો પાછો પડે છે. એ કરતાં તો હરિજનોમાં સ્વમાન અને સ્વાવલંબન સીંચવાને સારુ ઔદ્યોગિક વર્ગો ચલાવવામાં શકય તેટલી મદદ અપાવી ઘટે છે.'

### પ્રત્યાઘાતી પક્ષે
### ચાલ્યા જવાની બીક

એ વાત પણ વ્યાજબી છે. પરંતુ ત્યાં થયેલાં હરિજન-ભાષણોમાં એવો એક ભાર મુકાયાનું 'ફ્રી-પ્રેસ જર્નલ' જણાવે છે કે—

'કોંગ્રેસનું અમારા પ્રત્યેનું આ મહેરબાનીભર્યું વલણ બિલકુલ જૂનવાણી બની ગયું છે, અને જો વાજબી વર્તાવ નહિ બતાવવામાં આવે તો હરિજનો પ્રત્યાઘાતી પક્ષો તરફ ધસડાઇ જશે.'

ઉપલો ધ્વનિ કંઇક ધમકીનો ખ્યાલ આપતો ભાસે છે. કોંગ્રેસનો, તેમજ કોંગ્રેસ બહારની બીજી અનેક હિંદુ સંસ્થાઓનો યત્ન અસ્પૃશ્યતા મિટાવી દેવાનો છે. આ સંસ્થાઓ અસ્પૃશ્યતામાં માનતી નથી. એવું ચાલે તો એકસપાટે આ ભેદને મિટાવી દે; પણ પરદેશી સરકારનો એમાં સહકાર નથી. લોકશાહીનો રાહ લાંબો ને થકવી દેનારો છે. આ સંસ્થાઓ પ્રજામતને જોશભેર કેળવી રહી છે. અનેક કારણોથી પ્રજામત ઢીલાં પગલાં ભરે છે. વિપ્લવ તો શકય નથી; કારણ કે રાજકારણી સત્તા આપણે હસ્તક નથી. આમ છતાં હરિજનોની દિશામાંથી આવી ધમકીના સૂર વારંવાર આવી રહેલ છે—એક અથવા બીજા રૂપમાં—કે અમારું જો આમ કે તેમ નહિ કરો તો અમે સામા પક્ષોમાં ચાલ્યા જશું! એમ કરવાથી હરિજનોનું હિત ઝડપી બનતું હોય તો તે પણ છો કરે, સત્યાગ્રહ કરે, પોતાના ઉદ્ધારનો દોર સ્વહસ્તે પકડી લે, એ બધું જ બરાબર છે; પણ કોંગ્રેસ જ જાણે આ અસ્પૃશ્યતાની અપરાધી હોય અને અમે સામા પક્ષે ચાલ્યા જશું તો કોંગ્રેસનાં ગરાસચાસ રઝળી પડશે એવા તોરથી ધમકી આપવી, કહો કે એવો ભય સેવવો અથવા બતાવવો, એ તો કોંગ્રેસે જેતું જેતું શ્રેય સાધ્યું છે તે પ્રજાસમૂહોમાંના અનેકની લાક્ષણિક ખાસિયત બની ગઇ છે. કોંગ્રેસ એ તે શું કોઈ સ્થાપિત હિતો ધરાવતો પક્ષ છે? એ તો સૌ કોઈ હિંદીવાનોની બનેલી સાર્વજનિક સંસ્થા છે. કોંગ્રેસ તો એમાં એક પણ મુસલમાન નહિ રહે તો પણ જેમ મુસ્લીમોની રહેવાની છે, તેમ જ એ એક પણ અંત્યજ વગર અંત્યજોની રહેશે. એ કોઇની હરીફ હાટડીદાર નથી.

### રેલ્વે મુસાફરોની
### ગંદી આદતો

મુંબઈની લોકલગાડીમાં એક વેપારી અને બીજા એક મુસાફર વચ્ચેનો થોડા દિવસ પૂર્વેનો આ શબ્દેશબ્દ સાચો સંવાદ છે.

'અરે ભાઈ, આ બળખો તમે અહિં બેઠા છો ત્યાં જ થુંકયા? જરાક બારણા પાસે ગયા હોત તો કયાં છેટું હતું?'

'થુંકયા તે કયાં તમારી ઉપર પડયું છે?'

'અમારી ઉપર તો નથી પડયું પણ આટલાં બધા માણસો બેઠા છે, સૌને ચાલવાનો આ રસ્તો છે તેમાં તમે બળખો થુક્યા ?'

'તેની તમારે શી પંચાત છે ? તમારું કામ કરો તમે.'

'પંચાત તો ખરી જ ને અમારે. ગાડીમા કાઇ તમે એકલા જ થોડા બેઠા છો ? આટલા બધા માણસો બેઠા છે તે બધાયે ટિકીટ લીધેલી છે.'

'તે શુ ગાડી તમારા બાપની છે તે આ બધુ ડહાપણ કરો છો ?'

'ભાઈ, ગાડી મારા બાપની નથી તેમ તમારા બાપની પણ નથી, આપણા સહુની છે એટલે જ તમને આટલુ કહેવું પડયુ.'

'શું કરવા પણ તમારે બીજાને કહેવુ જોઈએ ? કોટ પાટ-પાટલુન પહેર્યા એટલે બસ મોટા સાહેબની જેમ રોફ જ કરો છો ?'

'ભાઇ, અમે સાહેબ નથી એજ દુ:ખ છે. સાહેબ હોય તો તમારી સાથે આટલી જીભાજોડી ન કરે. એ તો તમને ઉંચકીને ગાડી બહાર ફેંકી દે પણ અમેય તમારા જેવા કાળા છીએ. બીજું તો શુ કાઈ જબરદસ્તી થોડી થાય છે તમારી ઉપર ?'

'બસ ત્યારે બેસી રો'ને છાનામાના વિ વિ '

આ સંવાદ રસપૂર્વક સાભળનારા ડબાના ખીચોખીચ મુસાફરોમાંના મોટા ભાગનું મન આવી ગંદકી પ્રત્યે સૂગ જરૂર ધરાવતું હશે. પણ એ સૂગ મૂંગી અને ઉદા-સીન રહેતી હોવાથી નિવારી શકાય એવી આવી અને બીજી કેટલીક અગવડો રેલ્વેના મુસાફરોને ભોગવવી પડતી હોય છે. આપણા મુસાફરોની ગંદી આદતો માટે કોઇ રાજસત્તા કે રેલ્વે સત્તા જવાબદાર નથી, એકલા અશિ-ક્ષિતોની પણ આ વાત નથી, શિક્ષિતો એમાં શામિલ છે. તેઓ થુંકતા નહિ હોય તો ફળોની છાલ, ખાદ્ય પદાર્થોના એઠા ટુકડા, પોપૈયાના બીઆં અને બીડી સીગારેટનાં ખોખાં તો બેલાશક છૂટથી ટ્રેનમા જ ફગાવી દેતા હશે. એ ત્રીજા વર્ગમાં જ થાય છે એમ પણ નથી. પહેલા–બીજા વર્ગના ડબા પણ એના જ ભોગ બને છે.

ઉપરાંત બત્તીના ગોળા, ઇસ્ટાપડીઓ, સ્ક્રુ–ખીલા વિ. કાઢી જવાથી કે ભાગી તોડી નાખવાથી અને ડબ્બાની દિવાલો ઉપર સારા–નરસા અનેક ચિત્રામણો કરવાથી જેટલું ખુદ મુસાફરોને જ વેઠવુ પડે છે તેટલું રેલ્વેને સહેવુ નથી પડતું.

આ જાતની ગંદકી, ચોરી, ભાગતોડ વગેરેમાં મુસા-ફરોનો મોટો સમૂહ ભાગ્યે જ ભાગ લેતો હોય છે. છતાં પણ એ થયા કરે છે કારણ કે કરનારાઓ પ્રત્યે બીજા મુસાફરો ઉદાસીન રહે છે.

## હરીફાઇની બીકે ડાહી બનતી રેલ્વેઓ

મુંબઈ અને સુરત વચ્ચેની સફર ઝડપી બનાવવા માટ લડાઈ પહેલા બી. બી. સી. આઈ. રેલ્વે ઉપર 'ઊડતી રાણી' નામની ગાડી દોડાવવામાં આવતી હતી. તેને અનુસરીને, વઢવાણથી ભાવનગર, પોરબંદર, જુનાગઢ અને જામનગર સુધીની ગળિયા બળદ જેવી કાઠિયાવાડની ગાડીઓને પણ ઝડપી બનાવવાની અને ગતિમાન બનેલી એ નવી મેઇલ–ગાડીને 'કાઠિ–રાણી'નું નામ આપવાની એક યોજના વઢવાણ મુકામે મળેલી કાઠિયાવાડની રેલ્વેઓના વડાની એક સભામાં વિચારાઈ હોવાનું કહેવાય છે. આ નવી ગાડીને પરિણામે ભાવનગર, પોરબંદર, વેરાવળ, જામનગર વગેરે સ્થળો સુધીની પરેશાન કરતી મુસાફરી આજે જે કલાકો લે છે તેથી અરધો જ સમય લેશે. જેની ઉપર રેલ્વેની પણ કમાણીનો તેમ જ તેના સંચાલનનો મુખ્ય આધાર છે તે ત્રીજા વર્ગના મુસાફરો અને રેલ્વેના નીચલા નોકરિ-યાત વર્ગના ભલા માટે આ મજલિસમાં કોઈ વિચારણા થઈ કે નહિ તે હજી બહાર આવ્યું નથી.

કાઠિયાવાડના રેલ્વે–વ્યવહારમાં ગતિ–પ્રાણ પૂરવાનું આ પગલું હવે જરૂરી બન્યું છે, કેમકે ગમે તેટલા અવરોધો છતાં રેલ્વે સામે બીજા વ્યવહાર–સાધનોની હરીફાઈ હવે ઊભી થશે જ. લડાઈ પૂરી થઈ તેથી ઊઠી જનારા અંકુશોમાં સૌપહેલો પેટ્રોલ પરનો અંકુશ હશે. પેટ્રોલના ભાવ ઓછા થશે તેની સાથે સાથે પર-દેશથી ઘણા સસ્તા ભાવની મોટરો અહિં આવી પહોચશે. લશ્કરી કામગીરીમાંથી હજારો–લાખો ખટારાઓ છુટા થશે. અને અગાઉ હતા તેનાથી અનેકગણા વધુ ખટારા-ઓ કાઠિયાવાડનાં ગામ–શહેરોને રોજેરોજ સાંકળતા થશે. સરકારે વિચારેલી રસ્તા–યોજના એક યા બીજા સ્વરૂપે મૂર્ત બનશે તો તો પંઝી ટૂંકા ગાળાની મુસાફરી કરનારાઓના મોટા સમૂહની આવક રેલ્વે પાસેથી ખટારાવાળાઓ છીનવી જશે. આ ભયથી કાઠિયાવાડના રેલ્વે–માલિકો અજાણ ન હોય તે દેખીતુ છે.

રેલ્વેઓને બીજો પણ એક ભય છે. એ છે વિમાની વ્યવહારનો. લડાઈ પહેલાં પણ મુબઇથી કાઠિયાવાડ

જનારાઓ માટે વિમાનમાર્ગે જવું એ રેલ્વેની બીજા વર્ગની મુસાફરી કરતાં સુગમ અને સરતું થઈ પડતું. લડાઈને કારણે બીજા વર્ગના મુસાફરોની સંખ્યામાં જે એક જબરો ફુગાવો આવ્યો છે તેનો અમુક ભાગ તો હંમેશને માટે એ વર્ગમાં મુસાફરી કરી શકવાની આર્થિક કક્ષાએ પહોંચી ગયો છે. બીજા વર્ગના ભાડાથી પાંચ–દસ રૂપિયા વધુ આપીને પણ કાઠિયાવાડી રેલ્વેની ધીમી, સૂકી અને સગવડહીન મુસાફરી એ ટાળશે અને વિમાન-માર્ગે પ્રવાસ કરતો થશે. હવાઇ મુસાફરીની હરીફાઇ સામે ટકી રહેવા માટે પણ કાઠિયાવાડની રેલ્વેઓએ ગાડીની ઝડપ અને મુસાફરીની સગવડો વધારવી જોઇશે.

દિલ્હીમાં રાષ્ટ્રીય સરકાર હોત તો કલમને એક લબરકે જે કરાવી શકત તે નવા સંજોગોને આધીન થઈને પણ રાજ્યો પોતાની મેળે કરે તે આવકારદાયી છે.

## એંગ્લો ઇન્ડિયન યુવતીઓ ને પરદેશી સૈનિકો

'અમેરિકન સૈનિકો અને તેમની સાથે પરણેલી એંગ્લો-ઇન્ડિયન છોકરીઓ પોતાનાં લગ્ન અંગેના અમેરિકી લશ્કરી ખાતાનાં પ્રમાણપત્રો લઇને રોજેરોજ દિલ્હીના ચીફ કમિશ્નરની ઓફિસમાં આવીને પાસપોર્ટ માટે માગણી કરી રહ્યાં છે. આવાં લગ્નને પ્રમાણપત્ર આપતાં પહેલાં દરેક કિસ્સાની પૂરતી તપાસ કરવામાં આવે છે. અત્યારના કાયદા પ્રમાણે જેનામાં ૫૦ ટકાથી વધુ ગોરું લોહી હોય તેને જ અમેરિકન શહેરીપણાનો હક્ક મળે છે. આ એંગ્લોઇન્ડિયન લલનાઓમાં ગોરા લોહીના કેટલા ટકા છે તે નક્કી કરવું ઘણું મુશ્કેલ છે. તેથી મોટે ભાગે તો એમની ચામડીના રંગ પરથી જ એની લાયકાત–બિનલાયકાતનો નિર્ણય લેવાતો હોય છે.

'આ નવા સાહસને પંથે પડેલી છોકરીઓનાં ભાવિ વિશે એંગ્લો–ઈંડિયન સમાજને ઝાઝી આશા નથી. એમને દહેશત છે કે અમેરિકન જીવનના કશા જ અનુભવ વિનાની આ છોકરીઓ અમેરિકન ગૃહિણી તરીકે સફળ નહિ બની શકે.'

દિલ્હીથી આવેલા આ સંદેશામાં કલકત્તા, મુંબઇ અને કરાંચી જેવાં બીજાં હિન્દી શહેરોમાં જે બની રહ્યું છે તેનો પણ સમાવેશ થઇ જાય છે. લડાઇને કારણે આપણા દેશમાં આવેલા પરદેશી ગોરા સૈનિકોના મોહમાં પડેલી અનેક યુવતીઓની કરુણ આપવીતી છાપાંને પાને એકથી વધુવાર ચડી ચૂકી છે. દોસ્તી, પ્રેમ, લગ્નગ્રંથિથી જોડાવાના કોલ અને કેટલીકવાર તો લગ્ન પૂર્વેના ગર્ભધારણ સુધી પહોંચેલા દેશી યુવતીઓ સાથેના પોતાના સંબંધોને છેવટની ઘડીએ લૂગડાં ઉપરની રજની માફક ખંખેરી નાખીને એકાએક ચાલી-નીકળ-નારા વિદેશી સૈનિકોના અનેક કિસ્સાઓ જાણ્યા–અજાણ્યા પડયા છે. આવા સહચાર દ્વારા મળતો આનંદ મેળવ્યા પછી પોતાના સૈનિકોના જીવનમાં એ કોઇ પણ પ્રકારે સ્થાયી તત્વ ન બની બેસે તે માટે વિદેશી લશ્કરોના સત્તાવાળા અત્યંત સાવચેતી રાખતા હોય છે. આવાં આંતરરાષ્ટ્રીય–અને તેમાંય કાળા–ગોરા વચ્ચેનાં–લગ્નો પ્રત્યેનો એમનો અણગમો એ વારંવાર જાહેર કરતા પણ આવ્યા છે.

## છુટાછેડાનું કારખાનું

તેમ છતાં કેટલાક આવા સૈનિકો પોતાની માશુકને રમવાનું રમકડું ગણવાને બદલે એની સાથેની દોસ્તીને વફાદાર રહે અને પોતાના માર્ગમાં અંતરાયો હોવા છતાં એને જીવન-સંગાથી બનાવવા દૂરના સ્વદેશે સાથે લઈ જાય તે બેશક તેમની અભિનંદવા પાત્ર બહાદુરી ગણાય. પણ બીજી બાજુ અમેરિકન ગૃહ–સંસારના સંગાથીઓ કેટલી ટૂંક મુદતના સાથીઓ રહેતા હોય છે અને કેવી નજીવી વાત ઉપર છૂટા પડી જતા હોય છે તે જાણીએ ત્યારે આવી છોકરીઓને દેખીપેખીને અવદશાને પંથે વળાવાતી હોય તેમ લાગે. 'છુટાછેડાનું કારખાનું' એ મથાળા હેઠળ એક ચિત્રમય લેખ અમેરિકાના 'લાઇફ' અઠવાડિકમાં આવ્યો છે કે—

'એક વખત અમેરિકામાં દર ૭ લગ્ને એકમાં છુટાછેડા લેવાતા, પણ આજે છુટાછેડાની ગતિ વધી ગઇ છે. લોઝ એન્જ-લસ નામના જિલ્લામાં ગયે વર્ષે ૧૭,૮૦૩ છુટાછેડા લેવાયા હતા. ૧૯૪૪માં થયેલાં કુલ લગ્નોનો આ આંકડો ૫૩% હિસ્સો બતાવે છે. કુશળ ધારાશાસ્ત્રીઓ એવી સિફતથી કેસ ચલાવે છે. કે માત્ર ત્રણ જ મિનિટમાં એક યુગલનો ફેંસલો થઈ જાય છે. 'માનસિક ક્રૂરતા' એ કારણ મોટા ભાગના કિસ્સામાં અપાતું હોય છે એમાં કોઈ બહુ વાંચ વાંચ કરતા પતિથી માંડી સ્વાદીષ્ટ ભોજન ન બનાવતી સ્ત્રી સુધીના દોષ સમાઈ જાય છે પણ મુખ્ય કારણો તે બે છે: (૧) જુવાન યુગલોનાં ઉતાવળિયાં લગ્નો અને (૨) અણગમતા સાથીથી છૂટવા જેટલી નાણાંની છૂટ. આ જિલ્લામાં રોજના ૮૦ ને હિસાબે છુટાછેડા લેવાય છે. એને માટે કોરટે ચડનારાઓની ઉમ્મર ૧૬ થી ૭૨ વર્ષની હોય છે. આને માટે વકીલોની ફી રૂ. ૨૦૦–૨૫૦ થી તે કોઈ કોઇ વાર રૂ. પોણો લાખ સુધી પહોંચતી હોય છે. એમ મનાય છે કે લડાઈ પૂરી થયે સૈનિકો ઘેર પાછા વળશે ત્યારે છુટાછેડાની સંખ્યા હજી વધતી જશે.'

### તલ્લાકનાં
### ચોવીસ કારણો

એક દિવસે જેમણે એક જ કોરટમાંથી છૂટાછેડા મેળવ્યા હતા. એવી ૨૪ વ્યક્તિની છબીઓ નીચે પ્રત્યેકનાં કારણો પણ આ સામયિકે આપ્યાં છે–

'મારા પતિને બહુ વિચારવાયુ ઉપડતો, મારી ઈર્ષ્યા કરતો અને આપઘાત કરવાની વાતો કરતો;' 'પતિ ઘણો તોછડો હતો' 'પતિએ બીજી સ્ત્રીને રાખી હતી;' 'પતિ રાત બીજે ગાળતો, મારતો અને મારું ગળું દાબી દેવાનો પ્રયત્ન કરેલો;' 'પતિ ઘેર રહેતો જ નથી, બે દીકરા છે પણ એમને ઓછું બે જ વાર જોયા છે;' 'કરવતેથી પતિએ મારી અને મિત્રો વચ્ચે અપમાન કર્યું;' '૧૯૪૩ના ફેબ્રુઆરીમા પતિ ઘર છોડી ગયો, ફરી દેખાયો જ નથી;' 'સાડા ત્રણ વરસથી પરણી છું પણ પતિ જુગાર છોડતો નથી;' 'પતિએ માર માર્યો;' 'પતિ બીજી સ્ત્રી સાથે રહેતો હતો–કે જે એનો નિર્વાહ કરતી હતી;' 'વીસ વરસના (સગીર) ભાઈની મોટી બહેને એના વાલી તરીકે એના લગ્નને રદ કરાવ્યું;' 'પતિ કહે છે કે, બીજી સ્ત્રીઓ વાપરે છે માટે તારે પણ લિપસ્ટિક વાપરવી,' 'પતિમાં પ્રેમનો અભાવ, રાત્રે બીજે સૂતો;' 'પતિને ધૂરી ચડી આવે ત્યારે ચાકુ કે કાતર લઈને વાસે દોડતો;' 'પતિ દારૂ બહુ પીતો, ઝઘડાખોર હતો અને તમાચા મારતો,' 'પતિ નિર્દય હતો, અઠવાડિયામાં બેજ દિવસ કામે જતો;' 'ત્રણ બાળકોમાનું છેલ્લું પેટમાં હતું ત્યારે પતિ ચાલ્યો ગયો;' 'પતિ નિર્દય હતો, મને પકડીને બધાં કપડાં ફાડી નાખતો;' 'પતિ નાસી ગયો, ક્યાં ગયો તે કહ્યું પણ નહિ;' '૧૮ વર્ષની (સગીર) છોકરીએ જેની સાથે પોતે રહી નથી એવા પતિ સાથેનું લગ્ન રદ કરાવ્યું;' 'શારીરિક અને માનસિક ક્રૂરતા' 'પતિનો પ્રેમ ઊડી ગયો;' 'પતિએ રાતે ઘરમાં ન આવવા દીધી તેથી રાત આખી બહાર રહેવું પડ્યું;' 'સ્ત્રી વાંકાં બોલની' 'લશ્કરમાં ભરતી ન થઈ શક્યો તેથી તેના જીવને ચેન નહોતું;' 'પતિની માનસિક ક્રૂરતા, બીજા પુરુષો રાખવાનો આરોપ મૂકેલ.'

### સાંજના સાત
### પછી નોકરો છુટા

આસ્ટ્રેલિયા જઈ આવેલા એક યુવાન ઉદ્યોગપતિએ કહેલી વાત છે—

'ઓસ્ટ્રેલિયામા સીનેમાઓ અઠવાડિયામા ૨–૩ દિવસ જ ચાલતાં હોય છે શનિ–રવિમાં તો ભાગ્યેજ કોઈ ઘેર રહેતું હશે સહુ ભાતું બાંધીને નીકળી પડયા હોય ડુંગરા, તળાવો અને નદી કિનારાઓમા ફરવા ઉપરાંત આખો દેશ જાણે કે આપણા જૈનોની માફક દિવસ છતા જ જમી લેવાનો રિવાજ પાળે છે સાંજના સાત વાગે તે પછી કોઈ ઘરમાં નોકર રહે નહિ એટલે ભોજન પ્રત્યેક કુટુંબને તે પૂર્વે જ પતાવી લેવું પડે છે.'

ઓસ્ટ્રેલિયન નોકરો પોતાના માલિકો પાસેથી કામના કલાકોની આટલી અજોડ મર્યાદા મેળવી શક્યા છે તેની સાથે આપણા શ્રીમંતોને ત્યાં ચોવીસે કલાક અને સાતેય દિવસ વૈતરું કરતા નોકરોની હાલત સરખાવવા જેવી છે. પણ ઓસ્ટ્રેલિયામાં આ બની શક્યું તેનું કારણ છે ત્યાંની માનવબળની તંગી. ઓસ્ટ્રેલિયાનું ક્ષેત્રફળ હિંદુસ્તાન કરતાં દોઢું હોવા છતાં એ વિશાળ ખંડની વસ્તી (પોણોકરોડ) હિંદના પચાસમા ભાગની પણ નથી. ઓસ્ટ્રેલિયામાં અણખેડાયેલા અને વસ્તીહીન પ્રદેશોના માઇલોના માઇલો પડયા હોવા છતાં ત્યાંની સરકાર બહારના બિન–ગોરાઓને ત્યાં આવી વસવા દેતી નથી. એશિયા કે આફ્રિકાના અશ્વેતોમાંથી કોઈ પણ માણસ પોતાની જાતમહેનતથી ત્યાં રહીને જીવન ગુજારી શકે તેમ નથી, કારણ કે કાળાઓ સામે ત્યાં પ્રવેશબંધી છે. ઉપર કહ્યા ઉદ્યોગપતિને (એમનો વાન તો કેટલાક યુરોપીઅનો કરતાં પણ વિશેષ ગોરો હતો છતાં) ઓસ્ટ્રેલિયામાં વેપારઅર્થે બે મહિનાથી વધુ રોકાવાની પરવાનગી મળી શકી નહોતી.

ઓસ્ટ્રેલિયાના વિદેશમંત્રી હર્બર્ટ ઇવાટે સાન્ફ્રાંસિસ્કો પરિષદમાં અને તે પછી તાજેતરમાં જેનો 'ફિયાસ્કો' થયો તે લંડનવાળી વિદેશમંત્રીઓની પરિષદમાં પણ નાનાં રાષ્ટ્રોના હક્કોની રક્ષા કાજે ચલાવેલી અવિરત અને ગૌરવભરી લડાઇ અને કાળા ઇન્ડોનેસિયનોને કૂંડી દેવા દારૂગોળો લઇ જતાં ડચ જહાજો ઉપર મજૂરી કરવાની સાફ ના સુણાવી દેનારા ગોરા ઓસ્ટ્રેલિયન ગોદી–કામદારોની અજોડ હડતાલોની ઉચ્ચ આદર્શધેરી ભાવનાઓ સાથે પાછો આ ગોરા–કાળાનો ઘમંડી રંગભેદ કઈ રીતે મેળ ખાઇ શકતો હશે!

### અમેરિકામાં હિંદીઓને
### નાગરિક અધિકાર

આ રંગભેદ સૌથી વધુ સ્વાતંત્ર્યપ્રિય ગણાતાં ખુદ અમેરિકામાં પણ હિંદીઓ સામે ધૂરકતો હજી ગઈ કાલ સુધી ઊભો હતો. પણ ગયે મહિને જ બે અમેરિકી ધારાસભાઓમાંની એક એક ખરડો પસાર કર્યો છે કે જેથી અમેરિકામાં વર્ષો પૂર્વે જઈ વસેલા ત્રણેક હજાર હિંદીઓ ત્યાંના શહેરી બની શકશે અને હવેથી દર વર્ષે એકસો વધુ હિંદીઓ અમેરિકા જઈને ત્યાંના વતની થઈ શકશે–બેશક જો ઉપલી ધારાસભામાં એ ખરડાને મંજૂરી મળી જશે તો.

## લિમિટેડ પેઢીઓ વિશે જાણવા જેવું

લડાઇએ ઊભી કરેલી જબરી માંગને પહોંચી વળવા હિંદમાં જે અનેક નાના–મોટા, નવા ઉદ્યોગો ઊભા થયા તેમાં સારી પેઠે નફા મળતા હોઇને એ ઉદ્યોગોમાં નાણાં રોકનારી સંખ્યાબંધ લિમિટેડ કંપનીઓ પણ સાથેસાથ ઊભી થતી ગઈ છે. નાણાંનો ફુગાવો થયો એટલે આવી કંપનીઓ વધુ વધુ સંખ્યામાં ઊભી થવા માંડી. પરિણામે યંત્રો અને કાચા માલની ખરીદીમાં બિનજરૂરી હરીફાઇ ઊભી થવાનો, બળતણ, વિજળિક શક્તિ અને વાહન વ્યવહારની ખેંચ પડવાનો અને એકંદરે તમામ ઉદ્યોગોને ધક્કો પહોંચવાનો સંભવ હતો. તેથી સરકારે લિમિટેડ કંપનીઓ શરૂ કરવાની પરવાનગીઓનું નિમંત્રણ કર્યું હતું. એને લગતો એક અહેવાલ કહે છે કે—

'૧૯૪૪ના આખા વરસમાં અને ૧૯૪૫ના પહેલા ચોથીઓમાં લિમિટેડ કંપનીઓ શરૂ કરવા માટે આવેલી ત્રણેક હજાર અરજીઓમાંથી કુલ ૨૩૩૧ને મંજૂરી અપાઈ હતી. આમાંની ૮૯૪ અરજીઓ તાત્કાલિક નવા ઉદ્યોગો શરૂ કરવા માટેની હતી અને ૯૪ યુદ્ધોત્તર ઉદ્યોગોને લગતી હતી, અને તેમને અનુક્રમે રૂપિયા સાડીછત્રીસ કરોડ અને પિસ્તાલીસ કરોડની મૂડી ઊભી કરવાની છૂટ અપાઇ હતી. ૮૯૪માંથી માત્ર ૩૯૨ અરજીઓ નવી કંપની શરૂ કરવા માટેની હતી જ્યારે બાકીની ૫૦૨ તો જૂની કંપનીઓની વધુ મૂડી ઊભી કરવા માટેની હતી. સૌથી વધુ મૂડીનું રોકાણ દવાઓ અને રસાયનો બનાવતી (૧૫૧) કંપનીઓમાં પાંચ કરોડ રૂપિયાનું થયું છે. તે પછી આવે છે તમામ જાતનાં એન્જિનિયરિંગ કામ કરતી (૧૦૯) કંપનીઓમાંનું ત્રણ કરોડ એંશી લાખનું રોકાણ. સૂતર અને કાપડની (૫૬) મિલો વચ્ચે પણ પોણાચાર કરોડ રૂપિયાનું રોકાણ થયું છે. સીમેન્ટનાં કારખાનાં માટે માત્ર એક જ કંપનીને સાડાત્રણ કરોડ રૂપિયાની મૂડી ઊભી કરવાની પરવાનગી અપાઇ છે. ખાણોની (૬૫) કંપનીઓએ રૂપિયા ત્રણ કરોડ ઊભા કર્યા છે. ખાંડનાં (૧૯) કારખાનાં વચ્ચે રૂ. અઢી કરોડ મેળવી શકાયા છે. દારૂ બનાવવા માટેની (૯) કંપનીઓને પોણા બે કરોડની રજા મળી છે. (૧૩) ફિલ્મ કંપનીઓ એક કરોડ દસ લાખની મૂડીનું રોકાણ કરી શકી છે. આ ઉપરાંત તેલની મિલો, લાકડાંના ઉદ્યોગો, કાચ અને માટીનાં વાસણો બનાવનારી કંપનીઓ અને કાગળ બનાવતી કંપનીઓને નાની નાની રકમોની રજા અપાઈ છે.

'યુદ્ધોત્તર ઉદ્યોગો માટે મંજૂર કરાયેલી ૯૪ અરજીઓમાં સૂતર અને કાપડની (૨૬) મિલો વચ્ચે સાડા આઠ કરોડની, મોટર–ગાડી બનાવનારી (૧) કંપનીઓને સાત કરોડ બાર લાખની, (૩) સીમેંટ કંપનીઓને છ કરોડની, કાગળની (૮) મિલોને પાંચ કરોડ ત્રીસ લાખની, ખાંડની (૭) મિલોને બે કરોડ દસ લાખની અને ભારે રસાયનો તથા રસાયનિક ખાતરો બનાવતાં કારખાનાંઓ માટે અનુક્રમે પોણા બે અને એક કરોડની મૂડી ઊભી કરવાની પરવાનગી અપાઈ છે.'

## પરદેશીઓ પાસેથી આટલું તો શીખો

હિંદી ઉદ્યોગોનો આ વિકાસ બેશક દેશને માટે ગૌરવ સમાન છે. પણ લડાઈ–કાળનું ઉજ્જડ વન વટાવીને હવે હરીફાઈથી ધમધમતી યુદ્ધોત્તર દુનિયામાં પ્રવેશીને એમને જો ત્યાં ટકી રહેવું હશે તો માત્ર એરંડાથી કાંઈક વિશેષ બનવું પડશે. ઓછામાં ઓછા ખરચે વસ્તુઓ બનાવવાની સાથે સાથે મજૂરોનાં જીવન–ધોરણને કંગાલિયતથી બે તસુ પણ છેટું રાખવા માટે ભારે નફા ખાવાનો મોહ હવે છોડી દેવો પડશે. ઉદ્યોગપતિઓ ભલે મજૂરો માટે કોઈ સમાજવાદી કે સામ્યવાદી નંદનવન ઊભું કરી દઇ ન શકે, પરંતુ મૂડીવાદી દેશોમાં પણ ઉદ્યોગો ફૂલ્યા–ફાલ્યા છે તે તો મજૂરોના સંતોષ ઉપર અને પ્રમાણમાં તેમના જીવનમાં વધેલા સુખશાંતિને પરિણામે. પરદેશોમાં જઇને ઘણા ઉદ્યોગપતિઓ ત્યાંનાં યંત્રો જોઈ આવે છે, માલના સોદા કરી આવે છે, પણ ત્યાંના મજૂરો માટે જે કાંઇ ત્યાંના ઉદ્યોગપતિઓએ કર્યું છે તેટલું–થોડુંક–પણ શીખીને અહીં કરી બતાવવાનું એમને માટે હજી બાકી છે.

પરદેશી ઉદ્યોગો અને વેપારી પેઢીઓ પાસેથી બીજું પણ જે શીખવા જેવું છે તે પોતાના ગ્રાહકો અને સામાન્ય જનતા સાથેના સંબંધોમાં એમણે કેળવેલું વાણીમાધુર્ય. અમેરિકાથી આવતા અનેક માયલા આ એક કાગળમાં એ જોઈ શકાય છે—

**પ્રિય ભાઇશ્રી,**

તમારા તા. ............ના કાગળ પરથી ઠેઠ દૂરના હિંદુસ્તાનમાંથી અમારું નામ જાણનાર કોઇ વેપારી અમારી સાથે સંબંધ બાંધવા આતુર છે તે જાણીને અમને એક પ્રકારની મગરૂબી જરૂર થાય છે. તમારા કાગળ માટે ખરેખર અમે ઘણા આભારી છીએ, પણ દિલગીર છીએ કે તમને કોઈ જાતના નમૂના કે ભાવતાલ મોકલવાનું અમારાથી બની શકે શકે તેમ નથી.

બેશક તમે માગો છો તે માલ અમે બનાવીએ છીએ, પણ વાત એમ છે કે અમારું કારખાનું તો એટલું બધું નાનું છે કે અમારા જિલ્લાની માંગને પહોંચી વળવા જેટલો માલ પણ અમે બનાવી શકતા નથી.

પત્ર લખીને અમને સંભારવા બદલ ફરી એકવાર તમારો આભાર માનીએ છીએ.

લિ.

તમારા.........

## મુંબઈનાં હુલ્લડનો સોનેરી બોધપાઠ

મુંબઈમાં હુલ્લડ ફાટી નીકળ્યું એની નવાઈ નથી નવાઈ તો એ છે કે આ વખતનું હુલ્લડ થોડા દહાડામાં જ ખતમ થઈ ગયું. છુપાં અને અણછુપ્યાં પ્રોત્સાહન છતાં, પોલીસખાતાની રિચૂક રિચૂક 'સ્ટેડી બેટ્સમેનશીપ' છતાં, ચાલી આવતી ચૂંટણીને સારા માઠા કોઈ પણ ઈલાજે ડહોળી રગદોળી નાખવાની કોમવાદી પક્ષોની સૂચનાઓ છતાં, આ ચૂંટણીને હિંદી રાજદ્વારી પ્રશ્ન પર આખરી નિર્ણાયક બનાવવાના પોતાના જાહેર કરેલા નિરધારને સલામત માર્ગ કરી આપવાનો બ્રિટનને કશો જ ઉત્સાહ ન હોવા છતાં–ટુંકમાં મુંબઈ જેવાં હુલ્લડોના દારૂગોળાથી જ્વલોજ્જ્વલ સ્થાનમાં એક કરતાં વધુ દિવાસળી ચંપાવા છતાં આ વેળાનું હુલ્લડ 'કોમી' ન જ બની શક્યું, પ્રેરિત થોડા ગુંડાઓની જ ટુંકજીવી છુરીબાજીને લજવી ચાલ્યું ગયું. કમાટીપુર જેવાં હર હુલ્લડને બહેકાવી મૂકતા ઝનૂની લત્તાઓએ પણ આ હુલ્લડને યારી આપી નહિ. એ લત્તાની બન્ને કોમોએ પોતપોતાની સુલેહ–સમિતિઓ સ્થાપી દીધી એટલું જ નહિ પણ પોતાને પ્રઝળાવી મૂકવા આવનારા ભળતા વેશધારી એજન્ટોને પણ પકડી, મેથીપાકથી ધરવી, સૂચક નામનિશાનો સાથે પોલીસહવાલે કર્યા—એ આખો ઇતિહાસ એક અણમૂલ પાઠ વંચાવતો ઊભો છે : કે હુલ્લડો મૂળે કોમી હોતાં જ નથી; કોમોને છુરીબાજીમાં ઊતરવાની નવરાશ નથી; ધંધાધાપા તેમને બહુ વહાલા છે, બાલબચ્ચાં, ઓરતો, શાંતિ, સુલેહ, અને કાયદેસર નાગરિક જીવન તેમને વધુ પ્યારૂં છે. 'કોમ ધર્મ ભયમાં છે,' ની બૂમો તેમને બનાવટી માલુમ પડી છે, અને સૌથી મોટો સાર તે. આ સૌને એ સાંપડ્યો છે, કે એક મારવા જશું તો સામા બે ખાશું; આ કાંઈ બોડી બામણીનું ખેતર નથી, ને સૌને પ્રભુએ બે હાથ તો આપ્યા જ છે; અહિંસાને નામર્દાઈની હદ લગી લઈ જવાની તો હવે અહિંસાના પરમ ઉપાસક નેતાઓએ પણ ના કહી દીધી છે, માટે શાંતિથી જીવો અને જીવવા દો, નહિતર આપણે જ રંગાઈ જશું.

મુંબઈની છાયા જેવી સુલેહ સમિતિએ, મેયરની બોલાવાતી શિષ્ટાચારી સભાઓએ કે નેતાઓનાં હાથીના દાંત શાં નિવેદનોએ નહિ, પણ જનતાએ ફગાવી દીધેલા કેટલાએક લાંબા કાળના વિભ્રમોએ જ આ હુલ્લડને આમ બુઉે હાલે હાંકી કાઢ્યું છે. એને રસ્તો પકડાવનારા દૃઢનિશ્ચયી માણસોએ હિન્દુ–મુસ્લીમ લાખો નરનારીઓ બાળકોની દુવા મેળવી છે. અને મુંબઈ બચી જવાથી એમ પણ કહી શકાય કે આખો દેશ કદાચ ઊગર્યો છે, કારણ કે મુંબઈમાં જો હુલ્લડને સફળતા મળત તો કોને ખબર છે, કુટિલ માણસોનો કાર્યક્રમ અન્ય નગરો તરફ પણ આગળ વધ્યો હોત. 'કોમી' એવી જૂઠી છાપ મળ્યા પછી હુલ્લડ હડકવા જેટલું જ ચેપી બને છે.

## શ્રી. તેંદૂલકરનો ખુલાસો

શ્રી તેંદૂલકર–ઈંદુમતી લગ્ન પર ગતાંકે સવિસ્તર ચર્ચા આપી હતી તેમાંના એક મોટા મુદ્દાનો નિકાલ તો શ્રી તેંદૂલકરે મહાત્માજી પર લખેલ કાગળની પ્રસિદ્ધિથી આવી જાય છે. પ્રકટ થયેલા પત્રમાં શ્રી તેંદૂલકર ગાંધીજીને લખે છે કે—

'દેશને સ્વાધીનતા ન સાંપડતાં સુધી સંતાનોત્પત્તિથી શક્ય તેટલા વેગળા રહેવાનું અમે સ્વીકારેલું, પણ બ્રહ્મચારી રહેવાનું સ્વીકાર્યું નથી, અને ઈન્દુમતીનો માતૃપદનો અધિકાર કોઈથી છીનવી શકાય નહિ, આ સમજણ ગાંધીજી સમક્ષ અમે કરેલી જ હતી '

★

## એક સુધારો

"ઊર્મિ"ના સપ્ટેમ્બર અંકમાં "ક્ષયરોગમાં કુદરતી ઉપચાર"વાળા લેખમાં પાના નંબર ૪૭૫ના પહેલા કોલમમાં બીજી લાઇનમાં "તમણે મને ખોરાક વિષેની માહિતી આપી છે" એ વાક્ય ગેરસમજને કારણે છપાયેલ છે તે વાચકોએ સુધારીને વાંચવું.

# बापुजीना प्रसंगमां

काका कालेलकर

[१]

ઈ. સ. ૧૯૨૭ પછીની વાત છે. મૈસોરમાં વિદ્યાર્થીઓનું એક વિશ્વ અધિવેશન (વર્લ્ડ ફેડરેશન) હતું. વિદ્યાર્થીઓની વચ્ચે કામ કરતા અમેરિકાના રેવરંડ મૉટ અધ્યક્ષ હતા.

હિંદુસ્તાનમાં આવ્યા પછી બાપુને મળીને એ થોડા દિવસમાં જવાના હતા. એમણે બાપુ પાસે સમય માગ્યો.

બાપુ બહુ કામમાં હતા. રાત્રે સૂતા પહેલાં નવ વાગે ૧૦–૧૫ મિનિટનો સમય આપ્યો. હું વિદ્યાપીઠથી આશ્રમમાં ગયો. કુતૂહલ હતું કે ૧૦–૧૫ મિનિટમાં કઇ વાત થશે.

બાપુ આંગણામાં સૂતા હતા. પાસેના એક બાંકડા ઉપર રેવરંડ મૉટ આવીને બેઠા. પોતાને પૂછવાના સવાલ એ લખીને લાવેલા. હરિજન આન્દોલન માટે એમણે કંઇક પૂછ્યું. મિશનરી લોકોની સેવાથી અહીંના સમાજ પર શું શું અસર થઇ એ પણ પૂછ્યું. પણ બીજા બે સવાલ એમણે પૂછ્યા તે મારા મનમાં ઊંડા ઉતરી ગયા. એવા સવાલ ભાગ્યે જ કોઇ પૂછતા હશે.

પહેલો સવાલ હતો.

'ગાંધીજી, આપના જીવનમાં આશા–નિરાશાના રંગ બહુ આવતા હશે. એમાં આપને શેનાથી વધુમાં વધુ આશ્વાસન મળે છે?'

બાપુએ તરત જવાબ આપ્યો :

'લોકોની ગમે તેટલી છેડછાડ થાય તો પણ આ દેશની જનતા પોતાની અહિંસાવૃત્તિને છોડતી નથી. એ વાતથી મને સૌથી વિશેષ આશ્વાસન મળે છે.'

બીજો સવાલ હતો :

'અને એવી કઈ વાત છે જે આપને દિનરાત ચિંતામગ્ન રાખે છે? જેથી આપ હંમેશા અસ્વસ્થ રહો છો?'

સવાલ જરા વિચિત્ર તો હતો. બાપુ એક ક્ષણ થોભી ગયા, પછી કહ્યું:

'શિક્ષિત લોકોની અંદર દયાભાવ સુકાઈ ગયો છે એ વાતથી હું હંમેશા ચિંતામગ્ન રહું છું.'

આ પ્રશ્ન અને એનો જવાબ સાંભળીને હું અસ્વસ્થ થઈ ગયો. વિદ્યાપીઠમાં જઇને સૂતો તો ખરો પણ ઊંઘ ન આવી. હું વિચારવા લાગ્યો : 'આજે જેમને હું ભણાવી રહ્યો છું તે જુવાનો ને એમને અપાતી આ કેળવણીથી તો હું બાપુને આશ્વાસન દેવાને બદલે એમને ચિંતિત અને અસ્વસ્થ કરનારો વર્ગ વધારી રહ્યો છું. મારા પરિશ્રમનું આ જ ફળ! હું જે શિક્ષણ આપી રહ્યો છું તેને રાષ્ટ્રીયતાનું લેબલ લાગેલું હતું ખરૂં પણ એથી મને સંતોષ થાય તેમ નહોતું.'

આ પ્રસંગ પછી મેં વિદ્યાપીઠમાં ગ્રામસેવાના દીક્ષિતોનો અભ્યાસક્રમ શરૂ કર્યો.

* * *

[૨]

ઇ. સ. ૩૬–૩૭ની વાત હશે. એ દિવસોમાં બાપુજી વર્ધામાં મગનવાડીના બગીચામાં રહેતા હતા. હું વેરગાંવમાં રહેતો હતો. એ દિવસોમાં બાપુ ખૂબ કામ કરતા હતા. આવેલા પત્રોના જવાબ દેવાનો પણ વખત મળતો નહોતો, એટલા માટે રાતના બે–ત્રણ વાગે ઊઠીને પત્રોના જવાબ લખતા હતા. જ્યારે મેં આ વાત સાંભળી ત્યારે મારાથી આ સહન ન થયું. મેં યુક્તિથી વાત કરી. મેં કહ્યું: બાપુજી, આપે દક્ષિણ આફ્રિકામાં એક પુસ્તક લખ્યું–આરોગ્યતા વિશે સામાન્ય જ્ઞાન, એમાં બધી વાતો આવી ગઈ છે–આહારથી માંડીને ગુહ્ય પ્રકરણમાં સ્ત્રી–પુરુષ સંબંધ સુધી બધી વાતો આપે લખી છે, પણ એક વાત રહી ગઈ. બાપુએ આશ્ચર્યથી પૂછ્યું, 'શું?' મેં કહ્યું, 'ઊંઘ

દરબારશ્રી બાવાવાળાના સસરા, એણે મને પાસે બેસારી પ્રેમથી સંતોની વાતો કરી. ટાંચણુ બોલે છે—

'દાના ભગત કુંડલાનાં ગામ કરજાળે ગાયું ચારે. ભાવનગર મહારાજને છોરૂ નહિ. ભગતને વાત કરી, નાળીએર મોકલ્યું. મહારાજને કુંવર અવતર્યો. એ પ્રતાપ ભગતનો જાણીને મહારાજે કરજાળા ગામ દીધું.

ભગતનો જવાબ તો જુઓ—

'ના બાપ, બાવાને ગામ ન્હોય એહુતોને મારી ગાયુંના સંતાપ હશે તેથી જ ગામ દીધું લાગે છે. અર્થ એમ કે હવે આંહીથી વયા જાવ ! હાલો.'

ચાલી નીકળ્યા.

બુડી વા બુડી વા (તસુ તસુ જેટલી) જમીનને માટે જ્યાં ઝાટકા ઊડે, ત્યાં, તે જ સોરઠી ધરામાં ગામ-ગરાસનો છાયો પણ નહિ લેનારા સંતો, એ જ ભોંય-ભૂખી કોમોને પેટ પાકયા, માટે જ મને સોરઠી સંતો વહાલા લાગે છે. માટે જ મેં એમને મારાં 'સોરઠી સંતો' અને 'પુરાતન જ્યોત'માં લાડ લડાવ્યા છે, પણ હજુ જરાક આગળ જઈએ, ને રાવત જેબલી-આએ કરાવેલ એક ચોંકાવનારું ટાચણુ ઉકેલીએ :—

❧

**ગીગો ભગત—**જાતે ગધે. મા ધજડીની. નામ લાખુ : રાણપુર પરણાવેલી પોતે જાડીમોટી. ધણી છેલબટાવ કાઢી મૂકી. ચલાળે મોસાળ તેડી આવ્યા ધણીએ બીજુ ઘર કર્યું. મોસાળિયાં કહે કે આપણેય લાખુને બીજે દઇએ. પણ લાખુએ ના પાડી.

એક વાર ચલાળામાં લાખુ પાડોશણના છોકરાને રમાડે. રમાડતાં રમાડતાં મન થયું (સંતતિનું.)

અવેડા પાસે થઈને ભગત (દાનો) નીકળ્યા. કહે કે—

'ભણે લાખુ, વાસના મારવી નહિ, વાસના નડે. ફલાણું બાવાનું બુંદ લઈ લે.'

લાખુને એક બાવા જોડે સંબંધ થયો આશા રહી.

'રાંડ ઘરઘાવવા ધરપી નહિ, ને આપાના (દાના ભગતના) ખૂંટડાઓમા જઈને રહી.'

એની બદનામી થઈ : વિચાર્યું, 'કૂવામા પડું.'

ભગત રાતે નીકળ્યા, કૂવાકાંઠે લાખુને જોઈ.

'લાખુ, કૂવામા પડીને હાથપગ ભાંગતી નહિ તારા પેટમાં છે બળભદર. ઈ કોઇનો માર્યો મરે નૈ.'

જનમ્યો. નામ પાડયુ ગીગલો છ મહિનાનો. પોતે મંડયા તેડવા રમાડવા. સાત વર્ષની ઉમ્મર. ગીગલો મંડયો વાછરૂ ચારવા. ઈથી મોટો થયો, એટલે મંડયો ગાયું ચારવા.

બાવીશ વર્ષનો થયો : પાચાળના સોનગઢથી લાખો ભગત આવેલ તે ને દાનો ભગત બેઠા છે. ટેલવા ગયોનું વાસીદું કરે છે.

ગીગો છાણુનો સૂંડો માથે લઇ નીકળે છે. છાણ ઝાઝું છે. મોં માથે રેગાડા ઊતરે છે.

લાખો ભગત—દાના, ગીગલાનો સૂંડલો ઉતરાવ.

દાના ભગત—તમે ઉતરાવો.

'ગીગા ! સૂંડો ઉતારીને આપાને પગે લાગ.'

ગીગો કહે 'બાપુ, હાથ ધોઇને આવું.'

'ના, ના, ઈ ને ઈ આવ્ય.'

એમ ને એમ આવ્યો. માથે હાથ મૂક્યો. 'ગીગલા, તારે બાવોજી પરસન. તું અમથી બેયથી મોટો. ને લાખુ કીસેં (ક્યાં) ગઈ ?

બોલાવી. વૃદ્ધ લાખુ આવી. ભગતે રાબ કરાવી. પોતાની એઠું ગીગાને અને લાખુને ખવરાવ્યું.

❧

માનવતાનો આથી ઊંચો આદર્શ આપણને નહિ જડે. 'વાસનાને મારવી નૈ, વાસના નડે, ફલાણા બાવાનું બુંદ લૈ લે.' એ તો આધુનિકોને યે અદ્યતન લાગે તેવી ઉદારતા છે. 'કૂવે પડીને હાથપગ ભાંગીશ નૈ, તારા પેટમાં બળભદ્ર છે.' એવી હામ દેનાર સંત દાનો પાપ-પુણ્યના રૂઢિગત ખયાલો લઇને બેઠેલા જનસમાજની વચ્ચે જીવતા હતા, ને એ જનતાને આધારે નિર્વહતા હતો. તે છતાં તેણે ચડકાટ ન અનુભવ્યો. તિરસ્કૃત માતાને માનભેર જીવાડી, એના પુત્રને સંતપદે સ્થાપ્યો, ને એ મુસ્લીમ મા-બેટાની સાથે સંતો એક થાળીમાં જમ્યા. આજે ગીરના પહાડો વચ્ચેનું ધર્મસ્થાન સતાધાર એ ગીગા ભગતનું કર્મક્ષેત્ર હતું. ઘેટુઓની અને પીતિયાં કોઢિયાં માનવીઓની, એ બેની સેવા, સતાધારની બે સંત-ધૂણીઓ હતી. ભયંકર રોગ રક્તપીત, એની નિર્બંધ સારવાર કરનારાં સોરઠમાં ત્રણ સંત-સ્થાનકો હતાં: ગધે ગીગા ભગતનું સતાધાર, રબારી સંત દેવીદાસનું પરબ-વાવડી, અને મુસ્લીમ સંત જમિયલશાહનો ગિરનારી દાતાર-ડુંગરો. હિન્દમાં બીજા કોઈ સંતે આ કાળ-રોગની સેવા કરી જાણી નથી.

❧

રાવતભાઈ જેબલિયાની કથનીમાંથી તો સંત-કુળની કલંક-કથા પણ મળી હતી. લોકજબાન ફૂડને છુપાવતી

નથી ગુરુ દાનાએ શિષ્યને જુદી જગ્યા કરી દઈને કહ્યું. 'ગીગલા, અભ્યાગતોને રાબડી દેતો જજે.' આપો દાનો તો જતિ–પુરુષ, એની પછવાડે વંશ ચાલ્યો એના સંસારી ભાઈ આપા જીવણાનો. ચલાળાની ધર્મજગ્યા એ કુટુમ્બ–વારસે ચાલી ગઈ. દાના ભગત દેવ થયા, ભત્રીજા દેવા ભગતે, પોતાની જગ્યામાં આવનારા અભ્યાગતોને ચીંધવા માંડયું: 'જાવ ગીગલા પાસે.' એક વાર ખાખી બાવાની જમાત આવી. 'લાવ બે માલપુડા !' 'જાવ ગીગલો દેશે.' ગીગો કયાંથી દે ? ખાખીઓએ ગીગા ભગતને માર માર્યો. દેવો કહે કે 'જા અહીંથી.' 'કયાં જાઉં ?' 'જા સાવઝના મોંમાં.'—એટલે કે સિંહભરપૂર ગીરના પહાડોમાં. ધેનુઓ હાંકીને સંત ગીગો સતાધાર એમ હડધૂત થઈને આવ્યા. સંત–કુળોની વારસામોહિત સ્વાર્થપરતાની એ કાળી કથા છે. માટે જ પરબના દેવીદાસે જરજમીનનાં અર્પણનો અસ્વીકાર કરી કેવળ આકાશવૃત્તિનું જ કરડું વ્રત લીધું'તું ને !



રતો, મેપો, જાદરો, દાનો ને ગીગો, એ હતા વાણીવિહોણા સંતો. સેવા તેમની મૂંગી હતી. સૌપહેલી સંત–વાણી મારે કાને કોળી સંત રામૈયાની પડી. જાંબુડી ગામનો આ મોટો શિકારી કોળી, નામે રામ ધાંધા. પશુઓના સંહાર સિવાય અન્ય કાંઈ ઉદ્યમ નહિ. એને મળ્યા સંત વેલો બાવો. એ પણ કોળી. એની ભાળ પણ મારા ચારણ મિત્ર ગગુભાઈ પાસેથી મળી. મેં પૂછયું હતું, કે અમે એક ગરબો ગાઈએ છીએ—

'રૂખડ બાવા તું હળવો હળવો હાલ્ય જો,
'ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો.'

એ રૂખડ બાવો કોણ, જાણો છો ?

એ કહે કે એ તો વેલો બાવો—

'વેલા બાવા તું હળવો હળવો હાલ્ય જો,
'ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો.'

એ તો કણબીઓ કોળીઓનું પ્રિય ગીત છે. આજ ગિરનારની તળેટીમાં વેલાવડ છે, એ એના દાતણની ચીરથી રોપેલું. અને એ તો 'ભેરવનો રમનારો, ગુરુ મારો ભેરવનો રમનારો' કહેવાય છે. ભેરવ–જપની ભયંકર ટૂંક પર એનાં બેસણાં હતાં. સેંજળીઆ શાખના કણબીઓ માને છે કારણ કે મૂળ જુવાનીમાં વેલો એક સેંજળીઆ કણબીને ઘેર સાથી રહી ખેતર ખેડતા, સાંઠીઓ સડતા. ટાંચણ બોલે છે એના પહેલા પરચાની કાવ્યમય વાત.

'પોતે સાંઠીઓ સૂડવા જાય, પણ જઈને ખેતરે તો ઝાડવાં હેઠે સૂઈ રહે છે એવી વાત સેંજળીઆ કણબીને કાને આવી. ગયો બપોરે ખેતરે જોવા. જુએ તો વેલો ઊંઘે છે, ને કોદાળી એકલી ખેતરમાં પોતાની જાણે સાંઠીઓ સૂડે છે !'

જગાડયો. પગે લાગ્યો. વેલો કહે કે 'તેં મારી એબ જોઈ. ન રહેવાય. લાવ મુસારો.' પૈસા લઈને ચાલી નીકળ્યા, પૈસા છોકરાને વહેંચતા ગયા.



'મારી એબ જોઈ–નહિ રહું.' લોકકથાઓનું આ પણ એક જાણીતું 'મોટીફ' છે. દેવપદમણી હોથલે પિયુ ઓઢા જામને વચને બાંધેલો, કે તારા ઘરમાંથી મને પ્રકટ કરીશ તે દિ' હું નહિ રહું. વચન લોપાયું, છતી કરી, ચાલી ગઈ. દેવાયત પંડિતને દેવપરી દેવલદેએ ચેતાવેલ, મારી એબ જોઈશ તે દિ' નહિ રહું. ઘરમાં બેઠી. લોકોમાં ચણભણાટ ચાલ્યો : ભગત, તમે ઘેર નથી હોતા ત્યારે ઘરમાં કોઈક પુરુષ આવે છે ને વાતું થાય છે. વહેમાયેલા પતિએ એક વાર એબ નિહાળી. પરિણામે—

'હાથમાં કળશ ને વયો જાય અસ્વાર,
'મોલે સમાણાં દેવલદે નાર.'

એમ જ ચાલ્યા ગયા સંત વેલો. જગતને પ્રબોધવા લાગ્યા. શિકારી રામ આવીને કહે, 'કંઠી બાંધો.'

કે 'બાપ, તારાં પાપને ત્યાગ, પછી બાંધું.'

શિકારનો રસિયો મનને નિગ્રહવા મથ્યો. પણ ગામપાદરમાં જબરૂં એક રોઝ પ્રાણી આવ્યું. બાયડીએ ભોળવીને મોકલ્યો. નવ ગોળી મારી. ન મર્યું. ચાલ્યું ગયું. પરગામથી ગુરુનું તેડું આવ્યું. જઈને જુએ તો વેલાને શરીરે નવ નવ ગોળીના જખમો નીતરે ! બોલ્યા,

'બાપ, મને આખો દિ' બંધુકે દીધો !'

બંદૂક છીપર પર પછાડીને ભાંગી રામડો પગે પડયો. ગુરુ છરી લઈને છાતી પર ચડી બેઠા. હુલાવી નાખું.

જવાબમાં રામડાને વાણી ફૂટી. ૩૫૦ ભજન ગાયાં.



હું એ વાણી શોધમાં ચડયો. વાવડ મળ્યા કે ખડખડ ગામમાં વેલાબાવાનો સાધુ રહે છે. વડીઆના તે

કાળના યુવરાજે પોતાની મોટરમા મને ખડખડ ઉતાર્યો બુઢ્ઢો બાવો, અફીણના કેફમા ડૂલી ગયેલ, પુરા શબ્દો પણ ન નીકળે, પણ મને આસ્થાળુ માનીને એકતારો મેળવ્યો. વેલાના સમાધમંદિરે બેઠા એણે માંડમાંડ ગાયાં પંદરેક રામૈયાકૃત ભજનો. ટાંચણમા એ કોળી શિકારીનો ઓગળેલ આત્મા દેખાય છે—

મનખા જેવડુ મહા પદારથ
　　વેળુમા રે વેરાણું વેલા રે ધણી !
ચારે કોરથી વેપારી આવ્યા,
　　ઈ તો વેપાર કરી નવ જાણે વેલા રે ધણી !
દયા રે ડેરો ને ગુરુ મેર્ય કરો
　　મારા રૂદિયા હે ભીતર જાણો વેલા ધણી !
આ રે શે'રમા બડી બડી વસ્તુ
　　આડે ન મળે નાણુ વેલા ધણી !
ચારે કોરથી સળગાવી દેશે
　　ઇ તો સઘળુ શે'ર લુંટાણુ વેલા ધણી !
વેલનાથ ચરણે બોલિયા રામૈયો
　　ઓળે આવ્યાને ઉગારો વેલા ધણી !



ચેલાઓએ 'ગુરને ચરણે' શરણાગતો બનીને ગાયેલ ભજનોનો તો પારાવાર ભર્યો છે પુરુષ ભજનિકો મોટે-ભાગે મળે છે તે બધાની અંદર એક ભાત પડે છે સ્ત્રી ભજનકારોની લોયણ નામની 'શેલણશીની ચેલી' પોતાના પર વિષયાસક્ત બનેલ ધૂર્ત રાજવી લાખાને ગાળી નાખે છે તેની દાર્શનિક-વાણી પચાસેક પદોમાં પડી છે. તેના જેવી, પણ વિશેષ નિરાળી ને નવલી ભાત તો ગંગા સતી સાસુનાં, પોતાની પુત્રવધૂ ચેલી પાનબાઇને પ્રબોધતા સંખ્યાબંધ પદો પાડી રહ્યા છે. એ થોડાંક ભજનોમાથી એકેક ટૂક આપુ છું—

મેરૂ રે ડગે ને જેનાં મનનો ડગે રે પાનબાઈ,
　　મરને ભાંગી રે પડે બ્રહ્માંડ રે
વિપદ પડે વણસે નહિ રે એ તો
　　હરિજનના પરમાણુ રે—મેરૂ રે ડગે૦

*　　*　　*

શીલવંત સાધુને વારે વારે નમીએ પાનબાઈ
　　જેના બદલે નહિ વ્રતમાન રે,
ચિત્તની વૃત્તિ જેની સદાય નિરમળી રે
　　જેને મા'રાજ થયેલા મે'રબાન રે

*　　*　　*

ભાગ્યા ભાગ્યાની જ્યા લગી બે રહે મનમા પાનબાઇ,
　　ત્યા લગી ભગતિ નહિ થાય,
શરીર પડે વાકો ધડ તો લડે રે પાનબાઈ,
　　સોઈ મરજીવા કહેવાય રે

*　　*　　*

મનને સ્થિર કરીને આવો રે મેદાનમા પાનબાઈ,
　　તો તો મટાડુ સરવે કલેશ,
હરિનો દેશ તમને દેખાડુ રે પાનબાઇ,
　　જ્યા નહિ રે વરણ. ને વેશ

*　　*　　*

રમીએ તો રંગમા રમીએ રે પાનબાઈ,
　　મેલી દે આ લોકની મરજાદ,
હરિના દેશમા ત્રિગુણ નવ મળે
　　નો હોય ત્યા વાદ ને વિવાદ રે

*　　*　　*

જુગતિ જાણ્યા વિન ભગતિ ન શોભે પાનબાઇ,
　　મરજાદ લોપાઈ સહુ જાય,
ધરમ અનાદિનો જુગતિથી ખેલો
　　જુગતિથી અલખ તો જણાય રે



વીજળીને ચમકારે મોતી પરોવવુ પાનબાઇ,
　　નહિતર અચાનક અંધાર થાશે,
જોત જોતામા દિવસ વહ્યા ગયા રે પાનબાઇ,
　　એકવીશ હજાર છસોને કાળ ખાશે



આવાં પદો પર પદો સાસુએ રોજ ઊઠીને સંભળાવ્યાં ત્યારે વહુ પાનબાઇ જવાબ દે છે.

છુટા રે તીર હવે નો મારીએ બાઇજી,
　　મેથી સહ્યુ નવ જાય,
કલેજાં મારાં વીંધી નાખ્યા બાઇજી
　　છાતી મારી ફાડુ ફાડું થાય રે
બાણ રે વાગ્યા ને રૂવાડા વિંધાણા બાઇજી,
　　મુખથી કહ્યુ નવ જાય,
આપોને વચન મુને લાભ જ લેવા,
　　પરિપૂરણ કહોને ક્રિયાય.

*　　*　　*

પણ માનવ-પ્રાણની છીછરાવટને જાણનારી ગંગા સતી જવાબ વાળે છે—હજી વાર છે પરિપૂર્ણ ક્રિયા બતાવવાની. હજુ સાચાં બાણ વાગ્યાં નથી બાણ વાગ્યા પછી તો વાચા ન રહે વહુ '

હજી પુરાં બાણુ તમને નથી લાગ્યાં પાનબાઈ,
બાણુ રે લાગ્યાને છે વાર,
બાણુ રે વાગ્યાથી સૂરતા ચડે અસમાનમાં,
પછી તો દેહદશા મટી જાય.

બાણુ રે વાગ્યાં હોય તો બોલાય નહિ પાનબાઈ
પરિપૂરણુ વચનમાં વરતાય,
ગંગા સતી એમ બોલિયાં રે
તેજ પૂરણુ અધિકારી કહેવાય



અને સાસુએ તો વહુને ખોળામાં બેસારીને રસ-પ્યાલો પાયો—

–ખોળામાં બેસારી તમને વસ્તુ રે આપું
જેથી આપાપણું ગળી તરત જાવે,
વખત આવ્યો છે મારે ચેતવાનો પાનબાઈ,
માન મેલી થાવને હુશીઆર રે.

* * *

આવ્યો રસ ને ખોળામાં બેસાર્યાં -
મૂક્યો મસ્તક ઉપર હાથ.
ગંગા રે સતી એમ બોલિયાં
ત્યાં તો નિરખ્યા ત્રિભોવન નાથ.



અને ભક્તિ એ તો રહેણીથી વેગળી વસ્તુ છે એવો પણ એક ભ્રમ છે, જેને ગંગા સતી પ્રાણુ છોડતાં પહેલાં નિવારે છે–

માણવો હોય તો રસ માણી લેજો પાનબાઈ,
હવે આવી ચૂક્યો પિયાલો,
કહેવું હતું તે તો કહી દીધું પાનબાઇ,
હવે રેણી પાળવા હેતેથી હાલો.

રેણી થકી જેને રામ રીઝે પાનબાઈ,
રેણી થકી રસ શરીરમાં પરવરે,
રેણી થકી રોમે રોમ ભિંજાય પાનબાઇ,

* * *

રેણી થકી અદ્ધર ઉતારા પાનબાઈ,
રેણી થકી પાર પોગી જવાય,
રેણી તો સરવથી મોટી રે પાનબાઈ,
રેણીથી મરજીવા બનાય.

એવું પ્રબોધીને ગંગા સતી સ્વધામ ગયાં. પ્રથમ તો પાનબાઇને અફસોસ થયો; પછી–

વસ્તુને વિચારતાં આનંદ ઊપજ્યો
મટી ગયો મનનો સરવે શોક;

અંતર અદબ્યું નિરમળ બની બેઠાં
સંકલ્પ સમાણો ચૈતન માંઈ,
હાણુ ને લાવાની મરી ગઇ કલ્પના
બ્રહ્માનંદ ખીલી ગયો ચિત્તલાઈ.

જ્યાં રે જોવે ત્યાં તો હરિ હરિ ભાળ્યા,
રસ તો પીધો અગમનો અપાર,
એક નવધા ભગતિને સાધતાં
મળી ગયો તુરિયામાં તાર.



નવાં પાનાં ઊઘડે છે, અને મહિનાઓ પૂર્વે સાંભળી રાખેલું નામ–દુલા ભગત–ટંકાયેલું છે. શ્રી દુલાભાઇનો પ્રથમ મેળાપ ભાવનગરમાં થયો. પ્રભુના ને ચારણી દેવીઓના નિજરચ્યા છંદો મને સંભળાવ્યા. ડીંગળી બાની પર સારો કાબુ, કલ્પનાઓ ઊંચી, પણ ઝડઝમક–ઝડઝમક–બેહદ ઝડઝમક. આજે તો એની વાણી એ તમામ ઝડઝમકને ગાળી નાખીને સાદા સલૂણા સર્વભોગ્ય કાવ્યપ્રકારોમાં આસાનીથી રમે છે, અને કેટલાંક તો અપૂર્વ ગણી શકાય તેવાં સ્વરૂપોને સિદ્ધ કરી ચૂકી છે. સહજમાં સ્નેહ બંધાઇ જાય તેવા રસિક અને હેતાળ જુવાન. મંડ્યા ગીરની ને દરિયા–કાંઠાની વાતું કરવા. એમાંથી ભાવનગર—કંઠાળના ચાંચિયા સાગર–સિંહોની ઓળખાણુ મળી: ખીમો વાજો કોટડાનો, કાળો ભીલ કોટડાનો, દંતો કોટીલો ડેડાણનો, એવા ડાંખરા બહાદૂરોનાં વૃત્તાંતો સાંભળ્યાં, અને પછી તો એક દિવસ એ ગીરના અને સાગરતીરના પ્રવાસે દુલાભાઇની સાથે ચાલી નીકળ્યો. અમારી ઊંટની સ્વારી તળાજા, ગોપનાથ, ઝાંઝમેર, મધુવન ને મેથળા થઈ, જ્યાં બગડ નદી દરિયાને મળે છે એ 'દરિયા બારું' નામને સ્થાને, ભરતીનાં નીર ઊતરે ત્યાં સુધી વાટ જોઈ પછી ઉતરાણુ કરીને ઊંચા કોટડા પર ચડી ત્યારે સાંજ નમી ગઈ હતી. દરિયાની તરફથી બરાબર કાટખૂણે ખડા થયેલા એ ભયાનક ઊંચા ખડકની ઉપર, ચાંચિયોનું વસેલું ગામ કોટડા જોવાને અમે ધરતીની દિશાએથી ઢાળ–માર્ગે ચડ્યા, ત્યારે ચાંચિયાની બોલબાલાનું કારણુ નજરે દીઠું. ત્રણુ તરફથી દરિયામાં કાટખૂણે ઊભેલ આ ભૈરવી ખડકને માથે જવાનું જે પ્રવેશદ્વાર છે, તે તો બે જ બંદૂકદારો કે સમશેરનીરો સેંકડોની ફોજને ખાળી રાખે તેવું વંકું ને જુક્તિદાર છે.



ઉપર ગયા, પુરાતન ચાંચિયા કાળા ભીલની કોઠીઓ (માલ સંતાડવાને માટે ખડકમાં દરિયાબાજુએ કોરેલાં ઊંડાં ટાકાં) જોઈ. અને એનાં પરાક્રમ સાંભળ્યાં. કોટડાનો એ ચાંચિયો બાર વહાણ રાખતો, રાતોરાત ગોવા સુધી લૂંટ કરી આવીને ઘેરે આવી સૂઈ જતો, સવારે કોટડા આવી પહોંચતો. એકવાર ફિરંગીઓ પાછળ થયા, પકડયો, અને ગોવાના કિલ્લામાં ચણી લીધો હતો. તેમાંથી આ કોટડાની ચાંચિયા–દેવી ચામુંડાએ છોડાવ્યો–

કાળાને ગઢને કાંગરે
જડિયલ બેલાં જે,
એ માં થી ઉપા ડયે
તેં છોડાવ્યો ચામુંડી.

પછી ક્ષત્રિય ચાંચિયા ખીમા વાજાની વાત સાંભળી. એનાં પણ વહાણ ચાલતાં—

થળ પર હાલે થાટ '
જળ પર જહાજ તાહરાં;
વાજા ! બેને વાટ
ખીમા ! ધર રૂંધી ખરી !

(હે ખીમા વાજા ! તારાં તો પૃથ્વી પર સૈન્યો ચાલે ને જળ પર જહાજ ચાલે. બન્ને માર્ગે તેં ધરણીને રૂંધી રાખી છે.)

શત્રુનો કવિ કહે છે—

ખીમા ! મ કર ખલવલાં,
મ કર મામદ સું મેળ્ય;
જાજન તણો જડ કાઢશે,
કાળ વણું ઘો કેળ.

(હે ખીમા ! તું જાજનશાહના બેટા મામદશાહ સાથે યુદ્ધ ન કર, એ કાળ જેવો તારી જડ કાઢશે.)

ખીમો ઉત્તર વાળે છે—

કાળ વણુંધ્યો કાંઉ કરે
જેને બાંયા બળ હોય;
તું ખર ને હું ખીમરો
જુદ્ધ કરું તે જોય.

(અરે તારો કાળ જેવો બાદશાહ પણ જેને બાંહ્યમાં ભુજામાં બળ છે તેને શું કરશે? હું જુદ્ધ કરું તે જોઈ લેજે.)

પછી બાદશાહનો કવિ કહે છે કે મામદશા તો ફણીધર છે. તો ખીમાનો કવિ ખીમા વતી પડકારે છે કે,

ફણીધર તેને ઘર ઘર ફેરવું,
નાક ચડાવી નથ;
હું ખીમો લખધાર રો
છઉં ગારડી સમરથ.

(તારો ફણીધરને તો હું નાકમાં નથ પરોવીને ઘેર ઘેર ફેરવીશ. હું તો સમર્થ ગારુડી છું.)

❦

આ બાદશાહ મામદશા કોણ? લોકવાર્તા તો આમ કહેવાય છે. ખીમો વાજો કોઈ ગાગડની વાઘેલી કન્યાને પરણેલા. કન્યાને લઈને વેલડું ચાલ્યું આવતું હતું. રસ્તામાં કંટાળા ગામ પાસે ધોકડવા ગામે થઈને નીકળ્યું. ત્યાં એણે મામદશા બાદશાહનો બગીચો દીઠો. પછી કોટડે આવ્યાં. ત્યાં તો બાઈએ ઉજ્જડ દીઠું. પતિને કહ્યું કે 'ઓહો ! શું બાદશાહનો બગીચો છે! આંહીં તો તમે કહેલ આંબાઆંબલીને બદલે બાવળ ને બોરડી જ છે! ખીમો કહે–હા, બગીચો તો ધોકડવે જ છે. જાવ બગીચાવાળા કને.

વાઘેલી રાણી ચાલી. હેલ ભરીને મામદશાને આંગણે જઈ ઊભી રહી.

મામદશા કહે 'કોણ?'

કે 'મેણીઆત.'

કે 'મેણું ખુદા ઉતારશે. બેન છો.'

બહેન કરી રાખી. બેનને કોલ દીધો કે તારા ધણીને મારીશ નહિ પણ કોટડા તો પાલટીશ. કોટડે બાદશાહી ફોજે ઘેરો ઘાલ્યો. ત્રણ વર્ષ થયા પણ કોટ તૂટે નહિ. પણ ખીમાએ એક વાર 'રતનાગરની શાખ' લોપીને ભરૂચના એક વાણિયાને લૂંટયો. વાણિયો ગાંડો થઈ ગયો. રતનાગર સ્વપ્નામાં આવ્યા. કહેજે બાદશાને કે સવા પહોર દિ' ચડયે ખીમો પગમાં હથિયાર છોડશે. ખીમાએ એ દિવસ એક લાલ વાવટાવાળું વહાણ જોયું. વહાણ દીઠા ભેળું સમાઈ ગયું. ને ખીમાએ રતનાગર રૂઠયા ગણી તરવાર છોડી.

❦

બીજી વાત એમ છે, કે ખીમો અજિત હતો, કારણ કે એને મા ચામુંડા તરફથી ચૂડી મળેલી તે પોતે કાંડે પહેરી રાખતો. પાદશાહને આ ખબર પડી. એણે ખીમાને મેણું દીધું—

'આઇડી છો તે બલોયું પહેરછ?'

એ મહેણાથી ચૂડી ફગાવી દઇને ખીમો લડાઇમાં ઊતર્યો, હાર્યો, પકડાયો. એની આંખો સીવી લીધી. પછી બાદશાહે દમણને પાલટવા ચડાઇ કરી. તેમાં ખીમા-વાળાને સાથે લઇ જઈ ત્યાં વોરી મુસલમાન પરણાવી હતી. એના વંશના હજી પણ વોરા વાળા કહેવાય છે. એના વહાણમાં ભીલ કોળી લડવૈયા હતા. શઢના કૂવા ઉપર માતા ચામુંડનું ત્રિશળ થતું.

એના ભીલ લડવૈયામાં ઉગો ને હામો એ બે નામો જાણીતાં છે. ઉગાને ચણ્યો હતો દમણના કોટમાં, હામાની બેડીઉં બૂટમાને પ્રતાપે ગળી. બંદીખાનું તોડીને ભાગ્યો, એક કૂવાથંભ વગરના વહાણમાં ચડી જઈ એ વહાણ હાંકી કોટડે આવ્યો હતો.

❀

આવી આવી ચાંચિયા બહાદુરોની વાતો એ રાત્રિએ હેઠા કોટડા ગામના એક ભીલ ગામેતીએ—જેને ઘેર અમારો ઉતારો હતો તેણે—મૃત્યુકાળ નજીક હતો તેવા દિવસોમાં, હોકા પી પીને શરીર કાંટામાં રાખીને સંભળાવી હતી. પણ એ સર્વ વીરતાને સામે પલ્લે નીચેની એક જ વાત હું ઊંચા કોટડાના ભેરવી ખડક પરથી મગજમાં લઇને ઊતર્યો હતો—

ખડક પર, ગામની વચ્ચે, દેવી ચામુંડાનાં ફળાંની નજીક જ એક ચુનાબંધ ચણેલ ઓટો હતો. એ જોઈને મેં પૂછ્યું 'આ શું છે?' લોકોએ મને જવાબ દીધો—

'વે'લાંની વેળમાં, આંઈ એક પરદેશી ટોપીવાળો આવેલો. એણે આવીને બીજું કાંઇ ન કર્યું, પણ એક ધુડનો ધૂફ્ફો બનાવી, તેના પર એક લાકડી ખોડી, એ લાકડી ઉપર પોતાનું એક પગરખું ભરાવ્યું, ને મૂંગો મૂંગો બસ ચાલ્યો જ ગયો. પાંચ વરસે એ પાછો આવ્યો, તપાસ્યું તો પોતે ગોઠવેલ પગરખું, લાકડીની ટોચે બરાબર જેમનું તેમ છે! બસ, ચુપચાપ પાછો ઊતરી ગયો, ને થોડા જ દિવસમાં આંહી દરિયાકાંઠે ફિરંગીઓનાં ધાડાં ફરી વળ્યાં, મુલક સર કરી લીધો.'

મેં પૂછ્યું, 'એ જોડાવાળી વાતનો મર્મ શું?'

'મર્મ એટલો જ બાપુ, કે એણે લોકોનું દૈવત પારખી લીધું. એણે જેયું કે જે લોકો આવી કરામતથી પણ ડરી જઈ, પાંચ વર્ષ સુધી એ પગરખાંને અડકયા પણ નહિ, તે લોકો નીર્વીર્યતાને છેક છેલ્લે પાટલે બેસી ગયા હોવા જોઇએ, માટે હવે અહીં ફિરંગી ફોજું ઉતારવામાં વાંધો નથી.'

એ આપણી દૈવતવિહોણી દશાનું આ સ્મારક છે. અહીં ફિરંગીઓ પાકો ઓટો બનાવીને આપણા કપાળમાં કાળી ટીલી તરીકે ચોડી ગયા છે.

## કાળપ

ધોળાં રે વાદળ કાળી છાંયડી,
લાગે ડુંગરને ડાઘ.
લીલુડા ડુંગર કંઈ મેણાં વદેઃ
'હૈયું શ્વેત અથાગ!'

વાદળ ડોલે ને બોલેઃ 'લાજ તું!
કોણે દીધા શણગાર!
તને રે પલ્લવતાં હૈયું ગળ્યું,
કાળપ રહી ના લગાર.

આજે રે પછડાયો પડતાં જરી
હૈયું તુજ અભડાય?
એટલડી કાળપ મારી ના જશો
થાકયા પંથીની છાંય.'

૨૬–૯–૪૫

પી.

## પી. ઈ. એન. પરિષદ

કવિઓ અને નાટ્યલેખકો, નિબંધકારો અને પત્રકારો, તેમજ નવલકારો, અર્થાત્ સર્જનાત્મક વાઙ્મયના વિશ્વભરમાં વસતા ઘડવૈયાઓને અન્યોન્યના જીવતા સંપર્કમાં આણીને તેમને એક કર્મક્ષેત્ર પર સ્થાયી કરવાની ઉમેદ સેવતી પી. ઇ. એન. નામે એક સાહિત્ય–સંસ્થા છે, અને તેનું એક સંમેલન, જયપુર–દીવાન શ્રી મિરઝાં ઇસ્માઇલના સૌજન્યથી તા. ૨૦ થી ૨૩ જયપુર જેવાં કલાશોભન સ્વચ્છ પુરાતન નગરમાં મળ્યું હતું. પ્રમુખપદે શ્રીમતી સરોજિની નૈડુ હતાં. તેમણે જણાવ્યું કે આ પહેલો જ પ્રસંગ છે કે જ્યારે હિન્દની તમામ જીવતી ભાષાઓના તેમજ અમૃતમયી મહાભાષા સંસ્કૃતના પ્રતિનિધિઓ હાજર થયા છે.' ગુજરાતી ભાષા જીવતી હિન્દ–ભાષા છે, પણ તેના પ્રતિનિધિ પ્રકાશ્યા નથી.

### અનેક ભાષાઓમાં રમતી એક વિચારણા

હિન્દને તો પાર વિનાની ભાષાઓ છે, એવો દોષ કાઢીને હિંદી પ્રજાજીવનની ખણખોદ કરનારાઓને આ સંમેલનમાંથી સજ્જડ જવાબ મળ્યોઃ ચાહે તેટલી જુદી અમારી ભાષાઓ

## સંસ્કૃતિવીરનાં સંસ્મરણો

**શ્રી. રવિશંકર મહારાજનાં વિશિષ્ટ સંસ્મરણો અને શ્રી મેઘાણીના પ્રાસાદિક કલમના સુભગ સંયોગથી રસાળ બનેલ 'માણસાઈના દીવા'ની દ્યોતક પ્રસ્તાવના કાકા કાલેલકરે લખી છે. અહીં રજૂ થતી એ પ્રસ્તાવના અભિનવ દૃષ્ટિ આપે છે. સં.**

ધારાળા, પઢિયાર કે પાટણવાડિયા કોમ વિષેનું મારું આકર્ષણ જૂનું છે. ગૂજરાતની લોકસંખ્યામાં ભિન્ન ભિન્ન કોમોનું પ્રમાણ કેટલું છે એનો અભ્યાસ કરતાં અને એમાં શ્રમજીવી કેટલા છે તેમ જ બેઠાડુ કે ઉજળિયાત કેટલા છે તેનું પ્રમાણ શોધતાં "અઢાર અને એંસી" વાળો લેખ મેં લખ્યો હતો. અસહકારની લડત દરમ્યાન જ્યારે બોરસદ તરફ હું ફરતો હતો, ત્યારે એક વાર એ કોમની એક 'પરિષદ'માં હાજર રહેવાનું સદ્ભાગ્ય પણ મને પ્રાપ્ત થયું હતું. કેટલાક પાટીદાર પટેલોએ જ્યારે પટલાઈ છોડી ત્યારે બારૈયા કોમના લોકોએ એ લીધી હતી અને એને અંગે કંઈક ઝઘડાઓ પેદા થયા હતા. એક બે ખૂન પણ થયાં હતાં, એમ મેં જાણ્યું હતું. એટલે એ કોમની નક્કર સેવા કરવી જ જોઈએ એમ નક્કી કરી મેં બોચાસણમાં એક વિદ્યાલય, ગૂજરાત વિદ્યાપીઠ વતી ખોલ્યું. પ્રથમ એનું નામ "બારૈયા વિદ્યાલય" રાખવાનો વિચાર હતો. પણ તેમ કરતાં તેમાં કોમી તત્ત્વો દાખલ થશે અને આગળ જતાં એ આપણને નડશે એમ મને લાગવાથી, મેં વિચારપૂર્વક એ વિદ્યાલયનું નામ "વલ્લભ વિદ્યાલય" રાખ્યું.

૧૯૨૩–'૨૪ના દિવસોમાં જ્યારે પહેલીવાર હું જેલ ગયો ત્યારે ત્યાં કોંગ્રેસના એક કાર્યકર્તા શ્રી શામળભાઈ પટેલનો પરિચય થયો હતો. એમની પાસેથી ખેડા જીલ્લામાં પાટીદારોના અને બારૈયા લોકોનાં જીવન અને સંબંધ વિષે મેં ઘણું સાંભળ્યું હતું. 'ના–કર'ની લડતમાં શામળભાઈને જ મેં ખેડા જીલ્લામાં કામ કરવા મોકલ્યા હતા. એમની સાથે ચિ. બાળ કાલેલકરને પણ એ જ કામ સોંપ્યું હતું. એ કામ કરતાં ચિ. બાળને પોલીસોને હાથે અનેકવાર પંજરીપાક પણ મળ્યો હતો. બન્ને પાસેથી મેં બારૈયા કોમની બહાદુરી વિષે અને એમના સ્વભાવની ખૂબીઓ વિષે ઘણું ઘણું સાંભળ્યું હતું અને તેથી જ એ બેને એ વિદ્યાલય ચલાવવાનું કામ સોંપ્યું. એ વિદ્યાલય ઉત્તમ ચાલે એ ઇતેજારીથી મેં વિદ્યાપીઠના વિદ્યાર્થી શ્રી કપિલરાય મહેતા અને કસાયેલા રાષ્ટ્રીય શિક્ષક શ્રી ગલાભાઈ પાઠક એ બેને પણ ત્યાં મોકલ્યા હતા. આ બધાએ મળીને પાટણવાડિયા કોમ વચ્ચે કેળવણીનું અને જાગૃતિનું સરસ કામ કર્યું. ત્યાર પછી મારાં આશ્રમભગિની પૂજ્ય ગંગાબેને બોચાસણમાં જ સેવાનું કાર્ય કરવાનું પસંદ કર્યું અને શ્રી શિવાભાઇ પટેલે એ વલ્લભ વિદ્યાલય આજે ઘણી યોગ્યતાથી ચલાવ્યું છે.

વિશેષ આનંદની વાત એ છે કે વિદ્યાપીઠના ગ્રામસેવા દીક્ષિત શ્રી. બબલભાઈ મહેતા, જે પોતે ઠાકોર તરફની ઠાકુર કોમમાં બહુજ સુંદર કામ કરી રહ્યા છે, તેઓ પણ વલ્લભ વિદ્યાલયના કામમાં રસ ધરાવે છે અને સૌથી સદ્‌ભાગ્યની વસ્તુ એ કે આ ચોપડીના મુખ્ય પાત્ર કે કથા નાયક શ્રી રવિશંકર મહારાજે અમારા વલ્લભ વિદ્યાલયમાં હવે પોતાનો કાયમી વસવાટ કર્યો છે.

ત્રણ વરસની આ વખતની જેલને અંતે બહાર આવતાં જ્યારે મેં જાણ્યું કે રવિશંકર મહારાજે બોચાસણમાં રહેવાનું કબૂલ્યું છે ત્યારે મેં અસાધારણ ધન્યતા અનુભવી. એમના ચિરંજીવી શ્રી મેધાવ્રત તો બોચાસણમાં આયુર્વેદની દવા આપવાનું કામ ક્યારના કરતા હતા જ.

કુલનાયક તરીકે વિદ્યાપીઠનું સંચાલન જ્યારે હું કરતો હતો, તે વખતે બારૈયા કોમ માટે, ખેડા, ભરૂચ તેમ જ પંચમહાલ જિલ્લામાં વલ્લભ વિદ્યાલય જેવાં એક પછી એક અનેક વિદ્યાલયો સ્થાપવાનો મારો વિચાર હતો. એને અંગે, તે તે પ્રદેશમાં હું ફર્યો પણ હતો તેથી, અને શ્રી. રવિશંકર મહારાજ સાથે લાંબા કાળનો, બહાર તથા જેલમાં પરિચય હોવાથી, ગૂજરાતીના સમર્થ લેખક શ્રી. ઝવેરચંદ મેઘાણીએ લખેલા શ્રી રવિશંકર મહારાજ વિષેનાં આ સંસ્મરણો શિવની જેલમાં જ અત્યંત રસપૂર્વક હું વાંચતો હતો. બહાર આવ્યા પછી જ્યારે શ્રી ઈશ્વરલાલ દવેએ શ્રી મેઘાણીની આ ચોપડી માટે પ્રસ્તાવના લખવાનું મને સૂચવ્યું ત્યારે મેં એક ક્ષણનો વિચાર કર્યા વગર, તરત હા પાડી.

ભલે એક પ્રસ્તાવક તરીકે પણ શ્રી રવિશંકર મહારાજની જીવનકથા સાથે અને શ્રી ઝવેરચંદ મેઘાણીની સાહિત્યકૃતિ સાથે મારો સંબંધ જોડાય તો એવી તક હું કેમ ગુમાવું?

(૨)

કાઠીયાવાડના ગયા જમાનાના ભડવીરો અને ચારણોની જીવનકથાઓ અને લોકકાવ્યોનો સંગ્રહ કરી ગૂજરાતી ભાષામાં એ રોમાંચક જીવનમૂલ્યોને આબાદ રીતે ચિત્રિત કરનાર શ્રી ઝવેરચંદ મેઘાણીએ આ પુસ્તકમાં અદ્‌ભુત સંયમ વાપર્યો છે અને આ ચોપડીમાં શ્રી રવિશંકર મહારાજની જ ભાષા અને શૈલી વાપરીને મહીકાંઠાના જીવનવીરોનાં જીવન મૂલ્યો કેવાં છે, અને એ મૂલ્યોમાં મૌલિક ફેરફાર કરવા મથનાર સંસ્કૃતિવીર શ્રી રવિશંકર મહારાજે પોતાનું જીવન કેમ નીચોવ્યું છે એનું જીવતું ચિત્ર આપણને આપ્યું છે. મને તો લાગે છે કે આ ગ્રંથમાં શ્રી ઝવેરચંદ મેઘાણીની અદ્‌ભુત રમ્ય સાહિત્યશૈલી ઉપર કહેલા સંયમના ઓપને કારણે સોળે કળાએ પ્રગટે છે. આ ચોપડી વાંચતાં મેઘાણીની સંયમસમર્થ શૈલીએ મારા પર જે અસર કરી છે તે બીજી કોઈ પણ ભાષાની ચોપડીએ ભાગ્યેજ કરી હશે. હું આશા રાખું છું કે "માણસાઈના દીવા"ના અનુવાદો દેશ પરદેશની અનેક ભાષાઓમાં થશે અને

રહી, છો એની લખવાની શૈલી નિરનિરાળી રહી, એ પ્રત્યેક ભાષાના પાયામાં પડેલો પ્રધાન વિચાર એક જ છે, સર્વને સંકલિત કરનાર છે.' એમ કહીને એણે બ્રહ્મપુત્રાથી લઇ કન્યાકુમારી સુધી રમતાં લોકગીતો લોકકથાઓ પ્રત્યે આંગળી ચીંધી.

હિંદી ભાષા વૈવિધ્યના નિંદકોને પં. જવાહરલાલે પણ એવો જ જવાબ 'હિંદી સાહિત્યનો વિકાસ એ સંયોજનાત્મક બળ છે કે ખંડનાત્મક?' એ વિષયની ચર્ચા ચાલુ કરતાં આપ્યો:—

'ઉપરછલું જોનારને તો કે હિંદની ભાષાઓનો વિકાસ પ્રાંતિક ભીંતો ખડી કરે છે. જુદાં જુદાં સાહિત્યસ્વરૂપો ધરાવતી આ ભાષાઓ એક જ સ્રોતમાંથી પ્રેરણાજળ પીએ છે.'

આ મુદ્દો ભુલાઈ ગયો છે એટલે જ આપણે હિંદીમાંથી ગુજરાતીમાં ને ગુજરાતીમાંથી હિંદીમાં પણ ભાષાન્તરો કરી રહ્યા છીએ. પ્રાંતભાષાઓ વચ્ચેના સંયોજનાત્મક ઊંડા સામ્યને આપણે ખોઈ બેઠા છીએ માટે જ અન્ય ભાષાઓનું પરિશીલન છોડી દઈ તરજૂમાની લતે ચડયા છીએ.

ટોચે બેઠેલાઓએ જ
ભેદો વધાર્યા છે

પણ આ પ્રાંતભાષાઓ વચ્ચેની આંતરિક અભિન્નતાને ભાંગી કોણે? પં. જવાહરે સાચો જવાબ દીધો: ટોચે ચડી બેઠેલી લેખકોની નાનકડી

જમાતોએ. ભાષાભેદ તેમણે વિક સાવ્યો. કારણ? કારણ પણ જવા- હરેજ સાચું બતાવ્યું:—

'ગમે તે ભાષામાં અનુભવો વ્યક્ત થયા હોય તેનો વાધો નથી, પણ બધા માટે સમાન એવા અનુભવના ઊંડાણ સુધી પહોંચવામાં સાચી મહત્તા રહી છે.'

આજે ભેદો તીવ્ર બન્યા છે, અરે, એક જ ભાષાની અંદર પણ ભેદોની જ વિતંડા ચાલી રહી છે, કારણ કે ટોચે બેઠેલી કલમો જનતાના અનુભવની શાહીમાં બોળાતી નથી.

આધુનિકોને શીદ ઝૂડી રહ્યા છો?

'આધુનિક બુદ્ધિવંતોએ જગતની કુસેવા કરી છે કે સેવા?' એ હતો આ સંમેલનમાં ઉપસી આવેલો બીજો મુદ્દો. શ્રી સ રાધાકૃષ્ણને તો ખૂબ વરાળ કાઢી:—

'આજનું સાહિત્ય બૌદ્ધિક ભૂમિકા પર જ અટક્યું છે. સાહિત્યને લશ્કરી દમામની દાસી બનાવી દીધેલી છે. માનવીઓ યંત્ર બની રહ્યા છે. વિશ્વના બુદ્ધિપ્રતિભાશીલ માનવીઓએ પોતાનાં ધ્યેયને દગો દીધો છે તેઓએ દુષ્ટ માનવીઓને ઊંચે ચડાવ્યા છે અને માનવજાતિના પક્ષમાં ઊભવાને બદલે અમૂક ટોળીઓનું ને ખરાબ માણસોનું સમર્થન કર્યું છે.'

પણ વર્તમાનને માથે જ સમસ્ત વિષાદ, નિરાશા તેમજ તિરસ્કારનો ખડકલો કરવાની આ વૃત્તિ ચોપી છે. આધુનિકોએ શું દેવાળું જ કાઢ્યું છે? 'પોતાના ...નું સમગ્ર સ્વરૂપ કાણું જ

સંસ્કૃતિવીર રવિશંકરના પુરુષાર્થનો આ દસ્તાવેજ માનવકોટીના સાહિત્યમાં પોતાનું સ્વાભાવિક સ્થાન લેશે.

સમાજ અને સરકાર જેમને ગુનેહગાર જાતિ ઠરાવે છે તે જાતિ પાસે પણ કેવા ઊંડા અને ઉમદા જીવનના આદર્શો છે એ હૃદયની દૃષ્ટિથી તપાસી શક્યા તેથી જ શ્રી રવિશંકર મહારાજ એ લોકોની અંદર આદર્શ પરિવર્તનનાં તત્ત્વો ઉમેરી અથવા વાવી શક્યા છે.

(૩)

જીવનના આદર્શો કોણ ઘડે છે? ઋષિમુનિઓ, પરમેશ્વરના પયગંબરો, મહાકવિઓ, લોકનેતાઓ, ધર્માચાર્યો, ન્યાયમૂર્તિઓ, જનતાની પંચાયતો, ભાટ અને ચારણો, ન્યાતના આગેવાનો, જૂના જમાનાનું સ્મરણ રાખતી ડોસીઓ અને કઠણ પ્રસંગે પાકટ સલાહ આપનાર ડોસાઓ, જૂનવાણી રિવાજો સામે જેહાદ પોકારનારા સુધારક યુવકો અને અસહ્ય અન્યાય સામે ઢંગધડા વગરની જેહાદ પોકારનાર બહારવટિયાઓ, બધા જ પોતપોતાની ઢબે જીવનના આદર્શો ઘડતા આવ્યા છે.

આ આદર્શો દરેક વર્ગ પોતપોતાના જીવનદર્શન પ્રમાણે ઘડતો આવ્યો છે.

દરેકનું જીવનદર્શન સરખું નથી હોતું. બહુ જ થોડા લોકોનું જીવનદર્શન સંપૂર્ણ અથવા સર્વાંગીણ હોય છે. દરેકની અનુભૂતિ જેટલી હોય એટલી જ એની જીવનસમૃદ્ધિ, અને જેટલી જીવનસમૃદ્ધિ તેટલું જ એનું જીવનદર્શન. ઘણાખરાનું જીવનદર્શન એમના સ્વભાવને કારણે વિકૃત પણ હોય છે. એકાંગિતા, માણસનો મોટામાં મોટો શાપ છે. એને કારણે જીવનદૃષ્ટિ વિકૃત થાય છે, અને પછી માણસ જીવનસાફલ્ય ખોઈ બેસે છે એટલું જ નહિ પણ જીવન માટે શાપરૂપ પણ થઈ બેસે છે.

કોઈની જીવનદૃષ્ટિ સુધારવી એ એની ઉત્તમમાં ઉત્તમ સેવા છે. એવી સેવા જે કરે તે જ નવા અર્થમાં સાચો બ્રાહ્મણ છે.

આ થોડાક સરખાં રેખાચિત્રો દ્વારા રવિશંકર મહારાજે આપણને પાટણવાડિયા જેવી બાહોશ પણ દુર્દૈવી કોમના જીવનદર્શનની ઝાંખી કરાવી છે, અને એમનું એ જીવનદર્શન સુધારવા માટે એમણે કેટલી તત્ત્વનિષ્ઠા, ધીરજ અને કુનેહ વાપરી છે એનું પણ અહિ આપણને પવિત્ર દર્શન થાય છે.

ધીરજ અને કુનેહ એ જેટલાં ડહાપણથી આવે છે, તેના કરતાંય વધારે ઉત્કટ પ્રેમથી આવે છે, વૈયક્તિક પ્રેમ અને અહંપ્રેમ ભલે આંધળો હોય પણ નિર્હેતુક, શુદ્ધ પ્રેમની દૃષ્ટિ તો લગભગ દિવ્ય હોય છે. અને કેળવેલાં ડહાપણ કરતાં પ્રેમનું ડહાપણ આખરે બધી રીતે શ્રેષ્ઠ અને કલ્યાણકારી હોય છે. શુદ્ધ પ્રેમને લીધે થયેલી ભૂલો પણ સમાજને અંતે ઊપર જ ચડાવે છે.

પ્રેમ અને તત્ત્વનિષ્ઠા મૂળમાં એક જ છે. પ્રેમની ભક્તિ સગુણ હોય, તો તત્ત્વનિષ્ઠાની ભક્તિ નિર્ગુણ હોય છે એટલો જ ફેર—પણ મૂળમાં બન્ને એકજ છે.

જંગલમાં રહેનારાં પશુઓની અંદર જીવનકલહ ચાલે છે. પણ તે કલહને કારણે કોઈ તેમને ગુનેગાર કહેતા નથી. જાનવરોને માટે ક્રૂર અથવા સૌમ્યનાં વિશેષણો આપણે લગાડી શકીએ છીએ, પણ તેમને આપણે ગુનેગાર કે પ્રામાણિક કહી શકતા નથી. એવો ભેદ તેમને માટે છે જ નહિ. તેઓ જંગલનો નિયમ પાળે છે.

કેટલાંક પ્રાણીઓમાં સામાજિક વૃત્તિ ઉત્કટપણે દેખાય છે. તેઓ અંદર અંદર સામાજિક વૃત્તિ અને સહાયવૃત્તિ, અમુક હદ સુધી, બતાવે છે અને તેથી આપણને આશ્ચર્ય પમાડે છે. કેટલાંક પ્રાણીઓ એવી સામાજિક વૃત્તિ પોતાના જીવનસાથી પ્રત્યે અને બચ્ચાંઓ પ્રત્યે જ બતાવી શકે છે. બાકીની દુનિયા એમને માટે કાં તો ભક્ષ્ય છે અથવા તો શત્રુ છે.

માણસમાં સામાજિક વૃત્તિ ક્યારે ખીલી એનો ઇતિહાસ જડતો નથી. માણસ પ્રથમથી જ, ઓછેવત્તે અંશે સામાજિક પ્રાણી છે અને તેથી એણે પોતાની પ્રાકૃતિક, આર્થિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિ પરત્વે જાતજાતના સામાજિક આદર્શો ઘડી કાઢ્યા છે. એ આદર્શો એને વખતોવખત બદલવા પડે છે એ ખરું, પણ એક વખત ઘડાયા પછી, અને અમુક કાળ સુધી ટકયા પછી તે એવા તો દૃઢમૂળ થાય છે કે તે મનુષ્ય સ્વભાવનું જ રૂપ ધારણ કરે છે.

એ આદર્શો ખીલવવાનાં ક્ષેત્રો મુખ્યત્વે ચાર પાંચ જ છે. કૌટુંબિક જીવન એ એક ક્ષેત્ર છે. એમાં લગ્નસંબંધ અથવા વૈવાહિક જીવનની શુદ્ધિ, મિલકત ઉપરનો કુટુંબીજનોનો સરખો જ સામુદાયિક હક્ક, અને પરોણાગતના એટલે કે આતિથ્યના ઉદાર આદર્શો, એ ત્રણ આ ક્ષેત્રનાં મુખ્ય તત્ત્વો છે.

કુટુંબ બહાર સામાજિક જીવનનાં તત્ત્વો ઉત્પન્ન થાય છે. એમાં પણ આતિથ્યનો આદર્શ, શરણાગતને રક્ષણ આપવાનો આદર્શ, અપમાન કે અન્યાય કરનાર વ્યક્તિ કે જાતિ પર બદલો લેવાનો આદર્શ, વ્યાજવટું કરવા ન કરવાનો આદર્શ, વચનપાલન, સત્યવાદિતા અને ન્યાયનિષ્ઠાનો આદર્શ, એ બધા આ ક્ષેત્રમાં જ આવે છે.

આવા આદર્શો ઘડવાનું કામ કુટુંબના કર્તાહર્તા પુરુષોનું, વહુઓ ઉપર રાજ કરનાર સાસુઓનું, અને કુટુંબોને દોરનાર ગોર કે ચારણ લોકોનું હોય છે.

જ્યારે સમાજો અને રાજ્યો સ્થપાય છે ત્યારે રાજાઓ અને ન્યાયાધીશો, પંચાયતના પ્રમુખો અને સમાજને દોરનાર કવિઓ અને પયગંબરો સમાજ માટે આદર્શો ધીરે ધીરે ઘડી કાઢે છે.

આલેખવાની આદત-શું સાહિત્યના કે શું રાજકારણના ક્ષેત્રમાં માંદલી મનોદશાને જન્માવે છે. એટલે હિંદ-પ્રેમી નામાંકિત આંગ્લ ગ્રંથકાર શ્રી ફોર્સ્ટર, કે જેમને લંડનની પી. ઇ. એન. શાખાએ ખાસ પ્રતિનિધિરૂપે મોકલ્યા હતા તેમણે જવાબ વાળ્યો:

'હું તો અર્વાચીન સાહિત્યને ઘણે ઊંચે સ્થાને બેસારું છું. એને હાલતાં ને ચાલતાં વખોડતા લોકો સાથે મારે મતભેદ છે. બુદ્ધિસંપન્નો અને લેખકોને ઠપકો દેનાર શ્રી રાધાકૃષ્ણની સાથે હું મળતો નથી થતો. મને તો લાગે છે કે વર્તમાન કાળે પણ શક્ય તેટલું સારું કામ કરી બતાવ્યું છે.'

**પ્રાંતભાષાઓમાં બળ પ્રકટ્યું છે શાથી?**

આપણી પ્રાંતભાષાઓના સાહિત્યનો આજે જ્યાં ને ત્યાં જબરો ઉત્કર્ષ થઇ રહેલ છે તેનું કારણ સર્વને સમજાતું નહોતું. એની સમજ પં. જવાહરલાલે ત્યાં પાડી:—

'પ્રાંતીય ભાષાઓ અને સાહિત્ય આજે વિશેષ પ્રાણવંતાં છે કારણ કે તેઓ જનતાના જીવનને સ્પર્શવા પાછાં વળ્યાં છે અને પ્રેરણા પણ જનતામાંથી જ ખેંચી રહેલ છે. સાહિત્યની મહત્તા સર્વજનસામાન્ય એવા અનુભવનાં સાચાં તળીઆંને સ્પર્શ કરવામાં જ છે, પછી ભલે એ અનુભવ ચાહે તે ભાષામાં વ્યક્ત થાઓ.'

**કારખાનું કરી ન મૂકશો**

પી. ઇ. એન. પરિષદની મોટી સફળતા જ આ હતી કે

તેને આશરે વિચારભિન્નતાને જૂજવી રીતે વ્યક્ત થવાનો મોકો મળ્યો. સંમેલનની પુર્ણાહૂતિ કરતાં કરતાં, હિંદ-શાખાનાં સંચાલક ઉત્સાહમૂર્તિ શ્રીમતી સોફીઆ વાડીઆએ જે કહ્યું તેને આપણે સર્જકપ્રતિભાના મુક્ત પ્રાકટ્યની ગુરુચાવી ગણીએ. એમણે કહ્યુ કે–

'આ સંસ્થાને કોઈ વાદ કે ઝનૂન નથી એ તો સાચી સંસ્કારિતાના છત્ર તળે કામ કરે છે અને સાહિત્યમાં એકધારા ધોરણો એને ખપના નથી. કારણ કે એથી તો સાહિત્ય અમૂક નબરનો માલ કાઢનારુ કારખાનું જ બની જશે.'

## ન્યૂનતા આરતી

પરતુ લેખકોની સર્જકતાને મારી નાખતી અને એના વિકાસને રૂંધતી વિટંબનાઓ આ સંમેલનના કાર્યક્રમમા ક્યાયે વિચારણા ન પામી એવી એક હાજરી આપનારની ફરિયાદ છે હિં. ટા પત્રના પ્રતિનિધિ લખે છે કે 'પુરસ્કારના ઊતરતા દરો, પરપ્રાતમાં પોતાની કૃતિને ઉતરાવવાની મુઝવણો, અને પ્રાતભાષાઓ સામેના અંતરાયો પાર વિનાના છે. ધુડ શાખ જેવુ અગ્રેજી લખો તો પૈસા રળો, પોતાની ભાષા પર અસાધારણ પ્રભુત્વ ધરાવતા હો તો પણ પેટા-ધધો કર્યા વગર પેટ ન ભરાય એટલે પી ઈ એન જો ધારે તો રાજસત્તાની મદદથી એક એવુ પ્રકાશન-ખાતુ ખોલી શકે કે જેમાથી વ્યાજબી પુરસ્કારે તરફડીઆ મારતા યુવાન લેખકોની કૃતિઓ પ્રકટ કરી શકાય હિદી ભાષાની કૃતિઓ અગ્રેજીમા ઉતરાવવાનું આદોલન પણ આ-સસ્થા કરી શકે પણ આ માટે જરૂરનુ એ છે કે પી ઈ એન સસ્થા , પરનો આગ્લ-હિદીઓનો કાબુ ઓછો થાય, કારણ કે એ લોકો તો અગ્રેજીને કાયમ વરેલા હોઈ પ્રાતભાષાઓ ? લાગણી ન જ ધરાવતા હોય' '

ધર્મપ્રધાન સમાજોમાં ઋષિમુનિઓ, સ્મૃતિકારો અને આચાર્યો મર્ત હિતકારી દીર્ઘદૃષ્ટિથી, અત્યંત વ્યાપક અને ઉજ્જ્વળ આદર્શો સમાજ આગળ મૂકે છે, અને માનવસંસ્કૃતિને ઊચે લઈ જાય એ જ્યારે બીજી બાજુએ રાજાઓ અને રાજ્યકર્તાઓ પોતાનો સ્વાર્થ અને સમાજની લાગણીઓ, બન્નેનો વિચાર કરી, સમાજમાં નભી શકે અથવા સમાજ પાસેથી નભાવી શકાય એવા આદર્શો રૂઢ કરે છે

પ્રસ્તુત દસ્તાવેજમાં આપણે પાટણવાડીયા કોમનો સ્વાભાવિક જીવન આદર્શ એમની વચ્ચે રહીને પોતાનું ગુજરાન શોધનારા ગોર લોકોએ ચલાવેલો મધ્યકાલીન હિંદુ આદર્શ, દેશી અને પરદેશી રાજ્યકર્તાઓએ વિચારપૂર્વક ખીલવેલો પણ અણઘડ રીતે અમલમાં આણેલો કાયદાનો આદર્શ, અને મહાત્મા ગાધીજીએ દેશ આગળ અને *મનુષ્ય જાતિ આગળ રજૂ કરેલો માણસાઈભર્યો અને બહાદુરીભર્યો* સત્ય અહિંસાનો કલ્યાણમય આદર્શ—એ બધા આદર્શોના સ્વભાવસુંદર આઘાતપ્રત્યાઘાત જોવાને મળે છે. અને એ દૃષ્ટિએ જ્યારે આપણે આ આખુ બયાન વાંચીએ છીએ ત્યારે નિસ્પૃહ અને પ્રેમળ, . નિરહંકારી અને સેવાપરાયણ સસ્કૃતિવીર રવિશંકર મહારાજની મૂર્તિની ઉંચાઈની ભવ્યતા માપી શકીએ છીએ.

"અથવા તારે કાયદાને રસ્તે જવું હોય તો તે માર્ગ તારે માટે ખુલ્લો છે. અને મારે માર્ગે જવુ હોય તો તારે મટે મેહનત કરવા તૈયાર છું. મારે માર્ગે જતાં સજા તો થશે જ, પણ એ ઓછામા ઓછી થાય એને માટે હું પ્રયત્ન કરીશ !' એમ રવિશકર મહારાજે એક જણને સમજાવ્યું. પેલાએ વકીલોની સલાહ માની, એ માર્ગે જતા ગુનેહગારને મહારાજ ધારતા હતા એના કરતાં ય ઓછી સજા થઈ અને ગમે તે પ્રકારે ભલે હોય પણ ગુનેહગાર બચી ગયો એટલાથી જ રવિશંકર મહારાજ રાજી થયા એ દશ્ય એ આ બધા પ્રસગોનો અને આજની માનવી સસ્કૃતિની લેવલનો નીચોડ છે.

અને ત્યાં જ અનાસક્ત પ્રેમધર્મી રવિશંકર મહારાજની ભવ્યતા મેં ભાળી છે. આવી અનાસક્ત પ્રેમમૂર્તિ જ સંસ્કૃતિને ઉચે ચડાવી શકે છે.

શ્રી મેઘાણીએ રજૂ કરેલી મહીકાંઠાની આ જીવનકથામાં સ્નાન કરીને તીર્થસ્નાનની ધન્યતા હું અનુભવું છુ આશા રાખું છું કે વાચકોને પણ એજ અનુભવ થશે.

રાનીપરજ અને દુબળા હળપતિની સેવા કરનાર મારા મિત્ર શ્રી જુગતરામ દવે સાથે એમના ક્ષેત્રમાં, તાપી, મીંઢોળા, પૂર્ણા અને વાલ્મિકી નદીઓને કાંઠે આ પ્રસ્તાવના કટકે કટકે લખી છે એ પણ એક આનંદનો વિષય છે.

શરદ પુનેમ

काका कालेलकर

# રાણી ગીન્દાલો

મકરન્દ દવે

હિંદી પ્રજાનો આત્મા જાગ્યો છે, એવી ખબર મળતાં ક્રાંતિનાં પૂર વહાવનાર રાણી ગીન્દાલોનાં અદ્ભૂત વ્યક્તિત્વને લેખકે આ નાટિકામાં ઝીલવા સફળ પ્રયત્ન કર્યો છે.

પં. જવાહરલાલે તેમનાં 'યુનિટી ઓફ ઇન્ડિયા' નામનાં પુસ્તકમાં ગીન્દાલોઆ 'ગે કાવ્યમય ઉલ્લેખ કર્યો છે તેના પરથી પ્રેરણા ઝીલી લેખકે પોતાની કલ્પનાને વહેતી મૂકી પ્રાણવાન નાટિકા સર્જી છે. સ.'

[ચૈત્રના પ્રથમ દિવસો છે. વસંતનો પ્રાણ જાગી ઊઠયો છે. લોકોનાં હૃદયમાં પણ ઘડી તાજગીની લહરી ફરકી ગઇ છે. ગામ બહાર—જ્યાં પાર્શ્વભૂમિમાં ઊંચી ટેકરીઓ અને સઘન વનરાજીનાં દર્શન થાય છે, ત્યાં વાંસના સ્તંભો પર ઘાસનો કંઈક વિશાળ મંડપ બાંધતા, શણગારતા ખેડૂતોનું એક નાનું સરખું ટોળું ગાય છે. ધ્રુવપદ બધા મળીને અને બીજી કડીઓ જુદા જુદા આદમી ગાય છે.]

ગીત

પંખી શું પીંજરાનું સળગ્યા કરે<br>
અલ્યા, જીવતરને શેણે ઉકાળ્યા કરે?

તારી પાંખ્યુંને ઊડવાની આશા નથી<br>
તારે સુણવાની પાંદડાંની ભાષા નથી<br>
હવે બેસી શું સૂનમૂન ભાળ્યા ફરે<br>
અલ્યા, પંખી શું જીવને પ્રજાળ્યા કરે?—પંખી.

અરે! ગાંડા, શું સળિયામાં ચાંચ્યું ઘસ્યે<br>
એના લોખંડી આગળિયા અળગા થશે?<br>
ઠાલું જોને તારે મોંયે લોહી ઝરે<br>
અલ્યા, પંખી કાં જીવનને ખોઈ મરે?—પંખી.

જરા ગાઈ લે! ગાઇ લે! અડધી ઘડી<br>
તારી ચંત્યાને એકવાર મેલી પડી<br>
જોને જીવનિયું વેગેથી જાયે સર્યે<br>
અલ્યા, જાતું પછી નવ પાછું ફરે.—પંખી.

હવે નાચી લો! ગાઇ લે! ઊંઘી લેને!<br>
હાં રે મીઠાં તે સપનાંને સૂંઘી લે ને!<br>
શેણે પંખીડા, પીંજરામાં સળગ્યા કરે<br>
તારા જીવતરને જવાળા શું વળગ્યા કરે?—પંખી

એક : જો એય! ગોર બાપા હાલ્યા આવે.

બીજો : આજુ ફેરે તો ચોકખું સુણાવી દેવું છે હો! આપણે ખોટો ખરચો કરતા હોઇએ તો એમાં કોઈને શું લેવા દેવા?

ત્રીજો : આખી જિંદગીમાં એક દી'યે આનંદ ના કરવો એમ?

ચોથો : ગોરબાપા અટકી કાં ગ્યા? શું વચારમાં પડ્યા હશે?

પાંચમો : આપણી માથે દુઃખનાં ઝાડ ઊગી ગયાં છે ઇ જ. એમની છોડી ગીન્દાલો પણ ઈજ કયે છે.

એક : ગીન્દાલો કયે છે કે ઓચ્છવ આપણને ભરમ જાળમાં ફસાવે છે.

બીજો : તંઈ કોઇ દી' હસવાનું ય નંઈ?

એક : જો આ ગોરબાપા આવી પૂગ્યા.

[ગીન્દાલોનો પિતા—જે આ લોકોનો પુરોહિત છે—પ્રવેશે છે.]

બીજો : ઈ રે'વા દેજો! ગોરબાપા, પરમથી જ કહી રાખું છું, કે ઈ રેવા દેજો! જીવના સમ છે હવે કીધું છે તો!

ચોથો : પણ ગોરબાપા, આ ઓચ્છવ તો આપણા બાપદાદાની વારીથી હાલ્યો આવે છે. એને અટકાવાય કેમ કરી?

ત્રીજો : કાં અટાણ સુધી કોઇએ મના ન કરી?

પાંચમો : આખો અવતાર વૈતરું ઢરડી છીં, ગોરબાપા! એક દી તો લ્હાવો લેવા દ્યો?

પુરોહિત : તમારું ભલું થાજો, પણ ઘરમાં ચપટી લોટ ન હોય, છોકરાં ને પીવા ટીપું ય દૂધ ન હોય ને આ ઓચ્છવ! કરજે નાણાં ઉપાડીને બરડા ચીરવાનો ધંધો છે.

બીજો (પોતાને કાને હાથ દઈ) : ઈ ખબર છે, સંધી ય ખબર છે પણ અતારે કયોમા ગોરબાપા! પગે પડું. અતારે એને સંભારો મા!

ત્રીજો : આખો જનમારો કાળી મજૂરી કરવાની છે ને! કર્યા કરશું.

ચોથો : નસીબમાં લખાવીને આવ્યા છીં ગોરબાપા! તો છૂટકો છે?

પુરોહિત : કોઈ ખબર ન પડે. પણ ગીન્દાલોની વાતું સાંભળી હવે આ ખમાતું નથી. હવે આ જોયું જાતું નથી, ભાઈ?

એક : ત્યાં જ મૂળ વાત છે. ઈ ગીન્દાલોના જ કામા!

પાંચ : તમે એને ભણાવી શું કામ? એને ભણાવી એટલે જ એનાથી કોંઈ વેઠાતુ નથી.

ત્રીજો : નાહક વચારવાયુ થઈ જાય ને કોઈક ભૂત વળગે.

પુરોહિત : ભૂત એને વળગ્યું ઈ પહેલાં એની મા સુરમાને વળગ્યું હતું. માથાં પછાડીને ઈ મરી ગઈ છે, કે આનો કાંઈ ઉપાય? ગીન્દાલોનું તાકું જોઉં છું તો જાણે સુરમાની જ આંખ્યું પૂછે છે, આનો કાંઈ ઉપાય?

ચોથો : આપણી લખત જ, ગોરબાપા! ખાલી સપરમે પરબે ક્યાં હૈયાહોળી કરવા બેઠા?

પાંચમો : ઓચ્છવ તો કરવો જોવે, ગોરબાપા!

એક: ગીન્દાલો કયે ન કયે એક દી'એ ગળ્યું મોઢું ન કરવું?

બીજો : રોજ મૂકી ધાન તો પામતા નથી. સારાં વસ્તર તો દેખતા નથી. દુઃખ રોયા કરીને દી કાઢવા એના કરતાં થોડીક વાર તો ઈ ભૂલી જાવા દો! તમે કાણું માણસ છો, ગોરબાપા! શરાપ ના દેતા. ગીન્દાલોને મેં જોઈ છે. આંખો ભરીને જોઈ છે. કાયાને ઘસીને બેઠી છે ગાંડી, કોણ જાણે શું તપ તપવા?

ત્રીજો : નાહક સળિયામાં ચાંપ્યું મારી જીવ કાઢવાના ઉપાય.

[ નેપથ્યમાં ગીત ]

ગીત

સોનાની ધરતી આ વિલસે છે
તોય અભાગીના પેટમાં ખાડા
અન્ન કપાસના ઓઘ હસે છે.
તોય અભાગીનાં અંગ ઉઘાડાં
આયુને ઉંબરે પગલું દેતાં
હાય અભાગીને મોતના મેળા
જીવન-હાસ્યની ભરતી ટાણે
હાય અભાગીને રૂદન વેળા
બારણાં ખોલો! ઓ બારણાં ખોલો!

શાને આ ડામતી અંતર શિલા?
તોડી દો બંધ રે આજે મિટાવો
જીવનના અપમાનની લીલા
જીવન હણતી પાશવી લીલા.

ચોથો : ગીન્દાલો! ઈ ગીન્દાલોનો જ અવાજ!

પાંચમો : એને ના પાડી દો! ગોરબાપા, આવા વેણથી વનમાં પાછી લાય લાગે છે. એને ના કહી દો!

બીજો : હાય રે! સુખની સેજમાંથી જાણે કોઈ પરાણે બાવડું ઝાલી ખેંચી જાય છે.

પુરોહિત : સુરમાએ રાતી ઓઢણી તે દિવસે ઓઢી હતી. આંખોમાં તો જાણે અંગારા સળગ્યા હતા. જાણે સળગતી મશાલ! જાણે જીવતી ચિતા! ખબર છે? એનાં બબ્બે બાળકોનો સરકારે ભોગ લીધો હતો. સામું એક વેણ કેતાં ગજા ઉપરવટનું કામ કરાવી ભૂખે મારી. સુરમા એ ક્યાંથી ભૂલે? પેટનાં જણ્યાંના જેણે વછા અનુભવ્યા છે એને એ ઝાળની ખબર છે. ગીન્દાલો એનું ફૂલ. મને કહે એનું જતન કરજો! એને ભણાવજો! એને ભગવાન મારગ બતાવશે ને દુઃખનાં ઓસડ એ ગોતી લાવશે. મરતી નારીના આ શબ્દો. મને એ દિવસ બરાબર યાદ છે.

[ ગીન્દાલોનો પ્રવેશ. પાતળું ફિક્કું શરીર, આંખો ઊંડી ને વેધક-અર્ધ સ્વપ્નાવસ્થામાં રમતી ]

ગીન્દાલો : પે...લી ટેકરી માથે જ્યારે સૂરજનાં છેલ્લાં કિરણો હું ઝીલતી હતી ત્યારે ઝાડીમાંથી ગળાઈ ગળાઈને તમારા ભીના સ્વર સંભળાતા હતા. થયું કે જાણે ગાઢ જંગલમાં પંખી ભૂલું પડી ગયું છે ને મનને મનાવવા મથે છે. જાણે સૂની ડાળી પર એકલું બેઠું બેઠું ગાય છે કે અહીં જ મારો માળો છે. શાને આંસુ! આ બાજુમાં જ મારું ચણનું ખેતર ને પાણીનો ઝરો છે.

એક : કંઠે પ્રાણ આવ્યા ગીન્દાલો! તું ખરે ટાણે જ એવી વાત લઈને આવ છ કે માંડ જંપી ગયેલું મન બેબાકળું થઈ જાગી ઊઠે છે.

બીજો : આ તેવારને દી જ કમનસીબીના એકાએક ભૂતને તું આંખ આગળ તેડી લાવ છ, ગીન્દાલો!

ત્રીજો : ઓચ્છવ ઊજવવાની તું સંધાયને ના પાડે છ? એને ન ભરમાવ્યા કે'છ?

ગીન્દાલો : ઉત્સવ ઊજવવાની મેં ના નથી પાડી, ના નથી પાડી. પણ કોણ જાણે એની ઝાંખપનો આજે પાર નથી! એટલે જ કહું છું, ક્યાંક નક્કી ભૂલ છે. અવાજ ઊંચો કરતાં ગળામાં દુઃખની કાંકરી તરડાય છે. ઉત્સવ તો એવો હોય કે આનંદની ભરતી એની મેળે આપણને ઉછાળી લ્યે!

ચોથો : એવું તે બનતું હશે?

પાંચમો : બાપદાદા કરી ગયા છે તે આપણે પરાણેય કરવું જોવે!

ગીન્દાલો : એમ નથી, એમ નથી. આ જીવતી સૃષ્ટિ જ આપણને સાદ દઇને બોલાવી રહી છે. આમ જો! પણે દૂર વનની લીલી કુંજારમાં પવન વાંસળી. વગાડી રહ્યો છે, ને કેસુડાંની અગનજ્યોત ઝરણાંને કાંઠે ભભૂકી ઊઠી છે. પંખીનાં ગીતમાં જાદુભર્યા સૂર ગૂંજી ઊઠ્યા છે. આમ તો જો! કેવા રંગના ફૂવારા ત્યાં ઊડે છે! કેવાં અંગ મરોડી વાંસનાં ઝુંડ ગાઈ રહ્યાં છે! આપણને સાદ પાડી પાડી એ બોલાવી રહ્યાં છે! કાન તો માંડી જો!

[ બધા નિઃશબ્દ. થોડી વારે ]

ગીન્દાલો : મારી ના નથી, ઉત્સવની ના નથી. ઊડતી વાદળીની જેમ મારે નાચી ઊઠવું છે, પણ જાણે કોઇએ જમીન સાથે પગ જડી દીધા છે. એવા ઉત્સવની શોધ માટે હું રાતદિવસ રખડું છું એવો ઉત્સવ! કે જીવન પછી કોઈ દિવસ અકારું ન લાગે. કોઈ કાળે એનો અણગમો ન વસે.

એક : એવું થાય કદી ગીન્દાલો?

બીજો : અટાણેય ઓચ્છવ વખતે ટાઢક તો વળે છે, તારી અણજન્મી વાતુંથી અમારી મીઠી નીંદરા યે કાં હરી લે?

ગીન્દાલો : એ નીંદર નથી. અફીણનું ઘેન છે. ઓલા મનીરામને આજે થાણે લઇ ગયા. અફીણના ઇજારદારે તેની ઘરવખરી વેચી નાખી તોય પૂરું ન થયું. હવે ફટકા ખાશે કે જેલ ભોગવશે. ઘેનમાંથી જાગ્યા પછી ડીલ ભાંગી જાય છે, ભાઈ! પણ આપણે ઉત્સવ તો કરવો પડશે. એટલે જ ઉત્સવ કરવો પડશે. આ કુદરતમાં નવજીવનનો પ્રકાશ ફેલાયો છે અને આપણે અંધારે કેમ બેસી શકશું? મારું હૃદય ચીસ પાડે છે કે મારે પ્રકાશ જોઇએ છે! ઓ મા! તારો પ્રકાશ જોઇએ છે! તમે તૈયારી કરી રાખજો! આસન બિછાવશું તો દેવતાને સાતમે આકાશેથીય અવતરવું પડશે.

[ જાય છે. ]

ચોથો : ગોરબાપા! તમે કાં બોલતા નથી? એય ગોરબાપા! ગીન્દાલોને વારજો ક્યાંક ગાંડો ન બની જાય!

પાંચમો : અરે! તેના કાળજામાં કેવા અજંપાએ માળો બાંધ્યો છે?

પુરોહિત : મારા હાથની વાત હવે કાંઈ નથી રહી. મંત્ર ભણીને ગમે તેવાં ઝોડને પહેલાં ભગાડી દેતો. આ ગીન્દાલોનો વળગાડ હવે મારા પર પણ ઓછાયો પાડે છે.

[ ધીમે ધીમે અંધારું ઊતરે છે. ]

બીજો : હવે આજ તો આ માંડવાને હાથે ય નહિ લગાડી શકું. વાઝોડાની જેમ આવીને વહી ગઈ. આ હાડકાનું માળખું કેવું થરથર ધ્રૂજે છે ઈ એને ખબર છે?

ત્રીજો : રાતની નીંદરા પછી સંધું ય ભૂલી જવાની મેં ટેવ પાડી છે. નકર જીવાય કેમ કરી? આજની વાત ભુલાશે?

[અંધારું વેરાતું જાય છે. નેપથ્યમાંથી પહેલાં સ્પષ્ટ પછી આછો આછો થતો જતો સંગીતધ્વનિ વિલય પામે છે. સહુ છાયા શા વિખેરાય છે.

**ગીત**

જો નહિ સાંભળું તારો હો સાદ!
આજ નક્કિ મારું કાળજું તૂટે
જો નહિ વરસે મેઘની ધાર
જોજે પાતાળ કૂવા મારા ખૂટે
ભીષણ વેદનાને પડછાયે
જાપ જપ્યા તારા બેસીને ધૂળે
આવ, પ્રકાશને પગલે સ્વામી!
આતુર આ મારાં નયણાં ખૂલે
તેજનાં તોરણ હૃદયે ઝૂલે

## દ્રશ્ય બીજું

[ઊંચા નીચા ટેકરા, વૃક્ષોની ઝાડી ને તેમના શિર પર ગગનસ્પર્શી પહાડો તોળાઈ રહ્યા છે. તેમની વચ્ચે જંગલનો પગરસ્તો વહ્યો જાય છે. ગામડાંનાં [illegible] માં લાગ

ઘેટાં જઈ રહ્યાં છે તે ઝાડીમાંથી પસાર થતા કોઈ કોઈ વાર દેખાય છે. અસ્પષ્ટ કોલાહલ પણ સંભળાય છે ગીન્દાલો એક શિલા પર અન્યમનસ્ક બેઠી છે. થોડીવારે ગીન્દાલોનો પિતા પ્રવેશે છે ]

પુરોહિત : ( પગદંડી પરથી ગીન્દાલોને જોઈ જતાં) અરે ! શું અહીં બેઠી છે ? ન ખાવું, ન પીવું, ન ઘરનું કામકાજ કરવું. હવે તો વાંચવુંય છોડી દીધું ને આ કઈ ઘેલછા પાછળ પડી છો, ગીન્દાલો ? જ્યાં આરો નથી, ઓવારો નથી એવા દરિયામાં પડી જિંદગી વેડફી નાખવા તૈયાર થઈ છો. તું બધાને તારા પ્રવાહમાં ખેંચી જાય છે, પણ પાછળથી આકરા સંતાપની ઝાળ વિના કંઈ નથી હાથમાં આવતું.

ગીન્દાલો : હું જાણું છું, બાપુ ! ભીતરથી જાગે છે તેને ભારી રાખવા અનેકવાર મથું છું. પણ એથી તો અગ્નિ વધારે સળગે છે.

પુરોહિત : લોકનાં હૈયાંમાં તેં પાછી અસંતોષની દીવાસળી ચાંપી છે. એના ઝાંખાઝપટ ચહેરા હવે નથી જોવાતા, બેટા ! પાછી ફર ! તારી વાતો ને તારાં સ્વપ્નાંમાં આ વૃદ્ધનેય તું ખેંચી જાય છે. એ તારાં સોણાં હવે સંકેલી જા ! પાછી ફર, ગીન્દાલો ! તારા કલ્પનાના મૃગજળ પાછળ ફરવું હવે છોડી દે !

ગીન્દાલો : ના બાપુ ! એમ કહેશો નહિ. મારા ઉત્સવની હું તૈયારી કરું છું તેમાં વચ્ચે આવી વિઘ્ન ન નાખશો. હવે વાર નથી. જૂઓ જુઓ ! એક છબી વારંવાર મારી આંખે આવીને તરવરે છે.

પુરોહિત : કેવી છે એ છબી ?

ગીન્દાલો : એણે રાતી ઓઢણી ઓઢી છે. મુખ છે શ્વેત પોયણી જેવું આંખોમાં ભભકતું તેજ છે. વીજળીની ત્વરાથી એ જાણે ઊડતી આવે છે.

પુરોહિત : છોકરી ઘેર ચાલ, જલ્દી ઘેર ચાલ, આ નવા દિવસોમાં તને કોઈ ભરખી જાશે.

ગીન્દાલો : ડરશો નહિ બાપુ ! એ મારી સાથે હસે છે, મારે માથે હાથ મૂકે છે...મને ચૂમી...

પુરોહિત : ગીન્દાલો !

ગીન્દાલો : મારી સાથે એ વાત કરવા માગે છે બાપુ !

(ગામની છોકરીઓ ગાતી ગાતી પ્રવેશે છે.)

ગીત

દખ્ખણ વાયુની લેરખી બેની !
વ્યાકુળ ધરતી શ્વાસ
-આ જગાડે બારણે બારણે
વનના સૂના વાસ
શાને કારણે ત્યારે નેન ભીંજાવે !
એકલી બેસીને મન મૂંઝાવે ?
હૈયે ન કેમ ઉજાસ ?

મનને તળિયે ડૂબીને બેની !
કેમ વલોવતી પ્રાણ ?
કેમ ન બોલે હૃદય તારે
આજ કો બોલ અજાણ ?
તારે જીવન ચૂવે આજ નોધારાં
આભનાં શ્યામ આ વાદળ કાળાં
કેમ ન પ્રગટે ભાણ ?

છોકરીઓ : ગીન્દાલો !

પુરોહિત : એને મનાવીને બેથી લાવજો. એને તમારા ખોળામાં તાણી લેજો ! મારી પૂજાને મોડું થાય છે, બેટા ! એને તમારા શબ્દની સાંકળીએ બાંધીને પાછી વાળજો ! (જાય છે)

એક છોકરી . (ગાય છે)

આજ ઘણી કોશ કરી
માંડ હવે હાથ કરી
તારી કાઠી બાળ
હવે હાલ ! હવે હાલ !
નાચની આ વેળા હવે
જાય અણઘડી સરી

બીજી છોકરી : વાંસળી આ વાગી હવે
જોને આખું વન ભરી

ત્રીજી છોકરી : હાલ હવે ! હાલ હવે ?
ઊભા અહીં પગ કવે.

[ અનુસંધાન પૃષ્ઠ ૬૫૬ ]

# હોરેકો હરનામ

લેખક : ગિરીશ

ભીમજી પથારીમાં ઊંઘતો પડયો હતો. કીકાને રડતો સાંભળી એ જાગી ગયો અને પથારીમાં પડયાં પડયાં આંખો મીંચી રાખીને જ એણે મોટે સાદે કહ્યું; 'સોના, એ... સોના! આ તારો છૈયો ઓકાસાં નાખે છે. ભારે ઉધાળવી!'

પડખે જ સોનાની પથારી હતી અને તેની જ પડખે છાપરાની વળીઓ સાથે બાંધેલી કીકાની ઝોળી હતી.

સોના ભીમજીની ઘરવાળી હતી.

ભીમજીના કહેવાનો કાંઇ જવાબ મળ્યો નહિ અને કીકાનું બૂમરાણ ચાલુ રહ્યું, એટલે એ આંખો ચોળતો પથારીમાંથી બેઠો થયો અને ઘરમાં–ઘરમાં શાને? ઓરડીમાં–ચારેમેર નજર કરી.

સવાર પડી હતી એટલે છાપરાનાં બાંકોરામાંથી ઝંખો પ્રકાશ ઓરડીમાં પડતો હતો.

સોનાને એણે પથારીમાં દીઠી નહિ. ધાર્યું કે એ પાણી ભરવા ગઇ હશે. પણ પાણીનું માટલું ને મોરિયો ઘરમાં જ દીઠાં. ધાર્યું કે એ જાજરુ ગઇ હશે. અને ભીમજીએ ઊઠી કીકાને ઝોળીમાંથી લીધો.

કીકાએ રાતભરના ઝાડા, પેશાબથી તેની નીચેનાં બાળોતિયાં બગાડી મૂકયાં હતાં, એટલે ભીમજીએ સોનાની પથારીમાં પડેલો સોનાનો જૂનો સાડલો લઇ કીકાને તેમાં લપેટયો અને રડતો કીકો ઘડીવાર ડાહ્યો બન્યો.

જાજરુ જઇ આવતાં કેટલી વાર? ભીમજી રાહ જોઇ થાકયો. બહાર પૂરેપૂરું અજવાળું ફેલાઇ ગયું હતું. એણે બારણું ઉઘાડયું અને દાતણ મ્હોંમાં ઘાલી કીકાને તેડી ઉમરામાં ઊભો રહ્યો.

છેવટે ભીમજી ઘરમાં આવ્યો. કીકાને એક ગોદડી પર સુવાડી એણે ચૂલો સંધૂકયો અને તપેલીમાં ચાનું પાણી મૂકયું. એટલી વારમાં એણે ઓરડીમાં બધે નજર ફેરવી. વળગણી પર સોનાનાં કપડાં ન હતાં! એ ચોંકયો.

ચા પીધી. કીકાને પણ ચાદૂધ પાયાં અને ભીમજીએ સોનાની તપાસ કરવા બહાર જવા કપડાં પહેર્યાં, પણ ઘર બહાર જવા પહેલાં એણે ગઈ કાલની કમાણી સંભાળી લેવા કોઠીમાં હાથ નાંખ્યો.

કોઠીમાં કાંઈ જ ન હતું. એને ભારે નવાઈ લાગી. ગઈ કાલે રાત્રે સૂતા પહેલાં સોનાને બતાવીને જ, પોતે પોતાને સગે હાથે, રૂપાનું નાનકડું ઝુમ્મર કોઠીમાં મૂકયું હતું અને પછી કોઠી પર માટલાં–મોરિયાની ઉતરડ ગોઠવી હતી

એટલે એણે બાજુમાં પડેલો એક જૂનો ટ્રંક ફેંદવા માંડયો તો એમાંથી રૂપિયાની એક ચીંદરડી તેને ગૂમ થતી જણાઈ. વળી એમાં પડયાં રહેતાં સોનાનાં લુગડાં–સાડલો, ઘાઘરો ને કાપડું–પણ એમાં ન હતાં.

ભીમજીની ખાત્રી થઈ કે સોના કયાંક ચાલી ગઈ છે–ઘરમાં બધે હાથફેરો કરીને ચાલી ગઈ છે. પણ વળી વિચાર આવ્યો કે જાય કયાં? કીકાને મૂકીને જાય? અને વળી છેલ્લા દસપંદર દિવસથી તો તેઓ લડયાં પણ ન હતાં. પણ સોના ન હતી એ ચોક્કસ વાત હતી.

ભીમજી વિચારવા લાગ્યો: 'સોના કયાં ગઈ હશે? કોઇની સાથે ચાલી તો નહિ નીકળી હોય?'

અને એનાં મગજનાં ચક્કર ચાલુ થયાં. પોતાના જુદાજુદા દોસ્તો સાથેના સોનાના વધુ પડતા વહેવારમાં એને ગંધ આવી. એને નક્કી લાગ્યું કે કાં તો શવજી સાથે કે કાંતો મેઘજી સાથે સોના ચાલી ગઈ.

'છો ગઈ! મારા ઘરમાંથી એક પાપ ટળ્યું! હતી તો બાયડી પણ મારા પર શો રૂઆબ ચલાવતી હતી! એક રીતે કાશ ગઈ! પણ આ એના છોકરાનું મારે શું કરવું? હું એને શી રીતે સંભાળીશ–સાચવીશ?'

અને ત્યાં તો કીકાએ રડવાનું આદરી દીધું.

ભીમજી મૂંઝાયો: 'રાંડ કયાં ઉઘળી ગઈ એ ખબર પડે તો આ એના છોકરાને ત્યાં ફેંકી આવું.'

ઝોળીમાં સૂવાડેલા કીકા પાસે ગયો અને એના દિલમાં એક આંચકો આવ્યો. એને કાંઈ ચિરપરિચિત હોય એવું જણાયું. કીકો ભીમજીની સામું જોઈ મલકયો અને ભીમજીને પણ કીકાની હીરાસમ ચમકતી કીકીઓમાં પોતાનું સૂક્ષ્મ પ્રતિબિંબ જણાયું. કીકાના મ્હોં પરની રેખાઓમાંથી ભીમજીએ પોતાની પ્રતિકૃતિ ઉઠતી નીરખી.

એ સમજી શકયો નહિ પણ એને ઉમળકો આવ્યો અને એણે હસતા કીકાની આખી ઝોળીને ઉંચકી હૈયા સરસી ચાંપી અને કીકાને ચૂમીઓથી નવરાવ્યો. ભીમજીની મૂછના લાંબા વાળે કીકાને ગભરાવ્યો અને છતાં એ ય કોઈ જુગજૂની ઓળખાણ હોય એમ ખિલખિલ હસ્યો.

એણે આમ કેટલીય વાર સુધી કીકા સાથે ગેલ કરી અને હીચકાવી કીકાને ઉંઘાડી દીધો.

ઘરને સાંકળ વાસી એ બહાર નીકળ્યો. બજારમા એક લટાર મારી એ ઘર ભણી પાછો વળ્યો. દીકાની હસતી આંખો ને ઊંચાનીચા થતા તેના નાનકડા પગ એની નજર સામેથી ખસતા ન હતા. 'એ રડતો હશે', 'એ ભૂખ્યો થયો હશે': આ એક માત્ર પૂકાર એના અંતરમાં ગૂંજી રહ્યો હતો.

'રાંડે પણ કરીને? ગધે...ને મારી તો નહિ પણ આ ફૂલ જેવા બાળકનીયે દયા ન આવી? જો ક્યાંક મળી જાય તો એની ગળચી જ ચીપી નાખું.' એમ વિચાર કરતો એ એક કંદોઈની દુકાને દીકા માટે પાશેર પેંડા ખરીદવા ઊભો રહ્યો.

ભીમજી ઘેર આવ્યો. દીકો જાગતો હતો. એની ઝોળીમાં એ સળવળતો હતો: 'મા મા મા' દીકો આવું કાંઈક બડબડતો હતો.

'તારી માને બાવા ઉપાડી ગયા, બેટા! તારે એની વાંસે જવુ છે?' એમ બોલતાં એણે દીકાને ઝોળીમાંથી બહાર કાઢી તેડ્યો અને વળી વ્હાલનો ઉમળકો આવતાં એને હૈયા સરસો ચાંપ્યો.

દીકો ભૂખ્યો થયો હતો. એનું મ્હોડું જાણે માના સ્તનને શોધતું હોય એમ ઉઘાડબીડ થતુ હતુ. ભીમજીએ સવારમાં શેરના ચાખાથી થોડી રાખી મૂકી હતી તેમાં થોડું દૂધ નાખી દીકાને ચમચા વડે પીવરાવવા માંડ્યું: 'પી, બેટમજી પી, તારી મા તો કૂતરીમાંથી પણ ગઈ. મારુ નસીબ તો મારી, મગર પણ એ વંત્રીને તારીયે દયા ન આવી. શેરીની કૂતરી પણ પોતાના મરી ગયેલાં ગલુડિયાંની ચોકી કરતી બેસે છે. કૂતરીમાથી યે એ ગઈ! પણ તુ સલામત છો બેટા! હું દેવો રક્ષક જેવો બેઠો છુ તારો બાપ! મરતાં સુધી મારી છાતી પર રાખીશ તને.'

×

ભીમજી વાઘરી હતો પણ એણે વાઘરીનો દાતણ વેચવાનો ધંધો મૂકી દીધો હતો અથવા નાનપણથી જ એ બીજી રીતે ઉછર્યો હતો. એની મા વાઘણ હતી પણ એનો બાપ શહેરમા વસતો કોઈ બીજો હતો. મા મરી જતાં એ વાઘરીઓ ભેગો ન જતાં શહેરની ઉજળિયાત વસતીમાં ઉછર્યો હતો અને મોટો થતાં ગામના લફંગાઓ સાથે રખડતાં અને દાદાગીરી કરતાં શીખ્યો હતો એ જુગાર ખેલતો, ખિસ્સાં કાતરતો, દમદાટી દઈ કોઈ પાસેથી પૈસા ઓકાવતો કે કોઈ અદાવતિયાઓની માંહોમાંહેની તકરારોમાં પગારદાર ગુંડા તરીકે કામ કરતો. નાટકશાળા કે સીનેમામાં ભીમજીને દરવાન તરીકે નોકરી મળતી. અથવા મેળાઓમાં કે જાત્રાઓમાં એને બખ્ખાં પાકતાં. શહેરના એક હલકા લત્તામાં એ હમણાં એક ઓરડી રાખી રહેતો હતો.

'સોના' વાઘરણ હતી. દાતણવાળી તરીકે શહેરમાં સોના ખૂબ જાણીતી હતી. સારાસારા માણસો પણ સોના પાસે દાતણ લેવા રોકાતા અને બટકબોલી સોના એ બધાને અવનવી રીતે બનાવતી. વાને કાળી છતાં દેખાવે નમણી સોના હરામખોરોની પણ ભાઈબંધ બનતી અને એનો ઉપયોગ હરામખોરોને ઠીક ઠીક કમાણી કરાવતો. સોનાએ ભાંગ્યાં ન હતાં તેટલાં ખોખરાં કર્યાં હતાં.

ભીમજી અને સોનાનો ભેટો થઈ ગયો. સોનાએ અગાઉ બેચાર ઘર માંડ્યાં હતાં અને છેલ્લે પોતાના વાઘરી ધણીનું નાક કાપી જેલજાત્રાએ ગઈ હતી. ત્યાંથી 'જ્યારે છૂટી ત્યારે ભીમજીએ એનો હાથ ઝાલ્યો ને એને પોતાના ઘરમાં બેસારી.

ચાર છ મહિનાથી વધારે કોઈનું ઘર ન સાંઢનાર સોના ભીમજીના ઘરમાં સાવ જૂદી જ રીતે રહેવા લાગી ઘરને વ્યવસ્થિત કર્યું અને ઉખડેલ જેવાં જણાતાં બેઉ જણાં ઘરમાં એકમેકની-સાથે બહુ હળીમળીને રહેતાં; ભીમજી જે કાંઈ કમાતો તે સોનાના હાથમાં મૂકતો અને બહાર એની લફંગાઈ ગમે તેમ ગવાતી છતાં ઘરમા ભીમજી સાવ બીજો જ હતો. એનુ અંતર સંસ્કારોને અભાવે કોરું દેખાતું હતું, છતાં એમાં ભીનાશ હતી. કો ને ઉતરતાં, કોઈનુ ખિસ્સું હળવું કરતાં કે કોઈના પર પોતાનો દંડો ચલાવતાં ભીમજી એક અજાણ્યો કંપ અનુભવતો. રોજની ટેવ અને સોબતને કારણે ભીમજી લુચ્ચો થઈ ગયો હતો, છતાં છૂપી ખાનદાની સાવ તેને ત્યાગી ગઈ ન હતી. ગરીબને જોઈને એને દયા આવતી. એ એના ભાઈબંધો મેઘજી કે શવજી જેવો વાંસેથી ઘા કરનાર ન હતો. ખોટું બોલવાનુ ખાસ કારણ ન હોય ત્યાં એ ભાગ્યે જ ખોટું બોલતો. ઘણીવાર તહોમતદારના પીંજરાંમાંથી આપેલા જવાબો ઘડીભર ન્યાયાધીશને થંભાવી દેતા.

વળી છેક બાળપણથી ઘરબાર વગર રખડી મોટા થનાર ભીમજીને સોના મળી જતાં પોતાનુ ઘર બંધાયાનો છાનો સંતોષ થયો હતો અને એ ધોરણે જ જો એનું ઘર ચાલ્યું હોત તો પાંચ વરસ કેડે વતનમાં નહિ તો ક્યાંક બીજે પણ ભીમજી ગૃહસ્થની પેઠે રહેતો થઈ ગયો હોત.

પણ અધવચ જ આમ એનું ગાડું અટકી પડયું. સોનાની શોધ નિષ્ફળ થતાં એ મન વાળી ફીકાને મોટો કરવામાં મજા માણવા લાગ્યો.

* * *

વર્ષોને જતાં વાર લાગતી નથી. મધ્યપ્રાન્તમાં વસતા એક કાઠિયાવાડી વાણિયાને ફસાવનારી એક ટોળકીમાં સોના કન્યાની મા બનવા નાગપુર બાજુ ઉપડી ગઈ હતી અને એ પ્રપંચ પકડાતાં સોનાબાઇને જેલવાસ મળ્યો હતો. બધા દિવસો અનુકૂળ જતા નથી. સોના કેદખાનામાંથી છૂટી ત્યારે માંદલું શરીર અને બહાદૂર મન લઈ બહાર આવી, પણ એના આગલા સાગરીતોમાંથી બાકી રહેલા કોઈ રઝળ્યાખડયાએ ય એની ભાળ લીધી નહિ એની પાસે હવે રૂપ ન હતું, યૌવન ઓસરી ગયું હતું અને નવા પાસા નાંખવામાં બીજાં કેટલાં યે બુલબુલોએ એની જગ્યા પૂરી દીધી હતી. સોના નાગપુર શહેરના ફૂટપાથ પર પડી રહેતી અને રાહદારીઓની દયા પર દહાડા કાઢતી.

કાઠિયાવાડના વાઘરીઓ સાહસિક સોદાગરોની માફક, ભલે થોડી સંખ્યામાં પણ બહારગામ ઉપડે છે અને ત્યાં પણ પોતાનો બાપ-ધંધો ચાલે તો ઠીક નહિ તો કારખાનાં કે બીજે કોઈ ઠેકાણે મજૂરી મેળવી પ્રમાણમાં ઠીકઠીક રોજી કૂટી કાઢે છે. ભીમજી અને ફીકો પણ એવી જ રીતે નાગપુર નજીકના કોઈ ગામમાં જઈ રહ્યા હતા. ફીકો બારેક વર્ષનો થયો હતો અને વાઘરીનો દાતણ વેચવાનો ધંધો એણે પોતાની ઉમરના બીજા વાઘરી કુમારોની હરીફાઈમાં ઠીકઠીક સફળતાથી ઉપાડી લીધો હતો. કાઠિયાવાડી-ગૂજરાતીઓ પણ આ વાઘરીઓના મુરબ્બી બની એમને એમના ધંધામાં આગળ વધારવામાં પોતાની વતન સેવાનો સંતોષ અને આનંદ લેતા.

ફીકાને માની નમણાઈ અને બાપની મરદાઈ મળ્યાં હતાં એનો કંઠ સુરીલો અને મીઠો હતો. દાતણ વેચી નફો કરનાર દીકરાને એ પૈસા વાપરવાની બાપ ના ન પાડતો અને દીકરો રોજ સાંજે મોડેથી સિનેમાના છેલ્લા વર્ગમાં ઉપડતો. શોખની સાથે એ સીનેમામાંથી ધંધાના ઉપયોગની એ સુરીલી ચીજો લેતો આવતો અને બીજે દહાડે બજારમાં દાતણની છડીઓ લઈ એ લલકારતાં એનાં દાતણ વાત વાતમાં ઉપડી જતાં.

એક દહાડો એવી રીતે દાતણ વેચવાથી પરવારી સૌ વાઘરીઓ એક ગૂજરાતી હોટેલમાં ચા પીતા ગપ્પાં ઝૂડતા હતા. મંડળમાં ભીમજી પણ હતો.

એક જણે કહ્યું: 'એલા, મારો સાળો કાલ નાગપુરથી આવ્યો'તો ઈ કે'તો હતો કે આપણા મલકની કો'ક બાઈ માણહ ધણીધોરી વગરની રસ્તા માથે પડી રે' છે.'

'બાપુ, એને પૂછવું'તું તો ખરું કે ઈ કોણ છે, કયાંની છે ને શી નાત વરણની છે.' મંડળીમાંની એક વાઘરણે પૂછયું

'ઈ તો કાંઈ માલમ નથી એમ કે તો તો, પણ એટલું કીધું કે લાગે છે આપણા વરણની'

બીડીની ઘૂંટ લેતાં ભીમજીને કાને આ વાત ઊડી ચોંટી અને એને એ બાઈ સોના તો નહિ હોય એવી શંકા ઊઠી એણે મનમાંને મનમાં નાગપુર જઈ આવવાનું નક્કી કર્યું અને તે જ રાતે કારખાનાના કાઠિયાવાડી શેઠ પાસેથી રજા મેળવી ફીકાને સાથે લઈ એ બીજે દી સવારે નાગપુર પહોંચ્યો. ત્યાંય એના ભાઈબંધો હતા એટલે તલાશ કરતાં ગઈ કાલે જેની વાત સાંભળી હતી એ બાઈની ભાળ મેળવી એની પાસે એ જઈ પહોંચ્યો.

ઓળખતાં જરા વાર લાગે તેવો સોનાનો દેખાવ બની ગયો હતો, પણ ભીમજી એને તરત જ ઓળખી ગયો. એ આંખો મીચી બેભાન જેવી હાલતમાં પડી હતી. જરા વારે પાંપણો ઊંચકતાં એણે પોતાના એકવારના ભરથાર ભીમજીને જોયો ને એ સ્તબ્ધ બની ગઈ. કાંઈ જ બોલી શકી નહિ.

'તુંય કેવી ભુંડી, અમે બે ડગલાં છેટે હતા ને અમને ખબર પણ કરતી નથી?' ભીમજી સોનાને માથે હાથ મૂકતાં બોલ્યો.

'મને અડયમાં તું, મને મારો રોગ છે.' એ સોનાના બોલ હતા.

'હવે આપણે ગામની એઠય ખાનારાં વાઘરી એને વળી સારા માઠા રોગની બીક કેવી?' ભીમજી સોનાનું માથું ખોળે લેતાં બોલ્યો

'પણ તું આણીકોર કયાંથી? ફીકલો જીવે છે કે......' એ વધુ બોલી શકી નહિ.

'લઈ આ તારી સામે ઊભો છ ઈ કોણ છે? તેં કયાં એળખાણ રાખી છે?' એમ સોનાને કહેતાં એણે ફીકાને પોતાની પાસે બોલાવતાં એને કહેવા માંડયું: 'ગગા, આ ઓળખી કોણ છે? તારી જનમ દેનારી! માના સામું જોતો ખરો.'

ફીકો નજીક આવ્યો ને બાપની પડખે બેઠો. દીકરા સામી મીટ માંડતાં મા બોલી: 'મારા બાપ, મોઢેથી વાત કરજે મને અડતો નહિ, બાપલા.' અને એ સ્નેહી સ્ત્રીની હીણી પડી ગયેલી આંખોના બન્ને ખૂણામાંથી

આંસુની ધારાઓ વહેવા લાગી. ભીમજી પણ આવું જોઈ પોતાની આંખો લૂછવા લાગ્યો. કીકો સ્તબ્ધ અને મૂઢ શો બેસી રહ્યો. બે-પાંચ મિનિટ કોઈ બોલ્યુ નહિ. અને શહેરી રાહદારીઓને તો આવાં દૃશ્યો જોવાની ફુરસદ જ ન હતી.

'મને ક્યાંક અડખેપડખે કોઢિયાંનું અસ્પતાલ છે એમાં મૂકી આવ.' સૂતેલું સ્ત્રીશરીર બોલ્યુ.

'તું હવે ફકર્ય કર મા' એમ બોલી બાપ-દીકરો ત્યાંથી ઉઠ્યા અને થોડી જ વારમાં માદાને ખવાય-પીવાય એવું થોડુંક લઇ આવ્યા. સોનાએ તે ચાખ્યું.

સાંજ નમવા આવી હતી.

સોના બોલીઃ 'તાંણે તમે બાપ દીકરો ઉતર્યા છો ક્યાં? વાળુ ક્યાં કરશો?'

'ઈ બધું થઇ રે'શે. અમે આપણા સારું એક ઓરડી ભાડે રાખી લેશું અને તને ત્યાં ..' એમ બોલતા ભીમજીને અટકાવી સોના કહેવા લાગી· 'એવી ભૂલ ન કરતો, મુરખા! મને દેખી તને ભાડે મળેલી ઓરડી તારે તરત ખાલી કરવી પડશે. મને અસ્પતાલ......'

'લે ઠીક, હું ગગાને વશરામને ઘેર સુવરાવી પછો પાછો આવું છું. ત્યારે આપણે ગોઠવણ કરશું.' કહી ભીમજી ઊઠ્યો ને પોતાના ભાઈબંધ વશરામને ઘેર જઈ બધી વિગત કહી. વશરામ ને બીજા બધા કહે : 'ઇ બાઈ બેસે છ ઈ સાવ સાચું છે. અસ્પતાલ ઇ જ સારું ઠેકાણું છે. ભલભલા લખેશરી હોય ઇય અસ્પતાલમાં પથારી નાખે છે.'

વાળુથી પરવારી કીકાની સુવાની ગોઠવણ કરી ભીમજી સોના પાસે આવવા નીકળ્યો ત્યારે અડખેપડખે રહેતા ને ટોળામાં મળી હોકાબીડી પીતા ડાયરાને કહેતો ગયો કે 'ભાયું, મારી વાટ બહુ ના જોશો, હું તો ત્યાં જ પડ્યો રહીશ.'

સોના પોતાની રોગસમાધિમાં પડી હતી તે ભીમજી આવતાં જાગી. કીકો પાસે ન હતો એટલે એણે બોલવાની છૂટ લીધી.

'વાધરી, મેં તુંને પ્રીછ્યો નહિ' વળી થોડી વારે બોલી.

'વાધરી, બીજું ઘર તો કર્યું છે ને! આપણો ગગો તો સારો લાગે છે. એની ઓરમાન મા કોક સારા બાપની દીકરી લાગે છે. બાકી તો આપણે વાઘરાં......પણ તું બોલતો કેમ નથી?'

એમ બોલવે ચડેલી સોનાએ બોલ્યે રાખ્યું. ન છૂટકે જવાબ દેવો પડે ત્યાં જવાબ દેતો ભીમજી સોનાના માથે હાથ ફેરવતો છેક મોડે સુધી બેસી રહ્યો. સોના જરા જંપી ગઈ.

અસરજવર બંધ થયો. રાતની ચોકીના પડકારા કરતા પોલીસો જતા આવતા. કોઇ બોલતા જતા: 'રંડીને કોઈ ભલેઓને આદમીકો ભરમાયા હૈ.'

છેક મળસ્કે સોનાએ આંખ ઊઘાડી ત્યારે પણ ભીમજી તેને માથે હાથ રાખી બેઠેલો તેણે જોયો.

'તું તે માણસ છો કે દેવ? મને વઢતો નથી, ખીજતો નથી, ધમકાવતો નથી ને બેઠો બેઠો મારા મોં સામું શું જોયા કરછ?'

'ઈ બધું ય કરવુ છે પણ સવાર પડે ત્યારે ને?' ભીમજીનો જવાબ આવ્યો.

'પણ ભલા આદમી, પૂછ તો ખરો કે હું આજ દી લગી ક્યાં હતી, શું કરતી હતી ને આ[illegible] કેમ છું?' સોના બોલતી હતી.

ભીમજી મૂંગો રહ્યો.

'તું નહિ પૂછ તોય હું કહ્યા વિના નહિ જંપું.' એમ કરી સોનાએ પોતાની કથની કહી. વખર રંગેલી, બની હતી તે જ ક્રમમાં

ભીમજી સાંભળી જ રહ્યો.

'હવે તો કાંઈક બોલ, ભુંડા.' સોનાની વાણીમાં આર્જવ અને ઉપાલંભ હતાં. પૂર્વ અને પશ્ચિમ જાણે સાથે. ભીમજીએ ઘણાં તોફાનો કર્યાં હતાં, બીજાનાં ખૂનો કરતાં કે કરાતાં પણ જોયાં હતાં, કેટલી યે ઉગતી આશાઓને એણે વિચ્છેદી હતી, પણ આજે તે ગલિત ગાત્ર બની સુનમૂન બેમી રહ્યો. તેને માત્ર થોડાં કમકમાં આવ્યાં.

મળસ્કું વહી ગયું હતું. થોડી વારમાં દેવમંદિરની આરતીના ઘંટારવ સંભળાયા.

'તેં મને પકડી પાડી પણ હું એમ ઝલાઉં એમ નથી, વાધરી. મને ઝાલવા ન મથતો. કીકલો ક્યાં? ના, ના, પણ એમ પૂછનારી હું કોણ?' એમ બોલતાં સોનાંએ ગાંડાની માફક અવકાશમાં હાથનાં આમતેમ બેચાર લટકાં કર્યાં અને વળી બોલીઃ 'લે ત્યારે વાધરી, રામરામ, આપણે ઠીક મળી ગયાં. તેં મને ઠીક પકડી-પણ હું કાંઈ ઝાલી ઝલાઉં એમ નથી. તારા પગ ક્યાં? પણ નો, ના, હું તો પનોતી તને મારે નો અડાય.'

ત્યાં કોઇ સાધુ દંપતીને 'સબ બસ હારેકો હરનામ'નું ભજન તંબૂર સૂર સાથે ગાતાં પસાર થતાં સાંભળી છેલ્લી દીપશિખા ઝબકે તેમ સોના ઝબકી: હારે કો હરનામ અને દીવો બૂઝાઈ ગયો.

# ત્રણ વરસ પછી— 

પુરાતન બુચ

ત્રણેક વર્ષ પહેલાંની વાત છે. હરિજનોના લાભ માટે ચાલી રહેલી એક દુકાને હું બેઠો હતો. ત્યાં એક બાર–તેર વર્ષની ઉમ્મરના બાળકે મારી પાસે આવીને મને પૂછ્યું :

'સાહેબ, ચંપલને પાલીસ કરાવશો ?'

'ના.' મેં શાંતિથી કહ્યું.

'એકદમ સરસ કરી આપીશ.'

'ના.'

'પણ તમે મને ચંપલ પાલીસ કરવા ન આપો તો પછી બીજું કોણ આપશે ?'

તેના પ્રશ્નથી મને આશ્ચર્ય થયું. અત્યાર સુધી મેં તેની પ્રત્યે લક્ષપૂર્વક નહોતું જોયું. તેણે ફાટેલાં ને મેલાં ચડ્ડી–ટેનીસ પહેરેલાં હતાં. તેના હાથમાં એક નાની પોલીસની ડબ્બી અને બ્રશ હતાં. માથાના વાળ વિખરાએલા હતા. મેલાઘેલા જેવા દેખાતા છોકરાનો પ્રશ્ન સાંભળીને મેં તેની સામે જોયું ત્યારે મને સમજાયું કે મેલાં કપડાંની નીચે ઢંકાએલા શરીરમાં એક સુંવાળું સ્વચ્છ હૃદય ધબકારા મારી રહેલું હતું. ને તેનો પડઘો તેની રમતિયાળ આંખોમાં પડી રહેલો મેં જોયો.

'કેમ એમ કહે છે ?' મેં તેને પૂછ્યું.

'તમે તો અમારું ઘણું કામ કરી આપો છો, તેથી એમ કહું છું.'

'તું કોણ છે ?'

'સાહેબ, હરિજન છું. મને તમે ન ઓળખો, પણ હું તો તમને ઓળખું ને ?'

'લે, પોલીસ કરી નાંખ.' મેં તરત પગમાંથી ચંપલ કાઢીને આપ્યા. સામાન્ય રીતે ચંપલને પોલીસ કરાવવાની મને જરૂર નથી લાગતી. તેથી હું કદી કોઇ પાસે એવું કામ કરાવવાનું પસંદ નથી કરતો. પરંતુ એક અપવાદ તરીકે જ મેં તેને ચંપલ કાઢી આપ્યા.

તેણે મારી સામે રસ્તાની બાજૂ પર પલાંઠી વાળી. ચંપલને બરાબર સાફ કરવા માંડયા મેં તેનામાં ધ્યાન પરોવતાં પૂછ્યું:

'તારૂં નામ શું ?'

'બાબુ' તેણે મારી સામે જોઇને કહ્યું.

'કયાં રહે છે ?'

'અહિં આ તમારી દુકાનની પાછળના હરિજનવાસમાં.'

'ઓહો... ત્યારે તો તું મારો પડોશી છે?' મેં હસીને તેને કહ્યું ને એ પણ ઉત્તરમાં હા કહીને હસી પડયો. મોતીના દાણા જેવા તેના દાંત જોતાં મને લાગ્યું કે છોકરો સ્વભાવે તો સ્વચ્છ હતો. પણ પરિસ્થિતિએ જ તેને ફાટેલાં ને મેલાં કપડાં પહેરાવ્યાં હતાં.

'લો સાહેબ, ચંપલ તૈયાર છે.' તેણે પોલીસનું કામ પૂરૂં કરીને મને ચંપલ પાછા સોંપતાં હસીને કહ્યું.

'કેટલા પૈસા આપું ?'

'સાહેબ શહેરમાં જે ધારો ચાલે છે તેટલા જ–બે પૈસા આપો.'

તેના આવા ઉત્તરથી મને તેની પ્રામાણિકતા વિષે કંઇક ખ્યાલ આવ્યો. મેં તેને પૈસા ચૂકવી આપ્યા. તે ચાલવા માંડતો હતો ત્યાં તેને રોકીને મેં પૂછ્યું:

'બાબુ, એક કામ કરીશ.'

'જરૂર, કહોને સાહેબ.'

'પહેલાં તો એ કે તારે મને 'સાહેબ' ન કહેવો.'

'ત્યારે શું કહું ?'

'એકલું 'ભાઇ' એમ કહેવું.'

'હવેથી મળીશ ત્યારે 'ભાઇ' કહીશ.'

'બીજું પણ એક કામ કરવાનું છે. કરીશ ?'

'હા, જરૂર કરીશ. કહોને.'

'તું તો મારા પાડોશમાં જ રહે છે ને ?'

'હા, કેમ ?' વાત કરતાં કરતાં એ આડુંઅવળું જોવા લાગ્યો.

તેને પાછા કામે જવાની ઉતાવળ હતી. એ હું સમજી શકયો. તેથી મેં તેને તરત કહ્યું :

'જો, તું એમ કરજે, દરરોજ સાંજે પોલીસનું કામ કરીને ઘેર પાછો આવે ત્યારે મને મળતો રહેજે. એટલું કરીશ ?'

'હા, ભાઈ એટલું તો જરૂર કરીશ. એ તે કાંઇ કામ કહેવાય ?'

'ઠીક, ત્યારે હવે તું જા.'

એ જોતજોતામાં કયાંક અદૃશ્ય થઇ ગયો. પરંતુ એને વિષે મને એણે વિચાર કરતો કરી દીધો.

બીજે દિવસે બાબુ મારી પાસે આવ્યો ને મને કહેવા લાગ્યો :

'ભાઇ, મારી મા થોડા દિવસ પહેલાં જ મરી ગઈ છે. મારા બાપા

અપંગ છે. તેથી અમારે માટે પાલીસ કરીને પૈસા રળી લાવું છું.'

બાબુએ સામેથી વગર પૂછયે મને પોતાની વાત કહેવા માંડી તેથી મને કંઈક આશ્ચર્ય થયું.

'તું રળે છે એ તો ઘણું સારૂ કહેવાય.' મેં તેને સહાનુભૂતિથી ધન્યવાદ આપ્યો.

'મેં મારા બાપાને વાત કરી હતી કે હું દરરોજ ભાઈને મળવાનો છું. એ જાણીને બાપા રાજી થયા. એ તમને ઓળખે છે.'

'તો તો આપણે રોજ મળવાનું થશે ને?'

'હા, હવેથી હું દરરોજ અહિં તમારી પાસે આવીશ.'

'પણ હું તને કહું એમ કરીશ ખરો કે?'

'હા, કેમ નહિ?' તેણે હસીને કહ્યું.

'તુ દરરોજ કેટલુ કમાય છે?'

'આઠથી બાર આના તો ખરા જ. ને વળી કો'ક દિવસે રૂપિયો પણ કમાઉં.'

'તો હું તને એક સરસ રસ્તો બતાવું, એમ કરીશ?'

'હા, જરૂર કરીશ.'

'તારે દરરોજ બેથી ચાર આના આ દુકાને બચત તરીકે મૂકી જવા. તને એક ચોપડી આપીશ. તેમાં તને તેની દરરોજ પહોંચ મળશે ને જ્યારે તને જરૂર પડે ત્યારે તને તેમાંથી પૈસા ઉપાડવાની છૂટ રહેશે. એવું કરીશ?'

એ ઘડીક તો મારી સામે જોઇને વિચારમાં પડી ગયો ને પછી બોલ્યો:

'ને બધાજ પૈસા મને પાછા કયારે મળે?'

'તને જ્યારે જોઈએ ત્યારે. પૈસા તો તારા જ ગણાય. પણ તું ગમે તેમ વાપરે તે કરતાં થોડા થોડા બચાવે તો તને જરૂર પડયે ખપ લાગે ને?' મે તેને બચતનું રહસ્ય સમજાવતાં કહ્યું.

બાબુ મારી વાતમાં સંમત થયો. ને તેણે નિયમિત રીતે રોજ ચાર આના બચત તરીકે મૂકી જવાનું ચાલુ રાખ્યું. તેને હિસાબની એક નાની ચોપડી આપવામાં આવી હતી. તે પોતાની પાસે સંભાળથી રાખતો. ને હોંશથી સહુને પોતે કેવી રીતે બચત કરે છે તેની વાત કરતો...

ત્રણ વર્ષ પછી હું જેલમુક્ત થઇને આશ્રમમાં આવ્યો. મને જુદા જુદા મિત્રો મળવા આવતા હતા ત્યાં એક દિવસે એક સાઇકલપર બેસીને એક જવાન મારી પાસે આવ્યો ને તેણે મને ફૂલનો હાર પહેરાવીને નમસ્કાર કર્યા.

ત્રણ વર્ષના સમય દરમ્યાન ઘણાં નાનાં બાળકો મોટાં થઈ ગયેલાં. તેથી તેમને તરત ઓળખી કાઢવામાં મને મુશ્કેલી નડતી હતી ને નામ તો ઘણાંનાં હું વિસરી ચૂકયો હતો. આ નવા આવનારે મને હાર પહેરાવ્યો ને મેં તેને મારી બાજૂમાં બેસાડયો, ત્યાં સુધી મને યાદ જ ન આવ્યું કે આ નવો છતાં પરિચિત લાગતો જુવાન કોણ હતો!

'આપણે છેલ્લા કયાં મળેલા?' સ્મરણ તાજું કરવાનો પ્રયાસ કરતાં મેં તેને પૂછયું

'ભાઈ, મને ન ઓળખ્યો? હું બાબુ-આપને ત્યાં પૈસાની બચત કરતો હતો તે...પેલો બુટપાલીસ વાળો...'

'અરે હા, બાબુ તું તો બહુ મોટો ને હોશીઆર થઈ ગયો છે ને શું?' મેં તેને ઓળખી કાઢતાં હસીને પૂછયું.

બાબુએ ખાદીનું પહેરણ ને લેંઘો પહેર્યા હતાં. વાળ હોળેલા હતા તેની વાતચીત કરવાની ઢબ નમ્રતાવાળી હતી. તેને કોઈ હરિજન ન કહે, એવો એ સુઘડ ને સ્વચ્છ હતો.

'ભાઈ, ઘણા વખત પછી તમે મને જુવો છો, તેથી ભૂલી ગયા, ખરૂં ને? પણ હું તમને હમેશાં યાદ કરતો હતો. ને તમે જે જે વાત શીખવી ગયા હતા તે પ્રમાણે કરતો રહ્યો છું!' તેણે કહ્યું.

'હમણાં શું કરે છે?'

'મ્યુનિસિપ લિટીમાં નોકરીએ જાઉં છું. બાપાની ચાકરી કરૂં છું. હું જ રાંધું છું ઘર સાફ કરૂં છું ને રાતની શાળામાં ભણવા જાઉં છું. હવે તો તમે બહાર આવ્યા છો. તેથી તમને પણ મળતો રહીશ.'

'જરૂર મળતો રહેજે નોકરીએ ચડયો છે ને બધું ઘરકામ કરવા ઉપરાંત રાત્રીશાળામાં જાય છે એ બહુ સારૂં કહેવાય. કંઈ બચત કરી છે ખરી કે?'

'હા, ભાઈ બચત તો ઘણી થઈ છે. પણ બચતના કરતાંયે તમે ગયા પછી તમે વાતો કરેલી એ પ્રમાણે હમેશાં નાવાનું, કપડાં સાફ રાખવાનું, ઘરકામ કરવાનું, ને અપંગ બાપાની ચાકરી કરવાનું કામ નિયમિત કરૂં છું તેથી મને ખૂબ જ લાભ થયો છે. હું તમારી પાસે આવતો

હતો, એટલાથી જ મને ઘણો લાભ થઇ ગયો છે. આ વાત તે દિવસે તો નહોતી સમજાઈ પણ આજે હવે બરોબર સમજી શકું છું.'

હવે બાચુ ફરીથી મને નિયમિત મળતો રહે છે. અમે બંને એકબીજાને માત્ર મળીએ છીએ, તેથી પણ અમને ઘણો આનંદ થાય છે... મને એક વાતની વધુ ને વધુ સ્પષ્ટતા થતી જાય છે કે આપણે અસ્પૃશ્યતા નિવારણ વહેલામાં વહેલું કરવું હોય તો હરિજનોની સાથે આ રીતે નાતો બાંધવાની સહુએ જરૂર છે. પ્રત્યેકે એવો દૃઢ નિશ્ચય કરવો જોઈએ કે તે એકાદ હરિજનને પોતાનો મિત્ર બનાવશે.

## ૨

...અને ત્રણ વર્ષ પછી બીજું ચિત્ર પણ જોયું.

એક હરિજન મહોલ્લામાં હું પહોંચ્યો. ઘણાં હરિજન ભાઈબહેનો અને નાનાં બાળકોના જૂના ચહેરાઓ મને દેખાયા. બધાંને મેં ઓળખી કાઢયાં. સમય વીતી ગયો હતો, તેથી મેં તેઓમાંના કેટલાકની નજરમાં ફેરફાર થયેલો ભાળ્યો. સહુના ખુશીખબર પૂછીને હું પાછો ફરવા જતો હતો, ત્યાં એકાએક મને એ મહોલ્લામાં વસનાર મારો એક જૂનો પરિચિત ભાઈ સાંભરી આવ્યો. એટલે મેં તપાસ કરવા ખાતર પૂછ્યું:

'બચુ કયાં છે?'

'ભાઈ, હજુ એ નોકરી પરથી પાછો નથી આવ્યો. હમણાં જ આવવો જોઇએ.' કોઇકે મને ઉત્તર વાળ્યો. પરંતુ એ ઉત્તરથી મને સંતોષ ન થયો. મેં સહુની વિદાય લીધી. ઘણાં વર્ષ પહેલાં મેં હરિજન સેવાનાં કાર્યનો આરંભ કર્યો હતો, ત્યારે અખત્યાર કરેલી મારી રીત સાંભરી આવી. ને હું એક બાજૂના માર્ગ તરફ ફંટાઇને ધીમે ધીમે ચાલવા માંડયો.

સામે જ દારૂનું પીઠું હતું. પીઠાની બહાર બચુ, તેની સ્ત્રી, ને તેની નાની છોકરી બેઠાં હતાં. નજીકમાં બાટલી પડી હતી, તેમાંથી ત્રણે ય જણાં વારાફરતી સ્વાદ સાથે પી રહ્યાં હતાં...

ઓચિંતી જ એ ત્રણેની નજર મારી નજર સાથે મળી ગઈ.

બચુ પહેલાં તો એ માર્ગે ગયેલો હતો. તેમાંથી તેને પાછો વાળવામાં મેં સફળતા મેળવી હતી. તેની નાની છોકરીને હું શાળામાં દાખલ કરાવી આવ્યો હતો ને તેને ભણવાનાં પુસ્તકો, શાળામાં પહેરી જવાનાં નવાં કપડાં પણ હરિજન સેવકસંઘ તરફથી પૂરાં પાડવામાં આવેલાં હતાં. બચુ ને તેના કુટુમ્બ સાથે મારે ઘનિષ્ઠ નાતો હતો. તેથી તેમણે મને ઓચિંતો જ જોયો ત્યારે તેમના ચહેરા સાવ ઝ્હીકા પડી ગયા. બધાંયે ભોંઠાં પડી ગયાં. હજુ નસો ચડયો નહોતો તેથી તેઓની શુદ્ધ બુદ્ધિ જાગૃત થઈ ગઈ હતી!

હું મારા માર્ગે ચાલ્યો જતો હતો. મેં તેઓની સામે જોયું ત્યારે મારી દૃષ્ટિમાં લેશ પણ તિરસ્કાર કે ઘૃણા વ્યક્ત ન કર્યાં. મને ખૂબ જ દુઃખ થતું હતું તે વ્યક્ત થયું. હું એ પીઠાની નજીક એક ક્ષણ પણ ઊભો ન રહ્યો. ધીમી ગતિએ તેઓની સાથે દૃષ્ટિની આપલે કરીને જ આગળ ચાલી નીકળ્યો......

બીજે દિવસે હું બચુને ઘેર ગયો. ત્યારે બચુ કે તેની સ્ત્રી કોઈ જ ઘેર ન હતું. તેની બાળા વિષે તપાસ કરી તો મને કોઈકે કહ્યું કે 'મણી તો નિશાળે ગઇ છે.'

મણી કઈ શાળામાં જાય છે તેની તપાસ કરીને તરત હું એ શાળામાં ગયો. ત્યાંનાં શિક્ષિકા બેનની રજા લઇને મેં મણીને વર્ગની બહાર બોલાવી

લગભગ સાત આઠ વર્ષની નાની મણી વર્ગની બહાર આવી. મને નમસ્કાર કરીને મારી સામે ઊભી રહી. તેણે હસવાનો પ્રયાસ કર્યો. પણ તેના ચહેરા ઉપર શરમના શેરડા પડતા મેં જોયા. તે નીચું જોઇને શાન્ત ઊભી રહી એટલે મેં તેને પૂછ્યું:

'મણી, તું તો બહુ મોટી થઇ ગઈ છે ને શું?'

'ભાઈ, તમે ઘણાં વરસ સુધી કયાં ચાલ્યા ગયા હતા?'

'હું બહાર ગયો હતો. તું બરોબર ભણે છે ખરી કે?'

'ભણું છું, પણ તમે તો મને ભૂલી જ ગયા ને?'

નાનકડી બાળા નીચું જોઇને કંઈક રોષ સાથે મને ઠપકો આપતી હતી એ મને ગમ્યું. ઘણાં હરિજન બાળકોની સાથે મેં ખૂબ નિકટનો સંબંધ કેળવેલો હતો. તેમાંની મણી એક હતી. તેની મીઠી ઠપકાભરેલી ટકોરનો અર્થ હું તરત કળી ગયો, ને મેં પૂછ્યું:

'મણી તારા બાપા નોકરીએ જાય છે?

'હા,' નીચું જોઇને મણીએ મને ઉત્તર દીધો.

'તારી બા પણ નોકરી કરે છે?'

'હા.'

'તું રોજ નિશાળે આવે છે?'

'હા, પણ કોઈકવાર નથી આવતી.'

'કેમ? શાથી નથી આવતી?'

'મારી બા મને આવવા ન દે તો પછી મારે નછૂટકે ગેરહાજર રહેવું પડે છે'

મણીની સાથે વાતચીત કરતાં હું સમજી શકયો કે મણી મારી પાસે હજુ કોઈક બીજી જ વાત સાંભળવા માગતી હતી. તેના ચહેરા ઉપર હજુ એક પ્રકારનો સંકોચ, શરમ ને ભય પ્રસરેલાં હતાં હું તેને બીજો પ્રશ્ન પૂછું તે પહેલાં એ બોલી ઊઠી.

'ભાઈ, તમે ગઈકાલે અમને જોયાં હતાં ને?'

'હા, કેમ?' મને તેની વાત સાંભળવાની ઈચ્છા હતી. તેથી હું વધુ કાંઈ ન બોલ્યો.

જાણે મણી બધું સમજી ગઈ હોય તેમ બોલીઃ

'જુઓને, મને મારા બાપા કેટલી યે વાર ત્યાં લઈ જાય છે. ને હું ન જાઉં તો મારે છે. બાને પણ કોઈવાર મારે છે. તેથી મારી બા ને હું—બન્ને તેમની સાથે પીઠે જઈએ છીએ.'

મણીએ મારી સામે જોતાં જોતાં પોતાના પગના અંગુઠા વડે લાદી ઘસવા માંડી. હું તેની અસહાયતા જોઈ શકયો.

'પણ, હવે તો બાપુ તને પરાણે ત્યાં નહિ લઈ જાય ને?'

'ના, તમે અમને જોઈ ગયા છો. તેથી બાપા ગઈકાલના કોઈની સાથે બોલતા જ નથી.'

'ને તને હજુ પણ પીઠે લઈ જાય તો તું જઈશ?' મેં પૂછ્યું

'ના, પણ હવે તો મને બાપા કદી લઈ જશે જ નહિ.'

'કેમ?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'બાપા જાણે છે કે તમે તેને ઠપકો આપો તેથી'

'હું બાપુને ઠપકો આપું ને તે ન માને ને તને પરાણે પીઠે લઈ જાય તો તું શું કરીશ?' મેં પૂછ્યું.

'ભાઇ,' મણીએ મારો હાથ પકડયો ને દયામણી દૃષ્ટિથી મારી સામે જોઇ રહી. 'તો તમને હું દર વખત કહી દઈશ. તમે તો મને બચાવી શકશો ને?'

મણીના તદ્દન નિર્દોષ ચહેરા ઉપર અસહાયતાની છાયા પથરાઇ ગઈ તેની નાનકડી આંખોનું ભીનું તેજ મેં ઝીલી લીધુ. ને તેના માથા પર હાથ મૂકી મેં તેને સાન્તવન આપ્યું. મણી પાછી પોતાના વર્ગમાં ગઈ. જતાં જતાં તેણે મને હસીને નમન કર્યું ને કહેતી ગઇઃ

'તમે મને વારેવારે જરૂર મળતા રહેજો. હો ને!'

ત્રણ વર્ષ પહેલાં મણી અમારી બાળશાળામાં દરરોજ આવતી. ત્યાં તે માથું ઓળાવતી. હાથના નખ કપાવીને સ્વચ્છ રાખતી. દાંત સાફ કરતી. કપડાં સ્વચ્છ પહેરતી. એ એક ચાલાક છોકરી હતી. તેને પોતાના ઘર કરતાં અમારી બાળશાળામાં વધુ મજા પડતી. તેથી તેની બા પણ તેને અમારી શાળામાં વધુ વખત સુધી રહેવા દેતી.

આ રીતે બાળકોને સતત સંપર્કમાં રાખવાથી તેઓની સ્વચ્છતાની ટેવ કેળવાતી મેં જોઈ હતી. પરંતુ ત્રણ વર્ષનો સમય વીતી ગયા પછી મેં આ પ્રસંગે એ પણ અનુભવ કર્યો કે બાળકમાં સારા નરસાની વિવેકદૃષ્ટિ પણ એ રીતે જાગૃત થઇ શકે છે.

હરિજનોને આપણે સતત સંપર્કમાં રાખીને અનાયાસે જે આપી શકીએ છીએ તે આ આંતર તેમ જ બાહ્ય શુદ્ધિની ભાવના જ છે. એમ મને થોડા વર્ષોના હરિજનસેવાના અનુભવમાંથી સમજાયું છે. હિન્દુ ધર્મમાં આભડછેટને જે સ્થાન મળ્યું છે, તેનો નાશ કરવાનો માર્ગ મને આવા સંપર્કમાં દેખાયો છે, કારણ કે આપણા સમાજમાં આ એક દુષણને રાખવા માટે પ્રત્યેક વ્યક્તિ આચરી શકે તેવો આ સરલ માર્ગ મને લાગ્યો છે.

# વૈદકમાં કુદરત, કલા અને કેળવણી

લેખક : રમણલાલ એન્જિનીઅર

**મા**નવજીવનનું અંતિમ ધ્યેય શું હોવું જોઇએ એ સબંધી ફીલસુફોમાં ઘણા મતમતાંતરો હોવા છતાં, એ હકીકત તો ઉઘાડી જોઈ શકાય એમ છે કે પ્રાણી માત્રની પ્રવૃત્તિ સુખની શોધ અર્થે છે

હવે આ 'સુખ' એટલે શું એનો જો વિચાર કરીએ તો જણાશે કે એ કોઈ નક્કર હકીકત, સ્થિર પરિસ્થિતિ કે સર્વમાન્ય ધોરણ નથી. દરેક આત્માનો જેવો વિકાસ એવું એનું સુખનું દર્શન અને એ સિદ્ધ કરવા માટેના એના સતત ધમપછાડા. કોઇને રેસના ઘોડા દોડાવવામાં સુખ મળે તો કોઇને સત્ય અને અહિંસા દ્વારા પ્રભુપ્રાપ્તિ કરવામાં સુખ મળે.

દુઃખ કોઇને ગમતું નથી. એને ટાળવા માટે દરેક માણસ પોતાની અક્કલ આવડત અને સાધનસગવડ પ્રમાણે પ્રયત્ન કર્યા જ કરે છે. ઘણી વખત માણસ જ્યારે રાજીખુશીથી અને હસતે મોઢે દુઃખને આવકારે છે, ત્યારે પણ એમ કરવાનું કારણ એ હોય છે કે ભવિષ્યનું મોહક અને રમણીય ચિત્ર એની દૃષ્ટિસન્મુખ હોય છે. પોતાના ત્યાગ, ત્રાસ અને કષ્ટથી પોતાને, પોતાના સમાજ, દેશ કે પછી આખી માનવજાતને લેશ માત્ર લાભ અત્યારે કે ભવિષ્યમાં થવાનો નથી એવી ખાત્રી પછી કેટલા માણસો રાજીખુશીથી કષ્ટ સહન કરશે?

રોગના રૂપમાં શારીરિક દુઃખ પણ કોઇને પ્રિય લાગતું નથી. એને ટાળવા માટે આજ સુધીમાં માનવીએ અસંખ્ય રસ્તા અખત્યાર કર્યા છે. હજી પણ એના પ્રયત્નોનો અંત આવ્યો નથી. ઉલટા એ દિનપ્રતિદિન વધુ ને વધુ પ્રબળ થતા જાય છે. રોગરૂપી શારીરિક દુઃખમાંથી છૂટી આરોગ્યરૂપી શારીરિક સુખ પ્રાપ્ત કરવાના માનવીના અસંખ્ય પ્રયત્નોનું ગણિતશાસ્ત્ર એટલે વૈદકશાસ્ત્ર.

વૈદકશાસ્ત્રમાં અને એમાંય ખાસ કરીને નિસર્ગોપચારમાં 'કુદરત' એ શબ્દ વારંવાર વપરાય છે. એ શબ્દના અનેક અજ્ઞાનમૂલક અર્થો આમજનતામાં, ભણેલા લોકોમાં અને વૈદ દાક્તરોમાં પ્રચલિત છે. નિસર્ગોપચાર ઉપર ઘણા પ્રહારો કુદરત શું છે એ સમજ્યા વિના જ થતા હોય છે!

વર્ષોથી અનેક હઠીલા રોગોથી પીડાતા એક દરદીએ મને કહ્યું :

'મારો દાક્તર બહુ જ સારો છે. એ પણ તમારી પેઠે "કુદરત"માં જ માને છે.' મેં કહ્યું 'વાહ! બહુ ખુશી થવા જેવું છે! તમને શાથી ખબર પડી કે એ કુદરતમાં માને છે?'

'મારો રોગ મટાડવા એણે બહુ જ જહેમત ઉઠાવી. અનેક જાતની દેશી વિદેશી દવાઓ વાપરી. પાર વગરનાં ઇન્જેકશનો આપ્યાં. પણ જ્યારે કશાની કારી ફાવી નહિ, ત્યારે એણે મને કહ્યું કે હવે બીલકુલ પૈસા બગાડશો નહિ. હવે બધું 'કુદરત' ઉપર છોડી દો!'

મેં જવાબ આપ્યો. 'ધારો કે તમે મુસાફરી કરતા હો, અને રસ્તામાં એક ગાઢ જંગલ આવે. તમે મુંઝાઈ પડો. એવે વખતે કોઈ ભોમિયો આવે, તમને વિશ્વાસમાં લે. જંગલની આરપાર કાઢી આપવાની ખાત્રી આપે, અને તમારી પાસેથી પૈસા લે. બરાબર અધે રસ્તે અત્યંત વિકટ જગ્યાએ તમે આવી પડો. ન આગળ જવાની સુઝ પડે, ન પાછળ જવાની સમજણ પડે. એવે વખતે તમારો ભોમિયો તમને કહે કે 'હવે તમે આઝાદ છો. જ્યાં જવું હોય ત્યાં સુખેથી જઈ શકો છો.' એમ કહીને એ નાસી જાય તો તમે એને કેવો ભોમિયો કહેશો?'

સહેજ ચમકી જઇને એમણે જવાબ આપ્યો 'આવો માણસ તો બહુ ભયંકર ભોમિયો કહેવાય.'

"તો પછી તમારો દાક્તર માણસ તરીકે ગમે એટલો સજ્જન હોય તોપણ આરોગ્ય માર્ગના ભોમિયા તરીકે પેલા ભોમિયા જેટલો જ ભયંકર માણસ છે. તમારા કેસમાં સતત દવાબાજી કર્યા પછી, એ કેસને ચુંથાય એટલો ચુંથી નાખ્યા પછી હવે એ તમને ઇશ્વરને આશરે છોડવા માગે છે! તમને જો પહેલેથી કુદરત ઉપર છોડયા હોત તો તમારી આટલી દુર્દશા તો ના જ થાત. હવે જ્યારે કુદરતી રોગ અને દવારોગ બે ભેગા થઇને તમારો કેસ અસાધ્ય થયો, ત્યારે એણે એમ માની લીધું કે જે એલોપેથી માટે અસાધ્ય છે, એ દરેક ચિકિ-

ત્સાપદ્ધતિ માટે અસાધ્ય હોવું જ જોઇએ. જે પોતે નથી મટાડી શકતો એ દુનિયામાં કોઈપણ મટાડી શકે જ નહિ.

'તમે જો આવી ઘમંડી અને મૂર્ખાઈ ભરેલી સલાહને અનુસરશો, તો તમારે માટે સાજા થવાનો કોઈ આરો નથી. તમારે જરૂર કુદરતની નથી પણ કલાની છે. એક કલાની નહિ પણ અનેક કલાની. અને એની પાછળ જો પૈસા નહિ બગાડો તો તમે તમારી જીંદગી બગાડશો.'

આ દરદીના દાક્તરની પેઠે ઘણા માણસોને ભ્રમ હોય છે કે "કુદરત" એટલે નમીબ!

એક વખત એક વૈદરાજે મને કહ્યું કે 'હું પણ કુદરતમાં માનું છું. હું સાતપૂડા–સહ્યાદ્રીથી માંડીને હિમાલય સુધીનાં જંગલોમાં રખડ્યો છું. અસંખ્ય કુદરતી વનસ્પતિઓ એકઠી કરી લાવ્યો છું, અને આ કુદરતી દવાઓથી અનેક દરદીઓના રોગ મટાડ્યા!'

મેં કહ્યું કે તમારી 'કુદરત' અને નિસર્ગોપચારની 'કુદરત' જુદાં જુદાં તત્વો છે! મારો જવાબ સાંભળીને એમને ભારે અજાયબી થઇ.

નિસર્ગોપચારમાં કુદરત એ શબ્દ પરમાત્મા, પુરૂષ, પ્રકૃતિ, પંચમહાભૂતો, પ્રારબ્ધ કે પુરૂષાર્થના અર્થમાં વપરાતો નથી નિસર્ગોપચારની કુદરત એ કોઇ અગમ્ય ગેબી કે પરલોક સાથે સંબંધ ધરાવતું તત્ત્વ નથી. એજ રીતે અંગ્રેજીમાં જેને Nature અને ગુજરાતીમાં પ્રકૃતિને નામે ઓળખીએ છીએ અને જેના અભ્યાસમાં વનસ્પતિઓ, પશુપંખીઓ, પથ્થરો, ખનીજો વગેરેનો અભ્યાસ આવી જાય છે, એ કુદરત પણ નિસર્ગોપચારની કુદરત નથી ગુજરાતી ભાષામાં 'પ્રકૃતિ' નામનું ત્રૈમાસિક શ્રી. હરિનારાયણ આચાર્યના તંત્રીપદે હેઠળ નીકળે છે, એમાં આવા વિષયોના સુંદર લેખો આવે છે પણ આ પ્રકારના અભ્યાસને અને નિસર્ગોપચારને કંઈ જ લાગતું-વળગતું નથી. બન્ને વિષયોનાં કાર્યક્ષેત્રો તદ્દન જુદાં છે.

તો પછી નિસર્ગોપચારમાં "કુદરત" "નિસર્ગ" અથવા "પ્રકૃતિ" એ શબ્દ કયા અર્થમાં વપરાય છે?

નિસર્ગોપચારમાં "કુદરત" એ શબ્દ પ્રાણીમાત્રના તેમજ માણસના શરીરમાં રહેલ જીવનશક્તિ, જીવનબળ, પ્રાણ અથવા ચૈતન્યના અર્થમાં વપરાય છે.

પાશ્ચાત્ય વૈદકનો આદ્યપુરૂષ મહાન ગ્રીક ચિકિત્સક હીપોક્રેટીસ જીવનશક્તિને "Vis medictrix Nature" એટલે કે કુદરતની રોગનિવારક શક્તિને નામે ઓળખતો. આ શક્તિ Vis conservatrix અથવા તો સંરક્ષક શક્તિને નામે પણ ઓળખાય છે, કારણ કે એ રોગોત્પાદક તત્વો અને પ્રતિકુળ વાતાવરણ સામે શરીરનું સંરક્ષણ કરે છે.

માનવદેહમાં આવી જો કોઇ શક્તિ હોત નહિ તો માણસજાત ક્યારનીયે પૃથ્વીના પડ પરથી નાબુદ થઇ ગઈ હોત. સંસ્કૃતિની શરૂઆત પહેલાંયે હજારો વર્ષ થયાં માણસ રોગ, મરણ અને પ્રતિકુળ વાતાવરણ સામે ઝગડતો આવ્યો છે. એનું વૈદું-દાક્તરું આજસુધી મોટે ભાગે ઊંટવૈદુ રહ્યું છે. એ વૈદાએ એને બચાવ્યો નથી, પણ એના જીવનબળે જ એને બચાવ્યો છે. ઇશ્વરે માણસના શરીરમાં એના સંરક્ષણ માટે મુકેલી આ શક્તિ શી રીતે કામ કરે છે એના થોડાક સાદા દાખલા જોઈએ.

આપણને હાથ ઉપર ચાકુ વાગે છે કે શરીરે ઉઝરડા થઇ ચામડી ઉખડી જાય છે. આપણે કાંઈ પણ દવાદારૂ ન કરીયે તો પણ ટુંક સમયમાં ચામડી સંધાઇને પૂર્વવત થઈ જાય છે. શરીરનું કોઈ હાડકું ભાંગે છે એને જો યથાસ્થાન ગોઠવવામાં આવે તો એ પોતાની મેળે સંધાઈ જાય છે. આ બધું સમારકામ જીવનશક્તિ કરે છે.

બાળકને ઓરી નીકળે છે. માંબાપ કાંઈજ દવાદારૂ ન કરતાં કેવળ માનતા માનીને બેસી રહે છે. શરીરનાં દુષિત દ્રવ્યનો નાશ કરીને ઓરીનો તાવ આપોઆપ શમી જાય છે. એ જ રીતે શરીરમાં જો હાનીકારક ઝેરી કચરો ભરાયો હોય તો કુદરત કાં તો એને તાવથી બાળી દે છે, ઝાડા ઉલટી મારફતે કાઢી નાખે છે કે પછી ખસ, દરાજ કે ખરજવા જેવા ચામડીના રોગો મારફતે એનો નિકાલ કરે છે. આ જીવનશક્તિ ઉગ્ર અને હઠીલા રોગોમાં સતત શરીરશુદ્ધિ અને રોગનિવારણના સફળ-નિષ્ફળ પ્રયત્નો કર્યા જ કરતી હોય છે.' દરદી મરવાનો હોય છે ત્યારે પણ છેક છેલ્લી ઘડી સુધી જીવનશક્તિ એને ઉગારવા ધમપછાડા કર્યા કરે છે.

આ જીવનશક્તિ તરફ જુદા જુદા ચિકિત્સકોનાં પાંચ પ્રકારનાં દષ્ટિબિંદુઓ આપણને જોવાનાં મળે છે

(૧) જીવનશક્તિ સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સંપૂર્ણ છે. આ દષ્ટિબિંદુ નિસર્ગોપાસકોનું છે.

(૨) જીવનશક્તિ જેવું કાંઈ છે જ નહિ. આ દષ્ટિબિંદુ એલોપેથોનું છે.

(૩) વૈદકશ્રીમો જીવનશક્તિ વિષે મૌન સેવે છે.

(૪) જીવનશક્તિ છે ખરી, પણ એ રોગ તો શું મટાડે? રોગ તો અમારી ઝીણી, મીઠી અને જાદુઈ ગોળીઓ મટાડી શકે! આવું હોમિયોપેથો કહે છે.

(૫) જીવનશક્તિ એ એક શરીરસંરક્ષક, રોગનિવારક અને બુદ્ધિશાળી શક્તિ છે, પણ એની ઉપર આંધળો વિશ્વાસ મુકાય નહિ. એની અપૂર્ણતાઓ પૂરી કરવા માટે ઔષધોપચારથી માંડીને માનસોપચાર સુધીની કલાઓની આવશ્યકતા છે. આ મંતવ્ય વૈજ્ઞાનિક નિસર્ગોપચારકોનું છે.

હવે આ દરેક દૃષ્ટિબિંદુને આપણે કાળજીપૂર્વક વિગતવાર તપાસીયે.

ભૂતપૂજક નિસર્ગોપાસકો વર્તમાનની અપૂર્ણતાઓનો ઉકેલ પોતે માની લીધેલા સુવર્ણમય ભૂતકાળના પુનઃસર્જનમાં જુવે છે. એમણે પ્રાણને લગભગ પરમેશ્વરની પ્રતિષ્ઠા આપી દીધી છે! તેઓ કહે છે કે: "જીવનશક્તિ એ એક એવી અદ્ભૂત શક્તિ છે કે માનવદેહ વિષે વૈજ્ઞાનિકો જે કાંઈ જાણે છે તે બધું જ, અને જે નથી જાણતા તે પણ આ શક્તિ જાણે છે! એટલે વૈદકમાં વિજ્ઞાન, તત્વજ્ઞાન કે કલાની કશી જ આવશ્યકતા નથી. દવાઓનો દાટ વાળો. કુદરત તરફ પાછા ફરો. પ્રેરણાને અનુસરો, ફળાહાર કરો, દીગંબર ફરો, પંચમહાભૂતો સાથે સતત સંસર્ગ રાખો, એટલે તમારા રોગદોગ ટળી જઈ ત્રિવિધ તાપ નાશ પામી, તમારો સંસાર સુખમય થશે."

ઘણી વખત એક શાસ્ત્રનો અભ્યાસ બીજા શાસ્ત્રના પ્રશ્નો ઉપર અજબ રીતે અજવાળું પાડે છે. ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ પ્રેરનારા ત્રણ પયગમ્બરોમાંનો એક રૂસો મહાન નિસર્ગોપાસક હતો. એનો મત એવો હતો કે માણસનો મૂળ સ્વભાવ સારો જ છે. રાજ્ય, સમાજ અને ધર્મનાં કઠોર અને અનિષ્ટ બંધનો જ એને નઠારો કરી મુકે છે. એટલા માટે એને સારા કરવાનો રસ્તો એ છે કે એણે આ કૃત્રિમ બંધનોનો ત્યાગ કરી મુક્ત થવું, અને કુદરતના બાળક તરીકે જીવન ગાળવું. કુદરતી માણસ એ આદર્શ માણસ હોવાથી કેળવણી પણ એવી હોવી જોઇએ કે જેનાથી બાળક કુદરતમય જીવન જીવી આદર્શ માનવી બને.

આ વિચારોની મોહક છાયા યુરોપના કેળવણીકારોના મગજ ઉપર બહુ જ ગાઢી રીતે પડી. ત્યારપછી ઘણે સમયે એક જંગલમાં વરૂએ ઉછેરેલો ૧૦–૧૨ વરસનો છોકરો મળી આવ્યો. સંસ્કૃતિના સ્પર્શથી અભડાયા વિનાનો આ કુદરતી બાળક જોઇને કેળવણીકારો હર્ષઘેલા થઈ ગયાં! એમણે આ બાળકનો બહુ જ કાળજીથી અભ્યાસ કરવા માંડયો. પણ જેમજેમ અભ્યાસ આગળ વધ્યો તેમતેમ એમનું મોહક સ્વપ્ન લુપ્ત થતું ચાલ્યું. આ છોકરો ખાનપાનથી માંડીને હલનચલન સુધીની દરેક દરેક બાબતમાં એક જંગલી પશુ જેવો હતો. એ સીધી રીતે ચાલી નહોતો શકતો. એ સતત દોડયા જ કરતો. ગમે તેમ મળમૂત્રનું વિસર્જન કરતો, અને જેને તે તેને કરડવા પ્રયાસ કરતો. એને બોલતાં નહોતું આવડતું. માત્ર એ પશુ જેવા અવાજો કાઢતો. વર્ષોના સતત પુરૂષાર્થથી પણ એને સુધારીને સામાન્ય બાળક જેવો પણ ન બનાવી શકાયો ત્યારે કેળવણીકારોનો કુદરતી માણસ વિષેનો ભ્રમ સંપૂર્ણ રીતે ભાંગી ગયો. એમને એ ખાત્રી થઈ કે કુદરતી માણસ એટલે જંગલી માણસ. પરિણામે કેળવણીના ક્ષેત્રમાંથી નિસર્ગોપાસનાને દેશવટો દેવામાં આવ્યો.

પણ વૈદકના ક્ષેત્રમાં હજી નિસર્ગોપાસના ચાલ્યાં કરે છે! જ્યારે લોકો અને ચિકિત્સકો નિસર્ગોપાસના અને નિસર્ગોપચાર વચ્ચેનો ભેદ સ્પષ્ટ રીતે સમજશે ત્યારે વૈદકના ક્ષેત્રમાંથી પણ નિસર્ગોપાસના નાશ પામશે.

નિસર્ગોપાસકોની જીવનશક્તિ વિષેની અંધશ્રદ્ધા કેવી નીર્મૂળ છે, એ આપણે આગળ જોઈશું.

હવે આપણે એલોપેથીનું દૃષ્ટિબિંદુ તપાસીએ.

એલોપેથીમાં હીપાક્રેટીસથી માંડીને હાનમેન સુધીના મહાન ચિકિત્સકો જીવનશક્તિમાં માનતા. જોકે જુદા જુદા ચિકિત્સકો વચ્ચે મતભેદ તો હતો જ પણ એ મતભેદ મૂળ મુદ્દા પરત્વે નહેતો માત્ર વિગતોનો હતો. પણ છેલ્લાં સો વર્ષ થયાં એલોપેથીમાં વિજ્ઞાનનો અદ્ભૂત વિકાસ થયો, એનું પરિણામ એ આવ્યું કે વૈદકની સરદારી તત્વજ્ઞાનના હાથમાંથી વિજ્ઞાને ખૂંચવી લીધી. જો આયુર્વેદના ત્રિદોષવાદને આપણે જીવનરસોનું રોગશાસ્ત્ર માનીએ તો, આયુર્વેદની પેઠે એલોપેથીમાં પણ આજસુધી જીવનરસોના રોગશાસ્ત્રનું (Humoral Pathology) આધિપત્ય પ્રવર્તતું હતું. પણ મહાન જર્મન શરીરશાસ્ત્રી પ્રો. ફીરખોએ (Virchow) આ પ્રાચીન રોગશાસ્ત્રને ઉથલાવી પાડી, કોષોના રોગશાસ્ત્રને (Cellular Pathology) પ્રતિષ્ઠિત કર્યું.

આ રોગશાસ્ત્રને આધારે એલોપેથીના આચાર્યો એમ દલીલ કરે છે કે: 'આધુનિક વિજ્ઞાન ઇશ્વર, આત્મા કે જીવનશક્તિ જેવાં ગેબી તત્વોમાં માનતું નથી. એ તો પ્રત્યક્ષ પ્રમાણુમાં માને છે. શરીરમાં બનતી સઘળી ઘટનાઓ ભૌતિકશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર જેવાં વાસ્તવવાદી શાસ્ત્રોથી સમજાવી શકાય એમ છે.

શરીરને સામ્રાજ્ય માનવું અને જીવનશક્તિને સમ્રાટ માનવો, એમાં તો અમને મધ્યકાલીન રજવાડાંશાહી રાજ્યવ્યવસ્થાનો શરીરશાસ્ત્રમાં પડઘો પડતો જણાય છે. અર્વાચીન વિજ્ઞાન શરીરને સામ્રાજ્ય નથી માનતું, પણ એક પ્રજાસત્તાક માને છે, કે જેમાં દરેક સરખા સચેત છે અને સ્વતંત્ર રીતે પ્રવૃત્તિશીલ છે, અને એ બધા વચ્ચેની એકતા રુધિરાભિસરણ અને મંજ્જાતંતુઓના તંત્રથી સધાય છે. માનવદેહનું મધ્યબિંદુ જીવનશક્તિ નથી પણ કોષ છે, રોગ અને આરોગ્યના આદિ અને અંત કોષથી જ થાય છે.'

આ દલીલનો જવાબ એમ આપી શકાય કે : 'પ્રો. ફીરખોનું મંતવ્ય સંપૂર્ણ રીતે સાચું છે એમ માનીયે તો પણ એનાથી જીવનશક્તિનો સિદ્ધાંત ખોટો ઠરી શકતો નથી. એક રાજ્યમાં ઇંગ્લેંડની પેઠે એકી સાથે રાજાશાહી અને પ્રજાશાહી બન્ને હોઇ શકે!

કેવળ વિજ્ઞાનની દૃષ્ટિએ જોઈએ તો પણ પ્રો. બીકેમ્પે ફીરખો કરતાં એક ડગલું આગળ ભર્યું છે. એણે એ સિદ્ધ કર્યું છે કે જીવનનો છેવટનો એકમ કોષ નથી, પણ એનાથીય અતિ સુક્ષ્મ એવો માઈક્રોઝીમા છે. આ માઈક્રોઝીમાનો યોગ્ય પરિસ્થિતિ હેઠળ કોષમાં વિકાસ થાય છે, જ્યારે અયોગ્ય પરિસ્થિતિ હેઠળ એ રોગજંતુમાં પરિવર્તન પામે છે.

વૈદકના ક્ષેત્રમાં ગમે એટલા ચતુરાઈભર્યા ખુલાસાઓ આપવામાં આવે તો પણ એમની સચ્ચાઈની અંતિમ કસોટી તો ક્લિનિકલ અનુભવ એજ છે અને એ દૃષ્ટિએ તપાસતાં જ્યાં સુધી જીવનશક્તિના સિદ્ધાંત ઉપર રચાયલા ચિકિત્સાશાસ્ત્ર કરતાં, અર્વાચીન રોગશાસ્ત્ર ઉપર રચાયેલ ચિકિત્સાશાસ્ત્ર ચઢીયાતાં પરિણામો બતાવી ના શકે ત્યાં સુધી એને સ્વીકારી કેમ શકાય?

વળી જંતુશાસ્ત્રથી જ્યારે એલોપેથો રોગ અને આરોગ્યની સઘળી ઘટનાઓનો યોગ્ય ખુલાસો કરી શકતા નથી, ત્યારે તેઓ એમ કહે છે કે કેટલીક વ્યક્તિઓમાં રોગપ્રતિબંધક શક્તિ (Immunity) એટલી બધી સરસ હોય છે કે રોગજંતુઓ એમની ઉપર આક્રમણ કરી શકતાં નથી. આ–ઇમ્યુનીટી–એ જુની જીવનશક્તિનું નવું નામ હોય એમ ચોકખું દેખાય છે.

વૈદકશોમોના આચારવિચારમાં આ જીવનશક્તિને કશુ જ સ્થાન હોય એમ જણાતું નથી. કારણ કે આયુર્વેદના પ્રાચીન આચાર્યોનાં લખાણોમાં એને વિષે કશો ઉલ્લેખ નથી. અર્વાચીન વૈદો પણ એને વિષે સાવ અજાણ છે. કેવળ એક અપવાદ કવિરાજ ગણનાથ સેનનો છે. એ આ જીવનશક્તિને Vis Conservatrix ને "ઉગ્રણી શક્તિ"ને નામે ઓળખે છે. પણ ત્યારપછી જીવનશક્તિના તત્વજ્ઞાનને અને આયુર્વેદના તત્વજ્ઞાનને મેળ બેસાડવાનો એમણે પણ કાંઈ પ્રયત્ન કર્યો નથી.

હાનમેન એના જમાનાનો એક સર્વગ્રાહી પાંડિત્યવાળો બહુશ્રુત ચિકિત્સક હતો. પોતાના પુરોગામીઓનાં તમામ લખાણોનો એનો અભ્યાસ પાકો હતો. ભૂતકાળના સઘળા મહાન ચિકિત્સકોની પેઠે એ પણ જીવનશક્તિમાં માનતો. એ એમ માનતો કે રોગ અને આરોગ્ય બન્ને જીવનશક્તિના પ્રદેશમાંથી જ શરૂ થાય છે. હોમિયોપેથીનાં સૂક્ષ્મ ઔષધો જીવનશક્તિને સ્પર્શીને જ રોગનું આરોગ્યમાં રૂપાંતર કરે છે.

એ એમ કહેતો કે : "Nature is a poor healer" "કુદરત એ એક કંગાલ વૈદ્ય છે." આ સૂત્રમાં કુદરત તરફ- કલાકારનો, સ્થિતિચૂસ્તતા તરફ સુધારકનો અને ભુતકાળ તરફ દ્રષ્ટાનો તિરસ્કાર સ્પષ્ટ વાંચી શકાય છે.

હિપોક્રેટીસ એમ કહેતો કે "Nature cures; not the physician." રોગનિવારણનું કામ ચિકિત્સક નથી કરતો પણ કુદરત કરે છે. હિપોક્રેટીસ કુદરતને પ્રણિપાત કર્યો. હાનમેને કલાની પ્રતિષ્ઠા સ્થાપી. એક જ વૈદ્યકીય મહાસત્યનો હિપોક્રેટીસે પૂર્વાર્ધ જોયો અને હાનમેને ઉત્તરાર્ધ.

વૈજ્ઞાનિક નિસર્ગોપચાર આ બન્ને મહાન ચિકિત્સકોના દૃષ્ટિબિંદુઓનો સફળ સમન્વય કરે છે, એ એમ કહે છે કે કુદરત અને કલા બન્નેના સાચા સહકાર સિવાય સફળ રોગનિવારણ અને સ્થાયી સ્વાસ્થ્ય શક્ય નથી.

નિસર્ગોપચાર એ શબ્દમાં 'નિસર્ગ' શબ્દ કુદરતનો અને 'ઉપચાર' શબ્દ કલાનો દ્યોતક છે. કુદરત અને

કલા એ બન્ને પરસ્પર વિરોધી છતાંય પરસ્પર પોષક અને પૂરક તત્ત્વો છે.

તો પછી પ્રશ્ન એ થશે કે નિસર્ગોપચાર કુદરતની અપૂર્ણતાઓ અને મર્યાદાઓ ક્યાં ક્યાં જુવે છે?

એનો જવાબ એ છે કે કુદરત એટલે ભૂતકાળના અનુભવ, જ્ઞાન અને ડહાપણનો ભંડાર. માનવી માછલામાંથી માણસ થયો ત્યાં સુધીના લક્ષાવધિ અવતારોની સ્મૃતિનો સંગ્રહ, એવું જીવનતત્ત્વ ધરાવે છે.

એટલે આ જીવનશક્તિ સંરક્ષકશક્તિ છે, સર્જક શક્તિ નથી. એને વ્યવસ્થા કરતાં આવડે છે. નવસર્જન કરતાં આવડતું નથી. આત્મરક્ષણમાં જેટલી કુશળ છે, એટલી આક્રમણમાં કુશળ નથી. એનામાં ડહાપણ છે, પરાક્રમ નથી. એ વૈષ્ણવી શક્તિ છે, બ્રાહ્મી શક્તિ નથી. શારીરિક વ્યાપારોમાં કુદરત સ્ત્રીનો ભાગ ભજવે છે, કલા પુરૂષનો.

પરિસ્થિતિ આવી હોવાથી ભૂતકાળમાં જે પ્રકારના પ્રશ્નો ઉપસ્થિત થયા હોય તેજ પ્રકારના પ્રશ્નો જો વર્તમાનમાં ઉપસ્થિત થાય તો જીવનશક્તિ એકલે હાથે એમનો સફળતાપૂર્વક ઉકેલ લાવી શકે. પણ ઉલટપક્ષે જો અણધાર્યા કે તદ્દન નવા પ્રશ્નોનો સામનો કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તો આ જીવનશક્તિ નિષ્ફળ નીવડે છે, અથવા તો અંશત: સફળ થાય છે. આ નિષ્ફળતાનું નામ જ રોગ!

એ એક જાણીતી હકીકત છે કે જે પ્રજાઓ ક્ષય કે ઓરી જેવા ચેપી રોગોથી કદી પિડાતી નથી હોતી, તે જ પ્રજાઓ જો આ રોગોના ચેપ સાથે સંસર્ગમાં આવે તો એ પ્રજાનાં માણસો બહુ જ ઝડપથી આ રોગોના ભોગ બને છે, અને એનું મરણપ્રમાણ પણ બહુ જ ભયંકર હોય છે. એનું કારણ એ છે કે આ પ્રજાઓના જીવનબળે ભૂતકાળમાં કદી આ રોગોનો સામનો કર્યો હોતો નથી. એટલે આ નવી આફત આગળ એમની જીવનશક્તિ લાચાર બની જાય છે. પણ થોડી પેઢીઓ જો આ જ રોગોના સહવાસમાં રહેવાનું થાય તો એ લોકો પણ આપણી પેઠે આ રોગોનો સામનો કરતાં શીખી જાય છે.

જંતુશાસ્ત્રીઓ કહે છે કે લગભગ દરેકે દરેક માણસ ઉપર ક્ષયનું આક્રમણ આવી ગયું હોય છે, પણ સોએ પંચાણું માણસોમાં એમની જીવનશક્તિએ એ આક્રમણને એટલી તો સરળતાથી, સફળતાથી અને સચોટતાથી પાછું હઠાવી દીધું હોય છે કે એમને આ ઘટનાની ખબર સરખી પડતી નથી! બાકીના પાંચ ટકામાં જ્યાં જીવનશક્તિ સફળતાપૂર્વક આત્મ-રક્ષણ કરી શકતી નથી ત્યાં જ બાહ્ય લક્ષણોથી આંતરિક અવ્યવસ્થા પ્રત્યક્ષ થાય છે. એનું કારણ એ છે કે જમાનાઓના અભ્યાસથી આપણી જીવનશક્તિ ક્ષયનો સામનો કરતાં શીખી ગઈ છે.

હવે બીજો દાખલો લઇએ. સગર્ભાવસ્થામાં જો માતાનો ખોરાક નિ:સત્વ હોય તો એના શરીરમાં ચૂનાની તૂટ પડે છે. આવે વખતે કુદરત માતાનાં હાડકાં, દાંત અને વાળના મૂળમાંથી સંઘરાયલો ચૂનો ખેંચી લઈ બાળકના નવા બંધાતા દેહનું ઘડતર કરે છે. પરીણામે માતાના માથાના વાળ ઉતરે છે અને દાંતમાંથી લોહી કે પરૂ નીકળે છે. આવે વખતે માતાને ઠીંકરાં, કોલસા કે માટી ખાવાના 'ભાવા-અભાવા' થાય છે. આ રોગિષ્ટ વાસનાઓ મારફતે કુદરત માતાના શરીરમાં ચૂનાની ન્યૂનતા છે એવું સૂચવે છે.

એ જ રીતે કોઈ માણસ પોતાના ખોરાકમાં મેંદાજ અને શર્કરાયુક્ત પદાર્થો બેહદ લેતો હોય તો એમાંથી એના શરીરમાં ઓક્ઝેલિક એસિડ બને છે. ઓક્ઝેલિક એસિડ કાતીલ ઝેર છે. એ શરીરને નુકશાન ન કરે એટલા માટે કુદરત શરીરમાં સંઘરાયલો ચૂનો ખેંચી લઈ એનાથી આ એસિડને મારી પેશાબ મારફતે કેલ્શ્યમ ઓક્ઝેલેટના ગાંગડાના રૂપમાં કાઢી નાખે છે. પેશાબમાં આ ગાંગડા દેખાતાં જ એલોપેથિક દાક્તરો પોતાના દરદીઓને કેલ્શ્યમવાળા ખોરાક ખાવાની મનાઈ કરે છે. પણ આ અજ્ઞાનમુલક સલાહ છે. દરદીને ઓછા કેલ્શ્યમની જરૂર નથી હોતી. પણ ઝેરને મારવા અને સંઘરાયલા ચૂનાને બચાવવા વધુ કેલ્શ્યમની જરૂર હોય છે.

નિસર્ગોપચારના તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જો શરીરવ્યાપારશાસ્ત્ર (Physiology) આરોગ્યશાસ્ત્ર, રોગશાસ્ત્ર અને ચિકિત્સાશાસ્ત્રનો આપણે અભ્યાસ કરીએ તો ઉપરના દાખલાઓ જેવા સેંકડો દાખલાઓ આપણને મળી આવશે.

આ દાખલાઓ આપણને કુદરતનું ડહાપણ તેમજ મર્યાદાઓ સ્પષ્ટ રીતે બનાવે છે. આપણે એ જોયું કે કુદરત ચૂનાનો વધુમાં વધુ આવશ્યક, ડહાપણ ભરેલો અને કરકસર-ભરેલો ઉપયોગ [illegible] પણ [illegible] ચૂનો સર્જી

શકતી નથી! શરીરને ચૂનો પુરો પાડવાનું કામ તો કલાયુક્ત આહારયોજના જ કરી શકે. જેમ પતિ કમાઈ લાવે અને પત્ની સદુપયોગ કરે, તેમ કલા સર્જન કરે અને કુદરત સંરક્ષણ અને સુવ્યવસ્થા કરે!

આ "Vis medictrix Nature." એટલે કે કુદરતની રોગનિવારક શક્તિ વિષે છેલ્લામાં છેલ્લો એક સિદ્ધાંત કે જેના પ્રુરેસ માર્ડીસ પ્રબળ સમર્થક છે તે એમ છે કે આ રોગનિવારક શક્તિ એ બીજુ કંઈ જ નથી, પણ આંતરમનની (Subconscious Mind.) શક્તિ છે. અને એ શક્તિથી જ રોગ મટે છે. એના પુરાવામા હિપ્નોટીઝમ અને કાઉની પદ્ધતિદ્વારા થએલુ રોગનિવારણ આગળ ધરવામાં આવે છે.

રોગને મટાડનાર બળ પ્રાણબળ નથી પણ મનોબળ છે. એ સિદ્ધાંત આપણે કબૂલ કરીએ તો પણ આપણે ઉપર જોએલું કુદરતનું સ્વરૂપ ખોટું ઠરતું નથી, કારણ કે આંતરમન એ પણ ભૂતકાળના અનુભવોનાં સંચય વડે જ રચાયલુ અને સમૃદ્ધ થએલુ છે. એટલે કુદરત એટલે ભૂતકાળ એ સિદ્ધાંતને આ નવો સિદ્ધાંત પણ ટેકો આપે છે.

જો કે મારે એ અહીં સ્પષ્ટ કરવુ જોઇએ કે આ નવો સિદ્ધાંત સર્વાંશે સાચો નથી તેમ જ એ સર્વમાન્ય થયો નથી. રોગનિવારણમાં પ્રાણબળ અને મનોબળ બન્ને કામ કરે છે.

ટુંકામાં કહેવુ હોય તો એમ કહી શકાય કે જીવનશક્તિ પ્રત્યે નિસર્ગોપાસકો અંધશ્રધાળુ છે નિસર્ગોપચારકો આસ્તિક છે અને વૈદ્યડાકતરો નાસ્તિક છે

[ ચાલુ ]



# જીવન સૌરભ

છોટાલાલ માનસિંગ કામદાર

ચૈતન્ય મહાપ્રભુના બે જીવન પ્રસંગો છે.

આ પ્રસંગો ખૂબ અર્થસૂચક છે અને સહૃદયી સત્યશોધકોથી જ તેનો અર્થ સમજી શકાય તેમ છે.

એક વખત તેમની બાલ્યાવસ્થામાં એક બ્રાહ્મણ યાત્રાળુએ તેમના પિતા શ્રી. જગન્નાથ મિશ્રને ત્યાં ઉતારાની માગણી કરી. અતિથિનું સ્વાગત કરવામા આવ્યુ અને રાંધવા માટે તેને વાસણો આપવામાં આવ્યાં ભોજન તૈયાર થયા પછી અતિથિએ આંખો મીચીને કૃષ્ણ પ્રભુને ભોગ ધરાવ્યો. બરાબર તે જ વખતે બાળ ચૈતન્ય પ્રભુ અચાનક ત્યાં આવી ચડ્યા અને ભોગમાંથી થોડુંક ખાઈ ગયા. છોકરાના સ્પર્શથી ભોગ અભડાઈ જતાં, અતિથિ નારાજ થઈ ગયા. યજમાને તેને બીજી વખત રસોઈ કરવાની વિનતિ કરી. અતિથિએ બીજી વખત રસોઈ તૈયાર કરી અને ફરીથી ભોગ ધર્યો. આ વખતે ચૈતન્ય પ્રભુને બીજે લઈ જવામાં આવ્યા હતા છતાં તે ત્યાં આવી ચડ્યા અને ભોગમાંથી થોડું ખાઈ ગયા. હવે છોકરાને ઓરડો વાસીને તાળું મારી પૂરી દેવામાં આવશે તેવી અતિથિને ખાતરી અપાતાં તેણે ત્રીજી વખત રસોઈ તૈયાર કરી. પણ ત્રીજી વખત પણ તે ત્યાં આવી ચડ્યા અને ભોગમાથી થોડુ ખાધું. તે ત્યાં કેવી રીતે આવી ચડ્યા તેની કોઇને ખબર પડી નહિ પરંતુ આ વખતે અતિથિએ વાંધો લીધો નહિ, કેમકે તે ધ્યાનમાં હતો ત્યારે પ્રભુએ તેને આવીને કહ્યુ હતું કે તું મને વારંવાર બોલાવે છે એટલેજ મે આવીને પ્રસાદ ચાખ્યો છે.

* *

કાશ્મીરના કેશવ ભટ્ટ નામના કોઈ 'દિગ્વિજયી' બધે સ્થળે વિજય પ્રાપ્ત કરીને નવદ્વીપમાં આવ્યા. તે સમયે નવદ્વીપ વિદ્યાનું ધામ હતુ. ત્યાં આવીને તેને અંતિમ વિજય પ્રાપ્ત કરવાનો હતો. એમ કહેવાય છે કે તેને સરસ્વતી દેવીનું વરદાન હતું. ચૈતન્ય પ્રભુ ત્યારે નિમાઇ તરીકે ઓળખાતા હતા. તે વખતે તે વ્યાકરણના મહાન પંડિત હતા. દિગ્વિજયી ગંગા નદીના કાંઠે નિમાઇના પરિચયમાં આવ્યા. નિમાઈની વિનતિથી દિગ્વિજયીએ ગંગાસ્તુતિના સો શ્લોકો ત્યાં ને ત્યાં રચી કાઢ્યા. પોતે રચેલા શ્લોકોથી કેશન ભટ્ટનું હૃદય ખૂબ પુલકિત થઈ ગયુ યુવાન નિમાઇએ તેમાંથી એક શ્લોક લઈ પંડિતજીને તેના ગુણદોષનું વિવેચન કરવાનું કહ્યુ પોતાના કોઈ શ્લોકમાં દોષ હોઇ શકે તે વાત જ પંડિતની મગરૂબીને ફટકા સમ હતી પણ જ્યારે નિમાઇએ તે એક જ શ્લોકમાં પંડિતને કેટલીયે ભૂલો બતાવી ત્યારે

પંડિત તો દિગ્મૂઢ થઈ ગયા. ઘેર જઇને તેણે રાત્રે સરસ્વતી દેવીની કૃપા પ્રાપ્ત કરવા તેનું ધ્યાન ધર્યું, પરંતુ સરસ્વતીએ પંડિતને જણાવી દીધું કે યુવાન નિમાઈ તો મારા પતિ, મહાપ્રભુ છે.

* * *

ગયામાં નિમાઈને ઇશ્વિર પુરી-પાદ પાસેથી આધ્યાત્મિક દિક્ષા મળી.

સન્યાસ પછી, નિમાઈ શ્રીકૃષ્ણ-ચૈતન્ય તરીકે પુરી ગયા. ત્યાં તે પંડિત સાર્વભૌમને મળ્યા. પંડિતજી ઓરીસાના મહારાજ પ્રતાપરૂદ્રની કાઉન્સિલના તર્કશાસ્ત્રી તથા તે સમયના મહાન વેદાંતી હતા. તેને યુવાન સન્યાસી પર દયા આવી અને આવો યુવાન સન્યાસધર્મ શી રીતે પાળી શકશે તેનું તેને આશ્ચર્ય થયું. તેથી તેણે વેદાંત શીખવવાની દરખાસ્ત કરી. ચૈતન્ય પ્રભુએ કેટલાક દિવસો સુધી આ મહાન વેદાંતી પાસેથી વેદાંતનું વિવરણ સાંભળ્યું પરંતુ પંડિતના સિદ્ધાંતોની ચૈતન્ય પ્રભુ પર કંઇ અસર થઇ નહિ. તેણે પંડિત સાથે ખૂબ ચર્ચા કરી. છેવટ પંડિતને પોતાના પક્ષમાં લીધા. અને પંડિત ચૈતન્ય પ્રભુના ચૂસ્ત અનુયાયી થઈ

*

પૂનાના 'સંકાલ' પત્રના તંત્રી ડો. એન. બી. પરુલકરે નીચેની હકીકત 'ફ્રી પ્રેસ'ના ખાસ ખબરપત્રીને કહી છે.

એક દિવસ ડોકટરને તેના એક જુના અમેરિકન મિત્ર તરફથી ટેલીફોનનો સંદેશો મળ્યો. આ મિત્ર 'કવેકર' પંથના હતા અને હિંદની મુલાકાતે આવ્યા હતા. તેને મહાત્માજીની 'આત્મકથા'ની નકલ જોઈતી હતી. આખા મુંબઈ અને પુનામાં કરેલ તપાસને અંતે બે નકલો મળી આવી. ડો. પરુલકરે તેના મિત્રને આ નકલો આપી. છેલ્લી ઘડીએ મિત્રને ખબર પડી કે વિમાનમાં જેટલું વજન જઈ શકતું હતું તેના કરતાં તેના સામાનનું વજન વધી ગયું હતું. તેથી તેને કંઇક સામાન કાઢી નાખવાની જરૂર હતી. 'સત્યના પ્રયોગો'ની નકલ માટે જગ્યા કરવા તેણે ૬૦ ડોલરની કીમતનો કોટ સામાનમાંથી કાઢી નાખ્યો.

* * *

શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીમાં રમુજી વૃત્તિ છે. કેપટાઉન કરાર સમયે દક્ષિણ આફ્રિકાના વડાપ્રધાન જનરલ હર્ટઝોગે શાસ્ત્રીજીને જમવા માટે નોતર્યા હતા. જમવાનું શરૂ થયા પહેલાં વડાપ્રધાને શાસ્ત્રીજીને અનેક પ્રકારના દારૂમાંથી એકની પસંદગી કરવાનું કહ્યું. શ્રી. શાસ્ત્રીજી તેને સીધો જવાબ આપી શક્યા હોત કે, તાંજોર પરગણું પુણ્યધામ હોઈ ત્યાંના રહેવાસીઓ દારૂને સ્પર્શ કરતા નથી. તેમ કરવાને બદલે તેણે જવાબ આપ્યો. 'જનરલ, આપણે બન્નેને જેલ ભેગા થવું પડશે.' જનરલ તો ડઘાઈ ગયા. તેણે તેનું કારણ પુછ્યું. શ્રી શાસ્ત્રીજીએ તેને ટ્રાન્સવાલના કાયદાની યાદી આપી કે કોઈ પણ શ્વેત મનુષ્ય કાળા મનુષ્યને પીણું આપી શકે નહિ કે કાળા મનુષ્યથી તેનો સ્વીકાર થાય નહિ.

* * *

જાણીતા પત્રકાર કે. રામરાવના જણાવવા મુજબ એક એવી વાત પ્રચલિત છે કે વાઈસરોયે એક વખત હિંદી સરકારના ગૃહમંત્રીને મહાત્મા-ગાંધીને મળી તેની સાથે રાજકીય પ્રશ્નોની ચર્ચા કરવાનું કહ્યું હતું. તેની તેણે એવા કારણસર સ્પષ્ટ ના સુણાવી દીધી કે હું સામાન્ય સનંદી નોકર મહાત્મા ગાંધી જેવા વિદ્વાન અને કુશળ રાજનીતિજ્ઞને સરખા દરજ્જા પર મળવા માટે બિલકુલ લાયકાત ધરાવતો નથી.

* * *

**મદ્રાસમાં** તેમના વસવાટ દરમિયાન શ્રી. નારેસને કસ્તુરબાને એકથી વધારે વખત વ્યગ્ર સ્થિતિમાં જોયાં હતાં. તેથી તેમણે તે વાત ગાંધીજીના લક્ષ પર મૂકી. તેમણે જવાબની રાહ જોયા શિવાય જણાવ્યું કે 'બધું દુઃખ તેણે પોતે હાથેથી ઉત્પન્ન કર્યું છે. તેના પુત્રનાં બાળકો માટે કીમતી કપડાં ખરીદવા મારે તેના પૈસા આપી દેવા તે મને કહે છે. 'મેં હસતાં હસતાં કહ્યું કે તમે ક્રૂર પતિ છો' ગાંધીજીનો જવાબ સત્વર ફરી વળ્યો 'જુઓ તમે મારા પ્રત્યે કડક થાઓ છો. આવી અને બીજી બાબતોમાં જો હું તેની ઇચ્છાઓને વશ થવા માંડું તો મારા સિદ્ધાંતના ત્યાગનો પ્રશ્ન આવી ઊભો રહેશે. તે મારા વિચાર સંપૂર્ણપણે જાણે છે અને મારી રહેણીકહેણીથી તે તદ્દન પરિચિત છે. મેં તેને એકથી વધારે વખત વિનતિ કરી છે કે તે મારાથી જુદી રહે અને તકલીફોથી બચીને નિરાંતે પોતાનાં બાળકો સાથે લહેર કરે. પણ તેમ કરવાની તે ના પાડે છે. વફાદાર હિંદુપત્નીની માફક, હું જ્યાં જઉં ત્યાં
તે -બે છે.

*

# ચમને અદબ : ૫

આ. વિજયરાય ક. વૈદ્ય

## ૯. મહાકવિ શ્રી માઘ

સાડાબારસોથી તેરસો વર્ષ પર ગુજરાતના પ્રાચીન પાટનગરોમાના એક શ્રીમાલ, ભિલ્લમાલ કે ભિન્નમાળમાં થએલા સંસ્કૃત ભાષાના આ મહાકવિનો સ્મૃતિદિન ગયા ફેબ્રુઆરીમાં મદ્રાસની :સંસ્કૃત વિદ્વત્પરિષદે ('એકેડેમી'એ) ઊજવ્યો હતો. ત્યાંની જ યુનિવર્સિટીમાં ફેલોશિપ એટલે અધ્યેતાવૃત્તિ ધરાવનાર એક ઉત્સાહી વિદ્યાભ્યાસગી રા. એચ. જી. નરહરિએ શ્રી માઘ કવિ વિશે એક રસિક વ્યાખ્યાન ('આર્યન પાથ' સપ્ટે. '૪૫) આપ્યુ હતું. એના પ્રારંભમા જ તેમણે સસ્કૃતના ચાર મહાકવિઓ વિશેના પ્રસિદ્ધ શ્લોકને યાદ કરેલો : ઉપમા તો કાલિદાસની જ ઉત્તમ, ભારવિનું અર્થગૌરવ, દંડીનું પદલાલિત્ય, પણ માઘની કૃતિ–એક માત્ર ઉપલબ્ધ કૃતિ–'શિશુપાલ વધ'મા[1] તો એ ત્રણેના ગુણો સંમીલિત થયા છે.

'શ્રી' એટલે લક્ષ્મીજીને પોતાના સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર જે સ્થળે થતા, અનેક 'માલ' એટલે માળાઓ વડે તેને દેવોએ આચ્છાદી દીધુ હોઇને, આપણા કવિનું એ જન્મસ્થાન શ્રીમાળ કહેવાયુ હતું. તેમા હજારો દેવસ્થાન ગણપતિ, શિવ તથા ચંડિકા દેવીના હતાં. વીસેક માઈલના સમચોરસ વિસ્તારમાં વસેલા એ નગરને ૮૪ તો દરવાજા હતા. એ સમયના એવા વિશાળ પાટનગરને માટે, "સર્વશાસ્ત્રાણિ વર્તન્તે શ્રીમાલે શ્રીનિકેતને" એમ સ્વાભાવિક રીતે જ કહેવાયુ હતું કેમકે ત્યાં ચારે વેદ, વેદાંગ તથા ઉપનિષદોનું તેમ જ ધર્મશાસ્ત્રો તથા એનાં રહસ્યોનું, તેમ વળી છન્દ ને વ્યાકરણના શાસ્ત્રોનું પૂરેપૂરું અધ્યયન કરાવનાર સમર્થ ગુરુઓ હતા અને એમના હજારો સુપાત્ર શિષ્યો હતા.

એવે સ્થળે જન્મી, ઊછરી, ભણીને વિવિધ વિદ્યાઓમાં આગળ વધેલો, દ્વિજ દત્તક સર્વાશ્રમ[2] નામે ઉત્તમ કુળનો બ્રાહ્મણનો પુત્ર આ જે માઘ, તે માત્ર કવિ નહિ–પંડિતકવિ જ બને તેમાં શું આશ્ચર્ય ?

સંસ્કૃત સાહિત્યના ઉત્કૃષ્ટ કવિઓમાંના આ એકનું કવિત્વ સૌથી અધિક પ્રકાશે છે વર્ણનશક્તિના એના પ્રભુત્વમાં. તેનાં એ રસભર્યાં વર્ણનો પણ એકાદ–બે પ્રકારના નથી : તે કોઈ વાર હોય છે ઈન્દ્રપ્રસ્થમા પ્રવેશતા શ્રી કૃષ્ણને નયણાં ભરીને નીરખવા ઉત્સુક પુરાંગનાઓનું વર્ણન, તો કોઈ વાર હોય છે રૈવતકગિરિ એટલે ગિરનારની સુન્દરતાનું, ક્યારેક તે હોય છે સન્ધ્યાની કે ચન્દ્રોદયની શોભાનું, તો ક્યારેક વીર અદ્દ્ભુત ને કરુણ રસે ભર્યા યુદ્ધનું વર્ણન. એ વર્ણનોના વિવિધ ગુણોમાં કવિની જે અપૂર્વ પ્રતિભા, સૂક્ષ્મ અવલોકનશક્તિ તથા ઓજસનો અનુભવ સહૃદય વાચકોને થાય છે તે એમને મુખે ધન્યવાદ પામ્યા વિના રહેતો નથી.

જેવુ ઉત્તમ કોટિનું કવિત્વ તેવું જ માનજનક છે માઘનું પાંડિત્ય. 'શિશુપાલવધ'માંથી આપણે જાણી શકીએ છીએ કે તેની સાંખ્ય, યોગ તથા મીમાંસા જેવાં કૂટ દર્શનશાસ્ત્રોની તેમ જ બૌદ્ધધર્મ તથા વ્યાકરણના અટપટા વિષયની વિદ્વત્તા પ્રથમ પંક્તિની હતી. સંગીત તથા નૃત્ય જેવી લલિત કલાઓનું અને અશ્વો તથા હસ્તિઓની પરીક્ષા કરવાની વિદ્યાઓનું તેનું જ્ઞાન પણ પ્રશંસાપાત્ર જણાય છે. ઉપરાંત, એક તરફ રાજ્યનીતિના શાસ્ત્રનો તો બીજી તરફ રતિશાસ્ત્રનો પણ તે અસામાન્ય પંડિત હોવાનું માલૂમ પડે છે.

છેલ્લી વાત ભાષા પરના તેના બહુ વિરલ ગણાય તેવા કાબૂની. એના અમુક શ્લોકોમાં શબ્દ ખેલ જેવું થઇ જાય છે એ મર્યાદા ધ્યાનમાં લીધા પછી પણ કહેવું જોઇએ કે તેનું સંસ્કૃતજ્ઞાન અનેક રીતે ખરે જ વિસ્મયજનક છે. આ કારણે જ આપણને એક સુધીર વિવેચક ડૉ. બાર્નેટનો એવા ભાવાર્થનો અભિપ્રાય માન્ય રાખવા જેવો લાગે છે કે માઘે સંસ્કૃત સાહિત્ય પર અસાધારણ પ્રભાવ પાડયો છે અને તેથી, જે કોઈ એ ભાષાની અમોઘશક્તિનો ને બહુવિધ શક્યતાનો પરચો પામવા ઇચ્છતું હોય તેણે આ કવિના મહાકાવ્યનું પરિશીલન કરવુ જોઇએ.

---

૧. એમા નથી એવા પણ માઘના રચેલા શ્લોકો વિશે અન્ય સંસ્કૃત ગ્રન્થો 'ઔચિત્યવિચાર ચર્ચા' તથા 'સુભાષિતાવલિ'મા ઉલ્લેખ હોવાથી, તેણે એ (શિ પા વધ) સિવાયની રચના કે રચનાઓ કરી હોવાનું સમજાય છે.

૨. દત્તકના પિતા સુપ્રભદેવ, એ પ્રદેશના ત્યારના રાજા વર્મલાખ્યના 'સર્વાધિકારી' એટલે પ્રધાન હતા.

## ૧૦ પાંચમું સ્વાતંત્ર્ય

ચાર જાતના સ્વાતંત્ર્ય વિશે તો સ્વ. પ્રે. રુઝવેલ્ટે એવું કહેલું તે જાણીતું છે કે આવતી કાલનાં જગતમાં મનુષ્ય ભૂખમરા ને ભયથી સ્વતંત્ર રહેવો જોઇએ, તેને ધર્મનું તથા વાણીનું સ્વાતંત્ર્ય પણ હોવું જ જોઇએ.

આમાં હવે 'મિનેંડર,' ઉપનામધારી એક સમર્થ ચિન્તનશીલ લેખકે લેખકો માટેનું પાંચમું સ્વાતંત્ર્ય ઉમેરવાની અગત્ય દર્શાવી છે (ટાઇમ્સ લિટરરી સપ્લીમેંટ : ૨૮–૪–૪૫) એને તે Freedom from interruption એટલે વિક્ષેપોમાંથી મુક્ત રહેવાનું સ્વાતંત્ર્ય કહે છે. તેનો એવો અભિપ્રાય સાચો લાગે છે કે કલાકારો તથા સાહિત્યકારોએ આ પાંચમા પ્રકારની સ્વતંત્રતાને જરા પણ ઓછામાં લેખવવી જોઈએ નહિ. મૂળ વાત તો એ છે કે કલા કે સાહિત્યની રચનાને અંગે એ સમગ્ર વ્યાપાર, પ્રક્રિયા, પ્રવૃત્તિ જે કાંઈ કહીએ તેને માટેનો જ સૂક્ષ્મભાવી પ્રયત્ન (stress) એવું મનોવ્યાપારી (psychological) દબાણ, સર્જક અનુભવતો હોય છે. એ તો પહેલું, કુદરતી, અનિવાર્ય દબાણ થયું. એમાં હવે તો ઉમેરાય છે એક બીજું, વત્તેઓછે અંશે સ્થૂલ કે બાહ્ય કહેવા જેવું દબાણ.

એ દબાણથી થતો ત્રાસ કેવો છે? લેખકના ઘરનાં બારણાં (બોંબથી કે હુલ્લડખોરોને હાથે) ભાંગવામાં આવે છે; તેના હાથમાંથી કલમ આંચકી લેવામાં કે એનો ક્ષુદ્ર પ્રચાર માટે ઉપયોગ કરવાની ફરજ પાડવામાં આવે છે; સર્જનના તેના ઉદ્દેશથી એને દૂર ખેંચી જવાય છે; જે દુનિયા જાણે ખાંડી–બાંડી બની ગઇ છે તેના ક્રોધાળ કોલાહલને વશ થવાનો વખત તેને માટે આવે છે.

આવાં ભાતભાતનાં બારણુ કે દબાણ કે પર–પ્રયત્નોથી સમાજે પોતાના લેખક વર્ગને મુક્ત રાખવો જોઇએ. સમાજમાં એટલી સમજણ ઊગવી જોઇએ કે કલાકારો તથા લેખકો (સર્વથા નહિ તો અમુક સંગીન અંશે પણ) જે એકાંતવાસ વાંછતા હોય છે તે, જનતાને તજી દઇને 'બાગેડુ' બનવા માટે નહિ પણ ચિત્તની એકાગ્રતા તથા અન્તરાત્માની એવી જાગૃતિ માટે કે એ ઉભયનો વધુમાં વધુ લાભ સર્જનને મળે.

અને એમ થએલાં સર્જનો બહુવિધ ઉચ્ચ ગુણવત્તાથી સોહશે. એમાં મનુષ્યો પર રાજ્ય કરવાની કે મત–વટાળની વાસના નહિ હોય; તે તો જોનાર કે વાંચનારની જીવન–સર્જકતાને જ મુક્ત કરે, એને ગૂંગળાતી કે થીજી જતી મટીને પ્રવાહવતી બનાવે, તેવો આત્મ–જાગ્રત કલાધર પ્રકૃતિનું નહિ અન્ધ અનુકરણ કરે ને એને વિપરીત કે વિકૃત રૂપે તો નહિ જ આલેખે; તે તો સ્વકૃતિમાં પ્રકૃતિમાં પ્રકૃતિનું જાણે આલ્હાદકારી નવનિર્માણ કરશે. અને, એકાંતવાસી છતાં સુપ્રેરિત લેખક ચિત્રકાર આદિની સૌ મોટી સિદ્ધિ તો એ હશે કે વિક્ષેપો રહિત એવો તે આપણાં સંવેદનોને સામટી સંખ્યાનાં નહિ પણ સ્વાભાવિક પ્રમાણમય અને સ્ફટિક શાં નિર્મળ કરી, જીવનને સંવાદમય તથા ઊર્ધ્વગામી પણ અવશ્ય બનાવશે.



મેજીસ્ટ્રેટે એક જૂના ગુનેગાર તરફ સહાનુભૂતિપૂર્વક ફરતાં કહ્યું : 'વળી તમે અહીં આવ્યા કે?'

આરોપીએ ઠાવકે મોંએ જવાબ દીધો: 'સાહેબ, હું નથી આવ્યો. એ પોલીસો મને ઘસડી લાવ્યા છે.'

'પીધો હશે!' મેજીસ્ટ્રેટે પૂછ્યું.

'હા, સાહેબ, બંનેએ!'

*

'મારો દીકરો પરદેશમાં કમાવા ગએલ.'

'ત્યારે તો ઘણું કમાયો હશે.'

'શું કમાયો એ તો ખબર નથી, પણ હમણાં છાપાંમા વાંચ્યું કે સરકારે એના માથા પર રૂ. ૫૦૦૦નું ઇનામ જાહેર કર્યું છે.'

# ભલે ગાડી મોડી થઇ

યાત્રી

સ્ટેશન પર આવ્યા ત્યારે ખબર પડી કે ગાડી તો દોઢ કલાક મોડી છે! યજમાન મૂકવા આવ્યા હતા, તેમને કહ્યુ કે તમે તો હવે ઘેર પધારો, ઘણા દિવસનો શ્રમ છે ઘણી રાતોના ઉજાગરા છે, ને શરીર સારુ નથી

દવાઓની મદદથી જ જેના હાડમાસ ને ચામની પોટલી બધાયેલ રહેતી હતી તેવા એ સ્નેહીએ જરા વાર તો ઊઠવાનો યત્ન કર્યો, પણ પછી કહે, 'ના, ના, ગમતુ નથી ઘેર તો ઊડ ઊડ લાગશે બેઠો છુ '

મન કઇક કચવાણુ ભાઈ ગયા હોત તો નિરાતે નોવેલની ચોપડી પૂરી કરી કાઢત આ તો દોઢ કલાક ખૂટવો કઠણ પશે

પછી 'ગાડી આવી એમ સાભળ્યું ત્યારે થયુ કે ગાડી પાચેક કલાક મોડી હોત તો કેવુ સારુ હતુ! એ દોઢ કલાક પાણીના રેલા પેઠે ચાલ્યો ગયો, અને થેલીમા પડેલી નવલકથાના કરતા અધિક રસભરી જીવન-કથાઓનું એક આખુ ઝુમખુ જડયુ

★

ચાર પાચ જણા ભેળા થઇ ગયા હતા વાર્તાલાપના વાણાતાણા કોઈ વિચિત્ર રીતે ગોઠવાતા ગયા અને વાત આ રીતે શરૂ થઈ મે મારી સાથેના ભાઈને પૂછ્યુ

'કા, કાઈ હિસાબ કિતાબ આવ્યો કે નહિ?'

'શનો?'

'તમારી ગીતોની રેકર્ડોનો?'

'ના રે!' કહેતા મારા સાથીની આખ ચમકી ઊઠી 'હિસાબ વળી કેવો?'

'કેટલા સેટ વેચાણા હશે હુ તો માનુ છુ કે સેંકડો '

'હશે!' ભાઇએ મદ હાસ્ય કર્યુ

પણ આમ જ?'

'મે તમને નહોતી વાત કરી એક પીનની ડબીની?'

'શું?'

'કે મારી રેકર્ડો ઉતારનારી એ કપનીની કચેરીમા મને તેડાવ્યો હતો ત્યા મે એક પીનની ડબી માગી કપનીના માલિકે એક ડબી કાઢી એમાથી પીનો થોડીક હતી તે મને આપી ડબી રાખી લીધી! એની પાસેથી મારા સેકડો વેચાણ મટનો હિસાબ શો વળી?'

'પણ કાઈ લખત બખત?'

'કાઈ નહિ ના!'

'કા?'

'મને એવી કઈ ખબર નહોતી ને એમણે મને કહ્યુ હતુ કે આ તો આપણુ રાષ્ટ્રીય સાહસ છે, આ તો રાષ્ટ્રને ખાતર સેવા કરીએ છીએ '

'રાષ્ટ્ર! સાચુ ' મે રાષ્ટ્રને વટાવી જનારાઓનો ઠીક ઠીક અનુભવ હોવાથી થૂકનો ઘૂટડો ગળે ઉતારતા ઉતારતા કહ્યુ ત્યારે એણે ઉમેર્યુ

'ને ભાઇ, ગયે વખતે અમે પરદેશી કપનીમા રેકર્ડ ઉતરાવી એની એને ખબર પડી ત્યારે તો એણે શુ રૂપ કર્યો તો અમારા ઉપર! લાલચોળ બની જઇને એણે અમારા ભાઇની ધૂડ કાઢી નાખી કે ઈ પરદેશી 'કૂતરા'ને જઇને આપી આવ્યા?

'એમ! એટલી બધી વાત કૂતરો કહ્યો?

'હા જ તો, ઓલ્યુ ગ્રામોફોન સાભળતા કૂતરાનું ચીતર હોય છે ના, ઈ પરથી કૂતરો કહ્યો '

★

**બેઠેલી મડળીમાથી** બીજા એક ભાઇએ આ સાભળીને વાત ઉપાડી 'કરોડોની નીપજવાળા એક રાજ્યના ધણીની હુ વાત કહુ અમારા મહારાજના એ મહારાજા દિલોજાન દોસ્ત ને હુ તો કહેવાઉ ચાકર, પણ મહારાજા મારા સાહિત્યના શોખીન મારી વાતોમા વિનોદ લેનારા, એટલે મને પણ એ મોટા રાજ્યમા એના દોસ્ત મહારાજાસાહેબ પાસે લઈ જાય ત્યા પણ મારે દિલજાન દોસ્તી બધાઈ ગઇ એટલે સુધી કે એ બેઉ જણા ગજીપે જુગાર રમે તેમા મને પણ રમવા બેસારે હવે એ-તો થઇ પૈસેથી રમવાની રમત એમા જેના પાનામા જોકર આવે તે રમનાર પોતે જે કાઈ રકમ કહી હોય તે મુજબ જીતે એકવાર રમતા રમતા એ કોટપતિ મહારાજા મને કહે કે 'હા દાનઉ તારામા જોકર આવ્યો લાગે છે!

પૂછ્યુ 'સાહેબ, આપે કેમ કરી જાણ્યુ?

કહે કે 'તુ તારા પતા જોઇને મલકાઇ રહ્યો છે તેથી તારામાં જોકર હશે તે જોઇને મલકાતો હઇશ'

એ વખતે મે મારે જે ઘણા વખતથી કહેવુ હતુ તે કહેવાની તક લીધી 'જોકરને જોઇને ન હસુ તો શુ તમને જોઇને હસું સાહેબ! તમારા કરતા જોકરનું મોઢુ સારું છે એ મને મે પૈસાની પણ પ્રાપ્તિ કરાવશે, જ્યારે તમે તો

મને, ગરીબ પગારદારને, જોડે રમવા બેસારીને આ તો કદી વિચાર જ નથી કર્યો, કે હું જે હારું તે ક્યાંથી ભરી શકીશ ! તમે મને એક પાઇ પણ આપો છો ?'

'પછી એ કાંઇ બોલ્યા ?'

'હા, એટલું કહે કે 'કૈસા બેવકૂફ હે ! કૈસા બેવકૂફ હે !'



**મંડળીમાંના ત્રીજા ભાઇએ** તુરત તાગડો ઉપાડી લીધો: 'ઉદાર કેમ બનાય છે તે કહું. થોડાં વર્ષો થયાં. મહુવા ગામમાં એક જાહેર મેળાવડો હતો. મહુવાના મુલક મશહુર દાનેશ્વરીએ એક ખોજા શેઠના માનમાં મળેલ એ ભપકેદાર મેળાવડામાં મેં નવાઇ દીઠી. મેજ ઉપર લોઢાનાં એક કોદાળી ને એક પાવડો, હાથા વગરનાં, મૂકવામાં આવ્યાં હતાં. પોતાને માટેની તારીફ પૂરી થઈ ચૂક્યા પછી શેઠ પોતે ઊભા થયા ને એમણે જણાવ્યું: ભાઇઓ, તમે આ જે કોદાળી પાવડો જુઓ છો ને, 'એને મેં મારી મૂળ કારકીર્દીની યાદ તાજી કરવા માટે અહીં મુકાવ્યાં છે. હું મનજી ખોજો, આંહીં ખાળીઆ ખોદીને મજુરીમાંથી ગુજારો કરતો એ તો તમારા. માંથી ઘણાએ જોયું પણ હશે. એક દિવસ, માંડ માંડ ફક્ત ત્રણ રૂપિયાની મૂડી કરીને હું વહાણે ચડયો, મુંબઈ ગયો, ત્યાં પાટો ન બાઝતાં હું કોઈ પણ હીલાજે કલકત્તા પહોંચ્યો. હાવરાના સ્ટેશન પર ઊતર્યો ત્યારે મોડી રાત થઈ ગઇ હતી. ને મારા ખિસ્સામાં જોયું તો ફક્ત છ આના સીલીકમાં હતા. હું શહેરમાં ચાલ્યો. ચાલતો હતો. ચાલ્યા જ કરતો હતો. ચાલવા વગર બીજું કરું શું ? મને ખબર નહોતી કે કયાં જવું ને કયાં સૂવું. મારે રાત કાઢવી હતી. પણ રાત કયાં વિતાવું ? ચાલ્યો જ જાઉં છું. એક વીજળીના ફાનસ પાસે થોડી વાર ઊભો છું. એમાં એક મોટર નીકળે છે. અચાનક મોટર મારી પાસે ઊભી રહે છે. અંદર બેઠેલા ગૃહસ્થ મને પૂછે છે, 'કોણ છો ? કાઠિયાવાડના છો ?'

મેં કહ્યું, 'હા. આંહીં ધંધા માટે આવેલ છું.'

'ઠીક, આ લ્યો આ સરનામું. તમે મારી પેઢી પર આવજો કાલે.'

'આવજો–કાલે !'

એટલા જ શબ્દો મારા કાન પર નાખીને મોટર ઊપડે છે, ને હું ધ્રૂજી ઊઠું છું. 'આવજો કાલે !' ભાઇઓ, આપણે કાલની વાત કરીએ છીએ. પણ વચલી રાતને ભૂલી જઇએ છીએ ! મારે માટે પ્રશ્ન આવતી કાલનો નહોતો, એ રાતનો, એ અધરાતનો હતો.

થોડેક જઇને મોટર પાછી થંભી. મને બોલાવ્યો ને કહ્યું, 'તમારે ક્યાં જવું છે ?'

'ક્યાંઈ નહિ.'

'કાં ?'

'મને ખબર નથી, કે કયાં જવું ?'

'હા, મને પણ એ જ વિચાર આવ્યો, કે તમેં અજાણ્યા હશો, અરધી રાતે કયાં જશો ? માટે જ હું ઊભો રહ્યો. ચાલો, બેસી જાવ ગાડીમાં.'

'ગૃહસ્થો, તે પછી તો હું કરોડોનો ધણી થયો છું, ને કરોડોની મેં સખાવત કરી છે, પણ એ કલકત્તાવાળી રાતને હું ભૂલ્યો નથી. ને એ નથી ભૂલ્યો તેથી જ મેં કદી કોઈ પણ માગવા આવનારને 'કાલે આવજો' એ કહ્યું નથી. મારાથી બન્યું તે મેં તે જ ક્ષણે આપ્યું છે. કારણ કે કાલની ને આજની વચ્ચે એક રાત છે–ને એ રાત ભયંકર છે, આટલું હું ભૂલ્યો નથી, ભૂલી શકયો નથી. એટલે જ મારી પેઢીના પ્રત્યેક ટેબલ પર મેં કોતરાવ્યા છે આ શબ્દો કે 'તરત દાન ને મહાપુણ્ય' 'તરત દાન ને મહાપુણ્ય.'

આવું ભાષણ એ શેઠ મનજી નથુનું, અમારા ગામમાં છેલ્લું ભાષણ હતું, ભાઈ. ઉદારતાની ચાવી એક જ છે : પોતાને માથે વીતેલાં વીતકોની નાની શી પણ યાદ.'



**'ત્યારે હું તમને** એક નાકની વાળીની વાત સંભળાવું.' એમ બોલીને એક ત્રીજા ભાઇએ મંડળીના કાનને ઉત્સુક કર્યા. ને એણે પણ જીવતા જ જીવનનો નીચલો કિસ્સો કહ્યો—

પોરબંદરવાળા શેઠ અલીદીના વિશરામને તો સૌ જાણતા હશો. 'પૂર્વ' આફ્રિકાના એ તો રાજા કહેવાય. એના મરણ બાદ એની કરોડોની પેઢી, એના દીકરાના હાથમાં, સફા થઈ ગઈ. (ઘણું કરીને તો એનું નામ ગુલામહુસેન કહ્યું છે.) પેઢી સાવ સાફ, ઘર પણ ખાલી, અને ગુલામહુસેન શેઠ ગંભીર લાંબી માંદગીને બિછાને. એમાં એક દિવસ મકાનને બારણે એક માણસ આવી ઊભો રહ્યો. એની અને ઘરનાં લોકોની વચ્ચે કંઇક શબ્દોની રકઝક થતી હતી તે મેડીએ સૂતેલા માંદા શેઠને કાને પડી. પૂછયું, કોણ છે ? શું કામ છે ?

'કંઇ નથી. જવા દોને!' માણસે એટલું જ કહ્યું, પણ એનો મર્મ મોટો હતો. પચાસ વર્ષથી અઢળક રળનારા, અને અઢળક દેનારા એ 'રાજા'ના ઘરમાં આજે ઝેર ખાવા પણ કંઈ નહોતું રહ્યું, તો માગવા આવનારને આપવા શું હોય?

'પણ એને ઉપર તો બોલાવો! હુ જોઈને તો સંતોષ લઉં.' જીવ જેનાં ખોળીઆં સાથે આખરની બાંધછોડ કરી રહ્યો હતો તે બેકાર માલિકે ઉમ ઇચ્છા જાહેર કરી.

આવેલ માણસને ઉપર લાવવામાં આવ્યો. આવનારે કદી કલ્પ્યું નહોતું તેવું દૃશ્ય દીઠું. કંગાલિયતને ખોળે એક કોટયાધિપતિના છેલ્લા દહાડા ગણાતા હતા.

'કોણ છો, ભાઇ?'

'કાઠિયાવાડનો બામણ છું.'

'કેમ આવેલા?'

'મારે દેશ પહોંચવાનું ભાડું નથી.'

'બીજે ક્યાંઈ ન ગયા? આંહીંના હવાલ નહોતા જાણતા?'

'જાણતો હતો. પણ બીજાઓ જેઓ જાણતા હતા તેમણે જ મને આંહીં ધકેલ્યો. કહ્યું, કે તમે દેશો.' એમ કહીને બ્રાહ્મણે ચોમેર શરમીંદી નજર ફેરવી.

બિમાર શેઠે થોડીક વાર આંખો મીંચી લીધી ને પછી આંખો ખોલીને પાસે ઊભેલ માણસ, કે જે આ જ પેઢીમાંથી લાખો રળીને સ્વતંત્ર વ્યાપારના ધણીઓ બનેલમાંથી જ એક હતા, તેને આ દશા પર ચૂપકીદી રાખીને ઊભેલ દીઠા.

પછી એણે પોતાની સ્ત્રી તરફ જોયું, સ્ત્રીનાં અંગો પર ભમતી એની દૃષ્ટિ સ્ત્રીના નાક પર થંભી, ને એણે સ્ત્રીને કહ્યું :

'ત્રણ–ત્રણ–ત્રણ દિ' પછી તો–તારે–આ–નાક–ની વાળી કાઢી નાખવી પડશે ના!'

સ્ત્રીએ નીચે જોયું, ને એનાં નેત્રો ટપક્યાં પુરુષે કહ્યું :

'હું–સા–ચું કઉં–છું. ત્રણ દિ'થી વધુ હું ખેંચનાર નથી. ત્રીજે દિ'એ તારે એ નાકની વાળી કાઢવાની જ છે. તો–તો–અત્યારે જ–આપણા ઘરની પચાસ વર્ષની રસમ ખાતર–કા–ઢી–દેને!'

સ્ત્રીએ નાક ખાલી કર્યું, વાળી ખાવિંદના હાથમાં મૂકી, અને બિમારે એ વાળી પોતના માણસને દેતાં કહ્યું : 'આને વેચો, બ્રાહ્મણને ભાડું આપો, ને બાકીના પાછા લાવજો.'

ત્રીજે દિવસે શેઠનો દેહ છૂટી ગયો ભાઈ!



એટલું કહીને એ ચૂપ રહે છે ત્યાં જ ચોથા ભાઇએ કહ્યું : 'એમ તો આ વિઠ્ઠલ સાહેબ, હતા પરદેશી, ગોરા હતા, પણ એની સખાવતો આ ઝાલાવાડમાં હજુ પણ એની ભાણેજ મીસીસ ગ્રેધમે વિદેશ બેઠે બેઠે ચાલુ રાખી છે, એ તો વિચારો!'

'અરે હાં', કહેતા ત્રીજા ભાઈ બોલી ઊઠ્યા; 'એ પણ સમજવા જેવો કિસ્સો છે. વિઠ્ઠલ સાહેબ કોણ હતા ને આંહીં કેમ કરીને તાલેવાન બન્યા જાણો છો? આ રાણપર ગામમાં તમારા મ્યુનિસિપાલિટીના માજી સેક્રેટરી ઝીણુંભાઈ છે ના, એના જ ઘરના વડવા નાનચંદ શેઠ ધોલેરાવાળાના ધોલેરાના જીનમાં વિઠ્ઠલ સાહેબ ઇજનેર હતો. એમાં એની બૈરી મરી જતાં એને વીમાના પચાસ હજાર મળ્યા, એકાએક નાનચંદ શેઠની આસામી કાચી પડી. વિઠ્ઠલ સાહેબ કહે કે 'શેઠ, આ લ્યો આ મારા રૂપિયા, ને માંડો ચૂકવવા.

'ના રે ભાઈ, તમારી વીમાની કમાણી!'

'પણ એ મારી છે, ને હું તારો છું. લે તું તારે!'

'એમ તો ન લઉં. મારું જીન તું રાખી લે, તો જ હું નાણાં લઉં.'

'એ જીન વિઠ્ઠલ સાહેબને સોંપાયું ને એમાંથી વિઠ્ઠલે ગામોગામ કારખાનાં કર્યાં, ગામોગામ સખાવતો વેરી દીધી. ઉદારતાની ચાવી આ છે ભાઈ, આ માણસાઇ છે.'

આમ તો મને લાગ્યું કે સાંજ સુધી વાર્તા કડીબંધ ચાલુ રહેત, પણ અમારે દુર્ભાગ્યે ગાડી દોઢ કલાક કરતાં વધુ મોડી ન થઈ, અમે ગાડીમાં બેઠા, ને મારા ગ્રામોફોનની રેકર્ડો ઉતરાવનાર સ્નેહીએ કહ્યું : 'કાઠિયાવાડી દિલાવરીની આ બધી વાતો પણ પુસ્તકે પુસ્તકે ભેગી કરીને સંઘરી લેવા જેવી છે.'

મેં કહ્યું : 'પણ હું તો એમાં તમારી રેકર્ડો ઉતારનાર ઓલી રાષ્ટ્રીય કંપનીના શેઠની પીનની કળીની વાત પણ સંઘરીશ!'

## માતૃવેદીનો અમર શહીદ

"શહીદોંકી ચિતાઓં પર જુટેંગે
હરબરસ મેલે,
વતન પૈ મિટનેવાલોંકા યહી
બાકી નિશાં હોગા !"

# રામનારાયણ મિશ્ર

અનુવાદક : ભરત ટોપરાણી

નવમી ડિસેમ્બર ૧૯૪૪ !

સંયુક્ત પ્રાન્તની રાજધાની લખનૌની જેલનાં તોતિંગ દ્વાર ઊઘડયાં. એક નવયુવક આવ્યો. ભવ્ય કાયા, અણનમ મસ્તક અને તેજસ્વી આંખો. પ્રેમથી એ સૌને ભેટયો. એ એનું છેલ્લું મિલન હતું. મા ભોમની આઝાદીનો ચાહક આજે ફાંસીને માંચડે ચડવાનો હતો.

આજ પોતાનો આ સૃષ્ટિ પરનો છેલ્લો દિવસ છે એ જાણવા છતાં એની આંખમાં આંસુ નહોતાં, એના ચહેરા પર શોકની છાયા નહોતી. એ હસતો હતો ને રોનારાંને આશ્વાસન દેતો હતો. !

પથ્થર–હૃદયીની પણ છાતી ફાટી જાય એવું એ દૃશ્ય હતું. નવયુવાન પત્ની સામે ઊભી છે, પતિનું આ છેલ્લું દર્શન છે. આ ભવ્ય કાયા, આ સ્નેહભરી આંખો, આ જીવન–થોડા કલાકનાં મહેમાન છે ! ઘડી બે ઘડી પછી બધું રાખ થઈ જવાનું ! પત્નીની આંખો કોઈ મહાપૂરની જેમ છલકાઈ ઊઠી. આંખે અંધારાં છવાઈ ગયાં. યુવાને આ જોયું. એ હસ્યો. પત્નીને માથે હાથ મૂકી એણે સ્નેહપૂર્વક કહ્યું, 'અરે, તું રડે છે ? એ દિવસ ભૂલી ગઈ જ્યારે તેં મને હસતે મુખડે વિદાય આપી હતી ? હસ, ખુબ હસ ! હું તને હસતી જોવા ઇચ્છું છું. મારા મૃત્યુ પછી તું વર્ધા ચાલી જજે અને દેશસેવાને જ તારું જીવનધ્યેય બનાવજે.'

—અને એણે રોતી પત્નીનાં આંસું લૂછી નાખ્યાં. વિરલાની એ ધીરજ હતી, અજોડ સ્થિતપ્રજ્ઞતા હતી પોતા પૂરતો તો માણસ કદાચ કઠોર બની શકે પણ બાળક, માતા કે પત્નીના સ્નેહનું પાન કરતાં પણ એ પોતાનાં ધ્યેયને સગર્વ, અવિચલિતપણે વળગી રહે એ નિશ્ચલતાની ઉચ્ચતમ કક્ષા છે, વિરલાઓને જ સાધ્ય હશે.

એવો એ વીર તે યુકતપ્રાંતનો અમર શહીદ રાજનારાયણ મિશ્ર.

સંવત ૧૯૭૬ની વસંતપંચમીને દિન તુલસીદેવી નામે એક સરળ અને ઊર્મિલ પણ ગરીબ માતાની કુખે જન્મ લીધો. પિતા પંડિત બલદેવા પ્રસાદ મિશ્ર એક નિર્ધન ખેડૂત હતા. રાજનારાયણ નાનો હતો ત્યારે જ મોટાભાઈ અને માતા વચ્ચેના ગૃહકલહને કારણે માતાએ આત્મહત્યા કરેલી. ત્યારથી રાજનારાયણ મોટી બેનની છત્રછાયા નીચે ઊછર્યો. એને બે બહેન અને પાંચ ભાઈ હતા.

૧૯૩૦નું સવિનયભંગનું આંદોલન આવ્યું. રાજનારાયણ ગામઠી નિશાળના ચોથા ધોરણનો વિદ્યાર્થી હતો. ગામના એક વિનીત પાસેથી એણે વીર પુરુષો અને ક્રાન્તિકારીઓ વિષે ઘણું સાંભળેલું. ક્રાન્તિકારી થવાના એને કોડ જાગ્યા. દેશભક્તિની ભૂમિકા પર ક્રાંતિનાં બીજ રોપાણાં. ૩૦ની લડતમાં એણે વાનરસેનાને સંગઠિત કરી અને લડતમાં યથાશક્તિ ભાગ લીધો.

ત્યાર પછી સરદાર ભગતસિંહને ફાંસી ન મળે એ માટે રાષ્ટ્રવ્યાપી ચળવળ શરૂ થઈ. વીર ભગતસિંહનું નામ દેશના ખૂણે ખૂણે પ્રસરી ગયું. હજારો યુવાનોનાં હૃદયનો એણે કબજો લીધો. રાજનારાયણ એ યુવાનોમાંનો એક હતો. ભગતસિંહને ફાંસી અપાઈ. સરકારે જાણ્યું કે એથી દેશભકતો અને ક્રાન્તિકારીઓની પ્રવૃત્તિને એ કચડી શકશે પણ ક્રાંતિનાં ઘોડાંપૂર એ રીતે થોભાવી શકાતાં નથી. એનું એક પ્રતીક તે રાજનારાયણ મિશ્ર. ભગતસિંહને ફાંસી અપાઇ તે દિવસે પોતાના નાનકડા ગામડામાં આ સ્વાતંત્ર્યવીરે ઘરને ખૂણે પ્રતીજ્ઞા લીધી:

"આ દેહમાં પ્રાણ છે ત્યાંસુધી અંગ્રેજી સામ્રાજ્યવાદ સામે લડશું; ભલે એ સંગ્રામમાં ફાંસીનું દોરડું ગળે વીંટાળવું પડે"

૧૯૨૧ની લડતમાં એની માતા, મોટીબેન અને ગામની બીજી સ્ત્રીઓ પણ જેલમાં ગઈ હતી. એ સંસ્કાર બીજનો આ પરિપાક હતો. પણ એને ફળ આવવાને હજુ વાર હતી.

પ્રાથમિક શિક્ષણ પૂરું થયા પછી એ સિકન્દ્રાબાદની માધ્યમિક શાળામાં જોડાયો. ત્યાંનો અભ્યાસક્રમ પૂરો કરી ૧૯૩૭માં ગોકરનનાથ નામે ગામની નવી જ સ્થપાયલી અંગ્રેજી શાળામાં જોડાયો ત્યારથી એનું ખરેખરું સાર્વજનિક જીવન શરૂ થયું. ૧૯૩૭માં સીતાપુરના પ્રાન્તીય યુવક–સંમેલનમાં ભાગ લેવા પ્રથમવાર ગામડાની બહાર ગયો. ત્યાં અનેક વ્યક્તિઓ સાથે પરિચય થયા. પણ, એના હૃદયની મૂંઝવણોનો ઉકેલ કયાંય ન મળ્યો. જ્યાં સભા–સંમેલન

થાય ત્યાં રાજનારાયણ અવશ્ય હાજરી આપતો એના હૃદયમાં દેશપ્રેમની ધારા વહેતી હતી. એમાં યૌવનનાં પૂર હતાં, એને માટે માર્ગ નહોતો જડતો. કોઈ માર્ગ બતાવનાર નહોતું મળતું. આખરે પોતાની બુદ્ધિ પ્રમાણે એણે 'માતૃવેદી' નામે દળની સ્થાપના કરી એના ધારાધોરણ બનાવવામાં આવ્યા. પણ એટલામાં જ, એક શ્રીમંત છોકરા સાથે ઝઘડો થતાં, શાળામાંથી તેને બરતરફ કરવામાં આવ્યો લક્ષ્મીપુરની ક્ષત્રિય હાઈસ્કૂલમાં એને ને એના બે સાથીઓને માંડ માંડ પ્રવેશ મળ્યો. પરીક્ષામાં એ અનેક મુશ્કેલીઓ વચ્ચે પણ માન સહિત સફળ થયો.

અભ્યાસ કરતાં કરતાં પણ દેશ સેવાનું ક્રિયાત્મક કામ કરવાની રાજનારાયણની ધગશ વિદ્યાર્થીઓ માટે અનુકરણીય હતી. ઉનાળાની રજાઓ દરમ્યાન એ ખેડૂતો વચ્ચે કામ કરવા ચાલ્યો જતો. અને જ્યારે પણ સમય મળતો ત્યારે કોંગ્રેસના સભ્યો બનાવવાનું કામ અવિરત કર્યા કરતો

અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં આવ્યો ત્યારે એક સારા કાર્યકર્તા તરીકે એનું નામ જિલ્લાના કાર્યકર્તાઓ વચ્ચે જાણીતું થઈ ગયું. અને 'રીવોલ્યુશનરી સોસ્યાલિસ્ટ પાર્ટી' (ક્રાન્તિકારી સમાજવાદી દળ) સાથે એનો સંબંધ બંધાયો. એ સમય દરમ્યાન, એના મોટા ભાઈ બાબુરામ જિલ્લાના ખેડૂત-નેતા બની ગયા. જમીનદારોની અનેક લાલચોને એમણે ઠોકરે મારી. ત્રણ-ત્રણ દિવસ સુધી અન્નનો દાણો મોઢામાં ન જાય એવી કફોડી આર્થિક સ્થિતિ વચ્ચે પણ આ કુટુંબ દેશસેવામાં અડગ આગળ વધતું - મોટાભાઈની પ્રેરણા અને સહાનુભૂતિની મિઠાશ રાજનારાયણને વધુ પ્રેરણાદાયી બનતી હતી. આ જ અરસામાં, યોગેશબાબુનો સામુદાયિક ક્રાન્તિ માટેનો સંદેશ એમના પ્રદેશમાં ફરી વળ્યો અને બન્ને ભાઈએ કાર્યમાં જોડાઈ ગયા. સાથે ગામના ૧૭૦ નવયુવાનો પણ તૈયાર થયા.

૬ઠ્ઠી જાન્યુઆરી ૧૯૪૧-ના દિને રાજદ્રોહાત્મક ભાષણ કરવા માટે એને ૧ વર્ષની સજા થઈ. તે દિવસથી એનુ વિદ્યાર્થી-જીવન સમાપ્ત થયું એ રાજકીય ક્ષેત્રમાં ઝૂકી પડયો. ૧ ડીસેમ્બર ૧૯૪૧ના રોજ જેલમાંથી મુક્તિ મળી.

એટલામાં તો 'હિંદ છોડો'નો નાદ સંભળાયો. મે '૪૨થી જ બન્ને ભાઈ ક્રાન્તિકારી ચળવળ માટે મંડી પડયા હતા. ઓગસ્ટમા નેતાઓ પકડાયા. દેશને દોરવણી દેનાર કોઈ ન રહ્યુ જનતાએ નેતાઓની સલામતી માટેની વ્યગ્રતા ઉગ્રપણે વ્યક્ત કરી. દમનનું રાજ્ય ફરી વળ્યું. જનક્રાન્તિનો પ્રારંભ થયો.

સ્વાતંત્ર્યની ભાવનાએ પ્રેરણા આપી, સ્વાધીનતાની મધુર કલ્પનાએ ઉન્માદ. પ્રજાએ સ્વતંત્ર બનવા બળવો કર્યો. ઠેર ઠેર પ્રદેશોને સરકારી તંત્રથી સ્વતંત્ર કરી, સ્વાધીન સરકાર રચવાના પ્રયત્નો થયા 'જનતા કા હો રાજ, જિલેમેં, જનતાકી સરકાર !' એ નાદ સર્વત્ર ફરી વળ્યો. રાજનારાયણ અને એના ભાઈએ પોતાના જિલ્લામાં એવી જન-સરકાર સ્થાપિત કરવાની યોજના ઘડી. રાજનારાયણે ભિષ્મપ્રતિજ્ઞા લીધીઃ 'જ્યાં સુધી બ્રિટિશ શાસનનાં મૂળ નહીં ઊખાડી નાખીએ ત્યાંસુધી ઘેર પાછો નહીં ફરૂં.'

આ માત્ર ઊર્મિલતાનો આવેશ નહોતો. એક મૃત્યુંજય વીરની હૃદયવાણી હતી, એના આત્માનો અવાજ હતો. એની પાછળ જીવન હોમી દેવાની સાચી નિષ્ઠા હતી. એની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. રાજનારાયણ સાચે જ ઘેર પાછો ન ફર્યો !'

જનતાની વચ્ચે એણે કામ કર્યું. ૧૨૯મી કલમનાં વોરંટ એના અને ભીખમપુરના બીજા ૧૮ જણા પર નીકળી ચૂકયાં હતાં. રાજનારાયણ ઉપર ખૂનની ૩૦૨મી કલમનું વોરંટ પણ હતું.

વાત આમ બનેલી

આખા જિલ્લામાથી બધી ય બંદૂકો હાથ કરવાનું કાર્ય રાજનારાયણની સરદારી નીચે દસ જણાંના એક 'છાપામારુ દળ'ને સોંપવામાં આવ્યું હતું.

ચૌદમી ઓગસ્ટની રાત હતી. પત્નીએ પતિને ચાનક ચડાવીઃ 'જૂઓ, આ દેશનું કાર્ય છે, રખે પાછા પડતા!' અને એને હસતે મુખડે વિદાય આપી. ટોળીએ ચાર બંદૂક હાથ કરી લીધી પાંચમી માટે મહમુદાબાદના 'જિલ્લેદાર'ને ત્યાં ગયા. ત્યાં ઘર્ષણમાં એક જણનું મોત થયું. એ માટે સરકારે રાજનારાયણને જ જવાબદાર ગણી, વોરંટ કાઢ્યું.

એ પ્રસંગ પછી રાજનારાયણ દિલ્હી ગયો. ત્યાં એણે કામ શરૂ કર્યું. કેમકે એનું ગામ ભીખમપુર તો તદ્દન ખાલી થઈ ગયું હતું. લોકો ગામ છોડીને ભાગી ગયા. ઇન્સ્પેક્ટર જનરલ ગોરી-ફોજ સાથે ત્યાં પહોંચ્યા. ઘરો તોડી નાખવામા આવ્યાં, માણસોને હળે જોતરવામાં આવ્યાં : ખાદી પહેરવી ગુનો ગણવામાં આવ્યો. ખાદી પહેરવાવાળાઓનાં ઘરબાર લૂંટયાં થયા એટલા બધા જુલમ ત્યાં ગુજારવામાં આવ્યા.

આખા ગામમાં ત્રાસ મચી ગયો. રાજનારાયણનું ઘર જમીનદોસ્ત કરવામાં આવ્યું, ખેતી વીંખી નાખવામાં આવી, આખું કુટુંબ દેશભક્તિ અને માતૃભૂમિની યજ્ઞવેદીનું બલિદાન બનવા તૈયાર થયું. રાજનારાયણને જીવિત કે મૃત હાલતમાં પકડી આણનારને ૫૦૦) રૂપિયા ઇનામ આપવાનું જાહેર થયું. ભિખમપુરમાં પૂરું એક વર્ષ પોલિસનું સશસ્ત્ર રાજ રહ્યું.

આ અરસામાં, ડીસેમ્બરમાં, એના પિતા સ્વર્ગવાસી થયા.

રાજનારાયણના કેસમાં દસ જણાને ખાસ કોર્ટ મારફત ૩૮–૩૮ વર્ષની કેદની સજા મળી અને રાજનારાયણને 'ભાગેડુ' (absconder) જાહેર કરવામાં આવ્યો.

દિલ્હીથી રાજનારાયણ મધ્યપ્રાન્તમાં ગયો. ત્યાં પકડાયો અને બે મહિના નજરકેદ રહી, છૂટયો. ફરી દિલ્હીમાં આવી કામ કરવા લાગ્યો. વચ્ચે દિલ્હી આર્યસમાજ તરફથી બંગાળના મિદનાપુર જિલ્લામાં દુષ્કાળ સહાયતા માટે પણ જઈ આવ્યો!

પૂ. ગાંધીજીના ઉપવાસ સમયે હડતાલ પડાવવા માટે દિલ્હીમાં ફરી પકડાયો, ૬ માસની સજા ભોગવી ૧લી ઑકટોબર ૧૯૪૩ના રોજ છૂટયો.

એ દરમ્યાન ક્રાંતિનાં પૂર થંભી ગયાં હતાં. લડતનો જુસ્સો નરમ પડયો હતો. સરકાર માનતી થઈ હતી કે તે દમનનીતિમાં સફળ થઈ છે.

રાજનારાયણથી એ સહન ન થયું. એને પોતાની ભિષ્મપ્રતિજ્ઞા યાદ આવી. એના હૃદયમાં પત્નીના શબ્દો ગૂંજતા હતા 'રખે પીઠ દેખાડતા!' પ્રતિજ્ઞાના શબ્દો એના હૈયે કોતરાયલા હતા: **'घर नहीं लौटुंगा!'** એ મુંબઈ પહોંચ્યો. ત્યાં અનેક ભાગેડુઓ સાથે વાતચીત થઈ. પણ માત્ર ફટફટિયાંની રમતથી એને સંતોષ થાય એમ નહોતો. એના મનની અશાંતિ વધી ગઈ.

માણસ જ્યારે ખૂબ મૂંઝાઈ જાય છે, કોઇ માર્ગ નથી સૂઝતો ત્યારે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. રાજનારાયણની વ્યગ્રતા સાધુ થવા તરફ વળી. એને સન્યાસી થવાની વૃત્તિ જાગી. એ માટે એ કાશી, ઋષિકેશ, હરદ્વાર વગેરે યાત્રાસ્થળોએ ફર્યો. પણ શાંતિ ન જ મળી. ત્યાં એને જોઈતી હતી તેવી શાંતિ કયાંથી મળે?

આર્થિક સ્થિતિ બહુ કફોડી હતી. કેટલીક વાર એક ટંક ખાઇને તો અનેકવાર ભૂખ્યા પેટે દિવસ વિતાવવા પડતા. યાતનાઓનો પાર નહોતો. ન અન્ન, ન વસ્ત્ર, ન રક્ષણ! સેવાની અને દેશભક્તિની કસોટી થતી હતી.

આ અસ્વસ્થતા અને અપરંપાર યાતનાઓ વચ્ચે એક દિવસ દહેરાદૂનથી લખનઉ જતાં ટ્રેનમાં એક સજ્જન સાથે પરિચય થયો. એમણે મેરઠ આવવા આમંત્રણ આપ્યું. એ મેરઠ ગયો. ત્યાં, કહેવાય છે કે કોઇ 'સ્નેહીજન'ની 'કૃપા'થી પકડાઈ ગયો.

રાજનારાયણ પોલીસને હાથ આવ્યો. પછી તો પૂછવું જ શું! સૂવા ન દીધો, બરફની પાટ પર સૂવડાવ્યો, મરચાં ભરવામાં આવ્યાં, અને એવી અનેક યાતનાઓ આપી. પણ, એ ભારતમાતાના અડગ વીરે ઉંકાટો પણ ન કર્યો. પોલીસને એની પાસેથી કાંઈ બાતમી ન મળી શકી!

મેરઠથી એને લક્ષ્મીપુર-જેલમાં મોકલી દેવામાં આવ્યો. બે મહિના કેસ ચાલ્યો. એને બચાવ માટે પૂરની સગવડ ન મળી, વ્યવસ્થા ન થઈ શકી. ૨૭મી જૂન ૧૯૪૪ના દિને ત્રણ વાગે બપોરે સેશન કોર્ટે એને ફાંસીની સજા આપી. સજા સાંભળતાં જ 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ની ગર્જનાથી કોર્ટનો ઓરડો ગાજી ઊઠયો. રાજનારાયણની છાતી ફૂલી, ડોક ગર્વથી વાંકી થઈ, આંખો તેજપુંજ બની ગઈ. હસતે મોઢે, ઉન્નત મસ્તકે એ જેલમાં ગયો. મતાનો એ સાચો ભક્ત ઉત્સાહ ને આનંદથી ડગ ભરતો હતો; પાછળ કુટુંબ પરિવારનું રૂદન હૈયું પિગળાવનારૂં હતું.

ત્રણ દિવસ પછી, પહેલી જુલાઇએ, એને લખનઉ જેલમાં મોકલી દેવામાં આવ્યો. અને ત્યાં જ નવમી ડીસેમ્બર ૧૯૪૪ના રોજ એને ફાંસી આપવામાં આવી.

છેલ્લે, હસતો હસતો એ સૌને મળ્યો. એ જ સ્વસ્થતા, એ જ ફૂલેલી છાતી, ગર્વિલી ડોક, ઉન્નત મસ્તક અને મુખ પરનું સ્મિત, જાણે કશું ભયાનક બનવાનું જ નથી! હસતાં હસતાં એણે સૌને કહ્યું: 'હું જીવનભર હસતાં હસતાં જીવ્યો, અંત સમયે પણ હસતાં હસતાં જ જઈશ, તમે સૌ પણ હસતાં હસતાં જ મને વિદાય આપો.'

અને એ ગયો...એ જ તખતો, એ જ દોરડું...એ જ જલ્લાદ... એ જ ખટક્ અવાજ...બધું જ સમાપ્ત!

રાજનારાયણનો પ્રાણ પરલોકમાં ઊડી ગયો.

એક કવિએ ગાયું કે:

**શહીદાં કે બદનકા અંગાર**
**જલા દેગા જુલ્મશાહી સંસાર!**

વીર શહીદની પહેલી સંવત્સરીએ આપણે એને વંદના કરીએ.*

---

* હિંદી ઉપરથી.

# ' હું સાધના કરવા આવ્યો છું '

વ્યાખ્યાતા

રવિશંકર મહારાજ

[ વલ્લભ વિદ્યાલયના વિદ્યાર્થીઓ આગળ શ્રી. રવિશંકર મહારાજે કરેલા એક વ્યાખ્યાનનો હેવાલ તેના આચાર્યે તૈયાર કરેલ તે અહીં આપ્યો છે. સં. ]

આપણે ઈશુખ્રિસ્ત અને ખ્રિસ્તી ધર્મ સંબંધી કેટલીક વાતો કરી, હવે હું હજરત મહમદ પેગંબર સંબંધી વર્ગમા કહેવાનો વિચાર કરતો હતો પરંતુ મને થયું કે તે પહેલા આપણે એક વાતનો વિચાર કરીએ તો ઘણુ સારૂં અને સંભવ છે કે એને લીધે આપણને અભ્યાસમાં સરળતા થશે.

આપણે અહીં શા માટે ભેગા થયા છીએ એ સંબધી કહેવાની મને આવશ્યકતા લાગી છે. તમારામાંથી કોઈ કહેશે કે સ્વયસેવક થવા અહીં આવ્યા છીએ, તો આ કંઈ કારખાનું નથી કે સ્વયસેવકો પેદા થાય તમે કહેશો કે સત્સગથી શુ ન થાય ? હું કહું છુ, સત્સગથી સારા થાય પણ ખરા અને ન પણ થાય. એવુ પણ બને કે ગાધીજી જેવા મહાપુરષ પાસે વર્ષો રહે છતાય તેના જીવનમા ઉન્નતિં ન થાય અને દૂર પડેલા માણસ પર ગાધીજીના વિચારોની અસર થાય. મને યાદ છે ત્યાંસુધી સને ૧૯૩૫મા ગાધીજી પર ઓસ્ટ્રેલિયાથી એક પત્ર આવ્યો હતો. તેમા તેણે લખ્યુ હતુ કે, હું દુનિયાથી ત્યજાએલા દેશનો રહેવાસી છું, અને એક દૂરના ખૂણામા રહું છું. પણ તમારો પ્રકાશ મારા જીવનને અજવાળી રહ્યો છે. અને એ પ્રકાશ હમેશ ફેંકતા રહેજો એવી આશા રાખું છુ. આખો કાગળ મને યાદ નથી પણ આ ભાવ હતો.

આમ તમે જોશો કે દૂરના માણસને ગાધીજીનો પ્રકાશ મળ્યો છે અને એવા પણ કોઈ હોય કે નજીક રહ્યા છતા જળકમળવત રહ્યા હોય. તો દૂરનો માણસ પ્રકાશ લઇ શકે અને નજીકનો જળકમળવત રહ્યો હોય· તેનું શું કારણ ?

એનું કારણ એ કે દૂરનો માણસ સાધક છે અને નજીકનો નથી. ત્યારે આપણે અહીં શુ કરવા ભેગા થયા છીએ ? સાધના કરના. તમે જાણો છો કે ભુતને સાધવો હોય તેણે મંત્ર જપવા પડે છે, અને મસાણમાં સુવા નીય સાધના કરવી પડે છે અને એ સાધના પુરી થાય તો ભૂતની ચોટલી હાથમા આવે એમ કહે છે. એવી જ રીતે આપણે જે હેતુ માટે આવ્યા છીએ તે સાધીએ તો હેતુની ચોટલી આપણા હાથમાં આવે.

આપણે શા હેતુથી આવ્યા છીએ ? શુ સુંદર ને ઉત્તમ કારીગર થવા ? શુ વિદ્વાન થવા ? કારીગર અને વિદ્વાન તો દેશમાં ઘણાય છે. એની દેશને આજે ખોટ નથી

દેશને આજે એક મોટી ખોટ છે અને તેને લીધે દેશ ગરીબ છે. એ ખોટ ધન કે સંપત્તિની નહિ. ધન ન હોય તેથી દેશ ગરીબ જ છે એમ ન કહેવાય. આજે દેશ ગરીબ છે એનું કારણ દેશને સદાચારીઓની ખોટ પડી છે. આપણે ઠેર ઠેર જોઇએ છીએ કે પૈસા માટે કે એવી એવી નજીવી વસ્તુઓ માટે લોકો જુઠું બોલતાં, ચોરી કરતાં અચકાતા નથી. અરે જે માણસ જુઠું કરીને ધન કમાય છે તે હોશિયાર ગણાય છે. અને પ્રામાણિકપણે ગરીબ રહીને જીવન જીવતો હોય તે મૂર્ખ મનાય છે. આજે ઈષ્ટ વસ્તુ માટે ત્યાગ કરવાની શક્તિ આપણે ખોઈ બેઠા છીએ તેથી આપણે ગરીબ છીએ. ત્યાગશક્તિ કેળવવાની આપણે સાધના કરવાની છે.

તમે એકલવ્યની વાત જાણતા હશો. તેણે દ્રોણનું પૂતળું બનાવીને ધનુર્વિદ્યાની સાધના કરી. એને માટીના પૂતળામાથી શું શીખવાનું મળ્યું હશે ? અર્જુન દ્રોણ પાસે ભણ્યા અને આ તેમના માટીના પૂતળા પાસે ભણ્યો ! છતાં અર્જુન · કરતાં એકલવ્ય ચડી ગયો, તેનું કારણ ? તેની સાધના, તન્મયતા, તેની ધનુર્વિદ્યા શીખી લેવાની ઉત્કટ ઈચ્છા.

જ્ઞાન તો સારું છે પણ તન્મયતા આવે તો ભાવ પ્રદર્શિત થાય. એ રીતે અનન્ય ભાવ મેળવવાની પણ એક કળા છે. એ માટે પ્રથમ તો આપણે શરીર અને મન મજબૂત બનાવવું પડશે. મન મજબૂત હશે તો શરીર મજબૂત બનશે જ અને મન અને શરીર એવાં મજબૂત બનવાં જોઇએ કે એક એક ઇન્દ્રિય અંકુશમા હોય, જેમ ઇચ્છીએ તેમ આપણે તેની પાસેથી કામ લઈ શકીએ.

વળી તમે જાણતા હશો કે ગુરુ દત્તાત્રયે ચોવીશ ગુરુ કર્યા. નદી, ઝાડ, કુતરો વગેરે તેમના ગુરુ થયા. એ કેમ? તો તે ઝાડ એ ઝાડ છે, એ ભૂલી ગયા. તેમણે વિચાર્યું કે ઓહો, આ ઝાડ કેવું? પોતે તપે છે અને બીજાને ઠંડક આપે છે. પોતે સહન કરીને બીજાને સુખ આપે છે. આ ભાવ આવ્યો તેથી તેમને ઝાડ ગુરુરૂપ લાગ્યું.

પાણી વિષે કોઈ વિજ્ઞાનશાસ્ત્રી હશે તો કહેશે કે ઓક્સીજન અને હાઇડ્રોજન ભેગા મળે એટલે પાણી થાય. ભક્ત હશે તે કહેશે કે ઓહો! આ પાણી ક્યાંથી આવ્યું? આ તો પહાડમાંથી આવ્યું. કેટલાયને ઠંડક આપતું આપતું વહેતું વહેતું અહીં આવ્યું.

આમ બન્નેની દૃષ્ટિ જુદી જુદી છે. એટલે તમને શિવાભાઇ ને નગીનભાઈ ભણાવશે એટલે ભણી જશો એમ માનવું નહીં. એમાંથી કંઇક ભણાશે પણ એ બહુ મહત્ત્વનું નથી. પણ તમારી દૃષ્ટિ બદલાવી જોઇશે. એ ભણાવશે એમ નહીં, પણ મારે એમની પાસે ભણી લેવું છે એમ વિચારશો તો એમની પાસેથી કઢાવવાનું સરળ પડશે. એ માટે પ્રેમ જોઇએ.

એ પ્રેમ દિલમાં ઉછેરવો છે. મારે તો સદાચારની મુડી મેળવવી છે, એવી દૃષ્ટિએ શિક્ષક પાસે જવાનું છે. તમે જાણો છો કે કેટલાય માણસો મન્દ્રાવણાં જેવા હોય છે, જે તરત દૃષ્ટિએ બહુ જ સરસ લાગે પણ એને તમે ખાવા જાઓ તો? ત્યારે કેટલાક નાળિયેર જેવા હોય છે. શરૂઆતમાં તમને ચોટલી જ હાથમાં આવે. પછી કઠણ ભાગ આવે. તે દૂર કરો ત્યારે સુંદર કોપરૂં મળે. એટલે નાળીયેરનું કોપરું ખાવું હોય તો ચોટલી અને કાચલી દૂર કરવાનું કષ્ટ વેઠવું પડે. પણ ચોટલી કે કાચલી કાઢતાં કંટાળો તો કોપરૂં ન મળે. એમ કહેવાય છે કે વિનોબાજી નાળિયેર જેવા છે. શરૂઆતમાં એમની પાસે રહેનાર ત્રાસી જાય. આખો દિવસ તકલી કંતાવે, તુનાઇ કરાવે, કામ કરાવે અને કંઇ ભણાવતા ન જણાય. પણ એમની પાસે રહેલા વિદ્યાર્થીઓમાં મેં તેજસ્વીતા જોઇ છે—કુશળતા જોઇ છે, જે કામ આવ્યું તેને પાર પાડવાની ધગશ જોઈ છે, કેમકે એમણે સાધના કરી છે.

એમ આપણે અનેક કુટેવોમાંથી આવ્યા છીએ. એ કુટેવો છોડાવનાર માણસ નહીં ગમે. પણ જેને સાધના કરવી છે, તેણે કુટેવો છોડવી જોઇએ અને એ છોડવી કઠણ છે. માટે જ તેને તપશ્ચર્યા કહે છે. એવી તપશ્ચર્યા—સાધના આપણે અહીં જેટલો સમય રહીએ તેટલો સમય કરવી છે.

પછી તમે ગામડાંમાં જાઓ કે ઘેર રહો. તમે બે વર્ષ જે સાધના કરી હશે તે જીંદગીમાં કામ કરશે. અમુક શીખવ્યું હશે તે યાદ નહિ રહે. પણ સાધના નહિ ભૂલાય.

તમે અહીં રોજ ૫–૪૦ વાગે ઉઠો છો એટલાનું મહત્ત્વ નથી પણ રોજ તમને મનમાં થતું હોય કે ક્યારે એ વખતે ઉઠું, કેમ મોડો ન પડું, એની તાલાવેલી તમને સાધના કરાવશે.

જેલમાં હું કહેતો કે અહીં રહીને રોજ કંઇક ને કંઇક કામ કરો. તમને કામ આપતા નથી, પણ શોધી લો. તમે દળશો તો લોટ થશે તે ભલે એને—એટલે જેલને મળે, પણ કામ કરવાની ટેવ પડશે એ તમારો લાભ કોઈ લઈ જવાનું નથી. એ ટેવ પાડવા અથવા પડી હોય તો કાયમ રાખવાનો રસ અને તન્મયતા જેનામાં હતાં તે જેલમાંથી ઘણું લઈ ગયા.

ગીતાકાર કહે છે કે જે સતત યોગ કરે છે તેને હું બુદ્ધિ આપું છું. યોગ કરવો એટલું જ નહીં પણ સતત કરવો જોઈએ. એમ સતત યોગ કરવાથી શું મળશે તે હું જાણતો નથી, પણ કંઇક છે. પણ તે ક્યારે મળશે? તમે આપેલા કાર્યમાં મનમય થઈ જશો ત્યારે. તેમ ભક્તિપૂર્વક તન્મય થશો ત્યારે.

વીશીના ખોરાક અને માના હાથના ખોરાકનો વિચાર કરીએ તો તો વીશીના ખોરાકમાં સ્વાદ હશે, પણ માના ખોરાકમાં જે ભાવ હશે તે પેલામાં નહીં હોય. માના ખોરાકમાં પ્રેમ ભર્યો હશે. એ ખોરાકમાંથી પ્રેમભાવના જાગશે. કહે છે કે અન્ન એવા ઓડકાર. એનો અર્થ એ કે પ્રેમવાળા ખોરાકમાંથી પ્રેમ ઝરે. માતા ક્રોધમાં હોય અને બાળકને ધવરાવે તો બાળકને એ ધાવણ ન પચે, પણ ઉલટી થઈ જાય.

હું જ્યારે પાટણવાડિયામાં કામ કરતો હતો ત્યારે હું દિવસમાં કેટલું ચાલતો, શું ખાતો, તાપ કે ઠંડી છે, દિવસ છે કે રાત, તેનું મને ભાન રહેતું ન હતું, પણ જે કાર્ય સામે આવતું તેમાં તન્મય થઇ જતો. અને મારા જેવા તદ્દન અજ્ઞાન માણસને એ કામમાં જે મદદ મળતી તે મારી કલ્પનામાંય ન હતી. એક વખતે એક જણને ફાંસીએથી છોડાવવાના પ્રય-

ત્નમાં હું હતો ત્યારે એક પાંચ વર્ષના છોકરાની અણધારી મદદ મળી અને પેલો ફાંસીની સજામાંથી ઉગરી ગયો. આજે હું એવા પ્રસંગોનો વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે એ કાર્ય પ્રત્યેની મારી ભક્તિપૂર્વકની ક્રિયા અને તન્મયતાને લીધે જ એમ બનતું હતું. ભક્તિપૂર્વકની ક્રિયા એટલે નિષ્ઠા-ભાવના.

મા બાળકને કેવી રીતે ઉછેરે છે? ભક્તિથી એ રાતદિવસ જોયા વિના તેના જીવન પાછળ પોતાની જાત ઘસી નાખે છે. દાયણ એવી રીતે નહીં ઉછેરી શકે, એ એના શરીરને ઉછેરશે પણ એમાં પ્રેમ ભક્તિ ઉલ્લાસ નહીં ભરી શકે અને છતા માને પોતાની ફરજમાં ખામીઓ રહી ગઈ જણાશે. દાયણને પોતાની ફરજ બરાબર બજાવ્યાનો સંતોષ હશે.

કોઈ ભણેલી માને બાળઉછેરનો નિબંધ લખવાનું કહે તો તે મુંઝાઈ જાય. તેને તો પોતાના બાળકની અનેક ખામીઓ રહી ગયાનું ભાન હોય અને જો પંડિતને બાળઉછેરનો નિબંધ લખવાનો હોય તો એક સુંદર પુસ્તક લખી શકે. પણ એ પંડિતના નિબંધમાં ઊંડાણ, અનુભવ ન હોય

આપણે બધાં ભાગ્યશાળી છીએ કે અહીં ભેગાં થઈ શક્યાં છીએ. આપણે બધા સદાચારની સાધના કરવા ઇચ્છીએ છીએ. મીરાંબેને ગાયું છે કે 'ઉલટ ભઈ મોરે નયનનકી' એ રીતે આપણી આંખના પડળ ફરી જવાં જોઈએ.

જીવનને જોવાની દૃષ્ટિ બદલવી જોઈએ. આપણે એક બીજાના કુટુંબી થઈ જવું. એ માટે આપણા દિલમાંથી પ્રેમ ઝરવો જોઈએ, એ માટે ત્યાગ-ભાવના કેળવવી જોઈએ.

અહીં બધા કુટુંબની ભાવનાથી ભેગા થયા છીએ. આજે કદાચ એવી ભાવના ન દેખાય, તેની ચિન્તા ન કરવી. આપણે સાચા અને જાગૃત હોઈશું તો એ ભાવના આવશે જ.

તમે જાણો છો કે બ્રહ્મચારીને પીળાં કપડાં અને સંન્યાસીને ભગવાં કપડાં પહેરવાનાં હોય છે. એમ શાથી? સળગતા કોલસાનો રંગ ભગવો હોય છે. જ્યાં સુધી કોલસામાં વાસ હોય છે ત્યાંસુધી ગંધ હોય છે. અને વાસ જતી રહે એટલે ગંધ ગઈ અને કોલસાનો રંગ ભગવો થઈ ગયો. એવી રીતે વાસના વિનાનો હોય તે સંન્યાસી.

બ્રહ્મચારીનાં કપડાંનો રંગ પીળો હોય છે. પીળો રંગ શમનો હોય છે. ગુરુ પાસે બ્રહ્મચારી જાય ત્યારે પોતાનાં શરીર અને અંતઃકરણ ગુરુ પાસે ધરે ને કહે, કે આ બાહ્ય અને અંતર શરીર આપ્યાં હવે તેમને જેમ ઘડવાં હોય તેમ ઘડો.

અંતઃકરણનો અર્થ અંતરનાં સાધન—એ સાધન મન, ચિત્ત, બુદ્ધિ, અહંકાર. મનમાં સંકલ્પ થાય. ચિત્ત એ સંકલ્પને વળગી રહેવાનું કામ કરે. બુદ્ધિ એ સંકલ્પ પ્રમાણે વર્તવાનો નિશ્ચય કરે અને અહંવૃત્તિ એ સંકલ્પ પાર પાડવાનું કામ કરે. શરીર એનું સાધન બને.

આમ પાંચ સાધન થયાં, તે પછી ગુરુને સોંપે. એ ઉપરથી બ્રહ્મચારીનાં કપડાંનો રંગ પીળો હોય છે. એ એનું બાહ્ય ચિહ્ન છે.

પણ ગુરુને આ સોંપવાની વૃત્તિ ક્યારે થાય? 'એને એટલી ખાત્રી હોય કે એમની પાસે ઠીક પડશે, પણ કોઈ પણ દિવસ અકલ્યાણ થવાનું નથી. જો એવી ખાત્રી ન હોય તો એ વિદ્યાર્થીએ એક ક્ષણ પણ એમની પાસે રહેવું ન જોઈએ. અને એવી ખાત્રી હોય તો જ્ઞાનપૂર્વક બધી ક્રિયાઓ કરવી જોઈએ.

એવી ક્રિયાઓ કરતા શરીર સુકાય કે ઘસાય કે છોલાય તેની ચિન્તા ન કરશો. શરીર સામે જોશો ન કરશો પણ કલાગરુ બનાવજો તે ઇચ્છીએ ત્યારે ખપ આવે એવું બનાવી નાખવાનું છે. તેને જેટલું કસશો એટલું સુંદર થશે.

તમે હળની કોશ જોઈ છે? તેનો રંગ કેવો હોય છે? સફેદ. લોઢાંનો રંગ સફેદ હોય છે પણ કાળો દેખાય છે. તે તો તેના ઉપરનો મેલ છે. પ્રમાદી લોઢું મેલું—કાળું હોય છે. તેમ કસાયેલા શરીર અને પ્રમાદી શરીર સંબંધી છે. આપણે તો હલકા ફૂલ જેવા હોવા જોઈએ. આપણે દુઃખ વેઠવાનું નથી, પણ દુઃખ ભોગવવાનું છે. વેઠવામાં દુઃખ છે, પણ ભોગવવામાં મઝા છે. વેઠવામાં અસહાયતાનો ભાવ છે. ભોગવવામાં જ્ઞાન છે. એટલે આપણે તો જ્ઞાનપૂર્વક બીજા માટે જાત ઘસી નાખવામાં આનંદ આવે એવું બનવાનું છે.

એકલવ્યને અંગુઠો આપતાં કેટલો હર્ષ થયો હતો! એવી રીતે આપણી જાત બીજાના ખપમાં આવવાની તક મળે ત્યારે આનંદ થવો જોઈએ. એટલું કરી શકીએ તો બીજા પ્રમાણપત્રની જરૂર ન રહે.

તમે જાણતા હશો કે બ્રાહ્મણની જનોઈ એ એવું પ્રમાણપત્ર છે. ઉપવીતનો અર્થ ઉપ એટલે પાસે, વિ એટલે વિશેષ પ્રકારે, ઇત એટલે ગયેલો.

ગુરુની પાસે વિશેષ ભાવે ગએલાને ઉપવીત હોય. ઉપવીત ધારણ કરેલી હોય તો પહેલાં એમ સમજાતા કે તેણે બાર વર્ષ સુધી તપશ્ચર્યા કરી છે. એમ ઉપવીત ઉપરથી સમજાતું. તમે અહીં બે વર્ષ કે વધુ પણ એવી સાધના કરીને જશો ત્યારે તમારા આચારથી જ કોઇ સમજી જશે કે આ સંસ્કારી છે અને તમને ભાવથી આવકારશે.

પ્રમાણપત્ર ધર્યા પછી જો કોઇ બોલાવે તો જાણવું કે તે ભણ્યો નથી. પ્રમાણપત્ર ખોવાઇ ગયું હોય તો તે ભણ્યો શું? તેને મનમાં એમ થવું જોઇએ કે મારું પ્રમાણપત્ર હું જ છું. તમે ખરેખર જીવતાં શીખ્યા હશો તો જીવનમાં રસ આવશે અને મૃત્યુ આવશે તોયે હસતે મોંએ જવાનો આનંદ હશે. નહીં તો અપરાધીને કોર્ટમાં બોલાવે અને પગ ઢીલા થઈ જાય એમ જેણે કોઇને માટે જીવી નહીં જાણ્યું હોય તો મૃત્યુ પાસે જતાં તેની દુઃખદ સ્થિતિ થશે. એવી આપણી ન થાઓ.

આજે શાળાઓ કે કૉલેજોમાં જવાબદારી, જોખમદારી ઉઠાવવાનું ક્યાંય શીખવાતું નથી, એ ભારે ખામી છે. નાના કામમાં પણ જોખમદારી છે. અને જે નાનાં કામોની જોખમદારી ઉઠાવી જાણે છે તે જ મોટાં કામોની જોખમદારી ઉઠાવી શકશે. નાનું કામ કરવામાં ભૂલ ન થાય, એ જોખમદારી આવી. એવી જોખમદારી ઉઠાવવામાં દુઃખ આવે ત્યારે સારું માનવું. એવા દુઃખથી નાસીપાસ ન થતાં તેને ભોગવવું. એમ કરતાં દુઃખ સહન કરવાની ટેવ પડશે. જોખમદારી આવશે એટલે તે સમજવાની કળા પણ શીખવી પડશે.

અહીં તમારે નાની નાની જવાબદારીઓ ઉઠાવવાની હશે, પણ અહીંથી બહાર જશો ત્યારે ઘરની અને જાહેર કામની મોટી જોખમદારીઓ ઉઠાવવાની આવશે.

હું વીસાપુર જેલમાં હતો ત્યારે મને વીશીનું કામ સોંપ્યું હતું. તે વખતે ૨૦૦૦ ભાઇઓનો ખોરાક બનતો હતો. આપણામાંના એક ભાઇને ગરમ ગરમ રોટલો અને ડુંગળી ખાવાનું મન થાય એટલે કોઈ ન દેખે એમ લઈ જાય. જ્યારે મને કામ સોંપ્યું અને મેં આ જાણ્યું ત્યારે મને વિચાર આવ્યો કે ૨૦૦૦ જણના ૪૦૦૦ રોટલામાં એક રોટલાનો હિસાબ કંઈ ન ગણાય, પણ તેમાંથી હું કોઇને કંઇ કેમ આપી શકું? અને મારી જવાબદારીનો ખ્યાલ કરતાં થયું કે કોઇને કંઇ લેવા પણ ન દેવાય.

પેલા ભાઈ તો આવ્યા અને રોટલો ઉપાડયો. મેં તેમને સમજાવ્યા કે આ રોટલા પર તમારો અધિકાર શો? એમણે કહ્યું કે આટલામાં શું ઓછું થઇ જવાનું છે! પાછળથી વધે છે, પણ ખૂટે છે ખરા? મેં કહ્યું કે, પણ તમારા રેશનના રોટલા તમને બપોરે મળે છે. એ ઉપરાંત તમને મારાથી શી રીતે લેવા દેવાય, એટલે હું નહિ લેવા દઉં. પેલાએ જણાવ્યું કે હું લઈ જવાનો.

બીજે પ્રસંગે તે ભાઈ હસતા હસતા આવ્યા. આડીઅવળી વાતો કરતા ગયા અને હું ન જાણું તેમ રોટલો સંતાડયો. તેમને ખ્યાલ નહીં કે મેં જોયો છે, એટલે તે તો થોડી વારે સ્વાભાવિક રીતે પાછા ફરતા હતા. મેં બારણે જઇ કહ્યું કે પેલા બગલમાં રોટલા સંતાડયા છે તે આપી જાઓ. તે ડઘાઇ ગયા અને રોટલો ફેંકી જતા રહ્યા. પણ મારા પર ચોકી રાખવા લાગ્યા કે આ રસોડામાંથી કંઇ ચોરી કરીને હક્ક કરતાં વિશેષ તો ખાતો નથી ને?

એક વખત પ્રસંગવશાત બપોર-પછી મારો હકનો રોટલો વીશીમાં બેસી ખાતો હતો, એ એક ભાઇએ જોયું. તેણે પેલા ભાઇને કહ્યું. તે ભાઇ શિકાર હાથમાં આવ્યો જાણી હસતા હસતા આવ્યા અને કહ્યું. મહારાજ કેમ રોટલો ખાઓ છો ને? ઠીક ઠીક; એમ કહી ગર્વ લેવા લાગ્યા. મેં જણાવ્યું કે મારા ભથ્થાનો રોટલો મળ્યો પણ દાળ નથી મળી; એટલે રોટલો એકલો ખાઉં છું. તે ભાઇ શરમાઇ ગયો.

રસોડામાં રહેનાર અને કામ કરનાર ગોળની કાંકરીની ચોરી કરે તે સાધનાની દૃષ્ટિએ બહુ ભયંકર છે. કિંમતની દૃષ્ટિએ કંઈ નથી. આવા પ્રસંગ આપણા દિલમાં મંથન થવાનું. દૈવાસુર સંગ્રામ થવાનો. તેની પરીક્ષા કોણ કરે? આપણે પોતે જ.

આવી નાનીનાની જોખમદારીઓ પાર પાડીશું તો દુનિયાનો મહાસાગર આપણે સહેલાઈથી પાર કરી જવાના. સમાજ આપણાથી નિર્ભય બનશે.

વળી આપણે તો ભૂલોના ભંડાર છીએ, એટલે ભૂલમાં લપસીએ એ માટે એકબીજાએ એકબીજાને મદદ કરવી જોઇએ. ટૉલ્સ્ટૉયની વાર્તાના ત્રણ સાધુની જેમ એકબીજાને વળગવું, એટલે આપણે એકબીજાને ટેકો કરીએ અને કોઇને પડવા ન દઇએ. લપસણું હોય કે નદીનો પ્રવાહ હોય ત્યારે તેમાં થઇને જવા માટે આપણે

[ અનુસંધાન પૃષ્ઠ ૬૫૧ ]

# ઇરાન






અનિવાર્ય ભૌગોલિક પરિસ્થિતિને કારણે સ્વાર્થલોલુપ ગોરી પ્રજાને હાથે રોળાતાં ઇરાનના ઇતિહાસની રૂપરેખા આ લેખમાં રજૂ કરવામાં આવી છે. ... .... ....



હિંદનું આ પ્રવેશદ્વાર હિંદી અને પશ્ચિમી સંસ્કૃતિઓના સંગમ-સ્થાન તરીકે આજકાલનું નહિ પણ જે સમયે આજની મગરૂર પ્રજાઓનું નામો-નિશાન ન હતું ત્યારનું મહત્વ ભોગવી રહ્યું છે. એનું પર્સિયા નામ 'પર્સીસ' ઉપરથી પડ્યું હોય તેમ લાગે છે. આર્યો હિંદમાં આવ્યા તે કાળમાં જ તેઓ મેસોપોટેમિયા તેમ જ સીરિયામાં પણ આગળ વધ્યા હશે તેવું માનવાને ઐતિહાસિક સાધનો મળી આવે છે. એમાંનાં કેટલાંક નામો ઉપર સંસ્કૃત—આર્ય—અસર પણ છે. મેસોપોટેમિયાનો મિટાનીનો રાજ્યવંશ આર્ય હતો. એના સંધિપત્રોમાં ઇન્દ્ર વરુણ વગેરે દેવોને કરાયેલું ઉદ્બોધન સ્પષ્ટ તરી આવે છે. અને વૈદિક કાળમાં હિંદ, ઇરાન અને મધ્યપૂર્વ સંસ્કૃતિની અતૂટ સાંકળ સંકળાયેલી માલુમ પડી આવે છે.

છતાં ઇરાનનો વ્યવસ્થિત ઇતિહાસ માત્ર ઇ. સ. પૂર્વે ૮૩૬થી જ મળી આવે છે. જ્યારે શાલમાનેસરના નેતૃત્વ નીચે અસિરિયનોએ ઇરાનને તેમ જ મીડિયન જાતિઓને જીતી સામ્રાજ્ય સ્થાપ્યુ ત્યારથી ઇરાન એક સત્તા તરીકે ગણાવા લાગ્યુ અને ત્યારથી જ ઇરાન ઉપરની પશ્ચિમી હકુમતના ઓળા પથરાયા. તે પછી તો અસિરિયન સત્તા ટોચે પહોંચી અને છેક ઇ સ. પૂર્વે ૬૨૬ સુધી તેમની સત્તા ત્યાં રહી. અસિરિયન સંસ્કૃતિના પતન સાથે જ ઇરાન ઉપરની તેની પકડ ઢીલી પડી અને મીડિયનો સત્તા ઉપર આવ્યા. ઇ. સ. પૂ ૬૧૨માં મીડિયાના સીયાક્ષારેસ (cyaxares) અને બાબીલોનના બેપોલાસારે અસિરિયન શહેર નીનેવેહ ઉપર આક્રમણ કરી તેનો નાશ કર્યો અને એથી મીડિયન સામ્રાજ્ય ઇરાનની સરહદોને પેલે પાર ઘણું દૂર નીકળી ગયું પર્શિયન રાજાઓ અસિરિયાના મટી મીડિયાના ખંડિયા બન્યા. આ સ્થિતિ ઇ. સ. પૂ. ૭મા સૈકાના મધ્યભાગ સુધી ચાલી.

ત્યારપછી અન્શાન અને સુશિયાના રાજા સાયરસે (cyrus) સીયાક્ષારેસના વંશ સામે બળવો પોકાર્યો, અને ઉલટાનું મીડિયન સામ્રાજ્ય પર્શિયન બની ગયું. સાયરસે પર્શિયન કોમોને સંગઠિત કરી અને એ પ્રજા ત્યારે વિશ્વમાં સ્વતંત્ર પ્રજા તરીકે પ્રથમ ઊભી થઈ. પહેલાં તો મીડિયાનું આ પતન બાબિલો-

નિયાને ઘણું જ ગમ્યું. પણ પછી તો આ નવું ઊભું થતું પર્શિયન સામ્રાજ્ય તેને જ ગળી ગયું. અને બાબિલોન સાથે ચાલ્ડીઅન સામ્રાજ્ય, સીરિયા અને પાલેસ્ટાઇન પણ પર્શિયાના ઝંડા નીચે આવ્યાં.

ઇ. સ. પૂ. ૫૨૮માં સાયરસના મૃત્યુ પછી તેના પુત્ર કેમ્બીસેસે ઇજીપ્ત પણ જીત્યું, સાયપ્રસ અને પૂર્વના ગ્રીક ટાપુઓ પણ એની આણ નીચે આવ્યા અને છેવટે તેના પૌત્ર ડેરિયસે સામોસ પણ જીત્યું. આ રીતે માત્ર એક જ પેઢિમાં વ્યાપ્ત થયેલું આ સામ્રાજ્ય ખરેખર તેની પ્રજાની ઉચ્ચ લડાયક શક્તિને આભારી હતું. અને તેથી સાયરસે પાયો નાખેલા સામ્રાજ્યને ડેરિયસે વિશ્વખ્યાત બનાવ્યું. એથી જ ડેરિયસ રાજાઓનો રાજા—King of Kings–કહેવાયો. ડેરિયસનું પોતાની જાત માટેનું ભાન પણ બહુ ઉંચું હતું. તેણે પોતાની કબર ઉપરના લેખમાં કોતરાવ્યું છે "પર્શિયનેનો પુત્ર પર્શિયન, અને આર્ય પ્રજાનો વંશજ આર્ય" અને એય ખરૂં છે કે પશ્ચિમી સામ્રાજ્યવાદી, બાબિલોનિયનો, ગ્રીકો અને રોમનો જ્યારે જીતાયેલ પ્રજાને ગુલામ તરીકે ઉપાડી જતા, એમના પ્રત્યે દુર્વ્યવહાર કરતા અને એમની તરફ જે ક્રૂરતાથી વર્તતા તેનાથી સાવ ઉલટું જ આ વંશે જીતાયેલી પ્રજાઓને સંમાની, તેમના ખંડિયાઓ તરફ દિલેર દિલથી અને ક્ષમાભાવનાથી વર્તી એમની આર્યતાનું ઉંચું દ્રષ્ટાંત પુરૂં પાડ્યું છે. ઈરાની સંસ્કૃતિની રોચનો એ જુવાળ ચાલ્યો છેક ઈ. સ. પૂ. ૩૩૦ ડેરિયસ ત્રીજાના વખત સુધી.

ત્યાર પછીની ગ્રીક સંસ્કૃતિની ચડતીએ ગ્રીક ચડાઇઓ અને ઇરાની પ્રજાના પ્રત્યાક્રમણોને પરિણામે ગ્રીકોનું બળ વધતું ગયું. એમનું સાર્વભૌમત્વ પણ ફેલાતું ગયું. અને પર્શિયન સામ્રાજ્ય ટુંકાતું ગયું. છેવટે ઈ. સ. પૂર્વે ૩૩૧માં મહાન સિકંદરે ડેરિયસ ત્રીજાને મારી ઈરાન જીત્યું અને પોતાની જાતને ઈરાનના બાદશાહ તરીકે જાહેર કરી. પણ દુનિયાના જીતનાર એ બાદશાહને વારસ નહોતો તેથી ગ્રીક સામ્રાજ્યના ટુકડાઓ કરી તેના સરદારોએ વેંચી લીધું. બાબીલોનીયાના અધિપતિ સરદાર સેલ્યુકસે ફરીથી ઇરાન ઉપર આણ વર્તાવી. એને સિકંદર ન કરી શકયો એ કરવાના કોડ હતા. તેણે ફરીથી હિંદનાં દ્વાર ખખડાવ્યાં અને એ ચંદ્રગુપ્ત મૌર્ય સાથે લડયો, પણ હાર્યો અને સિંધુની આસપાસનો કેટલોક પોતાનો મુલક તથા લગ્નમાં પોતાની પુત્રી ચંદ્રગુપ્તને આપી હિંદના ૫૦૦ હાથીને ચંદ્રગુપ્ત તરફની ભેટ તરીકે લઇ એ પાછો ફર્યો. સેલ્યુકસીયન સત્તા પછી ઇરાનમાં પાર્થિયન સત્તા આવી (ઇ. સ. પૂ. ૧૭૦) અને પછી એ પણ આથમતાં પાછું ઇરાન ટૂકડાઓમાં વહેંચાયું. પૂર્વ ઇરાન સિથિયન ટોળીઓની સત્તા નીચે આવ્યું અને પછી કુશાન વંશના કનિષ્ક રાજાના વખતમાં પાછું એ કિર્તીવંતુ બની ચમકયું. કનિષ્ક બુદ્ધધર્મી હતો. છતાં એના સિક્કાઓમાં ઇરાની દેવદેવીઓની છાપ પણ ઘણી આવે છે. ત્યાર પછીનો સમય અર્સાસિક સત્તાનો અને રોમન અથડામણોનો અને તે પછી પણ ૩૫૦ વર્ષનો—સાસેનિયન અમલનો સમય આવે છે. આ યુગની ઇરાનની કંઇક વિશિષ્ટ તવારીખ છે નહિ, સિવાય કે ઈરાન જરથોસ્તી બન્યું. (ઇ. સ. ના ૩ જા થી ૭મા સૈકા સુધી)

પરન્તુ તે વખતે એશિયાને એક ખૂણે એક નવી સંસ્કૃતિ ઊગીને ઊભી થતી હતી. તેના જુવાળ નીચે એશિયા ઇજિપ્ત અને યુરોપ પણ આવતાં ગયાં. ઈરાન પણ મુસ્લીમ સત્તા નીચે આવ્યું. પછી તો તૈમુર લંગ, ગઝનવીઓ, મોગલો, તુર્કો અને પઠાણોની ત્રમઝટનો અનોખો જ ઇતિહાસ રચાયો. ઇસ્લામની આગેકદમ સાથે જ જરથોસ્તીઓની હિજરત થઇ અને એ લોકો ગુજરાતને ખોળે આવીને વસ્યા.

દેશ નીજ તજી ધર્મને કાજ.
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ
ધર્મવીર પારસી સત્કાર
જગત ઇતિહાસે અનૂપ ઉદાર
ધન્ય હો ધન્ય જ પૂણ્ય પ્રદેશ
અમારો ગુણીયલ ગૂર્જર દેશ......

ઈસ્લામ તો હિંદ ઉપરેય ફરી વળ્યો અને સ્થિર પણ બન્યો. એણે હિંદી સંસ્કૃતિને નવો ઓપ પણ આપ્યો અને એના ઝંઝાવાતી વાવાઝોડાં જેવાં આક્રમણો પણ સ્થિર થઈ હિંદી ધરતીમાં ફાલ્યો ફૂલ્યો. એથી યે વિશેષ એ ફાલ્યાં ફૂલ્યાં છે ઈરાનમાં, કારણ હિંદમાં તો ઇસ્લામી સંસ્કૃતિ સામે અજર અને અમર હિંદી સંસ્કૃતિનાં બળો પડ્યાં હતાં. પણ ઇસ્લામને ઈરાનમાં ખીલવા માટે સુજળ સુફળ વાડી મળી. ઈરાનનો ઇસ્લામી ઇતિહાસ તો રાજ્યવંશ પલ્ટાઓનો જ છે. હિંદની મોગલ સલ્તનતને પણ હચમચાવી નાખનાર નાદીરશાહે પોતાના સમયમાં (૧૭૩૬) ઈરાનને લોખંડી બનાવ્યું હતું. પરન્તુ વારેવારે

થતા આંતરકલહોએ ઈરાનને નબળું પાડવામાં ઘણો જ ભાગ ભજવ્યો છે. પણ એની સંસ્કૃતિ તો અનોખી જ રચાઈ છે. એના કવિઓ અને ફિલસુફો, કલાકારો અને શિલ્પીઓ જે કરી ગયા છે તેણે ઈરાનને જગમશહુર બનાવી દીધું છે. ઇરાની ચિત્રકળા, ધાતુકામ, રેશમનું કસબીકામ અને ઇરાની ગાલિચાઓ પશ્ચિમને માટે સ્વર્ગીય કલ્પનાની વસ્તુઓ હતી અને હજુ યે છે, અને ફારસી સાહિત્યને અમર કરનાર ઉમર ખય્યામ, ફીરદૌસી, સાદી અને હાફીઝ ઈરાનને તો બેહીસ્તની સાથે સરખાવી ઝુલાવી ગયા છે. એમની અમર કૃતિઓ રૂબાઈયાત, શાહનામા, બુસ્તાન અને ગુલીસ્તાન હજીયે જગતની મીઠી ભાષાના મધપૂડાઓ તરીકે વખણાય છે.

હજુએ ઇરાન તો એજ છે. દ્રાક્ષના માંડવાઓ, સાકી, શરાબ અને સનમનો એ દેશ છે. પરન્તુ આજે કાળ પલટયો છે. ઇસ્લામ યુરોપમાંથી આથમ્યો અને યુરોપની નવી સંસ્કૃતિ દરેક દેશ ઉપર ફરી વળી. યુરોપી સંસ્કૃતિ તો મુડીવાદી સામ્રાજ્યવાદ. ફ્રેંચ સમ્રાટ નેપોલિયને હિંદ સર કરવાની પોતાની યોજનામાં ઇરાનના શાહની મૈત્રી ઉપર ઘણું જ વજન મૂકયું હતું. એ હકીકત જ બ્રિટિશ હિંદની સુરક્ષિતતા માટે ઇરાનમાં બ્રિટને કેટલો રસ લેવો જોઇએ એ બતાવી આપે છે. બીજી બાજુએથી સદાયે દક્ષિણ તરફ વધવા મથતા રશિયાથી પણ ઇરાન તરફ વિશિષ્ટ હિતોની દૃષ્ટિએ જોયા વગર રહેવાતું નથી આ રીતે વીસમી સદીના પહેલા બે દસકા એશિયા ઉપર પ્રભુત્વ જમાવવાના યુરોપીય સત્તાઓના ઝઘડાનો ઇરાન ભોગ બન્યું યુરોપમાં જે સ્થિતિ જર્મની અને રશિયા વચ્ચે પોલાંડની હતી તેજ સ્થિતિ બ્રિટન અને રશિયા વચ્ચે ઇરાનની છે. એ બન્ને સામસામી છાવણીમાં હોય તો યે ઇરાનને તે ગળી જવા માગે, અને બન્ને મિત્રો હોય તો ઉલટાના તેથી યે વધુ સારી રીતે ઇરાનને ચાવી જવા માગે. ઇરાનનાં આ દુઃખોનાં અનેકવિધ કારણોમાં તેના તેલ-વિસ્તારો પણ એટલું જ વિશિષ્ટ મહત્ત્વ ભોગવે છે.

બ્રિટન અને રશિયા વચ્ચે ચાલતી આવેલી યુરોપી રાજનીતિનો પડઘો ઈરાનમાં પણ પડયો. રશિયાને દક્ષિણમાં ભૂમધ્ય તરફ વધવું હતું. તેને રોકવા બ્રિટને તુર્કીને ટકાવી રાખી ડાર્ડેનલ્સથી બહાર રશિયાને આવવા દીધું નહિ. તેથી રશિયાએ સમુદ્રદ્વાર માટે ઇરાની અખાત અને પ્રશાંત મહાસાગર તરફ નજર ફેરવી. એણે ટ્રાન્સસાઈબીરીયન રેલ્વે નાખી છેક પૂર્વને પેલે છેડે વ્લાડીવોસ્ટોક બંદર ખીલવ્યું. તો જાપાનની પીઠ પાછળ ઊભા રહી બ્રિટને પોર્ટઆર્થર અને મુકડનમાં જાપાની અડ્ડા ઊભા કરી ત્યાં જ તેના પગ જડી દીધા. અને ઈરાની અખાત ઉપર તો બ્રિટને પોતાની સત્તા કયારની યે જમાવી દીધી હતી. તેથી વીસમી સદીના પ્રભાતે તહેરાન યુરોપી રાજખટપટનું મુખ્ય કેન્દ્ર બન્યું.

૧૮૯૬માં શાહ નાસરદીનનું ખૂન થયું. તે પોતાની પાછળ ભરપૂર ખજાનો મૂકી ગયેલ. પરન્તુ તેના પછી આવનાર શાહ મુઝફફદીનની નબળાઈનો રશિયનોએ લાભ ઉઠાવ્યો અને શાહ રશિયાનો દેવાદાર બન્યો. બીજી બાજુથી બ્રિટિશ બેંકરો પણ એ જ રીતે પર્શિયાને દેવાદાર બનાવી પોતાનો પગ પેસારો વધાર્યે જતા હતા. ૧૯૦૭ની સપ્ટેમ્બરની ૨૪મી તારીખે ઈરાનના ભાગલા પાડી લેવાની સુલેહની શરતો બ્રિટન અને રશિયા વચ્ચે થઈ. તે મુજબ ઉત્તર પર્શિયા અને કોકેસસના તેલ વિસ્તારો રશિયન લાગવગનો વિસ્તાર ગણાયો. જ્યારે બલુચિસ્તાનની સરહદ નજીકનો પ્રદેશ બ્રિટિશ અસરનો પ્રદેશ બન્યો.

બીજી બાજુથી રૂસો જાપાની યુદ્ધ પછી એશિયાઇ રાષ્ટ્રોમાં પ્રજા જાગૃતિનો જુવાળ ચડતો હતો. એના પરિણામે બધા દેશોમાં પ્રજાકીય સત્તા સ્થાપવા અને પરદેશી ધુંસરીમાંથી મુક્ત થવા આંદોલનો જાગતાં હતાં. ઇજીપ્ત, તુર્કી, ઇરાન, હિંદ અને ચીન આ બધા દેશોમાં આવેલી ક્રાંતિની ઝાળે ઇરાનમાં પણ પલટાઓ કરાવ્યા. મહમદઅલી મિરઝાએ પ્રજાને મજલિસ-ધારાસભા આપી [૧૯૦૬] પરંતુ મજલિસ અને પ્રધાનમંડળની જવાબદારીના પ્રશ્ન ઉપર ઈરાનમાં આંતરવિગ્રહ થયો. મહમદઅલીએ મિજલિસને કચરવા પ્રયાસ પણ કર્યો. પણ રાષ્ટ્રીય તત્ત્વો એટલાં જાગ્રત થયાં હતાં કે મહમદઅલીને જ ગાદીત્યાગ કરવો પડયો અને તેના ૧૨ વર્ષના પુત્ર આહમદ મિરઝાને મજલિસે બંધારણને વફાદાર રહેવાના સોગંદ લેવડાવી ગાદીયે બેસાડ્યો (૧૫-૧૦-૧૯૦૯)

આ પછીના સમયમાં બંધારણીય તંત્ર સુવ્યવસ્થિત રીતે ગોઠવાઈ જાત. પણ બ્રિટન અને રશિયાને એ રૂચે તેમ ન હતું. રશિયાએ તો ઇરાનની આંતરિક-પરિસ્થિતિનો લાભ

લઇ એઝરબેઇજાનમાં પોતાનાં લશ્કરો ઘુસાડયાં અને ત્યારે તો આરમીનીયા અને સીલીસિયામાંથી ભૂમધ્ય સમુદ્રને પહોંચવાના રશિયાનાં સ્વપ્નો સાચાં પડવાની અણી પણ આવી પહોંચી હતી. એ જ વખતે બ્રિટને પણ ફટકો લગાવ્યો. દક્ષિણ ઇરાનમાં તેણે પોતાનું લશ્કર દાખલ કરી બ્રિટિશ પોલીસ વ્યવસ્થા ગોઠવી. આ રીતે પોતપોતાના વિસ્તારોમાં કબજો બળવાન કરી બ્રિટન અને રશિયાએ ઇરાની રાજ્યસત્તાને નોટિસ આપી કે બ્રિટિશ અને રશિયન હિતોને નુકસાન પહોંચાડે તેવી કોઈ પણ પરદેશી લોનને તેઓ સ્વીકારશે નહિ. એટલે ઇરાની પાર્લામેન્ટ–મજલિસ–મુશ્કેલીમાં આવી પડી. એને નાણાં જોઈતાં હતાં. તે બીજેથી લઇ ન શકે તેવું બ્રિટન અને રશિયાએ કર્યું. અને તેઓએ પોતે પણ પૈસા ધીરવાની ના પાડી. પરિણામે ઇરાનમાં દુર્વ્યવસ્થા ફેલાઈ અને એ દુર્વ્યવસ્થાને નામે બ્રિટન અને રશિયા વધુ ને વધુ પસતાં ગયાં.

પરન્તુ ઇરાન તે વખતે સુવ્યવસ્થિત રાજ્યતંત્ર કરવા તનતોડ મહેનત કરતું હતું. યુરોપી ખટપટથી મુક્ત થવા તેણે અમેરિકા તરફ નજર દોડાવી અને અમેરિકાએ મી. ડબલ્યુ. મારગન સુસ્ટરને વ્યવસ્થા માટે ઇરાની સત્તાના સલાહકાર તરીકે મોકલ્યા. જે સુલેહમાં ઇરાનની સંમતિ નહોતી તેવી એંગ્લો–રશિયન સુલેહને સ્વીકારવાની તેણે ના પાડી અને તેણે ઉત્તર ઇરાનમાં કર વસુલ કરવા લશ્કરો મોકલ્યાં. આ રીતે ઇરાનના ભાગલા પાડનારની સામે તેણે ઝુંબેશ ઉપાડી. પરિણામે રશિયાએ ઇરાનને અલ્ટીમેટમ મોકલ્યું કે ઇરાને મી. સુસ્ટરને ફારક કરી. તેને બદલે બ્રિટિશ અને રશિયન સલાહકારો રાખવા અને ઉત્તર પર્શિયાના રશિયન લશ્કરનું ખર્ચ ઇરાને ભોગવવું પરંતુ મજલિસે આ અલ્ટીમેટમને નમતું આપવા ના પાડી. રશિયન–લશ્કરોએ તેહરાન કબજે કર્યું અને પરિણામે રીજન્ટે ૧૯૧૧ની ૨૪મી ડીસેમ્બરે મજલિસ બરખાસ્ત કરી મી. સુસ્ટરને ફારક કર્યા.

પછી તો વિશ્વયુદ્ધ પહેલું આવ્યું. ઇરાન તેમાં તટસ્થ રહ્યું. પરન્તુ બ્રિટને અને રશિયાએ તેની તટસ્થતાનો ભંગ કરી લશ્કરોની આવજા, વ્યવહાર વગેરે માટે ઇરાનનો ઉપયોગ કર્યો. આ રીતે તટસ્થ રહેવા છતાં ઇરાનને યુદ્ધની બધી જ વેદનાઓ–આક્રમણ, શહેરો ઉજ્જડ થવાં, ગામડાંઓમાં દુષ્કાળ પ્રવર્તવો, માનવશક્તિનો અને સિવિલિયન પ્રજાનો નાશ થવો વગેરે– વેઠવી પડી, અને છતાં પીસ–કોન્ફરન્સમાં ભાગ લેવાના ઇરાનના હક્કને તે તટસ્થ હોવાને કારણે સ્વીકારવામાં આવ્યો નહિ. રશિયાના બોલ્શેવિક બળવા પછી ઇરાનને તે પક્ષેથી કંઇક લાભ થયો ખરો. બોલ્શેવિક સત્તાએ ઇરાનને વચન પણ આપ્યું કે ઝારની સત્તાએ મેળવેલા બધા હક્કો ઇરાનને પાછા બક્ષવા તે તૈયાર છે. અને ખરે જ તેણે ૧૯૦૭ના એંગ્લો–પર્શિયન કરારો રદ પણ કર્યા. છતાં એથી ઇરાનની સ્થિતિમાં બહુ ફેર પડ્યો નથી.

બ્રિટનનાં પર્શિયન હિતોની એક બાજુજ આપણે જોઈ. માત્ર હિંદના રક્ષણના હેતુઓ જ બ્રિટનને ઇરાની ખટપટમાં ભાગ લેવરાવે છે, એવું નથી. ઇરાનના તેલઉદ્યોગમાં બ્રિટને મોટામાં મોટી મુડી રોકી છે અને એ રીતે દુનિયાના તેલના ઉદ્યોગમાં મોટામાં મોટો ભાગ પડાવવાની બ્રિટિશ નીતિનું એક અંગ ઇરાનને પણ સ્પર્શી જાય છે. એંગ્લો–પર્શિયન ઓઇલ કું. લિ.માં બ્રિટનના ૨૫,૦૦૦,૦૦૦ ડોલર રોકાયેલા છે અને તેનો વહીવટ બ્રિટિશ સરકારી અંકુશ નીચે જ છે.

રશિયન વલણ પ્રમાણે ૧૯૧૯ પછી રશિયન લાગવગના વિસ્તાર અને બ્રિટિશ લાગવગના વિસ્તારને બદલે એંગ્લો–પર્શિયન ઓઇલ કું. લિ. ની છૂટછાટોનો વિસ્તાર યોજવામાં આવ્યો છે. જેનું ક્ષેત્રફળ ૫૦૦,૦૦૦ ચોરસ માઇલ એટલે કે ઇરાનના પોણા ભાગનું થાય છે. આ વિસ્તારોમાં પોલીસ રક્ષણની બાંહેધરી પણ ઇરાની સરકારને આપવી પડી છે અને તેના બદલામાં શરૂઆતમાં ઇરાની સરકારને નફાના ૧૬ ટકા આપવાના હતા. પરન્તુ પાછળથી તે નફો આપવાનું બંધ કરવામાં આવ્યું.

તેલ વિસ્તારનું મુખ્ય કેન્દ્ર મૈદાન–ઈ–નફતુન છે. ત્યાંથી શેત–અલ–અરબ નદી ઉપર આવેલ આબાદાન શહેર સુધી દસ ઇંચની પાઇપ લાઈન જાય છે, આજનાં બીજાં વિશ્વયુદ્ધે તો એ પણ દેખાડી આપ્યું છે કે તેલ એ એક એવી અગત્યની વસ્તુ છે કે જેના વગર મહાન સામ્રાજ્યને પણ ઘડીમાં તૂટી જતાં વાર ન લાગે.

૯મી ઓગસ્ટ ૧૯૧૯ના રોજ થયેલા એંગ્લો–પર્શિયન કરારો જોવા જેવા છે.—

૧. ગ્રેટબ્રિટન ઇરાનની સ્વતંત્ર સત્તાનો સ્વીકાર કરે છે. (જે સ્વાતંત્ર્ય ઉપર સ્થાપિત હક્કોનો બોજો લાદેલો છે.)

૨. બ્રિટન ઇરાનને ખર્ચે ઇરાનને નિષ્ણાત સલાહકારો પુરા પાડશે. (એમની સલાહ જ માનવી પડે એવું ખરું!)

૩. ઈરાનની સરહદનાં રક્ષણ માટે બ્રિટન ઈરાનને લશ્કરી સાધનો અને અમલદારો પૂરા પાડશે. (બ્રિટિશ હિંદનું રક્ષણ આપોઆપ કરે છે.)

૪. જકાત અને મહેસુલી આવકની બાંહેધરી ઉપર બ્રિટિશ સરકાર ઈરાનને લોન ધીરશે.

૫. બ્રિટન ઇરાનમાં રેલ રસ્તા વગેરે બાંધશે. (બ્રિટિશ મુડી અને તેનું સંરક્ષણ પાછળ ઊભાં જ હોય)

૬. કસ્ટમ્સ ટેરિફને સુધારવા માટે બ્રિટન અને પર્શિયા એક નિષ્ણાતોની કમિટી નીમવા સહમત થાય છે.

આ રીતે પહેલાં વિશ્વયુદ્ધ પછી ઇરાન ઉપર બ્રિટનની પકડ મજબૂત બની. આ દરમ્યાન ઇરાનની આંતરિક પરિસ્થિતિમાં પણ એક પલટો આવી ગયેલ. ૧૯૦૭માં સુલ્તાન અહમદશાહ ગાદીએ આવેલ, તેણે ૧૬ વર્ષના રાજ્યઅમલ પછી પાછું મજલિસ સામે માથું ઉપાડયું, એટલે તેને પદભ્રષ્ટ કરી તે વખતના પ્રધાન રેઝાખાન પહેલવીને ગાદીએ બેસાડવા ઠરાવ કરી, મજલિસે કુઝર વંશનો અંત આણ્યો. અને તા. ૧૬–૧૨–૨૫ના રોજ બંધારણીય સત્તાને માન્ય રાખી બંધારણને વફાદાર રહેવાના સોગંદ લઇ રેઝાખાન રેઝાશાહ બન્યા. રેઝાશાહનું મર્યાદિત રાજાસત્તાક તંત્ર એકંદર રીતે સંપૂર્ણ પ્રજાસત્તાક તત્ત્વો ઉપર રચાયેલુ છે. ૨૫ વર્ષનો પુરૂષ મતાધિકાર ધરાવે છે. એ ધોરણે ચૂંટાતી મજલિસના હાથમાં રાજ્યસત્તાનાં તમામ સૂત્રો છે. રાજ્યકુમારો, ધર્મગુરૂઓ, સરદારો, ઉમરાવો, જમીનદારો, ખેડુતો, વેપારીઓ, ઉદ્યોગપતિઓ અને ધાર્મિક અને કોમના નાના વર્ગોના પ્રતિનિધિત્વના ધોરણે મજલિસના સભ્યો ચૂંટાય છે. કરવેરા તેમજ નાણાંકિય વ્યવસ્થાની બધી ચાવી મજલિસના હાથમાં છે.

પરંતુ વિશ્વયુદ્ધ બીજું પ્રગટયું અને પાછો ઇરાનની પરિસ્થિતિએ પલટો ખાધો. જર્મની જેમ જેમ પૂર્વમાં ધસતુ ગયું તેમ તેમ મધ્યપૂર્વનો મોરચો સુરક્ષિત રાખવા માટે ઈરાનનું અગત્ય વધતું ગયું. રિઝાશાહ પહેલવી જર્મન પક્ષપાતી છે. એ બહાના નીચે રશિયન અને બ્રિટિશ લશ્કરો ઈરાનમાં દાખલ થયાં. અને તેને પદભ્રષ્ટ કરી તેના પુત્ર મહમદ રિઝાને ગાદીએ બેસાડયો. ૧૯૪૨ના કરાર મુજબ ઇરાન મિત્રરાજ્યો સાથે જોડાયું. ત્યારથી મધ્યપૂર્વનું આ કેન્દ્ર યુદ્ધનાં કેન્દ્રોમા સૌથી અગત્યનું રહ્યું છે. ઈરાનદ્વારા રશિયાને મદદ પહોંચાડવાની જો શક્યતા ઊભી થઇ ન હોત તો રશિયા જર્મની સામે ટકી શકત કે કેમ એ પ્રશ્ન છે. અને તો બ્રિટન અને અમેરિકાને વિજયી થવાની જે તક સાંપડી છે તે સાંપડત કે કેમ એ બીજો પ્રશ્ન છે. અને એ તો ખરૂં જ છે કે આ તો અને જો નો જવાબ એ હોઈ શકે કે તો આજની દુનિયાનો ઇતિહાસ કોઈ જુદા જ અક્ષરે લખાયો હોત.

વિશ્વવિજયી થયા પછી પણ બ્રિટિશ અને રશિયન હિતો હજુએ પરસ્પર અથડામણવાળા રહ્યાં જ છે. અને એથી તો એ બન્નેએ પહેલાં તો ઇરાનમાથી લશ્કરો ખસેડવાની અનિચ્છા દેખાડેલી, પણ ઈરાનનું ભાવિ કંઈક ઉજળું હશે તે પોટસડામની ત્રણે મોવડીઓની પરિષદમા એ લશ્કરો ખસેડી લેવાનું નક્કી થયુ છે અને તેની યાદી ઇરાની સત્તાને સોંપવામાં આવી છે.

છતાં યે નવા વિશ્વના નકશાઓ રચાયા પછી જે જે એશિયાટિક પ્રજાઓનું ભાવિ નિર્માણ થવાનું હજી વિધિના હાથમાં બાકી છે તેમાં ઇરાનનો સમાવેશ તો થાય જ છે.

[ 'હું' સાધના કરવા આવ્યો છું' : અનુસંધાન પૃષ્ટ ૬૪૭ થી ચાલુ ]

એકબીજાનો હાથ પકડીએ છીએ. તેમ સંસારમાં અનેક જાતનાં પ્રલોભનો છે, તેમાંથી બચવા આપણે એકબીજાને સહાય કરવી જોઇશે. આપણે બધા એક કુટુંબના છીએ, એટલે એક બીજાની મદદથી આગળ વધીશું.

વળી સ્વભાવ અને દુષ્ટતા જુદી વસ્તુઓ છે. સ્વભાવ વાત કરવાનો હોય તો નુકશાન થાય પણ વાત કરવા પાછળ દુષ્ટતા હોય તો તે ભયંકર છે. સ્વભાવ તો આપણો એક વખત ઓળખી લઇએ, એટલે સંભાળી લઇએ. જેમ બગાદ કામ સરસ કરતો હોય પણ શીંગડું મારવાની ટેવ હોય તો તેને ધણી વેચી દેશે નહીં કે મહાજનમાં નહીં મૂકે પણ તેની પાસે કામ લેશે, પણ શીંગડું સાચવી લેશે. પણ જો કામ જ ન આપતો હોય અને શીંગડું માર્યા કરતો હોય તો ધણી તેને રાખે નહીં અને મહાજનમાં મૂકી આવે. એમ માણસ કંઇ કરતો ન હોય તો તેની લાતો કોણ ખાય? એટલે સ્વભાવ નભાવી શકાય, પણ દુષ્ટબુદ્ધિ ન હોવી જોઇએ એ માટે સાધના કરવી જોઈએ.

તમે ખુબ ભણ્યા હશો. પણ જો સાધના નહી કરી હોય તો લાલચોનાં વાવાઝોડામાં તમે ટકી નહીં શકો, એટલે સાધના કરો, શરીર કસો અને આત્માને તેજસ્વી બનાવો.

# બિસ્કિટ અને બૉંબ

મહેન્દ્ર મેઘાણી

રાતના સાડાઆઠ વાગ્યા હતા.

સાઠહજાર આંખો ત્યારે પાંચ હાથ ઊંચા એક આજાર ઇન્સાન સામે મંડાઈ ગઈ હતી. ઊભા થઇ ગયેલા અધીરાઓ પાછા બેસી ગયા હતા. ચાલવા માંડનારાઓના કદમ થંભી ગયા હતા. મહાસમિતિની બેઠક સમાપ્ત કરતા રાષ્ટ્રપતિના શબ્દો ત્યારે એમાંના પ્રત્યેકના દિલમાં ઘૂંટાતા હતા—

'હમારે ઘરકે ચુલેમેં જો આગ રહેતી હય ઉસકો હમ પંખા લગા લગાકર જલતી રખતે હૈય. કભી કભી ઇસ આગકે ઉપર જબ રાખ ફૈલ જાતી હય તો ફિર ઘરકી ઔરતેં ઉસકો ફૂંકનીસે ફૂંક કર ફિર જલાતી હય, ઔર જબ તક વો રાખકે નીચે એક ભી ચિનગારી હોતી હય તબ તક યહ ફૂંકની ઉસકો જરૂર ફિર જલા સકતી હય.

'હમારે મુલ્કમેં ભી ઐસી હી એક આગ જલ રહી થી. ઉસકો પંખા લગાને વાલે હઝારો હાથોં કો હકૂમતને એક દિન એક સાથ પકડ લિયા ઔર મુલ્કસે અલગ કરકે ઉનકો દૂર હટાયા ગયા. હકૂમતને માન લિયા કી બગૈર પંખે અબ વહ આગ બૂઝ જાયેગી.

'મગર હુવા કયા? હુવા યહ, કિ જબ ઉસકે સામને પંખા લગાને વાલા એક ભી હાથ ન રહા, તબ મુલ્કકી આગ અપને આપસે અસલસે કઈ બાર ઔર જબરદસ્ત તાકતસે જલને લગી. મુલ્ક કે કોને કોને મેં ઉસમેંસે આઝાદીકી ચિનગારિયાં ફૈલ ગઈ. ઔર આજ જો આપ હમારે સામને આયે હૈં તો આપમેંસે એક એક આદમી અપને દિલમેં વો ચિનગારી લે લેકર યહાં આયા હૈ. જો તીસ હજાર આદમી યહાં આયે હૈં, મૈં ઉનમેં સારે હિંદોસ્તાંકી તસ્વીર દેખ રહા હું. મૈં આપસે અર્જ કરુંગા કિ જો ચિનગારિયાં આપ અપને દિલમેં રખકે યહાં આયે હૈ ઉસકો આપ અપને સાથ યહાંસે વાપિસ લે જાઇએ ઔર દેશ કે કોને કોને મેં ઉસકો પહોંચાઈએ.

'પિછલે તીન સાલમેં કયા હુઆ હૈ? યહ તીન સાલમેં દેશમેં એક જબરદસ્ત તાકત પૈદા હુઈ હૈ ઔર અબ ઉસકો કોઈ રોક નહિ સકતા. સમુંદરકા તુફાન ઉસકો રોક નહિ સકતા, આસ્માનકી બીજલિયાં ઉસકો રોક નહિ સકતી.'

પોલાદને પીગળાવનારી જબ્બર મોટી ભઠ્ઠીઓની આગ જેવી બીજા નેતાઓની વાણીની કારી જ્યાં નહોતી ફાવી ત્યાં એક જૈફ મૌલાનાના ગલોફાંમાંથી ઘૂંટાઈને નીકળેલી ફૂંકોને જીતી જતી મેં જોઈ. ભઠ્ઠીઓમાં પણ ન પીગળેલું આ રાષ્ટ્રનું નગદ હેમ એક બૂઝર્ગ સોનીની ફૂરડીમાં મેં ત્યારે ઓગળતું ભાળ્યું. તીણી અગ્નિજ્વાલાઓ વચ્ચે પડેલું ફૂરડીમાંનું સુવર્ણ અનોખા કોઈ કસબીને હાથે જાણે ઘાટ પકડતું જતું હતું—આલમની આંખ આંજી નાખે એવો કોઈ ઘાટ પકડતું જતું હતું.

અને મંડપની બહાર નીકળ્યો ત્યારે ચોત્રીસ ઇંચની છાતી વાળું ખમીસ મને ટૂંકું ટૂંકું લાગતું હતું. ઘડીભર વિચાર આવ્યો કે કોઈ અંગ્રેજે આ ભાષણ સાંભળ્યું હોય તો એને પણ ઊંડે ઊંડે એવું અભિમાન ન થાય કે દુશ્મન તરીકે પણ આવા પુરૂષો પામવા જેટલું પુણ્ય સૌ સામ્રાજ્યવાદીઓમાં એકમાત્ર બ્રિટનના લલાટે જ અંકાયું છે!

બહાર માણસોની ઠઠ જામી હતી. મોટરવાળાઓને મોટર જડતી નહોતી. મોટર વગરનાઓને ઓળખીતા (મોટરવાળા) જડતા નહોતા. ઓળખીતા વગરનાઓને મારગ સૂઝતો નહોતો.

સરિયામ રસ્તા ઉપર પહોંચ્યા ત્યારે એકપછી એક મોટર પાસે થઇને સૂસવતી નીકળતી જતી હતી. પંથ લાંબો હતો. સાંભળ્યું હતું કે અમેરિકામાં તો ગમે તે માણસ રસ્તા ઉપર જતી કોઇ પણ મોટરને 'લિફ્ટ' એટલી બૂમ મારીને કે હાથ ઊંચો કરીને થોભાવી એમાં ચડી જઈ શકે છે અને મોટરવાળો પણ એવા 'લિફ્ટ' માગનારાઓને પોતાના માર્ગમાં જ્યાં ઉતરવું હોય ત્યાંસુધી લઈ જવામાં કોઈ પાડ કરતો હોય તેમ નથી સમજતો. સો–બસો માઈલનો રસ્તો કાપીને બીજા જિલ્લાને ગામ જતા મોટરવાળાઓ એવી લાંબી મુસાફરી પર પણ રસ્તે મળી જતા અજાણ્યા સાથીઓને રાજીખુશીથી ઉપાડી લ્યે છે. કેટલાક રખડુઓ તો આવી 'લિફ્ટ'–મુસાફરી કરી કરીને જ એ વિશાળ દેશનો મોટો ભાગ જોઇ નાખતા હોય છે.

એટલે તાનમાં ને તાનમાં મેં કેટલીય મોટરો સામે 'લિફ્ટ–લિફ્ટ'ના

પોકારો કર્યા, હાથ ઊંચા કર્યા, પણ ઊભી રહેવાનું તો ઠીક, કોઈનો વેગ પણ ધીરો પડ્યો નહિ મોડું મોડું મને સાંભર્યું કે આ અમેરિકા નહિ પણ હિંદુસ્તાન છે. પરંતુ હિંદમા પણ કેટલાક અમેરિકનો આવ્યા છે અને પોતાના સ્વદેશની આવી સુટેવોનો એમણે અહિં આવીને જરૂર ત્યાગ નહિ જ કર્યો હોય એવું મન મનાવીને રસ્તે નીકળતી મોટરો સામે હજુ પણ રાડો નાખવી મેં ચાલુ રાખી : 'લિફ્ટ, લિફ્ટ.'

એકાએક નાની એક મોટર થોડે દૂર જઈને ઊભી રહી. એક સહમાર્ગી અને હું બેઉ અચકાતા અચકાતા પણ દોડ્યા. આગલી બેઠકો ઉપર બે ગોરા જેવા કોઈ બેઠા હતા, એટલે આશા તો જરાય નહોતી છતાં આનંદ ખાતર હાથ ઊંચો કરીને બૂમ પાડેલી ખરી. મનમાં એમ પણ થયું કે આમ અસભ્ય રીતે બરાડા પાડવા માટે કોઈ ડાહ્યા સાહેબે શિખામણ આપવાનું નક્કી કર્યું હશે. કે પછી કોઈ અમેરિકનને જ મોકલીને રઘુવીરે લાજ રાખી હશે?

'તમે અમને 'લિફ્ટ' આપવા માટે તો ઊભી રાખી નથી ને?' દોડતાં જઈને અમે પૂછ્યું.

'હાસ્તો વળી. કૂદી પડો અંદર!' એમ કહીને એક નીચે ઊતરીને પોતાની બેઠક ઊંચી કરી સાંકડી ગાડીની પાછલી બેઠક ઉપર પહોંચવાનો રસ્તો અમને કરી આપ્યો.

ઘણો ઘણો ઉપકાર માન્યા બાદ અમે એને પૂછ્યું, 'અમેરિકન લાગો છો તમે?'

તે સિવાય તો બીજા કોઈ ગોરા પાસેથી આની આશા ક્યાંથી રખાય?

'ના રે ના, અમે તો તમારી લાતો ખાઈ ખાઈને હિંદુસ્તાન બહાર નીકળી જવા ઇચ્છનારાઓ છીએ!' હાંકનારની બાજુમાં બેઠેલો બોલ્યો, અને બેઉ મોજથી હસ્યા.

'ઓહો, ત્યારે તો બન્ને બ્રિટનવાસીઓ છો! ઇગ્લંડમાંથી જ આવો છો કે આયરલેંડ સ્કોટલેંડમાંથી?'

'હું અંગ્રેજ છું, પણ આ ભાઈ સ્કોટલેંડના છે,' હાંકનારે પોતાના સાથી તરફ આંગળી ચીંધીને કહ્યું.

'ક્યાંથી કોંગ્રેસની સભામાંથી ચાલ્યા આવો છો?'

'ના, તમે ત્યાંથી આવો છો?' એણે સામે પૂછ્યું.

'હા, અમે બન્ને છાપાવાળા છીએ અને હમણાં જ એ સભા પૂરી થઈ એટલે ઘેર જતા હતા.'

'પણ તમારે કઈ બાજુ જવું છે?'

'અમારે જવું તો છે બોરીબંદર અથવા રેલ્વેના કોઈ પણ સ્ટેશને. પણ અમારે માટે તમે ક્યાંય ફેરો ન ખાશો. તમારા રસ્તામાં જ્યાં સગવડભર્યું હોય ત્યાં ઉતારી દેશો તો ઘણો ઉપકાર!'

'એમાં કંઈ વાંધો નહિ, અમે પણ કોટમાં જઈએ છીએ.'

'ક્યાં સિનેમા જોવા?'

'હા.'

'ત્યારે તો તમે રીગલમાં જતા હશો?'

'હા, પણ તમને ક્યાંથી ખબર?' એમની પ્રવૃત્તિઓની છૂપી માહિતિ જાણે કે અમે મેળવી ગયા હોઈએ તેમ સહેજ ચોંકીને એણે પૂછ્યું.

'અત્યારે એક રીગલમાં જ સારી ફિલ્મ ચાલે છેઃ એ ટ્રી ગ્રોઝ ઈન બ્રુકલિન.'

'હા, પણ આજે કોંગ્રેસમાં શું થયું તેની તો વાત કરો!'

'કોંગ્રેસમાં એમ નક્કી થયું કે તમને સૌને ગાંસડા-પોટલાં બાંધવાની હજી બે વર્ષની મુદત આપવી.'

એ સાંભળીને ફરી બેઉ જણ હસ્યા.

'અરે ભાઈ,' સ્કોટલેંડવાસી બોલ્યા, 'અમારે તો મુદત-ફુદત કોઈ જોતી નથી. હવે તો અમને ઝટ ઘર ભેગા થવા દો તો સારું.'

'તમે લશ્કરી કામગીરી બજાવતા હશો તેથી હવે થાક્યા લાગો છો?'

'ના અત્યારે તો અમે બન્ને અહીંની એક બેન્કમાં છીએ...'

'કઈ બેન્કમાં?'

'......બેન્કમાં છીએ,' હાંકનાર અંગ્રેજે કહ્યું. 'પણ આ મારા મિત્ર હજી હમણાં જ લશ્કરી કામમાંથી છૂટા થઈને આવ્યા છે.'

'તમારાં કુટુંબો' ક્યાં અહિં સાથે જ છે?'

'ના, બન્નેનાં કુટુંબો સ્વદેશમાં જ પડ્યાં છે.'

'ત્યારે તો વર્ષોથી તમે એકબીજાને જોયા નહિ હોય.'

'અઢી વરસ પહેલાં મારા મિત્ર એક આંટો ઘેર ગયા હતા,' સ્કોટલેંડવાસીએ કહ્યું, 'પણ હું તો લડાઈ શરૂ થઈ ત્યારથી જુદો ને જુદો જ છું.'

'હવે તો લડાઈ પૂરી થઈ છે એટલે તમે ઝટ ઘેર જઈ શકશો પણ અમને ક્યાંથી ખબર હોય કે ઘેર જવાની તમારે આટલી બધી તડાતડી હશે? કોંગ્રેસમાં આવીને કીધું હોત તો વળી અમે પંદર જ

દિવસની મહેતલ આપત ! એમ તો અમારા નેતાઓ ઘણા સમજુ અને ભલા છે !'

૭ વર્ષથી ઘર-કુટુંબથી અળગો પડેલો માણસ ફરીને ખડખડાટ હસ્યો.

બ્રિટનમાં નવી મજૂર સરકાર આવી હોવાથી હવે તો જેને મૂંગી ક્રાંતિ કહેવાય એવા ઘણા ઘણા સામાજિક અને આર્થિક ફેરફારો બ્રિટનમાં થવાના-એ વાત ઉખેળી જોઈ પણ એમાં કાંઈ ઝાઝો રસ એમણે બતાવ્યો નહિ.

બોરીબંદર નજીક આવતું હતું એટલે ફરી આભાર માનતાં માનતાં મેં કહ્યું, 'માફ કરજો કે મેં તમને શરૂઆતમાં અમેરિકન ધારી લીધા હતા. પણ શું કરીએ, અહીંના અંગ્રેજો વિશે અમારા મનમાં તો એવી છાપ છે કે એ હિંદીઓથી ઘણા અતડા રહે છે-બલ્કે કેટલાક તો સુગાય પણ છે. કોઇ અંગ્રેજે આવો મિત્રભાવ દર્શાવ્યો હોય એવો મારે માટે તો આ પહેલો જ પ્રસંગ છે. તમે પણ શું પહેલી જ વાર કોઇ હિંદીને આ રીતે 'લિફ્ટ' આપો છો ?'

'ના રે ના, હું તો રોજ સાંજના ફ્લૉરા ફાઉન્ટન પાસેથી નીકળું ત્યારે બસના સ્ટેન્ડ ઉપર ઊભા હોય એમાંથી ઘણાને 'લિફ્ટ' આપતો હોઉં છું. એ વખતે હું 'લિફ્ટ' લેનારની ચામડીનો રંગ જોઉં કે ટ્રાફિક-સંચાલન કરતા પોલીસના હાથ જોઉં ?'

ક્વીન્સ રોડથી રીગલ જતો સીધો રસ્તો મૂકીને એણે ધોબી તળાવ થઇને ગાડી બોરીબંદર લીધી. ઘણો ઘણો આભાર માનીને અમે નીચે ઊતર્યાં: 'ફરી કોઈ વાર વળી ભટકાઇ પડશું આમ જ 'લિફ્ટ'ની શોધમાં!'

'જરૂર, જરૂર, પણ સાંજના આવજોને કોઇવાર બેન્કમાં ! બહુ આનંદ આવશે.'

ફરી ફરીને આભાર માનીને અમે ચાલતા થયા. મનમાં થતું હતું કે આ આભાર તો લુખ્ખો સુક્કો છે. કાંઇક યાદ રહી જાય એવું એને આપ્યું હોય તો ! પણ શું આપવું......? હા......અરે થોભજો તો એક મિનિટ !......દોડતા મોટર પાસે જઇને મેં ઝોળીમાંથી બિસ્કિટનું એક પડીકું કાઢીને ધર્યું.

'અરે ના ના ના !' બેઉએ એકી સાથે કહ્યું.

'ના ન પાડશો. તમારે લેવું જ પડશે. આ બિસ્કિટ બહુ મજાનાં છે. ચાખી તો જુઓ અમારાં સ્વદેશી બિસ્કિટ કેવાં બને છે !'

'અરે પણ મિત્ર અમે હમણાં જ જમીને નીકળ્યા છીએ.'

'ભલે, કાલે ખાજો પણ મહેરબાની કરીને લઈ લ્યો.'

પડીકું માંડ માંડ લીધું. અને નાનકડી-મોટર ગાડીનાં થંભી ગયેલા પૈડાંએ પહેલું ચક્કર લીધું ત્યારે સામેથી આભાર માનતાં માનતાં એણે પૂછયું: 'પણ આ બૉંબ તો નથી ને !'

'બૉંબથી તો તમે જાવ તેવા નથી, પણ જો જો આ બિસ્કિટથી જરૂર જવાના !' મોટરની પાછળથી નીકળતા ધુમાડાના નાનાશા ગોટા એ શબ્દો સામે ખડખડાટ હસતા હતા—બરાબર જાણે કે પેલા સ્કૉટલેંડવાસીની નકલ કરતા હતા !

બૉંબ ! બિસ્કિટ અને બૉંબ ! હા, આ બિસ્કિટ પણ એક જાતનો બૉંબ જ છે ને ! મહાસમિતિની બેઠકમાં સમિતિના ૩૦૦ સભ્યોને, ૬૦૦ પત્રકારોને, ૩૦૦૦ સ્વયંસેવકોને અને સેંકડો બીજા શ્રોતાઓને ભેટ તરીકે અપાયેલ બિસ્કિટનું આ પડીકું એક જાતનો 'ટાઇમ-બૉંબ' નથી ? દેખાવમાં નિર્દોષ જણાતી ચીજને અજાણ્યાઓ હાથમાં લઇ લ્યે પછી અમુક સમયે એ ફૂટે એવો 'ટાઇમ-બૉંબ' કે 'બૂબીટ્રેપ' નથી આ ? આ એક છટકું નથી ?

વર્ષોસુધી 'સામા પક્ષ'ના સૈનિકો માટે જે એ મિષ્ટ ખોરાક હતો, પ્રજાનાં બાળકોને જે મળતાં જ નહોતાં, અથવા બેવડાં-ત્રેવડાં કાળા બજારિયાં દામ ચૂકવ્યા પછી જ મળતાં હતાં-ખોરાં ટોપરાં જેવાં મળતાં હતાં. જેણે લડાઇમાં લાખ્ખોના નફા કરાવ્યા છતાં જેને બનાવનારા મજૂર સ્ત્રી-પુરૂષોને મોંઘવારી ભથ્થા માટે વારંવાર હડતાલો પાડવી પડી હતી, એ આ 'સ્વદેશી બનાવટ'નું બિસ્કિટનું પડીકું બૉંબ જેટલું જ સ્ફોટક નથી ? અને ધોળી ટોપી અને કૉંગ્રેસની છાપ લઇને એ રાષ્ટ્રવાદના ગઢ-કિલ્લામાં પ્રવેશ્યું છે તેથી તો એ ઉલટાનું વધુ ભયંકર નથી બન્યું ?......?......?

લોકલ ગાડી જલદી ન મળી ગઇ હોત તો મનના સંચા બિસ્કિટ રૂપી કાગનો બૉંબ રૂપી વાઘ કરતાં કરતાં આગળ આગળ ચાલ્યા ગયા હોત અને કોને ખબર છે ક્યાં જઇને અટક્યા હોત !

## રાણી ગીન્દાલો : [ પૃષ્ઠ ૬૨૦ થી ચાલુ ]

ગીન્દાલો : ફાગટની તાણુ બધી
મન મારું ક્યાં દૂરે
આજ અરે ! હરપળે
દોડી દોડી કેવું ઝૂરે !
અસુરું થશે હો જાઓ !
વન થશે પ્રેતમય
છોડો મને અકેલી રે
મને હવે શાનો ભય ?
જલશે મશાલે બધે
ભડકાના અંજવાસ
ગાણું ગભીરું રેલાશે
ખડખડ થશે હાસ.

[ ગીન્દાલો આત્મમગ્ન ગાતી રહે છે. સહુ ડરથી કંપતી રવાના થાય છે એક સ્ત્રી પ્રવેશે છે તેણે લાલ વસ્ત્રો પહેર્યાં છે, ને અંગો ચમકતા છે ]

જાઓ કહું જાઓ તમે
મારું મન ક્યાંય નાસે
જાઓ અરે ! રાત વેળા
પડશે કો' છાયા વાંસે
પગલાંના ધ્વનિ...............

સ્ત્રી : કોને જવાનું કહે છે. છોકરી ! અહીં તો કોઇ નથી

ગીન્દાલો : કોણ છો તમે ? મેં તમને ક્યાંક-ક્યાંક જોયાં છે.

સ્ત્રી . જોઇ જ હશે તો ? કેટલાય પહાડ ને જંગલ, વાદળ ને વારીને વીંધી તારે આંગણે આવુ છું. પણ કોઈ જુગજૂની ઓળખાણ તો હશે જ ને !

ગીન્દાલો : મને ય તમારી આંખમાં એક છબીની અણુમાર આવે છે ક્યાંથી આવો છો તમે !

સ્ત્રી . આમ અ. ..ઘે આઘેથી પશ્ચિમ દિશાનાં સપાટ ખેતરો વળોટી ભારે ઉલ્કાપાતના સમાચાર લાવી છું, છોકરી ! આકાશમા તો આંધી ચડી છે. ઇન્દ્રાસન ડોલી ઊઠયા છે, આત્માના અદ્દભૂત ખમીરવાળો આદમી ધૂળ ખંખેરીને ઊભો થયો છે. એની હાકે ત્રિભુવન ધ્રૂજી ઉઠયો છે ને પતાળી નાગની ઝેરકોથળી એણે પળમાં કાઢી લીધી છે.

ગીન્દાલો : પોતાની ચૂડ ભેરવીને માણસને જમીન સાથે જડી રાખતા નાગની કોથળી કાઢી લીધી ?

સ્ત્રી : ત્યારે ? મલક બધો હુકળી ઊઠયો છે માગીના માનવીએ સંદેશો કીધો છે કે અક્કડ થાવ ! થડક્યા વિના એકવાર અદબ વાળી ઊભા તો રહો ! મેં એની શક્તિના પ્રચંડ લોટ ભાળ્યા છે. છોકરી ! ફર ફર ફર આકાશમાં રૂડી ધજા ફરકે છે. લીલો, સફેદ ને કેસરી રંગ ! માંહી ગામડાની નારીનો પ્યારો રેંટિયો ! મેં આ સગી આંખોએ જોયુ છે, છોડી ! માનવી મરીને સજીવન થાતા યે મેં ભાળ્યાં છે.

ગીન્દાલો . મને સમજાય છે. ધીરે-ધીરે-ધીરે આંખનાં પડળ ખૂલે છે બોલ્યે જાવ ! બોલ્યે જાવ તમે !

સ્ત્રી . કેવી હરખની વાત છે ! કેવા મોટા ઓચ્છવની ડમરી ચડી છે ! મુક્તિ ! મુક્તિ ! મુક્તિ ! તારો પ્રાણ ચીસ નથી પાડી ઊઠતો ? તારે ઘેર બેઠાં એ આવે છે મૂલ ચૂકવીને લઈ લે ! કિંમત આપીને કાયમી કરી લે, બેટા !

ગીન્દાલો : હા! આવે છે. મને એના ભણકારા વાગે છે. એનાં પગલાં મેં સાંભળ્યાં છે એનો અવાજ મેં ઓળખ્યો છે. અરે, આવે છે ! પહાડના બાળકને આગણે નમાયા, નધણિયાતાને ખોરડે ! આવે છે મા ! બંધન તોડીને જાણે ધોધનાં પૂર દોડે છે.

સ્ત્રી : અજવાળું ઉતરે છે, દીકરી !

ગીન્દાલો : થડક્યા વગર ઊભું રહેવુ ! ડગ્યા વગર હૈવત બતાવી દેવું ! કેવી સરળ ને સબળ હૈયાઉકલત છે, મા ! કોઇનો અંતરની ઇચ્છાને પોતાની નબળાઈ વિના કોણ નમાવી શકે ? લોઢાનાં કાળજાં ઘડવાં પડે, મા !—અગ્નિમા તપાવી તપાવીને એવાં કાળજાં કંડારવાં પડે ! તું કેટલું યે વગરકહ્યે મારા હૈયામા રેડે છે ! જાણે તારી સાથે જનમોજનમની પ્રીત છે. જાણે તારા

શબ્દો ભૂલા પડેલાં પંખી જેવા મારા હૃદયમાં પાછા ફરે છે. ઘણે વખતે જાણે ધરતી હૂંફ પામ્યા!

સ્ત્રી : મને ઓળખે છે. છોકરી!

ગીન્દાલો : કેમ ન ઓળખું? તને સપનામાં મેં વારંવાર જોઈ છે. તારી લાલ ઓઢણીના ભડકા મેં અંધારી રાતે પ્રજળતા જોયા છે. આ ટેકરીઓ માથે કાનમાં આંગળાં પરોવી પરોવીને સાદ પાડતી મેં તને ઘણીવાર જોઈ છે.

સ્ત્રી : ડર નથી લાગતો તને?

ગીન્દાલો : હવે શાનો ડર? એક એક ભયને ઊખેડીને ફેંકી દેવાનો મહોત્સવ આવી રહ્યો છે, મા! ત્યારે શાનો ડર! આવ! એકવાર તારો હાથ માથે મૂક! એકવાર! મને ચૂમી લે! મારા માથાને સૂંઘી લે! મને તારા અંકમાં............

સ્ત્રી : મને અડતી ના, અડતી ના, છોકરી! સળગી ઊઠીશ. બળીને ભડથું થઈ જઈશ. મારાં વેણ તેં સાંભળ્યાં છે ને? (જતાં જતાં) મારા કાસદિયા કબૂતરને તેં પાળ્યા છે ને, છોડી!

(થોડીવાર અટકી જાય છે)

ગીન્દાલો : હા, મા! આ સૃષ્ટિમાં કેવા નવીન રંગો પુરાયા છે! કેવી ધન્ય સુજલા સુફલા આ ધરતી છે! નિરંજને હાથે કેવો કઠોર આઘાત કરીને આ ભૂમિના નંદનવનને તું ફરી ખીલવવા મથે છે! સ્વતંત્રતા! એક શબ્દથી મારું અણુએ અણુ પ્રકાશી ઊઠે છે. સ્વતંત્રતા! કેવી તાજપછે એ શબ્દમાં! કેવી મીઠાશ છે! જાણે બોલ્યા જ કરું.....

આવે સ્વતંત્રતા! આવે સ્વતંત્રતા!
આવે છે લોકનાં રાજ!

જોને માડી પેલા ગગને અડી
પેલા જંગલને ભેદીને પ્હાડે ચડી

આજ ઊઠે છે ગેબી અવાજ
આવે સ્વતંત્રતા! આવે સ્વતંત્રતા!

જોને માડી આજ ધરણી ઉરે
સોડમ ને શબ્દ કેરાં નવનીત સ્ફૂરે

મા! બોલાવે બો...લા...વે સાચે મને
પેલી ટેકરીઓ સાદ દઈ
જોને તાળી પાડી ગાશે ઘેરાં વને
મુક્ત કંઠે એ રાસ લઈ.

આવે સ્વતંત્રતા! આવે સ્વતંત્રતા!
ઝરણાંનાં સંગીતે જાગ્યાં નવાં માડી!

આજે અનુપમ સાજ
આવે છે આપણાં રાજ

આવે સ્વતંત્રતા! આવે સ્વતંત્રતા!

[આનંદ સમાધિમાં નાચતો ગીન્દાલો જાય છે. પડદો]

## દૃશ્ય ત્રીજું

[પહેલા દૃશ્યનો મંડપ. કોડિયાંના પ્રકાશથી એ ઝગી રહ્યો છે. લોકો આમ તેમ ફરી રહ્યાં છે—વાદ્ય વગાડતાં ને ગાતાં. તેમાં એક, બીજો વ. પરિચિત પુરુષો પણ છે. ગીન્દાલોની જાગૃત વાણી તેમણે આ પહેલાં સાંભળી છે. તેમનાં હૃદયમાં નવું જોમ, નવો પ્રકાશ પથરાયાં લાગે છે. છોકરીઓનું એક ટોળું ગાતું ગાતું પ્રવેશે છે.]

ગીત

ખોરડાંનાં તારાં બારણાં વાસી
લમણે હાથ દઈને ઉદાસી
કેમ બેઠો એલા! કેમ રહ્યો એલા!

જોને આ છૂટિયા પ્રબળ ધોધો
બંધ છેદીને સહુ વિરોધો
જાગ જો મુક્તિની આવતી વેળા

ખોરડાંનાં તારા બારણાં વાસી
કેમ બેઠો તું ભલા અપવાસી?
દેખ રે ભૂખની ભાંગતી વેળા.

ઘરને ખૂણેથી નીકળ બારો
ઓચ્છવનો ધન્ય આવતો વારો
કેમ બેઠો એલા! કેમ રહ્યો એલા!

ખોરડાંનાં તારાં બારણાં વાસી
બેઠો તું કેમ અબુધ ઉદાસી?

નેજા નિશાન જો ફરકયાં પેલા
મુક્તિના છૂટિયા સમીર ઘેલા
કેમ ઉદાસી ?
ભેટ બાંધી ભડ આવ પ્રવાસી !

[ ગાતા ગાતાં રવાના થાય છે ]

એક : ગામડે ગામડે, ફળીએ ફળીએ, ઘેર ઘેર ફરીને હવે ઈ સંદેશો પોંચાડી દેશે. ગીન્દાલો ! તેં માંયલા રામને જગાડયા ખરા.

બીજો : કાલે આખી રાત એણે નૃત્ય કર્યું છે. એવું મેં આખા જનમારામા નથી જોયું.

ત્રીજો : એના સાદમાં માતાજીનો રણકો મંભળાય છે.

ચોથા : માથું જાય તો ભલે. હવે એણે કીધું એવો ઓચ્છવ ઊજવી જ નાખવાની અભળખા મનમાં જાગી છે.

પાંચમો : કે' છે કે આખો દેશ ખળભળી ઊઠયો છે. તંઇ આપણે હાથ જોડીને બેઠા રે'શું ?

[ અંધ ભજનિક પ્રવેશે છે ]

ભજનિક : ભજન

હે–રી તારાં છોકરાંને ટીપું ટીપું દૂધ પાવા
જાગી છે જનેતા જોને આંખ્યું ચોળી જી
હે–રી એની હાક પડયે દેશ મંડયો ડોલવાને
ધૂતારાની ફોજ એણે નાખી રોળી જી
હે–રી તારો દેહ મનખા રીબાઈ ચૂંથાઈ ચાલ્યો
પશુથીયે હીણી તારી જંદગાની જી
એરે કાળજડે એને વાગ્યા કારી ઘાવ ઊંડી !
જગાડી જમાત એણે ડુંગરાની જી–હેરી....

[ બધા તેને વીંટળાઈ વળે છે ]

એક : હેં સૂરદાસ ! તમે આ વળી કેમ કરી જોયું ?

બીજો : હજી તો ધૂતારાની ફોજુંનો ભેટો નથી થયો.

હા, કયે છે કે દેશમાં એક મા'તમાએ એને બીણુ કેવરાવ્યું છે.

ત્રીજો : તમને આની સોડમ કેમ કરી આવી, સરદાસજી !

ભજનિક : મારે રૂંવાડે રૂંવાડે આંખ્યુ ફૂટી છે, ભાઇ ! મારી આંગળીને ટેરવે હજારું ગીત રમવા મંડયાં છે.'

સાવ સાદા મારા એકતારામાં
ગાવાં કેટલાં ગાન ?
હો જી હો ગાવાં કેટલાં ગાન ?
વનની શીંગીયું સામટી વાગી ;
ગાજ્યાં પ્હાડ–પોલાણ
કોને છોડું કોને પકડું ભારે
સૂરની મચતી લ્હાણ
હો જી હો ગાવાં કેટલાં ગાન ?

ચોથો : આજ તો મોતેય મીઠું લાગે એવી હવા હિલોળા લ્યે છે.

પાંચમો : ગીન્દાલોએ નથી કીધુ કે એને ય હમતાં હસતાં ભેટવુ પડશે ?

( લોકોનાં ટોળા પ્રવેશે છે )

ગીત

ભજનિક :

આજુથી અખંડ તારો જય ! તારો જય !
તારો જય રે ગીન્દાલો રાણી !
ભાંગ્યા તેં તો ફરિયાના ભય

ભિખારીને સ્પરશીને પારસ દીધો રે રાણી !
દાળીદર તણો કર્યો ક્ષય–તારો જય !
તારો જય ! વ.

વજ્જરને તાંતણે તેં વણ્યો બંદન રાણી !
જોશે તારો ઝળહળ એક દી ઉદય, રાણી !
જગજન ધરી વિસ્મય ! તારો જય ! તારો જય !
તારો જય રે ગીન્દાલો રાણી !
હાલ્યો આવે ભલેને પ્રલય ! તારો જય !
તારો જય !
આજુથી અખંડ તારો જય ! તારો જય !

[ ગીન્દાલો પ્રવેશે છે. તેણે ઉત્સવના પરિધાન પહેર્યાં છે હાથમા લાંબા વાસનો દંડ અને તે પર પણ રંગીન કપડાં સાંધી કરેલો ધ્વજ ફરફરે છે ગીન્દાલોના મુખ પર આનંદ ને ઉલ્લાસ છે ]

અવાજ : ગીન્દાલો રાણીનો જય !

[સહુ એ ઝીલે છે]

ગીન્દાલો : ધરતીકંપ થયો છે, ભાઇ ! વસંતનો વાયુ પાંદડે પાંદડે ખબર આપી રહ્યો છે કે પહાડનાં છોરુ જાગ્યાં છે. તેમને આત્મભાન થયું છે. તેમનો જીવતો ઉત્સવ શરુ થયો છે. મને ખબર છે, ખબર છે, મોતના ફાગ આપણે ખેલવાના છે. મને ખબર છે, જમરાજાને ઘેરથી આપણે જીવનનું વરદાન વરવું છે. છાતીએ પ્રહારનાં આભરણો ધરવાં પડશે. પવનની વજ્રથપાટ સામે હસતા આપણી ધરતીના ઉંચા ઉંચા પહાડો જેમ અડગ ને અજય રહેવું પડશે. આવો ! તમને ચૂડમાં ભરાવી હવે કોઇ ચૂસી નહિ શકે. એકવાર નિશ્ચય કરો ! આવો ! નિર્ણય કરો ! નિરધાર કરો !

આવો સઘળાં નિરધાર કરો !
પ્રતિકાર કરો ! પડકાર કરો !
ના રગદોળાવું ધૂળ મહીં.
ના દીન થવું, ના હીન થવું
ના કો'દી શક્તિવિહીન થવું
પણ માનવને શોષે તેને
કરવા નિશ્ચે નિર્મૂળ અહીં
આવો સઘળા નિરધાર કરો !
નિર્બળતાનો પરિહાર કરો !
મૃત્યુને આંગણુ આવી વરે
તમ રક્ત ઘવાયલ વક્ષ પરે
કો દી જયશ્રી !
તો એમાં શું આંસુ નયને ?
શી છાયા દુઃખ તણી વદને ?
જો જીવે દેશ અને મરીએ
તો એમાં શું મરવાનું રહ્યું !
ને દેશ મર્યે આ જીવનમાં
શું જીવનનું કંઇ સત્ત્વ રહ્યું !
આવો ! આવો ! નિરધાર કરો !
સૌ મંત્ર તણો સંચાર કરો !

આણુએ આણુએ, હૃદયે, મનમાં
નસનસમાં, લોહીતણા કણમાં
સંજીવનનો જ પ્રચાર કરો !
આવો, ફેલાવો ! રેલાવો !
કો ધોધપછાડ સમી શક્તિ !
ગાઓ ! આજે ઉત્કંઠ મને
આ ભૂમિની ઉન્નત ભક્તિ
લલકાર કરો !
નિરધાર કરો ! નિરધાર કરો !

[સ્વાતંત્ર્યના નિરધાર કરવા હાકલ પાડતી ગીન્દાલો જાય છે. જનગણ પણ દોરાતો ને વધતો જતો પાછળ જાય છે. ફક્ત અંધ ભજનિક એક તરફ બેસી રહે છે.]

ભજનિક :

(થોડી વાર પછી)

ગીત

મને અંધને એવાં તે ભાગ્ય શાં ?
હાય ! ઊછળે ત્યાં દરિયાવ
અહીં બેસી સાવ
મારે મન બાળવાં
મને એક અપંગને ગીતની
ખાલી આપી પ્રભુજી સોગાદ !
એના તે શું સ્વાદ ?
ન જીવન જીવવાં !
મારાં ખૂલે જો ભાગ્યનાં બારણાં
મારે પરથમ દેવાના કોડ
ધરી મન હોડ
આયુ તારી ખોયમાં
મારે ભમવા ન વન કે ડુંગરા
મારું રાખ હરિ અભિમાન
દેને તારાં દાન
હોંશે એ વધાવવા.

[ફોજદાર અને પોલીસોનો પ્રવેશ.]

ફોજદાર : ક્યાં ગઈ ઇ કામરુ દેશની ડાકણ! એના મનમાં એમ કે અમારા હાથ ભાંગી ગ્યા છે. આખો મલક માથે લીધો છે, એમ? જાનથી જાવાની છે.

૧ પોલીસ : સા'બ, કે છે ઈ જંગલમાં જઈ મંતર ભણી આવી છે. ભુરકી નાખે છે ને માણસ એના પગનું ગુલામ થઇ જાય છે.

૨ પોલીસ : સા'બ, ઇ આર્યાના ગોર મા'રાજની દીકરી છે ઇ ખબર છે ને?

ફોજદાર : સરકારના માણસ માથે એવાં કામણ ટુમણ કોઇ દી' કામ ન આવે, ખબર છે? તમારા બધુકા ખબરદાર રાખો! કોણ છે ઓલ્યું? એય! આમ આવ! શું કરછ ન્યાં?

ભજનિક : (હસતાં)

પ્રભુજીએ સાંભળી વાણી!
ઘડી મારી વેગથી આણી.

ફોજદાર : શું કે' છે ઈ? આમ આવ, એય! એને ખેંચી લાવ!

૩ પોલીસ : સા'બ આંધળો છે. ભજનિયાં ગાય છે.

ફોજદાર : મારી પાસે લાવ એને! એય અંધુસ, ઓલી છોડીને ભાળી?

૪ પોલીસ : સા'બ, માણસ આંધળો છે.

ફોજદાર : પંચાત ન કર! આ તો કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં!

[ ભજનિકને એક જણ ખેંચી લાવે છે. ]

ફોજદાર : અમને બાતમી મળી છે કે ઇ બળવાખોર છોકરી...નામ શું?

૫ પોલીસ : ગીન્દાલો સા'બ!

ફોજદાર : હા. ગીન્દાલો આ બાજૂ લોકોને ઉશ્કેરી મૂકવા આવી છે. બોલ! કઇ તરફ ગઈ છે એ?

ભજનિક : સલામ સાહેબ! ગીન્દાલો આજ એક નથી રહી. એક એક ઘરમાં તેણે જનમ લીધો છે, એક એક માણસના હૃદયમાં તે જીવતી બેઠી છે.

૧ પોલીસ : જાદુમંતર સા'બ!

ફોજદાર : બસ કહ્યું નઇ કે આપણી ઉપર એની ઇન્દ્રજાળ કામ ન કરે? હેં? શું કીધુ?

ભજનિક : ને મને ખબર હોય કે ગીન્દાલો ક્યાં છે તો પણ ન કહું. મારી નાખો તો ય ન કહું. તમારી સાથે અમને નિસ્બત નથી. ગીન્દાલો રાણીનો હું સૈનિક છું,

ફોજદાર : અરે તારી! હુકમ માનવાની ના પાડ છ, એમ? અંધુસ! પકડો એને, બાંધો એને, ચાબખા વાગશે એટલે સીધો થાશે.

[ ભજનિકને પકડે છે, બાંધે છે, માર પણ પડે છે. ]

ફોજદાર : આ દીવા શું બાળ્યા છે? આ માંડવો હજી ઉપાડ્યો નથી?

ભજનિક : ઇ અમારે મન પવિત્ર છે. ગીન્દાલોને હાથે એ દીવા પ્રગટ્યા છે. અને અનેકનાં હૈયામાં પણ એણે એવા જ દીવા પેટાવ્યા છે.

ફોજદાર : ઠારી નાખો! ઠારી નાખો ઇ કોડિયાં, માંડવો પાડી નાખો! સપાટો કરો!

[ પોલીસો એ કામમાં પડે છે. ]

ભજનિક : એનાથી એટલું બધું ડરવાની જરૂર નહોતી સાહેબ! ઈ તો છત્ર વગૅરની વસ્તુઓ!—પણ બળવાનું નામ જ તમને બાળવાને...

ફોજદાર : લવરી બંધ કર, અદંપા! નકર વાંસો ઓખરો થઈ જાશે. લોક પણ કાંઇ બદમાશ થઇ ગયા છે! ઘોડાની ના પાડે છે, ગાડીની ના પાડે છે ને હાલી હાલી ટાંટિયાનો કુચો વળી જાય છે. ઓલી છોકરી શું ઘડીમાં ઊડીને ગાઉ ઓળંગી જાતી હશે?

૧ પોલીસ : સાબ, એણે ભેરવના મંતર સાધ્યા છે.

ફોજદાર : બસ કર! એવી મેલી વિદ્યાનું સરકારના માણસ ઉપર કાંઈ ન ચાલે. હાલો, આ બંડલને ય ઉપાડો! નવી વેઠ! હાલ અંધા, જોરથી પગ ઉપાડજે નકર આંખ જેવું એનું થાશે. બધુકા ખબરદાર રાખો સૌ!

[ અદ્ભુત શિસ્ત સાથે ફોજદાર અને તેમનું દળ ભજનિકને ઉપાડી રવાના થાય છે. ઘોર અંધકાર ફરી વળ્યો છે. થોડી વાર પછી ચાંદો ને અવાજો સંભળાય છે એ ઘોડા ચાલ પડે છે ત્યાં દૂરથી ભડકા ઊઠે છે. તેનું નાચતું અજવાળું આ

વેરણુ છેરણુ સામગ્રી વચ્ચે પથરાય છે. ગીન્દાલો પ્રવેશે છે. હજુયે તેના હાથમાં પેલો ધ્વજદંડ છે. વાળ છૂટા અને વદન જરા શ્રમિત ]

ગીન્દાલો : હોમ થઈ રહ્યો છે. કેવો ભયંકર ને કેવો મહાન! શિષનાં શ્રીફળ, લોહિનાં કંકુ ને હાડકાંની કચ્ચરના અક્ષત સાથે યજ્ઞ શરૂ થઇ ગયો છે. શિકારી પશુઓ મારાં ભાઈભાંડુને ફાડી ખાશે. મને પણ ભરખી જાશે! પણ અમારી આંખના દોર અમે તારી સાથે પરોવ્યા છે, સ્વતંત્રતા! આંખો ફોડયે પણ એ કોઈથી નહિ તૂટે.

એક : (દોડતો પ્રવેશી) ગીન્દાલો! તું અહીં છે? ગોર બાપાને પોલીસે પકડયા છે. ભાગી છૂટ! નાસી જા! ગીન્દાલો, હમણાં ઈ લોક આ બાજુ આવશે તું જા! પણે ઝાડ હેઠે મેં ઘોડો બાંધી રાખ્યો છે. જા ગીન્દાલો, જલ્દી કર!

ગીન્દાલો : શું કહ્યું, વીરા? નાસી જાઉં? હું? આપણે ચોરી નથી કરી કે ભાગતા ફરીએ. છાતી ઉઘાડી કરી ઘા ઝીલવાનું નવું ભણતર ભણવાનો આ પહેલો દી ઊઘડયો છે, ભાઇ! ભાગી છૂટીને એકડો લખવામાં જ ભૂલ કરાવું?

(અવાજો થાય છે)

એક : ઈ લોક આવે છે ગીન્દાલો!

ગીન્દાલો : ફિકર નહિ. હું જરા પ્રાર્થના કરી લઉં. હૈયે હિંમત રાખજે, ભાઇ! આ પ્યારી ધરતીને છેલી વેળા ચૂમી લઉં.

[બાજૂમાં નેપથ્યે જાય છે.
ફોજદાર અને પોલીસો પ્રવેશે છે.
એક બેના હાથમાં મશાલ છે.]

ફોજદાર : મારી મારીને હાથ થાકયા તોય હઠતા નથી, સેતાન! ઝૂપડાં સળગાવ્યાં તોય આંખમાં ખાંડુયે પાણી ન પાડયું ભૂત જેવાએ! આ મુલકને થઇ ગ્યું છે તે શું? શું ઊભા છો એય?

એક : તમારી વાટ જોઉં છું.

ફોજદાર : આ વળી નવો જવાબ. સૌ ઘેરઘેર મારી વાટ જોઈને જ ઊભા છે. માંરે મળીને તે મરી જાવું?

(ફોજદારને ઇશારે પોલીસો એકને પકડે છે, ઢસડે છે, ખેંચે છે.)

ફોજદાર : એ બોલતો ભૂલી જાય એવું કરી ઘો? લાવો આંઈ એને!

એક : તમારું ઈ જોર કોઈ ચોર ડાકુ પર અજમાવવા અનામત રાખો. હું મેળેજ આવવા તિયાર છું.

ફોજદાર : ઊભા રહો! ઓલું કોણ પણે ઘૂંટણીયે પડી, જમીનને માથું અડાડી બેઠું છે?

એક : તમે જેની પાછળ ખૂવાર મળો છો ઈ. ઘડીભર ખમો! ઈ ઊઠીને પોતે જ આવશે. એની પળવારની શાંતિમાં ખલેલ ન પાડો.

પોલીશ : સા'બ! ઓલી જાદુગરણ જ લાગે છે.

ફોજદાર : એમ છે? જો છટકી જાય નંઈ. પકડો ઈ ડાકણને. બોલે તો માથું ભાંગી નાખજો! અવાજ કરે તો જીભ ખેંચી કાઢજો! સરકારના હાથ કેટલા લાંબા છે ઈ એને ખબર નથી. સરકાર સામે માથું ઊંચકનારની શી વલે થાય છે ઈ એને ભલીભાતથી બતાવી દેજો! દોડો!

[ફોજદાર, પોલીસો સાથે ધસે છે. અવાજો. ચીસ. ગીન્દાલોને મુસ્કેટાટ બાંધી એ લોકો ફરી પ્રવેશે છે. તેના માથામાંથી લોહી વહે છે. તેનાં વસ્ત્રો ને વાળ ચૂંથાઈ ગયાં છે. એનાં વિશાળ ખૂલાં નેત્રો પર મશાલનું અજવાળું જાદું જ તેજ પાથરતું રહે છે. તેનું મુખ ઉન્નત ને હજુએ ગૌરવભર્યું છે.]

ગીન્દાલો : મેં મશાલ ચેતાવી છે. મારા શોણિતનું એક એક બુંદ પ્રજાળીને મેં મશાલ ચેતાવી છે. મારો નાશ થશે તો યે કોઇનાથી એ નહિ ઓલવી શકાય! કોઇનાથી એ ઠારી નહિ ઠરે!

આજુથી અખંડ તારો જય! તારો જય!
તારો જય રે ગીન્દાલો રાણી!
આજુથી અખંડ તારો જય!

[ફોજદાર ને પોલીસો પળભર મૂઢ
શા બેઇ રહે છે. તેઓ જાય છે.]

પડદો.

જીવનના વિવિધ પ્રશ્નોની સર્વગ્રાહી સમીક્ષા કરતાં શ્રી. બબલભાઈનાં દૈનિક ભીંતપત્રો એમનાં ગામડાંનાં પ્રજાજનોને જેટલાં ઉપયોગી છે, એટલાં જ રસપ્રદ અને અભ્યસનીય એ ગુજરાતભરનાં ગામડાંઓ માટે છે. સમાજ, રાજકારણ, ધર્મ, ઇત્યાદીના રોજ-બ-રોજ ઊઠતા પ્રશ્નોની આવી વિશદ છણાવટ વાચકોને એ પ્રદેશની સાચી દૃષ્ટિ કેળવવામાં ઉપયોગી બનશે. —સંપાદક

# લોકશિક્ષણ

: લેખક :
બબલભાઈ મહેતા

## [ભીંતપત્રો મારફત]

### ૧
### આપણું પુસ્તકાલય નવેસરથી રચવું છે

એકાદ અઠવાડિયાથી આપણા પુસ્તકાલયનો વહિવટ મેં મારા હાથમાં લીધો છે વિચાર એવો છે કે બીજા ગામોમાં જેમ સુંદર પુસ્તકાલયો હોય છે અને એનો સારો ઉપયોગ થતો હોય છે એમ આપણે ત્યાંનું પુસ્તકાલય પણ સમૃદ્ધ અને વ્યવસ્થિત થાય તથા એનો પૂરો ઉપયોગ થાય એવું કરવું

એ માટેની યોજના ઘડી છે એ યોગ્ય સમયે બહાર પાડવામાં આવશે

પણ આપણે નવા પુસ્તકો કે માસિકો મંગાવીએ એ પહેલાં, આપણે ત્યાંના જૂનાં પુસ્તકો અને માસિકો વ્યવસ્થિત થઈ જવા જોઈએ કેટલાક ઘરોમાં મહિનાઓથી સાર્વજનિક પુસ્તકાલયના પુસ્તકો પડ્યા ખાય છે અને છેલ્લા ત્રણ વર્ષમાં એવા કેટલાય પુસ્તકો ગુમ થયા છે તો વિનંતિ એટલી જ કરવાની કે સૌએ પોતાના ઘર તપાસીને વધારાનું જે કોઈ પુસ્તક નજરે ચડે તે પુસ્તકાલયમાં જમા કરાવવું

બધા પુસ્તકોની નવેસરથી વ્યવસ્થા થયા પછી જ પુસ્તકની રીતસરની લેવડ દેવડ શરૂ થશે તા ૧૭-૯-૪૫

### ૨
### પાણી અંગેની એક યોજના

ચાલુ સાલે વરસાદ પુરતો નહિ આવવાથી આપણા ખેતરનો પાક તો સારો નથી થયો પણ તળાવ ભરાયા નહિ એથી ઢોરને પીવાના તથા માણસને વાપરવાના પાણીની પણ હાડમારી ઊભી થઈ છે

આ મુશ્કેલીમાંથી બચવા માટે હવે આપણે કાંઈક કાયમી યોજના વિચારવી પડશે

મને લાગે છે કે આપણા તળાવના ખડીઆદ પાસેના પીપળા નીચે જો એક નવો હવાડો બનાવવામાં આવે તો પંપ મારફત નિયમિત હવાડો ભરાવી શકાય



સ્વરાજ-સેનાના અગ્રણી સેનાની સરદાર વલ્લભભાઈ પટેલની ૭૨ મી જન્મતીથિ ગુજરાત અને સમસ્ત હિંદ ઉત્સાહપૂર્વક ઊજવી તેમને દીર્ઘાયુ વાંછે છે

અને ગામના બધા જ ઢોર એ હવાડે પાણી પી શકે

એ હવાડા પાસેથી જ તળાવની દીવાલ ઉપર એક નળ ગોઠવી દેવામાં આવે તો એ નળ મારફત તળાવના ઓવારા સુધી પાણી પહોંચાડી શકાય ઓવારાના ઉપલા પગથિયા ઉપર એક લાંબો નળ ગોઠવીને એમાં દશ વીસ ચકલીઓ ગોઠવી દીધી હોય તો નહાવા ધોવાનું તેમ જ પાણી ભરવાનું બધું સરળ બની જાય પાણીની વપરાશ પ્રમાણે પાણીનું માપ પંપવાળાને સૂચવી દેવાય

આ ધોરણ ઉપર પાણીની વ્યવસ્થા કરવામાં આવે તો મને લાગે છે કે આપણે ત્યાં પાણીની કાયમની સગવડ ઊભી થઈ જાય. આ અંગે ગામના આગેવાનોને તેમજ બીજા ભાઈઓને વિચાર કરવા માટે હું ભલામણ કરું છું તા ૧૮-૯-૪૫

### ૩
### પાણીની બીજી યોજના

ખડિયાર પાસે નવો હવાડો બંધાવવાના ખર્ચમાં હમણાં ન પડવું હોય તો પંપથી તે જૂના હવાડા સુધીની પાઇપ નંખાવવી પડે એ પાઈપનું ખર્ચ કદાચ હવાડા કરતા પણ વધી જાય પણ એ પાઇપનો ઉપયોગ એ બાજુના ખેતરોમાં પાણી લઈ જવા માટે થઈ શકતો હોય તો એ વધારાનું ખર્ચ નભાવી શકાય

આજે આપણે હવાડો ભરવામાં મહિને ૨૦૦ ખર્ચીએ છીએ એમ છતાં કોઈથી હવાડો ભરનારો આપણે ત્યાં ઊભો નથી થતો કેમ કે આપણે "ઓડ ઉમરેઠના ઊંડા કૂવા'ની નજીકમાં બેઠા છીએ ઉપર જણાવી રીતે પંપનો ઉપયોગ કરીશું તો માસિક ૮૦-૯૦માં આપણો હવાડો ભરાઈ જશે અને ગયે વર્ષે ઉનાળાના ત્રણ મહિના કોઈએ હવાડો ન જોડ્યો અને જે ઓછા મણ વેઠવી પડી એનાથી કાયમના ઉગરી જવાશે

આ બધો વિચારો હું એટલા માટે

મૂંકુ છું કે તમે બધા પાણીની તકલીફ વિષે વિચાર કરતા થઇ જાવ. તા. ૨૦-૯-૪૫

૪

**આવકારદાયક સૂચના**

આપણે ત્યાંના ભાઇ નરસિંહભાઇ પ્રભુદાસ સાથે મારે વાત થઇ. એમાં એ કહે છે કે ગામ જો મહિને ૨૫૦) રૂપિયા એમને આપવાનું કબૂલે તો એ પોતાના ખર્ચે ખડિયાર પાસે મોટો હવાડો બંધાવે તથા ત્યાં સુધીના પાઈપ પણ નંખાવે અને આખા ગામનાં ઢોર પી શકે એટલું પાણી રોજ ભરી આપે.

ગામ આ યોજના સ્વીકારે તો આજના મોંઘવારીના જમાનામાં ગામને સારો ફાયદો થશે, કેમ કે આજે એક કોસ જોડવાના રોજના પંદર રૂપિયા લીધાના દાખલા પણ આપણે ત્યાં મોજૂદ છે. એ હિસાબે વાટો અને તળપદ એ બે હવાડામાં સહેજે રૂપિયા ૬૦૦-૭૦૦નું માસિક ખર્ચ થઇ જાય. એના બદલે રૂ. ૨૫૦)માં આખા ગામનાં ઢોર પાણી પી શકતાં હોય તો કેટલો ફાયદો થાય!

ગામ ઢોર દીઠ જે રકમ નક્કી કરે તે ઉઘરાવવા માટે એકાદ પગારદાર માણસ પણ રોકી શકાય.

નહાવા ધોવા માટે ચકલીની યોજના રજૂ કરી જ છે પણ હાલ તુરત એટલું લાંબુ ન દોડવું હોય તો હવાડા પુરતું તો સહેલાઈથી બને એમ છે. તા. ૨૨-૯-૪૫

૫

**ગઇ કાલની સભામાં શું થયું ?**

પાણીની યોજના ચર્ચાઇ. આવેલાઓમાંથી લગભગ બધાને પાણીની કાયમી વ્યવસ્થા થવાની જરૂર જણાય છે. ઘણાને ૧૫૦) રૂપિયાવાળી યોજના પસંદ પડી. એક એવી પણ સૂચના થઇ કે હવાડો ગામ બંધાવી લે અને એ ભરવાનું ભાડું જ આપવાનું કરીએ તો વધારે સોંઘું પડે.

પરંતુ આ સભામાં ગામની કેટલીક આગેવાન વ્યક્તિઓ હાજર નહિ હોવાથી કશો નિર્ણય ન કરતાં સભા મોકુફ રાખવામાં આવી છે. મોકુફ રહેલી સભા આજે રાત્રે ફરી મળશે. આગેવાનોને હાજર રહેવા વિનતિ છે. ગામના આવા બહુ જરૂરી પ્રશ્ન વખતે ગામ-આગેવાનોએ હાજર રહીને દોરવણી આપવી એ એમની ફરજ છે.

તા. ૨૩-૯-૪૫

૬

**મને ગમ્યું**

મોકુફ રહેલી સભા ગઇ કાલે મળી ગઈ. એમાં બધા હાજર રહ્યા હતા. પાણીની વ્યવસ્થા સંબંધી ચર્ચા થઇ અને છેવટે ચતુરભાઈ જીવાભાઈએ ધોળા કૂવાનો હવાડો ચાલુ કરવાનું અને માસિક ૨૦૦) રૂપિયામાં તલપદનાં ઢોર પાવાનું માથે લીધું છે, એટલે એ કામ એમને સોંપવામાં આવ્યું. નાણાં ભાગવાર ઉઘરાવવાનું નક્કી થયું છે. ભેંસના આઠ આના, બળદના ૭ આના અને પાડી અગર વાછડીના ચાર આના લેવા એવું વિચારાયું છે.

બહેનોનાં નસીબમાં હજુ ચકલીઓ લખી લાગતી નથી, પણ આ રીતે હવાડો ભરવાની વ્યવસ્થા થઈ ગઈ એથી મને આનંદ થયો છે.

ગામના આગેવાનોએ આ જ રીતે પ્રસંગ આવ્યે એકઠા થઈને ખુલ્લા દીલે ચર્ચા કરીને ગામાત પ્રશ્નોનો વેળાસર ઉકેલ લાવવો જોઈએ. અંગત રાગદ્વેષો કે પક્ષાપક્ષીને ગામહિતનાં કાર્યોમાં વચ્ચે ન આવવા દેવાં એમાં જ ગામનું શ્રેય છે અને આગેવાનોની શોભા છે.

તા. ૨૪-૯-૪૫

૭

**આનું નામ કુદરત !**

માણસ ગમે તેવા ઘાટ ઘડે પણ કુદરત પાસે એનું કશું ચાલતું નથી. આપણે બધાં પાણી પાણી કરતાં હતાં. ઢોરને પાવાના પાણીની પણ આપણે ચિંતા કરતાં હતાં ત્યાં તો એણે કેટલું પાણી મેકલ્યું ? આપણે જ હવે 'નથી જોઈતું નથી જોઈતું' કહેવા બેસીએ એટલું.

બાજરી સારી થઈ હતી આપણે એમ માનતા હતા કે ડાંગર ગઈ તો ગઈ પણ બાજરી તો મળશે જ; પણ આ વરસાદે તો આપણી તૈયાર થયેલી બાજરી પણ બગાડવા માંડી. તમાકુ ઊંધી ગઇ અને કેટલાંક ખેતરો તો ધોવાણ થઈ ગયાં.

કુદરત આવું કેમ કરતી હશે ? એને આવું કરવામાં મઝા પડતી હશે ? ગમે તેમ પણ એ આવા પ્રસંગથી આપણને પાઠ તો શીખવે જ છે કે તમને બધાને હું ઘડીના છઠ્ઠા ભાગમાં હતા ન હતા કરી શકું એમ છું. એમ છતાં આટલો અહંકાર અને હું પણું શા માટે ? જ્યારે દુઃખ આવે છે ત્યારે આપણને સૌને આવું સ્મશાન વૈરાગ્યનું જ્ઞાન થઈ આવે છે, પણ પાછી કુતરાની પૂંછડી વાંકી ને વાંકી.

જાગૃત માણસ આવા બનાવોથી પણ પોતાના જીવનને એક પવિત્ર વલણ આપી દે છે.

કોઈએ નિરાશ થવાની જરૂર નથી. બગડેલામાંથી જેટલું સુધારાય એટલું સુધારવું અને રામ રાખે તેમ રહેવું.

તા. ૨૫-૯-૪૫

૮

**ઇચ્છા થાય તે પુસ્તકાલય ખાતે આપી જાય**

પુસ્તકાલયનાં પુસ્તકો તપાસતાં એમાંથી ૧૧૩ પુસ્તકો ખૂટતાં નીકળે છે. ઘેર ઘેર ફરીને તપાસ કરાવતાં ૩૭ પુસ્તકો પાછાં હાથ આવ્યાં છે.

બીજાં પુસ્તકો કાં તો ખોવાઇ ગયાં છે, કાં તો ફાટી ગયાં છે અને કાં તો જેમની પાસે છે એ પાછાં આપવાની તકલીફ લેવા નથી માગતા એમ માની લઉં છું. હજુ શોધ કરીને આપી જવાની ઈચ્છા હોય તે ખૂણા ખાંચામાંથી શોધીને આજ સાંજ સુધીમાં આપી જાય.

જેમનાથી પુસ્તક ફાટી ગયું છે કે ખોવાઈ ગયું છે એમની પાસેથી આ વખતે કશી કિંમત લેવાનું યોગ્ય નથી લાગતું. કેમકે લદત કાળ દરમ્યાન પુસ્તકાલયની એવી અવ્યવસ્થા થઈ છે કે કોઇ જાતની પૂરી નોંધ પણ નથી એટલે એવા ભાઈઓને મારી [illegible] છે

મનફાવે એ

લયના નવા પુસ્તકો ખરીદવા માટે એ ભેટ આપી જાય

જેમના ઘરમા પુસ્તકો પડયા રહેતા હોય એ પુસ્તકો પણ ભેટ આપી શકે છે ભાઈ ડાહ્યાભાઈ હિમભાઈ તથા શાંતિલાલ ભટ્ટે આ રીતે પચ્ચીસ પુસ્તકો ભેટ મોકલ્યા છે તે આભાર સાથે જમા કરવામા આવ્યા છે

તા ૨૬-૯-૪૫

## ૯

## આવતી કાલથી રેંટિયા બારશનો ઉત્સવ શરૂ થશે

(૧) સૌ પોતપોતાના આગણા વાળી ચોળીને, લીપીગુપીને તૈયાર રાખે, જેથી આગણાની રંગોળી શોભી ઉઠે

(૨) સંવાદવાળા બરાબર તૈયાર થઈ ગયા છો ને? એમણે બધા સાધનો વસાવીને છેલ્લી તૈયારી કરી લેવી જોઇએ

(૩) અખડ રેંટિયામા જોડાનારાના નામો કાગળ ઉપર ચોડયા છે એ વાચી લેજો ચાર રેંટિયા અખડ ચાલશે

(૪) સમૂહ કાતણ તથા અખડ રેંટિયામા જોડાનારાઓએ એમના રેંટિયા સજીને તૈયાર કરી રાખ્યા છે ને?

(૫) રમતગમત તથા તરવાની હરીફાઈમા ભાગ લેનારાઓએ અગાઉથી નામ મૂળજીભાઇને આપી દેવાના છે એ ભૂલશો નહિ.

(૬) નાના બાળકો ઉત્સવ ઉજવવા માટે બહુ ઇંતેજાર છે પણ હવે બહુ વખત નથી રહ્યો આજે સોમવાર, કાલે મગળવાર અને પરમ દિવસે રેંટિયા બારશ

(૭) આપણો ચોક તથા કાતણ મડપ ધજા તોરણોથી શણગારવાનુ કામ આજ સાજથી જ શરૂ થઈ જશે

(૯) મગળવારની સવારની પ્રભાતફેરી માટે સુદર ગીતો મોઢે કરી રાખજો

તા ૧-૧૦-૪૫

## ૧૦

## રેંટિયા બારશની ઉજવણી

સરકારી પ્રતિબધો ગયા પછી આપણે માટે રેંટિયા બારશનો આ પહેલો ઉત્સવ આવે છે એ ઉત્સવને આપણે ખૂબ ઉત્સાહ પૂર્વક અને પ્રસગને શોભે એ રીતે ઉજવવા માગીએ છીએ એની ઉજવણી આપણે નીચે પ્રમાણે કરીશુ :–

| તા ૨ જી ઓકટોબર | તા ૩જી ઓકટોબર |
|---|---|
| અગિયારશ | રેંટિયા બારશ |
| અગ્રેજી તારીખ પ્રમાણે | દેશી તીથિ પ્રમાણે |
| ગાધીજીનો જન્મ દિવસ | |
| સવારે ૬॥ થી ૭॥ | સવારે ૬॥ થી ૭॥ |
| પ્રભાતફેરી | સમૂહ ભજન |
| ૭॥થી ૮॥ ગ્રામસફાઇ | ૯થી ૧૦ સમૂહ કાતણ |
| ૯॥થી ૧૦॥ રંગોળી | ૧૧થી ૧ વિદ્યાર્થી ઉજાણી |
| સાજે ૬॥થી ૭॥ | ૩થી ૪ ટોપલી ચિટ્ઠી |
| રમતગમત | |
| ૯થી ૧૦ જાહેરસભા | ૫થી ૭ તરવાની હરી |
| | ૯ થી ૧૨ પ્રાર્થના |
| ૭૭ દીવાની દીપમાળ | ૭૭ દીવાની દીપમાળ |
| ચાર અખડ રેંટિયા | ચાર અ રેંટિયા |

તા ૨-૧૦-૪૫

## ૧૧

## ગાધીજી એટલે જગતના મહાન પુરુષ

એ મહાપુરુષના જન્મ દિનની આજે ઉજવણી છે રેંટિયો એમને બહુ વહાલો છે તેથી ભાદરવા વદ બારશને દિવસે રેંટિયાનો ઉત્સવ ઉજવાય છે અને એને રેંટિયા બારશ કહેવામા આવે છે.

ગાધીજીએ આપણા સૌ માટે કેટલુ કેટલુ વેઠયુ છે? એમણે આપણા દેશ અને ગરીબ જનતા માટે સર્વસ્વનો ત્યાગ કરીને ભેખ લીધો અને આપણી કચડાયેલી પ્રજામા નવા પ્રાણ પૂર્યા એમનુ ઋણ આપણાથી ફેડી શકાય એવુ નથી આવા પવિત્ર દિવસે આપણે હૃદયથી એમને વદન કરીએ છીએ અને પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે તેઓને દીર્ઘાયુષ્ય આપે

તા ૨-૧૦-૪૫

## ૧૨

## ગાધીજીએ હિદને ટટ્ટાર બનાવવા માટે કયા કયા મુદ્દા તારવી કાઢયા?

(૧) જે કાઇ પ્રવૃત્તિ કરવી એ સત્યને નજર સામે રાખીને અને અહિંસક સાધનો વડે જ કરવી.

(૨) કોમ કોમ વચ્ચેના ઝગડા પોષીને તેમ જ વધારીને સરકાર આપણા ઉપર રાજ્ય કરે છે અને આપણને માહોમાહે લડાવે છે, માટે કોમી એકતા સાધવી

(૩) અસ્પૃશ્યતાને નામે આપણે ૩૦ કરોડ હિદુઓમાથી આઠ કરોડને તિરસ્કાર્યા છે એ હિદુ ધર્મનુ કલક છે હિદુ ધર્મનુ એ કલક ધોવા માટે તથા આપણા જ ભાઈઓને ખ્રિસ્તી ધર્મ સ્વીકારીને સરકારી પક્ષે જતા રોકવા ખાતર પણ અસ્પૃશ્યતાનુ નિવારણ કરવુ જોઇએ

(૪) દારૂ તાડી ગરીબ માણસોને પાયમાલ કરીને સરકારી તિજોરી તર કરે છે, માટે એનો નિષેધ કરવો

(૫) ગ્રામ ઉદ્યોગો અને ગૃહ ઉદ્યોગોનો નાશ થવાથી જ આપણે ગુલામ બન્યા છીએ આ પછી બેકારી અને આપણી ગુલામી ટળવા ખાતર તૂટેલા ઉદ્યોગોને ફરી સજીવન કરવા એ બધમા રેંટિયો કેન્દ્રમા છે

(૬) ગ્રામસફાઈ કરવાથી આપણે ગદકીથી થતા ઘણા રોગોમાથી બચી શકીશુ એક પ્રજા તરીકે આપણે ઊચે આવીશુ, માટે સફાઈની ભાવના ફેલાવવી

(૭) પાયાની કેળવણીની નવેસરથી રચના કરીને ભવિષ્યની પેઢીને સ્વરાજ્ય માટે લાયક બનાવી

(૮) પ્રૌઢ શિક્ષણનો ફેલાવો કરીને આપણા સમાજનુ અજ્ઞાન અને આંધળાપણુ દૂર કરવુ

(૯) સ્ત્રીઓને અજ્ઞાન અને પછાત રાખીને આપણે સમાજરૂપી રથનુ એક પૈડુ રાડુ રાખ્યુ છે તે સીધુ કરી દેવુ

(૧૦) આપણુ આરોગ્ય સુધારવા માટે બનતા બધા પ્રયત્નો કરવા તથા જીવના નિયમોનો ફેલાવો કરવો

(૧૧) રાષ્ટ્રભાષા હિદુસ્તાનીનો ફેલાવો કરવો અને અગ્રેજી ભાષાની ગુલામી તોડવી

(૧૨) માતૃભાષા ગુજરાતી પ્રત્યે ભક્તિ કેળવીને એને સમૃદ્ધ બનાવવી

(૧૩) આર્થિક સમાનતા વધે એવી જાતની સમાજરચના ઊભી કરવાના પ્રયત્નો કરવા કોઇ કોઇને ચૂસે નહિ પણ એક બીજા સાથે વાજબી રીતે વર્તે એવી સમજણ તથા ભાવનાનો ફેલાવો કરવો

(૧૪) ખેડૂતો, મજૂરો, વિદ્યાર્થીઓ અને આદિવાસીઓનુ સગઠન કરવુ.

એમની અડચણો દૂર કરવી અને એમનામાં રાષ્ટ્રીય જાગૃતિ પેદા કરવી.

આ તો એમણે સૂચવેલા મુખ્ય મુદ્દા છે. પણ આવા જ બીજા અનેક તારવી શકાય આપણા સમાજમાં તેઓ એક શબ્દમાં કહીએ તો સર્વોદયની ભાવના રેડવા માગે છે.

આપણે એ ભાવનાને જેટલી આપણા જીવનમાં અપનાવીશું એટલી આપણે રેંટિયા બારશ સાચી ઉજવી ગણાશે. તા ૩ ૧૨-૪૫

## ૧૩

## કીડીને કણ અને હાથીને મણ

ઈશ્વરે આ સૃષ્ટિમાં જેને જેને પેદા કર્યા છે એની સાથે જ એના ખાવાપીવાની વ્યવસ્થા પણ ઊભી કરી છે. બાળક જન્મે છે એની સાથે જ એની માતાના સ્તનમાં એ દૂધ તૈયાર રાખે છે. બીજાં કરોડો અને અબજો પશુ પંખીઓ અને જીવજંતુઓ પેદા થાય છે. એ બધાને શું આપણે ખવડાવીએ પીવડાવીએ છીએ? એ તો કુદરત જ કુદરતના ખેલ ખેલતી હોય છે. આપણું શું ગજું કે એ બધાને ખવડાવીએ?

એમ છતાં આપણા હૃદયની લાગણી કુણી રહે, બીજા માટે ઘસાવાની આપણામાં વૃત્તિ જાગે એ માટે આપણા ઘરડાઓએ કૂતરાંને અને ગાયને ચાનકી નાખવાનો, કીડીઓને કીડીઆરું પૂરવાનો અને પંખીઓને ચણ નાખવાનો રિવાજ પાડયો પણ એ રિવાજ એટલું જ કરીને ધન્ય થવા માટે નથી. પ્રાણી માત્ર પ્રત્યેની આપણી દયાની લાગણી વધતી જાય એ માટે છે.

આ જગ્યાએ એક ચેતવણી આપવાનું મન થાય છે. ગીતામાં પણ દાનના ત્રણ પ્રકારો બતાવ્યા છે. સારા નરસાનો વિચાર કર્યા વિના જે દાન કરવામાં આવે છે તે તામસિક દાન કહેવાય છે.

કીડીઆરામાં લોટ ભભરાવતી વખતે કે પંખીઓને ચણ નાખતી વખતે પણ આપણે એટલી કાળજી લેવી જોઈએ કે આપણી દયાથી એમનું રક્ષણ થાય છે કે ભક્ષણ? દાખલા તરીકે આપણે ત્યાં વહેરાઇ માતાના ચોગાનમાં છોકરાઓ રમે છે ત્યાં ચણ નાખવાથી પુણ્ય ન થાય પણ પાપ થાય, કેમકે ત્યાં કણ પડવાથી જીવજંતુઓ ઉભરાય છે અને છોકરાઓના પગ તળે હજારોનો વટાઇને લોચો થઈ જાય છે.

ચણ નાખવી હોય તો જ્યાં લોકો બહુ બેસતા ન હોય, છોકરાઓ ધમ્મચકડી બોલાવતા ન હોય, એવા એકાંત સ્થળમાં અગર તો ચબુતરી ઉપર જ નાખવી જોઈએ.

જરા વિચાર કરે એને તો દયા દાનના આથી પણ વધારે સારાં સ્થાનો મળી રહેશે. ૪-૧૦-૪૫

## ૧૪

## તરવાની હરીફાઇનું પરિણામ

ગઇ કાલે તરવાની હરિફાઈમાં નીચેના ચાર ભાઇઓ જોડાયા હતા અને એનું નીચે મુજબ પરિણામ આવ્યું છે :—

| | તર્યા હલાક |
|---|---|
| ૧ મગનભાઇ સોમાભાઈ | ૧—૫૫ |
| ૨ હસુમિયાં જેણામિયાં | ૨—૩૦ |
| ૩ રતિલાલ જયશંકર ભટ્ટ | ૩—૦ |
| ૪ મૂળજીભાઇ મ. પ્રજાપતિ | ૩—૦ |

આથી હરીફાઇનાં ઈનામો નંબર ૩ અને ૪ને ભાગે જાય છે. તા ૪-૧૦-૪૫

## ૧૫

## એક માસના વ્યાયામ વર્ગનું સરવૈયું

વ્યાયામ વર્ગને શરૂ થયા એક માસ થઇ ગયો. એનું સરવૈયું નીચે પ્રમાણે છે.

પહેલું પખવાડીયું સરેરાશ હાજરી ૨૫
બીજું પખવાડીયું સરેરાશ હાજરી ૧૪
રોજ નિયમિત આવનારા ૧૧

રોજ કસરતમાં આવનારાના સ્વાસ્થમાં થયેલો સુધારો.

**છાતી**

૧ પહેલાં કરતાં ૨" શ્વાસ વધારે ભરી શકે છે
૫ પહેલાં કરતાં ૧" શ્વાસ વધારે ભરી શકે છે
૨ પહેલાં કરતાં ૦॥" શ્વાસ વધારે ભરી શકે છે
૨ પહેલાં કરતાં ૦।" શ્વાસ વધારે ભરી શકે છે
૧ પહેલાં જેટલો જ શ્વાસ ભરી શકે છે.

**હાથના સ્નાયુ**

૨ ના સ્નાયુ પહેલાં કરતાં ૦॥" જાડા થયા
૪ ના સ્નાયુ પહેલાં કરતાં ૦॥" જાડા થયા
૨ ના સ્નાયુ પહેલાં કરતાં ૦।" જાડા થયા
૨ ના સ્નાયુ હતાં એટલા જ રહ્યા.

દરેકની વિગત આ સાથે આપી છે—

| મૂળ છાતી | મહિના પહેલાં શ્વાસ ભરેલી | મહિના પછી શ્વાસ ભરેલી | વધારો | મૂળ હાથના સ્નાયુ | મહિના પહેલાં ફુલાવેલા સ્નાયુ | મહિના પછી ફુલાવેલા સ્નાયુ | વધારો |
|---|---|---|---|---|---|---|---|
| ૧. રા. ઉ, ૨૯" | ૩૧" | ૩૩" | ૨" | ૮" | ૯॥" | ૧૦" | ૦।" |
| ૨. ન. આ. ૨૬॥' | ૨૭॥" | ૨૮॥" | ૧" | ૭" | ૮" | ૮" | ૦" |
| ૩. ગો. ગો. ૨૭॥" | ૨૯" | ૨૯" | ૦" | ૮" | ૯" | ૯" | ૦" |
| ૪. મ. સો. ૨૯॥" | ૩૧" | ૩૨" | ૧" | ૯" | ૧૦" | ૧૦॥" | ૦॥" |
| ૫. ધી. પુ. ૨૭" | ૨૮" | ૨૮॥" | ૦॥" | ૭॥" | ૮" | ૮" | ૦॥" |
| ૬. રા. સો. ૨૩॥" | ૨૪॥" | ૨૪॥।" | ૦।" | ૬॥" | ૭" | ૭।" | ૦।" |
| ૭. પુ. સો. ૨૭॥" | ૨૮" | ૨૯" | ૧" | ૭" | ૭॥" | ૮।" | ૦॥।" |
| ૮. વિ. સો. ૨૭" | ૨૮" | ૨૯" | ૧" | ૭॥" | ૮" | ૮॥" | ૦॥" |
| ૯. અં. ન. ૨૨॥" | ૨૩" | ૨૩" | ૦॥" | ૬॥" | ૭" | ૭॥" | ૦॥" |
| ૧૦. કા. ઉ. ૨૪" | ૨૬" | ૨૭" | ૧" | ૬॥" | ૭।" | ૭॥" | ૦।" |
| ૧૧. શિ. સં ૨૯" | ૩૦॥" | ૩૦॥।" | ૦।" | ૮॥" | ૯" | ૯॥" | ૦॥" |

તા. ૨૯—૯—૪૫

## ૧૬

### શરીર સુધારણામાં કસરત એક આવશ્યક અંગ છે

આપણા ગામના વિદ્યાર્થીઓના એક મહિનાની કસરત પછીના સાથે આપેલા આંકડાઓ ઉપરથી તમે જોઈ શકશો કે શરીર સુધારણામા કસરત કેટલું આવશ્યક અગ છે

આજકાલ વિદ્યાર્થીઓમાથી લીધેલા કામને વળગી રહેવાની આદત બહુ ઓછામા જણાય છે મુશ્કેલીઓ વચ્ચે પણ લીધેલા કામને ચોંટી રહેવાની ટેવ જીવન ઘડતરમા બહુ ઉપયોગી નીવડે છે આવી ટેવ પાડવામા વિદ્યાર્થીઓને મા બાપોએ પણ મદદ કરવાની હોય છે

એક વખત કરેલા સંકલ્પને વિદ્યાર્થી પાર પાડે એ માટે એને જાગૃત રાખવો જોઈએ ઓછામા ઓછુ એમા વિઘ્ન તો નહિ જ નાખવુ

સવારમા વહેલા ઊઠતા આળસ થઈ જતી હોય એવા વિદ્યાર્થીઓને માબાપે ઉઠાડીને નિયમિત કસરતમા મોકલવા જોઈએ

તા ૨૯-૯-૪૫

## ૧૭

### ઉમરેઠમા ખાદી કેન્દ્ર ઊઘડે છે

આવતી કાલે સાંજે પૂજ્ય રવિશંકર મહારાજના શુભ હસ્તે ઉમરેઠમા થામણા ભાગોળે એક ખાદી કેન્દ્રની ઉદ્ઘાટન ક્રિયા થવાની છે

ખાદી અગેના સાધનોની તેમ જ બીજી બધી વ્યવસ્થા ત્યાથી થશે આપણે ત્યાના કાતનારાઓ પણ એ કેન્દ્રનો લાભ ઉઠાવી શકે છે

તા ૬-૧૦ ૪૫

## ૧૮

### આપણુ પુસ્તકાલય સોમવારથી ફરી ચાલુ થશે

આપણુ સાર્વજનિક પુસ્તકાલય નવે સરથી ગોઠવાઈ રહ્યુ છે ઘણા વખતથી અદૃશ્ય થઇ ગયેલા કેટલાય પુસ્તકો ફરી પાછા પુસ્તકાલયના કબાટમા આવીને બેઠા છે

ક્યા ક્યા પુસ્તકો ક્યા છે એ જાણવા માટે અને પુસ્તક પસંદગીનુ કામ સહેલુ અને એ માટે બધા પુસ્તકોને વિભાગવાર ફાળવી નાખ્યા છે એની યાદીઓ દિવાલ ઉપર ચોટી પડી છે

હાલમા આપણે ત્યા નીચે જણાવ્યા વિભાગો અને વિભાગવાર પુસ્તક સંખ્યા છે

| | | |
|---|---|---|
| ૧ | કિશોર સાહિત્ય | ૬૨ |
| ૨ | સંત ગ્રંથો | ૧૯ |
| ૩ | બાલ સાહિત્ય | ૩૮ |
| ૪ | ઇતિહાસ ભૂગોળ | ૩૧ |
| ૫ | સ્વાતંત્ર્ય યુદ્ધના ઇતિહાસો | ૩૮ |
| ૬ | ગાંધી સાહિત્ય | ૫૬ |
| ૭ | આરોગ્ય અને વૈદુ | ૨૮ |
| ૮ | ગ્રામ ખેતી અને ઉદ્યોગો | ૨૫ |
| ૯ | વાર્તા–નવલકથા | ૧૧૧ |
| ૧૦ | લેખો વ્યાખ્યાનો અને પત્રો | ૧૨૧ |
| ૧૧ | રામતીર્થ વિવેકાનંદ | |
| | શુભ સંગ્રહો | ૪૫ |
| ૧૨ | કાવ્યો, આખ્યાનો, નાટકો | ૫૫ |
| ૧૩ | સાહિત્ય | ૨૭ |
| ૧૪ | સ્ત્રી સાહિત્ય | ૩૨ |
| ૧૫ | ધર્મ | ૬૬ |
| ૧૬ | પાઠ્યપુસ્તકો અને હેવાલો | ૨૪ |
| ૧૭ | જીવનચરિત્રો | ૭૮ |
| ૧૮ | અંગ્રેજી પુસ્તકો | ૧૦૮ |
| | કુલ પુસ્તકો | ૯૬૪ |

## ૧૯

### સારા પુસ્તકોનુ વાચન એટલે સત્સંગ

માણસને આગળ વધવા માટે સદ્પુરુષોના સમાગમની જરૂર હોય છે પણ સદ્પુરુષો મળવા દુર્લભ હોય છે સત્પુરુષોના લખેલા પુસ્તકો વાચવા એ પણ અમુક અંશે સદ્પુરુષોની ગરજ સારે છે

આપણા વિદ્યાર્થીઓનુ સામાન્ય જ્ઞાન બહુ ઓછુ જણાય છે કેમકે બાહ્ય વાચન બિલકુલ હોતુ જ નથી

સારા જીવન ચરિત્રો, પ્રવાસ વર્ણનો કે એવા જ બીજા પુસ્તકો વાચવાથી માણસને જીવનમા ઉપયોગી થઈ પડે એવુ ઘણુ ઘણુ જાણવાનુ મળે છે

રોજ સવારે ૯ થી ૧૦ અને બપોરે ૧ થી ૩ આપણુ પુસ્તકાલય ખુલ્લુ રહેશે એનો પૂરેપૂરો લાભ ઉઠાવજો

## ૨૦

### બાલવાડીમાં રજાઓ

બાલવાડી એટલે બાળકોને માત્ર ઓર ડામા બેસાડી રાખવા, વાતો કહેવી કે નાસ્તો વહેંચવો એટલુ જ નથી હોતુ એમનો વિકાસ થાય એ દૃષ્ટિએ એમને અનેક જાતની હાથ પગની અને ઇન્દ્રિયોનો ઉપયોગ થાય એવી પ્રવૃત્તિઓ આપવાની હોય છે

પણ હાલમા આપણી પાસે બાલવાડીનુ સ્વતંત્ર મકાન ન હોવાથી હુ મારી ધારણા પ્રમાણે પ્રવૃત્તિઓ ગોઠવી શકતો નથી બાળકોના સાધનો સહિસલામત રાખવાનુ ખુલ્લી જગ્યામા અશક્ય બને છે, ધર્મશાળાનો ખુલ્લો ઓસારો જોઈને કેટલાકને સ્વચ્છ જગ્યામા બાજરીના ડૂડા સુકવવાનુ પણ મન થઇ જાય છે આવી નાની મોટી મુશ્કેલીઓ ઊભી થતી હોવાથી આપણે બાલવાડી માટે સ્વતંત્ર મકાનની વ્યવસ્થા ન કરી શકીએ ત્યા સુધીની મારે બાલવાડીમા રજા પાડવી પડે છે

કેમકે બાળકને યોગ્ય રીતે પ્રવૃત્તિઓ પૂરી પાડવામા ન આવે તો એનો વિકાસ રૂંધાય અને એને કેટલીક કુટેવો પણ પડે એવુ મારુ માનવુ છે તેથી જ અનુકૂળતા ઊભી કરી શકીએ ત્યા સુધી રજાઓ પડી છે

તા ૭-૧૦-૪૫

## ૨૧

### રેંટિયા અંગે કાંઇ મુશ્કેલી હોય તો મને મળો

વેડછી આશ્રમવાળા શ્રી ચુનિભાઈ મહેતા તથા બહેન અન્નપૂર્ણા આપણે ત્યા આવી ગયા ચુનિભાઇએ આપણને ખાદી અને રેંટિયામા સાચી શ્રદ્ધા પેદા કરવાની સલાહ આપી છે એમણે એમના અનુભવોના તારણમાથી આપણને સમજાવ્યુ કે એમના રાનીપરજ પ્રદેશમા રેંટિયાએ તો લોકોની કાયાપલટ કરી નાખી છે એમને માટે તો રેંટિયો સાચુ સ્વરાજ્ય દાતા બન્યો છે આપણે પણ એવી શ્રદ્ધાથી રેંટિયાને પકડીએ એવો એ ફળશે

આપણામાંથી કેટલાકના ઊંધી ગયેલા રેંટિયા ફરી ઊભા થવા માગે છે, પણ હવે તો એમને એવા બેઠા કરો કે ફરી એ ઊંઘે જ નહિ. રેંટિયા અંગે કાંઈ પણ તકલીફ હોય તો મને મળજો. આપણે એ દૂર કરવાનો પ્રયત્ન કરીશું.

તા. ૯-૧૦-૪૫

## ૨૨
## સ્વરાજ્ય મેળવવાની રીતો

સ્વરાજ્ય મેળવવાની બે રીતો છે. એક હિંસક કાર્યથી અને બીજી અહિંસક કાર્યથી. હિંસક રસ્તો સ્વીકારીએ તો એનાં ઊંડામાં ઊંડાં શસ્ત્રોનો ઉપયોગ અને એમાં સમાતી બીજી બધી વસ્તુઓ સાથે જ છે, એમ સમજી લેવું જોઇએ. મોટાં યંત્રોથી માલનું ઉત્પાદન, એ વેચવા માટે બજારોની મારામારી, એ હાથ કરવા માટે યુદ્ધો એટલે નિર્દોષોનાં ખૂન, અન્યાય, અનીતિ, મોંઘવારી, લાંચરૂશ્વત અને આજકાલ ચાલી રહ્યું છે એ બધું. આપણે ત્યાં સર્વાનુમતિએ આ માર્ગ તો છોડવામાં આવ્યો છે.

નર્યો બંધારણીય માર્ગ અહિંસક બની શકે, પણ એ હવે કાલગ્રસ્ત થઈ ગયો છે. આજે એ માર્ગથી સ્વતંત્રતા મળી શકે એમ માનવું એ વહેમ છે.

એટલે સ્વાતંત્ર્ય મેળવવા માટે ત્રીજો માર્ગ રહે છે તે અહિંસાનો છે.

તા ૧૦-૧૦-૪૫

## ૨૩
## અહિંસક માર્ગનાં સાધનો

એ તો સિદ્ધ કરી બતાવવામાં આવ્યું છે કે હિંદનાં ગામડામાં તૈયાર થતા કાપડનો-તેના મુખ્ય ઉદ્યોગ અને તેની સાથેના બીજા ઉદ્યોગો નાશ પામ્યા ત્યારે હિંદની સ્વતંત્રતા ગઇ છે. એ ઉદ્યોગ ધંધાઓ ચાલુ કરવા જોઇએ.

એ ઉદ્યોગો ચાલુ કરવાની વાત તો ચાલતી હતી પણ યંત્રબળથી. ગાંધીજી એમાં હિંસા જુવે છે. એ કહે છે કે માનવ મજૂરીને સ્થાન મળવું જોઇએ ભાજે માનવમજૂરી અને યંત્રબળ વચ્ચે જંગ-ચાદ ચાલે છે. આપણે માનવમજૂરીના પક્ષમાં રહેવું જોઇએ.

પૂરાં થતાં યુદ્ધે હિંસાની નિરર્થકતા અને ક્રૂરતા દેખાડી આપ્યાં છે એને પરિણામે લોકશાહી નથી આવતી પણ શાહીવાદને મજબુત બનતો આપણે જોઇએ છીએ. આપણે હિંદુસ્તાનમાં શહેરો વધારીએ અને કારખાનાંઓ વધારીએ તો એથી હિંદની કરોડોની આમજનતા આજ કરતાં જરાય વધારે સુખી નહિ થાય. થોડા લોકો કદાચ વધારે સુખી થશે પણ બહુ મોટો ભાગ વધારે દુઃખી થશે.

એટલે જો આપણે કરોડોનું ભલું ઇચ્છતા હોઇએ તો આપણે રેંટિયો અને એની જોડના ઉદ્યોગોને અપનાવવા જોઈએ. એ રસ્તે આપણે આપણા ઉદ્યોગોને ખીલવવા છે તેથી જ રેંટિયો અહિંસાથી સ્વરાજ્ય લાવવાનું પ્રતિક ગણાય છે.

એને સરકાર કે મૂડીવાદીઓનો આશ્રય નહિ મળે પણ એમના વિરોધ છતાં એનો વિકાસ થવો જોઇએ. જેમ મિલ માલિકો અને એમને મળતા લોકો-ઉપલા વર્ગોના પ્રતિનિધિ છે એમ રેંટિયો ગામડાંના કરોડોનો પ્રતિનિધિ છે.

તા. ૧૧-૧૦-૪૫

## ૨૪
## દૈનિક કાંતણની જરૂરિયાત

ગ્રામઉદ્યોગ પત્રિકાના તંત્રી લખે છે કેઃ

ખાદી ભાવના માત્ર ખાદી પહેરવાથી નથી પૂરી થતી. ખાદી તો હવે એક પ્રતિક બની ગઇ છે. રચનાત્મક કાર્યના ૧૪ મુદ્દાઓ એમાં સમાય છે. એટલું જ નહિ પણ બધાં જીવનક્ષેત્રામાં એ વ્યાપવી જોઇએ. વ્યક્તિ તેમજ ગામની સ્વયં સંપૂર્ણતા એ સૂચવે છે. જેમ ખાદીધારી મિલકાપડ તજે તેમ જ તે યંત્રઉદ્યોગનો માલ પણ ન વાપરે. એ વાપરીએ તો કારીગરો બેકાર બને. આજનાં યુદ્ધો આર્થિક કારણોમાંથી જ પેદા થાય છે. જો પરદેશી માલ વાપરીએ તો પરદેશી કારખાનાં વગેરેના લોભને આપણે આકર્ષીએ, તેથી તેમની હકુમતને નોતરીએ. આમાં આપણે યુદ્ધ અને ગુલામીને લાગ કરી આપીએ. એટલે અહિંસક સ્વરાજ્યનું પહેલું ને જરૂરી પગલું એ છે કે ખાદી અને ગ્રામઉદ્યોગની ચીજો જ આપણે વાપરવી જોઈએ.

હિંસક વ્યવસ્થામાં કવાયત અને કૂચ વગેરે તાલીમ ફોજ માટે જરૂરની છે. તેથી સિપાહીમાં તેના ઉપરી અદારની જે શિસ્ત લાદે તેને મૂંગે મોઢે પાળવાનો ગુણ તેનામાં કેળવાય છે. તેવી જ રીતે જાતે શિસ્ત સંયમની તાલીમ લેવા માટે (અહિંસક વ્યવસ્થામાં) દૈનિક કાંતણ છે. જેટલું કહ્યું અને કંટાળાવાળું તે લાગે તેટલી તો ઉલટી તેની શિસ્ત કેળવવાની શક્તિ વધારે ગણાય. અહિંસક પાયા ઉપર સ્વરાજ રચવાને માટે આત્મસંયમ જરૂરનો છે.

તા ૧૨-૧૦-૪૫

## ૨૫
## વિજયા દશમી

આજે વિજયા દશમી છે. વિજયા દશમી એટલે વિજયનો ઉત્સવ.

ચોમાસાને લીધે બંધ પડેલી ઘણી પ્રવૃત્તિઓ વિજયા દશમીથી શરૂ થાય છે. પહેલાના વખતમાં રાજાઓ દુશ્મનો સામેનું આક્રમણ વિજયા દશમીને દિવસે કરતા. વેપારી વેપાર ખેડવા માટે અને વહાણવટીઓ દરિયા ખેડવા માટે પણ વિજયા દશમી પછી નીકળતા. ખેડૂતના ઘરમાં વિજયા દશમી સુધીમાં નવું અનાજ આવી ગયું હોય છે, એટલે એ પણ પ્રસન્ન હોય છે.

આજે સમીવૃક્ષ એટલે સમડાના ઝાડનું પૂજન કરવામાં આવે છે. રાજાની સ્વારીઓ નીકળે છે અને નવરાત્રિ ઉત્સવની પૂર્ણાહુતિ થાય છે. રાજા જેમ એના દુશ્મનને મહાત કરવાનો આ દિવસે નિશ્ચય કરે છે એમ દરેક માણસે પણ પોતાની નબળાઈઓને દૂર કરવાનો આજે નિશ્ચય કરવો જોઈએ. તો જ વિજયા દશમીને દિવસે વિજયની તૈયારી કરી ગણાય.

૧૬-૧૦-૪૫

## ૨૬
## જૂનો સમય

ગઈ કાલથી આપણાં બધાં ઘડિયાળો એક કલાક પાછાં મુકાયાં. હવે ગાડી ઉપરેટથી એક કલાક મોડી ઉપડશે વિદ્યા-

થીઓ કહેતા કે અમે બાર વાગ્યે નિશાળે જઈએ છીએ એને બદલે કહેશે કે અમે અગિયાર વાગ્યે જઈએ છીએ આમ સરકારે યુદ્ધને બહાને ચાલુ કરેલો કૃત્રિમ સમય બંધ પડયો છે અને જૂનો સમય ફરી પાછો ચાલુ થઈ ગયો છે

આપણું પુસ્તકાલય પણ હવે સવારે ૯થી ૧૦ અને બપોરે ૨થી ૩ ઉઘાડું રહેશે કેટલાક નવા પુસ્તકો આવ્યા છે એટલે વાચનારાઓને બહુ મઝા પડશે,

તા ૧૬-૧૦-૪૫

## ૨૭

## ધન્યવાદ છે

આપણે ત્યા ખોવાયેલી વસ્તુઓ જેમને જડે છે એ તુરત આપી જાય છે, એટલી આપણી પ્રમાણિકતાની સુગી સુન્દર ગણાય થોડા દિવસ પહેલા એક બહેનનુ સાકળુ ખોવાયુ હતુ એ આપણે ત્યા આવતા પોસ્ટમેનને મળી આવ્યુ એ તુરત મને આપી ગયા ચાર દિવસ પહેલા એક પાવડો ખોવાયો હતો કાભાઇ સોમાભાઈના હાથમા આવતા એ પહોચતો કરી ગયા અને છેલ્લી .છ-સી નવીનભાઇ આદિતભાઈ પટેલની સોનાની વિંટી ખોવાઇ હતી એ મધુભાઇ ચુનિભાઇના હાથમા આવી ચુનિભાઇએ એ જ વખતે એ મારે ત્યા પહોચતી કરી

આમ જડેલી વસ્તુઓમા દાનત ન બગાડતા માલિકને પહોચાડવા માટે ચીજો તરત મારી પાસે રજૂ થાય છે એ એક શુભચિહ્ન છે ઉપલા ત્રણેય પ્રસગમા ચીજો પહોચતી કરવા માટે એ ત્રણેય ભાઈઓને ધન્યવાદ ઘટે છે

તા ૧૭-૧૦ ૪૫

## ૨૮

## शरीरमाद्यं खलु धर्मसाधनम्
## नायमात्मा बलहीनेन लभ्य
## પહેલુ સુખ તે જાતે નર્યા

ઉપરના ત્રણેય વાક્યો એમા અનુભવનો સાર પડયો છે, એવુ સૂચવે છે કોઇ પણ સારુ કે મોટુ કામ કરવુ હોય તો એમા પ્રથમ જરૂરિયાત તદુરસ્ત શરીરની પડે છે જો શરીર તદુરસ્ત અને બળવાન ન હોય તો માણસની બધી ઉમેદ મનમા રહી જાય છે

મોટી ડીગ્રીઓ મેળવેલા નિર્બળ શરીરને કારણે સારા સ્થાનો પ્રાપ્ત નથી કરી શકયા તેના દાખલા મોજુદ છે કોઇએ સારા સ્થાન મેળવ્યા છે તો એનો લાભ લેવા લાબુ જીવ્યા નથી

એટલે સર્વ કાર્યનો પાયો શરીર છે મન અને બુદ્ધિ ખીલવવા હોય તો પણ પહેલા શરીર તદુરસ્ત જોઈએ

એટલે કોઇ પણ કામ કરવામા શરીરની કાળજી પ્રથમ રાખવી શરીરને નિયમિત પથ્ય અને પ્રમાણસર ખોરાકની જેટલી જરૂર છે એટલી જ જરૂર ઊંઘ, આરામ અને શરીરશ્રમ કે કસરતની પણ છે, એ કદી ન ભૂલવુ જોઈએ માણસ જેમ ઊંઘવાનુ કે ખાવાનુ છોડતો નથી એમ એણે કસરત કરવાનુ પણ નહિ છોડવુ જોઈએ

૧૮-૧૦-૪૫

## ૨૯

## ઉત્સાહ અને નિરુત્સાહ ચેપી વસ્તુઓ છે

જેમ પ્લેગ, કોલેરા અને ખસ ચેપી છે એમ ઉત્સાહ અને નિરુત્સાહ, આશા અને નિરાશા એ પણ ચેપી વસ્તુઓ છે એક નિરાશાવાદી કે નિરુત્સાહી માણસ દરેક કામમા વેણે વેણે નિરુત્સાહ અને નિરાશા ફેલાવે છે એથી આખુ વાતાવરણ નિરુત્સાહી અને નિરાશાવાદી બની જાય છે બીજો માણસ આશાનુ કિરણ ન દેખાતુ હોય ત્યા પણ આશા અને ઉત્સાહ છોડતો નથી એની સારી અસર પણ વાતાવરણ ઉપર થાય જ છે

બોલો તમે દુનિયામા આનદ અને ઉત્સાહ ફેલાવવા માગો છો કે ગમગીની નિરાશા અને શોક ? જો ઉત્સાહ ફેલાવવા માગતા હો તો કદી તમારા મોઢામા નિરાશા કે નિરુત્સાહભર્યું એક પણ વેણ ન કાઢો તમારુ મન હમેશા ઉત્સાહ અને આશાના મોજાથી ભરેલુ રાખો એથી તમારી આજુબાજુમા પણ એવુ જ વાતાવરણ ઊભુ થશે

આજે લોકો જવાહરલાલ ગાધીજી કે એવા બીજા પવિત્ર માણસોને સાભળવા શા માટે હજારોની સખ્યા દોડે વળે છે ? એમના મોઢામાથી કદી નિરાશાજનક સૂર નથી નીકળતો એ જ્યા જાય છે ત્યા એમનો ઉત્સાહ અને આશાનો ઝરો વહેતો મૂકી દે છે, એથી લોકોમા પણ નવુ જોમ અને નવો ઉત્સાહ આવે છે

નિરુત્સાહી માણસ એના પેદા કરેલા ગમગીન વાતાવરણમા પોતે તો દુખી મરે મરે છે પણ એનો ચેપ બીજાને પણ લગાડે છે હમેશ પ્રસન્ન રહો અને પ્રસન્નતા વેરતા રહો

તા ૧૯-૧૦-૪૫

## શેરી સુધારવા માટે

આપણે ત્યાની કેટલીક શેરીઓ એવી ઢાળ વાળી છે કે ચોમાસામા પાણીના વહેણ સાથે એની માટી પણ તણાઈ જાય છે, અને રસ્તામા મોટા મોટા ખાબરા પડે છે એથી માણસ ઢોર અને ગાડા બધાને જવા આવવામા અડચણ પડે છે એ ખાડાઓમા ગદકી પણ થાય છે અને ગદકી હોય ત્યા નવી ગદકી ઉમેરાય એ આપણો સર્વ સાધારણ અનુભવ છે દર વર્ષે આપણે ખાબરા પૂરીએ છીએ અને ચોમાસામા પાછુ એ પુરાણ ખેચાઇ જાય છે

આ કાયમની મુશ્કેલી ટાળવા માટે અને રસ્તો હમેશા સીધો અને સપાટ રાખવા માટે દરવાજાથી તે મગળભાઈ માસ્તરના ઘર સુધીની શેરીમા બે જગ્યાએ ઢાળવાળા ખડિયાર બાધી લેવાનુ વિચાર્યું છે આ પાકુ કામ થશે એટલે માટી ધોવાશે નહિ અને હમેશની ચિંતા દૂર થશે

એ માટે શેરીના નીચેના ભાઈઓએ રકમો નોધાવી છે બીજા પણ ઉત્સાહ આવે તે નોધાવી જાય

આ યોજના બીજી શેરીએ વાળાએ પણ અપનાવી લેવા જેવી છે તા ૨૦ ૧૦ ૪૫

## મહાસભાના સભાસદો બનો

ત્રણ વર્ષ પછી હિંદી રાષ્ટ્રીય મહાસભાના સભ્ય થવાની તક આપણને ફરી મળી છે પૂર્ણ સ્વાતંત્ર્યના કોગ્રેસે જાહેર કરેલા ધ્યેયમા માનનાર દરેકે આ તક ઝડપી લેવી જોઈએ પહોચ બુકો દાદાભાઈ તથા છોટાભાઈ પાસે છે તા ૨૧-૧૦-૪૫

# ઊર્મિ અને નવરચના


ઊર્મિ
વર્ષ : ૧૫મું

નવરચના
વર્ષ : ૧૦મું


એશિયાઇ સેનાનો નાનેરો સૈનિક




અંક
[illegible]

ડિસેમ્બર
[illegible]



સંપાદક : ઇશ્વરલાલ દવે

# વહેતાં પાણી

### નવી લડાઇના
### ભણકારા

ખીજા વિશ્વયુદ્ધની કબર ઉપર, હજી તો ધૂળ વળી નથી ત્યાં નવી લડાઈનાં ડંકાનિશાન વાગતાં સંભળાય છે. છાશવારે ને છાશવારે, અને વાતવાતમાં ત્રીજી લડા-ઈની આગાહીઓ કરીને એકબીજાને ડરામણી દેનારા પશ્ચિમના વિજેતા-રાષ્ટ્રો અને તેના રાજપુરુષોએ કદી કલ્પી નહિ હોય એવી દિશામાંથી નવી લડાઇની નોબત ગડગડી રહી છે, એમની ધારણામાં નહિ હોય એવા વેશ સજીને એ લડાઇ આવી રહી લાગે છે. સૈકાઓ-જૂની જે માયા પોતાના રાફડામાં સંઘરીને યુરોપના સામ્રાજ્યપતિઓ બેસી ગયા હતા તેમાં ભાગ પડાવવા આવનારા નવા હરીફને એમણે પટકી પાડ્યો છે. સૌએ ભેગા મળીને એ કામ તો કરતાં કરી લીધું પણ એમાના એકેયના અંતર એકબીજાની દાનત વિષેની બૂરી સદેહો વિનાના નથી. પોતપોતાના રાફડા સમાલીને ફરી બેસી ગયેલા વિજેતાઓ અંદરોઅંદરની કોઈ જાદવાસ્થળીની કલ્પનાએ ભયભીત બની ગયા છે. સજેલાં શસ્ત્રોનો ભાર પોતાનાં અંગ ઉપરથી એ ઉતારતા નથી, દાઢમાં સંઘરેલી નવનવાં ઝેરની કોથળીનો ભેદ રખેને કોઈ-મિત્ર સુદ્ધાં-પામી જશે તો શું થશે એવી બીકે એ સહુ દિનરાત ફફડયા કરે છે. એકબીજાની સામે નજર માંડેલી રાખીને ખડેપગે એ ઊભા છે. એ મીટમાંથી ગમે તે ઘડીએ વિષ ઝરશે કે તણખા ખરશે એવી દહેશતે એક મટકું પણ એ મારતા નથી.

### ગોરા સામ્રાજ્યપતિઓ અને
### કાળા ગુલામો વચ્ચેનો સંગ્રામ?

પણ જ્યાં એમનું જરાય ધ્યાન નથી એવા ખૂણામાં ઇતિહાસ નવી લડાઈના એકડા માંડી રહ્યો છે. ખુદ એ રાફડાઓ નીચે જ ધરતીકંપ અને જવાળામુખીની શક્તિઓ એકત્રિત થઇ રહી છે. યુરોપના દેશોએ એશિયામાં પોતાના સામ્રાજ્યોના પથારા જ્યાં પાથર્યા છે ત્યાંથી જ નવી લડાઇની કાળ-એંધાણીઓ દેખાઈ રહી છે. એક પછી એક દિવસ વીતે છે અને એંધાણી ઉકેલનારાઓ ઓળખી રહ્યા છે કે કાળા અને ગોરાઓ વચ્ચેના ખંડખંડના એક વિરાટ સંગ્રામનો વેશ સજીને નવું યુદ્ધ આવી રહ્યું છે.

જાપાને કબજે-કરેલા દેશોને પાછા પોતપોતાના ગોરા માલિકોની એડી તળે આવી જવાનું ફરમાન થયું છે. ફરમાન હિંદી-ચીનને થયું છે, ફરમાન જાવા-સુમાત્રાના ટાપુસમૂહને થયું છે, ફરમાન મલાયા અને બરમાને થયું છે, અરે ખુદ આઝાદ ચીનના એક અંગ હોંગકોંગને પણ એ ફરમાન થયું છે. બ્રિટન, ફ્રાંસ અને હોલેંડના ગોરા મુલકોમાંથી એ ફરમાન એશિયાની રંગીન પ્રજાઓને કરાયું છે. લડાઇના વર્ષો દરમિયાન ધૂળચાટતા અને જખમોથી લોહીલુહાણ બનેલા ગોરાઓ હજી તો એમનાં ખરડાયેલાં અંગ પૂરા લૂછી પણ નથી રહ્યા ત્યાં આવીને હાજર થઈ ગયા છે એશિયાઇ ગુલામોની ગરદન ઉપર સવાર થઈ જવા.

### પરાધીન પ્રજાઓના
### પલટાયેલા દિમાગ

પણ લડાઇનાં વર્ષોમાં તો એક આખો યુગ વીતી ગયો છે. એક યુગમાં પણ જે કદાચ ન આવત તેવો પલટો લડાઈનાં ચાર જ વર્ષોમાં એશિયાની પરાધીન પ્રજાઓમાં આવી ગયો છે. નીચી મુંડીએ લળી પડનારી ગુલામોની પેઢીઓ એમની લાંબી આવરદા પૂરી કર્યા વિના જ એકાએક ચાલી નીકળી છે. અને ચાર જ વર્ષમાં એક નવી પેઢી યૌવનની પાંખો ફફડાવવા લાગી છે. જન્મીને જેણે ગોરાઓનો ઘમંડ શું છે તે નથી અનુભવ્યું એવી આ પેઢી છે. પોતે કાળાં છે માટે જ, પોતાના મુલકમાં પોતે ગુલામ છે, માટે જ ગરીબ છે, માટે જ હલકાં, લબાડ, જૂઠાં, એદી અને રોગિયલ છે; અને બીજાઓ ગોરાં છે માટે જ એ સર્જનહારનાં લાડકવાયાં છે, બળવાન છે, પરદેશોમાં રાજ્ય કરવાને સરજાયેલાં છે, સત્ય-નિષ્ટ, ન્યાયી અને તવંગર છે એવું ગળથૂથીમાથી 'ભણાવાતું' ભણતર આ નવી પેઢી જરીકે પામી નથી. એક માત્ર ચામડીના રંગને કારણે પોતે બીજી કોઈ પણ પ્રજા કરતાં ઊતરતાં કે નબળાં છે એ વાત એમનાં ખુમારીભર્યાં મગજમાં સમાતી નથી. ઊંચી ગરદને અને ફૂલેલી છાતીએ દુનિયા સામે જોનારી આ પેઢી છે. શસ્ત્રોના બળ વડે સદીઓ પૂર્વે ગોરાઓ જે છાકો પૂર્વના દેશોમાં બેસાડી શકયા હતા, અને પછીથી તો એ શસ્ત્રના નહિ પણ માત્ર છાકાના જ જોરે પોતાનું સામ્રાજ્ય જાળવી શકયા હતા, તેની તો આ નવી પેઢીને સ્મૃતિ સરખી પણ રહી નથી. અને જાણે કે એ સ્મૃતિ હવે પેઢીઓની પેઢીઓ સુધી ન વિસરાય તે માટે ફરી એકવાર ગોરાઓ એમના

શસ્ત્રસરંજામોના ઢગના ઢગ એશિયાની છાતી ઉપર ખડકવા માંડયા છે.

### એશિયાઇ નવશક્તિ સામે સામ્રાજ્યવાદીઓનું જુથ

પણ પડકાર સામે પડકાર અને પ્રહાર સામે વળતો પ્રહાર કરવાનું આજ એશિયાએ બરોબર શીખી લીધું છે. ૧૯૪૨ની લડત માટે પોતાની પ્રજાને સો–સો સલામો કરી રહેલા હિંદના નેતાઓ દેશને નવી આવનારી લડતને આવકરવાનું કહી રહ્યા છે. બરમામાં પાછા ફરેલા અંગ્રેજ ગવર્નર સમક્ષ સહકારની પોતાની આખરી શરતો મૂકીને ત્યાંના તમામ રાજદ્વારી પક્ષોના સંયુક્ત મોરચા સમો 'ફાસિસ્ટ–વિરોધી સંઘ' નૂતન પ્રજાબળની ઓળખાણ અંગ્રેજ રાજ્યકર્તાઓને આપી રહ્યો છે. જે હિન્દી–ચીનમાં એની યુગો પુરાણી સંસ્કૃતિનો એક લીસોટો સરખો ત્યાંના ફ્રેંચ રાજ્યકર્તાઓએ રહેવા દીધો નહોતો, અરે જ્યાં ભાષા પણ એ દેશની ભુલાવીને સર્વત્ર ફ્રેંચ દાખલ કરી દીધી હતી એ હિન્દી–ચીનના ઓતરાદા અન્નામ પ્રાંતના નિવાસીઓએ પોતાના મુલકને ફ્રેંચમુક્ત અને સ્વતંત્ર જાહેર કરીને ફ્રેંચ સામે લડાઈ આદરી દીધી છે. જાપાનીઓ પાસેથી પડાવેલાં શસ્ત્રો લઈ લઇને એમણે દક્ષિણમાંના પાટનગર સાઇગોન ભણી કૂચ માંડી છે. દક્ષિણમાંના થોડા ફ્રેંચો, બીજા અંગ્રેજો અને અંગ્રેજોના તાબેદાર હિંદી લશ્કરે મળીને એમની સામે મોરચા માંડયા છે. એટલું જ નહિ, પણ કાલ સુધી જે ભયંકર દુશ્મનો હતા એ જાપાની સૈનિકોને પણ આ અન્નામી દેશભક્તો સામે ગોરા વિજેતાઓએ જંગમાં ઉતાર્યા છે. ગોળીબાર અને તોપબાજી ચાલુ છે. ફ્રેંચ એકલા તો આ દેશભક્તોની તાકાત સામે ટકી શકે તેમ નથી. એટલે એમની વહારે ધાયાં છે અંગ્રેજ લશ્કરો. નવશક્તિ લઇને મેદાનમાં કૂદી પડેલા હિંદી–ચીનવાસીઓને એમણે જાણે સંભળાવ્યું છે: 'હજી વાર છે તમારે આઝાદ થવાની! ફ્રેંચને એકલા સમજીને એની ઉપર તૂટી પડયા હો તો ખાંડ ખાવ છો. અમ સરખાં મિત્રો ફ્રેંચોની પડખે છીએ. ગોરાઓના આ જૂથ સામે તમે નહિ ટકી શકો.'

બરોબર એજ શબ્દો જાવા–સુમાત્રાના દ્વિપસમૂહ ઈસ્ટ ઇંડીઝ ઉર્ફે ઈન્ડોનેસિયાને પણ ગોરાઓનું જૂથ સંભળાવી રહ્યું છે. ત્રણસો વરસથી જાવા–સુમાત્રા ઉપર રાજ્ય કરી રહેલા હોલેંડવાસીઓએ ત્યાંની બાળકસમી નિર્દોષ અને ભોળી પ્રજા ઉપર જે જુલમો ગુજાર્યા છે તેની કહાણી હિંદ ઉપરના અંગ્રેજ અમલના અત્યાચારોથી સવાઈ બને તેવી છે. જેને આપણે સુવર્ણદ્વીપ નામે ઓળખતા આવ્યા છીએ તે આ શ્રી–લક્ષ્મી–દેવીની સેજ સમી રળિયામણી ભૂમિનું હીર દરિયાપારથી આવેલા ડચ લોકોએ ચૂસાય તેટલું ચૂસ્યું છે. આજે પણ જાવા–સુમાત્રા જો સદંતર સંપત્તિહીન કે બેહાલ નથી બની ગયા તો તેનું કારણ ડચ–ચૂસણનીતિની કોઈ કમીના નથી પણ ચહાય તેટલી ચૂસી લ્યો તો પણ અખૂટ રહે એવી અક્ષયપાત્ર સમી સમૃદ્ધિવાન એ ટાપુઓની ધરતી છે. આ પ્રદેશની વસ્તી એટલી બધી દબાયેલી રાખવામાં આવી હતી કે જાપાનીઓએ આ જંગી ખજાના ઉપર તરાપ મારી ત્યારે ઘણી સહેલાઇથી એ એમના હાથમાં આવી પડયો હતો.

### બ્રિટિશ બંધૂકોની ઓથે લપાયેલી ડચ સરકાર

ડચ અમલ દરમિયાન જે ગણ્યાગાંઠયા દેશભક્તો સરકાર સામે થવાનો કે પ્રજામાં જાગૃતિ લાવવાનો પ્રયાસ કરતા તેમને તાબડતોબ તુરંગમાં અથવા તો પાડોશમાંના સેંકડો નાના નાના ટાપુઓમાંના એકમાં લાંબી મુદતની અને જન્મટીપની સજાઓ સાથે ધકેલવામાં આવતા. જાપાનીઓએ આવીને આવા કેદી–દેશભક્તોને જેલમુક્ત કર્યા અને આઝાદ ઇન્ડોનેસિયાની એક જાપાનપક્ષી સરકાર તેઓમાંથી બનાવી. પછી તો જાપાનીઓના દિવસ ભરાઈ રહ્યા અને વિજયી અંગ્રેજ સૈન્યોની સાથે સાથે ડચ સરકારે પણ પોતાના તાબાના આ મૃત્યુલોકના નંદનવનમાં પાછી ફરી. પાછી તો ફરી, પણ એને માટે ઊભા રહેવાની કયાંય જગ્યા નહોતી. પરાજિત જાપાનીઓ તો બિચારા રાજ્યાસન ઊપર જેવા ચડયા હતા તેવા જ ઊતરી ગયા. તેઓ તો બહારથી આવેલા અને બંધૂકના જોરે રહેલા. બંધૂકના જોરે જ તેઓને પાછા ચાલી નીકળવું પડયું. પણ સત્તાના સિંહાસને પોતાની સાથે જ એમણે જેમને બેસાડયા હતા તે આઝાદ ઈન્ડોનેસિયન સરકારના દેશભક્તો કેવી રીતે ત્યાંથી ઊતરે? તેઓ નતો બહારથી આવેલા હતા, કે નતો બંધૂકના જોરે ત્યાં ચડેલા હતા. પોતાની જ જન્મભૂમિમાં પોતાના જન્મસિદ્ધ હક્કને દાવે તેઓ ત્યાં બેઠા હતા. એ શેના નીચે ઊતરે?

### સાત કરોડ ઇન્ડોનેસિયનોની સ્વતંત્ર સરકાર

પંચાણુ ટકા મુસલમાનોની વસ્તીવાળા આ દેશની આઝાદ સરકારના વડા હિંદુ માતા ને મુસ્લિમ-પિતાના ફરજંદ ડૉ. અબ્દુર રહેમાન સુકાર્નો છે. ડૉ. મહમ્મદ હાટા એમના નાયબ વડા છે. એમણે ડચ સરકારને અને તેમના મિત્ર અંગ્રેજોને જાહેર કરીને કહી દીધું કે, 'ઇન્ડોનેસિયા હવે આઝાદ છે. આ પ્રદેશની પ્રજા હવે અહીંનું રાજ ચલાવશે. ડચ સરકાર અમારે નથી ખપતી. અમારી ના છતાં પણ જો ડચ સરકાર જોરજુલમથી અહીં આવશે તો લોહી રેડાશે.' હા લોહી રેડાશે, ઇન્ડોનેસિયનોનું લોહી તો રેડાશે જ પણ પરદેશીઓનું પણ રેડાશે. કારણકે હારેલા જાપાનીઓને નિઃશસ્ત્ર કરીને તેમનાં હથિયારો અને દારૂગોળાના ભંડારો દેશભરમાંથી ઇન્ડોનેસિયન પ્રજાસત્તાકના લશ્કરે કબજે કરી લીધા હતા. કેટલેક સ્થળે જાપાનીઓ સાથે લડીને પણ એમણે બને તેટલાં શસ્ત્રો હાથ કર્યાં હતાં. જાપાનીઓને પકડીને કેદ કર્યા હતા. જાપાનીઓને કેદમાં પૂરેલા ગોરાઓનો કબજો પોતાના હાથમાં લઈ લીધો હતો. સાત કરોડ ઇન્ડોનેસિયનોનો વહીવટ પણ એ પ્રજાસરકારે પોતાના હાથમાં લઈ લીધો હતો. એક પાટનગર બેટેવિયામાં અંગ્રેજ લશ્કરો આવી પહોંચ્યાં હતાં—જાપાનીઓની શરણાગતિ સ્વીકારવા અને મિત્રસેનાના કેદીઓને મુક્ત કરવા. તે સિવાય જિલ્લાઓમાં, પહાડો અને જંગલોના ગ્રામવિસ્તારોમાં આ પ્રજાસરકારની હકૂમત હતી.

### સુકાર્નોની સંયમભરી વાણી

ડચ બિચારા આંગળીને વેઢે ગણાય તેટલા હતા. ઇન્ડોનેસિયનોનું સમજદાર અને સુવ્યવસ્થિત સૈન્ય એમને ચપટીમાં ચોળી નાખે તેમ હતું. અરે ક્રોધે ભરાયેલી પ્રજાનો ઝનૂની વર્ગ તો એકેએક ગોરાની કતલ કરી નાખવાના મતનો હતો. પણ એ સૌને વારી રાખ્યા ડૉ. સુકાર્નોએ, કારણ કે વિશ્વમત સામે પોતાના દેશની ગેર-આબરૂ એને થવા દેવી નહોતી. ઉતાવળિયું પગલુ ભરીને નાહકની ખૂનરેજી એને વ્હોરવી નહોતી. પોતાની આઝાદી માટે માત્ર પોતાની તાકાત જ નહિ પણ દુનિયાની શુભનિષ્ઠાની પણ પોતાને જરૂર પડશે એમ એ જાણતા હતા. હોલેંડવાસીઓ કે બીજા ગોરાઓ કે બીજા કોઈ પણ પરદેશીઓ સાથે પોતાની સરકારને લેશમાત્ર વેર નથી, જેને રહેવું હોય તે સુખેથી દેશની પ્રજા સાથે એક બનીને રહી શકે છે, પણ પરદેશી હકૂમત તો કોઈ કાળે હવે ઇન્ડોનેસિયનો નહિ સાંખી લ્યે એવી સંયમી વાણી એના મુખમાંથી વહ્યા કરતી હતી. માનભર્યું સમાધાન થાય અને દુનિયાના સૌ સ્વતંત્ર દેશો ઇન્ડોનેસિયાની પ્રજાસત્તાકનો સ્વીકાર કરી લ્યે એવી એની ભાવના હતી. તેમ છતાંય વખત આવે તો પોતે અને ડચ સરકાર હિસાબ પતાવી લ્યે ત્યારે બીજા કોઈ વચમાં ન પડે એની એમણે ખાસ તકેદારી રાખી હતી. એ વાત લક્ષમાં રાખવાની વિનંતિ વારંવાર એમણે બ્રિટિશ લશ્કરને કરી હતી, કારણ કે બ્રિટિશ લશ્કર જાવાની ભૂમિ ઉપર ઊતરી ચૂક્યુ હતું.

### સામ્રાજ્યોનાં સંયુક્ત હિતો

એ જ અરસામાં બ્રિટનના યુદ્ધ પ્રધાન શ્રી. લૉસન પૂર્વના પ્રદેશોની મુલાકાતે આવ્યા હતા. એમણે જાહેર કર્યું કે જાપાનીઓથી મુક્ત બનેલા દેશો તેમના જૂના માલિકોના હાથમાં સોંપવાનું કામ બ્રિટિશ લશ્કર કદાપિ કરનાર નથી. એમનું કામ તો જાપાનીઓની શરણાગતિ સ્વીકારવાનું અને યુદ્ધકેદીઓને સંભાળી લેવાનું જ રહેશે. પણ એ વાણી ઠગારી નીવડી. એ વાણી સાંભળીને બેની રહેનારા ઇન્ડોનેસિયનોની ભૂમિ ઉપર વધુને વધુ બ્રિટિશ તેમજ હિંદી લશ્કરોનાં ધાડાં ઉતારવા લાગ્યાં. તોપો ટેન્કો અને વિમાનોની સંખ્યા દિવસે દિવસે વધતી ચાલી. બાજી બરોબર ગોઠવી લીધા પછી બ્રિટનની સમાજવાદી સરકારના વડાપ્રધાન શ્રી. એટલી બોલ્યા કે જાપાનીઓથી મુક્ત બનેલા પ્રદેશો એમના અસલ માલિકોના હાથમાં પાછા સોંપવાનું અને ત્યાં વ્યવસ્થા જાળવવામાં એ સામ્રાજ્યવાદી મિત્રોને મદદ કરવાનું કામ બ્રિટન કરવાનું જ છે. શ્રી. લૉસને જો આ સિવાય બીજું કાંઈ કહ્યુ હોય તો તે આ સરકારની સત્તાવાર નીતિ છે નહિ. એ પછીથી જાવાના એક બંદરી શહેર સુરબાયામાંના ઇન્ડોનેસિયન સૈનિકોને તાબે થઈ જવાની મુદતબંધી ચેતવણી આપ્યા બાદ તેમની ઉપર બ્રિટિશ વિમાનોનો બોંબમારો શરૂ કરાયો છે. બ્રિટનનું લશ્કર પણ ઇન્ડોનેસિયનો સામે લડી રહ્યુ છે. ગોરા બેરૂબંધ સામ્રાજ્યવાદની વહારે વળી એક વાર બ્રિટિશ સરકાર દોડી છે.

આ બધું દેખાય છે તેથી ઘણું વધારે સૂચક છે. ડચ સામ્રાજ્યની પુનઃસ્થાપનામાં શામિલ થવા પાછળ બ્રિટનની કોઈ પરોપકાર ભાવના નથી. ડચ સામ્રાજ્યને સ્થાને એટલા પ્રદેશમાં કોઈ એશિયાઈ પ્રજાનું સ્વરાજ સ્થપાય એમાં બ્રિટિશ સામ્રાજ્ય ઉપર જ ભય વધે છે. સુમાત્રા ટાપુની લગોલગ પડેલો સિંગાપુર અને મલાયાનો સામ્રાજ્ય–ટૂકડો બ્રિટનને હજી સાચવવો છે. જ્યારે ઇન્ડોનેસિયા સ્વતંત્ર હશે ત્યારે પછી મલાયાની પ્રજા ઝાઝાં વર્ષ ગુલામીમાં નહિ ગાળે એ દેખીતું છે. બલ્કે એશિયાના કોઈ પણ ખુણામાં આઝાદીની ઝાંખી દીવડી પ્રગટવા દેવી એ બ્રિટિશ સામ્રાજ્ય માટે તો ખતરનાક જ છે. આ રીતે સામ્રાજ્યો એક બીજાની ઓથ લઈ રહ્યાં છે અને ભીડ પડે ત્યારે ભેરૂ બની રહ્યાં છે એ એશિયાની પ્રજાઓને માટે એક દૃષ્ટાંત બની ગયું છે.

### એશિયાના પરાધીન રાષ્ટ્રોનો પરિષદ

આઝાદ હિંદ સેનાની સહિયર એક આઝાદ બરમા સેના પણ જાપાનીઓએ બરમામાં ઊભી કરી હતી. શરૂઆતમાં જાપાનીઓમાં ઇતબાર રાખનારી આ દેશભક્તોની સેનાએ જ્યારે જાપાનીઓને સાચા સામ્રાજ્યવાદી સ્વરૂપે પિછાન્યા ત્યારે એમને પક્ષેથી ખસી ગયા અને પાછા ફરી રહેલા મિત્રસૈન્યોનો સહકાર કર્યો. પરિણામે આઝાદ બરમા સેનાને અંગ્રેજોએ કાંઈ સજા નથી કરી પણ બ્રિટિશ તાબેદાર બરમી ફોજમાં એમને પુનઃપ્રવેશ કરવા દીધો છે. એ આઝાદ બરમા ફોજના વડા સેનાપતિ ઑંગ સાન રાજકારણમાં પડવા માટે હમણાં જ પોતાના એ લશ્કરી હોદ્દાનો ત્યાગ કરીને ફાસિસ્ટ–વિરોધી સંઘના પ્રમુખ બન્યા છે. ઑંગ સાને એક જાહેરાત કરી છે કે એશિયાની પરાધીન પ્રજાઓ મળીને ઓછામાં ઓછા સમયમાં આઝાદી મેળવવાની ચળવળની યોજના કરે તે માટે એક પરિષદ બોલાવવી જોઈએઃ—

‘એશિયાના દક્ષિણ–પૂર્વના દેશોની એકતાની જરૂર અત્યારે ઘણી અગત્યની છે. પરાધીન પ્રજાઓની પરિષદને પરિણામે આપણે એક યોજના ઘડી શકશું અને પોતપોતાના દેશની આઝાદી મેળવવામાં એક બીજાને મદદ કરી શકશું. આ પરિષદમાં હિંદુસ્તાન, બરમા, મલાયા, સિયામ, હિંદી-ચીન, ઈન્ડોનેસિયા, સીલોન, ફિલિપાઇન્સ અને ચીનનો સમાવેશ થવો જોઈએ. જાપાનમાં જો લોકશાહી સ્થપાય તો એ દેશને પણ એમાં સ્થાન હશે ચીન, જાપાન અને કદાચ ફિલિપાઇન્સ સામે કાંઈક જુદા પ્રશ્નો છે, છતાં એશિયામાં બે રાજદ્વારી જૂથ ઊભાં થાય એમ હું ઈચ્છતો નથી. આપણે સહુએ સાથે ઊભા રહેવું જોઈએ કારણ કે આપણી વચ્ચે અનેક સમાનતા છે. સીધાં પગલાં અને અચળ નિરધારથી શું પ્રાપ્ત થઈ શકે છે તે ઇન્ડોનેસિયામાં ડૉ. સુકાર્નો બતાવી આપશે એમ લાગે છે.’

### એશિયાનો ઉદય કે અસ્ત હિંદુસ્તાનમાં જ થશે

આપણા રાષ્ટ્રપતિ આઝાદ અને બીજા રાષ્ટ્રીય નેતાઓએ આ સૂચન સહર્ષ વધાવી લીધું છે અને શક્ય તેટલી વહેલી તકે આવી પરિષદ હિંદુસ્તાનમાં બોલાવવાની તત્પરતા દેખાડી છે. એમણે એ ઉમેર્યું છે કે આ પરિષદમાં પશ્ચિમ એશિયાના બીજા દેશોનો પણ સમાવેશ કરવો. ભૌગોલિક રીતે તો આ વિરાટ એશિયાઈ સંમેલન માટે હિંદ એજ મધ્યસ્થ મિલન–સ્થાન છે. પરંતુ બીજી રીતે પણ એશિયા સમસ્તની ચાવી હિંદુસ્તાનમાંજ છે. આજે હિંદુસ્તાન ગુલામ છે અને તેથી બીજા એશિયાઈ મુલકોની આઝાદીની લડાઈમાં એ એક મોટી રૂકાવટ બની રહ્યું છે. હિંદની ગુલામીને કારણે તેના પાડોશીઓની ગુલામીમાં પણ નવા પ્રાણ પુરાતા રહે છે. એજ રીતે જ્યારે હિંદ આઝાદ હશે ત્યારે એશિયાના બીજા પ્રદેશોની આઝાદી ઉપર કોઈ હાથ ઉગામી નહિ શકે. એવો દિવસ આવશે અને જો ફરી એકવાર ઇન્ડોનેસિયન દેશભક્તો અને ડચ સરકાર વચ્ચે અથડામણ થશે તો આજની માફકજ હિંદી લશ્કર જાવા તો જરૂર પહોંચી ગયું હશેઃ ફરક માત્ર એટલો હશે કે આઝાદ હિંદના સૈનિકો ત્યારે ડચ લશ્કરની સામે લડતા હશે. પારકા મુલકોના ઝઘડામાં પોતાના લશ્કરને સંડોવવાનો જે શિરસ્તો પરાધીન હિંદે આજે પાડ્યો છે તે આઝાદ હિંદમાં પણ બીજા સ્વરૂપે ચાલુ રહેશે. જાવાનો રાષ્ટ્રવાદ મર્યો તો નહિ પણ જમ ઘર ભાળી ગયો–એવું જાવાની ડચ સરકારને આજ નહિ તો આવતી કાલે જરૂર લાગશે.

### ઇન્ડોનેસિયાને કચડવામાં મદદ કરવાનો ઇન્કાર

એશિયાના સામ્રાજ્યપતિઓ જ્યારે સંગઠિત બનીને પોતાનો પ્રચાર કરી રહ્યા છે ત્યારે એશિયાના ગુલામોમાં પણ એક બનીને પોતાની તાકાત અનેકગણી વધારવાની તમન્ના પ્રગટી રહી છે. ખુદ ઑસ્ટ્રેલિયાના

## સાત કરોડ ઇન્ડોનેસિયનોની સ્વતંત્ર સરકાર

પંચાણુ ટકા મુસલમાનોની વસ્તીવાળા આ દેશની આઝાદ સરકારના વડા હિંદુ માતા ને મુસ્લિમ-પિતાના ફરજંદ ડૉ. અબ્દુર રહેમાન સુકાર્નો છે ડૉ. મહમ્મદ હાટા એમના નાયબ વડા છે. એમણે ડચ સરકારને અને તેમના મિત્ર અંગ્રેજોને જાહેર કરીને કહી દીધું કે, 'ઇન્ડોનેસિયા હવે આઝાદ છે. આ પ્રદેશની પ્રજા હવે અહીંનું રાજ ચલાવશે. ડચ સરકાર અમારે નથી ખપતી. અમારી ના છતાં પણ જો ડચ સરકાર જોરજુલમથી અહીં આવશે તો લોહી રેડાશે.' હા લોહી રેડાશે, ઇન્ડોનેસિયનોનું લોહી તો રેડાશે જ પણ પરદેશીઓનું પણ રેડાશે. કારણકે હારેલા જાપાનીઓને નિઃશસ્ત્ર કરીને તેમનાં હથિયારો અને દારૂગોળાના ભંડારો દેશભરમાંથી ઇન્ડોનેસિયન પ્રજાસત્તાકના લશ્કરે કબજે કરી લીધા હતા. કેટલેક સ્થળે જાપાનીઓ સાથે લડીને પણ એમણે બને તેટલાં શસ્ત્રો હાથ કર્યાં હતાં. જાપાનીઓને પકડીને કેદ કર્યા હતા જાપાનીઓને કેદમાં પૂરેલા ગોરાઓનો કબજો પોતાના હાથમાં લઈ લીધો હતો. સાત કરોડ ઇન્ડોનેસિયનોનો વહીવટ પણ એ પ્રજાસરકારે પોતાના હાથમાં લઈ લીધો હતો. એક પાટનગર બેટેવિયામાં અંગ્રેજ લશ્કરો આવી પહોંચ્યાં હતા–જાપાનીઓની શરણાગતિ સ્વીકારવા અને મિત્રસેનાના કેદીઓને મુક્ત કરવા. તે સિવાય જિલ્લાઓમાં, પહાડો અને જંગલોના ગ્રામવિસ્તારોમાં આ પ્રજાસરકારની હકૂમત હતી.

## સુકાર્નોની સંયમભરી વાણી

ડચ બિચારા આંગળીને વેઢે ગણાય તેટલા હતા. ઇન્ડોનેસિયનોનું શસ્ત્રસજ્જ અને સુવ્યવસ્થિત સૈન્ય એમને ચપટીમાં ચોળી નાખે તેમ હતું. અરે ક્રોધે ભરાયેલી પ્રજાનો ઝનૂની વર્ગ તો એકેએક ગોરાની કતલ કરી નાખવાનો મનતો હતો. પણ એ સૌને વારી રાખ્યા ડૉ. સુકાર્નોએ, કારણ કે વિશ્વમત સામે પોતાના દેશની ગેરઆબરૂ એને થવા દેવી નહોતી ઉતાવળિયું પગલું ભરીને નાહકની ખૂનરેજી એને વ્હોરવી નહોતી પોતાની આઝાદી માટે માત્ર પોતાની તાકાત જ નહિ પણ દુનિયાની શુભનિષ્ઠાની પણ પોતાને જરૂર પડશે એમ એ જાણતા હતા. હોલેંડવાસીઓ કે બીજા ગોરાઓ કે બીજા કોઈ પણ પરદેશીઓ સાથે પોતાની સરકારને લેશમાત્ર વેર નથી, જેને રહેવું હોય તે સુખેથી દેશની પ્રજા સાથે એક બનીને રહી શકે છે, પણ પરદેશી હકૂમત તો કોઈ કાળે હવે ઇન્ડોનેસિયનો નહિ સાંખી લ્યે એવી સંયમી વાણી એના મુખમાંથી વહ્યા કરતી હતી. માનભર્યું સમાધાન થાય અને દુનિયાના સૌ સ્વતંત્ર દેશો ઇન્ડોનેસિયાની પ્રજાસત્તાકનો સ્વીકાર કરી લ્યે એવી એની ભાવના હતી. તેમ છતાંય વખત આવે તો પોતે અને ડચ સરકાર હિસાબ પતાવી લ્યે ત્યારે બીજા કોઈ વચમાં ન પડે એની એમણે ખાસ તકેદારી રાખી હતી. એ વાત લક્ષમાં રાખવાની વિનંતિ વારંવાર એમણે બ્રિટિશ લશ્કરને કરી હતી, કારણ કે બ્રિટિશ લશ્કર જાવાની ભૂમિ ઉપર ઊતરી ચૂક્યું હતું.

## સામ્રાજ્યોનાં સંયુક્ત હિતો

એ જ અરસામાં બ્રિટનના યુદ્ધ પ્રધાન શ્રી. લૉસન પૂર્વના પ્રદેશોની મુલાકાતે આવ્યા હતા. એમણે જાહેર કર્યું કે જાપાનીઓથી મુક્ત બનેલા દેશો તેમના જૂના માલિકોના હાથમાં સોંપવાનું કામ બ્રિટિશ લશ્કર કદાપિ કરનાર નથી. એમનું કામ તો જાપાનીઓની શરણાગતિ સ્વીકારવાનું અને યુદ્ધકેદીઓને સંભાળી લેવાનું જ રહેશે. પણ એ વાણી ઠગારી નીવડી. એ વાણી સાંભળીને બેઠી રહેનારા ઇન્ડોનેસિયનોની ભૂમિ ઉપર વધુને વધુ બ્રિટિશ તેમજ હિંદી લશ્કરોનાં ધાડાં ઉતારવા લાગ્યાં. તોપો, ટેન્કો અને વિમાનોની સંખ્યા દિવસે દિવસે વધતી ચાલી. બાજી બરોબર ગોઠવી લીધા પછી બ્રિટનની સમાજવાદી સરકારના વડાપ્રધાન શ્રી. એટલી બોલ્યા કે જાપાનીઓથી મુક્ત બનેલા પ્રદેશો એમના અસલ માલિકોના હાથમાં પાછા સોંપવાનું અને ત્યાં વ્યવસ્થા જાળવવામાં એ સામ્રાજ્યવાદી મિત્રોને મદદ કરવાનું કામ બ્રિટન કરવાનું જ છે શ્રી. લૉસને જો આ સિવાય બીજું કંઈ કહ્યું હોય તો તે આ સરકારની સત્તાવાર નીતિ છે નહિ. એ પછીથી જાવાના એક બંદરી શહેર સુરબાયામાંના ઇન્ડોનેસિયન સૈનિકોને તાબે થઈ જવાની મુદતબંધી ચેતવણી આપ્યા બાદ તેમની ઉપર બ્રિટિશ વિમાનોનો બોંબમારો શરૂ કરાયો છે. બ્રિટનનું લશ્કર પણ ઇન્ડોનેસિયનો સામે લડી રહ્યું છે. ગોરા બેરૂબંધ સામ્રાજ્યવાદની વહારે વળી એક વાર બ્રિટિશ સરકાર દોડી છે.

આ બધું દેખાય છે તેથી ઘણું વધારે સૂચક છે. ડચ સામ્રાજ્યની પુનઃસ્થાપનામાં શામિલ થવા પાછળ બ્રિટનની કોઈ પરોપકાર ભાવના નથી. ડચ સામ્રાજ્યને સ્થાને એટલા પ્રદેશમાં કોઇ એશિયાઈ પ્રજાનું સ્વરાજ સ્થપાય એમાં બ્રિટિશ સામ્રાજ્ય ઉપર જ ભય વધે છે. સુમાત્રા ટાપુની લગોલગ પડેલો સિંગાપુર અને મલાયાનો સામ્રાજ્ય-ટૂકડો બ્રિટનને હજી સાચવવો છે. જ્યારે ઇન્ડોનેસિયા સ્વતંત્ર હશે ત્યારે પછી મલાયાની પ્રજા ઝાઝાં વર્ષ ગુલામીમાં નહિ ગાળે એ દેખીતું છે. બલ્કે એશિયાના કોઈ પણ ખુણામાં આઝાદીની ઝાંખી દીવડી પ્રગટવા દેવી એ બ્રિટિશ સામ્રાજ્ય માટે તો ખતરનાક જ છે. આ રીતે સામ્રાજ્યો એક બીજાની ઓથ લઇ રહ્યાં છે અને ભીડ પડે ત્યારે ભેરૂ બની રહ્યાં છે એ એશિયાની પ્રજાઓને માટે એક દૃષ્ટાંત બની ગયું છે.

### એશિયાના પરાધીન રાષ્ટ્રોનો પરિષદ

આઝાદ હિંદ સેનાની સહિયર એક આઝાદ બરમા સેના પણ જાપાનીઓએ બરમામાં ઊભી કરી હતી. શરૂઆતમાં જાપાનીઓમાં ઇતબાર રાખનારી આ દેશભક્તોની સેનાએ જ્યારે જાપાનીઓને સાચા સામ્રાજ્યવાદી સ્વરૂપે પિછાન્યા ત્યારે એમને પક્ષેથી ખસી ગયા અને પાછા ફરી રહેલા મિત્રસૈન્યોનો સહકાર કર્યો. પરિણામે આઝાદ બરમા સેનાને અંગ્રેજોએ કાંઈ સજા નથી કરી પણ બ્રિટિશ તાબેદાર બરમી ફોજમાં એમને પુનઃપ્રવેશ કરવા દીધો છે. એ આઝાદ બરમા ફોજના વડા સેનાપતિ ઑંગ સાન રાજકારણમાં પડવા માટે હમણાં જ પોતાના એ લશ્કરી હોદ્દાનો ત્યાગ કરીને ફાસિસ્ટ-વિરોધી સંઘના પ્રમુખ બન્યા છે. ઑંગ સાને એક જાહેરાત કરી છે કે એશિયાની પરાધીન પ્રજાઓ મળીને ઓછામાં ઓછા સમયમાં આઝાદી મેળવવાની ચળવળની યોજના કરે તે માટે એક પરિષદ બોલાવવી જોઇએ:—

'એશિયાના દક્ષિણ-પૂર્વના દેશોની એકતાની જરૂર અત્યારે ઘણી અગત્યની છે. પરાધીન પ્રજાઓની પરિષદને પરિણામે આપણે એક યોજના ઘડી શકશું અને પોતપોતાના દેશની આઝાદી મેળવવામાં એક બીજાને મદદ કરી શકશું. આ પરિષદમાં હિંદુસ્તાન, બરમા, મલાયા, સિયામ, હિંદી-ચીન, ઈન્ડોનેસિયા, સીલોન, ફિલિપાઇન્સ અને ચીનનો સમાવેશ થવો જોઈએ. જાપાનમાં જો લોકશાહી સ્થપાય તો એ દેશને પણ એમાં સ્થાન હશે. ચીન, જાપાન અને કદાચ ફિલિપાઇન્સ સામે કાંઈક જુદા પ્રશ્નો છે, છતાં એશિયામાં એ રાજદ્વારી જૂથ ઊભાં થાય એમ હું ઈચ્છતો નથી. આપણે સહુએ સાથે ઊભા રહેવું જોઈએ કારણ કે આપણી વચ્ચે અનેક સમાનતા છે. સીધાં પગલાં અને અચળ નિરધારથી શું પ્રાપ્ત થઇ શકે છે તે ઇન્ડોનેસિયામાં ડૉ. સુકાર્નો બતાવી આપશે એમ લાગે છે.'

### એશિયાનો ઉદય કે અસ્ત હિંદુસ્તાનમાં જ થશે

આપણા રાષ્ટ્રપતિ આઝાદ અને બીજા રાષ્ટ્રીય નેતાઓએ આ સૂચન સહર્ષ વધાવી લીધું છે અને શક્ય તેટલી વહેલી તકે આવી પરિષદ હિંદુસ્તાનમાં બોલાવવાની તત્પરતા દેખાડી છે. એમણે એ ઉમેર્યું છે કે આ પરિષદમાં પશ્ચિમ એશિયાના બીજા દેશોનો પણ સમાવેશ કરવો. ભૌગોલિક રીતે તો આ વિરાટ એશિયાઈ સંમેલન માટે હિંદ એ જ મધ્યસ્થ મિલન-સ્થાન છે. પરંતુ બીજી રીતે પણ એશિયા સમસ્તની ચાવી હિંદુસ્તાનમાં જ છે. આજે હિંદુસ્તાન ગુલામ છે અને તેથી બીજા એશિયાઈ મુલકોની આઝાદીની લડાઈમાં એ એક મોટી રૂકાવટ બની રહ્યું છે. હિંદની ગુલામીને કારણે તેના પાડોશીઓની ગુલામીમાં પણ નવા પ્રાણ પૂરાતા રહે છે. એ જ રીતે જ્યારે હિંદ આઝાદ હશે ત્યારે એશિયાના બીજા પ્રદેશોની આઝાદી ઉપર કોઇ હાથ ઉગામી નહિ શકે. એવો દિવસ આવશે અને જો ફરી એકવાર ઇન્ડોનેસિયન દેશભક્તો અને ડચ સરકાર વચ્ચે અથડામણ થશે તો આજની માફક જ હિંદી લશ્કર જાવા તો જરૂર પહોંચી ગયું હશે: ફરક માત્ર એટલો હશે કે આઝાદ હિંદના સૈનિકો ત્યારે ડચ લશ્કરની સામે લડતા હશે. પારકા મુલકોના ઝઘડામાં પોતાના લશ્કરને સંડોવવાનો જે શિરસ્તો પરાધીન હિંદે આજે પાડ્યો છે તે આઝાદ હિંદમાં પણ બીજા સ્વરૂપે ચાલુ રહેશે. જાવાનો રાષ્ટ્રવાદ મર્યો તો નહિ પણ જમ ઘર ભાળી ગયો—એવું જાવાની ડચ સરકારને આજ નહિ તો આવતી કાલે જરૂર લાગશે.

### ઇન્ડોનેસિયાને કચડવામાં મદદ કરવાનો ઇન્કાર

એશિયાના સામ્રાજ્યપતિઓ જ્યારે સંગઠિત બનીને પોતાનો બચાવ કરી રહ્યા છે ત્યારે એશિયાના ગુલામોમાં પણ એક બનીને પોતાની તાકાત અનેકગણી વધારવાની તમન્ના પ્રગટી રહી છે. ખુદ ઑસ્ટ્રેલિયાના

ગોરા ખલાસીઓએ અને કામદારોએ ડચ જહાજો ઉપર માલ ચડાવવાની કે કામ કરવાની ના પાડી દઈને જે શરૂઆત કરેલી તેને પગલે પગલે ત્યાંના હિંદી અને ચીની ખલાસીઓ પણ ચાલ્યા છે. તે પછીથી મુંબઈની ગોદીમાંના ડચ જહાજો ઉપરના ખલાસીઓએ ઇન્ડોનેશિયામાં રાષ્ટ્રવાદને કચડવાનો સરંજામ લઈ જતા એ જહાજો ઉપર કામ કરવાનો ઇન્કાર કર્યો છે. જો છૂપી ભરતી કરીને એ હડતાલ તોડવાનો પ્રયાસ કરાશે તો દેશભરના તમામ ખારવાઓ હડતાલ ઉપર જશે એવી ધમકી એમના મંડળ તરફથી સત્તાવાળાઓને અપાઈ છે. જાવામાં પોતાની સામે લડી રહેલા હિંદી સૈનિકોને ઉદ્દેશીને રાષ્ટ્રવાદીઓએ કેટલાં ચોપાનિયાંમાં પંડિત નેહરુના શબ્દો ટાંકેલા હતા કે, 'હિંદી સૈનિકોથી જાવાવાસીઓ સામે લડી શકાય નહિ. તમારી અને અમારી લડત એક જ છે.' એવા પણ ખબર આવ્યા છે કે જાવામાંના હિંદી મુસ્લિમ સૈનિકોએ જાવાવાસીઓ સામે લડવાનો ઇન્કાર કર્યો છે. જાવામાંથી હિંદી લશ્કર ખસેડાઈને તેને સ્થાને ગોરું સૈન્ય ધકેલાઈ રહ્યાની જાહેરાત ઉપલા સમાચારને પુષ્ટિ આપે છે. જાવામાં વસતા ચીનાઓ પોતાની એક ટુકડી ઊભી કરીને ચીની રાષ્ટ્રધ્વજને મોખરે રાખીને રાષ્ટ્રવાદીઓ સાથે ખભા મિલાવીને ગોરાઓ સામે લડી રહ્યા છે એવા પણ ખબર આવ્યા છે.

એશિયાના મંગલ ભાવિની આથી વધુ કઈ વધામણી હોઈ શકે? એશિયાને એક બનાવીને એનો વિજય-નાદ લલકારવાનું બીડું ગઈ કાલે કલંકિત જાપાને ઝડપ્યું હતું. પણ એના નાપાક હાથ તો આ પુરાણા ખંડની સૂતેલી પ્રજાઓને ઢંઢોળી જગાડવાને બદલે એમની ગળચી દાબી દેવા અને એમની ડોક મરડી નાખવા તરફ વળ્યા. આજે હવે ફરી એકવાર, જાગેલા એશિયાને વિજય-મંઝિલ ભણી દોરી જવાનું બીડું પૂર્વની આલમ-કચેરીમાં ફરી રહ્યું છે..... ચીન.. બરમા હિન્દીચીન. ...હિંદુસ્તાન ઇન્ડોનેશિયા કોના હાથ એ બીડું ઝડપશે?

## એશિયાને મળે છે—
### આઝાદી નહિ, બૉંબરો

કિટી ખૂમના નામની મુંબઈની ત્રેવીસ વરસની એક ગ્રેજ્યુએટ કન્યાએ લંડનમાં મળેલી ચોમાસ દેશના પ્રતિનિધિઓવાળી વિશ્વ-યુવક પરિષદમાં જે ભાષણ કર્યું છે

લંડનના 'ન્યૂઝ ક્રૉનિકલ' અને મજૂર પક્ષના વાજીંત્ર 'ડેલી હેરાલ્ડ' પણ અગત્યનું સ્થાન આપીને એની તસવીર સહિત છાપ્યું છે. આ પારસી કન્યાએ ઉચ્ચારેલી નિડર વાણી આજે પ્રત્યેક હિંદી અને એશિયાવાસી જુવાનના દિલમાં ઘોળાઈ રહેલી લાગણીનો પડઘો પાડી રહી છે —

'જાપાનીઓનો સામનો કરવામાં બરમા, મલાયા અને ઇન્ડોનેશિયાની પ્રજા મોખરે રહી હતી. પણ જાપાનીઓના કબજામાંથી એમને મળેલી મુક્તિ એ દેશના જુવાનો માટે આઝાદી નથી લાવી, પણ ડચ સામ્રાજ્યવાદની સેવામાંના બ્રિટિશ અને અમેરિકન બૉંબર-વિમાનો લાવી છે. આઝાદી અને લોકશાસન મેળવવા માટે આપણે રાષ્ટ્ર-રાષ્ટ્ર વચ્ચેની દોસ્તી મજબૂત બનાવવાની છે. ઑસ્ટ્રેલિયન, હિંદી, ચીની અને ઇન્ડોનેશિયન ખલાસીઓ અને ગોદી-કામદારોએ ઇન્ડોનેશિયનો સામે વપરાનારા દારૂગોળા જહાજમાં ચડાવવાનો સામુહિક ઇન્કાર કરી દીધો એ આવી દોસ્તીનું સૌથી જ્વલંત દૃષ્ટાંત છે.'

ઇન્ડોનેશિયા માટે આજે વિદેશોમાં જ્યાં જ્યાં વ્યાપક સહાનુભૂતિ ઊભી થઈ છે એમાં મોખરે છે હિંદ અને ઑસ્ટ્રેલિયા. અમેરિકા આ આખા પ્રદેશમાં પોતાનું લશ્કર ન હોવાથી સીધી રીતે સંડોવાયેલું તો નથી જ. પણ અમેરિકા તરફથી ધીરાણપટે મળેલા શસ્ત્રો અને દારૂગોળાને જ ડચ અને બ્રિટિશ લશ્કરો ઇન્ડોનેશિયનો સામે વાપરી રહ્યા છે એની શરમ પણ અમેરિકાને જ જાય છે. પરિણામે અમેરિકન સરકારે એ બે લશ્કરોને સૂચના આપી કે શસ્ત્રસરંજામ ઉપરથી 'મેઈડ ઇન અમેરિકા' (અમેરિકન બનાવટ)ના લેબલ કાઢી નાખવા. એ સૂચનાનો તરત જ અમલ થયો છે. પોતાને અણગમતી પરિસ્થિતિ પેદા થાય ત્યારે રેતીમાં મોઢું ખુંતાડી દઈને જાણીબુઝીને આંધળા બનવાની બિચારા પામર શાહમૃગની નીત-છેતરામણી ચાલ રમીને બળવાન અમેરિકા દુનિયાને નહિ છેતરી શકે. કારણ કે બ્રિટિશ વડાપ્રધાને જાહેર કર્યું છે કે ઇન્ડોનેશિયામાં પોતે જે લશ્કરી પગલાં ભરી રહેલ છે તેની સોંપણી એમને એમના મિત્રો (અમેરિકા, રશિયા વિ.) તરફથી જ થયેલી છે.

## ટૂંકું કથરોટને
### હસે છે

બ્રિટનમાં 'ટ્રિબ્યુન' નામના એક ઉદ્દામપક્ષી સાપ્તાહિકમાં જાવાની પરિસ્થિતિ વિશે એક લેખ પ્રગટ થયેલો. બીજે અઠવાડિયે એ જ છાપામાં એક ડચ વાચકનો પત્ર છપાયો —

'જાવાવાસીઓ માટેની તમારી ચિંતાથી મને પણ ઘણું લાગી આવ્યું હતું. પણ અંગ્રેજોનું શું ? બ્રિટનની સમાજવાદી સરકારે કરેલી સૌપ્રથમ જાહેરાતોમાં એક એ હતી કે એ હોંગકોંગ પાછું કબજે કરવાના છે. અને હિંદુસ્તાન ? તમે કહો છો કે તમે ત્યાંથી બહાર નીકળી જાઓ ને પ્રજાના એક વર્ગને બીજા વર્ગ ઉપર જહાંગીરી કરવા દઇ શકો નહિ. ત્યાં બંદોબસ્ત રાખવાનું તમારું કામ છે. અચ્છા, તો પછી અહીંના મૂડીવાદીઓને હાથે કામદાર વર્ગનું શોષણ થાય છે તેમાં વચ્ચે પડવા રશિયા જો અહીં આવે તો તમે શું કહેશો ? મહેરબાની કરીને એટલું ન વિસારશો કે હોલેંડમાં સમાજવાદી સરકાર નથી, પણ બ્રિટનમાં તો છે. બ્રિટનનો સમાજવાદ જો એના સામ્રાજ્યમાં જ શરૂઆત કરશે તો એની સચ્ચાઇમાં અમને ઇતબાર આવશે.'

## રહેમ માટેની અપીલોથી આ ખાઇ સંધાશે ?

આઝાદ હિંદી ફોજના ત્રણ અફસરો ઉપર દિલ્હીમાં બેસતા વર્ષે મુકદ્દમો શરૂ થયો તે પહેલાં ત્રણ દિવસે પ્રસિદ્ધ થયેલા મુંબઇના 'ફ્રી પ્રેસ જર્નલ'ના અગ્રલેખમાંથી નીચેના શબ્દો ઉતાર્યા છે :—

'આઝાદ હિંદ ફોજ'ના કેદીઓ તરફ રહેમ બતાવવાની અપીલ ગાંધીજીએ વાઇસરોયને કરી છે એ સમાચાર સાચા હોય તો ખેદજનક છે. આઝાદી કાજે લડી રહેલા કોઇપણ ક્રાંતિકારી દેશના રાજકિય જીવનની અમુક બાજુ એવી હોય છે કે જ્યાં જરૂર અરજની નહિ પણ indictment ની હોય છે... રહમ માટેની અરજ એ તો એમ બતાવે કે આ માણસો કોઇ ભયંકર ગુનાના અપરાધી છે. સરકારની રહેમ ઉપર પોતાની જાતને છોડી દેનાર માણસ પોતાના અધિકાર ગુમાવી બેસે છે અને સત્તામાંના માનવીઓની વ્યક્તિગત ધૂનો ઉપર પોતાનો આધાર રાખે છે.

'દિવાની કોરટો કે લશ્કરી અદાલતો સમક્ષ જેમના મુકદ્દમા ચાલનારા છે તે હિંદીઓની જૂદી જૂદી ટુકડીઓએ જે કાંઇ કર્યું છે તે દેશને ખાતર જ કર્યું છે...વળી, તહોમત મૂકનારાઓના હાથ પણ સાફ નથી એ (કેદીઓ તરફ)ના ગેરવર્તનના અસંખ્ય અહેવાલોમાંથી દેખાઈ આવે છે. હિંદની લાગણી અને બ્રિટનના નિર્ણયો વચ્ચેની ખાઇ એટલી બધી વિશાળ છે કે રહેમ માટેની અપીલોથી એ નહિ સંધાય.'

## રહેમ માગું તો લાંછન લાગે

જેમને માટે રહેમ મંગાઇ હોવાનું કહેવાય છે એ ખુદ આઝાદ હિંદ ફોજના કેદી સૈનિકોના દિલની વાત હમણાં જ કલકત્તાની જેલમાંથી છૂટેલા બંગાળી ધારાસભ્ય નિહરેન્દુ દત્ત મજમુદારે વર્ણવી છે. સરદાર અમરસિંગ ગિલ અને જ્યોતિશચંદ્ર બોઝ ઉપર દુશ્મન જાસુસી ધારા અનુસાર છાને ખૂણે કામ ચલાવીને એમને ફાંસીની સજા ફરમાવી દેવામાં આવી હતી. એના ખબર કોઈ કરતાં કોઇને, એમનાં સગાંને સુદ્ધાં આપવામાં આવ્યા નહોતા. ફાંસીખોલીમાં પોતાના અંતિમ દિવસો વિતાવતા એ બે શુરા સૈનિકોને પોતાના છૂટકારા અગાઉ પોતે મળ્યા તે પ્રસંગની વાત આ ધારાસભ્યે કહી છે :—

'અમે એક બીજાને સલામો કરી અને ભેટયા. એક સ્મિતથી પોતાનું મોઢું તેજસ્વી બનાવીને બોઝે મને કહ્યું: 'એટલું કરજો, મને ફાંસી મળે પછી મારી પત્નીને સેવાગ્રામ મહાત્મા ગાંધીની સાચવણ નીચે મોકલાવજો. ત્યાં રહીને એ કાંઇક રચનાત્મક કાર્ય શીખે અને જે રાષ્ટ્ર માટે મરવામાં હું મગરૂબી લઉં છું તેની સેવા કરે.' યુવાન ગિલનાં કુટુંબીજનો હિંદુસ્તાનનાં રહેવાસી નહોતાં. એણે મને 'જય હિંદ' કહીને આવકાર્યો, એણે કહ્યું કે કોઇ વાતની અરજ એને કરવાની નહોતી કે નહોતો કોઈ વાતનો પસ્તાવો કરવાનો. ફાંસીખોલીમાં રહેતા ગિલના શરીરનું પણ વજન વધ્યે જતું હતું. રહેમ બતાવવાની એક અરજી એની પાસે કરવાની કોશિશ થઈ હતી. પણ એ અરજી ઉપર સહી કરવાની એણે આ શબ્દોમાં ના પાડી દીધી: આઝાદ હિંદ ફોજનો સૈનિક રહેમ માટે એક પરદેશી સરકારને અરજ કરે તો તો એના ગૌરવને લાંછન લાગે.'

લાલ કિલ્લાની લશ્કરી અદાલતના અપરાધીના પિંજરામાંના પોતાના ભાઇને કપાળે તિલક કરીને ભાઇબીજ ઉજવનારી કેપ્ટન સહગલની બહેનને, એ જ પિંજરામાં ઉભેલા મુસ્લિમ ભાઇ શાહનવાઝ અને શીખ ભાઈ ધિલનને તિલક કરવાની પરવાનગી જેઓ ન આપી શકયા તેઓ રહેમ તો કઈ રીતે બતાવશે તેવી પણ શંકા રહે. પરંતુ મહાત્માજીએ લખેલ કાગળમાં શું હતું તે આપણે જાણતા નથી. પોતાના દેશવાસી વીરોના પ્રાણ એ મને જેટલા વહાલા છે તેના કરતાં વધુ વહાલું એમને દેશનું ગૌરવ છે. એ ગૌરવનો ભોગ પોતે કદી આપે જ નહિ.

## બરમા જવા ઉતાવળા ન થતા

બરમાના અધખૂલ્યા બારણામાંથી હિંદી વેપારીઓ અંદર પુનઃ પ્રવેશવા મથી રહ્યા છે. હમણાં જ એક ભાઈ કલકત્તા જતી ગાડી ઉપર મળ્યા. એમણે કહ્યું કે નોકરી મળી ગઇ છે. 'કયાં ?' 'બરમામાં.' માસિક રૂપિયા દોઢસો અને ખાવું-પીવું ! શેઠે કહ્યું કે આજ ને આજ રવાના થઇ જાવ એટલે ભાઇ ઉપડયા હતા.

આ રીતે બરમામાં જતા જૂના કે નવા વેપારીઓ કે વાણોતરોએ એ દેશની યુદ્ધ પછીની પરિસ્થિતિનો સાચો ખ્યાલ પામ્યા પછી જ પોતાનું સાહસ ખેડવું સલાહકારક થઈ પડશે. રંગૂનનો આ તાજેતરનો સત્તાવાર સંદેશો છે—

'દરેક વસ્તુના ભાવ આઠથી દસગણા ઊંચા ચડી ગયા છે વાપરવાની વસ્તુઓ ભાગ્યેજ મળે છે. અત્યારે જો કે પૂરતા ચોખા છે છતાં આવતે વરસે ચોખા પૂરતા મળશે કે નહિ તેની બરમીઓને દહેશત છે, કારણકે ખેડાણ જમીનનો માત્ર પાંચમો ભાગજ આ વર્ષે વાવેતરના કામમાં લેવાયો છે મજૂરી અને ઢોરની અછતનું આ પરિણામ છે અરધું રંગૂન નાશ પામેલું છે. વિજળીની બત્તીઓ છે નહિ, પાણીના નળ નથી, ગટરોની સગવડ નથી રહેવાની જગ્યા ક્યાંય મળતી નથી જાપાની આક્રમણ વખતે બરમામાં રહી ગયેલા હજારો હિંદીઓ આજે સ્વદેશ પાછા ફરવા આતુર છે. ભારે મુસીબતો વચ્ચે તેઓએ જીવન વિતાવ્યું છે અને આજે પણ વિતાવી રહ્યા છે પૂરતા જહાજો ન હોવાથી એમનું પ્રયાણ દૂર ઠેલાતું જાય છે'

## બરમી નેતાની

## નિખાલસ ચેતવણી

આ ઉપરાંત, આઝાદ હિંદી ફોજના હજારો સૈનિકો ઘરબાર વિના બરમામાં ભમી રહ્યા છે, અનાજ તો હજુય મળે પણ કાપડ ક્યાંય નથી મળતું. બરમા જઈ આવેલા હિંદી સરકારના એજન્ટ શ્રી જમનાદાસ મહેતાના કહેવા મુજબ લડાઈ પહેલાં ત્રણ રૂપિયે મળતી લુંગીના આજે ત્રીસ બેસે છે. ખમીસ એંશી રૂપિયે વેચાય છે. બરમાના રાષ્ટ્રવાદી નેતાઓ અને ત્યાંની અંગ્રેજ સરકાર વચ્ચે પણ એક મડાગાંઠ પડી છે. બરમાનો રાષ્ટ્રવાદ ઉગ્ર અને આખાબોલું સ્વરૂપ પકડી રહ્યો છે. નૂતન બરમાની એમની કલ્પનામાં જે કોઈ દેશી-પરદેશી બંધબેસતો નહિ થાય કે આડખીલી રૂપ થશે એમની પ્રત્યે તેઓ ઓછી ને ઓછી સહનશીલતા દાખવતા જશે. બરમાના તમામ રાજકીય પક્ષોનો જેમાં સમન્વય થયો છે તે ફાસિસ્ટ-વિરોધી સંઘના વડા ઓંગ સાને તાજેતરમાં હિંદ પ્રત્યેને પોતાનો મૈત્રીભાવ દર્શાવવાની સાથોસાથ આ શબ્દો પણ ઉચ્ચાર્યા હતા:—

'હિંદુસ્તાન અને બરમા વચ્ચે અમારે સહકાર જોઇએ છે. રાજકીય અને આર્થિક ક્ષેત્રોમાં આપણે સાથે મળીને કામ કરી શકીએ તેમ છીએ એમ અમને લાગે છે, અને આપણી વચ્ચે બધી સમાનતા છે કે આપણે સહકાર કરીએ એ તો સામાન્ય સમજની વાત છે. અમે હિંદુસ્તાનને શક્ય તેટલું જલદી સ્વતંત્ર બનેલું જોવા માગીએ છીએ કોઇ દેશની પ્રજા સામે ભેદભાવ રાખવામાં અમે બરમાના રાષ્ટ્રવાદીઓ માનતા નથી. પણ જે હિંદીઓ બરમી પ્રજાજન તરીકેના હક્કો અને સાથે સાથે બરમામાંના હિંદીઓના અધિકારો એ બેઉ મેળવવા માગતા હોય એમણે જાણી લેવું જોઈએ કે એ બે વાત બની શકે નહિ બરમામાંના જે કોઇ સ્થાપિત હિતો છે-હિંદી, બ્રિટિશ કે ખુદ બરમી-તેનું નિયંત્રણ તો અમારે કરવું જ રહેશે એટલું હું હિંદુસ્તાનને અને દુનિયાને કહું છું. અમે બરમીઓ હિંદુસ્તાનના રાજકારણમાંથી એક વખત પ્રેરણા મેળવતા હતા, પણ આજે નથી મેળવતા કારણ કે અમારા પોતાના સંજોગોને અનુરૂપ અમે અમારી જાતને બનાવી છે.'

એક સાચા બરમા-પુત્રની આ વાણી છે. બરમા ગમે તેવું નિકટનું-સગી માના દીકરા જેવું-હોય તો પણ એ શોષણ તો કોઇનું ય નહિ સાંખી લ્યે જે દિવસે એ પ્રજાના હાથમાં સત્તા આવશે તે દિવસે એક માત્ર અંગ્રેજોની ધૂંસરી ફગાવી દેવાઇ નહિ હોય પણ અંગ્રેજોને આધારે જે જે હિંદીઓ, ચીનાઓ અને બરમીઓ પ્રજાનું શોષણ કરી રહ્યા હશે તે બધાયની પણ એ જ દશા થઈ હશે. આજથી જ એ વાત નિખાલસપણે આપણે કાને જેણે નાખી છે એ જ આપણો સાચો ભેરુ છે. પાડોશી દેશમાં થોડા કડવા થવાને જોખમે પણ જેણે પોતાના રાષ્ટ્રનું ગૌરવ જાળવી રાખવાની વાત પ્રથમથી જ કરી દીધી છે એ જ આપણી મદદનો સાચો હકદાર છે. આપણને પણ એ જ વખત આવ્યે મદદ કરી શકશે આથી વધુ આંબા-આંબલી જો કોઈ દેખાડે તો એને ઝાંઝવાં માનવાં.

## સરદાર પટેલને

## સીત્તેર વર્ષ

[illegible] ગુજરાતે અને [illegible] સરદાર વલ્લભભાઇ પટેલની સિત્તેરમી વર્ષગાંઠ ઊજવી. સરદાર અને ગાંધીજીની વૃદ્ધાવસ્થા વચ્ચે પાંચ-છ વરસનો જ તફાવત છે એવું માનવાની મન ના પાડે છે. બારડોલીની નાકરની લડતથી માંડીને બેતાલીસના 'હિંદ છોડો' ઠરાવ સુધીમાં ઉત્તરોત્તર વધુ વધુ વિશાળ પ્રદેશો ઉપર સરદાર પોતાનું સેનાપતિપદ શોભાવતા આવ્યા છે. 'હિંદ છોડો' વાળી લડત સરદારને તો આઠ જ દિવસમાં પૂરી કરવી હતી, અને પોતે તો માનતા જણાય છે કે જો લડત શરૂ થયા બાદ સરકારે એમને એટલા દિવસો બહાર રહેવા દીધા હોત તો કદાચ એ કામ પૂરું પણ થઈ ગયું હોત. રણમેદાનમાં

પોતે હાજર ન રહી શકયા છતાં દૂર બેઠાં બેઠાં સરદારે લોક-સેનાને વીરતાપૂર્વક લડતી અને એમની તાલીમને દીપાવતી નિહાળી છે. પોતાની પાછળ જો પ્રજા નીચી મુડીએ દમનને શરણ થઈ ગઈ હોત તો એનો આઘાત સૌ કારાવાસી રાષ્ટ્રનેતાઓમાં એક સરદારને તો જરૂર જીવલેણ ફટકો મારી ચૂકયો હોત. પણ ઈશ્વરકૃપાથી દુર્બળ દેહનો હિંદી પણ સરદારની લોહભસ્મ સમાન તાલીમ પચાવી શકયો છે એનો સંતોષ આજે એમના અંતરને સભર કરી રહ્યો છે લડતની નિષ્ફળતા આ સંતોષ સામે કાંઇ વિસાતમાં નથી. સરદારનો એ સંતોષ આજે 'એશિયા છોડો'ના વિરાટ-નાદ એમને મુખેથી બોલાવી રહ્યો છે આજથી વર્ષો પૂર્વે રોમા રોલાંએ પોતાનો અંતર-નાદ એ જ શબ્દોમાં વર્ણવ્યો હતો; 'નહિ જંપું!' સરદારનો આત્મા પણ શ્વાસે શ્વાસે એજ ધબકારા કરી રહ્યો છેઃ 'નહિ જંપું!' 'નહિ જંપવા દઉં!' એમનું જે કાર્ય છે તે પાર પાડયા વિના જો પોતે આજે મરી જશે તો વળી પાછા નવો જન્મ લઈને અઢાર-વીસ વર્ષે ઊભા થશે પણ જંપશે નહિ એમ સરદારે જન્મગાંઠને દિવસે કહ્યું છે તે આ 'નહિ જંપું'નાં પ્રાણ-પોકારનો જ પડઘો છે.

### ઉજ્જવલ જીવન-કથાના અધિકારી

સરદારનું વર્તમાનનું અને રોજેરોજનું અણથાકયું જીવન એ જ આજની પેઢી માટે મોટામાં મોટી અને જીવતી જાગતી પ્રેરણા સમાન છે. છતાં ય, છેલ્લાં પચ્ચીસ વર્ષોમાં એમણે જે જે છાના-અછાના જંગ ખેલ્યા છે, જે જે ઘાવ ઝીલ્યા છે, તેનું તેમ જ એમને હાથે પ્રજા-જીવનના જે વિવિધ પાસાં ઘડાતાં આવ્યાં છે તેનું દર્શન નવી પેઢી માટે કાયમી સ્વરૂપમાં રહેવું જરૂરી છે. સિત્તેરની ઉમ્મરે પહોંચેલા સરદારની જીવનકથા માગવાનો પ્રજાને હવે પૂરેપૂરો હક્ક છે. અહમદનગરના કિલ્લામાં સરદારે પોતાની એ કથાનાં થોડાં પ્રકરણો આલેખ્યાં પણ હતાં. પણ એ આદર્યું અધૂરું રહ્યું મહાદેવભાઈ જો આજે આપણી વચ્ચે હોત તો જેલનિવાસ દરમિયાન એમણે સરજાવેલ અમોલા સાહિત્યફાલમાંથી સરદારની જીવનકથા પણ પ્રજા લણી શકી હોત.

સદ્દભાગ્યે એ કાર્ય છ મહિનાની મહેતલ માગીને શ્રી. કનૈયાલાલ મુન્શીએ ઉપાડી લીધું છે. જેની જેની પાસે સરદારના જીવનનાં સંસ્મરણો હોય તેમની પાસે એમણે હાથ લંબાવ્યો છે.

### મનોરંજનનું નિયંત્રણ સફળ થશે ?

ત્રાવણકોર રાજ્યના પાટનગર ત્રિવેન્દ્રમનો એક સંદેશો જણાવે છે :—

'મશહૂર વિજ્ઞાનવીર અને નોબેલ-પારિતોષક વિજેતા સર સી. વી. રામને એક ભાષણ કરતાં કહ્યું કે, આધુનિક સમાજમાંના દરેક રાજ્યે પોતાના તમામ નાગરિકોને સ્વચ્છ અને તંદુરસ્ત જાહેર મનોરંજન મફત પૂરું પાડવું જોઇએ અને લોકોના નીતિધોરણનો નાશ કરવામાં જેનો ગેરઉપયોગ થતો હોય એવા મનોરંજનથી લોકોને બચાવવા માટે કડક પગલાં ભરવા જોઇએ.'

સમાજના સ્વતંત્ર અને નિર્બંધ વિકાસમાં માનનારાઓ આ રીતે મનોરંજનના સર્જકોને કોઈપણ રાજ્યના કડક નિયમન હેઠળ રાખવામાં કેટલે સુધી સંમત થશે તે કહી શકાય નહિ. છેક હલકી કોટિના મનોરંજન સામે જ પ્રતિબંધ મૂકવાનું કામ રાજ્યસત્તાના હાથમાં સોંપાય અને બીજા કોઇપણ ઉદ્યોગની માફક સીને-ઉદ્યોગમાં પણ એની ઓછામાં ઓછી ડખલગીરી રહે એ આ ઉદ્યોગના વિકાસ માટે તો જરૂરી છે જ. સાથે સાથે સારું ખરાબ પણ પોતાને રુચે તેવું સર્જન કરવાના કલાકારના આ અધિકારના રક્ષણમાં કલાની જેટલી સ્વાભાવિક પ્રગતિ થશે તેટલી નિયમનની ચાર દીવાલ વચ્ચે નહિ થઇ શકે.

### પ્રજાની રુચિ હીન નથી

તેમ છતાં, નાગરિકોને સ્વચ્છ અને તંદુરસ્ત મનોરંજન પૂરું પાડવાની સર ચંદ્રશેખરે સૂચવેલી ફરજમાંથી કોઇ સરકાર છટકી શકે નહિ. હલકી કોટિનું તમામ પ્રજાસરજ્યું મનોરંજન અટકાવી દેવાનું કામ સરકાર ન કરી શકે પણ સારા કલાકારોનું સન્માન કરી, તેમની ઇજ્જત વધારી પોતે જ ઉચ્ચ કોટિનું મનોરંજન પિરસાવી શકે. અને પ્રજાને માટે બીજું ગમે તે કહેવાય પણ પ્રજામાં હજી સાગસારનો એટલો વિવેક તો જરૂર જળવાઇ રહ્યો છે કે સારું અને ખરાબ બેઉ પ્રકારનું મનોરંજન એમને પિરસાતું હોય ત્યારે સારાને પ્રેમપૂર્વક અપનાવે છે. લડાઇનાં વર્ષો દરમિયાન કેટલીક રદ્દી ફિલ્મો પણ આપણા શહેરોમાં

અનેક મહિનાઓ સુધી ચિક્કાર મેદનીને આકર્ષી શકી હતી એ સાચું છે. એનું કારણ હલકી ફિલ્મો માટેનો પ્રજાનો પ્રેમ વધી ગયો હતો એ નહિ પણ ઊંચી કોટિની ફિલ્મોની લગભગ ગેરહાજરી હતી તે છે. પ્રજાની અભિરુચિ તો જે હતી એ જ છે એમ 'હમરાહી' જેવા ન્યુ થીએટર્સના સોહામણા ચિત્રને પીટક્લાસથી તે સોફા સુધીના તમામ વર્ગોએ વધાવી લીધેલ તે પરથી જોઈ શકાય છે. સારું મનોરંજન પિરસાતું હશે તો પ્રજા જરૂર ત્યાં પહોંચવાની. સારું નહિ મળે તો હલકા ભણી બેવડા જોસથી એ વળશે.

## અમેરિકાએ કર્યું,
## કોંગ્રેસ ન કરે !

પ્રજાને નાગરિક જીવનનું શિક્ષણ આપવા કે શહેરીપણાના સંસ્કારો એનામાં સીંચવા આપણી બ્રિટિશ સરકાર કાંઈ કરે એ આશા વધારે પડતી છે. લડાઈના વર્ષો દરમિયાન સરકારે તૈયાર કરાવેલી અને સિનેમાઓ પાસે પ્રજાને ફરજિયાત દેખાડાવેલી ટૂંકી ટૂંકી ફિલ્મોનું કલા, વિચાર, વિષય વગેરેનું ધોરણ ઘણું કઢંગું હતું. પણ આ કામ કોંગ્રેસ જેવી રાષ્ટ્રીય સંસ્થા લોકશિક્ષણના એક વિભાગ તરીકે ઉપાડી શકે. સરકારની સેન્સરશીપ કોંગ્રેસના રાજકીય શિક્ષણને કદાચ રોકી શકશે, પણ રચનાત્મક કાર્ય, શહેર-ગામડાંની સફાઈ, રોગનિવારણ વગેરે વિષયોને લગતી પાંચ-દસ મિનિટની ટૂંકી ફિલ્મો કોઈ રાષ્ટ્રીય સંસ્થા તૈયાર કરાવે તો એના માર્ગમાં સરકારી વિઘ્નો ઓછાં મુકાવાનો સંભવ છે. છેલ્લા કેટલાક મહિનાઓથી મુંબઈની અમેરિકન યુદ્ધ-માહિતી-કચેરી તરફથી મજૂર-ચાલોથી લઈને શિક્ષિતોનાં મંડળો સમક્ષ આવી અનેક નાની-નાની ફિલ્મો વિના-મૂલ્યે અને હોંશે હોંશે દેખાડવામાં આવી હતી. એના મોટા ભાગમાં અમેરિકાનો કે બીજા કોઈ પણ દેશનો પ્રચાર નહોતો એમ એને જોનારા હજારો કહી શકશે. પરદેશથી આવેલા માણસો જો એટલું અહીં કરી શકયા તો આપણું સ્વદેશાભિમાન એથી ચઢિયાતું કામ કેમ ન કરી બતાવી શકે ? સરકારે ફરજ પાડી ત્યારે એનાં 'ટુ-રીલરો' ઇચ્છા-અનિચ્છાએ પણ પ્રજા સામે રજુ કરનારા થીએટર-માલિકોએ શુદ્ધ રાષ્ટ્રભાવનાં પોષક ચિત્રો પોતાને ત્યાં ચાલતી મુખ્ય ફિલ્મોની સાથે સાથે બતાવવા તૈયાર રહેવું જોઈએ.

## વિદેશ જતા
## વિદ્યાર્થીઓને ચેતવણી

ઓકટોબરની પાંચમીએ બ્રિટન જવા મુંબઈથી ઉપડેલા સૈનિક-જહાજમાં અપમાનકારી શરતો ઉપર સહી કરીને મુસાફરી કરવાનો ઇન્કાર કરનાર જે ત્રીસ હિંદી વિદ્યાર્થીઓનો ઉલ્લેખ આ નોંધમાં ગયે મહિને થયેલો તેમને પચ્ચીસ દિવસ બાદ ઉપડેલા બીજા એક જહાજમાં કેબિન-વર્ગની મુસાફરી કરવાની સગવડ સત્તાવાળાઓએ કરી આપી હતી અને તેઓ આ વંચાતા સુધીમાં બ્રિટનને કિનારે સ્વમાની હિંદીઓ તરીકેની મગરૂરી સહિત ઊતરી પણ ચૂકયા હશે.

નામોશીભરી શરતો ઉપર મતું મારીને આ ત્રીસની પૂર્વે બ્રિટન જવા ઊપડી ગયેલા બીજાઓ દ્વારા અપાયેલી પરદેશગામી હિંદી યુવાનોની નૈતિક કક્ષા વિશે ગયા મહિને અહીં ટકોર કરાયેલી. વિદ્યાભ્યાસમાં પણ તેઓમાંનો મોટો ભાગ કઈ કક્ષાએ બિરાજતો હોય છે તે અમેરિકાવાસી હિંદી વિદ્વાન ડૉ. તારકનાથ દાસે પોતાના દેશભાઈઓને લખેલા એક ખુલ્લા પત્રમાંથી જાણવા મળે છે:—

'છેલ્લા કેટલાક મહિનાઓ દરમિયાન, અમેરિકન યુનિવર્સિટીઓમાં સ્કોલરશીપ મેળવવામાં મારી મદદ માગતા હિંદી વિદ્યાર્થીઓના અને તેમના વાલીઓના કાગળો મોટી સંખ્યામાં મારી ઉપર આવ્યા છે. તે દરેકને વ્યક્તિગત જવાબ હું લખી શકું તેમ નથી, અને હિન્દી વિદ્યાર્થીઓને અમેરિકન યુનિવર્સિટી-ઓમાં મોકલવા વિશેના મારા વિચારો દર્શાવવાનો સમય પાકી ગયો હોવાથી હું આ ખુલ્લો કાગળ લખી રહ્યો છું.

અભ્યાસમાં જેમણે પોતાની જાતને સામાન્ય વિદ્યાર્થીઓ કરતાં અનેક ગણી વધુ શક્તિશાળી સાબિત કરી બતાવી હોય તેવા વિદ્યાર્થીઓને અમેરિકન યુનિવર્સિટીઓ મર્યાદિત સંખ્યામાં સ્કોલરશીપો આપે છે. આવી સ્કોલરશીપ મેળવવાની કોઈ સામાન્ય હિંદી વિદ્યાર્થી માટે જરાય આશા નથી કારણ કે હિંદી યુનિવર્સિટીઓ કરતાં અમેરિકન યુનિવર્સિટીઓનું ધોરણ ઘણું ઊંચું હોય છે. હિંદના સામાન્ય ગ્રેજ્યુએટો અમેરિકન યુનિવર્સિટીઓમાં યશસ્વી પરિણામો નથી લાવી શકતા. તેઓ જેમ તેમ કરીને પાસ થઈ જતા હોય છે. એક મહત્ત્વની અમેરિકન યુનિવર્સિટી છોડી જવાનું હિંદના કેટલાક ગ્રેજ્યુએટોને કહેવામાં આવેલું કારણ કે એમનાં અભ્યાસથી તેઓ પ્રોફેસરોને સંતોષી શકયા નહોતા...ગયે અઠવાડિયે અમેરિકામાં ઉચ્ચ અભ્યાસ માટે આવેલી ૭૦ હિંદી વિદ્યાર્થીઓની મોટી ટુકડીમાં કેટલાક અંડર-ગ્રેજ્યુએટ હતા અને એક બંગાળી અંડર-ગ્રેજ્યુએટ છોકરીએ તો હજી જિંદગીનો બીજો દસકો પણ પૂરો નહોતો કર્યો, તેમજ એમનામાનો મોટો ભાગ તેજસ્વી

વિદ્યાર્થીઓના સમૂહમાંથી પણ આવતો નહોતો એ જોઇને મને ઘણું જ આશ્ચર્ય થયું. જો હિંદના સામાન્ય વિદ્યાર્થીઓ આવીને અમેરિકન યુનિવર્સિટીઓમાં ટોળે વળશે તો અમેરિકન યુનિવર્સિટીઓનો સારામાં સારો ઉપયોગ તો તેઓ નહિ કરી શકે, પણ સરેરાશ હિંદી વિદ્યાર્થીની માનસિક શક્તિઓ વિષે ખરાબ અસર ઊભી કરશે. પરિણામે, સાચેસાચ યોગ્ય વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ વધશે અને નુકસાન તો હિંદને જ થશે.

'પૂરી લાયકાત ન ધરાવતા પોતાના પુત્ર-પુત્રીઓને માત્ર કીર્તિ કે કદાચ સારી નોકરી અપાવવા સારુ અમેરિકન ડીગ્રીની છાપ લેવા અહીં ન મોકલવાનું સૂચન હું મા-બાપોને કરું છું.'

ડૉ. તારકનાથદાસ, શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી, સરદાર જે. જે. સિંગ, વગેરે અમેરિકાવાસી હિંદી વિદ્વાનો ઉપર હિંદમાંથી વિદ્યાર્થીઓના થોકબંધ કાગળો જઇને અમુક યુનિવર્સિટી, અમુક કોલેજ, સ્કોલરશીપ, રહેવાનું-જમવાનું, લાગવગ-ભલામણ ઇત્યાદિની વિગતો માગતા હોય છે. એમાંના કેટલાકને તેઓ સૌજન્યભાવે જવાબ આપતા હોય છે. પરંતુ તેઓ ત્યાં મહત્ત્વની વિદ્યાભ્યાસિક, સામાજિક કે રાજદ્વારી પ્રવૃત્તિઓમાં ડૂબેલા હોય છે. એટલે આવી માહિતીઓ માગતા કાગળોના જવાબો આપવાનું કામ અમેરિકાની 'હિન્દુસ્તાન સ્ટુડંટ્સ એસોસિએશન' નામની સંસ્થા વતી શ્રી. પ્રબોધ મિત્ર (C/o કોલંબિયા યુનિવર્સિટી, ન્યુયોર્ક ૨૭, એન. વાય. યુ. એસ. એ.) એ ઉપાડી લીધું છે. એર મેઇલથી કે કેબલથી જવાબ માગનારાઓએ તેનો ખર્ચ બીડવો જરૂરી છે.

## આંકડાની છત, માલની નહિ !

મકાનોના બાંધકામ ઉપર લડાઈ દરમિયાન મુકાયેલા ઘણા કડક અંકુશો થોડા વખત પૂર્વે જ હળવા કરવામાં આવ્યા હતા. મકાનના બાંધકામમાં જરૂરી વસ્તુઓના જથ્થાની પરિસ્થિતિ ચાલુ વર્ષમાં કેવી રહી છે અને હવે પછીથી કેવી રહેશે તે વિશે સત્તાવાર આંકડાઓ બહાર પાડવામાં આવ્યા છે :—

'રેલ્વેઓના પુનર્નિયોજન માટેનો મોટો જથ્થો તેમજ મધ્યસ્થ સરકાર, પ્રાંતિક સરકારો અને દેશી રાજ્યોની સરકારો માટેનો બીજો જથ્થો બાદ કર્યા પછી ૧૯૪૬ દરમિયાન ૫,૮૫,૦૦૦ ટન પોલાદ નાગરિક વપરાશ માટે મળી શકશે. એજ રીતે નાગરિક વપરાશ માટે છુટા કરાનારા સીમેંટના જથ્થાનો અંદાજ માસિક સવાલાખ ટન આંકવામાં આવે છે. (૧ ટન સીમેન્ટના રૂા. ૬૮-૧૨-૦માં પાંચ રૂપિયાનો ઘટાડો હમણાં જ કરવામાં આવ્યો છે.) સીમેંટનાં કારખાનાને મળતા કોલસાની પરિસ્થિતિ જો સુધરશે તો એમના ઉત્પાદનમાં મહિને ૨૫,૦૦૦ ટનનો વધારો થવાનો સંભવ છે. અત્યાર સુધી લાકડાંના ચાર પાંચથી છ લાખ ટન સરકારી અને લશ્કરી કામમાં વપરાતા હતા. આ જથ્થો હવે નાગરિક વપરાશ ભણી વળશે. તે ઉપરાંત, સરકારી અને લશ્કરી કામમાં બિનઉપયોગી લાકડાંની જે બીજી જાતો અત્યારસુધી નાગરિક વપરાશ માટે મળી શકતી હતી તે પણ ચાલુ જ રહેશે ૧૯૪૪ દરમિયાન કોલસાનો વપરાશ ૨¾ કરોડ ટનનો હતો, ૧૯૪૫માં એ વધીને ૨½ કરોડ સુધી પહોંચશે. ૧૯૪૬માં હજી વધારો થવાની આશા છે અને જો વાહનવ્યવહારની પૂરતી સગવડ મળશે તો વધીને એ આંકડો ત્રણ કરોડ ટનની નજીક પહોંચી જશે. આમાંથી મુખ્યત્વે રેલ્વેઓ અને બીજી સરકારી જરૂરિયાતો બાદ કરતાં આવતા વર્ષ દરમિયાન પ્રાંતોમાં દેશી રાજ્યો અને ઉદ્યોગોને મળીને દોઢ કરોડ ટન કોલસો મળી શકશે.

માલની આવી છત ભાળીને રખે કોઈ મલકાઈ જાય. હજી તો છત માલની નહિ, માત્ર આંકડાની જ છે. આ બધી વસ્તુઓના વેપાર ઉપર એક યા બીજા સ્વરૂપના સરકારી નિયમનો હજી મોજુદ છે. તે ઉપરાંત, તુમારશાહી. અમલદારશાહી, રૂશ્વતખોરી, સંઘરાખોરી અને કાળાં બજારના સો સો ગળણાંએ ગળાઇને જ્યારે આ લાખ્ખો કરોડો ટન તમારા ને મારા ઘરમાં પહોંચશે ત્યારે એનો હિસાબ કદાચ ઔંસમાં જ માંડવાનો રહ્યો હશે.

## આઝાદ ફોજે ભણાવેલો પાઠ

આઝાદ હિંદ ફોજના જવાબદાર આગેવાનો પર બેસતા વર્ષે મંડાયેલ મુકદ્દમાનું એક મંગલ ચિહ્ન એ છે કે તેમણે પોતાનો બચાવ કોઈ પણ કોમવાદી સંસ્થા તરફથી થવાના પ્રસ્તાવનો અસ્વીકાર કર્યો છે. હળાહળ કોમવાદ અને છૂતાછૂત આભડછેટનું જે ઝેર હિંદી લશ્કરમાં પ્રારંભથી જ સિંચાઈ પોષાઈ રહ્યું હતું તે ઝેરને રગેરગમાંથી નિચોવી નાખનારી આઝાદ હિંદ ફોજ આજે કોમવાદ પ્રાંતવાદ અગર કોઇ પણ વિભેદવાદને ન સત્કારે તે શોભીતું છે. તેઓએ તો શાકાહારી ને માંસાહારી એવી જુદી પંગતો પણ લોપી નાખીને વગર સૂગે એક જ પંક્તિએ પોતપોતાનાં ભોજનો લેવાની રસમ રાખી હતી ખાદ્ય એ તો મનુષ્ય માત્રની અંગત રુચિની તેમ જ પ્રણાલિકાની બાબત છે. એમાં સૂગને સ્થાન હોય નહિ શાકાહાર કે માંસાહાર માનવીનો ચડતો ઉતરતો દરજ્જો નક્કી કરનારાં ધોરણો નથી. એ મોટો

પાક આઝાદ હિંદ ફોજે બજાવ્યો છે. જેમણે ભોજન-વ્યવસ્થામાં પણ ભેદ ન પાડયા તેઓ આજે મૃત્યુના મોંમાં બેઠા છે તે ઘડીએ પોતાનો બચાવ કરનારી કોમી જમાતોની તરફેણ કેમ જ કરે ?

એક બાજુ આ દૃશ્ય છે, તો બીજી બાજુ મહા-રાષ્ટ્રવાસીઓએ પૂના ખાતે જાહેરસભા ભરીને કર્નલ ભોંસલે નામના આઝાદ હિંદ ફોજના આગેવાન આરો-પીને માટે છુટકારાનો અને અભિનંદનનો જે ઠરાવ કર્યો તેમાં શ્રી ભોંસલેનું એકલાનું જ નામ છે.' એ ખેદકારક વિભેદદૃષ્ટિની પ્રતીતિ કરાવે છે. કોમી કે પ્રાંતીય દરેક ભિન્નતાને તિલાંજલિ આપીને 'જય હિંદ'ના રણલલકાર સાથે એકરસ અને એકરૂપ બની જનારા આ બહાદુરોનું જ આવી અલગ ગૌરવ-વૃત્તિને આગળ કરવામાં અપમાન છે એકલા મહારાષ્ટ્રી કર્નલ ભોંસલેને કદીક મુક્તિ મળે અને પંજાબી શાહ-નવાજના કે સહગલ ધિલનનું રૂંવાડું ય ખાંડું થાય તો શું મહારાષ્ટ્રીઓ સંતોષ માનશે ? અન્ય અનેક જીવન-ક્ષેત્રોમાં ધુમાધૂમ કરતા મહારાષ્ટ્રી પ્રાંતવાદે આ આઝાદ હિંદ ફોજની પ્રાણરક્ષાના તેમજ વીરપૂજાના પવિત્ર પ્રદેશના તો ઉંબરની બહાર જ વિરમવું ઉચિત હતું.

## 'ધાર્મિક કેળવણી'ને વેગળી રાખવી

'રાજ્યની કે રાજ્યઆશ્રિત કોઇ પણ શાળામાં ધાર્મિક શિક્ષણ ફરજિયાત રાખી શકાશે નહિ અને જો ફરજિયાત રાખ્યું હશે તો રાજ્યની ગ્રાંટ મળશે નહિ અમુક ધર્મ કે સંપ્રદાયના અનુયાયીઓ જે શાળાઓ ચલાવતા હશે તે શાળા-ઓમાં બીજા ધર્મ કે સંપ્રદાયના બાળકો પણ ભણતા હશે તો ધાર્મિક શિક્ષણ ફરજિયાત રાખી શકાશે નહિ; નહિતર રાજ્યની ગ્રાંટ નહિ મળે. તેઓએ ધાર્મિક શિક્ષણ આપવું હોય તો શાળાના સમયની બહાર તે ધર્મના અનુયાયીઓ માટે જ પ્રબંધ કરવો રહેશે.'

આવો કાયદો કરનાર ત્રાવણકોર રાજ્યે એક મોટા અનર્થને મિટાવવાનો માર્ગ લીધો છે. એ રાજ્યને આ પગલું ત્યાંની વિશિષ્ટ પરિસ્થિતિને કારણે ભરવું પડયું છે. ત્રાવણકોર ખ્રીસ્તી ધર્મના અનુયાયીઓની બહોળી વસ્તીસંખ્યા ધરાવે છે, ને તેઓ પોતપોતાના પેટા સંપ્ર-દાયોની પણ શાળાઓ ચલાવે છે, જેને રાજ્યની મદદ મળતી હતી. પણ રાજ્યનો પૈસો તે સાર્વજનિક પ્રજાની કમાઇનો કહેવાય. એ પૈસાનો ઉપયોગ કોઈ પણ અમૂક ધર્મસંપ્રદાયના અલગ હેતુઓ ને હિતોને પોષવામાં ન જ વાપરવા દેવાય.' રાજ્યસત્તા પર જે શિક્ષણ પ્રજાને પૂરું પાડવાની ફરજ છે તે શિક્ષણ તો પાણીના પુરવઠા જેવું કહેવાય. એ જીવન-જળમાં ધાર્મિક ખાનાં પડાય નહિ, પ્રજાને પૂરું પડાતું પાણી જેમ સ્વચ્છ, રોગમુક્ત, સ્વાદિષ્ટ અને પથ્યકારી હોવું જોઇએ, તે જ રીતે પ્રજાને અપાતું શિક્ષણ પણ નાગરિક તરીકે બાળકોનું સમાન જીવનઘડતર કરનારું હોવું જોઇએ. પણ આજકાલ તો બાળકો ધર્મવિમુખ અને જડવાદી બની બેસે છે અને તેનું કારણ ધાર્મિક કેળવણીનો આજની શિક્ષણવ્યવસ્થામાં અભાવ છે એવી એક માન્યતા જોર પર આવી છે. એવું મંતવ્ય ધરાવનાર એક સમૂહ જો પ્રામાણિકપણે ભ્રાંત મનોદ-શામાં છે, તો બીજો એક મોટો વર્ગ તો 'ધાર્મિક શિક્ષણ'ના અલગ અલગ પ્રબંધનાં ઓઠાં નીચે, કેવળ રાજદ્વારી તેમજ આર્થિક વર્ગહિતોની પકડ વિદ્યાર્થી માનસની ઉપર વધુ ને વધુ મજબૂત બનાવવાની જ મેલી મુરાદને સેવી રહેલ છે, પણ આ 'ધાર્મિક શિક્ષણ' એ પ્રામાણિક ભ્રાંતિ હો કે પછી સમજપૂર્વકની મેલી રમત હો, એમાંથી એકેય દૃષ્ટિએ એનું વિષસિંચન શુદ્ધ નાગરિકતાલક્ષી જાહેર શિક્ષણની અંદર થવા ન જ દેવું જોઇએ. શિક્ષણનો મુખ્ય ગુણ જ એ સાર્વજનિક માનવતાને પોષક બને તે હોવો જોઈએ મારો ધર્મ અને મારો પ્રભુ જ સાચો, ઇતર બધા ધર્મો ને ઇશ્વરો નઠારા, એવી જાતના ગર્ભિત તેમજ પ્રકટ સૂરો કાઢનારી 'ધાર્મિક કેળવણી'નો આ નવો ઊઠી રહેલો નાદ ત્રાવ-ણકોરની માફક અન્ય સર્વ રાજસત્તાઓને પણ ચેતવણી રૂપ બનો. ઝીણા મોટા હરકોઈ પણ કોમવાદી પંથવાદી મતાન્તરને જ્યાં આજે રાજકારણી સ્વાર્થઝનૂનના ઊથ-લનને માટે ખપમાં લેવાની વૃત્તિ પ્રવર્તે છે, તે હિંદ જેવા દેશમાં તો શિક્ષણની વિશેષ રક્ષા થવાની જરૂર છે. અને ખ્રીસ્તી ધર્મમાં તો પાછા જે પેટાસંપ્રદાયો છે તેની વચ્ચે ય ઉગ્ર મતભેદો છે. એ બધા કીચડમાં પ્રજાનાં બાળકોને ફરજયાત ખુતાડવાનો કોઇને હક્ક ન હોવો જોઇએ. એજ વાત હિંદુઓ, જૈનો, મુસ્લીમોને પણ લાગુ પડે છે.

## બનાવટોની કલુષિત કરશો નહિ

મહાસભાના મહામંત્રી આચાર્ય કૃિપલાની દ્વારા મળેલી સૂચના પ્રમાણે કોંગ્રેસની પ્રાંતિક સમિતિઓ પોતપોતાના

પ્રાંતોમાં ૧૯૪૨ની લડત દરમિયાન બનેલા બનાવોની વિગતો એકઠી કરવા મંડી પડી છે. લડત દરમિયાન થયેલી ધરપકડો, લાઠીમારો, દંડો, ગોળીબારો અને અન્ય જુલ્મોથી આ રીતે એકત્ર થયેલી માહિતી સરકારે એ પ્રત્યેકના જાહેર કરેલા આંકડા કેટલા ખરાખોટા છે તે બતાવી આપશે. એક બાજુથી એ વિગતો સરકારી અત્યાચારો અને પાશવી જુલ્મોની કાળી કહાણી બની રહેશે, તેમ બીજી તરફ એ જુલમોનો સામી છાતીએ સામનો કરીને શહીદ, કારાવાસી કે બહારવટીઆ બનેલા પ્રજાવીરોની ગૌરવકથા પણ એમાંથી જ ઊભી થશે અને માત્ર હિંદમાં જ નહિ પણ જગતમાં જ્યાં જ્યાં સામ્રાજ્યપતિઓ સામે ગુલામોએ સંગ્રામ માંડ્યો છે ત્યાં ત્યાં લોકશક્તિનું આ દર્શન હમદર્દી પેદા કરશે. છેલ્લાં ત્રણ વર્ષો દરમિયાન હિંદમાં અને હિંદ બહાર ખેલાયેલો હિંદુસ્તાનની આઝાદીનો સંગ્રામ તો એના કોઈ સમર્થ ઇતિહાસકારને હાથે મહાભારત-કથાની બરોબરી કરે એવા એક 'એપિક'નો વિષય બની રહેશે. પણ એવી મહાગાથાના એ પુનિત વિષયને અતિશયોક્તિઓ, અર્ધસત્યો કે બનાવટોથી કોઇએ કલુષિત ન કરવું. જે હકીકત છે, જે બન્યું છે એજ ખુદ સુવર્ણ છે. એની ઉપર કોઈ ઢોળ ચડાવવાની જરૂર નથી.

પ્રાંતેપ્રાંતમાંથી માત્ર જે બન્યું હોય તેના હકીકત-પૂર્ણ અહેવાલો જ મહામંત્રીને મોકલાય તે આપણા ઇતિહાસની વિશુદ્ધિ જાળવવાને કાજે જેમ જરૂરી છે તેમ આપણી તાકાત-કમતાકાતના સત્યદર્શન માટે પણ જરૂરી છે.

## ગરીબોએ ભરેલી જવાહર-થેલી

નવેંબરની ૧૪મીએ પંડિત જવાહરલાલની છપ્પનમી વર્ષગાંઠની ઉજવણી મુંબઈ અને બીજાં સ્થળોએ થઈ હતી. જવાહરની જુવાની એ તો જાણે કે તરુણ ભારતીની કેસરી ચુંદડી બની ચૂકી છે. એની ઉપર અવસ્થાના ઘોકા વર્ષે વર્ષે પડતા રહે છે. પણ અપન જેમાં એ રંગાયેલી છે એ રંગ એવો ઘેરો અને પાકો છે કે કાળના ધોબી-ધોકાની કારી એની ઉપર ફાવતી નથી. એવો ને એવો ઊજળો અને વધુ વધુ ભભકભર્યો એ રંગ આજે વર્ષોથી રહ્યો છે. દેશની એક એક પેઢીને એણે મોહિની લગાડી હતી. એ પેઢી તો હવે પોતાનો દસકો વટાવી ચૂકી છે. નવી જે પેઢી આજે ઊભી થઈ રહી છે એને માટે પણ જવાહરની જુવાની એવી ને એવી પ્રેરણાભરી રહી છે. એમની વર્ષગાંઠનું વિશેષ તો કાંઇ આકર્ષણ હોતું નથી કારણ કે એ એક જ દિવસે નહિ પરંતુ વરસના દરેક દિવસે જનતા પોતાના આ જવાહીર પ્રત્યે અણઉતાર ઉત્સાહપૂરમાં ખેંચાયે આવતી હોય છે.

પણ આ વર્ષગાંઠે જે ઉજવણી થઈ છે તે જવા-હીરની નહિ પણ જનતાની પોતાની ભાવનાની છે. ગયે વર્ષે જ્યારે જવાહર જેલમાં હતા ત્યારે એમને અર્પણ કરવાની એક 'જનતાની થેલી' ઊભી કરવાનો વિચાર મુંબઇના 'બ્લિટ્ઝ' સાપ્તાહિકના તંત્રી શ્રી. કરંજીઆને આવ્યો હતો. બીજાઓના સહકારથી એમણે આ થેલી માટેની ટેલ પોતાના વાચકો દ્વારા દેશની આમજનતા સમક્ષ નાખી હતી. મોટા મીલમાલિકો, લાખોપતિઓ કે મહેલાતવાસીઓ પાસે આ થેલી માટે હાથ લંબાવવામાં આવ્યો નહોતો એ આ થેલીની વિશિષ્ટતા હતી. મોંઘ-વારીમાં જકડાયેલી આમજનતાએ પોતાના હાથ બને તેટલા મોકળા કરીને જે કાંઇ આપ્યું તેનાથી ભરાયેલી આ થેલી જવાહર પ્રત્યેની સાચી શ્રદ્ધાભેટ બની છે. અઢી લાખથી વધુ વિદ્યાર્થીઓ, ગુમાસ્તાઓ, મજૂરો, લશ્કરી સૈનિકો, નાવિકો અને વિમાનીઓએ મળીને આ થેલીમાં જાતમહેનતની કમાણીમાંથી ટીપું ટીપું રેડી ત્રણ લાખ રૂપિયાનું ભંડોળ કર્યું છે. જવાહરને શોભે તેવી આ સાચી ભેટનું મૂલ્ય એના આપનારા અજાણ્યા મધ્યમ-વર્ગીઓ અને અનામી કંગાલોના અંતરની મીઠી લાગણીથી શતગણું વધ્યું છે. કોઇ પણ કરોડપતિ જે આખી રકમ ઘડીના છઠ્ઠા ભાગમાં એકલે હાથે જવાહરના હાથમાં ફગાવી દઈ શકત તેનો આ રીતે સંચય કરનારું માનવ-કીડિયારું જવાહરના માનવપ્રેમી હૃદયને વિશેષ સ્પર્શી શકશે મુંબઇમાં એ થેલીની અર્પણવિધિ વખતે ગઈ તા. ૧૪ મીએ થયેલા સમારંભામાં જે સન્માન જવાહરનું થયું તે એમની આ થેલીને ભરી દેનારા અઢી લાખનું પણ થયું છે.

ત્રણ લાખે પહોંચેલા આ ફંડમાં ધનિકો પાસેથી થોડી વધુ રકમો મેળવીને એને પાંચ લાખના આકર્ષક આંકડાએ પહોંચાડવાનો લોભ એના સંચાલકોને પાછળથી

[ અનુસંધાન પૃષ્ઠ ૬૭૦ ]

# સાહિત્યકારનો યુગધર્મ

કાકા કાલેલકર

**[તા ૧-૭ ઓકટોબર ૧૯૪૫ના મુંબઈમા ગોમંતક મરાઠી સાહિત્ય સમેલનનું બીજુ અધિવેશન ભરાયેલું તે પ્રસંગે અધ્યક્ષપદેથી આચાર્ય કાકાસાહેબ કાલેલકરે જે મનનીય ભાષણ આપેલું તેમાથી સ્થાનિક પ્રશ્નોને છોડી દઈ બાકીના મરાઠી ભાષણનો અનુવાદ અહીં પ્રગટ કર્યો છે —સં]**

સર્વ સંગ્રહકરી સંસ્કૃતિના અંગોપાંગની ચર્ચા કરનારા સામયિકો અખાડ ભરેલા રાજકારણથી અલિપ્ત રહે તોજ તે ટકી શકે છે અને બધા પક્ષો તથા પંથોના લોકોનો સહકાર મેળવી શકે છે. તેથી આવા સામયિકોએ નિર્ભયતાથી, નિસ્પૃહતાથી અને સંયમ પરખીને પોતાનુ કાર્ય ચલાવવુ જોઈએ. સમજીને રહેવુ પણ દુર્બળ ન બનવુ એવી તેમની નીતિ હોવી જોઈએ પણ તેનો અર્થ એવો નથી કે બધા જ સાહિત્યકારોએ રાજકારણથી અલિપ્ત રહેવુ સાહિત્યકાર એ રાજકારણમા બાધો, સામાજિક બાબતોમા ડોશીઓના જમાનાનો, સાહિત્યના ક્ષેત્રમા ગેહેશૂર અને વાદવિવાદમા બરાડિયો એવો તો ન હોવો જોઈએ તેજસ્વિતા વિના, નિર્ભયતા વિના અને સેવાવૃત્તિ વિના જીવવુ એટલે નિર્માલ્યની જેમ જીવવુ એ વિચાર જાગૃતિ સાથે સબંધ ધરાવનારા સાહિત્યકારને તો સમજવુ જ જોઈએ સ્વરાજ્યના કાળમા જ્યા પમોનુ જ રાજકારણ હોય છે ત્યા સાહિત્યકારો તેનો બહિષ્કાર કરે તો ચાલે. પણ પરતંત્ર દેશમા ગુલામીનુ કલંક ધોઈ નાખનારા રાજકારણથી અલિપ્ત રહેવું એ કોઈને પણ શોભાવનારુ નથી, પછી તે સાહિત્યકાર હોય શિક્ષણશાસ્ત્રી હોય, ધર્મકારણી સંત સત્પુરુષ હોય કે પેટપૂજક વેપારી હોય જ્યારે આપણે સાહિત્યની મહત્તા ગાઈએ છીએ ત્યારે કેટલા ગૌરવપૂર્વક કહીએ છીએ કે સાહિત્યકાર એ સમાજનો અગ્રણી છે, લોકગુરુ છે, યુગધર્મનો પાલક છે, ભવિષ્યકાળનો મંત્રદાતા છે। તેનુ લખાણુ એ ચેતનની ખાણુ, મૃત રાષ્ટ્રની સંજીવની, અન્યાય અને અત્યાચારનો શત્રુ અને માનવીના દિવ્ય સંદેશની કોટીનુ હોય છે આ મહત્તાને જો સાચી માનવાની હોય તો આવો સાહિત્યકાર અન્યાયની, પ્રતિકારની હિલચાલમા સૌની મોખરે હોવો જોઈએ ભાવનાપ્રધાન, તેજસ્વી હિલચાલનો તે પ્રણેતા હોવો જોઈએ, અને આત્મબલિદાનને અવસરે તેનુ જ ડગલુ સૌથી આગળ હોવુ જોઈએ બધા સાહિત્યકારો આવા હોતા નથી એવુ મને સમજાવવાની જરૂર નથી કેટલાક સાહિત્યકારો કેવળ સપાના જાદુગર હોય છે, કેટલાક નઠ, ધીટ અને વિદૂષકની કોટીના કેવળ લોકરંજક હોય છે અને કેટલાક તો બીજા અનેક ધંધાઓની જેમ આ પણ એક પેટ ભરવાનો ધંધો છે એટલુ જ ખ્યાલમા રાખીને સાહિત્યનો આશરો લે છે આવાઓને સહિત્યકાર ન કહેવા એવો મારો આગ્રહ નથી આવા લોકોમાના કેટલાક લોકો પણ કટોકટીને સમયે વીરકર્મ કરવા તૈયાર થાય છે પણ તેઓ પોતાની મર્યાદા સમજીને સમાજમા નમ્રતથી રહે છે આવાઓની નિંદા કરવાની જરૂર નથી પણ સાચા સાહિત્યની પરીક્ષા કરતી વખતે આવા લોકોના પેશાનો વિચાર કરવાનો હોતો નથી જ્યા સરકાર પરદેશી અને પ્રજા ? હોય, જ્યા અંધ રૂઢિ સામાજિક અત્યાચારને ડગલે ને પગલે ઉત્તેજન આપતી હોય અને જ્યા આર્થિક વિષમતા ગરીબોને મહુ જ ઊંચે કાઢવા દેતી ન હોય ત્યા ખરો જીવત સાહિત્યકાર તટસ્થ રહી શકે નહિ

આ આદર્શ પ્રમાણે હુ તો વર્તમાનપત્રો ચલાવનારા વૃત્તવિવેચકોને જીવંત સાહિત્યકાર કહુ આ લોકોમા પણ કેટલાક "માગણી અને પુરવઠો" એ ન્યાયને આગળ ધરીને કેવળ દુકાનદારી કરે છે, એ જો કે ખરુ હોય તો પણ સામાન્ય રીતે આ વર્ગને પોતાની જવાબદારીનો ખ્યાલ હોય છે એમ કહી શકાય વૃત્તવિવેચનનુ સાહિત્ય ઘણીવાર ઉતાવળિયુ, છીછરુ અને ક્ષણજીવી હોય છે એ ખરુ, તો પણ તે જીવત સાહિત્ય હોય છે એ વિશે શંકા નથી વૃત્તવિવેચકોએ એટલે વર્તમાનપત્રકારોએ સાહિત્યની વિચારણાથી અલિપ્ત ન રહેવુ જોઈએ અને સાહિત્યકારોએ વૃત્તવિવેચકોને પોતાની જ્ઞાતિમા બહિષ્કૃત ન માનવા જોઈએ બધાજ વૃત્તવિવેચકોને આપણે સાહિત્યકાર માનવા જોઈએ સાહિત્ય લખનાર સાહિત્યકારોને ચડાવવા કે ઉતારી પાડવા એ વૃત્તવિવેચકોના હાથમા હોય છે જ પણ તે ઉપરાંત તેઓ વિચારપ્રેરક અને જનતાસંપર્કવાળુ સાહિત્ય પણ અખંડ નિર્માણ કરતા હોય છે જનતાની ભાષા ઘડવાનુ કામ તેમનુ જ હોય છે જનતાના ઉપેક્ષા પામેલા અંગ તરફ જનતાનુ લક્ષ ખેંચીને તે અંગને ચાલતા કરવાનુ કામ પણ વૃત્તવિવેચકો જ કરતા હોય છે ઉત્તમ સાહિત્યનો આસ્વાદ લેવાની રુચિ જનતામા ઉત્પન્ન કરવાનું કામ પણ તેમનુ જ છે ખરાખોટાની કસોટી કરવાનુ કામ તેમને જ કરવુ પડે છે અને સદાચાર તથા સદભિરુચિનુ ધોરણ બગડે નહિ તેની સંભાળ પણ, બીજા સાહિત્યકારોની જેમ પણ વધારે જવાબદારીથી, તેમને જ રાખવી પડે છે વૃત્તવિવેચનનુ કામ મે પણ જુદેજુદે વખતે કર્યું છે તેથી આ જાતના સાહિત્યકારે એ લક્ષમા રાખવા જેવી કેટલીક બાબતોનો અહીં ઉલ્લેખ કરવો ઇષ્ટ ગણી

વૃત્તવિવેચકને ઝીણીઝીણી બધી જ જાતની માહિતી હોય એ ઇષ્ટ હોય છે, પણ તે બધી જ તે છપાવી નાખે એ ઇષ્ટ નથી હોતુ. સમાજમાના સજ્જનદુર્જન, શાસનરક્ષા, પોલીસ અને પારકા બધાની આબરુ તેને પ્રિય હોવી જોઈએ બધાની જ પ્રતિષ્ઠા તેના હાથમા સુરક્ષિત હોવી જોઈએ માહિતી મેળવવામા જરૂર પડયે તે છૂપી પોલીસના જેટલી ચતુરાઈ ભલે વાપરે, પણ તે માહિતી પ્રસિદ્ધ કરવામા ચાડિયા પિશુનનો ધંધો તેણે ન કરવો જોઈએ સમાજ કલ્યાણની દૃષ્ટિએ, જેટલી બાબતો પ્રસિદ્ધ કરવી આવશ્યક હોય તેટલું જ તેણે છાપવું. ચર્ચા ઉત્પન્ન થઈ હોય ત્યારે તેણે બંને પક્ષોની કસોટી કોઈની પણ શરમ રાખ્યા વગર કરવી, પણ

ચર્ચા એ છેવટે તો સમાધાન કરવા વાસ્તે હોય છે. એ તેણે ભૂલવું ન જોઈએ. ચર્ચા ઉપરકે એટલે પોતાના છાપાનું વેચાણ વધે છે એ જોઈને સ્વાર્થને ખાતર ચર્ચા ઉપાડવાની પ્રવૃત્તિ તેણે ન કરવી જોઈએ. એકી વખતે ચાર-પાંચ ચર્ચાઓ પણ તેણે ન ચલાવવી જોઈએ. લોકમતને કેળવવો અને પોતાના સાહિત્યમાર્ફત સામાજિક ચારિત્ર્યનું સંગઠન કરવુ એ વૃત્તવિવેચકનું મુખ્ય કામ હોય છે. આવી જવાબદાર વૃત્તિથી ચલાવેલું વૃત્તવિવેચન સાહિત્યદૃષ્ટિએ પણ આદરણીય થયા વિના રહેશે નહિ.

આપણા લોકોને ભૂતકાળને જીવતો રાખવાની અને એવા ભૂતકાળમાં જીવવાની ટેવ હોય છે. તેથી આપણે જૂનું કંઇ પણ ભૂલતા નથી અને નવું બહુ થોડું શીખીએ છીએ. આ સ્વભાવ આપણી પ્રગતિને રોકે છે. આપણને ભૂતકાળનું જ્ઞાન સારું હોવું જોઈએ, ભૂતકાળમાંથી આપણને પ્રેરણા પણ મળવી જોઇએ, પણ આપણે ભૂતના પૂજારી તો ન જ થવું જોઈએ. જૂની લઢવાડો લઢયા જ કરીએ તો વર્તમાનકાળમાં જીવવા માટે આપણને પૂરતો અવકાશ જ મળશે નહિ. જૂનું અભિમાન છોડતાં આપણને આવડવું જોઇએ. કોમ કોમ વચ્ચેનું વૈમનસ્ય આપણે દફનાવી નાખવું જોઇએ. સામાજિક ઊંચનીચભાવ આપણા મનમાં પણ ન ઊઠવો જોઈએ. વ્યવહારમાં તો તે વિષે કોઈને શંકા પણ ન આવે એવું આપણું વર્તન હોવું જોઇએ. આ આદર્શ સિદ્ધ થતાં સુધી જુદી જુદી કોમો વિશે અનુદાર અભિપ્રાય વ્યક્ત કરનારી કહેવતોનો સાહિત્યમાં અને સામાજિક જીવનમાં બહિષ્કાર કરવો જોઈએ. વૃત્તવિવેચનને સાહિત્યમાં સ્થાન જ આપવામાં આવતું નથી તેથી તેનો પ્રથમ ઉલ્લેખ કર્યો. આજકાલ સાહિત્ય એટલે નવલકથાઓ, નવલિકાઓ, રૂપકકથાઓ અને કવિતા એટલું જ માનવામાં આવે છે. નવલકથાને મેં ઉર્દૂમાં સામાજિક શક્તિ કહી છે. નવલકથાનું મહત્ત્વ દહાડે દિવસે વધતું જ જાય છે બહુ મોટા મોટા અને સમર્થ લેખકોએ સાહિત્યના આ અંગનો ઉપયોગ કરીને નવલકથાઓનું મહત્વ વધાર્યું છે. નવલકથામાં સામાજિક ક્રાન્તિ કરવાની શક્તિ છે. કોઇ-કોઈ નવલકથાઓએ સામાજિક ઈતિહાસનું મહત્ત્વ પ્રાપ્ત કર્યું છે અને સાહિત્યનો આ પ્રકાર દહાડે દિવસે ખૂબ જોરથી વધતો જાય છે. વાચકો જરા ઉતાવળા થવાથી આ ક્ષેત્રમાં નવલિકાઓએ નવલકથાઓ સાથે હરીફાઇ કરવા માંડી છે. અને તેનું તંત્ર પણ દહાડે દિવસે વૃદ્ધિ પામતું જાય છે. મનોરંજનની દૃષ્ટિએ નવલિકા વધારે ઉપયોગી નીવડે છે; પણ સમાજને સારું યા નરસું વલણ આપવું એ મુખ્યત્વે કરીને નવલકથાનું જ કામ છે.

પ્રાચીનકાળમાં રૂપકકથાઓએ બહુ મોટું પદ પ્રાપ્ત કર્યું હતું. બધા જ દેશોમાં ઉત્કૃષ્ટ રૂપકકથાઓ ઘડાઈ છે. વચમાં આ પ્રકાર લગભગ બંધ પડયો હતો. હવે તે ફરીથી વધવા લાગ્યો છે. આ બાબત એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે, રૂપકકથાઓ કદીપણ શિથિલતાથી ન લખાવી જોઈએ. ઉત્કૃષ્ટ મૂર્તિની જેમ આ સાહિત્ય પણ તદ્દન ઘુંટાઇને નિર્માણ થવું જોઇએ ભાષાશુદ્ધિની દૃષ્ટિએ, અભિજાત અભિરુચિના પોષણની દૃષ્ટિએ અને શૈલિની ઘનતાની દૃષ્ટિએ રૂપકકથાઓને સાહિત્યમાં ગુરુપદ મળવું જોઈએ. શિક્ષણના કામમાં રૂપકકથાઓનો એટલો બધો ઉપયોગ થવો જોઇએ કે, જનતાને તે કવિતાની જેમ મોઢે થઈ જવી જોઈએ. ટંકશાળમાંનું નાણું જેમ શુદ્ધ, વજનદાર, માપસર અને કલદાર હોય છે, તેમ કોઈપણ ભાષાઓની રૂપકકથાઓ હોવી જોઇએ, પણ મારા મત પ્રમાણે સાહિત્યનું સર્વોત્કૃષ્ટ અને સમર્થ રૂપ તો નિબંધ છે. હમણાં આ પ્રકારને વર્તમાનપત્રો અને માસિકોની બહાર બહુ સ્થાન નથી. પણ તેથી સમાજનું તો નુકસાન જ થયું છે. નિબંધ-સાહિત્ય બધી રીતે શણગારાવું જોઇએ. લોકશિક્ષણને ખાતર જ્ઞાનનાં બધાં જ ક્ષેત્રો નિબંધે હાથમાં લેવાં જોઇએ; જ્ઞાનોપાસનાનું અને પુરુષાર્થનું એક પણ ક્ષેત્ર નિબંધે ન છોડવું જોઇએ.

લલિત-સાહિત્ય વિશેનો મારો અભિપ્રાય મેં ઉપર આપ્યો છે. આ સાહિત્યની શક્તિને હું જાણું છું; મને તે ગમે પણ છે; પણ લલિત સાહિત્ય જો બેજવાબદાર થાય તો તેને હું સમાજને ગુરુસ્થાને ન બેસવા દઉં. જનતાના હિતચિંતક સ્નેહીની પદવી પણ તેને નહિ મળે. વિદૂષક, મશ્કરો વગેરે રંજક વર્ગને જેટલી સામાજિક પ્રતિષ્ઠા ઘટે તેટલી જ તેને મળે.

સમાજમાંના ગુણદોષનું પ્રતિબિંબ લલિત-સાહિત્યમાં પડે એ યોગ્ય છે. સમાજને પોતાના ગુણદોષ ઓળખવામાં તે ભલે મદદ કરે; પણ મનુષ્યસ્વભાવમાંની નબળાઈઓ વિશેની ક્ષમાવૃત્તિ અથવા કુતૂહલવૃત્તિ તેણે પેદા ન કરવી જોઈએ. સમાજમાંની કામુકતા કેટલી ભયંકર હોય છે! જો તે મર્યાદામાં ન રહે તો તે કેટલો અનર્થ ગુજારે છે એનું પણ યથાર્થ અને કલાત્મક આલેખન ટોલ્સ્ટૉયની ભેદક શક્તિથી તે ભલે કરે; પણ લલિત-સાહિત્યે કામુકતાને ઉત્તેજનારા વિલાસિતાના પાઠ સમાજને ન પઢાવ્યા કરવા જોઈએ

પુરાણકારોએ નક્કી કર્યું હતું કે શંકર અને વિષ્ણુને ઉપાસના ઈષ્ટ છે પણ બ્રહ્મદેવની ઉપાસના કરવાનું કોઈ કારણ નથી. બ્રહ્મદેવ મતિ છે એટલે પોતાની છોકરીની પણ પાછળ પડે છે. તેને ઉત્તેજન ન આપવું જોઇએ.

ગોવામાંનું સાહિત્ય વિકારયુક્ત હોય છે? આ પ્રશ્નની ચર્ચા અહીં એકવાર થઈ છે. ઉપરની દૃષ્ટિ જો ગ્રાહ્ય માનવામાં આવે તો આ વિષયની વિશેષ ચર્ચા કરવાનું કોઇ કારણ નથી. અત્યારના જમાનામાં વિકારયુક્ત સાહિત્ય કઇ ભાષામાં કે કયા પ્રદેશમાં નથી? ફરક એટલો જ છે કે, કેટલાક સાહિત્યમાં વિકારયુક્ત ભાગ ઉત્તાનપણે પ્રકટ થાય છે જ્યારે કેટલાક સાહિત્યમાં તે સૂચકતાના પાતળા અને પારદર્શક આવરણની નીચે ઢાંકેલો હોય છે.

બ્રિટિશ મુલ [illegible] લેખક [illegible] સાહિત્ય વધારે વાંચે છે, તેને લીધે [illegible] લોકોનો સાહિત્યનો

આદર્શ આપણામાં ઊતરવા લાગ્યો છે, અંગ્રેજ સ્વભાવમાં દંભની કૃત્રિમતા સારી પેઠે ભળેલી હોય છે ગોમાન્તકના લેખકોમાં પોર્ટુગીઝ, સ્પેનિશ, ફ્રેંચ, ઈટાલીયન વિગેરે લેટિન પ્રજાના સાહિત્યનો આદર્શ ઊતર્યો હોય તો આશ્ચર્ય નથી અંગ્રેજ સ્વભાવમાં શિષ્ટાચારનો દંભ હોય તો યે તે મને ગમે છે કારણ કે દંભને કારણે પણ તેઓ એક પ્રકારનો સંયમ પાળે છે

સામે પક્ષે લેટિન માનસમાંની વાસ્તવવાદી નિખાલસતાનો વધારે હળી સંયમને મળે તો તે અનિષ્ટ છે એમ કોણ કહેશે?

ગોવ માનું સાહિત્ય મને બહુ વાંચવા મળ્યું નથી તેને લીધે હું નિશ્ચિત અભિપ્રાય નહિ આપી શકું પણ ગોવામાંના સમાજનો મને પરિચય છે, તે ઉપરથી હું કહી શકું છું કે શિષ્ટાચારમાં ફરક હોય તો પણ મનુષ્યજાતિ તો બધે સરખી જ હોય છે ગોવાના લોકોની ભાષામાં, સહજ બોલચાલમાં પણ જે કાવ્ય દેખાઇ આવે છે તે તેમના સાહિત્યમાં પણ પ્રતિબિંબિત થયું જ હોવું જોઇએ પણ એક સમગ્ર પ્રદેશમાંના સાહિત્ય વિશે સર્વ સામાન્ય અભિપ્રાય જણાવી દેવાનું સાહસ અમે મહારાષ્ટ્રીઓ કરી શકીએ છીએ થોડી માહિતીના અને છીછરા અધ્યયનના જોર ઉપર અર્ધ સત્યના ઉદ્‌ઘોષ પેદા કરવાની ટેવ અમને લોકોને છે ખરાખોટા દોષ લાદીને પોતે શ્રેય લેવાની ટેવ અમને લોકોને છે તે ખ્યાલમાં રાખીને અમારા ઉદ્‌ઘોષોને તમે બહુ મહત્ત્વ આપશો નહિ હું પણ મહારાષ્ટ્રીય છું મારામાં પણ આ દોષ હોવાનો સંભવ છે તેથી મારી વિરુદ્ધ પણ ઉપરની મારી સૂચના વાપરવાની મારી તમને વિનતિ છે મારી પ્રતિષ્ઠા ભલે હણાય પણ સામાજિક જીવનને નુકશાન ન થવું જોઈએ અને સ્વકીયોનો વિચાર પ્રવાહ કલુષિત ન થવો જોઈએ

સાહિત્ય એ એક સામાજિક શક્તિ છે દુર્બળતા અને પિશુનતાથી સમાજનું જેવું નુકશાન થાય છે તેવા જ પ્રકારના સાહિત્યથી પણ સમાજનું ભારે નુકશાન થાય છે તેથી સાહિત્યકારે પોતાની જવાબદારી સમજીને લખવું જોઈએ

—ચાલુ

## વ હે તાં પા ણી [ પૃષ્ઠ ૬૯૭ થી ચાલુ ]

જાગ્યે હતો પણ રાજકીય કેદીઓ અને આઝાદ હિંદ ફોજ માટેના અને બીજા ફંડોમાં પોતાની આ થેલી વિઘ્નરૂપ ન થાય એવા હેતુથી ખુદ જવાહરલાલે જ સામે ચાલીને આ થેલી આટલેથી જ બંધ કરવાની વિનતિ કરી હતી

### જીવનભરના યોદ્ધાને

### અંજલિ

શ્રી નરસિંહભાઈ પટેલનું અવસાન ગુજરાતની બહુવિધ અંજલિને પાત્ર છે આપણા પ્રાંતની રાષ્ટ્રીય જાગૃતિમાં એ પહેલી પેઢીના પુરુષ હતા ભાંગફોડવાદી વિચારોથી એણે પોતાના યૌવનને મોટા જોખમમાં મૂક્યું હતું પૂર્વ આફ્રિકામાં ચાલ્યા જઈ ઘણા વર્ષોના વસવાટમાં પોતે જર્મન ભાષા શીખી લઈ 'વીલ્હેલ્મ ટેલ' વગેરેના ભાષાન્તર કર્યાં સ્વ દીનબંધુ એન્ડ્રૂઝનો ચાહ મેળવવાને પરિણામે ૧૯૨૦–૨૧માં એમણે કવિવર ટાગોરના શાંતિનિકેતનમાં શિક્ષકપદ મેળવ્યું હતું તે પછી પોતે ગુજરાતમાં આવી પાટીદાર કોમનું પ્રાણરુંધન કરનારી સામાજિક કુરૂઢિઓ સામે અવિરત સંગ્રામ માંડ્યો હતો સ્ત્રીસમાજનો પક્ષ લઇને ઝુઝનારા એમના જેવા થોડા હશે વિચારોમાં શુદ્ધ બુદ્ધિવાદી હોઇ કરીને જ પોતે વિના દંભે 'ઈશ્વરનો ઈન્કાર' જેવું પુસ્તક આપ્યું હતું બાળક જેવા આનંદી હતા વર્ષોજૂની બગડેલ શરીરસંપત્તિ છતાં અંત સુધી પરાર્થ ઉદ્યમ કરી ખપી જનાર એ ગુર્જરી પુત્રના આત્માને શાંતિ પ્રાર્થીએ

### વિજ્ઞાનિકો પ્રત્યે

### ઉદાસીન ઉદ્યોગપતિઓ

આપણા પ્રખ્યાત વૈજ્ઞાનિક સુર શાંતિસ્વરૂપ ભટનાગરે હિંદી ઉદ્યોગપતિઓ વિશેની પોતાના દિલની આ વરાળ ગઈ તા ૮મીએ કાનપુરમાં કાઢી હતી —

'હિન્દી ઉદ્યોગપતિઓ' અશિક્ષિત હોય છે આટલી ઓછી બુદ્ધિ છતાં તેઓ આટલી બધી કમાણી કરી રહ્યા છે એ જોઈને હું તો ચોંકી ઊઠ્યો છું એ લોકોને તો માત્ર સસ્તાં અથવા સેકન્ડહેન્ડ યંત્રોના સૂચિપત્રોની પડી છે એમાંથી એમને ઝટ પૈસા કમાઇ લેવા છે વૈજ્ઞાનિક નિબંધો કે સંશોધનના સામયિકોની એમને કદી ય પડી હોતી નથી 'ઈન્ડીયન જર્નલ ઑફ સાયન્ટિફિક એન્ડ ઇન્ડસ્ટ્રિયલ રીસર્ચ' (વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધનનું હિંદી સામયિક)ની ૯૦૦ નકલો તો અમેરિકનો ખરીદતા હોય છે જ્યારે હિંદુસ્તાનમાં માત્ર ૧૨૦૦ નકલો જ વેચાય છે, અને તે પણ મુખ્યત્વે તો વિદ્યાર્થીઓ, વૈજ્ઞાનિકો અને શિક્ષણસંસ્થાઓમાં જ હિંદી વૈજ્ઞાનિકોના કાર્યમાં પરદેશીઓ વધારે રસ લેતા હોય છે

'વૈજ્ઞાનિકો અને નિષ્ણાતોને નોકરીમાં રાખવાનું હિંદી ઉદ્યોગપતિઓ હજી હમણાં જ શીખ્યા છે પણ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઇને એમને ત્યાં ભારે પગારે રહેનારા આઈ સી એસના માણસો પોતાને ત્યાં રાખવાને તેઓ વધુ આતુર હોય છે કારણ કે આ ઉદ્યોગપતિઓને તો એવા માણસોની જરૂર છે કે જે સરકારમાં લાગવગ ધરાવતા હોય, કોન્ટ્રેક્ટો અપાવી શકતા હોય અને સોદા કરી આપી શકતા હોય નિષ્ણાતો એમને નથી જોઈતા'

ડાહ્યા ઉદ્યોગપતિઓ માટે આથી વિશેષ ટીકાની જરૂર છે ખરી?

# 'મારી મેંદીનો રંગ ઊડી જાય!
# સૂરજ ધીમા તપો–'

ટાંચણપોથીનાં વધુ પાનાં : હપ્તો દસમો

ઝવેરચંદ મેઘાણી

કરસનજી તેડાં મોકલે રે
રાધા! મારે મોલે આવ,
રે રાધા! મારે મોલે આવ.
ઓતર–દખણ ચડી વાદળી રે
ઝીણા ઝરમર મેહ
રે ઝીણા ઝરમર મેહ
જાઉં તો ભીંજાય ચૂંદડી રે
નીકર તૂટે રે સનેહ
રે નીકર તૂટે રે સનેહ
ઘેળી ભીંજાય મારી ચૂંદડી રે
મારે રાખવો સનેહ
રે મારે રાખવો સનેહ



ટાંચણમાંનું આ ગીત ૧૯૨૮નો ભાવનગરમાં લીધેલો એએક વર્ષનો વસવાટ યાદ કરાવી રહેલ છે. મકાન–માલિક નવું ચણતર કરાવતા હતા, મજૂરણો ચૂનો ખાંડતી ખાંડતી તાલે–સ્વરે ને કાંઠે આ ચણતર–મસાલાને રસતી હતી. ગવરાવનારી ૪૫ વર્ષની વય વટાવી ગયેલ, અર્ધઓખી હતી. કાળું ફાટલું ઓઢણું યાદ આવે છે. દેહ ઢાંકવા મિથ્યા મથતા સાડલાની માફક જ દેહની ચામડી તરડાયેલી હતી. અનામત હતો એક કંઠ.



'જાઉં તો ભીંજાય ચૂંદડી રે, નીકર તૂટે રે સનેહ!—સ્નેહજીવનની એ સનાતન સમસ્યા છે. સાચો પ્રેમ પલના યે વિલંબ વિના સમસ્યાનો નિકાલ લાવે છે.

'ઘેળી ભીંજાય મારી ચૂંદડી રે
'મારે રાખવો સનેહ.'

'ઘોળ્યો'—એ એક જ શબ્દમાં આ પંજાબીઓએ, સિંધીઓએ અને સોરઠવાસીઓએ નિછાવરપણાની કેટલી બધી ઘટ્ટ ઘન તાકાતની ઊર્મિ ભરી આપી છે! સામા પારના વાસી પિયુ મેહારને છેલ્લી વાર મળવા જતી સુહિણીએ પણ સિંધુનાં મધ્ય વહેનમાં મધરાત્રિએ ઓગળેલ ઘડાનો આધાર ગુમાવ્યો હતો ત્યારે ગાયું હતું.

'ઘરો ભગો ત ગોરેઓ—' ઘડો ભાંગ્યો તો ઘોળ્યો! હું આપબળે તરીને આ ભયાનક સિંધુ–પ્રવાહ પાર કરીશ, પાછી તો નહિ જ વળું. મારો પિયુ વાટ જોઈ રહેશે.



ભાવનગરને ઘર–આંગણે ચૂનાની કૂંડીમાં ધોકા પડે છે, અને બીજું એક ગીત એના તાલ–સ્વર–બોલની ત્રેવડી ધાર સિંચે છે–

ધૂપ પડે ને ધરતી તપે છે ભલા
ધૂપ પડે તો ધરતી તપે છે ભલા!
સૂરજ રાણા ધીમા તપોને!
મારી મેંદીનો રંગ ઊડી જાય!

કોના હાથપગની હથેળી પાનીઓ પરથી સંસાર–સૂરજના ઉગ્ર સંતાપ આ મેંદીનો રંગ ઉછેડી લેતા હશે? કોઈક મિંયાની બીબીના જ તો! મેંદીના લાલી શણગાર સજતી, એજન્સી, થાણાના પોલીસોની ગરીબ રસિક સિપારણો મારી શૈશવ–સ્મૃતિમાંથી તરવરી આવે છેઃ સાત સાત રૂપિયાના પગારદાર પતિઓની એ સપારણો એ રીતે લાલી પ્રગટાવતી–મસાલા વાટીને, અને મેંદી વાટીને; Food & Sex મેંદીનો રંગ, એ તો છે મુસ્લિમ સંસ્કારની પ્રસાદી. ગીત પણ મિંયાનો જ નિર્દેશ આપે છે–

મિંયાં કે વાસ્તે દાતણિયાં મગાવું ભલા!
× × ×
મિંયાં કે વાસ્તે પોઢણિયાં મગાવું ભલા!
હાં રે મારાં જોબન જાય ભરપૂર,
હાં રે મારાં નેણાં ઝબૂકે જલપૂર.
સૂરજ રાણા! ધીમા તપોને,
મારી મેંદીનો રંગ ઊડી જાય.

વિવેચનનો સૂર્ય–તાપ વધુ તપે અને આ ગીતોનો મેંદી–રંગ ઊપટી પડે, એ બીકે વધુ કંઈ લખાતું નથી. જોબન જેનાં ભરપૂર નીરે વ્યર્થ વહી જતાં હશે તેના નેણાંમાં જલબિન્દુઓ ઝબૂકી રહેતાં હશે.

ટાંચણ ત્રીજું ટીપણી-ગીત આપે છે—

મોર આદુર દાદુર બોલે છે,
　　ઝરમર મેવલો વરસે છે.
તમે જેસર ઓરા આવો રે
　　એક તમારી અરજ કરું.
આંગણીએ હોજ ગળાવું રે
　　ચોકમા ચંપો રોપાવું.
વીંઝણુંલે વાહર ઢોળું રે
　　ફૂલની સેજે પોઢાડું.

આટલી બધી સારવાર શાને માટે ? આટલા માટે કે—

તમે ઘડીક મુજ પાસે બેસો રે
　　હૈડા હેઠાં મેલીને
તમને સાચી વાત સુણાવુ રે
　　જો રૂદિયામાં રાખો તો.
તમે જો રૂદિયામા રાખો તો,
　　અમરત આલુ ચાખો તો !

❧

હૈડાં હેઠાં મેલીને મેં એ ટીપણી-ગીતો એકાદ પખવાડિયું સાંભળ્યાં કર્યાં. રૂદિયામાં જ રાખે ગયો. એમાંથી જન્મ થયો-મારી સૌ પહેલી સ્વતંત્ર ગીત-રચનાઓનો. દીકરી ઇંદુ ખોળે રમતી હતી; છએક મહિનાનું ફૂલ, ત્યારે ત્યાં, ભાવનગરમાં 'વેણીનાં ફૂલ' રચાયાં—

લીલા છે મોર કાળી વાદળી રે
　　એક વાર ઊભાં રો' રંગવાદળી !
વરસ્યા વિણ શાને વહી જાવ રે
　　એક વાર ઊભાં રો' રંગવાદળી !

એ ઋતુ-ગીત;

'નીંદરભરી રે ગુલાલે ભરી
　　'બેનીબાની આંખડી નીંદરભરી રે'

એ હાલરડું; અને

ભેટ ઝુલે છે તલવાર,
　　વીરાજી કેરી ભેટ ઝુલેરે.

એ શૌર્ય-ગીત તો રાત્રિયે સૂતા પહેલાં રચીને પ્રભાતે સ્વ. મિત્ર અમૃતલાલ દાણીની પાસે હોંશભેર લઈને દોડયો ગયેલો તે સાંભરે છે. એનું પ્રોત્સાહન પામીને વળતા જ દિવસે 'શિવાજીનું હાલરડું' બનાવ્યું, એક જ બેઠકે રચીને પછી જ ઊઠયો, દાણી પાસે પહોંચ્યો. બોટાદકરની કવિતાનું લાલન કરનાર એ અમૃતલાલ દાણી હતા મારી આ કવિતા-કૂંપળોને પણ એ જ અમૃતલાલે અમૃતમય ઉત્સાહે સિંચી ઉઝેરી. 'આવો આવો રે બહાદુર સ્ત્રી બ્હેન હિંદવાણી !' નું મારું ગીત ભાઇ અમૃતલાલના આત્માને સ્વરહિલ્લોલ પર ચડાવી ડોલાવી શકયુ હતું. પોતાના મહિલા-વિદ્યાલયની વિદ્યાર્થિનીઓ-જેમાં કુમારિકાઓથી લઇ સુહાગણો વિધવાઓ પણ હતી-તેમની આગળ આ કૃતિઓ સંભળાવવા પ્રેરીને, આડકતરી તેમજ સીધી ઉભય જુક્તિ વડે મારામાં કવિતા સર્જકતાનો આત્મવિશ્વાસ રોપનાર પણ અમૃતલાલ દાણી હતા. દાણીનું એ ઋણ ન ચુકવાય તેવું છે.

❧

સામા માણસને પોતાની પ્રભા વડે આંજી દેવો, પોતાના તેજપુંજથી ચકિત, મુગ્ધ, સ્તબ્ધ બનાવી દેવો, પોતાનો નમ્ર આશ્રિત ભક્ત બનાવવો, એ સહેલ છે. સામા માણસની સુષુપ્ત શક્તિઓને પારખી લઇને પછી એની લાઘવ-ગ્રંથિનું આવરણ ઉખેડી લેવું, એનામાં નિજ-શક્તિભાન સંચારવું, અને એને આ નિજશક્તિના અતિભાનમાંથી ઉગારી લેતે લેતે સર્જનપ્રવૃત્તિને પંથે પળાવવો એ વિકટ કામ છે. દાણીમાં એ આવડત હતી. મારી કાવ્યસર્જકતાનો રોપ, સીધેસીધી રાષ્ટ્રોત્થાન ભાવની જોખમભરી ભૂમિમાં,પડતો બચી ગયો, અને નિસર્ગલક્ષી બાળગીત, કૌમારગીત તેમજ દાંપત્યગીતની કયારીમાં રોપાયો એ સ્વ. દાણીના પ્રતાપ. પત્રકારિત્વથી હું ત્યારે થોડા વખત આઘો ખસી ગયેલો હતો. 'કિલ્લોલ' 'વેણીનાં ફૂલ'નો ફાલ એટલે જ સંભવિત બન્યો. રાષ્ટ્ર-ભાવી કૃતિઓનો ઉગમ તો તે પછી, ફરી પત્રકારિત્વે ઊતર્યો ત્યારે, '૨૯-'૩૦ નાં વર્ષોમાં, 'જાગો જગના ક્ષુધાર્ત' અને 'કવિ તને કેમ ગમે !' એ અનુકૃતિઓ વડે સૌરાષ્ટ્ર સાપ્તાહિકનાં પહેલાં પાનાંને શણગારવા માટે થયો હતો. 'યુગવંદના' મને પ્રિય છે, પણ વેણીનાં ફુલ ને કિલ્લોલ પ્રિયતર છે. જનમેદનીના પ્રાણમાં જલધિ-ઘોષ ગર્જાવતું—

જાગો જગનાં ક્ષુધાર્ત
　　જાગો દુર્બલ અશક્ત
પૃથ્વીના પાટ પર
　　કરાલ કાલ જાગે

અગર તો—

છેલો કટોરો ઝેરનો
　　આ પી જજો બાપુ !

એના કરતાં મનમાં મનમાં એકલા ગવાતું મારું—

મોરલા હો મુંને થોડી ઘડી
તારો આપ આષાઢીલો કંઠ !
ખોવાયેલી વાદળીને હું
છેલ્લી વાર સાદ પાડી લઉં.

એ ગીત જીવનની વિફલતાઓ વચ્ચે વિશેષ આશ્વાસક બની રહેલ છે.



'૨૭–'૨૮ની આ બે સાલોનું શ્રેય આટલેથી સમાપ્ત નથી થતું. સ્વ. દાણીને ખાતે જમા થયેલ બીજું એક મહાઋણ છે. 'મેઘાણીભાઈ, તમે લોકગીતોનો ગરબા, રાસડા હાલરડાં વિ. પ્રદેશ ખેડો છો, પણ કાવ્ય-દૃષ્ટિએ ઘણાં વધુ ચડિયાતાં આપણાં લગ્ન–ગીતોને તો તપાસો.' આ હતી ભાઈ દાણીની વારંવારની ટકોર. લગ્નગીતોનો પ્રદેશ મારે માટે અણદીઠ હતો. એમાં મને પ્રવેશ કરાવનાર અમૃતલાલ. એમનાં પત્ની જયાબહેને આ ગીત–ભવનનાં બારણાં ઉઘાડી આપ્યાં. સ્વ. દાણી સાચા પડ્યા. જયાબહેન જેમ જેમ ગાતાં ગયાં—

ધરતીમાં બળ સરજ્યાં બે જણાં
એક ધરતી બીજો આભ, વધાવો આવિયો
આભે મેહુલા વરસાવિયા
ધરતીએ ઝીલ્યા ભાર–વધાવો.

એ પહેલું ગીત,—

દૂધે તે ભરી રે તળાવડી
મોતીડે બાંધી પાળ
હંસવર ધોવે ધોતિયાં
પારવતી પાણીડાં જાય.

એ બીજું—ને પછી

એક ઊંચો તે વર નો જો જો રે દાદા
ઊંચો તે નત્ય નેવાં ભાંગશે

એ પુત્રીહૃદયના આગળા ઉઘડાવતું ગીત—

કુંવારી ચડી રે કમાડ
સુંદર વરને નિરખવા રે

એ સ્વયંવર ગીત :

કાળી શી કોયલ શબ્દે સોયામણી
આવે રે કોયલ આપણા દેશમાં

એ લગ્નજીવનના સાફલ્યનું શેષ મંગલ સૂચવતું ગીત : એમ જયા બહેન ગાતાં ગયાં તેમ તેમ જીવન–ચૂંદડીનાં ગલફૂલ વણાટમાં ઊપડતાં આવ્યાં. 'ચૂંદડી' નામના લગ્નગીત–સંગ્રહ પ્રજાને આપ્યા એ તો ઠીક, પણ એ કે ' ગીતોની સંજીવનીએ આ બળના વેરાન વચ્ચે આતમ-ભૂમિને રસવાનું જે ચિરકાલીન કામ બજાવે રાખ્યું છે, તેની વાત કરવા બેસતાં વાચા વિરમી જાય છે. કેટલીક વસ્તુઓ તો મૂંગાં મૂંગાં જ માણવા જેવી છે.



પછી તો 'ચૂંદડી'ની રંગઝાલકો ક્યાં ક્યાંથી ઊડી તે યાદ કરું છું. એક અજાણ્યા બહેને છેક બ્રહ્મદેશ–અક્યાબથી કાગળમાં એક ગીત સંગ્રહમાં નહોતું તે મોકલ્યું—

ગોરાં...વહુ તે...ભાઈને વીનવે,
તારા ગામની સીમડી દેખાડ રાયજાદા રે
લાલ છેડો લટકાં કરે
તમે આઘેરાં ઓઢો ગોરી ઓઢણાં,
મારા છેગલાને છાંયે ચાલી આવ મારી ગોરી રે
લાલ છેડો લટકાં કરે.



એ એક જ ગીતે મને નિહાલ કરનાર સૌરાષ્ટ્રણ બહેનનાં દર્શન અને સમાગમ તે પછી પંદર વર્ષે '૪૪માં અચાનક પામ્યો. ઘેર બેઠે ગંગાજી મળ્યાં. ચલાળાના લાખાણી પુત્રી સૌ. હેમકુંવરબહેન મગનલાલ. અને બીજો પરિચય તો એ કરતાં પણ વધુ વિસ્મયકર બન્યો. મંગલમૂર્તિ વિજયાબહેન દુર્લભજી પરીખ સાથેની અમારી લેણાદેવીના ચોપડામાં પહેલો આંકડો એક લગ્નગીતથી પડ્યો. સીધાં તો મને લખે પણ નહિ એટલાં બધાં અજાણ, તેણે એક ત્રીજા સ્નેહી દ્વારા 'ચૂંદડી'ના એક ગીતની ખંડિત પંક્તિઓ પૂરી પાડી અને વિશેષ શ્રેષ્ઠ ગીતો લખી મોકલ્યાં. મારા, અને મુજ જેવાં અનેકનો વિસામો બનનાર વિજયાબહેન–દુર્લભજીભાઈની દુનિયા મારાથી છેક નિરાળી. વચ્ચે આ લગ્નગીતોએ સેતુબંધ સરજાવ્યો. ચલાળાવાસી ગં. સ્વ. મણિબેન પાસેથી મળ્યું અણ-કલ્પ્યું એક રસગીત—

લાડી! તમને કેસરિયો બોલાવે હો રંગભીની!
ઓરાં આવો મુજ પાસ.
પાળી ચાલું તો મારા પાનુલિયા દુઃખે,
કેમ રે આવું વરરાજ!
મોકલાવું રે મારાં અવલ વછેરાં,
બેસી આવો મુજ પાસ



જ . ' અ ' ' ન્હાનાલાલના
' હતું કે

'મેઘાણીને મળેલાં લોકગીતો તો બહુધા બરડાની મેરાણી-
દીધાં છે.' વાત દૂષિત છે. મારાં ગીતદાતા માનવીઓનાં
નામ તો મારા પ્રત્યેક સંગ્રહની પ્રસ્તાવનાઓમાં રજુ છે.
એટલું સાચું કે શ્રીગણેશ કરાવનાર હતાં મેરાણી બહેન
દેવી, બરડાના બગવદર ગામનાં. પણ હું ભમ્યો છું
પ્રાંતપ્રાંતે. મને સાંપડેલ છે સ્થળેસ્થળના ટહુકાર.
ટાંચણુ-પાનાંની આ વાર્તા એ બધું કહી રહી છે.
ખવાસણો ને કાઠીઆણીઓ, વણિક ને બ્રાહ્મણ સ્ત્રીઓ,
ઝાલાવાડ, હાલાર અને ગોહિલવાડનું પ્રતિનિધિત્વ કર-
નારી સ્ત્રીઓ, અનેક કનેથી હું પ્રસાદી પામ્યો છુ બલ્કે
મને તો બૃહદ્ ગુજરાતનાં વિચિત્ર પ્રતિનિધિઓ વિલક્ષણ
રીતે ભેટી ગયાં છે.

એક તો આ ભાવનગર-વાસ દેળાની જ
વાત છે. હું રહેતો તેની સામેજ નરોતમ
ભાણજીનો બંગલો. આજે જ્યાં કબૂતરખાનાં જેવા
કૂડીબંધ બ્લોક ખદબદી રહેલ છે ત્યાં ઊંચો ટેકરો
હતો. ટેકરા પર થોડીક ઓરડીઓ હતી. ત્યા રહેતાં
હતાં 'મારવાડાં.' 'મારવાડાં' એવા તિરસ્કારદર્શી શબ્દે
ઓળખાવાતાં એ હતાં પાલનપુરની ય પેલી મેરનાં
વતનદાર રાજસ્થાની મજૂર લોકો. મોટે ભાગે દાણા
બજારમાં અનાજ-થપ્પીઓની ભરેલ રેકડીઓ ખેંચનારાં
એ 'મારવાડાં' બૈરાંના ગગને આરોહતા સ્વરો રાત
વેળા સંભળાતા ને ઊંઘ ઊડી જતી. સ્વરોની
એ સીડી પર ચડી જતુ મન જાણે કે તારાનાં
ઝૂમખાં તોડવા સુધી પહોંચી જતું. સ્વરોમાં લહેરાઉં,
પણ શબ્દો પકડી શકું નહિ. હતા તો પડોશી, પણ
પહોંચું શી રીતે? એ જ ટીંબા પરની સામી ઓરડી-
ઓમાં રહેતાં હતાં દક્ષિણામૂર્તિ ભવનનાં થોડાંક શિક્ષક
શિક્ષિકાઓ. તેમાંનાં એક હતાં કમળાબહેન, (જેણે
'૩૨ કે '૩૩માં બોળતળાવમા જળસમાધિ લીધી.)
આ બહેનને પૂછ્યું કે આ મારવાડાંનાં ગીતો મેળવવામાં
મદદ કરશો? પણ તે કાળે તો તદ્દન અજાણ્યાં.
એટલે એમણે કંઈ રસ લીધો નહિ પછી બીતો
બીતો એ બાઇઓને ઉંબરે ગયો. એના મરદોનો
વિશ્વાસ મેળવ્યો. સ્ત્રીઓ ને પુરુષો મળીને
કહે કે 'હા, આવજો તમતમારે સાંભળવા; મંડાવશું.
એમાં શો વાંધો છે! ના, અમને કાંઇ પણ સંકોચ
નથી. ખુશીથી આવો!' પછી એમણે જે ઋતુગીતો,
લગ્ન-ગીતો, આણાં વળાવવાનાં ગીતો ગાઈ ગાઇ,
શબ્દેશબ્દથી પરિચિત બનાવી મને કાગળ પર ઉતારવા દીધાં
તેણે મારી સામે ગુજરાત, મહાગુજરાતને બદલે તો સમસ્ત
રાજસ્થાન (પશ્ચિમ હિંદ)ની સાંસ્કૃતિક એકરૂપતાનાં
આજે થઈ ગયેલ પૂર્ણદર્શનની તે કાળે ઝાંખી કરાવી
હતી. આજે પણ એના એક લગ્નગીતને હિંડોળે
મન ઝૂલી રહ્યું છે.

પગે પગે વાવડલી ખોદાવું
હો રૂપવી લાડી!
પગે પગે વાવડલી ખોદાવુ
હો લાખેણી લાડી!
લઈ ચાલાં મારે દેશ!

નિર્જળી મરુભોમનો વાસી વરરાજ એ પાણી-
વિહોણા પ્રદેશથી ભય પામતી વધૂને લાલચ આપે છે-
'તારે પગલે પગલે કૂવા ગળાવીશ.'

એક સાંજે ટેકરે જઈ ચડયો. આ 'મારવાડાં'ને
એક ઘરની મારવાડી સ્ત્રી અન્ય ઘેરે ઘેરે જઇને,
વાટેલ મેંદીનો અકેકેક વાટકો આપતી હતી.
પૂછ્યું, આ શું? કહે કે, દીકરીને તેડવા જમાઇ આવ્યા
છે, એ અવસરનાં ગાણાં ગાવાનાં આમ મેંદી દઇને
નોતરાં કરીએ. ઘરઘરની વહુ-દીકરી એ મેંદી હાથે મેલીને
પછી રાતી હથેળીએ ગીતો ગાવા અમારે ઘેર આવે.
ચાલો, બેસો, સાંભળો એ ગાણાં. પછી એમણે આભ-
નીસરણી માંડતા ભરપૂર સ્વરે જે ગીતો ગાયાં તે આ
હતાં-જાણે કે સ્વરો છેક ઊંચે ઊડતી કુંજડીને પહોંચા-
ડવાના હતા.

*ઊડતી કરુંજડી અંકાશે રે કરુંજ!*
*એક સંદેશો લેતી જા!*
*જાય જમાયાને ઈવું કે'જે કરુંજ!*
*અમાંરી ધીડયા ધાન ન ખાય*
*ખાજે ખારેક ટોપરાં, રે કરુંજ!*
*પીજ્યો લોઠયારા દૂધ*
*ખારાં ખારેક ટોપરાં રે કરુંજ!*
*મચળા લોટયાંનાં દૂધ.*

અર્થ-હે આકાશે ઊડતી કુંજડી, એક સંદેશો લેતી
જા. અમારા જમાઇને જઈ કહેજે કે હવે તો અમારી
દીકરી વિરહની મારી ધાન પણ ખાતી નથી. જમાઈ
જવાબ વાળે છે કે ધાન ન ભાવતાં હોય તો તમારી

દીકરીને ખારેક ટોપરાં ને ભેંસોનાં દૂધ ખવરાવજે. અરે જમાઈ! ખારેક ટોપરાં ને દૂધ પણ બેસ્વાદ બન્યાં છે. માટે ઝટ તેડવા આવો.

બીજું આ ગીત જમાઈ દીકરીને તેડવા આવ્યો હોય ત્યારે ગવાય છે એમ કહીને ગાયું.

આજ તો ધરાઉ ધૂંધળો મોરી જેડર!
રે મોટી છાંટાંરો, મોટી છાંટારો વરસે મેઘ

સાસુડી સંદેશા મોકલે મોરી જેડર!
રે સાળીયાં,–સાળીયાં ઉડારે કાળા કાગ.

માળવણ તો સંદેશા મોકલે મોરી જેડર!
રે એકારું, એકારું સાસરીએ પધાર

...ગામરે મારગીએ મોરી જેડર!
ઝીણેરી, ઝીણેરી ઊડે ગુલાલ.
જાવે તો જમાયાંને આપણા કંજે મોરી જેડર!
એકારું, એકારું મેવસીએ પધાર.

રાંચાંડી! મારી જેડર!
ભાખરીઓ, ભાખરીઓ ભેદાણો ઘરે આવ
મારગીઓ, મારગીઓ રેલાણો ઘરે આવ
મારગીઓ, મારગીઓ નીલાણો ઘરે આવ!

ચાંચે તે લખીઆ સાળારા ઓળપ મોરી જેડર!
પાંખડીએ, પાંખડીએ સાળારા જુવાર.

જાવે તો જમાઈજીને આપણા કેજે મોરી જેડર!
સાળા તો, સાળા સંધેયા આપણ દેશ.

આજ તો ધોવારે ઢાલોજી ધોતીઆં મોરી જેડર!
સવારે, સવારે સાળાંવાળો સાથ

આપ તો ચડો મહા મારૂ! ઘોડલે મોરી જેડર!
મારી રે, મારી રે બાઈ રે વેલડીમાં જોત્રાવ!

અર્થ—આજ તો ધરતી પર ધૂંધળ છવાય છે. મોટે છાંટે મે વરસે છે.

સાસુ કહાવે છે, ને સાળીઓ બનેવી આવવાની વાટ જોતી કાગડા ઉડાડે છે.

માળવાની પુત્રી સંદેશો કહાવે છે, -એક વાર તો સાસરે આવ.

અમૂક ગામને માર્ગે ઝીણી ગુલાલ જેવી ધૂળ ઊડે છે.

ઓ પ્રવાસીઓ, જમાઈને કહેજો કે એક વાર મેવસીએ મળવા પધારે.

પહાડ ચોમાસાને નીરે ભેદાઇ ગયો છે. મારગ રેલાઇ ગયો છે, મારગ હરિયાળી વનસ્પતિ વડે નીલાઇ ગયો છે, માટે ઘેરે આવ.

હે કુંજડી! તારી ચાંચ પર વહુના ભાઈઓના ઠપકા લખ્યા છે, ને પાંખો પર એમના જુહાર લખ્યા છે.

હે જેડર પંખી! જમાઈને કહેજે કે સઘળા સાળા બહારગામના ધંધા નોકરીથી ઘેર આવી ગયા છે.

પછી એ સંદેશો વાંચીને જમાઈરાજ આજ કપડાં ધોવરાવે છે, ને સવારે સાળાઓના સંગાથમાં પહોંચે છે.

હે જમાઈ, તમે ચડો ઘોડે, ને મારી દીકરીને માટે વેલડી જોડાવો.

જમાઇ તેડવા આવે તે અવસર પરનાં ગીતો આ સ્થળે પહેલાં જ જડયાં. એ સ્વરોમાં મને વિરહી નવવધૂઓની ઉત્કંઠ મનોદશાનો ચિતાર મળ્યો. મેંદી–નોતરાંની નવીનતા મળી. અને ગીતો તો વર્ષાઋતુનાં, લગ્નનાં, હાલાંનાં, જૂજવાં મળ્યાં. એક વાર તો પુરુષોએ પણ ગાયું, નાગજીનું ગીત.

નાગજી નામના એક મારવાડી વીરને એની પ્રિયતમા યુદ્ધમાં જતો રોકવા મથે છે. નાગજી નથી રોકાતો. લડાઈમાં ઝંપલાવીને કામ આવે છે.

હો રે નાગજી! તડક તડક તૂટયો ત્રાગ રે
વેરીડા! પાંચ પેરૂડા નૈ ઝીલે પૂણી રે!

હો રે નાગજી! ઘડી એક ઘોડલો થંભ રે
વેરીડા! બાળું ઝાળું તમહીણો દેશ જો.

હો રે નાગજી! તાવડીઓ પાપી પડે ઘેમ તપે રે
વેરીડા! ધરતી ત્રંબાવરણી તપે હો!

હો રે નાગજી! લટ ઘુંઘરી છાંયા કરું રે
વેરીડા! ઘડી એક ઘોડલો થંભ જો!

હો રે નાગજી! સરજે સરજે દેવળીયારો દેવ રે
નાગજી સરજે દેવળ માયલી પૂતળી રે
હો રે નાગજી! આપે એકણ મંદિર ભેળાં રેશાં રે

હો રે નાગજી! સરજે સરજે દીવડારો હાર રે
„ „ સું સરજું દીવડારો ઉરડો રે
હો રે નાગજી! તું સરજે કેળ માયલો કેળીયો
„ „ સું સરજું કેવડારી કાંબડી રે
નાગજી! આપે એકણ થાણે ઊગશાં રે

હો રે નાગજી સરજે સરજે વાદળીઆરો ગેર રે
„ „ સું સરજં વાદળી માયલી વીજળી રે
નાગજી આપે એકણ વરસાળે આવશાં રે.

હો રે નાગજી! થે મોતી મેં લાલ રે
„ „ એકણ ડોરે પ્રોવીઆં રે

હો રે નાગજી! થે ગોખા મેં ડાળ
„ „ એક જ બારે પરસીઆં રે

અર્થ–હો નાગજી ! તને રોકવા ઊડી ત્યાં તો તડ તડ રેંટીઆનો ત્રાગ તૂટ્યો. પાંચ રેરવાં (પૈડાં) પૂણીને ન ઝાલી રાખી શક્યાં.

હો નાગજી ! એક ઘડી ઘોડો થંભાવ. હે વૈરી ! તારા વિહોણું વતન સળગી જશે.

હો નાગજી ! આ ઘામ તાપ તપે છે. ધરતી ત્રાંબા વરણી બની છે.

એક ઘડી ઘોડો રોક, તો હું તારા પર મારી વાળ–લટોની ને ઘૂંઘટની છાંયડી કરું.

હે નાગજી ! તું સરજાજે દેવળનો દેવ, ને હું સરજાઇશ દેવળની પૂતળી. આપણ બન્ને એક જ મંદિરે ભેળાં રહેશું.

તું સરજાજે હૈયાનો હાર, હું સરજાઇશ એ હારનો મોતી–દોરો. એક જ કંઠે આપણે ઝૂલશું.

તું કેળ–વૃક્ષ, ને હું કેવડાની છડી—એક જ ક્યારામાં આપણે ઊગશું.

તું સરજાજે મોટું વાદળું ને હું બનીશ વીજળી. એક જ વર્ષાઋતુમાં આપણે સંગાથે આવશું.

તું મોતી ને હું માણેક : એક જ દોરે પરોવાશું. તું ચોખા ને હું દાળ, એક જ થાળીમાં પિરસાશું.



જેમને 'મારવાડાં' કહી હસીએ છીએ, જેમની હોળી-પર્વ પરની મહિનો મહિનો પહોંચતી રંગમસ્તીમાં એકલી અશ્લિલતા જ ઉકેલીએ છીએ, અને જેમનાં ઉચ્ચારણો આપણને જંગલી, પરદેશી, કર્ણકટુ લાગે છે, તેઓના કંઠની નજીક જતાં મને આ રત્નો મળ્યાં. આ તો મજૂરો હતાં. પુરુષો ને ઓરતો બેઉ ભારભરી રેંકડીઓ ખેંચનારાં, જન્મભૂમિ અન્ન ન આપી શકી તેથી કાઠિયાવાડ ખેડનારાં. પણ આ ગીતો તેમનાં ચિરસાથી વતન ભાંડુઓ બની રહ્યાં હતાં. જન્મસ્થાનથી હજારો ગાઉ વેગળાં પડીને ય જો મૂળ ગીતો ગાવાને રહ્યાં હોય તો પછી માણસને દેશાન્તર ખટકે નહિ. મૂળ ધરતીના સ્વરો ને સુગંધ તેમને ખુમારી આપી રહે છે. એકેએક ગીતનું સ્મરણ એટલે તો નાનપણમાં કયે ખેતરે ક્યારા વાળતાં, ને કઇ ડુંગરીની ઓથે યૌવનમાં પ્રણય કરતાં તેની જીવતી કલ્પના. મારવાડણો મને કહેતી હતી: ' ચોમાસું બેસતું હોય, ખેતરમાં ઊભાં હોયેં, આકાશે વાદળી ચડે, વરસાદ મંડાય, અમે બધી સૈયરું દોડીને એકાદ ડુંગરીના ઓથે ઊભીએં; ને પછી ગાઇએં.—

કાળુડી કાળુડી હો ! બાંધવ મારા કાજળીઆરી રેખ
ધોળી ને ધારારો બાંધવ મારા ! મેવર એ

વરસજે વરસજે હો ! મેહુલા બાવાજી રે દેશ
જઠે એ માડીરો જાયો હળ ખેડે

વાવજે વાવજે હો, બાંધવ મારા ડોડાળી જુવાર
ધોરે ને વધારો નાના કણુરી બાજરી

નીંદજો નીંદજો હો ! ભાભજ મારી ડોડાળી જુવાર
ધારે ને નીંદાવો નાના કણુરી બાજરી

વૂઠા વૂઠા હો ! બાંધવ મારા આષાઢા હે મેહ
ભરિયા હે નાંડા ને વળી નાંડડી

ભીને ભીને હો ! બાંધવ મારા પાઘડિયાળો પેચ,
ભીને હો ભીને હો મારી ભાભજ કેરી ચૂંદડી.

ભીને ભીને હો બાંધવ મારા રેશમીઆરી ડોર
ગીગો ને ભીને રે થારો પારણે.

નીપજે નીપજે હો ! બાંધવ મારા ! ડોડાળી જુવાર
થારે ને વાયોડા સાચાં મોતી નીપજે.

અર્થ—હે મારા પિયરવાસી ભાઈ ! કાળી કાળી કાજળના જેવી રેખાઓ ચડી છે, ને તેમાંથી ધોળી ધારનો મે વરસે છે.

(શું કાજળ આંજ્યાં નયણાંની અશ્રુ–કલ્પના !)

હે મેહુલા ! તું જઇને મારા બાપને ગામ વરસજે, કે જ્યાં મારો માડીજાયો હળ ખેડે છે.

(પતિને દેશ નહિ, પણ ભાઈને દેશ !)

હે મારા ભાઇ, ડોડાળી જુવાર વાવજે ને દોરા પર નાના કણની બાજરી વાવજે.

હે મારી ભાભી ! એ વાવેતરમાં નિંદામણી કરજે.

હે મારા વીર ! આષાઢા મે હલ્યા ને નાળાં નદીઓ ભરાઇ ગયાં.

હે ભાઇ ! તારી પાઘડીના પેચ ભિંજાતા હશે, ભાભીની ચૂંદડી ભિંજાતી હશે.

તારા બાળકના પારણાની રેશમી દોરી ભિંજાતી હશે ને પારણામાં હે ભાઇ, તારો ગીગો ભિંજાતો હશે.

આશિષો દઉં છું કે હે ભાઈ ! તારા ખેતરમાં મોટે ડૂંડે જુવાર નીપજજો, સાચાં મોતી સમા દાણા પાકજો.

આ મારું મહાગુજરાત–દર્શન છે. ગુજરાત શબ્દ ગૌણ બની રહે છે. પશ્ચિમ હિંદ-રાજસ્થાન–સમસ્તની રગરગમાં સંચરતું સંસ્કાર–શોણિત મારાં પિંડને ને પ્રાણને ધબકતાં કરે છે.

'મેઘાણીનાં લોકગીતો તો બહુધા 'મેરાણી–દીધાં' એ વિધાનમાં થોડી ભૂલ ભાળું છું.

# ગાંધીજીની ઉન્નતિનાં પગથિયાં

[ અંગત જીવનમાંથી ]

રવિશંકર મહારાજ

**આ**જ સુધી ઘણા મહાપુરુષો થઇ ગયા. તેમનાં કોઇએ પોતાની જયંતી ઊજવવાનું કહ્યું હોય એવું સ્મરણ નથી અને એ પણ સાચું છે કે આટલા મોટા પાયા પર દેશ અને દુનિયાભરમાં કોઈ જીવતા માણસની જયન્તી ઉજવાઈ નથી.

ગાંધીજયન્તી લોકોએ જ્યારે ઊજવવા માંડી ત્યારે ગાંધીજીએ કહ્યું કે જો જયન્તી ઊજવવી હોય તો મારું નામ છોડીને ચરખા જયન્તી યા રેંટિયા જયન્તી ઊજવો. આ માટીનો દેહ જશે, અને એને લોકો ભૂલી જશે, તો દેશ અને દુનિયાને નુકસાન નહીં થાય, પણ રેંટિયાને લોકો અપનાવશે અને નહીં ભૂલે તો દેશ અને દુનિયાનો ઉદ્ધાર થશે. ત્યારથી રેંટિયાબારસ અને ચરખા જયન્તી નામો અસ્તિત્વમાં આવ્યાં. તેમણે ચરખાને પોતાનું પ્રતીક ગણ્યું અને આ જન્મની ઊજવણીને બહાને પણ લોકો જો ચરખાનું રહસ્ય સમજશે તો જગતની સેવા જ થશે. એના ઉદ્ધારમાં જગતનો ઉદ્ધાર છે. અને નાશમાં જગતનો નાશ છે. એમ લોકોને ઠસાવ્યું.

આ મહાપુરુષનું બાળપણ યાદ કરીએ છીએ તો તેનામાં બહાર તરી આવે એવું કંઇ લક્ષણ જણાતું નથી.

તેઓ અંધારાથી–ભૂતથી ડરતા. નિશાળમાં ભણતા ત્યારે કોઈની સાથે ખાસ દોસ્તી નહીં, બીજા વિદ્યાર્થીઓ સાથે ભળતા નહીં, રમતનો શોખ નહીં, અભ્યાસમાં પણ સામાન્ય. નિશાળ બંધ થાય ત્યારે સીધા ઘેર જાય. શરમાળ પણ બહુ.

આમ તેમનું બચપણ જોઇએ છીએ ત્યારે આપણને જરૂર એમ લાગે છે કે આતો સામાન્ય વિદ્યાર્થી કરતાંય ઘણી બાબતોમાં પાછળ હતા. કેટલાય એમની ઉંમરના વિદ્યાર્થીઓ કહેશે કે અમે બીકથી ડરતા નથી, એમના જેટલા તો નથી જ ડરતા. અભ્યાસમાં, રમતમાં અને બીજા વિદ્યાર્થીઓ સાથે ભળવામાં આગળ છીએ. ત્યારે એ આગળ ક્યારે થઈ ગયા !

તે નોકરોની સોબતમાં બીડી પીતા થયા, આપણે પણ બીડી પીતા હોઇશું. તેમણે બીડી પીવા દેવું કર્યું. આપણેય મફતીયા બીડીઓ પીધી હશે. અને કેટલાકે જેમ તેમ કરીને જ્યાંત્યાંથી પૈસા મેળવ્યા હશે. તેમણે બીડીઓનું દેવું ભરપાઇ કરવા માટે સોનાનું કડું કાપવામાં પોતાના ભાઇને સાથ આપ્યો. આટલે સુધી તો ગાંધીજી આપણામાંના ઘણાની પાછળ લાગશે. પણ હવે તેમણે ફૂદકો માર્યો, અને દોટ મૂકી. એ ચોરી કર્યા પછી તેમને ઊંઘ જ ન આવી. તેમને ભારે પાપ કર્યાનું ભાન થયું. આ વાત પિતા જાણશે તો તે પોતાનું માથું ફૂટશે. પિતા માર મારે તો એટલું દુઃખ ન થાય, પણ પોતે માથું ફૂટે એ અસહ્ય લાગ્યું તેમ છતાં એ ચોરી કબૂલ કરવી જોઇએ અને ફરી જિંદગીમાં અસત્ય આચરણ ન કરવાની પ્રતિજ્ઞા કરવી એ તેમને લાગ્યું. પિતા ગંભીર માંદગીને બિછાને હતા. ત્યારે આ પ્રસંગ બન્યો તેમની કહેવાની હિંમત ન ચાલી, એટલે ચિઠ્ઠી લખીને આપી.

આમ કરવાથી તે સામાન્ય વિદ્યાર્થી કરતાં પાછળ દેખાતા હતા તે આગળ થઇ ગયા. આપણે તો કદાચ એમ વિચારશું કે ફરી નહીં કરીએ; પણ કોઇ નથી જાણતું તે ચોરી જાહેર કરવાની શી જરૂર? એ તો ભૂલાઇ જશે. ગાંધીજીને તો ચોરી કર્યા માટે પશ્ચાતાપ થયો, અને પ્રાયશ્ચિત કર્યું. તેમણે પિતાને ખાતર કબૂલાત ન કરી પણ પોતાને અર્થે કબૂલાત કરી. એમનું હૈયુ ડંખવા લાગ્યું. અને પિતા ન જાણે તોય અંતરાત્મા તો જાણે છે ને? એટલે પોતાના અંતરને વફાદાર રહેવા માટે ગુનાની કબૂલાત કરી અને ફરી તેવો ગુનો ન કરવાનું પણ લીધું. આ આગળ વધવાનું એક લક્ષણ.

હવે બીજી વાત. નાનપણમાં એમનામાં એક ગુણનો વિકાસ બહુ દેખાય છે, જે ભાગ્યે કોઇનામાં દેખાય છે તે માબાપની સેવા.

હરિશ્ચંદ્ર અને શ્રવણનું નાટક વાંચીને તેમના જીવનમાં નવો પ્રકાશ પડયો. તેમને એ જોઇને આંસુ આવ્યાં. શ્રવણ અને હરિશ્ચંદ્ર જેવા થવાનું મન થયું. [illegible] તો કદ [illegible] બીજાઓને પણ થતું [illegible] આચારમાં [illegible]

ની [illegible]

અર્થ–હો નાગજી ! તને રોકવા ઊડી ત્યાં તો તડ તડ રેંટીઆનો ત્રાગ તૂટયો. પાંચ ટેરવાં (પેરૂઓ) ખૂણીને ન ઝાલી રાખી શકયા.

હો નાગજી ! એક ઘડી થોડો થંભાવ. હે વૈરી ! તારા વિહોણું વતન સળગી જશે.

હો નાગજી ! આ ઘોમ તાપ તપે છે. ધરતી ત્રાંબા વરણી બની છે.

એક ઘડી થોડો રોક, તો હું તારા પર મારી વાળ-લટોની ને ઘૂંઘટની છાંયડી કરું.

હે નાગજી ! તું સરજાજે દેવળનો દેવ, ને હું સરજાઈશ દેવળની પૂતળી. આપણ બન્ને એક જ મંદિરે ભેળાં રહેશું.

તું સરજાજે હૈયાનો હાર, હું સરજાઈશ એ હારનો મોતી-દોરો. એક જ કંઠે આપણે ઝૂલશું.

તું કેળ-વૃક્ષ, ને હું કેવડાની છડી—એક જ કયારામાં આપણે ઊગશું.

તું સરજાજે મોટું વાદળું ને હું બનીશ વીજળી. એક જ વર્ષાઋતુમાં આપણે સંગાથે આવશું.

તું મોતી ને હું માણેક : એક જ દોરે પરોવાશું. તું ચોખા ને હું દાળ, એક જ થાળીમાં પિરસાશું.



જેમને 'મારવાડાં' કહી હસીએ છીએ, જેમની હોળી-પર્વ પરની મહિનો મહિનો પહોંચતી રંગમસ્તીમાં એકલી અશ્લિલતા જ ઉકેલીએ છીએ, અને જેમનાં ઉચ્ચારણો આપણને જંગલી, પરદેશી, કર્ણકટુ લાગે છે, તેઓના કંઠની નજીક જતાં મને આ રત્નો મળ્યાં. આ તો મજૂરો હતાં. પુરુષો ને ઓરતો બેઉ ભારભરી રેંકડીઓ ખેંચનારાં, જન્મભૂમિ અન્ન ન આપી શકી તેથી કાઠિયાવાડ ખેડનારાં. પણ આ ગીતો તેમનાં ચિરસાથી વતન ભાંડુઓ બની રહ્યાં હતાં. જન્મસ્થાનથી હજારો ગાઉ વેગળાં પડીને ય જો મૂળ ગીતો ગાવાને રહ્યા હોય તો પછી માણસને દેશાન્તર ખટકે નહિ મૂળ ધરતીના સ્વરો ને સુગંધ તેમને ખુમારી આપી રહે છે એકએક ગીતનું સ્મરણ એટલે તો નાનપણમાં કયે ખેતરે કયારા વાળતાં, ને કઇ ડુંગરીની ઓથે યૌવનમાં પ્રણય કરતાં તેની જાગતી કલ્પના. મારવાડણો મને કહેતી હતી: ' ચોમાસું બેસતું હોય, ખેતરમાં ઊભાં હોયેં, આકાશે વાદળી ચડે, વરસાદ મંડાય, અમે બધી સૈયરું દોડીને એકાદ ડુંગરીના ...થે ઊભીએં; ને પછી ગાઇએં.—

કાળુડી કાળુડી હો ! બાધવ મારા કાજળીઆરી રેખ
ધોળી ને ધારારો બાધવ મારા ! મેવર એ

વરસજે વરસજે હો ! મેહુલા બાવાજી રે દેશ
જઠે એ માડીરો જાયો હળ ખેડે

વાવજે વાવજે હો, બાધવ મારા ડોડાળી જુવાર
ધોરે ને વવાડો નાના કણુરી બાજરી

નીંદજો નીંદજો હો ! બાભજ મારી ડોડાળી જુવાર
ધારે ને નીંદાવો નાના કણુરી બાજરી

વૂઠા વૂઠા હો ! બાધવ મારા આષાઢા હે મેહ
ભરિયા હે નાડા ને વળી નાડી

ભીને ભીને હો ! બાધવ મારા પાઘડિયાળો પેચ,
ભીને હો ભીને હો મારી બાભજ કેરી ચૂંદડી.

ભીને ભીને હો બાધવ મારા રેશમીઆરી ડોર
ગીગો ને ભીને રે થારો પારણે.

નીપજે નીપજે હો ! બાધવ મારા ! ડોડાળી જુવાર
થારે ને વાયોડા સાચા મોતી નીપજે.

અર્થ—હે મારા પિયરવાસી ભાઈ ! કાળી કાળી કાજળના જેવી રેખાઓ ચડી છે, ને તેમાંથી ધોળી ધારનો મે વરસે છે.

(શું કાજળ આંજ્યાં નયણાંની અશ્રુ-કલ્પના !)

હે મેહુલા ! તું જઇને મારા બાપને ગામ વરસજે, કે જ્યાં મારો માડીજાયો હળ ખેડે છે.

(પતિને દેશ નહિ, પણ ભાઈને દેશ !)

હે મારા ભાઇ, ડોડાળી જુવાર વાવજે ને ધોરા પર નાના કણની બાજરી વાવજે.

હે મારી ભાભી ! એ વાવેતરમાં નિંદામણી કરજે.

હે મારા વીર ! આષાઢા મે ઢળ્યા ને નાળાં નદીઓ ભરાઇ ગયાં.

હે ભાઇ ! તારી પાઘડીના પેચ ભિંજાતા હશે, ભાભીની ચૂંદડી ભિંજાતી હશે.

તારા બાળકના પારણાની રેશમી દોરી ભિંજાતી હશે ને પારણામાં હે ભાઇ, તારો ગગો ભિંજાતો હશે.

આશિષો દઉં છું કે હે ભાઈ ! તારા ખેતરમાં મોટે ડૂંડે જુવાર નીપજજો, સાચાં મોતી સમા દાણા પાકજો.

આ મારુ મહાગુજરાત-દર્શન છે. ગુજરાત શબ્દ ગૌણ બની રહે છે. પશ્ચિમ હિંદ-રાજસ્થાન-સમસ્તની રગરગમાં સંચરતું સંસ્કાર-શોણિત મારાં પિંડને ને પ્રાણને ધબકતાં કરે છે.

'મેઘાણીનાં લોકગીતો તો બહુધા 'મેરાણી-દીધાં' એ વિધાનમાં થોડી ભૂલ ભાળું છું.

# ગાંધીજીની ઉન્નતિનાં પગથિયાં

[ અંગત જીવનમાંથી ]

**રવિશંકર મહારાજ**

આજ સુધી ઘણા મહાપુરુષો થઇ ગયા. તેમનાં કોઇએ પોતાની જયંતી ઊજવવાનું કહ્યું હોય એવું સ્મરણ નથી અને એ પણ સાચું છે કે આટલા મોટા પાયા પર દેશ અને દુનિયાભરમાં કોઈ જીવતા માણસની જયન્તી ઉજવાઈ નથી.

ગાંધીજયન્તી લોકોએ જ્યારે ઊજવવા માંડી ત્યારે ગાંધીજીએ કહ્યું કે જો જયન્તી ઊજવવી હોય તો મારું નામ છોડીને ચરખા જયન્તી યા રેંટિયા જયન્તી ઊજવો. આ માટીનો દેહ જશે, અને એને લોકો ભૂલી જશે, તો દેશ અને દુનિયાને નુકસાન નહીં થાય, પણ રેંટિયાને લોકો અપનાવશે અને નહીં ભૂલે તો દેશ અને દુનિયાનો ઉદ્ધાર થશે. ત્યારથી રેંટિયાબારસ અને ચરખા જયન્તી નામો અસ્તિત્વમાં આવ્યાં. તેમણે ચરખાને પોતાનું પ્રતીક ગણ્યું અને આ જન્મની ઊજવણીને બહાને પણ લોકો જો ચરખાનું રહસ્ય સમજશે તો જગતની સેવા જ થશે. એના ઉદ્ધારમાં જગતનો ઉદ્ધાર છે. અને નાશમાં જગતનો નાશ છે. એમ લોકોને ઠસાવ્યું.

આ મહાપુરુષનું બાળપણ યાદ કરીએ છીએ તો તેનામાં બહાર તરી આવે એવું કંઇ લક્ષણ જણાતું નથી.

તેઓ અંધારાથી–ભૂતથી ડરતા. નિશાળમાં ભણતા ત્યારે કોઇની સાથે ખાસ દોસ્તી નહીં, બીજા વિદ્યાર્થીઓ સાથે ભળતા નહીં, રમતનો શોખ નહીં, અભ્યાસમાં પણ સામાન્ય. નિશાળ બંધ થાય ત્યારે સીધા ઘેર જાય. શરમાળ પણ બહુ.

આમ તેમનું બચપણ જોઇએ છીએ ત્યારે આપણને જરૂર એમ લાગે છે કે આતો સામાન્ય વિદ્યાર્થી કરતાંય ઘણી બાબતોમાં પાછળ હતા. કેટલાય એમની ઉંમરના વિદ્યાર્થીઓ કહેશે કે અમે બીકથી ડરતા નથી, એમના જેટલા તો નથી જ ડરતા. અભ્યાસમાં, રમતમાં અને બીજા વિદ્યાર્થીઓ સાથે ભળવામાં આગળ છીએ. ત્યારે એ આગળ ક્યારે થઈ ગયા !

તે નોકરોની સોબતમાં બીડી પીતા થયા, આપણે પણ બીડી પીતા હોઇશું. તેમણે બીડી પીવા દેવું કર્યું. આપણેય મફતીયા બીડીઓ પીધી હશે. અને કેટલાકે જેમ તેમ કરીને જ્યાંત્યાંથી પૈસા મેળવ્યા હશે. તેમણે બીડીઓનું દેવું ભરપાઇ કરવા માટે સોનાનું કડું કાપવામાં પોતાના ભાઇને સાથ આપ્યો. આટલે સુધી તો ગાંધીજી આપણામાંના ઘણાની પાછળ લાગશે. પણ હવે તેમણે કૂદકો માર્યો, અને દોટ મૂકી. એ ચોરી કર્યા પછી તેમને ઊંઘ જ ન આવી. તેમને ભારે પાપ કર્યાનું ભાન થયું. આ વાત પિતા જાણશે તો તે પોતાનું માથું કૂટશે. પિતા માર મારે તો એટલું દુઃખ ન થાય, પણ પોતે માથું કૂટે એ અસહ્ય લાગ્યું તેમ છતાં એ ચોરી કબૂલ કરવી જોઇએ અને ફરી જિંદગીમાં અસત્ય આચરણ ન કરવાની પ્રતિજ્ઞા કરવી એમ તેમને લાગ્યું. પિતા ગંભીર માંદગીને બિછાને હતા. ત્યારે આ પ્રસંગ બન્યો તેમની કહેવાની હિંમત ન ચાલી, એટલે ચિઠ્ઠી લખીને આપી.

આમ કરવાથી તે સામાન્ય વિદ્યાર્થી કરતાં પાછળ દેખાતા હતા તે આગળ થઇ ગયા. આપણે તો કદાચ એમ વિચારશું કે ફરી નહીં કરીએ; પણ કોઇ નથી જાણતું તે ચોરી જાહેર કરવાની શી જરૂર? એ તો ભૂલાઇ જશે. ગાંધીજીને તો ચોરી કર્યા માટે પશ્ચાતાપ થયો, અને પ્રાયશ્ચિત કર્યું. તેમણે પિતાને ખાતર કબૂલાત ન કરી પણ પોતાને અર્થે કબૂલાત કરી. એમનું હૈયુ ડંખવા લાગ્યું. અને પિતા ન જાણે તોય અંતરાત્મા તો જાણે છે ને? એટલે પોતાના અંતરને વફાદાર રહેવા માટે ગુનાની કબૂલાત કરી અને ફરી તેવો ગુનો ન કરવાનું પણ લીધું. આ આગળ વધવાનું એક લક્ષણ.

હવે બીજી વાત. નાનપણમાં એમનામાં એક ગુણનો વિકાસ બહુ દેખાય છે, જે ભાગ્યે કોઇનામાં દેખાય છે તે માબાપની સેવા.

હરિશ્ચંદ્ર અને શ્રવણનું નાટક વાંચીને તેમના જીવનમાં નવો પ્રકાશ પડયો. તેમને એ જોઇને આંસુ આવ્યાં. શ્રવણ અને હરિશ્ચંદ્ર જેવા થવાનું મન થયું. આવું તો કદાચ બીજાઓને પણ થતું હશે; પણ તેમણે તો આચારમાં મૂકયું.

પિતાના મૃત્યુની છેલ્લી પળ

સુધી તેમણે રોજ સાંજે પગ ચાંપ્યા. પિતા રાત્રે સૂવાની રજા આપે ત્યારે સૂઈ જતા. આમ શ્રવણની જેમ સાચા સેવક બન્યા હતા. અને એ સારવાર સેવાનો શોખ આજે ફૂલીફાલીને દુનિયાને ઠંડક આપી રહ્યો છે. આ અનન્ય ભાવની સેવાથી તે આપણી આગળ થઈ ગયા.

આગળ જતાં તે માંસ ખાય છે. માંસ ખાવાની પાછળનો ઉદ્દેશ મજબૂત બનીને દેશની સેવા કરવાનો છે અહીં તે પાછા પડયા. જો કે આપણાથી તો તે વખતે આગળ હતા જ, કેમકે તેઓ શોખ કે સ્વાદ કરવા ખાતર માંસ ખાતા ન હતા પણ પરોપકારવૃત્તિથી ખાતા હતા.

આવું તો ઘણા વિદ્યાર્થીઓ માને છે અને કરે છે પણ તેમને થયું કે આમાં તો માબાપને છેતરવાનું થાય છે માંસ ખાધું હોય ત્યારે ભૂખ ન લાગે અને ઘેર માબાપ ખાવા બોલાવે ત્યારે ભૂખ નથી એમ જૂઠું કહેવું પડે, આવું કહેતાં તેમને થયું કે આ તો અસત્ય બોલીને માબાપને છેતર્યાં. એક તરફ દેશના ઉદ્ધાર માટે માંસ ખાવાનું હતું અને બીજી તરફ માબાપને છેતરવાં પડતાં હતાં, તેમણે નિર્ણય કર્યો કે માબાપ જીવતાં હોય ત્યાં સુધી માંસ ન ખાવું. અસત્ય બોલીને માને છેતરીને દેશ સેવા નથી કરવી. ગમે તે ભોગે અસત્ય આચરણ તો ન જ થાય, એ દિલમાં સજ્જડ ઠસી ગયું હતું. તેથી આ નિર્ણય થયો.

આપણને તો એમ લાગે કે એમાં માબાપને શું? અને એ ક્યાં જાણવાનાં છે? ક્યાં ઘેરથી પૈસા માગવા છે? અને જાણશે તોય દેશ માટે એવું કરે છે એમ સમજશે અને પોતાના દીકરા વિષે અભિમાન થશે. તેમને આવો વિચાર ન આવ્યો. અને તેમણે માતાને ન છેતરવાનું મહત્ત્વનું ગણ્યું. આ પગલું તેમને આગળ લઈ જાય છે.

વળી તેમને વિલાયત મોકલવાનો પ્રસંગ આવ્યો. કૉલેજમાં બરાબર ફાવતું ન હોય અને પરદેશ જોવાનો મળતો હોય તો બધા વિદ્યાર્થીઓને એ ગમે અને તે વખતે જે આડે આવે તેમને જેમતેમ સમજાવીને જાય. સાચાં ખોટાં વચન આપે, પણ જવાનો પ્રસંગ છોડવાનું મન ન થાય. ગાંધીજીએ તેમ ન કર્યું. તેમણે માતા પાસે માંસ, મદિરા અને વ્યભિચાર ન કરવાની પ્રતિજ્ઞાને વફાદાર રહેવાનો દૃઢ સંકલ્પ કર્યો.

માતા તો દેશમાં હતાં. તેમને ખબર ન હતી કે પોતાનો દીકરો પરદેશમાં શું કરે છે? અને કેમ રહે છે? પણ દીકરો પોતાની જાત પ્રત્યે વફાદાર રહ્યો અને મનમાં ગાંઠ વાળી કે માતા ન જાણે તેથી શું? મારાથી ખોટું ન થાય.

આ પ્રતિજ્ઞાઓ પાળવાની કસોટીઓ થતી ગઈ તેમ તેમ તેઓ ફૂદકે ને ભૂસકે આગળ વધતા ગયા અને આપણે તો ક્યાંય પાછળ રહી ગયા.

વિલાયતમાં વિદ્યાર્થી તરીકે બહુ આગળ કે હોશિયાર હતા એમ ન હતું તેમને તો શરૂઆતમાં ગમતું ન હતું અને રાત્રે છાનામાના રડતા. ઘેર પાછા જવાના વિચારો આવતા. કોઈની સાથે ભળતા નહીં, શરમાતા; વાત કરવાનો પ્રસંગ ટાળતા, પણ પેલી પ્રતિજ્ઞાઓ ભૂલતા નહીં. તે વખતે મિત્રો બુદ્ધિથી પ્રતિજ્ઞાના જુદા જુદા અર્થ કરતા અને એમને ફસાવવા પ્રયત્ન કરતા. પણ ગાંધીજીએ તો માતા વ્રતોનો જે અર્થ કરે છે તે અર્થને વફાદાર રહેવાનું બળ કેળવ્યું અને બુદ્ધિથી થતા અર્થનો સ્વીકાર ન કર્યો, અને પોતાને વિષે મૂર્ખ, જંગલી, બાવડીઓ વગેરે વિશેષણોનો ઉપયોગ થયો તે સ્વીકારી લીધો, પણ વ્રતમાંથી ચસ્યા નહીં

તે એક ડોશીને કંઈક પરિચય થવાથી રવિવારે મળવા જતા. તે ડોશીને આ વિદ્યાર્થી ગમી ગયા અને પોતાની દીકરી તેમની સાથે પરણાવવાનો વિચાર આવ્યો પણ એ વિચાર ગાંધીજી જાણી ગયા. એટલે તેમણે મશ્કરી થવાના ભોગે પણ સત્ય હકીકત લખી જણાવી કે હું તો દેશમાં પરણેલો છું અને એક બાળકનો પિતા પણ છું અને અત્યાર સુધી તમારી દીકરી સાથે કંઈજ અઘટિત છૂટ લીધી નથી.

બીજા વિદ્યાર્થીઓ આવે પ્રસંગે જાહેર કરે નહીં અને વ્યભિચારી બને. ગાંધીએ જે સત્ય હતું તે કહ્યું અને આગળ વધ્યા.

તેઓ આપણી જેમ કોઈ વખત ભૂલ કરી બેસે છે અને થોડા પાછળ પડે છે. પણ તરત તે સુધારીને ફૂદકો મારી ઘણા આગળ વધે છે.

આવા પ્રસંગો લખવા બેસીએ તો ઘણા થઈ જાય. ટૂંકમાં આમ બધી કસોટીઓમાં તેઓ પાર ઊતર્યા છે અને આગળ વધતા જ ગયા છે.*

---

*વલ્લભ વિદ્યાલયના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલું પ્રવચન. તા ૧-૧૦-'૪૫

# નેશનલ સેવીંગ

'અવધૂત'

ગામના ચોરા આગળ એક મોટર ઊભી છે. પાછલા ભાગમાં ધૂમાડો, સવારની રસોઈ થઈ રહેવાની સાક્ષી પૂરતો નીકળી રહ્યો છે. હવામાં પ્રસરેલી સુગંધ સુકિયાં તળવાની ચાડી ખાઇ રહી છે. કોઇ લીલાં મરચાં સાથે આવે છે તો કોઈ શાક સાથે. એક માણસ લસણ ફોલે છે તો બીજો મસાલો વાટવાનો પત્થર ધૂવે છે નાયી દહીં સાથે દાખલ થાય છે તો કુંભારને માથે પાણીનાં બેડાં છે....બે ત્રણ અફસરો અંદર બહાર કરતા ધમાલમાં અભિવૃદ્ધિ કરી રહ્યા છે.

પરંતુ આગલા ભાગ પર તો પૂરેપૂરી શાન્તિ છે. એનો અર્થ એમ નથી કે ત્યાં કોઈ નથી. બલ્કે પાછલા ભાગ કરતાં અનેક ગણી સંખ્યા છે. ચોપાડમાં નાખેલ ગાદી તકિયા પર ઓફિસર લાગતો એક જુવાન માણસ સુરવાળ પર ખમીસ ચઢાવી ઉઘાડે માથે છાપું વાંચતો બેઠો છે. ડાબી બાજુએ હેટ અને બસ્તો પડયાં છે, તો જમણી બાજુ પર ત્રણેક કારકુન બેઠા છે. એક જણ આંકણીયા લીટીઓ દોરે છે તો એક જણ લખી રહ્યો છે. છેલ્લે બેઠેલો કારકુન કામ કરવામાં મશગુલ હોય તેમ કાગળિયાં ગોઠવે છે. પણ એના કામનો પાર જ નથી આવતો. ઉપરનાં નીચે કરે છે તો નીચેનાં ઉપર કરે છે. તો વળી વચ્ચેથી પણ એકાદ બે તાણી કાઢે છે....

સામે–ગાદીને અડોઅડ એક વચ્ચે ઠીક ઠીક જગ્યા છોડી છેક ધાર પર બેચાર ખેડૂત બેઠા છે પણ તેય પૂરેપૂરા સંકોચ સાથે. એમની પાછળ ધોતલી સાફાના લગભગ એક સરખા લેબાસવાળા ચાલીસ પચાસ બીજા ખેડૂત બેસી રહ્યા છે. નીચે ધૂળ અને કાંકરી છે જય.રે માથા પર ઓતરા–ચિતરાના તાપ પડે છે. પણ કોઇનેય પેલી જાજમ ઉપર અરે જાજમ વગરની અડધી ખાલી ચોપાડમાં બેસવાની ઇચ્છા નથી. ઇચ્છા છે તો હિંમત નથી.

સાહેબે '...સ્ટેટ ગેઝેટ' બાજુ પર મૂકતાં સામે બેઠેલા એક વૃદ્ધ ખેડૂતને ઉદ્દેશ્યો: 'કેમ બેસી રહ્યા છો ગામેતી (મુખી)? આખા ગામનું ઉઘડું કરે નહિ પોસાય.' બાજુના કારકુન પાસેથી નામાવલિનું કાગળિયું લીધું. છેલ્લા આંકડા પર નજર ફેરવતાં બોલ્યા: 'એક તો તમે અડધાં નામ છાનાં રાખ્યાં છે.' બસ્તા પરથી એક ચોપડી લીધી. પાનું ઉઘાડતાં કહ્યું: 'જુવો ઇકોતેર ઘરને બદલે તમે આખાં પાંસઠ લખાવ્યાં છે ને.'

'ઓહે (હશે) બાવસી. રાજના સોપડામાં ઉગે ઈ ખરૂં. પણ સાપરાં તો તણ વીહુ જ હે! પમે આપ ના માનો તો ધણી સો.'

'ખેર. બોલો, ચાલો તમારા કેટલા લખાવો છો?'

'હું (શું) લખાવું અનદાતાર!'–

'જુવો પાછા. એકવાર મેં તમને કહ્યું કે આમાં કંઈ આનાકાની ચાલે એમ જ નથી છતાં ય'– અને કારકુન તરફ જોઈ કહ્યું. 'લખો ગામેતીના પચાસ'–

પરંતુ રૂપિયા બોલાય તે પહેલાં તો ગામેતીએ માથા ઉપરથી ફાળિયું ઉતાર્યું: 'ગજબ થઈ જાય ને અનદાતાર! પસા તો મારા છપ્પરા પર થાપડા (નળિયાં) ની હે. ઇમ નો કરો માબાપ.'

ગામેતી સાથે પેલા બીજા માણસોય બોલી ઊઠયા; 'ના સાબ ના મરી જવાય ને?'

સાહેબ હસ્યા. 'અરે ગાંડા! ગામેતી થઇને?' અને એમણે વળી પાછી ખાત્રી આપી કે આ પૈસા તમને બાર વરસે વ્યાજ સાથે પાછા મળશે. દસ આપશો તો પંદર મળશે વીસ આપશો તો ત્રીસ મળશે.

અને આ પછી તો પેલા પાછલા લોકોને પાસે બોલાવી એમણે નાનકડું એવું ભાષણ પણ કર્યું. 'લડાઈમાં અંગ્રેજ સરકારને ધૂમ ખર્ચ થયું છે. ને આપણા રાજનેય પૈસા આપવા પડયા છે.' એમણે અર્થશાસ્ત્રના કેટલાક મુદ્દા પણ સમજાવ્યા: લડાઇને લીધે મોંઘવારી થઈ, મોંઘવારીને લીધે લોકો. પાસે પૈસો આવ્યો, પૈસો આવ્યો એટલે ખરીદશક્તિ વધી ને ખરીદશક્તિ વધી એટલે મોંઘવારી થઈ.

'હવે તમારી પાસેથી પૈસા લેવાથી ખરીદશક્તિ ઘટશે, ને ખરીદશક્તિ ઘટશે એટલે સોંઘવારી થશે.'–

પણ પેલા લોકોને ખરીદશક્તિ શું ને સોંઘવારી મોંઘવારી શું એની કંઈ સમજ નહોતી પડતી અથવા તો પાડવા નહોતા માગતા. એ તો એટલું જ જાણતા હતા કે રાજને આ રૂપિયા ભરવા માટે કાં તો કંઈ ઢોર વેચવું પડશે કે કાં તો કોઇને ત્યાં ભાગિયો રહેવા વખત આવશે.

આ પછી સાહેબે આ 'નેશનલ' સેવિંગ સર્ટિફિકેટ' નો બીજો મોટો ફાયદો દેખાડયો: 'એ બહાને સુખ

દુઃખ વેઠીને તમે આટલા રૂપિયા મેળવી શકશો...એક માણુસદીઠ મહિનાના બે જ આના બચાવે તો ઘરમાં એવા આઠ માણુસ હોય તો મહિને દિવસે એક રૂપિયો બચે. વરસના બાર રૂપિયા થયા ને એમ દસ વરસ બચાવો તો ૭ વીસું જેટલી મોટી રકમ'–

ગામેતીને હસવું આવ્યું : 'અરે અનદાતાર! એમ બસતા ઓય તો લોકોને દેવું જ હું કામ કરવું પડે!'

તમે સમજતા નથી ગામેતી, દેવું હોય તો કપાવાની દાનત થાય સમજ્યાને! લો બોલો, કેટલા લખાવો છો?'

સાહેબના આટલા ભાષણ અને પૈસા પાછા મળવાની પૂરેપૂરી ખાત્રી આપ્યાને અંતેય લોકોના વિચાર તો એના એ જ હતા. આમ કરીને મીઠું મીઠું બોલીને રાજ પૈસા પડાવી ખાવા જ બેઠું છે. અને તેથીજ તો ગામેતી યે કહ્યું જે? 'આપ પૈસા પાસા આલવાનું ની કો તોય કાંઈ આલ્યા વગર સાલવાનું હે સાબ, પણ જરા ગજું (શક્તિ) જોઇને માંડો તો ઠીક પડે. બાવસી!......લખો બે રૂપિયા.'

'અરે કાંઈ ગાંડો થયો ગામેતી, ચેલો કારકુન બોલી ઊઠયો. સાથે સાથે એણે એક કાગળિયું સામે ધર્યું : 'આ જો માંડણની પાળના ડુંગા ગામેતીએ કેટલા લખાવ્યા છે? છે ને પચ્ચીસ રૂપિયા?'

'આંઈ કુણ ભણ્યું હે તે. પણ આપ કાંઈ જૂઠું તો ની બોલતા ઓ હે.'

'તો બસ' ત્યારે લે બોલ! કારકુને કલમ ઉઠાવી, સાહેબ બોલી ઉઠયા : 'લખો વીસ રૂપિયા' અને ગામેતીને વળી કાળિયું ઉતારતો જોઈ પંદર કરાવી દીધા. 'હવે બોલીશ નહિ......હાં પછી કોણ છે?'

કારકુને નામ બોલવા માંડયા. જેમ જેમ આવતા ગયા તેમ તેમ કોઈવાર સાહેબ લખાવતા કોઈ વાર કારકુન પોતે લખી નાખતો. લાંબી પંચાત તો હતી જ નહિ કાં તો પાંચ કે કાં તો દસ. એથી કોઈના વધારેય નહિ કે ન ઓછા હા કક-ળાટ વધી પડતો તો કોઈને બિલકુલ છોડી દેતા એ ભલે. બાકી પાંચથી ઓછા લેવાની ગુંજાઇશ ન હતી.

સાહેબ પોતેય સમજતા હતા કે આ લોક પાસે પૈસા નથી ને બધો ત્રાસ જ છે પણ શું કરે? ચિઠ્ઠીના ચાકર હતા. જ્યાં આખીય પ્રજા ગરીબ હોય ત્યાં છોડી છોડીને ય કેટલાને છોડે?

એક ભીલને ગરીબ સમજીને એની અરજ ધ્યાન પર લઈ છોડી દેવા જતા હતા ત્યાં તો કારકુને અંગ પર નાખેલું કપડું લઈ લેવડાવ્યું. કાળી કાયા પર મેલી ચાંદીની ચૂડી ચમકી રહી. 'જોયું ને કે'છે ને ગરીબ છું.'

સાહેબનેય કારકુનનું કહેલું સાચું લાગ્યું વળી એમ પણ થયું : લંગોટી-ભર જીવનાર પ્રજા, ત્રણ ત્રણ કપડાં પહેરવા લાગી, ઢોરઢાંખર રાખવા લાગી ત્યારે પૈસાદાર તો ખરી જ ને?' ચૂડીવાળાની મદદે એના પછીના નામવાળો એક ભીલ ધપ્યો : 'એ તો સાબ એની બુનની હે.'

સાહેબને દાઝ ચઢી : 'ઠીક, એના પાંચ માંડો ને આ ડહાપણ કરે છે એના દસ લખો.'

'ઓ હો હો! ગજબ થાઈ જાય ને માબાપ!' પેલા ભીલને તો જાણે સાચે જ તાવ ચઢી ગયો.

કારકુનને એકડો ઉપર મીંડું કરતાં વાર શી લાગવાની હતી! 'લે માંડ અંગૂઠો રાવજી, દબાવ તારા નામને?'

પણ રાવજી તો હજુય મશ્કરી જ માનતો હતો. ગામેતી તરફ એણે નજર નાખી, બીડ પડે કોઇ ભક્ત ભગવાન સામે જુવે એમ રતો.

સૌ કોઇએ બોધ લીધો કે કોઇની પણ ભલામણ ન કરવી પણ આની ભલામણ કર્યા વગર તો ગામેતી 'હાં, અનદાતાર! (એ ભલામણ કર્યા વગર તો ગામેતી ન રહી શકયા હાલો (સાવ) ગરીબ હે. બૈરું ય મરી ગયું હે ને નાનાં નાનાં બે ત્રણ સોરાં–'ય–'

'એ છોકરાંનું કેમ પૂરું કરી શકે છે ને રાજને–આ આટલી દસ રૂપરડી નથી અપાતી? લઈ લો એનો અંગૂઠો. ઝટ કરો. જમીને પાછું ઊપડવું છે!'

અને સાહેબ વળી પાછા પેલા ગામેતીને પૈસા બચાવવાનો આ ઉત્તમ રસ્તો સમજાવી રહ્યા.

બીજી તરફ કારકુન સૌ કોઈના પાંચ પાંચ ટપકાવે જતો હતો. કોઈ પંચાત કરતો કે અરજ ગુજા-રતો તો–બરાબર કામ પતાવવાનો નુસ્ખો–દસનો આંકડો તૈયાર જ હતો. બપોર થતાં એક તરફ રસોઇ પણ થઈ. બીજી તરફ આ લોકનું પણ પતી ગયું. સાહેબે રજા આપતાં ગામેતીને વળી કહ્યું : 'તમ લોકને હમણાં તો મુશ્કેલ લાગશે પણ જ્યારે દસના પંદર રૂપિયા હાથમાં આવશે ત્યારે ઊલટાનું એમ થશે કે વધારે ભર્યાં હોત તો સારું. ને જુવો, પૈસા

લેવા આવશે ત્યારે તમને 'નેશનલ સેવીંગ સર્ટિફીકેટ–' નોટ જેવું છાપેલું એક કાગળિયું મળશે એ સાચવી રાખજો.'

પરંતુ ગામેતી જ નહિ સૌ કોઇને થતું હતું કે સાહેબ ગપ્પાં જ મારે છે. આ બધી રાજની છેતરપીડી જ છે; હાથી આગળ પડેલો પૂળો કોઈ દિવસ પાછો લેવાયો છે કે લેવાશે?

એક જ મહિનામાં ઉઘરાણી–અમલદાર આવી પહોંચ્યો.

કોઈએ ગામમાં આવેલી ઘાંચીની દુકાન પરથી રૂપિયા ઉપર મહિને એક આનો કરીને વ્યાજે કાઢયા તો કોઇએ વળી ધાન વેચ્યું. તો કોઇ કોઇએ, ઘી કે બકરાં–કૂકડાં વેચીને ભેગા પણ કરી રાખ્યા હતા.

પરંતુ પેલા રાવજીને રૂપિયાનું વ્યાજ રૂપિયો આપે તો ય ન તો પેલો ઘાંચી ધીરે એમ હતો કે ન હતા ઘરમાં દાણા. મિલ્કતમાં ગણો ન ગણો તો, એક બકરી ને ત્રણ નાનાં નાનાં છોકરાં હતાં. એણે વળી આ નવા અમલદારને અરજ કરી: 'સાબ કાંઇ ની હે. હું (શું) આલું?'

પણ આ અમલદાર તો કરડવા જ દોડયો. પાંચ સાત ગાળો ચોપડાવતાં ઉપરથી એક લાત પણ લગાવી દીધી: 'ઊઠ સાલા ડુક્કર! ન હોય તો બૈરૂં વેચી આવ પણ—'

'પણ સાબ બૈરૂંય મરી ગયું હે હું વેચું!'

'શું વેચું? દેખાડું?' કહેતો એનો એક નોકર ધસી આવ્યો.

ગામેતી વચ્ચે પડયા ને રાવજીને સમજાવીને ઘેર કાઢયો: એક ઢાંઢું હે એ વેચી ખા તાણે; બીજું હું થાય!'

પરંતુ તક આવે પંદરની બકરીના કોઇ દસ આપવા ય તૈયાર ન હતું છેવટે પેલા દુકાનદારને જ 'મહેરબાની' કરવી પડી. આઠ રૂપિયા બકરીના આપ્યા ને બે રૂપિયા રૂપિયે મહિને બે આના કરીને વ્યાજે ધીર્યા.

રાવજીના હાથમાં, દસનું નેશનલ સેવીગ સર્ટીફીકેટ આવતાં વળી બીજી મૂંઝવણ ઊભી થઈ: 'આ કાગળિયાને સંઘરવું કયાં?'

ઝાંખરાંના ઘરમાં ન તો પેટી હતી કે ન હતું માટીનું એવું વધીકું વાસણે ય. કોઠી ય ભાંગેલી હતી, અને તે ય, મહિનો માસ સાચવવું હોય તો ગમે તે કરે પણ આ તો બાર બાર વરસ લગી!

ત્યાં તો એ પોતાની મૂંઝવણ પર પોતે જ હસવા લાગ્યો અને મૂળમાં આ કાગળિયું જ સંઘરવા સરખું છે કે કેમ એ નક્કી કરવા બે ચાર જણ સાથે એ ય પેલા દુકાનદારને ત્યાં ગયો.

દુકાનદાર પોતે ય–ગુજરાતી પૂરું નહોતો જાણતો પછી અંગ્રેજી તો જાણે જ કયાંથી?'

પણ નોટના જેવું ચિત્રામણ અને અંગ્રેજ રાજાનો સિક્કો જોઇને એને સાહસ ખેડવાનું મન થયું, હસતાં હસતાં પેલા ભીલોને પૂછયું: 'અમે આઠ આઠ આનામાં આલવું છે આ કાગળિયું?'

'અરે જા જા શેઠ. પાંચ રૂપિયાનું કાગળિયું આઠ આનામાં તે— ઉઠો લે, આ તો ઇમ કરીને સેતરી લેહે!' અને ચાલતા થયા.

પણ રાવજી ન ઉઠયો, એનો વિચાર તો આ દુકાનદારને છેતરવાનો જ હતો, કહ્યું: 'એ બધાનાં તો પાંસ પાંસનાં હે ને મારૂં કાગળિયું તો દહનું હે.'

'તો તારો રૂપિયો. બોલ આલવું છે?'

'ઉંહું' રાવજીએ ના પાડી.

'દોઢ. આલવું હોય તો હા ભણ નકર લે આ પાછું.' અને કાગળિયું નાખતાં ઉમેર્યું: 'ઘરે જઇને ભાજીમાં નાખજે તે ખટાશ થશે.'

રાવજી જેમ દુકાનદારનું મન પારખી ગયો હતો તેમ દુકાનદાર એની ય મરજી જાણી ગયો હતો. અને તેથી જ તો ચાલતા થએલા રાવજીને એણે ન બોલાવ્યો ને?

દુકાન બહાર નીકળેલો રાવજી વળી ગૂંચવાયો: બીજું બધું તો ઠીક પણ આને સંઘરવું કયાં? બાર વરસ લગી કોણ જીવ્યું ને કોણ મર્યું! છોકરો તો એક વરસનો છે ને તે ય હવે દૂધ વગર કેમ જાણ્યું કે જીવશે. જ્યારે છોકરીઓ તો સાસરે જતી રે'વાની...ને પોતે ય રાવજીને હસવું આવ્યું: 'આ પાંસ વરહ જીવહે તો છોકરાંનાં ભાયગ વળી.'...અને નિર્ણય કરતાં બબડયો: 'આલી દેવા જ દે ને. દોઢ તો દોઢ.'

પાછા ફરી પૂછયું: 'શેઠ, પેલા ઉપરના પૈસા—વ્યાજ ને મૂડી હંગણું ય વાળી દેવું હે? બોલો વરચાર ઉગે તો?'

'અહીં આવે ત્યારે કે ત્યાં ઉભે ઉભે.'

રાવજી પાછો દુકાનમાં ગયો.

દુકાનદારે બે બતાવ્યા ને આડત વ્યાજના આઠ આના તરત માગ્યા: 'લાવ આઠ આના. હાથમાં આ લે તો એના કાકા.'

રાવજીને વળી ટાઢ ચઢી: 'ઓ હો હો! રૂપિયા લીધે એક ચૂંગી (બીડી) પીએ અટલી વાર તો થાઈ ની હે ને એટલામાં બધા આઠ—'

દુકાનદાર હસ્યો: 'ત્યારે એ તો એ! ગણને હિસાબ: બે રૂપિયાનું ચાર આના આડત થયું ને ચાર આના મહિનાનું વ્યાજ.'

[અનુસંધાન પૃષ્ઠ ૭૨૩]

# રજવાડી હિંદનો પરાજય

- મગનભાઈ પ્ર. દેસાઈ

## [ મરાઠા રાજ્યમંડળ પર હલ્લો ]

[ ઍએક અંકથી આ ઈતિહાસ લેખમાળા આપી શક્યો નહોતો, તે હવે શરૂ કરું છું આપણે એટલે આવ્યા હતા કે, વેલેસ્લીની આક્રમણ–નીતિ પેશવા સુધી પહોંચી હતી, અને તે અંગ્રેજોની જાળમા ફસાયો હતો. પછી શું થયું તે હવે જોઈએ.

આ પછીનુ પગલું મરાઠા રાજ્યમંડળ ઉપર ખુલ્લો હલ્લો કરવાનું અંગ્રેજોએ ભર્યું. અને તે પૂરી ગણતરીભેર તેમણે ભર્યું હતું.

એલ્ફિન્સ્ટનની જીવનકથા લખનાર સર ટી. કોલબ્રુક (પા. ૩૯) તેમાં કહે છે કે,

> "મરાઠાઓના કજિયાઓમાં આપણે જે દખલ કરી માંહી પડયા તે ઉઘાડું આક્રમણકારી હતું એ કબૂલ કરવું જોઈએ "

આ કાળનો ઇતિહાસકાર મિલ પણ આ જાતનું જણાવે છે. (પા. ૫૭૫):–

> "બે મહાન હેતુઓ હવે બ્રિટિશ સરકારનું ધ્યાન માગતા હતા એક પેશવાને પાછો પૂનાની ગાદીએ બેસાડવો અને એની ઊંચી સત્તાએ તેને પહોંચાડવો કે જે બીજાં બધા મરાઠા રાજ્યોને કાબૂમા રાખવા માટે પૂરતી હોય, આ સત્તા નામે પેશવાની, બાકી ખરેખર તો એ બ્રિટિશ સરકારની જ થાય.
>
> "બીજું–આ ઘટનાને એવી સુધારી લઈને કામમાં લેવી કે જેથી એને મળતી સંધિઓ બીજા વધુ બળવાન મરાઠા રાજાઓ ઉપર ઠોકી બેસાડી શકાય; અથવા, કાંઈ નહિ તો, તત્કાળ યુદ્ધ આવી લાગે એવી ભયદશા થતી તો, ગમે તે ઉપાયો કરીને, રોકવી; કેમ કે, ખાસ કરીને અત્યારની નાણાકીય દશામા, તે આ વર્તમાન ગોઠવણી માટે લોકમા અપ્રિયતા અને તકલીફ ઊભી કરે !'

તે હલ્લાને પગથિયાવાર હવે જોઈએ.

### ૧

### વસઈનો ફણગો

'વસઈની સંધિએ કર્યું કે, શિંદે અને ભોંસલેને એકઠા કર્યાં અને તેથી એકને બદલે બેઉને હરાવવાની જરૂર ઉભી કરી "

મિલ–૬૧૩–૪

કોઈ મરાઠા સરદારે નહિ ધાર્યું હોય એટલી ત્વરાથી અંગ્રેજોએ પૂના સર કરી લઈ બાજીરાવને વસઈથી પોતાનો રક્ષિત કરી આણી પાછો પૂનાની ગાદી ઉપર બેસાડી દીધો. આ ઝપાટો વાગતાં શિંદેની આંખ ઊઘડી હવે તે પામી ગયો કે, જેને પોતે હોલ્કર પાસેથી છોડાવીને અપનાવવા માગતો હતો, તે તો ત્રાહિત ત્રીજાને કબજે પહોંચી ગયો છે; અને તેને ત્યાંથી છોડાવી લાવવાની વાત તો ક્યાંય રહી, હવે કરવું શું એજ મોટો વિચાર થઇ પડયો ! આ વિચાર કરવા તેણે ભોંસલેની સલાહ–મસલત શોધી. તે અર્થે તે વરાડની હદ સુધી પહોંચ્યો, અને ભોંસલેને સામેથી ત્યાં આવવા કહેણ મોકલાવ્યું. મોડે મોડે પણ મરાઠા સરદારો પોતાની કફોડી દશા પામવા લાગ્યા.

મળવાને માટે ગોઠવેલું આ સ્થાન એક મહત્ત્વનો ત્રિભેટો હતો. તેની એક બાજુ પેશવાઇ હતી, બીજી બાજુ નિઝામની મોગલાઇ હતી, અને ત્રીજી બાજુ ભોંસલેનું રાજ લાગુ થતું હતું. આમ ત્રણ, ત્યારનાં અગત્યનાં રાજ્યોની હદ એ જગાએ મળતી હતી. આવા ત્રિભેટા ઉપર શિંદે ભોંસલે પોતાની સેનાઓ સાથે મળ્યા. તેમને વિચારવાનો પ્રશ્ન આખા મરાઠા રાજ્યમંડળના—અરે, તે દ્વારા સ્વતંત્ર ભારતના— ભાવીના જેટલો ગંભીર અને મોટો હતો.

વસઇના તહ મુજબ પેશવા એવો બંધાઇ ગયો હતો કે તે તેના આ સામંતો જોડે સ્વતંત્ર રીતે વાત ન કરી શકે; કારણકે તે તહમાં એક કલમ હતી કે અંગ્રેજોની દરમિયાની વગર તે કોઇ દેશી સત્તા જોડે વાત ન કરી શકે. આમાં તેના સામંતો ય આવી જતા હતા. સામેથી શિંદે વગેરે તેને અંગ્રેજોના ન સાંભળતાં કાંઇ કહી ન શકે, કેમ કે તે આખોએ પરદેશીઓને હવાલે પડયો હતો. એટલે, જો શિંદે, હોલ્કર, ભોંસલે વગેરે મરાઠા સરદારોએ પેશવા સાથેના પોતાના સંબંધ અંગે કાંઇયે વિચારવું હોય, તો પોતાનું તે ભવિષ્ય માટે તેમણે અંગ્રેજોની જોડે પંચાત કરવી જોઈએ. એ ત્રિભેટા પર મળેલા બે સરદારોને આ ગંભીર ઘાંટી વિચારવાની હતી. હોલ્કર અહીં નથી. ચોથો મરાઠા સામંત ગાયકવાડ; તે તો ક્યારનો વેલેસ્લીના સહાય–ચક્રની ફૂંકમાં લપાઇ ગયો હતો. ઉપરાંત રહ્યા દક્ષિણ મહારાષ્ટ્રના સરદારો; તેઓ તો પૂના સર થતાં ત્યાં જ ટાઢા થઇ ગયા હતા.

આમ મરાઠાઓ સામે કોયડો હતો. સામે વેલેસ્લી માટે ય તે સીધો સરળ તો નહોતો જ. પેશવાને સહાય-ચક્રના ફાંદામાં લીધા બાદ મરાઠા રાજ્ય મંડળના તેના સરદારો એમની મેળે એ ચક્રમાં ખેંચાઇ આવશે, કે જો બહાર રહેશે તો તેથી જ કરીને આપમેળે અસહાય થઈ જઈ પડયા રહેશે, એવી એની માન્યતા હતી. આ ખરી હતી કે ખોટી તે નક્કી થવાનો કાળ સામે દેખાવા લાગ્યો હતો. એમ ન થતાં લડાઈ ઊભી થઇ જાય તો ?

વળી અત્યાર સુધીની લડાઇઓને લીધે ખર્ચના રોળ વળ્યા હતા. જો પાછી નવી લડાઇ ઊભી થાય, તો નાણાંકીય દશા તો કફોડી બની જ જાય; અને તો તો વિલાયતના તેના વાણિયાશાહી શેઠો તેને માફ ન જ કરે. પરંતુ, આ વિષે તેને એટલી રાહત હતી કે, પીટ વડા પ્રધાનપદે હતો ત્યાંસુધી તેને પાછું વાળી જોવાની જરૂર નહોતી. ઊલટું, એના આક્રમક સ્વભાવ પ્રમાણે, પેશવાઇ પાડ્યા બાદ એ તો આગળની એક મોટી યોજના ગોઠવવા લાગ્યો, અને તેને માટે પોતાની આપખુદ સત્તાનાં ચક્રો ચાલતાં કર્યાં. .

મરાઠા રાજ્યમંડળમાં પેશવા બાદ બળમાં બીજે નંબરે શિંદે આવતો હતો. વેલેસ્લીએ હવે તેને દાઢમાં ઘાલવા મનસૂબો કર્યો. ઇતિહાસકાર મિલ મથાળે મૂકેલા વાક્યમાં કહે છે એમ, મરાઠા સરદારો જોડેની લડાઇ વસઇની તહનો ચોખ્ખો ફણગો હતો, અને એ ઊભી કર્યાનો દોષ વેલેસ્લીને શિરે જાય છે એ પણ એટલી જ ચોખ્ખી વાત છે. જો કે, તે તો એની સામે બચાવમાં કાંઇ કાંઇ બહાનાં બનાવે છે ખરો. પરંતુ એ તો એટલું જ બતાવે છે કે, તે હુમલાખોર-આક્રમણશીલ હોવા ઉપરાંત ઉસ્તાદ લબાડીપણું પણ કરી જાણતો હતો. એ લાંબી દલીલબાજીની વિગતોમાં પડવું એ અહીં મર્યાદા બહાર જવાપણું થાય. વેલેસ્લી દોષિત હતો એની સાક્ષી મિલ નીચે પ્રમાણે (પા. ૫૯૮) આપે છે:—

'એની સાબિતી એટલી સાફ પડેલી છે કે તે શબ્દોમાં કહેવાની ભાગ્યે જ જરૂર છે. (૧૮૦૩ ના ઑગસ્ટમાં મરાઠા જોડેની) લડાઇની જરૂર વસઇની તહમાંથી થઇ; અને તે તહ ગવર્નર-જનરલે કરેલું કામ હતું. તે તહ પૂર્વે તેને, શિંદે ભોંસલે જોડે યુદ્ધ થશે, એવી જરાય સરખી બીક નહોતી, એમ તેનાં જ બધાં શબ્દો અને કાર્યો પરથી સાબિત થાય છે. એના શબ્દો માનીએ તો તો, તહ થયા બાદ પણ,—લડાઈ જાહેર કર્યા પૂર્વે છ અઠવાડિયાં સુધી,—તેને તેવી ભીતિ નહોતી.'

આપણે ઉપર જોયું કે, વેલેસ્લી એમ માનતો કે, મરાઠા રાજ્યમંડળનો અધ્યક્ષ પેશવા ફાંદામાં પડ્યા પછી, તેના શિંદે ભોંસલે આદિ-સામંતો યા તો આપોઆપ એની કેડે આવશે, અથવા જો અલગ રહેશે તો મધ્ય સૂત્રના વગરના છૂટા મણકા બની જશે. ત્રિભેટા ઉપર ભેગા થનાર મરાઠા સરદારોએ આ જ કઠણ સવાલનો જવાબ આપવાનો હતો. એ સવાલ એ હતો કે, આ પ્રસંગે ગમ ખાઇ બેઠા રહેવું કે લડવું.

એનો બેઉ પક્ષનો જવાબ હવે પછી જોઇશું.

—ચાલુ

## નેશનલ સેવીંગ [ પૃષ્ટ ૭૧૧ થી ચાલુ ]

'પણ મઇનો તો.'

'એ તો ચોપડામાં આંકડો પડ્યો કે મહિનાનું—પણ એની માથાકૂટ રહી! જો તારે આ કાગળિયું આલવું જ હોય તો આઠ આના પાછળથી—અરે હોળી ઉપર આલજે જા.' અને કામે વળતાં ઉમેર્યું : 'પછી તો તારી મરજી.'

પણ રાવજી હઠે ભરાયો 'ચૂકતે કરો તો આવું નકર—'

'એ ભાઈ ચૂકતે. લાવ હેંડ.' કહી દુકાનદારે કાગળિયું લીધું. ઉલટ—પાલટ ફેરવીને બે ત્રણ વાર જોયું. આખરે નિર્ણય કરી નાખ્યો : 'પડ્યું છે ત્યારે. બાર વરસે રાજવાળો આપશે તો ઠીક નકર બકરી, જાણે આઠને બદલે દસમાં પડી'તી. ધંધો કંઈ ચાખીને ઓછો થાય છે!' અને ચોપડી ઉઘાડી રાવજીનું ખાતું ચૂકતે કરી દીધું: 'લે બસ હવે.'

દુકાન બહાર નીકળતો રાવજી એટલો બધો ખુશ હતો કે ઘેર જતા પહેલાં ગામેતીને વાત કરવા એ તરફ વળ્યો. આંગણામાંથી જ વધાઇ ખાધી:

'મીં તો એ કાગળ્યાના અઢી રૂપજ્યા ઉપજાવી કાઢ્યા ગામેતી.'

'ઠીક કીધું.' ગામેતી ય થોડા ખુશ તો થયા પણ સાથે સાથે 'બચત' શિખડાવવા આવેલ પેલા સાહેબને ત્રીસ માઇલ છેટે રહ્યા રહ્યા જાણે કહી રહ્યા : 'જોઇને આ બસત!' અને ભોંડવા લાગ્યા : 'દૈયતનું ભલું તાકવા નીકળી પડજ્યા તે કાંક ભલું થાજ્યું રાજનું ને કાંક થાજ્યું દુકાનદારનું. રાવજીને તો બોકડીની બોકડી ખોઈ ને છોરો દૂધ વના રી હે એ લટકાનું.' અને એકાએક કોણ જાણે કે શું થઈ આવ્યું પણ રાવજીને ધૂતકારી ઉઠ્યા : 'અવે આંઇ હું કામ બેઠો હે 'લે? જા ઉઠ? જા તારે ઘીરે.'

'ખરી વાત હે ઘરે છોરો રોતો ઓહે.' બબડતો રાવજી ઊભો થયો અને ચાલવા લાગ્યો.

પરંતુ રાવજીની ઢીલી ચાલ ઉપરથી જ, તાકી રહેલા ગામેતી સમજી ગયા : 'ઘીરે જઉં તો હું (છું) પણ દૂધ વના ટટળતા સોરાને ઉ (હું) પાએ હું (શું)?'

# એશિયાઇ સેનાનો નાનેરો સૈનિક

મહેન્દ્ર મેઘાણી

'એશિયામાંથી ચાલ્યા જાવ!'
'જય એશિયા.'

ક્ષિતિજ ઉપરથી આ નવા નાદ આજે સંભળાઈ રહ્યા છે. એ નાદની સાથે સાથે જેના રાષ્ટ્રવાદને પાંખો ફૂટી છે એવા દેશોનાં નામ આપણે કાને પડે છે. એક તો હિન્દી–ચીનનું નામ સંભળાય છે અને બીજું સંભળાય છે ઈન્ડોનેસિયાનું નામ. એશિયાના આ દેશનાં નામ આજે આપણા કાન ઉપર પડે છે અને ભૂતકાળના કોઇ પરિચિત ભણકારા જગાડે છે. આપણે સૌ એશિયાવાસીઓ એક છીએ એવો જે નૂતન પ્રાણવાયુ ફૂંકાયો છે તેથી હજી હમણાં સુધી માત્ર નકશા ઉપરનાં નિર્જીવ નામો જે હતાં તે આપણા કલેજાના જાણે કે જીવતા ટુકડા બની જાય છે. સૈકાઓ પૂર્વેની એક જ હિંદુ સંસ્કૃતિની સાંકળીની આ બધી કડીઓ હવે આપણને સાંભરી આવે છે. આપણા–હિન્દુઓ અને મુસલમાનો તમામના–ભારતવાસી પૂર્વજોએ આ બધા દેશોમાં જઈ, વસીને, પોતાની સંસ્કૃતિ અને ભાષા, લિપિ અને સાહિત્ય, કલા અને રિવાજોથી એને સુશોભિત બનાવીને એમને 'ગ્રેટર ઇન્ડિયા'—બૃહદ ભારતનું જે નામ અપાવ્યું છે તેનું સ્મરણ આજે આપણને તાજું થાય છે. આપણી વિજય–કૂચમાં જે શામિલ બન્યા છે તે કોઇ ભટકતા વટેમાર્ગુ નથી પણ આપણા પોતાના વિખુટા પડેલા ભાંડુ છે એવું ભાન આજે આપણને થઇ રહ્યું છે.

જઈને જુઓ હિન્દી–ચીનમાં: આજથી અઢી હજાર વર્ષ પૂર્વે ત્યાં જઈને વસેલા ભારતવાસી શૈવધર્મીઓના સંસ્કૃત શિલાલેખો અને જીવતા શિલાલેખો સમાન ત્યાંની આજની બૌદ્ધધર્મી ને ઈસ્લામી પ્રજા ઉપરના તેમના ભાષા–ધર્મ વિશેના સંસ્કારો હજી મોજુદ છે. શિવ અને શક્તિ, બ્રહ્મા અને લક્ષ્મી, ગણેશ અને નંદી : આ બધાં પૂતળાં ત્યાં પડ્યા છે. મંદિરોમા મહાભારત અને રામાયણની આખી ચિત્રકથાઓ પથ્થરમાં કોતરાયેલી પડી છે.

એથીય આગળ, દૂરના જાવા સુમાત્રામાં હિંદુ સંસ્કૃતિ કોઈ સંશોધનનો વિષય બની ગયેલી ભૂતકાળની કથા નથી રહી. એ સંસ્કૃતિ આજે પણ ત્યાં જીવતી છે—હિંદુસ્તાનમાં છે તેના કરતાં વધુ કલામય અને સ્વાભાવિક રીતે રોજિંદા જીવનમાં વણાઈ જઈને એ જીવતી રહી છે. ખુદ જાવામાં તો એ સંસ્કૃતિ ઘણુંખરું મંદિરો અને ઐતિહાસિક ખંડેરોમાં જળવાયેલી છે પણ એની પાડોશના બાલી* ટાપુમાં એ ત્યાંની પ્રજાના શ્વાસોશ્વાસમાં ધબકતી દેખાય છે બે હજાર વર્ષો પૂર્વે ભારતવાસીઓ ત્યાં જે સંસ્કૃતિ લઈને ગયા હતા તે લગભગ જેવીને તેવી બાલીની આજની પ્રજામાં જીવતી પડી છે.

મૂળ તો જાવા–સુમાત્રા–બાલી અને બીજા તમામ ટાપુઓ બૃહદ્ ભારતના હિંદુ સામ્રાજ્યના જ ભાગ હતા. પણ પંદરમી સદીમાં મુસલમાનોએ જાવા કબજે કર્યું અને આખા ટાપુમાં હિન્દુ કે બૌધ ધર્મ પાળવાની મનાઈ ફરમાવી. એ વખતે બ્રાહ્મણો અને બૌદ્ધધર્મીઓ નાસીને પાડોશના બાલી ટાપુમાં જઇ વસ્યા. ત્યાં એમના ધર્મ–સંસ્કૃતિને કોઇ પરદેશી વિજેતાનો સ્પર્શ ન પહોંચ્યો.

એ રીતે બાલીમાં અખંડિત પડેલી ભારતીય સંસ્કૃતિનાં દર્શને આજથી લગભગે બે દાયકા પૂર્વે કવિવર ટાગોર, કાલિદાસ નાગ સુનિતકુમાર ચેટરજી વિ. વિદ્વદ્મણિઓ જઈ આવ્યા હતા. ગુજરાતીઓ અને બીજા પ્રાંતના વેપારીઓ પણ જાવા-બાલીમાં વેપારાર્થે વર્ષોથી જઈ વસ્યા છે. ૧૯૩૬માં ગાયકવાડ સાથે જાણીતા લેખક શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ પણ બાલીની સંસ્કૃતિ જોઇ આવ્યા છે. આમાંના પ્રત્યેક પાછા ફરી ફરીને સામયિકો કે પુસ્તકો દ્વારા આપણે કાને જે વાતો નાખેલી તે થોડા કલારસિકો કે ઇતિહાસ–અભ્યાસીઓના ચિત્તમાં જ વસેલી. સામાન્ય માણસ સુધી પહોંચવા માટે અર્વાચીનતાની જે કડી એમાં જોઇએ તે ખૂટતી હતી. આજની રાજકીય પરિસ્થિતિએ એ કડી પૂરી પાડી છે અને એશિયાના આઝાદી–જંગની સેનામાં આપણી સાથે એક-કતારે અને એક સૂરે કદમ મિલાવતા એ દેશની ઓળખાણ વધુ ઊંડી કરવાની મીઠી ઉત્કંઠા આપણામાં જગાડી છે. જાવા–બાલી જઈ આવેલા વિદ્વાનોના શબ્દો હવે આપણે ખૂણે ખાંચરેથી શોધીએ છીએ.

૧૯૪૬ના જુનના 'મોડર્ન રિવ્યુ'

---

* સમયની થપાટોથી પડી ગયેલી બાલીના પુરાતન મંદિરોની દેવમૂર્તિઓને સ્થાને મૂકવા માટે તેના અસલી રૂપ-આકારમાં ઘડાયેલી પ્રતિમા અને તેના જુવાન બાલીવાસી શિલ્પીનું ચિત્ર પૂંઠા ઉપર છે.

માં 'હિન્દી-જાવા ઇતિહાસની એક રૂપરેખા' આપતાં પ્રા. બિજનરાજ ચેટરજી લખે છે :

'સીતાની શોધમાં દુનિયાને ચાર છેડે સુગ્રીવની વાનર-ટૂકડીઓ મોકલાઇ તેમાંની એક જાવા ગયેલી એવો ઉલ્લેખ રામાયણમાં છે. આ લખાણ ઈસુના પહેલા સૈકાથી મોડું તો નહિ જ થયું હોય એમ મનાય છે. ઇસુના બીજા સૈકામાં જેણે દુનિયાની ભૂગોળ લખી એ મિસરના આકાશશાસ્ત્રી ટોલામીએ જાવાનો ઉલ્લેખ જબદિય (યાવાદ્વીપ) નામે કર્યો છે એનો અર્થ પોતે 'જવનો ટાપુ' કર્યો છે એ બતાવે છે કે આ ટાપુનું સંસ્કૃત નામ એ વખતે પરદેશીઓને પણ જાણીતું હતું.'

પ્રા. ચેટરજી કહે છે કે જાવાના જૂનામાં જૂના શિલાલેખો ઠીક ઠીક સંસ્કૃત ભાષામાં લખાયેલા હતા. ઇસુની ચોથી સદીમાં લખાયેલા મનાતા આ લેખોની લિપિ દક્ષિણ હિંદના પાલ્લવ શિલાલેખોની લિપિને મળતી આવે છે. એમાં અશ્વવર્મા, મૂલવર્મા, પૂર્ણવર્મા વિ. રાજાઓની વાત આવે છે. ઉત્તર હિંદની બે નદીઓ ગોમતી અને ચંદ્રભાગાનાં નામો એક રાજાએ બંધાવેલી બે નહેરોને અપાયાનો લેખ પણ છે.

વિખ્યાત ચીની મુસાફર ફા-હિયાન પણ પાંચમા સૈકાના બીજા દાયકામાં જ સીલોનથી જાવા ગયેલો. એના કહેવા પ્રમાણે એ વખતે ત્યાં ઘણા બ્રાહ્મણો હતા. પણ બૌદ્ધધર્મની મહત્તા ઉલ્લેખ કરી શકાય તેટલી નહોતી. જાવાથી ચીન પોતે જે જહાજમાં ગયેલો તેની ઉપર ૨૦૦ હિંદુ વેપારીઓ હતા એમ ફા-હિયાને લખ્યું છે. ગુણવર્મા નામના કાશ્મીરના એક રાજાએ જાવામાં સૌપહેલો બૌદ્ધધર્મનો પ્રચાર ૪૨૩ની સાલમાં આદરેલો, અને જાવાથી પછી એ નંદી નામના એક હિંદુના જહાજમાં બેસીને ચીન ગયેલો એમ પ્રા. ચેટરજી કહે છે. આખા દ્વીપસમૂહના શિલાલેખો, ચીની ઇતિહાસ, જાવાની કવિ નામની જૂની સંસ્કૃતમય ભાષાના લેખો અને તાજેતરમાં ડચ-સંશોધકોએ કરેલા સંશોધનને આધારે પ્રા. ચેટરજીએ પંદરમા સૈકામાં મુસલમાનો જાવા ગયા ત્યાં સુધીના તેના હિંદ સાથેના સંબંધો ટાંકી બતાવ્યા છે. છેલ્લે બાલી વિશે એમણે લખ્યું છે :

'બૌદ્ધધર્મ હજી બાલીમાં છે પણ હિંદુ ધર્મ વધુ ફેલાયેલો છે. શૈવપંડિતોના ભોજન સમારંભોમાં બૌદ્ધ ધર્મગુરુઓને આમંત્રવામાં આવે છે. બ્રાહ્મણો 'ઇદા' કહેવાય છે, ક્ષત્રિયો 'દેવ' કહેવાય છે, વૈશ્યો 'ગસ્તી' કહેવાય છે, શુદ્રોને 'બેપ' અને 'મેમ' નામ અપાયાં છે... અમૂક જ વેદો બાલીમાં આજે હયાત છે. એમાંનો એક બ્રહ્માંડ પુરાણ છે... ઉત્તર કાંડ વિનાનું રામાયણ આજે પણ બાલીમાં કવિભાષામાં હયાત છે. ઉત્તર કાંડ એ આખો જુદો ગ્રંથ જ બની ગયો છે મહાભારતનું નામ બાલીમાં અજાણ્યું છે પણ એનાં છ પર્વ આખા ને આખાં કવિ ભાષામાં છે. બાકીનાં અધૂરાં છે. 'ઉસન જાવા' અને 'ઉસન બાલી' નામનાં કથાગીતો બાલીમાં છે. એમાં ટાપુનું નામ 'બલિ-અંક'-વીરો અને બહાદુરોનો ખોળો કહેવાયું છે. બાલીની પ્રજાના લડાયક અને ગરમ ખમીરનું એમાં યોગ્ય દર્શન છે.'

૧૯૨૪માં જાવાની યાત્રાએ જઈ આવેલા શ્રી કાલિદાસ નાગે પોતાની લેખમાળામાં ટાંકેલી એક ઐતિહાસિક બીના બતાવે છે કે આજે સામ્રાજ્યવાદી ભેરુની સહાયે દોડનારા અંગ્રેજો માટે એ કામ નવું નથી. નેપોલીઅન સાથેની લડાઈના દિવસોમાં પણ રખેને ડચના હાથમાંથી ફ્રેંચો જાવા પડાવી લ્યે એવી દહેશતથી ૧૮૧૦-૧૫ દરમિયાનનાં પાંચ વર્ષો સુધી બ્રિટિશ સેનાપતિ રેફલ્સે એ ટાપુનો કબજો પોતાને હસ્તક લઈ લીધો હતો અને નેપોલીઅનના પતન પછી ડચના હાથમાં એ પાછો સોંપ્યો હતો.

જાવાના પાટનગર બેટેવીઆમાં એક નિશાળમાં ગયેલા શ્રી કાલિદાસ લખે છે.

'શાસ્ત્ર-વીર્ય' જેનું કુળનામ હતું એવા એક જાવાવાસી પંડિત સાથે મારી ઓળખાણ કરાવવામાં આવી. જાવાની ભાષા અને તેના સાહિત્યનું શિક્ષણ તેઓ આપતા હતા. આપણા પંડિતોની માફક જ એ અફસોસ કરતા હતા કે શિક્ષણની પરંપરાગત રસમમાં સડો પેસી ચૂક્યો છે. મેં હસતાં હસતાં એમને પૂછ્યું કે તમારા કુળ-નામ 'શાસ્ત્ર-વીર્ય'ના અસલ અર્થની તમને ખબર છે ખરી? એ સંસ્કૃત તો જાણતા નહોતા એટલે મુંઝાઈ ગયા. મેં એમને અભિનંદન આપતાં કહ્યું કે એ નામ તો હિન્દીઓ માટે ગૌરવ લેવા જેવું હતું કારણ કે સાચી તાકાત પશુબળમાં નહિ પણ આપણા પૂર્વજોના ડહાપણના ભંડાર સમા શાસ્ત્રોમાં સમાયેલી છે. (એવો આ નામનો અર્થ થાય છે) શ્રી શાસ્ત્રવીર્ય તો ઘણા ફુલાઈ ગયા અને અહિં જે સર્વત્ર લોકપ્રિય છે તે ભગવતગીતામાંથી થોડા શ્લોક બોલવાની મને વિનંતિ કરી.

જાવાના શ્વાસે શ્વાસમાં જે ભર્યું છે તે નૃત્ય વિષે આગળ ઉપર એજ લેખક કહે છે:

'જાવાવાસીઓ જન્મથી જ નાટ્યકારો હોય છે એની મને ખાતરી થઈ ચૂકી હતી, પણ નૃત્યમાં તેઓ કેટલા મહાન છે તેનો ખ્યાલ તો મેં 'બ્રાત જૂદ' (ભારત-યુદ્ધ) જોયું નહિ ત્યાં સુધી ન આવ્યો. હંસને જેટલું તરવું સ્વાભાવિક એમજ જાવાવાસીઓને નાચવું. મને વિચાર આવ્યા કરે છે કે તાલબદ્ધ હાવભાવની અદ્ભૂત રજુઆત કરતાં, એમને કોણ શીખવતું હશે? એ હાવભાવ મૂંગા હોવા છતાં આપણા આધુનિક નાટ્ય-સંવાદોના બરાડા કરતાં કેટલું બધું વધુ કહી જતા હતા!

મને લાગે છે કે એમની પરંપરા એજ એમનો એકમાત્ર શિક્ષક છે..,છોકરાઓએ અમારી સામે રજુ કરેલ પ્રસંગ કુરુક્ષેત્રના યુદ્ધ દરમિયાન કર્ણ અને ઘટોત્કચ વચ્ચેની લડાઈનો હતો. સામાન્ય જીવનમા જે છોકરાઓ આટલા બધા શાંત અને નરમ દેખાતા હતા તે પુરાણકાળના વેશ સજીને આવ્યા ત્યારે અનેરી ભવ્યતામા પલટાઈ ગયા હતા એક બાજુ હતો અનાર્ય યોદ્ધો ઘટોત્કચ, એના જંગલી ને જડસુ હાવભાવ, જોરદાર હુમલાના એના કીમિયાઓ,–પશુબળનું સજીવારોપણ બીજી બાજુ હતો આર્યવીર કર્ણ–એની ગૌરવ અને આત્મવિશ્વાસભરી ચાલ, લાગણીઓ ઉપર એનો સંયમ, શાંત અને સ્વસ્થ છતા વીજળી જેવી એની ચપળતા, એકજ અચૂક ઘા સાથે દુશ્મનને જમીનદોસ્ત કરતો. છતા એના સૌમ્ય દર્શનને ખરડાવે એવી ક્રૂરતાની કોઈ નિશાની જણાવા દેતો નહિ પ્રેમશૌર્યની મૂર્તિ જાણે કે મહાભારતના પાનામાથી ઊભી થઈ હતી !

બાલીના નાના ટાપુની યુદ્ધકથા સાંભળીને લેખકને આપણા અણનમ રજપૂતો સાંભરી આવે છે:

'બાલીવાસીઓ પાસે ડચ રાજસત્તાનો સ્વીકાર કરાવવાનું કામ ૧૮૪૧ પહેલા થઈ શક્યું નહોતું. એ સાલમા રાજકીય પકડ વધુ મજબૂત બની તેથી ૧૮૪૬-૪૯ દરમિયાન ટાપુમા ઠેર ઠેર ભયંકર બળવા થયા હતા અને ડચ સરકારને માણસો અને પૈસાની સારી એવી ખુવારી ખમવી પડી હતી રાષ્ટ્રીય વિરોધ એટલો બધો મક્કમ અને સંગઠિત હતો કે ઠેઠ ૧૮૯૪ સુધી ડચ સત્તાના સીધા હાથ નીચે નાના માત્ર બે પ્રાંતો જ હતા બાકીના પ્રાંતોમા રાજાઓના એકહથ્થુ શાસનો ચાલતાં અને એમની ઉપર નામની જ દમનથી વધુ બીજું કાંઈ ડચ સરકારને હતું નહિ ૧૮૪૯મા અમુક ટાપુ–પ્રદેશોને ડચ સરકારે દાબી દીધા હતા. તેમ છતા ય સામનો કરવાનો જુસ્સો કચડી શકાયો નહોતો. એટલે ૧૯૦૬–૦૮ સુધીમા ડચ સરકારે અસરકારક પગલાં લીધા અને મોટા ભાગના નાના-રાજવીઓ શરણે થઈ ગયા પણ થોડાક તો સારી દેશદાઝવાળાઓ નીકળી પડયા બાન્ડુંગના રાજાએ ગુલામી કરતાં મોત પસંદ કર્યું. એણે અને એના વફાદાર સૈનિકોએ રણમેદાનમા દુશ્મન સામે દોટ મૂકી અને એમાનો એકેએક વીર મૃત્યુને ભેટયો જીવલેણ યુદ્ધમા ઝંપલાવવાના આપણા રજપૂતોના શિરસ્તાને બરાબર મળતી આ પ્રથા છે. કેસરિયાની આ વીર પ્રથાને બાલીમા 'પુપુતાન' કહેવાય છે'

કેસરિયા કરીને વીરને છાજે તેમ મોતને ભેટવાની ભૂતકાળના રજપૂતોની પ્રથા આજે એમના ભારતવાસી વંશજોમાં તો નથી રહી પણ આ બાલીની પ્રજાએ એ શૌર્ય-સંસ્કાર–વારસો આજ સૈકાઓ સુધી સાચવી રાખ્યો છે. ચિતોડના અટંકી વીરોએ સ્વર્ગમાંથી આ દૃશ્ય નિહાળ્યુ હશે ત્યારે બાલીના એ સાચા રજપૂતો ઉપર એમણે પુષ્પવૃષ્ટિ નહિ કરી હોય ? માત્ર બ્રાહ્મણોના જ્ઞાનભંડારો જ નહિ પણ આર્ય ક્ષત્રિયોનાં શુરાતન પણ બાલીનાં પ્રજાજીવનને આ રીતે તેજસ્વી બનાવી રહ્યાં છે બાન્ડુંગના રાજાએ, અને એને પગલે પગલે બાલીના બીજા રાજાઓએ ૧૯૦૬માં કરેલાં કેસરિયાંની કથા આજે ત્યાની પ્રજાના હૃદયમાં જીવતી પડી છે અને જ્યાં એ સ્વાતંત્ર્યયુદ્ધ લડાયુ હતું તે સ્થળ આજે પણ ત્યા જનારા મુસાફરને લોકો ઊંચી લાગણી અને માનથી ભરેલા અંતરે દેખાડે છે.

બાલીની પ્રજા વચ્ચે ૧૯૨૭ માં જઈ આવેલા કવિવર ટાગોરે લખ્યુ છે:

'એમના કપડા રંગબેરંગી અને ભારે ઘરેણાંઓથી સજેલાં હોય છે. એ બતાવે છે કે કોઈ ઢંગધડા વગરના ચીંથરાથી પોતાના દેહને ઢાંકીને એનું અપમાન કરવાની એમને ટેવ નથી. પરિણામે, જ્યા કોઈ ટોળું ભેગુ થાય ત્યા એ દેખાવ ઘણો પ્રિય થઈ પડે છે. સ્ત્રીઓ પોતાનુ ઉપલું અરધુ અંગ ઉઘાડું રાખે છે એનું કોઈ કારણ પૂછે તો કહે છે કે, 'અમે શું હલકી સ્ત્રીઓ છીએ તે અમારી છાતી ઢાંકીએ ?' સામાન્ય રીતે પુરુષો તેમ જ સ્ત્રીઓનાં શરીરના આકાર તથા ઘાટ પ્રમાણસર હોય છે વધુ પડતો જાડો કે દુબળો કોઈ માણસ મારા જોવામા નથી આવ્યો.

'ચિત્રકલાની દૃષ્ટિએ બાલીથી ચઢિયાતી ભાગ્યે જ કોઈ પ્રજા દુનિયામાં હશે ખાવાનુ પુષ્કળ મળે છે, એટલે પોતાના ઝૂંપડા, પોતાનું રાચરચીલું, પોતાના વિધિ અને રિવાજોને માનવી અહીં કલામય બનાવી શક્યો છે કોઈ ભિખારી અમે હજી જોયો નથી, કંગાલ ગંદીપણાનુ કોઈ ચિહ્ન અમે જોયું નથી. ચારે બાજુ બસ ગાન-વાદન, નૃત્યો અને નાટ્યપ્રયોગો ચાલ્યા કરે છે. એના વિષયો મહાભારતમાથી લીધેલા હોય છે રસ્તાની બેઉ બાજુ જાતજાતનાં મંદિરો અને મૂર્તિઓ છે શરીર તેમ જ આત્મા માટેના ખોરાકની ત્યાં જરાય તાણ નથી શ્રી–નિકેતન–સંપૂર્ણ-સુખશાંતિનુ એ એક સાચું ચિત્ર છે

'એમના ઉત્સવભર્યાં જીવનની મુખ્ય વસ્તુ છે નૃત્ય. સતતપણે વહ્યા આવતા સાગર-વાયુઓમાં જેમ એમની નાળિયેરીઓના પાન ઝુલે છે, એમ જ ફરી ફરીને આવતા નૃત્યના સાદે એ સ્ત્રી-પુરુષોનાં અંગ ડોલતાં હોય છે......એમના નૃત્યો એ અંગોના હલનચલનનુ સૌંદર્ય દેખાડવા માટે નથી યોજાયા. નૃત્ય એ તો એમની ભાષા છે–એમની ઇતિહાસ–કથાઓની ભાષા છે. એમનું ગાન-વાદન પણ એક જાતનું સ્વર-નૃત્ય છે સંગીત પણ સૌંદર્ય દેખાડવા માટે નથી, એ તો એમના નૃત્યને તાલની ભૂમિકા પૂરી પાડવા માટે જ છે '

જે બાલીમાં આજ ત્રણસો વર્ષોથી પરદેશી ગોરાઓ વધુ ને વધુ સત્તા જમાવતા ગયા છે, અને જ્યાં લડાઈ પહેલાં દર વર્ષે હજારો પરદેશી મુસાફરો સહેલ કરવા આવતા, તે આજે ઇસુની વીસમી સદીમાં પણ પોતાની અસલ સંસ્કૃતિમાંજ આટલું ઓતપ્રોત કેમ રહી શક્યું હશે ? લડાઈ પહેલાંનાં વર્ષોમા

[ અનુસંધાન પૃષ્ઠ ૭૧૫ ]

# એકાંતનું રૂપ

જિતુભાઇ પ્ર. મહેતા

રૂપેરી પરદા પર ચિત્રચોરસાને ભવ્ય બનાવવાની રીત આપણી આંખોએ અનેકવાર નિહાળી છે. કલાકારનું શિલ્પ, કડિયાએ તૈયાર કરેલી ભૂમિ, બીજી સામગ્રી અને એના પર છંટાતું અજવાળું–ચિત્રચોરસાની અંદર આ ભાત ઉપકાય છે અને સમૃદ્ધ દૃશ્ય નજરને મળે છે.

પણ એકાંતનો શણગાર અઘરો છે. એકાંતને પણ શણગારવું પડે છે. કૅમેરાએ ચોક્કસ નજર મેળવીને એકાંતને 'લૅન્સ' પર રમાડવું પડે છે. એવા ચિત્રચોરસામાં દૃશ્યની સામગ્રી ઓછી હોય પણ એની અસર ભરપૂર હોય છે.

જે દિગ્દર્શક એકાંતને રૂપેરી પરદા પર લઈ આવી શકે છે એની શક્તિ માટે આપણને માન થવું જ જોઇએ. જીવનમાં એકલતા આવે છે એને પરદા પર સ્થાપિત કરવી હોય તો એની રીત જૂદી છે. પણ માત્ર ચિત્ર ચોરસાથી એકાંતની સ્થાપના કરવી એમાં બુદ્ધિ ઉપરાંત ઊર્મિ અને મિજાજની જરૂર પડે છે.

આવું 'રૂપેરી' એકાંત મને સાંભરે છે. એક ચિત્રમાંથી મેં એને માણ્યું છે અને આજે એની યાદ માણી રહ્યો છું.

રૂપેરી પરદો ઝબકે છે. ચિત્ર–ચોરસામાં ક્ષણ બે ક્ષણ માટે કોઈ માનવી નજરે પડતું નથી. કોઇ ગતિ આંખ સામે આવતી નથી.

કાઠિયાવાડની સુક્કી જમીન જેવી પીળી જમીન છે. સુકાએલા ઘાસની. એ જમીનની વચ્ચે એક કેડી છે. કેડીની આજુબાજુ થોડાં ઝાંખરાં ઊગેલાં છે. બોરડી જેવાં, જવાસા જેવાં.

ચિત્રચોરસામાં કોઇ હલતું નથી, એમને એમ મૂંગો એ પડયો છે. ત્યાં એક ધૂળચકલી એના ગળાને છાંટવાનું શરૂ કરે છે. ધૂળચકલી દેખાતી નથી પણ એનો અવાજ 'દેખાય' છે.

ધૂળચકલીની એ બોલી મૂંગા ચિત્રચોરસાને જીભ આપે છે અને એ જીભ પણ એકાંતની જ વાત કરતી લાગે છે. કારણકે કોઇ માણસ ત્યાં ઢૂંકતો નથી.

દિગ્દર્શકે આટલું કરીને ચિત્રની અંદર એકાંતને શણગારી જાણ્યું છે. ધૂળચકલીની બોલી એ ખરેખર એકાંત કુદરતનું એક ધ્વનિધરેણું જ છે. ગામડાંમાં આપણે જઇએ ત્યારે ઘણીવાર એમ બને છે કે માણસ નજરે પડે નહિ, કોઈ ચીજ ગતિ પકડતી લાગે નહિ, પણ ત્યારે ય કોઇ હોલું બોલતું હોય છે.

એવી કોઈ સાંજ માણી હોય તો સંભારો. મેં તો એકલી એવી સંધ્યાનો ભોગવટો કરી જોયો છે. એવે વખતે ધૂળ ભરેલા માર્ગ ઉપર લેલાં નામનાં પક્ષી ગોકીરો કરી મૂકે છે. એકાંતના શણગાર તરીકે એ ધ્વનિ આપણને યાદ રહી જાય છે.

દિગ્દર્શકે આવો અનુભવ એકઠો કર્યો હોય તો એ રૂપેરી પરદાને એકાંતથી રૂપાળો બનાવી શકે છે.

હા, પછી એ ધૂળચકલી બોલતી રહે છે અને કોઈનાં પગરખાંનો અવાજ કાન પર પડે છે. આઘેથી એક આદમી ચાલ્યો આવતો દેખાય છે. એ આદમી એકાંતમાં ખાસ ખલેલ પાડતો નથી. કારણકે ધૂળચકલીની જેમ એ પણ આવી જમીન પર ચાલતો રહે છે

એ આદમી માટે પહેલેથી જ આપણા દિલમાં દર્દ જાગે છે. એ એકલો છે, ચિત્રચોરસો એકલો છે.

આ તો ક્ષણબેક્ષણ ઝબકતાં ચિત્રના ચોરસાની વાત થઇ. પણ આ બે ક્ષણોએ પણ કેવી ગૂંથણી કરી આપી!

બીજા એક ચિત્રમાં એક એકલી પડી ગએલી કબરને એકાંતનું રૂપ આપવામાં આવેલું મેં જોયું છે. કબરમાં સૂતેલો એમને એમ સૂઈ ગયો નહોતો. એ જીવતો હતો ત્યારે એની આસપાસ એક નાનકડી દુનિયા ફરતી હતી પણ મૃત્યુ! એ તો એકલાની જ નિદ્રા છે ને!

એટલે દિગ્દર્શકે એ કબર ઉપર એક ઝાડ રાખી દીધું હતું અને આકાશમાં શોકનાં વાદળાં રાખી દીધાં હતાં. ચિત્રચોરસાને જ શોક પાળતો દેખાડવામાં આવ્યો હતો!

આમાં બીજા માણસો દેખાતા નહોતા. કબર પર કોઈ આંસુ સારતું નજરે પડતું નહોતું. કબર એકલી હતી અને કુદરત પણ એકલી હતી.

ઘરની અંદર રહેવા છતાં એકાંતનો અનુભવ થાય છે, એવું દૃશ્ય પણ ચોરી પરદાએ શણગાર્યું છે.

ગોર્કી જેવા સાહિત્યકારનું બાળપણ કેવું હતું? ઘરની અંદર બીજા માણસો હતા પણ ગોર્કી તો એ બધા વચ્ચે એકલો જ હતો!

ઘરના એક રવેશીઆ પર બાળક ગોર્કી બેસી રહેતો, મૂંગો. ઘરમાં જે કાંઇ બનતું એના પર એ વિચાર કરતો. મોટાઓને જે સૂઝતું નહિ એ

[અનુસંધાન પૃષ્ઠ ७૬૨]

# કાર્થેજ પર હળ ફરે છે

**દર્શક**

કેટલાંક માણસો એટલા હલકા હોય છે કે એમને દુશ્મનને નમાવવાથી જ શાતા નથી વળતી; એ તો દુશ્મન જ્યારે સમૂળો નાશ પામે છે ત્યારે જ તૃપ્ત થાય છે. રોમમાં એવી હલકાઈનો જન્મ થઈ ચૂક્યો હતો. ને એનો પ્રતિનિધિ હતો 'કેટો' કેટો જાણવા જેવી વ્યક્તિ હતી મોટો જમીનદાર હતો. પૈસાનો તૂટો નહતો પણ પહેરવાના કપડાં તો ઉભડીઆ જેવાં, ખાવાનું તો સાવ સૂકું ને કસ વગરનું, ને મહેનત તો ત્રણ ગધેડાં જેટલી. સાદાઈનો એ ચાહક હતો તે તો ઠીક પણ સુખ ને સુન્દરતાનો એ કટ્ટો વેરી હતો. એની હાજરીમાં કોઈ હસતું તો એ મુઓ જ. કારણ કે રોમમાં એ સેન્શર હતો સેન્શરનું કામ કોઈ રોમન, રોમન કુલ–પરંપરાથી ખસતો જણાય તો સજા કરવાનું હતું. કેટલીય રોમન સ્ત્રીઓને સુંદર વસ્ત્રો ને ઘરેણાં પહેરવા માટે થઈને એણે દંડ કર્યા હતા. કોઈનું સુખ જાણે એ ભાળી શકતો નહોતો.

એમાં એકવાર એ કાર્થેજ ગયેલો. કાર્થેજ પર જે ભારે દંડ નખાયો હતો તે ઉપરથી એની કલ્પના એવી હતી કે કાર્થેજ તો સાવ વેરાન ને પાયમાલ થઈ ગયું હશે. એણે કાર્થેજમાં નૌકાસૈન્ય ને લશ્કર જોયાં, બગીચા જેવા–હવેલીઓ જોઈ હાથકસબના કારખાનાં ને શાહ-સોદાગરોની વણજારો જોઈ. એ જોઈને એ બળી ઊઠ્યો. તે દિવસથી એણે સેનેટમાં પોતાના ભાષણોની સમાપ્તિ જ વાક્યથી કરવા માંડી.

'કાર્થેજનો નાશ થવો જોઈએ.' ગમે તે વિષય હોય ને ગમે તે પ્રસંગ હોય, કેટો ઉપસંહારમાં શું બોલશે તે એકેએક રોમન જાણતો. કોઈ રડ્યા ખડ્યા આનો વિરોધ કરતા. પણ આખરે કેટો જીત્યો, કાર્થેજનું ભાવી નક્કી થઈ ગયું.

બહાનું શોધી કાઢ્યું. બીજા વિગ્રહ અંતે જે સુલેહ થઈ તેમાં એક શરત એવી હતી 'કાર્થેજે રોમની સંમતિ સિવાય કોઈની જોડે યુદ્ધ કરવું નહિ' તથા ન્યુમીડીઆને સ્વતંત્ર રાજ્ય ગણવું. હવે ન્યુમીડીઆના રાજાને ઉપલી શરત ફાવતી મળી ગઈ એ જ્યારે ને ત્યારે કાર્થેજની હદમાં ઘૂસી જાય. બેચાર ગામડાં લે, એક બે કિલ્લા તોડી પાડે, કાર્થેજના વેપારીઓના કાફલા લૂંટી લે, પણ કાર્થેજ એને સીધું કશું ન કરી શકે. રોમને લખે–રોમ તપાસ કરે. પંચ નિમાય–ન્યુમીડીઆના પક્ષમાં ચુકાદો આવે ને પાછું એમ ને એમ ચાલ્યા કરે. ૫૦ વર્ષ આમ ને આમ ચાલ્યું. કાર્થેજે સબૂરી રાખી–ઝઘડાને ટાળ્યા કર્યો. પણ છેવટે સેનેટના ગરમ મિજાજના થોડાક સભ્યોએ ન્યુમીડીઆના હલ્લાખોરોને એક વાર સપડાવ્યા ને કેટલાકને મારી નાખ્યા.

રોમને આ જ જોઈતું હતું એણે તરત જ કાર્થેજે સુલેહભંગ કર્યો છે એમ કરીને લડાઈ જાહેર કરી ને લશ્કર રવાના કર્યું. સેનેટે તરત જ એલચીઓને મોકલી પરિસ્થિતિ સમજાવી. સેનેટની ઉપરવટ જઈ ન્યુમીડીઆ સાથે લડનારા પક્ષના સભ્યોને મોતની સજા કરી. પણ રોમે એ કાંઈ સાંભળ્યું જ નહિ. ૮૦ હજાર માણસોનું સૈન્ય ઉતાર્યું. એ ઉતરનારામાં એક હતો સીપીઓનો પાત્ર. 'નાનો સીપીઓ.'

કાર્થેજીયનો પાસે નહોતાં વહાણો કે નહોતી સેના, નહોતો ધાન્ય સંગ્રહ. એમના જુવાન લડવૈયા તો ન્યુમીડીઆ સાથે ઝઘડામાં જ વેતરાઈ ગયા હતા. રોમન સેના તો કાર્થેજથી માત્ર આઠ જ માઈલ દૂર આવી પહોંચી હતી. કાર્થેજીયનો રોમન સેનાપતિને શરણે ગયા ને શરણાગતિની શરતો માગી. સેનેટે કહ્યું 'કે કાર્થેજને બચાવવું હોય તો ઉમરાવોના ૩૦૦ બાળકોને સીસીલીમાં બાન તરીકે મોકલો ને વધુ હુકમો માટે સેનાપતિને મળો તો આફ્રિકામાં એમને જે તે મુલક રહેવા દેવામાં આવશે.'

'વધુ હુકમોના' ગર્ભમાં શું પડ્યું હતું તે સમજ્યા સિવાય, રોમન ઔદાર્ય પર ભરોસો રાખીને કાર્થેજીયન સેનેટે હુકમ માથે ચઢાવ્યો.

બીજા દિવસે પ્રભાતના પોરમાં કાર્થેજના બારામાં એક રોમન વહાણ બાનને લઈ જવા ઊભું હતું ૧૪ વર્ષના સુકુમાર કિશોરોને વળાવવા એમના માબાપો ને અસંખ્ય સ્ત્રીઓ આવી હતી. સૌની આંખોમાંથી આંસુ ટપકતાં હતા. કેટલાક બાળકો તો માનો છેડો પકડીને ઊભાં હતાં. કેટલીક માતાઓ એમના બાળકોને જકડીને ઊભી હતી. વહાણ ઊપડવાની

**★ આંસુ ટપકતી આંખે એ જોઈ રહ્યો. ભભૂકતી જ્વાલામાં ★**
**★ કૂદી પડતા એણે ત્રણ બાળકો અને એની માતાને જોઈ. ★**
**★ એના હૈયામાંથી શ્વાસ નીકળ્યો : 'રોમનું પણ આવું જ થશે ? ★**

નિશાન થયું, સેનેટરો આવ્યા, કોઈ માતાને સમજાવી, કોઈ બાળકને છાનું રાખ્યું ને કોઈને હિમ્મત આપી, બાળકોને વહાણ પર ચડાવ્યા. વહાણ ચાલ્યું. હૈયું ચીરી નાખતું આક્રંદ સંભળાયું. ઇતિહાસકાર કહે છે: 'કેટલીક માતાઓ બેભાન થઇ હતી, કેટલીક 'દરિયામાં પડી, વહાણની પાછળ જવા દોરડાં પકડી રાખ્યાં.' સૂરજ એ કેમ જોઇ શકયો હશે ? વધુ હુકમો માટે સેનેટના દૂતો રોમન સેનાપતિના તંબૂમાં ગયા. સેનાપતિએ કહ્યું.

'કાર્થેજમાં જેટલાં હથિયાર ને દારૂગોળો હોય તે સોંપી દો. નગરજનોને નિઃશસ્ત્ર કરો.'

એલચીઓ બાઘાની જેમ જોઇ રહ્યા. પહેલાં તો એ સમજી ન શકયા.

'તમે કહો છો કે તમારે રોમ તથા બીજા સાથે સુલેહ શાંતિથી રહેવું છે. તો પછી તમારે હથિયારની જરૂર શી છે?' રોમન સેનાપતિએ કહ્યું. ને ઉમેર્યું' 'હથિયારો નથી છોડવા માગતા એનો અર્થ એ છે કે તમારા મનમાં હજુ મેલી રમત છે.'

સુલેહકારો પાસે બીજો કોઈ માર્ગ જ ન હતો. તે હુકમ પણ પાળ્યો. કાર્થેજમાંથી બીજી સવારે શસ્ત્રસરંજામનાં ગાડાંની હેડયો નીકળી. લંગરની લંગર. બે લાખ તો એમાં બખ્તરો હતાં ને એટલી જ તલવારો –ભાલા ને અપરંપાર શસ્ત્રો. રોમન સેનાપતિના તંબૂ આગળ આવીને બધું ઠાલવી નાખ્યું હવે આજ્ઞાઓ પૂરી થઈ હતી ? કે કાંઈ નવી આજ્ઞા બાકી હતી ?

રોમન સેનાપતિએ એમની આજ્ઞાધિનતા ને સુલેહની આતુરતાની પ્રશંસા કરીને સેનેટને છેવટ બાકી રહેલી આજ્ઞા કરી 'એમણે કાર્થેજ ખાલી કરીને ચાલ્યા જવાનું હતું.' કારણ કે કાર્થેજને ઉખેડી નાખી ત્યાં ખેતર કરવાનું હતું. કાર્થેજ્યનોને 'દરિયાથી દસ માઇલ' નજીક ન હોય 'તેવી કોઇ પણ બીજી જગ્યાએ વસવાની છૂટ હતી.' આ શબ્દો સાંભળતાં જ કાર્થેજ્યન એલચીઓ હતબુદ્ધિ થઈ ગયા બોલવાની શુધ ગુમાવી બેઠા. આવડો મોટો દગો રમી શકે? આવડી ભારે કૃતઘ્નતા આચરી શકાય? આવો અમાનુષી અન્યાય? પણ સામે રોમન સેનાપતિ જોઈ વાત હસવાની નહોતી. આ આજ્ઞા સાચી ને અફર એ જાણતાં જ કેટલાક એના પગમાં પડી ગયા દયા માગવા લાગ્યા–કકળવા લાગ્યા. બીજાઓએ પોતાનાં લૂગડાં ચીરી નાખ્યાં–કપાળ કૂટયાં–દેવોની સહાય યાચી. બીજા વળી સેમન સેનેટ પર ફિટકાર વરસાવવા લાગ્યા. બધું એળે ગયું ત્યારે છેવટ સેનેટ પાસે દયા માગવા જવા દેવાની રજા માગી. સેનાપતિએ ડોકું ધૂણાવી કહ્યું "નકામું છે. સેનેટની જ આ આજ્ઞા છે." ક્રોધ–શોક–અપમાન –લજ્જાના ભારે દબાયલા એ બધા પાછા ફર્યા ત્યારે સૌના મનમાં એક જ વાત રમતી હતી. "કેમ કરીને આ સમાચાર લોકોને કહેશું? લોકો અમારું શું કરશે?" કેટલાક રસ્તા પરથી પાછા વળી બીજે ચાલ્યા ગયા.

લોકો તો આ વાત સાંભળીને ભાન જ ગુમાવી બેઠા. જેમણે બાન સોંપવાની ને હથિયારો સુપરત કરવાની સલાહ આપી હતી તે સેનેટરોના ચીરચીરા કરી નાખ્યા. જે દૂતો મૂંગા મોંએ આ આજ્ઞા સાંભળી પાછા આવ્યા હતા તેમને શેરીઓમાં ઘસડયા. જેટલા ઇટાલીયનો ભાળ્યા તેટલાને પાણે ને પાણે ટીચી નાખ્યા.

સેનેટે તેજ દિવસે શરણે જવાને બદલે યુદ્ધે ચડી ખપી જવાનો નિશ્ચય કર્યો. હેસ્ડ્રુબલને સેનાપતિ નીમ્યો; ને આખા શહેરને ઘેરાની સ્થિતિમાં મૂકી દીધું. જેટલા ગુલામો હતા તેમને સ્વતંત્ર કરી દીધા. દેવળો, રંગભૂમિઓ, વેપારીઓની ગાદીઓ બધાં હથિયાર બનાવનારાં કારખાનાં બની ગયાં; કમાડેથી–કમાટેથી ખૂણેથી ખાંચરેથી જયાંથી મળ્યું ત્યાંથી લોઢું એકઠું કરવા માંડયું. સાંજ પડયે ત્રણ હજાર તલવારો તૈયાર થવા માંડી. સ્ત્રીઓએ ધનુષ્યની દોરી કરવા માટે લાંબા ચોટલા કાપી આપ્યા. હેનીબાલ જેમ જ કાર્થેજ મરશે પણ તાબે નહિ થાય તેવો નિશ્ચય કર્યો. રોમન સેનાને આની કલ્પના જ નહોતી. એ તો આરામથી છાવણીમાં પડી હતી. એમને કાર્થેજમાં પેસવાની ઉતાવળ નહોતી. જે દિ' જશું તે દિવસે દરવાજા ઉઘાડા જ છે ને! હજુ કાર્થેજ્યનો એમની ઘરવખરી તો સારી લે ! ને એમની પાસે વેંતનું ચપ્પુ પણ કયાં રહેવા દીધું છે ?

પણ સેના જ્યારે શહેર પાસે આવી ત્યાં તો બાણનો વરસાદ વરસ્યો, કિલ્લા પર બખ્તરધારી અસંખ્યસ્ત્રી–પુરુષો દેખાયાં. થોડીવારમાં ગોફણો ને જતરડામાંથી પાણાનો વરસાદ શરૂ થયો. રોમનસેના પાછી ભાગી. કાર્થેજ્યનો દગો રમ્યા હતા !

કાર્થેજ એક નાના દ્વિપકલ્પ પર હતું. જમીનને સાધનારી એકજ પટ્ટી હતી. એ રસ્તે જ કાર્થેજનો બહારની દુનિયા સાથે સંબંધ સચવાતો હતો. રોમનસેનાએ એ પટ્ટીના છેડા પરજ કિલ્લેબંધી કરી. એમણે ધાર્યું કે બે મહિનામાં પતી જશે લડશે શેનાથી ! ખાશે શું ? પણ બે મહિનાને બદલે બે વર્ષના વહાણાં વાયા પણ કાર્થેજના વિશાળ કિલ્લાની એક કાંકરી પણ ખરી નહોતી. કારણ કે કાર્થેજનું બંદર તો હજુ ચાલતું જ હતું.

સેનેટ પણ હવે અધીરી થઇ, આમાં રોમન પ્રતિષ્ઠાની હાંસી થતી હતી. એણે સેનાપતિ બદલી નાખ્યા. નવો સેનાપતિ હતો સીપીઓ. હેનીબાલને જીતનાર સીપીઆનો પૌત્ર. એણે જોયુ કે જ્યા સુધી બંદર બંધ ન થાય ત્યાં સુધી કાર્થેજ જીતવું અશક્ય હતું. ને બંદર જીતવામાં કાંઇ તલવારની જરૂર નહોતી. એણે આવીને બધા સૈનિકોને કોદાળી પાવડા પકડાવ્યા. ખાડી પૂરવાનું શરૂ કર્યું. કાર્થેજીયનો કિલ્લા પર ઊભા ઊભા દરિયો પૂરવાના પ્રયત્નને હસતા હતા. પણ દસ વીસ દિવસ જતા એમનું હાસ્ય સૂકાઇ ગયુ. ખાડી કદાચ પૂરી ય નાખે. ને તો ? આ બારામાના વહાણો તો ગયા. નવા વહાણોનુ શુ ? અનાજનું શુ ? એમણે બીજો જ પ્રયત્ન આદર્યો. સીપીઓને એની ગંધ પણ આવવા દીધા સિવાય તેમણે જમીનની એક બીજી જ પટ્ટી ખોદવા માંડી. દરિયા તરફ મોટી નહેર ખોદાતી હતી. ઘર પરની વળી-વખીઓ-બારણા બારી ઉતારીને વહાણો બનાવાતા હતા. સીપીઓનું સૈન્ય દરિયો પૂરતુ હતુ. કાર્થેજીયન પ્રજા દરિયાનું મોં ઉઘાડતી હતી. એક બાજુ બારુ પૂરાઇ ગયું, વહાણો સલવાઇ ગયા ને બીજી બાજુએ નવું બારુ ખૂલ્યું–નવા પચાસ વહાણોનો કાફલો દેખાયો. સીપીઓ ઘડીભર સડક થઇ ગયો. પણ તરત જ સાવધ થઇને રોમન કાફલાને હુમલો કરવા આજ્ઞા કરી. એમા કાર્થેજીયનોના જૂનાં–ખોખરાં પાટિયાનાં બનેલા વહાણો ઝીંક ન ઝીલી શક્યાં. સીપીઓએ એનો ખુરદો કાઢી ફરી નવા બારાને પૂરાવી દીધુ. આમાં ત્રીજું વર્ષ પૂરુ થવા આવ્યુ.

બારુ પૂરાયા પછી સીપીઓએ કિલ્લા પર હુમલો શરૂ કર્યો કિલ્લો તૂટયો. રોમનસૈન્ય પાણીના પૂરની પેઠે અંદર પેઠું. પણ કાર્થેજના રાજમાર્ગો–ગલીઓ ને શેરીઓમા કાર્થેજીયન નાગરિકો જે હાથમાં આવ્યું તે લઇને લડયા; બચેલું સૈન્ય સેનેટના કિલ્લામાં ભરાયુ સાંકડી શેરીઓમા ઊંચી ઊંચી મેડીઓ પરથી રોમન સૈનિકો પર લાકડાં, લોઢાં, રોડાં, પત્થરનો વરસાદ વરસ્યો સીપીઓએ જોયુ કે આમ તો રોમન સૈન્ય ખલાસ થઇ જશે એણે રાજમાર્ગ પરના મકાનો કબજે કરવા માંડયા. ને એક મકાનને બીજા મકાન પર પાટિયાં મૂકી આખું લશ્કર નીચે શેરીમાં નહિ પણ ઉપર જ ચાલીને મધ્યદુર્ગ સુધી પહોચે તેમ ગોઠવ્યુ, ને પસાર કરેલ મકાનોને દારૂગોળાથી ઉડાડી નાખ્યા. આ રીતે પણ શહેરના મધ્યભાગમા પહોચતા એને સાત દિવસ થયા. કિલ્લામાં ભરાયલ લશ્કરે જ્યારે આખું શહેર સળગી ગયેલુ જોયુ ત્યારે હામ ખોઇને શરણે આવ્યુ ૫૦૦૦૦ ભૂખ્યા, ચીંથરેહાલ સ્ત્રીપુરુષો દરવાજામાથી નીકળ્યા પણ સેનાપતિ હેસ્ડ્રુબલ તો એની સ્ત્રી બાળકો ને ૩૦૦ સાથીતો સાથે ઊચી ટેકરી પરના દેવીના મંદિરમા ભરાઇ બેઠો. સીપીઓએ એને ઘેરો ઘાલી ભૂખે માર્યા. છેવટ એક દિવસ સાંજે હેસ્ડ્રુબલ ધોળી ધજા લઇને મંદિરમાંથી ઊતર્યો. સીપીઓના પગમા પડયો. પણ એની સ્ત્રી બહાર ન નીકળી. મંદિરના કોટ પર ઊભા રહી એના ધણી પર થૂંકી. 'દેશ આખાને હોમી શરણે જનાર કંગાલ જીવડા હ્યાનત હજો તને પછી સીપીઓને કહેઃ ‘તારી પાસેથી હું કાંઈ નથી માગતી–તેં તો બધા જીતેલા કરે છે તેમ કર્યું છે. પણ હું કાર્થેજના દેવતાઓની પાસે માગું છું કે આ પોતાના ગામ–પોતાની સ્ત્રી ને બાળકોને તજી દુશ્મનના પક્ષમાં જનાર આ અધમને સજા કરતી વખતે જરા પણ રહેમ ન બતાવે.” કહી એણે મંદિરને આગ મૂકી–ને ત્રણે બાળકો લઈ એ ભભૂકતી જ્વાલામાં કૂદી પડી.

ને સીપીઓ ચારે બાજુ સળગતા કાર્થેજ તરફ જોઈ રહ્યો. સાત લાખની વસ્તીવાળા એ નગર પર હળ ફેરવતી વખતે એના સાતસો વર્ષનો ઇતિહાસ આંખ આગળ તરવા લાગ્યો. એના હાથી–એની નૌકાઓ–એના અંજીર ને શેતુરના રમ્ય બગીચાઓ, એનું અટંકી ખમીર, એનો જવલંત પુરુષાર્થ એ બધા પર જાણે એ હળ ફેરવતો હતો. એને આવીજ એક બીજી નગરી ટ્રોયનો વિનાશ યાદ આવ્યો. હોમરની કડી એના મોંમાથી સરી પડી.

Priam's and Troy's
time come they fates obey,
And must to fire and
sword be made a -prey.

રોમનું પણ શુ આવુ જ થશે ? ને એની આંખમાંથી આંસુ ટપકી પડયાં.

ઇતિહાસકાર કહે છે કે કાર્થેજ ને બળતાં ૧૪ દિવસ લાગ્યા ને તે જગ્યાએ ૪ ફૂટની રાખનો થર પડ્યો.

# વાસરિકા

વિજયરાય ક. વૈદ્ય

## પૂર્ણયોગ અને માનવોત્કર્ષ

**તા. ૩૧–૧૦–૪૫ :** આ માસના 'રેખા'માં 'વિચાર અને વાદ' નામનો રા. નિરુ દેસાઈનો લેખ છે. એમાં શ્રી. અરવિન્દની યોગપ્રણાલી વિશે પણ થોડું લખાયું હોવાથી મને કુદરતી રીતે જ વિશેષ રસ પડયો.

એ લેખ છે તો ટૂંકો પણ એમાં લેખકે નિખાલસપણે આજના વિચારવંતોની–વિશેષે કરી દેશપ્રેમી તથા અમલી કાર્યના તેમજ એનાં ઝડપી લાભદાયક પરિણામોના ઉત્સુક યુવાનોની મૂંઝવણ રજૂ કરી છે. લખાણમાંના સામ્યવાદ તથા ગાંધીવાદ વિશેના ભાગ વિશે અહીં ગૌણપણે જ લખી શકાશે; મુખ્ય ચર્ચા (જો કે એ પણ, કરવી જોઈએ તેનાથી તો ટૂંકી) ઉક્ત યોગવિષયક થઈ શકશે.

"શ્રી અરવિન્દ જેવા સ્પષ્ટપણે માને છે કે પ્રત્યેક માનવીમાં આન્તરચેતનાનાં બીજ પડયાં છે. એના પોષણ–સંવર્ધનમાં જ માનવોત્કર્ષ છે." લેખકનું આ વિધાન, પૂર્ણયોગની વિશિષ્ટ પ્રણાલીની દૃષ્ટિએ, અમુક રીતે સુધારીને સમજવાની જરૂર છે, એમ મને લાગે છે. પહેલું તો એ કે મનુષ્યમાં રહેલી આન્તર કે ભાગવત (=ભગવાનની, તેથી દિવ્ય) ચેતના એ અંકુરવાનું બાકી હોય તેવું કોઈ 'બીજ' નથી. માનવોત્કર્ષ સાધવા સમર્થ એ આત્મતત્ત્વ તો છે સંસિદ્ધ, સ્વયપર્યાપ્ત, પૂર્ણ અને નિત્યમુક્ત. આ વસ્તુસ્થિતિમાંથી ફલિત થતું બીજું કથયિતવ્ય એ છે કે આપણને હમણાં નથી થતો એ આત્માનુભવ થઈ શકે માટે મનુષ્યે આઠે પહોર ઈશ્વરાભિમુખ અન્તર્યામી છે તેમ વિશ્વમાં ય છે તે ઈશ્વર ભણી વળેલું જીવન ગાળવાની ટેવ પાડવી જોઈએ. એ રીતે આત્મતત્ત્વ ભીતરમાંથી આગળ આવતાં, તે સંવર્ધમાન થઈ પોષાતાં, આસપાસના જગત (લેખકે સૂચવ્યાં છે તેવાં આર્થિક વગેરે સાંસારિક દુઃખો તેમજ એ દૂર થયાં પછી મળતાં કે મળવાનાં સાંસારિક સુખો) પ્રત્યેની આપણી દૃષ્ટિ જુદી જ થવાની. ચેતનાનું એમ રૂપાન્તર થયા પછી એવાં દુઃખ ઘટાડવા કે સુખ વધારવાની વ્યાવહારિક પ્રવૃત્તિઓ પણ આપણે શુષ્ક ઉદાસીનતાથી નહિ પણ રસાન્વિત, જીવન્ત નિષ્કામ ભાવે કેમકે પૂરેપૂરી ઈશ્વરાર્પણ બુદ્ધિથી જ કરીએ. આવું જ્ઞાન ઉચ્ચતમ જ્ઞાન તરીકે હૃદયમાં માત્ર જાગે કે અવારનવાર અનુભવાય એમ નહિ, પણ એ જ્યારે ત્યાં ઠરે, ત્યારે જ સારુંનરસું બધું જીવન પ્રભુલીલાનો આવિર્ભાવ છે એવી પ્રતીતિ થાય.

પરન્તુ પૂર્ણયોગ તો આર્ય તત્ત્વજ્ઞાનના આ સન્ત મહાત્માઓના અનુભવસિદ્ધ સિદ્ધાન્તથી પણ આગળ જાય છે. આ યોગશાસ્ત્રમાં તો એવું કહ્યું છે કે સુજાગ્રત ચેતનાવાળો આત્મા ઊર્ધ્વગામી તો બને છે, પણ, એનામાં–સાધના પૂરતા પ્રમાણમાં ને એના પાકકાળે દૃઢીભૂત થાય ત્યારે જ, અલબત્ત–મનથી ઉપરની એવી ઊર્ધ્વભૂમિકામાંથી સર્વાંશે સત્યરૂપ એવી વિજ્ઞાનમય ચેતના પણ ઊતરે છે અને સાધકવ્યક્તિ કે સાધકસમૂહને દિવ્યતાની લહાણ લેવા સમર્થ બનાવે છે. આ પરથી સમજાશે કે હાલના માનવને એવો ને એવો રહેવા દેવામાં નહિ પણ એ 'કાચા માલ'માંથી દેવમાનવરૂપી finished product ઉપજાવવામાં જ એનો ખરો, અપૂર્વ નિત્યસ્થાયી ઉત્કર્ષ છે.

સમૂહની વાત કરતાં, છેલ્લું એક અગત્યનું બિન્દુ ટપકાવી લઈએ.

ઉપલી વિચારસરણી પ્રમાણેની સાધના કરવા જેટલી આત્મવિષયક પ્રગતિ તો સમસ્ત માનવજાતિ કદાચ કદી પણ નહિ કરે માટે એ, લેખક જેને 'અગમ્ય' કહ્યા છે તેવા વિચારો સદાકાળ અવ્યવહાર્ય જ રહેવાના એમ લાગે. પણ આ વાંધાનો ઉત્તર શ્રી અરવિન્દે ('ધી એડવેંટ' : એપ્રિલ '૪૫; પૃ. ૭૭) "It is not intended to supramentalise humanity at large..." વગેરે શબ્દોમાં આપી દીધો છે. તેમના કહેવા પ્રમાણે, અમુક (કહો કે, ૧૦૦) સંખ્યાનાં ઘણું આગળ વધેલાં આ યોગનાં સાધક સ્ત્રીપુરુષો જો ઊર્ધ્વ પ્રદેશમાંથી ઊતરતી વિજ્ઞાનમય ('સુપ્રામેંટલ') ચેતનાના તત્ત્વને પાર્થિવ જીવન–ઉત્ક્રાન્તિના કાર્યમાં એક વાર બરાબર સ્થાપી દે, તો માનવજીવનની બાકીની વિશુદ્ધિ તથા સુધારણા તો એ પરમ, દૈવી ચેતનામય વિજ્ઞાનશક્તિ પોતે જ કરશે. જેમ પશુ સમાન હતો તે મનુષ્યપ્રાણીમાં મનની, બુદ્ધિની શક્તિ એક વાર સ્થપાઈ પછી તે સૈકે સૈકે આપમેળે વિકસતી ગઈ, તેવું આ નવી શક્તિનું સમજવું. એટલે, મુશ્કેલ છતાં અગત્યનું કાર્ય એ છે કે અલ્પસંખ્ય મનુષ્યોમાં પણ એવી પરમ ચેતનાનું સ્થાપન થાય.

'એડવંટ'ના એ જ અંકમાં (પૃ. ૮૮) એક વિચારકે લખ્યું છે કે રશિયનોએ સામ્યવાદ દ્વારા આર્થિક લોક-સંઘ (economic commune) ચાલુ કર્યો છે તેવું આધ્યાત્મિક 'કમ્યુન' તેઓ કરી શકશે કે નહિ એ હમણાં કહેવાય નહિ; અને ઉમેર્યું છે કે બબ્બે મહાયુદ્ધોથી એટલો લાભ તો થયો છે કે માનવજાતની ચેતનાભોમ ખૂબ જ ખેડાઇને એટલી બધી તો ઉપરતળે થઇ ચૂકી છે કે એ આધ્યાત્મિક ચેતનાકણના વાવેતર માટે તૈયાર થઈ શકે છે.

'રેખા'ના લેખકે ગાંધીજીની અહિંસાનો સામુદાયિક વિનિયોગ સફળપણે કરવામાં નડતી ભારે, અનેક મુસીબતોનું સૂચન કર્યું છે. એ મુસીબતો તો છે અને રહેવાની-પૂર્ણસ્વરાજ્યની સિદ્ધિ પછી પણ આપણે તેમ જ જગતને માટે રહેવાની, કારણ, એ વખતે પણ જગતમાંનો કે હિંદમાંનો, જે કહો તે માનવસ્વભાવ તો સર્વાંશે હાલના જેવો રહેવાનો. એનું રૂપાન્તર ઉપર સૂચવ્યા યત્ન કર્યો છે તેવી રીતે, ધરમૂળથી, યોગીઓ તથા ઉચ્ચ કક્ષાના યોગસાધકો કરશે ત્યાં સુધી (જાતે જ ખાડી ને બાડી એવી ને વળી અંતરજ્યોતના પ્રકાશરહિત મનોમય તથા સારી માઠી પ્રાણમય ચેતના લગીની જ પહોંચ ને પકડવાળાં, તેથી અલ્પશક્તિમંત) 'ઉત્તમ' રાજ્યતંત્ર કે 'ઉત્કૃષ્ટ' સમાજરચના ગમે તેવાં પણ સુખી જીવન કે સ્થાયી શાન્તિ આપી શકે તેમ નથી. માનવની પાર્થિવ મુક્તતા પણ અપાર્થિવ શક્તિઓના પ્રભાવે ને સાહાય્યથી થવાની છે એમાં મીનમેખ નથી.

તા. ૧-૧૧-૪૫ : નવા પ્રકાશન 'શ્રી અરવિન્દ સર્કલ'નો પહેલો અંક એ યોગીવર્યનું 'સાયન્સ' યાને ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રો વિશેનું જે દૃષ્ટિબિન્દુ બે સ્થળે (પાને ૩૪મે, ૧૩૮મે) રજૂ કરે છે તે પૂર્ણયોગથી અજ્ઞાત હોય તેવા ઘણાને નવાઇ પમાડશે-શાથી જે, એમાં એ શાસ્ત્રોનું ખરુ સ્વરૂપ સ્પષ્ટ કર્યું છે ને ઉપયોગિતા સ્વીકારી છે. ઉપયોગિતા એ રીતે કે દૃશ્ય જગતનું આપણું જ્ઞાન એ શાસ્ત્રો વડે જેટલુ વધારે વિશાળ બનશે તેટલુ આપણું બ્રહ્મવિદ્યાનું જ્ઞાન પણ વધારે વિશાળ ને ચોક્કસ બનવાનું. આમ કહેવાનું કારણ એ કે પરમ ચેતના એ આ સ્થૂળ જગતને પોતાના અવતરણનું પાત્ર ઠરાવ્યું હોવાથી મનુષ્ય જગતમાં ગૂઢ રહેલાં ભૌતિક પદાર્થો, શક્તિઓ વગેરે વિશે જેટલું વધારે જાણે તેટલુ એ માત્ર નવીન શક્તિ ઝીલવા, સમાવવા, પચાવવા, દઢાવવા વધારે યોગ્ય બને. હમણાં દેખાય છે એ રીતે તો સાયન્સે માનવમાંના અધ્યાત્મ-તત્ત્વને ગૂંગળાવવા ને બુઝાવવાનું કામ અધિક અંશે કર્યું લાગે પરંતુ, સ્થૂળ પર એનાથી ભિન્ન એવા સૂક્ષ્મના દબાણને જ આખરે તો પ્રભુની કૃપાને સહાયતા પામેલા માનવીએ દિવ્યદૃષ્ટિપૂર્વક કામે લગાડવાનુ છે it is only by the divine use of the pressure of contraries and an intervention from above that there will be the spiritual outcome

## એકાંતનું રૂપ [ પૃષ્ઠ ૭૧૭ થી ચાલુ ]

તત્ત્વ ગોર્કીના મગજને હેરાન કરતું. એકલો બેસીને એ જીવનનાં નિરીક્ષણો કરતો. કાચાં કાચાં એ નિરીક્ષણો હતાં કારણ કે ગોર્કીની વય નાની હતી પણ મોટપણમાં સાહિત્યનો સામગ્રી તરીકે એનું બચપણ, એનાં એ વખતનાં નિરીક્ષણો એની વ્હારે ધાયાં.

દિગ્દર્શકે આ રીતે ગોર્કીને એકાંતની સાથે ગૂંથી લીધો હતો.

આ પ્રકારનાં દૃશ્યમાં જે તત્ત્વ મૂકવું પડે છે એ તત્ત્વ ચિત્રચોરસાની અસરનું પરિણામ હોય છે વાતાવરણ, ભવ્ય સામગ્રીનો અભાવ અને એમાંથી એકાંતની ભાત ઉપસી આવે છે.

ચાર્લી ચેપલિને એના એકલાપણાને ઉમદા રીતે રૂપેરી પરદા પર ઉતારી જાણ્યુ છે.

રઝળતો આદમી સપનાંનાં મોતી વીણ્યા કરે પણ એ મોતી દૂરને દૂર રહે. કબજામાં એ મોતી આવે જ નહિ.

ચાર્લી પ્રેમ કરે, સૌ હસે. ચાર્લી એની આંધળી પ્રિયતમાને ગુલાબ આપે અને સૌ તાળીઓ પાડે ચાર્લી એ આંધળી પ્રિયતમા આગળ એની શ્રીમંતાઈનાં બણગાં ફૂંકે અને એનો ફાટેલો ડગલો બહાર પડે.

આખરે ચાર્લી એની એકની એક લાકડી, એના વળી ગએલાં પગરખાં અને હૈયામાં નિશ્વાસ લઈ રૂપેરી પરદા પરથી ભૂંસાતો જાય-એ fade out એકલા પડી ગએલા આદમી માટે દર્દ જગાવી જાય છે.

ભવ્ય દૃશ્ય પણ ગોઠવવુ પડે છે, એને માટે યોજના કરવી પડે છે એ માટે પૈસા વેરવા પડે છે. કેમેરાને બરાબર કરવુ પડે છે, એ બધા પછી ચિત્રચોરસો સમૃદ્ધ બને છે.

પણ એકાંતને રૂપ આપવાનું કામ એના કરતાંય અઘરુ છે મોહક દર્દ ઊભું કરવાની શક્તિ એવે વખતે કેમેરાને મેળવવી પડે છે.

કવિ, ફિલસૂફ, સાહિત્યકાર, કલાકાર-એમને એકાંત દૃષ્ટિબિન્દુ આપે છે, દર્દ આપે છે, મિજાજ આપે છે, ચિંતન આપે છે. ફિલ્મના દિગ્દર્શકને પણ કોઇવાર એકાંત સાદ દેતું હોય છે-અને ત્યારે દિગ્દર્શક એકાંતને બરાબર શણગારી આપે છે.

# શેઠ અને સાકરિયો

## મહેન્દ્ર મેઘાણી

સુંદરજી શેઠ દેખાતા હતા તેટલા મામુલી માણસ નહોતા. ગામના અગ્રગણ્ય શેઠીઆમાં એમની ગણના થતી. જે કાઠિયાવાડીઓ દોરી લોટો લઈને શહેરમાં આવેલા અને પછી આપબળે અને લોહીના પરસેવો કરીને લખપતિપદે પહોંચ્યા હતા તેમની યાદીમાં એમનું નામ શામિલ હતું. ગામમાં અંદરખાનેથી એમના દ્વેષીઓ ઘણા હતા, પણ એમને મોઢે તો એકથી તમામ મલાવા કરી જાણતા હતા. બે–ત્રણ મહિને એકાદવાર, માત્ર નામના જ કારણસર એમને ઘેર ઋતુ પ્રમાણે શીખંડ, રસપુરી, બાસુદી કે દૂધપાકનું જમણ એ કરતા અને પોતે જેમના મિત્ર હોવાનો દાવો કરતા તે સૌ સ્વજનોને પોતે જાતે પીરસીને જમાડતા. શેઠની આ એક પ્રિય 'હોબી' હતી. જો કે દ્વેષીઓ તો કહેતા કે પોતાનો પૈસો દેખાડવા માટે જ શેઠ આવા જમણવારો કરી રહ્યા હતા.

પણ પૈસાને સધરીને શેઠ કરે પણ શું? વિધાતાએ ભૂલભૂલમાં એમને ઘેર એક ઘોડિયું વર્ષો પહેલાં બાંધી દીધું હતું. તે પછી તો એ દીકરી રંભા પરણીને સુખમાં પડી ગઈ હતી. રંભાની ને એના ડૉક્ટરપતિની જોડી જોનારના હૈયામાં અમીનો છંટકાવ કરતી અને જમાઈ દૂરના બ્રહ્મદેશમાં ગયા ત્યાં પણ શેઠની દીકરીએ જઈને જે મીઠી સુવાસ ફેલાવી હતી તેનો આખરી જશ તો શેઠ અને શેઠાણીને જ જતો: સુંદરજી શેઠની દીકરી છે ભાઈ!

એટલે સાચે જ શેઠને કોઈ દિવસ પોતાની ગંજાવર ઇસ્કામતના વારસદાર દીકરાની ખોટ સાલી નહોતી. દીકરો આવ્યો હોત તો ઘરમાં રહીને કેવીક કીર્તિ વધારત એની કોને ખબર છે! આ તો દીકરી ઘરમાંથી ગઈ, અને છતાં જ્યાં ગઈ ત્યાં બધેય ઘરને ઉજાળતી ગઈ! સુંદરજી શેઠની દીકરી! વાહ પ્રભુ, વાહ! આથી વધુ મારે શું જોઈએ!

શેઠના પિતાહૃદયની પુત્ર માટેની ઊંડી ઝંખનાએ કુદરત સામે લાચાર થઈને બેસી રહેવાને બદલે બીજો માર્ગ લીધો હતો. ગામના જુવાનિયાઓ ને એમની વચ્ચે મોટો વયભેદ હોવા છતાં એમની સાથે એમના જેવડા થઈને શેઠ તડાકા મારતા, સામસામી મજાક ઉડાવતા, અને સાથે સાથે પોતાની અનેક નાની–મોટી યોજનાઓ ત્યાં વહેતી મૂકતા. યોજનાઓ વહેતી મૂકવી એ શેઠની બીજી એક 'હોબી' હતી. મૂરતિયાઓ અને કન્યાઓ બેઉની અછતના આ જમાનામાં શેઠ એક બાજુથી ગામના સદ્‌ગૃહસ્થોનાં જમણવાર કરીને પોતાની એક આંખ એમાંના પ્રત્યેકના ઘરમાંની દીકરીઓ ઉપર રાખતા તેમ બીજી બાજુ જુવાનોની સાથે અલકમલકની વાતો કરીને એમને પણ પોતાની હથેલીમાં રાખતા.

કયા શેઠના ઘરમાં કઈ દીકરી કેવડી છે, મોટીમાં ઝાઝું રૂપ ન હોવાથી કયા ઘરની નાની કન્યાઓ પણ ઉમ્મરલાયક થઈ હોવા છતાં 'અટકી પડી' છે, કઈ છોકરી 'સાંઢડા' જેવી થઈને ફરે છે ને ન પરણવાની એની જીદ સામે માબાપનાં ઊનાં આંસુની કારી પણ ફાવવા દેતી નથી, કઈ છોકરીની ઉમ્મર 'પાકી ગઈ' હોવા છતાં હાડમાં સાવ નાની દેખાતી હોવાથી તેનો ક્યાંય મેળ બાઝતો નથી ને માબાપને બિચારાને પરાણે ભણાવવી પડે છે, કોઈ હિસાબે પણ કોઈ મૂરતિયાની આંખ એન ઉપર ઠરે એવી ગણતરીથી કયા માબાપ પોતાની દીકરીને 'સ્વિમિંગ બાથ' અને નૃત્ય–સંગીતના વર્ગોમાં પરાણે મોકલી રહ્યાં છે, કયા કારખાના–માલિક જમાઈને પરદેશ મોકલવાના પાંચ–દસ હજાર ખરચીને પણ દીકરીને ઠેકાણે પાડવા તલસી રહ્યા છે, આવી આવી અનેક માહિતીઓથી ભરપૂર ફાઈલો શેઠના મગજમાં વ્યવસ્થિત રીતે ગોઠવાઈ ગયેલી રહેતી. કોઈ અમેરિકન પુસ્તકાલયને પણ આંટી દે એવું સુવ્યવસ્થિત હતું સુંદરજી શેઠનું મગજ.

ગુપ્તરોગના ભોગ બનેલા કોઈ જુવાનનું વેવિશાળ માનભેર તોડી નખાવવું, એ રીતે 'ખડા'માં ગયેલી કન્યાને પાછી ઠેકાણે પાડી દેવી, કોઈ 'પાકી ગયેલી કાંકરી'ને ખૂણેખાંચરે ઠેકાણે પાડી દેવી, નાનપણમાં બોલ બોલાયા પછી મોટી ઉમ્મરે ફરી જનાર જુવાનને હજાર વાતે પણ સમજાવી લેવો, બીજી કોમના કે બીજા 'ગોળ'ના પણ જુવાન સાથેના જેના પ્રેમપત્રો પકડાયા હોય એવી કન્યાને હવાફેર કે પર્યટનના ઓઠા હેઠળ કરાંચી, કાશ્મીર કે કલકત્તા રવાના કરાવી દઈને ઝાઝો ઊહાપોહ

થનો અટકાવવો અને એ રીતે એ છોકરીના ભાવિ સગપણના 'ચાન્સ' સાવ બગડી જતા અટકાવવા, એવાં એવાં અત્યંત સમયસૂચકતા, વાણી-માધુર્ય, એક પ્રકારની માનસિક 'એલર્ટનેસ', અને સદંતર સ્વાર્થવિહીનતા માગતાં કાર્યોમાં શેઠ વર્ષોના અનુભવે ખેલાડી બની ગયા હતા.

જેની ઉપર સહુ કુમારિકાઓના પિતાઓની નજર ઠરી હોય એવો કોઈ સુંદર, સુશીલ જુવાન સગપણ–લગ્નની દુનિયા ભણી નજર પણ ન નાખતો હોય–એને પોતાનો માનીતો કરી લઈને, સેવા અને આદર્શ પાછળ ધમપછાડા કરતો અટકાવીને પ્રથમ તો એને 'લાઇનસર' ચડાવી દઈને, સારો પગાર બંધાવી દઈને, પોતાની તમામ વ્યાપારી ઔદ્યોગિક યોજનાઓની વાતોમાં એને મુખ્ય પાત્ર રાખીને, પછી શેઠ છેવટનો દાવ નાખતા અને એમાં અચૂક એ જુવાન ઝલાઈ જતો. કન્યાના પિતા ઉપર તો શેઠનું ઋણ ત્રણ પેઢી સુધી ન વિસરાય તેટલું ચડતું, જુવાનના પિતાને પણ થતું કે, છોકરાએ ભલે આપણું નહિ ને બીજાનું માન્યું પણ સારું કામ તો કરી આવ્યો ને; અને ખુદ જુવાન પણ એમ સમજતો કે, અમારી સાથે જે મૃદુતાથી કામ લેવું જોઈએ એ એકલા આ શેઠને જ કેટલું સરસ આવડે છે! 'ફાધર' તો બિચારા મને મનવી મનવીને ઘરડા થઈ જાત તોય હું કદી વેવિશાળ ન કરત!

શેઠનો ગુરુમંત્ર તો એક જ હતો કે આજનો જુવાન બિચારો વિનાવાંકે વગોવાય છે. એ તમારી પાસેથી નથી બંગલા માગતો કે નથી મોટરો માગતો, તમારી કે ઈ સાહ્યબીની ભુરકીથી એ અંજાય તેવો નથી, એ તો માગે છે માત્ર મીઠી મીઠી વાતો. એને પાસે બેસાડીને, નરમાશથી, એના જેવડા થઈને બસ વાતો જ કર્યા કરો, પછી જુઓ વાદીની મોરલી સામે નાગ થઈને ડોલે છે કે નહિ?

આવી 'યોજનાઓ'માં શેઠને સૌથી વધુ ચારી અપાવતી તે તો એમની પરમાર્થ ભાવના જ હતી. કારણ કે સૌ જાણતાં હતાં તેમ કોઈને વળગાડી દેવાની હોય એવી કોઈ દીકરી શેઠના પોતાના ઘરમાં તો હવે હતી જ નહિ, અને જેને માટે ગામની છોકરીની જરૂર પડે એવો કોઈ કુંવારો ગગો પણ એમને હતો નહિ. હા, સ્વાર્થ એટલો હતો કે આ બધાં કામ પાર પાડવામાં શેઠનું હૃદય ભારે સુખ-સંતોષ અનુભવતું, અને પોતે નિખાલસપણે માનતા કે એમણે કરેલા પર્યુષણોના પોસા કરતા પણ વધુ પુણ્ય અપાવનારું આ કામ છે.

**શેઠની** કુંભ રાશિના નામવાળી મારુંગામાં એવી જ એક બીજી વ્યક્તિ હતી એનું નામ સાકરિયો. સાકરિયો ઉર્ફે સુરુભાઈ ઉર્ફે સાકળચંદ. જેમ એક બાજુ કોલેજમાં બે વર્ષ જઈ આવીને નવા જમાનામાં શોભે એવો પાસાદાર થઈ આવ્યો હતો તેમ બીજી તરફ કોલેજ છોડ્યા પછીના બે જ વર્ષમાં દુનિયાદારીના એક દાયકાનું ડહાપણ મેળવી શક્યો હતો. ભાવનગરનો સાકળચંદ અમદાવાદ આવીને કોલેજિયન સુરુભાઈ બનીને એની વાક્છટાથી હોસ્ટેલમાં સૌને પ્રિય થઈ પડ્યો હતો. અભ્યાસમાં એ સેકન્ડ ક્લાસ માર્ક તો અચૂક મેળવી લેતો. એના કાઠિયાવાડી લહેકા અને વાક્પ્રયોગો અને આખા બોલાપણા ઉપર ગૂજરાતની વિદ્યાર્થિનીઓ મુગ્ધ બની હતી. રજાઓમાં અને નૂતન વર્ષને ટાંકણે એમાંની કેટલીકના 'અક્ષરદેહના મિત્ર' તરીકે સંબોધાયેલા સુરુભાઈ ઉપર લાગણીઓના ઊભરા ઠાલવતા પત્રો ભાવનગર સુધી આવતા.

પણ એમ તો સોળે કળા અને બત્રીસે લક્ષણ સાકરિયાએ પોતાનામાં ઉતાર્યાં હતાં. પાણી ભાળીને ગળી જાય એવો માટીપગો એ નહોતો. આછા લીલા રંગના કાચવાળા એના ચશ્મામાંથી એ કઈ છોકરી કેટલા પાણીમાં છે એ માપી લેતો, અને પોતાની આંખમાં એમને વિષે શી માન્યતા છે તે તો કોઈ ન જાણી શકે માટે રાતના સૂતાં પહેલાં કદી એ ચશ્માં આંખથી અળગાં કરતો નહિ. મુંબઈ એના મામાને ત્યાં જતો આવતો સાકરિયો સૌ શેઠીઆઓની આંખમાં વસી ગયો હતો. વસ્તારી કુટુંબવાળા એક શ્રીમંત વેપારીના ઘરમાં કાકા–બાપાની બે ઉમ્મર–લાયક બહેનો હતી. એ વેપારીએ તો એટલે સુધી કહેવરાવ્યું કે, 'ભાઈ બેયને જોઈ જા, સારી ઈ તારી' પણ સાકરિયે તો કહ્યું કે, 'કન્યા મારી સાથે નહિ, મારા ઘર સાથે પરણાવવાની છે. ભાવનગરના ધુમાડિયા ચૂલામાં આખો બાળવાનું કામ આ તમારી સુકુમાર કળીઓથી ન થાય.' આથી બેમાથી એક બેને તો સુરુભાઈના પાડે તો આપઘાત કરવાના મનસૂબા ઘડવા માંડ્યા. પણ સાકરિયાના મામા વખતસર ચેતી ગયા અને દેશમાથી હમણાં જ પાકી થઈને મુંબઈની 'બજારમાં' આવેલી એક છોકરી સાથે સાકરિયાના ચાંદલા કરી લીધા.

લગન પછી થોડે મહિને સાકરિયો મુંબઈ રહેવા આવ્યો. પોતે ગૃહસ્થાશ્રમી બન્યો હતો પણ એનું મિત્રમંડળ આખું વાંઢાઓનું બનેલું હતું. પોતાનો ધંધો કરતાં કરતાં એ સૌને મળતા રહેવાનું, કોઈની ઘડિયાળ દુરસ્ત કરાવી દેવાનું, બીજાને વળી કોઈ ફેરીઆ પાસેથી સારી ચોરાઉ ફાઉન્ટન પેન મેળવી દેવાનું, કંટ્રોલર જનરલની ઓફિસમાં જઈને અમુક વસ્તુની પરમીટ મેળવી આવવાનું, આઠ–દસ દિવસ પર જેનું બુકિંગ બંધ થઈ ગયું હોય એવી ગાડીઓની ટિકિટ ચોવીસ કલાકની જ મહેતલે–અને કેટલીકવાર તો ગાડી ઉપડવા પૂર્વે અરધા કલાકે જ મેળવી આપવાનું કામ કરવા માટે સાકરિયો શરૂઆતથી જ મિત્રોમાં પ્રિય થઈ પડયો. એની સ્ત્રી સવિતા પણ રજાઓમાં ટોળે વળીને ઘેર આવતા મિત્રો માટે સપાટામાં ચા–નાસ્તા તૈયાર કરીને બેઠકના ઓરડામાં આપી જતી. ચા ન પીનારા માટે પ્રથમથી જ કોફી કે ઉકાળો બનાવી રાખતી, મંડળી નાસ્તો કરે ત્યાં તો સ્ટેશન પાસેની બજારમાંથી શાકભાજી અને સાથે મંડળીને વાતો કરતાં વાગોળવા માટે શેરેક ગંડેરી પણ લેતી આવતી. સાંજ પડવા આવે ત્યાં તો પુરી શાક અને ગળ્યું દૂધ તૈયાર કરીને ઊભી હોય. દાળ–ભાત વિના સાંજે પણ ન ચલાવી શકનારા નબીરા માટે એ પણ કરી રાખ્યાં હોય અને કાંસાની તાંસળી વિના દૂધ પીવું જેને હરામ હતું તેવા સાકરિયાના એક મિત્ર માટે મેડા ઉપરથી તાંસળી ઉતારીને માંજીને ચકચકિત કરેલી એમની થાળીમાં ચપ દઈને મૂકી દીધી હોય.

આ રીતે મિત્રોનો ચાહ મેળવનારું સવિતા–સાકરિયા દંપતી વડીલોમાં પણ એટલું જ પ્રશંસાપાત્ર ઠર્યું હતું. સવિતા ભણેલી–ગણેલી છતાં આ રવિવાર આવ્યો ને નાટક–સિનેમામાં ચાલી નીકળ્યાં એવું એનામાં નહોતું. પતિ ઉપરના સ્નેહે એને વરઘેલી બનાવવાને બદલે આજ્ઞાપાલક બનાવી હતી. અને તેથી જ સાકરિયો મુંબઈ હોય ત્યારે પણ ભાવનગરના ટાઢ–તડકા એણે એકલીએ એક અક્ષર પણ કાઢયા વિના સહ્યા હતા. આખું કુટુંબ માટુંગા રહેવા આવ્યું તે પછી પણ સવિતાનાં સાસુ કોઈ કારણસર અઠવાડિયું બહાર ગામ ગયા હોય કે સગાંમાની કોઈ વહુ–દીકરીની સુવાવડે ઇસ્પિતાલમાં બે દિવસ ગયા હોય તો નાના ભાઈ બહેનોને બીક ન લાગે તે સારુ એમની સાથે જઈને એ સૂતી. નાની ઉમ્મરે પર્યુષણમાં અઠાઈ કરતી તેથી તો એ ગામનાં બૈરાંઓમાં વાતોનો વિષય થઈ પડી હતી. વડીલો આ બધું જોતાં અને મનમાં ને મનમાં હરખાતાં. જે વાતનો સૌને અધિક સંતોષ હતો તે તો એ હતી કે લગ્ન પછી ત્રણ વર્ષ વીત્યાં તો પણ કોઈ બાળકનો બોજો એણે કુટુંબ ઉપર નાખ્યો નહોતો કોઈ ટીખળીએ પૂછ્યું હશે કે આમ કેમ? તરત સાકરિયાએ કહ્યું કે, 'મારા બાપા અને મારી વહુના બાપા બેઉ હજી એ ગાદી ઉપર બેઠા છે. બેમાંથી એક ઊઠે તો મારો વારો આવે ને!'

સાકરિયાના વાંઢા મિત્રોની મંડળીમાંથી એક પછી એકના ચાંદલા થવા માંડયા. એમાં સાકરિયાનો આડકતરો હિસ્સો ખરો. સામસામી દિશામાં જેમનાં મગજ આજે કામ કરી રહ્યાં છે એવા જુવાન છોકરા–છોકરીઓ એક તરફ અને બીજી બાજુ વડીલોઃ એ બેઉ વચ્ચેનો એક તાર સાકરિયો હતો. સમોવડિયા મિત્રો સાથે પૂરી છૂટથી વર્તનારો સાકરિયો જ્યારે વડીલો વચ્ચે એકલો હોય ત્યારે સૌ એને પોતાનો સલાહકાર, સંદેશવાહક કે વિષ્ટિકાર બનાવવા મથતા. ચાંદલા થઈ ગયા પછી પણ સાથે હરવા ફરવાની, લગ્નની સાલ–તિથિ મુકરર કરવાની કે ખુદ લગ્ન વખતે ચોક્કસ રિવાજો પાળવા–ન–પાળવા વિષેની ચર્ચામાં બેઉ પક્ષોના મંતવ્યો એક બીજા સામે રજુ કરવાનું કામ એ કરતો. એની બોલી જ એવી સાકર જેવી કે અંદરનું કિનાઈન સામા માણસને ગળે ઊતારી દે. મિત્રોનાં લગ્નમાં અણવરપદનો તો એનો જ જાણે ઇજારો થઈ ગયો હતો.

આમ સુંદરજી શેઠ અને સાકરિયો બેઉ એક જ ધંધામાં પડેલા હરીફો હતા.

શેઠની માફક સાકરિયો પણ આ કામોમાં સ્વાર્થરહિત ભાવનાથી જ પડયો હતો. અને છતાં એમની વચ્ચે વિચારભેદ–પદ્ધતિભેદ હતો જ. સુંદરજી શેઠ કેટલીક વાર ઉભય પક્ષને પૂરા ઓળખ્યા વિના લાકડે માંકડુ વળગાડી દેતા. કેટલીક વાર કોઈ મા–બાપને ગળે ઘંટીના પડ જેવી સાલતી જુવાન કન્યાનો ભાર ઉતારવા સારુ ધૂળ જેવા મૂરતિયાને પણ એ દઈ દેતા. અને જ્યાં એમની પસંદગીમાં કચાશ ન હોય ત્યાં પણ વેવિશાળ પછી બસ તાબડતોબ લગન કરાવી નાખવાનું એમનું દબાણ તો જુવાનો ઉપર સદાય રહ્યા કરતું. સુંદરજી શેઠ અને

સાકરિયા વચ્ચે સૌથી મોટો મતભેદ અહીં જ હતો. સાકરિયાનું કહેવું હતું કે વેવિશાળ પછી ઓછામાં ઓછું એક વરસ તો આજના જમાનામાં છોકરા-છોકરીઓ લગ્નબંધનમાંથી મુક્ત રહીને ગાળે અને એક બીજાને બરોબર પારખતાં થાય એ ઇચ્છનીય છે. પોતાના બાળકોની નાની ઉમ્મરમાં બોલ બોલી લઇને પછી છેક જુવાનીમાં એમનાં લગ્ન કરવાનો આપણા વડવાઓનો સુરિવાજ એ આ દલીલના ટેકામાં વારંવાર ટાંકતો.

સાકરિયા જેવો જુવાન આમ જુનવાણી પ્રથામાં જ્યારે શુભ ભાળતો હતો ત્યારે સુંદરજી શેઠ જેવા જૂની પેઢીના માણસ એથી ઊલટા જ વિચારના બન્યા હતા. સગપણ ભલે છ મહિના મોડું કરવું પણ સગપણ પછી તો જેમ બને તેમ લગ્ન ઉકેલી લેવાં એવી એમની ધૂન હતી. બીજી અનેક વાતોમાં વણિકબુદ્ધિથી બાંધછોડ કરવા તૈયાર રહેતા સુંદરજી શેઠ એક આ વાતમાં તસુ માત્ર પણ ઢીલું મૂકવા રાજી નહોતા. પોતે ગોઠવી દીધેલાં જોડાં ઉપર એમનો એટલો હક્ક એ માનતા કે એમણે લગ્ન બને તેટલાં જલદી પતાવી નાખવાં. એને માટે બ્રાહ્મણ–જોષીઓને હાથ કરીને અવળસવળ મુહૂર્ત જોવરાવવામાં પચીસ–પચાસનું ખરચ કરવું પડે તો પણ એ કરાવતા.

જેના જેના ચાંદલા કરાવવામાં પોતે ભાગ ભજવ્યો હોય તેનાં લગ્ન જો નેવું દિવસમાં ન થઈ જાય તો તો શેઠને ગમે તેવાં ભોજન પણ કડવાં થઇ પડતાં.

આવો જ એક બનાવ છેલ્લા મહિનાઓથી શેઠના ધાનમાં ધૂળ નાખી રહ્યો હતો. સાકરિયાથી એ અજાણ્યું નહોતું. શેઠના બંગલામાં સામી ઓસરીએ રહેતા એપના પિત્રાઇની દીકરી ગુલાબના લગ્નની એ મૂંઝવણ હતી. મૂંઝવણ જો વેવિશાળની હોત તો તો એની ફિકર જ નહોતી. એક કહેતાં એકવીસ મૂરતિયાને શેઠ હાજર કરી દે તેમ હતું. પણ મૂરતિયો તો એનો આજ વરસેક દિવસથી મળી ગયો હતો. એ મોહનને મેળવવામાં શેઠને નેવાંનાં પાણી મોભે ચડાવવાં પડ્યાં હતાં. અને તોય એકલે હાથે શેઠથી મોહનનો ગઢ જીતાય તેમ નહોતું એટલે એ વિજયની યશ કલગીમાં સાકરિયાને –બીજા કોઇ નહિને સાકરિયાને– ભાગીદાર બનાવવો પડ્યો હતો. શેઠના સુવર્ણના થાળમાં એ લોઢાની મેખ બની હતી.

ગુલાબ મુંબઈ આવી તે પૂર્વે પણ મોહન અને એના પિતાને સુંદરજી શેઠ ઓળખતા હતા. મોહન ત્યારે ઇજનેરીના છેલ્લા વરસમાં ભણતો હતો. મોહનની પાછળ ભાઇબેનોની એક સારી એવી કતાર હતી એટલે સ્વાભાવિક રીતે જ એના માતા–પિતાની ઇચ્છા એનું વેળાસર વેવિશાળ કરી નાખવાની હોય. વહેલાં લગન કરવાથી વહુ ઘેર આવે અને નાનાં ભાંડરડાંને સંભાળી લ્યે એવી મનેચ્છા તો એમાં હતી જ. વળી સારા ઘરની કન્યા સાથે મોટાભાઇના બોલ બોલાય તો પછીનાં બહેન–ભાઇઓ માટે પણ કાંઇક 'કસદાર' ઠેકાણાં મળી રહે એવી ગણતરી પણ એમાં હતી.

પરંતુ મોહન કોઇ વાતેય સગપણ કરવાની હા પાડે તેમ નહોતો. જે જે જગ્યાએથી આવેલાં કહેણ મોહન નકારતો ગયો ત્યાં ત્યાં એની કીર્તિ વધતી ચાલી અને એને જ મેળવવાના મનોરથ એ પ્રત્યેક કુટુંબમાં વધુ ઊંડા મૂળ ઘાલતાં ગયાં. સુંદરજી શેઠની નજર પણ મોહનમાં કોઇ અણમોલ જવાહીર પારખી ગઇ. આવો હીરો કાંઈ જ્યાં ત્યાં વટાવી દેવાનો ન હોય એમ માનીને એમણે મોહનને વટાવતાં પહેલાં થોડા મહિના માટે સિલકમાં રાખવાનો સંકલ્પ કર્યો. મોહનને માટે આવતાં એક એક માગાં જોઈને એનાં માતા–પિતાનાં અંતર છલકાઈ જતાં પણ હાય, મોહન તો ઊંધુ ઘાલીને ના પાડ્યે જ જતો હતો. મા–બાપના પુણ્ય તો આગલાં ભવનાં કોઈ જબરાં હતાં પણ જરાક અધૂરાં રહી ગયાં હશે તેથી જ આવડી આવડી સિદ્ધિઓ એક અણસમજુ છોકરાની હઠને લીધે ઉંબરે આવીને પાછી જતી હતી! *જાણે એ કાંઠે નદી વહી જાય છે* પણ એક ખોબો ભરીને પી લેવાય એટલાં નજીક પહોંચાતું જ નથી! પિતાના દિલમાં જે શોષ આ રીતે પડતા તેની વાત એ જે જે સ્નેહીઓને કરતા તેમનાં હૈયાં પણ દ્રવી ઊઠતાં અને સૌ મોહનને એક જ સલાહ આપતા કે ભુંડા, કરી નાખને! આ લક્ષ્મી ચાંદલો કરવા આવે છે ત્યારે ક્યાં પોથીમાં ડાચું ઘાલીને બેઠો રે'છ! પછી ભણજે ને! અવતાર આખો તું તારે! એકાદ બે બાદ કરતાં મોહનના મિત્રોએ પણ સલાહ આપી કે, 'હા ભાઈ, તારા જીવનમાં કાંઇક રસિકતાની જરૂર છે. માટે ભગવાનનું નામ લઇને થાવા દે!'

આમ મોહન લગભગ એકલો

પડી ગયો હતો. એવામાં સુંદરજી શેઠ એકલા એની વહારે ધાયા. 'જુઓ ભાઇ,' મોહનના પિતાને એમણે કહ્યું, 'તમે કોઈ મોહનને સમજી શકતા નથી. નાહકનો એને હેરાન કરો છો બધા ભેગા મળીને. મારો મત એવો છે કે મોહન એનું ગ્રેજ્યુએટનું વર્ષ પૂરું ન કરે ત્યાંસુધી આવી કોઈ પણ આડી વાતનો વિક્ષેપ એના મગજને આપણાથી કરી શકાય જ નહિ. મોહન જેવો સોનાનો છોકરો હશે તો કન્યા તો એને હું એકને બદલે સાત પરણાવી દઇશ. પણ અત્યારે આવા જુવાન માણસને નારાજ કરીને તમે કોઈ ખાટવાના નથી. અત્યારે કોઈ વાતેય મોહનનું સગપણ થાય એમ હું ઇચ્છતો નથી. એની 'કેરિયર'નો તો કાંઈ વિચાર કરો! અરે ખુદ મોહન હા પાડે તોય આપણે સૌએ એને હમણાં છ-બાર મહિના વારવો જોઈએ.'

મોહનના પિતા સુંદરજી શેઠને ઘણા માનથી ચાહતા. વેપારમાં તો એ એમના 'સીનિયર' હતા, પણ તે ઉપરાંત વહેવારમાં પણ એમની કુશળતા અને એમનાં જ્ઞાન અનુભવ એવાં હતાં કે ડાહ્યો માણસ તો એમને પૂછ્યા વિના પવાલું પાણી પણ ન પીએ. આ બાબતમાં એમની સલાહ ઘણીય કડવી લાગતી હતી પણ બીજું કોઇ નહિને સુંદરજી શેઠ આવી સલાહ આપે ત્યારે એનું વ્યાજબી કારણ હોવું જ જોઇએને! અને એય મોહનના અને ઘરના ભલા સારુ થઈને કહેતા હશે ને! બિચારાને કયાં પોતાની કોઈ દીકરી સારુ એને સાચવી-રાખવો છો?

તે પછી તો મોહન સુંદરજી શેઠનો ભક્ત બની ગયો. શેઠ પણ એને પાસે બેસાડીને પોતાના વેપારની વાતો કરે, એના ભણતરની ખબર પૂછે, કોઈ વેપારી પેઢીના કાગળ આવ્યા હોય તે વંચાવે, એના જવાબનો મુસદ્દો મોહન પાસે જ ઘડાવે, સરકારી ખાતા ઉપરના કોઈ કાગળો એની પાસે ટાઈપ કરાવે અને પોતાને ઘેર લઈ જઈ ખવડાવે, આનંદ કરાવે અને રાત રોકી રાખે. મહિનાઓ વીતતા ગયા તેમ તેમ શેઠને મોહનનું મૂલ્ય વધુ ને વધુ લાગતું ગયું. એની ઉપરની એમની લાગણી પણ વધતી ગઈ. શેઠ ચંપકને કયાંક દત્તક લઇને આવડી મોટી મત્તાનો વારસ બનાવી દેશે એવી શંકા ઘણાને થવા માંડી. માતા-પિતા અને કુટુંબી વડીલોની ગમે તેવી વાતનો કાંકરો આંખના પલકારામાં કાઢી નાખનારો મોહન પણ શેઠનો પડયો બોલ ઉપાડતો થઈ ગયો.

એ દરમિયાન દેશમાંથી આવેલા શેઠના ભાઇએ સામી ઓસરીએ જ ઘર માંડયું. એમની સાથે આવેલી એમની દીકરી ગુલાબને પરાની નિશાળમાં બેસાડી. ગુલાબ જરા દેખાવડી તો ખરી જ, અને એમાં પાછી શેઠની આંખ સામે રોજ દેખાય એટલે થોડાક મહિના નહિ વીત્યા હોય ત્યાં એના સંબંધ માટે શેઠ પોતાની 'ફાઇલો' ઉથલાવવા લાગ્યા. એકવાર, બેવાર, ત્રણવાર, ફરી ફરીને શેઠ તમામ જુવાનોને આંખની કીકી સામે ફેરવી ગયા, પણ ફરી ફરીને એમનું મન એક માત્ર મોહન ઉપર આવીને જ ઠરતું. જેમ જેમ શેઠ વધુ વિચારતા ગયા તેમ તેમ મોહન-ગુલાબની જોડી એમના દિલમાં વધુ ને વધુ વસતી ગઈ.

પણ મોહનને મનાવવો અને ગિરનાર ખોદવો એ બેઉ બરોબર હતાં. એમાં વળી સુંદરજી શેઠની સ્થિતિ તો બે રીતે કફોડી હતી. એક તો એ કે, આજસુધી મોહનને છાબડે બેસી બેસીને પોતે મેળવેલો તમામ જશ ગુમાવવાનો પ્રસંગ આવી પડયો હતો. જો કે એના બચાવમાં તો એમ કહી શકાય તેમ હતું કે મોહનનું ગ્રેજ્યુએટનું વર્ષ પૂરું થઈ ગયું હોવાથી હવે એના વેવિશાળની વાત કરવામાં કાંઈ ગેરવાજબી નહોતું. પણ જેની સામે કોઈ દલીલ નહોતી અને જે એક જ વાત એમની પાછલી તો ઠીક પણ ભાવિની કારકિર્દીને સુદ્ધાં ઘસી ભૂંસીને સફા કરી નાખે તેમ હતી તે તો એ કે આ વખતે જેને માટે મુરતિયો મેળવવાનો હતો તે કન્યા ખુદ પોતાની જ ભત્રીજી હતી. સુંદરજી શેઠના આટલા વર્ષોના ઇતિહાસમાં પોતાના કુટુંબના કોઈ દીકરા-દીકરીને એમણે પોતાની લાગવગના જોરે વરાવ્યાં હોય એવું બન્યું નહોતું. ગામના લોકો બીજું ચાહ્યું તેવું એમને વિશે ધારે કે પીઠ પછવાડે બોલે પણ આજ સુધી એમનો કોઈ દુશ્મન પણ એમ કહી શકે તેમ નહોતો કે શેઠ ગામના જુવાનિયાને પડખામાં ઘાલીને બેઠા છે તે તો પોતાની ફલાણી ભાણેજ કે ઢીંકણી ભત્રીજી વળગાડી દેવા સારુ.

કોઈ સારી કન્યાને, એ પોતાના કુટુંબની હોવાના એક માત્ર કારણસર, નજર સામેના કોઈ યોગ્ય મૂરતિયાને સોંપતા અચકાવું શા માટે જોઇએ એની દલીલ સુંદરજી શેઠ કરી શકતા નહિ. પણ એમ તો પોતાના બાળકના રોગના ઇલાજ બીજા ધંધાભાઈ પાસે કરાવ-

નાર દાક્તર કે પોતાની ઉપર મુકાયેલા આરોપનો બચાવ બીજા વકીલ પાસે કરાવનાર પહેલી હરોળના ધારાશાસ્ત્રી પાસેથી પણ એમની એ વર્તણૂકના કારણ તરીકે ક્યાં કોઈ દલીલ મળે છે? તાવમાં શેકાઈને બેહોશ બનતા આવેલા પોતાના કિશોર–પુત્રને હરિપુરાલમાં મૂકવા જવા સુધરાઈ તરફથી મળેલી મોટરને બદલે ભાડુતી ટેકસી વાપરનારા પેલા શહેરના નગરપતિ પાસે, કે વર્ષોથી મેટ્રિકના પેપર તપાસનારા પેલા શિક્ષકે એક પોતાની દીકરી એ પરીક્ષામાં બેઠી ત્યારે સામે ચાલીને તમામ પેપરોનું પરીક્ષક–પદ નકાર્યું એની પાસે એ વર્તન માટે કઈ દલીલ છે? શેઠ ભલે ભારાડી કહેવાતા હોય, પોતાને સાચું લાગે તે બીજું બધું જ ભલે સામાજિક ઉપહાસ પ્રત્યે બેપરવાહ રહીને એ આચરે તેવા હોય, પણ એક આ બાતમાં તેઓ અંગત માન્યતાને ભોગે પણ એક પ્રકારની સામાજિક 'સ્પોર્ટ્સમેનશીપ'નું પ્રથમથી જ કડકપણે પાલન કરતા આવ્યા હતા. અને આજે હવે છેવટ જતાં એ પ્રણાલિકાને એમ કેમ લાગવા દેવાય?

તે પછી શેઠે સાકરિયાનો ભેટો કર્યો. સાકરિયો અને મોહન અમદાવાદમાં સાથે ભણતાં એ શેઠની જાણમાં હતું. મોહન જેવા એકાંતપ્રિય અને સમૂહભીરુ માનવીને સાકરિયા જેવા સાંજ પડ્યે ત્યા સાત ઘરના ઉંબરા ટીચી આવનારા આદમી સાથે સૌથી નિકટની કે દિલોજાન દોસ્તી તો નહોતી મોહનના એકદમ નિકટના જે બે–ત્રણ મિત્રો ના તે બેશક હિંદમા જન્મેલા છતાં ચાના માર્ક્સવાદ, એન્જલ્સવાદ, લેનિનવાદ, ટ્રોટસ્કીવાદ અને સ્તાલિનવાદ વચ્ચેના સિદ્ધાંતભેદો અને વિચારઘર્ષણોની અટપટીમાં ગૂંચવાઈને દેહે દુબળા અને ઊંચા નંબરના ચશ્માધારી બની ગયા હતા. એક માનનીય રાષ્ટ્રીય નેતાનું નામ સાકરિયાએ જેના 'એક્સ ઑફિસીઓ'–પાવત્ચંદ્ર દિવાકરો– પ્રમુખપદ માટે સૂચવ્યું હતું તે અખિલ હિંદ 'બેચલર બ્લૉક'–વાંઢા જૂથના સંયુક્ત મંત્રીઓ તરીકે આ ભાઈઓનાં નામ એણે ગોઠવી દીધાં હતાં. એટલે પોતાના જ દેશ કે સમાજ સાથેનો મોહનનો જે કાંઈ સંબંધ હતો તે સાકરિયા સમાન સેતૂ મારફતેજ રહેતો. વાણીમાધુર્ય રેલાવવાની સાકરિયાની નિપુણતાએ ઘણાને એના ચાહક બનાવ્યા હતા, થોડાકને વળી ઈર્ષ્યાળુ બનાવ્યા હતા. પણ મોહન જેવા વાણીરાંકા અને પરિણામે એક પ્રકારની અસ્પષ્ટ લાઘવગ્રંથિથી પીડાતા માણસ ઉપર સાકરિયાનો પ્રભાવ સવિશેષ પડતો.

એટલે જ શેઠ પોતાની યોજના આખરે સાકરિયા દ્વારા બર લાવી શક્યા. શેઠના કેટલાય લકડ–સંધાણને નવલકથામાં નવા વાંચેલા 'બખડજંતર' શબ્દે નવાજનારા સાકરિયાએ પણ એમની આ વખતની પસંદગીને મનમાંને મનમાં મુબારકબાદી આપી હતી. શેઠ સાથેના એના મતભેદોને કારણે મોહન–ગુલાબની જોડીનાં મૂલ્ય પ્રત્યે આંધળો બને એવો સાંકડી દૃષ્ટિનો માણસ કદાચ કોઈ નહિ હોય, અને સાકરિયો તો નહોતો જ.

તેથી, પોતાની તમામ મુત્સદ્દીગીરી ઉતારી નાખી સાકરિયાએ મોહન સામે વાત સાવ ઉઘાડા શબ્દોમાં જ રજુ કરી હતીઃ 'આજ નહિને વરસે બે વરસે પણ લગ્નની ઉત્કંઠા તારા દિલમાં જાગ્યા વિના રહેવાની નથી. પણ એ ઉત્કંઠા જાગશે ત્યાં સુધીમાં તારું નામ કદાચ તારા 'કૉમરેડ' મિત્રોવાળા બ્રહ્મચારી–જૂથમાં લખાઈ ચૂક્યું હશે. તે વખતે પછી આ કોઈ શેઠિયા સામુ જોવાય નહિ આવે. અને જો કોઈ આવતુ હશે તો આવડી ઉમ્મર સુધી તું કુંવારો રહી ગયો તેનાં ભેદી કારણો કોઈને કોઈ લાગતું વળગતું આ સમાજમાં જરૂર ફેલાવી મૂકશે. ત્યારે પછી તું દાક્તરી–સર્ટિફિકેટ રજુ કરીશ તોય સૌના વહેમની દીવાલની કાંકરી સરખીય ખેસવી શકીશ નહિ. એટલે વહેલાં–મોડાં પણ જો લગન કરવાનાં જ હોય તો બહેતર છે કે આજથી જ એનું 'રીઝર્વેશન' કરાવી રાખવું. પછી તું તારે પરણજે તારા દિલમાં ગૃહસ્થાશ્રમના અંકૂર ફૂટે ત્યારે. વળી ત્યાં સુધીમાં આ ગુલાબ બે વધુ ચોપડી ભણી ઊઠશે અને તુંય રળતો–કમાતો થઈ જઈશ. ગુલાબ જેવી છોકરી તો વાણિયાના હજાર ઘરમાં સુવાવડો આવી જાય ત્યારે માંડ એકમાં અવતરે એવી છે–પાછી તને તો સાત ભવમાંય સામી મળશે કે નહિ તેની કોને ખબર છ. માટે દોસ્ત, કર કંકુના!'

મોહનની હા પડાવવા માટે આ ઉપરાંત જે જે મગજમારી અને મહેનત પોતે વરસેક પહેલાં કરી હતી તે સાકરિયો બહુ સંભારે તેવો નહોતો. પણ સુંદરજી શેઠના એટલા શબ્દો તો એને બરોબર યાદ હતા કે, 'લગ્નની કોઈ જાતની ઉતાવળ અમે કોઈ કરવાના નથી, એ બાબતમાં મોહનલાલ સાવ નિશ્ચિંત રહે. અને તેમાં ય

પોતાના નોખા ઘરનો ભાર ઉપાડી લ્યે એટલી આવક મેળવતા એ થાય નહિ ત્યાં સુધી તો લગ્નનો વિચાર સુદ્ધાં કેમ કરી શકાય? માટે એયને હવે સુખેથી રહેજો અને ભગવાન સૌનું ભલું કરશે.'

સાકરિયો જાણતો હતો કે ગુલાબમાં કુમારિકાસહજ મુગ્ધ શરમાળપણું હતું, પણ ગેથી સવાયું શરમાળપણું આ વાંઢા મોહનમાં હતું. વેવિશાળ પછી ચાર દિવસ વીત્યા છતાં ય એકે એકલાં કયાં ય ફરવા નીકળ્યાના સમાચાર સાકરિયાના 'ગેસ્ટાપો'–તંત્રમાં પહોંચ્યા નહિ એટલે એને ચિંતા થઈ પડી. બીજે દિવસે આવતા શનિ–રવિની જ્યુથિકા–રેના ગીતના જલસાની બે ટિકિટ એ લઈ આવ્યો: 'જો કાંઇક રાધા–કૃષ્ણની મરતી બેય શીખી આવતા હોય તો ઘોળ્યા દસ રૂપિયા.'

તે પછી ત્રીજે જ દિવસે, કલકત્તામાં સંપૂર્ણપણે યુદ્ધ–સરંજામના ઉત્પાદનમાં રોકાયેલા જે કારખાનાંમાં સુંદરજી શેઠના સારી સંખ્યામાં શેર હતા, તેનો એક 'એરમેઇલ'–કાગળ અને 'એક્સપ્રેસ' તાર મોહનલાલના નામે આવી પહોંચ્યા. તારમાં લખ્યું હતું: 'કાગળ વાંચો. તારથી જવાબ આપો કે મોડામાં મોડા શનિવારના નાગપુર મેઇલમાં નીકળો છો.' કામળ ઓફિસના છટાદાર નોટપેપર ઉપર ટાઇપ થયેલો અને મેનેજિંગ ડીરેક્ટરની સહીથી સત્તાવાર રીતે પાઠવાયેલો હતો: 'એક ઇજનેરની અમારે તાત્કાલિક જરૂરિયાત છે. અમારા એક ડાયરેક્ટર સાહેબે આપનું નામ સૂચવ્યું છે. સોમવારે સવારે અહીં પહોંચીને 'ચાર્જ' સંભાળી લ્યો. રહેવા–ખાવાનું અમારી સાથે જ રાખવાનું છે. પગારની ફિકર ન કરશો. તમારા જેવા જુવાન ઉત્સાહીની કંપનીને જરૂર છે.'

બધું બરોબર પાર ઊતરી ગયું. શેઠ પોતે સાથે જઇને મોહનના નવા સૂટની ખાદી પસંદ કરાવી આવ્યા. સિલાઈમાં તો પ્રથમ પેરિસના અને પછી કલકત્તાના દરજીઓ આવતા હોઇને ત્યાં જઇને જ સૂટ 'અરજંટ'માં નાખી દેવાનું નક્કી થયું. સુંદરજી શેઠનો ગુમાસ્તો જ મોહનલાલ માટે ચામડાની સૂટકેસ અને સેકન્ડકલાસની ટિકિટ લઈ આવ્યો. શનિવારે સાંજે બોરીબંદર ઉપર એક હારતોરાની જ ખામી હતી, નહિ તો કોઇ ઠાકોર મુસાફરીએ નીકળ્યા હોય તેવું લાગે એવો ઠઠારો શેઠે કરી દીધો હતો. ગાડી ઊપડયા પછી અચાનક સાકરિયાને કાંઈક સાંભર્યું. એણે ખીસામાં હાથ નાખ્યો અને જલસાની બે ટિકિટો બહાર નીકળી. જ્યુથિકાના કોઈ આલાપની મૃદુતાથી સાકરિયાની આંગળીઓ પ્લેટફોર્મ ઉપર એના ચિરાડિયા બોલાવતી ગઈ. પહેલા કુંડાળામાં પોતે હાર્યો છે એવા ભાન સહિત એ ઘરભણી વળ્યો

હા, મુહૂર્તમાં જ સાકરિયાની ધારણા ઊંધી વળી હતી. એની ગણતરી એવી હતી કે આ બે ય વર–કન્યા આમ શરમમાં ને શરમમાં એક બીજાથી અતડા રહ્યા રહ્યા જ જો પરણી જશે તો એમનો સંસાર સુક્કો રહી જશે. માટે સગપણ પછીના વરસ–દોઢવરસમાં એક જ ગામમાં રહીને હળેમળે, સાથે હરેફરે એકબીજાને પૂરા ઓળખતા થાય, ગુલાબની હજી ખીલતી કળી છે ત્યાં મોહન એની ઉપર પોતાના બે સંસ્કાર પાડે ત્યારે જ સંસાર સાથીઓની સાચી લાયકાત એનામાં આવશે. પણ આ તો ભાઈ ઊપડયા ને નીકળ્યા ઠેઠ જાતા કલકત્તે! સદ્‌ભાગ્યે મુંબઈમાં મોહનના કુટુંબમાં એકાદ–બે ગંભીર માંદગી આવી ગઈ, તેમ બીજી-બાજુ કલકત્તાનું પાણી એને માફક ન આવવાથી મોહન પોતે મેલેરિયામાં ઝપટાઈ ગયો તેથી વરસેકમાં ત્રણ આંટા એ મુંબઈ આવી ગયો. પણ કોઇ મિલન–દૃશ્યો ભજવાયાં નહિ. ગમે તેવો મિલન–ક્ષોભ અનુભવનારાઓ પણ પત્રમાં તો પેટ ભરીને એકબીજા ઉપર પ્રેમ ઠાલવતા હોય છે એવું જાણનાર સાકરિયાએ ગુલાબની સાહેલીઓને હાથ કરીને મોહનના એની ઉપર આવેલા કાગળો થોડા કલાકો માટે મેળવ્યા. હાથમાં આવેલો પહેલો જ કાગળ વાંચતો ગયો તેમ એને લાગતું ગયું કે કોઈ વેપારી પેઢીએ કોઇ બીજી પેઢી ઉપર જસતના ભંગારનો સોદો કરવા જાણે લખાણ કર્યું છે!

તેમ છતાં, તાજેતરમાં જ મોહને મુંબઇની મુલાકાત લીધી ત્યારે એને સાથે લઇને પોતે શેઠને ત્યાં સાંજનું ભોજન લેવા જવાનું ઠરાવ્યું. સામેની પરશાળને છેડેજ ગુલાબ રહેતી હતી એટલે થોડી ઘણી વાતચીતો જરૂર થઇ શકશે એમ એને હતું. થાળીઓ પીરસાવાને થોડી જ વાર રહી હશે ત્યાં સાકરિયા પર સવિતાનો ટેલિફોન આવ્યો કે, 'બાપુને સખત તાવ ચડયો છે માટે ઝટ ઘેર આવો અને રસ્તામાંથી પેલા મદ્રાસી દાક્તરને તેડતા આવો.' એક થાળી ઓછી પીરસવાનું કહીને સાકરિયો

ત્યાંથી રવાના થયો. જતાં હિંમત કરીને એટલું શેઠને કહેતો ગયો કે, 'પાછો કાલ તો મોહન કલકત્તા જતો રહેવાનો છે એ યાદ છે ને!'

તે દિવસે એ શેઠને મળ્યો ત્યાર પછી પંદરેક દિવસ સુધી એમની સાથે મળવાનો–અને તેય એકલાં મળવાનો પ્રસંગ સાકરિયાને સાંપડ્યો નહોતો. પરંતુ દરમિયાન એને જાણવા મળ્યું હતું કે, જલદી લગન નક્કી કરવા શેઠે એ રાતે મોડે સુધી મોહન સાથે માથાઝીંક કરેલી પણ પછી કાંઈ ચોક્કસ નિર્ણય પર આવ્યા વિના જ દિવસ આખાના થાક્યાપાક્યા બેઉ સૂઈ ગયા હતા. શેઠે એ રાત્રે લગન માટે જે દબાણ મોહન માથે કર્યું હતું તેથી સાકરિયાને માથા સુધી ઝાળ લાગી ગઈ હતી. વેવિશાળના દિવસોમાં શેઠે આપેલા વચનના શબ્દો એને ફરી ફરીને સાંભરતાં હતા અને પોતાનો ઉપયોગ કરી ચાંદલા કરી લીધા પછી પોતાની અસલની રીત પ્રમાણે વર્તવા મંડનાર આ બેવચની શેઠ ઉપર એને તિરસ્કાર થવા માંડ્યો. અને કોઇ વાર પોતાના મનની તમામ વાત એમને સંભળાવી દેવા માટેનો લાગ એ ગોતવા લાગ્યો.

એ લાગ એક રાતે પોણા આઠની ફાસ્ટમાંથી સ્ટેશને ઊતર્યો ત્યારે એને મળી ગયો. ગાડીમાંથી ઊતરીને એ તો ભીડ થાય તે પહેલાંજ દાદરાનાં પગથિયાં ભણી ઉતાવળે પગલે ચાલ્યો. પણ ત્યાં તો સેકન્ડ ક્લાસમાંથી ઊતરેલા શેઠે એને ખભે હાથ મૂકીને એને કહ્યું: 'ધીરો ભાઇ ધીરો! આટલી બધી ઉતાવળે ક્યાં તે જાઓ!' સાકરિયો હમોને ઊભો રહ્યો. કાંઇ જવાબ દેવાનો ન હોય ત્યારે પોતાના હાસ્ય-ખખડાટમાં સામા માણસના સવાલને ઉડાવી દેવાની એનામાં કલામય વિનયશીલતા હતી ધીમે પગલે ચાલતાં ચાલતાં બન્ને જ્યારે બહાર નીકળ્યા ત્યારે પિંજર-વછૂટ્યા ઊંદર જેવો મુસાફર–સમૂહ ઝડપભેર ગાયબ થઈ ગયો હતો. આજ 'તો આમ થઇને જજે,' એમ કહીને શેઠે સાકરિયાને પોતાના ઘરની દિશામાં લીધો.

રસ્તામાં શેઠે તો પોતાની હંમેશની પ્રથા મુજબ બેચાર આડી-અવળી વાતો કરી અને પછી મુદ્દા ઉપર આવ્યા: 'હેં સાકરિયા,' સુરુભાઈનો પ્રધાન ગુણ પારખી જઇને આજથી સવાએક વર્ષ પહેલાં આ નામથી એને સંબોધવાનું સૌ પ્રથમ શેઠે શરૂ કર્યું ત્યારે એમના લહેકામાં જે મિઠાશ હતી એજ હજી આજે પણ હતી 'હેં સાકરિયા, તારેને મોહનલાલને કાગળની લેવડ-દેવડનો સંબંધ ખરો કે નહિ?'

'સંબંધ નહિ એવું તો નહિજ, પણ ખાસ કાંઈ કામ વિના શું કાગળો લખવા?' સાકરિયાએ કહ્યું.

'એ સાચું, પણ તું કોઇ વાત લખ, તો સોમાંથી પંચ્યાશી નહિ બલ્કે નેવું ટકા તારી વાત મોહનલાલ માની લ્યે ખરા'

'અરે એવું કાંઇ નહિ. આમેય ઈ ભાયડો કોઈને ગણકારે તેવો નહોતો. એમાં હવે તો તમે એને તગડાને બે શીંગડા મંડાવી દીધા એટલે આવા અધ્ધંબેકાર મુફલિસોની એને શી પડી હોય!'

'જો ભાઈ, કોઈ કોઇને મંડાવી દઇ શકતું નથી, તેમ 'કોઈ કોઇનું લુંટાવી શકતું નથી. એતો જેમ મંડાયું હોય એમ જ થયા કરે છે. કોઈ કોઇના હાથની વાત થોડી જ છે આ દુનિયામાં? નહિતર આ સૌ તરસ્યાં ચકલાંની જેમ ઝંખીએ છીએ તો અમારી ગુલાબનાં લગન થઇ ગયા ન હોત ઝટ! એના સાસુ–સસરા તો બિચારા મહિનાઓથી તલસે છે કે વહુ ઝટ ઘરે આવે. એનું તો મોહને પેલાંય કોઈ દિ' નહોતુ માન્યું તે વળી આજ શેનો માને? પણ જે બે માણસમાં એને વિશ્વાસ હતો એનાં વેણ પણ હવે એને હૈયે વસતાં નથી.'

'પણ શેઠ,' બીજાની હાજરીમાં 'સુંદરજી બાપા' કહીને એમને સંબોધનારો સાકરિયો બોલ્યો. 'તમે તમારી ધૂનમાં જ મંડ્યા રહો અને આગળ પાછળનું કાંઇ જોયા વિના બસ જેના ચાંદલા કર્યાને ત્રણ ઉપર ચોથો મહિનો ન થાય ત્યાં તો એને લગન કરવાનો ઘોંચપરાણો કર્યા કરો એ ક્યાં સુધી ચાલે? લગનની શી ઉતાવળ અ...

'ઉતાવળ...
હોઉં, મારા...
વેળ ન ગુમ...
મન કહે છે...

'તમા...
વરસોથી
પણ જે
મનનું
કે નહિ

આ...
થઈ

રહી અને વરસ દિ' તો એક આ બેયે જ પરણતાં પહેલાં કાઢી નાખ્યો ભાઇ! મલકમાં કાંઈ બીજાં વરતા-પરણતા નહિ હોય! પોતાના મા-બાપનો ય કાંઇ વિચાર કરવો જોઇએ પછી. એના બાપનો સ્વભાવ તો તું જાણુ છ ને! આ મોહનની વહુ ઘેર ક્યારે આવશે એની ચિંતામાં જ અરધો તો એમને દમ લાગુ પડી ગયો. સાચો ખોટો પણ બળવાનો સ્વભાવ થઇ ગયો એનો શું ઇલાજ! સ્વભાવનું કાંઈ ઓસડ છે ભાઈ!'

'મોહનના બાપાએ પણ બળવું શું કામ જોઈએ? હજી તો મોહનના બા હાથે-પગે સાજા છે. ઘરમાં ત્રણ ચાર બેતું છે, કામવાળાં છે. અને જરૂર પડે તો રસોઇયો ય રાખી શકે એવી ક્યાં એમની સ્થિતિ નથી? ભેગાભેગું એક વરસ ખમો તો છોકરી મેટ્રિક થઈ જાય, અને વસ્તારીના ઘરનું કામ કરવા જેટલી કાંઇક હાડેતી ય થઇ જાય ને!'

'હું તો એટલું જાણું કે એક વાર ઇ પરણી જાય પછી ભલેને મેટ્રિક શું બી. એ. ને જી. એ. બેય કરે એનો કોઇને વાંધો નથી. અને વરસ દિ' સુધી ભલેને મોહનની હારે એકલી કલકત્તા જઇને રહેતી, અને પછી હાડેતી થઇને આવે સસરાના ઘરમાં. એમાંય જો એને કોઈ રોકતું હોય તો કે' તું.'

'જુઓ શેઠ, તમે કન્યાના વાલી છો એટલે મારે તમને કહેવું ખોટું, પણ હજી આ ઉમ્મરે ગુલાબનાં લગન થાય અને વરસકમાં ક્યાંક છોકરું થાય તો શી રીતે એને જાળવશે એ? હજી તો શી એની બુદ્ધિ, શો એનો અનુભવ!' સાકરિયાએ ચર્ચાને બીજી ગલીમાં વાળી.

'કન્યાની ઉંમર તો દીકરા તારા ભૂરીઆ ચશ્માંમાંથી તને દેખાય એનાં કરતાં નરી આંખે જોનારાં અમ જેવાને કાંઇક વિશેષ દેખાય ને! ઉમ્મર ઉમ્મર કરી રહ્યો છે, પણ આ જ ગુલાબડીને હું મુંબઇ ન લાવ્યો હોત ને જો દેશમાં જ ક્યાંક વરાવી દીધી હોત તો આજ તો એક છોકરાની મા થઇને ઘર આખાનું કામ કરતી જાતી હોત. બાકી તો એનો બાંધો જ એકવડિયો એટલે બાવીસ વરસની થાશે તોય હાડેતી લાગશે જ નહિ વળી તું જેનો અણવર થાછ એને તો છોકરાંની ફિકરમાં ક્યાં રહેવા દેછ બે વરસ સુધી તો? હું શું નથી જાણતો? બધુંય જાણું છું. લગ્નભેટમાં તું કોને કોને અને શું શું આપે છે ઇ કાંઇ અછતું રહેવા નથી પામતું.' શેઠ હવે દિલ ખોલીને વાત કરતા હતા.

સામે સાકરિયે પણ એટલા જ નિખાલસપણે જવાબ વાળ્યો. 'ભેટ તો એક નિમિત્ત માત્ર છે શેઠ, બાકી એની સફળતાની સૌ ટકા ખાતરી તો બિચારા એને બનાવનારા કારખાનાવળા પણ નથી આપી શકતા. માટે જ દરેક પરણનારે બારમે મહિને બાળક સાચવવાની ત્રેવડ હોય તો જ પરણવું એ મારો મત છે. જેની એ ત્રેવડ નહિ હોય એ તો આમેય પરતાશે, અને ઓમેય પરતાશે.'

'ત્યારે પણ હું શું કરું ભાઈ? છોકરાં થાવાં ઈ શું કાંઇ પાપ છે? આ મલક આખો શું બસ ગાંધીજીનો આશ્રમ છે? અને તેમ છતાંય આ ન બોલવાનું બોલીને કહું છું કે બાળજોને એના લગ્નની ભેટમાં ય...! સાકરિયા, મારું માન ને આ બેયને પરણાવી દે. બેય પછીને છોકરાં સાચવવાની ત્રેવડ ન હોય તો ભલેને કલકત્તા જઈને...'

'હેં-હેં-હેં...શું,' સાકરિયો ચોંકી ઊઠ્યો.

સાંભળી લે હવે સાકરિયા, આ સુંદરજીના ધોળામાં કાંઇક ઇતબાર રાખીને પૂરું સાંભળી લે હા, કહું છું કે બેયને પછી એને કલકત્તે જઇને કરવું હોય ઈ સુખેથી કરે. અમારે ઇ ક્યાં કાંઈ જોવું છે કે લગન પછી એ શું કરે છે? પણ જો આ લગન પહેલાં...' બોલતાં બોલતાં પોતાના ઘર પડખેની મ્યુનિસિપાલ બત્તી નીચે આવી પહોંચેલા શેઠે જીભને સંયમ પકડાવ્યો.

પણ સાકરિયો હજી પૂરું સમજ્યો નહોતો દેખાતો એટલે વળી શેઠે આગળ ચલાવ્યું:

'સાકરિયા, તમારે જુવાનિયાઓને સગપણ નથી કરવું, ને સગપણ કરીને પછી લગન નથી કરવાં; ફલાણું નથી કરવું ને ઢીકણું નથી કરવું. પણ લગ્ન-જીવનનો આનંદ તો તમારે કુંવારે-કુંવારા પણ લેવો જ છે એમને! તે દિ' તારા બાપાને તાવ આવ્યો ને તું વાળું કર્યા વિના જ જતો રહ્યો. નહિ તો તારી સામે આટલું ભાષણ મારે કરવું ન પડત. નજરે જ તમને દેખાડી દેત સાકળચંદભાઈ, કે જેને સગપણ ન કરવું હોય, ને જેને લગન ન કરવાં હોય એનાં આ લક્ષણ ન હોય! જવાબદારી જો બીજાની રહેતી હોય તો તો મન-વાચા ને કરમથી તમે

ત્યાંથી રવાના થયો. જતાં હિંમત કરીને એટલું શેઠને કહેતો ગયો કે, 'પાછો કાલ તો મોહન કલકત્તા જતો રહેવાનો છે એ યાદ છે ને!'

તે દિવસે એ શેઠને મળ્યો ત્યાર પછી પંદરેક દિવસ સુધી એમની સાથે મળવાનો—અને તેય એકલાં મળવાનો પ્રસંગ સાકરિયાને સાંપડ્યો નહોતો. પરંતુ દરમિયાન એને જાણવા મળ્યું હતું કે, જલદી લગ્ન નક્કી કરવા શેઠે એ રાતે મોડે સુધી મોહન સાથે માથાકૂટ કરેલી પણ પછી કાંઈ ચોક્કસ નિર્ણય પર આવ્યા વિના જ દિવસ આખાના થાક્યાપાક્યા બેઉ સૂઈ ગયા હતા. શેઠે એ રાત્રે લગન માટે જે દબાણ મોહન માથે કર્યું હતું તેથી સાકરિયાને માથા સુધી ઝાળ લાગી ગઈ હતી. વેવિશાળના દિવસોમાં શેઠે આપેલા વચનના શબ્દો એને ફરી ફરીને સાંભરતાં હતા અને પોતાનો ઉપયોગ કરી ચાંદલા કરી લીધા પછી પોતાની અસલની રીત પ્રમાણે વર્તવા મંડનાર આ બેવચની શેઠ ઉપર એને તિરસ્કાર થવા માંડ્યો. અને કોઈ વાર પોતાના મનની તમામ વાત એમને સંભળાવી દેવા માટેનો લાગ એ ગોતવા લાગ્યો.

એ લાગ એક રાતે પોણા આઠની ફાસ્ટમાંથી સ્ટેશને ઊતર્યો ત્યારે એને મળી ગયો. ગાડીમાંથી ઊતરીને એ તો ભીડ થાય તે પહેલાંજ દાદરાનાં પગથિયાં ભણી ઉતાવળે પગલે ચાલ્યો. પણ ત્યાં તો સેકન્ડ ક્લાસમાંથી ઊતરેલા શેઠે એને ખભે હાથ મૂકીને એને કહ્યું: 'ધીરો ભાઈ ધીરો! આટલી બધી ઉતાવળે ક્યાં ભાગ્યો જાય!' સાકરિયો હસીને ઊભો રહ્યો. કાંઈ જવાબ દેવાનો ન હોય ત્યારે પોતાના હાસ્ય-ખખડાટમાં સામા માણસના સવાલને ઉડાવી દેવાની એનામાં કલામય વિનયશીલતા હતી. ધીમે પગલે ચાલતાં ચાલતાં બન્ને જ્યારે બહાર નીકળ્યા ત્યારે પિંજર-વછૂટ્યા ઉંદર જેવો મુસાફર-સમૂહ ઝડપભેર ગાયબ થઈ ગયો હતો. આજ 'તો આમ થઈને જજે,' એમ કહીને શેઠે સાકરિયાને પોતાના ઘરની દિશામાં લીધો.

રસ્તામાં શેઠે તો પોતાની હંમેશની પ્રથા મુજબ બેચાર આડી-અવળી વાતો કરી અને પછી મુદ્દા ઉપર આવ્યા: 'હેં સાકરિયા,' સુરૂભાઈનો પ્રધાન ગુણ પારખી જઈને આજથી સવાએક વર્ષ પહેલાં આ નામથી એને સંબોધવાનું સૌ પ્રથમ શેઠે શરૂ કર્યું ત્યારે એમના લહેકામાં જે મિઠાશ હતી એજ હજી આજે પણ હતી 'હેં સાકરિયા, તારેને મોહનલાલને કાગળની લેવડ-દેવડનો સંબંધ ખરો કે નહિ?'

'સંબંધ નહિ એવું તો નહિજ, પણ ખાસ કાંઈ કામ વિના શું કાગળો લખવા?' સાકરિયાએ કહ્યું.

'એ સાચું, પણ તું કોઈ વાત લખ, તો સોમાંથી પંચ્યાશી નહિ બલ્કે નેવું ટકા તારી વાત મોહનલાલ માની લ્યે ખરા'

'અરે એવું કાંઈ નહિ. આમે ય ઈ ભાયડો કોઈને ગણકારે તેવો નહોતો. એમાં હવે તો તમે એને તગડોને બે શીંગડાં મંડાવી દીધા એટલે આવા અર્ધભેંકાર મુફલિસોની એને શી પડી હોય!'

'જો ભાઈ, કોઈ કોઈને મંડાવી દઈ શકતું નથી, તેમ 'કોઈ કોઈનું લુંટાવી શકતું નથી. એતો જેમ મંડાણું હોય એમ જ થયા કરે છે. કોઈ કોઈના હાથની વાત થોડી જ છે આ દુનિયામાં? નહિતર આ સૌ તરસ્યાં ચકલાંની જેમ ઝંખીએ છીએ તો અમારી ગુલાબનાં લગન થઈ ગયા ન હોત ઝટ! એના સાસુ-સસરા તો બિચારા મહિનાઓથી તલસે છે કે વહુ ઝટ ઘરે આવે. એનું તો મોહને પેલાંય કોઈ દિ' નહોતું માન્યું તે વળી આજ શેનો માને? પણ જે બે માણસમાં એને વિશ્વાસ હતો એનાં વેણ પણ હવે એને હૈયે વસતાં નથી.'

'પણ શેઠ,' બીજાની હાજરીમાં 'સુંદરજી બાપા' કહીને એમને સંબોધનારો સાકરિયો બોલ્યો. 'તમે તમારી ધૂનમાં જ મંડયા રહો અને આગળ પાછળનું કાંઈ જોયા વિના બસ જેના ચાંદલા કર્યાને ત્રણ ઉપર ચોથો મહિનો ન થાય ત્યાં તો એને લગન કરવાનો ઘોંચપરોણો કર્યા કરો એ ક્યાં સુધી ચાલે? લગનની તમારે એટલી બધી શી ઉતાવળ આવી પડી છે?'

'ઉતાવળ હોય ત્યારે જ હું કહેતો હોઉં, મારા ભાઈલા. હવે ઘડીનીય વેળ ન ગુમાવવી જોઈએ એમ મારું મન કહે છે.'

'તમારું મન તો આજ આટલાં વરસોથી એમ જ કહેતું આવ્યું છે. પણ જે બે જણ પરણવાનાં છે એમનાં મનનું કાંઈ જાણવું જરૂરી ખરું કે નહિ?'

'જરૂર તે હવે બીજી શી હતી? આ મોહન મજાનો રળતો-કમાતો થઈ ગયો. છોકરી ય છ ચોપડી ભણી

રહી અને વરસ દિ' તો એક આ બેયે જ પરણતાં પહેલાં કાઢી નાખ્યો ભાઇ! મલકમાં કાંઈ બીજાં વરતા-પરણતા નહિ હોય! પોતાના મા-બાપનો ય કાંઇ વિચાર કરવો જોઇએ પછી. એના બાપનો સ્વભાવ તો તું જાણુ છ ને! આ મોહનની વહુ ઘેર કયારે આવશે એની ચિંતામાં જ અરધો તો એમને દમ લાગુ પડી ગયો. સાચો ખોટો પણ બળવાનો સ્વભાવ થઇ ગયો એનો શું ઇલાજ! સ્વભાવનું કાંઈ ઓસડ છે ભાઈ!'

'મોહનના બાપાએ પણ બળવું શું કામ જોઈએ? હજી તો મોહનના બા હાથે-પગે સાજા છે. ઘરમાં ત્રણ ચાર બેનું છે, કામવાળાં છે. અને જરૂર પડે તો રસોઇયો ય રાખી શકે એવી કયાં એમની સ્થિતિ નથી? ભેગાભેગું એક વરસ ખમો તો છોકરી મેટ્રિક થઈ જાય, અને વસ્તારીના ઘરનું કામ કરવા જેટલી કાંઇક હાડેતી ય થઇ જાય ને!'

'હું તો એટલું જાણું કે એક વાર ઇ પરણી જાય પછી ભલેને મેટ્રિક શું બી. એ. ને જી. એ. બેય કરે એનો કોઇને વાંધો નથી. અને વરસ દિ' સુધી ભલેને મોહનની હારે એકલી કલકત્તા જઇને રહેતી, અને પછી હાડેતી થઇને આવે સસરાના ઘરમાં. એમાંય જો એને કોઈ રોકતું હોય તો કે' તું.'

'જુઓ શેઠ, તમે કન્યાના વાલી છો એટલે મારે તમને કહેવું ખોટું, પણ હજી આ ઉમ્મરે ગુલાબનાં લગન થાય અને વરસકમાં કયાંક છોકરું થાય તો શી રીતે એને જાળવશે એ? હજી તો શી એની બુદ્ધિ, શો એનો અનુભવ!' સાકરિયાએ ચર્ચાને બીજી ગલીમાં વાળી.

'કન્યાની ઉંમર તો દીકરા તારા ભૂરીઆ ચશ્માંમાંથી તને દેખાય એનાં કરતાં નરી આંખે જોનારાં અમ જેવાને કાંઇક વિશેષ દેખાય ને! ઉમ્મર ઉમ્મર કરી રહ્યો છે, પણ આ જ ગુલાબડીને હું મુંબઇ ન લાવ્યો હોત ને જો દેશમાં જ કયાંક વરાવી દીધી હોત તો આજ તો એક છોકરાની મા થઇને ઘર આખાનું કામ કરતી જાતી હોત. બાકી તો એનો બાંધો જ એકવડિયો. એટલે બાવીસ વરસની થાશે તોય હાડેતી લાગશે જ નહિ વળી તું જેનો અણવર થાછ એને તો છોકરાંની ફિકરમાં કયાં રહેવા દેછ બે વરસ સુધી તો? હું શું નથી જાણતો? બધુંય જાણું છું. લગ્નભેટમાં તું કોને કોને અને શું શું આપે છે ઇ કાંઇ અછતું રહેવા નથી પામતું.' શેઠ હવે દિલ ખોલીને વાત કરતા હતા.

સામે સાકરિયે પણ એટલા જ નિખાલસપણે જવાબ વાળ્યો. 'ભેટ તો એક નિમિત્ત માત્ર છે શેઠ, બાકી એની સફળતાની સો ટકા ખાતરી તો બિચારા એને બનાવનારા કારખાનાવાળા પણ નથી આપી શકતા. માટે જ દરેક પરણનારે બારમે મહિને બાળક સાચવવાની ત્રેવડ હોય તો જ પરણવું એ મારો મત છે. જેની એ ત્રેવડ નહિ હોય એ તો આમેય પસ્તાશે, અને ઓમેય પસ્તાશે.'

'ત્યારે પણ હું શું કરું ભાઈ? છોકરાં થાવાં ઈ શું કાંઇ પાપ છે? આ મલક આખો શું બસ ગાંધીજીનો આશ્રમ છે? અને તેમ છતાંય આ ન બોલવાનું બોલીને કહું છું કે બાળજોને એના લગ્નની ભેટમાં ય...! સાકરિયા, મારું માન ને આ બેયને પરણાવી દે. એય પછીને છોકરાં સાચવવાની ત્રેવડ ન હોય તો ભલેને કલકત્તા જઈને...'

'હેં-હેં-હેં...શું,' સાકરિયો ચોંકી ઊઠયો.

સાંભળી લે હવે સાકરિયા, આ સુંદરજીના ધોળામાં કાંઇક ઇતબાર રાખીને પૂરું સાંભળી લે હા, કહું છું કે એયને પછી એને કલકત્તે જઇને કરવું હોય ઈ સુખેથી કરે. અમારે ઇ કયાં કાંઈ જોવું છે કે લગન પછી એ શું કરે છે? પણ જો આ લગન પહેલાં...' બોલતાં બોલતાં પોતાના ઘર પડખેની મ્યુનિસિપાલ બત્તી નીચે આવી પહોંચેલા શેઠે જીભને સંયમ પકડાવ્યો.

પણ સાકરિયો હજી પૂરું સમજ્યો નહોતો દેખાતો એટલે વળી શેઠે આગળ ચલાવ્યું:

'સાકરિયા, તમારે જુવાનિયાઓને સગપણ નથી કરવું, ને સગપણ કરીને પછી લગન નથી કરવાં; ફલાણું નથી કરવું ને ઢીકણું નથી કરવું. પણ લગ્ન-જીવનનો આનંદ તો તમારે કુંવારે-કુંવારા પણ લેવો જ છે એમને! તે દિ' તારા બાપાને તાવ આવ્યો ને તું વાળુ કર્યા વિના જ જતો રહ્યો. નહિ તો તારી સામે આટલું ભાષણ મારે કરવું ન પડત. નજરે જ તમને દેખાડી દેત સાકળચંદભાઈ, કે જેને સગપણ ન કરવું હોય, ને જેને લગન ન કરવાં હોય એનાં આ લક્ષણ ન હોય! જવાબદારી જો બીજાની રહેતી હોય, તો મન-વાચા ને કરમથી,

આજના જુવાનો ધણી–ધણિયાણી જેવાં થઈને રહ્યા એવા છો. હા, તે દિ' રાતે મોડું થયેલું એટલે પછી મોહનને મેં જ અહીં સુવડાવ્યો. રાતના પેશાબ–પાણી કરવા ઊઠયો ત્યારે જોઉં તો બાજુના ઓરડામાંની મોહનની પથારી ખાલી ! મેં વિચાર્યું કે પેશાબ કરવા ઊઠયો હશે એ પણ પણ બાથરૂમ જોઉં તો ખાલી અને સામેની પરશાળમાં આઘેથી જ નજર પડી તો દેખાયું કે કઠોડાના ઓઠીકણે બેય જણાં બેઠાં હતાં......... બેય નહોતા બેઠાં, સાકરિયા, એક જ બેઠું હતું, બીજું તો એના ખોળામાં માથું નાખીને સતું હતું...... હા સતું હતું.' કડેડાટ કરતા એટલું બોલી ગયેલા શેઠ ત્યાં શ્વાસ લેવા થંભ્યા. 'બસ લે મે બોલી લીધું. નાનાને મોઢે ન બોલવાનું ય આજ બોલી લીધું છે સાકરિયા પણ તું તો નાના સાથે નાનો ને મોટા સાથે મોટો થઈ જાણ્યુ છ ડાહ્યાને તો ફક્ત એક ટચકારો જ હોય. અમે અમારી ફરજ બજાવી લીધી છે જા, હવે તને ગોઠે એમ કરજે તું તારે !'

શેઠના ઘરને દરવાજે બેય પહોંચી ગયા હતા. એક બાજુ શેઠની વાટ જોતા ઓરડામાં બત્તી બળતી હતી. પરશાળની સામી બાજુ કઠોડાવાળા અંધારા ખૂણામાં એક નજર કરીને મૂંગો મૂંગો સાકરિયો જ્યારે પાછો વળ્યો ત્યારે એના કાનના પડદા ઉપર ગરમ લૂ વાતી હોય તેમ આટલા શબ્દોના લબકારા બોલતા હતાઃ

'કુંવારે–કુંવારા રહીને પણ પાછા' લગ્ન–જીવનનો આનંદ તો તમારે લેવો જ છે...!'

સોળ કળાનો એ સાકરિયો અત્યારે એક કળાનો થઈ ગયો હતો. ભૂખ્યે પેટે માઇલ એકનો ફેરો ખાઈને આવ્યો હતો તો શેઠને પોતાના મનની વાત સંભળાવી દેવા પણ એણે જે સાંભળ્યુ એનાથી એનું મોઢું સિવાઈ ગયું હતુ.

જગતનાં જીવતાં માનવીઓ પણ ક્યારેક પોતાની જેવા અબોલ બની જાય છે એ મ્યુનિસિપાલિટીનો નિર્જીવ દીવો ટગર ટગર જોઇ રહ્યો હતો.

◆

## ધ્રુવ

હું ઓશરીમાં, સુવુ ખાટલામાં,<br>
ને ધ્રુવનો તારક ત્યાં નિહાળું.<br>
એ ધ્રુવની તો ફરતા ફરે છે,<br>
બીજા બધા તારલીયા. વિચારું,<br>
કે આ દીસે છે સ્થિર એક તારો<br>
ને સર્વ અસ્થિર વળી ભમે છે.<br>
ત્યાં સાંભર્યું, પુસ્તક વિગનાને,<br>
વાંચ્યું હતું, છે ભ્રમ સર્વ આ તો<br>
છે ના કંઇએ સ્થિર દૃષ્ટિ લેદે,<br>
ધ્રુવ યે ભમે છે અવકાશ માંહિં.<br>
તો તો પછી એમ જ માનવાનું,<br>
સંસાર ચક્રે સ્થિર ના થવાનું,<br>
અસ્થિર કે સ્થિર હું તો વિચારું,<br>
કોને સ્વસ્થાને, પથ નિશ્ચિતે કે,<br>
આ ઉગવા આથમવા વચાળે,<br>
કર્તવ્ય તેજે જ પ્રકાશવાનું.

દિનકરરાય કેશવલાલ વૈદ્ય

# વૈદકમાં કુદરત, કલા અને કેળવણી

રમણલાલ એન્જિનીઅર

હવે આપણે વૈદકનાં ક્ષેત્રમાં કલાનું પ્રયોજન જોઇએ. જીવનમાં જે કલાનું પ્રયોજન છે તે જ પ્રયોજન વૈદકમાં પણ છે. વાસ્તવિકતામાંથી આદર્શનું સર્જન અને હીન પરિસ્થિતિનું ઉચ્ચતમમાં રૂપાંતર.

જે કલા રોગનું આરોગ્યમાં, વેદનાનું શાંતિમાં, અશક્તિનું શક્તિમાં, અશુદ્ધિનું શુદ્ધિમાં, વિરૂપતાનું સૌંદર્યમાં, અલ્પાયુપનું દીર્ઘાયુષમાં, અંધાધૂંધીનું સુવ્યવસ્થામાં, અને મરણપ્રમાણનું મટાડપ્રમાણમાં રૂપાંતર કરે તેજ સાચી વૈદકીય કલા છે. બાકીની બધી સારવારની પદ્ધતિઓ હીન કલાઓ અથવા મિથ્યા કલાઓ છે.

પણ સારી કે માઠી, સાચી કે જુઠ્ઠી, ઉચ્ચ કે હીન, કલાની જરૂર શા માટે પડે છે? એનો જવાબ એ છે કે, રોગનિવારણ માટે. પછી પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે રોગ આવ્યો ક્યાંથી? આ પ્રશ્ન આજનો નથી, સંસ્કૃતિની શરૂઆતનો છે, અને હજી સુધી આ પ્રશ્નનો છેલ્લો જવાબ કોઈ આપી શક્યું નથી. ઘણા એમ માને છે કે અમે આ પ્રશ્નનો છેલ્લો જવાબ આપી ચૂક્યા છીએ પણ સારે કે ખોટે નસીબે આ પ્રશ્નના એક જવાબ ઉપર હજી સુધી માણસજાતનો એકમત થયો નથી.

સૌથી પહેલો પ્રશ્ન એ છે કે રોગ એ એક આત્મોપાર્જિત અનિષ્ટ છે કે વડીલોપાર્જિત? કે પછી રોગ રચવામાં આપણે અને આપણા પૂર્વજો બંને ઓછેવત્તે અંશે જવાબદાર છીએ?

ઓગણીસમી સદીમાં રૂસો અને અન્ય વિચારકોએ જેમ એ મત પ્રચલિત કર્યો કે બધા માણસો સ્વતંત્ર અને સારા જન્મે છે, તેમ નિસર્ગોપાસકોએ પણ એવો મત ચલાવ્યો કે બધા માણસો જન્મથી નીરોગી હોય છે. માત્ર અકુદરતી રહેણીકરણી એમને રોગી બનાવી મૂકે છે. અને કુદરતી રહેણીકરણીથી એમને ફરી પાછા નીરોગી કરી શકાય.

ઝીણવટભર્યા અવલોકન, પૃથક્કરણ અને નિદાને ઉપરનો મત ખોટો ઠરાવ્યો છે. અને હવે તો લગભગ બધા જ ચિકિત્સા સંપ્રદાયના અગ્રેસરો એ બાબત ઉપર એકમત છે કે માણસ જન્મથી રોગી હોય છે અથવા તો પોતાનામાં ઓછેવત્તે અંશે રોગઅંશો લઇને અવતરે છે. સંપૂર્ણ નીરોગી બાળક એ તો કેવળ કલ્પનાનું સર્જન છે.

દુનિયાના બધા ધર્મો માણસ જન્મથી પાપી છે એ સિદ્ધાંતમાં માને છે. અને પાપમુક્ત થઈ પ્રભુને પામવા માટે કોઈ ચોક્કસ મહાત્મા, પયગમ્બર કે સદ્‌ગુરુનું શરણ શોધવા માટે સૂચવે છે. હિંદુધર્મ શીખવે છે કે આત્મા અવિદ્યાથી વીંટળાયેલો છે, અને એટલા માટે દરેક મોક્ષવાંચ્છુ વ્યક્તિએ સદ્‌ગુરુનું શરણ શોધવું જોઇએ. ગીતા કહે છે કે બધા ધર્મો ત્યાગીને તું મારે શરણે આવ. બુદ્ધધર્મ બુદ્ધને શરણે જવાનો આદેશ કરે છે. ખ્રિસ્તી ધર્મમાં પણ મૂળ પાપનો સિદ્ધાંત The Doctrine of Original Sin છે. આ સિદ્ધાંત મુજબ દરેક માણસ જન્મથી પાપી છે. અને એ પાપમાંથી મુક્ત થવાનો એક માત્ર માર્ગ પ્રભુના પુત્ર ઈસુનું શરણ સ્વીકારવાનો છે. ઈસ્લામ મહંમદને છેલ્લા પયગમ્બર તરીકે અને શીખધર્મ ગુરુ ગોવિંદસિંહને છેલ્લા ગુરુ તરીકે સ્વીકારવાનું શીખવે છે. પણ જુદા જુદા ધર્મોનું આ શિક્ષણ ઉમ્મરલાયક સમજુ માણસો માટે કામનું છે. પણ અબુધ બાળકોને કઈ રીતે ધર્મસંસ્કાર આપવા? એને માટે દરેક ધર્મ પાસે પોતાના વિશિષ્ટ વિધિઓ છે. હિંદુઓ બાળકને ઉપનયન સંસ્કાર કરે છે. આ સંસ્કારથી બાળક દ્વિજ (બે વખત જન્મેલું) બને છે. પહેલો કુદરતી જન્મ, બીજો ધર્મપ્રવેશનો જન્મ. ખ્રિસ્તીઓ બાપ્તીઝમની ક્રિયા કરે છે. યહુદીઓ અને મુસ્લીમો સુન્નત કરે છે. પારસીઓ નવજોતની વિધિ કરે છે. આ રીતે દરેક ધર્મ પ્રાકૃત બાળકને સંસ્કૃત બનાવવાનો પ્રયત્ન કરે છે.

હવે જો આપણે આત્માનો પ્રદેશ છોડીને શરીરની સૃષ્ટિ તરફ વળીએ તો પ્રાકૃત બાળકને સંસ્કૃત કરવાના અનેકવિધ ઇલાજો જુદી જુદી ઉપચાર કલાઓએ યોજ્યા છે. આર્યવૈદક બાળકને ગળથુથી આપે છે.

કેટલાક નિસર્ગોપચારકો ઉપવાસથી એની જીવનયાત્રાની શરૂઆત કરે છે. ફાધર કનાઈપ તરતના જન્મેલા બાળકને ટાઢાપાણીમાં બોળી કાઢી એને એની જીવનયાત્રાની શરૂઆતમાં જ જલોપચારની દીક્ષા આપી દેતા. હોમિયોપેથો દરેક બાળકને સલ્ફર ૨૦૦ આપીને સોરાનો ખસવિષ નાશ કરવાનો પ્રયત્ન કરે છે. કારણ કે એમના મત મુજબ સોરા એ મૂળ રોગ છે. બાળકના દાંત આવવાના થાય ત્યારે તેઓ કેલકર કાર્બ આપે છે. અને એલોપથો તો રોગની એકતામાં માનતાં ન હોવાથી બાળકને નીરોગી કરવા માટે નાનાવિધ ઉપચારો યોજે છે. બાળકની આંખમાં સીલ્વર નાઈટ્રેટના ટીપાં મૂકે છે, એને બળિયા અને ડીપ્થેરીઆની રસીઓ આપે છે. એની સુન્નત કરે છે. બાળક સહેજ મોટું થાય એટલે કાકડા અને નાકના મસા જેવા એમની નજરે નિરુપયોગી જણાતા અવયવોને તેઓ છેદી નાખે છે. બાળકના માતાપિતા જો વિશેષ સાધનસંપન્ન હોય તો ટાઈફોઈડ, ધનુર્વા અને બીજા અનેક રોગોની રસીઓનો અને અસંખ્ય દવાઓ અને ઇન્જેક્શનોનો એને લાભ મળે છે.

મૂળ રોગ ઉપર આટલા બધા પ્રાથમિક પ્રહારો કર્યા પછી એનો નાશ થાય છે ખરો? ના, બિલકુલ નહિ! માણસ જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેમ એને વારાફરતી અનેક રોગોનો સામનો કરવાનો રહે છે, અને દરેક માણસ પોતપોતાની શ્રદ્ધા અને અશ્રદ્ધા મુજબ જુદી જુદી જાતની સારવારો લે છે.

જેમ કોઈ બાળક સંપૂર્ણ રીતે નીરોગી નથી હોતું તેમ કોઈપણ પુખ્ત ઉમ્મરના સ્ત્રી-પુરુષ સંપૂર્ણ રીતે નીરોગી નથી હોતા. લુઈ કુહ્નેએ એમ કહ્યું હતું 'કે મેં મારી જિંદગીમાં એકેય નીરોગી માણસ જોયો નથી. નેત્રનિદાનનાં નિષ્ણાતો એમ કહે છે કે સંસારમા સંપૂર્ણ સ્વાભાવિક આંખ દુર્લભ છે કરોડનિદાનના નિષ્ણાતો પણ એમ કહે છે કે સંપૂર્ણ સ્વાભાવિક કરોડ ભાગ્યે જ જોવાની મળે છે

પરિસ્થિતિ આવી હોવાથી દરેક યુગના વૈદકીય વિચારકોએ રોગનું મૂળ શોધી કાઢી એનો નાશ કરવાના અથાગ પ્રયત્નો કર્યા છે પણ દરેક વિચારકને રોગનું મૂળ કારણ-starting point જુદું જુદું જ જડયું છે. અને એમાથી જ વૈદકના જુદા જુદા સંપ્રદાયો ઉદ્ભવ્યા છે.

ચરકને ત્રણ દોષમાં, હિપોક્રેટીસને ચાર દોષમાં, પેરાસેલ્સસને અવયવમાં, સુસ્લરને તંતુજાળમાં, શીરખોને કોષમાં, બીકેમ્પને માઇક્રોઝીમામા, પાસ્તરને જંતુમાં, હાનેમેનને ત્રણ વિષમાં અને એમાંય મુખ્યત્વે સોરામાં-અર્થાત્ ખસવિષમાં, લુઈ કુહ્નેને વિજાતીય દ્રવ્યમાં, ટીલ્ડનને અશક્તિ-અશુદ્ધિમાં, વોલ્ટરને જીવનશક્તિમાં, બ્રાઉન સીક્વાર્ડને રસગ્રંથિઓના આંતરરસોમા, ચુસ્ટેસ માઇલ્સને ખાનપાનમાં, ગાંધીજીને જીભ અને જનનેન્દ્રિયના અસંયમમાં, અને પ્રાચીન વિચારકોને ગ્રહોથી માંડીને ભૂતપ્રેત સુધીના અમાનુષી તત્ત્વોમાં રોગનું મૂળ દેખાયું. અને એમણે પોતપોતાની સમજણ મુજબ રોગના નિવારણની પદ્ધતિઓ રચી.

આ દરેક વિચારમા અને એની ઉપર રચાએલા આચારમાં સત્ય, અસત્ય, તર્ક અને તરંગ કેટલે અંશે છે એનો ન્યાય તોળવા આપણે નહિ બેસીએ. કારણ કે આપણા પૂર્વજો કરતાં આપણું જ્ઞાન ઘણું વધ્યું હોવા છતાં આપણે હજી પૂર્ણજ્ઞાની થયા નથી. અનેક વિષયો પરત્વે આપણે ગાઢ અજ્ઞાનમાં ગોથાં ખાઈએ છીએ અને અનેક મહત્વના પ્રાણપ્રશ્નો ઉપર આપણે મતભેદ અને વાદવિવાદમાંથી ઊંચા આવતા જ નથી.

અહીં માત્ર આપણે કલા કે જેનું પ્રયોજન કુદરત કરતાં શ્રેષ્ઠતર સર્જન કરવાનું છે, તેનો વિકાસ કઈ રીતે થાય છે તે જોઈએ. દરેક ક્ષેત્રની પેઠે વૈદકના ક્ષેત્રમાં પણ કામ કરનારાઓને આપણે ત્રણ વિભાગમાં વહેંચી શકીએ. મજૂર, કારીગર અને કલાકાર. મજૂર એટલે જડ શ્રમ કરનાર વ્યક્તિ. કારીગર એટલે જે શ્રમની સાથે બુદ્ધિનો પણ ઉપયોગ કરે તે વ્યક્તિ અને કલાકાર એટલે શ્રમ, બુદ્ધિ અને કલ્પના એ ત્રણેના સમન્વયથી સર્જન કરનાર વ્યક્તિ.

એક માણસ બીમાર પડે એટલે એની આજુબાજુ વણમાગી સલાહ આપનારાઓના જુથ ઊભરાય છે. આવા વિચારશૂન્ય ઉપદેશકો વૈદકીય ક્ષેત્રમાં મજૂરો છે. વૈદ દાક્તરો વૈદકીય કારીગરો છે. જ્યારે અસાધારણ પ્રતિભાસંપન્ન ચિકિત્સકો વૈદકીય કળાકારો છે. વૈદકના ક્ષેત્રમાં મજૂરો ઘેરઘેર હોય છે. કારીગરો ઠેરઠેર હોય છે. જ્યારે સાચા કલાકારનાં દર્શન તો દરેક યુગમાં દુર્લભ હોય છે.

મજૂર, કડિયા અને સ્થપતિ વચ્ચે, રંગારા, પેન્ટર અને ચિત્રકાર વચ્ચે જેટલો તફાવત છે, તેટલોજ તફા-

વત ફેંગટીઆ સલાહકારો, પદવીધર ચિકિત્સકો અને યુગપ્રવર્તક ઉપચારકો વચ્ચે છે.

વૈદકીય કલાનું પ્રાથમિક સ્વરૂપ છે, ટેકીવૈદું. (Empiricism). ટેકીવૈદું એટલે સમજણ વિનાનો અનુભવ, જ્ઞાનવિનાનું કર્મ, વિચારરહિત આચાર અને દ્રષ્ટિ વગરની દોટ.

જનસમાજમાં એવો એક ખ્યાલ પ્રવર્તે છે કે વૈદકનું આદિ, મધ્ય અને અંત અનુભવ છે, અનુભવસિદ્ધ વૈદક એ જ સાચું વૈદક. લોકો કહે છે કે જોષી જુવાન અને વૈદ ઘરડો ખોળવો.

પણ આ ખ્યાલ એ એક ખોટો ખ્યાલ છે. એકલા અનુભવ ઉપર રચાએલું વૈદક હીનવૈદક છે. સાચા વૈદકે અનુભવની આરપાર જોતાં અને અનુભવથી પર થતાં શીખવું જોઇએ. એકલો અનુભવ માણસનું જેટલું હિત કરે છે એટલું જ અહિત કરે છે.

અખા ભગતે કહ્યુ છે કે "શાસ્ત્ર તણી છે એકજ આંખ, અનુભવ વિણ ઊઘડે નહિ ઝાંખ" વૈદકીય બાબતોમાં આ સૂત્રને ઉલટાવીને એમ કહેવું જોઇએ કે: "અનુભવ તણી છે એક જ આંખ, શાસ્ત્ર સમજ્યા વિણ ઊઘડે નહિ ઝાંખ" એટલે અનુભવ જેટલી જ શાસ્ત્રની કિંમત છે.

આપણો બધાનો અનુભવ છે કે પૃથ્વી સપાટ છે, સૂર્ય એની આજુબાજુ ફરે છે, સેકેરીન કડવી લાગે છે, ગરમ કપડાં ગરમી આપે છે, નાસ્તાથી શક્તિ આવે છે, ચાનો કપ કે સિગારેટના બે દમ સ્ફુર્તિ આપે છે. એસ્પીરીનથી માથાનો દુઃખાવો મટે છે. દવા શરીર ઉપર કાર્ય કરે છે.

પણ વિજ્ઞાન આ બધા અનુભવોને ખોટા ઠેરવે છે. એ સિદ્ધ કરે છે કે પૃથ્વી ગોળ છે. સૂર્ય પૃથ્વીની આજુબાજુ નથી ફરતો પણ પૃથ્વી સૂર્યની આજુબાજુ ફરે છે. સેકેરીન ગળી હોય છે. ગરમ કપડાં ગરમી આપતાં નથી માત્ર મંદવાહક હોવાથી શરીરની ગરમી બહાર જવા દેતાં નથી. નાસ્તાથી તાત્કાલિક શક્તિ નથી આવતી માત્ર શરીર ઉત્તેજીત થાય છે. ચા કે સિગારેટ લોહીનાં ઝેરો કોષોમાં ફેંકી દઈ ક્ષણિક શુદ્ધિ ઊભી કરી સ્ફુર્તિનો ભ્રમ પેદા કરે છે. એસ્પીરીનથી જ્ઞાનતંતુઓ શિથિલ થઈ દુઃખની ચેતવણી આપતા અટકી જાય છે. દવા શરીર ઉપર કાર્ય નથી કરતી પણ શરીર દવા ઉપર કાર્ય કરે છે. એકલો અનુભવ આપણને કેવો ઊંધે રસ્તે દોરવી જાય છે: એના આ કેટલાક દેખીતા દાખલા છે.

અનુભવમાં જ્યારે વિચાર, વ્યવસ્થા અને નિયમ ભળે ત્યારે કલા એક પગથિયું ઊંચે ચઢે છે. એ ટેકીવૈદું મટીને વૈજ્ઞાનિક ચિકિત્સા બને છે.

આયુર્વેદ, યુનાની પદ્ધતિ અને ઍલોપેથીનો ઔષધોપચાર મોટેભાગે ટેકીવૈદું છે. આ પદ્ધતિઓને અનુભવ એકઠો કરતાં આવડ્યો પણ વ્યવસ્થિત કરતાં આવડ્યો નહિ. એ કામ એમના પછી જન્મેલી હોમિયોપેથીએ કર્યું. જેમ કોઈ માળાના વિખરાએલા મણકા એક મજબૂત દોરીએ સંધાતાં એકસૂત્ર બની જાય છે, તેમ હોમિયોપેથીના મહાનિયમમાં આ ત્રણે પદ્ધતિઓએ એકમેક કરેલો કિંમતી પણ અવ્યવસ્થિત અનુભવ વ્યવસ્થિત બનીને આવતી પેઢીઓ માટે ઉપકારક થઇ ગયો.

એક સાદો દાખલો લઇએ. હાનમેનના જમાનામાં જે અનેક વૈદકીય વાદો પ્રવર્તતા એમાંનો એક વાદ કિવનાઇનવાદ હતો. આ વાદમાં માનનારા દાક્તરો એમ માનતા કે કિવનાઈન દરેકે દરેક રોગનો રામબાણ ઇલાજ છે. એ વખતે કિવનાઈનનો યુરોપીયન વૈદકમાં નવોસવો પ્રવેશ થએલો. અને એની સામેનો શરૂઆતનો વિરોધ ઓગળી જતાં એની તરફેણમાં ઉત્સાહનું એક મોજું ફરી વળ્યું. ધીમે ધીમે કડવા અનુભવે દાક્તરો શીખતા ગયા કે કિવનાઈન રોગ માત્રનો રામબાણ ઇલાજ નથી. ત્યારપછી કિવનાઇનનો ઉપયોગ માત્ર આઠ દશ રોગો પૂરતો જ મર્યાદિત થયો. હોમિયોપેથીએ એક ડગલું આગળ ભર્યું. એણે એ સિદ્ધ કર્યું કે આ રોગનોય દરેકે દરેક કેસ કિવનાઇનથી સુધરી શકતો નથી. અને કયા કયા કેસો સુધરી શકે એ એણે એના સમલક્ષણ ચિકિત્સાના નિયમથી નક્કી કર્યું. ત્યારપછી પણ અનેક ભૂલો, નિષ્ફળતાઓ અને પ્રયોગો પછી પોટન્સીના પ્રશ્નનું પણ સમાધાન થયું અને એમ લગભગ નક્કી થયું કે નવા મેલેરીઆમાં ચીન સલ્ફની ૩x ઉપરની પોટન્સી નિષ્ફળ નીવડે છે. આ દાખલામાં ઔષધોપચારની કલા નીચેની રીતે વીકસી.

દરેક રોગ માટે કિવનાઇન એ પહેલું પગથિયું. ગણતરીના રોગો માટે કિવનાઇન એ બીજું પગથિયું.

કિનાઈનનો સમલક્ષણ ચિકિત્સાના નિયમ મુજબ ઉપયોગ એ ત્રીજું પગથિયું દરેક રોગ અને કેસ માટે બંધબેસતી પોટન્સીની શોધ એ ચોથું પગથિયું. રોગનિવારણ માટે એકલી કિનાઈન બસ નથી, સાથેસાથે બીજી ચિકિત્સાઓનો ઉપયોગ અનિવાર્ય છે, એવી શોધ એ પાંચમું પગથિયું.

ઓગણીસમી સદીમાં કિનાઈનનો જેવો આંધળો ઉપયોગ થતો, એવો જ આંધળો ઉપયોગ આજે 'સલ્ફા' ગ્રુપની દવાઓનો અને પેનીસીલીનનો થઈ રહ્યો છે. સમય જતા નવીનતા ધમાઈ જશે એટલે આ દવાઓ વૈદકમાં પોતાને યોગ્ય સ્થાને બેસશે.

એલોપેથી અને આયુર્વેદનો ઔષધોપચાર ટેકીવૈદું છે, એનું એક કારણ એ છે કે પોતાના પછી જન્મેલી પદ્ધતિ હોમિયોપેથીની દૃષ્ટિ સ્વીકારવાની આ બન્ને પદ્ધતિઓ પોતાની સ્થિતિચુસ્તતાને લીધે ના પાડે છે.

પણ ટેકીવૈદાનો ઇજારો કાંઈ આ બે પદ્ધતિઓએ જ લીધો નથી. નિસર્ગોપચારની ઘણી ખરી શાખાઓની શરૂઆત ટેકીવૈદા તરીકે જ થઈ છે તેમજ આજે પણ નિસર્ગોપચારની કેટલીએ દેશી વિદેશી પદ્ધતિઓ ટેકીવૈદા કરતાં લેશમાત્ર સારી નથી.

પ્રિસનીટ્રે જ્યારે જલોપચારની શરૂઆત કરી ત્યારે એ પોતાના પાણીના પ્રયોગોમાં ઘણું જ ઠંડું પાણી વાપરતો. એની પાસે સાધનો જૂજ હતાં. અને એ દર્દીઓને દરરોજનું વીસ રતલ જેટલું પાણી પાતો. ત્યારપછી એજ પેઢીમાં જર્મની–ઓસ્ટ્રીઆમાં જલોપચારની એટલી પ્રગતિ થઈ કે ભિઝના સર્વસંગ્રહ ઉપર નજર નાખતાં આપણને પ્રિસનીટ્રઝના અણઘડ જલોપચારના મુકાબલે ભિઝનો જલોપચાર એક લલિતકલા જેવો લાગે છે.

પ્રિસનીટઝ પછીના જલોપચારકો અનુભવ, અવલોકન, અને ચિંતનથી એટલું સમજ્યા કે દર્દીને બહુ પાણી પાવાથી એનું શરીર બહુ ચોકખું થતું નથી. ઊલટપક્ષે એના જીવનરસો પાતળા પડી જઇને નિર્બળ બની જાય છે. તેમજ એમણે અતિશય ઠંડા અને અતિશય ગરમ પાણીનો, વરાળનો અને બરફનો ત્યાગ કર્યો. આવા અતિમ ઉપાયોનો ત્યાગ કરવાથી, જલોપચારને સચોટતો ભોગ આપ્યા સિવાય સલામત બનાવી શકયો.

એજ રીતે આપણે જો ઉપવાસનો ઇતિહાસ તપાસીએ તો એમ માલુમ પડે છે કે શરૂઆતમાં એના જનક ડૉ. ડયુઇને એ વિષે એટલો બધો ઉત્સાહ હતો કે તેઓ ઉપવાસને રોગમાત્રના રામબાણ ઇલાજ માનતા. અને ખોરાક તરફ કે બીજા આરોગ્યદાયક ઉપચારો તરફ બિલકુલ ધ્યાન આપતા નહોતા. શરૂઆતના લંઘનચિકિત્સકો દર્દીને ખૂબ લાંબા એટલે કે ૩૦ થી ૯૦ દિવસ સુધીના ઉપવાસ કરાવતા અને દર્દીની જીભ ચોકખી ન થાય ત્યાંસુધી ઉપવાસ ચાલુ રખાવતા. પાછળથી કડવા અનુભવે એ સમજાયું કે ઉપવાસ એ રોગમાત્રનો રામબાણ ઇલાજ નથી. ક્ષય જેવા રોગોમાં ઉપવાસનો આંધળો ઉપયોગ કરવાથી રોગ મટવાને બદલે વકરે છે. અને દર્દી કમોતે મરે છે. તેમજ કેટલાયે દર્દીઓની જીભ તેઓ સ્મશાન ભેગા ન થાય ત્યાંસુધી સુધરતી જ નથી. એનું કારણ એ હોય છે કે એમની અન્નનળી એવી તો રોગી દશામાં હોય છે કે એ ગમે એટલા લાંબા ઉપવાસના પ્રયોગથી સુધરતી જ નથી. એને સુધારવાનો રસ્તો એક લાંબો ઉપવાસ નહિ પણ ટૂંકા ઉપવાસના થોડે થોડે અંતરે કરવામાં આવેલા અનેક પ્રયોગો એ છે. આ ટૂંકા ઉપવાસોના વચગાળામાં આહારશુદ્ધિ કરીને શરીરશુદ્ધિની ક્રિયા ચાલુ રાખવી જોઈએ. આમ થાય તો જ આંતરડાના હઠીલા વ્યાધિઓ ધીમેધીમે મટે.

ત્યારપછી લીંડલહારે એ બતાવ્યું કે શરીરશુદ્ધિના અત્યુત્સાહમાં ઉપવાસનો ગુનાહિત હદે અનેક નિસર્ગોપચારકો દુરુપયોગ કરી રહ્યા હતા. ઉપવાસનો સાચો ઉપયોગ ઉગ્રરોગોમાં અને રોગ નિવારક ક્રાન્તિમાં એને યોજવામાં હતો. હઠીલા રોગમાં ઉપવાસ મોટે ભાગે બિનજરૂરી અને અપાયકારક છે. તેમજ જેમના શરીર સશક્ત અને જીવનશક્તિથી ભરપૂર હોય તેમને જ ઉપવાસ કે કાચા ખોરાકના પ્રયોગો અનુકૂળ આવે છે. ઓછી જીવનશક્તિ અને નબળા બાંધાના માણસો માટે તો ઉપવાસની સારવાર અને એમાંય ખાસ કરીને લાંબા ઉપવાસની સારવાર ગુનાહિત સારવાર છે. એનાથી શરીરની શુદ્ધિ થવાને બદલે એની શક્તિ ખવાઇ જાય છે આ રીતે જે ઉપવાસ ટેકી વૈદાની દશામાં રોગમાત્રનો રામબાણ ઇલાજ હતો તેનું શાસ્ત્રીય કલામાં રૂપાંતર થતાં એનો ઉપયોગ માત્ર ઉગ્ર રોગો અને રોગ નિવારક ક્રાન્તિ પૂરતો જ રહ્યો અને તે પણ

એક માત્ર ઇલાજ તરીકે નહિ પણ આ પરિસ્થિતિના અનેક ઇલાજોમાંના એક મહત્વના ઇલાજ તરીકે રહ્યો.

દુગ્ધોપચાર પણ એની શરૂઆતમાં એક ઢંગધડા વિનાની ચિકિત્સા હતી. શરૂઆતમાં કેટલાક રઝાખઝા દાક્તરો દવાઓ સાથે દુગ્ધોપચાર કરાવતા. આપણા દેશી વૈદો તેમજ યુનાની હકીમો પણ આ જ પદ્ધતિને અનુસરે છે. નિસર્ગોપચારકોએ દવાઓનો ત્યાગ કર્યો પણ દુગ્ધોપચાર ચાલુ રાખ્યો. તેઓ દર્દીને નાખી મૂકતા અને જ્યારે જેટલું દૂધ પીવું હોય ત્યારે તેટલું દૂધ પીવા દેતા. ત્યારબાદ કેટલાક નિસર્ગોપચારકોએ આ સ્વચ્છંદી પ્રથા છોડી દઇ, દર્દીને એ જાગતો હોય ત્યાંસુધી એને ભાવે કે ન ભાવે, ફાવે કે ન ફાવે તો પણ દર અર્ધા કલાકે કે કલાકે આઠથી બાર ઔંસ દૂધ આપવાનું શરૂ કર્યું. ત્યારપછી કેટલાક ચિકિત્સકોને લાગ્યું કે હોજરીને આરામની જરૂર છે. એટલે બાર કલાક દૂધ અને બાર કલાક આરામ એ ક્રમ ચાલુ થયો. પછીથી એમાં સમશિતોષ્ણસ્નાન જેવા પ્રયોગો ઉમેરાયા. પછીથી ડૉ. પોર્ટર જેવાએ દુગ્ધોપચાર જે રોગમાં વધુમાં વધુ ફાયદો કરતો હોય તે રોગને પહેલો મૂકી પછી ક્રમશઃ પ્રમાણમાં ઓછી સફળતાવાળા રોગો ગોઠવ્યા, અને છેલ્લે તદ્દન અનિશ્ચિત પરિણામવાળા રોગો મૂકયા. આ યાદીથી જુદા જુદા હઠીલા રોગોમાં દુગ્ધોપચાર કેટલો સફળ–નિષ્ફળ નીવડે છે, એનો સ્પષ્ટ અને અતિશયોક્તિ વિનાનો ખ્યાલ આવ્યો. આ રીતે રોગવાર વર્ગીકરણ પછી વ્યક્તિવાર વર્ગીકરણ થયું. એનાથી દુગ્ધોપચાર કોને અનુકૂળ આવે અને કોને પ્રતિકૂળ આવે તે શોધવાના પ્રયત્નો થયા. પછીથી દુગ્ધોપચાર સાથે ફળાહાર અને શાકભાજી સંયુક્ત કરવાના પ્રયત્ન થયા. ત્યારપછી દુગ્ધોપચાર કરતાં પણ વધુ અસરકારક પરિણામો આપે એવા પેટંટ ખોરાકો શોધાયા. આ ખોરાકોની શોધથી દર્દીને પથારીવશ રહેવાની જરૂર મટી ગઈ, અને કામધંધો છોડયા સિવાય અને દૂર દૂરના આરોગ્યભવનોમાં ગયા સિવાય, દરેક માણસ ઘેર બેઠાં દુગ્ધોપચાર કરી શકે એવી સગવડ ઊભી થઈ.

દુગ્ધોપચારના વિકાસક્રમમાં પહેલી ભૂમિકા જુના વૈદકનો દુગ્ધોપચાર, બીજી ભૂમિકા દવારહિત દુગ્ધોપચાર, ત્રીજી ભૂમિકા નિયમિત પણ બળાત્કારે દુધસિંચણ, ચોથી ભૂમિકા આહાર અને આરામની સમતુલા, પાંચમી ભૂમિકા ઉપવાસ, સ્નાન અને બીજા ઉપચારોનો દુગ્ધોપચાર સાથે સમન્વય, છઠ્ઠી ભૂમિકા દુગ્ધોપચારની સફળતાની દૃષ્ટિએ રોગોનું વર્ગીકરણ, સાતમી ભૂમિકા વ્યક્તિગત અનુકૂળતા પ્રતિકૂળતાની દૃષ્ટિએ વ્યક્તિઓનું વર્ગીકરણ, આઠમી ભૂમિકા મિશ્ર દુગ્ધોપચાર અને નવમી ભૂમિકા પેટન્ટ ખોરાકો.

શરૂઆતની આંધળી, ઝનૂની, અથડાતી, કુટાતી અને અવ્યવસ્થિત કલા સમય જતાં કેવી સુવ્યવસ્થિત સચોટ અને સુંદર બને છે, એનાં મેં ચાર દાખલા આપ્યા.

હવે આપણે ઉચ્ચ કલા અને હીન કલા વચ્ચેના કેટલાક સ્થૂલ અને સૂક્ષ્મ ભેદો જોઇએ. આ અભ્યાસ બહુ જ મહત્ત્વનો છે. કારણ કે કલા પારખુઓનો મોટામાં મોટો દુષ્કાળ વૈદકના ક્ષેત્રમાં છે, એને લીધે જ જગતમાં આટલું બધું ઊંટવૈદું ચાલે છે.

સાચી કલાનું પહેલું લક્ષણ એ છે કે એ કુદરત ઉપર બળાત્કાર નથી કરતી પણ કુદરત સાથે સહકાર કરે છે. "બળાત્કારને બદલે સહકાર" એ એનુ માનીતું સૂત્ર છે.

દર્દીને ઝાડા થયા હોય તો તે અફીણથી પણ અટકાવી શકાય, અને એનીમા અને પેકથી પણ મટાડી શકાય. દર્દીનો તાવ જ્વરઘ્ન દવાઓથી તોડી શકાય તેમજ જલોપચારથી મટાડી શકાય. બાળકને બાળાગોળીથી ઊંઘાડી શકાય અને એની પાચનક્રિયા સુધારીને ઊંઘ સુધારી શકાય, ગાંડાને કે ગુનેગારને મારી ઝૂડીને કાબૂમાં રાખી શકાય, અને હેતથી પણ હેળવી શકાય.

આ બન્ને માર્ગમાંથી નિસર્ગોપચાર હમેશાં બીજો માર્ગ જ પસંદ કરે છે. એ જાણે છે કે કુદરતનો હેતુ શુભ હોય છે, અને એની કાર્યપદ્ધતિ સાચી હોય છે. એટલે કલાનું કાર્ય કુદરતને સહાય કરીને એનો હેતુ પાર પાડવાનું છે. જ્યારે કુદરત ભૂલ કરતી માલમ પડે ત્યારે પણ કલાએ એ ભૂલને હળવે હાથે સુધારવી ઘટે. એક દર્દીને જો ૧૦૭ ડીગ્રી તાવ આવે તો નિસર્ગોપચારક જલોપચારથી એને ૧૦૫ કે ૧૦૪ કરે છે. એ રીતે તાવને તોડી નાખવાને બદલે કુદરતના આકરા પ્રયાસને અંકુશમાં લઈ એની ભૂલ સુધારે છે.

"જુલમ મત કરના રે બચ્ચા,
અલખકા ખેલન હય સબ સચ્ચા" (સરસ્વતીચંદ્ર)

એ સૂત્ર આત્મસાક્ષાત્કાર કરવા ઇચ્છનાર વ્યક્તિ માટે જેટલું સાચું છે, તેટલું જ સાચું શરીરસ્વાસ્થ્ય વાંછનાર માટે છે. સાચી કલાનું બીજું લક્ષણ કરકસર; સમયની, શક્તિની, સાધનની અને સંપત્તિની. –ચાલુ

સંપૂર્ણ

લેખાંક બીજો

# ક્ષયનાં કારણ અને નિવારણ

લેખક : શ્રી ભૂપતરાય મો. દવે

### તાજી અને નીરોગી હવા

ક્ષય રોગના દર્દીને સૂકી, તાજી, સ્વચ્છ અને નીરોગી હવા રોગમુક્ત કરવામા ખૂબ જ મદદરૂપ થાય છે. ઠંડી હવા શરીરને ચેતન બક્ષે છે. તાજી–સ્વચ્છ હવામા લાંબા શ્વાસોચ્છ્વાસ સ્વસ્થ મને લેવાથી લોહીમાં પૂરતા પ્રમાણમા ઓક્સિજન (પ્રાણવાયુ) જાય છે. આ ઓક્સિજન શરીરનુ સ્વાસ્થ્ય સાચવવામાં મહત્ત્વનું કાર્ય કરે છે, રક્ત એનાથી શુદ્ધ અને લાલ બને છે આ ઉપરાત ખોરાક પચાવવામા, શરીરમાં ઉષ્ણતા પેદા કરવામા અને રોગો સામે લડનારી જે 'જીવનશક્તિ' છે તેનો સંચય કરવામા પ્રાણવાયુ સહાયરૂપ બને છે

નિર્મળ–ઠંડી–સૂકી તાજી હવા ક્ષયના દર્દીના શરીરમા નવુ ચેતન રેડે છે મીઠી ભૂખ જગાડે છે. પરિણામે ક્ષયરોગની તાકાત દિનપ્રતિદિન ઘટતી જાય છે અને દર્દી નવજીવન પ્રાપ્ત કરે છે ટૂંકામાં, હવા એ જ જીવન છે.

### પાણી

મનુષ્યને જેમ શરીરના પોષણ માટે હવાની જરૂર છે તેમ પાણીની જરૂરિયાત પણ રહે છે. રુધિરાભિસરણ અને ખોરાકને પચાવવામા પાણીની મદદ જોઇએ એ વગર ચાલી શકે તેમ નથી

દર્દીઓ માટે પાણી હળવુ અને ભૂખ લગાડનારુ હોય તે ઉત્તમ પાણી ગણાય કેટલાક શહેર અને ગામડાના પાણીમા કબજિયાત કરનારા ભારે તત્ત્વો હોય છે એ પ્રકારનુ પાણી ક્ષયના દર્દીને માફક નથી આવતું

ક્ષયના દર્દીને હળવું, સહેલાઇથી પચી શકે અને શક્તિ આપે તેવું સ્વચ્છ ગળેલું પાણી માફક આવે છે

### આહાર

મનુષ્યની તદુરસ્તીનો મુખ્ય આધાર ખોરાક પર છે. તેમાં યે દર્દીઓ માટેનો આહાર કાળજીપૂર્વક યોજવો જોઇએ ગમે તેવો હલકો, ગધાતો, સત્ત્વહીન ખોરાક દર્દીનો રોગ વધારે છે

ક્ષયના દર્દીના આહારમા ઘઉં, ઘી, દૂધ, માખણ, સાકર, સેલેડ, પરવળ, દૂધી, લીલા વટાણા, લીલી શાક ભાજીઓ, પાકા ટમાટા, લસણ વગેરે ઉપરાત ફળરસો, જેવા કે સંતરાં, દાડમ, અનનસનો રસ, મોસબી, પીચ, લીલી દ્રાક્ષ, કેરી, લીલા અજીર વગેરે પ્રજીવક (વિટામિન)વાળો ખોરાક લેવો, જેથી સહેલાઇથી પચી શકે અને નવું લોહી આવે, દર્દીના શરીરમા નવું તાજુ લોહી અને જીવનશક્તિ વધે તેમ તેનુ શરીર નીરોગી અને સ્ફૂર્તિવાળું બને છે

દૂધમાં ગાયનું તાજું દૂધ પચવામા હળવું છે ગાય રોગીષ્ટ ન હોય તેની ખાતરી કરી લેવી. ગાય તડકામાં જગલમા ફરતી હોય તેનું દૂધ ઉત્તમ ગણાય છે

બકરીનું દૂધ ગાયના દૂધ કરતા પાતળુ અને જીવનસત્ત્વોથી ભરપૂર હોય છે કારણ કે બકરી દરેક ઝાડના, છોડના, વેલાના, અને વનસ્પતિનાં પાનનો આહાર કરે છે. એમાથી જે દૂધ બને છે તે રોગનાશક અને પૌષ્ટિક હોય છે. બકરીના દૂધમાં ગાયના દૂધ કરતાં લોહનું તત્ત્વ વધારે છે નિયમિત બકરીનુ દૂધ પીવાથી વજન, લોહી અને શક્તિ વધે છે તેમ જ ચામડીનું સૌંદર્ય ખીલી ઊઠે છે તેમ જ બાળકો માટે બકરીનુ દૂધ તેના શરીરવિકાસમા સારી મદદ કરે છે. રોગી કે ઘર આગણે આખો દિવસ બાંધેલ બકરીનું દૂધ પૂરતો લાભ નથી આપી શકતું આટલું લક્ષમા રાખવુ જરૂરી છે ક્ષયના દર્દીએ જેટલું પચી શકે તેટલુ દૂધ લેવુ દૂધથી શરીર બંધાય છે. રોગ ધીરે ધીરે જાય છે દૂધ અને ફળો ક્ષયના દર્દીમા વિપુલ જીવનશક્તિ ભરી દે છે

### ઊંઘ

ઊંઘ વગર માણસ માંદો પડે છે સાચું કહું તો ઊંઘ માણસને નીરોગી જીવન બક્ષે છે માણસ આખો દિવસ કામ કરીને, થાકીને રાત્રે ઘસઘસાટ ઊંઘી જાય છે સવારે ઊઠે છે ત્યારે થાક બધો ઊતરી ગયો હોય છે અને તે તેના શરીરમાં નવુ જોમ પ્રગટેલુ અનુભવે છે. આ બતાવે છે કે ઊંઘની ફરજ શરીરની ઘસાઈ ગયેલી શક્તિને એકઠી કરવાની છે.

તેવી જ રીતે ક્ષયના દર્દી માટે ઊંઘ મહત્ત્વનું કાર્ય કરે છે દર્દી ઊંઘ દ્વારા મનનો, શરીરનો થાક ઉતારીને ઘસાઈ ગયેલુ શરીરસ્વાસ્થ્ય નવપલ્લવિત બનાવે છે.

એટલે દર્દીએ પૂરતા પ્રમાણમા મીઠી ઊંઘ લેવી જોઇએ ઊંઘ વગર

રોગમુક્ત ન થવાય, એ સાવ સાચી વાત છે.

### આરામ

પશુ, પક્ષી, માનવી વગેરે આરામ લીધા વગર લાંબુ જીવી શકે નહિ. આરામ ન લેવાય તો શરીર નબળું પડે છે. શક્તિઓ ખૂટવા માંડે છે. તેવી રીતે ક્ષયના દર્દીએ આરામને સૌથી વધારે મહત્ત્વ આપવું જોઈએ. 'ક્ષય એટલે ઘસાવું,' શરીર ઘસાતું હોય ત્યારે પૂરતો આરામ લઈને શરીરને તંદુરસ્ત બનાવવું એ સૌથી વધુ ઉપયોગી છે.

ક્ષયના દર્દીને તાવ આવતો હોય છે એ સ્વાભાવિક છે. તાવથી શરીરની તમામ શક્તિ હણાઈ જાય છે. શરીરમાં નવી તાકાત જો ન આવે તો મૃત્યુ વહેલું આવે છે. મૃત્યુને આગળ ધકેલવું હોય તો દર્દીએ રાત–દિવસ પથારીમાં સૂતા સૂતા આરામ લેવાની ટેવ પાડવી.

ભોજન, મળ–મૂત્રનો ત્યાગ, શરીરની સ્વચ્છતા માટેનું સ્નાન, ગળફો, વાંચન, સગાંસબંધીઓને મળવાનું વગેરે કાર્યો પથારીમાં સૂઈને કરવાં. જેથી શક્તિનો ખોટો વ્યય નહિ થાય.

ભાંગેલું શરીર, ઘસાઈ ગયેલી જીવનશક્તિ આથમી ગયેલી સ્ફૂર્તિ, ખોવાયેલ જીવનનો આનંદ, મનની પ્રફુલ્લતા વગેરે પાછાં મેળવવા માટે આરામ એજ સૌને માટે સાચો–સરલ અને કલ્યાણકારી માર્ગ છે.

### પ્રકાશ

ઘણાખરા દર્દોનું મૂળ કારણ તપાસીએ તો ભેજ અને અંધકાર હોય છે. જ્યાં સૂર્યનો પ્રકાશ નથી પડતો ત્યાં રોગનાં જંતુઓ ફેલાય છે. હવા બગડે છે અને માનવીની તન્દુરસ્તી જોખમાય છે.

દર્દીને સ્વચ્છ પ્રકાશમાં જેટલો આનંદ થાય છે તેટલો આનંદ અંધકારમાં નથી થતો. ક્ષયના દર્દીને અંધારામાં બેચેની–ગૂંગળામણ લાગે છે આથી દર્દ હળવું થવાને બદલે ઊંડાં મૂળ નાખે છે.

ગરીબ લોકોને ક્ષયરોગ ઝડપી લે છે તેની પછવાડે "અંધારીઆં ઘર" મુખ્ય કારણ છે. ક્ષયના દર્દીને પૂરતો પ્રકાશ મળે એટલા માટે ખુલ્લા ચોગાનમાં હવા–પ્રકાશવાળા મકાનમાં કે ઝાડની શીતળ છાયામાં તેનું બીછાનું ગોઠવવું. પ્રકાશની અસર ક્ષયના દર્દને હળવું બનાવે છે. રોગનાં જંતુઓ ફેલાતાં અટકે છે. પ્રકાશ મળવાથી દર્દીનો ઉલ્લાસ વધે છે. અને સ્વભાવ ગુલાબી બને છે.

### સૂર્યસ્નાન

ક્ષયના દર્દમાં સૂર્યસ્નાનનું ઘણું મોટું મહત્ત્વ છે. ક્ષયનાં જંતુઓનો જડમૂળથી નાશ કરવો હોય તો સૂર્યના કિરણોનો પૂરતો લાભ લેવો જોઈએ.

રોગીની સ્થિતિ સારી હોય તો સવારે અને સાંજે ઊગતા અને આથમતા સૂર્યનાં કોમળ કિરણો સહન થઈ શકે તેટલાં અને શક્તિ મુજબ આપવાં. દર્દીને થાક લાગે કે કંટાળો આવે તો સૂર્યકિરણો આપવા બંધ કરવાં, સૂર્યના સખત તાપમાં દર્દીને કદી સૂર્યસ્નાન આપવું નહિ.

દર્દીને તાવ હોય ત્યારે સૂર્યસ્નાન ન લેવું. ઘણી વખત દર્દીના સગાં–સ્વજનો દર્દી તાવથી ભરેલો હોવા છતાં સૂર્યના ઉગ્ર કિરણો આપવાનો આગ્રહ રાખે છે. આથી દર્દીની બેચેની વધી પડે છે. તાવનું પ્રમાણ ઉપર ચડે છે. માથું ભારે બને છે. રોગની ગતિ મંદ થવાને બદલે રોગ ઉછાળો મારે છે. આથી સૂર્યસ્નાન બુદ્ધિપૂર્વક પ્રમાણસર લેવાનું રાખવું.

### માટીનો લેપ

પેડુ ઉપર ભીની માટીનો લેપ કરવાથી તાવનું પ્રમાણ ઘટે છે. કબજિયાત ઓછી થાય છે. માટી વારંવાર બદલી નાખવી. ઝાડા થયા હોય, માથું દુખતું હોય ત્યારે માટીનો લેપ ઘણી રાહત આપે છે.

### એનિમા

દસ્ત બરાબર ન આવે તો જુલાબ ન આપવો પણ એનિમા સહેજ ગરમ પાણીની આપવી. જેથી મળ બહાર નીકળી જશે. અશક્તિ હોય તો થોડું પાણી લેવું.

### ટબબાથ

(પેડુસ્નાન) દર્દીમાં થોડી ઘણી શક્તિ હોય તો સાધારણ ઠંડા પાણીના ટબમાં બેસીને પેડુસ્નાન કરવું. શરૂઆતમાં ૨ થી ૩ મિનિટ લેવું. પછી તો દર્દીની શક્તિ મુજબ સમય વધારતા જવો, આથી તાવ અને પેડુની ગરમી ઓછી થાય છે.

### માલિશ

દર્દીને તાવ ન હોય ત્યારે હળવું તલના તેલનું માલિશ કરવું. આથી દર્દીને આરામ મળે છે. અને શરીરમાં નવું લોહી–ચેતન આવે છે.

### કસરત

દર્દીને દિવસે કે રાત્રે તાવ ન આવે ત્યારે સમજવું કે હવે તબિયત સારી થતી જાય છે. આ પ્રમાણે એકાદ મહિનો પસાર થાય ત્યારબાદ સવારમાં

ફરવા જવું. લાંબા શ્વાસ લેવા. ધીરે ધીરે હાથ ગોળાકારમાં ફેરવવા, વગેરે ક્રિયાઓ બહુ જ ધીરેથી અને કાળજીપૂર્વક કરવી. આંચકાથી કે ઝડપી કસરતો ન કરવી. કસરત કરતાં થાક લાગે તો કસરત ન કરવી.

### દવાઓ

દવાઓ નુકસાન કરે છે. એટલે દવા ન લેવી. દવાને બદલે યુક્તાહાર અને આરામ એ જ ક્ષયરોગનો મટાડ છે.

### સ્વચ્છતા

દાંત, મોઢું, પથારી, વસ્ત્રો, નખ, શરીર વગેરે સ્વચ્છ રાખવાં.

ગળફા થૂંકદાનીમાં જ નાખવો જોઈએ. આમ ન થાય તો ગળફા દ્વારા રોગનો ફેલાવો થાય છે.

દરરોજ લાઈસોલ અથવા કાર્બોલિકનું પાણી થૂંકદાની સાફ કરવામાં લેવું. જેથી જંતુઓ નાશ પામે છે. ગળફાને બાળી નાખવો.

જ્યાં ત્યાં દીવાલ ઉપર થૂંકવું નહિ.

### કેટલીક મહત્ત્વની સૂચનાઓ

ક્ષયથી પીડાતી સ્ત્રીએ પોતાના બાળકને ધવરાવવાનો તથા પોતાની પાસે રમાડવાનો આગ્રહ ન રાખવો.

દર્દીએ ચિંતાથી દૂર રહેવું અને આનંદી સ્વભાવ રાખવો.

ક્ષયના દર્દીએ નાકેથી જ શ્વાસ લેવાનો આગ્રહ રાખવો. મોઢેથી નહિ.

ક્ષયના દર્દીનાં વાસણો, કપડાં વગેરે જુદાં રાખવાં. કપડાં વગેરેને ગરમ પાણીમાં બાફીને ઉપયોગમાં લેવાં.

ક્ષયનો દર્દી વાત કરે ત્યારે તેનો શ્વાસ આપણા શ્વાસમાં ભળી ન જાય તેટલા માટે દર્દીએ મોં બાજુમાં ફેરવીને વાત કરવાની ટેવ પાડવી.

ક્ષયનો દર્દી સારો થાય તો પણ મહેનત–મજુરીનું કામ ન કરવું. કારણ કે વધારે પડતો શ્રમ કરવાથી જીવનશક્તિ ખૂટે છે અને ફરીવાર ક્ષયરોગ ઉથલો મારે છે-જાગૃત થાય છે.

ક્ષયના દર્દીને સૂકી-ઠંડી-તાજી હવા મળે તેવાં સ્થળો જેવાં કે પંચગની, મીરજ, દેવલાલી, મદનાપલ્લી, ધરમપુર (પતીઆળા સ્ટેટ) અલ્મોરા, મસુરી, કાઠિયાવાડમાં વઢવાણ, અને સોનગઢ (ભાવનગર પાસે) વગેરે સ્થળે જવું જેથી તબિયત સુધરશે આ ઉપરાંત કોઈ પણ ગામડાંની હવા દર્દીને માફક આવે તો બીજે સ્થળે ફક્ત હવા માટે જવાની જરૂર નથી. કારણ કે ગામડાંમાં ઘી, દૂધ, શાકભાજીઓ ચોકખાં અને તાજાં મળે છે.

આખું યે અંગ ઢીલું મૂકીને ચત્તા સુઈ ને આરામ કરવાથી દર્દીનો થાક ઊતરી જાય છે અને સ્ફૂર્તિ મળે છે. આ આરામ લેવાની સૌથી સારી રીત છે. આ ક્રિયાને 'સવાસન' કહે છે.

બિછાનું કઠણ કે નરમ ન રાખવું. મધ્યમ રાખવું. સ્પ્રીંગવાળો ખાટલો કે કઠણ ગાદલું ન વાપરવું. વધારે પડતું રૂ ભરેલું ગાદલું પણ દર્દીને નુકસાન કરે છે.

ઘઉંનો ખોરાક ક્ષયના દર્દીને વધારે અનુકૂળ આવે છે. ઘંટીએ હાથેથી દળેલ ભુસાવાળો લોટ ખોરાકમાં લેવો.

તાજું માખણ કોડલીવર તેલની ગરજ સારે છે. દિવસે અને રાત્રે તાવ રહેતો હોય, અપચો હોય, ત્યારે કોડલીવર તેલ ક્ષયના દર્દીને ન આપવું. ઈંડાં અને કોડલીવર તેલ ક્ષયના જે દર્દીને માફક આવે તેણે લેવાં.

કફ, કબજિયાત, અજીર્ણ કરે તેવાં ખાટાં ફળો ન લેવાં.

દર્દીએ વજન તરફ બહુ લક્ષ ન આપવું. શરીરમાં નવું લોહી, જીવનશક્તિ, અને તબિયત સુધરતી હોય ત્યારે હરહંમેશ પ્રફુલ્લ મન રાખી આરામ કરવો, કારણ કે આરામ એ ચિકિત્સાનું મુખ્ય અંગ છે.

વજન કરાવવાની ઈચ્છા થાય તો સ્પ્રીંગના કાંટા ઉપર વજન ન કરાવવું.

ઝાડા થતા હોય તો સફરજનનો રસ લેવાથી ઘણી રાહત મળે છે.

છાતીમાંથી લોહી પડતું હોય તો ઠંડા પાણીમાં ટુવાલ પલાળીને નીચોવીને છાતી ઉપર લપેટવો. આમ વારંવાર કરવાથી લોહી પડતું બંધ થશે.

ક્ષયનો રોગ અસાધ્ય છે એમ લોકો માને છે પણ ખરેખર આ માન્યતા સાચી નથી. ક્ષયનો રોગ સાધ્ય છે–સારો થઈ શકે છે.

ક્ષયરોગમાંથી મુક્ત થવા માટે કુદરતી ઉપચારો, યુક્તાહાર, મનની પ્રફુલ્લતા, નિશ્ચયબળ, મનોબળ, હવા–પ્રકાશ, સુંદર વાતાવરણ, નિયમિતપણું, આરામ, આ બધા ક્ષયને હાંકી કાઢનારા ઉપાયો છે. ક્ષયના દર્દીઓ આવા સરલ ઉપાયો પોતાના જીવનમાં વણી લે તો ક્ષયરોગ મટી જાય છે. અને ક્ષયનો દર્દી અંધકારમાંથી પુનઃ જીવન–પ્રકાશ મેળવવા ભાગ્યશાળી બને છે.

[સંપૂર્ણ]

# विज्ञान–दर्शन

શ્રી. બંસી ગાંધી बी. एससी.
પ્રો. જયંતિલાલ દે. ઓઝા एम एससी.
ડૉ. નરસિંહ મુ. શાહ एम. एससी. पीएच- डी.

[ આધુનિક વિજ્ઞાન હવે પ્રયોગશાળાની અજાયબી રહ્યું નથી. માનવીના જીવનમાં તે અતિ મહત્ત્વપૂર્ણ ફાળો આપે છે. વૈજ્ઞાનિક સંશોધનના પરિણામો મોટા પાયા પર ઉદ્યોગોમાં લાગુ પાડી જીવનની જરૂરિયાતો તૈયાર કરવામાં, જીવનને વધારે સુગમ બનાવવામાં તેનો ઉપયોગ થઈ રહ્યો છે. પણ વિજ્ઞાન બેધારું છે. એક ધારે તે સર્જે છે, તો બીજી ધારે સંહારે છે. વિશ્વયુદ્ધે આ સ્પષ્ટ દર્શાવી આપ્યું છેઃ વિજ્ઞાનની આ સંહારક પ્રવૃત્તિ સૌ કોઈ વિચારવંતને સાલે છે. વિજ્ઞાનનો દુરુપયોગ કરનારા બીજા છે; વિજ્ઞાનીએ કોઈ દિવસ સંહારકવૃત્તિ પોષી નથી.

એ સુવિદિત છે કે હિંદનું કાચું ધન લૂંટાઇ રહ્યું છે: પરદેશીઓ તેનો લાભ લઈ રહ્યા છે. આ સ્થિતિ દેશની પ્રગતિને રૂંધનારી છે. પણ આપણા ઉદ્યોગપતિઓ સંશોધનના ફાયદા હજી બરાબર સમજતા થયા નથી. સંશોધનનો અર્થ જલદી કાંઇક નવું બનાવી આપો એવો કરવો એ દૃષ્ટિ ટૂંકી અને ઔદ્યોગિક ખીલવણીને વિઘાતક છે.

આ વિભાગમાં વિજ્ઞાન–જગતમાં ચાલી રહેલી પ્રવૃત્તિઓ આપવામાં આવશે. લોકભોગ્ય ભાષામાં સંશોધનના પરિણામો રજુ કરવા; વિજ્ઞાનની જુદી જુદી શાખાઓમાં ચાલતા પ્રવાહો વર્ણવવા; આ બધું અહીંઆ આપવા પ્રયત્ન કરીશું. ખાસ કરીને આપણા દેશમાં થઈ રહેલી ઔદ્યોગિક સંશોધનની પ્રવૃત્તિના વૃત્તાંતોને વિશેષ મહત્તા આપશું. ]

## તત્ત્વજ્ઞાની કે વિજ્ઞાની ?

એક જૂની વાયકા પ્રમાણે એક ગુરુને ત્રણ શિષ્યો હતા. એક હતો અંગ્રેજ; બીજો હતો ફ્રેંચનો અને ત્રીજો હતો જર્મનનો. ગુરુએ એક મહાન શોધનું કામ પોતાના શિષ્યોને સોંપ્યું. અને તે શોધ...ઊંટને લગતું જ્ઞાન સંપાદન કરવાનું.

ઊંટના ઉત્પત્તિસ્થાન અરબસ્તાનમાં જઈ ત્યાંથી ઊંટને લગતી તમામ માહિતી ભેગી કરવા અંગ્રેજ શિષ્ય ગુરુની રજા લઇને ઊપડ્યો. કેટલાક માસ ત્યાં ફર્યો અને ઊંટને લગતી ખૂબ માહિતી ભેગી કરી તેણે પોતાનો હેવાલ તૈયાર કરી ગુરુને સોંપ્યો. ફ્રેંચ શિષ્યે દુનિયાના તમામ સારામાં સારા પુસ્તકાલયો તપાસી પોતાનો હેવાલ તૈયાર કર્યો અને ગુરુને ચરણે ધર્યો. હવે રહ્યો જર્મન. તેણે એક ખંડમાં બેસી ઊંટ માટે તેણે જે કાંઈ સાંભળ્યું હોય તથા વાંચ્યું હોય કે જોયું હોય તે સંબંધી ખૂબ વિચાર કરી પોતાનો હેવાલ તૈયાર કર્યો અને ગુરુને સોંપ્યો. આ ત્રણમાં જર્મનનો ઊંટ વિષેનો હેવાલ સૌ કરતાં વધારે ચોક્કસ અને સમૃદ્ધ હતો ! આ વાત સત્ય હોય કે નહિ, પણ એટલું તો તે જરૂર બતાવે છે કે અંગ્રેજ, ફ્રેંચ અને જર્મન સ્વભાવથી જ કઈ દિ દિશામાં પ્રગતિ કરી રહ્યા છે.

યંત્રોની શોધ થવાની સાથે યુરોપના ઔદ્યોગિ વિકાસની શરૂઆત થઈ. ઈ. સ. ૧૮૦૫ થી ૧૮૬ સુધીમાં ઔદ્યોગિક પરિવર્તનનું મહાન મોજું યુરોપમ ફરી વળ્યું. આ સમય દરમિયાન જર્મની તો ઊંઘતું જ રહ્યું. જર્મનીમાં મહાન વૈજ્ઞાનિક ગૌસ (Gauss) એ સમય દરમિયાન થયો. તેણે ઘણી શોધો કરી, પણ તેન શોધો જર્મનીને ઔદ્યોગિક બાબતમાં તે સમયે નકામ હતી. આજ અરસામાં જર્મનીમાં કેન્ટ, હાગેલ શોપેન હોઅર ઈત્યાદિ મહાન વિચારકો પેદા થયા. આથી જર્મ નીને ' તત્ત્વજ્ઞાનીઓનું જર્મની ' એવું નામ મળ્યું. જર્મન ઉદ્યોગમાં પછાત હતું તેથી તેને આ નામ આપવામ જર્મનીનો ઉપહાસ કરવા સિવાય બીજો કોઇ હેતુ હતો. હવે આપણે ' તત્ત્વજ્ઞાનીઓનું જર્મની ' ઔદ્યોગિ જર્મની કેમ બન્યું તે તપાસીએ.

ઈ. સ. ૧૮૭૧થી જર્મનીએ ઔદ્યોગિક ક્ષેત્રમ ઝંપલાવ્યું. પણ તેની પ્રગતિ ઘણી ધીમી હતી. ૧૯૧૦મ જર્મનીના માજી કૈયસર પાસે વૈજ્ઞાનિક સંશોધન મા એક સંસ્થા સ્થાપવાની વિનતિ કરવામાં આવી કૈયસ

વિલ્હેમ વિજ્ઞાન ઈન્સ્ટીટયુટ સ્થપાયુ આ સંસ્થા અંગેનું ઘણું ખર્ચ કૈયસરે પોતાના તરફથી આપ્યુ હતું. કેટલુંક ખર્ચ ઉદ્યોગો તરફથી અને કેટલુક પરચુરણ ઉઘરાણુ કરીને કરવામા આવ્યું હતુ. ૧૯૧૪ના વિગ્રહના વખત પછી મંદીના કાળમાં ઉદ્યોગોને સખત ફટકો પડયો અને ત્યારથી આ સંસ્થાનું ઘણું ખર્ચ રાજ્ય તરફથી આપવામાં આવે છે.

આ સંસ્થા અંગે ઘણાં જુદાં ખાતાં સ્થાપવામા આવ્યાં છે. પરંતુ ખૂબીની વાત એ છે કે કોઈ ખાતુ તે 'ખાતાની' જરૂર છે માટે ઉઘાડવામાં આવ્યું નથી. પણ અમુક માણસ જર્મનીમાં છે અને અમુક ખાતામાં તે ઘણુ સારું કામ કરી શકે એમ છે એમ લાગે એટલે તે માણસને ખાતું ઊઘાડી કામ કરવાની સગવડો કરી આપવામા આવે છે. આ રીતે જર્મનીમા તમામ ક્ષેત્રને માટે કામ કરનારાઓને પૂરતી સગવડ મળતી આવી છે.

જર્મનીની વિજ્ઞાનમાં શિક્ષણ આપવાની પદ્ધતિ પણ જાણવા જેવી છે. અમુક પુસ્તકો વાંચીને ત્યાં વિજ્ઞાનની ઊંચી ડીગ્રીઓ મળતી નથી. પણ વિજ્ઞાનના અમુક ક્ષેત્રમાં કામ કરનાર કોઈ પણ વિદ્વાન પાસે વિદ્યાર્થીએ અમુક વખત રહી કામ કરવાનું. તેના કામમાં તે સંતોષકારક પ્રગતિ બતાવે એટલે તેને યુનિવર્સીટીની ડીગ્રી મળે. આથી દરેક વિદ્યાર્થીને પોતાની પસંદગીના ક્ષેત્રમાં કામ કરવાનો પૂરતો વખત તથા પૂરતી સગવડો મળી રહે છે. બીજાઓએ અમુક ધોરણે અભ્યાસ કર્યો છે માટે આપણે પણ તેજ ધોરણે આગળ વધવું એવા ટૂંકા વાડાઓ ત્યાં બાંધેલા નથી હોતા. પ્રોફેસરને પણ પુસ્તકમાં લખ્યા મુજબના વિષયો જ શીખવવાના નથી હોતા દરેક પ્રોફેસર વિજ્ઞાનના અમુક ક્ષેત્રમાં પ્રયોગો કરી રહ્યો હોય, તે પોતાની પ્રયોગ પદ્ધતિ તથા તેને લગતું જરૂરી જ્ઞાન વિદ્યાર્થીને આપે અને વિદ્યાર્થી તેની સાથે રહી પ્રોફેસરની કાર્યપદ્ધતિ મુજબ કામ કર્યા કરે અને યથાયોગ્ય સુધારા, વધારા પણ સૂચવે: આથી વિદ્યાર્થી અને શિક્ષક બંને સ્વતંત્ર રીતે પોતાનું કાર્ય આગળ ધપાવી શકે છે.

જર્મનીની આ શિક્ષણ પદ્ધતિનો ખ્યાલ આપણને વિજ્ઞાનમાં તેણે આપેલા નીચેના ફાળા ઉપરથી આવશે: બનાવટી ગળી, નદી-વિજ્ઞાન પ્રયોગશાળાની સ્થાપના (આવુ ખાતું ઉઘાડનાર જર્મની પહેલું જ છે), લોખંડના ઉદ્યોગમા ફૂપની આગેકૂચ, કોલસામાથી પેટ્રોલ બનાવવાની રીત, એમોનીયા બનાવવાની રીત, ઉપરાંત અનેક જાતના ઔષધો વગેરે.

આ બધી સિદ્ધિઓનો સ્થળની મર્યાદાને લીધે માત્ર ટૂંકામાં ઉલ્લેખ કર્યો છે. તે સંબંધી વિગતવાર ખૂબ લખી શકાય. પરંતુ આ પૂરવાર કરે છે કે જર્મની ઉદ્યોગોમાં ખૂબ આગળ વધી શકયુ હોય તો તે ત્યાંની સંશોધન પ્રણાલિને આભારી છે.

આપણા દેશની સ્થિતિ ઉદ્યોગોની બાબતમાં ખૂબ પછાત છે. હિંદને ઉદ્યોગોમા આગળ ધપાવવા આપણા યુવકોએ સંશોધનમાં ખૂબ રસ લેવો પડશે, સ્વતંત્ર રીતે જવાબદારીપૂર્વક કામ કરવું પડશે.

('મોડર્ન રિવ્યૂ'ના એક અંગ્રેજી લેખને આધારે)

⊛ ⊛ ⊛

## વેજીટેબલ દૂધ

મહા વિશ્વયુદ્ધે આપણને વેજીટેબલ ઘી ખાતાં કર્યા છે: હવે વેજીટેબલ દૂધ આવે છે. બેંગ્લોરમાં શ્રી. જમશેદજી તાતા સ્થાપિત ઈન્ડીયન ઈન્સ્ટીટયુટ ઓફ સાયન્સ નામની વૈજ્ઞાનિક 'સંશોધન-સંસ્થા' ઘણાં વર્ષોથી ચાલે છે. આ સંસ્થાના જીવ-રસાયન વિભાગમાથી પ્રગટ થતી શોધો કોઈ કોઈ વાર જીવનસ્પર્શી બને છે.

તાજેતરમાં ત્યાંથી પ્રગટ થયેલ એક પુસ્તિકામાં જણાવવામાં આવ્યું છે કે સોયાબીનમાથી દૂધ કાઢવા માટે એક ખાસ રીત યોજવામાં આવી છે. આ પ્રમાણે તૈયાર કરેલુ દૂધ ગાયના જેવુ હોય છે; અને ગાયના સારા દૂધના બધાં ઉપયોગી તત્ત્વો તેમાં હોય છે. આ પૌષ્ટિક તત્ત્વો-પ્રોટીન, ચરબી, અને ખનીજ ક્ષારોનું પ્રમાણ કોઈ સારી જાતના ગાયના દૂધમાં હોય તેટલું આ સોયાબીન દૂધમાં પણ છે.

જેવી રીતે આપણે ગાયનું દૂધ વાપરીએ તેવી રીતે આ સોયાબીન દૂધ વાપરી શકાય એમ અખતરા કરીને ચોક્કસ પૂરવાર કરવામાં આવ્યું છે. સોયાબીન દૂધમાંથી મલાઈ કાઢી શકાય; તેનું દહીં બનાવી શકાય. સોયાબીન મલાઈ ખાવાની ટેવ કેળવવી પડે; પણ સોયાબીન દહીં બીજાં દહીં જેવું જ સ્વાદિષ્ટ લાગે છે. સોયાબીન દૂધ પર બાળકોને રાખીને એમ નક્કી થયુ છે કે સોયાબીન દૂધની પૌષ્ટિકતા ગાયના દૂધ કરતા સહેજ ઊતરતી ૭-૯૦ ટકા આવે છે.

'ગાયના દૂધને બદલે એકલુ સોયાબીન દૂધ ચાલે નહીં, પણ કુદરતી દૂધની ઉત્પત્તિમાં સોયાબીન દૂધ જરૂર પૂરવણી કરી શકે.'

એક પૌંડ સોયાબીનની કિંમત ત્રણ–ચાર આના પડે છે. અને એક પૌંડમાંથી ગાયના દૂધ જેવું છ પૌંડ દૂધ પેદા થાય છે. એટલે સોયાબીન દૂધ કિંમતમાં ખૂબ સસ્તું પડે છે. એક આને શેર આ દૂધ વેચી શકાય. બેંગલોર ઇન્સ્ટીટ્યુટ આ દૂધની બનાવટ અમુક સંખ્યામાં વિદ્યાર્થીઓને શીખવવા અને જેઓ દૂધ કેમ બનાવાય એ જોવા ઈચ્છતા હોય તેમને બતાવવા તૈયાર છે.

## સુગંધી પદાર્થો

પ્રાણિજ સુગંધીદાર પદાર્થોની સંખ્યા એકદમ નાની છે. છતાં તેઓ અગત્યનું સ્થાન ધરાવે છે. આ પદાર્થોમાં કસ્તુરી (musk), સિવેટ (civet) અને અંબર (ambergris) ખૂબ જાણીતા છે. ઊંચા પ્રકારની સુગંધીઓની બનાવટમાં આ વસ્તુઓની ખાસ જરૂર પડે છે. જૂદા જૂદા મિશ્રણમાં દ્રાવણ રૂપે યા બીજી રીતે પ્રવાહી પદાર્થોમાં મેળવીને તેઓનો ઉપયોગ સુગંધીદાર વસ્તુઓની બનાવટમાં થાય છે. આને લીધે ઉત્તેજક સુગંધ પેદા થાય છે અને મિશ્રણમાં આવેલા અન્ય પદાર્થો તેને એકદમ ઊડવા દેતા નથી એટલે સુગંધ લાંબો વખત ટકી રહે છે.

નર કસ્તુરી મૃગના ડુંટા (નાભિ)માંથી કસ્તુરી નીકળે છે. આ મૃગ કદમાં નાનું, સ્વભાવે શરમાળ અને ચપળ પ્રાણી છે. ખોરાક–પાણી મેળવવા માટે તે રાતના અંધકારમાં પોતાની સંતાવાની જગ્યામાંથી બહાર નીકળી પડે છે. ઉત્તર હિંદ, ચીન અને સાઇબેરિયાના પર્વતોમાં તેનું નિવાસસ્થાન છે. કસ્તુરી મૃગ પકડવું સહેલું નથી. ભૂલાવામાં પાડીને તેને પકડવામાં આવે છે. રસ્તામાં ખાડા ખોદી તેના પર ઘાસ ઇત્યાદિનું ખોટું ઢાંકણ કરી રાખવામાં આવે છે. તેના પરથી દોડતાં હરણ ખાડામાં પડે છે અને તેને પકડી લેવામાં આવે છે. તેનો શિકાર પણ કરવામાં આવે છે. કસ્તુરી કાઢવા માટે જાતનો ભેદ રાખવામાં આવતો નથી. માદાને પણ મારી નાખવામાં આવે છે. જો કે તેમાંથી કસ્તુરી મળતી નથી. પરિણામે આ જનાવરની જાત નાબૂદ થતી જાય છે અને કસ્તુરી દુષ્પ્રાપ્ય થતી જાય છે.

વ્હેલ (whale) જાતની એક માછલીના આંતરડાંમાંથી મળની સાથે આંત્ર રસ નીકળે છે: આ રસ એજ અંબર. આ રસ સમુદ્રની સપાટી પર તરતો દેખાય છે, અને કેટલીકવાર કિનારે ધસડાઈ આવે છે. વ્હેલના માછીમારો આ રસ ભેગો કરે છે. અંબર કાળા યા કાળા ભૂરા રંગનું હોય છે. રસ સૂકાતાં તેમાંથી જૂદા જૂદા કદના અને વજનના ગઠ્ઠા થાય છે. આ ગઠ્ઠામાંથી સુગંધ નીકળે છે. અંબરની કિંમત ખૂબ ઊપજે છે.

એબિસિનિયામાં એક બિલાડી થાય છે. આ બિલાડી ક્રોધાયમાન થાય ત્યારે તેના પેટના ભાગમાં એક સુગંધી પદાર્થ ઝરે છે. આ પદાર્થ તેના પેટમાં એકઠો થાય છે. આનું નામ સીવેટ. આ પદાર્થ કાળો, ભૂરો, પોચો ચીકણો હોય છે. તેને ખૂબ ઘટ બનાવીએ તો તેમાંથી ન ગમે એવી વાસ નીકળે છે. પરંતુ તેના પાતળા (dilute) દ્રાવણમાં તે એક વિશિષ્ટ ઉત્તેજક સુગંધ આપે છે.

વનસ્પતિમાંથી કાઢવામાં આવતા તેલોના મુખ્ય બે વિભાગો કરી શકાય: પ્રથમ વિભાગમાં, ખાવામાં વપરાતાં તેલ, જેવાં કે કોપરેલ, મગફળી, કુસબી, તલનું તેલ વગેરે આવે. આવા તેલોનું રાસાયનિક સ્વરૂપ એકસરખું હોય છે. જૂદા જૂદા ચરબી તેજાબો (fatty acids) જેવાં કે ઓલિઇક, પામીટિક, સ્ટીએરિકનું ગ્લીસરીન સાથે રાસાયનિક સંયોજન થવાથી તેલ યા ચરબી જેવા પદાર્થો ઉત્પન્ન થાય છે. આવા તેલોને (fixed oils) કહેવાય છે. આવા ગ્લીસીરીનયુક્ત પદાર્થો (glycerides) ગ્લીસેરાઇડ કહેવાય છે. તેલ આવા ગ્લીસેરાઈડનું મિશ્રણ છે. બીજા વિભાગમાં, દવામાં વપરાતાં તેલો, જેવાં કે યુકેલીપ્ટસ તેલ, ટરપેન્ટાઇનનું તેલ, લીંબુ–નારંગીનું તેલ આવે. આ તેલોનું રાસાયનિક સ્વરૂપ જૂદા પ્રકારનું હોય છે. તેઓ સુગંધીદાર હોય છે અને સહેલાઈથી ઊડી જાય છે. એટલે સુગંધ હવામાં ફેલાય છે. આ વિભાગના તેલો essential oils (ઊડણ તેલો) કહેવાય છે. આ તેલોમાં રહેલા કેટલાક પદાર્થો જૂદા પાડીને તેલ–અત્તરની બનાવટમાં ઉપયોગમાં લેવાય છે.

આવા તેલોમાં પાટચૌલી તેલ સાબુની બનાવટમાં અગત્યનું સ્થાન ધરાવે છે. સાબુમાં વપરાતા સુગંધિત પદાર્થોમાં આ તેલ ખૂબ ઉપયોગી છે. તેમાં પુષ્કળ સુગંધિત પદાર્થો આવેલા છે. પોગોસ્ટેમોન પાટચૌલી નામના ઝાડના પાંદડાંમાંથી આ તેલ કાઢવામાં આવે છે.

અત્યાર સુધી હિંદના સાબુ બનાવનારાઓ પરદેશથી આયાત થતા તેલ પર આધાર રાખતા. દર વર્ષે એક લાખ રૂપિઆની કિંમતનું આઠ હજાર પૌંડ તેલ આયાત થાય છે.

બેંગ્લોરમાં આ તેલ કાઢવા માટે પોગોસ્ટેમોનનું વાવેતર હાથ ધરવામાં આવ્યું હતુ. અને તે સફળ નીવડ્યું છે. હવે મોટા પાયા પર પોગોસ્ટેમોન ઉગાડવાનું શરૂ કરવામાં આવ્યું છે. બેંગ્લોરના ઝાડમાંથી બે ટકા તેલ નીકળે છે અને પરદેશી માલ જેવા જ ગુણ ધરાવે છે. તેમાં એક પદાર્થ એવો છે કે તેની સુગંધ ગુલાબ જેવી છે.

## ઉપયોગી ખનીજની શોધ

હિંદુસ્તાનની ખનીજ સંપત્તિ અગાધ છે પણ મુખ્યત્વે અણશોધાયેલ પડી છે. આ દિશામાં થતાં પ્રયત્નોમાં નીચેની હકીકત નોંધપાત્ર છે. ૧૭૯૭માં વાન્કવેલીન નામના એક રાસાયનિકે બેરીલિયમ (Beryllium) નામની ધાતુ શોધી કાઢી બેરીલિયમ મુખ્યત્વે બેરીલ નામના ખનિજમાંથી કાઢવામાં આવે છે.

આ ધાતુ ખૂબ હલકી છે, એટલે તેનો ઉપયોગ વિમાનના અમુક ભાગો બનાવવા માટે થાય છે. આ ઉપરાંત અન્ય ધાતુઓ સાથે બેરીલિયમને મેળવીને નવી મિશ્ર ધાતુઓ તૈયાર કરવામાં આવે છે. આ મિશ્ર ધાતુઓ ખૂબ ઉપયોગી નીવડી છે, જેમકે તાંબા યા નીકલમાં જૂજ પ્રમાણમા બેરીલિયમ મેળવવાથી તાંબા–નીકલના ગુણોમાં મહત્ત્વના ફેરફારો થાય છે. આ ફેરફારોમાં ખાસ નોંધવા જેવો ફેરફાર એ છે કે ત્રાંબુ અને નીકલ ખૂબ સખત બની જાય છે. તાંબા બેરીલિયમની મિશ્ર ધાતુ હીરા જેવી સખતમાં સખત ચીજો કાપવાની સારડીઓ બનાવવામાં વપરાય છે. ક્ષ-કિરણોની નળીઓ બનાવવામાં પણ બેરીલિયમ વપરાય છે. રૂપા સાથે અડધો ટકો બેરીલિયમ ઉમેરવાથી રૂપાના ગુણમાં ફેરફાર થાય છે! આવા રૂપામાંથી બનાવેલી ચીજો ઉઘાડી રાખવા છતાં ઝાંખી પડતી નથી કે કાળાશ પકડતી નથી.

બેરીલિયમના ખનીજ કોલંબિયા, બ્રાઝીલમાંથી નીકળે છે તાજેતરમાં લખનૌ યુનિવર્સિટીના પ્રોફેસર છીબ્બરને બેરીલિયમનું મુખ્ય ખનીજ બેરીલ પતિયાળા રાજ્યના નારનૌલ ગામ પાસેથી મળી આવેલ છે.

## કાકડાસીંગી

કાકડાસીંગી આયુર્વેદમાં એક ઔષધ તરીકે જાણીતી છે ઉધરસ, ગળાનો દુખાવો ઇત્યાદિ દર્દોમાં વપરાય છે. હિમાલયના નીચલા પ્રદેશોમાં પીસ્ટાસીયા ઇન્ટીજેરીમા (Pistacia Integerrima) નામના ઝાડ પુષ્કળ થાય છે. આ ઝાડ પર ગઠ્ઠા (galls) થાય છે: આ એ જ કાકડાસીંગી.

કાકડાસીંગીનું રાસાયનિક અન્વેષણ હજી સુધી થયું નથી. તાજેતરમાં આ કામ હાથ ધરવામાં આવ્યું છે. એમ માલમ પડે છે કે કાકડાસીંગીમાં બે પદાર્થો છે. આ બન્ને પદાર્થો પાસાદાર રૂપમાં જુદા પાડવામાં આવ્યા છે. તેમાં નાઇટ્રોજન નથી, એટલે તે ક્ષારપદાનની જાતના નથી તેના પર વિશેષ કામ હજી ચાલે છે.

કાકડાસીંગીને વરાળ સાથે આસવવાથી તેમાંથી ૧·૩ ટકા સુગંધિત તેલ નીકળે છે. આ તેલ પર પ્રયોગો કરતાં એમ માલુમ પડ્યું છે કે ગળાના દુખાવામાં તે ખૂબ ગુણકારી થાય છે: સાકર સાથે એક ટીપું મેળવીને દિવસના ત્રણ વખત આપવાથી આરામ કરે છે.

## એલ્યુમીનીયમનાં વાસણ ફેંકી ન દેતા!

એલ્યુમીનીયમના વાસણ તૂટી જાય તો તેમને સાંધવા મુશ્કેલ છે. ત્રાંબા પિત્તળની ચીજોને રેણ કરી શકાય પણ એલ્યુમીનીયમને રેણ કરવું મુશ્કેલ છે. પરંતુ દિલ્હીની સાયન્ટીફીક અને ઇન્ડસ્ટ્રીયલ સંશોધન કાઉન્સીલના નિયામક સર ભાટનગર અને તેમના મદદનીશ મી. સુંદરરાવે નીચેની રીત પ્રમાણે એલ્યુમીનીયમ સાંધવામાં ઉપયોગી રેવણ (flux) શોધી કાઢ્યું છે:

બોરેક્ષ—૫૦ ભાગ
પોટેશીયમ ક્લોરાઇડ—૨૫ ભાગ
સોડીયમ ક્લોરાઇડ (મીઠું)—૨૫ ભાગ
ટીટેનીયમ ડાયોક્સાઇડ—૨·૫ ભાગ
સોડીયમ બાય સલ્ફાઇટ—૧૧·૩ ભાગ

આ બધી વસ્તુઓને મિશ્ર કરીને સાંધા પર મૂકી ગરમ કરવાથી સાંધો મળી જાય છે. આ રેવણ ૬૦૦° ડીગ્રીએ પીગળે છે, અને સાંધવાનું વાસણ ⅟₂₀" જાડાઇનું હોય ત્યાંસુધી સારું કામ આપે છે. અમેરિકાથી એલ્યુમીનીયમ સાંધવાનું રેવણ આવે છે તે જૂદા પ્રકારનું હોય છે. પણ ઉપર આપેલ પ્રમાણમાં વસ્તુઓ મેળવીને બનાવેલ રેવણ તેના જેટલું જ 'સારું' કામ આપે છે એમ પૂરવાર થયું છે.

* * *

હિંદ વિજ્ઞાન પરિષદનું તેત્રીસમું વાર્ષિક અધિવેશન બેંગ્લોરમાં જાન્યુઆરી ૧૯૪૬ની તા. ૨ જીએ શરૂ થશે. પ્રોફેસર એમ. અફઝલ હુસેન અધિવેશનના પ્રમુખ ચૂંટાયા છે

# સંગીતનું પુનર્વિધાન

મૂળશંકર મો. ભટ્ટ

હિન્દુસ્તાની સંગીતની અત્યારની સ્થિતિ, અને તેના ભાવિ સંબંધે ગંભીરપણે વિચાર કરીને તેને સાચી દોરવણી આપે, એવી હિન્દવ્યાપી કોઈ એક સંસ્થા કે પ્રતિભાશાળી વ્યક્તિ નજરે પડતી નથી એ આપણા સંગીતનું એક મહાન દુર્ભાગ્ય છે. સ્વ. પંડિત વિષ્ણુ દિગંબરે સંગીતને આ નવા યુગમાં જે પ્રતિષ્ઠા આપી, અને સ્વ. ભાતખંડેએ તેને એક જે સમન્વયકારી શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું તે પછી તે બન્ને ગાદીઓ ખાલી પડી છે. ભારતીય સંગીતના આકાશમાં આજે કોઈ ધ્રુવતારક દેખાતો નથી. આ સ્થિતિ દેખીતી રીતે લાગે છે તે કરતાં ઘણી વધારે ભયંકર અને ઘાતક છે. આપણી ભારતીય સંસ્કૃતિના પુનરૂજીવનના કામમાં એક અંગનો પક્ષાઘાત રહી જશે કે શું તેવી ભીતિ ઉત્પન્ન થાય છે.

ભારતીય સંગીતશાસ્ત્રને આધુનિક પદ્ધતિએ શાસ્ત્રબદ્ધ કરવાનો ભગીરથ પ્રયત્ન સ્વ. ભાતખંડેએ કર્યો. તેમણે ભારતીય સંગીતની ઇમારત રાગ ઉપર ચણાયેલી છે, તે સિદ્ધાંતને દૃઢ કર્યો. રાગ એ ભારતીય સંગીતનો મર્મ છે, પ્રાણ છે. અનેક સદીઓના, અનેક કલાકારોના અને અનેક સંગીતશાસ્ત્રીઓના પ્રયત્નો અને પ્રયોગોથી આ રાગવ્યવસ્થા બંધાઈ છે. સ્વરોની કલામય ગૂંથણી એ આમ તો કોઈ પણ સંગીતના મૂળમાં રહેલી જ છે. પણ ગૂંથણીનું જે વિશિષ્ટ સ્વરૂપ હિન્દુસ્તાની સંગીતમાં જોવા મળે છે, તે નિરાળું જ છે. સ્વરરચનાની ગૂંથણીમાંથી અલગ અલગ વ્યક્તિત્વ ધરાવતા રાગો બંધાય, અને એ જ રાગોમાંથી પાછા સ્વરોનું વ્યક્તિત્વ પ્રગટ થાય, એવી સુભગ રચના વિરલ છે, ભારતીય કળાદૃષ્ટિનો એક ઉદાત્ત નમુનો છે. હજુ આપણે ત્યાં રાગોના સૌંદર્ય વિવેચનનો પ્રદેશ ખેડાયો નથી. તે દૃષ્ટિએ જો આપણે આ રાગોને જોઈએ તો તેમાં રસની અખૂટ ખાણ મળી આવે એમ છે.

સ્વ. ભાતખંડેના પ્રયત્નો છતાં પણ આ રાગ રાગિણીઓ સંબંધે આપણે ત્યાં હજુ પણ અનેક ભ્રામક માન્યતાઓ ફેલાયેલી રહી છે. સંગીતશાસ્ત્ર ઉપર લખાતાં અત્યારના પણ કેટલાંય પુસ્તકોમાં મહાદેવના મુખમાંથી ઉત્પન્ન થયેલા છ રાગો, તેમની પત્ની રાગિણીઓ, તેમના પુત્રો, અને વધારામાં તેમની પુત્રવધૂઓનો વિસ્તાર વર્ણવાયેલો નજરે પડે છે. તેને રૂપક તરીકે ગણીએ તો પણ રાગોના આ વર્ગીકરણમાંથી અત્યારે કંઇ પણ શાસ્ત્રીય તત્ત્વ તારવી શકાતું નથી. એક કાળે આ વર્ગીકરણમાં કંઇ શાસ્ત્રીય દોષ હોય તો આપણને ખબર નથી કારણ કે એવું પણ બન્યું છે કે અમુક રાગોની સ્વરરચનાઓ કાળે કાળે અને સ્થળે સ્થળે બદલાતી રહી છે. અત્યારે પણ અમુક રાગો જુદા જુદા ઘરાણાના ગાયકો પોતપોતાની રીતે ગાય છે, અને તેમાં પોતે જ સાચા છે, અને બીજા નરાતાર જુદા છે, એમ માનીને એકબીજાની હાંસી કરે છે. આમાં જો કોઇને નુકશાન થતું હોય તો તે રાગને જ થાય છે.

એટલે અત્યારે તો રાગ રાગિણીઓના ધોરણમાં એક પ્રકારની અંધાધુંધી પ્રવર્તે છે. સ્વ. ભાતખંડેના વર્ગીકરણને હજુ પણ આખા હિન્દના સંગીતશાસ્ત્રીઓએ કે સંગીતકારોએ સ્વીકાર્યું નથી. અલબત્ત તેમાં સ્વ. ભાતખંડેનું વર્ગીકરણ સર્વાંગ સંપૂર્ણ છે, એમ પણ આપણે ન માનીએ, તો પણ આખા ઉત્તર હિંદુસ્તાની સંગીતમાં રાગોના સ્વરૂપો તથા નામોનું એક ધોરણ હોવું જોઈએ. એ તદ્દન સાચું સત્ય પણ અમલમાં મૂકવાનું બની શકતું નથી. દરેક જુદા જુદા મતવાદીઓ આ ઐકયમાં માનવાની સાથે જ પોતાનો મત સ્વીકારાય તે જ ઐકયનો ઉપાય છે; એમ સાથેસાથ માને છે.

સ્વ. ભાતખંડેના રાગોના વર્ગીકરણના કેટલાક મૂળભૂત સિદ્ધાંતો ઘણા સચોટ અને શાસ્ત્રીય છે. તેમણે આપણા રાગોને દસ થાટમાં વહેંચી નાંખ્યા છે. આ દરેક થાટમાં એક એક સ્વતંત્ર વ્યક્તિત્વવાળો રાગ છે, અને તે એક યા બીજી રીતે બીજા રાગો ઉપર પોતાની પકડ ધરાવતો હોય છે. આ દસેય થાટ રાગો તે સંગીતકળાની દૃષ્ટિએ ઉત્તમ રાગો છે, તેમ નથી. પણ વર્ગીકરણમાં સ્વરરચનાના વ્યાકરણને વિશેષ વજન આપવાનું હોય છે. આનો એક દાખલો આપું.

માલકંસ રાગ એ એક તદ્દન સ્વતંત્ર અપ્રતિમ સૌંદર્યવાળો અને વિશિષ્ટ વ્યક્તિત્વવાળો રાગ છે. ફક્ત સા ગ મ ધ નિ એ પાંચ સ્વરોનું જ વર્તુળ રચીને આ રાગ જે નૃત્ય રચે છે, તે અદ્ભુત છે. આ માલકંસ આ પાંચ સ્વરો સિવાય બીજા કોઇ સ્વરને

ક્ષણભર પણ સહન કરતો નથી, અને તેનું એ અભિમાન તેને શોભાસ્પદ બને છે. ( અલબત્ત હમણાં હમણાં માલકંસ રાગના સ્વર-વિસ્તારમાં પંચમ સ્વરનો ઇષત-સ્પર્શ કરાવવાની 'હિંમત'—કેટલાક ગવૈયાઓ બતાવે છે, પણ મને તો તેમાં બાવાનું બેય બગડતું દેખાય છે, માલકંસ રાગ તો તેમાં બગડે છે; પણ પંચમ સ્વર પણ તેમાં ભુંડો લાગે છે. ગાનાર પોતે તો કેવો લાગતો હશે, તે પોતે જોઈ લે. )

આ માલકંસ રાગ પોતાના પટમાં જ્યારે ખીલે છે, ત્યારે વાતાવરણ માલકંસમય કરી મૂકે છે. જાણે કે દુનિયામાં આ પાંચ સ્વરો સિવાય બીજો કોઈ સ્વર જ નથી, એમ લાગી જાય છે. મંદ્રના વિસ્તારમાં જઈને તે આપણને કોઈ ગહનમાં ખેંચી જાય છે. તાર સપ્તકમાં જતાં મેંત જાણે કે આપણામાં તેજ ભરી મૂકે છે, પણ આ રાગને સ્વ. ભાતખંડેની નિશાળમાં તો ભૈરવીથાટના વર્ગમાં જ બેસવું પડે. ભૈરવી પાસે સાતેય સ્વરો છે, તે બીજા અનેક રાગોને ઉત્પન્ન કરી શકે છે, અને દોરી શકે છે ભૈરવી પોતાના બે સ્વરો રે અને પ નો ભોગ આપીને માલકંસને સર્જી શકે છે, જ્યારે માલકંસ કોઈ બીજા રાગને સર્જી શકતો નથી.

એટલે કહેવાનું તાત્પર્ય એ છે કે રાગોના વર્ગીકરણમાં સ્વરરચનાનું વ્યાકરણ એ મહત્વની વસ્તુ છે. પણ વ્યાકરણની દૃષ્ટિએ એક વાર વર્ગીકરણ થયા પછી રાગોને એક પ્રકારનું સ્વાતંત્ર્ય મળે છે. પછી ભાવો પ્રમાણેનું નવું વર્ગીકરણ આપણે ઊભું કરી શકીએ.

એટલે સ્વ. ભાતખંડેએ થાટના વર્ગીકરણનો જે પાયો ચણ્યો, તેમાં થયેલ રાગોની વહેંચણી બાબતમાં કે રાગોના તેમણે આપેલ સ્વરૂપની બાબતમાં ભલે મતભેદ હોય, પણ થાટ દ્વારા રાગોના વર્ગીકરણના સિદ્ધાંતને હટાવી શકાય તેમ લાગતું નથી. પણ આ બાબતમાં કોઈ એકધારું કે સર્વમાન્ય એવું વર્ગીકરણ ઊભું કરવાનો પ્રયત્ન કરે તેવી કોઈ સંસ્થા અત્યારે નથી, અને તેની ખૂબ અગત્ય છે, એમ જે અગાઉ કહ્યું તેનું મહત્ત્વ હવે કદાચ વધારે સમજાશે. એક લિપિ, એક રાષ્ટ્રભાષા, એક જોડણી વગેરે માટેની ઝુંબેશ જેટલી જ અગત્યની ઝુંબેશ આ બાબતમાં ઉઠાવવાની જરૂર છે; એનું કારણ એ છે કે હિન્દની સંસ્કૃતિમાં રહેલ ઐક્યનું ભાન આ સંગીત જેટલી સરળ રીતે, અજ્ઞાત રીતે અને સ્વાભાવિક રીતે કરાવે છે, તેવી બીજી બહુ ઓછી કળા કરાવતી હશે. અનેક પ્રજાઓની અને ખાસ કરીને હિન્દુ અને મુસ્લીમ સંસ્કૃતિની અદ્ભુત મેળવણી જો કોઈ કળામાં વધારેમાં વધારે દેખાતી હોય તો તે સંગીતમાં છે. બે સંસ્કૃતિઓનું વિલોપન થઈ અને વિશિષ્ટ પ્રકારે જેને માટે કેવળ હિન્દુસ્તાની શબ્દ જ વાપરી શકાય તેવી કળા તે સંગીતકળા છે હજી આપણે સ્થાપત્યમાં, મૂર્તિવિધાનમાં, ચિત્રકળામાં જુદી જુદી સંસ્કૃતિની અસરોને પારખી શકીએ છીએ. પણ સંગીતકળામાં આપણે શોધવા બેસીશુ તો કયો રાગ મુસ્લીમ સંસ્કૃતિનો ને કયો રાગ હિન્દુ સંસ્કૃતિનો ઠરાવીશું ? એ તો ઠીક પણ ગાવાની જુદી જુદી પદ્ધતિઓમાં પણ બન્ને કોમના ઉસ્તાદો એક સરખા માલમ પડે છે. કોમીવાદીઓ પાકીસ્તાનના અને હિન્દુસ્તાનના જુદા જુદા રાગો કેમ વહેંચશે, તે હજી તેમને સૂઝયું લાગતું નથી. કદાચ ઔરંગઝેબે આ પ્રશ્નમાં જ મુંઝાઈને સંગીતને ઊંડું દાટી દેવા માટેનો આગ્રહ બતાવ્યો હશે. આ રાગોમાં જ એજ અવિભાજ્ય હિન્દના બળવાન સૂરો નીકળે છે, તેને કદી દબાવી શકાશે નહિ. પણ આ બધું ક્યારે થાય, કે એ રાગોના વારસાને પુનર્જીવન મળે. અત્યારે કોઈ પણ કળા જો શાસ્ત્રશુદ્ધ નહિ બને, અને સાથે સાથે સંગીતકારોમાં સમન્વયકારી બુદ્ધિ જાગ્રત નહિ થાય, તો આખી કળા વીંખાઈ જશે, અને તેને ઠેબે ચડવાનો વખત આવશે, અને એ કાળનાં ચિહ્નો અત્યારે દેખાય છે. અત્યારે કોઈ પણ રાગ ઉપરના કોઈ પણ જાતના અંગવિચ્છેદના પ્રયોગો ચાલે છે. તેનું કોઈ ધોરણ નથી, સૌ કોઈ ફાવે તેમ રાગનો કટકો કાપીને તેના પર બીજા સ્વરોને સાંધીને રૂપકડાં પૂતળાં ઊભાં કરી કરીને નચાવે છે. શ્રોતાઓ ઘડીક ગલગલિયાં અનુભવે છે, અને જોતજોતામાં એ પૂતળાં ભાંગી પડે છે. કળાની આવી ક્રૂર હાંસી તો આપણા હિન્દના સંગીતકારોજ સહન કરી શકે.

આને માટે આટલું થવું અનિવાર્ય છે.

૧ અખિલ હિન્દ (તેના ખરેખરા અર્થમાં ) એવી સંગીત-સંસ્થા ઊભી થવી જોઈએ. નહીં કે દરેક સંસ્થાએ પોતાની જાતને અખિલ હિન્દનો ઇલકાબ પહેરાવવો જોઈએ.

[ અનુસંધાન પૃષ્ઠ ૭૪૮ ]

# બિલાડી બોલી

શ્રી. શરદિન્દુ બંદ્યોપાધ્યાય — અનુ. રમણિક મેઘાણી

ત્યારે રાતના લગભગ દોઢનો સુમાર થયો હશે. આરામ ખુરશીમાં બેસી વાંચતા વાંચતા તંદ્રા આવી ગઈ હતી. કેરોસીનનો લેમ્પ બરાબર માથા ઉપર, ઓશીકા પાસે મોટી વાટે બળતો હતો. ઓચિંતો પત્નીનો સાદ સાંભળી હું ચમકીને જાગી ગયો–'અરે, જરા દૂર કરોને આ પાપને, જુઓને ફરી પાછું બોલે છે.'

બરાબર જે પથારી પર બાબો સખત તાવથી બેભાન જેવો થઈને પડ્યો હતો, તેનાં માથા તરફની બંધ બારીની પાછળની બાજુએ બેસી, બિલાડી રોતી હતી, એનું બોલવું બરાબર સ્વાભાવિક બિલાડી જેવું જ હતું, છતાં એમાં જાણે એક અરૂચિકર શોક–સંતપ્ત રૂદનનો આભાસ થતો હતો; એ ક્ષીણ પીડિત રૂદનનો સૂર હૈયા સોંસરવો ઊતરી જતો ને મનમાં થતું જાણે એ કોઇ અશુભના એંધાણ છે.

મેં બારી ઉઘાડી હત્ હત્ કર્યું. ને એ કૂદકો મારીને દૂર જતી રહી. અંધારામાં અદૃષ્ય થઇ ગઈ.

પરાનું નાનકડું ગામ. સરકારી નોકરીની બદલી થતાં આજ લગભગ વરસેક દિવસથી આ મકાનમાં જ રહું છું. આજ સુધી બિલાડીનો આવો ત્રાસ નહોતો, પરંતુ લગભગ એક મહિના પહેલાં કોણ જાણે એક દુબળી–પાતળી બિલાડી અહીં આવી પડેલી. એનો મેલો ને ગંદો રંગ અને દેહ પર વચ્ચે વચ્ચે ઊભા થઈ ગયેલા વાળ એને વધુ કુત્સીત બનાવતા હતા. તદુપરાંત વળી એનું આમ બોલવું ! જાણે કોઈ મૂર્તિમંત અમંગળ મારા ઘરની ચોતરફ આંટા મારતું હતું.

પહેલે દિવસે પત્નીએ કહેલું– બિલાડી રડે એ બહુ અપશુકન કહેવાય. આપણાં વિજુ–અજુ સારા રહે એટલે બસ.

બિલાડીનું રોવું તો મને યે નહોતું ગમતું. પરંતુ સ્ત્રીઓ જે વાત સહેજે સ્વીકારે છે તેને આપણે પુરુષો સહેજે નથી સ્વીકારી શકતા. એથી વાત ઊડાવતા મેં કહ્યું: 'તમે લોકો પણ —'

તે પછી રોજ આમ ચાલવા લાગ્યું. પાંચ–છ દિવસ પછી ગૃહિણી ફરીથી સાશંકપણે બોલી– 'એ સાંભળો તો ! મને બહુ બીક લાગે છે. ઘર પાસે રોજ રોજ આમ બિલાડી રૂવે એ સારું નહિ. ભગાડું છું તો ય ભાગતી નથી. તમે એ નખોદિયા જીવને ગોળીએ દઇ દો ને !'

હું મૂંઝવણમાં પડ્યો. માત્ર રોવાના અપરાધસર એનો જીવ લેતાં મારી હિંમત ન ચાલી. પણ એને અમારા ઘરથી કઇ રીતે દૂર કરવી તે પણ હું વિચારી વિચારીને થાક્યો તો યે ન સૂઝ્યું. આખરે મેં રસોયાને એને પકડવાનો હુકમ કર્યો, બે કલાક સુધી એ એની પાછળ પાછળ ફર્યો. પણ માંદલી હોવા છતાં એની શક્તિ ક્યાં ઓછી હતી ! એ હાથમાં ન આવી, તે ન જ આવી.

ને ત્યારે મેં જાહેર કર્યું કે જે કોઇ એને પકડી લાવશે તેને હું એક રૂપિયો ઇનામ આપીશ. અને અમારા મકાનનાં બધા જ નોકરો એની પાછળ આદુ ખાઇને મંડી પડ્યા. ત્યાં સુધી કે મારો મોટો છોકરો અજય પણ એને પકડવા વિવિધ ફંદા–ફાંસલા યોજવા લાગ્યો હતો. પણ ગઝબની ધુતારી હતી એ બિલાડી ! સહુના ફંદા–ફાંસલા નકામા કરતી એ મારા ઘરને પ્રદક્ષિણા કરતી ફરવા લાગી. એનું બોલવું ભલે ને ગમે તેટલું મર્મભેદી હોય, અમારી સહુની મહેનતને ધૂળ મેળવતી એ યથેચ્છ આનંદ માણતી ફરતી હતી. મારો રોષ વધી ગયો.

ક્યારેક ક્યારેક એનો મુડદાલ, ક્ષુધાપીડિત ને અત્યંત કદરૂપ ચહેરો દૂરથી જોઇ, હું વિચારતો કે એને શું જોઇતું હશે ? શા માટે આવું અતૃપ્ત બુભુક્ષિત રૂદન એ કરતી હશે ? આજસુધી કદીયે એણે રસોડામાં પગ મૂક્યો નથી. એને ખાવાની લાલચ આપી જોઇ; એમાં પણ નિષ્ફળતા જ મળી, ત્યારે શા માટે ? પરંતુ તેમ છતાં હું જાણી ન શક્યો કે કેવી જબ્બર ભૂખ લઇને એ અમારે ત્યાં આવી હતી.

એક દિવસ સાંજે નોકર સાથે ફરવા ગયેલા છોકરાં પાછાં આવ્યાં ત્યારે નાનો પુત્ર વિજય કાદવથી ખરડાયેલા શરીરે પાછો ફર્યો. નોકરે અપરાધીની જેમ ગરીબડા થઇને કહ્યું કે 'રસ્તા પરના પૂલ ઉપર રમતાં રમતાં બચુભાઈ ઓચિન્તા નીચે ગબડી પડ્યા હતા, છતાં શરીરે ખાસ કંઈ

વાગ્યું નથી, નીચે કાદવમાં પડ્યા એટલાં સદ્‌ભાગ્ય !' ભાગ્યની વાત સાંભળી મારું માથું ફરવા લાગ્યું, કારણ પુલ નીચેના એ નાળામાં થઈને જ શહેર આખાની ગંદકીની ગટર વહી જતી હતી.

વળતે દિવસે વિજુને જરા તાવ અને ચારેક દિવસમાં ટાઇફોઇડનું એક પણ લક્ષણ દેખાયા વિનાનું–બાકી ન રહ્યું પત્ની અશ્રુપૂર્ણ આંખે મારી સામે જોઈ રહી હું સમજી ગયો એ વિચારનું પાત્ર બેવડા જોરથી રડતું મકાન આખાને ગજાવતું ફરતું હતું.

જે રાતની વાતથી પ્રારંભ કર્યો છે એ રાત વીતી ગઈ. વીતશે એવી આશા નહોતી છતાં જ્યારે એ વીતી જ ગઈ ત્યારે હું સવારે હાથ-મોં ધોવા નીચે ઊતર્યો. એક જણને ડૉક્ટરને બોલાવવા મોકલ્યો અને હું ઝટપટ પ્યાલો ચા પી વિજુના ઓરડામાં પહોંચ્યો. જોયું તો એનો તરફડાટ વધી ગયો હતો. એ ભાનમાં છે કે નહિ તે સમજાતું નહોતું. અવારનવાર એ ચીસ પાડી ઊઠતો. મેં જોયુ તો એની માને ગળે મજબૂત રીતે હાથ ભેરવી પોતાની માતાની નિકટ લઇ જઇ રડી પડ્યો કે–'બા આ બિલાડી......મારે નથી જવું'

ને એની બા બે હાથે એને હૈયા સરસો ચાંપતા રડી પડી, એણે તરત દાંત તળે હોઠ દબાવી રોવું બંધ કર્યું, ને એજ પળે નીચેથી બિલાડીએ રોવું શરૂ કર્યું.

હું ત્યાં વધુ ઊભો ન રહ્યો. દાંત ભીંસતા, મારા ઓરડામાં જઇ મેં બંદૂક ઉપાડી. એમાં ટોટા ભરી બંદૂક હાથમાં લઈ હું અંદરના વરંડામાં આવી ઊભો રહ્યો

શિયાળાની સવાર હતી. મીઠો ડો પડતો હતો, છતાં ધુમ્મસ પૂરેપૂરું દૂર નહોતુ થયું. અમારા મોટા એવા આંગણાની બીજી બાજુએ એક અતિ ઊંચો નહિ એવો વાંસનો માંચડો હતો. વિધવિધ પ્રકારની વિવિધ વેલથી એ માચડો શણગારેલો હતો. એનાં ઉપર ચડી એ કમબખ્ત–અભાગી પ્રાણી આરામ કરતું આડું પડયું હતુ. બંદૂક ઊઠાવી બરાબર નિહાળીને મેં બાર કર્યો. વધુ પડતી ઉત્તેજનાએ કદાચ હાથ ધ્રુજી ગયો હશે કે કેમ; પણ બિલાડી કૂદકો મારતીક અદૃશ્ય થઈ ગઇ અને એ સાથે જ માંચડાની પેલી બાજુએ કોઇ ભારે ચીજ નીચે પડવાનો ધબ્બ અવાજ સંભળાયો.

બંદુક એક તરફ ફેંકી ઉતાવળે પગલે ત્યાં જઈને મે જોયું તો મારો મોટો પુત્ર અજય જ ત્યાં–માંચડા પાસે પડયો હતો. એનાં શરીરમાં જીવ નહોતો. બંદૂકની ગોળી બરાબર એની ખોપરીમાં વાગી હતી. મૃત્યુ પહેલાં નાની એવી એક ચીસ પાડવાનો સમય પણ એને ન મળ્યો. એક નાનકડી વાંસની ટોપલી એના હાથ પાસે પડી હતી. કદાચ એની બાળકબુદ્ધિ મુજબ એ એનાં વડે જ બિલાડીને પકડવાનો પ્રયોગ કરતો હશે.

*

અને ત્યાર બાદ ? નાનો પુત્ર વિજય બચી ગયો. કોઇની પણ ખાસ દવા યા સેવા–ચાકરીથી નહિ, પણ એનું આયખું હતુ એથી.

અને જે બિલાડી "ભૂખ" હતી ત્યારે હજાર પ્રયત્ન કરવા છતાં યે ઘરથી દૂર નહોતી ખસતી, તે "ભૂખ"ના અવસાને આપમેળે એટલી દૂર ચાલી ગઈ કે ફરી બીજી વાર એ દેખાઈ જ નથી–નહિં.

## સંગીતનું પુનર્વિધાન

[ પૃષ્ઠ ૭૪૬ થી ચાલુ ]

૨ આવી સંગીત સંસ્થા યોગ્ય પ્રતિનિધિત્વવાળી, અને હિન્દના સમગ્ર સંગીતનો વિચાર કરે તેવી જોઇએ.

૩ આ સંસ્થા તરફથી બહાર પડતું સાહિત્ય તે જ સંગીતનું પ્રમાણભૂત સાહિત્ય મનાવું જોઇએ.

૪ સંગીતના પ્રચારમાં એકધારાપણું અને વેગ આવે, તે માટે આ સંસ્થાએ પોતાની શાળાઓ સ્થાપવી જોઇએ અથવા તો દરેક સંગીતસંસ્થાએ આ સંસ્થાની માન્યતા સ્વીકારવી જોઇએ.

૫ સંગીતના શાસ્ત્રીય, તુલનાત્મક અભ્યાસ માટેના અનુસ્નાતક અભ્યાસક્રમો યોજાવા જોઇએ.

૬ જુદી જુદી પદ્ધતિઓના ગવૈયા તથા વાદનકારની કળાઓના નમૂનાઓની રેકોર્ડોનું એક ઉત્તમ વ્યવસ્થિત પુસ્તકાલય ઊભું થવું જોઇએ, અને તે પરના શાસ્ત્રીય વિવેચનો લખાવાં જોઇએ.

આ તો માત્ર એક દિશાસૂચન જ છે. આવું તો ઘણું થઇ શકે પ્રાંતવાર જુદાં જુદાં મંડળોનો આમાં નિષેધ નથી. પણ સમગ્ર હિન્દવ્યાપી સંસ્થા માટેનો આગ્રહ જ આમાં વધારે છે.

આ પ્રશ્ન પણ એક રાષ્ટ્રીય મહત્ત્વ ધરાવતો પ્રશ્ન બને, અને સંગીતકારો રાષ્ટ્રીય દષ્ટિએ વિચાર કરતા થાય તોજ ઉકલે એવો છે. રાષ્ટ્રવિધાયકો અને સંગીતકારો પોતાની શક્તિ ભેગી કરશે ?

# દેશદેશની લોકકથાઓ



## મોતી પદ્મણી

લેખકો : નિરંજન વર્મા : જયમલ્લ પરમાર

માંડવગઢમાં રાજા ઉદયસિંહ રાજ કરે. રાજાને જાતી જિંદગાનીએ એક કુંવર અવતર્યો. કુંવરનું નામ પાડ્યું વીરસિંહ. વીરસિંહને રાજા હથેળીથી હેઠા મૂકતા નથી અને આંખથી અળગા કરતા નથી. કુંવરને રાજા બોલે ખમા, રાણી બોલે ખમા, દાસદાસી બોલે ખમા-ખમા. કુંવરને રાજા મૂકે કે રાણી તેડે, રાણી મૂકે કે દાસદાસી તેડે. વીસં વરસ વીતી ગયાં તોયે કુંવરે રાજમહેલ બહાર પગલું પણ માંડ્યું નથી.

...સે વરસે કુંવરનાં લગન કર્યાં અને ...હને ભગવાનનાં તેડાં થયાં. વીરસિંહ રાજસિંહાસને પગ દીધો. પણ એક ...ત. બીજા દિવસથી વીરસિંહ મહે...માં. આખો દિવસ રાણીજી સાથે ...તાન કરે, રાજ ...ી, થાક્યા. આવીને મહેલે પોકાર કર્યા : 'રાજાજી! રાજ હાથ ઝાલો.' પણ જવાબ કોણ દે? ત્રણ-ત્રણ દિવસ પોકાર કર્યા તોયે નહિ હા કે નહિ હોંકારો.

મહેલમાં અષાઢ કુંડ ને શ્રાવણ કુંડ. રાણીજી સવારે અષાઢ કુંડમાં નહાય; સાંજે શ્રાવણ કુંડમાં. કુંડને મારગે પ્રધાન ઊભા રહ્યા ને રાણીજીને કાને વાત નાખી. રાણીજી ચતુર ને ચકોર. ઈસારામાં વાત સમજી ગયાં. કહે કે 'જાઓ પ્રધાનજી! એક કામ કરો. ફૂલવાડીની ઓતરાદી વાડ તોડાવી નાખો. કાલ રાજાજી ફૂલવાડીએ આવશે, બહાર નીકળશે તો બધું યે થઈ રહેશે.'

બીજે દિવસે રાણીજી કહે : 'મહારાજ! મહેલમાં બેઠાં કંટાળી. ચાલો પગફેરો કરીએ. આપણી ફૂલવાડીએ જઈએ.'

માંડ રાજા માન્યા, રાજાજીને માટે ઘોડાર-માંથી જય ઘોડાને લાવ્યા. રાણીજી માટે વેલ ... રાજાજી ઘોડે બેઠા. રાણીજી વેલમાં બેઠાં. ...ડાબલા ગાજ્યા. વેલના ઘૂઘરા ગાજ્યા. ...જાજી. પાછળ રાણીજી.

વાગ્યું નથી, નીચે કાદવમાં પડયા એટલાં સદભાગ્ય !' ભાગ્યની વાત સાંભળી મારું માથું ફરવા લાગ્યુ, કારણ પુલ નીચેના એ નાળામાં થઈને જ શહેર આખાની ગંદકીની ગટર વહી જતી હતી.

વજતે દિવસે વિજુને જરા તાવ અને ચારેક દિવસમા ટાઇફોઈડનું એક પણ લક્ષણ દેખાયા વિનાનું-બાકી ન રહ્યું પત્ની અશ્રુપૂર્ણ આંખે મારી સામે જોઈ રહી હું સમજી ગયો એ વિચારનું પાત્ર બેવડા જોરથી રડતું મકાન આખાને ગજાવતુ ફરતુ હતુ.

જે રાતની વાતથી પ્રારંભ કર્યો છે એ રાત વીતી ગઈ. વીતશે એવી આશા નહોતી છતાં જ્યારે એ વીતી જ ગઈ ત્યારે હું સવારે હાથ-મોં ધોવા નીચે ઊતર્યો એક જણને ડૉકટરને બોલાવવા મોકલ્યો અને હું ઝટપટ પ્યાલો ચા પી વિજુના ઓરડામાં પહોંચ્યો. જોયું તો એનો તરફડાટ વધી ગયો હતો. એ ભાનમાં છે કે નહિ તે સમજાતું નહોતું. અવારનવાર એ ચીસ પાડી ઊઠતો. મેં જોયુ તો એની માને ગળે મજબૂત રીતે હાથ ભેરવી પોતાની માતાની નિકટ લઇ જઇ રડી પડયો કે-'બા આ બિલાડી......મારે નથી જવું'

ને એની બા બે હાથે એને હૈયા સરસો ચાંપતા રડી પડી, એણે તરત દાંત તળે હોઠ દબાવી રોવું બંધ કર્યું, ને એજ પળે નીચેથી બિલાડીએ રોવું શરૂ કર્યું.

હું ત્યાં વધુ ઊભો ન રહ્યો. દાંત ભીંસતો, મારા ઓરડામાં જઇ મેં બંદૂક ઉપાડી. એમાં ટોટા ભરી બંદૂક હાથમા લઈ હું અંદરના વરંડામાં આવી ઊભો રહ્યો

શિયાળાની સવાર હતી. મોટો ?? પડતો હતો, છતાં ધુમ્મસ પૂરેપૂરું દૂર નહોતું થયુ. અમારા મોટા એવા આંગણાની બીજી બાજુએ એક અતિ ઊંચો નહિ એવો વાંસનો માંચડો હતો. વિધવિધ પ્રકારની વિવિધ વેલથી એ માચડો શણગારાયો હતો. એનાં ઉપર ચડી એ કમબખ્ત-અભાગી પ્રાણી આરામ કરતુ આડું પડયું હતુ. બંદૂક ઊઠાવી બરાબર નિહાળીને મેં બાર કર્યો. વધુ પડતી ઉત્તેજનાએ કદાચ હાથ ધ્રુજી ગયો હશે કે કેમ; પણ બિલાડી કૂદકો મારતીક અદૃષ્ય થઈ ગઇ અને એ સાથે જ માંચડાની પેલી બાજુએ કોઇ ભારે ચીજ નીચે પડયાનો ધબ્બ અવાજ સંભળાયો.

બંદૂક એક તરફ ફેંકી ઉતાવળે પગલે ત્યાં જઈને મેં જોયું તો મારો મોટો પુત્ર અજય જ ત્યાં-માંચડા પાસે પડયો હતો. એનાં શરીરમાં જીવ નહોતો. બંદૂકની ગોળી બરાબર એની ખોપરીમાં વાગી હતી. મૃત્યુ પહેલાં નાની એવી એક ચીસ પાડવાનો સમય પણ એને ન મળ્યો. એક નાનકડી વાંસની ટોપલી એના હાથ પાસે પડી હતી. કદાચ એની બાળકબુદ્ધિ મુજબ એ એનાં વડે જ બિલાડીને પકડવાનો પ્રયોગ કરતો હશે.

*

અને ત્યાર બાદ ? નાનો પુત્ર વિજય બચી ગયો. કોઇની પણ ખાસ દવા યા સેવા-ચાકરીથી નહિ, પણ એનું આયખું હતુ એથી.

અને જે બિલાડી "ભૂખ" હતી ત્યારે હજાર પ્રયત્ન કરવા છતાં યે ઘરથી દૂર નહોતી ખસતી, તે "ભૂખ"નાં અવસાને આપમેળે એટલી દૂર ચાલી ગઈ કે ફરી બીજી વાર એ દેખાઈ જ નથી-નહિં.

## સંગીતનું પુનર્વિધાન

[ પૃષ્ઠ ૭૪૬ થી ચાલુ ]

૨ આવી સંગીત સંસ્થા યોગ્ય પ્રતિનિધિત્વવાળી, અને હિન્દના સમગ્ર સંગીતનો વિચાર કરે તેવી જોઇએ.

૩ આ સંસ્થા તરફથી બહાર પડતું સાહિત્ય તે જ સંગીતનું પ્રમાણભુત સાહિત્ય મનાવું જોઇએ.

૪ સંગીતના પ્રચારમાં એકધારાપણું અને વેગ આવે, તે માટે આ સંસ્થાએ પોતાની શાળાઓ સ્થાપવી જોઇએ અથવા તો દરેક સંગીતસંસ્થાએ આ સંસ્થાની માન્યતા સ્વીકારવી જોઇએ.

૫ સંગીતના શાસ્ત્રીય, તુલનાત્મક અભ્યાસ માટેના અનુસ્નાતક અભ્યાસક્રમો યોજાવા જોઇએ.

૬ જુદી જુદી પદ્ધતિઓના ગવૈયા તથા વાદનકારની કળાઓના નમૂનાઓની રેકોર્ડોનું એક ઉત્તમ વ્યવસ્થિત પુસ્તકાલય ઊભું થવું જોઇએ, અને તે પરનાં શાસ્ત્રીય વિવેચનો લખાવાં જોઇએ.

આ તો માત્ર એક દિશાસૂચન જ છે. આવું તો ઘણું થઇ શકે પ્રાંતવાર જુદાં જુદાં મંડળોનો આમાં નિષેધ નથી. પણ સમગ્ર હિન્દવ્યાપી સંસ્થા માટેનો આગ્રહજ આમાં વધારે છે.

આ પ્રશ્ન પણ એક રાષ્ટ્રીય મહત્ત્વ ધરાવતો પ્રશ્ન બને, અને સંગીતકારો રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરતા થાય તોજ ઉકલે એવો છે. રાષ્ટ્રવિધાયકો અને સંગીતકારો પોતાની શક્તિ ભેગી કરશે ?




# ઓતી પદ્મણી

લેખકો : નિરંજન વર્મા : જયમલ્લ પરમાર

**મા**ંડવગઢમાં રાજા ઉદયસિંહ રાજ કરે. રાજાને જાતી જિંદગાનીએ એક કુંવર અવતર્યો. કુંવરનું નામ પાડયું વીરસિંહ. વીરસિંહને રાજા હથેળીથી હેઠા મૂકતા નથી અને આંખથી અળગા કરતા નથી. કુંવરને રાજા બોલે ખમા, રાણી બોલે ખમા, દાસદાસી બોલે ખમા-ખમા. કુંવરને રાજા મૂકે કે રાણી તેડે, રાણી મૂકે કે દાસદાસી તેડે. વીસં વરસ વીતી ગયાં તોયે કુંવરે રાજમહેલ બહાર પગલું પણ માંડયું નથી.

વીસમે વરસે કુંવરનાં લગન કર્યાં અને રાજા ઉદયસિંહને ભગવાનનાં તેડાં થયાં. વીરસિંહ ગાદીએ બેઠા, રાજસિંહાસને પગ દીધો. પણ એક દિવસની જ વાત. બીજા દિવસથી વીરસિંહ મહેલમાં ને મહેલમાં. આખો દિવસ રાણીજી સાથે આનંદ–ઓચ્છવ કરે, ગાન–ગુલતાન કરે, રાજ કોનું ને પાટ કોનાં? રાજની ખબર નથી, પાટની ખબર નથી. રાજ બિચારા પ્રધાનજી ચલાવે છે.

રાજા રંગમહેલમાં અને વસ્તી વિપતમાં. રાજા વિના રાજ કેમ હાલે? છ મહિને પ્રધાન થાકયા. આવીને મહેલે પોકાર કર્યા: 'રાજાજી! રાજ હાથ ઝાલો.' પણ જવાબ કોણ દે? ત્રણ-ત્રણ દિવસ પોકાર કર્યા તોયે નહિ હા કે નહિ હોંકારો.

મહેલમાં અષાઢ કુંડ ને શ્રાવણ કુંડ. રાણીજી સવારે અષાઢ કુંડમાં નહાય; સાંજે શ્રાવણ કુંડમાં. કુંડને મારગે પ્રધાન ઊભા રહ્યા ને રાણીજીને કાને વાત નાખી. રાણીજી ચતુર ને ચકોર. ઈસારામાં વાત સમજી ગયાં. કહે કે 'જાઓ પ્રધાનજી! એક કામ કરો. ફૂલવાડીની ઓતરાદી વાડ તોડાવી નાખો. કાલ રાજાજી ફૂલવાડીએ આવશે, બહાર નીકળશે તો બધું યે થઈ રહેશે.'

બીજે દિવસે રાણીજી કહે: 'મહારાજ! મહેલમાં બેઠાં કંટાળી. ચાલો પગફેરો કરીએ. આપણી ફૂલવાડીએ જઈએ.'

માંડ રાજા માન્યા, રાજાજીને માટે ઘોડારમાંથી જય ઘોડાને લાવ્યા. રાણીજી માટે વેલ લાવ્યા. રાજાજી ઘોડે બેઠા. રાણીજી વેલમાં બેઠાં. ઘોડાના ડાબલા ગાજ્યા. વેલના ઘૂઘરા ગાજ્યા. આગળ રાજાજી. પાછળ રાણીજી.

ફૂલવાડીમાં જઈને ઘોડાએ ધકબક મચાવી. છ મહિનાથી અંધિયારમાં બાંધેલો. આજ ઉઘાડામાં આવતાં આનંદમાં આવી ગયો. ઘોડાએ હણહણાટી કરી અને હરખની હાવળ દીધી. આમ જોયું, તેમ જોયું. જુએ તો ઓતરાદી વાડ નહિ. ચારે પગે છલાંગ મારી અને છમાછમ છમાછમ કરતો વનને મારગે વહેતો થયો રાજાના હાથમાં લગામ તણાઈ રહી અને અંગ પલાણે ભિડાઇ ગયું. રાજા તો હલે કે ચલે.

ઘોડો દોડયો જાય છે. નગરનુ પાદર મૂકયુ, સીમાડો મૂકયો. વન મૂકી, જંગલમાં આવ્યો. જંગલ મૂકી પાછો ઉઘાડામાં આવ્યો જુએ તો મોટો મારગ હાલ્યો જાય. મારગ કાંઠે વડલો. વડલા હેઠ ઘોડો ઊભો રહ્યો. રાજા ઘોડા માથે બેઠો અડખેપડખે જોયા કરે છે.

થોડીક વાર થઈ કે મારગે કલશોર ગાજ્યો. રાજા નજર કરે તો હાથમાં હથિયાર ને હજાર માણુસ ચાલ્યા જાય પાંચસો આગળ ને પાંચસો પાછળ વચ્ચોવચ્ચ એક પાલખી. સોનાની પાલખી ને પીતાંબરી પડદા. પાલખીને કાંઈ નકશી ! કાંઈ નકશી ! પાલખિયાને જરિયાની પોષાક ને હાથે-પગે હેમનાં કડાં. પાલખિયા જાણે રૂપના અવતાર.

પાલખિયા જોઇને રાજાને થયું કે જેના પાલખિયા આવા રૂડા ને જેને પહેરવા જરિયાની પોષાક એ પાલખીમાં બેઠેલી કેવી રૂપાળી હશે ? મેં તો મારી એક રાણીને જ જોઇ; લાવ ને જોઉં આ પાલખીવાળીને ! પણ જુએ કેમ ! પાલખી આડા તો પડદા ભીડેલા. રાજાએ પાલખી પછવાડે ઘોડાને વહેતો કર્યો.

ચાલતાં ચાલતાં ગંગાજીને કાંઠે આવ્યાં. પાલખિયાએ પાલખીને ટકોરો કર્યો ને ગણુગણુ વાત કરી. તરત જ પાંચસો માણુસોએ હથિયાર મૂકયાં. ગંગાજીની રેતીમાં ખાડા કર્યા ને તંબૂ તાણ્યા, તંબૂને પડખે પાલખી ઉતારી. પાલખી આડા પડદા દીધા ને પાલખીવાળી પડદાને ઓથે તંબૂમાં ચાલી ગઇ.

રાજાને થયું કે અરેરે ! જોવા યે ન મળી. લાવ થોડી વાર રાહ જોઉં. રાજા ઘોડા માથે બેઠો રહ્યો. નજર તંબૂ માથે ખોડાઈ રહી.

થોડી વાર થઇ ને તંબુડિયાએ તંબૂને ટકોરો કર્યો ને ગણુગણુ વાત કરી બીજાં પાંચસો માણુસોએ હથિયાર હેઠાં મૂકયાં. તંબૂથી ગંગાના પાણી સુધી પડદા તાણ્યા. એટલા ઊંચા કે હાથી માથે બેઠાંયે અંદર નજર ન પડે પડદાની આડશે પાલખીવાળી પાણીમાં ગઇ ને નહાઇ ધોઇ પાછી આવી. તંબૂમાં જઈને બેસી ગઇ.

રાજા ઘોડા માથે બેઠો છે. હાથમાં લગામ ઝાલી છે. નજર તંબૂ માથે છે. એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ. ત્રીજે દિવસે તંબૂ ઊપડયા. આગળ પાંચસો માણુસ, પાછળ પાંચસો માણુસ. વચ્ચે પાલખી. પાલખીવાળી પાછી ચાલી. રાજાને થયું કે અરેરે ! ત્રણ દિવસ રોકાયો તો પણ નજરેય ન પડી. પાલખીની પાછળ પાછળ રાજાએ ઘોડો વહેતો કર્યો.

ચાલતાં ચાલતાં વડ હેઠ આવ્યા. વડલે મારગ ફંટાય. એક મારગે પાલખી ચાલી. બીજો મારગ રાજાના ગામનો. રાજા તરભેટે ઊભો રહી ગયો પાલખી પણ ઊભી રહી ગઈ. રાજા પાલખી તરફ નજર કરે ત્યાં પાલખી તરફથી ઘા આવ્યો. જુએ તો એક ચીંથરી. રાજા ચીંથરી ઉપાડીને હાથમાં લે ત્યાં પાલખી વહેતી થઇ.

રાજા ચીંથરી ઉઘાડીને જુએ તો અંદર પદમકમળનાં ફૂલની વચ્ચે મોતીની માળા. માળાની વચ્ચોવચ્ચ સોપારી ને હળદર, સોપારીને કંકુનો ચાંદલો ને હળદરને માથે ચોખા ચોડેલા. રાજાએ ફૂલ જોયાં, માળા જોઈ. સોપારી ને હળદર જોયા પણ કાંઈ સમજ ન પડી. જોઈ

કરીને ઊંચે નજર કરે તો પાલખી ક્યાંયે ચાલી ગયેલી. 'પાલખીવાળી ! પાલખીવાળી !' એવું રટણ રાજાને થઈ ગયું ને ઘોડો હાલતો થયો.

સાંજ થયે ઘોડો માંડવગઢ આવ્યો. આવીને મહેલે ઊભો રહ્યો. રાજાને જોઈને આખા મહેલમાં આનંદ ગાજ્યો. રાજાને વધાવવા રાણીજી આવ્યાં. પણ રાજાએ આડું જોયું, અવળું જોયું. કટકટ પગથિયાં ચડી મહેલે ગયો. જઈને પલંગમાં અવળો ફરીને સૂઈ ગયો.

વાંસોવાંસ રાણીજી આવ્યાં. આવીને જુએ તો રાજાજી અવળા ફરીને સૂતા છે. 'પાલખીવાળી ! પાલખીવાળી !' લવ્યા કરે છે ને હાથમાં ચીંથરી રમાડ્યા કરે છે, રાણીજી ઓછાં ઓછાં થઈ જાય છે, પણ રાજાજી તો બોલે કે ચાલે. રાણીજીને થયું કે આને બહાર કાઢીને તો બૂરું થયું. હવે કરવું શું ?

માથાના વાળ પગે લૂયા ત્યારે રાજાજી અરધે પહોરે બોલ્યા. રાણીજીને ચીંથરી આપીને કહે : 'આનો અરથ શો ?'

રાણીજીએ ચીંથરી હાથમાં લીધી. ઉઘાડીને જોયું ને ઘડીક વિચારમાં પડી ગયાં. તરત રાજાજીને કહે : 'ઊઠો રે ઊઠો, મારા રાજાજી ! આનો અરથ તો શું, પણ એ અરથ આપવાવાળીને મેળવી આપું તો હા જાણજો.'

સાંભળીને રાજા ઊભો થયો. થાળમાંથી ચાર કોળિયા આમ ખાધા, ચાર કોળિયા તેમ ખાધા. ખાઈ કરીને રાણીજીએ પાનનું બીડું દીધું. પણ હજીયે રાજાજીને મન પાલખીવાળીનુ રટણ છે. પાન હાથમાં લેતાં કહે: 'રાણીજી ! અરથ તો કહો.'

રાણી કહે : 'જુઓ રાજાજી ! ચીંથરીમાં પદમકમળનાં ફૂલની હાર. એનો અરથ કે એ પાલખીવાળીનાં પદમાવતીમાં રહેઠાણ. મોતીની માળા એ તો પાલખીવાળીનાં જ એંધાણ. પાલખીવાળી પોતે મોતીપરી. સોપારી એના ઘરનું એંધાણ. એના ઘરને બારણે સોપારીનું ઝાડ. અને હળદર તો બાઈનો પોતાનો રંગ. કંકુ છાંટી, ચોખા ચોડયા એ તો બાઈની વાત. તમારી સાથે એના મનનો મેળ. પણ રાજાજી ! પદમાવતી મારું પોતાનું પિયર. હું એની આખી વાત જાણું. મોતીપરી પદમણીનો અવતાર, ધરણીધર શેઠની દીકરી. દીકરીને કંકુપગલે ઘરમાં લખમી રમે. એ દીકરીને કેમ પરણાવે ?'

રાજા કહે : 'ત્યારે થાય શું ?'

રાણી કહે : 'ચાલો પદમાવતી. માણસની પેર તો ભગવાનની મેર. થવાકાળ થઈ રહેશે. કામ કરી જોઈએ.'

તરત ઘોડાહારમાંથી જય–વિજય ઘોડા કાઢ્યા. ઘોડા માથે પીતળિયાં પલાણ ને સોનેરી સાજ નાખ્યા. સોનામહોરે ખડિયા ભર્યા અને રાજા રાણીએ સોદાગરના વેશ પહેરી લીધા. ઘોડે ચડીને એડી મારી કે જય–વિજય એકબીજાનાં મોઢાં સૂંઘતા, હારોહાર ડાબલા માંડતા છમ છમ છમ કરતા ઊપડ્યા. આઠમે દિવસે પદમાવતીને પાધર ઊભા રહી ગયા.

પદમાવતી રાણીજીનું પિયર. ઊતરવું ક્યાં ? ઓળખાણ પડે નહિ અને કામ થઈ જાય તેમ કરવું. રાજા મકાન ભાડે લેવા નીકળ્યો. પણ પદમાવતી તો પાંચસો રજવાડાનું પાટનગર. રળી ખાવા પદમાવતીમાં પાંચ દેશ ઊમટે. ખાલી ઘર ક્યાં મળે ? મેડી–હવેલી ભરપૂર, ઘર–મકાન ભરપૂર. ગોતતાં ગોતતાં ઠેઠ ગામને છેડે એક તૂટેલ ખંડેર મળ્યું. ખંડેર ભાડે લઈને રાજા પાછો આવ્યો. ખંડેરમાં ઉતારા કર્યા. ટાબકટીબક કર્યાં. કામ કરવા કામોરા રાખ્યા.

બીજે દિવસ થયો કે રાજા પૂછે : 'હવે ?'

રાણી કહે : 'સોદાગરના વેશ પહેરી રાખો. ધરણીધર શેઠની પેઢીએ જાઓ. લાખનાં પરવાળાં

ને લાખનાં ગજમોતીની માગણી કરો, માલ જોઈને મોઢું હલાવો. સારા માલની મુદત મળશે. મુદતમાં પદમણીને મન હશે તો ખબર પડશે '

રાજાએ સોદાગરના વેશ લીધા, માથે પાઘડી ને ખભે ખેસ પગે ધોતિયું ઢરડાય ને હાથે લાકડી મરડાય. જઈને ધરણીધર શેઠની દુકાને ઊભો રહ્યો. સોદાગરને દેખીને શેઠ સામે આવ્યા. કહે: 'આવો સોદાગર ! શેના સોદા કરવા ? '

સોદાગર કહે : 'મારે લાખનાં પરવાળાં જોઈએ. લાખનાં ગજમોતી જોઈએ. પૈસા પૂરતા આપું, પણ માલ અસલી માગું. '

શેઠે પરવાળા કાઢયાં, ગજમોતી કાઢયાં. સોદાગરે માલ આમ ફેરવ્યો, તેમ ફેરવ્યો. જોઇ કરીને માથું હલાવ્યું. શેઠ એના મુનીમને કહે : ' લઇ જાઓ સોદાગરને અંદરને ઓરડે. જૂનામાં જૂનો માલ બતાવો. '

સોદાગરને લઇને મુનીમ અંદરને ઓરડે આવ્યો. અંદરને ઓરડે પેટી ઉઘાડી, પટારા ઉઘાડ્યા. અવાજ સાંભળી અંદર બેઠેલી મોતી પદમણીને થયું કે ' આ માલ તો મોંઘામૂલો. એનો ખરીદનારો કોણ નીકળ્યો ? '

આડશેથી અવાજ સાંભળ્યો તો ગંગાકાંઠે આવેલો માણસ પોતે. પદમણીનુ મન પણ એની સાથે લાગી ગયુ છે. પણ પદમણી ચતુર જાત. એમ ને એમ કાંઈ હા પાડે ? એને થયું કે થોડોક તાવવા દે.

એણે આખે અંગે ઓઝલ ઓઢી. ઓઝલમાં ઊભાં ઊભાં અંદરના ઓરડાને બારણે કાળી મશના બાર લીટા કર્યા. લીટા કરી અંદર ચાલી ગઈ.

સોદાગરે માલ જોઇ માથું હલાવ્યું. મુનીમ કહે : ' તમારે જોઇતો માલ મંગાવી દઈએ. થોડા રોકાઈ જાઓ. '

સોદાગર હા પાડી બહાર નીકળ્યો. બારણે કાળા લીટા જોયા. લીટા જોઇ ઘેર આવ્યો. આવીને રાણીને વાત કરી. કહે કે ' આટલો આટલો હેરાન થયો ત્યારે મોઢું યે જોવા ન મળ્યું. જોવા મળ્યા મશના બાર લીટા. '

રાણી કહે : ' એમ કાંઈ ઉતાવળે આંબા પાકે ? પદમણીએ તો સંકેત કર્યો. જ્યારે બાર કલાકની અંધારી રાત એટલે અમાસ આવશે ત્યારે તમને મળશે. અમાસ સુધી વાટ જુઓ.'

રાજા દિવસ ગણવા લાગ્યો. અમાસ આવી કે સોદાગરનો વેશ પહેરી લીધો ને શેઠની દુકાને ચાલ્યો. દુકાને જાય તો શેઠ ન મળે. મુનીમે રાજાની મહેમાનગતિ કરી. કહે કે: ' હજી માલ નથી આવ્યો. દૂર દેશાવર લખ્યું છે. આવ્યે માલ બતાવશું.'

રાજાનો અવાજ સાંભળી પદમણીએ ઓઝલ ધરી. ઓઝલમાં ઊભાં ઊભાં ઓરડાને બારણે ખડીના બાર લીટા કર્યા ને અંદર ચાલી ગઇ.

સોદાગર ખડીના બાર લીટા જોઇને ઘેર આવ્યો આવીને રાણીને વાત કરી. રાણી કહે: ' પદમણીનો સંકેત વધારે લંબાયો. હવે કહે છે કે જ્યારે બાર કલાકની ઊજળી રાત આવશે ત્યારે તમને મળશે. પૂનમ સુધી વાટ જુઓ.'

રાજા વળી વાટ જોવા લાગ્યો ને રોજ દિવસ ગણવા લાગ્યો પૂનમ આવી કે રાજા સોદાગરને વેશે શેઠની દુકાને જઇ ઊભો.

મુનીમ કહે : ' હવે આઠ દિવસમાં માલ હાજર. '

સોદાગરને મુનીમ વાત કરે છે ત્યાં વળી પદમણી ઓઝલ ઓઢી બારણે આવી. બારણે કંકુના ત્રણ લીટા કર્યા અને એમ ને એમ અંદર ચાલી ગઈ.

રાજાએ ત્રણ લીટા જોયા જોઇને પાછો ઘેર આવ્યા આવીને રાણીને કહે: ' મૂકો આની

લપ, સંકેત કરી મુદત દીધે જાય. આમ ને આમ જિંદગી પૂરી થાય. એને પરણવા કોણ રોકાય ?'

રાણી કહે : 'એમ અરધેથી અટકી જવાય ? હવે તો ત્રણ જ દિવસની વાર છે. પદમણી કહે છે કે એ ધરમમાં બેઠી છે. હવે ત્રીજે દિવસે તમને જરૂર મળશે.'

ત્રણ દિવસ તો રાજાને ત્રણ જુગ જેવડા ગયા. ત્રીજે દિવસે રાણીએ રાજાને આખે અંગે શણગાર્યો. શણગાર સજાવી વિદાય દીધી. રાજા આવીને દુકાને ઊભો રહ્યો. રાજાએ દુકાનને બારણે જ ઊભાં ઊભાં માલ માગ્યો. મુનીમ કહે: 'હવે તો આજ કાલમાં માલ હાજર,'

સોદાગર કહે : 'મારે આમ ને આમ વાટ ક્યાં સુધી જોવી ? શહેરમાં ઘણા યે મોતીના વેપારી છે. ચોકખી વાત કરો, નહિ તો ગમે ત્યાં જઇને માલ મૂલવી લઉં.'

પદમણીને કાને વાત પડી. એને થયું કે હવે રાજા અધીરો થયો લાગે છે હવે ઝાઝું તણાવવું નહિ સારું. એણે આખે અંગે અંઘોળ કરી વાળેવાળે મોતી ઠાંસ્યાં. સોળ શણગાર સજ્યા. બાર આભૂષણ પહેર્યાં. સિંદૂર-સૂરમા લગાવ્યા. અણવટ-વીંછિયા પહેર્યાં. કેસર-કસ્તુરીના લેપ કર્યા, પાન ખાઈ, અત્તર લગાવી, લવીંગ-એલચીનો ખટવો કમરે ખોસ્યો. ઝીનખાબી લેંગો પહેર્યો. આરપાર એકેએક રોમ દેખાય એવી હમરૂ શમરૂની ઓઢણી ઓઢી હાથમાં સોનેરી થાળ અને થાળમાં પૂજાપો લઈને પદમણી રૂમ્મા ઝુમ્મા....રૂમ્મા ઝુમ્મા.... કરતી બારણે નીકળી.

ઝાંઝરનો ઝણકાર સાંભળી રાજાએ ઊંચું જોયું. જુએ તો પદમણી સામે ચાલી આવે છે. રાજાએ પદમણી સામે જોયું. પદમણીએ રાજા સામે જોયું. બેયની નજર એકબીજા સામે નોંધાઈ રહી.

રાજા જુએ છે તો આખા ઓરડાને અજવાળતી પદમણી ઊભી છે. સોના જેવી મૂરત, ચંપા જેવો રંગ, પૂનમનો ચાંદો ને દીવાળીનો દીવો, કાચી કણેરની ડાળ, વળી વળી બેવડ વળી જાય, પાન ખાતાં ગળા સોંસરી પિચકારી દેખાય, કાંકરી મારતાં લોહીની ધાર થાય, ફૂંક મારો તો આકાશે ઊડી જાય. વચ્ચે ખેંચો તો ઢળીને ઢગલો થાય. લાકડી પર ઘુમાવો તો સાપની જેમ લપટાઇ જાય. પલંગમાં પડે તો બાર વરસ ગોતતાં યે હાથ ન લાગે.

અને કેવા એના ગુણ ? વધવામાં બીજની ચંદ્રા, સોના સમા વાળ, માખણનો લોંદો, તેજ જાણે હોળીની ઝાળ, બોલી જાણે કોયલનો ટહુકો, વીજળી જેવી ચમક, કેવડિયાની મહેક. પવિત્રતામાં ગંગાની ધાર અને પોતાની લીધી વાતમા પત્થર સમી પાર.

પદમણી નજર કરે તો રાજા પણ ઓરડાને અજવાળી રહ્યો છે. કેવાં એનાં રૂપ ? જાણે ગુલાબ કેરું ફૂલ, સોના સમો રંગ, કેળ કેરો ગાભો, સૂરજ કેરી જ્યોત, ભમરા સમા કાળા ભમ્મર વાળ, પોપટ સમું નાક, જાણે ચાવજ કેરું બાળ, શિર પર જર્‌નું મંદિલ બાંધી, મશરૂનો પાયજામો પહેરી, કેડે રેશમી ભેટ બાંધી, અંદર ચાંદીની મૂઠે સોનાની નકશી કરેલ ગુસમી જમૈયો ખોસ્યો છે. કાનમાં બે મોતી લટકે, ગળામાં સુબેદારી કંઠો લળકે, હાથની આંગળીએ જડાઉ અંગૂઠી ઝળકે. મોઢે અંબરનું પાન ખાઈ, હીરભરતની મોજડી પહેરી જાણે છેલછબીલો ગભરુ જુવાન ઊભો છે.

એક પળ નજર કરી ન કરી ને પદમણી બારણા પાસે ગોખલે બેઠી અંગાર પર ઘી નાખી ધૂપ કર્યો. ધૂપને ચાર આંટા મારી પગે લાગી. ઊભી થઇને થોડા ચોખા ઓતરાદા ફેંક્યા અને ફરી પાછી બારણે ખડીના બાર લીટા કરી મહેલની અંદર ચાલી ગઇ.

પદમણી હાલી ગઈ તોયે રાજાની સામે જાણે પદમણી તર્યા કરે છે. મુનીમે હાથ હલાવ્યો ત્યારે અરધે પહોરે એને ભાન આવ્યું. હસતો હસતો રાજા ઘેર આવ્યો, રાણી કહે : 'બસ થાઓ તૈયાર. આજની રાતે બારને ઘડિયાળે તમને એ મળશે. મળવાનું ઠેકાણું નગરીની ઓતરાદી દિશાએ, સતી માતાનું મંદિર.'

રાજા તો ઊંચો થાય, નીચો થાય, સાંજ પડશે કે નહિ એવે વિચારે સૂરજ સામે જોયા કરે.

[ અપૂર્ણ ]

# ગ્રંથસમીક્ષા

શ. મ. રાવળ

**માણસાઈના દીવા** : લે. ઝવેરચંદ મેઘાણી : પ્ર. કાઠિયાવાડ લિ. રાણપુર; એજન્ટ: ભારતી સાહિત્ય સંઘ; મૂલ્ય અઢી રૂપિયા.

પોતાના લેખક જીવનમાં જેને એક મોટી વધાઈનો પ્રસંગ મેઘાણી માને છે તેનું આ પુસ્તક ફળ છે એ પ્રસંગ તે ધારાળાના ગોર તરીકે જાણીતા પ્રજાસેવક રવિશંકર મહારાજનો એમને થએલો સમાગમ અમદાવાદના સરકારી દવાખાનામાં સરકારી કેદી તરીકે સારવાર ભોગવી રહેલા મહારાજ પાસે બેસી, તેમના વિશાળ અનુભવ ભંડારનું તાળું પોતાના જિજ્ઞાસુ પ્રશ્નોની ચાવીથી ખોલી, પછી 'રુઘોયું' શ્રોતા' બની તેમાથી કેટલાંક રત્નો મેળવનાર મેઘાણીએ એને પોતાની ઈરકામત કરી ન મૂકતાં આ પુસ્તક દ્વારા જાહેર મૂડી બનાવી દીધી છે મૂંગા લોકસેવકને બોલતો 'લોકહૃદયનો નમ્ર નિરીક્ષક' મળી ગયો, અને વ્યાસજીને જોઈએ તેવા ગણેશજી મળી ગયા એ ખરેખર એક સુપરિણામી ઘટના છે. લોકજીવનના નિરીક્ષણ-ચિત્રણનું આજસુધી સૌરાષ્ટ્ર પૂરતું મર્યાદિત રહેલું મેઘાણીનું કાર્યક્ષેત્ર આથી વિસ્તરે છે, અને હજી વધુ વિસ્તરવાની આગાહી આપે છે.

પુસ્તકમાં રવિશંકર મહારાજની અનુભવકથાઓ છે. એમાનુ પાત્રાલેખન, સંવાદોની ભાષા અને સમગ્ર કહેણી મહારાજની જ રાખી, પુસ્તકનું દસ્તાવેજી મહત્વ અણઅભડાયેલું રાખવા પોતે પોતાનો કસબ ખાસ વાપર્યો નથી એમ લેખકે જણાવ્યું છે વાત ખરી કે બનેલી ઘટનાઓનો, લોકપ્રકૃતિનો અને લોકભાષાનો આ પુસ્તક એક દસ્તાવેજ કે નોંધ છે પણ વાર્તાકલાની દૃષ્ટિએ ત્યારે એમા કશું એમ કોઈ રખે માને ' મહારાજ એક સિદ્ધહસ્ત વાર્તાકાર છે. એમનાં વાક્યો સચોટ ઉતાર હોય છે. એમની કથનશૈલીને કવાના ' સર્વ ગુણો વરેલા છે'—આવુ પ્રમાણપત્ર લેખકે મહારાજને આપેલુ છે એ ધ્યાનમાં રાખવા સાથે આ પણ ભૂલવા જેવું નથી કે, એમ હોવાથી મહારાજની વાણી ઝીલીને ફરી રજૂ કરવા ઉપરાત લેખકને વધુ બહુ કરવું પડ્યું નહિ હોય. તેમ છતાં એનું આવું ઝીલણ અને રજૂઆત તેમના સિવાય કોઈ બીજાને હાથે આવાં સફળ થઇ શક્યાં હોત નહિ પાત્રો, પ્રસંગો ને પાત્રભાષા મહારાજના, છતાં એ બધાંને યોગ્ય રીતે સાંકળી તેની રસિક વાર્તા બનાવની રૈવાલ ચાલે ચાલતી કલમ તો મેઘાણીની છે એમનો કસબ સ વ નથી અહીં, એમ તો કેમ કહેવાય ?

મહારાજને મોયેથી નીકળેલા આ પ્રસંગોને કલમના સાધનથી જીવતા બનાવવા કરતાય ખરી ખૂબી તો મેઘાણીએ બતાવી છે એમાના પાત્રોની ભ ષા પકડીને બરાબર ઉતારવામા મહારાજના બોલાવા બોલને તેમના નાદયંત્રે બરાબર ઝીલ્યા છે સૌરાષ્ટ્રની લોકબોલીનું માધુર્ય ને બળ પચાવનારને તો એ એક રસિક અને કઠેલું કાર્ય બન્યું હોવું જોઇએ મહીકાંઠાના નીચલા થરના લોકની એ ભાષાનાં વાક્યવળોટ, ઉચ્ચાર-લઢણો, 'એ'...હ' જેવા લહેકા અને પુછેપો વડે પણ થતા 'બયું'' 'મૂઉ' જેવા પ્રયોગ-બધું આબાદ ઉતારાયું છે નગરવનિતાના જેવી ફીકી, પોચી કે ચાંપલી નહિ, પણ ગ્રામયુવતીના જેવી ધીંગી ને હસેતી, જાડી છતાં મીઠી, એ ભાષ છે એ પુસ્તકિયા ભાષા નથી, જીવતી લોકવાણી છે

એ વાણીનાં બોલનારાઓનો પણ કેવો સબળ પરિચય અહીં થાય છે ! મહીનાં કોતરું એ ધારાળા, બારૈયા ને પાટણવાડિયાનું જીવન, એમની ટેવો, એમના અણઘડ ખમીર ને ખાનદાની, નબળાઇઓ ને તાકાતની, વીરતા અને કોમળતા, એ સર્વનો એમના વર્ગીય પ્રતિનિધિરૂપ કેટલાંક પાત્રોની 'મહારાજકથિત પ્રસંગકથાઓ' આપણને ખરેખરો પરિચય આપી જાય છે ભોળાં, બરછટ, પ્રેમ આપો તો સામું માથું આપે એવા, એમા કશું અનૈતિક કે અસ્વાભાવિક ન માની શકતા ચોરીની આદતને વશ થતા, પણ આ મહારાજ જેવાના 'શબ્દે' એમાંથી તેમ દારૂની લતમાંથી છૂટા થવા મથતા, રાજસત્તાએ કાયમનાં ગુનેગાર તરીકે આંકેલાં એ માનવીઓ છે એમની આ કથાઓ સાહિત્યકારોને એક અક્ષુણ્ણ પ્રદેશની ભાળ આપશે અને સમાજશાસ્ત્રીઓને, માનસશાસ્ત્રીઓને તથા લોકસેવકોને ઘણો વિચારખોરાક પૂરો પાડશે.

આમાં રજૂ થએલી સોળ પ્રસંગકથાઓમાં 'બહુ લાં...બું દેખું છું' કહેતા અન્નક્ષેત્રવાળા ભગત તથા પ્રતાપવંતી સંસ્કારી નારી જીજીબાની કથાઓ તો માણસાઇના પૂર્ણજ્યોત દીવાનું દર્શન કરાવનારી છે, પણ બાકીનીમા તો ચોરી ને ખૂન જેવા ગુનાઓની કથની છે, તોય ચોપડીનું નામ 'માણસાઇના દીવા'? હા, રવિશંકર મહારાજે ધરેલા- 'માણસાઈના દીવાને અજવાળે એ ગુનાના કરનારાઓના ય અંતરમાં ટમટમતા માણસાઇના દીવા જોવા માટે તો આ ચોપડી આપણને નોતરે છે. મોતી બારૈયો, દેદરડાનો ખોડીઓ, ગોકળ, ઝાલો, દેડલો, ફૂલો–આ બધાની વાતો એ બતાવે છે માણસાઈનો એ દીવો ક્યારેક હોલવાઈ જાય છે, અસહ્ય ગરીબીને લીધે, જેમ શનિયાના પ્રસંગમા બન્યું છે, તો ક્યારેક એ ચેતવાતાં જ ઠરી ગયો હોય છે, પૈસાની જ આંધળી ઉપાસનામા, જેમ બન્યું દેખાય છે ચોર ખજૂરના પૈસા માગતા કુહાણાના પ્રસંગમાં (પૃ ૮૧) પણ વધુ દાખલા તો અમસ્થા થઇ ગએલા એકાદ નાના ગુના પછી એના કરનારને વધુ ભયંકર ગુનેગાર બનાવવા તરફ લઈ જતી પોલિસની ગુના તપાસની પદ્ધતિ તથા સજાની

શાસનપદ્ધતિ એને માટે જવાબદાર હોવાની હોય છે. સ્ખલનવશ એવાં અશુધ માનવીઓને જો પોલિસને બદલે તેમની માણસાઇના દીવાને તેમાં નવું તેલ પૂરી તેની શગ સંકોરી નવી જ્યોતે તેને પ્રકાશતા કરી મૂકનાર કોઈ રવિશંકર મહારાજ મળે તો પરિણામ સાવ જુદું જ આવે છે આ બધું આ કથાઓ આપણને સમજાવી જાય છે. 'માણસાઈના દીવા' નામ બધી રીતે ઉચિત છે.

બીજી બધી વાતો તો બરાબર, પણ બાબર દેવાનાં અહીં અપાયેલા આખો વૃત્તાન્તનું આ 'માણસાઇના દીવા'માં શું સ્થાન ? એ જ દૃષ્ટિથી જોવું હોય તો કહેવાય કે 'ભગત'માંથી ક્રમશઃ માણસમાર ડાકુ બનતા બાબરની વાત માણસાઈનો હોલવાઇ ગએલો દીવો દેખાડે છે પણ બીજી રીતે જવાબ મળી રહે છે ને તે એ કે આ કથાઓમાંથી મહારાજના યજમાનો કે 'સ્વજનો' જેવા છે તેવાનો દસ્તાવેજી પરિચય જ આપવાનો હતો ને ? એટલે એ પ્રદેશ ને ત્યાંના લેકોની વાતમાં બાબર દેવાની ય વાત કેમ ન આવે ? અને પછી તો સોરઠી બહારવટિયાના કથાકારને ગુજરાતનો બહારવટિયો ય ન આકર્ષે ?

એનાં પાત્રોની વચ્ચે અખંડ સેવાવ્રતી યોગી જેવા ઘુમતા મહારાજનું વ્યક્તિચિત્ર પણ આ કથાઓમાં સાથે સાથે કેવું ઉપસતું આવે છે ! ગુનેગાર તરીકે પોલિસચોપડે ચડેલી કોમની ફરજિયાત લેવાતી નિત્યની હાજરી બંધ કરાવવા ઉઘાડે પગે ગાઉઓની ત્રણચાર વાર ખેપ કરતા, નિર્દોષોને ફાંસીને માંચડેથી તથા લાંબી કેદની સજામાંથી છોડાવવા અથાગ મહેનત કરત', શનિયાના છોકરાની એનાં માબાપે ન કરી તેવી પ્રેમાળ સારવાર કરતા મહારાજ પોતે જ માણસાઈનો વિશુદ્ધજ્યોત જ્વલંત દીવો નથી ? બહુ લલકારાતા 'જનતા એ જ જનાર્દન' એ સૂત્રને તેમ 'સાબાર ઉપરિ માનુષ' એ ચંડિદાસવચનને મહારાજ જ જાણે સાચું સમજ્યા છે. બે મૂઠી ખીચડી વિના બીજી કશી જરૂરત વિનાના આ સાત્ત્વિક બ્રાહ્મણે નિષ્કામ સેવાયોગ અને સાચા માનવધર્મનો કેવો જીવતો આદર્શ પૂરો પાડયો છે ! ચોરડાકુગીરી કરનાર કે જૂઠ બોલનાર કે પોતાનું અપમાન કરનાર પ્રત્યે જેમને ન કશી સૂગ, કે ચીડ, કે તિરસ્કાર, 'બાળક જેવાં' એ જ જેમનું એમનાં સ્વભાવ વર્તનાદિ પરનું વત્સલ નિર્દેશ ભાષ્ય, એવા મહારાજે ભાષણે આપ્યા વિના કેટલાયનું ઓછુંવત્તું હૃદય પરિવર્તન સાધ્યું છે ને કેટલાયને સારે રસ્તે ચડાવ્યા છે એ કયા સાધન વડે ? લોકોનાં હૈયાંને અડતું એ અમોઘ સાધન છે પ્રેમ. એ પેલા ફૂટાઇ જતા પાટણવાડિયાઓને 'મારાં સ્વજનો' કહી શકે છે. ભોળિયાં લોકો મહારાજને પાથરણા પર ઊભાડી પ્રણમે, પોતાને અણીની પળે આવી ઉગારનાર ચમત્કારીક પુરુષ માને (પૃ. ૨૩૩), એમનો બોલ ઉથાપે નહિ, એમને નાના ગાંધી કહે, એમાં પછી નવાઈ શાની ? લોકસંપર્ક કેમ કરાય, લોકસેવા કેમ થાય અને લોકહૈયાંને કેમ સ્પર્શાય એ જાણવા સારુ લોકસેવક બનવા ચહાનારાઓએ ક. તો મહારાજ જોડે એ બારૈયા પાટણવાડિયાઓમાં ફરવું જોઇએ. કાં તો આ પુસ્તકનું વાચન કરવું જોઈએ.

લોકસેવક તરીકે નહિ પણ લોકપ્રેમી, સાહિત્યસેવક તરીકે આ પુસ્તકના લેખક મહારાજની જોડે એવો પાંચ દિવસનો વાનગીપ્રવાસ મહીકાંઠાના એ મુલકનો ખેડી આવ્યા છે. એની હકીકત પણ એમણે પુસ્તકનાં છેલ્લાં બાવન પાનામાં પોતાની લાક્ષણિક શૈલીમાં વાંચનારાઓ આગળ ધરી દીધી છે. મહીસાગર, એનાં કોતરો તથા તીરપ્રાંતની ભૂગોળ તથા એ પ્રદેશનાં ગામો તથા માનવીઓની પ્રથમ દર્શને પોતા પર પડેલી છાપ વર્ણવવાનું ત્યાં મેઘાણીએ કર્યું છે. તેમ છતાં એ પાનાં પણ આગલાં પોણાબસોની માફક કેટલાક પ્રસંગોનું આલેખન કરી જાય છે. આ પ્રવાસકથામાં સૌરાષ્ટ્રની રાવળ્ય નદીને તેમ સૌનદુલામણની લોકકથાના દુહાને, અલબત્ત પ્રસંગોચિત રીતે, ટાંકયા વગર સોરઠી લોકસાહિત્યમાં ગળાબૂડ લેખક એ જીવડાથી રહેવાયું નથી, પણ આ કંઇ ફરિયાદ કરવા નહીં, એમની લાક્ષણિકતા સૂચવવા લખાય છે.

પુસ્તક વાંચવા ઉપડયા પછી પોતાના અન્ત સુધી લઇ ગયા પછી જ આપણને ઊઠવા દે તેવું રસમય બન્યું છે. મેઘાણીનાં ઘણાં વાર્તાત્મક પુસ્તકોનું એ તો જાણીતું લક્ષણ છે.

**રાણો પ્રતાપ** [અનુ ઝવેરચંદ મેઘાણી; પ્રકા. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ;] મૂલ્ય અઢી રૂપિયા.

બંગાળી નાટયકાર સ્વ. દ્વિજેન્દ્ર રોયના નાટકના ગુજરાતી અનુવાદની આ છઠ્ઠી આવૃત્તિ છે.

આપણા ગુજરાતીમાં મૌલિક રીતે લખાયલા 'પ્રતાપ નાટક' જોડે આને સરખાવવા જેવું છે. મેવાડના મહારાણા પ્રતાપનો ટેક અને અકબર સામે એણે વરસો લગી ખેડેલું જુદ્ધ બંનેનો મુખ્ય વિષય છે બંનેનું આધારસ્થાન છે કર્નલ ટોડનું રાજસ્થાન, એટલે બંનેમાંની ઘણી હકીકત વચ્ચે સામ્ય દેખાય છે. ગુજરાતી 'પ્રતાપ નાટક' બંગાળી કરતાં કયાંક કયાંક તો સારી ઝલક બતાવે છે. એમ પણ સરખામણી કરનારને લાગશે.

આ નાટકમાં આરંભમાં તો અકબર ઉદાત્તચરિત્ર નહિ પણ સંકુચિત વૃત્તિનો જણાય છે, જો કે પાછળથી તેની મહાનુભાવતા ખીલવવામાં આવી છે. પુરુષપાત્રોમાં પ્રતાપ ને અકબર આગળ તરી આવે છે. (માનસિંહને સલીમ જરા ઝાંખા છે) પણ તેમનુંય આલેખન સીધું થયું છે શક્તસિંહના પાત્રમાં થોડી સંકુલતા મૂકી છે એના દૌલત સાથેના લગ્ન અને પ્રેમની તથા સલીમની લાતના એણે લીધેલા વેરની બાબતમાં એ પાત્ર થોડા નવા રંગો પામ્યું છે, પ્રતાપ સાથેનો એનો ખટરાગ અને એનું દિલ્હી જઇ મેવાડ પર આક્રમણ પ્રેરવું, એ હકીકતનેય નાટકમાં ઠીક મહત્ત્વ ને વિસ્તાર મળ્યાં છે. પૃથ્વીરાજનું પાત્ર મશ્કરા જેવું બનાવાયું છે તે એના ઐતિહાસિક બિંબની ગૌરવહાનિ કરે છે. અલ-

બત્ત, એને વફાદાર રહેવા પાછળથી લેખક એને સારો પ્રતાપભક્ત બનાવે છે અને અંતિમ પ્રતાપપ્રશસ્તિ એના મેંમા મૂકે છે ખરા.

પણ પુરુષપાત્રો કરતાં તો નાટકનાં સ્ત્રીપાત્રો વિશેષ આકર્ષક બન્યા છે. એ તો હમેશની દ્વિજેન્દ્રની વિશિષ્ટતા છે પોતાની ભાવનાશીલતા, કવિતા, માનવતા ને પ્રેમની મહત્તાનું ઉચ્ચારણ મોટે ભાગે એ ભાવનામૂર્તિ સ્ત્રીપાત્રો દ્વારા જ શોધે છે. આ નાટકમાં સતી લક્ષ્મી અને મસ્ત પ્રેયસી દૌલત ધ્યાન ખેંચે છે જ, પણ ઈરા અને મહેરને, બાપના વેરની પાર જઈ માજણી બેનો કે ગોઠણ બનતી એ બે યુવતીઓને, તો સંઘર્ષભરી આ માનવી સૃષ્ટિમા પ્રેમની ને માનવતાની દેવીઓ જેવી દ્વિજેન્દ્રલાલે આલેખી છે ઈરા તો ભાવનાનું, સ્વપ્નનું, બાલક હોય તેવી છે; એ ભાવનાની ને કવિતાની જ વાણી ઉચ્ચારતી હોય છે. ઈરા, મહેર ને દૌલત, એક હિંદુ ને બે મુગલ, યુવતીએ ને હિંદુ-મુસ્લીમ વૈમનસ્ય ને ભેદની દીવાલો વચ્ચે, રસની, એકતાની, માનવતા ને પ્રેમનો ઉદાર મંગલ ધર્મ પ્રબોધતી મૂર્તિઓ બનાવી છે શક્તસિંહ પ્રત્યે મહેર દૌલતના દિલમા પ્યારનો અંકુર ઉગાડીને પણ કર્તાએ એ જ પ્રયોજનને સિદ્ધ કરવા ચાહ્યું છે.

નાટકમા દીર્ઘસૂત્રિતા અને પ્રસંગો, પાત્રો તથા પ્રવેશોનુ બાહુલ્ય છે, છતા એ પૂરતું સુવાચ્ય છે એમ.ના મૂળ બંગાળી ગીતો કેવાં હશે એની ખબર નથી, અનુવાદક એને 'અતિ-અતિ મીઠા' કહે છે, પણ એના અનુવાદ તરીકે રજૂ થએલા પાંચમાથી 'મારા દેવળમા પડઘા પડે, મારો ક્યાં હશે દેવળનાથ' એ રેવાનુ ગીત અને 'સતાવે એ મુખડાની યાદ' એ મહેરનું ગીત, અનુવાદકનું કવિત્વ દાખવતા સુકાવ્યો છે.

## આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ

[ગુજરાતી-હિંદી વિભાગ : પ્રકા૦ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. મૂલ્ય આઠ રૂપિયા.]

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મ સ્વ૦ આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવના સ્મરણમાં ગુ. વ સો. ની કારોબારી સમિતિએ સ્વર્ગસ્થના પ્રશંસકો અને અભ્યાસીઓ પાસેથી સંસ્કૃત, અંગ્રેજી, હિંદી ને ગુજરાતી એ ચારે ભાષામાં લેખો મંગાવીને એક મોટો સ્મારકગ્રંથ પ્રગટ કરવાનો ઠરાવ કરેલો તે આ ગ્રંથરૂપે અર્ધો સિદ્ધ થાય છે. અર્ધો એટલા માટે કે અંગ્રેજી લેખોને બીજા વિભાગરૂપ અલગ ગ્રંથ વાસ્તે જુદા તારવીને બાકીનાનો આ પહેલો વિભાગ પ્રથમ પ્રગટ કરવો પડયો છે.

આમા હિંદી અને સંસ્કૃતના મળીને પં માલવીયાજીના બે શબ્દ સાથે માત્ર ૭ જ લખાણ છે બાકીનાં ૪૫૦ પાના ગુજરાતી લેખો રોકે છે ગુજરાતી વિભાગની લેખસામગ્રીમા પ્રથમ અને ખૂબ મોટો પ્રકાર છે. સ્વ૦ આચાર્યના મિત્રો, શિષ્યો, પ્રશંસકો અને સબંધીઓના સંસ્મરણાત્મક અને અર્ધ્યાંજલિરૂપ લેખોનો એ લેખોમાથી વિધાર્થી, અધ્યાપક, ગૃહસ્થ, 'વસંત'તંત્રી, સાહિત્યકાર વિચારક, અને બનારસ વિદ્યાપીઠના વાઈસ-ચાન્સેલર આનંદશંકરનો, તેમજ તેમનાં વ્યક્તિત્વ, જ્ઞાન, જીવનદૃષ્ટિ, દૃષ્ટિવિશાળતા વિનોદ, ધર્મભાવના, ઇ. નો ઠીક પરિચય મળી રહે છે. જુદી જુદી વ્યક્તિઓએ પોતપોતાના પરિચય ને સંબંધના પ્રકાશમા સ્વર્ગસ્થના જીવનના જુદા જુદા પાસાને સ્પર્શવાનું એમાં કર્યું જણાય છે બીજો પ્રકાર છે સ્વર્ગસ્થના લેખક-વિચારક સ્વરૂપ પરત્વે થોડી ચર્ચા કરતા ત્રણચાર અભ્યાસપૂર્ણ લેખોનો આ પ્રકારના લેખોનો વિભાગ તો ખૂબ સમૃદ્ધ બનવો જોઇતો હતો—સંપાદકોએ કશીક યોજના નક્કી કરીને તેમ કરવું જોઈતું હતું—પણ તેમ નથી થયું. આચાર્યશ્રીના જીવન પર લખાયા છે એટલા લેખ એમના લેખન પર, એમના ધર્મ; સમાજ, કેળવણી, સાહિત્ય ને રાજકારણ વિશેનાં વિચારો ને લખાણો પર, અત્રે જોવામા આવતા નથી. ત્રીજા પ્રકારના લેખો સ્વતંત્ર અભ્યાસલેખો છે. સ્વતંત્ર એટલે જુદા જુદા અભ્યાસીઓએ પોતપોતાના અધ્યયન કે વિચારણાના તાજા ફળ જેવા લખેલા લેખો આ ત્રીજો પ્રકાર આચાર્ય આનંદશંકરનું નામ જેની સાથે જોડાયું છે એ ગ્રંથનું ગૌરવ અભ્યાસીઓને મન વધારે એવો છે આ પ્રકારના લેખોને અભિનંદન-સ્મારક-ગ્રંથોમાં સામિલ કરવાની એક પ્રણાલિકા બંધાઇ ગઇ છે આવા ગ્રંથોને જેના સ્મારક ગ્રંથ બનાવતા હોઈએ તેના સાક્ષરજીવન પરના લખાણોથી જ ભર્યા હોય તો શું ખોટું, એવો એક વિચાર આવે છે; પણ, સર્વ વિષયના રસિયા અને વિશેષજ્ઞ નહિ તો સામાન્ય જ્ઞાતા તો ખરા જ એવા આનંદશંકર ધ્રુવના જીવાત્માનું તર્પણ તો આવા નિરુક્ત, ભાષાશાસ્ત્ર, પ્રાચીન કાવ્યસંપાદન, રસચર્ચા, ધર્મ-તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, શિલ્પચિત્રકળા, અને ઇતિહાસ જેવા વિધવિધ જ્ઞાન વિજ્ઞાનના અત્ર રજૂ થયા છે તેવા અભ્યાસલેખોથી કરવું જ ઉચિત નથી શું, એવો પ્રશ્ન આવીને બીજી પળે તેને દૂર કરી દે છે.

લખનારાઓમાં વકીલો, અધ્યાપકો, દાકતરો, શિક્ષકો, સાહિત્યકારો, ઉદ્યોગપતિ, અમલદારો, એમ બધા વર્ગનાં કેટલાક પ્રતિષ્ઠિત નામો નજરે પડે છે એટલે એમ કહી શકાય કે લગભગ બધા વર્ગ પોતાની હાજરી નોંધાવી પોતાની અંજલિ આપી આચાર્યશ્રીને સન્માની જાય છે આ પ્રકારના ગ્રંથોમાં બધા લેખો એક જ કક્ષાના હોઈ ન શકે એ દેખીતું છે. સંસ્મરણાત્મક લેખોમાં તો સૌ પોતપોતાનાં સ્મરણો કહેતા હોય છે, ને એ બધા પાસેથી આપણને સ્વર્ગસ્થ સંબંધી કશુંક જાણવાનું મળતું હોય છે, એટલે એમાં પસંદગી કેમ થાય તે બાકીનામાથી વાંચવા જેવા લેખો તારવીને બતાવી શકાય એમ છે, પણ અભ્યાસીઓ પોતાની રુચિ ને દૃષ્ટિને જ માર્ગદર્શક બનવા દઈ પોતાની પસંદગી કરી લે એજ વધું સારું છે.

ગ્રંથની કિંમત ભડકામણી છે પણ તેની જવાબદારી યુદ્ધની હશે અને પ્રકાશક સંસ્થા એ બાબતમા લાચાર છે એ સમજી શકાય છે.

**પલટાતા નકશા--પુ. ૪**
લે. રતિલાલ મહેતા; પ્રકા૦ વંદેમાતરમ્ કાર્યાલય; મુંબઈ ૧ મૂલ્ય, અઢી રૂપિયા.

રોજે રોજના લડાતા સંગ્રામની સાથે સાથે માહિતી કૃત્ય ચાલુ રાખવા મથતા રસિયાઓને ઉપયોગી થનાર 'વંદેમાતરમ્'ની પુસ્તકમાળાનું આ ચોથું પુસ્તક ઈ. સ. ૧૯૪૪ના એપ્રિલથી ૧૯૪૫ના મે સુધી સંગ્રામની માહિતી અને સમીક્ષા સંખ્યાબંધ નાના અને ત્રણ મોટા નકશાની સહાય સાથે રજૂ કરે છે. યુરોપના પૂર્વ અને પશ્ચિમ તથા પ્રશાંતના મોરચાનું રોજે રોજનું આ યુદ્ધવિવેચન જર્મનીના પરાજય સુધી આવીને આ પુસ્તકમાં અટકે છે. પ્રકરણો જુદે જુદે તબક્કે લખાયેલાં હોઈ, ને યુદ્ધ તે દરમ્યાન આગળ વધતું હોઈ, પાછળથી બનેલી હકીકતને સમાવતો એક લેખ પુસ્તકને અંતે જરૂરી બન્યો છે. બારે માસના મહત્ત્વના (જેમા હિંદના પણ આવી જાય છે) યુદ્ધ બનાવોની રોજનીશી, આટોપાઈ ગયેલા યુરોપીય યુદ્ધ પર દૃષ્ટિપાત ફેંકાવવા લક્ષચાવતો નકશો અને જુદાં જુદાં સ્થળો વચ્ચેનાં અંતરોની યાદી—એ આ પુસ્તકનાં છેલ્લાં ત્રણ અંગ સામાન્ય વાચકને ઉપયોગી નીવડશે. પુસ્તક પત્રકારત્વનું સુલક્ષણું સંતાન છે.

પ્રસ્તાવનામાં લેખકે અને ત્યાર પછી છપાયેલા લેખના લેખક શામળદાસ ગાંધીએ યુદ્ધને અન્તે શું, તથા શાંતિ અને પુનર્ઘટનાના પ્રશ્નો છેડી પોતાની કેટલીક આશંકાઓ ને ફફડાટ વ્યક્ત કર્યાં છે, હજી બધું એરણ પર ભંગાય ટીપાય છે ત્યાં રશિયા જેવી સત્તાના વલણ પરત્વે બહુ નિશ્ચયાત્મક બોલવું જોઈએ નહિ, જેવું પ્રસ્તાવનામાં સહેજ થઈ ગયું જણાય છે. બાકી, 'દુનિયાની ભાવિ શાંતિ રશિયાના નવપલટા પર ઘણો આધાર રાખે છે. અને તે સાથે એ સામેના બ્રિટન—અમેરિકાના અવિશ્વાસ અને સામ્રાજ્યલોલુપતાની નાબૂદી પણ એટલી જ આવશ્યક છે.' એ પ્રસ્તાવના વાક્ય જોડે સૌ સંમત થાય તેવું છે.

અ. મ. રા.

**ઉર્વશી અને યાત્રી** : લેખક દુર્ગેશ શુક્લ, પ્રાપ્તિસ્થાન ભારતીસાહિત્યસંઘ, પો. બો. ૯૭૮, મુંબઈ ૧ રૂા. બે.

શ્રી. દુર્ગેશ શુક્લના 'ઉર્વશી અને યાત્રી' કાવ્યસંગ્રહમાં, એક પૃથ્વીછંદની નાટિકા અને એક વૃત્તાન્ત ગૂંથતી સૉનેટમાળાનો સમાવેશ થયેલો છે. એ બન્ને કૃતિઓમાં એક કે બીજી રીતે નવું રચવાની કવિની પ્રશસ્ય પ્રયોગશીલતા નજરે પડે છે. તેમાંય ઊર્મિનાટક 'ઉર્વશી'નો પ્રયોગ વિશેષ ધ્યાનપાત્ર છે. તેમાં, પુરુરવા જેવા માનવપ્રિયતમ સાથે પ્રેમમાં પડેલી ગાંધર્વકન્યા ઉર્વશી વરુણ પિતાને ત્યજી પૃથ્વી ઉપર આવી વસે છે; તે પાછી પોતાની મૂળ ભૂમિ–સાગરના નાદથી તેના પ્રત્યે આકર્ષાઈ, પુરુરવાને ઝૂરતો મૂકી ચાલી નીકળે છે. ગ્રીક અને આંગ્લ નાટકોથી પરિચિત કવિ એ કથાને આસાનીથી નાટયોચિત રૂપ આપી શકયા છે અને એ ત્રિઅંકી નાટકમાં પ્રવાહી પૃથ્વી છંદનો સફળ નાટયોચિત પ્રયોગ કરી, ભવિષ્યના નાટયકારો માટે એક નવો માર્ગ ખુલ્લો કર્યો છે. તેમાંનો છંદ, પોતાના આરોહઅવરોહવડે સંપૂર્ણ રીતે પાત્રોના મનોભાવો વ્યક્ત કરી શકે છે. તે એટલે લગી કે જળબાળા જેવા મુકાબલે ગૌણ પાત્રોનું વ્યક્તિત્વ પણ તેમાં ઉપસી આવે છે. એટલું જ નહિ, કવિ પૃથ્વીછંદ દ્વારા સંવાદનાં કેટલાંક મર્મસ્થાનોને સંવાદના જ લહેકાથી રજૂ કરે છે. દા. ત ઉર્વશીની પ્રણયકથાના પિતા પાસે સ્ફોટ કરતાં ખચકાતી જળબાળા (પૃ ૧૬), પુરુરવાને મળવા બ્હાવરી ઉર્વશીની અધીરતા (પૃ. ૨૦, ૨૧), સાગરપ્રયાણઘેલી ઉર્વશીની પુરુરવાની વેદના પ્રત્યેની ઉપેક્ષા (પૃ. ૩૦), જવા ઇચ્છતી ઉર્વશીની પુરુરવા પ્રત્યે રજાની માગણી (પૃ. ૪૪), પુરુરવાના જખમી દિલનો ઉર્વશી પ્રત્યે કટાક્ષ (પૃ. ૬૩) વ. પ્રસંગોમાં કવિની ઉપરની શક્તિ જણાય છે. તેમાંનું છેલ્લા પ્રસંગનું અવતરણ જોઈશું, જેમાં પોતાની સ્થિતિની સમજ પાડતી ઉર્વશીને જખમી પુરુરવા મહેણું મારે છે:

ઉર્વશી : "તમે મુજ વિષાદની ય
જરી કલ્પના તો કરો.
અમે ન જવું કિન્તુ નાથ,
બળ ના કંઇ ચાલતું,
રહ્યું તૃણસમાન વારિવહને
ચડી રે જવું.
પડે શ્રવણ 'આવ, આવ'
મુજ તાતના શબ્દ જ્યાં
રહે ન ઉર હાથ, સાથ
વસવા જઇ અબ્ધિના
ઉમંગ ઉછળે, પછી શું
વળવા કશી શકયતા!
સમુદ્ર પતિ સાદ શું
અવગણી શકે અપ્સરા?"

પુરુરવા : "શકે અવગણી જ માત્ર પિયુનેહ"

ઉર્વશી : "સ્વામી, ક્ષમા
અપૂર્વ સુખપ્રાપ્તિના મદમહી કરી હું રહી
ઉરે મૃદુલ ઘા, પરંતુ પળ માહરા ચિત્તની
વિચિત્ર અતિ જોઈ થાવ ઉરમાં જરી કોમળ:"

બીજાં ગદ્યનાટકો સાથે 'ઉર્વશી' સરખાવતાં તેની, ઊર્મિનાટક હોવાથી કાર્યગતિ કંઇક મોળી જણુય: પણ કાર્યગતિને બદલે ઊર્મિનાટકની નેમ ભાવદર્શન કરાવવાની વિશેષ હોય, અને તેમાં ઉર્વશી તદ્દન સફળ થયેલું છે. તેનો ત્રીજો આખો ખંડ અને ખાસ કરીને પાછલો ભાગ ભાવદર્શનની દૃષ્ટિએ અત્યંત સુંદર છે પ્રણયનું ઐક્ય હોવા છતાં માનવ અને ગાંધર્વ વચ્ચેની સ્થિતિભિન્નતા, તેમના સ્વભાવમાંથી ઊઠતાં સવેદનોની ભિન્નતામાં પરિણમે છે, તેનું સુંદર નિરૂપણ કવિ કરે છે. એક બાજુ, સાગરનાદ સાંભળી ઉત્કંઠિત ઉર્વશી પતિને પણ ત્યજી ચાલી નીકળવાનો દુર્નિવાર આવેગ સહી રહી છે: તો બીજી બાજુ, ઉર્વશીના સંયોગ વિનાની અવશ સ્થિતિ જ સહી ન શકનાર પુરુરવા, ક્ષણે ક્ષણે વેદનાની લાહ્યમાં બળતો બોલે છે:

"મને હૃદય આમ સંશય,
તને ન હું ઉર્વશી
દઈ દિલ શકયો, ન પૂર્ણ
દિલ તારું જીતી શકયો,

થતે જ નહિ તો પિવામૃત
જવા તને ઝંખના ''

પૃ ૩૧–૩૨

અને જવાના આનંદે થનગની–હસી રહેલી ઉર્વશી પ્રત્યેની, અસહાય પુરુરવાની કરુણ અને છેવટના ભાગમા ચિત્ર ઉઠાવતી ઉક્તિ

"હસે ? વિરહની વ્યથા
નજીક આવતી જોઈને
પ્રિયે, હૃદય થા સુખે
વદન હાસ ધરે, કહે ?
સમીપ મુજ ઓષ્ઠ કેરી
સુખસોમનુ પાત્ર જ્યા
ધર્યું ન ધર્યું ત્યા જ ક્રૂર
વિધિએ કર્યું દૂર, હા
સુકોમળ, સુરેખ કુમકુમ
કિનાર ધાદાણુ જ
પુરા પ્રતિપગે હતા સુખદ
સ્પર્શતા, તે હવા
પ્રયાણ કરતા જતા
અનુભવે ઉર વજ્ર શા ''

પૃ ૩૨

આ નાટકમા સાદ્યન્ત લલિત અને ગભીર ભાવો વહાવવાનુ સામર્થ્ય કવિમા જણાય છે અને સુકુમાર–બળવાન ભાવોના શબ્દમાધુર્યવાળા, સસ્કૃત શૈલીના સમૃદ્ધ વર્ણનો, તેમ જ સુદર શબ્દચિત્રો નાટિકાના કવિત્વને ઉજાળે છે ટૂકમા, કવિ માટે આ સ્તુત્ય પ્રયોગ છે અને શ્રી ઠાકોરના પૃથ્વીનુ એક નવા પ્રદેશ અર્થે વિજયી સિમાચિહ્ન છે આપણે ત્યા કવિતા વાચન જો જનતામા પ્રસરવા પામે અને આવી નાટિકાઓ યોગ્ય નટને કંઠે ભાવવાહી પઠન પામે તો જનતાને જરૂર રસદાયી થઈ પડે કવિએ નળદમયતીની અપૂર્ણ નાટિકા રચી છે, તે અને બીજી રચે એ ઇચ્છનાયોગ્ય છે

શ્રી શુક્લની સૉનેટમાળા 'અનાદરાનો યાત્રી' એ ય તેમની કવિતા શૈલીની કેટલીક ઈષ્ટ લાક્ષણિકતાઓ દર્શાવે છે એકસો સૉનેટ મણકાને ગૂથતુ કથાસૂત્ર આ પ્રમાણે છે આબુ પર્વતની તળેટીનુ એક રમણીય ગામ અનાદરા છે, ત્યાનો યુવક એક કન્યા ઉમા પ્રત્યે પ્રેમપરિણામી કોમળ ભાવ ધરાવે છે ત્યાથી તે મુબઈ જઈ તેના એક મિત્ર જયતની પરિણિતા બહેન રમાના પ્રેમમા પડે છે, અને તે અસભવિત પ્રેમમાથી હૃદયને છોડવવા દેશદર્શન કરે છે અને તેવા અનુભવોસહ પાછો ફરી, પોતના વતન આબુમા અને તેમા વસતી ઉમાના સાન્નિધ્યમા વસી, હૃદય ઘા રુઝાવે છે

આટલા બધા સૉનેટદ્વારા, ઉપર કહેલી આછી કથા વ્યક્ત કરનાર કવિ પાસે પ્રસગો ને ચિતનોની સમૃદ્ધિ તો દેખીતી છે આબુ જેવા ગુજરાતના રમણીય ડુગરાળ પ્રદેશની પ્રકૃતિસુદરતાને, ત્યાના સ્થળોની ઐતિહાસિક લાક્ષણિકતાને તથા ત્યાના ભીલીપ્રધાન ગ્રામજીવન અને ગ્રામ સમાજની તળપદી વિશિષ્ટતાના ખજાનાને કવિએ પોતાના નિરૂપણાર્થે ઠીક લૂટયા છે આબુ ઉપરાત, મુબઈ અને યાત્રીના અન્ય ભ્રમણના વર્ણ્ય એવા સ્થળોની પસદગી કરી, કવિએ સુદર વર્ણનો કર્યાં છે તે બધા સ્થળોના પ્રકૃતિદૃશ્યો વર્ણવતા કાવ્યો, ૧ અનાદરાનુ પ્રભાત ૨ આબુ ૩ એક સધ્યા ૪ પર્વતની સધ્યા, ૫ મેઘબાલા ૬ મુબઈ ૭ સાધ્ય ભારતી ૮ ફેરી વ છે તો એ સ્થળોમાના કેટલાક પ્રદેશ સાથે સકળાયેલે કોઈ ઐતિહાસિક પ્રસગ, દતકથા કે લોકોક્તિને ગૂથી લેનાર સૉનેટો તે, ૧ હૈમ રોક ૨ બાલમ રસિયા ૩ જીર્ણ બારી ૪ ભૈસીઝ રોક છે, અને સ્થળોની તળપદી વિશિષ્ટતાવાળા કાવ્યો, ૧ ઊટને ૨ ખેતરના ચાડિયા ૩ ખેતરમા ઉભેલા બગ ૪ અવાવરુ વાવ ૫ હાથિયો થોર વ ને ગણી શકાય લગભગ આ બધી તરકીબો સીધી આડકતરી રીતે પાત્રના મનોભાવો વ્યક્ત કરવા માટે જ છે પણ ચોખ્ખા, નાયકની મનોદશાને જ વર્ણવનારા સારા સૉનેટો, ૧ પ્રસ્પન્દ ૨ અમરવેલ ૩ પ્રિયે જો ના આવે, ૪ ભાગ્યબીજ વ છે અને ચિતન કાવ્યો છૂટાછૂટા આ સગ્રહમા ઘણા છે તે ઉપરાત ૧૯ સૉનેટોનો 'દેશદર્શન' વિભાગ તો આખો જ માનસશાસ્ત્રીય ચિતનનો છે એ વિભાગના પ્રવાહી પૃથ્વીમા કાવ્યના અર્થઘન અને અર્થસમર્પક લક્ષણો પોષાય છે એમાના શાસ્ત્રીય ગધી ચિત્ત સિદ્ધાન્તદર્શનો સ્પષ્ટતાથી, વિચારોની સૂક્ષ્મ ઝીણવટથી અને છતા પ્રવાહીપણે રજૂ થયેલા છે તો બીજી બાજુ, એનુ બધુ માનસશાસ્ત્રીય આલેખન કોઈ ચોક્કસ પાત્રના ભાવલેખનાર્થે નહિ પણ કેવળ સામાન્ય નિરીક્ષણાર્થે કે સિદ્ધાન્તદર્શનાર્થે થતુ હોવાથી, તે કાવ્યો નિબંધાત્મક બની ગયા છે અને આ આછી, ફીક્કી કથા ઉપર એનો ભાર ઘણો વધી જાય છે આનુ આ જ ચિતન કવિ કોઈ બહોળી કથાના ફલકમા જરૂર ગૂથી શકે, પણ, અત્રે તે બધા સ્વતત્ર સૉનેટો બનતા નિરસ થાય છે

આ માળામા કથાનક ઉપર અવલબતા સૉનેટો, 'રમા,' 'આશાઓટ' જેવા બે–ચાર જ છે, બાકી તો બધા સૉનેટ લગભગ સ્વતત્ર રહી શકે તેવા છે કવિએ રચેલા સૉનેટો સૉનેટ કાવ્યપ્રકારની રૂઢ માન્યતાને સતોષે તેવા ચિતનની ચોટ અને કયાક પલટાવાળા પણ છે તો બીજી બાજુ કવિના કથયિતવ્યની બધી મોકળાશનો લાભ પણ તેને મળ્યો છે એક બાજુ લેખકની સંસ્કૃતમય શૈલી છે, તો બીજી બાજુ આપણી કવિતામા હજી નહિ કે વિરલ વપરાયેલા ઘરગથુ, તળપદા લહેકા, શબ્દો, રૂઢિપ્રયોગો, કહેવતો પણ આવે છે દા ત ડચકારતા, મોસૂજણુ, વસવસો, હાશકારો, ઢાકઢુમ, પાપા પગલી આજ્ઞો, જીહા રે જીહાજીહા, વોય માડી, અરર ઓ મા હે, હટ, હુક્ક, ચાલ રી, આ અને એવા પ્રયોગોની હળવી સ્વાભાવિકતા પણ શૈલીમા છે એક બાજુ જૂની સરખામણીઓ પણ ખરી તો, નવી કલ્પનાશીલ ને વ્યવહારુ ઉભય પ્રકારની ઉચિત સરખામણીના સુભગ વર્ણનો ય ખરા કવિ શબ્દપરપરા મૂકયે જવામા શ્રી ઠાકોરની કવિતાને અનુસર્યા છે નવા પ્રાસો, તથા પ્રાસાદિક એવા આતરપ્રાસોની ગરજ સારતા પંક્તિની અદરના શબ્દો પણ ઠેરઠેર છે દા ત નાથ–હાથ, તરગ–રગ, લાસ્ય–હાસ્ય, હાથ–સાથ, શિખતે જ નિરતે જ વાદુ–માદ, રોક–રોક વ વ વળી છદની પક્તિના ઉતરા ઝૂક વર્ણ ન

બદલે અછડતા રણકારની માધુરી માટે લઘુ વર્ણનો ઉપયોગ તો કેટલે બધે સ્થળે તેમણે કરેલો છે. અને કયાંક, 'પ્રિયે જો ના આવે! જેવામાં બહુ સુખદ નહિ તોપણ શિખરિણી–મંદાક્રાન્તા છંદના મિશ્રણનો પ્રયોગ પણ જણાય છે.

કવિની શક્તિઓ ઉપરાંત મર્યાદા પણ નોંધવા જેવી છે. કવિની નાટિકામાં છંદ, શૈલી, ભાવ પ્રગટીકરણ જેટલાં જીવંત લાગે છે, તેટલાં સોનેટમાંનાં—કેટલાંક બાદ કરતાં—છંદ વ. જીવંત જણાતાં નથી. તેનું કારણ, તેમની પોતાની ભાવવાહી શૈલી અતિશબ્દાળુ બની અસ્પષ્ટાર્થ અને ભાવરોધક થઇ જાય છે, તેથી કયાંક સમગ્ર કાવ્યનો, તો કયાંક સમગ્ર સાથે અમુક પંક્તિનો અર્થ સ્પષ્ટ ન થતાં, રસ રુંધાય છે. આશા રાખીએ કે કવિ એ બાબત ધ્યાન રાખી પોતાની શક્તિને, માતબર બનાવે.

હીરાબેન ક. મહેતા

**વિશ્વદર્શન** (તારક પરિચય) લેખક છોટુભાઈ સુથાર પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ કિ. રૂા. ૧–૪–૦

વસંત ઋતુનો તારા–નકશો કિં. ૦–૮–૦

ગ્રીષ્મ ઋતુનો તારા–નકશો કિં. ૦–૮–૦

શરદ ઋતુનો તારા–નકશો કિ ૦–૮–૦

હેમંત ઋતુનો તારા–નકશો કિં. ૦–૮–૦

આલેખક : છોટુભાઇ સુથાર પ્રકાશક : તારા મંડળ, આણંદ.

આકાશદર્શન વિષે ગુજરાતીમાં ગણ્યાંગાંઠયાં જ પુસ્તકો છે તેમાં વિશ્વ-દર્શન નામક હાથ–પોથીના પ્રકાશનથી એક સારો ઉમેરો થાય છે.

આખા આકાશનો પરિચય આપવા માટે ઋતુ ઋતુનો એક નકશો કરીને કુલ છ નકશા તારકમંડળે કરવા ધાર્યા છે અને જેમાંથી ઉપર મુજબ ચાર નકશા પ્રકટ થઇ ગયા છે, તેની સમજણ આપવા માટે આ હાથપોથી તૈયાર કરવામાં આવી છે. ખગોળશાસ્ત્રના વિજ્ઞાનમાં ઊતરતાં પહેલાં કોઈ પણ અભ્યાસીને પ્રાથમિક જરૂરિયાત તારાઓનો પરિચય કરી લેવાની હોય છે. સારા નકશાઓને અભાવે કેટલાયે જિજ્ઞાસુઓ તારાઓનો પરિચય કરે ન કરે ત્યાં આગળ વધતા અટકી જાય છે. જો એ પરિચય પહેલી જ વાર સારા નકશાઓથી કરાવવામાં આવે તો ખગોળશાસ્ત્રનો પ્રવેશ સુગમ થઈ જાય. તારક–મંડળે પ્રકટ કરેલા આ નકશા એ રીતે સ્પષ્ટ અને પૂરતી વિગતવાળા છે ૧૩"×૧૩" જેવડું માપ નકશાને સ્પષ્ટ બનાવવામાં ઠીક મદદગાર બન્યું છે.

હાથપોથીની મર્યાદા આ નકશા સમજાવવાની છે, એટલે તારાઓના વિજ્ઞાનને સ્પર્શ ન કરીને પોથીએ પોતાની મર્યાદા બરાબર જાળવી છે. સમજણ વધારે વિશદ કરવા માટે હાથપોથીમાં પણ ઋતુના નાના છ નકશા ઉપરાંત તારક મંડળોના વિશેષ નકશા આપવામાં આવ્યા છે હાથપોથીના ઋતુ–નકશા છે એનાથી બમણા કરવામાં આવ્યા હોત તો ઠીક સ્પષ્ટ બની શકત.

નકશાઓમાં ક્યાંક વૈતરણી કે નદી–મુખને બદલે યમુના કે વેદીમુખ થઈ ગયાં છે એ પ્રાથમિક પરિચય કરનારને ભ્રમણામાં નાખી દે તેમ છે. ઉપરાંત યમુના, વેદીમુખ, નરતુરંગ, ઉચ્ચૈઃશ્રવા, ભુજંગ, ભુજંગધારી વગેરે તારકનામો અત્યાર સુધીમાં આપણે ત્યાં પ્રચલિત થઇ ગયાં છે એને બદલે વૈતરણી, નદીમુખ, નરાશ્વ, ખગાશ્વ, સર્પ, સર્પધર વગેરે બીજાં નામો મૂકવાથી વાંચનારાઓમાં દ્વિધા ઊભી કરશે. આપણે ત્યાં ખગોળશાસ્ત્રનાં વધારે પુસ્તકો પ્રકટ નથી થયાં એ પહેલાં ખગોળશાસ્ત્રના ગણ્યાંગાંઠયાં અભ્યાસીઓ છે તેઓ ભેગા મળીને શાસ્ત્રીયતા જળવાઈ રહે છતાં લોકજીભે સરળતાથી ચઢી જાય તેવાં નામો નક્કી કરી લે તો નામકરણમાં એકવાક્યતા જળવાઇ રહે અને લોકોમાં દ્વિધા ઊભી થતી અટકે.

આ પુસ્તકના પ્રકાશનની સાથે ગુજરાતમાં ખગોળશાસ્ત્રના પ્રચાર માટે નકશા પ્રકાશન, પુસ્તક પ્રકાશન, માસિક પ્રકાશન, સભાઓ વગેરે ઉદ્દેશ સહિત તારકમંડળ, આણંદ નામની સંસ્થા અસ્તિત્વમાં આવે છે તે ગુજરાતને માટે આનંદનો વિષય છે. પાંચ રૂપિયા ફી લઈને સંસ્થાનું સાહિત્ય સભ્યોને મફત આપવાનું નક્કી કરવામાં આવ્યું છે ગુજરાતમાં શાસ્ત્રીય અભ્યાસની બહુ જ થોડી સંસ્થાઓ છે. તેમાં પોતાના અસ્તિત્વથી ઉમેરો કરતી આ સંસ્થામાં ગુજરાત ભરનાં ખગોળશાસ્ત્રના અભ્યાસીઓ જોડાઈ જઇને સંસ્થાને વ્યવસ્થિત અને કાર્યશીલ બનાવે એવી આશા રાખીએ.

અશ્વિનીકુમાર

**ભોજ અને કાળીદાસ** : સંપાદક લક્ષ્મીનારાયણ મોહનલાલ પંડ્યા પ્રકાશક : એન. એમ ત્રિપાઠી લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ–૨ કિંમત ૪–૮–૦.

જે જમાનામાં સાહિત્યમાં વાસ્તવદર્શન કેટલું હોવું જોઈએ, એ જીવનસ્પર્શી હોવું જોઈએ કે નહિ, એમાં પ્રગતિવાદ છે કે નહિ એવી એવી ચર્ચાઓ ઊભી કરવામાં નહોતી આવી એવા જમાનાની આ લોકવાર્તાઓ છે.

સૈકાઓથી આપણા દેશના પ્રાંતે-પ્રાંતમાં આ અને આવા પ્રકારની વાર્તાઓ લોકકંઠે સચવાતી આવી છે. કોઇ બારોટ, કોઇ ચારણ કે કોઇ વાતડાહ્યો આદમી ગામડાના ચોરા ઉપર રાતના બેસીને આવી વાર્તાઓ જ્યારે લલકારીને કહેતા હોય ત્યારે એ સાંભળવાની ખરી મજા પડે. ગ્રામજનો માટે આના મનોરંજની

કાર્યક્રમો માનસિક થાક ઉતારનારા થઈ પડતા અને એ ઉપરાંત બુદ્ધિની અને ચતુરીની, સાહસ ને પરાક્રમની આવી વાતો સાંભળીને લોકો પોતાના દુખો ભૂલી જતા કે એવા ગુણો તરફ વળવાનો પ્રયત્ન કરતા

આવી વાર્તાઓમાં 'માનવ સ્વભાવની ખામીઓ અને ખૂબીમાં આવતી હોય છે જીવનની અનેક બાજુને સ્પર્શતી આ વાતો સૈકાઓ ગયા છતાં નિતનવી જેવી લાગે છે ત્યારે આજની આપણી કેટલીક દૂકી વાર્તાઓ કે નવલકથાઓ આ લોકસ રક્ષિત સાહિત્ય પાસે ઝાંખી લાગે છે.

આ સંગ્રહમાં ૯૬ વાર્તાઓ મૂકવામાં આવી છે દરેકમા કાંઈ ને કાંઈક વિલક્ષણતા સમાએલી છે દરેક વાર્તાને પોતાનું કાંઈક કહેવાનું હોય છે.

આ સંગ્રહની આ ચોથી આવૃત્તિ છે. એના સંપાદકે આમાં ઠીક શ્રમ લીધો છે પણ ભાષાને હજી વધુ સરલ કરી શક્યા હોત અને કેટલાક પ્રસંગોમાંથી કેવળ નિરર્થક લાગે એવી બીનાઓ કાઢી નાખી હોત તો વધુ સારું થાત

બાળકો અને પ્રૌઢો માટેના ઇતર વાચન માટે નાની આવૃત્તિ નવીન શૈલીએ લખવાની જરૂર છે. સંપાદક એ કરશે ?

**રાષ્ટ્રભાષા વિષે વિચાર** : લેખક મોહનદાસ કરમચંદ ગાંધી પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ કિંમત ૦-૧૨-૦.

રાષ્ટ્રભાષા હિંદી કે હિંદુસ્તાની એનો જ્યારે દેશવ્યાપી મતભેદ ઊભો થયો છે ત્યારે પૂ. ગાંધીજીના રાષ્ટ્રભાષા પરત્વેનો લેખો, પત્રો વગેરેનો સંગ્રહ સમયસરનો થઇ પડશે એઓએ શરૂઆતમાં જ કહ્યું છે કે 'હિંદુસ્તાની એટલે ઉર્દૂ નહિ, પણ હિંદી ઉર્દૂનું રૂડું ઉત્તરના હિંદી સમજી શકે તેવું સંમિશ્રણ ને નાગરી અથવા ઉર્દૂમાં લખે એવું રૂપ આ પૂરી રાષ્ટ્રભાષા, બાકી અધુરી પૂરી રાષ્ટ્રભાષા શીખનારે આજ તો બને લિપિ શીખવી જોઇએ ને બને રૂપ જાણવા જોઇએ રાષ્ટ્રપ્રેમ આ નિશ્ચયપૂર્વક માગે છે જે આ જાણશે તે કમાશે, નહિ જાણે તે ખોશે'

હિંદી અને હિંદુસ્તાનીમાં શું ફેર છે તે આ પુસ્તકનો દરેક લેખ સ્પષ્ટ બતાવે છે આજે આ પ્રશ્ન વધારે જટિલ બની ગયો છે એ પ્રશ્ન વિશેષે રાજકરણી પણ બની ગયો છે એકવાર એ પકડમાંથી આ પ્રશ્ન મુક્ત થશે તો બે ભાષા કે એથી પણ વધુ ભાષા શિખવાનો બોજો ઓછો લાગશે

**રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ** : લેખક મગનભાઇ પ્ર. દેસાઈ. પ્રકાશક નવજીવન કાર્યાલય, અમદાવાદ કિં. ૦-૬-૦

આ નાની પુસ્તિકામાં લેખકે વિદ્યાર્થી પ્રવૃત્તિને બળવાન અને કાર્યરત કરવાને સૂચનો કરેલા છે આજે જે રીતે વિદ્યાર્થી સંઘો કામ કરે છે એમા જે દોષો છે તે પણ સ્પષ્ટ બતાવ્યા છે વિદ્યાર્થીઓ કેવળ ભાવના ને લાગણીમાં તણાઇને કામ કરે તેના કરતા એમા બુદ્ધિ, જ્ઞાન અને સાહસ–શૌર્ય પણ ઉમેરાય એ જરૂરી છે

લેખકે વિદ્યાર્થી કાર્યક્ષેત્રના ચાર વિભાગ પાડેલ છે (૧) આત્મશુદ્ધિ કે જાત–સુધારણા (૨) રચનાકાર્યની બાબતો (૩) સેવાની તાલીમ અને શિસ્ત (૪) અભ્યાસશુદ્ધિ.

આ ચારે કાર્યોનું પૃથક્કરણ અને આલોચના એમણે કરી છે વિદ્યાર્થી પ્રવૃત્તિમાં રસ લેતા દરેકે અવશ્ય આ પુસ્તિકા જોવી જોઇએ.

**ગાંધીજીની યુરોપયાત્રા** : અનુવાદક ચંદ્રશંકર પ્રા. શુકલ પ્રકાશક : વોરા એન્ડ કં. લિ મુંબઇ–૨ કિંમત રૂા. ૨–૦–૦

કુમારી મ્યુરીએલ લેસ્ટરના પ્રખ્યાત અંગ્રેજી પુસ્તક Entertaining Gandhi નો આ અનુવાદ ઘણો મોડો પણ એક અધિકારી જનને હાથ થયો છે એ સંતોષની વાત છે

પુસ્તકના પ્રસંગો એક પછી એક એટલા બળવાન છે કે આપણે એના પ્રવાહમાં એક નવલકથાનો વેગ જોઇએ છીએ પ્રસંગોની ભવ્યતા પ્રસંગે પ્રસંગે વધે છે. ગાંધીજી એક લોકનાયક તરીકે ગાંધીજી એક સત્યના શોધક તરીકે, એક દરિદ્રનારાયણના અદના સેવક તરીકે આ બધા તેજસ્વી પ્રસંગોના સોંસરવા દેખાઇ આવે છે

આખા પુસ્તકનો સાર એક વાક્યમાં કહેવો હોય તો 'હુ કબૂલ કરું છું કે હુ ખાલી હાથે પાછો આવ્યો છું પણ મને એટલો સંતોષ છે કે જે વાવટાની આબરૂ મારા હાથમાં સોંપાઇ હતી તે વાવટો મે નીચો નમાવ્યો નથી કે તેની પ્રતિષ્ઠાને કોઇ રીતે ઝાંખપ લાગવા દીધી નથી. મેં નિરંતર એવી કાળજી રાખી છે, ને સાધના કરી છે, કે મારાથી ગફલતની કોઇ ક્ષણે કે નબળાઈની કોઇ પળમાં એવું કામ ન થાઓ કે એવું કઇ વચન ન બોલાઓ, જેનાથી મારા દેશનું ગૌરવ ઝાંખું પડે કે મારા દેશભાઈઓએ મારા પર મૂકેલા વિશ્વાસને માટે હુ અપાત્ર ઠરું ' ગાંધીજીએ કહેલા આ ઐતિહાસિક બોલ આપણને દેશની આજની કટોકટીની ક્ષણે પણ યાદ આવે છે

આ પુસ્તક ખૂબ વંચાય એમ અમે ઇચ્છીએ છીએ

★

# લોકશિક્ષણ

લેખક
બબલભાઇ મહેતા

## [ ભીંતપત્રો મારફત ]

### ૧. દૂધ માણસનું હાડ બાંધે છે

આપણે વાતે વળગીએ છીએ ત્યારે બધા બૂમો પાડીએ છીએ કે દહાડે દિવસે આપણી પ્રજા માયકાંગલી થતી જાય છે. પણ એ વાત કર્યા પછી એના ઉપાય માટે આપણામાંથી કોઇ કશું પગલું લે છે ? તો જવાબ મળશે. ના.

ઈ. સ ૧૯૧૩માં વિલાયતના લોકોનાં શરીરની સરેરાસરી ઊંચાઇ પાંચ ફૂટ બે ઇંચ હતી અને અત્યારે પાંચ ફુટ છ ઈંચ છે એટલે કે છેલ્લા પચીસ વર્ષમાં આખા દેશના લોકોની ઊંચાઈ એમણે ચાર ઈંચ વધારી મૂકી એજ પ્રમાણમાં એમણે એમનું વજન પણ વધાર્યું છે.

આપણે ત્યાં એથી ઊલટી સ્થિતિ છે. આપણે દહાડે દિવસે ઠીંગુજી અને દુબળા પાતળા થતા જઇએ છીએ. પણ કોઈ આપણા આ મહાન ક્ષયરોગને અટકાવવાનો વિચાર કરતું નથી.

આપણે ચારે કોર ભણતર વધારવાની વાતો સાંભળીએ છીએ. એ સારી વાત છે. પણ શરીર સુધાર્યા વિના ભણતર શું ખપમાં આવવાનું ? અક્કલ હોશિયારી પણ શરીર સારું હોય એથી જ વધી શકે છે. એટલે ખરું જોતાં તો શરીર સુધારે અને અક્કલ વધારે એજ સાચું ભણતર જો એ બેય ન થતું હોય તો એકલું ભણતર આપતી નિશાળોને તાળાં વાગી જાય તો પણ આપણને બહુ ખોટ નથી.

આપણી પ્રજાનાં શરીર બગડવાનાં કારણો તો અનેક છે પણ એમાં મુખ્ય કારણ ખોરાક છે. આપણો ખોરાક દિવસે દિવસે કસ વગરનો થતો જાય છે અને એની જ આ બધી મોકાણ છે.

દૂધ એ તો આ મૃત્યુ લોકનું અમૃત છે. કેટલાક વૈદ્યો એને પૂર્ણ ખોરાક કહે છે એમાં બહુ અતિશયોક્તિ નથી, રોજ જો એ પૂરતા પ્રમાણમાં મળે તો મોટો શું કે નાનો શું દરેક માણસના શરીરનો વિકાસ થતો જ રહે. બાળકના ઉછરતા શરીર માટે તો એની ખાસ જરૂર છે. એથી જ વિલાયતની લાખો નિશાળોમાં વર્ષોથી બાળકોને મફત અ ર તો બહુ સસ્તા ભાવે રોજ દૂધ પાવામાં આવે છે.

પણ આપણી દૂધની વપરાશ કેટલી છે એ તમારે જાણવું છે ?

| દેશ | માથાદીઠ સરાસરી વપરાતું દૂધ |
|---|---|
| વિલાયતમાં | ૨॥ શેર |
| અમેરિકામાં | ૨। શેર |
| જર્મનીમા | ૨ શેર |
| હિંદુસ્તાનમા | સવા અધોળ |

કયાં ૨॥ શેર દૂધ અને કયાં સવા અધોળ દૂધ ? આપણે પણ આપણા બાળકોને જો એમના જેવા મજબૂત અને તંદુરસ્ત બનાવવા માગતા હોઇએ તો બીજી બધી વાતો છોડી દઈને, બીજા ખર્ચાઓમાં કાપ મૂકીને પણ આજે જ આપણા બાળકોને વધારે નહિ તો રોજ અચ્છેર શેર દૂધ પીવડાવતા તો થઈ જ જાવ.

તા. ૨૪-૧૦-૪૫

### ૨ મોસમી તાવનો સહેલો છતાં અકસીર ઈલાજ

ભાદરવા મહિનામાં તાવ આવે છે એ મોસમી તાવ કહેવાય.

એ તાવને કાઢવા માટે નીચેનો ઈલાજ કરો

| | |
|---|---|
| કરિયાતું | તોલો ૧ |
| કડું | તોલા ૨ |
| કોલમ | તોલા ૩ |

આ ત્રણે ચીજોને સાથે બરાબર ખાંડીને બારીક ચૂર્ણ કરવું. એમાંથી સવાર સાંજ બબ્બે આનીભાર દવા પાણી સાથે લેવાથી તાવ ઊતરી જાય છે અને ફરી આવતો નથી. પણ આ દવાની ફાકી લાગલાગટ સાત દિવસ સુધી ..

### મરડાનો સહેલો ઉપાય

| | |
|---|---|
| કાથો | તોલા-૩ |
| કપુર | તોલો-૧ |
| ચૂનો (માખણ જેવો) | તોલો-૦॥ |
| અફીણ | તોલો-૦। |

આ બધાનું મિશ્રણ બનાવીને તુવેરના દાણા જેવડી ગોળી બનાવી દિવસમાં ત્રણવાર એક એક ગોળી પાણી સાથે લેવાથી ત્રણ દિવસમાં મરડો અને આમ મટી જાય છે. ( પરેજીમાં ઘઉ બિલકુલ ખાવા નહિ )

૨૪-૧૦-૪૫

### ૩ હરામના ધંધાઓથી ચેતતા રહેજો

મારા જાણવામાં આવ્યું છે કે આપણા ગામમાં પણ કોઈ કોઈને છક્કા પંચાના ચસકો લાગ્યો છે. એમાય જ્યારે સાંભળ્યું કે કેટલીક બહેનો અને ઉચ્ચ ગણાતી બ્રાહ્મણ કોમના ભાઈઓ પણ આ લતમાં ફસાયા છે ત્યારે ખરેખર બહુ દુઃખ થયું.

છક્કો પંચો એક જાતનો જુગાર છે. સટ્ટાના ધંધાએ જેમ અનેકને પાયમાલ કર્યા છે એમ આ છક્કા પંચાએ પણ ગામના ગામ તારાજ કર્યા છે. પાટીદારોના બાર ગામોમાં એક બહુ આગળ પડતા ગામને પણ આ છક્કા પંચાનો ચસકો લાગ્યો હતો. પરિણામ એ આવ્યું કે ત્યાંના કેટલાય સારા સારા ઘરોમાં આજે પણ હાંલ્લા કુસ્તી કરવા લાગ્યા છે.

આ ધંધામાં પણ થોડા લોકો તાજા થાય છે પણ જે એના ખીલાવાળા બીજા બધાને તો વહેલા મોડા ઘરના ગોપીચંદન જ ખોવા પડે છે. આવા ધંધામા મોટે ભાગે ગરીબ વર્ગ વધારે હેરાન થાય છે જેમ ડુબતો માણસ તણખલું પકડવા જાય એમ બધેથી આવી રહેલો માણસ પૈસા માટે જ્યાં ત્યાં હવાતિયાં નાખે છે પણ એથી એ ઊગરી શકતો નથી. પ્રમાણિકપણે મહેનત કરીને કમાયેલો ...તજ અપાવે છે.

... ધંધામાં ફસાયેલા

